વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે
પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં
લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો
શૅર લેનારને વિશ્વમાનવ ભેટ
મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે
છે. લેખોમાંના અભિપ્રાયો માટે
લેખકો જ જવાબદાર.

પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ
પબ્લિશિંગ સોસાયટી, હીમાલય,
પાલડી, અમદાવાદ-૭

મુદ્રણ-સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ,
અમદાવાદ-૧

મુદ્રક-પ્રકાશક-માલિક
બકુલ ત્રિપાઠી, મૅનેજિંગ ડિરેક્ટર,
રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી,
પાલડી, અમદાવાદ-૭

# વિશ્વમાનવ

૮૫ જાન્યુઆરી ૧૯૬૮



મુખપૃષ્ઠ : જ્યોતિ ભટ્ટ

# આ પરિસંવાદ

પ્રજાકીય જાગૃતિ માટે વૈચારિક સંડોવણીની વૃત્તિ સતેજ થતી જાય એ આ સંસ્થાનો મુખ્ય હેતુ છે. એ હેતુને પ્રવૃત્તિનું રૂપ આપવા માટે પરિસંવાદ અમારે મન અનુકૂળ માધ્યમ છે. અધ્યયનનિષ્ઠાની આપણે ત્યાં એવી તો ઊણપ નથી કે દર અંકે એક પરિસંવાદ આપી ન શકાય. જે મર્યાદિત સાધનોથી સંસ્થાએ આ કામ ઉપાડ્યું છે એ જોતાં લેખકો-વાચકોનો પ્રતિભાવ સંતોષકારક લાગ્યો છે.

સર્જાતા સાહિત્યનું વિવેચન થવું જોઈએ એ સર્વસ્વીકાર્ય વલણથી પ્રેરાઈને પ્રસ્તુત પરિસંવાદનું આયોજન કર્યું હતું. પણ પૂર્વે આપેલા પરિસંવાદોની જેમ અહીં ચર્ચાનો ભાગ આપી શકચો નથી. તાજેતરમાં પ્રગટ થયેલી કૃતિઓ વિશે માત્ર એક મત પ્રગટ થાય એને બદલે સાથે સાથે એ મતની ચર્ચા પણ પ્રગટ થાય તો વધુ ઉપકારક થવા સંભવ છે. એ સાચું છે કે છેવટે તો સમયમાં—સમયથી તરી જાય એ જ કૃતિ ટકવાની. કૃતિનું આયુષ્ય વધારવામાં વિવેચન ભાગ્યે જ મદદરૂપ થઈ શકે. પણ બધું સમય પર છોડી દેવાનું વલણ સ્વીકારવામાં આવે તો યોજકોએ નિષ્ક્રિય રહેવાની જ જવાબદારી વહેવી રહી. સર્જનાત્મક પરિસ્થિતિને–'ક્રિયેટિવ સિચ્યુએશન'ને ધ્યાનથી જોવામાં અને વાચકો સમક્ષ એને વિશદ કરવામાં આપણે માનતા હોઈએ તો પ્રયત્ન કરીને ચર્ચા ઊભી કરી શકીએ, ચર્ચા ઊભી થાય એ માટે બહાનું આપી શકીએ. બળવાન ચર્ચાઓ થવી જ જોઈએ.

કવિતા વિશેનો લેખ બાકી રહી ગયો છે, છતાં આ પરિસંવાદ કદમાં ધાર્યા કરતાં મોટો થયો છે. વરસે દહાડે કેટકેટલી કૃતિઓ આપણે ત્યાં પ્રગટ થાય છે? સમીક્ષકોને વિનંતી કરી હતી કે એમને યોગ્ય લાગે એટલી કૃતિઓ પર જ લખે, એમને અનુકૂળ લાગે એ રીતે લખે. જેમણે અહીં પ્રવાહને સમજવાનો પ્રયત્ન કર્યો છે એમણે કૃતિઓને ઉદાહરણ તરીકે મૂકી છે અને જેમણે કૃતિનિષ્ઠ ચર્ચા કરી છે એમણે એમાંથી પ્રગટતાં વલણોની નોંધ લીધી છે. અભ્યાસીઓને પ્રસ્તુત લેખોમાં લખનારની સૂઝ અને સાહિત્યિક સજ્જતાનો પરિચય થશે. બાકી, પ્રત્યેક કૃતિની ઝીણવટભરી સમીક્ષાની અહીં શકયતા ન હતી એ અમે સ્વીકારેલી મર્યાદા છે. તેથી સમીક્ષકો સામે આંખ ઊંચી ન કરવા વિનતી.

મૅથ્યુ આર્નલ્ડે સાહિત્યવિવેચનના જે સિદ્ધાન્તોનું પ્રતિપાદન કર્યું હતું એમાં એક છે—"સર્જક સાહિત્યની દરેક કૃતિમાં બે ભિન્ન ભિન્ન તત્ત્વો જોઈ શકાય છે—લેખકનું વ્યક્તિત્વ અને જમાનાની માનસિક આબોહવા." (અનુવાદ-ન. પા.) આજે લેખકના વ્યક્તિત્વને સ્થાને લેખકનો અવાજ એવો શબ્દપ્રયોગ થવા લાગ્યો છે. જમાનાની માનસિક આબોહવા કૃતિમાં જોવાનું વલણ મંદ પડ્યું છે (જે બરાબર નથી) અને કૃતિનિષ્ઠ વિવેચન તરફ પક્ષપાત વધ્યો છે. માત્ર સાહિત્યિક ધોરણે જ કૃતિનું વિવેચન થવું જોઈએ એ આગ્રહ પ્રબળ બન્યો છે. સાહિત્યિક ધોરણે ઓછાં પડે એવી કૃતિઓની સંખ્યા વધતાં કૃતિનિષ્ઠ વિવેચનનો ખ્યાલ વિકસવાનો. એમ થાય એ પહેલાં—

"To study the craft, to follow the process, to read constructively."
—કલાકૌશલ તપાસીએ, સર્જન-પ્રક્રિયાને અનુસરીએ, વિધેયાત્મક દૃષ્ટિએ વાંચતાં વાંચતાં. વિવેચનની આ પહેલી શરત છે. એ શરતનું અહીં પાલન થયું છે. જોશો.

૧૯૬૭ની કવિતા પર શ્રી સુરેશ દલાલનો લેખ અને અન્ય વિભાગોમાં યથાસમય સુલભ ન થતાં સમાવાં રહી ગયેલાં પુસ્તકો (જેમ કે સુરેશ જોષીનો વાર્તાસંગ્રહ **'ન તત્ર સૂર્યો ભાતિ'** કુન્દનિકા કાપડિયાનો વાર્તા સંગ્રહ **'વધુ ને વધુ સુન્દર'**, જયંત પાઠક કૃત સ્મૃતિકથા **'વનાંચલ'**, નાનુભાઈ નાયકનું નાટક **'મુદિતા બાલારામ'** વગેરે) વિશે પણ પછીના અંકોમાં લેખ આપવાનો ખ્યાલ છે.

**રઘુવીર ચૌધરી**

## ૧૯૬૭ નું સાહિત્ય

# નાટક

### વિનોદ અધ્વર્યુ

નવલકથા–નવલિકાની સરખામણીમાં નાટકો ઓછી સંખ્યામાં પ્રગટ થાય છે – પણ એમ જ હોય. નાટક સાહિત્યસ્વરૂપ તરીકે લેખક, વાચક (અને પ્રકાશક માટે પણ) પ્રમાણમાં કઠિન પ્રયોગ છે. ખરેખર તો આપણે ત્યાં વરસેદહાડે જે થોડી લાગતી સંખ્યામાં નાટકો પ્રગટ થાય છે તે તો વધારે કહેવાય. આમેય સંખ્યાથી સાહિત્ય માતબર થતું નથી, અને વાચક અને પ્રેક્ષક ઉભયને સંતોષે એવી, સાહિત્ય અને રંગપ્રયોગ ઉભય દૃષ્ટિએ ઉત્તમ એવી કૃતિની તો હજીય રાહ જ જોવાની છે, તો સંખ્યા દૃષ્ટિએ એ નાટકો વધારે પ્રગટ થાય તોય શું અને ઓછાં પ્રગટ થાય તોય શું !

આમ છતાં, જે કાંઈ કૃતિઓ પ્રગટ થઈ રહી છે તેમાં સાહિત્યક્ષેત્રે અને રંગભૂમિક્ષેત્રે 'નાટક' વિષે જે કાંઈ વિચારસંચાર થઈ રહ્યા છે તેનાં વિવિધ પ્રતિબિંબો આપણને જોવા મળે છે.

સામાન્ય રીતે આપણે ત્યાં 'જૂની'–'નવી' અથવા 'પરંપરાગત' અને 'અર્વાચીન', અથવા ક્યારેક 'ધંધાદારી' અને 'બિનધંધાદારી' યા 'અવેતન' રંગભૂમિ એમ નિર્દેશ થતા જણાય છે. આમ આપણે ત્યાં એક સાથે બે પ્રવાહો પ્રવર્તતા જણાય છે. ખરેખર તો કોઈ પણ દેશે પરંપરાગત અને અદ્યતન વચ્ચેની અનેક ભૂમિકાઓની કૃતિઓ પણ એકસાથે જોવા મળે જ. આપણે ત્યાં પણ, આ પ્રગટ થતાં – અને વર્ષ ૧૯૬૭ માં પ્રગટ થયેલાં નાટકોમાં પણ આ બધી સ્થિતિઓ સહવર્તમાન જણાય છે. જૂનાં નાટકોમાં કવિચિત્રકાર કુલચંદ ભાઈના શ્રી રમણિકલાલ દલાલ સંપાદિત 'વિશ્વધર્મ'નું આજે થતું મુદ્રણ સાહિત્યક્ષેત્રે એને આજની નોંધમાં મુકાવે પણ તેનો રચનાકાળ તો ગયા જમાનાનો જ. તો બીજી બાજુથી કેટલીક કૃતિઓ એવી પણ મળે છે જેમનો રચનાકાળ અર્વાચીન, પણ નાટ્યવિભાવના વગેરેની દૃષ્ટિએ એમને અર્વાચીન કરતાં જૂના જમાના સાથે નિકટતર સગાઈ હોય. હા, 'વિશ્વધર્મ'ની સંપાદકે આપેલી પ્રસ્તાવના તેમાં અપાયલી જૂની રંગભૂમિવિષયક વીગતોની દૃષ્ટિએ અભ્યાસીઓને મદદરૂપ નીવડશે તે નોંધવું જોઈએ.

શ્રી. પ્રાગજી ડોસાનું 'પૂનમની રાત' તથા શ્રી. સારંગ બારોટનું 'પ્રેમસગાઈ' ઘણે અંશે આ પ્રકારનાં નાટકો ગણાય. ખરેખર તો આ પ્રકારનાં નાટકોમાં જૂની–નવી રંગદૃષ્ટિનું એક પ્રકારનું સુખદ સમાધાન જોવા મળે છે. 'કદે દેખાવે' – રંગરચના, બાહ્યાકૃતિ, વગેરેમાં આ નાટકો અર્વાચીન જેવાં – પ્રેક્ષકોની અર્વાચીન દૃષ્ટિને સંતોષતાં લાગે છે, તો એમાંના સંઘર્ષ, પાત્રકલ્પના વગેરે બાબતમાં એ પરંપરાગત નાટકો સાથે સંબંધ ધરાવે છે. જેમ, જૂનાં નાટકોની પ્રલંબતા કે સંકુલતા એમાં નથી, એક જ વાર્તામાં અનેક તબક્કાઓ બતાવનાર અનેક સંઘર્ષો ને અનેક ઉકેલ એમાં નથી, વાર્તામાં એક સાથે દોરાતા–ગૂંચવાતા–કપાતા–ઉકેલાતા વિવિધ દોર એમાં નથી, 'કૉમિક'ની વચ્ચે વચ્ચે ડોકિયાં કરી જતી આડકથા અને એ આડકથાની આડશોનો ઉપયોગ કરી પાછળ પલટાયે જતાં અનેક 'નયનરંજક દૃશ્યો' કે 'સનસનાટી' કે પાત્રોનું 'બહોળું વૃંદ' એમાં નથી, વાણીની કૃત્રિમ થઈ ગયેલી લઢણો, વાગ્મિતા, ઝડઝમક અથવા 'વન્સમોરી' ગાયનો એમાં નથી, પણ એય સાચું કે સંસારચિત્રની વીગતો અને કરામતો, સામસામે ગોઠવાયલાં સારાં–નરસાં પાત્રોનાં દ્વંદ્વો, માની ન શકાય એવી ઉદારતાથી લેખકે ભરેલા ગુણો અને દુર્ગુણોથી સમૃદ્ધ નાયક–ખલનાયક, સંસારચિત્રને રજૂ કરવાનો દૃષ્ટિકોણ, વિવિધ પરિમાણો વગરનાં અતિ પ્રગટ એકપાર્શ્વ (flat) પાત્રો, અને પુરોભૂમિ પર કૂદી

# આ પરિસંવાદ

પ્રજાકીય જાગૃતિ માટે વૈચારિક સંડોવણીની વૃત્તિ સતેજ થતી જાય એ આ સંસ્થાનો મુખ્ય હેતુ છે. એ હેતુને પ્રવૃત્તિનું રૂપ આપવા માટે પરિસંવાદ અમારે મન અનુકૂળ માધ્યમ છે. અધ્યયનનિષ્ઠાની આપણે ત્યાં એવી તો ઊણપ નથી કે દર અંકે એક પરિસંવાદ આપી ન શકાય. જે મર્યાદિત સાધનોથી સંસ્થાએ આ કામ ઉપાડ્યું છે એ જોતાં લેખકો–વાચકોનો પ્રતિભાવ સંતોષકારક લાગ્યો છે.

સર્જાતા સાહિત્યનું વિવેચન થવું જોઈએ એ સર્વસ્વીકાર્ય વલણથી પ્રેરાઈને પ્રસ્તુત પરિસંવાદનું આયોજન કર્યું હતું. પણ પૂર્વે આપેલા પરિસંવાદોની જેમ અહીં ચર્ચાનો ભાગ આવી શક્યો નથી. તાજેતરમાં પ્રગટ થયેલી કૃતિઓ વિશે માત્ર એક મત પ્રગટ થાય એને બદલે સાથે સાથે એ મતની ચર્ચા પણ પ્રગટ થાય તો વધુ ઉપકારક થવા સંભવ છે. એ સાચું છે કે છેવટે તો સમયમાં—સમયથી તરી જાય એ જ કૃતિ ટકવાની. કૃતિનું આયુષ્ય વધારવામાં વિવેચન ભાગ્યે જ મદદરૂપ થઈ શકે. પણ બધું સમય પર છોડી દેવાનું વલણ સ્વીકારવામાં આવે તો યોજકોએ નિષ્ક્રિય રહેવાની જ જવાબદારી વહેવી રહી સર્જનાત્મક પરિસ્થિતિને–'ક્રિયેટિવ સિચ્યુએશન'ને ધ્યાનથી જોવામાં અને વાચકો સમક્ષ એને વિશદ કરવામાં આપણે માનતા હોઈએ તો પ્રયત્ન કરીને ચર્ચા ઊભી કરી શકીએ, ચર્ચા ઊભી થાય એ માટે બહાનું આપી શકીએ. બળવાન ચર્ચાઓ થવી જ જોઈએ.

કવિતા વિશેનો લેખ બાકી રહી ગયો છે, છતાં આ પરિસંવાદ કદમાં ધાર્યા કરતાં મોટો થયો છે. વરસે દહાડે કેટકેટલી કૃતિઓ આપણે ત્યાં પ્રગટ થાય છે? સમીક્ષકોને વિનંતી કરી હતી કે એમને યોગ્ય લાગે એટલી કૃતિઓ પર જ લખે, એમને અનુકૂળ લાગે એ રીતે લખે. જેમણે અહીં પ્રવાહને સમજવાનો પ્રયત્ન કર્યો છે એમણે કૃતિઓને ઉદાહરણ તરીકે મૂકી છે અને જેમણે કૃતિનિષ્ઠ ચર્ચા કરી છે એમણે એમાંથી પ્રગટતાં વલણોની નોંધ લીધી છે. અભ્યાસીઓને પ્રસ્તુત લેખોમાં લખનારની સૂઝ અને સાહિત્યિક સજ્જતાનો પરિચય થશે. બાકી, પ્રત્યેક કૃતિની ઝીણવટભરી સમીક્ષાની અહીં શક્યતા ન હતી એ અમે સ્વીકારેલી મર્યાદા છે. તેથી સમીક્ષકો સામે આંખ ઊંચી ન કરવા વિનતી.

મૅથ્યુ આર્નલ્ડે સાહિત્યવિવેચનના જે સિદ્ધાન્તોનું પ્રતિપાદન કર્યું હતું એમાં એક છે—"સર્જક સાહિત્યની દરેક કૃતિમાં બે ભિન્ન ભિન્ન તત્ત્વો જોઈ શકાય છે—લેખકનું વ્યક્તિત્વ અને જમાનાની માનસિક આબોહવા." (અનુવાદ–ન. પા.) આજે લેખકના વ્યક્તિત્વને સ્થાને લેખકનો અવાજ એવો શબ્દપ્રયોગ થવા લાગ્યો છે. જમાનાની માનસિક આબોહવા કૃતિમાં જોવાનું વલણ મંદ પડ્યું છે (જે બરાબર નથી) અને કૃતિનિષ્ઠ વિવેચન તરફ પક્ષપાત વધ્યો છે. માત્ર સાહિત્યિક ધોરણે જ કૃતિનું વિવેચન થવું જોઈએ એ આગ્રહ પ્રબળ બન્યો છે. સાહિત્યિક ધોરણો ઓછાં પડે એવી કૃતિઓની સંખ્યા વધતાં કૃતિનિષ્ઠ વિવેચનનો ખ્યાલ વિકસવાનો. એમ થાય એ પહેલાં—

"To study the craft, to follow the process, to read constructively."

—કલાકૌશલ તપાસીએ, સર્જન–પ્રક્રિયાને અનુસરીએ, વિધેયાત્મક દૃષ્ટિએ વાંચતાં વાંચતાં. વિવેચનની આ પહેલી શરત છે. એ શરતનું અહીં પાલન થયું છે. જોશો.

૧૯૬૭ની કવિતા પર શ્રી સુરેશ દલાલનો લેખ અને અન્ય વિભાગોમાં યથાસમય સુલભ ન થતાં સમાવાં રહી ગયેલાં પુસ્તકો (જેમ કે સુરેશ જોષીનો વાર્તાસંગ્રહ '**ન તત્ર સૂર્યો ભાતિ**' કુન્દનિકા કાપડિયાનો વાર્તા સંગ્રહ '**વધુ ને વધુ સુન્દર**', જયંત પાઠક કૃત સ્મૃતિકથા '**વનાંચલ**', નાનુભાઈ નાયકનું નાટક '**મુદિતા બાલારામ**' વગેરે) વિશે પણ પછીના અંકોમાં લેખ આપવાનો ખ્યાલ છે.

**રઘુવીર ચૌધરી**

## ૧૯૬૭નું સાહિત્ય

# નાટક

### વિનોદ અધ્વર્યુ

નવલકથા–નવલિકાની સરખામણીમાં નાટકો ઓછી સંખ્યામાં પ્રગટ થાય છે–પણ એમ જ હોય. નાટક સાહિત્યસ્વરૂપ તરીકે લેખક, વાચક (અને પ્રકાશક માટે પણ) પ્રમાણમાં કઠિન પ્રયોગ છે. ખરેખર તો આપણે ત્યાં વરસેદહાડે જે થોડી લાગની સંખ્યામાં નાટકો પ્રગટ થાય છે તે તો વધારે કહેવાય. આમેય સંખ્યાથી સાહિત્ય માતબર થતું નથી, અને વાચક અને પ્રેક્ષક ઉભયને સંતોષે એવી, સાહિત્ય અને રંગપ્રયોગ ઉભય દૃષ્ટિએ ઉત્તમ એવી કૃતિની તો હજુય રાહ જ જોવાની છે, તો સંખ્યા દૃષ્ટિએ એ નાટકો વધારે પ્રગટ થાય તોય શું અને ઓછાં પ્રગટ થાય તોય શું!

આમ છતાં, જે કાંઈ કૃતિઓ પ્રગટ થઈ રહી છે તેમાં સાહિત્યક્ષેત્રે અને રંગભૂમિક્ષેત્રે 'નાટક' વિષે જે કાંઈ વિચારસંચાર થઈ રહ્યા છે તેનાં વિવિધ પ્રતિબિંબો આપણને જોવા મળે છે.

સામાન્ય રીતે આપણે ત્યાં 'જૂની'–'નવી' અથવા 'પરંપરાગત' અને 'અર્વાચીન', અથવા ક્યારેક 'ધંધાદારી' અને 'બિનધંધાદારી' યા 'અવેતન' રંગભૂમિ એમ નિર્દેશ થતા જણાય છે. આમ આપણે ત્યાં એક સાથે બે પ્રવાહો પ્રવર્તતા જણાય છે. ખરેખર તો કોઈ પણ દેશે પરંપરાગત અને અદ્યતન વચ્ચેની અનેક ભૂમિકાઓની કૃતિઓ પણ એકસાથે જોવા મળે જ. આપણે ત્યાં પણ, આ પ્રગટ થતાં – અને વર્ષ ૧૯૬૭માં પ્રગટ થયેલાં નાટકોમાં પણ આ બધી સ્થિતિઓ સહવર્તમાન જણાય છે. જૂનાં નાટકોમાં કવિચિત્રકાર ફુલચંદભાઈના શ્રી રમણિકલાલ દલાલ સંપાદિત 'વિશ્વધર્મ'નું આજે થતું મુદ્રણ સાહિત્યક્ષેત્રે એને આજની નોંધમાં મુકાવે પણ તેનો રચનાકાળ તો ગયા જમાનાનો જ. તો બીજી બાજુથી કેટલીક કૃતિઓ એવી પણ મળે છે જેમનો રચનાકાળ અર્વાચીન, પણ નાટ્યવિભાવના વગેરેની દૃષ્ટિએ એમને અર્વાચીન કરતાં જૂના જમાના સાથે નિકટતર સગાઈ હોય. હા, 'વિશ્વધર્મ'ની સંપાદકે આપેલી પ્રસ્તાવના તેમાં અપાયલી જૂની રંગભૂમિવિષયક વીગતોની દૃષ્ટિએ અભ્યાસીઓને મદદરૂપ નીવડશે તે નોંધવું જોઈએ.

શ્રી. પ્રાગજી ડોસાનું 'પૂનમની રાત' તથા શ્રી. સારંગ બારોટનું 'પ્રેમસગાઈ' ઘણે અંશે આ પ્રકારનાં નાટકો ગણાય. ખરેખર તો આ પ્રકારનાં નાટકોમાં જૂની–નવી રંગદૃષ્ટિનું એક પ્રકારનું સુખદ સમાધાન જોવા મળે છે. 'કદે દેખાવે'–રંગરચના, બાહ્યાકૃતિ, વગેરેમાં આ નાટકો અર્વાચીન જેવાં – પ્રેક્ષકોની અર્વાચીન દૃષ્ટિને સંતોષતાં લાગે છે, તો એમાંના સંઘર્ષ, પાત્રકલ્પના વગેરે બાબતમાં એ પરંપરાગત નાટકો સાથે સંબંધ ધરાવે છે. જેમ, જૂનાં નાટકોની પ્રલંબતા કે સંકુલતા એમાં નથી, એક જ વાર્તામાં અનેક તખ્તાઓ બતાવનાર અનેક સંઘર્ષો ને અનેક ઉકેલ એમાં નથી, વાર્તામાં એક સાથે દોરાતા–ગૂંચવાતા–કપાતા–ઉકેલાતા વિવિધ દોર એમાં નથી, 'કૉમિક'ની વચ્ચે વચ્ચે ડોકિયાં કરી જતી આડકથા અને એ આડકથાની આડશોનો ઉપયોગ કરી પાછળ પલટાયે જતાં અનેક 'નયનરંજક દશ્યો' કે 'સનસનાટી' કે પાત્રોનું 'બહોળું વૃંદ' એમાં નથી, વાણીની કૃત્રિમ થઈ ગયેલી લઢણો, વાગ્મિતા, ઝડઝમક અથવા 'વન્સમોરી' ગાયનો એમાં નથી, પણ એય સાચું કે સંસારચિત્રની વીગતો અને કરામતો, સામસામે ગોઠવાયલાં સારાં–નરસાં પાત્રોનાં દ્વંદ્વો, માની ન શકાય એવી ઉદારતાથી લેખકે ભરેલા ગુણો અને દુર્ગુણોથી સમૃદ્ધ નાયક–ખલનાયક, સંસારચિત્રને રજૂ કરવાનો દૃષ્ટિકોણ, વિવિધ પરિમાણો વગરનાં અતિ પ્રગટ એકપાર્શ્વી (flat) પાત્રો, અને પુરોભૂમિ પર કૂદી

આવી જાતને અત્યંત સ્પષ્ટપણે પ્રગટ કરી દેતા સીધા સંઘર્ષો, આ બધું એમાં છે. અલબત્ત, શ્રી. પ્રાગજી ડોસાનાં અન્ય નાટકોમાં તેમ જ આમાં પણ વસ્તુ પ્રવર્તમાન જીવનનું છે એટલે તેમ જ લેખક નીવડેલા – અનુભવી હોઈ અપ્રતીતિકર અતિશયના, નિરર્થક ઉત્કટતા વગેરેને ટાળી શક્યા છે અને બાહ્ય સંઘર્ષને નાયિકાના મન પરના આઘાતથી ઊપજતા પરિણામ સુધી લઈ જઈ શક્યા છે. વાસ્તવિકતા અને પ્રતીતિકરતા જળવાયાં છે છતાં અર્વાચીનતાના બુરખા નીચે પણ પ્રણાલિકાગત રંગભૂમિનો પ્રભાવ એમની સમગ્ર કૃતિની વિભાવના, તથા આદર્શ મૂલ્યોની રજૂઆત વગેરેમાં અછતો રહેતો નથી. શ્રી સારંગ બારોટ પાસે નવલકથા–વાર્તાલેખનનો અનુભવ છે પણ નાટકનો નથી. વળી, એમણે તો પ્રસ્તાવનામાં જ જણાવ્યું છે કે:

"'પ્રેમસગાઈ' ચીલાચાલુ નાટકો કરતાં થોડુંક જુદું બની રહે તે માટે સભાનપણે પ્રયત્ન કરવામાં આવ્યો છે." પણ નાટક પોતે એમનો 'નવીનતા'નો આ દાવો સિદ્ધ કરતું નથી. ચીલા જેણે જોયા હોય, તે જ નવો પંથ પાડી શકે. પરંપરાના પૂરા અને ઝીણા પરિચય વગર પરંપરાવિચ્છેદ અને નવપ્રયોગ શક્ય નથી. સામાન્ય રીતે દેખાતા નમૂનાઓથી માત્ર જુદું તે નવું નથી. શ્રી બારોટે પોતાના મનમાં નાટકની વિભાવના સ્વીકારી લાગે છે, જે 'આદર્શ' (model) કલ્પ્યું લાગે છે તે તો પૂર્વકથિત જૂના–નવાની મેળવણીરૂપ નાટકનું જ છે—અને તે આપણને રા. પ્રાગજી ડોસા વગેરે, લોકપ્રિય રંગભૂમિને નજરમાં રાખી લખનાર અનેક લેખકોમાં જોવા મળે છે. શ્રી. સારંગ બારોટની આ કૃતિ એ જ મંડળમાં ગોઠવાઈ જઈ શકે છે. 'પ્રેમસગાઈ' પણ વ્યક્તિ અને સમાજ, તથા અતિશયના-શીલતા અને અતિવ્યવહાર-જડતાનો જમાનાજૂનો સંઘર્ષ રજૂ કરતું નાટક છે. પાત્રો એકપાશ્વી અને ઉત્કટ છે—જીવંત માનવીઓ કરતાં અમુક 'પ્રકાર' કે 'વર્ગ'નાં પ્રતિનિધિ લાગે એવાં. સંઘર્ષ પ્રગટ અને સીધો છે, ઉછેલ અતિશયતાવાળો અને આકસ્મિક છે. વળી રા. ડોસાનો અનુભવ એમના નાટકમાં પાત્રોની અવરજવર, પ્રવેશ, નિષ્ક્રમણ અને તે દ્વારા વસ્તુનો વિકાસ સાધવામાં કામ લાગ્યો છે, તેવી મદદ શ્રી. બારોટને નથી. અલબત્ત, દશ્યો કુશળતાથી યોજાયલાં લાગે છે, પણ યોજનાની રેખાઓ પકડાઈ જાય છે. કારણ કે એ બહુ જાણીતી યુક્તિઓ પર આધારિત છે. સંઘર્ષાત્મક ક્ષણો અને એમાંથી જન્માતી તીવ્ર મનોવેદના અને ઉગ્ર વ્યવહારમાં પરિણમતી પરિસ્થિતિઓનાં ઉચ્ચબિંદુઓ (climaxes) ઊભાં કરવામાં અને તેને પરિણામે નાટ્યાત્મક નહીં તો નાટકીય (dramatic નહીં તો theatrical) અસર ઉત્પન્ન કરી નાટકમાં ખેંચ ઊભી કરવામાં – એના દોરને ઢીલો ન પડવા દઈ, ગતિ (tempo)ને ઘટવા ન દઈ ઊર્મિયુક્ત આલેખન કરવામાં શ્રી. પ્રાગજી ડોસાને જે સફળતા મળે છે તેવી સફળતા મેળવવા શ્રી. સારંગ બારોટને હજી રંગભૂમિના વધુ અનુભવની જરૂર છે – એ નજર, એ કળા અનુભવથી જ આવે. 'પ્રેમસગાઈ'માં ચંદનનું પાત્ર માનસિક સંઘર્ષ તથા ઊર્મિજન્ય વિવિધ પરિસ્થિતિઓના અભિનય માટે સુંદર તક પૂરી પાડી શકે તેમ છે, પણ લેખક તેનો પૂરો લાભ ઉઠાવી શક્યા નથી. અંતની, આઘાતને પરિણામે થતા પક્ષાઘાતથી નીપજતી સ્થિતિ એક પાસ એને વિશેષ પરિસ્થિતિ અને અંગજડત્વની મર્યાદામાં રહીને અભિનય કરવાની તક આપે છે તો બીજી બાજુ તેને આસનબદ્ધ કરી તેની ક્રિયાશીલતાને સીમિત કરી નાખે છે. 'પૂનમની રાત'માં, આની સરખામણીમાં, પાત્રોનું વૈવિધ્ય અને વૈશિષ્ટ્ય વધુ જળવાયું છે, તથા ગાંડીને મળતી ગાંડ-પણના અભિનયની તક સારી અભિનેત્રીને રંગમંચ ઘણો વધારે મોકો આપે છે. ખરેખર તો, એમાં જાણે જાણીતા જેવા વસ્તુની આખી જાળ અમુક નાટકી પરિસ્થિતિઓ તથા અમુક અભિનેય ક્ષણો તરફ લઈ જવા માટે સભાનપણે ગોઠવાઈ હોય એમ પણ લાગે, તેમ છતાં એમાં કંઈક બહુ ઊંડા નહીં એવા છતાં સામાન્ય નાટકની જમાવટ માટે પૂરતા રહસ્યની ગડીઓ ઊકલે છે, તથા પરિસ્થિતિ ઉત્કટતા તરફ આગળ વધીને અંતે ઉગ્ર આવેગયુક્ત વર્તનમાં પરિણમે છે. એ નાટકને રંગભૂમિ પર સફળતા અપાવવામાં કામ લાગે છે. બાકી તો 'પૂનમની રાત'માંનાં નામકરણોની (અને નાટકના નામકરણની પણ) પદ્ધતિથી માંડીને લગભગ સંપૂર્ણ અભિગમ પરંપરાપ્રાપ્ત રંગભૂમિનાં નાટકોની યાદ દેવડાવી શકે તેમ છે – અને તેવું જ 'પ્રેમસગાઈ'માં છે. બન્નેમાંનાં પાત્રો—અતિ સુશીલ કે અતિદુષ્ટ, અથવા ભલાં કે કુટિલ અર્વાચીન ભદ્રતામાં જીવતાં સંકુલ માનવીઓનાં

અનેક પાર્શ્વીય પાત્રાલેખનો નથી. આવા અને આવી વસ્તુના આલેખન માટે બંને લેખકોએ ગામનું, (અને શહેરનું નહીં) એવું સ્થાન પસંદ કર્યું છે.

પણ આ બધું છતાં આ નાટકો રંગભૂમિ પર ઠીક ઠીક સફળતા મેળવી શકે તેમાં નવાઈ નથી. સારા દિગ્દર્શક અને અભિનેતા – અભિનેત્રીઓને આ બંનેમાં સારી અનુકૂળતા છે, તથા શિષ્ટ પ્રેક્ષકને અદ્યતન નાટકની બૌદ્ધિક સજ્જતા વગર તેમાં રસ પડી શકે છે. કાર્યનું વહન (પ્રમાણમાં 'પૂનમની રાત'માં વધુ સરળતા અને સાતત્યથી ચાલ્યું જાય છે. ઘટનાઓનું પ્રાધાન્ય હોવાથી ને બીજી આંતરિક ભૂમિકાઓ ન હોવાથી નાટકો ભજવનારા અને જોનારા માટે સરળ નીવડે તેમ છે અને રંગદર્શની મનભર સજાવટ, પાત્રોની ત્વરિત આવનજાવન, પોષાક વૈવિધ્ય વગેરે નાટકને, સામાન્ય નાટ્યરસિક પ્રેક્ષકની રુચિને સંતોષી શકે છે. 'પ્રેમસગાઈ'ના લેખક થોડી જ વધારે રંગસૂઝ, ગતિશીલ આલેખન અને તીવ્ર ક્ષણો તથા ઉત્કટ ઘટનાઓના સ્વાભાવિક આયોજનની રીતિ થોડાક રંગભૂમિ અને નાટ્યલેખનના અનુભવ દ્વારા પ્રાપ્ત કરી લે તો ઘણી સરેરાશ રુચિને તોષતી નટમંડળીઓની જેમ સારંગ થિયેટર્સને લોકભોગ્ય બનાવી શકે તેમ છે. ભાષાનો વધુ પડતો ઉપયોગ બન્નેએ ખાળવો રહ્યો. શ્રી. બારોટે 'નાટકના ગદ્ય'ના વિશિષ્ટ રૂપને કેળવવું રહ્યું, તો શ્રી. ડોસાએ પુરાણી પ્રથાના પ્રાસ કે લય કે અલંકારમાં સરી પડતા ગદ્યને હજી વધારે લગામ ખેંચી સુદૃઢ બનાવવું રહ્યું. શ્રી. બારોટ નવલકથાકાર છે. એમની કલમમાંથી વાણી આસાનીથી રેલાય છે અને ટેવાયલા હાથે વળાંકો લેતી વહી જ જાય છે. એમાંથી ક્યારેક વાગ્મિતા અને આવેશઉક્તિઓ સરી પડે છે ને ક્યારેક સુંદર વાક્યાવલિઓ – વાંચવી ગમે એવી – રચાઈ જાય છે, પણ વાણીનો એ રેલો જ જરાક વધારે રેલાઈ જતાં નાટકમાં મોટી મર્યાદા બની રહે છે. એવું થાય ત્યારે નાટક વાણીના મોહમાં જ રમ્યા કરે છે. નવલકથાઓના વિસ્તાર આલેખવાને ટેવાયલી કલમ માટે આ મોટું ભયસ્થાન છે તે શ્રી બારોટ તો જાણતા જ હશે! થોડાક જ રંગપ્રયોગોથી આ વાણીનો અતિશય સમજાઈ જશે. ઉપરાંત આમાં ઇબ્સનના 'લોકશત્રુ'ના વસ્તુનો પ્રભાવ કેટલો એય સરખાવવા જેવું છે. 'ઇબ્સન'-નો પ્રભાવ ન કહેવાય, કારણ કે તે સિવાય તો તો કૃતિ તરી જાય!

આ પરંપરાપ્રાપ્ત શૈલીનો આધુનિક અવતાર આ અને આવાં અન્ય નાટકોને શ્રી. ચોકસના 'મનનાં ભૂત' કે શ્રી. શિવકુમાર જોશીના 'સંધિકાળ' સાથે સરખાવવાથી તરત સમજાઈ જશે. આ બન્ને નાટકો જેને અદ્યતન નહીં, પણ આધુનિક કહી શકાય એવી રીતિનાં છે. એક રીતે જોઈએ તો, વસ્તુની વીગતો ભલે અદ્યતન રહી, પણ તેમાંનાં સંઘર્ષાત્મક પરિબળો, અને એને ઉપજાવનારાં તત્ત્વો નવાં નથી. શ્રી. ચોકસના 'મનનાં ભૂત'માં સુખી યુવાન દંપતીના જીવનમાં અને વિશેષ તો મનમાં પરસ્પર વહેમ અને અવિશ્વાસથી જન્મતી-જણુસની દશા, તેમાંથી જન્મતી કરુણતા નિરૂપિત છે તો શ્રી. શિવકુમારના નાટક 'સંધિકાળ' માં જુદાજુદા વાતાવરણના પ્રભાવના પરિણામે જન્મતાં મૂલ્યો અને માન્યતાઓથી બે પેઢી વચ્ચે ઉપસ્થિત થતી સંઘર્ષાત્મક સ્થિતિ રજૂ થાય છે. કિન્તુ, આમ દેખીતી રીતે સામાન્ય પ્રકારનાં લાગતાં આ વસ્તુનું નિરૂપણ – એ નિરૂપણનું કેન્દ્ર વગેરે તદ્દન જુદાં – આધુનિક છે. શ્રી. ચોકસને પરિસ્થિતિમાં રસ છે પણ તે પરિસ્થિતિમાં જે મનોવેદના અને સંઘર્ષો જન્માવી જીવનમાં પણ એક કપરી વિષમતા ઉત્પન્ન કરે છે તેટલા પૂરતો. તેમ શ્રી. શિવકુમારને ઘટનામાં રસ છે, એ ઘટના ઉપરના શાંત પડ નીચેના લાવાભર જીવનને પ્રગટ કરે છે તે પૂરતો. આ રીતે આ લેખકોની પ્રણાલી પેલાં જૂનાં નાટકોની બાહ્ય ઘટનાપ્રધાન પ્રણાલીથી જુદી પડે છે. મનનાં ભૂતમાંની સુહાસ એક પાત્ર પોતાના મુકેશ સાથેના સંબંધમાંથી જન્મતી પાપગ્રંથીથી અને બીજી બાજુ રમેશને ખબર પડી જવાના ડરથી, એમ આંતરબાહ્ય બે બાજુના ભયની ભીંત છે. તો રમેશ એને સુહાસ બાબત જે વહેમ (અને તે નિર્મૂળ નહોતો) ઊભો થયો તેની જાળમાં પોતે જ સપડાતો, ગૂંગળાતો, વ્યથિત થતો લાગે છે, અને અંતે તો પોતાનો વહેમ સાચો છે કે કેમ એની દ્વિધામાં ફસાય છે. આમ બંને પાત્રો જેમ બહારની પરિસ્થિતિથી પીડાય છે તેમ અંદરની દ્વિધાવૃત્તિ અથવા સ્વયંદોષના ભાનથી પણ પીડાય છે, કદાચ એ જ પીડા વધુ કપરી છે. આમ નાટક મનોભૂમિકાનાં સ્તરોમાં વિકસે છે. પણ નાટક તરીકે તેને બાહ્ય ક્રિયાઓ દ્વારા જ અભિવ્યક્ત થવાનું હોવાથી એ વસ્તુનો આશરો લે છે. મુકેશનું વર્તન મિત્રોની સ્ત્રીઓ વિશેની રિમાર્ક અને

સુલતાનું પડોશણકાર્ય રસેશના ચિત્તનાં લાકડાં સંકોરવાનું કાર્ય કરે છે. મુકેશ અને સુહાસનો સંબંધ દર્શાવી આખી ઘટનાની ભૂમિકા બાંધતું પહેલું દૃશ્ય અને બળી મરતી સુહાસના સૂચન વાળું છેલ્લું દૃશ્ય પ્રમાણમાં સ્હેજ નાટકી લાગે એમ બને, તોપણ નાટક આ ઘટના (પ્રથમ દૃશ્યની) અને આ મનોદશા (છેલ્લા દૃશ્યની) માંથી જ પ્રગટે છે. માત્ર એ પ્રગટાવવા માટેનો બાકીનો પ્રપંચ કુશળતાપૂર્વક આયોજાયો નથી. આથી અમુક-પુનરાવર્તન અને વસ્તુવિસ્તાર કે સંભારના ભરાવાથી નાટકને ખેંચવું પડ્યું છે. જેમ કેપ ડોશણના અને ઑફિસના પટાવાળાના ગુપ્ત વ્યવહારની તદ્દન પરિચિત ઉક્તિના પુનરુક્ત ઉપયોગ મનોગતના મંથનને સંકોરવામાં શક્ય થાય છે પણ એમનું પુનરાવર્તન વસ્તુને ઝડપથી આગળ વધારતું નથી. ઑફિસના મિત્રોનું ટોળુ અને એ આખો પ્રવેશ જે કાર્ય સાધે છે તેના પ્રમાણમાં નાટકનો ઘણો સમય લઈ લે છે અને નાટકમાં પાત્રસંખ્યાનો વધારો કરી દે છે. થોડુંક Entertainment અથવા કહો કે રિલીફ અવશ્ય પૂરાં પાડે છે. તે છતાં એ આખો ખંડ એપેન્ડિક્સ જેવો જુદો પડી આવે છે, આ જ રીતે મંજુલા-મુકુન્દનો ઉપયોગ પણ નાટકમાં કાર્ય સાધે છે તે પ્રમાણમાં નાટક પર ભાર વધારે નાખે છે. આ રીતે સુલતાનો લગભગ એક જ રીતનો વારંવાર ઉપયોગ, મુકેશનું પુનરાગમન એ બધાં નાટકને એક ધક્કો મારી આગળ વધારે છે પણ આ પાત્રોનો ઉપયોગ અતિસામાન્ય-પ્રકારનો છે. નાટકકારની મનોસંચારને વેગવાન કરવાની આ યુક્તિ નાટકમાં એકરસ ન થતાં છૂટી પડી જાય છે અને પકડાઈ જાય છે. મુકેશ–સુહાસના સંબધમાં સુહાસની નિર્બળતા અને મુકેશની ખલતા બન્ને ગ્રહીત છે. નાટક-માંની પરિસ્થિતિ માટે તે અનિવાર્ય હોવાથી સ્વીકારી લેવાનાં છે. મુકેશ ખલ છે, પણ ખલનાયક નથી કારણ કે સંઘર્ષનો તે એક ધ્રુવ નથી, માત્ર સંઘર્ષાત્મક પરિવર્તન જ છે.

સમગ્ર રીતે જોતાં નાટકમાં બાહ્ય ક્રિયા અને માનસિક સંક્ષોભનાં બે સ્તરો અલગ પડી જાય છે. તે જ રીતે બાહ્ય ક્રિયા અત્યંત પરિચિત ઉપાદાનોથી રંગરંજન જાળવ-વાનો સભાન આયાસ સૂચવે છે તો મનોદશાનાં નિરૂપણો નાટકને એમ બીજું સ્તર આપવાનો પ્રયત્ન દર્શાવે છે. આ બે પરસ્પર બની અને પરસ્પર સંઘર્ષાત્મક બનીને એના પરસ્પર વ્યંજક સંબંધના સંદર્ભમાંથી નાટકનું ત્રીજું પરિણામ પણ પ્રગટે એવું હજી અહીં બનતું નથી. નાટકમાં વિવિધ પાત્રમંડળો ખાસ કરીને ઑફિસના મિત્રો, સુલતા, મુકેશ, અને શાંતા–મંજુલા-મુકુન્દ, આ બધાં એકમેકથી જુદાં પડી જવાથી એકમેકના પરસ્પર સંબંધતંતુઓનું જાલક રચી નાટકને સુદૃઢ અને ઘેરું તેમ જ સંકુલ કરી શકાતું નથી. આ બધાં લગભગ પ્રાથમિક આયોજન આકૃતિની રીતે મુખ્ય પાત્રોની આસપાસ ઉદ્દીપનો તરીકે અતિપ્રગટરૂપે અને એકદેશી વ્યવહારથી ગોઠવાયાં છે. આથી નાટક છૂટીછૂટી સામગ્રી-વાળું અને બે લક્ષ્યો સર કરવાની મથામણ કરતું લાગે છે. વળી ચૈતસિક સંઘર્ષ અને તેની સૂક્ષ્મતાઓ પણ સૂક્ષ્મ અને વ્યંજનાપૂર્ણ રીતે સૂચવવાને બદલે અતિ-વાચ્ય કરાઈ છે. આથી નિગૂઢત્વ અને વેદનાગર્ભતાનો લાભ પામતી નથી, દબાઈ–ઘેરાઈ વિસ્ફોટ પામવાની ઉગ્ર ક્ષણમાં પરિણમતી નથી, આથી જ નાટકને ક્લાઇમેક્સ પર લઈ જતાં અતિરંજનાત્મક (મેલોડ્રામિક) ઘટનાનો ઉપયોગ કરવો પડ્યો છે. તથા રસેશને પોતાની અંતર્-વેદના, મૂઝવણ, શંકા, ચિંતાને ખૂબ વાચાળ કરવી પડી છે. આથી નાટકીયતા આવે છે પણ નાટ્યાત્મકતાને ભોગે. નાટક નિગૂઢ સંવેદનસભરતામાંથી જન્મતા વિસ્મયજનક વિસ્ફોટ અથવા આત્યંતિક અનુભૂતિના આવેગની ગતિ-શીલ તીવ્રતામાં પરિણમવાને બદલે ક્ષુબ્ધચિત્ત રસેશના બરાડા–પછાડાના સામાન્ય અભિનયમાં સરી પડે છે.

નાટકમાંના બે સ્તરોને પરસ્પર પોષક-નિર્દેશક રીતે વણી, ગહનતા-સંકુલતા અને સબળતા નિપજાવવાની અહીં પૂરી શક્યતા છે, પણ વર્તન અને વાણીના વધુ ઘટ્ટ, સૂચક અને ક્યારેક નાટ્યાત્મક સંદિગ્ધતા તથા વિચાર–વ્યવહાર–વૈષમ્ય વગેરેનો ઉપયોગ થઈ શક્યો નથી. વસ્તુની કરકસર કરી તેનો કસ કાઢવાને બદલે પાત્રો વગેરે ઉડાઉપણે વપરાયાં છે અને અતિપરિચિત અને સામાન્ય તથા રહસ્યહીન ઉક્તિઓ દ્વારા નાટકનાં કેટલાંક કાર્ય, કેટલાક ઉકેલો સધાયાં છે. આ બધું અન્યથા સફળ થઈ શકે અને બે પાત્રોના નિરનિરાળા વૈયક્તિક તેમ જ પરસ્પર સંઘર્ષ એય અનેકવિધ સંઘર્ષનું સંકુલ અને તીવ્ર નાટક થઈ શકે એવા વસ્તુને અર્ધ સફળતા સુધી જ લઈ જાય છે. બીજા અંકનો વિસ્તાર સમય, પાત્રો અને અન્ય રંગક્રિયાઓ (સ્ટેજ બિઝનેસ)નો

જેટલો વપરાશ કરે છે તેના પ્રમાણમાં કાર્ય ઓછું સાધે છે. આમ છતાં રસેશ અને સુહાસને અભિનયનો કંઈક સ્કોપ અને ઓવર એક્ટિંગનો પણ પૂરો મોકો છે. મુકેશને વિલન બનવાની તક છે જ્યારે ઓફિસ મિત્રો અર્વાચીન પોશાકોમાં સ્માર્ટ થઈ શકે છે. સુલતાને એટલો મોકો નથી. એણે એ જ પ્રકારે 'Informant' થયા કરવાનું છે. સેટની ગોઠવણી કંઈક વિશિષ્ટ છે પણ એને લીધે એક્ટિંગ-એરિયા ઓછો થઈ જાય છે અને બારણા બહારની લોબીની રચનાનો વારંવાર ઉપયોગ થયો હોવા છતાં એ રચના એક ચાતુરી જ રહે છે. નાટકની તીવ્ર ક્ષણમાં 'સેટ' પોતે એક 'પ્રભાવક' તત્ત્વ તરીકે ઉપયોગી શકાય એવી અનિવાર્યતા આ રચનામાં નથી.

તોય રંગપ્રયોગ કરવાને લલચાવે એટલી સામગ્રી તો આ નાટકમાં છે, અને સારા દિગ્દર્શક–અભિનેતાનો કસબ આમાંથી ઘણું સમજાવી શકે છે. જોકે પૈસા ખર્ચવા બેસનાર નિર્માતા આટલા ઓછા કામ માટે આટલાં બધાં પાત્રો ભેગાં કરતાં પહેલાં વિચાર કરે ખરો!

એકંદરે આ નાટક આગળ ચર્ચ્યાં એ નાટકો કરતાં જુદી ભૂમિકા રજૂ કરે છે. એની રીતિ–ટેકનિક–દૃષ્ટિકોણ–સંવાદોની ભાષા પેલાં નાટકો કરતાં જુદી પડી આવે છે. તખ્તાલાયકી જાળવવાની સભાનતા એને ક્યાંક Theatrical યુક્તિઓ વાપરવા લલચાવી દે છે વસ્તુ ચોરી, વહેમ, ખલતા–નિર્બળતા અને અગ્નિસ્નાનમાં ગૂંચવાતાં જૂનાં નાટકોની યાદ આપી જાય છે પણ 'ટેકનિક'ની કંઈક ખોટ છતાં દૃષ્ટિકોણ અને અભિગમ અહીં બદલાયાં છે અને એ એને પેલાં Theatrical પરંપરાનાં નાટકોથી જુદું પાડે છે તે સ્પષ્ટ જોઈ શકાય છે–'Dramatic' અને 'Theatrical' વચ્ચે મેળ કરવાનો પ્રયત્ન પૂરો સફળ ન થનો હોવા છતાં.

શ્રી. શિવકુમાર જોશીનું 'સંધિકાળ' ચૌદેક ત્રિઅંકીઓ અને પાંચેક એકાંકીસંગ્રહોના લેખકનું નાટક છે. આ હકીકત જેમ એક પાસથી લેખકની અનુભવ-પરંપરા સૂચવે છે તેમ બીજી પાસથી તેમની લઢણ બની જવા માંડેલી લાક્ષણિકતાઓ પ્રત્યે પણ ધ્યાન દોરે છે. શ્રી શિવકુમારનું પ્રત્યેક નવું નાટક પ્રવર્તમાન જીવનનો કોઈ સૂક્ષ્મ સંઘર્ષ કેન્દ્રમાં રાખીને રજૂ થાય છે. આપણા વ્યક્તિકુટુંબ અને સમાજના જીવનમાંના પ્રવર્તમાન પરિબળોને વિચારી તેમાંથી પ્રગટેલા અથવા પ્રગટી રહેલા કેટલાક કૂટ પ્રશ્નો, કેટલીક મૂંઝવણો, કેટલીક સમસ્યાઓની પરખ શ્રી. શિવકુમારને ઘણી સારી છે. પ્રવર્તમાન જીવનમાં એકદમ ન દેખાતી પણ અંતસ્તલમાં પડેલી કે આગામી એવી સમસ્યાઓ એ ઓળખી શકે છે. અને આ સમસ્યાઓનું નાટ્યવસ્તુ દ્વારા આલેખન એમનાં નાટકનું કેન્દ્ર હોય છે. ક્યારેક તો એમની નજર અને કલમ આ સમસ્યાઓને એટલીબધી વહેલી પકડી પાડે છે કે એ સમસ્યાઓની અ–વ્યાપકતા અને અજ્ઞાતતા સામાન્ય પ્રેક્ષક–વાચકને એની પ્રતીતિકરતા અને ગંભીરતાનો ખ્યાલ આપવામાં સફળ ન પણ થાય. તેમ છતાં એમનો સંઘર્ષ સૂક્ષ્મ હોય છે, એની ભૂમિકા બહુધા વૈચારિક હોય છે, એનું નિરૂપણ લાગણીશીલ અને વાણી ભાવનાત્મક–ચર્ચાત્મક હોય છે. 'સંધિકાળ' શ્રી. શિવકુમારની આ બધી લાક્ષણિકતાઓ લઈને જ આવ્યું છે. સાધારણ રીતે ઉચ્ચમધ્યમ વર્ગના જીવનનું આલેખન કરતાં શ્રી. શિવકુમારનાં નાટકો જેમ 'સંઘર્ષ' અને 'સમસ્યા'ની બાબતમાં તેમ જીવનરીતિ, જીવનનાં ઉપકરણો, શોખ અને ફેશનોની બાબતમાં પણ 'અદ્યતન'ને રજૂ કરે છે. 'સંધિકાળ' આપણા જીવનમાં પશ્ચિમની જે નવી અસર આવી રહી છે અને ઉચ્ચ-મધ્યમ વર્ગમાં ખાસ કરીને ઉદ્યોગ–વ્યાપાર સાથે સંકળાયેલા વર્ગમાં તો ઘણે અંશે આવી ગઈ છે એનું નાટક છે. આ અસરને લેખકે 'પીણાં'—'ડ્રિન્ક્સ'–ના પ્રતીકથી નિરૂપી છે આ 'પીણાં'—'ડ્રિન્ક્સ' એ પરદેશી દારૂ માટે વપરાતો 'સુધરેલો' અને ફેશનેબલ શબ્દ છે, જાણે આ શબ્દપરિવર્તનથી 'દારૂ પીવો' એ શબ્દોમા રહેલી દુર્ગન્ધ અને અસામાજિકતા તેમ જ વ્યસનપરસ્તી દૂર થઈ જાય છે અને પીવાની ક્રિયા શોખ, ફેશન અને ટેસ્ટ તરીકે સહજ આવકાર્ય અને કદાચ આકર્ષક બને છે! અર્વાચીન જીવનમાં પ્રસરી રહેલા 'ડ્રિન્ક્સ'ના શોખનો જાણે આ બચાવ છે!—શબ્દપ્રયોગ બદલીને થતો બચાવ. લેખક આ, આપણા જીવનમાં પ્રસરી રહેલા પ્રભાવ અને એની સૂક્ષ્મ અસર તરફ આંગળી ચીંધી વ્યક્તિ, કુટુંબ અને સમાજના સાંસ્કૃતિક જીવનમાં વરતાતી 'સંધિક્ષણ' ને પ્રગટ કરવાનો આ નાટકમાં પ્રયત્ન કરે છે. 'ડ્રિન્ક્સ'નો પ્રશ્ન તો માત્ર 'વસ્તુ'રૂપે આવે છે, આપણી આખી મૂલ્યદૃષ્ટિ અને સંસ્કારભાવનામાં આવતા પરિવર્તન પર લેખકની

નજર છે. એ રીતે નાટકનો કેન્દ્રવર્તી વિચાર સૂક્ષ્મ અને ગંભીર તેમ જ વ્યાપક છે.

નાટકમાં પણ આ 'સંધિકાળે' થતો સંક્ષોભ એક કરતાં વધારે ભૂમિકા પર નિરૂપાયો છે. જેમ કે પીયૂષ માટે ડ્રિન્ક્સની વાત એ સામાન્ય બાબત છે એના વિરોધમાં જુનવાણીપણાનુ બંધન છે, એનો સ્વીકાર અર્વાચીન જીવનરીતિ સાથે સુસંગત છે એટલું જ નહીં પણ ધંધાકીય આવશ્યકતા બલ્કે અનિવાર્યતા છે. એના આ 'કારણો' પાછળ જિહ્વાશોખનો બચાવ કરવાની યુક્તિ કેટલી છે તે વિચારવાનુ છે.

રતનબહેન (માતા) માટે તો આ અત્યંત આઘાતજનક બાબત છે, જ્યારે ધનસુખલાલ માટે એ આઘાતજનક નથી એમ નથી પણ અનિવાર્ય આઘાતનો ઘૂંટડો જાણે આ પીઢ જન ગળી જઈને બાહ્ય સ્વસ્થતા મેળવી શક્યો છે. આ બધામા સૌથી કપરી સ્થિતિ અમીશીની છે અને એ જ આ નાટકનું ઊર્મિકેન્દ્ર છે. અમીશી ડ્રિન્ક્સ સ્વીકારે છે તો પતિને અનુકૂળ થવા માટે અને સાસુ-સસરાના આગમન ટાણે, પણ કોકટેલ પાર્ટીમાં જવાનો પતિનો આગ્રહ એને દ્વિધાત્મક પરિસ્થિતિમાં મૂકે છે. આમાંથી પેલો સાંસ્કૃતિક સંઘર્ષ કૌટુંબિક સંઘર્ષરૂપે અને તેમાંથી વળી દંપતીના ઉપર ઉપરથી સુખી લાગતા જીવનમાં ઊંડે રહેલા વિસંવાદરૂપે પ્રગટ થાય છે. એથીય આગળ અમીશી માટે તો આખોય સંઘર્ષ પોતાના જ જીવનની – મનોજીવનની કરુણતારૂપે પ્રગટે છે. આમ નાટકની વૈચારિક ભૂમિકા, જે આપણા જીવનમાં આવી–પ્રસરી રહેલી નવી અસરનું નિરૂપણ કરે છે તે કુટુંબ, દંપતી અને વ્યક્તિની અંતરવેદના અને સંઘર્ષ તરીકે અહીં રૂપ લે છે. આમ, નાટક એક સાથે અનેક ભૂમિકાએ વિકસે છે. બહારથી શાંત – સુખી દેખાતું દામ્પત્ય અથવા કુટુંબજીવન અંદરથી કેવું શૂન્યતારૂપ છે – આ બધાં આપણા સમાજમાં જીવતાં, મોટરોમાં દોડતાં, પાર્ટીઓમાં હસતાં, છેલ્લી ઢબના ફર્નીચરવાળા ફ્લેટમાં જીવતાં માનવીનાં દંભનાં ઢાંકણ નીચે છુપાયલાં જીવન કેવાં કરુણ છે તે નાટક દ્વારા ઊઘડે છે. આ ખેંચને તીવ્ર કરવા બીજાં બે સ્ત્રીપાત્રોનો ઉપયોગ થયો છે. અકળાયેલો પીયૂષ સત્યનારાયણની કથા સમયે જ ઘરમાં ખુલ્લી રીતે મિત્રપત્નીને ડ્રિન્ક્સ પીરસવા સુધી જાય છે. વિસ્ફોટ માટે આ બધી ઘટનાઓ અનુકૂળતા કરી આપે છે.

આમ, સંઘર્ષ અને વિચાર વગેરેની દૃષ્ટિએ શ્રી. શિવકુમાર પાસે ઉત્તમ સામગ્રી છે. કિન્તુ આ બધાનો નાટકમાં વિનિયોગ કરવામાં ક્યાંક કશી મર્યાદા નડતી લાગે છે. કારણ કે નાટકની ગતિ ઘણી મંદ છે. એક જ બિંદુ પર લાંબો વખત સુધી ગતિ અટવાયા કરે છે અને અમીશીની વેદનાને તીવ્રરૂપે નિરૂપવામાં ખર્ચાવી જોઈતી શક્તિ માત્ર મૂળ વસ્તુને સ્થાપવામાં જ વપરાયા કરે છે. અલબત્ત, એમનાં અન્ય કેટલાંક નાટકોના પ્રમાણમાં સંવાદો કંઈક ઓછા લાંબા અને પ્રકટ ચર્ચામાં ભાગ્યે જ સરી પડતા લાગે છે અને વિચારબીજને – સમસ્યાને સ્પષ્ટ ચર્ચારૂપે આલેખવાનું આમાં ઘણે ભાગે ટાળ્યું છે, તે જ રીતે નાટકીય અતિરંજનાત્મક (મેલોડ્રામિક) તત્ત્વોને દૂર રાખ્યાં છે અને નાટકને એક જ કુટુંબના વાતાવરણ-માંથી ઉઘાડવાનો પ્રયત્ન કર્યો છે, પણ બીજી બાજુ આમાં સંઘર્ષ વારંવાર તીવ્ર બિંદુ નજીક પહોંચવા જાય છે ને પછી અટકી જતો હોય એમ લાગે છે. અમીશી પતિ તરફથી ખેંચ અનુભવે છે તેમ નિઃસંતાનત્વની વેદના પણ અનુભવે છે. અને નણંદ એના આ વ્રણને ખોલી આપવામાં મદદ કરે છે, જોકે નણંદનો વારંવાર થતો એક જ રીતનો ઉપયોગ એ પાત્રને વિકસાવવામાં, સ્પષ્ટ કરવામાં કે નાટકમાં ઉચિતરૂપે પ્રયોજવામાં નિષ્ફળ નીવડે છે તો જમીન-દલાલનું પાત્ર તો ન હોય તોય ચાલે! 'સંધિકાળ' સત્યનારાયણની કથા અને કોકટેલ પાર્ટી વચ્ચેની ખેંચતું નાટક છે પણ કેન્દ્રવર્તી પાત્ર તો અનેકવિધ સંઘર્ષ વેઠે છે – તેમાં વળી અણજન્મ્યા બાળકના ઘાતનો આત્મડંખ એની વેદનાની તીવ્રતાની માત્રા વધારી દે છે. અને આ બધાં રહસ્યો ધીરે ધીરે ઊઘડે છે, તેમ છતાં આટલી બધી સામગ્રીના પ્રમાણમાં નાટકમાં સાદ્યંત પકડ અનુભવાતી નથી. આદિ અને અંત વચ્ચેની વિકાસભૂમિકામાં જાણે નાટક ગતિ ગુમાવે છે અને ગૂંચવાય છે. બાહ્ય ભૂમિકાની ક્રિયાત્મક-તાનું પ્રતીતિકર સાહિત્ય એમાં સમાવી શકાયું નથી લાગતું.

આમ છતાં એક કરતાં વધારે ભૂમિકાએ વિકસતું આ વેદનાગર્ભ નાટક, એની સમસ્યા, એના સંઘર્ષો, એમાં નાટ્યક્રિયાની બહારના ક્ષેત્રમાંના પ્રવર્તતા, ડોકિયાં કરતા કે આગામી ભય સૂચવતા અંશોનાં સૂચનો આ

બધું નાટકને ઘણે અંશે સફળતા આપવામાં કામયાબ નીવડે છે. થોડી વધુ ગતિ, વિકાસની ભૂમિકા વધુ સ્પષ્ટ સુરેખ અને લક્ષ્યગામી, અને અમીરીને થોડી વધુ તક – તો નાટક ઘણું અસરકારક બની શકે તેમાં શંકા નથી.

આ ઉપરાંત આ વર્ષે પ્રસિદ્ધ થયેલાં નાટકોમાં નોંધપાત્ર છે. શ્રી. 'દર્શક'નું 'પરિત્રાણ'.

'પરિત્રાણ' આ લેખમાં અત્યાર સુધીમાં ચર્ચેલાં નાટક કરતાં જુદી જ આબોહવાનું નાટક છે. જમાને જમાને જીવનના અને જમાનાના મહાપ્રશ્નોને કેટલાક મૂળભૂત જીવનમૂલ્યોના સંદર્ભમાં વિચારવાનુ–ચર્ચવાનું કામ મનીષીઓ કર્યા જ કરે છે. એ મૂલ્ય–વિચારમાં માત્ર એતદ્દેશીય કે એતત્કાલીન જ નહીં પણ સનાતન અને પારમાર્થિક મૂલ્યોની ખોજ સંકળાયલી હોય છે. બીજી બાજુ, પ્રજાનાં મહાકાવ્યો – પ્રાચીન પૌરાણિક વીરકાવ્યો પ્રજાની સાંસ્કૃતિક પ્રવાહની પ્રેરણાના આદ્ય-સ્રોતરૂપ હોય છે. કાળે કાળે એ ભંડારનો ઉપયોગ કલાકારો કરે છે અને સ્વકાલીન યુગસંદર્ભમાં, પેલાં મહાકાવ્યોમાં પ્રવર્તતાં પ્રજાકીય સંસ્કૃતિનાં મૂળભૂત મૂલ્યોનો પુનર્વિચાર અને પુનરર્થઘટન કરવાના પ્રયત્નો પણ થાય છે.

શ્રી. 'દર્શક' સંસ્કૃતિ-પરામર્શક અને ચિંતક છે. એમનામાં ઇતિહાસદૃષ્ટિ, વિચારશીલતા અને મૂલ્યશોધ તથા કેટલીક મૂળભૂત શ્રદ્ધાઓ છે, તો મહાભારત અનેક નાટ્યગર્ભ કથાઓ – ઘટનાઓ તથા વિલક્ષણ વ્યક્તિ-ચિત્રોથી સભર છે. 'મહાભારત' જેવો મહાકથાકોષ સૌને સામગ્રી પૂરી પાડી શકે તેટલો સમૃદ્ધ છે અને નાટ્યવસ્તુની પસંદગી માટે ભાસથી માંડીને રવીન્દ્રનાથ અને ઉમાશંકર જોશી સુધી સૌએ તેનો યથેચ્છ ઉપયોગ કર્યો છે. શ્રી. દર્શકની આ કૃતિ—'પરિત્રાણ' આ દૃષ્ટિએ એ જ પરંપરામાં ઉમેરાય

શ્રી. દર્શકની દૃષ્ટિએ મહાભારતમાં 'શુદ્ધ કરુણ રસની ભવ્યતા અને સાર્થકતા ભર્યાં છે.' એમાંથી 'નિષ્ફળ કરુણને બદલે શાંત કરુણ રસની પ્રાપ્તિ' થઈ શકે છે. શ્રી. દર્શક, આ મહાકથાને અર્વાચીન જીવનના સંદર્ભમાં મૂલવતાં વિચારે છે :

"આપણે પૂર્વ કે પશ્ચિમનાં સૌ કોઈ, એક તીવ્રતમ કટોકટીમાંથી પસાર થઈ રહ્યાં છીએ. અને આ કટોકટીનું કારણ બહાર નથી, પણ અંદર જ છે, આપણે પોતે જ છીએ......આપણો નાશ થવાનો હોય તો આપણી અંદર વસતા દુર્યોધન દ્વારા થવાનો છે." આ ઉપરાંત દાર્શનિક રીતે તે તથ્ય તારવે છે :

"દુઃખમાંથી છૂટવું અશક્ય છે, પણ દુઃખથી જન્મતી દીનતામાંથી છૂટી પ્રજ્ઞાજન્ય સાર્થકતાનો અનુભવ કરવો શક્ય છે – શ્રી કૃષ્ણની કૃપા જોઈએ.

આ બધું વિચારક શ્રી 'દર્શક'નું મન્તવ્ય છે. પણ નાટ્યકૃતિમાંથી આવું કાંઈ નિષ્પન્ન થાય છે કે કેમ એ જોવા જઈએ તો આપણે નાસીપાસ થઈએ છીએ. આ દૃષ્ટિએ મહાભારતની ઘટનાને રજૂ કરવાનો જે ઉપક્રમ શ્રી 'દર્શકે' માંડ્યો છે તે સફળ થતો નથી. મહાભારતની ઘટનાઓમાંથી પસંદ કરાયેલા અને કેટલીક કાલ્પનિક વીગતોથી વધારાયેલા વસ્તુપટને અવલોકતાં સૌથી પહેલી છાપ તો તેની વિશૃંખલતાની પડે છે. નાટક મૂર્ત કલા છે અને તેમાં જે કાંઈ રજૂ થાય તે ઘટના દ્વારા જ રજૂ થાય છે. સમય કે સ્થળની દૃષ્ટિએ પ્રસંગો વિસ્તરાયેલા હોય તોપણ એ બધા પરસ્પર કારણ-કાર્યથી સંકળાયેલા હોવા જ જોઈએ. મહાભારતની કથા જાણીતી હોવાથી વાચક-પ્રેક્ષકનું મન તે વાર્તાનો તંતુ સાંકળી શકે તે વાત એક છે અને 'નાટકની એકતા' એ વાત બીજી છે. માત્ર વૈયતિક સાતત્ય પણ આ ઘટનાઓને સાંકળવા પૂરતું નથી. એમ થાય ત્યારેય માત્ર દોરામાં પરોવાયેલા છૂટા મણકાનો જ ખ્યાલ આવે છે. નાટકની સજીવ એકતા, બીજનો વૃક્ષમાં વિકાસ, બિન્દુની અનિવાર્ય પરિણામગામી ગતિનો અનુભવ થતો નથી. 'પરિત્રાણ' વસ્તુઆયોજનની દૃષ્ટિએ વિચ્છિન્ન લાગે છે.

શ્રી 'દર્શકે' પોતાનું અર્થઘટન અથવા દૃષ્ટિબિન્દુ પ્રગટ કરવા માટે કેટલીક કલ્પિત વીગતો ઉમેરી છે – જેમ કે કૃષ્ણ-વિષ્ટી પ્રસંગે ઉત્તરા-અભિમન્યુ તથા શિખંડીને સાથે લઈ જાય છે, – જરૂર પડ્યે વાપરવાનાં 'diplomatic' સાધનો તરીકે (!!) અને એ વાપરે પણ છે. કુન્તીને કર્ણ પાસે મોકલવા માટે તેની માનસિક તૈયારી કરવામાં ઉત્તરા-અભિમન્યુ કામ લાગે છે, અને કર્ણ કુન્તીનો પ્રસંગ તથા શિખંડી-ભીષ્મનો પ્રસગ પણ કૃષ્ણની કુરુપક્ષના બે આધારસ્તંભોના પાયા હચમચાવવાની યુક્તિ જ છે, બાકીનો ત્રીજો

મહાસ્તંભ દ્રોણ છે. પાંડવોનો આધારસ્તંભ અર્જુન આ ત્રણેમાં કામ લાગે તેમ નથી, તો દ્રોણની સાથે ધૃષ્ટદ્યુમ્ન તૈયાર કરાયેલો છે, દુઃશાસન અને ભીમ પરસ્પર હિસાબ ચૂકવી લે તેમ છે. આમ કૃષ્ણે બાજી ગોઠવી છે – શકુનિની સામે. આમાં કૃષ્ણ 'શ્રી કૃષ્ણની કૃપા જોઈએ' એ વચન દ્વારા અપેક્ષિત 'દિવ્યમૂર્તિ' નહીં પણ 'diplomats' – ખટપટી જ લાગે છે! શ્રી 'દર્શક' આ પ્રયોજકમા શ્રદ્ધા પ્રગટાવવા માગે છે?

શકુનિએ કર્ણને તૈયાર કર્યો છે – ઉશ્કેર્યો છે – એની ધર્મ અને ન્યાયની ભાવનાને ઢીલી કરી છે, ભીષ્મ અને દ્રોણને પરવશ કર્યા છે, હવે પાંડવોની તેને ચિંતા નથી. આમ સામસામી બાજી ગોઠવાઈ છે. શકુનિની ગણતરી ખોટી પડે છે ત્યારે શકુનિની ચિંતા તે ધર્મવિચારક નયવિચારકની નથી, રાજખટપટીની જ છે.

શ્રી. રસિકલાલ પરીખ એમના પુરોવચનમાં આ નાટકને કૃષ્ણ અને શકુનિના દૃષ્ટિભેદનું દ્વંદ્વ જુએ છે. કૃષ્ણના 'ધર્મ'ના મૂલ્યની સંસ્થાપનાની સ્મૃતિ 'પરિત્રાણ' શબ્દથી પણ આવે એ સ્વાભાવિક છે પણ એમ જોતાં તો પ્રસ્તાવનામાં પ્રગટ નાટકકારનો અને પુરોવચનમાં જણાવેલ પ્રસ્તાવનાકારનો મત નાટકના લક્ષ્ય બાબતમાં કંઈક જુદો પડે છે. પણ એનું મહત્ત્વ રહેતું નથી કારણ કે નાટકને વાંચીએ તો આ બેમાંથી એકે એમાંથી નિષ્પન્ન થતા અનુભવાતાં નથી. હા, ચર્ચાઓ અને ઉક્તિઓમાં વિચારો, ચિંતનકણિકાઓ, મૂલ્યબોધ 'સંભળાય' છે. પણ 'નાટક' કહેતું નથી, એ તો 'પ્રત્યક્ષ' કરે છે – અને 'પરિત્રાણ'માં ઘણુંબધું 'કહેવાય' છે, ઘટના દ્વારા પ્રત્યક્ષરૂપે સ્વાભાવિકપણે પ્રગટતું નથી. શ્રી. 'દર્શક'નો સ્વભાવ ચિંતકનો છે, અભિગમ ઇતિહાસવિવેચકનો છે. પ્રતિભા કથનાત્મક નવલકથાકારની છે. 'પરિત્રાણ' નાટકમાં એમની આ વિશેષતાઓ મર્યાદારૂપે અવતરે છે.

મહાકાવ્યના પોતની અસર લઈને આ નાટક આવે છે, તેથી પણ એમાં કેટલીકવાર કથનાત્મકતા પ્રવેશતી હોય એમ બને.

'મહાકાવ્ય'માં નાટ્યાત્મક અંશો આવે છે. પણ મહાકાવ્યની નાટ્યાત્મકતા અને 'નાટક'ની નાટ્યાત્મકતામાં તફાવત છે. નાટકમાં સઘનતા, સુશ્લિષ્ટતા, વેગ અને મૂર્તત્વ તથા ક્રિયાત્મકતાની પૂરી અપેક્ષા રહે છે. તેની ભવ્યતા ઉક્તિગાંભીર્ય કે ભાષાપ્રૌઢીમાંથી નહીં પણ નાટ્યક્રિયા કે પાત્રચરિત્રના પ્રભાવમાંથી જ સંભવે છે. નાટકમાં, આથી, બધું જ ચિંતન કે મનન, વક્તવ્ય કે દર્શન કે અર્થઘટન કે રહસ્ય જે કાંઈ હોય તે (જો કાંઈ હોય તો) આંતરબાહ્ય ક્રિયા દ્વારા, સંઘર્ષ દ્વારા કે ઘટસ્ફોટ યા રહસ્યોદ્ઘાટનરૂપ ઘટના દ્વારા પ્રત્યક્ષીભૂત થવું જોઈએ. ક્યાંક વિશિષ્ટ ઉક્તિઓ આવે એ નાટકના પોતને ઘટ્ટ કરવામાં મદદ કરે પણ નાટકનો સમગ્રાર્થ તો તેના સમગ્રરૂપમાંથી તેની સમગ્રાકૃતિમાંથી જ વ્યંજિત થવો જોઈએ – અનિવાર્ય પ્રભાવરૂપે વ્યક્ત થવો જોઈએ – અનુભવાવો જોઈએ. 'પરિત્રાણ'માં આમ બનતું નથી. તેથી તેની ઘટનાઓ—પાત્રોની ઉક્તિ દ્વારા બોલતા – કે અવાજ ઓળખાઈ જાય એ રીતે પ્રોમ્ટ કરતા 'દર્શક'રૂપે પ્રવક્તા દ્વારા પ્રસંગે પ્રસંગે રજૂ થતાં 'ઉદાહરણો' (Illustrations) જેવી લાગે એમ બને. ઘટનામાંથી વિચાર સ્ફુરવો જોઈએ તેને બદલે વિચારનું સમર્થન કરવા ઘટના આવતી હોય એમ લાગે છે.

નાટક 'ભવિષ્યગામી' કલાસ્વરૂપ છે. એમાં, એના પ્રારંભે નિરૂપાતી 'વર્તમાન ક્ષણ' પ્રતિક્ષણે ભવિષ્ય તરફ આગળ વધે છે – કહો કે ભવિષ્ય બાપી વર્તમાન બનતો જાય છે અને 'પ્રારંભ'ક્ષણ એમ, 'પરિણામ'ક્ષણમાં પરિણમે છે.

નાટ્યબીજનો આ વિકાસ જ નાટકને એકતા, સમગ્રતા અને જીવંત ગતિશીલતા અર્પે છે. 'પરિત્રાણ'-ની ઘટનાઓ આ રીતે ગોઠવાઈ નથી!

પૌરાણિક પાત્રોનો ઉપયોગ થાય ત્યારે વાચકમનમાં તેમનાં જે પ્રભાવશાળી અનિરંગી ચિત્રો પડ્યાં છે તે જાગૃત થાય જ. શ્રી 'દર્શક' કદાચ આ બધાંને એમની આસપાસ જમાનાએ દોરેલાં એ પ્રભાવવર્તુળોને કાઢી નાખી એમને આપણા જેવા માનવીઓ જ રજૂ કરવા માગતા હોય એમ લાગે છે. (શ્રી. નાનાભાઈએ એમનાં 'મહાભારતનાં પાત્રો'માં આમ કર્યું છે.) પણ કૃષ્ણ 'દૈવી'જ રહે છે! – અને અન્ય પાત્રો પણ પૂરી પ્રભાવમુક્તિ અનુભવતાં નથી. (જેમ કે ભીષ્મ અથવા યુધિષ્ઠિર અથવા ગાંધારી) પણ મુખ્ય બાબત તો એ છે કે આ રીતે જ્યારે પાત્રોના વ્યક્તિત્વનું પુનર્સર્જન કરવાનું હોય અને તેમાંય લોકમાનસ પર પડેલાં બિંબોથી

જુદા પ્રકારનું—ત્યારે તો લેખકની જવાબદારી—એ નિરૂપણને પ્રતીતિકર કરવાની—ઓર વધી જાય છે. 'પરિત્રાણ'માં ગાંધારીને 'મોટી' કહેવાથી કુંતીનું પાત્ર આ દૃષ્ટિએ પ્રતીતિકર નથી બનતું—કે નથી બનતું પ્રતીતિકર ભીષ્મનું પાત્ર. ઊલટું, શકુનિ પાંડવોના ક્ષત્રિયકુળ પ્રત્યે શંકા સેવે તેની સામે વ્યાસકુળને મહાન ગણનાર ભીષ્મ જ કૌરવો માછણના દીકરા છે એવી દલીલ કરે! શકુનિ અને ભીષ્મ એક જ ભૂમિકા પર આવી જાય છે. વળી, મહાભારત યુદ્ધ થયા પહેલાં 'મહાભારત'ને ઉપમાન તરીકે વાપરવામાં કાળવ્યુત્ક્રમ-દોષ પણ થઈ ગયો છે. ભારતવાસીઓને ગળે જો આ 'સાધારણ માનવતા' ઉતારવી હોય તો લેખકે ઘણી વધારે મહેનત કરવી પડશે.

આથી વધારે વીગતોમાં ઊતરવાનો અત્રે મોકો નથી. કિન્તુ ટૂંકમાં જ કહીએ કે વચમાં આવતા 'કાયદો' કે 'મોજ' જેવા શબ્દપ્રયોગો પૌરાણિક વાતાવરણમાં કઠે છે, કાર્યમાં બિનઉપયોગી પાત્રોનાં ટોળાં નિર્માતાને મુશ્કેલીમાં મૂકે તેમ છે. દૃશ્યપરિવર્તન જો કરવાં જ પડે તો રંગભૂમિની દૃષ્ટિએ એમાં અનેક તકલીફો થાય તેમ છે. 'નાટક'માં ચારે બાજુ ભારે ધમાલનું વાતાવરણ છે. ખાઈઓ ગળાય છે. રસ્તાઓ, કૂવાઓ બંધાય છે. ઝાડો કાપી ખાઈઓના પાળા પર કોઈ નાખે છે. કોઈ હાથી-ઘોડા બાંધવાના ખૂંટા ખોડે છે. શસ્ત્રસજ્જ સૈનિકોની આવજા ચાલ્યા જ કરે છે. ઘોડાઓના હણહણાટ, હાથીઓના ચીંકાર, રથનાં પૈડાંના ઘરઘરાટ સંભળાય છે. (અંક–૨, પ્ર. ૧)

–આવી રંગસૂચિ લખનારના ખ્યાલમાં 'વાચક' હશે કે 'પ્રેક્ષક'? રંગભૂમિની દૃષ્ટિએ આ સૂચના કેટલી ઉપકારક?

તાત્પર્ય કે ભવ્ય નાટક સર્જવાનો આ પ્રયત્ન, ભાસ વગેરેની સ્મૃતિના સંદર્ભમાં તો ઘણો વધારે નિષ્ફળ લાગવાનો સંભવ છે, –પણ–આ 'નાટક' નથી થતું. વસ્તુઆયોજન, પાત્રાલેખન, રસસ્થાપના વગેરે દૃષ્ટિએ નાટકની ટેકનિક અપનાવતાં પહેલાં શ્રી. 'દર્શક' તેમનામાંના ચિંતક–નવલકથાકારને ઘણા પલોટવા પડશે.

આપણે ત્યાં આ બધી પરંપરાઓ ઉપરાંત પ્રાયોગિક રંગભૂમિને નામે એક નવો પ્રવાહ – ને નોંધપાત્ર પ્રવાહ પણ શરૂ થઈ ચૂક્યો છે. અદ્યતન યુરોપીય નાટ્ય-પરંપરાના પ્રતિધ્વનિમાંથી પ્રગટેલો આ પ્રવાહ ધીરે ધીરે સ્થિતિ અને ગતિ મેળવી રહ્યો છે. કદાચ ભવિષ્યની ગતિ એ તરફ છે પણ હજી રંગપ્રયોગ તેમ જ નાટ્યલેખનની બાબતમાં એ આખી પરંપરા પ્રારંભિક દશામાં છે. આ વર્ષે પુસ્તકરૂપે પ્રાપ્ત શ્રી. ચિનુ મોદીની કૃતિઓનો સંગ્રહ 'ડાયલનાં પંખી', શ્રી. લાભશંકર ઠાકર અને સુભાષ શાહનું 'એક ઉંદર અને જદુનાથ' તથા રેમંડળના લેખકોની કૃતિઓનો સંગ્રહ 'મેકબિલિવ' આ પ્રકારનાં નાટકો છે. ઉપરાંત સામયિકો વગેરેમાં 'કૃતિ'—કેસૂડાં—સંસ્કૃતિ વગેરેમાં પ્રગટ નાટકો પણ આ પ્રકારના પ્રયત્નો છે. આમાં શ્રી ચિનુ મોદીનું નાનું નાટક 'ડાયલનાં પંખી' સૌથી વધુ નોંધપાત્ર છે. સ્થાને સ્થાને લયનો સમુચિત ઉપયોગ, ભાષાનો પરંપરાથી જુદા પ્રકારનો પ્રયોગ, સંવાદોની નવીન રીતિ અને તે બધા પાછળ 'કાળ'ની પ્રવાહગતિને પ્રગટાવવા—ઓળખાવવા, અનુભવાવવાની વિલક્ષણતા – આ કૃતિને નવાં નાટકોમાં નોંધપાત્ર ઠેરવવા માટે પૂરતાં છે. જોકે, હજી લય લપટો પડી જાય છે, પારાની જેમ હાથમાંથી (કલમમાંથી) સરી જાય છે, સંવાદો વેરાઈ જતા અટકાવવા માટે તેમના પર પૂરો કાબૂ રાખવાની આ પ્રકારનાં વાક્પ્રધાન નાટકોમાં પૂરી આવશ્યકતા છે. શબ્દના અભિનવ સંદર્ભમાંથી જન્મતો વિશેષાર્થ પ્રગટ કરવા જતાં શબ્દની રમતમાં ન નાખી દે તેની તકેદારી વધુ રાખવી જરૂરી છે, અને સૌથી વધારે તો નાટકમાં દેખા દેતા અર્થમાંથી કે તર્કરહિતત્વ, દેખા દેતી સાતત્યરહિતતા કે આકૃતિવિહીનતા પાછળ એક પ્રબળ એવું તત્ત્વ હોવું જોઈએ જે 'અર્થ' નથી, 'તાર્કિત આકૃતિ' નથી, વસ્તુ નથી, દર્શન પણ નથી અને છતાં સમગ્ર કૃતિમાંથી પ્રગટતું એવું કંઈક અનુભૂતિરૂપ તત્ત્વ છે. એ આખા નાટકને વિશિષ્ટ અર્થમાં 'સાર્થકત્વ અને એકત્વ અર્પે' છે જે નાટકને અંતે જ ભાવક ચિત્તમાં પ્રત્યાઘાતરૂપે પ્રગટે છે અને કૃતિમાંની અનેક સંદિગ્ધતાઓના સમગ્રલક્ષી પ્રભાવરૂપે અનુભૂત થાય છે – તેની જો ગેરહાજરી હોય તો તે ત્રીજા પરિમાણ વગર નાટક, આ રીતિમાં તો ખાસ, માત્ર શબ્દરમત બની જાય એમ બને. અહીં નિર્દેશ્યાં તે થોડાંક નાટકોમાં મર્યાદા હોવા છતાં, આંતરિક અનિવાર્યતા વગર

છંદોલય વપરાયો લાગવા છતાં, તે પ્રયત્નોમાં જ આગામી નાટકની ને નવી રંગભૂમિની ભૂમિકા છે અને આ પ્રયોગો આગમની આશા પ્રેરે તેવા છે જ એમ કહેવામાં અતિશયોક્તિ નથી. લેખકો 'નાટક' અને રંગભૂમિનો વધુ પરિચય કેળવતા જશે તેમ આ પ્રકાર ખીલતો જશે.

એકાંકીમાં 'કનૈયાની કાસ' (સુરેશ સંઘવી અને અમૃત પટેલ) જેવું એકાદ નોંધપાત્ર લાગે પણ આપણે ત્યાં એકાંકી લખાતાં નથી એમ કહેવું ખોટું નથી. સંગ્રહો પ્રગટ થાય છે પણ તેમાં નોંધપાત્ર કૃતિ પણ શોધવી મુશ્કેલ.

શાળાઓ માટે જ ખાસ લખાયેલાં નાટકોનું લક્ષ્ય જ એની મર્યાદા બનતુ હોઈ શ્રી વીરુબહેનનું 'અડેરી ગડેરી' સુન્દર શૈક્ષણિક નાટ્યપ્રયોગ હોવા છતાં એ વિભાગ અહીં અસ્પૃષ્ટ રાખીશું.

રૂપાંતરોમાં 'સપનાનાં સાથી' અને 'જગતના કાચના યંત્રે' વિશેષ નોંધ લેવા જેવાં. 'સપનાનાં સાથી' (સ્ટાઈનબેકના ઓફ માઈસ એન્ડ મેન પરથી પન્નાલાલ) સાથે શ્રી. જયંતી દલાલની પ્રસ્તાવનામાં તેની વિશદ ચર્ચા છે. 'જગતના કાચના યંત્રે' (પરમસુખ પંડ્યા) લેડી વિંડરમિઅર્સ ફેન (વાઈલ્ડ)માંના એક તંતુને આધારે રચાયલી કૃતિ છે. 'સપનાનાં સાથી' સ્ટાઈનબેકના નાટકના માત્ર બાહ્ય કલેવરને મૂર્ત કરતું છતાં રંગક્ષતિતાની દૃષ્ટિએ સારું રૂપાંતર છે, તો 'જગતના કાચના યંત્રે' રંગભૂમિ પર નાણી જોવા જેવું છે.

આ આખી સમીક્ષાને અંતે એટલું ઉમેરવાનું મન થાય છે કે આ એક વર્ષનાં નાટકો જોતાં પણ, ભલે ઉત્તમ નાટ્યકૃતિ પ્રાપ્ત ન થતી હોય—પણ આપણે ત્યાં અનેક પ્રયોગો અને અનેક રીતિઓ પ્રચલિત છે તેનો પરિચય થઈ શકે છે. પ્રમાણમાં સારા એવા પ્રયોગો અને અમુક મર્યાદામાં પણ રંગભૂમિને ઉપયોગી એવી કૃતિઓ પણ આવ્યા કરે છે. લેખક અને રંગભૂમિનો સહકાર અને 'સાચા નાટક'ની સૂઝ અને ખોજ જેમ વધશે તેમ આ પ્રવૃત્તિ પાંગરશે. હજી ઉત્તમ સાહિત્યકૃતિ અને રંગકૃતિ બન્ને બની શકે તેવી નાટ્યકૃતિથી આપણે વેગળા જ છીએ!

*

# વાર્તા

## નલિન રાવળ

જે વાર્તાઓનો વાચકવર્ગ તૈયાર ઊભો હોય છે તે વિશે એટલે કે તે વાર્તાઓ વિશે જુદી નોંધ લઈ શકાય. બહોળો ફેલાવો ધરાવતાં વાર્તામાસિકો, અન્ય સામયિકો તેમ જ નાનાંમોટાં અનેક છાપાંમાં આ વાર્તાઓ થોકબંધ છપાતી રહે છે. લાંબા ગાળે આ વાર્તાઓ દ્વારા કેટલાંક કૃતક વલણો સાહિત્યમાં દૃઢ થતાં હોય છે જેના સ્વીકારમાં સાહિત્યિક મૂલ્યોનો અનાદર થતો હોય છે.

શુદ્ધ સાહિત્યના કોઈ એક ધોરણને સ્થાપવા મથતાં કેટલાંક સામયિકોમાં જે વાર્તાઓ 'પ્રયોગ'ના રૂપાળા નામે સ્થાન પામતી હોય છે તેનો વાચકવર્ગ પ્રમાણમાં સાહસિક હોય છે. કશુંક નવું સ્વીકારવા તે આગળ આવે છે પણ જ્યારે તેનું સાહસ તંત્રી કે વિવેચકની વચ્ચે વહેંચાઈ જાય છે ત્યારે તે અસ્થિર મૂલ્યોમાં અટવાઈ જાય છે અને વાર્તાની બહારના ઉટપટાંગ વિષયોના સંદર્ભમાં વાર્તાને વાર્તાની રીતે નહીં પણ કોઈ બીજી જ રીતે વાંચતો થઈ જાય છે. સામાન્ય જનવર્ગને આ વાર્તાઓ સાથે કોઈ ખાસ સંપર્ક હોતો નથી. આ વાર્તાઓ દ્વારા પણ કેટલાંક કૃતક વલણો સાહિત્યમાં દૃઢ થતાં હોય છે જેના સ્વીકારમાં પણ સાહિત્યિક મૂલ્યોનો અનાદર થતો હોય છે.

પહેલા પ્રકારમાં વાર્તાલેખક જાણ્યેઅજાણ્યે પણ પોતાના વ્યક્તિત્વનો લગભગ બજારુ ઉપયોગ કરતો હોય છે. બીજા પ્રકારમાં વાર્તાલેખક પોતાના વ્યક્તિત્વનો અત્યંત આત્યંતિક કક્ષાનો એટલે કે ખોટો ઉપયોગ કરતો હોય છે.

કેટલીક વાર્તાઓ બને માધ્યમો – વિશાળ તેમ જ સંકુલમાંથી ચળાઈ–ગળાઈ આવતી હોય છે, જે વાચકના મનમાં ઠરે છે અને સાહિત્યમાં સુદૃઢ વલણરૂપે સ્થિર થાય છે. પ્રણાલિગત વાર્તાસ્વરૂપના ચિરંજીવ તત્ત્વોને આ વાર્તાઓ નોખી રીતે જ પોતાના પોતમાં વણતી ચાલે છે તેમ જ અવનવીન સુંદર ભાત ઉપસાવે છે. આ વાર્તાઓમાંની કેટલીક જુદા જ વહેણે તરે છે—

અદ્‌ભુત રીતે પોતાના અનુભવને શબ્દના પ્રકાશમાં પ્રત્યક્ષ કરી અનેક સંસ્કારો સાથે તેને સાંકળી તેમાંથી એટલે કે વાર્તારૂપ પામેલ અનુભવમાંથી લેખક જ્યારે એક નવો અર્થ ઊભો કરી શકે ત્યારે તેનું કર્મ એક સાચું નક્કર એવું સાહિત્યિક કર્મ બને છે. ભાષા અને ભાવના તેમ જ પ્રણાલિકા અને પ્રયોગના અનેક સરસ-સંકુલ સંવેગો-પ્રવેગોમાંથી પસાર થતી આ વાર્તાઓ સઘળી આંતરબાહ્ય ભૂમિકાને અતિક્રમી જઈ એક માત્ર વાર્તારૂપે જ વિલસી રહે છે.

વાર્તાસંગ્રહ એ એક જુદી જ ઘટના છે. દરેક વાર્તા એક સ્વતંત્ર ઘટક હોવા ઉપરાંત અન્ય વાર્તા સાથે એ એક સૂક્ષ્મ સંબંધથી યુક્ત હોય છે. કયારેક એક જ અનુભવનો જન્મ વાર્તાએ વાર્તાએ થાય છે છતાં તે એક જ અનુભવનો ઉઘાડ જુદી જુદી રીતે થાય છે—આ કારણને લઈ અનુભવના સ્તરો કેટલા ઊંડા હોય છે તેનો જ પરિચય થાય છે. કયારેક તો વાર્તાકાર એ એક જ અનુભવને સમજવામાં જીવનનો મોટો કાળ ગાળી નાખે છે. આ પ્રકારની વાર્તાઓની એક મોટી મર્યાદા એ હોય છે કે તેમાં અનુભવનું પુનરાવર્તન થતું હોય છે અને સાહિત્યમાં પુનરાવર્તન એ મૃત્યુ છે.

એકથી વધુ અનુભવોની માંડણી પર રચાતી વાર્તાઓ પ્રમાણમાં અલ્પ હોય છે. કારણ કે આ પ્રકારની વાર્તાઓનો લેખક જીવનને વિશાળ સંદર્ભમાં મૂકી અનેક ચિત્રવિચિત્ર પરિસ્થિતિઓમાંથી પસાર થતો થતો અનેક આઘાત પ્રત્યાઘાતને જીરવતો જીરવતો નિજના અને અન્યના અનેક આંટીઘૂંટીવાળા અનુભવોને એક એકથી અદકા વાર્તાસ્વરૂપોમાં રમાડતો રમાડતો એક એવી કલાસૂઝ કેળવે છે જે દ્વારા એ જીવનનું કરુણસુંદર એવું દર્શન કરી શકે છે—કરાવી શકે છે. આઘાત–પ્રત્યાઘાતથી તૂટી પડતા અને કટુકઠોર વાસ્તવથી છિન્ન-ભિન્ન થઈ જતા મનુષ્યને સુગ્રથિત કરતું તત્ત્વ ઈશ્વરના પરમ અનુગ્રહનું તેમ જ મનુષ્યના હૃદયમાં રહેલા માર્દવનું સૂચન કરે છે.—આ તત્ત્વ એ વાર્તાનું પ્રાણતત્ત્વ છે. જીવનના ઊંડા સ્પર્શ વિના, સ્નેહ અને સૌંદર્યના તેમ જ કોઈ અપાર કારુણ્યના વિરલ સંસ્કાર વિના વાર્તામાં આ તત્ત્વ સિદ્ધ થઈ શકતું નથી. ભાષા વિશેની એમાં વહેતા અગણ્ય લયપ્રવાહો વિશેની સૂઝ ધરાવતો લેખક વાર્તાઓને માત્ર શબ્દ અને લયની ભૂમિકાએ રમાડે છે. આ કપરું છે છતાં સહેલું એ અર્થમાં કે આ પ્રકારની વાર્તાઓનો લેખક વિશેષ પ્રકારની કલ્પન-શક્તિથી સજ્જ હોય છે. માત્ર verbal event ઉપર પણ વાર્તાઓ નભી શકે પણ અંતે અહીં બહુ ઊપજતું નથી. અપાર શકયતાઓ, અસંખ્ય વિચિત્રતાઓ અને અગણ્ય સ્વરૂપોનાં મૂળ આ ભાષાભૂમિકાએ રહેલાં છે અને આ બધામાંથી થોડાંકને આમતેમ વાર્તામાં વાળવાં એ મુશ્કેલ જરૂર છે પણ બહુ મુશ્કેલ તો નથી જ. હમણાં આપણે ત્યાં આ ભૂમિકાએ કેટલાક પ્રયોગો થયા છે, થતા રહે છે. વર્ષ દરમ્યાન એવી કેટલીક વાર્તાઓ પ્રસિદ્ધ થઈ છે જેની ગતિ કોઈ અભિનવ સ્વરૂપને સિદ્ધ કરવા મથતી હોય. કેટલાંક સામયિકોમાં છપાએલી આવી વાર્તાઓનું મહત્ત્વ વાર્તાસંગ્રહ કરતાં પણ અદકું હોય છે.

આ વર્ષના વાર્તાસંગ્રહો જોતાં આપણે એવું કહી શકવાની સ્થિતિમાં નથી કે આકાર લેતી જતી અદ્યતન વાર્તાસ્વરૂપની કેટલીક રેખાઓ અહીં તરવરી રહી છે. (કેટલીક વાર્તાઓ પૂરતા અપવાદ છે.) પ્રસ્તુત વાર્તાસંગ્રહો– 'માળો', 'ના', 'ગુલબકી', 'છિન્નભિન્ન' અને 'પાંચ આંગળીનું પાપ' – માં એવી ઘણી બધી વાર્તાઓ મળી આવશે જેમાં પ્રયોજાએલ ભાષાનું ધોરણ કલાદૃષ્ટિએ ઊણું ઊતરતું જણાશે. ક્યાંક તે નીચું અને વિકૃત પણ લાગશે જ્યારે કયાંક તે અત્યંત નિર્હેતુક પણ જણાશે. લેખકે કેળવેલી કોઈ પણ પ્રકારની સમજનો અભાવ એ આમાંની મોટા ભાગની વાર્તાઓની લાક્ષણિકતા છે. જીવન વિશે એટલે કે જીવન જે જે ભાવનાઓના જગત સાથે જોડાએલું છે, તે વિશે તેમ જ કલા વિશે એટલે કે કલા જે જે પ્રત્યક્ષીકરણની પદ્ધતિઓ સાથે જોડાએલ છે તે વિશે અહીં લેખક ધર્મ-સભાન બન્યો હોય તેમ જણાતું નથી. અને છતાં એ હકીકત છે કે આ વાર્તાઓનો પણ એક ચોક્કસ વર્ગ અસ્તિત્વ ધરાવે છે. 'માળો'– શ્રી. પન્નાલાલ પટેલનો અઢારમો વાર્તાસંગ્રહ છે. આનાથી લગભગ દોઢી સંખ્યામાં એમણે નવલકથાઓ આપી છે. આ ઉપર છ જેટલાં નાટકો તો જુદાં. ત્રણે મુખ્ય સાહિત્યિક સ્વરૂપોમાં એમણે જીવનરસને માણ્યો છે. જોકે એમન.માં રહેલ સર્જકનું આંતરસત્ત્વ પૂરેપૂરું ઊતર્યું છે એમની આરંભની નવલકથાઓમાં, ખાસ કરીને માનવીની ભવાઈ અને મળેલા જીવમાં. કેટલાક લેખકોની લેખિનીનો એ જાદુ

હોય છે. કે જે લખાય તે મોરના પગલાની જેમ પાછળ ભાત પાડતું જાય. પન્નાલાલ આવા લેખકોમાંના છે.—હતા.

પ્રસ્તુત સંગ્રહની ૨૧ વાર્તાઓનું પોત એકસરખું નથી, બલકે મોટા ભાગની વાર્તાઓને પોત જેવું કંઈ છે જ નહિ ભાવ કે ભાષાની કોઈ સઘન અનુભૂતિનો અહીં સ્પર્શ નથી. વાર્તા જે એક અદ્‌ભુત આબોહવા સર્જે છે તેનો અહીં અભાવ છે. મનુષ્યના રોજબરોજના ઉપરછલ્લા જીવન સાથે સંકળાએલા એક યા બીજા કિસ્સાની આસપાસ આમાંની ઘણી વાર્તાઓ ફરે છે. કથારસને કેળવવામા નિપુણ એવા લેખકને હાથે અહીં વાર્તાનો ઘાટ કેમ નહીં ઊતર્યો હોય એવો પ્રશ્ન સહેજે થાય. પાત્ર, પ્રસંગ અને લેખક વચ્ચે એકરાગ ભાગ્યે જ સધાતો જણાય છે. વાર્તાનું વહેણ જ્યાં સ્થિર થવા આવે ત્યાં લેખકની શૈલી વણસે છે અને બધું ડહોળાઈ જાય છે.

હવામાં ફરતા કેટલાક પાંખા બનાવોમાંથી લેખક જ્યારે વાર્તા બનાવે છે ત્યારે પરિણામ ઘણું નબળું આવે છે. 'ગાંધીજયંતીના દિવસે' 'એક હાર્ટ-ફેઈલ બે' અને 'દૂધ ને રોટલો' આ પ્રકારની વાર્તાઓ છે. પહેલીમાં એક વૃદ્ધ કોંગ્રેસી કાર્યકર છેલ્લી ઘડીએ પ્રતિસ્પર્ધીની તરફેણમાં ચૂંટણીમાંથી ખસી જાય છે પક્ષમાં આને લઈ ઘેરા પ્રત્યાઘાત પડે છે. એમને પક્ષમાંથી બરતરફ કરવાનો નિર્ણય લેવાય તે પહેલાં કાર્યકર ખુદ રાજીનામું આપી દે છે. પક્ષના સડાને કારણે અને ખાસ તો અંતરાત્માના અવાજને પરખી આ પગલું સંતુકાકાએ ભરેલું પણ આખીય વાત એક રીપોર્ટ માત્ર બની જાય છે. બીજીમાં અણધારી હાર પામેલા એક મોટા સાહેબ પોતાનાથી નાનેરા પણ ચૂંટણીમાં સફળ નીવડેલા એક બીજા સાહેબ પર પોતાની હારનો દોષ ઢોળી પોતાના જ વહેમથી પીડાય છે. એક પત્ર દ્વારા આ રોષ તે પેલા સાહેબ પર ઠાલવે છે. પેલો સજ્જન માણસ આ આળ સહન નહીં કરી શકવાને કારણે કે તે પછી કોઈ અન્ય કારણને લઈ હાર્ટફેઈલથી મૃત્યુ પામે છે. ટેલિફોન પર આ ખબર મળતાં મોટા સાહેબ પોતે હવે ખાલી પડેલી જગ્યા પર ઊભા રહી ચૂંટણી લડશે અને જીતશે એવા ખ્યાલથી આવેશમાં આવી જઈ મગજની સમતુલા ગુમાવી દઈ બબડાટ પર ચડી જઈ થોડીવારમાં ઢળી પડે છે – એમનું મૃત્યુ પણ હાર્ટફેઈલથી થાય છે. વાર્તામાં ગૂંથણી જરૂર છે, પણ લેખકને આ બે મૃત્યુના સંદર્ભમાં જે કહેવું છે તે એટલુંબધું સામાન્ય અને ઉપરછલ્લું છે કે કશું સ્પર્શતું નથી. ત્રીજીમાં એક મધ્યમવર્ગનો માનવી હાર્યોથાક્યો ઓફિસેથી છૂટી બાગમાં જાય છે જ્યાં લાઉડસ્પીકર ઉપર આરડતા એક ભાષણીઆના ભારે કંટાળાભર્યો ભાષણને એ સાંભળે છે. લેખકે આખું ભાષણ જ વાર્તામાં ઉતાર્યું છે. આ ભાષણમાંથી પેલો દુઃખી જીવ એક સાર જીવનમાં ઉતારે છે: સુખી જીવનની ચાવી દૂધને રોટલો ખાવામાં રહેલી છે.

ઉચ્ચ ભાવના તારવવાનો યત્ન 'ધર્માદું ધાન', 'એક રૂપિયું', 'કાળું નાણું' અને 'દંપતી મિત્રો' જેવી વાર્તાઓમાં થયો હોય એવું જણાય છે. પૈસે ટકે ઊજળું ગણાતું ચોધરીકાકાનું ઘર દુકાળ સહન કરવામાં પાછું પડે છે. સગાંસ્નેહીને અનાજ આપતાંઆપતાં સમય એવો આવ્યો કે કોઠીમાં ધાન તળિયે દેખાયું. ક્યારેય રેશનની દુકાને ન ચડતા ચોધરીકાકા રેશનનું અનાજ લાવે તો છે પણ રસ્તામાં જ ભૂખ્યા ટોળાને આપી દે છે—ધર્માદું ધાન નામની વાર્તાની આ કથા કોઈ વિશેષ અર્થનું સૂચન કરતી નથી. આની પડછે 'માનવીની ભવાઈ'નો એક પ્રસંગ મૂકવા જેવો છે જેમાં કાળુ ભૂખથી ટળવળતા માનવકંકાલો સમક્ષ ઢોરોને મૂકી દે છે અને દુકાળના ભયંકર ઓળાઓમાં ઊભેલો નિઃસહાય કાળુ ઢોરોને ફાડી ખાતા એ ભૂખ્યા ટોળાના અમાનુષી કૃત્યને ભય અને કરુણાની નજરથી જોઈ રહે છે. 'એક રૂપિયું' વાર્તામાં દાતણવાળી ઉદાર મને પૈસો જતો કરે છે જ્યારે ખરીદનાર પૈસા માટે ખેંચતાણ કરે છે. વાત સાચી છે, મૂલ્ય પૈસાનું નથી, તે પાછળ રહેલ મનની ઉદાર-સંકુચિત ભાવનાનું છે પણ તેથી શું આટલું કહેવા માટે કંઈ વાર્તા ઘેડી દેવાતી હશે? 'કાળું નાણું' પણ એક સામાન્ય પ્રસંગ માત્ર છે. ઇન્કમટેક્ષથી બચવા સંતાડેલા અઢીલાખ રૂપિયા પતિ-પત્નીના વિસંવાદનું મૂળ છે વળી સામા ઘેર રેડ પડી છે એટલે પણ પત્ની ગભરાએલી છે. થોડા દિવસ પછી સમાચાર પત્રોમાં ખબર આવે છે કે એક સજ્જને બિહાર રાહત ફાળામાં અઢી લાખનું ગુપ્ત દાન આપ્યું. —આમાં વાર્તા ક્યાં શોધવી? 'દંપતી મિત્રો'માં ઘણા વર્ષોના ગાળા બાદ અકસ્માત્ ટ્રેનમાં મળી ગએલા ચાર

સુખી જીવની કથા છે. રંજનબેન અને ઇન્દ્ર પાસેના રૂમમાં છે એવું કહી સ્ત્રી પોતાના પતિને એ યુગલને મળવા વિનવે છે. 'રંજનબેનનું નામ સાંભળી અંતરમાં ક્યાંક ભારી રાખેલો અગ્નિ ભભૂકી ઊઠે છે અને તીખા કટાક્ષો વેરતો મધુકર અકારણ કટુ-કઠોર બને છે. પત્ની આ તીવ્ર કટાક્ષોનું રહસ્ય સમજી નથી શકતી. હકીકતમાં મધુકરે મિત્રપત્ની રંજના પર કુદૃષ્ટિ કરેલી અને રંજનાએ સારો પાઠ મધુકરને ભણાવેલો. ઇન્દ્રની જાણમાં આ ઘટના આવ્યા છતાં ઉદારદિલ ઇન્દ્રે મધુકરને માફ કરેલો, એટલું જ નહીં પત્નીને પણ મધુકરની ભૂલને માફી આપવા વિનવેલી. આ હકીકત ઉપર વર્ષોના પરદા પડી જાય છે પણ આજ આટલાં બધાં વરસે પણ મધુકરના મનમાંથી પેલો દંશ જતો નથી. મધુકર મીનાને 'રંજનને તેં હજી ઓળખી નથી!' એ વાક્ય કહે છે ત્યાં ઉદારદિલ દંપતી: ઇન્દ્ર અને રંજના સામે ચડી 'આવા લંપટ મિત્રને' મળવા આવે છે. અહીં કથન ઘૂંટાએલું છે કારણ કે ચારે પાત્રોના મનોજગતનો નકશો લેખક અહીં હળવે હાથે ઉકેલે છે. 'ચીસ' નામની વાર્તામાં પણ લેખક આખીય વાત સરસ રીતે કહી શક્યા છે. આ વાર્તામાં બેત્રણ સરસ પલટા આવે છે જે કારણે કથા હૃદ્ય બની છે. 'ધીંગામસ્તી' નામની વાર્તામાં જુવાન શેઠશેઠાણીની પરસ્પરના શરીર સાથેની વધુપડતી છૂટ ઘરનો નોકર માનસિક રીતે નથી સહન કરી શકતો. નામ ભલે એનુ બાઘો રહ્યું પણ તે છેક બાઘો નથી. જેના દ્વારા તેને કામ મળ્યું હતું તેમની પાસે જઈ મહામુસીબતે એ આ વાત કહે છે. પેલી વ્યક્તિ ચિડાઈને પૂછે છે: 'એ લોકોની ધીંગામસ્તી જોઈને તને થાય છે શું એ મને કહીશ?' 'કાંક થાય છે કાકા!' નોકર જવાબ વાળે છે. અહીં જ વાર્તા પૂરી થતી જોઈએ પણ લેખક નાહક વાર્તાને આગળ ખેંચે છે અને પ્રવક્તા જેવા પાત્રને અર્ધ ઉઘાડાં અંગોવાળી નટીની ચિત્રમાં 'પશ્ચિમી ઢબની' ધીંગામસ્તી નિહાળી જે 'કાંક થએલું' તેને નોકરના 'કાંક થાય છે' સાથે મૂકી કંઈક ઉપજાવવાનો પ્રયત્ન કરે છે પણ તે નિરર્થક છે.

'હિમાલયનો સાધુ', 'પેન્શનનું નોકરમંડળ', 'દોલત' તેમ જ 'સોની નોટ ને રામની ચબરખી' જેવી વાર્તાઓનો ઢાંચો સરસ રીતે મંડાયો છે પણ લેખકની કલમમાંથી સુંદર વાર્તા સીધેસીધી ઊતરી હોય તો તે 'માળો' નામની. ઘણાં બધાં પડ આ વાર્તાને છે એમાંના ઘણા વળાંકો હૃદયમાં અંકાય છે. વર્તામાં ક્યારેક કયું અણધાર્યું – અવનવીન બને છે ત્યારે એક પ્રકારનો રોમાંચ અનુભવાય છે. પન્નાલાલની ઉત્તમ વાર્તાઓમાં આવો રોમાંચ અનુભવાય છે. કથાવસ્તુ સાદું છે પણ વાર્તામાં એવુ સરસ ગૂંથાયું છે કે આપણે કથામય થઈ જઈએ.

પચીસ વરસ એકધારી નોકરી મુંબઈ જેવા નગરમાં કરી પાંડુ ઘડપણને લઈ કામ છોડવાનું નક્કી કરે છે. વાસ્તવમાં તો એ સમજી જાય છે કે 'પાંખો હવે પડતી થવા માંડી એટલે આપણું કામ શેઠિયા લોકને ગમતું નથી' એ વિદાય લે છે. પણ જવુ ક્યાં?

'જવું ક્યાં?' આ સવાલ એના મનમાં સતત ઘૂંટાયા કરે છે વાર્તાનો અહીં પહેલો વળાંક છે. ભારે મથામણને અંતે અથડાતો, કુટાતો એ વતનની ભોંય પર પગ મૂકે છે. ગામ તો આખું બદલાઈ ગયું છે. બસમાંથી વીસ બાવીસની વયના જે ઊતર્યાં તેમાંથી કોણ ઓળખે પાંડુને? એ સ્વગત બોલે છે: 'આ છોકરા તો પોતાના ગયા પછી જન્મેલા છે, ક્યાંથી તને ઓળખશે ?' ગામમાં પોતાની ઘરથાર ઉપર તો નહિ પણ ગામ બહારની એકાદી દાંતી ઉપર નાનકડું છાપરું કૂટવું એમ વિચારતો પાંડુ પચીસ વરસ પહેલાંની રાતમાં સરે છે. અંધકારમાં એ જેમ જેમ ઊંડો ઊતરતો જાય છે તેમ તેમ તેના હાથ લોહીઆળ થતા આવે છે. એક જણનું; આમ તો મિત્રનું જ ખૂન એના હાથે થઈ ગએલું. પોતાની પ્રેમિકાને ઘરને ખૂણે બંદૂક દેખાડીને બીજે પરણાવી દેનાર ભાઈએ એનના આપઘાતનો બધો દોષ (અલબત્ત ખાનગીમાં) ભમતા – પાંડુનું પૂર્વ જીવનનું નામ – ઉપર ઢોળ્યો ત્યારે તે સમસમી ઊઠેલો. પોતાના સાળાને ત્યાં સૂતેલા પેલા આદમીનું ભમતાએ મોકો જોઈ કાસળ કાઢી નાખ્યું અને ગામમાંથી નાઠો કે ઢૂકડું આવે મુંબઈ. કોણ હતું ગામમાં એવું કે કોઈ એની ખબર કરે? રવડતો-રખડતો-ભમતો આખરે મુંબઈમાં સ્થિર થયો અને પાંડુ નામે નવું જીવન જીવવા લાગ્યો. આજ પચીસ વર્ષે નામનો માળો ક્યાંય નહિ બાંધી શકેલો આ માનવી બીતોફફડતો ગામ પાસેના વ્હેળા પાસે આવી ઊભો છે અને 'ભૂતકાળમાં આંખ પરોવવા' મથી રહ્યો છે. વહેળા કાંઠે ઊભેલા ગોવાળિયાને ગામના

હાલ પૂછવા કરે છે ત્યાં 'ઊભા રો' કહેતોક ગોવાળિયો આંબાના ઝાડ તળે ઊભાં મંછીમાને બોલાવવા દોડે છે. ટેકો ઊતરતી આધેડ બાઈને જોતાં પાંડુના અંગમાં ભયની એક આછી કંપારી ફરી વળે છે. કથામાં આવતા આ શબ્દો: 'કંપારી ફરી વળી' એક ગહન આબોહવામાં વાર્તાને લઈ જાય છે. અહીં બીજા વળાંકમાં વાર્તા પ્રવેશે છે. જે વ્યક્તિનું ખૂન એણે કર્યું હતું તેની જ પત્નીની સંમુખ એ કાળબળે આવી ઊભો. એણે પૂછી નાખ્યું: 'કેટલા વખતથી રાંડયાં છો બાઈ?' 'મારા ભા વારાની' મંછીએ ઉડાઈ પડી જવાબ વાળ્યો. પહેલા જ પ્રશ્નથી પાંડુએ અરધું કામ તો સાધી લીધું હતું. કળે કળે એણે આખીય વાત કઢાવી. પૈસા ખાતર સાળાએ બનેવીનું ખૂન કર્યું અને 'હીણા કરમના પોતાના ભાઈએ ખૂનના કપાળે રંડાપો લખ્યો' મંછી બોલ્યે જતી હતી. પાંડુનું હૈયું વલોવાઈ જતું હતું. એ સ્વગત બબડી પણ ઊઠ્યો: 'અરર! કોક બાપડો હોમાઈ ગયો.' વળી પાછો વાતનો તાર આગળ ચલાવવા પૂછી નાખે છે: 'પછી બાઈ?' આગળ વાત ચલાવતી બાઈએ રડમસ અવાજે પૂરું કર્યું: 'રાજે છોડયો પણ જમે એને ન છોડ્યો ભાઈ—૭ જ મહિનામાં મારો ભાઈય ફાટી.. પડ્યો..!' પડુને કરાયેલું આ સાદું સંબોધન—ભાઈ—કેટલું બધું નાટ્યાત્મક છે! આ સંબોધનમાં એક કેવી કરુણ વક્રોક્તિ રહેલી છે! સામે ઊભેલા પતિના સાચા ખૂનીને મંછી ભાઈ કહી સંબોધે છે જ્યારે મૃત્યુ પામેલા તદ્દન નિર્દોષ એવા સગાભાઈનો ઉલ્લેખ એ એક ખૂની તરીકે કરે છે. કયા અકળ સંજોગોને લઈ પેલા નિર્દોષ માનવીને આટલું સહેવું પડ્યું? ક્યારેક વિચિત્ર સંજોગોના પરિબળ હેઠળ માનવીનું જીવન ભાંગતું—બંધાતું હોય છે. કેવી ઘટના!—કથાનો મુખ્ય નાયક જ કથાનો શ્રોતા છે. વાતવાતમાં પાંડુ જાણી લે છે કે ગામની પોતાની પડથારની જમીનમાં આ દુખિયારી બાઈ પાછલાં વરસો તાણે છે. વતનના પ્રેમે દોડ્યો આવેલો આ ઘરડો જીવ પાછા જવા માટે પગ ઉપાડી થોડું ચાલવા કરે છે ત્યાં સાદ સંભળાય છે—

'અલ્યા ભમતો ભાઈ કે કોણ?' (ફરી થોડા મૌન પછી અવાજ) 'એ જ છે એ જ! ભમતા ભાઈની જ હેડયાલ છો!' ભમતો ઊભો રહી જાય છે. મંછીભાભી એને ઓળખી પાડે છે. કેવી અચરજની વાત છે! જીવનમાં ક્યારેક જૂઠી ઓળખ સાચી ઓળખ કરતાં સવાઈ સાચી નીકળે છે, મમતાપૂર્વક મંછી ભમતાને ગામ ભણી લઈ જાય છે. નામનો માળો બાંધવા જે માણસ જીવતર આખું ઝૂઝ્યો તે આખરે એક અકળ પરિસ્થિતિને કારણે અને વિશેષ તો મનુષ્યહૃદયની અપાર કરુણા અને સ્નેહને કારણે માળો બાંધી શકવા સમર્થ થાય છે. ગામ ભણી ભમતાને દોરી જતી મંછીનું ચિત્ર તેમાં રહેલ રૂપકને કારણે હૃદ્ય બન્યું છે: 'જાણે ધરતી માતા પોતે જ એને સ્રીનું રૂપ ધરીને ગામમાં તેડી જતી હતી—કહેતી કહેતી: ગામમાં કોઈ સગું કે દોસ નથી રહ્યું તો કાંઈ નહીં, ગામ તો છે?...' પન્નાલાલમાં રહેલ સર્જકની સિદ્ધિનું રહસ્ય આ પ્રકારની વાર્તાઓમાં રહેલું છે.

ધીંગુ કથાવસ્તુ અને બળકટ કથનશૈલીને લઈ શ્રી. મોહમ્મદ માંકડનો વાર્તાસંગ્રહ 'ના' વર્ષના વાર્તાસાહિત્યમાં એક ધ્યાનપાત્ર ઉમેરણ બને છે. લેખકની આંખ એટલી બધી ટેવાએલી છે કે એ જે કૈં ઝડપે છે તે અન્ય કશું નહીં હોતાં વાર્તા જ હોય છે.—કક્ષાભેદ એ જુદો પ્રશ્ન છે. કોઈ એક મુખ્ય ઘટનાની આસપાસ વાર્તા એવી ઝીણી ભાતે ગૂંથાતી આવે છે કે દૃષ્ટિ એ સુંદર ભાતમાં પરોવાએલી રહે. જ્યારે પેલી મુખ્ય ઘટના આખીય વાર્તામાં એવી ધીરે ધીરે સંગોપાતી જાય જેમ ફૂલમાં સુગંધ.

ક્રિયાવેગ એ એમની વાર્તાઓનું બીજું લક્ષણ છે. વાર્તામાં જે કંઈ બને છે તેને આ ક્રિયાવેગને કારણે મોટો ઉઠાવ મળે છે. કેટલીક વાર્તાઓમાં એમણે પ્રયોજેલાં Idioms એમનું ભાષાખમીર દાખવે છે. વાર્તામાં એ એક બેલેન્સ ઊભું કરવા કેટલાક પ્રસંગોને યુક્તિપૂર્વક ગોઠવે પણ છે. પણ જ્યારે એક પ્રકારનું કલાત્મક Juxtaposition જોવા મળે છે ત્યારે નવા જ રંગે ઊઘડી ઊઠે છે. વાર્તા કહેવાની રીત સીધી, સાફ અને ગત્યાત્મક છે. જીવનનો અહીં જેવાં નિરૂપાયાં છે તેવાં જીવનનો એક ઊંડો સ્પર્શ લેખકને છે તેની પ્રતીતિ હરપળે થાય છે.

જે ક્ષણે વાર્તા બની આવે છે તે ક્ષણ સંગ્રહની મોટા ભાગની વાર્તાઓમાં ધબકતી જોવા મળે છે પણ ક્યારેક જ તે અત્યંત સૂક્ષ્મ માર્દવયુક્ત સ્વરૂપે આવે

છે. લેખક આવી એક નાજુક ક્ષણ 'પથારી' નામની વાર્તામાં ગૂંથી શક્યા છે. કારુણ્યનો અતિસૂચક ધ્વનિ આ નાજુક ક્ષણમાંથી ઊઠે છે જે મનને તરત વ્યાપી વળે છે. વય વટાવી ચૂકેલાં અને જીવનની તડકીછાંયડી વેઠી ચૂકેલાં પતિપત્નીના જીવનની આછી નોંધ આપી લેખક વાર્તાને કેન્દ્ર તરફ સલુકાઈથી વાળે છે જે લેખકની થોડામાં ઘણું કહેવાની શક્તિની ગવાહી આપે છે. વીખરાઈ જતાં વાદળાંને તાકી રહેલા રમણલાલને કંઈક જાણ્યું કંઈક અજાણ્યું એવું હસવું આવી જાય છે. એક વાત યાદ આવી જાય છે. 'કેવું છે? (આ વાત) અત્યારે કેમ યાદ આવી ગઈ હશે?' એ મનોમન વિમાસે છે. ચાર છોકરાંમાંથી અત્યારે ઘેર કોઈ નથી—અને આજે જ રમણલાલને પેલી જૂની વાત: પહેલી સુવાવડ વખતે ભદ્રા પિયર ગઈ હતી, ચાર મહિને નાની કમલાને લઈ પાછી આવી ત્યારે...પહેલી જ વાર એણે બે પથારી પાથરી. 'આમ કેમ?' રમણલાલે પૂછ્યું હતું. 'હવે એમ જ' કહી ભદ્રા પતિના કહે પથારીઓ નજીક આણે છે, આ શબ્દો બોલતી: 'એમાં તમારા ગાદલામાં આવશે, છોકરું છે, ગાદલું બગાડશે.' એક પળ રમણલાલ અટકી ગયા હતા. 'આપણું ગાદલું' હવે 'તમારું ગાદલું' બની રહ્યું હતું. આ પછી તો જીવનનાં ઘણાં વહેણ વહી ગયાં. મોટો છોકરો અને મોટી છોકરીએ પોતપોતાનું ઘર માંડ્યું છે. આધેડ દંપતી સુખી છે પણ કોણ જાણે રમણલાલને એક મીઠો અજંપો આજ જાગ્યો છે એ પેલી વાતના અનુસંધાનમાં. આજ ઘણા વરસે પત્નીને વિનવે છે કે એ આજ પતિ સાથે એક પથારીમાં સૂવે. ભદ્રા પતિને ભાવતી વસ્તુ જમાડી, ઘરકામ આટોપી મોડી રાતે ઘણાં વરસો બાદ આજ પતિની સાથે એક પથારીમાં સૂવે છે. રમણલાલની આંખમાં જુવાનીનો રહ્યોસહ્યો રંગ છે પણ પત્નીની આખી દુનિયા જ વીંટાઈ ગઈ છે. થાકીપાકી કંઈક આતુર એવી પત્નીનો ટૂંટિયુંવાળ્યો દેહ જોઈ પતિ કહે છે; 'તારા પગ દાબી દઉં? ના ન કહીશ રોજ તને કળતર થાય છે. આજે કિશોર, રેખા કોઈ નથી, ના ન કહીશ.' અને હળવે હળવે પતિએ પગ દબાવવાનું શરૂ કર્યું. 'કેટલાં વરસ...કેટલાં વરસનો થાક...' ભદ્રા ઊંઘી ગઈ. 'રમણલાલ થોડી વાર પત્ની સામે જોઈ રહ્યા. ચાદર લઈને ધીમેથી એમણે ભદ્રાને ઓઢાડી દીધી.' સવારે રમણલાલ વહેલા જાગી ગયા. દૂધ લીધું. પાછા આવી એ પલંગ પર ન બેઠા. રખેને ભદ્રા જાગી જાય. એ ખુરશી પર બેસી ગયા. છાપું પણ આવી ગયું હોય. મોટો દીકરો અશોક આઠની ગાડીમાં તો આવવાનો છે એ ઝબક્યા—

'કહું છું', ભદ્રાના ખભે એમણે હાથ મૂક્યો, 'હમણાં આઠની ગાડીમાં અશોક આવશે. આજે તો તું...)

પણ એ ભદ્રાના ચહેરા સામે બાઘા જેમ તાકી રહ્યા. એ ચહેરામાં ચેતન નહોતું. 'હોઠ સહેજ મરડાઈ ગયા હતા. પણ હોઠનો વળાંક રમણલાલને પરિચિત હતો. ભદ્રા બોલતાં પહેલાં ઘણીવાર હોઠ એ રીતે મરોડતી. રમણલાલ હોઠના એ વળાંકને તાકી રહ્યા. હમણાં જાણે એ બોલશે, હવે નહિ નીચે ઊતરું. અને પછી.. એક હાસ્ય કરશે – રુદન કરતાંય ગરીબડું' કેવી છે આ કારુણ્યસભર સુંદર એવી નાજુક ક્ષણ!

અન્ય બધી જ વાર્તાઓમાં એક ચોક્કસ આયોજન વરતાય છે. ઍકની એક પરિચિત યુક્તિ લેખક વાપરે છે. કથન એટલું બધું ઘૂંટાએલું હોય છે કે પળવાર વાર્તામાં ગોઠવાએલી તરકીબ વણનોંધી પસાર થઈ જાય. વાર્તાનો ઉદ્દેશ અંતે એટલો બધો સ્પષ્ટ પરખાઈ જાય કે વાર્તાનું કલેવર જ નબળું પડે—કેટલીક રચનાઓ આનું ઉદાહરણ છે– 'બીરુ', 'ફોટો', 'સ્વભાવ', 'રહસ્ય' 'જમાદાર', 'આંચકો'. 'ફોટો' નામની વાર્તામાં લેખકે સભાનપણે બાળકના મૃત્યુનું—આકસ્મિક મૃત્યુનું વર્ણન અન્ય પ્રસંગના સંદર્ભમાં કર્યું છે જે આપણામાં અરેરાટી જન્માવે છે, દુઃખ નહીં. આ પ્રકારની વાર્તાઓ વાચકને ટોર્ચર કર્યા કરતી હોય છે. પત્ની કહ્યા કરતી હોય છે કે મુકુરનો ફોટો પાડ્યો હોય તો સારું. પતિને ફુરસદ મળતી નથી. છેવટે જ્યંત કૅમેરા લઈને આવતો હોય છે ત્યાં ખબર મળે છે, અને પછી તો મોટર તળે ચગદઈ ગએલા પુત્ર મુકુરનો મૃત દેહ પિતા જુએ છે. હકીકત હોય છતાં પણ આ પ્રસંગમાંથી કોઈ વાર્તાઘાટ નીપજતો નથી; એક contrast ઊભો કરવાનો પ્રપંચ માત્ર બની રહે છે. 'ત્રીજો ભડાકો' નામની વાર્તામાં આજ ધાટીએ કથાપ્રવાહ વહેતો હોય છે જે અંતે મેલોડ્રામામાં પરિણમે છે. દરબાર પોતે ઉછેરેલા મોહનાને ફૂંકી મારે છે, બીજી

વારની સ્ત્રી રાણુબાને પણ ગોળીએ દઈ ત્રીજો ભડાકો જાત પર કરી મૃત્યુ પામે છે. લોક કકળી ઊઠે છે. દીકરા જેવા મોહનાને દરબારે મારી નાખ્યો, કારણ તો કે દરબાર રાણુબા અને મોહનાનો અઘટિત સંબંધ નજરોનજર જોઈ ગયા. વાત પૂરી થાય તે પહેલાં રહસ્ય જડે છે: સ્વજી દ્વારા ખબર પડે છે કે દીકરાનુ મોત દરબાર ન જીરવી શક્યા—મોહનો દરબારનો દીકરો હતો. (કાયદેસરનો નહિ.) આખીય વાર્તા એક સરસ લઢણમાં લખાઈ છે છતાં વાર્તાનો અંત દુઃખ કરતાં અરેરાટીનો અનુભવ કરાવે છે. મનુષ્યના હિંસ્ર સ્વભાવના અને લોહીઆળ પ્રસંગોના વર્ણનમાં લેખકની કલમ સારી ખીલે છે પણ કોઈ છાપ અંતે ઊપસતી નથી. નિર્હેતુક વાર્તાઓ પણ અહીં છે: 'ના', 'કપાસનું ફૂલ' 'બિચારા સાથે લડાઈ' 'સમરથ કો' વગેરે...વાર્તા બનાવવી પડે?

વાર્તા એટલે ચમત્કૃતિ – રહસ્યસ્ફોટ એવો એક ખ્યાલ ખોટો તો નથી જ. ચમત્કૃતિ વાર્તામાં કઈ ભૂમિકાએ સધાય છે તે મહત્ત્વનું છે, કારણ કે સામાન્ય ચમત્કૃતિને કારણે વાર્તા સ્થૂળ બની જતી હોય છે. સંગ્રહની જે ત્રણ વાર્તાઓ—'વેર', 'રામુનો ધણી', 'બહેન'—ચમત્કૃતિની દૃષ્ટિએ વિશેષ સ્પર્શે છે તે ઝીણું જોતાં તો કોઈ બીજા વધુ મહત્ત્વના કારણે સ્પર્શે છે. અહીં વાર્તાના અણુએ અણુમાં ચમત્કૃતિ ઓગળી ગઈ છે જ્યારે અન્ય વાર્તાઓમાં એવું નહિ બન્યું હોવાને કારણે લેખકની સુઘટ્ટ કથનશૈલી છતાં કૃતિ અંતે દોદળી ઊતરી છે.

ઉક્ત ત્રણે વાર્તામાં વસ્તુને લેખક સરસ રીતે counter balanced કરી શક્યા છે. એટલું જ નહિ એમાં સામસામા છેડાના કેટલાક તાંતણાને વણી એમાંથી એક ભાત એવી ઉપસાવી શક્યા છે જેમાં ચમત્કૃતિનું તત્ત્વ એવું ગૂંથાઈ ગયું છે જે વાર્તાને અંતે નજરે નથી ચડતું. અહીં લેખકે પાત્રોને મનોવિશ્લેષણનો થોડો અવકાશ આપ્યો છે. વેર – સ્ત્રીએ લીધેલા વેરે એક જબરી છાતીના ભડ માણસના કેવા હાલહવાલ કર્યા તેની વાત ગળતી રાતે એક જણ માંડે છે. મુખ્ય પાત્ર છે સિત્તેરેકનો રામસિંગ પગી જેને ગગજી પ્રશ્ન પૂછી બેસે છે: 'એ વખતેય માણસો પ્રેમ તો કરતા જ હશે ને?' જ્યારે બીજીવાર ગગજી આ જ પ્રશ્ન પૂછે છે ત્યારે—'પણે ઢોર કળાય છે. લ્યો, હું જાતો આવું', કહી રામસિંગ તે તરફ જાય છે... અને રામસિંગનો આખો ભૂતકાળ ખેંગારના મોઢે ઊકલતો આવે છે. નવાં નવાં વેર બાંધ્યા વિના જેને અનાજ પચે નહિ તે રામસિંગ રાજબામાં મોહી પડે છે. રાજબાના અદમ્ય યૌવનનું વર્ણન એક સુંદર Idiom દ્વારા થાય છે—'એવી જુવાન હતી—ફાટફાટ થતી વછેરી જેવી.' પરણવું એટલે ઉપાડી જવું એવી સમજવાળો રામસિંગ પેંતરા ગોઠવતો રહે છે ત્યાં જ એનું મન કળી ગયેલી રાજબા ભાવુ સાથે પરણી જાય છે. 'ભરબજારે જાણે નાક કાપી લીધું'—એવું રામસિંગને લાગ્યું. એનું વેર ઊતર્યું ભાવુ ઉપર. ભાવુ પણ ઊતરે એવો નહતો. એ 'તીર જેવો તરવરિયો હતો.' એકમેકને પામી ગયેલા બંને સાવધ હતા. પણ હાથમાં આવેલા ભાવુને રામસિંગ જતો કરે છે—કોઈ કોઈ અકળ કારણે. વરસ વહેવા માંડે છે. ભાવુ છોકરાનો બાપ બને છે અને...રામસિંગ ધારિયું લઈ આવી પહોંચે છે...ભાવુ ચમકી ગયો. દીકરો...બૈરી...કુટુંબ...જમીન ...એ લાંબો થઈ રામસિંગના પગનાં પડી ગયો: 'તારી ગા છું–મને માર મા...'

'તોય બિચારાને મારી નાખ્યો?'

'ઉતવળો થા મા. પૂરી વાત સાંભળ.'

રાજબા ત્યાં આવી લાગી, એની સામું રામસિંગે જોયું અને જોરથી હસી. રામસિંગે ધારિયું ફેંકી દીધું. દુશ્મન જિતાઈ ગયો. એ બેફિકર થઈ ચાલવા માંડ્યો. ભાવુએ રાજબાને જોઈ—'નાગણીના છૂંદાઈ ગયેલા મોં જેવી રાજબા આંખો ઢાળીને ઊભી હતી.' નામર્દાઈથી ઝંખવાએલો ભાવુ ફાંસો ખાઈ મરી ગયો. હવે રાજબાનું અંદરનું અસલ રૂપ પ્રકટ્યું. એ છોકરાને લઈ ગામમાં રામસિંગના ઘરની સામે જ રહેવા માંડી. 'રામસિંગના હૈયા ઉપર કોઈકે જાણે સળગતી સગડી ખડકી દીધી'. માણસ ક્યાં સુધી ઝીક ઝીલે! દેહના અગ્નિએ એને બાળવા માંડ્યો પણ તે ઊગરી ગયો, દસ વરસ પછી રાજબા રામસિંગને શાપ દેતી દેતી કોગળિયામાં મરણ પામી. પણ રામસિંગ એ રામસિંગ રહ્યો નહિ. આજેય આ સિત્તેર વરસે રામસિંગને એ માર કળે છે, આમાં શી દયા થાય આ ઘરડા જીવની જો કોઈ એને પૂછે કે—'એ વખતેય માણસો પ્રેમ તો કરતા જ હશે ને? આખીય વાર્તા દરમ્યાન કંઈક ઉત્તેજનાની, કંઈક દુઃખની, કંઈક અનુ-

કંપાની લાગણી થયા કરે છે અને આ લાગણીમાં જ 'વેર' જેવી વાર્તાનું રહસ્ય રહેલું હોય છે. 'બહેન' નામની વાર્તામાં કૂવે પડી મરી ગએલી બહેનના નિષ્ઠુર પતિનું ખૂન કરી બહારવટે ચડેલા માનવીની વાત છે. પહેરા નીચે જેલમાં જઈ રહેલો ટપુ પોલિસોને એમના-માંનો જ એક લાગે છે. એની વાત કરવાની ઢબછબ – સ્વભાવ વગેરેથી એ એક શીળી છાપ પાડે છે અને પછી.. તક જોઈ નાસી છૂટે છે...કોતરો ખૂંદતો...નદી વટાવતો એ વાડીમાં આવે છે...અને એની નજર ફાટી જાય છે. એક સ્ત્રી કૂવાને થાળે ઊભી છે અને એ બૂમ પાડે ત્યાં તો સ્ત્રી કૂવામાં ઝંપલાવી દે છે. એ લાગલો અંદર ખાબકે છે...અને બચાવી લે છે પણ પાછળ આવી લાગેલા પોલિસો એને પકડી લે છે. હવાલદારને જવાબ વાળતાં એ કહે છે—' તમે તો ક્યાંય રહી જાત, તો હું ભાગી જાત હવાલદારના હાથમાંય ન આવત પણ...'— આ 'પણ'માં આખીય વાર્તાનો ધ્વનિ રહેલો છે, 'રામુનો ધણી'માં લેખક એક સ્ત્રીના અવપતનની અને એના ઉત્થાનની વાત કહે છે. મનુષ્યની જો કોઈ મહત્તા હોય તો તે એ છે કે એ અવપતનના ચરમ બિંદુએ જઈને પણ ઊંચે ઊઠી શકે છે. રામુ એક એવું સ્ત્રીપાત્ર છે. જેણે આ સામા છેડાની મજલ કરીને પણ અંતે સાચો રસ્તો પકડી લીધો છે. પાણીના રેલા જેવી ચમકદાર – ચંચળ રામુ ઉપર સવજીની નજર ચોંટી છે. એનું 'પહોળી પાણીની પાટ ધ્રૂજે એમ સળવળતું શરીર' સવજીની રગેરગમાં ઊતરી ગયું છે. ચળકતા પાણી જેવી આંખે' એ સવજી સામુ જૂએ છે. કપડાં સંકોરે છે. રામુમાં રહેલ સુવાસહજ ચાંચલ્ય અને તરલતાનો નિર્દેશ વાર્તાકાર લગભગ પ્રતીકાત્મક રીતે પાણીની ઇમેજને બેત્રણ વાર બેવડાવીને કરે છે અને પાણીનો એક ધર્મ છે વહી જવું...રામુ પણ વહે છે નીચે.. અને નીચે...અનૈતિક એવી ગર્તામાં. કામાવેગથી મત્ત બનેલ સવજી રાનું રામુની પીડે અડાડે છે અને 'ગાયની ચામડી ધ્રુજી ઊઠે એમ રામુની કાયા' ધ્રુજી ઊઠે છે. ટપુ – રામુનો પતિ કેદમાં ઉપર છે. ટપુ – કાળો અને કૂબડો. રામુ –' હરણના બચ્ચા જેવી...લોહીથી તરબતર ચોકડી જેવી.' રામુ ઊભી થઈ. આળસ મરડીને એણે ચારે બાજુ જોઈ લીધું. એ જુવારના છોડમાં જઈ બેઠી. લાગલો જ આવેલો સવજી કોઈએ જોયું તો નથી ને એવું પૂછે એ ભેળું તો એવું શરીર એક આંચકામાં રામુના શરીર ઉપર જતું પડે છે. એક હાથે રામુએ સવજીને ખેંચી લીધો છે અને એ હવે નીચું જોઈ ગઈ છે. 'જુવારના છોડ હવામાં ફરફરતા હતા. ડૂબી જનાર ઉપર પાણી ફરી વળે એમ સવજી અને રામુ ઉપર એ છાઈ ગયા હતા.' આખોય પ્રસંગ ધ્વન્યાત્મક રીતે – કૃષિજીવનનાં જ પ્રતીકો દ્વારા નિરૂપાય છે એક ગમ્ય–અગમ્ય એવી આબોહવા કૃતિમાં ફેલાયેલી છે. રામુ સવજી સાથે જતી નથી. સવજી એના ઉપર આળ મૂકે છે કે એ ગામના છેલબટાઉ છોકરામાં મોહી છે. રામુ ચૂપ રહે છે. સવજી છેક છેલ્લે પાટલે જઈ ' રાંડનો શું વિશવા ? ' કહી ઊભો થાય છે. માત્ર આટલો ઉત્તર વાળે છેઃ 'તું કથીર છો ' સવજી કાંડુ પકડે છે રામુનું, એને પૂછે છે 'તારું મન કનુડામાં વળગ્યું છે ! સાચું કે'જે' 'સાચું કહું ? ' રામુએ નજર માંડીને પૂછ્યું...' મારું મન મારા ધણીમાં વળગ્યું છે ' ' ટપુડો તો રામુ, કાળિયો –કૂબડો છે. ' સવજીએ ફરી કહ્યું. ' પણ ઈ મારા જેવી રાંડમાં વિશવા મૂકે એવો છે. મને કો'કના ઘરમાં જોવે તોય' રામુ ડૂસકાં ભરી ભરીને રોવા માંડી. પતિનું અપાર હેતભર્યું હૈયું કે જેમાં રામુ માટે નરી શ્રદ્ધા હતી તેનો પરિચય રામુને જે ક્ષણે થાય છે તે ક્ષણે એ એક ઝાટકે પાપસંબંધ કાપી નાખે છે. 'પથારી' અને 'રામુનો ધણી' આ બે વાર્તાઓ લેખકની ઉત્તમ વાર્તાઓ છે. અહીં એક એવી કક્ષા સિદ્ધ થઈ છે કે જેને લેખક પુનઃ આંબી શક્યા નથી. એ એક આશ્ચર્ય છે કે આટલા ઊંડા સ્તર ઉપર રહી ભાષાને ખેડતો લેખક સામે ચડીને છીછરા પાણી ઉપર કેમ તરતો હશે?

'પાંચ આંગળીનું પાપ'– બબલદાસ મો. ચૌધરી – લેખકનો પ્રથમ વાર્તાસંગ્રહ છે. આરંભમાં લેખકે થોડી મૃત્યુમીમાંસા કરી છે અને એમણે જ સ્પષ્ટ કર્યું છે તેમ –' આ સત્તર વાર્તાઓમાંથી મુખ્યત્વે વાર્તાઓ મૃત્યુનો વિષય લઈ આવી છે. ' એમણે કરેલા ટૂંકા મૃત્યુમનન ઉપરથી એમ લાગે છે કે એ કદાચ મૃત્યુ ઉપર સારો નિબંધ લખી શક્યા હોત. યુગસંઘર્ષ–મનોસંઘર્ષ–સમસ્યાઓ વિશે પણ તેમણે ઉલ્લેખ કર્યો છે અને ડીબેટમાં પહેલા આવતા વક્તાના એક વાક્ય જેવું બોલી નાખ્યું છેઃ 'પ્રશ્નોના પાષાણ તળે ઉકેલ ચગદાઈ ચૂક્યા છે. ' સંગ્રહમાંથી ' છેલ્લી આઠ વાર્તાઓ વૈદિકકાળની અથવા કહો કે પૌરાણિક છે. ' લેખકને વૈદિકકાળ અને પૌરાણિક

કરવા આવ્યો છું કે તમારી ગેરહાજરીમાં હું બેવાર અહીં આવ્યો હતો અને બેઉ વાર તમારી પત્ની અને હું સાથે સૂતાં હતાં.' સુમતિચંદ્રના છેલ્લા શબ્દો રેખાના કાન પર પડતાં તે ચીસ નાખી ઢળી પડે છે. રેખાને એનો પતિ તજી દે છે. એ બેહાલ થઈ જાય છે...વગેરે. 'મેં જે કર્યું તે ઠીક નથી કર્યું' એમ સુમતિચંદ્ર કહે છે પણ આ શબ્દોનો તેમ જ પોતાના બચાવમાં માનસ-બંધારણને આગળ ધરતો સુમતિચંદ્ર મનુષ્યત્વનો જે એક પરિચય આપે છે તે અત્યંત નિઘૃણ અને નિમ્ન કોટિનો છે. 'બકુલના ફૂલની વેણી'ની વાર્તા પણ પ્રેમનું સ્વરૂપ સમજવામાં નિષ્ફળ નીવડેલા એટલું જ નહીં પશુતાની કક્ષાએ ઊતરી ગયેલા એક લેખકના જીવનની ઘટના રજૂ કરે છે. જૂહુ કાંઠે ચાંદનીમાં બેઠેલા મિત્રો સમક્ષ વાર્તાકાર મિત્ર વાત માંડે છે – નરેશ મિત્ર રમણને ઘર સોંપી બહારગામ ગયો છે. રમણને મળવા એક છોકરી રોજ આવે છે. ક્યારેક રાત પણ રમેશ સાથે જ વિતાવે છે. બે મહિને નરેશ આવે છે. રમણ જાતે જ પેલી છોકરી વિશે સામે ચડી વાત કહે છે પણ ખરેખર તો તે છોકરી પરણેલી સ્ત્રી હતી અને નરેશની એક સમયની પ્રિયતમા હતી. ઘરમાંથી મળી આવેલ બકુલના ફૂલની વેણી ઉપરથી નરેશ રમણને મળવા આવતી છોકરી તે રજની હતી તેમ તારવી લે છે. વાત પૂરી થાય છે. લેખક વાર્તા દરમ્યાન અને વાર્તા પછી સૂચક નજરે નયના સામું જૂએ છે, રઘુનંદન સામું જૂએ છે.

વાર્તા અહીં પૂરી નથી. વાર્તાનું એક પાત્ર – લેખક – કહે છે. 'મારી વાર્તાનો અંત તો બીજે દિવસે સવારે આવ્યો...કહેવામાં આવ્યું કે નયનાનો પત્તો નથી.' નયનાએ સાગરમાં પડી આપઘાત કર્યો હતો. કારણ? નયના એ કથાની નાયિકા રજની હતી. રમણ એ રઘુનંદન હતો અને નરેશ એ સ્વયં લેખક હતો. કેવો ઘટસ્ફોટ! લેખક એટલે વાર્તાનો નાયક કહે છે–: કલમના ગોદે મેં એક ખૂન કરી નાખ્યું પણ મને એનો અફસોસ નથી. કારણ સુનંદન સાથે લગ્ન કરતાં પહેલાં નયનાએ મારું કેવું નિર્દય અને કરપીણ ખૂન કરી નાખ્યું હતું...' આ ક્રૂર અને લાગણીશૂન્ય પ્રતિભાવનો શો અર્થ છે? રુગ્ણ મનોભાવથી પીડાતા આવા પ્રેમીજનોની કથા કહેવામાં લેખક રાચે છે. સંગ્રહની મોટા ભાગની વાર્તાઓનો સ્વીકાર જીવનની કોઈ સૌંદર્યપૂત ભૂમિકાએ રહી થઈ શકતો નથી. વાર્તાના કેટલાક ધાર્યા એટલે કે પૂર્વયોજિત વળાંકો 'સલમા' અને 'ઝેરનું ઓસડ ઝેર' જેવી વાર્તાઓમાં જોવા મળે છે. આમ છતાં આ વાર્તાઓ સહ્ય છે, કારણ કે તેમાં કોઈને કોઈ ભૂમિકા પર વાર્તા બંધાય છે.

'છિન્નભિન્ન'–શ્રી. ભગવતીકુમાર શર્માનો પાંચમો વાર્તાસંગ્રહ છે કોઈ પણ પ્રસંગને વાર્તારૂપ કેમ આપવું એની એક તરકીબ એમની પાસે હોય એમ લાગે છે. એમની કથનશૈલી પણ ચોક્કસ મરોડ ઊભા કરી શકે એટલી કેળવાયેલી છે. કેટલાક પરિચિત હૃદયભાવને એ સુંદર રીતે મૂકી શકે છે, જેનું ઉદાહરણ 'ગુડ નાઈટ પપ્પા! ગુડ નાઈટ મમ્મી!' જેવી વાર્તામાં જોવા મળે છે. અહીં કૌમાર્યનાં કેટલાંક સ્પંદનોને અનુભવતી રંજિતા પહેલી વાર માતાપિતાની સાથે જ સૂવાની રઢ ન લેતાં આપમેળે જ દાદીમાના ઓરડામાં જુદી પથારીમાં સૂવાનો પ્રસ્તાવ માતાપિતા સમક્ષ મૂકી એમને જે એક નાજુક આઘાત આપે છે તે ખરે જ અનન્ય છે. અહીં લેખકની એક મનોવિશ્લેષણાત્મક દૃષ્ટિનો પરિચય તો થાય છે જ પણ વિશેષ પરિચય થાય છે એમણે કેળવેલી એક કલાદૃષ્ટિનો – આ જ તાર પર એ બીજી વાર્તા—'...' —ગૂંથે છે પણ અહીં કૃતિ નબળી પડે છે.

શ્રીપુરુષના હૃદયસંબંધોનું નિરૂપણ લેખકનો બીજો કલાયત્ન છે જે બહુશઃ નિષ્ફળ નીવડે છે. પ્રેમાનુભવની અભિવ્યક્તિને અનુરૂપ સૂક્ષ્મ કલાસ્વરૂપ અહીં આપણે ત્યાં દોહ્યલું થતું જાય છે. સંગ્રહની બે વાર્તા—'જિન્દગીનો છેલ્લો દિવસ' અને 'ફોન ડિસકનેક્ટેડ'માં વિકૃત પ્રેમની બેડોળ આકૃતિ અંકાઈ છે. એક ઓફિસમાં સાથે કામ કરતાં સત્યેન્ અને તોરલ એકમેકની નજીક આવે છે. ઓફિસમાં આખોય દિવસ અસ્વસ્થ રહેલો સત્યેન્ ઘર તરફ જતાં રસ્તામાં તોરલને કહે છે. : 'જિંદગીનો આ કદાચ આખરી દિવસ છે. હવે હું તેને ફરી નહિ જોઈ શકું – નહિ મળી શકું.' તોરલ આ સાંભળી હબકી જાય છે. એક ઊંડો આઘાત અનુભવી એ સત્યેનથી છૂટી પડી ઘેર આવે છે. રાત્રિ ભારે પરિતાપમાં વિતાવે છે. સવારે અમંગળ શંકાકુશંકા કરતી થડકતે હૃદયે એ ઓફિસે આવે છે. બધું પૂર્વવત છે. તોરુ ટાઈપરાઈટર પર ડોકું ઢાળી સત્યેનના વિચારે ચડે છે ત્યાં 'તોરુ!' શબ્દ એના કાન પર પડે છે. એ સત્યેનનો અવાજ છે.

ચિઠ્ઠી આપી એ ચાલ્યો જાય છે. તોરુ વાંચે છે —: તોરું, માફ કરજે. ગઈ કાલે હું સાવ જૂઠું બોલ્યો હતો તારો પ્રેમ, તારી સહાનુભૂતિ મેળવવાના છેલ્લા ઉપાય તરીકે મેં—' કેવો બાલિશ ઉપાય! ના, આને માત્ર બાલિશ ઉપાય કહી ન છોડી દેવાય. આ એક મૂર્ખ પ્રેમીની ક્રૂર લાગણીનું દૃષ્ટાંત છે 'ફોનડિસ્કનેક્ટેડ'માં પણ પ્રેમનું આવું જ એક વિકૃત સ્વરૂપ જોવા મળે છે. અહીં અંતે ઘેરી કરુણ લાગણી ઉપસાવવા લેખક મૃત્યુને પણ લઈ આવ્યા છે—મૃત્યુ આઘાત આપે છે, એક પ્રકારની અરેરાટી જન્માવે છે પણ કરુણ ભાવ જન્મતો નથી. અંતનો આખોય પ્રસંગ નર્યો મેલોડ્રામેટિક છે જે લેખક ટાળી શક્યા હોત. સ્વપ્ન રીનાના પ્રેમમાં છે. એના માટે એનો ફોન આવે એ માટે એ ઝૂરે છે — બેહદ, એક વાર ફોનમાં રીનાનો અવાજ સંભળાય છે—: 'કશોક એક્સિડન્ટ થયો છે...ઘરનાં બધાં જ માણસો ત્યાં ગયાં છે. એ તકનો લાભ લઈ મેં તને ટેલિફોન કર્યો. કહે, કેવો સંજોગ છે!' 'મોસ્ટ ડ્રામેટિક! હું આ એક્સિડન્ટને દુઆ આપું છું:—સ્વપ્નનો અવાજ. રીના મોટર નીચે કચડઈ ગએલી બેબીનું વર્ણન કરતાં......' કહે છે કે બેબીની ખોપરી ફાટી ગઈ છે.'

પત્રકાર સ્વપ્નનું એના જ શબ્દોમાં કહીએ તો રૂંવાડુંય ફરકતું નથી.

રીના સંબોધે છે—'યુ બ્રુટ!'

સ્વપ્ન જવાબ વાળે છે—'માઈ સ્વીટી!'

ફોન ઉપરની રીના — સ્વપ્નની આખીય વાતચીત બે અમાનુષી પ્રાણીઓની વિશેષ તો લાગે છે. આ આખોય પ્રસંગ લેખક જક્સ્ટાપોઝ કરે છે તદ્દન અકલાત્મક, બેહૂદી રીતે — સ્વપ્નની પત્ની કોકિલાનો કોલ આવે છે. 'હલ્લો...હા, હું સ્વપ્ન, કોણ કોકિલા? આપણી બેબી? આપણી બે...બી...' ને ટેલિફોન ફરી એક વાર ડિસ્કનેક્ટ થઈ ગયો — એના પોતાનાથી જ. (અહીં લેખક ડિસ્કનેક્ટ શબ્દ દ્વારા એક વિશેષ લાગણી જન્માવવા માગે છે કારણ કે રીનાનો ફોન વારે વારે ડિસ્કનેક્ટ થઈ જતો હતો.) આવી નિર્હેતુક વાર્તા દ્વારા લેખકને શું સાધવું હશે? 'અનુસંધાન' 'અંધારપટ' અને 'દીવાલ પરની સ્ત્રી' માં વાર્તાની ભૂમિકા એક વિશિષ્ટ એવા અનુભવ પર મંડાએલી છે. પ્રમાણમાં ત્રણે વાર્તાઓ સરસ છે. બારીક પ્રસંગને લેખક છેક લગી અખંડ સાચવી શક્યા છે. મન-હૃદયનાં સૂક્ષ્મ સ્પંદનો લેખક સરળતાથી અહીં ઝીલી છક્યા છે.

સંગ્રહની તદ્દન નબળી વાર્તા 'છિન્નભિન્ન' છે. આ વાર્તાની સામે માત્ર વર્ણનાત્મક શૈલીએ લખાયેલી વાર્તા 'જલકમલવત્' મૂકવાથી લેખકની મર્યાદા અને શક્તિનો પરિચય મળી રહેશે. ભૂલેશ્વરના 'લલ્લુ નરસી માળા'ની કાળી, અંધારિયા, સાંકડી, ગંદી સૃષ્ટિ — માનવ જંતુઓથી ખદબદતી સૃષ્ટિનું તાદૃશ વર્ણન કરતી લેખકની શૈલી નગર-જીવનની ભીંસમાં રીબાતી જિંદગીનું એક કેવું વાસ્તવિક ચિત્ર દોરી જાય છે! કેટલાબધા અવાજો કેટલીબધી મંત્રણાઓ, કેટલાબધા સંઘર્ષો અહીં ભર્યા પડ્યા છે. અંતમાં લેખકે ભલે વાર્તા ઉપજાવવાનો પ્રયત્ન કર્યો હોય છતાં એક શબ્દચિત્ર તરીકે પણ 'જલકમલવત્ અનન્ય છે. એમને ફાવતી વર્ણનશૈલીનો એક સુંદર નમૂનો આ વાર્તામાં જોવા મળે છે, પણ જે ક્ષણે કથનમાં અને તેય એક વ્યક્તિના જેની કલ્પનાશક્તિ તીવ્ર છે તેવી વ્યક્તિના કથનમાં પરિણમે છે ત્યારે એક સરાસર નિષ્ફળતામાં તે ફેરવાઈ જાય છે. અહી કલ્પનશક્તિના અનુચિત અકલાત્મક અને અલૌકિક વિનિયોગની વાત છે, અહીં કલ્પનશક્તિની વિકૃત અભિવ્યક્તિની વાત છે. અહીં ઊર્મિશૂન્ય — વિચારશૂન્ય કલ્પનશક્તિના વંધ્ય આવિષ્કારોની વાત છે. છિન્નભિન્ન છું — એવો એક આક્રોશ ગુજરાતી કવિના — વાર્તામાં છેલ્લા કેટલાક સમયથી સંભળાય છે. માનવવેદના, આત્મવિષાદ, અભિશપ્ત વ્યક્તિત્વ, નગર-અરણ્યમાં ભટકતી નપુસંક સંસ્કૃતિ માનવમૂલ્યોને ગ્રસી સર્વત્ર પ્રસરતી ઉશરતા વગેરે વગેરે વિષયોના સંદર્ભમાં કવિ-વાર્તાકાર હાલ થોકબંધ કૃતક રચનાઓ રચ્યે જાય છે. આપણે એક બોગસ અને બનાવટી સંવેદનતંત્ર ઊભું કર્યું છે. યુરોપની આત્મચેતના ઉપર હિમની જેમ છાઈ વળેલા યુદ્ધોત્તર વિષાદને અપાર કારુણ્યથી છલકતી આત્મહૂંફ આપી તે આત્મવિદારક વિષાદને ધૈર્યપૂર્વક સહન કરી લઈ સઘળી કટુતા — કઠોરતાને ગાળી દઈ મનુષ્યમાં રહેલા પેલા માર્દવની રક્ષા કરતા જઈ, છિન્ન-ભિન્ન વેરાતા અંતરસ્તરને સુગ્રથિત કરતા જઈ એલિયટ આદિ સર્જકોએ પોતાના સમયને — યુગને અભિપ્રેત એવી ભાષામાં — રૂપમાં સાહિત્યસર્જન કર્યું છે. આપણે યુગજન્ય વેદના કે વિષાદની વાત જવા દઈએ, કારણ કે અહીં વૈયક્તિક કે સામાજિક કે આધ્યાત્મિક કે એવી

કોઈ પણ ભૂમિકાએ યુગવેદનાને આત્મસાત કરી શકીએ એવી સ્થિતિમાં નથી. અહીં પરિસ્થિતિ જ જુદી છે. અને એ માનવાને કોઈ બુદ્ધિગમ્ય કારણ નથી કે અહીં અત્યંત સુરક્ષિત જીવન જીવતા જઈ તમે 'છિન્નભિન્ન' એવો ઉદ્ગાર – સાચો ઉદ્ગાર કાઢી શકો. બાકી, ચેતોવિસ્તાર કે 'વિશ્વવ્યાપ્ત સંવેદન-તંત્ર' જેવા શબ્દો ભલે રહ્યા, એનું કોઈ વાસ્તવિક એટલે કે સાચું મૂલ્ય બહુ નથી – આપણે ત્યાં તો નથી જ.

તો અહીં જે કર્મ કરવાનું રહે છે તે માત્ર અર્થ વગરના શબ્દોની દૃષ્ટિએ, લય વગરની ભાષાની દૃષ્ટિએ તેમ જ સંવેદન વગરના આકારની દૃષ્ટિએ કરવાનું રહે છે. જેમ સાચો આનંદ દુર્લભ છે, તેમ સાચો વિષાદ પણ દુર્લભ છે. ટૉમ ગન નામના કવિએ એક સૂચક વિધાન કર્યું છે :– 'The agony of our time is that there is no agony" સંવેદનતંત્રની દૃષ્ટિએ ન તો કોઈ સાચું સંવેદન કે ભાષા દૃષ્ટિએ ન તો કોઈ સાચું Idiom આપણી કવિતા-વાર્તા જન્માવી શકી છે. વળગણ બની ચૂકેલાં ખોટા આભાસી લટકતાં પ્રતિરૂપોના જંગલમાં કવિ–વાર્તાકાર અટવાયો છે. સંગ્રહની છેલ્લી વાર્તા છિન્નભિન્નનાં કેટલાંક વાક્યો :–

'(સૂર્યના) પ્રકાશને કારણે જાણે પૃથ્વીને શરીરે સફેદ કોઢ થયો હોય એવું લાગે છે.'

'…ચાંદની લહેરાય ત્યારે જાણે આખા જગતની ચામડી કોઈએ ઊતરડી લીધી હોય એવું જુગુપ્સાજનક દૃશ્ય નજરે પડે છે.'

'…તારલાઓ તો મને…મજૂરના શરીર પર ચમકતા પરસેવાના ગંધાતા બુંદ જેવા લાગે છે…ને હું જાણે તારલાઓની દુર્ગંધ આવતી હોય એમ, નાકે રૂમાલ દઉં છું'

'…કોઈ વળી એના (ગુલાબના ફૂલના) ગુચ્છા કાપીને બાળકોના લોહી નીગળતા માથાની જેમ ફૂલદાનમાં ગોઠવે …કોઈ મરેલા વાઘની વણઝાર જેવી એની વેણી ગૂંથે.'

'…અસહાય જિંદગી મારા અસ્તિત્વની ફરતે યાતનાના રેશમના ઝીણા પણ જીવલેણ તાર વડે એકલતાનો કોશેટો વીંટવા માંડે છે.'

પ્રસ્તુત વાર્તાના 'હું'નું માનસ નર્યું રુગ્ણ છે. Grotesaue false imageries દ્વારા જૂઠી બનાવટી યાતનાને લેખકે રંગી છે. વ્યક્તિના ગુરુત્વાકર્ષણ કેન્દ્રને વિસ્તૃત કરવામાં એ કેન્દ્ર જ તૂટી જતું હોય છે. વૈશ્વિક સૌંદર્ય અને સત્યનાં ચિરંજીવ પ્રતીકો – સૂર્ય, ચંદ્ર, તારકો, પુષ્પો અને પૃથ્વીમાં વિકૃત અને હીન કોટિનાં કલ્પનો દ્વારા જુગુપ્સાજનક ચિત્રો જોતાં એમાં લેખકની લેખિની રાચે છે Aesthetic sense નો તીવ્ર અભાવ અહીં જણાય છે. લેખક પાસે પોતીકી એક શૈલી છે, એક ચોક્કસ વલણ છે છતાં એમણે અનુકરણમાં રચાતી આ પ્રકારની બનાવટી શૈલી શા માટે પ્રયોજવી પડે?

શ્રી મેઘાણીના શબ્દોને ગોઠવી એક વાક્ય બનાવીએ: વાર્તાકારને જે એક જીવનરહસ્ય જડયું હોય છે તેને તે સૌંદર્યની ભોંય ઉપર ઉકેલવા મથે છે. અહીં જે પાંચ વાર્તાકારો વિષે વિચાર્યું તેમનામાં સૌંદર્યની ભોંય ઉપર જીવનરહસ્યને ઉકેલવાની મથામણ દેખાય છે?

*

# નવલકથા

## ચંદ્રકાન્ત શેઠ

ગુજરાતી નવલકથા-ક્ષેત્રે કારીગરો ઘણા છે, કલાકારો —સર્જકો ઘણા ઓછા છે. આમ જનતા (mass) અને પ્રકાશકોનો પક્ષપાત નવલકથા માટે જેટલો છે તેટલો ટૂંકી વાર્તા બાદ કરતાં અન્ય સાહિત્યપ્રકારો માટે નથી ગુજરાતી નવલકથાક્ષેત્રે વિપુલતા છતાં સર્જકતાની અછત વરતાય છે, તેનાં કારણોમાં આ પણ એક કારણ નોંધી શકાય. જેમને ભાષાના ઉપાદાનનો પણ ખપજોગો પરિચય નથી તેવા, સૂક્ષ્મ જીવન-વિવેક ને કલાવિવેક વિનાના કારીગરો નવલકથાસર્જનની સમસ્યામાં મદદરૂપ થાય એમ નથી.

૧૯૬૭ની નવલકથાઓમાં ઉત્તમ – શકવર્તી નવલકથા એક પણ નથી; પરંતુ સાંપ્રત નવલકથા–સર્જનની સમસ્યામાં સહાયભૂત થાય એવી ('ઝંઝા', 'પેરેલિસિસ', 'સોનલછાંય', 'વાંસનો અંકુર', 'એકલવ્ય', 'અનુબંધ', 'ચલ–અચલ', 'જૂજવાં રૂપ', 'વેળાનાં વછૂટયાં', 'સર્પ અને સીડી' જેવી) નવલકથાઓ મળે છે. આ નવલકથાઓ કલાદૃષ્ટિએ સંપૂર્ણ નથી, છતાં નવલકથાસર્જન પ્રત્યે કલાકારની જાગૃતિનો સ્પષ્ટ નિર્દેશ કરે છે અને તેથી તેમનો

વિચાર અત્રે પ્રસ્તુત બની રહે છે. જેઓ નવલકથાક્ષેત્રે વસ્તુ, પાત્રનિરૂપણશૈલી, ભાષા આદિમાં કશુંક નવું– અપૂર્વ લાવવા યથાશક્તિ પુરુષાર્થ કરે છે તેમાં સર્વ શ્રી રાવજી પટેલ, રઘુવીર ચૌધરી, શિવકુમાર જોશી, ધીરુબહેન પટેલ, ચંદ્રકાન્ત બક્ષી, મોહમ્મદ માંકડ અને પિનાકિન દવે જેવાનાં નામ સહેલાઈથી લઈ શકાય. આ નવલકથાકારો સામે નૈતિમૂલક અભિગમથી લખવું હોય તો લખી શકાય, પણ એ તંદુરસ્ત વલણ નથી. આ નવલકથાકારોએ નિષ્ફળતાનું જોખમ લઈને નવલકથાક્ષેત્રે એકાદ કદમ આગે મૂકવાનું જે વલણ દાખવ્યું છે તે માટે થઈને પણ તેઓ સર્જકો છે. તેમના આ સાહસમૂલક પદાર્પણમાં તેમની સર્જનવૃત્તિ–શક્તિ ઉપરાંત, એની પાછળનાં જે પ્રેરકબળો – આજે આપણી આસપાસ અંદર–બહાર ચાલતા જીવનપરિવર્તનમાં કારણભૂત એવાં છે તે પણ ચકાસવા જેવાં છે.

જે પરિબળોએ Ulyssesને જન્મ આપ્યો એ પરિબળો પશ્ચિમની હવા પૂરતાં મર્યાદિત રહી શક્યાં નથી. તે પરિબળો પૂર્વમાં સંચાર અને પ્રચાર પામ્યાં છે. તેની અસરથી સાંપ્રત સર્જક ઇચ્છે તોપણ અલિપ્ત રહી શકે એમ નથી. ભારતીય સંસ્કૃતિના અતિ ઉત્સાહમાં જો પાશ્ચાત્ય સાહિત્ય જેવું કંઈ પણ સર્જાય તો તેને અનુકરણ જ માની ચાલીશું તો તે વલણ જીવનવિરોધી, સમયવિરોધી અને આત્મવિધ્વંસક જ પરિણામે નીવડશે. ફ્રૉઈડ કે આઇન્સ્ટાઈને, જોયસ (Joyce) કે એલિયટે જે સિદ્ધ કર્યું તે અમુક લોકો માટે જ નથી, આપણા માટે પણ છે. અને તેથી જ એમની સિદ્ધિઓના પ્રકાશમાં આપણો સર્જક આત્મબળે કામ કરે તો તેમાં વાંધો લેવાપણું હોય નહિ. તેથી જ ચંદ્રકાન્ત બક્ષી જેવાની નવલકથાઓમાં modern lifeના નિરૂપણમાં પાશ્ચાત્ય સભ્યતાનો સ્પર્શ લાગે તો તેથી ભદ્રંભદ્રીય આવેશમાં આવવાની જરૂર રહેતી નથી, કેમ કે આપણી સાંપ્રત ભારતીય સભ્યતામાં પણ એનો પાસ છે; અલબત્ત, એમાં પણ સર્જકની વિવેકબુદ્ધિની અપેક્ષા રહે છે જ.

સાંપ્રત કાળ Romances – અદ્ભુતરસિક નવલકથાઓનો નથી. Chronological timeના સંદર્ભમાં એક પછી એક ઘટના બનતી બતાવવામાં સાંપ્રત નવલકથાકારને રસ નથી. એક વત્તા એક એટલે બે – એવા સીધા સાદા ઘટનાઓના ગાણિતિક સમીકરણમાં–સંબંધમાં સાંપ્રત નવલકથાકાર રહેવા માગતો નથી. કેટલીક વાર એક વત્તા એક એટલે શૂન્ય કે અનંત – એવો ઘટનાસંબંધ પણ તેના અનુભવમાં આવ્યો છે. પરિણામે ઘટનાઓમાં ઘટના લેખે એનો રસ હવે રહ્યો નથી. "Experience is remoulding as every moment, and our mental reaction on every given thing is really a resultant of our experience of the whole world up to that moment" આવી અનુભવ અંગેની પ્રતીતિને કારણે આજનો નવલકથાકાર ઘટનાઓના ત્વરિત પરિવર્તન (change) માં નહિ પણ તેના વિકાસ (development)માં સક્રિય બન્યો છે. સાંપ્રત નવલકથાકાર ત્રણ મુખ્ય બાબતોથી પ્રભાવિત થઈ કામ કરે છે "...... the three major factors that have influenced and in a sense produced the modern novel—the breakdown of public agreement about what is significant in experience and therefore about what the novelist ought to select, the new view of time, and the new view of the nature of consciousness – co-operate to encourage the novelists to concentrate on aspects of the human situation which were not the major concern of earlier novelists.........and to discover new techniques for achieving their new aims." –David Daiches (The Novel and the Modern World-p. 11-12) ઘટનાની પસંદગી સાંપ્રત નવલકથાકાર પોતાની રીતે પાત્રગત મનોવ્યાપારને ધ્યાનમાં લઈ કરે છે. એ ઘટનાઓનો સંબંધ પણ મનોવ્યાપારને અનુકૂળ હોય છે. 'સોનલ છાંય' મા ઘટનાઓ કથાપટને વિસ્તારતી, છેવટે જે પરિણામ પર વિરમે છે એ પરિણામના સંદર્ભમાં ઘટનાઓનું પુનરવલોકન આવશ્યક બને છે. અમૂલ્ય અને રેવા (પિયુ) નો સંબંધ કેવળ વિચ્છિન્ન ઘટનાઓ જોવાથી પૂરેપૂરો પમાતો નથી, પણ પરિણામના સંદર્ભમાં એ ઘટનાઓનો પુનર્વિચાર કરવાથી તે સત્યને પામી શકાય છે. Joseph Frankનું આ સંદર્ભમાં એક વિધાન

ઉપયોગી છે. તેનું માનવું છે કે A stream of conscious-novel cannot be "read" in the usual sense – it can only be re-read.

'સોનલ છાંય' માં અમૂલ્ય અને રેવા સંકુલ માનવસંબંધના એક વિશિષ્ટ અર્થના ઘટકો છે. નવલકથાકારને જે અમૂલ્યનું દર્શન કરાવવું છે તે અમૂલ્ય 'અમૂલ્ય' માં નથી, પણ રેવા સાથેના આંતર-સંબંધમાં છે. અમૂલ્યના જીવનનું કેન્દ્ર લેખકે વર્ણવેલી એની વિશિષ્ટ નજરની અંદર ક્યાંક છુપાયેલું છે. ભાવક એ કેન્દ્ર પામે એ જેટલું જરૂરી નથી, એટલું જરૂરી છે અમૂલ્યની પેલી અનિર્વચનીય નજરને યથાતથ તે પામી શકે એ. ઉપર્યુક્ત વલણને કારણે આજની નવલકથામાં કેટલીક વાર અનેક પાત્રો દ્વારા એક જ પાત્રની ઉપલબ્ધિ થાય છે. (દા. ત. 'ઝંઝા'માં પૃથ્વી) અથવા એક જ પાત્રના એકાંતને સર્જવા માટે એકાધિક પાત્રોનું નવલકથામાં આવવું, જીવવું અને કેન્દ્રસ્થ પાત્રના જીવનમાં પ્રવેશવું અનિવાર્ય બને છે. (દા. ત. 'ઝંઝા' 'પેરેલિસીસ' 'સોનલ છાંય' 'એકલવ્ય') 'ઝંઝા'નો નાયક પૃથ્વી, 'પેરેલિસિસ' ના નાયક પ્રો. શાહ અને છેવટે ગેરુરંગ્યાં વસ્ત્ર અપનાવનાર 'સોનેલ છાંય'ના નાયક અમૂલ્ય મહેતા – એમની નવલકથાને અંતે કઈ પ્રતીતિ છે? ઉત્તર સહેલો નથી. આમ ઉત્તર તો અનેક આપી શકાય. 'Loneliness is the great reality, love the great necessity'– આ બેનો મેળ કરવાની સમસ્યા આ સૌમાં છે જ. પણ આવા ઉત્તર આપી દેવામાં કશાક બેહૂદાપણાનો અનુભવ થાય છે, something absurd એમ લાગે છે. મનુષ્ય અંતર્મુખ બન્યો છે. પોતે કેવું મોટું વિશ્વ પોતાની અંદર લઈને જીવે છે! અને છતાં એ વિશ્વમાં સ્વાયત્તતાની કોઈ પ્રતીતિ કે બાંહેધરી નથી. એવી પ્રતીતિ માટે જીવનના એકે એક શ્વાસનો ઉપયોગ કરે છે. તે છતાં આ ખેવના અને વેદના વચ્ચે મોજાની જેમ અવિરામ બેચેનીથી ઊછળતા, પડતા, ભાંગતા, ખેદ્ય થતા ને ફરીથી પાછા પડતા માનવમનને જેમનું તેમ રજૂ કરીને વિરમે અને ત્યાં જ નવલકથાની ક્ષિતિજ– – અવકાશ મર્યાદા બતાવી નવલકથાકાર મૌન સેવે તો એમાં કશું ખોટું નથી, કદાચ આજની પળે એ જ ઇષ્ટ લાગે છે.

સાંપ્રત નવલકથામાં ઘટના ને પાત્ર દેશકાળસાપેક્ષ સ્થિતિ–ગતિની રૂપાંતર પ્રક્રિયામાં અધિષ્ઠિત ચેતનાના પર્યાયરૂપ–પ્રતીકરૂપ છે.'character is a process not a state'– એ વસ્તુની નવલકથાકાર પ્રતીતિ કરાવે છે. આટલે અંશે આ ઘટના અને પાયામાંથી સ્થૂલત્વને ગાળી શકાયું છે. 'પેરેલિસિસ'માં પેરેલિસિસની પસંદગી ચેતનાના સંદર્ભમાં સૂચક છે. એમાં નિરૂપાયેલાં ઘટના અને પાત્રમાં બાહ્ય – સ્થૂલ રીતે તો કશું સંકુલ નથી, ને છતાં જે સંકુલાની છાપ મન પર પડે છે તે ક્યા બળે? ઘટનાના બિન્દુથી પાત્રના બિન્દુ સુધી માનવ ચેતના જે રીતે સ્થિત્યંતર–ગત્યંતર દ્વારા રાસાયણિક રૂપાંતર પામતી રહે છે તેના બળે જ ને? આ રૂપાંતર–લીલાને કારણે ઘડીકમાં ઘટના કેન્દ્રભૂત લાગે છે તો ઘડીકમાં પાત્ર. આને પરિણામે નવલકથાને 'પાત્રપ્રધાન કે ઘટનાપ્રધાન'નું 'લેબલ' લગાડવું મિથ્યા થાય છે.

સાંપ્રત નવલકથામાં દેશકાળની સાપેક્ષતામાંથી છૂટવાનો સબળ પ્રયત્ન થાય છે. Proustના સંદર્ભમાં Leon Edel–એ એક સુંદર વાત કરી છે. તે લખે છે: His purpose, as we know, was a search for universal laws,for Time – not the time which we see ticking its way mechanically across the five of a clock, but the time, which sometimes makes five minutes, seem like a day and makes a day sometimes puss as if it were five minutes". (The Psychological Novel – 1900-1950, P. 105) સાંપ્રત નવલકથાકાર સમયને પરાધીન રહેવા કરતાં તેને સ્વાધીન કરવા પ્રયત્ન કરે છે. એ પ્રયત્ને અનેક પ્રકારનાં સ્થાપત્યવિધાનો નવલકથામાં શક્ય બનાવ્યાં છે. 'ઝંઝા' 'પેરેલિસિસ' અને 'સોનલ છાંય' માં આ વલણ જોઈ શકાય છે. સર્જક વર્તમાનની ભૂમિકા પર સ્મૃતિ દ્વારા ભૂતકાળને ખેંચી લાવી અને સ્વપ્ન દ્વારા જાગ્રત રીતે અનનુભૂત એવા કાળને નિરૂપી કાળના અને જીવનલીલાના સાતત્યને વ્યંજિત કરે છે; સાથે સાથે વર્તમાનના ભૂત અને ભાવિમાં લંબાતા છેડાઓને વ્યંજિત કરી તેના સંકુલ અને સમગ્ર રૂપને સાકાર કરે છે. સર્જક પોતે સમયના પ્રવાહમાં સરતો છતાં તેની પાર નીકળી, તટસ્થ રહી, પોતાને પોતાની બહાર રહી પામવા પ્રયત્ન કરે છે. શ્રી રાવજી પટેલ

ડાયરીનાં પાનાં પર નિજ અનુભવોની કથા આલેખતાં મનના ત્રિકાળવિહારને સ્વાભાવિકતાથી રજૂ કરવા મથે છે. ડાયરીનું લેખન તો વર્તમાનનો અનુભવ એના લખનાર માટે છે, પણ ડાયરીમાં વહી ગયેલી–જતી પળોને શબ્દોમાં સ્થિર કરવાનો લેખક પ્રયત્ન કરે છે. કથાનો નાયક પૃથ્વી શબ્દો દ્વારા ભૂતકાળની પળોને જાણે મનપસંદ રીતે ફરીથી ડાયરીમાં જીવી લે છે. એ ડાયરી પૃથ્વીની ગેર-હાજરીમાં પૃથ્વીનું સ્થાન લઈ ક્ષમા સાથે વાત કરે છે! ક્ષમા ડાયરી દ્વારા પૃથ્વીને જ નહિ, તેના એકાન્તને પણ સાંભળે છે. ડાયરીનો એ રીતે વિનિયોગ કરવામાં તો કર્તાની સિદ્ધિ છે. વળી રાવજીએ ટેપરેકર્ડનો જે રીતે આ નવલકથામાં વિનિયોગ કર્યો છે તે પણ દાદ માગી લે તેવો છે. ટેપરેકર્ડનો નાટકક્ષેત્રે કલાત્મક વિનિયોગ એક વિદેશી નાટકકારે કર્યો છે. પાત્રના મનોગતને જાણે એના દેહથી છૂટું પાડી અન્ય પાત્રના એકાંતને ભરી દેવામાં અહીં ટેપરેકર્ડનો ઉપયોગ થાય છે. એ દ્વારા લેખક આપણને અમૂર્ત મૂર્તતા અને મૂર્ત અમૂર્તતાનો અનુભવ કરાવે છે. શ્રી ચંદ્રકાન્ત બક્ષીએ શબ્દને સહચારી એવી ઘટનાઓના વિવિધ–કાલીન સંદર્ભોને વર્તમાન પળમાં જોડાજોડ મૂકી, વર્તમાન પળની સંકુલતાને, એ પલના પટમાં પ્રગટ થતા મનના ઊંડાઈ અને વ્યાપકતામાં સક્રિય એવા આકારોને પ્રગટ કર્યા છે. આરંભમાં ત્રણ સ્વપ્નો આવે છે. આ સ્વપ્નો પૅરેલિસિસમાં સપડાયેલા પ્રો. શાહના મનોવિશ્વની વિચિત્ર રીતે અને તેથી આકર્ષક રીતે યથાતથ ઝાંખી કરાવે છે. માનવમનને વાસ્તવ-જગતમાં જે અવિલોપ્ય નિયમોની સંબંધજાળ દ્વારા આપણે પકડીએ છીએ એમાં પરિચયનું કૌતુક કે આનંદ યથેચ્છ ઉપલબ્ધ હોતાં નથી. સર્જક તેથી આમ સ્વપ્ન દ્વારા, પોતાના યાદચ્છિક પદાર્થગત સંબંધો દ્વારા માનવ-મનનો કૌતુકપૂર્ણ પરિચય કરાવે છે; અને એ પરિચય દ્વારા આપણે આપણા મનનો પણ કૌતુકવેશે નૂતન પરિચય પામીએ છીએ. 'સોનલ છાંય'માં પણ શ્રી શિવ-કુમારે અમૂલ્ય મહેતાની ડાયરી દ્વારા ઉપર કહેલો અનુભવ કરાવ્યો છે. આવો પ્રકારની ટેકનિકનાં સગડ 'સરસ્વતીચંદ્ર' સુધી પહોંચે છે; પરંતુ તેનો વિશેષભાવે આવિર્ભાવ સાંપ્રત નવલકથાઓમાં જોવા મળે છે.

આ વર્ષમાં જેને 'સામાજિક', 'ઐતિહાસિક' – એવાં 'લેબલ' ચોંટાડી શકાય એવી નવલકથાઓ મળી છે. (દા.ત. શ્રી રસિક મહેતા કૃત 'નૂરજહાન ૧–૨–૩' શ્રી પેટલીકરકૃત 'જૂજવાં રૂપ' જેવી) આ નવલકથાઓ 'સામાજિક' ઐતિહાસિક હોવા માત્રથી કલાકૃતિરૂપે મટી જતી નથી. સાંપ્રત સર્જકતાના આવિર્ભાવવાળી જે નવલકથાઓની આપણે ઉપર ચર્ચા કરી તેને 'સામાજિક' લેબલ લગાડવાનો અર્થ નથી. એમાં વાસ્તવિક માનવજગતનો વિષય છતાં એના સર્જકનો અભિગમ સમાજલક્ષી નહિ તેટલો વ્યક્તિલક્ષી જોવા મળે છે. આ નવલકથાઓમાં સમષ્ટિગત કે બહિર્મુખ વલણ કરતાં વ્યષ્ટિગત કે અંતર્મુખ વલણ વધારે દાખવે છે. 'ઝંઝા', 'પૅરેલિસિસ' એ પ્રકારની નવલકથાઓ છે. સંપ્રત નવલકથાઓમાં અહમ્‌નો પુરસ્કાર નહિ, પણ સ્વીકાર તો અવશ્ય જોવા મળે છે શ્રી રઘુવીરની નવલકથાઓ એનાં ઉદાહરણ છે. 'એકલવ્ય'નો નાયક એકલવ્ય અહંનિષ્ઠ છે. આ અહંનિષ્ઠા આત્મનિષ્ઠા અને વ્યક્તિનિષ્ઠાના પરિવેશમાં પ્રગટ થાય ત્યારે વચમાં વિઘ્નરૂપ થતી નથી. સાંપ્રત નવલકથામાં અહંનિષ્ઠા પોતાના અસ્તિત્વને સમજવા મથતી, તે સમજાય ત્યાં સુધી તેનું સંરક્ષણ અને સમર્થન કરવા મથતી શ્રદ્ધા-અશ્રદ્ધાભરી સંકુલ મનઃસ્થિતિમાંથી પ્રગટેલી ભાવના છે.

સાંપ્રત નવલકથામાં નિરૂપણનો ઢાંચો ઝડપથી બદલાતો રહ્યો છે. એમાં મનોવૈજ્ઞાનિક દૃષ્ટિકોણે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. શ્રી ધીરુબહેન પટેલ કૃત 'વાંસનો અંકુર'-માં તે જોવા મળે છે. વિલિયમ જેમ્સે 'stream consciousness નો જે ખ્યાલ મૂક્યો તેને નવલકથામાં એક વિશિષ્ટ નિરૂપણ–પદ્ધતિને પ્રવર્તાવી. સાંપ્રત નવલકથામાં એ પદ્ધતિ બહુધા અવનવાં રૂપો લઈ આવે છે. એને નવલકથામાં જે પરિવર્તન આણ્યું તેનું David Daiches–એ સુંદર વિવરણ આપ્યું છે. તે લખે છે:

"The "stream of consiousness" method, as its most subtle and most intense, is able to achieve by depth what the traditional method achieves by entension. It provides a method of presenting character outside time and place, in the double sense that, first, it separates the presentation of consiousness from the chronological sequence events, and second, it enables the

quality of a given state of mind to be investigated so completely, by means of pursuing to their end the remote mental associations and suggestions, that we do not need to wait for time to make the potential actual before we can see the whole."

(The Novel and the Modern World–P. 24)

શ્રી રાવજી પટેલે 'અશ્રુઘર'માં જે નિરૂપણ–રીતિ અજમાવી હતી તેથી જુદી જ રીતિ 'ઝંઝા'માં અજમાવી છે. સાંપ્રત નવલકથાકાર અભિવ્યક્તિની કલા પરત્વે પણ વિશેષ સજાગતા દાખવે છે. ડાયરી, પત્ર, સ્મૃતિ, સ્વપ્ન, ટેપરેકર્ડર વગેરેનો વિનિયોગ નવલકથાકાર વૈવિધ્યપૂર્ણ રીતે નવલકથામાં કરી શક્યો છે, જોકે એમાં પોરસાઈ જવાય એટલી સફળતા જોવા મળતી નથી. ડાયરીને સ્વરૂપે નવલકથા લખવાનો રાવજીનો પ્રયત્ન 'ઝંઝા'માં એકંદરે પ્રશસ્ય છે. ડાયરી–લેખનની સ્વાભાવિકતા સાથે કલાત્મકતા લાવવા માટે તે આરંભથી જ સજાગ છે. વળી ક્ષમાની ડાયરીનો ઉપયોગ લેખકે નિરૂપણની સગવડ માટે કર્યો તે વરતાઈ આવે છે, છતાં તે દ્વારા કલાનો અર્થ પણ કેટલેક અંશે સિદ્ધ થયો છે. પૃથ્વી અને ક્ષમાને એકબીજાની આંખના એકાંતમાં પ્રતિબિંબિત થયેલાં જોવાની તક મળે છે. 'પેરેલિસિસ'માં પ્રો. શાહના દાંપત્યજીવનનો સ્મૃતિ દ્વારા મેટ્રન સાથેના વર્તમાનકાલીન સંવાદોમાં થયેલો વણાટ નોંધપાત્ર છે, જોકે એ પદ્ધતિનો અતિરેક કૃત્રિમ અને એકસૂરીલો (monotonus) લાગે છે. શ્રી. શિવકુમારે પણ સગવડ ખાતર અમૂલની ડાયરીનો આશ્રય લીધો છે. 'અનુબંધ' સ્વપ્ન ને સ્મૃતિ ઉભયનો, – અલબત્ત, પ્રમાણમાં થોડો – ઉપયોગ થયો છે. સ્મૃતિ, સ્વપ્નાદિનો કાર્યસાધક રીતે નવલકથામાં ઉપયોગ કરવામાં કલાવિવેક ને સૂઝ અનિવાર્ય છે. સાંપ્રત નવલકથાની નિરૂપણશૈલીમાં જે નવતા છે તે માત્ર ઉપરનાં સાધનો આવ્યામાત્રથી નથી. આગળ કહ્યું તેવી ઘટના–પાત્ર પરત્વેની સાંપ્રત વિભાવના અને તદનુરૂપ કલાકારનાં રસ–રુચિ તેમાં કારણભૂત છે. વળી પ્રકૃતિ, પ્રતીકો, ભાષા આદિનો પણ સંગઠિત સહકાર એમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

સાંપ્રત નવલકથાઓમાં મનુષ્ય અને પ્રકૃતિનો સંદર્ભ મનોભૂમિકાએ નિરૂપણ પામે છે. માનવની દૃષ્ટિ અને સૃષ્ટિનો સંબંધ શબ્દની સપાટીએ પ્રતીક–કલ્પનનું રૂપ પામી પાત્ર–ઘટનાગત લેખકની સંવેદનાનો અભિવ્યંજક બની રહે છે. આ મનુષ્ય, આ મનુષ્યેતર સૃષ્ટિ – એમ સહેલાઈથી વર્ગીકરણ કરી શકાય એવા ભેદની સ્થૂલ કક્ષાએ આધુનિક નવલકથાકાર રહી શકે એવી એની માનસિક પરિસ્થિતિ નથી. અજ્ઞાત મનના અંધાર–ખંડોમાં ઊંડે ને ઊંડે સરતાં એને અવાસ્તવિક લાગે એવી વાસ્તવિકતાનું દર્શન થતું જાય છે. મનનાં મૂળિયાં વ્યક્તિની અંદર જ નહિ, બહાર પણ ઊંડે ને ઊંડે ઊતરીને ફેલાયેલાં છે. પરિણામે માનવ–મનનું એકાદ સ્પંદન પણ અનંત સ્પંદનોના કારણરૂપ અને પરિમાણરૂપ ભાસે છે. બધું જ સાપેક્ષ છે, અને તેની પાર જવાનો પ્રયત્ન પણ સાપેક્ષતાને શક્ય તેટલા બૃહદ્ વ્યાપ અને ગહરાઈથી શબ્દની ભૂમિકાએ અવતારવાની પ્રક્રિયામાં પ્રગટ થતો રહ્યો છે. એ જેટલી વિચિત્ર એટલી જ વાસ્તવિક ઘટના છે. ફૂલ અને સૂર્ય વચ્ચે ગઈ કાલે જેટલું અંતર હતું એટલું આજે નથી. સર્જકની આંખમાં બંનેની અંદર રહેલા અભિન્નત્વનો અર્થ ચમકે છે; અને એ રીતે દ્રષ્ટાની દૃષ્ટિનો પણ નૂતન પરિચય મળે છે. શ્રી રાવજી પટેલની 'ઝંઝા'માંના નીચેના બે પરિચ્છેદ આ સંદર્ભમાં ટાંકવા જેવા છે :

"મારી પાસે આમ તો પારાવાર છે. રેતીકણોનાં મોજાં એ મારો આગવો વૈભવ છે. રેતીનાં મોજાંની ઉષ્ણ થપાટો મારા જીવન સમસ્ત પર વાગે છે. કોણ જાણે શુંય થશે? કાલ કેવી ઊગશે, એની કોને ખબર? મારે સંબંધોના મલિન રસથી રોજ ખરડાવાનું! મારે સંદર્ભો સહિત જીવવાનું! મારા સાચને કદીય સામાના કાનમાં જવા ન દઉં એ તે કેવું જીવવાનું? સંદર્ભોનાં પડ એક પર એક એમ બાઝી બાઝીને એક પાતળી રેખાનું મોટું મોટું અને પછી તો વિકરાળ વૃક્ષ બનીને નામને ક્યાંય દબાવી દે છે. મૂળના અનાજને વિસારે પાડી દીધો છે. ખિસ્કોલીના લાકડા માટે વૃક્ષ પર ચડવાની ચેષ્ટા અને મમ્મીની ભયજનક ચીસનો સંદર્ભ, વિક્રમોર્વશીયમ્નો બીજો અંક અને શિક્ષકની કરડી નજરનો સંદર્ભ, ટેલિફોન, પત્ર અને ફોટોગ્રાફમાંથી અસંખ્ય ફોટાઓ મને વળગી પડ્યા છે. મને ટેપ વસાવવાનું

મન થયું ત્યારથી આજ સુધી મેં મારા ભૂતકાળને અસંખ્ય પટ્ટીઓમાં જડી દીધો છે. મારા ભૂતકાળ પાસે, મારા ભૂતકાળ પાસે અસંખ્ય પ્રલાપો છે. એને ખોદી કાઢીને કટાયેલી વાણીને હવે કાઢવાનો શો અર્થ છે? કટાયેલી વાણીનો પરિચય મને ક્લેશ આપે એ કરતાં તો બધું ભલે ધરબાઈ રહેતું." ('ઝંઝા'-પૃ ૧૭૨)

"...મને થયું: આ બધું શું મેં જ લખી નાખ્યું છે? હું આવું કદીય ન લખી શકું; મારી પાસે આવું આવું લખવા માટે કશું જ નહોતું. મારા સિવાય કશું જ નહોતું. ને મારાથી બીજું તો શું થઈ શકે! હું મારાં માબાપને રીઝવી શકવા સમર્થ નથી. એમની અને મારી વચ્ચેની ભ્રમણાની અભેદ્ય દીવાલ હું ખેસવી શકતો નથી. હું અશક્ત છું. મારો સંબંધ એમને માટે ફૅશન છે. એમ જ છે. નહિ તો પુત્રને આમ દૂર રઝળવા દે કે? માણસને સંબંધની લગીરે તમા નથી. એને પડી છે કેવળ સફીભક સભ્યતાની. સભ્ય જગતમાં જે પુત્ર એના પિતાને માથે સૂરજનો તાજ પહેરાવી શકવા શક્તિમાન છે એની જ ગણના થઈ શકે. મારે એવી લપછપમાં ક્યાં પડવું છે? એમનો પ્રભાવ અને પગનું પગરખું મારે મન સમાન છે. રોજ રોજ ઘડિયાળની ટકટક સાંભળી સાંભળીને એને અનુસરીને સભામાં-ગિરદી મારે નથી વધારવી. મારો સમય અલગ છે; મારી ક્ષણોમાં સભાની પિનડ્રોપ સાયલન્સમાં ગૂંગળાતી કાર્યવહીઓ નથી ચાલતી, મારી ક્ષણોમાં તો ડાળીએ ડાળીએ ઊડ્યા કરતાં પક્ષીની વેદના છે. મારી ક્ષણોમાં ઘૂસી જતો સભ્ય સમાજ થૂંકની જેમ તરત અલગ પડી જાય છે. મારે ફોન પર મમ્મી-પપ્પા સાથે વાત નથી કરવી. લાઈટ-હાઉસના રાજમાર્ગ પર કારમાં બેઠેલી મમ્મીના ડ્રાઈવરનો હાથ ઊંચો થાય છે એટલું મારા માટે પૂરતું છે...મમ્મીનો ડ્રાઈવર મને જોઈને હાથ હલાવે...! હસવું આવે એવી ઘટના હતી"

('ઝંઝા' પૃ. ૧૯૫)

કેટકેટલા પદાર્થો એકત્ર થઈ, પૃથ્વીની મનોભૂમિકામાં ઉપરતળે થઈ, નિયતિ-માન્ય સંબંધ સૂત્રોને છિન્ન કરી, પોતાના ભિન્નત્વને ભૂંસી નાખી, રૂપાંતર પામી પૃથ્વીની આંતર સંવેદનાનો અખંડ સંદર્ભ બની અહીં પ્રગટ થાય છે! અહીં કશું છિન્ન નથી, કેમ કે છિન્નતા એટલે જ સર્જકતાનો અભાવ! અહીં તો સર્જકતાની અખંડસદરી સર્વ વિચ્છિન્નતાઓને સ્વરમેળમાં બેંચી જઈ, કલાગત સંવાદિતા તરફ તે પ્રેરે છે અને જીવનના એકાકારપણાની પ્રતીતિ-અનુભૂતિ કરાવી રહે છે. આવા જ ગદ્યખંડો 'પૅરેલિસિસ', 'સોનલ છાંય' અને 'અનુબંધ'માં પણ મળે છે:

"ધસડાઈને એ બારી પાસે આવીને એક પગ પર ઊભો રહી ગયો અને બારી પર ઝૂકી ગયો. દિવસો થયાં જોવા મળ્યું ન હતું. એ બધું-ચઢના દિવસની દુનિયા, એક ફાટેલું, ખુલ્લું ખુલ્લું આસમાન, સવારની હવાઓ; મુલાયમ તડકાઓ જગાડી મૂકેલા, ઘાસમાં સેરેલા વૉટરકલર રંગના પડછાયાઓ, દૂર ક્ષિતિજ પર ઝૂકતું, ધોવાયલા કાજળના રંગનું ધુમ્મસ, પગ નીચે રોંદાયલા ઘાસોની મટિયાલી મહક, લહેરાતી નિઃસ્તબ્ધતાની છાતી પર તગતા અવાજો, બુગેનવીલાની સખ્ત છાલ પર રેંગતા નવી પાંખો ફૂટેલા કેસરી મંકોડા, છાતીમાં શ્વાસ ભરીને સરકતાં સુરમાઈ વાદળાં, ઝૂમતાં ફૂલો, રાતભર વરસેલા ઓસમાં ધોવાઈને ઝલઝલી ઊઠેલી વૃક્ષોની કિનારીઓ પર ફૂટેલી કૂંપળોની બાલ્ય-લીલાશ, ગીચ આત્મીયતામાં ઊભેલાં સીધાં ઝાડો, સૂર્ય—દિવસો થયાં જોવા મળ્યું ન હતું એ બધું, આંખો સામે ખૂલી ગયું. એને, મરી ચૂકેલા અર્ધ-શરીરમાં વેદનાની ટીસ ઊઠી હોય એવો, સંગીન આનંદ થયો. ધીરેથી એણે હેરપીન નીચે ફેંકી દીધી..." ('પૅરેલિસિસ'-પૃ. ૫૩-૪)

"મને કહે, પિયુ સાતસાગર પાર કરીને બારડાને જોરે કિનારે પહોંચ્યો, ત્યાં સોનલવરણી છાંય પથરાઈ હતી, પણ ધીરે ધીરે પેલા કિનારાની નાળિયેરીઓએ છાંયો આટોપી લીધો, ખૂબ તૃષા જાગી. મીઠી વીરડીની શોધમાં નીકળ્યો. તું મળી, ખાડો ખોદ્યું ને પાણી નજરે પડે. ચળકતાં પારદર્શક મીઠાં પાણી વડે, અને જ્યાં મુખ નીચું કરીને પાણી પીવા જઉં ત્યાં વળી એ પાણી પાતાળમાં ઊતરી જાય: મેં કહ્યું, 'તો અમૂલખ ખોબલે ખોબલે એ પાણી કાં ન પીધું? સીધું મોઢું માંડવા કાં ગયા?' તો કહે કે વીરડી ખોદતાં ખોદતાં હાથ ઉપર રેતી ચોંટી હતી. પાણી ભેગી રેતી પણ પેટમાં જાય તો મને પાલવે તેમ નો'તું.. બિચારા તરસ્યા રહ્યા મારા અમૂલખ, કારણ એવું બન્યું કે પેલી મૂરખ વીરડીને ખોટાઈ જવાની બીક લાગી તે પાતાળમાં ઊતરતી ચાલી...'

('સોનલ છાંય'-પૃ. ૧૭૬-૭)

" પછી ?—એક આંબો હતો અખાખજ. શિશિરે એને ખૂબ થથરાવ્યો

ગ્રીષ્મે એને બાળ્યો ને વર્ષાએ એનાં મૂળિયા ઉખાડ્યાં. એ પડું પડું થઈ રહ્યો હતો ત્યાં...ક્ષિતિજને પેલે પારના આકાશમાંથી કોઈએ એને સોનેરી આંગળી અડકાડી.

ને ક્ષણવાર તો એને લીલોકુંજાર બનાવી દીધો. વસંતમાં કોકિલે એના પર બેસી ગાન ગાયાં મંજરીઓ મહેકી ને ફળ પ્રકટ્યું, અમરફળ.

મંજરી ન રહી, આંબો ન રહ્યો પણ ફળ તો વિસ્તરતું જ રહ્યું." ('અનુબંધ–પૃ. ૧૭)

નવલકથાની વાણી કવિતાની વાણીની એકાગ્રતા, લાઘવ, ભાવોત્કટતા, ચિત્રાત્મકતા અને ધ્વન્યાત્મકતા સિદ્ધ કરે છે તે ઉપરનાં દૃષ્ટાંતો સ્પષ્ટ રીતે બતાવે છે. નવલકથાની વાણી બનાવોની લુખ્ખી નોંધ લેનારી નથી. એ વાણી નવલકથાસર્જકના સંવેદનનો જ ભાગ થઈ આવે છે. નવલકથામાં બનાવો પાત્રત્વને પ્રગટ કરતાં બાહ્ય ઘટકો માત્ર ન રહેતાં, નવલકથાકારના સંવેદનને મૂર્ત કરતાં પ્રતીકો બની રહે છે. નવલકથાકાર માનવ મનને અનુભવોની સુશ્લિષ્ટ, સઘન ને સંકુલ સૃષ્ટિ દ્વારા અભિવ્યક્ત કરવા સમાનપણે મથે છે. કવિની જેમ નવલકથાકાર પોતાના સંવેદનને – ભલે તે બૃહદ્ ફલક પરનું ન હોય – તેની સર્વ સંકુલતાઓ સાથે અખંડપણે, અને એ રીતે તાદૃશતાથી શબ્દમાં મૂર્ત કરવા પ્રયત્ન કરે છે. આ પ્રયત્નમાં વાણીનો શિથિલ બંધ કે નવલકથાનું શિથિલ સ્વરૂપ તેને અનુકૂળ નથી. તેથી સાંપ્રત નવલકથાનું ગદ્ય ક્યારેક કવિતાનાં શિખરો પર પહોંચે છે. આ રીતે નવલકથાસર્જકો ગદ્યકવિતાના રમણીય ખંડકો દ્વારા વર્ણનકળાના હૃદ્ય કીમિયાથી ભાવકને નવલકથાના આંતરવિશ્વમાં વધુ સક્રિય રીતે રસ લેતો કરે છે. નવલકથાના આંતરવિશ્વમાં ઉપર બતાવેલ દ્વારે પ્રવેશવામાં વાચક વર્ગની રસરુચિ ને સમજની અમુક કક્ષા અપેક્ષિત રહે છે. પરિણામે સાંપ્રત નવલકથાનો વાચકવર્ગ મર્યાદિત અને selected બનતો જાય છે. નવલકથાકાર પોતે ઘટનાની સ્થૂલ ભૂમિકાએથી ઉપર ઊઠી સંવેદનની સૂક્ષ્મતર ભૂમિકાએ નવલકથાને લઈ જવા પ્રયત્નશીલ છે. અને એના આ પ્રયત્નોમાં એના સહગામી થવા માટે ઉત્સાહભેર પુરુષાર્થ કરે એવો રસોન્મુખ વાચકવર્ગ વધુ ને વધુ આવશ્યક થતો જાય છે.

૧૯૬૭માં એક બાજુ ઉપર જેની વાત કરી તેવી નવલકથાઓ તો પરંપરાને અનુસરીને લખાતી, કલાદૃષ્ટિએ ધ્યાનપાત્ર એવી કેટલીક નવલકથાઓ પણ મળી છે. પિનાકિન દવેની નવલકથાનું વસ્તુ પાત્રાલેખનકળા વગેરેમાં પરંપરાનું અનુસરણ છતાં, કેટલાંક નવીન તત્ત્વો એમાં પ્રવેશ પામ્યાં છે 'ચલ–અચલ'માં પણ વસ્તુ અને તેની માવજતમાં શ્રી હસિત બૂચે ચીવટ અને સજગતા બતાવી છે. કેટલાંક પાત્ર ને પ્રસંગ–ચિત્રો આસ્વાદ્ય છે. કવિતાના ઉન્મેષ પ્રગટ કરતું તેવું સરળ–પ્રસન્ન ગદ્ય પણ ધ્યાન ખેંચે છે. શ્રી પેટલીકરની 'જૂજવાં રૂપ' નિરૂપણશૈલીમાં જૂજવાપણું બતાવી શકી નથી. એમની પાસે વસ્તુ છે, પાત્રો છે, સંવેદન પણ છે; પણ એ સંવેદનમાં જરૂરી ઉત્કટતા વરતાતી નથી તેનું એક કારણ તો પાત્ર–પ્રસંગને વર્ણવવામાં તાર્કિક ભૂમિકાનો તેઓ અવાર–નવાર જે ઉપયોગ કરે છે તે છે. વળી સામાજિક અભિગમ પણ અવારનવાર કથાપ્રવાહમાં વ્યવધાનરૂપ બાણે થતી ભાસે છે. આ ઉપરાંત 'સર્પ અને સીડી', 'બીંદલ બાંધી રાત', 'ગુલછડી' આદિ નવલથાઓ ૧૯૬૭ના નવલકથાપ્રવાહને પુષ્ટ કરે છે. મોટાભાગની નવલકથાઓમાં વસ્તુ, પાત્ર, વર્ણનાદિમાં પરંપરાગત વિભાવના જોવા મળે છે, જોકે એટલા માત્રથી એ નવલકથાઓ નવલકથાઓ જ નથી એક આત્યંતિક વિધાન થઈ શકે એમ નથી.

'એકલવ્ય' અને 'નગદ નારાયણ–૧–૨' વિશિષ્ટ પ્રકારની હાસ્યકટાક્ષપ્રધાન નવલકથાઓ છે. વર્તમાન સમયનો સંદર્ભ એમાં કેન્દ્રસ્થાને છે. સામાજિક અભિજ્ઞતા ઉભયમાં વિશિષ્ટ રૂપે હાસ્ય–કટાક્ષની પ્રેરક બની છે. 'એકલવ્ય' માં મહાભારતના એકલવ્યનું સ્મરણ કરાવતા અર્વાચીન નાયકના 'એકલવ્ય' નામથી જ એના સર્જકના વ્યંગાત્મક વલણનો અણસાર મળે છે. એમાં આપણો ભદ્ર સમાજ, શિક્ષિત વર્ગ, શિક્ષણસંસ્થાઓ, તે માટે જવાબદાર સામાજિક ને રાજકીય મંડળોને કટાક્ષ વિષય બનાવવામાં આવ્યા છે. એમના કટાક્ષોમાં બુદ્ધિની તેજસ્વિતા, નિર્ભિકતા અને અહંની પ્રભાવકતા જોવા મળે છે. શ્રી રઘુવીરની સંવાદકળા હાસ્યકટાક્ષની નિર્મિતિમાં મહત્ત્વનો ભાગ ભજવે છે એમણે હાસ્યના વિવિધ પ્રકારોને અહીં સફળ રીતે અજમાવ્યા છે.

'એકલવ્ય' એમના કટાક્ષસામર્થ્યનો તેમ એમની કટાક્ષ-મર્યાદાનો પણ દાખલો છે. એમના કટાક્ષમાં ક્યાંક સ્વીકૃત માન્યતાઓ જોર કરી જાય છે. ક્યાંક અતિ-ચિત્રણને કારણે પ્રતીતિજનકતા કે ઔચિત્યબુદ્ધિને હાનિ થાય છે. તો ક્યાંક નિરૂપણમાં ખૂંચે એવી સભાનતા પણ વરતાય છે. આમ છતાં ગુજરાતી હાસ્યરસિક નવલ-કથાઓમાં તેનું સ્થાન નોંધપાત્ર તો રહેશે જ. શ્રી. પન્નાલાલ પટેલની 'નગદ નારાયણ—૧-૨'માં પણ વર્તમાન સમાજજીવન ને રાજકીય જીવનનાં દંભ, કુટિલતા, સ્વાર્થપરાયણતા, ભોગવૃત્તિ આદિ કટાક્ષને પાત્ર થયાં છે. અહીં લેખકે નારદ, વિષ્ણુ આદિ પાત્રો દ્વારા વસ્તુને વિચિત્ર અને હળવું રૂપ બક્ષ્યું છે. એમાં પણ શ્રી પન્નાલાલના વર્તમાન પરિસ્થિતિ પ્રત્યેના કટાક્ષો મળે છે, પરંતુ શ્રી રઘુવીરના કટાક્ષોમાં જેવી સૂક્ષ્મતા અને બુદ્ધિલક્ષિતા છે તેવી એમના કટાક્ષોમાં બહુ જોવા મળતી નથી.

આમ ૧૯૬૭ના વર્ષમાં લખાયેલી નવલકથાઓ સ્પષ્ટ રીતે બે વર્ગમાં વહેંચી શકાય એમ છે: પ્રકાશકોની આવશ્યકતાથી લખાયેલી નવલકથાઓ અને સર્જકવૃત્તિની આવશ્યકતાથી લખાયેલી નવલકથાઓ। એમાં બીજા પ્રકારની નવલકથાઓ જાણે હજુ સુધી અલિખિત કોઈ સમર્થ નવલકથાને શક્ય બનાવવાના આવકાર્ય પ્રયત્નોરૂપ છે. એ દૃષ્ટિએ ૧૯૬૭નું વર્ષ નવલકથાના ઇતિહાસમાં નોંધપાત્ર રહેવાનું. ખાસ કરીને 'ઝંઝા', 'પૅરેલિસિસ', 'મોનલ-છાય', 'અનુબંધ', 'એકલવ્ય', 'ચલ-અચલ', 'જૂજવા રૂપ' જેવી નવલકથાઓને કારણે. સાહિત્યના ઇતિહાસમાં નોંધપાત્ર થનાર નવલકથાઓએ સંપૂર્ણતાને સર્વથા પ્રાપ્ત કરેલી હોવી જ જોઈએ એવો કોઈ નિયમ નથી ને એ વાત અત્રે સમજાવવાની જરૂર ન હોય

# ચરિત્રાત્મક સાહિત્ય અને નિબંધ

રમણલાલ જોશી

## ચરિત્ર

ગુજરાતીમાં ચરિત્રવાઙ્મય સમૃદ્ધ છે. પણ આ વરસે જીવનચરિત્ર કે આત્મચરિત્રનો પ્રકરણબદ્ધ ગ્રંથ પ્રસિદ્ધ થયો નથી એ એક સૂચક બાબત ગણાય. કદાચ વ્યક્તિઓમાં આપણો રસ ઓછો થતો જાય છે અને આપણા પોતાનામાં રસ લેવાની – બીજાઓને રસ પડે એ રીતે રસ લેવાની – વૃત્તિ ઘટતી જાય છે એમ કહેવાય. આંતર-બાહ્ય ભીંસના આ સમયમાં લેખક પોતાની જાત સાથે ઓહવાવામાં રત હોય ત્યારે સ્વાભાવિક રીતે જ આ પ્રકાર તરફ એનું ધ્યાન કેન્દ્રિત ન થાય. સર્જક પોતાના વિશેની સામગ્રીનો અન્ય પ્રકારોમાં વિનિયોગ કરવાનું પસંદ કરે એમ પણ બને. ૧૯૩૯ થી ૧૯૪૫ સુધીના અંગ્રેજી ગદ્યસાહિત્યનો ચિતાર આપતાં જ્હોન હેવર્ડે કહ્યું છે: "In a sense, a creative writer who turns to autobiography too soon is living on the capital of his experiences and runs the risk of using raw material which could be more profitably incorporated in poetry, fiction, or some other literary genre." સળંગ ચરિત્રચિત્રણનો આસ્વાદ આપતી કૃતિ – જીવનકથા કે આત્મકથા – પ્રગટ નહિ થઈ હોવા છતાં આ વરસની કેટલીક કૃતિઓમાં એના અંશો દેખાય છે એટલે વિભાગીકરણની રીતે તેમને ચરિત્રાત્મક સાહિત્યમાં જ મૂકી શકાય. તેવી કૃતિઓનો અને અંગ્રેજીમાંથી અનુવાદિત થયેલી કેટલીક કૃતિઓનો પણ અહીં વિચાર કર્યો છે.

સીધી ગુજરાતી ભાષામાં લખાયેલી કૃતિઓમાં ગાંધીજીના ત્રીજા પુત્ર શ્રી રામદાસ ગાંધીએ લખેલાં 'સંસ્મરણો' (પ્ર. નવજીવન પ્રકાશન મંદિર, પૃ. ૨૩૨, કિં. રૂ. ૩/–) એ સ્વરૂપ અને રજૂઆતની દૃષ્ટિએ ધ્યાન ખેંચે છે ટૂંકાં ટૂંકાં છૂટક સંસ્મરણોની એક ભાત ઊપસે છે અને હકીકતોની સાદગીભરી રજૂઆત એનું આગવું સૌન્દર્ય લઈ આવે છે.

પરંતુ આ સંસ્મરણોમાં એના આલેખનારનું વ્યક્તિત્વ કાંઈક પશ્ચાદ્‌ભૂમિકામાં રહી જાય છે અને પોતાના પિતાની – મહાત્મા ગાંધીજીની – છબિ જ આગળ તરી

આવે છે. કદાચ એ વસ્તુ જ તેમને ઇષ્ટ હશે. પ્રસ્તાવનામાં કાકાસાહેબે કહ્યું છે : "ગાંધીજીના પ્રસંગમાં આવેલા બધા જ લોકોને હું આગ્રહ કરતો ફરું છું કે ગાંધીજી વિષેનાં અને તેમની પ્રવૃત્તિ વિષેનાં સંસ્મરણો લખી કાઢી દુનિયા આગળ રજૂ કરો. ગાંધીયુગમાં જન્મ્યા છો, ગાંધીજીના સમાગમમાં આવવાનું ભાગ્ય તમને સાંપડ્યું છે ત્યારે ગાંધીજી વિષેનાં સ્મરણો લખી ગાંધીયુગની અને ગાંધીસાહિત્યની આટલી સેવા ન કરો તે કેમ ચાલે?" આ દૃષ્ટિએ આ પુસ્તકનું દસ્તાવેજી મહત્ત્વ છે અને કાકાસાહેબ જેવા ગાંધીજીવનદર્શનના શ્રદ્ધેય ભાષ્યકારે આ સંસ્મરણોને પ્રમાણ્યાં છે એટલે એની અધિકૃતતા વિષે બે મત હોઈ જ ન શકે. સંસ્મરણો દક્ષિણ આફ્રિકાના સમયથી આરંભી ગાંધીજીના નિર્વાણ સુધીના કાળને આવરી લે છે. જુદા જુદા પ્રસંગોમાં ગાંધીજીની સાચી અધ્યાત્મદૃષ્ટિ અને શિક્ષકવૃત્તિનાં દર્શન થાય છે. ગાંધીજીની આસપાસનું સમગ્ર વાતાવરણ આ સંસ્મરણોમાં ઝિલાયું છે. અનેક હળવી–ગંભીર ક્ષણોને લેખકે સ્મૃતિમાં સંગ્રહી છે. – ખાસ તો પોતાના શૈશવની સ્મૃતિને તેમણે સારી રીતે ચિત્રિત કરી છે. ગાંધીજી અને કસ્તુરબાની વત્સલતા અને કૌટુમ્બિક વાતાવરણનાં ચિત્રો આ પુસ્તકની એક વિશિષ્ટતા ગણાય. પોતાના ભાઈઓ – દેવદાસ, મણિલાલ અને હરિલાલ વિષેના પ્રસંગો પણ ધ્યાન ખેંચે એવા છે. પણ આ સૌમાં લેખક ક્યાં? ગાંધીજી પ્રત્યેની સ્વાભાવિક ભક્તિશ્રદ્ધાથી સેવાધર્મમાં જીવનકૃતાર્થતા અનુભવનાર અને જીવનયાત્રામાં આપબળે માર્ગ કાઢી સંતોષી ગૃહસ્થજીવન ગુજારનાર સજ્જનના અંતરંગનો સવિશેષ પરિચય આપતાં સ્મરણો આમાં ઉમેરાયાં હોત તો કેવું સારું એવી લાગણી જન્મે છે.

**'ગાંધીજીનો અક્ષરદેહ'** – ૧ અને ૨ (પ્ર નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૧૪, પૃ ૩૦૪, પ્રત્યેક ભાગના; કિં. રૂ. ૧૬.૫૦ બંનેની) – આ વૉલ્યુમમાં મહાત્મા ગાંધીજીનાં લખાણો, ભાષણો, પત્રો, દસ્તાવેજો, અપીલો વગેરેનો સંગ્રહ છે. ભારત સરકારની એક વિસ્તૃત અને મહત્ત્વાકાંક્ષી યોજના પ્રમાણે આ ગ્રંથશ્રેણીમાં "દિવસાનુદિવસ અને વર્ષાનુવર્ષ ગાંધીજીએ જે કાંઈ કહ્યું અને લખ્યું તે બધું" સંગૃહીત કરવાનો આશય રાખેલો છે અને એ યોજનામાં જ ૧૮૮૪ થી ૧૮૯૬ અને ૧૮૯૬ થી ૧૮૯૭ એ સમયગાળાની સામગ્રી આ પુસ્તકમાં આપી છે. પહેલા ભાગની સામગ્રી ગાંધીજીની 'આત્મકથા'ની અને બીજા ભાગની તેમણે પોતે લખેલા 'દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ'ની વ્યાપક અને માહિતીસભર સંપૂર્તિરૂપ છે. દુષ્પ્રાપ્ય વીગતો અને કીમતી પરિશિષ્ટો વડે ગાંધીજીના જીવનની કાલાનુક્રમે અપાયેલી તવારીખ આ ગ્રંથને ઐતિહાસિક અને દસ્તાવેજી મૂલ્ય અર્પે છે. આ યોજના સંપૂર્ણ થયે આપણી ભાવિ પેઢીને એક અમૂલ્ય સંસ્કારવારસો પ્રાપ્ત થશે—જે એને સદૈવ પ્રેરણા અને આહ્વાનરૂપ હશે. આ ગ્રંથની ટૂંકી પ્રસ્તાવનામાં જવાહરલાલ નહેરુ ગાંધીજીને "નૂતન ભારતના જન્મને વસંતની નવજીવનની શક્તિથી પ્રત્યક્ષ કરનાર" તરીકે વર્ણવે છે અને પછી ઉમેરે છે કે "આ હું દાર્જિલિંગમાં બેઠો બેઠો લખું છું. ત્યાં ભવ્ય ને સમર્થ કાંચનજંઘાનું શિખર આપણા પર નજર રાખે છે. આજે સવારે મને એવરેસ્ટનું દર્શન થયું. મને એવું લાગ્યું કે એવરેસ્ટ અને કાંચનજંઘાના નિર્વિકાર શાંત સામર્થ્ય અને શાશ્વતપણાની છટા ગાંધીજીમાં પણ આપણે અનુભવી હતી." ગાંધીજીના જીવનકાર્યને આથી વધુ ઔચિત્યભરી અંજલિ બીજી શી હોઈ શકે? અને છતાં ગમે તેવી બહુમૂલ્ય તોયે આ સામગ્રી છે, ચરિત્રનું સ્થાન એ લઈ શકે નહિ. આ બધી દસ્તાવેજી સામગ્રીનો વિવેકપૂર્વક ઉપયોગ કરી એને ચરિત્રરૂપે આલેખવાનું તો બાકી જ રહે છે. એવો વિસ્તૃત ચરિત્રગ્રંથ જ ગાંધીજીના આત્માની શ્રી-સભરતા અને ઊર્જિતતા પ્રત્યે અસરકારક રીતે અભિમુખ કરી શકે. માનવહૃદયને સ્પર્શવામાં અને કૃતિતત્ત્વ પ્રત્યે પ્રેરવામાં સાહિત્યનું સ્થાન ઇતિહાસ કેમ લઈ શકે?

**'યોગી હરનાથના સાંનિધ્યમાં'** (પ્ર. વોરા ઍન્ડ કંપની, મુંબઈ-૨, પૃ. ૬૨ કિં. રૂ. ૧) – એ કવિ શ્રી મકરંદ દવેએ આલેખેલાં ગિરનારયોગી શ્રી હરનાથનાં સંસ્મરણો અત્યંત પ્રેરક છે. યોગી શ્રી. હરનાથની આજુબાજુની આખી હવા તે લઈ આવ્યા છે અને એમનો ચૈતન્યાનુસંધાનનો સદુપદેશ સમગ્ર વાતાવરણમાંથી સહજ રીતે નીતરી આવ્યો છે. બે વ્યક્તિઓ વચ્ચેનો સંવાદ–વાર્તાલાપ એમના આંતરસંવાદનું જાણે કે પ્રતિબિંબ પાડતો ન હોય! પ્રસ્તાવનામાં લેખકે કહ્યું છે, "આપણા જીવનનો ઘણો ખરો ભાગ મનને બીવડાવિયે કે ભંડકિયા-

માં પીતે છે જીવનના આ આલીશાન મહાલયમાં એથી અદકેરી મોકળાશ ને હવા-ઉજાસવાળા કમરા છે. અને જ્યાં પરમ મુક્તિ ને આનંદની લેરખી આવ્યા જ કરે છે એવી આભ સમી અગાસી પણ છે. વિશ્વના સહુ મરમીઓ સાથે યોગી હરનાથ ત્યાં આરોહણ કરવાની હાક મારે છે. મનુષ્યના ક્ષુદ્ર અને ક્ષણિક ગણાતા જીવનમાંથી જે મહિમાવંતુ અમૃતગાન ઊઠે છે તે મેં યોગી હરનાથ પાસે બેસી વારંવાર સાંભળ્યું છે. પણ એ તો જીવનનો સૂર; શબ્દોમાં કેટલો ઝિલાય ? " આપણે કહીશું કે "આ વાચાતીત સૂરનું કાંઈક પણ સંધાન" કરાવી આપવામાં, "અસીલ ચીજ" કોઈપણ જાતના ભેળસેળ વગર સંપડાવવામાં લેખકને સફળતા મળી છે. એકબે વાર ચમત્કારોની વાત પણ આવે છે પણ સૂક્ષ્મ જગતની હસ્તીનો પરિચય આપવા પૂરતું જ એનું મહત્ત્વ સ્વીકારાયું લાગે છે. "ત્રિકુટીભેદ" કે રેલવેમાં નોકરી કરતા કોઈ ભાઈની દીકરીના સર્પદંશથી થયેલા અવસાનના ભેદની વાત પણ એ દૃષ્ટિએ જ કહેવાઈ લાગે છે. બાકી મોટામાં મોટો ચમત્કાર તો આત્માની સત્તાના અનુભવનો છે અને એમાં લેખક વાચકનું ધ્યાન કેન્દ્રિત કરે છે. યોગી હરનાથની આંખોમાંથી નીકળતો સમસ્ત સૃષ્ટિને છલોછલ ભરી દેતો પ્રેમપ્રવાહ જ્યારે સક્રિય બને છે ત્યારે એમના મુખમાંથી સહજ રીતે નીકળતાં મંત્ર-સ્તોત્ર-રૂપ વાક્યો આ વાર્તાલાપને જીવંતતા અર્પે છે. સંસ્મરણભૂત વ્યક્તિના પારદર્શક વ્યક્તિત્વનો અણસારો એમની વાણીમાંથી મળે છે. પૃચ્છકનું એટલે કે લેખકનું-વ્યક્તિત્વ ક્વચિત લોપ પામે છે તો ક્વચિત ઊપસે છે, પણ એ બંનેના આંતરસંવાદ કે પ્રાસ વગર આ જાતના પુસ્તકની સંભવિતતા કલ્પી શકાતી નથી. યોગી હરનાથના બાહ્ય જીવનની વીગતો કે એ જાતના પ્રસંગોનું ચિત્રણ મેળવવા ઇચ્છનારને આ પુસ્તક લગભગ નિરાશ કરશે પણ આલૌકિક અંતરના ઉદ્‌ગારોરૂપે કે મસ્ત બાળકની જેમ ખડખડાટ હાસ્યરૂપે કે પ્રેમનીતરતી ચક્ષુ-જલરૂપે એમના મધુર વ્યક્તિત્વનો સ્પન્દ આછો આછો પણ સ્ફુટ થયો છે. હવેનાં બે પુસ્તકો વત્તાઓછા પ્રમાણમાં અધ્યયનો જેવાં છે. શ્રીમદ્ રાજચન્દ્રની જન્મશતાબ્દી પ્રસંગે ડૉ. ભગવાનદાસ મનસુખભાઈ મહેતાએ અધ્યાત્મ રાજચંદ્ર (પ્ર. શ્રીમદ્ રાજચન્દ્ર આશ્રમ, અગાસ, વાયા: આણંદ, પૃ. ૭૮૪, કિં. રૂ. ૭.) પુસ્તક પ્રગટ કર્યું છે. તેમણે આ પુસ્તકને શ્રીમદ્ રાજચન્દ્રના 'અધ્યાત્મચરિત્ર' તરીકે ઓળખાવ્યું છે. શ્રીમદ્ રાજચન્દ્રના જીવનને પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં વહેંચી એમના જીવનના મુખ્ય ત્રણ તબક્કા પાડ્યા છે. પહેલા તબક્કામાં અધ્યાત્મજીવનની પૂર્વભૂમિકા, ૧૭ થી ૨૦ વર્ષનો પહેલો આંતર-તબક્કો અને ૨૧ થી ૨૩ વર્ષનો બીજો આંતર-તબક્કો આવી જાય છે. બીજા તબક્કામાં ૨૪ થી ૨૯ વર્ષના કાર્યને સૌભાગ્ય પરના શ્રીમદ્‌ના પત્રોમાં પ્રગટ થતું તેમનું જીવનદર્શન, અને મુમુક્ષુ ઉધ્ધાર અને જગતને આત્મસિદ્ધિ દર્શન એ બે પેટા વિભાગો પાડી અવલોક્યું છે. અને છેલ્લા ત્રીજા તબક્કામાં ૨૯ થી ૩૩ વર્ષના સમયગાળાને લીધો છે. શ્રીમદ્‌ના અસંખ્ય પત્રો, તેમનાં પ્રગટ અપ્રગટ લખાણો અને બીજી સામગ્રીને આધારે તેમની જીવનદૃષ્ટિને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન થયો છે. તેમનાં સદુપદેશ અને પુસ્તકોનું વીગતપૂર્ણ અને માહિતીખચિત વિવરણ ડૉ. ભગવાનદાસે આપ્યું છે અને વિપુલ સામગ્રીમાંથી શ્રીમદ્ રાજચન્દ્રનું કથયિતવ્ય રોચક રીતે સારવી લેવાનો પ્રયત્ન તેમના હાથે થયો છે. શ્રીમદ્‌ના અનુયાયીઓ માટે તેમ જ સામાન્ય ધર્મરસિક લોકો માટે આ પુસ્તક પથ્ય વાચન પૂરું પાડે છે. પણ પુસ્તકની સમગ્ર છાપ અધ્યયનગ્રંથની પડે છે, ચરિત્રચિત્રણની નહીં. શ્રીમદ્‌નાં પ્રારંભિક વર્ષના બયાનમાં અને મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી આદિના સમાગમના પ્રકરણમાં કેટલીક પ્રસંગ-રચના કાંઈક રોચકતાનો અનુભવ કરાવે છે. પણ એકંદરે જીવનચરિત્ર કરતાં એક અભ્યાસ આપવાની લેખકની નેમ હોઈ નિરૂપણ પણ એ રીતનું થયું છે. બીજી વસ્તુ તે લેખકના અભિગમની છે. તેમનો અભિગમ સંપૂર્ણપણે ભક્તનો છે. આ પુસ્તકને તેમણે પોતે 'ચરિત્ર કીર્તન રૂપ' ગણાવ્યું છે તે યથાર્થ છે. તેમણે સ્વરચિત કાવ્યમાં કહ્યું છે :—

" અમૃતસિંધુ રાજનું, અમૃતબિંદુ માત્ર;<br>
દાસ ભગવાને મંથી આ, ગૂંથ્યો ગ્રંથ સત્પાત્ર "—

તેમની શ્રીમદ્ પ્રત્યેની અગાધ ભક્તિ તો પાને પાને વરતાય છે. તેમણે પ્રયોજેલી ભાષા મોં ભાંગી નાખે એવી છે. ભક્તને તો જગતમાં ગુરુ-ભગવાનથી વિશેષ શું હોઈ શકે ! સમજી શકાય એવી બાબત છે. તેમ છતાં તેમની શૈલીમાં હજુ વિશેષ સંયમ અને સાદગીની અપેક્ષા રહે. શ્રીમદ્‌ના ગુણાનુવાદમાં તે ભારોભાર અતિશયોક્તિનો

આશ્રય લે છે. અધ્યયનગ્રંથની રીતે પણ તેમણે શ્રીમદ્નો તત્ત્વવિચાર યુક્તિપુરઃસર વિશદ રીતે નિરૂપ્યો હોત તો તે વધુ ઉચિત થાત. બીજું પુસ્તક શ્રી કૃષ્ણકાન્ત કડકિયા કૃત '**પુરુષોત્તમ જોગીભાઈ : એક અધ્યયન**' છે લેખકે પોતે જ એમાં 'અધ્યયન' શબ્દ વાપર્યો છે અને તે યોગ્ય છે. એ એક 'અધ્યયન' જ છે પણ એમાં એમની આછી જીવનરેખા આપવાનો પણ લેખકે પ્રયત્ન કર્યો છે. જીવનનો અહેવાલ આપવા કરતાં પ્રસંગગૂંથણી દ્વારા વ્યક્તિત્વને ઉપસાવવાનો પ્રયત્ન લેખકે કર્યો હોત તો કાંઈક જીવનરેખા જેવું થાત તેમની ગદ્ય–પદ્ય કૃતિઓનું સારગ્રાહી વિવરણ લેખકે આપ્યું છે એમાં તેમની આ જાતના કામની ફાવટ જોઈ શકાય છે.

અનુવાદિત કૃતિઓમાં બે મહત્ત્વની છે. શ્રી દામોદર નરહર શિખરેએ મૂળ મરાઠીમાં લખેલા દાદાસાહેબ માવળંકરના સંક્ષિપ્ત જીવનપરિચયનો શ્રી હીરાલાલ પોપટલાલ શાહે કરેલો અનુવાદ "સ્વતંત્ર ભારતના પહેલા સ્પીકર : **દાદાસાહેબ માવળંકર**" ( પ્ર. સન્નિષ્ઠ પ્રકાશન અમદાવાદ–૧, પૃ. ૧૭૦ કિં. રૂ. ૪/૫૦) પ્રગટ થયો છે. દાદાસાહેબે પોતે પોતાનાં 'સંસ્મરણો' સુંદર રીતે આલેખેલાં છે તે સુવિદિત છે. એની સરખામણીમાં આ પુસ્તક કાંઈક ફિક્કું લાગવાનો સંભવ છે. તેમ છતાં દાદા સાહેબના ચારિત્ર્યગુણો ખાસ કરીને તેમની ઈશ્વરશ્રદ્ધા, ગાંધીજીવનદર્શનમાં દૃઢ શ્રદ્ધા, માતાપિતા પ્રત્યેની ભક્તિ, તેમની ન્યાયપરાયણતા અને માનવતા, જાહેર કાર્યોમાં એક ઉચ્ચ પરિપાટી જાળવવાનો આગ્રહ અને કુશળતા-ને એકંદર સારો ઉઠાવ મળ્યો છે. લેખકની લખાવટ વિશદ અને ચિત્રાત્મક છે. તેમણે ક્યાંક ક્યાંક ઘેરા રંગો ન કર્યા હોત તો આ સ્વભાવચિત્રણ સવિશેષ સુરેખ અને આહ્લાદક નીવડત. 'સ્વભાવની સુવર્ણરેખાઓ' જુદી તારવી છે તે ખરું જોતાં સમગ્ર ચરિત્રમાંથી ઊપસવી જોઈએ અને ત્યારે નામ ન પાડ્યું હોય તોપણ સૌ કોઈએ દેખી ઓળખી શકે એવી હોય છે. દાદાસાહેબના ચરિત્ર અંગેની વિપુલ સામગ્રીનો વિનિયોગ કરીને એક વિસ્તૃત ચરિત્રના આલેખનની જરૂરિયાત તો ઊભી જ રહે છે.

'તિબેટ હૈયું ખોલે છે'... ( પ્ર. ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત, પૃ. ૩૨૨, કિં. રૂ. ૪/૫૦ ) એ શ્રી દલાઈ લામાની આત્મકથા 'My Land and My people' નો શ્રી મુકુલ કલાર્થીએ કરેલો અનુવાદ છે. એક રીતે આ આત્મકથા પ્રયોજન અને પરિણામની દૃષ્ટિએ રાજકીય આત્મકથા છે. શ્રી દલાઈ લામા આત્મકથા કહે છે પણ એ થઈ રહે છે તો તિબેટની જ આત્મકથા. એ દૃષ્ટિએ એનું શીર્ષક યથાર્થ ગણાય. તિબેટની ભૂમિ, એની પ્રજાનો સંક્ષિપ્ત ઇતિહાસ, એ પ્રજાના આર્થિક અને રાજકીય પ્રશ્નો, એની વિલક્ષણ રાજવ્યવસ્થા, એના રીતરિવાજો અને રૂઢિઓ – સમગ્રતયા તિબેટી સંસ્કૃતિનું શ્રી. દલાઈ લામાનું દર્શન આ પુસ્તકમાં મળે છે. આરંભમાં તિબેટના નાનકડા ગામ તાકસરમાં એક ખેડૂત કુટુંબમાં જન્મ પામેલો એક છોકરો તેરમા દલાઈ લામાના નિધનથી એમના પૂનર્–અવતારની શોધ થતાં તિબેટની પ્રણાલિકા પ્રમાણે બધાં ચિહ્નો એનામાં મળતાં આવવાથી તિબેટના ચૌદમા દલાઈ લામા તરીકે એ ધર્મ–રાજ્ય-આસને આરૂઢ થાય છે. એ બધી પ્રક્રિયાના રોમાંચક અને ભભકભર્યાં વર્ણનમાં આત્મકથા રસ જાળવી રાખે છે. એ પછીના પોતાના શિક્ષણ, અવલોકન, અભ્યાસ અને અમલના કાળની કથામાં તિબેટની પ્રજાનો સાંસ્કૃતિક વારસો અને યંત્રવૈજ્ઞાનિક યુગમાં સુસજ્જ દેશોની સરખામણીમાં તિબેટની પ્રજાકીય અને ભૌગોલિક–રાજકીય મુશ્કેલીઓનું બયાન આપ્યું છે. લ્હાસાની કટોકટી ઉગ્ર બનવાથી દલાઈ લામાએ તિબેટ છોડ્યું અને ભારે મુસીબતો અને યાતનાઓ સહીને તે ભારતમાં આવ્યા ત્યાં સુધીની કથા એટલે કે પુસ્તકનાં છેલ્લાં ચાર પ્રકરણો સારી રીતે લખાયેલાં છે અને કુતૂહલપ્રેરક અને પોષક પણ છે. સમગ્ર પુસ્તકમાં વિશ્વનાં રાષ્ટ્રો સમક્ષ પોતાના કેસની ન્યાયપુરઃસરતા ઠસાવવાનો દૃષ્ટિકોણ પશ્ચાદ્ભૂમિકામાં રહ્યો છે. આત્મકથાકારની વિનમ્રતા, સ્વદેશપ્રેમ, પ્રજાપ્રશ્નો-ની સૂઝ, વિશ્વના રાજકારણની પરિશ્રમસાધ્ય સમજ, રાજકારણી કુનેહ વગેરે ગુણો ધ્યાન ખેંચી રહે છે. આત્મકથાકારના વ્યક્તિત્વનાં બે પાસાંનું – ધર્મગુરુ તરીકે-ના અને રાજકારણી તરીકેના – સમતુલન અને છેવટે તિબેટની પરંપરાગત સંસ્કૃતિમાં એનું વિલોપન કૃતિમાંથી ઊપસી આવે એ રીતની આયોજના પ્રશસ્ય ગણાય.

તિબેટનાં પ્રકૃતિ વર્ણનો – કેટલાંક તો અત્યંત ઝીણાં અને સુરેખ – આ પુસ્તકનાં અંગભૂત બની ગયાં છે અને એના આકર્ષણમાં વધારો કરે છે. શૈલી સ્વચ્છ અને લક્ષ્ય-ગામી છે. હૃદયસ્પર્શિતા એને સહજ છે. એક જ ઉદા-

હરણ આપું. દલાઈ લામા બન્યા પછી લેખક પોતાના અભ્યાસકાળનાં સ્મરણો આપતાં કહે છે: "મારા અભ્યાસની વચ્ચે વચ્ચે હું પુષ્પો અને ફળવાડીમાં તથા મોર અને પાળેલાં કસ્તૂરી હરણાંઓ વચ્ચે ફરતો, દોડતો. તળાવની પાળે હું રમતો અને બેવાર ડૂબતાં ડૂબતાં બચી ગયો હતો. વળી એ તળાવમાં હું મારી માછલીઓને બચકારતો, એ માછલીઓ મારાં પગલાં સાંભળે કે તરત જ આતુરતાથી પાણી ઉપર આવી જતી. હવે પોતલ મહેલની ઐતિહાસિક જાહોજલાલીનું શું થયું હશે એ હું જાણતો નથી. એ સૌનો વિચાર કરતાં કોઈવાર મને એવો વિચાર આવી જાય છે કે મારી એ માછલીઓ નોર્બલિંગમાં ચીની સૈનિકોના જોડાનો અવાજ સાંભળીને પાણીની ઉપર આવવા જેટલી મૂર્ખ તો નહિ હોય ને? જો એ માછલીઓએ એમ કર્યું હશે તો તે કદાચ ક્યારની ઓહિયાં કરાઈ હશે" — ચીનના હિંસક અત્યાચારનું આથી વધુ અસરકારક આલેખન ભાગ્યે જ મળે.

તિબેટની સંસ્કૃતિને અને એ આપણા નજીકના પડોશી દેશના પ્રશ્નોને સમજવામાં ઉપયોગી એવા આ એક મહત્ત્વના પુસ્તકનો અનુવાદ આપણી ભાષામાં સુલભ કરવા બદલ અનુવાદકને અભિનંદન ઘટે છે.

## નિબંધ

નર્મદે "નિબંધ લખવા જેવી તેવી વાત નથી" એમ કહ્યું એ શિરોમાન્ય ગણીને જાણે આપણે નિબંધો લખવાનું માંડી વાળ્યું ન હોય! આ વર્ષે પ્રગટ થયેલાં પુસ્તકોમાં Personal Essay—લલિત નિબંધ તો સાવ અદૃશ્ય થઈ ગયો લાગે છે, પણ જ્ઞાન, માહિતી કે ઉપદેશપ્રધાન નિબંધ પણ લુપ્ત થઈ ગયો છે. ડૉ. ભોગીલાલ સાંડેસરાકૃત 'અન્વેષણા'ના કોઈ કોઈ લેખ લલિનેતર નિબંધના ઢાળામાં ઢળતા જાય છે પણ આ પુસ્તકનો સમાવેશ 'સંશોધન' વિભાગમાં થવાનો હોઈ હું અહીં એને સ્પર્શતો નથી. કૉલેજના સ્નાતક-અભ્યાસને માટે 'અનુભવી અધ્યાપકો'એ તૈયાર કરેલા 'સાહિત્યિક નિબંધો' (આ નામ કેમ આપ્યું હશે?) ને પણ હું બાકાત રાખું છું. એટલે આ વિભાગમાં અવલોકી શકાય એવું એક માત્ર સમ ખાવા જેવું પુસ્તક 'સૂડી સોપારી' 'પ્રિયદર્શી' ડૉ. મધુસૂદન પારેખે લખેલું પ્રસિદ્ધ થયું છે. (પ્ર. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ, પૃ. ૨૬૧, કિં. રૂ. ૫/–).

ડૉ. મધુસૂદન પારેખને હું અધ્યાપક, સંપાદક અને અભ્યાસી લેખક તરીકે ઘણા સમયથી ઓળખું છું પણ તે હાસ્યરસના લેખો પણ લખે છે તે તો તેમણે મને તેમનું પુસ્તક 'હું શાણી અને શકરાભાઈ' આપ્યું ત્યારે જ ખબર પડી! 'ગુજરાત સમાચાર'માં તેમનો આ વિભાગ નિયમિત પ્રગટ થાય છે. અમદાવાદ, સુરત અને મુંબઈનાં દૈનિકોમાં પણ આ જાતના વિભાગો આવે છે. એમાં થોડા પણ લલિત નિબંધો—હાસ્યરસપ્રધાન નિબંધો હોય તો આપણે ન્યાલ થઈ જઈએ. આ લખાણો તે તે લેખકની વૈયક્તિક મુદ્રાથી અંકિત હોવાં તો દૂર રહ્યાં પણ તેમાં સ્વકીય ભાવસ્પન્દનું આલેખન સાહિત્યિક સ્તરથી થતું નથી. એમાં લેખક આખો ને આખો બહાર રહે છે અને મનોરંજન પીરસવાની સંકલ્પમૂલક સભાન પ્રવૃત્તિ જ આગળ થઈ જાય છે. પરિણામે એમાં હાસ્યરસ નહીં પણ હાસ્ય હોય છે. હાસ્યરસનું નિરૂપણ કરવા નીકળેલો લેખક નિષ્ફળતા પામે તો તે પોતે જ હાસ્યાસ્પદ થઈ જાય એ વાતના નિદર્શનરૂપ આ બધાં લખાણોને ગણાવી શકાય. એમાં અત્રતત્ર વેરાયેલાં નર્મવચનોમાં એડિસન જેને 'False Wit'—કૃતક નર્મ કહે છે તે દેખાય છે.

'સૂડી સોપારી'નું હાસ્ય ક્યાંક ક્યાંક ખડખડાટ પણ મોટે ભાગે મન્જકપ્રેરિત છે. નિર્દંશ તો તે છે જ. સામાજિક સુધારણાનો એનો આશય નથી. શ્રી. દિગીશ મહેતાનો અભિપ્રાય પુસ્તકના ફ્લેપ ઉપર મુકાયેલો છે અને એ અભિપ્રાય દક્ષતાથી તેમણે આપ્યો છે. આ સંગ્રહમાંનું હાસ્ય સમાજના એક ચોક્કસ વર્ગનું હાસ્ય છે એ તેમણે યથાર્થ કહ્યું છે. સમાજના નીચલા મધ્યમ વર્ગનું એ હાસ્ય છે. "સાહિત્ય અને સામાજિક સ્તરીકરણને સંબંધ નથી એમ આગ્રહપૂર્વક કહેવા જેટલો સાહસિક હું ન જ થાઉં" એમ કહીને શ્રી મહેતાએ સાહિત્ય અને સમાજના પારસ્પરિક સંબંધને સાંકળી લીધો છે પણ આ સાહિત્યનું મૂલ્યાંકન કરવાનું ટાળ્યું છે, એ વાતને મન્જકમાં ઉડાવી દીધી છે! પણ તેમની એ વાત સંપૂર્ણ સાચી છે કે જો વખત હોય અને સાવંત પુસ્તક કોઈ વાંચી જાય તો તેને "થોડી એક મનગમતી પળો જરૂર મળી રહેશે."

શબ્દોના ઉપરછલ્લા સાહચર્યને બદલે વિચારોના સાહચર્યને નિરૂપવાની રીતિ લેખકે અખત્યાર કરી હોત

અને સાદૃશ્ય તેમ જ વૈષમ્યની નિરૂપણપદ્ધતિને સૂક્ષ્મતાથી કામે લગાડી હોત તો કદાચ વધારે સારા પરિણામને અવકાશ રહેત. સાદૃશ્યનિરૂપણની રીતિ તેમને ફાવતી લાગે છે પણ એની સાથે વિસ્મયનો ભાવ જોડાવો જોઈએ; વધારે સૂક્ષ્મ રીતે જોડાવો જોઈએ. સઌ્યારોપણ, અતિશયોક્તિ, શબ્દરમત કે શ્લેષ-પ્રાસ એ જાણીતી તરકીબો છે પણ એનો અતિરેક ચાતુરીમા પરિણમે.

અલબત્ત, આનંદ-વિનોદના ઘણા પ્રસંગો પુસ્તકમાથી મળે છે. મધ્યમ વર્ગના સુખદુઃખનું—તેમના દૈનંદિન જીવનનું અમુક અંશે રોચક પ્રતિબિંબ એમાં ઝિલાયું છે. પ્રસંગના ઉદ્ઘાટનની અને અવાન્તર પ્રસંગની ગૂંથણીની લેખકને ફાવટ છે. 'વરસાદ' જેવી કૃતિમાં તેમની શક્તિઓનું સુભગ પરિણામ આવ્યું છે. આ જાતનું નિર્દોષ સાહિત્ય (ભલે સાહિત્ય તરીકે સદોષ!) થોડી ક્ષણો પણ આનંદ-વિનોદ આપી શકે તો તેનું એ રીતનું મૂલ્ય અવશ્ય છે.

# વિવેચન

## ભોળાભાઈ પટેલ

વિવેચનસાહિત્યના પ્રકાશનની દૃષ્ટિએ ૧૯૬૭ નું વર્ષ લગભગ અનાવૃષ્ટિનું વર્ષ છે પ્રગટ થયેલા વિવેચન ગ્રંથોમાં કેટલાક તો એક રીતે પુનર્મુદ્રણ છે. શ્રી. અનંતરાય રાવળનો ગ્રંથ 'ગ્રંથસ્થ વાઙ્મય' એ ૧૯૩૭, '૪૫, '૪૬ અને '૪૭ એમ ચાર વર્ષોની ગુજરાત સાહિત્યસભાની 'ગ્રંથસમીક્ષાઓનો સમુચ્ચય' છે. તેવી જ રીતે 'ન્હાનાલાલ' અને 'ગોવર્ધનરામ' એ બે પુસ્તકો, શ્રી મનસુખલાલ ઝવેરીના આ અગાઉના 'થોડા વિવેચન લેખો', 'પર્યેષણા' અને 'અભિગમ' નામના ગ્રંથોમાં છપાઈ ગયેલા લેખોમાથી તારવીને એકત્ર કરાયેલા લેખોને પરિણામે છે. એટલે અહીં આ ગ્રંથોનો નામોલ્લેખ જ પર્યાપ્ત છે.

આ વર્ષે ત્રણ વિશિષ્ટ પ્રકારના સંપાદિત વિવેચન ગ્રંથો છે. 'સાક્ષરત્રિપુટીની સ્મૃતિમાં' એ ગ્રંથોમાં ગોવર્ધનરામ, મણિલાલ નભુભાઈ દ્વિવેદી તથા બાલશંકર એ ત્રણ 'નડિયાદ'ના સાક્ષરોની જન્મશતાબ્દી નિમિત્તે થયેલાં વ્યાખ્યાનોનો સમુચ્ચય છે. ગુજરાતી વિવેચન ગોવર્ધનરામની કૃતિઓના મૂલ્યાંકન પરત્વે સદા ગભીર રહ્યુ છે. આ સંગ્રહના લેખોમાં જે લખાણ ગોવર્ધનરામ અંગે છે તે, તે લેખકોની અધ્યયનશીલતાનાં દ્યોતક હોવા છતા કોઈ નવો અભિગમ ભાગ્યે જ દાખવે છે. ગોવર્ધનરામની સાહિત્યિક શક્તિઓનું વિવેચન થવાને બદલે વિશેષ તો ગોવર્ધનરામના વિચારો વિષે લખાય છે. અલબત્ત, વિષ્ણુપ્રસાદનો લેખ કલાદૃષ્ટિને પણ ખ્યાલમાં રાખે છે. શ્રી રમણલાલ જોશીનો લેખ 'ગોવર્ધનરામ વિવેચક' ગોવર્ધનરામની વિવેચનપદ્ધતિનું 'વિશાળ સાંસ્કૃતિક પરિબળોના પ્રકાશ'માં અવલોકન કરે છે. શ્રી દર્શકનો લેખ એમની પોતાની દૃષ્ટિની છાપ લઈને આવે છે, જ્યારે શ્રી રામપ્રસાદ બક્ષી 'સ્કેપ્સબુક્સ'માંથી ઊપસતી ગોવર્ધનરામની માનસછબિનાં દર્શન કરાવે છે. મણિલાલ પરના લેખો સાધારણ કક્ષાના છે, તેનું જ, શ્રી વિષ્ણુપ્રસાદના લઘુ લેખને બાદ કરતાં બાલાશંકર અંગેના લેખોનું છે.

'ગુજરાતીમાં ગદ્ય : સ્વરૂપ અને વિકાસ' એક સામાન્ય પ્રકારનું સંપાદન છે. નવલિકા, નવલકથા, નાટક, નિબંધ આદિને લગતા જે લેખો કે પુસ્તિકાઓ ગુજરાતીમાં લખાઈ છે, તે અહીં ભેગાં કરવામાં આવ્યાં છે. આ સંગ્રહમાં આ સિવાયના આ પ્રકારના લેખો સ્થાન પામી શકયા હોત અને કેટલાક સહેલાઈથી બાદ પણ કરાઈ શકાયા હોત. સંપાદનની કોઈ ખાસ મુદ્રા ઊપસતી નથી. સાહિત્યસ્વરૂપોની સૈદ્ધાન્તિક વિવેચના, ખાસ કરીને નવલકથા-નાટકની તલસ્પર્શી નથી. નવલિકા અને એકાંકી વિષેના લેખો ઘણાં વર્ષો પહેલાં લખાયેલા છે, નવા પ્રવાહોના સંદર્ભમા લખાયેલા લેખો લીધા હોત તો સંપાદન વિશેષ ઉપયોગી બનત

કવિ કાન્તની શતાબ્દી નિમિત્તે પ્રગટ થયેલો શ્રી સુરેશ દલાલ સંપાદિત ગ્રંથ 'ઉપહાર' છે. બે લેખો બાદ કરતાં બધા પહેલી જ વાર અહીં પ્રગટ થાય છે અને કાન્તની કવિતા ભણી નવી વિવેચના કઈ દિશામાં પ્રવૃત્ત થઈ છે તેનુ પણ ઇંગિત મળે છે. 'પૂર્વાલાપ:

છંદની દૃષ્ટિએ' એ શ્રી ભૃગુરાય અંજારિયાનો લેખ આ સંગ્રહના ઉત્તમ લેખોમાંનો, બલ્કે કાન્ત વિષે અદ્યાવધિ લખાયેલા ઉત્તમલેખોમાંનો એક છે. કાન્તના છંદવૈવિધ્યની લેખકે તલસ્પર્શી મીમાંસા તો કરી જ છે. એ 'છંદોના પ્રવેશદ્વારથી' કાન્તની કાવ્યસૃષ્ટિમાં પણ પ્રવેશ કરાવ્યો છે. ભાવ પ્રમાણે વૃત્તપલટા કરવાની કાન્તની આગવી રીતિ એ કાન્તને 'પ્રવીણસાગર' વગેરે ગ્રંથોમાંથી મળેલી એવી બળવંતરાયની ઉક્તિનો અસ્વીકાર કરી, કેવી રીતે એ પદ્ધતિ કાન્તની કલાની અનિવાર્યતાએ ઊભી કરી હતી તેની સમર્થ રીતે સ્થાપના કરવામાં આવી છે.

શ્રી નિરંજન ભગતનો 'સાગર અને શશી' પરનો લેખ કાન્તની મુખ્ય રચનાઓને પણ આવરી લે છે; 'ચક્રવાકમિથુન', 'અતિજ્ઞાન', 'વસંતવિજય' 'દેવયાની' અને 'સાગર અને શશી' આ પાંચ કાવ્યોને લઈ કાન્ત-ની કવિતામાં નિરૂપાયેલાં 'સંઘર્ષ' અને સમાધાન'ના આલેખ દોરી આપે છે. તેઓ આ પાંચ કાવ્યોને એક કાવ્ય તરીકે જોઈ કાન્તની કવિતામાં વ્યક્ત થતી જીવન દૃષ્ટિને ઉપસાવે છે, પણ કાવ્યકલાના પરિપ્રેક્ષ્યમાં જ.

'ચાર પ્રખ્યાત ખંડકાવ્યોની પાત્રસૃષ્ટિ શાપિત છે. એ શાપ દ્વારા માનવનિયતિ વિશેની પોતાની અંગત ઉપલબ્ધિને માટે કથાસંદર્ભ યોજીને' કવિ એને આત્મલક્ષી ઉદ્ગારથી ઊંચે સ્તરે લઈ ગયા છે એમ સુરેશ જોષી નોંધે છે. પણ એમનો લેખ એક નોંધ જેવો છે, જે એમણે નોંધ્યું જ છે.

આ ગ્રંથમાં કેટલાંક રસલક્ષી વિવેચનો છે. નલિન રાવળનું 'ઉપહાર' કાવ્યનું રસદર્શન આસ્વાદ્ય બની ગયું છે. 'દેવયાની' કાવ્ય પર શ્રી અનિરુદ્ધ કે 'ચક્રવાક મિથુન' પર શ્રી વિનોદ અધ્વર્યુ જરા નવી રીતિ વિચારે છે. શ્રી ભાયાણી પોતાના લેખમાં સદયમૃદુ'નો અર્થ આપે છે અને 'અનિલબાળકો' જેવા કલ્પન પ્રત્યે ધ્યાન દોરે છે. શ્રી રમેશ જાનીએ કાન્તની વિવેચનાની વિવેચના કરી છે. સમગ્ર ગ્રંથ સંપાદકીય દૃષ્ટિનું સુફળ આપે છે.

ગુજરાત યુનિવર્સિટીના નવા બદલાયેલા અભ્યાસ-ક્રમને પરિણામે કેટલાંક પુસ્તકો હવે મળવા લાગ્યાં છે. પૂર્વસ્નાતક કક્ષાએ કોઈ વિશેષ લેખક અથવા કોઈ વિશિષ્ટ સાહિત્યસ્વરૂપનું અધ્યયન કરવાનું હોવાથી એ રૂપના ગ્રંથો લખાવા માંડ્યા છે. શ્રી રતિલાલ નાયક અને શ્રી મોહનભાઈ પટેલ કૃત 'મુનશી અભ્યાસ', 'ટૂંકી વાર્તા : સ્વરૂપ અને સાહિત્ય' (ડૉ. જયંત પાઠક, પ્રા. રમેશ શુક્લ) આ રીતનાં પુસ્તકો છે. ફિલ્મનિર્માતાઓની દૃષ્ટિ ટિકિટબારી પર જેમ રહે તેમ આવાં પુસ્તકો વિદ્યાર્થીઓની દૃષ્ટિ (કે પરીક્ષાની દૃષ્ટિ?) ને ખ્યાલમાં રાખીને લખાતાં હોય છે, તે તેની મર્યાદા બની રહે છે. ઘણી વાર 'અવતરણો' થી આવાં પુસ્તકો છલકાય છે, શૈલીમાં 'રિટોરિક' આવતું હોય છે!

'મુનશી–અભ્યાસ' એક રીતે મુનશી સાહિત્યનાં બધાં જ અંગોને આવરી લેતું પુસ્તક છે. પરંતુ એની આખી માંડણી વિદ્યાર્થીલક્ષી રહી છે, દરેક પ્રકરણના આરંભે કોઈ એક અવતરણ અને પછી સમગ્ર ગ્રંથમાં અદ્યતન અવતરણોનાં છાંટણાં ગ્રંથના પોતને ફિસ્સુ બનાવે છે. મુનશીની બધી જ કૃતિઓનો બ્યૌરાવાર પરિચય છે. નવલકથાઓનો પરિચય છે, એનું વિવેચન છે, પણ તે સર્વ ગુણદર્શી છે – મુનશીની નવલકથાઓ 'રોમાન્સ' પ્રકારની કથાઓ કેટલે અંશે છે તે પ્રશ્ન વિચારવા જેવો છે, જેનો સમીક્ષકદ્વયે ઉલ્લેખ પણ કર્યો નથી.

તે જ વસ્તુ 'ટૂંકીવાર્તા – સ્વરૂપ અને સાહિત્ય' અંગે પણ કહેવાની છે. આ ગ્રંથની પણ એવી જ પેટર્ન છે. ટૂંકી વાર્તાની વિચારણા – જેને અંગે વિચારણા થઈ ચૂકી હોય છે તેની અહીં પુનઃ સંયોજના છે, જે વિદ્યાર્થી-ઓને માટે સુગમ્ય થઈ પડે છે – તે સાથે 'તણખામંડળ–૧' 'દ્વિરેફની વાતો ભાગ–૧' અને 'પિયાસી'માં રહેલી વાર્તાઓ વિષે વિવેચન (?) છે.

કવિતા ક્ષેત્રે જેમ લઘુ કદની પુસ્તિકાઓ પ્રગટ થતી કે થાય છે તેમ એકાદ લાંબા લેખને પુસ્તિકા રૂપે પ્રગટ કરવાનું વલણ જોવા મળે છે. નંદિતા પ્રકાશનનાં શ્રી વિનોદ અધ્વર્યુકૃત 'ગુજરાતી નાટકોનું ગદ્ય' તથા ડૉ. બેચરભાઈ પટેલકૃત 'રસકવિ દયારામ' આવાં પ્રકાશનો છે. શ્રી વિનોદ અધ્વર્યુ ગુજરાતી નાટકોના ગદ્યને તપાસતાં 'લય અને વાક્છટા'નો જે રીતે નિર્દેશ કરે છે તે ચીજ શું છે તે સમજાતું નથી. એકાદ અવ-તરણ આપી કહે છે કે આ ગદ્યનો લય તપાસો – પણ પ્રશ્ન એ છે કે કેવી રીતે તપાસવો? એમની ગદ્યનો લય તપાસવાની કોઈ ઓબ્જેક્ટિવ રીતિ લાગતી નથી. પટેલનો લેખ રસલક્ષી છે, એમણે દયારામ વિષે જે જે વિદ્વાનોએ લખ્યું છે તે બધાનાં અવતરણો લેવાનો

આગ્રહ ન રાખ્યો હોત તો સારું થાત.

આ વર્ષે લેખકના આગવા સંગ્રહરૂપે આવતા બે ગ્રંથો છે. શ્રી પ્રેમશંકર ભટ્ટનો વિવેચનસંગ્રહ 'આચમન' અને શ્રી ઉમાશંકર જોશીનો વિવેચનગ્રંથ 'પ્રતિશબ્દ'. 'આચમન'માં સાહિત્યિક ગદનવાનું આચમન કર્યા છે? મોટા ભાગના લેખો પરિચયાત્મક અને નિરર્થક વિગતોથી ભરેલા છે. કોઈ કૉલેજના વાર્ષિકમાં ચાલી શકે એવા કેટલાક લેખો તો છે. નરસિંહ વિષેનો નિબંધ નરસિંહની કવિતની સમીક્ષાને બદલે સામાન્ય દંતકથાઓનો પણ સમાવેશ કરી, કવિતાનો સપાટી-પરનો પરિચય કરાવે છે. તેવી જ રીતના લેખો પ્રેમાનંદ વિષયક છે. લેખકની વિવેચનશૈલી શિથિલ અને દીર્ઘસૂત્રી છે. સંગ્રહમાં લેખકે કરેલી આખ્યાન, ખંડકાવ્ય, નિબંધ, નવલકથા, આત્મકથા આદિ સાહિત્યસ્વરૂપોની સૈદ્ધાંતિક ચર્ચા છીછરા પાણીનાં છબછબિયાંથી વિશેષ નથી. આખ્યાન વિષેની પ્રચલિત ઉક્તિ 'આખ્યાનં પૂર્વવૃત્તોક્તિ' એ આખ્યાન કાવ્યપ્રકાર વિશે નથી, એ શ્રી નગીનદાસ પારેખે સ્પષ્ટ કર્યા પછી પણ અહીં લેખક ચલાવ્યે જ રાખે છે. નવલકથા વિષેના લેખકના ખ્યાલો આજથી ત્રણ દાયકા પૂર્વેના લાગે છે. નિબંધ વિષેનો લેખ અવતરણોથી ભરેલો હોવા છતાં લેખક લલિતનિબંધ વિશે કશું સ્પષ્ટ દૃષ્ટિબિંદુ આપી શકતા નથી. એટલે જ લલિત નહિ (પર્સનલ) અને લલિતેતર નિબંધો વચ્ચે ગોટાળો ઊભો કરે છે. નૃત્યરૂપક: એક અદ્યતન પદ્યપ્રકાર લેખ લેખકની નૃત્ય વિષેની અને ગદ્ય વિષેની જાણે ગેરસમજ પ્રગટ ન કરતો હોય! 'પ્રાચીનામાં પદ્યરૂપકો'માં ચર્વિત-ચર્વણ સિવાય નવું કહેવાનું પ્રાપ્ત થતું નથી. લેખકના પુરોગામી સંગ્રહ 'મધુપર્ક'માં જે વિવેચક તરીકેની શક્યતાઓ દેખાતી હતી, તેનો આ સંગ્રહમાં અભાવ છે.

શ્રી ઉમાશંકર જોશીનો વિવેચનસંગ્રહ છે. 'પ્રતિશબ્દ'. ઉમાશંકરના આ લેખો માટે વિવેચન શબ્દ જરા કઠો લાગે છે. એક સર્જકની દૃષ્ટિથી લખાયેલા આ લેખો એક રીતે તો સર્જનાત્મક પ્રતિશબ્દ બની રહે છે. આ સંગ્રહમાં એક આરંભના જ લેખમાં લેખક વિવેચન અંગેનો પોતાનો અભિપ્રાય ઉચ્ચારે છે એમને મતે વિવેચન એટલે આસ્વાદમૂલક અવબોધકથા છે. એમને મતે વિવેચનનું મુખ્ય કામ કલાકૃતિને કલાકૃતિ તરીકે પામવામાં – એનો આનંદ અનુભવવામાં મદદરૂપ થવાનું છે.

શ્રી ઉમાશંકરનાં વિવેચનાત્મક લખાણોમાં સાહિત્ય-કૃતિઓના આસ્વાદના આનંદનો ચમત્કાર વરતાઈ આવે છે. અને એમની અ-રૂઢાત્મક વિવેચનપદ્ધતિ તાજગીનો અનુભવ કરાવે છે. વિવેચક તરીકે શ્રી ઉમાશંકર સાહિત્ય-કૃતિઓને એક વિશાળ સંદર્ભમાં અવલોકે છે. અને જે તે કૃતિમાં રહેલી ઉત્તમના ભણી સહજ રીતે નિર્દેશ કરે છે. સાહિત્યનાં પલટાતાં જતાં વલણોને એ પારખી લે છે અને જે તે વલણની વિશિષ્ટતા તારવી આપે છે. 'ગુજરાતી કવિતાધારા' એ 'બીજી ત્રીશી' જેવા નાના લેખોનો વ્યાપ આ રીતે ઘણો મોટો કહી શકાય. ગુજરાતી કવિતાધારા' એ ગુજરાતી કવિતા આઠસો–નવસો વર્ષની ગરુડગતિથી આંખી લેતો લઘુલેખ બની રહે છે. તો 'બીજી ત્રીશી' લેખમાં ૧૯૩૦ પછીના સમયમાં ગુજરાતી કવિતામાં આવેલા ત્રણ વળાંકોની વાત કરે છે. તે પછી લેખક મુક્તપદ્ય અને પદ્યમુક્તિની વાત કરે છે, ન્હાનાલાલના વસંતોત્સવની પદ્યમુક્તિથી આ પદ્યમુક્તિ કઈ રીતે ભિન્ન છે તે દર્શાવી પોતે જ પ્રયોજેલા મુક્ત-પદ્યની પોતાના કાવ્ય 'છિન્નભિન્ન છું'ના સંદર્ભમાં ચર્ચા કરે છે. પરંતુ ગદ્યકાવ્યની ચર્ચા કરતી વખતે શ્રી ઉમાશંકર 'કાવ્યં ગદ્યં પદ્યં ચ' એવું સંસ્કૃત આચાર્યનું અવતરણ આપી આપણે ત્યાં તેમ જ પશ્ચિમમાં સાહિત્યાચાર્યોએ કાવ્યવાહન તરીકે ગદ્ય તેમ જ પદ્ય બંનેને સ્વીકાર્યાં છે –' એમ કહે છે તે વિચારણીય છે. સંસ્કૃતમાં કાવ્ય માત્ર કવિતાના અર્થમાં નહિ પણ સમગ્ર સાહિત્યના અર્થમાં વપરાય છે. અને કાવ્યં ગદ્યં પદ્યં ચ એટલે સાહિત્ય ગદ્ય અને પદ્યમાં હોઈ શકે એમ અભિપ્રેત લાગે છે.

શ્રી ઉમાશંકર મુક્તપદ્ય અને પદ્યમુક્તિની એક સર્જકની હેસિયતથી અધિકારપૂર્વક ચર્ચા કરે છે. 'શોધ' કવિતાના છંદની વાત કરતાં અંગ્રેજી ભાષાની પિંગળપદ્ધતિ પ્રમાણે 'stress' પદ્ધતિને ઉપયોગમાં લેતા લાગે છે.

નર્મદ, નરસિંહરાવ, બાલાશંકર, મણિલાલ, શેષ, શ્રીધરાણી તથા અન્ય કવિઓની કવિતા વિષેના લઘુલેખો કે તેમના કાવ્યસંગ્રહોના – બેએક તો વીસ-પચીસ વર્ષ પૂર્વે લખાયેલા પ્રવેશકો છે. કિશનસિંહના 'અમાસના

(અનુસંધાન પૃ. ૬૫)

# વિદાય

## રઘુવીર ચૌધરી

એક સ્નેહભર્યો આગ્રહ એક મૃત્યુની છાયાથી દૂર લઈ જવા, સ્વાસ્થ્ય સુધારવા એને આબુ લઈ ગયેલો. એની ગેરહાજરીમાં અંગુઠા પર મરેલા લોહીનો ડાઘ લઈને એ નાસી આવ્યો છે, ગામમાં.

ગામ ખાડામાં વસેલું છે. આથમણી બાજુથી આવતાં બે નેળિયાં ભાગોળ સુધી પહોંચતાં પહોંચતા તો માથોડું ઊંડું થઈ જાય છે. વર્ષો પહેલાં શહેરની નોકરી છોડવાનો નિશ્ચય કરવા વહેલી સવારે એ ભગોળની જમણી બાજુના નેળિયે થઈ ખેતર પાસેની તલાવડીના વડ નીચે જઈને બેઠો હતો. અનિશ્ચય લઈને પાછો આવ્યો હતો અને તે જ દિવસે સાંજે ઘરના છત પર ચઢીને ગામ જોયું હતું.

આજેય જો એ ઘરની છત પર ચઢી શકે તો એવું જ દેખાય – ચારે બાજુની ઊંચી જમીનના આછા ઢોળાવ પરથી ખસતાં ખસતાં બધાં ખોરડાં આ ખાડામાં આવીને એકઠાં થયેલાં છે.

આમ ખાડામાં વસવા બદ્દલ ગામચોરે ભેગા થયેલા ડોસા હજીય એમના બાપદાદાઓનો દોષ કાઢે છે અને કોઈકવાર એમની હિંમતનાં વખાણ કરે છે. બાર ખોરડાં બાંધીને એ લોકો વસેલા ને ગાયકવાડને કહેતા કે અમે ઠાકોરની હદમાં છીએ, ઠાકોરને કહેતા કે અમે ગાયકવાડની હદમાં ગણાઈએ. પાંચપાંચ વરસ સુધી આમ ગમ્મત કરીને વેરો ભર્યા વિના પડતર જમીનને વાવેતર જોગી બનાવતા રહેલા અને વરસેદાડે ઊગમણી બાજુથી ધસી આવતાં ધાડપાડુઓનાં ધાડાંને પહોંચી વળતા રહેલા. એ બાર જણમાં એક ભડવીર જયાનિયો હતો. પાતળા છેડાવાળી વાંકી મૂંછો રાખતો, ચમચમ કરતા જોડા પહેરતો ને પોતાના એકના એક છોકરાને વિલાયત ભણવા મોકલીને બાલિસ્ટર બનાવવાનો મનસૂબો સેવતો. એને જોનારા ન જોનારા આજેય એને વિશેની એક વાત કરે છે : ઊપણી-વાળીને ખળામાં ઘઉનો ઢગલો કર્યો હતો, અને એ બાજુમાં જ ખાટલો ઢાળીને સૂતો હતો. આકાશની સામે મો રાખીને લાંબાલાંબા શ્વાસ લેતો ઊંઘતો હશે. અડધી રાત થવા આવી હશે ત્યાં નવદશ ચોર હાથમાં ધારિયાં લઈને આવ્યા. એક જણો એના ખાટલા પાસે ઊભો રહ્યો ને બાકીના ઘઉંની ગાંસડીઓ બાંધવા લાગ્યા, બીજુંય લેવા જેવું લાગ્યું એ લીધું. ગાંસડીઓ માથે મૂકીને બધા ઊપડ્યા પછી હળવે રહીને એ બેઠો થયો. આમતેમ કરીને હળની દાંડી કાઢી અને મૂંછમાં હસતો હોય એમ બોલ્યો—'જજો 'લ્યા જવું હોય એટલા.' એનો પડકાર સાંભળીને પેલા સમજે એ પહેલાં તો ગોળ ઘૂમતી હળની દાંડી આવી પહોંચી અને કોઈનો હાથ, કોઈને પગ, કોઈનો ખભો, કોઈની પીઠ—દરેકનું ઓછામાં ઓછું એકેક અંગ ઠેકાણે પડી ગયું. ગાંસડીઓ ભેગાં બાંધેલાં કે બહાર રાખેલાં ધારિયાં જરાય ખપ ન લાગ્યાં. 'આવું છું' એમ કહીને ગાડું જોડી આવ્યો. જે ઊભા ન થઈ શકયા એમને ઉપાડી ઉપાડીને અંદર નાખ્યા. ઘઉંની ગાંસડીઓ પણ અંદર નાખી. દાડો ઊગે એ પહેલાં તો એમના ગામની ભાગોળે પહોંચીને 'હાજો, માગ્યું હોત તો ન આલત?' કહીને ગાડું હંકારીને ખેતરમાં પાછો આવીને સૂઈ ગયો.

તે પછી આ ગામ પર કદી ધાડ પડી નથી. અને હવે તો વસ્તી પણ ગીચ થઈ ગઈ છે. ચોરી કરવાથી ભરણપોષણ થાય એવું રહ્યું પણ નથી. વખતે-કવખતે લૂંટફાટના દાખલાય હવે ભાગ્યે જ બને છે. શહેરમાં જતાં કયાંક કોઈનું ગજવું કપાય એટલું જ.

— અશોકને થયું — કોણ કહી રહ્યું હતું આ કથા?

પોતાના સગા દાદા વિશેની છે એને બદલે આ કથા બીજા કોઈની હોત અથવા આવી કોઈ કથા જ ન હોત તોય શું? બેત્રણ વર્ષ પહેલાં તો અભિપ્રાય આપતાં એણે કહ્યું હોત – આપણામાં હજી ટકી રહેલા મધ્યયુગી માનસને બહેલાવવા સિવાય આ કથા બલ્કે દંતકથા કશાય ખપની નથી. હવે અભિપ્રાય આપવાનો રસ ઊડી ગયો છે, આજે તો માત્ર એ યાદ કરી શકે છે.

× × ×

નખ નીચે મરેલું લોહી દોરાવા આગળ વધ્યું છે. નખનો એટલો સફેદ ભાગ કાળો પડ્યો છે. આકાશ અને

નવાં ફૂટેલાં તરણાં વચ્ચે ઊભો ઊભો એ નખના કાળા અને સફેદ ભાગને જોઈ રહ્યો છે.

વાદળથી ઘેરાયેલા આકાશ અને ઝાકળભીનાં તરણાં વચ્ચે, જેમની ટોચ પરથી ઝાકળનાં દેખાતાં ન દેખાતાં બિન્દુ ખરી પડવાનાં છે એવાં તરણાં પર એ પગ મૂકીને ચાલી રહ્યો છે – સમયની બહાર અને ક્ષિતિજની અંદર.

સ્વભાવથી નિષ્ક્રિય અને શરીરથી નકામો થઈ ગયેલો. ખેતરમાં પડી રહેવાનું મન થાય છે, પણ ચોમાસું છે. શેરીમાં કાદવ થતો રહે છે. હળ જોતરતાં તો પહેલાં આવડતું હતું, ભૂલી નહીં ગયો હોય. નજીક જતાં બળદ છીંકોટા મારે છે, શીંગડાં હલાવે છે.

હળોતરાને દિવસે પાંસઠ–છાસઠ વર્ષના બાપાએ જ શુકન કરેલાં. જૂનો સાથી અખાતરી પછી શહેરમાં ગયો છે. નવો હજી રાખ્યો નથી. બાજુના ગામમાં કોઈને ખાસ ઓળખતો નથી, કોને બોલાવી લાવે? એને તો સહુ ઓળખે છે પણ તેથી શું? બાપાને કહેવા જતાં એ ના પાડે છે. દીવાળી પછી રાખશું એમ કહે છે. મા કહે છે – 'ડોહા હાચું કે' છે'. ડોસા કહે છે – 'તું મારી ચિંતા કર્યા વના તારું શરીર સુધાર.' ગામડાનાં હવાપાણીની ઘણી પ્રશંસા સાંભળી છે, કરીય હશે, પણ આ ચોમાસાનાં હવાપાણી —

ભૂખ લાગતી જ નથી. લમણે હાથ મૂકીને બેસી રહે છે, લાંબા શ્વાસ લેવાનું ભૂલી જાય છે. એવામાં બે દિવસ સુધી ધોધમાર વરસાદ પડે છે, ત્રીજે દિવસે પરોઢિયે રેલ આવે છે.

ડોસા ખુશ લાગે છે. પડોશીનો છોકરો હોકો લઈને અંગારા શોધતો આવે છે. ડોશી રોકે છે – 'તારા ચૂલામાં દેવતા હશે તોય તારી બાયડીએ લેવા દીધો ને વોય. જોયો ના વોય મોટો હોકાનો પીનારો!'

'અરં કાચી, મું તો મારા કાકા માટં તૈયાર કરી લાયો. જુવાં તો ખરાં, મૂંઠ ઊટકીનં ચેવી ચાંદી જેવી કરી છ!'

અશોક મેડી પરથી નીચે આવે છે. પેલો ખાટલાની પાંજઠ પર પગ ઊંચા લઈને બેસે છે. કશાય કામ માટે જલદી ઊઠવું પડવાનું ન હોય એવી નીરાંતથી એ વાત કાઢે છે –

'ઘણે વરહે રેલ આવી કાકા!'

ડોસા કદાચ રેલ વિશે જ વિચારી રહ્યા હતા.

પેલો અશોકની સામે હોકો ધરે છે. અશોક હાથ કે માથું હલાવ્યા વિના આંખથી જ ના પાડે છે.

'હારતો હૈ, સિગરેટ પીનારનં હોકો ગમઅ?'

ગામમાં અશોકે કદી સિગારેટ પીધી નથી. આ વખતે આબુથી આવ્યો ત્યારે સિગારેટનું અડધું પાકીટ ગામ બહાર જ એ સામો મળતાં એને આપી દીધેલું. એ આવ્યો ત્યારે ડોસા ઘેર જ હતા. એમણે કશું પૂછ્યું નહીં. માની લીધું કે સૂરજ એની બરોબર દરકાર લઈ શકી નહીં હોય કે પછી મનમેળ થયો નહીં હોય. એવી ભણેલી છોકરી બીજવર પસંદ નયે કરે. દિવસો સુધી એનું વીલું મોં એવું ને એવું રહ્યું એ જોઈને એમને ચિંતા થવા લાગી હતી. સૂરજ એને સંભાળી લેશે એ આશા નાશ પામી હતી. પણ મલય સામે જોઈ જોઈને એ મન મનાવતા હતા. એવામાં સૂરજનો પત્ર આવ્યો, અશોક પર નહીં, એમના પર – 'મલયને મૂકી જજો, હું એને મારી સાથે રાખવાની છું અને એ રહેતા હતા એ જ મકાનમાં રહેવાની છું.' ડોસા બાબાને મૂકીને પાછા આવવા ઊભા થયા ત્યારે સૂરજની આંખો ભીની થઈ હતી. સૂરજ રિક્ષા મળે ત્યાં સુધી એમને વળાવવા આવી હતી. 'આ મકાન કદાચ ખાલી કરવું પડશે. મકાનમાલિક વેચી દેવાની વાત કરતા હતા.' 'કેટલા ઊપજશે?' આંકડો જાણીને તરત તો ડોસાના માન્યામાં ન આવ્યું. રિક્ષાની રાહ જોતા ઊભા રહ્યા તે પછી એમની આંગળી પકડીને ઊભેલા મલયને માથે હાથ મૂકીને બોલ્યા – 'આપણે રાખશું?' 'તમે રાખી શકો એમ છો. મને આપણામાં ન ગણશો. હું મલયની માશી તરીકે એને ઉછેરવાની છું.' ડોસાને એમ સમજાયું કે સૂરજને જે જોઈએ છે એ નથી મળ્યું, અશોક પાસેથી. એમણે કહ્યું – 'હું પૈસા લઈને અશોકને મોકલીશ.' સૂરજે પહેલાં નીચું જોયું અને પછી ઊંડા આછા અવાજે કહ્યું – 'એમને કશું કહેતા નહીં, એ કદાચ અહીં આવવાની પણ ના પાડે. એ તો શહેરને પહેલાંથી ધિક્કારે છે.'

મલયે બેત્રણવાર 'આવજો' કહ્યું હતું. અઠવાડિયા પછી દર રવિવારે શહેરમાં આવતા ગામના માસ્તરને લઈને ડોસા આવ્યા હતા. બે દિવસ રહેવું પડ્યું હતું પણ સોદો પતાવીને જ ગયા હતા. અશોકને ડોસાની ગેરહાજરીમાં માએ કહ્યું. એ કંઈ બોલ્યો નહીં. ડોસા

પાછા આવ્યા પછી એણે પૂછ્યું – 'એટલા બધા પૈસા તમે લાવ્યા ક્યાંથી?' અડધા ઘરમાં જ ચીંથરે બાંધીને ડોશીએ મૂકી રાખ્યા હતા અને અડધા એક વેપારીને ધીર્યા હતા. છોડીઓનાં ને તારાં લગન પતી ગયાં પછી શું ખરચ હતું? અને પાંચછ વરસથી નવી જમીન પણ રાખી નથી.' 'પણ ત્યાં બેંકમાં મારા ખાતામાં થોડી રકમ પડી રહી હતી.' 'મારા માન્યામાં કેવી રીતે આવે કે તેં બચત કરી હશે?' 'તમે મને સમજાવવાનો કદી પ્રયત્ન જ નથી કર્યો!' 'બાપે છોકરાને સમજાવવાનો વળી પ્રયત્ન કરવો પડતો હશે?'

- મકાન રાખવા અંગે તે દિવસ અશોકે કશી ખુશી વ્યક્ત ન કરી. બીજે દિવસ વાત નીકળતાં એણે માને કહ્યું – 'હું તો મારી જિંદગીમાં મકાન રાખી શક્યો ન હોત. મલય પણ મોટો થઈને મકાન બાંધી શક્યો હોત કે કેમ એય સવાલ છે.'

અને એમ કહ્યા પછી એને મકાન રખાયું એ અંગેની પોતાથી તટસ્થતા માટે શંકા ગઈ હતી. ઊંડે ઊંડે રસ તો હોવો જ જોઈએ જીવનમાં, સ્થિર થવાનો. એ જાણ્યા પછીય એણે સિગારેટ મગાવી ન હતી. સિગારેટ પીવાથી મળતી માનસિક રાહત જાણી જોઈને મેળવવાનું ન ગમ્યું. પોતે પોતાની ઇચ્છા વિરુદ્ધ કેમ વર્તે છે એની એને ખબર પડતી નથી પણ એમ થાય છે એ તો હકીકત છે.

અત્યારે ડોસાને હોકો ગગડાવતા જોઈને એ આછો આછો સંતોષ અનુભવી રહ્યો. ડોસા અટકીને અંગારા સંકોરવા લાગ્યા. પડોશીના છોકરા સામે જોઈને (બેશક, એનું નામ, એની કેટલીક ખાસિયતો છે જ પણ એ તરફ આ ક્ષણે કોઈનું ધ્યાન નથી) ડોસા બોલ્યા– 'ગામમાં રેલ આવી છે ને તને હોકો પીવાનું સૂઝ્યું? અમારી અવસ્થામાં રેલ આવતી ત્યારે અમે તો ગામની પાછલી બાજુના નાળિયામાં કૂદી પડતા ને ગામને પડખે પડખે તણાતા તણાતા ભાગોળ સુધી જતા ને એવી ચિચિયારીઓ પાડતા કે બૈરાંકુ ને નમાલા, અમે ન સાંભળીએ એ રીતે અમને ગાળો દેતા. ભાગોળે બહાર નીકળીને ભીને કપડે ગામ વચ્ચે દોડતા જતા ને કોઈ કૂતરું-બિલાડું હાથમાં આવી જાય તો પાંચ હાથ આઘું જઈને પડતું. હોળી વખતે તો અમારા ઉધમાતનો પાર ન રહેતો. ગુલાલગુલાલ તો કોણ મૂનિયો લેવા જાય, પણ ગામનાં બધાં કલાળાંની મેંશ એક દિવસમાં ખુટાડી દેતા. હમણાં બેપાંચ વરસથી તો હું જોઉં છું કે બાળા કોઈ હોળી જ રમતા નથી. પ્રધાનોએ હોળી રમવાનું શરૂ કર્યું ને લોકોએ છોડી દીધું. ખરો જમાનો આવ્યો છે.'

'કાકા મીં હાંભળ્યું'તું કે તમે મોટા ડિપોટીનં રંગી નાંખ્યો'તો!'

'હા, એ તો મામલતદાર હતા. મને શી ખબર એને ખોટું લાગશે? અને હું કંઈ એકલો ન હતો. અમે પાંચછ હતા. એને જરા કાળા પાણીથી નવડાવી દીધેલો. હતો તો હસમુખો પણ તે દિવસ ગુસ્સે થઈ ગયો. દંડ કરી બેઠો. દંડ તો કોણ ભરવાનું હતું, એનાં કપડાં ધોઈ આપેલાં. એમ તો અમે બેતાલીસમાં ઘણા અમલદારોને રંગી નાંખેલાં, થોડા સીધાય કરેલા. થયું એવું કે અમદાવાદથી સંતા'તા સંતાતા બે છોકરા આશરો લેવા આવ્યા. અમે ચારપાંચ જણા ગામને ચોરે બેઠા'તા. અમારા ભેગો મૂખીય બેઠોતો. પેલા છોકરાઓએ બેપાંચ દાડા આશરો આપવાની વાત કરી. મૂખી પહેલાં હા પાડીને નામકર ગયો. મેં કહ્યું – ચાલો મારા ખેતરમાં રહેજો. એમને લઈને જતાં જતાં મૂખીને કહેતો ગયો કે કોઈ પૂછવા આવે ને તેં હા પાડી છે તો યાદ રાખજે પછી મારા જેવો કોઈ ભૂંડો નથી. મુખી મારાથી જરા ડરતો ને વાર તેવારે મારી પાસે પાંચપચી ઊછીના લેવા આવતો તેથી કહ્યામાં રહેતો. બીજે દિવસ બપોરે હું એ છોકરાઓનું ભાત લેવા ઘેર આવી રહ્યો'તો ત્યાં જોઉં છું તો ભાગોળમાં વડ નીચે જબરી ધમાલ છે. ત્યારેય આ વડ તો આવો જ લાગતો. છે એનાથી જરાય નાનો ન હતો. હું દૂરથી જોતાં જ સમજી ગયો કે પેલા છોકરાઓને પકડવા જ આ લોકો આવ્યા હશે. મેં છોકરાઓને કહ્યું હતું કે કોઈને આવતું ભાળો તો રાયણના ચોકમાં ચડીને સંતાઈ જજો. મેં એમને કહ્યું કે એ ચોકમાં બેસીને મારા બાપા પચાસ વરસના થયા ત્યાં સુધી વાંસળી વગાડતા, તો એ સાંભળીને એ લોકો ખુશ થઈ ગયા હતા. એ અહીં છે એ વાત બહાર આવી જાય તો એમનું શું થાય એ હું સમજતો હતો. હું તદ્દન ભોળો થઈને પોલિસો અને ગામલોકોના ટોળા પાસે ગયો. બે જમાદાર હતા અને બાકી સિપાઈઓ સિપાઈઓ વડના ઓટલા પર બંદૂકો મૂકીને ચા પીતા હતા. અમલદારો

ચા પી ચૂક્યા હશે, એ એક પછી એક કેટલાકનો જવાબ લેતા હતા. મોટા વાસના પેલા મેઘલાની મા પૂછ્યા વિના વચ્ચે વચ્ચે બોલતી હતી. જમાદારે ગુસ્સે થઈને એને ગાળ દીધી. એની ગાળ મેં દૂરથી સાંભળી. પણ ડોશી કંઈ જાય એવી ન હતી. આમેય આખા ગામનો ઉતાર હતી. એણેય સામી ચોપડાવી – 'મુવા બાયલાઓ, નેહાળિયાં જેવા છોકરાને પકડવા ધાડું લઈને આયા છો ? તમારું નખ્ખોદ જાય, લૂંડિયાના હાળો.' હું ડોશીને વારવા ગયો. મને ખબર હતી કે એ નકામું બોલીને બગાડવાની. પણ હું એને કંઈ કહું એ પહેલાં તો પેલા જમાદારે એના માથા પર દંડો ઉપાડ્યો, મને તો કશું ભાનેય ન રહ્યું ને મારા હાથમાંનો નેતરનો પરોણો એના દંડાની સામે ઊપડ્યો. એની એક આંગળી છુંદાઈ ગઈ ને દંડો તો ઊછળીને એની બાજુમાં પડ્યો. બીજા જમાદારે મને પકડી લેવાનો હુકમ કર્યો. સિપાઈઓ ચા પીવાનું પડતું મૂકીને ઊભા થાય એ પહેલાં તો એમની બંદુકો ચપોચપ ઊપડી ગઈ. ગામમાં બારતેર જણા ત્યારે બંદૂક રાખતા. અને મારા હાથમાં તો બંદૂકને બદલે કડિયાળી ડાંગ હોય તોય પૂરતું. 'નકામા માર્યા જશો, બાઈ માણસ પર હાથ ઉપાડવા જાઓ છો પણ કોક માથાનો મળી જશે. આ તો ઓળખીતા છો એટલે જરા ખમી ખાધું નહીં તો અમારું ગામ કદી મા–દીકરીનું અપમાન જોઈ ન રહે.' એટલું કહીને મેં બધાંને બંદૂકો પાછી આપી દેવા કહ્યું. પેલાની આંગળી પર મેં જ પાટો બાંધી આપ્યો. મુખીએ ફરીથી ચાપાણી કરાવ્યાં, સુખડી ખવડાવી ને વિદાય કર્યા. પણ બીજે દિવસ મોટો ફોજદાર આવ્યો ને હાળાએ બહુ બળજબરી કરી. મુખીના કાને વાત પહોંચી ગઈ હશે, એ બહારગામ જતો રહેલો. હું બીજા ચારને લઈને અડધી રાતે પોલીસચોકી બાળી આવ્યો. પાછા આવીને મેં પેલા છોકરાઓને વાત કરી તો એમને બહું દુઃખ થયું. 'અમને સાથે કેમ ન લઈ ગયા ? અમે ત્રણ પોલિસચોકીઓ તો બાળી છે ને સાત બાળવાની અમારી પ્રતિજ્ઞા છે.' એમની વાતો સાંભળી ત્યારે ખબર પડી કે એ કંઈ કાચાપોચા ન હતા. માંડ મૂંછના દોરા ફૂટ્યા હતા પણ એકેક પગલું કેમ ભરવું એની પાકી સમજ એમનામાં હતી. પછી તો એ છડે-ચોક ગામમાં ફર્યા અને લોકોની આંખોમાં ભડકો પેટાવી ગયા. આખું ગામ સરકારની સામે પડ્યું. આજુબાજુનાં ગામોનાં સગાંવહાલાં પણ જોડાયાં અને ઝંડાનાં ગીત ગવાવા લાગ્યાં. પણ પછી તો સુલેહ થઈ ગઈ.' ડોસાએ હોકાની ચલમ હલાવી.

'પછ઼ં પેલા બે નું શું થયું ?'

કદાચ અશોકે પણ આ જ સવાલ પૂછ્યો હોત.

'એ તો બસ ત્રણ સાડાત્રણ દિવસ રહેલા. પછી વેશ બદલીને અમદાવાદ જતા રહેલા. એમાંના એક જણાએ ત્રણ દિવસ પછી સામી છાતીએ ગોળી ખાધેલી, એનીય મને તો પછી ખબર પડેલી. મુખીને જમાદારે વાત કરેલી. બીજો તો આજેય હયાત છે. થોડા દાડા પહેલાં જ છાપામાં એનો લેખ આવેલો. માસ્તરે મને બોલાવીને છાપું આપ્યું. હું વાંચી ગયો. એણે બરોબર યાદ રાખ્યું છે. ગામની ભાગોળ, ખેતર – બધાયનું રજેરજ સાચું વર્ણન કરેલું. પચી વરસ પછી મારું નામ પણ એને યાદ રહ્યું છે.'

'લખનારનું નામ તમને યાદ છે ?' અશોકની આંખમાં જુદો જ ભાવ જાગ્યો હતો.

'ધીરુભાઈ.'

'ધીરુભાઈ? તો તો એ આપણા જ ધીરુભાઈ.'

'આપણા ? તું ઓળખે છે એમને ?'

'અમદાવાદમાં આટલાં વરસ રહ્યો એમાં એમની સાથેની ઓળખાણ એ જ મારી કમાણી છે. એમનાં પત્ની વર્ષાબહેન પણ એમના જેવાં જ ઉમદા છે. એમના વિના હું મલયને સાચવી શક્યો ન હોત.'

'ખરો છે એય, એણે તને કદી કશી વાત જ નથી કરી? પણ એમાં એનો દોષ નહીં હોય, તેં કદી કહ્યું જ નહીં હોય કે હું ફલાણા ગામનો છું અને મારા બાપનું નામ આ છે. તમે નવા લેખકો તો બાપનું નામ પણ લખતા નથી.'

'એ બધુંય જાણે છે. પણ એમણે તો મારાથી આખી વાત જાણી જોઈને જ છુપાવી હશે. હવે ખ્યાલ આવે છે કે બેંકની નોકરી છોડીને હું છાપાની નોકરી માટે મળ્યો ત્યારે હું ક્યાંનો છું એ જાણ્યા પછી એમણે તરત બાપનું નામ પૂછ્યું હતું. પછી તો બેંકની નોકરી છોડીને શા માટે છાપામાં જોડાવા માગું છું એય નહોતું પૂછ્યું. એમણે ભલામણ કરી ને બીજે દિવસે શેઠે મને નોકરી આપી. મને બરાબર યાદ છે, ગામનું અને તમારું નામ જાણીને ધીરુભાઈનો ચહેરો

એકાએક બદલાઈ ગયેલો. ત્યારે તો મને ખબર ન પડેલી કે એ ખુશ થયા છે કે ગંભીર થયા છે. પણ પછીથી એમણે નાના ભાઈની જેમ મને સાચવ્યો છે. સુરજનેય કૉલેજમાં જગા મળી એનું કારણ તો ધીરુભાઈની ભલામણ છે. ધીરુભાઈ એક સંસ્થા જેવા છે. અમદાવાદની બેત્રણ મોટી લાયબ્રેરીઓ બાદ કરતાં પછી મોટી લાયબ્રેરી એમના ઘરમાં છે. શરૂઆતમાં પુસ્તકોના આકર્ષણથી હું એમને ઘેર જતો પણ પછી તો પોતાને ઘેર જતો હોઉં એ રીતે જતો, સૂરજ પણ...'

—એ જરા અટકી ગયો. બીજી વાર 'સૂરજ' બોલતાં એણે કોણ જાણે કેમ સંકોચ અનુભવ્યો. પછી પોતાને સંભાળી લઈને આગળ બોલ્યો—'એમની પાસેથી ઘણું શીખી છે.'

'એમને બાળકો કેટલાં છે?'

''બે દીકરીઓ છે, કૉલેજમાં ભણે છે.'

'કાકા, તમે પેલા માતેલા પાડાને એક લાકડીએ સીધો કરેલો એ વાત અશોકભૈ નઈ જાંણતા વોય.'

'હવે જવા દે ને ભાઈ, એમાં જાણવાનું શું હોય ધૂળ?'

ડોસાએ મૂકી દીધેલો હોકો લઈને ચલમ ફૂંકીને રાખ ઉડાડતો એ ઊઠ્યો. ઘેર ગયો. ડોસાએ વાત અટકાવી દીધી એથી એ જરા નિરાશ થયો હતો. પણ હમણાં જ પાછો આવવાનો હોય એ રીતે ખોટું લગાડ્યા વિના ગયો હતો.

પછી ખરે બપોરે અશોકે મેડી પર ચડીને પછીતની બારીથી રેલનાં ઓસરતાં પાણી જોયાં હતાં. સાંજ પડતાં તો ખાડાઓની ઘસાઈ ગયેલી કિનારો પાણી બહાર ઊપસી આવી હતી.

એના અંગૂઠાના નખ નીચે જામી ગયેલું કાળું લોહી અરીસા નખમાં ચમકતું હતું. એ નીચે ઊતરીને ઘર બહાર નીકળ્યો.

શેરીઓનો કાદવ બે દિવસના ધોધમાર વરસાદમાં તણાઈ ગયો હતો. જમીન બેત્રણ ભળતા રંગોમાં દેખાવા લાગી હતી.

આકાશ ઊઘડ્યું ન હતું. ભાગોળના વડની વડવાઈઓ ડુબાઈ ગઈ હતી. ક્યાંક ક્યાંક નવા ફણગા ફૂટ્યા હતા. એ વડવાઈઓ પર દેખાતો હતો એવો જ ભેજ હવામાં હતો.

આકાશમાંથી છૂટું પડેલું કોઈ વાદળ વડની ટોચને કે તળાવની સામી બાજુના ઊંચા લીંબડાની આછી ડાળીને અડીને ઈશાન ખૂણાનાં ખેતરોમાં ઊતરી જતું હતું.

કોઈક વૃક્ષનાં મૂળિયાં ઉઘાડાં પડી ગયાં હતાં પણ ડાળીઓ તો બધાંય વૃક્ષોની નમેલી લાગતી હતી. એમનાં પાંદડાં આકાશ અને ધરતીના રંગો વચ્ચે કશોક મેળ સાધી રહ્યાં હતાં.

ઠેર ઠેર ભરાઈ ગયેલાં ખાબોચિયાંમાં ઉપર વહી જતાં વાદળના ઝાંખાં પ્રતિબિંબ પડતાં હતાં તે દરમિયાન એવો આભાસ થતો હતો કે ઉપર-નીચે વાદળ છે અને વચ્ચે ધરતી એની લીલોતરીને કારણે સ્થિર ટકી રહી છે.

અશોક એના એ જ ચોમાસામાં કોઈ બીજું ચોમાસું અનુભવી રહ્યો હતો. ગઈ કાલ સુધીના ત્રાસજનક ચોમાસાએ આજે કાવ્યમાં વર્ણવાયેલી વર્ષાઋતુની મુદ્રા ધારણ કરી હતી. ખેતરોને શેઢે શેઢે ચાલતાં ક્યાંક પગ મૂકતાં પહેલાં એ ઊભો રહેતો, કોઈકવાર લાંબું ડગલું ભરતો, ખેતરો પર છવાઈ ગયેલી શાંતિમાં પોતાના કોઈ પગલાથી ખલેલ ન પહોંચે એની તકેદારી રાખીને ચાલતો હતો. કોઈક ઝાડ નીચેથી પસાર થતાં એ જોતો કે અત્યાર સુધી ઉપર બેસી રહેલું કોઈ જલબિન્દુ પાંદડા પર હાલવા જતાં નીચે સરી પડતું હતું પણ કશોય અવાજ કર્યા વિના નીચેના ઘાસની શાંતિમાં ડૂબી જતું હતું.

પોતાના ખેતરમા પહોંચીને એણે ઊંચે જોયું. એની નજર સમાય એટલો ભાગ વાદળ ખાલી કરવા લાગ્યાં હતાં અને જાણે એની નજર માટે દૂર દૂર પહોંચવાની સવલત કરી રહ્યાં હતાં...અનેક યુગની પેલી પારનો આષાઢ યાદ આવ્યાનો અનુભવ કહેનાર કવિનો છંદ એને સાચો લાગ્યો. સ્મરણમાં એ કવિનો લય ભળી આવ્યો ને લૌકિક શબ્દોમાં રચાયેલા અલૌકિક સંદર્ભમાં એ નવેસરથી જીવવા લાગ્યો – 'મિલનની જે માળાઓ ધૂળમાં મળીને ધૂળ થઈ ગઈ એમની સૌરભ આજે સજલ હવામાં વહેતી આવી રહી છે. તે દિવસ આ જ પ્રમાણે મેઘનો સમારોહ હતો, આ જ પ્રમાણે શ્યામલ શૈલશિખરો પર જલધારાઓ વરસતી હતી. માલવિકા અનિમેષ દૃષ્ટિથી પંથ ભણી તાકી રહી હતી. એની એ દૃષ્ટિ શ્યામ મેઘની છાયા સાથે વહી આવી.'

શબ્દથી વિમુખ થયા પછી એનો એકેય અનુભવ સત્ય સુધી પહોંચી શક્યો નથી. અને જાણી જોઈને પોતાના બધા અનુભવોને એ અસત્ય બનાવી રહી છે. સૂરજે લખેલું એ આ ક્ષણે સાચું લાગ્યું—'તમે તમારા શ્વાસમાં રોકી બેઠા છો એ તમારું જીવન નથી વેદના તો તમારા અસ્તિત્વની તરલતામાં ભળીને કેવું રૂપાન્તર પામી હોત...પણ તમે તમારી જાતને સમયના શુદ્ધ સ્પર્શથી દૂર રાખો છો. વચ્ચે પડછાયો ધરો છો.'

એને દોઢેક માસ પહેલાંનો પત્ર યાદ આવ્યો. એ પત્રનો આરંભનો ભાગ આ પ્રમાણે હતો—

"આણુ પહોંચીને તમને ન જોયા એ ક્ષણે તો કશુંય સૂઝે એ સ્થિતિમાં હું ન હતી. તે દિવસ હું મારી જાતને કેમ સંભાળી શકી એ પ્રશ્ન છે. પાછા આવવાનો એટલો લાંબો પ્રવાસ વિના આંસુએ પૂરો કરી શકેલી. એકવાર આંખને ખૂણે સહેજ...પણ એ તો બહારની હવાના ધારદાર સ્પર્શથી પણ આંખ ભીની થઈ શકે. જવા દો, તમારે માટે હું રડી હોઉં તોપણ એ જણાવવાની હું હવે કશી જરૂર જોતી નથી...સ્ટેશન પર ઊતર્યાં પછી તમારે ગામ આવવા જ વિચારતી હતી પણ પગ મારા ગામ ભણી વળ્યા. ઊંડે ઊંડે મને શંકા ગઈ હશે કે તમને સોંપેલો મારો વિશ્વાસ અધૂરો તો નહીં હોય? અને એમ ન હોય તોય અજાણ્યા બની રહેવા ઇચ્છનારની પાછળ પાછળ ક્યાં સુધી દોડ્યા કરવું? મને તે દિવસે જ ખબર પડી કે સ્વમાન જેવું કંઈક મારેય છે. તે દિવસે જ જાણે મુગ્ધાવસ્થાના દિવસો પૂરા થઈ ગયા હતા. મારા તરફની તમારી ઉદાસીનતાથી અણજાણ રહેવાનો પ્રયત્ન હવે મને નહીં પાલવે. નિર્ણય કરવાથી કોઈની નજીક જઈ શકાય એ મારો ભ્રમ હતો. મારા પ્રયાસથી જ તમે સાજા થાઓ એવો આગ્રહ મારે શા માટે રાખવો? એ તો મારી આકાંક્ષા કહેવાય—વાસનાનું અસહજ રૂપ. આજે તો એમ પણ લાગે છે કે તમને જીવનમાં રસ નથી એવું માની લઈને મેં જ એક સૂક્ષ્મ પ્રકારની અશ્રદ્ધા સેવી છે...તમારું માન સાચવીને (એમ કરવા મારે પ્રયત્ન કરવો પડતો નથી) આજે એટલું તો કબૂલીશ કે તમારા સ્વાસ્થ્ય માટે માત્ર ઉપચાર બનીને રહી શકું એવી હું મને નથી લાગતી. કદાચ, અન્ય માટેનો ઉપચાર બનીને જીવી શકે એવી કોઈ સ્ત્રી ન હોઈ શકે. જે અશક્ય છે એ શક્ય બને અને હું તમારા સ્વાસ્થ્યનો ઉપચાર બનીને જીવી શકું તો સંભવ છે મને એમાં ગુમાવવા જેવું કંઈ ન લાગે. આ કંઈ મારો આદર્શ નથી, મોહ છે...કૉલેજમાં ભણાવવાનું શરૂ કર્યું તે પછી જ ખ્યાલ આવ્યો કે તૈયાર કરીને વર્ગમાં જે કંઈ બોલી જાઉં છું એનો મારા સંવેદન સાથે કશો સંબંધ નથી, આ પહેલાં પણ હું એવું કેટકેટલું બોલી હોઈશ? એ બધું બાદ કરતાં મારા ભૂતકાળમાં જીવનનો ભાગ કેટલો એ પ્રશ્ન થાય. પ્રતિપળ જીવતા હોવાનો દાવો કરી શકાય એમ નથી. તમારો દાવો એથી ઊલટો છે – પ્રતિપળ જીવનની બહાર રહેવું. શું હજીય તમને એવું લાગે છે! એવું લાગતું હોય તો જરા વિચારજો, મને વહેમ આવે છે. 'મરણને કોઈ માણસ પોતાના જીવનનો ભાગ બનાવી શકતો નથી, એ એના ગજા બહારની વસ્તુ છે. આપઘાત કરવા પોતાની છાતી પર છરો ધરે છે એને ખબર નથી હોતી કે જીવન મારેની કોઈ ઊંડી વાસનાએ જ એના હાથમાં છરો પકડાવ્યો છે.' બાપુજીએ કંઈક આવા મતલબનું કહેલું. એ મલયને મૂકવા આવ્યા ત્યારે, છાપામાં કંઈક સમાચાર વાંચીને એમણે મને કહેલું. મલય જેટલા તમને યાદ કરે છે એટલા એમનેય યાદ કરે છે. મલયને હું શા માટે મારી સાથે રાખું છું એ અંગે કશો વિચાર ન કરતા. મારા સંતોષ ખાતર, એને એનાં માતાપિતા આપી શક્યાં હોત એટલો સ્નેહ એને માટે મારી પાસે છે માટે. તમને થશે સ્નેહનું પણ આવું અભિમાન? જવાબમાં હું ના નહીં પાડું. આજ સુધી જીવવાના અનુભવમાં મને અભિમાન કરવા જેવું કંઈ લાગ્યું તો તે સ્નેહ. અને તેથી તો હું દૃઢતાથી કહી શકું છું કે હું અહીં એકલી નથી."

સૂરજની વાત સાચી છે. જીવન તરફ વિમુખ રહેવું એ મારા હાથની વાત નથી. પણ વહેલુંમોડું એને સમજાશે કે હોવા અને વર્તવા વચ્ચે જાણીબૂઝીને કોઈ મોટું પાપ હું કરતો નથી. મને જીવનમાં રસ લેતો કરવો એ એના હાથની વાત ન હતી એ એણે સ્વીકાર્યું એ સારું કર્યું. જીવવાની ક્ષણે લલચાયા પછી હું પાછો પડી ગયો છું એનું કારણ માત્ર રૂપાનું મૃત્યુ જ નથી, સમય પણ છે, ત્યાં નગરમાં ધૂસરતાના તંબુ નીચે—શૂન્યતાના આવરણ નીચે અટવાઈ રહેલો સમય, એ સમય સૂરજને ખબર નહીં પડે ને એક દિવસ એના

સંવેદનની ધારને બુઠ્ઠી બનાવી દેશે. સ્નેહનું બહાનું બતાવીને કહે છે કે હું એકલી નથી, પણ પછી તો પોતે એકલી છે એ કહેવાનો ઉત્સાહ પણ નહીં રહે. 'પછી તો મરણ એ માણસના ગજા બહારની વસ્તુ છે' જેવાં આશ્વાસનોથી જ જીવવાનું રહેશે, અને જીવવાનું તો રહેશે જ. પિતાજીના ઉપર ઉપરથી નકારાત્મક લાગતા એવા ઉદ્‌ગારોમાં યુગોથી ચચવાઈ રહેલા સત્યને વાણી મળે છે. ખેતી કરતાં કરતાં એમણે આ બધું ક્યારે વાંચ્યું, ક્યારે વિચાર્યું? દાદા એમને વિલાયત મોકલીને બૅરિસ્ટર બનાવવાના હતા, પણ બાપા, અંગ્રેજો જ્યાં સુધી દુશ્મન હોય ત્યાં સુધી એમના દેશમાં જવા તૈયાર ન હતા. ભણીને એમણે ગામમાં ભજનમંડળી સ્થાપી. લોકો ભગત કહે છે. બાળપણમાં એમની પાસેથી જ રામાયણ–મહાભારત–ભાગવત અને ઇતિહાસના પ્રસંગો સાંભળ્યા છે, અહીં આ ખેતરમાં. ખેતરમાં પાછા આવવા જ પેલી તલાવડીના વડ નીચે બેસીને શહેરની નોકરી છોડવાનો એક દિવસ વિચાર કર્યો હતો, જ્યારે વિચારવાની કોઈ શક્તિ જાગેલી ન હતી...

ખેતરથી વીંટળાયેલો એ ચાલતો ચાલતો આંબા નીચે પહોંચ્યો. ઊંડો શ્વાસ લેવા જતાં અંદર જમણે પડખે દુખ્યું. ધીરુભાઈ મારી તબિયતના સમાચાર જાણવા આતુર હશે, કદાચ સૂરજને પૂછી લેતા હશે. પણ પિતાજીને એ ઓળખતા હતા એ એમણે કેમ છુપાવ્યું? એમની પાસેથી મને મળેલો સ્નેહ એ મારી કમાણી નથી, પિતાજીની કમાણી છે એ સ્વીકારતાં મને દુઃખ થાત એવું એમને લાગ્યું હશે? એમને ખબર નહીં હોય – આજ સુધીના મારા સમયનું સરવૈયું કાઢીને એમાં જમા પાસે કશુંક બતાવવાથી હું મારી જાતને કશું આશ્વાસન આપી શકવાનો ન હતો. ભૂતકાળના આધાર વિના અને ભવિષ્યના અંદાજ વિના જો જીવી શકાય – જો કંઈ જીવી શકાય......

× × ×

શરદ પૂરી થાય એ પહેલાં જ વાદળ ચાલ્યાં ગયાં હતાં. ગામે અવકાશના સમયમાં જન્માષ્ટમી વખતે ભજનસપ્તાહ ઊજવીને મેળવેલા આનંદની અસર હજીય વાતાવરણમાં હોય એવું અશોકને લાગતું હતું. જન્માષ્ટમીની રાતે મંદિર આગળના ચોકમાં ગરબા ગાતી કન્યાઓના અને મંદિરની પડાળીમાં ભગવાનના મંડપ આગળ ભજન ગાતા જુવાનિયાઓના – બેઉ બાજુથી છલકાતા અવાજ વચ્ચે એ, કૉલેજમાં અભ્યાસ કરતા પાંચ સાત છોકરાઓથી વીંટળાયેલો બેઠો હતો. બાર વાગતાં ભગવાન કૃષ્ણનો જન્મ થવાનો હતો. મંડળીના પ્રમુખે અશોકના બાપુજીની સલાહ લઈને તૈયારી શરૂ કરાવી. આરતી કોણ ઉતારે? ચડાવો બોલાવો શરૂ થયો હતો. સાથે બેઠેલાઓએ અશોકને આગ્રહ કર્યો હતો. અશોકે ગમ્મતમાં જ કહ્યું હતું – એકસો પચીસ નવા પૈસા. કેટલાક હસ્યા. પછી ચડાવો શરૂ થયો હતો. શહેરની મિલોમાં કામ કરતા કેટલાક જુવાનિયા ઇસ્ત્રીબંધ કપડાં પહેરીને અને માથે પાંથી પાડીને આવેલા હતા. એમણે જુદી ટોળી જમાવી હતી. એમનામાંનો એક સંકોચપૂર્વક બોલ્યો હતો – સવાપાંચ. અશોકે સવા દસ કહ્યા હતા. પેલા સવા અગિયાર બોલ્યા હતા. અશોકે સવા પચ્ચીસ કહ્યા હતા. પેલા સવા છવ્વીસ બોલ્યા હતા. અશોકે પછી જરા અટકીને એકસો સવા પચ્ચીસ કહ્યા હતા. પછી તો એકવાર, બેવાર, એકસો સવા પચ્ચીસ ત્રણવાર! ભજનમંડળીના પ્રમુખના અવાજમાં સદ્‌ભુત રણકો હતો. આરતી ઉતારવાનો વખત થયો ત્યારે અશોકે પોતે ઊભા ન થતાં એક બાજુ બેસીને માળા ફેરવતા બાપા તરફ હાથ કર્યો હતો. એ ચડસાચડસીમાં માનતા ન હતા છતાં અશોકે આજે એમાં ભાગ લીધો એ કોણ જાણે કેમ એમને ગમ્યું હતું. પછી અશોક પેલા મિલવાળાઓ ભેગો જઈને બેઠો હતો. એક જણે એની સામે ગજવામાંથી કાઢીને સિગારેટ ધરી હતી. 'હવે તો છૂટી ગઈ.' પછી એની તબિયત વિશે પૂછ્યું હતું. આખું ગામ એની તબિયતની વાતો કરે છે. એ સાજો થશે એ અંગે કોઈ કોઈને વહેમ પણ છે, અશોક એ પણ જાણે છે. ન બચવાની વાત સાંભળીને પોતાને આઘાત નહીં થાય એ વસ્તુ, પાછળ વાત કરનારને ગળે એ ઊતારી શકતો નથી. ભાગ્યે જ કોઈની સાથે વાત કરે છે.

શરદ પૂરી થાય એ પહેલાં ત્રણેક દિવસ તાવ આવી ગયેલો. આસો માસના તડકામાં રખડવાથી આ તાવ આવ્યો છે એવું ડોસા કહેતા હતા પણ મા એની ચિંતામાં રહેતાં હતાં.

હમણાંથી શરીર વધુ ઊતરી ગયું છે. ઇન્જેક્શન દ્વારા શરીરમાં પહોંચેલું ઔષધ થોડો સમય કામ કરીને જમણા ફેફસામાં એકઠું થયું છે, જામી ગયું હશે, પથ્થરની

જેમ કોઈવાર એનો ભાર વરતાય છે. અંગૂઠા પરનો કાળો નખ જરા તૂટયો છે, એમાંથી પાંચ છ માસ પહેલાં મરી ગયેલા લોહીના સૂકા કણ ખોતરવાનું એને ગમે છે. કદાચ ગમતું ન હોય તોપણ એ એમ કરે છે.

ખળામાં મજૂરો બાજરિયાં લણે છે. ખેતરે ખેતરે ચોમાસું પાક લેવાઈ રહ્યો છે. આખો દિવસ ઉત્સાહથી ભર્યો ભર્યો હોય છે અને સાંજ સુંદર હોય છે. દરરોજ સવારે સ્ફૂર્તિનું એકાદ મોજું આખા ગામમાં ફરી વળે છે. પણ એ જેટલું જુએ છે એટલું અનુભવતો નથી. અહીંની સૃષ્ટિ સાથેનો જૂનો સબંધ હજી તાજો થઈ શકયો નથી. ઉલ્લાસભર્યું શૈશવ અહીં વીત્યું છે એ હકીકત એને સ્થિર થવામાં કશી મદદ કરી શકી નથી.

કાળી ચૌદસની સાંજે ગાલ્લા પર ઘીનો દીવો મૂકવા એ ખેતર ગયો હતો. ધનતેરસને દિવસે દીવો મૂકવાનું રહી ગયેલું, માએ સાદ આપી એને માટે ગાલ્લા પર ઘીનો દીવો મુકાય એથી થોડું અજવાળું વધે એ સિવાય બીજી કોઈ માન્યતા ન હતી. અંધારું થતાં એ ખેતરમાં પહોંચ્યો અને દીવો પેટાવ્યા પછી બાપા સાથે કશી વાત કર્યા વિના બેસી રહ્યો. ધીરે ધીરે ચમકવા લાગેલા તારા હવે અંધારાને વધુ ઘેરું અને વધુ નક્કર બનાવવાના હતા. મનની શૂન્યતાની કોઈ સપાટી કલ્પી શકાય તો ત્યાંના અંધારાને પણ આ તારા ચમકાવી શકે. ડોસાએ બેએક વાર એની સામે જોયું, એમ સૂચવવા કે મોડું થાય છે ને ઘેર કેમ જતો નથી. કહ્યું ત્યારે ઊભો થયો ને વચ્ચે થઈને જવાને બદલે નેળિયા તરફ વળ્યો. ‘અત્યારે નાળિયે થઈને ન જતો, પેલા બેંકારિયા પાસેથી આજની રાતે નીકળવાને બદલે વચ્ચેને રસ્તે જા’ એ જતાં જતાં જ બોલ્યો—‘અંધારામાં શેઢે શેઢે ચાલવા કરતાં નેળિયે થઈને જવું વધું ફાવશે.’

બેંકારિયું ખેતર, એનું ઊંડું ખાડિયું, બાવળિયાનું ઝુંડ અને ગામના સહુથી જૂના મહુડાનું કોતરાઈ ગયેલું થડ—એ બધું હજી ઘણું દૂર હોવા છતાં એને પોતાની પીઠ પાછળ હાજર લાગવા માંડયું. નેળિયું વળતાં ડાબી બાજુ રહી ગયેલી તલાવડીના વડ પરની કોઈ વાગોળે ચીસ પાડી. સામે ઉત્તર દિશા તરફથી આવીને મળતા એક સાંકડા નેળિયાને ખૂણે અંગારા જેવું કંઈક ચમકી ગયું. એ તરફ ખેતરમાં વાસો જવા કોઈએ ચલમ ઠલવી હશે, એમાંથી દેવતા ઊડયો હશે કે પછી કોઈ પશુની આંખ હશે અથવા મારી આંખનો ભ્રમ હશે, અથવા... શું? બીજું હોય તો શું? ભલે ને સામે આવે"...... અભિમાનને સતેજ કરવા મથી રહ્યો હતો ત્યાં જમણી વાડમાં ‘છટ્ છુટ પક’ જેવો અવાજ થયો અને આછા અંધારામાંથી એક ઘેરું અંધારું છૂટું પડીને એની ઉપર થઈને પાછળ ઊડી ગયું. ધબકાર વધી ગયા અને પગની પાનીઓ સુકાઈ ગઈ...હજી અંધારિયાની હદ તો હવે શરૂ થતી હતી. બીક લાગી રહી છે એ જોઈને એણે એક ગીતપંક્તિ ગણગણવા માંડી – કેટલાં વરસ પછી સરજે સર્જેલા આનંદના વાતાવરણમાં પણ જે ન થઈ શક્યું એ ક્ષણિક ડરથી આપોઆપ થઈ ગયું, અણધાર્યું... ‘સાજા થઈ જવાનો મને લોભ નથી’ એવું પોતાની જાતને ઠસાવતા રહેવાનો મને કશો હક નથી...

× × ×

માગશર મહિનાની એક સાંજે એને લસણની પાંદડી ચાવતો જોઈને ડોસાએ કહ્યું – ‘દરરોજ સવારે નવટાંક લસણ ખાય તો તારી ભૂખ જલદી ઊઘડે. કેટલી મહેનત કરીને ડોશીએ તારે માટે બદામપાક તૈયાર કર્યો પણ ત્રીજે દિવસથી તું અડયોય નહીં.’ જવાબમાં એ અમથું હસ્યો.

‘તું અહીં આવ્યો પછી મેં તારા હાથમાં કદી ચોપડી ન જોઈ.’

‘વાંચવાની ઇચ્છા જ થતી નથી, કદી છાપુંય કયાં વાંચું છું?’

‘લખતોય નથી.’

એ જાણતો હતો કે પોતે સારો લેખક થાય એમ બાપા ઇચ્છતા હતા. લેખનને એ ઉમદા વસ્તુ માને છે. એમણેય ત્રણ ભજન લખેલાં, કાગળ પર ઉતારેલાં તો કયાંક જોયાં નથી, કદાચ સ્મરણમાં જ સીધાં છાપી દીધાં હશે. ભજનમંડળીમાં આજેય એમાંનું એકાદ ગવાય છે... એમના પ્રશ્નથી એ ગમગીન થઈ ગયો. જવાબ આપવાની હિંમત ન હોય એમ બાજુમાં જોઈને એણે બાપા બરાબર ન સાંભળે એવા અવાજથી કહ્યું–

‘મેં લખવાનું છોડી દીધું છે.’

ડોસાના હાથમાંની ચલમ સહેજ ડોલી ગઈ. બોલ્યા નહીં. ફરીથી ચલમ ભરવા ઊભા થયા. તાપણી પાસે બેઠા બેઠા જ ચલમ ફૂંકતા રહ્યા. વજન વિનાના અવાજથી એ બેઠા બેઠા જ બોલ્યા–

'મનમાં નક્કી કરી દેવાથી લખી ન શકાય એની તો મને ખબર હતી પણ ન લખવાનુંય નક્કી કરી શકાય એ મેં તારી પાસેથી જાણ્યું.' ઘણું કહેવાનું હોય એમ થોડુંક અટક્યા પણ બીજી જ ક્ષણે કહેવાનું બધું અટકાવી દઈને માત્ર એટલું જ બોલ્યા – 'મને તો એમ હતું કે મરવા પહેલાં તારી એકાદ ચોપડી જોતો જઈશ.'

એમનો માળા ફેરવવાનો સમય થઈ ગયો હતો. અશોક ઘેર ગયો. માંડીમાં આખા વાસનાં બૈરાં બેઠાં હતાં. વચ્ચે મૂકેલી ડાબડીમાંથી ચપટી ભરીને છીંકણીના સબડકા લેતાં હતાં. અશોકને જોઈને ડોશી ઊભાં થયાં ને ટોડલા પરથી લઈ આવીને પત્ર આપ્યો.

'કનો કાગળ છ બે ?'

'સૂરજનો.'

ખાટલો ઢાળીને એ આડો પડે ત્યાં તો એના આવવાથી અટકી ગયેલી વાતો આગળ ચાલી. બધાં અશોકને સંભળાવવા નથી બોલતાં એવું બતાવીને બોલતાં હતાં પણ અશોકના કાન સુધી એમનો અવાજ બરાબરથી પહોંચતો હતો. અશોક અને સૂરજનું લગ્ન થવું જોઈએ એવો એ સહુનો સામાન્ય અભિપ્રાય હતો. એ ઊઠીને ગયાં ત્યારે અશોક સૂરજનો પત્ર વાંચતો વાંચતો આટલે સુધી આવ્યો હતો – "અને આ રીતે એકલી રહેવાનો મારો તો આ પહેલો અનુભવ છે છતાં ફાવે છે, મલયને લીધે. એનાં શિક્ષિકા કહે છે કે વર્ગમાં એ સહુથી આગળ છે. રાત્રે એને થોડુંક શીખવું છું, વહેલો ઊંઘી જાય તો સવારે. કાલે પૂછતો હતો – 'પપ્પા કેમ આવતા નથી ?' મેં કહ્યું – 'મેં એમને કાઢી મૂક્યા છે.' હું કહું એ ખોટું તો હોય જ નહીં એમ સમજીને એ ચીડો થઈ ગયો. સૂઈ ગયા પછી બોલ્યો–'મને તો કાઢી નહીં મૂકો ને ?' છાતી સરસું એનું માથું દબાવીને હું મોડે સુધી રડતી રહી. સવારે મેં એને કહ્યું – 'આ તો તારું ઘર છે, તું ધારે તો મને કાઢી મૂકી શકે.' 'જાઓ જાઓ, હું ના કાઢી મૂકું.' કોલેજમાં મને આ જ વિચાર આવ્યો – મારે કેમ રડવું પડે ? આંસુ વિના જીવી ન શકાય ? બાળક ન હતાં ત્યારે તમે ખૂબ ખૂબ મોડા આવો ત્યારે રૂપા રડી લેતી, એ કદાચ તમે નહીં જાણતા હો. એક દિવસ એણે મને કહેલું – એમ રડી લીધા પછી લાલ થયેલી આંખે તમને જોવાનો આનંદ એ વર્ષોમાં મળેલા બીજા બધાય આનંદોથી ચડિયાતો હતો. રૂપાની રીતે રડવાનો મને અધિકાર તો નથી પણ રાહ જોવાનો પણ એક આનંદ હોય છે – તદ્દન કોરો આનંદ નહિ, માત્ર સમાધાનથી મેળવેલો આનંદ નહિ, વેદનાની આર્દ્રતા ભરેલો. ...ધીરુભાઈએ તમારા પત્રની વાત કરી. તમારા પિતાજીને ઓળખવા અંગે એમણે તમને ન કહ્યું તો એથી એમની 'મહાનતા' પર કટાક્ષ કરવાની જરૂર ન હતી. તમે એમના જે લેખની વાત કરી છે એ મેં વાંચેલો. એ લેખમાંના તમારા પિતાજીના ચિત્ર સાથે મેં ન જોયેલો જમાનો અનુભવ્યો. કશી સાહિત્યિકતા વાપર્યા વિના ધીરુભાઈએ એ લેખમાં માત્ર હકીકતનું બયાન પણ એ રીતે આપ્યું છે કે આત્મીયતાનો અનુભવ થાય છે. તમારા પિતાજીને કારણે જ તમને ધીરુભાઈનો સ્નેહ મળ્યો હોય તો એમાં તમારે ઓછું લગાડવું ન જોઈએ. હું તમારી સાથે રહેવા આવી ત્યારે પ્રતિષ્ઠાનું જોખમ હોવા છતાં મારા પિતાજીએ મને કેમ વારી નહીં હોય ? મને લાગે છે કે તમારા પિતાજી માટે એમને માન છે માટે. જોકે આ બધું તો હું તમને ઓછું મહત્ત્વ આપવા લખું છું; બાકી, તમારી રાહ જોવા માટે મારી પાસે તમારા સિવાય બીજું કોઈ કારણ નથી." સૂરજનો પત્ર પૂરો થયો તે પછી મલયે લખ્યું હતું – મલય પાસે લખાવવામાં આવ્યું હતું–'ચિરંજીવી પપા, તમારી રજાઓ પૂરી થઈ હોય તો આવી જજો. હું નિશાળે નથી જતો તો માશી મને ધમકાવે છે તમે બેસી રહો છો તોય દાદા તમને ધમકાવતા નથી ? અમે મજામાં છીએ. મલયની આશિષ.'

મલયના અક્ષરમાં સૂરજની મજાક શોભતી હતી. પત્રનો એટલો ભાગ કાપીને એણે જુદો રાખ્યો. મલયનો એ પત્ર વાંચીને દાદા ખુશ થયા, સાંભળીને દાદી એમનાથીય વધુ ખુશ થયાં. બે દિવસ સુધી તો જે મળ્યું એને એમણે મલયના પત્રની જ વાત કરી.

ડોસાને અમદાવાદ જવાની ઇચ્છા થઈ, મલયને મળવાની. એક દિવસ માટે ગયા, પણ મંદિરમાં જરા વધુ બેસી રહ્યા તેથી તે દિવસની છેલ્લી બસ મળે એમ રહ્યું નહીં. બીજે દિવસ એમની સાથે આવવા મલયે રટ લીધી. સૂરજે કહ્યું – 'લઈ જાઓ, બે ત્રણ દિવસમાં પાછો મોકલજો.' એમ કહ્યું ત્યારે અશોક એને મૂકવા આવે એવું તો ધાર્યું જ ન હતું. મલય ચાર દિવસ ગામ

રહ્યો. એ દરમિયાન એણે ઘણી પ્રવૃત્તિઓ કરી. અશોકને એણે પોતાનાં કેટલાંય નવાં રમકડાં અને ચિત્રવાળી ચોપડીઓની વાત કરી. વાસના છોકરાઓને રમતો શીખવી, શાળામાં જઈને આખી નિશાળને નપાસ કરી આવ્યો. માસ્તરે એની પાસેથી ગીત સાંભળ્યું. અને ચાર દિવસમાં આઠ વાર એ દાદાને ખભે બેઠો. સરજૂનો પત્ર હતો – એ એને ગામ આવી છે, બે દિવસ માટે. ડોસા મલયને મૂકવા સ્ટેશન પર ગયા. એમને યાદ આવ્યું – રૂપાના મૃત્યુ પછી અશોક બે બાળકોને તેડીને વહેલી સવારે ઘેરથી નીકળી ગયો હતો ને એની પાછળ પાછળ દોડતા પોતે સ્ટેશન સુધી આવ્યા ત્યારે થોડું જ છેટું રહી ગયું હતું ગાડી ઊપડી ગયેલી....

મલયને મૂકી આવ્યા પછી ત્રીજે દિવસે ડોસા તમાકુના વાવેતરમાં નીચા નમી નમીને પાકવા આવેલાં પાંદડાં તપાસતા હતા, નવા ઊગેલા પીલા તોડી લેતા હતા. અશોક મશીનની ઓરડી પાસે બેઠો બેઠો એમને અને એમની આગળના સામી વાડ વચ્ચેના મોટા આંબાને જોઈ રહ્યો હતો. એકાએક ડોસા ગામ તરફ વળ્યા, ખેતર વચ્ચેના રસ્તેથી અશોકે એમને જતા જોઈને ઊભા થઈને પૂછ્યું. ઊભા રહ્યા વિના એ કહેતા ગયા, ઘણી ઉતાવળ હોય એમ—'મારી માળા લેતો આવજે.' અશોકને એમની માળા જલદી જડી નહીં. એમના ખાટલામાં ન હતી, છાપરી પર પણ ન હતી, મશીનની ઓરડીના ગોખલામાંથી જડી. એ બને એટલી ઝડપથી ચાલ્યો. થોડોક એમની નજીક પહોંચ્યો ભાગોળે ડોસા એક ક્ષણ માટે અટક્યા, વડ સામે જોઈ રહ્યા ને પછી ગતિ થોડી ઘટી ગઈ હોય એમ ચાલવા લાગ્યા. અશોક છેક એમની પાસે પહોંચી જવા આવ્યો હતો પણ એણે થોડું અંતર રાખવા પોતાની ગતિ ઘટાડી.

ઘેર પહોંચીને ડોસાએ જાતે જ ખાટલો ઢાળ્યો. અશોકે ગોદડી લાવી આપી. માળા આપી ડોશી રાંધતાં હતાં. કોઈ ખાસ વાત કરવાની ન હોય એમ ડોસાએ એમને બોલાવ્યાં. એમને આમ સૂતેલા જોઈને ડોશીને કંઈ સમજાયું નહીં, બેબાકળી નજરે એ જોઈ રહ્યાં. ડોસાએ લેવડદેવડ અંગેની થોડી વાત કરી. તબિયત સારી ન હોય તો ખાવા કંઈ બીજું બનાવું એવું ડોશીએ પૂછ્યું—આમ પૂછીને જરા મન કાઠું કરીને એ પોતાના વહેમને છુપાવી રહ્યાં હતાં. ડોસાએ અશોકને પૂછ્યું—'તને ચા બનાવતાં આવડે છે?' અશોકે ચા બનાવી. ત્રણેયે સાથે પીધી, પછી એમણે અશોકને મેડી પરથી કબીરના પદની ચોપડી લઈ આવવા કહ્યું—'બહુરિ હમ કાહેકો આવહિંગે' એ પદ વાંચ, તને ગાવાનું તો નથી કહી શકતો...અશોકે ફાવ્યું એ રીતે ગાયું – ગાતાં ગાતાં એ પોતાના અવાજમાં ઊંડો ઊતરતો ગયો અને એક ક્ષણે તો એને એવું લાગ્યું કે પોતાનો અવાજ બાપાનો અવાજ બની ગયો છે – એક અજાણ્યા અર્થમાં પોતાનો અવાજ ભળી ગયો છે – વળી પાછા અમે સંસારમાં શું કામ આવશું? પાંચ તત્ત્વની રચના છૂટી જશે તો અમે રામને પામશું. પૃથ્વીનો ગુણ પાણી શોષી લેશે, પાણીને અગ્નિના ગુણ તેજમાં મિલાવશું. અને પવનને આકાશના ગુણ શબ્દમાં મિલાવીને અમે સહજ સમા......એ અટકી ગયો.

સાંજે અગ્નિદાહ દેતાં અશોકની ભીની આંખોમાં સળગી ઊઠેલી ચિતાનું પ્રતિબિંબ પડી રહ્યું હતું તે જ ક્ષણે ભાગોળના કૂવાના પાટડા પર હાથ પછાડીને ડોશીએ બલૈયાં ફોડ્યાં હતાં. એમને પકડીને એમનાથીય મોટી ઉંમરની બે ડોશીઓ રડતી રડતી એમને ઘેર લઈ ગઈ હતી. અશોક સ્મશાનમાં થોડીવાર પછી સહુથી દૂર જઈને બેઠો હતો. તરણાથી જમીન ખોતરતો હતો, કોઈક રેખા દોરતો હતો કોઈક વાર દોરાયેલી રેખા પર એનાં આંસુ ટપકતાં હતાં.

'ગામમાં નામ દેવા જેવા એ એક હતા.' ચિતા પાસે બેઠેલાઓ ચલમ પીતાં પીતાં વાતો કરતા હતા. સળગતાં લાકડાં ઠીક કરવા ઊભેલો પડોશીનો છોકરો વચ્ચે વચ્ચે દૂર બેઠેલા અશોક સામે જોઈ લેતો હતો.

× × ×

સલાહો મળતી રહી એ પ્રમાણે એ બધા વિધિ કરતો રહ્યો. છેવટે બહેનોએ કહ્યું તો આખું ગામ જમાડ્યું. સરજૂને જાણ કરવામાં વિલંબ થઈ ગયો હતો પણ તેથી તો વધુ સ્વસ્થતાથી લખી શક્યો. દાદા હવે નથી એ મલયને એકાએક ન કહી દેવું—એણે ખાસ વિનંતી કરી હતી. એમનો બંનેનો સંબંધ એ જાણતો હતો.

ખેતર માટે બીજો સાથી રાખવાની સલાહ ન માનીને પંદરમા દિવસથી એણે રાત્રે ખેતરમાં વાસો રહેવાનું શરૂ

કર્યું. સોળમા દિવસે બપોરે ડોશી ભાત લઈને આવ્યાં ત્યારે એ તરત ખોદેલાં શક્કરિયાંના ઢગલા પાસે ખુલ્લી આંખે ચત્તો પડ્યો હતો. ઢગલામાં અડધાં ને ત્રાંસાં કપાઈ ગયેલાં શક્કરિયાંના સફેદ ભાગ પર પીળાશ પડતાં ટપકાં જામવા લાગ્યાં હતાં. ચત્તા પડેલા અશોકના પહેરણનેય એક બાજુ શક્કરિયાંના દૂધના ડાઘ લાગ્યા હતા. મશીનની ઓરડીમાં ભાત મૂકીને ડોશીએ અશોકને બોલાવ્યો. એ ક્યાંય ન દેખાયો. ઓરડી પાસેના કૂવાના થાળાના ઊંચા ભાગ પર ચડીને એમણે જોયું, શક્કરિયાં પાસે...... એ લથરપથર ચાલતાં એ તરફ ગયાં. એને બોલાવી શક્યાં નહીં. ડૂમો ભરાઈ ગયો હતો. પણ એની છાતી જોરથી ધબકતી હતી તેથી એમની આંખોમાં આંસુ આવી શક્યાં. એના કપાળ પર હાથ મૂકીને એને બોલાવવા જતાં હતાં. ત્યાં એમના આંસુના સ્પર્શથી એના ચહેરાની રેખાઓ ખેંચાઈ. એ પડખે ફર્યો. થોડીવાર એમ જ પડી રહ્યો. પછી બેઠો થયો. ડોશી રડતાં રડતાં ઘણું સમજાવતાં રહ્યાં.

એનેય સમજાતું ન હતું કે પોતે બેભાન થઈને પડ્યો ત્યાં સુધી શક્કરિયાં કેમ ખોદતો રહ્યો. અડધા કલાક પછી એ લીંબડીના છાંયડે ખાવા બેઠો ત્યારે માને સંતોષ આપી શકાય એવું એક કારણ એને સૂઝ્યું– 'મારા બાપાને એક દિવસ આરામ કરવા હું કહી રહ્યો હતો, એમણે હસતાં હસતાં કહેલું– બેસી રહું તો મારું શરીર બગડે' ડોશીને અશોકના કારણથી આશ્વાસન ન મળ્યું પણ આજે એણે વધુ ખાધું તેથી એ ખુશ થયાં. ભૂખ ન હોવા છતાં અશોકે કંઈક વધુ ખાધું હતું.

બીજે દિવસ સવારના આઠ સુધી તો એ ખાટલામા જ પડી રહ્યો. પછી તાપણીમાં પડેલી ચાની કિટલી મગાવી, સાથીએ દૂરથી કામ કરવાનું છોડીને અશોકની નજીક પડેલી કિટલી એને લાવી આપી. ચા પીને પાછો [illegible]ઈ ગયો. પણ સૂઈ રહેવાથી આરામ મળતો ન હતો. [illegible]ની ગૂંગળામણ અનુભવી રહ્યો હતો જેનું દેખીતું [illegible] હતું. આ ગૂંગળામણ ઓછી કરવાનો કશો ઉપાય [illegible] ઊભો થયો. મશીનની ઓરડીમાંથી કોદાળી [illegible]રિયાંના વાવેતરમાં ગયો. હાથમાંથી કોદાળીનો [illegible] સરી પડ્યો તે પછી એણે આગળ ન [illegible] નીચે હાથ મૂકીને આડો પડ્યો. [illegible]રેની લીંબડી નીચે જઈને [illegible]નો

નિર્દોષ નશો અનુભવતો એ લીંબડીની ઝૂલતી ડાળીઓ જોતો જોતો પડી રહ્યો, ડોશી આવ્યાં ત્યારે એ બોલી ઊઠ્યો—'મોડું થયું મા, ભૂખ લાગી હતી.' આજેય એ ખોટું બોલ્યો હતો. પણ દસમા દિવસે એ હકીકત હતી કે એને સખત ભૂખ લાગી હતી. થોડોક ખિજા-યેલો પણ હતો. સાથી કામમાં હતો ને બળદને પાણી પાવા લઈ જતો હતો ત્યારે બળદે શિંગડાં ઉલાળ્યાં હતાં. અને એણે પાછા વળીને એની નથ પકડીને ઉપરા ઉપરી ત્રણ પરોણા ચોડી દીધા હતા. બળદે માર સહી લીધો હતો કારણ કે કેટલાય દિવસોથી ડોસા દેખાતા ન હતા, કેટલીયવાર એની ગમાણમાં ચાર એમની એમ પડી રહી હતી.

× × ×

ખળામા ઘઉંના ઢગલા પાસે એ ઊભો હતો. 'પાપા !' મલય દોડીને એને વળગી પડ્યો, સૂરજ સાત ડગલાં દૂર ઊભી ઊભી મલકાઈ રહી.

મલયને બે હાથમાં લઈને ઊંચે ઉછાળ્યો. પછી ગલીપચી કરીને એને ખૂબ હસાડ્યો. હસતાં હસતાં એ થાકી ગયો પછી એને ઘઉંના ઢગલા પર બેસાડ્યો. ઘઉંના દાણા ઉછાળવાની એને મજા આવી.

સૂરજે ઘઉંના દાણાથી મુઠ્ઠી ભરી અને અશોકની આજુબાજુનું ખેતર જોયા કર્યું :

'તમે પત્રમાં લખ્યું હતું એ હમણાં માર્ચે કહ્યું ત્યારે સાચું લાગ્યું પણ આટલા પ્રસન્ન લાગશો એ તો કલ્પ્યુંય ન હતું.'

'તું ચિન્તા કરી કરીને મારા ભવિષ્ય અંગે નિરાશ થઈ ગઈ હતી. હું તો માત્ર અનુભવમાં હતો અને છું. મને 'સ્વસ્થ અને પ્રસન્ન' જોઈને તારી 'આંતરિક જરૂરિયાત' પૂરી થઈ ગઈ હશે ખરું ને !'

સૂરજે એક પલકમાં એની સામે જોઈને પવનથી ફરકતો પાલવનો છેડો હાથમાં લીધો.

મલય રમતો રમતો છેક આંબા સુધી પહોંચી ગયો હતો. સૂરજે જોયું –નાના નાનાં ઠીકરાં ફેંકીને એ કાચી કેરીઓ પાડવા મથતો હતો... ઘણી વાતો થઈ, અશોક આખા વરસ દરમિયાન જગતમાં થયેલી ઘણી મહત્ત્વની ઘટનાઓથી અણજાણ હતો. સૂરજે કહ્યું કે એક માણસનું હૃદય બીજાના શરીરમાં ગોઠવીને એને બચાવી લેવાયો, જોકે પછી એ જીવ્યો નહીં...

રહ્યો. એ દરમિયાન એણે ઘણી પ્રવૃત્તિઓ કરી. અશોકને એણે પોતાનાં કેટલાંય નવાં રમકડાં અને ચિત્રવાળી ચોપડીઓની વાત કરી. વાસના છોકરાઓને રમતો શીખવી, શાળામાં જઈને આખી નિશાળને નપાસ કરી આવ્યો. માસ્તરે એની પાસેથી ગીત સાંભળ્યું. અને ચાર દિવસમાં આઠ વાર એ દાદાને ખભે બેઠો. સરજનો પત્ર હતો—એ એને ગામ આવી છે, બે દિવસ માટે. ડોસા મલયને મૂકવા સ્ટેશન પર ગયા. એમને યાદ આવ્યું—રૂપાના મૃત્યુ પછી અશોક બે બાળકોને તેડીને વહેલી સવારે ઘેરથી નીકળી ગયો હતો ને એની પાછળ પાછળ દોડતા પોતે સ્ટેશન સુધી આવ્યા ત્યારે થોડું જ છેટું રહી ગયું હતું ગાડી ઊપડી ગયેલી....

મલયને મૂકી આવ્યા પછી ત્રીજે દિવસે ડોસા તમાકુના વાવેતરમાં નીચા નમી નમીને પાકવા આવેલાં પાંદડાં તપાસતા હતા, નવા ઊગેલા પીલા તોડી લેતા હતા. અશોક મશીનની ઓરડી પાસે બેઠો બેઠો એમને અને એમની આગળના સામી વાડ વચ્ચેના મોટા આંબાને જોઈ રહ્યો હતો. એકાએક ડોસા ગામ તરફ વળ્યા, ખેતર વચ્ચેના રસ્તેથી અશોકે એમને જતા જોઈને ઊભા થઈને પૂછ્યું. ઊભા રહ્યા વિના એ કહેતા ગયા, ઘણી ઉતાવળ હોય એમ—'મારી માળા લેતો આવજે.' અશોકને એમની માળા જલદી જડી નહીં. એમના ખાટલામાં ન હતી, છાપરી પર પણ ન હતી, મશીનની ઓરડીના ગોખલામાંથી જડી. એ બને એટલી ઝડપથી ચાલ્યો. થોડેક એમની નજીક પહોંચ્યો. ભાગોળે ડોસા એક ક્ષણ માટે અટક્યા, વડ સામે જોઈ રહ્યા ને પછી ગતિ થોડી ઘટી ગઈ હોય એમ ચાલવા લાગ્યા. અશોક છેક એમની પાસે પહોંચી જવા આવ્યો હતો પણ એણે થોડું અંતર રાખવા પોતાની ગતિ ઘટાડી.

ઘેર પહોંચીને ડોસાએ જાતે જ ખાટલો ઢાળ્યો. અશોકે ગોદડી લાવી આપી. માળા આપી ડોશી રાંધતાં હતાં. કોઈ ખાસ વાત કરવાની ન હોય એમ ડોસાએ એમને બોલાવ્યાં. એમને આમ સૂતેલા જોઈને ડોશીને કંઈ સમજાયું નહીં, બેબાકળી નજરે એ જોઈ રહ્યાં. ડોસાએ લેવડદેવડ અંગેની થોડી વાત કરી. તબિયત સારી ન હોય તો ખાવા કંઈ બીજું બનાવું એવુ ડોશીએ પૂછ્યું—આમ પૂછીને જરા મન કાઠું કરીને એ પોતાના વહેમને છુપાવી રહ્યાં હતાં. ડોસાએ અશોકને પૂછ્યું—'તને ચા બનાવતાં આવડે છે?' અશોકે ચા બનાવી. ત્રણેયે સાથે પીધી, પછી એમણે અશોકને મેડી પરથી કબીરના પદની ચોપડી લઈ આવવા કહ્યું—'બહુરિ હમ કાહેકો આવહિંગે' એ પદ વાંચ, તને ગાવાનું તો નથી કહી શકતો...અશોકે ફાવ્યું એ રીતે ગાયું—ગાતાં ગાતાં એ પોતાના અવાજમાં ઊંડો ઊતરતો ગયો અને એક ક્ષણે તો એને એવું લાગ્યું કે પોતાનો અવાજ બાપાનો અવાજ બની ગયો છે—એક અજાણ્યા અર્થમાં પોતાનો અવાજ ભળી ગયો છે—વળી પાછા અમે સંસારમા શું કામ આવશું? પાંચ તત્ત્વની રચના છૂટી જશે તો અમે રામને પામશું. પૃથ્વીનો ગુણ પાણી શોષી લેશે, પાણીને અગ્નિના ગુણ તેજમાં મિલાવશું. અને પવનને આકાશના ગુણ શબ્દમાં મિલાવીને અમે સહજ સમા......એ અટકી ગયો.

સાંજે અગ્નિદાહ દેતાં અશોકની ભીની આંખોમાં સળગી ઊઠેલી ચિતાનું પ્રતિબિંબ પડી રહ્યું હતું તે જ ક્ષણે ભાગોળના કૂવાના પાટડા પર હાથ પછાડીને ડોશીએ બલૈયાં ફોડ્યાં હતાં. એમને પકડીને એમનાથીય મોટી ઉંમરની બે ડોશીઓ રડતી રડતી એમને ઘેર લઈ ગઈ હતી. અશોક સ્મશાનમાં થોડીવાર પછી સહુથી દૂર જઈને બેઠો હતો. તરણાથી જમીન ખોતરતો હતો, કોઈક રેખા દોરતો હતો. કોઈક વાર દોરાયેલી રેખા પર એનાં આંસુ ટપકતાં હતાં.

'ગામમાં નામ દેવા જેવા એ એક હતા.' ચિતા પાસે બેઠેલાઓ ચલમ પીતાં પીતાં વાતો કરતા હતા. સળગતાં લાકડાં ઠીક કરવા ઊભેલો પડોશીનો છોકરો વચ્ચે વચ્ચે દૂર બેઠેલા અશોક સામે જોઈ લેતો હતો.

× × ×

સલાહો મળતી રહી એ પ્રમાણે એ બધા વિધિ કરતો રહ્યો. છેવટે બહેનોએ કહ્યું તો આખું ગામ જમાડ્યું. સરજને જાણ કરવામાં વિલંબ થઈ ગયો હતો પણ તેથી તો વધુ સ્વસ્થતાથી લખી શક્યો. દાદા હવે નથી એ મલયને એકાએક ન કહી દેવું—એણે ખાસ વિનંતી કરી હતી. એમનો બંનેનો સંબંધ એ જાણતો હતો.

ખેતર માટે બીજો સાથી રાખવાની સલાહ ન માનીને પંદરમા દિવસથી એણે રાત્રે ખેતરમાં વાસો રહેવાનું શરૂ

કર્યું. સોળમા દિવસે બપોરે ડોશી ભાત લઈને આવ્યાં ત્યારે એ તરત ખોદેલાં શક્કરિયાંના ઢગલા પાસે ખુલ્લી આંખે ચત્તો પડ્યો હતો. ઢગલામાં અડધાં ને ત્રાંસાં કપાઈ ગયેલાં શક્કરિયાંના સફેદ ભાગ પર પીળાશ પડતાં ટપકાં જામવા લાગ્યાં હતાં. ચત્તા પડેલા અશોકના પહેરણનેય એક બાજુ શક્કરિયાંના દૂધના ડાઘ લાગ્યા હતા. મશીનની ઓરડીમાં ભાત મૂકીને ડોશીએ અશોકને બોલાવ્યો. એ ક્યાંય ન દેખાયો. ઓરડી પાસેના કૂવાના થાળાના ઊંચા ભાગ પર ચડીને એમણે જોયું, શક્કરિયાં પાસે.. ... એ લથરપથર ચાલતાં એ તરફ ગયાં. એને બોલાવી શક્યાં નહીં. ડૂમો ભરાઈ ગયો હતો. પણ એની છાતી જોરથી ધબકતી હતી તેથી એમની આંખોમાં આંસુ આવી શક્યાં. એના કપાળ પર હાથ મૂકીને એને બોલાવવા જતા હતાં. ત્યાં એમના આંસુના સ્પર્શથી એના ચહેરાની રેખાઓ ખેંચાઈ. એ પડખે ફર્યો. થોડીવાર એમ જ પડી રહ્યો. પછી બેઠો થયો. ડોશી રડતાં રડતાં ઘણું સમજાવતાં રહ્યાં.

એનેય સમજાતું ન હતું કે પોતે બેભાન થઈને પડ્યો ત્યાં સુધી શક્કરિયાં કેમ ખોદતો રહ્યો. અડધા કલાક પછી એ લીંબડીના છાંયડે ખાવા બેઠો ત્યારે માને સંતોષ આપી શકાય એવું એક કારણ એને સૂઝ્યું– 'મારા બાપાને એક દિવસ આરામ કરવા હું કહી રહ્યો હતો, એમણે હસતાં હસતાં કહેલું– બેસી રહું તો મારું શરીર બગડે' ડોશીને અશોકના કારણથી આશ્વાસન ન મળ્યું પણ આજે એણે વધું ખાધું તેથી એ ખુશ થયા. ભૂખ ન હોવા છતાં અશોકે કંઈક વધુ ખાધું હતું.

બીજે દિવસ સવારના આઠ સુધી તો એ ખાટલામા જ પડી રહ્યો. પછી તાપણીમાં પડેલી ચાની કિટલી મગાવી, સાથીએ દૂરથી કામ કરવાનું છોડીને અશોકની નજીક પડેલી કિટલી એને લાવી આપી. ચા પીને પાછો એ સૂઈ ગયો. પણ સૂઈ રહેવાથી આરામ મળતો ન હતો. એ એવી ગૂંગળામણ અનુભવી રહ્યો હતો જેનું દેખીતું કારણ ન હતું. આ ગૂંગળામણ ઓછી કરવાનો કશો ઉપાય જડતાં એ ઊભો થયો. મશીનની ઓરડીમાંથી કોદાળી લીધી, શક્કરિયાંના વાવેતરમાં ગયો. હાથમાંથી કોદાળીનો હાથો એકવાર સરી પડ્યો તે પછી એણે આગળ ન ખોદ્યું, બેઠો અને માથા નીચે હાથ મૂકીને આડો પડ્યો. ડોશી ભાત લઈને આવે એ પહેલાં લીંબડી નીચે જઈને સૂઈ ગયો. શરીરમાં ઊંઘનું સુખ વરતાવા લાગ્યું. થાકનો નિર્દોષ નશો અનુભવતો એ લીંબડીની ઝૂલતી ડાળીઓ જોતો જોતો પડી રહ્યો, ડોશી આવ્યાં ત્યારે એ બોલી ઊઠ્યો—'મોડું થયું મા, ભૂખ લાગી હતી.' આજેય એ ખોટું બોલ્યો હતો. પણ દસમા દિવસે એ હકીકત હતી કે એને સખત ભૂખ લાગી હતી. થોડોક ખિજાયેલો પણ હતો. સાથી કામમાં હતો ને બળદને પાણી પાવા લઈ જતો હતો ત્યારે બળદે શિંગડાં ઉલાળ્યાં હતાં. અને એણે પાછા વળીને એની નથ પકડીને ઉપરા ઉપરી ત્રણ પરોણા ચોડી દીધા હતા. બળદે માર સહી લીધો હતો કારણ કે કેટલાય દિવસોથી ડોસા દેખાતા ન હતા, કેટલીયવાર એની ગમાણમાં ચાર એમની એમ પડી રહી હતી.

× × ×

ખળામાં ઘઉંના ઢગલા પાસે એ ઊભો હતો. 'પાપા !' મલય દોડીને એને વળગી પડ્યો, સૂરજ સાત ડગલાં દૂર ઊભી ઊભી મલકાઈ રહી.

મલયને બે હાથમાં લઈને ઊંચે ઉછાળ્યો. પછી ગલીપચી કરીને એને ખૂબ હસાવ્યો. હસતાં હસતાં એ થાકી ગયો પછી એને ઘઉંના ઢગલા પર બેસાડ્યો. ઘઉંના દાણા ઉછાળવાની એને મજા આવી.

સૂરજે ઘઉંના દાણાથી મુઠ્ઠી ભરી અને અશોકની આજુબાજુનું ખેતર જોયા કર્યું:

'તમે પત્રમાં લખ્યું હતું એ હમણાં માયે કહ્યું ત્યારે સાચું લાગ્યું પણ આટલા પ્રસન્ન લાગશો એ તો કલ્પ્યુંય ન હતું.'

'તું ચિન્તા કરી કરીને મારા ભવિષ્ય અંગે નિરાશ થઈ ગઈ હતી. હું તો માત્ર અનુભવમાં હતો અને છું. મને 'સ્વસ્થ અને પ્રસન્ન' જોઈને તારી 'આંતરિક જરૂરિયાત' પૂરી થઈ ગઈ હશે ખરું ને!'

સૂરજે એક પલકમાં એની સામે જોઈને પવનથી ફરકતો પાલવનો છેડો હાથમાં લીધો.

મલય રમતો રમતો છેક આંબા સુધી પહોંચી ગયો હતો. સૂરજે જોયું – નાનાં નાનાં ઢીકરાં ફેંકીને એ કાચી કેરીઓ પાડવા મથતો હતો... ઘણી વાતો થઈ, અશોક આખા વરસ દરમિયાન જગતમાં થયેલી ઘણી મહત્ત્વની ઘટનાઓથી અણજાણ હતો. સૂરજે કહ્યું કે એક માણસનું હૃદય બીજાના શરીરમાં ગોઠવીને એને બચાવી લેવાયો, જોકે પછી એ જીવ્યો નહીં...

# રૂસી ક્રાન્તિની ભારત પર અસર

વી. બી. કર્ણિક

૧

રશિયામાં ક્રાન્તિ થઈ તે અરસામાં સમગ્ર વિશ્વ સાથેનો ભારતનો સંપર્ક નહીંવત્ હતો. વિદેશની એની વ્યાખ્યા યુનાઈટેડ કિંગ્ડમને ભાગ્યે જ અતિક્રમતી. વિશ્વ-પ્રવાહોને લગતા સમાચાર એને બ્રિટિશ માહિતીસ્રોતો મારફત મળતા અને એ બ્રિટનનાં હિતદ્વેષ તથા પૂર્વ-પસંદગીઓથી રંગાયેલા રહેતા: જોકે, પ્રથમ વિશ્વયુદ્ધના દિવસોમાં તેમાં કંઈક ફેરફાર જણાવા લાગ્યો હતો. બ્રિટન સામે રણે ચડેલા જર્મનીનું કામણ ઘણાયે લડાયક રાષ્ટ્ર-વાદીઓને થવા લાગ્યું હતું. ઈંગ્લંડના શત્રુ દેશોને, ભારતીય ક્રાંન્તિકારીઓને સહાય કરીને, બ્રિટિશ શાહીવાદને નબળો પાડવામાં રસ હોય જ,– એવી એમની સાહજિક માન્યતા હતી. રશિયાએ તેમનું ધ્યાન નહીં ખેંચેલું; કેમ કે, ત્યારે તો તે ગ્રેટબ્રિટનનું મિત્ર રાજ્ય હતું.

---

સૂરજે આજે જ પોતાને ગામ જવાનું હતું તેથી એ બોલવાનું ન સૂઝે ત્યારે ઘડિયાળમાં સમય જોઈ લેતી હતી. એણે ઊભી થતાં પૂછ્યું હતું–

'એ ખરું કે માણસ એક જ વાર ચાહી શકે અને તેય મુગ્ધાવસ્થામાં?'

'તું એવું માને છે કે આ પ્રશ્નનો જવાબ મારી પાસે હશે? દરરોજ સાંજ પડે છે ને કેટકેટલું પાછળ રહી જાય છે? અને છતાં તેં જોયું કે હું પ્રસન્ન છું. તારે ગામ પહોંચતાં મોડું નહીં થાય? આજે જ જવું છે?'

'મોડું નહીં થાય.' એણે મલયને બોલાવ્યો 'હું જાઉં છું, આવજે.'

મલયનો જવાબ સાંભળ્યા વિના જ એ ચાલી. અશોક મલય ભણી વળ્યો. પવન હતો. મલયે સૂરજને રોકવા ત્યાંથી જ બૂમ પાડી પણ એનો અવાજ ફક્ત અશોક સુધી જ પહોંચ્યો. એણે બીજી બૂમ પાડી ત્યારે તો સૂરજ ખેતરની વાડ પાછળ અદૃશ્ય થઈ ગઈ હતી. અશોકે એને તેડીને ધીરે ધીરે દૂર જઈ રહેલી સૂરજને બતાવી.

---

યુરોપનાં સમાજવાદી આંદોલનો સાથે ભારતની રાષ્ટ્રીય ચળવળનો કશો સંપર્ક ન હોતો, ખુદ ઈંગ્લંડમાંય એના પરિચયો વિનીત પક્ષ લગી સીમિત હતા ભારતના શિક્ષિત ભદ્રલોકને બર્ક, બેન્થામ, મિલ સરખાઓની વિચારધારામાં ઇતિશ્રી ને તૃપ્તિ વરતાતી. એમનામાંથી ગણતર લોકોને જ માર્ક્સ અને એન્ગલ્સ કે બાકુનિન અને ક્રોપોટ્‌કિન આદિની જાણકારી હતી. એમનું લક્ષ્ય પ્રધાનપણે વહીવટ સુધારણા અને તે પછી સાંસ્થાનિક સ્વરાજ વગેરે ખ્યાલોમાં કેન્દ્રિત થયેલું હોઈ 'સેકન્ડ ઇન્ટરનેશનલ' કે પછી રશિયાના બોલ્શેવિકો અને મેન્શેવિકો બાબત તેઓ સભાન નહોતા. રૂસ અને જાપાન વચ્ચેના વિગ્રહમાં રાષ્ટ્રીય ચળવળે રસ લીધો હતો; પણ એથી અનુભવાયેલ રોમહર્ષક આનંદ એક યુરોપીય રાષ્ટ્રને એશિયાઈ રાષ્ટ્ર તરફથી પડેલા ફટકાથી પ્રગટેલો હતો, નહીં કે સેન્ટ પિટ્સબર્ગ અને મોસ્કોમાંના સોવિયેત ઉદયથી.

માર્ચ અને નવેમ્બર ક્રાન્તિના બ્રિટિશ સ્રોતો મારફત મળેલા સમાચારોને આ દેશમાં સારી એવી પ્રસિદ્ધિ મળી હતી. માર્ચ ક્રાન્તિ અંગેનો આમ પ્રતિભાવ સહાનુભૂતિભર્યો હતો. ઝારની જુલમશાહીના અંત લેખે એ અહીં સહુને પોંખવા જોગ લાગેલી. પણ નવેમ્બર ક્રાન્તિ સામેનો બ્રિટિશ પ્રત્યાઘાત પીઠ પાછળ ઘા થયાનો હતો; કેમ કે નવી સરકારની નીતિ યુદ્ધનો અંત આણીને જર્મની સાથે નોખી શાન્તિ – સમજૂતી કરવાની હતી. દેખીતી રીતે જ આ બ્રિટનના રાષ્ટ્રીય સ્વાર્થની વિરુદ્ધ જતું વલણ હતું. વળી, ક્રાન્તિના આર્થિક અને સામાજિક કાર્યક્રમની સામે પણ એનો વિરોધ હતો. ભારતનાં સમાચારપત્રોમાં પ્રસારિત થવા દેવાયેલા ક્રાન્તિવૃત્ત આ વલણથી રંગાયેલા હોઈ સરાસરી વાચકના મનમાં તો રૂસી ક્રાન્તિ અરાજકતાને જન્માવનારી હોવાની અને બોલ્શેવિકો રશિયાના સમાજજીવનમાં જે કંઈ ઉદાત્ત સુંદર હોય તેને નષ્ટ કરનારા લોહીતરસ્યા હૈયે હોવાની છાપ ઘેરી બને એ રીતની કારવાઈ કરવામાં કશી કસર રાખી નહોતી.

તેમ છતાં, બ્રિટિશ હકૂમત પરના પ્રહાર અને વિદ્રોહ લેખે નવેમ્બર ક્રાન્તિ પ્રત્યે સ્વભાવિક રીતે જ સહાનુભૂતિ અને ચાહનાનો ભાવ પણ હતો જ. ટિળક અને ખાડિલકર જેવા મહાજનોનાં અને 'બોમ્બે ક્રોનિકલ' તથા 'મોડર્ન રિવ્યૂ'માંનાં તત્કાલીન લખાણો એનાં સૂચક છે. ક્રાન્તિના અગ્રણીઓએ પ્રજાઓના આત્મનિર્ણયના અધિકારની તરફેણમાં અપનાવેલી અસંદિગ્ધ ભૂમિકા રાષ્ટ્રવાદીઓને આકર્ષતી હતી; પણ ક્રાન્તિની સાથે સાથે હિંસા અને આતંક દેખા દીધી તેને કારણે તેમનાં મન કંઈક પાછાં પડતાં, રાષ્ટ્રીય ચળવળના સર્વોચ્ચ રાહબર તરીકે હજુ ગાંધીજીનો સૂર્ય પૂરો તપતો નહોતો એટલે નિર્ભેળ અહિંસાપરસ્તી રૂસી ક્રાન્તિ પ્રત્યેની અભિમુખતાની આડે આવે એવો સવાલ નહોતો. પણ જૂજ ક્રાન્તિકારી જૂથોને બાદ કરતાં, રાષ્ટ્રીય આંદોલન બંધારણીય કાર્યપદ્ધતિને વરેલું હોઈ આ વાનાં ગમેલાં નહીં એક બીજી વાત પણ અહીં નોંધવી જોઈએ. સ્વતંત્રતા માટેના આંદોલનકારોએ ત્યારે જનસાધારણની આર્થિક માગોના સંદર્ભમાં વિચારવાનું શરૂ કર્યું નહોતું. સમાજવાદ વર્ગવિગ્રહ, શોષણખોરોની નાબૂદી, મિલકતની જપ્તી જેવા ખ્યાલો આંદોલનના સગોત્ર હોવાનું એમને લાગતું નહોતું. એટલે એ બધાની ધ્વજધારી હોય એવી ક્રાન્તિની ઘેરી અસર તેઓ ઝીલે જ શાના?

## ૨

ભારત અને ચીનમાં સૈકાઓથી પ્રવર્તતી સામાજિક સ્થગિતતાના કોયડાએ માર્ક્સને ઠીકઠીક મૂંઝવ્યા હતા. એનાં અભ્યાસ અને નિદાન માટે જરૂરી સમય તથા સામગ્રી એમની પાસે નહોતાં, પણ યુરોપની પરિસ્થિતિથી આ પરિસ્થિતિને નોખી તારવવાના હેતુસર એણે 'એશિયાઈ સમાજ' એ સંજ્ઞા પ્રયોજી હતી. એનો ધ્વનિ એ હતો કે એક સમાજની વર્તમાન અવસ્થાની સંતોષકારક સમજૂતી આપતાં પરિબળો બીજા સમાજને એટલી હદે સહાયભૂત ન પણ થાય. રશિયાની ક્રાન્તિના નેતા લેનિનને પણ એક સક્રિય ક્રાંતિકારી તરીકે ભારત અને ચીનની સમસ્યાઓમાં રસ તો હતો જ. એમની એ પ્રતીતિ હતી કે સામ્રાજ્યવાદને એનાં સંસ્થાનોમાં હુમલો કર્યાથી જ ઝેર કરી શકાશે. લંડન અને પેરિસનો ઘોરી રસ્તો પેકિંગ અને કલકત્તા થઈને પસાર થાય છે – એ લેનિનને નામે ચડેલી જાણીતી ઉક્તિ છે. એમના મત અનુસાર પશ્ચિમના દેશોમાંની કામદાર ચળવળ અને પૂર્વના દેશોમાંનાં સ્વાધીનતા–આંદોલનો પરસ્પર પૂરક હતાં. રશિયાની ક્રાંતિને એ મૂડીવાદની સંહારક અને સમાજવાદની સ્થાપક એવી વિશ્વ-ક્રાંતિના પહેલા તબક્કા તરીકે જ જોતા. લેનિને લખેલું : પૃથ્વીની વસ્તીનો ખાસ્સો મોટો હિસ્સો ધરાવતાં રશિયા, ચીન અને ભારત જેવા દેશોની પ્રજા તાજેતરનાં વરસોમાં મુક્તિ માટેના સંઘર્ષમાં અસાધારણ વેગથી સામેલ થઈ ચૂકી છે. વિશ્વવ્યાપી ધોરણે ચાલતા આ સંઘર્ષનો નતીજો શો હશે તે વિષે હવે લગીરે શંકાને કારણ નથી એ હશે સમાજવાદનો સંપૂર્ણ વિજય!

ક્રાંતિ પછી લેનિન અને એમના સાથીઓએ શાહીવાદી દેશો તથા સંસ્થાનોમાં આ વિચારને સાનુકૂળ પરિસ્થિતિ સર્જવા માટે સક્રિય પગલાં લેવા માંડ્યાં. 'કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'ની સ્થાપના કરવામાં આવી અને દેશવિદેશમાં સૂચિત ક્રાંતિકારી પરિવર્તનના કારણરૂપે સામ્યવાદી પક્ષો પણ સ્થપાયા અનેક દેશોના ક્રાંતિકારીઓ માટે મોસ્કો જાણે કે મક્કા બની રહ્યું. ભારતમાંથી તે તરફ આકર્ષાયેલામાંના ઘણા ઉગ્ર રાષ્ટ્રવાદી હોઈ સામ્યવાદ સાથે તાદાત્મ્ય સાધી શકે તેમ નહોતા. ૧૯૨૧માં વીરેન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયની આગેવાની નીચે રશિયા ગયેલા ક્રાંતિકારીઓનેય મહદંશે આ વિધાન લાગુ પાડી શકાય. આમ તો એ સહુ દેશવટે નીકળેલા અને બર્લિનમાં વડું મથક રાખીને ભારતીય ક્રાંતિકારી સમિતિનું કાર્ય કરતા; પણ પ્રથમ યુદ્ધમાં જર્મનીના પરાજય પછી નવા આધારની શોધમાં તેઓ મોસ્કો ગયા હતા. ત્યાં એમને સદ્ભાવ અને આદર તો પૂરાં સાંપડ્યાં, પણ હિંદને અપાતી સહાય તેમની મારફત જ અપાય એવો આગ્રહ રશિયનો સ્વીકારી શકે તેમ નહોતા.

બ્રિટિશ સરકાર ખિલાફતની રક્ષા ન કરી શકી તેના વિરોધમાં ૧૯૨૦ માં કેટલાક મુહાજિરોએ ભારતત્યાગ કરેલો. પણ એ લોકો તુર્કસ્તાન પહોંચ્યા ત્યારે એમને જાણવા મળ્યું કે, ખુદ તુર્કોનેય ખિલાફત ચાલુ રાખવામાં રસ નહોતો! એમનામાંના થોડાક સરહદ પાર રૂસી વિસ્તારમાં પ્રવેશ્યા. ત્યાં તો એમને અચરજ થાય એ રીતે સત્તાવાળાઓએ સત્કાર્યા; કેમ કે મુહાજિરોની વાતથી તેઓ અવગત હતા અને ક્રાન્તિકારી હેતુઓ માટે એમને

સંમત કરવાની રૂસને હોંશ હતી.

એ દિશામાં કોશિશ કરાઈ એમ. એન. રૉય મારફતે. રૉયે ૧૯૧૬ માં એક ઉગ્ર રાષ્ટ્રવાદીની હેસિયતથી હિન્દ છોડેલું ત્યારે તો એમને સ્વતંત્રતા માટે શસ્ત્રપ્રાપ્તિનાં સપનાં હતાં. પણ ખાસ કરીને મેક્સિકોના વસવાટ દરમ્યાન એમને માર્ક્સવાદી ને સામ્યવાદી બનવાપણું લાગ્યું. ૧૯૨૦ ના જૂનમાં રૉય રશિયા પહોંચ્યા ત્યારે એમની મકસદ 'કૉમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'ની બીજી કૉંગ્રેસમાં મેક્સિકન પ્રતિનિધિ તરીકે સામેલ થવાની હતી. પેલા મુહાજિરોને તો રાજકીય રીતે અભણ જ કહેવા પડે. રાજકીય સ્વાતંત્ર્ય નહીં પણ મજહબી ઝનૂનના દોર્યા એમણે ભારત છોડેલું. એમની ઇચ્છાને માન આપીને એમના માટે પ્રથમ તો લશ્કરી તાલીમનો પ્રબંધ રૂસી સત્તાવાળાઓએ કર્યો; પણ ધીમે ધીમે રૉયે આ મુહાજિરોને રાજકીય શિક્ષણમાંય રસ લેતા કર્યા. જેમને એમાં ખૂબ રસ પડ્યો તેમણે ભારતીય સામ્યવાદી પક્ષ સ્થાપવાનો અતિ આગ્રહ કરવા માંડ્યો રૉયને મને આ માગણીમા જરૂરી પ્રૌઢિ નહોતી, છતાં છેવટે નમતું જોખ્યું [૨] જે જૂથ મુહાજિરો સામ્યવાદી બન્યાં હતાં એમણે ભારતમા પુનઃપ્રવેશ કર્યો કે તરત જ એમની ધરપકડ કરીને રાજદ્રોહી કાવતરામાં સામેલ થવાના આરોપસર એમના પર મુકદમો ચલાવાયો. અને એ રીતે સામ્યવાદના દીક્ષિતોના પહેલા જૂથના પ્રયાસોનો અંત આવ્યો.

દરમ્યાનમાં, માર્ક્સવાદ અને ભારતની પરિસ્થિતિ એ બંનેની સારી એવી જાણકારીને લીધે એમ. એન. રૉય 'કૉમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ' નાં ઉચ્ચ વર્તુળોમાં અગ્રપદે પહોંચી ચૂક્યા હતા. ભારતમાં આકાર લઈ રહેલી ઘટનાઓનું માર્ક્સવાદી વિશ્લેષણ પણ તેઓએ કર્યું હતું [૩] એશિયાઈ દેશોમાં ચાલતી સામ્યવાદી હલચલ અંગેની જવાબદારી રૉયને શિરે હતી એટલે ભારતમાં રૂસી ક્રાંતિના સંદેશનો એ વર્ષોમાં જે કંઈ પ્રચાર થયો, તે એમની જ દોરવણી પ્રમાણે.

## ૩

બીજી કૉંગ્રેસની શરૂઆતના દિવસોમાં રૉય અને લેનિન વચ્ચે સંસ્થાનોમાં ચાલતાં બૂર્ઝ્વા રાષ્ટ્રવાદી અને ક્રાન્તિકારી આંદોલન પ્રત્યે અપનાવવા જોગ વલણ વિષે મતભેદો હતા. લેનિનની માન્યતા એવી હતી કે શાહીવાદે સંસ્થાઓનો વિકાશ રૂંધ્યો હોઈ ત્યાં 'સર્વહારા ક્રાન્તિ આવી શકે તે પૂર્વેના જરૂરી તબક્કા' લેખે રાષ્ટ્રીય સ્વાધીનતા માટે મથતી બૂર્ઝ્વા નેતાગીરીને સામ્યવાદીઓએ સહકાર આપવો જોઈએ: ઐતિહાસિક વિકાસક્રમમાં આ રાષ્ટ્રવાદી બૂર્ઝ્વા નેતાગીરી પણ એક ક્રાન્તિકારી પરિબળ છે જ. બીજી બાજુ, રૉયને મતે બૂર્ઝ્વા વર્ગ હજુ સામન્તી પરિપાટીમાંથી બહાર ન આવ્યો હોઈ પ્રત્યાઘાતી હતો. પરિણામે, એનો વિજય લોકશાહી ક્રાન્તિને પંથે અનિવાર્યપણે નયે લઈ જાય. છેવટે લેનિનના સિદ્ધાંતપ્રબંધમાં 'બૂર્ઝ્વા લોકશાહી'ને બદલે 'રાષ્ટ્રીય ક્રાન્તિકારી' એ શબ્દ આમેજ કરાયા અને બંને પ્રબંધો સ્વીકારાયા.

આ સંદર્ભમાં એ બંનેના ગાંધીજી અંગેના પ્રતિભાવો પણ નોંધપાત્ર છે. લોકઆંદોલનના નેતા તરીકે ગાંધીજીને ક્રાન્તિકારી લેખવાનું લેનિનનું વલણ હતું; જ્યારે તેઓ ધાર્મિક અને સાંસ્કૃતિક પુનરુત્થાનવાદી હોવાથી (રાજકીય રીતે ગમે તેટલા ક્રાન્તિકારી લાગતા હોય તોપણ) પ્રત્યાઘાતી જ ગણાય એમ રૉયનું કહેવું હતું.

રૉયે પોતાનાં સંસ્મરણોમાં નોંધ્યું છે: 'જે સૂત્ર તેમની પાસેથી શીખ્યો હતો તેની જ મેં લેનિનને યાદ આપી. ક્રાન્તિકારી વિચારસરણી સિવાય ક્રાન્તિ શક્ય નથી. હું એમની પાસેથી એવું પણ શીખ્યો હતો કે લોકઆંદોલનને સુનિશ્ચિત લક્ષ્ય તરફ ક્રમશઃ દોરી જવા માટે ક્રાન્તિકારી ફિલસૂફીથી અનુપ્રાણિત એવું હેતુનિષ્ઠ સંગઠન સર્વોચ્ચ અગત્ય ધરાવે છે એટલે આપણો પ્રયાસ રાષ્ટ્રીય સ્વાધીનતા-આંદોલન સમક્ષ એના વસ્તુલક્ષી આદર્શોનું ચિત્ર પ્રસ્તુત કરવાનો હોવો જોઈએ. પરિણામે આંદોલનનો પ્રગત વિભાગ પોતાની ક્રાન્તિકારી મથામણોના બારામાં સભાન બનશે અને એને આંદોલનથી મોખરાની હરોળ તરીકે સંગઠિત થવાની જરૂર સમજાશે.'[૪]

૧૯૨૦–૨૧ માં મધ્ય એશિયામાં અને ભારતની વાયવ્ય સીમાએ બ્રિટન વિરોધી લશ્કરી કારવાઈઓ કરવાની કોશિશ તાશ્કંદ ખાતે જારી હતી. હિન્દી લશ્કરમાંથી ભાગી આવેલાઓને ભરતી કરીને ગેરીલા યુદ્ધ માટેની તાલીમ ત્યાં અપાતી અફઘાનિસ્તાન થઈને ભારતના સીમાવિસ્તાર પર શસ્ત્રો ને દારૂગોળો પહોંચાડવા અંગે કેટલીક મંત્રણાઓ પણ ચાલેલી. પણ અફઘાનિ-

સ્તાન તરફથી સહકાર ન મળતાં એ વિચાર પડતો મુકાયો. રશિયાની સરકારે જોકે આ બધી હિલચાલથી પોતાને કાનૂની રીતે વેગળી રાખી હતી; છતાં બ્રિટિશ સરકારને શંકા જતાં વાયવ્ય સીમાએથી હિન્દને વશ હેઠળ આણવાની યોજના તેના દબાણથી પડતી મૂકવામાં આવી. આમ તાશ્કંદ ખાતે હિન્દી લશ્કરી શાળાનો અંત આવ્યો. પશ્ચિમ યુરોપના દેશો દ્વારા હિન્દની પ્રજાનો સમ્પર્ક સાધવાની નીતિ ત્યાર પછી અમલી બનાવાઈ તે ઉપરાંત મોસ્કોમાં પૂર્વના શ્રમિકોની વિદ્યાપીઠ સ્થાપવામાં આવી. આ વિદ્યાપીઠે ભારતમાં કામ કરવા માટે ત્યાર બાદ કેટલાક સુશિક્ષિત ક્રાન્તિકારીઓ પણ પૂરા પાડ્યા.

બીજું એક અગત્યનું કાર્ય પ્રચાર સાહિત્ય તૈયાર કરાવીને હિંદમાં પહોચાડવાનું હતું. એમ. એન. રોયે લેખો, ચોપાનિયાં ને પુસ્તકો ઠીક ઠીક પ્રમાણમાં લખ્યાં. 'India in Transition', 'One year of Non-cooperation', 'Aftermath of Non cooperation', અને 'Future of Indian Politics' આ ચારે એમનાં તે કાળનાં જાણીતાં પુસ્તકો છે. આરંભમાં 'vanguard', ત્યાર પછી 'Advanced Guard' અને છેલ્લે છેલ્લે 'masses' ને નામે ઓળખાતી એક પત્રિકા પણ શરૂ કરવામાં આવી. ચુસ્ત નિયન્ત્રણો છતાં યેનકેન પ્રકારેણ ભારતમાં પ્રવેશી શકેલું આ સાહિત્ય જેમને વાંચવા મળ્યું તેમને પહેલી જ વાર આ ક્રાન્તિ અને દુનિયાભરના શોષિતો માટેનું તેનું મહત્ત્વ સમજાયાં. અસહકાર આંદોલનની નિષ્ફળતાને કારણે, રાજકીય ને સામાજિક ક્રાન્તિ માટેની રોયની હિમાયત કેટલાક લોકોએ તત્પરતાથી ઝીલી પણ ખરી. ડાંગેએ મુંબઈથી 'The socialist' સાપ્તાહિકની શરૂઆત કરી. ક્રાન્તિચાહક લોકો અને જૂથોને એકત્ર કરીને હિન્દમાં સામ્યવાદી પક્ષ સ્થાપવામાં મુખ્ય હિસ્સો અલબત્ત, રોયનો જ હતો.

ચેતી ગયેલી બ્રિટિશ સરકારે સામ્યવાદી આંદોલનને ઊગતું જ ડામી દેવા માટે ૧૯૨૩માં પ્રખ્યાત 'કાનપુર કાવતરા કેસ' હેઠળ, મુઝફ્ફર અહમદ, શૌકત ઉસમાની વગેરે સામે દાખલ કર્યો. રોય પર પણ તહોમત હતું જ, એટલે તેઓ ભારત પાછા ફર્યા ત્યારે તેમને પણ પકડી લેવામાં આવ્યા. આ કેસનો હેતુ બરાબર પાર પડ્યો એમ કહી શકાય નહીં; કેમ કે એનાથી તો ઊલટું લોકો રશિયાની ક્રાન્તિને અંગે અધિક સજાગ અને સહાનુભૂતિ ધરાવનારા બન્યા. ૧૯૨૯ના મીરત કેસનાં પરિણામોય એકંદરે આવાં જ હતાં.

મજૂર મંડળો સંગઠિત કરીને તેમની મારફત સામ્યવાદને પ્રસરાવવાનો પ્રયાસ પણ શરૂ થઈ ચૂક્યો હતો. ૧૯૨૦ માં ઑલ ઇન્ડિયા ટ્રેડ યુનિયન કોંગ્રેસની સ્થાપના કરવામાં આવી. શરૂનાં વરસોમાં એનું નેતૃત્વ વિનીત હતું. એને રશિયાની ક્રાન્તિ ગમતી, તેની સાથે સંકળાયેલી હિંસા નહીં. તે ક્રાન્તિના સામાજિક ને આર્થિક હેતુઓનો કામદારોમાં પ્રચાર થાય એનો એને બાધ નહોતો. 'કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશનલ'ને આવો મોળો સાથ નાપસંદ હોવાથી એની મુરાદ વિનીત તત્ત્વોને કામદાર આંદોલનમાંથી નેસ્તનાબૂદ કરવાની હતી પ્રચારકો અને પૈસા બંને એણે વખતોવખત આ હેતુસર મોકલ્યા પણ ખરા.[3] ૧૯૨૬ પછી સામ્યવાદીઓ અને સાથી-સામ્યવાદીઓ કામદાર ચળવળમાં અતિસક્રિય બન્યા દેશભરનાં કામદાર વર્તુળોમાં મે દિન, રૂસી ક્રાન્તિ દિન, લેનિન દિનની ઊજવણી થવા લાગી. ભારતના કામદાર-આંદોલન માટે રૂસી ક્રાન્તિ પ્રેરણાસ્રોત સમી બની રહી. સામ્યવાદીઓ જરા વધુ પડતા અધીરા ન બની ગયા હોત તો એમનો પ્રભાવ વધતો ચાલ્યો હોત અને મજૂર આંદોલનમાં ફૂટ પણ ન પડી હોત. પણ એ તો અળગતની વાત થઈ.

આ બધું કરવા ઉપરાંત રોયની ઇચ્છા રાષ્ટ્રીય ચળવળ પર અસર પાડીને એને નક્કર ક્રાન્તિકારી કાર્યક્રમો તરફ અભિમુખ કરવાની પણ હતી. રોયને ગાંધીજી સામે વિરોધ હતો, પણ કોન્ગ્રેસ સંસ્થાને તેઓ રાષ્ટ્રીય ચળવળના મૂર્ત રૂપ શી લેખતા એટલે એમણે વિચાર્યું કે, કોન્ગ્રેસનાં વર્તુળોને તેની એકંદર નીતિરીતિની તર્કસંમત વિવેચના વખતોવખત પહોંચાડવી અને વૈકલ્પિક સૂચનો પણ કરવાં. ૧૯૨૧ ના અમદાવાદ અધિવેશન ટાંકણે અને વળતે વરસે ગયા અધિવેશન વેળાએ રોયે આવી અપીલો જારી કરેલી. ત્યાર પછી કેટલાક સામ્યવાદીઓ કોન્ગ્રેસમાં કામ પણ કરવા માંડ્યા. એમના હેતુ બેવડા હતા—એક તો, શક્ય હોય તો કોન્ગ્રેસના નેતાઓને વધુ ઉગ્ર નીતિ અખત્યાર કરવાનું સમજાવવું; અને બીજું, દેશના નવયુવાન રાજકીય કાર્યકરોને પોતાની વિચારસરણીથી રંગવા.

પણ ૧૯૨૮ ના સપ્ટેમ્બરમાં કોમ્યુનિસ્ટ ઇન્ટરનેશ-

નલ'ની છઠ્ઠી કૉન્ગ્રેસે આત્યંતિક નીતિને અંગીકાર કરતાં હિન્દી રાષ્ટ્રીય કૉન્ગ્રેસને પ્રતિક્રાન્તિકારી સંસ્થા તરીકે વખોડી કાઢવામાં આવી. રૉયને આ નીતિ નાપસંદ હતી. એથી 'કૉમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલ' સાથેના એમના નવ વરસના સંબંધનો અંત આવ્યો. ૧૯૩૬ માં સાતમી કૉન્ગ્રેસે આત્યંતિકતા ત્યજી એટલે વળી સામ્યવાદીઓ જૂના રાહ પર પાછા ફર્યા—રાષ્ટ્રીય મોરચાનો નારો લઈને પણ હિટલરે રશિયા પર હુમલો કર્યો ત્યારે ફરીને હિન્દના સામ્યવાદીઓને નીતિ બદલવાનો આદેશ અપાયો; કેમ કે, હિન્દી રાષ્ટ્રીય કૉન્ગ્રેસ ત્યારે યુદ્ધવિરોધી હિલચાલ કરતી હતી.

આરંભકાળમાં રૉયની અને તે પછી બ્રિટીશ સામ્યવાદી પક્ષ તથા 'કૉમ્યુનિસ્ટ ઇન્ટરનૅશનલ'ની રાહબરી હેઠળ સામ્યવાદીઓએ જે જે પ્રવૃત્તિઓ કરી તે ભારતમાં ક્રાન્તિ આણવામાં સફળ ન થઈ. પણ એક નવી વિચારધારા અને જાગૃતિ આવવા ઉપરાંત દેશની સમસ્યાઓના હલને અંગે નવેસરથી વિચારવાની હવા તો એથી બંધાઈ જ. રૂસી ક્રાન્તિની ભારત પરની અસર આટલી જરૂર આંકી શકાય.

## ૪

પહેલો દસકો પતતાં લગીમાં તો ક્રાન્તિ 'નવ દિવસની અજાયબી' મટી જઈને સુસ્થિત બની ચૂકી હતી. વેબ્સ દંપતીએ આબાદ વર્ણવેલું તેમ રશિયામાં નવસભ્યતાનું નિર્માણ થઈ રહ્યું હતું. આ ગાળામાં ઘણા નામી નિરીક્ષકો ત્યાં જાતે જઈ આવ્યા અને એમણે જે કંઈ જોયું તેની પ્રશંસા કર્યા વિના તેઓ ન રહી શકયા. ભારતમાંથી જવાહરલાલ અને રવીન્દ્રનાથે પણ રશિયાની મુલાકાત લીધી. એમના તે પછીના ઉદ્ગારોએ ક્રાન્તિને આ દેશમાં લોકપ્રિય બનાવવામાં ઘણો ફાળો આપ્યો. કેવળ બ્રિટન વિરોધી બળ તરીકે જ નહીં પરંતુ આમ જનતાની સર્વાંગી પ્રગતિના ધ્યેયને વરેલી પ્રયોગશાળા તરીકે રશિયાને સહુ જોવા લાગ્યા.

આવા સહાનુભૂતિભર્યા વાતાવરણમાં માર્ક્સવાદ, સામ્યવાદ અને સમાજવાદના વિચારોનો પ્રસાર થાય તેમાં નવાઈ નહોતી. રૉય, ડાંગે અને મુઝફ્ફર અહમદે અલબત્ત સામ્યવાદી સિદ્ધાંતો પર જ ભાર મૂકેલો. પણ ક્રાન્તિના પ્રથમ સ્પર્શથી આરંભાયેલી નવવિચારણા એવી સીમાઓમાં બદ્ધ ન રહી શકી. ધીમે ધીમે પશ્ચિમ યુરોપના સમાજવાદી વિચારકો અને મહાત્મા ગાંધીની અસરો પણ એણે ઝીલી. વરસોના વહેવા સાથે જુદો સમાજવાદી પક્ષ પણ હિન્દમાં સ્થપાયો. એનાં કાર્યક્રમો ને નીતિઓ પર કેટલીકવાર સામ્યવાદી મુદ્રા વર્તાતી એ નોંધવું જોઈએ.

જવાહરલાલે સમાજવાદ અંગીકાર કર્યો એથી સમાજવાદી ચળવળના વિકાસને ઘણી મદદ મળી. રશિયાની સિદ્ધિઓની જાત જાણકારીએ એમનાં વિચારવલણને ઘડવામાં ઠીક ઠીક ભાગ ભજવ્યો હતો. તેમ છતાં, તેઓ એની અપૂર્ણતાઓથી બિનવાકેફ નહોતા. સરમુખત્યારશાહી રીતરસમો, સ્વાતંત્ર્યનું દમન અને હિંસા વગેરે એમને પસંદ નહોતાં. નેહરુની નેતૃતાએ સમાજવાદી વિચારોને ચલણી અને ફૅશનેબલ જરૂર બનાવ્યા. સમાજવાદીઓને રૂસી ક્રાન્તિની કેટલીક નીતિરીતિઓ નાપસંદ હોવા છતાં એમનું સર્વસાધારણ વલણ એના સમર્થનનું હતું. અલબત્ત ક્રાન્તિના સમર્થનને સામ્યવાદી પક્ષના સમર્થન સાથે તેઓ ગોટવી દેતા નહોતા; બલ્કે, એની આકરી ઝાટકણી પણ તેઓ કાઢતા.

તથાકથિત ત્રાસવાદી જૂથોમાં પણ સમાજવાદના પ્યાલા પ્રસર્યા. એમનામાંના કેટલાકને આમ આંદોલનની વાત સ્વીકારવા જેવી લાગી કેટલાકે વળી ઉત્તર ભારતમાં 'હિન્દુસ્તાન સોશલિસ્ટ રિપબ્લિકન આર્મી'ની સ્થાપના કરી. રશિયાની સિદ્ધિઓથી આકર્ષાયેલા કેટલાયે ક્રાન્તિકારીઓ જેલમાંથી છૂટા થઈ સામ્યવાદી પક્ષમાં જોડાયા. સામ્યવાદી પક્ષને માટે એમનો પ્રવેશ મોટી મૂડી રૂપ હતો; કેમ કે એમનામાંથી અમુક નામ તો લોકજીભે દંતકથાની જેમ રમી રહ્યાં હતાં.

આ ક્રાન્તિએ ઘણાને દીક્ષિત કર્યા, સહાય અને સહાનુભૂતિ પણ ઠીક ઠીક મેળવ્યાં. તેમ છતાં ન તો એ લોકમાનસ પર એકચક્રી આણ પ્રવર્તાવી શકી, ન તો તેનાં લક્ષ્યાંકો ને તરીકાઓને વ્યાપક ધોરણે સ્વીકાર્ય બનાવી શકી. રાષ્ટ્રીય આંદોલનનું નેતૃત્વ છેક છેવટ લગી મહાત્મા ગાંધી અને એમના સાથીઓના હાથમાં રહ્યું. તરેહવાર કોશિશો છતાં સામ્યવાદીઓ એ નેતૃત્વને હસ્તગત કરી શક્યા નહીં. રાષ્ટ્રીય ચળવળમાં સામ્યવાદીઓ પરાયાં તત્ત્વ જેવા રહ્યા તે રહ્યા જ,—કારણ સહેજ ઝીણી આંખે જોનારને તરત દેખાઈ આવે એમ હતું કે

કોઈ કેક બહારના બળના દોર્યા દોરવાઈને તેની જરૂરત પ્રમાણે તેઓ વ્યૂહ અને પદ્ધતિ ફેરવ્યા કરતા. આમ તો ખુદ ક્રાન્તિને પોતાનેય તળ હિન્દુસ્તાની ખયાલ ન કહી શકાય. દેશમાં ગરીબી ને દુઃખદર્દ હતાં, પણ એમને ક્રાન્તિકારી પ્રસ્ફોટમાં પલટાવી શકે તેવી કોઈ અખિલ ભારતીય શક્તિની હસ્તી નહોતી. એ જ પ્રમાણે જેનો વિરોધ કરવાનો હતો તેનેય ક્રાન્તિ પૂર્વે રશિયાના ઝાર અગર જર્મનીના હિટલરની સાથે ન જ મૂકી શકાય. એ એક એવું શાસન હતું, જેને સવિનય કાનૂનભંગની અસર થઈ શકે. બીજા વિશ્વયુદ્ધે બ્રિટિશ શાસનને સાધનસંપત્તિ અને સામર્થ્યની બાબતમાં વામણું બનાવી દીધું. પરિણામે એને શાન્તિમય સત્તાન્તરની ફરજ પડી. આ સંજોગોમાં રૂસી ઢબની ક્રાન્તિની અપીલ જનસાધારણને ઝાઝી ન હોય એ દેખીતું છે.

વળી એ જ અરસામાં આ ક્રાન્તિની મૂર્તિ પોતે જ આભામંડલવિહોણી થવા માંડી હતી. સ્તાલિનની આગેવાની હેઠળ લાખો ખેડૂતોની કત્લેઆમ કરવામાં આવી. અગ્રણી બોલ્શેવિક નેતાઓને મારી નાખવામાં આવ્યા, કે પછી જેલ ભેગા કરવામાં આવ્યા. ફરજિયાત શ્રમછાવણીઓમાં લાખો કામદારોને અટકાયતમાં રાખવામાં આવ્યા. સાહિત્ય અને કલા સહિત તમામ ક્ષેત્રો બગાડીકરણનો ભોગ બન્યાં. સર્વહારા વર્ગની તો ઠીક, પક્ષનીયે નહીં, પણ એક સત્તાંધ વ્યક્તિની સરમુખત્યારી સમગ્ર રશિયા પર છવાઈ ગઈ. આ બધા સમાચાર બહાર આવતા ગયા તેમ તેમ ક્રાન્તિની પ્રતિષ્ઠાને ભારે ધોખો પહોંચ્યો. સામ્યવાદીઓ અને એમના સહપ્રવાસીઓ સિવાય હર કોઈને પુનર્વિચારની જરૂર વરતાઈ.

બીજા વિશ્વયુદ્ધનાં વર્ષો દરમ્યાન આ વલણમાં કંઈક ફેરફાર ચોક્કસ આવ્યો. હિટલરના આક્રમણ સામે રશિયાએ દાખવેલા ખમીરથી દુનિયાભરમાં એને માટે ચાહનાની હવા ઊભી થઈ. પણ ઉષ્માભરી મૈત્રીના આ ભાવો ક્રાન્તિ-ઉદ્ભૂત નહોતા; એનાં બીજ હતાં રશિયાના સુસિદ્ધ રાષ્ટ્રીય સામર્થ્યમાં

સ્વાધીન ભારત તરફનું સોવિયેત વલણ આરંભકાળમાં મૂઢઆહોથી ભરેલું હતું. એને મન ભારત સરકાર બ્રિટિશ શાહીવાદની દાસી સમી હતી. ૧૯૪૮ માં નેહરુ સરકાર સામે રણે ચઢવાનો આદેશ સામ્યવાદી પક્ષને અપાયો તે આ કારણસર જ. ચારેક વરસ આમ ચાલ્યું. પછી ભારત સરકાર સાથે જ સાર્વભૌમ સરકાર છે અને બિનજોડાણની એની નીતિ પ્રામાણિક છે એવો સ્વીકાર મોસ્કો કરતું થયું. રાજકીય મૈત્રી અને આર્થિક સહકારનો નવો તબક્કો ત્યારથી આરંભાયો. બે સ્વતંત્ર ને સાર્વભૌમ રાષ્ટ્રો વચ્ચેનો આ સંબંધ એકબીજાની આંતરિક બાબતોમાં હસ્તક્ષેપ ન કરવાની સમજૂતી પર સ્થાયેલો છે.

પણ રશિયાએ હજી બિનહસ્તક્ષેપની નીતિ અંગેની પોતાની પ્રામાણિકતા સાબિત કરવાની છે. આ નીતિનો તર્કસંમત તકાજો લક્ષમાં લઈને રશિયાએ હિન્દના સામ્યવાદી પક્ષ સાથેના સંબંધો તોડી નાખવા રહ્યા. જ્યાં સુધી સામ્યવાદી પક્ષ રશિયાના કોઈ પણ અધિકાર કેન્દ્રમાથી સહાય, સલાહ-સૂચન અને આદેશો મેળવતો હશે ત્યાં સુધી રશિયા ભારતના આંતરિક મામલામાં દખલ નથી કરતું એવું કહી નહીં શકાય. કોમિન્ટર્ન અને કોમિન્ફોર્મ નાબૂદ કરાયાં છે પણ બીજા માર્ગો મારફત હજુયે સહાય અને આદેશો આપવાનું ચાલી રહ્યું છે રશિયાની સરકારે જાહેર કરેલી નીતિ સાથે એનો મેળ નથી આજ સુધી તો ભારત સરકારે આ સાંખી લીધું છે, પણ વહેલામોડા રશિયાએ ભારત સાથેના મૈત્રીસંબંધ અને પુરાણા પેંતરામાંથી એકની પસંદગી અસંદિગ્ધપણે કરી લેવી પડશે. આ સંબંધને એણે બે રાષ્ટ્ર-રાજ્યો વચ્ચેના સંબંધ લેખે જ જોવો જોઈએ. આજના પલટાયેલા સંજોગોમાં તો ભારત સરકાર સાથેના ફળદાયી સહકાર દ્વારા જ રશિયા કશીયે અસર નિપજાવી શકે.

(સંક્ષિપ્ત અનુવાદ : પ્ર. શાહ)

---

1 Sardesai, India and the Russian Revolution.

2 Ahmed, The Communist Party of India and Its Formation Abroad.

3 Roy, India in Transition.

4 Roy, Memoirs, p. 413

5 Karnik, Trade Unions in India : A Survey.

# મારી દુનિયા (૧૬)

## સ્નેહરશ્મિ

ચીખલી છોડીને જતાં આવા આત્મીયોની હૂંફ ગુમાવતો હોઉં એવી મારી વેદના વધતી જ ગઈ, અને આજ સુધી જેમના હૃદયનાં ઊંડાણોમાં મારી નજર ક્વચિત જ જતી ત્યાં હવે આમો વખત તે ફરવા લાગી અને તેમાં ઘણું અમૂલ્ય એવું તેને જણાવા લાગ્યું. જીવનમાં જે કંઈ વિરૂપ હતું, કલેશકર હતું જેની ગ્રામ-જીવનમાં કમી ન હતી તે બધું મને કેવળ સપાટી પરનું જ લાગ્યું – એની નીચે હતી માનવ સ્વભાવની છોટુભાઈમાં, બાલુભાઈમાં, દેવકોરબામાં સદાય છલકાતી રહેલી મીઠી સરવાણીઓ.

એવી સરવાણીઓ મારી નિશાળ, મારા શિક્ષકો, સહાધ્યાયીઓ વગેરેમાં પણ મેં વખતોવખત અનુભવી હતી, એ સૌનો તો માત્ર નિર્દેશ જ થઈ શકે તેમ છે.

આવી સરવાણીઓ આપણા જીવનમાં કેટલીબધી જગ્યાએથી ફૂટી નીકળતી, વહેતી હોય છે! એ બધીની જો નોંધ થતી હોય તો સામાન્ય જણાતાં માનવીઓનાં જીવનમાં પણ કેટલીબધી સમૃદ્ધિ ઢંકાઈ રહેલી પડી હોય છે, એનો ખ્યાલ આપણે માટે આનન્દ અને આશ્ચર્યથી ભરેલી એક મોટી અનુભૂતિરૂપ બની જાય. એવી એક ઘટના છે હું ફિફ્થ (૯મી શ્રેણી) માં હતો ત્યારની અમારા હેડમાસ્તર શ્રી જે. એમ. ધોળકિયા અમને ગણિત અને સંસ્કૃત શીખવતા હતા. સંસ્કૃતમાં પાઠ્ય-પુસ્તક તરીકે ભાંડારકરની માર્ગોપદેશિકા હતી. પહેલો ભાગ પૂરો કરી બીજો શરૂ કરવાનું આવ્યું ત્યારે બીજા ભાગનો પહેલો પાઠ બીજી શાળાઓમાં છોડી દેવાતો હોવાનું અમે સાંભળ્યું હોઈને પાઠ ઘણો અઘરો છે એવી એક સામાન્ય માન્યતા બંધાઈ ગઈ હતી, અને એથી જ્યારે ધોળકિયા સાહેબે એ પાઠ અમને શીખવવાની શરૂઆત કરી ત્યારે બીજે એ નથી ચાલતો તે વાત તેમના ધ્યાન પર લાવવા અમારામાંથી કેટલાક વિદ્યાર્થીઓએ બીતાં બીતાં પ્રયત્ન કર્યો, તેમણે એ પાઠ સંસ્કૃતનો પાયો સુદૃઢ કરવા બહુ જરૂરનો હોઈ અમે શીખીએ એ અમારા હિતમાં છે એ વાત અમને સમજાવવા પ્રયત્ન કર્યો પણ વિદ્યાર્થીઓ જીદે ચડ્યા, વિદ્યાર્થીઓનાં ‘’ ને હડતાળોનો જમાનો હજી શરૂ થયો ન હતો, અને અમારી શાળા નાનકડી હોઈ ત્યાં એનો કશો સંભવ પણ ન હતો, આમ છતાં અમે બધા એકઠા મળ્યા, મામલતદાર અમારી શાળાની વ્યવસ્થાપક સમિતિના પ્રમુખ હતા, તેમનો ભત્રીજો અમારો સહાધ્યાયી હતો. અને હકીકતે આખી આ ઘટનાના મૂળમાં તે હતો, તેણે પ્રસ્તાવ મૂક્યો કે આપણે એ પાઠ શીખવાનો ઇનકાર કરવો. મેં એનો વિરોધ કર્યો. મને ધોળકિયા સાહેબની વાત યોગ્ય જણાઈ હતી, એટલું જ નહીં પણ જે દિવસે એ પાઠમાંની શક્, લૃ, વચ્ આદિ ધાતુથી શરૂ થતી કારિકાનો એમણે અમને પાઠ કરાવ્યો ને તેનો અર્થ સમજાવ્યો તે જ દિવસે ઘરે જઈ એ કારિકા મેં મોઢે પણ કરી લીધી હતી. મારા એકબે મિત્રો પણ મારા જ મતના હતા, પણ અમે લઘુમતીમાં હતા ને બહુમતી બળવો કરવાની તરફેણમાં હતી એનો શક્ય તેટલો વિરોધ મેં કર્યો, છેવટે અમે ત્રણ જણ જે જુદા મતના હતા તેમને એ પગલામાંથી મુક્ત રાખવાનું સૂચવાયું, એ પણ અમને મંજૂર ન હતું. મારી દ્વિધાનો પાર રહ્યો નહિ. ધોળકિયા સાહેબ વત્સલ આચાર્ય હતા, શીખવવામાં તેમની ચીવટ ભારે હતી, સંસ્કૃતના એમના ઉચ્ચારો ને એમની પાસેથી મળતાં સુન્દર સુભાષિતોનો અમારે મન ઘણો મોટો મહિમા હતો. વળી તેમને ક્રિકેટનો ઘણો શોખ હતો, અને મારી પણ એ પ્રિય રમત હતી, એ રમત દ્વારા એમની વધુ નિકટ જવાની અમને અનેક તકો મળી હતી અને તેથી એમની સાથે કંઈક છૂટથી વાત કરી શકાય એવી સ્થિતિ સર્જાવા પામી હતી, એમના ઘર આગળથી અમે પસાર થતાં હોઈએ ત્યારે કોઈ કોઈ વાર અમને બોલાવી વાત કરતાં કોઈ સારું સુભાષિત સંભળાવતા ને અમારા અંગત જીવનમાં પણ રસ લઈ સુખદુઃખની વાત તે પૂછતા, આ બધું આ પ્રસંગે પ્રચંડ ઊર્મિઉછાળા સાથે મારા ચિત્તને ખળભળાવી રહ્યું, પણ કિશોરોમાં બિરાદરીની જે ભાવના હોય છે તે જીતી અને અનિચ્છા છતાં મારે બહુમતીને

'નમતું' પાડ્યું. એ જમાનો શિક્ષકોની અબાધિત સત્તાનો હતો, વિદ્યાર્થીઓને શિક્ષકો ગમે તેમ મારઝૂડ કરે તેમાં કશું અસાધારણ બનતું હોય એવું કોઈને લાગતું નહિ, અમે જ્યારે સેકન્ડ (છઠ્ઠી)માં હતા ત્યારે અમારા એક શિક્ષકનો વર્ગમાં પેસતાં અમને અભિનન્દવાનો ખાસ ક્રમ હતો, એમણે બધાનાં નામ પાડ્યાં હતાં, કોઈનું માઉસ (mouse) કોઈનું ડબ્બો ને એવાં એવાં નામ તે પાડતા, આજે પણ અમે મળીએ ત્યારે જૂના સાથીઓ અમને મળેલાં એ નામથી જ ઉલ્લેખ કરીએ છીએ! એમની બીજી લાક્ષણિકતા એ હતી કે વર્ગમાં દાખલ થતાં જ અમને એમનાં એ લાડનાં નામથી સંબોધતાં, બાળકોના ગાલ પર આપણે વહાલથી ટપલી લગાવીએ છીએ તેમ નેતરના ચમકારાથી અમને તે વધાવતા, આથી એમનાં પગલાં સંભળાય કે તરત જ અમારી પીઠમાં સળવળાટ શરૂ થઈ જતો. સાહેબની સોટી ક્યાં પડશે તે કહેવું મુશ્કેલ હતું. શરીરે તે નબળા હતા થોડુંક અંગ પણ ઝલાઈ ગયેલું હતું, પણ તેમની નેતરમાં તે સારી એવી શક્તિ રેડી શકતા અને કેટલીક વાર નિશાળમાંથી ઘેર જઈએ ત્યારે પણ એમના તરફથી ભેટમાં મળેલી સોળની નિશાની અકબંધ રહેતી. આ બધું નિશાળની ચાર ઓરડીઓમાં જ પુરાઈ નહોતું રહેતું. એ જીવનના સ્વાભાવિક ક્રમ જેવું હતું અને લોકોને એમાં કશું અજુગતું લાગતું નહિ! આ સંજોગોમાં હેડમાસ્તર સાહેબ સામે બંડ કરવા નીકળવામાં રહેલાં જોખમ અમારા ધ્યાન બહાર ન હતાં. અમારા સાથીઓમાં બે ઘણા નાજુક હતા, અમને એમ થયું કે માર જીરવવાનું તેમનું ગજું નથી એટલે તેમને અમે અમારામાં ન જોડાવાની છૂટ આપી, પણ તેનો તેમણે અસ્વીકાર કર્યો, તેમના આ વલણથી અમારા પગમાં ઘણું જોર આવ્યું. હું નછૂટકે જોડાયો હતો, પણ હવે લડતનો બોજ જાણે મારે માથે હોય તેમ બધી ભીંસ ઝીલી લેવા મારા મનને મેં તૈયાર કર્યું. હેડમાસ્તર સાહેબ માટેના મારા આદર ઉપર મારા સાથીઓ સાથેની બિરાદરીએ સરસાઈ મેળવી અને અમારો જંગ શરૂ થયો. અમારી શાળામાં રોજ રેંક અપાતી એટલે દરેક પીરીઅડમાં પ્રશ્નો પુછાય અને તેમાં માર્ક અપાય, દિવસને અંતે એનો સરવાળો થાય અને રેંક અપાય. મારું સ્થાન પહેલાબીજામાં સામાન્ય રીતે રહેતું, અમે નક્કી એમ કર્યું કે સંસ્કૃતના સમયમાં કોઈએ જવાબ આપવા નહિ, પહેલે જ દિવસે હેડમાસ્તર સાહેબ આખો મામલો કળી ગયા, પણ તે ગમ ખાઈ ગયા, એમણે અમને એક વધુ તક આપી જણાવ્યું કે બીજે દિવસે જેની ત્રણ ઉપરાંત વધુ ભૂલ થશે તે દરેક ભૂલ માટે હાથમાં એકેક આંકણી ફટકારવામાં આવશે. આ જાહેરાતથી અમારા નિર્ણયમાં કશો ફેર પડ્યો નહિ, બીજે દિવસે આઠ વખત એમણે દરેકને પૂછ્યું. આમ ત્રણ ઉપરાંત પાંચ ભૂલ દરેકને થઈ પણ કોઈનો એક પણ જવાબ ખરો ન હોઈ દરેકની આઠ ભૂલ ગણવામાં આવી, અમારામાં જે સૌથી વધુ નાજુક હતા એમાંના એક ભાઈનો વારો સૌથી પહેલો આવ્યો. આંકણી અને હેડમાસ્તર સાહેબના મોં પરની ઉગ્રતા જોતાં તેના મુખ પરનું નૂર ઊડી ગયું. અમારામાં કેટલાકનાં મો લાળચોળ થઈ ગયાં. જરા પણ અચકાયા વિના પેલા ભાઈએ મૂઠી ઉઘાડી, હાથ આગળ ધર્યો અરે હાથ સહિત તેનું આખું શરીર કંપવા લાગ્યું. હેડમાસ્તર સાહેબે કહ્યું, "કાલે પાકું કરી લાવશે? જો હા પાડે તો તને માફ કરું." આની કશી અસર ન થઈ. ન જવાબ મળ્યો, ન હાથ ખેંચી લેવાયો, અને આંકણીએ પોતાનો પરચો બતાવવાનું શરૂ કર્યું, હથેળીમાં પહેલો ચમકારો થતાં અમારો એ નાજુક સાથી જાણે કે બેવડ વળી ગયો, એકાદ ક્ષણ હાથ ખેંચી લઈ એમાંની વેદનાને ખંખેરી નાખવા મથતાં એણે ફરીથી હથેળી ધરી, એની આંખમાંથી ડબડબ આંસુ પડવા માંડ્યાં, પણ તેણે ઉંકારો સરખો પણ કર્યો નહિ અને ભારે વીરતાથી આઠ આંકણી સહી લીધી, અમારા પેલા સાહેબનું અમારી પીઠ પર વરસતું વહાલ બાદ કરતાં, મે ભાગ્યે જ કોઈ માર ખાધો હતો, એટલે મારે માટે પણ આ વસ્તુ સહેલી ન હતી, પણ જરા જેટલા પણ ક્ષોભ વિના મેં એ માર ઝીલી લીધો. પહેલી બેએક આંકણી પછી ચામડી જાણે બૂઠી થઈ ગઈ હોય એવું લાગ્યું ને પહેલા ફટકા જેટલું પાછળનું વસમું ન હતું એવી છાપ મનમાં પડી, મોડી મડાગાંઠ આવી પડી, માર ખાધા પછી અમારામાં જાણે કે નવી તાકાત આવી. હેડમાસ્તર માટે હવે રસ્તો રહ્યો અમને બરતરફ કરવાનો, એવો પ્રસંગ આ પહેલાં શાળામાં કદી બન્યો ન હતો, વળી અમે સૌથી મોટા વિદ્યાર્થી હતા. (અમારી શાળા ફિફ્થ સુધીની જ હતી.) એટલે હેડમાસ્તર સાહેબ માટે ભારે

મોટી મૂંઝવણ આવી પડી. હું પણ એ આખો વખત દ્વિધામાં હતો. નબળા વિદ્યાર્થીઓને એ પાઠ અઘરો પડે એ મારું મન કબૂલતું હતું, પણ એ રીતે તો સંસ્કૃત પણ નબળા વિદ્યાર્થીઓ માટે ક્યાં સહેલું હતું? અને ગણિત? પણ બીજી ઘણી શાળાઓમાં પહેલો પાઠ પડતો મુકાય છે એ વાત પણ તરત મારા મન સમક્ષ આવતી. આ બધી ગડમથલ મને અમારા વર્તનની ટીકા તરફ દોરી જતી, અને આ લડતમાં અમે ગાડરિયા પ્રવાહની જેમ ખેંચાઈ રહ્યા છીએ એવી ગુનાની લાગણી મને સતત હેરાન કરવા મંડી, પણ એ વાત મારા સાથીઓને કહેવાની મારી હિમ્મત ન હતી. અમે એને પ્રતિષ્ઠાનો સવાલ બનાવી દીધો હતો, અને જે વિદ્યાર્થી—મામલતદારનો ભત્રીજો એના મૂળમાં હતો તેનું ઝનૂન વધ્યે જતું હતું, અમને હતું કે મામલતદાર વચ્ચે પડ્યા વિના નહિ રહે, જો કોઈને પણ બરતરફ કરવાપણું આવે તો સૌથી પહેલો તેમનો ભત્રીજો બરતરફ થાય, જે વાત આખા ગામમાં ચર્ચાતી થઈ હતી તે મામલતદાર ન જાણે એવું બનવાનો સંભવ ઓછો હતો અને એમણે એમના ભત્રીજાને વાર્યો ન હતો એ અમને હિમ્મત આપવા પૂરતું હતું. અમારો આ ઝઘડો કેટલા દિવસ ચાલ્યો, એ દરમ્યાન શું શું બન્યું તે યાદ નથી રહ્યું, પણ અંતે એ પાઠ પડતો મુકાયો, હેડમાસ્તર સાહેબે પોતે જ "છોરુ કછોરુ થાય પણ માવતરથી ઓછાં જ કમાવતર થઈ શકાય?" એમ કહી એ વાત વાળી લીધી, મામલતદાર કે અન્ય કોઈ વચ્ચે પડ્યું ન હતું. પણ એક વાત એવી ફેલાઈ કે મામલતદારે હેડમાસ્તરને દબાણ કરીને વાર્યા, એ જે હો તે—એ આખી ઘટના મારા મન પર કાયમની અસર મૂકી ગઈ, અમારા હિતમાં હેડમાસ્તર વર્તતા હતા, એમની વાત સાચી હતી એવું મારું મન કબૂલતું હતું, અને એ મેં મારા સાથીઓને કહ્યું પણ હતું, પણ એમના નિર્ણયનો સક્રિય રીતે વિરોધ કરવાની મારી હિંમત ન હતી, મારા બીજા પણ કેટલાક સાથીઓ એવું માનતા હતા એ વાત જ્યારે એ આખી ઘટના બની ગઈ અને એનું સરવૈયું કાઢવા અમે બેઠા ત્યારે બહાર આવી અને અમે જોયું કે મામલતદારના ભત્રીજા સિવાય બીજા કોઈનો આ માટે એવો આગ્રહ પણ ન હતો, પણ બહુમતી એ મતની છે એવા ખ્યાલથી અમે સૌ આ લડતમાં સંડોવાઈ ગયા હતા.

આ વસ્તુ જેમ જેમ મારા મનમાં સ્પષ્ટ થતી ગઈ તેમ તેમ હેડમાસ્તર સાહેબને અમારે હાથે થયેલા અન્યાયના ખ્યાલથી મારી ગ્લાનિ વધતી ગઈ, અને એણે મારા મનનાં વલણોને ચોક્કસ આકાર આપવા માંડ્યો, જેણે જીવનની અણીની પળોએ મને દિશાસૂચન કરવામાં મહત્ત્વનો ફાળો આપ્યો છે, જ્યારે જ્યારે હું કોઈ મોટી દ્વિધામાં મુકાયો છું, બહુમતી સાથે સમ્મત ન થઈ શકાય એવી પરિસ્થિતિ મારે માટે સર્જાઈ છે ત્યારે દરેક વખતે આ પ્રસંગનું મારું વર્તન મને યાદ આવે છે અને ગુરુદેવે પ્રબોધેલા 'એકલો જાને' માર્ગનું મને ભાન કરાવે છે, હવે પછી જે ઘટનાઓનો ઉલ્લેખ થશે તેમાં આ બનાવ પાયાની એક મહત્ત્વની ઈંટ જેવો છતાં આંખે ન જોઈ શકાય એવી રીતે દટાયેલો હશે.

---

વિશ્વના અવકાશમાં આ વિશાળ પૃથ્વીના પટ પર આપણે કેવી રીતે ફેંકાઈ ગયા છીએ તે કરતાં પણ મોટું રહસ્ય તો એ છે કે એ કારાગૃહમાં રહ્યા રહ્યા પણ આપણે આપણી શૂન્યતાને નકારવા સમર્થ આત્મકલ્પનો સર્જી શકીએ છીએ.

આંદ્રે માલ્રો

આંદ્રે માલ્રોની, માનવજીવનમાં વ્યાપેલી ભાવશૂન્યતા નકારવા સમર્થ કલ્પનો માટેની અપેક્ષા જરા વધારે પડતી છે; એ તો કલાનું ધર્મમાં રૂપાંતર થયું કહેવાય. કલા ભલે મનુષ્યની શૂન્યતાને ન નકારે, પરંતુ કલામાં વ્યાપેલ શૂન્યતાને નકારવાનું તો હવે મનુષ્ય માટે આવશ્યક બની ગયું છે.

અનુ. જ્યોતિ ભટ્ટ, 'ક્ષિતિજ'માં **Time essay**નો અનુવાદ

# ઉદાત્તતત્ત્વ : લૉન્જાઈનસ

અનુ. ચંદ્રશંકર ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

## ૨૧ સંયોજકો : કેટલાક ગેરલાભ

હવે, તું ઇચ્છે તો, આઇસોક્રટીઝ[1] અને તેના અનુયાયીઓની રીતે સંયોજકોને મૂકી જો. 'વળી, એ મુદ્દો પણ ધ્યાન બહાર રહેવો જોઈએ નહીં કે, આક્રમક અનેક વસ્તુઓ કરી શકે–પ્રથમ તેના વર્તનથી, પછી તેના દેખાવ (હાવભાવ)થી અને તે પછી કેવળ તેના અવાજથી.' જો તું આ રીતે પ્રત્યેક વાક્યખંડનું એક પછી એક સંવૃદ્ધિકરણ કરી આ પરિચ્છેદને એના સંપૂર્ણ ક્રમમાં ફરીથી લખે તો તને જણાશે કે, ભાવોના વેગ અને અસરકારક અણઘડપણું સંયોજકોના ઉપયોગથી જ્યારે એકસરખી રીતે ઋજુ કરી દેવામાં આવે છે ત્યારે તે, કેવી રીતે આપણા કાનને વીંધી નાખતી તીક્ષ્ણતા ગુમાવે છે અને તેની દાહકતા કેવી રીતે, તરત જ ચાલી જાય છે; જેવી રીતે, દોડનારાઓનાં અંગોને જો તમે બાંધી લો તો તેમની ગતિ નષ્ટ થાય છે, બરાબર તે જ રીતે, સંયોજક પદો અને તેવા બીજા પ્રયોગોથી ભાવાવેગને અવરોધ નડે છે અને તે તેનો પ્રતિકાર કરે છે; કારણ કે તે તેના વેગનું સ્વાતંત્ર્ય ગુમાવે છે અને તોપમાંથી છૂટતા ગોળાના જેવો તેનો આવેગ નષ્ટ થાય છે.

## ૨૨ વિપર્યય અથવા વ્યતિક્રમ

વિપર્યય અથવા વ્યતિક્રમને એ જ વર્ગમાં મૂકવા જોઈએ. તેમાં શબ્દો અથવા વિચારોને તેમના સ્વાભાવિક ક્રમથી ઉલટાવીને ગોઠવવામાં આવે છે. અને ત્યારે એમ કહી શકાય કે તે પ્રબળ ભાવોની સાચી મુદ્રા ધારણ કરે છે. જેવી રીતે માણસ ખરેખર જ્યારે ક્રોધ, ભય કે પુણ્યપ્રકોપ; અસૂયા અથવા બીજી કોઈ પણ લાગણીથી (કારણ કે લાગણીનાં અગણ્ય રૂપ હોય છે, અને તે ખરેખર કેટલાં છે તેની ગણતરી કોઈ પણ કરી શકે નહીં.) ઉત્તેજિત થતાં, એક પ્રકારના વિચારો રજૂ કર્યા પછી, ઘણી વખત બીજા વિચારોમાં સરકી જાય છે, અને પછી વચ્ચે જ અતાર્કિક રીતે અસંબદ્ધ વાત કરી લે છે. પછી વળી અચાનક પોતાના મૂળ વિષય પર પાછો આવે છે. તેની આવી ઉત્તેજનામાં, કોઈ વેગવંતા વાયુવંટોળમાં સપડાયેલા વહાણની જેમ, તેમની મનઃસ્થિતિ (મૂડ)ના ત્વરિત ફેરફારોથી અનેક દિશામાં ઘસડાઈ જઈ, પોતાના પદાવલિ અને વિચારોને ઘડીકમાં આમ તો ઘડીકમાં તેમ, ઝડપથી ફેરવે છે; અને આમ તેના સહજ ક્રમને અનેક પ્રકારના અસંખ્ય રૂપમાં બદલતો રહે છે. એવી રીતે સર્વશ્રેષ્ઠ લેખકો વિપર્યયને એવી રીતે ઉપયોગમાં લે છે કે તેમણે કરેલું નિર્માણ, નૈસર્ગિક પ્રક્રિયાનાં કાર્યવંત લક્ષણો ધારણ કરે છે પ્રકૃતિનું અનુકરણ તેમને વિપર્યય દ્વારા પ્રકૃતિની અસરો તરફ દોરી જાય છે. કારણ કે, કલા પ્રકૃતિની સમાન દેખાય છે ત્યારે જ પૂર્ણ બને છે, અને વળી પ્રકૃતિ ત્યારે જ સફળ બને છે, જ્યારે તેમાં નિહિત કલા તે એવી રીતે સુગોપિત રાખે કે તે તરત ધ્યાનપાત્ર ન બને.

આનું ઉદાહરણ હેરોડોટસ[1] લિખિત ફોકઇઆના ડાયોનિસિઅસ[2]ના શબ્દોમા આપી શકાય. 'અમારું નસીબ તલવારની ધાર પર છે. હે આયોનિયાવાસીઓ! આપણે સ્વતંત્ર રહેવું છે કે ગુલામ–અને તે પણ ભાગેડુ ગુલામ–એ બે વિકલ્પો આપણી સામે છે. તેથી જો તમે કષ્ટ વેઠવાનું પસંદ કરશો તો અત્યારે તમારે પરિશ્રમ કરવો પડશે, પરંતુ તેથી તમે તમારા શત્રુઓ પર વિજય પ્રાપ્ત કરી શકશો.' આ ઉક્તિનો સ્વાભાવિક ક્રમ આ પ્રકારનો હોઈ શકે. 'હે આયોનિયાવાસીઓ! હવે તમારે માટે પરિશ્રમનો બોજો ઉપાડવાનો સમય આવી ગયો છે; કારણ કે આપણું નસીબ તલવારની ધાર પર છે. જોકે વક્તાએ પ્રારંભે જ ભયનો એકદમ નિર્દેશ કરી, પછી 'આયોનિયાના લોકો' એ સંબોધનના શબ્દો મૂક્યા છે, જાણે કે ભયના દબાણને

કારણે, તેને સમય જ ન હોય તેમ તે તેના શ્રોતાઓને સંબોધવાનું છોડી દે છે. ઉપરાંત તેણે તેના વિચારોનો ક્રમ પણ બદલી નાંખ્યો છે 'તેમણે પરિશ્રમ સહન કરવો પડશે' એમ પ્રથમ કહેવાને બદલે, (કે જે તેના પ્રયત્નનો મુખ્ય મુદ્દો છે,) 'આપણું નસીબ તલવારની ધાર પર છે' એમ કહી, શા માટે પરિશ્રમ કરવો પડશે તે કારણ પ્રથમ રજૂ કરે છે. આ રીતે, તે જ કહે છે તે પૂર્વયોજિત – પૂર્વચિંતિત ન લગતા તેના (ચિત્ત)માંથી પરિસ્થિતિની કટોકટીને કારણે સવેગ નીકળ્યા લાગે છે.

જે વસ્તુ તેના નૈસર્ગિક સ્વરૂપમાં એક અને અવિભાજ્ય છે તેને વિભાજિત કરવા માટે, વિપર્યયનો ઉપયોગ કરવામાં થ્યુસિડિડીઝ[3] વધુ આવડતવાળો છે. ડીમોસ્થનીઝ[4] થ્યુસિડિડીઝ જેટલો અસંબદ્ધ નથી, છતાં આ અલંકારને બધી જ રીતે પ્રયોજવામાં તે કદીય થાકતો નથી. વળી તે ક્ષણની જરૂરિયાત પ્રમાણે બોલવાની, અને વિપર્યયથી પ્રવેગીપણાની અસર તે પૂરા પ્રભુત્વથી ઉપજાવે છે જે મહત્તમ હોય છે. આ બધા ઉપરાંત, વિપર્યયના વારવારના ઉપયોગથી, ભયના સહભાગી થવા તે તેના શ્રોતાઓને પોતાની સાથે ખેંચે છે. ઘણીવાર તે જે વિચાર કહેવાનો શરૂ કરે છે તેને સંદેહમાં છોડી દે છે અને વચ્ચે જ, આકસ્મિક અને અસંગત રીતે, કોઈ બાહ્ય બાબતોમાંથી લાવી, એક વિચારની ઉપર બીજો વિચાર એટલી હદે ખડકી દે છે, કે તેના શ્રોતાઓને એવો ભય લાગે કે તેનું વાક્ય સમગ્રપણે જાણે કે ટુકડેટુકડા થઈ તૂટી પડશે. તે રીતે વક્તા જે જોખમ ખેડી રહ્યો છે તેમાં સહભાગી બનવા, શ્રોતાઓને ઉત્તેજિત થવાની તે ફરજ પાડે છે. તે પછી અણધારી રીતે, લાંબા ગાળા પછી જે વાક્યખંડની શ્રોતાઓ આતુરતાપૂર્વક રાહ જોતા હોય છે તે, જ્યાં બરાબર અસરકારક બને ત્યાં, છેલ્લે લાવે છે. આ રીતે તેની હિંમત અને વિપર્યયના (ઉપયોગના) બેફામપણાથી તે ભારે અને સખત આંચકો આપે છે. હું આનાં દૃષ્ટાંત આપતો નથી (આપવાની જરૂર જોતો નથી); કારણ કે તે અસંખ્ય છે.

## ૨૩ સંચયન*: એકવચન અને બહુવચનની અદલબદલ

તું જાણે છે કે સંચયન, પરિવર્તન, પરાકાષ્ઠા, સાર એ અલંકારો; ગૌરવપ્રદ પ્રભાવ, ઉદાત્તતા અને ભાવોર્મિની અસર નિપજાવનારાં બળવાન સાધનો છે. ફક્ત એ જુઓ કે વિભક્તિ, કાળ, પુરુષ, વચન અને જાતિના પરિવર્તનથી અભિવ્યક્તિ કેટલા વૈવિધ્યથી ગુંથાય છે અને જીવંત બને છે! વચનની બાબતમાં હું ભારપૂર્વક કહી શકું કે પરિચ્છેદની આલંકારિક ગુણવત્તા દેખીતા સ્વરૂપમાં એકવચન હોય તેવા શબ્દોથી જ માત્ર વધતી નથી; પરંતુ બરાબર નિરીક્ષણ કરતાં જણાય છે કે તેનો અર્થ બહુવચનનો હોય છે જેમ કે:

'અસંખ્ય જનસમૂહ સહસા
સમુદ્રની ખાડી પર એક સાથે પોકારી ઊઠ્યા:
'ટ્યૂની એ રહી!'' +

પરંતુ, વધારે ધ્યાનપાત્ર તો એ છે કે, કેટલીક વખત એકવચનને સ્થાને બહુવચનના પ્રયોગની વધુ ઘેરી અસર હોય છે, અને બહુવચન દ્વારા સૂચિત સંખ્યાના આધિક્યથી વધુ પ્રભાવિત કરે છે. ઇડિપસે ઉચ્ચારેલી સોફોકલીઝની[1] કેટલીક પંક્તિઓ આનું દૃષ્ટાંત પૂરું પાડે છે.

'......ઓહ, લગ્ન, લગ્ન,
તેં મને જન્મ આપ્યો, અને જન્મ આપીને
એ જ બીજને પુનઃ પ્રકટ કર્યું કે,
પિતા, ભાઈ, પુત્ર બધાં જ,
પત્ની, માતા અને પુત્રી પણ
એક જ લોહી છે,—બધાં તિરસ્કારપાત્ર નામો!
અને માનવજાતનાં કેવાં કેવાં હીન કાર્ય હોય છો'×

આ બધું જ એક જ નામ અભિવ્યક્ત કરે છે. અને તે ઇડિપસ અને બીજી બાજુ જોકેસ્ટા. પરંતુ આ બધા માટે બહુવચનનો પ્રયોગ કરવાથી, દુર્ભાગ્યની પણ અધિકતા સધાય છે. એકવચનને સ્થાને બહુવચનના પ્રયોગની અસર આ એક પંક્તિમાં પણ છે:

---

* Polyptoton : ખૂબ ચોક્કસ રીતે કહીએ તો Polyptoton માં એક જ પદ માટે એક કરતાં વધારે વિભક્તિઓનો ઉપયોગ થાય છે; પરંતુ લોન્જાઇનસ તો વચન, પુરુષ, કાળ અને જાતિના પરિવર્તનથી જે ભાષાકીય અસરો થાય છે તેનો પણ આમાં સમાવેશ કરે છે.

+ લેખક અજ્ઞાત, કદાચ 'ઇલિયડ'માંથી પૃ. ૫૨૩–૨૪. માછીમારો ટ્યૂની નામની માછલી જોઈ આમ પોકારી ઊઠે છે એ સંદર્ભ હોય.

× 'Oedipus Tyrannus' : ૧,૪૦૩.

"હેક્ટરો÷ અને સેરપીડનો÷ આગળ વધતા આવ્યા.'●
અને પ્લેટોના એથેન્સવાસીઓ વિશેના, મેં બીજે પણ ટાંકેલા પરિચ્છેદમાં આ જ વાત દેખાય છે.

'ન કોઈ પીલોપ્સીઝ, ન કોઈ કેડમસીઝ,
ન ઇજિપ્ટસીઝ અને ડેનેઈ, અથવા કોઈ
બર્બર આપણી સાથે અહીં રહેતો નથી;
પરંતુ બર્બરોના લોહીમિશ્રણ વિનાના આપણે
શુદ્ધ ગ્રીકો અહીં વસીએ છીએ. ઇત્યાદિ ઇત્યાદિ' +

સ્વાભાવિક રીતે જ સંજ્ઞાવાચક નામોને આ રીતે એક પછી એક સમૂહમાં એકત્રિત કરવાથી વિષય આપણા કાન પર વધુ પ્રભાવક અસર કરે છે. પરંતુ આ માત્ર એવા વખતે જ કરવું જોઈએ, જ્યાં વિષયનું વિસ્તૃતીકરણ અથવા બાહુલ્ય અથવા અતિશયોક્તિ અથવા ભાવાવેગ પૈકી કોઈ એક અથવા વધુ માટે અવકાશ હોય. કારણ કે, આપણે સૌ જાણીએ છીએ કે દરેક વખતે 'બધે જ ઘંટડીઓ બાંધવી' * તે કેવળ આડંબર લાગે છે.

## ૨૪ સંચયન : બહુવચનનું એકવચન

બીજી બાજુ વળી, તેથી વિરુદ્ધ રીતે બહુવચનનું એકવચનમાં પરિવર્તન, કેટલીક વખત ઉદાત્તતાની તરી આવે તેવી અસર નિપજાવે છે. ડીમોસ્થનીઝ કહે છે :

'તે પછી આખું પેલોપનીસસ પરસ્પર વિરુદ્ધ પડી ગયું'× વળી આ જુઓ : 'જ્યારે ફ્રીનીકસે તેનું નાટક 'મિલેટસની હાર' પ્રસ્તુત કર્યું (ભજવ્યું) ત્યારે આખું પ્રેક્ષકગૃહ આંસુ સારવા લાગ્યું.'+ સંખ્યાની બહુલતાને એકવચનમાં સમાવી દેવાથી એકત્વની પ્રબળ છાપ પડે છે. મારી દૃષ્ટિએ બંને ઉદાહરણમાં વિશિષ્ટ અસરનું એક જ કારણ છે. જ્યાં શબ્દો એકવચનમાં હોય અને તેને બહુવચનમાં ફેરવી નાખવા, તે લાગણીનો અણધાર્યો ઉદ્રેક સૂચવે છે. જ્યાં શબ્દ બહુવચનમાં હોય ત્યાં અસંખ્ય વ્યક્તિઓને માટે બહુ સુંદર એકવચન પ્રયોગ તે વિરોધી પરિવર્તન છે, જે આશ્ચર્યની અસર નિપજાવે છે.

## ૨૫. સંચયન : કાળનું પરિવર્તન

વળી, તમે ભૂતકાળમાં બની ગયેલી બાબતોને જ્યારે અત્યારે વર્તમાનમાં બનતી હોય તેમ પ્રસ્તુત કરો છો ત્યારે તમે પરિચ્છેદને નર્યા કથનાત્મક સ્વરૂપમાંથી વાસ્તવિક ચિત્રાત્મક, ક્રિયાત્મક રૂપમાં ફેરવી નાંખો છો. ઝેનોફન[1] કહે છે : 'કોઈક સાયરસના ઘોડાની નીચે પડી ગયો છે, અને ચગદાઈ રહ્યો હોવાથી તેની તલવાર ઘોડાના પેટમાં ખોસી દે છે. ઘોડો કૂદે છે અને સાયરસને ઉથલાવી પાડે છે અને તે જમીન પર પડે છે.'* થ્યુસિડિડીઝ[2] આ પ્રકારની રચનાનો ખાસ શોખીન છે.

## ૨૬ સંચયન : પુરુષનું પરિવર્તન

તેવી જ રીતે, પુરુષમાં થતું પરિવર્તન પણ અસરકારક બને છે; જે શ્રોતાને ઘણીવાર એવો અનુભવ કરાવે છે કે તે ઘેરા ભયની વચ્ચે ફરતો હોય :

'તું કહેશે કે ચિંતારહિત અને ગભરાયા વિના તેઓ બધા યુદ્ધમાં ભિડાયા અને પ્રચંડ વેગથી તેઓ સંઘર્ષમાં ધસ્યા.'+

અને પછી એરટસની[1] આ પંક્તિ :

'તે મહિનામાં તોફાની સાગરને ભરોસે
તારી જાત સોંપીશ નહીં.'×

હેરોડોટસ[2] પણ આ રીત ઘણીવાર અજમાવે છે : 'એલિફન્ટિના નગરથી ઉપરની બાજુ, એકસરખું સમતલ મેદાન આવે ત્યાં સુધી તું સફર કરજે; અને આ મેદાન પાર કર્યા પછી, તું બીજા જહાજ પર ચડજે અને બે દિવસ સુધી સફર ખેડજે. તે પછી તું મેરોઈ નામના એક મહાનગરે પહોંચીશ.'* મિત્ર, તું જોઈ શકશે કે, તે કેવી રીતે તને કલ્પનામાં એ પ્રદેશમાં ખેંચી લઈ જાય છે, અને કાનથી સાંભળેલાને દૃશ્યરૂપમાં ફેરવી

÷ હેક્ટર અને સેરપીડનનું ગુજરાતી રીતે બહુવચન.
● લેખક અજ્ઞાત છે.

+ પ્લેટોકૃત 'Menexenus' માંથી પૃ. ૨૪૫ D.
* અહીં રજૂ થયેલું રૂપક યુદ્ધ માટેના ઘોડાને વિભૂષિત કરવા બાંધવામાં આવતી ઘંટડીઓનું છે. રૉબર્ટ્સ આ પંક્તિનું ભાષાંતર આ રીતે કરે છે : 'દરેક વખતે આ પ્રકારની અતિ વિભૂષિત શૈલી અત્યંત આડંબરી લાગે છે.'
× 'De Corona' : પૃ. ૧૮.
+ હેરોડોટસ : ૬, ૨૧.
* ઝેનોફનકૃત 'Cyropedia' : ૭, ૧, : ૩૭
+ ઈલિઅડ : ૧૫,૬૯૭.
× 'Phaenomena' : પં. ૨૮૭
* હેરોડોટસ : ૨, ૨૯.

નાંખે છે. આવા બધા પરિચ્છેદો વાચકને તેના જ પુરુષમાં સીધા સંબોધાયેલા હોવાથી, વર્ણ્ય કાર્યની બરોબર મધ્યમાં તેને લાવી મૂકે છે. જ્યારે તમે સમગ્ર શ્રોતાવર્ગને નહીં પણ તેમાંની એક વ્યક્તિને સંબોધી રહ્યા હો, જેમ કે:

> 'પરંતુ તમે ટાયૂડિઅસના પુત્ર વિશે એ જાણી
> શકશો નહીં કે તે કયા સૈન્યને પક્ષે લડ્યો.'÷

ત્યારે તમે, જો તેને આ પ્રકારની વ્યક્તિગત અપીલથી ઉત્તેજિત કરો તો વધારે પ્રબળ અસર કરી શકશો; વધુ સજગ–એકાગ્રચિત્ત અને સક્રિય રસથી સભર કરી શકશો.

## ૨૭ સંચયન : પ્રથમ પુરુષમાં થતું પરિવર્તન

કેટલીક વખત લેખક કોઈ ત્રીજી વ્યક્તિ (પાત્ર) વિશે નિરૂપણ કરતાં કરતાં સહસા પરિવર્તન કરી પોતાની જાતને તેમાં મૂકી દે છે. (ત્રીજા પુરુષમાંથી પરિવર્તન કરી પહેલા પુરુષમાં લખે છે.) આ રીતનો અલંકાર એક રીતે ભાવાવેગનો વિસ્ફોટ છે :

> 'દૂર દૂર સુધી પડઘા પાડતા બુલંદ અવાજથી
> ચેતવણી આપતાં, હેક્ટરે ટ્રોયવાસીઓને,
> લોહીથી ખરડાયેલા ભંગારને છોડી, તરત જ જહાજ
> પર દોડી આવવા ઘોષણા કરી. અને જો હું કોઈને
> પણ સ્વેચ્છાએ જહાજ સિવાય અન્યત્ર જોઈશ તો
> હું તે જ ક્ષણે તેને હણી નાંખીશ.'*

અહીં કવિએ સમુચિત રીતે જ નિરૂપણનો ભાગ પોતે રાખ્યો છે, અને પછી સહસા કશી જ ચેતવણી વિના ક્રુદ્ધ નાયક પાસે તીક્ષ્ણ ચેતવણી ઉચ્ચારાવે છે. અહીં 'હેક્ટરે આમ આમ કહ્યું' એમ જો તેણે (કવિએ) પોતે રજૂઆત કરી હોત તો તે ટાઢુંબોળ બની જાત. પરંતુ, છે તે પ્રમાણે પરિચ્છેદના સ્વરૂપના પરિવર્તનથી, વક્તાના પરિવર્તનનો કવિએ કરેલો ફેરફાર આગળથી સૂચવાઈ જાય છે, તેથી આ અલંકારનો ઉપયોગ સમુચિત ત્યારે જ બને છે જ્યારે, (પ્રસંગની) કોઈ આકસ્મિક કટોકટી(નું નિરૂપણ) લેખકને વિલંબ કરવાની તક પણ ન આપે; પરંતુ એકથી બીજા પુરુષમાં પરિવર્તન કરવાની ફરજ પાડે. હેકટીઅસમાં[૧] આવું ઉદાહરણ મળે છે :

> 'સીક્સે આ બાબતને વિપરીત રીતે લીધી. અને
> તરત જ હેરાક્લીઝના વંશજોને દેશ છોડીને ચાલ્યા
> જવાનો આદેશ આપ્યો : "તમને સહાય કરવી એ
> મારી સત્તામાં નથી તેથી, જો તમે જાતે જ તમારી
> જાતને ખતમ કરવા અને મને કષ્ટ આપવા ન
> માગતા હો, તો કોઈ બીજા દેશમાં ચાલ્યા જાવ."

ડીમોસ્થનીઝે[૨] તેના 'એરિસ્ટોજાયટન'માં ભાવોર્મિની ત્વરિતતા દર્શાવવા, પુરુષના પરિવર્તનનો જરા જુદી રીતે ઉપયોગ કર્યો છે : 'શું તમારામાંથી કોઈ પણ આ દુષ્ટ, નીચ અને શરમજનક પ્રાણી (માનવી)ની ઘાતકી કાર્યો માટે ઘૃણા અને ક્રોધથી વિક્ષુબ્ધ નહીં થાઓ? તમે, હે તરછોડાયેલા માનવો, કે જેની વાણી પર કોઈ નિયંત્રણ નથી, અને જે સહેલાઈથી ખુલી શકે તેવા દરવાજા અને બારણાંમાં પૂરી દેવાઈ નથી...'+ તેનો જે આશય હતો તે તેણે પૂરો કર્યો નથી, અને ભાવાર્થને અપૂર્ણ રાખી, તેણે એકાએક ફેરફાર કર્યો છે અને ક્રોધમાં આવી જઈ, એક જ વાક્યને બે પુરુષમાં તોડી નાંખ્યું છે. તે કહે છે, 'તે કે જે–તું હે તરછોડાયેલા....... ..'' આ રીતે, જોકે પોતાના કથનને બદલી નાંખ્યું છે, અને એમ લાગે કે, એરિસ્ટોજાયટનને તેણે છોડી દીધો છે, છતાં ભાવાવેગની તીવ્રતાથી તે તેનાં કથનને (એરિસ્ટોજાયટન) પ્રતિ વધુ વેગપૂર્વક વ્યક્ત કરે છે. આ જ વસ્તુ લગભગ આ જ રીતે પીનિલોપીના ભાષણમાં આવે છે :

(ક્રમશઃ)

---

÷ ઇલિયડ : ૫, ૮૫.

* ઇલિયડ : ૩૫, ૩૪૬–૯.

+ ડીમોસ્થનીઝ કૃત 'Aristogeiton' : ૧, ૨૭.

(પાન ૪૦ નું ચાલુ)
તારા'નું અને તેમના પત્રોનું અને કાકાસાહેબના પત્રોનું પત્રોમાં સહજ એવી આત્મીયતા પ્રગટ કરતું અવલોકન છે.

શ્રી ઉમાશંકર માત્ર સાહિત્યની લીલામાં આબદ્ધ નથી રહેતા આપણા દેશના બલકે માનવજાતિના 'કુશળ-ક્ષેમ' અંગે ચિંતા કરનારામાંના એક છે. એ વિશાળ સંદર્ભમાં પણ જુએ છે. ભારતીય ઇતિહાસ કે સંસ્કૃતિ વિષે તેઓ અનુરાગથી લખે છે. અને તેમાંય તથ્યપરક ઇતિહાસવિદ કરતાં પોતાની રીતે એ ઇતિહાસને જુએ છે. આરંગેત્રમ્‌ની વાત એક નૃત્યકલાવિદની હેસિયતથી નહિ, કલાના સહૃદયી ભોક્તાની રીતે કરે છે.

'પ્રતિશબ્દ' એ અભિરુચિની કક્ષામાં આવતો ગ્રંથ છે. કેટલાક લેખો નોંધ જેવા લાગવાનો સંભવ છે. પણ અગાઉ કહ્યું છે તેમ આ સંગ્રહને માટે 'વિવેચન' અભિધાન જરા શુષ્ક લાગે છે. અહીં એક સર્જકના હૃદયનો પમરાટ સર્વત્ર વ્યાપ્ત છે.

૧૯૬૭માં ગ્રંથસ્થ થયેલું વિવેચનસાહિત્ય પ્રમાણુમાં અલ્પ જ ગણાય. આપણા સાંપ્રત વિવેચનની ગતિ-વિધિનો દિશાસંકેત મળવો મુશ્કેલ છે. સદ્‌ભાગ્યે 'ઉપહાર' જેવા ગ્રંથમાં જૂનીનવી બધી કલમોનો સમાવેશ એનો અણસાર આપી શકે.

સૈદ્ધાન્તિક વિવેચનનો તો લગભગ અભાવ જ કહેવાય. વ્યાવહારિક વિવેચનમાં પણ વિવેચનાનાં બધાં ઓજારો પ્રવૃત્ત થતાં લાગતાં નથી. ક્વચિત્ માત્ર વૈયક્તિક પ્રતિભાવ વિવેચનમાં ખપવા લાગે એવી સ્થિતિ છે. એકાદ વિધાન ફટકારવામાં આવે છે, તેને 'વર્ક-આઉટ' કરવામાં નથી આવતું. તેથી વિવેચનને ઉપકાર થતો નથી. વિવેચનની પરિભાષા અંગે પણ સવેળા જાગ્રત થવાની જરૂર છે. આપણી વિવેચના 'ડિમાન્ડ સપ્લાય'ના સિદ્ધાંત પર ચાલવાનાં ચિહ્નો છે. ખાસ કરીને યુનિવર્સિટીક્ષેત્રે અભ્યાસક્રમમાં આવતા કવિઓ લેખકો વિષે જ – અધ્યાપનના આનુષંગિક ફળ રૂપે કહો – (કે પછી ગુર્જરગિરાના અને તેમાંયે અમુક જ સાહિત્યકારો સુધી જ સીમિત રહેવાનું હોય તેમ) વિવેચનો મળે છે.

આ સારાં ચિહ્નો નથી.

# ભાષા-સાહિત્ય સંશોધન

## યોગેન્દ્ર વ્યાસ

"સંશોધન એટલે સત્યનું શોધન. સંશોધકોનું કર્તવ્ય છે કે તેમણે તથ્યોની તપાસ કરીને સત્યની પ્રતિષ્ઠા કરવી" (પા. ૧૨) એવી સશોધન અને સંશોધક વિશેની સમજૂતી આપીને "જ્ઞાનની જે શાખાઓમાં પ્રત્યક્ષ પ્રયોગો કરવાનું શક્ય નથી તેમાં ઐતિહાસિક પર્યેષણ અને સમીક્ષાપૂર્વકની તુલના એ સંશોધનાત્મક તથ્યો તારવવાનું સર્વોત્તમ કરણ છે" (પા. ૩૭) એવી વૈજ્ઞાનિક સંશોધન અને સાહિત્યિક તથા સાંસ્કૃતિક સંશોધન વચ્ચેની ભેદરેખા જે પુસ્તકમાં પાડી આપવામાં આવી છે તે "અન્વેષણા" પુસ્તકથી આ અવલોકનનો આરંભ કરીએ. જોકે એવી સમીક્ષાપૂર્વકની તુલનાની મદદથી સંશોધનાત્મક તથ્યો આ પુસ્તકમાં તથા "પુરાણોમાં ગુજરાતની આદિમ જાતિઓ" પુસ્તિકામાં પણ તારવવામાં આવ્યાં છે એટલે એ બંને પુસ્તકોનો વિચાર એક સાથે જ કરી શકાશે. (૧. અન્વેષણા. લેખકઃ શ્રી. ભોગીલાલ સાંડેસરા. પ્રકાશક. આર. આર. શેઠની કંપની. કિં. રૂ. ૮–૭૫. પા. ૩૬૨. સપ્ટેમ્બર '૬૭. ૨. પુરાણોમાં ગુજરાતની આદિમ જાતિઓ. લેખક: શ્રી કે. કા. શાસ્ત્રી પ્રકાશક: ગુજરાત વિદ્યાપીઠ. કિં. રૂ. ૧–૦ પા. ૨૩ '૬૭)

પહેલા પુસ્તકમાંના કેટલાક લેખો આલોચનાત્મક અને એ-એક તો મોટેભાગે પરિચયાત્મક છે. એના પ્રકાશકે "આ સંશોધનાત્મક અને આલોચનાત્મક લેખસંગ્રહ" વિષે ઘણા પ્રશંસાના ઉદ્‌ગાર કાઢ્યા છે. (થોડા સમય પછી પુસ્તક પ્રકાશન, માસિકોનું પ્રકાશન અને અવલોકન તથા સમીક્ષાઓનું લેખન એક જ વ્યક્તિ કરવા માંડે એવું થાય તો નવાઈ નહીં) આપણે પેલા આલોચનાત્મક લેખો અને પ્રકાશકના પ્રશંસાના ઉદ્‌ગારો બાજુમાં રાખીને આમાંના સંશોધનાત્મક લેખો તરફ વળીએ.

સાહિત્ય, ચિત્ર તથા શિલ્પ પ્રજાના સાંસ્કૃતિક ઇતિહાસને ઉકેલવામાં કેવી રીતે મદદ કરે તેની પર્યેષણા ઉદાહરણો સહિત કરીને લેખકે ઐતિહાસિક તથ્યોનું સંશોધન બીજા જ લેખમાં કર્યાનું આપણે જોઈ શકીએ

છીએ. કાન્હડદેપ્રબંધ કૌટિલ્યનું 'અર્થશાસ્ત્ર' ધોળકાના, વાઘેલા રાણા લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલ વિશેનો પ્રબંધ, પ્રાચીન જૈન લેખસંગ્રહ-ભાગ-૨, લેખાંક ૪૪૯ માંની પંક્તિઓ અને ઈડર પાસે ભીલોડા તાલુકાના ભુવનેશ્વર મંદિર સામેના મોરલીધર મંદિરની ભીંતમાંનો શિલાલેખ વગેરેમાંથી ઉદાહૃત અને સમર્થિત કરીને લેખકે એક ઐતિહાસિક તથ્ય પ્રા. દોરજ્જાણિ સં. દ્વિપ રાજ્યાનિને તારવી બતાવ્યું છે. ઉપરાંત સ્પાર્ટામાં પણ બે રાજાનો અમલ એક સાથે હતો તેની તુલના કરીને સાહિત્ય અને ઇતિહાસના તુલનાત્મક સંશોધનની લાક્ષણિકતા તેઓએ બતાવી છે. એ જ રીતે "વેદોમાં સમાજ અને રાજ્યની રક્ષા" લેખમાં વૈદિક સાહિત્યને આધારે તત્કાલીન રાજનીતિ અને દંડનીતિનો ખ્યાલ, "અથર્વણુ આર્ગો" લેખમાં અથર્વવેદને આધારે અથર્વણોની સંસ્કૃતિનો ખ્યાલ, "શાન્તિપર્વ"ને આધારે મહાભારતયુગની રાજનીતિનો ખ્યાલ અને "પાતિમોક્ખ"ને આધારે બૌદ્ધ શ્રમણ સંઘના ઠીક ઠીક વિકસેલા સ્વરૂપનો ઇતિહાસ સ્પષ્ટ કરી આપ્યો છે. આમ સાહિત્યની મદદથી ઇતિહાસનાં પડોને ઉકેલવાનો પ્રયત્ન તેમણે કર્યો છે. તો પાટલીપુત્ર ઉજ્જયિની, ચાંપાનેર, વડનગર અને અણહિલ્લપુર (અણહિલવાડ પાટણ) વગેરેના ઇતિહાસનો ખ્યાલ આપવામાં પણ ભાષા-સાહિત્યનો ઉપયોગ તેમણે કર્યો છે. ભારતનું વહાણવટું અને નૌકાસૈન્યનો ખ્યાલ સાહિત્યમાં ક્યાં ક્યાંથી મળે અને ગુજરાત-કાશ્મીરના સંબંધોનાં પ્રમાણો સાહિત્યમાંથી કેવાં શોધી શકાય એની વ્યવસ્થિત માહિતી તેમણે રજૂ કરી છે. જગડૂ શાહ અને શાન્તિદાસ ઝવેરી જેવા ચિરસ્મરણીય વેપારીઓ અને મહેતા ઈશ્વરદાસ તથા રાજા છબિલરામ જેવા મહાનુભાવો એ આપણી સંસ્કૃતિના પ્રતિનિધિઓ છે. તેમનાં વ્યક્તિચિત્રો સાહિત્ય અને તવારીખોને આધારે તેઓ સ્પષ્ટરેખ કરી આપે છે. આમ આ સંગ્રહમાંના મોટાભાગના લેખોમાં કોઈપણ પ્રજાના સાંસ્કૃતિક ઇતિહાસના સંશોધનમાં સાહિત્ય કેવું પૂરક અને ઉપયોગી હોઈ શકે તેની પ્રતીતિ કરાવતું સંશોધન મળે છે.

આ પુસ્તકનાં ૨૪૧ થી ૩૧૨ સુધીનાં બધાં પાનાંઓમાં "ભાષા" વિશેની વિચારણા અને સંશોધન મળે છે. ખાસ કરીને કેટલાક વિશિષ્ટ શબ્દપ્રયોગોનું તેમણે કરેલું સંશોધન ધ્યાન ખેંચે છે. "કાન્હડદેપ્રબંધ ત્રણ વિશિષ્ટ શબ્દપ્રયોગો"માં લેખક અનેક પ્રાચીન મધ્યકાલીન ગ્રંથોમાંથી સમર્થન મેળવીને "જેડ-જેડિ" નામ તરીકે 'વિલંબ' અને ક્રિયાપદ તરીકે "વિલંબ કરવો"- એ શબ્દપ્રયોગના અર્થને, પ્રતિ+ઈક્ષ ઉપરથી ક્રિયાપદ પડરવ ના અર્થને, "महासाधनिक ઉપરથી मसाहणी અને મસાણી શબ્દનો અર્થ 'મુખ્ય સેનાપતિ' તેઓ દર્શાવે છે. આ ઉપરાંત છમી, ડિંડી – છેલબટાઉ, दीयडी–दीवडी (સં. दृति > પ્રા. दिइंडो – ચામડાની બતક કે મોટી મશક), दीकोडी–दीकोली–दीकोला – વેચી શકાય તેવાં મિલકતરૂપ દાસદાસીઓ, सामिसाल–સ્વામીશ્રેષ્ઠ वइवार–સંગીતકાર, किराट–વેપારી એવા શબ્દોમાંથી કેટલાકના પ્રચલિત અર્થોને પુષ્ટિ આપતાં ઉદાહરણો આપ્યાં છે તો કેટલાક શબ્દોના પ્રચલિત અર્થો કેવા કલ્પનાજન્ય છે એમ દર્શાવી સોદાહરણ તેના સંદર્ભો આપીને તેના યોગ્ય અર્થનું સ્પષ્ટીકરણ તેઓએ કર્યું છે તો શ્વેતભિક્ષુ અને कट्टरि–कट्टरे જેવા શબ્દપ્રયોગોના કિસ્સાઓમાં કેટલાક અનુમાનો તેમણે રજૂ કર્યાં છે.

જ્યાં વધુ ગ્રંથોમાંથી સમર્થન મળી શક્યું હોત તેવા દારૂગોળાના ઇતિહાસમાં માત્ર 'કાન્હડદે પ્રબંધ'નાં ઉદાહરણથી જ લેખકે ચલાવ્યું છે. તેવા કિસ્સાઓને બાદ કરતાં ઉપર ઉદાહૃત કર્યા તેવા લેખોમાં તેમણે 'સંશોધન' વિશેની શરૂઆતમાં આપેલી સમજને જાણે કે ચરિતાર્થ કરી છે અથવા ઉદાહૃત કરી છે એમ નિઃશંકપણે કહી શકાય એમ છે. અલબત્ત, એક ઠેકાણે તેમણે ખેડાવાળ બ્રાહ્મણોની ત્રણ અટકો વાગ્વ્યાપારની દૃષ્ટિએ તપાસી છે એમાં શેલત અને ડણાકને વાગ્વ્યાપારની દૃષ્ટિએ તપાસી છે એમ કહી શકાય. બાકી ડણાક અટક દંડનાયક ઉપરથી આવી એવું તો અટક ધરાવનાર કહે છે એવી માહિતી તો કોઈ પણ આપી શકે. પણ મુખ્યત્વે આપણે જોયું એમ તેઓ ઊંડા ઊતરીને તથ્યને – સત્યને બહાર લાવ્યા છે.

ભાષાના અભ્યાસીઓનું ખાસ ધ્યાન ખેંચે એવા બે લેખો આમાં છે. "ભાષા અને વ્યાકરણ" અને "ભાષાવિજ્ઞાન અને અન્ય વિદ્યાઓ." પહેલા લેખમાં લેખક કહે છે તેમ તેમણે "એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા" (૧૧ મી આવૃત્તિ)ના 'ગ્રામર' એ લેખનો આધાર લીધો છે અને વ્યાકરણ તથા ભાષા વિશેના કેટલાક વિભાવોને વૈજ્ઞાનિક રીતે તેઓ રજૂ કરી

શકયા છે. પણ "વ્યાકરણમાં ભાષાની વ્યવસ્થા છે." (પા. ૨૪૦) (ખરી રીતે, વ્યાકરણ ભાષાની વ્યવસ્થા સમજાવે છે એમ લખવું જોઈએ) "અને સાચા અર્થમાં તર્કશાસ્ત્રના જેવી જ ચિન્તનશક્તિને વ્યવસ્થિત અને સ્પષ્ટ કરનારી વિદ્યા છે." (પા. ૨૪૦) જેવાં વિધાનોમાંથી એવો અર્થ ધ્વનિત થવાનો ભય છે કે ભાષાની વ્યવસ્થા વિશે શીખવા ભાષકોએ વ્યાકરણ પાસે જવું જોઈએ. "ભાષા ઉદ્ભવે અને અમુક કોટિ સુધી વિકસે એ પછી જ વ્યાકરણ રચાય" (પા. ૨૪૦) જેવા વાકયમાં દરેક તબક્કે ભાષા સંપૂર્ણ જ હોય છે અને ગમે તે તબક્કે તેનું વ્યાકરણ રચી શકાય તે વૈજ્ઞાનિક વિભાવને વીસરી જવામાં આવ્યો છે. ભાષાના વિકાસના ખ્યાલે આપણે ત્યાં કેટલા ઊંડાં મૂળિયાં નાખ્યાં છે તેનું આ દૃષ્ટાંત થઈ શકે. "વ્યાકરણ તેનું (ભાષાનું) પૃથક્કરણાત્મક શાસ્ત્ર છે. (પા. ૨૪૦) એવા વૈજ્ઞાનિક વિધાન પછી તરત જ "ભાષામાં સ્વાભાવિક રીતે અક્ષરોમાંથી શબ્દ બને છે. અને ભાષા બોલનાર વ્યક્તિ શબ્દોમાંથી સહજભાવે વાકચ બનાવી તેનો પ્રયોગ કરે છે, જ્યારે વ્યાકરણમાં ખાસ કરીને આપણી ભારતીય આર્ય ભાષાઓના વ્યાકરણમાં – અક્ષરવિચાર, શબ્દવિચાર એ પ્રમાણે વિચારણા આવશ્યક બને છે" (પા. ૨૪૦) એવું વાકય આવે છે, આ વાકયનો અર્થ તો એ થયો કે દરેક ભાષાનું પૃથક્કરણ જુદી જુદી રીતે કરવું પડે. આવાં અસ્પષ્ટ અને ગૂંચવણમાં નાખનાર વિધાનો વાચકને કેવી મુશ્કેલીમાં મૂકે?

આના પ્રમાણમાં "ભાષાવિજ્ઞાન અને અન્ય વિદ્યાઓ" લેખ ઓછો અસ્પષ્ટ છે. એમાં વ્યાકરણ વિશેનો સ્પષ્ટ ખ્યાલ આ વિધાનમાંથી મળે છે : "ધ્વનિઓ અને શબ્દોની સામગ્રી વ્યાકરણ એકત્ર કરે છે તથા એ ભાષાની તંત્રરચના સમજાવે છે" અલબત્ત, આ લેખમા પણ આદિવાસી સમાજોની સંસ્કૃતિના અધ્યયનમાં ભાષાવિજ્ઞાનનો એક ખાસ ઉપયોગ છે. (પા. ૨૫૦) જેથી ઉક્તિ અથવા અવ્યાપ્તિ (કારણ કે કોઈ પણ સમાજની સંસ્કૃતિમાં એનો ખાસ ફાળો હોય જ અથવા તો "અહીં 'શબ્દ'નો અર્થ 'ધ્વનિ' છે" જેવાં વિધાનો મળે છે. શબ્દનો અર્થ ધ્વનિ છે એમ કહેવું પડે છે એનું કારણ આપણે ત્યાં મોટા ભાગના અભ્યાસીઓએ હજુ સુધી શબ્દ અને અર્થના જોડકાને અળગું નથી કર્યું એ છે. સમીકરણ કરવું જ હોય તો વાચિકધ્વનિ + અર્થ = શબ્દ એ રીતનું કરવું જોઈએ. વળી આ લેખમાં લેખક ભાષાવિજ્ઞાન સાથે મનોવિજ્ઞાનનો તર્કશાસ્ત્ર–ફિલસૂફીનો, ઇતિહાસનો, ભૂગોળનો, શરીરવિજ્ઞાન કે શરીરક્રિયાવિજ્ઞાનનો અને ભૌતિક વિજ્ઞાનનો સંબંધ સમજાવે છે. એના કરતાં તો ભાષાવિજ્ઞાન એ પોતે Anthropology નામના વિજ્ઞાનની એક શાખા છે અને એમાંય cultural anthropology ની ત્રણ શાખાઓ– ૧. એથ્નોલૉજી ૨. આર્કીઓલૉજી અને ૩. લિંગ્વીસ્ટિક્સ – માંની એક છે એમ સ્પષ્ટ કર્યું હોત તો અન્ય વિદ્યાઓ સાથેનો સબંધ સહજ રીતે સમજાવી શકાત. વળી આજકાલ Symbolic logic અને electronics જેવી વિદ્યાઓ સાથે પણ ભાષાવિજ્ઞાન સંકળાઈ ગયુ છે તેની તો વાત જ નથી.

"પુરાણોમાં ગુજરાતની આદિમ જાતિઓ" એ તો નાનકડી પુસ્તિકા છે. એમાં ભાષા–સાહિત્યનાં પુસ્તકોની મદદથી સંશોધાયેલ આદિમ જાતિના મૂળ વિશેનાં બે વ્યાખ્યાનોનો સમાવેશ થાય છે.

પહેલા વ્યાખ્યાનનું મુખ્ય ફલિત "કોળી" વિશે એમણે આપેલું સંશોધન છે. માર્કંડેય પુરાણમાંથી 'સપ્તશતી' કૌલો અને રાજા સુરથનો વિગ્રહ ચીતરાયો છે તેની વિગતો આપીને સં. कौलिक > પ્રા. कोलिओ > અપ. कोकिउ ઉપરથી કોળી શબ્દની વ્યુત્પત્તિ તેમણે સાધી બતાવી છે. બીજા વ્યાખ્યાનમાં વિગતપૂર્ણ રીતે લેખકે પુરાણોના આધારો ઉપર "કૌલ" "પુલિંદ" "નિષાદ-નિષધ" "શબર" "બર્બર" અને "શદ્રાભીરો" એ અર્થેતર પ્રજા વિશે માહિતી આપી છે. આમાં વિષ્ણુપુરાણ, માર્કંડેય પુરાણ, મત્સ્યપુરાણ વગેરેનાં પ્રમાણો ઉપરાંત ઐતરેય બ્રાહ્મણ, મહાભારત જેવા પ્રાચીન ગ્રંથો અને ટૉલેમી અને પેરિપ્લાસ જેવા વિદ્વાનોનાં અવતરણો પણ તેમણે ટાંકયાં છે. ગુજરાતની સરહદની ભીલ પ્રજા વિષે તેઓ કહે છે કે એ 'આદિમ–વાસી' બીજી વર્તમાન જાતિઓની તુલનાએ છે પણ આદિવાસી નથી, સાચા અર્થમાં તો એ પ્રાચીન વસાહતીઓ જ છે" ત્યાં લેખકની સૂક્ષ્મ સંશોધક દૃષ્ટિનાં દર્શન થાય છે. તેઓ હૈહય અને યાદવો આર્યેતર નથી તે પણ સ્પષ્ટપણે સમજાવે છે.

ઉપર જોયાં એ બંને પુસ્તકોમાં લેખકોની પર્યેષક

સૂક્ષ્મ સંશોધક દૃષ્ટિનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી. એમણે ભાષા-સાહિત્યના સંશોધનનો ઉપયોગ સાંસ્કૃતિક ઇતિહાસ માટે કર્યો છે એ નમૂનારૂપ બની રહે એમ છે. એ ઉપરાંત ડૉ. સાંડેસરાએ જે કેટલાક વિશિષ્ટ શબ્દોની વિગતપૂર્ણ ચર્ચા કરી છે એ આપણે ત્યાં ભાષાવિજ્ઞાનમાં હજુ જે આરંભનું કાર્ય થઈ રહ્યું છે તેમાં ઉમેરો કરે એમ છે. અલબત્ત, એ શબ્દોને વ્યક્તિગત તપાસવા ઉપરાંત ભાષાના માળખાના પરિવર્તનમાં એનો ફાળો દર્શાવ્યો હોય તો ખાસ કરીને ઐતિહાસિક ભાષા–વિજ્ઞાનના ખેડાણમાં એથી જરૂર ઉમેરો થાય.

આ વરસમાં આમ તો મધ્યકાલીન કવિઓની ઘણી કૃતિઓનાં સંપાદનો (ખાસ કરીને વિદ્યાર્થીઓને ભણવામાં અમુક કૃતિઓ હોવાથી પુનઃસંપાદનો) થયાં છે. પણ સંશોધિત–સંપાદનોમાં ધ્યાન ખેંચે છે ત્રણ અગ્રણી મધ્યકાલીન કવિઓની કૃતિઓનાં સંપાદનો :

૩. અખેગીતા. સંપાદક : શ્રી. ઉમાશંકર જોશી અને ડૉ. રમણલાલ જોશી, ગુજરાત યુનિ. પ્રકાશન, રૂ. ૨–૫૦ પા. ૧૪૦. ૧૯૬૭.

૪. દશમસ્કંધ–૧. સંપાદક : શ્રી ઉમાશંકર જોશી અને ડૉ. હરિવલ્લભ ભયાણી, ગુજરાત યુનિ. પ્રકાશન, રૂ. ૪–૦ પા. ૨૯૨, પહેલો ભાગ પ્રકાશન : ડિસે, '૬૬ – બીજો ભાગ પ્રેસમાં છે.

૫ નંદબત્રીસી અને કસ્તુરચંદની વારતા
નંદબત્રીસી – સંપાદક : ઈંદિરા મરચંટ
કસ્તુરચંદની વારતા – સંપાદક : ડૉ. રમેશ જાની
પ્રકાશક : ભારતીય વિદ્યાભવન મુંબઈ, રૂ. ૧૦–૦૦ પા, ૨૦૦,૧૯૬૭)

સૌથી પહેલું ધ્યાન ખેંચે છે એમાંની સંશોધન-પદ્ધતિ. ત્રણે સંપાદનોમાં કોઈએક હસ્તપ્રતને મુખ્ય ગણવામાં આવી છે. એ આધારની પાછળનાં કારણો સ્પષ્ટ છે. તે જૂનામાં જૂની હોય એ તો ખરું જ પણ એ ઉપરાંત ભાષાની દૃષ્ટિએ વધુ સંભાળથી લખાયેલી લાગી હોય. "દશમ." માં જૂનામાં જૂની પ્રત વિ. સં. ૧૮૭૯ની ને મુખ્ય પ્રત ગણવામાં આવી પણ એનું કારણ એ જૂનામાં જૂની છે એ ઉપરાંત "મુકાબલે સંભાળથી લખાયેલી" છે એ છે. 'નંદબત્રીસી'માં 'ક' પ્રતને મુખ્ય ગણી છે કારણ "શામળના જ સમયમાં થઈ ગયેલા ગુમાન બારોટના હાથની લખાયેલી છે." "ક[illegible] ચંદની વારતામાં ક પ્રત મુખ્ય તરીકે સ્વીકારાઈ છે તો અખેગીતામાં ક પ્રત '[illegible]'ની તુલનાએ એક વર્ષ પાછળ હોવા છતાં લેખનપદ્ધતિ અને પાઠશુદ્ધિની દૃષ્ટિએ ચઢિયાતી હોઈ તેને જ મુખ્ય આધારભૂત પ્રત તરીકે સ્વીકારી છે" મુખ્ય પ્રત ઉપરાંત "દશમ" માં અન્ય ૭ પ્રતોનો, "અખેગીતા"માં અન્ય ત્રણ પ્રતોનો 'નંદબત્રીસી'માં અન્ય પાંચ પ્રતોનો અને 'કસ્તુરચંદની વારતા'માં અન્ય ૭ પ્રતોનો પાઠનિર્ણય કરવામાં અને પાઠાંતરો નોંધવામાં ઉપયોગ કર્યો છે. પાઠનિર્ણય કરવામાં કઈ દૃષ્ટિ હોવી જોઈએ તે વિષે "દશમ"ના સંપાદકીયમાંનું એક વાક્ય ટાંકવું જોઈએ. જ્યાં 'અ'નો પાઠ સંતોષકારક નથી, ત્યાં 'ક'નો આધાર લીધો છે. 'અ' ને 'ક'નું સમર્થન હોય એવા પાઠને ક્વચિત જ અસ્વીકાર્ય ગણ્યો છે" વળી 'દશમ.'ના સંપાદકોએ તો ઉપયોગમાં લીધેલી સાતે પ્રતોને અમુક અમુક જૂથમાં વહેંચીને વૈજ્ઞાનિક પદ્ધતિ અખત્યાર કરી છે. આમાં સ્પષ્ટપણે ભાષાવિજ્ઞાનના reconstructionના વિભાવે ભાગ ભજવ્યો છે.

આ ત્રણે સંપાદનોમાં ભાષાની દૃષ્ટિએ એ એ સંપાદનના સંપાદકોએ કેવાં કેવાં વલણ અખત્યાર કર્યાં છે એ જાણવું રસપ્રદ થઈ પડે એમ છે. દશમ.ના પાઠમાં તત્સમોની માન્ય જોડણી નિયમ તરીકે સ્વીકારી છે તો અર્ધતત્સમો અને સંસ્કૃત બનાવેલાં કલ્પિત વ્યુત્પત્તિના પ્રભાવવાળાં શબ્દરૂપો એમ ને એમ મૂળ પ્રમાણે રાખ્યાં છે. તત્સમોમાં પણ ખ ને સ્થાને જ્યાં જ્યાં ષ (પ્રાસ-અનુપ્રાસની માગ હોય ત્યાં જ ખ–કાર) હોય ત્યાં ષ રાખ્યો છે. અખેગીતામાં જે શબ્દો અત્યારે અર્ધતત્સમ-રૂપે પ્રચલિત કે પરિચિત ન હોય તેવા શબ્દોની જોડણી બદલી તેને શુદ્ધ તત્સમરૂપે મૂક્યા છે" તદ્ભવશબ્દોમાં અત્યારે જ્યાં 'જ' અને 'ખ' પ્રચલિત હોય પણ જેમને સ્થાને પ્રતોમાં 'ય' મળતા હોય ત્યાં 'જ' અને 'ખ' કર્યાં છે" વગેરે સાતેક પ્રકારના ફેરફાર કર્યા છે તો વળી 'નંદબત્રીસી અને 'કસ્તુરચંદની વારતા"માં હસ્તપ્રતોને સંપૂર્ણ વફાદાર રહેવાનું વલણ છે. આ બધું જોતાં એટલું સ્પષ્ટ છે કે 'અખેગીતા'ના સંપાદકોને સામાન્ય વાચકો નજર સામે છે. પરંતુ આનો જેમ ફાયદો છે એમ ભયસ્થાન એ છે કે એ જમાનાની જે ભા[illegible]ની તેનો પરિચય વાચકોને થતો નથી અને

એ જમાનાની ભાષાના અભ્યાસના રસિયાને તો પછી મૂળ હસ્તપ્રતો જ જોવા જવું પડે. આમાં ઉપયોગી ગણી શકાય એવો અને ધ્યાન ખેંચે એવો રસ્તો 'નંદબત્રીસી'ના સંપાદનકારે કાઢ્યો છે. પાઠમાં એમણે મૂળ પ્રમાણે જ ભાષા રહેવા દીધી છે પણ એ ઉપરથી એમણે એ સમયની ભાષાનાં લક્ષણો ઉપર ચરસ રીને પ્રકાશ ફેંક્યો છે. એમણે એ ભાષાની દસેક લાક્ષણિકતાઓ બતાવી છે. એ બોલચાલની લાક્ષણિકતાઓ લિપિમાં ઊતરી હોય એવુંય બન્યું હોય અને ક્યારેક લેખનપદ્ધતિની પણ એ વિશેષતા હોય એવુ બને.

આ બધાં પુસ્તકોનું મૂલ્ય એ સંશોધિત–સંપાદનો છે એ રીતે તો હોય જ પણ એ ઉપરાંત આ સંપાદનો ઉપરથી એ સમયની ભાષા અને પ્રજાજીવન-સંસ્કૃતિ વિશે પણ ઘણું સંશોધન થઈ શકે. ખાસ કરીને અખેગીતા અને દશમ.માં અગત્યનાં અને નંદબત્રીસી તથા કસ્તુરચંદની વારતાનાં લગભગ બધાં જ પાઠાંતરો – પાઠભેદો પણ આપ્યાં છે તે ભાષાના અભ્યાસની દૃષ્ટિએ વધુ ઉપયોગી થઈ શકે. કયા કયા સમયમાં, કયા કયા સ્થળે એ હસ્તપ્રતો લખાઈ હતી તેની માહિતી તો એમાં હોય છે. એટલે એ ઉપરથી એ સમયના બોલીભેદો – બોલીપ્રદેશોનો અભ્યાસ થઈ શકે. આ ત્રણે સંપાદનોનો ભાષાની દૃષ્ટિએ અભ્યાસ કરનાર પચાસ પચાસ વરસને અંતરે ભાષા કેટલા અને કેવા પરિવર્તનોમાંથી પસાર થઈ તે તારવી શકે. (આખાની ઈ. સ. ૧૬૦૦ની આસપાસની, પ્રેમાનંદની ઈ. સ. ૧૬૫૦ની આસપાસની અને શામળની ઈ. સ. ૧૭૦૦ની આસપાસની ભાષાઓ ગણાય) શામળ અને અખાની કૃતિઓમાં અમદાવાદની તો પ્રેમાનંદની કૃતિમાં સુરતની એ જમાનાની ભાષાના સ્વરૂપના કોઈ ભેદો ઉપર પ્રકાશ પડે છે કે કેમ તેની તપાસ કરી શકાય. એ ભાષા ઉપર એ એ કવિઓના વાચક-શ્રોતા સમુદાય ઉપરાંત એમના નિરૂપ્યમાણ વિષયે પણ કેવો પ્રભાવ પાડ્યો છે તેની તપાસ વિગતે થઈ શકે.

'દશમસ્કંધની કવિતા' એ લેખમાં એક વિધાન આવું છે. "...... તેમ છતાં "ધન્ય સ્ત્રી, પુરુષ ધિક્કાર (૩૮–૨૦) જેવા ઉદ્‌ગારમાં પ્રતીત થતા નારીની મૂલ્યગત મોટાઈને જોવાના વલણને લીધે કવિનું સંસારદર્શન અન્ય મધ્યકાલીન કવિઓ કરતાં વધુ સમુદાર જોવા મળે છે." (પા. ૧૭.) જોકે અન્ય મધ્યકાલીન કવિ નરસિંહ પણ "સારમાં સાર અવતાર અબળાતણો", પંક્તિઓમાં એવું સમુદાર સંસારદર્શન બતાવે છે. એટલું જ નહીં આ જ પ્રેમાનંદ તેની આ જ 'દશમસ્કંધ' કૃતિમાં—'પુરુષવિના' પળ રખે જાય માણસમાં નહીં નારી, અબળા લક્ષ મળી તો કિંવા ન શકે વિઘ્ન નિવારી,— (૨૪–૧૩)માં સ્ત્રી વિષે જરા જુદા પ્રકારનો છતાં તુલસી જેવો જ અભિપ્રાય ઉચ્ચારે છે તો પ્રેમાનંદના સંસારદર્શનની સમુદારતા વિશે કરેલા વિધાનનું શું કરીશું, એવી કોઈ વિવેચનાત્મક ચર્ચામાં ઊતરવાનું આપણું કામ નથી. (અલબત્ત, આવા વિધાનોમાં એના સમયની મર્યાદા બધાએ જોઈ છે. એટલે સ્ત્રીનાં વખાણ કરે એમાંય એના સમયની – એટલે એણે એ પંક્તિઓ ગાઈ તે વખતની એની મનઃસ્થિતિ અને સમયની વિચારણાની જ અસર જોવી જોઈએ. પણ એટલું કહી શકાય કે અખેગીતા અને દશમસ્કંધના સંપાદનમાં શરૂઆતમાં એ એ કૃતિઓ વિશે આપવામાં આવેલાં વિવેચનો અને અંતમાં અનુક્રમે આપવામાં આવેલાં વિવરણ અને ટિપ્પણ વિદ્યાર્થીઓ તથા અભ્યાસીઓને આ કૃતિઓને તથા એમાંના અમુક સંદર્ભોને સમજવામાં ઉપયોગી નીવડી શકે. નંદબત્રીસી અને કસ્તુરચંદની વારતામાં આવું વિવેચનાત્મક રસદર્શન કે વિવરણ–ટિપ્પણ નથી.

એકંદરે આ ચાર કૃતિઓનાં સંશોધિત સંપાદનો આપણે ત્યાં આવી અનેક હસ્તપ્રતો સંશોધક–સંપાદકોની વાટ જોઈ રહી છે તેવા સંશોધક–સંપાદકોને પ્રેરણારૂપ, માર્ગદર્શકરૂપ અને આદર્શરૂપ થઈ શકે એવાં છે એમ કહેવું, આપણે ઉપર જે બધું જોઈ ગયા તેને બેવડાવવા જેવું છે.

લોકગીતોનું સંશોધન–સંપાદન બે પુસ્તકોમાં આપણને આ વરસ દરમ્યાન મળ્યું છે (ગુજરાતી લોકસાહિત્યમાળા મણકો છઠ્ઠો, સંપાદકો – મં. ર. મજમુદાર, બચુભાઈ રાવત, મનુભાઈ જોધાણી, પ્રકાશક: ગુજરાત રાજ્ય લોકસાહિત્ય સમિતિ અમદાવાદ, કિં. રૂ. ૩. ૧૯૬૭. વાગે રૂડી વાંસળી રે......સંપાદક : શ્રી પુષ્કર ચંદરવાકર પ્રકાશક : સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય કિં. રૂ. ૨, પા. ૨૨૨ મે '૬૭)

લોકસાહિત્ય અને લોકજીવન (Folklore and Folklifc) એ અધ્યયન–સંશોધનનો એક મહત્ત્વનો વિષય છે. એમાં આજથી પચીસ વરસ પહેલાં થતું એ

જ રીતે આજે પણ સંગ્રહનું કામ જ માત્ર થાય ત્યારે ઘણું કહેવાનું પ્રાપ્ત થાય.

ગુજરાતી લોકસાહિત્યમાળામાં બરડાનાં, મેવાસનાં, મહુવા પ્રદેશનાં, ચૂંવાળ પ્રદેશનાં, મહેસાણા જિલ્લાનાં, ભાલનાં, ઝાલાવાડનાં, સુરત જિલ્લાનાં વગેરે વગેરેનાં જુદા જુદા સંપાદકોએ સંગ્રહેલાં માત્ર લોકગીતોનો સંગ્રહ મળે છે. છેલ્લે એક લોકકથા છે.

'વાગે રૂડી વાંસળી રે'માં પણ આમ તો એવા જુદી જુદી કોમના – મોટેભાગે સૌરાષ્ટ્રના ભરવાડો, મેરો, રબારીઓ, ખવાસો, ચારણો, પઢારો, કોળીઓ, માછીઓ ખલાસીઓ, વગેરેનાં લોકગીતોનો સંગ્રહ છે. પણ એ લોકગીતો ઉપર 'ઘેઘૂર રત્નાકર કાંઠે નીપજેલાં' 'ધરતીની સંસ્કૃતિનાં ધારકો' 'જોરાળ જીવનની વાણી' 'છાપેલા મોરલા તે કેમ કરી બોલશે રાજ?' જેવાં જેવાં મથાળાં હેઠળ લોકજીવનની તસ્વીરો આપવાનો પ્રયત્ન થયો છે. એમાં ક્યાંક ક્યાંક "લોકગીત કોઈ એક કલ્પનોત્થ માનવીની સરજત નથી" (આ વાક્યનો અન્વય (syntax તપાસવા જેવો છે – "કલ્પનોત્થ માનવી" એટલે?) × × × "તે ગીત જન્મતું હોય છે અનેક કંઠમાંથી." × × × "લોકગીતો નારીજીવનનું સાહિત્ય છે" (તો તેને નારીગીતો કેમ ન કહ્યાં, લોકગીતો કહ્યાં આવા પ્રશ્ન કરી લેખકને મૂંઝવશો નહીં.) એવાં એવાં અવતરણો સાથે (અવતરણો સમર્થન માટે ટાંક્યાં છે એટલે એમાં એ સંમત છે જ.) છપાયેલા એ લેખોમાં મોટેભાગે માનવ હૃદયના ભાવો કેવા વિવિધ સ્વરૂપે જોવા મળે છે એનું વર્ણન એ લેખોમાં જોવા મળે છે. અલબત્ત "રમતિયાં રમીએ ને વા'લો સાંભરે" એવા ગીતના ઉદાહરણ પછી લેખક "આવી સ્વતંત્રતા એ જમાનામાં વહુવારુ માટે કલ્પી છે આ લોકગીતના ગાનારે!" એવાં વિધાનો પોતાના તરફથી આપે છે. એ લોકજીવનની તસ્વીરોમાં પાત્રો આપણે જોયા એ કોળી, ભરવાડો, મેરો, રબારીઓ વગેરે હોય છે તો તેની પૃષ્ઠભૂમિ હોય છે સામાન્ય રીતે તરણેતર, ભવનાથ કે માધુપુરના મેળાઓ. તોફાનમાં ગાંડો બનેલો દરિયાલાલ, ખડકાળ પર્વતો, હરિયાળી લીલી નાઘેરની ભૂમિ કે નળસરોવરનો કાંઠો. એ તસ્વીરોમાં રંગો ઝિલાયા છે મૃત્યુના મરસિયાની કરુણતાના, પ્રણય અને શૃંગારના; લગ્નગીતોના ઉત્સાહના, સમરાંગણના શૌર્ય અને વીરત્વના. એમાં ક્યાંક મર્મ અને કટાક્ષનો ચળકાટ પણ દેખાય છે. પણ એ બની રહે છે માત્ર તસવીરો.

લોકગીત મેળવવું – લોકજીભેથી કાગળ ઉપર ઉતારવું એ કાર્ય પોતે જ એક બહુ અગત્યનું કાર્ય છે. જે આર્કીઓલોજીના અભ્યાસીઓ ઉત્ખનન (ડીગિંગ) દ્વારા એમના સંશોધન માટે ફીલ્ડવર્ક કરે છે તેની સાથે તેને સરખાવી શકાય. એ દૃષ્ટિએ How not to dig એવી એક ચેતવણી એ ઉત્ખનનમાં હોય છે. તેવી જ ચેતવણી લોકગીત મેળવવા થતા પ્રયત્નો માટે આપવાનું કરી શકાય. લોકગીતો મેળવવા જે ફીલ્ડવર્ક કરવાનું હોય છે એમાં કોઠાસૂઝ અલબત્ત ઘણો અગત્યનો ભાગ ભજવે છતાં પરદેશમાં ફીલ્ડવર્ક થીયરી તેની પદ્ધતિ અને કસબ (Methods and techniques)ના આખા courses ભણાવાતા હોય છે. એ દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ. આ સંગ્રહોમાં ફીલ્ડવર્ક માટેની કોઈ પદ્ધતિ કે કસબ (આમ તો method in madness હોય છે તેની વાત બાજુએ રાખીએ), દેખાય છે ખરાં? વાગે રૂડી વાસળી રે...'માં પાનાં નં. ૯ અને પાના નં. ૨૪ એ બંને ઉપર એકનું એક ગીત પુનરાવર્તિત થયું છે તે શું સૂચવે છે? 'માડી જાયા મળવા આવ્ય એનું' એ ગીત શબ્દે શબ્દમાં સરખું છે તો પાના નં. ૪ અને પાંચ ઉપર આવતું 'કાન મને ઘડુલો ચડાવ' કે 'સોના દડુલો રે રૂપાની ગેડી' જેવા ગીતોમાં અને પાના નં. ૭ ઉપર 'કડય મરડીને ભારો મેં ચડયો રે' જેવાં બીજાં ગીતોમાં થોડા શબ્દના ફેરફારો સાથે દયારામનાં પદોના પડઘા નથી સંભળાતા? ને એમ તો નરસિંહ-મીરાંનાં ઘણાં પદોમાં થોડા શાબ્દિક ફેરફારો હોય અને છેલ્લે એમનાં નામ ન હોય એવાં ઘણાં પદો ઘણાં ગામડાંમાં ગવાતાં હોય છે તે બધાં લોકગીતો થઈ જાય.

લોકગીતોના અભ્યાસની પદ્ધતિ અને વસ્તુ materials)નો ખ્યાલ પણ રખાવો જોઈએ. જોકે 'ગુજરાતી સાહિત્ય' મણકા છઠ્ઠાના સંપાદક ડૉ. મજમુદારે નિખાલસભાવે કહી દીધું કે સંગ્રહ તો કર્યો છે પણ "હવે પછીની પ્રક્રિયા, ધૂળમાંથી સોનું શોધનાર ધૂળધોયાના જેવી હેતુલક્ષી થાય એવી અપેક્ષા સેવવામાં આવે છે." લોકગીતોનો અભ્યાસ અને સંશોધનની ગંભીરતાનો ખ્યાલ આ વાક્યમાં જણાઈ આવે છે. લોક-

ગીતો યોગ્ય રીતે ભેગાં કરવાં એ જેટલું અગત્યનું છે તેટલું અગત્યનું એનું કાળજીપૂર્વકનું અધ્યયન પણ છે. આ લોકગીતોમાંથી એ પ્રદેશ કે સમાજની સંસ્કૃતિ, રીતરિવાજો, કુટુંબરચના વગેરે વિગતોનું સંશોધન થઈ શકે, ઉદાહરણ તરીકે 'વાગે રૂડી વાંસળી રે...' માં જમીયાશા પીર, પરભુજી, કાનો અને રામાપીરનાં લોકગીતો ઉપરથી એ પ્રજાના ધર્મસમન્વય વિશે કંઈ કહી શકાય? બસરાનો અરબ નાવિક, માંડવીનો કચ્છી ટંડેલ, પોરબંદરનો સુકાની, કતપર-ઝાંઝમેરનો કોળી નાવિક, શિયાળબેટનો માછી કે મલબારનો મેપલો એ બધાય "ભામણી" (અમાવાણી, અમાણી, ભામણી, સોથાર, કે હોબેલાં) ગાય છે તે એ વેપાર-વણજની કઈ જાતની કેટલી માહિતી આપે છે? સાંસ્કૃતિક સમન્વયની કેટલી માહિતી આપે છે? ભાષાનાં મિશ્રણો ઉપર, એકબીજાની ભાષા ઉપર એને કારણે થયેલી અસરો ઉપર એ શું પ્રકાશ પાડે છે? 'અબે ધાસીને' એ ભામણી મલબારના મેપલાઓ પાસેથી આવી – ને નમુનાની એક જ મળી – તો એણે આ પ્રદેશની ભાષા ઉપર શી અસરો કરી? 'દોહો અમારા દેશનો' લેખમાં "વાયસ ઉડાડનાં પિયુ......" એ દોહાનાં પાંચ જુદાં ભાષારૂપો મળે છે (તપાસ કરતાં કદાચ વધુ પણ મળે) તો તે બોલીભેદો ઉકેલવામાં કે ભાષા-ઇતિહાસ તપાસવામાં ઉપયોગી થાય કે કેમ? આવા અનેક પ્રશ્નના ઉત્તરરૂપે જે વિચારણા થાય તેને સંશોધન કહી શકાય. બાકી તો શ્રી પુષ્કરભાઈએ એમના પુસ્તકને "સંશોધિત-સંપાદિત લોકગીતોનો સંગ્રહ" કહ્યો એટલે આપણે પણ કહી નાખીએ એવું થાય.

"ઉચ્ચ વિદ્યા અને સંશોધનનો વિકાસ એ ગુજરાતના સર્વદેશીય વિકાસનો આવશ્યક ભાગ છે." (અન્વેષણા. પા. ૨૨) એટલું જ નહીં, કોઈ પણ પ્રજાના વિકાસ માટે એ અનિવાર્ય છે એ હકીકત છતાં આપણે એ તરફ કેટલી ગંભીરતાથી અને કેવું ધ્યાન આપીએ છીએ તે આ સાત પુસ્તકોના પોત ઉપરથી જણાઈ આવશે. એ ઉપરાંત અનેક પ્રકાશકો-વિક્રેતાઓની દુકાને અને ગુજરાત યુનિવર્સિટી, વિદ્યાપીઠ અને વિદ્યાસભાની લાયબ્રેરીઓમાં આ વરસે બહાર આવેલાં સેંકડો પુસ્તકો તપાસતાં માંડ આટલાં સાત પુસ્તકો મેળવી શકાયાં એ હકીકત પણ એના ઉપર પ્રકાશ પાડી શકે. એક સૂચન કરી શકાય કે કેટલું કરતાં પણ કેવું સંશોધન એ વધારે મહત્ત્વનું હોવાથી સંશોધન-દૃષ્ટિવાળા અભ્યાસીઓનો યોગ્ય ઉપયોગ કરી શકાય; એવા અભ્યાસીઓ તૈયાર કરી શકાય અને પરદેશમાં થતાં પદ્ધતિસરનાં સંશોધનમાંથી કાળજી અને બુદ્ધિપૂર્વક (માત્ર-શ્રદ્ધાપૂર્વક નહીં જ) માર્ગદર્શન મેળવવાના પ્રયત્નો કરી શકાય.

*

આપણા દેશના લોકોને જે સત્યની બિલકુલ કદર નથી, તેમની આગળ તેના સંબંધી મૌન રાખવું એ જ ઉચિત છે એમ કેટલીકવાર મને લાગે છે. પણ શું એ ખરું છે?

કાન્ત

કાન્તમાળામાંથી ]

# પુરાવિમર્શ

## પેટા-ચૂંટણીઓ

૧૯૬૭ની સામાન્ય ચૂંટણી પછી જે પેટા ચૂંટણીઓ થઈ છે તેમાં એકંદર એક સામાન્ય ચૂંટણીનાં પરિણામોના જેવો જ રહ્યો છે. આનો અર્થ એમ ઘટાવી શકાય કે લોકોના મતદાનીય વલણમાં ખાસ ફરક પડ્યો નથી.

નવેંબર ૭ (૧૯૬૭)ની દક્ષિણ મદ્રાસની પેટા-ચૂંટણીને બાદ રાખતાં લોકસભા માટે ૭ બેઠકોની અને રાજ્યોની વિધાનસભા માટે ૧૬ બેઠકોની પેટા-ચૂંટણીઓ યોજવામાં આવી છે. લોકસભાની ૭ બેઠકોમાંથી જે બેઠકો કોંગ્રેસે જીતી હતી તે સૌ તે જાળવી શકી છે; તે જ પ્રમાણે સ્વતંત્ર પક્ષ પણ પોતાની બેઠકો સંભાળી શક્યો છે.

રાજ્યોની વિધાનસભાઓમાં પણ સામાન્ય ચૂંટણીનાં પરિણામો લગભગ જેમનાં તેમ રહ્યાં છે. અહીં થોડા અપવાદો છે. જેમ કે, વિશાખાપટ્નમમાં અપક્ષ ઉમેદવારે મેળવેલી બેઠક પેટા-ચૂંટણીમાં કોંગ્રેસ જીતી ગઈ છે. તે જ પ્રમાણે સ્વતંત્ર પક્ષે મેળવેલી શાહપુર (મૈસુર)-ની બેઠક કોંગ્રેસ જીતી ગઈ છે. પરંતુ, હરિયાણામાં બહાદુરગઢની બેઠક કોંગ્રેસે ગુમાવી છે. બંને વખતે એક જ ઉમેદવાર (હરદ્વારીલાલ) ચૂંટાયો છે. સામાન્ય ચૂંટણીમાં તે કોંગ્રેસ તરફથી ઊભેલો હતો જ્યારે પેટા-ચૂંટણીમાં તેણે અપક્ષ ઉમેદવાર તરીકે ચૂંટણી લડી હતી. કોંગ્રેસના ઉમેદવાર તરીકે તેણે જેટલા મત (૨૪,૭૩૭) મેળવ્યા હતા તેની સરખામણીમાં અપક્ષ ઉમેદવાર તરીકે વધારે મત (૨૯,૧૭૨) મેળવ્યા હતા.

એકંદરે જોતાં પેટા-ચૂંટણીમાં મતદાનના ટકા ઘટેલા જોવા મળ્યા છે. લોકોને જેટલો રસ સામાન્ય ચૂંટણીમાં હોય છે તેટલો પેટા-ચૂંટણીમાં હોતો નથી ૨૪ પેટા-ચૂંટણીમાં માત્ર ચાર બેઠકો ઉપર જ સામાન્ય ચૂંટણીની સરખામણીમાં વધારે મતદાન થયું હતું. મોટા ભાગની પેટા-ચૂંટણીઓ ચૂંટાયેલા ઉમેદવારના અવસાન કે રાજીનામાના કારણે થવા પામી હતી. કેટલીક જગાએ એક જ ઉમેદવાર બે જગાએથી ચૂંટાયેલો હતો જેમાં તેને એ તે એક જગાએથી રાજીનામું આપવાનું રહ્યું હતું. ઉ.ત. બંગાળના માજી-મુખ્ય પ્રધાન અજય મુકરજી વિધાનસભાની બે બેઠકો ઉપરથી ચૂંટાઈ આવ્યા હતા. મદ્રાસના હાલના મુખ્ય પ્રધાન સી. એન. અન્નાદોરાઈ લોકસભા તેમ જ વિધાનસભામાં એકી સાથે ચૂંટાયા હતા. આપણે ત્યાં નાણાંપ્રધાન જશવંત મહેતા પણ તે જ પ્રમાણે લોકસભા-વિધાનસભામાં ચૂંટાયા હતા.

લોકસભાની ૭ પેટા-ચૂંટણીમાં આન્ધ્ર પ્રદેશમાં શ્રી કાકુલમની બેઠક ઉપરથી સ્વતંત્ર પક્ષના નેતા એન. જી. રંગા ચૂંટાયા હતા. સામાન્ય ચૂંટણીમાં આ બેઠક સ્વતંત્ર પક્ષના ઉમેદવાર ગુથુ લત્છન્નાએ જીતી હતી. અને પાછળથી એન. જી. રંગા માટે તેના ઉપરથી રાજીનામું આપ્યું હતું. ગોતપારા-કામરૂપ બેઠક (આસામ)ની પેટા-ચૂંટણીમાં કોંગ્રેસે પોતાની બેઠક ટકાવી રાખી હતી. તે જ પ્રમાણે ભાવનગરની સંસદીય બેઠક (જે જશવંત મહેતાએ મેળવી હતી પણ પાછળથી રાજીનામું આપી ખાલી કરી હતી) ઉપર કોંગ્રેસ પક્ષનો ઉમેદવાર ચૂંટાઈ આવ્યો હતો. જમ્મુ-કાશ્મીરમાં ઉધમપુર બેઠક ઉપરથી સંઘ સરકારમાં પ્રધાન બનેલા કરણસિંહ ચૂંટણી લડ્યા હતા અને ચૂંટાઈ આવ્યા હતા. ગ્વાલિયરનાં મહારાણીએ તેમની ગુનાની બેઠક ખાલી કરી હતી અને તેના ઉપર કૃપલાની ચૂંટાયા હતા. કૃપલાની અપક્ષ તરીકે ઊભા હતા, જોકે તેમણે સ્વતંત્ર પક્ષના પ્રતીકનો ઉપયોગ કર્યો હતો.

ઉત્તર મુંબઈની બેઠક ઉપર ચૂંટાઈ આવેલા જી. એસ. બર્વેનું અવસાન થતાં તે જગા માટે પેટાચૂંટણી કરવામાં આવી હતી. બન્ને વખતે કૃષ્ણમેનન ઉમેદવાર તરીકે ઊભા રહ્યા હતા પણ બન્ને સમયે તેઓને હાર ખમવી પડી હતી. સામાન્ય ચૂંટણીમાં તેમણે ૧૫૮,૭૩૩ મત મેળવ્યા હતા જ્યારે પેટાચૂંટણીમાં તે ઘટીને ૧૪૧,૨૫૭ થયા હતા. પેટાચૂંટણીમાં (એપ્રિલ) તેમની સામે બર્વેનાં બેન તારા સપ્રે ઊભાં રહ્યાં હતાં. કૃષ્ણમેનને મેળવેલા મતોમાં જે ઘટાડો નોંધાયો હતો તે

ઓછા મતદાનને આભારી હતો. સામાન્ય ચૂંટણીમાં ૪૪૨,૩૪૩ જેટલું મતદાન થયું હતું જ્યારે પેટા-ચૂંટણીના સમયે તે ઘટીને ૩૦૭,૩૫૬ થઈ ગયું હતું. કોંગ્રેસ ઉમેદવાર (તારા સપ્રે) ના મતમાં પણ ઘટાડો થયેલો નોંધાયો હતો. સામાન્ય ચૂંટણીમાં બન્નેએ ૧૭૧,૯૦૨ મેળવ્યા હતા જ્યારે પેટાચૂંટણીમાં કોંગ્રેસ પક્ષને ૧૫૬,૩૧૩ મત મળ્યા હતા.

વિશાખાપટ્ટનમની બેઠક ઉપરથી લોકસભામાં ચૂંટાઇ આવેલા અપક્ષ ઉમેદવાર તેનેતી વિશ્વનાથને તેમની બેઠકનું રાજીનામું આપતાં પેટાચૂંટણી યોજાઈ હતી. સામાન્ય ચૂંટણીમાં હાર પામેલા કોંગ્રેસ ઉમેદવારે ૧૪,૭૧૫ મત મેળવ્યા હતા જ્યારે પેટાચૂંટણીમાં કોંગ્રેસ ઉમેદવારે તેમના અંતરમાં સારો એવો વધારો (૨૧,૬૩૦) કર્યો હતો; જોકે કુલ મતદાનનો આંકડો સામાન્ય ચૂંટણીની (૫૧,૬૦૭) સરખામણીમાં નીચે (૪૬,૦૫૭) ગયો હતો.

રાજ્યની વિધાનસભાઓ માટે સોળ પેટાચૂંટણીઓ યોજાઈ હતી. ધ્રાંગધ્રા મતવિભાગમાંથી ત્યાંના મહારાજા મેઘરાજજી સામાન્ય ચૂંટણીમાં ચૂંટાયા હતા. તેમનું તે જગા ઉપરનું રાજીનામું આવતાં પેટાચૂંટણી યોજવામાં આવી હતી, જેના પરિણામે સ્વતંત્ર પક્ષના એચ. એમ. પટેલ બેઠક જીતી ગયા હતા. અહીં નોંધપાત્ર હકીકત એ હતી કે કુલ મતદાન ઘટયું હતું (૪૬,૦૧૭ થી ૪૨,૫૫૪) તેમ જ સ્વતંત્ર પક્ષના મતમાં પણ ઘટાડો (૩૩,૭૨૭ થી ૨૯,૪૯૨) થયો હતો, જ્યારે કોંગ્રેસ ઉમેદવારના મતમાં સારો એવો વધારો થયેલો હતો. સામાન્ય ચૂંટણીમાં કોંગ્રેસ ઉમેદવારે ૬૨૫૦ મત મેળવ્યા હતા જ્યારે પેટાચૂંટણીમાં તેના મતનો આંકડો ૧૧,૬૫૮ થયો હતો.

આપણે આગળ જોયું તેમ હરિયાણાની બહાદુરગઢની બેઠક ઉપર હરદ્વારીલાલ બન્ને વખતે ચૂંટાઈ આવ્યા હતા. પેટાચૂંટણીમાં અપક્ષ ઉમેદવાર તરીકે તેમના મત વધારે હતા તે સાથે સામાન્ય ચૂંટણીની સરખામણીમાં પેટાચૂંટણીમાં વધારે મતદાન થયું હતું.

મધ્ય પ્રદેશની ઉમરિયા બેઠક ઉપર કોંગ્રેસે પોતાનું વર્ચસ્વ ટકાવી રાખ્યું હતું, એટલું જ નહિ પણ તેના મતમાં વધારો નોંધાવ્યો હતો. સામાન્ય ચૂંટણી કરતાં પેટાચૂંટણીમાં મતદાનનો વધારો નોંધાવા પામ્યો હતો. (૧૩,૫૯૧ થી વધીને ૨૦,૯૩૫) તે જ પ્રમાણે મહારાષ્ટ્રની તલોડાની બેઠકમાં કોંગ્રેસે પોતાનો વિજય ટકાવી રાખ્યો અને પેટાચૂંટણીમાં પોતાના પક્ષે પડેલા મતમાં વધારો નોંધાવ્યો. કોંગ્રેસ સામે ઊભેલા જનસંઘના ઉમેદવારના મતમાં સારો એવો ઘટાડો નોંધાયો.

મૈસુરની શાહપુર મતવિભાગની ચૂંટણીમાં કોંગ્રેસે સ્વતંત્ર પક્ષ પાસેથી આ બેઠક મેળવી લીધી અને તેના મતમાં પણ સુધારો થયો. તેની સામે સ્વતંત્ર પક્ષના મતની ટકાવારીમાં ઘટાડો થયો.

બંગાળની તામલુકની બેઠકની (જે અજય મુકરજીએ ખાલી કરી હતી) પેટાચૂંટણીમાં બંગલા કોંગ્રેસના ઉમેદવાર જ ફરીને ચૂંટાઈ આવ્યા હતા કુલ મતદાનમાં ૫૮,૯૬૫ માંથી ૩૯,૧૯૭ સુધીનો ઘટાડો થયો હતો અને તે પ્રમાણે બંગલા કોંગ્રેસના મતમાં પણ ઘટાડો થયો હતો. હારેલા કોંગ્રેસના ઉમેદવારના મત પણ ઘટયા હતા.

પણ આ બધી પેટા-ચૂંટણીઓની સરખામણીમાં ૭ મી નવેંબરના દિવસે યોજાયેલી દક્ષિણ મદ્રાસ શહેરની ચૂંટણીએ જુદી જ ભાત પાડી હતી. '૬૭ ની સામાન્ય ચૂંટણીના પરિણામે મદ્રાસ રાજ્યમાં ડી. એમ. કે. પક્ષ સત્તા ઉપર આવ્યો હતો. અને કોન્ગ્રેસને ગંભીર ફટકો પડયો હતો. આ માનહાનિમાંથી કોન્ગ્રેસનો ઉદ્ધાર કરવાનો અવસર પેટાચૂંટણીએ પૂરો પાડયો હતો અને તેમાં કામરાજ નાદરે પૂરા ઉત્સાહથી ઝુકાવ્યું હતું. સામે પક્ષે ડી. એમ. કે. માટે પણ આબરૂનો સવાલ હતો કારણ કે સંસદની આ બેઠક રાજ્યના મુખ્ય પ્રધાન અન્નાદોરાઈએ ખાલી કરી હતી. આ વખતની ચૂંટણીની નોંધપાત્ર હકીકત એ હતી કે તેમાં સ્વતંત્ર પક્ષે ડી. એમ. કે ને પોતાનો પૂરો ટેકો આપ્યો હતો ડી. એમ કે. ના ઉમેદવારને મળેલો વિજય પક્ષના માટે ઉત્સાહ પ્રેરક પુરવાર થયો છે. પણ ખરી રીતે તો આ વિજય અન્નાદોરાઈનો પોતાનો ગણાવી શકાય તેમ છે.

સાધારણ રીતે એમ કહેવાય છે કે પેટાચૂંટણી જે પક્ષ સત્તા ઉપર હોય તેની સામે જતી હોય છે. આ ચૂંટણીએ આ વિધાનને ખોટું ઠેરવ્યું છે. મદ્રાસ જેવા પચરંગી શહેરમાં પોતાની બેઠક ટકાવી રાખીને ડી. એમ કે. એ તેની પ્રતિષ્ઠામાં ઓર વધારો કર્યો છે. ચૂંટણીમાં ૬૮ % જેટલું મતદાન થયું તે પણ લોકોનો

આ વિશેનો રસ બતાવે છે.

૧૯૬૨ થી લાગલાગટ ત્રણ ચૂંટણીમાં આ બેઠક ડી. એમ. કે. જીતતો આવ્યો છે. આ વખતની પેટા-ચૂંટણીમાં પક્ષના ઉમેદવારે વધારે મોટા તફાવતથી તેની સામેના કૉન્ગ્રેસના ઉમેદવારને હરાવ્યો છે. સામાન્ય ચૂંટણીમાં અન્નાદોરાઈની સરસાઈ ૮૧,૯૭૮ જેટલી હતી જ્યારે આ વખતનો તફાવત ૧૦૫,૭૦૮ જેટલો રહેવા પામ્યો છે. ડી. એમ. કે. ના ત્રીસ વર્ષના યુવાન ઉમેદવાર એસ. મરાન ૨૪૧,૩૦૪ મત મેળવી ગયા છે અને તેમની સામેના કૉન્ગ્રેસ ઉમેદવારને ૧૩૫,૫૯૬ મત મળ્યા છે. મરાન તામિલ દૈનિક "મુરાસોલી"ના તંત્રી છે અને રાજ્યના જાહેર બાંધકામખાતાના પ્રધાન એમ. કરુણાનિધિના ભત્રીજા થાય છે. આ પેટાચૂંટણીથી સંસદમાંનું ડી. એમ. કે. પક્ષનું સામર્થ્ય પહેલાંના જેટલું — ૨૫ — કાયમ રહ્યું છે.

આ પેટા-ચૂંટણીની નોંધપાત્ર હકીકત એ છે કે તેનાથી ડી. એમ કે. અને કૉન્ગ્રેસ પક્ષ વચ્ચે ધ્રુવીકરણ સંપૂર્ણ બન્યું છે. આ બે પક્ષ સિવાયના પાંચેય અપક્ષ ઉમેદવારોએ તેમની અનામત ગુમાવી છે.

'૬૭ ની સામાન્ય ચૂંટણીના રાજકારણની જે નવી ભાત ઊપસી છે તે પેટા-ચૂંટણીમાં કાયમ રહેવા પામી છે. લોકોની પસંદગી અને મતદારોનો મિજાજ બદલાયાં નથી. '૬૭ ની ચૂંટણી વેળાએ લોકોએ અપનાવેલા અભિપ્રાયમાં કાયમી તત્ત્વ રહેલું છે તેમ લાગે છે. તે સાથે, મતદાનની ઊંચી ટકાવારી દૃઢ બનતી જતી લોકશાહીની એક વધુ સાબિતી પૂરી પાડે છે. સામાન્ય ચૂંટણીનાં પરિણામો બહાર પડ્યાં ત્યારે ઈન્દિરા ગાંધીએ કહેલું, "લોકશાહીમાં પસંદગી આવશ્યક લેખાય છે. પસંદગીમાં વિકલ્પો અભિપ્રેત છે. વિકલ્પો ઊભા થઈ રહ્યા છે અને તેમની વચ્ચે સ્પર્ધા ચાલી રહી છે એ તંદુરસ્તીની નિશાની છે." સામાન્ય ચૂંટણી પછી યોજાયેલી પેટાચૂંટણીઓએ આ પ્રક્રિયાને વેગવંતી રાખી છે.

**દેવવ્રત પાઠક**

## કૉંગ્રેસ અધિવેશન : ઐતિહાસિક 'રોલ'

રાષ્ટ્રીય કૉન્ગ્રેસનું ૭૧મું અધિવેશન હૈદરાબાદ ખાતે ભરાયું તે પૂર્વે ઘણા બધાની એવી ધારણા હતી કે કૉન્ગ્રેસના સડેલા તબેલાની સફાઈ માટેની પૂર્વતૈયારીઓ તો આ સત્ર દરમ્યાન થયા વિના નહિ રહે. કૉન્ગ્રેસમાંના 'તરવરિયા તરુણો' (હમણાં હમણાં 'યંગ તુર્કો'ને નામે ઓળખાવાયેલાઓ) આ વખતે કટિબદ્ધ બની બીજું કશું નહિ તો, મહાસમિતિએ સ્વીકારેલા દસ મુદ્દાના અગાઉની નક્કર કાર્યવાહી રજૂ કરીને વ્યવસ્થિત સંગ્રામ તો જરૂર ખેડી લેશે. અને અનેક બિનઅધિકૃત ઠરાવો દ્વારા આવી તૈયારીઓ થવા પણ માંડી હતી. ઉપરાંત, ૨૦-૨૦ વર્ષથી કૉન્ગ્રેસની સરકાર સત્તાસ્થાને રહી હોવા છતાં તેના વહીવટ ઉપર કૉન્ગ્રેસ સંસ્થાનો કાબૂ સ્થપાયો નથી, એનો વસવસો સેવનારાઓ સત્તાપાંખ અને સંસ્થાપાંખ વચ્ચેનો સંગ્રામ ખેલી લઈને સંસ્થાનું પ્રભુત્વ સ્થાપિત કરવા મરી મથશે એમ પણ લાગતું હતું. વળી, કૉન્ગ્રેસ રૂડા ને મોટા ઠરાવો કર્યા કરે છે પરંતુ તેના અમલમાં મીંડું રહે છે એવું માનનારાઓએ કૉન્ગ્રેસનાં નિર્ણયોના પાલન માટે કૉન્ગ્રેસનું સુકાન સરખી રીતે ચાલે એ માટે, કેન્દ્રીય કારોબારીમાં જવાનો અને ઉચ્ચ-મોને અરધોઅરધ સ્થાન મળે તે માટે નવા ચૂંટાયેલા પ્રમુખ ઉપર તથા મતદારો ઉપર દબાણ લાવવાનું પણ શરૂ કરી દીધું હતું. ઉપરાંત પાર્લામેન્ટમાં પસાર થયેલ ભાષા-ખરડો અને ઠરાવ ખાસ કરીને ઠરાવમાં હિન્દી તરફી છૂટછાટ ઉમેરાયાને કારણે, જે અસંતોષ સળવળી રહ્યો હતો તે ખાસ કરીને દક્ષિણમાં જ અધિવેશન ભરાતું હોય ત્યારે તો, જબરો ઉછાળો મારે તો નવાઈ નહિ — એવી ધારણા પણ અસ્થાને ન હતી. નિવૃત્ત થતા કૉન્ગ્રેસી પ્રમુખ શ્રી કામરાજે કટ્ટર હિન્દી-વિરોધી 'ડી. એમ. કે. (અને તેના નેતા મદ્રાસના મુખ્ય પ્રધાન શ્રી. અન્નાદોરાઈ) કરતાંય અધિક હિંદી-દ્વેષ પ્રકટ કરીને પોતાનો પગદંડો પાછો મદ્રાસમાં જમાવવા જે દાવ નાખ્યો હતો એ પછી આશંકાને વધુ વેગ મળ્યો હતો. ત્રીજી બાજુ, છેલ્લાં વરસોમાં કૉન્ગ્રેસનું પતન જે રીતે અને જે ત્વરિત ગતિએ થઈ રહ્યું હતું એનાથી ચોંકી ઊઠેલા કૉન્ગ્રેસ જનોનો મોટો સમૂહ આ અધિવેશનમાં, કેવળ વાણીપ્રહાર કરીને સંતોષ માનવાને બદલે એકવાર તો, નેતાઓની આત્મતુષ્ટિને ખરેખરો આઘાત આપવાની હદે નિર્ણાયક માર્ગ લેશે એવી અપેક્ષાઓ પણ સેવાઈ રહી હતી.

*

અધિવેશન દરમ્યાન આ સૌએ સંસ્થામાંના 'અત્યાચારીઓ' અને 'તકસાધુઓ' ઉપર વાક્બાણ છોડ્યાં.

સત્તાભૂખ્યાઓને વાણીના તીરથી વીંધી નાખ્યા; ઉપદેશો કરનારા અને આચરણને ઠેલે ચઢાવનારાઓને ઉઘાડા પાડ્યા; ખુશામતિયાઓને ખંખેરી નાખ્યા અને છેલ્લાં બે વરસ દરમ્યાન જે જબરી ઓટ આવી છે (૬૦ લાખ સભ્યો ઘટી ગયા છે) તેને લક્ષમાં લઈ નેય યુવાન નેતાગીરીને આવકારવા અગર તો અંતિમ અંજામ સ્વીકારી લેવા સુધીય નેતાગીરીને ઢંઢોળી! પરંતુ, દરેક અધિવેશનમાં બને છે તેમ અંતે તો વાણીની શૂરતાથી આગળ કશું બન્યું નહિ!

કોન્ગ્રેસની નેતાગીરીએ વાક્બાણ ઝીલી લીધાં અને ભારે કુનેહથી પ્રતિનિધિઓને જીતી લીધા. એણે કોન્ગ્રેસની અનેક કમજોરીઓનો સ્વીકાર કરી લીધો અને એમાંથી નીકળવાનાં વચનો પણ આપ્યાં. કોન્ગ્રેસ શાથી ગઈ ચૂંટણીમાં પરાજિત બની અને શાથી એનો દિનપ્રતિદિન ક્ષય થઈ રહ્યો છે એ જાણે હજી સુધી સંશોધનનો વિષય રહ્યો હોય એમ એક બાજુ એને અંગેની તપાસ સમિતિની જાહેરાત કરીને ઉધામાખોરોને આશ્વસ્ત કરી દીધા તો બીજી બાજુ આખો હલ્લો બિનકોન્ગ્રેસી સંયુક્ત મોરચાઓની સરકારો ઉપર ચઢાવીને પોતાની જાતને સલામત બનાવી દીધી!

આખા અધિવેશનમાં માત્ર એક ઠરાવ પસાર કરવામાં આવ્યો અને તે બિનકોન્ગ્રેસી સરકારોને હાથે કેવળ નવ મહિનામાં પેદા થયેલી ગંભીર પરિસ્થિતિ ઉપરનો, જેમાં ગંભીર તહોમતનામું પોકારવામાં આવ્યું કે,

—બિનકોંગ્રેસી સરકારોએ લોકશાહીને સંગીન બનાવવાને બદલે હિંસા અને અરાજકતાને ઉત્તેજન આપ્યું છે. સત્તામાંના કેટલાક પક્ષોએ સત્તાનો ઉપયોગ લોકશાહીને તોડી પાડવા માટે કર્યો છે, તો બીજા કેટલાક પક્ષોએ બિનસાંપ્રદાયિકતાને ઠેબે ચઢાવી ખુલ્લું કોમી વલણ પ્રગટ કર્યું છે. સત્તામાંના આ બધા જ પક્ષોએ રાષ્ટ્રીય હિતને બદલે પોતાના પક્ષીય હિતની નિષ્ઠા સેવી છે.

—ઘણાં બધાં બિનકોંગ્રેસી રાજ્યોમાં કાયદો અને વ્યવસ્થાની સ્થિતિ કથળી ગઈ છે...હિંસા અને અંધાધૂંધીને પ્રોત્સાહન મળે એવી નીતિ અખત્યાર થઈ છે.

—આ બિનકોંગ્રેસી પક્ષો તકવાદી મતાની લાલસામાં અંધ બની ગયા છે. બહુમતી ગુમાવી દીધા છતાં સત્તા પર ચોંટી રહેવા તેવો તરેહ તરેહના ફાટફુટિયા રાહ અપનાવી રહ્યા છે અથવા સત્તા ચાલી જતાં અશાંતિ ફેલાવવા મથી રહ્યા છે.

—પોતાની કમજોરીઓ અને નિષ્ફળતાને ઢાંકવા સારુ તેમણે કેન્દ્ર સરકાર ઉપર મિથ્યા આક્ષેપો ઓઢાડ્યા છે; અને કેન્દ્ર વિરુદ્ધ રાજ્યોનો ઉહાપોહ જગાવીને સ્થાનિક પ્રદેશભક્તિને વટાવી ખાઈને કેન્દ્રને નબળું પાડવાનું બીડું ઝડપ્યું છે.

વાત સાચી છે કે, મોટા ભાગની બિનકોંગ્રેસી સત્તાઓને આમાંની ઘણી બધી ટીકાઓ લાગુ પડે છે. પ્રજાએ છેલ્લી ચૂંટણીમા બિનકોંગ્રેસી પક્ષો પાસે જે અપેક્ષાઓ રાખી હતી તે મિથ્યા ઠરી છે; અને એય મહદંશે સાચું છે કે અનેક રાજ્યોમા સત્તાસ્થાને બેઠેલા કોંગ્રેસ–વિરોધી–શંભુમેળાઓની સરકારો કોંગ્રેસનો વિકલ્પ બનવામાં નિષ્ફળ નીવડી છે. અને ઠરાવ કહે છે તેમ, જનતા આ નવા રાજ્યકર્તાઓથી ત્રાસી રહી છે, એમ કહેવું પણ અયોગ્ય નથી. ઉપરાંત સૌથી મહત્ત્વનું એક સૂત્ર કોંગ્રેસ પ્રમુખે ખૂબ જ સચોટ રીતે રજૂ કર્યું છે.

**"આર્થિક પ્રગતિ વિનાની રાજકીય સ્થિતિ કલ્પી શકાય, પણ રાજકીય સ્થિરતા વિના આર્થિક પ્રગતિનો વિચાર જ ન થઈ શકે."**

આજની હિંસા, અંધાધૂંધી અને અસ્થિરતાની વધતી જતી માત્રાવાળા વાતાવરણમાં આ સૂત્ર લોકશાહીની સુરક્ષાના રહસ્યમંત્ર સમું છે, એમાંય શંકા નથી.

કોંગ્રેસે કરેલું બિનકોંગ્રેસી સરકારો વિશેનું પ્રથક્કરણ એક યા બીજી રીતે, સાચું છે, પરંતુ એથી કોંગ્રેસને ભાગે જ કશું શ્રેય પ્રાપ્ત થાય એમ છે. આટલા વાસ્તવિક અને વિશદ પૃથક્કરણને અંતે, એ ઠરાવ એવું પણ જાહેર કરે છે કે—

"અત્યારના સંજોગોમાં પણ કોંગ્રેસને જનતાનો વ્યાપક ટેકો છે અને કોંગ્રેસપક્ષ એક જ એવો છે કે જે દેશની એકતા અને અખંડિતતા માટે પ્રયાસો કરી શકે તેમ છે..."

આ વાંચતાં તો કોંગ્રેસની મૂઢતા અને અપક્વતા ઉઘાડી પડે છે. નવ મહિના દરમ્યાન બિનકોંગ્રેસી સરકારોને હાથે પ્રગટ થયેલાં ઉપર વર્ણવેલાં, બધાં દૂષણોના મૂળમાં ૨૦–૨૦ વર્ષ સુધી એકધારી સત્તાસ્થાને રહેલી કોંગ્રેસ પોતે જ જવાબદાર નથી શું? છેલ્લી ચૂંટણીમાં નાસીપાસી મળ્યા પછી, અનેક રાજ્યોમાં વિરોધપક્ષ તરીકેની

ફરજ તેને માથે આવી પડી તે પછી પણ એની પોતાની રાજકીય ચાલ આજની પરિસ્થિતિને માટે બિલકુલ જવાબદાર નથી એમ નહિ જ કહી શકાય. બહુમતી ગુમાવી દીધા પછીય સત્તા પકડી રાખવા માટેની કે વિરોધપક્ષ કચળતાં સત્તા ઝડપી લેવા માટેની એની રસમો બિલકુલ દૂષિત નથી એમ તે નહિ કહી શકે અને હજી આજેય "પ્રજા બિનકૉંગ્રેસી પક્ષોની સરકારોથી કાઈ ગઈ છે માટે કૉંગ્રેસને ચાહે છે" એવી એની માન્યતા કાં તો દંભ છે અથવા અંધ આત્મતુષ્ટિનું પરિણામ છે. આનો અર્થ એવો નથી કે કૉંગ્રેસ ફરી સત્તા પર આવવાની પરિસ્થિતિ પાકી રહી હોય ત્યારે તેની જવાબદારી પાર પાડવામાં શિથિલ બને અને વિરોધપક્ષોને હાથે દેશ રસાતાળ જતો હોય તો આઘે બેઠી બેઠી જોયા કરે.. હરગિઝ નહિ.

> સાચી વાત જરૂર એટલી છે કે નવી તકો કૉંગ્રેસ માટે ઊભી થઈ રહી છે. કૉંગ્રેસ પુનઃ પ્રજાનો વિશ્વાસ જીતી શકે એવી શક્યતા વળી પેદા થઈ છે. આ અર્થમાં તેનું ઐતિહાસિક કર્તવ્ય (રોલ) હજી બાકી છે, એમ કહી શકાય. પરંતુ, "પ્રજાનો તેને વ્યાપક ટેકો છે" એ જેમ ખોટી બડાશ છે, તે જ રીતે "કૉંગ્રેસ પક્ષ એક જ દેશની એકતા અને અખંડિતતા ટકાવવાનો" દાવો કરે છે તેય કેવળ અહંકારનો ઓડકાર છે.

એક વાત હવે સ્પષ્ટ થઈ જવી જોઈએ કે કૉંગ્રેસ (આજે જે છે તે જોતાં, અને ભાગ્યે જ કશું પાયાનું પરિવર્તન એમાં થવાની શક્યતા દેખાય છે એ જોતાં) **એકલીથી** કશું વળવાનું નથી. બીજા લોકશાહી પક્ષોને સાથે લઈને જ તે ઐતિહાસિક રાષ્ટ્રીય જવાબદારી પૂરી કરી શકે એવી સ્થિતિ હજી છે ખરી.

*

જોકે, "બીજા લોકશાહી પક્ષો" મોટે ભાગે કેવળ કૉંગ્રેસદ્વેષમાં એટલા આંધળા અને ઝનૂની બન્યા છે કે તેઓ કમ્યુનિસ્ટોના સહપાન્થી (ફેલોટ્રાવેલર્સ) બનવામાં ગૌરવ લઈ રહ્યા છે. વળી, દુનિયાભરના અનુભવોથી તેઓ એમ પણ જાણે છે કે એ માર્ગ સહપાન્થીમાંથી અનુપાન્થી (કૅમ્પ ફૉલોઅર્સ) બનવાનો જ છે, લોકશાહી અને રાષ્ટ્રીયતાનાં તમામ મૂલ્યોના ધ્વંસનો જ છે. આ તો શ્રી અશોક મહેતાના કૉંગ્રેસ અને કમ્યુનિસ્ટોથી "સમાન અંતર"ના પુરાણા સિદ્ધાન્તથીય વધુ ભયંકર છે. આમ જ્યારે સમગ્ર ભારતીય નેતૃત્વની નિષ્ફળતાના આરે દેશ ધસડાઈ ગયો છે ત્યારે અન્ય લોકશાહી-પક્ષોને પોતાની સાથે લેવા માટે, કૉંગ્રેસે જ પોતાનો કાયાકલ્પ કરવો રહ્યો. છે કૉંગ્રેસ માટે એ શક્ય? કે પછી 'ગતિશીલતા' અને 'નવ વિધાન'નાં સૂત્રોનું પોપટીઆ રટણ કરીને જ એ સંતોષ માને છે?

સાથોસાથ, પોતાને લોકશાહી કહેવડાવતા પક્ષોને હૈયે શું હજી જલે છે રાષ્ટ્રીયતાની જ્યોત? કમ્યુનિસ્ટોની અંધ પ્રીતિ અને કૉંગ્રેસનો અંધ દ્વેષ લોકશાહીનો જ ધ્વંસ કરનારો નીવડશે—દેખાય છે આવું ભાવિ? છે શક્ય કઠોર કાયાકલ્પ એમને માટેય?

આ બધા પ્રશ્નોના જવાબમાં ભારતની લોકશાહી, એકતા અને અખંડિતતાનું ભાવિ રહેલું છે......

૧૩-૧-૬૮ **ભોગીલાલ ગાંધી**

## ૮મું રાજ્ય કલાપ્રદર્શન

અમદાવાદ કૉર્પોરેશનના "સંસ્કારકેંદ્ર" (મ્યુઝિયમ)માં ગઈ તા. ૩ જી ડિસેમ્બરથી ૧૧ ડિસેમ્બર સુધી "લલિતકલા અકાદમી"નું વાર્ષિક કલાપ્રદર્શન યોજાયું હતું. એ પ્રદર્શનમાં, માધ્યમિક શાળાઓના નવોદિત કલાકારોની કૃતિઓ બાદ કરતાં, દરેક વિભાગની મળીને કુલ ૨૦૯ કલાકૃતિઓ પ્રદર્શિત કરવામાં આવી હતી.

આ સમગ્ર કલાપ્રદર્શન પર ઊડતો દૃષ્ટિપાત કરતાં, મુખ્યત્વે માધ્યમિક શાળાના કલાવિદ્યાર્થીઓની કૃતિઓનો વિભાગ આકર્ષક અને વિષયની દૃષ્ટિએ વૈવિધ્યભર્યો હતો. ગ્રાફિક્સ વિભાગ પણ ખાસ ધ્યાન ખેંચતો હતો.

પરંતુ પ્રથમ કક્ષાના કલાકારોની કૃતિઓ જૂજ હોવાથી પ્રદર્શન નબળું તેમ જ અતડું લાગતું હતું. કલા સંસ્થાના કલાકાર-વિદ્યાર્થીઓનો વિભાગ પણ સારો એવો નબળો હતો...શિલ્પ વિભાગમાં તો પ્રથમ કક્ષાના શિલ્પકારો અને વિદ્યાર્થી-શિલ્પકારોના મળીને માત્ર ચાર જ નમૂના હતા: પરંતુ આ શિલ્પના ચાર નમૂનાઓમાં અર્વાચીન શિલ્પના બે નમૂના કંઈક સારા બને તેવા હતા.

આમ, પ્રદર્શનની નિર્ણાયક સમિતિના સભ્યોએ સમગ્ર કલાનું ધોરણ જળવાય તેવા હેતુમાં કલાકૃતિઓની પસંદગી અને ઇનામો આપવાની તરફેણમાં તટસ્થતા જાળવી હોય એવો ખ્યાલ આવે છે:

'' વિશેષતઃ આ વખતે–નિર્ણાયકોએ "લલિત કલા અકાદમી"એ નિશ્ચિત કરેલાં ઇનામોમાંથી સારાં એવાં ઇનામો યોગ્ય ધોરણ નહિ હોવાથી, આપ્યાં નથી... શિલ્પમાં તો એક પણ ઇનામ આપ્યું નથી, આ હકીકત એક યા બીજા સ્વરૂપે પ્રદર્શનમાં ભાગ લેનાર સમગ્ર વિભાગોના કલાકારોને પડકારરૂપ કહેવાય! આ પડકાર ઝિલાવો જોઈએ...

આ સમગ્ર પરિસ્થિતિને કારણે આ વર્ષ : ૧૯૬૭ નું કલાપ્રદર્શન : તેમાં પ્રવેશતાં છોભીલા પડવાનો અનુભવ કરાવતું હતું : કંઈક ખૂટતું લાગતું હતું...છતાં, સમગ્ર પ્રદર્શનમાં તરી આવતી કલાકૃતિઓને પૃથક રીતે જોઈએ :

અલબત્ત, દરેક વિભાગમાં ઇનામને પાત્ર ઠરેલ કલાકૃતિઓનો આમાં સમાવેશ કરવો ઉચિત નથી : એટલે કે એ ઉલ્લેખ અનામત રાખવા પ્રેરાઉં છું :

પરંતુ અંગત રીતે સમગ્ર પ્રદર્શનમાં ઉલ્લેખ્યનીય લાગતી કલાકૃતિઓને સ્પર્શવા ધારું છું : પ્રથમ કક્ષાના કલાકારોમાં શ્રી અશ્વિન મોદીની કૃતિ નં. ૧૯ 'ક્ષુધિત પાષાણ' જે કલાકાર વિભાગનું પ્રથમ ઇનામ જીતી ગઈ હતી તે કૃતિ : આકર્ષક હતી : પરંતુ કલાકારે કૃતિને "ક્ષુધિત પાષાણ" જેવું શીર્ષક આપીને કૃતિને અન્યાય કર્યો હોય એવું લાગતું હતું. કારણ કે કૃતિ પોતે "ક્ષુધિત પાષાણ"નો અનુભવ કરાવવાને બદલે પ્રસન્નતાનો અનુભવ કરાવતી હતી : આ સંવેદનને લક્ષમાં લેતાં કૃતિનું સર્જન કલાકારના સ્વ-લક્ષ્ય બિંદુમાંથી પ્રગટ થયું હોવાને બદલે જાણે કે કોઈ 'અણધાર્યો અકસ્માત 'હોય એવો વહેમ પેદા કરતું હતું. ("એબ્સ્ટ્રેક્ટ–પેઇન્ટિંગ : ) કેવળ ભાવાત્મક કલારચના"ને નામકરણથી નવાજવી અનિવાર્ય નથી, છતાં નામકરણ આવશ્યક જ હોય તો કૃતિના સ્વસંવેદનને યોગ્ય હોવું રહ્યું : અન્યથા આવો તરંગી સ્વૈર–વિહાર કરવા જતાં કૃતિના ભોક્તાને જાણતાં અજાણતાં અવળે માર્ગે વાળીએ છીએ. કૃતિ માણવામાં બાધા પેદા કરીએ છીએ, કારણ કે કૃતિને માણનાર વ્યક્તિ કૃતિનું સંવેદન અને તેનું શીર્ષક : આ બે વચ્ચે કશો મેળ નહિ ખાતાં ગૂંચવાય એ સ્વાભાવિક છે : પરિણામે..., "એબ્સ્ટ્રેક્ટ આર્ટ"ને...(ભાવાત્મક કલારચનાને) અળખામણી કરવા આપણે પોતે જ ભાગ ભજવીએ છીએ : બેશક આ તો અંગત મત છે : છતાં કલાકાર પોતાની દુનિયામાં રાચી શકે છે, તેને રાચવાનો હક્ક છે.. ...

હવે મૂળ વાત પર આવીએ :

શ્રી પવાર ભંવરસિંહની કૃતિ નં. ૨૧ : "પિન્ક ઇન વ્હાઇટ" : જે કલાકાર વિભાગમાં બીજું ઇનામ જીતી ગઈ હતી તે કૃતિ : સરલ અને રમ્ય અનુભવાતી હતી. સુંદર હતી...આ જ વિભાગમાં, શ્રી પીરાજી સાગરાની કૃતિ નં. ૧૪ : "કોલાજી–૧" : ત્રીજા ઇનામને પાત્ર ઠરી હતી :

આ કૃતિ સૌષ્ઠવપૂર્ણ (Rich) હોવા છતાં, કૃતિની જમણી બાજુ એટલે કે ઉપરનો ખૂણો : જ્યાં અર્ધચંદ્ર જેવો આકાર પ્રયોજ્યો છે તે આકાર : ઉભડક અને નાટ્યાત્મક રીતે આયોજાયો હોઈ; કૃતિને માણનાર વ્યક્તિની દૃષ્ટિને કૃતિપટમાંથી બહાર ફેંકી દેવાની ફરજ પાડતાં, પરિણામે ચિત્રનો મહદ્ ભાગ આકર્ષક હોવા છતાં સહસા સાર્થક બનતો નથી...

આ જ પ્રમાણે તેમની બીજી કૃતિ નં. ૧૫ : કોલાજી–૨ : ઉત્તમ નમૂનો હોવા છતાં ચિત્રની નીચે બે કોડીનો ઉપયોગ કરી, બે તગતગતી આંખો સૂચવી છે. અહીં કલાકાર પોતે પોતાની કૃતિને શું વિશેષ ઓપ આપવા માગે છે તે પ્રશ્ન થાય છે : અલબત્ત, અંગત રીતે તે કૃતિને માણતાં–એ બંને આંખોથી કૃતિને મદદ થવાને બદલે અવરોધ અનુભવાતો હતો.

ત્યારબાદ, કલાસંસ્થાઓના વિદ્યાર્થી વિભાગમાં, પ્રથમ ઇનામ જીતી ગઈ હતી તે શ્રી મનુભાઈ જેઠાભાઈ પરીખની કૃતિ નં. ૧૫૯ : "ગુડ બાય" : તેનો વિષય, રજૂઆત વગેરે ખૂબ જ જુદાં તરી આવતાં હતાં. અલબત્ત, એ કૃતિમાં–લલિત કલાના કલાઅંશો સાથે, વ્યાવહારિક કલાના–ભીંતચિત્ર (પોસ્ટર) ની શૈલીનું એક સાથે મિશ્રણ થયું લાગતું હતું : છતાં, સરળ સંયોજન; સાદું-સ્વચ્છ રંગવિધાન અને સમગ્ર રચનાની અસર : કલાકારનો આશય પાર પાડવામાં સમતુલાપૂર્ણ હતાં...અંગત રીતે એ કૃતિ સ્પંદનપૂર્ણ અનુભાવાતી હતી......

ત્યારબાદ, પ્રથમ કક્ષાના કલાકાર વિભાગમાં, શ્રી. ભાનુ શાહની કૃતિ નં. ૧૮ : (પેઇંટિંગ ૨૮) સાહજિક (સ્પોન્ટેનીઅસ) અભિવ્યક્તિ હોવાની પ્રતીતિ કરાવતી

હતી. તેમની બીજી કૃતિ નં. ૧૭ : (પેઈન્ટિંગ ૨૭) કદમાં મોટી અને ઝમકપૂર્ણ હતી : વોટરકલરની દૃષ્ટિએ આટલી મોટી કૃતિ સાથે કામ પાડવું એ અનુભવ માગી લે છે. છતાં તેમાં પ્રયોજાએલા વાદળ જેવા આકારો (ફોર્મ્સ) : અવાસ્તવ લાગતાં હતાં...અને રંગવિધાનમાં તાજગીનો અંશતઃ અભાવ હોવાનો અનુભવ થતો હતો...શ્રી ગજેન્દ્ર શાહની કૃતિ નં. ૯ : (ચિત્ર) શ્રી પ્રેમ રાવળની કૃતિ નં. ૮ : "સમયની રમત", શ્રી ઉષાકાન્ત મહેતાનું ચિત્ર નં. ૧૦ : "દાંડીઆ બજાર વૉલ" : વગેરે ધ્યાન ખેંચતાં હતાં...આ સિવાય, શ્રી રમણિક ભાવસાર, શ્રી જયંત પરીખ અને શ્રી વિનોદ શાહની કૃતિઓ – પોતાનાં સ્વસ્વરૂપો પ્રગટ કરતી હતી.

વિદ્યાર્થી-વિભાગમાં, કુમારી ઊર્મિ આર. પરીખની કૃતિ–નં. ૧૬૩ : "રથયાત્રા" : (બીજુ ઇનામ) અને પટેલ અમૃતલાલ આઈ. ની કૃતિ નં. ૧૬૪ : "દરબાર" : (ચોથું ઇનામ) ધ્યાન ખેંચતી હતી...

ગ્રાફિક્સ કલામાં પરમાર મગનભાઈ સોમાભાઈની કૃતિ નં. ૪૨ : "કૉમ્પોઝીશન નં. ૨," ઇશ્વિર સાગરાની કૃતિ નં. ૩૯ : "એ વૉલ આસ્કીંગ ફોર વૉટ !" જે ગ્રાફિક કલામાં (પ્રથમ ઇનામ) જીતી ગઈ હતી તે કૃતિ સંવેદનપૂર્ણ હોવા છતાં. કૃતિનો જમણી બાજુનો ભાગ (એટલે કે "પ્રસ્પેક્ટિવ" સારી એવી ક્ષતિવાળો હતો. તેમની બીજી કૃતિ નં. ૪૦ : "એ સ્ટ્રીટ ઇન બ્લેક ઍન્ડ વ્હાઈટ" સુંદર નમૂનો હતો.. શ્રી હળદનકર ચારુદત્ત મધુસૂદનની કૃતિ નં. ૧૮૭ : "વીક્ષાસન :" (ઑપ આર્ટ), શ્રી મૃણાલિની મુકરજીનું ચિત્ર નં. ૧૭૯ : "આફ્ટર એ નાઈસ સુપર :" (ઘાસમાં ક્રિડા કરતી મંજાર) મનહર મકવાણાની કૃતિ નં. ૩૪ : "સ્ટીલ લાઈફ" (બીજું ઇનામ) ખત્રી ગિરીશ એચ. ની કૃતિ નં. ૩૮ : (ત્રીજું ઇનામ) પરીખ મહેન્દ્રકુમાર મકવાણાની કૃતિ નં. ૩૪ : "જળ માછલીઓ" : (ચોથું ઇનામ), અને મહિયા તનસુખ બી. નું ચિત્ર નં. ૧૪૫ : "એ સ્ટ્રીટ" વગેરે ધ્યાન ખેંચતાં હતાં...

વ્યાવહારિક કલામાં, ત્રિવેદી હિમાંશુ ચંદુભાઈની કૃતિ નં. ૫૧ "ફ્રેંચ ફિલ્મ ફેસ્ટીવલ" પ્રથમ ઇનામને પાત્ર ઠરી, હતી. આ કૃતિમાં પ્રચાર ભીંતચિત્ર : (પોસ્ટર) નાં કલાતત્ત્વોની ઝાંય ધ્યાન ખેંચતી હતી : પણ ફ્રેંચ ફિલ્મ ફેસ્ટીવલ અક્ષરો અંશતઃ પાતળા અને ફિક્કા લાગતા હતા. પંચાલ કાન્તિલાલ સોમેશ્વરની કૃતિ નં. ૫૨ "ઑટમ ફૉર પીસ" : (ચોથું ઇનામ) પોતાનું વસ્તુ સ્પષ્ટ કરતી હતી.

ત્યાર બાદ શ્રી અરવિંદ મગનલાલ દેસાઈની કૃતિ નં. ૪૭ : "નો મોર વૉર", તેમની બીજી કૃતિ નં. ૪૬ : "ઇઝ ધીસ ધી ઑન્લી વે ?", અને પરમાર ભરતકુમાર ભીખાલાલની કૃતિ નં. ૧૯૯ : "વર્લ્ડ પીસ" વગેરે નમૂનાઓ કલાકારના જ્ઞાનનો પરિચય કરાવતા હતા.

આ વ્યવહારિક કલાના વિદ્યાર્થી વિભાગમાંથી એટલે કે કલાસંસ્થાના વિદ્યાર્થી, ભાવસાર મહેન્દ્રકુમાર કેશવલાલની કૃતિ નં. ૨૦૮ : "ઍડલ્ટ ઍજ્યુકેશન" : (પ્રથમ ઇનામ), જોષી પ્રમોદકુમાર ચંદ્રકાન્તની કૃતિ નં. ૧૦૯ : "જીવા–અમરેલા" : (બીજું ઇનામ) અને પટેલ રસિકલાલ રતિલાલની કૃતિ નં. ૧૯૨ : "જીવો અને જીવવા દો" : (ત્રીજું ઇનામ) મેળવી ગઈ હતી : પણ, આ ત્રણેય કૃતિઓ લે આઉટ માટેનાં ચાર્ટ જેવી લાગતી હતી.

આ ઉપરાંત દમનિયા હુતોક્ષી બહાદુરની કૃતિ નં. ૨૦૪ : "ફન ફેર" સરસ નમૂનો હતી શ્રી. વરિયા વિઠ્ઠલદાસની કૃતિ નં. ૫૪ : "મુકુન્દ ઇઝ સ્ટીલ" સુઘડ હતી : પરંતુ, સ્ટીલની રજૂઆતની ગેરહાજરી હતી...

ફોટોગ્રાફી કલામાં વૈવિધ્યભરી કૃતિઓ હતી : પરંતુ પ્રતિવર્ષ જળવાતા ધોરણથી વિશેષ હોવા અંગે પ્રશ્ન થતો હતો : આ વિભાગમાં શ્રી મફતલાલ દૂધિયાની કૃતિ નં. ૧૫૨ : "ગોરજ" (બીજું ઇનામ), શ્રી સુરેન્દ્ર આર. પટેલની કૃતિ નં. ૧૪૫ : "અમોંગ ધ રુઇન્સ" (ત્રીજું ઇનામ) અને શ્રી મલ્લી એન. ની કૃતિ નં. ૬૦ : "ટ્રાયો" (ચોથું ઇનામ) જીતી ગઈ હતી :

આમ છતાં શ્રી સુરેન્દ્ર આર. પટેલની કૃતિ નં. ૧૪૪ : એટ પ્લે' અને શ્રી ખોપકર કે. બી.ની કૃતિ નં. ૬૯ ધી માઉન્ટેન વે—આ બંને કૃતિઓ ઉત્તમ હતી. શ્રી દત્તા ખોપકરની કૃતિ નં. ૬૫ એ લીટલ રેસ્ટ, શ્રી સંઘવી અજીતકુમાર માધવલાલની કૃતિ નં. ૭૮ સેનેટરી ઇન સ્નો, પટેલ આનંદકુમાર પ્રાણલાલની કૃતિ નં. ૧૨૦ 'વળતી વેળા' પટેલ નારણભાઈ ફકીર-

બાર્ડની કૃતિ નં. ૧૧૫ નેચર, — આ કૃતિઓ ધ્યાન ખેંચતી હતી.

સ્થાપત્ય વિભાગમાં કુમારી ગીતા ચંદુલાલ શાહ પોતાની કૃતિ માટે (પ્રથમ ઇનામ) સિધ્ધપુરા હસમુખલાલ એમ. (બીજું ઇનામ) અને શ્રી એરલ રૂબીન (ત્રીજું ઇનામ) મેળવી ગયાં હતા...

છેલ્લે: માધ્યમિક શાળાના કલાકારો માટે સારા-નરસાનો ભેદ કરવો અવાસ્તવિક લાગે છે છતાં, કુમારી વસંતિકા પટેલની કૃતિ : "સ્મશાનયાત્રા" (શાસ્ત્રીજી) : સમગ્ર વિભાગમાંથી નિરાળી અને ઉત્તમ હોવાની પ્રતીતિ કરાવતી હતી.

પ્રદર્શનમાં સફળ નીવડેલ કલાકારોને ખાસ અભિનંદન.

છગનલાલ જાદવ

## વસંત

પાન પાન થઈ આખી પતઝર છેલ્લે જ્યારે ખરતી,
વસંત લહરી આવે એની, ફૂલ ફૂલ પર ફરતી

ખીલે બાંધ્યા ઘોડા છૂટ્યા, આખા નભમાં ઊડ્યા,
સૂરજ-ચાંદો સૂર્યમુખીનું ફૂલ બનીને ફેર્યા.

ફૂલે ફૂલે ઝૂલે રૂડું ભંવરાઓનું ગાણું,
લીલી ડાળોમાં બેસીને ટહુકી ફોરમ છાનું.

લાંબા-લાંબા, મોટા-મોટા, ખરી પડ્યા પડછાયા,
મોજાંઓની ઉપર સાગર ફેન બની પથરાયા.

એક એક ઝરણાંએ ગાયો એક એક તહીં રાગ.
કોક આંખનાં કેસુડાં પર પ્રગટી ઊઠી આગ.

ગ્રીષ્મ તણા ધગધગતા તાપોને ફૂટ્યા પડછાયા,
ધીરે ધીરે આવી આવી વસંત ઉપર છવા.

ભૂપેશ અધ્વર્યુ

## વળાંકે

અહીં આખા રસ્તે, ગગન તરતાં વાદળ તણી
તરે છાયા; ઊંચે થીર થઈ ગયો સૂરજ સૂકો.
નદી કેરાં પાત્રે ખૂબ ચસચસી કાદવ ભર્યો
અને વચ્ચે પેલાં અલસ મહિષોનાં શીશ જડ્યાં.
ધીરે વાયુ ખોલે જરઠ નિજ મુષ્ટિ, વિચરતાં
ત્વરાથી ચૂંટી લે, ટપટપ કરી શુષ્ક પરણો.
ધીરે ધીરે મારા પગ થકી ખરી જાય પગલાં,
અને મેદાનો પે ઊતરી પડતાં આંખકિરણો
તહીં ઊંચા શ્રેય (ઉપર હતું જે ધ્યાન ન ટક્યું).
ઊભેલાં પોલાં સૌ (પરણ ન મળે) આવળ ફૂશ
વળાંકે ઊભેલી ક્ષિતિજ વીંધી ચાલ્યો પથ જતો.
તૃણો પીળાં વચ્ચે લપસી પડતી કોક પગથી.
વળાંકે પ્હોંચ્યું જ્યાં, પથ પીગળીને પ્હાડ બનતો.
તૃણો લીલાં, ધોળા બગ થકી છવાયા તરુગણો.

ભૂપેશ અધ્વર્યુ

## પછી

પછી પાલવને આઘો નહીં કરું,
પછી વાણીને કાને નહીં ધરું,
હવાની પાતળી દીવાલ પાછળ
તને મારી નજરમાં નહીં ભરું.

રાવજી પટેલ

## બે

પારેવાં ગયાં
ઊડી; પરું પરાયું
આંગણુ મારું !

વૃષ્ટિ; તણાતાં
મથે બચવા ઓળા
શેરીમાં રાતે.

સ્નેહરશ્મિ

## સાપ

શમણે દીઠો સાપ
સાપની જીભ લિયે લબકારા
ઝેરી દાંત કરે ઝબકારા.
અંગને અડું સુંવાળા
જાય હથેળી સરકી
શકે કાંચળી કાયાથી ઊતરતી !
ઉપાડી ફેણુ ફુંફાડે
ડાબો જમણો ડોલે
કંઠમાં કાળડાકલી બોલે.
વળી ગૂંચળું ગળે
વળગતો શ્વાસ કપાળે બળે
સૂતેલો અંધકાર સળવળે.
સરે મોંણુમાં
ખરે સુંવાળી ભીંતોમાંથી ભેજ
જાગતાં જરા હૂંફાળી સેજ !

જયન્ત પાઠક

## ધુમ્મસ

ધુમ્મસ;
આની પાર હું,
સામી પાર કોઈ નહીં; સામી પાર બધું !
ધરબ્હાર સૂનકાર
સાકને અણુસાર
ડગ ભરું;
સરી રહ્યું ધુમ્મસ
કે હું જ એમાં સરું ?
કદી ન'તું
આજ રહ્યું થઈ એ પ્રતીત :
હવે મારું હરીફ
ને મારું હવે મિત,
ધુમ્મસ – ધુમ્મસ – ધુમ્મસ.

હસિત બૂચ

# વિશ્વમાનવ : અંક ૭૩ થી ૮૪ ૧૯૬૭ જાન્યુઆરીથી ડિસેમ્બર : સૂચિ

## પરિસંવાદ

### ચૂંટણીના સંદર્ભમાં લોકશાહીની સમસ્યા



### પદ્યનાટક



### ચૂંટણી લોકશાહીના સંદર્ભમાં



### ઉચ્ચ શિક્ષણક્ષેત્રે ઇષ્ટ પરિવર્તન

## લેખ

## કાવ્ય

## ક્રમશઃ વિભાગો



## વાર્તા



## વૃત્તવિમર્શ

## ચર્ચા અને ગતાંકચર્ચા



## મુખપૃષ્ઠ

જ્યોતિ ભટ્ટ જાન્યુઆરી ઈશ્વર સાગરા માર્ચ શ્યાવક્ષ ચાવડા એપ્રિલ પ્રેમ રાવળ મે સોમાલાલ શાહ જૂન ગુ. સરકાર માહિતી ખાતું જુલાઈ ભાનુ શાહ ઑગસ્ટ ગુલામ મોહમ્મદ શેખ સપ્ટેમ્બર છગનલાલ જાદવ ઑક્ટોબર જનક પટેલ ડિસેમ્બર.

## લેખક સૂચિ

સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે
પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં
લવાજમ ભરી શકાય છે.
રૂા. ૧૦૫/ ભરીને રેખાનો
શેર લેનારને વિશ્વમાનવ ભેટ
મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે
છે. લેખોમાંના અભિપ્રાયો માટે
લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ
પબ્લિશિંગ સોસાયટી, હીમાવન,
પાલડી, અમદાવાદ–૭

મુદ્રણ–સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ,
અમદાવાદ–૧
મુદ્રક–પ્રકાશક–માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર,
રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી,
પાલડી, અમદાવાદ–૭

# વિશ્વમાનવ

૮૬ ફેબ્રુઆરી ૧૯૬૮

## પરિસંવાદ



## કવિતા



## વાર્તા



## લેખ



## આત્મવૃત્તાંત



## વૃત્તવિમર્શ



મુખપૃષ્ઠ : (પંડિત ઓંકારનાથજી)
બ્લોક : બી. ડી. કોલેજના સૌજન્યથી.

## તડકો

સામે ફેલાઈ છે એક લાંબી તળેટી.
એના અંધ જળમાં
ચારે બાજુથી આવીને રસ્તા ડૂબી ગયા છે.
ઉપર ટીંગાયું છે કાળા જાળા જેવું આકાશ
જેમાં ગૂંચાઈ જઈને
માર્ગ ભૂલેલી હવાઓ કણસે છે
શોધતી દિશાઓને.

પ્રત્યેક વૃક્ષ કોઈ આસન્ન આશંકાથી
કંપી રહ્યું છે.
સૂર્યમુખીની પાંખડીઓમાં બંધ છે
ખમચાતી સાંજે.
આકૃતિઓ આકૃતિઓથી ગભરાય છે
અને ઊપસી આવે છે કૅક્ટસોની છાયાઓ
—બારીઓના રંગીન કાચમાંથી—
સાપની જેમ આળોટે છે.

ભીંજાયેલો દિવસ
પલળેલા કપડાની જેમ ચોંટી ગયો છે,
સમયના તાવથી ત્રાસેલા શરીર પર.

...આટલા દિવસ પછી
ક્યાંકથી છૂટીને
નીચે આવી પડ્યો છે એક મુઠ્ઠી તડકો
પાંખ કપાયેલ પંખી સમો ચૂપચાપ
મારી દીવાલ પર
ત્યાંનો ત્યાં જ પડ્યો પડ્યો તડપ્યા કરે છે.

રામદરશ મિશ્ર
(અનુવાદ : રઘુવીર)

# ઉત્પાદનલક્ષી ભાવનીતિ કે આયાતો ?

વી. એમ. દાંડેકર.

પ્રોફેસર એમ. એલ. દાંતવાલાએ તાજેતરમાં ભારતીય ખેતીની ભાવનીતિ તથા અન્ય સંબંધિત નીતિની સમીક્ષા કરતો વિસ્તૃત લેખ લખ્યો છે, જેમાં તેમણે "ભારતીય ખેતીની નિષ્ફળતા એ મુખ્યત્વે સરકારે ખેતીક્ષેત્રે અપનાવેલી ખોટી નીતિનું પરિણામ છે" એવી ટીકાને પડકારી છે. તે શરૂઆતમાં નોંધે છે કે "નિષ્ફળતા જેવી બીજી કોઈ નિષ્ફળતા નથી, અને ટીકાકારોની લાંબી કતાર દ્વારા થતી ચાલુ ટીકાઓએ આખું વાતાવરણ હતાશાથી ભરી દીધું છે." આ નિષ્ફળતાનો બચાવ કરવા માટે ખરેખર ઘણી હિંમતની જરૂર છે, અને પ્રોફેસર દાંતવાલાએ આ બીડું ઝડપ્યું છે તે માટે તેમને ધન્યવાદ આપવા ઘટે. બચાવનું આ કાર્ય મુશ્કેલ હતું તે જાણીને તેમણે ચારે બાજુએથી તેનો બચાવ કર્યો છે.

## ઉત્પાદનક્ષેત્રે પ્રગતિ

ભારતની ખેતનીતિની ટીકા ખેતઉત્પાદન ક્ષેત્રે થયેલી કામગીરી પરથી કરવામાં આવે છે. થોડા આંકડા આપીને ઉત્પાદનક્ષેત્રે થયેલી કામગીરીનો તે બચાવ કરે છે. ૧૯૪૯–૫૦થી ૧૯૬૪–૬૫ના ગાળા દરમ્યાન ભારતમાં ખેતઉત્પાદનના વધારાનો વાર્ષિક દર અનાજના પાકોમાં ૨.૯૮ ટકા, બિનઅનાજના પાકોમાં ૩.૬૧ ટકા, અને બધી ચીજવસ્તુઓમાં ૩.૧૯ ટકા હતો તેમ જણાવીને તે નોંધે છે કે "ઝડપથી થતો વસ્તીવધારો અને નાણાકીય આવકમાં થતા વધારાના સંદર્ભમાં ઉત્પાદનના વધારાનો દર પૂરતો ન ગણાય. છતાં દુનિયાના સરેરાશ વિકાસદર સાથે કે દક્ષિણપૂર્વ એશિયાના સરેરાશ વિકાસદર સાથે તેને સરખાવીએ તો તે ઓછો પણ નહિ ગણાય." આમ આપણી નિષ્ફળતામાં આપણે એકલા નથી!

બધી ચીજવસ્તુઓનો વાર્ષિક વિકાસદર ૩.૧૯ ટકા, ક્ષેત્રફળ વધારાનો વિકાસદર ૧.૫૫ ટકા અને ઉત્પાદકતાનો વિકાસદર ૧.૬૦ ટકા છે. આ ઉપરથી સ્પષ્ટપણે જોઈ શકાય છે કે ક્ષેત્રફળ વધારાનો ૧.૫૫ ટકાનો વાર્ષિક વિકાસદર હવે જાળવી રાખવાનું કાર્ય મુશ્કેલ છે. તેથી ઉત્પાદનનો ૩.૧૯ ટકા વાર્ષિક વિકાસદર જાળવી રાખવાનું કામ પણ ઉત્પાદકતામાં મોટો વધારો કર્યા વિના મુશ્કેલ છે. પરંતુ પ્રો. દાંતવાલા માને છે કે હકીકતો આ વિધાનને સમર્થન આપતી નથી. તે કહે છે કે વારંવાર એવું કહેવાય છે કે ઉત્પાદનમાં થયેલ મોટા ભાગનો વધારો જમીનના ક્ષેત્રફળમાં થયેલા વધારાને લીધે છે, અને હવે જમીનના ક્ષેત્રફળમાં વધારો બહુ શક્ય ન હોવાને લીધે ભવિષ્યમાં ખેતઉત્પાદનમાં વધારો ઉપરના દરે વધી શકશે નહિ. ખરી વાત તો એ છે કે ૧૯૫૫–૫૬ અને ૧૯૬૪–૬૫ વચ્ચેના ગાળા દરમિયાન બધા પાકો નીચેના વિસ્તારમાં ૮ ટકાનો જ વધારો થયો હતો, જ્યારે ઉત્પાદનમાં ૩૪.૮ ટકાનો વધારો થયો હતો." હું આશા રાખું છું કે પ્રો. દાંતવાલા એમ તો નહિ જ સૂચવતા હોય કે તેમણે રજૂ કરેલી હકીકતો જમીનના ક્ષેત્રફળમાં વધારો કરવાની શક્યતાઓ મર્યાદિત છે એ વાતનો અસ્વીકાર કરે છે. હવે આપણે તેમણે આપેલી હકીકતો જોઈશું.

કોઠો–૧. ભારતમાં ખેતીના ઉત્પાદનનો, ક્ષેત્રફળનો અને ઉત્પાદકતાનો આંક:–
(ખેતીવર્ષ ૧૯૪૯–૫૦=૧૦૦)

| વર્ષ | ઉત્પાદન | ક્ષેત્રફળ | ઉત્પાદકતા |
|---|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૯૫.૬ | ૯૯.૯ | ૯૫.૭ |
| ૧૯૫૫–૫૬ | ૧૧૬.૮ | ૧૧૫.૦ | ૧૦૧.૬ |
| ૧૯૬૦–૬૧ | ૧૪૨.૨ | ૧૨૦.૮ | ૧૧૭.૭ |
| ૧૯૬૫–૬૫ | ૧૫૭.૬ | ૧૨૪.૨ | ૧૨૬.૯ |

આમ ૧૯૫૫–૫૬ સુધી સામાન્ય રીતે ઉત્પાદકતા વધી ન હતી, અને ઉત્પાદનમાં થયેલ સમગ્ર વધારો એ ક્ષેત્રફળમાં થયેલ વધારાને કારણે હતો. તે પછી ક્ષેત્રફળમાં થતો વધારો મંદ પડ્યો. ૧૯૫૦–૫૧થી ૧૯૫૫–૫૬ના પાંચ વર્ષના ગાળામાં ક્ષેત્રફળનો વધારો ૧૫ ટકા થયો હતો, અને તે પછીના ૧૯૫૫–૫૬થી ૧૯૬૦–૬૧નાં પાંચ વર્ષમાં તે વધારો ૫ ટકાનો હતો, અને તે પછીનાં ૧૯૬૦–૬૧થી ૧૯૬૪–૬૫નાં ચાર વર્ષોમાં ક્ષેત્રફળમાં થતો વધારો ૩ ટકા કરતાં પણ ઓછો હતો. આમ ક્ષેત્રફળના વધારાની શક્યતાઓ મર્યાદિત છે તે વાત આ આંકડા-

એથી પણ પૂરેપૂરી પુરવાર થાય છે. નસીબજોગે ક્ષેત્રફળ વધારાનો દર ધીમો હતો તેમ છતાં પણ ઉત્પાદકતામાં સારા પ્રમાણમાં વધારો થયો હતો. આ વાત તરફ પ્રો. દાંતવાલાએ યોગ્ય ધ્યાન ખેંચવું જોઈતું હતું. તેમણે એ પણ બતાવવું જોઈતું હતું કે ઉત્પાદકતા–વધારાનો દર સરખી રીતે જાળવી શકાયો ન હતો, ૧૯૫૫–૫૬ થી ૧૯૬૦–૬૧નાં પાંચ વર્ષોના ગાળામાં ઉત્પાદકતામાં ૧૬ ટકાનો વધારો થયો હતો, જ્યારે ૧૯૬૦–૬૧થી ૧૯૬૪–૬૫ના ચાર વર્ષના ગાળામાં ઉત્પાદકતામાં ૮ ટકા કરતાં પણ ઓછો વધારો નોંધાયો હતો. પરિણામે, ઉત્પાદનનો વિકાસદર નીચો ગયો હતો. ૧૯૫૫–૫૬થી ૧૯૬૦–૬૧ના ગાળામાં ઉત્પાદનમાં ૧૯ ટકા વધારો થયો હતો, જ્યારે ૧૯૬૦–૬૧થી ૧૯૬૪–૬૫ના ચાર વર્ષના ગાળામાં ઉત્પાદનમાં ૧૦ ટકા કરતાં પણ ઓછો વધારો થયો હતો.

આ બધી હકીકતો તો પ્રો. દાંતવાલા પણ સ્વીકારે છે. પરંતુ સંપૂર્ણ હકીકતો નીચે મુજબ છે. સમગ્ર ચર્ચા દરમ્યાન પ્રો. દાંતવાલાએ ૧૯૬૫–૬૬ અને ૧૯૬૬–૬૭ નાં બે વર્ષોને ધ્યાનમાં લીધાં નથી. આ બંને વર્ષો ખરાબ હતાં, તેથી ૧૦થી ૧૫ વર્ષના ગાળાની ઉત્પાદન ક્ષેત્રની કામગીરીની ચર્ચામાંથી તેમને બાકાત રાખ્યાં છે એ બરાબર કર્યું છે. પરંતુ આપણે એ પણ સ્વીકારવું જોઈએ કે ૧૯૬૪–૬૫નું વર્ષ વધારેપડતું સારું વર્ષ હતું, અને વાજબીપણાની દૃષ્ટિએ આપણે બે ખરાબ વર્ષોની સાથે એક સારા વર્ષને પણ બાકાત રાખવું જોઈતું હતું. ૧૯૬૪–૬૫નું વર્ષ કઈ રીતે અપવાદરૂપ હતું તે નીચેની હકીકતો પરથી જાણી શકાશે.

કોઠો નંબર–૨. ભારતના ખેતીના ઉત્પાદનનો, ક્ષેત્રફળનો અને ઉત્પાદકતાનો આંક:–

બધી ચીજવસ્તુઓ

| વર્ષ | ઉત્પાદન | વિસ્તાર | ઉત્પાદકતા |
|---|---|---|---|
| ૧૯૬૦–૬૧ | ૧૪૨·૨ | ૧૨૦·૮ | ૧૧૭·૭ |
| ૧૯૬૧–૬૨ | ૧૪૪·૮ | ૧૨૩·૮ | ૧૧૭·૪ |
| ૧૯૬૨–૬૩ | ૧૩૭·૫ | ૧૨૨·૫ | ૧૧૨·૨ |
| ૧૯૬૩–૬૪ | ૧૪૨·૬ | ૧૨૨·૯ | ૧૧૬·૦ |
| ૧૯૬૪–૬૫ | ૧૫૭·૬ | ૧૨૪·૨ | ૧૨૬·૯ |

આધાર:–

ઉપરના કોઠા પરથી સ્પષ્ટ થાય છે કે ૧૯૬૧–૬૨, ૧૯૬૨–૬૩ અને ૧૯૬૩–૬૪ના ત્રણ વર્ષના ગાળા દરમ્યાન ઉત્પાદકતા જરાયે વધી ન હતી, અને પછીના એક વર્ષમાં સીધો ૧૦ ટકાનો વધારો નોંધાયો હતો. ખોરાક અને ખેતી ખાતાના મંત્રાલયે ૧૯૬૪–૬૫ના વર્ષને સકારણ જ અંતિમ વર્ષ ગણીને વિકાસદરના આંકડાઓ પ્રકાશિત કરવાનું નક્કી કર્યું, કારણ કે આ વર્ષને બાકાત કરે અથવા તો પછીનાં બે વર્ષોને સાથે લે તો ઉત્પાદકતામાં સ્થગિતતાની કહાની અને નિષ્ફળ ચોમાસાની પરંપરાઓ સિવાય બીજું કંઈ બતાવવાનું તેમની પાસે હતું નહિ.

## ભાવપ્રવાહો

ઉત્પાદન ક્ષેત્રની કામગીરી સંતોષપ્રદ છે તેવો સંતોષ લઈને પ્રો. દાંતવાલા ભાવોનાં વલણો તપાસે છે. તે કહે કે "વિકસતા દેશોની ખેતીવિષયક નીતિની ટીકા તેની નીતિ ઘડનારાઓના જાણી જોઈને ખેતપેદાશના ભાવોને નીચા રાખવાના કહેવાતા પ્રયાસોને" કારણે કરવામાં આવે છે. આ હેતુસર તેઓ જુદી જુદી ચીજવસ્તુઓના સમૂહોના જથ્થાબંધ ભાવોનાં વલણો તપાસે છે. આ પહેલાં તે ચાલુ ભાવશ્રેણીના પાયાના વર્ષ અંગે કહે છે કે "૧૯૫૨–૫૪નું વર્ષ સામાન્ય વર્ષ હોવાની ધારણાને આધારે ચાલુ ભાવોની ગણતરી માટે તેને પાયાનું વર્ષ ગણવામાં આવ્યું છે. ૧૯૬૩ને પાયાનું વર્ષ ગણીએ તો અનાજના ભાવોનો આંક ૧૯૫૨–૫૩માં ૪૪૪ હતો, જ્યારે સામાન્ય ભાવ આંક ૩૮૦·૬ હતો. નવી ભાવશ્રેણીમાં પાયાના વર્ષના ફેરબદલીને લીધે અનાજના ઊંચા ભાવોની આ હકીકત દબાઈ ગઈ છે, અને તેને સામાન્ય ભાવોનો દેખાવ મળી ગયો છે" સ્પષ્ટ છે કે પ્રો. દાંતવાલા ૧૯૫૨–૫૩ના વર્ષ કરતાં ૧૯૩૯નું વર્ષ વધારે સામાન્ય હતું તેમ માને છે. આમ માનાવામાં તેઓ એકલા જ નથી. જુદા જુદા લોકો જુદા જુદા કારણે આ મંતવ્ય ધરાવે છે. સામાન્ય ભાવસપાટીના સંદર્ભમાં ખાદ્યપેદાશના ભાવો ૧૯૬૩ની પરિસ્થિતિમાં વધારે યોગ્ય હતા તેવું સરકાર પણ માને છે. પ્રો. દાંતવાલા માને છે કે આ હકીકતથી એ વસ્તુ સ્પષ્ટ થાય છે કે "શા માટે ૧૯૫૭ના જાન્યુઆરીમા કે જ્યારે અનાજના ભાવોનો આંક ૯૫ પર હતો ત્યારે સરકારે ભાવો વધવાનાં કારણો શોધવા તથા તે માટેના ઉપાયો સૂચવવા માટે એક ઉચ્ચકક્ષાની સમિતિ નીમવાનું વિચાર્યું હતું." એજ રીતે શા માટે ૧૯૫૫

ના મે માસમાં જ્યારે અનાજના ભાવોનો આંક ૬૭ જેટલો નીચો ગયો હતો, ત્યારે સરકારે પી. એલ. ૪૮૦ નીચે અમેરિકા પાસેથી અનાજની આયાત મેળવવા માટે વાટાઘાટો કરવાનું વિચાર્યું હતુ તેનો ખુલાસો પણ એમાંથી જ મળી રહે છે!

આ ચર્ચામાંથી પ્રો. દાંતવાલા તારવે છે કે ' સામાન્ય મતથી વિરુદ્ધ ખેતીના ભાવોના આંકડાનું યોગ્ય વિશ્લેષણ કરતાં જણાય છે કે (૧૯૫૧–૫૬ના પાંચ વર્ષના ગાળાને બાદ કરતાં) ખેતીના ભાવો સાપેક્ષ અને નિરપેક્ષ બંને રીતે નીચી સપાટીએ રહ્યા નથી, અને છેલ્લાં પંદર વર્ષ દરમ્યાન ખેતીની વેપારની શરતો પ્રતિકૂળ જણાઈ નથી." નિરપેક્ષ રીતે પણ ખેતીના ભાવો નીચા રહ્યા નથી એવું કહેવાનો શો અર્થ છે એ સમજવું મુશ્કેલ છે. આ ગાળા દરમ્યાન, ખેતીના ભાવો કઈ રીતે વધ્યા અને ઘટ્યા તેની ટૂંકી નોંધ તેમણે આપી છે, પરંતુ ખેતીના ભાવો નિરપેક્ષ રીતે પણ ઘટ્યા નથી તેના સમર્થનમાં તો તેમણે એટલી જ દલીલ કરી છે કે "છેલ્લાં ૧૫ વર્ષના ભાવોના આંકડા ખેતપેદાશના ભાવો નીચા હોવાનું સૂચવતા નથી. વાસ્તવમાં છેલ્લાં પાંચ વર્ષમાં અનાજના ભાવો એટલા બધા વધ્યા છે કે જેને લીધે વાપરનારાઓમાં ખૂબ જ અસંતોષ પેદા થયો છે અને સત્તાધારી પક્ષને છેલ્લી સામાન્ય ચૂંટણીમાં તેનાં માઠાં પરિણામો પણ સહન કરવાં પડ્યાં છે." આમ પ્રો. દાંતવાલા આપણને સમજાવે છે કે સત્તાધારી પક્ષે ખેડૂતોના હિતમાં પોતાનાં હિતોનો ભોગ આપ્યો છે, અને નિરપેક્ષ રીતે પણ ખેતપેદાશના ભાવો નીચા ગયા નથી એ સાબિત કરવા માટે તે આ ઘટનાને આગળ ધરે છે. વાસ્તવમાં છેલ્લાં પાંચ વર્ષો સમેત આ વર્ષો દરમિયાન અનાજના ભાવો બીજા ભાવોની સાથે સાથે વધ્યા છે, અને તેથી વાપરનારાઓમાં ઉગ્ર અસંતોષ ફેલાયો છે, અને તે પણ જેને લીધે સત્તાધારી પક્ષને છેલ્લી સામાન્ય ચૂંટણીમાં સહન કરવું પડ્યું છે તેનાં અનેક કારણોમાંનું એક જ કારણ છે.

સાપેક્ષ ભાવોનાં વલણો તપાસતી વખતે પ્રો. દાંતવાલા સંમત થાય છે કે "મોટેભાગે ખેતી અને બિન ખેતીની પેદાશના ભાવોના ફેરફાર સમાંતર ધોરણે રહેલા હોય છે, અને ૧૯૬૧ના વર્ષમાં બંને આંકો એક જ સપાટીએ રહ્યા હતા. પણ ત્યાર પછી બિનખેતીવિષયક પેદાશોના ભાવો કરતાં ખેતપેદાશના ભાવો વધુ ઝડપથી વધ્યા છે." પ્રો. દાંતવાલાએ આને અંગે રજૂ કરેલ આંકડા (ટેબલ અ–૨) નીચે મુજબ છે.

કોઠો. ૩ – ખેતી અને બિનખેતીની પેદાશોના જથ્થાબંધ ભાવોનો આંક:–

(પાયાનું વર્ષ ૧૯૫૨–૫૩=૧૦૦)

| વર્ષ | ખેતપેદાશના ભાવ | બધી ચીજવસ્તુના ભાવ |
|---|---|---|
| ૧૯૬૧–૬૨ | ૧૨૨·૯ | ૧૨૫·૧ |
| ૧૯૬૨–૬૩ | ૧૨૩·૩ | ૧૨૭·૯ |
| ૧૯૬૩–૬૪ | ૧૩૧·૫ | ૧૩૫·૩ |
| ૧૯૬૪–૬૫ | ૧૫૫·૮ | ૧૫૨·૭ |
| ૧૯૬૫–૬૬ | ૧૬૯·૩ | ૧૬૫·૧ |
| ૧૯૬૬–૬૭ | ૧૯૯·૦ | ૧૯૧·૧ |

આમ ૧૯૬૩–૬૪માં ખેતપેદાશના ભાવો સામાન્ય સપાટી કરતાં પાછળ હતા ૧૯૬૪–૬૫ પછી ખેતપેદાશની વસ્તુઓના ભાવો સામાન્ય ભાવસપાટીથી વધારે રહ્યા હતા અને ઉત્તરોત્તર બંને વચ્ચેનો ગાળો વધતો જતો હતો. જોકે ખેતપેદાશની વસ્તુઓમાં સાપેક્ષ ભાવવધારો એ ૧૯૬૫–૬૬અને ૧૯૬૬–૬૭ની પાકનિષ્ફળતાને લીધે હતો, અને તેથી વધુ ઉત્પાદનના ઉત્સાહ માટે તે ભાગ્યે જ ઉપયોગી બની શકે ખેતપેદાશની ચીજવસ્તુઓના સાપેક્ષ ભાવવધારાના કદને પણ ધ્યાનમાં લેવું જોઈએ. ૧૯૬૪–૬૫, ૧૯૬૫–૬૬, અને ૧૯૬૬–૬૭નાં ત્રણ વર્ષ દરમ્યાન ખેતપેદાશના ભાવોનો આંક સામાન્ય ભાવસપાટી કરતાં અનુક્રમે ૨.૦, ૨.૫ અને ૪.૨ ટકા વધારો રહ્યો હતો. ખરી રીતે તો આપણે ખેતપેદાશના ભાવાંક સાથે બિન-ખેતપેદાશના ભાવાંકની સરખામણી કરવી જોઈએ. આમ કરતી વખતે એ વસ્તુ આપણે ખ્યાલમાં રાખવી જોઈએ કે સામાન્ય ભાવાંકમાં ખેત-ચીજવસ્તુઓનો ભાર (weight) ૧૦૦૦ માંથી ૪૬૧નો આપવામાં આવે છે. જો આપણે બરાબર ગણતરી કરીએ તો જણાશે કે ત્રણ વર્ષમાં ખેતપેદાશનો ભાવાંક બિન–ખેતપેદાશની વસ્તુઓ કરતાં સાધારણ રીતે ૪ ટકા, ૫ ટકા, અને ૯ ટકા ઊંચો રહ્યો હતો. પ્રો. દાંતવાલા આપણને સમજાવે છે કે આગલાં ત્રણ વર્ષમાં ૪ ટકા, ૫ ટકા, અને ૯ ટકાના ખેતપેદાશમાં થયેલ સાપેક્ષ ભાવવધારાને કારણે સત્તાધારી પ્રજાને સામાન્ય ચૂંટણીઓમાં માઠાં પરિણામો સહન કરવાં પડ્યાં હતાં.

સાચી હકીકત એ છે કે ખેતી અને અન્ય આર્થિક ક્ષેત્રો વચ્ચેની વેપારની શરતો કદી પણ એવી આકર્ષક રહી ન હતી કે જેથી કરીને સાધનોનો પ્રવાહ ખેતીક્ષેત્ર તરફ વળે, અને આ બાબતમાં છેલ્લાં પંદર વર્ષથી પરિસ્થિતિ વધનેઓછે અંશે જૈસે થે જેવી જ છે. ખેતીમાં તથા બીજાં આર્થિક ક્ષેત્રોમાં મજૂર અને મૂડીને મળતા બદલાતા સાપેક્ષ દર એ જ વર્તમાન સંજોગોમાં મહત્ત્વનું પરિબળ છે. આ પ્રશ્ન અંગેના જરૂરી આંકડા અપૂરતા છે. પરંતુ ઉપલબ્ધ આંકડાઓની ઉપરછલ્લી ચકાસણી કરતાં પણ જણાય છે કે બંને ક્ષેત્રો વચ્ચે મોટો ગાળો રહેલો છે, અને છેલ્લા ૧૫ વર્ષમાં બંને ક્ષેત્રો વચ્ચેનો આ ગાળો ઓછો કરવા માટે ઘણા ઓછા પ્રયત્નો થયા છે.

## ભાવનીતિ અંગેનાં નિવેદનો અને અમલ

આ પછી પ્રો. દાંતવાલા વખતોવખત સરકાર દ્વારા થયેલાં ભાવનીતિ અંગેનાં નિવેદનો તપાસે છે. એ તો જાણીતું છે કે આ બધા નિવેદનો અર્થ વગરનાં છે, અને તેનો કદી અમલ થયો નથી. ગમે તેમ, પ્રો. દાંતવાલા પણ કબૂલ કરે છે કે સરકારને ભાવનીતિનાં ધ્યેયો હાંસલ કરવામાં સફળતા મળી નથી. પરંતુ તેમનું મુખ્ય કથન એ છે કે સરકારને પ્રોત્સાહજનક ભાવોની સપાટી જાળવી રાખવા કરતાં ફુગાવાપ્રેરક વધતા ભાવોને રોકવામાં વધુ નિષ્ફળતા સાંપડી છે. હું આશા રાખું છું કે પ્રો. દાંતવાલા ઊંચા ભાવો આપવાની હેતુપૂર્વકની નીતિ અને ઊંચા ભાવોને અયોગ્ય રીતે નીચા ધોરણે પકડી રાખવાની નીતિમાં મળેલી નિષ્ફળતા વચ્ચેનો તફાવત સ્વીકારશે.

આ પછી દાંતવાલા નોંધે છે કે "તાજેતરનાં વર્ષોમાં સરકારે બાંધેલા ભાવોમાં ઓછામાં ઓછી ખાતરી આપતા ટેકાના ભાવો જ માત્ર અમલી બન્યા છે. આ ટેકાના ભાવો જે ૧૯૫૫-૫૬માં બન્યું હતું તેવા પ્રસંગોએ ભાવો ઘટવાની ગંભીર કટોકટી સામે રક્ષણ પૂરું પાડે છે. તળીઆના ભાવો નક્કી કરવામાં કોઈ જડ ધોરણ સ્વીકારવામાં આવ્યું નથી, સામાન્યપણે એ સિદ્ધાંતને અનુસરવામાં આવે છે કે પ્રગતિશીલ ખેડૂતોને સુધરેલ પદ્ધતિઓમાં રહેલ બધાં જોખમો અને અનિશ્ચિતતાઓ છતાં તે અપનાવવા માટે જરૂરી સાહસ અને મૂડીરોકાણ કરવાનો ઉત્સાહ જાગે." પ્રો. દાંતવાલાએ આ પ્રશ્નની ચર્ચા કરવામાં સારો એવો સમય લીધો છે. પરંતુ દુઃખ એ વાતનું છે કે તે ટેકાના ભાવોની એ સંખ્યાઓ વચ્ચેનો તફાવત જોઈ શક્યા નથી. આ સંજોગોમાં અર્થહીન વાણીવિલાસ માટે સરકારને દોષ દેવો નકામો છે.

## અનાજપ્રાપ્તિ

આ પછી પ્રો. દાંતવાલા સરકાર દ્વારા બજારભાવ કરતાં નીચા ભાવે લેવામાં આવતી અનાજની લેવી વધુ ઉત્પાદનને પ્રોત્સાહક બનતી નથી તે પ્રશ્ન તપાસે છે. તેમનો મુખ્ય મુદ્દો એ છે કે લેવી બજારભાવ કરતાં નીચા ભાવે લેવામાં આવે છે, છતાં સરકાર ઉત્પાદકોના બજાર અધિશેષના ૨૫ ટકા કરતાં વધારે અનાજ લેવીમાં મેળવતી નથી, અને બાકીનો ૭૫ ટકા જથ્થો તેઓ ખુલ્લા બજારમાં બજારભાવે વેચી શકે છે. તેમની દલીલ આવી છે: "એ જાણીતી બીના છે કે જ્યારે જ્યારે સરકાર લેવી લે છે ત્યારે સરકારે લીધેલા માલના પ્રમાણમાં ખુલ્લા બજારના ભાવો ઘણી ઝડપથી વધવા પામે છે. એટલે કે ઉત્પાદક પોતાના એકંદર વેચાણમાંથી (સરકારને લેવીમાં આપેલ અને ખુલ્લા બજારમાં વેચેલ) સરેરાશ એટલા ભાવો જરૂર મેળવે છે કે જે લેવીની ગેરહાજરીમાં તેને મળ્યા હોત." આ વાત સાચી છે. પરંતુ જો ઉત્પાદકને આખરે એટલા જ ભાવો મળતા હોય જે લેવીની ગેરહાજરીમાં તેને મળ્યા હોત, તો પછી આ બધી ધાંધલ કરવાનો કાંઈ અર્થ ખરો? નિશ્ચિત રીતે લેવીનો હેતુ ઉત્પાદકને સામાન્ય રીતે મળ્યા હોત તે કરતાં વધુ ઊંચા સરેરાશ ભાવો આપવાનો નથી. પ્રો. દાંતવાલા કહે છે તેમ લેવીનો હેતુ એ છે કે "જનતાને યોગ્ય ભાવે અનાજની વહેંચણી કરી શકાય." તો પછી કોને માટે આ જાહેર વહેંચણીનો કાર્યક્રમ છે? ૨૫ ટકા અનાજનો બજારઅધિશેષ વાપરનારાઓ માટે જ છે, અને તે વાપરનારાઓ મોટેભાગે શહેરી વાપરનારાઓ હોય છે, બાકીનો ૭૫ ટકા બજાર અધિશેષ વાપરનારાઓ જે મોટે ભાગે ગ્રામ વિસ્તારમાં છે, તેમને લેવીની ગેરહાજરીમાં આપવા પડતા ભાવો કરતાં વધુ ભાવો ખુલ્લા બજારમાં આપવા પડે છે અને આ રીતે ગ્રામ અને શહેરી વિભાગો વચ્ચેની વેપારની શરતો એટલે કે ખેતી અને બિનખેતીનાં ક્ષેત્રો વચ્ચેની વેપારની શરતો ખેતીક્ષેત્રને પ્રતિકૂળ થાય એવી રીતે કામ કરે છે. આ હકીકત ખેતી અને બિનખેતીની પેદાશોના સાપેક્ષ ભાવોનાં વલણોમાંથી અથવા તો ખેડૂતોને ચૂકવવા પડતા અને મેળવાતા ભાવોના આંકડામાંથી પણ જાણવા મળતી નથી.

અનાજપ્રાપ્તિ શા માટે જરૂરી હતી તે બતાવવા દાંતવાલા કહે છે કે અનાજના જથ્થાબંધ ભાવોનો આંક માર્ચ ૧૯૬૩ માં ૧૦૧ હતો તે વધીને માર્ચ ૧૯૬૭ માં ૧૯૦ (ખરેખર ૧૯૪) પર પહોંચ્યો હતો. તેમણે એ પણ કહેવું જોઈતું હતું કે સામાન્ય ભાવોનો આંક પણ માર્ચ ૧૯૬૩ માં ૧૨૭.૨ હતો તે વધીને માર્ચ ૧૯૬૭ માં ૨૦૨.૭ ઉપર પહોંચ્યો હતો. વાસ્તવમાં છેલ્લાં પંદર વર્ષમાં અનાજનો ભાવાંક બધી જ ચીજવસ્તુઓના ભાવાંક કરતાં પાછળ રહ્યો હતો. અને માર્ચ ૧૯૬૩થી ખૂબ ઝડપથી થયેલ ભાવવધારા પછી પણ ૧૯૬૭ના માર્ચમાં પણ તે સામાન્ય ભાવાંકને સમાન થઈ શક્યો ન હતો.

**અન્ન અને સ્વતંત્રતા**

પછી પ્રો. દાંતવાલા પ્રજામા અંકુશિત વહેંચણી માટે જરૂરી જથ્થો સરકાર ખુલ્લા બજારમાંથી બજારભાવે મેળવી શકે કે કેમ તે પ્રશ્ન ચર્ચે છે આ સંદર્ભમાં તેમણે મેં કર્ણાટક યુનિવર્સિટીમાં અનાજની નીતિ અંગે આપેલાં મારાં ભાષણોમાં કરેલ એક દરખાસ્તનો ઉલ્લેખ કર્યો છે. દાંતવાલા કહે છે કે મારી દરખાસ્તની વિગતવાર સમીક્ષા તેમના લેખમાં અસ્થાને છે. તેમ છતાં તેમણે તેનું તરંગીપણું બતાવવા માટે તેની આછી રૂપરેખા આપી છે.

હું મારી દરખાસ્તની ટૂંકી પૂર્વભૂમિકા અહીં રજૂ કરીશ. ઘણાં વર્ષોની અન્નનીતિ તપાસ્યા પછી હું નીચેનાં તારણો પર આવ્યો છું. "હાલમાં એવો પૂરતો અનુભવજન્ય પુરાવો મળે છે કે જ્યાં સુધી ખાનગી વેપાર અને બજાર બંને ચાલતાં હશે ત્યાં સુધી લેવીના ભાવ તથા વહેંચણીના ભાવ મારફતે ભાવસપાટી પર કાબૂ મેળવવાની અનાજનીતિને, વધારાના પરદેશી પુરવઠા દ્વારા ટેકો ન આપવામાં આવે તો મુક્ત બજારમાં ભાવોને નીચા લાવવામાં સફળતા નહિ મળે. વધતા જતા ભાવોની પરિસ્થિતિમાં મુક્ત બજારનાં દબાણોને લીધે તે જાતે જ (અનાજનીતિ) ગૂંચવાઈ જશે, કારણ કે નક્કી કરેલ વહેંચણીના ભાવે માંગને પહોંચી વળવા માટે લેવીના નક્કી કરેલા ભાવે પૂરતો જથ્થો તે મેળવી શકશે નહિ,"[1] આ દલીલને આગળ લંબાવતા મેં કહ્યું હતું કે "જાહેર લેવી અને જાહેર વહેંચણીની પ્રથા મુક્ત બજારની સાથે સાથે ચાલુ રાખવા માટે આપણે એવી પ્રવાહી ભાવનીતિ અપનાવવી જોઈએ કે જેને પરિણામે ગ્રાહકને આપવી પડતી 'યોગ્ય કિંમત'માં અવારનવાર ફેરફાર કરી શકાય, તેને વધુ વાસ્તવિક બનાવી એટલે કે બજારભાવની નજીક લાવી શકાય, અને વધુ અનાજનો જથ્થો મેળવી શકાય તથા માગ ઘટાડી શકાય. કોઈ એક નિશ્ચિત સપાટીએ અનાજના ભાવો જાળવી રાખવાને બદલે વધું સારા ભાવધ્યેયનો આપણી અન્નનીતિમાં આપણે સ્વીકાર કરી શકીએ કે કેમ તે તપાસવું જોઈએ. અનાજની સમસ્યાના સંદર્ભમાં મહત્ત્વનું ભાવધ્યેય એ છે કે અનાજના ભાવો સ્થિર કરવા જોઈએ. અનાજના ભાવોને કોઈ એક નિશ્ચિત સપાટીએ પકડી રાખવાના ધ્યેયથી આ ધ્યેયને જુદું પાડવું જોઈએ. સ્થિરતા પર ભાર મૂકતી વખતે આપણે એ વાત પણ સ્વીકારવી જોઈએ કે અનાજની ભાવસપાટી અને સામાન્ય ભાવસપાટી સાથે સાથે રહેવાં જોઈએ પરંતુ આપણું ધ્યેય વર્ષોવર્ષ અને વર્ષ દરમ્યાન પણ અનાજના ભાવોમાં થતી મોટી વધઘટો ઘટાડવાનું હોવું જોઈએ."[2] અંતમાં સમગ્ર દેશમાં અનાજની હેરફેર પર મૂકેલ અંકુશોની વિરુદ્ધ દલીલ કરતાં મેં જણાવ્યું હતું કે, "અનાજના ભાવોમાં કેટલીક સ્થિરતા લાવવા માટે આપણે અનાજના બજારોને પુનઃવ્યવસ્થિત કરવા પડશે, જેથી કરીને પહેલાં આપણે સમગ્ર દેશમાં અસરકારક એક જ સુગ્રથિત અનાજનું બજાર ઊભું કરી શકીએ, અને બીજું સામાન્ય બજારપ્રક્રિયા દ્વારા બજારભાવોનું એવું માળખું રચી શકીએ કે જે સ્પર્ધાયુક્ત અને જાહેર હોય"[1].

પ્રો. દાંતવાલા છેલ્લા મુદ્દાનો જવાબ આપતાં એવી દલીલ કરે છે કે આમાં જે વસ્તુ નથી તે માની લેવામાં આવી છે: "જો આપણે ત્યાં સ્પર્ધાયુક્ત અને જાહેર રીતે રોજબરોજ નક્કી થતાં ભાવવાળાં સંપૂર્ણ બજારો હોત તો તેમને (પ્રો. દાંડેકરને) તેમનો નિબંધ લખવાની તક જ મળી ન હોત." પરંતુ એવી કોઈ વસ્તુ મેં માની લીધી નથી. વાસ્તવમાં મેં તો એવી દરખાસ્ત સૂચવી હતી કે જેથી અનાજના બજારો એવી

* ૧ "Food And Freedom," Karnatak University Economic series No. 6 1967 pp 33–34,

2. op. cit. p. 34

રીતે પુનઃવ્યવસ્થિત થાય કે જેથી ઉપર જણાવેલ બંને પરિસ્થિતિનું નિર્માણ કરી શકાય." આનો અર્થ એ છે કે ઘણી વિકેન્દ્રિત વેચાણસંસ્થાઓ હોવી જોઈએ કે જે તેમના બજારના કામકાજમાં તદ્દન સ્વતંત્ર અને સ્વયંસંચાલિત હોય અને તેમ છતાં તેમના ઉપર જાહેર દેખરેખ દ્વારા સામાજિક અંકુશ રહે. આ હેતુઓને ખ્યાલમાં રાખીને દેશમા અનાજના બજારોને પુનઃ વ્યવસ્થિત કરવા માટેની કેટલીક દરખાસ્તો હું કરું છું"

દેખીતી રીતે જ પ્રો. દાંતવાલાને મારી દલીલો અને દરખાસ્તો સંભાળપૂર્વક તપાસવાનો સમય મળ્યો નથી, અથવા તો તેના તરંગીપણામાં તે એવા તો ખેંચાઈ ગયા છે કે અધવચ્ચે જ તે નિદ્રાવશ થઈ ગયા છે. મારી દરખાસ્તનો જે ટૂંકસાર તેમણે આપ્યો છે તેમાં આ બંને વાતના પુરાવા મળી રહે છે.

પ્રો. દાંતવાલા દર્શાવે છે તેમ મારી દરખાસ્તનો મુખ્ય મુદ્દો એ છે કે દરેક જિલ્લામાં અનાજ વેપાર મંડળ (ફૂડ ગ્રેઈન માર્કેટિંગ બોર્ડ) ની સ્થાપના કરવી અને તેને આંતરજિલ્લાકીય વેપારનો ઇજારો આપવો જેથી કરીને આંતર જિલ્લાકીય વેપાર ૩૦૦ જેટલાં જિલ્લા વેપાર મંડળો પૂરતો મર્યાદિત રહે. આ મંડળોની કાર્યવાહી અંગે પ્રો. દાંતવાલાએ મારા લેખમાંથી કેટલાક ઉતારાઓ ટાંક્યા છે. પરંતુ વાચકોના લાભાર્થે અનાજ વેપાર મંડળોની કાર્યવાહી અંગે હુ વધારે વિસ્તારથી મારા લેખને ટાંકીશ : " તેમના અરસપરસના વેપારમાં કોઈ નિયંત્રણ ન હોવાં જોઈએ. તેઓ કોઈ પણ અનાજ ગમે તે જથ્થામાં, ગમે તે ભાવે અને અંદરોઅંદર ગમે તેને વેચી શકે છે. તેઓ આ જાતનો વેપાર ચાલુ બજારપદ્ધતિએ કરવા મુક્ત છે, જેમ કે સ્પર્ધા યુક્ત રીતે, વાતાઘાટો દ્વારા અથવા અમુક અનાજનો જથ્થો પૂરો પાડવા માટેનાં બંધ ટેન્ડરો મંગાવીને. તેમની વચ્ચે થયેલ બધા સોદાઓનો જથ્થો, તેમની જાત અને વેચાણ ભાવોની માહિતી ઝડપથી પ્રસિદ્ધ કરવી જોઈએ. આ પ્રક્રિયા દ્વારા સમગ્ર દેશને અસરકારક રીતે એક સુગ્રથિત અનાજબજાર હેઠળ લાવી શકાશે, અને સામાન્ય બજારની પ્રક્રિયા દ્વારા બજાર માળખું ઊભું થશે કે જેની ઉપર અમુક અંશે જાહેર દેખરેખ અને સામાજિક અંકુશ રહેશે.

આ દરખાસ્ત રજૂ કરવા પાછળ મારો મુખ્ય હેતુ એ છે કે એવું બજારમાળખું સ્થાપિત કરવું જોઈએ કે જેથી કરીને સરકાર બજારમાં દાખલ થઈ સામાન્ય બજારની પ્રક્રિયામાં દખલ કર્યા સિવાય પૂરતા પ્રમાણમાં અનાજનો જથ્થો મેળવી શકે આ વસ્તુને ખ્યાલમાં રાખીને મેં એમ સૂચવ્યું હતું કે સરકાર પ્રથમ ખરીદીના પોતાના હકકનો ઉપયોગ કરીને જરૂરી એવો જથ્થો જિલ્લા વેપાર મંડળો પાસેથી ખરીદશે. અહીં પ્રો. દાંતવાલા એવો પ્રશ્ન ઉઠાવે છે કે આ ખરીદી રાજ્ય સરકાર કરશે કે કેંદ્ર સરકાર? સાચે જ પ્રો. દાંતવાલાએ જે ફકરામાં મેં પ્રથમ ખરીદીના હકકના ઉપયોગની ચર્ચા કરી છે તે ફકરો કાળજીપૂર્વક વાંચ્યો નથી, જોકે તે ફકરામાંથી તેમણે થોડો ઉતારો ટાંક્યો છે. ફરીથી વાચકોના લાભાર્થે હું તે આખો ફકરો ટાંકું છું:

"હું એમ સૂચવું છું કે સરકાર પ્રથમ ખરીદીના હક્કનો ઉપયોગ જિલ્લા વેપાર મંડળો પાસેનો જથ્થો ખરીદવા માટે કરી શકે. આ વસ્તુ નીચે મુજબ થઈ શકે. જિલ્લાકીય વેપાર અને ખરીદીના બધા જ કરારોની ખબર લાગતીવળગતી બધી જ રાજ્ય સરકારોને જિલ્લા વેપાર મંડળોએ તાકીદે આપવી જોઈએ. અને અનાજની જરૂરી હેરફેર માટેનો પરવાનો તેમણે કઢાવી લેવો જોઈએ. જો આ ખરીદીનો કરાર હોય, એટલે કે કોઈ જિલ્લા વેપાર મંડળે બીજા જિલ્લામાથી અમુક મુકરર કરેલ ભાવે અમુક ચોકકસ અનાજના જથ્થાની આયાત કરવાનો કરાર કર્યો હોય, અને લાગતીવળગતી રાજ્ય સરકારને તે ભાવ આકર્ષક લાગતો હોય તો તે તેમાં ડખલ કરશે. અને તે તેના પ્રથમ ખરીદીના હક્કનો ઉપયોગ કરી જિલ્લા વેપાર મંડળને નક્કી થયેલ ભાવે ખરીદી માટે નક્કી થયેલ જથ્થાના અડધા કરતાં વધારે નહિ તેટલો જથ્થો આપી દેવાનું કહેશે. જિલ્લા વેપાર મંડળો પોતાના કાયદેસરના વેપારનો પૂરેપૂરો હક્ક ગુમાવશે નહિ તેની આનાથી ખાતરી મળે છે. તેવી જ રીતે જિલ્લા વેપાર મંડળ બીજા જિલ્લામાં અમુક ચોક્કસ અનાજના જથ્થાની નિકાસ કરવાનો કરાર કરશે ત્યારે લાગતીવળગતી રાજ્ય સરકાર તેમાં ડખલ કરશે, અને જો રાજ્ય સરકારને નક્કી કરેલા ભાવ આકર્ષક જણાશે તો તે જિલ્લા વેપાર મંડળને નિકાસની પરવાનગી આપતાં પહેલાં તેટલો જથ્થો નક્કી ભાવે સરકારને આપવાનું કહેશે. જ્યારે જ્યારે રાજ્ય સરકાર જિલ્લા વેપાર

મંડળો પાસેથી નિકાસ માં આયાત બિનઉપયોગી અનાજનો જથ્થો મેળવશે ત્યારે તે જિલ્લા વેપાર મંડળને તેમની સેવાઓ માટે યોગ્ય વળતર આપશે. આ રીતે રાજ્ય સરકાર તેની અન્નનીતિને સફળ બનાવવા માટે જરૂરી અનાજનો જથ્થો પ્રાપ્ત કરી શકશે." આમ આપણે જોઈ શકીએ છીએ કે અન્નનીતિ અને અન્નવ્યવસ્થાનો સમગ્ર બોજો મેં રાજ્ય સરકાર પર મૂક્યો છે, અને મારી દરખાસ્તમાં કેન્દ્ર સરકારને અનાજની ખરીદી, વેચાણ અને હેરફેરમાં કશું કરવાનું સૂચવ્યું નથી. આ મારી દરખાસ્તનું જરૂરી અને અગત્યનું લક્ષણ છે. એમાંથી દાંતવાલા નીચેના તારણો કાઢે છે: "આ રીતે ૩૦૦ થી ૧૦૦૦ જેટલાં અન્ન અંદાજપત્રો થશે, ૩૦૦ થી ૧૦૦૦ જેટલા આંતર જિલ્લાકીય ઇજારાઓ થશે અને એટલા જ અન્નઝોન થશે." આ પછી તેઓ ભારપૂર્વક ઉમેરે છે કે "આ બધું મુક્ત બજારભાવો માટે તથા ઉત્પાદનને પ્રોત્સાહન આપવા માટે થશે! અન્ન અને સ્વતંત્રતા એ પ્રો. દાંડેકરના નિબંધનું શીર્ષક છે!"

આ તેમની સમજ યા ગેરસમજનો અદ્વિતીય નમૂનો છે. દેખીતી રીતે જ પ્રો. દાંતવાલા અન્ન-અંદાજપત્રો અને અન્નઝોન સિવાય અન્નનીતિ વિચારી શકતા નથી હું તેમને નાખુશ કરવા બદલ દિલગીર છું, પણ મારે સ્પષ્ટપણે કહેવું જોઈએ કે મારી દરખાસ્તમાં અન્ન-અંદાજપત્રો અને અન્નઝોન આવતા નથી, ખરેખર તો મેં અન્ન-અંદાજપત્રો અને અન્નઝોનમાંથી મુક્તિ મેળવવાનું ધ્યેય રાખેલ છે. મેં એમ સૂચવ્યું છે કે જિલ્લા વેપાર મંડળો એ મુખ્યત્વે વેપારી સંસ્થાઓ રહેશે અને વેપારી સંસ્થાઓ તરીકે કાર્ય કરશે. તેમની વચ્ચે એવા કોઈ ઝોન ન રહેવા જોઈએ કે જેની બહાર તે અનાજની હેરફેર ન કરી શકે. લાગતીવળગતી રાજ્ય સરકારોના પ્રથમ ખરીદીના હક્કને માન આપીને તેમણે વેપાર કરવાનો છે. તેનાથી દેશમાં એક જગાએથી બીજી જગાએ અનાજની હેરફેર માટે તેમના પર કોઈ બંધન આવતું નથી.

આમ છતાં આ દરખાસ્ત રજૂ કરતી વખતે મુક્ત બજારભાવોની તરફદારી કરવાનો મારો કોઈ ખ્યાલ ન હતો. જ્યાં સુધી મુક્ત બજારની વ્યવસ્થા અસ્તિત્વમાં છે ત્યાં સુધી લેવીના ભાવો અને વહેંચણીના ભાવો ટકાવી રાખવા મુશ્કેલ છે અને જે હેતુથી તે દાખલ કર્યા હોય છે તે હેતુ પણ સિદ્ધ થતો નથી એટલું જ મારે તો કહેવું છે. એવી પણ દલીલ કરી છે કે અમુક સંજોગો જેમાં મુક્ત બજાર ચાલુ રાખવા પડતા હોય ત્યાં વધુ ઉત્પાદનને ઉત્તેજન આપવા માટેનો સારામાં સારો રસ્તો ખુલ્લા બજારમાં સરકારે સક્રિય કામગીરી કરીને અમુક કક્ષાએ બજારભાવોને સ્થિર કરવાનો છે. અંતમાં જ્યારે મેં મારા વ્યાખ્યાનોને "અન્ન અને સ્વતંત્રતા" શીર્ષક આપ્યું ત્યારે મેં સામાજિક નિયમનો અને સામાજિક અંકુશોથી પણ મુક્તિ અપાવવાની વાત વિચારી નહોતી. હકીકતમાં તો મેં અમુક અંશે સામાજિક નિયમન અને અંકુશની જરૂરિયાત ઉપર ભાર મૂક્યો છે, અને મારી દરખાસ્તમાં તેની જોગવાઈ પણ કરી છે. આખો વખત મેં તો અનાજની આયાતોમાંથી મુક્તિ મેળવવાની દૃષ્ટિએ સઘળો વિચાર કર્યો હતો અને તેમાં પણ ખાસ કરીને પી. એલ. ૪૮૦ ની યોજના નીચે થતી અન્નઆયાતોમાંથી મુક્તિ મેળવવા વિષે વિચાર્યું હતું. ખરેખર તો મારાં વ્યાખ્યાનોનો આ જ કેંદ્રવર્તી વિચાર હતો. પ્રો. દાંતવાલા આ વાત ચૂકી ગયા છે તેનું કારણ કયા તો તેમણે મારાં વ્યાખ્યાનો વાંચ્યા નથી અથવા આ પ્રકારની મુક્તિમાં તેમને કંઈ રસ નથી તેમના લેખના બાકીના ભાગમાં દર્શાવેલ મંતવ્યો પરથી કહી શકાય કે બીજું કારણ ખરું છે. પ્રો. દાંતવાલાએ "અન્ન અને સ્વતંત્રતા" શીર્ષકવાળા વ્યાખ્યાનમાંથી ઉતારેલ ત્રુટક ત્રુટક ઉતારાઓએ વાચકને મૂંઝવણમાં મૂકયા હશે, અને તેમને વિચાર કરતા કરી મૂકયા હશે એમ માનીને મેં કંઈક વિસ્તારથી આ મુદ્દાની ચર્ચા અહીં કરી છે. અન્નસમસ્યાના મારા નિવેદન અને તેના ઉકેલ માટે મેં સૂચવેલ દરખાસ્તને પૂરીપૂરી સમજવા માટે હું મારા વ્યાખ્યાનોનો સંપૂર્ણ પાઠ જોવાની વાચકોને વિનતિ કરું છું. મેં એક ગંભીર દરખાસ્ત રજૂ કરી છે, મને લાગે છે કે તે અમલમાં લાવી શકાય તેવી છે અને અજમાવી જોવા જેવી છે. આમ છતાં પ્રો. દાંતવાલા જુદો મત જરૂર ધરાવી શકે છે. પરંતુ તેમને ખરેખર તરંગીપણાનાં દર્શન કરવા હોય તો હું તેમને ફુડ એન્ડ પોલિસી કમીટી (૧૯૬૬) કે જેના તેઓ પણ એક સભ્ય હતા તેનો હેવાલ વાંચવાની ભલામણ કરું છું. આ હેવાલનો મધ્યવર્તી વિચાર



રાષ્ટ્રિય અન્ન અંદાજપત્ર તૈયાર કરી તેને વખતોવખત વડાપ્રધાનના પ્રમુખપદે મળતી બધાં જ રાજ્યોના પંત-પ્રધાનોની રાષ્ટ્રિય અન્નસમિતિ સમક્ષ તેની વિચારણા માટે અને જરૂર લાગે તો ફેરફાર માટે મૂકવાનો હતો. ૧૯૬૧–૬૨ ના ગાળા દરમ્યાન અનાજની હેરફેર માટેનાં કશાં નિયંત્રણ જ્યારે નહોતાં અને એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ખાનગી વેપારી ધોરણે અનાજની છૂટથી હેરફેર થતી હતી તેવા જ પ્રકારની આંતરરાજ્ય અનાજ હેરફેર માટે આ માથાકૂટ કરવાની તેમાં ભલામણ કરવામાં આવી હતી.

### પી. એલ. ૪૮૦ ની આયાતો :

આ વિભાગમાં પ્રો. દાંતવાલાનો હેતુ વારંવાર કરવામાં આવતી એ દલીલને તપાસવાનો છે કે, "પી. એલ. ૪૮૦ ની યોજના નીચે આવતા અન્નપુરવઠાને લીધે મદદ મેળવતા દેશોની ખેતપેદાશના ભાવો ઉપર વિપરીત અસર પડે છે, અને વધુ સ્થાનિક ખેતઉત્પાદન માટેનું આર્થિક આકર્ષણ ખેડૂતોને રહેતું નથી." તેમણે જે રીતે આ દલીલને ચર્ચી છે તે જોતાં તેમને પહેલી મુશ્કેલી દેખાઈ આવે છે. તેમની દલીલનો મુખ્ય મુદ્દો આ પ્રમાણે છે : "૧૯૫૧–૬૧ ના દશકા દરમિયાન અનાજની આયાતનું પ્રમાણ ઘરઆંગણે થતા અનાજના ઉત્પાદનના ૧·૩ ટકા થી ૧૧ ટકા જેટલું રહ્યું છે. અનાજના નીચા ભાવોનાં વર્ષો દરમિયાન (૧૯૫૪–૫૬) પી. એલ. ૪૮૦નીચે થતી આયાતોનું પ્રમાણ નજીવું હતું, અને છતાં બધી જ ખેતપેદાશના ભાવો ઝડપથી નીચે જતા હતા. આ વસ્તુ બતાવે છે કે પી. એલ ૪૮૦ નીચે થતી ઘઉંની આયાતો સિવાય પણ બીજાં અનેક મજબૂત આર્થિક પરિબળો ખેતીના ભાવોનું વલણ નક્કી કરવા માટે જવાબદાર હતાં. અનાજના ભાવોમાં થતા ફેરફારોમાં માથાદીઠ અન્નના ઉપલબ્ધ જથ્થા કરતાં રાષ્ટ્રીય આવક અર્થાત્ નાણાંના વધારાએ વધુ અગત્યનો ભાગ ભજવ્યો છે." સામાન્ય ભાવસપાટીમાં થતા ભાવફેરફારોના વિશ્લેષણને સામાન્ય ભાવસપાટીના સંદર્ભમાં, અન્નના ભાવોમાં થતા ફેરફારોના વિશ્લેષણથી અલગ રાખવામાં પ્રો. દાંતવાલાને કેમ મુશ્કેલી પડી તે એક આશ્ચર્યની ઘટના છે. પી. એલ. ૪૮૦ નીચે થતી આયાતની અનાજના ભાવો પર થતી અસરની ચર્ચા વખતે આપણે અનાજના સાપેક્ષ ભાવોને ધ્યાનમાં લેવા જોઈએ. તેથી તે સંદર્ભમાં રાષ્ટ્રિય આવક અર્થાત્ નાણાંના વધારાનો ઉલ્લેખ કરવો અપ્રસ્તુત લાગે છે. સિવાય કે આપણે એવું પ્રતિપાદિત કરવા માગતા હોઈએ કે નાણાંના જથ્થામાં થયેલ વધારાને કારણે અનાજના સાપેક્ષ ભાવો પર અસર પડી છે. પરંતુ પ્રો. દાંતવાલાએ એમ કર્યું નથી. તેમણે તો આ બે પ્રશ્નોને ગૂંચવ્યા છે.

પ્રો. દાંતવાલા આગળ ચાલતાં કહે છે, "નીતિ ઘડનારાઓનો જો કોઈ દોષ હોય તો તે એ છે કે તીવ્ર ફુગાવાની નીતિને તેઓ અનુસર્યા, જેને પરિણામે જૂન ૧૯૬૬માં રૂપિયાનું અવમૂલ્યન કરવાની ફરજ પડી. ખેતપેદાશના ભાવો નીચા રાખવાનું તો તેમની કલ્પનામાં પણ ન હતું. પી. એલ. ૪૮૦ની આયાતોનો ઉપયોગ ખાધપૂરક નાણાંતંત્ર અને વિકાસના ખર્ચને લઈ અર્થતંત્રમાં વધેલાં ફુગાવાનાં દબાણો ઘટાડવા માટે કરવામાં આવ્યો." આનો શો અર્થ? ચોક્કસ રીતે પી. એલ. ૪૮૦ની ઘઉંની આયાતોએ સામાન્ય ભાવસપાટી નીચી લાવવામાં કોઈ ભાગ ભજવવાનો ન હતો. પ્રો. દાંતવાલા પોતે અમુક અભ્યાસનાં કેટલાંક પરિણામો ટાંકતાં કહે છે કે, "યોજનાજનિક ખર્ચ અને બિનયોજનાકીય ખર્ચમાં ૧૦ ટકાનો વધારો થતાં ભાવોનો આંક ૨·૬ટકા વધે છે જ્યારે ચીજવસ્તુઓના ઉત્પાદનમાં ૧૦ ટકાનો વધારો થતાં ભાવોનો આંક માત્ર ૦·૭ ટકા ઘટે છે. પી. એલ. ૪૮૦ની આયાતનું પ્રમાણ એ ઘરઆંગણે થતા અનાજના ઉત્પાદનના ૧·૩ ટકા થી ૧૧ ટકા જેટલું રહ્યું છે અને તેથી કુલ પેદાશોના પુરવઠામાં ૨ ટકા કરતાં પણ ઓછો વધારો થાય, અને તેથી સામાન્ય ભાવસપાટી ૦·૧૫ ટકા કરતાં વધારે નીચે જઈ શકે નહિ. વધતી જતી સામાન્ય ભાવસપાટીની પરિસ્થિતિમાં પી. એલ. ૪૮૦ ની આયાતો દ્વારા અનાજના ભાવો ઉપર કાબૂ મેળવવા સિવાય બીજો કોઈ હેતુ હોઈ શકે? નીતિ ઘડનારાઓનો ફુગાવાજનક નીતિ અનુસરવામાં કોઈ દોષ હતો કે કેમ તે પ્રશ્ન આ ચર્ચાના ક્ષેત્રની બહારનો છે, પરંતુ એટલું તો જરૂર કહી શકાય કે તીવ્ર ફુગાવાની નીતિને અનુસર્યા પછી નીતિ ઘડનારાઓએ અનાજના વધતા જતા ભાવો માટે ઉત્પાદકોને જવાબદાર ઠેરવ્યા કે જેને માટે તેઓની જવાબદારી લેશમાત્ર નહોતી તે ખોટું હતું. વળી તેમણે સહેજે મળી રહેલી પી. એલ. ૪૮૦ ની આયાતો વડે ઉત્પાદકોને જે શિક્ષા કરી, અને

એ રીતે રાજદ્વારીય અને નાણાકીય ક્ષેત્રે પોતાને મળેલ નિષ્ફળતા ઉપર ઢાંકપિછોડો કરવાનો જે પ્રયાસ કર્યો તે પણ ખોટું હતું.

હકીકતો એટલી બધી–દીવા જેવી સ્પષ્ટ છે કે પ્રો. દાંતવાલાને પણ તે સ્વીકારવી પડે. જોકે તેમ કરતી વખતે અપ્રસ્તુત વાતોને દાખલ કરવાનું અને અવળી રજૂઆત કરવાનું તે ચૂક્યા નથી તેમણે એ સ્વીકાર્યું છે કે પી. એલ. ૪૮૦ ની આયાતોને લીધે રોકડિયા પાકોની સરખામણીમાં અનાજના ભાવો નીચા રહ્યા હતા, અને "રોકડિયા પાકોની તરફેણમાં સાપેક્ષ ભાવોની ફેરબદલીને લીધે ખેતીનાં સાધનો રોકડિયા પાકોના ઉત્પાદન તરફ વળ્યાં હતાં." પરંતુ આ પછી તેઓ વધુ એક મુદ્દો ઉમેરે છે અને કહે છે કે "ખરેખર એમ જ બન્યું છે એમ માનીએ તો આવો આર્થિક વિકાસ એ ભારતના ખેતીવિકાસને અને સમગ્ર અર્થતંત્રને હાનિરૂપ ગણાશે? એ સાચું છે કે અનાજનું વધુ ઉત્પાદન ભારતના અર્થતંત્ર માટે ઘણું જરૂરી છે, પરંતુ સાથે સાથે અનાજના પાક સિવાયના પાકોનો વિકાસ પણ આંતરરાષ્ટ્રિય ચુકવણીની દૃષ્ટિએ ઓછો મહત્વનો નથી." પી. એલ. ૪૮૦ ની આયાતની ટીકા કરનારાઓ સાચે જ જાણતા ન હતા કે પી. એલ. ૪૮૦ ની આયાતનો હેતુ બિનઅનાજની વસ્તુઓના ઉત્પાદનને વધારવાનો હતો, અને એ રીતે આંતરરાષ્ટ્રીય ચુકવણીની સ્થિતિમાં સુધારો કરવાનો હતો આ મુદ્દા અંગેની માહિતી આપી દીધા પછી પ્રો. દાંતવાલા માટે બાકીનો ભાગ લખવાનું બિનજરૂરી હતું.

## ખેતી માટેનાં સાધનોના ભાવો અને તે અંગેની નીતિ

આ વિભાગમાં પ્રો. દાંતવાલા ભારતમાં ખેતીના સાધનોના ભાવો ઊંચા રાખવામાં આવ્યા છે તે ટીકા તરફ ધ્યાન દોરે છે. તે સ્વીકારે છે કે, "ભારતમાં રાસાયણિક ખાતરોના ભાવ ઘણા ઊંચા છે અને ઉત્પાદનનાં સાધનોના ભાવ એટલાબધા ઊંચા ન હોવા જોઈએ કે જેથી કરીને મહત્તમ ઉત્પાદન માટેનો ઉત્સાહ જ રહે નહિ." આગળ જતાં તે સમજાવે છે કે, "જ્યારે કોઈ પણ એક સાધન અપનાવવાથી તેમાં રહેલ જોખમ સહિત જે કંઈ નવો ખર્ચ થાય તે જો ચાલુ ઉત્પાદનના ભાવે થતી વધારાની આવકમાંથી પૂરેપૂરો મળી રહે તો આ શરત પૂર્ણ થઈ ગણાય. ખેડૂતોની જમીન ઉપર થયેલ રાસાયણિક ખાતરોના અનેક પ્રયોગો પરથી પ્રાપ્ત થયેલ આંકડા બતાવે છે કે ૧ રૂા. નું નાઈટ્રોજન ચોખામાં રૂા. ૨.૪ અને ઘઉંમાં રૂા. ૨.૬ નો નફો આપે છે. વધુ ઊપજ આપતી નવી બિયારણની જાતોને લઈને રાસાયણિક ખાતરોને સારો આવકાર મળ્યો છે અને વધુ ને વધુ રાસાયણિક ખાતરોનો ઉપયોગ અત્યારે લાભદાયી નીવડ્યો છે." આ સુવિદિત છે. પરંતુ ખાતરોના વપરાશનું સરેરાશ પરિણામ ગમે તે હોય, પણ ખેતરે ખેતરે તેમા ખૂબ જ મોટો તફાવત રહેલો હોય છે અને ખેતીનાં સાધનોના ભાવો અને ઉત્પાદનના ભાવો વચ્ચેનો હાલનો સબંધ ઉત્પાદન સરેરાશ જેટલું અથવા તેથી વધુ ન હોય તો રાસાયણિક ખાતરોના ઉપયોગ માટે જરૂરી પ્રોત્સાહન પૂરું પાડતો નથી. પરિણામે મોટા ભાગના ખેડૂતો તેનો ઉપયોગ કરતા નથી. આ મુદ્દાને પ્રો. દાંતવાલાએ ધ્યાનમા લીધો નથી. જોકે તેમણે વધારે અગત્યનો બીજો એક મુદ્દો રજૂ કર્યો છે કે, "હાલની પરિસ્થિતિમાં રાસાયણિક ખાતરોના ઊંચા ભાવ આપવાની શક્તિ છે કે નહિ તેનો વિચાર કરવાને બદલે તે કેટલા પ્રમાણમાં મળી શકે છે તેનો વિચાર કરવો વધુ જરૂરી છે." "આજે ખેડૂતો આ બધી વસ્તુઓ (રાસાયણિક ખાતરો અને પમ્પિંગ સેટ) ખરીદવા માટે હાથમાં પૈસા લઈને સામે ચાલીને જાય છે, અને તે બધુ તેમને મળતું નથી." આ વાત તદ્દન સાચી છે. પરંતુ રાસાયણિક ખાતરોના ઊંચા ભાવો હોવા છતાં ખેડૂતો તે ખરીદવા માટે હાથમાં પૈસા લઈને સામે ચાલીને જાય છે તે હકીકતને રાસાયણિક ખાતરોના ઊંચા ભાવોની તરફેણમાં દલીલ તરીકે વાપરતી હોય તો શહેરી વિસ્તારોમાં અનાજના ગમે તેટલા ભાવો હોવા છતાં પણ શહેરી ગ્રાહકો તે ખરીદવા માટે હાથમાં પૈસા લઈને સામે ચાલીને જાય છે તે હકીકતને પણ સ્વાભાવિક ગણવી જોઈએ. આમ છતાં શહેરી વાપરનારાઓના હિતમાં અનાજના ભાવો નીચા રાખવાના સઘળા પ્રયત્નો થાય છે. અહીં જ નીતિ ઘડનારાઓનો શહેરી વિસ્તાર પ્રત્યેનો ભેદભાવ ઉપર તરી આવે છે.

### ભાવો અને આવક

આ વિભાગમાં પ્રો. દાંતવાલા ભાવોની ઉત્પાદન પર થતી અસરોને તપાસે છે. તેમનું એ વિધાન તદ્દન સાચુ

રાષ્ટ્રિય અન્ન અંદાજપત્ર તૈયાર કરી તેને વખતોવખત વડાપ્રધાનના પ્રમુખપદે મળતી બધાં જ રાજ્યોના પંત-પ્રધાનોની રાષ્ટ્રિય અન્નસમિતિ સમક્ષ તેની વિચારણા માટે અને જરૂર લાગે તો ફેરફાર માટે મૂકવાનો હતો. ૧૯૬૧–૬૨ ના ગાળા દરમ્યાન અનાજની હેરફેર માટેનાં કશાં નિયંત્રણ જ્યારે નહોતાં અને એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં ખાનગી વેપારી ધોરણે અનાજની છૂટથી હેરફેર થતી હતી તેવા જ પ્રકારની આંતરરાજ્ય અનાજ હેરફેર માટે આ માથાકૂટ કરવાની તેમાં ભલામણ કરવા-માં આવી હતી.

## પી. એલ. ૪૮૦ ની આયાતો :

આ વિભાગમાં પ્રો. દાંતવાલાનો હેતુ વારંવાર કરવામાં આવતી એ દલીલને તપાસવાનો છે કે, "પી. એલ. ૪૮૦ ની યોજના નીચે આવતા અન્નપુરવઠાને લીધે મદદ મેળવતા દેશોની ખેતપેદાશના ભાવો ઉપર વિપરીત અસર પડે છે, અને વધુ સ્થાનિક ખેતઉત્પાદન માટેનું આર્થિક આકર્ષણ ખેડૂતોને રહેતું નથી." તેમણે જે રીતે આ દલીલને ચર્ચી છે તે જોતાં તેમને પડેલી મુશ્કેલી દેખાઈ આવે છે. તેમની દલીલનો મુખ્ય મુદ્દો આ પ્રમાણે છે : "૧૯૫૧–૬૧ ના દશકા દરમિયાન અનાજની આયાતનું પ્રમાણ ઘરઆંગણે થતા અનાજના ઉત્પાદનના ૧·૩ ટકા થી ૧૧ ટકા જેટલું રહ્યું છે. અનાજના નીચા ભાવોનાં વર્ષો દરમિયાન (૧૯૫૪–૫૬) પી. એલ. ૪૮૦નીચે થતી આયાતોનું પ્રમાણ નજીવું હતું, અને છતાં બધી જ ખેતપેદાશના ભાવો ઝડપથી નીચે જતા હતા. આ વસ્તુ બતાવે છે કે પી. એલ ૪૮૦ નીચે થતી ઘઉંની આયાતો સિવાય પણ બીજાં અનેક મજબૂત આર્થિક પરિબળો ખેતીના ભાવોનું વલણ નક્કી કરવા માટે જવાબદાર હતાં. અનાજના ભાવોમાં થતા ફેરફારોમાં માથાદીઠ અન્નના ઉપલબ્ધ જથ્થા કરતાં રાષ્ટ્રીય આવક અર્થાત્ નાણાંના વધારાએ વધુ અગત્યનો ભાગ ભજવ્યો છે." સામાન્ય ભાવસપાટીમાં થતા ભાવફેરફારોના વિશ્લેષણને સામાન્ય ભાવસપાટીના સંદર્ભમાં, અન્નના ભાવોમાં થતા ફેરફારોના વિશ્લેષણથી અલગ રાખવામાં પ્રો. દાંતવાલાને કેમ મુશ્કેલી પડી તે એક આશ્ચર્યની ઘટના છે. પી. એલ. ૪૮૦ નીચે થતી આયાતની અનાજના ભાવો પર થતી અસર-ની ચર્ચા વખતે આપણે અનાજના સાક્ષેપ ભાવોને ધ્યા-નમાં લેવા જોઈએ. તેથી તે સંદર્ભમાં રાષ્ટ્રિય આવક અર્થાત્ નાણાંના વધારાનો ઉલ્લેખ કરવો અપ્રસ્તુત લાગે છે. સિવાય કે આપણે એવું પ્રતિપાદિત કરવા માગતા હોઈએ કે નાણાંના જથ્થામાં થયેલ વધારાને કારણે અનાજના સાપેક્ષ ભાવો પર અસર પડી છે. પરંતુ પ્રો. દાંતવાલાએ એમ કર્યું નથી. તેમણે તો આ બે પ્રશ્નોને ગૂંચવ્યા છે.

પ્રો. દાંતવાલા આગળ ચાલતાં કહે છે, "નીતિ ઘડનારાઓનાં જો કોઈ દોષ હોય તો તે એ છે કે તીવ્ર ફુગાવાની નીતિને તેઓ અનુસર્યા, જેને પરિણામે જૂન ૧૯૬૬માં રૂપિયાનું અવમૂલ્યન કરવાની ફરજ પડી. ખેત-પેદાશના ભાવો નીચા રાખવાનું તો તેમની કલ્પનામાં પણ ન હતું. પી. એલ. ૪૮૦ની આયાતોનો ઉપયોગ ખાધપૂરક નાણાંતંત્ર અને વિકાસના ખર્ચને લઈ અર્થ-તંત્રમાં વધેલાં ફુગાવાનાં દબાણો ઘટાડવા માટે કરવામાં આવ્યો." આનો શો અર્થ? ચોક્કસ રીતે પી. એલ. ૪૮૦ની ઘઉંની આયાતોએ સામાન્ય ભાવસપાટી નીચી લાવવામાં કોઈ ભાગ ભજવવાનો ન હતો. પ્રો. દાંતવાલા પોતે અમુક અભ્યાસનાં કેટલાંક પરિણામો ટાંકતાં કહે છે કે, "યોજનાજનિક ખર્ચ અને બિનયોજનાકીય ખર્ચમાં ૧૦ ટકાનો વધારો થતાં ભાવોનો આંક ૨·૬ટકા વધે છે જ્યારે ચીજવસ્તુઓના ઉત્પાદનમાં ૧૦ ટકાનો વધારો થતાં ભાવોનો આંક માત્ર ૦·૭ ટકા ઘટે છે. પી. એલ. ૪૮૦ની આયાતોનું પ્રમાણ એ ઘરઆંગણે થતા અના-જના ઉત્પાદનના ૧·૩ ટકા થી ૧૧ ટકા જેટલું રહ્યું છે અને તેથી કુલ પેદાશોના પુરવઠામાં ૨ ટકા કરતાં પણ ઓછો વધારો થાય, અને તેથી સામાન્ય ભાવસપાટી ૦·૧૫ ટકા કરતાં વધારે નીચે જઈ શકે નહિ. વધતી જતી સામાન્ય ભાવસપાટીની પરિસ્થિતિમાં પી. એલ. ૪૮૦ ની આયાતો દ્વારા અનાજના ભાવો ઉપર કાબૂ મેળવવા સિવાય બીજો કોઈ હેતુ હોઈ શકે? નીતિ ઘડ-નારાઓનો ફુગાવાજનક નીતિ અનુસરવામાં કોઈ દોષ હતો કે કેમ તે પ્રશ્ન આ ચર્ચાના ક્ષેત્રની બહારનો છે, પરંતુ એટલું તો જરૂર કહી શકાય કે તીવ્ર ફુગાવાની નીતિને અનુસર્યા પછી નીતિ ઘડનારાઓએ અનાજના વધતા જતા ભાવો માટે ઉત્પાદકોને જવાબદાર ઠેરવ્યા કે જેને માટે તેઓની જવાબદારી લેશમાત્ર નહોતી તે ખોટું હતું. વળી તેમણે સહેજે મળી રહેલી પી. એલ. ૪૮૦ ની આયાતો વડે ઉત્પાદકોને જે શિક્ષા કરી, અને

એ રીતે રાજકોષીય અને નાણાકીય ક્ષેત્રે પોતાને મળેલ નિષ્ફળતા ઉપર ઢાંકપિછોડો કરવાનો જે પ્રયાસ કર્યો તે પણ ખોટું હતું.

હકીકતો એટલી બધી–દીવા જેવી સ્પષ્ટ છે કે પ્રો. દાંતવાલાને પણ તે સ્વીકારવી પડે. જોકે તેમ કરતી વખતે અપ્રસ્તુત વાતોને દાખલ કરવાનું અને અવળી રજૂઆત કરવાનું તે ચૂકયા નથી તેમણે એ સ્વીકાર્યું છે કે પી. એલ. ૪૮૦ ની આયાતોને લીધે રોકડિયા પાકોની સરખામણીમાં અનાજના ભાવો નીચા રહ્યા હતા, અને "રોકડિયા પાકોની તરફેણમાં સાપેક્ષ ભાવોની ફેરબદલીને લીધે ખેતીનાં સાધનો રોકડિયા પાકોના ઉત્પાદન તરફ વળ્યાં હતાં." પરંતુ આ પછી તેઓ વધુ એક મુદ્દો ઉમેરે છે અને કહે છે કે "ખરેખર એમ જ બન્યું છે એમ માનીએ તો આવો આર્થિક વિકાસ એ ભારતના ખેતીવિકાસને અને સમગ્ર અર્થતંત્રને હાનિ-રૂપ ગણાશે? એ સાચું છે કે અનાજનું વધુ ઉત્પાદન ભારતના અર્થતંત્ર માટે ઘણું જરૂરી છે, પરંતુ સાથે સાથે અનાજના પાક સિવાયના પાકોનો વિકાસ પણ આંતરરાષ્ટ્રિય ચુકવણીની દષ્ટિએ ઓછો મહત્ત્વનો નથી." પી. એલ. ૪૮૦ ની આયાતની ટીકા કરનારાઓ સાચે જ જાણતા ન હતા કે પી. એલ. ૪૮૦ ની આયાતનો હેતુ બિનઅનાજની વસ્તુઓના ઉત્પાદનને વધારવાનો હતો, અને એ રીતે આંતરરાષ્ટ્રીય ચુકવણીની સ્થિતિમાં સુધારો કરવાનો હતો આ મુદ્દા અંગેની માહિતી આપી દીધા પછી પ્રો. દાંતવાલા માટે બાકીનો ભાગ લખવાનું બિનજરૂરી હતું.

## ખેતી માટેનાં સાધનોના ભાવો અને તે અંગેની નીતિ

આ વિભાગમાં પ્રો. દાંતવાલા ભારતમાં ખેતીના સાધનોના ભાવો ઊંચા રાખવામાં આવ્યા છે તે ટીકા તરફ ધ્યાન દોરે છે. તે સ્વીકારે છે કે, "ભારતમાં રાસાયણિક ખાતરોના ભાવ ઘણા ઊંચા છે અને ઉત્પાદનનાં સાધનોના ભાવ એટલાબધા ઊંચા ન હોવા જોઈએ કે જેથી કરીને મહત્તમ ઉત્પાદન માટેનો ઉત્સાહ જ રહે નહિ." આગળ જતાં તે સમજાવે છે કે, "જ્યારે કોઈ પણ એક સાધન અપનાવવાથી તેમાં રહેલ જોખમ સહિત જે કંઈ નવો ખર્ચ થાય તે જો ચાલુ ઉત્પાદનના ભાવે થતી વધારાની આવકમાંથી પૂરેપૂરો મળી રહે તો આ શરત પૂર્ણ થઈ ગણાય. ખેડૂતોની જમીન ઉપર થયેલ રાસાયણિક ખાતરોના અનેક પ્રયોગો પરથી પ્રાપ્ત થયેલ આંકડા બતાવે છે કે ૧ રૂ. નું નાઇટ્રોજન ચોખામાં રૂ. ૨.૪ અને ઘઉંમાં રૂ. ૨.૬ નો નફો આપે છે. વધુ ઊપજ આપની નવી બિયારણની જાતોને લઈને રાસાયણિક ખાતરોને સારો આવકાર મળ્યો છે અને વધુ ને વધુ રાસાયણિક ખાતરોનો ઉપયોગ અત્યારે લાભદાયી નીવડ્યો છે." આ સુવિદિત છે. પરંતુ ખાતરોના વપરાશનું સરેરાશ પરિણામ ગમે તે હોય, પણ ખેતરે ખેતરે તેમાં ખૂબ જ મોટો તફાવત રહેલો હોય છે અને ખેતીનાં સાધનોના ભાવો અને ઉત્પાદનના ભાવો વચ્ચેનો હાલનો સબંધ ઉત્પાદન સરેરાશ જેટલું અથવા તેથી વધુ ન હોય તો રાસાયણિક ખાતરોના ઉપયોગ માટે જરૂરી પ્રોત્સાહન પૂરું પાડતો નથી. પરિણામે મોટા ભાગના ખેડૂતો તેનો ઉપયોગ કરતા નથી. આ મુદ્દાને પ્રો. દાંતવાલાએ ધ્યાનમા લીધો નથી. જોકે તેમણે વધારે અગત્યનો બીજો એક મુદ્દો રજૂ કર્યો છે કે, "હાલની પરિસ્થિતિમાં રાસાયણિક ખાતરોના ઊંચા ભાવ આપવાની શક્તિ છે કે નહિ તેનો વિચાર કરવાને બદલે તે કેટલા પ્રમાણમાં મળી શકે છે તેનો વિચાર કરવો વધુ જરૂરી છે." "આજે ખેડૂતો આ બધી વસ્તુઓ (રાસાયણિક ખાતરો અને પમ્પિંગ સેટ) ખરીદવા માટે હાથમાં પૈસા લઈને સામે ચાલીને જાય છે, અને તે બધું તેમને મળતું નથી." આ વાત તદ્દન સાચી છે. પરંતુ રાસાયણિક ખાતરોના ઊંચા ભાવો હોવા છતાં ખેડૂતો તે ખરીદવા માટે હાથમાં પૈસા લઈને સામે ચાલીને જાય છે તે હકીકતને રાસાયણિક ખાતરોના ઊંચા ભાવોની તરફેણમાં દલીલ તરીકે વાપરવી હોય તો શહેરી વિસ્તારોમાં અનાજના ગમે તેટલા ભાવો હોવા છતાં પણ શહેરી ગ્રાહકો તે ખરીદવા માટે હાથમાં પૈસા લઈને સામે ચાલીને જાય છે તે હકીકતને પણ સ્વાભાવિક ગણવી જોઈએ. આમ છતાં શહેરી વાપરનારાઓના હિતમાં અનાજના ભાવો નીચા રાખવાના સઘળા પ્રયત્નો થાય છે. અહીં જ નીતિ ઘડનારાઓનો શહેરી વિસ્તાર પ્રત્યેનો ભેદભાવ ઉપર તરી આવે છે.

### ભાવો અને આવક

આ વિભાગમાં પ્રો. દાંતવાલા ભાવોની ઉત્પાદન પર થતી અસરોને તપાસે છે. તેમનું એ વિધાન તદ્દન સાચું

છે કે, "એ હરીફ પાકોના સંદર્ભમાં જ્યારે ફેરબદલી ઇચ્છતા હોઈએ ત્યારે ભાવોનું પરિબળ તેમાં અસરકારક નીવડે છે. પરંતુ બધા ખેતીના ઉત્પાદનમાં એકી સાથે જ્યારે આપણે વધારો ઇચ્છતા હોઈએ ત્યારે આની અસરકારતા ઘણી ઓછી થઈ જાય છે. આ સંજોગોમાં ખેતીનાં સાધનોનો પુરવઠો વધારવો અને ટેકનોલોજીમાં સુધારો કરવો મહત્ત્વનો બને છે" તેમનું એ વિધાન પણ સાચું છે કે, "ખરેખર ખેતઉત્પાદનના ભાવો અને ખેતસાધનોની ખરીદીના ભાવો વચ્ચે અગત્યનો સંબંધ રહેલો છે. પરંતુ રોકેલ ખેતીના સાધનોના પ્રમાણમાં ઉત્પાદનનો વધુ વધારો ટેકનિકલ સંશોધન અને સારી ખેતવ્યવસ્થા દ્વારા મેળવવો એ ઘણું વધારે મહત્ત્વનું છે." વાતનો સારાંશ એટલો જ છે કે આપણી ખેતીના ભાવનીતિના ગૂંચવાડાઓમાંથી વિજ્ઞાન અને ટેકનોલોજી જ આપણને મુક્ત કરશે.

### ઉપસંહાર

પ્રો. દાંતવાલા ખેતીની ભાવનીતિની સમગ્ર આલોચના પછી કબૂલે છે કે નિઃશંક રીતે ભારતનો ખેતીવિકાસ નિરાશાજનક છે. પરંતુ ભારતીય ખેતીની નિષ્ફળતા એ મુખ્યત્વે ખેતીક્ષેત્રે અપનાવેલી ખોટી નીતિને પરિણામે ઉદ્‌ભવી છે એ વાત તે સ્વીકારવા તૈયાર નથી. તે આપણને જણાવે છે કે, "ઘણી વખત સાચી નીતિનો પણ બરોબર અમલ થયો નથી." આમ છતાં "ખેતીના વિકાસ તરફ ઓછું લક્ષ આપવામાં આવ્યું હતું" એ આક્ષેપ તે સ્વીકારતા નથી. તેમણે મારા ઉપર પક્ષિવાદ બનાવ્યાનો આક્ષેપ મૂક્યો છે, પણ હું દિલગીર છું કે પ્રો. દાંતવાલા પર હું તે આક્ષેપ મૂકી શકતો નથી!

# પ્રો. દાંતવાલાનો જવાબ

મારા લેખની ટીકા કરતી વખતે પ્રો. દાંડેકરે મેં જે વિધાનો કર્યાં નથી કે મંતવ્યો દર્શાવ્યાં નથી તેનું આરોપણ મારા પર કર્યું છે. શરૂઆતના ફકરામાં જ તેમણે નિષ્ફળતાનો બચાવ કરવાની મારી હિંમતને બિરદાવી છે. મારી હિંમતનાં તેમણે કરેલ વખાણનો સ્વીકાર કરીને મારે એ સ્પષ્ટ કરવું જોઈએ કે મારો કહેવાનો હેતુ એટલો જ હતો કે ભારતની ખેતીની નિષ્ફળતાનું મુખ્ય કારણ ખોટી નીતિ નહોતું. આ કથનને એમ ઘટાવવું કે હું નિષ્ફળતાનો બચાવ કરતો હતો તે તો પ્રો. દાંડેકર જેમાં ઘણી કુશળતા ધરાવે છે એવી વાકચાતુરીને બળે જ થઈ શકે.

ઉત્પાદન અંગેના ફકરામાં પણ તે મારા પર ભારતીય ખેતીને ઉત્પાદનક્ષેત્રે મળેલ સિદ્ધિનો બચાવ કરવાનો આરોપ મૂકે છે. સાચી વાત તો એ છે કે મારા લેખના છેવટના ફકરામાં મેં એમ સ્પષ્ટપણે જણાવ્યું છે કે "ભારતનો ખેતીવિકાસ **નિઃશંક રીતે નિરાશાજનક** રહ્યો છે. પ્રો.દાંડેકર આ વાત જાણે છે. છતાં એમણે તે વાતને આનુષંગિક લાગવાથી હુમલો કરતી વખતે જાણીબૂજીને અવગણી છે. ઉત્પાદન અંગેની બધી હકીકતો તેના યોગ્ય સંદર્ભમાં રજૂ કરવાનો મારો મુખ્ય હેતુ હતો તેથી હું જો એમ કહું કે "ભારતનો ઉત્પાદન વધારાનો દર જગતના દરની સરખામણીમાં કે અગ્નિ એશિયાના વધારાના દરની સરખામણીમાં ઓછો નહોતો." તો એમાં તો હું માત્ર એક હકીકત જણાવતો હતો. ઉત્પાદનસિદ્ધિનો બચાવ કરવાની વાત એમાં ક્યાંથી આવી? તેમ છતાં હું પ્રો. દાંડેકર સાથે સંમત થઈ શકતો નથી કે ભારતીય ખેતીનો ઇતિહાસ માત્ર સ્થગિતતાની એક કહાની છે. હું આશા રાખું છું કે ચાલુ વર્ષે અપેક્ષિત ૯૫ મિલિયન ટનનું અન્નઉત્પાદન પ્રો. દાંડેકરના નિરાશ હૃદયમાં પ્રસન્નતાનો કંઈક સૂર જગાવશે.

ભાવનીતિ અંગેના ફકરામાં પણ તેમણે મારા વિચારોને મારીમચડીને મૂક્યા છે. ૧૯૩૯ કરતાં ૧૯૫૨-૫૩નું વર્ષ વધારે સામાન્ય હતું એમ મેં **કહ્યું જ નથી.** ૧૯૩૯ના વર્ષનો ઉલ્લેખ તો મેં લાંબા ગાળાનાં ભાવવલણોને યોગ્ય સંદર્ભમાં રજૂ કરવા માટે જ કર્યો હતો. જો પ્રો. દાંડેકરને ૧૯૫૩–૫૩ માં જથ્થાબંધ અનાજના

ભાવોનો આંક ૪૪૪ હતો જ્યારે સામાન્ય ભાવ-આંક ૩૮૦·૬ હતો એ હકીકત ૧૯૫૨–૫૩ પછી ભારતમાં ખેતી-પેદાશોના ભાવ નીચા રહ્યા છે એવા એમના મંતવ્યની દૃષ્ટિએ અગવડરૂપ લાગતી હોય તો તેમાં હું શું કરી શકું? હકીકતને હકીકત તરીકે સ્વીકારવી જ રહી.

પ્રો. દાંડેકર જણાવે છે કે "હકીકતમાં છેલ્લાં પાંચ વર્ષો સમેત આ વર્ષો દરમ્યાન ખેતીના ભાવો બીજા ભાવોની સાથે સાથે વધ્યા છે" અને છેલ્લાં પાંચ વર્ષો દરમ્યાન ખેતીના ભાવો બીજી બિનખેતીવિષયક વસ્તુઓના ભાવ કરતાં આગળ વધી ગયા છે એવા મારા કથનનો તે વિરોધ કરે છે. ખેતીભાવપંચના તાજેતરના અહેવાલમાંથી કેટલાક આંકડા ટાંકીશ :

### અનાજ અને ઔદ્યોગિક બનાવટો વચ્ચેની વેપારની શરતો

(૧૯૫૨–૫૩ = ૧૦૦)

| મહિનાઓની સરેરાશ, શનિવારે પૂરા થતા અઠવાડિયાની સરેરાશ | અખિલહિંદ જથ્થાબંધ ભાવ-આંક: અનાજનો | અખિલહિંદ જથ્થાબંધ ભાવ-આંક: ઔદ્યોગિક બનાવટોનો | અનાજ અને ઔદ્યોગિક બનાવટો વચ્ચેની વેપારની શરતો (અનાજ = ૧૦૦) |
|---|---|---|---|
| ૧૯૬૦–૬૧ | ૧૦૪·૪ | ૧૨૩·૯ | ૧૧૮·૭ (૧૦૦·૦) |
| ૧૯૬૧–૬૨ | ૧૦૨·૩ | ૧૨૬·૬ | ૧૨૩·૮ (૧૦૪·૩) |
| ૧૯૬૨–૬૩ | ૧૦૫·૬ | ૧૨૮·૮ | ૧૨૨·૦ (૧૦૨·૮) |
| ૧૯૬૩–૬૪ | ૧૧૬·૩ | ૧૩૧·૧ | ૧૧૨·૭ (૯૪·૯) |
| ૧૯૬૪–૬૫ | ૧૩૯·૩ | ૧૩૭·૩ | ૯૮·૬ (૮૩·૧) |
| ૧૯૬૫–૬૬ | ૧૪૮·૦ | ૧૪૯·૨ | ૧૦૦·૮ (૮૪·૯) |
| ૧૯૬૬–૬૭ | ૧૭૪·૩ | ૧૬૩·૦ | ૯૩·૫ (૭૮·૮) |
| ૧૯૬૬ નો જૂન માસ | ૧૬૪·૭ | ૧૬૧·૩ | ૯૭·૯ (૮૨·૫) |
| ૧૯૬૭ નો જૂન માસ | ૨૦૮·૬ | ૧૬૭·૩ | ૮૦·૨ (૬૭·૬) |

સત્તાધારી પક્ષે પોતાનાં હિતોનો ખેડૂતના હિતની તરફેણમાં ભોગ આપ્યો છે એવું હું ઠસાવવા માગું છું એવું એમનું વિધાન તદ્દન વાહિયાત છે મેં જે કહ્યું છે તેનો અર્થ તો આટલો જ થાય છે કે ઊંચા ભાવોને કારણે ગ્રાહકોને પહોંચેલી ભારે અગવડ સત્તાધારી પક્ષને છેલ્લી સામાન્ય ચૂંટણીઓમાં સાંપડેલી કેટલીક જબરજસ્ત હારનું કારણ હોવાનો સંભવ છે. માત્ર મશ્કરી પર જ આખું જીવન ચાલતું નથી એ વાત વિદ્વાન પ્રોફેસરે શીખવા જેવી છે!

ટેકારૂપ લઘુતમ ભાવો અંગે પણ મેં કહ્યું છે કે ભારતમાં તેના પ્રણાલીગત સંરક્ષણાત્મક તત્ત્વ ઉપરાંત એક નવું તત્ત્વ તેમાં એ ઉમેરવામાં આવ્યું છે કે પ્રગતિશીલ ખેડૂત જે લાંબા ગાળાનું મૂડીરોકાણ કરે છે તેનું વળતર તેમાંથી મળી રહે એવા એ ભાવ હોવા જોઈએ. તેથી ટેકારૂપ ભાવોની આ બે વ્યાખ્યાઓ વચ્ચે રહેલો તફાવત હું પૂરેપૂરો સમજું છું. પરંતુ દુઃખની વાત એ છે કે પ્રો. દાંડેકર આ તફાવત હું જાણું છુ તે વાત સ્વીકારવા તૈયાર નથી, એટલું જ નહિ પણ ટેકારૂપ ભાવોમાં આ નવું તત્ત્વ દાખલ કરવામાં કંઈક અંશે હું જવાબદાર હતો તે વાત સ્વીકારવા પણ તૈયાર નથી.

### ખોરાક અને સ્વતંત્રતા

"૩૦૦ વેપારી મંડળોની ઇજારાશાહી અંદરઅંદર ટેન્ડર પદ્ધતિએ બધો વેપાર કરશે" એ ઘટનાને મેં સ્વપ્નલોક તરીકે વર્ણવી તેથી પ્રો. દાંડેકર ખિજાયા એનું મને આશ્ચર્ય થતું નથી. તેને માટે આથી પણ વધારે યોગ્ય વિશેષણ વાપરવાનું મેં વિચાર્યું હતું, પરંતુ મૂળ લેખ લખતી વખતે છેવટે મેં તે વિચાર માંડી વાળ્યો હતો, અને આજે ફરીથી હું તેમ જ કરું છું. ફુડ-ગ્રેઈન પોલિસી કમીટી રીપોર્ટને આ જ વિશેષણ લાગુ પાડવાના તેમના પ્રયાસની હું કદર કરું છું. પરંતુ સદ્ભાગ્યે પ્રોફેસર ગાડગીલ, શ્રી

વેંકટામૈયા અને હિંદુસ્તાન લીવર્સ વાળા શ્રી પ્રકાશ જેવા સ્વપ્નદ્રષ્ટાઓએ મને એ સ્વપ્ન સેવવામાં સાથ આપેલો છે. પ્રો. દાંડેકરે આવો કોઈક સાથ ખોળી લેવો જોઈએ એવી મારી તેમને ભલામણ છે. પછી જ એમને સમજાશે કે એકલા હોઈએ ત્યારે જ સ્વપ્ન આવે છે. પ્રો. દાંડેકરે તેમની દરખાસ્ત સમજાવવા માટે ઘણી જગા રોકી છે. મારા લેખમાં તો તેનું સ્થાન ગૌણ હતું. પરંતુ હવે જ્યારે તેમણે તેમની દરખાસ્તને વિગતવાર સમજાવી દીધી છે ત્યારે તેના વાજબીપણા અંગેનો નિર્ણય હું વાચકો પર જ છોડી દેવાનું ઠીક માનીશ

પી એલ. ૪૮૦ની આયાતો સંબંધમાં હું ભારપૂર્વક જણાવવા ઇચ્છું છું કે ખેડૂતના ઉત્સાહ પર તેની થતી અસરની વિચારણા કરતી વખતે અર્થતંત્રમાં રહેલ ફુગાવાજનક બળો પરની તેની અસરનો પણ જરૂર વિચાર કરવો પડશે. એવું ન કરીએ તો આખો પ્રયત્ન મિથ્યા છે. સાપેક્ષ ભાવોનું પૃથક્કરણ મહત્ત્વનું છે, પરંતુ નિરપેક્ષ ભાવો તરફ આંખમીંચામણાં કરવાથી જે ભૂલ પશ્ચિમના નિરીક્ષકોએ કરી છે તે જ ભૂલ આપણે પણ કરી બેસીશું. વિભાગીય ભાવપ્રવાહો અને વિભાગીય આવકપ્રવાહો હમેશાં સમાંતર જતા હોતા નથી.

અનાજના ઉત્પાદકોનો ભાવવધારા માટે કોઈએ વાંક કાઢ્યો નથી. આવાં વિધાનો કરવાથી લોકપ્રિય થઈ જવાશે એવું પ્રો. દાંડેકરને લાગતું હોય તો તેમને તે મુબારક હો. તેમ છતાં "પી. એલ. ૪૮૦ની આયાતોએ અનાજના ઉત્પાદકોને શિક્ષા કરી છે" એવા સૂચનને હું બેજવાબદાર અર્થશાસ્ત્ર માનીશ. ખરેખર તો પી. એલ. ૪૮૦ની આયાતોનો મોટો કાર્યક્રમ ૧૯૬૩–૬૪માં શરૂ થયો અને ત્યાર પછી ભાવો ઊંચા ચઢતા જ ગયા છે, અને પી. એલ. ૪૮૦ની આયાતોએ આ ભાવવધારાને થોડો રોક્યો હોય તો તેણે ખેડૂતના હિત વિરુદ્ધ કામ કર્યું છે એવું તો કોઈ રાજદ્વારી પુરુષ જ કહી શકે. પ્રો. દાંડેકર દૂરના ભવિષ્યમાં પણ અર્થશાસ્ત્રના ક્ષેત્રમાંથી રાજકારણમાં જવાનું સ્વપ્ન સેવતા હોય તો મારે કહેવું જોઈએ કે તેઓ તેને માટે ખૂબ લાયક છે.

અંતમાં મારે કબૂલ કરવું જોઈએ કે જે રીતે આ ચર્ચા થઈ છે તે મને રુચી નથી. પરંતુ પ્રહારોનો જવાબ પ્રહારોથી જ વાળી શકાય. મૂળ વાત પર આવીએ તો મારે મારા લેખમાં એ બતાવવું હતું કે ભારતીય ખેતીનો દોઢ દાયકાનો ઇતિહાસ કેટલાક પશ્ચિમના વિવેચકોએ બતાવ્યું છે તેમ, અને પ્રોફેસર દાંડેકરે જે મત સ્વીકાર્યો છે તેમ નરી નિષ્ફળતાઓનો જ ઇતિહાસ નથી. મારા લેખના શીર્ષકમાં જણાવ્યા મુજબ તેમાં કેટલાંક ઉત્સાહપ્રેરક તત્ત્વો પણ છે, જેમ તેમાં ઉત્સાહઅવરોધક તત્ત્વો છે.

*

## દિશાઓ બંધ છે

દિશાઓ બંધ છે.
વીંઝાતી પાંખનો અવાજ કરતું
આકાશ ઊડે છે ને વળી
ત્યાં જ પાછું આવી જાય છે.

કાલે જે આંધીઓ
આ બાજુથી જઈ રહી હતી
એ જવા ન પામી.

રોકાયેલા ભારે ધુમ્મસ સમી
એક છાયા કંપે છે.
બંધ છે દિશાઓ.
દીવાલને પેલી પારથી કોઈ હલાવે છે
ને થાકેલું હોય એમ પાછું વળી જાય છે.

તાપનો સાગર સળગી રહ્યો છે.
છાયાઓના દ્વીપ પીગળીને સરકી જાય છે.
મૃત માછલીઓ જેવી ક્ષણો
તરી આવે છે સપાટી પર દરરોજ.

ખભે જાળ લઈને દિવસ
સવારે આવે છે,
રોજ સાંજે ખાલી પાછો જાય છે.

રામદરશ મિશ્ર
(અનુવાદ : ર.)

# એક બિન્દુની આસપાસ

## દુષ્યંત દવે

સિગારેટોનાં ઠૂંઠાનો ઢગલો થઈ ગયો છે. એમની સાથે કેટલુંબધું સંકળાયેલું છે; ઇચ્છાઓ, સ્મૃતિઓ, ...... ક્યારેક તો લાગે છે કે જાણે સમયના નાના ટુકડાઓને જ સળગાવ્યા છે. તને ખબર છે કે હું આખી સિગારેટ પી શકતો નથી. અડધી પીનામાં તો એક પ્રકારની આળસ મને ઘેરી વળે છે. આળસનો રંગ ઉદાસીનતા જેવો જ છે. અડધી સિગારેટ પીતામાં જ મારાથી તે છૂટી જાય છે. એકવાર તેં જ મને ટોકતાં કહ્યું હતું, "તારી સાથે સંબંધ બાંધનારના આ સિગારેટ જેવા હાલ ન થાય તેનું ધ્યાન રાખજે."

બિન્દુ, ભૂતકાળને ભૂલવો કેટલો મુશ્કેલ છે! વર્તમાનના સિંચનથી ભૂતકાળ લીલો ને લીલો જ રહે છે જીવનમાં પડેલા આપણા વેરવિખેર પ્રસંગો હજુ મારા જીવનના ધબકારથી ધબકવા માંડે છે. હું ફરીથી એ જ ક્ષણોને એવી ને એવી જ અનુભવું છું. મારો વર્તમાન ભૂતકાળથી જિવાય છે. હમણાં જ સિગારેટ પીતાં પીતાં મને પેલી જીવલેણ ખાંસી આવી હતી. એ એવી છે કે આવે છે ત્યારે લાંબું રોકાયા સિવાય જતી નથી. ત્યારે મને તે દિવસની યાદ આવી હતી

સાંજે આપણે બગીચામાં બેઠાં હતાં. શિયાળાની સાંજ હતી. સૂર્ય ટાઢથી અકળાઈને વહેલો જતો રહ્યો હતો. સહેજ જાડું અને ઠંડું અંધારું શહેર પર છવાઈ ગયું હતું. મધ્યરાત્રિએ મકાનોમાં બળતા નાઈટલેમ્પો જેવી લાઈટો બળતી હતી. શિયાળામાં શહેર મૂંગું બનીને ધરતીની સોડમાં લપાઈ જવાની તૈયારી કરતું હોય છે. બગીચામાં યુગલો અંધારું ઓઢીને ખૂણાઓમાં બેસી ગયાં હોય છે. પહેલાં તો તને લાગ્યું હતું કે બગીચામાં કોઈ જ નથી એટલે તું સહેજ ગભરાઈ ગઈ હતી. પણ, પછી વૃક્ષવેલી પાસેથી પસાર થતાં જ્યારે તેં નજરે નજરે યુગલો જોયાં ત્યારે તને આશ્ચર્ય અને આનંદ પણ થયો હતો. આપણે એક બાંકડો શોધીને બેસી ગયાં. તું તારા આનંદને છુપાવવા પ્રયત્નો કરતી હતી. જ્યાં તારું મલકાતું મોં બધું જાહેર કરી દેતું હતું. આપણે થોડીક વાતો કરી હતી.

ત્યાં જ મેં નાંખી દીધેલી છેલ્લી સિગારેટથી અંધકારને જાણે કરવત વડે ચીરતી હોય એવી ખાંસી મને આવી હતી. હજુ એક મિનિટ પણ નહીં થઈ હોય અને તું ગભરાઈ ગઈ હતી. તેં મારે માથે હાથ ફેરવવા માંડ્યો હતો. તારો એ ગભરાયેલો ચહેરો ખૂબ સુંદર લાગતો હતો. હજુ પણ ક્યારેક એ ચહેરો મારી સામે આવી જાય છે. મને થોડીક શાન્તિ થતાં જ તેં તારો હાથ શરમાઈને પાછો ખેંચી લીધો. તે વખતે મેં સ્પર્શ વિષે લાંબુલચ લેક્ચર આપ્યું હતું. સ્પર્શના કેટલા બધા પ્રકારો હોય છે! વાતાવરણ અને પરિસ્થિતિ પ્રમાણે સ્પર્શનો અનુભવ થતો હોય છે. થિયેટરોમાંથી બહાર નીકળતાં ભીડમાં, રજા કે તહેવારના દિવસે માણેકચોક અને ગાંધીરોડનાં બજારોમાં અજાણ્યે થતા સ્પર્શની ખબર સ્પર્શ થયા પછી પડતી હોય છે. રસ્તામાં મોટર કે રિક્ષા ધસી આવે ત્યારે પકડેલા હાથની અસર જ થતી નથી. માંદગીમાં થતા સ્પર્શમાં ભારોભાર વહાલ ભરેલું હોય છે. બીજી બાજુ આવા માદક વાતાવરણમાં સ્પર્શાતી એક આંગળી પણ.. ...' હુ મૂડમાં આવીને બોલ્યે જતો હતો અને તું ઘૂંટણપર બે હાથની વચ્ચે માથું મૂકીને ચૂપચાપ બેસી ગઈ હતી. મારું બોલવાનું બંધ થઈ ગયું હતું. કંઈક કુતૂહલથી, કંઈક ગુસ્સાથી અને કંઈક સ્પર્શ કરવાની ઇચ્છાથી મેં મારો હાથ લંબાવ્યો અને સહેજ ધ્રૂજતા હાથે તારા વાળ પંપાળતાં મૌન રહેવાનું કારણ પૂછ્યું ત્યારે ઝાડ પર એક પંખીએ પાંખો ફફડાવી હતી. તેં માથું ઊંચક્યું જ નહીં. એક બે મિનિટમાં મારી ધીરજ ખૂટતાં મેં બંને હાથે તારું મોં ઊંચું કર્યું. મારા બંને હાથોમાં તારા હૂંફાળા ગાલ હતા. ત્યારે મને પહેલી વાર રોમાંચનો અનુભવ થયો હતો. સાગરને કિનારે ઊભા હોઈએ અને ભરતીના પાણીની એક છાલક ભીંજવી જાય એવી અસર મને થઈ હતી. ત્યાં તો જેવું મેં તારા મોં સામે જોયું કે તરત જ મારા બધા ભાવો પીગળી ગયા. તારી મોટી આંખોમાં

શરમને બદલે આંસુ હતાં. મને પહેલી વાર ગેરસમજનો ખ્યાલ આવ્યો. પહેલી વાર મને ખબર પડી કે મારી કલ્પિત દુનિયા, સમજથી સર્જેલી દુનિયા કેટલી અવાસ્તવિક હોય છે. મેં આંસુઓનું કારણ પૂછ્યું. તુ અનુત્તર જ રહી. મને આવડતા હતા તે બધા જ પ્રયોગો મેં કરી જોયા. પણ, બધું જ નિરર્થક. અંતે મેં સિગારેટ કાઢીને મોંમાં મૂકી. તરત જ તેં તારો હાથ લંબાવ્યો અને સિગારેટ લઈને ફેંકી દીધી કારણ સમજાતાં હું ખડખડાટ હસી પડ્યો. પવનથી વૃક્ષોનાં હાલેલાં પર્ણો પણ મારા હાસ્ય સાથે ભળી ગયાં.

હજુ હું સિગારેટ છોડી શક્યો નથી. પાછળથી તું પણ ટેવાઈ ગઈ હતી. બિન્દુ, ખાલી અવકાશને ભરવા માટે ધુમાડાની જરૂર પડે છે. મેં તને એકવાર કહ્યું હતું ને કે એક દિવસ હું આખું આકાશ પ્યાલામાં ભરીને પી ગયો હતો. એ આખા આકાશને ભરવા માટે કેટલા ધુમાડાની જરૂર પડે! વળી, ધુમાડાથી આપણી આસપાસ એક દીવાલ રચાઈ જાય છે. એ દીવાલની અંદર કોઈ આવી શકતું નથી. અનેક પ્રયત્નોએ પડેલાં દીવાલનાં બાકોરાંમાંથી થોડીક હવા અંદર આવે છે અને તેનાથી જિવાય છે.

તારી વાત સાચી છે. તેં કહ્યું હતું તેમ મને એક રોગ લાગુ પડ્યો છે અને એની કોઈ દવા નથી. જે રોગનું નામ તું કહી શકી નહોતી તેનું નામ મેં શોધી કાઢ્યું છે. એ છે શૂન્યતાનો રોગ મારી આંખોમાં જાણે કે શૂન્યતાના સાગર ભરેલા છે; મારી નસેનસમાં. એ રોગ ધીમે ધીમે વધતો જ જાય છે અને તેનાં ચિહ્નો બહાર દેખાવા લાગે છે. લોકો દૂર ભાગવા લાગે છે હું તેમની સાથે બેઠો હોઉં તો તેઓ બેચેન બની જાય છે. ઘણીવાર તેમના હાસ્યના ફુલાવેલા ફુગ્ગાઓ મારી શૂન્ય નજરથી ફૂટી ગયા છે. તેમના જીવનમાં તેમણે પૂરેલા રંગો ઊડી જાય છે અને મારો રોગ તેમને લાગે નહીં તેથી મારાથી દૂર ફરતા રહે છે. હું પણ હવે એકલો જ બેસું છું. રેસ્ટોરાંઓના પ્યાલાઓમાં કલાકો પીધા કરું છું કે પછી સારાં એરકન્ડીશન્ડ થિયેટરોમાં જઈને બેસી રહું છું.

આ રોગનું બીજું એક લક્ષણ એ છે કે થોડા વખત પછી આપણને એ સદી જાય છે. એટલે ક્યારેક તો હું લોકલના થર્ડ કલાસના ડબ્બા જેવી હોટલોમાં જઈને બેસી રહું છું. ત્યાં ટેબલ પર પછડાતા પ્યાલાઓથી મનમાં ચાલતા વિચારોના ચૂરેચૂરા થઈ જાય છે. મને મારા વિચારોના ચૂરા થતા જોવા ગમે છે. ત્યાં મારા વિચારોની કરચો જોતો બેસી રહું છું. નહીં તો ક્યારેક નદી કિનારે જતો રહું છું આ નદી મને એટલા માટે ગમે છે કે તે સાગરને ગળી નથી. અહીં રેતીમાં અને ખડકોમાં જ સમાઈ ગઈ છે. તેને કોઈ જાણતું નથી. નદીએ પણ કાંઈ પ્રયત્નો કર્યા નથી. એમ ને એમ નિષ્ક્રિય પડી રહી છે. મને આ નદીમાં પડતું મારું પ્રતિબિંબ જોવાનું ગમે છે. એક દિવસ આ નદી સુકાઈ જશે અને સાથે મારું પ્રતિબિંબ પણ સુકાઈ જશે...ખેર, તું તો મને ગાંડો જ કહીશ.

આ બધું કેમ લખ્યે જાઉં છું તેની મને ખબર નથી. હંમેશની તારી ફરિયાદ હતી કે હું પત્ર લખતો નથી. પરંતુ, હું કેવી રીતે લખું? શબ્દો મને હંમેશાં રમકડાં જેવા લાગ્યા છે. ઘણીવાર મેં તેમાં મારા મનને પરોવવા પ્રયત્નો કર્યા છે. છતાં બધું વ્યર્થ! મારા જીવનમાં લાગેલા પેલા રોગને લીધે તેને કોઈ રંગ ચઢી શકતો નથી. તે જીવનને તેના શુદ્ધ અને નગ્ન સ્વરૂપમાં જ રાખે છે.

આજે લખ્યે જ જાઉં છું. આપણો એ છેલ્લો પ્રસંગ પણ. મનમાં જાણે ચકડાની પટ્ટીઓ ફરતી હોય તેવું લાગે છે.

બપોરે તું આવી હતી. હું રૂમમાં સૂઈ ગયો હતો. તારે માટે નવું નહોતું. હું ઘણીવાર સૂતો હોઉં છું. મેં તને એકવાર કહ્યું હતું ને કે મારાથી જો બની શકે તો હું આખી જિંદગી ઊંઘમાં જ પસાર કરું. તેં આવીને તારાં તોફાન શરૂ કર્યાં હતાં. પહેલાં તો તેં કોઈ દોરો વળ ચઢાવીને કાનમાં નાંખવા માંડ્યો. પછી સાવરણીની સળી લીધી. હું ઊંઘતો જ રહ્યો એટલે તેં મારા ખુલ્લા ખભા પર અને મોં પર હાથ મૂક્યો. મારે જાગવું જ પડ્યું. તું ત્યારે કાંઈ ઓર મિજાજમાં હતી એટલે બોલ્યે જતી હતી:

"એય ઊંઘણશી! હવે તો જાગ. કેટલા કલાક સૂવું છે? આ રૂમ કેવી કરી નાંખી છે? કપડાં, છાપાં, ચોપડીઓ...જાણે ભંડારિયું ભર્યું હોય તેવું લાગે છે."

બોલતાં બોલતાં તેં રૂમ ગોઠવવા માંડી અને હું ઊઠીને ખુરશી પર બેસી ગયો.

"હાથમોં તો ધોઈ આવ."

હું હાથમોં ધોઈને ફરીથી બેસી ગયો. હું તારા ઉન્માદને જોયા કરતો હતો ટીકી ટીકીને, ઊઠીને તરત કરવાના કામ તરીકે મેં સિગારેટ કાઢીને પીવા માંડી. તને તેનો કાંઈ વાંધો લાગ્યો નહીં. બધું ગોઠવીને તું પણ એક ખુરશી ખેંચીને મારી સામે બેસી ગઈ. તેં સહેજ હસતાં હસતાં જ કહ્યું.

"તું આવું બધું ક્યાં સુધી રાખીશ?"

........

"ઓ જનાબ! હું એમ કહું છું કે તમે આમ ક્યાં સુધી રહેશો?"

સિગારેટનો દમ ખેંચીને ધુમાડો કાઢતો હોઉં એ જ ટોનમાં મેં કહ્યું, "આ તો કાયમનું છે?"

તારા મોં પર ઊંડે ઊંડે આશ્ચર્યની એક આછી રેખા દોરાઈ ગઈ. તને લાગ્યું હતું કે હું બરાબર સમજ્યો નથી. એકાદ મિનિટની શાંતિ પછી તેં બેત્રણ આડીઅવળી વાતો કરી અને એકદમ જ પૂછ્યું,

"મારી ઉંમર કેટલી થઈ હશે?"

"તારા જેટલી."

"હા, પણ, હું મોટી થઈ ગઈ છું કે નહીં?"

"હા, હા, તું ઘણીબધી મો..." હજુ હું તારી સામે તાકી રહ્યો હતો.

તને લાગતું હતું કે હું બોલવા ખાતર જ બોલું છું. છતા તારો ઉન્માદ ખૂબ હતો. તેં મારો હાથ લઈને તારા બંને હાથોમાં દબાવ્યો. તારું આખું મોં શરમની લાગણીથી બીંજાઈ ગયુ હતું. તારી આંખો આપણા ભજેલા હાથોમાં હતી. ત્યાં જ જોઈને તેં ધીમે સાદે કહ્યું,

"ચાલ ને આપણે બંને પર..." પૂરું બોલવાને બદલે તું થોડુંક શરમાઈ. તારી આંખો મારા હાથ પરના ફેરફાર જોવા માટે તલસતી હતી. તેં બીજીવાર એ જ રીતે કહ્યું,

"ચાલ ને આપણે બંને "

કાંઈ જ ફેરફાર થયો નહોતો. તેં એકદમ ઊંચે જોયું. હું એ જ રીતે તારી સામે જોઈ રહ્યો હતો. ક્ષણેક તને કાંઈ સમજાયું નહીં. તારા મનમાં સુનકાર વ્યાપી ગયો. પછી અનેક પ્રશ્નો જાગ્યા. પણ, તેં એક પણ પ્રશ્ન પૂછ્યો જ નહીં. એક ઝટકાથી તેં તારા હાથ પાછા ખેંચી લીધા. ગુસ્સાથી મોં લાલ થવા લાગ્યું. એ જ ગુસ્સામાં તું બોલવા લાગી

"તું જૂઠો છે, ઢોંગી છે, કપટી છે. તને પ્રેમ-બેમની કાંઈ પડી જ નથી. તું મારી સામે નાટક કરી રહ્યો છે. તારે આમ જ રહેવું હોય તો રહ્યા કર."

મારામાં કાંઈ પણ ફેરફાર પડયો નહીં. મારી આંખોમાં એ જ શૂન્યતા ભરાઈ ગયેલી હતી. તેમાં ભરેલા ધુમાડા સિવાય બીજું કાંઈ જ દેખાતું નહોતું. તને હશે કે તું ગુસ્સે થઈશ અને જવાની તૈયારી કરીશ ત્યારે કદાચ હું બોલીશ. તને લાડથી શાંત રાખવા પ્રયત્ન કરીશ. પણ એકપણ ક્ષણ કાંઈ જ થયું નહીં. તું સહેજ ભયભીત થઈ ગઈ. તારી આંખોમાંની મારી છબી બદલાવા લાગી. રૂમની તમામ વસ્તુઓ તારી આંખોમાં બદલાતી હતી. તું એકબે ડગલાં પાછળ હટી અને ચાલી ગઈ.

પછી, હું એમ જ બેસી રહ્યો હતો, કલાકો સુધી.

તારી એક વાત મને સતત યાદ આવ્યા કરે છે. એકવાર તેં મને કહ્યું હતું, "ભમરડાઓમાં એક પ્રકાર એવો હોય છે જે સ્થિર રીતે ફર્યા કરે છે" હુંય એક જ બિન્દુની આસપાસ ફર્યા કરું છું. સ્થિર લાગવા છતાં એ કેવો ફરે છે! હું પણ એક જ બિન્દુની આસપાસ ફર્યા કરું છું. ઘડિયાળના કાંટા જેમ ફર્યા કરે છે તેમ. ઘડિયાળમાં સમય બદલાતો જ નથી. તેના બધા કલાકો સરખા છે તેમ મારા બધા કલાકો સરખા છે. રોજ ગણિતની કોઈ નિશ્ચિત સંખ્યા જેટલાં ડગલાં ચાલું છું. જો મારા જીવનનો ગ્રાફ દોરવામાં આવે તો સીધી રેખા જ બને. તેનાં બધાં બિંદુઓ સરખાં છે, એકસરખાં.

*

# મહાભિનિષ્ક્રમણ

## પ્રાણજીવન મહેતા

એ સૂતો છે. એની ખુલ્લી આંખોમાં રાત્રિના અંધકારનું વલય ધીમે ધીમે વિસ્તરે છે. અંધકારના વિસ્તરતા જતા વલયને જોઈ શકાય એટલો આછો પ્રકાશ નાઈટ લૅમ્પમાં પુરાઈ પડ્યો છે. એના ચહેરા પર પ્રૌઢાવસ્થાનું પૂર્ણવિરામ જોઈ શકાય છે.

યૌવનાવસ્થાના અર્ધવિરામ આગળ અટકેલી એની પત્ની એના પડખે સૂતી છે. અંધકારના ધસમસતા ઘોડાપૂર આડે એણે પાંપણ ઢાળી દીધી છે. નાઈટલૅમ્પનો આછો પ્રકાશ એના ચહેરા પર મધમાખીની જેમ બેઠો છે. આષાઢના આથમતા દિવસ જેવો આલ્હાદ એનાં ગૌર અંગોમાં સળવળે છે. એની ઢાળેલી પાંપણની છાયા હેઠળ સ્વપ્નજગત કદાચ આળોટતું હશે.

બંધ બારીની તરડમાંથી ગળાઈને આવતી હવા અન્યમનસ્ક થઈ ઊભી છે ચિનાઈ માટીના ફ્લાવરવાઝમાં જાપાની પદ્ધતિથી ગોઠવી રાખેલ ફૂલો સુકાઈ જવા આવ્યાં છે. સુકાઈ જવા આવેલ ફૂલોની બધી જ પાંખડીઓ ખરી પડે એટલા જોરથી એક ફૂંફાડો મારી, ક્રોધિત થઈ હવે એ બહાર જવાનો માર્ગ શોધતી બંધ દ્વારની સાંકડ પાસે ઊભી છે.

ભીંત પર લટકતા કૅલેન્ડરમાં આખુંય વર્ષ અકબંધ થઈ પડ્યું છે. રોજ જન્મતા નિમષિક્ષ ભવિષ્ય કાળા અક્ષરોના ગર્ભમાં વિકસતું જાય છે. ખીંટીએ ટીંગાતી પાટીમાં એક પિંજરું ચીતરેલ છે. એમાં બેઠેલા પોપટની ચાંચ અધખુલ્લી રહી ગઈ છે. નાના બાળકને એનું બાળપણ ભુલાવીને શીખવવા માટે રાખેલી ફૂટપટ્ટીમાં અંકાયેલ 'એ'ના એપલથી 'ઝેડ'ના જિરાફ સુધીની સૃષ્ટિ સજીવન થવા મથે છે

આ બાજુના આસોપાલવના વૃક્ષ પર સાંજને ચાંચમાં લઈ પક્ષીજગત પાંખ બીડી બેઠું છે. પાંદડે પાંદડું ઓઢી પક્ષીની ચાંચમાં બેઠેલી સાંજ પરોઢનું સ્વરૂપ લઈ ક્યારે ચાંચમાંથી હેઠે સરી પડશે એ આસોપાલવની ટોચ પર બેઠેલું ઘૂવડ જાણે છે.

સામે ઊભેલા લીંમડાના વૃક્ષમાં નાનીમોટી લીંબોડીઓ લટકે છે; ઝૂલે છે. એના થડને અઢેલીને ઊભેલી કલ્પના લીંબોડીઓમાં પ્રવેશી જવાનો વિચાર કરે છે; પણ અંધારામાં એને કશું સૂઝતું નથી. એ કદાચ લીંબોડીઓમાં પ્રવેશી જશે આવતી કાલે સવારના સૂરજનું પ્રથમ કિરણ પીને જ.

એ સૂતો છે. ડનલો-પીલોની પોચટ પથારીમાં આળોટવું એ એનું વ્યસન હોય તેમ આળોટે છે. પાસાં આમથી તેમ અને તેમથી આમ ફેરવે છે. એના ચિત્તમાં આકાર પામતા વ્યગ્રતાના વર્તુળનો વ્યાસ ધીમે ધીમે વિસ્તરે છે. નાઈટ લૅમ્પમાંથી વછૂટતાં કિરણો એકબીજાને છેદે છે. દૂર પસાર થતી ટ્રેનની તીણી વ્હિસલ સંભળાય છે અને ધીરે ધીરે વાતાવરણમાં તેનું દ્રાવણ થઈ જાય છે; તે ઓગળી જાય છે. પેલા વ્યાસને ભેદી પસાર થતી ટ્રેનના ડબ્બાઓનો ખટ્ ખટ્ ખટાક્ ખટ્ અવાજ એક છેડેથી પ્રવેશી સામેના બીજા છેડેથી પલકવારમાં પસાર થઈ જાય છે.

એ બેઠો થાય છે. એના કંઠમાં સુસ્તીની ચાદર ઓઢીને સૂતેલો અવાજ આળસ મરડી ઊભો થાય છે. એને લાગે છે કે કોઈ તરસને એના ગળામાં બાંધી ગયું છે. હોઠ સુકાઈ ગયા હોય તેમ તેને લાગે છે, ભાસ થાય છે. એ એની પત્નીને સંબોધે છે. જગાડવાનો પ્રયત્ન કરે છે કરોળિયાના જાળામાં માખી સપડાઈ ગયા પછી એકાએક જાળું ધ્રૂજી ઊઠે, હલી ઊઠે તેમ એની પત્નીનું શરીર ધ્રૂજી ઊઠે છે જવાબમાં એની પત્ની પડખું ફેરવે છે

ભુજાઓ પ્રસારીને રાત સૂતી છે – ખરું ઘોરે છે. એણે હવે બહુરૂપણીનું સ્વરૂપ ધારણ કર્યું છે. ટાવરના ઘડિયાળ પાસે સૂતેલી રાત કુંભકર્ણ જેવી લાગે છે. એના કાનમાં ડંકાના અવાજનું મથોડા લગ ઊગ્યું ઘાસ ઊગી નીકળ્યું છે. બાગમાં સૂતેલી રાત મોટા ઘરની વહુવારુ જેવી લાગે છે – એની આસપાસ બધું જ સુંદર છે; સૌંદર્યમય છે– પોતાના સિવાય આ મેદાનમાં સૂતેલી રાત – સૂતી છે કે જાગે છે તે શંકાનો વિષય હોય કદાચ–

પેલા બુદ્ધ વિષયક 'શ્રેષ્ઠ દાન' કાવ્યમાં નિરૂપાયેલ સ્ત્રી જેવી છે. તમે એની પાસે જઈ ઊભા રહો તો તે પોતાની લજ્જા છુપાવવા કોઈ ઝાડના થડની ઓથે ઊભી રહેશે. આ છાપરા ઉપર જોેલાં ખાતી રાત શ્રાદ્ધ સમયે એકઠા થતા કાગડાઓ જેવી કાળી છે.

એ ઊભો થઈ બારી ખોલે છે આ બહુરૂપણી રાતનાં બધાં સ્વરૂપો એક સાથે એના શયનખંડમાં ધસી આવે છે. એ અકળાઈ ઊઠે છે. બારી બંધ કરી દે છે. પડખે સૂતેલી પત્નીને એ ક્ષણવાર માટે જોઈ રહે છે સ્વપ્નસમંદરનું પાણી એની ઢાળેલી પાંપણ હેઠળ લહેરાય છે. એના ગળામાં કોઈએ બાંધી દીધેલ તરસ હવે છૂટવા માટે ધમપછાડા મારે છે. એ જોઈ રહે છે. એની નાજુક નાસિકામાં પ્રવેશતું શ્વાસનું મોજું છેક ઉરપ્રદેશને અડકી પાછું વળે છે. ઠેલાતું ઠેલાતું નાસિકા આગળ શમી જાય છે, ફરી પાછું.....

પાસેના ખંડમાં ઉંદર પકડવાના ખુલ્લા પિંજરામાં ઉંદર પુરાઈ ગયાનો અને પિંજરું બંધ થઈ ગયાનો અવાજ આવે છે. એની પત્નીનો શ્વાસ થંભી જાય છે – ઘડીવાર માટે. ફરી થોડી વારે પાછો પૂર્વવત શ્વાસ લેવાય છે. હવે રહી રહીને પિંજરામાં સપડાયેલો ઉંદર લોખંડના સળિયાઓને ખોતરતો હોય તેવો અવાજ સંભળાય છે એ પથારીમાં કંઈક વિચારતો બેઠો છે.

એની પત્નીનાં સુડોળ અંગો પરના વસ્ત્રો અસ્તવ્યસ્ત થઈ ગયાં છે. ખુલ્લા ગૌરવર્ણા કટિપ્રદેશને એ જોઈ રહે છે. પેલો ઉંદર લોખંડના સળિયાઓને એકધારું ખોતરે છે. એનો અવાજ સતત એને સંભળાય છે. નાઈટલેમ્પમાંથી અંધ ઝાંખો પ્રકાશ ઝર્યા કરે છે. એ ધીમે ધીમે પત્નીની નજીક સરકે છે. પોતાની બન્ને ભુજા પ્રસારી એ આલિંગવાનો પ્રયત્ન કરે છે... પ્રયત્ન કરે છે...

બાજુના આસોપાલવના વૃક્ષની ટોચ પર બેઠેલા ઘૂવડને પેલી ક્ષિતિજની પાર કશુંક દેખાયાનો ભાસ થાય છે. એ ઊડી જવા પાંખ ફફડાવે છે. એની પાંખના ફફડાટથી આસોપાલવના વૃક્ષમાં સૂતેલું પક્ષીજગત ભયભીત થઈ જાય છે. પાંદડે પાંદડું ધ્રૂજી ઊઠે છે.

એના બાહુપાશમાં પત્નીનું નીંદરસ્થ શરીર પડ્યું છે. એના મુખ સામું જોઈને સહેજ એની તરફ નમે છે... ત્યાં એની પત્નીના મુખમાંથી એના ગર્ભમાં રહેલ સાત માસના બાળકની ચીસ બહાર નીકળે છે, એને સંભળાય છે. એ ધ્રૂજી ઊઠે છે અને અવશપણે દૂર પથારીમાં એક આંચકા સાથે ધકેલાઈ જાય છે.

પેલો ઉંદર લોખંડના સળિયાને એકધારું ખોતરે છે. નાઈટલેમ્પમાંથી પ્રકાશ ઝર્યા કરે છે. એની આંખમાં અટવાતાં ઝાંખા પ્રકાશનાં કિરણોની મદદથી એ સામે અલમારીમાં પડેલ પુસ્તકોના નામના ઝાંખા ઝાંખા દેખાતા અક્ષરો જોઈ રહે છે – ઉકેલે છે. એની સૃષ્ટિ થંભે છે. એની દૃષ્ટિમાં કૌસાંબીનું 'બુદ્ધચરિત' અટવાય છે. નાઈટલેમ્પના પ્રકાશ સાથે એ પુસ્તકના બધા જ અક્ષરો આંખમાં ઊતરી ન આવે તેથી આંખો મીચી દે છે. પેલા ઉંદરનો અવાજ સતત સંભળાય છે. આસોપાલવના વૃક્ષ પર સૌ પ્રથમ જાગી ગયેલ કાગડો કાં કાં કરી ઘૂવડને ચાંચ મારવાનો પ્રયત્ન કરે છે. ઘૂવડ પોતાનું ઘર શોધવા આસોપાલવના વૃક્ષ પરથી ઊડી જાય છે. એ પત્નીના મુખ સામું ઘડીવાર જોઈ પછી પડખું ફેરવે છે.

જાણીતા લેખક સમરસેટ મોમ સ્પેનની એક મોંઘામા મોંઘી હોટલમાં ઊતર્યા હતા. ઠીક ઠીક રોકાયા ખર્ચ કરવા જ આવેલા. કારણ કે સ્પેનમાં છપાયેલાં પુસ્તકોની રૉયલ્ટી એમને મોકલવામાં કંઈક નિયમો આડે આવતા હતા. ઘણું ખર્ચ થયું હશે એમ માનીને એમણે જવાની તૈયારી કરી. મૅનેજર પાસે બીલ માગ્યું. જવાબ મળ્યો—'આપ તો અમારા મહેમાન હતા.'

# મારી દુનિયા (૧૭)

## સ્નેહરશ્મિ

જન્મ ને મૃત્યુ જીવનની એવી ઘટનાઓ છે જેનું કુતૂહલ આબાલવૃદ્ધ સૌને હોય છે. મૃત્યુને તો બાળક કોઈ કોઈ વખત જુએ પણ જન્મની ઘટના એને માટે બંધ કિતાબ જેવી હોય છે. મને ખબર નથી જન્મ અંગેનું કુતૂહલ મને ક્યારે થયું. મને જે યાદ છે તે, સંભવતઃ મારી પાંચછ વર્ષની વયની એક ઘટના છે. હું મારે મોસાળ હતો, મારી સાથે રમતાં બાળકોમાં મારાથી કદાચ એકાદ વર્ષ નાની એવી એક અત્યંત રૂપાળી છોકરી હતી, તેની સાથેની મારી મૈત્રી ઘણી ગાઢ બની. એના ઘરની પાછળ મોટો વાડો હતો. તેમાં ઘણાં ફળઝાડ, ફૂલછોડ, કેળ વગેરેની વાડી હતી, અને તેની અડોઅડ એક તળાવ હતું. એમાં અમે બન્ને એકલાં રમતાં ફરતાં. એ વખતની વાતચીતમાંથી કશું યાદ નથી – યાદ છે માત્ર એ વખતની મધુર સ્મૃતિઓ. એક દિવસ સવારે એની ગાય વિયાઈ. અમે બન્નેએ વાછડી અવતરતી જોઈ મારે માટે આ પહેલો અને અદ્‌ભુત અનુભવ હતો. એમાંથી આપણે કેવી રીતે જન્મ્યાં એ પ્રશ્ન ઉદ્‌ભવ્યો. મારી એ બાલમિત્રે કંઈક એ મતલબનું કહ્યું કે બે જણ રાતે એક બીજાને કોટી કરીને સૂઈ જાય એટલે સવારે ભગવાન તેમની વચ્ચે છોકરો અથવા છોકરી મૂકી દે. એટલે મેં પૂછ્યું, "આપણે બે એ રીતે સૂઈએ તો આપણી વચ્ચે પણ એમ મૂકી દે?" તેણે એની હા પાડી. એટલે મેં કહ્યું, "પણ તો આપણે વરવહુ બનીએ ને?" તેનું મોં મલકી ઊઠ્યું. એ જમાનો સારડા કાયદા પહેલાંનો હતો મારા અનેક બાલસાથીઓ પરણિત હતા, અને એ બનાવનું મને ભારે મોટું કુતૂહલ હતું. અમારી આ વાતચીત આગળ વધી. તેના શબ્દોને વિગતો તો ક્યાંથી યાદ હોય? પણ એનો સાર એ કે અમે કોઈ અપરિચિત, સુંદર ભૂમિમાં પ્રવેશી રહ્યાં હતાં.

એ અજાણ્યા પ્રદેશમાંથી અમારી યાત્રાએ અમારી સામે જે સૃષ્ટિ ખડી કરી તેમાં સમસ્યા એ ઊભી થઈ કે જે બાળકને ભગવાન અમારી વચ્ચે મૂકી દે તે છોકરો હોય તો સારું કે છોકરી? મેં મારી પસંદગી છોકરી માટે દર્શાવી. બરોબર એના જેવી કાલી કાલી (ગોરી). એનો પક્ષપાત છોકરા તરફ ઢળ્યો – મારા જેવો કાલો ને લાલ. આમાંથી અમારી વચ્ચે એક મીઠો ઝઘડો પણ થયો ને મારે તેની જીત સ્વીકારવી પડી. છોકરીનો વારો બીજો, પહેલો તો છોકરો જ એ અંગે મારે સહમત થવું પડ્યું. આમ બધું સરખેસરખું ગોઠવાયું, પણ સવાલ કોટી કરીને સૂવાનો આવ્યો, આ પહેલાં રમતાં રમતાં હું રાતે એને ત્યાં ઊંઘી જતો ત્યારે કોઈ કોઈ વખત ત્યાં જ મને સૂતેલો રાખતા – અમારાં બે ઘર વચ્ચે એવો ગાઢ ઘરોબો હતો. એટલે એ તો શક્ય હતું. એથી એમ નક્કી થયું કે અમે બન્નેએ રમતાં રમતાં પાસે જ ઊંઘી જવું. રસ્તો બહુ સરળ ને સીધો મળી ગયો. આ ઉપર હું વિચાર કરું છું ત્યારે મને સવાલ એ થાય છે કે અમારી આ યોજના શા માટે મોટેરાંઓને અમે ન કહી? એનો એક ખુલાસો એ મળે છે કે ભલે તે વખતે મા-બાપ બાળલગ્ન કરતાં પણ બાળકોને લગ્નની વાતચીતથી પ્રયત્નપૂર્વક દૂર રાખતાં, એમાં બાળકોથી છૂપું એવું કંઈક રાખવાપણું છે એવી છાપ અમારા મન પર પડતી, અને એથી જ સંભવ છે કે એ વિષયની અમારી ઊર્મિઓ પણ એમનાથી અમે છૂપી રાખતાં.

અમારી યોજના મુજબનું બધું બન્યું; પણ બાજી થોડીક પલટાઈ ગઈ. અમને બન્નેને ભર ઊંઘમાં જુદી જુદી પથારીમાં સુવાડ્યાં, ને પછી સવારે હું જાગ્યો ત્યારે મારી નજીકની પથારીમાં એની મોટી બહેનને મેં જોઈ.

અનુભવનું આ પ્રકરણ એ વખતે તો એટલે જ અટક્યું. બીજી વખત અમે પ્રયત્ન કર્યો નહિ ને થોડા જ વખતમાં મારી એ બાલસખીને પીઠી ચોળવામાં આવી ત્યારે મિશ્ર લાગણી સાથે હું તેની આસપાસ જાણે અટવાયો ભારે ધામધૂમથી એનું લગ્ન થયું. નવવધૂ તરીકે માથામાં ફૂલની વાડી ભરાતી એ જ્યારે મારી પાસેથી પસાર થઈ ને મારા તરફ એણે જે રીતે જોયું ત્યારે જાણે મારા કરતાં ઘણી મોટી, ઘણી ડાહી ને જેની

આગળ હું કેવળ રમકડા જેવો હોઉં એવી મને તે લાગી. ખરેખર એનામાં એ બધું હતું કે કેમ એ પ્રશ્ન મને ભાગ્યે જ નડયો છે. માત્ર એને માટે જ નહિ, નાની-મોટી અનેક કિશોરીઓ ને સ્ત્રીઓ અંગે પણ મને આવી લાગણી રહે છે. મારી નાની બહેનો ગજી (ગજરા) અને પાલી (પાર્વતી) મારાથી ઘણાં નાનાં – પાલી તો ખાસ્સી દસ વર્ષ જેટલી – પણ છેક નાનપણથી મને તે મોટાં જેવાં લાગ્યાં છે. આજે લગભગ પાંસઠ વર્ષે મારી બાર-ચૌદ વર્ષની વિદ્યાર્થિનીઓ મને અનેકવાર ડહાપણથી ભરેલી – શરદબાબુનાં પાત્રોની યાદ તાજી કરાવતી કરેલ ડાહ્યી લાગે છે. છોકરીઓના સ્વભાવની બીજી બાજુથી હું અપરિચિત છું એવું નથી. એની વખતોવખત તંગ બનતી લાગણી, એને ક્યાં વાંકું પડશે તે અંગેની કોઈ શાસ્ત્રીય અટકળ કરવાની અશક્યતા, બે સગી બહેનો વચ્ચે પણ બાંધછોડ અંગેની તકલીફો – એવું ઘણુંબધું હું જાણું છું છતાં એકંદર સ્ત્રીના ડહાપણમાં, એની સૂક્ષ્મ સમજમાં અને જેને આપણે છઠ્ઠી ઇંદ્રિય કહી શકીએ એવી રીતે પરિસ્થિતિને પામી જવાની એની શક્તિમાં મને ઘણોબધો વિશ્વાસ છે. એથી મારી બાર-ચૌદ વર્ષની એ શિષ્યાઓ ઘણી વાર મારા કરતાં વધુ ડહાપણવાળી અને સમજુ હોવાનું મને લાગે છે – મને પૂજ્ય લાગે છે.

મારી આ બાલસખી સાથે જે થોડાક દિવસ મેં જીવનના કોઈ અપૂર્વ આનંદ ને ઉલ્લાસમાં ગાળ્યા તેની સ્મૃતિમાં એના ઘર પાછળ આવેલા તળાવમાંના અમારા સાહસની એક રસિક ઘટનાનો ઉલ્લેખ કરી લઉં. તળાવ નાનકડું હતું, પણ એમાં સુંદર પોયણીઓ હતી, એ પોયણીઓ ને નાનાં ગોળ કમળપત્રોથી તે અતિ રમણીય લાગતું, એમાં આખો વખત નાનામોટાં પંખીઓ કલ્લોલ કરી ઊડતાં રહેતાં, નાની નાની ચકલીઓ જેવાં રંગીન પંખીઓને એક કમળપત્ર પરથી બીજા પર ઊડતાં જોવાં એ આલ્હાદક અનુભવ હતો, અમે બન્ને ત્યાં એ તળાવમાં કપડાં ધોવા માટે મુકાયેલી એક પથ્થરની શિલા પર બેસી આ બધી લીલા ગદ્ગદ્ હૃદયે નિહાળતાં, એકબીજાની આંખમાં જોઈ મુસ્કરાતાં, કોઈ કોઈ વાર પાણીમાં છબછબિયાં કરી એકબીજાને પલાળતાં ને તોફાન મસ્તી કરતા. ત્યાં ગોવાળિયાઓએ તળાવમાંના વેલા ને ઘાસનો એક તરાપો જે ઘણું ખરું ઘોડા નામે ઓળખાતો તે અવારનવાર અમારી નજરે પડતો ને અમે તેને પાણીમાં હડસેલી મૂકી ભારે મોટાં સાહસ ને તોફાન કર્યાનો આનંદ અનુભવતાં, એકવાર તેને વેણીમાં ગૂંથવાનું મન થયું. પેલા ઘોડા તરફ તેની નજર હતી, મને એમાંથી પ્રેરણા મળી, મેં કહ્યું, "તું અહીં ઊભી રહે. આ ઘોડો લઈ હું પેલી પોયણી લઈ આવું." તે મને એકલો જવા દેવા તૈયાર ન હતી. અમે બન્ને એ યોજના ઘડી કાઢી, અનેક વાર અમે ગોવાળિયાઓને એ ઘોડો ફેરવતા જોયા હતા, એટલે એને કેમ ચલાવવો એની અમને આવડત હોવાની અમારી માન્યતા હતી, એ મુજબ ઘોડો ચાલ્યો તો ખરો, ને અમે પેલી પોયણી પણ મેળવી; પણ ઘોડાને પાછો કેમ વાળવો? એ આવડત અમારામાં ન હતી, અમે બન્ને મૂંઝાયાં ને કોણ પહેલું રડે એ જ એક પ્રશ્ન હતો, મેં હિમ્મત ભેગી કરવા માંડી, "આપણે હવે સામે કાંઠે જ આને લઈ જઈએ," મેં કહ્યું, "એટલું બધું આપણાથી કેમ કરીને પાણી કપાય? હવે તો ડૂબી જ જવાનાં," બોલતાં તેનાં ડૂસકાં શરૂ થયાં. આંસુ નિરકુંશ રીતે પડવા માંડ્યાં ને હું એનો સહભાગી થવા જતો હતો ત્યાં એના ગોવાળિયાનો સાદ અમારે કાને પડ્યો, તળાવમાં ઊતરી અમને તે હેમખેમ બહાર લઈ આવ્યો. થોડીક ઠોલ થાપટ પણ થઈ પણ મારી એકંદર છાપ એ રહી છે કે બધાને એ બનાવથી ખૂબ રમુજ પડી હતી.

જાતીય જ્ઞાનની મારી ક્ષિતિજોના વિકાસનાં રેખાંકનમાં હેતાળ કુટુંબમાં ઊછરતાં બાળકોના અનુભવો કરતાં અન્ય કોઈ વિશેષતા નથી, કિશોર વયમાંથી યૌવન તરફ પગરણ માંડતાં જે શારીરિક ફેરફાર થાય તે વખતે જો કોઈની હેતાળ ઓથ ન હોય તો સારા કુટુંબમાં પણ બાળક ભૂલ ભરેલે માર્ગે ચઢી જાય. હું થોડોક વખત એ સ્થિતિમાં મુકાયો, જેને સ્વપ્નદોષ કહેવામાં આવે છે તેનો મારો પ્રથમ અનુભવ કેવળ શારીરિક – સ્વપ્ન વિનાનો – હતો. એ વખતે હું મારી માશીને ત્યાં વલસાડ પારડી હતો, આ શું બન્યું છે એ ન સમજાતાં મારાથી ત્રણચાર વર્ષ મોટા મારા એક ઓળખીતાને મેં પૂછ્યું, એ સાંભળતાં તે હસ્યો ને તે શું કરે છે તે હું સમજું તે પહેલાં મને તે હસ્તદોષની વિકૃતિ તરફ દોરી ગયો, મારે સુભાગ્યે એ જ અરસામાં બાલુભાઈ

સાથે મારે મૈત્રી થઈ હતી, એટલે આ દિશામાં હું વધુ ડગ માંડું તે પહેલાં તેમની સહજ ઉષ્મા અને કાળજીભરી દોરવણીથી હું બહાર આવી ગયો, આમાં પાપ જેવું કંઈ નથી, પણ એમાંથી શારીરિક અને માનસિક નબળાઈઓ ને વિકૃતિઓ જન્મે, સ્મરણશક્તિ મન્દ પડે વગેરે બાબતો તેમણે મને અનેક ઉદાહરણો આપી સમજાવી, અને બ્રહ્મચર્યના મહિમાની જે વાતો મેં વાંચી હતી ને જે મને સમજાતી ન હતી તે જીવંત શબ્દથી અને હેતાળ માર્ગદર્શનથી સુગમ બની. એ પછી થોડા વખત બાદ સ્વામી સત્યદેવની, હું ભૂલતો ન હોઉં તો, "સંજીવની બૂટી" નામની બ્રહ્મચર્ય પરની એક ચોપડી મારા હાથમાં આવી. તેની મારા મન પર બહુ ઊંડી અસર થઈ. પણ એના વાચનમાંથી મારે માટે એક અણધારેલી મુશ્કેલી મેં વહોરી લીધી સ્વપ્ન–દોષ ટાળવાની સંજીવની બૂટીમાં જે સૂચનાઓ હતી તેમાંની એક રાતે સૂતાં પહેલાં સંપૂર્ણપણે લઘુશંકાનું સમાધાન કરી લેવાની હતી. આ 'સંપૂર્ણપણે' મારે માટે આફત રૂપ થઈ પડ્યું, ને મને શંકા રહેવા લાગી, એને પરિણામે અગાઉ મારે રાત્રે ઊઠવું પડતું નહિ તે ઊઠવાની ફરજ પડવા માંડી. વખત જતાં લઘુશંકાના નિવારણ પછી પણ મને શંકા રહેવા લાગી. એ સ્થિતિ સતત બેચેની ઉપજાવનારી હોય છે! આ ઉપરથી મને લાગે છે કે બાળકને જાતીય શિક્ષણની બાબતમાં યોગ્ય દોરવણી મળવી જોઈએ, પણ એ કેવી રીતે આપવી તે અંગે આજ પણ હું મારા મન સાથે બહુ સ્પષ્ટ નથી. જો કોઈ આપી શકે એમ હોય તો કેવળ માતપિતા જ એવું હું માનું છું; પણ તે યોગ્યતા સૌમાં હોવાનો કેટલો સંભવ?

મારા કેટલાક સાથીઓ તો બહુ નાની ઉમ્મરે પરણેલા અને ચૌદપંદર વર્ષની વયે જાતીય સંબંધની વાત તેઓ મલાવીને કરતા એટલું જ નહિ પણ તેમાંના કેટલાક ગામની બીજી કેટલીક છોકરીઓ સાથે પણ પોતે સંબંધ બાંધ્યો છે એવી વાત છાતી ફુલાવીને કરતા. આ વાતથી મારા મનમાં જાતજાતનું કુતૂહલ જાગતું.

પરંતુ મારા હાથમા રામતીર્થ, વિવેકાનન્દ, રામકૃષ્ણ આદિનાં જે પુસ્તકો આવ્યાં ને બાલુભાઈનો જે સાથ મને રહ્યો તેણે ને માતપિતાના પ્રેમે મારી ફરતે જાણે કે લક્ષ્મણરેખા દોરવાનું કામ કર્યું, ને એનાથી રચાતા નિર્મળ કુંડાળાની ચોમેર ઊડતા ગંદકીના છાંટા છતાં હું એ કુંડાળામાં સુરક્ષિત રહી શક્યો.

પણ લખવામાં આ જેટલું સરળ છે તેટલું વ્યવહારમાં નથી હોતું, આ બધું સુદ્દસ્ય કથા રમ્યા જેવું છે. મારી સત્તરેક વર્ષની વયનો એક અનુભવ નોંધી આ સ્પષ્ટ કરું: મારી લાંબી રજાઓનો કેટલોક ભાગ હું મારા મામાને ત્યાં ગાળતો. તેમને ત્યાંની કામ કરનારી યૌવનની તાજગીનીતરતી, રૂપાળી, ચબરાક અને હોશિયાર હતી એ સારી ચાલચલગતવાળી નથી એવી લોકવાયકા હતી. સામાન્ય રીતે મામા મિલમાં હોય ત્યારે ઘરમાં મારાં મામી અને આજીમા એટલી બે જ વ્યક્તિઓ હતી, તે બન્નેમાંથી આજીમા કદી માળ પર આવતાં નહિ; ને મામી કોઈ કોઈ વખત કામ પડતાં ડોકાતાં. હું મોટે ભાગે માળ પર ને ઝરૂખામાં વાંચવામાં મારો સમય ગાળતો, કામ કરનારી માળ ઉપર ઝાડુ ને સાફસૂફી માટે ને કોઈ કોઈ વખત દળવા આવતી. પહેલાં તો તે સલુકાઈથી પોતાનું કામ પતાવી જતી રહેતી, પણ પછી એણે થોડીક રમતિયાળ છૂટ લેવા માંડી. કોઈ વખત કોઈ ગીતની કડી ગણગણતી વાળે તો કોઈ વખત વાળતાં વાળતાં મને અડપલું કરતી જાય, એના એ ચેનચાળા મને ગમવા લાગ્યા; જોકે, સ્ત્રી-પુરુષના સંબંધ વચ્ચેની નાજુક મર્યાદારેખાને ભૂંસાઈ જતાં વાર નહિ લાગે એ હકીકતનું મને સારું એવું ભાન હતું. આગળ ઉપર હું જણાવીશ તેમ મુંબઈમાં એ અંગે એક એવા અવિસ્મરણીય અનુભવમાંથી હું પસાર થયો હતો જેણે સ્ત્રી માત્ર તરફ પૂજ્ય ભાવથી જોવાનું મારી ઊર્મિ માટે સહજ બનાવ્યું હતું. એટલે મામીની આ યુવાન કામ કરનારી માટે પણ મને સામાન્ય સંજોગોમાં કોઈ અઘટિત ભાવ થાત નહિ, પણ એને અંગે મેં સાભળેલું એટલે હું સાવધ બન્યો, ને એનાં અડપલાં ગમતાં છતાં તે અંગે નિર્લેપતાનો દેખાવ કરી મારી જાતને ઠગતો રહ્યો, એવામાં એક દિવસ મામી બહારગામ ગયેલાં હતાં. એટલે માળ પર નિરંકુશ એકાન્ત સર્જાયા જેવું થયું ને તે એના યૌવનઉછાળ સાથે હવાની માદક બહાર જેવી કોઈક ગીતની કડી ગણગણતી ઉપર આવી અને મને અવારનવાર અડપલાં કરતી કામ કરવા લાગી, સદ્-અસદ્‌વૃત્તિનું દ્વંદ્વ જે સામાન્ય રીતે સતત આપણા

મનમાં ચાલતું રહે છે તે અણીની પળે અટકી જતું હોય છે ને અસદ્‌વૃત્તિ જ જાણે એક માત્ર સત્ય છે એવી મૂર્છા મન અનુભવે છે તેવી સ્થિતિ જાણે કે મારે માટે સર્જાઈ. જીવનની આવી અનુભૂતિને મારા સર્જનમાં પણ ક્યાંક ક્યાંક વાચા મળેલી છે. આ લખું છું ત્યારે મને મારું આ હાઈકુ યાદ આવે છે.

ઓચિન્તી લ્હેર :
ઠરે દીવો ; ઘરમાં
રમે આગિયા !

"મને હો વાંચતાં શીખવ!" એવું લાડથી બોલતાં જોબનથી થનગનતાં એનાં અંગોથી અડપલાં કરતી એ મારી ચોપડી પર ઝૂકી, ને હું શું કરું છું તેનો મને ખ્યાલ સરખો પણ આવે તે પહેલાં તેનો હાથ મેં પકડી લીધો! એટલે કૂણી લાગણીથી હોય તેમ હળવેકથી હાથ છોડાવતી તે બોલી, "તારા જેવા પોયરાને બગાડું તો મને નિહાપા લાગે," ને સડસડ દાદર ઊતરી તે નીચે જતી રહી! ધરતી માગ આપે તો સમાઈ જવાનું મન થાય એવી મારી સ્થિતિ થઈ.

આ બનાવની મારા મન પર બહુ ઊંડી અસર થઈ, એ મેં આજ સુધી કોઈને કહ્યો નથી – બાલુભાઈને પણ નહિ. એની એક અસર એ થઈ કે જાતીય વિકૃતિઓ મને માનસિક અને શારીરિક રોગ જેવી લાગતી થઈ, અને એવા રોગીઓ માટે મને અનુકંપા જ થવા માંડી. શિક્ષણક્ષેત્રમાં હું જોડાયો તે પછી આ લાગણી વધુ દૃઢ બની. આ વિષયમાં ગાફેલ રહેતાં બાળકો માટે ઊંડો સમભાવ એણે મારા મનમાં જગાડ્યો. જાતીય વિકૃતિને કારણે કાયમ માટે સ્પર્શી જાય એવા પાપના કોઈ પણ ખ્યાલનાં બાળકો ભોગ ન બને તે માટે એણે જાણે છે કે મારી સંવેદનશીલતાને સજાગ કરી.

જાતીય વિકૃતિઓ આપણાં બાળકો માટે કોઈ કોઈ વાર કેવી ભયાનક પરિસ્થિતિ સરજે છે એનો અનુભવ મને મારી અતિ નાની કિશોર વયે મુંબઈમાં થયો. રજામાં હું કોઈ કોઈ વાર મામાને ત્યાં જતો. તે એલ્ફિન્સ્ટન રોડ ઉપર આવેલા સૂરજ બિલ્ડિંગમાં રહેતા. ત્યાંથી થોડેક દૂર બીજી એક ચાલમાં એમના એક મિત્ર રહેતા હતા. એમને ત્યાં હું અવારનવાર જતો. ત્યાં એ ચાલના ચોકીદાર યુવાન ભૈયાની ઓરડીમાંથી તુલસીદાસની ચોપાઈઓના મીઠા સૂરો હું સાંભળતો અને મને કુતૂહલ થતાં ત્યાં ડોકિયું કરતો. હું એક વખત ઊભો રહ્યો એટલે એ ભૈયાએ મને બાબુજી કહી સંબોધી અંદર બોલાવ્યો બહુ આદરપૂર્વક એણે મારે માટે નાનકડી ગાદી બિછાવી એના પર બેસાડી થોડીક ચોપાઈઓ સંભળાવી બીજે દિવસે પણ હું એ સાંભળવા બેઠો અને એણે ઉત્તર હિંદના ભૈયાઓ જે રીતે ગરમ દૂધને એક લોટામાંથી બીજામાં અને બીજામાંથી પહેલામાં એમ ઊંચેથી વારવાર રેડીને આપે છે તેવી રીતે તૈયાર કરીને દૂધ આપ્યું એની સાથે મારે જાણે કે મૈત્રી થઈ ગઈ. મને લીટાઓ કરવાનો શોખ હતો એટલે એની દીવાલો ઉપર હંસ, કમળ એવાં ચિત્રો પણ મેં દોર્યાં. એક દિવસે હું ચિત્ર દોરવામાં મશગૂલ હતો ત્યાં અચાનક એણે મને એની બાથમાં લીધો. હું ચોંકી ઊઠ્યો. આ શું કરો છો? એમ અકળાટમાં મેં એને પૂછ્યું. પણ એ પછી વધુ બોલવાની હિંમત રહી નહિ. મારી સાથે તેણે અડપલાં શરૂ કર્યાં અને હું થરથરવા લાગ્યો. એવામાં ઓચિંતું કોઈએ બારણું ઠોક્યું અને તરત જ મને મૂકી દઈ એણે બારણું ઉઘાડ્યું. હું ત્યાંથી નીકળી નાઠો. હસીને એણે કહ્યું; 'કાલ આવજો હોં!' એ પછી એ મકાનમાં જ નહિ પણ એ દિશામાં પણ હું કદી ગયો નહિ અને જો પેલો અજાણ્યો આવી પહોંચ્યો ન હોત તો મારું શું થાત એનો વિચાર કરતાં હું અકળાવા લાગ્યો. થોડાક વખત પહેલાં મેં એક વાત સાંભળેલી કે નાનાં બાળકોને ફોસલાવીને એકના ઉપર અત્યાચાર કરી એમને ઠેર ઠેર બચકાં ભરી એમનું લોહી પી મારી નાખી ફેંકી દેવાના ગુના માટે એક જણને ફાંસીની સજા થઈ હતી.

આવો બીજો અનુભવ તેરચૌદ વર્ષની વયે મને ગ્રાન્ટ રોડ ઉપર થયો. એક રેસ્ટોરાંમાં ચા પીતા હું બેઠો હતો ચીખલીમાં તો કેક ક્યાંથી જોઈ હોય, પણ મુંબઈમાં એકબે વાર એનો સ્વાદ ચાખ્યો ત્યાર પછી કેકનો સ્વાદ કરવા માટે તક મળતાં હું રેસ્ટોરાંમાં જતો અને આમ ઘેર ચા પીતો ન હતો છતાં ચા સાથે સારી લાગે એટલે તે પણ લેતો. મારી સામે એક જુવાન પારસી બેઠો હતો તેણે મને કેક ખાતો જોઈ કહ્યું, "રેસ્ટોરાંની આ કેક કાંઈ બહુ સારી હોતી નથી. એના કરતાં તો આપણી બેકરીની નાનખટાઈ સારી." એમ કહી તેણે નાનખટાઈ મંગાવી. મેં ઘણી આનાકાની કરી પણ

એણે માન્યું નહીં એટલે એના પૈસા મેં આપવા માંડ્યા તે પણ એણે આપવા દીધા નહિ. આમ વાતનું નિમિત્ત મળતાં અમે બંને ઠીક ઠીક ગપાટે ચડ્યા. રાત પડી ગઈ હતી અને અમે ગ્રાન્ટ રોડ સ્ટેશન તરફ જવા નીકળ્યા. એ વખતે સ્ટેશન નજીક આજે છે એવાં મકાનો ન હતાં અને એનો થોડોક ભાગ અંધારામાં રહેતો. એમાંથી પસાર થતાં એણે મારી સાથે અડપલાં કરવાં શરૂ કર્યાં: મને ચિંતા થઈ. પણ થોડેક દૂર જ પ્રકાશમાં લોકોની અવરજવર હતી એટલે હિંમત કરી મેં એનો પ્રતિકાર કર્યો અને એનો સાથ છોડી જોરથી ચાલવા માંડ્યું.

આ બે ઘટનાઓ ઉપર હું વખતોવખત વિચાર કરું છું ત્યારે બાળકો કેવા જોખમથી ભરેલી દુનિયામાં મોટાં થતાં હોય છે એનો મને ખ્યાલ આવે છે. મુંબઈ જેવા શહેરમાં તો આવાં જોખમોનો કોઈ અંત નથી. ચાલથી માંડીને સ્કાઈસ્ક્રેપરમાં રહેતાં બાળકોમાંથી કયું બાળક આવાં જોખમોમાંથી મુક્ત છે એ કહેવું ખરેખર મુશ્કેલ છે. એટલે એની સામે જો બાળકોને કોઈ રામરક્ષાનો મંત્ર આપવો હોય તો પ્રેમ અને જે જગતમાં એ રહે છે એમની સાચી સમજ એને આપવી જોઈએ.

મારા આ અંગત અનુભવોની એક અસર મારા જીવનમાં એ રહી છે કે જ્યારે જ્યારે કોઈના ચારિત્ર્ય સંબંધી અફવાઓ આવે ત્યારે તે માનવા મારું મન તૈયાર નથી હોતું, કારણ કે પડવાનું આમ ભલે સહેલું હોય છે, પણ એમાં રહેલા જોખમનો ખ્યાલ પણ સાથે સાથે પતનોન્મુખ વ્યક્તિ સમક્ષ ખડો થતો જ હોય છે, અને જેમ પાપા પગલી ભરતું બાળક પડવાની સ્થિતિ આવતાં પડવામાંથી ઊગરવા સમતુલા જાળવી લેતું હોય છે તેમ સામાન્ય રીતે એવી સમતુલા જાળવવા માણસ પ્રેરાય છે, અને જે આમ નથી કરી શકતા તે આપણી અનુકંપાને પાત્ર હોવા ઘટે. સમાજનાં શીલનાં ધોરણ જડ બંધનરૂપ નહિ, જડ નિયમ રૂપે નહિ, પણ એની સહજ ચારુતારૂપે વિકસે તો આ જાતની નૈતિક હોનારતના અકસ્માતો ઘટી જાય. આ ત્યારે જ બને જ્યારે આપણાં ઘરોમાં પ્રેમના વાતાવરણની સુષમા જ હોય ને આપણી શિક્ષણસંસ્થાઓ એવાં ઘરોની સામાજિક અભિવ્યક્તિની થીથી પ્રકાશિત હોય.

# પહાડી વિસ્તારના પ્રશ્નો

## વિમલ શાહ

ચીનના આક્રમણ અને પાકિસ્તાન સાથેના સંઘર્ષ પછી પહાડી વિસ્તારોના પ્રશ્નોએ અણધારી અગત્ય પ્રાપ્ત કરી છે. આ વિસ્તારોની સંરક્ષણની દૃષ્ટિએ વ્યૂહાત્મક અગત્યને લક્ષમાં રાખીને સમગ્ર દેશનું ધ્યાન તેમના તરફ દોરાયું છે. પહાડી વિસ્તારોએ, તેમને એકાએક રાષ્ટ્રીય નકશા પર સ્થાન અપાવવા માટે ચીન અને પાકિસ્તાનનો આભાર માનવો જોઈએ

"દેશની કુલ ભૂમિનો ઘણો મોટો ભાગ ડુંગરાળ, પહાડી, યા ઊંચા પ્રદેશોનો છે. આવા પ્રકારની ભૂમિવાળા કુલ ૮૭ જિલ્લાઓ છે."[૧]

આવા વિસ્તારો સમગ્ર દેશમાં છે પણ તેમાંય વધુમાં વધુ આવા વિસ્તારો હિમાલયની હારમાળાઓમાં છે, જેમણે તેમની સંરક્ષણાત્મક અગત્યને લીધે, નવી મહત્તા પ્રાપ્ત કરી છે. બીજા પહાડી વિસ્તારો પણ આવા જ પ્રકારની મુશ્કેલીઓ વચ્ચેથી પસાર થઈ રહ્યા હોવા છતાં, તેમની જોઈએ તેટલી દરકાર આપણે હજી પણ લેતા નથી. "ભારતના પહાડી અને ડુંગરાળ પ્રદેશો કેટલીક અગત્યની બાબતોમાં ગેરફાયદાભરી પરિસ્થિતિમાં મુકાયેલા હોય એમ જણાય છે, અને અણવિકસિત અર્થતંત્રની બધી જ નબળાઈઓ અને વિચિત્રતાઓ તેમનામાં વિદ્યમાન છે. આ બધા, મહદ્અંશે ગ્રામ્ય વિસ્તારો છે, ઐતિહાસિક રીતે અવગણાયેલા છે, અને છતાંય વ્યૂહાત્મક સ્થાનો પર આવેલા છે અન્ય વિસ્તારોની તુલનામાં આ વિસ્તારોના પછાતપણા માટે કેટલેક અંશે ભૌગોલિક પરિસ્થિતિ, આબોહવા અને કુદરતી કૃપણતાને લીધે ઊભા થતા વિશિષ્ટ સંજોગો પણ જવાબદાર છે"[૨]

રાષ્ટ્રીય જીવનના મુખ્ય પ્રવાહોથી લાંબા સમય સુધી અલિપ્ત રહેવાને લીધે પણ પહાડી અને બિન-પહાડી વિસ્તારો વચ્ચેનો ગાળો પડ્યો છે. આઝાદી પછી સરકાર અને સામાજિક સંસ્થાઓ દ્વારા પહાડી વિસ્તારો સાથે નજીકનો સંબંધ સ્થાપવાના ઘણા ઓછા પ્રયત્નો થયા છે. પરિણામે બન્ને વચ્ચેનું અંતર વધ્યું છે. આ હકીકતે પહાડી પ્રજાના મનમાં એટલી હદ સુધીની ગેરસમજ અને શંકાઓ ઊભી કરી છે કે, તેમને ભારતથી સંપૂર્ણ અલગતાથી ઓછું કશું જોઈતું નથી. અલગ થઈ જવાથી તેમનાં આર્થિક હિતો જોખમાશે, અને સાથે રહેવાથી તેમને વધારે વિશાળ સાધન-સંપત્તિનો ઉપયોગ કરવાનો કદાચ લાભ મળે એમ હોવા છતાં, બિનઆદિવાસીઓ તેમનું શોષણ કરવા પ્રયત્ન કરશે એટલું જ નહીં પણ તેમની જીવનપદ્ધતિ પણ પોતાના પર લાદશે એવા ભયથી, બિન-આદિવાસીઓ સાથે મેદાની વિસ્તારના લોકો સાથે ભળવા માટે તેઓ તૈયાર નથી. પાટસ્કર રીપોર્ટ તરીકે ઓળખાતા, આસામના પહાડી વિસ્તારો પરના કમિશનના રીપોર્ટે (૧૯૬૫-૬૬) એ સિદ્ધ કર્યું છે કે મેદાની વિસ્તારો કરતાં, પહાડી વિસ્તારોમાં વિકાસના વધુ પ્રયત્નો કરવામાં આવ્યા અને મેદાની વિસ્તારો કરતાં તેમનો વિકાસનો દર પણ ઊંચો છે. 'રાજ્યની માથાદીઠ આવકના વધારાના દરને લક્ષમાં લેતાં જણાયું હતું કે મેદાની વિસ્તારો કરતાં અને સમગ્ર રાજ્ય કરતાં પહાડી જિલ્લાઓનો માથાદીઠ આવકના વધારાનો દર ઊંચો હતો."[૩]

૧૯૫૦-૫૧ થી ૧૯૬૨-૬૩ સુધીમાં, મેદાની વિસ્તારોમાં માથાદીઠ આવકમાં ૮.૯ ટકાનો વધારો થયો હતો, ત્યારે તે જ ગાળામાં પહાડી વિસ્તારોમાં માથાદીઠ આવકમાં ૫૨.૫ ટકાનો વધારો થયો હતો.[૪]

તે જ રીતે પ્રાથમિક શિક્ષણમાં પહાડી વિસ્તારોનો વિકાસનો દર ઊંચો હતો એટલું જ નહીં, પણ ૧૯૬૧ ની વસ્તીગણતરી પ્રમાણે તેમનો અક્ષરજ્ઞાનનો દર મેદાની વિસ્તારોને પણ વટાવી ગયો હતો.[૫]

એ બાબતનો પણ અહીં ઉલ્લેખ કરવો જોઈએ કે બધા પહાડી વિસ્તારોમાં આવો વિકાસ નથી થયો. અને તેમ છતાં આસામના પહાડી જિલ્લાઓ જ અહીંનો વિકાસ બહુ થયો હોવા છતાં અલગતાની માગણી સૌથી વધુ જોરદાર રીતે કરે છે.

આમ કેમ બને છે તે સમજવાનો આપણે પ્રયત્ન કરીએ. આ સમસ્યા આપણને ત્યારે જ સમજાશે જ્યારે આપણે

## સંયુક્ત સમાજવાદી પક્ષ : પુણ્યપ્રકોપી સૂત્રો અને એકાંગી વ્યવહારની બેડીઓમાં

ગયા ડિસેમ્બરમાં ગયા મુકામે સંયુક્ત સમાજવાદી પક્ષનું અધિવેશન મળ્યું ત્યારે તેણે "તરવરીઆ તરુણો" ના પક્ષ તરીકેની છાપ ટકાવી રાખી હતી, એ જો સ્વયં મૂલ્ય હોત તો તે માટે આ પક્ષ સૌના ધન્યવાદને પાત્ર છે. આ અધિવેશનમાં ૧૬૦૦ પ્રતિનિધિઓએ છ દિવસ સુધી રોજના ૧૦–૧૦ કલાક રાષ્ટ્રીય–આંતરરાષ્ટ્રીય રાજકારણ અને પક્ષના સંગઠન ઉપર અખંડ બેઠક જમાવીને ચર્ચા આલોચના કરી હતી. કેવળ ભાષાના ઠરાવ ઉપર ૬૨ સુધારા રજૂ થયા હતા અને ૨૦ કલાક ચર્ચા ચાલી હતી! આ સમસ્ત ચર્ચા–આલોચનામાં બીજા કોઈ પણ પક્ષની સરખામણીએ, યુવાન પ્રતિનિધિઓનો ફાળો ઘણો વિપુલ હતો એ પણ આ પક્ષની પ્રણાલીને બિરદાવનારું લક્ષણ હતું. અંતે, આ અધિવેશનમા પક્ષે "સંયુક્ત સરકારોમાંથી સરિયામ લડતો" (માસ-સ્ટ્રગલ્સ) નો આદેશ આપીને "સત્તા કરતાં સેવા" પ્રત્યેની નિષ્ઠા પ્રગટ કરી હતી એમ માનીએ તો તે ગૌરવને અધિકારી ગણાય. ઉપરાંત, સૈદ્ધાન્તિક ધોરણે જલદ કાર્યક્રમ યોજવાના પરંપરાગત આગ્રહને અનુસરીને તેણે ૧૨ મુદ્દા વાળો હક્ક પત્ર" પ્રગટ કર્યો છે, તથા સમાજવાદી એકતા" (ખાસ કરીને પ્ર સમાજવાદી પક્ષ સાથેની એકતા) ની બાબતમાં બંને વચ્ચે ભાગ્યે જ કશો મેળ હોવા છતાં, પુનર્ઘોષણા કરીને પોતાની આતુરતા પ્રગટ કરી છે – આ બધું જોતાં, એક શુભાશયી, ઉત્સાહી, તરવરીઆ રાજદ્વારી પક્ષ તરીકેની તેની પ્રણાલી, ડૉ. લોહીઆ વિનાના આ પ્રથમ અધિવેશનમાં પણ પ્રત્યક્ષ થઈ છે, એ જ જો સિદ્ધિ ગણાતી હોય તો આ પક્ષ એવો સંતોષ મેળવી શકે છે

પરંતુ રાજકારણમાં જે પક્ષ સદા કાળ "તીખા તરવરીઆ જુવાનોનો જ બની રહે, કિશોરાવસ્થામાં જ કુંઠિત થઈ જાય, તેને માટે ઊજળું ભાવિ ન હોઈ શકે. આ પક્ષ ઉપર સ્વ. ડૉ. લોહીઆ જેવા પ્રખર તેજસ્વી નેતાની જે પકડ હતી તેને પરિણામે એના ઘાટઘડતરમાં જે વિલક્ષણ એકાંગિતા પ્રવેશી હતી, અને શ્રી રાજનારાયણ તથા મધુ લિમયે અને ફર્નાન્ડિઝ જેવાએ 'લોહીઆવાદ' ફરી ફરી ઘૂંટીને પક્ષ ઉપર જે પાકો ઢોળ ચઢાવ્યો હતો, હવે એનો એ ટકાવી રાખવાનો મનોરથ કરી રહ્યો જણાય છે! પરંતુ તો પછી, એ મિથ્યા પુરુષાર્થ જ બની રહેશે એમ કહેવામાં કશી અતિશયોક્તિ નથી.

જો આ પક્ષે લોકશાહી સમાજવાદી દિશામાં આગળ વધવું હોય તો 'લોહીઆવાદ' થી જ તેણે પોતાની મુક્તિ વહેલી તકે સાધવી રહે છે.

છેલ્લી સાર્વત્રિક ચૂંટણી પૂર્વે આ પક્ષે, એક બાજુ, સંસદગૃહોમાં હઠાગ્રહી આત્યંતિક દેખાવો કરનાર તરીકે, કેન્દ્રના પ્રધાનોની ગુનાહિત ગેરરીતિઓ પકડી પાડનાર તરીકે, અને સંસદ બહાર અન્યાયો સામે ઝૂઝનારા અડંગ લડવૈયા તરીકે લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી એનો લાભ પણ એને ચૂંટણીમાં મળ્યો હતો જ.

વળી નર્યા 'કોન્ગ્રેસદ્વેષ' ની ઝનૂની વિચારધારાને રાષ્ટ્રવ્યાપી બનાવવામાં, રાજકારણના એક મુખ્ય પાયા તરીકે એને સ્થપિત કરવામાં જે ખંતીલો ઉદ્યમ આદર્યો હતો એના ફલસ્વરૂપે, ચૂંટણી બાદ, તેને અનેક બિનકોન્ગ્રેસી સરકારોમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત થયું છે.

એકંદરે, પોતાની સભ્યસંખ્યા એક કૂદકે અઢીથી ચાર લાખ સુધી પહોંચી ગયાનો તેનો દાવો પણ તેની લડાયકતાનો પારો ગણી શકાય!

પરંતુ પછી બિનકોંગ્રેસી સરકારોના લગભગ એક વર્ષના કારભારને અંતે, દેશમાં જે બેવડી કટોકટી અને હતાશાનું મોજું ફેલાયું છે તેમાં સંયુક્ત સમાજવાદી પક્ષના આ પરંપરાગત લડાયક ભાવાવેશનો ફાળો કાંઈ નાનોસૂનો નથી.

દા. ત. 'કોંગ્રેસને હઠાવો, દેશને બચાવો' ચૂંટણી પૂર્વેનું આ નિષેધાત્મક એકાંગી આવેશમય સૂત્ર ચૂંટણી બાદ બંગાળમા કેવું ભયંકર પરિણામ લાવવા માટે જવાબદાર બન્યું છે તેનો, પોતાને ભોગે કમ્યુનિષ્ટોના હાથે, જાત–અનુભવ કરી લીધા પછીય આ

દારી ઠાલાપણુમાં કશો ફેર પડ્યો નથી. ઊલટો તે જ બીજા સૌ પક્ષો કરતાં અધિક કમ્યુનિસ્ટોની ઢાલ બની બેઠો છે!

તેજ રીતે, તેણે બિહાર અને ઉત્તર પ્રદેશમાં યુવ નો અને વિદ્યાર્થીઓને ભાષા–સમસ્યા અંગે ઉશ્કેરી મૂક્યા તો ખરા; પરંતુ, એમ કરીને તેણે લોકશાહીમાંથી જ શ્રદ્ધા ઉઠાવી દે તેવી, અને અંધાધૂંધી ભરી હિંસક લડતોના અવશ્યંભાવિ પરિણામની ફસલ પોતાને હાથે લણી છે. આ પછીય તેના બૌદ્ધિક અને માનસિક અભિગમમાં કશો ફેર પડ્યો નથી. ઊલટું અંધાધૂંધીને વાળવા માટે, શાંતિ અને કાનૂનની પુનઃ સ્થાપના માટે, પોતે જ જેમાં જવાબદાર છે તેવી સરકારે બળનો ઉપયોગ કર્યો ત્યારે, તેને જ દોષિત ઠરાવવાની બિનજવાબદારી પ્રદર્શિત કરીને સસ્તી લોકપ્રીતિ (!) કમાઈ લેવાની તરકીબ જ તેણે અજમાવી છે.

બધા ફેંસલા ખુલ્લી શેરીઓમાં અને સરિયામ માર્ગો પર કરી લેવાની આ પક્ષની રીતિનીતિનો સૌથી નિંદ્ય પ્રકાર તો એ જોવા મળ્યો છે કે ઉત્તર પ્રદેશના કેબિનેટ કક્ષાના પોતાના પક્ષના બે પ્રધાનોએ દેશની રાજધાનીમાં કાનૂનભંગ કર્યો અને તેમની ધરપકડ કરવામાં આવી ત્યારે, સામે એવો બાલિશ પડકાર ફેંક્યો કે વડાપ્રધાન ઉત્તર પ્રદેશમાં આવે ત્યારે તેમની ધરપકડ કરવામાં આવશે!

વળી, પોતે જેમાં ભાગીદાર હોય તેવી બિનકોંગ્રેસી સરકારોએ, જાતે સ્વીકારેલા લઘુતમ કાર્યક્રમને છેહ દઈને સત્તાનો મૂળભૂત હેતુ જ નષ્ટ કર્યો ત્યારે, અકળાઈ ઊઠેલા આ પક્ષે સત્તામાંથી નીકળી જવાનું જાહેર કર્યા પછીય, રખે ને કોંગ્રેસ આવી જાય એ ભયે એની એ સરકારોને ટકાવી રાખવાનો સ્વધર્મ ગણ્યો – જે કેવળ અધર્મનું જ ઓઠું બની રહ્યો છે! અને 'શુદ્ધ સૈદ્ધાન્તિક' મોરચાના આગ્રહી આ પક્ષે "સમાન વૈચારિક ધોરણ" (લાઈક માઈન્ડેડનેસ) ના ઓઠે જે તકવાદ આચર્યો છે એ તો ભલભલાને શરમાવે એવો છે. દા. ત. જે સ્વતંત્ર પક્ષને તે પોતે આર્થિક અને રાજકીય દૃષ્ટિએ મવાળ અને મૂડીવાદી ગણે છે, અથવા જે જનસંઘને કોમવાદી પ્રત્યાઘાતી ગણી નિંદે છે, તથા મદ્રાસના સત્તાધારી પક્ષ દ્રાવિડ મુન્નેત્ર કળગમને રાષ્ટ્રીય વિચ્છિન્નતાના કારણરૂપ લેખે છે, અને જે કમ્યુનિસ્ટોને આ દેશના બિનવફાદાર દુશ્મનો તરીકે ધિક્કારે છે – તે સૌની સાથે, જુદા જુદા પ્રદેશમાં, જુદા જુદા સમયે, સંયુક્ત મોરચો રચવા પણ તલપાપડ છે!

દા. ત. સરહદી મામલામાં જનસંઘ પક્ષ સાથે, ન્યાતિજાતિ અંગેની નીતિમાં દ્રવિડ મુન્નેત્ર કળગમ સાથે અને સંસદની બહારનાં ઉગ્ર આંદોલનો વખતે કમ્યુનિસ્ટ પક્ષ સાથે – કેવળ કોંગ્રેસનો કયાંય કશો પડછાયો નહિ!

આમ, આ પક્ષે પોતાને ખપતી તકવાદી નીતિરીતિને ઉદ્દામ ક્રાંતિકારી વાઘા પહેરાવીને, લોકશાહીમાંની પ્રજાની મૂળભૂત શ્રદ્ધાને નષ્ટપ્રાયઃ કરવામાં જે ભાગ ભજવ્યો છે એનો જોટો જડવો પણ મુશ્કેલ છે.

આમ, એકંદરે, સંયુક્ત સમાજવાદી પક્ષની આજની વિચારસરણી અને કરણી, ભારતના કમ્યુનિસ્ટોની જ પ્રતિછાયા સમી, દિવસે દિવસે વિસ્તરી રહી છે, એમ કહેવામાં ભાગ્યે જ કશી અતિશયોક્તિ લેખાશે.

કદાચ, આજની સ્થિતિમાં, જો કોઈ પણ સક્રિય, શક્તિશાળી અને લોકશાહીનાં મૂળભૂત મૂલ્યને વરેલો પક્ષ, ક્રાંતિકારી 'અરાજકતા'ના આવેશમાં સૌથી વધુ સૈદ્ધાન્તિક જડતા અને પુણ્યપ્રકોપી એકાંગી વ્યવહારની બેડીઓમાં બંદી બની બેઠો હોય તો તે આ સંયુક્ત સમાજવાદી પક્ષ છે.

ભારતનું આ એક કમનસીબ જ છે.

**ભોગીલાલ ગાંધી**

## પ્રજા–સમાજવાદી પક્ષ : અસ્તિત્વના વાજબીપણાની શોધમાં

પ્રજાસમાજવાદી પક્ષનું છેલ્લું અધિવેશન પણ ગયા ડિસેમ્બરમાં કાનપુર મુકામે મળી ગયું.

જો સંયુક્ત સમાજવાદી પક્ષ 'ક્રાંતિકારી અરાજકતા' નો આવેશમય પક્ષ છે, તો પ્રજાસમાજવાદી પક્ષને કૉન્ઝરવેટિવ સ્થિતિચુસ્ત સમાજવાદી પક્ષ ગણી શકાય. બંને સમાજવાદમાં માને છે; બંને લોકશાહીમાં પણ માને છે. પરંતુ બંનેનો અભિગમ સર્વથા ભિન્ન રહ્યો છે. આ છતાં બંનેએ વારંવાર અને છેલ્લે છેલ્લે, પોત પોતાનાં છેલ્લાં અધિવેશનોમાં બંનેની એકતાના આધાર પર વિશાળ સમાજવાદી એકતાની અભીપ્સા પ્રગટ કરી છે. લાગણીનું આ પ્રદર્શન ઘણે અંશે પરિસ્થિતિના દબાણને આભારી છે – નહિ કે વાસ્તવિક શકયતા ના પકવ સમજને આભારી.

પ્રજાસમાજવાદી પક્ષના છેલ્લા અધિવેશને પક્ષના

મૂળભૂત આંતરિક વિસંવાદને ફરી એક વાર પ્રગટ કર્યો છે.

કદાચ, ભારતમાં લોકશાહી અને સમાજવાદ બંનેની નિષ્ઠા જ નહિ, પરંતુ સૌમ્ય સમજપૂર્વકની નિષ્ઠા જો કોઈ પણ પક્ષમાં સૌથી વધુ ઊંડાં મૂળિયાં નાખી ચૂકી હોય તો તે આ પક્ષના અગ્રણીઓમાં સવિશેષ છે. ગાંધીજી, વિનોબા, જયપ્રકાશ નારાયણ, આચાર્ય નરેન્દ્રદેવ, આચાર્ય કૃપલાની તથા અચ્યુત પટવર્ધનની સ્વસ્થ વિચારધારાઓએ પક્ષના આંતરિક ઘડતરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આથી એનું કાઠું બીજા તમામ સત્તાકાંક્ષી પક્ષો કરતાં ઘણે અંશે ભિન્ન સ્વરૂપનું ઘડાયું છે. આથી જ તો, આ પક્ષે સત્તાની અધીરાઈમાં મૂલ્યોની કતલ કરવા કરતાં અનેકવાર 'વનવાસ' સેવવાનું અધિકતર પસંદ કર્યું છે; અને આથી જ તો, મોટે ભાગે સત્તાની હરીફાઈના રાજકારણમાં તેનો નંબર છેલ્લો રહ્યો છે, એમ પણ કહી શકાય.

પરંતુ, અંતે તો, રાજકારણ સત્તાની સાથે સંકળાએલું હોવાનું જ, લોકશાહીમાં લોકશાહી રીતે. આ બાબતમાં કોઈ પણ રાજકીય પક્ષ ઉદાસીન રહી ન શકે. સમય આવ્યે સત્તા ગ્રહણ કરવામાંથી તે ભાગેડુ ન જ બની શકે.

પ્રજાસમાજવાદી પક્ષ વનવાસી–વૃત્તિ સાથે સયત સત્તાકાંક્ષી રહેવાના પ્રયાસોમાં હંમેશા સફળ સમતુલા જાળવી શક્યો છે એવું નહિ કહી શકાય. આથી જ એની પરિસ્થિતિ, ઘણીબધી વાર, નહિ દૂધમાં નહિ દહીંમાં 'અતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ' જેવી દેખાય છે, અથવા રહી છે. પરિણામે, મૂલ્યનિષ્ઠ સત્તાપ્રાપ્તિની અત્યંત કઠોર સાધનોમાં તે એક છેડેથી બીજે છેડે ધસડાતો પણ રહ્યો છે.

પ્રજાસમાજવાદી પક્ષનું છેલ્લું અધિવેશન આનું તાજું દૃષ્ટાંત ગણી શકાય.

છેલ્લી સાર્વત્રિક ચૂંટણીની સંધ્યાએ દેશમાં જે ઝનૂની 'વાતાવરણ જામ્યું' અને કોન્ગ્રેસને પરાજય આપવાના એકમાત્ર યત્નમાં સૌ પક્ષો ધસી ગયા તેમાંથી પ્ર. સ. પક્ષ ભાગ્યે જ પોતાને ઉગારી શક્યો હતો. અને અનેક રાજ્યોમાં કોન્ગ્રેસનો ધજાગરો તૂટી પડતાં સંયુક્ત–મોરચા સરકારો માટે જે અવકાશ પેદા થયો તેમાં પોતાનો હિસ્સો આપવાની ફરજ અદા કરવા જતાં આ પક્ષના પગ પણ, અન્ય પક્ષોની જેમ, તકવાદી રાહે સરકી ગયા વિના નથી રહી શક્યા. બંગાળમાં આ પક્ષને માટે આકરી કસોટી આવીને ઊભી રહી ત્યારે તો તેણે કેવળ લાચારી જ અનુભવી હોવાનું જણાવ્યું છે. બંગાળમાં સંયુક્ત–મોરચા સરકારની બહુરૂપતા પ્રગટ થઈ – કામદાર-કિસાન ક્ષેત્રે ઘેરાવો, ખૂનીહલ્લા તથા નક્સલબારીની દર્પિત કારવાઈ આગળ ન્યાય, શાંતિ, સલામતી અને સુવ્યવસ્થા રોળાઈ રહ્યાં ત્યારે અંદરથી ધૂંધવાએલો આ પક્ષ પોતાના સ્થાનિક પક્ષ–હિતમાં મૂઢ બની બેઠો; કમ્યુનિષ્ઠોની રમત આગળ ભોંઠો પડી મૂંગો રહ્યો! અંતે, કમ્યુનિષ્ટોની રમત ખતમ કરવા પોતાના પક્ષના ચાર સભ્યો હિંમત કરીને પ્રફુલ્લબાબુના સાથમાં ઊભા રહ્યા ત્યારે, તેમને બિરદાવવાને બદલે, તેમના ઉપર શિસ્તનો ચાબખો વીંઝવામાં આવ્યો. એટલું જ નહિ, પણ પ્રફુલ્લબાબુ સામેની લડત "લોકશાહી" માટેની જ છે એવા ઊંધા પાટા બાંધીને લોકશાહીને ગળે ટૂંપો દેનારાઓની પાછળ આ પક્ષ ઘસડાયો. રખે ને, પોતે પ્રત્યાઘાતી, પ્રતિક્રાંતિકારી, મવાળ તરીકે બદનામ થઈને બંગાળી ઝંઝાવાતમાં તણખલાની જેમ ફેંકાઈ જશે એ ભયે કોંગ્રેસ અને કેન્દ્ર સરકાર સામેની બિનલોકશાહી અંધ ઝૂંબેશમાં શામેલ રહ્યો. અને એ જ ભયે, એક બાજુ કમ્યુનિસ્ટોને ભાંડતા રહીને બીજી બાજુ કોંગ્રેસ સામેના "લોકશાહી" મોરચે" કમ્યુનિષ્ટો સાથેય જવું પડે તો જવાનો 'અપવાદ' સ્વીકારી લેવામાં તેને કશો સિદ્ધાંત નડ્યો નહિ!

ખૂબીની વાત તો એ છે કે, આવા બધા ધમપછાડા છતાં, પોતાને ઉદ્દામ અને ક્રાંતિકારી ગણાવતા પક્ષો તો પ્રજાસમાજવાદી પક્ષની ઉપર કશો ઇતબાર મૂકવા તૈયાર જ નથી! અને પક્ષના નેતાઓ (દા. ત. એસ. એન. દ્વિવેદી) 'અમે શું ત્રિશંકુ (મિડલ–ઓફ–ધ–રોડ) છીએ? હરગિઝ નહિ' કહેતા, પોતાના મૂળ સૌમ્ય ઘડતર અને રૂપને માટે જાણે શરમાતા હોય એમ, 'અમેય ક્રાંતિકારી ઉદ્દામ છીએ' એમ નવી રણનીતિના હાકોટા પાડતા દેખાય છે। અને ત્યારે તેમના પ્રમુખ એન. જી. ગોરે "ગેર–કોંગ્રેસી સરકારો બિલકુલ બેઈમાન બની ગઈ છે," એવો અફસોસ કરે છે; પરંતુ, પોતાના સત્તાના સાથીઓને રાજકારણથી બહાર આવવા હાકલ કરી શકતા નથી।

હકીકતે, સં. સ. પક્ષનો હાઉ પ્ર. સ. પક્ષની પૂંઠે પડછાયાની જેમ પડ્યો છે! એથી જ તો કૃત્રિમ એકતાનો મંત્ર રટતો તે અંધ કોંગ્રેસદ્વેષ અને ઉદ્દામ કાર્યક્રમની

આડશે પોતાના અસ્તિત્વનું વાજબીપણું શોધી રહ્યો છે!

ચોથી ચૂંટણી પછીની એક અતિ દુઃખદ ઘટના હોય તો તે પ્ર. સ. પક્ષનો આ કૃત્રિમ ભાવાવેશ છે.

ભોગીલાલ ગાંધી

## ભારતીય જનસંઘ : નવા વળાંકની એંધાણી

ગયા ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયા દરમિયાન ભારતીય જનસંઘનું ૧૪મું અધિવેશન મળી ગયું. એણે સૌથી પ્રથમ તો એ બાબત સૌનું ધ્યાન ખેંચ્યું છે કે અધિવેશન દક્ષિણ ભારતમાં કાલિકટમાં ભરાયું હતું. કાલિકટ કેરળ રાજ્યનું એક એવું કેન્દ્ર છે જ્યાં વર્ષો થયાં કમ્યુનિસ્ટો અને મુસ્લિમ લીગ બંનેનું સારું એવું પ્રભુત્વ રહ્યું છે. વળી, જનસંઘનું પ્રભુત્વ આ પૂર્વે મુખ્યતઃ ઉત્તર ભારત અથવા બહુ બહુ તો, મધ્ય ભારતના કેટલાક પ્રદેશોમાં જ સીમિત રહ્યું હતું; તેનો અખિલ ભારતીય વિસ્તાર ઘણો ઓછો થયો હતો; તેમાંય દક્ષિણ ભારતમાં તો નહિવત્! આથી જ તો, તેણે પોતાનું છેલ્લું અધિવેશન કમ્યુનિસ્ટોના અડ્ડામાં જ ભરવાની હિંમત કરી એ એની મહત્ત્વાકાંક્ષાનું સૂચક છે.

છેલ્લી સાર્વજનિક ચૂંટણી દરમિયાન જનસંઘે સારો એવો વિક્રમ સાધ્યો હતો. કેટલાંક રાજ્યોની સંયુક્ત મોરચા–સરકારોમાં તે મુખ્ય પક્ષ તરીકે સત્તારૂઢ બની શક્યો છે પણ હવે એની મહત્ત્વાકાંક્ષા આમ જનતાની 'માસ પાર્ટી' બનવાની જાગી છે. એટલું જ નહિ પણ એક બાજુ તે કૉંગ્રેસનો અને બીજી બાજુ કમ્યુનિસ્ટોનો વિકલ્પ બનવાની આકાંક્ષા પણ સેવતો થયો છે.

અલબત્ત, આ માટે પોતાનો કાયાકલ્પ કરવો આવશ્યક છે એમ પણ તે જાણે છે. અને આ વખતે તેણે દક્ષિણ ભારતમાં પ્રયાણ આદર્યું તે જ એની એ દિશાની સક્રિયતાની એંધાણી છે.

કેરળ ભૂમિ ઉદ્દામ કમ્યુનિસ્ટો અને સર્વ સાધારણતઃ ઉદ્દામ પક્ષોની ભૂમિ હોઈને ત્યાંની સુશિક્ષિત મધ્યમવર્ગી હિંદુ પ્રજાને જીતી લેવા માટે તેણે પ્રગતિશીલ અને લોકશાહી મહોરું ધારણ કરવું જ રહ્યું! ઉપરાંત આ પ્રદેશ મુસ્લિમ લીગનો પણ અડ્ડો ગણાતો હોઈને તેણે તેની સામેની જેહાદમાં બિનકોમી રાષ્ટ્રીય મહોરું પણ ધારણ કરવું રહ્યું!

અધિવેશનમાં થયેલી ચર્ચાઓ તથા તેના નિર્ણયો આ દિશાનો તેનો પ્રયાસ ચીંધે છે. મુસ્લિમ અડ્ડામાં જઈને તેણે મુસલમાનોને જ લીગ છોડીને બીજા કોઈ પણ 'રાષ્ટ્રીય લોકશાહી' પક્ષમાં જોડાઈ જવાની સલાહ આપી છે. અને 'કમ્યુનિસ્ટ પક્ષ તેના સાચા અર્થમાં નથી રાષ્ટ્રીય અને નથી લોકશાહી' એવો ફોડ પાડીને તેની સામે પણ જેહાદ આદરી છે.

આ અધિવેશનમાં નિવૃત્ત થતા પ્રમુખ શ્રી બલરાજ મધોકે પ્રમાણમાં 'જૂની નીતિ' ઉપર ઝોક આપ્યો છે તો નવા ચૂંટાયેલા પ્રમુખ શ્રી દીનદયાલ ઉપાધ્યાયે* નવી નીતિ પર લક્ષ કેન્દ્રિત કર્યું છે એવો ભાસ થાય છે. – બંને પ્રવાહો એક સાથે વહેતા જણાય છે.

અધિવેશનમાં વિદેશનીતિ ઉપર જે ઠરાવ થયો એમાં એક બાજુ, કમ્યુનિસ્ટો અને મુસ્લિમલીગ બંનેની નીતિને પરરાષ્ટ્ર નિષ્ઠાવાળી જાહેર કરી છે. બીજી બાજુ, અમેરિકાની તતૂડી વગાડનાર તરીકેની પોતાની છાપ તેણે ભૂંસવા માંડી છે. દા. ત. વિએટનામ અંગેની અમેરિકન નીતિને ટેકો આપનારો સુધારો ઊડી ગયો! અને ભારતની આંતરરાષ્ટ્રીય નીતિ તદ્દન સ્વતંત્ર હોવાનો નિર્ણય સ્વીકારાયો. વધુમાં, તેણે તિબેટ, સિન્કિયાન્ગ દ. મોન્ગોલીઆ તથા દલાઈ લામાનાં ચીની સામ્રાજ્યવાદ સામેનાં આંદોલનોને સમર્થન આપ્યું છે ઉપરાંત, 'પેકિંગ' ને બદલે 'તાઈવાન'ની સિફારસ કરીને તેણે અમેરિકા સાથેની સંલગ્નતા સાચવી પણ લીધી છે. પરંતુ, ભારતના સંરક્ષણ માટે ભારતે પોતાની અણુતાકાત ઊભી કરવાની અને બીજા કોઈ પણ દેશ ઉપર આધાર ન રાખવાની નીતિ ઉપર આ પક્ષ મુસ્તાક રહ્યો છે.

આમ, જનસંઘની વિદેશનીતિ સ્વતંત્ર અને સબળ હોવાનો દેખાવ કરી શકી છે.

જનસંઘની આર્થિક નીતિ પણ નવો વળાંક સૂચવે છે. તેના આર્થિક પ્રસ્તાવમાં 'પ્લાનિંગ' (આયોજન)નો સ્વીકાર કરવામાં આવ્યો છે; અને તેને સાચું લોકશાહી સ્વરૂપ આપવા તથા યોગ્ય રીતે સુધારવા ઉપર ભાર દેવાયો છે. વળી, 'સામાજિક ન્યાય' ઉપર લક્ષ પરોવવાનો તેનો આગ્રહ પણ વરતાય છે ખાસ કરીને, મધ્યમવર્ગી નોકરીઆતોને વધતી જતી મોંઘવારીનું પૂર્ણ

* તાજેતરમાં તેમનું અવસાન થતા પછી નવા પ્રમુખ તરીકે શ્રી. બાજપેયીની વરણી થઈ છે.

મૂળભૂત આંતરિક વિસંવાદને ફરી એક વાર પ્રગટ કર્યો છે.

કદાચ, ભારતમાં લોકશાહી અને સમાજવાદ બંનેની નિષ્ઠા જ નહિ, પરંતુ સૌમ્ય સમજપૂર્વકની નિષ્ઠા જો કોઈ પણ પક્ષમાં સૌથી વધુ ઊંડાં મૂળિયાં નાખી ચૂકી હોય તો તે આ પક્ષના અગ્રણીઓમાં સવિશેષ છે. ગાંધીજી, વિનોબા, જયપ્રકાશ નારાયણ, આચાર્ય નરેન્દ્રદેવ, આચાર્ય કૃપલાની તથા અચ્યુત પટવર્ધનની સ્વસ્થ વિચારધારાઓએ પક્ષના આંતરિક ઘડતરમાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આથી એવું કહું બીજા તમામ સત્તાકાંક્ષી પક્ષો કરતાં ઘણે અંશે ભિન્ન સ્વરૂપનું ઘડાયું છે. આથી જ તો, આ પક્ષે સત્તાની અધીરાઈમાં મૂલ્યોની કતલ કરવા કરતાં અનેકવાર 'વનવાસ' સેવવાનું અધિકતર પસંદ કર્યું છે; અને આથી જ તો, મોટે ભાગે સત્તાની હરીફાઈના રાજકારણમાં તેનો નંબર છેલ્લો રહ્યો છે, એમ પણ કહી શકાય.

પરંતુ, અંતે તો, રાજકારણ સત્તાની સાથે સંકળાએલું હોવાનું જ, લોકશાહીમાં લોકશાહી રીતે. આ બાબતમાં કોઈ પણ રાજકીય પક્ષ ઉદાસીન રહી ન શકે. સમય આવ્યે સત્તા ગ્રહણ કરવામાંથી તે ભાગેડુ ન જ બની શકે.

પ્રજાસમાજવાદી પક્ષ વનવાસી-વૃત્તિ સાથે સંયત સત્તાકાંક્ષી રહેવાના પ્રયાસોમાં હંમેશા સફળ સમતુલા જાળવી શક્યો છે એવું નહિ કહી શકાય. આથી જ એની પરિસ્થિતિ, ઘણીબધી વાર, નહિ દૂધમાં નહિ દહીંમાં 'અતો ભ્રષ્ટ, તતો ભ્રષ્ટ' જેવી દેખાય છે, અથવા રહી છે. પરિણામે, મૂલ્યનિષ્ઠ સત્તાપ્રાપ્તિની અત્યંત કઠોર સાધનોમાં તે એક છેડેથી બીજે છેડે ધસડાતો પણ રહ્યો છે.

પ્રજાસમાજવાદી પક્ષનું છેલ્લું અધિવેશન આનું તાજું દૃષ્ટાંત ગણી શકાય.

છેલ્લી સાર્વત્રિક ચૂંટણીની સંધ્યાએ દેશમાં જે ઝનૂની વાતાવરણ જામ્યું અને કોન્ગ્રેસને પરાજય આપવાના એકમાત્ર યજ્ઞમાં સૌ પક્ષો ધસી ગયા તેમાંથી પ્ર. સ. પક્ષ ભાગ્યે જ પોતાને ઉગારી શક્યો હતો. અને અનેક રાજ્યોમાં કોન્ગ્રેસનો ધજાગરો તૂટી પડતાં સંયુક્ત-મોરચા સરકારો માટે જે અવકાશ પેદા થયો તેમાં પોતાનો હિસ્સો આપવાની ફરજ અદા કરવા જતાં આ પક્ષના પગ પણ, અન્ય પક્ષોની જેમ, તકવાદી રાહે સરકી ગયા વિના નથી રહી શક્યા. બંગાળમાં આ પક્ષને માટે આકરી કસોટી આવીને ઊભી રહી ત્યારે તો તેણે કેવળ લાચારી જ અનુભવી હોવાનું જણાવ્યું છે. બંગાળમાં સંયુક્ત-મોરચા સરકારની બહુરૂપતા પ્રગટ થઈ — કામદાર-કિસાન ક્ષેત્રે ઘેરાડાલો, ખૂનીહલ્લા તથા નકસલવાદીની દૂષિત કારવાઈ આગળ ન્યાય, શાંતિ, સલામતી અને સુવ્યવસ્થા રોળાઈ રહ્યાં ત્યારે અંદરથી ધૂંધવાએલો આ પક્ષ પોતાના સ્થાનિક પક્ષ-હિતમાં મૂઢ બની બેઠો; કમ્યુનિષ્ટોની રમત આગળ બોઠો પડી મૂંગો રહ્યો! અંતે, કમ્યુનિષ્ટોની રમત ખતમ કરવા પોતાના પક્ષના ચાર સભ્યો હિંમત કરીને પ્રફુલ્લચન્દ્રના સાથમાં ઊભા રહ્યા ત્યારે, તેમને બિરદાવવાને બદલે, તેમના ઉપર શિસ્તનો ચાબખો વીંઝવામાં આવ્યો. એટલું જ નહિ, પણ પ્રફુલ્લચન્દ્ર સામેની લડત "લોકશાહી" માટેની જ છે એવા ઊંધા પાટા બાંધીને લોકશાહીને ગળે ટૂંપો દેનારાઓની પાછળ આ પક્ષ ધસડાયો. રખેને, પોતે પ્રત્યાઘાતી, પ્રતિક્રાંતિકારી, ગમાર તરીકે બદનામ થઈને બંગાળી ઝંઝાવાતમાં તણખલાની જેમ ફેંકાઈ જશે એ ભયે કોંગ્રેસ અને કેન્દ્ર સરકાર સામેની બિનલોકશાહી અંધ ઝુંબેશમાં શામેલ રહ્યો. અને એ જ ભયે, એક બાજુ કમ્યુનિસ્ટોને ભાંડતા રહીને બીજી બાજુ કોંગ્રેસ સામેના "લોકશાહી" મોરચે" કમ્યુનિષ્ટો સાથેય જવું પડે તો જવાનો 'અપવાદ' સ્વીકારી લેવામાં તેને કશો સિદ્ધાંત નડયો નહિ!

ખૂબીની વાત તો એ છે કે, આવા બધા ધમપછાડા છતાં, પોતાને ઉદ્દામ અને ક્રાંતિકારી ગણાવતા પક્ષો તો પ્રજાસમાજવાદી પક્ષની ઉપર કશો ઇતબાર મૂકવા તૈયાર જ નથી! અને પક્ષના નેતાઓ (દા. ત. એસ. એન. દ્વિવેદી) 'અમે શું ત્રિશંકુ (મિડલ-ઑફ-ધ-રોડ) છીએ? હરગિઝ નહિ' કહેતા, પોતાના મૂળ સૌમ્ય ઘડતર અને રૂપને માટે કેમ જાણે શરમાતા હોય એમ, 'અમેય ક્રાંતિકારી ઉદ્દામ છીએ' એમ નવી રણનીતિના હાકોટા પાડતા દેખાય છે! અને ત્યારે તેમના પ્રમુખ એન. જી. ગોરે "ગેર-કોંગ્રેસી સરકારો બિલકુલ બેઈમાન બની ગઈ છે," એવો અફસોસ કરે છે; પરંતુ, પોતાના સત્તાના સાથીઓને રાજકારણથી બહાર આવવા હાકલ કરી શકતા નથી!

હકીકતે, સં. સ. પક્ષનો હાઉ પ્ર. સ. પક્ષની પૂંઠે પડછાયાની જેમ પડ્યો છે! એથી જ તો કૃત્રિમ એકતાનો મંત્ર રટતો તે અંધ કોંગ્રેસદ્વેષ અને ઉદ્દામ કાર્યક્રમની

આડશે પોતાના અસ્તિત્વનું વાજબીપણું શોધી રહ્યો છે!

ચોથી ચૂંટણી પછીની એક અતિ દુઃખદ ઘટના હોય તો તે પ્ર. સ. પક્ષનો આ કૃત્રિમ ભાવાવેશ છે

ભોગીલાલ ગાંધી

## ભારતીય જનસંઘ :
## નવા વળાંકની એંધાણી

ગયા ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયા દરમિયાન ભારતીય જનસઘનું ૧૪મું અધિવેશન મળી ગયું. એણે સૌથી પ્રથમ તો એ બાબત સૌનું ધ્યાન ખેંચ્યું છે કે અધિવેશન દક્ષિણ ભારતમાં કાલિકટમા ભરાયું હતું. કાલિકટ કેરળ રાજ્યનું એક એવું કેન્દ્ર છે જ્યાં વર્ષો થયા કમ્યુનિસ્ટો અને મુસ્લિમ લીગ બંનેનું સારું એવું પ્રભુત્વ રહ્યું છે. વળી, જનસંઘનું પ્રભુત્વ આ પૂર્વે મુખ્યતઃ ઉત્તર ભારત અથવા બહુ બહુ તો, મધ્ય ભારતના કેટલાક પ્રદેશોમાં જ સીમિત રહ્યું હતું; તેનો અખિલ ભારતીય વિસ્તાર ઘણો ઓછો થયો હતો; તેમાય દક્ષિણ ભારતમાં તો નહિવત્! આથી જ તો, તેણે પોતાનું છેલ્લું અધિવેશન કમ્યુનિસ્ટોના અડ્ડામાં જ ભરવાની હિંમત કરી એ એની મહત્ત્વાકાંક્ષાનું સૂચક છે.

છેલ્લી સાર્વજનિક ચૂંટણી દરમિયાન જનસંઘે સારો એવો વિક્રમ સાધ્યો હતો. કેટલાક રાજ્યોની સંયુક્ત મોરચા–સરકારોમાં તે મુખ્ય પક્ષ તરીકે સત્તારૂઢ બની શક્યો છે. પણ હવે એની મહત્ત્વાકાક્ષા આમ જનતાની 'માસ પાર્ટી' બનવાની જાગી છે. એટલું જ નહિ પણ એક બાજુ તે કોંગ્રેસનો અને બીજી બાજુ કમ્યુનિસ્ટોનો વિકલ્પ બનવાની આકાંક્ષા પણ સેવતો થયો છે

અલબત્ત, આ માટે પોતાનો કાયાકલ્પ કરવો આવશ્યક છે એમ પણ તે જાણે છે. અને આ વખતે તેણે દક્ષિણ ભારતમાં પ્રયાણ આદર્યું તે જ એની એ દિશાની સક્રિયતાની એંધાણી છે.

કેરળ ભૂમિ ઉદ્દામ કમ્યુનિસ્ટો અને સર્વ સાધારણતઃ ઉદ્દામ પક્ષોની ભૂમિ હોઈને ત્યાંની સુશિક્ષિત મધ્યમવર્ગી હિંદુ પ્રજાને જીતી લેવા માટે તેણે પ્રગતિશીલ અને લોકશાહી મહોરું ધારણ કરવું જ રહ્યું! ઉપરાંત આ પ્રદેશ મુસ્લિમ લીગનો પણ અડ્ડો મણાતો હોઈને તેણે તેની સામેની જેહાદમા બિનકોમી રાષ્ટ્રીય મહોરું પણ ધારણ કરવું રહ્યું!

અધિવેશનમાં થયેલી ચર્ચાઓ તથા તેના નિર્ણયો આ દિશાનો તેનો પ્રયાસ ચીંધે છે. મુસ્લિમ અડ્ડામાં જઈને તેણે મુસલમાનોને જ લીગ છોડીને બીજા કોઈ પણ 'રાષ્ટ્રીય લોકશાહી' પક્ષમાં જોડાઈ જવાની સલાહ આપી છે અને 'કમ્યુનિસ્ટ પક્ષ તેના સાચા અર્થમાં નથી રાષ્ટ્રીય અને નથી લોકશાહી' એવો ફોડ પાડીને તેની સામે પણ જેહાદ આદરી છે.

આ અધિવેશનમાં નિવૃત્ત થતા પ્રમુખ શ્રી બલરાજ મધોક પ્રમાણમાં 'જૂની નીતિ' ઉપર ઝોક આપ્યો છે તો નવા ચૂંટાયેલા પ્રમુખ શ્રી દીનદયાલ ઉપાધ્યાયે* નવી નીતિ પર લક્ષ કેન્દ્રિત કર્યું છે એવો ભાસ થાય છે. –બંને પ્રવાહો એક સાથે વહેતા જણાય છે

અધિવેશનમાં વિદેશનીતિ ઉપર જે ઠરાવ થયો એમાં એક બાજુ, કમ્યુનિસ્ટો અને મુસ્લિમલીગ બંનેની નીતિને પરરાષ્ટ્ર નિષ્ઠાવાળી જાહેર કરી છે. બીજી બાજુ, અમેરિકાની તતૂડી વગાડનાર તરીકેની પોતાની છાપ તેણે ભૂંસવા માડી છે. દા. ત. વિએટનામ અંગેની અમેરિકન નીતિને ટેકો આપનારો સુધારો ઊડી ગયો! અને ભારતની આંતરરાષ્ટ્રીય નીતિ તદ્દન સ્વતંત્ર હોવાનો નિર્ણય સ્વીકારાયો વધુમાં, તેણે તિબેટ, સિન્કિયાન્ગ ઇ. મોન્ગોલીઆ તથા દલાઈ લામામાં ચીની સામ્રાજ્યવાદ સામેના આંદોલનોને સમર્થન આપ્યું છે ઉપરાંત, 'પેકિંગ' ને બદલે 'તાઈવાન'ની સિફારસ કરીને તેણે અમેરિકા સાથેની સંલગ્નતા સાચવી પણ લીધી છે. પરંતુ, ભારતના સંરક્ષણ માટે ભારતે પોતાની અણુનાકાત ઊભી કરવાની અને બીજા કોઈ પણ દેશ ઉપર આધાર ન રાખવાની નીતિ ઉપર આ પક્ષ મુસ્તાક રહ્યો છે.

આમ, જનસંઘની વિદેશનીતિ સ્વતંત્ર અને સબળ હોવાનો દેખાવ કરી શકી છે.

જનસંઘની આર્થિક નીતિ પણ નવો વળાંક સૂચવે છે. તેના આર્થિક પ્રસ્તાવમાં 'પ્લાનિંગ' (આયોજન) નો સ્વીકાર કરવામાં આવ્યો છે, અને તેને સાચું લોકશાહી સ્વરૂપ આપવા તથા યોગ્ય રીતે સુધારવા ઉપર ભાર દેવાયો છે. વળી, 'સામાજિક ન્યાય' ઉપર લક્ષ પરોવવાનો તેનો આગ્રહ પણ વરતાય છે ખાસ કરીને, મધ્યમવર્ગી નોકરીઆતોને વધતી જતી મોંઘવારીનું પૂર્ણ

---

* તાજેતરમાં તેમનું અવસાન થયા પછી નવા પ્રમુખ તરીકે શ્રી. બાજપેયીની વરણી થઈ છે.

વળતર મળે એ ઉપર તેણે ભાર મૂક્યો છે. પરંતુ બૅન્કોના રાષ્ટ્રીયકરણને બિનઉપયોગી, બિનવ્યવહારુ તરીકે ઓળખાવેલ છે. છતાં આ અધિવેશનમાં રાષ્ટ્રીયકરણનો સ્વીકાર કરવા સૂચવતો સુધારો આવ્યો હતો, તે હકીકત તેની અંદરના ઉદ્દામ પ્રવાહોની ઝાંખી કરાવે છે. જોકે, ખેતી વિષયક ઠરાવમાં ઇજારદારીની અને સરકારી ફરજિયાત ખરીદનીતિની ટીકા કરવામાં આવી છે.

રાજકારણના ક્ષેત્રે બંગાળ અને કેરળમાંની કમ્યુનિસ્ટોની નીતિરીતિ ઉપર ખાસા પ્રહાર કરવામાં આવ્યા છે. પરંતુ, એકંદરે હરિયાણા, પંજાબ અને બંગાળના મામલામાં તેણે કેન્દ્ર સરકાર ઉપર જ વધુ દોષારોપણ કર્યું છે. બંગાળમાં કેન્દ્રની ડખલ ગણીને ત્યાંની સરકારની બરતરફીને કારણે 'કમ્યુનિસ્ટોને જ પોતાના ગુના છુપાવવાની તક મળી છે' એવી દલીલ આગળ ધરી છે.

એકંદરે, રાજકીય ક્ષેત્રે, કેમ જાણે, અવકાશ (વેક્યુમ) પડી રહ્યો હોય અને એ પૂરવાની ગુંજાયશ એકમાત્ર જનસંઘમાં જ હોય એવો હુંકાર પણ આ અધિવેશનમાં વારંવાર સંભળાતો રહ્યો છે. બંગાળ અને કેરળની પ્રજા કૉંગ્રેસથી થાકીને, કમ્યુનિસ્ટોથી થાકીને જનસંઘ તરફ વળશે એવી આશા સાથે, જનસંઘને 'લોકશાહી અને સામાજિક ન્યાયમાં શ્રદ્ધા ધરાવનારી બિનકોમી રાષ્ટ્રીય આમસંસ્થા (માસપાર્ટી) તરીકે વિકસાવવાના તેના કોડ પ્રગટ થયા છે.

તેની આ અભિલાષાનો પડઘો શિવસેનાને તેણે રાષ્ટ્રીય એકાત્મતાની દૃષ્ટિએ, ખતરનાક ગણાવેલ છે તેમાં ઊઠ્યો છે. અને, એથીય વધુ તો, આજ સુધીની કટ્ટર ભાષાનીતિમાં પણ થયેલો ફેરફાર ઘણો સૂચક છે. તેણે હિંદીને બળજબરીથી લાદવા સામે ચેતવણી ઉચ્ચારી છે; અને જયપ્રકાશ નારાયણના રાહે "વ્યાપક જનમત" કેળવવા ઉપર ભાર મૂક્યો છે. વળી, કેન્દ્રની નોકરીઓની પરીક્ષાના માધ્યમ તરીકે પ્રાદેશિક ભાષાઓનું સ્થાન સ્વીકાર્યું છે; ઉપરાંત, નોકરીનિયુક્તિ માટે હિંદી વા અંગ્રેજી હોવાનું પણ તેણે સ્વીકાર્યું છે.

આ બધું જોતાં, જનસંઘનું આ અધિવેશન રાષ્ટ્રીય દૃષ્ટિએ એક ઐતિહાસિક વળાંકનું સૂચક તો છે જ. આનો અર્થ એવો નથી કે તેનું કોમવાદી રૂપ સર્વથા અદૃશ્ય થયું છે. એનો પાયો તો હજી એ જ છે. તેણે કાશ્મિર, પાકિસ્તાન અને શેખ અબ્દુલ્લા અંગેની કેન્દ્ર સરકારની નીતિને 'એપીઝમેન્ટની' નીતિ તરીકે નિંદીને તેનું મૂળ વલણ જારી રાખ્યું છે.

વળી, બીજા સૌ પક્ષોની જેમ, જનસંઘે પણ બંગાળની બાબતમાં સાચું અને શુદ્ધ લોકશાહી વલણ અખત્યાર કરવાને બદલે, કેન્દ્ર સરકાર અને કૉંગ્રેસને માથે જવાબદારી ઓઢાડીને 'કૉંગ્રેસદ્વેષ'ની આંધળી નીતિમાં જોડાઈ જઈને, સસ્તી લોકપ્રિયતા ખાટી જવાનો તકવાદ સાધ્યો છે.

**ભોગીલાલ ગાંધી**

*

## મેદાન

આગળ ફેલાયેલા એક લાંબા
અપરિચિત મેદાનમાં
કેટલાક અજાણ્યા ચહેરા ઊપસી આવે છે;
અને એકબીજાના પડછાયાઓને કાપતા
ધીરે ધીરે ઓગળી જાય છે.

સહુની વચ્ચે
એક અમલતાસ ઊગે છે,

હું એને ઓળખું એ પહેલાં તો
એ બાવળના જંગલમાં ખોવાઈ જાય છે.
રેતી નીચે એક અનામ નદી થરથરે છે.

ઓહ, હું કોઈને ઓળખતો નથી
અને લાગે છે કે મેદાન
ધીરે ધીરે મારામાં પ્રવેશીને ડૂબી ગયું છે.

**રામદરશ મિશ્ર**

# આધુનિક વૈદકશાસ્ત્ર અને ભાવાત્મક ઐક્ય

**પ્રશ્ન :** આધુનિક તબીબી શાસ્ત્રનાં મૂળ પશ્ચિમમાં છે. ભારતની ધરતી ઉપર તે નવપલ્લવિત પણ થયું નથી. તબીબની સમગ્ર કેળવણી અંગ્રેજીમાં હોઈને તેનાં રીતભાત. પોષાક અને ભાષા પશ્ચિમી છે. ભારતીય લોકો સાથે ભાવાત્મક એકતા સાધવામાં આ બધું આડે નથી આવતું?

**ડૉ. સી. દા. આંબેગાંવકર :**

વૈદકશાસ્ત્ર હું અંગ્રેજીમાં ભણ્યો. વિદ્યાર્થીકાળમાં બીજા વિશ્વયુદ્ધ પહેલાંના તે દિવસો હતા. બ્રિટિશ રાજ્ય ઉપર સૂરજ આથમતો નહોતો એટલું જ નહીં પણ તે આથમશે (તે પણ ટૂંક સમયમાં!) એમ મનાતું નહોતું! બ્રિટનના સંપૂર્ણ જાહોજલાલીના તે દિવસો હતા. સારી શ્રેણીમાં પરીક્ષામાં ઉત્તીર્ણ થવું હોય તો અંગ્રેજી ઉપર પ્રભુત્વ તો હોવું જ જોઈએ. જોડણી, ઉચ્ચારો, યોગ્ય શબ્દપ્રયોગો, સાંપ્રદાયિક શૈલી વગેરે તરફ વિશેષ ધ્યાન અપાતું. પરિણામ એ આવ્યું કે અંગ્રેજી ભાષામાં વિચાર કરવાની ટેવ પડી. ધંધામાં પડ્યા પછી દર્દીઓને સમજ પાડવા ઘણાખરા વિચારોનું ભાષાંતર તાત્કાલિક કરવું પડે. હું એમ માનનારો ખરો કે ભાવાત્મક ઐક્ય સમાન ભાષા વગર સાધી ન શકાય, એટલે શરૂઆતમાં તો મુશ્કેલીઓનો પાર નહોતો. આજે પણ જો મારે મારા વિષય વિષે બોલવું હોય તો અંગ્રેજી ભાષાને શરણે જવું પડે. આ તો મારે કેફિયત માંડવાની છે, નહીં કે મેડિસિનના એકાદ ભાગ ઉપર પ્રવચન,— એટલે ગુજરાતી ભાષામાં ફાવશે એમ ધારીને માતૃભાષાના ખોળામાં મસ્તક મૂકું છું.

પ્રથમ સવાલ એ છે કે વૈદકીય શાસ્ત્ર કે કોઈ પણ શાસ્ત્ર— કેમિસ્ટ્રી, ફીઝિક્સ, જિયોલોજી, બોટની વગેરે હોય તેનો ભાવાત્મક ઐક્ય સાથે સંબંધ ખરો? કયાં શાસ્ત્રોએ ભાવાત્મક ઐક્ય સાધ્યું કે સાધવાનો અલ્પ પ્રયત્ન સરખો કર્યો? પછી ભલે તે આધુનિક પ્રગતિવાળું હોય કે ન હોય. શાસ્ત્રની પ્રગતિ એટલે વિચારની પ્રગતિ —વિચારોનો વિકાસ નહીં, કે વિકારોનો — આ પ્રગતિનો સંબંધ આવે બુદ્ધિ સાથે, મન, ભાવના વિ. સાથે નહીં. હાલના વિજ્ઞાનયુગમાં શાસ્ત્રની ઝડપભેર આગળ વધતી પ્રગતિ આપણે નિહાળી રહ્યા છીએ. ચેઈન રીએક્શનથી તે આગેકૂચ કરી રહી છે તે જોવા અને અનુભવવા આપણે ભાગ્યશાળી થયા છીએ — વીસ વર્ષો પહેલાં જે સ્ટ્રોન્શિયમ ૯૦નું નામ નિશાન સુરખું નહોતું તેના જેવો ભયંકર વિનાશક પદાર્થ નથી એ આપણે જાણ્યું તેમ જ પેનિસિલિન કે જે પહેલાં "વન્ડર ડ્રગ" તરીકે વાજતું ગાજતું આવ્યું તેને 'ડેન્જર ડ્રગ' ગણાતાં આપણે જોયું. એવા સેંકડો દાખલાઓ ટાંકી શકાય. એટલે સુધી શાસ્ત્રની પ્રગતિ થઈ કે મહાન લેખકો પોકારી ઊઠ્યા, "બસ, હવે આ શાસ્ત્રીય પ્રગતિ રોકો." ભલે એમ આપણે પણ કહીએ — પણ તે શક્ય છે ખરું? વિજ્ઞાનની પ્રગતિ તો થતી જ રહેવાની અને આજનું આધુનિક તે આવતી કાલે જૂનું થવાનું — બદલાઈ જવાનું, કદાચ આમૂલ ફેરવાઈ જવાનું. પ્રગતિ એ વિજ્ઞાનનો ધર્મ છે. વિચાર વિના માનવજીવન અશક્ય અને પ્રગતિ વિના વિજ્ઞાન અસંભવિત એવા આ પ્રગતિશીલ વિજ્ઞાન સાથે માનવીએ વૈચારિક પ્રગતિ કરી નથી અને તેથી તે આધુનિક વિજ્ઞાન પાછળ બૂમો પાડતો પાડતો ઘસડાતો જાય છે. ભવિષ્યમાં જો વૈચારિક પ્રગતિ પૂરઝડપે આગેકૂચ ન કરે તો વિચાર અને વિકારમાં નિર્માણ થયેલી ફરકની ખાઈ વધારે ને વધારે પહોળી, ઊંડી થતી રહેશે અને તેનું પરિણામ શું આવશે તે કોણ કહી શકે? આધુનિક વૈદકીય પ્રગતિ આવકારપાત્ર નથી? હૃદય ઉપરની શસ્ત્રક્રિયાઓ, બનાવટી કિડની, હૃદય, ફેફસાં આદિનું સંશોધન વગેરે માનવીએ હાંસલ કરેલી સિદ્ધિઓનું અંતિમ ધ્યેય શું હોઈ શકે? અરે, વિશ્વસંહારક અણુશક્તિને પણ જ્યારે રોગનિદાન, કેન્સર જેવા ગંભીર દર્દોનો ઉપચાર, લોહી સંશોધન વગેરે માટે વાપરીએ છીએ ત્યારે આ બધી સિદ્ધિઓ માનવીના કલ્યાણ માટે

જોઈએ. અપરિણીત છોકરીનું મેન્સીસ બંધ થાય તો લોકો શું યે ધારે! પણ આંતરિક તપાસ કરતાં કદાચ ગર્ભને બદલે સામાન્ય ગાંઠ પણ હોય. આવી તપાસ ક્યારેક દર્દીને બચાવી પણ લે છે. આમ તપાસથી અંતર વધે છે તેવું નથી પણ એક વખત ખોટી શરમ દૂર થાય, પછી દર્દી સાથે નિખાલસ સંબંધ બંધાય છે.

**આચાર્ય ભટ્ટ :**

આધુનિક વૈદકશાસ્ત્રમાં આયુર્વેદનું શું પ્રદાન હોઈ શકે? નજીકના ભવિષ્યમાં એ આપણા દેશને શો લાભ આપી શકે?

**બાપાલાલ વૈદ્ય :**

ચરક સંહિતામાં સંધાય પરિષદનું વર્ણન આવે છે. આ સંધાય પરિષદમાં ભાગ લેતાં મને આનંદ થાય છે.

કોઈ પણ વર્ગ પોતાને વૈજ્ઞાનિક કહેવડાવતો હોય પણ પોતે સામાજિક થઈ શકતો ન હોય તો જરૂર કંઈક ખૂટે છે. આજનું મેડિકલ સાયંસ સામાજિક નથી. એણે પ્રજાના બધકારા સાથે ભળવું જોઈએ, એ ડૉક્ટર્સ કરી શક્યા નથી. આધુનિક મેડિસિન દોઢસો વર્ષ પછી પણ વિલાયતી વૈદું કહેવાય છે. એ જ્યાંથી આવ્યું છે ત્યાંથી બધાં અપલક્ષણો લેતું આવ્યું છે. એને આપણા ગરીબો સાથે પણ લેવાદેવા નથી. ઘણા ડૉક્ટરોએ કહ્યું કે આયુર્વેદ અશાસ્ત્રીય છે. આયુર્વેદનો અભ્યાસ કર્યા વિના આમ કહેવું એ વલણ વૈજ્ઞાનિક નથી.

ડૉક્ટરોને આયુર્વેદની વાત-પિત્ત-કફની પદ્ધતિ ગમથી નથી. એને એ પોતાની પરિભાષામાં દાખલ કરી શક્યા નથી. એક પરદેશી વિદ્વાનનો અભિપ્રાય છે કે હિન્દુસ્તાનમાં જે આધુનિક મેડિસિન છે એ હિન્દુસ્તાન માટે નથી. ઘેરઘેર દવાઓનાં કબાટ ભરાયાં છે. આ જ વિજ્ઞાન હોય તો એમાં અને ફેકરીમાં ફેર શો?

વ્યવહારનો પણ ભેદ છે. એક મિત્રે કહેલું : વિદેશોમાં આડેધડ પ્રિસ્ક્રિપ્શન નથી લખતા. આયુર્વેદ સસ્તી દવાઓથી અસાધ્ય રોગ મટાડે છે.

**ડૉ. હરિભક્તિ :**

એ વૈદો કેવા હતા એ જોઈને એમના ત્રાસથી જ ચરકે વૈદોની વ્યાખ્યા આપી છે.

**ડૉ. પરીખ :**

આયુર્વેદના ઇલાજથી બગડેલા કેસોના દાખલા અમેય આપી શકીએ, ઘણા કેસ અમે સુધાર્યા છે. કોઈ પણ પથી જવા દો, જે મનુષ્યને ઉપયોગી હોય એનો વિચાર કરો.

**બાપાલાલ :**

હું કોઈ પણ જ્ઞાનનો વિરોધી નથી. ઇમર્જન્સી લાગે તો હું પણ વિલાયત જાઉં, એલોપથીની ઝડપી સારવાર માટે મને માન છે, મારે એટલું જ કહેવાનું છે કે આયુર્વેદનો જરૂરી લાભ લેવાય, એને અવગણવામાં ન આવે.

**આચાર્ય ભટ્ટ :**

આપણે અહીં જે બિનતબીબી છીએ એમને તો ડૉક્ટરો-વૈદ્યોથી વેગળા રહેવામાં જ રસ હોય. પણ છેવટે જે ખર્ચાળ હશે તેય જો અનિવાર્ય હશે તો એની પાસે જઈશું. નિદાનમાં વિલંબ થાય છે. પણ આ રોગ નથી, આ રોગ નથી, બીજો છે એ જાણીને આનાથી તો નહિ મરું એટલી ખાતરી તો થાય છે ને! ઊર્મિતંત્રનેય કંઈક વજૂદ છે. બંને માર્ગ મળવા જોઈએ — બુદ્ધિ અને ઊર્મિ બેઉના.

દેશ નામની વસ્તુ ફરતી આવે છે. ગાંધારની દવા એ આજે ભારતની દવા નહીં કહેવાય.

જન્મ્યો છે ત્યાંની ભાષામાં છે એટલું તો શીખે, પછી એને પરદેશની ભાષામાં છે એવું જ્ઞાન એ ભાષામાં આપીશું.

જર્મન લૉજિક, ઇંગ્લીશ લૉજિક એવું નથી, લૉજિક છે. બસ, તો આયુર્વેદ કે તે કે પેલી પથી — એ બધાં મેડિકલ સાયંસ છે. ભેદભાવનો ભાવ જન્મે છે, કંઈ બંધાય છે, ઓછું દેખાય છે. વૈજ્ઞાનિક વલણ સ્થળ-કાળની સીમાઓમાં નહીં બંધાય.

સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે
પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં
લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાના
શૅર લેનારને વિશ્વમાનવ ભેટ
મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે
છે. લેખોમાંના અભિપ્રાયો માટે
લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ ઍન્ડ
પબ્લિશિંગ સોસાયટી, ડ્રીમાવર્ન,
પાલડી, અમદાવાદ-૭

મુદ્રણ-સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ,
અમદાવાદ-૧
મુદ્રક-પ્રકાશક-માલિક —
બકુલ ત્રિપાઠી, મૅનેજિંગ ડિરેક્ટર,
રેખા કો. પ્રિ. ઍન્ડ પ. સોસાયટી,
પાલડી, અમદાવાદ-૭

# વિશ્વમાનવ

૮૭ માર્ચ ૧૯૬૮

# જલ

મારે સ્થિર કરવું છે
મારું જલ
(જે ઊભરાતા દૂધની જેમ છલકાઈ જાય છે)
આકાશની જેમ.

મારા જલમાં
એકવાર આકાશ ડૂબકી મારે ને
તો મારું જલ બેસી જાય...
મારા ઊભરાતા જલને મારે
હાથીના મુખમાં દઢ થયેલા
દંતુશળની જેમ સ્થિર કરવું છે.

કોઈવાર બેસી જાય મારું જલ
જામેલા દહીં જેવું—
(નહીં ગોપી, નહીં મટકી
કોણ એને ઝેરે છે?)
ઘનઘોર રાતે ત્યારે
ખોડંગાતા
મેશ મેશ
રસ્તા ઉપર ધૂળમાં
કોઈ તસ્કરની જેમ તેને લઈ જાય
વૃથા વૃથા—

આવા તૂટેલા તારાઓને કારણે
આકાશ પણ વેરણછેરણ થઈ જાય છે.
પગના વાઢિયાની જેમ મારું જલ
ફાટી ગયું છે.

મારા જલમાં તો મારું રક્ત છે!
અને પ્રત્યેકના રક્તમાં......
મારે સ્થિર કરવું છે
મારું જલ
ઊંઘી ગયેલા
આકાશની જેમ.

પ્રિયકાન્ત મણિયાર

# રીસેસ પૂરી થતાં

દરિયાનું જલ મેદાનમાં
ચારે તરફ ઢોળાયું.
એની માદક વાસ પીને
લહેરાય પવનનાં પગલાં
મારી આંખો સામેના વિશાળ પટ પર
ત્યારે
છલબલી ઊઠે છે એકાંતનાં જલ.

થાય છે કે
મારે અંગે અંગે ફેલું વ્યાપ્યું ઘાસ!
ત્યાં જ ફૂટે છે સમયના ટકોરાના
કાંટા!

હું વીંધાઈ જાઉં છું
લાલ લાલ
ગુલમહોરની છાયામાં—

યોસેફ મેકવાન

ભારતની રાજકીય સંક્રાન્તિ

# પ્રથાપરિવર્તન : પરિબળો અને પ્રશ્નો

કીર્તિદેવ ડી. દેસાઈ

દ્વિતીય વિશ્વયુદ્ધ પછીના ગાળામાં રાજકારણને સમજવા અને મૂલવવાના હેતુથી રાજ્યશાસ્ત્રમાં વિવિધ સૈદ્ધાન્તિક ઉન્મેષો પ્રગટ્યા છે. માત્ર ઔપચારિક અને કાનૂની કારવાઈઓને બદલે એક જીવત પ્રક્રિયા તરીકે રાજકારણને નિહાળવાનું વલણ જોર પકડતું જાય છે. વિવિધ જૂથો વચ્ચે રાજકીય સત્તા કે રાજકીય અસર મેળવવા માટે થતી સ્પર્ધા એ રાજકારણનું હાર્દ છે. આ દૃષ્ટિએ જોતાં રાજકારણમાં બે તત્ત્વો મુખ્ય ભાગ ભજવે છે : (૧) સમાજમાં વિવિધ જૂથોના વધતા–ઓછા સામાજિક, આર્થિક અને રાજકીય સામર્થ્યને કારણે રચાતું સમાજનું અતિસ્તરિત (highly structured) સત્તા–માળખું (૨) આ સત્તા–માળખાના જુદા જુદા સ્તરોએ કામ કરતાં વિવિધ જૂથો વચ્ચેના આંતરસંબંધો. આમ સમાજનું સત્તા–માળખું અને તેમાં આકાર લેતા આંતરસંબંધો એ રાજકારણનાં બે પાસાંઓ છે. પ્રથમનું સ્વરૂપ તાંત્રિક (structural) છે, તો બીજાનું પ્રક્રિયાત્મક (processual) છે. કોઈ પણ સમાજમાં રચાતાં આવાં સત્તા–માળખાં અને આંતરસંબંધોની મૂળભૂત અને સ્થિર ભાતો (patterns)ને રાજકીય પ્રથા (political system) કહેવામાં આવે છે.

કોઈ પણ રાજકીય પ્રથાની આગવી એવી સૃષ્ટિ હોય છે અને તેનું આગવું એવું વ્યક્તિત્વ હોય છે. તેમને પોતાનાં જુદાં જુદાં સત્તા-માળખાંઓ, કાર્યરીતિઓ, તથા શૈલીઓ હોય છે. રાજકીય પ્રથાના અભ્યાસ માટે બે મુખ્ય ધ્યાન-કેન્દ્રો (focal points) વિકસ્યાં છે : (૧) પ્રથાનું પરિચાલન (system–operation) અને (૨) પ્રથાનું પરિવર્તન (system–change). આમ પ્રથા–પરિચાલન અને પ્રથા–પરિવર્તન એ રાજકારણનાં બે પાસાંઓ છે. એકમાં પ્રથાના રોજબરોજના કાર્યની ભાતો અને પ્રક્રિયાઓ પર ધ્યાન આપવામાં આવે છે; તો બીજામાં પરિવર્તનનાં પરિબળો અને પ્રક્રિયાઓ પર ધ્યાન આપવામાં આવે છે. આમ પ્રથા-પરિચાલન અને પ્રથા–પરિવર્તન એ રાજકીય જીવન અને રાજકીય વિકાસનાં બે અવિભાજ્ય પાસાંઓ છે.

*

ચોથી ચૂંટણીએ ભારતમાં સર્જેલી રાજકીય સંક્રાન્તિ એ આ રીતે જોતાં પ્રથા–પરિવર્તનનો પ્રશ્ન છે. દરેક દેશના રાજકારણમાં એવી ઘડી આવે છે કે જ્યારે વર્તમાન રાજકીય પ્રથા ભાંગી પડે છે અને તેને સ્થાને નવી રાજકીય પ્રથા ઘડવી પડે છે. ભારત અત્યારે આવા સંક્રાન્તિકાળમાંથી પસાર થઈ રહ્યું છે. સ્વાતંત્ર્યોત્તર યુગના બે દાયકાઓ સુધી ભારતના રાજકારણને સ્થિરતા અને દિશાભાન આપનાર એક પક્ષ–પ્રભાવપ્રથા[1] ભાંગી રહી છે. છેલ્લા બે દાયકાથી ભારતનું રાજકારણ કૉંગ્રેસના એકચક્રી પ્રભાવની આજુબાજુ રચાયું હતું; કૉંગ્રેસ-પ્રભાવના આવા એકાધિપત્યનો અંત આવી રહ્યો છે.

આમ ૧૯૬૭ની સામાન્ય ચૂંટણી ભારતના રાજકારણના વિકાસમાં નિર્ણાયક જળથાળ બની રહી છે. જાણે કે એક પક્ષ-પ્રભાવપ્રથાનો યુગ આથમી રહ્યો છે અને નવો યુગ જન્મ લેવા માટે મથામણ કરી રહ્યો છે.

---

૧. એક પક્ષ–પ્રભાવપ્રથાની વધુ વિગતવાર ચર્ચા માટે જુઓ

(a) W. H. morris–Jones: " Parliament and Dominant party : Indian Experience " **Parliamentary Affairs** Vo. 17, No. 3 (summer, 1964)

(b) Rajni Kothari : " The congress system in India " **Asian Survey**, Vol. IV, No. 12 (December, 1964)

ભારતનું રાજકારણ હવે કૉંગ્રેસના રાજકારણનો પર્યાય નહીં બની રહે. અત્યાર સુધી રાજ કરવાની, વિરોધ કરવાની અને સરકાર બદલવાની મુખ્ય રાજકીય પ્રક્રિયાઓ કૉંગ્રેસની અંદર ને અંદર જ આકાર લેતી હતી; પરંતુ હવે આ પ્રક્રિયાઓ એક પક્ષનાં આંતરિક જૂથો વચ્ચે નહીં પણ જુદા જુદા પક્ષો વચ્ચે આકાર લેશે. રાજકીય સ્પર્ધા હવે માત્ર અંતર-પક્ષીય (intra-party) પ્રક્રિયા નહીં બની રહે, પરંતુ વધુ ને વધુ પ્રમાણમાં આંતરપક્ષીય (inter party) પ્રક્રિયા બની જશે. એ સ્પષ્ટ છે કે ભારતનું રાજકારણ વધુ સ્પર્ધાત્મક પ્રથા તરફ પ્રયાણ કરી રહ્યું છે. માત્ર ભાવિ સ્પર્ધાત્મક રાજકીય પ્રથાની શક્ય ભાતો અને આકારો હજુ ધૂંધળાં અને અસ્પષ્ટ છે.

ભારતની આ રાજકીય સંક્રાન્તિ વર્તમાન રાજકીય પ્રથામાં વ્યાપક અને મૂળગામી પરિવર્તન લાવી રહી છે. આ રાજકીય સંક્રાન્તિ કે પ્રથા-પરિવર્તનનું સ્વરૂપ તપાસવાનો, તેની પાછળ કામ કરતાં પરિબળોને મૂલવવાનો અને તેનાથી ઊભા થતા પ્રશ્નોને સમજવાનો સમય આવી પહોંચ્યો છે. આ દૃષ્ટિથી વર્તમાન રાજકીય સંક્રાન્તિનું વિશ્લેષણ કરવું હોય તો તેનાં ચાર મુખ્ય પાસાંઓ તપાસવાં રહ્યાં: (૧) કૉંગ્રેસ પ્રથાના વિઘટન પાછળ કામ કરતાં પરિબળો (૨) કૉંગ્રેસ પ્રથાના વિઘટનની ટૂંકી તવારીખ (૩) વર્તમાન રાજકીય સંક્રાન્તિનું સ્વરૂપ (૪) વર્તમાન રાજકીય સંક્રાન્તિને કારણે ઊભા થતા પ્રશ્નો. પ્રથાપરિવર્તનનાં આ ચાર પાસાંઓને અનુક્રમે વિગતવાર તપાસવાનો પ્રયત્ન હવે પછી અહીં કરવામાં આવ્યો છે.

*

કૉંગ્રેસ પ્રથાનો વિકાસ રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનાં સાહજિક અનુસંધાન રૂપે થયો. રાષ્ટ્રીય નવજાગૃતિ અને મુક્તિ આંદોલનના વાહક અને ધ્વજધારી તરીકે કૉંગ્રેસ એક રાષ્ટ્રીય મંચ બની રહી. કૉંગ્રેસ પ્રથાનાં બે મુખ્ય તત્ત્વો હતાં: (૧) લોકમાનસમાં કૉંગ્રેસનું રાષ્ટ્ર સાથે તાદાત્મ્ય અને એક માત્ર પક્ષ તરીકે તેને મળેલી વ્યાપક લોક-સ્વીકૃતિ (legitimacy) (૨) નીતિ અને કાર્યક્રમની બાબતમાં રાષ્ટ્રના વિવિધ વર્ગો અને જૂથો વચ્ચે સધાયેલી સર્વસંમતિના વાહન તરીકે વિકસેલું કૉંગ્રેસનું સ્વરૂપ. આમ સંસ્થાકીય લોક-સ્વીકૃતિ (institutional legitimacy) અને સૈદ્ધાન્તિક સર્વસંમતિ (ideological consensus) એ બે કૉંગ્રેસ પ્રથાના આધાર સ્થંભો હતા.

આમ બે દાયકા સુધી કૉંગ્રેસે ભારતના રાજકારણને સંસ્થાકીય માળખું અને કાર્યક્રમની સર્વસંમતિ અર્પ્યાં. આમ તાત્ત્વિક સ્થિરતા અને સૈદ્ધાન્તિક દિશાભાન એ ભારતના રાજકારણને કૉંગ્રેસે આપેલાં નોંધપાત્ર પ્રદાનો છે.

આમ છતાં કૉંગ્રેસ પ્રથા ભારતીય રાજકારણમાં એક વચગાળાનો તબક્કો જ બની રહી; લાંબા ગાળાની દૃષ્ટિએ પોતાનું સાતત્ય સ્થાપવામાં કૉંગ્રેસ પ્રથા નિષ્ફળ નીવડી. કૉંગ્રેસની આ નિષ્ફળતા પાછળનાં કારણો તપાસીએ તો લાગે છે કે કૉંગ્રેસ પ્રથાનું આ વિઘટન કેટલેક અંશે અનિવાર્ય બની ગયું હતું. એની પાછળ કામ કરતાં પરિબળો આકસ્મિક કરતાં મૂળગામી વધુ હતાં.

કૉંગ્રેસે રાષ્ટ્રીય સર્વસંમતિ સાધવા માટે તથા આવી સર્વસંમતિ દ્વારા રાષ્ટ્રીય ઘડતર અને એકીકરણ કરવા માટે વિકસાવેલી પ્રથાના ઘણા અભ્યાસો થયા છે; વધુમાં આવાં વિશ્લેષણોના સંદર્ભમાં આ પ્રથાના વિઘટન પાછળનાં પરિબળોનો પણ અભ્યાસ થયો છે.[૨] આવા અભ્યાસોમાંથી ઉપસતા કૉંગ્રેસ પ્રથાના વિઘટન માટેનાં પરિબળો ટૂંકમાં નોંધવાથી વધુ કંઈ વર્તમાન લેખની કદ-મર્યાદામાં શક્ય નથી.

પ્રથમ કૉંગ્રેસ પ્રથાની સફળતા પ્રમાણે અમુક પ્રકારની નેતાગીરી અનિવાર્ય હતી. કૉંગ્રેસ પ્રથાની સર્વસંમતિ અને જૂથવાદી રાજકારણની શૈલીના સંદર્ભમાં ઉચ્ચ નૈતિક પ્રતિભા, અનંત સમન્વયશક્તિ અને માન મુકાવે એવી નિર્વ્યાજ સરળતાવાળી વ્યક્તિઓ જરૂરી હતી. સ્પર્ધાને દબાવે અને સર્વસંમતિને ઉપસાવે એવા વ્યક્તિત્વ વગર કૉંગ્રેસ પ્રથા ટકી શકે એમ ન હતી. જૂથવાદી સ્પર્ધા એ કૉંગ્રેસ પ્રથાનો અંતર્ગત ભાગ જરૂર હતી; પરંતુ તેને કૉંગ્રેસ પ્રથામાં સમાવી રાખવા માટે જૂથોથી પર એવી નેતા-

૨ [illegible] : "Nation-Making and Consensus : The case of the Indian National Congress" A yet unpublished paper read at International Political Science Association, Brussels (September, 1967).

ગીરી જરૂરી હતી. પરંતુ ચૂંટણીના રાજકારણમાં આનાથી તદ્દન વિરોધી ગુણો ધરાવતી વ્યક્તિઓ જ આગળ આવે છે. કોંગ્રેસ પ્રથાની સફળતા માટે અમુક પ્રકારની નેતાગીરીની માંગ અને ચૂંટણીના રાજકારણના સાહજિક પરિપાક રૂપે તેવી નેતાગીરીનો થતો વિલય એ દ્વિધાની કરુણતામાં કોંગ્રેસ પ્રથાના વિઘટનનાં બીજ રહેલાં છે.

બીજું, કોંગ્રેસની લોકચાહનાનો મુખ્ય પાયો રાષ્ટ્રીય મુક્તિ ચળવળના ઇતિહાસમાં એણે ભજવેલો ભાગ હતો. આમ કોંગ્રેસની વ્યાપક લોક–સ્વીકૃતિ તેના ઐતિહાસિક વારસા (historical legacy) પર આધારિત હતી. પરંતુ સ્વરાજ્ય પછી કોંગ્રેસે વિકાસ અને આયોજન પર વધુ ભાર મૂકવા માંડ્યો. આ ભાવિલક્ષી વિચારધારા (Futuristic ideology નો પ્રભાવ જેમ જેમ વધતો ગયો, ભૂતકાળની સેવાને બદલે ભાવિ સ્વપ્નને સાકાર કરવાના કોંગ્રેસી પ્રયાસોની કાર્યક્ષમતા એ લોકોને વફાદારીનો પાયો બનતો ગયો.

ત્રીજું, વધતી સ્પર્ધાત્મકતાના સંદર્ભમાં સર્વસંમતિ માટેનો વધુ પડતો આગ્રહ ઘણાને દંભ જ લાગવા માંડ્યો. કોંગ્રેસ પ્રથામાં જૂથવાદી સ્પર્ધા તીવ્રતર બનતી ગઈ; તેની સાથે સંમતિનો બાહ્ય દેખાવ ચાલુ રાખવાના પ્રયત્નો પોકળ અને હાસ્યાસ્પદ બની ગયા. આમ જૂથવાદી સ્પર્ધાની વાસ્તવિકતા અને સર્વસંમતિનાં બાહ્ય સ્વરૂપ વચ્ચેના વધતા જતા અંતરે નવી પેઢીની ધીરજ તોડી નાખી રાજકારણના સત્ત્વ અને સ્વરૂપ વચ્ચેના આ વિસંવાદના કોયડાને ઉકેલવાની કોંગ્રેસની નિષ્ફળતાએ કોંગ્રેસ પ્રથાના વિઘટનમાં અગ્ર ભાગ ભજવ્યો છે.

ચોથું, સ્વરાજ મળ્યા પછી કોંગ્રેસે સમાજ અને અર્થકારણમાં પ્રસ્થાપિત હિતો ને નેતાગીરીને પોતાનામાં ભેળવીને તે દ્વારા મજબૂત થવાની નીતિ અપનાવી આમ કોંગ્રેસમાં "તૈયાર સત્તા–માળખાંઓ" ભળી જતાં ટૂંકા ગાળાની દૃષ્ટિએ કોંગ્રેસ મજબૂત બની. પરંતુ "તૈયાર પીઠબળો" (ready-made support structures)ને સમાવી લેવાની આ નીતિએ લાંબા ગાળાની દૃષ્ટિએ કોંગ્રેસને નબળી પાડી. આવી પ્રસ્થાપિત હિતોની નેતાગીરીએ કોંગ્રેસ સંસ્થાના કસાયલા અને સિદ્ધાંતનિષ્ઠ કાર્યકરોને બાજુએ હડસેલી મૂકયા. કોંગ્રેસ સંસ્થાના વફાદાર, કસાયેલા અને સિદ્ધાંતનિષ્ઠ કાર્યકરોની આ અવગણના કે અવહેલનાએ કોંગ્રેસનું હીર ચૂસ્યું. કોંગ્રેસે જો પોતાનાં સંસ્થા તરીકેનાં "સ્વાયત્ત પીઠબળો" (autonomous support structures) વિકસાવવાનો માર્ગ સ્વીકાર્યો હોત અને પોતાના સંસ્થાનિષ્ઠ કાર્યકરોને ભોગે પ્રસ્થાપિત હિતોને આવકારવાની લાલચ રોકી હોત તો તે આ સંસ્થાકીય નબળાઈ નિવારી શકી હોત.

પાંચમું, નીચા સ્તરની પરંતુ બહુસંખ્યક જ્ઞાતિઓને પોતાનામાં અપનાવી તે દ્વારા મજબૂત થવાની (Social coopration of various castes) નીતિ પણ કોંગ્રેસે અપનાવી. બહુસંખ્યક પરંતુ રાજકારણથી અલિપ્ત રહેલી જ્ઞાતિઓને પોતાનામા સમાવીને કોંગ્રેસે એક તરફ પોતાનો સામાજિક પાયો વિસ્તાર્યો તો બીજી તરફ ઉપલા વર્ગોના અસંતુષ્ટ નેતાઓ તરફથી ઊભો થતો પડકાર કચડી નાખ્યો આમ ગુજરાતમાં ક્ષત્રિયો, મહારાષ્ટ્રમાં મરાઠાઓ, મદ્રાસમા બ્રાહ્મણેતરોને રાજકારણમાં પલોટીને કોંગ્રેસે અતિ સામર્થ્ય પ્રાપ્ત કર્યું. જ્ઞાતિઓના આવા રાજકીયકરણથી ટૂંકા ગાળા માટે કોંગ્રેસને તેમનો એકહથ્થુ ટેકો (monopoly support) મળ્યો; પરંતુ આવો લાભ સ્થાયી નીવડતો નથી.

જ્ઞાતિઓના રાજકીયકરણની સાથે સાથે તેમનાં રાજકીય વિભાજન, સમવાયીકરણ અને સંપ્રદાયીકરણની પ્રક્રિયાઓ પણ શરૂ થાય છે.[3] આ પ્રક્રિયાઓને કારણે જ્ઞાતિવાદી વફાદારીઓ ભાંગી પડે છે અને જ્ઞાતિનાં વિભાજનો તથા વિવિધ જ્ઞાતિઓનાં રાજકીય જોડાણો સર્જાય છે. આમ કોંગ્રેસની બહુસંખ્યક જ્ઞાતિઓનું ઝડપી રાજકીયકરણ કરવાની નીતિ ટૂંકા ગાળામાં લાભદાયક નીવડે છે. પરંતુ લાંબા ગાળાની દૃષ્ટિએ નિર્ણાયક પુરવાર થતી નથી.

છઠ્ઠું, કોંગ્રેસના પ્રભાવની વૃદ્ધિ અને વિસ્તારનું એક કારણ સત્તા અને લાભોની વહેંચણી પણ રહી છે. છેલ્લા બે દાયકા સુધી કોંગ્રેસે રાજકારણના સત્તા–તંત્ર અને લાભ–તંત્ર (Patronage-machine) તરીકે ઇજારા-

---

૩ જ્ઞાતિઓનાં રાજકીયકરણ, રાજકીય વિભાજન, સમવાયીકરણ અને સંપ્રદાયીકરણની પ્રક્રિયાઓની વિગતો માટે તથા તેઓ વચ્ચેના આંતર–સંબંધોની સમજણ માટે જુઓ મારો લેખ :

"ભારતીય રાજકારણનું સામાજિક અને આર્થિક નિમ્ન તંત્ર" વિશ્વમાનવ (માર્ચ, ૧૯૬૭)

શાહી અસ્તિત્વ ભોગવ્યું છે. સત્તા અને લાભોની કુનેહ ભરી વહેંચણી લાંબે ગાળે અસરકારક પુરવાર થતી નથી. વખત જતાં પક્ષની લાભો વહેંચવાની શક્તિ કરતાં લાભોની માંગણીનું પ્રમાણ વધી જાય છે આમ થાય ત્યારે એક તરફ સત્તાધારી પક્ષ બધાને સંતોષ આપી શકતો નથી; અને બીજી તરફ માગણી કરનારાઓની મહત્ત્વાકાંક્ષા અને ધૃષ્ટતા વધતી જાય છે. આમ શરૂઆતની કક્ષાએ પ્રભાવનું સાધન બની રહેતી સત્તા અને લાભની વહેંચણી લાંબે ગાળે વિઘટનનું સાધન બની રહે છે.

સાતમું, કોંગ્રેસ પ્રથાની સફળતા માટેની એક મુખ્ય પૂર્વશરત "વિશાળ બહુમતી રાજકારણ" (big majority politics) છે. જૂથધારી સંઘર્ષો કોંગ્રેસમાં ખેલાતા રહે અને તેમ છતાં તેઓને કોંગ્રેસ છોડવામાં લાભ ન દેખાય એવી પરિસ્થિતિ જરૂરી છે. જ્યારે વિશાળ બહુમતી હોય, ત્યારે સત્તા પરના જૂથની બળવાખોર જૂથો સામે શિસ્તનાં પગલાં લેવાની શક્તિ અને હિંમત ખૂબ હોય છે. બળવાખોર જૂથ પક્ષ છોડી જાય તો પણ તેની સ્પષ્ટ બહુમતીને આંચ આવવાનો સંભવ હોતો નથી. વધુમાં આવી પરિસ્થિતિમાં બળવાખોર જૂથોની દબાણ કરવાની શક્તિ (bargaining power) મર્યાદિત હોય છે. તેથી તેઓની મહત્ત્વાકાંક્ષા અને માગણીઓ સીમિત રહે છે. આમ સત્તાજૂથને મજબૂતી આપતું અને બળવાખોર જૂથને અંકુશમાં રાખતું વિશાળ બહુમતી રાજકારણ ભાંગી પડે તો રાજકારણની કોંગ્રેસ પ્રથા પણ ભાંગી પડે છે ધારાસભાકીય બહુમતીઓનો વ્યાપ જેમ ઘટતો જાય તેમ જૂથવાદી સંઘર્ષોને કોંગ્રેસના માળખામાં સમાવી રાખવાનું મુશ્કેલ બનતું જાય છે. બંડખોર જૂથો કર્યાં તો સત્તાધારી જૂથોને માથે ચઢી બેસે છે અથવા તો પક્ષને છોડી નવો પક્ષ ઊભો કરે છે. આમ ભારતીય રાજકારણની "વિશાળ બહુમતી રાજકારણ" માંથી "લઘુ બહુમતી રાજકારણ" તરફની સંક્રાન્તિએ કોંગ્રેસ પ્રથાને છવલેણ ફટકો માર્યો છે. કોઈ પણ લોકશાહીમાં વિશાળ બહુમતી રાજકારણ લાંબો સમય ચાલ્યા કરે તે શક્ય નથી; તેટલે અંશે વિકસતી લોકશાહીના સંદર્ભમાં કોંગ્રેસ પ્રથાનું વિઘટન અનિવાર્ય હતું એમ કહી શકાય.

*

કોંગ્રેસ પ્રથાના વિઘટનની પાછળ કામ કરતાં આ પરિબળોને મૂલવીએ ત્યારે સ્પષ્ટ થાય છે કે તેની સફળતામાં જ તેના ભાવિ વિઘટનનાં બીજો રહેલાં હતાં. જે નીતિઓએ કોંગ્રેસને ટૂંકા ગાળામાં સફળતા અપાવી તે નીતિઓએ જ લાંબે ગાળે કોંગ્રેસની પ્રથાની ઘોર ખોદી. સંસ્થાકીય સબળતા કેળવવાની નબળાઈએ પણ વિઘટનની આ પ્રક્રિયાને કંઈક અંશે વેગ આપ્યો.

કોંગ્રેસ પ્રથાનું આ વિઘટન (અથવા આ રાજકીય સંક્રાંતિ કે પ્રથા-પરિવર્તન) ૧૯૬૭ની ચૂંટણીમાં નાટ્યાત્મક રીતે બહાર આવ્યું; પરંતુ તેનું પગેરું તો આ ચૂંટણી પહેલાં ઘણે લાંબે સુધી કાઢી શકાય.

૧૯૬૨માં થયેલા ચીની આક્રમણ અને તેને પગલે ૧૯૬૩માં થયેલી પેટાચૂંટણીઓનાં પરિણામોએ કોંગ્રેસના પ્રભાવ અને આત્મવિશ્વાસને અપૂર્વ ફટકો માર્યો. કોંગ્રેસના વકરેલા જૂથવાદને અંકુશમાં લાવવાની તથા કોંગ્રેસની છાપ સુધારવાની અનેક યોજનાઓ ઘડાઈ. આ મથામણમાંથી કામરાજ યોજનાએ આકાર લીધો. કામરાજ યોજના ૧૯૬૩ના ઑગસ્ટમાં અમલમાં આવી. લાંબા ગાળાની દૃષ્ટિએ કામરાજ યોજનાએ લાભ કરતાં નુકસાન વધુ કર્યું છે. કામરાજ યોજનાને પરિણામે રાષ્ટ્રીય કક્ષાની નેતાગીરીમાં પણ જૂથવાદનો સંચાર થયો. ૧૯૬૩ સુધી કોંગ્રેસના જૂથવાદી સંઘર્ષોને અંકુશમાં રાખવામાં નહેરુના વ્યક્તિત્વ અને જૂથવાદથી પર એવી રાષ્ટ્રીય નેતાગીરીનો ફાળો ખૂબ મોટો હતો. કામરાજ યોજનાને કારણે આ રાષ્ટ્રીય નેતાગીરીમાં ભંગાણ પડ્યું અને પ્રાદેશિક કક્ષાના જૂથવાદી સંઘર્ષોની સાથે કેન્દ્રીય કક્ષાના જૂથવાદી સંઘર્ષોનાં સંધાન થવા માંડ્યાં. કેન્દ્રીય નેતાગીરીના આ વધતા જતા જૂથવાદીકરણ (Factionalisation) ને લીધે જૂથવાદી સંઘર્ષો પર પક્ષની શિસ્ત જાળવવાનું લગભગ અશક્ય બની ગયું. નહેરુની વધતી જતી માંદગી અને મૃત્યુએ આ કોયડો વધુ વિકટ બનાવ્યો.

વધુમાં આ વખતે કોંગ્રેસના નેતાગણમાં પક્ષીય વ્યૂહરચના અંગે પણ વિવાદ હતો. સિન્ડીકેટ જૂથ અને લાલબહાદુર શાસ્ત્રી કોંગ્રેસમાં બધાં જૂથોને સમાવીને વિવિધ જૂથોના સહકારથી રાજ્યોમાં સંયુક્ત નેતાગીરી અને સંયુક્ત પ્રધાનમંડળો (Composite ministries) રચવામાં માનતા હતા. ૧૯૬૨ની ચૂંટણી પછી આ મિશ્ર પ્રધાનમંડળોની નીતિ અમલમાં આવી. કેટલેક સ્થળે તો કોંગ્રેસમાંનાં વિવિધ જૂથોના ધારાસભ્યોની

સંખ્યાના પ્રમાણમાં તેમની વચ્ચે પ્રધાનપદોની ફાળવણી પણ કરવામાં આવી. આ નીતિ કોંગ્રેસ પ્રથાની રાજકીય શૈલી સાથે સુસંગત હતી. પરંતુ આની સામે કામરાજની નીતિ દરેક રાજ્યમાં બળવાન જૂથને ટેકો આપી વિરોધી જૂથોને ક્ષખી વાળવાની હતી. આમ એક જૂથને સંપૂર્ણ ટેકો આપી બીજાં જૂથોને પક્ષ છોડવાની આડકતરી ફરજ પાડવાની આ નીતિનો હેતુ પક્ષમાં "આંતરિક સુસંવાદિતા'' (internal cohesion) પ્રગટાવવાનો હતો. આ નીતિ ઘણાં રાજ્યોમાં સફળ થઈ અને ત્યાં કોંગ્રેસ પક્ષ સુશ્લિષ્ટ અને સંવાદી બન્યો. પરંતુ એક રીતે જોતાં આ નીતિએ કોંગ્રેસ પ્રથાની અંગભૂત લાક્ષણિકતાને નકારો આપ્યો. કોંગ્રેસ પ્રથાની લાક્ષણિકતા બને તેટલાં જૂથોને પોતાનામાં સમાવીને રાખવા છતાં પક્ષીય તંત્રની શિસ્ત અને સંવાદિતા સેર્જવામાં રહેલી હતી. કામરાજની નીતિએ સંવાદિતા સર્જી ખરી; પરંતુ તે જૂથોને સાથે રાખીને નહીં પણ એક સિવાયનાં અન્ય જૂથોની આડકતરી હકાલપટ્ટી કરીને.

આમ કંઈક અંશે પોતાના ગજા ઉપરનાં પરિબળોને કારણે, તો કંઈક અંશે સભાન વ્યૂહરચનાને પરિણામે કોંગ્રેસના આંતરિક જૂથ–સંઘર્ષો પક્ષનું માળખું તોડીને બહાર નીકળવા માંડ્યા. વિવિધ જૂથોને અને તેમની વચ્ચેની સ્પર્ધાઓને પોતાનામાં સમાવવાની અને મર્યાદામા રાખવાની કોંગ્રેસની વધતી જતી અશક્તિ કોંગ્રેસ પ્રથાના વિઘટનનો આખરી તબક્કો છે.

એક રીતે જોતાં તો કોંગ્રેસમાંથી બહાર નીકળતાં જૂથોએ જ નવા પક્ષો સર્જ્યા કે વિરોધપક્ષોની તરફેણમાં પલ્લું નમાવ્યું. આમ કોંગ્રેસનાં જૂથોએ કોંગ્રેસ પ્રથાના વિઘટનમાં અગ્ર ભાગ ભજવ્યો છે. ૧૯૬૫ માં કેરળમાં ચેકોના જૂથે સ્થાપેલી કેરળ કોંગ્રેસે આવી બળવાખોર કોંગ્રેસોની પરંપરાની શરૂઆત કરી. મૈસૂરમાં એન્નીઆહના જૂથે સ્થાપેલો જનતા પક્ષ, ઓરિસ્સામાં મહેતાબ જૂથે રચેલી જનકોંગ્રેસ, મધ્યપ્રદેશમાં દેશલહરા અને તખ્તમલ જૈનના જૂથે સ્થાપેલી બળવાખોર કોંગ્રેસ, રાજસ્થાનમાં કુંભારામ આર્યના જૂથે સ્થાપેલો જનતા પક્ષ, બિહારમાં મહામાયાપ્રસાદે સ્થાપેલું ક્રાન્તિ દળ, બંગાળમાં અજય મુખર્જીએ સ્થાપેલી બંગલા કોંગ્રેસ— આ સર્વ કોંગ્રેસમાંથી છૂટાં પડતાં જૂથોએ સ્થાપેલા પક્ષો છે. કોંગ્રેસમાંથી છૂટા પડેલા આ પક્ષોએ કોંગ્રેસ પ્રથા તોડવામાં અગત્યનો ભાગ ભજવ્યો. ચૂંટણી પછી જે રાજ્યોમાં બિનકોંગ્રેસી સરકારો રચી શકાઈ છે તેમાંના મદ્રાસ સિવાયનાં બધાં રાજ્યોમાં ભૂતપૂર્વ કોંગ્રેસી જૂથોએ નિર્ણાયક ભાગ ભજવ્યો છે.

આમ કોંગ્રેસ પ્રથાના વિઘટનનો યશ વિરોધી પક્ષોને ફાળે જતો નથી. કોંગ્રેસ પ્રથાના ભંગાણમાં વિરોધી પક્ષોના વિજય કરતાં કોંગ્રેસની જૂદવાસ્થળી વધુ કારણભૂત છે.

*

ભારતીય રાજકારણમાં અભૂતપૂર્વ પરિવર્તનો લાવી રહેલી આ રાજકીય સંક્રાન્તિનું ખરું સ્વરૂપ કેવું છે? આ સંક્રાન્તિમાં કોંગ્રેસ પ્રથાનાં કયાં કયાં તત્ત્વો બદલાયાં છે અને તેનાં કયાં તત્ત્વો આ સંક્રાન્તિ પછી પણ ચાલુ રહ્યાં છે? આવા પ્રશ્નોના ઉત્તરો આપવા માટે વર્તમાન સંક્રાન્તિમાં વણાતા જતા, કોંગ્રેસ પ્રથાની વિવિધ લાક્ષણિકતાઓના પરિવર્તન અને સાતત્યના તાણાવાણા આપણે મૂલવવા રહ્યા.

કોંગ્રેસ પ્રથાનું હાર્દ સર્વસંમતિનું રાજકારણ હતું. વિવિધ કક્ષાએ અને વિવિધ મુદ્દાઓ પર રાષ્ટ્રીય સર્વસંમતિ સર્જવાની કોંગ્રેસની શક્તિ ઉપર તેનો પ્રભાવ નિર્ભર હતો. આ દૃષ્ટિએ એક પક્ષ–પ્રભાવ પ્રથામાં કોંગ્રેસને "સર્વસંમતિના પક્ષ" તરીકે નિરૂપવામાં આવે છે. આમ કોંગ્રેસ પ્રથા એ સર્વસંમતિ–પ્રથાનો પર્યાય બની રહી હતી.

એક પક્ષ–પ્રભાવ પ્રથામાં સર્વસંમતિ ત્રણ કક્ષાએ પ્રગટ થતી: (૧) સંસ્થાકીય સર્વસંમતિ અથવા એક માત્ર પક્ષ તરીકે કોંગ્રેસની લોકસ્વીકૃતિ (૨) કાર્યક્રમની કે સૈદ્ધાંતિક સર્વસંમતિ (૩) સર્વસંમતિની રાજકીય શૈલી.

વર્તમાન રાજકીય સંક્રાન્તિએ સંસ્થાકીય સર્વસંમતિને તોડી નાંખી છે; પરંતુ કાર્યક્રમ અને શૈલીની કક્ષાએ સર્વસંમતિ ચાલુ રહી છે. આમ જે સત્તા–માળખામાં રાજકારણ રમાતું તે સંસ્થાકીય માળખું તૂટી પડ્યું છે; પરંતુ રાજકારણનાં મુદ્દાઓ અને શૈલી હતાં તેવાં જ ચાલુ રહ્યાં છે.[૪]

---

૪. વધુ માટે જુઓ:

Rajni Kothari : India's Political Transition: "Economic and Political weekly" (Special Number, August, 1967).

અત્યાર સુધી કૉંગ્રેસ સંસ્થાના સંદર્ભમાં રાજકારણ આકાર લેતું હતું. રાજકારણની બધી અર્થપૂર્ણ પ્રક્રિયાઓ કૉંગ્રેસના માળખામાં જ મર્યાદિત રહેતી. આમ કૉંગ્રેસના સંસ્થાકીય માળખામાં લડાતી આંતરિક જૂથ-સ્પર્ધાઓ દ્વારા ભારતના રાજકારણમાં રાજ કરવાની, વિરોધ કરવાની અને સરકારો બદલવાની પ્રક્રિયાઓ થતી હતી. ભારતીય રાજકારણને વિશિષ્ટતા અર્પતું એક પક્ષ-પ્રભાવ પ્રથાનું આ માળખું તૂટી પડ્યું છે. કૉંગ્રેસ હવે "ભારતીય રાજકારણને પોતાનામાં સમાવતો સર્વસંમતિનો પક્ષ" રહ્યો નથી. રાજકારણની પ્રક્રિયા હવે એક પક્ષના વિવિધ જૂથોની આંતરિક બાબત રહી નથી પરંતુ વિવિધ પક્ષો વચ્ચેની બાબત બની રહી છે. અત્યાર સુધી કૉંગ્રેસની અંદર ને અંદર ચાલતી રાજકારણી પ્રક્રિયાઓ બહિષ્કૃત (externalised) થઈ રહી છે. આમ "રાષ્ટ્રીય મંચ" કે "એકમાત્ર પક્ષ"નું સ્વરૂપ ગુમાવીને કૉંગ્રેસ ખૂબ ઝડપથી સામાન્ય પક્ષની કક્ષા પ્રાપ્ત કરી રહી છે. તેની સાથે વિરોધ પક્ષોનું કાદું પણ વધ્યું છે. કૉંગ્રેસના આંતરિક જૂથ-સંઘર્ષ પર દબાણ લાવવાનું કાર્ય કરતા સીમાવર્તી દાબ-પક્ષો (marginal parties of pressure) ને બદલે વિવિધ બિન-કૉંગ્રેસી પક્ષો કૉંગ્રેસના વિકલ્પ તરીકે હવે કામ કરી શકે છે. આમ એક પક્ષ-પ્રભાવ પ્રથાની આ સંસ્થાકીય સર્વસંમતિનું વિઘટન એ ભારતીય રાજકારણની અભૂતપૂર્વ ક્રાન્તિ છે. એક પક્ષ-પ્રભાવ પ્રથાના તૂટી પડતા આ માળખાને સ્થાને વિકલ્પી માળખાની રચના એ વર્તમાન સંક્રાન્તિનો મુખ્ય પડકાર છે.

આમ છતાં કાર્યક્રમ અને શૈલીની કક્ષાએ કૉંગ્રેસ પ્રથાની સર્વસંમતિ ચાલુ રહી છે. ચોથી ચૂંટણી પછી જે વિવિધ સરકારો રચાઈ તેઓ કૉંગ્રેસ સરકારોથી જુદા કાર્યક્રમો અપનાવી શકી નથી. કૉંગ્રેસ નીતિઓને મૂળભૂત પડકાર આપનાર સ્વતંત્ર પક્ષ કે ડાબેરી સામ્યવાદી પક્ષની સરકારો પણ કૉંગ્રેસની નીતિથી જુદો પડતો ખાસ કાર્યક્રમ અમલમાં મૂકી શકી નથી. આમ કંઈક અંશે સત્તાને કારણે પ્રગટતી જવાબદારી અને કંઈક અંશે વિવિધ બિનકૉંગ્રેસી પક્ષોના જોડાણોને ટકાવી રાખવા માટે તેમની વચ્ચે "લઘુતમ સામાન્ય" (Lowest Common) [illegible] શો[illegible] [illegible]રિ-માન—આ બે કારણોને [illegible] કૉંગ્રેસ પ્રથાએ વિકસાવેલી સૈદ્ધાંતિક સર્વસંમતિથી દૂર જવામાં સફળતા મળી નથી. આમ કાર્યક્રમની દૃષ્ટિએ બિનકૉંગ્રેસી સરકારો કૉંગ્રેસનાં "ફિક્કાં અનુકરણો" બની રહી છે.

વધુમાં સર્વસંમતિની રાજકીય શૈલી પણ બિન-કૉંગ્રેસી પક્ષોમાં પ્રવેશી છે. જૂથવાદી સ્પર્ધાઓ અને જોડાણનું રાજકારણ બીજા બધા પક્ષોમાં કૉંગ્રેસના જેટલાં જ વિકસ્યાં છે. દરેક પક્ષમાં જૂથવાદી સંઘર્ષો શોધી શકાય એમ છે. વિવિધ જૂથો વચ્ચે જોડાણો રચવાની કુશળતા એ વર્તમાન રાજકારણનું હાર્દ બની રહ્યું છે.

રાજકારણની આ સર્વસંમતિ અને જોડાણની શૈલી (Consensual and Coalitional style) કૉંગ્રેસ પ્રથા ભાંગી પડ્યા પછી પણ ચાલુ રહી છે. ફરક માત્ર એટલો પડ્યો છે કે પહેલાં આવાં જોડાણો કૉંગ્રેસની અંદરનાં જૂથો વચ્ચે થતાં, પરંતુ હવે તે વિવિધ પક્ષો વચ્ચે થાય છે.

આમ વર્તમાન રાજકીય સંક્રાન્તિએ એક તરફ એક પક્ષ-પ્રભાવ પ્રથાની સંસ્થાકીય સર્વસંમતિને ફટકો માર્યો છે, તો બીજી તરફ કાર્યક્રમ અને શૈલીની સર્વસંમતિને સાતત્ય અર્પ્યું છે.

*

આ રાજકીય સંક્રાન્તિ કે પ્રથા-પરિવર્તને ભારતીય રાજકારણની સામે અનેક પડકારો ફેંક્યા છે. કોઈ પણ રાજકીય પ્રથાની સફળતા તેની આવા પરિવર્તનના આ પ્રશ્નો હલ કરવાની શક્તિ પર અવલંબે છે. પરિવર્તનના આ પડકારોનો સામનો કરવાની વ્યવસ્થા અને શક્તિ ભારતના રાજકારણે વિકસાવવી રહી.

પ્રથમ તો એક પક્ષ-પ્રભાવ પ્રથાનું વિઘટન અનપેક્ષિત ઝડપથી આવ્યું છે. આવા મૂળભૂત પરિવર્તન માટેની માનસિક પૂર્વતૈયારી કૉંગ્રેસ કે બિનકૉંગ્રેસી પક્ષોમાં હતી નહીં, આથી અચાનક આવી પડેલા આ પરિવર્તને રાજકારણીઓને ઊંઘતા ઝડપ્યા છે. કૉંગ્રેસ પ્રથાના સંદર્ભમાં કામ કરવા ટેવાઈ ગયેલા રાજકારણીઓને તે પ્રથા ભાગી પડતાં કંઈક અડવું લાગી રહ્યું છે. આ પરિસ્થિતિમાંથી આ સંક્રાન્તિ અંગે ગભરાટ અને અધીરાઈનાં વલણો (alarmist attitude) બહાર આવ્યાં છે. પરંતુ પ્રથાપરિવર્તનના આ પ્રશ્નને તેના

યોગ્ય પરિપ્રેક્ષ્યમાં જોવામાં આવે તો સ્પષ્ટ થાય છે કે આવાં વલણો તાર્કિક નથી. કોઈ પણ રાજકીય પ્રથા પરિવર્તન વિના જીવી શકે નહિ અને ભારતનું વર્તમાન પ્રથા-પરિવર્તન ઘણી દૃષ્ટિએ સાહજિક અને કંઈક અંશે અનિવાર્ય હતું. આથી તે અંગે અકળામણ કે શાહમૃગી વલણો અપનાવવાને બદલે તેના સાચા સ્વરૂપને સમજી તેના પડકારોને પહોંચી વળવાનો પ્રયત્ન કરવો એ જ સાચો માર્ગ છે.

બીજું, વર્તમાન કટોકટી મહદ્ અંશે તાંત્રિક (Structural or institutional) કટોકટી છે. તેથી કોંગ્રેસ અને બિનકોંગ્રેસી પક્ષોની સંસ્થાકીય તંત્ર રચવાની અને પોતાના ટેકામાં સ્વાયત્ત પીઠબળો વિકસાવવાની શક્તિ જ આ માળખાને સ્થાને બે, ત્રણ કે ચાર પક્ષો કે પક્ષ-સમૂહો રચવાનો અને તે દ્વારા રાજકારણ માટે નૂતન સાંદર્ભિક માળખુ (Contexual structure) રચવાનો પડકાર આપણી સામે ઊભો થયો છે. આમ સંસ્થાકીયકરણ અને તે માટેની આપણી રાજકીય પ્રથાની શક્તિઓ એ આ કટોકટીમાંથી બહાર નીકળવાની મુખ્ય ચાવી છે.

ત્રીજું, જૂથવાદી અને જોડાણલક્ષી રાજકીય શૈલી તો લાંબો સમય ચાલુ રહેશે એમ જણાય છે. આપણે જોડાણવાદી રાજકારણ (Coalitional politics) ના યુગમાં પ્રવેશી રહ્યા છીએ એમ પણ કહી શકાય. ભારતના રાજકારણમાં કોઈ એક પક્ષ એકલે હાથે હવે રાજ કરી શકે એવી શક્યતા ઘણા લાંબા સમય સુધી જણાતી નથી. આ પરિસ્થિતિના સંદર્ભમાં વિવિધ પક્ષોએ રાજકીય જોડાણો અંગેની સૂઝ અને આત્યંતિક મર્યાદાવૃત્તિ ધીમે ધીમે ઓગાળવી રહી.

ચોથું, કાર્યક્રમ અંગેની સૈદ્ધાંતિક સર્વસંમતિ કેટલી ટકશે એ આ સંક્રાન્તિનો યક્ષપ્રશ્ન છે. જો આ સૈદ્ધાંતિક સર્વસંમતિ ચાલુ રહે તો આપણે ત્યાં કાર્યક્રમની એકતાના સંદર્ભમાં સ્પર્ધાત્મક રાજકારણ વિકસે. મુખ્ય પક્ષો જો કાર્યક્રમ કે સિદ્ધાંતો અંગે મહદ્ અંશે સંમત હોય તો રાજકારણમાં સંસ્થાકીય કે પક્ષીય સ્પર્ધા વિકસે પરંતુ સૈદ્ધાંતિક સંઘર્ષ ટાળી શકાય જો એકપક્ષપ્રભાવ પ્રથા હેઠળ વિકસેલી આ સૈદ્ધાંતિક સર્વસંમતિને જાળવી શકાય અને બધા પક્ષો તેને સ્વીકારતા થાય તો આપણે ત્યાં બિનસિદ્ધાંતીકૃત (deideologised) અને સ્પર્ધાત્મક રાજકારણનો યુગ પ્રગટે. ચોથી ચૂંટણી પછી વિકસેલી બિનકોંગ્રેસવાદની પરંપરા આ પ્રવાહને પુષ્ટ કરે છે. સૈદ્ધાંતિક સ્પષ્ટતાને ભોગે જો કોંગ્રેસ વિશાળ પાયા પર વિવિધ જૂથો વચ્ચે એકતા જાળવી શકે તો પછી તેનો વિકલ્પ પૂરો પાડવા વિવિધ પક્ષો પણ સિદ્ધાંતોને નેવે મૂકી એકતા કેમ ન સાધી શકે તે બિનકોંગ્રેસવાદનો મુખ્ય તર્ક છે. આમ બિનધ્રુવીકૃત રાજકીય એકમ તરીકેની કોંગ્રેસની સામે બિનધ્રુવીકૃત બિનકોંગ્રેસી પક્ષોનો મોરચો એવું બિનધ્રુવીકૃત અને દ્વિકેન્દ્રી રાજકારણ વિકસી શકે પરંતુ જો આ સંક્રાન્તિમાં આ સૈદ્ધાંતિક સર્વસંમતિ ન ટકી શકે તો પછી સૈદ્ધાંતિક ધોરણે કોંગ્રેસમાંનાં જૂથો અને વિવિધ બિનકોંગ્રેસી પક્ષોનું ધ્રુવીકરણ થાય.

આમ જો સૈદ્ધાંતિક સર્વસંમતિનું સાતત્ય શક્ય હોય તો ભારતના ભાવિ રાજકારણની ભાત બિનસિદ્ધાંતીકૃત અને સ્પર્ધાત્મક હશે અને તેના સ્વરૂપની એંધાણી બિનકોંગ્રેસવાદમાં શોધી શકાય. ત્યારે બીજી તરફ આ સૈદ્ધાંતિક સર્વસંમતિનું વિઘટન અનિવાર્ય બની જાય તો પછી રાજકીય ધ્રુવીકરણ ભારતના રાજકરણના ભાવિ આકારો ઘડશે

ભારતનું રાજકરણ આજે એવા નિર્ણાયક ત્રિભેટે ઊભું છે બિનધ્રુવીકૃત બિનકોંગ્રેસવાદ કે ધ્રુવીકૃત રાજકારણ એ આજની રાજકીય દ્વિધા છે. ભારતીય રાજકારણની ભાવિ ભાતોની શક્યતાઓ આ બે પ્રવાહો પૂરી પાડે છે આમાંથી કયો પ્રવાહ વધુ બળવાન પુરવાર થશે અને ભારતીય રાજકારણ કયે રસ્તે આગળ વધશે તે અંગે આગાહી કરવી મુશ્કેલ છે. પરંતુ એટલું તો જરૂર કહી શકાય કે આ બે પરસ્પરવિરોધી રાજકીય પ્રવાહોના સંઘર્ષમાંથી આપણા રાજકરણની આવતીકાલ આકાર લેશે.

# બિન-કોંગ્રેસવાદ

**જયંતિ કે. પટેલ**

ચોથી ચૂંટણી પછી, ૧૯૬૭ના ફેબ્રુઆરીથી ઑગસ્ટ સુધી, હિંદના રાજકારણમાં બિનકોંગ્રેસવાદનો જુવાળ એક પછી એક સફળતાનાં શિખરો હાંસલ કરતો આગળ વધી રહેલો દેખાય છે. દેશભરમાંથી કોંગ્રેસ-શાસનનો અંત

લાવી દેવાના આશયથી બધા પક્ષો હાથ મિલાવી રહ્યા હતા. કૉંગ્રેસને હટાવીને સત્તા કબજે કરવાની આ પ્રવૃત્તિ પાછળ રહેલી ભૂમિકા અને વાતાવરણનું વિશ્લેષણ જરૂરી છે. આજે આ પ્રવાહ થોડોક ગૂંચવાઈ ગયેલો જણાય છે, અને એવી માન્યતા પણ રજૂ થાય છે કે આ તબક્કો વટાવી ચૂકયા છીએ અને બિનકૉંગ્રેસવાદથી ધ્રુવીકરણ તરફ જઈ રહ્યા છીએ. આ તબક્કે બિન-કૉંગ્રેસવાદ અને ધ્રુવીકરણ વચ્ચેનો ભેદ આપણે સમજી લઈએ. કહેવું હોય તો બિનકૉંગ્રેસવાદને પણ એક પ્રકારનું ધ્રુવીકરણ કહી શકાય. પરંતુ તેમાં રહેલ તડભેડ અને નકારાત્મક વલણ અનિશ્ચિતતાનું સ્વરૂપ ધારણ કરે છે જે તેના ટકાઉપણા માટે ઘાતક બની રહ્યું છે. અલબત્ત, લોકશાહીનો પાયો સમન્વય-તડજોડ છે. ધ્રુવીકરણમાં પણ સમન્વય એક મહત્ત્વનું પરિબળ છે. પરંતુ ધ્રુવીકરણનો સમન્વય સકર્મક છે, દષ્ટિપૂત છે, અંતર્ગત છે. પક્ષના ધ્યેય વિશેની પ્રજાની સમજ અને પક્ષના વ્યવહાર વચ્ચે ધ્રુવીકરણમાં અંતર નથી પડતું, જ્યારે બિનકૉંગ્રેસવાદનાં કાર્યક્રમ અને નીતિ ધ્યેયલક્ષિતા કે પ્રજામતની સંમતિ ઉપર નહિ પરંતુ પક્ષોની કડદો કરાવી લેવાની તાકાત ઉપર નિર્ભર રહે છે. આમ, બિનકૉંગ્રેસવાદ અનેકપક્ષપ્રથા જેવી પદ્ધતિ ઊભી કરે છે. તફાવત એટલો જ કે તેમાં એક બાજુ અન્ય પક્ષો – માત્ર કૉંગ્રેસ તડા બહાર.

એક રીતે જોઈએ તો બિનકૉંગ્રેસવાદનાં બીજ સ્વાતંત્ર્ય પછી કૉંગ્રેસે જે પ્રભાવશાળી સ્થાન પ્રાપ્ત કર્યું હતું તેમાં છે. સંગઠન, નેતાગીરી તેમ જ કૉંગ્રેસનું વૈચારિક દષ્ટિએ દીવાલો વિનાની વખાર જેવું સ્વરૂપ અન્ય વિરોધ પક્ષોને નાહિંમત બનાવી રહ્યું હતું. સહુ-કોઈને ખ્વાએશ હતી કે એક વાર કૉંગ્રેસનો પ્રભાવ ભાંગીએ પછી બધું જ થઈ પડશે. "કૉંગ્રેસ કો હટાઓ" એ જ એક સૂત્ર બની ગયું. કૉંગ્રેસનો ધ્વંસ એ જ એકમાત્ર કાર્યક્રમ હતો. વિરોધપક્ષોની આ મરણિયા ઝુંબેશ હકીકતમાં તો છેલ્લાં દશેક વર્ષ દરમ્યાન વિરોધ-પક્ષોમાં એક સમજ ફેલાતી હતી તેનું પરિણામ છે. વિરોધપક્ષોને પ્રતીતિ થઈ ચૂકી હતી કે તેમાંથી કોઈ એકલે હાથે કૉંગ્રેસને હટાવી શકે, વિકલ્પ ઊભો કરી શકે તેમ નથી. આમ છતાં નેતાઓ પોતાના પક્ષની સત્તાનાં સ્વપ્ન જોતા હતા. દરેક પોતાની વૈચારિક અલગતાની આભડછેટ જાળવી રાખવા ઉત્સુક હતા. પરિણામે તેમનું લક્ષ્ય તત્કાલ સત્તા કબજે કરવા કરતાં, કૉંઈક – અંતને બાદ કરતાં – મજબૂત વિરોધપક્ષ તરીકે આવવાનું હતું. આમાં-થી જ ઉદ્ભવી હતી equi-distance કે 'બેવડો બાકાર'-ની વિચારસરણી. આ અવાસ્તવિક અને ઊંચ-ભમરિયા નીતિ '૬૭ની ચૂંટણી સુધી ચાલુ રહી. ક્યાંક વિવિધ પક્ષોએ ચૂંટણી સમાધાન કર્યાં પણ તેમાંય 'રાઇટ' કે 'લેફ્ટ' અંગેની માન્યતા – વૈચારિક ભૂમિકા મહત્ત્વની હતી. અલબત્ત ચૂંટણીમાં મત મેળવવા પૂરતા બધા પક્ષો કૉંગ્રેસ સામે મોરચો માંડી રહ્યા હતા પ્રવચનો, પ્રચાર, સમજાવટ બધામાં મુખ્ય નિશાન કૉંગ્રેસ અને તેની નીતિઓ હતી.

પરંતુ લોકોનો કૉંગ્રેસવિરોધ વધુ તીવ્રતર હતો. ચૂંટણીનાં પરિણામો ખૂબ જ આશ્ચર્યજનક નીવડ્યાં. કૉંગ્રેસને હઠાવવામાં મળેલી આશાતીત સફળતાને હવે કેવી રીતે કાર્યરૂપ આપવું તે પ્રશ્ન હતો. મદ્રાસ (ડી. એમ. કે.), ઓરિસ્સા (સ્વતંત્ર) અને કેરલ (સામ્યવાદી) સિવાય ક્યાંય એક પક્ષની ચોખ્ખી બહુમતી ન હતી. પ. બંગાળ અને બિહારમાં ડાબેરી અને જમણેરી પક્ષો એકઠા મળીને જ સરકાર રચી શકે તેમ હતા; જ્યારે ઉત્તર પ્રદેશ, હરિયાણા અને મધ્યપ્રદેશમાં કૉંગ્રેસમાંથી મોટા પ્રમાણમાં પક્ષપલટો થતાં વિરોધપક્ષો બહુમતીમાં આવતા હતા. જ્યારે પંજાબમાં અકાલીઓ અને રાજ-સ્થાનમાં અપક્ષનો ટેકો કૉંગ્રેસે મેળવ્યાનો દાખલો પણ છે.

વિરોધ પક્ષો સામે આ એક જોરદાર પડકાર હતો: કૉંગ્રેસના વિકલ્પમાં તેઓ કેવી વ્યવસ્થા આપી શકે તેમ છે. એક પક્ષ તરીકે નહિ પરંતુ સંયુક્ત રીતે આ પરિસ્થિતિ વિરોધ પક્ષો માટે મૂંઝવણકર્તા પણ હતી. જો તેઓ કૉંગ્રેસને દૂર કરવાની પ્રજાની ઇચ્છાનું પ્રતિ-બિંબ ન પાડે તો લોકોની દષ્ટિએ ઊતરી જાય; બીજી બાજુ વિવિધ હિતો, કાર્યક્રમો અને દષ્ટિકોણોવાળા પક્ષોને એક સાંકળમાં બાંધવા પણ સરળ ન હતા. આમાં કેટ-લાંક રાજ્યોમાં કૉંગ્રેસ પક્ષમાં ભંગાણ પડતાં અને મોટાં જૂથ વિરોધમાં જતા એક નવો મુદ્દો ઉમેરાયો, કૉંગ્રે-સીઓનો બિન-કૉંગ્રેસવાદ, જે મુખ્યત્વે વૈયક્તિક કારણો સાથે સંકળાયેલો હતો. કૉંગ્રેસ અત્યાર સુધી બધાં સૂત્રોને સાથે રાખીને એક સંસ્થા દ્વારા જે કામ કરતી હતી તે આ બધા પક્ષોને જુદી જુદી સંસ્થાઓ દ્વારા કરવાનું

આવ્યું. આમ બિન-કૉંગ્રેસવાદ રચનાત્મક વહીવટી કાર્યક્રમ સિદ્ધ કરવા માટે સફળ થઈ શકે તેમ જ ન હતું.

બીજું લોકોનો બિન-કૉંગ્રેસવાદ અને રાજકીય પક્ષોના કૉંગ્રેસવિરોધ વચ્ચે પણ તફાવત હતો. લોકોની દૃષ્ટિએ બિનકૉંગ્રેસવાદ એટલે સોંઘવારી, રુશવતખોરીનો અંત વગેરે નક્કર કાર્યક્રમ અને વ્યવહારુ માંગણીઓની પરિપૂર્તિ હતી જ્યારે વિરોધ પક્ષો માત્ર સત્તાના રાજકારણની દૃષ્ટિએ આખોયે પ્રશ્ન જોતા હતા. કૉંગ્રેસની 'ઈમેજ'—તોડી ભવિષ્યમાં કોઈક દિવસે સત્તાધીશ બનવાની અપેક્ષા રાખતા હતા.

આમ લોકોનો બિન-કૉંગ્રેસવાદ નવી નીતિ માંગતો હતો. વિરોધ પક્ષોનો બિનકૉંગ્રેસવાદ કૉંગ્રેસને નિર્બળ કરવાથી વધુ આગળ જવા જેટલી ક્ષમતા ધરાવતો ન હતો. પરિણામે જે ક્રાંતિ થઈ તે અપૂર્ણ ક્રાંતિ હતી. લોકોની અપેક્ષાઓ સંતોષી શકે તેમ ન હતી તદુપરાંત લોકો પણ એટલા સંગઠિત ન હતા કે વિરોધ પક્ષોને હાથ મિલાવીને ચાલવાની ફરજ પાડી શકે. અને લોકસમૂહ પાસેથી એવી અપેક્ષા પણ ન રાખી શકાય. જ્યાં સામ્યવાદીઓ સંગઠિત હતા ત્યાં તેમણે અન્ય પક્ષોને અને પોતાની નીતિને રાજકીય પક્ષોના બિનકૉંગ્રેસવાદથી આગળ વધારી લોકોની અપેક્ષા સાંકળવાની કોશિશ કરી, દા.ત. પશ્ચિમ બંગાળ. પરંતુ જ્યાં એક જ પક્ષ સત્તા ઉપર આવ્યો છે ત્યાં સ્થિતિ વધુ આવકારદાયક જણાય છે. લોકો અને સરકાર વચ્ચે 'રૅપોર્ટ' સ્થપાયો છે, દા.ત. મદ્રાસ, ઓરિસ્સા. (અલબત્ત અમુક પ્રશ્નો પૂરતો જ). કૉંગ્રેસના પ્રભાવની myth તોડવામાં આવી છે. અને બિનકૉંગ્રેસવાદનો હેતુ રાજકીય પક્ષોની દૃષ્ટિએ એટલો જ હતો; જ્યારે પ્રજાની દૃષ્ટિએ જોતાં મૂળ પરિસ્થિતિમાં કશો જ ફરક નથી પડ્યો.

બીજી એક વસ્તુ પણ નોંધવી જોઈએ કે પ્રધાનમંડળોના પતનમાં પ્રજા કે પક્ષોના બિનકૉંગ્રેસવાદ કરતાં ખુદ કૉંગ્રેસીઓનું પક્ષાંતર મહત્ત્વનો ભાગ ભજવી ગયું છે.* ફેબ્રુઆરી અંત સુધીમાં લગભગ ૩૨૫ સભ્યોએ પક્ષાંતર કર્યું તેમાંથી ૧૨૫ કૉંગ્રેસી હતા. મોટાભાગના અપક્ષ સભ્યો હતા અને તેમણે તો કૉંગ્રેસને મજબૂત કરવાની કામગીરી બજાવી, દા.ત. રાજસ્થાન. જ્યારે અન્ય પક્ષોના મોટા ભાગના સભ્યોએ પણ કૉંગ્રેસનો આશરો લીધો છે. આમ વ્યવહારમાં બિનકૉંગ્રેસવાદ પોકળ પુરવાર થયો છે. અને હકીકતમાં માત્ર Scramble of Power નું બીજું નામ બની ગયો છે. બિનકૉંગ્રેસવાદની પ્રથામાં પ્રજા અને પક્ષોની અપેક્ષાઓ સમાન ન હતી. એક છેડે વિચારધારા અને બીજી બાજુ કાર્યક્રમગત મર્યાદાઓ વચ્ચે ઉદ્ભવતી સાંકડી શકયતાઓની પટ્ટી એકંદરે ભ્રમતું નિરસન કરનારી નીવડી-ઠગારી નીવડી.

વધુમાં વિરોધ પક્ષો માટે બિનકૉંગ્રેસવાદ માત્ર કામચલાઉ સાધન છે. આખરે તો પોતાના પક્ષની શક્તિ વધારવાની જ તેમની નેમ છે. પ.બંગાળમાં સામ્યવાદીઓ અને ઉત્તરપ્રદેશમાં જનસંઘ જે રીતે આ બાબતમાં આગળ વધી રહ્યા હતા તે આનું ઉદાહરણ છે. સામ્યવાદીઓ પણ સંયુક્ત સમાજવાદીઓના એલાન

* ભગવતદયાળ શર્માના કૉંગ્રેસી પ્રધાનમંડળનો અસ્ત થયો. (માર્ચ ૧૯૬૭) ઉત્તર પ્રદેશમાં ૬૨ કૉંગ્રેસીઓએ ચંદ્રભાનુ ગુપ્તાને જાકારો દેતાં કૉંગ્રેસ સરકારનું પતન થયું. (એપ્રિલ ૧૯૬૭) મધ્ય પ્રદેશમાં ૬૬ કૉંગ્રેસીઓ કૉંગ્રેસ છોડી જતાં મિશ્રા પ્રધાનમંડળને રાજીનામું આપવું પડ્યું. (૧૯-૭-૬૭) બંગાળમાં સંયુક્ત મોરચામાંથી પાંચ સભ્યોએ પક્ષાંતર કર્યું; મુખરજી સરકારનું પતન થયું અને કૉંગ્રેસના ટેકાવાળી ડૉ. ઘોષની સરકાર આવી. ૧૦ અકાલી શીખોએ પક્ષાંતર કરતાં ગુરનામસિંહની સરકાર પડી ભાંગી અને કૉંગ્રેસના ટેકાથી લછમનસિંહ ગિલ મુખ્ય પ્રધાન બન્યા. બિહારમાં અવિશ્વાસની દરખાસ્ત ૧૩ વધુ મતે પસાર થતાં મહામાયાપ્રસાદના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું અને કૉંગ્રેસના ટેકાથી બી. પી. મંડળ મુખ્ય પ્રધાન બન્યા. રાજસ્થાનમાં ૧૮ સભ્યો કૉંગ્રેસમાં ભળ્યા. આન્ધ્રમાં સ્વતંત્ર પક્ષના પાંચ સભ્યો પક્ષાંતર કરી અપક્ષ તરીકે બેસવા લાગ્યા. ગુજરાતમાં બે કૉંગ્રેસી સભ્યોએ કૉંગ્રેસ છોડવાની જાહેરાત કરી અને તરત જ કૉંગ્રેસમાં પુનઃ પ્રવેશ કર્યો. સ્વતંત્ર પક્ષના ત્રણ સભ્યોએ હમણાં જ પક્ષ છોડ્યો. ચૂંટણી થયાને માંડ એક વરસમાં હરિયાણા, ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ, પંજાબ, બંગાળ, મણિપુર અને બિહારમાં સરકારનું પતન થયું. છેલ્લી ચૂંટણી પછી દેશભરના ૩૪૪૭ ધારાસભ્યોમાંથી ૩૧૯ સભ્યોએ આજ સુધીમાં પક્ષાંતર કર્યું. એમાંથી કૉંગ્રેસ પક્ષના ૧૨૫, સ્વતંત્ર પક્ષના ૨૭ અને જનસંઘના ૧૧ છે.

મુંજર્મ કામદાર એકતા સર્જવા તૈયાર ન હતા. ( લિમયે, Link, August 15) જ્યારે જનસંઘ અને સ્વતંત્ર વચ્ચે મૂળભૂત મતભેદો છે તે વાત પડતી મૂકવા એમાંથી એક પણ પક્ષ તૈયાર ન હતા—આમ કોંગ્રેસ સામે બિનકોંગ્રેસવાદ અને પછી પોતાના જૂથમાંના દરેકની સામે બીજો બિન—વાદ !

તદુપરાંત બિનકોંગ્રેસવાદનાં મૂળ પોતાના પક્ષની રાજકીય ક્ષમતા બાબતની લઘુતાગ્રંથિમાં રહેલાં છે તેવી અકળાવનારી હકીકત પણ તેમાં હતી અને લાંબો વખત બિનકોંગ્રેસવાદની વાત કરવી એટલે કોંગ્રેસને સંગઠિત બની, વ્યવસ્થિત થવાની તેમ જ નવી-કોંગ્રેસ અને બિનકોંગ્રેસ-વ્યવસ્થામાં કોંગ્રેસનો સૌથી મોટા પ્રભાવશાળી પક્ષ તરીકે સ્વીકાર કર્યા કરવો. પરિણામે બિનકોંગ્રેસવાદને કાયમી સૂત્ર બનાવી શકાય પણ નહિ.

વૈચારિક મતભેદોને બાજુએ મૂકીને સ્થાપેલા જનસંઘથી સામ્યવાદ સુધીના આ મોરચા બાબત શ્રી વાજપેયીએ કહેલું કે, "વિભિન્ન વિચારધારા કે ઇન સંગઠનોં મેં દેર-અબેર સે દરાર જરૂર પડેગી, લેકિન યહ દરાર ઇતની જલ્દી પડેગી, ઇસકી આશંકા બિલકુલ નહીં થી." સત્તા માટેની દોડને આ માટે જવાબદાર ગણવા ઉપરાંત તેઓ એક બીજું પણ કારણ આપે છે. તેમનું કહેવું છે કે બિનકોંગ્રેસી સંગઠનો અને સરકારોનો ન્યૂનતમ કાર્યક્રમ આટલો નિષ્ફળ ગયો તેનું કારણ એ છે કે વિવિધ રાજ્ય કક્ષાએ તેમણે 'સમન્વય સમિતિ' રચી હતી પરંતુ કેન્દ્રીય કક્ષાએ આવું કશું નથી કર્યું. ('દિનમાન', ૧૮-૨-૬૮ ).

વિવિધ રાજકીય પક્ષો વચ્ચે સમજૂતીનાં ક્ષેત્ર શોધવાની આ કોશિશનું એક સારું પરિણામ એ ગણી શકાય કે તેઓ કોંગ્રેસ વિરોધી વ્યવસ્થિત અને રચનાત્મક બાબતોનો વિચાર કરતા થયા છે. વિચારોના મતભેદ તેના Ivory towerમાં ગોંધાઈ રહેવાને બદલે વ્યાવહારિક અને લૌકિક સમસ્યાઓ ઉપર સર્વસંમત કાર્યવાહી હાથ ધરવાનાં વલણો ઊભાં થયાં છે. દા. ત ગુજરાતમાં કચ્છચુકાદા બાબત સ્વતંત્ર, જનસંઘ, સંયુક્ત સમાજવાદી, પ્રજાસમાજવાદીઓએ હાથ મિલાવ્યા છે. કેન્દ્રીય કક્ષાએ સ્વતંત્ર અને સામ્યવાદી પક્ષ ચુકાદો સ્વીકારી લેવામાં માને છે છતાં રાજ્યકક્ષાએ તેઓ જુદી રીતે વર્તે છે. જ્યારે બિનકોંગ્રેસી પક્ષની નીતિ સામે હાથ મિલાવવાની વાત આવી છે ત્યારે પણ કેન્દ્ર અને રાજ્યની પક્ષપાંખ વચ્ચેનો સંઘર્ષ જણાયો છે, દા. ત. નક્સલવાડી અને બિનસામ્યવાદી પ્રધાનમંડળ બાબત પ. બંગાળના પ્રજાસમાજવાદીઓનું વલણ ( અલબત્ત પ્રજા-સમાજવાદી પક્ષ વૈચારિક બાબતમાં જરા વધુ ચોખલિયાવેડા રાખે જ છે. ) અને આજે તો પ. બંગાળ અને બિહારમાં ખુદ કોંગ્રેસ સમજૂતીનું ક્ષેત્ર શોધવા નીકળી છે. આ પ્રક્રિયા પક્ષો, તેની વિચારસરણીઓ અને તેમની વચ્ચેના મતભેદોની ધાર બુઠ્ઠી કરી નાંખે અને ફ્રાન્સ જેવી અનેકપક્ષપ્રથાનો ઊગમનું પ્રસ્થાનબિંદુ બની રહે તે સંભવિત છે. પરંતુ લોકો કંટાળીને ફરી કોંગ્રેસને અપનાવે અથવા બધું જ ફગાવી દઈને કોઈ સરમુખત્યારને આવકારે-સહી લે તે પણ એટલું જ સંભવિત છે, કારણ કે અન્ય પક્ષો વિશ્વાસ કે વિકલ્પ પૂરો પાડી શક્યા નથી. પરંતુ આ ક્યાં સુધી ચાલશે? લોકોની સહનશક્તિ કેટલી ધીરજ ધરશે તે પણ પ્રશ્ન છે.

બિનકોંગ્રેસવાદના પાયા ઉપર કોઈ દીર્ઘદૃષ્ટિવાળો આર્થિક કાર્યક્રમ પણ હાથ ધરી શકાય તેમ નથી, તે તો માત્ર કેટલાક ઉપર ઉપરના ફેરફારો કરી શકે. આમ છતાં, તે વહીવટમાં પ્રજા સાથેના સંપર્કમાં સાદાઈ કે કરકસરમાં કેટલાંક ઉદાહરણો બેસાડી શકે અને તો પણ પ્રજા તેમને માથે ચઢાવે. કમભાગ્યે નવા સત્તાધીશો પ્રારંભમાં પોતાના લાભ શોધતા હોય છે, પોતાના હાથ મજબૂત કરવા માંગતાં હોય છે, ફરી ચૂંટાઈ આવવા માટેની ભૂમિકાનો પાયો નાંખવા ઉત્સુક હોય છે. જનસંઘ કે સામ્યવાદી જેવા પક્ષો પોતાના પક્ષના સંગઠનને વ્યાપક અને મજબૂત કરવાની પેરવી કરતા હોય છે જે બીજા પક્ષોને ડરાવી મૂકે છે અને તેમાં તરાડ પાડે છે. ઉપરાંત સામ્યવાદી પક્ષ લોકોનાં દુ:ખ કે રુશવતખોરી નાબૂદ કરવા કરતાં પોતાના સૈદ્ધાંતિક કાર્યક્રમને પરિપૂર્ણ કરવા ઉપર વધુ ભાર મૂકતા હોય છે તેથી પણ તેમની સાથે લાંબી મુસાફરી થઈ શકતી નથી તેવો અનુભવ અનેકને થયો છે. શ્રી અજય મુકરજી આથી જ બિન-સામ્યવાદી મોરચો ઊભો કરવા દાણો દબાવી રહ્યા હતા. અને ચરણસીંઘની મુશ્કેલીઓ પણ તેમાં રહેલી છે.

કેટલાક રાજ્યોમાં સ્થાનિક પક્ષો સાથે મેળ કરી સરકાર રચવામાં આવી છે. સ્થાનિક પક્ષોનાં હેતુ, કાર્યક્રમ, ક્ષેત્ર અને વ્યાપ મર્યાદિત હોય છે. આથી તેમનો

કાર્યક્રમ ચોક્કસ અને દૃઢ હોય છે. ત્યારે બીજાં જૂથો સાથે મેળ પાડવો શક્ય નથી અને જ્યારે તે કોઈ વ્યક્તિગત કારણોસર સર્જાયાં હોય છે, ત્યારે તો તે સત્તા માટેના bargainingના સાધન કરતાં વિશેષ કશું જ નથી હોતાં. મદ્રાસ માફક બહુમતી હોય ત્યાં જુદી વાત છે પણ પંજાબનું અકાલી દળ, પ. બંગાળનો ફૉરવર્ડ બ્લૉક, બિહારનું શોષિત દળ—આ બધા પક્ષો માત્ર-'ન્યૂસન્સ' બની રહે છે જ્યારે ઓરિસ્સાની જનકોંગ્રેસ ધીરે ધીરે સ્વતંત્ર પક્ષ સાથે ભળી જશે તેવી સ્થિતિ પેદા થઈ છે. પરંતુ તેનું કારણ એ છે કે બંને વચ્ચે ઘણું વૈચારિક સામ્ય છે. પરંતુ આ પ્રક્રિયાનો તાર્કિક અંત તો ધ્રુવીકરણ જેવો જ બની જાય.

બિનકોંગ્રેસવાદની નિષ્ફળતાનાં શાં પરિણામો આવશે, જનતા કેવી રીતે વળતો નિર્ણય લેશે તે કહેવું મુશ્કેલ છે. પરંતુ એક હકીકત છે કે કોઈ પક્ષ હજી થોડી ચૂંટણીઓ સુધી ધ્રુવીકરણની આશા રાખી શકે નહિ બિનકોંગ્રેસવાદનું બંધન વિરોધ પક્ષો વચ્ચે તો ચાલુ રહેશે. ખુદ કૉંગ્રેસ પણ એકલે હાથે સત્તાનાં સૂત્રો સંભાળી શકે તેમ નથી. સ્વતંત્ર પક્ષ જેવા બિનકોંગ્રેસવાદને સ્થાને સંયુક્ત સરકારની વાતો કરે છે પરંતુ બીજા પક્ષો આજે પણ બિનકોંગ્રેસવાદને ઉપયોગી ગણે છે. શ્રી વાજપેયીએ કહેલું : "ગૈરકોંગ્રેસવાદ કી ઉપયોગિતા-થી ઔર રહેગી. લેકિન ઉસકો ધક્કા જરૂર લગા હૈ" તેમજ પ્રજાએ તેની પાસેથી જે અપેક્ષાઓ રાખી હતી તે પણ પરિપૂર્ણ નથી થઈ, અને થઈ શકે તેમ પણ નથી પરંતુ કોઈપણ વસ્તુ કે પ્રક્રિયા જેમ આખરી નથી તેમ તે નિષ્ફળ જ જશે તેવું વિધાન પણ અજુગતું ગણાય. એવી અનેક વ્યવસ્થાઓ ઊભી કરી શકાય કે જે દ્વારા તે સફળ બની શકે અથવા થોડાએક સમયની આવશ્યકતાઓ પરિપૂર્ણ કરી શકે. પરંતુ તે માટે પણ બિનકોંગ્રેસવાદને કોઈક તાંત્રિક વ્યવસ્થા ઊભી કરવી પડશે જે સમજૂતી-ના ક્ષેત્રને આધારે વ્યાપક અને સ્થિર કાર્યક્રમ સર્જી શકે છતાં ગતિશીલ હોય. આમ બિનકોંગ્રેસવાદનું પણ સંસ્થાકરણ કરવાની જરૂર રહે છે. અમ્બ્રુટિકી ભાવનાઓ—ઉન્મેષોમાંથી કદી પણ વહીવટી વ્યવસ્થા ઊભી થઈ શકે નહિ.

આ મર્યાદાઓ છતાં બિનકોંગ્રેસવાદને ફાળે કેટલીક સિદ્ધિઓ પણ ગણાવી શકાય

– પ્રથમ તો હિંદને માટે જે એક પક્ષ પ્રથાનો ડર હતો તે નાબૂદ થયો છે અને કૉંગ્રેસને આત્મખોજ કરવાની ફરજ પડી છે.

– ખુદ કૉંગ્રેસમાં પણ જે 'કૉન્સેન્સ' ઉપર ચાલવાની પ્રવૃત્તિ હતી તેમાંથી ધ્રુવીકરણ અને વૈચારિક સ્પષ્ટતા તરફ જવાની તેને જરૂર પડી છે.

– પ્રજા સમક્ષ વૈકલ્પિક સરકારની શક્યતા ઊભી કરી શકાઈ છે.

—વિરોધ પક્ષોને વિચારસરણીઓના Ivory towerમાં મહાલવાને બદલે વધુ વાસ્તવિક અને વ્યવહારુ બનવાની તથા પ્રજાની ભૌતિક આકાંક્ષાઓ સાથે ચાલવાની ફરજ પડી છે અને તે આપણા રાજકારણમાંના આત્યંતિક દૃષ્ટિકોણો અને ઉથલપાથલને સ્થાને સ્થિરતા અને ઉત્ક્રાંતિના રાજકારણને લાવવામાં મદદરૂપ નીવડશે, જે રાજકીય પરિવર્તનને સુનિર્વાહ્ય બનાવશે.

—બિનકોંગ્રેસવાદમાંથી ધ્રુવીકરણ તરફ જવા માગતા પક્ષો સ્થાનિક કે અન્ય જૂથોને પોતાનામાં સમાવી લેવા વધુ ઉદાર બનતા જાય છે અને તેથી સ્થાનિક પક્ષો ધીરેધીરે વિલીન થઈ જશે.

પરંતુ મહત્ત્વનો મુદ્દો તો જનસંઘ અને સામ્યવાદીઓની માફક પોતાના જ પક્ષની વિચારસરણી અને કેડરને કેન્દ્રીય બનાવી પ્રવૃત્તિનાં મથકો સર્જવાનો છે. બિન કૉંગ્રેસવાદ કદી પણ આવું મથક કાયમી ધોરણે ઊભું કરી શકે નહિ. તેને તો ઉછીના લીધેલા કાર્યકરો પાસેથી જ કામ લેવાનું રહે છે. આથી તાત્કાલિક સફળતા જણાય પરંતુ લાંબે ગાળે તેનું પરિણામ વિસર્જનમાં જ આવે. આમ કાયમી ફિલસૂફી કે પરિચાલના તરીકે બિનકોંગ્રેસવાદ અપૂરતો છે પરંતુ સંક્રાંતિકાળના સાધન તરીકે તે મર્યાદિત મૂલ્ય ધરાવે છે, અને લાંબા સમય સુધી તેનું મૂલ્ય રહેશે—પછી તે ક્યાંક લોકોને આકર્ષવાનું સ્વરૂપ ધારણ કરે તો સત્તા માટેની તડજોડ રૂપે પણ નજરે ચઢે.

જણાયો છે. મારા મુદ્દા ટૂંકમાં રજૂ કરી દઉં :

૧. રાજકારણી ધ્રુવીકરણની સમજણના પાયામાં રાજકારણી પક્ષોના સિદ્ધાન્ત અને કાર્યક્રમ રહેલાં છે (આપણી ચર્ચા દરમ્યાન આ મુદ્દા પર સંમતિ હોવાનું સમજ્યો છું). આ દૃષ્ટિએ ચકાસતાં ભારતીય સંદર્ભમાં આપણી ચર્ચા ગતકાલીન યુરોપીય ઐતિહાસિક ઘટનાને પુનર્જીવિત જોવાની અભીપ્સા સમી હાસ્યાપદ બને છે.

૨. બ્રિટનમાં લોકશાહી–પક્ષવાદી-પાર્લામેન્ટરી એટલે કે ક્લાસિકલ પરિપાટીમાં ધ્રુવીકરણનું સ્થાન અને મહત્ત્વ એક જમાનામાં હતાં. પરંતુ, કાલક્રમે, લિબરલ જેવો 'સેન્ટરિસ્ટ' પક્ષ અને કમ્યુનિસ્ટ જેવો આત્યંતિક પક્ષ પાર્શ્વભૂમિમાં ફેંકાઈ ગયા. અને લેબર તથા કોન્ઝરવેટિવ બે પક્ષો સામસામા ધ્રુવો સમા વિકાસ પામ્યા ત્યારે બ્રિટનમાં લગભગ દ્વિપક્ષી રાજકારણી ધ્રુવીકરણનું ચરમ બિંદુ આવી ગયું બીજા વિશ્વયુદ્ધને અંતે તો આ બે ધ્રુવોની વચ્ચેનું અંતર પણ કાર્યક્રમ અને વ્યવહારની દૃષ્ટિએ બહુ જ અલ્પ બની ગયું છે—સાચા અર્થમાં ધ્રુવીકરણ અસ્ત પામ્યું છે.

૩. અમેરિકામાં તો બે મુખ્ય પક્ષો–ડેમોક્રેટ અને રિપબ્લિકન–વચ્ચે સિદ્ધાન્ત અને કાર્યક્રમની બાબતમાં પાયાની ભિન્નતા ન હોઈને, આરંભથી જ ધ્રુવીકરણનો છેદ ઊડી ગયો છે.

૪. ફ્રાન્સ અને ઇટલી વગેરે દેશોમાં વરસો થયાં પક્ષીય રાજકારણી ભૂમિકા ઉગ્ર રહી હોવા છતાં, બીજા વિશ્વયુદ્ધ પછી તેમના પક્ષો વચ્ચેના ભેદો કાગળ ઉપરે ય ઝાંખા પડી રહ્યા છે. ત્યાંય હવે, મોટા ભાગના પક્ષો બિનધ્રુવી બનતાં, પ્રમાણમાં સ્થાયી સરકારોની શક્યતા વધી છે.

—એકંદરે પશ્ચિમમાં પક્ષીય સિદ્ધાન્તો અને કાર્યક્રમના ઉગ્ર ભેદોના પાયા પર ફરી પાછું ધ્રુવીકરણી થવાની શક્યતા દેખાતી નથી.

૫. વિશ્વને વિભાજનારા પાયાના બે રાજકારણ ધ્રુવોનું રશિયા અને અમેરિકા (અને બંનેની છાવણીઓ) સહઅસ્તિત્વ અને 'ડિટેન્ટે'ની ભાષા બોલતાં બોલતાં ઘણું બધું રૂપાંતર પામી રહ્યાં છે. એ વિકાસ પણ વિશ્વભરીના સંદર્ભમાંય, સ્પષ્ટ ધ્રુવીકરણનો અવકાશ ઓછો કરી રહ્યા છે એટલું તો નક્કી.

૬. ભારતમાં કોંગ્રેસનો જન્મ, વિકાસ અને વિજય ત્રણે એ પ્રકારનાં રહ્યાં છે કે એ 'રાષ્ટ્રીય' સ્વરૂપને મિટાવી દઈને શુદ્ધ સિદ્ધાન્તો અને કાર્યક્રમોના આધારે શુદ્ધ રાજકીય પક્ષોની શક્યતા મૂળથી જ ઓછી હતી.

૭. છેલ્લાં થોડાંક વરસોમાં કોન્ગ્રેસી અને બિન-કોન્ગ્રેસી પક્ષોનાં ચૂંટણી-જાહેરનામાં તથા રાજકીય નીતિ અને કાર્યક્રમ અંગેના ખરડા તથા તેમની ઉપરનાં ભાષ્યોના આધારે, રાષ્ટ્રીય (રાજકારણી–અર્થકારણી) અને આંતરરાષ્ટ્રીય સંદર્ભમાં, કમ્યુનિસ્ટોને ક્રાંતિકારી વા સમાજવાદીઓને ઉદ્દામ અને કોન્ગ્રેસને પ્રગતીશીલ તથા સ્વતંત્રપક્ષને સ્થાપિતહિતવાદી અને પ્રત્યાઘાતી અગર જનસંઘને કોમવાદી પ્રત્યાઘાતી—એવાં લેબલો આપીને ઓળખાવવાનું અને એના આધારે રાજકીય ધરીઓ (ત્રિ વા દ્વિ)ની ધારણા પર ધ્રુવીકરણની શોધમાં ભટકવાનું મિથ્યા ઠર્યું છે.

૮. ભારતના મુખ્ય બિનકોન્ગ્રેસી પક્ષોનો વિકાસ એક કાળે ત્રિપક્ષી ધ્રુવીકરણનો આભાસ આપતો હતો; અને હજી કાગળ પરનાં સૂત્રોથી એવો ભાસ ચાલુ રહ્યો હોય. પરંતુ, આ પક્ષોનાં પોતાનાં અને પરસ્પરનાં વલણ ઉપર દૃષ્ટિપાત કરીએ તો, જનસંઘ જેવા પક્ષને રાષ્ટ્રીય સ્તર ઉપર પોતાનો વિકાસ સાધવાની શક્યતા જેમ જેમ જણાઈ તેમ તેમ તે પોતાના પાયાના કોમવાદી કોચલામાંથી બહાર નીકળતો થયો, (કેરળમાંનું તેનું અધિવેશન તેના નવા વળાંક રૂપ છે) તો કમ્યુનિસ્ટ જેવો બીજા છેડાનો આત્યંતિક પક્ષ પણ ચૂંટણી દ્વારા સત્તાની શક્યતા જોતાં, અને સત્તા ભોગવતાં, એટલી હદે દલીલ કરતો થઈ ગયો છે કે જનસંઘ એ નર્યો કોમવાદી પક્ષ નથી; જનસંઘ અને સ્વતંત્રપક્ષમાં પણ પ્રગતિશીલ જૂથો રહેલાં હોઈને આખા પક્ષને પ્રત્યાઘાતી ગણી કાઢવાનું યોગ્ય નથી (તાજેતરનું પટણા અધિવેશન'; જનસંઘે પણ જમોડી કમ્યુનિસ્ટ પક્ષ વિશેની પોતાની સમજ બદલી છે! અંતિમવાદીઓ પોતપોતાના પાયાના સિદ્ધાંતો પરથી ખસીને બીજાની સમીપ જઈ રહ્યા છે!

૯. વ્યવહારમાં વિરોધપક્ષો 'બિનકોંગ્રેસવાદ'માંથી 'પ્રતિ–કોંગ્રેસ' ઉપર પહોંચી ગયા છે; પરંતુ આ તકવાદી અને કામચલાઉ ધ્રુવીકરણને સાચું અને ટકાઉ નહિ જ લેખી શકીએ તે જ રીતે, બેઉ કમ્યુનિસ્ટ પક્ષો તથા બેઉ સમાજવાદી પક્ષો પોતપોતાની વચ્ચેના

ભેદ ગૌણ જાહેર કરીને, સૌ પોતાને સરખા 'ક્રાંતિકારી' દેખાડવાની હરીફાઈમાં 'એકતા 'નો તારો ઊંચો ચઢાવી સામાને ખોટો દેખાડવા મથી રહ્યા છે. આ ઉપરથી એવું તારતમ્ય કાઢવા પ્રેરાઈએ કે વળી પાછા કમ્યુનિસ્ટ પક્ષો અને સમાજવાદી પક્ષો આંતરિક એકતા સાધીને ધ્રુવીકરણને નવો વેગ આપશે. આવું બનવાનો સંભવ ઓછો છે. છતાં, બને તોય આ સંયુક્ત પક્ષો પોતે જ સ્પષ્ટ સિદ્ધાંત કે કાર્યક્રમ ઉપર રહી શકવાના નથી એમ સ્પષ્ટ વરતાય છે.

—રાષ્ટ્રીય પક્ષ તરીકે મોરચે ઊભા રહેવા મથતા કોઈ પણ માટે સિદ્ધાંત અને કાર્યક્રમની દૃષ્ટિએ આત્યંતિક હોવાનું પાલવે એમ નથી.

૧૦. હકીકતે, વિશ્વભરમાં અને ભારતમાં આત્યંતિક સિદ્ધાન્તોના આધાર પર ધ્રુવ–પક્ષોનું અસ્તિત્વ ઓછું ને ઓછું શક્ય બન્યું છે. આમ છતાં, હજી ઘણાં લાંબાં વરસો સુધી વિશ્વને અખિલ ધોરણે અને દરેક દેશની અંદર મૂળભૂત રીતે ભિન્ન નિષ્ઠા–ધ્રુવો રહેવાનાં —એક લોકશાહી નિષ્ઠાનો અને બીજો એવી નિષ્ઠા વિનાનો. અવારનવાર બંનેના વ્યવહાર પોતાની નિષ્ઠાથી ઊલટા હોવાનાય ખરા. છતાં મૂળભૂત નિષ્ઠા–પરિવર્તન થાય નહિ ત્યાં સુધી આ ધ્રુવો વચ્ચેનો મૂળભૂત અંતરાય રહેવાનો, આ અર્થમાં ધ્રુવીકરણની શક્યતા ખરી.

૧૧. આ લાંબા અધ્રુવ–ધ્રુવોના સમય-ગાળા દરમ્યાન કોઈ દેશમાં અંધાધૂંધી જાગે અથવા વિશ્વયુદ્ધ જેવી પરિસ્થિતિ પેદા થાય ત્યારે, કોઈ ને કોઈ સ્વરૂપની સરમુખત્યારી ચઢી બેસે અને વ્યવહારમાં ત્યારે, બીજા ધ્રુવનું અસ્તિત્વ જ લોપાઈ જાય એવુંય બને! પરંતુ, ત્યારેય બેઉ ધ્રુવનિષ્ઠાઓ (સર્વસત્તાવાદ વિરુદ્ધ લોકશાહી) સૈદ્ધાન્તિક અને નૈતિક સ્તર ઉપર તો સામસામાં સૈન્યરૂપે ઉપસ્થિત હશે જ.

અંતે જગતમાં દૈવી–આસુરી, શુભ–અશુભ તત્ત્વો, પરિબળો અને નિષ્ઠાઓનો સંઘર્ષ, સામસામા મોરચે, સદાકાળનો રહેશે અને આપણું રાજકીય ધ્રુવીકરણ રહેશે ત્યાં સુધી તેના સંદર્ભમાં તેઓ અચૂક ભાગ ભજવતાં રહેશે......

ભોગીલાલ ગાંધી

## ફોકસ ૪: ધ્રુવીય સંભાવનાઓ

ત્રણ અભ્યાસી મિત્રોએ ત્રણ 'ફોકસ' પર નજર ઠેરવીને ખરેખર સરસ મીમાંસા કરી. ઘણું શીખવા–સમજવા મળ્યું. સાથે એક પ્રશ્ન ફરી મનમાં જાગ્યો:

રાજનીતિ શક્યતાઓનું શાસ્ત્ર છે. એમાં બની ચૂકેલી ઘટનાઓ અને પ્રાપ્ત પરિસ્થિતિનાં ગમે તેટલાં સૂક્ષ્મ પૃથક્કરણો કરીએ તોયે તે એક હદથી આગળ કઈ રીતે લઈ જાય? કાર ચલાવનાર જો back–view mirrorમાં જોઈને જ કાર ચલાવે તો અકસ્માત સર્જાય ને તેને વૈજ્ઞાનિક તો ન કહી શકાય. પરિસ્થિતિને સૂક્ષ્મદર્શક હેઠળ જોવાથી ઘણું શીખવા મળે એની ના નહીં, પણ સૂક્ષ્મદર્શક યંત્ર દૃષ્ટિને અત્યંત સીમિત કરતું હોય છે, જે શક્યતાઓ—કવચિત્ દારુણ સંભાવનાઓ – પરત્વે આપણને બેખબર બનાવે છે. માટે મને લાગે છે કે તપાસ હેઠળની સ્થિતિના એકંદર સંદર્ભનું વારંવાર પુનરવલોકન કરવું એ કમ–સે–કમ કટોકટીના કાળમાં અને સંક્રાંતિ સમયે તો શાસ્ત્રીય મીમાંસા કરતાં પણ વધુ આવશ્યક ને વૈજ્ઞાનિક માનવું જોઈએ, અન્યથા પરિસ્થિતિનાં વિવિધ દૃષ્ટિથી વિવિધ પ્રકારનાં પૃથક્કરણો આપણે કરતા રહીએ, તે દરમ્યાન આપણાં સૂક્ષ્મદર્શી અવલોકનની સીમા બહારના પરિબળો આપણા પર ચઢી આવીને આપણને પરાસ્ત કરી દે.

આ રીતે અહ્રસ્વદૃષ્ટિએ જોતાં, મને લાગે છે કે આપણી રાજકીય સ્થિતિમાં મૂળભૂત ધ્રુવીકરણો કોંગ્રેસ–સ્વતંત્રપક્ષ કે જનસંઘ – સામ્યવાદી–એવાં પક્ષ પ્રથામૂલક તેટલાં નથી, જેટલાં માની લઈને આપણે ચાલીએ છીએ.

વિરોધપક્ષોના સંયુક્ત મોરચાઓ માટે તેમ જ વળતો કોંગ્રેસ માટે પણ ઘણીવાર 'શંભુમેળો' એવો તિરસ્કારવાચક શબ્દ વપરાતો સંભળાય છે. પણ દેશની એકંદર હાલત તો કુંભમેળા જેવી છે. કોઈ કોઈ પર્વ પ્રસંગે વિરાટ જનમન એક સૂત્રે પરોવાઈ જતાં જણાય છે—જેમ કે ચીન ને પાકિસ્તાન સાથેની અથડામણ પ્રસંગે. બાકી તો કેવળ ભીડભેળાડ. કશી દિશા નહીં, વ્યક્તિગત કે જૂથગત હેતુઓ ને સ્વાર્થોનો આંતરકલહ. એક દેશમાં એક સમયે ભેગાં ભરાયાં છીએ એટલી જ એકમાત્ર ભૌગોલિક ને ઐતિહાસિક સહઅવસ્થાનરૂપી સ્થૂળ એકતા – જે કુંભમેળાનું વ્યાવર્તક લક્ષણ છે. આવા કુંભમેળાની અંધાધૂંધી વચ્ચે કોઈ શંભુ આગળ આવીને પોતાનો મેળો પણ જો સુગઠિત કરતો હોય તો તેને પ્રગતિ જ માનવી પડે.

પણ શંભુ છે ક્યાં? ગાંધી હતા ને એમનો શંભુ-મેળો આપણને સ્વરાજ્યની બરકત આપી ગયો. સરદાર —નહેરુ હતા. એમના શંભુમેળાએ આપણને ઠીક લાંબે પહોંચાડ્યાં. અને તે પછી પાછા આપણે આ શંભુ-મેળામાંથી શંભુમેળો રચવાનાં ફાંફાં મારી રહ્યાં છીએ. મુદ્દે શંભુ એટલે કે નેતા નથી. નેતા પેદા થાય છે; સહુને એકસાથે અદ્દરજીવ એકપ્રાણ કરી નાંખે તેવી તીવ્ર કટોકટીમાંથી. તેનો અભાવ છે. સપ્ટેમ્બર ૧૯૬૫માં પાકિસ્તાન સાથેની ટૂંકી લડાઈને કારણે શાસ્ત્રીજીને લીંબુઉછાળ નેતૃત્વ મળી ગયેલું. તે પહેલાં, ને પછી તો સળંગ, નેતા લોકોને દોરવનારા મટીને લોકોથી દોરવાતા નેતાપદના ઉમેદવાર બની ગયા છે. લોકનેતા કહ્યાગરા લોક-અનુયાયી બની ગયા છે. અને જનતાનું માનસ કંઈક અંશે સ્ત્રીમાનસ જેવું બેવડ હોય છે. કહ્યાગરો કંથ આમ તો જાણે ગૃહરાણીને ગમે, પણ તે કેટલો વખત? પછી થાય કે લે બઈ, આ તો તદ્દન મોળો ને નમાલો મરદ છે; એનું કહ્યું તો કશું કરાવતો જ નથી? જનતાને પણ એને હુકમ કરનાર ને મજબૂત હાથે દોરતારા નેતાની હકૂમતના છાના કોડ હોય છે. થોડો વખત કહ્યાગરો કંથ ને પછી મનસ્વી મરદ એવાં બેવડાં અરમાન લોકના દિલને હીંચોળે છે.

આ એક પાયાનું ધ્રુવીકરણ છે. હું એને જરા શિષ્ટ પરિભાષામાં લોકનિષ્ઠા અને સત્યનિષ્ઠાનું દ્વંદ્વ કહું છું. લોકમત કાયમ સત્ય નથી હોતો. નેતા તે, જેણે પોતાને દેખાતા સત્ય પ્રમાણે રાષ્ટ્રની નીતિને લઈ જવા જેટલી લોકપ્રિયતાનું બળ સંપાદન કર્યું છે. તેવા બળ (સેંકશન) વિના તે નિર્બળ 'Populist' બની જાય છે.

બીજી એક ધ્રુવીયતા (પોલરિટી) પર ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરું. સ્વરાજ્ય પહેલાં જનતાનાં તમામ કામ જનતાની શક્તિથી જનતા પાસે જ કોંગ્રેસ કરાવતી. ગુજરાતમાં રેલરાહત અને બિહારનો ધરતીકંપ એનાં ઊડીને આંખે વળગે તેવાં ઉદાહરણો છે. પણ સ્વરાજ્ય મળ્યા પછી નહેરુજીની નેતાગીરી હેઠળ આમાં જબ્બર પલટો આવ્યો. લોકસેવાનું સાધન નોકરશાહી બની ગઈ. લોક અશક્ત બની ગયાં. અને તેની સાથે જ નોકરશાહી, જે અંગ્રેજી અમલ દરમ્યાન મેક્સ વેબરના આદર્શ પ્રકારવાળી [illegible] કુશળતાની કંઈક નજીક હતી [illegible] ને પલટીજ ચાલી. તે કાળે Post-haste–ટપાલ જેવી ઝડપથી એવો વેગસૂચક શબ્દપ્રયોગ કરાતો ને આજે પણ આદતન આપણે તે કરીએ છીએ, પણ શું આજે ટપાલની જ ઝડપ આદર્શ ગણી શકાય? તારની કે ટ્રંકકોલની પણ? જે ખાતાં નમૂનેદાર કૌશલ ને વિશ્વસનીયતા ધરાવતાં તેમની આજે શી હાલત છે? આની પ્રતિક્રિયા રૂપે ફરી લોકશક્તિના ધ્રુવ પ્રત્યે લોલક પાછું વળવું જોઈએ.

નોકરશાહી અને પ્રતિનિધિ–શાહી (ધારાસભા, લોકસભા) એ બંનેનું વાસ્તવિક લોક–ઉત્તરદાયિત્વ (લોકોને જવાબ આપવાની નૈતિક અનિવાર્યતા) ઘસાઈને ખલાસ થવા પર છે, એટલે તેનાથી ઉત્પન્ન થતા ઉત્તરદાયિત્વના શૂન્યાવકાશને ભરવા માટે સરમુખત્યારશાહી તત્ત્વો સબળ બને તે સમજી શકાય તેવું છે. ને સમજી શકાય તો ઉપાય વિચારી શકાય, જે વિજ્ઞાનનું બીજું કાર્ય છે. મને લાગે છે, અને તે મેં છેલ્લાં સાતેક વર્ષમાં અનેકવાર જાહેરમાં સૂચવ્યું પણ છે, કે લોકોના મતાધિકારને પ્રશ્નાધિકારથી પુષ્ટ કરીએ. ધારાસભામાં જેમ નિશ્ચિત પ્રશ્ન–ઘડી હોય છે તેમ મતદારમંડળમાં પણ નિશ્ચિત પ્રશ્ન–દિન હોય. પ્રતિનિધિએ નિયમિત દિવસે પોતાના મતદારમંડળમાં જઈ જાહેરસભામાં પોતાની કાર્યવાહીનો હેવાલ રજૂ કરી લોકોના વાજબી પ્રશ્નોના ખુલાસા આપવા જોઈએ. ધારાસભ્યની અને સંસદ્-સભ્યની પહેલી જવાબદારી ને વફાદારી એને ચૂંટી કાઢનાર મતદારો પ્રત્યે છે. પક્ષો દલાલ છે, વછાત (ખરીદી કરનાર ધણી) નથી. આ રીતે ખોવાતા જતા લોક–ઉત્તરદાયિત્વને વેળાસર સુપુષ્ટ કરીએ તો લોક-સત્તાને કદાચ સરમુખત્યારીથી ગ્રસાતી બચાવી શકીએ.

ત્રીજી પોલરિટી મને પેઢીઓની સંક્રાંતિને કારણે પેદા થયેલી દેખાય છે. વૃદ્ધત્વ વૃત્રની જેમ આપણાં રાજકારણને વ્યાપી વળ્યું છે. સ્વરાજ્ય પૂર્વેની નેતાગીરીની સરેરાશ આયુ અને આજની નેતાગીરીની સરેરાશ આયુ સાથે આંકશાસ્ત્રીય ઢબે કોઈએ સરખાવી જોઈ છે કે? મને જાણ નથી. અને આજે જે યુવક નેતા છે તેય કાં વૃદ્ધનિષ્ઠ છે, કાં વૃદ્ધવત્ છે, કાં વૃદ્ધ-બાધિત છે. અને આ હાલત આપણી તેવે વખતે છે જ્યારે વિવિધ વિજ્ઞાનો અભૂતપૂર્વ વેગે કાલની વાતને આજે જરીપુરાણી ઠેરવી રહ્યાં છે. ત્રીશી ને ચાલીશીમાં

અર્થશાસ્ત્ર ભણેલા નેતાઓ આજનાં આર્થિક સંકટોમાં ગોથીમડાં ખાઈ જાય તેમાં નવાઈ નથી, પણ એમને કાં સળંગ નવું ભણવાની, કાં સુકાન નવા તરવરિયા હાથોમાં સોંપી દેવાની ફરજ કોણ પાડે ? પોતાની પેઢી પ્રત્યે સહાનુભૂતિ સ્વાભાવિક જ ગણાય પણ તેનાથી રાષ્ટ્રને થતી હાનિ તો પારાવાર રહે જ. વૃદ્ધ રાજનેતાઓ માટે વર્ષો પહેલાં 'ગ્રામપ્રસ્થાશ્રમ'નું સૂચન કરીને હું ફાવેલો બનેલો તે યાદ આવે છે. ગાંધીજીએ કહેલું તેની મને ત્યારે ખબર નહીં. એમણે ૧૯૨૫માં કહેલું ને ૧૯૪૭–૪૮માં ફરીથી ઘૂંટેલું કે મતાધિકાર ફક્ત ૧૮ થી ૫૦ વર્ષની વયના લોકોને જ આપવો. ધારો કે આપણે તેનો અમલ કર્યો, તો કેટલો પ્રચંડ રાજકીય ધરતીકંપ આવી જાય ! દેશની આખી નેતાગીરી જ ધરમૂળથી બદલાઈ જાય. ખેર ! ૫૦ ને બદલે મથાળું ૬૦નું કરીએ, ૬૫નું કરીએ, કે જોઈએ તો એમની સ્વેચ્છા પર છોડી દઈએ ! એવા રાજકીય વાનપ્રસ્થ પછી ધારો કે આપણા વયોવૃદ્ધ રાષ્ટ્રમાન્ય નેતાઓ જિલ્લા પંચાયતોનું અધ્યક્ષપદ સભામાં લે અને કોઈ યુવકને પોતાના ઉપાધ્યક્ષ તરીકે કેળવે અથવા રાષ્ટ્રીય પંચોમાં પોતાનો પરિપક્વ પરામર્શ આપે, તો કેટલો લાભ થાય ? આને મેં 'ગ્રામપ્રસ્થાશ્રમ' કહેલો.

ખેર ! મથાળાની માથાફોડ છોડી દઈએ પણ તળિયાને તો સાબૂત કરી લઈએ ! ગાંધીજીના સૂચવ્યા મુજબ ૧૮ વર્ષના યુવજનોને મતાધિકાર આપીને એક કાંકરે અનેક પક્ષી મારી શકાય તેમ છે. જુવાનોની સાહજિક આદર્શવાદિતાને જમાનો ખાઈ જાય તે પહેલાં રચનાત્મક રસ્તે ચડાવી દઈએ. આજે તો એ બધી વણુનાથી શક્તિઓ છાશવારે હોનારતો સરજે છે; બસો ને કાચની બારીઓ ફોડીને એ આપણી વયાધારિત વૃદ્ધશાહી સામેની બગાવાખોરી કોઈ પણ બહાને જાહેર કર્યા કરે છે.

એક વધુ ધ્રુવીયતાનો ઉલ્લેખ માત્ર કરું. ધારો કે ચિપેટનામની લડાઈ કોઈ રીતે ઉકલી ગઈ. તે પછી આસામ-નાગાલેન્ડ નેફા–બર્માની ભૂમિ ગેરિલા યુદ્ધ માટેની મોકાભાગની જરૂરિયાતો પૂરી પાડે તેવી છે. ધારો કે ત્યાં ગેરિલા યુદ્ધ શરૂ થયું. આસામ જ કેમ કહું છું ને કાશ્મીર કેમ નહીં ? કારણ એક ભૌગોલિક–સાંસ્કૃતિક ધ્રુવીયતા આપણા દેશમાં છે. પૂર્વાંચલ ભાવુક વધારે છે, પશ્ચિમ ગણતરીબાજ છે. પૂર્વમાં ક્રાંતિ અને અરાજકતા અંગે એક રોમાંટિક ભાવ છે. એટલે ધારો કે આવી આજની આપણી કાવડી સૂક્ષ્મગ્રાહી મીમાંસાઓમાં ન સમાતી કોઈ નવી જ કટોકટી ખડી થઈ તો ? માઓનો સિદ્ધાંત જાણીતો જ છે કે અણુધાર્યું કરીને વિરોધીનું સાનભાન ભુલાવી દો. તો આપણા પક્ષો વચ્ચેની ધ્રુવીયતા, સત્તાની સાઠમારી વગેરેનું શું થવાનું ? એ કયાંય અલોપ થઈ જશે. નવા સંકટમાંથી નવો નેતા જાગશે કે નયે જાગે. કેવળ યદૃચ્છાએ તો કશું માનવીય થતું નથી. આપણને જેનો પૂર્વાભાસ હશે, આપણે જેવાં મનોચિત્ર (ઇમેજ) બાંધ્યાં હશે તે ઘટનાઓને ઘડવામાં મોટો ફાળો આપશે.

મને લાગે છે કે વેગવાન કટોકટી વખતે ધીમી પ્રતિક્રિયાઓ ઘાતક નીવડે. આપણા બંધારણમાં બે સ્તર છે, બેવડી શક્યતા મૂકી દેવાઈ છે, એમ મને જણાયું છે. બે તૃતીયાંશ જેટલી સદ્ધર બહુમતી હોય તો પ્રધાનમંત્રી સર્વેસર્વા છે, પણ જો તે ન હોય તો રાષ્ટ્રપતિ 'જેવા પડે તેવા દેવા'ને શક્તિમાન છે, માટે રાષ્ટ્રપતિને આપણે લોકસંમતિથી યુક્ત ને સમર્થ કરવો જોઈએ. બધા ઉમેદવારને પોતે કોને રાષ્ટ્રપતિપદ માટે મત આપશે તે ચૂંટાતા પહેલાં જાહેર કરવાની ફરજ પાડવી જોઈએ. અમેરિકામાં પણ એક વિશિષ્ટ મતદારમંડળ જ આમ તો રાષ્ટ્રપતિને ચૂંટે છે, પણ તેનો દરેક સભ્ય પહેલેથી અમુક રાષ્ટ્રપતિ ઉમેદવારને મત આપવાની જાહેર બાંહેધરી આપે છે. આપણે બંધારણ બદલ્યા વિના આ કરી શકીએ તેમ છીએ. ફેર એટલો કે આ મતદારમંડળ પાછળથી પણ રાષ્ટ્રપતિએ પસંદ કરેલા પ્રધાનમંડળોને પોતા પ્રત્યે જવાબદાર અને સતર્ક રાખતું રહેશે. ફરી જ્યારે પ્રતિનિધિઓ વચ્ચે બે તૃતીયાંશ જેવી એકતા સધાશે ત્યારે રાષ્ટ્રપતિ નિષ્ક્રિય પાઠ ધારણ કરશે. આવી દીર્ઘદૃષ્ટિવાળી ધ્રુવીયતા આપણા બંધારણમાં પડેલી છે. આંબેડકર, સરદાર મુનશી વગેરેની દોરવણી હેઠળ આવી યુક્તિ, જવાહરલાલના બ્રિટિશ નમૂનાવાદને પટાવીને, યોજેલી છે. આનો પૂરતો ઉપયોગ કરીને આપણે ઝડપી નેતૃત્વ ખડું કરી શકીએ. નેતૃત્વમાં legitimacy વિવિધ રીતે આવે છે: ઘોર સંકટમાં અનૌપચારિક ઢબે કોઈ વિશિષ્ટ શક્તિવાળો, પારેટોનો 'સિંહજન'—અને વેબરનો કરિશ્માયુક્ત

નેતા–ધુરંધર આગળ આવીને દોરવણી આપે છે. પણ જો ઔપચારિક ઢબે કોઈને પહેલેથી લોકસંમતિ અપાની રાખી હોય તો સંકટ સમયે 'સિંહજન'ની શોધાશોધ અને સ્પર્ધા–વરણુમાં કીમતી વખત બગડતો નથી.

આટલું સમજાય છે, પણ સહુને સમજાવી શકવું સહેલું નથી. દરમ્યાન સંકટ ઘેરાતું જાય છે. આપણે વહી રહ્યા છીએ. અરાજકતા અશક્ય નથી, પણ તેની નિરાશા નથી. કારણ તમામ નવા અવતાર અરાજકતા વચ્ચે થતા હોય છે. આ દેશનું ભવિષ્ય એની પ્રકૃતિમાં મૂળ નાંખીને અને એની સામેની વિશાળ શક્યતાઓમાં આંખો પરોવીને ઊભી રહ્યું છે અને તે બંને પરિબળો આપણી સાંપ્રત સંક્રાંતિની ભરતીઓટો કરતાં ઘણી વધુ શક્તિશાળી અને મૂળભૂત ગરિમા ધરાવે છે.

પ્રબોધ ચોકસી

## થોડાક મુદ્દા

કોંગ્રેસનું સંસ્થાકીય માળખું તૂટી ગયું છે, પણ એનો કોઈ અવેજ હવે એ ઊભો કરી શકે એવું વર્તાતું નથી. ઊલટું, 'સિન્ડિકેટ'ના પુનઃ ઉદયનાં ચિહ્નો જણાય છે.

એક પક્ષ–પ્રભાવ–પ્રથાનો અસ્ત થઈ ચૂક્યો છે અને વિઘટનનાં બળો માથું ઊંચકી રહ્યાં છે—આ સંજોગોમાં હિંદનું સમવાયી માળખું કેવું સ્વરૂપ લેશે એ વિચારવાનો વિષય છે.

વૈકલ્પિક પક્ષનો અભાવ આપણને સાલે છે. આ સંદર્ભમાં, કોંગ્રેસ '૪૭ પછી રાષ્ટ્રીય મોરચો મટી જઈને પક્ષ બની ગઈ હોત તો – ધ્રુવીકરણની શક્યતા સર્જાતાં– એનો સંગીન વિકલ્પ ઊભો થઈ શકયો હોત એ પણ છણાવટ માગી લે છે.

હમણાં ધ્રુવીકરણની ચર્ચા થઈ, પણ જનસંઘને લક્ષમાં લેતાં આ ધ્રુવીકરણને આપણે બિન–સાંપ્રદાયિક કહી શકીશું?

અત્યારના સંજોગોમાં એક–બે સૂચનો પર ગંભીરતા પૂર્વક વિચારણા કરવી જોઈએ. રાષ્ટ્રીય નહીં તોયે રાજ્ય કક્ષાએ પ્રમુખીય લોકશાહી દાખલ કરીએ તો સત્તા–પ્રાપ્તિની લાલસાથી થતાં પક્ષાંતર જેવાં દૂષણો નાથી શકાય. બીજું, સામાન્ય ચૂંટણી યોજીને, ચોથી ચૂંટણી પછીના અનુભવોથી જાગ્રત બનેલી પ્રજાને હાલની અનિર્ણીતતા દૂર કરવાની તક આપવી જોઈએ.

નીરુભાઈ દેસાઈ

## કોંગ્રેસના ભાગલા અને ધ્રુવીકરણ

આજની પરિસ્થિતિના સંદર્ભમાં વિચારીએ તો સૈદ્ધાંતિક ભૂમિકાએ કોંગ્રેસના ભાગલા પડવા અશક્ય છે એ મતલબની રજૂઆત સાથે હું સંમત થાઉં છું. પણ રાજકીય પ્રક્રિયા અને પ્રવાહોનો અભ્યાસ મને એવા તારણ પર આવવા પ્રેરે છે કે, કેવળ પોતાની જ તાકાત પર કેન્દ્રમાં સરકાર રચી શકાય તેટલી બહુમતી કોંગ્રેસ પાસે નહીં હોય અને મિશ્ર સરકારની દિશામાં એ કદમ ઉઠાવશે ત્યારે તેમાં ભાગલા પડશે—સહકાર ડાબેરીઓ સાથે કરવો કે જમણેરીઓ સાથે એ મુદ્દા પર...

કીર્તિદેવ દેસાઈ

## સંક્રાન્તિકાળની મર્યાદાઓ છતાં

ભારતીય રાજકારણ વિશે અહીં જે નિવેદનો રજૂ થયાં તે માટે એ ત્રણેય ભાઈઓને મારાં અભિનંદન! સંયુક્ત રીતે જોઈએ તો એ ત્રણેય નિવેદનો દ્વારા ભારતનું સાંપ્રત રાજકારણ યથાર્થ રીતે રજૂ થયું છે.

૧૯૬૭ની ચૂંટણીથી કોંગ્રેસના એકાધિપત્યની પ્રથા તૂટી છે અને તેને સામે વિકલ્પે એક તરફ બિનકોંગ્રેસવાદ છે, તો બીજી તરફ ધ્રુવીકૃત રાજકીય પક્ષોની પ્રથા છે. બિનકોંગ્રેસવાદ નકારાત્મક ભૂમિકા ઉપર પ્રતિષ્ઠિત થયેલો છે અને તેનું આયુ મર્યાદિત રહેવા પામ્યું છે; જ્યારે ધ્રુવીકરણની પ્રક્રિયાએ પૂરતો વેગ પકડ્યો નથી. પરિણામે પ્રવર્તમાન રાજકારણ અનિશ્ચિત, દિશાસૂઝ વગરનું અને સંક્રાન્તિકાળની બાધી જ મર્યાદાઓનું ભોગ બનેલું જોવા મળે છે.

એમ કહેવામાં આવ્યું છે કે, કાર્યક્રમ વિશે રાષ્ટ્રીય કક્ષાની સંમતિ જણાતી હતી તેમાં ૧૯૬૭ની ચૂંટણીથી અસ્તિત્વમાં આવેલી પ્રથાએ ખાસ ફરક પાડ્યો નથી. એટલે કે, બિનકોંગ્રેસી સરકારોએ રાજકીય–આર્થિક–સામાજિક કાર્યક્રમ વિશે કોઈ નવો વિકલ્પ પૂરો પાડ્યો નથી. તેઓ આ પહેલાં કોંગ્રેસે અપનાવેલા કાર્યક્રમથી વિશેષ આગળ જઈ શક્યા નથી. પરંતુ ખરો સવાલ તો એ છે કે જે કાર્યક્રમ વિશે સર્વસંમતિ પ્રવર્તતી હતી—જેમ કે, બિનસાંપ્રદાયિત્વ, લોકશાહી, આયોજિત

વિકાસ, મિશ્ર અર્થતંત્ર, બિનજોડાણની નીતિ – તે અંગે પણ આપણે જે કાંઈ કરવાનું હતું તે પૂરેપૂરું કરી શક્યાં નથી. કાર્યક્રમ વિશે નવો વિકલ્પ દેખાતો નથી તેનાં બે કારણો હોઈ શકે:

એક તો કાર્યક્રમ ખરેખર સ્વીકાર્ય હોય; બે એ કાર્યક્રમ અધૂરો રહ્યો હોવાથી હજી તેમાં ઘણું કરવાનું બાકી હોય।

ધ્રુવીકરણની વાત કરીએ છીએ ત્યારે ખરેખર તો એવું કંઈક અભિપ્રેત છે કે વિચારસરણીની ભૂમિકા ઉપર પક્ષો પોતાની વિશિષ્ટતા કેળવે અને તેમાંથી લાંબે ગાળે વિચારસરણીનો ફલક અને વ્યાપ વિસ્તૃત બને તો તેમાં નાના પક્ષો સમાવિષ્ટ થઈ જાય અને થોડા પણ વિશાળ પક્ષોનું અસ્તિત્વ રહે. વિચારસરણી પાછળ પણ કાર્યક્રમ રહેલા છે અગર, કંઈ નહિ તો, દિશાસૂઝ તો જરૂર રહી છે આથી કાર્યક્રમ ઉપર વિશેષ ભાર મુકાય તો સંભવ છે કે રાજકારણ કંઈક વધુ સ્પષ્ટતાથી અને દઢતાથી આગળ વધી શકે. આ દૃષ્ટિએ જોતાં આજનો પણ પ્રશ્ન રચનાત્મક અને ક્રિયાશીલ નેતૃત્વનો જણાય છે.

આજે જે દેખાય છે તે દુઃખકર લાગે છે તેનું ખોટું કારણ લોકો અને રાજ્ય વચ્ચે વધતું જતું અંતર છે. પક્ષપલટો તેનું ચિહ્ન છે, આને માટે અસ્વીકાર્ય છે. લોકશાહીનાં સૂત્રો છેવટે લોકોની પાસે છે એ પ્રતીતિ ચૂંટણી કરાવે અને ૧૯૬૭એ આ વિશેની જાગૃતિ અને સભાનતાની સાબિતી આપી છે. પણ તે પછીના દિવસોમાં રાજકારણ બિનજવાબદાર ધોરણે, લોકોથી વિમુખ થઈ હેતુશૂન્ય બન્યું છે. અહીં લોકશાહી માટે મોટો ભય ઊભો છે એમ મને લાગે છે. અને કેટલાક રાજશાસ્ત્રીઓએ ચીંધેલો મધ્યસત્ર ચૂંટણીનો ઉપાય આવકાર્ય જણાય છે.

છતાં હું નિરાશાના સૂર ઉપર અટકવા માગતો નથી. રાજકીય જીવનના ધમપછાડા, અંધાધૂંધી અને અનિશ્ચિતતા છતાં ઉકેલા એક વર્ષ દરમિયાન જે રાજકીય પ્રક્રિયા ચાલી છે તેમાં કેટલાક શુભ સંકેતો રહેલા છે. પક્ષોનો વ્યાપ વિસ્તર્યો છે અને બધા જ પક્ષો વધતે-ઓછે અંશે બાંધછોડ અને સમાધાનકારી વલણ અપનાવતા થયા છે. આ શુભ ચિહ્ન છે. બીજું મંગળ ચિહ્ન એ છે કે મુક્ત સમાજના વાતાવરણમાં જે રીતે પક્ષીય રાજકારણ ચાલે છે તેનાથી લોકશિક્ષણ અને રાજકીય સમજદારીને માટે પુષ્કળ અવકાશ છે. અહીં માત્ર વિગતોમાં નહિ અટવાતાં બૃહદ્ વલણોને તેમના વિશાળ સંદર્ભમાં તપાસી, સમજી મૂકવીએ તો સમાજને લોકશાહી અંગેની સમજ આપી શકાય, અને તે કામ રાજ્યશાસ્ત્રીઓનું છે

દેવવ્રત પાઠક.

## અરાજકતા તરફ

એ વાત સાચી છે કે ભારતના રાજકારણનો આ એક મહત્ત્વનો સંક્રાંતિકાળ છે, એ સંક્રાંતિકાળનાં ત્રણે પાસાંઓને લગતી ઘણી વિશદ ચર્ચા અહીં થઈ. એ ત્રણ પાસાંઓ: કૉંગ્રેસનું ઘણાં રાજ્યોમાંથી સત્તા પરથી દૂર થવું, બિનકૉંગ્રેસવાદ અને રાજકીય ધ્રુવીકરણ વિશે આપણે જે કંઈ સાંભળ્યું તે નિઃશંક રીતે વિદ્વત્તાભર્યું અને ઊંડાણભર્યું દર્શન છે. પણ મારી થોડી મુશ્કેલી છે. રાજકારણની તાત્ત્વિક ચર્ચા અને દર્શન અને એનો પ્રત્યક્ષ અનુભવ મને થોડો શંકાશીલ બનાવે છે. અહીં જે કંઈ કહેવાયું તે એવી માન્યતા ઉપર આધારિત લાગે છે કે કાળ અનંત છે અને રાજકારણના આ બધા પ્રવાહોને યોગ્ય સ્વરૂપે વિકસવા માટે જાણે કે પૂરો સમય છે. પણ એ વાત આપણે ભૂલી જતા હોઈએ છીએ કે કાળ અનંત હોવા છતાં લોકોની ધીરજ અખૂટ નથી. સમયના પ્રમાણને બાદ કરીને આ ચર્ચા કરીએ તેમાં થોડી અવાસ્તવિકતા રહેલી છે એમ મને લાગે છે.

તો પછી સાચી વાસ્તવિકતા શી છે? લોકશાહી આ દેશમાં ખરેખર સ્થિર થઈ છે? આજે જે પરિબળો કામ કરી રહ્યાં છે તે લોકશાહીને પોષક છે ખરાં? આજે દેશમાં જે રાજકીય પક્ષો કામ કરી રહ્યા છે તે સાચે જ લોકશાહીમાં શ્રદ્ધા ધરાવે છે? આ પ્રશ્નોના જવાબ સહેલા નથી. ત્રણ ચૂંટણીઓ પછી આપણને એમ લાગ્યું છે કે આ દેશમાં લોકશાહી હવે સ્થિર થઈ છે. પણ ચોથી ચૂંટણી પછી જે નવા પ્રકારની રાજકીય હવા દેશમાં જન્મી છે તેનાથી કેટલાકને કદાચ શંકા જન્મવા માંડી હશે, પણ સાચી વાત તો એ છે કે આ દેશનું સામાજિક અને આર્થિક માળખું હજુ લોકશાહી નથી. અને ફક્ત રાજકીય લોકશાહી દાખલ કરવાથી જ એ સદ્ધર લોકશાહી બની નથી જતી, એની સફળતા -

માટે સમગ્ર દૃષ્ટિકોણ બદલવો પડે છે. સામાજિક અને આર્થિક વિચારો અને સંસ્થાઓને પણ નવું સ્વરૂપ આપવું પડે છે લોકશાહી એ એક જીવનદૃષ્ટિ છે અને એ એક ખૂબ ધીમી પ્રક્રિયા છે. એટલે જ્યાં સુધી પ્રજાની સમગ્ર દૃષ્ટિ બદલાય નહિ અને સામાજિક અને આર્થિક મૂલ્યોમા ફેરફાર થાય નહિ ત્યાં સુધી રાજકીય લોકશાહી ન તો સબળ બને કે ન સ્થિર બને, એટલે દેશમાં હજી લોકશાહીનાં મૂળ ઊંડાં જવાં જોઈએ, પણ તે જાય એ પહેલાં તો દેશમા આજે આપણે કંઈ એવું જોઈએ છીએ કે લોકશાહીમાંની શ્રદ્ધાને પણ એ હચાવી દે.

સામાન્ય રીતે લોકશાહીનાં પાયાનાં મૂલ્યોમાં અને એની નીતિ-રીતિ અને પ્રણાલિકાઓમાં સઘળા રાજકીય પક્ષોની શ્રદ્ધા હોવી જોઈએ એટલું જ નહિ પણ પ્રત્યક્ષ વ્યવહારમાં એનો સ્વીકાર પણ થવો જોઈએ. સામ્યવાદીઓને આવી શ્રદ્ધા છે અને એ લોકશાહીનો પ્રામાણિકપણે સ્વીકાર કરે છે એવું કોણ કહેશે? એ તો જાણીતી વાત છે કે લોકશાહી રીતરસમ એમના માટે એક વ્યૂહ માત્ર છે. બાકી કોઈ પણ પ્રકારે સત્તા કબજે કરવાની એમની નેમ જાણીતી છે. પશ્ચિમ બંગાળમાં અને બીજે જે કંઈ બની રહ્યું છે તે આ વાતનો પુરાવો છે. સંયુક્ત સમાજવાદી પક્ષની સંસદ અને વિધાન સભાઓમાંની નીતિરીતિ અને એનો વર્તાવ લોકશાહીમાં એની શ્રદ્ધા પુરવાર નથી કરતો. બાકીના રાજકીય પક્ષોનો છેલ્લા એક વર્ષનો વર્તાવ પણ એવું જ કંઈક કહી જાય છે. એકંદરે લોકશાહીનો મૂળભૂત સ્વીકાર કરીને અને દેશની એકતા અને દેશનું હિત નજર સમક્ષ રાખીને રાજકીય પક્ષો વર્તતા હોય તેવું આજે તો દેખાતું નથી. આજે તો સ્થાનિક હિતો કે વ્યક્તિગત સ્વાર્થ માટે દેશનો ભોગ દેવાય છે. કાં તો સત્તા ટકાવી રાખવા કે સત્તા કબજે કરવા સિદ્ધાંતવિહીન નીતિ અપનાવાય છે, બાંધછોડ થાય છે, સોદા થાય છે. આમાંથી કોઈ પણ પક્ષ બાકાત નથી.

આ સંજોગોમાં દેશનું ભાવિ કેવી કરવટ લેશે એ પ્રશ્ન મારે મન સંક્રાંતિકાળની ચર્ચામાં મહત્ત્વનો છે. અહીં જે પ્રકારની ચર્ચા થઈ તે પ્રમાણે થવાનાં જો ભાવિનાં એંધાણ માની શકાતાં હોય તો સારું, પણ મેં કહ્યું તેમ આજની પરિસ્થિતિ પ્રજા એના સવાલોના ઉકેલ માગે છે અને તે પણ ત્વરિત. આજની પરિસ્થિતિ એવા ઉકેલો માટે અનુકૂળ નથી. એટલે સંભવ છે કે પ્રજાની અધીરાઈ વધતી જવાની. અને પરિણામે કોંગ્રેસ, બિન-કોંગ્રેસવાદ કે ધ્રુવીકરણ માટે ઝાઝો સમય ન રહે તો નવાઈ નહિ. અને પ્રજાની અધીરાઈનો લાભ લેવા બિન-લોકશાહી માર્ગો તો અત્યારથી અપનાવાઈ રહ્યા છે તે આપણે જોઈએ છીએ.

એટલે સંભવ એ છે કે દેશની રાજકીય અને આર્થિક પરિસ્થિતિ જેમ જેમ વિકટ થતી જશે તેમ તેમ બિનલોકશાહી વલણ વધતું જવાનું. પણ દેશની વિશાળતા અને અત્યાર સુધીનો ઇતિહાસ જોતાં લશ્કરી સરમુખત્યારશાહીની સ્થાપનાની શક્યતા ઝાઝી નથી દેખાતી. એક વેળા સંગઠિત અને મજબૂત સામ્યવાદી પક્ષ દેશમાં હતો ત્યારે આવા સંજોગોનો એ લાભ લઈ શકે તેવી સ્થિતિ હતી, પણ હવે આજે તો એ સ્થિતિ પણ નથી રહી. એ પક્ષ પણ કમજોર અને વેરવિખેર થઈ ગયો છે, કોંગ્રેસ સિવાયનો બીજો કોઈ રાજકીય પક્ષ દેશવ્યાપી બનીને સત્તા કબજે કરી શકે તેવું પણ નથી દેખાતું અને એની સાબિતી, જો જોઈતી હોય તો ચોથી ચૂંટણીએ આપી છે. અને કોંગ્રેસ પણ આજે તો પક્ષ તરીકે આંતરિક વિખવાદો અને નબળી નેતાગીરી તથા સ્થાનિક હિતો અને ખેંચાખેંચીને કારણે કેટલું સંભાળી શકશે એ એક સવાલ છે. આ પરિસ્થિતિમાં વકી તો એ છે કે ૧૯૧૨ થી ૧૯૪૮ સુધી જેવું ચીનમાં બન્યું તેવું આ દેશમાં બને. એટલે કે એક પ્રકારનો રાજકીય શૂન્યાવકાશ દેશમા સર્જાય. એનું પરિણામ એક જ હોઈ શકે: અરાજકતા.

એટલે સંક્રાંતિકાળની ચાવીરૂપ સમસ્યા આ અરાજકતા તરફ દોરી જતાં પરિબળોને નિવારી શકાય તેવી વ્યવસ્થા નિપજાવવાની છે. ઉત્સવ પરીખ

# ૫૬

## ભૂપેશ અધ્વર્યુ

રામરતન–લછીમનને મુંબઈમાં રહ્યે એક વર્ષ થઈ ગયું હતું. ટિકિટ વિના ગાડીમાં બેઠા ત્યારે ગામનાં ઊંચાં–નીચાં, વાંકાંચૂંકાં ઘરો, લીલાં ઝભલાંવાળાં ઝાડો, રેલવે 'પુલ' ની નીચેથી વહેતી, કિનારા સાથે ભળી જતા રંગવાળી, અસ્થિર, ઘરડી ડોસી જેવા વળાંકોવાળી નદી અને કાયમ પટ બદલતી નદીને લીધે અસ્થિર આકાર-વાળો કિનારો બધું આંબાના એકાદ ટીપામાં ટપકી પડ્યું.

ગાડી દોડતી જ ગઈ. દોડતાં ગયાં આંબાઓ વચ્ચે ઢંકાયેલાં નાનાં નાનાં ગામો, આખ્ખાં ને આખ્ખાં. ગાડી નીચેથી, પવન ભરેલી બગલાની પાંખ જેવા પવન ભરેલા સઢોવાળી હોડીનાં ટપકાંવાળી કેટલીયે નદીઓ દોડી ગઈ. પાતળાં થડો પર ચોંટી લીલી ઘટા ટેકવેલાં અનેક ઝાડો-થી ભરેલા ઊંચા સાતપુડાની આખી હાર, દોડતા ઊંટની પીઠની જેમ દોડી ગઈ. એ બધાની દોડમાં એમનું ગામ આગળ હતું. મુંબઈ સૌથી પાછળ હતું. આ બધી દોટમાં એમના ગામની ઉપર દોડ્યે જતાં કેટલાંયે ગામો, નદીઓ, આંબાવાડીઓ, સાતપુડાની હારના થર ચડ્યે જતા હતા. છેલ્લે મુંબઈનો, મુંબઈની 'ફૂટપાથ,' દરિયો, 'નિયો-સાઈન બોર્ડ્ઝ', પાણીપૂરી, રસ્તા પરની મોટરની હાર વચ્ચે રણદ્વીપ જેવાં 'ક્રોસિંગ'નો મોટો થર ચડી જવા-નો હતો. નાના નાના હિમાલયો જેવાં, ખાદીધારી કોંગ્રેસી જેવાં, વસઈનાં અગરો દોડી ગયાં ડબ્બામાં ગપ્પાં હાંકતા પારસી મૂંગા થઈ ગયા ને ગંભીર બની પાણીના ભંડારને છેડેના સૂરજના સોનેરી ગોળાને જોઈને બંને હાથની હથેળીઓ એકમેકમાં ગૂંથી ઊભા થઈ ગયા ને એવી વસઈની ખાડી પણ દોડી ગઈ.

ગાડી અટકે–દોડે, અટકે–દોડે. 'ગાર્ડ' સિસોટી મારે. અટકે એટલે કોલાહલનો મોટો દરિયો લહેરાવા માંડે. સ્ટેશનનાં નામનાં પીળાં પાટિયાં આવે, ચાલ્યાં જાય. કોઈ પણ પાટિયાંને ગણકાર્યા વિના સીધી સડસડાટ ગાડી દોડી જાય. શૂન્ય સ્ટેશનનાં છાપરાં પર બેઠેલાં કબૂતરો ઊડી જાય. ખટ્...ખટ્નો નિયમિત તાલ ચાલ્યા કરે. મોટા 'જંકસન' પર એક પાટામાંથી ધીરે ધીરે અનેક પાટા-ઓ તરતા તરતા બાજુ પર સરવા માંડે. ગાડી અટકે, દોડે, અટકે. ચા, પાન, દૂધની 'બોટલો'–'ડાઈનિંગકાર'-ના 'યુનિફોર્મ' સજ્જ નોકરોના હાથમાંનું ભરેલું ભાણું, લાલ વર્દીવાળા રેલવે-પોર્ટરો, આવજો આવજો. ડબ્બાનાં બારણાં આગળ લટકીને કાયમી ભયથી રામરતન–લછીમન ફફડ્યા કરે, સ્ટેશને સ્ટેશને ઊતરે 'યુનિફોર્મ'વાળા 'ટિકિટચેકરો' તે ઊતરતા, બીજા ડબ્બામાં ચડતા જુએ. ડબ્બો બદલે, ફરી બદલે. ફરી બદલે, દદીક, 'યુનિફોર્મ' વગર આવેલા કોઈ 'ચેકર'ના હાથમાં ઝડપાઈ જાય. એની સામે લાચાર નજરે તાકયા કરે, બન્નેય. 'ટિકિટ-દીખાઓ'.. કીકી પેલાની આંખો પર સ્થિર. ખભો થપથ-પાવે...કીકી આંખો પર સ્થિર. 'ચલો સાથમેં'...' પગ ચાલે અને પોપટના કાંઠલા જેવી કાળી ને ઊતરી ગયેલા વાળવાળી ડોસીના નાનાશા અંબોડા જેવી ગોળ કીકી સ્થિર. દોડતી ગાડી અટકે. 'પૈસા લાઓ,' કીકી સ્થિર. અટકેલી ગાડી દોડે–અટકે–દોડે–અટકે ને પછી 'ચેકર' છોડી મૂકે. ગાડીમાં પાછા ન બેસવાનું કહે. ફરી ગાડીના દરવાજા આગળ લટકીને, ભય પર લટકીને, પાછળ છોડેલાં ગામ પર લટકેલાં આંસુ પર લટકીને, મુસાફરી ચાલુ થાય. ગાડી અટકે–દોડે–અટકે. પીળાં નામ-વાળાં પાટિયાં ને લાલ–લીલી આંખોવાળા, ડોકું નીચું નમાવેલા-નમ્ર એક પગવાળા 'સિગ્નલો' પાછળ રહી જાય. વળાંક આગળ, આગળ દોડતા એન્જિનોના દરવાજા આગળ ઊભેલા, માથે રૂમાલ બાંધેલા ડ્રાઈવરો દેખાઈ જાય.

બોરીવલીથી પછી મુંબઈ શરૂ થાય. પીળીપચ રાતની વચ્ચે પીળાં પીળાં બારીબારણાંવાળી, અવાજ વગર સરી જતી, અળસિયાં જેવી "ઇલેક્ટ્રિક ટ્રેનો" દેખાય. ચાનાં 'પૅકેટ' ગોઠવ્યાં હોય તેવાં મકાનો, 'ટ્રેન'ને સમાંતરે પસાર થતા રસ્તા પરથી પસાર થતાં 'કપલો', સડેલી દ્રાક્ષના ઝૂમખા જેવી 'કોલોનીઓ' પસાર થઈ જાય. 'ટ્રેન'માં, ભજન ગાતા ભિખારીઓ પૂરા થાય ને ગાયન ગાતા ભિખારીઓ આવે. ઝાડ, નદી, તળાવ, આંબાવાડી ચાલી જાય ને ઘાસની ગંજીની જેમ એક પર એક,

બેઠેલા, 'અલ્લા કે નામ પર' બોલતા, તંદુરસ્ત, જાડા ભિખારીના મોંમાંથી તેમને માટે બે-ચાર ગાળ કઢાવી દીધી.

હડતાળ, તોફાન, સરઘસ, ઘેરો, ચૂંટણીએ તેમને માટે એક નવી કમાણી ઊભી કરી દીધી હતી. જોર પર ચાલતા બજારને લીધે એમના પગો જોરથી, ઝડપથી ચાલતા હતા ધંધા માટે નીકળ્યા હોય ત્યારના અને સામાન્ય ફરતા હોય ત્યારના એમનાં આંખ, જીભ, કાન, હાથ, પગ જુદાં રહેતાં હમણાં કોઈ પણ અવયવ શિકાર–શોષક તરીકે વર્તતા ન હતા. સ્વતંત્રતા હતી. કશું જ કરવાનું ન હતું. માત્ર ફરવાનું જ હતું. પાન ચાવી ચાવીને થૂંકવાનુ હતું. કશો પણ વેરો આપ્યા વિના મુંબઈની સડકો ઘસવાની હતી ને રાતે લીલા ઘાસની 'લોન' પર અડધા જાગતા–ઊંઘતા સૂવાનું હતું. હજુયે એકને વળગીને જ બીજો રહી શકે એટલી જરૂરિયાત બંનેને એકબીજાની રહી હતી.

'ફ્લોરા ફાઉન્ટન'ના છેલ્લા 'સ્ટોપ' આગળ ડ્રાઈવરો ટોળે મળ્યા હતા. રસ્તા પર પડેલી સાબુની જાહેરખબરના કાગળમાં કોઈ 'હીરોઈન'ના ઊડતા ચહેરાને લછીમને ઊંચકી લીધો ને પછી એની સામે આંખ મીંચકારી, હોઠ પર જરા જીભ ફેરવીને ફેંકી દીધો. પછી આજુબાજુના બધા જ લોકો ક્યાં તો બુઢ્ઢા થઈ ગયા છે ક્યાં તો હજી છ મહિનાનાં છોકરાં જ છે એવા ભાવથી આજુબાજુના રસ્તા પરથી 'કાર'માં પસાર થતા ફરફરતા વાળવાળા ચહેરાઓ તરફ, ડ્રાઈવરો તરફ ને છેલ્લે રામરતન તરફ જોયું. બન્ને કાટખૂણે વળી જતા રસ્તા તરફ વળી ગયા. કોઈ ભેળપૂરીવાળા પાસે માટલું જોઈ ને પાણી માગવા આવેલા છોકરાને ભેળવાળો કહેતો હતો, "હમારા બેલપૂરી લેગા તો પાની મિલેગા, સમજે." એ ભેળપૂરીવાળાની બાજુમાં કોઈ રડ્યુંખડ્યું ઝાડ ઊગી નીકળ્યું હતું. ગોટું યે થયું હતું. એના પર, ચોપાટીમાં મળનારી દેશનેતાની સભાનું મરાઠી 'પોસ્ટર' ચોંટાડેલું, હતું. રામરતનની નજર બેધ્યાનપણે તે તરફ ગઈ ને પછી ત્યાંથી ધીમે ધીમે ઊંચે ચડતી ચડતી આખા ઝાડ પર ફરી વળી. પોતાના મોંમાંનો મથઈનો કૂચો તેણે ફરીથી થૂંક્યો, "આપણા ગામમાં યે, સાલો, આવો બરગદ હતો, બોકડિયાને પેલે કાંઠે"

"હોગા, હોગા." ચોડમર્યા અવાજે લછીમને કહ્યું.

*

પાસે સુધાસરિત ને મુજ કંઠ શુષ્ક!
પાસે પ્રલેપનિધિ ને મુજ ચક્ષુ ઉષ્ણ!
પાસે સુવાસભરી શીતલ વાટિકા ત્યાં,
હું છિન્નભિન્ન ભટક્યો તૃણકંટકરામાં!
—શ્રી રમણભાઈ નીલકંઠ

# આત્મ-સંવેદન

## સ્વેત્લાના આલિલુયેવા

અનુ : સરલા જગમોહન

આપણે જેને વિશે કશું જાણતા નથી અને જેને વિશે આપણને ખ્યાલ પણ આવતો નથી એવા કોઈક તત્ત્વને આધારે આપણું જીવન ચાલે છે તેમાં શંકા નથી. એટલે જ પૂર્વનિર્ણીત આકસ્મિક ઘટનાઓ આપણને હમેશાં વિચિત્ર લાગે છે. દિલ્હીથી વિમાન દ્વારા છટકી આવ્યા પછી ડૉ. ઝિવાગો સાથેનો મારો સમાગમ તે આવો જ એક વિચિત્ર અકસ્માત હતો.

એક ઉત્કૃષ્ટ સર્જકની રશિયન ભાષામાં લખાયેલી આ કૃતિ મિલાનમાં પ્રસિદ્ધ થયેલી છે અને રશિયામાં તેના પર પ્રતિબંધ મુકાયેલો છે અને ગુપ્ત રીતે વંચાય છે. અત્યાર સુધી તો મારા મનમાં મિત્રોએ આપેલા અભિપ્રાયોને આધારે અસ્પષ્ટ ખ્યાલો જ બંધાયેલા હતા.

મારે માટે તો રશિયા છોડીને હું ચાલી નીકળી તે પળે જ તેના પરિચયમાં આવવા જેવું હતું અને ત્યારના સંજોગો પણ એવા હતા કે મારું મન તો બીજે જ સ્થળોએ ભમતું હતું. એવી ક્ષણે આવી પ્રબળ રશિયન ભાષા જાણે આઘાત આપતી મારા અંતરમાં ઊતરી ગઈ

પેલી મહાન ટ્રેજેડીની જેમ, વરસાદ અને બરફના સપાટાની જેમ, કકડભૂસ થતી ભેખડની જેમ, રાત્રે વીજળીના કડાકા અને ગડગડાટની સાથે તૂટી પડતા ઝંઝાવાતની જેમ, તે મારા અંતરને વ્યાપી ગઈ.

આ ઝંઝાવાત મારા હૃદય પર વીંઝાઈ રહી અને મને આંસુના પૂરમાં ડુબાડી દીધી અને બધું જ તેમાં ધૂંધળું બની ગયું. મારી પોતાની અને બીજા લોકોની જિન્દગી, મારાં પ્રિયજનોના અને એ નવલકથાનાં પાત્રોના ચહેરા, એમના શબ્દો અને મારા મનોવ્યાપારો, અશ્રુ અને .અમારી સૌની પીડા—બધું સેળભેળ થઈ ગયું. એ બધું મારા ચિત્તમાં એકાકાર થઈ ગયું અને કોઈ પ્રબળ આવેગથી એક સપાટે મારા પરથી પસાર થઈ ગયું.

મારાં આંસુ ગળી જઈને કાનમાં ઑર્ગન સંગીતની જેમ વાગી ઊઠતાં વાક્યો મેં ફરી ફરીને વાંચ્યાં એ શબ્દો હું સાંભળી રહી અને મારા સમગ્ર અસ્તિત્વના બળે તેને મારી અંદર ઉતારી રહી અને તેની પીડાથી મારો શ્વાસ રૂંધાઈ ગયો

દીર્ઘ યાતનામાંથી પસાર થઈ ચૂકેલું, અકળાઈ રહેલું મારું પ્રિય રશિયા—ત્યાં હું મારાં બાળકોને અને મિત્રોને અસહ્ય સોવિયેત જીવન જીવવા પાછળ છોડી આવી છું. એ જીવનનો બીજે ક્યાંય જોટો જડે તેમ નથી. અને પરદેશમાં વસતા રશિયનોને તેની કલ્પના પણ આવે તેમ નથી—પછી ભલેને તેઓ રશિયાની તરફેણમાં હોય કે વિરુદ્ધમાં હોય. મારાં વહાલાં બાળકો, મારા પતિઓની અદમ્ય સ્મૃતિ, એમના મૃત્યુની લોહી-ઝરતા જખમ જેવી પીડા—લેખકની કલ્પનાએ ઊભી કરેલી સૃષ્ટિમાં એ બધું એકરૂપ બની ગયું અને દસ ગણી તીવ્રતાથી મારી સામે પાછું ખડું થયું. મને લાગ્યું કે દુનિયા આખી મારી સાથે પ્રેમ અને આંસુના તરંગોમાં તરબોળ થઈ ગઈ હશે.

જે રશિયાને મેં ગુમાવી દીધું છે, જેને ક્રૂર વિધાતાએ મારી પાસેથી ઝૂંટવી લીધું છે યુરી ઍન્દ્રેઇચ ઝિવાગો પાસેથી અને લારા તથા એમનાં બાળકો પાસેથી પણ જે એ જ રીતે ઝૂંટવાઈ ગયું છે—એ મારું પ્રિય, યાતના ભોગવી રહેલું રશિયા મારા મનમાંથી કદી ભુંસાવાનું નથી. ઓ રશિયા, તારાં હિમાચ્છાદિત શિખરો પર વરુની ચીસો સંભળાય છે. અને તારી ભૂમિ હજુય મૂર્ખાઈ અને વિનાશકતાનો શિકાર બની રહી છે. દંભીઓના અમલનો, સજીવ કાર્યો પર નિર્જીવ શબ્દોના વર્ચસ્નો, હજુ અંત આવ્યો નથી. હું તને ફરી જોવા પામીશ નહિ. ઘણા લાંબા સમય સુધી હું તને જોઈ શકીશ નહિ. મારી અને તને ચાહનારા બધા જ લોકોની તું છિનવાઈ ગયેલી ભૂમિ છે. તને પાછી મેળવવા કોઈ તારી પાછળ દોડ્યું નહિ—લારાને દૂર લઈ જવામાં આવતી હતી ત્યારે રડી રહેલા અને એને ખેંચી જતી ગાડીને જોઈ રહેલા, જાણવા છતાંય ઊંડે ઊંડે આશા

સેવી રહેલા, ઝિવાગોની જેમ જ!

પણ આ હું શું કહી રહી છું? મારી ભૂમિને કોણે મારી પાસેથી આંચકી લીધી છે? હું પોતે જ તો ચાલી નીકળી હતી. મેં પોતે જ તો મારી ધરતીનો ત્યાગ કર્યો હતો. હા—ઝિવાગોએ પણ એમ જ કર્યું હતું—પોતાની જ ઇચ્છાથી એણે પોતાની ભૂમિ ત્યાગી દીધી હતી, દુષ્ટો અને દુરાચારીઓના હાથમાં છોડી દીધી હતી. એ ભૂમિને બચાવવા તે આગળ આવ્યો નહિ પણ તેને પોતાની પાસેથી દૂર સરતી જોઈ રહ્યો; અને જે અટલ હતું તેના પર આંસુ પાડી રહ્યો—કારણ કે એનાથી એટલું જ થઈ શકે તેમ હતું તેની એને ખબર હતી.

રોવાનના વૃક્ષ જેવી ટટ્ટાર અને ચેરી જેવી મધુર મારી કાત્યા—તું મને મારા હૃદયના મધુ સમી વહાલી છે. મેં તને શું કર્યું છે? તને હું એકલી છોડીને ચાલી આવી છું. હવે તું ત્યાં કેટકેટલું રડ્યા કરતી હોઈશ—જોકે તું તો બહાદુર છોકરી છે અને રડ્યા કરવાનું તને કંઈ ગમતું નથી.

મેં મારી જાતનું પણ શું કર્યું છે? ઘણા લાંબા સમય સુધી હું તને જોઈ શકીશ નહિ. હાથે કરીને મેં તને તજી દીધી છે—લારાએ પોતાની વહાલી તાન્યાને તજી દીધી હતી તેમ અને લારાને કાત્યા નામે બીજી દીકરીય પ હતી. જેના સંયોગથી એ જન્મી હતી એ પતિને લારા ચાહતી નહોતી. પણ અમને સ્ત્રીઓને તેથી શું? અમે તો અમારાં બાળકોને ચાહીએ છીએ કારણ કે એમને અમે જન્મ આપીએ છીએ.

હાસ્તો! અને જેને હું ચાહતી નહોતી એ મારા બીજા પતિનું નામ પણ યુરી ઍન્દ્રેવીચ નહોતું? એ કંઈ ખાસ દેખાવડા નહોતા પણ ચપળ હતા—પોતાની અંદર હૃદયને બદલે યોજનાઓ ધારી રહેલા યંત્ર સમા કૉમિટાર ઍન્તિપોવની જેમ ઠંડી અને યાંત્રિક રીતે ચપળ હતા. એ બન્નેમાં કેટલું સરખાપણું હતું! યંત્રના પુર્જાની જેમ ચક્રાવા લેતા પણ એક જ બિંદુએ સ્થિર રહેતા એમના ક્રાન્તિકારી વિચારો અને શબ્દોમાં કેટલું સામ્ય હતું?

*

બધા ચહેરાઓ એકમેકમાં ભળી જાય છે અને ઝાંખા થઈ જાય છે. મારાં આંસુની વચ્ચે મને એ સમજાતું નથી કે નામો પણ સરખાં શા માટે છે—જાણે બીજાં જોઈએ તેટલાં રશિયન નામો જ ન હોય!......

આ કુશળ અને નમ્ર ડૉક્ટર યુરી ઍન્દ્રેવીચ ઝિવાગોનું નામ "જીવન"માંથી ઉદ્ભવેલું છે. સર્વ ચેતનમય વસ્તુઓ માટે એ શબ્દ વપરાય છે. આવો ભજાનો વિનમ્ર અને બુદ્ધિશાળી માણસ—અને એના જેવા તો રશિયામાં કેટલા છે! પણ એની નમ્રતા, ભીરુતા, નિરાડંબરતા એનું હૃદય કેવું સ્વચ્છ અને વિચારો કેવા ઉદાત્ત છે! ફરજનું કેવું ઊંડું ભાન અને કેવી આજીવન કાર્યપરાયણતા!...ખગોળશાસ્ત્રીઓની જેમ કોઈ પણ ટાપટીપ વિના, જીવનને ચાહનારા અને સમજનારા આપણા મહાન ચેખોવની જેમ, એ પણ એકી સાથે ડૉક્ટર અને કલાકાર છે. જીવનની વાસ્તવિકતાથી વેગળા ગયેલા ઠાલા શબ્દોના ખોટા ખખડાટથી એ શક્તિશાળી માણસને કેટલી વેદના થાય છે! આખો વખત ઘવાયેલા લોકો રાહ જોયા કરતા હોય અને ચોમેર રુધિર અને મૃત્યુ સિવાય બીજું કંઈ નજરે ન પડતું હોય અને કત્લેઆમથી લોકો ત્રાસી ઊઠ્યા હોય અને મિત્ર કે શત્રુની વચ્ચે ભેદ ન પાડી શકતા હોય ત્યારે, પાર્ટીના આગેવાન લાઇબીરિયસની એની એ વાતોનો—રોજ રાતે ઉચ્ચારાતાં 'નવજીવનની પરોઢ'નાં એકધારાં વચનોનો—એને કેટલો કંટાળો આવી ગયો હતો!

યોગ્ય અને અર્થસૂચક શબ્દો, હૃદયમાંથી નીકળતા આડંબરરહિત શબ્દો, સત્યમાંથી ઉદ્ભવતા ભાવ અને લાગણીયુક્ત શબ્દો એને બરાબર સમજાય છે અને એ શબ્દો જ એને પ્રિય છે. એટલે તો પિશાચિણી કુમારિયાનાં ગીતો એના અંતરને શાતા આપે છે કારણ કે તેમાં એને પંખી અને વૃક્ષ અને ઘાસનો ધ્વનિ સંભળાય છે. અને તેમાં એને લારાનો સ્વર પણ સંભળાય છે અને એ પોતે જાણે સાઇબીરિયાનાં જંગલોમાં નિર્બળ અને અસહાય હોય એવો અનુભવ કરે છે. નિર્બળ અને નગ્ન છે તોય લોકોની નીંદર ઉડાડી દેતા અને કામ કરતાં અટકાવી દેતા અર્થહીન શબ્દો બોલવા બદલ એ લાઇબીરિયસને મારી નાખવા ઇચ્છે છે.

બેશક, શબ્દો પર એનો ચમત્કારી કાબૂ હતો. એ કવિતા લખતો, માંદાને સાજા કરતો, જીવનનો તેનો નિત્યક્રમ સમગ્રતા અને શક્તિસહિત એને પ્રિય હતો. ગમે તેવું હલકું હોય તોય કામ કરવાનું એ ટાળતો

નહિ. અંતરથી તો એ સાચા અર્થમાં બાદશાહ હતો અને પોતાના બાંધવોના ભલા ખાતર એ જહેમત ઉઠાવતો. કાર્યને બદલે, એકાગ્રતાથી ઉપયોગમાં લેવાતી એની સર્જનાત્મક શક્તિઓને બદલે, જડ શબ્દો પ્રત્યેની વફાદારી માગી રહેલા સમાજમાં એને માટે કોઈ સ્થાન હતું નહિ પોતે જાણે તિરસ્કૃત હોય અને ઊંડે ને ઊંડે ઊતર્યે જવાનું જ એનું નિર્માણ હોય એવું એને લાગે તો તેમાં કંઈ આશ્ચર્ય પણ નહોતું.

હાથમાં બાલદીઓ સાથે એ બારણાંમાં ઊભો રહી જાય છે અને એક વેળાના ચોકીદાર પણ હવે સમાજમાં પ્રતિષ્ઠા પામી રહેલા ઘણા વરસાવી રહેલા સત્તાભિમાની માણસની માફી માગે છે. પણ ડૉકટર તો લૉન્ડ્રીમાંથી પોતાની ઓરડીમાં પાણી સારી જાય છે, અને દર વખતે જમીન પર પાણી ઢોળાતાં માફી માગી લે છે.

*

વળી પાછા ચહેરાઓ ભેળસેળ થઈ જાય છે. હાથમાં બાલદી પકડીને ઊભેલો એ માણસ મને કોનું સ્મરણ કરાવે છે?

અરે, એન્દ્રુશા * —યાતના સહી રહેલો મારો મિત્ર! તને હું હાથમાં ઠંડા પાણીની બાલદીઓ સાથે ઉઘાડે પગે ઊભેલો કાં દેખું? તારા વાળ વિખરાયેલા છે અને તારાં કપડાં ચીંથરેહાલ છે.. હાથમાં બાલદી પકડીને તો મેં તને કદી જોયો નથી, પણ તું આજે જ્યાં પડેલો છે ત્યાં કદાચ તારે બાલદીઓ ઊંચકવી પડતી હશે. એટલે જ કદાચ એ સ્વરૂપે તું મારી નજર સામે આવે છે. અને મોસ્કોમાં પ્લેન્ની સ્ટ્રીટનું પેલુ સામુદાયિક નિવાસસ્થાન—ત્યાં એક કોટડીમાં તારે લખવું પડતું હતું કારણ કે રીતસરની કામ કરવાની જગા તારી પાસે હતી નહિ! ડૉકટર ઝિવાગોના ચોકીદારના જેવી જ એ કોટડી હતી. અને તને આજે મોકલી આપવામાં આવ્યો છે ત્યાં નવલકથાના માર્કેલની જેમ જ, એક વેળાનો ચોકીદાર તારી પત્ની અને પેલા ગોદુસ્કાની સામે, અને હું ધારું છું કે તારીય સામે આજે ઘાંટા પાડી રહ્યો છે. અને તારાથી માત્ર પગ હલાવવાનું અને મૂંગા મૂંગા સાંભળી લેવાનું—બસ આટલું જ બની શકે છે. એન્દ્રુશા, તારે પોતાને ખાતર તો તારે ખાસ કદી કહેવાનું હતું જ નહિ. અને તું કંઈ દુનિયાનો સૌથી રૂપવાન પુરુષ પણ નહોતો. પણ તારી જાત પ્રત્યે વફાદાર રહેવાની અને તારા પોતાના હૃદય પ્રત્યે પ્રામાણિક રહેવાની હઠીલી હિંમત તારામાં હતી એટલા જ માટે, ભલે બીજાથી છુપાવીને, પણ તને જે લાગતું હતું તે બધું કરી છૂટવા અને તારી જાત પ્રત્યે અને ઇશ્વર પ્રત્યે વફાદાર રહેવા જ તેં તારી વાર્તાઓ અને નવલકથાઓ લખી નહોતી?

ઘણા વખતથી મને તારા કોઈ સમાચાર મળ્યા નથી અને તુ હેમખેમ છે કે નહિ તે હું જાણતી નથી. તારા ભયાનક કિસ્મતે તારા પર બીજું શું શું વીતાડ્યું છે તેનીય મને જાણ નથી. માયાએ અને તારા પુત્રે તારી કેટલી રાહ જોવી પડશે અને કોઈક દિવસ પણ તું એને મળી શકશે કે નહિ તેય હું જાણતી નથી.

*

રશિયન સાહિત્યના શહીદો! રાદિશ્ચેવ અને ડિસેમ્બર—વાદીઓના દિવસો પછી કશું જ બદલાયું નથી... પહેલાંની જેમ જ આજેય સિપાઈ અને પોલિસનાં માણસો કોઈ પણ લેખકના પુસ્તકના પહેલા વિવેચકો બને છે! એટલું જ કે ઝારના રશિયામાં ગોગોલ કે શેદ્રિનને વ્યંગભર્યા કલ્પનાવિહારની વેધકતા માટે અદાલતમાં ખડા કરવામાં આવ્યા નહોતા અને રશિયન જીવનના બેહૂદાં લક્ષણોની મજાક ઉડાવવા માટે એમને સજા કરવામાં આવી નહોતી. પણ આજે એકાદ રૂપક માટે પણ તમારો મુકદ્દમો ચાલી શકે છે અને એકાદ શબ્દાલંકાર માટે તમને શ્રમછાવણીમાં પણ મોકલી દેવામાં આવે છે!

પ્રિય ડૉકટર, પ્રિય લિયોનિદોવિચ, કોઈ પણ જીવતો જાગતો મનુષ્ય વેઠી શકે તેના કરતાં આ ઘણું વધારે છે. હું જોઈ શકું તે કરતાં પણ આ ઘણું વધારે છે. અને તેથી જ તો, ઓ દુનિયાભરના લોકો, હું રશિયામાં નહિ, પણ અહીં છું. ડૉકટર, હજુ કેટલો વખત સુધી આ બધું ચાલ્યા કરશે, કેટલો વખત સુધી?

---

* સોવિયેત લેખક અને વિવેચક આન્દ્રે સિન્યાવ્સ્કી. એને એક છાવણીમાં સાત વર્ષની કેદની સજા મળી હતી, વર્ષો સુધી મોસ્કોમાં ઇન્સ્ટીટ્યૂટ ઑફ લિટરેચરમાં એણે સાથે કામ કર્યું હતું. પાસ્તરનાક પરનો એનો જાણીતો લેખ એનાં બીજાં લખાણોની જેમ જ રશિયામાં દાબી રાખવામાં આવ્યો છે.

ડૉક્ટર ચેખોવ...ડૉક્ટર સ્પેશન્સ્કી...ડૉક્ટર વિનોગ્રેદોવ...ડૉક્ટર પ્લેન્તો...આ બધાંને પણ કોઈ કારણ વિના સજા ભોગવવી પડી હતી—ડૉક્ટર કોફમાન... ડૉક્ટર કાદિયાની.. ડૉક્ટર મેરોઝોવ...

વળી પાછા ચહેરાઓ એક બીજામાં ભળી જાય છે અને ઝાંખા બની જાય છે.. ડૉક્ટર મેરોઝોવ—હા, બરાબર છે બે વર્ષમાં મારો પુત્ર ડૉક્ટર બની જશે, એની પહેલાં એના દાદા અને વડદાદા ડૉક્ટર બન્યા હતા તેમ. બેટા, તુંય ડૉક્ટર બનવાનો છે અને તારી જિન્દગી ખાલીખમ શબ્દોનો ધોધ વહેવડાવવામાં વહી જવાની નથી તેથી હું કેવી હરખાઉં છું !

બેટા, લેનોરકા ખાતર, કાત્યાને ખાતર, તું દૃઢ રહેજે અને હિંમત રાખજે. તું હતાશ થતો નહિ. તું તો ભાવનાશીલ યુવાન છે; અને સાંકડા મનના સામાન્ય નાગરિકોની હીનતાભરી દૃષ્ટિથી તને આઘાત લાગશે. પણ તારે તો એ બધાંથી પર રહેવું જોઈએ. અને ત્યારે તને સમજાશે કે ધાર્યો કરતાં તારે ઘણા વધારે મિત્રો છે અને મને ધિક્કારનારા લોકો પણ તારી અને મારાં બધાં બાળકોની વહારે આવવાના છે...

એ લોકો ભલે મારે માટે તિરસ્કાર બતાવતા હોય. અને તમારા સંજોગો હળવા બને તેમ હોય તો, મારાં બાળકો, તમેય મારે માટે ધિક્કાર બતાવજો જે કહેવું હોય તે કહેજો. એ માત્ર કોરા શબ્દો જ રહેશે અને તેનાથી મને માઠું લાગશે નહિ—માત્ર તમારા હૃદયમાંથી મને જાકારો દેશો મા; કારણ કે તમે તો મને દુનિયામાં સૌથી વહાલાં છો, અને તમને હું સતત સંભાર્યા કરું છું; અને અહીં મને કોઈ રોકતું નથી એટલે તમારા સૌને માટે પ્રાર્થના પણ કરું છું.

તમને સૌને હું ગુમાવી રહી હતી તેનો મને ખ્યાલ હતો? હાથે કરીને મારી જાત પર કમનસીબી અને ગમગીનીનો કેવો અસહ્ય ભાર હું લાદી રહી હતી તેનો મને ખ્યાલ હતો? હું ધારું છું કે નહોતો. પણ હવે આ પુસ્તક વાંચ્યા પછી વજ્રાઘાત સાથે મેં જે ગુમાવ્યું છે તેનો મને ખ્યાલ આવ્યો છે.

*

આ વિસ્મયકારક પુસ્તકના શબ્દેશબ્દમાંથી મારું પોતાનું અને મેં જાણેલું રશિયન જીવન મારી સામે આવે છે. મહાન કવિના જીવનકાર્યનું આ પુસ્તક ચરમ બિંદુ છે તે કંઈ અકસ્માત નથી. પહેલાં જોઈ અને સાંભળી હોય એવી વાતો સામે ને સામે આવ્યા કરે છે. નવલકથાનાં કેટલાંક પાત્રો પરિચિત લાગે છે—મારા જીવનમાં જ ક્યારેક હું એમને મળી ચૂકી હોઉં એવું લાગે છે. એ બધું હું જોઈ અને સાંભળી ચૂકી છું. ચન્દ્રિકાધવલ હિમની, થીજી ગયેલાં રોવાન વૃક્ષની સાઇબીરિયાની પૂર છલકાવતી નદીઓની, મોસ્કોનાં સામુદાયિક નિવાસસ્થાનોના ખીચોખીચ ભરેલા ઓરડાઓની ગંધ અને તેનો સ્વાદ મને પરિચિત છે.

*

મારાં વહાલાં બાળકો, હું કંઈ તમારો ત્યાગ કરી રહી નથી અને તમને છેહ પણ દઈ રહી નથી. મારે માટે બદનામીભરી વાતો થાય તેને તમે ધ્યાન પર લેશો નહિ...પણ જીવનમાં આમ જ બનવાનું હતું. જીવન જ આપણે માટે બધું પહેલેથી નક્કી કરી મૂકે છે. તમારે સમજવું જોઈએ કે ઘટનાઓ તેનો અનિવાર્ય માર્ગ લઈ રહી છે. તમને છોડી દેવાનું, મારું આખું જીવન પલટી નાખવાનું અને મારા ચાલીસ વર્ષના મિથ્યા અસ્તિત્વમાં પાછા ન ફરવાનું મારા ભાગ્યમાં નિર્માયું હતું. સૌના ભલા માટે, તમારા પણ ભલા માટે, હું કંઈક કરી છૂટું એવું કદાચ મારું ભાગ્યનિર્માણ હોય !

મેં મારો છેવટનો નિર્ણય લીધો છે. તમે બધાં હજુ ત્યાં, મારાથી દૂર પડ્યાં હો તો તે એટલા માટે કે હું તમારે માટે પ્રાર્થના કરી શકું, આપણું મિલન થવાનું જ છે એવી અંતરમાં શ્રદ્ધા રાખી શકું, અંતરથી હું વધારે શક્તિનો અનુભવ કરી શકું, હતાશા વિના ઝૂઝી અને જીવી શકું અને આ બધાંની પીડા મને બખ્તરની જેમ વીંટી વળે. ઓ ઇશ્વર, તારી દુનિયાની રીતો પણ કેવી શાણપણભરી છે! સભ્ય જગતની સુવિધાઓ માણી શકું એટલા જ માટે કંઈ આ નવું જીવન તેં મને બક્ષ્યું નથી.

નહિ જ. ભગવાન, પહેલાં જાણ્યા નહોતા એવા શબ્દો તેં મને આપ્યા છે. લોકોની સામે, જગતના સર્વ લોકોની સામે, સત્ય ઉચ્ચારવાનો તેં મને આદેશ આપ્યો છે. અને તે એટલા માટે કે રશિયામાં મારા મિત્રો પણ એમની નિદ્રાવસ્થામાંથી જાગે અને જાણે બંદૂકનો ધડાકો સાંભળ્યો હોય તેમ તેમાંથી બહાર કૂદી આવે અને એમને પણ સમજાવા માંડે કે છેવટે તો મનુષ્ય જે કંઈ સહી

શકે તેને કોઈક સીમા હોય છે.

અને મારું જીવન પલટી નાખવા માટે જ તેં દૂર ભારતમાંથી મને એક સંદેશદૂત મોકલી આપ્યો નહોતો શું ? પણ, ઓહ, મારા હૃદયમાં કેવો ઘા થયો હતો કોને કેવું કાતિલ ખંજર મારી પીઠમાં ભોંકાયુ હતું ?

*

લારા, લારા, તું તો સાક્ષાત્ જીવન અને સ્નેહ-સ્વરૂપ હતી. ઝાપથી વહી જતી સરિતા, સૂર્યના સુવર્ણ-તેજથી ભરેલા વનપ્રદેશ સમી હતી લાલઘૂમ રોવાન વૃક્ષ રૂપે હતી—તારી આસપાસનાં બધાંને તું કેવી ઉષ્માથી ભરી દેતી ! અને તું નજીકમાં હોય તો સૌને કેવું સારું લાગતું ! પણ કોઈ તારું રક્ષણ કરી શક્યું નહિ. તું પોતે પણ તારી જાતને બચાવી શકી નહિ.

એક પાંગરેલું વૃક્ષ—સૂર્યપ્રકાશને ઝીલી રહેલું, પંખીઓનાં ગાન અને મધમાખીઓના બણબણાટથી ભર્યું ભર્યું કોઈ ચેરી વૃક્ષ કે સફરજનનું વૃક્ષ કે રોવાન વૃક્ષ—પોતાની જાતને કેમ કરીને બચાવી શકે ? એ વૃક્ષ પલ્લવિત છે અને તેનો મઘમઘાટ હવાને ભરી રહ્યો છે અને આસપાસમાં સૌને તે સુખ અને આનંદ અર્પે છે; પણ ચોર-લૂંટારા કુહાડા અને કરવત લઈને આવી પહોંચે તો તે પોતાનું રક્ષણ કરી શકે છે ?

નહિ જ. ક્યાંથી કરી શકે ? તેના ઘા ઝરી ઊઠે છે અને ફૂલો કરમાઈ જાય છે; પાંદડાં ખરી પડે છે અને જોતજોતામાં તો એ કાળું પડી જાય છે અને સુકાઈને ઠૂંઠું બની જાય છે. શાંતિથી, કોઈને ઇજા પહોંચાડ્યા વિના, તે નાશ પામે છે.

*

દૂર દેશથી આવેલા મારા ઓ રાજકુમાર (સ્વામી)! તું પે આવા અસહાય, તડકો ઝીલી રહેલા વૃક્ષના જેવો હતો. તને, હું ભૂલું તેમ નથી, પ્રિય. અને અમારી ઊષર ભૂમિમાં તું મૂળિયાં નાખી શક્યો નહિ. લોકોને આનંદ અને હૂંફ આપનારાં અસહાય વૃક્ષોને જે કાપી નાખે તેને ક્ષમા આપવાની હોય જ નહિ—કોઈ કાળે એમને માટે ક્ષમા હોઈ શકે જ નહિ—કોઈ કાળે એમને શાંતિ મળી શકે જ નહિ. તારા નામનો મારા હૃદયમાં ધ્વનિ ઊઠી રહ્યો છે. ભયનો એક ચિત્કાર ઊઠી રહ્યો છે. કુહાડો વાપરનારને હું કદી વીસરી કે ક્ષમા આપી શકીશ નહિ.

મોસ્કોની ગમગીન સ્મશાનભૂમિમાં તું દોફિનમાં સૂતો હતો ત્યારે સુંદર ચહેરો જોવા ઘણા અપરિચિત લોકો આવી ગયા. તે દિવસે સખત ઠંડી હતી. ભારતીય અને રશિયન અમે બધાં, શ્યામવર્ણી લિલ્યા અને ઇરિશા, અને ઓલ્ગિયા અને બદનસીબ 'ઇન્સ્ટીટ્યૂટ ઓફ વર્લ્ડ લિટરેચર'નાં મારાં સૌ પ્રિયજનો સૌ ગરમ કપડાંમાં વીંટળાઈને ઊભાં હતાં અને કોઈની નજર તારા અદ્‌ભુત અને સુંદર ચહેરા પરથી ખસતી જ નહોતી.

મારા પ્રિય રાજકુમાર ! મારે ખાતર તો તેં તારું જીવન સમર્પી દીધું—લોકો વચન આપે છે તેમ માત્ર શબ્દોચ્ચારમાં નહિ પણ સાચા અર્થમાં. તું તારા હૂંફાળા દેશમાં પાછો જઈ શક્યો હોત. મોસ્કોમાં કામ કરવાની તારે કોઈ જરૂર નહોતી. તું નાદુરસ્ત હતો અને અમારા દેશની આબોહવા તારે માટે ખતરનાક હતી, પણ તોય તું તો રહી જ પડ્યો. અને તારે માટે ભારે કહેવાય એવું કામ તેં સ્વીકારી લીધું—કારણ કે મારો ત્યાગ કરી દેવાની તારી ઇચ્છા નહોતી. ઓ મારા રાજવી ! અંતરમાં સદ્‌ભાવ સાથે તું મારી વહારે આવ્યો અને મને સહાય કરવા ખાતર નીડરતાથી તેં તારો મુલક છોડ્યો; તારું કામ અને તને પરિચિત ભારતનું મુક્ત જીવન છોડ્યું; અને તેને બદલે નવું જ જીવન અપનાવી લીધું. તું મારી પડખે હોય તે કેટલું જરૂરી હતું તે તું જાણતો હતો. મારા જીવન દરમ્યાન પ્રેમની મધુર વાણી મેં ઘણી સાંભળી છે; પણ કોણ મારી પડખે, આમ નિર્ભય થઈને, ઊભું હતું ? જીવનના પ્રૌઢ કાળે, સૂર્ય અસ્ત પામે તે પહેલાં, હતું તે બધું જતું કરીને, સ્વાસ્થ્ય અને જીવનની અવગણના કરીને, કોણે મારે ખાતર આવું જોખમ ખેડ્યું હતું ?

તું જાણે છે કે આપણું કોઈ આકસ્મિક મિલન નહોતું. તું વિચાર તો કર કે તું ક્યાંથી અને કેટકેટલા દેશોમાં ફરીને આવ્યો હતો. અને એક દિવસ તને મળવાનું બને તેટલા જ ખાતર આખી જિન્દગી મેં કારાવાસમાં ગાળી હતી ! આપણું મિલન એવું શુકનિયાળ, એટલું અર્થસૂચક હતું કે તેને આકસ્મિક ગણાવી જ ન શકાય. તું બિમાર અને એકાકી હતો. તારું સ્મિત ગમગીન અને મમતાભર્યું હતું. તારામાં એટલી તો સમજદારી, એટલી તો કરુણા હતી ! તું એટલો તો વિનોદી અને વિષાદમય હતો ! એક જ નજરમાં તું બધું

પકડી શકતો હતો. તને કંઈ જ કહેવું પડતું નહિ. કોઈક બીજા જ ગ્રહમાંથી તું મારા અંધિયાર, દુઃખભર્યા જીવનમાં આવી પડ્યો હતો.

પેલી હૉસ્પિટલમાં આપણે મળ્યાં તે આરંભના દિવસો તને યાદ છે? અને ત્યારે આપણે પરસ્પરનો જીવન-વૃત્તાન્ત આપ્યો હતો તે? આપણે બન્ને દુઃખી હતાં, એકલવાયાં હતાં; બન્ને લાંબા અસામાન્ય ઇતિહાસના ભારથી લદાયેલાં હતાં અને માનવતાભરી સમજદારીના મૃદુ સ્પર્શની રાહ જોઈ રહ્યાં હતાં. રાજકારણની, સરકારી તંત્રોની, વિચારોની, રાજદ્વારી પક્ષોની અને જાતજાતની સંસ્થાઓની સાથે આપણને શી લેવાદેવા હતી?

અને તરત જ પાર્ટીના દંભી નેતાઓ કેવા આપણી સામે સજ્જ બનીને ઊભા રહી ગયા! માનવીના પ્રણય-સંબંધમાંય એમને પોતાને માટે, એવો મોટો ભય નજરે પડ્યો કે પોતાના સામાન્ય નિયમોને પણ એમણે ગણતરીમાં લીધા નહિ. દસ્તાવેજોના અને દંડનીતિઓના ઘડનારા એ બિચારા આપણે વિશે શું જાણી શકે? આપણને તેઓ શી રીતે સમજી શકે? એ લોકો તો એટલું જ જોઈ શક્યા કે તું એક પરદેશી હતો. એટલાથી જ તેઓ ફફડી ઊઠ્યા!

પ્રિય, તું કેટલો બિમાર હતો અને ધીરે ધીરે તારી જીવનશક્તિ ક્ષીણ થઈ રહી હતી તેની તને કેટલી વેદના થતી હતી! દિવસે દિવસે તું વધારે સારો, વધારે મમતાભર્યો બનતો ગયો અને જીવનની નાની નાની ગર્વની ક્ષણો અને ક્ષુલ્લકતાઓ ધીરે ધીરે તારામાંથી સરી ગયાં છતાં, તને સહાયરૂપ બનવા હું કંઈ જ કરી શકું તેમ નહોતી. તને મૃત્યુની સમીપ જતો જોઈને દિવસે દિવસે હું તને વધારે ને વધારે ચાહતી હતી—મૂળ કપાઈ ગયેલા વૃક્ષના જેવો તું હતો!

મારે માટેની તારી પ્રીતિ અને કરુણા કેવાં મહાન હતાં! બહારની દુનિયાથી, બીજા દેશોથી અને બીજી જીવન-રીતિઓથી અપરિચિત એવા અમારા જેવા દુઃખી કમનસીબ જીવોને માટે તારો જીવ કેવો કકળી ઊઠતો હતો! ભારત, યુરોપ, દુનિયા અને તારો આ પ્રિય દેશ સ્વિટ્ઝર્લૅન્ડ મને બતાવવાની તને કેવી ઉત્કંઠા હતી! પણ એ બધું આપણા સૌને માટે નિષિદ્ધ હતું, અરે, તેનો વિચારેય કરવાનો નહોતો.

*

તારો સુંદર ભાલપ્રદેશ—કેવો સુંવાળો—અને તારા પ્રેમઝરતા ઓષ્ઠો.

"અને તારે મને છેવટનું ચુંબન આપવાનું છે."

"ઓહ, મારાથી આ સહી શકાતું નથી. આ પીડા..... ઓ ભગવાન, વિચાર તો કર! આપણા જીવન જેવું છે. આપણું પરિચિત છે. તારી વિદાય અને મારો અંત. એ પણ પાછું એવું જ મહાન અને છટકી ન શકાય એવું. જીવનનો કોયડો, મૃત્યુનો કોયડો, સર્જકપ્રતિભાનું સૌન્દર્ય, સ્નેહનું-સૌંદર્ય, હા, આ બધું આપણે સમજી શકીએ છીએ. દુનિયાનું નવ-નિર્માણ કરવાની સામાન્ય વાત કરીએ તો—ના, ક્ષમા કરજે, એ બધું આપણે માટે નથી. મારા પ્રિય, મારા મહાન, મારા ગૌરવ, વિદાય...... "

આ શું છે? કોણ બોલી રહ્યું છે આ? ઓહ, આ તો લારા, ડૉક્ટર ઝિવાગોની વિદાય લઈ રહે છે. એ તો હું તારી વિદાય લઈ રહી છું, મારા રાજવી! હું તારા ઉજ્જવળ ભાલે અંતિમ ચુંબન ચોડી રહી છું. હા, હું જે છું એ. આ બધું મારે અને તારે વિશેજ છે: "તારી વિદાય અને મારો અંત" તારી વિદાય મારા પૂર્વજીવનનો અંત હતો. તે વખતે મને લાગ્યું કે તારી વિદાય પછી મારું જીવન એવું એ રહી શકે નહિ—એટલું જ કે ક્યારે અને કેવું પરિવર્તન આવશે તે હું જાણતી નહોતી પણ વિધાતાએ તો જાણેલું જ હતું. તે માટે માર્ગ તૈયાર થઈ રહ્યો હતો. વિધાતાએ જે નિમ્યું હોય તેમાંથી કોઈ છટકી શકતું નથી.

બોરિસ લિયોનિદોવિચ, આ તું જાણતો અને સમજતો હતો. અને ગમે તેટલું કરે તોયે તારા શાણપણને કોઈ નકારી શકે તેમ નથી. અને હું તો તારી કળા અને ચિંતન પર મુગ્ધ થઈ ગઈ છું કારણ કે છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન મારે જે આફતો અને આઘાતો સહેવાં પડ્યાં હતાં તે પછી મારા મનને સ્વસ્થ કરવા ઈશ્વરે મને થોડો જ સમય આપ્યો છે.

મમતાભર્યો આ પ્રિય સ્વિટ્ઝર્લૅન્ડ દેશ વ્યક્તિની આધ્યાત્મિક સમતુલા પાછી લાવવા માટે જ જાણે સર્જાયો છે. અહીંની હવા મધુર અને શામક છે, અહીંની સડકો, ડુંગરો અને ખીણોમાં થઈને હળવાશથી લંબાતી જાય છે; ખેતરોનું નવું ઊગેલું ઘાસ તાજું લાગે છે

અને બાળકો અને પ્રૌઢો પણ મિત્રભાવ વરસાવ્યા કરે છે.

અત્યારે વસંતની શરૂઆત છે અને હજુ હવા ઠંડી છે. નવપર્ણો હજુ ફૂટયાં નથી; પણ બધાં જ વૃક્ષો પર હૂંફાળી ગરમીની રાહ જોઈ રહેલી કૂંપળો આવી ગઈ છે. ઝરણાં શુભ્ર, સ્વચ્છ બની ગયાં છે, અને તેમાં માછલીઓ ગેલ કરી રહી છે.

વચ્ચે વચ્ચે વરસાદ આવી જાય છે; પણ એ વસંતનો આનંદમ્હોર્યો, પંખીના ગાનથી ગુંજતો વરસાદ છે. ધરતી હજુ ઠંડી છે પણ વનમાં વાયોલેટ ફૂલ ખીલી ઊઠયાં છે અને ઘરોની ફરતે ટયુલિપ, નાર્સિસી, હાઈસિન્થ અને સ્નોડ્રોપનાં ફૂલોની બહાર આવી ગઈ છે. 'તેમાં એક છોડ મેં પહેલાં કદી જોયેલો નથી—આખો છોડ પીળાં ચળકતાં ફૂલોથી છવાઈ ગયો છે પણ તેને પાંદડાં છે જ નહિ. આ ચળકતાં પીળાં ફૂલનો એકાદ છોડ તો લગભગ દરેક ઘરમાં હોય છે.

હું કેવી ભાગ્યશાળી છું કે વસંત લગભગ બેરી ચૂકી છે અને ચોતરફ જીવનનો આ અનંત અને પ્રસન્નતાભર્યો નવોત્સર્ગ જોઈ રહી છું. મારા પતિના મૃત્યુ પછી અને મોસ્કો અને દિલ્હીમાં સહેલાં અપમાનો પછી, મારી બધી વેદનાઓ, અને કસોટીઓ પછી આવતો આ વાયુસંચાર, ઉત્કંઠા અને જીવન માટેની આ શ્રદ્ધા કેટલાં શાન્તિદાયક લાગે છે! ઓ નીલનયન સ્વિત્ઝર્લૅન્ડ, મારા પ્રત્યે આવો સદ્ભાવ બતાવ્યો તે માટે હું તારો આભાર માનું છું.

અને મારાં બાળકો અને મિત્રો, તમારે માટે પણ હવે તો વસંત આવી ગઈ છે. બરફ ઓગળી રહ્યો છે અને નદીઓ ઝડપથી વહી રહી છે. નવીન આસવની જેમ માદક બની રહેલી હવાને શ્વાસમાં લેજો અને સૂર્ય તરફ દૃષ્ટિ રાખજો અને કોઈ કરતાં કોઈનો ય ડર રાખજો મા.

ઓ મારાં બાળકો, રડશો નહિ—આ વસંત તમારે માટે સ્ફૂર્તિદાયક વાયુનો સ્પર્શ લાવો અને જીવનના અનિવાર્ય વિજયમાં અને તેના પુનઃપ્રાદુર્ભાવમાં શ્રદ્ધા સેવવાનું બળ તમને પ્રાપ્ત થાઓ.

*

દુર્વૃત્તિઓ જે જગવે જનોની,
તે ખેલ માંડે ભયથી ભરેલો;
ભર્યાં તળાવો તણી પાળ ખોદી
રોકી શકયા છે જળધોધ કોણ ? "

—શ્રી રમણભાઈ નીલકંઠ

# સાંપ્રત ભારતમાં રાષ્ટ્રવાદ અને ઉપરાષ્ટ્રવાદ*

**વી. વી. રમણમૂર્તિ**

**અનુ : હસમુખ પંડ્યા**

ભારતના રાષ્ટ્રવાદની નોંધ-યોગ્ય બાજુ તેની શરૂઆત કે તેનો વિકાસ નથી. પરંતુ, ૧૯૪૭માં તે તેના ઇતિહાસમાં, અતિ મહત્ત્વની કહી શકાય તેવી, પરાકાષ્ઠાએ પહોંચ્યો તે છે. ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસે, છેવટે, ૩જી જૂન ૧૯૪૭ના રોજ સ્વતંત્રતા માટે ભારતના ભાગલા પાડતી લોર્ડ માઉન્ટબેટનની દરખાસ્ત સ્વીકારી, અને ૧૫મી જૂન ૧૯૪૭ના રોજ અખિલ ભારતીય કોંગ્રેસ સમિતિએ જે ઠરાવ પસાર કર્યો તેમાં જણાવ્યું:

> "કોંગ્રેસ સતત એ વિચારનું સમર્થન કરતી આવી છે કે ભારતની એકતા જાળવાવી જોઈએ. અને સ્થાપના થઈ ત્યારથી...રાષ્ટ્રીય કોંગ્રેસે સ્વતંત્ર અને અખંડ ભારતની સિદ્ધિ માટે પ્રયત્નો કર્યા છે....માત્ર ભૂતકાળની બે પેઢીઓની મહેનત તથા બલિદાનો જ નહીં પરંતુ ભારતનો લાંબો ઇતિહાસ તથા પ્રણાલિકા આ આવશ્યક એકતાનાં સાક્ષી છે...મહાસમિતિ એવો વિશ્વાસ ધરાવે છે કે જ્યારે વર્તમાન લાગણીઓ શાંત થઈ જશે ત્યારે ભારતની સમસ્યાઓને યોગ્ય સંદર્ભમાં ચકાસવામાં આવશે અને ભારતના બે રાષ્ટ્રના ખોટા સિદ્ધાંતને અપ્રતિષ્ઠિત જાહેર કરીને સૌ તેનો ત્યાગ કરશે. ૧૯૪૭ની ૩જી જૂનની દરખાસ્તો ભારતમાંથી અમુક ભાગોને જુદા પાડશે. આ બાબત દુઃખદાયક હોવા છતાં પ્રવર્તમાન સંજોગોને ધ્યાનમાં લઈને મહાસમિતિ તેનો સ્વીકાર કરે છે."[1]

આ ઉપરથી ફલિત થાય છે કે કોંગ્રેસે ભારતના ભાગલાના આનુષંગિક નિર્ણયને બંધનકારક ગણ્યો હતો.

કોંગ્રેસની રાષ્ટ્રીય ચળવળની અગાઉની બાંહેધરીઓથી તદ્દન જુદી પડતી કોઈ બાંહેધરી હોય તો તે બે રાજ્યોમાં ભારતના ભાગલા પાડનારી તેની આ પ્રવૃત્તિ છે. અખિલ ભારતીય કોંગ્રેસે તેની સ્થાપના થઈ ત્યારથી જ હિન્દુ-મુસ્લિમ એકતા માટે સતત આગ્રહ રાખેલો. ૧૯૧૩માં કરાંચી ખાતે કોંગ્રેસની વાર્ષિક બેઠક નવાબ સૈયદ મોહંમદ બહાદુરના પ્રમુખપદે મળી ત્યારે એવું ઠરાવવામાં આવ્યું કે બ્રિટન પાસેથી ભારતની સ્વતંત્રતા મેળવવા માટે હિન્દુઓ તથા મુસ્લિમોએ એક સાથે કાર્ય કરવું જોઈએ. ૧૯૧૩માં અનેક ઠરાવો કોંગ્રેસે પસાર કર્યા, તેમાં એવો પણ એક ઠરાવ હતો કે 'અખિલ ભારતીય મુસ્લિમ લીગે બ્રિટિશસામ્રાજ્યમાં રહીને ભારત માટે સ્વ-શાસનનો જે વિચાર સ્વીકાર્યો છે તેની કોંગ્રેસ કદરબૂજ સહિત નોંધ લે છે.'[2] આ પછી કોંગ્રેસે ૧૯૧૫માં મુંબઈ ખાતે, સ્વસરકારની સમાન યોજનાના ઘડતરમાં મુસ્લિમ લીગની કારોબારી સાથે મંત્રણા કરવાની સત્તા તેની મહાસમિતિને આપી ત્યારે આ બંને કોમો વચ્ચેની શુભેચ્છાઓની ભાવના વધુ દૃઢ બની હતી.

હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચેના સંપને ૧૯૧૬માં લખનૌ ખાતે વધુ મજબૂત બનાવાયો. જેને 'સંયુક્ત કોંગ્રેસ' તરીકે ઓળખવામાં આવે છે. અખિલ ભારતીય કોંગ્રેસના ઇતિહાસકાર નોંધે છે, "કોંગ્રેસની લખનૌ ખાતેની બેઠક હિંદુમુસ્લિમ ભાઈચારા માટે તથા સ્વશાસનની યોજના ઘડવામાં આવી તે માટે સંપૂર્ણપણે અપૂર્વ હતી."[3] બાદ પ્રથમ વિશ્વયુદ્ધ પછી ભારતમાં ગાંધીજીએ જે ખિલાફત ચળવળ ચલાવી તેના પરિણામે પણ ભારતીય કોંગ્રેસમાં હિંદુઓ તથા મુસ્લિમો સમાન ભૂમિકા પર આવ્યા.[4] અલબત્ત, ત્યાર પછીના ભારતીય રાજકારણના વિકાસે બન્ને કોમો વચ્ચે રહેલ મતભેદોને પ્રકાશમાં આણ્યા. પરિણામે, સંયુક્ત ભારતનું ધ્યેય જે ૧૯૪૭ સુધીની રાષ્ટ્રીય ચળવળ સુધી ગાંધીજી જેવાઓના નેતૃત્વના કારણે સચવાઈ રહ્યું હતું તેની સામે સંઘર્ષ શરૂ થયો.

અહીં, સાહજિક રીતે જ, પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે 'અખિલ ભારતીય કોંગ્રેસે ભારતના ભાગલાનો સ્વીકાર

* *QUEST, Writer, 1968*; લેખકની સંમતિથી, સાભાર.

શા માટે કર્યો ?' આ માટે કોંગ્રેસે જે કારણો રજૂ કર્યાં છે તે તપાસવાં જરૂરી છે. માઉન્ટબેટન યોજના એ ભારતમાંના પોતાના સામ્રાજ્યના અંત માટેની બ્રિટિશ સરકારની પહેલી અને છેલ્લી દરખાસ્ત હતી તે વિચારનું આ સમયના ઐતિહાસિક પુરાવાઓ સમર્થન કરતા નથી. તે જ પ્રમાણે સ્વતંત્ર ભારત માટેની બીજી વૈકલ્પિક યોજનાઓ એકીકરણના ખ્યાલને પુષ્ટિ આપે તેવી ન હતી તેમ કહેવું પણ બરાબર નથી. ખરેખર તો ૧૯૪૬માં ૧૬મી મેના રોજ રજૂ થયેલ કેબિનેટ મિશનની યોજનામાં સંયુક્ત ભારત માટેની દરખાસ્ત અંગે ગંભીરતાપૂર્વક વિચાર કરવામાં આવ્યો હતો. ભાગલાના પ્રશ્નની વિચારણા કરીને કેબિનેટ મિશન એક અવાજે એવા નિર્ણય પર આવ્યું હતું કે ભારતના કોઈ પણ પ્રકારના ભાગલા પાયમાલીનું સર્જન કરશે. નવી દિલ્હીમા ૧૯૪૬ની ૧૬મી મેના રોજ કેબિનેટ મિશને પોતાના અહેવાલમાં જણાવ્યું :

"મિશન સમક્ષ જે થોકબંધ પુરાવાઓ રજૂ કરવામાં આવ્યા છે... તેણે બતાવ્યું છે કે મુસ્લિમ લીગના ટેકેદારો સિવાયના તમામમાં ભારતની એકતા માટેની વ્યાપક ઇચ્છા રહેલી છે...મુસ્લિમ લીગે રજૂ કરેલી માંગણીઓ પ્રમાણે પાકિસ્તાનનું સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય સ્થાપવામાં આવશે તો પણ કોમી લઘુમતીની સમસ્યા ઉકેલાવાની નથી. અગાઉની જોરદાર દલીલો ઉપરાંત, વહીવટી, આર્થિક અને લશ્કરી જેવી અગત્યની બાબતોને પણ ધ્યાનમાં લેવી જોઈએ...છેવટે એ ભૌગોલિક હકીકતને પણ ધ્યાનમાં લેવી જોઈએ કે સૂચિત પાકિસ્તાન રાજ્યના બે ભાગ વચ્ચે લગભગ સાતસો માઈલનું અંતર છે.. અમે તેથી બ્રિટિશ સરકારને એવી સલાહ આપી શકીએ તેમ નથી કે અત્યારે બ્રિટનના હાથમાં જે સત્તા છે તેને બે સંપૂર્ણ સ્વતંત્ર સાર્વભૌમ રાજ્યોને સોંપી દેવી."[૫]

આ પાયા પર કેબિનેટ મિશને સંયુક્ત ભારત માટે સમવાય સરકારની યોજના સૂચવી પણ હતી.

જો ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસે ભારતની એકતાને જાળવી રાખવાનું સ્વીકાર્યું હતું તો મે ૧૯૪૬માં કેબિનેટ મિશને સંગઠિત રચનાની જે દરખાસ્ત રજૂ કરી હતી તેનો અસ્વીકાર કરવા માટે તેની પાસે ખુલાસો માંગવો વાજબી છે. કોંગ્રેસે પોતાના લક્ષ્યાંક તરીકે વારંવાર ભારતીય એકતાનો જે આદર્શ રજૂ કર્યો હતો તેને ખૂબ જ મળતી આ દરખાસ્ત હતી. લુઈ ફિશર કેબિનેટ મિશન યોજના વિષે લખે છે:

"સિંહાવલોકન કરતાં જણાય છે કે બ્રિટિશ દરખાસ્ત રજૂ થઈ હતી તે ગાંધી, નહેરુ અને કોંગ્રેસ જે આશા રાખતા હતા તેના સંદર્ભમાં સર્વોત્તમ હતી. ભારતના ભાગલા કરતાં–જે ખરેખર પાડવામાં આવ્યા–તે ઘણી જ સરસ દરખાસ્ત હતી...જેમાં ફેરફાર થઈ શક્યા હોત તથા જેને વધુ સારું સ્વરૂપ આપી શકાયું હોત એવી ૧૯૪૬ના મેની બ્રિટિશ યોજનામાં સંયુક્ત ભારતની એક સમવાય સરકાર સાથેની જોગવાઈ કરવામાં આવી હતી અને તેથી તે જો સ્વીકારવામાં આવી હોત તો પાછળથી વિભાજનના વાઢકાપથી જે ભયંકર ત્રાસ સર્જાયો તેને રોકી શકાયો હોત."[૬]

કેબિનેટ મિશન યોજના સંબંધી ગાંધીજીની પણ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસને આ જ સલાહ હતી. અને કોંગ્રેસે આ યોજના સ્વીકારવી જોઈએ તેવી ગાંધીજીએ ભલામણ પણ કરી હતી ૧૯૪૬ના ૨૬મી મેના 'હરિજન'માં લખતાં ગાંધીજીએ જણાવ્યું :

"બ્રિટિશ સરકાર વતી કેબિનેટ મિશને તથા વાઈસરોયે બહાર પાડેલ રાજ્યદસ્તાવેજનો ચાર દિવસ સુધી ઝીણવટભર્યો અભ્યાસ કર્યા પછી મારી માન્યતા દઢ બની છે કે આવા સંજોગોમા બ્રિટિશ સરકારે બહાર પાડેલો તે ઉત્તમ દસ્તાવેજ છે"[૭] (લિપિફેર અક્ષરો લેખકના છે)

રાષ્ટ્રપિતાની આ સ્પષ્ટ ટીકા પછી ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસે જે એવી દલીલ રજૂ કરેલી કે અત્યારે પ્રવર્તતા સંજોગોને ધ્યાનમાં લઈને તેણે ૧૯૪૭ની ૩ જી જૂનની માઉન્ટબેટનની ભારતના ભાગલા પાડતી દરખાસ્તને સ્વીકારી છે, તે તો પહેલેથી જ આવું માનવા તત્પર હોય તેને જ ગળે ઊતરે.

જો કોંગ્રેસને મન ભારતની એકતા એ તમામ બાબતોમાં અગત્યની બાબત હતી તો તેણે ભાગલા સિવાયની બીજી કોઈપણ દરખાસ્તને સ્વીકારી લેવી જોઈતી હતી. ૧૫ મી જૂન ૧૯૪૭ના રોજ મહાસમિતિમાં માઉન્ટબેટન–યોજનાની ચર્ચા દરમ્યાન ભારતીય રાષ્ટ્રીય

મૌગ્ધ્ય અને યુવાવયના સંધિકાળમાં ઊછળતા ઊર્મિ-ઓઘને અનુભવતી અને સુરમ્ય ભાવિ વિષેની મધુર એષણાઓના પૂરમાં વહ્યે જતા હૃદયને સંવારતા મથતી કન્યાઓના સૌંદર્યસભર કારુણ્યનીતર્યા જીવનનું અદ્‌ભુત નિરૂપણ કરતી વાર્તાઓમાં સુંદરમ્‌ની વાર્તાકાર તરીકેની એક સિદ્ધિનાં દર્શન થાય છે. ગ્રામસમાજ અને નગરસમાજ તેમજ સંપન્ન વર્ગ અને અકિંચન વર્ગના બહોળા કુટુંબમાં ઊછરતી કન્યાઓની સ્ત્રીજીવનમાં થતી ગતિના માર્દવભર્યાં કરુણસુંદર ચિત્રો આલેખતી સુંદરમ્‌ની લેખિની વાર્તામાં અવનવા ઘાટ ઉતારતી એક એવી ક્ષણ ઉપર આવી વિરમે છે જે ક્ષણ સંપૂર્ણ કલાત્મક એવી એવી કૃતિનું મુખ્ય નિર્ણાયક બળ બને છે 'જ્યાં જે ક્ષણે વાર્તા અટકવી જોઈએ ત્યાં તે ન અટકે અને આગળ ચાલે તો વાર્તાનું સમગ્ર કલેવર ખંડિત થાય છે'– શ્રી. જયંતી દલાલના આ ચિંત્ય વિધાનનો મર્મ સુંદરમ્‌ની કેટલીક વાર્તાઓનો અંત સમજતાં આપોઆપ ઊકલી આવે છે. વાર્તામાં સમરસ થયેલો અને વાર્તાના આરંભથી લઈ અંત લગી અક્ષુણ્ણ વહેતો રહેલો કથાપ્રસંગ વાર્તાના અંતે એવી એક મહાન જીવનવ્યાપક ઘટનામાં પરિણમે છે જેનું વિશ્લેષણ કરતાં કલાસ્વરૂપ એક કેવી સંકુલ અભિવ્યક્તિની નીપજ છે તેનો પરિચય થાય છે. કોઈ તારવી શકાય એવી ઘટના ન હોવા છતાં જીવનમાં અનિવાર્યપણે અનુભવવા પડે એવા સાદા છતાં સંકુલ પ્રસંગમાંની એમની વાર્તા જીવનસમગ્રને વ્યાપી તે જીવનને પણ અતિક્રમી જતી ઘટનામાં પરિણમે છે. એમની વાર્તાઓના સંચલનમાં રહેલો શાશ્વત જીવનરસ એક મુખ્ય પરિબળ તો છે જ પણ તે સાથે કથાસંચલનમાં પ્રગટ અને પ્રચ્છન્નપણે રહેલ અપૂર્વ ક્રિયાવેગ એક બીજું મુખ્ય પરિબળ છે. આ અપૂર્વ ક્રિયાવેગ ભાષાંતર્ગત વહેતા અસંખ્ય લયપ્રવાહો અને અર્થપ્રવાહોની ભૂમિકાએ ઉદ્‌ભવે છે–વિકસે છે–વિરમે છે વાર્તાંતર્ગત વહેતાં સ્વરૂપોમાં સુંદરમે આ ક્રિયાવેગને જે સાહજિકતાથી પ્રયોજેલ છે તેમાં એમની વર્ણનશક્તિ અને આ વર્ણનશક્તિના સાયુજ્યમાં રહેલી એમની કથનશક્તિનું રહસ્ય રહેલું છે. એમની વર્ણનશક્તિના સંદર્ભમાં એક વાર શ્રી. ઉમાશંકરભાઈએ માર્મિક રીતે કહેલું કે તમે સુંદરમને ઘેર નિમંત્રો અને પછી જુઓ એ રાચરચીલાવાળો આખો ઓરડો જ જતી વેળાએ સાથે લઈ જશે. વર્ણનપ્રસ્તાર એ ક્યારેક એમની વાર્તામાં નિવારી શકાઈ હોત તેવી એક નબળાઈ તરીકે પણ આવે છે

હાસ્ય–કટાક્ષ અને કરુણ એમ ત્રણ તાર ઉપર વણાતું કથન એક એવો વણાટ ઉપસાવે છે જે પૂરું થયે એમાંથી ભાગ્યે જ એક તારને બીજાથી જુદો તારવી શકાય શ્રી. રવીન્દ્રનાથના કથાસાહિત્યમાં નર્યા જીવનથી છલકતા બુલંદ હાસ્યનો તેમજ ટોળટીખળ અને રસભર્યાં માર્મિક કટાક્ષોનો જે પરિચય થાય છે તે પરિચય સુંદરમ્‌ની વાર્તાઓમાં થાય છે. 'ભીમજીભાઈ' નામની વાર્તા આનું ઉત્તમ ઉદાહરણ છે. એમની કેટલી બધી વાર્તાઓ હાસ્ય અને કટાક્ષના તીવ્ર રસાયણે રસાએલી છે!

'ઊગરતાં છોરુ', 'જમીનદાર', 'માજા વેલાનું મૃત્યુ', 'પહાડનો પ્રવાસ' તેમજ 'મીન પિયાસી' જેવી વાર્તાઓમાં સામાજિક સંપ્રજ્ઞતાનો વ્યાપ સુપેરે અંકાએલો હોવા છતાં અહીં લેખકની તીવ્ર સભાનતા તેમજ વર્ગવિભેદના અનુલક્ષમાં પ્રગટતો દૃષ્ટિકોણ સ્પષ્ટ જણાઈ આવે છે. મૃત્યુના ભવ્ય સાન્નિધ્યનો અનુભવ 'માજા વેલાનું મૃત્યુ' નામની બલિષ્ઠ કૃતિમાં થાય છે જે અનન્ય છે. એ વાર્તાના ઉઘાડમાં જ ટાવરનું વર્ણન તપોવનના ઊંચા પ્રાચીન વટવૃક્ષના રૂપક દ્વારા આપી માજા વેલાના પ્રગલ્ભ વ્યક્તિત્વની એક કેવી ભવ્ય પ્રસન્ન મુદ્રા ઉપસાવી આપી છે? આ વાર્તાઓ વિશે એક જુદા દૃષ્ટિકોણથી લખી શકાય. અહીં એ વાર્તાઓ વિશે લખવું છે જેનાં સ્ત્રીપાત્રોનું હૃદયઔદાર્ય તેમજ આત્મસૌંદર્ય વિશેષ સ્પર્શે તેમ છે.

'પૂનમડી', 'ખોલકી', 'નાગરિકા', 'પુષ્પિતા', 'ઉલ્કા', 'આશા' અને 'માને ખોળે'—આ સાત વાર્તાઓનું એકમ સુંદરમ્‌માં રહેલા એક એવા સમૃદ્ધ વાર્તાકારનો પરિચય કરાવે છે જેણે સ્ત્રીહૃદયની સૂક્ષ્મ આંતર વ્યથાઓને હૃદયના પ્રત્યેક સ્પંદ પર ઝીલી છે. લેખકની વિશાળ આત્માનુભૂતિનો અહીં હૃદ્ય પરિચય થાય છે.

'પૂનમડી'ના આરંભમાં લોકગીતની એક પંક્તિ ટાંકેલી છે. 'પૂનમ કેરી પાંદડી, જારે અંધારા દેશે'— આ ગીતપંક્તિમાં ઘૂંટાએલા એક દર્દનો પડઘો વાર્તામાં પડઘાયા કરે છે. વાર્તાના અંતે મનમાં જે ગૂંજી રહે છે

તે તો છે કરુણ એવું 'પૂનમડીનું' હૃદયગીત. વાર્તાના અંતને આ પંક્તિના સંદર્ભમાં તેમજ એક પાત્રના મુખે બે વાર જુદે જુદે સમયે બોલાએલા એકના એક જ શબ્દોના સંદર્ભમાં સમજવાનો છે. એ જ શબ્દો પણ જુદી જુદી પરિસ્થિતિના અનુસંધાનમાં કેવા જુદા જુદા અર્થો જન્માવે છે. 'હવે ત્યાં રસ્તા પર તે શું બન્યું છે કે ઠૂંઠકાની પેઠે ઊભા ઊભા તાકયા કરો છો?' અગાસીમાં ઊભેલા પતિને ઉદ્દેશીને બોલાએલા આ શબ્દો પત્નીના જાજરમાન વ્યક્તિત્વનો ખ્યાલ આપે છે, પણ આ જ શબ્દો વાર્તાને અંતે અગાસીમાં ઊભેલા પતિને સંબોધી બોલાય છે ત્યારે એક ન શમે એવો કરુણ ધ્વનિ એમાંથી ઊઠે છે. પતિપત્નીના નાના મોટા રસિક કલહોની વચ્ચે પાંગરતા ગૃહજીવનનું ચિત્ર અહીં ધીરે ધીરે ઊઘડતું આવે છે. માત્ર રોષથી પતિને મૂંઝવતી લીલા કયારેક ખુરશી પર જ પતિને કેદ કરી 'બોલો, ડાબે કે જમણે? ડાબે કે જમણે?' એમ બોલતી પતિના ગાલ ઉપર ચૂમીઓ વરસાવી દે છે. ઘરની ચાર દીવાલોમાંની નાનીમોટી વસ્તુઓનું ઝીણવટભર્યું વર્ણન અન્ય વાર્તાઓની જેમ અહીં પણ છે. કેટલાં બધાં ચિત્રો સુંદરમ્ આપે છે! એક રીતે જોઈએ તો એમની વાર્તાઓ ગૃહજીવનનાં દસ્તાવેજી ચિત્રો documentary films જેવી છે. જેમ અહીં તેમ અન્ય વાર્તાઓમાં પણ એ ઘણા બધા ભિન્ન ભિન્ન અવાજોનો વિનિયોગ કરે છે. એક સમયે એકથી અધિક માનવઅવાજોનો વાર્તામાં ઉપયોગ કરવો એ સહેલી વસ્તુ નથી અને ખરી ખૂબી તો ત્યાં છે જ્યારે આ બધા ભિન્ન ભિન્ન અવાજો એકમેકના પૂરક બનતા આવી અંતે એક અખંડ અવાજરૂપે વાર્તામાં ગુંજી રહે.—'પૂનમડી' માં સાંભળવા મળે છે અનેક અવાજોમાંથી તરી આવેલો એક અખંડ અવાજ જે કરુણ સ્પંદનો જગાડતો મનમાં લાંબો કાળ ઘુમરાયા કરે છે. પૂનમડી માતાપિતા મર્યે માશીને ત્યાં આવેલી અને દીકરીની પેઠે ઘરમાં ગોઠવાઈ ગએલી. 'માથેની બાંધેલી પોટલીમાંથી જેમ ઘાસ લચી પડતું તેમ એણે અંગે પહેરેલાં કસકસતાં વસ્ત્રોમાંથી એનો સશક્ત, ચપળ અને ગૌર દેહ લચી પડતો.'—પૂનમડીનું આ નિત્ય તાજું ગુલાબી ચિત્ર લીલાના પતિના છજાના જીવનને ઘડીભર રસિક કરી જતું. 'પાણી ઉપર પોયણું તરે તેમ દાદર ઉપર પૂનમડીનું ડોકું' પછી તો રોજ દેખાતું થયું કારણ કે લીલાની તબિયત બગડતાં ઘરમાં કામ કરવાનું પૂનમડીએ ઉઠાવી લીધેલું, અને વખત જતાં લીલા અને પૂનમડી વચ્ચે એક એવો ગાઢ હૃદયસંબંધ બંધાઈ ગએલો કે લીલા પૂનમડીને દીકરીની જેમ કેળવતી ગઈ. સંસ્કારનો ઓપ ચડતાં પૂનમડીનું રૂપ ધીરે ધીરે કળા કરવા લાગ્યું. કેશ ગૂંથતી સ્ત્રીનું ચિત્ર જોઈ એ પ્રમાણે કેશ ગૂંથવાનું કરતી પૂનમડીનું ચિત્ર કેટલું બધું નિર્દોષ અને સુંદર છે. જોતજોતામાં લીલાની જેમ એ ઓઢવા પહેરવાનું શીખી જાય છે. પૂનમડીનું નીરંગ જીવન લીલા અને એના પતિના ગૃહજીવનના વિવિધ રંગોના પટમાં મેળવાતું જઈ અજબ રીતે રંગાતું ગયું. વખતના વહેવા સાથે વધતો આ આનંદ એક એવી દિશામાં ફંટાયો જ્યાં ન સમજી શકાય તેવો એક અર્થ રહેલો હતો. પૂનમડીને જવાનું થયું એના વરને ત્યાં. વર કેવો?— 'કાળો કાળો શીશમ જેવો.' ' અને પૂનમડીથી એક વેંત તો નીચો ઢીંગલા જેવો.'

નાના તોફાની બાળકોના મુખેથી બોલાએલાં આ મજાક ભર્યાં વાકયોનો ધ્વનિ એક ઘેરી અસર જન્માવે છે. પતિ-પત્ની બંનેના હૃદયમાં એકરસ થઈ ગયેલી પૂનમડી સાસરે જવા નીકળી ત્યારે લીલાએ છેલ્લીવારકું એનું માથું ગૂંથવામાં અને આંસુ પાડવામાં ઘણો બધો સમય કાઢી નાખ્યો. ગામ આખું આ માબાપ વગરની ફૂટડી અને સ્વભાવે શીળી છોકરીને વળાવવા ગયું ત્યારે મંજુલરામ છજામાં ઊભા ઊભા વિમાસતા હતા: 'દૈવના પ્રાબલ્યને વશ થઈ ઢીંચણ પર માથું ઢાળી તે અહીં બારીમાં બેઠી હતી. મારા હૃદયને એનું માથું અડી રહ્યું હતું.' તંદ્રા ભાંગી. એક અવાજ એમના મનમાં ઊંડો ઊતરતો ગયો. એ અવાજ હતો–'પૂનમ કેરી પાંદડી, જારે અંધારા દેશ' એમણે બીજો અવાજ સાંભળ્યો–'ચાલો હવે ઘરમાં. ત્યાં શું જોવાનું છે તે તાકયા કરો છો!' લીલાને ખબર છે કે રસિક પતિનું હૃદય તે નિર્દોષ ગ્રામકન્યા પ્રત્યેના વાત્સલ્યને લઈ કેવું દ્રવી ઊઠયું છે? વાર્તામાં રસિક ભાવનું વાત્સલ્યપૂર્ણ ભાવમાં થતું રૂપાંતર કલાત્મક રીતે નિરૂપાયું છે.

'ખોલકી' અને 'નાગરિકા' સામસામા છેડાની વાર્તાઓ છે. બંને સ્ત્રીપાત્રોના બે ભિન્ન સમાજ વચ્ચે ઘણું બધું અંતર છે. એક નોંધપાત્ર બિના એ છે કે સુંદરમ્નાં સ્ત્રીપાત્રો કુટુંબ–સમાજના આશ્રયે વિકસે છે

એટલે અંગત વ્યક્તિત્વના કોઈ ક્રાન્તિકારી આવિષ્કારોનો અહીં પ્રશ્ન જ ઊભો થતો નથી. વ્યક્તિત્વના લોપમાં જ વ્યક્તિત્વને એક વિશાળ અર્થમાં પ્રમાણવું એવી એક સૂઝ આ પાત્રોએ જાણે કે જન્મથી જ કેળવી ન લીધી હોય! ખોલકી સામૂહિક કુટુંબભાવનાનું, એ જે નીચલા થરના સમાજમાંથી આવે છે તે સમાજભાવનાનું જેમ એક પ્રતીક છે તેમ નાગરિકા પણ ઉચ્ચ કુટુંબ –ઉચ્ચ સમાજના એક સંપન્ન વર્ગનું પ્રતીક છે. આ બે સ્ત્રીપાત્રો વચ્ચે વર્ગવિભેદની એક મોટી આડ છતાં બંને વચ્ચે એક અદ્‌ભુત સામ્ય છે અને તે એમનું મહાન આત્મઔદાર્ય. એમનાં સઘળાં જ સ્ત્રીપાત્રોમાં આ આત્મઔદાર્યનો ગુણ જોવા મળે છે. કુટુંબે જે વ્યક્તિનો સ્વીકાર કર્યો તે વ્યક્તિને હૃદયથી સ્વીકારવામાં જ ધર્મ જોતી ખોલકી નાગરિકા અને આશા અંતર ઉપર કેવી મોટી શિલા મૂકી જીવનનો મૂંગો મૂંગો સ્વીકાર કરી લે છે! આ ત્રણે સ્ત્રીહૃદયનો અનાદર, એમના આત્મગૌરવનો અનાદર એમને પ્રાપ્ત થયેલા પુરુષે પક્ષેપક્ષ કર્યો છે. છતાં આ પાત્રો એક કેવું મૌન સેવી રહ્યાં; કોઈ આ પાત્રોને બિચારાં કહી એમનું અપમાન કરશે તો એ પણ સહી લે એવાં આ પાત્રો, સ્ત્રીની સહનશીલતા સંતની સહનશીલતા કરતાં પણ મહાન છે તેના ઉદાહરણ રૂપ છે. ખોલકી એ સ્ત્રીવર્ગનું પ્રતિનિધિત્વ કરે છે જેના લલાટમાં અપાર દુઃખ જન્મથી જ લખાઈને આવેલું હોય છે. 'માને ખોળે' ની શબૂને આ લલાટલેખને કારણે જ કદાચ ક્રૂર મોતે મરવું પડે છે. નાગરિકા અને આશા સંપન્ન વર્ગનાં પાત્રો હોવાથી ખોલકી કે શબૂ જેટલી તીવ્ર વ્યથા અને અપમાનનો ભોગ નથી બનતાં પણ આ બંને સુકુમાર પાત્રોની હૃદયવ્યથા ક્યારેક તારસ્વરે ફેલાઈ વળે છે.

નામ તો એનું છે ચંદન, ખોલકી નહીં. જરઠ થતા આવતા પતિ સાથેના પહેલા રાત્રિવાસ દરમ્યાન રુગ્ણ જાતીય વૃત્તિથી પીડાતા અને મરવાના વાંકે જીવતા પતિનું પત્નીને પ્રથમ સંબોધન 'ખોલકી'! ગભરુ ચંદન અને એને થયેલું ઉદ્‌બોધન–'ખોલકી'! એમાં જ એક કરુણ કટાક્ષ રહેલો છે. ફળિયામાં ખાટલે બેઠેલા ભાયડાઓમાં બેઠેલા પતિને શોધતી નજર સામેના મકાનની બારીની તરાડમાંથી આવી રહી છે. 'એ કિયા?' તે શોધતી ચંદનને એની ભાભી પકડી પાડે છે–'આમ ચંદનબા, આમ સંતાઈ સંતાઈને શું ભાળો છો?' આંગળી ચીંધી ચંદનની ભાભીએ જે ઓળખ પાડી 'જુઓ પેલા.' ચંદને પૂછ્યું 'ચિયા?' ત્યારે તે બોલી: 'પેલો ગળાનો હૈડિયો મોટો ખારેક જેવો દેખાય સે તે તે. હા, જુઓ, આ હમણેં ગડફો કાઢ્યો તે.' આખીય વાત ચંદનના મુખે ચાલી આવે છે તે જોતાં જ્યારે પાણી પીતા પતિને ઉદ્દેશી એના ઊંચા નીચા હૈડિયાને જુગુપ્સાપ્રેરક ઉપમામાં ફેરવતા શબ્દો ચંદન બોલે છે ત્યારે એના કરુણ છતાં ભીના તાટસ્થ્યનો જે પરિચય થાય છે તે અસ્વસ્થ કરી મૂકે એવો છે: 'એમણે ઊંચે પવાલે પીધું ત્યારે એમના ગળાનો હૈડિયો ઊંદરડી પેઠે ઊંચોનીચો થતો હતો.'

પડોશણના ઘરમાં ભાભીએ કરેલ વ્યવસ્થા પ્રમાણે રાત્રે બધા જંપી ગયા ત્યારે ચંદન ભાભી સાથે આવી લાગી. ફફડતા હૈયે દાદર ચડી મેડી ઉપર આવી. પેલું 'પુરુપટેંડુ' ખાટલા ઉપર ખોં ખોં કરતું બેઠું હતું. પડોશણે નીચે દીવો ઓલવતાં જે શબ્દો–'મારી વાંઝણીના ઘરનાં આવાં ભાગ્ય ક્યાંથી'–કાઢેલા તે ચંદનના મનમાં ઘુમરાતા હતા. અરધી આવરદા પાર કરી ચૂકેલા અને આગલી મૃત પત્નીનાં ત્રણ બાળકોના બાપે ચંદનને 'ચાલ' કહ્યું અને એને ખાંસી ચડી એણે થૂંકવા બારીમાંથી ડોકું કાઢ્યું–અંદર લીધું–ભોંય પર થૂંક પડ્યું તે ચંદને સાંભળ્યું. કેટલી તીવ્ર સજગતા હશે એનામાં. પેલાએ સિગારેટ સળગાવી. આ એક સુંદર પ્રયુક્તિ છે. લેખકે સિગારેટના પ્રકાશમાં–દીવાસળીના ભડકે કરીને મોટી ઝાળ થઈ એમાં પેલાનું મોઢું, એની લાંબી સૂપડી જેવી મૂછો અને એના મોઢામાં ઊંચાં ઉપસી આવેલાં હાડકાં–એક આખું કંકાલ મુખ બતાવી દીધું. ચંદન પતિના વાગે એવા પાંસળાં નીકળેલા પડખામાં અનિચ્છાએ પેઠી. 'લાવ દીવો હોલવી નાખું' કહી પેલાએ દીવો હોલવી નાંખ્યો. ચંદનની ભાભીએ જતાં જતાં કહેલું '...અને હવે મારું મૂલ. જે બને તે મને રજેરજ કહેવાનું' શું કહે ગભરુ પારેવડી જેવી ચંદન? એ શું એની ભાભીને એમ કહે કે એણે જ્યારે એના ગાલ ગાલે ઘસ્યા ત્યારે એની દાઢીનાં ખૂંપરાં ખૂંચતાં હતાં, પાંસળાં પડખામાં પેસી જતાં હતા, દાંત ગાલ ઉપર ભિડાતાં ચીસ નીકળી જતી હતી અને છેલ્લે એના સંભ્રમ સ્ત્રીત્વના ગૌરવનું અત્યંત હીન એવું અપમાન કરતા, ઘસીને વળગીને સૂતેલા એના દેહને આંચકો મારતી વેળાએ

બોલાએલા આ શબ્દો એણે કહેવા ?—' આમ ફરને, ખોલકી !'

'નાગરિકા'માં પણ આખીય વાત નાગરિકાને મુખે ઊચ્ચરતી આવે છે. પણ અહીં આખું વાતા-વરણ– ભાષા-સમાજ સઘળું ભિન્ન છે ખોલકીનો સમાજ ' હર છે. નાગરિકાનો સમાજ પોચો સુધરુ અને સંસ્કારી છે. આમ છતાં, ભર્યા ભર્યા ઘરમાં જતી નાગરિકા એક અસહ્ય એકલતા, એક અસહ્ય ઉપે-ક્ષા, એક અસહ્ય નૈરાશ્યનો અનુભવ કરે છે–પતિના સાન્નિધ્યમાં. જેની સાથે જેનું જીવન જોડાયું છે તે ઘેલો જરૂર છે–આદર્શઘેલો, ચંદ્રમાને અજવાળે વાગ્દત્તાની સમીપ એકધારી તકલી કાંતે જતા યુવકને જોઈ નાગરિ-કાને ભાવિ પતિની રસિકતાનો આંક કેટલો છે એનો ખ્યાલ આવી ગએલો. આ રસિક અને સમજુ કન્યાએ ત્યારે મન વાળેલું અને અંતરમાં પેલું વાક્ય રમતું મૂકેલું 'એ નાગરોમાં એ રત્ન જેવા છે એ રત્નને તો હું હૈયે ઝુલાવીશ' પણ નાગરિકાનું આ રત્ન તો રત્ન જ નીકળ્યું–નાનું સોહામણું નાજુક, પણ હૈયા વગરનું. નાગરિકા જીવનને ભરી દેતા કોઇ ધોધમાર પ્રવાહના અવતરણની પ્રતીક્ષામાં દિવસો લગી, મહિનાઓ લગી બેઠી રહી પણ... 'એ તો નહિ કહું કોઈનેય હું કદી દુઃખી રહી છું?' પોતાની હૃદયવ્યથા પ્રત્યે સહેજ ઈંગિત કરી દઈ વાત તો કરે છે, ઘરની કુટુંબની અને નાની મોટી ઘણી વસ્તુઓની. નાગર કન્યામાં સહજ એવી નર્મ શક્તિ અને કટાક્ષ કરવાની વૃત્તિ એનામાં છે. જે સામ-યિકો આવ્યાં છે. તેના લખાણનો જે એક રસિક રીવ્યુ નાગરિકા લે છે તે ઉપરથી તેની હાસ્યવૃત્તિ કેટલી તીવ્ર છે તેનો ખ્યાલ આવે છે. કિશોરલાલનો લેખ જોઈ એ બોલે છેઃ' કિશોરલાલનો એક લાંબો લેખ ચીપિયો લઈને ઊભેલા ખાખી બાવાની જેવા ડોળા ધુરકાવતો મારી સામે પડ્યો હતો.' પરણ્યા પછી અઠવાડિયે એ સાસરે આવી તે જ દિવસે એનું હૈયું ચીમળાઈ ગયું—સ્ત્રીના હૃદયની વૃત્તિઓને નહીં સમજી શકતા એક આદર્શપ્રિય પણ બોટ પતિને કારણે. દિવસ આખો કામમાં રહી સાંજે તો એ ફરવા ચાલ્યા ગયા અને રાત્રે પાછા ફરી એ સીધા સીડીઓ ચડતા પોતાના ઓરડે જઈ બેસી ગયા. નાગરિકા સૌથી ઊંચે મજલે બેઠેલા પતિ પાસે પહોંચ-વા કેટલીય સીડીઓ ચડી, કેટલાય ઓરડા નજર આગ-ળથી પસાર કરી મનમાં વિમાસતી વિમાસતી આવતી હતી : એક વખત આ બધા ઓરડા વસ્તીથી ભરચક હતા પણ આજે એ એકલા જ કુળદીપક રહ્યા હતા. શું વળી એ ઓરડા પાછા ભરચક બનશે? વાર્તામાં આ પ્રશ્નાર્થ મોટો થતો અંતે વાર્તાને આવરી વળે છે હૃદયમાં અગમ્ય ધબકાર સાથે આવતી નાગરિકા જેવી ઓરડામાં પ્રવેશે છે ત્યાં નાની અમથી ઘટના બની જાય છે. એ-મના હાથમાંથી ચોપડી પડતાં એમાંની કાપલીઓ ઊડાઊડ કરવા માંડે છે, એ કાપલીઓ ભેગી કરવા મથે છે પણ આવે આવે ને ઊડી જાય. અંતે 'અવાજમાં કરુણ વિનંતી સાથે એમણે કહ્યું 'જરા બારણું વાસો ને!' બારણું વારે વારે ઊઘડી જતું. આખરે ફરી એ બોલ્યા 'અંદરની પકડ પણ બહુ સારી નથી. તમે બહારથી વાસીને બાજુના ઓરડામાં બેસો જરા, આ તમને બો-લાવું છું' અને નાગરિકા બહાર ઊભી રહી 'વૈશાખના પવનમાં ઊડી ઊડી જતા સાડલાને અને મનને મુઠ્ઠીમાં બાંધીને ઊભી રહી.' અનેક પ્રણયોત્કંપનો સાથે આવેલી અને પતિના હૃદયમાં બંધાવા થનગનતી નાગ-રિકા અગાસીમાં વૈશાખના ફુંકાતા પવનોમાં હૈયાને મુઠ્ઠીમાં બાંધીને ઊભી રહી આમ એ ક્યાંય લગી ઊભી રહેત પણ એ દસથીટકોરો પડ્યો–અવાજ આવ્યો 'આવો હવે.' 'સંસ્કૃ-તમાં કાંઈ રસ છે તમને?' એવા પ્રશ્ન સાથે ભૂમિકા બાંધી 'વિદ્વાન પ્રોફેસરની છટાથી' સંસ્કૃત સાહિત્યની કૃતિઓનું વાચન શરૂ કર્યું. અનેક શૃંગારભર્યા તેમજ કરુણ પ્રસંગો પરત્વે સરખા તટસ્થ રહી એમણે વ્યાખ્યાન પૂરું કર્યું ત્યારે રાત ઘણી વધી ચાલેલી. 'આ મિસ્ટર મારે ખાતર પુરુરવા પેઠે ગાંડા થઈ દોડે તો કેવુ લાગે! એ ચંપલ ને એ ધોતિયું, ને એ આ વીસમી સદીની સાથે ઊડતી બાબરી ને હાથમાં એકાદ ચોપડી'—નાગરિકા તો પોતે દોરેલા આ ચિત્ર સાથે ઊંઘી ગઈ હતી. એ મધરાતે જાગીને જુએ તો પલંગમાં પોતે એકલી છે. પેલા તો પાસેના ખંડની પાટ ઉપર પડખામાં ચોપડી રાખી સૂઈ ગયા છે. બધું જંપી ગયું છે. અગાસીમાં આવી જોવે છે પલકતા તારાઓ એની મશ્કરી ન કરી રહ્યા હોય! એ ઊંઘમાં કણકણી રહેલી નણંદનો અવાજ સાંભળે છે અને એને યાદ આવી જાય છે નણંદનાં વાક્યો કે એ ઓરડો અને એ પલંગ તો એનો! કેટલાં વરસ સૂતી છે એ એ પલંગમાં. એણે ભાભી સાથે સૂવાની રઢ પણ

લીધેલી. 'અરે બિચારી!' બોલતી નાગરિકા દાદરાઓ ખખડે નહિ એમ સંભાળી સંભાળી નીચે ઊતરી નાની નણંદને ખભે ઉપાડી ઉપર લાવી પલંગ ઉપર સુવારે છે અને 'એ જણને સૂવાને માટે બનાવેલા પલંગમાં નણંદ શોભાઈ ઊંઘી જાય છે.' સંયુક્ત કુટુંબની સુગ્રથિતતાનો-મનુષ્યજીવનની સુગ્રથિતતાનો આધાર પ્રેમ વિશેની કોઈ અદ્ભુત સૂઝ ધરાવતી આવી નાગરિકા ઉપર જ રહેલો હોય છે.

'પુષ્પિતા' માં પ્રેમ અને મૃત્યુનો અર્થ પામવા છેક લગી મથતી અને અંતે મૃત્યુનો સામે ચાલી સ્વીકાર કરતી એક સુંદર યુવતીના મનોસંઘર્ષની કથા આલેખાઈ છે. કથામાં મૃત્યુનિરૂપણ આપણે ત્યાં સહજ બની ગયું છે. મોટે ભાગે વાચકે બે મૃત્યુના સાક્ષી બનવું પડે છે – એક તો પાત્રના અને બીજા લેખકની કલાના. વાર્તામાં મૃત્યુનું આલેખન ઉત્તમ સર્જકની પણ કસોટી કરે એવું હોય છે. અહીં એવી ગણીગાંઠી વાર્તાઓ છે જેમાં મૃત્યુનો એક મહાન અર્થ અતિ સંકુલ એવા કરુણ ભાવના અનુસંધાનમાં ઊકલતો આવે છે. પુષ્પિતાનું મૃત્યુ એક એવી શૂન્યતાનો અનુભવ કરાવે છે જેને લઈ વાર્તાએ ઊભી કરેલ મુલાયમ આબોહવા સહેજ સંક્ષુબ્ધ બને છે. દાંપત્યજીવનનાં કેટલાંક મધુર રેખાંકનોમાં વણાઈ ગએલું પુષ્પિતાનું સ્વરૂપ મૃત્યુને લઈને છૂટું પડી જાય છે ત્યારે અસ્વસ્થ થવાય. મુંબઈ અધ્યાપનના ક્ષેત્રમાં સ્થિર થવા આવેલ અધ્યાપક અને એની પત્ની લીલાના જીવનમાં એક જ માળામાં રહેલી પુષ્પિતા ફૂલની સુવાસની જેમ પથરાઈ જાય છે. માતાપિતાથી દૂર એકલી રહી અભ્યાસ કરતી પુષ્પિતા આ બે જણના કુટુંબનું પાત્ર જોતજોતામાં બની જાય છે. સુંદરમ્‌નાં સ્ત્રીપાત્રો વચ્ચે એક એવી સમજ, એક એવો હૃદયસંબંધ, એક એવી અનન્ય ઘનિષ્ઠતા કેળવાઈ જાય છે જે પરસ્પરની એક નિગૂઢ સમજ પર મનુષ્યજીવન કેવું નિર્ભર છે તે પ્રત્યે સંકેત કરે છે. પુષ્પિતાનો લાવણ્યમય દેહહિલ્લોળ જોઈ પતિપત્ની બંનેને થયેલું 'જાણે ફૂલનો એક ખીલેલો છોડ જ અમારા તરફ આવી રહ્યો છે! આંખમાં પરિચયભાવ પ્રગટ કરી પ્રથમ મુલાકાતે જ પતિપત્ની બંનેમાં મધુર સૌરભ મૂકી પુષ્પિતા 'વારુ, મળીશું પછી.' કહી ગીત ગુંજતી ગુંજતી દાદર ઊતરી ગઈ. વાર્તામાં અનેક સ્થાનો પર પુષ્પિતા ગીત અને પુષ્પના કોઈ ને કોઈ સૂક્ષ્મ સંદર્ભ સાથે જોડાય છે એટલે એક રીતે જોઈએ તો પુષ્પિતા નામ પણ એક આછા અર્ધસ્પષ્ટ રૂપકની ભોંય ઉપર ખીલતું હોય એમ લાગે છે. બીજું એ પણ ધ્યાનપાત્ર છે કે સુંદરમ્‌નાં લગભગ સઘળાં જ સ્ત્રીપાત્રોનાં નામ સૂચક હોય છે. તો પુષ્પિતા અને લીલા વચ્ચે એવું તાદાત્મ્ય સધાય છે જે આ બંને જણાંની સાથે સંકળાયેલા પુરુષપાત્રને એક અગમ્ય મૂંઝવણમાં મૂકી દે છે. લીલા સુવાવડ ઉપર જતાં, પુષ્પિતા લીલાના પતિ અને પોતાના અધ્યાપક એવા એ ઉદાત્ત પુરુષના સંસર્ગમાં વધુ ને વધુ આવે છે. બંને એક વાર લીલાની ખબર કાઢી પાછા ફરતાં હોય છે ત્યારે દરિયાકાંઠે ઊતરતી સંધ્યાના આછા ઉજાસમાં પુષ્પિતા પ્રેમ અને જાતીય સંબંધ એ વિશે નાજુક ચર્ચા ઉપાડે છે. બુદ્ધિ દ્વારા જેટલા ઉત્તરો આપી શકાય તેટલા ઉત્તરો પુષ્પિતાનો સન્મિત્ર આપે છે પણ તે કળી જાય છે કે પુષ્પિતાએ એક એવો પ્રશ્ન ઉઠાવ્યો છે જેમાં એ એક યા અન્ય કારણે સંડોવાએલી છે. (અહીં એ ધ્યાનમાં રહે કે પુષ્પિતા અન્ય યુવકના સંપર્કમાં આવેલી અને એની સાથે એ લગ્ન સંબંધ બાંધશે એવી વાત પણ ચાલેલી; આમ છતાં આ યુવક સાથેનો પુષ્પિતાનો સંબંધ એટલો બધો અસ્પષ્ટ રહે છે કે કશો દોર હાથમાં આવતો નથી. કદાચ આ કારણને લઈને પણ પુષ્પિતાના મૃત્યુનું કારણ થોડું વધુ રહસ્યમય બને છે.) લીલા નવજાત શિશુને લઈ આવે છે અને પુનઃ ગૃહ આ બે સ્ત્રીઓના સ્નેહ-કલરવથી ભર્યું ભર્યું બની રહે છે. હવે અહીં એક ઘટના બને છે જેને સમજાવવી સર્વથા સુકર નથી. સુંદરમ્‌ની વાર્તાઓમાં કંઈક એવું બને છે જ સમજાય છે ને નથી સમજાતું; અને કદાચ એ જ તો કલારહસ્ય છે. પુષ્પિતાનો જન્મદિવસ આવે છે આગલી સાંજે એની સખીઓ અને લીલા વાનગીઓ બનાવે છે. વેણીઓ ગૂંથે છે, મોડી રાતે, 'સવારે વહેલા કોણ ઊઠે છે?' એવા પરસ્પર ઉચ્ચારાએલા શબ્દો સાથે બધાં છૂટાં પડે છે. સૂતી વેળાએ લીલા જે વાક્ય બોલે છે તે વાર્તાના અંતે બનતી ઘટનાના અનુસંધાનમાં ઘણું સૂચક લાગે છે– 'આજે આપણે બધાં સાથે સૂતાં હોત તો કેવું!'

સવારે બધાં જાગે છે, એક માત્ર પુષ્પિતા સિવાય. એ તો બધાંએ આણેલાં અને ગૂંથેલાં ફૂલ–વેણી–હાર

પહેરીને સૂતી છે—એક અનંત નિદ્રા ! સંપન્ન કુટુંબની સુખી આનંદી તેજસ્વી સુંદર અને ખીલેલાં યૌવનપુષ્પથી મઘમઘી ઊઠેલી પુષ્પિતા મૃત્યુને ઉછંગે કેમ ઢળી હશે ! કોઈ ઉત્તર નથી. બહારથી અત્યંત સુખી લાગતી વ્યક્તિ પણ ક્યારેક અંતરમાં કોઈ અપાર દુઃખ લઈ ફરતી હોય છે જેની જાણ એક મૃત્યુ સિવાય અન્ય કોઈને થતી નથી. પુષ્પિતા આવી એક વ્યક્તિત્વની નિગૂઢ રેખાને અંતરમાં ગોપવીને ફરતી સુંદરી હતી. એણે જે અંતિમ પત્ર નિશ્ચેતન હાથમાં રાખ્યો હતો તે પત્ર પણ કોઈ સ્પષ્ટ રેખા નથી આંકતો. એ લખાયો છે તો લીલાના પતિને અને પોતાને પ્રિય એવા મનુષ્યને. વળી એમ.ની આ પંક્તિઓ—'મારા પ્રિયતમે...તેના જીવનમાં જાતીય જીવનના ત્યાગની પ્રતિજ્ઞા લીધી'—ને દરિયાકાંઠા પરની પેલી ચર્ચાના સંદર્ભમાં જોઈએ તો એ પ્રશ્ન થાય કે શું પુષ્પિતા આ પરિણીત પુરુષને ચાહતી હશે ? હા અને ના. અહીં એક એવો વિરોધાભાસ (Paradox) રહેલો છે જે ભાગ્યે જ સુગ્રાહ્ય બને.

પ્રેમ એટલે મૌન એવી એક સમજ કેળવવા પુષ્પિતાને એના પ્રિયજન એવા લીલાના પતિએ વિનંતી કરેલી. પુષ્પિતાએ મૃત્યુરૂપી મહાન મૌનમાં પ્રેમનો અર્થ માણ્યો. વાર્તાનો ઉત્તરાર્ધ પુષ્પિતાની અગમ્ય એવી મનઃસ્થિતિનો, એના અત્યંત જટિલ એવા ઊર્મિતંત્રનો અનુભવ કરાવરાવે છે. આ સુંદર વાર્તાનું સ્વરૂપ અંતે આવતા એક વાક્યથી સહેજ ઝાંખું પડે છે. એક અદ્‌ભુત પરાકાષ્ઠાએ વાર્તા પહોંચે છે ત્યાં આ અત્યંત નબળી એન્ટીક્લાઈમેક્સ આવતાં વાર્તાસ્વરૂપ નંદવાય છે. 'મુંબઈમાં આવ્યા પછી લીલા પ્રથમ વાર રડી' કલાદૃષ્ટિએ નિર્હેતુક એવું ઉક્ત વાક્ય આસાનીથી નિવારી શકાયું હોત.

ઉલ્કા જુદું તરી આવતું સ્ત્રીપાત્ર છે. એ એક એવું સ્ત્રીપાત્ર છે જેનાં મૂળ સમાજ કે કુટુંબમાં નથી, પણ ત્યારે તે એવાં તત્ત્વની બનેલી છે જેનો સંબંધ ધરતી સાથે કદાચ ઓછો છે. આમ છતાં, એ અંતે કમલનયનની હૃદયભૂમિમાં મૂળ નાખી શકે છે. આ એ પાત્રો નિર્ભર છે લાક્ષણિક એવા નિજના વ્યક્તિત્વ ઉપર. એના વ્યક્તિત્વમાંથી એક એવી ઉગ્ર લહર ઊઠે છે જે સહ્ય પણ છે અને અસહ્ય. એના પ્રકર્ષક આત્મસ્ફુલિંગ નેત્રને જેટલા આંજે છે તેટલો જ તેનો આત્મદર્પ નેત્રને બાળે છે. પ્રેમનું સ્વરૂપ—સૌંદર્યનું સ્વરૂપ સમજવા એક મોટી આંતરયાત્રા એને કરવી પડે છે. કવિ લાલનનો એના પ્રત્યેનો અપાર સ્નેહ એને સ્નેહના તત્ત્વ સબંધી વિચારવા પ્રેરે છે. એક એવી ક્ષણ આવી જાય છે જ્યારે લાલનના પ્રેમને વશ થઈ એ એને શરીર સોંપવા સુધીની ઉત્કટતા પણ અનુભવે છે, પણ તરત એને પ્રશ્ન થાય છે કે એ શું લાલનને હૃદય સોંપી શકે કે ? આમ છતાં અન્ય પુરુષવર્ગ તેના પ્રત્યે આસક્ત કેમ થાય તે માટે તે સજાગ પણ ઘણી રહે છે સૌંદર્ય અને પ્રેમનો ઉપયોગ બહુશઃ એ શસ્ત્ર તરીકે જ કરે છે. જે દિવસે તે એક પુરુષને પ્રેમમાં પરાજિત કરીને આવી છે, એક ગર્વિષ્ઠ તેજસ્વી યુવકને પોતાના ચરણમાં ઢળતો કરીને આવી છે તે જ દિવસે એક અન્ય સુદૃઢ અને અપાર તેજરાશિવાળા યુવકની ઉપેક્ષાથી એ નિસ્તેજ અને નિરાશ બને છે. ઉલ્કા દર્પચૂર્ણનો આઘાત અનુભવે છે. વાસ્તવમાં પેલા યુવકે એની ઉપેક્ષા કરી જ ન હતી. ઉલ્કાના સૌંદર્યને માપી લઈ એણે નેત્ર નિમિલિત કરી લીધાં હતાં. ઘણા સમય બાદ, ઉલ્કા આ યુવકને ગિરિનગરમાં પોતાના જીવનરક્ષકના સ્વરૂપમાં પુનઃ પ્રાપ્ત કરે છે. વિશ્વપ્રેમની અનુભૂતિ કરી ચૂકેલો કમલનયન ઉલ્કાના પ્રેમને તાવે છે. જેમ અગ્નિમાં કુંદન કસવામાં આવે તેમ તે ઉલ્કાના પ્રેમને કસે છે. પણ ઉલ્કા તો અભિમાનનું પૂતળું છે. એક રૂપગર્વિતા નારીના માનસને અહીં અજબ ઝીણવટથી નિરૂપવામાં આવ્યું છે. બંને પાસે આવે છે...આવે છે અને અંતર રહી જાય છે.

કમલનયને ફૂલ ઉલ્કાને ધર્યું. જો ઉલ્કા સામે ચાલીને એ ફૂલ લેવા જાય તો એનો અહમ્ ઘવાય છે. એ સ્થિર ઊભી રહે છે, વિમાસે છે—ફૂલ લેવું કે ન લેવું. ફૂલ આપવા લંબાએલો કમલનયનનો હાથ ઉલ્કાના હૃદયની દર્પજન્ય શૂન્યતાનો અનુભવ કરે તે પહેલાં તેણે લંબાવેલા હાથમાંથી કોઈ વિરાટ વૃક્ષની પ્રલંબ પ્રૌઢ ડાળી ઉપરથી લેતી હોય તેમ તેણે ફૂલ લઈ લીધું. એક પરિચિત પ્રતીકની કેટલીક પાંદડીઓના આછા ઉઘાડદ્વારા અહીં ઉલ્કા પ્રેમનો જે એક મર્મ સમજી તે પ્રત્યે સંકેત થયો છે. આ તો આરંભ છે. ઉલ્કાને અતીન્દ્રિય એવા બે અનુભવમાંથી પસાર થવું પડે છે. પ્રેમ માત્ર ઈન્દ્રિયગમ્ય કે મન હૃદયને પ્લાવિત કરે છે એમ નથી, એ કોઈ વિરલ પાત્રોના પ્રસંગમાં મન—હૃદયના વિશ્વને અતિક્રમી જાય છે. ઉલ્કા 'સ્ત્રી મટી જતી લાગી...

તે જાણે સંવેદના સ્વરૂપે આછા ગુલાબી રંગથી ભરેલા આકાશમાં ગતિ કરતી હતી. કમલનયનની આકૃતિ ત્યાં બેઠી હતી. કમલનયનની આકૃતિ ધીરે ધીરે ઓગળવા લાગી. તેની આંખો વિશાળ થતી થતી આખા આકાશમાં વ્યાપ્ત થઈ ગઈ નવું જ જગત હતું. ત્યાં કમલનયન નહોતો, ઉલ્કા નહોતી. ત્યાં પુરુષ ન હતો, સ્ત્રી ન હતી, ત્યાં સ્થળ ન હતું, સમય ન હતો, દિશાઓ ન હતી... એમાં એક અનિર્વચનીય મુદ્રાની રણઝણાટી ..એક સતત સાસર જેવી રણઝણી રહી હતી' આ ઈન્દ્રિયાતીત અનુભવ પછી ઉલ્કા પુનઃ આત્મગમ્ય એવો બીજો અનુભવ કરે છે. તેજનાં બિંદુ જેવી પોતે કમલનયનના હૃદયમાં સહજ પ્રવેશી જાય છે અને ત્યાં જે ચહેરો જુએ છે તે તેને પોતાનો લાગે છે–કમલનયનનો લાગે છે. આ બે અગમ્ય અથવા બીજી રીતે કહીએ તો આત્મગમ્ય એવા અપાર્થિવ રચનાના અનુભવ પછી ઉલ્કા કમલનયનને પ્રાપ્ત કરી શકે છે–માત્ર લૌકિક અર્થમાં નહીં, અલૌકિક અર્થમાં પણ. ઈન્દ્રિયાતીત–અપાર્થિવ એવા પ્રેમની અનુભૂતિનું વર્ણન કથન આલેખતી આ વાર્તા વાર્તાકલાના એક નવા જ પરિમાણમાં આપણો પ્રવેશ કરાવે છે. એમાંનું વાર્તાતત્ત્વ, અલબત્ત, કલાત્મક રીતે કરવામાં આવેલી પ્રણયમીમાંસાનો ભાર ક્યાં સુધી ઝીલે છે તે વિચારવાનું રહે છે. વાર્તાનો આ અંત–આકાશમાંથી એક ઉલ્કા ખરતી હતી, તેની પાર્થિવ રચનાનો ત્યાગ કરીને કોક અપાર્થિવ તેજોમયતામાં પલટાઈ જતી હતી–બિનજરૂરી છે. ગણિતનો છેદ ઉડાડી નાખ્યા પછી સમીકરણનો કોઈ અર્થ રહે?

નારીહૃદયની જો કોઈ સૂક્ષ્મ પિપાસ–ઝંખના હોય તો તે એ છે કે એક ઘરમાં ઊગેલા ઊછરેલા અને ફાલેલા સ્નેહતંત્રને અન્ય ઘરમાં પુનઃરોપી તેને તે સ્નેહતંત્રને રસસમૃદ્ધ જોવાની પણ. અનેક ઝંઝાવાતોથી આહત થતુ થતું આ સ્નેહતંત્ર કેવું બેવડ વળી જાય છે! અને છતાં આપ્તજનોએ, સમાજે, અરે, ખુદ ઘરના માણસે આપેલા અસંખ્ય આઘાતપ્રત્યાઘાતની વચ્ચે પણ બોલકી નાગરિકા, આશા અને શમ્મૂ જેવાં સ્ત્રીપાત્રો, આત્મસૌંદર્યને કેવી અદ્ભુત શક્તિથી ખીલવી રહે છે!

'આશા'માં આશાનું સ્વરૂપનિરૂપણ જેટલું ચિત્તહારક થયું છે તેટલુ જ ચિત્તહારક સ્વરૂપનિરૂપણ થયું છે આશાની ભાભી રુક્મિણીનું. આમ છતાં બંને નિરૂપણમાં એક કેવો સૂક્ષ્મ વિભેદ પ્રગટ થતો આવે છે! વય એ મનુષ્યના સૌંદર્યનું એક કેવું મોટું પ્રબલ નિર્ણાયક બળ છે! યૌવનનો ઉભાર અનુભવતી આશાના પુષ્ટ રસભર્યા દેહની પડખે આવતું બે બાળકોની માતા બની ચૂકેલી અને યૌવનને પસાર કરી સૂકી વયમાં પ્રવેશતી રુક્મિણીનું ચિત્ર કેવા કરુણ ભાવને જગાવી જાય છે!—'આશાએ પોતાના હૃદય આગળ જડાયેલ રુક્મિણીના હાથ ઉપર પોતાના હાથ મૂક્યા. કરમાવાની શરૂઆત કરતાં કમળ અને ખીલતાં કમળ જેવો આ ચાર હાથનો સંગમ આરસામાં બાર હાથ બની પ્રતિબિંબિત બન્યો. આશા એ ગોઠાં જોઈ રહી, અને બાળકની પેઠે મલકાઈ પડી. પણ રુક્મિણી આરસામાં જે જોઈ શકતી હતી તે આશા ન જોઈ શકી. કાંડેથી કરમાતા જતા, દેખાવા લાગેલી નસોવાળા પોતાના હાથ અને આશાના સુકોમળ તાજા હાથ બે વચ્ચે કેટલો વિરોધ!' આશાના સૌંદર્યને નિહાળતી રુક્મિણી ગત યૌવનના સંદર્ભમાં પોતાના સૌંદર્ય વિશે વિચારે છે ત્યારે દૃઢ તો થતી આવે છે એક એવી કરુણ રેખા જે દરેકના જીવનમાં વણાતી રહે છે.

ત્રણ પંખાળા આરસા પાસેથી લેખકે ઘણું બધું કામ લીધું છે. અંતમાં તો આરસો જાણે એક જીવંત પાત્ર ન હોય એવી લાગણી થાય છે. સહેજ લંબાવેલા ઊભા ઢીંચણ પર માથું ઢાળીને બેઠેલી આશાના કેશ ગૂંથતી ભાભી–આ એક રસળતા ગૃહચિત્રથી ઊઘડતી વાર્તા પૂરી થાય તે દરમ્યાન કેટલાં બધાં ચિત્રો આપે છે! માતાનો સાદ સાંભળી એને મળવા દોડી જતી આશાને જોઈ રુક્મિણી બોલી ઊઠે છેઃ 'માણસ રૂડું મળે તો સારું, મા.' આજે આશાને ધનિક કુટુંબના ત્રણ ચાર મોટેરાઓ જોવા આવવાના છે. આશાને સમજાવી પટાવી એની મા એને સુંદર વસ્ત્રો અને અલંકારથી સજાવે છે. નાની મોટી સૂચના આપે છે 'હીરાની પિન વાળમાં ખોસી છે તે દેખાતી રહે એટલું જ ઓઢીએ.' એ કહેવું પણ ચૂકતી નથી. આશા માટે આ અનુભવ નવો છે અને કંઈ સમજાય છે, કંઈ નથી સમજાતું. છતવાળા પ્રવેશમાર્ગમાં થઈ, નીચે મજલે આવેલા દીવાનખાનાની વિશાળ સીડી પર ચડતા મહેમાનોને આશા જોઈ રહે છે. આશા બેઠી છે બારી નજીક નેતરની એક આરામ ખુરશીમાં પગ પર પગ ચઢાવીને એનો 'સૌંદર્યના પ્રવાહ જેવો વહી આવતો હાથ ખુરશીના લાંબા હાથ પર આછી

બંકિમામાં ટંકાઈ રહ્યો હતો.' આ સુંદર ચિત્રની સામે બીજું ચિત્ર જક્સ્ટાપોઝ થાય છે. બારીમાં ઊભેલા આશાના ભાવિ જીવનસાથીનું. એ ચિત્ર આશાને ઘણું બધું અજાણ્યું-અતડું લાગે છે. એ યુવકના ચહેરા ઉપર ફરકી જતી એક પ્રકારની નફટાઈથી આશા ઉબાય છે. સિગારેટ મોંમાં મૂકી ધુમાડાનો ગોટો કાઢતો તે યુવાન કોણ જાણે, આશાના અંતરમાં વસતો જ નથી. તેના મોઢા પરથી ધુમાડાનું વાદળ હટે છે ત્યારે આશા સ્પષ્ટ જુએ છે કે તે જુવાન તેના તરફ જોઈ રહ્યો હતો.

જમતી વેળાએ રસોઈ પીરસી રહેલી આશાને જોઈ મહેમાનોની આંખ ઠરે છે. મહેમાનોએ 'રત્નનાં તેજ પારખ્યાં' અને વેવિશાળ નક્કી થયું. આશા કોને કહે કે એણે જે રત્ન પારખ્યું એ તો જૂઠું છે.

સાંજે પાર્ટીમાં જવા આશાને કોઈ ઉમંગ નથી રહ્યા અને છતાં પરાણે એ વાળ ગૂંથાવવા બેસે છે ભાભી કને. ચતુર ભાભી આશાનાં આંસુ કળી જાય છે. આશા ભલે એકદમ હસી પડી. 'આશાના હાસ્યની ભીતર ગાઢ ગમગીની હતી. એ ઘેરાવા માંડેલાં વાદળ એમ હસી પડવાથી ઘડીકમાં વિખરાય તેમ ન હતું. ઘડીકમાં શું, કદાચ કેટલાંયે વરસો સુધી' 'આ શું? અત્યારથી જ રડવા માંડ્યું?' એવા રુકિમણીના પ્રશ્નના ઉત્તરમાં 'લે જો! લે જો!' કહી હાથ વતી આંખ પહોળી કરી આંસુ સંતાડવા મથતી આશાની વિશાળ અને મનોહર આંખ આંસુથી તગતગી ઊઠેલી જોઈ રુકિમણી અવાક્ બની ઊઠી. જે આરસો આશાની મુગ્ધ વયનો, એના સૌંદર્યનો, એના યૌવનનો સાક્ષી બન્યો તે જ આરસો આશાના આંસુનો—કદાચ ક્યારેય નહીં સુકાવાના આંસુનો સાક્ષી બને છે ત્યારે ચિત્તમાં એક ઘેરો અવસાદ વ્યાપી વળે છે.

'માડી રે!'

ફળિયાનાં માણસો ચોંક્યાં :

'શું થયું? શું થયું?'

'બિલાડી આડી ઊતરી શબૂને'—એક અમંગળ ભાવિના ઓછાયા નીચે શબૂ એને લેવા આવેલા પતિ અને સસરા સાથે જવા નીકળી. અગમ્ય ભયનું એક તંગ વાતાવરણ વાર્તામાં જેમ જેમ તણાતું આવે છે તેમ તેમ તેમાં ઘટતા કેટલાક બનાવોની ધૂંધળી ભયજન્ય રેખાઓ એક આકૃતિ ઊભી કરતી આવે છે જેમાં શબૂ ધીરે ધીરે મળી જાય છે, પણ એ સંપૂર્ણ વિલય પામે એ પહેલાં ધરતીની સાથે જડાયેલા એના સ્નેહનું જે એક કાવ્ય રચી જાય છે તેની છાપ મન ઉપર અમીટ અંકાઈ જાય છે. એનું બાળપણ જે ધૂળમાં ઊછર્યું, એની મુગ્ધ વય જે ધૂળમાં પાંગરી અને એનું આવતું યૌવન જે ધૂળમાં અજબ રંગથી ધમધમ્યું તે જનમભોમકાને છોડીને જતી શબૂનું મન માવિછોયું વાછડું જેમ ભાંભરે તેમ, ભાંભરે છે. રસ્તામાં ધાનની ઢગલી જેવા પડેલા પોદળાને એક બાજુથી ચબદી તે પર શબૂ ધૂળ વાળી દે છે તે દૃશ્ય એક પરાકાષ્ઠા ઊભી કરે છે—આવા જગતથી જાતને ઉખાડીને એને ત્યાં જવાનું છે જ્યાં માત્ર ભય અને વ્યથા સિવાય કશું નથી. વાર્તાનો પટ જેમ જેમ ફેરવાતો જાય છે તેમ તેમ કથાપટ અને એના સંદર્ભમાં વિશાળ ભોમકાનો પટ ફેરવાતો જાય છે. કોતર ઊતરી સપાટ ભોંય ઉપર ચાલ્યા જતા બાપદીકરાની પાછળ ચાલતી શબૂની જોડીઓ ટપુશ ટપુશ અવાજ કરતી હતી તે નોંધવાનું પણ લેખક ચૂક્યા નથી. કેટકેટલા કાન લેખકને માંડવા પડે છે! રેતીનો પટ આવતાં રેતીમાં રાતે 'ઝાલણિયું દાન' રમવા આવતાં તે શબૂને યાદ આવી જાય છે. ચાલતાં ચાલતાં આખો ભૂતકાળ હૈયા ઉપર ચાલતો આવે છે અને એને આંખમાં પાણી આવી જાય છે. કાદવ આવતાં તે ઉપર હળવેથી પગલાં પાડતી શબૂ બાપદીકરાએ અણઘડ રીતે ચાલીને કાદવ ગૂંદી બગાડી નાખ્યો છે તે જોઈને, કકળી ઊઠે છે. 'મારો કાદવ બગાડી નાંખ્યો! એ ઘરનાં લોક જ એવાં છે, કાયટિયાં!' નદીનાં પાણીમાં પ્રવેશતાં પોતાના સાસરાના ફળિયામાં પરણાવેલી સહિયરના બાળકનું સ્મરણ થઈ આવતાં તેને રમાડવા શબૂનું મન તલપાપડ થઈ રહે છે, ત્યાં તેને પોતાના ઉદરમાં કશુંક સ્ફુરતું લાગે છે અને 'થોડાક વિકસેલા પેટ ઉપર હાથ મૂકી તે ઘડીભર પાણીમાં' થંભી જાય છે. એના કાન ચમકી ઊઠે છે. ક્યાંકથી બાળકના રડવાનો અવાજ આવી રહ્યો છે. વેરાન નદીના પાંચ ગાઉના સપાટ ભાઠામાં ઝાડપાન, ઘર, ખોરડાનું જ્યાં નામનિશાન નથી ત્યાં બાળકના રડવાનો અવાજ? અને છતાંય બીધેલી શબૂ બાળકનું રડવું સાંભળ્યે જ ગઈ. બાળકના રોવાનો અવાજ વાર્તામાં વળી વળીને પડઘાય છે. આગળ બાપદીકરો ચાલ્યા જાય છે, પાછળ શબૂ ખેંચાતી જાય છે. એને માઠા વિચારો આવી જાય છે. આગળ ચાલતાં 'રાખસ' જેવા સસરાનાં કરતૂત

એના મનમાં જાગે છે અને એ ધ્રૂજી ઊઠે છે. મોટા દીકરાના મર્યા પછી એની વહુને સસરાના હમેલ રહેલા. સસરાએ એને કેવી ક્રૂરે મોતે મારી નાખેલી તે વાત શબૂના મનમાં ઘૂમરાય છે. એ આવા 'રાખસ'ના ઘરમાં પાછી જાત જ નહીં. એના વરમાં કેટલું બીકું છે તે તો એ જાણતી હતી જ, પણ પહાડ જેવા બાપના મર્યા પછી એ નોંધારી થઈ જાય છે, અને વિશેષ તો દુનિયા નથી જાણતી પણ એના પેટમાં રહેલા પતિના હમેલને કારણે ન છૂટકે લોક ખોટી વાત ઉડાડે તે ભયે એ સાસરે જવા કમને નીકળી છે. આમ તો એ ભડ બાપની દીકરી છે એનો એને ગર્વ છે. એ બીતી પણ નથી, પણ જ્યાં ખીલો જ ઢીલો ત્યાં હું તે જોર કેટલું કરું ? એ અમારા પરણેત ..હશે જવા દો એ વાત ' વિચાર-વમળે એ ચડતી જાય છે ત્યાં પુન : બાળક તેના પેટમાં સ્ફુરે છે. ઝાંઝવાં જોઈ જોઈ તેને તમ્મર આવે છે. તરસે તેનો જીવ મુંઝાય છે, ચલાતું પણ નથી અને એ થંભી જઈ બોલી ઊઠે છે 'પાણી પીવું છે. મારે ગળે કાચકી બાઝી છે' તેના સસરાએ ખૂંખારો ખાઈ જવાબ વાળ્યો 'હા છે પરબ. ચાલો ' તરત એક બાળકનું રડવું સંભળાયું. બધાં ચાલ્યા અવાજની ઊલટી દિશામાં. છોકરાનું રડવું આઘું ને આઘું જતું ગયું. તે રડવું તમરાના એક આછા અવાજ જેવું બની ગયું.' અચાનક બાપ દીકરો અટક્યા. 'નહિ હીંડાય' સસરાનો અવાજ આવ્યો. શબૂને ક્રમકમાં આવી ગયાં. એક અજ્ઞાત ભય તેનામાં વ્યાપી ગયો. 'અલ્યા, શું જોઈ રહ્યો છે' તે દીકરાને ઉશ્કેરતો લાગ્યો. શબૂએ પોતાના પર પડતી પોતાના વરની છાયા જોઈ અને ચેતી ગએલી શબૂએ પોતાના પર તૂટી પડતા પોતાના વરને પેઢામાં લાત મારી પાડી દીધો. પણ રૂપા હોણુ જેવા રીઢા ખૂની સસરા સામે એ સસલીની જેમ ફસડાઈ પડી. 'સસરાનું વરુ જેવું મૂછાળું મોં એના ઉપર ઝઝૂમી રહ્યું. એ મોની પાછળ જે થોડું આકાશ દેખાતું હતું તેમાં તેને દેખાયું કે એના બાપ જાણે હવામાં આમ તેમ આંટા મારી રહ્યા છે, પોતાનાં બચ્ચાંને પીંખી નાંખતું જોતો કોઈ ગીધ ઊડતો હોય તેમ ' પશુ અને પંખી જગતમાંથી લીધેલી બે બલિષ્ઠ ઇમેઇજ દ્વારા અપાએલ આખોય ચિતાર એમાં રહેલ નાટ્યાત્મકતાને લઈ વધુ સ્પર્શે છે. ગળા ઉપર પંજાની ભીંસ વધતાં શબૂ નિશ્ચેત થતી ચાલી. દૂરદૂરથી બાળકના રડવાનો અવાજ સાંભળતાં તેની આંખો મીંચા ગઈ. રેતીમાં શબૂના શરીરને દાટું પાડી દઈ બાપદીકરો ચાલ્યા.

'મેઘા તેં ભાળ્યું'તું ને?'

'શું, બાપા ?'

'એના પેટમાં હમેલ હતા તે'

'હા બાપા ! પણ...' આ 'પણ'માં જે રહસ્યની ચાવી. રહેલી છે તે દરેક માટે છે પણ રૂપા હોણુ માટે નથી અને એ કારણે જ શબૂને ક્રૂર મોતે મરવું પડે છે. આ રહસ્ય જ અંતે એક કરુણ ઘટનામાં પરિણમે છે. અહીં વાર્તાના શીર્ષકના સંદર્ભમાં શબૂનું મૃત્યુ સમજીએ તો ! વળી જીવી હોત તો જીવતા દોઝખમાં આ ધરતીનું બાળ કેવું સિઝાત એ વિચારીએ તો ! શબૂ તો પોઢી ગઈ 'માના ખોળે.' વાર્તાના શીર્ષકમાં રહેલું રૂપક વિસ્તાર સાધતું સાધતું અંતે આખીય વાર્તાને પોતાનામાં આવરી લે છે. સુંદરમ્‌ની વાર્તાકલા એ સમગ્ર ગુજરાતી વાર્તાકલાની એક પરમ સિદ્ધિ છે એનો નિર્દેશ એમની આ વાર્તાઓ ઉપરથી મળી રહે છે.



# મારી દુનિયા (૧૮)

**સ્નેહરશ્મિ**

ભણવા માટે ચીખલી છોડી મુંબઈ આવ્યા પછી મુંબઈમાં મારે એક વર્ષ રહેવાનું થયું એમાં થોડો વખત મામાને ત્યાં, થોડો વખત ડૉ. હમિંટ સાથે અને એ પછીનો બાકીનો અર્ધો વખત દાદરમાં એક રૂમ રાખી હું સ્વતંત્ર રીતે રહ્યો. મામાએ મુંબઈ છોડી વલસાડમાં કામધંધો શરૂ કર્યો હતો એટલે જે ગણતરીથી હુ મુંબઈ ગયેલો તે પાર પડી નહિ. પંદર સોળ વર્ષનો એક છોકરો મુંબઈ જેવા શહેરમાં રૂમ રાખી એકલો રહે ને અભ્યાસ કરે એવી વાત આજે સાંભળું તો મને થોડીક ચિન્તા કરાવે, પણ તે વખતે ખબર નથી કે મને, મામાને, અને મારાં કાકીબાને આ ઘટના અંગે કોઈ મૂંઝવણ, ચિન્તા આદિ થયું હશે કે કેમ. મેં તો જીવનના એક સહજ ક્રમ પ્રમાણે આ પરિસ્થિતિ સ્વીકારી લીધી હતી. જે ટૂંકા ગાળા માટે હું મુંબઈ રહ્યો તેમાં મેં બેએક વખત રૂમ બદલી હોવાથી મારી એ વખતની સ્મૃતિમાં ભેળસેળ થઈ ગઈ છે. એ બન્ને ચાલનાં નામ પણ પૂરાં યાદ નથી. એકનું નામ એચ. વાહેદના બિલ્ડિંગ હોવાનું મને સ્મરે છે. મને યાદ નથી કે મેં રૂમ કઈ રીતે શોધી કાઢી, કેવી રીતે ભાડે લીધી અને કોની ઓળખાણથી મેં એ મેળવી. નવાઈની વાત એ છે કે મુંબઈના કોઈ છાત્રાલયમાં રહેવાનું મને કેમ સૂઝ્યું નહિ!

મુંબઈમાંના મારા એ વસવાટની જે કાંઈ ઝાંખી સ્મૃતિ છે તેમાં હું જે મકાનમાં રહેતો હતો તેમાં મોટે ભાગે સિંગલ રૂમો હોવાનું મને યાદ છે. હું તો એકલો હતો એટલે મારે માટે સિંગલ રૂમ પર્યાપ્ત હતી. નાવા-ધોવા માટે નાનકડી ચોકડી હતી, રસોઈ કરવા માટે પણ સગવડ હતી ને એક ખાટલો અને એકાદ ટેબલ-ખુરશી રહી શકે એટલી જગ્યા હતી. પગ પર સ્લેટ કે નોટ રાખી લખવા હું નાનપણથી ટેવાયો હતો એટલે ટેબલ ખુરશી વસાવવાનો મને વિચાર સરખો પણ ન આવ્યો; પરંતુ મુંબઈની આવી બધી ચાલોમાં ઉંદર અને વાંદાની અવરજવર સારા પ્રમાણમાં થતી હોવાનો મને આ પહેલાં અનુભવ થઈ ચૂક્યો હતો એટલે મેં ખાટલો વસાવ્યો. માળામાં પરચુરણ કામ કરનાર ઘાટીઓ હતા તેમાંથી એકની મદદ મેં લીધી. તે ઝાડુ કાઢી જતો, પાણી ભરી જતો ને કપડાં ધોઈ આપતો જો મને માર્ગદર્શન મળ્યું હોત તો આમાંનું લગભગ બધું જ મેં જાતે કરી લીધું હોત એવી તક મને મળી અસહકાર યુગમાં વિદ્યાપીઠના એક છાત્ર તરીકે, પણ શાળાના અભ્યાસ દરમ્યાન ભણતર બાદ કરતાં જાત મહેનતની કોઈ ટેવ મને પડી નહિ અને અલ્પ-સાધન વિદ્યાર્થી હોવા છતાં હું પરોપજીવી બન્યો.

મારા એ દિવસોના વિચાર કરું છું ત્યારે મારે માટે એ કેવું ભારે સાહસ હતું એનો મને ખ્યાલ આવે છે.

માળામાં કોઈનો મને પરિચય ન હતો. એમાંની વસ્તી પચરંગી હતી શ્રમજીવી અને અલ્પવેતન કુટુંબોનો એમાં વસવાટ હતો નળ જાજરૂ સૌ માટે સહિયારાં હતાં. હું તો એકલો જ હતો એટલે મારે માટે પાણીની મુશ્કેલી નહિ જેવી હતી, પણ બચરવાળ કુટુંબોમાં એની ભારે હાડમારી હતી. આથી મઝિયારા નળો પર પાણી ભરવાની ને નાવાની ક્રિયાઓ એક સાથે ચાલતી. એમાંથી કોઈ વાર બોલાચાલીના પ્રસંગો પણ બનતા—પણ એકંદરે આ અને આવી અનેક હાડમારી જાણે લોકોને કોઠે પડી ગઈ હોય એવો માળામાંનો વ્યવહાર હતો.

જે થોડા મહિના આ માળામાં મેં ગાળ્યા તેણે જીવનનાં ઊમદા, ભયાનક, વિકૃત, બીભત્સ આદિ અનેક પાસાંનાં મને દર્શન કરાવ્યાં. ચીખલીમાં મારો મહોલ્લો વિશાળ, ઘરો પણ મોકળાશવાળાં. દરેક ઘરને મોટા વાડા—આમ પ્રત્યેક કુટુંબ સ્વપર્યાપ્ત છતાં આખો મહોલ્લો લાગણીની ફૂલગૂંથણીએ ગૂંથાએલા જીવન્ત વ્યક્તિત્વવાળો હતો. બધાં ઘરો વચ્ચે એક પ્રકારની ઊંડી આત્મીયતા હતી—અવારનવાર લડતા ઝઘડતા રહેવા સાથે સૌ જાણે કે એક-બીજાનાં સુખદુઃખનાં સાથી હતાં. વસ્તી ભાતીગળ હોવા છતાં જાણે એક તંતુએ ગૂંથેલી માળાના મણકા જેવી હતી. અહીં આ ચાલમાં અડોઅડ રહેવા છતાં, ને બધાં ગામડાંમાંથી આવ્યા હોઈ સૌના જીવનવ્યવહારમાં ગામ

જીવનની સાહજિકતા હોવા છતાં ગામના લોકજીવનની ઉષ્મા અહીં કંઈક ઘટી હોય એવું મને લાગતું. એ સંભવ છે કે મારો, હું એકલો કોઈ કેવળ અંગત અનુભવ જ હોય. ગ્રામજીવનમાં પ્રકૃતિની મોકળાશ એના લોકજીવનના વ્યવહારમાં પણ વરતાતી તે અહીં એ ચાલના બંધિયાર જીવનની જેમ કાંઈ મર્યાદિત બની ગયેલી મને લાગી. સૌ પોતપોતાના સંસારમાં ખૂંપેલા રહેતા. મારા મહોલ્લામાં સાંજે મંદિરમાં કે કોઈને ઓટલે બેસી લોકો ગામગપાટા મારતા બેસતા ને તેમાંથી જે વાતાવરણ સર્જાતું તેવું અહીં ક્વચિત જ જોવા મળતું.

ચાલમાંના એ વખતના જીવનની કિતાબના અક્ષરો મારાથી પૂરા ઉકેલાયા ન હતા; પરંતુ આજ જીવનના અનુભવોની પશ્ચાદ્‌ભૂમિમાં એમાંનું કેટલુંક હું ઉકેલી શકું છું ને જોઉં છું કે મારા આન્તરમન ઉપર એ દિવસોની કાયમી અસર રહેવા પામી છે. આપણાં નગરોમાં ત્વરિત ગતિથી ઊંચે આવતાં સ્કાઈસ્ક્રેપરો હું જોઉં છું ત્યારે એ દિવસોની સ્મૃતિ તાજી થાય છે, ને આપણી નગરસંસ્કૃતિનું જે ચિત્ર મને એ દાખવે છે તેનાથી હું બેચેન બની જાઉં છું. હું જે ચાલમાં રહેતો હતો તેવી ચાલમાં રહેવાનો મને બાલ્યથી અનુભવ હતો. એમાંથી આવતી જાત જાતની વાસ અને દુર્ગંધ કોઈ કોઈ વાર ગામડાંઓમાં ચોમાસામાં સર્જાતાં નરકને પણ ભુલાવે એવી હતી. ચાલના બધા ભાગ સરખા પ્રકાશિત ન હતા ને એમાં ક્યાંય મોકળાશ ન હતી, પણ ચાલની બહાર ક્યાંક ક્યાંક ખુલ્લી જગ્યાઓ હતી, ને ચાલમાં મોટાં થતાં બાળકો માટે ધરતીની રજ અને ઋતુઓનાં ચંક્રમણો ને સ્પંદનોની સૃષ્ટિ જીવન્ત હતી. સ્કાયસ્ક્રેપરોમાં બધું સ્વચ્છ, સુઘડ ને યાંત્રિક ચોકસાઈથી સભર હોય છે. ધરતીની રજથી એમાં ઊછરતાં બાળકો ઘણાં દૂર હોય છે. એના ઍરકન્ડીશન્ડ ખંડોને પ્રકૃતિનાં સ્પંદનો અજાણ્યાં જેવાં હોય છે. એના દીપકોના ઝળહળાટમાં રાત્રીનો સોહાગ ને તારાઓનું કાવ્ય ડૂબી જાય છે ને એક મનુષ્ય બીજા મનુષ્યથી નોખો છે એવી કોઈક ભૂમિકાનું સર્જન થાય છે. યોગની ચેતનાસભર અનાસક્તિની જગ્યાએ અહીં માનવસંબંધોમાં એક પ્રકારની જડ દીવાલ સર્જાય છે જેને સભ્યતાનો સ્વાંગ આપી વધુ નઠોર બનાવાય છે. આ ચિત્ર જ્યારે મારા મન સમક્ષ અંકાઈ રહે છે ત્યારે આજથી પાંચ દાયકા પરની મારી દાદરની એ ચાલ ચીખલીના મારા મહોલ્લાની કેટલી બધી નજીક હતી તેનું મને ભાન કરાવે છે ને એ વખતની સ્મૃતિઓ મારી ઊર્મિના તારને ઝણઝણાવી મૂકે છે.

એ ચાલમાં હું કયે માળે રહેતો હતો તે યાદ નથી. માત્ર એટલો જ ખ્યાલ છે કે ભોંયતળિયે હું રહેતો ન હતો ને બબ્બે પગથિયાં કૂદતાં દાદરા પરથી મારી ચડ ઊતર થતી. એ ચાલની બાંધણી સામસામી સમાન્તર ઓરડીઓવાળી હતી. એ ઓરડીઓ વચ્ચે પેસેજ હતો ને સામાન્ય રીતે એ બધી ઓરડીઓનાં બારણાં બંધ રહેતાં. આજની જેમ કોઈ બારણા પર ઘંટડીનાં બટન ન હતાં. આગળો ખખડાવતાં અંદર જે કોઈ હોય તે એ ઉઘાડતું. ગામડાનાં ખુલ્લાં બારણાંવાળાં ઘરોમાં જેમનો ઉછેર થયો થયો હોય તેમને મારી સંવેદના પરથી જો હું અંદાજ કાઢું તો, બંધ દ્વારવાળી આ નગર સંસ્કૃતિમાં ગૂંગળામણ થયા વિના રહેતી નહિ હોય. આ ચાલમાંની સમાન્તર ઓરડીઓની હાર જ્યાં પૂરી થતી ત્યાં એ મકાનને છેડે વચ્ચેના પેસેજનો ઉપયોગ કરી લઈ એક બ્લૉક જેવું બનાવવામાં આવ્યું હતું અને તેમાં એક રેલવે-અધિકારીનું કુટુંબ રહેતું હતું.

એ અધિકારીને બધા શેઠ તરીકે ઓળખતા. હું પણ એમને અહોભાવથી જોતો, અને એ કેવી રીતે રહેતા હશે, એમના ઘરમાં રાચરચીલું કેવું હશે વગેરે જાણવાનું મને કુતૂહલ થતું. તેથી કોઈ કોઈ વખત જ્યારે એ ઘરનું બારણું ઊઘડતું ત્યારે હું નજર નાખી લેતો પણ ખાસ જોવાનું મળતું નહિ, આથી એક વખત કંઈક નિમિત્ત શોધી હું એમને મળવા ગયો. એમણે મારું નામઠામ પૂછ્યું. મારા મામાને એ ઓળખાતા હતા એવું એમની પાસેથી જાણવાનું મળતાં મને કોઈ નવી ઓથ મળી હોય એમ લાગ્યું. મેં કલ્પ્યું હતું તેવું બધું એમના ઘરમાં ન હતું. આમ છતાં આજુબાજુની બધી ઓરડીઓની સરખામણીમાં એ વૈભવશાળી હતું. મેં જ્યારે જાણ્યું કે એ પૂરા મૅટ્રિક પણ થયા ન હતા અને એમના હાથ નીચેના અનેક એમનાથી ઘણું વધારે ભણ્યા હતા ત્યારે મારા અચંબાનો પાર રહ્યો નહિ. પોતે એ પદે કેવી રીતે પહોંચ્યા તેની એમણે જે વિગતો આપી તે યાદ નથી રહી પણ મુખ્ય વાત એ હતી કે પોતાને જે કામ કરવાનું આવતું તેમાં ચોકસાઈ અને

સમય જાળવવાની કાળજી એ અચૂક રાખતા અને એની દર વરસે એમની સર્વિસબૂકમાં નોંધ રખાતી. એને લઈને એમને ત્વરિત બઢતી મળતી થઈ અને એક પછી એક વધુ જવાબદારીનાં કામ એમને સોંપાતા ગયાં. એમણે શરૂઆત તો કરેલી એક સામાન્ય કારકુન તરીકે પણ એમાંથી આગળ જવાના રસ્તાઓ ઉપર સતત નજર રાખી એ રસ્તા પર ચઢવા માટેની યોગ્યતા મેળવવા તે જે કંઈ નવું શીખવું પડે તે શીખતા. એમાંથી એક કુશળ કારીગરમાં હોય એવી વ્યાવસાયી યોગ્યતા એમણે મેળવી ને નોનમેટ્રિક હતા એ વાત ભુલાઈ ગઈ. આ માટે એમણે જાતમહેનતથી જે જે તાલીમ લીધી તેનો ખ્યાલ પણ ફુરસદના વખતમાં ઘરમાં એ જે નવું નવું બનાવતા તે માટે એમણે વસાવેલાં સાધનો ને હથિયારોની પેટી બતાવી મને આપ્યો. એમના અક્ષર મોતીના દાણા જેવા ને લીટી વિનાના કાગળ પર પણ જાણે નીચેની કોઈ પારદર્શક લીટીને આધારે લખાયા હોય એવા હતા. એમાં ડાઘાડૂઘી, છેકછાક જેવું કશું જ ન હતું. એમનો પરિચય મારે માટે બહુ અલ્પ સમયનો હતો, કારણ કે એ પછી થોડા જ વખતમાં મેં મુંબઈ છોડયું ને ત્યાર પછી ફરી કદી એમને મળવાનું બન્યું નહિ, ને આજ તો એમનું નામ પણ સ્મૃતિમાંથી સરી પડયું છે; પણ એ અલ્પ પરિચયે મને ઘણું ઘણું બતાવ્યું, જેમાંનુ બહુ ઓછું હુ શીખી શકયો. એમનામાં જે ચોકસાઈ હતી, એમની એકે એક બાબતમાં જે વ્યવસ્થા ને ઝીણવટ હતી એ મારા સામાન્ય-વ્યવહારમાં હું જો લાવી શકયો હોત તો મારા સમયના ઘણા અપવ્યયમાંથી હું ઊગરી ગયો હોત. આમ છતાં એમની પાસેથી એક વાત હું અચૂક રીતે શીખ્યો કે માણસનું નસીબ એના પોતાના હાથમાં છે. એ ધારે તે સિદ્ધિ મેળવી શકે એવી શક્તિ એનામાં છે. ગણિતની મારી નબળાઈ જે રીતે મેં દૂર કરી તેમાંથી જન્મેલા આત્મવિશ્વાસે મને આ પરિચયમાંથી વધુ પ્રેરણા મળી ને જેમાં જોતજોતામાં ડૂબી જવાય એવા મુંબઈના વિશાળ માનવમહેરામણમાં કોઈ પણ જાતના સાથ-સંગાથ, માર્ગદર્શન કે સાધનસરંજામ વિના એકલ સફરીની જેમ હું મારી કિસ્તી તરાવવા લાગ્યો.

આ માળામાં હું કોઈને ઓળખતો ન હતો. એ બધા હિન્દુ હતા પણ બોલી, પહેરવેશ વગેરે જુદાં જુદાં. કચ્છી, કાઠિયાવાડી, અમદાવાદી, સુરતી, મરાઠી એવી બોલીઓ સાંભળવા મળતી. આવતાં જતાં અવારનવાર એક બીજાનો દાદર પર કે અન્યત્ર ભેટો થઈ જતાં નામ ન જાણતા હોવા છતાં આંખમાં જાણે પરિચિતતાની આછી લકીર સ્મિત કરી જતી. આવી વ્યક્તિઓમાં મારી સામેની ઓરડીમાં રહેતુ એક યુવાન યુગલ હતું. વીસએકવીસ વર્ષનો એ યુવાન અને સોળસત્તર વર્ષની એની પત્નીમાં કોણ વધુ ખૂબસૂરત તે કહેવું મુશ્કેલ હતું. એ યુવાન કયાં નોકરી કરતો હતો, શાની નોકરી હતી વગેરે કશું હુ જાણતો ન હતો. તેમ જ જાણવાની મને ઇંતેજારી પણ ન હતી વહેલી સવારથી એ નોકરી પર નીકળી જતો તે ઠેઠ સાંજે આવતો. ઘરકામ બધુ એ યુવતી જાતે કરી લેતી. આખો વખત એનું બારણું બંધ રહેતું. કોઈક વખત ભિચડે ને અકસ્માત અમારી નજર મળે તો એની પાંપણુ નાજુકતાથી લળી જતી અને તેમાંથી સ્મિતની આછી લકીર જાણે કે મારા તરફ વહી આવતી હોય એવું મને લાગતું ને કોઈ પરિચિત સ્વજનને જોતો હઉ એવો મને આનંદ થતો. એક દિવસે બપોરે મારો રામો મારે માટે તાજા વઘારેલા મમરા લઈ આવ્યો. એ એણે મોકલ્યા હતા. એમાથી થોડા રાખી, બાકીના મેં એને પાછા મોકલ્યા. ઘણુ ય મન થયું કે આભારનાં બે વેણ એને કહુ પણ હિમ્મત કયાંથી લાવું! થોડાક દિવસ બાદ ફરીથી એણે મને રામા મારફત ખાવાનું મોકલ્યુ, તે સાથે એક ચિઠ્ઠી હતી. અક્ષર કાચા ને અણઘડ લખાણ પણ ટૂંકુ મને એણે ધરમનો ભાઈ બનાવ્યો હતો ને એથી કોઈ ન જાણે તેમ મને એ ખાવાનું એણે મોકલ્યું હતુ. ચિઠ્ઠી ફાડી નાખવા અને આ બધું તદ્દન ખાનગી રાખવા તેણે એમાં આજીજી કરી હતી.

આ અનુભવ મારે માટે અસાધારણુ હતો. કૈશોર્ય-માંથી યૌવનમા પ્રવેશતા વિદ્યાર્થીની મુગ્ધતાથી મારું મન સભર હતું. જેની સાથે કદી વાત થઈ નથી, જેને અંગે રામા પાસેથી જે કંઈ થોડુક જાણવા મળ્યું હતું તેથી વિશેષ હું જાણતો ન હતો એવી આ અપરિચિત તરુણીની એક આદર્શ મૂર્તિ મારા મનમાં અંકિત થઈ ગઈ. એના કાચા અક્ષર, અણઘડ ભાષા એ બધું મને જાણે કાવ્યમય લાગ્યું. એણે એ ચિઠ્ઠી ફાડી નાખવા લખેલું પણ એમ કરતાં મારો જીવ ચાલ્યો નહિ સાચવીને એને મેં સુરક્ષિત રહે એ રીતે સંતાડી દીધી. આ ઘટ-

સિંધ સરહદ પૂરતી જ તપાસનો મુદ્દો પકડી રાખવાને બદલે, કચ્છ–પાકિસ્તાન સમગ્ર સરહદનો સમાવેશ કરવો જરૂરી ન હતો છતાં, "બંને દેશના દાવાઓના સંદર્ભમાં સરહદ નક્કી કરવા અને તેની આંકણીની સર્વસંમત ગોઠવણ કરવા માટે" નો ઉદ્દેશ ભારતે સ્વીકારી લીધો હતો; તે એક ગૂંચવણ ઊકલી જાય એવા હેતુથી હોય તો, તેમાં ફસામણીનો ભય હતો જ; અથવા રાજદ્વારી કુનેહની દૃષ્ટિએ એ 'દોઢડહાપણ' હતું.

(૯) લવાદની શર્તમાં લવાદનો ચુકાદો આખરી ગણાય અને તેની ઉપરવટ કશી કારવાઈ શક્ય ન રહે, એવી પ્રણાલી હોય તોય, એવો સ્પષ્ટ એકરાર બિન-જરૂરી હતો. પાકિસ્તાનનો કેસ સંપૂર્ણ ઊડી ગયો હોત તો શું તે ચુકાદાનો પૂર્ણરીતે સ્વીકાર કરત? સવાલ નાખી દેવા જેવો નથી. ઇતિહાસમાં અનેકવાર લવાદના ચુકાદાઓ ઇનકારાયા છે – અમેરિકા અને કેનેડા જેવા દેશો પણ તેમાં બાકાત નથી. ભારતે આખરી નિર્ણયનો લેખિત સ્વીકાર કરવાનીય ભૂલ કરી એમ કહી શકાય.

(૧૦) ભારત પોતાને બીજો એક સવાલ પૂછે તેમ જરૂરી છે: ભારતનો ૧૦ ટકા કેસ ખોટો ઠર્યો છે તેને બદલે પૂરેપૂરો સાચો ઠર્યો હોત અને પાકિસ્તાને એનો ઇનકાર કર્યો હોત તો ભારત એને શું શું સંભળાવત? *ભારતે આજે ઇનકાર કરવા પૂર્વે પોતાનું દિલ ઢંઢોળવું રહ્યું.*

(૧૧) લવાદના ચુકાદાનો વિરોધ અને ઇનકાર બે જુદી વાત છે. વિરોધ કર્યા પછી પણ સ્વીકાર કરવાની નીતિ હરહંમેશ ખોટી વા ઘાતક પણ નથી હોતી. તે જ રીતે એકવાર લવાદનો કડવો અનુભવ થયો એટલા માટે "હવે ભવિષ્યમાં કદી લવાદ સ્વીકારશું નહિ" એવી શ્રી મોરારજીભાઈની જાહેરાત – લોકોના રોષ પર પાણી ઢોળવા પૂરતી હોય તોય – યોગ્ય નથી; અજ્ઞાત ભવિષ્યને તથા ભાવિ પેઢીને એવી રીતે બાંધી દઈ શકાય પણ નહિ.

## ૨

લવાદનો ઇનકાર કરનારાઓની સૌથી જોરદાર દલીલ એક જ છે, જેને નિવૃત્ત ન્યાયમૂર્તિ ચાગલાએ ચગાવી છે – તે એ કે આ ચુકાદો કાનૂની નથી, રાજકીય છે. અલબત્ત, ન્યાયક્ષેત્રે એક જ ચુકાદા પરત્વે અનેક ભિન્ન અભિપ્રાયો અંદર અંદર અને બહારના ન્યાયમૂર્તિઓના હોવાનો શિરસ્તો સુવિદિત છે. એક રીતે એ તંદુરસ્ત પરિપાટી છે. કચ્છના ચુકાદા અંગે પણ, કાનૂની દૃષ્ટિએ એની મૂલવણી કરનારાઓમાં પણ, મત-ભિન્નતા છે. ભારતમાં શ્રી. મોતીલાલ સેતલવાડ શ્રી. ચાગલાથી ભિન્ન મત ધરાવે છે. વળી, લવાદના ત્રણ સભ્યોમાંથી એનો મત એક પ્રકારનો અને ત્રીજાનો બીજા પ્રકારનો પડ્યો છે. (આપણી વિરુદ્ધ ચુકાદો આપનારા બેઉ ભારતના દુશ્મનો હતા એમ કહેવાનો અર્થ એટલો જ કે આપણા પક્ષે ચુકાદો આપે તે જ ન્યાયાધીશ સાચો!)

આ ચુકાદો કાનૂની નથી પરંતુ રાજકીય છે – એવો એકરાર તટસ્થ ન્યાય ન્યાયમૂર્તિ લેજર ગ્રીને પોતે કરી લીધો છે એમ કહીને આપણે ન્યાયની જ હાંસી ઉડાવીએ છીએ.

કાનૂની મુદ્દો તપાસી જોઈએ:

(૧) ભારતનું વિભાજન થયું તે ૧૪–૧૫ ઑગસ્ટ ૧૯૪૭ના દિવસે જ પરિસ્થિતિ હોય તે આ ઝઘડાના સંદર્ભમાં નિર્ણાયક ઠરવી જોઈએ આ વાત મુદ્દાની છે, અને સૌએ સ્વીકારેલી છે.

(૨) બ્રિટને ભારતનું વિભાજન માત્ર બે દેશોમાં કર્યું ન હતું. ભારત અને પાકિસ્તાન, ઉપરાંત, બ્રિટિશરો સાથે કરારોથી જોડાએલાં અનેક દેશી રાજ્યો હતાં. બ્રિટને આ દેશી રાજ્યોને એમનું સાર્વભૌમત્વ પરત કર્યું હતું. તેમને ભારત અગર પાકિસ્તાનમાં જોડાવાની અથવા પોતાને યોગ્ય લાગે તે રીતે કરવાની સંપૂર્ણ સ્વાધીનતા સુપરત કરી હતી.

(૩) સિંધનો જે બ્રિટિશ પ્રદેશ હતો તે પાકિસ્તાનમાં સુપરત થયો હતો. પરંતુ વિભાજન પૂર્વે, બ્રિટન હસ્તકના સિંધ અને તે વખતના દેશી રાજ્ય વચ્ચે ઘણાં વરસોથી સરહદોની તકરારો ચાલુ હતી. સિંધ પાકિસ્તાનને હસ્તક સુપરત થતાં, અને કચ્છને સાર્વભૌમત્વ પાછું પ્રાપ્ત થતાં, તે જ ક્ષણે, તે તકરાર નવું રૂપ પામી. તકરાર બ્રિટિશ સિંધ અને દેશી રાજ્ય કચ્છ વચ્ચેની મટી જઈ, પાકિસ્તાન અને સાર્વભૌમ કચ્છ વચ્ચેની બની ગઈ; અને કચ્છ ભારતમાં જોડાઈ જતાં તે તકરાર પાકિસ્તાન અને ભારત વચ્ચેની બની ગઈ.

—કાનૂની મુદ્દો સ્પષ્ટ છે: ભારત–પાક–વિભાજનની સાથે નહિ, પણ સિંધ પાકિસ્તાનમાં જતાં, અને કચ્છ ભારતમાં પ્રવેશ પામતાં ઝઘડો નવા સ્વરૂપે ઊભો

રહ્યો હતો.

(૪) બ્રિટિશ સિંધ અને દેશી રાજ્ય કચ્છ વચ્ચેના ઝઘડાની બાબત સરહદી હતી. સિંધનાં ભરવાડો આદિ ધાડાં વારંવાર કચ્છની સરહદો ભેલાડતાં હતાં; ત્યાં પડાવો નાખતાં હતાં. લાંબા ઇતિહાસ દરમ્યાન અવારનવાર એમને હાંકી કાઢવામાં આવતાં હતાં. કેટલાક દસ્તાવેજી પુરાવાઓ મુજબ મોટા ભાગનો ભોગવટો સિંધને હસ્તક રહ્યો હતો. કચ્છને કશો કરવેરો નિયમિત, વ્યવસ્થિત આપવામાં આવતો ન હતો. કચ્છની આણ સ્વીકારાઈ ન હતી...

—ઉપરનાથી વિરોધી પુરાવા પણ રજૂ થયા છે.

—વળી કચ્છ જેવું એક નિર્બળ દેશી રજવાડું બ્રિટન હસ્તકના સિંધના ઘૂસણખોરો સામે હમેશાં સફળ ઉપાયો ન યોજી શકે, એ સમજાય એવી વાત છે.

(૫) લેજરગ્રેન પણ સરહદી ઝઘડાઓની ગૂંચ સ્વીકારે છે. અને "આ એક અતિ ગૂંચવાયેલો ઝઘડો છે ...અમુક પ્રદેશ અંગેના દસ્તાવેજો નકશા અને પુરાવાઓ બંને પક્ષે લગભગ સરખા રજૂ થયા છે..." એમ પણ કબૂલે છે. પરંતુ, જે પ્રદેશ પાકિસ્તાનને આપવાનો ઠરાવ્યો છે તે પ્રદેશમાં "સિંધની સતત અને સઘન પ્રવૃત્તિઓ ચાલુ હતી." "સિંધની હાજરી અસરકારક અને શાંતિપૂર્વકના કબજા (ભોગવટા) જેવી હતી—આ સંદર્ભમાં સરકારી સત્તાના નિર્દેશ જેવી હતી..." એમ તેઓ સ્પષ્ટ કહે છે.

—લેજરગ્રેનનો આ અભિપ્રાય ખોટો હોઈ શકે; પરંતુ તેને ગેરકાનૂની તો નહિ જ કહી શકીએ. કાનૂની રીતે, લાંબા ભોગવટાના આધારે તેમણે પ્રાથમિક મુખ્ય નિર્ણય લીધો છે, એટલું તો સ્વીકારવું રહ્યું.

(૬) લેજરગ્રેનનો ચુકાદો કેવળ કાનૂની નથી, એ વાત પણ સાચી છે. પોતે જ કહે છે તેમ "...બીજી કેટલીક બાબતોને અપવાદરૂપ પ્રમાણમાં લક્ષમાં લેવી જરૂરી છે—અલબત્ત એથી મૂળ ઉકેલને તે ધરમૂળથી બાધક થાય છે એવું નથી..." આ સંદર્ભમાં તેઓ એવી સ્પષ્ટતા કરે છે કે "એ પ્રદેશો પાકિસ્તાનથી ઘેરાએલા છે; પ્રસ્તુત પ્રદેશમાં શાંતિ અને સ્થિરતા સ્થાપવાની દૃષ્ટિએ તેમને પાકિસ્તાની પ્રદેશ તરીકે સ્વીકારવાના નિર્ણય પર આવવાની અમને ફરજ પડી છે."

આનો અર્થ હરગિઝ એવો નથી કે એન્કલેવ (enclave) હોય તેવા બધા પ્રદેશો અથવા શાંતિ સ્થાપવા માટે ગમે તે પ્રદેશો દાવો કરનારને સુપરત કરી દેવા રહ્યા.

એન્કલેવ અને શાંતિની વાત મુખ્ય કાનૂની મુદ્દા પછી પૂરક તરીકે છે, એટલું સ્પષ્ટ થવું જોઈએ.

*

એકંદરે ૧૦,૦૦૦ પૃષ્ઠના દસ્તાવેજો અને ૩૫૦ નકશાના અભ્યાસ પછી ૧૭૧ બેઠકોમાં બે વરસ લગી કેસ ચલાવ્યા પછી, ૯૦ ટકા સરહદનો હક્ક ભારતનો અને ૧૦ ટકા પાકિસ્તાનનો હોવાનું જણાવતો ૯૦૦ પૃષ્ઠનો આ ચુકાદો, કેવળ રાજકીય છે અને પક્ષપાતી છે એમ કહી લાગણીઓ ઉશ્કેરવાનો રાહ આપણી નબળાઈ પ્રગટ કરે છે—સ્વસ્થતા અને સબળતા નહિ.

## ૩

ચુકાદાના સ્વીકારમાંથી ઊભી થતી એક વધુ ચર્ચા પણ જોઈ લઈએ—

(૧) ભારત લોકશાહી પ્રજાસત્તાક છે. સ્વ. શાસ્ત્રીના સમયની ભારતની સંસદે જંગી બહુમતીથી લવાદનો સ્વીકાર કર્યો હતો—તેની કડક શરતો સહિત. છતાં, આજની સંસદને ઇન્કાર કરવાનો અધિકાર છે જ. પરંતુ, આજની સંસદેય તેને ખાસી બહુમતીથી બહાલી આપી છે, એ ઘણી મહત્ત્વની હકીકત છે.

(૨) ચુકાદાથી ભારતે પોતાની ભૂમિ પાકિસ્તાનને આપી દેવી પડે છે માટે સરકારે બંધારણ સુધારવું જરૂરી છે—એવી દલીલ પણ થઈ રહી છે. તેની પુષ્ટિમાં, અગાઉ બંગાળનો બેરુબારી પ્રદેશ પાકિસ્તાનને આપી તેના બદલામાં તેનો બીજો પ્રદેશ લેવાના કરાર વખતે બંધારણમાં સુધારો કરવો પડ્યો હતો તેનો દાખલો આપીને બંધારણ સુધારવા માટે ૨/૩ બહુમતી આવશ્યક છે – જે આજની સરકારને મળે એવી નથી; તેથી કરીને સરકાર આ જવાબદારીમાંથી છટકવા માગે છે, એવા આક્ષેપો પણ થઈ રહ્યા છે.

(૩) કેટલાક નિષ્ણાતોના મતે બેરુબારી તો ભારતનો પાકિસ્તાનેય માન્ય કરેલો પ્રદેશ હતો. પાકિસ્તાનને તે આપવા પૂર્વે બંધારણ સુધારવાની જરૂર હતી. પરંતુ કચ્છ-ચુકાદાવાળો પ્રદેશ તો ભારતે પોતે માનેલો, પરંતુ

કો' અસૂર્યપશ્યા શી એની અદબ જાળવવા દીનદયાલ મુદ્દલ ઇંતેજાર નહોતા. ફેબિયન સમાજવાદીઓનું કેટલેક અંશે સ્મરણ કરાવે એ રીતે વ્યાપક સમાજહિતમાં સામાજિક કાનૂનો અને સમનતાલક્ષી કર-માળખાને એ ઊલટભેર આવકારતા સમાજવાદીઓનો એક વિચારસમ્પ્રદાય યાન્ત્રિક સભ્યતાના અતિરેકને કારણે સર્જાયેલ અમાનવીયકરણની સમસ્યાથી ચિન્તિત ને પરિચાલિત છે તેમ દીનદયાલ પણ હતા. એટલે જ એમણે જાહેર અને ખાનગી ઉત્પાદન વિભાગો ઉપરાંત સ્વયંનિર્ભર (self-employed વિભાગની હસ્તી તરફ ખાસ ધ્યાન દોર્યું હતું અને પાયાના એકમ લેખે કુટુંબને સ્વીકારતી વિકેન્દ્રિત અર્થવ્યવસ્થાની હિમાયત કરી હતી. અલબત્ત, પ્રજા-સમાજવાદી પક્ષની મ્યુનિસિપલ સમાજવાદ માટેની તરફદારી સાથે એ સમ્મત થઈ શક્યા ન હોતા. એમને લાગતું કે, આ પ્રકારની વ્યવસ્થા વ્યક્તિની આરંભક્ષમતા ઝૂંટવી લે છે; અને છતાં કેન્દ્રીકરણના લાભથી પણ અર્થકારણને વંચિત રાખે છે.

આમ, રાજ્યના અનિયંત્રણવાદના ૧૯મી સદીના ખયાલ સાથે – અને યથાસ્થિતિવાદ સાથેય – સ્વતંત્ર પક્ષની જેમ દીનદયાલ ઉપાધ્યાયની વિચાર-રૂપને અભિન્નપણે સાંકળી શકાય તેમ નથી. ચાલુ સદીના સંદર્ભમાં, આધુનિકતાના અનુબંધ સહ, ગાંધીવિચારના આર્થિક પાસાના પુરસ્કર્તા તરીકે સદ્‌ગતને જોવાનું વિશેષ ઉચિત ઠરશે. આચાર્ય કૃપાલાની વારે વારે યાદ આપ્યા કરે છે તેમ કેન્દ્રીકરણની અનિવાર્યતાનો વિચાર તો વરાળયુગની માનસની નીપજ છે; એથી ઊલટું, વીજળીએ વિકેન્દ્રીકરણલક્ષી ગાંધીવિચારને વધુ સંગત બનાવ્યા છે દીનદયાલ પણ આમ જ માનતા.

પશ્ચિમમાં પ્રગટેલા અને વિકસેલા વિવિધ વાદો સામે એમને પાયાની ફરિયાદ હતી: કેવળ વ્યક્તિના છેડેથી કે કેવળ સમાજના છેડેથી વિચાર કરવામાં આવે છે એટલે જ તો બે આત્યંતિકતાઓ – વ્યક્તિવાદ અને સર્વસત્તાવાદ – સર્જાય છે. સાચો રાહ વ્યક્તિ અને સમાજના પરસ્પરાવલંબનને મૂળભૂત વિચાર તરીકે સ્વીકારીને ચાલવાનો છે. આ અભિગમને તેઓ એકાત્મ (integral) એવી સંજ્ઞાથી ઓળખાવતા. આ સંજ્ઞાને વિશદ કરતાં દીનદયાલ એમ પણ કહેતા કે, મનુષ્યનો માત્ર આર્થિક પ્રાણી તરીકે જ વિચાર કરવો એ ખંડદર્શન છે. મનુષ્યને એની સમગ્રતામાં પ્રમાણવો જોઈએ. આપણાં જમાનાનો આ યક્ષપ્રશ્ન છે. રૂસી વિચારક બર્દ્યેવનું અવલોકન છે કે, સામ્પ્રત માનવ નિજને ખંડ ખંડ વિચ્છિન્ન અનુભવે છે એટલો એનો અવેજ ને ઉગાર એ સર્વસત્તાવાદમાં લહે છે – આ સમસ્યાને અંગે દીનદયાલની કોશિશ માનવવ્યક્તિત્વની અખિલાઈના સમાદર અને પુનઃપ્રતિષ્ઠાની હતી.

દીનદયાલની પ્રમાણમાં વણપ્રીછાયેલી વૈચારિક સજ્જતાના એક પાસાની જ અહીં જિકર કરી છે – છતાં, એ અંશમાત્રથીયે, તેઓ એક વિધાયક વિચારક હોવાની ઝાંખી થાય છે. એમની દોરવણી હેઠળ જનસંઘ કંઈક એવી બુનિયાદ પર મુકાયો જેને કારણે એને નસીબે પુરીના શંકરાચાર્યની હેડીના જીર્ણમતવાદીઓના ટીકાભાજન થવાનું પણ આવ્યું. દેશના રાજકારણમાં 'પોપ્યુલિસ્ટ' ઉછાળો જોવા મળે છે એ દિવસોમાં આવા વિચારક-સંગઠકનું અસામયિક અવસાન સવિશેષ સાલશે.

પ્રકાશ ન. શાહ

## રાષ્ટ્રીય બજેટ અને આર્થિક પુનરુત્થાન

ઘડીભર વિમાસણમાં મૂકી દે એવું રાષ્ટ્રીય બજેટ નાણાપ્રધાને રજૂ કર્યું છે. લાંબાગાળાનું આયોજન ફરીથી સ્વીકારતાં પહેલાં સરકાર આર્થિક પરિસ્થિતિને થાળે પાડવાના પ્રયત્નો કરે છે. એક દૃષ્ટિએ એ વાજબી પણ છે. છેલ્લાં પંદર વર્ષમાં મૂડીરોકાણનું પ્રમાણ અભૂતપૂર્વ રીતે ઊંચું લઈ જવામાં આપણે અનેક પ્રકારની આર્થિક વિકૃતિ વહોરી લીધી છે. એનું પુનરાવર્તન ન થાય એટલા માટે વર્તમાન પરિસ્થિતિને સાધારણ બનાવી દેવી જરૂરી છે. ત્રીજી અને ચોથી યોજનાના વચગાળાનાં બે વર્ષ પસાર થયાં છે. છતાં અસાધારણ પરિસ્થિતિ ચાલુ રહી છે. ફુગાવો તીવ્રતર બન્યો છે અને ઉત્પાદનનો વેગ શિથિલ થતો રહ્યો છે. પરિસ્થિતિને સાધારણ બનાવવી હોય તો ફુગાવો દૂર થવો જોઈએ અને ઉત્પાદનનું પુનરુત્થાન લાવવું જોઈએ. વીતેલાં બન્ને વર્ષ દરમ્યાન સરકારે બજેટના રોકાણખર્ચને લગભગ સ્થગિત કરી દીધું છે. ખયાલ એવો છે કે ખેતીની નબળી મોસમોને લીધે, રોકાણખર્ચ વધારવામાં આવે તો ફુગાવો વધુ ઝડપે આગળ વધે. આ ખયાલ યોગ્ય છે પરંતુ રોકાણખર્ચ સ્થગિત થયું હોવા છતાં પોતાના અન્ય ખર્ચને

પહોંચી વળવા સરકારને ખાસ્સી મોટી ખાધપુરવણી કરવી પડી છે. પરિણામે ફુગાવો બળવત્તર થતો ગયો અને ફુગાવાના ભયથી રોકાણખર્ચ વધારવામાં ન આવ્યું હોવાથી આર્થિક મંદી પ્રસરતી ગઈ. આ સંદર્ભમાં વચગાળાનું ૧૯૧૮-૧૯નું ત્રીજું અને છેલ્લું વર્ષ નિર્ણાયક અગત્ય ધરાવે છે. ફુગાવાને ડામીને આર્થિક પુનરુત્થાન લાવવા માટે નાણાપ્રધાન માટે આ છેલ્લી તક છે. ગયાં બે વર્ષની માફક આ વર્ષે પણ રોકાણખર્ચ લગભગ સ્થગિત જ રાખ્યું છે. અને અનાજના ઉત્પાદનમાં પૂરા ૨૬ ટકાનો વધારો નિશ્ચિત હોવા છતાં રોકાણ વધારવાનું નાણાપ્રધાને યોગ્ય માન્યું નથી. રોકાણખર્ચ દ્વારા ફુગાવાને બળ ન મળે એની પૂરતી કાળજી એમણે રાખી છે. સરકારનો કુલ બજેટગત ખર્ચ માંડ ૨ ટકા વધવા દઈને એમણે ખર્ચની ત્રેવડ કરવાનો પ્રશસ્ય પ્રયત્ન કર્યો છે. પરંતુ દુર્ભાગ્યે એમણે સરકારની આવકમાં પણ એટલો જ વધારો અંદાજ્યો છે. પરિણામે ગયા વર્ષ જેટલી જ ખાધપુરવણી ચાલુ રહેશે એવી અટકળ કરી છે. છેલ્લાં ચારેક વર્ષથી નાણાપ્રધાન ખાધપુરવણીના કટ્ટર શત્રુ રહ્યા છે. પરંતુ આ વર્ષ એમણે લાચારીથી ખાધપુરવણી સ્વીકારી લીધી છે!

પરંતુ નાણાપ્રધાનનું બજેટ જોતું ભાષણ વાંચતાં એવો સંશય ઉદ્ભવે છે કે ખાધપુરવણી અંગેનો એમનો કહેવાનો અંદાજ જુદો અને માનવાનો અંદાજ જુદો છે ગયા વર્ષ માટે એમણે સમતોલ બજેટ અંદાજ્યું હતું. પરંતુ વર્ષને અંતે પૂરા ૩૦૦ કરોડ રૂ. ની ખાધ રહેશે. આગામી વર્ષ માટે નાણાપ્રધાને મહેસૂલી અને મૂડી એમ બન્ને હિસાબોમાં ઉપજના અંદાજો નીચા બાંધ્યા છે. જો પરિસ્થિતિ બહાલી આપશે તો આવક અંદાજ કરતાં વધશે અને ખાધમાં પ્રમાણસરનો ઘટાડો થશે. આ પ્રકારનો વ્યૂહ અપનાવવામાં એક ચોખ્ખો લાભ રહ્યો છે. સમતોલ બજેટ શિસ્તની હવા ફેલાવી ઉદ્યોગપતિઓને જોઈ જોઈને ડગલાં ભરવા પ્રેરે છે. ખાધગ્રસ્ત બજેટ બજારની મોકળાશની આશા જન્માવીને આર્થિક પ્રગતિને વેગવાન બનાવવામાં સહાયભૂત થાય છે. આ કેવળ માનસિક લાભ છે. ઔદ્યોગિક પુનરુત્થાનના પોતાના કાર્યક્રમમાં નાણાપ્રધાન એનો પૂરતો લાભ ઉઠાવવા માંગતા હોય એમ લાગે છે.

ઔદ્યોગિક ઉત્પાદન ઊંચકાય એટલા માટે નાણાપ્રધાને કોર્પોરેટ ક્ષેત્રે કરવેરાઓમાં રાહત આપી છે. વધારાના ડિવિડન્ડ પરનો વેરો દૂર થવાથી નાની કંપનીઓને લાભ નહિ થાય પરંતુ મોટી કંપનીઓ પોતાની 'આંતરિક બચત' વધારી શકશે. સરટેક્સનો દર ૧૦ ટકા ઘટતો હોવાથી કાર્યક્ષમ પેઢીઓને વધારે નાણાં સંચિત કરવાની તક મળશે. ખેતીમાં ઉપયોગી એવી ચીજવસ્તુઓ બનાવનાર એકમોને વિશિષ્ટ લાભો આપવામાં આવ્યા છે. સરવાળે આ બધી છૂટછાટો ખાનગીક્ષેત્રે રોકાણ માટે અનુકૂળ વાતાવરણ સર્જશે પરંતુ આવતા વર્ષના ઔદ્યોગિક ઉત્પાદન પર એની કેટલી અસર રહેશે? અને મૂડીબજારે પણ આ સમગ્ર છૂટછાટો પ્રત્યેય ઝાઝો ઉત્સાહ બતાવ્યો નથી. અહીં એ બાબત સૂચક છે કે બજેટ રજૂ થયાં પછી એક બે દિવસ પછી રિઝર્વબેંકે રેટમાં ૧ ટકાનો ઘટાડો કર્યો. મૂડીબજારે આ પગલાંને ઉમળકાભેર વધાવી લીધું હતું. છેલ્લાં બે વર્ષથી નાણાંની ભીંસ બજારમાં વરતાય છે. બેંકરેટ નીચો જવાથી જુદા જુદા દરો નીચા જશે. અને ઉદ્યોગધંધામાં નાણાંની મોકળાશનો અનુભવ થશે. આર્થિક પુનરુત્થાનના કાર્યક્રમમાં આ પગલું મદદ કરશે એવી ગણતરી કરવામાં આવી છે. એક રીતે જોઈએ તો બજેટના પ્રયત્નોને ટેકો આપવા માટે નાણાકીય નીતિનો ઉપયોગ થયો છે.

આ બન્ને નીતિઓ ઔદ્યોગિક પુનરુત્થાનના માર્ગમાં આવતાં વિઘ્નોને દૂર કરવાનો પ્રયત્ન કરે છે. રાષ્ટ્રીય બજેટ અંતે સમતોલ થાય એનો આધાર ઔદ્યોગિક ઉત્પાદનની વૃદ્ધિ પર છે; અને બજેટ સમતોલ થાય કે ન થાય તોયે નાણાંપ્રધાને જે ખાધપુરવણી અંદાજી છે એ ઔદ્યોગિક ઉત્પાદન ન વધે તો ખરેખાત ફુગાવાપરિણામી નીવડશે નાણું સસ્તું થવાથી કે કરવેરામાં ક્ષુલ્લક ઘટાડો થવાથી જ ઔદ્યોગિક ઉત્પાદન વધશે એવી જો ગણતરી હોય તો તે વાજબી ઠરશે નહીં. પરંતુ ખેતીવાડીના ક્ષેત્રે થયેલી પ્રચંડ ઉત્પાદનવૃદ્ધિ ઔદ્યોગિક ઉત્પાદન વધારવામાં સંગીન ફાળો આપશે પરંતુ અહીં એક ભયસ્થાન છે. ખેતીવાડીની પ્રચંડ ઉત્પાદનવૃદ્ધિ ખર્ચને નીચો લાવી ઔદ્યોગિક ઉત્પાદન વધારશે. પરંતુ સામે પક્ષે ખેડૂતોના હાથમાં, એક અંદાજ મુજબ, આશરે ૧૨ અબજની આવક વપરાશી માલ ઉત્પન્ન કરનાર ઉદ્યોગોને જબરદસ્ત માંગ પૂરી પાડશે પરંતુ આપણા વપરાશી ઉદ્યોગો ખર્ચને વધાર્યા વિના એ માંગ સંતોષવા

પૂરતી ઉત્પાદન શક્તિ ધરાવે છે ? માંગ સંતોષવા જતાં ખર્ચ વધશે તો ભાવો ઊંચકાશે અને ફુગાવાને પોષણ મળશે છેલ્લાં ત્રણચાર વર્ષમાં જે મદી પ્રસરી છે એની ગાઢ અને વ્યાપક અસર મૂડીસર્જક ઉદ્યોગો પર પડી છે. આ ઉદ્યોગો ત્રણ યોજનાઓ દરમ્યાન કેવળ બજેટના ટેકા પર વિકસ્યાં છે. ખેતીવાડીના ઉત્પાદનનો ગમે એવો મોટો વધારો એ ઉદ્યોગો પર તાત્કાલિક પ્રભાવ પાડી શકશે નહિ. આ સંદર્ભમાં આ વર્ષના બજેટની મર્યાદા સ્પષ્ટ થાય છે. ખેતીવાડીની ઉત્પાદનવૃદ્ધિનો કુલ લાભ કેવળ વપરાશી ઉદ્યોગોને મળે એને બદલે રોકાણ વધારી શકાય એવી જોગવાઈ બજેટમાં થઈ શકી હોત. ખેતીવાડીની આવક પર વેરો નાંખવાની સત્તા કેન્દ્ર સરકાર પાસે નથી, પરન્તુ વપરાશી માલ પર આકરતરા વેરાઓ દ્વારા થોડીક આવક કેન્દ્રની તિજોરીમાં ખેંચી શકાઈ હોત. જો આમ થઈ શક્યું હોત તો, આટલી જ ખાધપુરવણી જાળવી રાખીને રોકાણખર્ચ વધી શકત અને બજેટની સીધી કુમક મળવાથી મૂડીસર્જક ઉદ્યોગોને પુનરુત્થાનની તક મળત. બજેટમાં કલ્પેલો પુનરુત્થાનનો કાર્યક્રમ એકાંગી છે. પુનરુત્થાનની કુલ પ્રવૃત્તિને વેગ મળવાથી ખાધપુરવણી ઘટવાનો સંભવ પણ વિશેષ રહે. રોકાણ ખર્ચની સ્થગિતતા લાંબાગાળાની દૃષ્ટિએ હિતાવહ નથી. જો આવતાં વર્ષ પછી રોકાણની પ્રવૃત્તિમાં એકાએક વધારો કરવામાં આવશે તો પૂરતી ઉત્પાદનશક્તિના અભાવે જુદાં જુદાં ક્ષેત્રોમાં તીવ્ર અછત ઊભી થશે અને ફરીથી આપણે ફુગાવાજનક દબાણો હોળ આવી જઈશું. પ્રગતિ પહેલાં સાધારણ આર્થિક પરિસ્થિતિ લાવવી જ જોઈએ એવો આગ્રહ સમજી શકાય એવો છે પરંતુ ઉત્પાદનશક્તિને સ્થગિત કરીને જ પરિસ્થિતિ થાળે પાડી શકાય એવો નાણાપ્રધાનનો આગ્રહ આર્થિક વિકાસની સાંસારિક પ્રક્રિયાને સમજવાની યાંત્રિક દૃષ્ટિ છતી કરે છે. ખાધપુરવણી વધાર્યા વિના બચત વધારીને નાણાપ્રધાન રોકાણ વધારી શક્યા હોત. ખેતીવાડીનો મબલખ પાક ખાધપુરવણી માટે અવકાશ આપતો નથી, પરંતુ વધુ રોકાણ માટે તક આપે છે.

ડાહ્યા

હકૅર મિસ્ત્રી

## ફૉર્મ ૪


૧ પ્રકાશન સ્થળ : રેખા કાર્યાલય, હીમાવન, પાલડી, અમદાવાદ—૭

૨ પ્રકાશન સમય : માસિક, દર મહિને

૩ મુદ્રકનું નામ : બકુલ ત્રિપાઠી. રાષ્ટ્રીયતા : હિન્દી

મુદ્રણસ્થાન : ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ–૧

૪ પ્રકાશકનું નામ : બકુલ ત્રિપાઠી. રાષ્ટ્રીયતા : હિન્દી

સરનામું : રેખા કાર્યાલય, હીમાવન, પાલડી, અમદાવાદ—૭

૫ સંપાદકોનાં નામ : ભોગીલાલ ગાંધી, વિમલ શાહ, રઘુવીર ચૌધરી, પ્રકાશ શાહ. રાષ્ટ્રીયતા : હિન્દી

સરનામું : રેખા કાર્યાલય, હીમાવન, પાલડી, અમદાવાદ ૭

૬ માલિક : રેખા કો–ઓપરેટિવ પ્રિન્ટીંગ ઍન્ડ પબ્લિશિંગ સોસાયટી. રાષ્ટ્રીયતા : હિન્દી

સરનામું : રેખા કાર્યાલય, હીમાવન, પાલડી, અમદાવાદ—૭

આથી હું બકુલ ત્રિપાઠી જાહેર કરું છું કે ઉપર બતાવેલી બાબતો મારી જાણ અને સમજ મુજબ સાચી છે.

બકુલ ત્રિપાઠી
(પ્રકાશકની સહી)




સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાલય, પાલડી, અમદાવાદ–૭

મુદ્રણ–સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ–૧
મુદ્રક–પ્રકાશક–માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ–૭

# વિશ્વમાનવ

૮૮ એપ્રિલ ૧૯૬૮



મુખપૃષ્ઠ : જીવન અડાલજા

## દિશા

ગાડી રૂકે ને દોડતી રોકાય છે દિશા
વૃક્ષોના ટેકે શ્વાસ પછી ખાય છે દિશા.

એ પણ બપોરે કેટલી અશાંત થઈ જતી
સમળીની બંને પાંખમાં અટવાય છે દિશા.

એનેય ઘરમાં આવવાનું મન છે રાતના
અંધારું થઈને આંગણે પથરાય છે દિશા.

એવી રીતેય વાતાવરણ રહે ભર્યું ભર્યું
જાતો પડી પવન તો તરત વાય છે દિશા.

કોણે કહ્યું કે બંધ રહે બારી જેમ રોજ?
અજવાળું થઈ જતું તો ખૂલી જાય છે દિશા.

મનોજ ખંડેરિયા

## એકાંત

હવે તારો ચહેરોય નથી મને યાદ
પાંપણના રોમ વિષે ફરકે એકાંત.

હવા પણ સૂતી હોય એવી મધરાતે
એકલું સડક પર ભટકે અકાંત.

સૂની સૂની કેડીને તો શૂળથીય આકરું
મૃદુ પગરવ હીણું ખટકે એકાંત.

માત્ર ચાર દીવાલની વાત નથી રહી
ભરી આ બજારે મને અડકે એકાંત.

આંખમાં ઘેરાયું મૌન; મૌનમાં અંધાર;
કોણ ભારી ગયું મારી પલકે એકાંત?

મનોજ ખંડેરિયા

## બપોરના બે

કુંડવાવ પર ઊભેલા ટાવરમાં
મધ્યાહ્નનો બારમો ટકોરો
હમણાં જ બખડીને ખરી પડ્યો હશે.

કણબીવાડને નાકે
રામજી મંદિરના ઊંચા ઓટલા પર
પૂજારી પૂજાલાલ એંઠવાડની તપેલી મૂકી
તૂ...તૂ...તૂ.. તૂ...
મંદિર-રક્ષક શ્વાનને નિમંત્રતો હશે;
પટપટ પૂંછડી હલાવતાંક આવીને
લાંબી જીભે લબલબ તપેલી ચાટી—ચોખ્ખી કરી
ડાધિયો
મંદિરનાં પગથિયાં પાસે
નહોરથી ઊંડાપહોળા ખોદેલા ખાડામાં
પડ્યો પડ્યો
સૂર્યસ્નાન કરતો હશે;
તપેલી માંજી ચકચકતી કરી
પગથિયાની પાળ પર તડકા સરસી ઊંધી પાડીને—
આરંભ અને અંતનાં બારસો પાનાં
ઉંદરડા પચાવી ગયા છે
એવા 'મહાભારત'ના બટકાઈ ગયેલા અક્ષરોને
ઉકેલવાનો પ્રારંભ પૂજારીએ કર્યો હશે.

ફળીની વચ્ચોવચ
બ્રહ્માણી માતાના ઓટલા પર
જગધાઓ પત્તાં ટીચતાં ટીચતાં
કોઈ અણુચિયા સાથે ગાળાગાળ કરતાં હશે.
સૈફી હોટલના બા'રવાળાએ
પ્યાલા-રકાબીના ખખડાટ સાથે—
ગઈ કાલે રાત્રે જ રામલીલામાં સાંભળેલા ગીતનો
રિયાઝ કરવા માંડ્યો હશે:
'હું તો તમારી વાલી મથુરભાઈ,
પ્રેમની પાવો પ્યાલી મથુરભાઈ.'—

ત્યારે—
ફળિયા વચ્ચે અવડ પડેલા કૂવાએ
ગંધાવા માંડ્યું હશે.

આખા ફળિયામાં દેખાવડાં
બાળવિધવા ધનુભાભીએ
માતાને ઓટલે પત્તાં ટીચતા
કોઈ દિયેરિયાને બોલાવી—
અલી મિયાંની દુકાનેથી
દેશી તમાકુનું પાન લેવા મોકલ્યો હશે.

સૂરજકાકી
ઘઉંના ઢગલામાંથી કાંકરા વીણતાં વીણતાં
સાંકળચંદકાકાને સંભળાવતાં હશે :
'આખો જન્મારો વહી ગયો—
પણ તમને હજી ઘરેં લાવતાં ના'વડયા.'

ફળીમાં પ્રવેશતાં
જમણી બાજુની ડેલીના ઉંબરામાં—
પાલી ડોશી
ઘસાઈ ગયેલા તેમના પોમચાને
પરસોતમ ડોસાના
ઘસાઈ ગયેલા પંચિયાનું થીંગડું મારતાં હશે.
ઘરની પરસાળમાં
'અંબિકા ટેલરિંગ ફર્મ' ચલાવતા
અંબાલાલને ઓટલે ઊભી ઊભી
સખીનાણુ તતડતી હશે :
'મારા મોંઘાદાટ કાપડનો દાટ વાળી નાખ્યો—
આ તે તમે બ્લાઉઝ સીવ્યું છે કે
બચ્ચાનું ઝભલું ?
સાવ ટૂંકું અને ગભરામણ થાય તેવું ચસોચસ!
મને મારું કાપડું પાછું લાવી આપો
નહીં તો કાપડના પૈસા આપી દો.'
હાવકો અંબાલાલ કહેતો હશે :
'બેન, આ તો 'મંબઈ'ની ફેશન કીધલી—
તમને ન ગમતી હશે તો
બખિયા ખોલીને સપાટ કરી દઈશ.'
ને નૈનના મોરલા ગહેકાવતી
બગલમાં બ્લાઉઝનું બંડલ દબાવીને
સખીનાણુએ અચકાતાં અચકાતાં ચાલવા માંડ્યું હશે.

મણિમાશી
મંછામાશીના ઘરના કરા પાસે
તડકામાં તપાવેલા ખાટલાની ઈસ પર
ધડાક ધડાક ધોકાના ઘા ઝીંકીને
માંકડ કાઢતાં હશે—
અને મંછામાશી ડોકાબારીમાંથી ડોકાઈને ગાતાં
'જડાબીટ જાય આ લોહીના પીનારાંઓનું—
બાળોને – હાલવોને – તમારાં આંગણાંઓમાં.'

કૂતરાની ચાટ પાસેના ઓટલા પર બેસીને
ધનાકાકા
મધ્યાહ્નના ધોળા ધોળા સૂર્યપ્રકાશમાં
ભત્રીજી ધનુડી પાસે
ધોળા વાળ ટૂંપાવતા હશે

ત્યારે હું તો
'મુદ્રણ-આલય'માં બેઠો બેઠો
તૂટેલા અક્ષરો પર ચોકડીઓ ચીતર્યે જતો હોઈશ,
બે અક્ષરો વચ્ચે ઊપસી આવેલી 'સ્પેસ'ને
દબાવવાનું ચિહ્ન કરતો હોઈશ;
પાઠ્યપુસ્તકના પાન પર
ઊંધા પડેલા નરસિંહ મહેતાના બ્લોકને
છતો કરવાની સૂચના લખતો હોઈશ,
કે
મશીનપ્રૂફમાં
ન ઊપસતા
ગાંધીજીના બ્લોકને
પટ્ટાપટ્ટી ચોંટાડવાની—
કે ઊપસી આવેલા બ્લોકની ખીલીઓનાં માથાં
ઠોકી બેસાડવાની
પ્રિન્ટરને સૂચના આપતો હોઈશ.

હા, અત્યારે બધેય બપોરના બાર વાગ્યા છે.

જગદીશ ત્રિવે[illegible]

સ્વરૂપ અને અત્યંત છૂટક-તૂટક માહિતી છે : તે માટેનો આધાર 'સ્વયંભૂછંદ'માંનાં કેટલાંક ઉદ્ધરણો અને નામો, ભોજના 'સરસ્વતીકંઠાભરણ'માં મળતાં એકબે ઉદ્ધરણો, હેમચંદ્રના 'સિદ્ધહેમ'ના અપભ્રંશ વિભાગમાં મળતાં ઉદ્ધરણો તથા અન્યત્ર મળતા નિર્દેશો છે

સ્વયંભૂની કક્ષાનો તેનો સમર્થ પુરોગામી ચતુર્મુખ જૈનેતર અપભ્રંશ કવિ હોવાની ઘણી મોટી સંભાવના છે.[14] તેણે એક રામાયણવિષયક અને એક મહાભારત વિષયક એમ ઓછામાં ઓછાં બે અપભ્રંશ મહાકાવ્ય રચ્યાં હોવાનું માનવા માટે પૂરતો આધાર છે. મહાભારત વિષયક કાવ્યમાં કૃષ્ણચરિત્રના અંશો સહેજે હોય. પણ અટકળે તેની કૃતિઓમાંથી ગણી શકાય તેવાં જે બેચાર ટાંચણોમાં કૃષ્ણનો જે નિર્દેશ છે[15] તે ઉપરથી એ રચનાઓના કાવ્યતત્ત્વની જરા જેટલી ઝાંખી પણ ન થાય. પણ બીજા એક કવિ ગોવિંદને નામે સ્વયંભૂછંદમાં અપાયેલાં ટાંચણો આપણે માટે અમૂલ્ય છે.

ગોવિંદ કવિને નામે છ છંદ ઉદ્ધૃત થયા છે આ છંદો કૃષ્ણના બાલચરિતને લગતા કોઈ કાવ્યમાંથી લીધેલા જણાય છે. ગોવિંદનો નિર્દેશ અપભ્રંશ ભાષાના મૂર્ધન્ય કવિઓ ચતુર્મુખ, સ્વયંભૂ અને પુષ્પદંતની સાથોસાથ ચૌદમી શતાબ્દી સુધી થતો રહ્યો છે. ચૌદમી શતાબ્દીમાં કવિ ધનપાલે જે શ્વેતાંબર કવીંદ્ર ગોવિંદનો 'સનત્કુમારચરિત'ના કર્તા તરીકે ઉલ્લેખ કર્યો છે તે અને સ્વયંભૂએ જેનાં ઉદાહરણ આપ્યાં છે તે બંને એક હોવાનો પૂરતો સંભવ છે. સ્વયંભૂએ ઉદ્ધૃત કરેલા ગોવિંદના છંદો તેના નેમિનાથવિષયક (કે હરિવંશવિષયક) કાવ્યમાંથી લીધેલા જણાય છે. તે કાવ્ય સળંગ 'માત્રા' નામના છંદમાં રચાયેલું હશે, અને સંભવતઃ ગોવિંદના કાવ્યની પ્રેરણા અને ઉદાહરણથી જ હરિભદ્રે તે જ શૈલીએ પોતાનું સળંગ રડ્ડાબદ્ધ 'નેમિનાહચરિઉ' રચ્યું હશે.

મત્તવિલાસિની પ્રકારના માત્રાછંદના ઉદાહરણ તરીકે ગોવિંદનું જે પદ્ય આપેલું છે, તેમાં કંસે કાલિયનાગનું નિવાસસ્થાન બનેલા કાલિંદીના ધરામાંથી કમળ લાવીને પોતાને ભેટ કરવા નંદને આપેલા આદેશનો પ્રસંગ છે. પદ્ય નીચે પ્રમાણે છે :

એહુ વિસમઉ સુટ્ઠુ આએસુ
પાણંતિઉ માણુસહો દિટ્ઠીવિસુ સપ્પુ કાલિઅઉ
કંસુ વિ મારેઇ ધુઉ કહિં ગમ્મઉ કાઇં કિજ્જઉ
(સ્વછં. ૪-૧૦-૧)

'આ આદેશ અત્યંત આકરો હતો. એક તરફથી માણસને પ્રાણઘાતક દૃષ્ટિવિષ કાલિયનાગ, તો બીજી તરફ (આદેશનો અનાદર કરતાં) કંસ તરફથી અવશ્ય મળનારો મૃત્યુદંડ : તો હવે ક્યાં જવું અને શું કરવું ?"

ગોવિંદનું મત્તકરિણીમાં રચાયેલું પદ્ય રાધા પ્રત્યેનો કૃષ્ણનો પ્રેમાતિરેક વ્યક્ત કરે છે :

એક્કમેક્કઉ જઇ-વિ જોએદિ
હરિ સુટ્ઠુ વિ આઅરેણુ તો વિ દેહિ જહિં કહિં વિ રાહી
કો સક્કઇ સંવરેવિ દડ્ઢ-નયણ નેહેં પલુટ્ટા[16]
(સ્વછં. ૪-૧૦-૨)

"એકેએક ગોપીની પ્રત્યે હરિ ભલે ને પૂરા આદરથી જુએ છે તો પણ તેની દૃષ્ટિ તો જ્યાં જ્યાં રાધા હોય છે[17] ત્યાં ત્યાં જ ભમે છે : સ્નેહ-પ્રજ્વલિત બળ્યાં નયનોનું કોણ સંવરણ કરી શકે ભલા ?"

ત્રીજું પદ્ય કૃષ્ણવિરહે તડપતી ગોપીનું છે :

દેઇ પાલી થણહ પબ્ભારે
તોડેપ્પિણુ નલિણિ-દલુ હરિ વિઓઅ-સંતાવેં તત્તી
ફ્લુ અણ્ણહિં પાવિયઉ કરઉ દઇઉ જં કિં પિ રુચ્ચઇ
(સ્વછં. ૪-૧૧-૧)

"હરિવિયોગના સંતાપે તપ્ત બનેલી ગોવાળણી સ્તનપ્રદેશ ઉપર કમળપત્ર તોડીને મૂકે છે. અન્ય સ્ત્રીને (તેની

૧૪. વિશેષ માટે જુઓ, Caturmukha, one of the earliest Apabhramsa epic poets. હ. ચૂ. ભાયાણી, જર્નલ ઑફ ધી ઓરિએન્ટલ ઇન્સ્ટિટ્યૂટ, બરોડા, ૭-૩, માર્ચ ૧૯૫૮, પૃ. ૨૧૪-૨૨૪.

૧૫. સ્વછં. ૬-૭૫-૧ માં કૃષ્ણના આગમનના સમાચારે આશ્વાસન પામેલા પૌરજનોવાળી મથુરાએ ધવલ ધ્વજ લહેરાવીને પોતાનો ભાવ વ્યક્ત કર્યાનો અભિપ્રાય છે. ૬-૧૨૨-૧ માં કૃપ, કર્ણ, અને કલિંગરાજને તથા બીજા સુભટોને હરાવીને પછી અર્જુન કૃષ્ણને જયદ્રથની ભાળ પૂછે છે એવો અર્થ છે. ૬-૩૫-૧, અને ૩-૮-૧ કર્ણ અને અર્જુનને લગતાં જણાય છે, નહીં કે કૃષ્ણ ને અર્જુનને લગતાં. વળી આ પદ્યો ચતુર્મુખનાં જ હોવાનો કશો ચોક્કસ પુરાવો નથી

૧૬. પાઠાંતર : સવ્વ ગોવિઉ; દેઇ દિટ્ઠિ; પલોટ્ટઉ.

૧૭. સ્વયંભૂછંદ ૧-૧૨-૧માં આપેલું શુદ્ધ-

અટતાનું ) બરાબર ફળ મળ્યું. હવે તો દૈવ જેમ રુચે તેમ કરો."

જાણે કે આના જ અનુસંધાનમાં હોય તેવું મત્તઆલિકા પ્રકારનું ગોવિંદમાથી આપેલું ઉદાહરણ આમ છે :

કમલકુમુઆણ એક્ક ઉપ્પત્તિ
સસિ તો વિ કુમુઆયરહ દેઇ સોક્ખુ કમલહ દિવાયરુ
પાવિજ્જઇ અવસ ફલુ જેણ જસ્સ પાસે ઠવેઇઉ
(૪-૯-૧)

"કમળ અને કમુદનું ઉદ્ભવસ્થાન એક જ હોવા છતાં કુમુદોનો ચંદ્ર અને કમળોનો સૂર્ય સુખદાતા છે: જેણે જેની પાસે થાપણ રાખી હોય તેને જ તેની પાસેથી તે કર્મફળ તરીકે મળે છે.*"

છેવટે મત્તમધુકરી પ્રકારના માત્રાનામક છંદનું ગોવિંદમાંથી લીધેલું ઉદાહરણ સંભવતઃ દેવકી કૃષ્ણને જોવા આવી ત્યારના ગોકુલનું વર્ણન કરે છે :

ઠામઠામહિ ઘાસસંતુટ્ઠ
રત્તિહીં પરિસંઠિઆ રોમંથણવસચલિઅગંડઆ
દીસહિં ધવલુજ્જલા જોણ્હાનિહાણા ઇવ ગોહણા
(૪-૯-૫)

"ઠેકઠેકાણે રાત્રે વિશ્રાંતિ લેતાં, જડબાં હલાવીને વાગોળતાં ગાયોનાં ધણ, જ્યોત્સ્નાના પુંજસમાં ધવલો-જ્જ્વલ, દૃષ્ટિએ પડતાં હતાં."

આટલા ઉપરથી પણ ગોવિંદની નિસર્ગચિત્ર અને ભાવચિત્ર અંકિત કરવાની ગણનાપાત્ર શક્તિનો અને તેની છંદ અને ભાષાની હથોટીનો સરસ સંકેત આપણને મળી જાય છે. આ સિવાય અન્યત્ર માત્ર એક પદ્ય (હેમચંદ્રના 'સિદ્ધહેમ'માં ૮-૪-૪૨૦ (૨)ની નીચે ટાંકેલું ઉદાહરણપદ્ય) કૃષ્ણરાધાને લગતું મળે છે. તે પણ કોઈક કૃષ્ણવિષયક પ્રાચીન અપભ્રંશકાવ્યમાંથી લીધેલું માની શકાય. પદ્ય નીચે પ્રમાણે છે :

હરિ નચ્ચાવિઉ પંગણઇ વિમ્હઇ પાડિઉ લોઉ
એવંહિં રાહ-પઓહરહં જં ભાવઇ તં હોઉ

"(રાધાએ) હરિને પ્રાંગણમાં નચાવીને લોકોને વિસ્મયમાં નાખી દીધા. હવે રાધાના પયોધરનું જે થવાનું હોય તે થાઓ."

અહીં 'ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્ર'માં હેમચંદ્રે કરેલા વર્ણનની એક વિગત તુલના માટે ટાંકી શકાય. કૃષ્ણની ગોપીઓ સાથેની ક્રીડા સંબંધમાં ગોપીઓ ગાય, બલરામ તાલ આપે અને કૃષ્ણ નૃત્ય કરે એવું વર્ણન છે. ઉપરનું પદ્ય કોઈ જૈનેતર કૃષ્ણકાવ્યમાંથી ઉદ્ધૃત થયાનો પૂરતો સંભવ છે.

ઉપરનાં ઉદાહરણો સ્વયંભૂપૂર્વની કૃષ્ણવિષયક રચનાઓની વિપુલતાના અને તેમની છંદોવિધાન અને નિરૂપણશૈલીની વિવિધતા અને વિશિષ્ટતાના આપણને કેટલાક સ્પષ્ટ અણસાર પૂરા પાડે છે. તો સાથે તે સ્વયમ્ભૂના મહાકાવ્યમાંની કૃષ્ણકવિતાની પરોક્ષ પૂર્વભૂમિકા પણ પ્રસ્તુત કરે છે.

## ૫. સ્વયંભૂ

નવમી શતાબ્દીના અપભ્રંશ મહાકવિ સ્વયંભૂના રચેલા બે મહાકાવ્યોમાંથી એક કાવ્ય તે 'હરિવંશ' કે 'અરિષ્ટનેમિચરિત્ર.' તે કૃષ્ણચરિત્રને લગતું આપણને મળતું સૌથી જૂનું અપભ્રંશ કાવ્ય છે. હજી સુધી તે

---

સ્વભાવ નામક કવિનું પ્રાકૃત દૃષ્ટાંતપદ્ય પણ રાધાને લગતું છે. તેનો અર્થ આ પ્રમાણે છે :

સ્તન ઉપરના ઉજ્જવળ હારમાં પડતા કૃષ્ણના શ્વેત પ્રતિબિંબથી રાધા ભોળવાઈને બલદેવ આવ્યા માની લજ્જિત થઈ ગઈ—પ્રિયાની આ મુગ્ધતાથી કૃષ્ણે તેને ગાઢ આલિંગન આપ્યું. તે જ પ્રમાણે શુદ્ધસ્વભાવનું સ્વ૭. ૧-૭૫-૨માં આપેલું સિંહવિક્રાંત દંડકનું પ્રાકૃત દૃષ્ટાંતપદ્ય કૃષ્ણરાધાની ચક્ષુઃસ્થગન ક્રીડાને લગતું છે. અર્થ આ પ્રમાણે છે : શરદ નિશાએ ગોપબાલા સાથે ખેલતા કૃષ્ણ ધૂળનો ખોબો ભરીને ઊભા ત્યારે રાધા પોતાના લલિત કરે તેની આંખો દાબીને સંકેત પ્રમાણેના ક્રીડા સ્થળે તેને લઈ ગઈ. આંખ પરથી અવરોધ દૂર થતાં તેણે જોયું તો સામે પૂર્ણચંદ્રાનના નવેંદીવરાક્ષી, કૃશાંગીને દીઠી. તેણે કૃષ્ણને ગાઢ આલિંગન દીધું અને ભરપૂર રમાડયા.

* રહીમના એક પ્રસિદ્ધ દોહાનો ભાવ આ સાથે સરખાવી શકાય :

જલમેં બસે કમોદની
ચંદા બસે અકાસ
જો જાહિં કો ભાવતા
સો તાહિં કે પાસ

૧૮. 'સિદ્ધહેમ' ૮-૪-૩૯૧માં પ્રસંગ દુર્યોધન સાથેની કૃષ્ણવિષ્ટિનો છે તેથી આ અટકળ સમર્થિત થાય છે.

અપ્રકાશિત છે. ૧૮૦૦૦ શ્લોકના બૃહત્ વિસ્તારવાળા એ મહાકાવ્યના ૧૧૨ સંધિમાંથી ૯૯ સ્વયંભૂરચિત, અને બાકીના સ્વયંભૂના પુત્ર ત્રિભુવનના અને પંદરમી શતાબ્દીના યશઃકીર્તિ ભટ્ટારકના રચેલા છે. હરિવંશના ચાર કાંડ છે: પહેલા ૧૩ સંધિનો યાદવકાંડ, પછીના ૧૯ સંધિનો કુરુકાંડ; પછીના ૬૦ સંધિનો યુદ્ધકાંડ, અને છેલ્લા વીશ સંધિનો ઉત્તરકાંડ. કૃષ્ણજન્મથી લઈને દ્વારાવતી-સ્થાપન સુધીનો વૃત્તાંત યાદવકાંડના ચોથા સંધિથી આઠમા સંધિ સુધી અપાયો છે. સ્વયંભૂ કેટલીક બાબતમાં જિનસેનવાળા કથાનકનું તો કેટલીક બાબતમાં સંભવતઃ વૈદિક પરંપરાવાળા કથાનકનું અનુસરણ કરતો દેખાય છે.[19]

કૃષ્ણજન્મનો પ્રસંગ સ્વયંભૂએ આ પ્રમાણે પ્રસ્તુત કર્યો છે. (સંધિ ૪, કડવક ૧૨):

"ભાદરવા સુદી બારસને દિવસે સ્વજનોનું અભિમાન પ્રજ્વલિત કરતા, કંસના મસ્તકશૂળ સમા, અસુરવિમર્દન જનાર્દન જન્મ્યા. સો સિંહના પરાક્રમવાળા, અતુલીબળ, શ્રીલાંછનથી લાંછિત વક્ષઃસ્થળવાળા, શુભ લક્ષણોથી અલંકૃત એક સો ને આઠ નામ ધરતા, પોતાની દેહકાંતિથી આવાસને ઉજાળતા એવા મધુમથનને વસુદેવે ઊંચક્યા. બલદેવે છત્ર ધરીને વરસતા વરસાદથી આડશ કરી. નારાયણના ચરણનો અંગૂઠો અથડાતાં પ્રતોલીદ્વાર ખૂલી ગયું. દીવીધારી વૃષભ આગળ ચાલતો હતો. યમુનાનું જળ બે ભાગમાં વહેંચાઈ ગયું. હરિને યશોદાને સોંપ્યા. તેની પુત્રીને લઈને હલધર અને વસુદેવ કૃતાર્થ થયા. ગોપબાળકી કંસને સોંપી, પણ વિંધ્યાધિપ યક્ષ તેને વિંધ્યમાં લઈ ગયો. ગોષ્ઠના પ્રાંગણમાં ગોવિંદ ગગનસ્થ બાલચંદ્રની જેમ વધવા લાગ્યા. હરિવંશના મંડનરૂપ, કંસનું ખંડન કરનાર હરિ નંદને ઘેર વૃદ્ધિ પામવા લાગ્યા — જેમ પોતાના પક્ષના આભૂષણરૂપ દૂષણરહિત રાજહંસ કમલસરમાં વૃદ્ધિ પામે તેમ."

આ પછીના કડવકમાં કૃષ્ણની ઉપસ્થિતિથી ગોકુળની શ્રીવૃદ્ધિ અને મથુરાની શ્રીહીનતા પ્રાસબદ્ધ પંક્તિયુગલની સામસામી પંક્તિઓમાં વિરોધપદ્ધતિએ નિરૂપવામાં આવી છે. પાંચમા સંધિના પહેલા કડવકમાં બાલકૃષ્ણને નિદ્રા નથી આવતી અને તે અકારણ રડે છે તે વસ્તુમાં એવી સુંદર ઉત્પ્રેક્ષા ઘટાવી છે કે પૂતના, શકટ, યમલાર્જુન, કેશી, કાલિય વગેરેને પોતાનું પરાક્રમ બતાવવા હજી ક્યાં સુધી પ્રતીક્ષા કરવી પડશે તેની ચિંતામાં કૃષ્ણને નિદ્રા આવતી નથી. તે પછીનું કડવક ઊંઘતા કૃષ્ણના ઘોરવાના પ્રચંડ નાદનું વર્ણન કરે છે. પાંચમા સંધિના બાકીના ભાગમાં બાળકૃષ્ણના પૂતનાવધથી લઈ ને કાલિંદીના ધરામાં કમળ લેવા જવા સુધીનાં પરાક્રમો વર્ણવાયાં છે.

છઠ્ઠા સંધિનાં પહેલાં ચાર કડવકમાં કાલિયમર્દન છે. પછીના ભાગમાં કંસવધ અને સત્યભામાવિવાહ સુધીના પ્રસંગો છે.

સ્વયંભૂ કાવ્યાત્મક પરિસ્થિતિઓ માટે સતત જાગરૂક હોય છે. કાલિયમર્દનના પ્રસંગને લગતાં ચાર કડવકમાં સ્વયંભૂની કલ્પના અને વર્ણનની શક્તિ ઠીકઠીક વ્યક્ત થાય છે. એ અંશ પૂરતાં મૂળ અને અનુવાદ નીચે રજૂ કરું છું:

મુસુમૂરિયમાસંદણેણ લકિખજ્જઇ જઉણ જણદ્દણેણ
અલિવલયજલયકુવલયસવણ્ણ રવિભઇયએ ણં ણિસિ
તલિ નિસણ્ણ
ણં વસુહવરંગણરોમરાઇ ણં દડ્ઢમયણકરિણિવિહાઇ
ણં ઇંદણીલમણિણિમ્મિયખાણિ ણં કાલિયાહિઅહિમાણહાણિ
તહે કાલે ણિહાલા આય સવ્વ ગામીણ ગોવ જાયવ સગવ્વ
થિય ભાવણ દેવ ધરિત્તિસગ્ગે જોઇજ્જઇ સાહસુ સુરેહિં સગ્ગે
આડોહિઉ દણુતણુમદ્દણેણ જઉણાદહુ દેવઇણંદણેણ
સંખોહિય જલયર જલુ વિસટ્ટુ ણીસરિઉ સપ્પુ પસરિયમરટ્ટુ
ઘત્તા
કેસઉ કાલિઉ કાલિંદિજલુ તિણિણ વિ મિલિયઇ કાલાઇ
અંધારીહૂયઉ સવ્વુ કાઈ ણિયંતુ ણિહાલાઇ
(૬—૧)

"માયાશકટના સંહારક જનાર્દને ભ્રમરકુલ, મેઘ, અને કુવલય સમા વર્ણને ધારણ કરી રહેલી યમુનાને જોઈ —

જાણે કે સૂર્યના ભયે ભૂતલ પર આવીને બેસી ગયેલી નિશા;

જાણે કે વસુધાસુંદરીની રોમાવલિ;

જાણે દગ્ધ થયેલા મદનની...?

૧૯. મથુરા મલ્લવેશે ગયેલા કૃષ્ણ ધોબીનાં વસ્ત્ર લૂંટી લે છે અને સૈરંધ્રી પાસેથી વિલેપન પડાવી લઈ ગોવાળોને વહેંચી આપે છે એ બે હિંદુ પૌરાણિક સાહિત્યમાં જ મળતા પ્રસંગો સ્વયંભૂમાં છે.

જાણે કે ઇંદ્રનીલમણિથી ભરેલી ખાણ;
જાણે કે કાલિયનાગની માનહાનિ.
તે વેળા સૌ આભીર ગોપજન અને ગર્વયુક્ત યાદવો કૃષ્ણનું પરાક્રમ જોવા આવ્યા.
દેવતાઓ પણ અવકાશ અને સ્વર્ગમાં રહી કૃષ્ણનું સાહસ જોઈ રહ્યા.
દાનવમર્દન દેવકીનંદને યમુનાનો ધરો ડહોળી નાખ્યો
બધા જળચરો ખળભળી ઊઠ્યા. જળસમૂહ છિન્ન-વિચ્છિન્ન થઈ ગયો. ગર્વિષ્ઠ સર્પ બહાર નીકળ્યો.
કૃષ્ણ, કાલિય અને કાલિંદીજળ એ ત્રણે કાળી વસ્તુ એકબીજામાં ભળી ગઈ.
બધું કાળું ઘોર થઈ ગયું, ત્યાં જોનારા શું જુએ!"

*

ઉદ્ધાઇઉ વિસહરુ વિસમલીલુ   કલિકાલકયંતરઉદ્દલીલુ
કાલિંદિપમાણપસારિયંગુ   વિપરીયચલિયજલયરતરંગુ
વિપ્પુરિયફણામણિકિરણજાલુ   ફુક્કારભરિયભુવણંતરાલુ
મુહકુહરમરુદ્ધયમહિહરિંદુ   ણયણગ્ગિજાલુક્કિયઅમરવિંદુ
વિસદ્દૂસિઉ જઉણાજલપવાહુ   અવગણિણવપંકયણાહણાહુ
દપ્પુધ્ધુરુ ઉદ્દફણાલિયંડુ   ણં સરિએ પસારિઉ વાહુદંડુ
ઉપ્પણ્ણઉ પણ્ણઉ અજઉ કો વિ   પહરિજ્જહિ ણાદ
બ્રિસંકુ હોવિ
તો વિસમવિસુગ્ગારુગ્ગમેણ   હરિ વેઢિઉ ઉરિ ઉરજંગમેણ
ઘત્તા
જઉણાદહે એક્કુ મુહુત્તુ   કેસઉ સલિલકીલ કરઇ
રયણાયરે મંદરુ ણાઇ   વિસહરવેઢિઉ સંચરઇ
( ૬—૨ )

"વિષમ લીલાને ધરતો વિષધર કૃષ્ણની સામે ધસ્યો. કલિકાલ જેવી રૌદ્રતાવાળા, કાલિયે કાલિંદીના જેટલો અંગ-વિસ્તાર કર્યો. તેણે જલચરો અને તરંગોને ઊલટી દિશામાં ગતિ કરાવી. તેના ફણામણિમાંથી કિરણજાળ સ્ફુરતી હતી. ફૂંફાડાથી ભુવનાંતરાલને ભરી દેતો હતો. તેના મોંની બખોલમાંથી નીકળતા નિઃશ્વાસને ઝપાટે પહાડો મૂછી ઊઠતા હતા. દૃષ્ટિની અગ્નિઝાળથી દેવવૃંદ પણ દાઝતું હતું. તેના વિષથી યમુનાનો જલપ્રવાહ દૂષિત થતો હતો. કૃષ્ણની અવગણના કરીને ઉગ્ર દર્પવાળા કાલિયે ચંડ ફણાવલિ ઊંચી કરી — જાણે કે યમુનાએ બાહુદંડ પ્રસાર્યો. કોઈક અસાધારણ અજેય એવો આ પન્નગ હતો. તો પણ કૃષ્ણે નિર્ભયપણે પ્રહાર કર્યો. એટલે ઉગ્ર વિષ-વમન કરતા ઉરગે કૃષ્ણની ફરતો ભરડો દીધો. યમુનાના ધરામાં કૃષ્ણ ઘડીક જળક્રીડા કરવા લાગ્યા. સર્પથી વીંટળાયેલા તે સમુદ્રમાં મંદરની જેમ ભમવા લાગ્યા."

ભિયકંતિએ અમુરપરાયણેણ   કાલિઉ ણ દિટ્ઠુ ણારા-
યણેણ
ઉપ્પણ્ણ ભંતિ ણઉ ણાઉ ણાઉ   વિપ્પુરિઉ તામ ફણ-
મણિ ણિહાઉ
ઉજ્જોએં જાણિઉ પરમયારુ   કો ગુણેહિં ણ પાવિઉ
વધણારુ
તો સમરસહાસહિં દુમ્મુહેણ   ભુયદંડ પસારિય મહુમહેણ
પંચંગુલિ પંચણહુજ્જલાંગ   ણં ફુરિય ફણામણિ
વરભુયંગ
તહો તેહિં ધરિજ્જઇ ફણકડપ્પુ   ણઉ ણાયઇ કો કરુ
કવણુ સપ્પુ
લક્ખિજ્જઇ ણવર વિસુિમ્મમેણ   ઉજ્જલઉ લઇઉ
સિરિસંગમેણ
વિહડપ્ફડુ ફારફડઉ દેઇ   ગારુડિયહો વિસહરુ કિં કરેઇ
ઘત્તા
ણાયેપ્પિણુ મહુમહેણ   કાલિઉ ણહયલે ભામિયઉ
ભીસાવણુ કંસહો ણાઇ   કાલદંડુ ઉગ્ગામિયઉં
( ૬—૩ )

"પોતાની કૃષ્ણ કાંતિને લીધે નારાયણ કાલિયને જોઈ ન શક્યા. તેમને ભ્રમ થયો અને તેથી નાગ ક્યાં છે તે કળાયું નહીં. ત્યાં તો નાગનો ફણામણિનો સમૂહ ઝગમગી ઊઠ્યો. અને એ પ્રકાશમાં નાગને બરાબર ઓળખી કાઢ્યો. ગુણથી કોણ બંધન ન પામે? તે પછી હજારો સંગ્રામોમાં સામી છાતીએ જનારા મધુમથને ઝગહળતી નખપ્રભાવાળી પાંચ આંગળી ધરાવતા પોતાના બાહુદંડ પ્રસાર્યા — જાણે કે સ્ફુરતા ફણામણિ વાળો સર્પ-રાજ. કૃષ્ણે હાથથી ફણાસમૂહને ઝાલ્યો ત્યારે કયો હાથ છે, અને કયો સર્પ છે તેની ખબર પડતી ન હતી. ...વિહ્વળ બનેલો કાલિય ફાડફડ ઝાપટ મારવા લાગ્યો. પણ, 'ગારુડિ'ને વિષધર શું કરી શકે?
કૃષ્ણે નાથીને કાલિયને આકાશમાં ઘુમાવ્યો — જાણે કે કંસની પ્રત્યે ભીષણ કાલદંડ ઉગામ્યો."

*

મણિકિરણકરાલિયમહિહરેહિં   વિસહરસિરસિહરસિલાય-
લેહિં

ખિયવત્થઇં કિયઇં સમુજ્જલાઇં    પિંજરિયઇં જઉણ-
મહાજલાઇં
તહિં ણ્હાઉ ણાઉ ણું ગિલ્લગંડુ    પુણુ તોડિઉ કંચણ-
કમલસંડુ
વિણ્ણિ પઉ ભારુ પ્પરિ વિહાઇ    બીયઉ ગોવધ્ધણુ ધરિઉ ણાઇ
ણીસરિઉ જણદ્દણુ દામુ વિમધિ    ણું મહણે સમત્તએ મંદરદ્દિ
તડિ ભારુ પડિચ્છિઉ હલહરેણ    ણું વિજ્જુપુંજુ
સિયજલહરેણ
ગોદુહલ સમપ્પેવિ આયરેણ    સબ્ભાવેં ભાવરુ ભાયરેણ
ઘત્તા
વલએવેં અહિમુહુ એંતુ    હરિ અવરુંડિઉ તહિં સમઇ
સિદ્ધપકખેં તામસ પકખુ    ણાઇ પઇંતરિ પડિમઇ
(૬—૪)

"કાલિયના મણિકિરણ વડે પોતાનાં વસ્ત્ર ઉજ્જ્વળ કર્યાં અને તેનાં શિર વડે યમુનાનો જળસમૂહ રક્તવર્ણું કર્યો. તેમાં ગજરાજની જેમ કૃષ્ણે સ્નાન કર્યું અને સુવર્ણ-કમળોનું ઝુંડ તોડયું. માથે લીધેલો કમળનો ભારો જાણે કે બીજો ગોવર્ધન ઊંચક્યો હોય તેમ શોભતો હતો. નાગનું મર્દન કરીને જનાર્દન બહાર આવ્યા, જાણે કે સમુદ્રમંથન સમાપ્ત કરીને મંદરાચળ બહાર આવ્યો. કાંઠે ઊભેલા હલધરે કમળનો ભારો લઈ લીધો, જાણે કે શ્વેતમેઘ વિદ્યુત્પુંજથી યુક્ત બન્યો. પછી તે ગોવાળોને સોંપીને બળદેવે સામે આવતા ભાઈને આદરથી આલિંગન દીધું, જાણે કે પ્રતિપદાને દિને શુક્લપક્ષ કૃષ્ણપક્ષને ભેટયો."

યુદ્ધવર્ણનોમાં સ્વયંભૂની કળા પૂરેપૂરી ખીલે છે. 'હરિવંશ'ના સાઠ સંધિ યુદ્ધકાંડ રોકે છે તે ધ્યાનમાં રાખવાનું છે. કૃષ્ણના બાલચરિત્ર પૂરતો યુદ્ધવર્ણનને કેટલો અવકાશ હોય? તો પણ ચાણૂર અને મુષ્ટિક સાથેના મલ્લયુદ્ધને વર્ણવતા નીચેના અંશમાં યમકના પ્રયોગથી મલ્લયુદ્ધમાં થતા સામસામા પ્રહારોની અસર સચોટપણે પ્રકટ કરી શકાય છે.

દપ્પુધ્ધુર દુદ્ધર એત્તહે વિ    ઉટ્ઠિય મુટ્ઠિયચાણૂર વેવિ
ણું ણિગ્ગય દિગ્ગય ગિલ્લગંડ    ણું સાસણુ કેસહુ વાહુદંડ
અપ્ફાડિઉ સરહસુ સાવલેઉ    રણુ મગ્ગિઉ વગ્ગિઉ ણુ
કિઉ ખેઉ
જસતણ્હહો કણ્હહો એક્કુ મુક્કુ    ઉદ્દામહો રામહો
અવરુ ઢુક્કુ
ભયંકર હત્થકર–કત્તરીહિં ભામરિહિં કરણેહિં ભામરીહિં
કરણોહરેહિં ગાહેહિં પીડણેહિં અવરેહિં અણેયહિં પીડણેહિં
(૬—૧૨)

"એટલામાં દર્પોધ્ધુર દુર્ધર ચાણૂર અને મુષ્ટિક બંનેય ઊઠયા. મદમસ્ત દિગ્ગજ સમા તેઓ આગળ આવ્યા, જાણે કે આશાગામી કંસના બાહુદંડ. હર્ષ અને દર્પથી બાહુનું આસ્ફોટન કરતા તેમણે તરત જ છલાંગ મારીને યુદ્ધ માગ્યું. યશ મેળવવા સતૃષ્ણ એવા કૃષ્ણ ઉપર એક-ને ધોડવામાં આવ્યો હતો, અને ઉદ્દામ એવા બલરામ ઉપર બીજો. ભયંકર 'હત્થકર' 'કર્તરી' વગેરે કરણો કરતાં, ઘૂમરીએ ઘૂમતા, હાથથી થપ્પા લગાવતા, પકડતા, ભીંસતા અને એવા અનેક મલ્લવિદ્યાના દાવ કરતા તેઓ આવી પહોંચ્યા."

આજ રીતે રુક્મિણીહરણમાં શિશુપાલ સાથેના યુદ્ધના વર્ણનમાં છંદના સમર્પક પ્રયોગનું એક સુંદર ઉદા-હરણ મળે છે – આંતર યમક સાથે પૃથ્વી છંદ યોજેલો છે :

કયં ણવર સંજુયં    સિયસરાસણીસંજુયં
ખરપ્પહરદારુણં    ણવપવાલકંદારુણં
સમુચ્છલિયલોહિયં    સુરવિલાસિણીલોહિયં
પણચ્ચિયવિરુંડયં    ભમિયભૂરિભેરુંડયં
વગેરે (૯–૧૪)

"પછી જેમાં તીક્ષ્ણ ધનુષ્યો વપરાતાં હતાં, કઠોર પ્રહારોને લઈને જે દારુણ હતું, જેમાં નવી ફૂટેલી કૂંપળો જેવું લાલ લોહી ઊછળતું હતું, જે અપ્સરાને લોભાવતું હતું, જેમાં ધડો નાચતાં હતાં, જેમાં અનેક ભેરુંડ પક્ષીઓ ભમતા હતા......તેવું યુદ્ધ પ્રવર્ત્યું."

આજ રીતનો પૃથ્વીનો સફળ પ્રયોગ ૯–૧૮માં કરાયો છે.

અમુક એક નિરપેક્ષ વિષયના દીર્ઘ વર્ણનખંડો ઉપરાંત સ્વયંભૂની ખાસ વિશિષ્ટતા છે તેની ઉપમાઓ, ઉત્પ્રેક્ષાઓ અને રૂપકો. કડવકને અંતે ઘત્તા અનેક વાર આખા કડવામાં વર્ણવેલા ભાવની પરાકાષ્ઠા રૂપે આવે છે, અને એકાદ રમણીય બિંબ વડે એક સ્મરણીય ચિત્ર અંકિત કરી દે છે. તેમાં સ્વયંભૂની મૌલિક કલ્પનાનું અભિનવ, મૃષ્ટ ઉડ્ડયન અને દૃષ્ટિની સૂક્ષ્મતા અનેક વાર આપણને જકડી રાખે છે. થોડાંક ઉદાહરણ જોઈએ :

પૂતનાના વિપલિપ્ત સ્તનને બે હાથે અડીને મુખે લગાડતા કૃષ્ણ વિશે કહે છે :

સો થણુ દુધ્ધધારધવલુ હરિઉદયકરંતરે માઇયઉ
પહિલારઉ અસુરાહયહો ણું પંચજણ્ણુ મુહિ લાઇયઉ
(૫-૪, ઘત્તા)

"દૂધની ધારાથી ધવલ પૂતનાનો સ્તન હરિના બંને કરની વચ્ચે એવો લાગતો હતો જાણે કે અસુરોના સંહારને માટે પહેલવહેલો મુખે લગાડેલો પાંચજન્ય."

છઠ્ઠા સંધિની સાતમા કડવકની ઘત્તામાં ધોબી પાસેથી લૂંટી લીધેલાં વસ્ત્રમાંથી બલદેવે શ્યામ વસ્ત્ર અને કૃષ્ણે કનકવર્ણ વસ્ત્ર પહેરવા માટે ખેંચી લીધાં તેમને કંસનું ખેંચી કાઢેલું કાળું અને પીળું પિત્ત કહીને વર્ણન કર્યું છે.[૨૦]

તે જ પ્રમાણે આઠમા કડવકની ઘત્તામાં દાસી પાસેથી આંચકીને ગોવાળોને વહેંચી આપેલા વિલેપનને ચાણૂરના જીવિતને વહેંચી આપવાની ઉત્પ્રેક્ષાથી વર્ણવ્યું છે[૨૧] અખાડામાં અહીંતહીં ઘૂમતા કૃષ્ણ અને બલદેવનો પ્રેક્ષકો ઉપર પડેલો તીવ્ર પ્રભાવ સરસ રીતે વર્ણવ્યો છે : જ્યાં જ્યાં બલિષ્ઠ કૃષ્ણ અને બલદેવ ફરતા ફરતા, રંગભૂમિનું તે તે સ્થળ પણ તેમની દેહપ્રભાથી કૃષ્ણ અને પાંડુર વર્ણનું બની જતું.[૨૨]

અપરાજિત અને જરાકુમાર વચ્ચેના યુદ્ધમાં એક ઉદ્દ્ભટ ઉત્પ્રેક્ષા મળે છે :

એકબીજાને વીંધતાં તેમણે ગગનને બાણો વડે નિરંતર છાઈ દીધું—જાણે કે સર્પો સહિત સમગ્ર પાતાલ અધ્ધર ઊંચકાઈને આવી રહ્યું.[૨૩]

સમુદ્ર દ્વારકાનિર્માણ માટે ભૂમિ આપવા પાછો હઠે છે તે વાતને પણ એક સુંદર ઉત્પ્રેક્ષાથી રજૂ કરી છે (૮-૧ આદિઘત્તા) :

પહેલાં કૌસ્તુભમણિ આંચકી લીધેલો અને લક્ષ્મી પણ લઈ ગયા છે—હવે વળી કોણ જાણે શી કનડગત કરશે?—જાણે કે આવી બીકથી, પ્રચંડ છોળો વાળા સમુદ્રે પણ હરિને સ્થાન આપ્યું.[૨૪]

ક્વચિત કહેવતો અને સદુક્તિઓનો પણ ઉપયોગ સુભગ રીતે થયેલો છે. જેમ કે –

જેવું દીધું હોય તેવું પામીએ. કોદરા વાવ્યા હોય તો શાલિનાં કણસલાં ક્યાંથી નીપજે?[૨૫]

રૂપવતી હોય તે શોભારહિત હોય ત્યારે પણ શોભતી જ હોય છે.[૨૬]

(૭, ૧, ૪.)

૬. પુષ્પદંત.

ચતુર્મુખ અને સ્વયંભૂની કક્ષાના અપભ્રંશ મહાકવિ પુષ્પદંતે ઈ. સ. ૯૫૭થી ૯૬૫માં રચેલા 'મહાપુરાણ'-માં સંધિ ૮૧થી ૯૨ જૈન હરિવંશને આપેલા છે. તેમાં સંધિ ૮૪માં વાસુદેવજન્મ, ૮૫માં નારાયણની બાલક્રીડા અને ૮૬માં કંસ અને ચાણૂરના સંહારની વાત છે. વર્ણન, ભાષા અને છંદની ઘણી ઊંચી શક્તિ ધરાવતા પુષ્પદંતે આ ત્રણ સંધિઓમાં પણ કેટલાક સુંદર કાવ્યખંડો સર્જ્યા છે. કૃષ્ણની બાલક્રીડાનું નિરૂપણ પુષ્પદંતે આગળના કવિઓ કરતાં વિશેષ વિસ્તાર અને માવજતથી કર્યું છે. પૂતના, અશ્વ, ગર્દભ અને યમલાર્જુનના ઉપદ્રવ વર્ણવવા માટે ૮૫-૯, ૧૦, ૧૧માં આઠ માત્રાનો તો વર્ષાવર્ણન માટે ૮૫-૧૬માં પાંચ માત્રાનો—એ બંને ટૂંકા છંદ સફળતાથી યોજાયા છે, અને તેમના લય વડે ચારુ ધ્વનિચિત્રો ઊભાં થાય છે. ૮૫-૧૨માંનું અરિષ્ટાસુરનું ચિત્ર તથા ૮૫-૧૯ માંનું ગોપવેશવર્ણન પણ નોંધપાત્ર છે પુષ્પદંતની મુગ્ધ-

૨૦. વસલેવેં સામઉ વાસુ કઢહેં કણ્હયસમુજ્જલઉં
ણં કડ્ઢિઉ કંસહો પિત્તુ દીસઇ કાલઉ પીયલઉં
(૬, ૭, ઘત્તા)

૨૧. ઉદ્દાલિવિ મદ્દમહેણ્ણુ ગોવહં દિણ્ણુ પસાહણઉં
ણં લઇઉ વિહંજેવિ તેહિં જીવિઉ ચાણૂરહો તણઉં
(૬, ૮, ઘત્તા)

૨૨. જેત્તહે પરિસક્કઇ કણ્હુ, જહિં બલએવુ વલુધ્ધુરઉ
તેત્તહે તણુતેએં હોઇ, રંગુ વિ કાલઉ પંડુરઉ.

૨૩. વિંધંતહિં તેહિં વાણુચ્છિરંતરુ ગયણુ કિઉ
સભુવંગમુ સવ્વુ ઉપ્પરે ણં પાયાલુ થિઉ
(૭, ૭, ઘત્તા)

૨૪. લઇય લચ્છિ કોત્થુહુ ઉદ્દાલિઉ એવહિં કાંઇં
કરેસઇ આલિઉ
એણ ભએણ જલોહરઉદ્દે દિણ્ણુ થત્તિ ણં હરિહે
સમુદ્દે (૮, આદિઘત્તા)

૨૫. જં જેહઉ દિણ્ણઉ આસિ, તં તેહઉ સમાવડઇ
કિં વઇયએકોદ્દવધણ્ણે સાલિકણિસુ ફલે
ણિવ્વડઈ. (૬, ૧૪, ઘત્તા)

૨૬. હયસોહ વિ સોહઇ રૂવવઇ હંસગઇ (૭, ૧, ૪)

ધનુર્ધનની શક્તિના સારા નમૂના લેખે ૮૬–૮માંનું કંસ-કૃષ્ણયુદ્ધ અને ૮૮-૫થી ૧૫માંનું કૃષ્ણજરાસંધયુદ્ધ ટાંકી શકાય. પુષ્પદંતની કૃષ્ણકવિતામાંથી આપણે કેટલાક હદ્ય ખંડો જોઈએ :

નવજાત કૃષ્ણને લઈને જતા વસુદેવનું કાલિંદી-વર્ણન *

"અને મંથરગતિએ વહેતી કાલિંદી તેમની દૃષ્ટિએ પડી જાણે સરિતાનું રૂપ ધરીને ધરાતલ પર આવેલી તિમિર-ઘન યામિની

જાણે કૃષ્ણની દેહપ્રભાની ધારા
જાણે અંજનગિરિની આભા
જાણે ધરતી પર દોરેલી કસ્તૂરીરેખા
જાણે ગિરિગજેન્દ્રની મદરેખા
જાણે કંસરાયના આયુષ્યની સમાપ્તિરેખા
જાણે ધરાતલ પર કરેલી મેઘમાલા
વૃદ્ધાની જેમ તરંગબહુલ
શ્યામાની જેમ મુક્તાફલવતી
તેના શેવાળના વાળ દૃષ્ટિગોચર થાય છે;
ફીણનું ઉત્તરીય ફરકે છે.

ગેરૂમિશ્રિત જળનું ને ખરેલા કુસુમથી કર્બુરિત એવું રક્તાંબર પહેર્યું છે

કિન્નરીરૂપ સ્તનાગ્ર દર્શાવે છે;
વમળોરૂપી ભમર કળાય છે;
સર્પમણિનાં કિરણો વડે ઉદ્યોત કરે છે;
કમળનયન વડે જાણે કે કૃષ્ણને નિહાળે છે.

તે કમળપત્રના નિર્મળ થાળમાં જળકણના અક્ષત ઉછાળે છે;

ખળખળ શબ્દ કરતી મંગળ ગાય છે;
અને એમ જાણે કે તે કૃષ્ણના પક્ષની પુષ્ટિ કરે છે.

યમુના કોઈ જેવાતેવા ઉપર નહીં પણ અવશ્ય સવર્ણ ઉપર જ પ્રસન્ન થાય.

નદીનું જળ બે ભાગમાં વહેંચાઈ ગયું – જાણે કે ધરારૂપી સ્ત્રીએ કાજળ આંજ્યું (!).

પ્રિયતમ ઉપર અનુરક્ત બની હોય તેમ તેણે પોતાનો તલપ્રદેશ વ્યક્ત કર્યો : મધુમથનને જોઈને યમુના નદી પણ મદનપીડિત બની ગઈ."

(મહાપુરાણ, ૬–૨)

*

અરિષ્ટાસુરનો સંહાર

મથુરાપતિ કંસના આદેશથી દુષ્ટ અરિષ્ટાસુર વૃષભના વેશમાં આવ્યો. બંને શીંગોથી ખડકો ઉખેડતો, પ્રખર ખરીની ધારથી ધરણીતલ ખોદતો, ગળામાં લટકતી સરોવરના વેલાઓની જાળવાળો, પદાઘાતથી જળસ્થળને કંપાયમાન કરતો, ગર્જનારવથી ભુવનોના અંતરાલને ભરી દેતો, મહાદેવના નંદિગણને પણ ભયજ્વર ઉત્પન્ન કરતો, ચંદ્રકિરણોથી પણ અધિક શુભ્ર, ઉચ્ચ કૈલાસ શિખરની શોભા ધરતો, એ વૃષભરાજ આવીને જોરથી ઢીંક મારે ન મારે ત્યાં તો કૃષ્ણે પોતાના ભુજદંડ વડે પકડીને તેની ડોક કડાક દઈને મરડી નાખી—ગોવિંદનો પ્રતિમલ્લ ત્રણ ભુવનમાં પણ કોણ હોય! ધવલને પરાજિત કરનાર હરિના ગોકુળમાં ધોળ ગવાતાં હતાં. ધવલોના ધવલ એવા કુલધવલની સ્તુતિ ભલા કોણ ન કરે!'

(મહાપુરાણ, ૮૬–૧૧–૮ થી ૧૬)

વર્ષાવર્ણન–ગોવર્ધનઉદ્ધરણ

'કેટલાક સમય પછી અષાઢના આરંભે આવી પહોંચેલી વર્ષા શોભવા લાગી. લોકો લીલુંપીળું ઇંદ્રધનુષ્ય જોઈ રહ્યા—જાણે કે નભલક્ષ્મીના પયોધર પર રહેલું ઉત્તરીય! પથિકોના હૃદયવિદારક ઇંદ્રધનુષ્યને તેઓ વારંવાર જોવા લાગ્યા—જાણે કે ઘનહરતીના પ્રવેશ પ્રસંગે ગગનગૃહ ઉપર લટકાવેલું મંગળ તોરણ ન હોય! જળ ખળખળાટ ગાજે છે; સરિતા સરકતી સરકતી કંદરાને ભરી દે છે! તડતડાટ કરતી વીજળી પડે છે ને પર્વતમાં ચિરાડો પડે છે; મોર નાચે છે, પવન વહે છે, તે વૃક્ષો ડોલે છે; જળ, સ્થળ અને ગોકુળ ભયત્રસ્ત થઈને અત્યંત બૂમાબૂમ કરે છે, થરથરે છે, વિનાશની અણી પર છે.

આવી સ્થિતિમાં જેમની સ્તુતિ દેવતાઓ કરે છે, જેમને ઋજાનયના જયલક્ષ્મીને પામવાની તૃષ્ણા છે તેવા વીર કૃષ્ણે સ્થિરતા અને ધીરતાથી પોતાના ભુજયુગલ વડે વિસ્તૃત પર્વતને ઊંચકયો અને લોકોને ધૃતિ બંધાવી. પર્વત ઊંચકાતાં ધરતીમાં અંધકારભર્યું પોલાણ પ્રકટ થયું. તેમાંના સર્પસમૂહો ફૂંફાડા મારતા હતા, ઝેર ઓકતા હતા, ઘૂમતા હતા, સળવળતા હતા. આથી

* સ્થાનાભાવે હવેનાં મૂળ અવતરણ આપી શકાયાં નથી.

હરણિયાં ભયભીત થઈને નાઠાં. કાયર વનચરો રાડારાડ કરીને પડવા લાગ્યા. હિંસ્ર ચાંડાલો પ્રચંડ બાણો ફેંકવા અને ફગાવવા લાગ્યા. વૃદ્ધ તાપસો ભયથી વિવશ બની ગયા. ગાયોનું સંવર્ધન કરનાર ગોવર્ધને રાજલક્ષ્મીનો ભાર હોય તે રીતે ગિરિ ગોવર્ધનને ઊંચક્યો '

(મહાપુરાણ, ૮૬–૧૬–૧૦ થી ૧૨; ૧૬–૧ થી ૩૨)

## ૭. હરિભદ્ર અને ધવલ

પુષ્પદંત પછી અપભ્રંશ કૃષ્ણકાવ્યની પરંપરામાં બીજા બે કવિ ઉલ્લેખનીય છે. તેઓ છે હરિભદ્ર અને ધવલ તેમની કૃતિઓ હજી અપ્રકાશિત છે. છતાં પણ એકાદ હસ્તપ્રતને આધારે અહીં તેમનો થોડોક પરિચય આપું છું.

૧૧૬૦માં રચાયેલું હરિભદ્રકૃત 'નેમિનાહચરિઉ' મુખ્યત્વે રડ્ડા નામના છંદમાં ગૂંથેલુ લગભગ ત્રણ હજાર છંદોના વિસ્તારનું મહાકાવ્ય છે. તેના ૨૨૮૭ મા છંદથી આરંભીને સોએક છંદ સુધીના ગાળામાં કૃષ્ણજન્મથી કંસવધ સુધીની કથા ટૂંકમાં આપેલી છે. કેટલેક સ્થળે વર્ણનમાં ઉત્કટતા પ્રતીત થાય છે. હરિભદ્રે મલ્લયુદ્ધના પ્રસંગને બહલાવ્યો છે અને ત્યાં આપણને તેની કવિત્વ-શક્તિનો કોઈક પરિચય મળે છે. કૃષ્ણની હત્યા માટે મોકલાતા વૃષભ, ખર, તુરગ અને મેષનાં ચિત્ર દૃઢ રેખા વડે દોરાયાં છે.

કવિ ધવલનું 'હરિવંશપુરાણ' અગિયારમી શતાબ્દી પછીની રચના છે. સમયનિર્ણય હજી પૂરતી ચોક્કસાઈથી નથી થયો, પણ 'હરિપુરાણ' ની ભાષામાં આધુનિકતાનાં ચિહ્ન સ્પષ્ટ પણે જોઈ શકાય છે. તેના કેટલાયે શબ્દો અને પ્રયોગોમાં પુરાણી હિન્દીનો સંકેત મળે છે. કાવ્યત્વની દૃષ્ટિએ ધવલ અપભ્રંશ કવિઓની બીજીત્રીજી શ્રેણીમાં આવે. હિતોપદેશ અને ધર્મબોધ 'હરિવંશ'ની શૈલીમાં ખુલ્લા દેખાય છે. છતાં પણ ૧૨૨ સંધિ જેટલો વિસ્તાર છે તેથી અને વિષય અને શૈલીની દીર્ઘ પૂર્વ-પરંપરાનો લાભ મળેલો છે તેથી ધવલના 'હરિવંશપુરાણ'-ના કેટલાક અંશોમાં કાવ્યત્વનો સ્પર્શ અવશ્ય છે. તો કેટલાક ભાગની વિશિષ્ટતા ભાષા અને વર્ણન પર પડેલા સમકાલીન પ્રભાવને આભારી છે.

ધવલના 'હરિવંશ' ના ૫૩, ૫૪ અને ૫૫ એ ત્રણ સંધિમાં કૃષ્ણ જન્મથી કંસવધ સુધીની કથા છે. કથાનિરૂપણમાં અને વર્ણનોમાં ઘણું ખરું રૂઢિનું અનુસરણ છે. ક્વચિત જ કવિએ પોતાને માર્ગે વિચરવાનું રાખ્યું છે.

નવજાત કૃષ્ણને નંદયશોદાના હાથમાં સોંપવાનો પ્રસંગ આ રીતે અંકિત થયો છે. *

નંદનું કહેવું સાંભળીને વસુદેવ ગદ્ગદ કંઠે બોલ્યા : તું મારો ઉત્તમ ઇષ્ટમિત્ર, સ્વજન, સેવક અને બાંધવ છે. વાત એમ છે કે જે જે દુર્જય, તેજસ્વી પુત્રો મારે ત્યાં જન્મ્યા, તે બધાનો કંસે મારી પાસેથી કપટથી વચન લઈને નાશ કર્યો. તેથી આ વખતે ઇષ્ટ વિયોગ દુઃખે કાયર થઈને હું તારે આશ્રયે આવ્યો છું. વસુદેવે વારંવાર નંદનો હાથ પકડીને કહ્યું: આ મારો પુત્ર તને અર્પણ કરું છું. તારા પેટના પુત્રની જેમ તેની દેખભાળ કરજે. કંસના ભયથી તેની રક્ષા કરજે. કંસે અમારા બધા પુત્ર મારી નાખીને અમને વારંવાર રડાવ્યાં છે. દૈવનિયોગ હશે તો આ પુત્ર બચશે. એકનો એક છે જાણીને તમે તેની બધી સંભાળ લેજો. (સંધિ ૫૩, કડવક ૯)

૫૩/૧૭માં નૈમિત્તિક બાલકૃષ્ણનાં અસાધારણ ગુણ લક્ષણ વર્ણવે છે. લોકો વધાવવા આવે છે. તે જન્મોત્સવમાં નૃત્ય કરતી ગોવાળણોનું વર્ણન તેમની વિશિષ્ટ વેશભૂષાના ઉલ્લેખથી કર્યું છે :

'કોઈકને ખભા ઉપર 'નેત્તી' (= નેત્ર કાપડની સાડી) હતી, તો કોઈકની લોબડી લાખના રંગની હતી. કોઈકના શીશ પર ધારદાર 'ક્રિંજ' (= નીજ ?) હતી, તો કોઈની ચૂની ફૂલડાંવાળી હતી કોઈકનો ઊંચો મોડ સુંદર લાગતો હતો, તો કોઈનું ઓઢણું અને 'ચોડ' મજીઠરંગી હતાં. બધાના મસ્તક પર લાલ વસ્ત્રખંડથી બાંધેલો હતો અને તેમણે પીતળનાં કડાં, કડી અને વીંટી પહેર્યાં હતાં.'

નંદયશોદા અને ગોપીઓના લાડીલા બાલકૃષ્ણ ભાગવતકારથી માંડીને અનેકાનેક કવિઓનો અક્ષયરસ કાવ્યવિષય બન્યા છે. એનું ચરમ શિખર આપણને સૂરદાસમાં મળે છે. તો ધવલના કૃષ્ણક્રીડાના વર્ણનનાં બે કડવાં આપણે ૫૪મા સંધિમાંથી જોઈએ :

* ધવલના 'હરિવંશ' નો પરિચય અહીં જયપુરના દિગંબર અતિશય ક્ષેત્ર શ્રી મહાવીરજી શોધસંસ્થાનના સંગ્રહની હસ્તપ્રતને આધારે આપ્યો છે. પ્રતિનો ઉપયોગ કરવાની અનુમતિ આપવા માટે હું શોધસંસ્થાનનો ઋણી છું. પ્રતિમાં અનેક સ્થળે પાઠ અશુદ્ધ છે.

"અનેક લક્ષણ, ગુણ અને પુણ્યપુંજવાળો તે બાળક વૃદ્ધિ પામતો ગયો તેમ તેમ અતીવ સુંદર થતો ગયો. ગોપીઓ તેના અંગને અમીદૃષ્ટિથી સીંચવા લાગી. જે જે તરુણીની કૃષ્ણ ઉપર દૃષ્ટિ પડતી તે તે કોઈક મિશે તેનું મુખ જોઈ લેતી અને ખોળામાં લઈને તેનું મોં સ્તને લગાડતી. કાનમાં કુંડળ, હાથમાં કડાં, ગળામાં કાંઠલી, પગમાં ઠમકતા ઘૂઘરા, કટિ ઉપર મેખલા – આ અર્થાં વડે શોભતો બાળક સૌના મનને મોહિત કરતો હતો. તેને બેસતાં શીખતો જોઈને નંદયશોદાનો સંતોષ માતો ન હતો. ખોળામાંથી અને હાથમાંથી તેને રત્નસુવર્ણના નિધિની જેમ ક્ષણ પણ તેઓ અળગો કરતાં ન હતાં.

ઘૂંટણિયા તાણીને ઘૂમતો તે ઘરઆંગણાને અજવાળવા લાગ્યો. તે વળગીને ઘડીક ઊભો થાય અને પછી પગલું ભરવા જતા લથડે અને દડી પડે. 'પાછો વળ, પાછો વળ' કરતી જશોદા સ્નેહવશ હસતી હસતી દોડે અને ઊંચકી લઈને તેનું મસ્તક ચૂમે. બાળક સહેજ મોટો થતાં સ્થિર પગલાં ભરવા લાગ્યો. તે જશોદાના ખોળામાં ચડતો. બે હાથે જકડીને રવૈયા પકડતો. અંદરથી માખણ ઊંચકી લઈને ખાઈ જતો. જશોદા બૂમ પાડે, તોયે વાર્યો ન રહેતો, અને કદીક મહી ભરેલી ગોળી ઢોળતો – એમ તે જાતજાતના ખેલ કરતો. ગાલ ફુલાવીને બોલતો તે પ્રિય લાગતો. જે કોઈ તેને જોતું તે કૌતુકથી બોલાવ્યા વિના ન રહી શકતું. ઘડીકમાં રડતો, ઘડીકમાં હસતો. ઘડીક પડતો, ઘડીક દોડતો, ઘડીક શરીર પર ધૂળનો લેપ કરતો.

આખા નેસનું મંડન અને રમકડું એવો અત્યંત સોહામણો નંદનંદન જેમ જેમ વધવા લાગ્યો તેમ સ્નેહીઓનું સુખ અને વૈરીઓનું અસુખ પણ વધવા લાગ્યું."

## ઉપસંહાર

લગભગ આઠમી શતાબ્દીથી લઈને બારમી શતાબ્દી સુધીના અપભ્રંશ સાહિત્યના કૃષ્ણકાવ્યની આ ઝાંખીથી પ્રતીત થશે કે એ સાહિત્યમાં કૃષ્ણચરિત્રના (અને વિશેષે તો કૃષ્ણના બાલચરિત્રના) નિરૂપણની એક બલિષ્ઠ પરંપરા સ્થપાઈ હતી. તે પરંપરામાં ભાવાલેખનની અને વર્ણનશૈલીની દૃષ્ટિએ ઘણી નોંધપાત્ર ગુણવત્તા સિદ્ધ થઈ હતી. કૃષ્ણકાવ્યની કવિઓની દીર્ઘ અને વિવિધભાષી પરંપરામાં સ્વયંભૂ અને પુષ્પદંત નિઃસંદેહ ઊંચા સ્થાનના અધિકારી છે અને આ વિષયમાં પછીથી સૂરદાસ વગેરે જે સિદ્ધિને શિખરે પહોંચેલા છે તેની સમુચિત પૂર્વભૂમિકા તૈયાર કરવાનો ઘણો યશ અપભ્રંશ કવિઓને ફાળે જાય છે.

આશા છે કે ભારતીય સાહિત્યની કૃષ્ણકવિતાની દીપ્તિમાન પરંપરામાં એક તરફ સંસ્કૃતપ્રાકૃત સાહિત્યની કૃષ્ણકવિતા, તો બીજી તરફ ભાષાસાહિત્યોની કૃષ્ણકવિતા —એ બેની વચ્ચે કડીરૂપે રહેલી અપભ્રંશ સાહિત્યની કૃષ્ણકવિતા અમુક અંશે આગવું વ્યક્તિત્વ અને આકર્ષણ ધરાવે છે એ વાતની પ્રતીતિ આ સંક્ષિપ્ત અને ત્વરિત વિહંગાવલોકન કરાવી આપશે.

*

આવતા અંકમાં આ લેખની ચર્ચા છપાશે. એ માટે ડૉ. ભોગીલાલ સાંડેસરા, શ્રી મધુસૂદન મોદી, પંડિત બેચરદાસજી અને ડૉ. ઋષભચંદ્રને આમંત્રણ આપેલાં છે.

# સવાર

ખીલ્યા ખીલ્યા પારિજાતની તળે,
હવે સવાર આ ભીનું ભીનું ગળે.

ધુમ્મસ શાં આછાં દૃગથી હું જોઉં,
અને થતું ધુમ્મસમાં મુજને ખોઉં.

હવે હોઠ આ ધુમ્મસ, ગાલ આ ધુમ્મસ,
ધુમ્મસ ધુમ્મસ નાક કાન આ ધુમ્મસ.
ધુમ્મસ વચ્ચે પારિજાતની સુવાસ ધુમ્મસ,
નભની તો શું વાત કરું જ્યાં હવાય ધુમ્મસ.

પારિજાતની લઈ કેસરી દાંડી,
કિરણોએ ઘરઘરની ક્રીડા માંડી.

ખીલ્યા ખીલ્યા પારિજાતની તળે,
હવે સવાર આ ભીનું ભીનું ગળે.

મણિલાલ દેસાઈ

(જન્મ ૧૯-૭-'૩૯, મૃત્યુ ૩-૫-'૬૬)

'કવિલોક' તરફથી પ્રગટ થનાર કાવ્યસંગ્રહ 'રાનેરી'માંથી

# કિરણોત્સર્ગી તત્ત્વો અને કાળગણના

## દેવજી ચાવડા

આપણી પૃથ્વીની ઉંમર કેટલી?

બે અબજ વર્ષ.

આ વાત સાચી હોવા વિષે આપણે કદાચ શંકા નહિ ઉઠાવીએ. પણ આપણા મનમાં સવાલ થયા વિના રહેશે નહિ કે આ ઉંમર કઈ રીતે ગણી? કઈ પદ્ધતિ વડે આ ઉંમર નક્કી કરવામાં આવી? આપણા આ પ્રશ્નનો ઉત્તર કુદરત પોતે જ આપશે. કાકા કાલેલકરે 'પગલાંની લિપિ'માં કહ્યું છે કે "કુદરત આખી પોતાના હસ્તાક્ષરો જ્યાં ત્યાં નોંધી રાખે છે." એટલે આપણને તો પૃથ્વીની ઉંમર વિશે કુદરતની કિતાબમાંથી જ માહિતી મળી રહેશે. પણ આ માટે આપણે કુદરતી લિપિ જાણવી જરૂરી છે. નહિતર કુદરતની કિતાબ હાથમા આવવા છતાં વાંચવું કેમ?

તો, આ પૃથ્વીની ઉંમર વિષે કુદરતે કયાં અને કેવી રીતે લખી રાખ્યું હશે? આ હકીકત કુદરતે બે ત્રણ રીતે લખી રાખી છે. એક તો સમુદ્રોમાં અને બીજી ખડકોમાં.

પૃથ્વી પર સમુદ્રો રચાયા ત્યારે કંઈ તે ખારા ન હતા. પણ સરોવરની માફક મીઠા હતા. પણ વરસોવરસ તેમાં ઠલવાતી નદીઓ પોતાની સાથે મીઠું ઘસડી લાવતી. આ બધું સમુદ્રમાં એકઠું થતું. સમુદ્રમાંથી પાણીનું બાષ્પીભવન થતું. અને પેલું મીઠું તો તેમ ને તેમ જ રહેતું. પાણી વળી વરસીને નદીઓ મારફત આવ્યા જ કરતું. આમ, સમુદ્રમાંનાં પાણીનો જથ્થો લગભગ અચળ રહેતો પણ મીઠાનું પ્રમાણ વધ્યે જતું. તો આજે પૃથ્વી પરના પાણીમાં કેટલી ખારાશ છે અને તેટલી ખારાશ થતાં કેટલો સમય લાગે, તે પરથી પૃથ્વીની ઉંમરનો અંદાજ નીકળી શકે. બીજી રીત પણ જળકૃત ખડકોના વિવિધ સ્તરોનો અભ્યાસ કરવાની છે. અને તે સ્તરો થતાં કેટલો સમય લાગે તે પરથી અંદાજ કઢાય. પણ આ બંને પદ્ધતિઓથી તો સાધારણ અંદાજ જ મળે. કેમકે તેમાં પ્રમાણમાં વધુ ભૂલ હોવાનો સંભવ છે. આપણે માની લેવું પડે કે દર વર્ષે સરખા પ્રમાણમાં જ મીઠું સમુદ્રમાં આવ્યા કરે છે. અને સમુદ્રો જ્યાં હતા ત્યાં જમીન બની નથી વગેરે.

પણ ગત સૈકાના અંતભાગમાં અને ચાલુ સૈકાની શરૂઆતમા કેટલાંક નવાં તત્ત્વોની શોધ થતાં ઘણી ચોક્કસ કહી શકાય તેવી પદ્ધતિ શોધી કાઢવામાં આવી. આ પદ્ધતિ કિરણોત્સર્ગી તત્ત્વોના અભ્યાસ પરથી હાથ લાગી. જો કે કિરણોત્સર્ગી તત્ત્વો, આમ તો, પરમાણુ–નાભિકીય ભૌતિક શાસ્ત્રનો વિષય હતો. છતાં અત્યારે તો પુરાતત્ત્વવિદ્યા, ચિકિત્સાશાસ્ત્ર, ઉદ્યોગો વગેરે ઘણાં ક્ષેત્રોમાં ઘૂસી ગયાં છે. પુરાતત્ત્વવિદ્યામાં તે કેટલાક પદાર્થોની વય નક્કી કરવામાં અગત્યનો ફાળો આપે છે. એટલું જ નહિ પણ પ્રાચીન ચીજોની વય શોધી કાઢવામાં ભરોસાપાત્ર અને ચોકસાઈભરી પદ્ધતિ તરીકે અત્યારે તેની બોલબાલા છે.

આ કિરણોત્સર્ગી તત્ત્વો શું છે તે વિષે આપણે થોડી માહિતી મેળવી લઈએ.

### કિરણોત્સર્ગી તત્ત્વોના ગુણધર્મો :

પરમાણુની રચના તો હવે ઠીક ઠીક પ્રચલિત થઈ ગઈ છે. છતાં આપણે જરા દૃષ્ટિપાત કરી લઈએ. સામાન્ય રીતે પરમાણુની રચના સૂર્યમંડળ જેવી મનાય છે. * સૂર્યમંડળમાં કેન્દ્રસ્થાને સૂર્ય હોય છે તેમ પરમાણુમા કેન્દ્રસ્થાને પ્રોટોન અને ન્યુટ્રોન નામના કણોનો સમૂહ હોય છે. પરમાણુના આ કેન્દ્રને આપણે નાભિ કહીશું. આ નાભિ ગ્રહોની માફક ઇલેકટ્રોન નામનાં કણો સતત પ્રદક્ષિણા આસપાસ કર્યા જ કરે છે. ઇલેકટ્રોન પર ઋણ વીજભાર અને પ્રોટોન પર ધનવીજભાર હોય છે. જ્યારે ન્યુટ્રોન પર કોઈ પણ પ્રકારનો વીજભાર હોતો નથી. પ્રોટોન અને ઇલેકટ્રોન વચ્ચે વિદ્યુત આકર્ષણ હોય છે. આથી ઇલેકટ્રોન નાભિ તરફ સતત આકર્ષાય છે. વળી ઇલેકટ્રોન તીવ્ર વેગથી પ્રદક્ષિણા કરતો હોવાથી કેન્દ્રત્યાગી બળ તેને નાભિથી દૂર ફેંકે છે. આ પરસ્પર વિરોધી બળોની અસર તળે ઇલેકટ્રોન નિશ્ચિત કક્ષામાં પ્રદક્ષિણા કરે છે.

કોઈ પણ તત્ત્વમાં ઇલેકટ્રોન અને પ્રોટોનની સંખ્યા સરખી જ હોય છે. એટલે તે તત્ત્વ વૈદ્યુતિક રીતે તટસ્થ રહે

છે. નાભિમાં પ્રોટોનની સંખ્યા બદલાઈ જાય તો નવું તત્ત્વ બની જાય છે. કોઈ પણ બે તત્ત્વોમાં ઇલેક્ટ્રોન પ્રોટોનની સંખ્યા સરખી હોતી નથી. અહીં આકૃતિ–૧ માં કેટલાંક તત્ત્વોના પરમાણુઓ દર્શાવ્યા છે.



આકૃતિ–૧

પ્રોટોન અને ન્યુટ્રોનનું દ્રવ્યમાન લગભગ સરખું જ હોય છે. ઇલેક્ટ્રોનનું દ્રવ્યમાન પ્રોટોનના દ્રવ્યમાનના ૧૮૩૮મા ભાગ જેટલું હોય છે એટલે પરમાણુનું મોટાભાગનું દ્રવ્યમાન નાભિમાં કેન્દ્રિત થયેલું હોય છે. ન્યુટ્રોન, પ્રોટોન અને ઇલેક્ટ્રોનની વિવિધ ગોઠવણીથી રચાયેલાં ૧૦૪ તત્ત્વો અત્યારે જાણીતાં છે. સામાન્ય સંયોગોમાં મોટાભાગનાં તત્ત્વો સ્થિર હોય છે. અને તેમના આંતરિક બંધારણ પર બાહ્ય બળોની અસરો થતી નથી. પણ નાભિમાં કણોની સંખ્યા વધી જાય તો નાભિને નિશ્ચિત કદમાં રાખનારાં બળો તમામ કણો પર પૂરતો કાબૂ રાખી શકતાં નથી પરિણામે આવાં તત્ત્વોની નાભિઓમાંથી કેટલાંક કણો તથા વીજચુંબકીય તરંગો બહાર ફેંકાયા કરે છે. આવાં તત્ત્વો કિરણોત્સર્ગી તત્ત્વોના નામે ઓળખાય છે. યુરેનિયમ, રેડિયમ, થોરિયમ, રુબિડિયમ વગેરે આવાં કિરણોત્સર્ગી તત્ત્વો છે.

કિરણોત્સર્ગી તત્ત્વોની નાભિઓ સતત તૂટયા જ કરે છે. સામાન્ય રીતે તેમાંથી બે પ્રોટોન અને બે ન્યુટ્રોનનો એક સમૂહ ( હીલિયમની નાભિ અથવા આલ્ફા કણો.), ઇલેક્ટ્રોન (બીટા કણો) અને વીજચુંબકીય તરંગો (ગામા કિરણો ) નીકળ્યાં કરે છે. નાભિ તૂટવાની આ ક્રિયાને વિચ્છેદન કહેવાય છે. વિચ્છેદન થવાથી નાભિમા પ્રોટોનની સંખ્યામાં ફેરફાર થાય છે. પરિણામે જે તત્ત્વ મૂળ હતું તે ન રહેતાં નવું તત્ત્વ બની જાય છે. નવું તત્ત્વ પણ મોટે ભાગે કિરણોત્સર્ગી હોય છે. અને તે આલ્ફા કણો, બીટા કણો કે ગામા કિરણોમાંથી એકાદ બે નું ઉત્સર્જન કરી વળી નવા તત્ત્વમાં રૂપાંતર પામે છે. આમ, ક્રમશઃ થતાં થતાં અંતે, રેડિયમ, થોરિયમ કે યુરેનિયમનું સીસામાં રૂપાંતર થઈ જાય છે. આ સીસું કિરણોત્સર્ગી હોતું નથી. અહીં આકૃતિ–૨માં આ ક્રિયા દર્શાવી છે.



આકૃતિ–૨

આકૃતિ– ૨ માં દર્શાવ્યા પ્રમાણે યુરેનિયમની નાભિ આલ્ફા કણો કે બીટા કણોનું વિસર્જન કરી ક્રમશઃ ૧૪ તબક્કાઓ પછી અંતે સીસામાં ફેરવાઈ જાય છે.

નાભિવિચ્છેદનની આ ક્રિયા એક વિશિષ્ટ પ્રકારની છે+ તેની ખૂબી એ છે કે વિચ્છેદનના દર પર પૃથ્વી પરના કોઈ જ ભૌતિક પરિબળો કોઈ પણ અસર કરી શકતાં નથી. × આવાં કિરણોત્સર્ગી તત્ત્વોને ખૂબ તપાવવામાં આવે કે અત્યંત ઠંડા પાડવામાં આવે, શક્તિશાળી વિદ્યુત ક્ષેત્ર કે ચુંબકીય ક્ષેત્રમાં રાખવામાં આવે, તેમનાં પર પુષ્કળ દબાણ લાગુ પાડવામાં આવે કે પછી ગમે

* પરમાણુની રચના અહીં વર્ણવ્યા કરતાં જટિલ હોય છે. પણ આપણા હેતુ માટે આવી સાદી રચના માનવામાં કશી અડચણ નથી.

+ નાભિ રૂપાંતરની આ ક્રિયા લાંબી લચ વર્ણવવાને બદલે ટૂંકમાં વર્ણવવા માટે સંકેતો વપરાય છે. તે માટે તત્ત્વનું ટૂંકું નામ લખી ડાબા નીચલા ખૂણે તેમાંના પ્રોટોન ( કે ઇલેક્ટ્રોન )ની સંખ્યા અને જમણા ઉપલા ખૂણે નાભિમાંના પ્રોટોન અને ન્યુટ્રોનની કુલ સંખ્યા લખાય છે. આકૃતિ ૧ ના તત્ત્વો સંકેતોમાં આમ લખાય, ૧હા[૧]; ૪એલ[૯]; ૬કા[૧૨]; ૨૯તા[૬૩], ૨હી[૪]= હીલિયમ ૯૦ થો[૨૩૪] = થોરિયમ; ઇ = ઇલેક્ટ્રોન; પ્રોટ = પ્રોટોએક્ટીનિયમ

× જર્મન ભૌતિકવિદ્ કાર્લ ફોન વાઇસેકરની ગણત્રીઓ દર્શાવે છે કે નાભિ વિચ્છેદનના દરમાં ફેરફાર કરવા તેમને વાતાવરણના દબાણથી અબજો ગણા દબાણ તળે, અબજો અંશ ગરમ કરવા પડે.

તેવા જલદ તેજાબ સાથે રાસાયણિક પ્રતિક્રિયા કરાવવામાં આવે તો પણ આ તત્ત્વોના વિચ્છેદન દરમાં જરાય ફેરફાર થતો નથી. તેઓ કેવળ કાળને જ અધીન છે. કાળના નિશ્ચિત ગાળામાં નિશ્ચિત સંખ્યામાં નાભિઓ તૂટે છે.

વિચ્છેદનની ક્રિયા કેવળ કાળને જ આધીન હોવા છતાં કોઈપણ તત્ત્વ અમુક કાળ વીતતાં સંપૂર્ણપણે ખલાસ થઈ જતું નથી. ખૂબી તો એ છે કે બધા જ કિરણોત્સર્ગી તત્ત્વો સૈદ્ધાંતિક રીતે લગભગ અનંત કાળ સુધી જીવે છે. કાળના અમુક ગાળામાં તત્ત્વનો શરૂઆતમાં હોય તેનો અર્ધો જથ્થો રૂપાંતરિત થઈ જાય છે. અને તેટલા જ બીજા ગાળામાં વળી બચેલામાથી અર્ધાનું રૂપાંતર થઈ જાય છે. તો ત્રીજા ગાળામાં બાકી રહેલામાંથી અર્ધું ખલાસ થઈ જાય છે. આમ ચાલ્યા જ કરે છે. આ ગાળાને જે તે તત્ત્વનો અર્ધજીવન કાળ કહેવામાં આવે છે. એક અર્ધ જીવનકાળ વીતતાં તત્ત્વના પ્રારંભિક જથ્થાનો અર્ધો જથ્થો ખલાસ થઈ જાય છે. યુરેનિયમનો અર્ધજીવનકાળ ૪,૫૦,૦૦,૦૦,૦૦૦ વર્ષ છે. એટલે આજે આપણી પાસે ૧ ગ્રામ યુરેનિયમ હોય તો ૪.૫ × ૧૦⁹ વર્ષ પછી તે અર્ધો ગ્રામ જ રહેશે અને તે પછીના ૪.૫ × ૧૦⁹ વર્ષો બાદ માત્ર ૫।। ગ્રામ રહેશે. આમ ક્રમશઃ ચાલ્યા જ કરે છે. આકૃતિ ૩ જોવાથી આ વિગતો વધુ સ્પષ્ટ થશે.



આકૃતિ-૩

આ હકીકતને એક સાદા સૂત્ર વડે પણ દર્શાવી શકાય જો કિરણોત્સર્ગી તત્ત્વના પ્રારંભિક જથ્થાને આપણે સ. કહીએ અને ક અર્ધજીવનકાળ પછી વધના જથ્થાને સ વડે દર્શાવીએ તો તેમનો સંબંધ આ રીતે અપાય.

સ = સ. $\left(\frac{1}{2}\right)^{ક}$ ......(૧)

દૃષ્ટાંત તરીકે કિરણોત્સર્ગી નત્રવાયુ-૧૩ નો અર્ધજીવનકાળ ૧૦ મિનિટ છે. આપણી પાસે આવો ૧૬ મિલિગ્રામ નત્રવાયુ હોય તો ૧ કલાક પછી તે કેટલો રહે? એક કલાક એટલે ૬૦ મિનિટ અને ૬૦ મિનિટ એટલે નત્રવાયુ ૧૩ના ૬ અર્ધજીવન કાળ થયા. માટે ઉપર્યુક્ત સમીકરણ – ૧ માં સ. = ૧૬ મિલિગ્રામ અને ક = ૬ મૂકતાં

સ=૧૬× $\left(\frac{1}{2}\right)^{6}$ = ૧૬×$\frac{1}{2}$×$\frac{1}{2}$×$\frac{1}{2}$×$\frac{1}{2}$×$\frac{1}{2}$×$\frac{1}{2}$ = $\frac{1}{4}$ =૦.૨૫ મિલિગ્રામ. એટલે કલાક પછી ૦.૨૫ મિલિગ્રામ નત્રવાયુ-૧૩ વધ્યો હશે.

### ગાઈગર-મ્યુલર ગણક :

કાળગણના માટે જે તે ખડકોમાં રહેલા યુરેનિયમનો જથ્થો માપવો પડે છે. અને લાંબા સમયના અંતે યુરેનિયમ બહુ જ સૂક્ષ્મ માત્રામાં વધ્યું હોય. પરંપરાગત પદ્ધતિઓ વડે તો આ માપ બહુ ચોકસાઈભર્યું અને સરળ ન પડે. પણ નાભિકીય ભૌતિકશાસ્ત્રના વિકાસ સાથે કેટલાંક અવનવાં સાધનો પણ વિકસ્યાં છે. તે ખૂબ જ સંવેદિત હોય છે. આવું જ એક સાધન ગાઈગર-મ્યુલર ગણક છે.

આ સાધન એટલું બધું સંવેદિત હોય છે કે એકેક આલ્ફા કણને ગણી શકે છે; અને આ આલ્ફા કણોની ગણતરી પરથી યુરેનિયમનો જથ્થો નક્કી કરવામાં આવે છે.

ગાઈગર-મ્યુલર ગણકની રચના ઘણી સરળ હોય છે. આકૃતિ-૪ માં બતાવ્યા પ્રમાણે ક એક પિત્તળ કે નિકલના પાતળા પતરાની ૧ થી ૫ સેન્ટીમીટર વ્યાસની અને ૧૦ થી ૫૦ સે. મી. લાંબી નળી હોય છે. નળીના બંને છેડા એબોનાઇટ જેવા અવાહક પદાર્થ ઘ ઘ વડે હવાચુસ્ત રીતે બંધ કરવામાં આવે છે. અને આ નળાકાર વચ્ચે ખ ૦.૧ થી ૦.૫ મિલિમીટર જાડાઈનો ટંગસ્ટન ધાતુનો તાર ખેંચીને બાંધવામાં આવેલો હોય છે. ટંગસ્ટનના તાર અને નળાકારની સાથે વિદ્યુત જોડાણ કરવા વાહક તારના ટુકડા લગાડી તેને બહાર લઈ બાકીનું આખું સાધન કાચના એક પાત્રમાં હવાચુસ્ત રીતે બેસાડવામાં આવે છે. ચ નળીમાંથી ઇચ્છિત વાયુ અથવા હવા જરૂરી દબાણે ભરી બંધ કરી શકાય છે. બહાર કાઢેલા પેલા તારના છેડામાંથી નળાકારનો છેડો વિદ્યુતાકોષસમૂહ છના ઋણ ધ્રુવ સાથે અને ટંગસ્ટનના તારવાળા છેડાને પ્રતિરોધ જ સાથે જોડી ધનાગ્ર સાથે જોડાય



ગાઈગર મ્યુલર ગણક

આકૃતિ-૪

છે. આ બંને વિદ્યુતાગ્રો વચ્ચે ૨૦૦૦ થી ૩૦૦૦ વોલ્ટનું વિદ્યુત દબાણ અપાય છે. પ્રતિરોધ જ આસપાસ વોલ્ટતા તફાવત મપાય છે.

આલ્ફા કણો જેવા વીજભારિત કણો નાભિમાંથી તીવ્ર વેગથી છૂટતા હોય છે. અને હવા કે વાયુમાંથી પસાર થતી વખતે તે માર્ગમાં આવતા વાયુના અણુઓ સાથે અથડાય છે. પરિણામે નાભિની આસપાસ ઘૂમતાં ઇલેક્ટ્રોનને તેની કક્ષા બહાર ફેંકી દે છે. આથી વાયુના પરમાણુઓ ધનવીજભારિત બને છે. આવા વીજભારિત પરમાણુઓને આયન કહેવાય છે. આમ જ્યારે આલ્ફા કણ કે અન્ય તીવ્રવેગી કણો ગાઈગર-મ્યુલર ગણકની નળીમાં દાખલ થાય છે ત્યારે તેમાં ભરેલા વાયુના પરમાણુઓ કે અણુઓ સાથે અથડાઈ ત્યાં હજારો આયન અને ઇલેક્ટ્રોન ઉત્પન્ન કરે છે. નળી ઋણવીજભારિત અને તાર ધનવીજભારિત હોવાથી આયનો નળી ક તરફ અને ઇલેક્ટ્રોન તાર ખ તરફ આકર્ષાય છે. બંને અગ્રો વચ્ચે શક્તિશાળી વિદ્યુત ક્ષેત્ર હોવાથી આયનો અને ઇલેક્ટ્રોન પ્રવેગિત થાય છે. તેથી તેઓ પણ તેમના માર્ગમાં આવતા અણુ-પરમાણુ સાથે અથડાઈ નવાં આયનો પેદા કરે છે. આમ, માત્ર એક જ તીવ્રવેગી કણના પ્રવેશથી નળીમાં હજારોની સંખ્યામાં આયનો ઉત્પન્ન થાય છે. પરિણામે પ્રતિરોધ જ માંથી ક્ષણિક નોંધપાત્ર વિદ્યુતપ્રવાહ વહે છે. અગ્ર ટ ને વીજમાપક સાથે જોડવાથી તેના દર્શકના હલનચલન પરથી પ્રત્યેક કણ ગણી શકાય. અથવા હેડ ફોન સાથે જોડવાથી દરેક કણ "સાંભળી" શકાય અને એ પ્રવર્ધક સાથે જોડી તેની સાથે નોંધયંત્ર લગાડવામાં આવે તો કણોની સંખ્યા આપોઆપ નોંધાતી જાય.

## કાળગણના

કિરણોત્સર્ગી તત્ત્વોના વિચ્છેદનનો દર કેવળ કાળ પર જ અવલંબતો હોવાથી તેમનો ઉપયોગ પ્રાચીન ખડકોની ઉંમર માપવામાં થઈ શકે તેવું સૂચન ઈ. સ. ૧૯૧૩માં અર્નેસ્ટ રધરફોર્ડ અને જોલીએ કર્યું હતું. થોડા જ સમયમાં તેનો જગદ્વ્યાપી સ્વીકાર પણ થઈ ગયો.

પૃથ્વી સૂર્યમાંથી છૂટી પડી ત્યારે તે વાયુરૂપમાં હતી. ઠરતી તેમાંનાં તમામ દ્રવ્યો બાષ્પરૂપે હશે. ધીમે ધીમે તે ગઈ અને અંતે તે લાવા સ્વરૂપમાં આવી હશે. ત્યારેય તેમાં આ બધાં તત્ત્વો હશે. પણ તે એક જ સ્થાને ન રહેતાં આડાઅવળાં થયા કરતાં હશે. તે સમયે યુરેનિયમ અને થોરિયમનું સીસામાં રૂપાંતર થતું હશે. પણ તે સીસું પીગળેલું હોવાથી ઉષ્ણતામાન કે પ્રસારણને લીધે યુરેનિયમ કે થોરિયમથી અલગ પડી જતું હોય. પણ જ્યારે લાવારસ ઠરવા માંડ્યો હશે અને તેમાંથી ખડકો બંધાવા લાગ્યા હશે ત્યારે તેમાં રહેલું યુરેનિયમનું સ્થાન નક્કી થઈ ગયું હોય. આવા ઘન પોપડામાંથી કોઈ પણ તત્ત્વની હેરફેર થવી મુશ્કેલ હોય છે. અને ત્યાર બાદ યુરેનિયમ કે થોરિયમના વિચ્છેદનથી ઉત્પન્ન થતું સીસું આ તત્ત્વોની આસપાસ જમા થાય. બસ, આ વધેલું યુરેનિયમ અને તેની આજુબાજુનું સીસું તે પૃથ્વીની ઉંમર માટે લખાયેલા કુદરતના હસ્તાક્ષરો છે. હકીકતે અત્યારેય જ્યાંથી યુરેનિયમ, રેડિયમ, થોરિયમ વગેરે ખોદી કાઢવામાં આવે છે તેની સાથોસાથ સીસું પણ મળી જ આવે છે.

ખડકની ઉંમર માપવા માટે તેનો નમૂનો પ્રયોગશાળામાં લાવવામાં આવે છે. અને વધેલા યુરેનિયમનો જથ્થો માપવા માટે તેનું કિરણોત્સર્ગ માપવું પડે. આ ટુકડાને જરૂરી ક્રિયાઓમાંથી પસાર કરી ગાઈગર-મ્યુલર ગણક પાસે મૂકવામાં આવે છે. તેમાંથી છૂટતા આલ્ફા કણોનો દર ગણવામાં આવે છે. આ દર પ્રતિમિનિટે, પ્રતિ ગ્રામ યુરેનિયમે થતાં વિચ્છેદનોની સંખ્યામાં ગણાય છે. ત્યારબાદ તેમાંના સીસાનું પ્રમાણ પણ માપવામાં આવે છે. આ બંને માપો પરથી યુરેનિયમ અને સીસાનો ગુણોત્તર નક્કી કરી શકાય છે. જ્યારે તે ખડક બંધાયો ત્યારે તેમાં જરાય સીસું નહિ હોય અને અત્યારે મળી આવેલું સીસું યુરેનિયમમાંથી જ બનેલું છે તેમ માની

યુરેનિયમ અને સીસાનો ગુણોત્તર માપેલા મૂલ્ય જેટલો થતાં કેટલો સમય લાગે તે ગણી કાઢવું સરળ છે. કેમકે એક ગ્રામ યુરેનિયમમાંથી પ્રતિવર્ષ $\frac{\text{૧}}{\text{૭,૬૦,૦૦,૦૦,૦૦૦}}$ ગ્રામ સીસું બની જાય છે. જ્યારે ૧ ગ્રામ થેરિયમમાંથી પ્રતિવર્ષ $\frac{\text{૧}}{\text{૨૮,૦૦ ૦૦,૦૦,૦૦૦}}$ ગ્રામ સીસું થાય છે. આમ આ ગણતરીઓ પરથી જેટલો સમય મળી આવે તે તે ખડકની ઉંમર ગણાય છે.

અત્યારે પૃથ્વી પર સૌથી પ્રાચીન ખડકો ફિન્લૅન્ડમાં આવેલ કારેલિયા વિસ્તારના ગણાય છે. અને આ રીતે માપવામાં આવેલી તેમની ઉંમર ૧,૮૫,૦૦,૦૦,૦૦૦ વર્ષ છે! દક્ષિણ ડાકોટામા બ્લેક હિલ્સ નામે ઓળખાતી ટેકરીઓમાંના ખડકો ૧,૪૬,૦૦,૦૦,૦૦૦ વર્ષ પહેલાં બંધાયા છે!

આ પ્રકારની કાળગણના અન્ય પદ્ધતિઓ કરતાં ઘણી ચોકસાઈ આપે છે. તેમ છતાં, આમાં કેટલીક ક્ષતિઓ થવાનો સંભવ છે. કેમકે એક તો ખડકમાંથી મળતું તમામ સીસું યુરેનિયમમાંથી જ બન્યું હોવાનું માની લેવાયું છે. આવી ક્ષતિ નિવારવા ખડકના જુદા જુદા નમૂનાઓનું પરીક્ષણ કરી તેના પરથી સરેરાશ મૂલ્ય તારવવામાં આવે છે. વળી, યુરેનિયમમાંથી સીસું થતાં ૧૪ તબક્કાઓ વીતી જાય છે. આમાં વચગાળાનાં બધાં તત્ત્વો કિરણોત્સર્ગી હોય છે. પણ આમાંનું એક તત્ત્વ રેડોન વાયુરૂપ હોવાથી, જ્યારે યુરેનિયમની નાભિઓનું ક્રમશઃ રેડોનમાં રૂપાંતર થતું જાય ત્યારે તેના કેટલાક અણુઓ ઊડી જઈને હવામાં ભળી જાય છે. આથી, માપનમાં આટલી ક્ષતિ આવે છે. તેમ છતાં આ ક્ષતિ અન્ય પદ્ધતિઓ કરતાં તો ઘણી ઓછી હોય છે. આ ભૂલ નિવારવા માટે કોઈ ખડકમાં કિરણોત્સર્ગી રુબીડિયમ-૮૭ નામનું તત્ત્વ મળી આવે તો તેને પ્રથમ પસંદગી આપવામાં આવે છે. કેમકે રુબીડિયમની નાભિ એક ઇલેક્ટ્રોનનું ઉત્સર્જન કરી સ્ટ્રોંશિયમમાં ફેરવાઈ જાય છે આ સ્ટ્રોંશિયમ કિરણોત્સર્ગી હોતું નથી. રુબીડિયમનો અર્ધજીવનકાળ ૪.૭×૧૦^૧૦ વર્ષનો હોય છે અને એક જ તબક્કે સ્થિર તત્ત્વ બની જાય છે.

## કાળગણનામાં કિરણોત્સર્ગી કાર્બન

કિરણોત્સર્ગી તત્ત્વો વડે, સમયની ગણતરી કરવાની આટલી વાત જાણ્યા પછી આપણને સહેજે વિચાર થાય કે લોથલના ટીંબા, મોહન-જો-દડો કે હડપ્પા વગેરેની જે પ્રાચીન સંસ્કૃતિઓ મળી આવી છે તેનો ચોક્કસ સમય જાણવા માટે આ પદ્ધતિ ઉપયોગી થાય ખરી? પણ આપણે જોયું કે આ પદ્ધતિ માત્ર કિરણોત્સર્ગી તત્ત્વો પર જ આધારિત છે એટલે આવા પ્રાચીન અવશેષોમાંથી કોઈ કિરણોત્સર્ગી તત્ત્વ મળી આવે તો તે ઉપયોગી થાય ખરી. અને બહુ જ નજીવી ભૂલ સાથે તેમનો ચોક્કસ સમય જાણી શકાય. પણ તે સમયના લોકોને યુરેનિયમનો ખ્યાલ ક્યાંથી હોય? એટલે શુદ્ધ સ્વરૂપમાં છૂટું પાડવાની વાત તો ક્યાંથી જ હોય? અકસ્માત કોઈ પદાર્થમાંથી યુરેનિયમ મળી આવે તો પણ તે ત્યારનું હશે કે ત્યાર પહેલાનું તે કેમ નક્કી થાય? ત્યારે શું કુદરતની કિતાબ આપણને અહીં ઉપયોગી નહિ થાય?

જરૂર થશે આ પ્રાચીન ચીજો પર પણ કુદરતે પોતાના હસ્તાક્ષર લખી જ રાખ્યા છે. પણ પેલા ધગધગતા લાવામાંથી ઠંડા પડી ખડકો બંધાવાથી પૃથ્વીને જે ટાઢક વળી હશે તેની ખુશાલીમાં કુદરતે યુરેનિયમના તેજસ્વી અક્ષરો લખેલા તેને બદલે આવી સંસ્કૃતિઓ નાશ પામવાના શોકમાં તેણે પોતાના હસ્તાક્ષરો કાર્બનની કાળી શાહી વડે લખેલા હોય છે!

આપણી આ પૃથ્વી પર બાહ્યાવકાશમાંથી કૉસ્મિક કિરણો નામે ઓળખાતું એક તીવ્ર વેધક વિકિરણ અવિરત આવ્યા જ કરે છે. આ કિરણોમાં પ્રોટોન ઇલેક્ટ્રોન વગેરે જેવા તીવ્રવેગી તેમજ મંદવેગી કણો પણ હોય છે. કૉસ્મિક કિરણોની હવાના અણુઓની સાથેની પ્રતિક્રિયાને લીધે તેમાંથી મંદવેગી ન્યુટ્રોન મુક્ત થાય છે. આ મંદવેગી ન્યુટ્રોનોને વાતાવરણમાં રહેલા નત્રવાયુના



આકૃતિ-૫

પરમાણુઓ શોષી લે છે. અને આ અથડામણને લીધે નત્રવાયુના પરમાણુની નાભિમાંથી એક પ્રોટોન મુક્ત થઈ જાય છે. પરિણામે તે કાર્બન-૧૪ માં પરિવર્તન પામે છે. આ પ્રતિક્રિયા આકૃતિ-૫ માં દર્શાવ્યા મુજબ થાય છે.

કાર્બન-૧૪ કિરણોત્સર્ગી તત્ત્વ છે. અને તેની નાભિ એક ઇલેક્ટ્રોનનું ઉત્સર્જન કરે છે અને નત્રવાયુ બની જાય છે. આ ક્રિયા કંઈ બહુ ઝડપી નથી કેમ કે કાર્બન-૧૪નો અર્ધજીવનકાળ લગભગ ૫૭૩૦ વર્ષનો છે.

આ કાર્બન-૧૪ સામાન્ય કાર્બનની માફક જ વર્તે છે. વાતાવરણમાં ઉત્પન્ન થતાવેંત પ્રાણવાયુ સાથે સંયોજાય છે અને પરિણામે કિરણોત્સર્ગી અંગારવાયુ બને છે. આ અંગારવાયુ સાદા અંગારવાયુ સાથે મિશ્ર થઈ જાય છે. વનસ્પતિ પોતાનો ખોરાક બનાવવા વાતાવરણમાંથી અંગારવાયુ શોષે છે. તેની સાથે થોડા પ્રમાણમાં આ કિરણોત્સર્ગી અંગારવાયુ પણ આવી જાય છે. આ રીતે વનસ્પતિમાં કિરણોત્સર્ગી કાર્બન જમા થયા કરે છે ને રાત્રે નીકળ્યા પણ કરે છે આ રીતે તેમજ પ્રાણીઓ વનસ્પતિ ખાતા હોવાથી આપણા શરીરમાંય આ કાર્બન-૧૪ આવે છે. વળી વાતાવરણમાંનો અંગારવાયુ નદી-તળાવ કે સમુદ્રના પાણીની સપાટીના સંસર્ગમાં આવવાથી તેમાં ઓગળી જાય છે. અને બધે ફેલાઈ જાય છે. એટલે આ કિરણોત્સર્ગી કાર્બન બધે જ વ્યાપી જાય છે. કૉસ્મિક કિરણોની પ્રતિક્રિયાઓને લીધે વાતાવરણમાં વર્ષે દહાડે આશરે ૭ કીલોગ્રામ જેટલો કાર્બન-૧૪ ઉત્પન્ન થાય છે.

જીવંત વનસ્પતિ, જીવંત પ્રાણી કે મનુષ્યોમાં આ કાર્બન-૧૪નું પ્રમાણ સામાન્ય કાર્બનના $૮\times૧૦^{૧૧}$ પરમાણુ દીઠ એકનું હોય છે. અને આ પ્રમાણ લગભગ એક સરખું જ રહે છે. કારણ કે જીવંત વનસ્પતિ કે પ્રાણીઓમાં કાર્બનની આપલે ચાલુ જ હોય છે. પણ જ્યારે કોઈ વૃક્ષની શાખા કાપી નાખવામાં આવે અથવા કોઈ પ્રાણી મૃત્યુ પામે તો તેમાં નવું કાર્બન-૧૪ ઉમેરાઈ શકશે નહિ. વળી તેમાં રહેલો કાર્બન-૧૪ કિરણોત્સર્ગી તત્ત્વ હોવાથી વિચ્છેદનને લીધે તેનું પ્રમાણ ઘટતું જશે. એટલે આપણે જો કોઈ લાકડું, મૃતપ્રાણીના અવશેષ કે કાર્બન ધરાવતી અન્ય કોઈપણ ચીજમાંના કાર્બન-૧૪નું પ્રમાણ જાણી શકીએ તો તે વૃક્ષ, પ્રાણી કે ચીજ કેટલા સમય પહેલાંની હતી તે કહી શકીએ.

આકૃતિ-૬

આ પદ્ધતિ સૌ પ્રથમ શરૂ કરી વિકસાવવાનું માન અમેરિકન ભૌતિકશાસ્ત્રી ડબલ્યુ. લિબીના ફાળે જાય છે. અને પુરાતત્ત્વવિદ્યાના ક્ષેત્રમાં ચોક્કસ કાળગણના કરી આપવામાં આજે પણ તેઓ અગત્યનો ભાગ ભજવી રહ્યા છે.

કોઈ પણ સ્થળેથી પ્રાચીન અવશેષો મળી આવે તો તેમાંથી કેટલાક લાકડાના ટુકડા અથવા કાર્બન ધરાવતી અન્ય ચીજો કાર્બન-૧૪ પ્રયોગશાળાને પહોંચાડવામાં આવે છે. ત્યાં કાર્બન-૧૪નું કિરણોત્સર્ગ વિવિધ પદ્ધતિએ મપાય છે. તેમાંની એક સરળ અને ચોકસાઈ ભરેલી પદ્ધતિ પ્રમાણે આવી રીને મળેલા કાર્બનયુક્ત પદાર્થોમાંથી કાર્બનને અલગ પાડી કોઈક વાયુમાં ફેરવી નાખવામાં આવે છે. આ માટે લાકડાં, કોલસા, હાડકાં, કપડાં વગેરે જેવી ચીજોને પ્રાણવાયુ સાથે ગરમ કરવામાં આવે છે. એટલે તેમાંનો કાર્બન પ્રાણવાયુ સાથે સંયોજાઈ અંગારવાયુ બને છે આ અંગારવાયુને હાઇડ્રોજન ભરેલા પાત્રમાં યોગ્ય ઉદ્દીપક સાથે ગરમ કરતાં કરતાં પસાર કરવામાં આવે છે. તેથી અંગારવાયુ અને હાઇડ્રોજન વચ્ચે રાસાયણિક ક્રિયા થઈ મિથેન વાયુ બને છે આ મિથેનને શુદ્ધ કરીને તેનું કિરણોત્સર્ગ માપવા પ્રમાણ-ગણક ( proportional counter )માં ભરવામાં આવે છે. પ્રમાણગણક એ જરા સુધરેલા પ્રકારનું ગાઈગર-મ્યુલર ગણક જ છે. તેમાં કેટલાક પ્રકારની ગોઠવણ

કરવાથી તે ગણક કાર્બન-૧૪માંથી જ છૂટતા કણોને નોંધે છે. જો કે આ આખા સાધન પર વિવિધ ધાતુઓનાં આવરણ રાખવાં પડે છે. નહિતર વાતાવરણના કિરણોત્સર્ગને લીધે છૂટતા કણો નડે. અથવા તો ત્યાં કામ કરનાર માણસના પોતાના શરીરમાં રહેલા કાર્બન-૧૪ ના વિસ્ફોટનને લીધે ફેંકાતા કણોનું પ્રમાણ માપવાના નમૂના કરતાં વધારે હોય !

બસ, આ રીતે કાર્બન ૧૪ નું પ્રમાણ નક્કી થાય એટલે આગળ વર્ણવેલી રીત પ્રમાણે તે નમૂનો વર્ષ પહેલાનો છે તે જાણી શકાય

વિશેષ ચોકસાઈ માટે તો નમૂનાની ચીજના કાર્બન ૧૪ અને સામાન્ય કાર્બનનો ગુણોત્તર નક્કી કર્યા પછી વર્તમાન 'જીવતી' ચીજ (લાકડું)માં રહેલાં આ તત્ત્વોના ગુણોત્તર સાથે સરખાવવો પડે આ માટે કોઈ 'જીવતું' લાકડું કાપી તેમાં રહેલાં આ બંને તત્ત્વોનો ગુણોત્તર નક્કી કરાય છે પણ આ માટે ગમે તે લાકડું ન વાપરતાં કોઈ પ્રમાણિત નમૂનો વાપરવો જરૂરી બને છે. કેમકે કુદરતમાંના બંને પ્રકારના કાર્બનના પ્રમાણ પર ઓગણીસમા સૈકાથી માંડી આજ સુધીમાં ખૂબ જ અસર થઈ છે. કારખાનાંઓ અને યંત્રોમાં બળતા કોલસા અને ખનિજ તેલોને લીધે પ્રથમ તો વાતાવરણમાં સાદા કાર્બનનું પ્રમાણ વધ્યું અને વીસમા સૈકાના પરમાણુ અને હાઈડ્રોજન બોમ્બના યુદ્ધમાં, તેમજ પ્રાયોગિક ધડાકાઓએ તો, કાર્બન-૧૪ નું પ્રમાણ લગભગ બેવડાવી નાખ્યું હશે આવી મુશ્કેલીમાંથી માર્ગ કાઢવા માટે અમેરિકન સંઘ રાજ્યોના નેશનલ બ્યુરો ઓફ સ્ટાન્ડર્ડ્ઝે ઓક્ઝેલિક એસિડના રૂપમાં પ્રમાણિત નમૂના તૈયાર કરી કાર્બન-૧૪ પ્રયોગશાળાઓને પૂરા પાડયા છે. મનુષ્યોએ બંને પ્રકારના કાર્બનમા દખલગીરી ન કરી હોત તો તેમનું પ્રમાણ કેટલું હોત તેની ગણતરી કરીને તે પ્રકારના નમૂના બનાવાયા છે.

સમય વીતતો જાય તેમ કાર્બન-૧૪ નું કિરણોત્સર્ગ ઘટતું જાય છે. અને ૨૦,૦૦૦ વર્ષ પછી ઘણું ધીમું પડી જાય છે. એટલે કે ૨૦,૦૦૦ વર્ષ પછી ૧ ગ્રામ કાર્બન-૧૪ માંથી પ્રતિ મિનિટે એક જ વિસ્ફોટન થાય છે. ૪૫,૦૦૦ વર્ષથી જૂના નમૂનાઓમાં તો આ ક્રિયા એટલી બધી મંદ થઈ ગઈ હોય છે કે તેને નોંધી પણ શકાતી નથી. અહીં કાર્બન-૧૪ પદ્ધતિની મર્યાદા આવી જાય છે. વળી આ પદ્ધતિએ તો નમૂનાનું લાકડું કાપવામાં આવ્યું હોય, અથવા તો મનુષ્ય કે પ્રાણી મરણ પામ્યું હોય, તે સમય જ જાણી શકાય છે. આથી વધુ ચોકસાઈ જાળવવા શક્ય તેટલા જુદા જુદા નમૂના તપાસવામાં આવે છે.

### ભારતની કાર્બન-૧૪ પ્રયોગશાળા

ભારતમાંની તાતા ઈન્સ્ટીટ્યુટ ઓફ ફન્ડામેન્ટલ રીસર્ચમાં કિરણોત્સર્ગી કાર્બનની પ્રયોગશાળા મુંબઈમાં સ્થપાઈ છે. આ પ્રયોગશાળાની સ્થાપના કરવામાં સ્વ ડૉ. હોમી ભાભાએ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

આપણી આ પ્રયોગશાળામાં મોકલવામા આવેલા નમૂનાઓને પ્રથમ હાથ વડે જ થઈ શકે તેટલા સાફ કરવામાં આવે છે. પછી જમીનમાંથી તેને ચોંટેલા કાર્બોનેટ દૂર કરવા માટે મીઠાના મંદ અમ્લનો ઉપયોગ કરાય છે. તે સિવાય નમૂનાઓને હ્યુમિક અમ્લ પણ લાગેલો હોય છે. આ અમ્લને કોસ્ટિક સોડા (સોડિયમ હાઈડ્રોકસાઈડ) વડે દૂર કરાય છે. આમ, સાફ થયેલા નમૂનાને અગાઉ વર્ણવેલી ક્રિયા પ્રમાણે મિથેન વાયુમાં રૂપાંતરિત કરી પ્રમાણગણકમાં ભરી કિરણોત્સર્ગ મપાય છે.

શકે ૧૮૮૩ના શ્રાવણ માસ (ઈ. સ ૧૯૬૧ના ઓગષ્ટ)થી પોતાની કામગીરી શરૂ કર્યા પછી આ પ્રયોગશાળાએ દેશવિદેશના ઘણા નમૂનાઓની કાળગણના કરી આપી છે. અને તેને લીધે ઘણી જ અગત્યની માહિતી પ્રાપ્ત થઈ છે. એટલે ભારતની પ્રાચીન સંસ્કૃતિઓનું ચિત્ર કંઈક વિશેષ સ્પષ્ટ થયું છે. આ પ્રયોગશાળામાં ભારત સિવાય શ્રીલંકા, નેપાળ અને ઇજિપ્તમાંથી મોકલાવાયેલ નમૂનાઓની પણ કાળગણના કરી આપવામાં આવી છે.

વિવિધ સ્થળે મળી આવેલ ભારતની પ્રાચીન સંસ્કૃતિઓના આપણી આ પ્રયોગશાળાએ નક્કી કરેલા કાળની વિગતો અહીં કોષ્ટક-૧ માં આપી છે.

ભારત-પાકિસ્તાનની પ્રાચીન સંસ્કૃતિઓની કિરણોત્સર્ગી કાર્બન વડે કાળગણનાનો નકશો અહીં રજૂ કર્યો છે:

### કિરણોત્સર્ગી હાઈડ્રોજન

લીબીએ કાળનો ટૂંકો ગાળો ચોકસાઈથી માપવાની બીજી એક પદ્ધતિ પણ વિકસાવી છે. અને તે છે કિરણોત્સર્ગી હાઈડ્રોજનની. હાઈડ્રોજનનો એક સમસ્થાનક ટ્રીટિયમ તરીકે ઓળખાય છે. તેની નાભિમાં બે ન્યુટ્રોન

+ કોષ્ટક-૧

| ક્રમ | સ્થળ | રાજ્ય | સ્થાન | કાળગણના માટે વાપરેલ ચીજ | કાળ (શકપૂર્વે)× | નિર્ણય |
|---|---|---|---|---|---|---|
| ૧ | અહિચ્છત્ર | ઉત્તર પ્રદેશ | બરેલી જિલ્લો ૨૮° ૨૨' ઉ. અ. ૭૯° ૭' પૂ. રે. | લાકડિયો કોલસો | નમૂનો–૧ ૨૩૮ ± ૯૫ નમૂનો–૨ ૫૫૩ ± ૧૦૫ | ચીતરેલા રાખોડી રંગના મૃદ્ પાત્રોની સંસ્કૃતિના અવશેષો. |
| ૨ | બુર્ઝહોમ | કાશ્મીર | શ્રીનગર જિલ્લો ૩૪° ૧૦' ઉ. અ. ૭૪° ૫૪' પૂ. રે. | ,, | ૧૯૦૩ ± ૧૦૦ | ઉત્તર ભારતના નવપાષાણ યુગના અવશેષો. |
| ૩ | ચિરન્ડ | બિહાર | સારન જિલ્લો ૨૫° ૪૫' ઉ. અ ૮૪° ૮૫' પૂ રે. | ,, | નમૂનો–૧ ૮૪૩ ± ૧૦૦ નમૂનો–૨ ૯૨૩ ± ૧૨૫ | લાલ-કાળા, મૃદ્પાત્રની સંસ્કૃતિના અવશેષો. |
| ૪ | ધરણીકોટા | આંધ્રપ્રદેશ | ગુન્તુર જિલ્લો ૧૬° ૩૪' ૪૫'' ઉ.અ. ૮૦° ૨૪' ૨૧'' પૂ રે. | ,, | ૫૫૩ ± ૧૦૦ | ઐતિહાસિક પ્રાચીન કાળના અવશેષો. |
| ૫ | રૂપડ | પંજાબ | અંબાલા જિલ્લો ૩૦° ૫૮' ઉ. અ. ૭૬° ૩૨' પૂ. રે. | લાકડું (બાળીને કોલસો બનાવી) | ૪૬૮ ± ૧૦૫ | ઉત્તરના કાળા પાલીશ કરેલા મૃદ્ પાત્રોની સંસ્કૃતિના અવશેષો |
| ૬ | ચૈણપલ્લી | મદ્રાસ | ઉત્તર આરકોટ જિલ્લો ૧૨° ૩૩' ઉ. અ. ૭૮° ૮૭' પૂ. રે. | દાણા (બાળીને કોલસો કરેલ) | ૪૫૮ ± ૧૦૫ | મહાપાષાણ યુગના અંત સમયના અવશેષો. |

અને એક પ્રોટોન હોય છે. કોસ્મિક કિરણો વાતાવરણમાં આ ટ્રીટીયમ પણ ઉત્પન્ન કરે છે. અને વરસાદનાં પાણી સાથે તે પૃથ્વી પર આવે છે.

ટ્રીટીયમનો અર્ધજીવન કાળ ૧૨.૨૬ વર્ષ જ છે. એટલે તેનાથી બહુ પ્રાચીન ચીજોનો સમય નક્કી કરી શકાતો નથી વળી, બીજી મુશ્કેલી પ્રાચીન પાણી મેળવવાની હોય? પણ બીજા ક્ષેત્રમાં તે બહુ ઉપયોગી [illegible] સમુદ્રમાંનાં પાણીના પ્રવાહો અથવા [illegible] તળમાં [illegible] પાણીના પ્રવાહો પર તે પ્રકાશ પાડી શકે. જ્યાંથી પ્રવાહ આવતો હોય અને જ્યાં પહોંચતો હોય તેવાં બે સ્થળો વચ્ચે નિશ્ચિત અંતરેથી સાત–આઠ નમૂનાઓ લઈ

+ ટાટા ફન્ડામેન્ટલ રીસર્ચ ઈન્સ્ટીટયૂટની કાર્બન–૧૪ પ્રયોગશાળાના સેક્રેટરીના સૌજન્યથી.

× શક સંવત, ઈસ્વીસનથી ૭૮ વર્ષ પાછળ [illegible]. શક પૂર્વે દર્શાવેલ કાળમાંથી ૭૮ બાદ કરવાથી [illegible] પૂર્વેનો કાળ મળે.

# શિક્ષણમાં સમૂળી ક્રાન્તિ

ઉષા મહેતા

કોઠારી કમિશનના અહેવાલે સાચું જ કહ્યું છે કે ભારતનું ભાવિ જેટલું એનાં કલ-કારખાનાંઓમાં અને ખેતરોમાં ઘડાય છે એટલું જ કે એના કરતાં પણ વધુ એની શાળા-કૉલેજમાં ઘડાય છે. કોઈ પણ દેશમાં અને ખાસ કરીને લોકશાહી દેશમાં તો શિક્ષણનું મહત્ત્વ બીજા અનેક વિષયો કરતા ઘણું વધારે હોય એ સ્વાભાવિક છે. તેથી જ કહેવામાં આવ્યું છે કે જો એક વર્ષ માટેની યોજના કરવી હોય તો દાણો ઉગાડવો, દસ વર્ષ માટે કરવી હોય તો ઝાડ ઉગાડવાં, પણ જો સો વર્ષ માટે યોજના કરવી હોય તો બાળકો ઉગાડવાં, એટલે કે, સુયોગ્ય રીતે બાળકોનો ઉછેર સાધવો જરૂરી છે.

શિક્ષણના ધ્યેય અંગે વ્યવસાય માટેની યોગ્યતા કેળવવાથી માંડીને બાળકના વ્યક્તિત્વના પૂર્ણ વિકાસ સુધીની સમસ્યાઓ પરત્વે અનેક મતો પ્રવર્તે છે. રસેલ જેવા વિદ્વાન ચૈતન્ય અને મૂલ્ય પર નિર્ભર એવા નવ-સમાજની રચનાને શિક્ષણનું ધ્યેય માને છે; તો બાળક-માં રહેલા પૂર્ણત્વની અભિવ્યક્તિને પ્રગટ થવા દેવા માગતા હોઈએ, બાળસુમનો સોળે કળાએ વિકસે એવું જોવા ઇચ્છતા હોઈએ, તો શિક્ષણમાં સમૂળી અને સમગ્ર ક્રાન્તિ લાવવી જ પડશે.

સર્વપ્રથમ અભ્યાસક્રમની વાત લઈએ. આજે શાળા-કૉલેજોનો અભ્યાસક્રમ જે વિશેષે કરી, પુસ્તકકેન્દ્રી, પરીક્ષાકેન્દ્રી અને પ્રવચનકેન્દ્રી છે, એને આપણે પ્રકૃતિકેન્દ્રી, પુરુષાર્થકેન્દ્રી, અને વિવેકકેન્દ્રી અથવા જીવનકેન્દ્રી, જીવનોપયોગી અને જીવનમય બનાવવો પડશે, વાસ્તવિક જીવન સાથે સંબદ્ધ કરવો પડશે

આના એક કે બે દાખલા લઈએ. શાળામાં વિજ્ઞાનનો પાઠ ભણાવવામાં આવતો હોય એ વખતે, બહાર જો સૂર્યગ્રહણ થતું હોય તો, સમયપત્રકને વળગી રહેવાનો આગ્રહ ન રાખતાં બાળકને સૂર્યગ્રહણ જોવાની, એ અંગે સમજવાની સગવડ આપવી જોઈએ. કારણ કે ભૂગોળમાં સૂર્યગ્રહણનો પાઠ સમજાવવાનો આવે તે વખતે આવી સોનેરી તક કદાચ ન સાંપડે. પણ બીજો દાખલો લઈએ. શાળામાં પશ્ચિમઘાટ વિષે માહિતી અપાતી હોય એવા સમયમાં બાળકને જો મુંબઈથી પૂના જવાનું થાય તો ગાડીમાં બાળકને પશ્ચિમઘાટનાં પ્રાકૃતિક સૌંદર્યનું પાન કરતું અટકાવી એ પશ્ચિમઘાટ વિષેનો પુસ્તકનો પાઠ જ

ભારત-પાકિસ્તાનની પ્રાચીન સંસ્કૃતિઓની



આકૃતિ-૭

પાણીના પહોંચવાનો સમય જાણી શકાય. અથવા તો વરસાદનું પાણી પૃથ્વીની સપાટી પર પડયા પછી કેટલા સમયમાં જમીનમાં કેટલું ઊંડે પહોંચે છે તે પણ જાણી શકાય. સાગર તળિયા સુધી ડૂબકી મારનારા મરજીવાઓને કોઈ અજાણી સ્ટીમર કે વહાણ ડૂબેલાં મળી આવે અને તેના હાટમાળમાંથી પાણીનો કે મધનો કોઈ સલામત તેમજ આકબંધ શીશો મળી આવે તો તેના પરથી પણ વહાણ કે સ્ટીમર ડૂબવાનો સમય જાણી શકાય.

વાંચે એવો ખોટો આગ્રહ રાખી સુઅવસરને હાથમાંથી સરી જવા દેવો એ બાળમાનસના વિકાસને રુંધનારું વેદિયાપણું છે.

એ જ પ્રમાણે, કારીગરોને કેળવણી તરફ લઈ જતાં પહેલાં આપણે કેળવણીને કારીગરી તરફ લઈ જવી પડશે. શિક્ષણને વાસ્તવિક અનુભવ (work experience) સાથે જોડવું પડશે. ગાંધીજીની નઈ તાલીમનું આ એક મહત્ત્વનું અંગ હતું ઇંગ્લાંડમાં શાળા–કોલેજોના ઓરડામાં ઑફિસો ખોલી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને ભવિષ્યની જવાબદારીઓ માટેની તાલીમ આપવા માટેના, હાલમા શરૂ થયેલા પ્રયોગો કદાચ ઘણા બોધપ્રદ નીવડશે કેળવણીને કારીગરી સાથે સાંકળી લેવાથી બાળકો શ્રમનો મહિમા સમજશે. પ્રારબ્ધને પડકારતાં અને પુરુષાર્થને અપનાવતાં શીખશે, ઑફિસની ખુરશી પર બેસી આજ્ઞા ફરમાવતા અમલદારો નહિ પણ મજૂર સાથે મજૂર બનીને કામ કરતા શ્રમજીવીઓ બનશે; જીવનમાં અનેકવિધ જવાબદારીઓ લેવા માટે સજ્જ થશે. આમ, પૌરુષવિહીનતાને બદલે પુરુષાર્થપરાયણતા આવવાથી વિદ્યાર્થીઓમાં સ્વાવલંબન અને સ્વાભિમાનનો સંચાર થશે. પરિણામે, સમાજ, અર્થતંત્ર અને શાસનતંત્ર સુધરશે અને લોકશાહી સફળ બનશે

અભ્યાસક્રમમાં, ઇતિહાસ, ભૂગોળ, ગણિત, વિજ્ઞાન, ભાષા વગેરે અનેક વિષયોનો સમાવેશ થાય છે. આ બધા વિષયો અંગે તો ખાસ કોઈ મતભેદ ન હોય. પ્રાથમિક અને માધ્યમિક કક્ષાએ તો શિક્ષણના માધ્યમનો પ્રશ્ન પણ ઉપસ્થિત ન થવો જોઈએ; કારણ કે આ કક્ષાએ માતૃભાષા જ શિક્ષણનું શ્રેષ્ઠ માધ્યમ હોઈ શકે એ તો શિક્ષણશાસ્ત્રનો સ્વીકારાયેલો સિદ્ધાંત છે પરંતુ ઉચ્ચ કક્ષાએ – કોલેજ અને વિશ્વવિદ્યાલયની કક્ષાએ માતૃભાષાનો જ આગ્રહ રાખવો આવશ્યક નથી. કારણ કે શિક્ષણમાં માત્ર જ્ઞાનોપાર્જનની દૃષ્ટિએ જ નહિ પણ દેશની ભાવાત્મક એકતાની દૃષ્ટિએ પણ વિચાર કરવો જરૂરી છે. એ માટે ઉચ્ચ કક્ષાએ સર્વ રાજ્યોમાં શિક્ષણનું માધ્યમ સમાન હોવું જોઈએ. આ માધ્યમ વિજ્ઞાનનાં આધુનિક વહેણને ઝીલી એને સરખી રીતે વ્યક્ત કરી શકે એવું, અને વિદ્યાર્થીઓ સરળતાથી સમજી શકે એવું, હોવું જોઈએ. અંગ્રેજી આંતરરાષ્ટ્રીય ભાષા છે, એમાં અદ્યતન આવિષ્કારો અને સંશોધનોને અભિવ્યક્ત કરવાની ક્ષમતા છે. આ ઉપરાંત, એ ભાષા દ્વારા તો આપણે પાશ્ચાત્ય સંસ્કૃતિથી અને એની સ્વાતંત્ર્યપ્રિય વિચારસરણીથી પરિચિત થઈ શક્યા, અને રાષ્ટ્રીય એકતાનો અનુભવ કરી શક્યા એ પણ નિઃશંક વાત છે. પણ દેશના ત્રણ ચાર ટકાથી વધારે લોકો માટે એ પરદેશી ભાષા સહેલાઈથી ન સમજી શકાય એ પણ હકીકત છે. એટલે લાંબે ગાળે તો હિંદી જ ઉચ્ચ કક્ષાનું માધ્યમ બને એ ઇષ્ટ છે. પણ એ માટે ઉતાવળ કરવા કરતાં પહેલાં, એને માધ્યમ બનવા માટે સક્ષમ બનાવવાના સક્રિય પ્રયાસો કરીને દસથી બાર વર્ષના લાંબા ગાળા પછી એને અપનાવીએ ત્યાં સુધી, વિજ્ઞાન, કાયદો કે એવા બીજા વિષય માટે અંગ્રેજી કાયમ રાખીએ એ જ હિતાવહ લાગે છે.

ભારતના ઐક્યની વાત કરતાં આપણે વિશ્વૈક્યની વાત વિસારે ન પાડવી જોઈએ. આ માટે બીજા દેશોની સંસ્કૃતિને સમજવાનો, એ પ્રત્યે સહાનુભૂતિપૂર્ણ દૃષ્ટિથી જોવાનો, સંકુચિત ભાવના છોડીને વિશાળ દૃષ્ટિબિંદુ અપનાવવાનો પ્રયત્ન કરવો રહ્યો. એક લત્તાની બે ચાર નિશાળો ભેગી મળી કોઈ પણ એક દેશ અંગેની બધી માહિતી મેળવે અને એક સંયુક્ત પ્રદર્શન ભરવાની યોજના અપનાવે તો આ દિશામાં થોડી પ્રગતિ થઈ શકે પણ બધી સંસ્કૃતિઓને સમજવા જતાં ભારતીય સસ્કૃતિ જ ભુલાઈ ન જાય એ માટે પૂરી તકેદારી રાખવી પડશે. આ અંગે ગાંધીજીના "હું ઇચ્છું કે દેશદેશાંતરની સંસ્કૃતિના વાયરા મુક્ત બની મારા આવાસમા વાય પણ એમાંથી કોઈ મને ધરતી પરથી ઉખાડીને ફેંકી દે એ મને કબૂલ નથી" આ શબ્દો ઘણા સૂચક છે.

ધાર્મિક શિક્ષણનો પ્રશ્ન પણ અતિ અગત્યનો છે. શિક્ષણ અંગે નિમાયેલા રાધાકૃષ્ણન કમિશન, શ્રીપ્રકાશ સમિતિ વગેરે સમિતિઓએ ધર્મનો વ્યાપક અર્થ કરી શાળા–કોલેજોના અભ્યાસક્રમમાં ધાર્મિક અથવા કહો કે નૈતિક શિક્ષણ દાખલ કરવાની હિમાયત કરી છે. આપણું રાજ્ય એ ધર્મનિરપેક્ષ કે બિનસાંપ્રદાયિક રાજ્ય છે એ સાચું પણ ધર્મનિરપેક્ષ રાજ્યને ધર્મવિહીન રાજ્ય માનવાની ભૂલ આપણે ન કરીએ. કારણ કે એનો આશય નાગરિકોને નીતિહીન બનાવવાનો નહિ, પણ સર્વધર્મો પ્રત્યે સમભાવ રાખતાં શીખવવાનો હોય છે. આ ભાવના વિકસાવવા માટે ધર્માચાર્યો કે વિશ્વના મહા-

પુરુષોનાં જીવનચરિત્રો, પૌરાણિક કથાઓ, ઉત્સાહપ્રેરક ઉપદેશવાર્તાઓ વગેરે ઉપયોગી થઈ પડે એકંદરે શિક્ષણની જરૂર એટલા માટે પણ ઊભી થાય છે કે શિક્ષણનું ધ્યેય માત્ર માહિતી ભેગી કરવાનું નહિ પણ વિવેકબુદ્ધિ વિકસાવી વિદ્યાર્થીને નીરક્ષીર ભેદ કરતાં શીખવવાનું—એટલે કે સાચી જ્ઞાનપ્રાપ્તિનું છે. આજે માહિતી ઉપર ઝોક આપીને આપણે બાળકના મનને કબાટના ખાના જેવું કે ભાતભાતની ચીજોને સમાવી લેતા ભાર-થેલા જેવું કરી મૂક્યું છે. અંગ્રેજ કવિએ નીચેની પંક્તિઓમાં સાવધાનીનો સૂર ઉચ્ચાર્યો છે :

" Where is the wisdom
We have lost in knowledge.
Where is the knowledge ?
We have lost in information
The cycles of heaven in twenty centuries
Bring us farther from God and nearer to dust "

પ્રચલિત પરીક્ષાપદ્ધતિ પરીક્ષા માટે વિદ્યાર્થીઓના મનમાં એક હાઉ ઊભો કરી એમનાં હીર હણી લે છે, એમનાં નૂર ચૂસી લે છે. આખાય વર્ષ દરમ્યાન ખૂબ ખંતથી કરેલી તૈયારીનું માપ વર્ષને છેડે લેવાતી ત્રણ કલાકની પરીક્ષાથી જ કાઢવામાં આવે તો વિદ્યાર્થીને ન્યાય શી રીતે આપી શકાય? પરીક્ષા વખતે બધાંની માનસિક વા અન્ય પરિસ્થિતિ સરખી ન હોય. કોઈના સંજોગો પ્રતિકૂળ હોય. અણધારી કોઈ આપત્તિ આવી પડે—આ બધી શકયતાઓનો તો આજની પરીક્ષાપદ્ધતિમા વિચાર સરખો પણ કરવામાં આવતો નથી. પરીક્ષા બોજરૂપ ન બને, વર્ગના કામની સાથે સાથે જ કામનું મૂલ્યાંકન થતું રહે, વિદ્યાર્થીની સ્મરણશક્તિની જ નહિ પણ સમજશક્તિની, અર્જિત જ્ઞાનને વ્યવહાર જીવન સાથે જોડવાની સૂઝની પણ પરીક્ષા થાય એજ ઇષ્ટ છે

એક બીજો મહત્ત્વનો મુદ્દો પણ વિચારીએ. શિક્ષક શિષ્યનો સંબંધ શાસક અને શાસિતનો નહિ પણ સત્યના બે સંશોધકો વચ્ચેનો, બે માનવી વચ્ચેનો સંબંધ છે એ સિદ્ધાંત વિસારે ન પડાય એ જોવાનું સૌ શિક્ષણશાસ્ત્રીઓનું કર્તવ્ય છે. શિક્ષક શિક્ષણતંત્રની આધારશિલા સમાન છે. શિક્ષકનો ધંધો સર્વત્ર અને સર્વકાળે પવિત્ર અને પ્રતિષ્ઠાવાળો, માતૃહૃદયને સદા તૃપ્ત કરે એવો ધંધો છે. સાચો શિક્ષક એ જ કે જે શિષ્યોની આશા-આકાંક્ષાઓને સમજી એમની સાથે સંપૂર્ણ સમભાવ કેળવે.

આદર્શ શિક્ષકમાં, સેવા અને સ્વાર્થરહિતતા, ધીરજ અને ખંત, ચોકસાઈ અને ચીવટ આદિ ગુણોનો સમન્વય થયેલો હોવો જોઈએ. એનામાં બુદ્ધિની સાથે સહૃદયતા હોવી પણ આવશ્યક છે. એક વર્ગની વાત છે. શિક્ષક 'મીઠા મધુ ને મીઠા મેહુલા' ની કાવ્યપંક્તિ વર્ગમાં સમજાવી રહ્યા હતા. એક ગરીબ પણ હોંશિયાર વિદ્યાર્થિની બધું સમજી પણ 'એથી મીઠી તે મોરી માત જો' એ એને ન સમજાયું. એટલે શિક્ષકે કહ્યું કે જે વિદ્યાર્થિનીને આટલી સરળ વાત સમજાતી નથી એ આ વર્ગમાં રહેવાને લાયક જ નથી. સદ્ભાગ્યે શાળાનાં મુખ્ય શિક્ષિકા સમજુ હતાં, સહૃદયી હતાં. એમણે વિદ્યાર્થિની પાસે જઈ પૂછ્યું, "કહે દીકરી, તારે મા તો છે ને?" છોકરી જવાબ આપે એ પહેલાં એની આંખમાથી અશ્રુધારા વહેવા લાગી. કારણ, આજ પહેલાં એને દીકરી કહીને કોઈએ બોલાવી નહોતી. એનો બાપ દારૂડિયો હતો અને સાવકી મા રખડેલ હતી. પોતાનાં પાંચ પાંચ સાવકાં ભાઈબહેનોની સંભાળ રાખીને તે બધું ઘરકામ પતાવીને નિશાળે આવતી. આ પણ સાવકી માથી સહન નહોતું થતું. આવી આ બાળકીને 'એથી મીઠી તે મોરી માત' વાળી વાત ન સમજાય તે સ્વાભાવિક હતું.

શિક્ષક-શિષ્યના સંબંધની વાત કરતાં શિક્ષણમાં, શિક્ષણતંત્રમાં લોકશાહીનો પ્રશ્ન સહજ ઉપસ્થિત થાય છે. વિદ્યાર્થીઓને શાળાના સંચાલનમાં, ઇતર પ્રવૃત્તિઓના સંયોજનમાં, શિસ્તપાલનના કામમાં સારો એવો ભાગ ભજવવા દેવો જોઈએ, એમાં તો મતભેદ ન હોઈ શકે. પણ કોઠારે-કમિશનનું એક સૂચન એ પણ છે કે પાઠ્યક્રમના ઘડતર કે પરિવર્તનમાં પણ વિદ્યાર્થીઓનો અભિપ્રાય લેવાય એ અંગે વિચારણા થવી જોઈએ. આ એક અતિ વિવાદાસ્પદ મુદ્દો છે, કારણ કે પાઠ્યક્રમના ઘડતરમાં વિદ્યાર્થીઓની સલાહ લેવાથી શિક્ષણમાં ક્રાન્તિને બદલે અરાજકતા જ વ્યાપી જાય એવો ભય અસ્થાને નહિ ગણાય. પાઠ્યક્રમ-ઘડતર એ વિદ્વાનો અને વિષયના તજ્જ્ઞોનું એ ઊંડું જ્ઞાન અને બહોળો અનુભવ માગી

લે એવું કામ છે. એટલે એમાં વિદ્યાર્થીઓને તો શું પણ ઊગતા કે નવા શિક્ષકોને પણ એકદમ સ્થાન આપવા બાબત ઉતાવળો નિર્ણય ન લેવાય એ જોવું રહ્યું.

આજકાલ ઘણા પાલકો પોતાના બાળકને નિશાળમાં મૂકવા માત્રથી જ પોતાની જવાબદારી પૂરી થાય છે એમ માનવાની ગંભીર ભૂલ કરતા હોય છે. કોઈક વખત શિક્ષકને સારું લગાડવા માટે એમ કહે છે કે 'આજથી આ મારું બાળક મેં તમારે ખોળે મૂક્યું છે' પણ, સાચી રીતે તો, આમ કહી એ પોતાની જવાબદારીમાંથી મુક્ત થવા જ મથી રહ્યાં હોય છે. શાળા ગમે તેટલી સારી હોય તોયે એમાં રેડાતા સંસ્કારોને જ્યાં સુધી કૌટુંબિક સ્નેહનું, માતાના વાત્સલ્યનું અને પિતાના પ્રેમનું સિંચન ન મળે ત્યાં સુધી એ સંસ્કારો પાકા ન થઈ શકે. પાંગરી ન શકે. કુમળી વયમાં તો બાળક માટે ઘર કે કુટુંબથી વધુ ઉપયોગી શાળા બીજી કોઈ પણ ન હોઈ શકે.

પાલકોની જેમ સમાજે પણ શિક્ષક પ્રત્યે જોવાના દૃષ્ટિબિંદુમાં પરિવર્તન કરવું પડશે; એના વ્યવસાયને મૂલવવામાં કે રાષ્ટ્રઘડતરમાં શિક્ષકના ફાળાનું માપ કાઢવામાં નવાં મૂલ્યો અપનાવવાં પડશે. આજે સાધારણ એવી માન્યતા પ્રવર્તે છે કે જે વ્યક્તિ સમાજમાં બીજા કોઈ જ કામ માટે લાયક ન હોય એ જ શિક્ષણના વ્યવસાયમાં પડે છે. આ માટે ઘણી વખત 'પંતુજી' કહી એનો ઉપહાસ પણ કરવામાં આવે છે. પણ સમાજે એ સારી રીતે સમજી લેવું પડશે કે તાજમહલના બાહ્ય સૌંદર્ય કે ઉપરના ઘુમ્મટનો આધાર તો એના પાયાના પથ્થરો ઉપર છે, તેમ સમાજમાં શાસકો કે નેતાઓના વિકાસમાં શિક્ષકોનું અનન્ય સ્થાન છે. આજે રાજકીય ગુંડાગીરીને કારણે દેશ પર જ્યારે અરાજકતાના વાદળાં ઘેરાયાં છે, ક્યારે દેશ સરમુખત્યારશાહીના પ્રલયપૂરમાં ડૂબશે એ કહેવું કઠણ છે ત્યારે બાળકોને – આવતીકાલના નાગરિકોને સારું શિક્ષણ આપી સમાજના મજબૂત પાયા નાંખનાર શિક્ષક એ પંતુજી નહિ પણ દેશનો સાચો પથપ્રદર્શક છે.

સાધારણ રીતે ચાલકો શિક્ષકોના સ્વતંત્ર વ્યક્તિત્વને અને વિચારોને સ્વીકારવા આનાકાની કરતા હોય છે પણ એમણે એ સારી રીતે સમજી લેવું જોઈએ કે ચાલક અને શિક્ષકનો સંબંધ હજુર અને મજૂર કે માલિક અને નોકરનો નહિ પણ બે સહકાર્યકરોનો, સાથીઓનો સંબંધ છે. કવિવર ટાગોરે સાચું જ કહ્યું છે કે

God seeks comrades and claims love
The Devil seeks slaves and claims obedience.

આપણે જો શિક્ષણસંસ્થાઓને શયતાનનાં ઘરો નહિ પણ સરસ્વતીનાં મંદિર બનાવવાં હોય તો શિક્ષક અને વિદ્યાર્થી બન્નેના સ્વતંત્ર વ્યક્તિત્વને સન્માનતાં શીખવું પડશે. એમનાં વાણી, વર્તન, ભાષા કે પોશાક પર નિરર્થક નિયંત્રણો કે કડક અંકુશો મૂકવાની સ્વાતંત્ર્યવિરોધી ઇચ્છાને દબાવવી પડશે. સાથે સાથે શિક્ષકોએ પણ પોતાના અધિકારોની બાબતમાં સતત જાગ્રત રહેવું રહ્યું. શિક્ષણસંઘોની સ્થાપના થાય, એમના ઉપક્રમે અભ્યાસ વર્ગો, વ્યાખ્યાનો, પરિસંવાદો વગેરે યોજાય અને સાથે અધિકારોની રક્ષા પણ થાય એ સર્વ માટે હિતાવહ છે.

અંતે એક મહત્ત્વનો વધુ મુદ્દો વિચારવો રહ્યો તે છે સરકાર અંગેનો.

કેળવણી કદીયે સત્તાની દાસી કે કાયદાની કિંકરી નથી બની શકતી. એ તો સદાયે મન, બુદ્ધિ અને વાણીની સ્વામિની જ રહી છે; એટલે શાસનતંત્ર કે સરકાર એક અથવા બીજી રીતે હસ્તક્ષેપ કરે તો કેળવણીકારો કદીયે એ સાંખી ન લે. શિક્ષણસંસ્થાઓ સ્વાયત્ત છે અને રહેવી જોઈએ. આમ નહિ થાય તો આપણું રાષ્ટ્ર પણ સ્વતંત્ર નાગરિકોનું લોકશાહી રાષ્ટ્ર નહિ પણ સ્પાર્ટા જેવું સૈનિકોનું શાસક તંત્ર બની રહેશે

સરકારની શિક્ષણ પ્રત્યે જોવાની દૃષ્ટિમાં પણ આમૂલ પરિવર્તન થવાની જરૂર છે. શિક્ષણને ગૌણ સ્થાન આપી, એની પાછળ પૂરો ખર્ચ નહિ કરવામાં આવે તો નહિ શિક્ષણનું સ્તર ઊંચું આવે કે નહિ સમાજનું. આજે સરકાર રાષ્ટ્રીય આવકમાંથી ૨ ટકા જ શિક્ષણ પાછળ ખર્ચ કરે છે. ૧૯૮૦–૮૧માં ૨ ટકાના ૫ ટકા થશે અને શિક્ષણ પાછળનો માથાદીઠ ખર્ચ ૩૬. જાપાન, રશિયા અને અમેરિકામાં આજે માથાદીઠ ખર્ચ, ૨૪૪, ૩૭૮ અને ૧૧૭૫ છે. આ ઉપરથી આપણા દેશમાં પ્રવર્તતી દયનીય પરિસ્થિતિનો ખ્યાલ આવશે

આપણે બે વસ્તુ ખૂબ સારી રીતે સમજી લેવી રહી. એક તો એ કે ક્રાંતિ બાહ્ય તોડફોડથી નહિ, શાબ્દિક સૂત્રોચ્ચાર કે ગાળાગાળીથી નહિ, પણ આંતરિક સમજથી, અન્યાય સામે ઝૂઝવાની નૈતિક શક્તિદ્વારા જ આવી

# મૅક્સિમ ગોર્કીની સાહિત્યસૃષ્ટિ

## ભોગીલાલ ગાંધી

મેક્સિમ ગોર્કીની સાહિત્યસૃષ્ટિનો મૂળ સ્રોત શૈશવના ઉછેરમાં, તેના કિશોરવયના રઝળપાટમાં અને તેના યૌવનકાળનાં કઠોર અનુભવો અને જાગ્રત સંવેદનોમાં રહેલો છે.

શૈશવમાં જ જેનાં મા–બાપ ગુજરી ગયાં હોય, ૧૦ વર્ષની કૂંળી વયે એ મૂઠી ધાન કાજે જેને ગૃહત્યાગ કરવો પડ્યો હોય, પક્ષીઓ પકડીને વેચવાનો ધંધો કરવો પડ્યો હોય, નોંધારાની જેમ કદીક મોચીને ત્યાં તો કદીક ભઠિયારાને ત્યાં તો વળી હોટેલમાં અને જહાજ પર નોકરી કરીને પેટિયું રળવું પડ્યું હોય–અરે, જીવનથી; પોતાના જ નહીં, ચારે બાજુની ભીંસમાં રૂંધાતા સમસ્ત સમાજની રૂંધામણથી—ત્રાસી ઊઠીને, ઘેરી હતાશામાં સાત કિશોર વયે, આત્મહત્યાનો પ્રયાસ કરવાની લાચારી જેના પર લદાઈ ચૂકી હોય એવો–સુથારના ખોરડામાં જન્મેલો, અને ૩ વર્ષની વયે નિરાધાર બનતાં રંગરેજ મોસાળમાં ભયંકર ગૂંગળામણ વચ્ચે ઊછરેલો– એક અજાણ રખડુ આદમી કેવળ આપબળે, આત્મચૈતન્યના જોરે, જગતના એક તેજસ્વી સાહિત્યસ્વામીના સ્થાને પહોંચી જાય ત્યારે જગતભરની બધી કટુતા માનવજાત પ્રત્યેની મહોબ્બત બની મહેકી ઊઠે તેમાં નવાઈ પણ શી?

૧૮૯૨ માં ૨૪ વર્ષની વયે, રેલવેના એક અજાણ્યા કામદારની પ્રથમ નવલિકા 'ચકાર મુદ્ર' ગોર્કીની એક ઉત્તમ નવલિકા બની ચૂકી છે અલ્લડ જિપ્સી બુઢ્ઢા મકારની સ્વૈર સ્વાધીનતા માટેની અદમ્ય તમન્ના, તેનું અગમ્ય તત્ત્વચિંતન અને તેની સિનિક સમી કાતિલ કટુ–વાણી જાણે આંતરિક આસ્થાના રસાયણમાં ઘૂંટાઈને બહાર નીકળતી સંભળાય છે: "જીવો; બસ એમાં બધું આવી જાય છે." અને બીજા લોકોની ફિકર કરનારા ગોર્કી જેવા આદર્શઘેલા જુવાનને એ સંભળાવે છે: "બીજા લોકો તારા વગર જીવે છે. તું કંઈ રોટી નથી. તેમ લાકડી પણ નથી. ભગવાન? ધર્મ? પ્રેમ? એ બધી ફસામણીઓ છે. એના બંધનના તાર દેખાતા નથી. પણ આદમી એમાંથી કદી છૂટી શકતો નથી આઝાદી હરાઈ જાય પછી રહે છે શું?"

આ પછી ત્રણ વરસે લખાયેલી ક્લાસિકલ ગણાતી એક લાંબી વાર્તા તે 'ચેલ્કાશ'. તેમાં પણ એક અઢંગ દારૂડિયા, ચોર–ચાચિયાના ચિત્તને જકડી બેઠેલી સ્વૈર સ્વાધીનતાની ઝંખના ધુમાડાની જેમ ગોટાતી દેખાય છે ચેલ્કાશનું પાત્ર એની તમામ વિસંવાદિતા સાથે એવું તો જીવંત બની ગયું છે કે એના એકએક વિરોધાભાસી ભાવો અને વર્તનો પાછળની બેફિકરાઈ, બહાદૂરી, ઉદારતા અને ખુમારી ભાવકના ચિત્તને આકર્ષ્યા વિના રહેતી નથી ચેલ્કાશની આઝાદી અને સ્વમાનની ભાવના તેણે જેને પોતાના મદદનીશ તરીકે કામે રાખ્યો છે તે જુવાન ખેડૂત ગ્રાવિલની આઝાદીની ભાવનાથી કેટલી બધી નિરાળી છે! ગ્રાવિલ ઘર–જમાઈ થઈને સુખી બનવાને બદલે સ્વતંત્ર ખેડૂત તરીકે જીવવા ઝંખે છે. એ વાસ્તે થોડીક પૂંજી કમાઈને ગામડે પાછા ફરવાના ઇરાદે તે શહેરમાં આવી ચડ્યો છે. ચેલ્કાશ એની આવી આઝાદીની વાતથી જ અકળાય છે; અને ધન માટેની એની લાલચથી ગુસ્સે થાય છે. પરંતુ, ત્યારે તે પોતાનો જ ભૂતકાળ યાદ કરતો તરંગે ચઢી જાય છે: 'ખેડૂતના જીવનમાં મૂળ મુદ્દાની વાત તે આઝાદી છે. તમે જ તમારા માલિક પોતાના ઘરમાં, પોતાની જમીન પર તમે રાજા. ઇજ્જત પણ ખરી...' આ છતાં, ખૂબીની વાત એ છે કે ચેલ્કાશે સ્વેચ્છાએ, સ્વૈર સ્વાધીનતાની

---

શકે. દૂધનું દહીં કરવામાં ક્રાંતિની પ્રક્રિયા પૂરી નથી થતી. જ્યારે એ દહીંને મથીને માખણ કાઢવામાં આવે ત્યારે જ એ સંપૂર્ણ અને સાચી ક્રાંતિ જન્મે

બીજું આર્થિક અસમાનતાના ધોરણ પર રચાયેલા સમાજમાં કોઈ પણ ક્ષેત્રે સંપૂર્ણ ક્રાંતિ સંભવિત નથી. એટલે શિક્ષણમાં સમૂળી ક્રાંતિ લાવવા માટે આપણે સર્વ ક્ષેત્રે સમૂળી અને સમગ્ર ક્રાંતિ લાવવી પડશે જ્યાં સુધી આ શક્ય ન બને ત્યાં સુધી શ્રદ્ધાસહિત માનવીય મૂલ્યોનું પ્રસ્થાપન કરી માણસાઈના ઓલવાતા દીવાને જલતા રાખવાનો સુભગ પ્રયત્ન કરતા રહીએ...

ધૂનમાં પોતાના તાસેરંત જીવનને ઠોકરી સ્વેચ્છાએ ચોર-યાચિયાનું જીવન સ્વીકાર્યું છે!

ગોર્કીની એક ત્રીજી ઉત્તમ પ્રકારની વાર્તા છે "Twenty six men and a girl." આ વાર્તા તેની વાસ્તવવાદી કૃતિ તરીકે પંકાએલી છે. એમાં એક ભઠિયારખાનાના મજૂરોનું માનસચિત્ર છે: બાગ કોના જેવું નર્યું નિર્દોષ અને ભાવભર્યું!

ભોંયતળિયે આવેલા ભઠિયારખાનાના બીજા મજલે વસતી ૧૬ વર્ષની એક કિશોરી તાન્યા માટેની ભઠિયારાઓની પ્રીતિની આ જાણે કટાક્ષિકા છે. તાન્યા આ મજૂરોને 'જેલનાં પંખી' કહીને સંબોધે છે, ત્યારે એ છવીસે જણા માટે તો તાન્યા મહોબ્બતનું અને ઝંખનાનું પાત્ર બની ગઈ છે. એ રોજ થોડીક ક્ષણો રોકાઈને, નવી તાજી વાનગીઓની ભેટ સ્વીકારીને, લુચ્ચાઈભર્યું હસીને ટહુકો કરતી ચાલતી પડે છે. છવીસે જણાનો, આ કિશોરીની વત્તમા અને તેની યાદમાં તેમનો પહાડ જેવો થાક ઊતરી જાય છે. જાણે એમની જ માલિકીની ચીજ હોય એમ પોતપોતાનાં મનને સૌ બહેલાવે છે. અને એને અપાતી ગરમગરમ વાનીઓ તો, દેવીની મૂર્તિ આગળના નૈવેદ્ય સમી – એક પવિત્ર ધાર્મિક વિધિ સમી – એમને માટે બની ગઈ છે! ત્યાં તો નવો પડદો ઊચકે છે. મૂક બળદ જેવી જિંદગી ગુજારી રહેલા આ માનવીઓ વચ્ચે, પોતાના માલિકના એક બીજા ભઠિયારખાનાનો નવો મેનેજર ચઢી આવ્યો છે. એ એક નિવૃત્ત સોલ્જર છે આ છવીસે જણા એના મોજીલા વર્તાવથી ખુશ છે. પરંતુ, એણે છોકરીઓ વિષેની, અને પછી તો, તાન્યા વિષેની વાત કાઢતાં છવીસે જણા ઉશ્કેરાઈ જાય છે. સોલ્જર ચેલેંજ ઉપાડી લે છે. "પંદર દિવસમાં તો તમે જોજો, એને હું જીતી લીધા વિના નહિ રહું" આ સાંભળી છવીસે જણા બહાવરા બની જાય છે. અને ખરે જ પંદરમે દિવસે તો, તાન્યા સોલ્જરની બની ચૂકી છે. 'પિંજરનાં પંખીઓ'ની સહનશક્તિની હદ આવી ગઈ. તેમણે તાન્યાને ઘેરી વળીને ગાળો અને અપમાનોની બૌછાર વરસાવી. કેમ કે એણે – તાન્યાએ, સોલ્જરે નહી – એમનું સર્વસ્વ લૂંટી લીધું હતું. અંતે, જ્યારે તાન્યા સળગતી આંખો ફેરવી આકરાં વેણથી વીંધીને છવીસે જણાની વચ્ચેથી સરસરાટ સરકી ગઈ ત્યારે એ છવીસે મરેલા સૂરજ વગરના મેલા આકાશ નીચે અસહાયક બાળક જેવા ઊભા રહી ગયા!

'બાજ પંખીનું ગાન' ગોર્કીની રોમાંટિક સૃષ્ટિનું એક અજબ સુમન છે. પર્વતની કરાડ પર એક સાપ ગૂંચળું વળીને પડ્યો છે. ત્યાં એકાએક આકાશમાં ઘવાયેલો બાજ તરફડિયાં મારતો સાપની પાસે આવીને પછડાયો આ સ્થિતિમાં તે પોતાના યશસ્વી જિંદગી અને દુશ્મન સામે ઊંચી ગરદને સદૈવ ઝૂઝનારા ભૂતકાળની ગૌરવભરી યાદ કરી રહ્યો હતો. અરે, એણે તો, ફરી પણ આકાશમાં ઝંપલાવ્યું ય ખરું! ઘડીભર તો સાપને ય બાજની જેમ ઊડવાનો જોરસો થઈ આવ્યો; પણ એ તો પહેલી જ ક્ષણે નીચે ખીણમાં પટકાઈ પડ્યો. અને 'કેવળ ઊડવાના અને પછડાવાના' બાજના મૂર્ખ સાહસ પર તે હસી રહ્યો હતો; ત્યારે, ઘાયલ, મૃતપ્રાય બાજ આકાશમાં એનું અંતિમ ગીત લલકારી રહ્યો હતો:

"અમે સાહસના પાગલપણાનું ગીત ગાઈએ છીએ."
'સાહસનું પાગલપણું જિંદગીનું શાણપણ છે....."

આમ, ગોર્કીનાં પાત્રોને સ્વૈરસાહસ અને આખરી આઝાદીનું આગવું આકર્ષણ છે, જેને તેઓ કોઈ પણ હાલતમાં ભોગવવા મરી મથતાં હોય છે.

બીજી પણ એક લાગણી ફરી ફરીને ઘૂંટાયાં કરે છે. એ છે માનવીના અમાનવીકરણની-dehumanization-ની ચેલ્કાશની વાર્તાનો આરંભ જ આ રીતે થાય છે:

"મનુષ્યે જાતે સર્જેલા પોલાદી રાક્ષસો અને માલના પહાડો, ધગધગાટ કરતી રેલવે ગાડીઓ અને તેમની ચારેકોરની પ્રત્યેક વસ્તુની આગળી માનવ-મજૂરો ક્ષુદ્ર લાગતા હતા એમણે સર્જેલી વસ્તુઓએ જ એમને ગુલામ બનાવ્યા હતા અને એમાં જ તેઓ પોતાપણું ગુમાવી બેઠા હતા."

કાર્લ માર્કસે પોતાના ગ્રંથોમાં વીગતે વર્ણવેલી અને અસ્તિત્વવાદના કેન્દ્રમાં રહેલી alienation ની લાગણી ગોર્કી વારંવાર વાગોળે છે

"Twenty six men and a girl"-માં પણ આવો જ ઉપાડ જોવા મળે છે.

"અમારા હાથ ને આંગળાં કલાકોના કલાકો મશીનની જેમ ચાલ્યા કરતાં અને છતાં, અમેય માણસો હતા. ભક્તિના પાત્ર વિના રહી શકતા ન હતા.

અમારે તાન્યાને મહોબ્બત કરવી પડી હતી. કેમકે અમે જેના ઉપર મહોબ્બત કરી શકીએ એવું બીજું કશું જ અમારી પાસે હતું નહીં..."

સમાજના નીચલા તળિયાના આ ભંગારમાં એક બીજો પણ વર્ગ ગોર્કીનું લક્ષ ખેંચતો થયો હતો. વોલ્ગા તીરે વેપારી વર્ગ પાંગર્યો હતો. એમ જાણે નવા ઔદ્યોગિક પ્રસારા નીચે તૂટું તૂટું થઈ રહ્યો હતો. પુરાણા જમાનાની ઘરેડમાં ઐશ્વર્ય ભોગવનારા એક પરિવારમાં નવો પ્રવાહ પેદા થયો હતો. જૂની પેઢીના ગણતરીબાજ બાહોશ વેપારી ઈગ્નાટ અને માયાકિન તેમની ઘરેડમાં ઊભ્યે જતા હતા. એમને મન કોઈ મૂલ્ય હોય તો તે શક્તિ અને સામર્થ્યનું હતું. હેમ્લેટો અને ડોન કિવકઝોટો અથવા એદાળુ અને ભટકતા રખડુઓ સામે એમનો પ્રકોપ અદમ્ય હતો. ત્યારે, સમસ્ત જીવનને રૂંધી રાખનારી, જિંદગીને જેલ બનાવી દેનારી, માનવીના આત્માને જ ભ્રષ્ટ કરનારી આખી પ્રણાલી સામે ઈગ્નાટનો જ દીકરો ફોમા આક્રોશ કરી રહ્યો હતો – આક્રોશ જ, બગાવત નહીં. એ ધનસંપન્ન પરિવારનો વન્ધ્ય વારસદાર હતો. નિષ્ક્રિયતા અને વિચ્છિન્નતાના અવતાર સમો એ હેતુરહિત, ઉપરછલ્લું જીવન જીવી રહ્યો હતો, પોતાની જ અંદરનું પોલાણ પૂરવા અર્થે તે મિથ્યા વલખાં મારી રહ્યો હતો – નશામાં અને આવેશમાં એ આખા સમાજને ભાંડી રહ્યો હતો; અને જાણે પોતાના અસ્તિત્વને જ પોતે પ્રયોજનરહિત ઠરાવી રહ્યો હતો !

ખાસ નોંધવા જેવી વાત તો એ છે કે ગોર્કીની હમદર્દી આ Outsider પ્રત્યે વિશેષ જણાય છે.

અંતે, આપણે ગોર્કીની અત્યંત લોકપ્રિય બનેલ નવલકથા 'મધર' જોઈએ. અહીં પણ વાર્તાનો આરંભ dehumanizationના વર્ણનથી જ થાય છે, એની નોંધ કરી લઈએ.

કોટિકોટિ ક્રાંતિવાંછુઓનાં ભાવુક હૃદયો પર વરસો લગી કામણ કરનારી આ નવલકથાને સમાજવાદી વાસ્તવતાની યશકલગી રૂપે બિરદાવવામાં આવે છે. હકીકતે આ નવલકથાનાં મુખ્ય પાત્રો અને કેન્દ્ર ઘટના સાથે ગોર્કીનો નિકટનો પરિચય હતો. આ નવલકથાની અમ્મા નિલોવના એટલે ૧૯૦૨ની ક્રાંતિકારી વૃધ્ધા અાના ઝોલોમોવા અને નવલકથામાંનો યુવાન નાયક પાવેલ તે ઝોલોમોવાનો પુત્ર પીટર; અને નવલકથાની નાયિકા યુવતી–પાવેલની પ્રેયસી તે જોસેફિન ગાસર, જેણે ૧૯૦૨ ના મે દિને સોરમોવા નગરીમાં આગેવાની લીધી હતી અને બાદ ગુપ્તવાસ સેવ્યો હતો.

આમ 'મધર' પૂર્ણ વાસ્તવવાદી નવલકથા ગણાય.

પરંતુ, આપણે જાણીએ કે મહાન ફ્રેન્ચ નવલકથાકાર બાલ્ઝાકનાં પાત્રો બાલ્ઝાકની વિચારધારાને બઢતાં નથી. ગોર્કીનાંય પાત્રો ગોર્કીને જ દાદ દેતાં નથી. સમાજ-સુધારક તરીકે ગોર્કી જે હેતુઓ ધરાવતો હતો, એનાથી વિપરીત પરિણામનો ભય, એની શ્રેષ્ઠ સાહિત્યકૃતિઓમાં જ, ડોકાતો હતો! "Lower Deapths" (૧૯૦૧) નાટકમાં ચોર, લફંગા, ખૂની અને વેશ્યાઓ રંગમંચ ભરી દે છે. આ નાટકમાં માનવીઓને હીન જંતુઓ જેવા, બદરૂપ પશુઓ જેવા, દાખવવામાં આવ્યા છે. સૌ માનવીઓ—પછી તે હું, તમે, તેઓ હો; વા નેપોલિયન કે મહંમદ હો, જે હો તે સૌ—અમૂર્ત ધૂંધળા ક્ષુલ્લક શરીરધારીઓ તરીકે સમાન છે ! જાણે અસ્તિત્વવાદી અંતિમતાનું નિરૂપણ કરતી ફિલસૂફી રજૂ થતી ન હોય !

આ બધા છતાં, ગોર્કીની મહાનતા એ છે કે સંસ્કારિતા અને માનવતામાંથી તેની શ્રદ્ધા, રજમાત્ર ચળી ન હતી.

સર્જક ગોર્કી અને સમાજ ઉદ્ધારક — મિશનરી ઉપદેશક ક્રાંતિકારી ગોર્કી એવી ભિન્ન બેઉ પ્રતિભાઓ છે. આરંભનાં વરસોમાં સર્જક તરીકેની અને પાછળથી ઉપદેશક–સુધારક તરીકેની સવિશેષ. આરંભમાં, Outsidersનું આકર્ષણ છે. પાછળથી રેવેલ્યુશનરી પાત્રોનું. પરંતુ, એકેમાં ગોર્કી 'કલાસિકલ વાસ્તવવાદી' જણાતો નથી. ખુદ 'મધર' નાં પાત્રો પણ સત માટેની ખોજ, ન્યાય માટેની જેહાદ અને બંધુતા માટેની ખેવનાની બાબતમાં ઈશુના અનુયાયીઓની વધુ યાદ આપે છે. બોલ્શેવિકોની ક્રાંતિની રીતિનીતિ કરતાં નૈતિક ક્રાંતિની શ્રદ્ધા ધરાવનારા બૌદ્ધિકો-નારોદ્‌નિકોની કરુણામૂલક આભા અહીં વધુ ઊપસી આવે છે.

૧૦ વર્ષની વયે ઘર છોડ્યું ત્યાંસુધીનાં શૈશવનાં સાત વરસોમાં તેની દાદીમાએ અદ્દભુત દંતકથાઓથી ગોર્કીના ચિત્તતંત્રને લસી દીધું હતું. કિશોરવયમાં એના રઝળપાટે એની અનુભૂતિને આવેગ આપ્યો હતો; અને યૌવનકાળના સ્વાધ્યાય અને કઠોર અનુભવોએ એની સત્ય માટેની ઝંખનાને ઝિંદાદિલી અર્પી હતી. નર્પી

વિવેચકો તો માત્ર અમુકતમુક અભિપ્રાયો ફેંકનારાઓની જમાત છે. હકીકતે જે રીતે વિવેચનની પ્રવૃત્તિ આપણા સમાજમાં – સાહિત્ય ક્ષેત્રે અને વિદ્યાકીય ક્ષેત્રે પ્રતિષ્ઠિત થઈ છે તે જોતાં આમ કહેવું એ વાસ્તવિક હકીકત સામે આંખ આડા કાન કરવા બરાબર છે. વિવેચકો કોઈ એક કૃતિની શ્લીલતા યા અશ્લીલતા વિશે એકમત ન થાય તો તે સમજી શકાય એમ છે; પરંતુ તેઓ શ્લીલતા અને અશ્લીલતા જુદાં જ પાડી ન શકે એમ કહેવું એ તો એમની સામે ગાળ છે. જો એવું જ હોય તો તેઓ પછી વિવેચકો શાના? વિવેચન પ્રવૃત્તિનો કે વિવેચક થવાનો અર્થ શો? વિવેચન જો શ્લીલ અને અશ્લીલ સાહિત્ય વચ્ચેનો ભેદ સ્પષ્ટ ન કરી આપે તો બીજું કોણ એ કરી આપશે? હાગ તો કહે છે કે જે વિવેચક અશ્લીલ સાહિત્યને શ્લીલ સાહિત્યથી જુદું પાડી ન શકે એનું ખચીત વિવેચક થવાનું કામ નથી. અને જે વિવેચક એ ભેદ કરી શકતો હોય એને પોતાનામાં વિવેચકપણું છે કે નહિ તેની કસોટી કરવાની જરૂર નથી.[૪]

હાગ તો અશ્લીલ સાહિત્યના લખનારાઓ અને એના પર અંકુશ મૂકનારાઓ – ઉભયને પસંદ કરતો નથી. પરંતુ એક હોય ત્યાં બીજો ન હોય તો તે વધુ નાપસંદ કરે છે. તે કહે છે કે અશ્લીલ સાહિત્ય હોય ત્યાં સેન્સરશિપની એ સાહિત્યથી આવશ્યકતા જરાય ઓછી નથી. અશ્લીલ સાહિત્ય જો શક્ય છે તો સેન્સરશિપની એનાથી શક્યતા ઓછી નથી. જો આપણે અશ્લીલ સાહિત્યમાં પડીશું અને તેના પર અંકુશ મૂકવા સેન્સરશિપને નહિ આવવા દઈએ તો આપણો સમાજ, એનો સૌથી સારો ખ્યાલ કરતાંયે આજે છે એનાથીયે વધારે અસભ્ય, પાશવી, બેચેન, બેપરવા, વ્યક્તિત્વવિહોણો અને એશઆરામી બનશે અને તેનાં એક સમાજ તરીકે તેની લાક્ષણિકતાઓ અને તેના નીતિનિયમો સદંતર છિન્નભિન્ન થઈ જશે.[૫]

સેન્સરશિપના અનુસંધાનમાં Kenneth Allsop ('એન્કાઉન્ટર', જુલાઈ, '૬૭) મોટરકારથી થતા અકસ્માતોનો ઉલ્લેખ કરી કહે છે કે દર વર્ષે મોટરકારથી ઘણી મોટી સંખ્યામાં બાળકો મરે છે. એ માટે દોષિત ડ્રાયવરોને યોગ્ય રીતે સજા પણ થાય છે; પરંતુ તેથી કોઈ મોટરકારો પર અંકુશ મૂકવાની વાત કરતું નથી. આગળ જતાં એ કહે છે કે જાતીય વિકૃતિઓ બાળકોનો ભોગ લે એ ખરેખર ભયંકર છે, પરંતુ તેની ભયંકરતા હવાઈ બૉમ્બમારાથી બાળકો, કુટુંબો, ગામો, નાનાં નગરોનો જે માન્ય યોજનાથી ભોગ લેવાય છે તેથી વધુ ભયંકર નથી. કેનેથ એક બાજુ આ અકસ્માતો કે બૉમ્બમારા સામે આપણે કંઈ કરતા નથી એ અંગે ટીકા કરતો લાગે છે અને બીજી બાજુ તે અશ્લીલ સાહિત્ય પરની સેન્સરશિપનો વિરોધ કરે છે! ખરું તો એ છે કે ગુનો કર્યા પછી ગુનો કરનારને શોધીને એને સજા કરવામાં ઔચિત્ય જોવું એ કરતાં એ ગુનાહિત વૃત્તિને રોકવાનાં પગલાં ભરાય એમાં વધુ ઔચિત્ય લાગવું જોઈએ. વળી એ પગલાં ભરવામાં મુશ્કેલીઓ હોય, એ પગલાં ભરવાં અપૂરતાં હોય તો એ દલીલ સમજી શકાય એમ છે. અકસ્માતો, બૉમ્બમારો – બંનેય દૂર કરવાં જોઈએ અને એ જ રીતે અશ્લીલ સાહિત્યને પણ. અશ્લીલ સાહિત્ય પર સેન્સરશિપ મૂકવામાં કશું ખોટું નથી. એ સેન્સરશિપની બાબતમાં જે મુશ્કેલીઓ હોય તે વિશે ભિન્ન અભિપ્રાયો હોઈ શકે; અને તેને વધુ અસરકારક, વ્યવહારક્ષમ અને વૈજ્ઞાનિક ભૂમિકા પર મૂકવા માટેની ચર્ચાવિચારણા અને પ્રયત્નો જરૂર થઈ શકે. સેન્સરશિપ મૂકવી યા ન મૂકવી એ એક પ્રશ્ન છે અને એ સફળ થાય યા નિષ્ફળ એ બીજો પ્રશ્ન છે. બંને પ્રશ્નો ભેગા કરવાથી ગોટાળો થાય છે અને સરવાળે 'સેન્સરશિપ'

---

૪ "A critic who is really incapable of distinguishing pornography from literature certainly has no business being one; a critic who is capable of making the distinction has no business testifying that he is not."

૫ "Censorship is no less possible nor *less needed than pornography.* If we indulge pornography, and do not allow censorship to restrict it, our society at best will become even more worse, brutal, anxious, indifferent, de-individualised hedonistic; at worst its ethos will disintegrate altogether."

ઊભી થાય.

આ ઉપરાંત અત્યારે, આમે, હિંદીની બોલીઓ અને હિંદી જેવી જ લાક્ષણિકતાઓ ધરાવતી અન્ય ભાષાઓ બોલતા ભારતીય પ્રજાજનોની સંખ્યા ઓછી થતી નથી. એટલે સારો રસ્તો તો કૃત્રિમ રાષ્ટ્રભાષા તૈયાર કરવાની ચર્ચાઓ ઊભી કર્યા વિના હિન્દીને જ ઓછા સમયમાં સરળતાથી કઈ રીતે શીખવી શકાય તેનું સંશોધન કરવાનો છે. દરેક પ્રાંતીય ભાષાનું અને હિન્દીનું contrastive grammer તૈયાર કરીને, દરેક ભાષા માટે હિન્દીના ખાસ પાઠો તૈયાર કરવા જોઈએ. કૃત્રિમ રાષ્ટ્રભાષાના વિચારના સંદર્ભમાં 'વિશ્વભાષા' વિશેની આ વિગતો જાણવી રસપ્રદ થશે

વૈજ્ઞાનિક પ્રગતિને કારણે જગત દિવસે દિવસે નાનું થવા માંડ્યું. એક દેશમાંથી બીજા દેશમાં માણસોની અવરજવર વધી, અન્ય દેશોમાં વસવાટ વધ્યો, વેપાર-રોજગાર વધ્યા અવગમન વધ્યું અને એમ ઘણું વધ્યું. આ કારણે છેલ્લાં સો એક વરસથી આંતરરાષ્ટ્રિય ભાષા અથવા વિશ્વભાષાનો વિભાવ કામ કરતો થયો છે. ઘણા લોકોએ આ છેલ્લી સદીની અંદર એક વિશ્વ, એક વિશ્વ-સરકાર અને એ જ રીતે એક વિશ્વભાષાનાં સ્વપ્નાંઓ જોયાં છે અને એમ કરીને વિશ્વશાંતિ સિદ્ધ કરવાની કલ્પના કરી છે. લોકોને લાગ્યું કે વિશ્વભાષાનો આવિષ્કાર થાય તો સહકારની, અવગમનની, વિજ્ઞાનની સિદ્ધિઓના પ્રચાર-પ્રસારની એવી અનેક સમસ્યાઓનો ઉકેલ શોધી શકાય.

આ ઉપરાંત, છેલ્લાં ચાળીસેક વરસ દરમ્યાન વિજ્ઞાનની મોટી સિદ્ધિરૂપે કૉમ્પ્યુટર મળ્યાં. (ઈ. સ. ૧૯૪૪ થી કૉમ્પ્યુટરની શરૂઆત ગણી શકાય.) વળી છેલ્લાં પંદરેક વરસથી યંત્ર-અનુવાદ (કૉમ્પ્યુટર-ટ્રાન્સલેશન) ની દિશામાં પ્રયત્નો શરૂ થયા એટલે એ અનુવાદ-પ્રક્રિયામાં સરળતા થાય એ ખાતર વળી પાછી વિશ્વભાષાની જરૂર જણાઈ. મૂળ તો, એમ માનવામાં આવ્યું કે આવી કોઈ વિશ્વભાષા હોય તો મૂળ ભાષામાંથી એક વાર વિશ્વભાષામાં યંત્ર-અનુવાદ થઈ જાય પછી તેમાંથી અનેક ધ્યેય ભાષાઓમાં (target languagesમાં) યંત્ર-અનુવાદ કરવો સરળ પડે. પણ આ વિચાર કંઈ બહુ વાસ્તવિક સિદ્ધ થયો નથી.

વિશ્વભાષાના નિર્માણ માટેના અત્યાર સુધીમાં (છેલ્લાં સો એક વરસો દરમ્યાન) સો ઉપરાંત પ્રયત્નો થયા છે. આમાં ઇન્ટરલીન્ગ્વા, કૉસ્મોસ, ઑકસીડેન્ટલ, પાર્લા, સ્પોકીલ, ઈડો, યુનિવર્સાલા, નોવાલ વગેરે અનેક પ્રયત્નોમાં વાલાપુક અને એસ્પરાન્ટો એ બે પ્રયત્નોએ સારી ચર્ચા ઊભી કરી અને બધાંનું ધ્યાન ખેંચ્યું. આ પ્રયત્નોમાં દી સુસુર (નોવ એસ્પરાન્ટો) અને યેસ્પર્સન (નોવાલ- ઈ. સ. ૧૯૨૮) જેવા ભાષાવિજ્ઞાનીઓ પણ પ્રવૃત્ત થયેલા.

ઈ. સ. ૧૮૭૯માં શ્રી. જે. એમ. સ્કલેયર નામના બવેરીઅન પ્રજાજને 'વાલાપુક' વિશ્વભાષાના નિર્માણનો પ્રયત્ન કર્યો. એ પછી પૉલિશ ફિઝિસ્યન ડૉ. ઝેમેન્હોફનો ઈ. સ. ૧૮૮૭માં 'એસ્પરાન્ટો' વિશ્વભાષાના નિર્માણનો પ્રયત્ન નોંધપાત્ર ગણી શકાય. આ 'એસ્પરાન્ટો' શબ્દમાંના મૂળ ધાતુ esperનો અર્થ થાય છે hope. ડૉ. ઝેમન્હોફનો પ્રયત્ન ખરે જ આશા આપનારો હતો. એક રીતે તે રોમાન્સ ભાષાઓનું સરળ સ્વરૂપ હતું. રોમન લિપિનો તેમાં ઉપયોગ કરવામાં આવ્યો હતો અને જે રીતે લખાય તે જ રીતે બોલાય એવી રચના એમાં થયેલી. દરેક નામનો અંત -o (ઓ)થી આવતો અને દરેક વિશેષણનો અંત -a (આ) થી આવતો. દરેક શબ્દમાં છેલ્લાની પહેલાંનો અક્ષર (syllable) સ્વરભાર-સાથે (with stress) બોલાતો, જે અલબત્ત, કામયાબ (functional) ન હતો. આમાં અંગ્રેજી ભાષાના બધા ડેફિનેટ આર્ટીકલ્સ રાખવામાં આવેલા અને ઇન્ડેફિનેટ આર્ટીકલ્સ પડતા મૂકવામાં આવ્યા હતા. ઉપરાંત, ફ્રેંચ ભાષાના 'Le'-ઓ આર્ટીકલને એમાં સ્થાન આપવામાં આવ્યું હતું. મોટાભાગનો શબ્દકોશ લેટિન ભાષાનો હતો અને તેમાંના મોટાભાગના શબ્દો પશ્ચિમ યુરોપમાં પ્રચલિત હતા. આ ભાષા યુરોપના દેશો માટેની સાંકળરૂપ ભાષા (Link language) તરીકે ઉપયોગમાં આવે એવી હતી એમ કહી શકાય. બાકી એશીઅન અને આફ્રિકન દેશોની ભાષાના ભાષકો માટે તો અંગ્રેજી ભાષા શીખવી અને આ ભાષા શીખવી એ બંને સરખા જ પ્રયત્નો માગી લે એમ હતું.

જો કે કૃત્રિમ ભાષાનું નિર્માણ કરવાના આ બધા પ્રયત્નો એક રીતે સાચી દિશામાં હતા કારણ કે અંગ્રેજી કે રશીઅનના સરલીકરણ કરેલા સ્વરૂપને વિશ્વભાષા બનાવવાનો પ્રયત્ન થયો હોત તો બધા એને સ્વીકારત કે કેમ તે શંકાસ્પદ હતું. (રશીઅન તો આમ પણ

એટલી પ્રચારમાં નથી. અને અંગ્રેજી આખા જગતમાં લગભગ પ્રચારમાં છે છતાં ફ્રેંચો અંગ્રેજી ભાષા બોલવાનું પસંદ શેના કરે?) એટલે જે પ્રયત્નો હતા તે બધા વિશ્વની બધે એટલી વધુ જાણીતી ભાષાઓની લાક્ષણિકતાઓ સમાઈ જાય એ દિશામાં હતા. થોડાં વરસો પહેલાં કેટલાક આગળ પડતા ભાષા–વિજ્ઞાનીઓ દ્વારા IALA (*International Auxiliary Language Association*) અસ્તિત્વમાં આવ્યું હતુ. તેણે પણ વિશ્વની જાણીતી ભાષાઓની લાક્ષણિકતાઓ નજર સામે રાખીને વિશ્વભાષાનું નિર્માણ કરવાનો પ્રયત્ન કર્યો હતો.

આ બધા પ્રયત્નો અત્યાર સુધી અસફળ રહ્યા છે એવું કારણ એ ગણાય છે કે મોટે ભાગે આ વિશ્વભાષાઓનું નિર્માણ યુરોપની ભાષાઓને નજર સામે રાખીને થયું એટલે ચીની, મલયાલમ, જાપાની, તેલુગુ, બંગાળી વગેરે અનેક ભાષાઓ બોલતા ભાષકોનું શું? અને બધી ભાષાઓની લાક્ષણિકતાઓ એક જ ભાષામાં સમાવવી તો અશક્ય છે.

જો કે ભાષાની મૂળભૂત લાક્ષણિકતા જ વિશ્વભાષાના આ પ્રયત્નોને નિષ્ફળ બનાવે છે. જેવી વિશ્વભાષા પ્રચારમાં આવે કે થોડાં ગણતરીનાં વરસોમાં જ ભાષા–વ્યવહારની ઘનતાના સિદ્ધાંત પ્રમાણે તે અનેક બોલીઓમાં વિભાજિત થઈ જાય. અને પછી એ દરેક બોલી વળી પાછી લાક્ષણિકતાઓ દૃઢ કરતી જાય. આજે હિન્દીંગ્લિશની લાક્ષણિકતાઓ ઇસ્ટેશન (Station), ઇસ્ટાર્ટ (Start), ઇસ્ટાર (Star) વગેરે જાણીતી છે તો દક્ષિણ ભારતીઓ જે અંગ્રેજી ભાષા બોલે છે તેની 'યીન્ડીઆ' (India), 'વોન્લી' (Only) વગેરે લાક્ષણિકતાઓ પણ જાણીતી છે. વિશ્વભાષાની જે બોલીઓ થાય તેનું પણ આવું જ થવાનું અને આપણે જાણીએ છીએ કે સુરત પાસેનો ખલાસી અને ગિરના નેસડાઓમાં રહેતો મેર, આમ તો એક જ ગુજરાતી ભાષા બોલે છે. પરંતુ તેઓને ભેગા કર્યા હોય તો બંનેને માટે એકબીજાની ભાષા ન સમજાય તેવી જ હોય છે. વિશ્વભાષાનું પણ એવું જ ભાવિ થાય.

વળી ભાષાના વાક્ય દ્વારા જે અર્થનું અવગમન થતું હોય છે. તે સંદર્ભ ઉપર આધારિત હોય છે. દેખીતી રીતે સંસ્કૃતિએ સામાજિક, ધાર્મિક વગેરે અનેક સંદર્ભો જુદા જુદા હોવાના અને એ સંદર્ભનું પાછું અર્થઘટન પણ જુદું જુદું હોવાનું. આને કારણે વિચારો સ્પષ્ટ થવાને બદલે વધારે ગૂંચવાવાના.

અને જે વિશ્વશાંતિને અથવા તો વિશ્વની અનેક સમસ્યાઓને હલ કરવા માટે આ વિશ્વભાષાની કલ્પના કરવામાં આવી છે તે સમસ્યાઓ કે સંઘર્ષોનું કારણ ભાષાની અડચણો કે ભાષા પોતે નથી. ઉત્તર ભારતમાં જે તોફાનો થયાં કે દક્ષિણ ભારતમાં પ્રજાજનોએ જે ટ્રેનો બાળી તેનું કારણ ભાષા નથી. એક જ ભાષા બોલતા બે સમાજો કે દેશો ક્યાં નથી ઝગડતા? અને ભિન્ન ભાષા બોલતા માનવો પણ ક્યાં શાંતિથી નથી રહેતા? આ સંઘર્ષો, અશાંતિ કે સમસ્યાઓનાં કારણો તો ઘણા જાણીતાં છે–સ્વાર્થ, ઈર્ષ્યા, મહત્ત્વાકાંક્ષા વગેરે અનેક. અને એ બધાં કારણો તો દેખીતી રીતે બિન-ભાષાકીય છે. એટલે એ સમસ્યાઓ તો, સમગ્ર માનવજાત એક જ ભાષા બોલે (જો કે એ ભાષાકીય રીતે અશક્ય છે છતાં માની લઈએ કે બોલે) તોયે એની એ જ રહેવાની છે. એટલે બૌદ્ધિક રીતે તટસ્થ, સ્વસ્થ રહીને આ આખા પ્રશ્નને જોવાથી જ આ સમસ્યાઓ દૂર કરી શકાય. તાત્ત્વિક રીતે એને આપણે ભાષાવાદનું ઝનૂન પણ ન જ કહી શકીએ. ભાષાવિજ્ઞાનના અભ્યાસીઓ તો બહુ બહુ ભાષા વિશેનો બૌદ્ધિક-તટસ્થ-સ્વસ્થ દૃષ્ટિકોણ પૂરો પાડી શકે એથી વધુ કંઈ નહીં.

યોગેન્દ્ર વ્યાસ

સમાનતા જળવાશે ખરી ?

જવાબ આપણી પાસે નથી. કદાચ કોઈની પાસે નથી. ભવિષ્યકથન શક્ય નથી. જોકે, દેખાય તો એવું છે કે હવે કાંઈ બે-પાંચ વ્યક્તિની મુનસફીનો સવાલ રહ્યો નથી. ૨૯ સભ્યોના નવા મંત્રીમંડળમાં ૧૯ જેટલા બહુમતી સભ્યો નૂતન વિચારના અગ્રણીઓ છે. છતાં, સવાલ તો એ પણ છે કે, ચેકોસ્લોવાકીઆના આ નવા હર્તાકર્તાઓ પોતે લોકશાહી અને સ્વતંત્રતાનો શો અર્થ કરે છે ? કેટલાક એનો અર્થ આપણે સમજીએ છીએ એવો કરતા હોય તોય એનો અમલ કરાવવાનું એમને માટે શક્ય બનશે ? બીજો સવાલ એ છે કે, રશિયા પોતે આવા ધરમૂળના ફેરફારો થવા દેશે ? ક્રુશ્ચોવે એકવાર બાકોરું પાડ્યું તે ભારે પડી ગયું છે; ત્યાં આખો ગઢ તોડવાનો સવાલ તો સાંખી જ કેમ શકે ? ત્રીજી વાત એ પણ ખરી કે ચેકોસ્લોવાકીઆ એકલું તો નહિ પડી જાય ?

હા, ૧૯૬૮ કાંઈ ૧૯૫૬ નથી. ચેકોસ્લોવાકીઆની આંધીની ધૂળ પડોશી કમ્યુ દેશોમાં ઊડી છે, અને ઊડ્યા વિના નહિ રહે એવી આશા પણ અસ્થાને નથી. પોલાંડમાં ગયા જાન્યુઆરીમાં જુવાળ ઊછળ્યો હતો. નિમિત્ત સાવ ક્ષુલ્લક હતું. ૧૯ મી સદીના મહાન રાષ્ટ્રીય કવિ–નાટ્યકાર મિકિવિચની નાટ્યકૃતિ ઉપર સાવ મૂર્ખતાભર્યો પ્રતિબંધ મુકાતાં પ્રસ્ફોટ થયો હતો. વળી, ૧૯૫૬ની જેમ વિદ્યાર્થીઓ અને લેખકોએ આગેવાની લીધી. પરંતુ, આ વખતે કામદારોને આંદોલનના વિરોધમાં ખડા કરી શકાયા છે. પોલાન્ડમાં ઉદારનીતિનો પુરસ્કર્તા ગોમુલ્કા પોતે જ રશિયાની ભીંસમાં ઢીલો પડ્યો છે. તો, હંગેરીમાં કાદરની નેતાગીરી નીચે 'સુધારો' ધીમી ગતિએ પગલાં ભરી રહ્યો છે. બલ્ગેરીઆ પણ રાજકીય સુધારાના ક્ષેત્રે મંદ છે. પૂર્વજર્મનીના માર્ક્સવાદી પંડિત કર્ટ હેગરે તો ચેકોસ્લોવાકીઆના સુધારાઓને માર્ક્સવાદને છેહ દેવારૂપ લેખ્યા છે.

અલબત્ત, આ બધા દેશોમાં આર્થિક ક્ષેત્રે યુગોસ્લાવીઆના રાહે વિકેન્દ્રીકરણની દિશામાં ઘણા બધા ફેરફારો થઈ રહ્યા છે. તેમાંના કેટલાક દેશો આર્થિક સુધારાના ક્ષેત્રે ચેકોસ્લોવાકીઆથી પણ આગળ છે; અને જતે દિવસે ટેકનિશિયનોનું પ્રભુત્વ વધતાં, એમની જરૂરીઆત અને માનસને અનુરૂપ નવા રાજદ્વારી ફેરફારો–સુધારાઓ પણ થશે. પરંતુ, આજે તો, રાજદ્વારી સુધારાની દોડમાં ચેકોસ્લોવાકીઆ એકલું પડી જાય એવો ભય અસ્થાને નથી—લાંબા ગાળા માટે એવું બને તો ફરજિયાત પીછેહઠ (સ્તાલિનયુગ સુધીની નહિ, આંશિક) કરવાની વારીય આવે !

બે વાત સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે. એક તો, 'જેટલા પ્રમાણમાં આર્થિક પ્રગતિ, તેટલા પ્રમાણમાં રાજકીય લોકશાહીનો વિકાસ' એવું સમીકરણ ખોટું છે—એકહથ્થુ કમ્યુનિસ્ટ તંત્રમાં તો ખચીત જ, બીજી વાત એ છે કે કમ્યુનિસ્ટ દેશોમાંના આ બધા ઝંઝાવાતો પાછળનું ધ્યેય સમાજવાદ કે સામ્યવાદનો ઇનકાર કરવાનું નથી; મૂડીવાદની પુનર્સ્થાપનાનું નથી જ નથી.

આમ, કમ્યુનિસ્ટ દેશોની પ્રજાઓની લોકશાહી સ્વતંત્રતા માટેની લડત, ગમે તેટલી સાચદિલ હોય તોય, એટલી સરળ તો નથી જ નથી—હોઈ પણ ન શકે.

૧૭–૪–૬૮ ભોગીલાલ ગાંધી

## સંસદના વિશિષ્ટાધિકારો અને નાગરિકના મૂળભૂત હક્કો

સંસદીય લોકશાહીના સફળ સંચાલન માટે જરૂરી ગણાતી શરતોમાંની શીર્ષકમાં સૂચવેલી બે શરતો પણ અગત્યની છે—સંસદને તથા તેના સભ્યોને વિશિષ્ટાધિકારો હોવા જોઈએ. જેથી કરીને તે તેમની ફરજો યોગ્ય રીતે બજાવી શકે; અને નાગરિકોને પણ મૂળભૂત હક્કો અપાવા જોઈએ. તેમ જ તેમનો અમલ પણ થવો જોઈએ; કારણ કે વ્યક્તિનો સર્વાંગી વિકાસ એ લોકશાહીના પાયામાં રહેલો વિચાર છે.

આ પ્રમાણે આ બન્ને અનિવાર્ય હોવાથી બેમાંથી કોઈની પણ અવગણના કરી શકાય તેમ નથી અને તેથી જ ઘણી વખત આ બન્ને વચ્ચે સંઘર્ષ જાગે છે ત્યારે પરિસ્થિતિ નાજુક બની જાય છે. આપણે ત્યાં આવા પ્રસંગો ઊભા થયા છે અને જ્યારે આવો બનાવ બને છે ત્યારે બંધારણીય કટોકટી સર્જાય છે. પંદરમી ફેબ્રુઆરી ૧૯૬૮ ના રોજ આવો પ્રશ્ન લોકસભામાં ઉગ્ર રીતે ચર્ચાયો અને તેણે ફરીથી વિચારનાં વમળો સર્જ્યાં છે. આ દિવસે [illegible] માં સામ્યવાદી (માર્ક્સવાદી) સભ્ય શ્રી [illegible] કરેલી વિશિષ્ટાધિકારભંગની દરખાસ્તનો [illegible] સ્વીકાર [illegible] ત એવી છે

કે લોકસભાની શિયાળુ બેઠકમાં જ્યારે શિવસેનાની પ્રવૃત્તિઓ પર ચર્ચા થઈ રહી હતી ત્યારે શ્રી ઉમાનાથે એવો આક્ષેપ કર્યો હતો કે મુંબઈના જાણીતા ઉદ્યોગપતિ શ્રી રામકૃષ્ણ બજાજ અમેરિકાની જાસૂસી સંસ્થા(C.I.A) મારફત નાણાકીય મદદ મેળવે છે અને તે દ્વારા શિવસેનાની પ્રવૃત્તિઓને નાણાકીય સહાય આપે છે. આ પછી બીજી ફેબ્રુઆરીના રોજ શ્રી બજાજે લોકસભાના અધ્યક્ષને પત્ર લખ્યો તેમાં જણાવ્યું કે 'ગૃહમાં શ્રી ઉમાનાથે પોતાના પર કરેલા આક્ષેપો બિનપાયાદાર છે અને શ્રી ઉમાનાથ જૂઠા છે.' આ પત્રની નકલ બજાજે સંસદસભ્યો ઉપર પણ મોકલી.

શ્રી બજાજના આ કૃત્યથી શ્રી ઉમાનાથ છંછેડાયા અને તેમણે આ કૃત્ય દ્વારા સંસદસભ્યનો તથા ગૃહના વિશિષ્ટાધિકારનો ભંગ થયો છે માટે શ્રી બજાજ સામે પગલાં લેવાં જોઈએ એવી દરખાસ્ત રજૂ કરી. તેમની દલીલનાં બે મુખ્ય પાસાં એ હતાં કે આ પ્રમાણે પત્રને પરિપત્રિત કરીને શ્રી બજાજે સંસદસભ્યને ઉતારી પાડ્યો છે અને તેણે સંસદમાં જે વિચારો રજૂ કર્યા તેનો બદલો લીધો છે. એટલું નહીં, પરંતુ આમ કરીને શ્રી બજાજનો હેતુ સંસદસભ્યને ભયભીત કરવાનો તથા પરદેશી જાસૂસી સંસ્થા સાથેના એક નાગરિકના સંબંધોને ખુલ્લા પાડતા અટકાવવાનો છે.

સંસદમાં બનેલો આ બનાવ ફરીથી એ જ બાબત તરફ દોરી જાય છે કે સંસદસભ્યોને મળેલા વિશિષ્ટાધિકારોનો ઉપયોગ તેમણે કેવી રીતે કરવો. ઉપરના દાખલાના સંદર્ભમાં વિચારીએ તો સંસદસભ્યના વિશિષ્ટાધિકારની રૂએ જ્યારે તે સંસદમાં પોતાના વિચારો રજૂ કરે ત્યારે તેને કાયદાની અદાલતમાં પડકારી શકાય નહીં. હવે આ અધિકારનો દુરુપયોગ થાય અને નાગરિકના મૂળભૂત હક્ક ઉપર અંકુશ મુકાય તો શું કરવું? શું સામાન્ય નાગરિક શ્રી બજાજે અપનાવેલો માર્ગ અખત્યાર ન કરી શકે? અને જો તેમ કરવાથી સંસદસભ્યના વિશિષ્ટાધિકારનો ભંગ થાય છે તેમ સ્વીકારીને ચાલવામાં આવે તો તે નાગરિકને સંસદ શિક્ષા પણ કરી શકે છે. પરિણામે, તેને તો બેવડી સજા થાય છે! આ રીતે સંસદસભ્યના વિશિષ્ટાધિકારો અને નાગરિકોના મૂળભૂત હક્કો વચ્ચે ભેદરેખા દોરવાનો સમય આવી ગયો છે. વધુમાં સંસદમાં સભ્ય જે વિચારો વ્યક્ત કરે છે તે તો તરત જ વ્યાપક સ્વરૂપમાં જાહેરાત મેળવે છે પરિણામે જે નાગરિક પર આક્ષેપ થયો થયો હોય તેને ઘણું જ નુકસાન થાય છે. આથી એવો કોઈક માર્ગ કાઢવો રહ્યો કે સંસદસભ્યોના વિશિષ્ટાધિકાર પર એવું નિયમન લાદવું જોઈએ જે તેના ગૃહમાંના વાણીસ્વાતંત્ર્યમાં હસ્તક્ષેપ ન કરે; પરંતુ એવી ફરજ તો લાદે કે ગૃહમાં કરવામાં આવેલા આક્ષેપના સંદર્ભમાં તેની પાસે પૂરતા પુરાવાઓ હોવા જોઈએ તથા તેણે તે રજૂ કરવા જોઈએ. લોકસભાની ચર્ચામાં દાંડેકરે સરસ સૂચન કર્યું કે જ્યારે કોઈપણ સંસદસભ્ય બીજા સંસદસભ્ય ઉપર કે નાગરિક ઉપર ગૃહમાં આક્ષેપ કરે ત્યારે પ્રથમ દર્શનીય પુરાવાઓ રજૂ કરવાની ફરજ પાડવી જોઈએ અને પુરાવાઓ રજૂ કરવામાં તે નિષ્ફળ જાય તો તેણે ગૃહની માફી માંગવી જોઈએ આ સૂચન અગત્યનું હોવા છતાં પણ, આવા ટુકડે ટુકડે પગલાંઓ લેવાને બદલે, વિશિષ્ટાધિકાર સમિતિને આ બાબત સોંપી દઈને સ્પષ્ટતા કરવી જરૂરી છે. બ્રિટનની પાર્લમેન્ટ કે જેની કાર્યવાહીને આપણે અનુસરી રહ્યા છીએ ત્યાં પણ આ વર્ષની શરૂઆતમાં સંસદીય વિશિષ્ટાધિકારની પ્રવર સમિતિએ (The select committee on parliamentary privilege) આ પ્રશ્ન સંબંધી પોતાના અહેવાલમાં જે ભલામણો કરી છે તે ધ્યાનમાં રાખવા જેવી છે[1] સમિતિની ભલામણોમાંથી અગત્યની ભલામણો નીચે પ્રમાણે છે :

(૧) જ્યારે પાર્લમેન્ટના સભ્યોને એમ લાગે કે તેમની અપકીર્તિ કરવામાં આવી છે ત્યારે તેમણે વિશિષ્ટાધિકારની સમિતિનો આશ્રય લીધા સિવાય અદાલતોનો આશ્રય લેવો જોઈએ.

(૨) જ્યારે કોઈ પણ વ્યક્તિ કે અખબાર પર પાર્લમેન્ટના તિરસ્કારનો આરોપ મૂકવામાં આવે (સમિતિએ અહીં 'તિરસ્કાર' શબ્દ વિશિષ્ટાધિકારના બદલે વાપરીને પાર્લામેન્ટના સભ્યો વિશેષાધિકાર ધરાવતો વર્ગ છે તેવી શંકાને નાબૂદ કરવાનો પ્રયત્ન કર્યો છે) ત્યારે જેના પર આરોપ મૂકવામાં આવ્યો હોય તે આરોપી તપાસસમિતિ સમક્ષ કાનૂની રજૂઆત કરવાનો, બચાવના સાક્ષીઓ રજૂ કરવાનો અને યોગ્ય પરિસ્થિતિમાં કાનૂની મદદ મેળવવાનો અધિકાર ધરાવે છે.

(૩) મુલ્કીના કાનૂની બાબતોમાં (civil legal actions) ધારાસભ્યોની ધરપકડ થતી ન હતી તેને

બદલે તેઓ ધરપકડને આધીન બનશે.

(૪) પાર્લામેન્ટ પોતાના પુરાણા હક્કો અને વિશેષાધિકારો પ્રત્યેનું વલણ બદલવું જોઈએ અને એવું સ્વીકારવું જોઈએ કે દરેક નાગરિક નિર્ભય અને યોગ્ય રીતે (good faith) પાર્લામેન્ટ અથવા તેના સભ્યોનાં કાર્યોની ટીકા કરવાની જે સ્વતંત્રતા ધરાવે છે તેમાં મુશ્કેલી ઊભી કરવી જોઈએ નહીં."

(૫) ગૃહની તંત્રરચના (machinery) અંગે, સભ્ય અંગે અથવા તો ઘણા સભ્યોના જૂથ અંગે વ્યક્ત કરવામાં આવેલી ઉગ્ર ટીકા ભલે પછી તે ગમે તેટલી વાજબી લાગતી હોય, તો પણ ઉપયોગ ના છૂટકે જ કરવો. આવી ટીકાને અમે લોકશાહીના પ્રાણવાયુ (Life blood) તરીકે સ્વીકારીએ છીએ. અમારા મત મુજબ સમજુ રાજપુરુષ આ સ્વરૂપની ટીકાની અપેક્ષા રાખે છે એટલું જ નહીં પરંતુ તેને આવકારે છે.

(૬) એવી પણ શક્યતા રહેલી છે કે ધારાસભ્યના વાણીસ્વાતંત્ર્ય દ્વારા રક્ષાયેલ અધિકારની રૂએ તેણે કરેલા વિધાનથી પાર્લામેન્ટ બહારની વ્યક્તિઓની અયોગ્ય રીતે અપકીર્તિ થાય છે. આવા પ્રસંગે કરાયેલા આક્ષેપોની સત્યતા માટે સ્વતંત્ર તપાસ માંગવાનો અધિકાર છે ખરો? સમિતિ એવું માને છે કે આવો અધિકાર આપવાથી તે ધારાસભ્યના વાણીસ્વાતંત્ર્ય પર અસરકારક નિયંત્રણ પુરવાર થશે.

(૭) શિક્ષાત્મક સત્તાઓ દ્વારા પાર્લામેન્ટ જેલની સજા કરી શકે છે પરંતુ તેમાં જે ક્ષતિ છે તેને ધ્યાનમાં રાખીને સમિતિ એવું સૂચવે છે કે ગૃહે નિયત સમયની જેલની સજા અથવા તો તેના વિકલ્પે દંડની સજા કરવાની સત્તા હાથ ધરવી જોઈએ.

(૮) ગૃહે પોતાની શિક્ષાત્મક સત્તા દ્વારા વાજબી ટીકા કરવાના નાગરિકના હક્કને અંકુશિત કરવો જોઈએ નહીં. આમ છતાં પણ જેમનો અદાલતદ્વારા અમલ થાય છે. તેવા નાગરિકના હક્કોનો જો એવી અયોગ્ય રીતે ઉપયોગ કરવામાં આવે કે જેથી ગૃહના સભ્યને પોતાના ગૃહની ફરજ બજાવવામાં મુશ્કેલી પડે તો તે હક્ક પર અંકુશ મૂકવાનો અધિકાર ગૃહ ધરાવે છે.

(૯) ગૃહમાં તિરસ્કાર પરત્વે સભ્ય ચર્ચા કરીને વ્યાપક જાહેરાત મેળવે છે તે દૂર કરવા માટે એવું સૂચવવામાં આવેલું છે કે જે ધારાસભ્યને આવી ફરિયાદ કરવી હોય તેણે આમસભાના હક્કોની સમિતિના અધિકારી (The clerk of the committee of House of commons Rights) સમક્ષ યોગ્ય દસ્તાવેજી પુરાવાઓ સાથે ફરિયાદ કરવી. આ સમિતિ નક્કી કરશે કે થયેલા આક્ષેપની તપાસ કરવી વાજબી છે કે નહીં. જો તેને એમ લાગે કે તપાસ કરવી વાજબી નથી તો તે ગૃહના કામકાજના પત્રક (order paper) માં તે અંગે નોટિસ આપશે અને ઓછામાં ઓછા ૫૦ ધારાસભ્યોના ટેકા પછી જ ગૃહે તે નિર્ણયની ફેરવિચારણા કરવી જોઈએ. જો ફરિયાદનો સ્વીકાર કરવામાં આવે તો હક્કોની સમિતિ તપાસ હાથ ધરશે અને શિક્ષાની ભલામણ સાથે ગૃહને પોતાનો અહેવાલ મોકલી આપશે. આ કાર્યવાહી અત્યારે ધારાસભ્ય ગૃહમાં બને એટલી ઝડપે આપીને ફરિયાદ રજૂ કરી શકે છે તે સ્થિતિ દૂર કરશે.

આ પ્રમાણેના અગત્યના મુદ્દાઓ તપાસતાં જણાય છે કે આપણે પણ વિશિષ્ટાધિકાર સમિતિને આવું કાર્ય સોંપી જે અસ્પષ્ટતા રહેલી છે તેને દૂર કરવી જોઈએ. અલિખિત બંધારણ ધરાવતા બ્રિટન જેવા રાજ્યમાં પણ જ્યારે વાસ્તવિકતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે ત્યારે આપણે પણ આમાંથી ધડો લઈને સંસદસભ્યોના વિશિષ્ટાધિકારો તથા નાગરિકોના મૂળભૂત હક્કો વચ્ચે રહેલી ભેદરેખાને સ્પષ્ટ રીતે આંકવી જોઈએ અને સંસદસભ્યો તથા નાગરિકો વચ્ચે અજાણતાં ઊભાં થતાં મનદુઃખો નિવારવાં જોઈએ.

હસમુખ પંડ્યા

૧ The Times (London) 13-1-'68 P. 8.

સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂા. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાલય, પાલડી, અમદાવાદ-૭

મુદ્રણ-સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૧
મુદ્રક-પ્રકાશક-માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ-૭

# વિશ્વમાનવ

૮૯ મે ૧૯૬૮

## વૃત્તવિમર્શ



## પરિસંવાદ : રાજકીય ગુજરાત



## વાર્તા



## આત્મવૃત્તાંત

## અભિનંદન

ભારતીય જ્ઞાનપીઠ ભારતની વિવિધ પ્રાંતીય ભાષાઓમાં સર્જાતી વર્ષભરની સાહિત્યકૃતિઓમાંથી જે સર્વોત્તમ હોય તેને એક લાખ રૂપિયાનું પારિતોષિક આપે છે આવું ત્રીજું પારિતોષિક આ વખતે, સમભાગે, કન્નડ સાહિત્યકાર શ્રી કે. પી પુટ્ટપ્પાને તેમના 'રામાયણદર્શનમ્' એ મહાકાવ્ય માટે અને આપણા વર્તમાન ગુજરાતી સાહિત્યના અગ્રણી સર્જક શ્રી ઉમાશંકરને 'નિશીથ' કાવ્યસંગ્રહ માટે આપવામાં આવ્યું છે.

૬૪ વર્ષની ઉંમરના શ્રી પુટ્ટપ્પા મૈસૂર રાજ્યના શિમોગા જિલ્લાના વતની છે. તેમણે સમકાલીન કન્નડ સાહિત્યના વિકાસમાં મહત્ત્વનો ફાળો આપ્યો છે. કન્નડ સાહિત્યને તેમણે સાઠ ઉપરાંત કૃતિઓ આપી છે. તેમનું 'રામાયણદર્શનમ્' વિસ્તૃત મહાકાવ્ય છે અને વર્તમાન કન્નડ સાહિત્યમાં તે એક મહત્ત્વની કૃતિ લેખાય છે.

'નિશીથ'ને પારિતોષિક આપી ભારતીય જ્ઞાનપીઠે શ્રી ઉમાશંકરનું જ નહિ, ગાંધીયુગીન ગુજરાતની સંસ્કારિતા અને સર્જકતાનુ બહુમાન કર્યું છે.

જે જીવનસંદર્ભે 'નિશીથ'ની કવિતાને જન્મ આપ્યો એ ઓછો સમૃદ્ધ નથી. એ જીવનસંદર્ભના કેન્દ્રમાં છે મનુષ્યનું ગૌરવ. ઉમાશંકર મનુષ્યજીવનનાં અંતઃસ્થ રહસ્યોને પામવા અને શબ્દસ્થ કરવા સતત પુરુષાર્થરત રહ્યા છે. એમનો આ પુરુષાર્થ કેવળ કવિતામાં જ નહિ, નવલિકા, એકાંકી નાટક, વિવેચન, નિબંધ અને સંપાદનમાં પણ પ્રગટ થાય છે. તેઓ pure poetry ના નહિ પણ great poetry ના સાધક છે. તેથી શબ્દની સંકેતભૂત જે સૃષ્ટિ છે તેના તેઓ સનિષ્ઠ ઉપાસક છે. તેમની શબ્દનિષ્ઠા જીવનનિષ્ઠાને કારણે જ સ્થિરપદ અને સમુજ્જવલ છે. ઉમાશંકરને માનવીય ચેતનાની વિવિધ લીલાઓમાં ઊંડો રસ છે અને એ રસ જ તેમને જીવનથી દૂર ભાગવાની નહિ, પણ જીવનને વધુમાં વધુ કર્તવ્યશીલતાથી જીવવા પ્રેરે છે. જે યુગનું એ સંતાન છે તે યુગના વ્યાપક માનવધર્મની દીક્ષા પણ એમને મળી છે અને તેથી જ તેઓ જીવન વિશે હતાશ કે નિરાશ નથી. એમનો શબ્દ- એમના દીક્ષિત જીવનનું પ્રતીક બની રહે છે. તેથી જ એમને અર્પણ થયેલું આ પારિતોષિક જે બળોએ સુંદરમ્ અને ઉમાશંકરની કાવ્યસિદ્ધિને શક્ય બનાવી એના સમુચિત પુરસ્કારરૂપ બની રહે છે. ભારતીય જ્ઞાનપીઠનું પારિતોષિક મેળવનાર શ્રી પુટ્ટપ્પા ને ઉમાશંકરને આપણાં અભિનંદન ઘટે છે.

ચંદ્રકાન્ત શેઠ

## પક્ષાંતરની ચિકિત્સા

ભારતના ગાંગેય મેદાનોમાં પક્ષાંતરનું રાજકારણ તેના અનેક રંગોમાં ખેલાયું. બંગાળ, બિહાર, ઉત્તરપ્રદેશ, પંજાબ, હરિયાણા મધ્યપ્રદેશ અને રાજસ્થાન—આ રાજ્યોમાં માર્કસવાદી સામ્યવાદીઓને બાદ કરતાં તમામ પક્ષોને 'આયારામ' 'ગયારામ' બંનેના લાભાલાભ મળ્યા. બંગાળ, ઉત્તરપ્રદેશ અને હરિયાણામાં તો નવી ચૂંટણી યોજાઈ છે. બિહાર, પંજાબ અને મધ્યપ્રદેશમાં સત્તાપલટો થાય અને લોકશાહી તંત્ર તૂટી પડે એ માત્ર સમયનો સવાલ લાગે છે.

આ પક્ષાંતરે તમામ રાજકીય પક્ષોને ચિંતિત કરી મૂક્યા છે, અને સૌ કોઈ તેની સામે ફરિયાદ ઉઠાવવા લાગ્યા છે. તેમાં સૌથી વિકૃત પાસું રહ્યું છે પદપ્રાપ્તિનું, સવિશેષે પ્રધાનપદાનું. આ પ્રલોભને કેરળમાં એસ. એસ. પી.માં ફૂટ પાડી છે. પ્રધાન બની બેઠેલા સભ્યોએ પોતાની અખિલ ભારતીય નેતાગીરી સામે બળવો પોકારીને પોતાનુ પ્રધાનપદ જાળવીને અલગ ચોકો કીધો કર્યો છે.

આમ, સત્તાએ એક તરફ વિવિધ પક્ષોને એકમેકની નજીક આણ્યા છે જ્યારે બીજી તરફ પક્ષોને ભીતરથી તોડ્યા છે.

આવા રાજકીય તકવાદ અને સોદાબાજી કે પક્ષબાજીને રોકવા માટે, નિયંત્રિત કરવા માટે અનેક પ્રકારની વિચારણા દેશમાં ચાલી રહી છે. અનેક ઉપાયો વિચારાઈ રહ્યા છે. આ ચિકિત્સા જરૂર નજર નાંખવા જેવી છે.

અહીં એ યાદ રાખવું ઠીક થઈ પડશે કે આપણા બંધારણમાં રાજકીય પક્ષો અપેક્ષિત છે, અંગીકૃત નથી. તેના પાઠમાં તો પક્ષોનો સીધો નામોલ્લેખ પણ જોવા ન મળે. બીજું પક્ષો એ સ્વૈચ્છિક અને સ્વયંસેવી સંસ્થાઓ છે. પક્ષો અને તેમાં જોડાનારી વ્યક્તિઓના સંબંધો સ્વૈચ્છિકતાના પાયા ઉપર રચાયેલા છે. તેની પાછળ લોકમતનું જ બળ છે, જાહેરજીવનનાં વ્યવહાર અને વાતાવરણનું જ બળ છે, અને લોકશાહી માટે એ જ કદાચ શ્રેષ્ઠ ઉચિત અને કાર્યક્ષમ પરિબળ છે, એ ભુલાવું ન જોઈએ. છતાં, એકંદરે જે વિચારાઈ રહ્યું છે તે આવા પ્રકારનું છે.

૧. પક્ષાંતર પદલાલસાને કારણે સૌથી વધુ ધૃણાપાત્ર બને છે. આથી ઉપાય એ સૂચવાયો છે કે કેન્દ્રમાં અને રાજ્યોમાં ધારાસભાની કુલ સંખ્યાના અમુક ટકાને આધારે, પ્રધાનમંડળની કુલ સંખ્યા પર ટોચબંધી મૂકી દેવી આમ કરવાથી આવી ખુલ્લેઆમ સોદાબાજી પર મર્યાદા આવશે. અહીં મુશ્કેલી અમુક સાર્વત્રિક ટોચબંધી ઠરાવવાની છે. આથી ધારાસભ્યોની ઓછી સંખ્યાવાળાં રાજ્યોમાં મુશ્કેલી ઊભી થવાનો સંભવ ખરો.

૨. બીજો ઉપાય બંધારણની ૧૯મી કલમના પાંચમા અને છઠ્ઠા 'કલોઝ'માં સુધારો કરવાનો છે. આ 'કલોઝ' હેઠળ વ્યક્તિના મિલકત પ્રાપ્ત કરવાના, ધરાવવાના અને તેનો નિકાલ કરવાના અધિકારના ભોગવટા ઉપર વાજબી નિયંત્રણો મૂકવાની સત્તા અપાઈ છે. વળી કોઈપણ ધંધો, વ્યવસાય, વ્યાપાર કે વાણિજ્ય ચલાવવાના અધિકાર ઉપર 'સામાન્ય પ્રજાહિતનાં' નિયંત્રણો મૂકવાની જોગવાઈ પણ છે એટલે સંસદસભ્યપદ કે ધારાસભાપદને કાયદેસર 'મિલકત' કે 'ધંધો' કે 'વ્યવસાય' કે 'કામગીરી' ગણવામાં આવે તો પ્રજાપ્રતિનિધિત્વ ધારામાં સુધારો થઈ શકે અને ચોક્કસ રાજકીય પક્ષના આશ્રયે ચૂંટાએલી વ્યક્તિ પક્ષાંતર કરતાં પોતાનું સંસદ કે ધારાસભાનું સભ્યપદ આપોઆપ ગુમાવી બેસે. અહીં મુશ્કેલી એ છે કે આ રીતે સભ્યપદ ગુમાવનારી વ્યક્તિ પણ પ્રધાનપદ ૭ માસ સુધી હજુ આજે પણ ભોગવી શકે છે.

૩. ત્રીજો ઉપાય એ સૂચવાયો છે કે પક્ષાંતરને કારણે સભ્યપદ ગુમાવનાર વ્યક્તિ ત્રણ વર્ષ સુધી પ્રધાન, ઉપપ્રધાન, સંસદીય મંત્રી કે અધ્યક્ષનું સ્થાન ન ધરાવી શકે એવી ધારાકીય જોગવાઈ થઈ શકે. આ સૂચન એટલા વાસ્તે મહત્ત્વ ધરાવે છે કે ભારતમાં જે પક્ષાંતરકારો નિપજ્યા છે તેમાંથી અડધાને તો પદપ્રાપ્તિ થઈ જ છે. પણ આ કરવા માટે વડાપ્રધાન અને મુખ્યમંત્રીઓને પોતાનું પ્રધાનમંડળ પસંદ કરવાની અબાધિત બંધારણીય સત્તા છે તેને મર્યાદિત કરતો બંધારણીય સુધારો કરવો પડે. આવો સુધારો સંસદની બે તૃતીયાંશ વધુમતીથી જ થઈ શકતો. કોઈ અત્યારે કોંગ્રેસ અન્ય પક્ષોના સહકાર વિના કરવાની સ્થિતિમાં નથી.

૪. તમામ રાજકીય પક્ષો જો રાજકીય વર્તાવ માટેની આચારસંહિતા મંજૂર રાખે અને તેનું પાલન કરે તો પણ પરિસ્થિતિમાં સારો એવો સુધારો થઈ શકે તેમ છે. રાજકીય પક્ષો અન્ય પક્ષના સભ્યને પોતાનામાં સ્વીકારતાં પહેલાં તેને પોતાના પક્ષના આશ્રયે ચૂંટણી લડવાની ફરજ પાડી શકે. વડાપ્રધાન કે મુખ્યમંત્રીઓ પોતાના પક્ષમાં આવતા કે પોતાની સંયુક્ત સરકારમાં આવતા સંસદ કે ધારાસભાના સભ્યોને પ્રધાનમંડળમાં ન લેવાનો શિરસ્તો પાડી શકે. પ્રધાનમંડળની એકંદર સંખ્યા વિષે ટોચબંધી નક્કી કરવાની સહમતિ રાજકીય પક્ષો ભેગા મળીને સાધી શકે રાજકીય પક્ષો કોઈ સરકાર ઉથલાવવા કે રચવા માટે સભ્યોને પદનાં કે અન્ય અણછાજતાં પ્રલોભનો આપવાથી દૂર રહે. જાગ્રત પ્રજામત અને વ્યાપક લોકશિક્ષણ જેવો તો કોઈ તરણોપાય જ નથી. પરંતુ ભારતીય સંદર્ભમાં તે લાંબેગાળે જ કારગત નીવડે તેમ છે.

૫. પક્ષાંતરમાં સૌથી મોટું અસ્થિર બળ રહ્યું છે અપક્ષ સભ્યો. સંસદ અને ધારાસભ્યોમાં તેમનું સંખ્યાબળ કોંગ્રેસ પછી બીજું આવે છે. બિહાર, હરિયાણા, મધ્યપ્રદેશ, મણિપુર, પંજાબ, રાજસ્થાન, ઉત્તરપ્રદેશ અને પશ્ચિમ બંગાળમાં ૧૭૪ અપક્ષોમાંથી ૯૦ સભ્યોએ ભિન્નભિન્ન પક્ષોમાં પ્રવેશ કર્યો હતો અને સરકારો અસ્થિર કરી હતી. વળી ઉપર જે કાનૂની-બંધારણીય ઉપાયો ચર્ચ્યા તે

સુવિદિત છે આયોજનક્ષેત્રે પણ તેમનો અવાજ નિર્ણાયક બન્યો છે. ભારતનું રાજકારણ દિલ્હીમાં આકાર લે છે પણ તેને છેવટનો ઘાટ આપનારાં બળોમાં રાજ્યો અગ્રેસર છે. ભારતના રાજકારણનું પોત તેના રાજ્યોના રાજકારણ દ્વારા જણાય છે.

કંઈક આવી જ સમજથી માર્ચ ૧૯૬૮ માં વલ્લભ વિદ્યાનગર ખાતે ગુજરાત રાજ્યશાસ્ત્ર મંડળના આશ્રયે ગુજરાતના રાજકારણને લગતી ચાર દિવસની વિચાર ગોષ્ઠિ યોજાઈ હતી. એમાંથી પસંદ કરીને આ સાથે પ્રગટ કરેલા અભ્યાસલેખો રસિક અને સામયિક લાગશે એવી આશા અસ્થાને નથી.

*

# ગુજરાત કોન્ગ્રેસ

## (અખિલ ભારતીય સંદર્ભમાં)

### અનિલ ભટ્ટ

૧

રાજકીય સંસ્થાઓ અને રાજકીય પ્રક્રિયાના અભ્યાસીઓ પક્ષ-પ્રથાની વાત કરતા હોય છે ત્યારે સામાન્ય રીતે ત્રણમાંની કોઈ પણ એક પ્રશિષ્ટ પ્રકાર-વ્યવસ્થાનો (typology) ઉલ્લેખ કરતા હોય છે, જેમ કે એક પક્ષ-પ્રથા, દ્વિપક્ષ-પ્રથા અથવા તો બહુ પક્ષ-પ્રથા. ભારતનો અનુભવ આ પ્રશિષ્ટ પ્રકાર-વ્યવસ્થાથી તદ્દન જુદો જ રહ્યો છે. ભારતની પક્ષ-પ્રથાને એક પક્ષ-પ્રથા કરતાં જુદી એવી એક-પક્ષ-પ્રભાવ-પ્રથા તરીકે ઓળખી શકાય, જેમાં એક પ્રભાવશાળી પક્ષમાં જ પક્ષનાં વિવિધ જૂથોના સ્વરૂપમાં વિરોધ પક્ષ સમાઈ ગયો હોય, જ્યારે વિરોધ પક્ષ કરતાં વધુ તો દાબજૂથો તરીકે વર્તતા, વિવિધ વિરોધ પક્ષો એ જ પ્રભાવશાળી પક્ષના પ્રભાવક્ષેત્રની 'સીમા' પર કામગીરી બજાવતા હોય છે. ભારતની રાજકીય પ્રક્રિયાના વિશેષ દૃષ્ટિવાન અભ્યાસીઓએ તો આ પક્ષ-પ્રથાને કોંગ્રેસ-પ્રથાનું નામ પણ આપ્યું છે.[1] ૧૯૬૭ની સામાન્ય ચૂંટણીઓએ એટલું તો સ્પષ્ટ કરી દીધું કે, પોતાની આગવી રીતે આપણી રાજકીય પ્રથાને સ્થિરતા પૂરી પાડનાર એક-પક્ષ-પ્રભાવની આ ભાત તૂટવા લાગી છે. જો કે એક-પક્ષ-પ્રભાવની ભાત સમગ્રતયા ભલે તૂટવા લાગી હોય પણ કોંગ્રેસ-પ્રથાનો કોઈ સ્પષ્ટ અને ટકી શકે તેવો વિકલ્પ હજુ ઉપસી આવ્યો નથી.

દેશમાં પ્રવર્તમાન આ પરિસ્થિતિમાં આડે ફંટાતાં રસપ્રદ વિચલનો (deviations) જો કોઈ હોય તો તે ગુજરાત અને મદ્રાસ રાજ્યો પૂરાં પાડે છે. કોંગ્રેસ અને રાજકીય પ્રથાના અનુબંધના આ સંદર્ભમાં ગુજરાતના કોંગ્રેસ પક્ષની ચર્ચા કરવાનો મારો આશય છે.

૨

ગુજરાતમાં કોંગ્રેસે એક સંગઠિત રાજકીય સંસ્થા તરીકે છેક ૧૯૨૦ થી કામગીરી શરૂ કરી હતી. ૧૯૧૭ના ખેડા સત્યાગ્રહ પછી ગુજરાતનું રાજકીય જીવન વધુ ને વધુ સક્રિય બનવા લાગ્યું હતું. જેમ જેમ ગુજરાતમાં રાષ્ટ્રીય આઝાદીની ચળવળ વેગ પકડવા માંડ્યો તેમ તેમ કોંગ્રેસ સંગઠન પણ ગુજરાતમાં ઠરી ઠામ થવા લાગ્યું. છેક ૧૯૨૦ પછીના દસકામાં તો જુદી જુદી જિલ્લા સમિતિઓ રચાઈ ગઈ હતી. તેમ છતાં કોંગ્રેસની પ્રવૃત્તિઓ તો, સુરત અને ખેડા જિલ્લાઓમાં અને વધુ મહત્ત્વનાં શહેરી કેન્દ્રોમાં જ કેન્દ્રિત થયેલી હતી.

શરૂઆતના તબક્કાઓથી જ ગુજરાત કોંગ્રેસે કોંગ્રેસની રાષ્ટ્રીય કક્ષાએ મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરેલું છે. એનું કારણ જુદી જુદી સત્યાગ્રહની ચળવળો, અને ગાંધી તથા સરદાર પટેલની નેતાગીરી, જેઓ રાષ્ટ્રીય કક્ષાના પણ નેતાઓ હતા.

કોંગ્રેસ, હકીકતમાં, તે વખતે માત્ર એક રાજકીય જૂથ ન હતી પણ એક આંદોલન હતી. એની પ્રવૃત્તિઓનો હેતુ લોકોમાં આઝાદી માટે માત્ર રાજકીય કાર્યતત્પરતા (political mobilization) જગાવવાનો ન હતો પણ લોકોમાં જાગૃતિ આણી સામાજિક નવોત્થાન માટે તત્પરતા જગાવવાનો હતો. બીજા શબ્દોમાં કોંગ્રેસનું રાજકારણ ફક્ત આંદોલનાભિમુખ ન હતું પણ

સામાજિક સુધારણાલક્ષી હતું. આશ્રમો અને અન્ય સ્વૈચ્છિક સેવા-સંસ્થાઓ મારફતે રચનાત્મક કાર્યો કરવાનો ભેખ ધારણ કરનારા કોંગ્રેસીઓનું એક મોટું જૂથ ગુજરાત કોંગ્રેસ પાસે હતું. અખિલ રાષ્ટ્રીય કોંગ્રેસની જેમ જ ગાંધી ગુજરાત કોંગ્રેસના પણ પિતા સમાન નેતા રહ્યા તો સરદાર પટેલ તેના મુખ્ય કાર્યવાહક બન્યા. આ સમર્થ નેતાગીરી હેઠળ કોંગ્રેસ સંગઠને ઊંડાં મૂળિયાં નાંખ્યાં. ભારતને આઝાદી મળી ત્યાં સુધીમાં તો ગુજરાત કોંગ્રેસનું સંગઠન દુનિયાના કોઈપણ સુસંગઠિત રાજકીય પક્ષની તુલનામાં ઊભું રહી શકે તેટલું મજબૂત બની ચૂક્યું હતું.

રાષ્ટ્રીય ચળવળ દરમિયાન જ્યારે જ્યારે કોંગ્રેસ પક્ષે સ્થાનિક સ્વરાજ્યની ચૂંટણીઓમાં કે પ્રાંતિક ધારાસભાની ચૂંટણીઓમાં ઝંપલાવ્યું ત્યારે વિશાળ બહુમતીથી તે ચૂંટાઈ આવ્યો હતો.

આઝાદી સુધી સરદાર પટેલની પ્રભાવશાળી અને પકડ ધરાવતી નેતાગીરી હેઠળ ગુજરાત કોંગ્રેસ એક સુગ્રથિત સંગઠન તરીકે રહ્યું અને આ જ દિવસો દરમિયાન હળીમળીને સાથે કામ કરવાની ભાવના તથા સામાજિક સેવાની પ્રણાલિકાઓ પડી.

૧૯૪૭માં સરદાર પટેલે કેન્દ્ર સરકારમાં પ્રધાનપદ સંભાળ્યું અને ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના મંત્રી મોરારજી દેસાઈએ ગુજરાતમાંની જવાબદારી વહન કરવામાં તેમને સાથ દીધો.

૧૯૪૭ સુધીમાં તો કોંગ્રેસ પક્ષનું સંગઠન ગુજરાતભરમાં પ્રસરી ચૂક્યું હતું. કોંગ્રેસ સંગઠનનું નાનામાં નાનું એકમ મંડળ સમિતિ છે જે ૨૦,૦૦૦ની વસતીને આવરી લે છે. સેવાદળ, મહિલા કોંગ્રેસ, યુવક કોંગ્રેસ અને મજૂર સંઘ એ બધાં કોંગ્રેસનાં તદર્થ સંગઠનો, તદુપરાંત મોટા ભાગની બિન-રાજકીય સ્વૈચ્છિક સંસ્થાઓ પર કોંગ્રેસીઓનો કાબૂ છે. એક ચૂંટાયેલ કોંગ્રેસ પ્રતિનિધિ સરેરાશ ચારથી પાંચ આવી સંસ્થાઓ સાથે સક્રિય રીતે સંકળાયેલો હોય છે. આમ કોંગ્રેસના પ્રભાવનું માળખું છેક દૂર સુધી અને વિસ્તૃત રીતે ફેલાયેલું છે.

જ્યાં સુધી કોંગ્રેસ પક્ષના આંતરિક રાજકારણને લાગેવળગે છે ત્યાં સુધી એમ કહી શકાય કે ૧૯૬૦ સુધી ગુજરાતમાં કોંગ્રેસ પક્ષ વધતે ઓછે અંશે એક વિખવાદરહિત સુગ્રથિત પક્ષ તરીકે રહેલો છે. એનો અર્થ એવો થતો નથી કે, ગુજરાત કોંગ્રેસમાં અંગત મતભેદ અને હરીફાઈ ન હતાં, પણ તે ચોક્કસ જૂથો કે જૂથબંધીમાં પરિણમી ન હતી. ગુજરાત કોંગ્રેસની આવી સુગ્રથિતતાને કારણે ૧૯૬૦ સુધી કેન્દ્રીય કોંગ્રેસને ગુજરાત કોંગ્રેસના મામલામાં દરમિયાન થવાની ભાગ્યે જ તક મળતી. ૧૯૬૦ સુધી તો, કોંગ્રેસ મહાસમિતિની ગુજરાત રાજ્ય અંગેની પક્ષીય સંગઠન સંબંધી તકરારોની ફાઈલમાં તકરાર અંગેનો એકે ય ફરિયાદપત્ર જ ન હતો.

૧૯૬૦ પછી, સરકારી પાંખ વિરુદ્ધ સંસ્થાકીય પાંખ, અથવા સૌરાષ્ટ્ર જૂથ વિરુદ્ધ ગુજરાત જૂથ, અથવા ડૉ. જીવરાજ મહેતા જૂથ વિરુદ્ધ ઠાકોરભાઈ દેસાઈ જૂથ એમ જુદાં જુદાં નામે ઓળખાતાં, સ્પષ્ટ આકાર ધરાવતાં અને સુસંગઠિત એવાં બે જૂથો ગુજરાત કોંગ્રેસમાં વિકસ્યાં એમ કહી શકાય. આ સ્પર્ધા અથવા વિખવાદે એક તબક્કે એટલું તો તીવ્ર સ્વરૂપ ધારણ કર્યું કે જીવરાજ મહેતાના પ્રધાનમંડળ સામે અવિશ્વાસની દરખાસ્ત પસાર કરવાનું પણ વિચારવામાં આવ્યું. સૌથી પહેલી જ વખત કેન્દ્રને ગુજરાત કોંગ્રેસના મામલામાં દરમિયાન થવાની તક સાંપડી.

આ વિખવાદની હકીકતો અને તે સંબંધી બનાવો ખૂબ જ જાણીતા હોવાથી તેની વિગતોમાં હું ઊતરતો નથી. પણ જૂથબંધીની સમસ્યા ઉકેલવાની કોંગ્રેસની સામાન્ય પદ્ધતિ અનુસાર એમાંથી એક પણ જૂથ સંપૂર્ણ પણે શક્તિશાળી ન બની બેસે અને પ્રધાનમંડળમાં બંને જૂથોને સમાવી લેવામાં આવે તે માટે કોંગ્રેસ હાઈ કમાન્ડે પ્રયાસો કર્યા. આમ છતાં, સંસ્થાકીય પાંખ આવા કોઈ સમાધાન માટે સહેજેય નમતું જોખવા તૈયાર ન હતી અને છેવટે ડૉ. જીવરાજ મહેતા અને તેમની મંડળીને પ્રધાનમંડળનો ત્યાગ કરવો પડ્યો.

### ૩

છેલ્લી સામાન્ય ચૂંટણીઓ સુધી ગુજરાતમાં કોંગ્રેસ એક પ્રભાવશાળી પક્ષ તરીકે રહ્યો હોવા છતાં રાજ્ય કક્ષાએ તેની તાકાત તો છેક ૧૯૫૨થી ઉત્તરોત્તર ઘટતી રહેલી છે. પહેલી ત્રણ સામાન્ય ચૂંટણીઓ સુધી તો કોંગ્રેસે ગુજરાતમાં વિધાનસભાની ૭૦ ટકા કરતાં પણ વધુ બેઠકો મેળવી છે. છેલ્લી ચૂંટણીમાં કોંગ્રેસને ફક્ત

૫૫ ટકા એકંદરે જ મળી છે. એ જ રીતે, ૧૯૬૨ ની ચૂંટણી સુધી કોંગ્રેસે ૫૦ ટકા કરતાં પણ વધુ મત મેળવ્યા છે પણ છેલ્લી ચૂંટણીમાં કોંગ્રેસે એકંદરની દૃષ્ટિએ સ્પષ્ટ બહુમતી મેળવી છે પણ તે લઘુમતી મત પર આધારિત છે.

૧૯૬૭ ની ચૂંટણીઓ પછી કોંગ્રેસનો પ્રભાવ ઘટયો હોવા છતાં તે એક વધુ સુગ્રથિત પક્ષ તરીકે ઉપસી આવ્યો છે. ઉમેદવારોની પસંદગી વખતે જ કોંગ્રેસ જાણતી હતી કે આ વખતે તેને કપરી લડાઈ ખેલવાની છે. કોંગ્રેસને નામે "દીવાબત્તીના થાંભલા" જેવા ગમે તેવા ઉમેદવારો પણ ચૂંટાઈ આવશે તે તો હવે શક્ય રહ્યું નથી. તેથી ઉમેદવારોની પસંદગી વખતે ખાસ તકેદારી રાખવામાં આવી હતી. આ વખતે ગુજરાત કોંગ્રેસની નેતાગીરીએ આંતરિક વિખવાદો વગરની એક મજબૂત ટીમ ઊભી કરવાનો નિર્ણય કર્યો હતો અને તેમ કરવા માટે પોતાના જ ઘરની સાફસૂફી કરવાનો નિશ્ચય કર્યો હતો. એને પરિણામે, કેટલાક નેતાઓ અને તેમનાં જૂથો પક્ષમાંથી બહાર જ નીકળી ગયાં. એક મજબૂત વિરોધ પક્ષ તરીકે સ્વતંત્ર પક્ષના આવિર્ભાવે અસંતુષ્ટ કોંગ્રેસીઓને પક્ષમાંથી બહાર જવાનું વધારે સરળ બનાવી મૂકયું.

અત્યારસુધી વિરોધ પક્ષ ઘણો નબળો અને વેરવિખેર હતો. તેથી પક્ષમાંનાં અસંતુષ્ટ તત્ત્વો પક્ષમાં રહીને જ જૂથ રચીને સત્તા માટે સ્પર્ધા કરતાં હતાં. તેને કારણે જુદી જુદી કક્ષાએ જૂથો અને જૂથબંધીનું એક આખું જાળું રચાયું હતું. જૂથો પ્રત્યેની વફાદારીની ગાંઠો ઘણી જ ઢીલી રહેતી અને પરિણામે જુદાં જુદાં જૂથો વચ્ચે ઘણી અવરજવર પણ ચાલ્યા કરતી. વિરોધ પક્ષને પોતાની અંદર જ જુદાં જુદાં જૂથોના સ્વરૂપમાં સમાવી લેવાનું લક્ષણ ધરાવતી આવી કોંગ્રેસ-પ્રથા, સુવિકસિત પક્ષ-પ્રથા પર આધારિત મુક્ત રાજકીય સ્પર્ધાનો અવેજ કોઈ પણ રીતે બની શકે નહીં તે દેખીતું છે.

ગુજરાતમાં સ્વતંત્ર પક્ષ જેવા મજબૂત વિરોધ પક્ષનો ઉદ્‌ભવ થવાને કારણે રાજકારણની આ ભાતમાં પણ પલટો આવ્યો. પક્ષની અંદર જ વિરોધ પક્ષને સમાવી લેનાર એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનું સ્થાન હવે પક્ષો વચ્ચેની રાજકીય સ્પર્ધાના ધ્રુવીકરણે લીધું. આ પરિબળે રાજકીય સ્પર્ધાને ખુલ્લા મેદાનમાં આણી અને ગુજરાતમાં ૧૯૬૭ ની ચૂંટણીને વધારે વાસ્તવિક અને ખૂબ જ મહત્ત્વની બનાવી મૂકી. કોઈપણ પ્રકારના મજબૂત વિરોધ પક્ષના અભાવે ઉમેદવારોની પસંદગી વખતે જ ભારતમાં ખરેખરી ચૂંટણીઓ થઈ જાય છે અને પ્રાદેશિક ચૂંટણી સમિતિઓ અને કેન્દ્રીય ચૂંટણી સમિતિએ લીધેલા નિર્ણયો પર મતદારોએ તો માત્ર મહોર જ મારવાની રહે છે એવો જે સર્વસામાન્ય ખ્યાલ પ્રવર્તે છે, તે ખ્યાલ ઓછામાં ઓછું ગુજરાતની બાબતમાં તો હવે સાચો ઠરતો નથી.

કોંગ્રેસ હવે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' સત્તા સ્થાને રહી શકે એમ નથી એ હકીકતે સમાજના કેટલાક વર્ગોમાં રાહતની લાગણી જન્માવી છે. સમાજના શહેરી અને શિક્ષિત વર્ગોમાં એક એવી ઊંડી લાગણી અનુભવાતી માલૂમ પડે છે કે કોંગ્રેસી શાસન 'શ્રમજીવીઓની સરમુખત્યારશાહી' છે. આ વર્ગોને એમ પણ લાગ્યા કર્યું છે કે, કોંગ્રેસ સરકારને માત્ર ગ્રામવિસ્તારના લોકો, ખેડૂતો, મજૂરો, પછાત જ્ઞાતિઓ અને મુસ્લિમ તથા સિન્ધી જેવી લઘુમતીઓના કલ્યાણની જ ચિંતા છે. આ લાગણીથી મધ્યમ વર્ગોમાં હતાશા અને નિરાશાજન્ય ગુસ્સો પેદા થયાં છે. આનું પરિણામ એ આવ્યું છે કે, બુદ્ધિજીવીઓ, વેપારીઓ, પગારદાર નોકરિયાતો અને શહેરવિસ્તારમાં વસતાં તથા શિક્ષિત મધ્યમ વર્ગ જેવાં સમાજનાં કેટલાંક જૂથોએ જાહેર જીવનથી વિમુખ થઈને જાણે સંન્યાસ લઈ લીધો છે. પોતાનાં હિતોની જાળવણી માટે સમાજના આ વિભાગોએ નીતિઘડતરની કક્ષાએ, તેની અમલબજાવણીની કક્ષાએ કામગીરી બજાવવાનું દુરસ્ત ધાર્યું છે. પોતપોતાની રીતે તેમણે લાગવગ, સંબંધો અથવા લાંચરુશ્વતનો આશરો લીધો છે. આ પદ્ધતિઓ અજમાવવાનાં જેમની પાસે સાધનો અને શક્તિ નથી તેમને ભાગે તો નિઃસહાયતા અને અશક્તતાનો અનુભવ જ આવ્યો છે.

કોંગ્રેસ સિવાયના બીજા વિકલ્પની શક્યતાએ સમાજના આ વિભાગોની જાહેર જીવનમાંની સંડોવણીને વધારી મૂકી છે. અગાઉ કદાપિ ન હોય તેટલા પ્રમાણમાં, આ ગઈ ચૂંટણીમાં, શહેરી વિસ્તારના લોકો વાચાળ બન્યા છે અને વધુ મુક્ત રીતે ભાગ લેતા જોવા મળ્યા છે. શહેરી, બુદ્ધિજીવી અને શિક્ષિત વર્ગોની જાહેર જીવ-

નમાં સંડોવણી ગુજરાતની રાજકીય પ્રથા કાર્યસાધકતા હોવાની લાગણી વધારવામાં સહાયભૂત થાય છે, જેને પરિણામે રાજકીય પ્રથાની લોકસ્વીકૃતિની (legitimacy) લાગણી પણ ઘેરી થવાની સંભાવના છે. સમાજના આ ઉચ્ચ અને શહેરી વર્ગોની સંડોવણીને કારણે કદાચ બધાં જ અપેક્ષિત સુપરિણામો ન પણ આવે; તેમ છતાં, બીજી બાજુએ આ વર્ગો લાંબા સમય માટે રાજકીય પ્રક્રિયાથી અલિપ્ત રહે તે કોઈ પણ લોકશાહી પ્રથા માટે જોખમકારક છે.[૨]

કોંગ્રેસના એકચક્રી પ્રભાવનું પતન અને વધતે ઓછે અંશે એક જ પક્ષમાં ઠરીઠામ થયેલા વિરોધપક્ષના આવિર્ભાવને પરિણામે ગુજરાતમાં વિકસતી રાજકીય ભાતોની ચર્ચા કર્યા પછી, તમામ વિકાસ પામતા સમાજોના રાજકારણમાં ખૂબ જ મહત્ત્વના પાસા રૂપ મનાતી નેતાગીરીની ચર્ચા તરફ હવે આપણે વળીએ.

બધા જ વિકાસ પામતા સમાજોની માફક, ભારતમાં પણ રાજકારણ સમાજના અગ્રવર્ગાભિમુખ રહ્યું છે. કોંગ્રેસ હજુ સુધી પ્રભાવશાળી પક્ષ રહ્યો હોવાથી, કોંગ્રેસી નેતાઓ ભારતીય સમાજના સૌથી મહત્ત્વના અગ્રવર્ગોમાંના રહ્યા છે.

પૃથક્કરણની સરળતા ખાતર કોંગ્રેસ નેતાગીરીની પલટાતી ભાતને જુદા જુદા ત્રણ તબક્કાઓમાં આપણે વહેંચી શકીએ (૧) રાષ્ટ્રીય આઝાદીની ચળવળના છેલ્લા તબક્કાઓ દરમ્યાનનો સમય, (૨) આઝાદી મળ્યા પછીનો તરતનો સમય અને (૩) આશરે બીજી સામાન્ય ચૂંટણી પછી શરૂ થતો સમય અલબત્ત, આવું વર્ગીકરણ અન્યોન્યને અતિક્રમતું અને કંઈક અંશે 'મનસ્વી' રહેવાનું.

## ૪

આઝાદી અગાઉના કોંગ્રેસી નેતાને વિદેશી સત્તા સામે ચળવળ ચલાવવાની હતી, તેની પાસે ખાસ કોઈ સત્તા પણ ન હતી. આથી તે બિન–રાજકીય તથા વહીવટી સંસ્થાઓમાં પોતાના પ્રભાવતંતુઓ ફેલાવી શકતો ન હતો. રાજકીય નેતા હોવા ઉપરાંત ગાંધીવાદી અસર હેઠળ હોવાને કારણે તે અસ્પૃશ્યતાનિવારણ વિધવા-વિવાહ, આંતરજ્ઞાતીય લગ્નો અને એવા બીજા સામાજિક સુધારા માટે મથનો પ્રચારક પણ હતો. આ રીતના સામાજિક સુધારાને ઇંગિત સમાજની સ્વીકૃતિ હતી જ નહિ. એટલે અંશે તે પોતાના સમાજથી અલગ પડી જતો એટલું જ નહિ પણ કેટલીક વખતે તો તેનું પોતાનું કુટુંબ પણ તેની પ્રવૃત્તિઓને માન્ય રાખતું નહિ.

મતાધિકાર નહિ હોવાને કારણે આમસમુદાય પણ રાજકારણ સાથે સીધી રીતે સંકળાયેલો ન હતો. તેથી રાજકારણમાં ટકી રહેવા માટે કોંગ્રેસી નેતાને સામાન્ય લોકોના સીધા ટેકાની કશી જરૂર જ પડતી નહિ. તે સમયે નેતા બનવા માટે સહન કરવાની અને ભોગ આપવાની તૈયારી એ ગુણો હોવા જરૂરી મનાતા. આમ, આઝાદી પૂર્વેનું રાજકારણ, લાભપ્રાપ્તિના રાજકારણ કરતાં વિશેષ તો જોખમનું રાજકારણ હતું. નેતાગીરી સમાજના અમુક જ નાના વર્ગ પૂરતી મર્યાદિત હતી. તે એટલે સભ્યો ઉચ્ચ જ્ઞાતિના, શહેરવાસી, શિક્ષિત અને બીજાની સરખામણીમાં આધુનિકતાના સંપર્કમાં સવિશેષ આવેલા લોકો. આમ, આઝાદી પૂર્વેના કોંગ્રેસી નેતાઓ સમાજના ઉપલા સ્તરોમાંથી આવતા હોવાથી સામાન્ય લોકો સાથે કોઈ નિકટના સામાજિક સંબંધો ધરાવતા ન હતા. આ નેતાઓ ગ્રામવિસ્તારમાં કામ કરતા હોવા છતાં, તેમની તથા મોટા ભાગના સામાન્ય લોકોની કાર્યપદ્ધતિઓ અને જીવન જીવવાની રીતરસમો વચ્ચે ઘણું જ અંતર રહેતું.

આઝાદી પછીના થોડા સમય સુધી કોંગ્રેસ પક્ષે નેતાગીરીની ઉપલી અને નીચલી કક્ષાઓ વચ્ચે અસરકારક કડી પૂરી પાડી. સત્તાનું ટોચ પરનું કેન્દ્રીકરણ અને ક્ષેત્રીય સંગઠનનું ધૂંધળું ચિત્ર, જૂની વફાદારીઓ આ બધાએ માન્ય નીતિઓના પ્રસરણમાં પણ ઠીકઠીક સવલતો કરી આપી. પક્ષને જમાવવાનું અને ઠરીઠામ કરવાનું કાર્ય અમુક અંશે શિસ્ત અને સંગઠન દ્વારા, પણ મુખ્યત્વે તો જાહેર હોદ્દા, લાભો અને સત્તાની વહેંચણી કરીને જ કરવામાં આવ્યું વળી રાષ્ટ્રીય ચળવળ દરમિયાન ગુલામી સહન કરવાની જે ટેવ પડી હતી તેને જતાં પણ થોડો વખત લાગ્યો.[૩]

આઝાદી મળી કે તરત જ તેઓ તે વખતે કર્તાકારવતા હતા તેઓ તો પક્ષની અંદર ખાસ સ્પર્ધા વિના સીધા જ સત્તા પર આવી ગયા. વિચારસરણીવિષયક ધૂમ્રપટ હેઠળ બધું થોડો સમય તો સમેસુતરું ચાલ્યું. પરદેશીઓની દેશમાંથી હકાલપટ્ટી કરવામાં આવી હોવાથી હવે બધું બરાબર થઈ રહેશે એવા આનંદદાયક ભ્રમમાં

૫૫ ટકા આંકડો જ મળો છે. એ જ રીતે, ૧૯૬૨ ની ચૂંટણી સુધી કોંગ્રેસે ૫૦ ટકા કરતાં પણ વધુ મત મેળવ્યા છે પણ છેલ્લી ચૂંટણીમાં કોંગ્રેસે આંકડાની દૃષ્ટિએ સ્પષ્ટ બહુમતી મેળવી છે પણ તે લઘુમતી મત પર આધારિત છે.

૧૯૬૭ ની ચૂંટણીઓ પછી કોંગ્રેસનો પ્રભાવ ઘટ્યો હોવા છતાં તે એક વધુ સુગ્રથિત પક્ષ તરીકે ઉપસી આવ્યો છે. ઉમેદવારોની પસંદગી વખતે જ કોંગ્રેસ જાણતી હતી કે આ વખતે તેને કપરી લડાઈ ખેલવાની છે. કોંગ્રેસને નામે "દીવાબત્તીના થાંભલા" જેવા ગમે તેવા ઉમેદવારો પણ ચૂંટાઈ આવશે તે તો હવે શક્ય રહ્યું નથી. તેથી ઉમેદવારોની પસંદગી વખતે ખાસ તકેદારી રાખવામાં આવી હતી. આ વખતે ગુજરાત કોંગ્રેસની નેતાગીરીએ આંતરિક વિખવાદો વગરની એક મજબૂત ટીમ ઊભી કરવાનો નિર્ણય કર્યો હતો અને તેમ કરવા માટે પોતાના જ ઘરની સાફસૂફી કરવાનો નિશ્ચય કર્યો હતો. એને પરિણામે, કેટલાક નેતાઓ અને તેમનાં જૂથો પક્ષમાંથી બહાર જ નીકળી ગયાં. એક મજબૂત વિરોધ પક્ષ તરીકે સ્વતંત્ર પક્ષના આવિર્ભાવે અસંતુષ્ટ કોંગ્રેસીઓને પક્ષમાંથી બહાર જવાનું વધારે સરળ બનાવી મૂક્યું.

અત્યારસુધી વિરોધ પક્ષ ઘણો નબળો અને વેરવિખેર હતો. તેથી પક્ષમાંનાં અસંતુષ્ટ તત્ત્વો પક્ષમાં રહીને જ જૂથ રચીને સત્તા માટે સ્પર્ધા કરતાં હતાં. તેને કારણે જુદી જુદી કક્ષાએ જૂથો અને જૂથબંધીનું એક આખું જાળું રચાયું હતું. જૂથો પ્રત્યેની વફાદારીની ગાંઠો ઘણી જ ઢીલી રહેતી અને પરિણામે જુદાં જુદાં જૂથો વચ્ચે ઘણી અવરજવર પણ ચાલ્યા કરતી. વિરોધ પક્ષને પોતાની અંદર જ જુદાં જુદાં જૂથોના સ્વરૂપમાં સમાવી લેવાનું લક્ષણ ધરાવતી આવી કોંગ્રેસ-પ્રથા, સુવિકસિત પક્ષ-પ્રથા પર આધારિત મુક્ત રાજકીય સ્પર્ધાનો અવેજ કોઈ પણ રીતે બની શકે નહીં તે દેખીતું છે.

ગુજરાતમાં સ્વતંત્ર પક્ષ જેવા મજબૂત વિરોધ પક્ષનો ઉદ્ભવ થવાને કારણે રાજકારણની આ ભાતમાં પણ પલટો આવ્યો. પક્ષની અંદર જ વિરોધ પક્ષને સમાવી લેનાર એક-પક્ષ-પ્રભાવ-પ્રથાનું સ્થાન હવે પક્ષો વચ્ચેની રાજકીય સ્પર્ધાના ધ્રુવીકરણે લીધું. આ પરિબળે રાજકીય સ્પર્ધાને ખુલ્લા મેદાનમાં આણી અને ગુજરાતમાં ૧૯૬૭ ની ચૂંટણીને વધારે વાસ્તવિક અને ખૂબ જ મહત્ત્વની બનાવી મૂકી. કોઈપણ પ્રકારના મજબૂત વિરોધ પક્ષના અભાવે ઉમેદવારોની પસંદગી વખતે જ ભારતમાં ખરેખરી ચૂંટણીઓ થઈ જાય છે અને પ્રાદેશિક ચૂંટણી સમિતિઓ અને કેન્દ્રીય ચૂંટણી સમિતિએ લીધેલા નિર્ણયો પર મતદારોએ તો માત્ર મહોર જ મારવાની રહે છે એવો જે સર્વસામાન્ય ખ્યાલ પ્રવર્તે છે, તે ખ્યાલ ઓછામાં ઓછું ગુજરાતની બાબતમાં તો હવે સાચો ઠરતો નથી.

કોંગ્રેસ હવે 'યાવચ્ચંદ્રદિવાકરૌ' સત્તા સ્થાને રહી શકે એમ નથી એ હકીકતે સમાજના કેટલાક વર્ગોમાં રાહતની લાગણી જન્માવી છે. સમાજના શહેરી અને શિક્ષિત વર્ગોમાં એક એવી ઊંડી લાગણી અનુભવાતી માલૂમ પડે છે કે કોંગ્રેસી શાસન 'શ્રમજીવીઓની સરમુખત્યારશાહી' છે. આ વર્ગોને એમ પણ લાગ્યા કર્યું છે કે, કોંગ્રેસ સરકારને માત્ર ગ્રામવિસ્તારના લોકો, ખેડૂતો, મજૂરો, પછાત જ્ઞાતિઓ અને મુસ્લિમ તથા સિન્ધી જેવી લઘુમતીઓના કલ્યાણની જ ચિંતા છે. આ લાગણીથી મધ્યમ વર્ગોમાં હતાશા અને નિરાશાજન્ય ગુસ્સો પેદા થયાં છે. આનું પરિણામ એ આવ્યું છે કે, બુદ્ધિજીવીઓ, વેપારીઓ, પગારદાર નોકરિયાતો અને શહેર વિસ્તારમાં વસતાં તથા શિક્ષિત મધ્યમ વર્ગ જેવાં સમાજનાં કેટલાંક જૂથોએ જાહેર જીવનથી વિમુખ થઈને જાણે સંન્યાસ લઈ લીધો છે. પોતાનાં હિતોની જાળવણી માટે સમાજના આ વિભાગોએ નીતિઘડતરની કક્ષાએ, તેની અમલબજાવણીની કક્ષાએ કામગીરી બજાવવાનું દુરસ્ત ધાર્યું છે. પોતપોતાની રીતે તેમણે લાગવગ, સંબંધો અથવા લાંચરુશ્વતનો આશરો લીધો છે. આ પદ્ધતિઓ અજમાવવાનાં જેમની પાસે સાધનો અને શક્તિ નથી તેમને ભાગે તો નિઃસહાયતા અને અલગતાનો અનુભવ જ આવ્યો છે.

કોંગ્રેસ સિવાયના બીજા વિકલ્પની શક્યતાએ સમાજના આ વિભાગોની જાહેર જીવનમાંની સંડોવણીને વધારી મૂકી છે. અગાઉ કદાપિ ન હોય તેટલા પ્રમાણમાં, આ ગઈ ચૂંટણીમાં, શહેરી વિસ્તારના લોકો વાચાળ બન્યા છે અને વધુ મુક્ત રીતે ભાગ લેતા જોવા મળ્યા છે. શહેરી, બુદ્ધિજીવી અને શિક્ષિત વર્ગોની જાહેર જીવ-

નમાં સંડોવણી ગુજરાતની રાજકીય પ્રથા કાર્યસાધકતા હોવાની લાગણી વધારવામાં સહાયભૂત થાય છે, જેને પરિણામે રાજકીય પ્રથાની લોકસ્વીકૃતિની (legitimacy) લાગણી પણ ઘેરી થવાની સંભાવના છે. સમાજના આ ઉચ્ચ અને શહેરી વર્ગોની સંડોવણીને કારણે કદાચ બધાં જ અપેક્ષિત સુપરિણામો ન પણ આવે; તેમ છતાં, બીજી બાજુએ આ વર્ગો લાંબા સમય માટે રાજકીય પ્રક્રિયાથી અલિપ્ત રહે તે કોઈ પણ લોકશાહી પ્રથા માટે જોખમકારક છે.[2]

કોંગ્રેસના એકચક્રી પ્રભાવનું પતન અને વધને ઓછે અંશે એક જ પક્ષમાં ઠરીઠામ થયેલા વિરોધપક્ષના આવિર્ભાવને પરિણામે ગુજરાતમાં વિકસતી રાજકીય ભાતોની ચર્ચા કર્યા પછી, તમામ વિકાસ પામતા સમાજોના રાજકારણમાં ખૂબ જ મહત્ત્વના પાસા રૂપ મનાતી નેતાગીરીની ચર્ચા તરફ હવે આપણે વળીએ.

બધા જ વિકાસ પામતા સમાજોની માફક, ભારતમાં પણ રાજકારણ સમાજના અગ્રવર્ગાભિમુખ રહ્યું છે. કોંગ્રેસ હજુ સુધી પ્રભાવશાળી પક્ષ રહ્યો હોવાથી, કોંગ્રેસી નેતાઓ ભારતીય સમાજના સૌથી મહત્ત્વના અગ્રવર્ગોમાંના રહ્યા છે.

પૃથક્કરણની સરળતા ખાતર કોંગ્રેસ નેતાગીરીની પલટાતી ભાતને જુદા જુદા ત્રણ તબક્કાઓમાં આપણે વહેંચી શકીએ (૧) રાષ્ટ્રીય આઝાદીની ચળવળના છેલ્લા તબક્કાઓ દરમ્યાનનો સમય, (૨) આઝાદી મળ્યા પછીનો તરતનો સમય અને (૩) આશરે બીજી સામાન્ય ચૂંટણી પછી શરૂ થતો સમય અલબત્ત, આવું વર્ગીકરણ અન્યોન્યને અતિક્રમતું અને કંઈક અંશે 'મનસ્વી' રહેવાનું.

૪

આઝાદી અગાઉના કોંગ્રેસી નેતાને વિદેશી સત્તા સામે ચળવળ ચલાવવાની હતી, તેની પાસે ખાસ કોઈ સત્તા પણ ન હતી. આથી તે બિન-રાજકીય તથા વહીવટી સંસ્થાઓમાં પોતાના પ્રભાવતંતુઓ ફેલાવી શકતો ન હતો. રાજકીય નેતા હોવા ઉપરાંત ગાંધીવાદી અસર હેઠળ હોવાને કારણે તે અસ્પૃશ્યતાનિવારણ વિધવા-વિવાહ, આંતરજ્ઞાતીય લગ્નો અને એવા બીજા સામાજિક સુધારા માટે મથતો પ્રચારક પણ હતો. આ રીતના સામાજિક સુધારાને ઇચ્છિત સમાજની સ્વીકૃતિ હતી જ નહિ. એટલે અંશે તે પોતાના સમાજથી અલગ પડી જતો એટલું જ નહિ પણ કેટલીક વખતે તો તેનું પોતાનું કુટુંબ પણ તેની પ્રવૃત્તિઓને માન્ય રાખતું નહિ.

મતાધિકાર નહિ હોવાને કારણે આમસમુદાય પણ રાજકારણ સાથે સીધી રીતે સંકળાયેલો ન હતો. તેથી રાજકારણમાં ટકી રહેવા માટે કોંગ્રેસી નેતાને સામાન્ય લોકોના સીધા ટેકાની કશી જરૂર જ પડતી નહિ. તે સમયે નેતા બનવા માટે સહન કરવાની અને ભોગ આપવાની તૈયારી એ ગુણો હોવા જરૂરી મનાતા. આમ, આઝાદી પૂર્વેનું રાજકારણ, લાભપ્રાપ્તિના રાજકારણ કરતાં વિશેષ તો જોખમનું રાજકારણ હતું. નેતાગીરી સમાજના અમુક જ નાના વર્ગ પૂરતી મર્યાદિત હતી. તે એટલે સજ્જો ઉચ્ચ જ્ઞાતિના, શહેરવાસી, શિક્ષિત અને બીજાની સરખામણીમાં આધુનિકતાના સંપર્કમાં સવિશેષ આવેલા લોકો. આમ, આઝાદી પૂર્વેના કોંગ્રેસી નેતાઓ સમાજના ઉપલા સ્તરોમાંથી આવતા હોવાથી સામાન્ય લોકો સાથે કોઈ નિકટના સામાજિક સંબંધો ધરાવતા ન હતા. આ નેતાઓ ગ્રામવિસ્તારમાં કામ કરતા હોવા છતાં, તેમની તથા મોટા ભાગના સામાન્ય લોકોની કાર્યપદ્ધતિઓ અને જીવન જીવવાની રીતરસમો વચ્ચે ઘણું જ અંતર રહેતું.

આઝાદી પછીના થોડા સમય સુધી કોંગ્રેસ પક્ષે નેતાગીરીની ઉપલી અને નીચલી કક્ષાઓ વચ્ચે અસરકારક કડી પૂરી પાડી. સત્તાનું ટોચ પરનું કેન્દ્રીકરણ અને ક્ષેત્રીય સંગઠનનું ધૂંધળું ચિત્ર, જૂની વફાદારીઓ આ બધાંએ માન્ય નીતિઓના પ્રસરણમાં પણ ઠીકઠીક સરલતા કરી આપી. પક્ષને જમાવવાનું અને ઠરીઠામ કરવાનું કાર્ય અમુક અંશે શિસ્ત અને સંગઠન દ્વારા, પણ મુખ્યત્વે તો જાહેર હોદ્દા, લાભો અને સત્તાની વહેંચણી કરીને જ કરવામાં આવ્યું વળી રાષ્ટ્રીય ચળવળ દરમિયાન ગુલામી સહન કરવાની જે ટેવ પડી હતી તેને જતાં પણ થોડો વખત લાગ્યો.[3]

આઝાદી મળી કે તરત જ તેઓ તે વખતે કર્તાકારવતા હતા તેઓ તો પક્ષની અંદર ખાસ સ્પર્ધા વિના સીધા જ સત્તા પર આવી ગયા. વિચારસરણીવિષયક ધૂમ્રપટ હેઠળ બધું થોડો સમય તો સમેસુતરું ચાલ્યું. પરદેશીઓની દેશમાંથી હકાલપટ્ટી કરવામાં આવી હોવાથી હવે બધું બરાબર થઈ રહેશે એવા આનંદદાયક ભ્રમમાં

બધા રાચતા હતા. ઉદ્દેશો અને તેમને પાર પાડનારી યોજનાઓ સંબંધી નિરર્થક ચર્ચાવિચારણાનું કામ ધમધોકાર ચાલ્યા કરતું—જે પરિસ્થિતિ અને સંજોગો હેઠળ કાર્યક્રમો હાથ ધરવાના હતા તે પ્રત્યે તો ભાગ્યે જ કશું ધ્યાન આપવામાં આવતું. "આ બધી બાબતોએ નેતાગીરીને સ્થાનિક સંસ્કૃતિઓથી તદ્દન અળગી, રંગદર્શી અભિગમવાળી અને સિદ્ધાંતજડ દૃષ્ટિકોણવાળી બનાવી દીધી".૪

આઝાદી પછી જે લોકો નેતૃત્વનાં સ્થાનો ધરાવતા હતા તે બધા સક્રિય રાષ્ટ્રવાદીઓ હતા અને રાષ્ટ્રીય ચળવળ દરમિયાન તેમણે કરેલી સેવાના બદલામાં તેમને જુદી જુદી રાજકીય સંસ્થાઓમાં હોદ્દાઓ આપવામાં આવ્યા હતા. આ સક્રિય રાષ્ટ્રવાદીઓમાં સાહિત્યિક માણસો હતા; ડૉક્ટરો, વકીલો અને રાષ્ટ્રીય ચળવળમાં જોડાવા માટે પોતાની સરકારી નોકરીઓમાંથી રાજીનામાં આપનારા ભૂતપૂર્વ સરકારી નોકરો જેવા વ્યાવસાયિકો પણ હતા. તેઓ મોટે ભાગે ઉચ્ચ જ્ઞાતિના, શહેરોમાં રહેનારા, સુશિક્ષિત અને સમાજના ઉચ્ચ તથા મધ્યમ વર્ગમાંથી આવતા હતા. જો પક્ષ-પ્રથાની ભાત એક-પક્ષ પ્રભાવની હતી તો નેતાગીરીની ભાત પ્રભાવશાળી પક્ષની અંદર એક વ્યક્તિ-પ્રભાવની હતી.

રાજકારણના સ્પર્ધાત્મક માળખાએ પેદા કરેલ નવાં પરિબળો હેઠળ એક-વ્યક્તિ-પ્રભાવની આ ભાત ધીરે ધીરે બદલાવા લાગી. બીજાં ઘણાં બધાં ઘટકો ઉપરાંત આ પરિવર્તન માટે વધારે જવાબદાર ઘટક જો કોઈ હોય તો, નેતાગીરીની જિલ્લા-કક્ષા વધુને વધુ શક્તિશાળી બનવા લાગી હતી, તે હકીકત છે. પુખ્ત મતાધિકારે આમવિસ્તારના આમસમુદાયને ગણતરીમાં લેવું અનિવાર્ય થઈ પડે એવું એક મહત્ત્વનું બળ બનાવી મૂક્યું. રાજકારણમાં ટકી રહેવા માંગતી કોઈ પણ રાજકારણી વ્યક્તિએ તેમનો ટેકો મેળવવો જ રહ્યો. પુખ્ત મતાધિકારે સમાજના ઘણા નવા વિભાગોને રાજકારણમાં પ્રવેશવાનું શક્ય બનાવ્યું. જિલ્લા-કક્ષાએ મતદારોને દોરી શકે તેવી વગદાર વ્યક્તિઓ પર અંકુશ ધરાવતી વ્યક્તિ રાજ્ય-કક્ષાના પ્રભાવશાળી નેતાઓ સામે ધીરે ધીરે પોતાની તાકાતનો પરચો બતાવવા લાગી.

આયોજનના કાર્યક્રમોની સાથે સાથે સત્તાવાળા ઘણા હોદ્દાઓ અને લાભવિતરણની અસંખ્ય તકો આ નેતાઓને આવી મળી. જેઓ જિલ્લાના રાજકારણ પર અંકુશ રાખી શકતા હોય તેઓ નોકરી અને બદલી, લાયસન્સ અને પરમીટ, લોન અને ગ્રાંટ જેવા લાભો પર વિશાળ પ્રમાણમાં અંકુશ રાખી શકે, તે દેખીતું છે. પંચવર્ષીય યોજનાઓ, પંચાયતી રાજ અને બીજી વિકાસલક્ષી યોજનાઓ, જેમાંની મોટા ભાગની યોજનાઓ તો જિલ્લા-કક્ષાની જુદી જુદી સંસ્થાઓ મારફતે અમલમાં મૂકવામાં આવતી, તે બધાને પરિણામે, જિલ્લા કક્ષાના નેતાને લાભ અને તરફેણ કરવાની અસંખ્ય તકો પ્રાપ્ત થઈ. બીજી હરોળના જિલ્લા-કક્ષાના નેતાઓ, જેઓને રાજ્ય-કક્ષાના પ્રભાવશાળી નેતાઓ જે કંઈ આપે તેનાથી સંતોષ પામવો પડતો હતો તેઓ પણ હવે પોતાની માંગણીઓ રજૂ કરવા લાગ્યા. પંચાયતી રાજે માત્ર સત્તાનું વિકેન્દ્રીકરણ નથી કર્યું, સત્તા માટેની સાઠમારીનું પણ વિકેન્દ્રીકરણ કર્યું છે. એક-પક્ષ-પ્રભાવ-પ્રથા અનુસાર આ સ્પર્ધાને કૉંગ્રેસ પક્ષમાં જ સમાવી લેવાઈ હોવાને પરિણામે તેમાં જૂથો અને જૂથવાદ જન્મ્યાં છે.

આ જૂથો મુખ્યત્વે તો વ્યક્તિગત નેતાઓની આસપાસ મધપૂડાની જેમ રચાયાં છે.૫ આવા દરેક જૂથમાં જિલ્લાથી નીચલી કક્ષાએ પોતાનાં આગવાં જૂથો ધરાવતા નેતાઓનો સમાવેશ થઈ જાય છે. તાલુકા કૉંગ્રેસ સમિતિઓ, મંડળ સમિતિઓ અને સહકારી મંડળી જેવી સંસ્થાઓ અથવા સંખ્યાની દૃષ્ટિએ મજબૂત એવાં જ્ઞાતિ જૂથો પર અંકુશ ધરાવતો હોવાને કારણે જિલ્લા કક્ષાનો દરેક નેતા પોતાના ટેકા માટે આધારભૂમિકા ધરાવતો હોય છે. પણ આ જૂથો પ્રત્યેની વફાદારી અસ્થિર અને પ્રવહમાન રહી છે. જૂથો વચ્ચે અને તેમના પર અંકુશ ધરાવતા નેતાઓ વચ્ચે નવાં જોડાણો અને નવી સમજૂતી થતી રહે છે અને તેને પરિણામે, નવી જ સ્પર્ધાઓ અવારનવાર જન્મ્યા કરે છે.

ધીરે ધીરે જૂની અને નવી નેતાગીરી વચ્ચે સાઠમારી શરૂ થઈ આ સાઠમારી જિલ્લા કક્ષાએ વધારે તીવ્ર અને વધારે મુક્ત હતી. જ્યાં જ્યાં જૂની નેતાગીરીએ માર્ગ મોકળો કરી આપવાનો ઇનકાર કર્યો ત્યાં ત્યાં, કૉંગ્રેસ સંગઠનને આંતરિક વિખવાદ અને ભાંગફોડ તથા અશિસ્તનો સામનો કરવો પડ્યો. આ સાઠમારીમાં જૂની નેતાગીરીને ગુમાવવું પડે તે અનિવાર્ય હતું. કારણ કે નવા આકાંક્ષીઓ 'બહુજન સમાજ'નું – સંખ્યાની દૃષ્ટિએ વિશાળ એવા સમાજના બહુમતી વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતા

હતા. આ નવા આકાંક્ષીઓનાં મૂળિયાં સમાજમાં પડેલાં હતાં અને જે ગ્રામસમાજનું તેઓ પ્રતિનિધિત્વ કરતા હતા તેની સાથે તેઓ સાંસ્કૃતિક અને વર્તનસંબંધી ગાંઠોથી બંધાયેલા હતા. જે તળપદી ભાષા સામાન્ય લોકો સમજી શકે અને સ્વીકારી શકે તેની મારફત તેઓ સંવહન કરી શકતા હતા. આ બાબતમાં વધુ શિક્ષિત, શહેરમાંથી આવતો જૂનો નેતા, જે સમાજમાં તેને કામ કરવાનું હતું તે સમાજથી ઘણો અલગ પડી ગયો હતો.

કામ કરવાની પદ્ધતિઓની બાબતમાં પણ જૂના અને નવા નેતાઓ વચ્ચે ઘણો તફાવત હતો. નવા આગંતુકોની કામ કરવાની પદ્ધતિ સામે જૂના નેતાઓ નાકનું ટેરવું ચઢાવતા હતા "માત્ર મુઠ્ઠીભર સંબંધોથી શરૂઆત કરનાર આ નવો સાહસિક રાજકારણ પ્રત્યેનો નવો જ અભિગમ પોતાની સાથે લાવ્યો હતો. રાજકારણને તે પોતાનો મોભા સુધારવાના, પોતાનું ભાવિ વધારે ઊજળું કરવાના અને સત્તાનાં સ્થાનો હાંસલ કરવાના એક લાભદાયી સાહસ તરીકે ગણતો. કોઈક જૂથમાં જોડાઈને તેણે કારકિર્દીની શરૂઆત કરી, અમુક મહત્ત્વના નેતાનો તે સક્રિય અનુયાયી બન્યો. પોતાના નેતાની મહેરબાની મેળવવા માટે તેનાં નાનાં નાનાં તુચ્છ કામ કરવા પણ તે ખડે પગે તૈયાર રહેતો. નેતાની પ્રવૃત્તિઓ સંગઠિત કરવામાં તે મદદ કરતો, ચૂંટણી લડતમાં પોતાના નેતાનો પ્રચાર કરવામાં તે પોતાની જાત ઘસી નાખતો. પોતાના નેતા જે જૂથના હોય તે જૂથ સાથે ઘરોબો રાખી આત્મીયતા કેળવતો. આ બધું કરવામાં તેણે પોતાના આગવા સંબંધો પણ બાંધી લીધા અને ક્યારે પોતાની તક આવે તેની રાહ જોવા લાગ્યો ધીરે ધીરે તેણે સંચાલન કરવાની કળા હસ્તગત કરી લીધી. સફળતા મેળવવાના ટૂંકા રસ્તા તે ખોળવા લાગ્યો. સમાજમાં વજન ધરાવતા, ગર્વિષ્ઠ આશ્રયદાતા, સહેલાઈથી જેમને બનાવી શકાય એવા ધનિકો, ઉચ્ચ જ્ઞાતિઓમાં જેમનું વજન પડતું હોય તેવા જ્ઞાતિજનો અને નીચલી જ્ઞાતિઓમાંના હતાશ લોકો – આ બધા ચાવીરૂપ મહત્ત્વ ધરાવતા માણસોની સાથે તેણે પોતાના સંપર્કો વધાર્યા." [૫]

જિલ્લા-કક્ષાના નવા કોંગ્રેસી નેતાઓ સમાજના નીચલા – પણ સંખ્યાની દૃષ્ટિએ બળવત્તર કહી શકાય તેવા વિભાગોમાંથી આવ્યા છે. તેઓ ઝાઝું ભણેલા નથી પણ ખેતી કરનારાઓના વર્ગમાંથી તેઓ આવ્યા છે. અગાઉના શહેરી વ્યાવસાયિકોથી વિપરીત તેઓ જમીન ધરાવનારા વર્ગોમાંથી આવેલા છે. નેતાગીરીની ભાતમાં પણ પરિવર્તન આવ્યું છે. ધાર્મિક ધોરણે ઉચ્ચ મનાતી જ્ઞાતિઓથી સંખ્યાની દૃષ્ટિએ બળવત્તર તરફ, અતિશિક્ષિતથી અલ્પશિક્ષિત તરફ, શહેરીથી ગ્રામીણ તરફ, વ્યાવસાયિકોથી ખેડૂત તરફ, આદર્શવાદીથી વાસ્તવવાદી તરફ, ચળવળિયા તરફથી વ્યવસ્થાપક તરફ નેતાગીરીની ભાતોમાં પરિવર્તન આવ્યું છે. જિલ્લા-કક્ષાએ આ પરિવર્તન વધારે સ્પષ્ટ છે.

નેતાગીરીની ભરતીનાં નવાં સ્થળો ખૂલવાને કારણે નેતાગીરીનાં સ્થાનો હવે માત્ર સમાજના ઉચ્ચ વિભાગો પૂરતાં મર્યાદિત રહ્યાં નથી. એક રીતે તો, નેતાગીરીની ભાતોમાં આવેલાં આ પરિવર્તનો સમાજમાં થઈ રહેલ વધુ લોકશાહીકરણના વલણનો નિર્દેશ કરે છે. પણ નવા નેતાઓની ભરતીની ખરેખરી પદ્ધતિઓ જોતાં જણાશે કે કાર્ય અને વ્યવહારની કસોટીએ કોઈ ધોરણને આધારે તો ભાગ્યે જ નવા નેતાની ભરતી થાય છે. તેથી ઊભા થતા નવા નેતાઓની માત્ર સામાજિક પશ્ચાદ્ભૂમિકા માત્રથી ખરેખરી રાજકીય પ્રક્રિયાઓની, કોઈ સમજૂતી આપી શકાતી નથી. તે સમજવા માટે તો નવા કોંગ્રેસીઓના અંગત ગુણો, વર્તણૂંકની રીતરસમો અને કામ કરવાની પદ્ધતિઓનું પરીક્ષણ કરવું જરૂરી બની રહે છે.

૫

નવા કોંગ્રેસીઓ કામ કરવાની પદ્ધતિમાં બિલકુલ વહેવારુ તથા વાસ્તવલક્ષી છે અને જે લોકોનું તેઓ પોતે સામાજિક તથા સંસ્કૃતિક રીતે પ્રતિનિધિત્વ ધરાવે છે તેમની નજીક છે. તેમની જીવન જીવવાની રીતરસમો પણ તે લોકોના જેવી જ છે. રૂઢિઓ અને પ્રણાલિકાઓનું ખંડન કરવાની વાતો કરીને તેઓ સામાન્ય લોકોને ભડકાવી મૂકતા નથી નવો કોંગ્રેસી નેતા સગવડિયો બની અસ્પૃશ્યતા, બાળલગ્ન કે વિધવાવિવાહ જેવી બાબતો પરત્વે સહેલાઈથી બેધ્યાન રહી શકે છે. નવા નેતાની અસર હેઠળનું રાજકારણ સુધારાભિમુખ રાજકારણ રહ્યું જ નથી. જૂના નેતાઓની કામકાજ કરવાની પદ્ધતિઓ હવે કામમાં આવે તેમ રહી નથી. પરિણામે, રાષ્ટ્રીય ચળવળ સમયના કોંગ્રેસી નેતાઓ ઘણી જ હતાશા અનુભવે છે. તેઓ વર્તમાન રાજકરણને ગંદું અને નવા

નેતાઓને સંકુચિત જ્ઞાતિવાદને પંપાળનારા સત્તાભૂખ્યા ભ્રષ્ટ લોકો કહીને વખોડી કાઢે છે.

જ્યારે બીજી બાજુએ નવો નેતા પોતાના હોઠ બીડેલા રાખે છે. અને પડદા પાછળના દોરીસંચારમાં વધારે શ્રદ્ધા ધરાવે છે. સત્તાવાર સભાઓમાં તે ભાગ્યે જ પોતાની માંગણીઓ રજૂ કરે છે પણ પ્રમુખ અથવા તો વહીવટકર્તાને ઘેર મળી પોતાનું કામ કઢાવી લેવાનું તે વધારે પસંદ કરે છે. ચૂંટણીલડતો દરમ્યાન તે જાહેર સભાઓ અને વિશાળ સમુદાયને આવરી લેતાં પ્રચાર-માધ્યમો પર બહુ આધાર રાખતો નથી. પણ અંગત સંપર્કો સાધવા માટેની મુસાફરીઓ કરે છે, નાનાં નાનાં જૂથો એકઠાં કરી તેની સભાઓ ભરે છે અને મતો પર કાબૂ ધરાવતા વચલા માણસો મારફતે આમસમુદાયનો સંપર્ક સાધે છે.

નવો નેતા લાભતંત્ર મારફતે પોતાના પ્રભાવનો ફેલાવો કરે છે. જરૂર પડે તે સોદાબાજી કરી લે છે અને ધાક-ધમકી આપીને પણ પોતાનો પ્રભાવ ફેલાવતાં અચકાતો નથી. તે પરંપરાગત પ્રતીકોનો ઉપયોગ કરે છે અને રૂઢિગત લાગણીઓ અને મૂલ્યોને પોતાના લાભમાં ઉશ્કેરે છે. એની કામ કરવાની રીતરસમ ઔપચારિક પક્ષીય સંગઠન મારફતે વ્યવસ્થિત કે સંગઠિત થયેલી હોતી નથી સમાજમાં ચાવીરૂપ સ્થાન ધરાવતી વ્યક્તિઓ, આમ-સમુદાયના જુદા જુદા વિભાગો પર અંકુશ ધરાવતા વચલા માણસો અને સંગઠિન પક્ષીય માળખાથી પર એવાં કામચલાઉ જૂથો મારફતે તે પોતાનું કામ કાઢી લે છે. તેની કામ કરવાની પદ્ધતિ ખાસ કરીને અંગત અને વિશિષ્ટતમૂલક છે

નવો નેતા માત્ર રાજકારીય નેતા જ નથી પણ ઘણી સ્વૈચ્છિક અને સમાજકલ્યાણની સંસ્થાઓનો પણ નેતા છે. રાજકીય રીતે શક્તિશાળી બનવા માટે સહકારી મંડળીઓ અને શૈક્ષણિક સંસ્થાઓ જેવાં બિનરાજકીય સંગઠનો પર કાબૂ જમાવવો તેને માટે ખૂબ જ જરૂરી બની રહે છે. આ બધી સંસ્થાઓ દ્વારા તે પોતાને સંગીન સમર્થનની બુનિયાદ ઊભી કરવા શક્તિમાન બને છે. આજનો કોંગ્રેસી નેતા સર્વશક્તિમાન અને સર્વવ્યાપક છે. એની સાથે તે શિક્ષણશાસ્ત્રી, સહકારી કાર્યકર અને સમાજજીવનનાં લગભગ તમામ પાસાંઓમાં નેતૃત્વ ધરાવનાર બની બેઠો છે.

કોંગ્રેસ પક્ષમાંનાં હરીફ જૂથો અથવા હરીફ નેતાઓ વચ્ચે બિન-રાજકીય સંસ્થાઓ પર કબજો જમાવવા માટે પણ ઘણી મોટી હરીફાઈ થાય છે. કારણકે, રાજ-કારણીઓને સંગઠિત અને તૈયાર ટેકો પૂરો પાડવા ઉપ-રાંત આ સંસ્થાઓ તેમને મોભો, સત્તા, નાણાં, વાહનો, મુસાફરી ભથ્થાં અને બીજી સગવડો તથા લાભવિતરણની તકો પૂરી પાડે છે. તેથી આ નેતાઓ ચાલુ સંસ્થાઓ કબજે કરવા પ્રયાસ કરે છે અથવા તો પોતાના ટેકામાં તત્પર રહે તેવી નવી સંસ્થાઓનું સર્જન કરે છે. જ્યારે તેઓ અમુક સંસ્થાઓ પર જાતે કબજો મેળવી શકતા નથી પણ તેમનું હરીફ જૂથ તેના પર કબજો જમાવી બેસે છે ત્યારે તેઓ તેમના કામકાજમાં અવરોધ ઊભા કરવાના પ્રયાસો કરતા રહે છે. કોંગ્રેસી નેતાઓએ પોતાની સાથે જ રાજકીય સ્પર્ધાનો ચેપ બિન-રાજકીય સંસ્થા-ઓમાં પણ પેસાડ્યો છે.

બિન-રાજકીય સંસ્થાઓમાં રાજકારણીના પ્રવેશને પરિણામે સામાજિક જીવનના બિન-રાજકીય વિભાગોનું રાજકીયકરણ વધ્યું છે. આ સંસ્થાઓ રાજકારણીઓને સમર્થનની ભૂમિકા રચવામાં અને રાજકીય નેતાઓ મારફતે પોતાની માગણીઓ વ્યવસ્થિત સ્વરૂપમાં રજૂ કરવાની બાબતમાં તેમને મદદરૂપ થાય છે. સાથે સાથે આવી સંસ્થાઓ ચલાવવાની જવાબદારી ઉઠાવનાર નેતાઓ પાસે, આ સંસ્થાઓ યોગ્ય રીતે ચાલે છે કે નહિ તે જોવાનો સમય કે ક્ષમતા પણ હંમેશાં હોતાં નથી. તેઓ આવી સંસ્થાઓને રાજકીય સાઠમારીનું સમરાંગણ બનાવી મૂકે છે. અને આ સંસ્થાઓ તરફથી મળતી સગવડોનો અંગત અને પક્ષીય હેતુઓ માટે ઉપયોગ કરે છે એ બધાંને કારણે આ સંસ્થાઓના સરળ અને કાર્યક્ષમ વ્યવહારમાં મુશ્કેલીઓ ઊભી થાય છે. સમય, મનુષ્યશક્તિ અને નાણું એ બધાંની બાબતમાં આ સંસ્થાઓમાં જે નિક્ષેપ (input) થાય છે તેની સરખામણીમાં કોંગ્રેસ નેતાગીરીના સંચાલન હેઠળની આ સંસ્થાઓમાંથી જે નિષ્પન્ન (output) થાય છે તે ઘણું જ ઓછું છે. પરિણામે સ્વૈચ્છિક સંસ્થાઓ લોકસ્વીકૃતિ (Legitimacy) પામતી નથી અને રાજકારણની બદનામી થાય છે.

નવા નેતાઓ રાજકારણી કાવાદાવામાં ગળાડૂબ રહેતા હોવાથી જાહેર બાબતોના સંચાલન માટે તેમને

ભાગ્યે જ સમય મળે છે. લાભવિતરણના સમય સિવાય જાહેર વહીવટ તેમને માટે અનાકર્ષક એવી "લૌકિક" પ્રવૃત્તિ જ બની રહે છે. (too mundane an affair) હકીકતમાં તો તેમના રાજકારણમાં જાહેર હિતના પ્રશ્નો, નીતિઓ, કાર્યક્રમો અથવા પક્ષની વિચારસરણીનો જાણે કશો સંદર્ભ જ હોતો નથી. તેમની માગણીઓ અંગત અને જૂથહિત પૂરતી જ વાચાળ હોય છે. તેમના અંગત અને સંકુચિત દૃષ્ટિકોણને કારણે સામાન્ય લોકોની જરૂરિયાતો અને તેમનાં હિતોને ચોક્કસ સામાજિક પ્રશ્નોના સ્વરૂપમાં કોઈ અભિવ્યક્તિ મળતી નથી.

બીજા પક્ષો કોંગ્રેસ કરતાં વધારે સારા છે એમ કહેવાનો આનો અર્થ નથી. એમને વિષે કંઈ કહેવું હોય તો એટલું જ કે, તેમની સ્થિતિ તો કોંગ્રેસ કરતાં પણ બદતર છે. કોંગ્રેસ પર હું મારું ધ્યાન એટલા માટે કેન્દ્રિત કરું છું કે, આ દેશે કોંગ્રેસ પર જ પોતાની બધી બાજી લગાવી દીધી છે.

૬

આમ છતાં મૂળભૂત પ્રશ્ન તો એ છે કે, આ રાષ્ટ્રના જન્મથી સત્તા પર રહેલ કોંગ્રેસ નેતાગીરીનો કાર્ય-દેખાવ કેવો રહ્યો છે. બીજા શબ્દોમાં કહીએ તો, રાજકીય પ્રથા પર કોંગ્રેસી શાસનનો પ્રભાવ કેવો પડયો છે? અહીં હવે પછી જે પૃથક્કરણ કરવાનો હું પ્રયાસ કરું છું તે માત્ર ગુજરાતને જ ધ્યાનમાં રાખીને કરતો નથી. જો કે, ગુજરાત તો બીજા કરતાં એકંદરે વધારે સારું ચિત્ર રજૂ કરે છે; છતાં જે પૃથક્કરણ મેં નીચે કર્યું છે તે સમગ્રતયા ગુજરાત કોંગ્રેસને પણ લાગુ પડે છે.

પક્ષીય રાજકારણની કોંગ્રેસ-પ્રથાએ સ્થિરતા પૂરી પાડી છે એ વિધાન હવે તો ઘણું જાણીતું બનેલું છે અને તેનો વિસ્તાર કરવાની મારી ઇચ્છા નથી. રાજકીય પ્રથાના નિર્માણકાર્યના સંદર્ભમાં સ્થિરતાના માપદંડની ચર્ચા કરવાનો મારો આશય છે.

"પ્રથા-નિર્માણ" ના (System building) આ સંદર્ભમાં હું એમ જણાવવા માંગુ છું કે કોંગ્રેસ નેતાગીરી તે બાબતમાં નિષ્ફળ નીવડી છે. દબાણોને તાબે થવું, પ્રશ્નોના ઉકેલ ટાળી તેમને નિરાકરણની રાહ જોતા લટકતા રાખવા એ કોંગ્રેસ નેતાગીરીની કાર્યશૈલી (Style) રહી છે. જ્યારે કોઈ મતભેદો અથવા ચર્ચાસ્પદ મુદ્દાઓ ઊભા થયા છે, પછી તે ભાષા કે કાશ્મીર જેવા મોટા પ્રશ્નો હોય કે પછી, 'પ્રાયમરી હેલ્થ સેન્ટર' એ ગામોમાંથી કયા ગામમાં ખોલવું તેવા નાના પ્રશ્નો હોય ત્યારે નિર્ણાયક ઉકેલનો મજબૂત હાથે અમલ કરવાને બદલે હરીફ જૂથો વચ્ચે તડજોડ કરવાની અથવા તો તે પ્રશ્નને જ લટકતો રાખવાની કોંગ્રેસની કાર્યશૈલી રહી છે.

ઉદ્દેશો અને તે પાર પાડવાના અભિગમો પાછળ કોઈ વિચારપૂર્વકની વરણી વર્તાતી નથી. આઝાદી મળ્યા બાદ તરત જ કોંગ્રેસ નેતાગીરી તરફથી ઘણા જ નોંધપાત્ર સુધારાનાં જે વચનો આપવામાં આવ્યાં હતાં તે પળાયાં નથી. સાધનો અને ઉદ્દેશો માટેના વિકલ્પો અને તેમની પસંદગીની હારમાળા પૂરી પાડવામાં પણ નેતાગીરી નિષ્ફળ ગઈ છે. પરિણામે, કોંગ્રેસ નેતાગીરી નેતૃત્વ પૂરું પાડતી હોય એમ જ લાગતું નથી. આ સંદર્ભમાં બુદ્ધિજીવીઓ માટે જે 'સ્થિરતા' છે તે સરેરાશ નાગરિક માટે તો 'લકવાની સ્થિતિ' બની રહે છે. આ એવી 'સ્થિરતા' છે જે કોઈ પરિણામો સર્જતી નથી. કોંગ્રેસ પક્ષ માટે તો આ ઘણું જ સગવડભર્યું છે. અને તેની કાર્યશૈલી સાથે ઠીક બંધબેસતું પણ આવે છે.

જ્યારે અપ્રામાણિકતા, ભ્રષ્ટાચાર, બિનકાર્યક્ષમતા અથવા ચીનાઓને હાથે પરાજય જેવી બાબતો પર ઊહાપોહ ઘણો ઉગ્ર થઈ જાય છે ત્યારે કોઈ મેનન કે કોઈ નંદાનો ભોગ લેવાય છે કે કોઈ અમલદારને હોળીનું નાળિયેર બનાવી બરતરફ કરવામાં આવે છે. ઊંડા પાણીમાં પથ્થર પડતાં જેમ ક્ષણિક તરંગો પેદા થાય છે પણ પથ્થર અંદર ઊંડે ડૂબી જતાં થોડા સમય બાદ બધું પૂર્વવત્ થઈ જાય છે તેમ દેશમાં પણ આવા ક્ષણિક ઊહાપોહ પછી બધું જ થાળે પડી જાય છે. કયારેક કયારેક ઘણઘણી ઊઠતા મશીનવાળી મોટર જે ભાગ્યે જ આગળ ખસે છે, તેના જેવું જ કોંગ્રેસ પ્રથાનું છે. દેશની જાહેર બાબતોનું સંચાલન કરવાની કોંગ્રેસ કાર્યશૈલી ઉપરછલ્લી રીતે દેશની રાજકીય પ્રથાને ટકાવી રાખતી જણાય, પણ પ્રથાના વિકાસ માટે તે ભાગ્યે જ કશું કરતી હોય છે.

કોંગ્રેસ નેતાગીરી હેઠળ દેશોત્થાનના કાર્યમાં સમગ્ર પ્રજાકીય કાર્યતત્પરતા, રાજકીયકરણ અને રાજકીય સમાજના સંચાલનમાં પ્રજાકીય ભાગીદારી જેવા વિસ્તૃત લાંબાગાળાના પદ્ધતિસરના ઉદ્દેશો ભણી કદાચ કૂચ આ-

રંભાઈ હશે પણ વહીવટીતંત્રની નક્કર સિદ્ધિઓ જેવાં વધારે તાત્કાલિક કાર્યો અને સરકારનાં નિષ્પન્ન કાર્યોની ગંભીર ઉપેક્ષા કરવામાં આવી છે. રાજકીય પ્રથાના જાહેર વહીવટીતંત્રના પાસાની પણ અવગણના કરવામાં આવી છે. અગણિત પ્રશ્નોનુ અસરકારક નિરાકરણ લાવી શકે તે માટે શક્તિશાળી રાજકીય પ્રથાના નિર્માણમાં જાહેર બાબતોનું કાર્યક્ષમ, બુદ્ધિપુરઃસરનુ અને દીર્ઘદૃષ્ટિપૂર્વકનું સંચાલન એ ઘણી મહત્ત્વની બાબત છે. "રાજકીય પ્રથાની જાળવણી" નું તત્ર જે બુદ્ધિજીવીઓની 'બોગી' (bogey) બની બેઠેલ છે, તેને અંગે મૂળભૂત રીતે પુનર્વિચારની જરૂર ઊભી થઈ છે. કારણ કે રાજકીય પ્રથાની જાળવણીના આ તત્રનો અર્થ "જૈસે થે" ને ટકાવી રાખવા પૂરતો જ થવા લાગ્યો છે. જે રાજકીય પ્રથા આપણે આપણા માટે સ્વીકારી છે તે કાયદો અને વ્યવસ્થા જાળવી રાખવાની પ્રથા નથી, એ હકીકત ખૂબ જ સ્પષ્ટ છે છતાં તેની વારંવાર યાદ દેવડાવવાની જરૂર રહે છે. 'વિકાસ' એ જાળવણીની પ્રક્રિયાનો એક જરૂરી ભાગ છે. 'વિકાસ' વિના આપણી રાજકીય પ્રથાને યથાવત્ ટકાવી રાખવાની ક્ષમતા પણ વિકસાવી શકાય નહીં. જો પ્રથાનાં જતન અથવા સ્થિરતાનો અર્થ લાંબા સમય માટે સ્થગિતતા એવો થતો હોય તો હતાશા, ચળવળો અને અંધાધૂંધી એ બધાં તેનાં અનિવાર્ય અનુગામીઓનો સામનો કરવો પડવાનો. તડજોડ, તાબે થઈ જવું, અણગમતી પરિસ્થિતિઓ ટાળવી અથવા તો પંડે આઘા ખસી જવું વગેરે યુક્તિ–પ્રયુક્તિઓથી ટકી શકતી કૉંગ્રેસશૈલી ખાસ કરીને પોતાની આંતરિક જૂથબંધીનું સંચાલન કરતી શૈલી છે. આ શૈલી ભાગ્યે જ કશું ઉપજાવી શકે. જો તેનું વર્ણન કરવા એક અર્થશાસ્ત્રીય શબ્દ ઉછીનો લઉં તો કૉંગ્રેસનું રાજકારણ સોદાનું રાજકારણ છે, નવસર્જનનું નહિ.

(અનુ. દિનેશ શુક્લ)

---

૧ Rajni Kothari: **Congress System in India,** party system and Election studies, Allied publishers, New, Delhi, 1967, pp. 1–18.

૨ વિશેષ ચર્ચા માટે જુઓ : Anil Bhatt, Power patterns : Gujarat, **Seminar,** July, 1967.

૩ Rajni Kothari, *Developing Political* Pattern, **Seminar,** February, 1962.

૪ એજન

૫ Rajni Kothari, Form and Substance in Indian politics, **Economic Weekly,** June 3, 1961.

# સર્વોચ્ચ નેતા : ગુજરાત કૉંગ્રેસ

**ઘનશ્યામ શાહ**

પશ્ચિમી દેશોની પક્ષપદ્ધતિનું વર્ગીકરણ અને પૃથક્કરણ વિકસતાં જતાં રાષ્ટ્રોના રાજકીય પક્ષોને સમજાવવા માટે અપૂરતું છે તે આજે સૌ સ્વીકારે છે ભારતમાં સામાન્ય અર્થમાં જે મનાય છે તેવી એકપક્ષ–પદ્ધતિ નથી, કે નથી બહુપક્ષ–પદ્ધતિ : અહીં એકપક્ષ–વર્ચસ્વવાળી પદ્ધતિ છે [ જે હવે બદલાતી જાય છે, પરંતુ હજુ બદલાતું સ્વરૂપ કેવું છે તે જુદો ચર્ચાનો વિષય છે. ] એકપક્ષ–પદ્ધતિવાળાં રાષ્ટ્રોમાં સત્તાધારી પક્ષ દ્વારા લોકશાહી પ્રક્રિયાને જે રીતે કુંઠિત કરવાનું કાર્ય થાય છે, તેટલે અંશે અને તેવું અહીં બન્યું નથી, એક પક્ષ પાસે સત્તાનું કેન્દ્રીકરણ હોવા છતાં મુક્ત હરીફાઈ અને સત્તાપલટાની શક્યતા (alternatives) ને અહીં સંપૂર્ણ અવકાશ મળ્યો છે. લોકશાહી પ્રક્રિયાને વિકસવા માટે તક મળી છે. સત્તાધારીઓની જોહુકમી મહદ્ અંશે ટાળી શકાય છે. પરિણામે દ્વિપક્ષ કે બહુપક્ષ–પ્રથાના ઘણા લાભો એક યા બીજી રીતે આ દેશને આજ સુધી મળ્યા છે રાષ્ટ્રીય અરાજકતાને ટાળી લોકશાહી ફલકમાં જ સ્થિરતા (આજે જેટલે અંશે છે તેટલે અંશે પણ) આવી છે. આનું કારણ, ભલે કદાચ સંપૂર્ણપણે ન કહીએ તો પણ, મહદ્ અંશે, આ દેશમાં શક્તિશાળી વર્ચસ્વ ધરાવતા કૉંગ્રેસ પક્ષની અંદર ચાલતી કાર્યવાહી, માળખું અને પરિબળો છે.

આ પ્રક્રિયાને રાજનીતિજ્ઞોએ જુદી જુદી રીતે તપાસી છે. તે બધાનું 'ફોકસ' જૂથબંધી પર છે. સમાજમાં રહેલાં અનેકાનેક હિતો અને જૂથોનું પ્રતિબિંબ કૉંગ્રેસ પક્ષની જૂથબંધીમાં પડે છે. પક્ષની અંદર રહેલાં જુદા-

જુદાં જૂથો – એક યા બીજા સ્વરૂપમાં – કૉંગ્રેસની અંદર વિવિધ પક્ષોની કામગીરી બજાવે છે. જેને રજની કોઠારી 'કૉંગ્રેસ પ્રથા' કહે છે ૧ તેવી આ પ્રથામાં સત્તાવિહીન જૂથ સત્તાધારી જૂથને વારંવાર પડકારે છે, દબાણ લાવે છે અને તે દ્વારા પોતાનું ધાર્યું કરાવી જાય છે અથવા અસર (influence) પાડે છે; વખત આવે સત્તા પણ હાથ ધરે છે. આ પ્રથાનું બીજું હાર્દ એ છે કે પક્ષમાં રહેલાં જૂથો એકબીજા સાથે સત્તા માટે હરીફાઈ કરે છે અને જરૂર પડે એકબીજા સાથે સુમેળ પણ જાળવે છે; તે દ્વારા આમબુનિયાદ વિસ્તૃત કરે છે. આમ જેને સામાન્યતઃ દૂષણ ગણવામાં આવે છે તે જૂથબંધી કૉંગ્રેસની તાકાત છે; તેટલું જ નહીં પરંતુ આ જૂથવાદે આપણી રાજકીય પદ્ધતિને એક પ્રકારની સ્થિરતા પણ આપી છે – હતી. પરંતુ હવે આ પદ્ધતિ તૂટતી જાય છે તેની સાથે સ્થિરતા પણ ડગમગતી હોય તેમ લાગ્યા કરે છે. જે કૉંગ્રેસની એક તાકાત હતી તે હવે એની નબળાઈ બની ચૂકી છે અને ૧૯૬૭ની ચૂંટણીથી કૉંગ્રેસવર્ચસ્વનાં વળતાં પાણી થયાં છે.

પરંતુ, આ આખાય રાજકીય પ્રવાહમાં – જેને આપણે 'સીમાવર્તી રાજકારણ' કહીએ તેમાં ગુજરાતનું સ્થાન કંઈક અંશે અનોખું છે. જ્યારે કૉંગ્રેસ એક પછી એક રાજ્યોમાં તૂટતી જાય છે ત્યારે ગુજરાતમાં તે વધુ મજબૂત બની. ધારાસભામાં નજીવી બહુમતીમાંથી હવે તે સારી એવી બહુમતીએ પહોંચી છે. તે ઉપરાંત રાજ્યની બધી જ જિલ્લાપંચાયતો અને લગભગ ૯૫ ટકા તાલુકાપંચાયતો તેણે કબજે કરી છે.

બીજે જે 'કૉંગ્રેસ-પ્રથા' દ્વારા પક્ષનું માળખું ગોઠવાયેલું છે અને કાર્યવાહી ચાલે છે, જે કૉંગ્રેસને શક્તિશાળી બનાવે છે તે પ્રથા જ શું ગુજરાત કૉંગ્રેસને લાગુ પડે છે? ના. આ પ્રથાનાં બે પરિણામો – 'party of consensus' અને 'parties pressure' – ગુજરાત કૉંગ્રેસમાં મહદ્ અંશે અસ્તિત્વ ધરાવતાં નથી. બીજા પ્રદેશો અને કેન્દ્રની સરખામણીમાં તે કંઈક અંશે જૂથવિહીન અને સંગઠિત છે. અહીં તદ્દન ભિન્ન વિરોધી જૂથો ભાગ્યે જ પક્ષની અંદર પ્રબળ જૂથ રચી શક્યાં છે. કાં તો તેઓને પક્ષ છોડી દેવો પડ્યો છે–છોડી દીધો છે અથવા તો પક્ષમાં તેઓ નિષ્ક્રિય બની ગયાં છે એટલે ગુજરાત કૉંગ્રેસમાં બીજાં જૂથોને એકબીજા સાથે સુમેળ સાધી સર્વમાન્ય નિર્ણય લેવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો જ નથી. તો ગુજરાત કૉંગ્રેસની કાર્યપદ્ધતિનું મુખ્ય હાર્દ શું છે? એની તાકાતનું મુખ્ય કારણ શું છે? આ માટે ઘણાં પરિબળો જવાબદાર છે. આ બધાંમાં એક મહત્ત્વનું પરિબળ તે એની નેતાગીરીની પદ્ધતિ છે જેને 'સર્વોચ્ચ નેતાગીરી' કહેવામાં આવે છે. તે દ્વારા પક્ષમાં એક પ્રકારની શિસ્ત, સંગઠન અને તાકાત ઊભાં થાય છે. આ લેખમાં આ પરિબળનાં અમુક પાસાંઓને તપાસવાનો ખ્યાલ છે.

## ૨

૧૯૬૪માં ગુજરાત ધારાસભાના કૉંગ્રેસ પક્ષના સભ્યો અને ગુજરાત કૉંગ્રેસ કારોબારીના સભ્યોના એક ભાગને પૂછવામાં આવ્યું હતું કે: 'કેટલાક એવું માને છે કે રાજ્યમાં સર્વોચ્ચ નેતા હોવા જોઈએ? આ વિષે તમારું શું માનવું છે?'[૨] આ પ્રશ્નના જવાબમાં ૩૨ માંથી ૧૮ જણે [૫૬.૨ ટકા] 'સર્વોચ્ચ નેતા હોવા જોઈએ' એમ સ્વીકાર્યું. તેમાંના કેટલાકે તેમની વાતને અનુમોદન આપતાં ઉમેર્યું કે વડીલ વગર કુટુંબ ચાલી શકે નહીં અને જો વડીલ ન હોય તો બધા અંદરોઅંદર ઝઘડે; માટે સંગઠનની એકતા જાળવવા માટે કોઈ વ્યક્તિની વડીલ તરીકે જરૂર છે જ. બીજા ચાર આગેવાનોએ [૧૨.૫ ટકા] જણાવ્યું કે 'સર્વોચ્ચ નેતા બનાવાતા નથી; તે તો ઊભા થાય છે' અથવા 'એ જરૂરી નથી કે સર્વોચ્ચ નેતા હોવા જ જોઈએ પરંતુ જો કોઈ હોય તો તેનો સ્વીકાર કરવો જોઈએ.' આ વાક્યનો ભાવાર્થ વાંચીએ તો એમ કહી શકાય કે તેઓ પણ સર્વોચ્ચ નેતામાં માને છે એટલે લગભગ ૬૮.૭ ટકા આગેવાનો 'સર્વોચ્ચ નેતા'નો સ્વીકાર કરે છે. હવે ૧૦ આગેવાનોએ, એટલે કે ૩૧.૩ ટકાએ 'સર્વોચ્ચ નેતા'ના સિદ્ધાંતનો જ વિરોધ કર્યો હતો. તેમાંના કેટલાકે કહ્યું હતું કે આ 'બિનલોકશાહી' પદ્ધતિ છે જેમાંથી 'ઘેટાંશાહી' અને 'સરમુખત્યારશાહી' જન્મે છે. [અહીં એ સ્પષ્ટ કરવું જરૂરી છે કે આમાંના મોટાભાગના ડૉ. જીવરાજ મહેતાના જૂથના હતા.] આમ મોટાભાગના 'સર્વોચ્ચ નેતા'ની પદ્ધતિનો સ્વીકાર કરે છે.

### બાપુ, સરદાર અને મોરારજીભાઈ

સર્વોચ્ચ નેતાની જરૂરિયાતનો ખ્યાલ આ એક–બે દાયકામાં શરૂ થયો છે તેમ નથી, પરંતુ એનો એક

શિસ્તનો જ અહીં પડઘો છે. આ પ્રણાલિકા ક્યારથી શરૂ થઈ તે કહેવું મુશ્કેલ છે. કદાચ આપણી સંસ્કૃતિનો એક વારસો પણ તે હોઈ શકે.[3] પરંતુ ગમે તે હોય તો પણ, આ સદીની શરૂઆતથી ગુજરાતના જાહેરજીવનમાં સર્વોચ્ચ નેતાનો ખ્યાલ ખૂબ સ્પષ્ટપણે ઊભો થયો તેમ કહી શકાય.[4] શરૂઆતમાં બંગાળ અને મહારાષ્ટ્રમાં જે રીતે સામાજિક અને રાજકીય પ્રવૃત્તિઓ વિકસી તે રીતે ગુજરાતમાં તે ન વિકસી શકી, કારણ કે અહીં જે કંઈ પ્રવૃત્તિઓ થતી તે છૂટીછવાઈ થતી. આ બધાને કોઈ એક સંસ્થા દ્વારા કે જુદી જુદી આગેવાનોની 'ટીમ' દ્વારા સંકલિત કરવાનો વિચાર ન થયો. પરંતુ તે વખતે ઘણાને એમ લાગ્યું કે ગુજરાતમાં જો કોઈ એક આગેવાન હોય તો તે બધી પ્રવૃત્તિઓને સાંકળી શકે અને તેના દ્વારા ગુજરાત પણ બીજા પ્રાંતોની જેમ પ્રવૃત્તિઓમાં મોખરે રહી શકે. ૧૯૦૮ ના વર્ષનું વિશ્લેષણ કરતાં ૧૯૦૯ ના 'બુદ્ધિપ્રકાશ' માં નીચે પ્રમાણે નોંધ છે :

> ગુજરાતમાં નેતા નથી, બંગાળ, મહારાષ્ટ્ર, પંજાબ વગેરે પ્રાંતોમાં છે તેવા નેતા નથી. મુંબઈમાં, અમદાવાદમાં કે દેશી રજ્યોમાં બુદ્ધિશાળી ગુજરાતીઓ અનેકધા દેશહિતનું કામ બજાવે છે; પણ ગુજરાતને દોરનાર નેતાઓની તો ખોટ જ છે. અમે સર્વ ગુજરાતી છીએ – હિંદુ, મુસલમાન, પારસી હોવા છતાં ગુજરાતી છીએ એવી ભાવના જનેજનમાં જન્માવે અને દક્ષિણી કે બંગાળીના જેવો પ્રભાવ ગુજરાતીઓ ગુજરાતમાં અને પરદેશનિવાસમાં બતાવે એવા એમને શક્તિમાન કરે એવા નેતાની આપણે ત્યાં ખોટ છે. હિન્દુસ્તાનમાં વર્તમાન ભવિષ્ય ઘડવામાં અને ત્હેને અંગે ઊભા થતા મહાપ્રશ્નો ઉકેલવામાં અમે પણ સામેલ છીએ. અમારામાં પણ એ સૌમાં જોઈતાં સામર્થ્ય, બુદ્ધિ, લાગણી, આગ્રહ અને ઉત્સાહ છે એવી આત્મશ્રદ્ધા ગુજરાતીઓમાં લાવનાર આચાર્યની જરૂર છે. હિંદુસ્તાનને તુરતાતુરત "આર્થિક સ્વરાજ્ય" અને "કેળવણીના સ્વરાજ્ય" ની ખાસ જરૂર છે. વેપારી ગુજરાતના હાથમાં આર્થિક સ્વરાજ્ય મેળવવાનું છે, જે પ્રાંતની ચારે બાજુ કોલેજો લોકોને આધીન છે, અમદાવાદ, ગોધરા, ભરૂચ, સુરત સિવાયની હાઈસ્કૂલો પણ એજ સ્થિતિમાં છે; પ્રાથમિક કેળવણી ગામેગામ ફેલાવવાનું કામ જ્યાં ઘણી સરળતાથી થઈ શકે એમ છે ત્યાં કેળવણી પણ લોકોના હાથમાં આવી ત્હેમને ઉપયોગી થઈ પડે એવું સ્વરૂપ લઈ શકે એમ છે છતાં યોગ્ય નેતા – વિચારકોની ગેરહયાતીને લીધે ગુજરાત પાછળ છે. આફ્રિકામાં ગોરાઓની રહામા જંગ મચાવવામાં હિંદીઓને સેનાની જે પ્રાંતમાંથી મળી આવ્યો છે તે પ્રાંતમાંથી નેતા-વિચારક ત્હેને પોતાને સારૂ કેમ નથી જન્મતા? ગુજરાતમાં પૈસો છે, યૌવન છે, હૃદય છે, બુદ્ધિ છે, ફક્ત તેનો સદુપયોગ કરતારની જ જરૂર છે."

આ વાતના દાયકા પછી, ગાંધીજીના ગુજરાતના આગમન અને પ્રવૃત્તિઓ પછી, ૧૯૧૮માં 'બુદ્ધિપ્રકાશ' ગાંધીજી દ્વારા ગુજરાતના જાહેરજીવનમાં આવેલ પલટા અંગે નીચે મુજબ નોંધે છે :

> જ્યારથી દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહના દૈવી હથિયારના ઉપયોગથી વિજય મેળવી મહાત્મા ગાંધીજી હિંદમાં પધાર્યા ત્યારથી તો ગુજરાતમાં ધૂંધવતી પ્રવૃત્તિઓને નોંધવા જેવો વેગ મળ્યો છે. ગુજરાતને ગાંધીજી જેવા મહાનુભાવ નેતા મળ્યા છે તેથી ત્હેને અન્ય પ્રાન્તો તરફથી અભિનંદન અપાય છે. ગુજરાતના પાટનગર અમદાવાદને જ્યારે-શ્રી કૃષ્ણે જેમ પ્રાચીન ગુજરાતનું દ્વારકા પસંદ કર્યું તેમ-એ મહાત્માએ પસંદ કર્યું ત્યારથી ગુજરાતના લોકજીવનનો સૌભાગ્યનો તારો ઝગમગતા લાગ્યો છે. શ્રી કૃષ્ણના નિષ્કામ ગીતાજીવનના અવતાર જેવા ગાંધીજી દ્વારા ગુજરાત ધારે તો પોતાનું કયું હિત ન સાધી શકે?...

આમ ગુજરાતના જાહેરજીવનમાં ગાંધીજીના આગમન સાથે જ એક નવી ઝમક આવી અને પ્રવૃત્તિઓએ વેગ પકડ્યો. તેઓએ શિક્ષણ, સાહિત્ય, સમાજસુધારણા, મજૂરમંડળ અને રાજકારણને લગતી પ્રવૃત્તિઓ ઉપાડી, માર્ગદર્શન આપ્યું અને વિકસાવી. જોતજોતામાં તેમણે ગુજરાતના સમગ્ર જાહેરજીવન પર સંપૂર્ણ વર્ચસ્વ જમાવ્યું. તેઓ 'બાપુ' બન્યા. ગાંધીજીના અનુયાયી તરીકે વલ્લભભાઈ પટેલે ગુજરાતની આગેવાની લીધી. તેઓ 'સરદાર' બન્યા. ઠેઠ ૧૯૨૧થી ૧૯૪૮ સુધી ગુજરાત પ્રાંતિક સમિતિની લગામ તેઓ હસ્તક રહી.

એક આગેવાન તરીકે પટેલે હંમેશાં એવો આગ્રહ રાખ્યો કે સૌએ તેમને નેતા તરી સ્વીકાર્યા હોઈ એમના નિર્ણયોમાં સૌને વિશ્વાસ હોવો જોઈએ અને તે સૌએ સ્વીકારવા જોઈએ ૧૯૨૮ ના બારડોલી સત્યાગ્રહ વખતે સરદારે એક સભામાં કહ્યું, "હું તેમને (અમુક સૂચનો કરતો પત્ર આપનાર કેટલાકને) અને બારડોલી તાલુકાના લોકોને એક જ વાત કહીશ. આ લડતને અંગે તમે મને કુલ સત્તા આપી છે તો હવે મને તમે સલાહ આપો તેના કરતાં તમે મારી પાસેથી સલાહ લો એ જ યોગ્ય ગણાશે. તમે એમ માની જ લેશો કે હું જે કહીશ તે તાલુકાના હિતમાં જ હશે તમે એ પણ કબૂલ કરશો કે આવી બાબતોમાં તમારા કરતાં મને વધારે સમજણ પડે. જે ભાઈઓએ મને કાગળ લખ્યો છે તેમને હું કહું છું કે મારે આવી બાબતોમાં તમારી સલાહ લેવાપણું રહે એવી સંકુચિત આગેવાની જ તમે મને સોંપો એ યોગ્ય નથી. આ લડતને અંગે હું કંઈ પણ કરી લાવું તે તમને કબૂલ જ થશે એવી મને ખાતરી પડવા દેવી જોઈએ......"[૧૫] વલ્લભભાઈનું આ લડત પૂરતું જ આવું વલણ હતું એવું ન હતું. પરંતુ નેતાગીરી અંગે તેમનુ આ વલણ સામાન્યતઃ લગભગ હમેશ રહેતું. જ્યારે જ્યારે જે કોઈએ એમના નિર્ણયોનો જાહેરમાં વિરોધ કર્યો તેઓ કાં તો કોંગ્રેસમાંથી ફેંકાઈ ગયા અથવા તો પક્ષમાં તેઓ તદ્દન નિષ્ક્રિય બની ગયા.

૧૯૪૮થી ગુજરાતમાં સરદારનું સ્થાન મોરારજીભાઈને પ્રાપ્ત થયું. તેઓએ ખૂબ જાગ્રતપણે આ જવાબદારી સ્વીકારી. વલ્લભાઈની માફક તેઓનો પણ આગ્રહ રહ્યો છે કે તેમને નેતા તરીકે સ્વીકાર્યા પછી સૌએ તેમના નિર્ણયો સ્વીકારવા જોઈએ.[૬] ૧૯૬૩માં હાલના ગુ. પ્ર. કોંગ્રેસપ્રમુખ અને તે વખતના પંચાયત અને સહકાર ખાતાના પ્રધાન વજુભાઈ શાહે કહ્યું હતું, "સરદારશ્રીનું સ્થાન આપણે શ્રી મોરારજી દેસાઈને સોંપ્યું છે એના કોઈ કોયડાનો ઉકેલ શ્રી મોરારજીભાઈ કરી આપે તે કદાચ અરુચિકર હોય તો પણ એ સ્વીકારવો જોઈએ. એમની સલાહ પ્રદેશ સમિતિ માટે કલ્યાણકારી જ હોય એવી શ્રદ્ધા રાખવી જોઈએ."[૭]

સર્વોચ્ચ નેતાગીરીમાં પક્ષના આગેવાનોને કેટલી શ્રદ્ધા છે તે જાણવા ૧૯૬૪માં એક પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો કે 'ધારો કે આપના રાજ્યમાં કોઈ મહત્વના પ્રશ્નમાં શ્રી મોરારજી દેસાઈ કોઈ નિર્ણય લે કે જે સાથે તમે સંમત થતા ન હો તો તમે શું કરશો?' આ પ્રશ્નમાં ૩૨ આગેવાનોએ નીચે પ્રમાણે ઉત્તરો આપ્યા હતા

## સર્વોચ્ચ નેતા પ્રત્યે વફાદારી

| સ્વીકારી લઉં | આગેવાનો | પ્રશ્ન અને પરિસ્થિતિ પર આધાર રાખે | આગેવાનો | ન સ્વીકારું | આગેવાનો |
|---|---|---|---|---|---|
| (૧) "તેમનો નિર્ણય સ્વીકારી લઉં" | ૧૦ | (૧) "મોટે ભાગે સ્વીકારું પણ કોક વખત ન પણ સ્વીકારું" | ૧ | (૧) "મારા મત પ્રમાણે હું મત ઊભા કરું" | ૧ |
| (૨) "તેમની સાથે ચર્ચા કરું, તેમને કહું પણ ખરો કે તમારી સાથે સંમત નથી થતો, પણ આખરે તેમનો નિર્ણય સ્વીકારું" | ૧૨ | (૨) "પ્રશ્ન પર આધાર રાખે છે" | ૧ | (૨) "વિરોધ કરું" | ૫ |
| (૩) "પક્ષની શિસ્ત ખાતર તેમનો નિર્ણય સ્વીકારું" | ૨ | | | | |
| કુલ | ૨૪ | | ૨ | | ૬ |

આ કોઠા પરથી સ્પષ્ટ થાય છે કે ૩૧ ટકા આગેવાનો મોરારજીભાઈના નિર્ણયને કંઈ પણ પ્રશ્ન, કે આનાકાની વગર સ્વીકારવામાં માને છે; ૩૭.૫ ટકા આગેવાનો જો પોતે શ્રી દેસાઈના નિર્ણય સાથે અસંમત

હોય તો પોતાની અસંમતિ તેમની સમક્ષ દર્શાવે અને આખરે તેમનો નિર્ણય સ્વીકારે જ્યારે ૬ ટકા આગેવાનો 'પક્ષની શિસ્ત' ખાતર મોરારજીભાઈનો નિર્ણય સ્વીકારે આમ રાજ્યકક્ષાના ૭૫ ટકા આગેવાનો એક યા બીજા કારણસર શ્રી દેસાઈનો નિર્ણય પોતાને ન ગમતો હોય છતાં પણ સ્વીકારવા તૈયાર થાય છે. બાકીના ૨૫ ટકા નેતાઓ તેમને પોતાને ન ગમતા નિર્ણયનો વિરોધ કરવામાં માને છે. આમાં પણ નોંધપાત્ર તો એ છે કે આ ૨૫ ટકામાંથી ફક્ત ૩ ટકા જ (ફક્ત એક જ આગેવાન) સંગઠિત વિરોધમાં એટલે કે પોતે જે માનતા હોય તે માટે બીજાને પણ તૈયાર કરવામાં માને છે.

## જૂથવિહીન સંગઠન

'કોંગ્રેસ પ્રથા' પ્રમાણે કોંગ્રેસ પક્ષમાં જુદાં જુદાં જૂથ સત્તાની હરીફાઈમાં જરૂર પડયે એકબીજાને અનુરૂપ થાય છે; તેટલું જ નહીં પણ પક્ષમાં ભિન્ન ભિન્ન જૂથોને સમાવવામાં આવે છે. આનાથી વિશાળ જન-સમુદાયને કોંગ્રેસ પોતાની સાથે સાંકળી શકે છે—જે કોંગ્રેસને 'શક્તિશાળી' બનાવે છે. ગુજરાત કોંગ્રેસમાં આ વાત સાચી નથી અહીં તો જ્યારે જ્યારે વિરોધી જૂથ પક્ષમાં ઊભાં થયાં છે ત્યારે થોડાક વખતમાં જ કાં તો તે પક્ષની બહાર ફેંકાઈ ગયાં છે અથવા પક્ષની અંદર જ નામશેષ બની ગયાં છે.

૧૯૩૦–૪૫ના ગાળામાં ગુજરાત કોંગ્રેસમાં વિરોધનું એક વાવાઝોડું આવ્યું કેટલાક યુવાનીઆઓએ કોંગ્રેસ સમાજવાદી જૂથની રચના કરી અને તે વખતના આગેવાન વલ્લભભાઈ સામે બળવો પોકાર્યો. પણ તે લાંબું ચાલ્યું નહીં. કેન્દ્રકક્ષાએ તો આવા જૂથને કોંગ્રેસની અંદર જ સમાવી લેવામાં આવત તેટલું જ નહીં પરંતુ એને પૂરતું સ્થાન પણ આપવામાં આવ્યું હોત. ગુજરાતમાં આથી વિરુદ્ધ થયું. વલ્લભભાઈએ આવા કોઈ જૂથનો સ્વીકાર કરવાની સ્પષ્ટ ના પાડી તેટલું જ નહીં પણ તેઓને સંગઠનની બહાર ધકેલી દીધા. જે થોડાક છૂટાછવાયા અંદર રહ્યા તે તદ્દન ક્ષીણ બની ગયા.

છેલ્લાં વીશ વર્ષમાં પણ ગુજરાત કોંગ્રેસમાં હજુ સુધી જુદાં જુદાં વિરોધી જૂથો સાથે મેળ પાડવાનું શક્ય બન્યું નથી. જ્યારે જ્યારે વિરોધનો વા વાયો ત્યારે ત્યારે વિરોધી જૂથો કાં તો કોંગ્રેસ બહાર ફેંકાઈ ગયાં કાં તો મને જ શાંત રહ્યાં અથવા થોડા વખતમાં જ પક્ષમાં નિષ્ક્રિય અને બિનઅસરકારક બન્યાં. લાલાકાકા, રાવજીકાકા કે 'છોટે સરદાર' કે ચંદુલાલ દેસાઈને મોરારજીભાઈ સાથે ન બન્યું તો તેઓ નિષ્ક્રિય બની ગયા અને તેમણે રાજકારણમાંથી સંન્યાસ લીધો. ૧૯૫૬માં મહાગુજરાતમાં માનનારા કોંગ્રેસીઓ પક્ષ છોડીને ચાલ્યા ગયા પરંતુ મહારાષ્ટ્રની માફક પક્ષમાં રહીને દબાણ લાવી શક્યા નહીં. ૧૯૬૩માં ડૉ. જીવરાજ મહેતાનું જૂથ સત્તા પરથી ગયું; શરૂમાં થોડાક વખત માટે પ્રદેશ સમિતિ સામે તેઓએ ધમપછાડા કર્યા; સંગઠિત થઈ કંઈક કરવાનો પ્રયાસ પણ કર્યો પરંતુ થોડાક વખતમાં જ તે ઠંડું પડી ગયું. વાડીલાલ મહેતાએ પાયમા ધોરણથી અંગ્રેજીનો મુદ્દો પકડયો પણ તેઓ કોંગ્રેસમાં રહી સબળથી જૂથ ન રચી શક્યા અને કોંગ્રેસની બહાર નીકળી પડ્યા. છેલ્લે, સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના પ્રશ્નમાં પણ અસંતુષ્ટ કોંગ્રેસીઓ પક્ષ છોડીને ગયા અને બહાર રહી સરકાર પર દબાણ લાવ્યા. (જો આ વખતે કોંગ્રેસ પાસે સંતોષકારક બહુમતી હોત તો ભાવનગરવાળાની વાત સ્વીકારી તેમને પક્ષમાં પાછા લેવાની વાત કદાચ આટલી જલદી ન સ્વીકારાઈ હોત ) આ પૃથક્કરણમાંથી બે વાત ફલિત થાય છે: (૧) કોઠારી અને બીજાઓ જે રીતે કોંગ્રેસનું પૃથક્કરણ કરે છે કે margin of pressureની અંદર રહીને જુદાં જુદાં જૂથો સત્તાધારી જૂથને અસર કરે છે, તેવું ગુજરાતમાં ભાગ્યે જ બનતું નથી. (૨) margin of pressureની બહાર રહેલાં જૂથ સત્તાધારી જૂથને ઝાઝી અસર કરી શકતાં નથી તે બીજે જેટલું સાચું છે તેટલું ગુજરાતમાં સાચું નથી. કારણ કે જે તે આગેવાન પોતાના પક્ષના કાર્યકરોના ટેકાથી નિશ્ચિંત હોય છે એટલે પોતે વધારે ટેકો મેળવવા—લોકપ્રિય થવા—તે 'હાંસિયા'ની બહારનાં જૂથ, વ્યક્તિઓ કે પક્ષોના વિચારો અને વલણને ધ્યાનમાં લે છે.

## વડીલ

કુટુંબ એ અહીં સંગઠનનો આદર્શ છે. 'આપણે એક કુટુંબના સભ્યો છીએ અને તે રીતે આપણે હળી-મળીને કામ કરવું જોઈએ' આ વાત પક્ષીય સંગઠનમાં જ નહીં પરંતુ દરેક સંસ્થામાં કહેવાતી આપણે વારંવાર

સાંભળીએ છીએ. કુટુંબસંસ્થાની કલ્પના સાથે વડીલોનો ખ્યાલ આપોઆપ જન્મે છે. ઉપર નોંધ્યું છે તેમ 'સર્વોચ્ચ નેતા'ના સિદ્ધાંતમાં માનનારા એમ માને છે કે સંગઠનની એકતા જાળવવા માટે કોઈ વ્યક્તિની વડીલ તરીકે જરૂર છે જ. આથી જ 'સર્વોચ્ચ નેતા'ને સામાન્યતઃ વડીલના સંબોધનથી જ સંબોધવામાં આવે છે. ગાંધીજી 'બાપુ' કહેવાતા અને જિલ્લા કક્ષાએ 'દાદા', 'કાકા', 'મોટા' કે 'મોટાભાઈ'નાં સંબોધનો આજ સુધી સર્વમાન્ય હતાં. (હવે પરિસ્થિતિ બદલાતી જાય છે)

કુટુંબના વડીલની જેમ સર્વોચ્ચ નેતા સહિષ્ણુ હોય છે. પોતાનાં સંતાનોના વિરોધને જે રીતે વાળી ચલાવી લે, જરૂર પડે પોતાની વાત પણ જતી કરે અને પોતાની આમન્યા જાળવવા ખાતર પોતે પોતાને ન ગમતું પણ સ્વીકારે તેવા કંઈક પ્રકારનું કાર્ય સર્વોચ્ચ નેતાનું હોય છે. મોરારજીભાઈને અમુક વાત ન ગમતી હોય અને છતાંય તેઓએ સંમતિ આપી હોય અથવા આંખ આડા કાન કર્યા હોય તેવા પ્રસંગો પણ બન્યા છે. ૧૯૬૨ની ચૂંટણી પછી ગુજરાતના કેટલાક આગેવાનોએ મોરારજીભાઈ પાસે રસિકભાઈ સામે પોતાનો અવિશ્વાસ દર્શાવ્યો અને ઇચ્છા વ્યક્ત કરી કે ગૃહખાતું પરીખને ન સોંપાય તો સારું. મોરારજીભાઈએ આ વાત ડૉ. મહેતાને કરી અને આગ્રહ કર્યો કે ગૃહખાતું રસિકભાઈ સિવાય બીજા કોઈને સોંપવું. એમ કહેવાય છે કે ડૉ. મહેતાએ મોરારજીભાઈની વાત સ્વીકારી, પરંતુ જ્યારે ખાતાંઓની વહેંચણી થઈ ત્યારે ગૃહખાતું રસિકભાઈને જ સોંપાયું— મોરારજીભાઈની ઇચ્છાવિરુદ્ધ. પરંતુ તે વાત તેઓ ગળી ગયા અને કહ્યું, 'જે થયું તે થયું, હવે બધું ભૂલી જાવ અને બધા સંપથી કામ કરો.'

નેતા પોતાને ન ગમતી વાત સ્વીકારે છે તેટલું જ નહીં પરંતુ તેની જવાબદારી પણ પોતે સ્વીકારે છે. ૧૯૬૩માં મોરારજીભાઈની જાણ બહાર જ ડૉ. મહેતા સામે સહીઝુંબેશ થઈ. જ્યારે મોરારજીભાઈને ખબર પડી ત્યારે તેઓએ આવાં પગલાં માટે નાપસંદગી દર્શાવી અને કહ્યું, 'આ રીત બરોબર નથી'. પણ તેમ છતાંય ત્યાર પછી જે કંઈ બન્યું અને તેને માટે એક કરતાં અનેકવાર મોરારજીભાઈને જ જવાબદાર ગણવામાં આવ્યા છતાંય તેઓએ તેનો કદી પણ જાહેરમાં વિરોધ કર્યો નથી.

## ઉપસંહાર

(૧) 'કોંગ્રેસ પ્રથા' દ્વારા ગુજરાત કોંગ્રેસનું વિશ્લેષણ થઈ શકે તેમ નથી. અહીં પક્ષ શક્તિશાળી છે પણ તેનું કારણ જૂથબંધી નહીં પરંતુ એક વ્યક્તિનું વર્ચસ્વ છે. અહીં પક્ષમાં જુદાં જુદાં જૂથોને સમાવવામાં નથી આવતાં અને જે કોઈ હોય છે તે અમુક હદથી વધુ એક બીજાને adjust થતાં નથી. એટલે જ્યારે જ્યારે તેમની વચ્ચે અંતર વધે છે ત્યારે સત્તાવિહીન જૂથ કાં તો પક્ષમાં ક્ષીણ થઈ જાય છે અથવા તો પક્ષ બહાર ફેંકાઈ જાય છે. પરિણામે પક્ષમાં એકરાગ અને શિસ્ત નજરે પડે છે.

(૨) પક્ષ શિસ્તબદ્ધ અને સંગઠિત છે તેનું એક કારણ 'સર્વોચ્ચ નેતાગીરી'ની પદ્ધતિ છે. પક્ષના સભ્યો પક્ષને કુટુંબ અને 'સર્વોચ્ચ નેતા'ને વડીલ માને છે. વડીલની આજ્ઞાનું પાલન કરવું, તેમનો મોભો અને આમન્યા જાળવવાં તે સાંસ્કૃતિક વારસો રાજકારણમાં પણ પ્રતિબિંબિત થાય છે. એટલે જ્યારે પણ મતભેદ થાય ત્યારે સર્વોચ્ચ નેતાના નિર્ણયો સ્વીકારવા તે વાત અહીં મહદ્ અંશે સ્વીકૃત થઈ છે. ૮

(૩) મુક્ત અને હરીફાઈયુક્ત રાજકારણની પ્રક્રિયામાં 'સર્વોચ્ચ નેતા' ની પદ્ધતિ, ભલે કદાચ રાજ્ય કક્ષાએ નહીં તો પણ જિલ્લા કક્ષાએ તૂટતી જાય છે. 'દાદા', 'કાકા' કે 'મોટાભાઈ' હવે લગભગ રહ્યા નથી. વડોદરા જિલ્લામાં મગનભાઈ-'મોટાભાઈ'-ની જીવનસંધ્યાના કાળમાં જ તેમનું વર્ચસ્વ લગભગ નહિવત્ થઈ ગયું હતું. સાબરકાંઠામાં 'ચુનીકાકા'નું વર્ચસ્વ આજે લગભગ કશું જ નથી રહ્યું તેમ કહીએ તો ચાલે. પંચમહાલ, ખેડા, મહેસાણા, ભરૂચ કે અમદાવાદમાં હવે કોઈ એક વડીલ રહ્યા નથી. પરંતુ જુદા જુદા આગેવાનો અથવા જૂથ ઊભાં થયાં છે. બીજા પ્રદેશો જેવી આ જૂથબંધી ગામકક્ષાએ નથી પહોંચી. કેટલીક જગ્યાએ તો પક્ષનું માળખું એવું વિકસ્યું છે કે આ જૂથ સ્થાયી નથી કે નથી તીવ્ર તેઓ સંગઠનના ફલકમાં રહીને જ કામ કરે છે. તે ઉપરાંત આજે જ્યારે ગુજરાતમાં વિરોધ પક્ષો પ્રબળ બનતા જાય છે અને વધારે ને વધારે આમસમાજનો ટેકો – mass base–મેળવે

વિશ્વસનીય અને ક્રાન્તિકારી વિચારસરણીના ભક્ત–આસક્ત એવા કસાયેલા કાર્યકરો ભેગા કરીને તેમનું પક્ષીય સંગઠન સાધવાની પદ્ધતિ. દેશનો ડાબેરી સામ્યવાદી પક્ષ આવી નિર્માણ–પ્રક્રિયા દ્વારા મુખ્યત્વે ઘડાયો છે.

(૩) કોઈ પણ પ્રશ્ન પરત્વે લોકમાગણીના વિરોધ કે અસંતોષની ભૂમિકા બાંધી આંદોલનના રાહે વિકસતું સંગઠન સંયુક્ત સમાજવાદી પક્ષે અને કેટલેક અંશે સામ્યવાદી પક્ષોએ આ ટેકનિકનો ઉપયોગ પક્ષીય વિકાસ સાધવામાં કર્યો છે.

(૪) લોકશાહી પ્રક્રિયાની અનિવાર્ય વાસ્તવિકતાના દબાણ હેઠળ સ્થાનીય મતદાર વિભાગો સાથે સંપર્ક-સાતત્ય જાળવવા માટે સ્થાનીય કાર્યકરો અને સંગઠનને અગત્ય આપીને તેમના દ્વારા નીચેથી વિકસતો સંગઠન-લક્ષી પક્ષ (grass roots party) મોરીસ ડુવર્જરે જેને 'Interior party' કહે છે,[૨] તેવા પ્રકારના પક્ષ સાથે તેને સરખાવી શકાય. પક્ષનિર્માણનું આ મોડેલ સ્વરાજ્યપ્રાપ્તિ પહેલાના સમયની કોંગ્રેસ વિકસાવવા માટે ગાંધીજીએ સ્વીકાર્યું હતું. રાષ્ટ્રિય આંદોલનના યુગનો પણ આ પ્રક્રિયા પર પ્રભાવ પડવાથી ત્રીજા પ્રકારની ટેકનિક પણ સ્વાભાવિક રીતે તેની સાથે સંકળાયેલી હતી, છતાં ગાંધીજીએ મુખ્યત્વે પક્ષનાં મૂળિયાં ભારતના સમાજ અને પ્રદેશોની છેક નિમ્નકક્ષાએ ઉતારવા પર ધ્યાન આપ્યું હતું એમ કહી શકાય. શહેરના શિક્ષિતો અને ઉપલા મધ્યમ વર્ગ તથા સમાજના અગ્ર વર્ગો (Elites)ની બનેલ કોંગ્રેસને સમાજના નીચલા મધ્યમ વર્ગ તથા ગ્રામીણ વિસ્તારો સુધી તેમણે પહોંચાડી. પક્ષરચના અને વિકાસની આ પદ્ધતિ સમય અને નાનામોટા કસાયેલા કાર્યકરો માગી લે છે, પણ તે વધારે સ્થાયિત્વ પણ પ્રાપ્ત કરી શકે છે.

(૫) પાંચમો વ્યૂહ સમાજના રાજકીય, સામાજિક અને આર્થિક સ્તરો પર વિકસી ચૂકેલાં વિવિધ પ્રભાવ-જૂથમાં અને સત્તામાળખાંઓને સીધા સ્વીકારીને તેનાથી જૂથકેન્દ્રી પક્ષ (clique party)નું નિર્માણ કરવાનો છે. આ વ્યૂહ કોંગ્રેસે સ્વરાજ્યોત્તર ભારતમાં તેની સામે ઉત્તરોત્તર બળવત્તર બનેલા વિરોધને પહોંચી વળવાને અપનાવ્યો. તેને પરિણામે કોંગ્રેસે વિચારસરણી કરતાં સંગઠન–માળખાં પર વધુ ભાર મૂક્યો. મોરિસ ડુવર્જરે વિચારસરણી નહીં પણ સંગઠન પર ભાર મુકાય તેને લોકશાહી ચૂંટણીમાં ભાગ લેનાર પક્ષ માટે સ્વાભાવિક પ્રક્રિયા ગણી છે. ગુજરાત સ્વતંત્ર પક્ષે પણ આ છેલ્લો વ્યૂહ અપનાવ્યો.

*

## જૂથકેન્દ્રી સંગઠન

ગુજરાતમાં સ્વતંત્ર પક્ષનો વિકાસ–વ્યૂહ રચતી વખતે ભાઈકાકા પક્ષનિર્માણના વિવિધ સૈદ્ધાન્તિક મોડેલોથી સુપરિચિત હતા એમ કહેવાનો આશય નથી. પણ ત્રીજા મોડેલનો સ્વતંત્ર પક્ષના રૂઢિચુસ્ત વલણ અને કાર્યક્રમ સાથે બહુ મેળ બેસતો ન હતો. ચોથો મોડેલ ખૂબ ધીરજ અને સમય માગી લે તેમ હતું.[૩] વળી તેના જન્મ પછી માત્ર અઢી જ વર્ષમાં, ૧૯૬૨માં ચૂંટણી લડતી વખતે તેની પાસે નહોતું વ્યાપક સંગઠન કે નહોતો પૂરતો નાણાકીય સાધનસ્રોત. આથી ભાઈકાકાએ ઝડપી વિકાસ માટેનો કોંગ્રેસનો બીજો (સ્વરાજ્યોત્તર) મોડેલ અપનાવ્યો પરિણામગામી અભિગમવાળા આ વ્યૂહને કારણે જ સ્વતંત્ર પક્ષ પ્રભાવી વિકાસ સાધી શક્યો. કોંગ્રેસના સ્વરાજ્યોત્તર કાળના પક્ષનિર્માણના વ્યૂહને આમ પ્રથમ સભાન પડકાર એની જ પરિભાષા અને પદ્ધતિ દ્વારા આપવાનું કાર્ય ભાઈકાકાએ કર્યું.

*

પક્ષ નિર્માણના આ વ્યૂહની ત્રણ મુખ્ય ટેક્નિકો છે.

ત્રણ ટેકનિકો[૪]

(અ) પ્રસ્થાપિત હિતો અને પ્રભાવમંડળોને સામે ચાલીને પક્ષમાં સ્વીકારી લેવાં.

(આ) સમાજના બહુસંખ્યક જ્ઞાતિસમૂહોને પક્ષના પીઠબળ તરીકે વિકસાવીને, તેમને સંગઠનમાં સમાવિષ્ટ (*social cooptation*) કરવા.

(ઇ) લાભ અને આશ્રયના તંત્રો (patronage machine) ઊભાં કરી તે દ્વારા લાભાકાંક્ષીઓને પોષવા ને જીરવવા.

ઈ. ૧૯૬૨ની સામાન્ય ચૂંટણીમાં બીજા પક્ષોના પ્રમાણમાં બાલપક્ષ ગણાતો સ્વતંત્ર પક્ષ વામન સ્વરૂપનો ખ્યાલ આપી ગયો. તેનું કારણ એ હતું કે ભાઈકાકાએ જમીનહિત કે સામંતશાહી સ્થાન ધરાવતા કેટલાક વિસ્તારના વર્ગનેતાઓને સાધીને, તેમની દ્વારા તેમના વિસ્તારો પરની પકડનો રાજકીય ઉપયોગ કરવાની પ્રયુક્તિ કંઈક સફળતાપૂર્વક અપનાવી. સ્થાનિક કક્ષાએ

કાર્યકરો તૈયાર કરીને કે સ્થાનીય તંત્રએકમો વિકસાવીને નહિ, પણ જે તે વિસ્તાર કે વર્ગોની તૈયાર નેતાગીરી (Ready-made Leadership)નાં ઝૂમખાં કે માળખાંઓને તેમણે તેમની પક્ષનિષ્ઠા કે બીજી કોઈ લાયકાત પ્રમાણ્યા વિના આવકાર્યાં. આજ 'થિયરી'ની દર્શનીય સફળતાનો અમલ રાજકોટની પેટાચૂંટણી (૧૯૬૩)માં સ્વતંત્ર પક્ષે કરી બતાવ્યો ત્યાં કોઈ પણ પ્રકારના પૂર્વકાર્ય, દીર્ઘકાલીન પ્રજાસંપર્ક, સ્થાનીય તંત્ર કે કસાયેલા કાર્યકરો (cadres) વિના પક્ષના ઉમેદવાર શ્રી મસાણીએ કોંગ્રેસના સલામત વિસ્તારમા નોંધપાત્ર જીત મેળવી.જસદણ ને વાંકાનેરના યુવરાજ, રાજકોટના રાજવી, સૌરાષ્ટ્ર ખેડૂત સમાજ, બાબુભાઈ વૈદ્ય વગેરે પક્ષ સાથે નહિ સંકળાયેલ બળોનો આશરો લઈને સ્વતંત્ર પક્ષ આ મહત્ત્વની ચૂંટણી જીત્યો.[૫]

## કીરૂપ એકમો સાથે સંધાન

આ પછી ૧૯૬૭માં આ જ વ્યૂહને વધુ મોકળાશથી પક્ષના પાર્લામેન્ટરી બોર્ડે ઉમેદવારોની પસંદગી કરતી વખતે અપનાવ્યો. આ વખતે અનેક પ્રાદેશિક મુશ્કેલીઓ વેઠીને જે તે જિલ્લા-તાલુકાઓમાં પક્ષની શાખા સ્થાપનાર કે ચલાવનાર કાર્યકરોને બદલે મતદારો પર કાબૂ ધરાવનાર કોઈ એક ચોક્કસ વ્યક્તિ, જૂથ, મંડળ કે રાજવી તત્ત્વને પસંદ કરવાની નીતિ (clique politics) તેમણે અપનાવી બનાસકાંઠામાં હિંમતલાલ મુલાણી ને ચીમનલાલ પટવા, સુરેન્દ્રનગરના ચુનીલાલ સુથાર, જામનગરના મગનલાલ જોશી વ. પક્ષાધ્યસ્ત (committed) કાર્યકરોને ભોગે અનુક્રમે પોપટલાલ જોશી, ચૂડા ઠાકોર અને ધ્રોળ ઠાકોરને ખુશ કરવાની તેની નીતિ આ પ્રકારનાં દૃષ્ટાંતો છે. ચૂડા ઠાકોર કે ધ્રોળ નરેશ પાસે મતદારોનાં વિશાળ ઝૂમખાં હોવાથી તેમણે પક્ષ માટે Vote Bank ની ગરજ સારી. અને આ રીતે કડી-રૂપ વ્યક્તિઓ દ્વારા ઉપરથી પક્ષને નીચેના સ્તરો પર પથારો કરવાનો અભિગમ (Link man approach) ૧૯૬૭ની ચૂંટણીમાં તેને સારી એવી સફળતા અપાવી ગયો. પણ આને કારણે પક્ષનાં જૂનાં અને વફાદાર તત્ત્વોની અવગણના થતાં કાં તો તેઓ નિષ્ક્રિય બન્યાં, કાં હતાશ બન્યાં. સત્વવિકાસની પક્ષીય વ્યૂહરીતિને કારણે પક્ષ પ્રત્યે આસ્થા અને ખેંચાણ (Affect) અનુભવતા આ કાર્યકરોની કચાશ રાજ્યસભાની ચૂંટણી (માર્ચ ૧૯૬૮) અને પહેલાંની ભાઈકાકા સામેની સહીઝુંબેશની ઘટનામાં એક યા બીજે રૂપે પ્રકટ થઈ હતી.

આ જ રીતે પંચમહાલ, જામનગર, ભાવનગર, સુરેન્દ્રનગર વ. જિલ્લાઓમાં રાજવી બળોને કે બહારનાં શ્રીમંત તત્ત્વોને સ્થાનીય કેડર-કાર્યકરોને વિશ્વાસમાં લીધા વિના જે તે મતદાર વિભાગો ફાળવી આપવામાં આવ્યા તેને પરિણામે અહીના કેડર-કાર્યકરો પક્ષવિમુખ બન્યા. જો કે રોબર્ટ મિશેલ્સ કહે છે તેમ, લોકશાહી પદ્ધતિમાં ચૂંટણી કોઈ પણ પક્ષને વધુ બેઠકો મેળવવા માટે કોઈને કોઈ પ્રમાણમાં ચૂંટણી-અભિમુખ સંગઠન વિકસાવવા પ્રેરે જ છે[૬] અને આથી થોડી ચોકસાઈપૂર્વક કરાયેલા સજ્યોને બદલે મતદારોના અનેકવિધ વિભાગોનું પીઠબળ ધરાવનાર જૂથોનો તે "મિશ્ર પક્ષ" બને તે સ્વાભાવિક છે.[૭] પણ સ્વતંત્ર પક્ષના નિર્માણમાં તેનો અતિરેક થયો અને તેથી તેણે પક્ષને કેટલાક વિકટ પડકારો કર્યાં છે. મિશેલ્સની ભાષા વાપરીએ તો પક્ષમા લોકશાહી કરતાં "અલ્પજનશાહી" સંગઠનમાળખું વિકસાવવામાં આ 'ક્લિક પોલિટિક્સે' સારો એવો ફાળો આપ્યો છે.

## માળખાનું સામાજિક પ્રસરણ

આ. રાષ્ટ્રીય ધોરણે વિચાર કરીએ કે મહારાષ્ટ્ર, મદ્રાસ, બિહાર વગેરે પ્રદેશ કોંગ્રેસનો વિચાર કરીએ તો કોંગ્રેસ સામે જેમ જેમ વિરોધ બળવત્તર બનતો ગયો તેમ તેમ તેણે સમાજના બહુસંખ્યક વર્ગો (નાદર, કમ્મો, એઝવાહ, મરાઠા, રાજપૂતો ને હરિજનો) વગેરેને સંગઠનમાં ખેંચીને કે ધારાસભાકીય બેઠકો આપીને પોતાનો પ્રભાવ સાચવી રાખ્યો. પુખ્તવયમતાધિકારના યુગમાં સખ્યાબળના રાજકારણનું સામાજિક તાત્પર્ય કળવામાં કોંગ્રેસ નેતાગીરી ખૂબ વિચક્ષણ નીવડી. ભાઈકાકા ૧૯૫૨માં ક્ષત્રિય નેતા નટવરસિંહજી સોલંકી સામે હારી ગયા ત્યારથી જ તેમને પણ કોંગ્રેસવ્યૂહની અસરકારકતાની ખાતરી થઈ ગઈ હતી. આથી મોટા સામાજિક વર્ગને પોતાના પક્ષે સમાવિષ્ટ કરવાનો વ્યૂહ તેમણે પણ અપનાવ્યો. પહેલી બે સામાન્ય ચૂંટણીઓમાં સત્તાપક્ષની પડખે રહેનાર ગુજરાતની ૪૦ ટકા વસતી ધરાવતી ક્ષત્રિય સમવાય-જ્ઞાતિઓની પ્રતિનિધિ એવી ગુજરાત ક્ષત્રિય સભાને ૧૯૬૨માં તેમણે સ્વતંત્ર પક્ષ

સાથે પ્રયોજી.[૯] આથી કોઈ પણ સ્વસ્થ પૂર્વતૈયારી કે વ્યવસ્થિત પ્રચારમાં લેશની ખામી છતાં સ્વતંત્ર પક્ષ ૧૯૬૨ માં જૂના વિરોધ પક્ષોને બાજુએ હડસેલીને ગુજરાત વિધાનસભામાં માન્ય વિરોધ પક્ષ તરીકે આગળ આવ્યો. ૧૯૬૭ માં તો આવી જ સામાજિક વ્યૂહ-રચનાને કારણે તે કોંગ્રેસનો માત્ર વિરોધી જ નહિ, પણ વૈકલ્પિક પણ બની શક્યો.

## આંતરિક દબાણનું રાજકારણ

પણ આને કારણે પક્ષની અંદર ક્ષત્રિયોના દબાણ અને આગ્રહો પણ વધ્યા છે. ૧૫ મી ઓક્ટોબર ૧૯૬૭ ને દિને પક્ષના નિવૃત્ત થતા પ્રમુખ ભાઈકાકાને સ્થાને શ્રી એચ. એમ. પટેલને મૂકવા—ચૂંટવાના બદલામાં તેમને પક્ષની રાજ્ય કારોબારીના સભ્યોની બારીઆ નરેશ અને નટવરસિંહ સોલંકીએ આપેલી યાદી સ્વીકારવી પડી હતી. ભાઈકાકા સામે સહીઝુંબેશ કરનાર ૩૫ ધારાસભ્યો તથા બાબુભાઈ વૈદ્યનો પક્ષના સત્તાવાર ઉમેદવાર તરીકે વિરોધ કરનાર ૩૮ ધારાસભ્યોમાં મોટા ભાગના ક્ષત્રિય નેતાગીરી સ્વીકારનાર છે, તે ભૂલવું જોઈએ નહિ. પક્ષની અંદરના પોતાના સંખ્યાબળ વિષે સભાન થયેલા તથા રાજકીય યુક્તિપ્રયુક્તિથી પરિચિત ને અનુભવી બનેલા ક્ષત્રિયો હવે ભાઈકાકાને પરોક્ષ રીતે પદચ્યુત કર્યા પછી શેઠ પટેલ નેતાગીરીને પણ પડકાર કરે, તે આ સંદર્ભમાં સંભવિત ગણાવું જોઈએ.

આમ બહુસંખ્યક સામાજિક બળોના રાજકીય સંધાનને કારણે તેને ટૂંકા ગાળાનો લાભ થયો પણ તેને પરિણામે હવે આ વ્યૂહ તેને માટે પ્રતિપ્રકોપ કે "બૂમરેંગ" જેવો નીવડ્યો છે.

## લાભતંત્રની લહાણી

પક્ષમાં ઉપયોગી તત્ત્વોને આકર્ષવા માટે અને તેમને સાચવવા માટે તેના નેતાઓએ બીજી એક પ્રયુક્તિ પણ અજમાવી જોઈ. સંગઠનમાં વિવિધ સ્તર પરના હોદ્દાઓ અને ધારાસભાની ટિકિટોને ઉદારતાપૂર્વક વહેંચીને એક પ્રકારના લાભતંત્ર કે પેટ્રોનેજ આયોજીને તેમણે આ પ્રમાણે કર્યું. વળી સ્વતંત્ર પક્ષ સત્તા પર આવશે અને તેથી તેના અનેકાનેક પ્રકારના આર્થિક, વકીલાતી ને રાજકીય પેટ્રોનેજનો લાભ જે તે ટેકેદારોને મળશે, તેવી હવા અને અપેક્ષા ઊભી કરીને પક્ષના નેતાઓએ ૧૯૬૭ ની ચૂંટણીમાં અનેક મહત્ત્વાકાંક્ષી તત્ત્વોને પોતાની આસપાસ ભેગાં કર્યાં. તે જ વર્ષના ઓગસ્ટમાં સત્તાપક્ષને ઉથલાવી પાડવાની હવા ઊભી કરવા તેની નેતાગીરીની એક પાંખે વ્યૂહ વિચાર્યો, ત્યારે તો આવા મહત્ત્વાકાંક્ષી ને તકસાધુ તત્ત્વોનો પક્ષની આસપાસ રાફડો ફાટ્યો. પણ આ વ્યૂહની સરિયામ નિષ્ફળતાએ પક્ષ માટે અતિ પ્રતિકૂળ પ્રત્યાઘાત સર્જ્યો. જે કોંગ્રેસને પેટ્રોનેજ પર ભાર મૂકવાનું તેના સત્તાસ્થાનને કારણે માફક આવેલી દવાસમું નીવડ્યું છે તે જ નીતિ ગુજરાતના પ્રમુખ વિરોધપક્ષને સત્તાવિના ઝેરરૂપ નીવડી છે. આખરે તો પક્ષની નેતાગીરીએ તેના ટેકેદારોમાં જે બોયું છે, જે અપેક્ષાઓ પ્રેરી છે, તેનો જે નિક્ષેપ કર્યો તે નિક્ષેપ–કાર્યના ફલસ્વરૂપે પક્ષ પાસે તેના કાર્યકરોની માગ અતિશય વધી ગઈ પણ પોતે જ પોષેલી આ આકાંક્ષાઓ અને અપેક્ષાઓ જ્યારે તેમની સમક્ષ બદલાની માગો ને દબાણોના રૂપમાં નિષ્પન્ન થઈ ત્યારે તે અભિક્ષેપ કે નિષ્પત્તિને ફરીથી સંતોષવાના–પોષવાના મહત્ત્વના કાર્ય (feed–back function) માં પક્ષ નિષ્ફળ ગયો. આથી સત્તાપક્ષમાંથી પક્ષપલટો કરાવવાની આશા રાખનાર નેતાઓને પોતાના જ પક્ષમાંથી સાત ધારાસભ્યોને પક્ષત્યાગ કરીને જતા જોવા પડ્યા. રાજ્યના જુદા જુદા વિભાગોમાંથી સ્વતંત્ર પક્ષના કાર્યકરો વ. એ છેલ્લા ૭ માસમાં આપેલા રાજીનામાના સમાચારોને પણ આ કોણથી મૂલવવા રહ્યા.

આમ સ્વતંત્ર પક્ષની શક્તિમાં જ તેની નિર્બળતા છુપાઈ હતી. તેના વિકાસવ્યૂહમાં જ તેની મર્યાદા પણ અભિપ્રેત હતી. તેની સામે પક્ષનિર્માણના વ્યૂહે જે સમસ્યા ઊભી કરી છે, તેના પરિણામસ્વરૂપે તેણે નીચેના પ્રશ્નોનો ઉત્તર આપવો પડશે.

*

કોઈ પણ પક્ષનું ઘડતર પાયામાં મજબૂત થાય તે પહેલાં તેનો ઝડપી વિકાસ થવા માંડે ત્યારે તેણે કેટલાક પ્રશ્નો પણ એટલી જ ઝડપથી અને વારંવાર ઉકેલવા પડે છે. પક્ષને ચોથી ચૂંટણી પછીના ૧૪ માસમાં પ્રથમ કક્ષાની ૭ કટોકટીમાંથી પસાર થવું પડ્યું છે.

જેમ જેમ સ્વતંત્ર પક્ષ ચૂંટણી–પ્રક્રિયામાં પલોટાતો ગયો તેમ તેમ આ પ્રક્રિયા સાથે કદમ મિલાવવા તેણે પક્ષની વૈચારિક ભૂમિકા કે નિષ્ઠા સાથે તાલ ન મિલાવતાં હોય તેવાં પણ અનેકવિધ જૂથોનો સાથ ખોળ્યો. જેમ

જેમ પક્ષનું સંગઠન વિસ્તરતું ગયું તેમ તેમ તેનાં ઘટક જૂથોનું વૈવિધ્ય વધતું ગયું અને પક્ષની આંતરિક વફાદારીઓની એક અનૌપચારિક જૂથકીય જાળ ગૂંથાતી ગઈ. આ જાળ સામાજિક અને પ્રાદેશિક તાણાવાણાથી મુખ્યત્વે ગૂંથાઈ. આવી જૂથકીય જાળ જેમ જેમ પક્ષના વધારે પ્રદેશોમાં અને સામાજિક–આર્થિક વિભાગો પર પથરાતી ગઈ તેમ તેમ પક્ષના ટોચના આદ્ય નેતાઓનો સંપર્ક પાંખો થતો ગયો તેથી તેમના નેતાઓની આમન્યા ઘટતી ગઈ અને આથી પક્ષની નેતાગીરીના ઢાંચા અને શિસ્તને પડકાર કરવાનો આત્મવિશ્વાસ પ્રીતમ નરેશ જેવા નવા જૂથના નેતાઓમાં કે મનુભાઈ ભટ્ટ કે નવીન પટેલ જેવા કાર્યકરોમાં બળવત્તર બનતો ગયો. દહેગામ અને સાબરકાંઠાના ધારાસભ્યોએ ઑગસ્ટ ૧૯૬૭માં પક્ષના નેતાઓ સમક્ષ કરેલી માંગણીઓ આવી જ ઘટનાનું પ્રકટ રૂપ હતું.

### સંપર્કસરણી — સૌપાનિક

આવે સમયે પક્ષની નેતાગીરી, આ નવાં જૂથો અને કાર્યકરો સાથે વિચારનો વિનિમય અને સંક્રમણ સાધવા માટે જે સંપર્કતંત્ર કે સંક્રમણપ્રથા (Communication System) વિકસાવવાં જોઈએ તેમાં નિષ્ફળ ગઈ. ખાસ કરીને એક મુક્ત સંગઠનના પ્રમુખ તરીકે શ્રી એચ. એમ. પટેલ પક્ષની અંદરના મધ્યમ કક્ષાના કાર્યકરો સાથે જોઈતો જાહેર સંપર્ક વિકસાવી શક્યા નહીં, તેથી માગણી વધતી ગઈ છે. આમ નેતાગીરી અને કાર્યકરો વચ્ચે સૌપાનિક સંપર્કસરણી (Vertical communication channel)ના અભાવે જેની મારફતે પક્ષનો અસંતોષ વ્યક્ત થઈ શકે તેવા 'સેફટી વાલ્વ'ની જરૂરિયાત સંતોષાઈ નહિ.

### સંપર્કસરણી – સમસ્તરી

આના કરતાં પણ વધારે ગંભીર બાબત એ બની કે પક્ષનાં વધી ગયેલાં જૂથો વચ્ચે પણ મહત્ત્વની બાબત પર વિચારવિચારણા કરવા માટે જે મંત્રણાતંત્ર[10] કે વિચારવિનિમયની કાર્યરીતિ વિકસાવવાં જોઈએ તે વિકસ્યાં[11] નહિ. આ ઓગસ્ટમાં કૉંગ્રેસને ઉથલાવવાના સત્તાપલટાના મહત્ત્વના વ્યૂહરચનાની વિગતો પરત્વે જ નહિ, પણ તેની સંકલનાના મુદ્દા પર પણ એક બાજુ ભાઈકાકા-એચ. એમ. જૂથ અને બીજી બાજુ ક્ષત્રિયો ને વાડીભાઈ જૂથ વચ્ચે મોકળાશભરી સીધી ને નિયમિત મંત્રણાઓ કે મસલતો થઈ નહિ, તે આ દોષની ગંભીરતાને સારી રીતે સ્ફુટ કરે છે. અનેક પ્રશ્નોમાં ને પક્ષના વાડીભાઈ જેવા તત્ત્વના દબાણના પ્રસંગે પણ ક્ષત્રિય–પાટીદાર સહકારને પક્ષની શક્તિના દાદરૂપ સમજનાર ભાઈકાકા અને નટવરસિંહજી સોલંકી રાજ્યસભાના ઉમેદવાર તરીકે બાબુભાઈ વૈદ્યને પસંદગી આપવાના પ્રશ્ન પર યોગ્ય સંપર્કપ્રથાના અભાવને કારણે એકમેકના કટ્ટર વિરોધી બની ગયા. વૈદ્ય દ્વારે તો મસાણીને પાછા ખેંચી શકાય એ મુદ્દા પર સંમત હોવા છતાં આ બંને નેતાઓ એક ન થતાં સામસામે આથડી પડ્યા, તેનું રહસ્ય પણ અંશતઃ આ કારણથી સમજી શકાય.

આમ સૌપાનિક ઉપરાંત જુદા જુદા ટોચના નેતાજૂથો વચ્ચે સમસ્તરી સંપર્કપ્રથા (horizontal communication) વિકસાવવામાં મળેલી નિષ્ફળતાના કારણે પક્ષનિર્માણના વ્યૂહે ઊભી કરેલી સમસ્યા વધુ ઘેરી બની.

### આમન્યાનો ઓસાર

પક્ષમાં જ્યારે ઘણા પરસ્પર જુનાં પક્ષનાં જૂથો ઊભાં થયાં ત્યારે આ જૂથોથી પર એવું વ્યક્તિત્વ ધરાવતા નેતાની સવિશેષ જરૂર હતી. લગભગ ચોથી ચૂંટણી સુધી પક્ષના બધાં જ પ્રાદેશિક એકમોમાં તેમજ કાર્યકરોના બધા જ વિભાગોમાં પોતાની પ્રકૃતિ ને વ્યક્તિત્વને કારણે તથા આદ્ય નેતા તરીકેના સ્થાનને લીધે ભાઈકાકા બધાં જૂથોથી પર અને ઉદાર એવી સર્વસંમોહક પ્રતિભા (charisma) ઊભી કરી શક્યા હતા. આથી તેમની નેતાગીરી લાંબો સમય સુધી પક્ષસંચાલન-કેન્દ્ર સમી રહી. પણ પક્ષમાં જૂથોના ત્વરિત પ્રવેશ સાથે તેમની વ્યક્તિગત પકડ ઢીલી બની ઉપરાંત પોતાને સ્થાને પક્ષના નવા પ્રમુખપદ માટે શ્રી. એચ. એમ પટેલનો જે રીતે આગ્રહ રાખ્યો તેણે તેમની આ "કેરીઝમા" ને ઝાંખી પાડી દીધી. વ્યક્તિગત નેતાતત્ત્વને પક્ષના આંતરિક રાજકારણમાં કેન્દ્રસ્થાને મૂકવાના સંજોગો ન હતા ત્યારે ભાઈકાકાની "એચ. એમ. ગ્રંથિ" તેમને માટે કે પક્ષ માટે ઉપકારક બની નહિ.

*

### જૂથસહિષ્ણુતા

પોતાનામાં તૈયાર નેતા, જૂથ કે સત્તામંડળોને વૈચારિક દીક્ષા આપ્યા વિના સંગઠનમાં અપનાવી લેવાનો અભિગમ પક્ષને જૂથકેન્દ્રી કે જૂથસંબદ્ધ બનાવે જ છે

ત્યારે તેના એક તાર્કિક પરિણામ સ્વરૂપે નેતાઓએ જુદાં જુદાં જૂથ પ્રતિ સહિષ્ણુ વલણ કેળવવું જરૂરી અને સ્વાભાવિક બની જવું જોઈએ. મોરારજીભાઈ–માલવિયાને સાથે રાખીને એકંદરે કોંગ્રેસે આવી પરિણામગામિતા બતાવી છે ભાઈકાકાએ પક્ષની જૂથકેન્દ્રી જાળગૂંથણી કરી પણ તેની સાથે આવશ્યક સહિષ્ણુ વલણના ઉપપ્રશ્નની અવગણના કરી. વાડીભાઈ જ્યારે પક્ષવિમુખ બનતા ગયા ત્યારે "તેમને જવું હોય તો ભલે જાય," "પ્રોળનરેશને જવું હોય તો ભલે જાય" એવી લાગણી ધરાવવી તાર્કિક કે વિવેકગમ્ય લાગતી નથી. વિચિત્ર તો એ લાગે છે કે વાડીભાઈ મહેતા અને પ્રભુદાસ પટેલ પક્ષમાંથી છૂટા થયા ત્યારે તેના પ્રત્યાઘાત રૂપે ભાઈકાકા અને એચ એમ. પટેલે અવગણનાયુક્ત વિધાનો કર્યાં. પણ જૂથવાદનો જેમના પર આરોપ મૂકવામાં આવે છે તે ક્ષત્રિય જૂથના નટવરસિંહજી સોલંકી જેવા આગેવાનો મૂક રહ્યા. વળી વાડીભાઈના પક્ષત્યાગની લગભગ એક માસ રહેલી અધ્ધાના કાળ દરમિયાન તેમને મનાવવાનો પ્રયાસ પણ ભાઈકાકા જેવા એક વખતના ઉદાર અને સહિષ્ણુ નેતાએ નહિ કર્યો, પણ પ્રોળનરેશ અને બારીઆ નરેશે કર્યો.

## સંઘર્ષનિવારની શૈલી

આવી રીતે જ્યારે પક્ષમા આંતરિક રીતે જૂથોની પરસ્પર સહિષ્ણુતાવૃત્તિ ચીલાતી ગઈ, અને બધાં જૂથોને સાથે તેમજ મર્યાદામાં રાખી શકે તેવી સર્વોચ્ચ નેતાગીરી વિકસાવવામાં પણ પક્ષ પોતાની આંતરિક બાબતો અંગેના કલહોનું નિવારણ કરવાની શૈલી આકારવા જેટલો સ્વસ્થ રહી શક્યો નહિ. કોઈ પણ જૂથકેન્દ્રી પક્ષ માટે જ્યારે સંપૂર્ણ કલહનિવારણ (conflict resolution) અશક્ય બને તો ક્રમમાં ક્રમ તેણે કલહનિવાર (conflict avoidance) ની નીતિને ટૂંકા ગાળાની યુક્તિ તરીકે સ્વીકારવી જોઈએ. કોંગ્રેસે આમ ઘણીવાર સફળતાપૂર્વક કરી બતાવ્યું છે પણ સ્વતંત્ર પક્ષના સભ્યોએ તો તેમના વ્યક્તિકેન્દ્રી કે જૂથકેન્દ્રી મંતવ્યોને વારંવાર વર્તમાનપત્રો દ્વારા નિઃસંયમ વ્યક્ત કરીને કલહને ઉગ્ર અને વિકૃત બનાવ્યો. વાડીભાઈ, ભાઈકાકાએ જાહેર નિવેદનો કરીને તો ક્ષત્રિય જૂથે તેમના વર્ગીય વૃત્તપત્ર દ્વારા આ કલહોને નિવારવાને બદલે વધારવા માટે ફાળો આપ્યો છે.

## નેતાગીરીનું બહુજૂથકીય માળખું

વાડીભાઈ પ્રકરણ, તેના કેટલાક સભ્યોનું પક્ષાન્તર, ભાઈકાકા સામેની સહીઝુંબેશ, એચ. એમ. પટેલ સામે આંતરિક વિરોધ. પ્રોળનરેશની મુત્સદ્દીગીરી, બાબુભાઈ વૈદ્ય પ્રકરણ વગેરે કલહનિવારની કોઈ શૈલી કે સમજૂતી ન વિકસાવવાનાં, પક્ષની એદરકારીના પરિણામ જેવાં છે, કોંગ્રેસમાં નેહરુની "કેરિઝમા" ઝાંખી થતાં તેના કેટલાક નેતાઓનો સળવળાટ વધ્યો હતો અને તેની પ્રાદેશિક નેતાગીરી ખુદ નેહરુ સામે તેમજ તેમની પછી વધુ ધીટ અને વાચાળ બની હતી. આથી છેલ્લે તેમાં આંતરિક તડ, અસંતુષ્ટ બળવાખોરી અને પક્ષત્યાગના બનાવો વધ્યાં છે છતાં તેની પાસે સત્તા અને લાભોની લહાણી કરવા માટે અનેકાનેક બોર્ડ, સમિતિ, મંડળો, સાહસો અને સ્થાનોનું પેટ્રોનેજતંત્ર તેના સત્તાસ્થાનને કારણે છે. તેથી તેને તેનું જ અનુકરણ કરનાર સ્વતંત્રપક્ષની સરખામણીમાં ઓછું સહન કરવું પડ્યું છે.

વળી બધાં જૂથોને સાથે રાખી શકે ને છતાં બધાંથી પર રહે, તેવા નેહરુવ્યક્તિત્વની વિદાય સાથે તે કોંગ્રેસે "હાઈકમાન્ડ" કે "સિન્ડીકેટ" વગેરે સ્વરૂપની સામૂહિક નેતાગીરીનું માળખું વિકસાવ્યું સ્વતંત્ર પક્ષ તેનાં મુખ્ય જૂથોનાં પ્રતિનિધિની બનેલી સંયુક્ત કે સામૂહિક નેતાગીરી વિકસાવી શક્યો નથી. સામૂહિક નેતાગીરીની પરંપરા વિકસાવવાની જરૂરિયાત તેને માટે અતિ તાકીદની બની છે. (નેતાગીરીનાં આવાં બહુજૂથકીય માળખાંને સામાજિક ને પ્રાદેશિક રીતે બે મુખ્ય કોમો પૂરતું મર્યાદિત ન રાખતાં વિશાળ અને સંમિશ્રિત બનાવવા લીલાધર પટેલ જેવા સૌરાષ્ટ્રના વણિકને લીધા છે, તેની પરંપરા દૃઢ થાય તો તે સાચી દિશાનું પગલું ગણાશે)

આમ સ્વતંત્ર પક્ષે પક્ષનિર્માણમાં સ્વરાજોત્તર કોંગ્રેસનો મોડેલ અપનાવ્યો ખરો, પણ તેની સાથે તેના તાર્કિક પરિણામસ્વરૂપ દર્દો–કલહનિવાર, સર્વસંમતિની શૈલી, નિયમિત મંત્રણાતંત્ર, સામૂહિક નેતાગીરી વગેરેનાં મારણો વિચારવામા તે નિષ્ફળ ગયો. કોંગ્રેસને તેના પક્ષનિર્માણવ્યૂહનાં પરિણામ ભોગવવામાં સારી એવી રાહત આપવામાં તેના સત્તાસ્થાને પણ સારો એવો ફાળો આપ્યો. સ્વતંત્ર પક્ષને તેના સ્થાનફેરને કારણે આવી રાહત મળી નથી.

ત્યારે તેના એક તાર્કિક પરિણામ સ્વરૂપે નેતાઓએ જુદાં જુદાં જૂથ પ્રતિ સહિષ્ણુ વલણ કેળવવું જરૂરી અને સ્વાભાવિક બની જવું જોઈએ. મોરારજીભાઈ–માલવિયાને સાથે રાખીને એકંદરે કોંગ્રેસે આવી પરિણામગામિતા બતાવી છે ભાઈકાકાએ પક્ષની જૂથકેન્દ્રી બાળગૂંથણી કરી પણ તેની સાથે આવશ્યક સહિષ્ણુ વલણના ઉપપ્રશ્નની અવગણના કરી. વાડીભાઈ જ્યારે પક્ષવિમુખ બનતા ગયા ત્યારે "તેમને જવું હોય તો ભલે જાય," "પ્રોગનરેશને જવું હોય તો ભલે જાય" એવી લાગણી ધરાવવી તાર્કિક કે વિવેકગમ્ય લાગતી નથી. વિચિત્ર તો એ લાગે છે કે વાડીભાઈ મહેતા અને પ્રભુદાસ પટેલ પક્ષમાંથી છૂટા થયા ત્યારે તેના પ્રત્યાઘાત રૂપે ભાઈકાકા અને એચ એમ. પટેલે અવગણનાયુક્ત વિધાનો કર્યાં. પણ જૂથવાદનો જેમના પર આરોપ મૂકવામાં આવે છે તે ક્ષત્રિય જૂથના નટવરસિંહજી સોલંકી જેવા આગેવાનો મૂક રહ્યા. વળી વાડીભાઈના પક્ષત્યાગની લગભગ એક માસ રહેલી અફવાના કાળ દરમિયાન તેમને મનાવવાનો પ્રયાસ પણ ભાઈકાકા જેવા એક વખતના ઉદાર અને સહિષ્ણુ નેતાએ નહિ કર્યો, પણ પ્રોગનરેશ અને બારીઆ નરેશે કર્યો.

## સંપર્કનિવારની શૈલી

આવી રીતે જ્યારે પક્ષમાં આંતરિક રીતે જૂથોની પરસ્પર સહિષ્ણુતાવૃત્તિ વીસાતી ગઈ, અને બધાં જૂથોને સાથે તેમજ મર્યાદામાં રાખી શકે તેવી સર્વોચ્ચ નેતાગીરી વિકસાવવામાં પણ પક્ષ પોતાની આંતરિક બાબતો અંગેના કલહોનું નિવારણ કરવાની શૈલી આકારવા જેટલો સ્વસ્થ રહી શક્યો નહિ. કોઈ પણ જૂથકેન્દ્રી પક્ષ માટે જ્યારે સંપૂર્ણ કલહનિવારણ (conflict resolution) અશક્ય બને તો કમમાં કમ તેણે કલહનિવાર (conflict avoidance) ની નીતિને ટૂંકા ગાળાની યુક્તિ તરીકે સ્વીકારવી જોઈએ. કોંગ્રેસે આમ ઘણીવાર સફળતાપૂર્વક કરી બતાવ્યું છે પણ સ્વતંત્ર પક્ષના સભ્યોએ તો તેમના વ્યક્તિકેન્દ્રી કે જૂથકેન્દ્રી મંતવ્યોને વારંવાર વર્તમાનપત્રો દ્વારા નિઃસંયમ વ્યક્ત કરીને કલહને ઉગ્ર અને વિકૃત બનાવ્યો. વાડીભાઈ, ભાઈકાકાએ જાહેર નિવેદનો કરીને તો ક્ષત્રિય જૂથે તેમના વર્ગીય વૃત્તપત્ર દ્વારા આ કલહોને નિવારવાને બદલે વધારવા માટે ફાળો આપ્યો છે.

## નેતાગીરીનું બહુજૂથકીય માળખું

વાડીભાઈ પ્રકરણ, તેના કેટલાક સભ્યોનું પક્ષાન્તર, ભાઈકાકા સામેની સહીઝુંબેશ, એચ. એમ. પટેલ સામે આંતરિક વિરોધ. પ્રોગનરેશની મુત્સદ્દીગીરી, બાબુભાઈ વૈદ્ય પ્રકરણ વગેરે કલહનિવારની કોઈ શૈલી કે સમજૂતી ન વિકસાવવાનાં, પક્ષની બેદરકારીના પરિણામ જેવાં છે, કોંગ્રેસમાં નેહરુની "કેરિઝમા" ઝાંખી થતાં તેના કેટલાક નેતાઓનો સળવળાટ વધ્યો હતો અને તેની પ્રાદેશિક નેતાગીરી ખુદ નેહરુ સામે તેમજ તેમની પછી વધુ ધીટ અને વાચાળ બની હતી. આથી છેલ્લે તેમાં આંતરિક તડ, અસંતુષ્ટ બળવાખોરી અને પક્ષત્યાગના બનાવો વધ્યાં છે છતાં તેની પાસે સત્તા અને લાભોની લહાણી કરવા માટે અનેકાનેક બોર્ડ, સમિતિ, મંડળો, સાહસો અને સ્થાનોનું પેટ્રોનેજતંત્ર તેના સત્તાસ્થાનને કારણે છે. તેથી તેને તેનું જ અનુકરણ કરનાર સ્વતંત્રપક્ષની સરખામણીમાં ઓછું સહન કરવું પડ્યું છે.

વળી બધાં જૂથોને સાથે રાખી શકે ને છતાં બધાંથી પર રહે, તેવા નેહરુવ્યક્તિત્વની વિદાય સાથે તે કોંગ્રેસે "હાઈકમાન્ડ" કે "સિન્ડીકેટ" વગેરે સ્વરૂપની સામૂહિક નેતાગીરીનું માળખું વિકસાવ્યું સ્વતંત્ર પક્ષ તેનાં મુખ્ય જૂથોનાં પ્રતિનિધિની બનેલી સંયુક્ત કે સામૂહિક નેતાગીરી વિકસાવી શક્યો નથી. સામૂહિક નેતાગીરીની પરંપરા વિકસાવવાની જરૂરિયાત તેને માટે અતિ તાકીદની બની છે. (નેતાગીરીનાં આવાં બહુજૂથકીય માળખાંને સામાજિક ને પ્રાદેશિક રીતે બે મુખ્ય કોમો પૂરતું મર્યાદિત ન રાખતાં વિશાળ અને સંમિશ્રિત બનાવવા લીલાધર પટેલ જેવા સૌરાષ્ટ્રના વણિકને લીધા છે, તેવી પરંપરા દૃઢ થાય તો તે સાચી દિશાનું પગલું ગણાશે)

આમ સ્વતંત્ર પક્ષે પક્ષનિર્માણમાં સ્વરાજોત્તર કોંગ્રેસનો મોડેલ અપનાવ્યો ખરો, પણ તેની સાથે તેના તાર્કિક પરિણામસ્વરૂપ દર્દો–કલહનિવાર, સર્વસંમતિની શૈલી, નિયમિત મંત્રણાતંત્ર, સામૂહિક નેતાગીરી વગેરેનાં મારણો વિચારવામાં તે નિષ્ફળ ગયો. કોંગ્રેસને તેના પક્ષનિર્માણવ્યૂહનાં પરિણામ ભોગવવામાં સારી એવી રાહત આપવામાં તેના સત્તાસ્થાને પણ સારો એવો ફાળો આપ્યો. સ્વતંત્ર પક્ષને તેના સ્થાનફેરને કારણે આવી રાહત મળી નથી.

સ્વતંત્ર પક્ષ માટે આથી જ ઉપરના યક્ષપ્રશ્નો વધુ મૂંઝવી રહ્યા છે.

*

### વૈચારિક આકૃતિક્ષેપ

આ ઉપરાંત લાંબા ગાળાની દૃષ્ટિએ સ્વતંત્ર પક્ષને બે પ્રશ્નોનો ઉત્તર આપવો પડશે. એક છે, પક્ષમાં પ્રવેશી ચૂકેલાં અનેક તકવાદી તત્ત્વોના બનેલા સંમિશ્રિત માળખાનાં આ જૂથોને એક નીતિકાર્યક્રમમાં ઢાળવાને તેના સભ્યો વૈચારિક અભિવ્યક્તિ કેળવે તેવી વ્યવસ્થા તેણે વિચારવી પડશે તેના છિદ્રાળુ માળખામાં ઝરપેલાં તત્ત્વોનું સુગ્રથન કરી તેમને એક સુઘટ્ટ પોતમાં વણવાનું કામ વિચારસરણી જ કરી શકે. આવી અભિવ્યક્તિ તેને કોંગ્રેસના વૈચારિક વિકલ્પ તરીકે આકૃતિક્ષેપ (image projection) કરવા માટે પણ સમર્થ બનાવશે.

### સ્વાયત્ત આધારમાળખાં

આ માંત્રિક પ્રવાસ ઉપરાંત લાંબા ગાળાની નીતિ તાંત્રિક સ્વરૂપની છે.

પક્ષના આદ્ય, ભાવનાશીલ કાર્યકરોનું જે વિમુખીકરણ (Alienation) થયું છે, તેમનો સહકાર પુનઃ સંપાદન કરવો જોઈએ. પક્ષના સ્થાયી ઉદ્દેશો પ્રતિ અધ્યસન (commitment) બતાવનાર તથા તેની સંસ્થાગત ને કાર્યક્રમાત્મક વિશિષ્ટતા સાથે સમત્વ કે એકત્વ અનુભવતા કેડર કાર્યકરોને કેળવી તેમની દ્વારા સ્થાનીય તંત્ર અને આધારમાળખાંઓ (Support structures) વિકસાવવાં જોઈએ. પક્ષનાં પોતાનાં સ્વાયત્ત આધારમાળખાંઓ કે પીઠબળો ઊભાં કરવામાં આવા પક્ષનિષ્ઠ કાર્યકરોનાં ઝૂમખાંઓ તૈયાર કરવાં જોઈએ. પક્ષનું સ્થાયી અને પાયાનું બળ સ્વાયત્ત આધારમાળખાંઓ જ હોઈ શકે, તે મુજબની વાસ્તવિકતાને તેના નેતાઓએ સતત નજર સમક્ષ રાખવી પડશે.

આમ સંસ્થાકીય અને કાર્યવૈધિક સ્વરૂપો પર વિશાળ સમજૂતી ઊભી કરતાં તંત્ર અને શૈલી, તથા તેના બહુજૂથકીય માળખામાં રહેલાં પચરંગી તત્ત્વોમાં કંઈક સ્થાયી સ્વરૂપની આસ્થા અને નિષ્ઠા પ્રકટે તેવી માંત્રિક નીતિ સ્વતંત્ર પક્ષની માવજત માંગી રહ્યાં છે.

### ટિપ્પણ

૧ Maurice Duverger : political parties, P. 2

૨ Ibid, P. XXIII

૩ કેનેડાના રૂઢિચુસ્ત પક્ષની જેમ ઘણાં રાજ્યોમાં જમણેરી પક્ષોના જન્મ માટે બેન્ક, ઉદ્યોગપતિઓ વગેરે સંગઠિત આર્થિક હિતોએ અગત્યનો ભાગ ભજવ્યો છે, તે ડુવર્જરે બતાવ્યું છે (P. XXXIV) કોંગ્રેસના સર્વપક્ષી સ્વરૂપને કારણે સ્વતંત્ર પક્ષ પાસે જમીનહિત સિવાય અન્ય કોઈ આર્થિક હિતે નોંધપાત્ર ભાગ ભજવ્યો નથી. વળી સ્વતંત્ર પક્ષને ઝડપી વિકાસ કરવાની તાલાવેલી હતી, તેથી પણ ઇતર જમણેરી પક્ષોની લાંબે ગાળે ફળદાયી બનતી નિર્માણપ્રક્રિયા અપનાવવાનું તેને માટે આવશ્યક નહોતું!

૪ Rajni Rothari, Nation-making and Consensus : The case of Indian National Congress (unpublished).

૫ Rajni Kothari and Rishikesh Maru, Fall of a Traditional stronghold.

૬ Modern parties are "methodical organization of the electoral masses"

૭ Robert Michels : Political parties, P. 50.

૮ ચોથી ચૂંટણીમાં તેના જીતેલા ૬૬ ધારાસભ્યોમાંથી ૩૬ એટલે કે ૫૪.૫% સભ્યો ગુજરાતની બે મુખ્ય જ્ઞાતિઓ-પટેલ અને ક્ષત્રિય-માંથી આવે છે.

૯ પટેલ અને ક્ષત્રિય જૂથો વચ્ચેની સમજૂતી એ સ્વતંત્ર પક્ષની શક્તિનું હાર્દ છે, એમ ભાઈકાકા સમજતા હતા. પણ ૧૯૬૨ માં "નીચલા વર્ણ"ના લોકો એટલે કે ક્ષત્રિયોને વધુ પડતી અગત્ય આપવાની ભાઈકાકાની નીતિના ડાહ્યાભાઈ પટેલ, પશાભાઈ પટેલ, દાદુભાઈ અમીન વ. કટ્ટર વિરોધી હતા. આજે વિચિત્રતા એ છે કે બે કોમોના સહકારના શિલ્પી પોતે ક્ષત્રિયવાદને કારણે મુશ્કેલીમાં મુકાઈ ચૂક્યા છે.

૧૦ આ ખામીનો સ્વીકાર પક્ષના મહામંત્રી શ્રી દાંડેકરે નવી દિલ્હીની પત્રકાર પરિષદમાં કર્યો છે, (Indian Express, 14-4-'68.

૧૧ ચોથી આમચૂંટણીનાં પરિણામોની સમીક્ષા કરવા પક્ષનું પાર્લામેન્ટરી બોર્ડ વલ્લભ વિદ્યાનગર ખાતે

૨૪-૨-'૬૭ ને રોજ મળવાનું છે ને તેમાં સૂચિત સરકાર રચવાની તક મળે તો પક્ષના કયા નેતાઓ તેમાં હશે તેનો ક્રમ નક્કી થશે...આ સમાચારની ટીકા કરતાં વાડીભાઈએ પત્રકારપરિષદ બોલાવી બોર્ડના સભ્ય છતાં પોતાને આ બેઠક અંગે કશી જ ખબર નથી એમ જાહેર કર્યું હતું. સંપર્કતંત્રની નિષ્ફળતાના પ્રથમ જાહેર સંકેત ત્યારે મળવાના શરૂ થઈ ગયા કહેવાય.

# ઔપચારિક રાજકારણ પાછળનાં અનૌપચારિક નિમ્નતંત્રો

કીર્તિદેવ ડી. દેસાઈ

કોઈ પણ પ્રદેશના રાજકારણની ચર્ચા માત્ર ઔપચારિક અને સરકારીય કક્ષાએ જ થાય એ ઈચ્છનીય નથી. ઔપચારિક રાજકારણ એ રાજ્યશાસ્ત્રનું કેન્દ્રવર્તી ધ્યાન-ક્ષેત્ર છે એ વાત ખરી, પરંતુ ઔપચારિક રાજકારણનાં પરિબળો અને પ્રક્રિયાઓને યોગ્ય રીતે *સમજવા માટે ઔપચારિક રાજકારણની પાછળ ડોકિયું* કરવું જ રહ્યું. ૧૯૫૦ પછીનાં વર્ષોમાં રાજકારણના અભ્યાસમાં જે અભૂતપૂર્વ ક્રાન્તિ આવી રહી છે, તેનો મુખ્ય ઝોક ઔપચારિક રાજકારણની પાછળ કામ કરતાં અનૌપચારિક નિમ્નતંત્રો (infra-structures), પરિબળો અને કાર્ય-હેતુઓ (motivations)નો અભ્યાસ કરવાનો રહ્યો છે. કોઈ પણ રાજકારણ શૂન્યાવકાશમાં રમાતું નથી; તેમજ સત્તાની સાઠમારી માત્ર ઔપચારિક રાજકારણના કાર્યક્ષેત્ર પૂરતી મર્યાદિત રહેતી નથી. સમાજમાં પ્રાદેશિક, આર્થિક કે સામાજિક કક્ષાએ વિવિધ સત્તા-માળખાંઓ (power-structures) રચાતાં હોય છે અને તેમની વચ્ચે સત્તાનું રાજકારણ પણ રમાતું હોય છે.

આવાં ઔપચારિક નિમ્નતંત્રો અને તેમની વચ્ચે રમાતી સત્તાની રમતો ઔપચારિક રાજકારણને સમજવા અને મૂલવવા માટે અનિવાર્ય પશ્ચાદ્ભૂમિકા પૂરી પાડે છે. બિનરાજકીય કક્ષાએ રચાતાં નિમ્નતંત્રો અને ઔપચારિક રાજકારણ વચ્ચેના આંતરસંબંધો રાજકારણમાં આંગિક અને કેન્દ્રવર્તી મહત્ત્વ ધરાવે છે આવા આંતરસંબંધોના ખરા સ્વરૂપ અંગે સ્પષ્ટ સમજ કેળવાય તે માટે થોડા મુદ્દા નોંધવા રહ્યા : (૧) કોઈ પણ સમાજના રાજકારણને તેનાં અનૌપચારિક નિમ્નતંત્રો હોય છે જ. એ નિમ્નતંત્રોની વિગતો અને સ્વરૂપો વિવિધ સમાજોમાં જુદાં જુદાં હોઈ શકે; પરંતુ નિમ્નતંત્ર વગરનું રાજકારણ શક્ય નથી (૨) ઔપચારિક રાજકારણ અને અનૌપચારિક નિમ્નતંત્રો વચ્ચેના સંબંધો પૂર્વ-નિર્ણીત કે એકમાર્ગી નથી. રાજકારણની આ બંને કક્ષાઓ એક બીજા પર અસર પાડે છે. આમ અનૌપચારિક નિમ્નતંત્રો એક તરફ ઔપચારિક રાજકારણ પર અસર પાડે છે; તો બીજી તરફ ઔપચારિક રાજકારણની અસર હેઠળ અનૌપચારિક નિમ્નતંત્રો પણ પલટાતાં હોય છે. (૩) *રાજકારણ અને તેનાં નિમ્નતંત્રો સ્થગિત નથી;* પરંતુ બંને ગતિશીલ અને પરિવર્તનશીલ છે.[1] આમ રાજકારણ અને તેનાં અનૌપચારિક નિમ્નતંત્રો વચ્ચેના સંબંધો એ અતિસંકુલ અને અતિનાજુક પ્રક્રિયા છે. ઔપચારિક રાજકારણ અને અનૌપચારિક નિમ્નતંત્રો વચ્ચેના આંતરસંબંધોની ભાતો અને પરસ્પર અસરોથી એકબીજાનાં પલટાતાં સ્તરો રાજકારણમાં નિર્ણાયક ભાગ ભજવે છે.

સમાજમાં વિવિધ પાયાઓ પર નિમ્નતંત્રો રચાતાં હોય છે. ધર્મ, ધન, જ્ઞાતિ, ભાષા, પ્રદેશ એમ વિવિધ કારણોસર સમાજમાં વિભાજન અને સ્તરીકરણ (separation and stratification)ની પ્રક્રિયા ચાલતી હોય છે. આવા વિવિધ પાયાઓ પર રચાયેલા વર્ગો વચ્ચે સત્તા અને પ્રભાવની વહેંચણી ઓછીવત્તી થતી હોવાથી રાજકીય પ્રભાવની દૃષ્ટિએ તેમની ગોઠવણી શ્રેણી-સ્વરૂપ (hierarchy)ના સ્વરૂપની હોય છે. આમ સમાજમાં વિવિધ ક્ષેત્રે સત્તા અને પ્રભાવનાં માળખાંઓ રચાય છે અને સમાજના વિવિધ વર્ગો અને સ્તરો વચ્ચે સત્તાની સાઠમારી ચાલે છે. સમાજના વિવિધ વર્ગો અને સ્તરોમાં સત્તાનું ગુરુત્વબિંદુ એક જગ્યાએ સ્થિર રહેતું નથી; પરંતુ વિવિધ વર્ગો અને સ્તરોના વધતા કે ઘટતા પ્રભાવ અનુસાર તે બદલાતું રહે છે.

*

આ રીતે રાજકારણનું નિમ્નતંત્ર એક હોતું નથી, પરંતુ અનેક હોય છે. સમાજજીવનના વિવિધ પાયાઓ પર જુદાં જુદાં નિમ્નતંત્રો રચાતાં હોય છે. આવાં અસંખ્ય નિમ્નતંત્રોમાંથી જે તે પ્રદેશના રાજકારણમાં જે નિમ્નતંત્રો

અર્થપૂર્ણ ભાગ ભજવતાં હોય તેમની અભ્યાસ માટે પસંદગી કરવી રહી.

આ દૃષ્ટિએ ગુજરાતના રાજકારણના અભ્યાસ માટે ત્રણ પ્રકારનાં નિમ્નતંત્રો વધુ અર્થપૂર્ણ છે—ભૂ-રાજકીય, સામાજિક અને આર્થિક. આ ત્રણે પ્રકારનાં નિમ્નતંત્રોના પાયા અનુક્રમે પ્રદેશ, જ્ઞાતિ અને આર્થિક વર્ગો છે. ગુજરાતના રાજકારણના નિમ્નતંત્રનાં આ ત્રણ મુખ્ય ઘટક એકમો ગણાવી શકાય.

ગુજરાતનું સમાજજીવન વિવિધ પ્રદેશો, જ્ઞાતિઓ અને વર્ગોમાં વહેંચાયલું રહ્યું છે. અર્વાચીન યુગની પૂર્વ-સંધ્યાએ ગુજરાતમાં વાણિજ્ય અને સૈન્ય મહત્ત્વનું સ્થાન ધરાવતાં હતાં. આમ વણિકો અને ક્ષત્રિયો સમાજના અગ્રવર્ગો ગણાતા. આની સાથે સાથે રાજ્યકારભાર અને મુત્સદ્દીગીરીને જીવનવ્યવસાય બનાવનાર નાગર બ્રાહ્મણો જેવી જ્ઞાતિઓનો પ્રભાવ પણ વધ્યો. આમ વણિક શ્રેષ્ઠીઓ, નાગર કારભારીઓ અને ક્ષત્રિય સરદારો ગુજરાતના રાજકીય જીવનના અગ્રવર્ગો બની રહ્યા હતા. પ્રદેશની દૃષ્ટિએ ગુજરાતનું રાજકીય જીવન વિવિધ પ્રદેશોમાં વહેંચાઈ ગયું હતું– કચ્છ, સૌરાષ્ટ્ર, ઉત્તર ગુજરાત, મધ્યગુજરાત અને દક્ષિણ ગુજરાત આમાં તળ ગુજરાતને લાગે છે ત્યાં સુધી રાજકારણનો હાર્દ-પ્રદેશ પાટણ અને ખંભાત વચ્ચેનો પ્રદેશ રહ્યો; સામાન્ય રીતે આ પ્રદેશ ઉત્તર ગુજરાત અને મધ્ય ગુજરાત વચ્ચેનો સંધિ-પ્રદેશ છે. સૌરાષ્ટ્રનું જીવન સોરઠ, હાલાર, ઝાલાવાડ, ગોહિલવાડ જેવા ચાર-પાંચ પ્રદેશોમાં વહેંચાઈ ગયું હતું. આમ અર્વાચીન યુગની શરૂઆત થઈ ત્યારે ગુજરાતના રાજકારણમાં પ્રભાવ ધરાવતા પ્રદેશો, વર્ગો અને જ્ઞાતિઓનું ચિત્ર કંઈક આવું હતું.

અર્વાચીન યુગમાં આધુનીકરણ, ઉદ્યોગીકરણ અને રાષ્ટ્રીય જાગૃતિના જે પ્રવાહો વિકસ્યા, તેની અસર બધા પ્રદેશો, વર્ગો અને જ્ઞાતિઓ પર એક સરખી પડી નથી. કોઈ પ્રદેશ, વર્ગ કે જ્ઞાતિએ આધુનીકરણનાં વલણો વધુ પ્રમાણમાં ઝીલ્યાં છે; તો કેટલાંક તે પ્રત્યે ઉદાસીન રહ્યાં છે. નવા પ્રવાહોને આવકારવાની, તેને આત્મસાત્ કરવાની અને તેના ઉપયોગથી પોતાના જૂથનો પ્રભાવ વધારવાની વૃત્તિ અને શક્તિ વિવિધ પ્રદેશો, વર્ગો અને જ્ઞાતિઓમાં એક સરખી હોઈ શકે નહીં. આમ અર્વાચીન યુગના આ ત્રણ મુખ્ય પ્રવાહોએ રાજકારણના મધ્યકાલીન નિમ્નતંત્રને જડમૂળથી પલટી નાંખ્યું છે. આ પ્રવાહોની અસર હેઠળ ભૂ-રાજકીય, સામાજિક અને આર્થિક ક્ષેત્રે પલટાતાં સત્તા-માળખાંઓ અને વિવિધ વર્ગો અને સ્તરો વચ્ચેની પ્રભાવ-વહેંચણીની પલટાતી ભાતો – એ બે ગુજરાતના રાજકારણના અનૌપચારિક નિમ્નતંત્રના અભ્યાસનાં મુખ્ય ધ્યાન-કેન્દ્ર ગણી શકાય.

*

ગુજરાતના રાજકારણના નિમ્નતંત્રનો ભૂ-રાજકીય દૃષ્ટિએ અભ્યાસ કરીએ તો ગુજરાતના વિવિધ પ્રદેશોના વધતા ઘટતા પ્રભાવની ભાત તપાસવી રહી. પ્રદેશોના પ્રભાવના વિકાસમાં ત્રણ તત્ત્વો મહત્ત્વનો ભાગ ભજવે છે. (૧) ઐતિહાસિક સંદર્ભનો વારસો (૨) આર્થિક અને સામાજિક વિકાસ, (૩) રાજકીય જાગૃતિ અને પ્રવૃત્તિ. આ ત્રણ તત્ત્વોને કારણે વિવિધ પ્રદેશો વધતા ઓછા વિકસે છે અને આ ત્રણ ક્ષેત્રે થયેલા વિકાસની ઓછીવત્તી માત્રાને કારણે પ્રદેશોના રાજકીય પ્રભાવ અને અસરમાં પણ ફેર પડે છે. વધુમાં વિકાસની વિવિધ કક્ષાએ ઊભેલા વિવિધ પ્રદેશોના એકીકરણનો પ્રશ્ન પણ અગત્યનો બની રહે છે.

આમ ભૂ-રાજકીય નિમ્નતંત્રની દૃષ્ટિએ અભ્યાસના ચાર મુદ્દા તારવી શકાય. (૧) ઐતિહાસિક સંદર્ભ (૨) રાજકીય જાગૃતિ અને પ્રવૃત્તિ (૩) આર્થિક અને સામાજિક વિકાસ અને (૪) પ્રાદેશિક એકીકરણ.

ઐતિહાસિક સંદર્ભની દૃષ્ટિએ ખૂબ મહત્ત્વની બાબત બ્રિટિશ ગુજરાત અને રજવાડી ગુજરાત વચ્ચે ગુજરાતનું થયેલું વિભાજન છે. હાલના સુરત, વલસાડ, ખેડા અને અમદાવાદના મોટા ભાગના પ્રદેશો તથા ભરૂચ અને પંચમહાલ જિલ્લાના લગભગ અડધા પ્રદેશો બ્રિટિશ હકૂમત હેઠળ હતા. આ રીતે અમદાવાદથી વલસાડ સુધીના પટામાં (વડોદરા અને નવસારીના ગાયકવાડી પ્રદેશો બાદ કરીને) બ્રિટિશ ગુજરાત પથરાયલું હતું. સ્વરાજ્ય પૂર્વે બ્રિટિશ ગુજરાતનો વહીવટ ફક્ત ચાર જિલ્લાઓમાં ગોઠવાયલો હતો: (૧) અમદાવાદ (૨) ખેડા (૩) ભરૂચ અને પંચમહાલ (૪) સુરત. આ સિવાયના બધા પ્રદેશો વિવિધ રજવાડી રાજ્યોમાં વહેંચાયલા હતા. ગુજરાતના આ ઐતિહાસિક રાજકીય વિભાજને ગુજરાતના રાજકારણ પર નિર્ણાયક અસરો પાડી છે. આધુનીકરણ, ઉદ્યોગીકરણ અને રાષ્ટ્રીય જાગૃતિના

પ્રવાહોની સૌથી વધુ ઘેરી અસર બ્રિટિશ ગુજરાતના પ્રદેશો પર પડી છે. બ્રિટિશ સામેના રાષ્ટ્રીય સત્યાગ્રહોનું કાર્યક્ષેત્ર પણ બ્રિટિશ ગુજરાત રહ્યું છે.

આમ આધુનીકરણ અને ઉદ્યોગીકરણની દૃષ્ટિએ આ ચાર જિલ્લાઓના પ્રદેશો ઉપર તરી આવે છે. બ્રિટિશ પ્રદેશો અને રજવાડી પ્રદેશોના એકીકરણથી સ્થપાયેલા ગુજરાત રાજ્યમાં પ્રાદેશિક સ્પર્ધા અને પ્રાદેશિક એકીકરણના પ્રશ્નો કેન્દ્રવર્તી મહત્ત્વ ધરાવે છે.

રાજકીય જાગૃતિ અને પ્રવૃત્તિની દૃષ્ટિએ પણ આ ચાર જિલ્લાઓ આગળ રહ્યા છે. કોંગ્રેસે બ્રિટિશરો સામેની લડતને પ્રાધાન્ય આપ્યું અને દેશી રજવાડાંઓ સામેની લડતને સ્વરાજ્ય મળે ત્યાં સુધી મોકૂફ રાખવાની નીતિ અપનાવી. આ નીતિને કારણે ગુજરાતમાં રાષ્ટ્રીય મુક્તિ ચળવળનું મુખ્ય કાર્યક્ષેત્ર બ્રિટિશ પ્રદેશો જ બની રહ્યા. સ્વરાજ્ય પૂર્વે ગુજરાતમાં ભરાયલાં કોંગ્રેસનાં બધાં રાષ્ટ્રીય અધિવેશનો સુરત અને અમદાવાદ જિલ્લામાં ભરાયાં હતાં. ગુજરાતના વિવિધ સત્યાગ્રહોમાં પણ અમદાવાદ, ખેડા અને સુરત જિલ્લાએ અગત્યનો ભાગ ભજવ્યો હતો. અમદાવાદમાં સ્થપાયેલ ગાંધી આશ્રમ, ગુજરાત વિદ્યાપીઠ અને નવજીવન સંસ્થા સમગ્ર ગુજરાતમાં રાષ્ટ્રીય ચેતના પ્રસરાવવાનાં મુખ્ય કેન્દ્રો બન્યાં; વધુમાં ગુજરાતમાં સ્થપાયલા લગભગ બધા જ ગાંધીવાદી આશ્રમો અમદાવાદ, ખેડા, પંચમહાલ અને સુરત જિલ્લામાં છે તે પણ નોંધપાત્ર છે. ગાંધીજીની દાંડીકૂચનો અમદાવાદ અને દાંડી વચ્ચેનો પ્રવાસ-માર્ગ આ દૃષ્ટિએ ખૂબ જ સૂચક છે; અમદાવાદ અને દાંડી વચ્ચેનો આ પટ્ટો ગુજરાતના રાજકીય દૃષ્ટિએ અતિજાગ્રત પ્રદેશને આવરી રહે છે. આમ બ્રિટિશ હકૂમત હેઠળનો આ પ્રદેશ આધુનીકરણ અને રાષ્ટ્રીય નવજાગૃતિની દૃષ્ટિએ ગુજરાતમાં આગળ રહ્યો. મધ્યકાલીન સમયમાં તળ ગુજરાતના રાજકારણનો હાર્દ-પ્રદેશ પાટણ-ખંભાતનો પ્રદેશ હતો; અર્વાચીન યુગના આ નવા પ્રવાહોની અસર તળે આ હાર્દ-પ્રદેશનો વિસ્તાર થયો. પહેલાંના ઉત્તર અને મધ્ય ગુજરાતના સંધિ-પ્રદેશના હાર્દ-પ્રદેશમાં દક્ષિણ ગુજરાતનો સીમાવર્તી પ્રદેશ ઉમેરાયો; અને અમદાવાદ-સુરત વચ્ચેની ધરી ગુજરાતના રાજકારણના હાર્દ-પ્રદેશ તરીકે બહાર આવી.

આર્થિક અને સામાજિક વિકાસના પ્રવાહો તપાસીએ તો તેણે પણ ઉપર્યુક્ત વલણને પુષ્ટ કર્યું છે. ખેતીવાડીના વિસ્તાર અને એકર દીઠ ઉત્પાદનની દૃષ્ટિએ વિવિધ જિલ્લાઓનું વર્ગીકરણ કરવામાં આવે તો તળ ગુજરાતમાં ખેડા, વડોદરા અને સુરત અને સૌરાષ્ટ્રમાં જૂનાગઢ જિલ્લા આગળ પડતા છે.[૨] આ ચારે જિલ્લામાં એકર દીઠ ઉત્પાદનનો આંક ૧૫૦ થી ઊંચો છે અને સાથે સાથે ખેતી હેઠળની જમીનની ટકાવારી પણ ૯૦ થી વધારે છે. ખેતીવાડીની દૃષ્ટિએ આ પ્રદેશો ગુજરાતના હાર્દ-પ્રદેશો ગણી શકાય. વસ્તીની ગીચતાની દૃષ્ટિએ પણ ખેડા, અમદાવાદ, સુરત અને વડોદરા સૌથી આગળ છે. ગુજરાતમાં ઉદ્યોગીકરણનો વિકાસ પણ અમદાવાદ અને સુરત વચ્ચેના પટ્ટામાં જ થયો છે; સૌરાષ્ટ્રમાં ઉદ્યોગીકરણમાં જામનગર સૌથી આગળ આવે છે. આમ ખેતીવાડીની સમૃદ્ધિ, વસ્તીની ગીચતા અને ઔદ્યોગિક વિકાસને પગલે પગલે તળ ગુજરાતમાં અમદાવાદ-સુરત ધરી અને સૌરાષ્ટ્રમાં જૂનાગઢ અને જામનગર જિલ્લાઓ આગળ પડતા પ્રદેશો બન્યા છે. ૧૯૬૧ ની વસ્તી ગણતરી પર આધારિત ગુજરાત સરકારના Census Atlas માં આર્થિક વિકાસ અને સામાજિક વિકાસના સમન્વિત નિર્દેશકો (synthetic index) પ્રયોજ્યા છે. આર્થિક વિકાસ માટે કૃષિ ઉત્પન્ન, શહેરીકરણ, ઉદ્યોગીકરણ, વીજળી શક્તિના કુલ અને માથાદીઠ વપરાશ વગેરેના આંકડાઓ પરથી સમન્વિત નિર્દેશક વિકસાવ્યો છે; ત્યારે સામાજિક વિકાસ માટે શહેરીકરણ, રેલવે અને રસ્તાની સગવડો, વાહનવ્યવહાર અને અવરજવર, સ્કૂલો, કૉલેજો, દવાખાનાંઓ વગેરેના આંકડાઓ પ્રયોજવામાં આવ્યા છે. સામાજિક વિકાસ અને આર્થિક વિકાસના આવા સમન્વિત નિર્દેશકો પ્રમાણેની ગુજરાતના જિલ્લાઓની ગોઠવણી પણ ઉપર્યુક્ત સામાન્યીકરણોને ટેકો આપે છે.* આમ ઐતિહાસિક સંદર્ભ અને રાજકીય જાગૃતિએ

* Government of Gujarat, Census Atlas (1961), Maps 162–A, 162–B.

| જિલ્લા | સામાજિક વિકાસનો આંક | આર્થિક વિકાસનો આંક | સામાજિક વિકાસ પ્રમાણે નંબર | આર્થિક વિકાસ પ્રમાણે નંબર |
|---|---|---|---|---|
| અમદાવાદ | ૮૧૨.૦ | ૭૮૪.૦ | ૧ | ૧ |

સર્જેલા પ્રદેશોના વર્ગીકરણ અને સ્તરીકરણના પ્રવાહોને આર્થિક અને સામાજિક વિકાસનાં પરિબળોએ વેગ આપ્યો છે.

ઐતિહાસિક સંદર્ભ, રાજકીય જાગૃતિ અને આર્થિક સામાજિક વિકાસની પ્રક્રિયાઓએ સર્જેલા પ્રાદેશિક સ્તરીકરણ (regional stratification) ના સંદર્ભમાં જ પ્રાદેશિક સ્પર્ધા અને એકીકરણનો પ્રશ્ન સમજી શકાય. ગુજરાતના રાજકારણમાં પ્રદેશવાદ એક અગત્યનું પરિબળ બની રહ્યું છે. ગુજરાતના રાજકારણમાં અમદાવાદ–સુરત ધરીના પ્રદેશનો પ્રભાવ ભારે રહ્યો છે. ગુજરાતના રાજકારણનો એ હાર્દ–પ્રદેશ છે. ગુજરાતના રાજકારણનું ગુરુત્વબિંદુ બહુધા આ પ્રદેશમાં જ ફરતું રહ્યું છે. સ્વાતંત્ર્યસંગ્રામના કાળમાં બંધાયેલી ગુજરાતની રાજકીય નેતાગીરી અને ગુજરાત કોંગ્રેસનું કાઠું આ પ્રદેશોમાંથી જ ઘડાયું છે. આની સરખામણીમાં ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના પ્રદેશો ગુજરાતના રાજકારણના સીમાવર્તી પ્રદેશો (peripheral areas) રહ્યા છે. મહાગુજરાતના આંદોલનને કારણે ૧૯૫૭ ની ચૂંટણીમાં અમદાવાદ–ખેડાના પ્રદેશમાં કોંગ્રેસને જે ફટકો પડ્યો, તેને પરિણામે સત્તાની આ સમતુલા કંઈક અંશે ડગમગી ગઈ. આથી થોડા વખત માટે જીવરાજ મહેતાના મુખ્ય પ્રધાનપદા હેઠળ સૌરાષ્ટ્રનો પ્રભાવ ગુજરાતના રાજકારણમાં વધ્યો. જીવરાજ મહેતાને સત્તાભ્રષ્ટ કરવાની રાજરમતમાં પણ રાજકારણી પ્રદેશવાદની છાયા ખૂબ ઘેરી હતી. આમ ગુજરાતના રાજકારણમાં પ્રદેશવાદની અસર સારી એવી રહી છે.

વધુમાં ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના સીમાવર્તી પ્રદેશો ગુજરાતમાં સંપૂર્ણ પણ એકીકૃત થયા નથી. ગુજરાતના રાજકીય પક્ષોમાં પણ આવાં પ્રદેશવાદી તર્કો દેખાયા કરે છે. ગુજરાત કોંગ્રેસની નેતાગીરી બ્રિટિશ ગુજરાતમાંથી આવી હતી; તે એક નેતા નીચે સત્યાગ્રહો લડી હતી; અને શિસ્ત અને બલિદાનની સદ્ભાવનામાંથી તેની એકતા અને ભ્રાતૃભાવ ઘડાયાં હતાં. પરંતુ મધ્ય ગુજરાતમાં વડોદરા રાજ્યની રાજકીય નેતાગીરીની પરંપરા આનાથી વિભિન્ન હતી. ઉત્તર ગુજરાતમાં વડોદરા રાજ્યના મહેસાણા અને મધ્ય ગુજરાતમાં વડોદરા જિલ્લાની નેતાગીરી પ્રજામંડળની રાજકીય પરંપરામાંથી સર્જાઈ હતી. તેવી જ રીતે સૌરાષ્ટ્રનાં વિવિધ દેશી રાજ્યોમાં રાજકીય નેતાગીરીનાં વિવિધ એકમો ઊભાં થયાં હતાં—ભાવનગરમાં બળવંતરાય મહેતા, સુરેન્દ્રનગરમાં રસિકભાઈ પરીખ, રાજકોટમાં ઢેબરભાઈ, જૂનાગઢમાં રતુભાઈ અદાણી. આમ ગુજરાતમાં રાજકીય નેતાગીરી છ–સાત પ્રદેશોમાં વિભક્ત હતી; અને એકબીજાથી અલગપણે વિકસી હતી. તેમની વચ્ચે ખભેખભા મિલાવીને લડવાથી જ ઊભું થતું ઐક્ય કે જૂથ–ઉત્સાહ (team-spirit) વિકસ્યાં ન હતાં.

વિવિધ રાજકીય પરંપરાઓવાળા રાજકીય નેતાગીરીના આ વિવિધ સમૂહોને ગુજરાત કોંગ્રેસની નેતાગીરી સાથે ગૂંથી લેવાનું કાર્ય મુશ્કેલ નીવડ્યું. મહેસાણામાં પ્રજામંડળના નેતા પુરુષોત્તમદાસ પટેલ અને સાંકળચંદ પટેલ જૂથના કોંગ્રેસ સાથેનાં નાટ્યાત્મક રિસામણાં–મનામણાંનાં મૂળ વિવિધ પરંપરાઓવાળી નેતાગીરીઓ વચ્ચેના એકીકરણની મુશ્કેલીમાં રહેલાં છે. તે જ રીતે અમરેલીમાં જીવરાજ જૂથ, સુરેન્દ્રનગરમાં રસિકભાઈ જૂથ, રાજકોટમાં ઢેબરભાઈ જૂથ તથા જૂનાગઢમાં રતુભાઈ અદાણી જૂથ સાથેની ગુજરાત કોંગ્રેસની અથડામણોમાં પણ એકીકરણની તાણો (strains) જ રહેલી છે. રાજકીય નેતાગીરીના આ પ્રાદેશિક જૂથોને પોતાનામાં સમાવવાની અશક્યતા અંગે ગુજરાત કોંગ્રેસને એટલી તો ખાતરી થઈ ગઈ છે કે તેણે આ નેતાગીરીનાં પ્રાદેશિક જૂથોને પોતાનામાં આત્મસાત્ કરવાની આશા મૂકી દઈને આવી નેતાગીરીનાં જૂથો સામે તે તે પ્રદેશમાં નવી યુવાન નેતાગીરીનાં પ્રતિસ્પર્ધી જૂથો ઊભાં કરવાની નીતિ અપનાવી છે. પક્ષીય નેતાગીરીમાં આવાં પ્રાદેશિક જૂથો અને સ્પર્ધાઓ કોંગ્રેસ પક્ષ પૂરતાં મર્યાદિત નથી. વિગતમાં ઊતરવાનો અવકાશ હોય તો સ્વતંત્ર પક્ષમાં

| | | | | |
|---|---|---|---|---|
| રાજકોટ | ૬૮૨.૫ | ૬૮૯.૫ | ૨ | ૩ |
| ખેડા | ૬૪૧.૦ | ૫૯૨.૦ | ૩ | ૭ |
| વડોદરા | ૬૪૧.૦ | ૭૩૧.૦ | ૪ | ૨ |
| સુરત | ૬૦૯.૫ | ૬૩૫.૫ | ૫ | ૫ |
| ભાવનગર | ૬૦૧.૦ | ૬૨૩.૦ | ૬ | ૬ |
| જામનગર | ૫૯૮.૫ | ૬૮૫.૦ | ૭ | ૪ |

પણ આવાં પ્રાદેશિક તણાંઓનું અસ્તિત્વ દર્શાવી શકાય. આમ પ્રાદેશિક એકીકરણના પ્રશ્નો રાજ્યના રાજકારણમાં તેમજ રાજ્યના પક્ષોના આંતરિક રાજકારણમાં પણ અગત્યનો ભાગ ભજવે છે.

આમ વિવિધ પરિબળો અને પ્રવાહોની અસરને કારણે વિકસતા પ્રાદેશિક સ્તરીકરણે ગુજરાતમાં ભૂ-રાજકીય નિમ્નતંત્ર સર્જ્યું છે. આ ભૂ-રાજકીય નિમ્ન-તંત્રની અસરો વિવિધ પ્રદેશોના પ્રભાવની વધઘટની અને પ્રાદેશિક સ્પર્ધાની ભાતોમાં જોઈ શકાય છે.

*

ગુજરાતના રાજકારણના નિમ્નતંત્રનું બીજું પાસું સામાજિક છે. સામાજિક નિમ્નતંત્રનું મુખ્ય ઘટક એકમ જ્ઞાતિ છે. ગુજરાતના રાજકારણમાં જ્ઞાતિ–માળખાંની અસરોનો અભ્યાસ વિવિધ રીતે થઈ શકે. પરંતુ આ ચર્ચા પૂરતો જ્ઞાતિના અભ્યાસ માટે બૃહદ્–કક્ષા (macro–level) નો અભિગમ સ્વીકાર્યો છે. આ અભિગમ અનુસાર કોઈ પણ રાજ્ય કે રાજકીય પ્રથા (political system) ને સમગ્રપણે અવલોકવામાં આવે છે અને સમગ્ર રાજ્ય કે પ્રથાની કક્ષાએ ઉપસતા આંતરસંબંધોની વિશાળ ભાતોનો અભ્યાસ કરવામાં આવે છે.

રાજકારણ અને જ્ઞાતિઓ વચ્ચેના આંતરસંબંધોના અભ્યાસ માટે કેટલાક ખ્યાલો સ્પષ્ટ કરવાની અને તે માટે ખ્યાલાત્મક માળખું (conceptual frame work) વિકસાવવાની જરૂર પડે છે. વધુમાં જુદાં જુદાં રાજ્યોમાં જ્ઞાતિ–રંગપટની ભાત જુદી જુદી હોય છે. જેમ આવી સાંદર્ભિક પરિસ્થિતિઓની ભાત બદલાય તેમ જ્ઞાતીય રાજકારણની ભાત પણ બદલાય છે. ભારતનાં વિવિધ રાજ્યોનું સાંદર્ભિક પરિસ્થિતિઓની ભિન્નતા પ્રમાણે વર્ગીકરણ કરવા રાજ્યમાંની બહુ–સંખ્યક જ્ઞાતિઓની સંખ્યા પ્રમાણે એક જ્ઞાતિ રાજ્ય, દ્વિજ્ઞાતિ રાજ્ય અને અનેક જ્ઞાતિ રાજ્યના ખ્યાલાત્મક નમૂના (conceptual models) વિકસાવવામાં આવ્યા છે. આ જુદા જુદા નમૂનાઓમાં જ્ઞાતીય રાજકારણના વિકાસના તબક્કાઓ જુદા જુદા હોય છે, જ્ઞાતિઓની વ્યૂહ-રચનાઓ જુદી જુદી હોય છે, અને જ્ઞાતિઓનાં રાજકીય વિભાજન અને જોડાણોની તરેહો પણ ભિન્ન હોય છે.[૩]

આ પ્રકારના વર્ગીકરણમાં ગુજરાતનું સ્થાન દ્વિજ્ઞાતિ રાજ્યના ખ્યાલાત્મક નમૂનામાં આવે છે. આમ ગુજરાતના જ્ઞાતીય રાજકારણની ભાત રાજસ્થાન, આંધ્ર કે મૈસુરની સાથે સામ્ય ધરાવે છે. ત્યારે બીજી બાજુએ મહારાષ્ટ્ર કે મદ્રાસ જેવા એકજ્ઞાતિ રાજ્યથી જુદી પડે છે.

ગુજરાતના સમાજજીવનમાં મુખ્ય બહુસંખ્યક જ્ઞાતિઓ બે રહી છે. પાટીદારો અને ક્ષત્રિયો. ગુજરાતમાં પાટીદારો અને ક્ષત્રિયોની વસ્તી અનુક્રમે લગભગ ૨૨ અને ૪૦ ટકા છે. આ જોતાં બહુમતીના રાજકારણમાં તેઓ અગત્યનો ભાગ ભજવે તે સાહજિક છે. આ બે બહુસંખ્યક જ્ઞાતિઓના સંઘર્ષો અને સમન્વયોએ ગુજરાતના રાજકારણને ઘડવામાં નિર્ણાયક ભાગ ભજવ્યો છે.

ગુજરાતના રાજકારણમાં જ્ઞાતિઓએ ભજવેલા ભાગના વિવિધ વિકાસ–તબક્કાઓ ટૂંકમાં નોંધીએ.[૪] ગુજરાતનું જ્ઞાતીય રાજકારણ અત્યાર સુધીમાં સાત તબક્કાઓમાંથી પસાર થયું છે.

**પ્રથમ તબક્કો :** અલ્પ–સંખ્યક જ્ઞાતિઓના પ્રભાવનો આ તબક્કો છે. આપણે નોંધ્યું કે મધ્યકાલીન યુગમાં વણિકો, બ્રાહ્મણો અને રાજકર્તા ક્ષત્રિયો ગુજરાતના સમાજજીવનના અગ્ર વર્ગો (elites) હતા. બ્રિટિશ અમલ દરમ્યાન ક્ષત્રિયોને દાબમાં રાખવામાં આવ્યા અને તેમનો પ્રભાવ ઘટ્યો. બીજી બાજુ પશ્ચિમની નવી વિદ્યા ભણવાની અને આત્મસાત્ કરવાની અભિમુખતાને કારણે બ્રાહ્મણો અને કંઈક અંશે વણિકો ઝડપથી અર્વાચીન રાજ્યતંત્રમાં ગોઠવાવા માંડ્યા. આમ ગુજરાતના રાજકારણમાં નાગર બ્રાહ્મણો, અનાવિલ બ્રાહ્મણો, વણિકો જેવી અલ્પસંખ્યક જ્ઞાતિઓનો પ્રભાવ લાંબો વખત રહ્યો.

**બીજો તબક્કો :** વીસમી સદીની શરૂઆતમાં સમૃદ્ધ ખેતી, વિદેશો ખેડવાની સાહસિક વૃત્તિ અને ઉચ્ચ શિક્ષણને કારણે પાટીદારોનો વર્ગ ગુજરાતમાં ઉપર આવવા માંડ્યો. વિવિધ પરિબળો અને ઐતિહાસિક સંજોગોએ પાટીદારોના આ ઉદયમાં ભાગ ભજવ્યો છે. પરંતુ અત્રે એનો વિગતવાર અભ્યાસ કરવાનો અવકાશ નથી. આર્થિક અને શિક્ષણક્ષેત્રે મેળવેલી સિદ્ધિઓને કારણે ગુજરાતના અગ્રવર્ગોમાં પાટીદારોનો વર્ગ ઉમેરાયો. ૧૯૨૦ ની આજુબાજુ આ વર્ગે રાજકારણમાં પણ પ્રવેશ કર્યો. એમની વ્યવસ્થાશક્તિ અને લડાયક ખમીર રાષ્ટ્રીય ચળવળમાં ઝળકી ઊઠ્યાં. બોરસદ અને બાર-

ડોલીના સત્યાગ્રહો એમની રાજકીય પ્રવૃત્તિનાં અંતર્ગત પ્રકરણો છે. ધીમે ધીમે સરદાર પટેલની આગેવાની હેઠળ પાટીદાર વર્ગ ગુજરાતના રાજકારણમાં જામી ગયો અને ગુજરાત કોંગ્રેસને તે આત્મસાત્ થયો. ગુજરાતના રાજકારણમાં બહુસંખ્યક જ્ઞાતિઓમાંથી આ એક જ્ઞાતિના પ્રવેશની બે લાક્ષણિકતા નોંધપાત્ર છે: (૧) બહુસંખ્યક જ્ઞાતિ હોવા છતાં પાટીદારોનો પ્રભાવ સંખ્યાના પાયા પર વધ્યો નથી. સમૃદ્ધિ, શિક્ષણ અને વ્યવસ્થાશક્તિના પાયા પર વ્યક્તિગત ધોરણે આ વર્ગ ગુજરાતના અગ્ર વર્ગમાં સામેલ થયો છે આમ જ્ઞાતિ-સંખ્યાની સભાનતા તેની રાજકીય શૈલીને એટલી આવરી નથી રહેતી, જેટલી તે ક્ષત્રિયોની શૈલીને આવરી રહે છે. (૨) પ્રભાવ ભોગવતી અલ્પસંખ્યક જ્ઞાતિઓથી રચાયેલા અગ્ર વર્ગમાં બહુસંખ્યક જ્ઞાતિનો પ્રવેશ મોટા ભાગે સંઘર્ષને જન્મ આપે છે. ગુજરાતમાં તો દૂધમાં સાકર ભળે તેમ આ વર્ગ ધીમે ધીમે અગ્ર વર્ગમાં આત્મસાત્ થયો છે. મદ્રાસ કે મહારાષ્ટ્રમાં અલ્પસંખ્યક બ્રાહ્મણો સામે બહુસંખ્યક જ્ઞાતિની ઝુંબેશે જે સંઘર્ષાત્મક અને ઝનૂની સ્વરૂપ ધારણ કર્યું છે તેવું ગુજરાતમાં બન્યું નથી. જ્ઞાતિસંઘર્ષની આવી ગેરહાજરી માટે કંઈક અંશે ગુજરાતીની વ્યવહારદક્ષતા અને કંઈક અંશે મુક્તિસંગ્રામમાં સત્તાને બદલે કુરબાનીની વહેંચણી કરવાની પરિસ્થિતિ કારણભૂત હોય એમ બને.

ક્ષત્રિય કોમમાં સમાવી દેવાની અને તે દ્વારા ક્ષત્રિયોનું સંખ્યાબળ વધારવાની પ્રક્રિયા શરૂ થઈ. આમ જ્ઞાતિ-સભાનતા (caste-consciousness) અને વિશાળ જ્ઞાતિ-સમૂહ (caste-federation) ની રચનાના પાયા પર ક્ષત્રિયોની રાજકીય સભાનતા સર્જાઈ. નરેન્દ્રસિંહ મહીડા, અને નટવરસિંહ સોલંકીના નેતૃત્વ હેઠળ ગુજરાત ક્ષત્રિય સભાની સ્થાપના તે આ રાજકીય જાગૃતિનો સંસ્થાકીય આવિષ્કાર છે.

આમ એક તરફ ક્ષત્રિયોમાં રાજકીય સભાનતા પ્રગટી રહી હતી, ત્યારે બીજી તરફ એ જ સમયગાળામાં પાટીદારોમાં રાજકીય ભંગાણ વિકસી રહ્યું હતું. ૧૯૪૭ પછી મોરારજીભાઈની નેતાગીરીએ પાટીદારોને બે દૃષ્ટિએ નારાજ કર્યા. તેમની આગેવાની હેઠળ ઘડાયેલો ગણોતધારો પાટીદાર જમીન-માલિકોના આર્થિક હિતોની વિરુદ્ધમાં જતો હતો. બીજું, સરકારની નેતાગીરી પાટીદારોને પોતાની લાગતી; તેથી આત્મીયતા મોરારજીભાઈ વિશે ન પ્રગટે તે સ્વાભાવિક છે. આમ ગુજરાત કોંગ્રેસ અને પાટીદાર વર્ગોના આર્થિક અને ઊર્મિગત સંધાનમાં ભંગાણ પડ્યું. આથી ૧૯૫૦ ની આસપાસ પાટીદારોનો એક વર્ગ કોંગ્રેસને વફાદાર રહ્યો, તો બીજો વર્ગ કોંગ્રેસની સામે પડ્યો. ૧૯૫૨ ની ચૂંટણીમાં કોંગ્રેસના વિરોધમાં ઊભા થયેલા વિરોધજૂથોના આગેવાનો પાટીદારો જ હતા તે ખૂબ જ સૂચક છે.

ચોથો તબક્કો : ૧૯૫૧ થી ૧૯૬૧ સુધીનો આ તબક્કો પાટીદારોના રાજકર્તા જૂથ અને ક્ષત્રિયો વચ્ચેના રાજકીય જોડાણને આવરી લે છે. એક બહુસંખ્યક જ્ઞાતિમાં ભંગાણ પડતાં તેનું રાજકર્તા જૂથ બીજી બહુસંખ્યક જ્ઞાતિનો ટેકો મેળવી પોતાની જ્ઞાતિના બળવાખોર જૂથોના બળ પર રચાયેલા વિરોધને કચડી નાંખે તે જ્ઞાતીય રાજકારણની એક નવી ભાત રજૂ કરે છે. ૨૨ ટકા પાટીદારોમાંથી અડધા અને ૪૦ ટકા ક્ષત્રિયોને ભેગા કરવાનું રાજકીય ગણિત એક કુશળ વ્યૂહરચના દર્શાવે છે. આ વ્યૂહરચનાને પરિણામે ક્ષત્રિયોને કોંગ્રેસમાં જીતી લેવામાં આવ્યા. ગણોતધારાની રાજકીય લડતમાં ક્ષત્રિયોનું હિત પાટીદારોની સામે પક્ષે હતું તે હકીકતે પણ આમાં સાથ આપ્યો. ૧૯૫૦ માં અમદાવાદમાં મળેલા ક્ષત્રિય સભાના અધિવેશને કોંગ્રેસને ટેકો આપવાનો ઠરાવ કર્યો; ત્યારે ૧૯૫૮ ના ડાકોર અધિવેશને

પણ આવાં પ્રાદેશિક તફાવતોનું અસ્તિત્વ દર્શાવી શકાય. આમ પ્રાદેશિક એકીકરણના પ્રશ્નો રાજ્યના રાજકારણમાં તેમજ રાજ્યના પક્ષોના આંતરિક રાજકારણમાં પણ અગત્યનો ભાગ ભજવે છે.

આમ વિવિધ પરિબળો અને પ્રવાહોની અસરને કારણે વિકસતા પ્રાદેશિક સ્તરીકરણે ગુજરાતમાં ભૂ-રાજકીય નિમ્નતંત્ર સર્જ્યું છે. આ ભૂ-રાજકીય નિમ્નતંત્રની અસરો વિવિધ પ્રદેશોના પ્રભાવની વધઘટની અને પ્રાદેશિક સ્પર્ધાની ભાતોમાં જોઈ શકાય છે.

*

ગુજરાતના રાજકારણના નિમ્નતંત્રનું બીજું પાસું સામાજિક છે. સામાજિક નિમ્નતંત્રનું મુખ્ય ઘટક એકમ જ્ઞાતિ છે. ગુજરાતના રાજકારણમાં જ્ઞાતિ-માળખાંની અસરોનો અભ્યાસ વિવિધ રીતે થઈ શકે. પરંતુ આ ચર્ચા પૂરતો જ્ઞાતિના અભ્યાસ માટે બૃહદ્-કક્ષા (macro-level)નો અભિગમ સ્વીકાર્યો છે. આ અભિગમ અનુસાર કોઈ પણ રાજ્ય કે રાજકીય પ્રથા (political system)ને સમગ્રપણે અવલોકવામાં આવે છે અને સમગ્ર રાજ્ય કે પ્રથાની કક્ષાએ ઉપસતા આંતરસંબંધોની વિશાળ ભાતોનો અભ્યાસ કરવામાં આવે છે.

રાજકારણ અને જ્ઞાતિઓ વચ્ચેના આંતરસંબંધોના અભ્યાસ માટે કેટલાક ખ્યાલો સ્પષ્ટ કરવાની અને તે માટે ખ્યાલાત્મક માળખું (conceptual frame work) વિકસાવવાની જરૂર પડે છે. વધુમાં જુદાં જુદાં રાજ્યોમાં જ્ઞાતિ-રંગપટની ભાત જુદી જુદી હોય છે. જેમ આવી સાંદર્ભિક પરિસ્થિતિઓની ભાત બદલાય તેમ જ્ઞાતીય રાજકારણની ભાત પણ બદલાય છે. ભારતનાં વિવિધ રાજ્યોનું સાંદર્ભિક પરિસ્થિતિઓની વિભિન્નતા પ્રમાણે વર્ગીકરણ કરવા રાજ્યમાંની બહુ-સંખ્યક જ્ઞાતિઓની સંખ્યા પ્રમાણે એક જ્ઞાતિ રાજ્ય, દ્વિજ્ઞાતિ રાજ્ય અને અનેક જ્ઞાતિ રાજ્યના ખ્યાલાત્મક નમૂના (conceptual models) વિકસાવવામાં આવ્યા છે. આ જુદા જુદા નમૂનાઓમાં જ્ઞાતીય રાજકારણના વિકાસના તબક્કાઓ જુદા જુદા હોય છે, જ્ઞાતિઓની વ્યૂહરચનાઓ જુદી જુદી હોય છે, અને જ્ઞાતિઓનાં રાજકીય વિભાજન અને જોડાણોની તરેહો પણ ભિન્ન હોય છે.[3]

આ પ્રકારના વર્ગીકરણમાં ગુજરાતનું સ્થાન દ્વિજ્ઞાતિ રાજ્યના ખ્યાલાત્મક નમૂનામાં આવે છે. આમ ગુજરાતના જ્ઞાતીય રાજકારણની ભાત રાજસ્થાન, આંધ્ર કે મૈસુરની સાથે સામ્ય ધરાવે છે. ત્યારે બીજી બાજુએ મહારાષ્ટ્ર કે મદ્રાસ જેવા એકજ્ઞાતિ રાજ્યથી જુદી પડે છે.

ગુજરાતના સમાજજીવનમાં મુખ્ય બહુસંખ્યક જ્ઞાતિઓ બે રહી છે. પાટીદારો અને ક્ષત્રિયો. ગુજરાતમાં પાટીદારો અને ક્ષત્રિયોની વસ્તી અનુક્રમે લગભગ ૨૨ અને ૪૦ ટકા છે. આ જોતાં બહુમતીના રાજકારણમાં તેઓ અગત્યનો ભાગ ભજવે તે સાહજિક છે. આ બે બહુસંખ્યક જ્ઞાતિઓના સંઘર્ષો અને સમન્વયોએ ગુજરાતના રાજકારણને ઘડવામાં નિર્ણાયક ભાગ ભજવ્યો છે.

ગુજરાતના રાજકારણમાં જ્ઞાતિઓએ ભજવેલા ભાગના વિવિધ વિકાસ-તબક્કાઓ ટૂંકમાં નોંધીએ.[4] ગુજરાતનું જ્ઞાતીય રાજકારણ અત્યાર સુધીમાં સાત તબક્કાઓમાંથી પસાર થયું છે.

**પ્રથમ તબક્કો :** અલ્પ-સંખ્યક જ્ઞાતિઓના પ્રભાવનો આ તબક્કો છે. આપણે નોંધ્યું કે મધ્યકાલીન યુગમાં વણિકો, બ્રાહ્મણો અને રાજકર્તા ક્ષત્રિયો ગુજરાતના સમાજજીવનના અગ્ર વર્ગો (elites) હતા. બ્રિટિશ અમલ દરમ્યાન ક્ષત્રિયોને દાબમાં રાખવામાં આવ્યા અને તેમનો પ્રભાવ ઘટ્યો. બીજી બાજુ પશ્ચિમની નવી વિદ્યા ભણવાની અને આત્મસાત્ કરવાની અભિમુખતાને કારણે બ્રાહ્મણો અને કંઈક અંશે વણિકો ઝડપથી અર્વાચીન રાજ્યતંત્રમાં ગોઠવાવા માંડ્યા. આમ ગુજરાતના રાજકારણમાં નાગર બ્રાહ્મણો, અનાવિલ બ્રાહ્મણો, વણિકો જેવી અલ્પસંખ્યક જ્ઞાતિઓનો પ્રભાવ લાંબો વખત રહ્યો.

**બીજો તબક્કો :** વીસમી સદીની શરૂઆતમાં સમૃદ્ધ ખેતી, વિદેશો ખેડવાની સાહસિક વૃત્તિ અને ઉચ્ચ શિક્ષણને કારણે પાટીદારોનો વર્ગ ગુજરાતમાં ઉપર આવવા માંડ્યો. વિવિધ પરિબળો અને ઐતિહાસિક સંજોગોએ પાટીદારોના આ ઉદયમાં ભાગ ભજવ્યો છે. પરંતુ અત્રે એનો વિગતવાર અભ્યાસ કરવાનો અવકાશ નથી. આર્થિક અને શિક્ષણક્ષેત્રે મેળવેલી સિદ્ધિઓને કારણે ગુજરાતના અગ્રવર્ગોમાં પાટીદારોનો વર્ગ ઉમેરાયો. ૧૯૨૦ ની આજુબાજુ આ વર્ગે રાજકારણમાં પણ પ્રવેશ કર્યો. એમની વ્યવસ્થાશક્તિ અને લડાયક ખમીર રાષ્ટ્રીય ચળવળમાં ઝળકી ઊઠ્યાં. બોરસદ અને બાર-

ડોલીના સત્યાગ્રહો એમની રાજકીય પ્રવૃત્તિનાં જ્વલંત પ્રકરણો છે. ધીમે ધીમે સરદાર પટેલની આગેવાની હેઠળ પાટીદાર વર્ગ ગુજરાતના રાજકારણમાં ભળી ગયો અને ગુજરાત કોંગ્રેસને તે આત્મસાત્ થયો. ગુજરાતના રાજકારણમાં બહુસંખ્યક જ્ઞાતિઓમાંથી આ એક જ્ઞાતિના પ્રવેશની બે લાક્ષણિકતા નોંધપાત્ર છે : (૧) બહુસંખ્યક જ્ઞાતિ હોવા છતાં પાટીદારોનો પ્રભાવ સંખ્યાના પાયા પર વધ્યો નથી. સમૃદ્ધિ, શિક્ષણ અને વ્યવસ્થાશક્તિના પાયા પર વ્યક્તિગત ધોરણે આ વર્ગ ગુજરાતના અગ્ર વર્ગમાં સામેલ થયો છે. આમ જ્ઞાતિ–સંખ્યાની સભાનતા તેની રાજકીય શૈલીને એટલી આવરી નથી રહેતી, જેટલી તે ક્ષત્રિયોની શૈલીને આવરી રહે છે. (૨) પ્રભાવ ભોગવતી અલ્પસંખ્યક જ્ઞાતિઓથી રચાયલા અગ્ર વર્ગમાં બહુસંખ્યક જ્ઞાતિનો પ્રયાસ મોટા ભાગે સંઘર્ષને જન્મ આપે છે. ગુજરાતમાં તો દૂધમાં સાકર ભળે તેમ આ વર્ગ ધીમે ધીમે અગ્ર વર્ગમાં આત્મસાત્ થયો છે. મદ્રાસ કે મહારાષ્ટ્રમાં અલ્પસંખ્યક બ્રાહ્મણો સામે બહુસંખ્યક જ્ઞાતિની ઝુંબેશે જે સંઘર્ષાત્મક અને ઝનૂની સ્વરૂપ ધારણ કર્યું છે તેવું ગુજરાતમાં બન્યું નથી. જ્ઞાતિસંઘર્ષની આવી ગેરહાજરી માટે કંઈક અંશે ગુજરાતીની વ્યવહારદક્ષતા અને કંઈક અંશે મુક્તિસંગ્રામમાં સત્તાને બદલે કુરબાનીની વહેંચણી કરવાની પરિસ્થિતિ કારણભૂત હોય એમ બને.

**ત્રીજો તબક્કો :** ગુજરાતની પહેલી બહુસંખ્યક જ્ઞાતિમાં રાજકીય ભંગાણ અને બીજી બહુસંખ્યક જ્ઞાતિના રાજકીય પ્રવેશને આ તબક્કો આવરી રહે છે. ૧૯૪૭ થી ૧૯૫૧ ના ચાર વર્ષના ગાળામાં આ બન્ને વલણોએ સ્પષ્ટ સ્વરૂપ ધારણ કર્યું. એક તરફથી ક્ષત્રિયોના અમુક વર્ગમાં રાજકીય સભાનતા પ્રગટવા માંડી હતી. ગુજરાતમાં મોટા ભાગના ક્ષત્રિયો આર્થિક અને શૈક્ષણિક ક્ષેત્રે પછાત હતા. તેથી ક્ષત્રિયોનો પ્રભાવ વધારવાની તેના આગેવાનોની વ્યૂહરચનાનો પાયો તેના સંખ્યાબળના ઉપયોગ પર રચાયો હતો. આમ ક્ષત્રિયોએ તેમના રાજકીય પ્રભાવનો પાયો નાંખવા બે પ્રયુક્તિઓ અજમાવી : (૧) ક્ષત્રિયોનું જ્ઞાતીય ધોરણે સંગઠન (૨) સીમાવર્તી જ્ઞાતિઓને રાજકીય દૃષ્ટિએ ક્ષત્રિયોમાં ભેળવી દેવી. આમ બારૈયા, કોળી, પાટણવાડિયા, કાઠી, મેર, આહીર જેવી અનેક જ્ઞાતિઓને ક્ષત્રિય કોમમાં સમાવી દેવાની અને તે દ્વારા ક્ષત્રિયોનું સંખ્યાબળ વધારવાની પ્રક્રિયા શરૂ થઈ. આમ જ્ઞાતિ–સભાનતા ( caste–consciousness ) અને વિશાળ જ્ઞાતિ–સમૂહ ( caste–federation ) ની રચનાના પાયા પર ક્ષત્રિયોની રાજકીય સભાનતા સર્જાઈ. નરેન્દ્રસિંહ મહીડા, અને નટવરસિંહ સોલંકીના નેતૃત્વ હેઠળ ગુજરાત ક્ષત્રિય સભાની સ્થાપના તે આ રાજકીય જાગૃતિનો સંસ્થાકીય આવિષ્કાર છે.

આમ એક તરફ ક્ષત્રિયોમાં રાજકીય સભાનતા પ્રગટી રહી હતી, ત્યારે બીજી તરફ એ જ સમયગાળામાં પાટીદારોમાં રાજકીય ભંગાણ વિકસી રહ્યું હતું. ૧૯૪૭ પછી મોરારજીભાઈની નેતાગીરીએ પાટીદારોને બે દૃષ્ટિએ નારાજ કર્યા. તેમની આગેવાની હેઠળ ઘડાયલો ગણોતધારો પાટીદાર જમીન–માલિકોનાં આર્થિક હિતોની વિરુદ્ધમાં જતો હતો. બીજું, સરદારની નેતાગીરી પાટીદારોને પોતાની લાગતી, તેવી આત્મીયતા મોરારજીભાઈ વિષે ન પ્રગટે તે સાહજિક છે આમ ગુજરાત કોંગ્રેસ અને પાટીદારો વચ્ચેના આર્થિક અને ઊર્મિગત સંધાનમાં ભંગાણ પડ્યું. આથી ૧૯૫૦ ની આજુબાજુ પાટીદારોનો એક વર્ગ કોંગ્રેસને વફાદાર રહ્યો, તો બીજો વર્ગ કોંગ્રેસની સામે પડ્યો ૧૯૫૨ ની ચૂંટણીમાં કોંગ્રેસના વિરોધમાં ઊભાં થયેલાં વિરોધજૂથોના આગેવાનો પાટીદારો જ હતા તે ખૂબ જ સૂચક છે.

**ચોથો તબક્કો :** ૧૯૫૧ થી ૧૯૬૧ સુધીનો આ તબક્કો પાટીદારોના રાજકર્તા જૂથ અને ક્ષત્રિયો વચ્ચેના રાજકીય જોડાણને આવરી લે છે. એક બહુસંખ્યક જ્ઞાતિમાં ભંગાણ પડતાં તેનું રાજકર્તા જૂથ બીજી બહુસંખ્યક જ્ઞાતિનો ટેકો મેળવી પોતાની જ્ઞાતિનાં બળવાખોર જૂથોના બળ પર રચાયલા વિરોધને કચડી નાંખે તે જ્ઞાતીય રાજકારણની એક નવી ભાત રજૂ કરે છે. ૨૨ ટકા પાટીદારોમાંથી અડધા અને ૪૦ ટકા ક્ષત્રિયોને ભેગા કરવાનું રાજકીય ગણિત એક કુશળ વ્યૂહરચના દર્શાવે છે. આ વ્યૂહરચનાને પરિણામે ક્ષત્રિયોને કોંગ્રેસમાં જીતી લેવામાં આવ્યા. ગણોતધારાની રાજકીય લડતમાં ક્ષત્રિયોનું હિત પાટીદારોને સામે પક્ષે હતું તે હકીકતે પણ આમાં સાથ આપ્યો. ૧૯૫૦ માં અમદાવાદમાં મળેલા ક્ષત્રિય સભાના અધિવેશને કોંગ્રેસને ટેકો આપવાનો ઠરાવ કર્યો; ત્યારે ૧૯૫૮ ના ડાકોર અધિવેશને

કોંગ્રેસને માતૃસંસ્થા તરીકે સ્વીકારી. કોંગ્રેસી પાટીદારો અને ક્ષત્રિયો વચ્ચેના આ રાજકીય જોડાણે દશ વર્ષ સુધી ગુજરાતમાં એક-પક્ષ-પ્રભાવ પ્રથા ચાલુ રાખવામાં નિર્ણાયક ફાળો આપ્યો.

**પાંચમો તબક્કો :** પરંતુ આ રાજકીય જોડાણ સંપૂર્ણપણે સ્થાયી નીવડ્યું નહીં. ધીમે ધીમે કોંગ્રેસમાં પાટીદારો અને ક્ષત્રિયો વચ્ચે સત્તા-ભાગીદારીની કટોકટી (participation crisis) સર્જાવા માંડી. માયરોન વાઈનરે એના એક અપ્રસિદ્ધ લેખમાં ખેડા જિલ્લામાં પાટીદારો અને ક્ષત્રિયો વચ્ચે વિકસતી ભાગીદારીની કટોકટીનો ચિત્રાત્મક અભ્યાસ કર્યો છે. ૧૯૫૨ માં કોંગ્રેસની ક્ષત્રિયોને જીતી લેવાની નીતિને કારણે બૂરી રીતે હારી ગયેલા લોકપક્ષના નેતા ભાઈકાકાએ આમાંથી બોધપાઠ લીધો હતો. ૧૯૫૯ માં તેમણે સ્વતંત્ર પક્ષ સ્થાપ્યો કે તરત તેમણે કોંગ્રેસમાંથી ક્ષત્રિયોને પોતાને તરફે જીતી લેવાના પ્રયાસો આદર્યા. આ બનાવને પરિણામે ક્ષત્રિયોએ ૧૯૬૧ ના બાયડ અધિવેશનમાં કોંગ્રેસ છોડી અને ૧૯૬૨ ની ચૂંટણીમાં સ્વતંત્ર પક્ષને ટેકો આપ્યો. આમ ૧૯૫૧ થી ૧૯૬૧ સુધી રાજકર્તા પક્ષને ટેકો આપનાર ક્ષત્રિયોએ ૧૯૬૨ માં વિરોધ પક્ષને ટેકો આપ્યો. ૧૯૬૨ માં સ્વતંત્ર પક્ષને મળેલા પ્રભાવશાળી વિજયો આ પાટીદાર ક્ષત્રિયોના રાજકીય જોડાણને આભારી છે.

**છઠ્ઠો તબક્કો :** ૧૯૬૬ માં ચોથા અને પાંચમાં તબક્કા દરમ્યાન વિકસેલા એક અગત્યના વહેણનો અંત આવ્યો. ૧૯૫૧ થી ૧૯૬૬ સુધી કોંગ્રેસ પક્ષે હોય કે વિરોધ પક્ષે હોય પણ ક્ષત્રિયોએ મોટે ભાગે અતૂટ જૂથ *(monolithic group) તરીકે રાજકારણમાં ભાગ* લીધો. ૧૯૬૨ પછી કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષ બન્ને ક્ષત્રિયોના ટેકાના રાજકીય ફાયદાઓ અંગે સજાગ બન્યા કે તેમણે ક્ષત્રિયોને પોતાને પક્ષે ખેંચવાના પ્રયત્નો આદર્યા. આ રાજકીય ખેંચતાણના સંદર્ભમાં ક્ષત્રિયોનું અતૂટ જૂથ તરીકેનું અસ્તિત્વ શકય ન હતું. આથી ૧૯૬૬ માં ક્ષત્રિયોમાં રાજકીય ભાગલા પડ્યા. અને તેઓ કોંગ્રેસ અને વિરોધ પક્ષે લગભગ સરખે ભાગે વહેંચાઈ ગયા. આમ ૧૯૫૧ માં ગુજરાતની એક બહુ-સંખ્યક જ્ઞાતિનું રાજકીય વિભાજન થયું; તો પંદર વર્ષ પછી ૧૯૬૬ માં ગુજરાતની બીજી બહુસંખ્યક જ્ઞાતિ ક્ષત્રિયોનું રાજકીય વિભાજન થયું. આમ ગુજરાતની બન્ને બહુસંખ્યક જ્ઞાતિઓનું રાજકીય વિભાજન થઈ ગયું. આ રાજકીય વિભાજનની અસરો ૧૯૬૭ નાં ચૂંટણીપરિણામોમાં દેખાય છે. ૧૯૬૨ અને ૧૯૬૭માં કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષ તરફથી ચૂંટાયેલા પાટીદાર અને ક્ષત્રિય ધારાસભ્યોની સંખ્યાનો તુલનાત્મક અભ્યાસ કરીએ તો આ રાજકીય વિભાજનની વિગતો સ્પષ્ટ થાય છે. *

**સાતમો તબક્કો :** ૧૯૬૭ ની ચૂંટણી પછી ગુજરાતમાં જ્ઞાતીય રાજકારણનો સાતમો અને વધુ સ્થાયી તબક્કો શરૂ થયો છે. ગુજરાતની બન્ને બહુસંખ્યક જ્ઞાતીઓ કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષમાં વહેંચાઈ ગઈ છે. હવે સંઘર્ષ પાટીદાર વિરુદ્ધ ક્ષત્રિયોનો રહ્યો નથી; પરંતુ ક્ષત્રિય-પાટીદારના એક રાજકીય જૂથ અને ક્ષત્રિય-પાટીદારના બીજા રાજકીય જૂથ વચ્ચેનો રહ્યો છે. જ્ઞાતિઓના સમવાયીકરણ, જ્ઞાતિઓ વચ્ચેનાં જોડાણો અને જ્ઞાતિઓના રાજકીયકરણ, (politicisation) અને વિભાજન-એ ત્રણ મૂળભૂત પ્રક્રિયાઓને પગલે પગલે જ્ઞાતિઓનું બિનસાંપ્રદાયીકરણ (Seculraisation of castes) થઈ રહ્યું છે. આ એક આવકાર્ય ઘટના છે. જ્ઞાતિઓની અસરથી રાજકારણના આકારો ઘડાય; પરંતુ તેની સાથે રાજકારણની અસર હેઠળ જ્ઞાતિનું સ્વરૂપ પણ ઝડપથી બદલાતું જાય છે તે નોંધવું રહ્યું. વધુમાં કોંગ્રેસ અને સ્વતંત્ર *પક્ષે વહેંચાયલાં પાટીદાર-ક્ષત્રિયોનાં પ્રતિસ્પર્ધી રાજકીય* જૂથો વચ્ચે સત્તાની સમતુલા એટલી નાજુક છે કે ધીમે ધીમે ક્ષત્રિય અને પાટીદાર સિવાયની અનેક અલ્પસંખ્યક જ્ઞાતિઓનું મહત્ત્વ પણ ગુજરાતના રાજકારણમાં વધી રહ્યું છે. જ્યારે બે મોટાં બળો સરખી રીતે વહેંચાયલાં હોય ત્યારે સીમાવર્તી નાનાં બળો પણ સમતુલા સાચ-

* ગુજરાત ધારાસભામાં પલટાતી જ્ઞાતીય સમતુલા :

| ચૂંટણી-વર્ષ | કોંગ્રેસ | | સ્વતંત્ર પક્ષ | | કુલ | |
|---|---|---|---|---|---|---|
| | પાટીદાર | ક્ષત્રિય | પાટીદાર | ક્ષત્રિય | પાટીદાર | ક્ષત્રિય |
| ૧૯૬૨ | ૨૧ | ૩ | ૮ | ૮ | ૩૦ | ૧૪ |
| ૧૯૬૭ | ૨૨ | ૨૧ | ૧૩ | ૨૩ | ૩૫ | ૪૪ |

વવામાં કે ઉથલાવવામાં સિંદભાગ ભજવે છે.

આમ સામાજિક નિમ્નતંત્રની દૃષ્ટિએ ગુજરાતમાં જ્ઞાતિઓ અને ઔપચારિક રાજકારણ વચ્ચેના અંતર-સંબંધો, અનેક તબક્કાઓ વટાવીને કંઈક અંશે વધુ સ્થાયી અને સમતોલ તબક્કામાં પ્રવેશ્યા છે.

*

ગુજરાતના રાજકારણના નિમ્નતંત્રનું ત્રીજું પાસું આર્થિક છે. આર્થિક નિમ્નતંત્રનું મુખ્ય ઘટક એકમ આર્થિક વર્ગો છે. આર્થિક વર્ગીકરણની દૃષ્ટિએ વિચાર કરતાં રાજકીય પ્રભાવની શક્યતાની દૃષ્ટિએ ૭ વર્ગો મુખ્ય છે – (૧) ઉદ્યોગપતિઓ અને વ્યાપારીઓ (૨) મધ્યમ વર્ગ (૩) ઔદ્યોગિક કામદારો (૪) ખેડૂતો (૫) ગણોતીઆઓ (૬) ખેત-મજૂરો. આમાંથી પ્રથમ ત્રણ શહેરી વર્ગો છે; ત્યારે બાકીના ત્રણ ગ્રામીણ વિસ્તારના વર્ગો છે.

આ ૭ આર્થિક વર્ગોની રાજકીય ક્ષેત્રે અસર કેટલી અને કઈ રીતે થાય છે તેનો વિગતવાર અભ્યાસ કરવાનો અત્રે અવકાશ નથી. વધુમાં આ પરિસંવાદમાં જે સ્વરૂપે ચર્ચા કરવાની યોજના છે તે જ સ્વરૂપમાં આ વિષયની વિગતવાર છણાવટ અન્યત્ર સુલભ હોવાથી તેનું પુનરાવર્તન આવશ્યક નથી.[૫] આથી નિમ્નતંત્રના આ આર્થિક પાસા-ની ચર્ચા માટે માત્ર થોડા મુદ્દા નોંધવા યોગ્ય છે.

પ્રથમ, ગુજરાતમાં ખેડૂતોનો એક વિશાળ અને સબળ વર્ગ અસ્તિત્વ ધરાવે છે. રૈયતવારી પ્રથાને કારણે સૌરાષ્ટ્ર અને કચ્છના થોડા વિસ્તારો બાદ કરતાં અન્યત્ર જમીન-દારોનું પ્રમાણ ઓછું છે. જમીનસુધારાના કાયદાઓ થયા તે પહેલાં પણ કુલ વસ્તીના લગભગ ૪૦ ટકા વસ્તી ખેડૂતોની હતી. જમીનસુધારણાને કારણે જમીનમાલિકોનો આ વર્ગ વધુ વિશાળ બન્યો છે. ૧૯૫૧ અને ૧૯૬૧ની વસ્તીગણતરીઓની વચ્ચે ખેડૂતોનો વર્ગ ૩૯.૨ ટકાથી વધીને ૪૪.૯ ટકાનો થયો છે. ૧૯૫૧ માં ગણોતીઆઓનો વર્ગ (૯.૬૦ ટકા) હતો, તે જમીનસુધારણાને કારણે નાબૂદ થયો છે. વધુમાં જમીનમાલિકોનો વિશાળ વર્ગ મોટે ભાગે નાના ખેડૂતોનો બનેલો છે. આ ખેડૂતોમાંના ૮૦ ટકા ૧૫ એકરથી ઓછી જમીન ધરાવે છે. આમ આ વિશાળ વર્ગની અસર રાજકારણ પર પડી છે. ગણોતધારાના વિરોધમાં જમીનમાલિકોમાં અસંતોષ પ્રકટ્યો અને તેમાંથી ૧૯૫૨ની ચૂંટણી વખતે મોટો વિરોધ ઊભો થયો. ૧૯૫૨ ની ચૂંટણીમાં કોંગ્રેસની સામે ઊભા થયેલા પક્ષો ખેડૂતસંઘો કે તેમના રાજકીય મંચો જ હતા. ૧૯૫૯ માં સ્થપાયેલા સ્વતંત્ર પક્ષને ગ્રામીણ વિસ્તારનો જે નોંધપાત્ર ટેકો મળ્યો તેને માટે પણ નાગપુર ઠરાવોથી જોખમાયેલાં ખેડૂતહિતો અને સ્વતંત્ર પક્ષની ખેડૂત-તરફી નીતિ કારણભૂત છે. આમ ગુજરાતના રાજ-કારણમાં ખેડૂતોએ અગ્રગણ્ય ભાગ ભજવ્યો છે. નાના ખેડૂતોના આ વિશાળ વર્ગે કેન્દ્રથી જમણેરી કે કેન્દ્રીય (centrist) રાજકારણને વેગ આપ્યો છે; અને અતિ-જમણેરી કે ડાબેરી રાજકારણને માટે નોંધપાત્ર અવકાશ રહેવા દીધો નથી.

બીજું, દેશના બીજા ભાગો કરતાં ગુજરાતમાં મધ્યમ વર્ગ વધુ વિશાળ અને સમૃદ્ધ છે. આથી ઊંચ-નીચના તફાવતો ઈર્ષ્યા કે કટુતા પ્રેરે તેટલા મોટા નથી. આ વિશાળ મધ્યમ વર્ગ ગુજરાતના વર્ગ–વિગ્રહ કે વર્ગ-દ્વેષની ભાવનાને મર્યાદિત બનાવતા બફર (buffer) તરીકે કામ કરે છે. આને લીધે વર્ગ–વિગ્રહના ખ્યાલ પર રચાયેલા ઉગ્ર રાજકારણને ગુજરાતમાં બહુ અવકાશ મળ્યો નથી. વધુમાં ગાંધી યુગની અસર હેઠળ આ મધ્યમવર્ગ શાંતિપ્રિય અને બિનસાંપ્રદાયિક બન્યો છે. ગુજરાતના લગભગ બધા જ રાજકીય પક્ષોને મધ્યમવર્ગે નેતાગીરી પૂરી પાડી છે. આથી આ મધ્યમવર્ગની સમાન લક્ષણો ધરાવતી નેતાગીરીએ ગુજરાતના રાજકા-રણને એક વિશિષ્ટ પ્રકારની એકતા આપી છે.

ત્રીજું, ઉદ્યોગપતિઓ અને વ્યાપારીઓએ રાજકાર-ણમાં આગળ પડતો ભાગ લીધો નથી. અત્યાર સુધી રાજ-કારણથી અલિપ્ત રહેવામાં જ આ વર્ગે પોતાનાં હિતોની સલામતી જોઈ છે. સૌરાષ્ટ્રમાં ચાલેલા વેચાણવેરા વિરોધી આંદોલનને બાદ કરતાં વ્યાપારી હિતોની રક્ષા અર્થે કોઈ ચળવળ ચાલી નથી. વધુમાં વાડીલાલ મહેતા જેવા ગણ્યા-ગાંઠ્યા ઉદ્યોગપતિઓને બાદ કરતાં આ વર્ગે રાજકારણમાં રસ લીધો નથી. જ્યારે રાજકીય અલિપ્તીકરણનો સલા-મત કિનારો છોડીને આ વર્ગ રાજકીયકરણના વહેણમાં ઝંપલાવશે, ત્યારે તે ગુજરાતના રાજકારણને નવો વળાંક આપશે.

ચોથું, ખેત–મજૂરોનો વર્ગ રાજકીય પ્રભાવની સારી એવી શક્યતા ધરાવે છે, પરંતુ આ શક્યતાઓ હજુ મોટે અંશે સાકાર થઈ શકી નથી. ખેત-મજૂરો ગ્રામીણ

વસ્તીના ૨૧.૮ ટકા થાય છે. અને કુલ વસ્તીના લગભગ ૧૫ ટકા થાય છે. ખાસ કરીને દક્ષિણ ગુજરાતના વડોદરા, ભરૂચ, સુરત અને વલસાડ જિલ્લાઓમાં તેમનું પ્રમાણ ખૂબ વધારે છે; આ જિલ્લાઓમાં તેમનું પ્રમાણ ગ્રામીણ વસ્તીના ૩૮ ટકાથી વધારે થાય છે. ઈન્દુલાલ યાજ્ઞિકની આગેવાની હેઠળની કિસાન સભાએ દક્ષિણ ગુજરાતના આ ખેત-મજૂરોમાં રાજકીય પ્રવૃત્તિ કરી હતી. ભરૂચ, અને સુરત જિલ્લાના પૂર્વ ભાગોમાં જનતા પરિષદનું જે થોડું જોર છે, તે ખેત-મજૂરો પરના કિસાનસભાના વર્ચસ્વને આભારી છે. વલસાડ જિલ્લાના પારડીમાં ખેત-મજૂરોના પ્રશ્ન પર પ્રજા સમાજવાદી પક્ષે જોરદાર ચળવળ ઊભી કરી અને તેના પાયા પર પોતાનો રાજકીય પ્રભાવ સર્જ્યો છે. આવા છૂટાછવાયા કેટલાક વિસ્તારો સિવાય મોટે ભાગે ખેત-મજૂરોના વિશાળ વર્ગની રાજકીય શક્યતાઓ વણખેડાયેલી જ પડી છે.

પાંચમું, ઉદ્યોગીકરણને લઈને ગુજરાતમાં ઔદ્યોગિક કામદારોનો વર્ગ પણ મોટો છે. સમગ્ર ભારતની ૦.૯ ટકાની સરેરાશની સામે ગુજરાતમાં તેમની ટકાવારી ૨.૨ ટકાની છે. ઔદ્યોગિક કામદારો ગુજરાતનાં ઘણાં ઔદ્યોગિક કેન્દ્રોમાં વહેંચાયેલા છે. પરંતુ તેમના રાજકીય પ્રભાવની અસરકારકતા અમદાવાદ શહેરના રાજકારણ પર વધુમાં વધુ છે. અમદાવાદના મજૂરવર્ગોની કોંગ્રેસ તરફી વફાદારી અને મજૂર મહાજનનું મજૂરો પરનું વર્ચસ્વ એ અમદાવાદ શહેરમાંના કોંગ્રેસ પ્રભાવનાં મુખ્ય પરિબળો હતાં. મહાગુજરાત આંદોલન વખતે અમદાવાદનો મધ્યમવર્ગ કોંગ્રેસની સામે વિફરી બેઠો, ત્યારે પણ મજૂરો કોંગ્રેસને વફાદાર રહ્યા હતા. મજૂરો પરના આ વર્ચસ્વને તોડવા જનતા પરિષદે કરેલી સંગ્રામ સમિતિની રચના, તેને પરિણામે મજૂરોમાં પડેલું રાજકીય ભંગાણ, આ ભંગાણને પગલે અમદાવાદના રાજકારણમાં જનતા પરિષદનો વધેલો પ્રભાવ આ સર્વ એટલી તો જાણીતી બાબતો છે કે તેની વિગતો આપવી આવશ્યક નથી. અમદાવાદની બહાર અન્ય કોઈ સ્થળે ઔદ્યોગિક કામદારોનું નોંધપાત્ર રાજકીયકરણ થયું નથી.

આમ ગુજરાતના આર્થિક નિમ્નતંત્રની અસરો ગુજરાતના રાજકારણ પર વર્તાય છે. ગુજરાતના રાજકારણની કેટલીક લાક્ષણિકતાઓ માટે એનું આર્થિક નિમ્ન-તંત્ર જવાબદાર છે હજુ સુધી ગુજરાતના વર્ગીય માળખાંના ઘણા સ્તરોનું રાજકીયકરણ થયું નથી; જ્યારે આવા રાજકારણથી અલિપ્ત સ્તરોનું રાજકીયકરણ થશે, ત્યારે ગુજરાતના રાજકારણમાં નવાં પાસાંઓ ઉમેરાશે.

*

ગુજરાતના રાજકારણના ભૂ-રાજકીય, સામાજિક અને આર્થિક નિમ્ન-તંત્રોનું આ ચિત્ર ઔપચારિક રાજકારણની પાછળ કામ કરતાં અનૌપચારિક પરિબળોનો ખ્યાલ આપે છે. અનૌપચારિક નિમ્નતંત્રો અને ઔપચારિક રાજકારણ વચ્ચેના સંધિ-પ્રદેશો કે સંગમ-કેન્દ્રો દર્શાવતી આ સમીક્ષા દેખીતી રીતે જ પ્રારંભિક સ્વરૂપની છે. રાજકારણનાં ઔપચારિક અને અનૌપચારિક પરિબળોના આંતરસંબંધોનું આછું ભાત-આલેખન તથા તેના વધુ અભ્યાસ અને ચર્ચા અંગેના શક્ય મુદ્દાઓનો સ્પષ્ટીકરણથી વધારે કંઈ જ આ સમીક્ષાની મર્યાદામાં શક્ય નથી.

---

૧ આ ખ્યાલોની વધુ ચર્ચા માટે જુઓ મારો લેખ 'ભારતીય રાજકારણનું આર્થિક-સામાજિક નિમ્નતંત્ર' 'વિશ્વમાનવ,' માર્ચ ૧૯૬૭.

૨ Government of Gujarat: Census Atlas, 1961, P. 290.

૩ જ્ઞાતીય રાજકારણ માટેની પૂર્વશરતો, એ માટેની વિભિન્ન સંદર્ભ-પરિસ્થિતિઓ અનુસાર જુદા જુદા ખ્યાલાત્મક નમૂનાઓ, એની મુખ્ય પ્રક્રિયાઓ અને એના વિકાસના મુખ્ય તબક્કાઓની વિગતવાર ચર્ચા માટે જુઓ મારો પૂર્વનિર્દિષ્ટ લેખ.

૪ ગુજરાતના જ્ઞાતીય રાજકારણના વિવિધ વિકાસ-તબક્કાઓની વિશેષ ચર્ચા, સંદર્ભો, અને આધારો માટે જુઓ મારો લેખ 'Socio-economic Infra structure of Gujarat Politics,' State *Politics in India, Meenakshi* publication 1963.

૫ એજન (વિગતવાર ચર્ચા માટે)

*

# ગુજરાતની રાજકીય પ્રથા–પડકાર અને સામર્થ્ય

દેવવ્રત પાઠક

કોઈ પણ રાજકીય પ્રથાનાં સામર્થ્ય કે શક્તિનો વિચાર આજે અગત્યનો બનતો હોય તો તેનું કારણ આજે સ્વીકાર પામી રહેલો વિકાસલક્ષી અભિગમ છે. પરિવર્તન અને વિકાસ આજના ગુરુમંત્રો થઈ પડ્યા છે; કારણ કે, પરંપરિત જીવન ગુજારતો સમાજ આજે આધુનિકતા અપનાવવા કટિબદ્ધ થઈ રહ્યો છે અને જેમ આર્થિક તેમ રાજકીય ક્ષેત્રે પણ વિકાસનો ખ્યાલ કેન્દ્રસ્થ બની રહ્યો છે. અલબત્ત, કોઈ પણ સમાજ માટે પરિવર્તન એક સ્વાભાવિક ક્રમ છે, પણ, આજે તો વિકાસ કંઈક અંશે સભાનતાથી પ્રેરવામાં આવી રહ્યો છે. યોજનાબદ્ધ રીતે ચોક્કસ ધ્યેયપ્રાપ્તિનો કાર્યક્રમ અપનાવવાની પદ્ધતિ આજના યુગની વિશિષ્ટતા છે. આ જાગ્રત, સભાન પ્રક્રિયામાં રાજકીય પ્રથા પ્રભાવક સ્થાન ભોગવે છે.

કોઈ પણ રાજકીય પ્રથામાં મુખ્યત્વે ત્રણ લક્ષણો હોય છે (૧) લોકસ્વીકારના પાયા ઉપર તે પ્રતિષ્ઠિત થયેલી છે (૨) સમાજની બૃહદ્ વ્યવસ્થાનો નિભાવ અને તે દ્વારા પ્રથા–નિભાવ તથા પ્રથા–પરિચાલન અને છેલ્લે, (૩) પરિવર્તન અને પરિવર્તનક્ષમતા. સમાજનો પ્રથા તરીકેનો નકશો (model) અપનાવીએ છીએ ત્યારે તેમાં ત્રણ બાબતો અભિપ્રેત છે. પ્રથમ, પ્રથા કાર્ય કરે છે કે જવાબદારીઓ અદા કરે છે. કાર્યકારિત્વ તેનો પ્રાથમિક ગુણ છે. બીજું, પ્રથાના બંધારણમાં આંતરિક પરસ્પરાવલંબન રહેલું હોય છે. તેમાંના એક અંગનું પરિવર્તન થતાં બીજાં અંગોમાં પણ વધતે ઓછે અંશે ફેરફાર થાય છે; અને ત્રીજું, તેમાં સમતુલાનો ગુણ રહેલો છે. પ્રથાનાં અંગો સુશ્લિષ્ટ રીતે સંકળાયેલાં છે.

પ્રથા કોઈ નિશ્ચેષ્ટ આકૃતિ કે નિર્જીવ નકશો નથી. એ એક જીવંત પ્રક્રિયા છે અને જીવંત રહેવા માટે, ટકવા માટે, તેને ચાર પ્રકારની પ્રક્રિયાઓ એકી સાથે કરવાની રહે છે. (૧) પરિચાલન – જેમાં તે બદલાતી પરિસ્થિતિને અનુકૂળ થતી રહે છે (૨) તેમાં ચોક્કસ ધ્યેયોની પ્રાપ્તિ માટે જવાબદારી હોય છે (૩) તેમાં એકીકરણ સધાતું રહે છે. અને છેલ્લે, (૪) તેમાં ઊભા થતા પ્રશ્નોની પતાવટ થાય છે. કાર્યસાધકતા તેની એક આવશ્યક ફરજ છે.

રાજકીય પ્રથા સમગ્ર સમાજનો એક ભાગ છે અને તેની તથા સમાજનાં ભિન્ન ભિન્ન માળખાંઓ વચ્ચેની આંતરક્રિયા નિરંતર ચાલ્યા કરતી હોય છે. આ આંતરક્રિયાને નીચેના ત્રણ વિભાગમાં ગોઠવી શકાય (અ) નિક્ષેપ (inputs) (બ) રૂપાંતરનું કાર્ય (conversion function) અને (ક) નિષ્પત્તિ કે નિષ્પન્ન (outputs). નિક્ષેપ કાચી સામગ્રીની માફક પ્રથામાં પ્રવેશે છે અને પ્રથા દ્વારા રૂપાંતર પામીને નિષ્પત્તિ બહાર આવે છે. નિક્ષેપના બે વિભાગ છે: એક માંગ કે માગણીઓ (demands) અને બે, ટેકો કે પીઠબળ (support). પ્રજાની માગણીઓ, માંગ, અપેક્ષાઓ અને અભિવ્યક્તિઓ દબાણના સ્વરૂપે પ્રથામાં પ્રવેશ મેળવે છે. તે સાથે પ્રજા તરફથી ટેકો, સહકાર, પીઠબળ અને સન્માન પણ પ્રથાને મળતાં રહે છે. વધારે વિસ્તારથી જોઈએ તો માંગ તેમજ ટેકો બન્ને ચાર સ્વરૂપે પ્રથામાં પ્રવેશતાં હોય છે.

માંગ કે માગણીઓમાં લોકો (૧) માલસામાન તથા સેવાઓ ઇચ્છે છે (૨) સમાજમાં નિયમન રહે તેમ ઇષ્ટ માને છે (૩) રાજકીય પ્રથાના પરિચાલનમાં તેમની ભાગીદારી ઇચ્છે છે અને (૪) રાજકીય પ્રથા તેની હસ્તી અને સામર્થ્યનું વિવિધ સ્વરૂપે પ્રદર્શન કરે તેમ પણ લોકોની અપેક્ષા રહે છે. તે જ પ્રમાણે ટેકા અને પીઠબળનાં પણ ચાર સ્વરૂપો છે. (૧) પ્રજા સાધન–સામગ્રી, કરવેરા વગેરે પ્રથાને પૂરાં પાડે છે (૨) લોકોની આજ્ઞાધીનતા અને આજ્ઞાપરાયણતા પ્રથાને જોઈતો ટેકો આપે છે (૩) મતદાન વગેરે દ્વારા પ્રજા પ્રથામાં તેની ભાગીદારી નોંધાવે છે અને (૪) પ્રથા તરફ લોકો સન્માન અને આદર પ્રદર્શિત કરે છે.

રાજકીય પ્રથાનું નિષ્પન્ન એટલે તેનું ઉત્પન્ન કે પરિણામ, તેના સામુદાયિક ધ્યેયની પ્રાપ્તિ તથા સામુદાયિક નીતિનું ઘડતર. પ્રથાની રૂપાંતરક્રિયા એટલે સમાજની સાધનસામગ્રીને પ્રયોજવાની–પલોટવાની પ્રથાની શક્તિ, તેનું પરિણામદાયિત્વ કે તેની કાર્યસાધકતા. આદેશ, કાનૂનસિદ્ધિ, પ્રશ્નોના ઉકેલ વગેરે પ્રથાનાં નિષ્પન્ન છે. નિક્ષેપ અને નિષ્પન્ન એકમેકની સાથે ગૂંથાયેલાં છે એટલું જ નહિ પણ તેમની વચ્ચે અન્યોન્ય સંબંધની આંતરક્રિયા ચાલતી રહે છે. નિષ્પન્નના સ્વરૂપે જે સિદ્ધ થાય છે તે નિક્ષેપમાં પુનઃપ્રવેશ (feed back) પામે છે અને એ રીતે સમગ્ર પ્રથા આંદોલિત થતી રહે છે. નીચેની આકૃતિ આ સ્પષ્ટ કરશે.*

રાજકીય પ્રથાનો વિકાસ છેવટના નિદાનમાં તેની શક્તિ કે સામર્થ્યનો વિકાસ છે જે વડે તે નવાં ધ્યેયો સિદ્ધ કરે છે તથા નિક્ષેપના સંદર્ભમાં સમુચિત વ્યવસ્થાતંત્ર ઉપજાવી શકે છે. તેની સામે ઊભા થતા પ્રશ્નોને તે પહોંચી વળી શકે તેમાં તેનું ક્રિયાકારિત્વ સમાયેલું છે અને એ જ તેની શક્તિ છે. શક્તિ કે સામર્થ્યની ખિલવણીમાં પ્રથા પૃથક્ પૃથક્ કાર્યો વિશે વિશિષ્ટ અભિગમ કેળવે છે, તે સાથે તેનું પોતાનું વિશિષ્ટ સ્તરીકરણ થવાનું કે કાઠું (structure) બંધાવાનું પણ ચાલે છે. કાર્ય અને કાઠું એકમેકની સાથે સંકળાયેલાં છે.

પ્રથાનો વિકાસ મુખ્યત્વે ત્રણ દિશાઓમાં આગળ વધે છે (૧) પ્રથાના વિકાસની સાથે સમાજની સમાનતા માટેની ભૂખ ઊઘડે છે. આ સમાનતાના આધારે વધારે ને વધારે લોકો જાગૃતિ અનુભવે છે અને રાજકીય પ્રવૃત્તિમાં પોતાની ભાગીદારી માટે માગણી કરતા થાય છે.

(૨) રાજકીય પ્રથાની શક્તિના વિકાસમાં ત્રણ લક્ષણો જોવા મળે છે:
  (અ) રાજકીય પ્રથા પરિણામદાયી બનતી જાય છે. એક ઉદ્યોગની માફક તેનું ઉત્પન્ન વધે છે અને પ્રવૃત્તિનો વ્યાપ વિસ્તરે છે.
  (બ) પ્રશ્નોના ઉકેલમાં ત્વરા આવે છે. પ્રથાના પરિચાલનમાં સ્ફૂર્તિ આવે છે અને તેની અસરકારકતા અને કાર્યક્ષમતામાં સુધારો થાય છે
  (ક) રાજકીય પ્રથાનો અભિગમ બુદ્ધિનિષ્ઠ (rational) અને બિનસાંપ્રદાયિક કે ધર્મનિરપેક્ષ (secular) બને છે.

(૩) રાજકીય પ્રથામાં વિભિન્નતા (differentiation) તથા વિશિષ્ટતા (specialization) વધે છે.

રાજકીય પ્રથા, તેની મૂળભૂત આકૃતિ કે નકશો, પ્રથા અને સમાજ વચ્ચેના આંતરસંબંધો અને રાજકીય વિકાસના ખ્યાલને સ્પષ્ટ કર્યા પછી આપણે પ્રથાની શક્તિનાં ઘટકો જોઈએ. આ ઘટકો મુખ્યત્વે પાંચ છે.

(૧) પ્રથાની સંપાદન (extractive) શક્તિ જેની મદદથી પ્રથા પ્રજા પાસેથી જોઈતી સાધનસામગ્રી પ્રાપ્ત કરે છે.
(૨) નિયમન (regulative) શક્તિ જે દ્વારા પ્રથા પ્રજાજીવન ઉપર નિયંત્રણ અને નિયમો નાખી શકે છે.
(૩) વિતરણ (distributive) શક્તિ એટલે પ્રજાને ચીજવસ્તુઓ અને સેવાઓ પહોંચતી કરવાની શક્તિ અને ક્ષમતા.
(૪) પ્રતીક (symbolic) શક્તિ જેમાં પ્રથા પોતાની તરફની સન્માનની ભાવના ખીલવી શકે છે.
(૫) પ્રતિભાવ (responsive) શક્તિ જેમાં પ્રજાની માગણીઓને સંતોષવા માટેની કાર્યસાધકતા અભિપ્રેત છે.

---



પ્રથાની શક્તિ એટલે પ્રજાની માગણીઓ–પીઠબળના સંદર્ભમાં પ્રતિભાવના રૂપમાં પ્રથાનો જવાબ. પણ પ્રથાનો પ્રતિભાવ એક જ પ્રકારનો હોતો નથી; તેમ તેનો આધાર પ્રથાની જે તે સમયની પરિસ્થિતિ ઉપર પણ રહે છે. પ્રજાની માગણી સંતોષવાને બદલે પ્રથા પ્રજા ઉપર દમન ગુજારી શકે છે અગર તો તે તરફ બેપરવા રહી શકે છે. કેટલીકવાર પ્રજાની માગણી એક હોય ત્યારે પ્રથાનો જવાબ બીજો જ કંઈ હોય છે. અને છેલ્લે, પ્રથા માગણીને સંતોષવાનો સંનિષ્ઠ પ્રયાસ પણ કરે છે અને જોઈતી બાંધછોડ કરવાની તૈયારી બતાવે છે. પ્રથાનું પરિણામદાયિત્વ તેની પરિવર્તનક્ષમતા ઉપર નિર્ભર છે.[१]

## આધુનીકરણનો સંદર્ભ

પ્રથા માત્રને પડકારનો સામનો કરવાનો હોય છે. પરંતુ જ્યારે સમાજ આધુનીકરણના ઉંબરે પહોંચ્યો હોય કે તેમાં પ્રવેશી ચૂક્યો હોય ત્યારે લોકજાગૃતિનાં પૂર એટલાં વિપુલ બને છે કે પ્રથા સામેનો પડકાર અનેકગણો જટિલ, દુર્બોધ અને દુર્ગમ બની જાય છે. લોકજાગૃતિ અને આધુનીકરણ એકમેકની સાથે સંકળાયેલી અને કેટલીક કક્ષાએ અવિભાજ્ય એવી પ્રક્રિયાઓ છે. એક નિરીક્ષકે કહ્યું છે તેમ ગરીબાઈનો પ્રશ્ન માનવસમાજની સમક્ષ હંમેશાં રહેલો છે. પણ ગરીબાઈ નિવારી શકાય તેમ છે એ સભાનતા આજે જેટલી બળવાન બની છે તેટલી આ પહેલાં કદી ન હતી. આ સભાનતાના કારણે લોકોમાં વર્તમાન પરિસ્થિતિ વિશેનો અજંપો વધે છે અને લોકોની અપેક્ષાઓનાં ચડતાં પૂર પ્રથા ઉપરની ભીંસ વધારી મૂકે છે. વધુ ને વધુ પ્રશ્નો વધતી જતી ત્વરાએ, વધારે ને વધારે સંકુલ સ્વરૂપે ખાબકતા જાય છે અને તેમનો સંયુક્ત બોજ કાર્યભારના સ્વરૂપે રાજકીય પ્રથાને સહન કરવાનો આવે છે લોકોની વિકાસયાત્રા જેમ આગળ વધે છે તેમ તેમની વિકાસભૂખ પણ વધતી રહે છે.

## લોકજાગૃતિનાં પરિમાણો

લોકજાગૃતિની આ પ્રક્રિયા ઘણાં સ્વરૂપે દેખા દે છે. (૧) લોકો મોટી સંખ્યામાં આધુનિકતાના સંપર્કમાં આવે છે અને તેની અસર નીચે વિકાસોન્મુખ બને છે. (૨) લોકો વચ્ચેનો વિચારવિનિમય અને વ્યવહાર માત્ર મૌખિક ન રહેતાં સમાજનાં અન્ય વાહનો જેવાં કે રેડિયો, દૈનિકો દ્વારા ચાલતો થાય છે. (૩) વધુ ને વધુ સંખ્યામાં લોકો તેમનાં જૂનાં રહેઠાણો છોડીને નવી જગાઓએ વસવાટ કરે છે. (૪) શહેરીકરણ વિસ્તરે છે. (૫) તેમના વ્યવસાયમાં લોકો ખેતીનું ક્ષેત્ર છોડીને બિન–ખેતી ધંધા–રોજગારમાં પ્રવેશતા થાય છે. (૬) અક્ષરજ્ઞાન વિસ્તરે છે અને છેલ્લે, (૭) માથાદીઠ આવકમાં વધારો નોંધાય છે. ટૂંકમાં, લોકજાગૃતિની પ્રક્રિયામાં લોકોના મોટા સમુદાયો જૂનાં અભ્યસ્તો (commitments) છોડીને નવાં અભ્યસ્તો અપનાવવા તૈયાર થાય છે.[२]

## તેમના આંતરસંબંધો

લોકજાગૃતિનાં ઉપર દર્શાવેલાં સાતેય પરિમાણો એકી સાથે સમાન કક્ષાએ આગળ વધતાં નથી પણ આ પ્રક્રિયામાંથી પસાર થતા સમાજોમાં તે બધાં વત્તે ઓછે અંશે જોવા મળતાં હોય છે અને અમુક અમુક કક્ષાએ તેમની વચ્ચેના સંબંધો બંધાતા જોવા મળે છે. દાખલા તરીકે, ૮૦ ટકાથી વધારે અક્ષરજ્ઞાન ધરાવતા સમાજમાં જન્મપ્રમાણ વર્ષે ૩ ટકાથી વધારે હોતું નથી જે માથાદીઠ આવક સાથે સંકળાયેલું છે. તે જ પ્રમાણે વાહનવ્યવહાર અને વિચારવિનિમયનાં બહોળાં સાધનો લોકોની હરફરમાં તથા વિકાસોન્મુખતામાં અનહદ વધારો કરે છે જેની દૂરગામી અસરોથી રાજકીય પ્રથા મુક્ત રહી શકતી નથી. જુદા જુદા પ્રદેશો, સમાજના વિભિન્ન સ્તરો અને સંસ્થાઓ એકમેકની નજીક આવે છે. તે સાથે જાગૃતિનો વ્યાપ વિસ્તરતાં રાજકીયકરણની માત્રા વધે છે; રાજકીય સમાનતા તથા ભાગીદારીની માગણી પ્રબળ બને છે અને તે સૌને સમાવવા માટે રાજકીય પ્રથાને પરિચાલનની સાથે પરિવર્તનનો ઝડપી કાર્યક્રમ અપનાવવો પડે છે.

આવકાર્ય, કંઈક અંશે અનિવાર્ય અને અપેક્ષિત હોવા છતાં લોકજાગૃતિ અને આધુનીકરણની પ્રક્રિયાઓ સરળ કે એકમાર્ગી નથી. તેમાં અનેક પ્રશ્નો, વિટંબણાઓ, રુકાવટો અને યાતનાઓ આવે છે અને તે સૌનો સંયુક્ત બોજ રાજકીય પ્રથાને ઝીલવાનો છે, અને તેમણે તેમાંથી સમેસુતર પાર ઊતરવાનું છે.

ભારતના એક અવિભાજ્ય અંગ તરીકે ગુજરાતની રાજકીય પ્રથા ભારતની રાજકીય પ્રથાથી મૂળભૂત રીતે જુદી પડતી ન હોય તે સ્વાભાવિક છે. છતાં એક એકમ તરીકે તેમજ તેના ઐતિહાસિક, ભૌગોલિક અને સાંસ્કૃતિક સંદર્ભમાં ગુજરાતને તેની લાક્ષણિકતાઓ છે જેનાથી તેનું વિશિષ્ટ વ્યક્તિત્વ વિકસનું રહ્યું છે. તેની સાથેનાં આહ્‌વાનોનો સામનો કરવાનું તથા પડકારોને ઝીરવવાનું તે કેવી શૈલીથી કરે છે તે જોવાથી તેની પ્રથાનું મૂલ્યાકન થઈ શકશે.

## ગુજરાત – મૂળભૂત હકીકતો

ગુજરાત વિશેની કેટલીક મૂળભૂત હકીકતો ગુજરાતની પરિસ્થિતિનો ખ્યાલ આપે છે અને એ સંદર્ભ ગુજરાતની રાજકીય પ્રથા સામેના પડકારને સ્પષ્ટ કરે છે. ભારતભરનાં ૫૬૨ દેશી રાજ્યોમાંથી ૩૭૨ દેશી રાજ્યો, એટલે કે ૬૬ ટકા જેટલાં, ગુજરાતમાં હતાં. આમાંનાં ૨૨૨ સૌરાષ્ટ્રમાં તથા ૧૫૦ તળ ગુજરાતમાં હતાં. દેશી રાજ્યોનું પ્રમાણ જોઈએ તો ગુજરાતના કુલ ૭૨૧૪૦ ચો. માઈલમાં દેશી રાજ્યોનું ક્ષેત્રફળ ૬૧૭૫૦ ચોરસ માઈલ (૮૬.૦૧ ટકા) હતું. ગુજરાતની રાજકીય પ્રથા માટે આ સંદર્ભમાં એકીકરણ સાધવાનો પ્રશ્ન કેટલો કપરો હતો તેનો ખ્યાલ આવે છે. ઐતિહાસિક દૃષ્ટિએ જોઈએ તો સૌરાષ્ટ્રનું રાજ્ય ૧૯૪૮માં અસ્તિત્વમાં આવ્યું તથા તેનું ગુજરાત સાથેનું જોડાણ ૧૯૫૬ના દ્વિભાષી મુંબઈ રાજ્ય થવાથી થયું. ૧૯૫૬ સુધી કચ્છ એક કેન્દ્રશાસિત રાજ્ય તરીકે રહ્યું હતું. ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છનું જોડાણ તો ૧૯૬૦માં થયું; જુદા રાજ્ય તરીકે અસ્તિત્વમાં આવનાર ગુજરાત ભારતનું પંદરમું રાજ્ય હતું.

## લઘુમતીઓ – પછાત જાતિઓ

લઘુમતીઓમાં ગુજરાતમાં ૮.૫ ટકા જેટલા મુસલમાનો વસે છે અને એવી બીજી લઘુમતીઓ ૨.૫ ટકા જેટલી છે. પણ પછાત તાલુકાઓમાં ગુજરાત દેશભરમાં મોખરે છે. સાબરકાંઠા, પંચમહાલ, વડોદરા, ભરૂચ, સુરત અને ડાંગ જિલ્લાઓમાં થઈને આવા કુલ ૨૩ તાલુકાઓ છે. ગુજરાતની વસ્તીમાં દર નવ માણસે બે માણસો પછાત વર્ગના છે. તેમાં વસતી અનુસૂચિત જનજાતિની સંખ્યા ૧૩.૪ ટકા જેટલી તથા પછાત જાતિઓની સંખ્યા ૬.૬ટકા છે. ગુજરાતની પછાત કોમોને તથા લઘુમતીઓને વિકસતા સમાજમાં સમાવવાનું વિકટ કાર્ય ગુજરાતે સાધવાનું છે.

સમગ્ર ભારતની ધરતીનો ૬.૧૪ ટકા તથા વસ્તીનો ૪.૭૦ ટકા ગુજરાત ધરાવે છે. કદમાં તેનો ક્રમ સાતમો છે જ્યારે વસતીમાં નવમો. છેલ્લા એક દસકામાં તેની વસ્તીમાં ૨૭ ટકાનો વધારો નોંધાયો છે, અને વસતીવધારાનો દર ૨.૪૧ ટકા જેટલો રહ્યો છે. વસતીની ગીચતા દર ચોરસ કિલોમીટરે ગુજરાતમાં ૧૧૨ છે જ્યારે ભારતમાં તે ૧૩૬ છે.

શહેરીકરણની દૃષ્ટિએ ગુજરાતનો ક્રમ ભારતમાં ત્રીજો આવે છે. મહારાષ્ટ્રમાં તે ૨૭.૧ ટકા, મદ્રાસમાં ૨૬.૭ ટકા છે, જ્યારે ગુજરાતમાં તેનો આંક ૨૬.૦૦ ટકા છે. બંગાળ (૨૩.૨ ટકા) તથા મૈસૂરનો (૨૨ ટકા) ક્રમ ત્યાર પછી આવે છે. ગુજરાતની વસતીનો ૩૦.૩ ટકા અક્ષરજ્ઞાન ધરાવે છે; પરંતુ ૧૯૫૧થી ૧૯૬૧માં ભણતર માત્ર ૭ ટકા વધ્યું છે.

વ્યાવસાયિક દૃષ્ટિએ ૫૭.૫ ટકા ખેતી ઉપર, ૧૫.૩ ટકા ખેતી સિવાયના વ્યવસાયોમાં, ૮.૫ ટકા વેપાર, ૧.૯ ટકા વાહનવ્યવહાર તથા ૧૬.૮ ટકા બીજા ધંધામાં રોકાયેલા છે. ગુજરાતની મોટી મર્યાદા તે તેની અનાજની ખાધ છે જે ૯ ટકા જેટલી છે. ગુજરાતની ૫૫ ટકા જમીનમાં ખેતી થાય છે અને હવે ૨.૭ ટકાથી વધારે જમીન ખેતી માટે વાપરી શકાય તેમ નથી. ગુજરાતમાં ૯૦ ટકા ખેતઉત્પાદન વરસાદ ઉપર આધાર રાખે છે. ભારતભરમાં ૧૮ ટકા સીંચાઈ હેઠળ છે જ્યારે ગુજરાતમાં તેનો આંક માત્ર ૭.૮ ટકા જેટલો જ છે. ૧૯૬૪–૬૫માં ગુજરાતમાં ૫૩૮૫ ગામડાં તથા ૧૯૬૫–૬૬માં ૬૦૩૫ ગામડાં દુષ્કાળમાં સપડાયાં હતાં. રસ્તાઓની દૃષ્ટિએ પણ ગુજરાત ઠીક પ્રમાણમાં પછાત રહ્યું છે. આજે પણ નાગપુર યોજના કરતાં આપણે ૩૦ ટકા પાછળ છીએ. જો કે આપણો પ્રગતિનો આંક, ખાસ કરીને નવું રાજ્ય અસ્તિત્વમાં આવ્યા પછી,

ઘણો ઊંચો રહ્યો છે તેમજ આપણા રસ્તાઓની ગુણવત્તા પણ સારી રહેવા પામી છે. વીજળીક શક્તિમાં પણ ગુજરાત પછાત છે. ૧૯૭૦–૭૧ સુધીમાં ૯૩૫ મેગાવૉટ વીજળી ઉત્પન્ન થશે એવી અટકળ છે. ગુજરાતમાં ખનિજ તેલ, ગેસ વગેરેનો મોટો જથ્થો મળતાં ગુજરાતનું ઔદ્યોગિક ભવિષ્ય સારું લાગે છે પણ ૬૭ સુધી તેમાં ઔદ્યોગિક વૈવિધ્ય આવ્યું નથી.

ભૌગોલિક દૃષ્ટિએ ગુજરાત દેશના દરિયાકિનારાનો ત્રીજો ભાગ ધરાવે છે તથા તેની પાકિસ્તાન સાથેની સરહદ ૨૯૦ માઈલની છે. ગુજરાતના સીમાડાના સંરક્ષણનો સવાલ મહત્ત્વનો છે.

ટૂંકમાં, શહેરીકરણની ઊંચી માત્રા, અક્ષરજ્ઞાનનું કંઈક ઊંચું ધોરણ અને ખેતી સિવાયના વ્યવસાયોની ઊંચી ટકાવારી ગુજરાતના સામાજિક–આર્થિક પોતને કંઈક જુદું બનાવે છે.

## રાજકીય ભાગીદારી

રાજકીય દૃષ્ટિએ જોઈએ તો લોકોની રાજકીય જીવનમાંની ભાગીદારીનું પ્રમાણ ઠીક ઊંચું રહ્યું છે. ૧૯૬૨ની ચૂંટણીમાં ગુજરાત વિધાનસભા માટે ૫૮ ટકા જેટલા લોકોએ મતદાન કર્યું હતું. ચોથી ચૂંટણીમાં આ આંકડો ૬૦ ટકા જેટલો નોંધાયો છે, એટલું જ નહિ પણ પક્ષીય રાજકારણમાં પણ ગુજરાત વિશિષ્ટ રહ્યું છે. વિધાનસભાની ૧૬૮ બેઠકોમાંથી ૧૫૯ બેઠકો કોંગ્રેસ (૯૩) તથા સ્વતંત્ર પક્ષ (૬૬) વચ્ચે વહેંચાઈ ગઈ હતી. બાકીની ૯ બેઠકોમાંથી સાત ઉપર બીજા પક્ષોના ઉમેદવારો અને માત્ર બે બેઠકો ઉપર અપક્ષ ઉમેદવારો ચૂંટાયા હતા. વિધાનસભાની ૯૫ ટકા બેઠકો મુખ્ય બે પક્ષો વચ્ચે વહેંચાઈ હતી અને ૮૩ ટકા મતો તેમની વચ્ચે ફાળવાયા હતા.

## અનામત ગુમાવવાનું પ્રમાણ

એ જ પ્રમાણે અપક્ષ ઉમેદવારોમાંના મોટા ભાગનાએ તેમની અનામત ગુમાવી હતી. વિધાનસભા માટેના ૧૭૮ ઉમેદવારોમાંથી ૧૬૨ અનામત ગુમાવી હતી જ્યારે સંસદની ઉમેદવારી કરનાર ૨૦ અપક્ષોમાંથી ૧૭ ઉમેદવારોએ અનામત ગુમાવી હતી. ૧૯૬૨ની ત્રીજી ચૂંટણીમાં અનામત ગુમાવનાર ઉમેદવારોની સંખ્યા ૩૬ટકા જેટલી થતી હતી, જે અન્ય રાજ્યોની સરખામણીમાં નીચો આંક ગણાય.

## દ્વિ–પક્ષી પ્રથા

પ્રબળ પક્ષો – અને તેમાં પણ મુખ્યત્વે બે હોય તો – રાજકારણને સંસ્થાગત[3] કરવામાં તે મોટો ફાળો આપે છે તે નિર્વિવાદ છે. આ રીતે જોઈએ તો ગુજરાતનું રાજકારણ વધુ વ્યવસ્થિત અને સુબદ્ધ બનતું જાય છે તેમ કહી શકાય. અનામત ગુમાવનારાઓમાં અપક્ષો જ મોખરે રહ્યા છે તે સાથે અનામત ગુમાવનારાઓનું પ્રમાણ અન્ય રાજ્યો કરતાં ગુજરાતમાં ઓછું છે. (ઉત્તરપ્રદેશમાં ૧૯૬૨માં તે ૬૧.૬ ટકા હતું જ્યારે ગુજરાતથી ઓછી ટકાવારીમાં માત્ર આંધ્રના ૩૫.૯ ટકા તથા કેરળના ૧૮.૩ ટકા નોંધાયા હતા) તે બતાવે છે કે ગુજરાતની રાજકીય પ્રથાનો ઢાંચો વ્યવસ્થિત સ્વરૂપનો થતો જાય છે. સુબદ્ધ પક્ષવ્યવસ્થા પ્રથાનો નિક્ષેપ પણ વ્યવસ્થિત રાખે છે અને પ્રજાકીય માંગ તથા સહકારને સુસ્પષ્ટ કરે છે.

## વિકસતું પ્રતિનિધિત્વ

રાજકીય પ્રથામાંના પ્રતિનિધિત્વની દૃષ્ટિએ પણ સમાજના નીચલા વર્ગોને મોકળાશ મળી છે. ૧૯૬૭ની ચૂંટણીમાં ક્ષત્રિયોના પ્રતિનિધિત્વમાં ત્રણ ગણો (૯.૧ ટકાથી ૨૬.૮ ટકા) વધારો નોંધાયો છે. જ્યારે પટેલો પ્રથમથી જ સારું પ્રતિનિધિત્વ ધરાવતા હોઈ તેમના આંકમાં ખાસ ફરક પડ્યો નથી. તે સાથે પટેલ-ક્ષત્રિયનું સંયુક્ત જૂથ બન્ને પક્ષો વચ્ચે સમાન કક્ષાએ વહેંચાયું છે ૧૬૮ બેઠકમાંથી ૭૯ બેઠકો (૪૭ ટકા) ક્ષત્રિય-પટેલના સંયુક્ત જૂથે મેળવી છે જે તેમની કુલ વસતી (૪૦ ટકા +૨૦ ટકા=૬૦ ટકા)ના પ્રમાણની નજીક છે રાજકીય ભાગીદારીની દૃષ્ટિએ પણ આ આંકડો ખૂબ મહત્ત્વ ધરાવે છે.

## સ્થિર અને નિરુપદ્રવી રાજકારણ

ગુજરાતની રાજકીય પ્રથાએ ૧૯૬૭ પછીના દિવસોમાં એકંદરે સારી સ્થિરતા જાળવી છે. પક્ષપલટો

અને તે દ્વારા સરકારમાં ફેરફાર થવાની શકયતા ગુજરાતમાં હતી પણ તે ટાળી શકાઈ છે. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના સ્થાનના પ્રશ્ન ઉપર ભાવનગર જિલ્લાના કોંગ્રેસી સભ્યોએ પક્ષમાંથી રાજીનામું આપ્યું હતું અને વિધાનસભામાં જુદા બેસવાનું પણ રાખ્યું હતું પણ તેઓએ વિરોધપક્ષમાં ભળવાનું રાખ્યું ન હતું. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીના પ્રશ્નનું સમાધાન થતાં આ સભ્યોએ પુનઃ કોંગ્રેસમાં પ્રવેશ કર્યો હતો. કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષ વચ્ચેના ગજગ્રાહમાં સ્વતંત્ર પક્ષને સહન કરવાનું આવ્યું હતું. અને તેના પાંચ સભ્યોએ પક્ષપલટો કરીને કોંગ્રેસમાં જોડાવાનું યોગ્ય માન્યું હતું. સ્વતંત્રપક્ષના નેતાપદની ચૂંટણીએ પક્ષમાંના જૂથવાદને જાગ્રત કર્યો હતો અને નવા નેતાની વરણી થયા પછી વાડીભાઈ મહેતાએ પક્ષનો ત્યાગ કર્યો હતો. રાજ્યસભાની ચૂંટણી વેળાએ પણ પક્ષની નિર્બળતાઓ છતી થઈ હતી. માર્ચ ૧૯૬૭થી માર્ચ ૧૯૬૮ના એક વર્ષના ગાળા દરમિયાન સ્વતંત્ર પક્ષ નબળો પડયો હતો જ્યારે તેની સરખામણીમાં કોંગ્રેસ પક્ષ કંઈક બળવત્તર બન્યો હતો.

## પ્રશ્નોના ઉકેલ

સ્થિરતાની સાથે કેટલાક લાંબા ગાળાના પ્રશ્નોના ઉકેલમાં પણ પ્રથા સફળ નીવડી છે.

(૧) પારડીની ઘાસિયા જમીનનો પ્રશ્ન મહદ્અંશે હલ થયો છે

(૨) ૧૯૫૬થી શહીદ સ્મારકનો પ્રશ્ન પ્રજામાનસને સતાવતો રહ્યો છે. આ પ્રશ્નનો ૧૯૬૭માં સુખદ ઉકેલ આવ્યો છે.

(૩) સૌરાષ્ટ્ર યુનિવર્સિટીનો પ્રશ્ન પણ સામે પડયો છે.

(૪) ગાંધીનગરની યોજના આગળ ધપી રહી છે અને તે વિશેનો મતભેદ શમ્યો છે.

(૫) ૧૯૬૫–૬૬ તથા ૧૯૬૬–૬૭ દરમિયાન દુષ્કાળ-રાહતનું કાર્ય કાર્યક્ષમતાથી ઉકેલવામાં સરકારને સફળતા મળી છે.

## કાયદો અને વ્યવસ્થા

કાયદો અને વ્યવસ્થાના ક્ષેત્રે પણ ગુજરાતની પ્રગતિ નોંધપાત્ર રહી છે. ઓક્ટોબર ૨૪, ૧૯૬૭ના દિવસે રાજ્યના માહિતી ખાતા તરફથી પ્રસિદ્ધ થયેલા આંકડા પ્રમાણે રાજ્યમાં છેલ્લાં પાંચ વર્ષના સમયમાં જુદા જુદા પ્રકારના ગુનાઓના પ્રમાણમાં મોટો ઘટાડો નોંધાયો છે. ધાડ અને તોફાનના ગુનાઓના ઘટાડામાં ગુજરાત ભારતનાં બધાં રાજ્યોમાં મોખરે રહ્યું છે. દેશમાં બધા જ "કોગ્નીઝેબલ" ગુનાઓના સમગ્ર ચિત્રને લક્ષમાં લઈએ તો લંકાદીવ ટાપુઓ અને ત્રિપુરાના કેન્દ્રશાસિત વિસ્તારને બાદ કરતાં ગુજરાતમાં આવા ગુનાઓના પ્રમાણમાં ત્રણ ટકાનો ઘટાડો થયો હતો.

રાજ્યમાં કાયદો અને વ્યવસ્થા અંગેની પરિસ્થિતિમાં અમદાવાદે તોફાનોના કિસ્સાઓની સંખ્યામાં ૮૫·૩ ટકાનો ઘટાડો નોંધાવી વિક્રમ સ્થાપ્યો છે. આ ઉપરાંત શહેરમાં લૂંટના અને વિશ્વાસઘાતના ગુનાઓનું પ્રમાણ અનુક્રમે ૩૭ ટકા અને ૨૨·૪ ટકા ઘટયું હતું.

કેન્દ્રના ગૃહ મંત્રાલયે ૧૯૬૫ના વર્ષ દરમિયાન ભારતમાં ગુનાઓ અંગે પ્રસિદ્ધ કરેલા અહેવાલમાં ગુજરાતમાં તોફાનોના ગુનામાં સૌથી મોટો ઘટાડો નોંધાયો હતો. ૧૯૬૪ના વર્ષની સરખામણીએ ૧૯૬૫માં આ ગુનાનું પ્રમાણ ૫૨·૬ ટકા ઘટયું હતું. રાજ્યમાં ૧૯૬૫માં આ ગુનાઓની સંખ્યા ૧૯૬૪ દરમિયાનની ૬૯૬થી ઘટીને ૩૩૦ની થઈ હતી. ઓરિસ્સા, આંધ્રપ્રદેશ અને જમ્મુ–કાશ્મીરનાં રાજ્યોમાં આ ગુનાના ઘટાડાનું પ્રમાણ અનુક્રમે ૩૦·૧ ટકા, ૨૦·૪ ટકા અને ૧૯·૩ ટકા રહ્યું હતું.

ધાડના ગુનાઓના પ્રમાણમાં નોંધાયેલા ઘટાડાની બાબતમાં ગુજરાતમાં ૧૯૬૪ના વર્ષની સરખામણીએ ૧૯૬૫ના વર્ષમાં લગભગ ૨૬ ટકા ઘટાડો થયો હતો. કેરળમાં આ પ્રકારના ગુનાઓમાં ૨૫ ટકા, આંધ્રપ્રદેશમાં ૨૨·૧ ટકા, મૈસૂરમાં ૧૬·૫ ટકા, મધ્યપ્રદેશમાં ૧૫·૭ ટકા, ઉત્તરપ્રદેશમાં ૧૪·૪ ટકા અને રાજસ્થાનમાં ૧૧·૮ ઘટાડો નોંધાયો હતો.

ઘરફોડના ગુનાઓની બાબતમાં પણ ૧૯૬૪ના વર્ષની સરખામણીએ ૧૯૬૫માં ૧૨·૩ ટકા ઘટાડો થયો હતો. સામાન્ય ચોરીના ગુનાઓની સંખ્યામાં ૬·૯ ટકા ઘટાડો થયો હતો. ૧૯૬૪માં ગુજરાતમાં ૧૦,૮૧૨

જેટલા સામાન્ય ચોરીના ગુનાઓ નોંધાયા હતા. આ ગુનાઓની સંખ્યા ૧૯૬૫માં ૧૦,૦૧૯ સુધી ઘટવા પામી હતી.[૪]

કાયદો અને વ્યવસ્થા સચવાય તે પ્રથા-નિભાવની નિર્દેશક હકીકત છે. તે સાથે પ્રથા લોકસ્વીકાર પામી છે અને તે અસરકારક બની રહી છે તેનું સૂચન પણ તેમાંથી મળે છે.

## નેતૃત્વ

પ્રથા-નિભાવના આ નિર્દેશો છેલ્લા એક વર્ષ દરમિયાન કંઈક વધુ ચોક્કસ બનતા જતા દેખાતા હોય તો તેનો જશ નેતૃત્વને છે. ૧૯૬૫ના સપ્ટેમ્બરથી આજના મુખ્ય મંત્રી સત્તા ઉપર આવ્યા છે. તેમનામાં વહીવટી કુશળતા તથા રાજકરણી શાણપણનો સમન્વય છે. તેમણે મુખ્યમંત્રીપદ મેળવ્યા પછી પ્રદેશ કોંગ્રેસ સમિતિ તથા પ્રધાનમંડળ વચ્ચેના સંબંધો એકંદરે સુખદ રહ્યા છે અને '૬૭ ની ચૂંટણી પછી તો પ્રદેશ સમિતિના બધા જ મુખ્ય સભ્યો પ્રધાનમંડળમાં લેવાયા છે. પક્ષ અને તેની વિવિધ સમિતિઓ ઉપરનું મુખ્ય મંત્રીનું પ્રભુત્વ સુવિદિત છે. હૈદ્રાબાદના કોંગ્રેસ અધિવેશનમાં તેઓ સારા મતથી કારોબારીમા ચૂંટાઈ આવ્યા છે. અને એ રીતે તેમણે તેમના વ્યક્તિત્વને દેશના રાજકારણમાં પણ ઉપસાવ્યું છે. સ્વતંત્ર પક્ષ સાથેના તેમના સંબંધોમાં પણ ખેલદિલી, સમજણ, તથા દીર્ઘદૃષ્ટિ જણાયાં છે. ગુજરાત રાજ્યનો વહીવટ અન્ય રાજ્યોની સરખામણીમાં નિર્વિઘ્ને અને સ્વસ્થતાથી ચાલે છે તેની ચોખ્ખી છાપ આજે ઊઠતી જાય છે અને તેની વ્યાપક અસરો ગુજરાતના જાહેરજીવનમાં નિહાળી શકાય છે. મહારાષ્ટ્રમાં શિવસેના, આસામમાં લચિત સેના, બંગાળમાં વિજય સેના વગેરે પ્રવૃત્તિઓ વિકસી છે જ્યારે ગુજરાતમાં સરદાર સેનાનો ઉલ્લેખ થતાં જ તેને મૂળિયાં ન નાખવા દેવામાં રાજ્ય અને સમાજ સફળ થયાં છે. કોમી એખલાસનું વાતાવરણ પણ ગુજરાતમાં સારી રીતે જળવાયું છે.

ગુજરાતનું પ્રધાનમંડળ સ્થિર રહ્યું છે તથા તેમાં ખાસ કોઈ ફેરફારો કરવામાં આવ્યા નથી. એક તરફ ફતેહસિંહરાવ ગાયકવાડ તો બીજી તરફ ઠાકોરભાઈ દેસાઈ જેવા વિરોધી વિચારો ધરાવતા પ્રધાનોને એકસૂત્ર રાખવામાં પંતપ્રધાન સફળ થઈ શકયા છે. ગુજરાતના પ્રધાનમંડળની સરેરાશ ઉંમર ૫૧ છે, જે બહુ ઊંચી ન ગણાય.[૫] આ વખતના પ્રધાનમંડળમાં પૂર્વ આફ્રિકા, બર્મા, મોઝામ્બિક તથા ઝાંઝીબારથી પાછા ફરતા ભારતીઓ (મોટે ભાગે તો તેઓ ગુજરાતીઓ છે) માટેનું એક ખાતું મહેસૂલ પ્રધાનને સોંપવામાં આવ્યું છે તે ઊભા થતા પ્રશ્નો પ્રત્યેનો પ્રધાનો યોગ્ય પ્રતિભાવ બતાવે છે. સુવર્ણ અંકુશનું ખાતું પણ તેની સાથે જોડવામાં આવ્યું છે. કાર્ય અને કાડું એકમેકની સાથે સંબંધ ધરાવતાં જોઈ શકાય છે. તાજેતરમાં થયેલી પંચાયતી ચૂંટણીઓમાં કોંગ્રેસ પક્ષે જે વિજય મેળવ્યો છે તેણે પ્રધાની સ્થિરતા તથા આત્મવિશ્વાસમાં વધારો કર્યો છે.

## આર્થિક વિકાસ

રાજકીય સ્થિરતાની સારી અસર આર્થિક ક્ષેત્રે પણ જણાઈ છે. રાજ્યના વિકાસખર્ચના આંકડા બતાવે છે કે આગામી વર્ષમાં રાજ્ય ૮૫.૫૩ કરોડ રૂપિયા વિકાસ ખાતે ખર્ચશે જમ્મુ અને કાશ્મીર રાજ્યને બાદ કરીએ તો માથાદીઠ ખર્ચમાં ગુજરાત દેશમાં બીજે નંબરે આવે છે. ૧૯૬૧-૬૨ થી ૧૯૬૮-૬૯ ના આંકડાઓ આ સ્પષ્ટ કરે છે.

| વિકાસખર્ચના આંકડા | |
|---|---|
| ૧૯૬૧-૬૨ | ૩૬.૨૯ કરોડ |
| ૧૯૬૨-૬૩ | ૪૭.૬૨ ,, |
| ૧૯૬૩-૬૪ | ૪૭.૭૪ ,, |
| ૧૯૬૪-૬૫ | ૫૧.૦૯ ,, |
| ૧૯૬૫-૬૬ | ૫૭.૪૫ ,, |

| રાજ્યવાર માથાદીઠ ખર્ચ | |
|---|---|
| આન્ધ્ર | ૧૫.૪૭ |
| આસામ | ૨૪.૧૦ |
| બિહાર | ૯.૬૧ |
| ગુજરાત | ૪૧.૫૨ |
| જમ્મુકાશ્મીર | ૬૦.૨૮ |

| | |
|---|---|
| ૧૯૬૭–૬૮ | ૭૨.૮૧ ,, |
| ૧૯૬૮–૬૯ (અંદાજ) | ૮૫.૫૩ ,, |

છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન માથાદીઠ ખર્ચ

| | |
|---|---|
| ૧૯૬૬–૬૭ | ૨૮ |
| ૧૯૬૭–૬૮ | ૩૫ |
| ૧૯૬૮–૬૯ | ૪૧.૫૨ |

| | |
|---|---|
| કેરળ | ૨૬.૨૦ |
| મધ્યપ્રદેશ | ૧૭.૫૯ |
| મદ્રાસ | ૧૯.૬૭ |
| મહારાષ્ટ્ર | ૩૮.૫૪ |
| મૈસુર | ૨૧.૭૫ |
| ઓરિસ્સા | ૧૬.૮૨ |
| પંજાબ | ૨૬.૬૦ |
| હરિયાણા | ૨૮.૩૩ |
| રાજસ્થાન | ૧૮.૪૮ |
| ઉત્તરપ્રદેશ | ૧૭.૪૫ |

માથાદીઠ ખર્ચમાં ૧૯૬૬–૬૭માં ગુજરાતનો નંબર ચોથો હતો. ૧૯૬૭–૬૮માં ત્રીજો અને ૧૯૬૮–૬૯માં તે બીજો છે. માથાદીઠ આવકમાં પશ્ચિમ બંગાળ (૩૧૯), મહારાષ્ટ્ર (૨૯૨) અને પંજાબ (૨૮૩) પછી ગુજરાત (૨૭૫)નો ક્રમ આવે છે.

## સમાચારપત્રો અને અખબારો

સમાચારપત્રો અને અખબારોના ફેલાવામાં જુદી જુદી ભાષાના આંકડા નીચે પ્રમાણે છે જેમાં ગુજરાતી અખબારોનો ફેલાવો પ્રમાણમાં ઠીક કહી શકાય તેવો છે.

| | | |
|---|---|---|
| અંગ્રેજી | ૫૫.૬ | લાખ |
| હિન્દી | ૩૯.૧ | ,, |
| તામિલ | ૨૭.૧ | ,, |
| મલયાલમ | ૧૭.૦ | ,, |
| ગુજરાતી | ૧૪.૫ | ,, |

માત્ર દૈનિકોનો ફેલાવો જોઈએ તો તે લગભગ પાંચ લાખનો છે. અખબારો અને દૈનિકોની ભાષાવાર સંખ્યા નીચે પ્રમાણે છે.

| અખબાર | |
|---|---|
| હિન્દી | ૧૯૩૧ |
| અંગ્રેજી | ૧૮૪૩ |
| ઉર્દૂ | ૭૮૫ |
| બંગાળી | ૫૫૦ |
| ગુજરાતી | ૫૧૪ |

| દૈનિકો | |
|---|---|
| હિન્દી | ૧૬૭ |
| ઉર્દૂ | ૮૩ |
| અંગ્રેજી | ૬૧ |
| મરાઠી | ૪૯ |
| મલયાલમ | ૪૨ |
| ગુજરાતી | ૪૧ |

ઉપરના બધા જ આંકડાઓમાં ગુજરાતનું સ્થાન સાધારણ રીતે ચોથું–પાંચમું આવે છે. પણ દૈનિક દીઠ વસ્તીનું પ્રમાણ જોઈએ તો તેમાં ગુજરાતનું સ્થાન બીજું આવે છે. કેરળમાં તે ૨૧૩ છે તો ગુજરાતમાં તેનો આંક ૩૮૮ છે. એ પછી ઊતરતા ક્રમમાં મદ્રાસ (૩૯૬), મહારાષ્ટ્ર (૫૩૫), મૈસુર (૮૧૭) અને બંગાળ (૮૨૩) આવે છે.

## રેડિયો

સમાચારપત્રોની સાથે રેડિયોનો ફેલાવો પણ ગુજરાતમાં સારા પ્રમાણમાં થયેલો જોઈ શકાય છે. છેલ્લાં સત્તર વર્ષની અંદર રેડિયોની સંખ્યા લગભગ પચાસગણી વધી છે. ૧૯૫૦–૫૧માં ગુજરાતમાં ૯૮૮૪ રેડિયો લાયસન્સ અપાયાં હતાં; ૧૯૬૦–૬૧માં તે સંખ્યા ૨૬૩,૬૬૦ જેટલી થઈ હતી અને ૧૯૬૬–૬૭માં તેનો

આંકડો ૪૮૭,૮૨૯નો થયો હતો. એક રેડિયો સેટ દીઠ વસ્તીનું પ્રમાણ જોઈએ તો નીચેના આંકડા જોવા રસિક થઈ પડશે.

| | |
|---|---|
| પંજાબ (જમ્મુ-કાશ્મીર હિમાચલ પ્રદેશ સાથે) | ૭૯૯ |
| ગુજરાત | ૯૨૫ |
| બંગાળ | ૯૯૯ |
| મહારાષ્ટ્ર | ૧૦૨૮ |
| મદ્રાસ | ૧૨૨૪ |
| મૈસૂર | ૧૭૧૫ |

સમાચારપત્રો તથા રેડિયો-બન્ને ક્ષેત્રે ગુજરાત બીજું સ્થાન ધરાવે છે. તે જ પ્રમાણે પોસ્ટ, ટેલીગ્રાફ તથા ટેલીફોનમાં પણ પ્રગતિ થઈ છે. નીચેના આંકડા તે દર્શાવે છે.

(કોઠો-૧)[૬]

| | ૧૯૫૦-૫૧ | ૧૯૬૦-૬૧ | ૧૯૬૬-૬૭ |
|---|---|---|---|
| પોસ્ટ ઓફિસ | ૧૧૯૯ | ૩૪૯૪ | ૪૦૭૨ |
| ટેલીગ્રાફ ,, | ૧૩૧ | ૩૯૨ | ૯૦૩ |
| ટેલીફોન જોડાણો | ૩૮૬૮ | ૧૨,૭૮૪ | ૪૦,૨૩૩ |

વાહનો અને વાહન-વ્યવહાર પણ વધ્યાં છે.

(કોઠો-૨) સ્ટેટ ટ્રાન્સપોર્ટ

| | ૧૯૬૦-૬૧ | ૧૯૬૬-૬૭ |
|---|---|---|
| રૂટ | ૧૭૭૪ | ૩૫૨૯ |
| સરેરાશ વાહનો (રસ્તા ઉપર) | ૧૧૭૪ | ૨૦૮૦ |
| કુલ વાહનો | ૧૮૯૧ | ૩૦૩૫ |
| યાત્રાળુ (સરેરાશ દરરોજ '૦૦૦માં) | ૪૦૧ | ૮૪૫ |

અન્ય રાજ્યોની સરખામણીમાં ગુજરાત ૪૦ ટકા ડીઝલ ઓઈલ વાપરે છે. વાહનોની બાબતમાં ગુજરાત દેશભરમાં ત્રીજું સ્થાન ધરાવે છે.

(કોઠો-૩) વાહનો

| | ૧૯૬૦ | ૧૯૬૭ |
|---|---|---|
| મોટર સાઇકલ | ૫૬૯૮ | ૧૮૫૬૬ |
| મોટરકાર | ૧૨૮૭૪ | ૨૧૯૪૨ |
| ઓટોરીક્ષા | ૧૦૨૧ | ૩૬૪૪ |
| પ્રાઇવેટ કેરિયર (લોરી) | ૭૦૨ | ૨૨૫૫ |
| ટ્રેક્ટર | ૨૦૫૬ | ૫૦૫૦ |
| પબ્લિક કેરિયર | ૩૩૧૬ | ૭૮૬૮ |

શૈક્ષણિક સંસ્થાઓ તથા તેમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની સંખ્યામાં પણ નોંધપાત્ર વધારો થયો છે.

(કોઠો-૪) શૈક્ષણિક સંસ્થાઓ

| | ૧૯૫૧-૫૨ | ૧૯૫૯-૬૦ | ૧૯૬૬-૬૭ |
|---|---|---|---|
| પ્રાથમિક | ૧૦૦૨૫ | ૧૭૫૨૭ | ૨૦૮૦૦ |
| માધ્યમિક | ૬૦૭ | ૯૮૬ | ૧૭૦૦ |
| ઉચ્ચ | ૪૨ | ૮૪ | ૨૧૦ |

વિદ્યાર્થીઓ ('૦૦૦માં)

| | ૧૯૫૧-૫૨ | ૧૯૫૯-૬૦ | ૧૯૬૬-૬૭ |
|---|---|---|---|
| પ્રાથમિક | ૧૨૪૨ | ૨૧.૮ | ૩૦૦૦ |
| માધ્યમિક | ૧૯૦ | ૩૨૭ | ૬૪૦ |
| ઉચ્ચ | ૧૭ | ૪૫ | ૯૫ |

સમાચારપત્રોનો બહોળો થતો જતો પ્રચાર, રેડિયોનો વધતો વપરાશ, સંપર્કનાં વધેલાં સાધનો, શિક્ષણનો ફેલાવો, માહિતીનો પ્રસાર, વાહનો અને વાહનવ્યવહારમાં થઈ રહેલો ઝડપી વધારો—આ બધા આંકડા એક પ્રભાવક હકીકતના દ્યોતક છે. ગુજરાતનો સમાજ આધુનીકરણના ઉંબરે આવીને ઊભો છે અગર તેને વટાવી રહ્યો છે. ઝડપી વિચારવિનિમય અને વિનિયોગનાં પરિણામ કલ્પવાં મુશ્કેલ નથી. આજનું વર્તનલક્ષી રાજ્યશાસ્ત્ર આ અંગે ભાવિનાં એંધાણોની ઝાંખી કરાવી શકે તેમ છે અત્યાર સુધીના વિકાસ પછી પીછેહઠ અશક્ય છે એટલું જ નહિ પણ ભાવિના વિકાસની આગેકૂચ વધુને વધુ ઝડપી બને તેવી પૂરી સંભાવના છે, અને તેમાં જ પ્રથા માટેનો સૌથી ગંભીર અને મૂળભૂત કહી શકાય તેવો પડકાર રહેલો છે.

રાજ્યની જનકલ્યાણની પ્રવૃત્તિને સુધરતા જતા સ્વાસ્થ્યના આંકડામાં દર્શાવી શકાય તેમ છે.

(કોઠો-૫)

| વર્ષ | જન્મપ્રમાણ | મરણપ્રમાણ | બાળમરણપ્રમાણ |
|---|---|---|---|
| ૧૯૫૭ | ૨૬.૧ | ૧૨.૫ | ૯૩ |
| ૧૯૬૦ | ૨૯.૭ | ૧૨.૩ | ૮૧ |
| ૧૯૬૬ | ૨૪.૪ | ૮.૦ | ૬૦ |

રાજ્યમાં ૧૯૬૦માં ૪૦૦ હૉસ્પિતાલો હતી. ૧૯૬૭-૬૮માં તે વધીને ૯૩૫ થઈ છે. આખાં રાજ્યમાં આજે દરદીઓ માટે ૧૧૦૦૦ પથારીઓની સગવડ છે.

## મૂલ્યાંકન

ગુજરાતની રાજકીય પ્રથાએ સ્થિરતા જાળવી છે. સ્થિરતા રાજકીય પ્રથાનો પાયો હશે પણ તે તેનું સર્વસ્વ નથી. પલટાતા સમાજ માટે તે કંઈક અંશે વિઘાતક પણ નીવડે. ગુજરાતના પ્રશ્નો હલ કરવામાં ગત વર્ષ દરમિયાન પ્રથાએ ક્ષમતા બતાવી છે પણ આ ક્ષમતામાં વિલંબ રહ્યો છે. શહીદસ્મારકનો પ્રશ્ન છેલ્લાં અગિયાર વર્ષથી આપણી સામે પડ્યો હતો. પારડીનો પ્રશ્ન પણ આજકાલનો નહોતો જ. ૧૯૬૭ની ચૂંટણીએ સત્તાધારી પક્ષને અલ્પ બહુમતી આપી ત્યારે જ લાંબા વખતથી પડી રહેલા સવાલોને હલ કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું છે. ગુજરાતની રાજકીય પ્રથાને લોકસ્વીકાર મળ્યો હશે પણ પ્રજા સાથેનું તેનું તાદાત્મ્ય હજી સધાયું નથી. પ્રજાકીય માંગ માટેનો સમયસરનો પ્રતિભાવ તેમાં વરતાતો નથી. તેમાં જણાય છે માત્ર સ્વરક્ષણનો ભાવ. તેમાં સ્વેચ્છાની જગાએ બદલાતા સંજોગોનું દબાણ વિશેષ કારણભૂત છે. દુષ્કાળરાહતનું કામ જરૂર અસરકારક રહ્યું પણ તેમાં કાર્યક્ષમ અમલથી વિશેષ નથી. પ્રથાની સિદ્ધિઓ કંઈક અંશે નકારાત્મક રહી છે.

ગુજરાતની રાજકીય પ્રથા આજે કંઈક સામર્થ્ય ધરાવતી જણાતી હોય તો તે માત્ર સાપેક્ષ દૃષ્ટિએ જ સાચું છે. અન્ય રાજ્યો ઘણી દૃષ્ટિએ પ્રથમથી જ પછાત રહ્યાં છે અને તેમણે ઘણો માર્ગ કાઢવાનો છે. વિશાળ દરિયાકિનારો ધરાવતું ગુજરાત આધુનિકતાના સંસર્ગમાં પ્રથમથી જ વિશેષ સ્વરૂપે આવ્યું છે. તેની વ્યાપારી મનોવૃત્તિ, વ્યવહારદક્ષતા અને શાણપણ તેની સ્થિરતા પાછળનાં મોટાં કારણો હોય તેમ જણાય છે. ગુજરાતની સ્થિર રાજકીય પ્રથાનો યશ ગુજરાતની પ્રજાને પણ છે.

આધુનીકરણના સંસર્ગમાં આવી રહેલા ગુજરાતના સમાજ માટે ગતિશીલ અને ક્રિયાતત્પર રાજકીય પ્રથાની જરૂર રહેવાની છે. સમાજના બધા જ વર્ગો હજી જાગ્રત થયા નથી પણ તેનાં પ્રાથમિક પગરણ થઈ ગયાં છે. ગામડે ગામડે ફરતી એસ. ટી. બસ, તાર-ટેલીફોનની સુવિધાઓ અને શિક્ષણપ્રચારની વધી રહેલી તકો ગુજરાતના ખૂણેખાંચરે જાગૃતિ વધારી રહી છે. લોકોની, સમાચારોની અને વિચારોની હરફર વધી રહી છે. શહેર-ગામડાં વચ્ચેનું અંતર તૂટી રહ્યું છે. તાજા સમાચારો રેડિયો દ્વારા લાખ્ખો લોકોને પીરસાઈ રહ્યા છે. નવીનતાનાં આકર્ષણો, સમાનતાનાં સ્વપ્નો અને સ્વાતંત્ર્યનાં અરમાનો આજે લોકહૃદયને સ્પર્શી રહ્યાં છે અને તેમની મહત્ત્વાકાંક્ષાને ઉત્તેજી રહ્યાં છે. લોકજાગૃતિ નવી ક્ષિતિજો સર કરી રહી છે. જાગ્રત અને પોતાના હક-

હિસ્સા વિશે સભાન બનેલો સમાજ રાજકીય પ્રથા તરફથી વિશેષ સુવિધાઓ અને ઉપક્રમોની આશા રાખશે. રાજ્યનું કાર્યક્ષેત્ર વિસ્તરે તેની સાથે કાર્યક્ષમતાને પણ કદમ મિલાવવા પડશે. કાર્લ માનહાઈમે જેને "આમૂલ લોકશાહીકરણ" (fundamental democratization) કહ્યું છે તે આપણી સન્મુખે આકાર લઈ રહ્યું છે. ઊભા થતા વિશિષ્ટ પ્રશ્નો અને સમસ્યાઓ અંગે વિશિષ્ટ શક્તિ અને પ્રતિભાવક્ષમતા વિકસાવવાનાં રહેશે; રાજકીય ભાગીદારીનો વિસ્તાર વધારવો પડશે.' તે સાથે તેમાં નવા અને યુવાન લોહીને આવકારવું પડશે. પરંપરાગત રિવાજો અને વર્તનની ભાત વધારવી પડશે. નવી રચનાઓ, નવા ઉન્મેષોને આવકારવા પડશે અને લોકશાહીની આગેકૂચને વધાવવી પડશે. સમાજનાં ઉગ્ર અને સ્થાપિત હિતો આ પ્રબળ બનતી પ્રક્રિયાને વિશે કલ્પનાશીલ સમજણ નહિ ધરાવે તો પ્રથાને સ્થગિત કરવામાં તેઓ તેમની બધી શક્તિ ખર્ચશે અને તેમ થતાં પ્રથાને પારાવાર નુકસાન પહોંચાડશે.

રાજકારણનું ક્ષેત્ર જાહેર ક્ષેત્ર છે. તેના પ્રશ્નો સાર્વજનિક છે આથી તેમાં ઊભા થતા પ્રશ્નો ચર્ચાસ્પદ બને છે. સ્પર્ધા તેની આનુષંગિક અને અનિવાર્ય પ્રક્રિયા છે. બર્નાર્ડ ક્રીક કહે છે, "રાજકારણ એવી પ્રવૃત્તિ છે જેમાં વિવિધ હિતોને તેમની અગત્યના પ્રમાણમાં સત્તાના ક્ષેત્રમાં હિસ્સો આપી, તેમની વચ્ચે સંકલન સાધી, તે દ્વારા સમાજનું સાતત્ય અને કલ્યાણ સાધવાનું હોય છે."[7] સંકલન, સમાધાન અને સામંજસ્યની અવિરત સાધના રાજકારણમાં નિહિત છે. સમાજ છેવટે તો વિવિધ હિત અને જૂથોનો સમૂહ છે. તેમનો અસ્વીકાર એટલે રાજકારણનો અસ્વીકાર અને એ અસ્વીકારનું સીધું પરિણામ લોકશાહીનો નિષેધ.

માનવજીવનની શક્યતાઓના વિસ્તરતા પરિઘ સાથે ગુજરાતની રાજકીય પ્રથાએ તાલ મિલાવવા પડશે જેથી વર્તમાન માત્ર સહ્ય ન બનતાં પરિતોષક બને અને આવતી કાલ આશાસ્પદ બને. આવતા યુગના વૈતાલિક બનવાનું વિકટ પણ રચનાત્મક કાર્ય ગુજરાતની રાજકીય પ્રથાને માથે આવી રહ્યું છે. તે તેને પાર પાડશે ?

### ટિપ્પણ

૧ રાજકીય પ્રથા (political system) ની આ ચર્ચા ડેવિડ ઇસ્ટન, ગેબ્રિયલ આલમન્ડ, લુશિયન પાઈ વગેરેનાં લખાણો ઉપર આધારિત છે.

૨ લોકજાગૃતિ (mobilization)નાં આ સાત પરિમાણો કાર્લ ડૉઈજના આધારે અહીં મૂક્યાં છે.

૩ કોઈ પણ સમુદાયનું રાજકીય જીવન અને સામાજિક જીવન સંસ્થાગત બને તે લોકશાહી માટે તેમજ પ્રથાસંચાલન માટે આવકારવા જેવું છે. માત્ર અમદાવાદ શહેરમાં આજે લગભગ ૧૬૧ શિક્ષણસંસ્થાઓ છે, ૨૫ મહિલા મંડળો છે, પાંચ મજૂર પ્રવૃત્તિનાં મંડળો છે તથા અગિયાર સામાજિક પ્રવૃત્તિ માટેનાં મંડળો છે.

૪ ૧૯૬૫માં નોંધાયેલો આ ઘટાડો પછીના વર્ષમાં જણાતો નથી, પોલિસ દફતરે નોંધાયેલા "કોગ્નીઝેબલ" ગુનાઓનું પ્રમાણ ગુજરાતમાં નીચે પ્રમાણે રહ્યું છે.

| ૧૯૫૯ | ૧૯૬૦ | ૧૯૬૧ | ૧૯૬૨ | ૧૯૬૩ | ૧૯૬૪ | ૧૯૬૫ | ૧૯૬૬ |
|---|---|---|---|---|---|---|---|
| ૩૦૫૧૮ | ૨૯૮૬૨ | ૨૯૮૬૯ | ૩૦૮૪૪ | ૩૧૮૬૬ | ૩૧૪૨૫ | ૨૯૭૭૯ | ૩૧૦૬૯ |

૧૯૬૫ના વર્ષમાં જે ઘટાડો નોંધાયો તે શા કારણથી હતો તે જાણી શકાયું નથી પણ પછીના વર્ષમાં ગુનાઓમાં વધારો થયો છે તે દેખીતું છે.

'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા'માં (તા. ૯-૪-૬૮) પ્રસિદ્ધ થયેલા હેવાલો પ્રમાણે ૧૯૬૬-૬૭ના વર્ષના પહેલા ૭ માસ દરમિયાન ભારતમાં ગુનાઓના પ્રમાણમાં વધારો થયેલો જણાયો છે. સૌથી વધારે ગુનાઓ ઉત્તર પ્રદેશમાં અને ત્યાર પછી ઊતરતા ક્રમમાં મધ્યપ્રદેશ, મહારાષ્ટ્ર, બિહાર, બંગાળ, મદ્રાસ અને રાજસ્થાન આવે છે. આ સમાચારમાં ગુજરાતનો નિર્દેશ નથી પણ પહેલાં સાત રાજ્યોમાં તેની ગણના નથી.

૫ બ્રિટનમાં ૧૯૬૪માં સત્તા ઉપર આવેલી મજૂર સરકારના પ્રધાનમંડળની સરેરાશ ઉંમર ૩૬ હતી.

૬ કોઠા ૧, ૨, ૩, ૪ અને ૫ ગુજરાત રાજ્યનાં બ્યૂરો ઑફ ઇકોનોમિક્સ અને સ્ટેટિસ્ટિક્સ તરફથી પ્રસિદ્ધ થતા Social and Economic Reviewના આધારે મૂક્યા છે.

૭ Bernard Crick, Lu Defence of Politics 1962, p. 21.

# અકસ્માત્

## પિનાકિન દવે

તાળું ખૂલે છે, તાળું એક દ્વારને જાળવે છે, દ્વાર એક ઘરને સાચવે છે ને ઘરમાં હવાને ગૂંગળાતી રાખી તેના એકાંતને અકબંધ રાખે છે. પરંતુ એનાથી હવાની વાસ જાળવી શકાતી નથી. અંદર સૂતેલી સ્મૃતિઓનાં ચિત્રો કોઈ ગાંસડી બાંધી લઈ જાય તો પણ એ રોકી ન શકે.

તાળું ખૂલે છે એ રજનીકાન્તને ગમે છે. એનું નામ રજનીકાન્ત છે, જોકે એની એને ખબર નથી. પરંતુ દ્વાર પાછળ રજની રહે છે. એને રજની સાથે ઓળખ છે એટલે રજનીકાન્ત જોકે રજની વિશે પણ એને ખબર નથી. કોઈક ખૂલે ત્યારે મુક્તિની લાગણી થાય છે અને તેથી જ રજનીકાન્તને વારંવાર તાળું ખોલવું ને બંધ કરવું ગમે છે. ઘરની અંદર બેસીને પણ એ તાળું ઉઘાડ–બંધ ઉઘાડબંધ કર્યે જાય છે. તાળું કટ અવાજ કરતું ખૂલે છે. ત્યારે કરીક ગમગીનીની કતલ થઈ જાય છે. મોઢું પ્રફુલ્લ થઈ ઊઠે છે ત્યારે એના પડી ગયેલા બે દાંત વચ્ચેથી જીભ બહાર આવવા મથતી અટકે છે.

રજનીકાન્ત જ્યારે ખુશાલીમાં હોય છે ત્યારે એને દર્પણમાં જોવાનું મન થાય છે. ઘરમાં બે દર્પણ છે. એકનો એ અઠવાડિયામાં બે વાર હજામત કરવા માટે ઉપયોગ કરે છે. તેમાં મોઢું વધારે સારી રીતે દેખાય છે. બીજું દર્પણ કબાટમાં આવેલું છે. પણ એ વરસોની ધારદાર સપાટી સાથે ઘસાઈ ઝાંખું પડી ગયું છે. પણ વગર મુશ્કેલીએ એમાંથી મોઢું જોઈ શકાય છે. એના માટે ખાસ ઊભા થઈ જવું પડતું નથી. એટલે રજનીકાન્ત એમાં મોઢું જોઈ લઈ પોતાની ઝાંખી ઝાંખી પણ પ્રતિકૃતિ મેળવી લે છે. એ દર્પણમાં જોઈ વાળને સમારી શકાય છે. ચહેરા પર હાથ ફેરવી શકાય છે. પહેરેલાં કપડાં જોઈ શકાય છે. એકાન્તનો ભાર જાણે વહેંચાઈ જાય છે.

કોઈની સાથે વાત કરવી એ કંઈ ગમતી વસ્તુ નથી. વાત કરતાં કે હસતાં રજનીકાન્તને પરસેવો છૂટે છે. આજુબાજુનાં ઘર એને ગમતાં નથી. બારીઓ ખોલતાં એને વારંવાર બીક લાગી છે. લોકોની દૃષ્ટિઓ અંદર દોડી આવે છે. રસ્તાઓ પર ચાલવું સારું. 'સહુ સહુનું' અસ્તિત્વ સંકેલી દોડતાં હોય છે. એકના 'અસ્તિત્વનો ભાર બીજાને નથી લાગતો. પરંતુ ગામમાં કે પોતાની શેરીમાં તો ત્રાસ છૂટે છે. જાણે ભાલાઓ ઉપર ચાલવાનું. સહુની નજર મંડાઈ રહી હોય ત્યારે ચાલતાં પગમાં ધ્રુજારી આવી જાય કે પગલાં આડાંઅવળાં પડે.

રજનીકાન્ત એક બીઝનેસ ફર્મમાં છેલ્લાં કેટલાંક વર્ષથી ટાઇપિસ્ટની નોકરી કરે છે. અભ્યાસ તો સ્કૂલમાંથી મૂકી દેવો પડેલો. નાપાસ થયાના સમાચાર જ્યારે એના પિતાને મળ્યા ત્યારે એણે રજનીકાન્તનો ઉધડો લઈ નાખેલો. પરંતુ એના સારા નસીબે ત્યારે એને હીસ્ટીરિયા આવવાની શરૂ થઈ. એના પિતાએ ઠપકો આપવાનું ઘટાડી દીધું ને એની મા આગળ બધો બળાપો કાઢતા. રજનીકાન્તે ટાઈપના વર્ગો ભરવા માંડ્યા. સર્ટિફિકેટ મળ્યું ને એક નોકરી પણ.

એને ઓફિસમાં બધા કાકા કહે છે. ઉંમર તો એની કાંઈ બહુ નથી થઈ પણ આ હીસ્ટીરીઆ. એકવાર પછડાયો ત્યારે આગળના બે દાંત પડી ગયા ને માથાના વાળ તો સફેદ થવા માંડ્યા જ હતા. વૈદ્ય એને વિચારવાયુ કહેતા પણ એને વિચાર તો ખાસ કંઈ આવતા જ નહિ અથવા તો એને ખબર નહોતી પડતી.

એનાં માબાપ મરી ગયાં તે પહેલાં એક દિવસ એ જ્યારે ઘરનું બારણું બંધ કરી બેઠો હતો ને ઓફિસમાં નવી એપોઇન્ટ કરેલી છોકરીને મેનેજર કાંઈક સમજાવતા હતા તેમની આંખો એને યાદ આવી ત્યારે એને લાગેલું કે એનાં પણ લગ્ન થઈ શકે ને કોઈક સ્ત્રી…એ વિચાર પર પછી એણે દર્પણમાં જોતાં જોતાં હસી કાઢેલું.

એની રૂમ શહેરની એક પોળમાં છે. ત્રીજે માળે ૧૦ x ૮ની એક ઓરડી છે ને આગળ પતરાં લગાડેલી અગાશી છે. જેને ફરતો કઠેરો છે. રૂમને એક બારી છે જેના બંને કાચ ફૂટી ગયેલા છે. ત્યાં એણે કેલેન્ડરનાં જાડાં પૂઠાં ભરાવી રાખ્યાં છે છતાં એ પૂઠાંની પાસે થોડી જગા ખુલ્લી રહે છે. જેમાંથી ચકલાં ઘરમાં આવે જાય,

છે. રજનીકાન્ત ધારે તો એ જગા પણ પૂરી દઈ શકે પણ ચકલાં આવે એ રજનીકાન્તને ગમે છે. ચકલાં રાતે જ આવે છે ને રૂમના ખૂણામાં લટકતા કૌરવસભાના એક મોટા ફોટા પર બેસે છે. સવારે તો ઊડી જાય છે. તે કદી કશું બોલતાં નથી. ફોટા નીચે એક ખીંટી છે પણ રજનીકાન્ત ત્યાં કશું ભરાવતો નથી.

બીજી ભીંત પર બીજી ખીંટી છે ત્યાં એ કપડાં ભરાવે છે. એના પર એક કેલેન્ડર પણ લટકે છે. એનાં પાનાં રોજ ફાડવાનાં રજનીકાન્ત ભૂલતો નથી. એ સવારના વહેલો ઊઠી જાય છે; ત્યારે શરીરે ખંજવાળનો ખંજવાળનો બારી ખોલી પતરાં પર થૂંકે છે પછી દાતણ કરતાં પથારી હાથથી ઝાપટી ઠીક કરવા પ્રયત્ન કરે છે. જેટલી વાર હાથ પછાડે છે તેટલીવાર ધૂળનું એક નાનકડું વાદળ ઊઠે છે. બેચાર વાર હાથ પછાડી એ રહેવા દે છે. પછી પાણીની બે ડોલ નીચેથી ભરી લાવે છે. બોંબતળિયે નળ નીચે બેસીને જ નાહી લે છે ને ઉપર આવી રસોઈ મૂકી દે છે. જમીપરવારી નોકરીએ જવા નીકળે છે.

નીચે મકાનમાલિક કાકા જેમને એક અંગે લકવો થયો છે તે આરામખુરશીમા પડ્યે પડ્યે જ રોજ પૂછે છે "કેમ રજનીકાન્તભાઈ, નોકરીએ જશો?" એ તેમના સામું જોઈ માથું હલાવી હા ભણે છે ને સ્મિત જેવું કરે છે. પછી ચાલવા માંડે છે તે સાંજે છમાં દશ મિનિટ બાકી હોય ત્યારે લગભગ ઘેર આવી જાય છે.

કોઈવાર મોડું પણ થાય છે. હમણાં મોટાં સ્ટેટ-મેન્ટ ટાઈપ કરવાનાં હતાં. સાહેબે ૭૪ પાનાંનું સ્ટેટમેન્ટ એના હાથમાં આપતાં કહ્યું હતું "સાંજે તૈયાર જોઈશે."

સાંજે પાંચ વાગે સાહેબે તેની ખુરશીના હાથા પર એક હાથ ટેકવી ટાઈપ મશીનમાં જોતાં પૂછ્યું "કેટલે આવ્યું છે? હજી પૂરું થયું નથી?"

"પૂરું થઈ જવા આવ્યું છે."

"પૂરું કરી મારા ટેબલ પર મૂકી દેજો." કહી એ ચાલ્યા ગયા.

બાજુવાળા કારકુને ચોપડા બંધ કરતાં કહ્યું "હલકટ છે. વૈતરું કરાવે છે ને આપનો કાંઈ નથી." તે ચશ્માં-માંથી ધૃણાભરી નજરે એની સામે જોઈ રહ્યો.

"ઓવર ટાઈમ આપશે?"

"કહ્યું નથી, કદાચ આપે."

"મને નથી લાગતું ..પછી પૂરું કરીને મારે ઘેર આવજે. ક્યારે ઘેર પહોંચીશ, રસોઈ બનાવીશ ને ખાવા ભેગો થઈશ?

"બહાર જમી લઈશ અથવા તો...નહીં જમું. મને ઠીક નથી."

"રસ્તામાં હીસ્ટીરિયા આવે તો એના બાપનું શું જાય? આપણે જીવથી જઈએ. સાહેબો બધા જ હલકટ. લે બેસ, હું જઉં, ત્યારે" કહી એણે જવા માંડ્યું.

રજનીકાંતે ટાઈપનું મશીન જોરથી ખખડાવવા માંડ્યું. ટાઈપના મશીનનો અવાજ રજનીકાન્તને જુદો સંભળાતો નથી પણ બાજુમાં નલિની જોરથી ખાનું બંધ કરે છે ત્યારે અવાજ થાય છે એ એના મગજને ઝાટકો આપી જાય છે. એનાથી નલિની સામે જોવાઈ જાય છે. નલિ-નીનો બાંધો સારો છે. આંખો પહોળી હિલ્લોળા લે છે. એ હોઠે લિપસ્ટીક ફેરવે છે ને વાળની લટો કપાળમાં લાવે છે. કારકુનો કહે છે કે નલિનીની વાળની લટોમાં સાહેબ બંધાઈ ગયા છે. સહુ હસે છે. રજનીકાંતને આ નથી ગમતું.

રજનીકાંતને ઘેર જવું ગમે છે ઘેર જતાં રાતના પોણા નવ થઈ ગયા હતા ત્યારે...એણે નવાં ચંપલ ખરીદ્યાં હતાં એનો ખૂબ અવાજ આવતો હતો. પોળમાં ઓટલે ઓટલે બેસી રહેલા લોકો એની સામે તાકી રહેતા. રજનીકાંતને અંદર કંઈક થવા લાગ્યું. એને એક ઘડી તો થયું કે ચંપલ કાઢી નાખે પણ પાસે થેલી જેવું પણ કશું નહોતું. હાથમાં પકડીને તો જવાય નહિ. નહિતર વધુ લોકો તાકી રહે ને ઉપરથી હસે. લોકો હસતા હોય છે ત્યારે રજનીકાંતને બેચેની થઈ આવે છે.

એના પગની નસોમાં ઝણઝણાટી વ્યાપી ગઈ ને ગરમ ગરમ લોહી મગજમાં ભરાઈ ગયું. એને થયું કે એનાં પગલાં આડાંઅવળાં પડે છે. હમણાં ચક્કર ચઢશે કે હિસ્ટીરીઆ આવશે ને એ પડી જશે. એના પગ ઝપાટાભેર ઉપડતા હતા. ઘર પાસે આવતાં જ એણે દાદરનાં બારણાં પકડી લીધાં ને બાંયથી કપાળ પરનો પરસેવો લૂછ્યો. પછી ચંપલ કાઢી હાથમાં પકડી લઈ એ દાદર ચઢી ગયો. જો લોકો હસ્યા હોત તો એને રસ્તામાં જ હિસ્ટીરીઆ આવત એકવાર શાક લઈ આવતો હતો ત્યારે ફાટેલી થેલીના કાણામાંથી ટમેટા નીકળી પડતા હતા ને એ નીચો પડી વીણી લેતો હતો

ત્યારે લોકો હસ્યા હતા ને......

સાંજે છમાં દશ મિનિટ બાકી હોય ને એ ઘેર આવી જાય ત્યારે મકાનમાલિક કાકા તેમના ઘરની જાળી આગળ આરામખુરશીમાં બેઠા જ હોય ! એ પૂછે "કેમ રજનીકાંતભાઈ, આવી ગયા ?" એ હા કહેતો પણ અવાજ થતો નહિ. એમનો એક હાથ આરામખુરશીના હાથા પર હોય ને બીજો હાથ ઘણું ખરું પેટ પર પડ્યો રહ્યો હોય. એમના દાંત પડી ગયા હતા એટલે એમનું મોઢું સતત હાસ્યા કરે છે રજનીકાંતને એકવાર સ્વપ્ન આવ્યું હતું કે એનું મોઢું પણ એમ હાલવા માંડ્યું છે. એને મકાનમાલિક કાકા ગમતા નહિ.

મેડે જવાના પગથિયાં પાસે હવા કાંઈક જુદી જ લાગતી. ત્યાંથી રજનીનો આરંભ થતો. તાળું ખૂલે, કડક કડક અવાજ કરતાં બારણું ઊઘડે, તરત એ ચંપલ ઉતારીને અગાસી પાસેના ગોખલામાં મૂકી દે. હાથ ખંખેરે, કપડાં બદલી લે. પથારીમાં પણ આળોટે. એક બે વાર દર્પણમાં મોઢું જોઈ બેસે. એને દર્પણ પર કપડું ભરાવવાનો વિચાર આવે છે કબાટમાંથી પોતે લખેલા કેટલાક કાગળો વાંચી જાય છે. એનાં બહેન અને બનેવીનો ફોટો એક જૂની ડાયરીમાંથી કાઢી જોઈ લે છે. એ બહેનને ગુજરી ગયે કેટલાંક વર્ષ વીતી ગયાં છે. આ બધાની વચ્ચે એ ખાવાનું પણ કાંઈ બનાવી દે.

રોજની જેમ છમાં દશ મિનિટ ઓછી. તાળું ખૂલે છે. રજનીકાંતે રૂમમાં પેસી બારણાં બંધ કર્યાં. પાણી પીધું ને રસોઈ કરવાની તૈયારીઓ આરંભી. સ્ટવને ગળે કાકડો ભરાવ્યો. સ્ટવમાં કેરોસીન નહોતું. બોટલમાં જોયું તો તેમાં પણ નહોતું. એણે ઝટપટ કેરોસીનનું ટીન ઉપાડ્યું. ખખડાટ થયો પણ બોટલ પર નાળચું મૂક્યું નહોતું. એટલે એણે ટીન પાછું નીચે મૂક્યું ને નાળચું શોધી કાઢ્યું. એને ખંખેરી બોટલ પર મૂક્યું ને ડબ્બો ઊંચક્યો ટીન પર જામી ગયેલા કચરાના થરને એ તાકી રહ્યો કેરોસીન બોટલમાં ઊતરવા માંડ્યું. બોટલ પોણા જેવી ભરાઈ હશે પણ ત્યારે ટીન પકડવાની કડી નીકળી ગઈ ને ડબ્બો હાથથી છૂટી ગયો. બોટલ પણ ઢળી ગઈ ને ડબ્બામાંથી ડબ-ડબ ડબ મોટો અવાજ કરતું કેરોસીન આખા રૂમમાં ફેલાવા માંડ્યું. રજનીકાંતે કપાળ પરનો પરસેવો લૂછવા હાથ ઊંચો કર્યો પણ એમ ન કરતાં એણે સ્ટવમાં ભરાયેલો સળગતો કાકડો કેરોસીનમાં ફેંક્યો ને એ ઘરનાં બારણાં અફળાય એમ પછાડી નીચે ઊતરી ગયો.

ઘરમાં મોટો ભડકો થયો. બારીનાં પૂઠાં બાળી નાખી આગની જ્વાળાઓ બહાર દેખાવા લાગી ને આજુબાજુ રહેતા લોકોની નજરે ચઢી. લોકોએ "આગ આગ !"ની બૂમો પાડવા માંડી મકાનમાલિક કાકા પણ એક પગને ઘસડતા દોડી આવ્યા. રજનીકાંત ત્યારે નળ નીચે બેસી કેરોસીનવાળા હાથ સાફ કરતો હતો. રજનીકાંતને કેરોસીનની વાસ પસંદ નથી. લોકો મેડા પર જતાં જતાં એને કહેતા "તમારા ઘરમાં આગ લાગી છે."

બીજા એક જણને થયું કે રજનીકાંતને આથી આઘાત લાગ્યો હશે એટલે એણે રજનીકાંતના ખભે હાથ મૂક્યો ને એને પોતાના ઘેર લઈ ગયો પીવા પાણી આપ્યું ને ઈશ્વરને નામે સાંત્વના આપવા લાગ્યો. એમનો છોકરો થોડીવારે આવ્યો. "પપ્પા, આખા મકાનને આગ લાગી ગઈ છે." એણે કહ્યું. ફાયર બ્રિગેડ પણ આવી પહોંચી ને પાણીનો મારો ચલાવ્યો. એને ચહા આપવામાં આવી. પેલા ભાઈએ ચહા પીતાં પીતાં પૂછ્યું "ઉપર કાંઈ સળગતું મૂકીને આવ્યા હતા ?"

રજનીકાંતે ચહા પી લીધી કપને રકાબીમાં મૂકી પેલા ભાઈ સામે જોતાં કહ્યું "કેરોસીન ભરતો હતો ને ટીન ઢળી ગયું. મેં એમાં કાકડો ચાંપી દીધો. મને કંટાળો આવતો હતો." એણે પરસેવો લૂછ્યો.

પેલા ભાઈનાં ભવાં સંકોચાઈ ગયાં. એ ઊભા થયા. હળવેથી પાસે આવ્યા ને બહુ જ ધીમેથી બોલ્યા: "મને તો કહ્યું એ કહ્યું. જો જો કોઈને આમ કહેતા. આમ કહેશો તો કેસ અકસ્માતનો નહિ ગણાય અને સીધી હાથકડી થઈ જશે......

"બહુ કંટાળો આવતો હતો" એ મનમાં બબડ્યો ને આસપાસ તાકી રહ્યો

# મારી દુનિયા (૧૯)

### સ્નેહરશ્મિ

શાળાજીવનનાં મારાં છેલ્લાં બે વર્ષો મેં મુંબઈ અને ભરૂચમાં ગાળ્યાં. એ પૈકી મુંબઈમાં ગાળેલું એક વર્ષ મારા આત્મવિશ્વાસને સુદૃઢ કરનારું બન્યું. ચીખલીની મારી નાનકડી નિશાળમાં કંઈક ગણનાપાત્ર લેખાય એવી મારી સિદ્ધિઓનું મુંબઈની વિશાળ દુનિયામાં કશુંય મૂલ્ય નહીં હોય એવો જાણ્યે–અજાણ્યે કોઈક ખ્યાલ મારા મનમાં બંધાવા પામ્યો હતો. આમ છતાં મુંબઈની તે વખતે સારામાં સારી લેખાતી શાળાઓમાંથી ન્યૂ હાઈસ્કૂલ —જે પાછળથી ભરડા હાઈસ્કૂલ નામે જાણીતી થઈ તેમાં અથવા 'ટ્યુટોરીઅલ હાઈસ્કૂલ'માં પ્રવેશ મેળવવાના મને મનોરથ હતા. એ જમાનામાં શાળાઓમાં પ્રવેશ મેળવવાનું આજના જેવું મુશ્કેલ ન હતું, આમ છતાં આ બે શાળાઓમાં પ્રવેશ મેળવવાનું સહેલું ન હતું.

મેં પહેલો પ્રયત્ન 'ટ્યુટોરીઅલ હાઈસ્કૂલ'માં કર્યો. એ શાળાના મકાન વગેરેની મારા મન ઉપર સારી છાપ પડી નહીં; તેમજ પાછળથી જેને શાળાના વાતાવરણ તરીકે હું ઓળખતો થયો તેવું વાતાવરણ પણ મને જણાયું નહીં. મુંબઈના ભુલેશ્વર જેવા લત્તામાં માણસોની જે ગીરદી તે વખતે જોવા મળતી, તેવું પચરંગી વાતાવરણ શાળામાં હતું. વિદ્યાર્થીઓના પહેરવેશમાં પણ ઘણું વૈવિધ્ય હતું, અને છોકરા–છોકરીઓ સાથે ભણતાં હોય એવો મને ત્યાંની વિદ્યાર્થિનીઓ જોતાં પહેલી જ વખત ખ્યાલ આવ્યો. અલબત્ત, એમની સંખ્યા અતિ-અલ્પ હતી, આમ છતાં તે વિશાળ વિદ્યાર્થીસમુદાયમાં આગળ તરી આવતી હતી. 'પ્રિન્સિપાલ પાસે કેમ જવું, એને માટે કોની મદદ લેવી?'–વગેરેનો મને ખ્યાલ ન હતો. એટલે પૂછતાં પૂછતાં હું પ્રિન્સિપાલની ઑફિસ પાસે પહોંચ્યો. પણ ત્યાં જતાં મારા પગ લથડવા લાગ્યા. શું કહેવું, કેમ વાત કરવી એ અંગે મારા મનમાં ભારે ગૂંચવાડો ઊભો થયો. છેવટે હિંમત કરી પટાવાળાને મુલાકાત માટે મેં ચિઠ્ઠી આપી. થોડીક આનાકાની કરી પટાવાળો અંદર ગયો, ને હું પ્રિન્સિપાલની ઑફિસમાં દાખલ થયો. મને ખ્યાલ છે ત્યાં સુધી એ વખતે શાળામાં ત્રણ પ્રિન્સિપાલો હતા—બનાજી, દસ્તૂર અને માસ્તર. હું જેમની પાસે ગયો તે બનાજી હતા. એમનું વિશાળ ટેબલ અને એમનું ઐશ્વર્ય જોતાં મારી આંખ અંજાઈ ગઈ. કોઈ પ્રભાવશાળી પુરુષની હાજરીમાં હું હોઉં એવું મેં અનુભવ્યું. મારે શું જોઈતું હતું એ અંગે એમણે અંગ્રેજીમાં પૂછ્યું. મેં સિક્સ્થ સ્ટાન્ડર્ડમાં પ્રવેશ જોઈએ છે એવો જવાબ આપ્યો. એટલે એમણે સહજ સ્મિત સાથે કહ્યું કે જગા નથી. હું પ્રથમ નંબરે પાસ થયો તે વાત મેં તેમને કહી એટલે મોં મલકાવતાં તેમણે કહ્યું, "આ પહેલાં બીજી શાળાઓમાંથી આવેલા પહેલા નંબરવાળા વીસ છોકરાઓને મેં ના પાડી છે." ખબર નથી મારામાં ક્યાંથી અણધારેલી હિંમત આવી ગઈ અને મેં કહ્યું, "સાહેબ! જરૂર પડે તો નવો વર્ગ ખોલી વીસ છોકરાઓને પણ દાખલ કરો અને મને પણ પ્રવેશ આપો, અને હું આપને ખાતરી આપું છું કે આપને ત્યાંના જુદા જુદા વર્ગમાંથી જે વિદ્યાર્થીઓ પહેલા આવ્યા હશે તે બધા અને આ વીસ વિદ્યાર્થીઓ કરતાં મારો નંબર આગળ હશે." આ સાંભળતાં આચાર્ય બનાજી હસી પડ્યા અને બોલ્યા, "તારી ધૃષ્ટતા મને ગમી ગઈ છે, હું તને પ્રવેશ આપું છું." આખી દુનિયા જાણે આનંદથી નાચતી હોય એવું મને લાગ્યું. અમારો આખો વાર્તાલાપ અંગ્રેજીમાં થયો હતો. એટલે ગામડાની નિશાળમાંથી આવ્યો હોવા છતાં અંગ્રેજીમાં હું સારી રીતે વ્યવહાર કરી શકીશ એવો મને આત્મવિશ્વાસ બંધાયો.

મારી શાળાનો સમય સવારે આઠથી બપોરે એક સુધીનો હતો. વચ્ચે થોડોક વિરામ રહેતો. એમાં એક મોટા ખંડમાં વિદ્યાર્થીઓ પોતાને ઘેરથી આણેલો નાસ્તો કરવા બેસતા. હું એક–બે વખત એ ઓરડામાં ગયો અને ત્યાંની વાસથી અકળાઈ ગયો. મને ઘણી નવાઈ લાગી કે આવી વિખ્યાત શાળામાં આ અંગે કેમ લક્ષ અપાતું ન હતું. મને અત્યારે યાદ નથી કે મારા વર્ગમાં વિદ્યાર્થી-સંખ્યા કેટલી હતી. એ વર્ગ ઘણો મોટો હતો અને ખીચોખીચ ભરેલો હતો. એક વિદ્યાર્થીએ મને બાજુનો

આંકડો આપેલો! આવડા મોટા વર્ગમાં શિસ્ત સારી રીતે જળવાય તે માટે શિક્ષકોમાં વિલ્સન કૉલેજમાંથી કેટલાક પાર્ટ ટાઈમ અધ્યાપકોને પણ રોકવામાં આવ્યા હતા. અને તેનો સંસ્થાને તેમજ વિદ્યાર્થીઓને મન ઘણો મોટો મહિમા હતો. આ વ્યવસ્થા કારગત નીવડી હતી એવું ભાગ્યે જ કહી શકાય. કેટલાક શિક્ષકોને માટે તો વર્ગ લેવાનું લગભગ અશક્ય જેવું હતું. ચાલુ વર્ગે કૂતરાં-બિલાડાંના અવાજો, પગ ઘસવાના ને પાટલી પછાડવાના પ્રયોગો અને કાગળની ભૂંગળીઓ ફેંકવાના, ફુગ્ગા ફોડવાના એવા એવા અખતરાઓ સહજ હતા. કેટલીક વાર ખનાજી સાહેબને જાતે આવી વર્ગમાં વ્યવસ્થા લાવવી પડતી. આ વાતાવરણ મને અકળાવનારું લાગતું, આમ છતાં એ તોફાનોથી અને શિક્ષકોની મૂંઝવણથી મને રમૂજ પણ પડતી. પરંતુ એવા પણ કેટલાક શિક્ષકો હતા જે કોઈ પણ જાતની ધાકધમકી વિના કેવળ પોતાનાં શીલ અને વિદ્વત્તાના પ્રભાવથી આખા વર્ગના ઉપર સતત વર્ચસ્વ જમાવી શકતા.

એ પૈકી મારા મન પર જેમની ઊંડી છાપ રહી છે તેવા એક શિક્ષક તે પાવરી સાહેબ. એકવડા બાંધાના, પાંચ ફૂટથી વધુ ન હોય એવી ઊંચાઈવાળા, પારસી ઢબના સાદા પહેરવેશવાળા પાવરી સાહેબ આગળ અમારામાંના તોફાનીમાં તોફાની છોકરાઓ પણ ગરીબ ગાય જેવા થઈ જતા. વર્ગમાંના એમના પ્રવેશની સાથે જ વર્ગ એકદમ શાંત થઈ જતો અને જેટલો સમય એ વર્ગમાં રોકાતા તે બધો વખત વર્ગ મંત્રમુગ્ધ રહેતો. કદી એ ખુરશી પર બેસતા નહીં, બ્લૅકબોર્ડનો છૂટથી ઉપયોગ કરતા અને વર્ગને ચેતનવંત કરવા માટે પહેલી પાંચ-સાત મિનિટ ચાલુ બનાવમાંથી કોઈ ને કોઈ પ્રશ્નો એ પૂછતા અને એને લઈને અમે અમારી ક્ષિતિજોને વિશાળ બનતી અનુભવતા. બજેટ જેવા વિષયોમાં પણ અમને એ ઝીણવટથી પ્રવેશ કરાવતા. એ વખતના બજેટનો અમને ખ્યાલ આપતાં એમણે લશ્કરી ખર્ચને માટે જે રકમ અંદાજપત્રમાં નક્કી કરવામાં આવી હતી તે તરફ અમારું ધ્યાન દોર્યું. આપણા જેવા ગરીબ દેશને માટે આ કેવડો મોટો બોજો હતો એ અંગે તેમણે અમને વિચાર કરતા કરી મૂક્યા, અને સરકારની જવાબદારી પ્રજાહિતની દૃષ્ટિએ શું હોવી જોઈએ એનું ચિત્ર અમારા મન સમક્ષ અંકાતું થયું.

પાવરી સાહેબના શીલની અમારા મન ઉપર જે છાપ પડતી, તે એમના કોઈ પ્રવચનમાંથી નહીં; પરંતુ એમના આચારમાંથી. એમને કદી પણ ગુસ્સે થયેલા અમે જોયા ન હતા. વર્ગમાં એક પણ મિનિટ એ નકામી જવા દેતા નહીં. આવડો મોટો વર્ગ છતાં વર્ગના એકેએક વિદ્યાર્થીને જાણે કે એ ઓળખતા હોય એ રીતનો એમનો વર્તાવ રહેતો. વિદ્યાર્થીઓને નામથી તે બોલાવતા અને અમારી કંઈ ભૂલ થતી હોય તો તે માટે અમારું કંઈ ખોટું દેખાય એ રીતે નહીં પણ આની જગાએ આ રીતે તમે વિચાર્યું હોય તો? આવાં આવાં સૂચનોથી અમને તે સાચી દિશામાં લઈ જતા. એમના હોઠ ઉપર કોઢનું એક નાનકડું ટપકું હતું અને તે ઉપરથી વિદ્યાર્થીઓમાં એવી એક માન્યતા પ્રચલિત બની હતી કે તે કારણે તેમણે લગ્ન કર્યું ન હતું. ખરેખર જેને સાધુચરિત કહી શકાય, જેને સૌજન્યશીલ અને નમ્રતાની મૂર્તિ તરીકે ઓળખાવી શકાય એવા એ પાવરી સાહેબની એક પણ અપવાદ વિના અમારા સૌના ઉપર ઊંડી છાપ હતી. અમને તે અંગ્રેજી અને ઇતિહાસ શીખવતા. એમની સાથેનો અમારો બધો વ્યવહાર અંગ્રેજીમાં થતો અને એથી અવારનવાર ભાષાની લાક્ષણિકતાઓ તરફ અમારું ધ્યાન ખેંચી તે ભાષાની ખૂબીઓ અનેક રીતે અમને તે સમજાવતા. એમના વર્ગમાં હું આખો વખત એકાગ્રતા અનુભવતો અને એ જે જે વાત કહેતા તેનું ઘેર આવ્યા પછી મારા મનમાં અમુક રીતે પુનરાવર્તન કરી જતો. એમણે આપેલા નવા શબ્દો, નવા રૂઢિપ્રયોગો વગેરેનો ઉપયોગ કરી, નાની નાની કંડિકાઓ પણ હું લખતો અને મને ઘણું મન થતું કે એમને હું બતાવું, પણ એ માટે હું હિંમત કરી શકતો નહીં. આજે વર્ગ બહાર શિક્ષક-શિષ્યોની વચ્ચે જે સ્વાભાવિકતાથી વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા સંબંધ બંધાય છે તેવું તે વખતે હતું એવો મને ખ્યાલ નથી; અને એથી પાવરી સાહેબને વર્ગની બહાર મળવાની તક મને મળી ન હતી, પરંતુ મારા પહેલા અંગ્રેજી નિબંધ નિમિત્તે એક સુખદ અકસ્માત થયો અને જે તક મારે જોઈતી હતી તે મને મળી ગઈ.

આ શાળામાં દાખલ થયા પછી અમારે જે પહેલો અંગ્રેજી નિબંધ લખવાનો આવ્યો તે પાવરી સાહેબના

ર્ગમાં હતો. નિબંધોની નોટો તપાસી લીધા પછી એમાંની ભૂલો તેમ જ સારા શબ્દપ્રયોગો કે વાક્ય-રચનાઓ અંગે પ્રકાશ પાડતાં એમણે કેટલાક વિદ્યાર્થીઓના નિબંધનો ઉલ્લેખ કર્યો. એ બધો વખત હું ભારે ચિંતામાં હતો અને મારો કશોયે ઉલ્લેખ ન જોતાં મને થોડીક હિંમત આવી કે એમાં બહુ ખરાબ નહીં હોય, નહીં તો એનો જરૂર ઉલ્લેખ થયો હોત. બધાની નોટો એમણે આપી દીધી અને એમ કરતાં કહ્યું, "એક નોટ મેં મારી પાસે રાખી છે." ને નામ લઈ એમણે મને ઊભો કર્યો! હું ધ્રૂજી ઊઠ્યો. પણ તરત જ એમણે મારા તર્ક-વિતર્કોને વધુ અવકાશ ન આપતાં પૂછ્યું, 'આ નિશાળમાં તમે કેટલા વખતથી છો?" મેં મિતાક્ષરી જવાબ આપ્યો. એટલે તરત જ એમણે મને અભિનંદન આપ્યાં અને મારો નિબંધ વર્ગ આગળ વાંચી બતાવ્યો. એ વખતે મેં જે ધન્યતા અનુભવી તે શબ્દાતીત છે. આમેય અંગ્રેજી સારું બોલાય કે લખાય એનો મહિમા સૌ કોઈને મન ઘણો હતો, તેમાં અણધારેલી ઘટનાથી મારા મનમાં એ અનેક ગણો વધી ગયો.

શ્રી પાવરી જેવા બીજા એક શિક્ષક જેમને માટે અમને સૌને માન હતું તે શ્રી રુસ્તમ ઝાબવાળા-પાવરી સાહેબ અને એમની વચ્ચે સાદગી એક સમાન વિશિષ્ટ લક્ષણરૂપ હતી. પણ બંનેના સ્વભાવમાં ઘણો ફેર. શ્રી પાવરી ધીર-ગંભીર, ઠાવકા; જ્યારે શ્રી ઝાબવાળા લાગણીપ્રધાન, ઉતાવળિયા ને આવેગશીલ હતા. એમના ધૂની સ્વભાવની ઘણી વાતો વિદ્યાર્થીઓમાં પ્રચલિત હતી. કહે છે કે એમના ખોરાક અંગે તેમના કુટુંબમાં ઘણો કચવાટ રહેતો હતો. એમ પણ કહેવાતું કે એમને ત્યાંથી કોઈક બહેન અવારનવાર ફરિયાદ કરવા પ્રિન્સિપાલ પાસે આવતાં. એ ફરિયાદમાં એક મુદ્દો એમના નિરામિષ આહારને લગતો હોવાનું કહેવાતું. આ બધી વાતોમાં ખરું-ખોટું શું હતું એ જાણવાનું અમારે માટે કોઈ સાધન ન હતું, પણ એ બધી વાત ખરી છે એમ માની લેવામાં અમને કોઈ મુશ્કેલી નડતી નહીં. એ નિરામિષ આહારી છે એવા એમને અંગે બંધાયેલા ખ્યાલથી મારા મનમાં એમને માટે ઘણો આદર હતો. સ્વભાવે એ કંઈક ધૂની હોવાથી એ શીખવતા હોય ત્યારે જરા જેટલો વિક્ષેપ પડતાં પણ એ અકળાઈ જતા; પણ તરત જ પારસી-ઓમાં જે સહજ રમૂજવૃત્તિ રહેલી છે તેનો આશરો લઈ તેઓ વાતાવરણ ખૂબ હળવું બનાવી દેતા. એવો એક પ્રસંગ એક દિવસ તેઓ જ્યારે કંઈક અગત્યનો મુદ્દો સમજાવી રહ્યા હતા ત્યારે પહેલી પાટલી ઉપર બેઠેલી બહેનોને એમણે અંદરઅંદર ગુસપુસ કરતી જોઈ ત્યારે બન્યો. છોકરીઓની એ ગેરશિસ્તનો ઉલ્લેખ કર્યા વિના એમણે એક ટુચકો કહી સંભળાવ્યો, 'એક દરમેં સો સાપ થે' વાળા ટુચકાને સહેજ ફેરવી એક માણસની ઊલટીમાં સો કાગડા નીકળ્યા હોવાની વાત પોતે સાંભળી હતી તેનો ઉલ્લેખ કરી વર્ગને ખડખડાટ હસાવ્યો. તપાસ કરતાં સોના પચાસ, પચાસના વીસ ને અન્તે કંઈક કાળું કાળું એવો વાતનો અન્ત આવ્યો. એ કાળું કાળું જોતાં કાગડાનું ગપ્પું ઉડાડનાર કોઈ સ્ત્રી હતી એવો ઉલ્લેખ થયો તે ઉપરથી સામાન્ય નિયમ તારવતા હોય તેમ તેમણે કહ્યું 'કહેવાય છે ને કે બૈરાંઓ ભારે ચેટરબોક્ષ (Chatterbox–લવરીખોર-બોલકણાં) હોય છે તે વાત આ બાઈએ સાબિત કરી આપી,' છોકરાઓએ પાટલીઓ ધમધમાવી મૂકી ને છોકરીઓ શરમિંદી બની ગઈ. એ પછી જ્યારે વર્ગ લેતા હોય ત્યારે થોડાક દિવસ સુધી છોકરીઓ ચાલુ વર્ગે વાત કરવાનું ભૂલી ગઈ, તેમના પરિચયમાં આવવાનું મને ઘણું મન હતું પણ એ માટે મને મોકો મળ્યો નહિ.

શ્રી પાવરી અને શ્રી ઝાબવાળા જેવા મારા એ વખતના પારસી શિક્ષકોના સ્વદેશાભિમાનની મારા મન ઉપર બહુ ઊંડી છાપ પડી હતી. હોમરૂલની ચળવળથી લોકોમાં કંઈક જાગૃતિ આવી હતી, પણ શાળા કોલેજોમાં એનો ઉલ્લેખ થઈ શકતો નહિ, એમ છતાં આ બને શિક્ષકો કુશળતાપૂર્વક અમારામાં રાષ્ટ્રીય ચેતનાનો સંચાર કરતા. તે વખતના નેતાઓનો પોતે જે વિષય શીખવતા હોય તેમાં ઉદાહરણ નિમિત્તે ઉલ્લેખ કરતા અને અમને અહોભાવથી ભરી દેતા. એ શાળામાં મારે બહુ થોડા જ મહિના રહેવાનું થયું એટલે થોડીક ઝાંખી – પણ સુદૃઢ – છાપ એમને અંગે મારા મન પર રહી છે એટલો જ ઉલ્લેખ હું કરી શકું છું. શ્રી ઝાબવાળા અંગે એ પછીથી વર્તમાનપત્રોમાં ઘણું ઘણું વાંચવાનું પ્રાપ્ત થયું. અસહકારની લડત દરમ્યાન એમાં જોડાઈને મજૂર-પ્રવૃત્તિના નેતા બન્યા. મુંબઈના મ્યુનિસિપલ કોર્પોરેશનના પણ થોડો વખત એ સભ્ય રહ્યા. લગભગ

ચાલીસ જેટલાં ટ્રેડ યુનિયનોની એમણે સ્થાપના કરી. ટ્રેડ યુનિયન કોંગ્રેસ અને વર્કર્સ એન્ડ પેઝંટ્સ પાર્ટી જોડે એ ગાઢ રીતે સંકળાયા. ૧૯૨૯ માં મેરઠ કોન્સ્પિરસી કેસમાં સંડોવાયા ને રાજ્ય સામે યુદ્ધ કરવાના ગુના માટે ૧૨૧ મી કલમ હેઠળ એમના પર કામ ચાલ્યું ને તેમાં ગુનેગાર સાબિત થયા. એમની આ બધી પ્રવૃત્તિઓ ને મારી વિચારસરણી વચ્ચે ફેર હોવા છતા એમની સિદ્ધિઓમાં હું ઊંડી આત્મીયતા અનુભવતો ને આવા તેજસ્વી શિક્ષક પાસે ભલે થોડા મહિના પણ જે શીખવાનું મળ્યું તેની સ્મૃતિ મારે માટે ધન્યતાથી ભરેલી બની ગઈ.

આવા બીજા એક શિક્ષક જેમની મારા જીવન ઉપર કાયમની અસર રહી છે તે શ્રી પી એમ. ભટ્ટાચાર્ય. એ અમને સંસ્કૃત શીખવતા. યુવાન, તેજસ્વી, ભાવનાશીલ એવા આ અધ્યાપકની વિદ્વત્તા ઉપર હું મુગ્ધ હતો. વાતવાતમાં અમને સંસ્કૃત સાહિત્યની અનેક ખૂબીઓ એ સમજાવતા, અનેક સુભાષિતો આપતા. એમાંનાં ઘણાં મને આજ સુધી યાદ રહ્યાં છે. એમના નામ ઉપરથી મેં એમને બંગાળી લેખ્યા હતા. પણ એમની દક્ષિણી ઢબની પાઘડીથી એમના બંગાળી હોવાપણા વિશે મનમાં શંકા રહેતી હકીકતમાં એમની અટક ભટ્ટ હતી. અને એ ગુજરાતી હતા. ભટ્ટનું ભટ્ટાચાર્ય એમણે મુંબઈ આવ્યા પછી કર્યું હતું. એક દિવસે કોઈક સામયિકમાં એમની સહીવાળી એક જાહેર ખબર મારા વાચવામાં આવી. સામુદ્રિક શાસ્ત્રને લગતી એ જાહેર ખબર હતી હું એ નક્કી કરી શકયો નહી કે એ જાહેરખબર એમની હતી કે કોઈ બીજા ભટ્ટાચાર્યની. મારું કુતૂહલ ઘણું વધ્યુ. એમને આ વાત પૂછવાની મારી હિંમત ન હતી; પરંતુ બીજી હિંમત મેં કરી—જાહેરખબરમા મુલાકાત માટેનો સમય આપ્યો હતો, સરનામું આપ્યુ હતું, તે મુજબ તે સમયે, એ જગાએ હું જઈ ચડયો. અને મારા આનંદાશ્ચર્ય વચ્ચે મેં જોયું કે એ જ ભટ્ટાચાર્ય ત્યાં હતા. હવે મારી મૂંઝવણ 'વાત શું કરવી' તે થઈ. એમણે હસીને મને ગુજરાતીમાં આવકાર આપ્યો, અને ત્યારે મારા આનંદનો પાર રહ્યો નહી. જાણે કોઈ આત્મીય મળતા હોય એવું મને લાગ્યું કારણ કે વર્ગમાંનો બધો વ્યવહાર અંગ્રેજીમાં જ હતો, એટલે એમના મુખમાંથી ગુજરાતી સાંભળવાનું મળ્યું એ મારે માટે ઘણા આનંદની ઘટના બની. આ પછી તો અમારી વચ્ચે આત્મીયતા વધતી જ ગઈ. મારા જીવનમાં એમણે ઊંડો રસ લેવા માંડયો. મારે જગન્નાથ શંકર શેઠ સ્કોલરશિપ માટે મહેનત કરવી જોઈએ એવું વિચારબીજ એમણે મારા મનમાં વાવ્યું, અને એ માટે એમની સૂચના મુજબ મેં અભ્યાસ શરૂ પણ કરી દીધો. એમની સાથેની વાતચીતમાંથી મેં જોયું કે એમને મુંબઈનું જીવન ગમતું ન હતું. એમની ઝંખના આજીવન શિક્ષક રહેવાની હતી અને તે પણ માધ્યમિક કક્ષાએ. બી એ. માં સંસ્કૃત સાથે એ પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયા હતા અને કોલેજમાં અધ્યાપક તરીકે કામ કરવાની મળતી તક જતી કરી એમણે માધ્યમિક શાળાનું કામ પસંદ કર્યું હતું, પરતુ મુંબઈમાં એમને શિક્ષણક્ષેત્રે વાણિજ્યવૃત્તિ વધુ પડતી જણાઈ, અને એથી 'ગ્રામ' વિસ્તારની કોઈક શાળા જયાં એમની ભાવનાને અનુકૂળ ક્ષેત્ર મળે તેની તે શોધમાં હતા. સામુદ્રિક શાસ્ત્રનો એમનો શોખ કેવળ નિવૃત્તિ-વિનોદ માટેનો હતો અને તેમાંથી અર્થપ્રાપ્તિ કરવા કરતાં વિવિધ પ્રકારના માણસોનો અભ્યાસ કરવાની તક મળે તેનું તેમને ઘણું મોટું મૂલ્ય હતું એમની સાથેના પરિચયના થોડા દિવસમાં જ એમણે મને જણાવ્યું કે વર્ષ પૂરું થતાં તે આ શાળા છોડી ભરૂચ જવાનું વિચારી રહ્યા છે. શ્રી છોટુભાઈ પુરાણીએ ભરૂચમાં એક નવી સંસ્થા શરૂ કરી હતી કે શરૂ કરવાની તૈયારીમા હતા. તેમાં જોડાવાનું તેમણે તેમના મન સાથે લગભગ નક્કી કર્યું હતું. આ સમાચારથી હું ભારે ચિંતામાં પડયો. હાથમાં આવેલું કોઈક રત્ન છિનવાઈ જતું હોય એવું મને લાગ્યું; અને કોઈક અકસ્માત બને અને એમનું ભરૂચ જવાનું બંધ રહે એવી ઇચ્છા હું સેવવા મંડયો.

મુંબઈના મારા શાળાજીવનનાં સંસ્મરણો અત્યંત ધૂંધળા બની ગયાં છે. એટલે એ વખતની કેટલીક છાપ જ અને તે પણ અસ્પષ્ટ રીતે મનમાં રહેવા પામી છે. એક-બે મિત્રો પણ થયા હતા, પણ મુંબઈ છોડયા પછી એ સબંધ ચાલુ રહી શક્યા નહીં. મુંબઈ રહ્યો હોત તો સંભવ છે કે ક્રિકેટના મારા શોખને હું વધુ ખીલવી શકયો હોત. ચીખલીથી મેં આ રમતની શરૂઆત કરેલી અને સારા બેટ્સમેન તેમ જ બોલર તરીકેની ખ્યાતિ પણ મેં પ્રાપ્ત કરેલી ફિલ્ડર તરીકે હું ઘણો નબળો

ડ્તો. અને મારી એ નબળાઈ મેચ રમતી વખતે છતી થતી. મુંબઈ આવ્યા પછી હું અમારી શાળાની પીચ ઉપર રમવા ગયો ત્યારે નિબંધવાળી ઘટનાથી હું જાણીતો બનેલો હોઈ મને ટીમમાં જોડાવામાં મુશ્કેલી ડી નહીં. એટલું જ નહિ પણ શાળાના એક સારા ક્રેકેટર તરીકે મારી ગણના થવા માંડી. રમનારાઓમાં ાતિયું પહેરી રમનાર હું એકલો જ હતો એટલે સ્વાભાવિક રીતે કુતૂહલથી જોનારાનું ધ્યાન મારા તરફ આકર્ષાતું ને કોઈ કોઈ વાર હું છગ્ગો કે ચોગ્ગો ફટકારતો ત્યારે બધા ખુશ થઈ જતા. ચીખલીમાં અમને ોલકિયા સાહેબે તાલીમ આપી હતી. મારી ફિલ્ડીંગથી ખૂબ નારાજ રહેતા, પણ બેટીંગમાં હું તેનો બદલો ાળી આપતો, અને એથી મેચ માટેની ટુકડીમાં મારો પ્રમાસ થતો. ચીખલીમાં અમે જે મેદાન પર રમતા તા તે મેદાન પાસે આવેલી ટેકરી કુદાવવાનો વિક્રમ ું નોંધાવી શકયો હતો. મારી એ તાલીમ શાળાના આચાર્ય તરીકેના મારા કાર્યમાં મને ઘણી ઉપકારક નીવડી. ક્રિકેટના મારા એ શોખને લઈને મુંબઈનાં જુદાં જુદાં જીમખાના પર સારા ખેલાડીઓની રમત જોવા હું મેત્રો સાથે જતો. નાયડુ, વિઠ્ઠલ આદિની રમતથી હું ખૂબ પ્રભાવિત બનતો. મુંબઈ મારે બહુ થોડો વખત રહેવાનું થયું, અને મુંબઈ છોડયા પછી ભરૂચમાં અને ત્યારબાદ વિદ્યાપીઠમાં એ રમત રમવાની તક મળી નહિ એટલે એમાં વિશેષ હું કરી ન શકયો, પણ, મારો રસ વધતો જ ગયો તે એટલે સુધી કે મુંબઈમાં રમાતી કોડ્રેંગ્યુલર (ચતુરંગી) મેચો જોવા હું અમદાવાદથી ખાસ જતો। નાયડુ, જાઈ, હોઝી, પરદેશી આદિ બેટ્સમેનો, જમશુ, જોષી આદિ ગુગલી બોલરો, ચંદારાણા ના ઝડપી બોલર – એ બધાની વાતો ફરીથી ને ફરીથી કરતાં અમે થાકતા નહિ, એમ. સી. સી. અહીં આવી ત્યારે એની નેટપ્રેક્ટિસ જોવા પણ હું જતો ને ત્યારે એ ટીમના સારા રમનારાઓની કઈ બાબતમાં ખાસ હતી તેનું હું ઝીણવટભર્યું અવલોકન કરતો. એ ટીમમાં સેન્ડહામ કરીને બહુ કુશળ બેટ્સમેન હતો. એની રમત મને ગમી ગઈ હતી, પણ મને લાગતું હતું કે એ ચોકર્ટ નથી રમી શકતો ને મારી એ માન્યતા મેચમાં સાચી પડી. ચોકર્ટ બોલે એકથી વધુ વખત આઉટ થયો હતો. એ વખતની એ મેચનું સંસ્મરણ નોંધવાનું પ્રલોભન હું ખાળી શકતો નથી; એમ. સી. સી. ના પહેલા દાવમાં એના એક ખેલાડી અર્લે ૧૩૦ કર્યા—એમા ૮ છગ્ગા ને ૧૧ ચોગ્ગાનો સમાવેશ થતો હતો. એના પર પ્રશંસાનાં પુષ્પો વેરતાં મુંબઈના ઇવનિંગ ન્યૂઝે બધાં કોલમ ભરીને એક આકર્ષક મથાળું કર્યું : Mighty Hitting by Earle, બીજે દિવસે વિક્રમ લેખી શકાય એવું પરાક્રમ નાયડુએ કર્યું. એણે લગભગ ૧૦૦ મિનિટમાં ૧૫૩ રન કર્યા, એમાં ૧૧ છગ્ગા ને ૧૩ ચોગ્ગા હતા. હવે ઇવનિંગ ન્યૂઝ આ સમાચાર કેવી રીતે ચમકાવે છે તે જાણવા મારું મન અધીરું બન્યુ, અને સાચે જ એણે મારી એ અપેક્ષા સંતોષી. આગલા દિવસની જેમ જ લાંબુ મથાળું કરી એણે લખ્યું—Hurri Cane Hitting by Naidu. આ મેચો વખતની કેટલીક કટુ સ્મૃતિઓ પણ મનમાં રહી ગઈ છે. અંગ્રેજી ભાષામાં sportsmanship – ખેલદિલી–શબ્દ માનપૂર્વક વપરાય છે, પણ મેં એનો એ મેચોમાં અભાવ જોયો. નાયડુ એક વખત આઉટ થતાં એમ સી. સી.ના વિકેટકીપર—હું ભૂલતો ન હઉં તો—આઉને મહેણું માર્યું 'ક્યાં ગયા તારા તે છગ્ગા?' એના એક બોલર રેઈટે હિન્દી ટીમના ખેલાડીઓને ભયભીત કરી મૂકવા 'બોડી લાઈન' બોલિંગ કરવા માંડી તેના જવાબમાં હિન્દી ટીમના રામજીએ ધારી ધારીને એમ.સી.સી. ના બેટ્સમેનોને વેગીલા બમ્પર નાખી ઘાયલ કરવા માંડ્યા, ને એનો બહુ ખરાબ રીતે ભોગ થઈ પડયો સેન્ડહામ. ત્યારે મને ઘણું ખરાબ લાગ્યું હતું. ક્રિકેટની રમતમાંથી સર્જાતી આ અસામાજિક પ્રવૃત્તિ પ્રેક્ષકોમાં પણ વ્યાપક બનતી હોય છે ને એનું છેલ્લું ઉદાહરણ આ વર્ષે (૧૯૬૮) વેસ્ટ ઈંડીઝ ને ઇંગ્લંડ વચ્ચે રમાયેલી મેચો પૂરું પાડે છે. આ ઉપરાંત આ રમતમાં શાસ્ત્રીય ઢબે જોતાં ખોખો જેવી આપણી રમતમાં હોય છે તેવાં રમતનાં તત્ત્વો ઓછાં છે; એમ છતાં આપણા મન ઉપર એની એટલી બધી તો પ્રબળ અને મીઠી પકડ રહી છે કે આજ હવે હું મેચ જોવા જેટલો સમય નથી મેળવી શકતો છતાં વર્તમાનપત્રોમાં એના આવતા હેવાલો ટાળવાનું મારે માટે મુશ્કેલ બને છે. "અંતરપટ" નવલકથામાંનો કેશુ ટ્યુટોરીઅલ હાઈસ્કૂલમાંનાં મારાં સસ્મરણોમાંથી મને લાધ્યો હશે એવું જો હું અનુમાન કરું તો તેમાં ભૂલ થવાનો બહુ

સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાવન, પાલડી, અમદાવાદ-૭

મુદ્રણ-સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૧

મુદ્રક-પ્રકાશક-માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ-૭

# વિશ્વમાનવ

૯૦ જૂન ૧૯૬૮

# બે કાવ્યો

## ૧

દોડી જતી દીવાલોને
હરણની પૂંછડીનો સ્પર્શ થતાં
એ ઊભી રહી.
સમુદ્રના પડછાયાથી
સૂર્ય ઢંકાઈ ગયો
હૃદયનાં ઊંડાણમાંથી
ભીતિનો કરોળિયો
નીચે પડ્યો.

પણ હે શબ્દ!
તારા કટિપ્રદેશમાં આવેલા
નાભિચક્રને પામ્યા વગર
હું જંપીશ નહીં.

## ૨

તૈમુર લંગ તો
કદાચ
એક ખરી ગયેલા પાંદડા પર પડેલો
અનિચ્છાનો પડછાયો હતો.
મેં સ્વેચ્છાથી
ઊગવાનું શરૂ કર્યું છે.
ખરી જતાં પાંદડાં એ
મારી ક્ષણો છે
અને ક્ષણોથી હડસેલાતા
મારા પડછાયાના પગે
શબ્દોની ઝીણી ઝાંઝરી રણક્યા કરે છે.
હું જીવી શકીશ.

લાભશંકર ઠાકર

# ગઝલ

પવન જેવો થઈ કાયા વગર હું ચાલવા માંડ્યો,
અને મારા જ પડછાયા વગર હું ચાલવા માંડ્યો.

અવાજને શરણથી જડમું ઉપાડી વેગમાં આવ્યા,
ફરીને શ્વાસ પડઘાયા વગર હું ચાલવા માંડ્યો.

ઉપાડી કેમ શકશો ભીંત મારી શ્વાસપાંખોમાં!
તણખલે સ્હેજ તોળાયા વગર હું ચાલવા માંડ્યો.

મહારી શરમાળોં નામને રમતા થઈ આવ્યો,
સડકની જેમ ભમરાયા વગર હું ચાલવા માંડ્યો.

કિરણ જેવી જ કાયા પામવાના તીવ્ર યત્નોમાં,
પવન જેવો થઈ કાયા વગર હું ચાલવા માંડ્યો.

ચિનુ મોદી

# અવાજના ઊંડા કૂવામાં....

અવાજના ઊંડા કૂવામાં
પડઘાના પાણીની નીચે
સૂરજ થઈને તરે કાચબો
બખોલમાંથી
સમયસર્પ ફૂત્કારે
ભારે
અંધ પક્ષીની પાંખો ફફડે
કાલચક્રમાનો તૂટેલા ઈંડાની ખખડે
બંધ મૌનના કિલ્લાઓથી ખરે કાંગરા
ઉદ્ગારોને માયાના તંતુ લપટાયા
ક્ષણની પાછળ
લંગડાતા શબ્દોનું ટોળું
...બ્હોળું
...પ્હોળું
ટોળું
ટોળું અન્ધકારની ગલીઓમાં અટવાતું ચાલે
ગલીઓ
તૂટેલા ઈંડાથી નીકળી
કિલ્લાઓમાં ઘૂસે
પક્ષીની ખાલી આંખોને
માયાના તંતુથી ગલીઓ ભરવા ચાહે
સૂર્ય બખોલેથી સરકીને
સમય–સર્પની ઊતરેલી કાંચળીઓ
થઈને તરવા ચાહે
ગલીઓ
પડઘાના પાણીની નીચે
અવાજના ઊંડા કૂવામાં
ગલીઓ..
ગલીઓ...

'આદિલ' મન્સૂરી

# વિજન વાવ

પડી વિજન વાવ એ : ચહુ દિશે ઊગ્યાં ઝાંખરાં,
મનુષ્ય, પશુ કો હવે ન ફરકે દિશા આ પ્રતિ :
શિયાળ તણી ચીસ વા ઘુવડના અહીં કારમા
સુણાય કદી બોલ : શાસન અહીં મહાકાળનું.

અમે પગથિયા પરે પગ મૂકયો ન મૂકયો તહીં
ઊઠી સળવળી અનેક ઉરભંગ ભૂતાવળ—
અતીત મહીંથી શકે રમણી કોક ટૌકો કરી
અલોપ કહી થૈ ગઈ રણુઝણાવતી નૂપુર.

ખસેડી હળવેથી લીલ જળને જગાડયું અમે—
ઊઠયાં રણુકી કંકણો ગુપત ગોઠડી ત્યાં મચી—
ઘડા ચમકતા ભરાઈ ઠલવાઈ શોભી ઊઠયા !
અને મિલનની બજી નહિ બજી જહીં પંજરી
ઊડયું ઘુવડ કો ભયંકર પ્રસારી છાયા જળે—
રહી ગગનને ભરી વિજન વાવની રિક્તતા.

સ્નેહરશ્મિ

# નવતર પુરાણ બેડી

[માર્ટિન લ્યુથર કિંગની સ્મૃતિમાં]

એ જ મને મનગમતી
જૂની કેડી, જૂની બેડી,
બેડી પ્રણયતણી નિજ સર્જી—
રહી પૂછવી મારે કોની મરજી ?
હાર નિરંતર કીડીઓની
લઈને માથે ભાર
વિચરે વણઅણસાર
વણજાર મનુજની તેય હું પેખું—
જાય વહી એ
કિયે અગોચર દ્વાર !
હુંય હવે એ કેડી પકડી
આગળ આગળ વિચરી
રાખું હૈયા સરસી જકડી
એ જ મને મનગમતી
જૂની કેડી,
જૂની બેડી,
ને રાખું જકડી હૈયા સરસી
રુદ્ર-રમ્ય રણુઝણુતી
તે જ તે જ
આ માનવકુળના પ્રણયતણી
નવતર પુરાણ બેડી !

સ્નેહરશ્મિ

# અક્ષરો પર ચોંટેલી સંવેદના

આકાશમાં તરતા પીંછા પર
પ્રતિપદા ઝિલાય
ને યાદ આવે રણ...
કણેકણમાં ઊગી નીકળે છે રણ,
આથમતા સૂર્યમાં
ને આણેકારી રાતના ચંદ્રમાં
કશો ફેર ન હોય,
અચાનક
ખંડમાં એક ભ્રમર પ્રવેશી
ગુંજન મૂકી
બારી બહાર ચાલ્યો જાય
ત્યારે પણ,
કણેકણમાં ઊગી નીકળે છે રણ,
દીવાલોનું કંપન
પર્ણોના ઝિંઝિંકારમાં ઝમે છે
રાતદિન,
લાલ ધૂળ ઊડે છે ચોમેર
તેમાં દટાય શહેર
ઘર
પથ્થર
આંગણનું મનગમતું ફૂલ
ઓશીકાનની ઝૂલ
પથ્થર
હું.

# વેદના

પાંદડાં પીળાં ભલે ખરતાં રહે,
એ ચહેરો તો હજી મનમાં તરે.

આમ તો રસ્તા ઘણાયે યાદ છે,
એ પુરાણે પંથ પગલાં સંચરે.

આભનું ઊંડાણ લાગે છીછરું
એ ગહન આંખો નજર શોધ્યા કરે.

ઝંખનાની ઝાળ તો બૂઝી ગઈ
દગ્ધ હૈયું ક્યાંય ના કેમે ઠરે.

રોજ હું હળવો થવા બોલ્યા કરું
તોય થોડું દર્દ આંખોથી ઝરે.

શબ્દના પથ્થર બધું ઢાંકી પડી
મૌન મારી વેદના ક્યાં આછરે!

હરિકૃષ્ણ પાઠક

ો

# ટેશન પાસે ઘર

ર ઋતુના પવનની જેમ આવે
શ્ર પરોઢની ટ્રેન
વે એવી સ્વપ્નોને ઊંડા અંધકારના ખેતરમાં
જી થીજવીને દાટી દે.
રે પવનવેગી સર્પની જેમ સરકતો 'ફાસ્ટ'
પાટાઓની ભેજિલ સાયળોને ચીરતો વહ્યો જાય
ન્જિનોના ભોં ભોં અવાજથી.
તત ક્યાંક જવું છે 'ની ઉચાટની બારી
ને અને બંધ થાય
ારની લોકલ બીજા માળના 'કિચન'ને
ળીઓને ધ્રુજાવતી 'ડાઈનિંગ કાર' બનાવે
ને ઊંઘમાં ફ્રન્ટિયર વ્હીસલ સંભળાતાં
ટા વચ્ચે પડેલાં હોઈએ તેમ ઊભાં થઈ જઈએ.

હાર
હેરીના ધ્રુજને આદિમ નશો
ઇ-ચક્રુએ અંજાય...

રાધેશ્યામ શર્મા

# અવાજ

આગળે આવીને
અટકેલું
એ રૂપ જોતાં જ
કળીમાં બંધ સુગંધ
પ્રગટવા લાગી.
નીલવર્ણું ઝાડીમાંથી
ગળાઈ ગળાઈને આવતું
ઝરણું
મને ઓળંગીને
જવા લાગ્યું,
ત્યાં ઢળેલી આંખના ઉજાસમાં
ને અમુખર સ્મિતની સાક્ષીએ
પ્રગટ થયો એક શબ્દ
શબ્દ...
એનો અર્થ
મારા પૂર્વપરિચિત
અસબાબમાં, સાજમાં
સ્થિર થયો
ને અવાજ
આકાશે ફેલાઈને
તરતો ઓસરતો
તરતો રહ્યો.
પછી તો
માત્ર તરતો ઓસરતો
તરતો અવાજ...

રઘુવીર ચૌધરી

# ભારતની યોજનાઓમાં કરવેરાની ફિલસૂફી

## પ્રો. એન. જી. ગુજર

આર્થિક આયોજનની શરૂઆતથી ભારતમાં રાજકોષીય નીતિનો આશય વિકાસના દરને ઉત્તરોત્તર વધારવાનો અને શક્ય હોય ત્યાં સુધી આવક અને આર્થિક સત્તાની વિષમતા ઘટાડવાનો રહ્યો છે. એવો આગ્રહ સેવવામાં આવ્યો છે કે વિકાસના દરને વધારવા માટે મૂડીસર્જન વધારવું આવશ્યક છે. અને મૂડીસર્જન છેવટે સમાજની કુલ બચત પર નિર્ભર છે. જ્યારે આવક નીચી હોય ત્યારે વપરાશમાં આપમેળે કાપ સ્વીકારીને સ્વૈચ્છિક બચત વધારવી સંભવિત નથી. ઉપરાંત વિકાસની પ્રક્રિયા દરમ્યાન આવક વધે ત્યારે ભારત જેવા ગરીબ દેશમાં સીમાવર્તી વપરાશવૃત્તિ ઊંચી હોવાથી વૃદ્ધિગત આવકનો બહોળો હિસ્સો (અનુત્પાદક વપરાશમાં) વેડફાઈ જવાનો સંભવ છે. આથી રાજ્યને સ્વૈચ્છિક બચત પર આધાર રાખ્યા વિના કરવેરા દ્વારા અથવા શાખવિસ્તરણ દ્વારા "ફરજિયાત બચત"નો આશરો લેવો પડે છે. આ થઈ પ્રગતિશીલ અર્થકારણમાં વધુ કરવેરા નાંખવાની તરફેણમાં "સાધનસંચય"ની દલીલ. રાજ્યે પ્રજા પર વધુને વધુ કરવેરા નાંખવા જોઈએ અને એ રીતે ઉપલબ્ધ થયેલાં સાધનો મૂડીસર્જનમાં ઉપયોગમાં લેવાં જોઈએ. પ્રજાના હાથમાં એ સાધનો અન્યથા વપરાશ દ્વારા વેડફાયાં હોત.

આમ સામાન્ય રીતે રાજકોષીય નીતિનો અને ખાસ કરીને કરવેરાની નીતિનો પ્રાથમિક આશય પ્રજા પાસેથી શક્ય એટલાં સાધનો રાજ્ય તરફ વાળવાનો છે. કેવળ એક શરત પળાવી જોઈએ. ખાનગી રોકાણ અને ઉત્પાદન માટેનાં પ્રેરક બળો પર પ્રતિકૂળ અસર ન થવી જોઈએ.

એવી પણ દલીલ કરવામાં આવે છે કે મૂડીસર્જનની ગુણવત્તાનું એક પાસું ખાનગી સાહસની સરખામણીમાં રાજ્યના સાધનસંચયની આવશ્યકતા જરૂરી ગણે છે. ભારત જેવા ગરીબ દેશમાં ખાનગી સાહસ દ્વારા પણ ખાસ્સું એવું 'અનુત્પાદક ઉત્પાદન' થાય છે. સ્વાભાવિક રીતે જ ખાનગી સાહસના બદલે રાજ્ય સાધનો ઉપયોગમાં લે તો યોગ્યપ્રકારનું રોકાણ થાય છે, કારણ કે રાજ્ય લાંબા ગાળાની દૃષ્ટિથી દોરવાય છે અને રાજ્યનો આશય નફો કરવાનો હોતો નથી.

જો આર્થિક વિકાસની જવાબદારી ખાનગી ક્ષેત્રને ઉઠાવવાની હોય તો એને ઉત્તેજન આપવા માટે મૂડીપતિઓને ઘણા ઊંચા વળતરનું પ્રલોભન આપવું પડે છે, આને પરિણામે આવક અને આર્થિક સત્તાની મોટી વિષમતા ઉદ્‌ભવે છે. ઓછામાં ઓછું લોકશાહીમાં આર્થિક વિકાસ માટે આવકની મોટી વિષમતા અને આર્થિક સત્તાના કેન્દ્રીકરણની કિંમત ચૂકવવી પડે છે. આ વિચારના સમર્થનમાં ઈંગ્લેન્ડની ઔદ્યોગિક ક્રાંતિનો અનુભવ ટાંકવામાં આવે છે. આમ આ વિચાર ભારતમાં આયોજનની રાજકોષીય નીતિનું પાયાગત તત્ત્વ છે. આર્થિક વિકાસની જવાબદારી મુખ્યત્વે જાહેરક્ષેત્રની છે અને એ ક્ષેત્રના પ્રેરકબળ તરીકે વધુ નફાની જરૂરિયાત નથી. ઝડપી આર્થિક વિકાસ અને સંપત્તિ અને સત્તાનું વિકેન્દ્રીકરણ બન્ને સાથે ત્યારે જ સંભવી શકે કે જ્યારે રાજ્ય વધુને વધુ સાધનો ભેગાં કરતું થાય.

આપણી ત્રણેય યોજનાઓમાં રાજકોષીય નીતિની આ ફિલસૂફી અંતર્હિત છે; પરંતુ એ સામે આપણો અનુભવ કેવો રહ્યો છે?

ત્રણ યોજનાઓ દરમ્યાન ઘણાં સાધનો પ્રજા પાસેથી રાજ્ય પાસે ગયાં છે. છેલ્લાં સત્તર વર્ષમાં કેન્દ્ર તેમજ રાજ્યોની સરકારની કરપ્રાપ્ત આવક ધ્યાનમાં લઈએ તો આ બાબત ઘણી જ સ્પષ્ટ થશે. ૧૯૫૧-૫૨ માં કેન્દ્ર અને રાજ્યોની સરકારની કુલ કરપ્રાપ્ત આવક આશરે રૂા. ૭૨૫ કરોડ હતી. ૧૯૬૦-૬૧ માં આ આવક વધીને રૂા. ૧૩૫૪ કરોડ થઈ. ૧૯૬૭-૬૮ ના વર્ષમાં બજેટના સુધારેલા અંદાજ પ્રમાણે આ રકમ

રૂ. ૩૫૯૮ કરોડ છે. આમ છેલ્લાં સત્તર વર્ષમાં કરપ્રાપ્ત આવકની કુલ રકમમાં અઢીગણા કરતાં પણ વિશેષ વધારો થયો છે. જુદા પ્રકારની તુલના વધુ રસપ્રદ નીવડશે. ૧૯૫૧–૫૨માં રૂ. ૯૯૯૦ કરોડની રાષ્ટ્રીય આવકમાં રાજ્યનો હિસ્સો રૂ. ૭૨૫ કરોડ હતો. એટલે કે કરવેરા રાષ્ટ્રીય આવકના સાત ટકા જેટલા હતા. ૧૯૬૦–૬૧માં રૂ. ૧૩૪૫૩ કરોડ કરવેરા દ્વારા લીધા. એટલે કે કરવેરા રાષ્ટ્રીય આવકના ૧૦ ટકા જેટલા થયા. ૧૯૬૬–૬૭માં રૂ. ૨૪૫૧૭ કરોડની રાષ્ટ્રીય આવકમાંથી સરકારે રૂ. ૩૨૪૪ કરોડ લઈને કરવેરાનું ટકાવારી પ્રમાણ ૧૩ ટકા સુધી પહોંચાડી દીધું.

અલબત્ત, સાધનોની આ પ્રકારની તબદીલી પાછળના મૂળભૂત આશયો ભુલાવા ન જોઈએ. પશ્ચિમના આર્થિક દૃષ્ટિએ આગળ પડતા દેશોમાં ગરીબ દેશો કરતાં સરકાર કરવેરા દ્વારા વધારે પ્રમાણમાં સાધનો પોતે હસ્તગત કરે છે. કોલીન ક્લાર્કને એવું અનુમાન કરવું વાજબી લાગ્યું છે કે કરવેરાની સલામત સપાટી રાષ્ટ્રીય આવકના ૨૫ ટકા જેટલી છે. આ પરથી એવી દલીલ કરવામાં આવે છે કે ભારતમાં ઉપલબ્ધ સાધનોના સંચય માટે કરવેરાના પર્યાપ્ત પ્રયત્નો થયા નથી.

પરંતુ આ વિધાન ચર્ચતી વખતે એક ગૌણ અને એક મુખ્ય એવી બે ગણતરીઓ ધ્યાનમાં લેવાવી જોઈએ. એક તો કરવેરામાં ધીમેધીમે વધારો થવો જોઈએ અને કરવેરા માટેનું વહીવટીતંત્ર એ કાર્યક્ષમ રીતે વેરા વસૂલ કરી શકે એમ વધવા જોઈએ. કરવેરાના ઊંચા દરો પણ બોજારૂપ હોતા નથી. પરંતુ એની વસૂલાતમાં રહેલો મક્કમતાનો અભાવ અને પ્રામાણિક અને અપ્રામાણિક કર ભરનારાઓ વચ્ચે વિવેક દાખવવાની અશક્તિ કરવેરાને બોજારૂપ બનાવે છે.

આમ છતાંયે પાયાનો પ્રશ્ન તો તદ્દન ભિન્ન છે. રાષ્ટ્રીય આવકની સરખામણીમાં કરવેરાઓનું પ્રમાણ વધ્યું એ કેટલે અંશે પાયાગત હેતુઓ – અર્થતંત્રમાં રોકાણ અને બચતનો દર વધારવો, યોગ્ય રોકાણ માટે સાધનોની ફાળવણી કરવી અને આવકની અને આર્થિક સત્તાની વિષમતા ઘટાડવી – સિદ્ધ કરવામાં સફળ થયા છે?

પહેલાં તો આપણે એ ન ભૂલવું જોઈએ કે કરવેરાના સ્વરૂપે પ્રાપ્ત થતી ફરજિયાત બચતનો આર્થિક વિકાસમાં ફાળો નાણાં ખાનગી હાથોને બદલે સરકારના હાથમાં રહેવાથી વિકાસના દરમાં જે અંતર પડે છે એમાંથી નીપજે છે. બીજા શબ્દોમાં કહીએ તો આ પ્રકારની ફરજિયાત બચત સાધનોમાં ચોખ્ખો વધારો કરતી નથી પરંતુ એનાથી કેવળ સાધનોનું હસ્તાન્તર થાય છે.

આમ ફરજિયાત બચતમાંથી મળતી તમામ બચત સાધનવૃદ્ધિ બતાવતી નથી. જો કરવેરા ન નંખાયા હોત તો એ રકમ ખાનગી હાથોમાં હોત. શું એવું શક્ય ન બન્યું હોત કે ખાનગી ક્ષેત્રે નાણાંનો ઉપયોગ થવાથી મૂડીસર્જન વધુ કાર્યસાધક બન્યું હોત? આ પ્રશ્નનો ઉત્તર કાલ્પનિક રહેવાનો.

પરંતુ એમાં જે મુદ્દો સંકળાયેલો છે એ અત્યંત સરળ છે. ખાનગી ક્ષેત્રમાંથી સાધનોની ગંજાવર પાયા પર તબદીલી થાય છે. પરંતુ શું એ વધુ સાધનસંચયમાં કે વધુ બચતમાં પરિણમી છે ખરી?

બીજી યોજનામાં કુલ બચત રાષ્ટ્રીય આવકના ૯·૫ ટકા હતી. ત્રીજી યોજનામાં એ પ્રમાણ ઘટીને ૭·૭ થયું. ૧૯૬૭–૬૮ માં એ પ્રમાણમાં ઓર ઘટાડો થયો અને એ ૬·૪ થયું. રાજ્યે કરવેરા દ્વારા રાષ્ટ્રીય આવકમાંથી સારો એવો ઉપાડ કર્યો હોવા છતાં બચતનું રાષ્ટ્રીય આવક જોડેનું પ્રમાણ શા માટે ઘટ્યું હશે?

આવી સંતોષકારક ઘટના માટે બે કારણો છે. જેમ સરકારની આવક વધી તેમ એનો ચાલુ ખર્ચ એટલે કે વપરાશ પણ ઘણો વધતો રહ્યો. કેન્દ્ર અને રાજ્ય સરકારોના ખર્ચની થોડી વિગતો નોંધવાથી ઘણું જ્ઞાન મળે એમ છે. મુલકી વહીવટ અને ઋણ પેટેનો કેન્દ્ર સરકારનો ૧૯૫૦–૫૧ નો એકવીસ કરોડ અને સાડત્રીસ કરોડ રૂપિયાનો ખર્ચ વધીને ૧૯૬૬–૬૭માં અનુક્રમે એકસો ત્રેવીસ કરોડ અને ચારસો બાસઠ કરોડ રૂપિયા થયો. રાજ્ય સરકારોને મુલકી વહીવટ અને ઋણ પેટેનો કુલ ખર્ચ ૧૯૫૧–૫૨ના અનુક્રમે ૧૦૬ કરોડ અને ૮ કરોડ પરથી વધીને ૧૯૬૬–૬૭ માં અનુક્રમે ૨૮૨ કરોડ અને ૬૬૨ કરોડ થયો. કેન્દ્ર સરકારની કરપ્રાપ્ત આવક ૧૯૬૦–૬૧ના ૭૩૦ કરોડ રૂપિયા પરથી ૧૯૬૬–૬૭ માં ૧૯૨૮ કરોડ રૂપિયા થઈ. ૧૨૦૦ કરોડ રૂપિયાના આ વધારામાંથી કેવળ ૫૦ કરોડ રૂપિયા એટલે કે ૫ ટકાથી ઓછી રકમ રોકાણ પેટે વપરાઈ.

બીજું, કરવેરાના ઉત્તરોત્તર વધતા દરોએ બચત-

વૃત્તિને પાંગળી કરી દીધી છે, અને પરિણામે પ્રજાકીય વપરાશ વધ્યો છે. બચતો દ્વારા ધારેલા કરતાં ઓછી રકમ પ્રાપ્ત થઈ છે. એ હકીકત એનું સમર્થન કરે છે. દેશની શેરબજાર બચતનો પ્રવાહ દર્શાવતી હોય તો તો આપણે માનવું જ પડે કે પ્રજાકીય બચત નિઃશંક ઘટી છે.

શું કરવેરાઓને લીધે સાધનોનો વધુ સારો વિનિયોગ થઈ શકે, એ રીતે રાષ્ટ્રીય રોકાણના ઢાંચામાં પરિવર્તન થયેલું છે? આ સમસ્યાની ત્રણ બાજુ છે. અ ખાનગી ક્ષેત્રે રોકાણનું સ્વરૂપ, બ જાહેર ક્ષેત્રે રોકાણનું સ્વરૂપ, અને ક જાહેર એકમોની કાર્યક્ષમતા. આ ત્રણે બાબતોમાં કામગીરી નિરાશાજનક રહી છે.

ઊંચા કરવેરાઓએ રોકાણ માટેની પ્રેરણાને પ્રતિકૂળ અસર પહોંચાડી છે અને ઔદ્યોગિક કામગીરીને ખોડંગાતી કરી છે. વધારે ને વધારે સાધનો ઉત્પાદક રોકાણોમાંથી અનુત્પાદક રોકાણો તરફ વાળવામાં આવ્યાં હોવાથી વર્તમાન રાજકોષી નીતિએ રોકાણના ઢાંચાને વિકૃત કર્યો છે. કેવળ માલિકીમાંથી નીપજતા લાભો વધ્યા છે. એવાં ત્રણ ક્ષેત્રો તે આ રહ્યાં. ઇન્વેન્ટરી, મોજશોખ માટેનાં શહેરી બાંધકામો અને પરદેશી અરકયામતો. આ રોકાણો કદીયે ઉત્તમ રોકાણો નથી. એમાં કશી શંકા નથી કે આ બાબત કરવેરાને બદલે ગંજાવર ખાધ પુરવણીની નીપજ છે. પરંતુ એક વાત તો સ્પષ્ટ છે: ખાનગી ક્ષેત્ર પર કારમા વેરાઓ નંખાયા હોવાથી એનાં સાધનો ઉત્તરોત્તર વધુ પ્રમાણમાં કરવેરા ટાળવામાં કે એમાંથી છટકવા માટે વપરાય છે.

જાહેર રોકાણે વિકાસના દર વધારવામાં ઝાઝો ફાળો આપ્યો નથી. એનું કારણ એ છે કે ખાનગી ક્ષેત્રે જેમ "દેખીતા વપરાશ"નો ભય રહ્યો છે તેમ જાહેર યોજનાઓના ક્ષેત્રમાં દેખીતા રોકાણનો ભય રહ્યો છે. આવી ઘણી યોજનાઓ વૈભવશાળી હોય છે. અને ટેકનિકલ દૃષ્ટિએ આગળ વધેલા દેશોની કાર્યપદ્ધતિઓનું અનુકરણ કરે છે. સરકારે ભવ્ય યોજનાઓમાં પણ ગંજાવર રોકાણ કર્યું છે. જાહેરક્ષેત્રનાં પોલાદનાં કારખાનાંઓ અયોગ્ય ઉત્સાહનો નમૂનો પૂરો પાડે છે. આ સાધનોનો થોડો હિસ્સો પણ ખેતીવાડીના વિકાસ માટે વપરાયો હોત તો પ્રગતિનો આપણો દર ઘણો ઝડપી રહ્યો હોત.

જાહેર ક્ષેત્રે મોટા પ્રમાણમાં ગેરવાજબી રોકાણ થયું છે. એટલું જ નહીં પણ એ ચલાવવામાં પણ કાર્યક્ષમતાનો અભાવ અને વેડફાટ જોવા મળે છે. આ બધાં સાહસોમાં સંયુક્ત રીતે પણ રોકાયેલી મૂડી પર ૨ ટકા વળતર મળતું નથી. નેટ વર્ષની સરખામણીમાં નફાનું પ્રમાણ નીચું છે એટલું જ નહીં પણ એ ઘટતું જાય છે. એને પરિણામે આર્થિક વિકાસ માટે સંગીન પુરાંતો મેળવી શકાઈ નથી. આ એકમોથી મેળવી શકાયા નથી. આ બાબતમાં હિંદુસ્તાન સ્ટીલ લિ. ની કહાણી નામોચી છે. આ કંપનીની ખોટ પરદેશી પેઢીઓની અથવા આ ક્ષેત્રે કામ કરતી દેશી પેઢીઓની સરખામણીમાં પણ ઘણી મોટી છે.

શું સરકારની કરવેરાની નીતિથી આવક અને આર્થિક સમતાની વિષમતા ઘટી છે? ઇજારા પંચનો હેવાલ અને હજારી હેવાલ એમ બતાવે છે કે આવી વિષમતા ઘટવાને બદલે વધી છે.

જાહેર ક્ષેત્ર વિસ્તારવાથી આર્થિક સત્તાનું વિકેન્દ્રીકરણ થઈ શકે તેવી દલીલ કરતી વખતે એક પાયાગત બાબત ધ્યાનમાં રખાવી જોઈએ. આપણા દેશમાં બનેલા વર્તમાન બનાવો સૂચવે છે કે રાજ્યની વધતી પ્રવૃત્તિ સાથે આર્થિક સત્તાનું વિકેન્દ્રીકરણ અવશ્ય સંકળાયેલું નથી. રાજ્યે વધુ સત્તા હસ્તગત કરી હોવાથી આર્થિક સત્તાનું કેવળ કેન્દ્ર બદલાયું છે. પરિણામે ભારતમાં રાજ્યની વધતી પ્રવૃત્તિને લીધે રાજ્ય મૂડીવાદના સ્વરૂપમાં " નવી સરમુખત્યારશાહી " ઉદ્ભવી છે. આજે તો રાજ્ય મૂડીવાદ ખાનગી મૂડીવાદને હડસેલીને મજબૂત થયેલો છે. આ બદતર પરિસ્થિતિ છે કારણ કે રાજ્ય મૂડીવાદ હેઠળ આર્થિક સત્તા અને રાજકીય સત્તા એક જગ્યાએ કેન્દ્રિત થાય છે.

પહેલી ત્રણ યોજનાઓનો અનુભવ ચોથી યોજનાની કરવેરાની નીતિનો બ્યૂહ પૂરો પાડે છે. કરવેરા ઘટાડવા જોઈએ એવું સાચું સૂચન કરનારા આજે તો ખરેખર બહાદુર પુરુષ જ ગણાય. પરંતુ આટલું તો વાજબી રીતે સૂચવી શકાય કે ચોથી યોજનાના સમગ્ર ગાળા દરમ્યાન નવા વેરા નંખાવા જોઈએ નહીં કે જૂના વેરાઓમાં વધારો થવો જોઈએ નહીં. રાજ્યે આર્થિક ક્ષેત્રે વધુ પડતી જવાબદારી લઈ લીધી છે. એમાંથી થોડો હિસ્સો ખાનગી ક્ષેત્રને આપી દેવામાં આવે તો વધારે સારું. પરંતુ એ નિર્વિવાદ છે કે

રાજ્ય આજના સંજોગોમાં વધારે જવાબદારી ઉઠાવશે તો વધુ સાધનોનો દુર્વ્યય થશે. આથી "કરબંધી ( Embargo on taxes )" એ સૂત્ર ચોથી યોજનાની કરવેરાની નીતિના પાયામાં હોવું જોઈએ.

# રોકાણ, રાષ્ટ્રીય બચત અને કરવેરા

## પ્રો. બી. આર. શિનોય

૧૯૬૮ ફેબ્રુઆરી ૨૯ના બજેટના ભાષણમાં એવી આશા સેવવામાં આવી છે કે ખેતીવાડીના ઉત્પાદનમાં થયેલા તીવ્ર વધારાને લીધે અને કરવેરાનાં પરિવર્તનોને લીધે આપણે અર્થકારણના વેગીલા પુનરુત્થાનની આશા રાખી શકીએ. સ્વતંત્રતા મળી ત્યારથી જે અત્યંત કઠિન પ્રશ્નો – વધતા ભાવો, સ્થગિત નિકાસો, અપર્યાપ્ત બચત, મૂડીબજારનો હ્રાસ, અનાજ અને કાચા માલની અછત અને બેકારી અને નિરાશાની લાગણી હવે ભૂતકાળનાં બની ગયાં છે. બજેટમાં વરતાતો આ આશાવાદ મૂડીબજારની દૃષ્ટિએ કેટલો વાજબી છે એ તપાસવાનો અહીં પ્રયત્ન થયો છે.

૧૯૫૩–૫૪ થી ૧૯૬૧–૬૨ સુધી શેરના ભાવો ઘણા તેજ રહ્યા હતા. એ વર્ષો દરમિયાન શેરના ભાવોનો આંક ૫૦·૬ ઉપરથી કૂદીને ૧૦૦ પર પહોંચ્યો ત્યાર પછી એમાં તીવ્ર ઘટાડો થયો અને વારંવાર ઉછાળાઓ આવ્યા તો પણ એ ધીમે ધીમે ઘટતો ગયો. ૧૯૬૫ના ડીસેમ્બરમાં ૭૧·૫ ની નીચામાં નીચેની સપાટીએ પહોંચ્યો. ત્યાર પછી એમાં ઝાઝો સુધારો થયો નથી.

શેરના ભાવોમાં તાજેતરમાં જે ઉછાળો આવ્યો છે, એમાં ઝાઝું દૈવત નથી.બજેટની ભલામણો કરતાં બેંકના દરમાં ઘટાડો થવાથી એ સટાપ્રેરિત પ્રત્યાઘાત થયો હોય એમ લાગે છે. બજેટ પછીના પહેલા બે દિવસોમાં શેરના ભાવો ધીમે ધીમે ક્ષુલ્લક પ્રમાણમાં વધ્યા હતા. સામાન્ય શેરોનો ઇકોનોમિક ટાઈમ્સનો આંક ૨૩ ફેબ્રુઆરી અને માર્ચની ૧ લી વચ્ચે ૦·૧ જેટલો વધ્યો હતો. પરંતુ ૧૯૬૮ ની ૨૭ માર્ચે બેંકનો દર ૫ ટકા સુધી ઘટયા પછી શેરના ભાવોમાં પ્રમાણમાં મક્કમ ઉછાળો આવ્યો હતો. માર્ચની સાતમીએ આંક ૧૧૨·૩ ની ટોચ પર પહોંચ્યો પરંતુ ૨૧ મી માર્ચે એ ધીમે ધીમે ઘટયા પછી ૧૦૮·૫ પર પહોંચ્યો. ૨૭મી માર્ચે એ ૧૦૯·૨ પર પહોંચ્યો પરંતુ ૨૮ મી માર્ચે ફરીથી ૧૦૮·૨ પર સ્થિર થયો. ( ૧૯૫૯–૬૦=૧૦૦ ).

મૂડીબજાર લગભગ અચેતન બની ગયું છે એ માટે બે પરિબળો જવાબદાર ગણાવી શકાય : એક તો રાષ્ટ્રીય બચતની સ્થગિતતા અને પાછળથી એમાં ઘટાડો અને બીજું ૧૯૬૩–૬૪માં કંપની વેરામાં મોટો વધારો.

બચત, આવક અને વપરાશ વચ્ચેનો તફાવત છે, એ જેટલું વ્યક્તિગત કુટુંબ માટે સાચું છે તેટલું જ કુટુંબોના સમૂહરૂપ રાષ્ટ્ર માટે સાચું છે. એ પણ એટલું જ સાચું છે કે ફુગાવા વિનાની પરિસ્થિતિમાં મૂડીબજારની પ્રવૃત્તિની ગતિ બજારમાં આવતો બચતનો પ્રવાહ નક્કી કરે છે. આથી રાષ્ટ્રીય બચતનો કયાસ કાઢવો એ મૂડીબજારની પ્રવૃત્તિની મુલવણી માટે પાયાગત અગત્ય ધરાવે છે.

રાષ્ટ્રીય બચતની સ્થગિતતા અને હ્રાસ વપરાશમાં થયેલા સંગીન વધારાને પરિણામે છે. છેવટના ભાગમાં તો રાષ્ટ્રીય ઉત્પાદનના વૃદ્ધિદર કરતાં પણ વપરાશનો વૃદ્ધિદર વધારે રહ્યો છે. બચતની હ્રાસ માટેની જવાબદારીમાં સરકારનો હિસ્સો અત્યંત નોંધપાત્ર છે. કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકારોનો કુલ વપરાશ ૧૯૫૪–૫૫ ના રૂ. ૭૧૯ કરોડ પરથી વધીને ૧૯૬૫–૬૬ માં રૂ. ૩૯૮૦ કરોડ થયો હતો. આ ૪.૩ ગણો વધારો છે અથવા તો ભારતની ચાલુ ભાવે મૂલવેલી રાષ્ટ્રીય આવક જે દરે વધી એના કરતાં એ બમણો છે. ૧૯૬૭–૬૮ અને ૧૯૬૮–૬૯માં કેવળ કેન્દ્ર સરકારનો વપરાશખર્ચ બીજા રૂ. ૩૬૪ કરોડ જેટલો વધવા સંભવ છે.

સરકારી વપરાશને લીધે રાષ્ટ્રીય બચતને પહોંચેલી હાનિ ૧૯૬૦–૬૧માં પૂરા થતા દાયકામાં ઉપર તરી આવી નહોતી કારણ કે વ્યક્તિગત આવક વધતી હતી અને ખાનગી ક્ષેત્રે બચતો વધતી હતી. ત્યાર પછી, ખાસ કરીને છેલ્લાં ત્રણ વર્ષમાં બચત અંગેની સ્થિતિ દેખીતી રીતે કથળી ગઈ છે. એને માટે બે કારણો જવાબદાર ગણાવી શકાય. એક તો ૧૯૬૧–૬૨ થી ૧૯૬૬–૬૭ સુધીના સમય દરમ્યાન વ્યક્તિગત આવક રૂ. ૩૧૫ની આજુબાજુમાં સ્થગિત રહી. સારી મોસમને લીધે ૧૯૬૪–૬૫ માં થયેલો આવકનો વધારો ટકી

શકયો ન હતો. દુકાળનાં બે અનુગામી વર્ષોમાં એ કામચલાઉ લાભ નષ્ટ થયો. જ્યારે આવક સ્થગિત હોય ત્યારે રાષ્ટ્રીય બચત સ્થગિત રહેવાની. બીજું કારણ એ છે કે સ્થગિત આવકની પૂર્વભૂમિકામાં ૧૯૬૨–૬૩ થી દરેક અનુગામી વર્ષે સરકારી આવકમાં અને ખર્ચમાં અસાધારણ વૃદ્ધિ થઈ છે. ૧૯૬૨–૬૩ થી ૧૯૬૭–૬૮ સુધીમાં આવકવૃદ્ધિનો વાર્ષિક સરેરાશ રૂા. ૫૦૩ કરોડ જેટલો થાય છે. આને લીધે સરકારનું ભરણું આપ્યા પછી પ્રજા પાસે વપરાશયોગ્ય આવક પ્રમાણમાં ઓછી રહે છે; અને વધારામાં પ્રજાની બચત કરવાની શક્તિ ઘટે છે.

સરકારી માહિતી રાષ્ટ્રીય આવકનો હ્રાસ નીચે પ્રમાણે દર્શાવે છે. બચતનો દર થોડા સમય સુધી કથળતો રહ્યા બાદ ૧૯૬૫–૬૬ના ૧૦.૩ ટકા ઉપરથી ૧૯૬૬–૬૭ના ૮.૨ ટકા પર, અને પછી ૧૯૬૭–૬૮માં ૬.૪ ટકા પર ઘટયો. બચતની કુલ રકમ ૧૯૬૫–૬૬ના રૂા. ૨૧૭૦ કરોડ પરથી ઘટીને ૧૯૬૬–૬૭ માં રૂા. ૧૯૮૦ કરોડ થઈ અને ૧૯૬૭–૬૮માં રૂા ૧૭૦૦ કરોડ પર પહોંચી. પરંતુ બચતમાં થયેલો આ ઘટાડો આ આંકડાઓ દર્શાવે છે એ કરતાં બે દૃષ્ટિએ વધારે દુઃખદાયી નીવડવા સંભવ છે. એક તો એમાંથી ફુગાવા-પ્રેરક નાણાંનું પાણી નીચોવી લેવામાં આવે ત્યારે; અને બીજું બચત ઘણીવાર ખાનગી હાથોમાં ગુપ્ત આવકરૂપે પરિવર્તન પામે છે, એ બાબતને યોગ્ય રીતે ધ્યાનમાં લેવામાં આવે. આર્થિક નીતિનું વર્તમાન માળખું ભારતમાં એવી રીતે ગોઠવાયું છે કે એમાં બચત રુશવતખોરી દ્વારા ખાનગી આવક બની જાય છે. હિસાબને ચોપડે રોકાણ તરીકે દર્શાવેલાં નાણાં હકીકતમાં પૂરેપૂરાં રોકાણમાં વપરાતાં નથી. એ નાણાંનો થોડો ભાગ લાંચ રુશવત દ્વારા ચૂકવાય છે. અને એ રીતે ચૂકવાતી રકમનો મોટો ભાગ રોજબરોજમાં વપરાશમાં આવે છે. આ રીતે આંકડાઓમાં બતાવવામાં આવ્યા કરતાં વાસ્તવિક બચત ઓછી હોય છે. બચતને પહોંચેલી આ હાનિ ઢાંકી દેવામાં પરદેશી મદદના ઉપયોગમાં થયેલો સંગીન વધારો મદદરૂપ નીવડયો છે. ૧૯૫૪–૫૫ માં પ્રાપ્ત થયેલી રૂા ૧૧ કરોડની પરદેશી મદદ ૧૯૬૧–૬૨ માં રૂા. ૩૩૯ કરોડ થઈ અને ૧૯૬૫–૬૬માં રૂા. ૭૭૨ કરોડ પર પહોંચી. પરંતુ ઝડપથી વધતી જતી મદદ કરતાં અર્થતંત્રમાં વ્યાપેલો સડો વધારે ઝડપે ફેલાયો. આથી આંતરિક બચત અને પરદેશી મદદના સરવાળારૂપ બચતનો કુલ પુરવઠો રોકાણની જરૂરિયાત કરતાં ઘણો જ પાછળ રહ્યો. આ અપર્યાપ્ત બચતને લીધે વ્યાજના દરો ઊંચા ગયા છે અને શેરના ભાવો બેઠા છે. (જુઓ કોઠો). ૧૯૫૦ થી ૬૦ ના દાયકામાં બચતની સ્થિતિ સાનુકૂળ હોવાથી સ્ટેટ બેંકનો હૂંડીનો દર ૪.૫ થી ૫.૫ ટકા વચ્ચે રહ્યો હતો. ત્યાર પછી બચતની સ્થિતિ કથળતાં હૂંડીનો દર એકધારો ઊંચકાયો છે. ૧૯૬૨–૬૩ માં એ સાત ટકાએ પહોંચ્યો અને ૧૯૬૫–૬૬ માં તો ૯ ટકાને વટાવી ગયો. અત્યારે ૮½ ટકાએ છે. વેપારી બેંકોની બહાર બજારમાં વ્યાજના દરો ૧૮ થી ૨૪ ટકા જેટલા હોવા સંભવ છે. ૧૯-૬૭નો મબલખ પાક બચતની ભરતી લાવવામાં કોઈ દેખીતો ફાળો આપશે એવી આશા નિરર્થક છે. ખેતપેદાશનો આ વર્ષનો વધારો ૨૦ ટકા જેટલો એટલે કે ૧૯૬૦–૬૧ ના ભાવે રૂા. ૭૫૦ કરોડ મૂકવામાં આવે છે. સઘળો વધારો ચીજવસ્તુઓની અસરકારક માંગ તરીકે વરતાવાનો સંભવ નથી. આગલાં બે વર્ષોમાં પડેલા દુકાળને લીધે ખેતપેદાશમાં ૧૬.૫ ટકા ઘટાડો થયો હતો. ૧૯૬૦–૬૧ ના ભાવે એ ઘટાડો રૂા. ૫૫૦ કરોડનો થાય. આને પરિણામે સ્ટૉક ઘટયા હશે અને ખેડૂતોની ઘણી જરૂરિયાતો વણસંતોષાઈ રહી હશે. આ બધી બાબતો ધ્યાનમાં લઈએ તો રૂા. ૨૦૦ કરોડનો ચોખ્ખો વધારો થયો કહેવાય. પરંતુ વચગાળામાં ખેડૂતોની જનસંખ્યામાં ૮ ટકા વધારો થયો છે. જો ખેતીવાડીના મોટા ભાગના લોકોની વ્યક્તિગત આવક ટકાવી રાખવી હોય તો ખેતપેદાશમાં રૂા. ૬૦૦ કરોડનો વધારો થવો જોઈએ.

આમ અર્થતંત્રને આગળ લઈ જવા માટે સારી ફસલમાંથી કંઈ કહેતાં કંઈ રહેતું નથી; હકીકતમાં તો દુકાળની સઘળી હાનિને પહોંચી વળવા માટે રૂા. ૪૦૦ કરોડની તૂટ પડે છે અને આ હકીકત સારો પાક ઊતર્યો હોવા છતાં આર્થિક પુનરુત્થાન માટે ઝાઝી કુમક મળી શકી નથી, એ બાબતને સમજાવી શકશે. જો આમજનતાની આર્થિક પરિસ્થિતિ ખરેખર સુધરી હોત તો સુતરાઉ કાપડના ઉદ્યોગને માલના અભૂતપૂર્વ ભરાવાની ફરિયાદ કરવાનું કાંઈ કારણ રહેત નહિ.

ખેતપેદાશમાં ચક્રીય આંદોલનો પરંપરાગત છે. અને ભૂતકાળનો અનુભવ પણ એમ બતાવે છે કે ગામડાંઓની આબાદી ખેતપેદાશની લાંબાગાળાની વલણો જોડે સંકળાયેલી છે, નહીં કે એની વાર્ષિક ઊથલપાથલ સાથે. ખેતપેદાશની ૧૯૬૪–૬૫ની ૧૦.૮ ટકાની વૃદ્ધિ ભારતીય અર્થતંત્રને ૧૯૬૦–૬૧ થી પ્રવર્તતી ખેતપેદાશની સ્થગિતતામાંથી બચાવી શકી નથી. એ વર્ષનો મબલખ પાક એના અનુગામી વર્ષના ઉત્પાદનના ૧૬.૩ ટકા ઘટાડાથી નષ્ટ થયો હતો.

મૂડીબજારની પ્રવૃત્તિ કંપનીઓ પર નંખાતા વેરાઓ પર પણ આધારિત છે. ૧૯૫૪–૫૫ માં મૂડીના ૧૭.૭ ટકા નફો કરનાર કંપની ૧૦ ટકાનું ડિવિડન્ડ જાહેર કરી શકતી. બાકીના ૭.૭ ટકા આવકવેરો અને સુપર વેરો જતાં એ જ પ્રમાણે ૨૬.૫ ટકાનો નફો કરનાર કંપની ૧૫ ટકાનું ડિવિડન્ડ જાહેર કરી શકતી. (જુઓ કોઠો : ૧) કુલ નફાના ૪૩.૪ ટકા જેટલા થતા કંપની વેરાના આ દરો ૧૯૫૬–૫૭ ના અંત સુધી એના એ રહ્યા. ૧૯૫૭–૫૮માં કંપનીના વેરાઓ નફાના ૫૧.૫ ટકા સુધી વધારવામાં આવ્યા. ૧૯૬૦–૬૧ ના અંત સુધી આ સપાટીમાં કશો ફેરફાર થયો ન હતો.

આ સમય દરમ્યાન વ્યક્તિગત આવકમાં અને પરિણામે રાષ્ટ્રીય બચતમાં એકધારો વધારો થયો. સાથે સાથે યોજનાગત નીતિઓની પ્રેરણા હેઠળ ઔદ્યોગિક પ્રગતિની શક્યતાઓ તેજસ્વી બનતી ગઈ. આ યોજનાગત નીતિઓમાં પરદેશી હરીફાઈ સામે ચીનની દીવાલ જેવું રક્ષણ આપનાર આયાત પરનાં ભૌતિક નિયંત્રણો, નવાં યંત્રો અને નવાં સાહસોને મળતી વિકાસપ્રેરક ટૅક્સ રીબેટ અને પ્રતિષ્ઠિત પરદેશી પેઢીઓ જોડે સરકારનો સહકાર – એનો સમાવેશ થઈ શકે. આ બધાને લીધે ઔદ્યોગિક શેરોમાં રોકનાર નવા ઘણા લોકો આગળ આવ્યા. અમુક શેરો એટલી બધી પસંદગી પામ્યા કે એમને મારેનું ભરણું અનેકગણું વધારે આવ્યું અને કોઈકવાર તો શેરો વેચાતાં પહેલાં એમના પર પ્રિમિયમ બોલાતું.

રાષ્ટ્રીય બચતનો વધારો થવાથી અને એ બચતોનો મૂડીબજારમાં ધસારો થવાથી શેરના ભાવોમાં તેજી આવી. આવી જ પરિસ્થિતિમાં બીજા દેશોનો જે અનુભવ હતો એવો જ અનુભવ આપણને થયો. શેરના ભાવો ઔદ્યોગિક ઉત્પાદન કરતાં વધારે ઝડપે વધ્યા. ૧૯૫૫થી ૧૯૬૧ સુધીના ગાળામાં ઔદ્યોગિક ઉત્પાદન ૫૧ ટકા વધ્યું. જ્યારે શેરના ભાવોમાં ૭૦ ટકાનો વધારો થયો. તેજી લાવનારાં પાયાગત બળો બળવાન હોવાથી ૧૯૫૭–૫૮માં કંપનીના વેરાઓમાં થયેલો થોડો વધારો બજારે ધ્યાનમાં લીધો ન હતો. અને શેરના ભાવો વધ્યે ગયા. ૧૯૫૬–૫૭ની સપાટીને પહોંચે એ રીતે ૧૯૬૧–૬૨માં કંપની વેરામાં થોડી રાહત આપવામાં આવી અને એથી ભાવોની ઉર્ધ્વગતિને વેગ મળ્યો. આગળ ઉપર નોંધ્યું છે એ પ્રમાણે એ વર્ષે શેરના ભાવોનો આંક ટોચ પર પહોંચ્યો.

૧૯૬૨–૬૩માં ભાવો ઝડપથી ગગડ્યા, જો કે કંપની વેરા એને માટે જવાબદાર છે એમ ન કહી શકાય. કંપની વેરામાં થયેલો વધારો ક્ષુલ્લક હતો અને કુલ વેરા ૧૯૬૦–૬૧ ની સપાટી કરતાં હજીય નીચા હતા. તેજી ભાંગવાનું કારણ સમગ્ર કરવેરામાં સંગીન વધારો થયો હતો એ ગણાવી શકાય. ૧૯૬૧–૬૨માં વેરાની આવકમાં રૂા. ૨૧૧ કરોડનો વધારો થયો હતો. પરંતુ આ વર્ષે રૂા. ૫૬૧ કરોડનો મોટો વધારો થયો.

૧૯૬૩–૬૪ના અનુગામી વર્ષમાં મૂડીબજારને બે કારમા પ્રહારો સહન કરવા પડ્યા. કુલ કરવેરાઓ વધારવામાં ન આવ્યા અને વેરાઓની રકમ વધીને રૂા. ૬૨૫ કરોડ થઈ. જોડાજોડ કંપની પરના વેરામાં ૬૦ ટકાનો વધારો કરવામાં આવ્યો. હવે ૧૦ ટકાનું ડિવિડન્ડ જાહેર કરવા માટે કંપનીએ ૫૫ ટકા નફો કમાવો પડે; અને ૧૫ ટકા ડિવિડન્ડ જાહેર કરવા ૮૦ ટકા નફો કમાવો પડે આગલા વર્ષે કંપનીની ૫૦ ટકા આવક વેરામાં જતી હતી અને હવે આશરે ૮૧ ટકા.

ત્યારથી આ બન્ને બળો પ્રવર્તતાં રહ્યાં છે. ૧૯૬૨–૬૩ પછી દરેક અનુગામી વર્ષમાં કરવેરાની આવકમાં ધરખમ વધારો થતો રહ્યો છે. ૧૯૬૭–૬૮માં પૂરાં થતાં ૬ વર્ષનો વાર્ષિક સરેરાશ રૂા. ૫૦૩ કરોડ થાય છે. જોકે કંપની વેરાના ૧૯૬૩–૬૪ના ટોચના દરો ઘટ્યા છે. અને ૧૯૬૭–૬૮ માં ૭૨ ટકા જેટના નફા વેરામાં જતા હતા. તેમ છતાં કંપનીએ ૧૦ ટકાનું ડિવિડન્ડ જાહેર કરવા માટે ૩૪ ટકાનો અને ૧૫ ટકા ડિવિડન્ડ

જાહેર કરવા માટે ૫૩ ટકાનો નફો કરવો પડે. (જુઓ કોઠો નંબર : ૧).

આગળ નોંધ્યું એ પ્રમાણે કુલ કરવેરાના બોજા હેઠળ રાષ્ટ્રીય બચત ઘટી અને એથી શેરના ભાવ નીચા ગયા. કંપનીઓ પરના આકરા કરવેરાઓને લીધે શેરના ભાવો એટલા બધા નીચા ગયા કે ડિવિડન્ડ જેના પર આધાર રાખે છે એ કર ભર્યા પછી કંપનીઓની આવક ઘટી ગઈ. ઉપરાંત બચત કરનાર તેમજ નાણાં ઉછીનાં લેનાર વર્ગ તરફથી મૂડીબજારની ઉપેક્ષા શરૂ થઈ. ૧૯૬૨–૬૩માં ૨૦ ટકાનો નફો કરતાર કંપની ૧૦ ટકાનું ડિવિડન્ડ આપી શકે અને નફાની બાકીની રકમ વેરા પેટે આપે. ૧૯૬૩–૬૪ માં એ જ કંપની પાસે વેરો ભર્યા પછી કેવળ ૩.૮ ટકા જેટલો નફો રહે. આથી એની ડિવિડન્ડ ટકાવી રાખવાની શક્તિ ક્ષીણ થાય છે અને શેરની કિંમત ઘટે છે. કંપનીના વેરામાં પાછળથી જે ઘટાડા કરવામાં આવ્યા એનાથી પરિસ્થિતિમાં સંગીન ફેરફાર થયા નહિ. ૧૯૬૭–૬૮માં એ કંપની માટે વેરા ભર્યા પછીનો નફો હજીય ૫.૮ ટકા હતો. કંપની પરના બોજારૂપ કરવેરાઓને લીધે નાણાં લેનાર અને ધીરનાર મૂડીબજારની કઈ રીતે ઉપેક્ષા કરે છે એ સાદા ગણિતથી સમજી શકાય પ્રજા પાસેથી મેળવેલી થાપણો પર ૧૨ ટકાનું વ્યાજ આપવું પડતું હોય અને ૨૦ ટકા નફો કરવાની શક્તિએ ૧૦ ટકાનું ડિવિડન્ડ આપી શકાતું હોય તો કંપની માટે પ્રજા પાસેથી થાપણો મેળવીને નવી મૂડી ઊભી કરવાનું વધારે રહે છે. વ્યાજ ચૂકવ્યા પછી એમની પાસે ૮ ટકાનો નફો હાથ પર તો રહે છે. પરંતુ જો કંપની નવા શેરો કાઢીને મૂડીનો પોતાનો પાયો બહોળો કરે તો એની નાણાકીય સ્થિતિ નબળી પડે છે. કરવેરા ભર્યા પછી ૧૦ ટકાનું ડિવિડન્ડ ટકાવી રાખવું એને માટે અશક્ય બનશે.

બચત કરનાર વર્ગની દૃષ્ટિએ જોઈએ તો અત્યારની પરિસ્થિતિમાં શેર કરતાં કંપનીઓની થાપણમાં બચત રોકવાનું ઘણું વધારે સુરક્ષિત છે. આગલા ઉદાહરણમાં દર્શાવવામાં આવ્યું હતું એ પ્રમાણે થાપણો ૧૨ ટકા વળતર આપે છે. અને નાણાકીય દૃષ્ટિએ એનું મૂલ્ય અકબંધ રહે છે આકરા કંપની વેરાઓને લીધે શેરના ભાવો સ્થગિત અને અનિશ્ચિત હોવાથી શેરનું વૈકલ્પિક રોકાણ સહેજ પણ આકર્ષક નથી.

બેંક સિવાયની કંપનીઓમાં થાપણોનો જે ઝડપી વિકાસ થયો છે એ મૂડી બજાર પ્રત્યેની ઉપેક્ષા દર્શાવે છે. આ પ્રકારની થાપણો ૧૯૬૨ ના રૂ. ૧૩૫.૫ કરોડ પરથી વધીને ૧૯૬૫ માં રૂ. ૨૦૯.૦ કરોડ જેટલી થઈ છે. આ ૫૪ ટકાનો કૂદકો છે અને વૃદ્ધિનો વાર્ષિક દર ૧૮ ટકા થાય છે. આમ ૧૯૬૨–૬૩ પછીની પરિસ્થિતિ એના પુરોગામી દાયકાની પરિસ્થિતિ કરતાં તદ્દન વિપરીત છે. બચતો લગભગ સ્થગિત છે કે ઘટે છે અને મૂડી બજારમાં આવતો બચતનો પ્રવાહ સામાન્ય કરતાં ઓછો છે. ૧૯૬૧–૬૨માં તેજી ભાંગી ગઈ એ માટે ઘટતી પરદેશી મદદ સંગાથે કારણભૂત ગણાવી શકાય. સામાન્ય ભાવસપાટી વધતી જતી હોવા છતાં શેરના ભાવો બિલકુલ વધ્યા નથી. ૧૯૬૧–૬૨ ની સરખામણીમાં ભાવોનો સામાન્ય આંક ૬૯ ટકા વધ્યો છે. જ્યારે ૧૯૬૮ના માર્ચમાં શેરના ભાવોનો આંક ૨૫ ટકા નીચો હતો. શેરના ભાવોના આંક અને સામાન્ય ભાવોના આંકની વિપરીત ગતિ મૂડી બજારમાં રોકાણ કરનાર વ્યક્તિઓને મૂડીની કેવી મોટી ખાધ સહન કરવી પડી છે એનો સ્થૂળ ખ્યાલ આપે છે. એમાંના તો ઘણા એવો પશ્ચાત્તાપ કરતા હશે કે સોનું, જમીન કે શહેરી મિલકત જેવી ઓછી આધુનિક મિલકતમાં રોકાણ કર્યું હોત તો વધારે ડહાપણભર્યું હતું. આપણી આર્થિક અને કરવેરાની નીતિઓને લઈને શેરો ડુબાવા સામે ઝાઝું રક્ષણ આપતા નથી.

રોકાણ, ઉત્પાદન, રોજગારી અને આવક—આ સઘળી બાબતોનું નિદર્શન મૂડી બજારની પ્રવૃત્તિ દ્વારા થાય છે. આથી બધા લોકો શેરબજાર સાથે સંકળાયેલા ન હોવા છતાં એ બજારની પ્રવૃત્તિ મહત્ત્વપૂર્ણ છે. પાયાની આ બાબતનું ભાન ધીમે ધીમે સરકારને થતું જાય છે એ અત્યંત આવકારદાયક છે. છતાં ગયા ફેબ્રુઆરીમાં કરવામાં આવેલી બજેટની ભલામણો મૂડી બજારના રોગને એના મૂળમાં ઘા કરતી નથી. નાણાંપ્રધાને જેને લોહી સાવ ઊડી ગયું છે, એવા દરદીને વધુ લોહી ઊડી જશે એવા ભયને અવગણીને પ્રજાકીય વપરાશ વધારી મૂક્યો છે. વાર્ષિક થાપણોની નાબૂદી, અતિરિક્ત ડિવિડન્ડ પરનો ટેક્સ, રૂ. ૫૦૦ સુધીના ડિવિડન્ડ પર કરમુક્તિ, સરટેક્ષમાં ૩૫ ટકા સુધીનો ઘટાડો આ બધાં

પગલાં ઔપચારિક દૃષ્ટિએ યોગ્ય દિશામાં લેવાયેલાં છે. પરંતુ હાથીને ધરવામાં આવેલું આ મરઘાંનું ખાણુ છે. ધીરનાર અને ઉછીના લેનાર વર્ગને મૂડીના બજારમાં પાછા ખેંચવા માટે એ પર્યાપ્ત ઉત્તેજન નથી. આ ઉપરથી એવું સૂચન મળી શકે, કે શેરના ભાવોમાં આવેલો તાજેતરનો ઉછાળો લાંબો વખત ન પણ ટકે પૂર્વગામી પૃથક્કરણ એવું દર્શાવે છે કે જો આપણે મૂડી બજારને અને સમગ્ર અર્થતંત્રને વિષાદની ગર્તામાંથી ઉઠાવવા ગંભીર હોઈએ તો રાષ્ટ્રીય બચત ગમે એ રીતે વધારવી જ જોઈએ અને મૂડી બજારને એનો યોગ્ય હિસ્સો મળવો જ જોઈએ. આ માટે સરકારના ખર્ચમાં અને એને અનુરૂપ સરકારની આવકમાં સંગીન ઘટાડો થવો જોઈએ. વર્તમાન અભિગમ બદલીને કયાં કરવેરા દૂર કરી શકાય કે કયાં કરવેરા ઘટાડી શકાય એની આપણે શોધ કરવી જોઈએ. કંપની વેરાઓ સદંતર નાબૂદ થઈ શકે તો એ ઉત્તમ છે કારણ કે શેર પરના ડિવિડન્ડ અને ડીબેન્ચર પરનું વ્યાજ જેમના હાથમાં જાય છે એમને એ આવક વેરામાં ગણાય છે. અત્યારે જાહેર ક્ષેત્રનાં એકમોમાં આંતરિક બચત અને પરદેશી મદદના ૭૦ ટકા રોકાય છે. અને દરવર્ષે એ રોકાણ પર કેવળ ૦.૫ ટકા જેટલું વાર્ષિક વળતર મળે છે. હિમાલય જેવડા આ દુર્વ્યય માટે કેવળ એક વ્યવહારુ ઉપાય છે અને તે એ કે જાહેર ક્ષેત્રનાં એકમોનું ક્રમેક્રમે 'બિનરાષ્ટ્રીયકરણ' કરવું. આથી અર્થતંત્રનાં મબલખ વળતર આપતાં ક્ષેત્રો માટે ખાસ—કરીને ખેતીવાડી માટે વધારે ભંડોળ ફાજલ પડશે. બજેટ ઉત્તરોત્તર ઘટતી આવક અને ઘટતા ખર્ચની સપાટીએ સમતોલ થવું જોઈએ. અને એ રીતે આપણા ગરીબ અર્થતંત્રને પોષાય તેવી સપાટીએ એ ફરીથી પહોંચશે. મૂડી બજારના પુનરુત્થાન માટે કે આપણને પીડતી અન્ય આર્થિક બિમારીમાંથી રાહત મેળવવા માટે આપણે જો આવતા વર્ષના સારા વરસાદ પર આધાર રાખતાં હોઈશું તો કદાચ આપણે એકાદા જીવલેણ ભ્રમ હેઠળ કામ કરતા રહેવું પડશે.

કોઠો : ૧.

## ભારતમાં કરવેરા અને શેરના ભાવો

| વર્ષ | ૧<br>શેરના ભાવો<br>(૧૯૬૧–૬૨=૧૦૦) | ૨<br>ઔદ્યોગિક ઉત્પાદન<br>(૧૯૬૧=૧૦૦) | ૩<br>કેન્દ્ર અને રાજ્યોની આવકમાં વધારો<br>કરોડ રૂ. માં. | ૪<br>સ્ટેટ બેંકનો હૂંડીનો દર<br>(%) | ૫<br>કંપનીઓના નફા–મૂડીના ટકાવારી વળતર આપે એવા<br>૧૦ % ડિવિડન્ડ | ૫<br>૧૫ % ડિવિડન્ડ | ૬<br>ભાવોના સર્વ સામાન્ય આંક<br>(૧૯૬૧–૬૨=૧૦૦) |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૫૩–૫૪ | ૫૦.૬ | ૫૬.૩ | ૧૫.૬૬ | ૪½ | ૧૭.૬૮ | ૨૬.૫૨ | ૮૨.૮ |
| ૧૯૫૪–૫૫ | ૫૪.૭ | ૬૦.૧ | ૧૦૧.૧૭ | ૪½ | ૧૭.૬૮ | ૨૬.૫૨ | ૭૨.૯ |
| ૧૯૫૫–૫૬ | ૫૮.૯ | ૬૬ ૪ | ૭૯.૧૦ | ૪½–૫ | ૧૭.૬૮ | ૨૬.૫૨ | ૮૦.૭ |
| ૧૯૫૬–૫૭ | ૫૧.૬ | ૭૨.૩ | ૧૨૫.૮૪ | ૫–૫¼ | ૧૭.૬૮ | ૨૬.૫૨ | ૮૫.૫ |
| ૧૯૫૭–૫૮ | ૬૫.૭ | ૭૫.૩ | ૨૨૩.૭૫ | ૫¼–૫½ | ૨૦.૬૨ | ૩૦.૯૩ | ૮૬.૩ |
| ૧૯૫૮–૫૯ | ૭૬.૨ | ૭૭ ૮ | ૯૩ ૭૩ | ૫½–૫¼ | ૨૦.૬૨ | ૩૦ ૯૩ | ૯૧.૨ |
| ૧૯૫૯–૬૦ | ૮૩ ૯ | ૮૪.૫ | ૨૦૨.૪૮ | ૫¼ | ૨૦.૬૨ | ૩૦.૯૩ | ૯૬.૬ |
| ૧૯૬૦–૬૧ | ૯૪.૮ | ૯૪.૦ | ૨૦૦.૫૭ | ૫¼–૬¼ | ૨૦ ૬૨ | ૩૦.૯૩ | ૧૦૩.૭ |
| ૧૯૬૧–૬૨ | ૧૦૦.૦ | ૧૦૦.૦ | ૨૧૦.૯૩ | ૬½ | ૧૮.૧૮ | ૨૭ ૨૭ | ૧૦૦.૦ |
| ૧૯૬૨–૬૩ | ૮૩ ૨ | ૧૦૮.૮ | ૫૬૦.૬૪ | ૬½–૭ | ૨૦.૦૦ | ૩૦.૦૦ | ૧૦૩.૭ |
| ૧૯૬૩–૬૪ | ૮૭.૦ | ૧૧૭.૭ | ૬૧૪.૫૫ | ૭¼ | ૫૫.૦૦ | ૮૦.૦૦ | ૧૧૩.૦ |
| ૧૯૬૪–૬૫ | ૮૧.૬ | ૧૨૬.૩ | ૨૯૯.૧૬ | ૭¼–૯¼ | ૪૦.૪૦ | ૫૮.૦૬ | ૧૨૨ ૯ |
| ૧૯૬૫–૬૬ | ૭૫ ૯ | ૧૩૩.૩ | ૫૩૮.૮૯ | ૯¼–૯¾ | ૩૬.૦૦ | ૫૪ ૦૬ | ૧૪૧.૬ |
| ૧૯૬૬–૬૭ | ૮૧.૧ | ૧૩૯.૨ | ૪૯૧ ૦૦ | ૯¾ | ૩૪.૧૮ | ૫૨.૬૯ | ૧૬૫.૧ |
| ૧૯૬૭–૬૮ | ૭૫.૨ | ૧૪૨.૭ | ૫૧૨.૯૩ | ૯¾ | ૩૪ ૧૮ | ૫૨.૬૯ | ૧૬૮.૭ |

# કરવેરા અને ખેતીમાં ઉત્પાદનક્ષમતા

વેદ પી. ગાંધી

કૃષીતર ક્ષેત્રોની તુલનાએ ભારતની ખેતીવાડીમાં કરવેરાનું ભારણ ઓછું છે. ૧૯૫૦–૫૧ માં ખેતીવાડીએ કુલ ૧૮૬ કરોડ રૂપિયાના સીધા અને આડકતરા કરવેરા ભર્યા હતા. એ સાલે કૃષીતર ક્ષેત્રોનું કરભરણું આશરે રૂ. ૩૯૧ કરોડ હતું. ૧૯૬૧–૬૨ માં બંને વચ્ચે અંતર ઘણું વધ્યું. ખેતીવાડીએ રૂ. ૩૮૧ કરોડના વેરા ભર્યા, જ્યારે કૃષીતર ક્ષેત્રોએ ૧૯૫૦–૫૧ માં રૂ. ૧૦૯૫ કરોડના. આવકના ગુણોત્તર તરીકે જોઈએ તો ખેતીવાડીએ પોતાની આવકના ૩.૬ ટકા વેરા પેટે ભર્યા; કૃષીતર ક્ષેત્રો માટે એ પ્રમાણ ૮.૮ ટકા હતું. આ રીતે કૃષીતર ક્ષેત્રોમાં વેરાનો સરેરાશ દર ખેતીવાડીના સરેરાશ દર કરતાં બમણો છે. આ સંબંધ ૧૯૬૧–૬૨ માં પણ ટકી રહ્યો હતો. ખેતીવાડીના ક્ષેત્રે આવકના ૫.૯ ટકા અને બાકીનાં ક્ષેત્રોમાં આવકના ૧૩.૨ ટકા કરવેરામાં ભરાયા. ૧૯૫૦–૫૧ અને ૧૯૬૧–૬૨ વચ્ચેનો ગાળો ધ્યાનમાં લઈએ તો કૃષીતર ક્ષેત્રોની વધારાની આવકમાંથી આશરે ૨૦.૬ ટકા હિસ્સો કરવેરા પેટે ગયો. ખેતીવાડીમાં એ પ્રમાણ કેવળ ૧૧.૬ ટકા રહ્યું છે. આ હકીકત દર્શાવે છે આયોજિત વિકાસ માટેના વધારાના કરવેરાનો બે–તૃતીયાંશ બોજો કૃષીતર ક્ષેત્રોએ ઉઠાવ્યો છે. કરવેરાના ઓછાવત્તા બોજાનો પ્રશ્ન ક્ષેત્રગત ઔચિત્ય (equity) નો તો છે જ; પરંતુ સાથોસાથ કૃષીતર ક્ષેત્રોનાં સાધનોને એ કૃત્રિમ રીતે ખેતીવાડી તરફ વાળે છે. સાધનોનો આવો વિનિયોગ કદાચ ઉદ્યોગીકરણ માટે ટૂંકા ગાળામાં ખતરારૂપ નીવડે.

સમગ્ર ખેતીવાડીમાં કરનું ભારણ પ્રમાણમાં ઓછું હોવાથી વર્ગગત ઔચિત્યનો પ્રશ્ન પણ ઉદ્‌ભવે છે. બંને ક્ષેત્રોમાં વર્ષે રૂ. ૩૬૦૦ અને એથી ઓછું કમાતા અને રૂ. ૩૬૦૦ અને એથી વધુ કમાતા અનુક્રમે નીચલા અને ઉપલા વર્ગના કુટુંબો પર કરનું ભારણ ઓછુંવત્તું છે. નીચલા વર્ગના આવકના કોઈ પણ સ્તરે કરનો બોજો ખેતીવાડીના ક્ષેત્રે ઓછો રહ્યો છે. ૧૯૫૨–૫૩ માં રૂ. ૧૨૦૦ થી રૂ. ૧૮૦૦ સુધી આવક મેળવનાર શહેરી કુટુંબોએ પોતાની આવકના ૫ ટકા વેરામાં ભર્યા હતા. ગામડાંઓનાં એટલી જ આવકવાળાં કુટુંબો માટે એ પ્રમાણ ૩.૨ ટકા રહ્યું હતું. રૂ. ૧૮૦૦ થી રૂ. ૩૬૦૦ સુધીની આવકવાળાં શહેરી કુટુંબોનો કરબોજ ૫ ટકા અને ગામડાંઓની એટલી જ આવકવાળાં કુટુંબોનો ૩.૬ ટકા. ૧૯૫૨–૫૩ પછી આ વિષમતા વધી હશે કારણ કે આડકતરા વેરાઓમાં વધારે ઝડપી વધારો થયો છે અને એમનો બોજો નાણાકીય ચલણના વિનિમય પર આધાર રાખતા શહેરી ક્ષેત્રે વધારે જ પડ્યો હશે.

ઉપલા વર્ગના કરબોજની વિષમતા વધુ ગંભીર છે. ૧૯૫૦–૫૧ માં ખેતીવાડીના ઉપલા વર્ગે પોતાની આવકના ૬.૨ ટકા કરવેરામાં ભર્યા હતા જ્યારે શહેરના ઉપલા વર્ગે પોતાની આવકના ૨૦.૫ ટકા સરકારી તિજોરીને આપ્યા હતા. ૧૯૫૦–૫૧ અને ૧૯૬૦–૬૧ ના દાયકામાં ખેતીવાડીના ઉપલા વર્ગે ૬ ટકાથી ૭ ટકાનો કરવેરાનો સીમાવર્તી દર ઉઠાવ્યો છે પરંતુ શહેરના ઉપલા વર્ગે આશરે ૧૩ ટકાનો. આ માહિતી એમ સાબિત કરે છે કે વર્તમાન કરમાળખામાં ખેતીવાડી વિ. કૃષીતર ક્ષેત્રો અંગે ઔચિત્યની ગંભીર વિષમતા પ્રવર્તે છે અને એ દૂર થવી જોઈએ.

પરંતુ ક્ષેત્રગત કે વર્ગગત ઔચિત્યનો જ એક માત્ર પ્રશ્ન નથી. ભારત જેવા વિકસતા દેશ માટે ઔચિત્ય કરતાં ખેતીવાડીની ઉત્પાદનક્ષમતા વધારે મહત્ત્વપૂર્ણ છે. ખેતીવાડી પર નંખાતા વધારે કરવેરા ખેતપેદાશના ઉત્પાદનને વધારશે કે રૂંધશે એ પ્રશ્નની ઝીણવટપૂર્વક તપાસ થવી જોઈએ. આ પ્રશ્ન આપણે ત્યાં સવિશેષ અગત્ય ધારણ કરે છે કારણ કે ભારતીય ખેતીમાં ૧૯૫૦ અને ૧૯૬૨ વચ્ચે માનવશ્રમની ઉત્પાદનક્ષમતામાં ભાગ્યે જ વધારો થયો છે. નીચેનો કોઠો એને સ્પષ્ટ કરે છે.

## ખેતીવાડીમાં શ્રમની ઉત્પાદનક્ષમતાનો આંક

(૧૯૫૦ = ૧૦૦)

| વર્ષ | ખેતીમાં કામ કરનારની સંખ્યાનો આંક | ખેતઉત્પાદનનો આંક | કામ કરનાર વ્યક્તિદીઠ ઉત્પાદનક્ષમતાનો આંક |
|---|---|---|---|
| ૧૯૫૦ | ૧૦૦·૦ | ૧૦૦·૦ | ૧૦૦·૦ |
| ૧૯૫૧ | ૧૦૩·૯ | ૧૦૨·૦ | ૯૮·૨ |
| ૧૯૫૨ | ૧૦૬·૦ | ૧૦૬·૭ | ૧૦૦·૬ |
| ૧૯૫૩ | ૧૦૮·૯ | ૧૧૯·૬ | ૧૦૯·૮ |
| ૧૯૫૪ | ૧૧૧·૯ | ૧૨૨·૩ | ૧૦૯·૨ |
| ૧૯૫૫ | ૧૧૫·૨ | ૧૨૨·૨ | ૧૦૬·૧ |
| ૧૯૫૬ | ૧૧૮·૯ | ૧૨૯·૭ | ૧૦૯·૧ |
| ૧૯૫૭ | ૧૨૨·૫ | ૧૧૯·૮ | ૯૭·૭ |
| ૧૯૫૮ | ૧૨૬·૩ | ૧૩૮·૪ | ૧૦૯·૬ |
| ૧૯૫૯ | ૧૩૦·૬ | ૧૩૩·૧ | ૧૦૧·૯ |
| ૧૯૬૦ | ૧૩૫·૧ | ૧૩૯·૯ | ૧૦૩·૬ |
| ૧૯૬૧ | ૧૩૯·૮ | ૧૩૯·૯ | ૧૦૦·૦ |
| ૧૯૬૨ | ૧૪૪·૨ | ૧૩૮·૫ | ૯૬·૦ |

કરવેરાની ઉત્પાદનક્ષમતા પરની અસર સામાન્ય રીતે બે રીતે તપાસવામાં આવે છે. કરવેરાને લીધે વપરાશ ઘટે તો પોતાનું જીવનધોરણ ટકાવી રાખવા માટે ખેડૂતો વધારે ઉત્પાદન કરશે. ભારતીય ખેતીમાં ખેડૂતો માંડ જીવવા પૂરતું મેળવે છે એટલે આ પ્રકારની ઉત્પાદન વધારતારી વલણ ઉદ્ભવવાનો સંભવ છે. પરંતુ કરવેરાને લીધે વપરાશને બદલે બચત ઘટે તો રોકાણ ઘટે અને અંતે ખેતઉત્પાદન ઓછું પણ ઊતરે. પરંતુ આ બંને સંભાવ્ય વલણો એક અનુમાન પર આધારિત છે. ઉત્પાદન તાત્કાલિક બદલાતું નથી. એવું પણ કલ્પી શકાય કે કરવેરાને લીધે ઉત્પાદન વધારવા માટેનાં ગત્યાત્મક બળો ક્રિયાશીલ બને. આમ બનવા માટે બે અનુમાનો કરવાં પડે: (૧) ઉત્પાદનમાં વૃદ્ધિ શક્ય છે; અને (૨) વર્તમાન સાધનોની મર્યાદામાં પણ કરવેરાનો વધારો ઉત્પાદનને પોષક બળોને પ્રોત્સાહન આપશે. આ બંને અનુમાનોને હકીકતોનું સમર્થન મળવું જોઈએ. 'વણવપરાયેલી શક્તિ (slack)'નો સૈદ્ધાન્તિક ખ્યાલ આ જગ્યાએ ઉપયોગી નીવડી શકે અને એ ખેતીવાડીમાં કર ભરવાની પ્રચ્છન્ન ગુંજાશને પણ દર્શાવે છે.

વણવપરાયેલી શક્તિનો ખ્યાલ સુરેખ વ્યાખ્યા માગી લે છે. ભારતીય ખેતીમાં વધુ સાધનો ફાળવીને કાળક્રમે ઉત્પાદન અને કરદાનક્ષમતા વધારી શકાય એમ કહેવું એક વાત છે: અને વર્તમાન સાધનોની મર્યાદામાં રહીને ઉત્પાદન અને કરદાનક્ષમતા વધારી શકાય એમ કહેવું એ બીજી વાત છે. પહેલો ખ્યાલ ઉત્પાદનની શક્યતાઓ દર્શાવનાર વક્રનું ઊર્ધ્વગામી સ્થળાંતર સૂચવે છે. બીજો ખ્યાલ એવું સૂચન કરે છે કે અત્યારે, અન્ય પરિસ્થિતિ યથાવત્ રહેવા પામે તો, ઉત્પાદન ઉત્પાદનની શક્યતાઓ દર્શાવનાર વક્રની નીચે રહેવા પામે છે. પહેલા અર્થમાં તો પ્રચ્છન્ન ઉત્પાદનક્ષમતા ગમે તે સમય માટે કે ગમે તે સ્થળે અસ્તિત્વ ધરાવે છે. વણવપરાયેલી શક્તિનો ખ્યાલ અહીં બીજા અર્થમાં વાપરવામાં આવ્યો છે અને એ વિશિષ્ટ પરિસ્થિતિનો દ્યોતક છે.

ભારતીય ખેતીમાં વણવપરાયેલી શક્તિ પડી રહી છે એ બતાવવાની ઉત્તમ પદ્ધતિ 'લિનિયર પ્રોગ્રામીંગ' છે. સાધનોની પ્રવર્તતી વિવિધ મર્યાદા હેઠળ હાલ પ્રાપ્ત થતી આવક કે ઉત્પાદન કરતાં વધારે ઇષ્ટ આવક કે

ઈષ્ટ ઉત્પાદન મળી શકે એવું દર્શાવી શકાય તો એમ પુરવાર થઈ શકે કે વણવપરાયેલી શક્તિ અસ્તિત્વ ધરાવે છે. પરંતુ લિનિયર પ્રોગ્રામીંગની પદ્ધતિ બે રીતે અધૂરી રહેશે. એક તો એનો અભિગમ વ્યષ્ટિલક્ષી છે અને એથી જે કામ સર્વે થયાં છે એની જ પ્રચ્છન્ન ગુંજાયશ દર્શાવી શકશે. બીજી ઊણપ એ છે, કે જેની સાંખ્યિક ગણતરી શકય નથી એવી મનોગત અને આત્મગત મર્યાદાની એ પદ્ધતિમાં પૂરેપૂરી ઉપેક્ષા થાય છે.

બીજી પદ્ધતિમાં પાકની હરીફાઈમાં નીપજતી શ્રેષ્ઠ ઉત્પાદનક્ષમતાને સરેરાશ ઉત્પાદનક્ષમતા સાથે સરખાવવામાં આવે છે. જો હરીફ ખેડૂતો સરખાં સાધનો ધરાવતા હોય અને હરીફાઈમાં પ્રાપ્ત થતી ઉત્પાદનક્ષમતા સરેરાશ ઉત્પાદનક્ષમતા કરતાં વધારે હોય તો વણવપરાયેલી શક્તિનું અસ્તિત્વ (ધ્યત્તા નહીં) પુરવાર થઈ શકે. પરંતુ બધા હરીફ ખેડૂતો પાસે સરખાં સાધનો છે એ અનુમાન સાચું ઠેરવવાનું મુશ્કેલ છે.

ત્રીજી પદ્ધતિ પરોક્ષ છે. જો એવું દર્શાવી શકાય કે સમય જતાં ખેડૂતોની વપરાશ અને બચત કરવાની શક્તિ વધી છે અને ખેડૂતોએ રોકાણ વધારવાને બદલે વપરાશ વધારી છે તો પ્રચ્છન્ન શક્તિનું અસ્તિત્વ નક્કી થઈ શકે. આ રીતે એક દૃષ્ટિએ વણવપરાયેલી શક્તિના ચુસ્ત ખ્યાલથી થોડી અળગી છે.

પ્રચ્છન્ન શક્તિને છતી કરનાર ચોથી પદ્ધતિ ખેતીવાડીમાં રોકાયેલાં સાધનો પૂરેપૂરાં વપરાતાં નથી કે ખોટી રીતે વપરાય છે એ પુરવાર કરવાનો પ્રયત્ન કરે છે. આ પદ્ધતિ ઉત્પાદનક્ષમતા અને રોકાણનાં આંકડાની સામયિક શ્રેણીની તુલના કરે છે અને પ્રચ્છન્ન શક્તિની હયાતી પુરવાર કરે છે.

આ પદ્ધતિઓને આધારે પ્રચ્છન્ન શક્તિ ભારતીય ખેતીમાં પ્રવર્તે છે એ બતાવવાનો અહીં પ્રયત્ન થયો છે. ઉત્પાદનવૃદ્ધિ થઈ શકે છે એવું સમર્થન પણ આને આધારે થઈ શકે. ઉપલબ્ધ માહિતી અપર્યાપ્ત હોવા છતાં પ્રચ્છન્ન શક્તિ છે એવો નિર્દેશ એ જરૂર કરે છે.

સરેરાશ ખેડૂત, મેળવી શકાય એવા અધિકતમ કરતાં, ઘણું ઓછું એકરદીઠ ઉત્પન્ન મેળવે છે. ભારતનાં ગામડાંઓમાં તાજેતરમાં યોજાયેલી પાકની હરીફાઈઓમાં સરેરાશ એકરદીઠ ઉત્પન્ન કરતાં ઘણું વધારે ઉત્પન્ન સફળ ખેડૂતોએ મેળવ્યું હતું. અને એ ખેડૂતો એવા પણ નહોતા કે જેમને સરકાર કે કોઈ સંસ્થા તરફથી વિશિષ્ટ લાભો મળ્યા હોય. નીચેનો કોઠો સંક્ષિપ્તમાં સરેરાશ અને ઉત્તમ એકરદીઠ ઉત્પન્નની સરખામણી દર્શાવે છે.

**એકરદીઠ સરેરાશ અને ઉત્તમ ઉત્પન્ન**

(પાઉન્ડમાં)

| પાક | રાજ્ય | પાકની હરીફાઈમાં ઉત્તમ એકરદીઠ ઉત્પન્ન | રાજ્યમાં સરેરાશ ઉત્પન્ન |
|---|---|---|---|
| ડાંગર | પશ્ચિમ બંગાળ | ૪,૦૪૫ (૪.૮)* | ૮૪૪ |
| | મદ્રાસ | ૬,૮૦૨ (૭-૭) | ૮૪૪ |
| | કૂર્ગ | ૭,૪૬૯ (૭-૨) | ૧,૦૩૨ |
| | મધ્ય પ્રદેશ | ૫,૬૦૬ (૮-૯) | ૬૨૨ |
| | મુંબઈ | ૪,૬૩૮ (૫ ૯) | ૭૮૬ |
| ઘઉં | ઉત્તર પ્રદેશ | ૪,૯૦૮ (૬-૭) | ૭૩૨ |
| | પંજાબ | ૫ ૮૯૨ (૬-૮) | ૮૬૮ |
| | મધ્ય પ્રદેશ | ૫,૯૩૦ (૧૦ ૩) | ૫૭૫ |
| | મુંબઈ | ૪,૮૪૨ (૧૦-૫) | ૪૬૧ |
| જુવાર | મુંબઈ | ૭,૨૮૬ (૧૬-૭) | ૪૩૭ |
| બાજરી | મુંબઈ | ૩,૧૩૦ (૧૪ ૫) | ૨૧૬ |
| બટાટા | ઉત્તર પ્રદેશ | ૬૨,૦૯૮ (૯-૮) | ૬,૩૦૯ |

મૂળ : ઇન્ડિયન એગ્રિકલ્ચર ઇન બ્રીફ : મિનિસ્ટ્રી ઓવ ફૂડ એન્ડ એગ્રિકલ્ચર, ૧૯૫૮.

* કૌંસમાં દર્શાવવામાં આવેલા આંકડાઓ ઉત્તમ ઉત્પન્ન સરેરાશ ઉત્પન્ન પ્રમાણમાં કેટલું છે એ દર્શાવે છે.

આવી સરખામણી ભ્રામક પણ નીવડી શકે, પરંતુ એક જ પરિસ્થિતિમાં રહેતા અને કદાચ સરખાં સાધનો ધરાવનાર થોડા ખેડૂતો સરેરાશ ઉત્પન્ન કરતાં ઘણો વધારે પાક લઈ શકે એ બતાવે છે કે ભારતમાં સરેરાશ ખેડૂત વર્તમાન સાધનોની મદદથી પોતાનું ઉત્પાદન વધારી શકે.

પ્રચ્છન્ન શક્તિના અસ્તિત્વનો બીજો સીધો પુરાવો પણ છે. શર્માએ[1] ભારતના વિવિધ પ્રદેશોની ભૂમિગત લાક્ષણિકતાઓ અને ઉત્પાદનક્ષમતાના ક્રમાંકોનો અભ્યાસ કર્યો છે અને મહત્ત્વપૂર્ણ મંતવ્ય પર પહોંચ્યા છે. એમણે બતાવ્યું છે કે ભારતના ઘણા ભાગોમાં જમીનની ગુંજાઈશ હોવા છતાં જે ઉત્પાદનક્ષમતા પ્રાપ્ત થઈ છે એ અત્યંત નીચી છે. અને એ વધારવા માટે ટેકનિક કે આયોજન કે રસાળતા વધારવાની કશી જરૂર નથી.

ડૉ. દેસાઈએ[2] પણ એવો જ પુરાવો આપ્યો છે. એમણે આંકડાશાસ્ત્રની મદદથી એવું વિધાન કર્યું છે કે સામાન્ય રીતે બધાં ભારતીય ખેતરોમાં અને ખાસ કરીને અહમદનગર અને નાસિક જિલ્લાનાં ખેતરોમાં ચાલુ ખેડ પદ્ધતિએ અને ચાલુ સાધનો વડે ખેતરની આવક અને ઉત્પાદન વધારવાની સંગીન ગુંજાઈશ રહેલી છે. એમણે એવું શોધી કાઢ્યું છે કે સેમ્પલમાં લીધેલા ખેડૂતોની ઇષ્ટ આવક અને વર્તમાન આવક વચ્ચે ૨૦ ટકાથીય વધારે અંતર છે. ઇષ્ટ આવક એમણે લિનિયર પ્રોગ્રામીંગની મદદથી ગણી હતી. આ બતાવે છે કે ખેડૂતો પોતાનાં વર્તમાન સાધનોનો ઇષ્ટ ઉપયોગ કરતા નથી; અને મોટા પાયા પર સાધનો વધાર્યાં વિના ખેતીની ઉત્પાદનક્ષમતામાં વધારો થઈ શકે એમ છે.

૧૯૫૬ અને ૧૯૫૮ની વિવિધ રાજ્યોની માહિતી મેળવીને ડેનિયલ[3] કંઈક એવા જ મંતવ્ય પર પહોંચ્યા હતા. એમનો અંદાજ એવો છે કે રોકાણમાં કંઈ કહેતાં કંઈ જ વધારો કર્યા વિના ભારતીય ખેડૂતો પોતાની ચોખ્ખી આવકમાં ત્રણ ગણો વધારો કરી શકે.

ભારતીય ખેતીમાં રોકાણ અંગે માહિતી પ્રાપ્ત થતી નથી. આથી કાળજીપૂર્વક એના અંદાજો બાંધવા પડે છે. વિવિધ સાધનો દ્વારા માહિતી એકઠી કરીને અને યોગ્ય રીતે આપીને નીચેના કોઠામાં રોકાણના અંદાજો રજૂ કરવામાં આવ્યા છે.

**ખેતીમાં રોકાણ**

(ચાલુ ભાવે કરોડ રૂપિયામાં)

| વર્ષ | ખાનગી રોકાણ | બિન–નાણાકીય રોકાણ | સરકારી રોકાણ | કુલ | રોકાણનો આંક (૧૯૫૦=૧૦૦) | કામકરનાર લોકોની સંખ્યાનો આંક | એક કામ કરનાર દીઠ રોકાણનો આંક |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૫૦–૧ | ૧૨૨·૭૪ | ૧૪૨·૦૦ | ૫૦·૦૦ | ૩૧૫ | ૧૦૦·૦ | ૧૦૦·૦ | ૧૦૦·૦ |
| ૧૯૫૧–૨ | ૧૨૬·૦૦ | ૧૪૯·૦૦ | ૫૫·૬૮ | ૩૩૧ | ૧૦૫·૧ | ૧૦૩.૯ | ૧૦૧·૨ |
| ૧૯૫૨–૩ | ૧૨૦·૭૩ | ૧૪૭·૦૦ | ૭૬·૫૫ | ૩૪૫ | ૧૦૮·૯ | ૧૦૬·૦ | ૧૦૨·૬ |
| ૧૯૫૩–૪ | ૧૩૩·૨૮ | ૧૫૭·૦૦ | ૮૭·૧૦ | ૩૭૭ | ૧૧૯·૫ | ૧૦૮·૯ | ૧૦૯·૬ |
| ૧૯૫૪–૫ | ૧૦૯·૧૯ | ૧૪૪·૦૦ | ૯૮·૮૩ | ૩૫૨ | ૧૧૧·૮ | ૧૧૧·૯ | ૯૯·૯ |

૧ પી. એસ. શર્મા, "એ ઝોનલ સ્ટડી ઓવ સોઈલ્સ, ક્રોપ પ્રોડક્ટિવિટી, એન્ડ પ્રેશર ઓવ એગ્રિકલ્ચરલ વર્કર્સ," એગ્રિકલ્ચરલ સિચ્યુએશન ઇન ઇન્ડિયા, વો. ૧૭ નં. ૫ (ઓગસ્ટ, ૧૯૬૨)

૨. ડી. કે. દેસાઈ, "ઇન્ક્રિઝીંગ ઇન્કમ એન્ડ પ્રોડક્શન ઓન ઇન્ડિયન ફાર્મ્સ : પોસિબિલિટીઝ વિથ એક્ઝીસ્ટીંગ રિસોર્સ સપ્લાઈઝ ઓન ઇન્ડિવિડ્યુલ ફાર્મ્સ," ઇન્ડિયન જર્નલ ઓવ એગ્રિકલ્ચરલ ઇકોનોમિક્સ, વોલ્યુ. ૧૬ નં. ૩ (જુલાઈ, સપ્ટે. ૧૯૬૧).

૩. ઇ. એફ. ડેનિયલ, ફાર્મ પ્લેનિંગ એન્ડ મેનેજમેન્ટ, ન્યૂ દિલ્હી, ૧૯૬૦.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૫૫-૬ | ૧૧૩-૪૫ | ૧૫૦-૦૦ | ૧૪૬.૧૬ | ૪૧૦ | ૧૩૦-૧ | ૧૧૫.૨ | ૧૧૨-૯ |
| ૧૯૫૬-૭ | ૧૩૮-૫૫ | ૧૭૦-૦૦ | ૧૫૪-૯૭ | ૪૬૪ | ૧૪૭.૩ | ૧૧૮.૯ | ૧૨૩-૮ |
| ૧૯૫૭-૮ | ૧૩૩-૭૮ | ૧૭૧-૦૦ | ૧૩૧-૬૩ | ૪૩૭ | ૧૩૮.૮ | ૧૨૨.૫ | ૧૧૩-૩ |
| ૧૯૫૮-૯ | ૧૩૫-૦૦ | ૧૮૯-૦૦ | ૧૧૩.૯૬ | ૪૩૮ | ૧૩૯-૫ | ૧૨૬-૩ | ૧૧૦-૫ |
| ૧૯૫૯-૬૦ | ૧૪૦-૦૦ | ૧૯૩-૦૦ | ૧૨૪-૦૫ | ૪૫૭ | ૧૪૫.૮ | ૧૩૦-૬ | ૧૧૧-૬ |
| ૧૯૬૦-૬૧ | ૧૫૧-૦૦ | ૨૧૩-૦૦ | ૧૪૭.૩૮ | ૫૧૨ | ૧૬૨-૬ | ૧૩૫.૧ | ૧૨૦-૪ |

આ કોઠો સ્પષ્ટ રીતે દર્શાવે છે કે ૧૯૫૦ અને ૧૯૬૦ વચ્ચે, ત્રિવાર્ષિક સરેરાશ લઈએ તો, ખેતીના રોકાણમાં આશરે ૪૦ ટકાથી ૪૫ ટકાનો વધારો થયો છે. શરૂઆતનાં વર્ષોમાં સરકારી રોકાણ લાંબા ગાળે પરિણામ આપતી યોજનાઓમાં થયું હતું. પરંતુ એ પ્રકારનું મોટા ભાગનું રોકાણ પહેલી યોજનામાં થયું હોવાથી બીજી યોજનામાં એ ફળદાયી નીવડી શકે. કોઠા પરથી એ તારણ પણ નીકળી શકે કે કામ કરનાર વ્યક્તિદીઠ રોકાણ વધતું રહ્યું છે. એ ગાળામાં વ્યક્તિદીઠ રોકાણનો આંક ૧૨ થી ૧૩ ટકાની આજુબાજુમાં વધ્યો છે, પરંતુ આગળ જોયું એ પ્રમાણે વ્યક્તિદીઠ ઉત્પાદનક્ષમતામાં કેવળ ૫ ટકાનો વધારો થયો હતો. આ ચિંતાપ્રેરક બાબત છે. મૂડીભૂખી ભારતીય ખેતીમાં તો વધતા વળતરની અપેક્ષા રાખી શકાય. ભારતીય ખેતી અંગે પ્રાપ્ત થતા સાહિત્યમાં એવું દર્શાવવામાં આવે છે કે એના ખેતરોમાં એકરદીઠ શ્રમનું પ્રમાણ ઘણું ઊંચું છે અને મૂડીનો ગુણોત્તર નીચો હોવાથી વળતર ઉત્તરોત્તર ઘટતું જાય છે. છેલ્લાં થોડાં સમયથી નાની યોજનાઓને અગત્ય અપાતું હોવાથી મૂડી–આવકનો ગુણોત્તર આમેય ઘટતો જાય છે. છતાં પણ કોઠામાં દર્શાવવામાં આવેલી વિગતો એટલું તો જરૂર પુરવાર કરે છે કે જેટલા પ્રમાણમાં વ્યક્તિદીઠ મૂડી વધી એટલા પ્રમાણમાં વ્યક્તિદીઠ ઉત્પાદનક્ષમતા વધી નથી. વણવપરાયેલી પ્રચ્છન્ન ઉત્પાદનશક્તિ દર્શાવનારી આ વિગતો છે.

સરકારી રોકાણદ્વારા ઊભી થયેલી અસ્કયામતોનો પૂરેપૂરો ઉપયોગ થવા પામ્યો નથી. એ માટે જુદાં જુદાં કારણો આપી શકાય; પરંતુ એમની ચર્ચા આ ટાણે અપ્રસ્તુત છે. જળસીંચાઈની સગવડોના ઉપયોગ બાબત સૌથી વધુ બેકાળજી દર્શાવાઈ છે. ૧૯૫૬માં આશરે ૬૫ લાખ એકરો પર પિયતની સગવડ હતી જ્યારે ઉપયોગ કેવળ ૨૯ લાખ એકરો માટે થયો હતો ૧૯૬૨માં ૧ કરોડ ૩૨ લાખ એકર જમીનને પિયતની સગવડ આપવામાં આવી પરંતુ ૯૦ લાખ એકર જમીનમાં એનો ઉપયોગ કરવામાં આવ્યો.

ખાનગી રોકાણના ક્ષેત્રે પણ અધૂરપ વર્તાઈ છે. ખાનગી રોકાણમાં આશરે ૨૫ ટકાનો પ્રભાવશાળી વધારો થયો છે. પરંતુ સંપન્ન ખેડૂતો વિશેષ રોકાણ કરી શકયા હોત એમ આવક અને બચતની વલણો જોતાં લાગે છે. શ્રી શાહે[૪] એ અંગે થોડી ગણતરી કરી છે.

### ભારતીય ખેતીમાં ( ખાનગી ) રોકાણક્ષમતા

( અબજ રૂપિયામાં )

| વર્ષ | જમીનની સાંથ | વ્યાજ | મિલકતની કુલ આવક | રોકાણક્ષમતા * | રોકાણ |
|---|---|---|---|---|---|
| ૧૯૫૧-૨ | ૮-૩ | ૬-૪ | ૧૪૭ | ૩-૭ | ૨-૭૫ |
| ૧૯૫૫-૬ | ૮-૩ | ૬-૯ | ૧૫-૨ | ૩-૮ | ૨-૬૩ |
| ૧૯૫૬-૭ | ૯૪ | ૭૮ | ૧૭૨ | ૪-૩ | ૩-૦૯ |
| ૧૯૫૭-૮ | ૯.૫ | ૭૯ | ૧૭૪ | ૪૪ | ૩-૦૫ |
| ૧૯૫૮-૯ | ૧૦-૫ | ૮-૭ | ૧૯૨ | ૪-૮ | ૩-૨૪ |
| ૧૯૫૯-૬૦ | ૧૦-૭ | ૮-૯ | ૧૯-૬ | ૪૯ | ૩૩૩ |

૪ એસ. એ. શાહ, "ઈન્વેસ્ટમેન્ટ પોટેન્શીયાલિટીઝ ઇન ધી ઇન્ડિયન એગ્રેરિયન સેકટર–એન એકસ્પ્લેનેટરી નોટ," એગ્રિકલ્ચરલ સિચ્યુએશન ઇન ઇન્ડિયા, વોલ્યુ. ૧૭, નં. ૫ ( ઓગસ્ટ, ૧૯૬૨ ).

* રોકાણક્ષમતા મિલકતની આવકના ૨૫ ટકા ગણવામાં આવી છે. ખેડૂતો પોતાની ક્ષમતા પૂરેપૂરી ઉપયોગમાં લેતા નથી એમ આ આંકડાઓ સિદ્ધ કરે છે. સંપન્ન ખેડૂતો ઘર વગેરે મિલકતો બાંધવામાં અને

સમાજના હેતુઓને અનુરૂપ સાધનોનો વધુ કાર્યક્ષમ વિનિયોગ કરવા માટે અર્થવ્યવસ્થાની આ નબળાઈને દૂર કરવા માટે કરવેરાનો ઉપયોગ થઈ શકે. વણવપરાયેલી શક્તિનો ઉપયોગ કરવાની ખેડૂતને ફરજ પાડનાર આ પગલું ટૂંકા ગાળાનું ગણી શકાય; અને સદ્ભાગ્યે આર્થિક પ્રગતિ માટે વાપરી શકાય એવું લોકસત્તાક પગલું છે.

જો વણવપરાયેલી શક્તિ પ્રવર્તતી હોય તો કરબોજ સરેરાશ ખેડૂતને ઉત્પાદન વધારવા માટે ફરજ પાડે છે, શરૂઆતનાં વર્ષોમાં કરનો વાસ્તવિક બોજો એને ઉઠાવવો પણ પડે; પરંતુ કાળક્રમે વણવપરાયેલી શક્તિના ઉપયોગને લીધે વધેલી ઉત્પાદકતામાંથી એ વધારાનો કર ભરી શકશે. કરવેરા ભરવા માટે એ ખેતર પર અને બહાર આવક વધારવાના પ્રયત્નો કરશે. અને એ માટે પોતાનો વણવપરાયેલો શ્રમ કે મૂડીનો ઉપયોગ કરશે આગળ એવું બતાવવાનો પ્રયત્ન કરવામાં આવશે કે જાપાને ખેતીની ઉત્પાદકતા વધારવામાં એ સાધનોનો કેવી સફળતાપૂર્વક ઉપયોગ કર્યો હતો.

આ વિચારની વિરુદ્ધ એવી દલીલ કરવામાં આવે છે કે નાના ખેડૂતો પર વધુ કર એનું જીવનધોરણ ઘટાડીને એને ચોખ્ખી હાનિ પહોંચાડશે અને પરિણામે એનું એકમાત્ર સાધન શ્રમની કાર્યક્ષમતા ઘટશે. આ દલીલ સ્વીકારવી જ જોઈએ એવું નથી, કારણ કે એ એવા અનુમાન પર રચાયેલી છે કે નાના ખેડૂતોનું ઉત્પાદન વધી શકે નહીં. પરંતુ વર્તમાન સાધનોની મર્યાદામાં રહીને ઉત્પાદન વધારી શકાતું હોય તો નાના ખેડૂતો પર કરનો બોજો વધતાં એવાં વલણો ઉદ્ભવશે કે જેથી ઉત્પાદન વધશે.

એટલું, અલબત્ત, સ્વીકારવું પડશે કે નાના ખેડૂતો પર કરબોજ વધારવા માટે મર્યાદા રહેલી છે. વણવપરાયેલી શક્તિ એ મર્યાદા નક્કી કરે છે. એક વાર એ શક્તિ પૂરેપૂરી ઉપયોગમાં લેવાઈ ગઈ પછી ઉત્પાદન વધારવું શક્ય નથી અને વધતો કરબોજ નિર્ભેળ બોજારૂપ નીવડી શકે.

ભારતમાં હાલમાં વિશિષ્ટ મહેસૂલી પ્રથા પ્રવર્તે છે. એના સંદર્ભમાં ખેડૂતો પરના વધુ કરબોજ સામે પ્રતિવાદ થઈ શકે એમ છે. કર વધારવાથી ખેતીવાડીમાં ઉત્પાદનનું ખર્ચ વધશે અને ઉત્પાદન ઘટશે. જમીન મહેસૂલ અસ્ક્યામતોના ચોખ્ખા મૂલ્ય પર નંખાતું હોવાથી વધારે કર ખેતીવાડીમાં જમીન સુધારણાની આડે આવશે. જમીન મહેસૂલ કેવળ આર્થિક ભાડું નથી પરંતુ એમાં બીજી અસ્ક્યામતોનું મૂલ્ય પણ સમાયેલું છે આથી કરવેરા દ્વારા શ્રમ અને મૂડીનું વળતર પણ ઓછું થવાનો સંભવ છે. ટૂંકમાં કરવેરા પ્રગતિ માટે અવરોધક બળ નીવડશે. આ દલીલ અમુક મર્યાદામાં સાચી લાગે છે. જમીનમહેસૂલની વર્તમાન પ્રથા બદલાઈ તો આ દલીલ ઘણે અંશે અપ્રસ્તુત બને છે. બીજું, કરવેરાની 'આવક અસર' ખાસ કરીને નિર્વાહલક્ષી ખેડૂતો માટે વધુ મહત્ત્વપૂર્ણ છે. કર વધતાં એમનું જીવનધોરણ નિર્વાહની સપાટીથી પણ નીચું જશે અને એથી એમને વધુ ઉત્પાદન કરવા માટે પ્રેરશે. કરવેરાની આવક તિજોરીમાં જતાં એની અસર સરકારના ખર્ચ પર પડશે. આ અગત્યની બાબત પ્રતિવાદ વખતે ભૂલી જવાય છે. જો આ રકમ સરકાર ખેતઉત્પાદનને પ્રોત્સાહન મળે એ રીતે વાપરે તો સરવાળે ઉત્પાદનનું ખર્ચ વધવાને બદલે ઘટે પણ ખરું. ગમે એમ પરંતુ કરબોજ વધારવા માટેનો અનુરોધ કેવળ 'પોથીમાંનું રીંગણું' નથી. ઓછામાં ઓછા એક દેશે એ સાધનનો ઉપયોગ ખેતીમાં રહેલી વણવપરાયેલી શક્તિના ઉપયોગ માટે કર્યો છે.

જાપાનમાં મિજી યુગના શરૂઆતના કાળ (૧૮૭૯–૧૯૧૧)માં ખેતીવાડીના ક્ષેત્રે વ્યાપક પ્રમાણમાં વણવપરાયેલી શક્તિ પ્રવર્તતી હતી. રોકાણયોગ્ય સાધનો, જમીનની ફળદ્રુપતા અને શ્રમ એમ વિવિધ રૂપે એ સંઘરાયેલી હતી. સરકાર આ બાબતથી વાકેફ હતી. અને વિકાસ માટે નાણાં ભેગાં કરવા એણે ભારે

---

'નજરે ચડે એવા વપરાશ' વધારવામાં પોતાની આવકનો ઉપયોગ કરતા હશે. સરેરાશ ખેડૂતે પોતાના ઉત્પન્નનો વધારે વપરાશ આદર્યો હોય એવી પણ સંભાવના દેખાઈ છે. ગમે એમ પણ ઉત્પાદનક્ષમતા વ્યાપકપણે ભારતીય ખેતીમાં અસ્તિત્વ ધરાવે છે. સરેરાશ ખેડૂતને આ પ્રચ્છન્ન ગુંજાયશથી વાકેફ કરવો જોઈએ. તો જ ઉત્પાદન અને ઉત્પાદકતા વધશે.

ભૂમિવેરો ૧૮૭૩માં ખેડૂતો પર નાંખ્યો. ૧૯૬૮ પહેલાં ખેડૂતોને જે રકમ ભરવી પડતી હતી એથી વધારે ભરવી પડે એ રીતે ભૂમિવેરાની આકારણી માટે જમીનની કેપિટલ વેલ્યુ ગણવામાં આવી. મિજી યુગ દરમ્યાન કૃષીતર ક્ષેત્રોની સરખામણીમાં ખેડૂતો પર સાત ગણો વધારે કરબોજ હતો. ઓખાવા અને રોસોવ્યસ્કીના અંદાજ મુજબ ખેડૂતો પોતાની આવકના ૨૨ ટકા સીધા વેરામાં ભરતા હતા. કૃષીતર ક્ષેત્રો માટે એ પ્રમાણ કેવળ ૩ ટકા હતું. એક ગણતરી એવી છે કે ૧૮૭૩ થી ૧૮૮૫ વચ્ચે ભૂમિવેરો કુલ ઉત્પાદનમાંથી ૩૫ ટકા ઉપાડી ગયો હતો.

ભારે ભૂમિવેરાની નોંધપાત્ર અસર ખેતીની ઉત્પાદકતા પર પડી હતી. કર નાણાંમાં ભરવાનો હોવાથી ખેડૂતને પોતાનો માલ બજારમાં વેચવો પડતો. થોડે અંશે પોતાનો વપરાશ ઘટાડીને ખેડૂતો એ જવાબદારી અદા કરી શકે, પરંતુ જ્યારે જવાબદારી ઘણી મોટી હોય ત્યારે એને માટે વણવપરાયેલી શક્તિનો ઉપયોગ કરવો જ પડે સરકારે પૂરી પાડેલી સુવિધા અને હાયપોથેક બેન્કની લોનની મદદથી એણે એ શક્તિને કામે લગાડી. એણે જમીનસુધારણા શરૂ કરી. ખેડપદ્ધતિઓમાં ફેરફાર કર્યો. ટોકુગાવાના સમય દરમ્યાન રાસાયણિક ખાતરો ભાગ્યે જ વપરાતાં હતાં. પરંતુ મિજી યુગ દરમ્યાન એના ઉપયોગમાં ૪૦ ગણો વધારો થયો. સુધારેલાં બી અને રાસાયણિક ખાતરોનું મૂલ્ય ભૂમિવેરાની આકારણી વખતે કપાત મળતાં હોવાથી એના વપરાશમાં પ્રચંડ વધારો થયો. આનું પરિણામ એ આવ્યું કે વણવપરાયેલી શક્તિ ઝડપથી લુપ્ત થઈ, ૧૮૭૮ થી ૧૯૧૭ વચ્ચે જમીનની ઉત્પાદકતામાં ૮૦ ટકા અને શ્રમની ઉત્પાદકતામાં ૧૩૬ ટકા વધારો થયો.

ખેતીવાડીની ઉત્પાદનક્ષમતા વધારવા ઉપરાંત ભૂમિવેરાએ સરકારને મબલખ રકમ હાથમાં આપી. ઉદ્યોગીકરણની મોટી ફાળ ભરવામાં સરકારે એનો ઉપયોગ કર્યો. જો આ પ્રમાણે ન થયું હોત તો ભારત માફક રોકાણક્ષમતા નિરર્થક વપરાશદ્વારા વેડફાઈ ગઈ હોત. ઓશીમા જેવા ભૂમિવેરાના કટ્ટર વિરોધીએ પણ એની ખેતીવાડીની ઉત્પાદકતા પરની સાનુકૂળ અસર બિરદાવી છે.

ભારતીય ખેતીપરનો કરબોજ વધવો જોઈએ એના સમર્થનમાં ઔચિત્યની દલીલો અને ઉદ્યોગના વિકાસ માટે નાણાં મેળવવાની દલીલો ગૌણ સ્થાન ભોગવે છે. એનું મુખ્ય સમર્થન એમાં રહેલું છે કે વધારે કરબોજ સરેરાશ ખેડૂતને એનાં સાધનોનો પૂરેપૂરો કસ કાઢવા પ્રેરશે અને પરિણામે ભારતીય ખેતી પ્રગતિશીલ બનશે.

# બર્દેયેફનો અસ્તિત્વવાદ

**મધુસૂદન બક્ષી**

રશિયન ફિલસૂફ બર્દેયેફ (૧૮૭૪–૧૯૪૮) એક મહાન અસ્તિત્વવાદી તરીકે ઓળખાયા છે. સાર્ત્ર અને હાઈડેગરની સરખામણીમાં બર્દેયેફનો અસ્તિત્વવાદ ઈશ્વરલક્ષી અને આધ્યાત્મિક છે. તેમના એક વિવેચક હાઈનમાનની દૃષ્ટિએ બર્દેયેફ પૂર્વ અને પશ્ચિમનાં તત્ત્વચિંતનનો સમન્વય કરનાર ચિંતક છે. બર્દેયેફના અસ્તિત્વવાદની મુખ્ય સમસ્યા માનવીનું સ્વાતંત્ર્ય, તેની સર્જનશક્તિ અને તેની ઐતિહાસિક પરિસ્થિતિ છે. એક આજીવન બુદ્ધિજીવી તરીકે તેમણે વિચારસ્વાતંત્ર્યને હંમેશાં આવકાર્યું છે, પીટર્સબર્ગમાં તેમણે ૧૯૦૮માં વસવાટ કર્યો તે પહેલાં પણ તે સમયમાં જ્યારે માર્ક્સવાદની વિચારધારા પ્રચલિત થતી હતી ત્યારે તેમણે તેનો ઉગ્ર વિરોધ કર્યો હતો. તેમણે પોતાની સલામતીને ભોગે પણ માર્ક્સવાદ વિરોધી લેખો અને ભાષણો પ્રસિદ્ધ કર્યાં. ૧૯૧૨ માં તેઓ ઈટાલીમાં હતા ત્યારે “Meaning of Creative Act” એ પુસ્તક પ્રસિદ્ધ કર્યું. ઈશ્વર માત્ર સર્જક છે એ ખ્યાલનો વિરોધ કરતાં ઈશ્વરની સર્જકતાની સાથે માનવીની સર્જનશક્તિ અગત્યની છે તેવો તેમનો સિદ્ધાંત હતો. ૧૯૧૩ માં રશિયન ચર્ચ સામે લેખ લખવા માટે તેમની ધરપકડ કરવામાં આવી હતી રશિયન ક્રાંતિ થયા પછી તેમણે ૧૯૧૮માં જ નાસ્તિકવાદ, ભૌતિકવાદ અને શૂન્યવાદ વિરુદ્ધ આકરા પ્રહારો કરવા માંડ્યા અને ૧૯૧૯ માં તેમણે “Free Academy of spiritual culture” સ્થાપી. તેમનું બુદ્ધિસ્વાતંત્ર્ય જીરવી શકાય તેવું મુક્ત વાતાવરણ તે સમયના રૂસી સમાજમાં નહોતું અને અંતે ૧૯૨૨માં તેમને રશિયા છોડવાનો હુકમ કરવામાં આવ્યો.

૧૯૨૩માં તેઓ ફ્રાંસ ગયા અને ક્લેમાર્ટ નામના પેરિસના ઉપનગરમાં તેમનો કાયમી વસવાટ થયો. હજુ પણ તેમનું મકાન ત્યાં અકબંધ રાખવામાં આવ્યું છે અને તેમના પ્રશંસકોનું જાણે કે તે તીર્થસ્થાન બની ગયું છે. તેમની મહત્ત્વની ૧૫ કૃતિઓ આ સમય દરમ્યાન પ્રસિદ્ધ થઈ. તેમણે વ્યાખ્યાનો આપવાનાં નિમંત્રણો સ્વીકારીને અનેક દેશોમાં પ્રવાસ કર્યો અને કેમ્બ્રિજ યુનિવર્સિટીની “Doctor of Divinity”ની માનદ પદવી પણ તેમને એનાયત કરવામાં આવી હતી. બીજા વિશ્વયુદ્ધ વખતે પણ હિટલરની નીતિના વિરોધમાં આક્રમક લેખો તેમણે પ્રગટ કર્યા અને એમ કહેવાય છે કે ગેસ્ટાપોના નાઝી અધિકારીઓએ તેમને કોઈક અજ્ઞાત કારણસર પકડ્યા નહોતા કે તેમના ઉપર જુલ્મ કર્યા નહોતા. તેમને વિશેનું પુસ્તક લખનારા ડોનાલ્ડ લાઉરી લખે છે: “Writing was almost an obsession with Berdyaev.”[1] ૧૯૪૮ ના માર્ચની ૩૧મીએ તેમનું મૃત્યુ થયું ત્યારે છેલ્લી ક્ષણ સુધી તેઓ લખવામાં જ મગ્ન હતા.

બર્દેયેફના મત મુજબ તત્ત્વચિંતનનો હેતુ માત્ર જ્ઞાન નથી પરંતુ જગતનું કોઈક જાતનું પરિવર્તન છે. તત્ત્વચિંતક નિષ્ક્રિય હોઈ શકે જ નહીં. તત્ત્વચિંતન અસ્તિત્વનું રહસ્ય પારદર્શક બનાવે છે. જીવન અને જગત અર્થહીન છે તેવું બર્દેયેફ સ્વીકારતા નથી. જ્યાં મુક્તિ અને સર્જન શક્ય છે ત્યાં અર્થહીનતા સંભવી શકે જ નહીં, પરંતુ તત્ત્વચિંતનની એક મર્યાદા છે. અંતિમ ધાર્મિક સત્યો તત્ત્વચિંતનની કસોટીએ ચકાસી શકાય નહીં. કિર્કેગાર્ડની જેમ બર્દેયેફ જણાવે છે કે સત્ય અને વસ્તુનિષ્ઠા (Objectivity) અનિવાર્ય રીતે સંકળાયેલાં નથી તત્ત્વચિંતનથી પ્રાપ્ત કરેલું સત્ય આત્મલક્ષી (Subjective) જ હોઈ શકે. જ્ઞાતા તરીકે માનવી હમેશાં સ્થળ–કાળથી બદ્ધ એવી એક વિશિષ્ટ વ્યક્તિ જ છે. એ કોઈ વિરાટ સાક્ષીરૂપ ચેતનાનો અંશ માત્ર નથી.

તત્ત્વચિંતનના અનેક પ્રકારો છે તેમાં સત્ (Reality–being) પહેલાં છે અને સ્વાતંત્ર્ય તેમાંથી ફલિત થાય છે તેવી માન્યતા અને સ્વાતંત્ર્ય પહેલાં છે અને સત્નું જ્ઞાન એ આ સ્વાતંત્ર્યની અભિવ્યક્તિ છે તેવી

---

૧ રશિયન ભાષામાં તેમનાં લખાયેલાં પુસ્તકોમાંથી ત્રણ પુસ્તકોનો લાઉરીએ અંગ્રેજી અનુવાદ કર્યો છે. “Meaning of creative act”, “The fate of man in the modern world”, “The Realm of **Spirit** and Realm of caesar.”

માન્યતા એકબીજાની વિરોધી છે. બર્દેયેફ બીજા પ્રકારની માન્યતા સ્વીકારે છે, અસ્તિત્વ ધરાવતા જ્ઞાતાનું સ્વાતંત્ર્ય જેમાં અવગણવામાં આવે એવું કોઈ તત્ત્વચિંતન બર્દેયેફને સંતોષકારક જણાતું નથી. સાર્વત્રિક, જાહેર, તટસ્થ, વસ્તુમૂલક, અને નિર્વૈયક્તિક જ્ઞાનથી (Objectivization of knowledge) "સ્વ"નું કે સત્‌નું સત્ય મળતું નથી તેવું તેમનું મંતવ્ય છે. વ્યક્તિત્વ અને વ્યક્તિવિશેષતાનું મૂલ્ય એ તત્ત્વચિંતનની પહેલી મહત્ત્વની સ્વીકૃતિ છે[2] આધ્યાત્મતત્ત્વ તરીકે જ્ઞાતાને સ્વીકારી તેની મુક્તિ અને સર્જનશક્તિ કેન્દ્રમાં રાખીને જ તત્ત્વચિંતન થઈ શકે કારણ કે જ્ઞાનક્રિયા એ માત્ર બાહ્ય વસ્તુઓનાં પ્રતિબિંબ ઝીલવાની ક્રિયા નથી. કાન્ટ અને શોપનહોરની જેમ બર્દેયેફ જ્ઞાનની ક્રિયામાં જ્ઞાતાની ક્રિયતા અને મૌલિકતા અનિવાર્ય છે તેમ માને છે. પરિણામે જ્ઞાનમાં શ્રદ્ધા અને અનુભૂતિનાં તત્ત્વો પ્રવેશે છે. તત્ત્વચિંતન એ વિજ્ઞાન જેવી બહિર્લક્ષી, તટસ્થ, અને સાર્વત્રિક સત્યો સ્થાપવાની પ્રવૃત્તિ નથી.

બર્દેયેફ અસ્તિત્વવાદની વ્યાખ્યા આપતાં જણાવે છે કે જે તત્ત્વચિંતન જ્ઞાનને માત્ર વસ્તુમૂલક (Objective) જ ગણે અને જ્ઞાતાની અખંડતા અને સ્વાતંત્ર્ય અવગણે તે અસ્તિત્વવાદી ચિંતન ન હોઈ શકે. બર્દેયેફને મતે સાર્ત્ર અને હાઈડેગર સાચા અર્થમાં અસ્તિત્વવાદને વફાદાર રહી શક્યા નથી કારણ કે બન્નેએ તેની સ્થાપના જ્ઞાનનાં વસ્તુમૂલક માળખાંમાં કરી છે. તેમનાં તાત્ત્વિક સત્યો વ્યક્તિનિરપેક્ષ જણાય છે. ખરા અર્થમાં કિર્કેગાર્ડ જ અસ્તિત્વવાદી છે અને યાસ્પર્સને પણ બર્દેયેફ સાર્ત્ર કરતાં વધુ અધિકૃત અસ્તિત્વવાદી ગણે છે. અસ્તિત્વવાદ એ અભિવ્યક્તિનું તત્ત્વજ્ઞાન છે અને તેમાં આધ્યાત્મિક જ્ઞાતાનું મૌલિક સ્વાતંત્ર્ય વ્યક્ત થવું જોઈએ. "અસ્તિત્વ સત્યનું પુરોગામી છે." તેવું સાર્ત્રનું વિધાન બર્દેયેફને માન્ય છે પરંતુ સાર્ત્ર અને હાઈડેગરનો અસ્તિત્વવાદ એટલા માટે નિરાશાવાદી અને શૂન્યવાદી છે કે તેમણે "જગતમાં ફેંકાયેલા માનવી"નું એક કરુણ ચિત્ર દોર્યું છે. આધ્યાત્મિક અનુભવોનું તેમના ચિંતનમાં સ્થાન નથી. જીવનમાં પ્રવર્તતાં અનિષ્ટો અને દુઃખોને કારણે રશિયન ચિંતકોમાં પણ નાસ્તિકવાદ દેખાય છે અને દોસ્તોએવસ્કીએ આ ઘટનાનું પૃથક્કરણ કર્યું છે. પરંતુ બર્દેયેફ મુજબ સાચી સૂક્ષ્મ શ્રદ્ધાનો અભાવ જ આવી નિરાશા માટે કારણભૂત છે.[3]

સાર્ત્રની જેમ બર્દેયેફ માનવસ્વાતંત્ર્યના ઉપાસક હોવાથી માર્ક્સવાદની બૌદ્ધિક ભૂમિકાએ આકરી ટીકાઓ કરે છે. જોકે સાર્ત્ર અમુક દૃષ્ટિએ માર્ક્સવાદી દૃષ્ટિબિંદુ અપનાવે છે. પ્રસ્તુત લેખકનો એવો મત છે કે જો માનવસ્વાતંત્ર્ય, સર્જકશક્તિ અને વ્યક્તિવિશિષ્ટતા સ્વીકારીએ તો માર્ક્સવાદની મૂળભૂત તાત્ત્વિક સ્વીકૃતિઓ સાથે તે સુસંગત નથી અને પરિણામે અસ્તિત્વવાદ અને માર્ક્સવાદનો ક્યારેય પણ બૌદ્ધિક સુમેળ સાધી શકાય નહીં. બન્ને પક્ષના ચિંતકો પોતાની સ્વીકૃતિઓ બદલે અથવા જૂના શબ્દોને નવા અર્થ આપે તો જ બન્ને વિચારધારાનો સમન્વય થઈ શકે. પરંતુ આવો કૃત્રિમ સમન્વય નિરર્થક છે તેવો આ લેખકનો મત છે. સમન્વય એ જ મૂલ્યવાન વસ્તુ છે તેવી પૂર્વધારણા પણ અતાર્કિક છે. ભૌતિક પરિબળોમાંથી કોઈ વૈચારિક પરિબળોનું નિર્માણ થાય છે તેવો સિદ્ધાંત સ્વઘાતક છે તેમ બર્દેયેફ માને છે.[4] માર્ક્સ વર્ગ-વિગ્રહ અને કામદાર વર્ગના શોષણની વાત કરી. બર્દેયેફ કહે છે કે "શોષણ ન કરવું જોઈએ" એ નૈતિક વિધાન છે અને આ નૈતિક વિધાન માણસના આધ્યાત્મિક સ્વરૂપમાંથી અને તેની મૂલ્યાંકન કરવાની પ્રવૃત્તિમાંથી ફલિત થાય છે. શોષણ એક અનિષ્ટ છે

૨. બર્દેયેફ પોતાની વિચારધારાને "Personalistic Socialism" તરીકે ઓળખાવી માર્ક્સવાદથી ભિન્ન ગણાવે છે.

૩. ધર્મની વ્યાખ્યા આપતાં બર્દેયેફ લખે છે :
"Religion is a conquest of loneliness, God is the conquest of my loneliness."

૪. સાર્ત્ર અને બર્દેયેફનાં વિધાનો આ સંદર્ભમાં સરખાવવા જેવાં છે.
"Materialism, in claiming to be dialectical, slides into Idealism"—સાર્ત્ર.
"One may speak of Dialectic Idealism but not of Dialectic Materialism"—બર્દેયેફ.

માન્યતા એકબીજાની વિરોધી છે. બર્દેયેફ બીજા પ્રકારની માન્યતા સ્વીકારે છે, અસ્તિત્વ ધરાવતા જ્ઞાતાનું સ્વાતંત્ર્ય જેમાં અવગણવામાં આવે એવુ કોઈ તત્ત્વચિંતન બર્દેયેફને સંતોષકારક જણાતું નથી. સાર્વત્રિક, જાહેર, તટસ્થ, વસ્તુમૂલક, અને નિર્વૈયક્તિક જ્ઞાનથી (Objctivization of knowledge) "સ્વ"નું કે સત નું સત્ત્વ મળતું નથી તેવું તેમનું મંતવ્ય છે. વ્યક્તિત્વ અને વ્યક્તિવિશેષતાનું મૂલ્ય એ તત્ત્વચિંતનની પહેલી મહત્ત્વની સ્વીકૃતિ છે[2] આધ્યાત્મતત્ત્વ તરીકે જ્ઞાતાને સ્વીકારી તેની મુક્તિ અને સર્જનશક્તિ કેન્દ્રમાં રાખીને જ તત્ત્વચિંતન થઈ શકે કારણ કે જ્ઞાનક્રિયા એ માત્ર બાહ્ય વસ્તુઓનાં પ્રતિબિંબ ઝીલવાની ક્રિયા નથી. કાન્ટ અને શોપનહોરની જેમ બર્દેયેફ જ્ઞાનની ક્રિયામાં જ્ઞાતાની સક્રિયતા અને મૌલિકતા અનિવાર્ય છે તેમ માને છે. પરિણામે જ્ઞાનમાં શ્રદ્ધા અને અનુભૂતિનાં તત્ત્વો પ્રવેશે છે. તત્ત્વચિંતન એ વિજ્ઞાન જેવી બહિર્લક્ષી, તટસ્થ, અને સાર્વત્રિક સત્યો સ્થાપવાની પ્રવૃત્તિ નથી.

બર્દેયેફ અસ્તિત્વવાદની વ્યાખ્યા આપતાં જણાવે છે કે જે તત્ત્વચિંતન જ્ઞાનને માત્ર વસ્તુમૂલક (Objective) જ ગણે અને જ્ઞાતાની અખંડતા અને સ્વાતંત્ર્ય અવગણે તે અસ્તિત્વવાદી ચિંતન ન હોઈ શકે. બર્દેયેફને મતે સાર્ત્ર અને હાઈડેગર સાચા અર્થમાં અસ્તિત્વવાદને વફાદાર રહી શક્યા નથી કારણ કે બન્નેએ તેની સ્થાપના જ્ઞાનનાં વસ્તુમૂલક માળખાંમાં કરી છે. તેમનાં તાત્ત્વિક સત્યો વ્યક્તિનિરપેક્ષ જણાય છે. ખરા અર્થમાં કિર્કેગાર્ડ જ અસ્તિત્વવાદી છે અને યાસપર્સને પણ બર્દેયેફ સાર્ત્ર કરતાં વધુ અધિકૃત અસ્તિત્વવાદી ગણે છે. અસ્તિત્વવાદ એ અભિવ્યક્તિનું તત્ત્વજ્ઞાન છે અને તેમાં આધ્યાત્મિક જ્ઞાતાનું મૌલિક સ્વાતંત્ર્ય વ્યક્ત થવું જોઈએ. "અસ્તિત્વ સત્ત્વનું પુરોગામી છે." તેવું સાર્ત્રનું વિધાન બર્દેયેફને માન્ય છે પરંતુ સાર્ત્ર અને હાઈડેગરનો અસ્તિત્વવાદ એટલા માટે નિરાશાવાદી અને શૂન્યવાદી છે કે તેમણે "જગતમાં ફેંકાયેલા માનવી"નું એક કરુણ ચિત્ર દોર્યું છે. આધ્યાત્મિક અનુભવોનું તેમના ચિંતનમાં સ્થાન નથી. જીવનમાં પ્રવર્તતાં અનિષ્ટો અને દુઃખોને કારણે રશિયન ચિંતકોમાં પણ નાસ્તિકવાદ દેખાય છે અને દોસ્તોએવસ્કીએ આ ઘટનાનું પૃથક્કરણ કર્યું છે. પરંતુ બર્દેયેફ મુજબ સાચી સૂક્ષ્મ શ્રદ્ધાનો અભાવ જ આવી નિરાશા માટે કારણભૂત છે.[3]

સાર્ત્રની જેમ બર્દેયેફ માનવસ્વાતંત્ર્યના ઉપાસક હોવાથી માર્ક્સવાદની બૌદ્ધિક ભૂમિકાએ આકરી ટીકાઓ કરે છે. જોકે સાર્ત્ર અમુક દૃષ્ટિએ માર્ક્સવાદી દૃષ્ટિબિંદુ અપનાવે છે. પ્રસ્તુત લેખકનો એવો મત છે કે જો માનવસ્વાતંત્ર્ય, સર્જકશક્તિ અને વ્યક્તિવિશેષતા સ્વીકારીએ તો માર્ક્સવાદની મૂળભૂત તાત્ત્વિક સ્વીકૃતિઓ સાથે તે સુસંગત નથી અને પરિણામે અસ્તિત્વવાદ અને માર્ક્સવાદનો ક્યારેય પણ બૌદ્ધિક સુમેળ સાધી શકાય નહીં. બન્ને પક્ષના ચિંતકો પોતાની સ્વીકૃતિઓ બદલે અથવા જૂના શબ્દોને નવા અર્થ આપે તો જ બન્ને વિચારધારાનો સમન્વય થઈ શકે. પરંતુ આવો કૃત્રિમ સમન્વય નિરર્થક છે તેવો આ લેખકનો મત છે. સમન્વય એ જ મૂલ્યવાન વસ્તુ છે તેવી પૂર્વધારણા પણ અતાર્કિક છે. ભૌતિક પરિબળોમાંથી કોઈ વૈચારિક પરિબળનું નિર્માણ થાય છે તેવો સિદ્ધાંત સ્વઘાતક છે તેમ બર્દેયેફ માને છે.[4] માર્ક્સ વર્ગ-વિગ્રહ અને કામદાર વર્ગના શોષણની વાત કરી. બર્દેયેફ કહે છે કે "શોષણ ન કરવું જોઈએ" એ નૈતિક વિધાન છે અને આ નૈતિક વિધાન માણસના આધ્યાત્મિક સ્વરૂપમાંથી અને તેની મૂલ્યાંકન કરવાની પ્રવૃત્તિમાંથી ફલિત થાય છે. શોષણ એક અનિષ્ટ છે

૨. બર્દેયેફ પોતાની વિચારધારાને "Personalistic Socialism" તરીકે ઓળખાવી માર્ક્સવાદથી ભિન્ન ગણાવે છે.

૩. ધર્મની વ્યાખ્યા આપતાં બર્દેયેફ લખે છે :

"Religion is a conquest of loneliness, God is the conquest of my *loneliness.*"

૪. સાર્ત્ર અને બર્દેયેફનાં વિધાનો આ સંદર્ભમાં સરખાવવા જેવાં છે.

"Materialism, in claiming to be dialectical, slides into Idealism"—સાર્ત્ર.

"One may speak of Dialectic Idealism but not of Dialectic Materialism"—બર્દેયેફ.

એવી નૈતિક સ્વીકૃતિ કોઈ વૈજ્ઞાનિક રીતે માર્કસે સાબિત કરી નથી પરંતુ તેમાંથી જ તેની નવતર સમાજરચનાનો સિદ્ધાંત ફલિત થાય છે. આમ, ભૌતિકવાદનું મૂળ આધ્યાત્મિક છે. માર્કસનો એક બીજો વિરોધાભાસ છે. પણ તેમાં માત્ર ઈશ્વરનો જ નિષેધ નથી પણ માણસનો પણ નિષેધ છે કારણ કે તેની દૃષ્ટિએ માણસનું વ્યક્તિત્વ સમાજવ્યવહારનું માત્ર સાધન કે નિમિત્ત છે. તેનું સ્વતઃ મૂલ્ય નથી. ભૌતિક અને આર્થિક પરિબળો એ ઉચ્ચ કોટિના માનસિક જીવન માટેની પૂર્વશરતો છે, પરંતુ તેના ઉપરથી એમ ફલિત થઈ શકે નહીં કે ઉચ્ચ કોટિનું માનસિક જીવન માત્ર ભૌતિક પરિબળોનો પડઘો કે પડછાયો છે. સમાજ એક સુગ્રથિત અને અખંડ માળખા તરીકે અસ્તિત્વમાં ન હોય તો વર્ગ-વિગ્રહ સંભવી જ ન શકે એટલે સમાજની સુગ્રથિત એકતાની ધારણા કર્યા પછી જ આંતરિક સંઘર્ષ સમજાવી શકાય; કારણ જુદા જુદા વર્ગો એક સમાજના ભાગ છે. વર્ગ (class) ને જ માર્ક્સ એકમ તરીકે ગણે તો એક બાજુ સમાજ અને બીજી બાજુ વ્યક્તિ બન્નેની સત્-તા (Reality) તેઓ અવગણે છે તેમ ફલિત થાય છે. માણસનું વ્યક્તિત્વ તેના સામાજિક વર્ગમાંથી પરિપૂર્ણ થાય તેવો સિદ્ધાંત 'સમગ્ર માનવરૂપ'ને ન્યાય આપતો નથી. બર્દેયેફ જણાવે છે: "Dialectical Materialism is useful only for demagogy, not for philosophy."

માર્કસવાદની ટીકાના સંદર્ભમાં બર્દેયેફનાં સ્વાતંત્ર્ય, અનિષ્ટ, આત્મા, જ્ઞાન અને ઈશ્વરના ખ્યાલોની ટૂંકી સમીક્ષા આવશ્યક છે.

સાર્ત્રની જેમ બર્દેયેફના મત મુજબ સ્વાતંત્ર્ય એ માનવીય અસ્તિત્વનો પાયો છે પણ સ્વાતંત્ર્યનો કોઈ પાયો કે આધાર નથી. કાર્યકારણના સંબંધની ઘટમાળ કરતાં કોઈ જુદી કોટિનું તત્ત્વ તે માનવસ્વાતંત્ર્ય છે. સ્વાતંત્ર્ય એ જ્ઞાનનો વિષય ન હોઈ શકે કારણ કે ખુદ જ્ઞાનની શકયતા જ્ઞાતાની સ્વતંત્ર ચેતન પ્રવૃત્તિ ઉપર અવલંબે છે. સ્વાતંત્ર્યની વ્યાખ્યા આપી શકાય નહીં. સ્વાતંત્ર્યના બે અર્થ છે. એક એ કે ઇષ્ટ અને અનિષ્ટથી પર, તેનો ભેદ પાડ્યા પહેલાંની સ્વૈરવિહારી મુક્તિ, એટલે કે શ્રેયનું પણ જેને બંધન નથી તેવી નૈસર્ગિક મુક્તિ. મુક્તિનો બીજો અર્થ શ્રેય જ પસંદ કરે અને કર્તવ્યબુદ્ધિને આધીન તેવી મુક્તિ. સોક્રેટિસ અને અન્ય ગ્રીક ચિંતકોએ આ બીજા પ્રકારની મુક્તિને સ્વીકારી છે. પહેલા પ્રકારની મુક્તિનો ઉપયોગ કરીને માણસ અનિષ્ટને પણ નોતરી બેસે. એટલે સ્વાતંત્ર્યનો માનવી કયો ઉપયોગ કરે છે તેના ઉપર આધાર છે. સ્વાતંત્ર્ય સાથે કરુણતા અને વિરોધાભાસ સંકળાયેલાં છે. પ્રાક્નૈતિક (Pre-moral) સ્વાતંત્ર્યનો ઉપયોગ અનિષ્ટને ઉત્પન્ન કરવા માટે થઈ શકે એ એક કરુણતા છે, અને નૈતિક શ્રેય પામવા માટે જો સ્વાતંત્ર્ય છોડીને ઇંગિત વર્તન કરીએ તો પણ અનૈચ્છિક સદાચાર કરવો પડે તે પણ કરુણતા છે. ઐચ્છિક દુરાચાર અને અનૈચ્છિક સદાચાર બન્ને માણસના મૂળભૂત સ્વાતંત્ર્યની સાથે કોઈક રીતે સંકળાયેલા છે.

અનિષ્ટ, પાપ કે દુઃખની સમસ્યાને આત્માની અમરતા, મોક્ષ, પુનર્જન્મ વગેરે સાથે સાંકળી લઈને બર્દેયેફ આધ્યાત્મિક સમજૂતી આપવાનો પ્રયાસ કરે છે. ક્રિશ્ચિયન ઈશ્વરવિદ્યાના સંદર્ભમાં બર્દેયેફ એવો મત રજૂ કરે છે કે મનુષ્ય અને ઈશ્વરના બે તદ્દન જુદા છેડા કલ્પતો દ્વૈતવાદ કે માણસના આત્માને વિશ્વાત્મામાં ઓગાળી નાખતો અદ્વૈતવાદ બન્ને આત્યંતિક મંતવ્યો છે. માણસ પોતાની સર્જનશક્તિ ઈશ્વરના દૈવી આદેશ મુજબ પ્રગટ કરે છે તેવો બર્દેયેફનો મત છે. ઈશ્વરને આધીન એવું મનુષ્યનું વ્યક્તિત્વ વિચારવાને બદલે ઈશ્વરના સાથીદાર તરીકે માનવીનો દરજ્જો સ્વીકારવા બર્દેયેફ તત્પર છે. બર્દેયેફનો અસ્તિત્વવાદ ક્રિશ્ચિયન અસ્તિત્વવાદ તરીકે ડોનાલ્ડ લાઉરી ઓળખાવે છે કારણ કે બર્દેયેફને મતે માત્ર ખ્રિસ્તી ધર્મ અનુસાર જ માનવીનો દરજ્જો અને મૂલ્ય વધે છે. નિરાકાર બ્રહ્મ કરતાં પ્રેમી અને દયાળુ ઈશ્વર માનવીને વધુ આશ્વાસનરૂપ છે.

આત્મા અને આત્મજ્ઞાન[૫]નો સિદ્ધાંત બર્દેયેફ "objectivization"ના વિરોધમાં રજૂ કરે છે. ફ્રેંચ અસ્તિત્વવાદી ગેબ્રિયલ માર્સેલે પણ "self"નું "object" (જ્ઞેય પદાર્થ) તરીકેનું જ્ઞાન શક્ય નથી

૫ આત્મા અથવા "સ્વ" એ "self" શબ્દનો અનુવાદ છે. ભારતીય પરંપરા મુજબ આત્મા એવો અર્થ અત્રે અભિપ્રેત નથી. spirit, soul, subject વગેરે અંગ્રેજી પર્યાયોનો અર્થ આ સંદર્ભમાં જુદો વિચારવો જોઈએ.

તેવો મત રજૂ કર્યો. અન્ય વિજ્ઞાનોમાં આપણે વસ્તુનું બહિર્લક્ષી, તટસ્થ અને નિર્વૈયક્તિક જ્ઞાન પ્રાપ્ત કરવાનો આગ્રહ રાખીએ છીએ પરંતુ જ્યાં આત્મતત્ત્વ કે આધ્યાત્મિક તત્ત્વનું જ્ઞાન અપેક્ષિત છે ત્યાં અન્ય જ્ઞેય પદાર્થોની જેમ "self" નું જ્ઞાન મળી શકે નહી તેવું બર્દેયેફ માને છે. આધ્યાત્મતત્ત્વનું અસ્તિત્વ સ્વયંસિદ્ધ છે; સાબિતીથી પર છે. આત્મા અને ઇશ્વર વચ્ચે પ્રેમનો સંબંધ છે. ઇશ્વર પ્રેમી છે એટલે તે (માનવી) પ્રેમપાત્ર વગર રહી શકે નહીં. ખ્રિસ્તી ધર્મમાં ઇશ્વરની કલ્પનાની ટીકા કરતાં બર્દેયેફ કહે છે કે વેર, અભિમાન, અન્ય પાસે શરણાગતિની આશા વગેરે ગુણો જે માનવીને માટે પાપ ગણાય છે તે ઇશ્વરના આવશ્યક ગુણો ગણવામાં આવ્યા છે. ઇશ્વર નિરપેક્ષ નથી; વ્યક્તિત્વ ધરાવે છે. પરિણામે તે સાપેક્ષ છે. ઇશ્વર અનુભવનો વિષય છે—તર્કનો નથી. અનિષ્ટનું અસ્તિત્વ ઇશ્વરને બાધક નથી કારણ કે માણસના મુક્ત સંકલ્પથી અનિષ્ટ જગતમાં સર્જાયું છે. " Evil is the child of freedom "—postoevsky.

મૂલ્યાંકન

અસ્તિત્વવાદીઓ એક અવાજે વસ્તુમૂલક જ્ઞાન અને નિર્વૈયક્તિક જ્ઞાનના વિપક્ષમાં દલીલો કરતા રહ્યા છે. કિર્કેગાર્ડે સત્ય આત્મલક્ષી છે તેવું જણાવ્યું. યાસ્પર્સે સત્યનાં વિવિધ રૂપો જણાવ્યાં. સાર્ત્ર અને હાઇડેગરે માનવચેતના સત્યનું અધિષ્ઠાન છે તેવું જણાવ્યું. સાર્ત્ર જ્ઞાતા અને જ્ઞેય-પદાર્થ વચ્ચે શૂન્યતાનો સંબંધ સ્વીકારે છે. માર્સેલે આત્મજ્ઞાન "objective" ન હોઈ શકે તેવું જાહેર કર્યું. અસ્તિત્વવાદીઓ ઉપરાંત બીજા ચિંતકો પણ "self" નું વસ્તુલક્ષી પદ્ધતિથી જ્ઞાન ન મળી શકે તેવું જણાવે છે. અન્ય પદાર્થોના સંદર્ભમાં જ્ઞાતાથી જ્ઞેય પદાર્થ જુદા હોવાથી, વસ્તુમૂલક જ્ઞાન પ્રાપ્ત કરવામાં મુશ્કેલી નથી આવતી. પરંતુ જાણનાર પોતે જ્યારે પોતાનું જ્ઞાન પ્રાપ્ત કરવા માગે છે ત્યારે 'subject' અને 'object' નો ભેદ ત્યાં પડે તો એક જ વસ્તુની અંદર દ્વૈત ઊભું થાય છે. જાણનારનો એક અંશ જાણેલી વસ્તુ બની જાય છે. વૃક્ષ, પથ્થર, ખુરશી-ટેબલ વગેરેની જેમ માણસને વૈજ્ઞાનિક પદ્ધતિ અનુસાર એક પાત્ર તરીકે જ જાણવાની ક્રિયા સમાજવિદ્યાઓમાં પ્રચલિત છે. આ દૃષ્ટિબિંદુ બહિર્લક્ષી છે અને માણસના સમૃદ્ધ વ્યક્તિત્વનો અનાદર કરે છે તેવી દલીલ માર્સેલની જેમ બર્દેયેફ કરી છે. વિજ્ઞાનોમાં વસ્તુનિષ્ઠ અને નિરપેક્ષ સત્ય જ મૂલ્યવાન ગણાય છે. તેથી ઊલટું આત્મજ્ઞાનમાં વૈયક્તિક અનુભૂતિ જ મહત્ત્વની છે તેવું માનવામાં આવે છે. પરંતુ આ માન્યતાને વધુ ચકાસવાની જરૂર છે. આ સંદર્ભમાં ન્યૂ મેક્સિકો યુનિવર્સિટીના પ્રો. પેટ્રીકા સેનબોર્નનો એક વિવેચનલેખ અત્યંત બોધપ્રદ છે.[૬] આ લેખમાં તેમણે માર્સેલના આત્મજ્ઞાનના સિદ્ધાંતની ટીકા કરી છે. મારી દૃષ્ટિએ આ જ ટીકા બર્દેયેફના સિદ્ધાંતને પણ લાગુ પડે છે. અસ્તિત્વવાદીઓ વર્તમાન યુગમાં પ્રવર્તતી નિર્વૈયક્તિકતા, યાંત્રિકતા અને અમાનવીકરણનું મૂળ, અનુભવ પ્રત્યે માત્ર " Objebtive " દૃષ્ટિબિંદુ રાખવામાં રહેલું છે તેમ માને છે. " Self "નું વર્ણન કરવું, વર્ગીકરણ કરવું, તેને વિશે આંકડાશાસ્ત્રીય માહિતી એકત્રિત કરવી વગેરે વસ્તુમૂલક પદ્ધતિઓથી " Self "-ની સમૃદ્ધ વ્યક્તિવિશેષતા અને મૂર્ત અનુભવોનું અવમૂલ્યન થાય છે. પેટ્રીકા સેનબોર્નની દલીલ એ છે કે "હું" અથવા " સ્વ-તત્વ" વિશે તત્ત્વચિંતક વિચાર કરવાનું શરૂ કરે ત્યારથી જ પૃથક્કરણની ક્રિયા શરૂ થાય છે અને ' self " એ આ પૃથક્કરણનો વિષય બની જાય છે. જ્ઞાનક્રિયાનો વિષય ( object ) બનવાથી જ કોઈ વસ્તુનું મૂલ્ય ઘટી જાય તેમ કેમ માની શકાય? " Self can never become an object of knowledge " એવું માની શકાય જ નહીં તેવી પેટ્રીકાની દલીલ સાચી છે કારણકે વિચાર કરવો, જ્ઞાન પ્રાપ્ત કરવું વગેરે બૌદ્ધિક બોધાત્મક ક્રિયામાં જ્ઞાતા અને પાત્રનો ભેદ અનિવાર્ય છે. કદાચ એમ કહી શકાય કે "સ્વ"નું પૂરેપૂરું જ્ઞાન તેને વિચારનો વિષય બનાવવાથી મળતું નથી. બીજું, કોઈ એમ પણ દલીલ કરી શકે કે " સ્વ " નું જ્ઞાન બાહ્યપદાર્થના જ્ઞાન કરતાં જુદા પ્રકારનું છે; અર્થાત્ જ્ઞાનના એક વિષય તરીકે "self" અન્ય વિષયો કરતાં અપૂર્વ રીતે ભિન્ન છે. પરંતુ તેથી

૬. આ લેખનું શીર્ષક છે. " Objectification and self-knowledge " જુઓ " Philosophy & phenomenological Research " Vol. XXXVIII Quarterly sept. 1967

એમ ફલિત થતું નથી કે "self" ને કદાપિ જ્ઞાનનો વિષય ન બનાવી શકાય. હકીકતમાં "સ્વ" ને જ્ઞાનનો વિષય બનાવ્યા વગર તેને વિશે કોઈ વિધાન જ ન કરી શકાય. "An objective approach to the self does not force the philosopher into distorting the self" એટલે "હું" વિશે વિચારીએ ત્યારે "હું"નો એક અંશ પાત્ર બની જાય છે એ સ્વીકારવું જ રહ્યું. આ સિવાય બીજી કઈ પદ્ધતિથી "હું" ને જ્ઞાન થાય તે કહી શકાતું નથી. ડેકાર્ટના ટીકાકારો કહે છે અંતર્જ્ઞાન (Intuition) થી પણ "self" ની જુદી જુદી અવસ્થાઓનું જ્ઞાન થાય છે, સમગ્ર "self" નું નહી.

મુક્તિ અને આત્મજ્ઞાનની સંકલના અસ્તિત્વવાદીઓએ યોગ્ય રીતે કરી છે. સાર્ત્રની જેમ બર્દેયેફ સ્વાતંત્ર્યને સદૈવ સ્વયંસ્ફૂર્ત ગણે છે. કેનીથ ટી. ગેલહેગર[૭] નિયતિવાદ સામે એવી દલીલ કરે છે કે "સ્વ" નું સંપૂર્ણ બૌદ્ધિક જ્ઞાન અશકય છે. કયારેય આપણા અનુભવમાં સમગ્ર "હું" (સ્વ) આવી શકે નહીં. પરિણામે જે માનવીનું સ્વાતંત્ર્ય ન સ્વીકારતા હો તો "હું" શબ્દનો કોઈ અર્થ નથી તેવું ફલિત થાય છે. મારી પળે પળ પલટાતી અવસ્થાઓમાં "હું" પ્રગટ થાઉં છું છતાં આ અવસ્થાઓનો સરવાળો જ તે મારું સમગ્ર વ્યક્તિત્વ તેવું કહી શકાય નહી. એટલા માટે સાર્ત્રે ટીકા કરી કે માણસ અનેક રૂપે જગત સમક્ષ ઉપસ્થિત થાય છે. તેમાંથી કોઈ એક રૂપ એ જ તેનું સાચું મૂળ રૂપ છે તેમ કહી શકાય નહીં "તમારી જાત (self) નો સાક્ષાત્કાર કરો" "તમારી જાતને વફાદાર રહો" વગેરે વિધાનો અમુક મર્યાદિત અર્થમાં જ સ્વીકારાય કારણ કે કઈ "જાત" (self)ને વફાદાર રહેવું તે પ્રશ્ન ઉપસ્થિત થાય. "હું" બહુરૂપી ખ્યાલ છે એટલે તેનું તમામ જ્ઞાન વસ્તુમૂલક ન હોઈ શકે એમ કહેવામાં બર્દેયેફ સાચા છે, પરંતુ 'self' નું કોઈ પણ પ્રકારનું વસ્તુનિષ્ઠ (objective) જ્ઞાન શકય નથી તેમ માનવાનાં બર્દેયેફ સમક્ષ કોઈ તાર્કિક કારણો દેખાતાં નથી. બર્દેયેફના ઈશ્વર અને મુક્તિ, ઈશ્વર અને અનિષ્ટની સમસ્યા વગેરે વિશે વિસ્તારથી સમીક્ષા કરવાનો અત્રે પ્રસંગ નથી પરંતુ જો શ્રદ્ધા એ જ સર્વોપરી હોય તો પછી શ્રદ્ધેય સત્યોને સ્થાપિત સત્યોની જેમ અન્ય પાસે સ્વીકારવાનું પ્રલોભન ટાળવું જોઈએ.

જો અસ્તિત્વવાદને તત્ત્વચિંતન તરીકે સ્વીકૃત બનાવવું હોય તો વસ્તુમૂલકતા અને સાર્વત્રિકતા માટેનો આગ્રહ છોડવો પડે. આધ્યાત્મિક તત્ત્વ તરીકે જ્ઞાતાનો સ્વીકાર કરીને પણ જો તે તાત્ત્વિક ફલિતાર્થો જુદા હોય તો કોઈક સ્વરૂપનું તાત્ત્વિક માળખું અનિવાર્ય છે. સાર્ત્ર અને હાઈડેગરને તેમ કરવું જ પડયું અને બર્દેયેફે પણ ઘણી જ વ્યવસ્થિત રીતે પોતાની વિચારધારા વિકસાવી છે. 'ટેકનોલોજી'માંથી ફલિત થતી સભ્યતામાં વ્યક્તિવિશેષતા ગૂંગળાઈ જાય છે અને માણસને પોતાનો આત્મા ખોવાઈ ગયો છે તેવું લાગે તો તે અનુભૂતિનો અને સંવેદનશીલતાનો સવાલ છે. પરંતુ તાત્ત્વિક સત્યો જો એકબીજા સાથે ગૂંથાઈ ન જાય તો તેનું ચિંતન તત્ત્વજ્ઞાન કહી શકાય નહીં. સત્ય હમેશાં વ્યક્તિને જ પક્ષે છે, વ્યવસ્થા કે સમષ્ટિને પક્ષે નથી તેવું વિધાન 'એક અંગત પ્રત્યાઘાત તરીકે ગણવું કે તત્ત્વજ્ઞાનના આધારવિધાન તરીકે ગણવું તેવી દ્વિધા અસ્તિત્વવાદના વાચકોને થયા કરે છે. આ જ કારણે કદાચ ઈંગ્લેન્ડ અને અમેરિકાના સમકાલીન તત્ત્વચિંતકો જેવા કે હેર, આયર, સ્ટ્રાઉસન વોરનોક, ગીલ્બર્ટ રાઈલ વગેરે અસ્તિત્વવાદ પ્રત્યે શંકાથી જુએ છે. વેદ મહેતાને આપેલી વ્યક્તિગત મુલાકાતોમાં આ ચિંતકોએ આ જ વાત રજૂ કરેલી દેખાય છે.[૮]

---

૭ તેમનો લેખ "On choosing to choose" જુઓ "Mind" Vol. LXXIII Octo. 1964 "The "I" resists conceptualization"

૮. વેદ મહેતાનું પુસ્તક "Fly and the fly Bottle" (૧૯૬૩) બહુ જ રસપ્રદ અહેવાલ રજૂ કરે છે.

# સગી

રાવજી પટેલ

આજે પણ આ તો આવી ! સોનેરી સાડીમાં તે [illegible] કર્ષક લાગે છે. નં. ૧૦ મિ. શંકર હજી બપોરની [illegible]ઘમાં હતો. આગંતુકા ચૂપચાપ સ્ટૂલ પર બેઠી, સાડીના [illegible]થી મોં લૂછ્યું. મને રોષ થઈ આવ્યો. સાડીના [illegible]લવથી મોં લૂછતી પત્નીને મેં ૭ સાત વખત ધુતકારી [illegible]ડી હતી — એ યાદ આવ્યું. પછી એણે થેલી ઉપાડી, [illegible]વાજ ન થાય એટલી કાળજીથી એ થેલીમાંથી દ્રાક્ષ, [illegible]મ, પપૈયું અને સંતરાં કાઢતી હતી. આખો વોર્ડ [illegible]ધનો હતો. મને દિવસે તો ઠીક પણ રાત્રે પણ નિદ્રા [illegible]થી આવતી. આગંતુકા સોનેરી ઝાંયમાં આકર્ષક લાગતી [illegible]તી. આ બે મહિનામાં તે બાવીસમી વખત ખબર [illegible]વા આવી. આજ તો મને મનમાં થતું જ હતું કે [illegible]ધનું ભોજું આવી જશે. કાલે મને ઊંઘ આવત પણ [illegible]કારણ ચિંતા ઊપડી આવેલી. મને વળી એમ પણ [illegible]પેલું કે નં. ૧૦ની પત્ની ( સાચી વાતની ખબર આજ [illegible]ત્યારે પડી. એ બન્ને હજી પરણ્યાં નથી; પરણશે ) [illegible]આવશે તો બેય જણ વાતોમાંથી ઊંચાં નહીં આવે, [illegible] મને ઊંઘ નહીં આવે. આજે પાછું મને થયું કે — [illegible]મા બેઠી છે તે આજ તો નહીં જ આવે; કેમકે હોળીના [illegible]વસોમાં કદાચ એને ગાવું પડશે. આજે સદ્ભાગ્યે મને [illegible]ધનું ભોજું આવત. પણ દુર્ભાગ્યની વાત એ બની કે [illegible]ઈકાલે માવઠું થયું ને પરિણામે મને શરદી થઈ ગઈ. [illegible]રદીથી ગભરાઉં એવો નથી પણ પાછી મને એક ચિંતા [illegible]ઈ — ચિંતા એ થઈ કે...જો પાછી, એણે ફરીથી પાલ-[illegible]થી મોં લૂછ્યું ! સ્ત્રીઓને અમુક તમુક કુટેવ તો જતી [illegible] નથી, ગમે તેટલું કહો ને. એણે થેલીમાંથી કોરા [illegible]પોસ્ટકાર્ડની થોકડી કાઢીને, સાચવીને પાંજરા પર મૂકી. [illegible]આટલાં બધાં પોસ્ટકાર્ડ શા માટે લાવી છે ? પત્રની [illegible]ત આવી ત્યારે મને પાછું સાંભર્યું. આજે [illegible]ત્યારે નં. ૧૦ ચાનો ગ્લાસ સ્ટૂલ પર મૂકી પત્ર [illegible]ખતો હતો. હું સમજુ માણસ છું એટલે કોઈની ટીકા [illegible]નો. પણ આમ ખુલ્લી ચા રાખીને આવોય [illegible] છે તે બરાબર નથી. બારીવાળા દર્દીઓ ખાંસી ખાય છે, હવામાં અસંખ્ય જંતુઓ હોય છે, ટાઢો ચા ન પીવો જોઈએ. મારાથી તોય બોલ્યા વગર ન રહેવાયું.

'પહેલાં ચા પી લો. શંકર, પત્ર કંઈ ટાઢો નહીં થઇ જાય.'

નં. ૧૦ નો ચહેરો ત્યારે પ્રફુલ્લ હતો. એણે અનુ-ત્તર સ્મિત કર્યું. પછી પ્યાલો મોંઢે બોટી લીધો. વાચન તો ચાલુ જ હતું, મને સાધારણ ચીડ ચડી. આખો વોર્ડ શાંત હતો. દૂર એક કૂતરું કાન ટપટપાવતું હતું, પછી ટેશમાં આવી જઈને બે અઢી સેકન્ડ સુધી ભસ્યું. આગંતુકા ચપ કરતી ઊભી થઈ, કૂતરાને બોલ્યા વગર હાંક્યું. પાછી ધીમેશથી સ્ટૂલ પર આવીને બેઠી, વોર્ડ આખોય બપોર ઓઢીને સૂનો હતો ને એણે સાડીના પાલવથી પાછું મોં લૂછ્યું ને મને એ ન ગમ્યું. મેં બેઠા થઈને પાણી પીધું, બે દિવસ પહેલાં દાંતથી કર-ડેલો નખ મેં ફરી કરડ્યો. મારો રોષ ન ઘટ્યો. ક્ષણાર્ધ માટે હું ભૂલી ગયો કે હું પોતે એક સમજુ માણસ છું. મને પાછી ચિંતા થઈ. અનાયાસ મારી દૃષ્ટિ બહાર ગઈ, વાદળાં હતાં. કાલની જેમ જો આજે માવઠું થશે તો ફિકર વધી પડશે. કમોસમી માવઠું આવે એ ઘઉંના પાકને નુકસાન પહોંચાડે. ફિકર કેવળ મારા એકલાની નથી, સમસ્તની છે. ખેડૂતનો પુત્ર છું એટલે મને આવી ચિંતા જલદી થાય છે. આ તો હું સમજુ માણસ છું; કોઈને કંઈ કહીએ તો એને બાપડાને ખોટું લાગે. એનું મન કોચવાય એટલે કહેતો નથી. અરે, પણ આ બાઈ કેટલું લાવી છે ? સાજુ નથી ભળતો કંઈ...આટલા બધા સાજુ શું કરવાના ? એ ઝાઝી સમય મૂંગી બેસી શકતી નથી; બહુ બોલકી છે. આ ત્રેવીસમી વખત આવી છે. એ ઊઠી, કાચના ગ્લાસ લઈને સાફ કરી-વીછળી પાણી ભરીને પાંજરા પર મૂક્યા. એના રિસ્ટવૉચમાં જોયું. એને થયું હશે હવે બધા ઊઠશે. બધા ઊઠે તો મિસ્ટર ૧૦ પણ ઊઠે. બહુ બોલકી ક્યારની ચૂપ બેસી રહી છે ! ગયા અઠવાડીએ

એમ ફલિત થતું નથી કે "self" ને કદાપિ જ્ઞાનનો વિષય ન બનાવી શકાય. હકીકતમાં "સ્વ" ને જ્ઞાનનો વિષય બનાવ્યા વગર તેને વિશે કોઈ વિધાન જ ન કરી શકાય. "An objective approach to the self does not force the philosopher in to distorting the self" એટલે "હું" વિશે વિચારીએ ત્યારે "હું"નો એક અંશ પાત્ર બની જાય છે એ સ્વીકારવું જ રહ્યું. આ સિવાય બીજી કઈ પદ્ધતિથી "હું" ને જ્ઞાન થાય તે કહી શકાતું નથી. ડેકાર્ટના ટીકાકારો કહે છે અંતર્જ્ઞાન (Intuition) થી પણ "self" ની જુદી જુદી અવસ્થાઓનું જ્ઞાન થાય છે, સમગ્ર "self" નું નહી.

મુક્તિ અને આત્મજ્ઞાનની સંકલના અસ્તિત્વવાદીઓએ યોગ્ય રીતે કરી છે. સાર્ત્રની જેમ બર્દ્યેફ સ્વાતંત્ર્યને સદૈવ સ્વયંસ્ફૂર્ત ગણે છે. કેનીથ ટી. ગોલહેગર[7] નિયતિવાદ સામે એવી દલીલ કરે છે કે "સ્વ" નું સંપૂર્ણ બૌદ્ધિક જ્ઞાન અશક્ય છે. ક્યારેય આપણા અનુભવમાં સમગ્ર "હું" (સ્વ) આવી શકે નહીં. પરિણામે જો માનવીનું સ્વાતંત્ર્ય ન સ્વીકારતા હો તો "હું" શબ્દનો કોઈ અર્થ નથી તેવું ફલિત થાય છે. મારી પળે પળ પલટાતી અવસ્થાઓમાં "હું" પ્રગટ થાઉં છું છતાં આ અવસ્થાઓનો સરવાળો જ તે મારું સમગ્ર વ્યક્તિત્વ તેવું કહી શકાય નહીં. એટલા માટે સાર્ત્રે ટીકા કરી કે માણસ અનેક રૂપે જગત સમક્ષ ઉપસ્થિત થાય છે. તેમાંથી કોઈ એક રૂપ એ જ તેનું સાચું મૂળ રૂપ છે તેમ કહી શકાય નહીં "તમારી જાત (self) નો સાક્ષાત્કાર કરો" "તમારી જાતને વફાદાર રહો" વગેરે વિધાનો અમુક મર્યાદિત અર્થમાં જ સ્વીકારાય કારણ કે કઈ "જાત" (self)ને વફાદાર રહેવું તે પ્રશ્ન ઉપસ્થિત થાય. "હું" બહુરૂપી ખ્યાલ છે એટલે તેનું તમામ જ્ઞાન વસ્તુમૂલક ન હોઈ શકે એમ કહેવામાં બર્દ્યેફ સાચા છે, પરંતુ 'self' નું કોઈ પણ પ્રકારનું વસ્તુનિષ્ઠ (objective) જ્ઞાન શક્ય નથી તેમ માનવાનાં બર્દ્યેફ સમક્ષ કોઈ તાર્કિક કારણો દેખાતાં નથી. બર્દ્યેફના ઈશ્વર અને મુક્તિ, ઈશ્વર અને અનિષ્ટની સમસ્યા વગેરે વિશે વિસ્તારથી સમીક્ષા કરવાનો અત્રે પ્રસંગ નથી પરંતુ જો શ્રદ્ધા એ જ સર્વોપરી હોય તો પછી શ્રધ્ધેય સત્યોને સ્થાપિત સત્યોની જેમ અન્ય પાસે સ્વીકારવાનું પ્રલોભન ટાળવું જોઈએ.

જો અસ્તિત્વવાદને તત્ત્વચિંતન તરીકે સ્વીકૃત બનાવવું હોય તો વસ્તુમૂલકતા અને સાર્વત્રિકતા માટેનો આગ્રહ છોડવો પડે. આધ્યાત્મિક તત્ત્વ તરીકે જ્ઞાતાનો સ્વીકાર કરીને પણ જો તે તાત્ત્વિક ફલિતાર્થો જુદા હોય તો કોઈક સ્વરૂપનું તાત્ત્વિક માળખું અનિવાર્ય છે. સાર્ત્ર અને હાઈડેગરને તેમ કરવું જ પડ્યું અને બર્દ્યેફે પણ ઘણી જ વ્યવસ્થિત રીતે પોતાની વિચારધારા વિકસાવી છે. 'ટેકનોલોજી'માંથી ફલિત થતી સભ્યતામાં વ્યક્તિવિશેષતા ગૂંગળાઈ જાય છે અને માણસને પોતાનો આત્મા ખોવાઈ ગયો છે તેવું લાગે તો તે અનુભૂતિનો અને સંવેદનશીલતાનો સવાલ છે. પરંતુ તાત્ત્વિક સત્યો જો એકબીજા સાથે ગૂંથાઈ ન જાય તો તેનું ચિંતન તત્ત્વજ્ઞાન કહી શકાય નહીં. સત્ય હમેશાં વ્યક્તિને જ પક્ષે છે, વ્યવસ્થા કે સમષ્ટિને પક્ષે નથી તેવું વિધાન એક અંગત પ્રત્યાઘાત તરીકે ગણવું કે તત્ત્વજ્ઞાનના આધાર-વિધાન તરીકે ગણવું તેની દ્વિધા અસ્તિત્વવાદના વાચકોને થયા કરે છે. આ જ કારણે કદાચ ઇંગ્લેન્ડ અને અમેરિકાના સમકાલીન તત્ત્વચિંતકો જેવા કે હેર, આયર, સ્ટ્રૉસન વોરનોક, ગીલબર્ટ રાઈલ વગેરે અસ્તિત્વવાદ પ્રત્યે શંકાથી જુએ છે. વેદ મહેતાને આપેલી વ્યક્તિગત મુલાકાતોમાં આ ચિંતકોએ આ જ વાત રજૂ કરેલી દેખાય છે.[8]

---

૭. તેમનો લેખ "On choosing to choose" જુઓ "Mind" Vol. LXXIII Octo. 1964 "The "I" resists conceptualization"

૮. વેદ મહેતાનું પુસ્તક "Fly and the fly Bottle" (૧૯૬૩) બહુ જ રસપ્રદ અહેવાલ રજૂ કરે છે.

# સગી

## રાવજી પટેલ

આજે પણ આ તો આવી ! સોનેરી સાડીમાં તે આકર્ષક લાગે છે. નં. ૧૦ મિ. શંકર હજી બપોરની ઊંઘમાં હતો. આગંતુકા ચૂપચાપ સ્ટૂલ પર બેઠી, સાડીના છેડાથી મોં લૂછ્યું. મને રોષ થઈ આવ્યો. સાડીના પાલવથી મોં લૂછતી પત્નીને મેં ૭ સાત વખત ધુતકારી કાઢી હતી – એ યાદ આવ્યું. પછી એણે થેલી ઉપાડી, અવાજ ન થાય એટલી કાળજીથી એ થેલીમાંથી દ્રાક્ષ, દાડમ, પપૈયું અને સંતરાં કાઢતી હતી. આખો વોર્ડ ઊંઘતો હતો. મને દિવસે તો ઠીક પણ રાત્રે પણ નિદ્રા નથી આવતી. આગંતુકા સોનેરી ઝાંયમાં આકર્ષક લાગતી હતી. આ બે મહિનામાં તે બાવીસમી વખત ખબર જોવા આવી. આજ તો મને મનમાં થતું જ હતું કે ઊંઘનું ઝોલું આવી જશે. કાલે મને ઊંઘ આવત પણ અકારણ ચિંતા ઊપડી આવેલી. મને વળી એમ પણ થયેલું કે નં. ૧૦ની પત્ની ( સાચી વાતની ખબર આજ સવારે પડી. એ બન્ને હજી પરણ્યાં નથી; પરણશે ) આવશે તો બેય જણ વાતોમાંથી ઊંચાં નહીં આવે, ને મને ઊંઘ નહીં આવે. આજે પાછું મને થયું કે– આ બેઠી છે તે આજ તો નહીં જ આવે; કેમકે હોળીના દિવસોમાં કદાચ એને ગાવું પડશે. આજે સદ્ભાગ્યે મને ઊંઘનું ઝોલું આવત. પણ દુર્ભાગ્યની વાત એ બની કે ગઈકાલે માવઠું થયું ને પરિણામે મને શરદી થઈ ગઈ. શરદીથી ગભરાઉં એવો નથી પણ પાછી મને એક ચિંતા થઈ– ચિંતા એ થઈ કે...જો પાછી, એણે ફરીથી પાલવથી મોં લૂછ્યું ! સ્ત્રીઓને અમુક તમુક કુટેવ તો જતી જ નથી, ગમે તેટલું લડો ને એણે થેલીમાંથી કોરા પોસ્ટકાર્ડની થોકડી કાઢીને, સાચવીને પાંજરા પર મૂકી. આટલાં બધાં પોસ્ટકાર્ડ શા માટે લાવી છે ? પત્રની વાત આવી ત્યારે મને પાછું સાંભર્યું. આજે સવારે નં. ૧૦ ચાનો ગ્લાસ સ્ટૂલ પર મૂકી પત્ર વાંચતો હતો. હું સમજુ માણસ છું એટલે કોઈની ટીકા નથી કરતો. પણ આમ ખુલ્લી ચા રાખીને આવોય વાંચવા મંડ્યો છે તે બરાબર નથી. બાજુવાળા દર્દીઓ ખાંસી ખાય છે, હવામાં અસંખ્ય જંતુઓ હોય છે, ટાઢો ચા ન પીવો જોઈએ. મારાથી તોય બોલ્યા વગર ન રહેવાયું.

'પહેલાં ચા પી લો. શંકર, પત્ર કંઈ ટાઢો નહીં થઈ જાય.'

નં. ૧૦ નો ચહેરો ત્યારે પ્રફુલ્લ હતો. એણે અનુત્તર સ્મિત કર્યું. પછી પ્યાલો મોંઢે બોટી લીધો. વાચન તો ચાલુ જ હતું. મને સાધારણ ચીઢ ચડી. આખો વોર્ડ શાંત હતો. દૂર એક કૂતરું કાન ટપટપાવતું હતું, પછી ટેશમાં આવી જઈને બે અઢી સેકન્ડ સુધી ભસ્યું. આગંતુકા ચપ કરતી ઊભી થઈ, કૂતરાને બોલ્યા વગર હાંક્યું. પાછી ધીમેથી સ્ટૂલ પર આવીને બેઠી, વોર્ડ આખોય બપોર ઓઢીને સૂતો હતો ને એણે સાડીના પાલવથી પાછું મોં લૂછ્યું ને મને એ ન ગમ્યું. મેં બેઠા થઈને પાણી પીધું, બે દિવસ પહેલાં દાંતથી કરડેલો નખ મેં ફરી કરડ્યો. મારો રોષ ન ઘટ્યો. ક્ષણાર્ધ માટે હું ભૂલી ગયો કે હું પોતે એક સમજુ માણસ છું. મને પાછી ચિંતા થઈ. અનાયાસ મારી દૃષ્ટિ બહાર ગઈ, વાદળાં હતાં. કાલની જેમ જો આજે માવઠું થશે તો ફિકર વધી પડશે. કમોસમી માવઠું આવે એ ઘઉંના પાકને નુકસાન પહોંચાડે. ફિકર કેવળ મારા એકલાની નથી, સમસ્તની છે. ખેડૂતનો પુત્ર છું એટલે મને આવી ચિંતા જલદી થાય છે. આ તો હું સમજુ માણસ છું; કોઈને કંઈ કહીએ તો એને બાપડાને ખોટું લાગે. એનું મન કોચવાય એટલે કહેતો નથી. અરે, પણ આ બાઈ કેટલું લાવી છે ? સાબુ નથી મળતો કંઈ...આટલા બધા સાબુ શું કરવાના ? એ ઝાઝો સમય મૂંગી બેસી શકતી નથી; બહુ બોલકી છે. આ ત્રેવીસમી વખત આવી છે. એ ઊઠી, કાચના ગ્લાસ લઈને સાફ કરી–વીછળી પાણી ભરીને પાંજરા પર મૂક્યા. એના રિસ્ટવૉચમાં જોયું. એને થયું હશે હવે બધા ઊઠશે. બધા ઊઠે તો મિસ્ટર ૧૦ પણ ઊઠે. બહુ બોલકી ક્યારની ચૂપ બેસી રહી છે ! ગયા અઠવાડીએ

આવી ત્યારે એણે મિસ્ટર ૧૦ને કહ્યું હતું.

'તમે ડૉક્ટરને કહેતા કેમ નથી કે રજા ક્યારે મળશે ?' એણે ધીમેશથી ગોદડા નીચેથી મેગેઝિન કાઢ્યું. નિદ્રસ્થ મિસ્ટરનું મેં જોયું. પાલવથી પરસેવો લુછયો. અને બેદરકારીથી પાનાં ફેરવવા માંડયાં. પાનાં ફેરવવાનો અવાજ મારા કાને સ્પષ્ટ આવતો હતો. જો હું ઊંઘી ગયો હોત તો મેગેઝિનનાં પાનાથી થતા અવાજથી અવશ્ય જાગી ગયો હોત. પણ મને ઊંઘ નથી આવતી. ગઈકાલે બિનજરૂરી માવઠું થયું ત્યારે રાત્રે ખૂબ ઠંડો પવન ફૂંકાયો હતો. મને એ વખતે એક સામાન્ય ચિંતા થઇ હતી. સંભવ છે કે કમોસમી માવઠાને કારણે કમોસમી હિમ પણ ઘડે; ને ઘઉંના પાકને હિમ તો ભારે વસમું. મને શરદી થઈ. મારા ખેતરમા દર વર્ષે આ ઋતુમાં ઘઉં વઢાતા એની રક્ષા માટે સતત માણસને રહેવું પડે. બાપુજી જરીયે નવરા નહી રહેતા હોય. આગંતુકાએ ખાલી થેલીથી મિસ્ટર ૧૦ના શરીર પર બેઠેલી માખીઓ ઉરાડી બાપુજી જરીયે નવરા નહીં રહેતા હોય. ખભે–ગળે ગોફણ પીંટાળીને બોર નીચે ઊભા ઊભા મારી ચિંતા કરતા હશે. એમના સમવયસ્ક મિત્રો જો ભેગા થયા હોય તો એવાય ઝાલ્યા ના રહે. ખેતરમાંય દોસ્તીને ચગાવે, પોંક પાડે, વોરાની દુકાનેથી ઝીણી સેવનું પડીકું ભાઈ દ્વારા મંગાવે; પોંક અને સેવનું મિશ્રણ તો ભાઈ ગજબ ! મિત્રો વચ્ચે જૂની નવી ઊકલે, વટ પડે. ત્યાર પછી; મૈત્રી કોનું નામ ? ઘઉંનો પોંક કાઢીને આપવા ઇચ્છતી હોય એમ મિ. ૧૦ની વાગ્દત્તાએ ટહુકો કર્યો :

'એય ! એય...'

મારું ધ્યાન ત્યાં જ ગયું રહ્યું. મને લાગ્યું હું ખૂબ માંદો પડતો જાઉં છું. હું ઊઠયો. પાંજરું ખોલ્યું. હાંફવું મને ગમતું હોય એમ બે મિનિટ સાંભળવા લાગ્યો. બામની શીશીમાંથી બધી જ ટીકડીઓ હથેલીમા કાઢી. ગણી...આઠ. પરમ દિવસે સાંજે મળેલી આ ઊંઘની ટીકડીઓ બિલકુલ અસર વગરની છે. મેં પાછું આગંતુકા સામે જોયું. ન જોયા જેવું જોયું. એ બહુ બોલકી છે.

'મને સારું ઊંઘ નથી આવતી.' એવું સમજુ માણસથી ન કહેવાય. એણે પરસેવો લૂછયો. આ વખતે મને ચીડને બદલે ગમ્યું. ઊંઘ લાવવા માટે છેવટે બધું ગમવું જોઈએ. એ ખરું કે માંદો માણસ સૂતો હોય તો એને જગાડવો ન જોઈએ. ત્યાં તો – ઘઉંના ખેતર પર પંખીઓનું એક બૃહદ્ વૃંદ ઝૂમી આવ્યું હોય એમ મિસ્ટર ૧૦ સફાળો બેઠો થઈ ગયો !

'ક્યારે આવી ?'

'ક્યારનીય'

'બેઠી રહી એમ ને એમ ? જગાડયો પણ નહીં ?'

હું તો મેગેઝિનના મુખપૃષ્ઠ જેવો અવાચક થઈ ગયો. પેલીને તો જીભ છે કે વંટોળે ચડેલાં પાંદડાં ? પીન ચડી. કનુભાઈથી માંડીને ઇચ્છાગૌરીની વાતો–સંભારણાં. આ પરણશે ત્યારે પણ આટલી જ વાતો કરશે ? સાવ મુગ્ધ છે આવોય

'દ્રાક્ષ માટે મારા ભાઈને ચાર ધક્કા ખવડાવ્યા. ન મળી. મોટી બહેન પણ બઝારમાં ધક્કો ખાઈ આવી. છેવટે હું આવતી વખતે ભાવનગર ઊતરી પડી. ત્યાં સરસ દ્રાક્ષ મળે છે. સોનેરી છે એટલે બી વગરની છે. નર્યો રસ જ.'

'શું કરવા લાવી ? મેં તો અમસ્તું જ લખ્યું હતું.'

'તમે અમસ્તું લખ્યું'તું તો હું અમસ્તી જ લેતી આવી.' ભારે બોલકી ! સામાન્ય દ્રાક્ષ વિશે આવી વ્યર્થ વાતો કરવાની શી વળી ? મેં પંદર દિવસ પર વોર્ડબોય પાસે દ્રાક્ષ મંગાવી હતી. બીજે દિવસે દ્રાક્ષ તો ન લાવી શકયો બિચારો; પણ દોઢ રૂપિયા માટે કગરી પડ્યો. આખા સોનગઢમાં ક્યાયે દ્રાક્ષ નથી. દ્રાક્ષ શોધવામાં માણસને ખૂબ મુસ્કેલી પડી હતી. બિચારાની વહુને વિપત આવવાની હતી. એને પિયર વળાવવા આમ તો બાર રૂપિયા જોઈએ પણ દોઢથી શરૂઆત થાય તો બાર પૂરા થાય એમ એની પવિત્ર આકાંક્ષા હતી. દ્રાક્ષ ન ખાવાથી લોહી થતું અટકી નહીં જાય અને એ એવી છટાથી કગરી પડ્યો કે દ્રાક્ષ લાવ્યો હોત તો વધારે ખાટી લાગત. માનવકલ્યાણ અર્થે સમજુ મનુષ્યની લક્ષ્મી વપરાય એમાં જ સોનેરી દ્રાક્ષનો સાચો સ્વાદ સમાયેલો છે એવું એના દલિત ચહેરા પરથી મને લાગ્યું. એના ગયા પછી છત પર દ્રાક્ષનો માંડવો રચાયો હતો એ મારે નોંધવું જોઈએ. માનવ સ્વભાવ સ્વાદીલો હોય એવું સમજીને હું પડ્યો રહેલો.

'તમે કાગળમાં લખેલું કે–' ને મારું ચિત્ત દ્રાક્ષની લૂમ જેવી વાતચીત તરફ જતું રહ્યું. નં. ૧૦ 'હંઅ

બોલ' કહીને હસ્યો.

'તારે કંઈ ઘરેણું ખરીદવું હોય તો હું આપુળને લખું'. આ વાંચીને મારું મન ભરાઈ આવેલું. મને રડતી જોઈને પપ્પાએ પૂછેલું: કેમ રડે છે? એના કંઈ ખરાબ સમાચાર તો નથી? ત્યારે મેં મૂર્ખીએ કહી દીધું કે—' મિ. ૧૦ ખડખડ હસી પડ્યો. 'જાવ, નથી કહેવાની.'

'શું કહ્યું'તું તે? તું ગાંડી છે; વડીલોને આપણી વાતો ન કહેવાય.'

'તો તમે કેમ લખ્યું? પપ્પાએ પણ તમારી મશ્કરી કરી.'

'શું બોલ્યા'તા?' કાનથી જ માત્ર નહીં, આંખોથી, અંગોથી એને સાંભળવા (તે) ઉત્સુક થયો.

'મોઢું ધોઈ આવો પહેલાં.' એ દાડમ કાઢતાં બોલી. 'પરણ્યા પહેલાં મને ઘરેણાં પહેરાવવાં છે, બહુ ઉતાવળા. પછી જાણે આપવાના જ નહીં હોય.'

હું ખૂબ ચિંતિત છું. દર્દીઓને વારંવાર કસમયે મળવા આવતાં એમનાં સગાંસંબંધીઓને મળવા માટેનો કોઈ ચોક્કસ સમય રાખવો જોઈએ. આવી ગોષ્ઠિથી દર્દીને ઊંઘ ન આવે. માનસશાસ્ત્રને લગતો આ પ્રશ્ન છે. આવા અજ્ઞાની વાલેસરીઓને એમાં સમજ ન પડે. મિ. ૧૦ એને જોઈને હસતો હતો, સ્પુટમના પાત્રમાં જ કોગળા કરી લીધા. ધિસ ઇઝ વેરી બેડ. મોં ધોવાની આ સભ્ય રીત ન કહેવાય.

'આપણે ત્યાં વરસાદ પડ્યો હતો કે?' નંબર ૧૦ ના આ પ્રશ્નથી મારાથી બારીમાં જોવાઈ ગયું આકાશ ચોખ્ખુંચટ હતું. મેં કલ્પનાદૃષ્ટિથી દીઠું કે અમરગઢનું આકાશ ભલે ચોખ્ખુંચટ હોય પણ મારા ગામનું આકાશ વાદળોથી છવાયેલું હશે. બસ આ જ ચિંતા સમગ્ર દુઃખી માનવને જળોની જેમ વળગેલી છે. મારા ગામમાં મારાં પ્રિયજનો કમોસમી વાદળોને જોઈને વ્યાકુલ થઈ ગયાં હશે. ઓચિંતા ચાર પાંચ કાળોતરા નાગ બારણા વચ્ચે ફેણ માંડના ડોલતા હોય એવું મારી દુઃખી પત્નીને લાગતું હશે. આંખમાંથી પટ પટ પટ દ્રાક્ષના નાના નાના દાણા ખરતા હશે. મા ઘરમાંથી બહાર આવતીક આકાશ ભણી સચિંત નેત્રો માંડતી બબડતી હશે – ઘઉં કાપવાના છે ને આ માવઠું પડું પડું થાય છે નખોદિયું!—અને પાછી ઘરમાં આવીને એની વહુ ભણી જોઈને ફરી બબડશે; અલબત મનમાં: શું કરીએ બેટા, ઘઉં ઊભ્યા છે જ માવઠાં નીચે ને તું એની ચિંતા ન કરતી. એની તબિયત—આ બધું અઢી મિનિટ લગી મારી ક્ષયગ્રસ્ત આંખમાં એકત્ર થાય છે અને પછીની ક્ષણોમાં તે થર્મોમીટર, સોડિયમ પાસ, સ્ટ્રેપ્ટોમાઈસીન, અને પ્રોલાઈપો બની જાય છે. વધે છે તે બેત્રણ માખી થઈને વારંવાર સજલ ચહેરા (નેત્ર) પર બણબણે છે. મનમાં મુઠ્ઠી વાળીને મેં ધક્કો માર્યો. ઘેર માવઠું થયું જ નહીં હોય. થયું હોય તો અવશ્ય પત્ર આવે. ઘઉંને નુકસાન થાય ને બાપને ચિંતા ન થાય એવું બને જ નહીં. મને આધ્યાત્મિક ઊભરો આવ્યો એનું કારણ આગંતુકા શ્રી કૃષ્ણનો ફોટો લાવી છે તે છે.

મેં થોડી ક્ષણો આંખો વાસી દીધી. અર્જુનને કુરુક્ષેત્રની ભૂમિ પર ઉપદેશ આપતા મહાત્મા કૃષ્ણનો એક શ્લોક રટવા લાગ્યો:

विहाय कामान्यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

હું નાનો હતો ત્યારથી જ અહંકારી મટી ગયો છું, એટલે એ દોષથી જન્મતી થોડીક અશાંતિ તો નથી થતી. પણ બીજા ચરિતર સ્વાદિષ્ટ ફળની છાલ જેવાં છૂટાં ન પડે એવાં છે. હે મારા કૃષ્ણ પરમાત્મા, આ સેનેટોરિયમમાં સોનેરી વસ્ત્રો તું ફરકાવે છે તે દયા કરીને પાછાં સંકેલી લે. પ્રાર્થના પૂરી કરીને આંખો ખોલું છું તો સાંભળું છું:

'પરમ દિવસે – રાત્રે ઊંઘમાંથી લાગલી ઝબકી ગઈ હતી.'

આ સ્ત્રીએ નિર્મોહી થવું જોઈએ. ત્યાં સુધી એને શાંતિ પ્રાપ્ત નહીં જ થાય. એ દાડમ છૂટું કરવામાં મગ્ન થઈ ગઈ. થોડીવાર નથી બોલતી એ જાણે અણગમો થતો હોય એવું મને લાગ્યું. મારી પત્ની આવી રીતે કામમાં મગ્ન નથી થતી. એ અત્યારે કદાચ મારા નાના ભાઈ સાથે ખેતર સાચવવા ગઈ હશે. બેય દિયર-ભોજાઈ ગમ્મત કરતાં હશે. મારો નાનો ભાઈ એને ઉખાણાં પૂછતો હશે. એક ઉખાણું મને લગતું થઈ જશે ને કદાચ એથી વ્યાકુલ થઈને તેણે બોરડીની ડાળ પર બેઠેલો પોપટ બતાવ્યો હશે. ઘણી વખત દુઃખી માણસો ન જોવા જેવું જોતાં હોય છે. બીજાની વાત

જવા દઉં; મારી જ વાત કરું. બધા દર્દીઓ બગીચામાં બેઠા હતા, સૌએ ઘરની વાત કરતાં કરતાં વેપારની વાતે ચડીને રોગની વાત કરેલી હતી ત્યારે મેં રામફળી નીચે પડેલું પોસ્ટકાર્ડ સૌને બતાવેલું. આ પોસ્ટકાર્ડ આવી રીતે રામફળી નીચે ઝાંખરામાં પડ્યું છે તે કોનું હશે વારુ? પછી તો અમે ખૂબ હસેલા ખૂબ. મને તો પેટમાં સણકો પણ ઊપડેલો ને મેં પત્ર વાંચેલો. માત્ર બે જ વાતો ફેરવી ફેરવીને લખેલી. ચિંતા કરશો નહીં અને કાગળ લખશો. મારી નજર નંબર ૧૦ ભણી ગઈ. એ કંઈ હવે બાઓ નથી તે જાતે નખ ન કાપી શકે! કેટલીક સ્ત્રીઓ એવી પણ હોય છે કે લેંઘાનો ચીરો સાંધતાંય 'એને' ચીડ ચડે. નખ કાપતાં કાપતાં પણ એની જીભ ચાલ્યા કરે છે.

'તમારા હાથમાં હવે રતાશ આવી ગઈ છે.' મેં નહોતી ઇચ્છા તોય મારા હાથ જોઈ નાખ્યા. 'બિલકુલ મારા હાથ જેવી જ રતાશ! તમે હસો નહીં તો એક વાત કહું!' મારા કાન સરવા થઈ ગયા. આ બે જણ જાણે ઘઉંના ખેતર વચ્ચે લપાઈને બેઠાં છે.'

'કહો'

'મેં બાધા માની છે.'

પેલો ખડખડ હસી પડ્યો. મને ચીડ ચડી. આ સ્ત્રી સાવ ઑર્થોડૉક્સ છે. દેખાવે મૉડર્ન લાગે છે. એના મોંમાંનો 'બાધા' શબ્દ ઘઉંના ખેતર વચ્ચે (ન હોય તેવા) બાવળિયા જેવો લાગે છે.

'કોની બાધા રાખી છે?'

'દાવલશા પીરની.'

'પીરની?' ફરી પાછો મૂર્ખો હસી પડ્યો. મને સમજાતું નથી આમાં હસવાનું ક્યાં—શું આવ્યું! મારા માસ્તર સાહેબની માએ અંબાજીની બાધા રાખી ત્યારે એવાય થોડું થોડું હસ્યા હતા, પછી કહેતા હતા—મા, મને તો ચાર દિવસથી મટી ગયું, તું બાધા રાખે તે પહેલાં.

'તમને તદ્દન સારું ન થાય ત્યાં લગી હું ઘી નહીં ખાઉં. સાજા થશો ત્યારે પીરના સ્થાનકે લાડવા જમાડીશ.'

મને પેલી વાત સાંભરી. ऋणम् कृत्वा घृतम् पीबेत्। સ્વાસ્થ્ય ટકાવવા માટે ઘી તો જરૂરી છે. હાઉએવર ધિસ લેડી ઇઝ ઑર્થોડૉક્સ. શી હેઝ નો કૉમન સેન્સ.

એ ચપ્પુ ધોવા ગઈ. એટલા અવકાશમાં મિ. ૧૦ મારી સાથે વાતે વળગ્યો.

'એની જાત ખૂબ લાગણીશીલ. મેં એને અમસ્તું જ લખ્યું હતું ને એ કષ્ટ વેઠીને પણ દ્રાક્ષ લેતી આવી.' શિષ્ટતા ખાતર મારે બોલવું પડ્યું:

'તમે ભાઈ સદ્ભાગી છો.'

નજીક આવતાં આ સાંભળી ગઈ. તરત જ બોલી:

'અને હું શું દુર્ભાગી છું?' નં. ૧૦ ને ઉદ્દેશીને કહ્યું 'તમને એકલાને સદ્ભાગી કહ્યું ને મને તો એમણે કહ્યું જ નહીં, હજી કુંવારી છું એટલે?' તે હસતાં મને પૂછી બેઠી:

'તમે પરણેલા છો કે કુંવારા?'

આવી રીતે સીધો જ પ્રશ્ન કરવામાં મને તે ગ્રામ્ય લાગી. તોય મેં જો એને ઉત્તર આપ્યો તો મારે અસલ નહોતું બોલવું જોઈતું. સભ્ય થઈને પૃચ્છકને બતાવું એમાં વિવેક ન ગણાય. એ એની આદત અને પ્રીતિને લીધી વારંવાર મળવા આવે એનો મારા ચિત્તમાં અંશ-માત્ર પ્રતિભાવ ન પડવો જોઈએ. આશરે સવા મિનિટ આ જાતતપાસ ચાલી. મહાન પુરુષની જેમ મેં નિર્દોષ સ્મિત કર્યું. ગૌતમે ફોટામાં પલાંઠી વાળ્યો છે એમ પલંગમાં બેઠો. સાચી વાત ઉચ્ચારવા મારી જીભ કેમે કરી તત્પર ન થઈ એનો વિષાદ ચહેરા પર આવ્યો હોય એવું ચિત્તમાં થયું. જ્ઞાની માણસ જો બ્રહ્મની સ્થિતિ પામે તો તેને કદાપિ ઉદ્વેગ નથી થતો એવું વિચારી પ્રયાસ મોકૂફ રાખ્યો. મોકૂફ ન રાખત પણ પેલી સ્ત્રીએ દાડમના દાણા ખાવાનો મને આગ્રહ કર્યો. જેટલી ત્વરાથી હથેળીમાં દાણા પડ્યા એથી બલ્કે એથી ય બમણી ત્વરાથી ચિત્તમાં સંમોહ થયો. શ્રી કૃષ્ણે અર્જુનને કહેલું એથી ઊલટું થયું. સંમોહથી સ્મૃતિ-નાશ થવાને બદલે સ્મૃતિના દાણાથી ચિત્ત છલકાઈ ગયું. મને ચિંતા થઈ એમ મારે કહેવું જોઈએ. ગર્ભકાળના માવઠાથી મારા ઘઉં પર માઠી અસર થઈ હશે. મને પત્ર લખવાનું પણ તેઓ વીસરી ગયાં હશે. મને લગતું ઉખાણું બાંધેલું ને બાંધેલું જ જીભ પર રહી ગયું હશે.

'લો દ્રાક્ષ પણ ચાખો.' ઘરવાળાંએ કાળજીથી ઊભા ઘઉંને કાપી કાપી બચાવી લીધા હોય એવી શાંતિ થઈ. મને એ જ ક્ષણે મારી ભૂલ સુધારવાનું મન થયું પણ કેમે કરી જીભ ન ઊપડી.

'તમે કદી બોલતા નથી, આજે બોલ્યા એ સારું થયું. ઓછું બોલે તે સારું જ બોલતા હોય છે. દ્રાક્ષ મેં સાફ કરી છે.' હું દાડમ–દ્રાક્ષ ખાવા લાગ્યો. મને દૂરનો એક પસ્તાવો થયો. નજીવી બાબતમાં પત્નીને મેં ધુતકારી કાઢી હતી. દ્રાક્ષ–દાડમ ખાતાં ખાતાં મને શુંયં થઈ ગયું કે હું થોડોક લવારો કરી ગયો.

'મેં આ રીતે કદી દ્રાક્ષ નથી ખાધી. આવી રીતે દાડમમાં લાગણી મને પહેલાં નહોતી મળી. પહેલાં હું ખૂબ દુઃખી હતો, આ રોગથી મને આ ક્ષણે લેશમાત્ર દુઃખ નથી થતું કેમકે દ્રાક્ષના દાણામાં તમે મને સુખ થાય એવું ઔષધ આપ્યું છે.'

બારીમાંથી ઠંડો પવન આવતો હતો એ પવન મારા ગામની દિશામાંથી આવે છે, બનવા જોગ છે કે મારા બાપુજી બધાંની સાથે બેઠા હોય. ઉંબરની પેલી તરફ લાજ કાઢીને ચિંતનિની બેઠી બેઠી આગંતુક સમયની કાળજી લેવાની મનોમન પ્રતિજ્ઞા લેતી હશે બીની આંખોમાંથી માવઠું હજી ખરયું જ નહીં હોય. અરે, આ શું ? આ કેમ આમ ઊભી ઊભી ચૂપચાપ, પાલવનો છેડો મોં તરફ લઈને—શું થયું આ બિચારીને ? મિ. ૧૦ને બોલવાનું લગીરે ભાન નથી. નજીવી બાબતમાં પત્નીને ધુતકારી કાઢવાનો ભાવ બહુ વહેલો આને થયો હશે. આ તો હજુય પાલવના છેડાથી આંખો લૂછે છે! મિ. દશે એને કશુંક ચિંતાસ્પદ કહી નાખ્યું હશે. એ વાચાળ કદી રડવાની જ નહોતી, તે અત્યારે મચ્છરદાનીનો સળિયો પકડી ઊંચું- પણ જોતી નથી. ને વોર્ડના જંગલી માથા-મારુઓ પૂછાપૂછ કરવાની તૈયારીમાં લાગી ગયા છે. ઠંડો પવન વાતો હોય ત્યારે સૌએ ઓઢીને સૂઈ જવું જોઈએ. બધાને આમ કુતૂહલ ન થવું જોઈએ. જો આ ઘરમાં ઉંબરાની પેલી તરફ એકલી એકલી આંસુ સારતી હોત તો બારસાખ પર ચડતી કીડી પણ ન જાણી શકત.

'અલ્યા ભાઈ, તમે આને સમજાવો ને, પાંસળીનું ઓપરેશન કંઈ ગંભીર નથી હોતું. આટલી સમજુ થઈને આ–'

મેં પાંસળીના ઓપરેશનની સરિયામ સફળતા ઉપર પંદર મિનિટનું માવઠું ઠલવ્યું. હું સાક્ષાત્ શ્રી પરમ નરમ પરમાત્મા જ હોઉં એમ તેણે મારા ચહેરાને જોયો. સંતુષ્ટ થતી હોય એમ સ્ટૂલ પર બેઠી. એને એમ હશે– જે બોલતો નથી તે બોલે તે સારું જ બોલે. ને હું સારું બોલ્યો હતો એમાં શંકા નથી. ગૌતમની છટાથી વાળેલો પલાંઠો ખોલી નાખ્યો અને હું મિ. ૧૦ ના પલંગ પાસે ગયો. સંકોચ વગર હાથ લંબાવતાં કહ્યું :

'મને દ્રાક્ષ આપો ' એ દ્રાક્ષ આપતી હતી ત્યારે મારાથી બોલાઈ ગયું.

'તમે સાચે જ સદ્ભાગી છો '

એ હસી પડી.

"જ્ઞાનદ્વારા સમસ્ત જગતમાં પોતાના મનને વ્યાપ્ત કરવું, કર્મદ્વારા સમસ્ત જગતમાં પોતાની શક્તિને વ્યાપ્ત કરવી, અને સૌંદર્યબોધ દ્વારા સમસ્ત જગતમાં આપણા આનંદને વ્યાપ્ત કરવો એ જ મનુષ્યત્વનું લક્ષ્ય છે."

રવિન્દ્રનાથ ટાગોર

# મારી દુનિયા (૨૦)

## સ્નેહરશ્મિ

સુરતથી અમદાવાદ બાજુએ મુસાફરી કરવાની મારે માટે આ પહેલી તક હતી. અત્યાર સુધીની મારી દુનિયા એ સુરત અને મુંબઈ વચ્ચે સીમિત થતી હતી. અંકલેશ્વર સુધી મને ખાસ નવીનતા લાગી નહીં પણ અંકલેશ્વર છોડી ગાડી આગળ વધી અને નર્મદાની ખીણમાં પ્રવેશી ત્યારે મેં કોઈ અપૂર્વ સંવેદના અનુભવી. મુંબઈ જતાં આવતી વૈતરણી નદી, વસઈની ખાડી અને તાપીનો કિનારો એ સૌની પ્રકૃતિશ્રી આપણા ચિત્તને આકર્ષે એવી હોવા છતાં નર્મદાએ એનું સ્વરૂપ જે રીતે બતાવ્યું તે મારે માટે જીવનના એક અવિસ્મરણીય અનુભવરૂપ બની ગયું. ચીખલીની મારી કાવેરી કે તાપીનો નામોલ્લેખ માત્ર મારા હૈયામાં આનંદની લહરો પ્રેરવા પૂરતો હતો. પણ નર્મદાએ તો કોઈ અપૂર્વ રીતે મારા ચિત્તને કબજે કરી લીધું. જાણે માતાની પણ માતા હોય અને તે સાથે મહારાજ્ઞીના ગૌરવના આભામંડળથી એ સદાયે અંકિત હોય એવી મને નર્મદા લાગી. અને સાચે જ હું ભરૂચ રહ્યો તે બધો વખત માતા મહીનો ખોળો ખૂંદતા શિશુની જેમ હું રેવામય બની ગયો.

ભરૂચ સ્ટેશને શ્રી ભટ્ટાચાર્ય મને લેવા આવ્યા હતા. તે મને એમને ઘેર લઈ ગયા. રણછોડજીનો ઢોળાવ કે એવા નામવાળી કોઈ જગાએ એમનુ મકાન હતું. ત્યાં પહોંચતાં ભરૂચના રસ્તાઓ, મકાનો વગેરેમાં મને ઘણું નવીન લાગ્યું. પથ્થરથી ચણી લીધેલા આવા રસ્તા આ પહેલાં મેં જોયા ન હતા. વળી આવા ચડઊતર થતા ઢાળ ઉપર બંધાયેલાં મકાનો પણ મારે માટે નવીનતાભર્યાં હતાં. રેવાને તટે પાઘડીપને વિસ્તરતું ભરૂચ મને ન તો શહેર જેવું લાગ્યું, ન ગામડા જેવું. પણ નવાઈની વાત એ છે કે મને એ અજાણ્યા જેવું પણ લાગ્યું નહીં. સુરતી બોલીને મળતી આવે એવી ત્યાંની બોલી ઉપરાંત સુરત સાથેનું બીજું ઘણું સામ્ય ત્યાં જણાતું હતું. એના ટાંગા સુરતથી કંઈક જુદી જાતના અને પાછળથી મેં જોયું તેમ વડોદરાના ટાંગાને વધું મળતા આવતા હતા. મુંબઈમાં પણ એ જમાનામાં મોટરો પ્રમાણમાં ઘણી ઓછી હતી. એટલે ભરૂચમાં તો એનો અપવાદ જ હતો. વાહન તરીકે ઘોડાગાડી ઉપરાંત બળદગાડાં પણ વપરાતાં અને ભાર માટેનાં અહીંનાં ગાડાં અમારી ગાલ્લી કરતાં જુદી જ ઢબનાં હતાં એ ભરૂચમાં પ્રવેશતાં જ મેં જોયું. ગાડા માટે વપરાતો ડમણિયું શબ્દ પણ મારે માટે નવો હતો. એ વખતે ભરૂચમાં પાણીના નળ નહીં હોય; હોય તો બહુ જ ઓછા હશે એવો મારો ખ્યાલ છે, કારણ કે શ્રી ભટ્ટાચાર્યને ત્યાં પાણીના નળ ન હતા અને હું જે બોર્ડિંગમાં રહેવા ગયો તેમાં પણ તેનો અભાવ હતો વળી કૂવાઓ ઉપર પનિહારીઓની સતત ભીડ નજરે પડતી અને કૂવાઓ ઊંડા હોવા ઉપરાંત પાણી ભરતાં કપરા ઢાળ ચઢવા ઊતરવાના હોઈ પાણી ઘણું મોંઘુ પડતું. અનેક લોકો નદીએ નહાતા ને કપડાં ધોતા. તેમાં નદી માટેના આકર્ષણ ઉપરાંત આ આર્થિક કારણ પણ હોવાનો સંભવ હશે એવું તે વખતે મારું અનુમાન હતું.

બીજે દિવસે શ્રી ભટ્ટાચાર્ય મને 'ન્યુ ઇંગ્લિશ સ્કૂલ'માં લઈ ગયા. શ્રી. છોટુભાઈ પુરાણી એ સંસ્થાના સ્થાપક આચાર્ય. આ પહેલાં કોઈક કોલેજમાં એ અધ્યાપક તરીકે હતા. પ્રચલિત શિક્ષણ પ્રથામાં બને તેટલાં સારાં તત્ત્વો દાખલ કરવાની ઝંખનાથી એ જમાનામાં અત્યંત ગૌરવપ્રદ લેખાય એવું કોલેજના અધ્યાપકનું પદ છોડી એમણે અલ્પ વેતને શાળામાં અધ્યાપક તરીકેનું જીવન પસંદ કર્યું. શ્રી નાનાભાઈ ભટ્ટે પણ આવું જ કર્યું હતું એ માહિતી મને થોડાક વખત બાદ મળી અને ત્યારે એ જમાનામાં આપણા સંવેદનશીલ અધ્યાપકોના મનમાં પ્રચલિત શિક્ષણપ્રથાને લીધે કેવી બેચેની હશે તેનો મને ખ્યાલ આવ્યો. શ્રી છોટુભાઈને મળતાં પહેલાં જ શ્રી ભટ્ટાચાર્ય પાસેથી તેમના ત્યાગપ્રધાન જીવનની થોડીક માહિતી મળી હતી એનાથી હું અત્યંત પ્રભાવિત થયો હતો અને એથી, એમને જ્યારે મળવાનું થયું ત્યારે હું જાણે કોઈક વિભૂતિના સાન્નિધ્યમાં જતો હોઉં એવી મારા મનની

સ્થિતિ બની. અને સાથે જ પ્રથમ દર્શને જ મુ. છોટુભાઈએ મારા મન ઉપર કબજો જમાવી લીધો. શ્રી ભટ્ટાચાર્ય મને મિત્ર જેવા લાગતા હતા. જ્યારે છોટુભાઈ મને પિતાતુલ્ય લાગ્યા. એમનો સાદો પહેરવેશ, ભરૂચી ઢબની પાઘડી, બંધકોલરનો લોંગકોટ, બ્રાહ્મણોની જેમ ચાર પાટલીએ પહેરેલું ધોતિયું; એમનો સ્નિગ્ધ, નિખાલસ, ગૌરવભર્યો અવાજ, એમના સ્વભાવનું માર્દવ અને એમના વર્તનમાંથી નીતરતી અન્ય માટેની સહાનુભૂતિ, મૈત્રી અને કરુણા – એ સૌની પ્રથમ પરિચયે જ મારા મન ઉપર ઊંડી છાપ પડી. ટ્યુટોરિયલ હાઈસ્કૂલ અને આ શાળા વચ્ચે રહેલું મોટું અંતર પણ તરત જ મારા ધ્યાનમાં આવ્યું અને આ નવા વાતાવરણમાં પૂરી આત્મીયતાની ઉષ્માના અનુભવ સાથે મેં ઉમળકાભેર પ્રવેશ કર્યો.

શ્રી ભટ્ટાચાર્ય સાથે એક-બે દિવસ રહી હું ભરૂચની પાટીદાર બોર્ડિંગમાં દાખલ થયો. બોર્ડિંગમાં રહેવાનો આ મારો પ્રથમ અનુભવ. કોઈક ધરમશાળામાં ઊતર્યા હોઈએ એવો ત્યાંનો દેખાવ હતો. ખાટલા, ટેબલ, ખુરશી કબાટ વગેરે કશું જ ત્યાં ન હતું; એક મોટો ઓરડો અને તેમાં પાસપાસે પડેલા બિસ્તરાઓ. વિદ્યાર્થીઓ એ બિસ્તરા પર બેસીને અથવા તો એને અઢેલીને વાંચે લખે. વીજળી કે ગૅસના દીવા આવ્યા ન હોઈ હરિકેન લૅન્ટર્નનો ઉપયોગ થતો. એ બોર્ડિંગમાં મારાથી લાંબો વખત રહી નહીં શકાય એવું હું દાખલ થયો તે જ દિવસે મને લાગ્યું. મારી આ સૂગ રસોઈ કરતા મહારાજને જોતાં વધી. તેના પીળા દાંત, રોટલી વણતી વખત એના મોઢામાં રહેલી બીડી, એમાંથી પડતી રાખ અને અટામણ તરીકે એનો અકસ્માત્ થઈ જતો ઉપયોગ—આ બધું એવું ધૃણાજનક હતું કે ચારપાંચ દિવસ બોર્ડિંગમાં રહી મુંબઈની દાદર જેવી મારી કોઈ ઓરડીની શોધમાં હું નીકળી પડ્યો.

આવી ઓરડી મેળવવામાં મને કોઈ મુશ્કેલી પડી નહીં. નગરશેઠના વંડામાં મને એક નાનકડી રૂમ મળી ગઈ. ભાડું મને યાદ છે ત્યાં સુધી મહિને ચાર રૂપિયા હતું. પાણી વગેરે માટે જુદો ખર્ચ કરવાનો હતો. જમવા માટે એક વીશીમાં ગોઠવણ કરી પણ એ લાંબું ચાલ્યું નહીં. મારા એક સહાધ્યાયીએ રણછોડજીના મંદિરના પૂજારી સાથે મારી ઓળખાણ કરાવી અને એના તરફથી મળેલી ભોજનની યોજના મને અનુકૂળ પડી. મારા આ નવા રહેઠાણમાં થોડાક દિવસમાં મારી સાથે ભણતો પુરુષોત્તમ ઠાકર નામનો બીજો સાથી મળી ગયો. ખંભાત પાસેના કોઈ એક ગામમાંથી એ આવ્યો હતો. દેખાવ ગામડિયા જેવો, માથે બાબરી નહીં. સામાન્ય રીતે એ વાળ વધવા દેતો નહીં. પહેરવેશમાં પણ ઘણી સાદાઈ, બુદ્ધિ તીક્ષ્ણ. સ્વભાવમાં કેટલીક વિચિત્રતાઓ. વાતચીતમાં અંગ્રેજી એક પણ શબ્દ આવે નહીં એ માટેનો આગ્રહ. વર્ગમાં અંગ્રેજીમાં જે ઉત્તરો આપવા પડે તે વખતે અંગ્રેજીનો ન છૂટકે ઉપયોગ કરવો પડતો હોય એવું એનું વલણ. નવાઈ જેવી વાત તો એ હતી કે કોઈ અંગ્રેજી પુસ્તક એ વાંચતો હોય ત્યારે જાણે એ પુસ્તક ગુજરાતીમાં લખાયું હોય એવી રીતે એનું ભાષાંતર કરી એ વાંચતો. આ કૌશલ્ય એણે કઈ રીતે પ્રાપ્ત કર્યું હતું તેનો મારે મન મોટો કોયડો હતો. જે વલણ એણે અંગ્રેજી માટે કેળવ્યું હતું તેવું જ અંગ્રેજ અમલ માટે પણ હતું. પણ આશ્ચર્ય એ હતું કે એને સરકારી નોકર થવું હતું અને તે પણ પોલિસ ખાતામાં! એણે એ માટેની પૂર્વતૈયારી લાંબા વખતથી કરવા માંડી હતી. પોલિસ ખાતામાં જવા પાછળની એની નેમ પણ નવાઈભરી હતી. તેમાં દાખલ થઈ અંદરથી કાર્ય કરીને ફોડી સરકાર સામે વિદ્રોહનું વાતાવરણ જમાવવાની તેની ઝંખના હતી. મને આ બધું વિચિત્ર જ નહીં, પણ ઘેલછાભર્યું લાગતું, પણ એની સાથે જ્યારે હું વાત કરતો ત્યારે મને તે મારા કરતાં ઘણો સમજુ, ઠરેલ અને ડાહ્યો લાગતો. અમારા સ્વભાવમાં આમ ઉત્તર દક્ષિણ ધ્રુવ જેવું અન્તર હોવા છતાં અમારી વચ્ચે જોતજોતામાં ઊંડી આત્મીયતાની ભૂમિકા સર્જાઈ ને મેં એનામાંથી ઘણી પ્રેરણા મેળવી.

નગરશેઠના વંડામાં રહેવા આવ્યા પછી ખાવા અંગેના પ્રયોગો પણ શરૂ થયા. રણછોડજીના મંદિરમાં મને ખાવાનું ઘણું સરસ મળતું પણ મારો એક સહાધ્યાયી દૂધ પર રહેવાનો પ્રયોગ કરતો હતો તેણે મને એ પ્રયોગ તરફ આકર્ષ્યો. રોજના આપણા ખાનપાનમાં કોઈ ફેરફાર કરવાનું આ પહેલાં મને મળ્યું ન હતું. અગિયારશ, શિવરાત્રી, જન્માષ્ટમી જેવા તહેવારો પર ઘરનાં બધાં ફળાહાર કરતાં તેમાં મારો હિસ્સો રાખી દાળભાત હું જતાં કરતો નહિ; આથી એકલા દૂધ પર રહેવાનો વિચાર મારે માટે ક્રાન્તિકારી હતો. આવો કોઈ પ્રયોગ આ

પહેલાં મેં કર્યા ન હતા ને ભરૂચ હું આવ્યો તેના બે મહિનામાં લોકમાન્ય ટિળકના અવસાનનો પ્રસંગ આવતાં એ દિવસે સ્વેચ્છાથી મેં ઉપવાસ કરવાનું નક્કી કર્યું તે મારે માટે ઉપવાસનો પહેલો પ્રસંગ હતો. લો. ટિળક અમારે મન મહાન વિભૂતિ જેવા હતા. એમના અવસાનનો આઘાત અસહ્ય હતો અને એથી ઉપવાસ કરવાનું મન થાય એ સહજ હતું, પરંતુ બપોરના બે વાગ્યા પછી ભૂખે જે આક્રમણ કર્યું તેણે મને મારી પામરતાનું જ દર્શન કરાવ્યું. હું કહી શકતો નથી કે ડાહ્યર જો મારી સાથે ન હોત તો નક્કી કર્યા પ્રમાણે એ ઉપવાસમાં હું પાર પડી શક્યો હોત કે કેમ, પણ સદ્‌ભાગ્યે હું એ કસોટીમાંથી ઊગરી ગયો. આ અનુભવ મારા મનમાં તાજો જ હતો એટલે દૂધનો પ્રયોગ કરતાં હું ગભરાતો હતો; પણ એ પ્રયોગથી મળતી જે અનેક સિદ્ધિઓની કલ્પના મારા મનનો કબજો લઈ બેઠી હતી તેણે મારી ભીતિ ઉપર સરસાઈ મેળવી. એ આહારથી મનની સાત્ત્વિકતા વધે, બુદ્ધિ તેજસ્વી બને ને મન ઉપર કાબૂ મેળવી માણસ યોગી થવાની પાત્રતા મેળવી શકે, આવું હું માનતો થયો હતો. સ્વપ્નાં જોવાની ને આદર્શો પાછળ ઘેલા બનવાની એ ઉમ્મર માટે આ કંઈ જેવાં તેવાં પ્રલોભન ન હતાં, અને ડાકરની મના છતાં મેં દૂધનો પ્રયોગ શરૂ કર્યો.

જે મિત્રે મને આ પ્રયોગ માટે પ્રેરણા આપી તે સારો અખાડિયન ને કુસ્તીબાજ હતો. આ પ્રયોગ શરૂ કરતાં પહેલાં તે મને ભરૂચની બટુકનાથ વ્યાયામશાળામાં લઈ ગયો હતો. કોઈ પણ વ્યાયામશાળામાં જવાનો આ મારે માટે પહેલો પ્રસંગ હતો. એના સંચાલનમાં શ્રી છોટુભાઈ અને શ્રી અંબુભાઈ પુરાણીની મોટી પ્રેરણા હતી. વ્યાયામશાળામાં પગ મૂકતાં જ ત્યાંના ભાવનાશીલ વાતાવરણથી હું પ્રભાવિત થયો. બજરંગબલિની મૂર્તિ આગળ થતી પ્રાર્થના મારા મનનો કબજો કરી ગઈ. આજ પણ એ શ્લોક હું ઉમળકાભેર ગાઉં છું. આ રહ્યા એના શબ્દો :

" मनोजवं मारुततुल्य वेगम्
जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम् ।
वातात्मजं वानरयूथ मुख्यम् ।
श्री रामदूतं शरणं प्रपद्ये ॥

આ શ્લોકથી વ્યાયામની ભૂમિકા મારે મન અતિ સક્ષમ બની. આધ્યાત્મિક જીવન માટેની સાધના મને એમાં જણાઈ, અને એવી સાધના એ જાતના જીવન માટે અનિવાર્ય હતી એવું પણ મને લાગ્યું. વળી અખાડાના વાતાવરણમાં ઊંચી નૈતિકતા ડગલે ને પગલે દેખાઈ આવતી હતી. સહકાર અને બિરાદરીની કોઈ અજબ ભાવના ત્યાં પ્રગટી હતી, આથી સમાજના ઉત્તમ કક્ષાના સ્વયંસેવકો તરીકે એ અખાડાના વિદ્યાર્થીઓનું સર્વત્ર બહુમાન થતું. કેવા ઊંચા પ્રકારની કામગીરી એ બજાવતા હતા તેનો અનુભવ શુક્લતીર્થના મેળામાં એ સૌની સાથે કામ કરતાં મને થયો. આજે એ બધું યાદ કરતાં પુરાણીભાઈઓએ ગુજરાતના ઘડતરમાં જે બહુમૂલ્ય ફાળો આપ્યો છે તે માટે આપણે કેટલા કૃતજ્ઞ છીએ તે સંબંધી મારા મનમાં શંકા છે. મારા દૂધના પ્રયોગ પાછળ આ વાતાવરણની પ્રેરણા હોઈ બહુ લાંબો વિચાર કર્યા વિના મેં એ પ્રયોગમાં ઝંપલાવ્યું.

આ પ્રયોગ થોડા મહિના ચાલ્યો. સંયમ કેળવવા માટેની એ ઘણી મોટી તાલીમ હતી. સ્વાદના આપણે કેવા ગુલામ છીએ એનો મને એ વખતે સારો અનુભવ થયો; જોકે એ અનુભવનો લાભ લેવાનું બાકી જ છે। આ પ્રયોગનો એક અણધાર્યો લાભ જેમની પાસેથી અમે દૂધ લેતા હતા તે કુટુંબના પરિચયનો થયો. અમારા એ દૂધવાળાને જ્યારે ખબર પડી કે હું કેવળ દૂધ પર જ રહેવા માગતો હતો ત્યારે એક સવારે દૂધ લઈ આવેલી એની પત્નીએ શેડકઢું દૂધ લેવાની માત્ર ભલામણ નહિ, આગ્રહ પણ કર્યો. શેડકઢા દૂધનાં અનેક મીઠાં સંસ્મરણો મને હતાં, બાલ્યમાં તો લગભગ રોજ એવું દૂધ પીવા મળતું ને એના ફીણથી મૂછ ઊગ્યાની ગમ્મત અમે માણતા. એ બહેનની વાત સ્વીકારી બીજા દિવસની સવારથી જ અમે તેને ત્યાં જવાનું શરૂ કર્યું. આજ તો એ કુટુંબની વ્યક્તિઓમાંથી કોઈનાં નામ યાદ નથી રહ્યાં, પણ તે સૌના સૌજન્યની મન પર ઊંડી છાપ રહી છે. ભરૂચમાં ગામડેથી આવી એ કુટુંબ વસ્યું હતું. એમનો મુખ્ય વ્યવસાય દૂધનો જ હતો. એમના ઘરની સ્વચ્છતા આંખે ઊડીને વળગે એવી હતી. જે પિત્તળના ઘડામાં દૂધ લઈ એ બહેન કે ભાઈ અમારે ઘેર આવતા તે હંમેશ ચકચકતા રહેતા, પણ એમના ઘરમાં પણ એકેએક વાસણમાંથી એ ચળકાટ નીતરતો હતો. એમની ભેંસો બંધાતી હતી તે જગ્યા પણ ઘણી

સ્વચ્છ હતી. અમારે માટે આંગણામાં ખાટલો ઢાળી દરરોજ એના પર ગોદડું ને ચોખ્ખી ચાદર તે પાથરતાં. અમારી સાથેના વ્યવહારમાં ક્યાંય વાણિજ્યવૃત્તિ ડોકાતી ન હતી, બલ્કે એ જે કંઈ કરતાં હતાં તેમાં એમની કોઈ ઊંડી ધર્મબુદ્ધિ રહી હોય એવું અમને લાગતું. પેલી બહેને એક દિવસ અમને કહ્યું “ભાઈ, તમે એકલું દૂધ લો છો તો ભેંસના કરતાં ગાયનું દૂધ સારું. એ તો આપણી મા કહેવાય. આપણા લોકોને તો ભેંસનું દૂધ ગમે છે એટલે અમે ભેંસ જ રાખી છે, પણ તમે જો ગાયનું દૂધ લો તો તમારે માટે એક ગાય વસાવીએ. તમને એ દૂધ પણ સસ્તું પડશે.” મને એ વાત ગમી ગઈ, પણ અમારો પ્રયોગ કેટલો ચાલશે એ તો અમને જ વિશ્વાસ ન હતો એટલે ગાય ખરીદાવવાની હિમ્મત કેમ થઈ શકે? અમારી આ મૂંઝવણ તરત જ તેમના ધ્યાનમાં આવી અને એ અંગે અમારે ચિન્તા કરવી નહિ એવું અમને જણાવી તેમણે એક ગાય વસાવી, એને સારું ને ઊંચી જાતનું ખાણુ નીરી થોડા જ દિવસમાં એના દૂધની ગુણવત્તા એમણે ઘણી ઊંચી કરી અને એ દૂધ ઉપરાંત એ કુટુંબના સૌજન્યની અણમોલ ભેટ અમને મળી. આજે પણ હું જ્યાં રહું છું ત્યાં ચોમેર ગામડામાંથી આવી દૂધ ઉપર આજીવિકા મેળવતા અનેક કુટુંબો વસેલાં છે. એમના જીવનમાં ડોકિયું કરવાની તક મને મળતી નથી, પણ અવારનવાર જે ભરવાડ અમારું દૂધ લઈ આવે છે તેની સાથે હું જ્યારે વાત કરું છું ત્યારે હું જોઈ શકું છું કે સારું દૂધ આપવાની એની ઘણી બધી ઇન્તેજારી હોય છે, પણ ભીષણ જીવન સંગ્રામ એને અવશ બનાવી દે છે. આમ છતાં વર્ષોથી અમને એના તરફથી ચોખ્ખું દૂધ મળે છે. આ હું એટલા ખાતર નોંધું છું કે આપણાં સામાજિક નીતિ-ધોરણોનો આપણો વારસો તો ઘણો ઉમદા છે જ; અને એ બધી બાબતો આપણા સહજ આચારરૂપ પણ બની ગઈ હતી, પરંતુ યંત્રવાદે એમાં જે આમૂલ પરિવર્તન કરવા માંડ્યું છે તેની સામે આ મૂલ્યોને ટકવાનું આજ તો જાણે અશક્યવત્ લાગે છે, એ જ્યારે જોઉં છું ત્યારે ભરૂચનો થોડા મહિનાનો એ દૂધવાળા કુટુંબનો મારો અનુભવ યાદ કરતાં એક પ્રજા તરીકે આજે આપણે જે કંઈ ગુમાવી રહ્યા છીએ તેના ખ્યાલથી મનમાં ઊંડી વેદના રહે છે.

ભરૂચ આવ્યો તે જ દિવસે સાંજે શ્રી ભટ્ટાચાર્ય સાથે રેવાજીમાં નાવા હું ગયો. મને તરતાં આવડે છે એ એ જાણતા હતા, પણ એની કક્ષા કેવી હતી તેનો એમને ખ્યાલ ન હતો. એમણે બીજા ત્રણ ચાર વિદ્યાર્થીઓ, જે તરવામાં કુશળ હતા તેમને પણ અમારા ભેગા રાખ્યા હતા. શ્રી ભટ્ટાચાર્યના ઘરની તદ્દન નજીક નવચોકીનો ઓવારો હતો અને ત્યાંથી જ સામાન્ય રીતે એ તરવાનું શરૂ કરતા; પરંતુ હું નવો-સવો હોઈ મારે માટે બહારની ઊંડાઈ એમને વધુ સહીસલામત લાગી હોય કે ગમે તે કારણસર બહારની ઊંડાઈથી એ દિવસે અમે નાવાનું નક્કી કર્યું. નવચોકીને ઓવારે આવી, કિલ્લાની રાંગે રાંગે બહારની ઊંડાઈએ પહોંચતાં રેવાજીનું જે દર્શન લાધ્યું તેની સ્મૃતિ આજે પણ મને જાણે ગઈ કાલે જ એ ઘટના બની હોય એવી તાજી લાગે છે. એ દર્શન કેવું હતું એ વર્ણવવા મારી પાસે શબ્દો નથી. રેવાજીનો એ વિશાળ પટ અને એમાં એ વખતે ચઢી રહેલો મોટો જુવાળ, ઉનાળાના દિવસો હોઈ એમાં ઊછળતાં મોટાં મોજાંઓ, તરવા પડેલા લોકો જે વેગથી એ પ્રવાહમાં જાણે કૂદતા આગળ ચાલ્યા જતા હતા તેના ઉપરથી જુવાળની ગતિ જોતાં થતો ભયમિશ્રિત આનંદ એ બધું યાદ કરતાં મન ભર્યું ભર્યું બની જાય છે. બહારની ઊંડાઈએ પહોંચી અમે નદીમાં ઊતર્યા ત્યારે શ્રી ભટ્ટાચાર્ય મારી સાથે રહ્યા. હું કેમ તરું છું તે તેમણે થોડો વખત બારીકાઈથી અવલોક્યું અને એમણે અમને બધાને કિનારા પર પાછા આણ્યા અને કિનારા પરની માટી હાથમાં લઈ બતાવતાં મને પૂછ્યું, આવો સાબુ કદી તેં જીવનમાં જોયો છે? અને એમ કહેતાં એમણે પોતાના શરીરે એનો લેપ કરવા માંડ્યો. એટલે હસતાં હસતાં મેં કહ્યું ‘મારા ચીખલીનાં તળાવનાં શતદલ કમળોને જન્મ આપતી માટી કરતાં વધુ સારો સાબુ બીજો કોઈ છે ખરો?’ અને એમ બોલતાં મેં પણ તે માટી લઈ અંગે એનો લેપ કરવા માંડ્યો. એ જોતાં ભટ્ટાચાર્ય હસી પડ્યા અને અમારા બચાંની આ પંકલીલા પૂરબહારમાં ખીલી. અદ્ભુત હતો એ માટીનો સ્પર્શ! અમે પાણીમાં ઝંપલાવી રેવાજી પાસે લીધેલું એ સુવર્ણ રેવાજીને પાછું આપ્યું, ત્યારે એ એની દીપ્તિ અને એનું મુલાયમપણું તથા એની ચારુતા માત્ર અમારા અંગ ઉપર જ નહિ પણ જાણે કે

અમારા આત્મામાં પણ મૂકી ગયું. રેવાજીમાં તરવાનું મને મારા ચોખંડીના વાડીવાળા ધરા કરતાં વધારે સહેલું લાગ્યું. વાડીવાળા ધરાનાં સ્થિર અને ઊંડાં પાણી કાપતાં જે મહેનત પડતી હતી, એવી મહેનત રેવાનાં વહેતાં પાણીમાં ન હતી. જોતજોતામાં અમે ત્રીજા ભાગનો નદીનો પટ કાપી નાખ્યો અને ત્યાં જે પ્રવાહ હતો એ પ્રવાહમાં જાણે હોડીમાં સહેલ કરવા નીકળ્યા હોઈએ તેમ રેલવેના પુલ તરફ આગળ વધ્યા. નજર આગળથી પાથરીપને વિસ્તરેલા ભરૂચનાં મકાનો ખસતાં ગયાં તે જોવાનો આનંદ અનોખો હતો. પુલ પાસે પહોંચી કિનારે આવી ત્યાંથી દોડતાં ફરીથી અમે બહારની ઊંડાઈએ આવ્યા અને ફરીથી એક બે ડૂબકી ખાઈ તદ્દન તાજા બન્યા હોઈએ એવા અમે પાછા વળ્યા; અને કોઈની પણ સાચવણી કે ચોકી નીચે મુકાયા વિનાનાં અમારાં કપડાં અમે સંભાળી લીધાં. કપડાં સાચવવા માટે કોઈ વ્યવસ્થા કરવી જોઈએ એવા વિચારને એ વખતે અવકાશ જ ન હતો. જે લોકો નહાવા આવતા તે બધાનાં કપડાં આમ જ કિનારા પર રહેતાં અને હું ભરૂચ રહ્યો ત્યાં સુધી કપડાં ખોવાયાની કોઈ ફરિયાદ સાંભળવામાં આવી ન હતી. આજે શી સ્થિતિ છે તે હું જાણતો નથી.

મને તરતાં સારું આવડે છે એ જોતાં બીજા દિવસથી અમે નવચોકીના ઓવારાથી તરવાની શરૂઆત કરી. ભરૂચના કોટને અડીને જ એ ઓવારો છે અને રેવાનો પટ પણ એને અડીને વિસ્તરે છે. ભરતીમાં લગભગ ૪૫ ફૂટ ઊંચા એવા તે કોટની રાંગેથી યુવાનોને નર્મદામાં ભૂસકા મારતા મેં જોયા ત્યારે મારા આશ્ચર્યની કોઈ સીમા રહી નહિ. એમાં પણ કિનારીવાળા કરીને એક ભાઈના ધૂબકા અદ્ભુત હતા. એ જોતાં મારા અહોભાવની સીમા રહી નહિ અને એવા કૂદકાનાં હું સ્વપ્નાં સેવવા મંડ્યો. મારા એક બે સાથીઓ પણ આવો ઉમળકો ધરાવતા થયા. અમારી સાથે તરવા આવનાર એક શિક્ષક પણ એમાં જોડાયા. ભટ્ટાચાર્યને એવું આકર્ષણ ન હતું પણ મને એમણે વાર્યો નહિ. એક મોટી ભરતીને દિવસે અમે નવચોકીને ઓવારે જમણી ધારે એક ખૂણો પડે છે ત્યાંથી કૂદકો લેવાનું નક્કી કર્યું. એ જગાએ જતાં એક વંડી ટપીને જવું પડે એમ હતું. બીજી જગ્યાએથી કૂદકો લેવા જતાં પાળ પરથી કૂદકો લેવો પડે. જ્યારે આ ખૂણા પર પાળ ન હોઈ, શરૂઆત માટે અમને એ સારી જગા લાગી. અમે વંડી પર ચડ્યા અને નદીના કોટ ઉપર મારી નજર પડતાં મારું મન ડગમગી ગયું. એ ઊંચાઈ મને કેવી લાગી તે વર્ણવવા મારી પાસે ભાષા નથી. હિમાલયનાં કેટલાંક ઊંચાં શિખરોથી માંડી આબુનું ગુરુશિખર, ઊટીનું દોદાબેટા અને સિલોનના નુવારાએલિયા સુધીનાં શિખરો મેં જોયાં છે અને તે પરથી નીચે આવેલી ઊંડી ખીણોમાં ડોકિયાં પણ કર્યાં છે. પરંતુ તે વખતે મને એ ઊંડાઈ જેવી લાગી હતી તેના કરતાં પણ આ ઊંડાઈ વધુ ઘેરી અને વધુ ડરામણી લાગી. પણ હવે કશો ઉપાય ન હતો એટલે હું વંડી ટપી ખૂણાવાળી જગા પર પહોંચ્યો. પણ ત્યાં ગયા પછી હિંમત સાવ તૂટી ગઈ. ઘડીભર તો એમ થયું કે પાછો જતો રહું, પણ જવાનો કોઈ ઉપાય ન હતો; કારણ કે વંડી પરથી ઊતરવાનું સહેલું હતું પણ ઊતર્યા પછી ચડવા માટે કોઈ સગવડ ન હતી. એટલે બહારથી મદદ મંગાવીને જ પાછા જઈ શકાય તેમ હતું અને એ તો ફજેતીને નોતરવા જેવું હતું. એટલે મનને મેં મજબૂત કરવા માંડ્યું. અમારા શિક્ષક પહેલાં કૂદે અને પછી મારો વારો હતો. મેં જોયું કે અમારા શિક્ષકના મોં પર પણ ગભરાટનાં ચિહ્ન હતાં અને બીજા અમારા સાથીઓ પણ તેનાથી મુક્ત ન હતા. અમારા શિક્ષકે પહેલો કૂદકો માર્યો અને વચ્ચેથી એમણે એમના શરીરની સમતુલા ગુમાવી એમના પડવાનો એવો અવાજ આવ્યો કે એમને સખત વાગ્યું હશે એમ અમને લાગ્યું અને બન્યું પણ તેમ જ હતું. પણ એમણે સ્વસ્થ થઈ નીચેથી જ મને પડવાનો ઇશારો કર્યો. છેલ્લી પળે મારામાં હિંમત આવી અને મેં નક્કી કર્યું કે રેવાનો વૈભવ એના પૂરબહારમાં જોતાં હું એને ખોળે જઈશ, અને મેં કૂદકો લીધો. મારો સંકલ્પ સરી પડ્યો, આંખ બંધ થઈ ગઈ અને શું થયું છે તે ખબર પડે તે પહેલાં હું પાણીમાં નીચે જઈ ઉપર આવ્યો. જોનારાઓએ તાળીઓથી મને વધાવી લીધો. મને જરા પણ વાગ્યું ન હતું બલકે એ અનુભવ અત્યંત આહ્લાદક હતો. આનાથી મારો આત્મવિશ્વાસ દૃઢ થયો અને કિનારીવાળા જેવા ધૂબકા મારવાનો મેં નિશ્ચય કર્યો. એ પલાંઠિયો ભૂસકો, જળમાં પડતાં થતો એનો લાક્ષણિક અવાજ અને આપણે

જે ઊંચાઈએથી પડતા હોઈએ તેટલી ઊંચાઈ સુધી ઊછળતું પાણી એ બધું મેં સિદ્ધ કર્યું. આ પછી તો ભમરિયા કૂવાની દીવાલ ઉપરથી અને અડાલજની વાવમાં પણ ધૂબકા મારવાનો લહાવો મેં લીધો છે અને એનું આજે પણ મને ગજબનું આકર્ષણ છે.

રેવાજીમાં નાવાની-મારી પ્રવૃત્તિ એટલી બધી વધી ગઈ કે ભરૂચ જે ધ્યેયથી હું ગયો હતો તે પણ ઘડી ભર ભુલાઈ ગયું. જગન્નાથ શંકરશેઠ સ્કૉલરશિપ મેળવવાની મારામાં શક્તિ હોવાનું ભટ્ટાચાર્ય માનતા હતા, અને તેથી તેમના માર્ગદર્શનનો મને પૂરો લાભ આપવા તેમણે મને ભરૂચ બોલાવ્યો હતો. તેઓ એ વાત ભૂલ્યા ન હતા, અને અમે તરતા હઈએ ત્યારે પણ નવા નવા અનેક શ્લોક મને તે સંભળાવતા અને સમજાવતા. આમ છતાં જ્યાં સુધી તરીને સામે પાર ન જવાય ત્યાં સુધી મારી એક જ ધૂન રહી—તરવાની. નવેમ્બર મહિનામાં મારી આ ઇચ્છા પાર પડી. ત્રણ સાથીઓ સાથે અમે બપોરે બેના અરસામાં સામે પાર જવા નદીમાં પડ્યા. જોતજોતામાં પોણો પટ અમે કાપી નાખ્યો ને હવે તો સામો કિનારો હાથવેંતમાં છે એવું અમને લાગતું હતું ત્યાં મારા જમણા પગ સાથે કંઈક અથડાયું. એ સ્પર્શ અકળાવે એવો હતો ને મેં ગભરાઈ પાછળ નજર કરી તો કોઈક સાપને પાણીમાં સળવળતો મેં જોયો. મારી સાથેના મારા એક સાથીએ પણ એ જોયું ને તરત તે મારી પડખે આવ્યો ને મને હિંમત આપતાં બોલ્યો, એ તો જળસાપ છે. એનાથી ડરવાની જરૂર નથી. પણ મને શરીરે જાણે શીત વળી ગયાં હતાં. સાપ તો તરત જ અદૃશ્ય થઈ ગયો હતો. મને લાગેલો આઘાત ઓછો થયો ન હતો. આથી મને બાકીનો પટ કાપતાં ઠીક ઠીક ત્રાસ થયો. પાણી જાણે બરફ જેવું ઠંડું લાગવા માંડ્યું. આમેય નવેમ્બર મહિનાને કારણે પાણી ઠંડું તો હતું જ અને એક રીતે જોતાં અમારે માટે એ દુઃસાહસ લેખાય એવું હતું. પણ આ અકસ્માતથી એની શીતળતા મારે માટે ઘણી બધી વધી ગઈ. આથી જ્યારે અમે કિનારે પહોંચ્યા ત્યારે હું તદ્દન થાકી ગયો હતો ને મારા સાથીઓની હૂંફ ન હોત તો સંભવ છે કે બાકીનો એ નાનો પટ કાપવાનું મારે માટે ઘણું જોખમભર્યું બની જાત. કિનારે પહોંચ્યા પછી બીજી એક આપત્તિ ઊભી થઈ. ત્યાં કાંપ ઢીલો ને ઊંડો હતો : રખેને એમાં કોઈક જગ્યાએ કળણ હોય તો? આવી શંકા અમારામાંથી એકના મનમાં ઉદ્ભવી. કળણનો મને ઠીક ઠીક અનુભવ હતો. એક ગાયને કળણમાં પડેલી, ને મોત સામે લડતાં કળણમાં વધુ ને વધુ ઊંડી ઊતરી જતી મેં જોઈ હતી. અને કળણની ભયાનકતાની અનેક વાતો પણ અમે સાંભળી હતી. કળણમાં ઊભા હઈએ તો તરત જ ઊંડા ઊતરી જવાય, પણ આડા પડવાથી ઊગરવાની સંભાવના રહે આવું પણ સાંભળેલું. અમારો ભય અસ્થાને હતો, કારણ કે જો ત્યાં કળણ જેવું કંઈક હોત તો અમારે કાને એ આવ્યા વિના રહ્યું ન હોત; વળી નદી ઓળંગનાર અનેકનો અમને પરિચય હતો. આ બધું છતાં મનમાં જે શંકા જન્મી હતી તેમાંથી અમે ઝટ બહાર આવી શક્યા નહિ અને એ કાંપનો થોડોક ભાગ પેટ પર ઢસડાતાં અમે કાપ્યો. એમાં જે શ્રમ પડ્યો તે રેવાના આખા પટને તરતાં લાગ્યો હતો તેના કરતાં વધુ હતો. સદ્ભાગ્યે હિમ્મત કરી હું એકાએક ઊભો થઈ ગયો તો પગની પાટલી ઢંકાઈ જાય એથી વધુ ઊંડો કાંપ ન હતો ને નીચે સખત જમીન હતી. મેં એ વાત કહી ને અમે બધા અમારી મૂર્ખાઈ પર ખડખડાટ હસ્યા. કિનારે પહોંચી એક હોડી પકડી લઈ અમે પાછા વળ્યા. જો એ હોડી ન મળી હોત તો ફરીથી તરતા જવાની અમારી હિમ્મત ન હતી. સંભવ છે કે અમારે રેલવેના પુલ પર થઈને પાછા ફરવું પડત. એ દિવસે અંગ પરનાં બધાં છિદ્રો જાણે ઊપસી આવ્યાં ન હોય એવી ધ્રુજારી—આટલું બધું તર્યાં છતાં—અમારા અંગમાં હતી. તેમાંથી મુક્ત થવા અમે હલેસાં મારવા મંડ્યા, ને અકસ્માત્ મારા એક સાથીના હાથમાંથી હલેસું પડી ગયું. હોડીવાળાએ અમારામાંથી એકે નદીમાં પડી પાછું લાવવા સૂચવ્યું, પણ અમારામાં હવે પાણીમાં પડવાની હામ ન હતી. થોડીક રકઝક પણ થઈ ને મારામારી પણ થાય એવો મામલો થતાં તે હોડીવાળાએ છૂટ પડતી મૂકી ને પાણીમાં પડી તે હલેસું લઈ આવ્યો. આ પછી તો રેવાજી પાર કરી સામે કાંઠે પહોંચી તરત જ તરતા તરતા પાછા ફરવાનો આનંદ મેં અનેક વખત લીધો છે, પણ અમારો સૌથી પ્રથમ અનુભવ ચિરસ્મરણીય બની ગયો છે.

# ઉદાત્તતત્ત્વ : લોન્જાઈનસ

અનુ. ચંદ્રશંકર ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

'હે દૂત, તું પેલા ઉમદા પ્રેમીઓ પાસેથી અહીં શા માટે આવ્યો છે? દેવતુલ્ય ઓડિસિઅસની સેવિકાઓને શું એ આદેશ આપવા (આવ્યો છે) કે તેઓ તેમનાં બધાં કાર્ય છોડી ભોજનસમારંભની તૈયારી કરે? હું ઇચ્છું છું કે તેમના પ્રણયોપચારનો આ અંતિમ દિવસ હો, અને આ તેમનું છેલ્લું ભોજનનિમંત્રણ હો. તમે એકત્ર થઈ અમારા પદાર્થોનો અને વ્યવહારમાં નિર્ણાયક બુદ્ધિના, સાવચેત ટેલેમેકસના ભંડારનો દુર્વ્યય કરો છો. શું તમે તમારા બચપણના વીતી ગયેલા દિવસોમાં, તમારા વડવાઓ પાસેથી એ કદી ય જાણ્યું નથી કે ઓડિસિઅસ વર્તણૂક કેવી (ઉમદા) હતી! ÷

## ૨૮. પર્યાયોક્તિ

પર્યાયોક્તિ (અલંકાર) ઉદાત્તતા સાધવામાં સહાયક નીવડે છે તે વિશે, હું ધારું છું કે કોઈને શંકા નહીં હોય. કેમકે, જેવી રીતે સંગીતમાં પેરિફ્રેસિસ + પ્રધાન લયસંયોજનને વિશેષ મધુર બનાવે છે, તેવી રીતે પર્યાયોક્તિ બહુધા સાદી અભિવ્યક્તિ સાથે સંવાદી બને છે અને જો તેની કશી અણધારી વિસંવાદી અસર ન હોય પણ રુચિકર રીતે સંમિશ્રિત થતી હોય તો તે તેના (અભિવ્યક્તિના) સૌન્દર્યને સંવૃદ્ધ કરે છે.* આની સરસ સાબિતી માટે, પ્લેટોમાંથી અંતિમક્રિયાના ભાષણના પ્રારંભના ભાગને ટાંકવો પૂરતું ગણાશે. તે કહે છે :

'તેમને આપણે જે કંઈ 'આપી' શકીએ, અને સાચી રીતે જે તેમના હકનું છે તે શ્રદ્ધાંજલિ આપી છે. અને તેનો સ્વીકાર કરી, જાહેર રીતે તેમના દેશની પ્રજાથી અને વ્યક્તિગત રીતે તેમના સંબંધીઓથી સંરક્ષિત બની તેઓ તેમની નિર્ધારિત યાત્રાએ પળે છે.'×

તમે જોશો કે તે મૃત્યુને 'નિર્ધારિત યાત્રા,' અને પ્રણાલિકા મુજબના તેમને કરવામાં આવેલા અંત્યેષ્ટિ વિધિને 'તેમના દેશની પ્રજાએ જાહેર રીતે કરેલ સંરક્ષણ' કહે છે. આ રીતે વિચારનું જે ગૌરવ વધે છે, તે શું સામાન્ય વાત છે? અથવા તેણે તેની પ્રારંભની સાદી અનલંકૃત બાનીને પર્યાયોક્તિથી નીપજતી સંવાદી લયબદ્ધતાને તેની આસપાસ રેલાવી સંગીતમય-લયાન્વિત કરી નથી? વળી મેનોફનમાં[૨] પણ દૃષ્ટાંત મળે છે. તે કહે છે :

'તમે પરિશ્રમને સુખી જીવનના માર્ગદર્શક તરીકે સ્વીકારો છો. અને તમે તેને તમારા અંતઃકરણમાં સૌથી ઉમદા તરીકે અને યોદ્ધાઓ માટે સૌથી વિશેષ ઉપયુક્ત તરીકે સ્થાપેલ છે. કારણ કે, બીજી કોઈ પણ વસ્તુ કરતાં, તમારી પ્રશસ્તિમાં તમને વિશેષ આનંદ છે.'÷

અહીં પરિશ્રમને 'સુખી જીવનનો માર્ગદર્શક' કહી, અને અન્ય મુદ્દાઓને એ જ રીતે વિસ્તારી, તેણે તેનાં પ્રશસ્તિ વચનને અમુક રીતે ગૌરવપ્રદ અને મહિમાન્વિત

÷ 'ઓડિસી' : ૪,૬૮૧

\+ પેરિફ્રેસિસ : આ એક સંગીતશાસ્ત્રનો પારિભાષિક શબ્દ છે, જેનો અર્થ અસ્પષ્ટ છે. એમ સૂચવાયું છે કે આ શબ્દ દ્વારા સંગીતના દૃષ્ટાંતથી લેખકને એ અભિપ્રેત છે કે જેમ સંગીતની મધુર અસર અન્ય વાદ્યોના સંવાદી સ્વરોથી થાય છે તે રીતે કોઈ એક સાદા શબ્દ કે વાક્યખંડને પર્યાયોક્તિથી વિશેષતા પ્રાપ્ત થાય છે.

* જેવી રીતે સંગીતમાં પ્રધાન લયસંયોજનની મધુરતા, વધારાનાં સુંદર વાદ્યોના ઉમેરણથી વધે છે, તેવી રીતે કોઈ વિચારની સીધી અભિવ્યક્તિ પર્યાયોક્તિ સાથે સંવાદી બને છે અને જો તે ભભકાવાળી (Bombastic) અને કઢંગી, અણઘડ, ગ્રામ્ય ન હોય, પરંતુ રુચિકર રીતે સંયમિત હોય, તો તેને સૌન્દર્યસમૃદ્ધ કરે છે.

× પ્લેટોકૃત 'Menexenus': ૨૩૬ D.

÷ ક્ષેનોફનકૃત 'cyropaedia': ૧,૫,૧૨.

વિચારોથી યુક્ત કર્યાં છે. અને આ જ વાત હેરોડોટસના[3] પેલા અનનુકરણીય વાક્ય :

'જે સિથિઅન્સે, મંદિરનો ધ્વંસ કર્યો હતો, તેમને શાપ આપીને દેવીએ સ્ત્રીઓ બનાવી દીધા.'● માટે પણ સાચી છે.

## ૨૯. પર્યાયોક્તિનાં ભયસ્થાન

આમ છતાં, જો લેખક ઔચિત્યપૂર્વક ઉપયોગ ન કરે તો અન્ય અલંકારો કરતાં, પર્યાયોક્તિનાં કેટલાંક વિશિષ્ટ ભયસ્થાન છે કારણ કે તે તરત જ નિર્જીવતા અને નિર્બળતામાં સરી પડે છે, જે ખાલીખમ–પોકળ અને બુદ્ધિની પ્રભાવહીનતા સમાન બની જાય છે. તેથી પ્લેટો[1], જે આમ તો હંમેશાં યુક્તિ અને વેગપૂર્વક અલંકાર પ્રયોજે છે, પણ ક્યારેક કસમયે પ્રયોજે છે. તે જ્યારે 'લૉઝ'માં કહે છે કે : 'સુવર્ણનું કે ચાંદીનું ધન આ નગરમાં વસે અને સ્થાન પામવા દેવું જોઈએ નહીં.'+ ત્યારે વિવેચકો તેની હાંસી ઉડાવતાં કહે છે; 'લોકોને જો તે ઘેટાં–ઢોરઢાંખર રાખવાની મનાઈ કરવા ઇચ્છતો હોય તો તેણે સ્પષ્ટ રીતે કહેવું જોઈતું હતું કે, 'ઘેટાં અને ઢોરઢાંખરનું ધન.'

પ્રિય ટેરેન્શિનસ[2], ઉદાત્તતાની અસર નીપજાવવામાં અલંકારના ઉપયોગ વિશેની પ્રાસંગિક ચર્ચા ઠીકઠીક લાંબી થઈ ગઈ છે. આપણે જેનો ઉલ્લેખ કર્યો તે બધાં શૈલીની સજીવતા અને તેના ઉપર ભાવોર્મિઓના પ્રભાવને વધારનાર ઉપકરણો છે. અને જેવી રીતે સમુચિત શૈલીમાં શીલનો મહિમા છે તેમ, ઉદાત્તતા સાધવામાં ભાવોર્મિની અસરો ઘણો મોટો ભાગ ભજવે છે.

## ૩૦. બાનીની સમુચિત પસંદગી

વિચાર અને બાની પરસ્પરાવલંબી હોઈ, આપણે હવે ચર્ચામાં એ જોવાનું રહે છે કે બાની પરત્વેનાં બીજાં કોઈ તત્ત્વોનો અભ્યાસ કરવો રહી ગયો છે કે કેમ. સમુચિત અને પ્રભાવક શબ્દપસંદગી શ્રોતાઓને કેવી આશ્ચર્યકારક રીતે આકર્ષે છે, પ્રસન્ન કરે છે અને અભિભૂત કરે છે તે જેઓ બરાબર જાણે છે તેમને તે સવિસ્તર સમજાવવું નિરર્થક છે. આ પ્રકારની પસંદગી તે સૌ વક્તાઓ અને લેખકોનું અંતિમ લક્ષ્ય હોય છે; કારણ કે, તેની પોતાની જન્મજાત ગુણવત્તાને લીધે તે શૈલીને કોઈ સુંદર શિલ્પની જેમ મહાનતા, સૌન્દર્ય, માર્દવ, સમૃદ્ધિ, ગરિમા, વેગ, શક્તિ અને તમે વિચારી શકો તેવી આ પ્રકારની બીજી ગુણવત્તા બક્ષે છે, અને તેમાંના તથ્યને એવું જીવંત અને પ્રાણવાન કરે છે કે જાણે તેમને વાણી ન હોય! કારણ કે, સુંદર રીતે વપરાયેલા શબ્દો સાચી રીતે તો વિચારોનો સ્વયં પ્રકાશ છે. આમ છતાં તેની (શબ્દની) લોકોત્તરતા દરેક વખતે સફળ રીતે કાર્યસાધક બનતી નથી. તુચ્છ વિષય માટે લોકોત્તર અને પ્રભાવક શબ્દો વાપરવા તે જાણે નાજુક બાળક ઉપર મોટું કરુણ ભાવવાળું મહોરું પહેરાવવા બરાબર છે;× આમ છતાં કવિતામાં......

[ અહીં હસ્તપ્રતનાં લગભગ બારેક પાનાં અપ્રાપ્ય છે. ]

## ૩૧. પરિચિત ભાષા

વિચારપ્રેરક અને બલવંત; અનેક્રિઅન[1]ની આ પંક્તિ માટે પણ તેમજ છે : 'થ્રેસિયનની ઘોડીની હું જરા પણ પરવા કરતો નથી' આ રીતે થિઓપોમ્પસે[2] વાપરેલ અસામાન્ય નવીન ઉક્તિ પ્રશંસાપાત્ર છે. વસ્તુ અને શબ્દ વચ્ચેના સામંજસ્યને કારણે તે મને અત્યંત અભિવ્યંજનાપૂર્ણ લાગે છે; જો કે સિસિલિઅસને[3] તે કોઈક કારણસર દોષિત લાગે છે. થિઓપોમ્પસ કહે છે, 'વાત પેટમાં રાખવાની ફિલિપની શક્તિ વિરલ હતી' હવે, આવી ઘરાળુ લઢણો ઘણીવાર અલંકૃત ભાષા કરતાં અભિવ્યક્તિની વધુ ક્ષમતા સાધી આપે છે. કારણ કે રોજિંદી જિંદગીમાંથી તે આવતી હોઈ, તે તરત જ ગ્રાહ્ય બને છે. અને પરિચિતતાને લીધે તે વધુ પ્રતીતિકર બને છે. તેથી, 'પેટમાં રાખવું' આદિ શબ્દોનો પ્રયોગ એવી વ્યક્તિ માટે ખૂબ જ સફળ બને છે કે જે પોતાનો સ્વાર્થ સાધવા શરમજનક અને અરુચિકર વાતોને પણ ધીરજથી અને હસતાં હસતાં સહન કરી લે છે. આ જ વાત હેરોડોટસ[4] ના શબ્દો માટે પણ સાચી છે. 'તેના ગાંડપણમાં ક્લિઓમિનીઝે એક ખંજર વડે પોતાના જ માંસના ચીરા કરવા માંડ્યા, અને આખા શરીરના ટુકડે ટુકડા કરી હત્યા કરી.' અને 'તેના ટુકડે ટુકડા ન થયા ત્યાં સુધી પાયથીઝ જહાજ પર લડતો રહ્યો.'× આ અભિવ્યક્તિ ગ્રામીણ હોવા છતાં તેની અ-

● હેરોડોટસ, ૧,૧૦૫.

+ પ્લેટોકૃત 'Laws' : ૭,૮૦૧ B.

× આજ અલંકાર ક્વિન્ટિલિઅને વાપર્યો છે.

× હેરોડોટસ : ૬, ૭૫; ૭, ૧૮૧.

આગેનિટીનું દષ્ટાંત લઈએ તો એપોલોનિયસ[2] એવો કવિ છે કે જે દોષ કરતો નથી, અને થિઓક્રિટસ[3] તેની પ્રાદેશિક રંગવાળી કૃતિઓમાં કેટલીક બાહ્ય વિગતોની ત્રુટિઓને બાદ કરતાં અત્યંત સફળ છે. આમ હોવા છતાં, શું તમે એપોલોનિયસને બદલે હોમર[4] થવાનું પસંદ નહિ કરો ? વળી ઇરેટોસ્થિનીઝ[5]ના એક નાનકડા દોષરહિત એરિગોની કાવ્યને ઉદાહરણ તરીકે લો. શું તે, આર્કિલોકસ[6] કે જેનું પદ્ય બહુધા અવ્યવસ્થિત હોય છે, પણ જેનામાં દિવ્ય પ્રેરણાનો એવો અપૂર્વ વિસ્ફોટ છે કે જેને નિયમના નિયંત્રણ નીચે લાવવો મુશ્કેલ છે, તેના કરતાં મોટો કવિ છે ? વળી ઊર્મિકવિમાં તમે પિન્ડારને[7] બદલે બેકિલિડીઝ થવાનું[8] પસંદ કરશો ? ટ્રેજેડીમાં શું સોફોક્લીઝને[9] બદલે, કાયોસના આયોન[10] થવાનું પસંદ કરશો ? બેકિલિડીઝ અને આયોન, એ સાચું છે કે ક્ષતિરહિત છે, તેમની ભાષા હંમેશાં પ્રાસાદિક સરળ અને આલેખન લલિત–સુંદર હોય છે; જ્યારે પિન્ડાર અને સોફોક્લીઝ તેનની પ્રતિભાના આવેગમાં તેમના માર્ગમાં આવતું બધું જ એકી સાથે પ્રજ્વલિત કરી મૂકે છે, જો કે ક્યારેક તેમનો વહ્નિ અકારણ અણધાર્યો બુઝાઈ જાય છે, અને તેઓ બહુ ખરાબ રીતે નિષ્ફળ જાય છે. આમ છતાં કોઈ પણ બુદ્ધિમાન માણસ શું આયોનની બધી જ રચનાઓને પણ ફક્ત એક જ નાટક 'ઈડિપસ'ની સમકક્ષ મૂકશે ?

## ૩૪. હાયૂપરાયૂડીઝ અને ડીમોસ્થનીઝ

જો આલેખનની સફળતા સાચાં ધોરણોથી નિર્ધારિત કરવામાં ન આવે તો હાયૂપરાયૂડીઝ[1] ડીમોસ્થનિઝ[2] ઘણા ઊંચા સ્થાને મુકાય, કારણ કે તેનામાં ડીમોસ્થનીઝ કરતાં લહકોનું વૈવિધ્ય અને ઉત્કૃષ્ટતાના ગુણ વિશેષ છે. તેના ક્લાસર્જનની દરેક શાખામાં પેન્ટેથ્લોનના નાયકની માફક પ્રથમ પારિતોષિક માટે કેટલાક કેળવાયેલા હરીફોથી હારી જાય છે, અને સારી રીતે બીજું સ્થાન જીતી જાય છે. જ્યારે શીખાઉમાં પ્રથમ સ્થાન મેળવે છે. ડીમોસ્થનીઝની સંયોજનાશક્તિને બાદ કરતાં હાયૂપરાયૂડીઝ તેના અન્ય બધા ગુણોનું અનુકરણ કરે છે, ઉપરાંત તે અસામાન્ય સફળતાપૂર્વક લિસિએસ[3]ના ગુણો અને લાવણ્યને પણ પોતાનામાં સમાવી લે છે. ડીમોસ્થનીઝની માફક એકવિધતાથી નહીં પણ જ્યારે આવશ્યક હોય ત્યારે તે સરળતા અને સાહજિકતાથી વાત કરે છે. તેનામાં (તેની રચનાઓમાં) પાત્રનિરૂપણની સૂઝ છે, અને તેમને તે સહજ સૌંદર્યવાન અને સ્વાભાવિક પમરાટવાળાં બનાવે છે. અવર્ણ્ય લાવણ્ય, જીવનના મરમીની બુદ્ધિમત્તા, ઊંચું નાગરિક આભિજાત્ય, વર્તાવતું સાચું ઉમદાપણું, ત્વરિત પણ સલામત કટાક્ષ; એટિક વક્તાઓમાં હોય છે તેવી અભદ્ર કે અશ્લીલ નહીં, પણ સુલક્ષિત અને તીક્ષ્ણ પરિહાસોક્તિઓ અને ભરપૂર હાસ્ય, સુનિર્દિષ્ટ વિનોદ સહિતના તીખા વ્યંગ અને આ બધા સાથે અંતર્ગત વહેતી, હું જેને અનનુકરણીય ચારુતા કહું છું, તે બધું તેનામાં (તેની રચનાઓમાં) હોય છે. અનુકંપા જાગ્રત કરવાની શક્તિ તેને કુદરતી બક્ષિસ છે. તે નિરવરોધ કથા કહેવામાં પાવરધો છે. અવાન્તર નડતરોમાંથી, પોતાનો માર્ગ પ્રેરણાના સરળ પ્રવાહથી કાઢી લેવામાં તે નિપુણ છે. જેમકે કંઈક કવિત્વથી નિરૂપેલી લેટોનાની કથામાં જે રીતે અંત્યેષ્ટિક્રિયા વખતનું ભાષણ છે તે કદાચ અદ્વિતીય છે એમ હું માનું છું.

બીજી બાજુ ડીમોસ્થનીઝ પાત્રનિરૂપણમાં નિપુણ નથી, તેનામાં પ્રવાહી શૈલી નથી, તે નથી સંક્ષિપ્ત કે નથી વેગવાન. તેનામાં પ્રદર્શનાત્મક વક્તૃત્વ નથી. એકંદરે ઉપર નિર્દિષ્ટ ગુણોની તેનામાં ઓછપ છે. જ્યારે તેને પરિહાસ કે વિનોદવ્યંગ (wit) કરવાની ફરજ પડે છે ત્યારે, તે જે કહે છે તેને માટે એટલું હાસ્ય ઉપજાવતો નથી જેટલી પોતાની જાતને હાસ્યાસ્પદ બનાવે છે. અને જ્યારે સુચારુ શૈલી સાધવા પ્રયત્ન કરે છે ત્યારે તે તેનાથી ઘણો દૂર જાય છે, જો તેણે ફ્રાયૂની અથવા એથિનોજિનીઝ વિશે થોડું પણ વક્તવ્ય લખવાનો પ્રયત્ન કર્યો હોત, તો આપણને ખાત્રી છે કે તેણે, હાયૂપરાયૂડીઝની કીર્તિને વધુ દઢતાથી સ્થાપી હોત. આ બધું છતાં, હાયૂપરાયૂડીઝના ગુણો ઘણા હોવા છતાં, મારા અભિપ્રાય પ્રમાણે જરૂરી મહિમાન્વિતતાનો તેનામાં અભાવ છે. તેની રચનાઓ કોઈ (અતિ) સૌમ્ય હૃદયના માણસની છે. તે મંદ, અપ્રભાવ, અચલ છે અને શ્રોતાઓના ચિત્તની શાંતિને વિક્ષુબ્ધ કરતી નથી. ખરે જ કોઈ હાયૂપરાયૂડીઝ વાંચે તેમાંનો કોઈ તેનાથી ખળભળી ઊઠતો નથી પરંતુ ડીમોસ્થનીઝ જ્યારે કથાને ઉપાડે છે, ત્યારે તે મહાન પ્રતિભાના ગુણોને તેના સર્વોત્કૃષ્ટ અને પૂર્ણ સ્વરૂપમાં પ્રકટ કરે છે. તીવ્ર ઉદાત્તતા, જીવંત ભાવાવેગો, પ્રાચુર્ય, તત્પરતા, સર્વતોમુખિતા, આવેગ કે જે

તેની પોતાની આગવી પહોંચી ન શકાય તેવી શક્તિ અને વેગ છે, આ શક્તિશાળી ઈશ્વરદત્ત—કારણ કે, તેને માનવશક્તિ કહેવી તે બરોબર ગણાશે નહીં—બક્ષિસો ઉપર હું કહીશ કે, પોતે પૂરું પ્રભુત્વ મેળવીને, નિરપવાદ રીતે, તે, પ્રાપ્ત કરેલા ગુણોને લીધે પોતાના પ્રતિસ્પર્ધીઓને અતિક્રમી જાય છે; અને જે ગુણો તે ધરાવતો નથી તે પરત્વે એમ કહી શકાય કે તે તેના ગર્જન અને વીજ-ઝબકારથી દરેક યુગના વક્તાઓને પરાસ્ત કરે છે. વજ્ર-પાતને ઉઘાડી આંખે સહેલાઈથી કોઈ જોઈ શકે, પણ ડીમોસ્થનીઝમાં એક સતત તીવ્ર વેગથી આવતા ભાવા-વેગોના વિસ્ફોટનો ખુલ્લી અવિચલ આંખે સામનો કરવો મુશ્કેલ છે.

## ૩૫. પ્લેટો અને લિસિઅસ

પ્લેટો[1] અને લિસિઅસ[2]ની બાબતમાં, મેં કહ્યું છે તેમ એક બીજો પણ તફાવત છે. મહાનતા અને ગુણ-વત્તાની બાબતમાં લિસિઅસ પ્લેટો કરતાં ઘણો ઊતરતો છે. અને સાથોસાથ તે પ્લેટોના ગુણોની તુલનામાં જેટલો પાછળ રહે છે તેના કરતાં તેના દોષોમાં લિસિઅસ તેને અતિક્રમી જાય છે તો પછી એ દેવતુલ્ય લેખકો, જે જેમણે વિગતોની ચોકસાઈ પ્રત્યે દુર્લક્ષ્ય સેવ્યું અને રચનામાં ઉચ્ચતમ ઉડ્ડયનો પ્રત્યે લક્ષ્ય રાખ્યું, તેમના ચિત્તમાં શું હતું? બીજી અનેક વસ્તુઓ ઉપરાંત, જે કંઈ હતું તે એ કે, પ્રકૃતિએ આપણા માનવજીવોને હીન અથવા તુચ્છ પ્રાણીઓ થવા માટે સર્જ્યા નથી પરંતુ તેણે આપણને આ જીવન બક્ષ્યું અને આ વિરાટ વિશ્વમાં, જાણે કોઈ મોટા ઉત્સવમાં હોય તેમ પ્રવેશ કરાવ્યો છે, તે એ ઉદ્દેશથી કે તેણે જે સર્જ્યું છે તે અખિલાઈના આપણે દ્રષ્ટા અને તેના ઉગ્ર પ્રતિસ્પર્ધી બનીએ. આથી જ તેણે જે કંઈ મહાન છે અને આપણા પોતાના કરતાં જે વધુ દૈવી છે તેને માટેની અદમ્ય લગની પ્રારંભથી અંકુરિત કરી દીધી છે. તેથી માનવીના પુરુષાર્થના વ્યાપમાં હોય તેટલાં વિચારચિંતન અને કલ્પનાનાં ઉડ્ડયન માટે આ સમગ્ર વિશ્વ પણ પર્યાપ્ત નથી; અને આપણી વિભાવનાઓ તેને મર્યાદિત કરતી સરહદોને વળોટી જાય છે. અને જો આપણે જીવનને સમગ્રતયા તપાસીએ અને જોઈએ કે જીવનને લાગતી વળગતી દરેક બાબતમાં કશુંક અસામાન્ય, કશુંક મહાન અને સુંદર કેવાં સર્વોપરી રીતે વસેલાં છે, તો આપણા જન્મના હેતુને આપણે તરત જ સમજીશું. એટલે જ, કોઈ સહજ વૃત્તિથી આપણે ખસૂસ નાના નાના ઝરા-ઓની પ્રશંસા કરતા નથી—ભલે તે ગમે તેટલા સ્વચ્છ નિર્મળ અને ઉપયોગી કેમ ન હોય? પરંતુ નાઈલ, ડેન્યુબ અને રાઈન નદીઓ અને તે બધાથી અધિક મહાસાગરોથી પ્રભાવિત થઈએ છીએ. તેવી જ રીતે અંધકારથી આવૃત્ત અને ઘણીવાર ધૂંધળી હોય તો પણ આપણે જેટલા સ્વર્ગીય જ્વાળાઓથી અંજાઈએ છીએ તેટલા, તેનો પ્રકાશ ગમે તેટલો ચોખ્ખો અને સ્થિર હોય તો પણ આપણે જાતે સળગાવેલ નાની અગ્નિશિખાથી અંજાતા નથી; કે આપણે તેને એટનાના જ્વાળામુખી, જે તેના વિસ્ફોટમાં તેના પેટાળમાંથી મોટાગોટા પથ્થરો કે મોટા ખડકો અને જે કદી કદી આંતર—અગ્નિના નદ અને નરી અગ્નિજ્વાળાઓ વહેવ-ડાવે છે તેના કરતાં અધિક વિસ્મયકારી માનતા નથી. આવી બધી બાબતો માટે આપણે એમ કહી શકીએ કે માનવને જે ઉપયોગી અને જરૂરી છે તેને તે સાધારણ લેખે છે, પરંતુ પોતાનો આદર તો એ પદાર્થો માટે અનામત રાખે છે કે જે તેને વિસ્મિત કરનાર હોય છે.

## ૩૬. ઉદાત્તતા અને સાહિત્યિક ખ્યાતિ

હવે, આપણે જ્યારે સાહિત્યના મહાન, પ્રતિભા-સંપન્ન લેખકો, જેમની મહિમાન્વિતતા હંમેશાં માનવ જાતની ઉપયોગિતા અને જરૂરિયાતના ક્ષેત્રની બહાર ન હોય તેમની વાત કરીએ છીએ ત્યારે તરત જ એ ધ્યાનપાત્ર છે કે આવી શક્તિવાળા લેખકો તદ્દન દોષ-રહિત હોતા નથી; તેમ છતાં, તેઓ માનવકક્ષાથી ઘણા ઊંચે હોય છે. અન્ય ગુણો એવું સિદ્ધ કરે છે કે તેમને ધારણ કરનાર માનવો છે, જ્યારે ઔદાત્ય લેખકને ઈશ્વરની બૌદ્ધિક પ્રભાવકતાની નિકટ ઊંચે ઉઠાવે છે. *દોષરહિતતા ટીકાથી મુક્ત કરે છે, પરંતુ મહિમાન્વિતતા* તો આદર ઉદ્દીપિત કરે છે. એ ઉમેરવાની ભાગ્યે જ જરૂર હોય કે આ આગળ પડતા (મહાન) લેખકોમાંનો પ્રત્યેક ઔદાત્યના એક લસરકે તેના બધા જ દોષોનું નિવારણ કરી નાંખે છે. અને સૌથી વધુ નિર્ણાયક તો એ છે કે આપણે જો હોમર[1], ડીમોસ્થનીઝ[2], પ્લેટો[3] અને આપણા બીજા મહત્તમ લેખકોની ક્ષતિઓને વીણી કાઢી એકત્રિત કરીએ તો, અર્ધ દેવો જેવા આ લેખકોએ સર્વત્ર હાંસલ કરેલી સિદ્ધિઓ—સફળતાઓની

તુલનામાં તે ઘણી ઓછી હશે, કહો કે અત્યલ્પ અંશે જણાશે. તે કારણે યુગે યુગે અને કાળે કાળે દરેક પેઢીએ જેના નિર્ણયને સ્વયં ઇર્ષ્યા પણ વિકૃતિનો આરોપ કરી શકે નહીં તેમને વિજયની યશકલગી પહેરાવી છે, જેની રક્ષા આજ સુધી થતી રહી છે અને 'જ્યાંસુધી નદીઓ વહેશે અને ઊંચાં વૃક્ષો મહોરતાં રહેશે' * ત્યાંસુધી થશે.

પરંતુ જે લેખક એમ વાંધો લે છે કે, દોષપૂર્ણ કોલોસસ[4], પોલિકલાયટ્સ[5] રચિત ભાલાધારીની મૂર્તિ કરતાં વધારે સારી કૃતિ નથી; તો તેના પ્રતિવાદમાં બીજી અનેક બાબતો પૈકી હું એટલું કહીશ કે, કલામાં પરિપૂર્ણ ચોકસાઈવાળી કૃતિ પ્રશસ્ય છે, જ્યારે પ્રાકૃતિક રચનાઓમાં તો પ્રશસ્ય છે મહિમાન્વિતતા. અને પ્રકૃતિએ જ માનવીને વાક્શક્તિનું વરદાન આપ્યું છે. તેથી શિલ્પમાં આપણે માનવીના તંતોતંત સ્વરૂપ જોવાનો; જ્યારે સાહિત્યકૃતિમાં, મેં કહ્યું છે તેમ માનવને અતિક્રમી જાય તેવા કશાકને જોવાનો આગ્રહ રાખીએ છીએ. તેમ છતાં, હું આ પ્રબંધના પ્રારંભમાં + જે સિદ્ધાંત રજૂ કરી ગયો છું તે અહીં ફરી કહું કે દોષમાંથી મુક્તિ તે સામાન્ય રીતે કલાનું પરિણામ છે, શૈલીની વિશિષ્ટતા– જો કે સદા એક સરખી ન હોવા છતાં – પ્રતિભાને આભારી છે. અને તેથી પ્રકૃતિની સહાયમાં કલાને લાવવી જોઈએ; કારણ કે બંનેના સહયોગથી જ પૂર્ણતા સિદ્ધ થાય છે.

આપણી સમક્ષ ઊભા થયેલા મુદ્દાઓના નિર્ણય માટે આટલી ચર્ચા આવશ્યક હતી. પરંતુ દરેક વ્યક્તિ ભલે તેની સુરુચિ પ્રમાણે પોતાનો અભિપ્રાય બાંધે અને તેનો આનંદ લે.

## ૩૭. તુલના અને ઉપમા

આ લાંબા વિષયાંતરથી પાછા વળીને મૂળ વિષય પર આવીએ. રૂપક સાથે નિકટનો સંબંધ તુલના અને ઉપમાનો છે, જે આ બાબતમાં ભિન્ન છે......

(અહીં મૂળ હસ્તપ્રતનાં લગભગ ૭ પાનાં અપ્રાપ્ય છે.)

## ૩૮. અતિશયોક્તિ

'જ્યાં સુધી તમે તમારા મગજને તમારી એડીઓ તળે કચડી નાંખીને ન ચાલો.' × જેવી અતિશયોક્તિથી આપણે એ જાણવું આવશ્યક છે કે પ્રત્યેક પ્રસંગમાં કેટલી હદ સુધી જવું અને સીમારેખા કયાં દોરવી; કારણ કે કેટલીક વખત આ સીમારેખા કરતાં આગળ વધી જવાથી અતિશયોક્તિ અલંકારની અસર ફસકી જાય છે અને તેને વધુ પડતી ખેંચવામાં આવે તો તે નિર્જીવ-નષ્ટ થઈ જાય છે અને કેટલીક વખત તો ધારેલી કરતાં વિરુદ્ધની અસર ઉપજાવે છે. ઉદાહરણ લેખે જોઈએ તો આઈસોક્રટીઝ[1] બધા જ મુદ્દાઓને અતિશયોક્તિ કરવાના શોખને કારણે બાલિશતામાં સરી પડે છે. તેના પ્રશસ્તિપ્રવચન 'પેનેજિરિક' નો વિષય સ્પાર્ટા કરતાં એથેન્સ, ગ્રીક પ્રજાની સેવા બજાવવામાં ચઢિયાતું છે તે દર્શાવવાનો છે; પરંતુ પ્રારંભમાં જ તે કહે છે: 'ઉપરાંત શબ્દોમાં એવી શક્તિ હોય છે કે જે મહાન છે તેને તુચ્છ બનાવી શકે છે અને તુચ્છને મહાનતા બક્ષી શકે છે. જૂના વિચારોને તે નવી રીતે અભિવ્યક્ત કરી શકે તથા જે હમણાં જ બનેલું હોય તેને જૂની પદ્ધતિએ રજૂ કરી શકે છે.' + અહીં કોઈ એમ પૂછી શકે: 'આઈસોક્રટીઝ, શું તું આ રીતે એથેન્સવાસીઓ અને સ્પાર્ટાવાસીઓએ બજાવેલી સેવાઓને પરસ્પર બદલી નાખવાનો આશય રાખે છે?' કેમકે, ભાષાની શક્તિનાં ગુણગાન કરવામાં તેણે એક રીતે તો પોતાના શ્રોતાઓને પહેલેથી જ એવી ચેતવણી આપી દીધી છે કે તેઓ તેના શબ્દોને જ વિશ્વસનીય ન ગણે. અર્થાલંકારો વિશે મેં આગળ જે કહ્યું છે÷ તે રીતે, સર્વોત્તમ અતિશયોક્તિ કદાચ એ છે કે તે અતિશયોક્તિ હોવા છતાં તે બિલકુલ ધ્યાનમાં પણ ન આવે. આ ત્યારે બને કે જ્યારે પ્રબળ ભાવોર્મિઓના પ્રસ્ફોટના આવેગ સાથે તે ઉચ્ચારાય અને કોઈ મહત્તમ પરિસ્થિતિના સંદર્ભમાં પ્રયોજાય, જેમ સિસિલીમાં જેઓની હત્યા થઈ તેમને વિશે થ્યુસિડિડીઝ[2] પ્રયોજે છે. તે કહે છે: 'સાયૂરેકયુઝન પણ નીચે આવ્યા અને તેમની હત્યા કરવા માંડી, ખાસ કરીને જેઓ નદીમાં હતા. તરત જ નદીનું પાણી તેને લીધે મલિન થઈ ગયું; પરંતુ તે કીચડ અને લોહીવાળું હતું તે

---

* માયૂટેસના એપિગ્રામમાંથી. લેખક અજ્ઞાત. પ્લેટોએ ટાંકેલા એક લાંબા અવતરણમાંથી.

\+ જુઓ પ્રકરણ બીજું.

× 'De Halonneso'માંથી. આ કૃતિ એક કાળે ડીમોસ્થનીઝની લેખાતી.

\+ આઈસોક્રટીઝકૃત 'પેનેજિરિક':

÷ જુઓ પ્રકરણ સત્તરમું.

છતાં તેઓ તેને પીતા રહ્યા, અને તેમાંના ઘણાખરા હજી પણ વિચારતા હતા કે તેને માટે યુદ્ધ કરવું તે ઉચિત છે'.÷ કીચડ અને લોહીવાળા પાણીને પીવા માટે લડવું ઉચિત છે એ વાતને, પરિસ્થિતિથી ઉત્તેજિત થયેલી લાગણીઓની મહત્તાને લીધે સ્વીકાર્ય–વિશ્વસનીય બનાવાઈ છે. થર્મોપિલીના માણસો, જેમણે યુદ્ધ કર્યું હતું તેમને વિશેનો હેરોડોટસનો[3] પરિચ્છેદ બરાબર આવો જ છે. તે કહે છે, 'આ સ્થાને, બર્બરોએ એ લોકોને દફનાવી દીધા, જે પોતાની કૃપાણોથી, (જેમની પાસે બચી હતી તે) અને પોતાના હાથ અને દાંતથી આત્મરક્ષા કરી રહ્યા હતા.'+ અહીં તું પૂછશે : 'શસ્ત્રસજ્જ માણસો સામે દાંતથી યુદ્ધ કરવું' અથવા 'તીરથી દફનાવી દેવું' એ પ્રકારની ઉક્તિઓ સામે પ્રતિવાદ કરવાની ઇચ્છા થઈ શકે છે. તે સાથે આ અભિવ્યક્તિ આત્મપ્રત્યયરૂપ બની જાય છે: કારણ કે અતિશયોક્તિ માટે જ પ્રસંગ રજૂ કરાયો નથી પરંતુ પ્રસંગમાંથી જ અતિશયોક્તિ ઉદ્ભવતી હોય તેમ જણાય છે. હું કહેતાં થાક્યો નથી – કહેતો જ રહ્યો છું કે ભાવોત્કટતાના સ્તર સુધી પહોંચનારાવાળાં કાર્ય અને લાગણી, જે આપણને ખેંચી જવા માટે પરસ્પર સહચારી બને છે તે કોઈ પણ પ્રકારની સાહસિક ઉક્તિને સહાયક બને છે. તેથી જ તે ખરેખર અવિશ્વસનીયતાના બિંદુ સુધી પહોંચે છે છતાં કૉમેડીની હાસ્યપ્રદતાને લીધે તે ત્યાં સદા ઉપયુક્ત પ્રતીત થાય છે. ઉદાહરણ માટે :

'તેનું ખેતર કોઈ પણ સ્પાર્ટાવાસીના એક પત્ર કરતાં વધારે મોટું ન હતું.'×

તે ઉપયુક્ત બને છે કારણ કે હાસ્ય પોતે પણ એક ભાવ છે, જેનો સંબંધ આનંદ સાથે છે. અતિશયોક્તિનો પ્રયોગ જેટલો મોટી વસ્તુઓ માટે થાય છે તેટલો જ નાની વસ્તુઓ માટે પણ થાય છે. બંનેમાં હકીકતની અતિશયતાનું તત્ત્વ સર્વસામાન્ય રહે છે. એક રીતે વ્યંગ એ ક્ષુદ્ર બાબતોની અતિશયોક્તિ છે.

(ક્રમશઃ)

---

÷ થ્યુસિડિડીઝ : ૭, ૮૪.
+ હેરોડોટસ : ૭,૨૫૫.
× લેખક અજ્ઞાત.

"જે વસ્તુ ત્યાજ્ય છે તેનો સર્વથા ત્યાગ કરવામાં હાનિ કેમ હોઈ શકે? જે સરપ મને કરડવાનો છે તેનો હું નિશ્ચયપૂર્વક ત્યાગ કરું છું, ત્યાગનો માત્ર પ્રયત્ન નથી કરતો."

ગાંધીજી

# મારી અહિંસા-યાત્રા

## માર્ટિન લ્યૂથર કિંગ

(અનુ. : પ્રકાશ ન. શાહ)

ધાર્મિક પાઠશાળાનાં આખરી વર્ષો દરમ્યાન ઈશ્વર અને ધર્મ વિષયક વિવિધ સિદ્ધાંતોના ઉત્તેજક વાચનમાં હું પરોવાયો. અમેરિકી પ્રોટેસ્ટન્ટોને સહજ એવી કેવળ બાઇબલ-પરાયણ પરંપરાના મારા ઉછેરને લીધે, મારી આ બૌદ્ધિકયાત્રા દરમ્યાન નવાં-અને ક્વચિત્ સંકુલ ક્ષેત્રોમાંથી પસાર થવાનું બનતાં કેટલીકવાર આંચકો પણ અનુભવાતો. પણ એ યાત્રા સદાય પ્રેરક અને પ્રોત્સાહક લાગતી,—એણે જ તો મને વસ્તુલક્ષી મૂલવણી અને વિવેચનાત્મક વિશ્લેષણની કદર પૂરતાં જાણે કે નવેસરથી શીખવ્યું, સૈદ્ધાંતિક તંદ્રાવસ્થાને સ્થાને જાગૃતિ આપી.

જે બૌદ્ધિક પરિતોષ કેવળ બાઇબલવાદમાં મેં કદીયે નહોતો માણ્યો તે પ્રોટેસ્ટન્ટ ઉદારમતવાદ પાસેથી હું લાધ્યો. આ ઉદારમતવાદમાં વર્તાતી આંતરસૂઝની સૂરકી મારા પર એટલી તો છાઈ ગઈ કે એ વિચારસરણીના વ્યાપમાં આવતી વિગતમાત્રને વણચકાસ્યે સ્વીકારી લેવાના વલણનો હું ભોગ બન્યો. મનુષ્યની કુદરતી સારપ અને વિવેકબુદ્ધિની સહજ શક્તિની વાત મારા મનમાં ઠસી ગઈ હતી.

૨

તથાકથિત ઉદાર ધર્મશાસ્ત્ર સાથે સંકળાયેલ કેટલાક સિદ્ધાંતોને અંગે પ્રશ્નો જાગવા માંડયા ત્યારે મારાં વિચારવલણમાં એક મૂળભૂત પરિવર્તન આવ્યું. અલબત્ત ઉદારમતવાદનાં કેટલાંક પાસાંને યથાપૂર્વ જાળવી રાખવાની મને ઉમેદ છે : સત્યની શોધ પરત્વે સમર્પિતતા, પૂર્વગ્રહરહિત અને વિશ્લેષક માનસ માટેનો આગ્રહ, વિવેકના પ્રકાશને પરહરવાનો નન્નો. બાઇબલ-સાહિત્યની ભાષાશાસ્ત્રીય અને ઇતિહાસકીય વિવેચનાનું એનું અર્પણ અમૂલ્ય છે અને ધર્મપૂત એવા વૈજ્ઞાનિક જોસ્સાથી એની રક્ષા કરવી જોઈએ.

પણ મને પ્રશ્ન થયો તે માનવને લગતા ઉદારમતવાદી સિદ્ધાંતને વિશે. હીન પંથે ઢળવાનું માણસજાતનું બેશરમ વલણ અને ઇતિહાસની કારુણિકાઓ જોતો ગયો તેમ તેમ પાપની પહોંચ અને ઊંડાણને હું વધુને વધુ પામતો ગયો; રેનોલ્ડ નીબૂરનાં પુસ્તકોના મારા વાચને મને માનવ-મનોભાવોની સંકુલતા અને અસ્તિત્વના પ્રત્યેક સ્તર પરની પાપની પ્રત્યક્ષતા અંગે સભાન કરી મૂક્યો. વધુમાં, મનુષ્યની સમાજગતતાની જટિલતા અને સમૂહગત અનિષ્ટોની તત્કાળ તરી આવતી વાસ્તવિકતાને હું પીછાણતો થયો. માનવસ્વભાવને લગતો ઉદારમતવાદનો ઝોક ભાવનાત્મક અને મિથ્યા આદર્શવાદ તરફ ઢળતો હોવાનું સમજાયું.

મને એ પણ સમજાયું કે, માનવસ્વભાવ અંગેના આ મૂળરહિત આશાવાદને કારણે જ, વિવેક પર પાપની કૃષ્ણછાયા પડી હોવાની હકીકત ઉદારમતવાદની નજર બહાર જાય છે. માનવસ્વભાવ વિશે વધુ વિચારતાં મને જણાયું કે પાપ તરફનો આપણો કમનસીબ ઝુકાવ આપણને તરેહવાર યુક્તિકરણો માટે પાનો ચઢાવે છે. બુદ્ધિ પોતે માણસની જાત-રખુ વિચારરીતિને વાજબી ઠરાવવાના સાધનથી ભાગ્યે જ કંઈક વિશેષ હોઈ શકે- ઉદારમતવાદ આ ન દર્શાવી શક્યો તે તેની નિષ્ફળતા છે. બુદ્ધિની સત્ત્વશુદ્ધિ શ્રદ્ધા થકી થતી હોય છે; શ્રદ્ધા વિના એ વિકૃતિઓ અને યુક્તિકરણોથી મુક્ત ન થઈ શકે.

ઉદારમતવાદનાં કેટલાંક પાસાંને મેં નકાર્યાં એ સાચું, પણ એથી કરીને હું કંઈ જૂના મતને સંપૂર્ણપણે અંગીકારતો થયો એમ ન કહી શકાય. ભાવનારસ્યા ઉદારમતવાદના સંસ્કારક લેખે એને હું જરૂર પ્રમાણતો પણ તે સાથે મને એમ પણ લાગતું કે, કેટલાક પાયાના પ્રશ્નોના પ્રતીતિકર ઉત્તર એની પાસે નથી. માનવસ્વભાવને અંગે એક વિચારસરણી બેહદ આશાવાદી હતી, તો બીજી બેહદ નિરાશાવાદી ! માત્ર માનવ વિષયક જ નહીં, અન્ય પ્રાણ પ્રશ્નો પરત્વેય જૂના મતનો વિદ્રોહ આત્યંતિક કક્ષાએ પહોંચ્યો જણાય છે. ઇશ્વરની ઇહલોકીયતા પર અતિભાર મુકાયાથી એની ઉવેખાયેલી પારલૌકિકતાને પુનઃપ્રતિષ્ઠ કરવાના પ્રયાસમાં જૂનવાણી-

ઓની નવી આવૃત્તિ છેક સામે છેડે જઈ પહોંચી. એણે એક એવા ઈશ્વર પર ભાર મૂક્યો જે ગુપ્ત, અજ્ઞાત અને 'નખશિખ માનવેતર' હોય. બુદ્ધિના સામર્થ્ય પર મુસ્તાક રહેવાના વલણુ સામેના પ્રત્યાઘાતે આમ બુદ્ધિવિરોધી મિજાજનું રૂપ લીધું— અંશતઃ બાઇબલ કેન્દ્રસ્થવાદી અને પરિણામે સંકુચિત. મને લાગ્યું કે, આ અભિગમ વ્યક્તિગત જીવન માટે અને ચર્ચ બંને માટે અપર્યાપ્ત છે.

આમ, ઉદારમતવાદે મને માનવપ્રકૃતિના બારામાં પ્રતીતિપૂર્વકની સમજ ન આપી તોયે જૂના મતને કોઠે પણ મારું મન લાગ્યું તો નહીં જ. સહેજે શંકા વગર હવે કહી શકું કે, એમાંની એકે વિચારપરિપાટીમાં મનુષ્ય વિશેની સાચી સમજ નથી. એ બંને આંશિક સત્યનું પ્રતિનિધિત્વ કરે છે. પ્રોટેસ્ટન્ટ ઉદારમતવાદનું વલણુ માણસને એની મૂળ પ્રકૃતિના સંદર્ભમાં વ્યાખ્યાબદ્ધ કરવાનું છે, જ્યારે જીર્ણમતના નવા અર્થઘટકોનું વલણુ માણસની અસ્તિત્વગત પ્રકૃતિ — એટલે કે પાપ માટેની એની ક્ષમતા — પર ભાર આપવાનું. આ રીતના પક્ષ–પ્રતિપક્ષમાં માણસને લગતી પૂરતી સમજણ નથી મળતી; એ તો મળે બંનેના સત્યાંશોના સામંજસ્યમાં.

વચગાળાનાં વર્ષોમાં હું અસ્તિત્વવાદી ફિલસૂફીની નવેસરથી કદર કરતો થયો છું. આ ફિલસૂફી સાથેનો મારો પ્રથમ સમ્પર્ક કીર્કેગાર્ડ અને નિટ્શેના મારા વાચનને પરિણામે. પછી હું યેસ્પર્સ, હાઇડેગર અને સાર્ત્રના અભ્યાસ તરફ વળ્યો. મારા મનમાં ચાલતી વૈચારિક ધડભંજને એમણે ઓર ઉત્તેજી. એ દરેકને અંગે સાશંક — સપ્રશ્ન હોવા છતાં એમના અભ્યાસમાંથી હું ઘણું બધું શીખ્યો. છેવટે પોલટિલિકના લખાણોના મૂલાગ્ર અભ્યાસમાં પરોવાયો ત્યારે મને પ્રતીતિ થઈ કે ગતાનુગતિક ફેશનેબલ બન્યા છતાં આ વાદે મનુષ્ય અને એના સ્થિતિસંજોગને લગતાં કેટલાંક પાયાનાં સત્યોનો તાગ જરૂર મેળવ્યો છે.

મનુષ્યની "સીમિત સ્વતંત્રતા"ની સમજ એ અસ્તિત્વવાદનાં સ્થાયી મહત્ત્વનાં પ્રદાનોમાંની એક છે. અસ્તિત્વના એકંદર વિધાનમાં રહેલા ભયાવહ અને ધૂસર અંશોને લીધે વૈયક્તિક અને સામાજિક જીવનમાં ઉદ્ભવતાં ચિન્તા કે સંઘર્ષનું અસ્તિત્વવાદી દર્શન સામ્પ્રત સમયને માટે સવિશેષ અર્થપૂર્ણ છે. આસ્તિક અને નાસ્તિક અસ્તિત્વવાદમાં સમાનપણે જોવા મળતો એક ખ્યાલ એ છે કે માનવનું અસ્તિત્વ પોતાના સત્ત્વથી વિયુક્ત છે. હેગલના સત્ત્વવાદ સામે સહુ અસ્તિત્વવાદીઓ એવો તર્ક લડાવે છે કે આ વિશ્વ ખંડ ખંડ વિચ્છિન્ન છે. ઇતિહાસ એ સમાધાનવિહોણા સંઘર્ષોની પરંપરા છે, માનવીય અસ્તિત્વ ચિન્તાથી સભર છે, એને માથે અર્થશૂન્યતાનો ભય ઝળુંબે છે. આ બધી અસ્તિત્વવાદી સ્થાપનાઓમાં કંઈ અંતિમ ખ્રિસ્તી ઉત્તર નથી મળતો; છતાં, કોઈ પણ ધર્મવેત્તા માનવ–અસ્તિત્વનું યથાર્થ વર્ણન કરી શકે એવી સામગ્રી એમાં ખાસી છે.

મેં રીતસરનો અભ્યાસ કર્યો તે ધર્મશાસ્ત્રનો અને ફિલસૂફીનો. પણ સામાજિક નીતિશાસ્ત્રમાં હું ઉત્તરોત્તર વધુ રસ લેતો થયો છું. રંગીન પ્રજાને થતા અન્યાયના મામલામાં મારી કિશોરાવસ્થાથી જ હું ઠીક ઠીક સંડોવાયેલો રહ્યો છું. વર્ણભેદ નથી બુદ્ધિગમ્ય, નથી નીતિ–સંમત — મારી આ માન્યતા ત્યારે હતી. બસમાં પાછળના ભાગમાં કે ટ્રેઇનના અલાયદા વિભાગમાં બેસવું પડે તે હું કદી સ્વીકારી શક્યો નહોતો. ડાઇનિંગ કારમાં પહેલવહેલો પડદા પાછળ બેસાડવામાં આવ્યો ત્યારે મને લાગ્યું કે મારું આપોપું કંઈ કેટલાયે પડળ તળે ચંપાઈ રહ્યું છે. હું એ પણ સમજ્યો કે, આર્થિક અન્યાય પણ જાતિ–આધારિત અન્યાયનું અભિન્નાંગ છે; નીગ્રો પ્રજા ઉપરાંત ગરીબ ગોરાઓનેય વર્ણભેદ કેવોક શોષતો તેનો મને ખ્યાલ આવ્યો આરંભકાળના આ અનુભવોએ મને આપણા સમાજમાં રહેલા અનેક જાતના અન્યાયો અંગે જાગ્રતપ્રાણ કર્યો.

૨

પણ સામાજિક અનિષ્ટોને નષ્ટમૂળ કરી નાખે તેવા તરીકા માટેની ગંભીર બૌદ્ધિક ખોજ પાઠશાળામાં દાખલ થયો ત્યાં સુધી મેં આરંભી નહોતી. ૧૯૫૦ પછીના શરૂશરૂનાં વર્ષોમાં મેં વોલ્ટેર રોશેનબુશનું 'Christianity and the social crisis' એ પુસ્તક વાંચ્યું. કેટલીક બાબતોમાં હું એમની સાથે અસંમત છું. તેમ છતાં મારી વિચારધારા પરની એમની અમીટ મુદ્રાનો સ્વીકાર કરવો રહ્યો મને લાગ્યું કે, 'અનિવાર્ય પ્રગતિ'નો ઓગણીસમા શતકનો રૂઢ સમ્પ્રદાય એમના પર આરૂઢ થઈ ગયો હોઈ તેઓ માનવપ્રકૃતિ વિશે

અકારણ આશાવાદી હતા. ઈશ્વરના 'સામ્રાજ્યને' કોઈક એક ચોક્કસ સામાજિક–આર્થિક વ્યવસ્થાના' લગભગ પર્યાયરૂપ માનવાનું જોખમી વલણ એમનું હતું–ચર્ચે જેને કદી તાબે ન થવું જોઈએ એવું એ 'પ્રલોભન હતું. આ મર્યાદા છતાં રોશેનબુશે અમેરિકી પ્રોટેસ્ટન્ટ પંથને સામાજિક જવાબદારીનો પ્રતિબોધ પમાડ્યો. જો એ પંથ આટલું ભૂલશે તો તે પોતાને હિસાબે ને જોખમે. આ અબાધિત સત્ય એની ચરમ સીમાએ સમગ્ર માનવ સાથે સંબંધ ધરાવે છે: માત્ર આત્મા જ નહીં, શરીર પણ; આધ્યાત્મિક સમૃદ્ધિ જ નહીં, ભૌતિક સમૃદ્ધિય. જે ધર્મ માનવના આત્મા સાથે પોતાને નિસબત હોવાનો દાવો કરે છે, પણ એના જીવનને શાપરૂપ ગંદા વસવાટો, એને ગૂંગળાવતી આર્થિક હાલાકી અને એને પાંગળો બનાવી દેતી સામાજિક પરિસ્થિતિ વિશે ઉપેક્ષાપૂર્ણ મૌન ધરાવે છે તે વસ્તુત: મરવાને વાંકે જીવતી આધ્યાત્મિકતાથી વિશેષ કશું નથી.

રોશેનબુશને વાંચ્યા પછી બીજા મહાન ફિલસૂફોના સામાજિક ને નૈતિક સિદ્ધાંતોના ગહન અભ્યાસ તરફ હું વળ્યો. સામાજિક સમસ્યાઓને હલ કરવાના પ્રેમના સામર્થ્ય અંગે, આ ગાળા દરમ્યાન મેં હાથ હેઠા મૂકી દીધા હતા. મને લાગતું કે, બીજો ગાલ ધરવાની ને શત્રુને ચાહવાની ફિલસૂફી વ્યક્તિ–વ્યક્તિના સંઘર્ષમાં જ ચાલી શકે, જાતિ કે રાષ્ટ્રો વચ્ચેના સંઘર્ષમાં વધુ વહેવારુ તરીકો જરૂરી બને છે.

પછી મારો પરિચય મહાત્મા ગાંધીના જીવન અને બોધ સાથે થયો. એમનાં પુસ્તકો વાંચતાં અહિંસક પ્રતિકારનાં આંદોલનોએ મને મુગ્ધ કર્યો. સત્યાગ્રહની ગાંધી વિભાવના મારે મન ગજબની અર્થપૂર્ણ હતી. ગાંધીની ફિલસૂફીમાં હું ઊંડો ઊતરતો ગયો અને ક્રમે ક્રમે પ્રેમના સામર્થ્ય અંગેની મારી સાશંકતા ઓસરતી ચાલી અને મને પહેલી જ વાર સમજાયું કે, ગાંધી–પ્રયોજી પદ્ધતિ દ્વારા અમલી બનતો પ્રેમનો ખ્રિસ્તી સિદ્ધાંત, શોષિત પ્રજાને પોતાની મુક્તિ માટેની હલચલમાં ખપ આવી શકે એવું અમોઘાસ્ત્ર છે. જોકે તે દિવસોમાં મારી આ સમજ અને કદર નકરી બૌદ્ધિક ભૂમિકાએ જ હતી. એને સામાજિક સ્તર પર કારગત સંગઠિત રૂપ આપતો સંકલ્પ ત્યારે ન હતો.

અલાબામામાં મોન્ટગમેરી ખાતે ૧૯૫૪ માં હું પાદરીની હેસિયતથી ગયો ત્યારે મને લગીરે અણસાર નહોતો કે અહિંસક પ્રતિકાર પ્રયોજી શકાય એવી કોઈ કટોકટી સાથે મારે સંકળાવાનું આવશે. વરસેક ત્યાં રહ્યો હોઈશ, એવામાં બસ–બહિષ્કાર આરંભાયો. મોન્ટગમેરીના વતનીઓએ, બસોમાં અપમાનભર્યા અનુભવોને અન્તે ધીરજ ખૂટી જતાં વ્યાપક અસહકારનો તરીકો અજમાવીને સાચા અર્થમાં મુક્ત થવાનો પોતાનો નિર્ધાર જાહેર કર્યો. એને સમજાઈ ચૂક્યું હતું કે તિરસ્કૃત અવસ્થામાં બસમાં બેસવા કરતાં શેરીમાં ઉન્નત શિરે ચાલવું વધુ સંમાનપૂર્ણ છે પ્રતિકારના પ્રારંભિક તબક્કામાં એમના મોવડી તરીકે ફરજ બજાવવાનો એ લોકોએ મને અનુરોધ કર્યો. આ જવાબદારી સ્વીકારતાં, સભાનપણે કે અભાનપણે મારા મનમાં ઈસુનું ગિરિપ્રવચન અને અહિંસક પ્રકારની ગાંધી–પદ્ધતિ રમી રહ્યાં. અમારી ચળવળમાં આ સિદ્ધાંત દીવાદાંડી સમો બની રહ્યો. ઈસુએ પ્રેરણા ને ભાવના પૂરી પાડી, ગાંધીએ પદ્ધતિ

અહિંસાના પ્રશ્નમાં મોન્ટગમેરીના આ અનુભવે, મેં વાંચેલાં બધાંયે પુસ્તકો કરતાં વિશેષ સ્પષ્ટતા આપી, કાળના વહેવા સાથે અહિંસાના સામર્થ્યમાંની મારી શ્રદ્ધા દૃઢાતી ગઈ. એક બુદ્ધિસંમત તરીકા કરતાં અહિંસા મારે મન કંઈક વિશેષ બની ગઈ—વિશિષ્ટ જીવનરીતિ પરત્વેની જાણે સમર્પિતતા. અહિંસાને લગતી જે કેટલીયે બાબતો બૌદ્ધિક રીતે હું સુલઝાવી શક્યો નહોતો તે હવે પ્રત્યક્ષ વ્યવહાર દ્વારા ઊકલતી ચાલી

ભારતયાત્રાના સુયોગે મારા પર અંગત રીતે ઘેરી છાપ પાડી. આઝાદી માટેના અહિંસક સંગ્રામનાં આશ્ચર્યભર્યાં પરિણામોને નજરોનજર નિહાળ્યાથી મેં નવપ્રાણનો સંચાર અનુભવ્યો. હિંસક આંદોલન પછી દેખા દેતી ઘૃણા ને કટુતા ભારતમાં ક્યાંયે ન જણાઈ, જોવા મળ્યું તે તો રાષ્ટ્રકુટુંબની અંદર સંપૂર્ણ સમાનતાની ભૂમિકાએ ભારત અને બ્રિટનની મૈત્રીનું વિરલ દૃશ્ય.

અહિંસા રાતોરાત ચમત્કાર કરી નાખશે તેવી કોઈ છાપ ઉપસાવવાની મને મુદ્દલ ઇચ્છા નથી. માણસને એના બંધાઈ ચૂકેલા માનસિક ઢાંચાની બહાર સહેલાઈથી આણી શકાતો નથી; એના પૂર્વગ્રહો કે અબૌદ્ધિક લાગણીઓ પણ ક્ષણવારમાં દૂર કરી શકાતી નથી. 'રહિતો'

સ્વાધીનતા માગે છે. ત્યારે 'સહિતા'નો પ્રથમ પ્રતિભાવ કટુતા અને ધરાર પ્રતિકારનો હોય છે. અહિંસક ઢબે આ માગ રજૂ થઈ હોય તોપણ સામેથી શરૂશરૂમાં તો આવો જ ઉત્તર મળવાનો. મને ખાતરી છે કે મોન્ટગમેરીમાં અને સારાયે દક્ષિણ અમેરિકામાં વસતા ગોરા ભાઈઓમાંના સંખ્યાબંધ લોકો હજુયે નીગ્રો નેતાઓ પ્રત્યે કટુતાભર્યું મનોવલણ ધરાવે છે આ નેતાઓએ પ્રેમ અને અહિંસાનો રાહ સ્વીકાર્યો છતાં પણ અહિંસક અભિગમ એને અંગિકૃત કરનારના હૃદય અને આત્મા પર જરૂર અસર નિપજાવે છે. એ એમને એક નવું જ આત્મગૌરવ અર્પે છે. તેઓ પોતેય જેનાથી આજ દિન તક અજાણ્યા હતા એવા અભય સામર્થ્યના સ્રોતને તે એકાએક પ્રવહમાન કરી મૂકે છે. અને અંતે, પ્રતિપક્ષીના આત્માને તે એવી રીતે આંદોલિત કરે છે કે સમાધાન વાસ્તવિકતા બની રહે.

૩

આંતરરાષ્ટ્રીય સંબંધોમાં અહિંસાત્મક પદ્ધતિની આવશ્યકતા હું તાજેતરમાં પ્રીછતો થયો છું. આ પહેલાં રાષ્ટ્ર–રાષ્ટ્ર વચ્ચેના સંઘર્ષમાં એની કારગતતા વિષે મને પ્રતીતિ થઈ નહોતી ત્યારે હું એવું માનતો કે યુદ્ધ ભલા મોટા રીતે શુભ ન હોય તોયે અનિષ્ટના વિકાસ અને પ્રચારને અવરુદ્ધ કરનારો નિષેધાત્મક શુભ તો એ હોઈ શકે. ભલે ને એ ભેંકાર હોય, પણ સર્વસત્તાવાદી શાસનને શરણે જવા કરતાં એની પસંદગી કરવી સારી પણ હવે હું માનું છું કે આધુનિક શસ્ત્રાસ્ત્રોની પ્રલયંકર સંહારતાએ યુદ્ધ દ્વારા નિષેધાત્મક શુભ સિદ્ધ કરવાની શક્યતા રહેવા દીધી નથી. માનવજાતને જીવવાનો અધિકાર છે એવું આપણે કબૂલતા હોઈએ તો યુદ્ધ અને સંહારના વિકલ્પની ખોજ કરવી રહી. અહિંસા અથવા અન–અસ્તિત્વ : અવકાશયાનો અને નિયન્ત્રિત પ્રક્ષેપાસ્ત્રોના આપણા યુગમાં આ બે વચ્ચે જ પસંદગી હોઈ શકે.

હું કંઈ સિદ્ધાંતે જ શાન્તિવાદી નથી પણ ચોકકસ સ્થિતિસંજોગમાં અલ્પતર અનિષ્ટો લેખે શાંતિવાદી વલણ લેવાનું શીખતો વાસ્તવલક્ષી શાંતિવાદ અપનાવવાની મારી કોશિશ છે. શાન્તિવાદી નહીં તેવો ખ્રિસ્તી જે નૈતિક દ્વિધાગ્રસ્તતામાંથી પસાર થાય છે તેનાથી મુક્ત હોવાનો મારો દાવો નથી પણ મને એ બાબત લવલેશ અવઢવ નથી કે માનવસમાજને માથે આણ્વિક સર્વનાશનો ભય તોળાતો હોય ત્યારે ચર્ચ મૂક સાક્ષી બનીને બેસી ન રહી શકે. ચર્ચ પોતાના ધ્યેયને અંગે સાચદિલ હોય તો એણે શસ્ત્ર-દોટને થંભાવવાનું એલાન કરવું જ રહ્યું.

વીતેલાં વર્ષોની વ્યક્તિગત યાતનાઓનો પણ મારી વિચારણાને એનું આજનું રૂપ આપવામાં ફાળો છે. રખે ને કશીક ગેરઅસર ઊભી થાય એવી દહેશતથી એનો ઉલ્લેખ કરતાં હું સદાયે અચકાઉં છું. પોતાની તાવણી ને યાતનાને જ આઠ પહોર ગા ગા કરતી વ્યક્તિ શહીદ-ગ્રન્થિ ધરાવવા માંડે એવો ભય છે, અને એ જાણીબૂઝીને સહાનુભૂતિ જન્માવવા મથતી હોય એવી છાપ ઊભી થાય તે વધારામાં. શક્ય છે કે સ્વાર્પણમાંયે વ્યક્તિ સ્વકેન્દ્રિત હોય તેથી જ તો આત્મત્યાગનો ઉલ્લેખ કરતાં હું આનાકાની અનુભવું છું. તેમ છતાં, આ નિબંધમાં એ મામલો છેડવાનું મને કેટલેક અંશે વાજબી લાગે છે તે એની મારી વિચારણા પર પડેલી અસર સમજાવવાના હેતુસર જ.

છેલ્લાં થોડાં વર્ષોમા મારા નીગ્રો બાંધવોની મુક્તિ માટેના સંઘર્ષમાં પ્રવૃત્ત થયો ત્યાર પછી નિરાંતનો દહાડો મેં જવલ્લે જ જોયો છે. અલાબામા અને જ્યોર્જીનાં બંદીઘરોમાં બાર બાર વખત કેદનોવ લહાવો મેં લીધો છે. બે વાર તો ઘર પર બૉંબ પણ પડેલા. મને અને મારા કુટુંબને મોતની ધમકી ન અપાઈ હોય એવો એકાદ દિવસ માંડ વીતતો હશે. એટલે મારો ખુડદો થઈ જશે એવી સતામણી મેં અનુભવી છે, એવું કહું તો તે અક્ષરશઃ સત્ય છે. મારે કબૂલવું જોઈએ કે કેટલીક વાર તો આટઆટલો બોજ હું વહન નહીં કરી શકું એવું મને લાગ્યું છે અને નિરાંતની જિંદગી તરફ પાછા ફરવાનો મોહ પણ થઈ આવ્યો છે. પણ આવું પ્રલોભન થઈ આવ્યું ત્યારે ત્યારે મારા નિર્ધારને કોઈક તત્ત્વે દઢાવ્યો છે. હવે હું શીખ્યો છું કે એની ધૂંસરી આપણે ખભે લઈ લઈએ છીએ તે જ પળે પ્રભુનો બોજ હળવો બને છે.

આ નિજી કસોટીઓએ મને અકારણ પ્રાપ્ત થતી યાતનાઓની મૂલ્યવત્તા પણ પ્રબોધી છે યાતનાઓ વધતી ચાલી તેમ તેમ મને સમજાયું કે આ પરિસ્થિતિમાં હું બે જ રીતે વર્તી શકું–કટુતાભર્યા પ્રત્યાઘાતને માર્ગે કે

પછી યાતનામાત્રને સર્જક પરિબળમાં રૂપાંતરિત કરવાને રસ્તે. મેં બીજો રસ્તો પસંદ કર્યો છે. કટુતામાંથી ખુદને બચાવવાના હેતુસરે કેમ ન હોય, નિજને ઊર્ધ્વલક્ષી મોડ આપવાના અવસર તરીકે જ મેં આ અંગત તાવણીને પ્રમાણી છે અને અત્યારે પ્રવર્તતી કમનસીબ પરિસ્થિતિમાં પીડિત જનોના વ્રણને રુઝવવા સારુ એને નિયોજી છે. છેલ્લાં વર્ષો હું એવી પ્રતીતિથી જીવ્યો છું કે અકારણ વેઠવી પડતી યાતનાઓ આખરે તો પાપશામક છે. ક્રોસ કેટલાકને વિઘ્નકર લાગે છે, કેટલાકને એમાં મૂર્ખતા ભાસે છે, પણ પૂર્વે હતી એથીયે અદકેરી ખાતરી આજે મને છે કે એ સામાજિક ને વૈયક્તિક મોક્ષ માટેની ઈશ્વરી શક્તિ છે. તેથી જ તો સંત પૉલની જેમ નમ્રતા છતાં ગૌરવથી કહું છું 'પ્રભુ ઈસુના ઘાવ મારે શરીરે છે'.

છેલ્લાં થોડાં વરસ દરમ્યાન સંત્રસ્તતાની જે પળો-માંથી હું પસાર થયો છું તેણે મને ઈશ્વરની વધુ નિકટ આણ્યો છે. પૂર્વે કદીયે નહોતી એટલી દૃઢ પ્રતીતિ મને વ્યક્તિ–ઈશ્વરની વાસ્તવિકતાની થઈ છે. ભૂતકાળમાં આ ખ્યાલ મારે મન ધર્મશાસ્ત્રીય અને દાર્શનિક રીતે સંતોષ આપતાં તાત્ત્વિક દ્રવ્યથી ભાગ્યે જ કંઈક વિશેષ હતો. પણ હવે તો એ રોજિંદી ઘટમાળમાં સિદ્ધ થતી આવતી વાસ્તવિકતા છે. તાજેતરનાં વર્ષોમાં ઈશ્વર જાણે કે મારી અનુભૂતિમાં હાજરાહજૂર ન રહ્યા હોય! એકલ-વાયા દિવસો અને ગમગીન રાતો દરમ્યાન અંતરના ઊંડાણમાંથી એક અવાજ મને સંભળાયા કર્યો છે: 'હું તારી સાથે હોઈશ.' ભય અને હતાશાની શૃંખલાએ મારા પ્રયાસોને અગતિક બનાવ્યા હોય ત્યારે એ વિષા-દયોગને આશાથી થનગનતી મનોભૂમિકામાં પલટી નાખતું ઈશ્વરી સામર્થ્ય મેં સાક્ષાત્ અનુભવ્યું છે. મારી એ પ્રતીતિ છે કે સમગ્ર વિશ્વની નિયંત્રક શક્તિ ને ગતિ પ્રેમમયી છે, સત્ય માટેની મથામણમાં માનવનું સંગી સમગ્ર વિશ્વ છે. જગતની દેખીતી કઠોરતાઓની ઓથે એક ઉદાત્ત શક્તિ રહેલી છે. આ ઈશ્વર વ્યક્તિરૂપ છે. એમ કહું છું ત્યારે અન્ય પદાર્થોની જેમ એને સીમાબદ્ધ કરવાનું કે માનવવ્યક્તિત્વની મર્યાદાનું એનામાં આરો-પણ કરવાનું મને અભિમત નથી. આપણી ચેતનામાં જે કંઈ ઉદાત્તસુંદર છે તે પરિપૂર્ણ રૂપે એનામાં હોવાની વાત હું કરવા ચાહું છું. બેશક માનવવ્યક્તિત્વ સમર્યાદ છે. પણ તેથી વ્યક્તિત્વ પોતે કરીને મર્યાદિત જ હોય એ અનિવાર્ય નથી. વ્યક્તિત્વ એટલે આમ તો, આત્મ-ભાન અને આત્મનિર્દેશન. એટલે ઈશ્વર યથાર્થમાં જીવંત ઈશ્વર જ હોય : માનવહૃદયની ઊંડેરી આરતનો પડઘો પાડતી લાગણી કે ઇચ્છા એનામાં છે જ. આ ઈશ્વર માનવીના હૃદયમાં પ્રાર્થના જગવે છે અને એનું અનુ-રણનેય એ જ કરાવે છે.

વીતેલો દસકો ભારે રોમાંચક છે. તંગદિલી અને અનિશ્ચિતતાઓ છતાં આ ગાળામાં, કશોક અર્થગંભીર કહી શકાય એવો આકાર નીપજી રહ્યો છે. શોષણ અને દમનની પુરાણી પ્રથાઓ ઉચાળા ભરી રહી છે. ન્યાય અને સમાનતાની નવી પરિપાટીનો પ્રાદુર્ભાવ થઈ રહ્યો છે. સાચું કહું છું, જીવ્યું સાર્થ લાગે એ, બરનો આ જમાનો છે. ભાવિને અંગે હું નિરુત્સાહ નથી. કબૂલ કે ગઈકાલનો સરળ આશાવાદ આજે નથી. કબૂલ કે જીવનના અશાંત સમંદરના ઘૂઘવતા ઉછાળા વચ્ચે કિંકર્ત-વ્યમૂઢ કરી દેતી વૈશ્વિક કટોકટી અત્યારે છે. પણ કટોકટી માત્રને એનાં જોખમો ને મોકા બંને હોવાનાં. એ ઉગાર: અગર સંહાર બેય આણી શકે. દિગ્ભ્રાન્ત અંધારભર્યા આ સંસારમાં માનવહૃદય પર ઈશ્વરનું શાસન પ્રવર્તો રહો.

*

# પુષ્પાંજલિ

## બીજો સૂરજ

"Dr. Jayant khatri passed away last night–Pushpa."

"૭ મી જૂનના ખરા બપોર ઢળી ગયા પછી સાંજ તરફ સૂરજ દોડતો હતો, ત્યારે મને તાર મળ્યો. ઘડી-ભર વાત જ માન્યામાં ન ઊતરી અને ઊતરી ત્યારે તન અને મન બન્ને રડી ઊઠ્યાં...

અર્વાચીન વાર્તાકલાના પ્રખર અભ્યાસી અને પ્રતિભાસંપન્ન કસબીની અણચિંતવી વિદાયથી ગુજરાતી વાર્તાસાહિત્ય વધારે પાંગળું બન્યું, અને વાર્તાકારોએ હમદમ અને ખેલદિલ, પનોતો સાથી ગુમાવ્યો. એનો અફસોસ એટલા માટે થાય કે આ ખોટ પૂરવાની રાહ જોતા જોવામાં જ કદાચ આ યુગ પણ પૂરો થઈ જાય તો નવાઈ નહીં...

આજથી આશરે પચીસેક વર્ષ પહેલાં જ્યારે બકુલેશ અને જિતુભાઈએ ગુજરાતી નવલિકાને નવું સ્વરૂપ આપવાના પ્રયત્નો રૂપે, તે વખતના નવલિકાના પ્રચલિત સ્વરૂપને પલટાવવાના અનેક પ્રયોગો કર્યા તે અરસામાં ડૉ. ખત્રી, માત્ર બકુલેશ અને અમૃતલાલ-ભાઈએ શરૂ કરેલા એક સામયિકનું સુશોભન કામ જ સંભાળતા હતા. વાર્તાકાર તરીકે તેમનો જન્મ પણ નહોતો થયો. માટુંગામાં અઠવાડિયે દર શુક્રવારે થોડા વાર્તાકારો ભેગા થઈને ચર્ચાઓ કરતાં. તેમાં ડૉ. ખત્રી પણ બકુલેશ સાથે નિયમિત હાજરી આપતા. ભલે એ વખતે તેમણે સર્જનાત્મક ફાળો ગુજરાતી વાર્તાકલાને નહોતો આપ્યો પણ બકુલેશ સાથે રહીને ટૂંકી વાર્તા, એની કલા અને આયોજન વિષે એમણે ખૂબ ખૂબ વાંચ્યું અને વિચાર્યું હતું. એટલું જ નહીં પણ ટૂંકી વાર્તાના શિલ્પીઓ અને આશકો સાથે એમણે કલાકો સુધી ચર્ચાઓ પણ કરી હતી. આ બેઠકમાં એક વખત કોઈએ સહેજ ટકોર કરી હતી કે જયંત ખત્રીએ એક પણ વાર્તા નથી લખી તો શા માટે તેણે આ મીટિંગમાં આવવું જોઈએ...પરિણામે એ જ રાત્રે જયંતભાઈએ પહેલી વાર્તા..."વરસાદની વાદળી" લખી.

આમ ગુજરાતના વાર્તાજગતમાં ડૉ. જયંત ખત્રી એક સુખદ અકસ્માત બની ગયા.

ટૂંકી વાર્તામાં જિન્દગીની નક્કર વાસ્તવિકતાના દર્શનને આવશ્યક ગણીને એનું મહત્ત્વ સ્થાપિત કરી ડૉ. ખત્રીએ ગુજરાતી નવલિકા આડેનો મોટો અવરોધ-અંતરાય દૂર કર્યો પચીસ વર્ષ પહેલાંના યુગમાં અરુચિકર લાગે તેવાં પણ જિવાતા જીવનનાં વાસ્તવિક ચિત્રો પોતાની કૃતિઓમાં રજૂ કરી, આઘાત દ્વારા ચિંતનની શુદ્ધિ પ્રાપ્ત કરવાનો આયાસ તેમણે કરેલો. આધાર વિનાની કલ્પના, ખોટી લાગણીઓનું ગૂંગળાવી નાંખે તેવું દબાણ, દંભ અને પોકળ પાંડિત્યની ઝાકઝમાળથી છલકતાં તે સમયનાં સર્જનો સામે તેમણે સામાજિક પરિસ્થિતિમાંથી સાહજિકપણે આકાર લેતી અને વૈવિધ્ય પામતી લાગણીઓનું ઉગ્ર અને રુક્ષ દર્શન સાહિત્યમાં રજૂ કર્યું. જિન્દગી અને કલાનું નિરૂપણ કરવાની તેમની શૈલી માત્ર ઉપરછલ્લી જ નથી; એ તો કોઈ અગોચર ખૂણામાં આકાર લેતી ભાવસૃષ્ટિના જીવનના તાણાવાણા ભેદીને જીવનતત્ત્વોના મિજાજ અને મૂળ લઈ આવ્યા સિવાય ન જંપે. તેમના બે વાર્તાસંગ્રહો "ફોરાં" અને "વહેતાં ઝરણાં" વાંચતાં જ ખ્યાલ આવી જાય કે એમના ચિંતનની ખુમારીમાં, એમની દૃષ્ટિની સચોટ-વેધકતામાં, એમના કથનની હિંમતભરી પ્રમાણિકતામાં અને તેમની અભ્યાસુ આધુનિકતામાં ગણતરીબાજ ગુજરાતને પચાવવું ભારે થઈ પડે તેવું ગજબનું નગ્ન સત્ય એમણે સંગોપ્યું છે. અમુક અમુક વર્તુળોમાં વગોવાઈ ગયેલી તેમની આગવી વિચિત્રતા; ખરી રીતે તો વિચિત્રતા જ નહોતી પરંતુ તેમનું સ્વસ્થ અને ઊંડા અભ્યાસ અને અતિનિકટના જનસંપર્કને લીધે પ્રાપ્ત થઈ શકેલું, વેધક દૃષ્ટિવાળા પ્રયોગશીલ અને વિશિષ્ટ મૌલિક સર્જનનું સામર્થ્ય જ હતું. આ વિશિ-ષ્ટતાને જ વિચિત્રતા કહેવાતી હોય તો એ કહેનારા પાસેથી વધારે શી આશા રાખી શકાય ? આ સામર્થ્ય-વાન સર્જકની કલમનો જાદુ ટૂંક સમયમાં જ જિજ્ઞાસુઓ

પાસે ત્રીજા સંગ્રહ "ખરા બપોર" સ્વરૂપે આવી રહ્યો છે……

……દિવસના છેલ્લાં અજવાળાં ધૂંધળી ક્ષિતિજ પર ઝિલમિલાતા સૂર્યાસ્તની રૂહ જોતાં તોળાઈ રહ્યાં હતાં.. મારી નજર ત્યાં ખીલો બનીને ખોડાઈ રહી. આકાશના વિશાળ ફલક પર જાતજાતના રંગો ફેલાઈ ને વિલાતા જતા હતા …

ટૂંકી વાર્તામાં ક્યાક, કશુક "હોવું જોઈએ" કે 'ન હોવુ જોઈએ'નાં નિયંત્રણોને આંધળી રીતે તાબે ન થનાર આ અલગારી મિજાજના કથાકારની માન્યતા કે, "જેમાં વિશિષ્ટ અનુભૂતિ વ્યક્ત થતી હોય એવું કોઈપણ લખાણ નવલિકા હોઈ શકે. ઘટના હોય, એનો અંશતઃ અથવા સપૂર્ણ લોપ થતો હોય, માનવી એક અદકેરા પાત્ર તરીકે પણ ક્યાંય ન દેખાતું હોય, સંવાદ ન હોય, અરે વ્યાકરણ ન હોય તોય ચલાવી લેવાય. પણ એકમાત્ર અનુભૂતિની સચોટ ચોટ હોય તો તે એક અદ્ભુત નવલિકા હોઈ શકે છે."

ડૉ. ખત્રીની બધી જ વાર્તાઓ પોતપોતાની રીતે નિઃશંક નિરાળી તો છે જ. છતાં પણ "ફોરાં"ની "અમે બુદ્ધિમાનો," "લોહીનું ટીપુ" "કાળો માણસ," 'આનંદનું મોત," "અવાજ–અજવાળાં" તેમજ "વહેતાં ઝરણાં"ની "ખીચડી," "હું, ગંગી અને અમે બધાં," "વાંસળી," "પતંગનું મોત," "તેજ, ગતિ અને ધ્વનિ," અને "દરવાજા બહારની દુનિયા" એ અનન્ય કૃતિઓ છે. પ્રગટ થયેલા બંને સંગ્રહમાં સમાવાયેલી વાર્તાઓમાં સર્વશ્રેષ્ઠ વાર્તા "તેજ, ગતિ અને ધ્વનિ" (વહેતાં ઝરણાં) અને બીજી 'આનંદનું મોત' (ફોરાં) આવી શકે…"આનંદનું મોત"માં વાર્તાના મરીઝ નાયક માટે, અસાધ્ય ગણાતા ક્ષયના રોગમાંથી મુક્તિ નહીં પણ હોસ્પિટલમાંથી મુક્તિ એ આનંદનો વિષય બની રહે છે. એ આનંદનો ભાવ એની જાગૃતિની દરેક પળ પર કબજો જમાવે છે. પરિણામે રોગની વેદના, કમજોરી, માનસિક થાક અને વ્યક્તિગત સંબંધોના અસાહજિકપણાના આઘાત માત્ર આનંદના ભાવમાં જ વ્યક્ત થાય, અન્ય ભાવો પોતાની ઓળખ ગુમાવી બેસે એવી નિઃસહાય પરિસ્થિતિ ઊભી થાય. છેવટે જિંદગીની છેલ્લી પળની મૂંઝવણ પણ આનંદના ભાવને પકડી રાખે! આનંદનો ભાવ એક obsession–એક ભયંકર અણગમો – થઈ પડે એટલી હદે સુધી એનો અતિરેક થાય. કેટલાક – અથવા મોટા ભાગના આનંદ–અનુભવો 'એમની લીલી,' ચળકતી પાતળી સપાટી નીચે કેટલા કરુણ હોય છે એનું આ સચોટ ચિત્ર છે. આ વાર્તાનાં ખાસ લક્ષણો તરીકે વસ્તુનાવિન્ય, અસ્ખલિત પ્રવાહ અને એની compactness છે જ્યારે 'વહેતાં ઝરણાં'ની "તેજ, ગતિ અને ધ્વનિ"નો મિજાજ અલગ છે. ભાંગી પડેલી સામંતશાહીના વૈભવ અને સમૃદ્ધિના અવશેષ જેવાં એ કથાનાં પાત્રોની જિંદગીમાં નવીન મુશ્કેલીઓએ ઉપજાવેલી વિષમ સ્થિતિ, કરુણ નિઃસહાયતા ઊભી કરી રહે છે. વાર્તાની નાયિકા કસ્તૂરી નામની યુવતી જીવનનો ઉલ્લાસ ભોગવવા માટે કેટલી બધી ઝંખી રહી છે! છતાં એ એના યૌવનનાં ઉન્માદભર્યાં દિવાસ્વપ્નોને કોણ શીર્ણ-વિશીર્ણ બનાવી દેતું હશે? કસ્તૂરીનો પ્રતાપી પિતા વજેસંગ જમાનાની તાકાતે એની પાણીદાર ઉત્સાહશક્તિ અને તેના રાજપૂતી પૌરુષને કેવું પરાવલંબી અને નિર્બળ બનાવી દીધું છે…જ્યારે પોતાના ઐશ્વર્ય, સત્તા અને સમૃદ્ધિ વચ્ચે ભવ્ય પ્રતિભાને ઝળકાવવા ઉપરાંત પણ એક રીતે વિધુરનું અટૂલું અને ખાલીખમ જીવન જીવી રહેલા પ્રસાદજીની વૃત્તિઓના આલેખનમાં ડૉ. ખત્રીની કલમે કેવું ચોટદાર અને ચમત્કૃતિપૂર્ણ કલાદર્શન કરાવ્યું છે! નવલિકાનો મૂળ આત્મા જ ભવ્ય પાત્રોનાં જીવનની વૃત્તિઓને પલટાતાં યુગબળો અને સામાજિક મૂલ્યોની અસરમાં આવીને કેવી અસહાય કરુણાભરી દર્દનાક સ્થિતિના શિકાર બની જવુ પડે છે, એ જ છે.

ડૉ. ખત્રીની બધી જ વાર્તાઓ માત્ર ગુજરાતની જ નહીં, પણ ભારતના બધા પ્રાંતોની નવલિકાઓની વચ્ચે જુદી જ તરી આવે એવું પોતાનુ આગવું વ્યક્તિત્વ ધરાવે છે. આ વ્યક્તિત્વની પ્રગતિશીલ અને પ્રેરક તાકાત માનવીના દિલની ગમે તેવાં કાળમીંઢ પત્થરોથી ચણેલા દુર્ગ જેવી દીવાલોને આરપાર ભેદતી બહાર નીકળી જતી હોય છે…

સૂર્યાસ્ત પછીની સંધ્યા અંધારાં એકઠાં કરી રહી હતી. ધીરે ધીરે સંધ્યાની રક્તાભ છાયામાં અવસાદભરી શ્યામલતા ઘૂંટાયે જતી હતી. ક્ષિતિજના ઓવારે આચાર્ય એન્દ્રેના ભડકતા લાલરંગની રેખા ઓગળી જવાની રાહ જોતી થંભીને ઊભી રહી ગઈ હતી.

મારી આંખો આડે બાઝી ગયેલો આંસુઓનો અર્ધપારદર્શી પરદો થરથર્યો. એ પરદાની આડશે અનેક ચિત્રો આકાર લઈને ઊભાં થતાં હું જોઈ રહ્યો...

૧૯૮૭–માંડવીના એક છેવાડે વસેલા ભીમાણી ફળિયાના તેમના રહેઠાણથી સમુદ્ર જરા પણ દૂર નથી. હવાની પણ જરાય તંગી ત્યાં ન દેખાય. ત્રણ માળના વિશાળ રહેઠાણમાં તેમનો જમીનદારી ઠાઠથી સજાવેલો અંગત રૂમ સાવ અલગ તરી આવે. સાંગોપાંગ કલાકાર, આત્માની સુરુચિ અને મિજાજનો ખ્યાલ આવતાં એ ઓરડામાં પ્રવેશતાં જ જયંતભાઈની ચપળતાભરી ચમકદાર આંખો અને અખૂટ આત્મવિશ્વાસ ભરેલી કૃશકાયા સહુનું ધ્યાન આકર્ષી લે. તેમના અંગત પરિચયમાં આવ્યાં પછી જ, આ રૂઢિભંજક સર્જકના ઋજુ હૃદયનાં નાજુક સંવેદનો અને ઝિંદાદિલીનો સાચો અંદાજ આવે.

તેમના કૅન્સર દર્દે નજીક ને નજીક આવી રહેલા મૃત્યુની આગાહી તેમના કાનમાં કરી ત્યારે ૧૦મી માર્ચ '૯૮ના રોજ મને તેમનો પત્ર મળ્યો.

"હવે નહીં લખું તો મિત્રદ્રોહ થશે એવું સમજીને લખું છું. મારી તબિયત હવે એ સ્થિતિએ પહોંચી છે કે જ્યાં સુધારો શક્ય જ નથી. એટલે જે આવી રહ્યું છે તેની રાહ જોતો, બને તેટલું સ્વસ્થ મન જાળવી દિવસો વ્યતીત કરી રહ્યો છું. તને આઘાત લાગશે પણ ક્રમે ક્રમે આઘાત દૂર કરજે. અને હું આ નરી વાસ્તવિકતાને Philosophically લઈ રહ્યો છું. તું એ નજરે જોજે તો મને આનંદ થશે. બીજું કશું લખતો નથી. – કશું લખવાનું નથી – ઘણું બધું રૂબરૂ કહેલું છે. બસ...... ..."

પછી મારું ધૈર્ય ન રહ્યું અને ૧૫ માર્ચ ૧૯૯૮ની બપોરે અગાઉથી કશી જાણ કર્યા સિવાય અચાનક જ્યારે હું તેમની પાસે પહોંચ્યો ત્યારે જે પ્યારભર્યું સ્મિત તેમણે કર્યું એ તો કદી નહીં ભુલાય, થોડી ક્ષણોના મૌન પછી ખામોશીનું દબાણ હઠાવતો જયંતભાઈનો સ્વર મારા કાને પડ્યો.

"It is good that you came, Upen" હું સહેજ અસ્વસ્થ બની ગયો. બકુલેશ જ્યારે કમળાની બીમારીમાં સપડાઈને પડ્યા હતા અને ડૉ. ખત્રી તેમને મળવા મુંબઈ ગયા ત્યારે ડૉ. ખત્રીને જોઈને 'બકુલેશ પણ બરાબર આ જ વાક્ય બોલ્યા હતા...પછીના થોડા સમય બાદ તે અવસાન પામેલા...બરાબર દસ વર્ષ પછી એ જ વાક્યનું અનાયાસ પુનરુચ્ચારણ મનના કોઈ એક ખૂણે ભયનો સંચાર કરી ગયું. પણ એવું અશુભ મારે ન વિચારવું જોઈએ એમ મન મનાવીને તેમના રોગની વિગત પૂછવા લાગ્યો. અત્યારની બીમારી કેન્સરનો બીજો હુમલો છે અને લીવર પર Secondary metastatic malignant growth છે તેવી સાચી પરિસ્થિતિની તે વખતે જાણ પામનાર તેમના પરિચિતોમાંથી હું ચોથી વ્યક્તિ મેલિગ્નન્સીનો growth આટલો ખતરનાક તબક્કે પહોંચ્યો છે, તે હકીકતની જાણ પુત્રોને ન થાય એવી ખાસ તકેદારી જયંતભાઈએ એટલા માટે રાખી હતી કે નજીક આવી રહેલી યુનિવર્સિટીની પરીક્ષાઓ બધા સ્વસ્થતાપૂર્વક આપી શકે...આ વાત અત્યારે વિચારતાં મહાભારતના ઇચ્છામૃત્યુનો વર પામેલા ભીષ્મ પિતામહ યાદ આવે.

"હવે તો સુધારાની કોઈ ભ્રમણામાં રહેવું યોગ્ય નથી. જે આવે તેને સ્વીકારી લેવા સિવાય બીજો કોઈ વિકલ્પ નથી રહ્યો"

"તમને કશું જ નથી થવાનું, તમારી આંખોમાં વિન્સેન્ટ વાન-ગૉગનો પીળો રંગ નથી ઝલકતો. મેં કહેલું..."

"તો, તને કયો રંગ દેખાય છે?" સહેજ સ્મિત કરતાં તેમણે પૂછેલું.

"મને આચાર્ય બેન્દ્રેનો લાલ રંગ તમારી આંખોમાં દેખાય છે. પ્રેમનું પ્રતીક લાલરંગ!" અને જયંતભાઈએ તેમનું બાલ સહજ હાસ્ય વેરેલું......

બકુલેશ અને જયંતભાઈ વચ્ચે દસ વર્ષ પહેલાં થયેલી વાતો નવા સંદર્ભમાં અત્યારે જયંતભાઈ અને મારા વચ્ચે થઈ "...તમારી આંખોમાં ઝળકતો આ લાલ રંગ હજી ગુજરાતી વાર્તાસાહિત્યને ઘણું ઘણું આપવાનું સામર્થ્ય સૂચવે છે" "ઉપેન, હું જઈશ તો ગુજરાત રાંડી નહીં પડે. વાર્તાકારના મૃત્યુ સાથે વાર્તા નથી મરી જતી, પણ વાર્તા પોતાની જ ભૂમિની આબોહવાને અવગણીને સિલિંગ ફૅનની સ્પીડ પ્રમાણે ચાલવા લાગે કે સાહજિકતામાંથી છટકીને આત્યંતિકતામાં સરી પડે તો સર્જકના જીવવા છતાંય વાર્તા મૃત્યુ પામે છે. મારો તો દૃઢ વિશ્વાસ છે કે જેની પાછળ જીવનદૃષ્ટિ કરતાં જીવન-

દર્શનને જ મહત્ત્વ અપાયું હોય છે એ જ વાર્તાઓ યાદગાર બની રહે છે...... "

કચ્છ-માંડવીમાં તબીબી વ્યવસાયની સાથોસાથ જાહેરજીવનમાં પણ જયંતભાઈ સક્રિય હતા. લેખકના આગવા ગુણ જેવી એકાન્તપ્રિયતા એમને અકળાવી મૂકતી. તેમનું વલણ સામ્યવાદ પ્રત્યે સવિશેષ હતું– (એના પરિપાક રૂપે તેમની એક નવલકથા 'ચમારચાલ' હપ્તાવાર પ્રકટ થયેલી છે પણ પછી સંજોગવશાત્ પૂરી ન થઈ શકી) આથી મજૂરો અને કામદારો પ્રત્યે તેમની ઊંડી લાગણી હતી. કંડલા બંદર કામદાર મંડળ તેમજ નાવિક મંડળ કચ્છ-માંડવીના પ્રમુખ તરીકે વર્ષો સુધી તેમણે સેવા આપી. ઉપરાંત માંડવી નગરપાલિકાના પ્રમુખ તરીકે રહીને પણ તેમણે જાહેર હિતાર્થે સારો એવો સમય ફાજલ પાડયો હતો.

આમ સર્વતોમુખી પ્રતિભા ધરાવતા ડૉ. ખત્રીને કચ્છની કુંવારી ધરતી પર ગજબની ચાહના હતી. બીજા લોકો જ્યારે હિલ સ્ટેશનો પર સમય ગાળતા હોય ત્યારે જયંતભાઈ કચ્છનાં ગામડાંઓમાં ઘૂમતા હોય, લોકો સાથે ભળી જઈને પોતાના બનાવી દેવાનો અજબ કીમિયો તેમની પાસે હતો. આવા લોહપુરુષની ખોટ કઈ રીતે બરદાસ્ત થઈ શકે? છતાં પણ આંખ સામેની વાસ્તવિક્તા સામે આંખમિચામણાં પણ શકય ન હોય, ત્યારે બીજું કરી પણ શું શકીએ–

....ડૂબતા મથની સંખ્યાનાં સ્થગિત થઈ ગયેલાં
લાગનાં તેજ હવે ઓલવાનાં હતાં, સૂરજ
ક્યારનોય ડૂબી ગયો હતો—દુનિયાનો
અને ગુજરાતી વાર્તાસાહિત્યનો પણ.
ઓલવાતાં અજવાળાં પરથી મારી નજર ખસતી નહોતી...
આચાર્ય મેન્દ્રેના ઘેરા લાલરંગની તેજરેખા પણ ક્ષિતિજને ઓવારે છેલ્લા શ્વાસ ભરી રહી હતી.....
સૂરજની પ્રતીક્ષામાં હજી આખી રાત પસાર કરવાની હતી....
કોણ જાણે છે કે રાત પસાર થશે કે નહીં.. ?
અને બીજા સૂરજની ખોટ પુરાતી જોઈ શકાશે કે નહીં......?

૧૨-૬-'૬૮ ઉપેન ભટ્ટાચાર્ય

## અસ્વસ્થ વિદ્યાસમાજ

યુનિવર્સિટીના વિદ્યાભવનના ડિરેક્ટરનું વિવાદાસ્પદ રાજીનામું, યુનિ. ના રીડરપદે નિયુક્તિ અને વડી અદાલતની નામંજૂરી, પેપર ફૂટ અને પુનઃપરીક્ષણ, કૉલેજની સમયબદલી અને આચાર્યના સંચાલક મંડળમાંના સ્થાનનો મુદ્દા પરત્વે એક કૉલેજના આચાર્યનું રાજીનામું એક, કૉલેજના જોડાણ માટે સેનેટનો બીજીવાર ઇનકાર, ચૌદ-પંદર આચાર્યો અને સૌથી વધુ અધ્યાપકોની હકાલપટ્ટી—આ બધી ગુજરાતના વિદ્યાસમાજની અસ્વસ્થતાનાં ઘૂંઘળાયાં વ્યક્ત થયેલાં, છતાં અંતે તો, સમાજદેહને જ નબળો પાડનારાં ચિહ્નો છે.

ઉપરના બધા બનાવોની ભીતરમાં રહેલો પ્રાણપ્રશ્ન છે તે એ કે વિદ્યાસમાજમાં વિદ્યાધરનું સ્થાન શું? યુનિવર્સિટી–કૉલેજોમાં અધ્યાપકોનું સ્થાન શું? બીજી રીતે કહીએ તો આપણે અધ્યાપકને કયે સ્થાને રાખવા માંગીએ છીએ? કયું સ્થાન આપવા માંગીએ છીએ?

દાકતરો, ઇજનેરો, આર્કિટેક્ટો, કે ચાર્ટર્ડ એકાઉન્ટન્ટો એ બધા જ 'પ્રોફેસન' છે. વ્યવસાય છે, અને તે સૌનાં–પોતપોતાનાં મહાજનો છે, કાઉન્સિલો છે. દરેક મહાજન પોતાના વ્યવસાયમાં પ્રવેશનાં ધોરણો, નિપુણતાની લાયકાતો અને સભ્યોના વર્તાવ અને જવાબદારીની અદાયગી અંગેનાં નિયમનો અને ધોરણો યોજે છે અને પળાવે છે. આ માળખામાં રહીને વ્યવસાયીઓ પોતપોતાનાં વ્યક્તિગત કૌશલ્યને આધારે જ સમાજની વ્યક્તિઓની સેવા બજાવે છે અને પોતાનો નિર્વાહ ચલાવે છે. આ વ્યવસાયો તત્ત્વતઃ વ્યક્તિલક્ષી રહ્યા છે.

આ બધા વ્યવસાયોની માતારૂપ વ્યવસાય છે શિક્ષણ. અને શિક્ષણના વ્યવસાયમાં પહેલાંએતું મંડળ કે મહાજન તે જ યુનિવર્સિટી. આ મહાજન પોતાના વ્યવસાય પૂરતું સ્વાયત્ત હોય. અન્ય વ્યવસાયો કરતાં પણ વિશેષપણે તે વ્યવસાયનાં પ્રવેશપાત્રતા, પ્રાવીણ્ય, અને વર્તાવ, જવાબદારીનાં ધોરણો પ્રયોજે–પાળે–પળાવે.

પરંતુ આ શિક્ષણના વ્યવસાયની વિશેષતા એ છે કે તે પોતાના વ્યવસાયને સમાજોપયોગી અને પ્રજામુખી રાખવા પોતાના મહાજનમાં અન્ય વ્યવસાયો–ક્ષેત્રોના સજ્જનોને આમંત્રે છે, સમાવે છે. બીજી વિશેષતા એ છે કે શિક્ષણના વ્યવસાયીઓ પોતપોતાનો વ્યવસાય વ્યક્તિ

મત આચરતા નથી. શિક્ષકો પોતાનું કાર્ય સમૂહમાં બજાવે તો જ તે સમાજને પોષાઈ શકે. અન્ય વ્યવસાયીઓની જેમ શિક્ષક જ્યારે વ્યક્તિગત સેવા બજાવીને કમાવાનો પ્રયાસ કરે છે ત્યારે તેને અનિચ્છનીય વ્યવહાર ગણાવાયો છે. યુનિ.ઓએ પોતે તો તેને કદી પ્રમાણ્યો જ નથી.

આથી શિક્ષણનો વ્યવસાય સામૂહિક પ્રવૃત્તિ રહી છે. પછી તે યુનિ. હોય કે કૉલેજ. અને આ જ રીતે સમાજ માટે પણ અત્યંત કરકસરભરી રહી છે. આ વ્યવસાય સામૂહિક હોવાથી તેના સંચાલનને માટે વ્યવસ્થા અને સાધનો પણ જોઈએ જ. પણ તે બધાં શિક્ષકને અને શિક્ષણને પૂરક હોય, પોષનારાં હોય અત્યારે કંઈક એવું વર્તાય છે કે આ વ્યવસાય કેન્દ્રોમાં શિક્ષકને બદલે સંચાલન વધુ શક્તિશાળી અને સત્તાશાળી છે—જાણે કે આ વિદ્યાધામોના કેન્દ્રમાંથી અધ્યાપક જ ખસી ગયો છે! યુનિવર્સિટીઓ–કૉલેજો શિક્ષકકેન્દ્રી થતી લાગતી નથી.

શિક્ષણની માંગ વધી હોય તે સંદર્ભમાં અને શિક્ષણપ્રસાર એ રાજ્યની જવાબદારી ગણાતી હોઈ રાજ્ય નાણાં ઠાલવે જતું હોય તે સંજોગોમાં શિક્ષણ સંસ્થાઓનું સંચાલન આર્થિક રીતે લાભકારક, સામાજિકરીતે પ્રતિષ્ઠાદાયી અને રાજકીય રીતે પ્રભાવશાળી એવી આગવી પ્રવૃત્તિ–વ્યવસાય બની રહે છે. આવું સંચાલન કરનારું નિર્વાહસાધન ગમે તે હોય પણ તેની દૃષ્ટિ મહત્ત્વની છે. સંચાલનનો દૃષ્ટિકોણ અને વિદ્યાકીય દૃષ્ટિકોણ પૈકી જે કોણ સવાર થાય તે વિદ્યાક્ષેત્ર અને વિદ્યાસંસ્થાઓને માર્મિક અસર પહોંચાડે છે.

ગુજરાતમાં યુનિવર્સિટી ક્ષેત્રે પણ આ જ પ્રશ્ન ઊપસી રહ્યો છે અને તે જૂજવે રૂપે અભિવ્યક્ત થઈ રહ્યો છે. પડકાર એ આવ્યો છે કે યુનિ. ના વિદ્યાસમાજમાં આચાર્યો–અધ્યાપકો ભેગા મળીને શિક્ષણવ્યવસ્થાને શિક્ષકકેન્દ્રી રાખી શકે છે કે સંચાલનના દૃષ્ટિકોણમાં તેને મારીમચડીને ઠોકી બેસાડવા માંગે છે. શિક્ષકને બિનસલામત, આશ્રિત અને નિર્માલ્ય બનાવીને, એવા શિક્ષક દ્વારા સ્વાભિમાની, સત્યનિષ્ઠ અને નિર્ભય પ્રજા ઘડવાના દિવાસ્વપ્નમાંથી ઝડપભેર આપણે છૂટવું રહ્યું.

રમેશ મ. ભટ્ટ

## ફ્રાન્સ : ક્રાંતિને આરે ?

દ'ગૉલના છેલ્લાં દસ વર્ષના અસ્ખલિત નેતૃત્વ નીચે સધાયેલી પ્રગતિના કારણે આજે ફ્રાન્સ આર્થિક આબાદીના શિખરે પહોંચ્યું છે. આબાદીના પાયા ઉપર એક કુશળ નટની અદાથી દ'ગૉલે ફ્રાન્સને પશ્ચિમ યુરોપમાં કેન્દ્રસ્થાન તથા પૂર્વ અને પશ્ચિમ યુરોપમાં રાજકીય પ્રતિષ્ઠા અપાવ્યાં છે. લૂઈ ચૌદમાને શરમાવે તેવી આપખુદી ભોગવતો દ'ગૉલ સમગ્ર યુરોપનો પિતામહ, માર્ગદર્શક અને યુગદ્રષ્ટા થઈને બેઠો છે.

ફ્રાન્સની આ પ્રતિષ્ઠાને નામશેષ કરતા જે બનાવો, ગયા માસ દરમિયાન, અચાનક અને ઝડપથી બન્યા તેથી સૌને આશ્ચર્ય થયું છે. મોટા ઉલ્કાપાતોની શરૂઆત નાના જણાતાં બનાવોથી થતી હોય છે. માર્ચની ૨૨ મીએ નાન્તેર યુનિવર્સિટીના મથકે વિદ્યાર્થીઓને વિયેટનામના પ્રશ્ન ઉપર સભા ભરવાની પરવાનગી ન અપાઈ અને વિદ્યાર્થીઓનો રોષ પ્રજ્વળી ઊઠ્યો. આ બનાવથી વિદ્યાર્થીઓ અને પોલિસ વચ્ચે અથડામણ પણ થઈ. પણ વધુ ગંભીર બનાવો પારિસની સોરૂબોં યુનિવર્સિટીમાં બન્યા. અહીં પણ વિદ્યાર્થીને સભા ભરવાની પરવાનગી ન અપાઈ અને વિદ્યાર્થીઓના વિરોધ છતાં પોલિસને બોલાવવામાં આવી. મધ્યયુગના–૧૬મી સદીના – દિવસો પછી પહેલી જ વાર સોરૂબોંમાં પોલિસ દાખલ થઈ. મધ્યયુગમાં જ્યારે આવો બનાવ બનેલો ત્યારે પણ તે સમયના વિદ્યાર્થીઓએ તેનો ઉગ્ર સામનો કરેલો. પોલીસ સાથેની અથડામણ પછી વીજળીવેગે બનાવો બન્યા અને વિદ્યાર્થીઓના નેતૃત્વ નીચે ફ્રાન્સની ક્રાન્તિકારી જ્વાળા એક મોટા હુતાશન જેવી પ્રગટી ઊઠી. યુનિવર્સિટી, શાળાઓ, કારખાનાં, બૅન્ક, થિયેટરો, દુકાનો અને સ્ટોરો, છાપાં, બસ, વાહનવ્યવહાર, તારટપાલ બધું જ એકી સાથે સ્થગિત થઈ ગયું. ફ્રાન્સના દોઢ કરોડ કામદારોમાંથી એક કરોડ હડતાળ ઉપર ઊતરી ગયા અને સરકાર હસ્તકનો રેડિયો અને ટેલીવિઝન પણ માત્ર સમાચારો આપવા સિવાય બીજી બધી રીતે બંધ થઈ ગયો. મેની ૧૩મીએ દ'ગૉલની સત્તાપ્રાપ્તિનો દસમો વાર્ષિક દિન હતો. તે દિવસે કામદારો અને વિદ્યાર્થીઓની એક મોટી રેલી યોજાઈ અને પારિસના એક ખૂણેથી બીજે ખૂણે પથરાઈ ગઈ.

આ બનાવો વિશે દ'ગૉલને બિલકુલ ખ્યાલ ન હતો કારણ કે તેની શરૂઆતના સમયે તે રૂમાનિયાની મુલાકાત લઈ રહ્યા હતા. આ મુલાકાત વહેલી પૂરી કરીને તેમણે

# નાની બચત

આપણા
સૌના
સંરક્ષણનું
છત્ર બની
રહે છે....




**નાની બચત**
નાનેરા પ્રયાસોનું મોટેરું પરિણામ

ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાવન, પાલડી, અમદાવાદ–૭

મુદ્રણ–સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ–૧
મુદ્રક–પ્રકાશક–માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ–૭

# વિશ્વમાનવ

૯૧ જુલાઈ ૧૯૬૮

## કવિતા



## પરિસંવાદ : (પૂર્વાર્ધ)



## વૃત્તવિમર્શ



## લેખ



## અનુવાદ



## આત્મવૃત્તાંત



## પુનર્મુદ્રણ

સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂા. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાવન, પાલડી, અમદાવાદ–૭

મુદ્રણ–સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ–૧
મુદ્રક–પ્રકાશક–માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ–૭

વિશ્વમાનવ

૯૧ જુલાઈ ૧૯૬૮

## કવિતા



## પરિસંવાદ : ( પૂર્વાર્ધ )



## વૃત્તવિમર્શ



## લેખ



## અનુવાદ



## આત્મવૃત્તાંત



## પુનર્મુદ્રણ

# બે બંગાળી કાવ્યો

અનુ : ભોળાભાઈ પટેલ

## નીરા માટેની કવિતાની ભૂમિકા :

આ કવિતા માટે કોઈ નથી, માત્ર તું નીરા—
આ કવિતા મધ્ય રાત્રે તારા એકાન્ત મુખને લક્ષ્ય
 કરે છે—

ઊંઘમાંથી એકાએક જાગી ઊઠી ટિપૉય પરથી
પાણી પીવા જતાં, જીભ કરડીને, ક્ષણેક તું વિચારીશ,
કોણ તને સંભારી રહ્યું છે, આટલી રાતે?—ત્યારે મારી
આ કવિતાની પ્રત્યેક લાઈન, શબ્દ, અક્ષર, કૉમા, ડેસ,
રેફ દોડી રહ્યાં છે, તારાભણી, તારા
અડધા ઊંઘતા નરમ ચહેરાની ચારે બાજુએ, વાંકડિયા
કેશે અને
બિછાનાની આસપાસ, મારા નિશ્વાસની જેમ નિઃશબ્દ
આ શબ્દો.

આ કવિતાનો પ્રત્યેક અક્ષર ધનુર્ધારીના બાણોની જેમ
માત્ર તારે જ માટે છે, તેઓને માત્ર તને જ વીંધતાં
આવડે છે–

તું બીશ નહિ, તું તારે ઊંઘ, હું બહુ દૂર છું.
મારો ભયંકર હાથ તને અડશે નહિ, આ મધરાતે
મારું જાગી ઊઠવું એ અસંભવિત છે, ઉષ્ણતા, તીવ્ર
આકાંક્ષા અને
દબાયેલા આર્ત્તરવ તને ભય પમાડશે નહિ – મારો સંપૂર્ણ
આવેગ માત્ર મીણબત્તીના પ્રકાશની જેમ ભદ્ર હિમ,
તારા ઓશિકાની પાસે આવશે શબ્દ અને અક્ષરની
કવિતામાં,
એ તને ચુંબન કરશે
તોયે તને ખબર પડશે નહિ,
તેઓ તારી સાથે આખી રાત સતા રહેશે
એક બિછાનામાં—તોયે તું જાગી નહિ જાય,
સવાર વેળાએ તારા પગ પાસે
મરેલા પતંગિયાની જેમ તે આળોટશે. તેમનો
આત્મા ભળી જશે
તારા શરીરના પ્રત્યેક રંધ્રમાં, સદાને માટે.
બહુ દિવસો પછી તારી સાથે મારો [illegible] ઝરણાના
પાણીની જેમ
હસી ઊઠશે કંઈ જાણ્યા વિના...નીરા, હું તારા આવા
સુંદર મુખ ઉપરનો વાંકો ચાંલ્લો જોયા કરીશ. હું
બીજી વાત બોલતી વેળાએ તારા પ્રફુલ્લિત ચહેરાને
લાડ કરીશ મને મને.
માણસથી ભર્યા ઘર વચ્ચે હું મારી વિશિષ્ટ દૃષ્ટિએ
તારા ભણી જોઈ રહીશ.
તું જાણી નહિ શકે કે તારા સંપૂર્ણ શરીરમાં ભળી
ગયો છે,
મારી એક અત્યંત વ્યક્તિગત કવિતાના પ્રત્યેક શબ્દનો
 આત્મા.

સુનીલ ગંગોપાધ્યાય

## આ વેળા થશે નહિ ભૂલ

પ્રેમ, એકવાર તારે પણ મારે આંગણે આવવું પડશે,
હું ઘરમાં અંધારું કરીને બેઠો છું;
આ વેળા આવીશ ના તું ભિક્ષુકની જેમ, તું તો
રાજકુમાર
કરાઘાત કરજે બંધ દ્વારે—એક વાર, બે વાર ત્રણ વાર.

હું જવાબ નહિ આપું પહેલાં તો કદાચ, કદાચ અભિમાન
કંઠરોધ કરે, દેહમન ઉચાટમય બને, તું
જાણતો નથી સ્વજનો છોડી ગયાં છે મને, હું
આ સંગીહીન લોકોની ભીડમાં
બેઠો છું, વિચારું છું—તે જ તું આવ્યો,
તો પછી શા માટે આટલો મોડો?
માતૃહીન બેઠો છું એકલો
મૃદુ ચરણે આવીશ ના પ્રેમ, એકદમ દસ્યુની જેમ આવ,
આળસમાં જો હું ન જાગું પ્રિયતમ, પાછો ન જઈશ,
આ વેળા દરવાજો ભાંગીને જો :

પાનના કાળા ડાઘની જેમ
આ વેળા મારા હોઠે યૌવન લાગી રહ્યું છે કે નહિ,
કહે છે કે બહુ મોડું થઈ ગયું છે,
ઔષધના જેવી તીવ્ર વાસ આવે છે કે મારા શરીરમાંથી?
કહે છે કે બહુ મોડું થઈ ગયું છે,
તોપણ જો મળે જવાબ મળે—
પુરાણા સ્નેહીની જેમ ખભે હાથ રાખ
પુરાણા સ્નેહીની જેમ હાથે હાથ રાખ—
આ વેળા થશે નહિ ભૂલ,
હું બરાબર જીવી ઊઠીશ, જાગી ઊઠીશ—અને તારા
મહિષની પીઠે ચઢી ધૂળવાળા પગે
ચાલ્યો જઈશ વ્યાકુળ કો ગોવાળિયા જેમ.

કુમાર મુખોપાધ્યાય

# નિજલીલા

સ્નેહરશ્મિ

૧

## બિલ્લી ને પારવતી

ટેબલ ઉપર શીશી—
સામી સ્ટ્રીટે વીશી.
વીશીમાં તો રસ ને પોળી
શીશી કોકે ઢોળી
છલકે રસની ગોળી.

કૂતરો સૂંઘતો ગોળી જાય,
ચૂલા મહીં મીની વિયાઈ.
કૂતરે લીધી ખાલી શીશી,
મીનડાં દોડે જડબાં ભીંસી.

પીરસણીઆને વાગી રેલ,
જમનારા ચડયા રવેશ,
કૈલાસ છોડી આવ્યાં દોડી
ઉમા મહેશ.
ચાટી ચાટી મૂછાવે બિલ્લી
પારવતીના કેશ!

૨

## ૐ પોલંપોલ!

આસોપાલવનાં લીલાં પાન—
તરે હવામાં કોકિલાનાં ગાન.
ગાન ઓઢી મેડક કરે ડ્રાઉં ડ્રાઉં—
ઉંદરને વ્હાલ કરી મીની કરે
મ્યાઉં મ્યાઉં મ્યાઉં.
'ડ્રાઉં મ્યાઉં' મંત્ર આપો આમણે લોકને
મેડક મીની જાય ભાગ્યાં શોધતાં બખોલને.

લાધી બખોલ લીલાં લીલાં પાનમાં
ચઢી બખોલે સિધાવ્યાં સ્મશાનમાં
મેડક મીની
ભણતાં મંત્ર
ૐ પોલંપોલ!
ૐ પોલંપોલ!

૩

## મહાભારત

નદી કિનારે ચરે ચાંદની કરનો ચોકી નન્દી,
ચપળા ચહુદિશ જોતી ટપતી ધૂમકેતુની વંદી.
બદે શિખંડી આયુધ લઈને લલકારે ત્યાં બંદી,
શેરબજારે હાલકહુલક આવી ગઈ છે મંદી.
શનિ રવિ ને રાહુ કેરી બાધા લોકો રાખે,
સટોડિયાઓ તેજી કેરાં પીણાં ઠંડાં ચાખે.
પાંડવદળના ઘોડા માણે કૃષ્ણેનીરી ચંદી,
પૂંછડું વીંઝી માખી ઉડાડે શંભુ કેરા નન્દી.

૪

## ઇશારા

તુલસીક્યારો કામણગારો
ખેલે અહીં નિત નન્દદુલારો.

આભ મહીં પલકે છે તારા,
બંકા કાલિન્દીના આરા,

કાલિન્દીતટ બની માંકડો
કાન ગોપીમાં ફરે ફાંકડો,

વૃન્દાવનમાં આવી રજની,
ટહુકે ગોપી "પધાર સજની!"

બોરસલીની માળા તાજી,
સાથે લાવી રજની ભાજી,

માણી ભાજી દહીંની સાથે
ગયો કાન ગોપી સંગાથે.

તુલસીક્યારો આરા તારા
હાથ મિલાવી
આંખ નચાવી
માંહોમાંહ્ય કરે ઇશારા!

# બે બંગાળી કાવ્યો

અનુ : ભોળાભાઈ પટેલ

## નીરા માટેની કવિતાની ભૂમિકા :

આ કવિતા મારે કોઈ નથી, માત્ર તું નીરા—
આ કવિતા મધ્ય રાત્રે તારા એકાન્ત મુખને લક્ષ્ય
  કરે છે—

ઊંઘમાંથી એકાએક જાગી ઊઠી ટિપૉય પરથી
પાણી પીવા જતાં, જીભ કરડીને, ક્ષણેક તું વિચારીશ,
કોણ તને સંભારી રહ્યું છે, આટલી રાતે?—ત્યારે મારી
આ કવિતાની પ્રત્યેક લાઈન, શબ્દ, અક્ષર, કોમા, ડેસ,
રેફ દોડી રહ્યાં છે, તારાભણી, તારા
અડધા ઊંઘતા નરમ ચહેરાની ચારે બાજુએ, વાંકડિયા
કેશ અને
બિછાનાની આસપાસ, મારા નિશ્વાસની જેમ નિઃશબ્દ
આ શબ્દો.

આ કવિતાનો પ્રત્યેક અક્ષર ધનુર્ધારીના બાણોની જેમ
માત્ર તારે જ માટે છે, તેઓને માત્ર તને જ વીંધતાં
આવડે છે—

તું બીશ નહિ, તું તારે ઊંઘ, હું બહુ દૂર છું.
મારો ભયંકર હાથ તને અડશે નહિ, આ મધરાતે
મારું જાગી ઊઠવું એ અસંભવિત છે, ઉષ્ણતા, તીવ્ર
આકાંક્ષા અને
દબાયેલા આર્તસ્વર તને ભય પમાડશે નહિ—મારો સંપૂર્ણ
આવેગ માત્ર મીણબત્તીના પ્રકાશની જેમ ભદ્ર હિમ,
તારા ઓશિકાની પાસે આવશે શબ્દ અને અક્ષરની
કવિતામાં,
એ તને ચુંબન કરશે
તોયે તને ખબર પડશે નહિ,
તેઓ તારી સાથે આખી રાત સૂતા રહેશે
એક બિછાનામાં—તોયે તું જાગી નહિ જાય,
સવાર વેળાએ તારા પગ પાસે
મરેલા પતંગિયાની જેમ તે આળોટશે. તેમનો
આત્મા ભળી જશે
તારા શરીરના પ્રત્યેક રંધ્રમાં, સદાને માટે.
બહુ દિવસો પછી તારી સાથે મારો ભેટો થતાં ઝરણાના
પાણીની જેમ
હસી ઊઠશે કંઈ જાણ્યા વિના...નીરા, હું તારા આવા
સુંદર મુખ ઉપરનો વાંકો ચાંલ્લો જોયા કરીશ. હું
બીજી વાત બોલતી વેળાએ તારા પ્રફુલ્લિત ચહેરાને
લાડ કરીશ મને મને.
માણસથી ભર્યા ઘર વચ્ચે હું મારી વિશિષ્ટ દૃષ્ટિએ
તારા ભણી જોઈ રહીશ.
તું જાણી નહિ શકે કે તારા સંપૂર્ણ શરીરમાં ભળી
ગયો છે,
મારી એક અત્યંત વ્યક્તિગત કવિતાના પ્રત્યેક શબ્દનો
આત્મા.

સુનીલ ગંગોપાધ્યાય

## આ વેળા થશે નહિ ભૂલ

પ્રેમ, એકવાર તારે પણ મારે આંગણે આવવું પડશે,
હું ઘરમાં અંધારું કરીને બેઠો છું;
આ વેળા આવીશ ના તું ભિક્ષુકની જેમ, તું તો
રાજકુમાર
કરાઘાત કરજે બંધ દ્વારે—એક વાર, બે વાર ત્રણ વાર.
હું જવાબ નહિ આપું પહેલાં તો કદાચ, કદાચ અભિમાન
કંઠરોધ કરે, દેહમન ઉચાટમય બને, તું
જાણતો નથી સ્વજનો છોડી ગયાં છે મને, હું
આ સંગીહીન લોકોની ભીડમાં
બેઠો છું, વિચારું છું—તો જ તું આવ્યો,
તો પછી શા માટે આટલો મોડો?
માતૃહીન બેઠો છું એકલો
મૃદુ ચરણે આવીશ ના પ્રેમ, એકદમ દસ્યુની જેમ આવ,
આળસમાં જો હું ન જાગું પ્રિયતમ, પાછો ન જઈશ,
આ વેળા દરવાજો ભાંગીને જો :

પાનના કાળા ડાઘની જેમ
આ વેળા મારા હોઠે યૌવન લાગી રહ્યું છે કે નહિ,
કહે છે કે બહુ મોડું થઈ ગયું છે,
ઔષધના જેવી તીવ્ર વાસ આવે છે કે મારા શરીરમાંથી?
કહે છે કે બહુ મોડું થઈ ગયું છે,
તોપણ જો મળે જવાબ મળે—
પુરાણા સ્નેહીની જેમ ખભે હાથ રાખ
પુરાણા સ્નેહીની જેમ હાથે હાથ રાખ—
આ વેળા થશે નહિ ભૂલ,
હું બરાબર જીવી ઊઠીશ, જાગી ઊઠીશ—અને તારા
મહિષની પીઠે ચઢી ધૂળવાળા પગે
ચાલ્યો જઈશ વ્યાકુળ કો ગોવાળિયા જેમ.

શરત્કુમાર મુખોપાધ્યાય

# નિજલીલા

સ્નેહરશ્મિ

## ૧

## બિલ્લી ને પારવતી

ટેબલ ઉપર શીશી—
સામી સ્ટ્રીટે વીશી.
વીશીમાં તો રસ ને પોળી
શીશી ઢોકે ઢોળી
છલકે રસની ગોળી.

કૂતરો સૂંઘતો ગોળી જાય,
ચૂલા મહીં મીની વિયાઈ.
કૂતરે લીધી ખાલી શીશી,
મીનડાં દોડે જડ્યાં ભીંસી.

પીરસણીઆને વાગી રેલ,
જમનારા ચડ્યા રવેશ,
કૈલાસ છોડી આવ્યાં દોડી
ઉમા મહેશ.
ચાટી ચાટી મૂલવે બિલ્લી
પારવતીના કેશ !

## ૨

## ૐ પોલંપોલ !

આસોપાલવનાં લીલાં પાન—
તરે હવામાં કોકિલાનાં ગાન.
ગાન ઓઢી મેડક ટરે ડ્રાઉં ડ્રાઉં—
ઉંદરને વ્હાલ કરી મીની કરે
મ્યાઉં મ્યાઉં મ્યાઉં.
'ડ્રાઉં મ્યાઉં' મંત્ર આપ્યો બામણે લોકને
મેડક મીની જાય ભાગ્યાં શોધતાં બખોલને.

લાધી બખોલ લીલાં લીલાં પાનમાં
ચડી બખોલે સિધાવ્યાં સ્મશાનમાં
મેડક મીની
ભણતાં મંત્ર
ૐ પોલંપોલ !
ૐ પોલંપોલ !

## ૩

## મહાભારત

નદી કિનારે ચરે ચાંદની કરતો ચોકી નન્દી,
ચપળા ચહુદિશ જોતી ટપતી ધૂમકેતુની વંડી.
બટે શિખંડી આયુધ લઈને લલકારે ત્યાં બંદી,
શેરબજારે હાલકહુલક આવી ગઈ છે મંદી.
શનિ રવિ ને રાહુ કેરી બાધા લોકો રાખે,
સટોડિયાઓ તેજી કેરાં પીણાં ઠંડાં ચાખે.
પાંડવદળના ઘોડા માણે કૃષ્ણનીરી ચંદી,
પૂંછડું વીંઝી માખી ઉડાડે શંભુ કેરા નન્દી.

## ૪

## ઇશારા

તુલસીક્યારો કામણગારો
બેસે અહીં નિત નન્દદુલારો.

આભ મહીં પલકે છે તારા,
બંકા કાલિન્દીના આરા,

કાલિન્દીતટ બની માંકડો
કાન ગોપીમાં ફરે ફાંકડો,

વૃન્દાવનમાં આવી રજની,
ટહુકે ગોપી "પધાર સજની!"

બોરસલીની માળા તાજી,
સાથે લાવી રજની ભાજી,

માણી ભાજી દહીંની સાથે
ગયો કાન ગોપી સંગાથે.

તુલસીક્યારો આરા તારા
હાથ મિલાવી
આંખ નચાવી
માંહોમાંહ્ય કરે ઇશારા !

૫

## સાવધ મનવા !

પાંદડે પાંદડે ચાલી વાત—
લોક કરે પંચાત.

આંબાડાળે બોલે હોલો
ઘુઘ્ઘુ ઘુઘ્ઘુ ઘૂ...
પવન ઝીંકાતો વૃક્ષ બખોલે
બોલે ભં ભં ભૂ...

બખોલમાંથી ચટાપટાળો
નીકળ્યો નવતર સાપ,
આભમાંથી લૂ વરસતો
ઊતરી આવ્યો તાપ.

સાપ માથે તાપ વિરાજે,
ઉપર આખી અવનિ.
ભરતી ઓટે અવનિમાં એ
તરતી મારી તરણી.

તરણી મારી તરતી તરતી
થઈ છે ચંપકવરણી–
લોક ચેતવે——
'સાવધ મનવા !
કોક જશે એ પરણી !'

# કવિશ્રી ઉમાશંકરને

કલમ : કાળની કળા, કળામાં માંડી મોટી જ વાત,
વાતનું લઘુતમ એકમ એ તો આખી માનવ જાત;
કશુંયે કર્યા ન અભદ્ર,
કશુંયે નહીં વળી ક્ષુદ્ર,
ભૂખામાં ભૂસંડળ જોઈ અનુગ્રહે કો આર્દ્ર;
ધરતી રહે બસ તાજી,
નરવી સાજી–માજી;
ધરતી પર માનવ મેળામાં પોતે; રાજી રાજી;
ઋતુમાં ઋતનો મર્મ,
હૃદયતણો ઋતુ ધર્મ;
વિશ્વ હૃદયનો સ્પંદ છંદમાં ઝીલવો, એટલું કર્મ;
ચિત્ત ચિંતાની ધાર,
વક્ષ ક્રૂસનો ભાર,
પંચભૂતોની વચ્ચે વળી વળી માણસનો જ વિચાર;
'જગ પલટો : મહાભ્રાન્તિ,
ખુદપલટો એ ક્રાન્તિ;'
નમ્ર અહો માનવતાયાત્રી ! પદ તાજ્ય કે શ્રાન્તિ ?

ઉશનસ્

હરિશ્ચંદ્ર ભટ્ટનો અપ્રગટ લેખ

# સીમાડાના પથ્થર પર

## (સ્વ) હરિશ્ચંદ્ર ભટ્ટ

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો !
શતાબ્દીઓના ચિર શાંત ઘુમ્મટો
ગજાવતો ચેતન મંત્ર આવતો ! [૧]

દૂરના કોઈ ગ્રહ ઉપરથી સંદેશો આવ્યો હોય એવી મંગલભાવનાયુક્ત 'વિશ્વશાંતિ'નો પ્રથમ ખંડ ગાંધીજીની પ્રવૃત્તિ અને જીવન-આદર્શોથી નવદર્શન પામેલા ગુજરાતનું પ્રાતઃસ્તવન સ્તોત્ર છે. જે આદર્શોએ અહિંસક યુદ્ધનું બળ પ્રકટાવ્યું એ આદર્શોને પોતાનું જીવન-ધ્યેય બનાવ્યું હોય એવાઓમાં ભાવનાની એકાગ્રભક્તિ-વાળા કાકા સાહેબ કાલેલકરની સ્વાધ્યાયચર્યા અને નિકટના પરિચયથી ઘડાએલા યુવાન કવિની પહેલા પુસ્તકરૂપે પ્રસિદ્ધ રચના થયેલી પ્રણયકાવ્યોની નહિ પરંતુ

यत्रैव विश्वम् भवत्येकनीडम्[१]

એવી, સમાજ માટે બંધુત્વની ભાવનાવાળી અને સમાજના માનવ માટે

વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી[૨]

એવી વિશાળ ભાવનાવાળી ન હોય એ સંભવતું નથી.

સં. ૧૯૪૭માં પ્રકટ થયેલ 'વિશ્વશાંતિ' પછી અત્યાર સુધી શ્રી ઉમાશંકરે સાહિત્યનાં જુદાં જુદાં રૂપોમાં પ્રયોગો કર્યા છે. જિંદગીને જૂજવાં રૂપે જુદે જુદે ખૂણેથી એમણે જોઈ છે. "એને જેવી જોવા મળી તેવી એણે પૂરતી સહાનુભૂતિ રાખીને રજૂ કરી છે."[૩] એમની જીવનદૃષ્ટિ અને સાહિત્યપ્રવૃત્તિ જૂજવાં રૂપદર્શનનું projection છે. કેટલીક જગ્યાએ એ retrospetive છે. જેમ

ભૂતના સંસ્મૃતિતારે વર્તમાન ગૂંથી રહું
વર્તમાન મધુરસ્વપ્ને ભાવિની ઝંખના કરું[૪]

એમ વીતેલાં જીવનની શેષસ્મૃતિમાં અથવા તો ચાલી જતી ક્ષણમાંથીયે આનંદ લેવાની તીવ્ર કામના એમનામાં છે.

ઉનાળામાં સૂકી ભટ્ટ જમીનવાળો તો શ્રાવણનાં સરવરિયાંથી પ્રફુલ્લ થતો ઈડરનો પ્રદેશ, ત્યાંનો ગ્રામીણ અને વન્ય સમાજ, તેમનું બંધનમુક્ત જીવન એમને પ્રેરણા આપ્યા જ કરે છે. 'વિશ્વશાંતિ' પછી ત્રણ વર્ષે પ્રસિદ્ધ થએલ 'ગંગોત્રી'ના નિવેદનમાં

"કવિતા એ પણ સાહસ છે"[૫]

એમ નીડર અને નિખાલસ કથન પછી 'ગંગોત્રી'-ના નામકરણ વખતેયે "મારા ઘર પાછળ ઊભેલા ખંભેરિયાની ઝીંઝરી કે ઈડરના દોસ્ત જંગલસાના એકાદ ઝરણના નામથી સૌ કોઈ પરિચિત હોત તો તેનું નામ જ રાખી લેત,"[૬] એમ કહીને વતનને યાદ કરી લે છે.

'કરાલ દર્શનમાં' એમના જીવનનો જરા વધારે પરિચય કરાવે છે

ઝરણભોમ વિષે જનમ્યો હતો,
સરિત સંગતિમાં ઊછર્યો હતો;

એ પછી વિશાળ માનવ સાગરનો એમને અમદાવાદ-માં પરિચય થાય છે, ત્યાં આવતાયે વતન ભુલાતું નથી.

"બે વરસો પહેલાની એક સાંજ યાદ આવે છે જ્યારે ઊંટ પર ચઢી બેસીને મારા ગામના ડુંગરાઓ મેં છોડ્યા હતા." છાત્રોને સંબોધીને એ કહે છે, "તમને જોઉં છું ને અનેક ગામડાંનાં અનેક પાદરો મારી નજર આગળ તરવરે છે...બધી ધમાલમાં વૃદ્ધ માજીએ એને એક બાજુ લઈ જઈ આંખમાં પાણી લાવીને શું કહેલું? બેટા દેશાવર બેઠે પણ આપણી

૧. 'વિશ્વશાંતિ'.
૨. ગંગોત્રી – વિશ્વમાનવી પા. ૫૧
૩. સાપના ભારા પા. ૧૭
૪. ગંગોત્રી – ઝંખના પા. ૯૭
૫. ગંગોત્રી – નિવેદન
૬. ગંગોત્રી પા. ૮

ઝૂંપડી ભલી શામળા. ઊઘડશે બારણે આપણું ઘર છે."૭

અભ્યાસના જીવનનું આવું વાતાવરણ 'ગુજરીની ગોઠડી'માં૮ જોવામાં આવે છે. કારકિર્દીની પરીક્ષાઓ વિનાની કૉલેજ-જીવનની શરૂઆત થઈ ન થઈ ત્યાં તો ગાંધીજીનો સ્વાતંત્ર્યસંગ્રામ શરૂ થયો. કવિતા એ જીવનનું સાહસ હોય કે ન હોય યૌવન તો સાહસનું જ છે.

એ વખતે 'ગુજરાતમાં જીવનનો જે પ્રચંડ જુવાળ ચડી આવ્યો.'૯ એવો એક જુવાળ ફ્રેંચ વિપ્લવનો વર્ડ્ઝવર્થના યૌવનમાં આવ્યો હતો. ત્યારે એણે ગાયું;

Bliss was it in that dawn to be alive.
But to be young was very Heaven

વર્ડ્ઝવર્થ એટલેથી અટક્યો. ફ્રાન્સના 'રુધિરભર સ્વાતંત્ર્ય'થી એ અકળાયો હતો. અહીં હિન્દુસ્તાનમાં જીવનની મંગલ ભાવનાથી પોતાએવી સંસ્કૃતિમાં સૈકાઓ પૂર્વે સમ્રાટ અશોકે ધર્મમંગલથી વિજયયાત્રાની પૂર્ણાહુતિ કરેલી. એણે જોયું હતું કે 'હવે જીતવાનું નવું ક્ષેત્ર તે સામા પક્ષનો દેશ નહિ, એની સંપત્તિ નહિ, પણ પ્રત્યક્ષ એનું હૃદય જ છે. હૃદયવીરો જ હવે દુનિયાને અસ્વસ્થ કરી મૂકવાના છે. અને હૃદયસમ્રાટની પદવી મેળવવાના છે. આવા સમ્રાટો જીવનના અસાધારણ કલાધર હોવા જોઈએ.'૧૦

આવા એક જીવનના કલાધરે રાજ્યની અને જીવન-દૃષ્ટિની ક્રાન્તિ લાવવા આરંભેલા સ્વાધીનતાના યુદ્ધમાં "વિશ્વશાંતિની એવી ઇમારતની ઈંટ બનવું એ સૈનિક-જીવનનો પરમલ્હાવ છે તે સમજણથી" એ જોડાય છે.

'એ કૂચમાં એ યુગકર્મપૂરમાં'૧૧ યૌવન ઝંપલાવે છે. યુગનરસ્યા જગકંદને ધીમે સાદે પુકાર્યાનું એ કહે છે,૧૨ રખેને કોઈ સબબથી જાગીને માર્ગ રોકે, કારણ કે :

"ત્યારે ન તૈયાર થવા સમો હશે
ઊભા રહો! આવું છું એ ન ચાલશે
ન કાલ થંભે, ઇતિહાસપૂર
ધપે જતું, ધૂમત માંડી શર.

## વિશ્વશાંતિ અને પછી

વિશ્વશાંતિ ઇતિહાસની પ્રેરણામાંથી જન્મેલું પરંતુ રાષ્ટ્રીય અસ્મિતાનું અને રાજકીય ચળવળનું કાવ્ય છે. આખી એ રાષ્ટ્રીય પ્રવૃત્તિનું પ્રતીક ગાંધીજીવનમાં જ છે એમ મંગલશબ્દથી આરંભીને ઉત્તરના 'કાલસાગરે' ખંડમાં એ સમાપ્તી દે છે. ગાંધીવાદ એ રાષ્ટ્રીય પુનરુત્થાનની ચળવળ માત્ર નથી પરંતુ માનવીસંસ્કૃતિને નવું માર્ગદર્શન છે. અને યુદ્ધના અજંપામાંથી વિશ્વશાંતિનું વિશ્રામસ્થાન માનવતા ઝંખે છે તે 'શસ્ત્રવિકાસ'માં એમણે બતાવ્યું છે. શરૂઆતમાં

'નખે, દંતે, પંજે, તનબળ થકી માનવી લડ્યું' પણ એ પછી તો સંસ્કૃતિનો વિકાસ થતો ગયો તેમ તેમ એનાં શસ્ત્રોનો વિકાસ થતો ગયો. એની પેલી સંહારક પ્રવૃત્તિના વિકાસની સાથે સાથે એની સ્વાતંત્ર્યની ભાવનાનો વિકાસ થતો ગયો.

રુસોના Social Contractની ભાવનાએ ફ્રેન્ચ વિપ્લવનો પ્રાણમંત્ર આપ્યો-Liberty, Equality and Fraternity. એ ભાવનાએ યુરોપને રંગ્યું. પરંતુ ફ્રાન્સવાસીઓની એ ઘેલછા નેપોલિયનની વિજિગીષામાં પરિણમી જગત એક ડગલું આગળ વધ્યું. એ ક્રાન્તિએ યુરોપભરમાં જાગૃતિ અને ચેતન આણ્યાં. ફ્રેન્ચ વિપ્લવે વિચારસ્વાતંત્ર્યનું પ્રતિપાદન કર્યું. રશિયાની ક્રાન્તિએ આર્થિક સ્વાતંત્ર્યની ભાવના જગાડી પરંતુ આ બન્ને ભાવનાઓ પાછળ પ્રતિકારનો ધ્વનિ સ્પષ્ટ હતો. (Resistance to some system, some evil was there) એ બંને ક્રાન્તિમાં त्यक्तेन भुञ्जीथाः ત્યાગથી ભોગવવાની વૃત્તિ નહોતી

સમાજવ્યવસ્થામાં ફેલાયેલ જેટલી અસમાનતા અને વિષમ પરિસ્થિતિ જોઈને ગાંધીજીનું અંતર રડી ઊઠ્યું. દરિદ્ર જનોની સાથે એના દુઃખમાં સમભાગી થવા એમણે એક વસ્ત્ર-પરિધાનનું વ્રત લીધું. એવી રીતે ગાંધીજી

'સહનશક્તિના મંત્રથી
દુઃખી જગતના બન્યા અજબ એક ધન્વંતરી'૧૩

'જીવનનો કલાધર'માં એક પછી એક ગાંધીજીની પ્રશસ્તિનાં મુક્તકો છે. ગાંધીજી મૂર્તિમતી અહિંસા છે,

૭–૮. શ્રાવણી મેળો.
૯. ગંગોત્રી-નિવેદન
૧૦. કાકાસાહેબનું 'વિશ્વશાંતિ'નું આમંત્રણ પા. ૯.
૧૧. ગંગોત્રી – મોખરે, ૧૯
૧૨. ,, પિપાસા, ૧૧
૧૩. વિશ્વશાંતિ

પ્રભુપ્રેરિત પ્રેમમૂર્તિ છે, જેમના

"મુખે તરંતી સ્મિત સૌમ્ય રેખા
સંસારનો યુદ્ધવિવાદ આવરે."

જે વખતે જનતાએ ગાંધીજીને વિરાટમાનવના દૈવી સ્વરૂપે–Superman રૂપે જોયા તે ભાવનાએ ઉમાશંકર રંગાય છે. જે રાષ્ટ્રશકિતની વાટ ભારત જોતું હતું તે શક્તિ ગાંધીજીની છે. એમણે જ

'કંકાલને તાંડવનૃત્ય શીખવ્યાં
મૃત્યુ મહીં જીવન ઓળખાવ્યાં
ને છૂટવા બીધણ નાગચૂથી
આવી પડી નિર્મળ પ્રેમમુદ્રી.'૧૪
અને એ કંકાલ તાંડવમા ધણાઓ
'મુઠ્ઠી મીઠું જતન કરતાં લાઠીના માર ખાતા
માતા કાજે સિતમ ઝડીઓ હર્ષથી ઝીલતા'તા.'

મુલકભરમાં જાગેલાં અનેક ધર્મક્ષેત્રોમાં 'આત્મશુદ્ધિ પ્રકાશે' સૈનિકોએ આગેકદમ લીધા હતા. આ બધાની પાછળ એક ભાવના હતી, એક સંદેશો હતો :

સૌ જીવ આજે ઉરથી વહાવીએ
કારુણ્યની મંગલ પ્રેમધારા
× × ×
ગજાવીએ સૌ જગ ઉંબરે ઊભી
માનવી પ્રકૃતિ, સૌને वसुधैव कुटुम्बकम्।

'યુગદ્રષ્ટા', 'બાણુપથારી' અને 'મૃત્યુનો યાત્રી' એ ત્રણે કાવ્યો વિશ્વશાંતિના નાન્દીવચનથી શરૂ થયેલા ગાંધીજીવનના મહાકાવ્યના અંકોડા રૂપ છે. જે વખતે આદર્શોના ઘર્ષણથી ઉત્પન્ન થએલી ક્રાન્તિએ ક્ષોભતુ વાતાવરણ પ્રકટાવ્યું હતું, જે વખતે યુગકર્મપૂરનાં વહેણ ઊલટ્યાં હતાં, જે વખતે

મોંઘી સ્વાતંત્ર્ય કૂચે, કદમ ઊપડતા પ્રેમઉન્માદ જંગે
કૂદે ભૂખ્યાં દબાયાં, પતિત દલિત સૌ મુક્તિઆશે ઉમંગે

ત્યારે સ્વાભાવિક છે કે ઉત્થાનઘેલી પ્રજાની અને એ

'પિલાએલાં જનોની સુકરુણ કથની શબ્દનો દેહ માગે'

એ કથનીને શબ્દદેહ આપવા માટે પ્રજાની આંગળી કવિ પકડી લે છે.

માગે છે આજ પ્રીજે ભરતકુલકવિ
પ્રૌઢ વાચસ્પતિ હો.

અને યુગદ્રષ્ટા કવિને પ્રજાનો આંતરભાવ પ્રકટ કરતું – પ્રજાના હૃદયઝરણનું સંગીત જગતલ ઉપર વહાવવાને વિશ્વમાંગલ્ય ગાવા માટે આમંત્રણ આપે છે.

જ્યાં હો ત્યાંથી ધરા પે અવતર કવિ ઓ
મુક્તિ ભાનુ વધાવા

વિવિધ વૃત્તાંત અને વ્યકિતઓના સમાહારથી ઓપતું મહાકાવ્ય વ્યાસ અને વાલ્મીકિ ભેગા થઈને લખે એવી કરુણ ઘટનાઓ, અને કોઈ અભિમન્યુના શોણિતથી વરદ થયેલી વીરશ્રીની કથાનો ભાર ઝીલી શકે એવો પ્રૌઢ વાચસ્પતિ અમારે જોઈએ છે. અમારું આ ઉત્થાન એવી મંગલ ભાવનાથી પ્રેરાયેલું છે જ્યાં પરાજયને સ્થાન નથી. "સ્વાધીનતાની ઉષા પાછળનો મુકિતભાનુ" વધાવાને સામાન્ય કવિ અમારે જોઈતો નથી.

ગાંધીજીના જીવનપ્રસંગો પર રચાએલાં બીજાં બે કાવ્યો 'બાણુપથારી' અને 'મૃત્યુનો યાત્રી'માં પ્રજ્ઞાપુરુષોના સામાન્ય પ્રસંગોમાંયે જે Epic Grandeur અને Epic Simplicity હોય છે તેવી જ સરળ પરંતુ ગૌરવભરી બળવાન શૈલી છે.

બાણુપથારીમાં ઋષિની વિશ્વતોમુખી પ્રણયગંગાના ઉપશમનુ વર્ણન છે. રામાયણકારે ગંગા-અવતરણનું વર્ણન કર્યું છે. બન્ને વર્ણનોમાં સરળ પ્રૌઢ શૈલી છે.

રામાયણકારનું વર્ણન જોઈએ : ભગીરથનું તપ ફળ્યું.
गङ्गायाः पतन राजन्पृथिवी न सहिष्यते
तां वै धारयितुं राजान्नान्य पश्यामि शूलिनः ॥

રાજન ! ગંગાનું પતન પૃથિવી સહન કરી શકશે નહિ, એને ઝીલવા માટે શંકર સિવાય અન્ય કોઈ હું જોતો નથી. એ માટે ભગીરથે શંકરને પ્રસન્ન કર્યા. તારું પ્રિય કરવાને શૈલરાજસુતા હું મારા શિર પર ધારણ કરીશ એમ ઉમાપતિએ કહ્યું એટલે :

પછી હિમવતી શ્રેષ્ઠ વંદે સૌ લોક જેહને
ઓજસ્વી રૂપધારીને, વેગ દુઃસહ એ કરી
પડી શિવશિરે રામ ! આકાશેથી શુભંકરા
મહા દુર્ધર દેવીએ, ગંગાએ ચિન્તવ્યું તદા.
ધોધમાં શંભુને ખેંચી, પાતાલે હુંજ જાઉં છું.
જાણતાં એ મનોવાંછા, ભગવાન્હર કોપીયા.
રૂંધવા એહને ત્યારે ત્રિનેત્રે યુક્તિ કૈં કરી.
પુણ્યશાલી પડી જ્યારે, રુદ્રના પુણ્ય શીર્ષ પે
હિમવાન સમા, રામ ! જટાજૂટ ઉંડાણમાં,
યત્નો ખૂબ કર્યાં તોયે, પૃથ્વીએ ના જઈ શકી.

૧૪. વિશ્વશાંતિ

જટામંડળે ભમંતી બ્હાર ના નીકળી શકી,
સંવત્સર ભમ્યાં દેવી બહુ એમાં ભમી રહી.
એને ત્યાં જોઈને પાછું એમણે તપ આદર્યું
સંતોષ્યા શિવ એથી તો અત્યંત રઘુનંદન.
મુક્ત ગંગા કરી શિવે બિન્દુસાગરની પ્રતિ
મુક્ત ગંગા તદા ત્યાંથી સાત સ્રોતે વહી પછી. +

બાલકાંડ સર્ગ ૪૩.

સગર પુત્રોના ઉદ્ધાર પછી ગંગાજીનું મહત્ત્વ જાણે ભુલાઈ ગયું હતું. ક્રૉસનું કારુણ્ય આંસુધારે ટપકીને જ અટક્યું નહોતું. એણે તો

પડેલાંને બાથે પકડી ઊંચક્યાં પુણ્ય સ્વર્ગે
અને એ સંતજનની
દિશાઓ ઘેરીને ઊભરી ઉર-ગંગા બીજી જનની.

ભગીરથે આણેલી ગંગા સાત મહાનદીઓ રૂપે વહી પરંતુ આ ગંગા તો લુપ્ત સરસ્વતીની જેમ શરીરી સત્તાના રણ વચ્ચે પૃથ્વીમાં શમી ગઈ.

મહાકલ્યાણોર્મિ જગત ભરતી એ નત શક્યું
ધપી જાતું વેગે વદન રૂંધવા, હાથ બળિયા
શરીરી સત્તાના અધવચ પડ્યાં, ને રજ રહ્યું
ચૂકું ચોપાસે, ત્યાં અરર! ઉરગંગા શમી ગઈ!!
ઉભેલી પેટાળે જડ, પ્રગટિયાં કો ઉરનખ્યાં,
નવાણોમાં મૂંગી સમસમી રહી ગંગકરુણા.[૧૫]

જીવતાં ક્રૉસ આપી શક્યો નહિ તે એણે વધસ્તંભ ઉપર ચઢીને આપ્યું.

'ઈશુ સૌ હૈયામાં હાણ્ય હાણ્ય ગડ્યા ક્રૂસ ઉપરે!' એણે જ નહોતું કહ્યું:

તારે મારી સાથે ચાલવું હોય તો તારો ક્રૂસ ઉપાડ. મેં પણ મારો ક્રૂસ ઉપાડ્યો હતો. તારો શું એથીયે ભારે છે? પગલે પગલે હું તારી સાથે છું. તારો થાકેલો હાથ મારા હાથમાં રાખ. આટલા માટે જ હૈયામાં પ્રેમ રાખ. જગતના કલ્યાણ માટે ખપી જનારને શંકા કે ભય શાનો?[૧૬]

'મહાકલ્યાણોને પથ કવણ શંકા ભય? —અને
ધીરે પૃથ્વીતીરે પ્રભુપઉર ગાંધી ઉતરિયા.'
અને આ ગાંધીએ
'ન રોપ્યા કાષ્ઠોના ક્રૂસ સ્થૂલ ઉરે કિંતુ પરખી
ઉપાડ્યા ગાંધીએ: 'દુરિત મરશે કે મરીશ હું.'
ગાંધીજીએ એમનું જીવન ચિરક્રૂસારોહણ સમું ઘડ્યું.

સૉક્રેટીસની જેમ એમને વિષ આપવા જગતને જવું પડે એમ નથી. જાતે જ

શિવે ગાળી એ તો વિષદલપ્યાલા, વિષ ચૂસી
ભારી દે પાછો એ ઉર અમૃત પૂરી નિજ તણાં.

યુગો પહેલાં જેમ ઉમાપતિએ દેવોને અમૃત પાયું અને

એણે પૂરે વિષ ઘટઘટાવ્યાં; જગતને
સુરક્ષ્યું, ને પૂંઠે અમૃત મળ્યું તેની નવ તમા

+ તતો હૈમવતી જ્યેષ્ઠા સર્વલોકનમસ્કૃતા ।
તદા સાતિમહદ્રૂપં કૃત્વા વેગં ચ દુઃસહમ્ ॥
આકાશાદપતદ્રામ શિવે શિવશિરસ્યુત ।
અચિન્તયચ્ચ સા દેવી ગઙ્ગા પરમદુર્ધરા ॥
વિશામ્યહં હિ પાતાલં સ્રોતસા ગૃહ્ય શંકરમ્ ।
તસ્યાવલેપનં જ્ઞાત્વા ક્રુદ્ધસ્તુ ભગવાન્હરઃ ॥
તિરોભાવયિતું બુદ્ધિં ચક્રે ત્રિનયનસ્તદા ।
સા તસ્મિન્પતિતા પુણ્યા પુણ્યે રુદ્રસ્ય મૂર્ધનિ ॥
હિમવત્પ્રતિમે રામ જટામણ્ડલગહ્વરે ।
સા કથંચિન્મહીં ગન્તું નાશક્નોદ્યત્નમાસ્થિતા ।
નૈવ સા નિર્ગમં લેભે જટામણ્ડલમન્તતઃ ।
તત્રૈવાબમ્ભ્રમદ્દેવી સંવત્સરગણાન્બહૂન્ ॥
તામપશ્યત્પુનસ્તત્ર તપઃ પરમમાસ્થિતઃ ।
સ તેન તોષિતશ્ચાસીદત્યન્તં રઘુનન્દન ॥
વિસસર્જ તતો ગઙ્ગાં હરો બિન્દુસરઃ પ્રતિ ।
તસ્યાં વિસૃજ્યમાનાયાં સપ્ત સ્રોતાંસિ જજ્ઞિરે ॥

—બાલકાંડ સર્ગ ૪૩

(૪–૧૧)

૧૫. ગંગોત્રી – બાણપથારી

૧૬. If thou wouldst walk with me,
Take up Thy Cross:
I carried mine is thine, then heavier?
Step for step, I walk with thee:
Lay thy tired hand in mine;
Love bare for this alone
The prints that press thy palm
That I and thou together mightest walk
The Calvary

જગત રહ્યાતું હોય તો ગાંધીજીએ કશાની તમા નથી. દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડતમાં અવસાન પામેલા સત્યાગ્રહીની વિધવાને આશ્વાસન આપતાં ગાંધીજી કહી શકે :

અચિંતા, ગાંધીના મુખથી શબ્દો કંઈ સરી પડ્યા
અનાયાસે, 'બાઈ! તુજ સમ કઈ હિન્દ રમણી
થશે સ્વામિકીણી, જનની ભૂમિ ત્યારે જ છૂટશે,
અને મારી ભોળી પણ તુજ શી જ્યારે થઈ હશે

આ ત્રણે કાવ્યોમાં ગુજરાતી સાહિત્યનાં મહાકાવ્યની એકાદ નૂતન પરંપરાના માર્ગનું સૂચન છે.[1]

## વ્યક્તિ અને માનવતા

ઘરનો ઉંબર છોડી અમદાવાદ આવ્યા પહેલાં એનું જીવન પ્રકૃતિના સાંનિધ્યમાં વીતેલું છે.

ગામડું છોડીને શહેરમાં આવતાં વધતા જતા સંબંધો એને મૂંઝવતા લાગે છે. એ મનોદશા સમજવા માટે એમના 'નમ્રતા' કાવ્યમાં અંતરમુખ માણસ મોટેથી વિચાર કરતો જાણે સંભળાઈ જાય છે. (જુઓ કાવ્યનુ ટિપ્પણ)

વિનમ્ર હું !
અરે ! ઘટે જ નમ્રતા ધર્યાં તણીય નમ્રતા ! +

નમ્રના ધર્યાતીયે નમ્રતા રાખવાનું (consciousness) સભાનપણું વર્તમાન સર્વતોમુખી અસંતોષનું કારણ છે. એણે વ્યક્તિમાંથી શ્રદ્ધાનું તત્ત્વ લઈ લીધું છે. શહેરમાં આવીને એણે એ માનવીને જોયો પરંતુ જુદી જ પરિસ્થિતિમા. અને ફરીથી પ્રશ્નપરંપરા જાગી :

હું ગુલામ ?
સૃષ્ટિબાગનું અમૂલ ફૂલ માનવી ગુલામ ?
× × ×
સ્વતંત્ર પ્રકૃતિ તમામ
એક માનવી જ કાં ગુલામ ? *

રુસોના Social contract થી જાગેલી ભાવનાથી જગતે ભલે ક્રાન્તિ જોઈ તોય માનવી હજી બંધન મુક્ત નથી. સમકાલીન રાજકારણ જોતાં તો એ બંધનો સખત થતાં જાય છે. માનવીને એવી સ્થિતિમાં રાખીને કાલનો પ્રવાહ વહી જાય છે; જ્યાં

રાષ્ટ્રો જન્મી લડે, ખડે, સમયનાં ખંડેર ભેળાં ભળે,
ને સૃષ્ટિ–ધૃતિ–ધ્વંસ મોજ ઉછળે વિશ્વે વિકાસક્રમે
એ વિકાસક્રમમાંયે
કલ્યાણાર્થી, સદાનું કંઈક લસતું સૌ હાથમાં ના'વતું
એ કલ્યાણાર્થી તત્ત્વ તે માનવ્ય ગાથા – તે અંધાર
વીંધતી જ્યોત, એ જ કવિતા, જેની ઉત્ક્રાન્તિના
ઉછાળાઓ
આવે, જાવે; પરંતુ મહીંથી કવિ અહ તો ચિરંતુ
ગોતી.

એ ચિરંતુ તે માનવતાનું દર્શન—એ જ વિરાટ પ્રણય.

વિરાટ પ્રણયની એ ભાવના જાગ્રત થતા પહેલાં અનુભવનો આરોહ અને Dis-illussionment નો અવરોહ દરેકને પોતાની રીતે આવશ્યક છે.

---

૧. યુરોપનાં મહાકાવ્યોને અનુલક્ષીને એબરક્રોમ્બીએ લખેલા નિબંધમાં જે મુદ્દાઓ તારવ્યા છે તે અમે ટાંક્યા છે :

1. "The conclusion seems to be, that the epic purpose will have to abandon the necessity of telling a story."
2. "It may be, then, that Lucretius and Words worth will preside over the change from objective to subjective symbolism which Milton has, perhaps made necessary for the continued development of the epic purpose."
3. "Epic poetry will certainly never be didactic. What we may imagine–who knows how vainly imagine? —is, then, a sequence of odes expressing, in the image of some fortunate and lofty mind, as much of the spiritual significance which the epic purpose must continue from Milton, as is possible in the style of Lucretius and wordsworth, for subjective symbolism.

\+ ગંગોત્રી

* ગંગોત્રી

આમંત્રો છો પરંતુ

સુખે ઝૂલો ભોળાં રગ રગ ભરીને ધગી રહ્યો,
મહાગ્નિ મૃત્યુનો જગસકલ જેને કવલ શું

અને એમ સમયની યુગ ઢીંચ્યે રાખીને ફરી એક સવાર ઊગી. સુરભિ-વેષ્ટિત નહિ પરંતુ રાત્રિની છાતીમાંથી હજી રૂધિર ટપકતું હતું, તારાઓ મરણમ્લાન ફિક્કા હતા. ક્ષિતિજ પરથી ધુમ્મસ વેરાયું, અને

ત્યાં ટેકરી ફરતું દશ્ય શું હેર ઠેર?
રે ક્યાં ગઈ પ્રથમની જનતા વિરાટ?

એની એ જનતા હતી. એનું એ જીવન હતું પરંતુ અનુભવના ધસારાથી એ બન્ને ખંડેર સમાં ઊભાં હતાં. એમાં ઘવાએલા જયમનોરથ છોડીને, કપાએલી પાંખવાળા પંખીની જેમ હૈયું ક્યાંક છુપાઈને બેઠું હતું. અને ત્યાંથી

ખંડેરની કરુણ-ભીષણ ગાતું ગાથા
ને ગોતતું અફળ ગાન મહીં દિલાસા.

## જીવનદૃષ્ટિ

આ વિવરણ પૂરું કરતાં પહેલાં જીવન તરફ એમનું દૃષ્ટિબિંદુ શું છે એ જોવાનો પ્રયત્ન કરીએ.

"ભરોસો ના જેને જિવતર તણો એક પલકે"

એવા પતિત અને દલિતોને કવિતા વળી કેવી? સૌન્દર્યોની પરખ તેમને ક્યાંથી? કવિતાનું આ મૃગજળ તેમને માટે? પરંતુ સંપત્તિ અને સત્તા એમને મળે ત્યાંસુધી રહેવા દો એ મૃગજળ.

પરંતુ આજે જ્યાં ઇંતર રસ કાંઈ નવ મળે
ઘડી બે રહેવા દો પતિત દલિતોને કવનનો. ×

એ કવનરસ પાવાને માટે ધરતીનો બાળ ધરતીને આંગણે ખોવાયો. એ ગયો જ્યાં

ખંડ ખંડ લોકવૃંદ ટોળે ઊભરીયાં ને
મળિયો આ માનવીનો મેળો રે.

ખોવાયો અને કલ્પનાને ઘોડે ઘર, ગામ, શેરી ઘૂમી વળ્યો. એને ભ્રમણજિજ્ઞાસા જાગી. ભ્રમણજિજ્ઞાસા જગવતું એક સુંદર કાવ્ય અંગ્રેજી કવિ ડબલ્યુ. જે. ટર્નરે લખ્યું છે.

When I was but thirteen or so,
I went into a golden land.
Chimborazo, Cotopaxi
Took me by the hand.

અને એને એના શિક્ષકનો ધીમો અવાજ સંભળાયો.

I deemly heard the master's voice
And boys far off at play,
Chimborazo, Catopaxi
Had stolen me away.

સમરકંદ-બુખારામાં નાનકડો નકશો જોતા વર્ગમાંથી છટકી શાહ શરાબીની ખ્વાબભૂમિમાં દૂર દૂર

કાબુલ, બલ્ખ, કંદહાર ને સમરકંદ બુખારાની સફર કરવા એ લઈ જાય છે. એશિયાની એકલવાડીમાં ગોબીના રણ તરફથી આવતી કારવાન આપણે જોઈએ છીએ.

ગોળી વિંધી વિશાળે જગપટ રમવા દોડતા મૂઘલોની
ગાઢી વીરત્વ ઘેરી પ્રલયરસભરી કારવાનો કરાલી-
ને પોઠો આરબોની ભમતી રતરતે નાખતી ક્યાંક ડેરા
નીલાનાં નીર છાંડી મિસર થકી મુસાફેરી ફ્રૈંસિસ્ટોની
જંગી ધીંગી જમાતો જતી તુહિનપંથે પ્રભુપંથપ્રેક્ષી
પુણ્યા પૃથ્વી પુરાણી મનુજહૃદયની સંસ્કૃતિનાં હુંફાળાં
સ્થાપંતી ભવ્ય થાણાં થલથલ પ્રભુની પ્રેરણાનાં નવાણો.

મનુવંશોની અનેક કારવાનો ઇતિહાસના ઝાંખા પ્રભાતમાં પૃથ્વીના ખંડો પર ફરતી હતી. આર્યોના પરિભ્રમણના અંકોડાઓ હજુ મળ્યા નથી. એમાંની એક કારવાન તે

જેવી જ્હે ઉત્તરેથી ઉતરી ભળવતી આર્યવીરોની પોઠ
વાંઢી રૂહેતી વિસામા યુગ યુગ પથના યૂરપે ભારતે જે

એતો સૈકાઓ પહેલાંની ઝાંખી અને અસ્પષ્ટ પ્રજાઓના ઉષઃકાળની વાત થઈ, પરંતુ ઝારશાહીએ જે અનેક સ્વાતંત્ર્યપ્રેમી યુવક યુવતીઓને યુરોપ અને એશિયાના હજારો માઈલના હિમવિસ્તાર પરથી સાઇબિરિયા મોકલ્યા તેમની કારવાન, સાંકળે બાંધેલા કેદીઓનું કરુણ પરંતુ Heroic એ દશ્ય :

ને સ્વાતંત્ર્યાર્થી શૂરા પતિત દલિતના દેવદૂતોની મીઠી
ઉલ્લાસી કારવાનો યુવક યુવતીની, કૂચ સૈબિરિયાને
કારાગારે કરાલે કરતી, હસમુખી ભાવનાથી સીંચંતી
મોંઘી માનવ્ય વેલી ઉર ક્ષત અમી, પાઈ કુર્બાની કેરાં

એ બધી કારવાનો આર્યોના પરિભ્રમણની, મૂઘલોની, પારસીઓની, અને સ્વાતંત્ર્યપ્રેમીઓની કારવાનો પછી સમસ્ત વિશ્વની, તારાલાદી જગહિત વહતી ભવ્ય કારવાનનું ચિત્ર આપણે એ કવિની સાથે આશ્ચર્યથી મુગ્ધ-

× નિશીથ – કવનરસ.



ચિત્તે જોઈ રહીએ છીએ

ઘાંટી ચોકી વટાવી દૂર દૂર જતી એ મોહના ધૂળગોટે ઝાંખી
ગેં સ્તબ્ધ નેણે ગહ્‌ન-ગર્ભ યુગોની મહાકારવાનો કૂદિ અદ્રિ
અહીંથી તડી જતી વણઝારો દીઠી ને કતારો સૂનાંસૂકાં
રણોમાં કદમ અઢવતા રેતીના જહાજ કેરી ને ન્યાળી
સિંધુ ખોળે ધગતી દીધ લઈ સંપતિ સિદ્ધિ બ્હોળી
છૂટેલાં, બાણ જેવા પવનપણુંથી વ્હાણની કારવાન
સાચા મોતીની દીઠી વિજળી શિંગડીએ શોભતી મેઘપોઠ
ને તારાલાદી પેલી જગહિત વહતી વિશ્વવણઝાર ભવ્ય.

એવી જ કોઈ ઉન્મત્ત ક્ષણે હિમાલય પર માથું ટેકવી, સિંધુ અને ગંગાનાં જલ ઝીલી, સહ્યાદ્રિશૃંગ પર પગ ટેકવીને જાગ્રત સ્વપ્નમાં કવિના રાષ્ટ્રપુરુષને સંવેદના જાગે છે.

ને એ ક્ષણનો લઘુ માનવી મટી
બની રહું રાષ્ટ્ર વિરાટ ચેતના
પ્રજાના ઉર-સ્પંદ-તાને
ગુંજી રહું ઉર્મિલ ઐક્ય પ્રેરણા.

આકાશમાં અદૃશ્ય રહેલાં હિમશિખરોમાંથી ગંગા અને સિંધુના જુદા જુદા વહેતા પ્રવાહો સાગરને મળે છે, ભિન્નતા દૂર થતાં જે એકતા આવે છે તેવી વિશ્વતોમુખી માનવતાનું – પ્રજાસ્મિતાની સંકુચિત ભાવનાથી દૂર એવું મંગલ વિધાન એ છે.

ઉકેલતો તારકશબ્દપોથી
ને પ્રેમધારા વહું વિશ્વતોમુખી,

વાસ્તવિક વહેવારુ જગતથી દૂર આવા કલ્પનારંગી જીવનનાં લીલાપીળાંમાં જ પતિત દલિતોને મગ્ન રહેવાનું? ના ના, વાસ્તવિક જગતનું જીવન એ જ સાચું જીવન. સંસારીને તો

ન શાંતિ ચિત સૌખ્ય કાજ જગ ડહોળવાં મંથને
મને અસુખ ના દમે વિતથ સૌખ્ય જેવાં કડે;
સુખો ન રુચતાં યથા સમજમાંહી ઉતર્યાં દુખો.
યથાર્થ જ સુપથ્ય એક, સમજ્યા જવું શકય જે
ને બેસમજ માણવું, સમજવું રિબાઈયે તે.

યથાર્થ અને સુપથ્ય એક જ છે. અને સમજી શકાય તે સમજતાં જતાં. જીવનમાં કશું આદર્શ માન્યું હોય તેને લક્ષમાં રાખીને એમણે ત્રણ ધ્યાનમંત્રો રાખ્યા લાગે છે :

કાવ્યજીવન માટે–

સૌન્દર્યો પી ઉરઝરણ ગાશે પછી આપમેળે.

વહેવારુ જીવન માટે

કારુણ્ય ને કરુણનો કવ્યા સુમેળ.

અને વિશ્વતોમુખી પ્રેમની વિશાળ ભાવના માટે–

જીવનનો મહેરામણ ગાજે
ઢળે ત્યાં મૃત્યુની છાયા
માનવતાને પાર ઉતારવા
કિસ્તિ થશે આ કાયા.

જુલાઈ/ડીસેમ્બર, ૧૯૩૮

# સંબોધન

## મનસુખલાલ ઝવેરી

તમે તંત્રી છો; વિચારક, વિવેચક અને વિવરણકાર છો; વિદ્વાન અને સાક્ષર છો; ઉચ્ચ કોટિના વિદ્યાગુરુ છો ને કુશળ કાર્યપુરુષ છો. તમે ઘણા સમયથી વ્યક્તિ નથી રહ્યા, સંસ્થારૂપે પાંગર્યા ને પમર્યા છો. અને તમારી છાયામાં અનેકાનેક નાનામોટાં પુષ્પો ખીલ્યાં છે ને મહેક્યાં છે. આપણા પ્રદેશની અગ્રિમ વિદ્યાપીઠના તમે કુલપતિ છો : આપણા દેશની વરિષ્ઠ સાહિત્યિક સંસદ, સાહિત્ય અકાદેમીના તમે સક્રિય અને સન્માન્ય સભાસદ છો. અનેક શિષ્ટમંડળોના સભ્ય તરીકે તમે દેશવિદેશમાં ભારતનું પ્રતિનિધિત્વ શોભાવ્યું છે : અને મનવચનકર્મથી તમે વિશ્વમાનવી બનવાનો સન્નિષ્ઠ પુરુષાર્થ કરી રહ્યા છો

— તમે આ ઉપરાંત પણ ઘણું ઘણું છો; અને તમારા સમકાલીન તરીકે, તમારા સહપાન્થ તરીકે અને તમારા સમાનધર્મા તરીકે અમને એનો આનંદ છે. તમારા ગૌરવમાં અમે રાચીએ છીએ તમારા ઉત્કર્ષને અમે અમારો ઉત્કર્ષ ગણીએ છીએ—અમારો એટલે વ્યક્તિગત રીતે અમારો પણ ખરો અને આપણી ગુજરાતીભાષી જનતાનો પણ ખરો. તમે સિદ્ધ કરેલાં ઉન્નત ગિરિશૃંગો અમને હર્ષપુલકિત કરે છે, ને તમારી 'વિમાનગતિ' જોઈને અમારાં હૃદય ઉલ્લાસ-સભર બને છે.

પણ અમારી પ્રીતિનું પરિપૂર્ણ પાત્ર તો તમે

ઉમાશંકર છો, તે છે. ઉમાશંકર એટલે અમારો કવિ અને અમારો માનવી.

કવિ તરીકે તમે શોક, દુઃખ, રોગ, મૃત્યુ અને માનહાનિ સુદ્ધાંના કાલકૂટને જીરવી ગયા છો. સંસારની કટુતાને તમે અમૃતાવી અમૃતાવીને સંસારને પાછી આપ્યાં કરી છે.આજકાલ કરતાં, ચાલીસ વરસ થયાં તમને કવિતા લખતાં.ને એ ચાલીસ વરસમાં તમે કેટલી બધી કવિતાઓ આપી છે અમને?

ઊર્મિપ્રેરિત, બુદ્ધિપ્રેરિત અને મન્થનચિન્તનપ્રેરિત તમારાં કાવ્યોમાં કેટલું બધું વૈવિધ્ય છે ભાવોનું અને અભિવ્યક્તિની રીતિનું? તમે ગીતો લખ્યાં, સોનેટો લખ્યાં, ખંડકાવ્યો લખ્યાં, મુક્તકો લખ્યાં ને પદ્યનાટકની દિશામાં પ્રયોગો કર્યા. માત્રામેળ, અક્ષરમેળ, લયમેળ અને રૂપમેળ બન્ધોમાં તમે એક સરખી આસાનીથી વિહર્યા. અને વિસંવાદમાંથી સંવાદિતાનું દર્શન કરવાનું, અર્ધ વિચ્છિન્ન લાગતી વસ્તુઓને કૃતસન્ધાનમિવ કરવાનું અને ક્ષણૈકપર્યવસાયી સૌન્દર્યને શાશ્વતરૂપ આપવાનું સત્કવિનું કર્તવ્ય તમે બજાવ્યું.

તમે સૌન્દર્યના ગાયક છો; અને તમારી સૌન્દર્યદેવતાનો તમે જીવનનાં રમ્યલલિત તત્ત્વોમાં જ નહિ, પણ રુદ્રભીષણ તત્ત્વોમાં પણ સાક્ષાત્કાર કર્યો છે.

તમે પ્રણયમાંગલ્યના દ્રષ્ટા છો; અને તમારી પ્રીતિનું ભાજન નથી વ્યક્તિ રહી; નથી કેવળ પ્રદેશ કે કેવળ રાષ્ટ્ર રહ્યું; નથી કેવળ માનવી પણ રહ્યો. તમારી કુટુમ્બ-ભાવનામાં સચરાચર જગતનાં 'માનવી-પ્રકૃતિ'નો જ અન્તર્ભાવ નથી થયો: સમગ્ર નક્ષત્રતારાગ્રહસંકુલ વિશ્વનો, નીહારિકાઓ અને સૂર્યમાળાઓથી ખચિત બ્રહ્માંડનો અને યતો વાચો નિવર્તન્તે અપ્રાપ્ય મનસા સહ એવાં, બ્રહ્માંડપર તત્ત્વોનો સમાવેશ થયો છે.

તમે જીવનના ઉદ્ગાતા છો. એ જીવન એટલે આ પૃથ્વી પરનું જીવન. સ્વર્ગને જો એનું અમૃત છે તો પૃથ્વીને પણ એનું અમૃત છે જ. અને એ અમૃતમાં પણ મૃત્યુંજયી અને મૃતસંજીવની શક્તિ રહેલી છે. અવનીનું એ અમૃત – સચરાચરના અણુરેણુમાં વ્યાપી રહેલું સૌન્દર્ય – તમને મળ્યાં વર્ષો તેમાં તમે પારખ્યુ છે, પામ્યા પણ છો. પણ વણસમજ્યે માણેલાં સુખો કરતાં સમજણપૂર્વક જીરવેલાં દુઃખો તમને વધારે આસ્વાદમધુર લાગ્યાં છે અને જીવન જીવવાનો કીમિયો તમને એક જ દેખાયો છે: યથાર્થનો સમજણપૂર્વક સ્વીકાર.

"થૈ રૂહેવું નિર્મમિન એય અમોઘ જ્ઞાન".

—અને આ બધું તમે સાચા કવિની રીતે – સહૃદયની કલ્પનાને સ્પર્શી જાય એવી સૌન્દર્યનિર્મિતિ કરીને— ગાયું છે.

તમારા ભાવનું વિશ્વ અત્યંત વ્યાપક છે: સહાનુભૂતિનું ફલક અત્યંત વિશાળ છે: બુદ્ધિ નિર્મળ અને કુશાગ્ર છે. ગતિ સ્વસ્થ અને સંશયમુક્ત છે: દર્શન પ્રસન્ન અને મંગલ છે. ઉમાશંકર, તમે સાચેસાચા અર્થમાં બહુશ્રુત છો; વર્તમાન ગુજરાતના વિરલ સારસ્વત છો; તમે — ભારતવાસી ગુર્જર – ભારતની કલ્યાણકાંક્ષિણી સર્જકતા અને અભિજાત નાગરિકતાના એક ઉત્તમ પ્રતિનિધિ છો

ભાવો, કાવ્યરૂપો અને અભિવ્યક્તિની રીતિ: ત્રણેના પ્રયોગોમાં ક્યાંક તમે અગ્રણી થયા છો, તો ક્યાંક જમાનાની સાથોસાથ કદમે કદમ મિલાવીને ચાલ્યા છો; પણ પાછળ કદી રહ્યા નથી. બુદ્ધિમાન તરીકે તમે સદા જાગ્રત અને સાવધાન રહ્યા છો; ને નવામાં નવા વિચારો અને પ્રવાહોના પરિચયમાં રહેવા માટે નિરંતર ઉદ્યમશીલ રહ્યા છો; પણ દોર તમારો કદી ચૂક્યા નથી. વ્યક્તિ તરીકે તમે તમારા શીલથી ને સંસ્કારિતાથી, નિર્મમતાથી ને નિઃસ્પૃહતાથી, વિચક્ષણતાથી ને વ્યવહાર ને પુણ્યથી પ્રજાહૃદયના ઐકાન્તિક આદર અને અનર્ગળ પ્રેમના પાત્ર થયા છો; પણ મૂર્છિત કદી થયા નથી કે સદસદ્ વિવેકબુદ્ધિને કદી ગુમાવી નથી. શાગ્દામેવનને તમે તમારું આદિષ્ટ કર્તવ્ય ગણ્યું છે: પણ તમારું ઉપાસ્યદૈવત તો રહ્યું છે જીવન ॥ ને એને તમે કદી વિસાર્યું નથી. તમારું કથન જો મહાન છે તો જીવન ઓછું મહાન નથી. ગાંધીયુગના સૂક્ષ્મતમ અને શુદ્ધતમ પ્રાણનો સાચો પ્રસ્પંદ અનુભવનાર તો જીવનભર ખાંડાની ધાર પર જ ચાલે.

'નિશીથ' ને ભારતીય જ્ઞાનપીઠનો પુરસ્કાર મળ્યો એ માત્ર 'નિશીથ' નું જ કે તમારી કાવ્યસિદ્ધિનું જ ગૌરવ નથી: સમગ્ર ગુજરાતી સાહિત્યનું ગૌરવ છે. જે કાવ્યો વર્ષોથી ગુજરાતના ઉત્તમાધિકારી કાવ્યરસિકોના હૃદયનું કિમપિ દ્રવ્યમ્ બની ગયાં છે તેને આજે અખિલ ભારતીય કક્ષાએ સ્વીકારાતાં ને સત્કારાતાં જોઈને અમને આનંદ થાય છે, ઘણો આનંદ થાય છે, ઘણો જ

આનંદ થાય છે. અમારા આનંદનો એ અમૃતકુંભ છલોછલ છલકાઈ ઊઠ્યો હોત, જો તમારા આયુષ્યની મધુપ્રેરણા જેવાં જ્યોત્સ્નાબેન આજે આપણી વચ્ચે હોત તો. ઉમાશંકર તમે ઉમાશંકર બન્યા તેમાં તમારી પ્રતિભા અને પુરુષાર્થ, તમારા ગુરુજનોનો પુણ્યપ્રસાદ અને પરમાત્માની કૃપા તો ખરાં જ; પણ જ્યોત્સ્નાબેનની તપશ્ચર્યા પણ ઓછી નહિ આજે એમની અનુપસ્થિતિને લીધે આ આનંદનું નૂર સહેજ ઊડી જાય છે એમ ઘડીક લાગે છે ખરું, પણ બીજી જ ક્ષણે થાય છે કે જ્યોત્સ્નાબેનને કરુણાવિમુખ મૃત્યુ પણ હરી શકે છે ખરું, જ્યાં સુધી ઉમાશંકર છે ને ઉમાશંકરનો અક્ષર-દેહ છે ત્યાં સુધી?

ઉમાશંકર, તમારું સ્થાન માત્ર ગાંધીયુગના કવિઓમાં છે એવું નથી: ગુજરાતના સર્વકાલીન કવિઓમાં છે. તમારી કવિપ્રતિભા અને જ્ઞાનપીઠનો આ પુરસ્કાર: બન્નેનો કેવો વિરલ યોગ છે આ, અન્યોન્યની શોભા વધારનારો ?

> त्वं गुर्जरीवाग्विभवोऽसि सत्कविः महार्घमेतत्खलु पारितोषिकम् ।
> योगेन पुष्यन् युवयोर् द्वयोः श्रियम् चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥

# ગાંધીયુગની કવિતામાં ગાંધીવાદી વલણો અને 'નિશીથ'

રતિલાલ દવે

પ્રિય ચંદ્રકાન્તભાઈ,

'નિશીથ' ઉપર નિબંધ જેવું લખવાનો પ્રયાસ કર્યો પણ પછી ફાવ્યું નહિ. પણ રાધેશ્યામ શર્મા અને હું એવું કંઈક લખવાના પ્રયાસમાં છીએ. તમે શ્રી ઉમાશંકર ઉપર મહાનિબંધ તૈયાર કરી રહ્યા છો એટલે મારી મૂંઝવણ અંગેનો પત્ર તમને લખું છું.

ગાંધીયુગનું સાહિત્ય એ શબ્દસમાસ કાળગણનાની સગવડ સાથે અમુક લક્ષણોનો વાચક પણ, સામાન્ય રીતે બનતો હોય છે. બ ક ઠા. એ શબ્દ લક્ષણવાચક અર્થમાં નથી વાપરતા? અને છેક ૧૯૬૩માયે આપણે સાંભળ્યું કે "આપણા નાગરિક કવિનો ખભો બોદી ચિંતાઓના ભારથી ઢળી ગયો છે. સવારે ઊઠીને મોં પર એને ફરજનું પ્રલેપન કરવું પડે છે. ગાંધીજીનું શબ ઊંચકવું પડે છે." ('ક્ષિતિજ': શ્રી લાભશંકર ઠાકર) ગાંધીયુગના આવા સાહિત્ય–આવી કવિતા વિશે વિચારવા જેવું છે. સુંદરમ્–ઉમાશંકર–સ્નેહરશ્મિ–શ્રીધરાણી–શેષ–ઉપવાસી અને અન્ય આખા ને આખા કવિઓને ગાંધી-યુગીન કવિઓ તરીકે ઓળખાવવાના રિવાજથી એ કવિઓની કવિતા પણ ગાંધીવાદી વલણોવાળી કવિતા છે એવી છાપ ઊભી થઈ ગઈ છે, પણ પોંડીચેરીનિવાસ બાદ સુંદરમ્ તરફથી મળતી કવિતા જે અર્થમાં અરવિંદવાદી કવિતા છે તે અર્થમાં ગાંધીવાદી કવિતા હોય તેવી કવિતા શોધવાની નથી રહેતી? ગાંધીજીના દરિદ્રનારાયણનો પાસ છૂટક છૂટક સારી એવી કવિતાઓને લાગ્યો છે. એવી કવિતાઓનો અલગ સંગ્રહ એક મૂલ્યાંકન–પ્રસ્તાવના સાથે તૈયાર થાય તો ગાંધીશતાબ્દીના આ વર્ષમાં એ કામ વાજબી ગણાશે.

૧૯૩૨માં 'મને હૃદયને ખૂણે જ્વલતી એક લાંબી ચિતા!; ભલે હૃદય ખાખ હો! ઉરની ઊર્મિ સુકાય છો!' અને, 'ભભૂકતી પ્રજાદુ:ખની ઝાળમાં કોમળાં બળીઝળી જતા ભલે લલિતભાવ કવિતા કલા' વગેરે 'ગંગોત્રી'માં ગવાયું હતું. ૧૯૩૫માં પ્રકટ થયેલા 'અર્ઘ્ય'માં 'શ્રમજીવી બન્ધુ! ઓ મારા ગાજે તવ જય તાલી! આ! પલટે અવનિ સારી!', ૧૯૩૪મા 'કોડિયાં'માં 'લૂલાં ઠૂંઠાં કો દીન ભિખારી, ભૂખે પીડાતો સમાજ!', 'વસુધા'માં 'સૂતાં છે બાળ ને બુઢ્ઢાં, જુવાનો જિંદગીભૂખ્યાં, અધૂરે વસ્ત્ર ને પેટે ગંદકીની ગમાણમાં,' એમ ગરીબી અંગેના સંવેદનનાં કાવ્યો મળે છે.

૧૯૪૧ લગીની કવિતાઓ સમાવતા 'ભણકાર-૧૯૫૧'મા 'ગાંધીજીની પાકિસ્તાને ચડાઈ', 'ગાંધીજીની શહીદી' એવાં કાવ્યો છે. ૧૯૩૭માં 'શેષનાં કાવ્યો'માં 'ગાંધીયુગ' નામની કવિતા છે. ૧૯૫૭મા પ્રકટ થયેલા 'છંદોલય'માં 'રેંટિયો કાંતતાં કાંતતાં' '૩૦–૧–૧૯૪૮' નામની કવિતાઓ અને 'ભૂખના નિત્ય નિવાસ શાં, ભગ્નખંડેર શાં કેટલાં દેહમંદિર ઉદ્ધાર માગી રહ્યાં, ને છતા એકલાં દેવનાં મંદિરો, શીદને આજ બસ જીર્ણ લાગી રહ્યાં?' જેવી પંક્તિઓ મળે છે. આ પ્રકારની (વિષયો ઉપરથી ઓળખાય તેવી) કવિતાને ગાંધીયુગની કવિતા કહેવામાં

બાધ નથી. (ગાંધીજી ન હોત તો, કવિઓને આવું સંવેદન ન થયું હોત? એવા વિચારો આવે તો આવવા દેવા.)

'નિશીથ' ૧૯૩૯ માં પ્રગટ થયો. ત્રીસી પછીની કવિતા સામાજિક જીવનને મુકાબલે સૌંદર્ય પ્રતિ વધારે અભિમુખ બનતી જાય છે તે પ્રક્રિયાનો પ્રારંભ 'નિશીથ' માં જોઈ શકાય છે. પણ તમે 'નિશીથ' ને ગાંધીયુગીન ગુજરાતની સંસ્કારિતા અને સર્જકતાની નીપજ કહો છો તે રીતે, સ્વાભાવિક રીતે જ, એમાં ગાંધીવાદી વલણો જોવાની લાલચ થાય. ગાંધીવાદ એ કોઈ ચોક્કસ વિચારસરણી છે કે નહિ તે પ્રશ્નને હમણાં જવા દો. અને કવિતામાં અમુક વિચારધારાનું વલણ વરતાય છે. ત્યારે એ વિચારમાળખું ભિન્ન પ્રકારનું હોય છે. ઉપર ગણાવ્યા તે સંગ્રહોની કવિતાઓમા ગાંધીવાદી વલણો છૂટક છૂટક દેખાય છે એટલું જ મહત્ત્વનું છે. કોઈ એક કવિની કવિતા લઈને અમુક કવિની કવિતા અને 'ગાંધી-વિચાર' એવો નિબંધ કરવાનો વિચાર આવે તો ખૂબ ઓછી સામગ્રીનું ભારે પીંજણ કરવું પડે. (ટૂંકીવાર્તા નાટક, નવલકથા, વગેરેમાં કેવી પરિસ્થિતિ છે?)

ઉપરના સંગ્રહોમાં કવિઓએ અનેક વિષયોને સ્પર્શ કર્યો છે તેમાં ગાંધીજીના દરિદ્રનારાયણ પણ એક વિષય છે એટલું જ કહેવું જોઈએ. સાંપ્રત જીવનથી સાવ અસ્પૃશ્ય રહ્યાના આળમાંથી બચી જવા પૂરતી સામગ્રી આ સંગ્રહોમાં છે. એટલે સંગ્રહો કાલપ્રવાહની બહારથી જ પ્રગટી નીકળ્યા નથી એમ જરૂર કહી શકાશે.

(અને કવિઓ તરફથી થતા એ પ્રદાનનું મૂલ્ય આમ તો ઊંચું ગણાવું જોઈએ. કારણ કે કેટલીકવાર સાચી કવિતા યુગસ્પંદનોને નયે ઝીલે એવોય એક મત છે. શ્રી રાજેન્દ્ર શાહ યાદ આવશે. સાંપ્રત જીવનથી રાજેન્દ્ર અસ્પૃશ્ય રહ્યા છે કે નહિ તેનો વિવાદ નહોતો ચાલ્યો !)

'સુતરના તાંતણે લીધું સ્વરાજ' જેવી લોક-કવિતાનું પ્રમાણ તો ઘણું વિપુલ હશે. પણ સર્જનાત્મક કવિતાએ જ્યારે ગાંધીવાદી વલણો પ્રગટ કર્યાં હોય ત્યારે એ કવિતા ખરેખર કવિતા થઈ છે કે નહિ તે પ્રશ્નવાળા તો બાજુ-માં જ ઊભા હોય છે અને 'ગાંધીજીનું શબ ઊંચકવું પડે છે', જેવા શબ્દપ્રયોગો એમના પ્રકોપની શાખ નથી પૂરતા ?

કાવ્ય, કાવ્ય હોય ત્યારે તે ક્યારેય અપ્રસ્તુત નથી હોતું એ પરિભાષા તમે ઘડીભર ભૂલી જવા તૈયાર હો તો એમ કહેવાની મને હિંમત આવે કે, કેટલીક ગાંધી-વાદી કવિતા આજે ૧૯૬૮ માં પણ વાંચી માણી શકાય એવી છે. (અને દુષ્કાળના સમયમાં જૂની ગાંધીવાદી કવિતાના આછાપાતળા બફર-જથ્થાને ખપમાં લઈએ તો એમાં ખોટુંયે શું?)

૧૯૩૩ : ગંગોત્રી : 'ધોબી' કાવ્યમાં મેઘધનુષ્યના સૌંદર્યદર્શન અંગે વિજ્ઞાની અને કવિને ધોબી એવું સંભળાવે છે કે 'બાબાપ? એવા કરું જો હું ચાળા, ઘરે બિચારાં મરી જાય છોકરાં' પણ તો પછી કવિતાનું કરવું શું? 'નિશીથ' સુધીમાં 'કહો છો મિત્રો કે પતિત દલિતોને કવન શાં' એનો જવાબ કવિએ તૈયાર કરી નાખ્યો છે. 'તમે વાંછો સત્તા સકલ કંઈ જે ભદ્રજનની, અને સંપત્તિ સૌ વિવિધ કંઈ જે આજ લગીની' પણ 'મળ્યે છોડી દેજો મહીંથી કવિતા એક જ ભલે' 'પરંતુ આજે જ્યાં ઇતરરસ કાંઈ નવ મળે, ઘડી એ રહેવા દો પતિત દલિતોને કવન તો'. 'ગંગોત્રી' માં 'બળીઝળી જતાં ભલે, લલિત ભાવ કવિતા કલા' જેવી લાગણીની અભિવ્યક્તિ પછી કાવ્યસર્જન માટે કંઈક Justification ની જરૂર ઊભી થઈ હતી અને પતિત દલિતોનું જ કાવ્ય હંમેશાં સર્જાયા કરે એ કેવી રીતે બને? તો પછી, જે કાવ્ય સર્જાય તે સંપત્તિની અવેજીમાં પતિત દલિતો માણે એવી વ્યવસ્થા વિચારી શકાય અને પ્રશ્ન પતે. 'ગંગોત્રી' ના 'નિવેદન' માં પણ આ મૂંઝવણ પ્રામાણિકપણે વ્યક્ત થઈ જ છે. "વળી જનતાના જીવનમાં તો ખૂણે ખૂણે કવિતા ઊભરાય છે. જ્યારે શબ્દસ્થ કવિતા જનતાના નીચલા થરો સુધી પહોંચતાં હજી ડરતી, અચકાતી હોય એવું જણાય છે. અથવા કહો કે આ સંગ્રહમાં તો એવું છે જ. અને એ એવું હોય તો તે લખનારના સહૃદય પ્રયત્નો છતાં અને તેની અશક્તિને કારણે જ છે." વર્ડ્ઝવર્થે લોકોમાં બોલાતી ભાષાનો ઉપયોગ કરવાનો પ્રયોગ કરેલો, પરિણામ બરાબર આવી શક્યું નહોતું. 'ગંગોત્રી' ના (૧૯૩૩) કવિએ 'નિશીથ' (૧૯૩૯) સુધીમાં આ પ્રશ્નને કેવી રીતે હલ કર્યો તેનો આક તમારા સંશોધન-પુરુષાર્થમાં મળી આવે ત્યારે જરૂર આપજો. 'નિશીથ' નું પહેલું કાવ્ય 'નિશીથ' "આપણને ઋગ્વેદનાં કેટલાંક સ્તોત્ર-કાવ્યો

આનંદ થાય છે. અમારા આનંદનો એ અમૃતકુંભ છલોછલ છલકાઈ ઊઠયો હોત, જો તમારા આયુષ્યની મધુપ્રેરણા જેવાં જ્યોત્સનાબેન આજે આપણી વચ્ચે હોત તો. ઉમાશંકર તમે ઉમાશંકર બન્યા તેમાં તમારી પ્રતિભા અને પુરુષાર્થ, તમારા ગુરુજનોનો પુણ્યપ્રસાદ અને પરમાત્માની કૃપા તો ખરાં જ; પણ જ્યોત્સ્નાબેનની તપશ્ચર્યા પણ ઓછી નહિ આજે એમની અનુપસ્થિતિને લીધે આ આનંદનું નૂર સહેજ ઊડી જાય છે એમ ઘડીક લાગે છે ખરું; પણ બીજી જ ક્ષણે થાય છે કે જ્યોત્સ્નાબેનને કરુણાવિમુખ મૃત્યુ પણ હરી શકે છે ખરું, જ્યાં સુધી ઉમાશંકર છે ને ઉમાશંકરનો અક્ષર-દેહ છે ત્યાં સુધી?

ઉમાશંકર, તમારું સ્થાન માત્ર ગાંધીયુગના કવિઓમાં છે એવું નથી: ગુજરાતના સર્વકાલીન કવિઓમાં છે. તમારી કવિપ્રતિભા અને જ્ઞાનપીઠનો આ પુરસ્કાર: બન્નેનો કેવો વિરલ યોગ છે આ, અન્યોન્યની શોભા વધારનારો?

त्वं गुर्जरीवाग्विभवोऽसि सत्कविः महार्घमेतत्खलु पारितोषिकम् ।
योगेन पुष्यन् युवयोर् द्वयोः श्रियम् चिरस्य वाच्यं न गतः प्रजापतिः ॥

# ગાંધીયુગની કવિતામાં ગાંધીવાદી વલણો અને 'નિશીથ'

રતિલાલ દવે

પ્રિય ચંદ્રકાન્તભાઈ,

'નિશીથ' ઉપર નિબંધ જેવું લખવાનો પ્રયાસ કર્યો પણ પછી ફાવ્યું નહિ. પણ રાધેશ્યામ શર્મા અને હું એવું કંઈક લખવાના પ્રયાસમાં છીએ. તમે શ્રી ઉમાશંકર ઉપર મહાનિબંધ તૈયાર કરી રહ્યા છો એટલે મારી મૂંઝવણ અંગેનો પત્ર તમને લખું છું.

ગાંધીયુગનું સાહિત્ય એ શબ્દસમાસ કાળગણનાની સગવડ સાથે અમુક લક્ષણોનો વાચક પણ, સામાન્ય રીતે બનતો હોય છે. બ ક ઠા. એ શબ્દ લક્ષણવાચક અર્થમાં નથી વાપરતા? અને છેક ૧૯૬૩માંયે આપણે સાંભળ્યું કે "આપણા નાગરિક કવિનો ખભો ખોટી ચિંતાઓના ભારથી ઢળી ગયો છે. સવારે ઊઠીને મોં પર એને ફરજનું પ્રલેપન કરવું પડે છે. ગાંધીજીનું શબ ઊંચકવું પડે છે." ('ક્ષિતિજ': શ્રી લાભશંકર ઠાકર) ગાંધીયુગના આવા સાહિત્ય–આવી કવિતા વિશે વિચારવા જેવું છે. સુંદરમ્–ઉમાશંકર–સ્નેહરશ્મિ–શ્રીધરાણી–શેષ–ઉપવાસી અને અન્ય આખા ને આખા કવિઓને ગાંધીયુગીન કવિઓ તરીકે ઓળખાવવાના રિવાજથી એ કવિઓની કવિતા પણ ગાંધીવાદી વલણોવાળી કવિતા છે એવી છાપ ઊભી થઈ ગઈ છે, પણ પોંડીચેરીનિવાસ બાદ સુંદરમ્ તરફથી મળતી કવિતા જે અર્થમાં અરવિંદવાદી કવિતા છે તે અર્થમાં ગાંધીવાદી કવિતા હોય તેવી કવિતા શોધવાની નથી રહેતી? ગાંધીજીના દરિદ્રનારાયણનો પાસ છૂટક છૂટક સારી એવી કવિતાઓને લાગ્યો છે. એવી કવિતાઓનો અલગ સંગ્રહ એક મૂલ્યાંકન–પ્રસ્તાવના સાથે તૈયાર થાય તો ગાંધીશતાબ્દીના આ વર્ષમાં એ કામ વાજબી ગણાશે.

૧૯૩૨માં 'મને હૃદયને ખૂણે જ્વલતી એક લાંબી ચિતા!; ભલે હૃદય ખાખ હો! ઉરની ઉર્મિ સુકાય છો!' અને, 'ભભૂકતી પ્રજાદુ:ખની ઝાળમાં કોમળાં બળીઝળી જતાં ભલે લલિતભાવ કવિતા કલા' વગેરે 'ગંગોત્રી'માં ગવાયું હતું. ૧૯૩૫માં પ્રકટ થયેલા 'અર્ધ્ય'માં 'શ્રમજીવી બન્ધુ! એ મારા ગાજે તવ જય તાલી! આ! પલટે અવનિ સારી!', ૧૯૩૪માં 'કોડિયાં'માં 'લૂલાં હું હો દીન ભિખારી, ભૂખે પીડાતો સમાજ!', 'વસુધા'માં 'સૂતાં છે બાળ ને બુઢ્ઢાં, જુવાનો જિંદગીભૂખ્યાં, અધૂરે વસ્ત્ર ને પેટે ગંદકીની ગમાણમાં,' એમ ગરીબી અંગેના સંવેદનના કાવ્યો મળે છે.

૧૯૪૧ લગીની કવિતાઓ સમાવતા 'ભણકાર-૧૯૫૧'માં 'ગાંધીજીની પાકિસ્તાને ચઢાઈ', 'ગાંધીજીની શહીદી' એવાં કાવ્યો છે. ૧૯૩૭મા 'શેષનાં કાવ્યો'માં 'ગાંધીયુગ' નામની કવિતા છે. ૧૯૫૭મા પ્રકટ થયેલા છંદોલય'માં 'રેંટિયો કાતતાં કાંતતાં' '૩૦–૧–૧૯૪૮' નામની કવિતાઓ અને 'ભૂખના નિત્ય નિવાસ શાં, ભગ્નખંડેર શા કેટલાં દેહમંદિર ઉદ્ધાર માગી રહ્યાં, ને છતા એકલાં દેવનાં મંદિરો, શીદને આજ બસ જીર્ણ લાગી રહ્યાં?' જેવી પંક્તિઓ મળે છે. આ પ્રકારની (વિષયો ઉપરથી ઓળખાય તેવી) કવિતાને ગાંધીયુગની કવિતા કહેવામાં

બાધ નથી. (ગાંધીજી ન હોત તો, કવિઓને આવું સંવેદન ન થયું હોત? એવા વિચારો આવે તો આવવા દેવા.)

'નિશીથ' ૧૯૩૯ માં પ્રગટ થયો. ત્રીસી પછીની કવિતા સામાજિક જીવનને મુકાબલે સૌંદર્ય પ્રતિ વધારે અભિમુખ બનતી જાય છે તે પ્રક્રિયાનો પ્રારંભ 'નિશીથ' માં જોઈ શકાય છે. પણ તમે 'નિશીથ' ને ગાંધીયુગીન ગુજરાતની સંસ્કારિતા અને સર્જકતાની નીપજ કહો છો તે રીતે, સ્વાભાવિક રીતે જ, એમાં ગાંધીવાદી વલણો જોવાની લાલચ થાય. ગાંધીવાદ એ કોઈ ચોક્કસ વિચારસરણી છે કે નહિ તે પ્રશ્નને હમણાં જવા દો. અને કવિતામાં અમુક વિચારધારાનું વલણ વરતાય છે. ત્યારે એ વિચારમાળખું ભિન્ન પ્રકારનું હોય છે. ઉપર ગણાવ્યા તે સંગ્રહોની કવિતાઓમા ગાંધીવાદી વલણો છૂટક છૂટક દેખાય છે એટલું જ મહત્ત્વનું છે. કોઈ એક કવિની કવિતા લઈને અમુક કવિની કવિતા અને 'ગાંધી-વિચાર' એવો નિબંધ કરવાનો વિચાર આવે તો ખૂબ ઓછી સામગ્રીનું ભારે પીંજણ કરવું પડે. (ટૂંકીવાર્તા નાટક, નવલકથા, વગેરેમાં કેવી પરિસ્થિતિ છે?)

ઉપરના સંગ્રહોમાં કવિઓએ અનેક વિષયોને સ્પર્શ કર્યો છે તેમાં ગાંધીજીના દરિદ્રનારાયણ પણ એક વિષય છે એટલું જ કહેવું જોઈએ. સાંપ્રત જીવનથી સાવ અસ્પૃશ્ય રહ્યાના આળમાંથી બચી જવા પૂરતી સામગ્રી આ સંગ્રહોમાં છે. એટલે સંગ્રહો કાલપ્રવાહની બહારથી જ પ્રગટી નીકળ્યા નથી એમ જરૂર કહી શકાશે.

(અને કવિઓ તરફથી થતા એ પ્રદાનનું મૂલ્ય આમ તો ઊંચું ગણાવું જોઈએ. કારણ કે કેટલીકવાર સાચી કવિતા યુગસ્પંદનોને નવે ઝીલે એવોય એક મત છે. શ્રી રાજેન્દ્ર શાહ યાદ આવશે. સાંપ્રત જીવનથી રાજેન્દ્ર અસ્પૃશ્ય રહ્યા છે કે નહિ તેનો વિવાદ નહોતો ચાલ્યો?)

'સૂતરના તાંતણે લીધું સ્વરાજ' જેવી લોક-કવિતાનું પ્રમાણ તો ઘણું વિપુલ હશે. પણ સર્જનાત્મક કવિતાએ જ્યારે ગાંધીવાદી વલણો પ્રગટ કર્યાં હોય ત્યારે એ કવિતા ખરેખર કવિતા થઈ છે કે નહિ તે પ્રશ્નવાળા તો આજ-માં જ ઊભા હોય છે અને 'ગાંધીજીનું શબ ઊંચકવું પડે છે', જેવા શબ્દપ્રયોગો એમના પ્રકોપની શાખ નથી પૂરતા?

કાવ્ય, કાવ્ય હોય ત્યારે તે ક્યારેય અપ્રસ્તુત નથી હોતું એ પરિભાષા તમે ઘડીભર ભૂલી જવા તૈયાર હો તો એમ કહેવાની મને હિંમત આવે કે, કેટલીક ગાંધી-વાદી કવિતા આજે ૧૯૬૮ માં પણ વાંચી માણી શકાય એવી છે. (અને દુષ્કાળના સમયમાં જૂની ગાંધીવાદી કવિતાના આઝાપાતળા બફર-જથ્થાને ખપમાં લઈએ તો એમાં ખોટું યે શું?)

૧૯૩૩ : ગંગોત્રી : 'ધોબી' કાવ્યમાં મેઘધનુષ્યના સૌંદર્યદર્શન અંગે વિજ્ઞાની અને કવિને ધોબી એવું સંભળાવે છે કે 'બાબાપ! એવા કરું જો હું ચાળા, ઘરે બિચારાં મરી જાય છોકરાં' પણ તો પછી કવિતાનું કરવું શું? 'નિશીથ' સુધીમાં 'કહો છો મિત્રો કે પતિત દલિતોને કવન શાં' એનો જવાબ કવિએ તૈયાર કરી નાખ્યો છે. 'તમે વાંછો સત્તા સકલ કંઈ જે ભદ્રજનની, અને સંપત્તિ સૌ વિવિધ કંઈ જે આજ લગીની' પણ 'મળ્યે છોડી દેજો મહીંથી કવિતા એક જ ભલે' 'પરંતુ આજે જ્યાં ઇતરરસ કાંઈ નવ મળે, ઘડી બે રૂંવા દો પતિત દલિતોને કવન તો'. 'ગંગોત્રી' માં 'બળીઝળી જતાં ભલે, લલિત ભાવ કવિતા કલા' જેવી લાગણીની અભિવ્યક્તિ પછી કાવ્યસર્જન માટે કંઈક Justification ની જરૂર ઊભી થઈ હતી અને પતિત દલિતોનું જ કાવ્ય હંમેશાં સર્જાયા કરે એ કેવી રીતે બને? તો પછી, જે કાવ્ય સર્જાય તે સંપત્તિની અવેજીમાં પતિત દલિતો માણે એવી વ્યવસ્થા વિચારી શકાય અને પ્રશ્ન પતે. 'ગંગોત્રી' ના 'નિવેદન' માં પણ આ મૂંઝવણ પ્રામાણિકપણે વ્યક્ત થઈ જ છે. "વળી જનતાના જીવનમાં તો ખૂણે ખૂણે કવિતા ઊભરાય છે. જ્યારે શબ્દસ્થ કવિતા જનતાના નીચલા થરો સુધી પહોંચતાં હજી ડરતી, અચકાતી હોય એવું જણાય છે. અથવા કહો કે આ સંગ્રહમાં તો એવું છે જ. અને એ એવું હોય તો તે લખનારના સહૃદય પ્રયત્નો છતાં અને તેની અશક્તિને કારણે જ છે." વર્ડ્ઝવર્થે લોકોમાં બોલાતી ભાષાનો ઉપયોગ કરવાનો પ્રયોગ કરેલો, પરિણામ બરાબર આવી શક્યું નહોતું. ગંગોત્રી' ના (૧૯૩૩) કવિએ 'નિશીથ' (૧૯૩૯) સુધીમાં આ પ્રશ્નને કેવી રીતે હલ કર્યો તેનો ગ્રાફ તમારા સંશોધન-પુરુષાર્થમાં મળી આવે ત્યારે જરૂર આપજો. 'નિશીથ' નું પહેલું કાવ્ય 'નિશીથ' "આપણને ઋગ્વેદનાં કેટલાંક સ્તોત્ર-કાવ્યો

અથવા પ્રાચીન ગ્રીકસાહિત્યમાંના એપોલો આદિ દેવદેવી ઉપરનાં hymn નું સ્મરણ કરાવે છે." 'મંગોત્રી' અને 'નિશીથ'ના નિવેદનો મંજવણ અને ઉકેરના બે ફેસ છે પરંતુ, શુષ્ટરથ કવિતા નીચલા થરો સુધી નથી પહોંચાડી શકાતી તે અશક્તિનું નિવેદન છે અને પછી,"નવી કવિતા શું ગુજરાતી બાબતમાં કે શું વિષય પરત્વે સુગાળવી રહી નથી શુદ્ધિને બદલે જડતા, પ્રતિભાને કારણે અસ્પૃશ્યતા, લોકપ્રિયતાને નામે અકાવ્યના સ્વીકાર સ્વા નવી કવિતા તૈયાર નથી એ સારું જ છે" એવાં વિધાનો મળે છે. નીચલા થરો સુધી કવિતાને પહોંચાડવાના સાહ્ય પ્રયત્નો અને અકાવ્યતાને સ્વીકારવાનું વાજબી વલણ – આ બે વચ્ચે ખૂટતી કડીઓ, સંક્રાન્તિબાર્ય, ગુજરાત વિદ્યાપીઠના સંચાલકમંથી શોધજે.

'નિશીથ' સમગ્રના કેટલાં કાવ્યોનું સંવેદન સીધી કે આડકતરી રીતે ગાંધીવાદી વલણોના પાસવાળું ગણીશું? (માટે જ તો, કવિતા એ કવિતા છે – ગાંધીવાદી વલણો કે અન્ય વલણો ગૌણ બાબત છે એવી લાગણીથી તમે પ્રસન્નતા અનુભવી શકશો.)

'આન્તર્યાત્રા' વિશે ટિપ્પણ જુઓ: "...અસ્ખલિત કૃતિનું શિખર સામ્યવાદને જતું સ્પર્શે છે." (બ.ક.ઠા.ને યાદ કરીશું? 'નવીન કવિતા વિશે વ્યાખ્યાનો'માં "..પણ ત્યાં તો એ જ પાશ્ચાત્ય સંસ્કારોની સાથે સામ્યવાદી કે સમાજવાદી વિચારમિનાર પણ અહીં આયાત થયો. અને એ વાદે ડંખેલા લેખકો જે સાહિત્ય વાઙ્મય, જે પદ્ય અને ગદ્ય ઉપજાવે છે તેમાં મજૂરવર્ગ અને તેમના જીવનવ્યવસાયને સ્થાન તો સારું મળે છે પરંતુ એ સાહિત્ય વાઙ્મય બીજી રીતે સમુત્કાનિરોધક જણાય છે. આવા આપણા નવીન ગુજરાતી લેખકો શ્રી ધૂમકેતુ જેવા 'સાક્ષરત્વ'ના હો, શ્રી 'ઉપવાસી' જેવા ગાંધીવાદી સાથે સમભાવી હો, શ્રી સુન્દરમ્ અને શ્રી સ્નેહરશ્મિ જેવા વિદ્યાપીઠ–સાક્ષર હો કે સાક્ષરતાની એકે છાપ વિનાના ગાંધીવાદી અને સામ્યવાદી કે નર્યા સામ્યવાદી હો..." વગેરે પછી બ.ક.ઠા. ઉમાશંકરના 'ગોપ્યા' કાવ્યનો ઉલ્લેખ કરે છે.)

ગાંધીવાદ–સામ્યવાદ–સમાજવાદ–પ્રગતિશીલતા આદિ વિચારો સર્જક કવિતાના સ્થાપત્યમાં રાસાયણિક રૂપાંતર પામીને પ્રવેશ્યા હતા એવા ગૃહીત વિના જ આવાં વિવેચનો થયાં હશે એમ માનવું બરાબર નથી. શ્રી વિષ્ણુપ્રસાદે પણ સાહિત્યમાં 'પ્રગતિશીલતા' અંગેની વાતમાં બ.ક.ઠા. પ્રકારનું વલણ લીધું છે. અર્થાત્ કવિતા કવિતા છે કે નહિ? અને કવિતા, કવિતા હોય તો પછી ભલે તે વલણો હોય — એવો એ વિવેચનોનો ઝોક નથી. માટે, એમના મનને સાચો માનીએ તો, ગાંધીયુગની કવિતામાં — જે ખરેખર કવિતા હશે તેમાં – ગાંધીવાદી વલણો વ્યક્ત થયાં છે અને ક્યાંક છેક સામ્યવાદ સુધી પહોંચ્યાં છે એવું સ્વીકારવું પડે. પણ બળવંતરાયનો ભય ખોટો હતો એવું નથી લાગતું? મજૂર વર્ગને સ્થાન તો સારું મળે છે એમ બળવંતરાયને કેવી રીતે લાગ્યું હશે? વિવિધ સંગ્રહોનાં કુલ કાવ્યોમાં એવાં કાવ્યોની સંખ્યા કેટલી?

ગાંધીયુગમાં દરિદ્રનારાયણ અંગેની કવિતા લખાઈ. સ્વાતંત્ર્યોત્તર યુગમાં એવી કેટલી કવિતા લખાઈ? સ્વાતંત્ર્ય બાદ ગાંધીયુગની સમસ્યાઓ પીગળી ગઈ હતી કે વધારે તીવ્રરૂપે ઉપસ્થિત થઈ હતી? ગાંધીવાદી વલણોવાળી કહીને આપણે જે કવિતાને ઓળખીએ છીએ તે કવિતાનું સંવેદન કાં તો ગાંધીજી પ્રત્યેના વ્યક્તિપ્રેમમાંથી ઉદ્ભવ્યું હોય, કાં તો એ ગાળાનો એક રોમેન્ટિક મૂડ હોય. પરંતુ ગાંધીવિચાર સાથે કવિઓએ કવિઓ તરીકે કામ પાડ્યા પછી થયેલું એ સર્જન નથી. એમ હોત તો આજ સુધી આપણને એ સંવેદન જેના કેન્દ્રમાં હોય એવી કવિતા મળ્યા કરતી હોત કારણ કે જે ઐતિહાસિક પરિસ્થિતિમાંથી ગાંધીવિચારનો ઉદ્ભવ થયો હતો તે પરિસ્થિતિની સમસ્યાઓમાંથી આજેય આપણે ક્યાં બહાર નીકળ્યા છીએ?

(અંગ્રેજી કવિતામાં ક્રિશ્ચાનિઝમ—એવા નિબંધો માટે ભૂમિકા છે; એલિયટ અને ક્રિશ્ચાનિટી એવા અભ્યાસો માટે ભૂમિકા છે.)

ગાંધીયુગ વીત્યા પછી 'ગાંધીવિચાર' અંગે પરિસંવાદો આજેય શક્ય છે, પણ કવિતાનો સંબંધ એની સાથે રહ્યો નથી. એવું ન કહેવાય કે ગાંધીવાદી વલણોવાળી કવિતાઓની ભૂમિકારૂપે ગાંધીવિચાર નહિ હોય–? ગરીબી અંગેના સંવેદનની કવિતાની ભૂમિકા જો ગરીબી હતી તો આજે એ સંવેદનની ભૂમિકા નથી રહી?

'નિશીથ'ના કુલ ૧૧૮ કાવ્યોમાંથી ગાંધીવાદી વલણો તારવવાં હશે તો એ તારણો દુરાકૃષ્ટ લાગવાનો ભય છે.

'મારા દેશે શાશ્વતી શર્વરી કો, નિદ્રાઘેરાં લોચનો લોક કેરાં, મૂર્છાછાયાં ભોળુડાં લોકહૈયાં.' વગેરેમાં ગાંધીજીને સંડોવવા જરૂરી છે? 'ગાંધીની ગુજરાત ડપરી છીરવવી' ('મોરી ગુજરાત'માં); 'વિરાટ પ્રણય' લો : કૃષ્ણ, સિકંદર, તિમૂર, સીઝર, નેપોલિયન, લિંકનને જ્યાં યાદ કરવામાં આવ્યા છે ત્યાં ગાંધીજી નથી. 'કહો છો મિત્રો કે પતિત દલિતોને કવન શાં' ('કવનરસ'); 'પાંચાલી' 'લૂલા–આંધળાની વાત', 'એક પાસેનું ઝાડ', 'સાબરનો ગોઠિયો', 'હ સદાયનો', 'અન્નબ્રહ્મ' : અહીં મને લાગે છે કે, ગાંધીવાદી વલણો તારવવાની શકયતા-વાળી કવિતાઓની યાદી પૂરી થાય છે. પણ 'નિશીથ' નાં મહત્ત્વનાં કાવ્યોની આપણે જે યાદી કરતા હતા તેમાં આ યાદીમાંથી એક–બે આવે કે વધારે?

વિષય પરત્વે ગાંધીજીને ખભે રહી જે ગુજરાતી કવિતાએ ગતિ કરી છે તેમાં 'નિશીથ'નો ફાળો ઉપર મુજબનો છે. હમણાં શ્રી ઉમાશંકરે એક સ્થળે કહ્યું કે પોતે વાંસ હતા અને ગાંધીજીની ફૂંકથી વાંસળી થઈ. 'નિશીથ'માં ગાંધીજીની ફૂંક ઉપર પ્રમાણે છે.*

અને આ પછી આપણે કવિતાના સ્થાપત્યનો અને ત્રીશી પછી વધેલી કવિતાની સૌંદર્યાભિમુખતાનો પ્રશ્ન વિચારવો જોઈએ. બળવાન પ્રતીકરચના વગરની કવિતા, કે પોતે જ એક પ્રતીક બની જતી ન હોય તેવી કવિતા એમાંથી ગમે તે જીવનદૃષ્ટિ તારવી શકાય તેવી એની ક્ષમતા જણાવી હોય તો પણ ભાગ્યે જ મજબૂત બાંધાની હોય. અને એમ હોય ત્યારે, જીવનદૃષ્ટિ તારવવા માટેની ક્ષમતા પણ આભાસી નીકળવા-નો સંભવ વધારે નહિ હોય? દરિદ્રનારાયણનો વિષય કેટલી કવિતાઓને કવિતાઓ તરીકે વશ વર્ત્યો છે તે જોઈ લેવું જોઈએ.

'અન્નબ્રહ્મ' ૧૪૩ પંક્તિનું કાવ્ય છે. પણ એમાં બહુધા વર્ણન છે. અન્ન આવશ્યક છે એટલું કહેવા માટે લખાયેલી ૧૪૩ પંક્તિઓ 'સામ્યવાદના શિખર સુધી' લઈ જનારી છે પણ કૃતિના કાઠામાં ધર્મિજ–રચના જોવા મળતી નથી. અને અન્નની આવશ્યકતા ઉપર ભાર મૂકવો એટલે સામ્યવાદ સુધી જવું—એવો તર્ક મને અંગત રીતે બરાબર લાગતો નથી. ('શેષનાં કાવ્યો'માં 'પૃથિવી સૂક્ત'—'અથર્વવેદના ૧૨ મા કાણ્ડના ૧લા અનુવાકના ૧ લા સૂક્તનો અનુવાદ કરવાનો પ્રયત્ન છે.' તે યાદ આવશે. તુલના અપ્રસ્તુત છે, કારણકે આ અનુવાદ છે.)

પણ, ચંદ્રકાન્તભાઈ, 'નિશીથ'ની વિવિધ કવિતાઓ વિશે લખવાનો પ્રયાસ કરવો છે એટલે 'અન્નબ્રહ્મ' વિશે પણ લખીશું. અહીં તો તમારી સમક્ષ, મારી મૂંઝવણ વ્યક્ત કરી છે ગાંધીવાદી વલણોવાળા કવિઓના સંગ્રહોમાં ગાંધીવાદી વલણોવાળી કવિતાઓ તો ગૌણ કૃતિઓ છે. અને ગરીબી અંગેના સંવેદનને ગાંધીવાદી વલણ સાથે સાંકળી લઈએ તો ચાલશે? એ સિવાય પણ જેને ગાંધીવાદી વલણ કહી શકાય એવાં વલણવાળી કવિતાઓ તમે શોધી કાઢશો એવી આશા છે. અને એમ કરવું આવશ્યક નથી? 'નિશીથ' અને એ સંગ્ર-હના સમકાલીન સંગ્રહોમાંથી ગાંધીવાદી વલણોવાળી જે કવિતાઓ કવિતાની કસોટીમાંથી પસાર થતી હોય તેની યાદી જરૂર બનાવજો. વળી ત્રીશી પછીની કવિતા સૌંદર્યાભિમુખ બનતી જાય છે તેમ કહેવું છે કે, સામાજિક સંદર્ભનું સંવેદન ત્યજતી જાય છે તેમ કહેવું છે—એ પણ નક્કી કરવા જેવું છે. કુશળ હશો.

રતિલાલના
जयभारत

---

* પત્રમાં ફૂદડી? 'નવીન કવિતાના વિચારતત્ત્વના પ્રણેતા ગાંધીજી અને સ્વરૂપતત્ત્વના પ્રેરક પ્રો ઠાકોર ગણાય છે. આ બંને મહાનુભાવોની અસરને ગુજ-રાતી કવિતામાં પ્રણાલિકાબદ્ધ કરનાર આ બે (સુંદરમ્–ઉમાશંકર) તેજસ્વી કવિઓ છે ગાંધીજીએ પ્રબોધેલ વિશાળ માનવપ્રેમ અને અહિંસક સ્વાતંત્ર્ય-ભાવના આ બે કવિઓની કલ્પનાછીપમાં સાચાં મોતી બનીને ઊતરી હતી' (ગુજરાતી સાહિત્યની વિકાસરેખા-પૃ. ૩૦૫) અને નિશીથને શ્રી ઉમાશંકરની કવિતાનો પ્રતિનિધિ-સંગ્રહ ગણી શકાય.

## યુગવિમર્શ

### વિદ્યાર્થીસમાજ : નવો મિજાજ

વિદ્યાર્થી–વિશ્વસમાજ એક નવો જ મિજાજ દાખવી રહ્યો છે, કેવળ આફતમાં જીવતા ભારતમાં નહિ, સમૃદ્ધિમાં (અફ્લ્યુઅન્સ) રાચતા યુરોપ–અમેરિકાના દેશોમાં તથા રશિયા, ઝેકોસ્લોવાકીઆ અને પોલાન્ડ જેવા મુખ્ય કમ્યુનિસ્ટ રાષ્ટ્રોમા પણ એ નવો મિજાજ નવતર રૂપે પ્રગટ થઈ રહ્યો છે. ત્રણેની ભૂમિકામાં ભિન્નતા હોવા છતાં મિજાજના મૂળમાં અને પ્રકટ કરવાની બાબતમાં ઘણી સમાનતા પણ છે.

યુરોપમાં ફ્રાન્સના વિદ્યાર્થીઓએ મેની ૬ થી ૧૦ મી દરમ્યાન કારવાઈ કરી – હજારો વિદ્યાર્થીઓનાં વ્યાપક નિદર્શનો, સશસ્ત્ર પોલિસો સાથેની ઝનૂની ઝપાઝપી, ભાંગફોડ બાળજાળ અને મોરાઓ ઉપરાંત ક્રાંતિસમયની 'બેરીકેડ્ઝ'! અનેક વિવેચકોએ આ અવસરને ફ્રેન્ચ ક્રાંતિની ઐતિહાસિક ચિરસ્મરણીય ઘટનાનું સ્મરણ કરાવનારો લેખ્યો છે. ફ્રાન્સના વિદ્રોહની વિશેષતા એ છે કે એનો આરંભ થયો અદ્યતન અમેરિકી પદ્ધતિએ વિકસી રહેલી નાન્તેરે યુનિ.થી. તેની ઝાળ ઊડી મધ્યયુગના પ્રતીકસમી, ચાર સદી પૂર્વે સ્થપાયેલી, ઓક્સફર્ડ અને કેમ્બ્રિજની પુર્વજ સોર્બો યુનિવર્સિટીમાં. પછી તો, એ ચિનગારી દેશભરની યુનિવર્સિટીઓમાં ફેલાઈ ગઈ અને ફ્રાન્સના કામદારો તથા બુદ્ધિજીવીઓના દ'ગોલને હૈયે ધાક બેસાડી દે તેવા દેખાવોને રાષ્ટ્રવ્યાપી આંતરવિગ્રહમાં પલટી નાખનારી ઘટના બની ગઈ.

ફ્રાન્સ કરતાં અનેક ગણી વધુ સમૃદ્ધિમા રાચતા અમેરિકાના વિદ્યાર્થીઓમાં અને પ્રમાણમાં સ્વસ્થ તથા સૌમ્ય ગણાતા બ્રિટનમાં પણ, વિદ્યાર્થીસમાજ પોતાની શિક્ષણ નીતિથી ખાસો ધૂંધવાઈ રહ્યો છે. સમૃદ્ધિની માત્રામાં ફેર હોવા છતાં એમનો અજંપો લગભગ એક સરખો છે. બાહ્ય કારણો અને નિમિત્તો લગભગ એક સરખાં છે: છેલ્લાં બારથી પંદર વર્ષમાં જ કૉલેજના વિદ્યાર્થીઓની સંખ્યામાં બેથી ત્રણ ગણો વધારો થયો છે. ત્યારે પ્રાધ્યાપકો, શિક્ષણની અને વસવાટની સગવડોમા ઘણી અલ્પ વૃદ્ધિ થઈ છે. બેફામ મોટા વર્ગો (કેટલીકવાર તો પ્રચંડ થીએટરમાં ૩૦૦૦ વિદ્યાર્થીઓને ગોંધીને લાઉડસ્પીકર ઉપર અપાતાં પ્રોફેસરોનાં વર્ગ–વ્યાખ્યાનો), ભણતરના વિષયો સાથે જીવનની વાસ્તવિકતાનો અમેળ, ખુદ વિદ્યાર્થીઓ વચ્ચે પરસ્પર સંપર્કનો અભાવ, વિદ્યાર્થીઓ પ્રાધ્યાપકો વચ્ચેનો અશક્યવત્ સહયોગ અને એક-બીજાને ધક્કો મારીને આગળ વધવાની હરીફાઈ તથા યુનિ. પ્રવેશની મુશ્કેલી, શિક્ષણની મોંઘવારી, શિક્ષણના સંચાલનમાં વિદ્યાર્થીસમાજની ઉપેક્ષા, ઉપરાંત શિક્ષણ સુધારાને નામે ખંધી છેતરપિંડી, મોટી ઉમરે શિક્ષણ પૂરું થતાં બેકારી-અર્ધબેકારી, નીચું જીવનધોરણ અને અપર્યાપ્ત રુગવડો તથા એથીય ઓછું સામાજિક મહત્ત્વ! શિક્ષણ અને સામાજિક જીવનમાં આવી રૂંધામણો અનુભવતી ઊગતી પેઢીની આવી મનોદશામાં જ્યારે પોલિસ અને લશ્કરના હાથે તેને દંડાવું પડે, અપમાનિત થવું પડે ત્યારે એનો મિજાજ ફાટી જાય એમા નવાઈ નથી. એ પોતાની જ નહિ, યુનિવર્સિટીની લાચારી અને અન્ય પ્રતિષ્ઠિત 'એસ્ટાબ્લિશમેન્ટસ'ની દંભી કારવાઈ પણ જુએ છે, અને ત્યારે તેને યુનિવર્સિટી 'એસ્ટાબ્લિશમેન્ટસ' અને રાજ્યસત્તા સામે નફરત જન્મે છે. ચિત્ત ઉપર રાષ્ટ્રીય આંતરિક વિફલતાઓની અસર પણ થયા વિના નથી રહી.

ફ્રાન્સમાં જૂની પેઢીએ નાઝી આક્રમણ વખતે, અલ્જેરીઆના બંડ વખતે, અને હિંદીચીનની સમસ્યા વખતે નાલેશીભર્યું વર્તન આચર્યું હતું એવો ડંખ યુવાન પેઢીને કોરી રહ્યો છે. તો અમેરિકામાંય અસંતોષ થોડાંક વરસોથી ધૂંધવાતો રહ્યો છે. વિયેટનામના મોરચે હજારો અમેરિકી યુવાનો હોમાઈ ચૂક્યા છે. છતાં કશો ઉજાસ દેખાતો નથી; અમેરિકી વિદેશનીતિ વિશે જ નવી પેઢીને અશ્રદ્ધા જાગી છે, હજારો લાખો વિદ્યાર્થીઓ અને પ્રાધ્યાપકોએ (આશરે ૨૨૫૦ શિક્ષણસંસ્થાઓમાથી ૧૦૦૦ જેટલી સંસ્થાઓએ) સમગ્ર યુદ્ધનીતિને પડકારી છે તેમાં વળી નિગ્રો પ્રત્યેની ખંધી નીતિ ઊગતી પેઢીને હૈયે આઘાત

કરનારી બની છે; છેલ્લે છેલ્લે, જૉન અને બૉબ કેનેડીની તથા માર્ટિન લ્યૂથર કિંગ જેવા બત્રીશલક્ષણાઓની હિંસા પછી તો, આખો સમાજ – સવિશેષ તરુણ સમાજ હચમચી ઊઠ્યો છે.

એક બાજુ, આગલી પેઢીમાંની તેની શ્રદ્ધા જ ડગી ગઈ છે, બીજી બાજુ તે પોતાને લાચાર, faceless અનુભવે છે: નીરસ યાંત્રિક જીવન અને હેતુશૂન્ય જીવનની વ્યર્થતાથી તે ધૂંધવાઈ રહ્યો છે.

અલબત્ત, યુરોપ કરતાં કમ્યુનિસ્ટ દેશોની પરિસ્થિતિ અને ભૂમિકા ભિન્ન છે. ત્યાં આટલાં વરસો સુધી ideology નું ભારણ (obsession) રહ્યું છે જેનાથી હવે ત્યાંનો યુવાન વર્ગ અને બુદ્ધિજીવી મુક્ત થવા ઝંખે છે. એમને હજી પશ્ચિમના જેવી ભૌતિક સિદ્ધિ–સમૃદ્ધિ પ્રાપ્ત કરવાની બાકી છે. આથી એમને મન રાજકીય સિદ્ધાંત–સૂત્રોની કિંમત ઓછી છે હકીકતમાં તેઓ જુએ છે કે માર્ક્સવાદી–લેનિનવાદી સૂત્રો અવાસ્તવિક બની ગયાં છે, છતાં એનું પોપટીઆ પુનરુચ્ચારણ–રટણ થઈ રહ્યું છે. તેમાં તેને દંભ વરતાય એમાં નવાઈ નથી. એને માટે વાસ્તવ અને સૂત્રો વચ્ચેની ખાઈ અકળાવનારી બની છે અને એથીયે વધુ અકળાવે છે પોતાની આગલી પેઢીએ સ્તાલિનયુગ દરમ્યાન જાણી કરીને પાપકર્મો પ્રત્યે અપનાવેલી મૂક સંમતિ, તાબેદારી અને દંભી 'હીરોવરશિપ'.

ત્યારે ધીમી પ્રગતિ કરી રહેલા ભારત જેવા પછાત દેશોની ભૂમિકા સાવ જુદી છે. એફ્લ્યુઅન્ટ (સમૃદ્ધ) સમાજનાં અસંતોષો અને અકળામણો આપણને આશ્ચર્ય પમાડે એટલી હદે સમાન છે. અલબત્ત કક્ષા અને માત્રા–ભેદ જરૂર હશે જ પરંતુ દેશ સમૃદ્ધિના આરે પહોંચે એટલે જ એની શૈક્ષણિક, આર્થિક, રાજકીય, સામાજિક સાંસ્કૃતિક છબી આપોઆપ સર્વથા પલટાઈ જાય એવી ધારણાને ખાસો આઘાત પહોંચ્યો છે અને સમૃદ્ધિની સાથોસાથ માનવીય મૂલ્યોનું મહત્ત્વ જળવાઈ ન રહે તો પછાત ગણાતા દેશો કરતાંય વધુ હીન ભ્રષ્ટતા ત્યાંના સમાજદેહને સડાવી દઈ શકે એનો અણસારો અવશ્ય મળી ગયો છે.

પરંતુ આ બધી વાતો સાંપ્રત વિદ્યાર્થી અને તરુણ સમાજને મન ગૌણ છે.

● સૌથી પ્રથમ તે માગે છે શૈક્ષણિક ઢાંચાની ધરમૂળ તબદીલી : માત્ર સુધારાનો દેખાવ કે થોડાક ટુકડા નહિ. શિક્ષણની એકે એક કક્ષાએ – અભ્યાસક્રમ, પ્રાધ્યાપકોની નિમણૂંક, કૉલેજોનું સંચાલન, 'યુનિ'ની કામગીરી– દરેકમાં તે માગે છે યોગ્ય સમર્થ પ્રતિનિધિત્વ, અંતિમ નિર્ણયમાં પ્રભાવ પાડી શકે એવું !

● એનું સ્વપ્ન પણ હવે નાનુંસૂનું નથી. જૂની પેઢીને વહેલી તકે વિદાય આપીને સત્તા પર આરૂઢ થવાનું છે. એનું સૂત્ર છે. "Studendt's power."

આમ સત્તાની વાત આવતાં વિદ્યાર્થીઆલમને કહેવાતી ક્રાંતિને નામે ઝનૂની અંધાધૂંધનાં સાધન બનાવનારા રાજકારણી નેતાઓનો અને વ્યવસાયી વિદ્યાર્થી–નેતાઓનો રાહ સરળ બની જાય એમાં નવાઈ નથી.

તાજેતરનાં આંદોલનો દરમ્યાન આ પૂરતું સ્પષ્ટ બન્યું છે. મૂળ હેતુ અને ઇષ્ટ પરિણામો ગૌણ બની ગયાં છે – action જ એક માત્ર મૂલ્ય બની ગયું છે. પરિણામે દેશવિદેશના ઊર્મિલ તરુણોના હૈયામાં 'વીર નાયકો' તરીકેનું સ્થાન પામ્યા છે–મહાન ગેરીલા શહીદ ચે ગુએવારા, માઓ અને કાસ્ટ્રો તથા હો ચિ–મિન્હ ! સ્થાનિક ફેનેટિક નેતાઓ તથા પક્ષોનું પ્રભુત્વ વધી રહ્યું છે. ફ્રાન્સમાં એનાર્કિસ્ટ યુવાન નેતા ડેનિયલ કહોન બેન્ડિટના હાથમાં જુવાનો રમી રહ્યા છે એનું કારણ એ નથી કે એની વિચારધારાનું આકર્ષણ છે પણ યુવાનોને આકર્ષે છે મર્દાનગી : હિંસક મર્દાનગીમાં એને ગૌરવ દેખાય છે.

ગેરિલા પદ્ધતિના પુરસ્કર્તા ફેનેટિક નેતા રેગિસ ડેબ્રે અને હર્બર્ટ માર્ક્યુસ જેવા ઉગ્રપંથી વિચારક સ્પષ્ટપણે બોધી રહ્યા છે : શાંતિમય અને લોકશાહી માર્ગે કશું જ સિદ્ધ થવાનું નથી – હિંસા જ પરિવર્તનનું એકમાત્ર સાધન છે : "Power in the streets" અને સત્તાના સાચા અગ્રદૂતો આજના જમાનામાં કામદાર–કિસાનો નહિ, બૌદ્ધિકો, વિદ્યાર્થીઓ અને નિગ્રો હોઈ શકે એમ કહી નવી આતશબાજીની આબોહવાનું નિર્માણ કરી રહ્યા છે. માર્ક્સીય અદકો અને માઓથી સવાયો હર્બર્ટ માર્ક્યુસ (મૂળ જર્મન – વરસોથી કેલીફોર્નિઆમાં પ્રોફેસર) એ તો નવું તત્ત્વજ્ઞાન–નીતિશાસ્ત્ર રચ્યું જણાય છે. "Violence does not start a new chain of violence but try to break in established

one." અને "Tolerance and concessions sell death and death and disarray."

માર્ટિન લ્યૂથર કિંગની હત્યા પછી અમેરિકામાં નિગ્રો પ્રજામાં Black power નું જોર વધી રહ્યું જણાય છે, તેવાજ રાહે 'Student power'નું સત્ર ગાજતું થયું હોવાનુ વરતાય છે.

કાળાઓને ગોરાઓ સામેના નર્યા ધિક્કાર અને દ્વેષ ઉપર, વિદ્યાર્થી-તરુણોને તેમની આગલી પેઢી સામેના કેવળ ધિક્કાર અને દ્વેષ ઉપર દસડી જનારા નેતાઓ કેવળ કાળી પ્રજાનું અને તરુણ પેઢીનું જ નહિ, વિશ્વ-સમસ્તના ભાવિનું અશુભ કરી રહ્યા છે, સમસ્ત સમાજને સ્વસ્થતાને છિન્નભિન્ન કરી દઈ સામૂહિક જીવનના પાયામાં જ સુરંગ ચાંપી રહ્યા છે. ધિક્કાર અને દ્વેષ ઉપર ઊભી થયેલી કોઈ પ્રવૃત્તિ – ગમે તેવું ક્રાંતિનું મહોરું પહેરીને આવે અને ગમે તેવું સામર્થ્ય દેખાતું હોય – કદી કલ્યાણ-કૃત બની જ ન શકે—એ કેવળ શ્રદ્ધાવાક્ય નથી. હુતાત્મા ગાંધીની સર્વશ્રેષ્ઠ વ્યવહારનિષ્ઠા છે. ગાંધીશતાબ્દીના આ વરસમાં દુનિયાભરમાં તેની ઊજવણીના કાર્યક્રમો યોજાઈ રહ્યા છે ત્યારે આ પાયાની નિષ્ઠા જ ઉપેક્ષા પામશે? સમસ્ત માનવજાત સામે આ પડકાર છે.

**ભોગીલાલ ગાંધી**

## સોવિયેત શસ્ત્રસહાયનો જાગતિક સંદર્ભ

પાકિસ્તાનને આપેલી શસ્ત્રસહાય વાજબી ઠરાવવા માટે સોવિયેત રાજદ્વારી વર્તુળો પશ્ચિમના સામ્રાજ્યવાદ અને ચીનના વિસ્તારવાદને ખાળવાની પોતાની મકસદ હોવાનો દાવો કરે છે. વળી, આ સહાય અત્યધિક નથી પણ પ્રતીકાત્મક – કહો કે સમ ખાવા પૂરતી – છે એવું કહેવાતું પણ આ વર્તુળો ચૂકયાં નથી. આ બંને વિધાનો વચ્ચેનો આંતરવિરોધ એટલો તો ખોલકો છે કે એને અંગે કશુંયે ન કહીએ તો પણ ચાલે.

તાશકંદ સમજૂતી પછી એશિયાઈ ભૂરાજકારણમાં રૂસી પ્રભાવ દઢમૂળ થતો આવે છે. તાજેતરમાં જે કંઈ બન્યું એમાં કેટલાક રાજકીય નિરીક્ષકો પાકિસ્તાનના આંતરિક રાજકારણમાં પ્રભાવક નીવડવાની રશિયાની ખ્વાહિશ જણાઈ છે એ સૂચક છે. જનરલ યાયાખાનની માગણીઓનો રશિયાએ સાનુકૂળ પડઘો પાડયો તે ઘટનાને તેઓ 'અયુબ પછી કોણ?'ના રૂસી ઉત્તર લેખે ઘટાવે છે. સંભવ છે કે આ અર્થઘટન તાણીતૂસીને કરાયું હોય. પણ આ પ્રકારના પ્રતિભાવોનો એક સંકેત સાવ સ્પષ્ટ છે. એ એટલે જગતરાજકારણના વિવિધ કોયડાઓમાં દરમ્યાનગીરી કરવાની રશિયાની મહેચ્છા અને ક્ષમતા.

પેન્ટેગોનના કર્તાહર્તાઓએ અમેરિકી સેનેટની ઉપ-સમિતિને જે'ક મહિના પર ખ્યાલ આપ્યા પ્રમાણે, 'ભયની સમતુલા'ને લાગેવળગે છે ત્યાં સુધી, રશિયા અને અમેરિકા હવે સમકક્ષ થવામાં છે. આનો અર્થ એ નથી કે સોવિયેત નેતાઓ અણુયુદ્ધનું જોખમ વહોરી લેવા તત્પર થશે. પણ એટલું ચોક્કસ કે દુનિયાને કોઈ પણ ખૂણે પોતે દરમ્યાનગીરી કરવાને સમર્થ છે એવી પ્રતીતિને આરે સોવિયેત નેતાઓ આવી ઊભા છે – અને આવી દરમ્યાનગીરી પરત્વે અમેરિકાનો વિરોધ અગાઉને મુકાબલે મોળો હશે.

બલ્કે, શકયતા તો એ છે કે, બંને એકબીજાની સાથે કેટલીક બાબતોમાં સહકાર પણ કરે. ફરાકા બરાજ અંગે ભારતે સિન્ધુ જલસંધિ જેવી જ રૂખ અખત્યાર કરવી જોઈએ એવું તાજેતરમાં રૂસી વડાપ્રધાને સૂચવ્યું છે. અમેરિકા અને પાકિસ્તાન પણ આ બાબતમાં એ રીતે જ નથી વિચારતાં?

અને આ સંદર્ભમાં સવિશેષ નોંધપાત્ર ઘટના એ છે કે પાકિસ્તાન એક સાથે ચીન, રૂસ અને અમેરિકા જોડે સમજૂતીની ભૂમિકાએ વર્તી શકે છે. આમ, પરસ્પર-વિરોધી છતાં, મહાસત્તાઓ એકમેકને સાંખી લેવાની સ્થિતિએ તો આવી જ પહોંચી છે. ચૂ એન લાઈએ છેક ૧૯૫૫મા તત્કાલીન પાક વડાપ્રધાન મહમદઅલીને હૈયાધારણ આપેલું કે પાકિસ્તાનને અમેરિકા સાથેના જોડાણની ગરજ હોવાની હકીકત પોતે સમજે છે! ત્યાર પછી તો હોઆંગહો અને હડસનમાંથી ઘણાં પાણી વહી ગયાં. જાહેર પ્રશ્નોના અગ્રણી અમેરિકી સમીક્ષક રેનાલ્ડ સ્ટીલે આ નવદર્શનને આમ સમજાવ્યો છે: 'એશિયા જ એવો એક માત્ર મુલક છે કે જ્યાં અન્યનું પ્રભાવક્ષેત્ર હોવાનું આપણે સ્વીકારતા નથી. આપણે એમ માનીને ચાલીએ છીએ કે, આપણું પ્રભાવક્ષેત્ર ચીનની સીમા-પર્યંત વિસ્તરવું જોઈએ, પણ ચીનને પોતાનું પ્રભાવ-ક્ષેત્ર જ ન હોય! આપણને ફાવતો આવે એવો ઘાટ શકય છે; કેમ કે ચીન આપણા કરતાં આજે નબળું છે. પણ એ એક સર્વાંગસજ્જ અણુસત્તા બનશે એટલે

આપણે સંભવતઃ એને અગ્નિ એશિયામાં એવી મોકળાશ આપીશું જેવી આજે રશિયાને પૂર્વ યુરોપમાં આપી છે અને કૅરેબિયનમાં આપણે માટે વાંછીએ છીએ...'

શસ્ત્રાસ્ત્રો માટે મહાસત્તાઓ પર આધાર રાખતી ભારત, પાકિસ્તાન, ઇજિપ્ત, ઇઝરાયલ, મલયેશિયા, ઇન્ડોનેશિયા, જેવી નકરી સ્થાનિક સત્તાઓ વચ્ચેના સંઘર્ષની જિકર કરતાં અમેરિકી સરકારના અધિકૃત પ્રકાશન 'ધ કન્ટ્રોલ ઑફ લોકલ કૉન્ફિલક્ટ'માં જણાવાયું છે :

'લશ્કરી સજ્જતા માટે વિકાસોન્મુખ દેશો તળ ઉત્પાદનના પાયે ન પળે અને બહારની શસ્ત્રસહાય પર નિર્ભર રહે એવી વ્યવસ્થા જારી રહેવી જોઈએ (જેથી મહાસત્તાઓ દ્વારા તેમને નિયંત્રણમાં રાખવાનું શક્ય બને.)

'લશ્કરી તાકાતમાં રહેલી વિષમતા–કાશ્મીરના કિસ્સામાં જોવા મળે છે તેમ–પારસ્પરિક ઉગ્રતાના સંચારણને બદલે યુદ્ધના કારણ સમી પણ બની શકે.

'અરસપરસ લડી પડે એવા પડોશી દેશોની લશ્કરી શક્તિને સમાન કક્ષાએ મૂકી આપવી એ જ આ ચિન્તાનું મારણ હોઈ શકે...'

અમેરિકા અને રશિયાની વિચાર–પરિપાટી આજે આવી હોવાનું સમજાય છે. આવતી કાલે મહાસત્તા બની રહેનારું ચીન પણ એ રીતે વિચારવાનું અને એ સહુ તથાકથિત વૈચારિક મતભેદો કોરે મૂકીને એકમેકનાં પ્રભાવક્ષેત્રોને સ્વીકારીને જ વર્તવાનાં. ભારતની વિદેશ-નીતિનું પુનર્મૂલ્યાંકન અને નવનિર્ધારણ સત્તા–રાજકારણના જે જાગતિક સંદર્ભમાં કરવું જોઈએ તે આ છે.

**પ્રકાશ ન. શાહ**

## પરમ સહૃદયની વિદાય

હર્બર્ટ રીડના અવસાન સાથે આપણી સદીના એક શ્રેષ્ઠ સહૃદય ભાવકે પણ વિદાય લીધી.

માત્ર કલા અને સાહિત્યને ક્ષેત્રે જ નહીં, ચિંતન અને દર્શનના ક્ષેત્રે પણ જે કંઈ સુંદર છે, જે કંઈ શુભ છે તેને એમણે જીવનના છેલ્લા શ્વાસ સુધી વધાવ્યું–પોતાની મનોભૂમિનું ખેડાણ કરી એની પર એને ઝીલ્યું.

એમના જીવનનો પહેલો અધ્યાય યોર્કશાયર પારગની ખીણમાં ખેતરને ખોળે શરૂ થયો; એની હરિયાળી, એના ઊંએરા ઓર્ચાર્ડ, એની વાગોળતી ગાયો, એની મખમલી નીરવ રાતો ને એમાં ઓગળી જતા ઘોડાના ડાબલાઓ અને ગુંજી રહેતો દેવળનો ઘંટ — આ બધાંએ, એ આત્મકથામાં નોંધે છે તેમ, એમના શૈશવને ભર્યુંભાદર્યું બનાવ્યું ને એમની 'કુંવારી મનોભૂમિ' પર પહેલા ચાસ પાડ્યા. આ ચાસ —એટલે કે 'આદિ અનુભૂતિઓ'માં જ એમની ભાવિકવિતાનાં બીજ પડેલાં છે. પણ એણે માત્ર એટલું જ નથી આપ્યું. એથીય વિશેષ તો એક એવી 'સંવેદના' આપી જે સ્થળ–કાળના સીમાડામાં અટવાયા વગર કલાકૃતિ માત્રથી ઝંકૃત થઈ ઊઠતી. રીડની આરત પણ એ હતી કે સંવેદના સદાય કુંવારી રહે અને એટલે જ તેઓ આદિમ ભીંતચિત્ર, ગ્રીક ફૂલદાની, મધ્ય યુગીન દેવળ કે હેનરી મૂરના શિલ્પની સન્નિધિ માણી શકતા હતા — એસ્કીલસ, બ્લેક, વર્ડ્ઝવર્થ કે રીલ્કેની કૃતિ સાથે તાદાત્મ્ય સાધી શકતા હતા.

માત્ર આટલું જ હોત તો એ કવિ હોત, સહસંવેદક હોત પણ કશુંક એવું ઘટ્યું જે એમને સાવ ભિન્ન ધ્રુવ પર લઈ ગયું. હજુ તો માંડ મૌગ્ધ્ય વટાવ્યું હતું ને માતા–પિતાની શીળી છાંય ચાલી ગઈ અને એ પહેલા વિશ્વયુદ્ધની વૈતરણીને તીરે આવી ઊભા. એ તીરે જ ન ઊભા રહ્યા પણ સૈનિક લેખે માંહી પણ પડ્યા. ત્યાં એક જિંદગીની નહીં, પણ અનેક જિંદગીઓની વિભિષિકા યુદ્ધના ચાર વર્ષોમાં અનુભવી—વિશેષ તો 'જીવી.'

ગઈ સદીમાં જેણે પહેલ પરથમ યુરોપના શતમુખ વિનિપાતનું—વિશ્વયુદ્ધોનું ભવિષ્ય ભાખ્યું હતું તે સ્વીસ ઇતિહાસકાર બુર્ખહાર્ટે આખું જીવન પોતાના શહેરમાં સમકાલીનોને યુરોપની ગરિમાનો પરિચય કરાવવામાં જ વીતાવ્યું. યુરોપના વિનિપાતથી ક્ષુબ્ધ થયેલા એ ઇતિહાસકારને એક જ ઝંખના હતી—ગ્રીસ ને રેનેસાંનાં ઉત્તમોત્તમ સર્જનોને—સિદ્ધિઓને લોકો ઘડી-ભર પણ ઉઘાડી આંખે જુએ—ખુલ્લા કાને સાંભળે. નીત્શેએ એટલે જ તો એમને 'મહાન ગુરુ' કહ્યા. રીડે તો આ વિનિપાતને સગી આંખે જોયો હતો એટલે સોયની અણી ટેકવવા જેટલીય 'કુંવારી ધરતી' જ્યાં બચી નહોતી એ યુરોપમાં — એની ઊછરતી પેઢીના મનોજગતમાં એમને કુંવારી ધરતી જોવાની ઝંખના હતી. — એ સમસંવેદકમાંથી શિક્ષક બન્યા. માત્ર ભૂતકા-

ળના જ નહીં', વર્તમાનનાં કલાસર્જનોના પણ એ પરિચયકાર બન્યા. એ પ્રશ્ન થાય કે રુખેંહાર્ટની જેમ એમણે માત્ર ભૂતકાળનું જ ગૌરવ કેમ ના કર્યું ? કારણ એમને ભાવિમાં અખૂટ શ્રદ્ધા હતી. એ ભાવિ એમને વૈજ્ઞાનિક–આર્થિક સિદ્ધિઓથી ઊજળું નહોતું જોવું. એમને તો અભીષ્ટ હતી સૌંદર્યદૃષ્ટિ – સતેજ સંવેદના, ક્ષણ ક્ષણને અનુભવવાની ક્ષમતા. પોતાના 'The Forms of things unknown' નામના સૌંદર્યમીમાંસાના ગ્રંથની પ્રસ્તાવનામાં એ કહે છે 'મને જો એવી પ્રતીતિ થઈ હોત કે માનવજાતનું કલ્યાણ સૌંદર્યસંવેદના (Aesthetic sensibility) નો ભોગ આપવાથી નિશ્ચિત છે તો મે સહેજેય ખચકાયા વગર એ ભોગ આપ્યો હોત. પણ મારી માન્યતા એથી સાવ જુદી છે. હું સર્વત્ર એ જોઉં છું કે વિભિષિકાની કાળી છાયા એ જ લોકોને ગ્રસી લે છે જેમની પાસે 'દૃષ્ટિ' નથી.

રીડની કેળવણી અને સંસ્કૃતિ વિષેની વિચારણા જે મુખ્યત્વે Education Through Art અને To Hell with Cultureમાં નિરૂપાઈ છે તેની આધારભૂમિ પણ સૌંદર્યસંવેદના જ છે. કેળવણીનું કાર્ય માત્ર તર્કશકિત ખીલવવાનું જ નથી, સૌંદર્યદૃષ્ટિ કેળવવાનું પણ છે. વિજ્ઞાન જ સત્યનું ઉદ્‌ઘાટન કરે છે એ આપણા યુગે પોષેલો એક ભ્રમ છે. કલાકાર પણ સત્યનું ઉદ્‌ઘાટન કરે છે. ભેદ માત્ર એટલો જ છે કે એનું ગ્રહણ તાર્કિક નહીં પણ રૂપાયિત હોય છે.

રીડને મન 'સંસ્કૃતિ' એટલે વ્યકિતના કાર્યકલાપોમાં એકરસ થઈ ગયેલી જીવંત વાસ્તવિકતા. ન તો એને જુદી તારવી શકાય કે ન એનું પ્રદર્શન કરી શકાય કે ન એને લાદી શકાય. એ તો માત્ર માણસ ને માણસની વચ્ચે પરોક્ષરૂપે સંક્રાત જ થાય. એ સંસ્કૃતિમાં, રીડ એરિક ગીલને ટાંકતાં કહે છે, 'કલાકાર કોઈ વિશિષ્ટ વ્યક્તિ નથી પણ વ્યક્તિમાત્ર વિશિષ્ટ કલાકાર છે !'

વ્યક્તિની સ્વતંત્રતા અને સર્જકતા તો રીડને હૈયે વસ્યાં હતાં. એને રૂંધતા એકે એક પરિબળ – પછી એ રાજકીય હોય, આર્થિક હોય કે સામાજિક હોય – તેનો એમણે આજીવન વિરોધ કર્યો હતો. પોતાને એ અરાજકવાદી ગણતા હતા પણ એ કોઈ ઢાંચાઢાળ અર્થમાં નહીં. એમનો અરાજકવાદ કોઈ વિશેષ આર્થિક–રાજકીય કાર્યક્રમમાં નથી આવી જતો કારણ કે કોઈ પણ પ્રકારનું પૂર્વનિર્ધારણ વ્યકિતને એક ઢાંચામાં સીમિત કરી દે છે ને એની સર્જકતાને અવરોધે છે એવી એમની દૃઢ માન્યતા હતી. એ પોતે જ કહે છે તેમ એમનો અરાજકવાદ waltanschauung કે જીવનદૃષ્ટિ છે.

સંવેદના અને સર્જકતા રીડના જીવનના 'અધિષ્ઠાન' છે. સાન્તાયનની સાથે સાથે એ સ્વીકારતા હતા કે જે ઇન્દ્રિયગ્રાહ્ય નથી એમા એમને રસ નથી. અહીં 'ઇંદ્રિયગ્રાહ્ય' ની કોટિમાં કલાકૃતિ પણ આવી જાય છે. પાસે પડેલાં ટેબલખુરશી કે સામે દેખાતા ઝાડ જેટલી જ કલાકૃતિ પણ વાસ્તવિક છે. રીડના આ સ્વીકારમાં જ એ નિહિત છે કે એમને મેટાફીઝિક્સમાં રસ નથી —એબસ્ટ્રેકશનમાં રસ નથી. એમનો 'પરમ આનંદ' તો પ્રકૃતિ અને કલાકૃતિનાં સાન્નિધ્ય અને તેની સાથેની નિરતિમા જ છે આ સંદર્ભમાં એ આત્મકથામાં નોંધે છે 'કીર્કેગાર્ડ Either/or માં માર્મિક રીતે કહે છે, 'ગૂંથવા માટે ક્યાંક તો ગાંઠ વાળવી જ પડે–જીવનમાં આવી ગાંઠ ત્રણ જ ઠેકાણે વાળી શકાય; મટીરિયાલિઝમમાં, એસ્થેટિક જીવનમાં કે એથીકલ જીવનમાં,' મેં મારી ગાંઠ એસ્થેટિક જીવનમાં વાળી. આ અંગીકાર એટલે જીવનનો સ્વીકાર અને તેનું સ્થાપન, પ્રકૃતિ અને કૃતિનું સંવેદન અને રૂપસૃષ્ટિમાં સૌંદર્યનો પુનઃ પુનઃ સાક્ષાત્કાર." આપણી પરિભાષામાં કહીએ તો 'કાવ્યાનંદ' એ જ રીડને મન 'બ્રહ્માનંદ' છે.

પરંતુ એ આટલેથી અટકી ગયા હોત તો સ્વ–લક્ષી જ રહ્યા હોત. એક કાળે એમની એ પ્રતીતિ પણ હતી કે કલા નિજાભિવ્યક્તિ છે, પણ ઉત્તરજીવનમાં એમને એ પોતાની ભૂલ લાગી અને એમણે સ્વીકાર્યું કે કલા જીવનની અભિવ્યક્તિ છે. નિજ અને જીવન બન્ને બહુ સંકુલ શબ્દો છે. પણ રીડ 'જીવન' શબ્દ પ્રયોજે છે ત્યારે એની પાછળ યુંગની 'Collective unconscious ની અને Arch Typeની વિભાવનાનો સ્વીકાર છે. આ તો થઈ બૌદ્ધિક ભૂમિકા. પણ એમની જીવનલક્ષિતાના મૂળમાં તો મનુકુલના સાતત્યની એમની આસ્થા છે. આત્મકથાના 'Tree of Life' નામના અધ્યાયમાં તાઓ ધર્મના એક રૂપક દ્વારા એ પોતાને વ્યક્ત કરે છે 'મનુકુલ' એક વિશાળ વટવૃક્ષ જેવુ છે. અને એકે એક વ્યક્તિ વસંતે ખીલતાં અને પાનખરે ખરી જતાં પર્ણ જેવી છે.

અ. યાજ્ઞિક

# 'નિશીથ'

## યશવંત શુક્લ

'ગંગોત્રી' કરતાં આ કાવ્યસંગ્રહ ચઢે કે નહિ એ પ્રશ્નનો જવાબ સહેલાઈથી આપી શકાશે. 'ગંગોત્રી'નો કવિ મુગ્ધતાની લહાણ આપતો હતો, 'નિશીથ' નો કવિ પ્રગલ્ભતાની – સારા અર્થમાં – સિદ્ધિઓ દાખવે છે. પણ એટલો ફરક છતાં ઉચ્ચતર કવિપ્રતિભા તો 'નિશીથ'-ના કવિમાં જ પ્રતીત થાય છે.

હું સમજ્યો છું તે પ્રમાણે આ કાવ્યસંગ્રહનાં ચાર મુખ્ય આકર્ષણો છે: ગીતો પ્રણયકાવ્યો, 'આત્માનાં ખંડેર' નામની સોનેટમાળા, ને ભવ્ય વિષયો આલેખતાં થોડાંક સુદીર્ઘ કાવ્યો......

× × ×

વાસ્તવજીવનની વિરૂપતા આલેખતાં કાવ્યો એ નવી કવિતાની એક વિશિષ્ટ સિદ્ધિ છે, છતાં હવે તે આકર્ષતાં મટી ગયાં છે... પણ આ પ્રકારનાં કાવ્યોની અનાકર્ષક મર્યાદાઓમાંથી છૂટેલું સર્વોત્તમ કાવ્ય તો 'પાંચાલી' છે. કાવ્યવિષય એક ઘટનામાં ઓતપ્રોત થઈ ગયો છે, ને એ બીપણકરુણ ઘટના જાણે સર્વસાધારણ હકીકત હોય એવું વક્રભાવયુક્ત આલેખન આ કાવ્યનું ચિત્ત-વેધન વાતાવરણ રચી દે છે......

× × ×

'નખી સરોવર ઉપર શરત્પુર્ણિમા' એ કાવ્ય રચાયેલું ૧૯૨૮માં છતાં આ સંગ્રહને માટે જ એ જાણે નિર્માયું હતું. ચિત્ર ને વાણી અહીં સંપૂર્ણતા સાધતાં જણાય છે. ને છેલ્લે 'સૌંદર્યો પી ઉરઝરણ ગાશે પછી આપમેળે' એ પ્રકૃતિનું મંત્રકવન હૈયામાં ઊતરી જાય છે.

+ × ×

પ્રણયકાવ્યો એ આ સંગ્રહની વિશેષ સંપત્તિ છે. કાવ્યરૂપોની દૃષ્ટિએ જોઈએ તો પ્રણયને અનેક રૂપોમાં કવિએ હીંચોળ્યો છે. પણ સોનેટો પ્રત્યે પક્ષપાત દાખવ્યો છે. ઉમાશંકરના પ્રણયભાવમાં રસિકતા અને સંતોષ એ બે મુખ્ય લક્ષણો છે......

પ્રણયભાવ નિરૂપતાં સોનેટમાં સુંદરમાં સુંદર સોનેટ 'સ્પંદનો' છે, એમ મને સમજાયું છે. સોનેટના અનેક પ્રયોગ ઉમાશંકરે કર્યા છે, પણ અષ્ટક ને ષટ્કમાં વહેંચાયેલું સોનેટ એમને વધારે પ્રિય છે...

× × ×

આ સંગ્રહને જેને લીધે નામ મળ્યું છે તે 'નિશીથ' કાવ્ય હવે લઈએ. સમુન્નત જીવનસામર્થ્યની તલાશમાં અદ્યતન કવિતાને વિરાટની કલ્પના સાંપડી છે. વિરાટ એમાં વ્યક્તિ બની જાય છે. પણ નિશીથ પણ મધ્યરાત્રનો વૈયક્તિક વિરાટ અવતાર છે. એનાં વિધવિધ માનસ-સ્વરૂપો માનવમાત્રનો આદર્શ બની શકે. એના વર્ણનમાં કવિએ જે શબ્દસમૃદ્ધિ વેરી છે તે તો અપૂર્વ છે.

એ કાવ્યમાં માત્ર બે વસ્તુ ખૂંચે છે: કાવ્યના છેલ્લા અથવા છઠ્ઠા ખંડમાં કવિએ એની પાસે જે યાચના કરી છે તેથી કાવ્યનું ગૌરવ સહેજ ખંડિત થયું છે. અલબત્ત, એથી એ સ્તોત્ર બને છે, અથવા હળવી રીતે કહું તો નિશીથને માટે કાવ્ય માનપત્ર બની ગયું છે. એક બીજી પણ ત્રુટિ એમાં છે. છેલ્લે કવિએ નિશીથને ઉદ્બોધન કરતાં એને ઉષાનો વૈતાલિક કહ્યો છે. વિજ્ઞાનચક્ષુએ જોતાં એ સાચું છે, પણ એથી નિશીથને આરોપાયેલું ભવ્ય વ્યક્તિત્વ ખંડિત થાય છે ને નિશીથ તે તો ઉષા જેને અનુસરે તે રાત્રિ જ, સમયનો એક વિભાગ જ, એવું ભાન પ્રગટે છે.

× × ×

'અન્નગ્રહ' ને 'વિરાટ પ્રણય'ને સાથે વિચારતાં જરૂર એમ લાગે કે આગલો પંક્તિયુગ નવે અવતારે પાછો આવે છે......

છેલ્લે 'આત્માનાં ખંડેર' નામની સોનેટ–માળા વિશે એટલું જ કહેવાનું કે ચિન્તનને એમાં યથાર્થ દિશા લાધી છે. માનવજીવનની સર્વ વૃત્તિઓ ને પ્રવૃત્તિઓના મૂળના જેવો કાવ્ય–વિષય બીજો કયો હશે? આત્મવંચન, આશા, આરઝૂ, વિરક્તિએ મ અનેક ભાવોમાંથી પસાર થઈને કવિહૃદય શોધ કરે છે કે જે ભૂમિના એને વિજેતા બનવું હતું ત્યાં તો,

'આત્માતણાં અરવભમ ઊભેલ અર્ધા',
ખંડેરની જગપટે પથરાઈ લીલા.'

જ્યાં કવિ વાસ્તવથી – ધીરજથી સ્વીકાર કરે છે.

'મને અસુખ ના દમે, વિતથ સૌખ્ય જેવાં કહે,
સુખો ન રુચતાં, યથા સમજ માંહી ઊતર્યાં દુઃખો.'

સોનેટની આ સંગ્રહમાં વિપુલતા છે. એટલું જ નહિ, સૉનેટમાં ઉમાશંકર સિદ્ધહસ્ત પણ છે, આ સોનેટમાળા અને પ્રણયકાવ્યોવાળાં સોનેટો એની સાક્ષી પૂરશે...

છેલ્લે કંઈક અચકાતાં ને ધુમાડામાં બાચકા ભરવાની ધૃષ્ટતા કરતાં રા. સ્વૈરવિહારીની ક્ષમા માગીને હું કહીશ કે ઉમાશંકર 'ક્લાસિકલ' કોટિના કવિ છે. એમનાં મસ્તીખોર હેલારાવાળાં ગીતો અને પ્રણયરસિક કાવ્યોની ધૂર્તતા મારા વિધાનને ખોટું ઠરાવવા માટે આગળ કરી શકાય. પણ સૌષ્ઠવનું આગ્રહી, બુદ્ધિની સિદ્ધિઓને રૂપની સઘનતા આપતું, નાગરતાયુક્ત એમનું વૈભવી કવિત્વ જે સંગ્રહની પ્રકીર્ણતામાંથી વરતાય છે તેને અનુલક્ષીને જ હું મારો અભિપ્રાય જાહેર કરું છું.

[૧૯૪૧ માં 'રેખા'માં પ્રગટ થયેલ અવલોકનમાંથી થોડા અંશ અહીં આપ્યા છે.—સં]

*

## 'નિશીથ'

### વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

સુકુમાર હૃદય, તેજસ્વી બુદ્ધિ, સમર્થ કલ્પના અને ઊંડા ચિંતન વડે સમૃદ્ધ વ્યક્તિત્વનો પરિચય 'નિશીથ'માં થાય છે.

નવા નવા રમણીય આકાર સર્જવાની વૃત્તિ, શક્તિ, અનુભવ, બહોળા અવલોકન, વિશાળ વાચન અને ઊંડા ચિંતનથી પ્રતિભા નામને લાયક ઉમાશંકરમાં થઈ છે......

કવિ અન્યાયી સમાજરચના માટે બળતરા કાઢે છે, તો ઘડીક 'ગીત ગોત્યું', 'રખડતું ગીત', 'અંબોડલે' જેવાં ગીતોમાં કુમારકુમારી જેમ કૂદી લે છે; ઘડીક 'ફરી ફરી ફાગણ ના રે' કે 'મ્હોર્યાં માંડવા' જેવામાં યુવતી પેઠે યૌવન અને ઉલ્લાસના રાસ લે છે. 'મ્હોર્યા માંડવા'માંનું સુંદરીનું ચિત્ર-વિધાન મોહક છે અને એવું મનોહર 'નખી સરોવર ઉપર શરતપૂર્ણિમા'નું આલેખન છે.

આધુનિક પ્રણયકવિતામાં નિખાલસતા સાથે નવી સંસ્કારિતા અને શુચિત્વ આવ્યાં છે તે ઉમાશંકરના 'મૂક મિલન', 'સખી મેં કલ્પી'તી', 'રહસ્યો તારાં' વગેરે રમણીય કાવ્યોમાં જોઈ શકાશે.

ઉમાશંકરની મહત્તા એ છે કે આ બધાં, ભલે રમણીય, કાવ્યોની શેરીઓ તેમને સાંકડી લાગે છે. ચલો કુટુંબની બહાર, ચલો ગામ બહાર, ચલો સાંકડા સમાજ બહાર, ચલો પ્રજાપ્રજાની ક્ષિતિજને પેલે પાર જ્યાં—

ખંડ ખંડ લોકવૃન્દ ટોળે ઊમટિયાં ને
મળિયો આ માનવીનો મેળો રે.

કોઈ ઉત્તુંગ શિખરે ચઢો, જ્યાંથી સમષ્ટિનો અશ્વત્થ દેખાય; ચઢો કોઈ ન દેખાતા તારક પીઠે, જ્યાંથી વિશ્વક્રમની ઝાંખી થાય. આ ઝંખનાની પ્રેરણામાંથી તેનાં સમર્થ ચિંતનમય કાવ્યો કે કલ્પનો 'આત્માનાં ખંડેર', 'જ્ઞાનસિદ્ધિ', 'વિરાટ પ્રણય' અને 'નિશીથ' ઉત્પન્ન થયાં છે......

'નિશીથ'...વાંચતાં બ્રાહ્મણો ને ઉપનિષદોના મંત્રોચ્ચાર જેવી વાણી શ્રવણે પડતી હોય એમ લાગે છે. કાવ્યની પ્રત્યેક રેખામાં ઔચિત્ય અને સૌંદર્ય છે......પ્રકૃતિના રુદ્રરમ્ય સ્વરૂપ આગળ કવિએ ઉત્કટ દેશપ્રેમનો ધૂપ કર્યો છે. પરિણામે કાવ્ય એ ચિત્ર નહિ, દીક્ષા બને છે.

(૧૯૩૯ ની વાર્ષિક સમીક્ષામાંથી)

# વર્તમાન કથાસાહિત્ય અને વિવેચન

દિલાવરસિંહ જાડેજા

વર્તમાન કથાસાહિત્યને મૂલવવામાં વિવેચન નિષ્ફળ ગયું છે?—આ પ્રશ્નનો સીધોસટ જવાબ આપવો મુશ્કેલ છે. હરેક જમાને, ખાસ કરીને કેટલાક સર્જકોને લાગતું હોય છે કે સમકાલીન વિવેચન એમની સાહિત્ય કૃતિઓને મૂલવવામાં નિષ્ફળ ગયું છે. આમેય સમકાલીન ગ્રંથકારો વિશે વિવેચન કરવું એ મુશ્કેલ કાર્ય તો છે. વળી, સર્જક–વિવેચકની સોરાબરુસ્તમી પહેલેથી ચાલતી આવી છે. વાર્તાવર્તુળે પ્રસિદ્ધ કરેલી પુસ્તિકા (વાર્તાકાર મિલન, નડિયાદ, ફેબ્રુઆરી, ૧૯૬૮) માં છપાયેલી શ્રી ચન્દ્રકાન્ત બક્ષીના લખાણમાં એવી સોરાબરુસ્તમી દેખાય છે. એમને હાલનો અભણ અહિંસક ગુજરાતી વિવેચક નાપસંદ છે. પોતે જેને પાસ જાહેર કરી શકે એવા વિવેચકની તેઓ રાહ જુએ છે.

અહીં સ્પષ્ટતા કરવી જોઈએ કે સર્જકને પસંદ આવે એ જ વિવેચન સારું, અન્ય પ્રકારનું વિવેચન નઠારું, એવી વિચારસરણિ ભાગ્યે જ સ્વીકાર્ય બને. સાહિત્યને મૂલવવાના દૃષ્ટિકોણોમાં ભારે નોખાપણું રહેવાનું. એ વૈવિધ્યને આપણે છાવરવાનું આવકારવાનું પણ છે. In the House of criticism, there are many mansions, એ ન વિસરાતું જોઈએ.

વર્તમાન કથાસાહિત્યને મૂલવવામાં વિવેચન કેમ પાછળ પડતું જણાય છે? એનો જવાબ એમ પણ આપી શકાય કે ગુજરાતી વાર્તાસાહિત્યે — શ્રી મણિયાનો શબ્દપ્રયોગને કહું તો – અત્યારે 'લીલો દુકાળ' પ્રવર્તે છે. સર્વત્ર જળબંબાકાર થઈ ગયું છે અને વિવેચક આ ધોધમાર વાર્તાપ્રવાહને ઝીલવાને માટે જાણે અસમર્થ બની ગયો છે.

આજનો વિવેચક સમકાલીન વાર્તાસાહિત્ય વિશે ક્યારેક મૌન ધારણ કરી રહેલો દેખાય છે. એ મૌન કેમ છે? એ મૂંગો તો નથી થઈ ગયો ને? એવો પ્રશ્ન પુછાય છે. મૌન ધારણ કરવું એને પણ વિવેચનનો એક પ્રકાર કેટલાક ગણે છે. સમકાલીન વાર્તાસાહિત્ય જો નિઃસત્ત્વ લાગતું હોય તો વિવેચકોનું મૌન એ વિવેચનનો એક સારો પ્રકાર બની રહે. નિઃસત્ત્વ જણાતા સમકાલીન સર્જનનું વિવેચન કરવા એ થોડો બંધાયેલો છે કાંઈ? વિવેચકની સામે ચેલેન્જ બનીને ઊભી રહે એવી સત્ત્વશીલ કૃતિની શોધમાં વિવેચકને અલ્પ સફળતા પ્રાપ્ત થઈ હોય એ કારણે પણ તે સુસ્ત જણાતો હોય. આ સુસ્તીને નિષ્ફળતામાં ન ખપાવાય. વળી, કઈ કૃતિનું વિવેચન કરવું, કયા કાળની કૃતિનું વિવેચન કરવું એ વિવેચકનો સ્વપસંદગીનો પ્રશ્ન ગણાય...આટલું નોંધ્યા પછી સમકાલીન વાર્તાસાહિત્યનું આપણે ત્યાં કયા પ્રકારનું વિવેચન થાય છે તે સંક્ષેપમાં જોઈએ.

બગડેલો વાર્તાકાર વિવેચક થાય. વાર્તાકાર તરીકે ઊતરી ગયા, તો ચાલો વાર્તાવિવેચક થઈએ. આવો વિવેચકોનો એક પ્રકાર છે. વાર્તાકાર તરીકેનાં વળતાં પાણી થયાં, તો આંગળી ચીંધવાનું વડીલશાઈ પુણ્ય પ્રાપ્ત કરીએ, એવો આ વર્ગનો મનોભાવ અજાણ્યેય પ્રગટ થઈ આવે છે.

નેતિવાચક વિવેચન, જે કશાથી પ્રસન્ન થતું નથી. આ વિવેચકો કેવળ પશ્ચિમમાં છપાયેલી વાર્તાકૃતિઓ ઉપર રીઝવાની 'હા' પાડે છે. આવા એક વિવેચકને ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલી કેટલીક સારી કૃતિઓની મજાક ઉડાવ્યા કરતા જોઉં છું ત્યારે મને થાય છે કે ગુજરાતી વાર્તાકૃતિએ એમની પ્રશંસાને પામવા માટે પશ્ચિમી કથાકૃતિના લેબાસમાં આવવું રહ્યું!

કેટલાક વિવેચકો પેલા નીંભરા પ્રાણી જેવા હોય છે, જે દૂધ દેતી વખતે પારસો (પ્રસવ) છોડતા નથી. કુશળ ગોવાળ ગમે તેટલી ચતુરાઈ દાખવે પણ એવું પ્રાણી પારસો ન છોડે તે ન જ છોડે. એવી રીતે, ચતુર સર્જક પોતાની કથાકૃતિના અનુનય (વિનય) દ્વારા સમીક્ષકને રીઝવવાનો ગમે તેટલો પુરુષાર્થ કરે, એ સમીક્ષક દિલચોરી કરીને પારસો છોડતો જ નથી. વાર્તાકૃતિની પોચટ પ્રશંસામાં સમીક્ષક સરે એવી અપેક્ષા અહીં સેવવામાં આવી નથી. પણ કૃતિના પ્રશંસાપાત્ર ગુણો માટે તો સમીક્ષકનું માથું ખુશીથી ડોલવું જોઈએ ને?

દુર્વાસા મુનિની જેમ હંમેશાં ક્રુદ્ધ મુદ્રા ધારણ કરનારા કેટલાક વાર્તાવિવેચકોની સમીક્ષા વાંચતી વેળાએ પ્રશ્ન થાય કે વિવેચક એ તે સૌંદર્યશોધક છે કે શિકારી? કૃતિનાં સૌંદર્યબિંદુઓને ઊપસાવવાને બદલે કોઈ ક્રૂર શિકારી પોતાના શિકારને ધીમે ધીમે સાણસામાં ભિડાવતો જાય અને એમ ભિડાવવામાં જ એક પ્રકારનો પરપીડનનો આનંદ એ અનુભવે. સર્જકને આ રીતે ભિડાવવાની પેરવી કરતો ખુદ શિકારી વિવેચક જ એક રીતે જોતાં શિકાર બનતો દેખાય છે. Judge not, least you be judged ! બીજાનો ન્યાય તોળવા જતાં એમનો જ ન્યાય તોળાઈ જાય છે. અહીં અલબત્ત, સર્જકની નબળાઈઓને થાબડભાણિયુ વિવેચન અભિમત નથી. વિવેચન ઉગ્ર ભલે બને, પણ એ કટુ બનવું જોઈએ નહિ.

ચન્દ્રકાન્ત બક્ષી ગુજરાતી વિવેચકને તદ્દન શાકાહારી પ્રાણી ગણે છે, તે હશે. પરંતુ ક્યારેક એના દાંત અને નહોર કેવા મારકણા બને છે, તે ખુદ બક્ષી (એમને વિવેચનજગતમાં આવકારીએ !)નાં 'અપિ ચ' અને 'છિન્નપત્ર' વિશેનાં અવલોકનો વાંચતાં ખાતરી થશે. બક્ષીએ કરેલું આ વિવેચન Expression of emotion બને છે, માટે એ bad criticism છે.

બક્ષી ગણાવે છે એવા વાર્તાના (એકલદોકલ) 'અભણવિવેચકો' પણ મળી આવે છે. જો કે બક્ષીનું ધ્યાન કેવળ 'અભણ વિવેચકો' ઉપર કેન્દ્રિત થયેલું છે. એમને સાર્થનામ વિવેચક દેખાયો જ નથી વારુ. આવો અભણ વિવેચક સ્થૂળ–પરિણામવાદી હોય છે. નવલકથાના મુખ્ય કથાપ્રવાહની પરિણતિ સધાતી હોય અને કલાનિર્મિતિ થતી હોય, તો તે તરફ કેવળ દુર્લક્ષ કરીને 'ફલાણાં ગૌણ પાત્રો નવલમાં પછી કેમ દેખાયાં જ નહિ ?' 'અમુકતમુક ગૌણ પ્રસંગબિંદુઓને કેમ વિકસાવ્યાં જ નહિ ?' એવી ગૌણ-મુખ્યના વિવેકભાન વિનાની ફાંકડી પ્રશ્નાવલિ આ વિવેચક ઊભી કરે છે. એમને હિસાબે, નવલનાં બધાં જ પાત્રો–છોટા યા મોટા–ની નવલને અંતે હાજરી લઈને એમની સમૂહછબી પાડી લેવી જોઈએ !

આપણા કેટલાક વાર્તાવિવેચકોના વિવેચનમાં તડાકાભડાકા હોય છે, એમાં ક્ષણભર રંજન કરવાની નેમ હોય છે, એમાં "કશુંક નવતર પીરસણ" જરૂર હોય છે, પરંતુ એમાં 'સાહિત્યિક રુચિયુક્ત તત્ત્વ' ઓછું હોય છે. વિવેચનના તડાકાભડાકાને અંતે વાચકના હાથમાં સત્ત્વશીલ સામગ્રી નહિવત્ આવે છે. The drum is beaten, but the procession does not advance, એવી સ્થિતિ આ પ્રકારના પત્રકારી વિવેચનમાં વરતાય છે.

'અધ્યાપકો' અને 'સર્જકો'ની જુદી જ્ઞાતિઓ સાહિત્યસૃષ્ટિમાં સ્થાપવાનો પ્રયાસ કૃત્રિમ જ ગણાય. ગુજરાતીમાં ગત તેમજ સાંપ્રત સદી દરમિયાન ઘણા અધ્યાપકો ઉત્તમ વિવેચકો અને સર્જકો બની શક્યા છે, એ વિશેનાં દૃષ્ટાંતો શોધવા જવું પડે તેમ નથી. આમ છતાં, કોઈ વાર્તાકારવિવેચકને અધ્યાપકો વિવેચન લખે એ સામે ભારે સૂગ છે. સાહિત્યના અધ્યાપકોએ કરેલા વિવેચનની એમને એટલી બધી એલર્જી જણાય છે કે એમનું ચાલે તો 'સાહિત્યના અધ્યાપકોએ હવે પછી વિવેચન કરવાનું નથી' એવો મનાઈહુકમ ફરમાવી દે ! આવી આભડછેટ (એ કઈ ગ્રંથિમાંથી જન્મી હશે ?) ને તંદુરસ્ત વલણ ન ગણી શકાય. દરેક વિવેચનનું એની સત્ત્વશીલતાને ધોરણે મૂલ્ય અંકાવું જોઈએ. અધ્યાપક વિવેચન કરે છે એટલા માત્રથી એ વિવેચનને ઉચ્ચાવચતાની કોઈ છાપ તો આપોઆપ નથી લાગી જતીને ?

નવતર વિવેચનનો એક પ્રકાર અવિશદાર્થને ક્લિષ્ટ થવા મથતા કેટલાક અદ્યતન સર્જકોનાં લખાણોમાં જોવા મળશે. વિવેચનનું એક લક્ષણ વિશદતા છે. રા. વિ. પાઠકનું વિવેચન જુઓ. વિશદ બનવાથી એ વિવેચન કાંઈ ઊતરતી કોટીનું બની જતું નથી. પરંતુ અદ્યતન વિવેચકોનો એક નાનકડો પ્રવાહ કદાચ જાણીબૂઝીને કે કદાચ વિશદતા સિદ્ધ કરવાની અશક્તિને કારણે વિવેચનમાં નિર્મળતાનો છેદ ઉડાડે છે. જે પ્રકારે કેવળ આત્મનેપદી સ્વરૂપની વાર્તાઓ કે કવિતાઓ રચાય છે, તે પ્રકારે આત્મનેપદી સ્વરૂપનું અને કેટલીકવાર તો ઉટપટાંગ જણાતું વિવેચન હમણાં લખાય છે.

આટલું નોંધ્યા પછી પણ સમકાલીન વાર્તાસાહિત્યના વિવેચન વિશે નિરાશ થવા જેવું તો નથી. કલાકૃતિના ચહેરા ઉપર કોઈ 'નવતર અર્થસ્મિતો' ચમકતાં હોય તો એ પ્રત્યે વાચકની નજર દોરવાનું કામ વિવેચકનું છે. વિવેચક કલાકૃતિ અને વાચકને 'મોઢામોઢ' કરાવી દઈને ખસી જાય છે; કહો કે વિવેચક કલાકૃતિ અને વાચકની પરસ્પર 'શુભદૃષ્ટિ' (set face to face)

# ગૌવધની સમસ્યા : એક દૃષ્ટિપાત*

વી. એમ. દાંડેકર
ગિરીશ પટેલ

ગૌવધ પર પ્રતિબંધ મૂકવા માટે અત્યારે ચાલતા આંદોલને એક એવા ગંભીર પ્રશ્ન પર લોકોનું ધ્યાન દોર્યું છે કે જેની સાથે ભારતમાંનો ખેતીનો પ્રશ્ન ગાઢ રીતે સંકળાયેલો છે. એક બાજુ આ આંદોલનમાં સદ્‌બુદ્ધિ અને સચ્ચાઈથી ભાગ લેનારા ધાર્મિકવૃત્તિવાળા નાગરિકો જેઓ આ પ્રશ્નનાં ભૌતિક પાસાંઓ પર ધ્યાન આપી શકતા નથી અથવા તો તેને સમજતા નથી. બીજી બાજુ ધાર્મિક અંચળા હેઠળ કાર્ય કરતા ઘણા રાજકારણીઓ લોકોના અજ્ઞાનનો સ્પષ્ટ રીતે ગેરલાભ ઉઠાવે છે. આ સ્થિતિમાં રાજ્યે વધારે સભાનતા દર્શાવવી જોઈએ, પરંતુ તેણે પોતે જ સમગ્ર પ્રશ્નને રાજકીય દૃષ્ટિથી જ જોવાનું વલણ લીધું છે. બંધારણના માર્ગદર્શક સિદ્ધાંતોનો વારંવાર ઉલ્લેખ કરવામાં આવે છે. અને સરકાર પક્ષ અને વિરોધપક્ષના રાજકારણીઓ એમ માનતા દેખાય છે કે બંધારણે ગાયોને મતાધિકાર આપ્યો છે એટલે બંને વધારે મતો મેળવવાની હોડમાં છે. આવી પરિસ્થિતિમાં સમગ્ર પ્રશ્ન તટસ્થતાથી અને બુદ્ધિપૂર્વક તપાસાય એવી ઘણી શક્યતા રહેલી છે.

સૌ પ્રથમ એક વસ્તુ સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવા જેવી છે અને તે એ કે આ પ્રશ્ન ઘણો જ ગંભીર પ્રકારનો છે અને તેને માત્ર રાજકીય અથવા ધાર્મિક ગણવાથી આપણે આપણી જાતને અને આપણી ભવિષ્યની પેઢીઓને ભારે હાનિ પહોંચાડી રહ્યા છીએ. ભારતમાંની મનુષ્યો અને ઢોરોની ઘણી મોટી વસ્તી આજે દેશ સમક્ષનો એક પ્રાણપ્રશ્ન છે. હાલમાં, મનુષ્યની વસ્તીની ઘનતા એક ચોરસ માઈલે ૩૭૦ ની છે અને દરેક ૧૦૦ માનવી દીઠ ૫૦ ઢોર છે. આપણાં સાધનોની સરખામણીએ આ વસ્તી ઘણી વધારે કહી શકાય. વળી, છેલ્લાં પંદર વર્ષમાં બંનેની વસ્તી કૂદકે ને ભૂસકે વધતી જાય છે. આપણી વિકાસ-યોજનાઓને કારણે તબીબી, જાહેરસ્વાસ્થ્ય અને પ્રાણી-રોગચિકિત્સાલયની સેવાઓમાં સતત સુધારણા થતી રહી છે. પરિણામે, બળિયા, કોલેરા, પ્લેગ અને ઇન્ફ્લુએન્ઝા જેવા રોગો જે પહેલાં ઘણો ભોગ લેતા તે વધુ ને વધુ અંકુશમાં લેવાયા છે. પરિણામે, મનુષ્યોમાં મૃત્યુદરનો સારો એવો ઘટાડો થયો છે. અને માનવવસ્તી ઘણી ઝડપથી વધતી જાય છે. આજે આ દર વર્ષે ૨૫ ટકા જેટલો છે. આવી જ રીતે ઢોરોના મૃત્યુદરમાં સારો એવો ઘટાડો થયો છે અને તેની વસ્તી પણ વધતી જાય છે. ૧૯૫૧ થી ૧૯૬૧ના ગાળામાં ઢોરોની વસ્તી દસ ટકા વધી છે, એટલે કે વાર્ષિક વૃદ્ધિનો દર લગભગ ૨ ટકા જેટલો થયો. કેટલાંક રાજ્યોમાં તો વૃદ્ધિનો દર એનાથી પણ વધારે છે. દા.ત.

* Cow-Slaughter : Ed. by A. B. Shah ગ્રંથમાંથી : થોડાક સંક્ષેપ સાથે.

---

કરાવી આપે છે. કલાકૃતિને આસ્વાદતાં જે આનંદ થયો હોય છે તે 'આનંદની ઉજાણી' માં ભાગીદારી થવા વાચકને સમીક્ષક નિમંત્રે છે.

સમકાલીન ગુજરાતી કથાસાહિત્યનું આવી શુભદૃષ્ટિ કરાવી આપતું, સમજદારીવાળું, સ્વસ્થ અને સમસંવેદનશીલ વિવેચન આપણે ત્યાં થાય છે ખરું. છેલ્લા દસકામાં કેટલાક નવીન વાર્તાકારો ગુજરાતમાં પ્રતિષ્ઠિત બન્યા છે. આવી પ્રતિષ્ઠામાં વાર્તાસર્જનની ગુણવત્તા જ મુખ્ય આધારબિંદુ હોઈ શકે તે કબૂલ, પરંતુ સમકાલીન વિવેચકોનોય એમાં નાનોસૂનો હિસ્સો નથી, તે યાદ રાખવા જેવું છે.

સર્જન અને વિવેચન પરસ્પર તાળી દેતાં હોવાં જોઈએ. એ આદર્શના અનુલક્ષમાં ગુજરાતીમાં વાર્તાસાહિત્યનું સર્જન જે પ્રમાણમાં તથા જે ગુણવત્તાને ધોરણે થઈ રહ્યું છે તેની તુલનાએ ગુજરાતી વિવેચન કાંઈક પાછળ પડી ગયેલું લાગે. આ દૃષ્ટિએ સમકાલીન વાર્તાવિવેચનની સફળતાનો આંક ભલે નીચો આંકીએ, પરંતુ સમકાલીન વાર્તાસર્જકની સર્જકશક્તિને વધામણાં આપવામાં ગુજરાતી વિવેચન નિષ્ફળ ગયું છે, એમ તો નહિ કહી શકાય.

ઓરિસામાં ૪.૫, ઉત્તર પ્રદેશમાં ૨.૭, બિહારમાં ૨.૩ અને મદ્રાસમાં ૨.૨ ટકા. કદાચ ઓરિસામાં ઢોરોની સંખ્યા થોડા વખતમાં માનવીની વસ્તી કરતાં વધી જાય તો નવાઈ નહિ.

આ ઉપરથી કોઈ એવી દલીલ તો નહિ કરે કે વસ્તી, વધારાના કારણરૂપ તબીબી, જાહેરસ્વાસ્થ્ય વગેરે સેવાઓને લગતી યોજનાઓ છોડી દેવી જોઈએ અને વસ્તીના વધારાને રોકવા માટે મૃત્યુના દરમાં વૃદ્ધિ થાય તેવું કરવું જોઈએ પરંતુ, ઢોરોની વસ્તીનું શું? એમાં પણ ઢોરોના સ્વાસ્થ્ય અંગેની સેવાઓમાં ઘટાડો ન થવો જોઈએ. ઢોરોની વસ્તીનો વધારો અટકાવવા માટે વધુ મૃત્યુદર પર આધાર રાખવો ન જોઈએ એને માટે ઘણા કારણો છે. એક તો રોગો ઢોરોને પસંદ કરીને અને વીણીવીણીને મારતા નથી. માત્ર નિરુપયોગી અને અનુત્પાદક ઢોરો જ રોગથી મરશે એમ કહી શકાય નહિ. હકીકતમાં તો, જો રોગચાળાને અંકુશિત કરવામાં ન આવે, તો ઢોરની આખી વસ્તી ભયમાં મુકાઈ જાય. બીજું, રોગથી ઢોર મરી જ જશે એવું પણ નથી. ઘણી વખત પશુઓ વધારે અશક્ત બને છે એટલે વધુ ઢોરો અનુત્પાદક અને નિરુપયોગી બની જાય છે.

મનુષ્યની વસ્તીની જેમ ઢોરોની બાબતમાં પણ રોગો અને મૃત્યુદરને અંકુશમાં રાખવો જરૂરી છે.

તો શું દેશમાં મનુષ્ય અને ઢોરોની વસ્તી અમર્યાદિત રીતે વધવા દેવી? તો તો દેશની વિકાસની સમગ્ર પ્રક્રિયા ભયમાં આવી પડશે અને કદાચ અટકી જશે! આપણાં ભૌતિક સાધનો પર આજની જ વસ્તી વધારે બોજા રૂપ છે. જો આ બોજામાં વધારો થશે તો સમગ્ર દેશ ચીંથરેહાલ અને ભૂખમરાની અવદશામાં ધકેલાઈ જશે. એટલે બંનેની વસ્તીના નિરંકુશ વધારાને અટકાવવો જ જોઈએ એમાં કોઈ શંકા નથી. મનુષ્યની વસ્તીની બાબતમાં કુટુંબનિયોજન અને ગર્ભનિરોધની ભારે યોજનાઓ આપણે અમલમાં મૂકી છે.

ઢોરોની વસ્તી પણ અમર્યાદિત રીતે વધવી ન જ જોઈએ. આપણા દેશમાં જમીન અને પાણી એમ બંનેમાં ખેતીવિષયક સાધનો મર્યાદિત છે અને અમર્યાદિત વસ્તીને નિભાવી શકે એમ નથી. વસ્તી વધી જતાં ભૂખમરાથી અને રોગથી તેમનું મૃત્યુપ્રમાણ વધશે. આ વસ્તુનો સ્વીકાર તો ગોવધ પર પ્રતિબંધ મૂકવાની માંગણી કરનારાઓ પણ કરશે.

આટલું તો સૌએ વિચારવું પડશે જ કે માનવીની અને ઢોરોની વસ્તી વધી જતાં માનવીઓ માટે ઢોરો કરતાં જુદી રીતે રહેવાનું જ અશક્ય થઈ જશે. અને પછી તો બે જ શક્યતાઓ રહેશે. કાં તો માનવીઓ અને ઢોરો રોગ અને ભૂખમરાનો ભોગ બને; અથવા તો મર્યાદિત સાધનો માટે જીવનસંઘર્ષમાં ઊતરે—પછી તો બેમાંથી એકબીજાને મારીને જ જીવવું પડશે!

છેવટે તો એ પ્રશ્ન પણ વિચારવો પડશે કે માનવી, ઢોરો, પશુઓ, પક્ષીઓ, જીવજંતુઓ, બેક્ટેરીઆ અને બીજાં જીવસ્વરૂપો વચ્ચે કોઈ ભેદ છે? આ ભેદ કયા પ્રકારનો છે? ધાર્મિક કે રાજકીય?

આ પ્રશ્નોની ચર્ચા જાહેરમાં અને લાગણી કે આવેશમાં આવ્યા વગર થવી જોઈએ. કદાચ, આપણે સંમત ન પણ થઈએ પરંતુ એકબીજાની વિચારધારા તો સ્પષ્ટ રીતે સમજી શકીશુ.

બંને વસ્તીને અમર્યાદિત રીતે વધવા ન દેવાય એવુ માનતી વ્યક્તિઓ સાથેનો આપણો સંવાદ આગળ વધારીએ.

મનુષ્યની વસ્તીને નિયંત્રિત કરવાની સામાન્ય રીતે અપનાવાયેલી પદ્ધતિ તે ગર્ભનિરોધ છે. તો શું ઢોરોની વધતી વસ્તીને પણ આ રીતે રોકવી જોઈએ? વંધ્યીકરણ, ગાયોનાં ગર્ભાશયમાં કડી–લૂપ મૂકવી વગેરે ગર્ભનિરોધનાં સાધનો દ્વારા ઢોરોમાં કુટુંબનિયોજન થવું જોઈએ એવાં સૂચનો ગંભીર રીતે થયેલાં છે. ગૌસંવર્ધનની કેન્દ્રીય સમિતિએ ગાયો માટે લૂપનો ઉપયોગ કરવાની ભલામણ કર્યાનો અહેવાલ મળે છે. આ સૂચનો પાછળ ગાયોને આપણી માતાની જેમ ગણવી જોઈએ એવી ભાવના રહેલી છે. માની લો કે ગાયોને લૂપ મૂકવાનો ઉકેલ સ્વીકારીએ તો તેનાં શાં પરિણામો આવશે? આવી ગાયો ગર્ભધારણ કરશે નહિ અને તેમની વસ્તીને ચોક્કસ અટકાવી શકીશું. પરંતુ, જો ગાયો ગર્ભધારણ ન કરે તો તે દૂધ પણ નહિ આપે! તો પછી તેને પાળશે કે ખવડાવશે કોણ? જો આપણે ગાયને માતા સમાન ગણતા હોઈએ તો તે દૂધ ન આપે તો પણ તેને પાળવાની અને પોષવાની તૈયારી રાખવી જોઈએ પણ કમનસીબે આમ થતું નથી. જે ગાય દૂધ નથી આપી શકતી તેને આપણે પાળતા નથી એ એક હકીકત છે.

ગાય અને મા વચ્ચે આપણે ભેદ ચોક્કસ રાખીએ છીએ. આ વાતથી આપણે શરમાવું પણ ન જોઈએ. કારણ કે ગાય પણ આપણા તરફ એવા જ પ્રકારનો ભેદ રાખે છે. જો તેને પોતાનું વાછરડું ન હોય તો તે આપણને દૂધ આપવાની ના પાડે છે.

ગમે તેટલા આદર્શો અને ભાવનાની વાત કરીએ પણ વાસ્તવમાં ગાય સાથેના આપણા સંબંધોની નક્કર હકીકતો આ છે: (૧) જો ગાય ગર્ભધારણ ન કરે તો ગાય દૂધ પણ ન આપી શકે. (૨) જો ગાય દૂધ ન આપે તો આપણે તેને પાળીશું પણ નહિ.

આ માત્ર દલીલ નથી તેને માટે પૂરતો પુરાવો પણ છે. આજેય આ દેશમાં અસંખ્ય અનુત્પાદક ગાયો છે. આપણે તેમને કેવી રીતે પાળીએ છીએ તેના તરફ દૃષ્ટિપાત કરવો જોઈએ. તેમને ખવડાવવાને બદલે છૂટી રઝળતી મૂકી દઈએ છીએ. આવી ગાયો ભટક્યા કરે છે અને ગંદા કચરા પર જીવવા માટે આધાર રાખે છે. ગ્રામવિસ્તારોમાં આવી ગાયો ભૂખે મરે છે અને થોડા વખતમાં જંગલી બની જઈ પાકને ભારે નુકસાન પહોંચાડે છે. ઘણા વિસ્તારોમાં આવા નુકસાનનો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો છે. ઉમરલાયક ઢોરોમાં ગાયો કરતાં બળદોની સંખ્યા વધારે છે તે આ જ વસ્તુ પુરવાર કરે છે. જ્યાં ગાયોને સૌથી વધુ પૂજનીય ગણવામાં આવે છે તે ઉત્તર પ્રદેશની જ વાત કરીએ. ૧૯૬૧ની ઢોરની વસ્તીગણતરી પ્રમાણે ત્યાં ઉમરલાયક ઢોરોમાં ૧૦૦ ગાયો દીઠ ૧૯૫ બળદો છે, એટલે કે ગાય કરતાં બળદની સંખ્યા બમણી છે. જન્મ વખતે તો બંનેની સંખ્યા લગભગ સરખી જ હોય છે. તો પછી આમ કેમ થાય છે? જવાબ એક જ છે—અવગણના અને ભૂખમરો. બિહારમાં ૧૦૦ ગાયો દીઠ ૧૬૩ બળદો છે. આ બાબતમાં બે રાજ્યો અપવાદરૂપ છે. એક તો કેરળ કે જ્યાં ખ્રિસ્તી લોકોની બહુમતી છે; જમ્મુ અને કાશ્મીર જ્યાં મુસલમાનો વધુમતીમાં છે; અને રાજસ્થાન જ્યાં જમીનનો ભંડાર હજુ એટલો બધો મર્યાદિત નથી.

અનુત્પાદક ગાયોને ઢોરો માટેના ખાસ કૅમ્પમાં રાખીને પાળવી જોઈએ તેવું પણ સૂચન કરવામાં આવે છે. ઘરડાં પુરુષો અને સ્ત્રીઓ માટે આપણે આવા કૅમ્પ રાખતા નથી. જો ઘરડાં માબાપ કરતાં ઘરડી ગાયોને અગ્રતા આપવા ઇચ્છતા હોઈએ તો આમ ચોક્કસ કરવું જોઈએ, થોડાં ગો-સદનો છે ખરાં, પરંતુ, અનુભવ એમ બતાવે છે કે આવાં સદનો માટે પૂરતા પ્રમાણમાં દાન મળતાં નથી અને દાનમાં મળેલા પૈસાનો ઉપયોગ માત્ર ગાયો પાછળ કરવામાં આવતો નથી! જો કે આ મુદ્દો તો આનુષંગિક છે. મુખ્ય વાત તો એ છે કે ગમે ત્યાંથી દાનના પૈસા મળતા હોય અથવા ગાયોને ઘેર પાળવામાં આવે, છૂટી મૂકી દેવામાં આવે કે પછી ગોસદનમાં રાખવામાં આવે; પરંતુ ગાયોની મોટી વસ્તી દેશનાં મર્યાદિત સાધનો પર ઘણા મોટા બોજારૂપ છે. તેમની સંખ્યાને અમર્યાદિત રીતે વધવા દઈ શકાય નહિ.

ઘણી વખત એમ માનવામાં આવે છે કે ઢોરોનો પ્રશ્ન એટલે ઘરડાં અને અનુત્પાદક ઢોરોનો પ્રશ્ન. અલબત્ત, આવી ગાયોનો પ્રશ્ન ગંભીર તો છે જ, અને માની લઈએ કે આવી ગાયો માટે કંઈ કરી શકવા આપણે સફળ થઈએ તો પણ મુખ્ય સવાલ તો રહે છે જ: જરૂર કરતાં વધારે જન્મતાં વાછરડાંનું શું કરવું? જો આ રોકવામાં ન આવે તો ઢોરોની વસ્તી તો વધતી જ જવાની અને સાધનો પર બોજ વધતો જવાનો. આને પરિણામે, અનુત્પાદક ઢોરોનો પ્રશ્ન ઉપસ્થિત થશે. એટલે કે, અનુત્પાદક ઢોરોનું અસ્તિત્વ એ તો **ભૌતિક સાધનોને ઢોરોની સંખ્યા વટાવી ગઈ છે તે પરિસ્થિતિ માત્ર નિશાની જ છે. મૂળ કારણ એ ઘરડાં અને અનુત્પાદક પ્રાણીઓ નથી; પરંતુ, મોટી સંખ્યામાં બચ્ચાંઓનો જન્મ થાય છે અને તેને વધવા દઈએ છીએ તે છે.**

હવે જન્મતાં વાછરડાંઓને રોકી તો ન શકીએ, કારણ કે તેનાથી તો વધારે પ્રમાણમાં ગાયો અનુત્પાદક થશે. એટલે રસ્તો એટલો જ છે કે વાછરડાંઓનો જન્મ મોટા પ્રમાણમાં થાય તો પણ તેમને મોટાં થવા દેવાં ન જોઈએ.

હકીકતે તો એ આજેય પણ આપણે બધાં વાછરડાંઓને મોટાં થવા દેતા નથી. એક વર્ષ નીચેનાં વાછરડાં અને ત્રણ વર્ષ ઉપરનાં ઉંમરલાયક ઢોરોની સંખ્યા સરખાવીએ તો આ સ્પષ્ટ દેખાશે. નાનાં વાછરડાંઓમાં મરણનું પ્રમાણ એટલું બધું વધારે છે કે માત્ર ૩૦ ટકા જ વાછરડાંઓ ત્રણ વર્ષની વય સુધી પહોંચી શકે છે. આનું પ્રમાણ જુદાં જુદાં રાજ્યોમાં અલગ અલગ છે. ઉત્તરપ્રદેશમાં માત્ર ૨૦ ટકા જ છે, પંજાબમાં પણ

આમ જ છે. માત્ર ગુજરાત, હિમાચલ પ્રદેશ અને મધ્યપ્રદેશમાં જ આ ૪૦ થી ૫૦ ટકા છે. બીજાં બધાં રાજ્યોમાં આ ૩૦ ટકાથી નીચે છે.

આવું શા માટે બને છે? શા માટે આટલાં બધાં વાછરડાંઓ આટલી નાની વયે મરી જાય છે? કારણ સ્પષ્ટ છે. જન્મતાંની સાથે જ વાછરડાંને ગાયથી અળગાં કરી દઈએ છીએ અને માના દૂધથી વંચિત રાખીએ છીએ. ગાયને છેતરીને તેનું બધું દૂધ આપણે લઈ લઈએ છીએ, જ્યારે તેનું વાછરડું ભૂખે મરી જાય છે. જો ગાયને પોતાના બાળકની આ દશાનો જરા સરખો પણ ખ્યાલ હોત તો પોતાનાં બચ્ચાંઓને આ રીતે ભૂખે મરવા દેવા કરતાં તો પોતે હસતા મુખે કતલખાના તરફ જાત.

ગાયો પર આપણે જે વહાલ અને હેત ઉભરાવીએ છીએ તેના બે મહત્ત્વના સિદ્ધાંત છે. એક તો, દૂધ ન આપી શકે એવી ગાયને આપણે ખવડાવતા નથી. સાથે સાથે તેને મારી પણ નથી નાંખતા. માત્ર તેને ભૂખે મરવા દઈએ છીએ! બીજું, જ્યારે તે વાછરડાંને જન્મ આપે છે ત્યારે તેને છેતરીએ છીએ, તેનું દૂધ લઈ લઈએ છીએ અને તેના બચ્ચાને એટલું રહેવા દઈએ છીએ. અહીં પણ તેને મારતાં નથી, માત્ર મરવા દઈએ છીએ! આ ફરજિયાત ભૂખમરો અને તેની કતલ વચ્ચે શો ભેદ છે? ભૂખે મારવામાં કેવું ધાર્મિક અનુમોદન છે? પ્રાણીઓને ભૂખે મારવાં તે તેમની કતલ કરતાં કયા અર્થમાં વધારે દયાવાળું અને સાંસ્કૃતિક વારસાની સાથે સુસંગત વર્તન છે? ધાર્મિક પુરુષોએ આનો જવાબ આપવો પડશે.

જો આર્થિક કારણોસર પસંદગી કરવાની હોય (જે થઈ રહી જ છે.) તો જવાબ સ્પષ્ટ છે. કતલ એ ગાયોને ભૂખે મારવા કરતાં વધારે ફાયદાકારક છે. એક તો, કતલની બાબતમાં તો આપણને કઈ ગાય મારવી તેની પસંદગી કરવાની તક મળે છે જ્યારે ભૂખમરાની બાબતમાં તો બધાં પ્રાણીઓ સમાનતા ભોગવે છે. જે પ્રાણી ભૂખે મરે છે તે પ્રાણી થોડું તો ખાતું જ હોય છે, એટલે એટલો ખોરાક તો બીજાં પ્રાણીઓને નહિ જ મળવાનો. પરિણામે બધાં જ પ્રાણીઓ થોડાવત્તા અંશે ભૂખે મરે છે. વળી, જે પ્રાણીઓ જીવે છે તે જીવવા લાયક હોય છે તેમ નથી. જીવે છે તેવાં બધાં પ્રાણીઓ ઘણી વખત જીવવા સિવાય બીજા કોઈ કાર્ય માટે લાયક નથી હોતાં. ત્રીજું, સારી રીતે પાળવામાં આવેલાં પ્રાણીને મારવામાં આવે તો આર્થિક રીતે તે વધારે લાભદાયી છે. ભૂખે મરતું અને શોષાતું પ્રાણી પોતાનું જ માંસ ખાય છે અને જ્યારે તે મરી જાય છે ત્યારે માત્ર હાડકાં અને નીચી જાતનું ચામડું—એ સિવાય એમના શરીરમાં કશું હોતું નથી. પરંતુ આજે તો લાગણી અને આવેશયુક્ત વાતાવરણમાં આ પ્રશ્નની ચર્ચા કરવી અશક્ય થઈ પડ્યું છે. ગાય અને માતાની વચ્ચેની સરખામણી ભ્રામક છે. આપણે પણ જાણીએ છીએ કે આ જૂઠાણું છે અને અપ્રામાણિકતા છે. આપણે એ પણ જાણીએ છીએ કે ગાય સાથેના આપણા સંબંધો આપણી મા સાથેના સંબંધો જેવા નહિ, પરંતુ, માત્ર ભૌતિક ખ્યાલો અને હિત પર જ રચાયેલા છે. ગાયને માત્ર ગાય તરીકે જ જોઈએ તો જ ગાય અને આપણી વચ્ચે સ્વાભાવિક અને યોગ્ય સંબંધ બંધાશે.

જો આટલું સ્વીકારાય તો આપણને એ વાત સમજાશે કે ગાય આપણને દૂધ આપે છે એટલે જ નહિ પરંતુ માંસ આપે છે તે માટે તેને ખવડાવવું શક્ય છે. આપણે કઈ ગાયોને મારવી તે નક્કી કરી શકીશું અને તે ગાયોને છેક છેવટ સુધી સારી રીતે ખવડાવીશું—દયાની લાગણીથી નહિ, પરંતુ, તે આપણને વધારે ફાયદાકારક છે માટે. પરિણામે બધાં જ વાછરડાંઓને પોતાની માને ધાવવા દઈશુ, કારણ કે એમ કરવા દેવાથી આપણને લાભ થશે. જેમ જેમ ગાયોની સંખ્યા વધતી જશે તેમ આપણે અમુક ગાયોને જુદી પાડીશું અને મારી નાખીશું. પરંતુ, બાકીનાં બધાં જ જીવતાં પ્રાણીઓને છેવટ સુધી સારી રીતે ખવડાવીશું. પરિણામે આપણે સારી રીતે ઉછેરવામાં આવેલાં હૃષ્ટપુષ્ટ ઢોરો આપણી આજુબાજુ નિહાળીશું. અલબત્ત, વહેલાં મોડાં મર્યા પછી તો બધાં ઢોરની કતલ થાય છે જ; પરંતુ, હવે જ્યાં સુધી જીવશે ત્યાં સુધી તેઓ સારી રીતે જીવી શકશે.

ઢોરોને ઉછેરવા માટેના આ પ્રાથમિક સિદ્ધાંતો છે. જાતિ અને ઉંમર વચ્ચે અને એક પ્રાણી અને બીજા પ્રાણી વચ્ચે યોગ્ય પસંદગી દ્વારા ચૂંટી કાઢવા સિવાય ઢોરોની જાતને સારી રીતે ઉછેરવાનું અશક્ય છે. બંધારણના માર્ગદર્શક સિદ્ધાંતોનો ઉલ્લેખ વારંવાર કરવામાં આવે છે. એક અનુચ્છેદ એવું સૂચવે છે કે ગાય,

# નેતા

યુજીન આઈનેસ્કો
અનુ. સુમન શાહ

પાત્રો :
એનાઉન્સર
પ્રેમીજુવાન
ગર્લ-ફ્રેન્ડ
પ્રશંસક
ગર્લ-પ્રશંસક
નેતા

[અપ-સ્ટેજ એક્ઝિટ તરફ તાકીને, લોકો તરફ પીઠ કરીને સેન્ટર-સ્ટેજમાં ઊભેલો એનાઉન્સર નેતાના આગમનની રાહ જુએ છે. ડાબી અને જમણી બાજુએ દીવાલો સાથે જડાઈ ગયાં હોય તેમ નેતાનાં પ્રશંસકો-માંનાં બે જણાં—એક પુરુષ અને એક છોકરી પણ એમના આગમનની રાહ જુએ છે.]

એનાઉન્સર : [આ જ સ્થિતિમાં થોડી તંગ ક્ષણો પછી] ત્યાં છે એઓ! ત્યાં છે એઓ! શેરીને છેડે છે એઓ! [ 'હુરરરે !' વગેરે હર્ષનાદો સંભળાય છે ] નેતાજી આટલામાં જ છે! આવી રહ્યા છે એઓ, તેઓ નજીક ને નજીક આવતા જાય છે! [બાજુમાંથી અભિવાદન અને ધન્યવાદના હર્ષનાદો સંભળાય છે.] આપણને તેઓ જુએ ના તો સારું... [બે પ્રશંસકો દીવાલો સાથે હજીપણ વધારે દબાઈ જાય છે.] સાવધાન! [એનાઉન્સર લગીર ઉત્સાહનો ભાવ વ્યક્ત થઈ જવા દે છે.] હુરરરે! નેતાજી! નેતાજી! ઘણું જીવો નેતાજી! [પેલાં બંને પ્રશંસકો, નેતાનાં દર્શન થઈ શકે એટલા માટે, દીવાલથી પોતાનાં શરીર સીધા સોટાની જેમ નમાવી, ડોક ને માથાં એમનાથી બની શકે તેટલાં આગળ લંબાવે છે] નેતાજી! નેતાજી! [બંને પ્રશંસકો એકીસાથે :] હુરરરે! હુરરરે! [બાજુમાંથી 'સરસ!' 'શાબાશ!' વગેરે અવાજોમાં ભળી ગયેલા 'હુરરરે' સંભળાય છે ને ધીરે ધીરે મંદ પડી જાય છે.] હુરરરે! શાબાશ! [એનાઉન્સર અપસ્ટેજ તરફ એક ડગલું ભરી અટકે છે અને વળી પાછો, પેલાં બે પ્રશંસકોથી અનુસરાનો અપસ્ટેજ તરફ જતો બોલે છે : 'આહ! ઘણું ખરાબ! એઓ તો જઈ રહ્યા છે! જઈ રહ્યા છે! જલદી જલદી મારી પાછળ આવો! આવો, એમની પાછળ!' એનાઉન્સર અને બંને પ્રશંસકો પોકારો કરતાં જાય છે : 'નેતાજી! નેએએતાજી! નેતાજીઈઈ! (આ છેલ્લું 'નેતાજીઈઈ!' બેંબેંની જેમ બાજુમાં પડઘાય છે.)]

[સ્તબ્ધતા. થોડી પળો માટે સ્ટેજ ખાલી. જમણી બાજુએથી પ્રેમીજુવાન અને ડાબી બાજુએથી એની ફ્રેન્ડ પ્રવેશે છે; સેન્ટરસ્ટેજમાં તેઓ ભેગાં થાય છે.]

પ્રેમીજુવાન : માફ કરજો મેડમ — અરે મેડમ કહું કે મેડ-મોઈઝેલ કહું?

ગર્લ-ફ્રેન્ડ : માફ કરજો — મને ડર છે કે — તમને હું ઓળખતી નથી!

પ્રેમીજુવાન : એમ તો મને પણ ડર છે—હુંય તમને ક્યાં ઓળખું છું!

ગર્લ-ફ્રેન્ડ : તો તો આપણે બેઉ જણ એકમેકને નથી ઓળખતાં.

પ્રેમીજુવાન : તદ્દન સાચું. આપણી વચ્ચે થોડું તો સામ્ય છે. એનો અર્થ એ થયો કે આપણી વચ્ચે સમજની એક એવી ભૂમિકા છે જેના પર આપણે, આપણા ભવિષ્યની ઇમારત રચી શકીએ.

ગર્લ-ફ્રેન્ડ : એ વાત મને ઠંડી કરી નાખે છે, મને ડર લાગે છે.

[જાણે જવા કરે છે.]

પ્રેમીજુવાન : ઓહ માય ડાર્લિંગ, તને હું પૂજું છું.

---

વાછરડાં અને બીજાં દૂધાળાં ઢોરના વધ પર પ્રતિબંધ મૂકવા માટે રાજ્ય પગલાં લેશે તો બીજો અનુચ્છેદ એવો આદેશ આપે છે કે ખેતી અને પશુપાલન આધુનિક અને વૈજ્ઞાનિક પાયા પર સુવ્યવસ્થિત કરવા માટે રાજ્ય પ્રયત્ન કરશે. આ બે અનુચ્છેદો વચ્ચે સ્પષ્ટ વિરોધ છે. અને આપણે આ બે મૂલ્યાંકનોમાંથી એકની પસંદગી કરવી પડશે.

ગર્લ-ફ્રેન્ડ : હું પણ તને પૂજું છું.

[તેઓ ભેટે છે.]

પ્રેમીજુવાન : ડાર્લિંગ, ચાલ તને હું લઈ જાઉં; આપણે હમણાં ને હમણાં જ પરણી નાખીએ.

[ડાબી તરફથી તેઓ જાય છે. સ્ટેજ ઘડીભર ખાલી રહે છે]

એનાઉન્સર : [બે પ્રશંસકોથી અનુસરાતો અપરસ્ટેજથી પ્રવેશે છે] પરંતુ નેતાજીએ તો સોગંદ ખાધા'તા કે તેઓ અહીં થઈને પસાર થશે!

પ્રશંસક : ખાતરીપૂર્વક કહો છો?

એનાઉન્સર : હા હા કેમ વળી!

ગર્લ-પ્રશંસક : શું ખરેખર અહીંથી જવાના'તા?

એનાઉન્સર : હા હા, તેઓ અહીં થઈને જવા જ જોઈએ કેમકે એ તો ફેસ્ટિવલ પ્રોગ્રામ વખતે જ નક્કી થયેલું..

પ્રશંસક : તો શું સાચેજ તમે તમારી જાતે, સગી આંખે જોયું-સાંભળ્યું છે?

એનાઉન્સર : એમણે કો'કને કહેલું.

પ્રશંસક : પણ કોણ? કો'ક તે કોણ?

ગર્લ-પ્રશંસક : શું એ વિશ્વાસપાત્ર વ્યક્તિ હતી? તમારો મિત્ર હતો?

એનાઉન્સર : મારો બહુ જાણીતો મિત્ર છે. [પાર્શ્વભૂમાં એકાએક 'હરરરે!' અને 'નેતાજી ઘણું જીવો!' ના વળી પાછા હર્ષનાદો સંભળાય છે.] હવે આવી લાગ્યા! એઓ જ છે! હી-પીપ-હુરરરે! એઓ જ જ છે. સંતાઈ જાવ, સંતાઈ જાવ!

[અભિવાદનના અવાજો આવી રહ્યા છે તે બાજુઓ તરફ ડોક લંબાવીને બંને પ્રશંસકો દીવાલો પાસે પૂર્વવત્ ઝૂકીને ઊભાં રહે છે. એનાઉન્સર, લોકો તરફ પીઠ કરીને અપરસ્ટેજ ભણી સાવધાનીથી જોઈ રહે છે.]

એનાઉન્સર : નેતાજી આવી રહ્યા છે. આવી પહોંચ્યા. તેઓ ઝૂકે છે. તેઓ ઝૂકતા નથી. [એનાઉન્સરના શબ્દેશબ્દે પ્રશંસકો બોલવાનું શરૂ કર્યાનો અભિનય કરે છે અને ડોક હજી પણ વધારે લંબાવે છે; તેઓ કાંપે છે.] તેઓ કૂદી રહ્યા છે. તેઓ નદી પાર કરી ગયા છે. પેલાઓ એમની સાથે હસ્તધૂનન કરે છે. તેઓ ટિકિટો બતાવે છે. તમને સંભળાય છે ને? પેલાઓ હસે છે. [એનાઉન્સર અને બંને પ્રશંસકો પણ હસે છે.] આહ! પેલાઓ એમને ઓજારોની પેટી ભેટ આપે છે. પણ ઓજારો એમને શું કામનાં છે? આહ...! તેઓશ્રી ઓટોગ્રાફ્સ આપી રહ્યા છે. નેતાજી એક શેળા (hedgehog)ને પંપાળી રહ્યા છે. મજાનો શેળો! ટોળું ધન્યવાદ પોકારે છે. હાથમાં શેળો રાખીને તેઓશ્રી નાચી રહ્યા છે! તેઓ ડાન્સરને ભેટે છે. હુરરરે! હુરરરે! [બાજુમાં અવાજો સંભળાય છે.] એક હાથ તરફ ડાન્સર અને બીજા હાથ તરફ શેળો એમ, એઓશ્રીના ફોટોગ્રાફ્સ લેવાઈ રહ્યા છે...ટોળાને તેઓ અભિનંદે છે...ભારે મોટા અંતર લગી તેઓ થૂંક ઉરાડે છે.

ગર્લ-પ્રશંસક : શું તેઓ આ તરફ આવે છે ખરા! આપણા ભણી આવે છે ખરા?

પ્રશંસક : આપણે સાચેજ, એમના નિયત માર્ગે જ છીએ ને?

એનાઉન્સર : [બંને પ્રશંસકો તરફ માથું ફેરવીને] ચૂપ, અને ખસો ના – તમે બધું બગાડી મૂકશો...

ગર્લ-પ્રશંસક : પણ આટલામાં...

એનાઉન્સર : ચૂપ રહો, કહું છું! તમને મેં ના કહ્યું કે તેઓએ વચન આપ્યું છે – ના કહ્યું કે તેઓએ પોતે જાતે એમનો પ્રવાસમાર્ગ ઘડી કાઢ્યો છે... [પાછો અપરસ્ટેજ તરફ ફરે છે અને હર્ષનાદ પોકારે છે] હુરરરે! હુરરરે! નેતાજી ઘણું જીવો [સ્તબ્ધતા] ઘણું જીવો, ઘણું જીવો, ઘણું જીવો, નેતાજીઈઈ! [બંને પ્રશંસકો પણ ન રહેવાતાં એકાએક પોકારવા લાગી જાય છે.] હુરરરે! નેતાજી ઘણું જીવો!

એનાઉન્સર : [પ્રશંસકોને] ચૂપ! તમે બેઉ જણાં ચૂપ મરો! બધું બગાડવા બેઠાં છો તે? [પ્રશંસકોને ટાઢાં પાડીને વળી પાછો અપરસ્ટેજ તરફ તાકીને] નેતાજી ઘણું જીવો! [જબરા ઉત્સાહમાં આવી જઈને] હુરરરે! હુરરરે! તેઓ પોતાનું ખમીસ બદલી રહ્યા છે. તેઓ લાલ પરદા પાછળ અદૃષ્ટ થયા. તેઓ વળી દેખાયા! [જયનાદ વધુ ઘેરા બને છે.] શાબાશ! શાબાશ! [પ્રશંસકો પણ, 'શાબાશ' અને ધન્યવાદ ઉચ્ચારવા બોલુંબોલું થઈ ગયાં છે, પણ હાથવતે મ્હોં દબાવી રાખે છે] તેઓશ્રી ટાઈ બાંધી રહ્યા છે! તેઓ છાપું વાંચી રહ્યા

છે ને પોતાની, સવારની કૉફી લઈ રહ્યા છે! હજી પણ શેળો તો એમની પાસે જ છે. કરેઠી (Parapet) ની કિનારી પર તેઓ ઝૂકી રહ્યા છે. કરેઠી તૂટી જાય છે. તેઓ ઊભા થાય છે... તેઓ કોઈના પણ ટેકા વિના ઊભા થાય છે! [ધન્યવાદ અને હુરરરે ના અવાજો] શાબાશ! ઘણું સરસ કર્યું! તેઓ પોતાનાં કપડાંને લાગેલી ધૂળ સાફ કરી રહ્યા છે.

બે પ્રશંસકો : [પગ પછાડતાં] ઓહ! આહ! ઓહ! ઓહ! આહ! આહ!

એનાઉન્સર : તેઓ સ્ટૂલ પર ચડી રહ્યા છે! તેઓશ્રી કુકુરિયાની પીઠ પર ચડી રહ્યા છે. પેલાઓ એમને પાતળી ધારવાળી ફાયર અર્પે છે – તેઓ જાણે છે કે એ તો 'જોક' માટે છે; મનમાં નથી લાવતા, તેઓ હસી રહ્યા છે.

[ધન્યવાદ અને અભિવાદનના અવાજો]

પ્રશંસક : [ગર્લ-પ્રશંસકને] તમે આ સાંભળો છો ને? સાંભળો છો? ઓહ! હું જો રાજા હોત...

ગર્લ-પ્રશંસક : આહ...! નેતાજી!

[આ બહુ ઉદાત્ત ભાવે કહેવાય છે.]

એનાઉન્સર : [હજુય લોકો તરફ પીઠ રાખીને] તેઓ સ્ટૂલ પર ચડી રહ્યા છે. ના. તેઓ ઊતરી રહ્યા છે, એક નાની બાળા તેઓશ્રીને ફૂલોનો ગુચ્છો અર્પે છે... એને એઓ શું કરવાના છે? ફૂલો તેઓ સ્વીકારી લે છે...નાની બાળાને તેઓ ભેટે છે...કહે છે કે 'મારી બચ્ચી'...

પ્રશંસક : નાની બાળાને તેઓ ભેટે છે...કહે છે કે 'મારી બચ્ચી'...

ગર્લ-પ્રશંસક : નાની બાળાને તેઓ ભેટે છે.. કહે છે કે 'મારી બચ્ચી'...

એનાઉન્સર : બાળાને તેઓ શેળો આપે છે...બાળા ભડકી જાય છે...ઘણું જીવો નેતાજી! ઘણું જીવો નેતાજીઈઈ!

પ્રશંસક : શું આ તરફ વળ્યા ખરા!

ગર્લ-પ્રશંસક : શું આ તરફ વળ્યા ખરા?

એનાઉન્સર : [એકાએક દોડીને અપસ્ટેજની બહાર ધસી જાય છે] તેઓ તો જતા રહે છે! હુરરરે! આવો! [તે બંને પ્રશંસકોથી અનુસરાતો અદૃષ્ટ થઈ જાય છે. બધાં 'હુરરરે'! 'હુરરરે'ના પોકારો કરતાં જાય છે.]

[થોડીક ક્ષણો માટે સ્ટેજ ખાલી. બે પ્રેમીઓ એક મેકની સાથે વીંટળાયેલાં પ્રવેશે છે; સેન્ટર-સ્ટેજમાં તેઓ થોભે છે અને છૂટાં પડે છે; પેલીના હાથમાં એક બાસ્કેટ છે.]

ગર્લ-ફ્રેન્ડ : ચાલ બજારમાં જઈને થોડાં ઇંડાં લઈ આવીએ!

પ્રેમીજુવાન : ઓહ! મને પણ ઇંડાં તો બહુ જ ભાવે છે!

[પેલી એનો હાથ ઝાલે છે. જમણી બાજુએથી એનાઉન્સર દોડતો પ્રવેશે છે, લોકો તરફ પીઠ રાખી ઝડપથી પોતાની જગ્યાએ આવી જાય છે. સાથે-સાથે, પાછળ બંને પ્રશંસકો પણ—એક ડાબી બાજુથી અને એક જમણી બાજુથી – આવી લાગે છે, પરંતુ જમણી તરફથી જઈ રહેલા બંને પ્રેમીઓ સાથે બંને પ્રશંસકો ભટકાઈ જાય છે.]

પ્રશંસક : સોરી!

પ્રેમીજુવાન : ઓહ! સોરી!

ગર્લ-પ્રશંસક : સોરી! ઓહ! સોરી!

ગર્લ-ફ્રેન્ડ : ઓહ! સોરી! સોરી! સોરી! સો સોરી!

પ્રેમીજુવાન : ઓહ, ઓહ, ઓહ, ઓહ, ઓહ, ઓહ! એકેએક, સો સોરી!

ગર્લ-ફ્રેન્ડ : [એના પ્રેમીને] ચાલ ચાલ એડોલ્ફ! [બે પ્રશંસકોને] કશો વાંધો નહિ! [પ્રેમીને હાથ ઝાલી તેડીને જાય છે.]

એનાઉન્સર : [અપ-સ્ટેજ તરફ જોતો] નેતાજી ઘડીમાં આગળ તો ઘડીમાં પાછળ ધકેલાઈ રહ્યા છે, અને હવે પેલાઓ એમના સુરવાળને ઇસ્ત્રી કરી રહ્યા છે! [બંને પ્રશંસકો એમની જગ્યાએ આવી જાય છે.] નેતાજી સ્મિત વેરી રહ્યા છે! તેમના સુરવાળને ઇસ્ત્રી થઈ રહી છે તે દરમ્યાન તેઓ આમતેમ આંટા મારે છે. ઝરણાંમાં ઊગતાં ફળફૂલનો તેઓ સ્વાદ ચાખે છે. તેઓ વૃક્ષોનાં મૂળિયાં પણ ચાખે છે. નાનાં બચ્ચાંઓ એમની પાસમાં આવી જાય એ તેઓ સહી લે છે. તેઓશ્રીને દરેક જણમાં વિશ્વાસ છે. તેઓ પોલિસદળનું ઉદ્ઘાટન કરે છે. ન્યાયને તેઓ અંજલી અર્પે છે. મહાન જયી અને વિજયી ઓનું તેઓ સલામ ભરી માન કરે છે. અંતમાં, એક કાવ્યનું પઠન કરે છે. લોકો બહુ અભિભૂત થયા છે.

બે પ્રશંસકો : શાબાશ! શાબાશ! [પછી નિસાસો

નાખતાં ] એએય ! એએય ! એએય !

એનાઉન્સર : બધા લોકો રડી રહ્યા છે. [ બાજુમાંથી રુદનના મોટા અવાજો સંભળાય છે, એનાઉન્સર અને પ્રશંસકો પણ બરાડવા માંડે છે. ] શાંતિ ! [ બંને પ્રશંસકો શમી જાય છે. અને બાજુમાં પણ શાંતિ વરતાય છે. ] તેઓએ નેતાજીનો સુરવાળ પાછો આપી દીધો છે. નેતાજી પહેરે છે. તેઓશ્રી ખુશમિજાજ જણાય છે ! હુર્રરે ! 'શાબાશ' ના અને અભિવાદનના હર્ષનાદો બાજુમાંથી સંભળાય છે. બંને પ્રશંસકો પણ પોતાના તરફથી જયનાદ પોકારે છે, બાજુમાં શું ચાલતું હશે તેનો જરા જેટલોય ભાગ જણાય એમ ન હોવા છતાં પણ આમતેમ કૂદાકૂદ કરે છે. ] નેતાજી પોતાનો અંગૂઠો ધાવી રહ્યા છે ! [ બંને પ્રશંસકોને : ] જાવ, તમારી જગ્યાઓએ પાછા જાવ, ખસો ના, બરાબર રહો, ને બોલો 'નેતાજી ઘણું જીવો !'

બે પ્રશંસકો : [ દીવાલ પાસે સીધાં ઊભાં રહી પોકારે છે. ] ઘણું જીવો, નેતાજી ઘણું જીવો !

એનાઉન્સર : હું કહું છું બંધ કરો – તમે બધું બગાડી મૂકશો ! જુઓ નેતાજી આવી રહ્યા છે !

પ્રશંસક : [ એ જ અવસ્થામાં ] નેતાજી આવી રહ્યા છે !

ગર્લ-પ્રશંસક : નેતાજી આવી રહ્યા છે !

એનાઉન્સર : સાવધાન ! અને શાંતિ જાળવો ! ઓહ ! નેતાજી તો જતા રહે છે ! એમની પાછળ ચાલો, આવો મારી પાછળ આવો !

[ એનાઉન્સર દોડતો અપ-સ્ટેજની બહાર જાય છે. બે પ્રશંસકો જમણીબાજી તરફ ચાલ્યાં જાય છે, જ્યારે બાજુમાં હર્ષનાદ વધી જાય છે, પછી શમી જાય છે. સ્ટેજ ક્ષણભર ખાલી છે. પ્રેમીજુવાન, એની ફ્રેન્ડથી અનુસરાતો, ડાબી તરફથી દોડતો, સ્ટેજ છરકીને જમણી તરફ જતો દેખાય છે. ]

પ્રેમીજુવાન : [ દોડતો ] તારાથી નહીં પકડાઉં ! તારાથી નહીં પકડાઉં ! [ જાય છે. ]

ગર્લ-ફ્રેન્ડ : [ દોડતી ] ઊભો રહે ! ઊભો રહે !

[ જાય છે. સ્ટેજ એકાદ ક્ષણ ખાલી રહે છે. વળી એક વધારે વાર બંને પ્રેમીઓ, દોડતાં, સ્ટેજ છરકી જાય છે. ]

પ્રેમીજુવાન : તારાથી નહીં પકડાઉં !

ગર્લ-ફ્રેન્ડ : ઊભો રહે !

[ જમણી તરફ જાય છે. સ્ટેજ ખાલી. એનાઉન્સર અપસ્ટેજમાં ફરીથી, પ્રશંસક જમણી બાજુએ અને ગર્લ-પ્રશંસક ડાબી બાજુએ દેખાય છે. મધ્યમાં તેઓ ભેગાં મળે છે ]

પ્રશંસક : આપણે એઓશ્રીને ગુમાવ્યા !

ગર્લ-પ્રશંસક : કમનસીબ !

એનાઉન્સર : તમારે લીધે થયું !

પ્રશંસક : ખોટી વાત !

ગર્લપ્રશંસક : ખોટી વાત !

એનાઉન્સર : તો શું તમે એમ કહેવા માગો છો કે મારે લીધે થયું ?

પ્રશંસક : ના, અમારું કહેવું એમ નથી !

ગર્લ-પ્રશંસક : ના, અમારું કહેવું એમ નથી !

[ બાજુમાંથી 'હુર્રરે !' અને અભિવાદનના હર્ષનાદો. ]

એનાઉન્સર : હુર્રરે !

ગર્લપ્રશંસક : ત્યાંથી અવાજ આવે છે ! [ અપસ્ટેજ બતાવે છે ]

પ્રશંસક : હા, ત્યાંથી આવે છે ! [એ ડાબી તરફ ચીંધે છે.]

એનાઉન્સર : ઠીક...આવો, મારી પાછળ આવો ! નેતાજી ઘણું જીવો ! [ પોકારો કરતો બંને પ્રશંસકોથી અનુસરાતો જમણી તરફ દોડતો જાય છે. ]

બે પ્રશંસકો : નેતાજી ઘણું જીવો !

[ તેઓ જાય છે. ક્ષણિક સ્ટેજ ખાલી. પ્રેમીજુવાન અને એની ફ્રેન્ડ ડાબી તરફ જણાય છે; પ્રેમીજુવાન અપસ્ટેજથી ચાલ્યો જાય છે; ગર્લફ્રેન્ડ 'હું તને પકડી પાડીશ' કહીને ડાબી તરફ દોડી જાય છે. એનાઉન્સર અને બંને પ્રશંસકો દેખાય છે, અપ-સ્ટેજથી એનાઉન્સર પ્રશંસકોને કહે છે : ] નેતાજી ઘણું જીવો ! [ પ્રશંસકો આનું પુનરાવર્તન કરે છે. પછી, હજુય પ્રશંસકોને કહેતો એ બોલે છે. ] આવો મારી પાછળ આવો ! નેતાજીને અનુસરો [ અપસ્ટેજથી દોડતો અને પોકારો પાડતો, જાય છે : ] એમને અનુસરો !

[ પ્રશંસક જમણી તરફથી જાય છે, ગર્લપ્રશંસક બાજુમાં જતી રહી હોય છે. આ બધું થાય છે તે

દરમ્યાન, હર્ષનાદ મોટો અથવા તો થમી જતો–સ્ટેજ-એક્શનના લય મુજબનો–સંભળાય છે; ક્ષણેક સ્ટેજ ખાલી રહે છે; પછી પ્રેમીઓ જમણે–ડાબે બૂમો પાડતાં દેખાય છે :]

પ્રેમીજુવાન : હું તને પકડી પાડીશ!

ગર્લફ્રેન્ડ : તારાથી હું ન'ઈ પકડાઉં!

[તેઓ પોકારો કરતાં દોડી જાય છે :] નેતાજી ઘણું જીવો! [એનાઉન્સર અને પ્રશંસકો અપસ્ટેજમાં પ્રેમીઓથી અનુસરાતાં, ફૂટી નીકળે છે, પોકારો પણ પાડે છેઃ 'ઘણું જીવો નેતાજી!' જમણી તરફ આ બધાં, એકતારમાં, બોલતાં દોડે છે : 'નેતાજી ઘણું જીવો, નેતાજી! અમે એમને શોધી કાઢીશું! આટલામાં જ એઓ છે! તારાથી હું ન'ઈ પકડાઉં'!]

[તેઓ પ્રવેશે છે અને, બહાર જવાના બધા જ માર્ગોનો ઉપયોગ કરતાં જાય છે; અંતે, ડાબી તરફથી, જમણી તરફથી અને અપસ્ટેજથી પ્રવેશીને એ બધાં મધ્યમાં ભેગાં મળે છે જ્યારે દરમ્યાનમાં બાજુમાંથી, અભિવાદન અને ધન્યવાદના હર્ષનાદો ભયંકર ઘોંઘાટ બની જાય છે. તેઓ અત્યુત્સાહમાં એકબીજાને ભેટે છે, એમનાથી પાડી શકાય તેટલા મોટા અવાજે :] નેતાજી ઘણું જીવો! નેતાજી ઘણું જીવો! નેતાજી ઘણું જીવો!

[પછી એકાએક, સ્તબ્ધતા છવાઈ જાય છે]

એનાઉન્સર : નેતાજી આવી પહોંચ્યા છે. નેતાજી અત્રે તમારે આંગણે પધાર્યા છે! શાંતિ!

[પ્રશંસક અને ગર્લફ્રેન્ડ જમણી તરફની દીવાલે અક્કડ ઊભાં રહે છે; ગર્લપ્રશંસક અને પ્રેમીજુવાન ડાબી તરફની દીવાલે અક્કડ ઊભાં રહે છે; બંને યુગલમાં, દરેક, એકબીજાના હાથમાં હાથ નાખી ભેટીને ઊભાં છે.]

પ્રશંસક અને ગર્લફ્રેન્ડ : માય ડિયર, માય ડાર્લિંગ!

ગર્લપ્રશંસક અને પ્રેમીજુવાન : માય ડિયર, માય ડાર્લિંગ!

[દરમ્યાનમાં એનાઉન્સર એની જગ્યાએ, પ્રેક્ષાગારથી પીઠ કરીને, અપસ્ટેજ તરફ તાકીને, ઊભો રહી ગયો છે; અભિવાદનમાં જરાક સ્તબ્ધતા.]

એનાઉન્સર : શાંતિ. નેતાજીએ સૂપ આરોગી લીધો છે. તેઓ આવે છે. નિકટ છે તેઓ. [હર્ષનાદો બમણા ને બમણા મોટા થવા માંડે છે; બંને પ્રશંસકો અને બંને પ્રેમીઓ પોકારે છે :]

બધાં : હુર્રરરે! હુર્રરરે! નેતાજી ઘણું જીવો!

[એમના આગમન પહેલાં તેઓ રંગીન કાગળની પતાકાઓ વેરે છે, પછી એનાઉન્સર, નેતાનો માર્ગ કરવા, એકદમ વેગથી બાજુએ ખસી જાય છે; બીજાં ચાર પાત્રો પતાકાઓ પકડીને લંબાવેલા હાથે ઠરી ગયાં છે; છતાં હજુય બોલે છે;] હુર્રરરે! [નેતા અપસ્ટેજથી પ્રવેશી ડાઉનસ્ટેજ તરફ મધ્યમાં આવે છે, ફૂટલાઇટ્સ તરફ જાય છે, વળી વિચારે છે ને ડાબી તરફ ડગ ભરે છે, પછી નક્કી કરે છે, અને જમણેથી મોટી છલાંગો ભરતા, એનાઉન્સરના ઉત્સાહભર્યા અને બીજાં ચાર પાત્રોના વિસ્મયભર્યા દુબળા 'હુર્રરરે!' સાથે જાય છે; આમ વિસ્મય પામવાનું, હકીકતમાં તો કારણ હતું–કેમકે નેતાશ્રી, હેટ પહેર્યો હોવા છતાં માથા વિનાના છે. આ અસર ઊભી કરવાનું ઘણું સરળ છે. નેતાનો અભિનય કરનાર નટે માત્ર, કપાળસુધી પહોંચતા ઊંચા રાખેલા કૉલરવાળો એક ઓવરકોટ, અને તેની ઉપર એક હેટ પહેરી લેવાનાં છે. ઓવરકોટ સહિતનો–હેટસહિતનો – પણ માથા વિનાનો માણસ એ કંઈક વિસ્મયજનક દેખાવ તો છે જ અને બેશક, એનાથી એક ચોક્કસ પ્રકારનું સંવેદન જન્માવી શકાય. નેતાના અદૃષ્ટ થયા પછી ગર્લપ્રશંસક બોલે છે :]

ગર્લપ્રશંસક : પણ......પણ......નેતાજીને માથું હતું જ નહિ!

એનાઉન્સર : માથાની એમને શી જરૂર – જો એમની પાસે પ્રતિભા છે તો?

પ્રેમીજુવાન : એ ખરું! [ગર્લફ્રેન્ડને] તમારું નામ શું!

[પ્રેમીજુવાન ગર્લપ્રશંસકને, ગર્લપ્રશંસક એનાઉન્સરને, એનાઉન્સર ગર્લફ્રેન્ડને, ગર્લફ્રેન્ડ પ્રેમીજુવાનને] તમારું નામ શું? તમારું શું! [પછી બધાં ભેગાં, એક બીજાને :] તમારું નામ શું?

પરદો *

---

* DEREK PROUSE ના અંગ્રેજી અનુવાદ પરથી [૧૨ : ૧૨ : ૧૯૬૭].

નાખતાં ] એએય ! એએય ! એએય !

એનાઉન્સર : બધા લોકો રડી રહ્યા છે. [ બાજુમાંથી રુદનના મોટા અવાજો સંભળાય છે, એનાઉન્સર અને પ્રશંસકો પણ બરાડવા માંડે છે. ] શાંતિ ! [ બંને પ્રશંસકો શમી જાય છે. અને બાજુમાં પણ શાંતિ વરતાય છે. ] તેઓએ નેતાજીનો સુરવાળ પાછો આપી દીધો છે. નેતાજી પહેરે છે. તેઓશ્રી ખુશમિજાજ જણાય છે ! હુરરરે ! 'શાબાશ' ના અને અભિવાદનના હર્ષનાદો બાજુમાંથી સંભળાય છે. બંને પ્રશંસકો પણ પોતાના તરફથી જયનાદ પોકારે છે, બાજુમાં શું ચાલતું હશે તેનો જરા જેટલોય ભાગ જણાય એમ ન હોવા છતાં પણ આમતેમ કૂદાકૂદ કરે છે. ] નેતાજી પોતાનો અંગૂઠો ધાવી રહ્યા છે ! [ બંને પ્રશંસકોને : ] જાવ, તમારી જગ્યાઓએ પાછા જાવ, ખસો ના, બરાબર રહો, ને બોલો 'નેતાજી ઘણું જીવો !'

બે પ્રશંસકો : [ દીવાલ પાસે સીધાં ઊભાં રહી પોકારે છે. ] ઘણું જીવો, નેતાજી ઘણું જીવો !

એનાઉન્સર : હું કહું છું બંધ કરો – તમે બધું બગાડી મૂકશો ! જુઓ નેતાજી આવી રહ્યા છે !

પ્રશંસક : [ એ જ અવસ્થામાં ] નેતાજી આવી રહ્યા છે !

ગર્લ–પ્રશંસક : નેતાજી આવી રહ્યા છે !

એનાઉન્સર : સાવધાન ! અને શાંતિ જાળવો ! ઓહ ! નેતાજી તો જતા રહે છે ! એમની પાછળ ચાલો, આવો મારી પાછળ આવો !

[ એનાઉન્સર દોડતો અપ-સ્ટેજની બહાર જાય છે. બે પ્રશંસકો જમણીડાબી તરફ ચાલ્યાં જાય છે, જ્યારે બાજુમાં હર્ષનાદ વધી જાય છે, પછી શમી જાય છે. સ્ટેજ ક્ષણભર ખાલી છે. પ્રેમીજુવાન, એની ફ્રેન્ડથી અનુસરાતો, ડાબી તરફથી દોડતો, સ્ટેજ છરકીને જમણી તરફ જતો દેખાય છે. ]

પ્રેમીજુવાન : [ દોડતો ] તારાથી નંઈ પકડાઉં ! તારાથી નંઈ પકડાઉં ! [ જાય છે. ]

ગર્લ–ફ્રેન્ડ : [ દોડતી ] ઊભો રહે ! ઊભો રહે !

[ જાય છે. સ્ટેજ એકાદ ક્ષણ ખાલી રહે છે. વળી એક વધારે વાર બંને પ્રેમીઓ, દોડતાં, સ્ટેજ છરકી જાય છે. ]

પ્રેમીજુવાન : તારાથી નંઈ પકડાઉં !

ગર્લ–ફ્રેન્ડ : ઊભો રહે !

[ જમણી તરફ જાય છે. સ્ટેજ ખાલી. એનાઉન્સર અપસ્ટેજમાં ફરીથી, પ્રશંસક જમણી બાજુએ અને ગર્લ–પ્રશંસક ડાબી બાજુએ દેખાય છે. મધ્યમાં તેઓ ભેગાં મળે છે ]

પ્રશંસક : આપણે એઓશ્રીને ગુમાવ્યા !

ગર્લ–પ્રશંસક : કમનસીબ !

એનાઉન્સર : તમારે લીધે થયું !

પ્રશંસક : ખોટી વાત !

ગર્લપ્રશંસક : ખોટી વાત !

એનાઉન્સર : તો શું તમે એમ કહેવા માગો છો કે મારે લીધે થયું ?

પ્રશંસક : ના, અમારું કહેવું એમ નથી !

ગર્લ–પ્રશંસક : ના, અમારું કહેવું એમ નથી !

[ બાજુમાંથી 'હુરરરે !' અને અભિવાદનના હર્ષનાદો. ]

એનાઉન્સર : હુરરરે !

ગર્લપ્રશંસક : ત્યાંથી અવાજ આવે છે ! [ અપસ્ટેજ બતાવે છે ]

પ્રશંસક : હા, ત્યાંથી આવે છે ! [ એ ડાબી તરફ ચીંધે છે. ]

એનાઉન્સર : ઠીક...આવો, મારી પાછળ આવો ! નેતાજી ઘણું જીવો ! [ પોકારો કરતો બંને પ્રશંસકોથી અનુસરાતો જમણી તરફ દોડતો જાય છે. ]

બે પ્રશંસકો : નેતાજી ઘણું જીવો !

[ તેઓ જાય છે. ક્ષણેક સ્ટેજ ખાલી. પ્રેમીજુવાન અને એની ફ્રેન્ડ ડાબી તરફ જણાય છે; પ્રેમીજુવાન અપસ્ટેજથી ચાલ્યો જાય છે; ગર્લફ્રેન્ડ 'હું તને પકડી પાડીશ' કહીને ડાબી તરફ દોડી જાય છે. એનાઉન્સર અને બંને પ્રશંસકો દેખાય છે, અપ-સ્ટેજથી એનાઉન્સર પ્રશંસકોને કહે છે : ] નેતાજી ઘણું જીવો ! [ પ્રશંસકો આનું પુનરાવર્તન કરે છે. પછી, હજીય પ્રશંસકોને કહેતો એ બોલે છે. ] આવો મારી પાછળ આવો ! નેતાજીને અનુસરો [ અપસ્ટેજથી દોડતો અને પોકારો પાડતો, જાય છે : ] એમને અનુસરો !

[ પ્રશંસક જમણી તરફથી જાય છે, ગર્લપ્રશંસક બાજુમાં જતી રહી હોય છે. આ બધું થાય છે તે

દરમ્યાન, હર્ષનાદ મોટો અથવા તો શમી જતો–સ્ટેજ-એક્શનના લય મુજબનો–સંભળાય છે; ક્ષણેક સ્ટેજ ખાલી રહે છે; પછી પ્રેમીઓ જમણે–ડાબે બૂમો પાડતાં દેખાય છે :]

પ્રેમીજુવાન : હું તને પકડી પાડીશ!

ગર્લફ્રેન્ડ : તારાથી હું નંઈ પકડાઉં!

[તેઓ પોકારો કરતાં દોડી જાય છે :] નેતાજી ઘણું જીવો! [એનાઉન્સર અને પ્રશંસકો અપરસ્ટેજમાં પ્રેમીઓથી અનુસરાતાં, ફૂટી નીકળે છે, પોકારો પણ પાડે છે: 'ઘણું જીવો નેતાજી!' જમણી તરફ આ બધાં, એકતારમાં, બોલતાં દોડે છે : 'નેતાજી ઘણું જીવો, નેતાજી! અમે એમને શોધી કાઢીશું! આટલામાં જ એઓ છે! તારાથી હું નંઈ પકડાઉં']]

[તેઓ પ્રવેશે છે અને, બહાર જવાના બધા જ માર્ગોનો ઉપયોગ કરતાં જાય છે; અંતે, ડાબી તરફથી, જમણી તરફથી અને અપરસ્ટેજથી પ્રવેશીને એ બધાં મધ્યમાં ભેગાં મળે છે જ્યારે દરમ્યાનમાં બાજુમાંથી, અભિવાદન અને ધન્યવાદના હર્ષનાદો ભયંકર ધોંધાટ બની જાય છે. તેઓ અત્યુત્સાહમાં એકબીજાને ભેટે છે, એમનાથી પાડી શકાય તેટલા મોટા અવાજે :] નેતાજી ઘણું જીવો! નેતાજી ઘણું જીવો! નેતાજી ઘણું જીવો!

[પછી એકાએક, સ્તબ્ધતા છવાઈ જાય છે]

એનાઉન્સર : નેતાજી આવી પહોંચ્યા છે. નેતાજી અત્રે તમારે આંગણે પધાર્યા છે! શાંતિ!

[પ્રશંસક અને ગર્લફ્રેન્ડ જમણી તરફની દીવાલે અક્કડ ઊભાં રહે છે; ગર્લપ્રશંસક અને પ્રેમીજુવાન ડાબી તરફની દીવાલે અક્કડ ઊભાં રહે છે; બંને યુગલમાં, દરેક, એકબીજાના હાથમાં હાથ નાખી ભેટીને ઊભાં છે.]

પ્રશંસક અને ગર્લફ્રેન્ડ : માય ડિયર, માય ડાર્લિંગ!

ગર્લપ્રશંસક અને પ્રેમીજુવાન : માય ડિયર, માય ડાર્લિંગ!

[દરમ્યાનમાં એનાઉન્સર એની જગ્યાએ, પ્રેક્ષાગારથી પીઠ કરીને, અપરસ્ટેજ તરફ તાકીને, ઊભો રહી ગયો છે; અભિવાદનમાં જરાક સ્તબ્ધતા.]

એનાઉન્સર : શાંતિ. નેતાજીએ સૂપ આરોગી લીધો છે. તેઓ આવે છે. નિકટ છે તેઓ. [હર્ષનાદો બમણા ને બમણા મોટા થવા માંડે છે; બંને પ્રશંસકો અને બંને પ્રેમીઓ પોકારે છે :]

બધાં : હુર્રરે! હુર્રરે! નેતાજી ઘણું જીવો!

[એમના આગમન પહેલાં તેઓ રંગીન કાગળની પતાકાઓ વેરે છે, પછી એનાઉન્સર, નેતાનો માર્ગ કરવા, એકદમ વેગથી બાજુએ ખસી જાય છે; બીજાં ચાર પાત્રો પતાકાઓ પકડીને લંબાવેલા હાથે ઠરી ગયાં છે; છતાં હજીય બોલે છે;] હુર્રરે! [નેતા અપરસ્ટેજથી પ્રવેશી ડાઉનસ્ટેજ તરફ મધ્યમાં આવે છે, ફૂટલાઇટ્સ તરફ જાય છે, વળી વિચારે છે ને ડાબી તરફ ડગ ભરે છે, પછી નક્કી કરે છે, અને જમણેથી મોટી છલાંગો ભરતા, એનાઉન્સરના ઉત્સાહભર્યા અને બીજાં ચાર પાત્રોના વિસ્મયભર્યા દુબળા 'હુર્રરે!' સાથે જાય છે; આમ વિસ્મય પામવાનું, હકીકતમાં તો કારણ હતું–કેમકે નેતાશ્રી, હૅટ પહેર્યો હોવા છતાં માથા વિનાના છે. આ અસર ઊભી કરવાનું ઘણું સરળ છે. નેતાનો અભિનય કરનાર નટે માત્ર, કપાળસુધી પહોંચતા ઊંચા રાખેલા કૉલરવાળો એક ઓવરકોટ, અને તેની ઉપર એક હૅટ પહેરી લેવાનાં છે. ઓવરકોટ સહિતનો–હૅટસહિતનો–પણ માથા વિનાનો માણસ એ કંઈક વિસ્મયજનક દેખાવ તો છે જ અને બેશક, એનાથી એક ચોક્કસ પ્રકારનું સંવેદન જન્માવી શકાય. નેતાના અદૃષ્ટ થયા પછી ગર્લપ્રશંસક બોલે છે :]

ગર્લપ્રશંસક : પણ......પણ......નેતાજીને માથું હતું જ નહિ!

એનાઉન્સર : માથાની એમને શી જરૂર – જો એમની પાસે પ્રતિભા છે તો ?

પ્રેમીજુવાન : એ ખરું! [ગર્લફ્રેન્ડને] તમારું નામ શું!

[પ્રેમીજુવાન ગર્લપ્રશંસકને, ગર્લપ્રશંસક એનાઉન્સરને, એનાઉન્સર ગર્લફ્રેન્ડને, ગર્લફ્રેન્ડ પ્રેમીજુવાનને] તમારું નામ શું ? તમારું શું! [પછી બધાં ભેગાં, એક બીજાને :] તમારું નામ શું ?

પરદો *

---

* DEREK PROUSE ના અંગ્રેજી અનુવાદ પરથી [૧૨ : ૧૨ : ૧૯૬૭].

# ઉદાત્તતત્વ : લોન્જાઈનસ

અનુ. ચંદ્રશંકર ભટ્ટ

(ગતાંકથી ચાલુ)

## ૩૯. કાવ્યસામગ્રીનું સંયોજન

ઔદાત્યની સિદ્ધિ માટે જે પાંચ તત્ત્વોનો આપણે આરંભમાં નિર્દેશ કર્યો તે પૈકી પાંચમા વિશે વિચાર કરવો, મારા ઉમદા મિત્ર! હજી બાકી છે; અને તે છે શબ્દોની તેના સમુચિત ક્રમમાં ગોઠવણી. આ વિષય પરત્વે મેં અત્યાર સુધીમાં બે સંશોધનાત્મક દીર્ઘ નિબંધ પ્રકટ કર્યા છે, જેમાં હું જે સૈધ્ધાતિક મંતવ્યો ઉપર આવી શક્યો છું, તેનો પૂરતો હિસાબ આપી દીધો છે. આપણા અત્યારના આશયને અનુલક્ષીને અહીં એટલું ઉમેરવું આવશ્યક છે કે શબ્દોની સંવાદી–સંમજિત સયોજના કેવળ આનંદ અને પ્રત્યયકારકતાનું જ નૈસર્ગિક માધ્યમ નથી, પરંતુ મહિમાન્વિતતા અને ભાવાવેગ માટે પણ અદ્ભુત સાધન છે. વાંસળીના સૂરો શ્રોતાઓના ચિત્તમાં શું અમુક ભાવોનો સંચાર કરી, તેમને ઇન્દ્રિયજ્ઞાનથી પર ખેંચી જઈ ભાવાવિષ્ટ અને ઇન્દ્રિયાતીત આનંદમય કરતા નથી? શ્રોતા સંગીતથી પૂરો અનભિજ્ઞ હોય તો પણ તે સ્વરો તેને એક પ્રકારની લયબદ્ધ ગતિ આપી, તેના રાગ સાથે સંવાદી રહેવાની અને રાગમાં એકતાન થવાની ફરજ પાડતા નથી? સારંગીના સ્વરોને પોતાનો કોઈ અર્થ નથી તેમ છતાં તે વિવિધ આરોહઅવરોહથી, પરસ્પરના સમન્વયથી, વિકંપન અને ધ્વનિની અંતર્ગત સંવાદિતાથી, તું જાણે છે તેમ, શ્રોતાઓ ઉપર જાદુ કરે છે, જે અદ્ભુત હોય છે. પરંતુ શું આ માણસને પ્રભાવિત કરનારાં બાહ્ય કલ્પનો અને હલકી અનુકૃતિઓ માનવસ્વભાવ પર અસર ન કરનારાં પરિબળો નથી? હવે, સંયોજન એ શબ્દોની સંવાદિતા છે, જે મનુષ્યમાં જન્મજાત છે, અને જે કેવળ તેના શ્રવણને જ નહીં આત્માને પણ અસર કરે છે; અને મારી માન્યતા છે કે તે શબ્દોની અનેકવિધ ભાત; વિચારો, ક્રિયા, સૌંદર્ય, સચ્ચાઈ અને સ્વરસંવાદ ઇત્યાદિ જે બધાં આપણામાં જન્મ સાથે જ જન્મ્યાં છે અને પોષાયાં છે તેને પ્રકટ કરી આપે છે. તદુપરાંત તે તેના પોતાના સ્વરોના મિશ્રણ અને બહુલતાથી વક્તાની લાગણીનો, ઉપસ્થિત શ્રોતાઓના હૃદયમાં તંતોતંત સંચાર કરે છે, અને હંમેશાં તેના સહભાગી થવા આગ્રહ કરે છે. છેલ્લે એક વાકયખંડને બીજા સાથે બરાબર ગોઠવતા જઈ સમગ્ર પરિચ્છેદને મહાનતા પ્રાપ્ત થાય તેવો ઘાટ આપે છે. આપણે એમ માનીશું નહીં કે આ બધી રીતે તે આપણા ઉપર જાદૂ કરે છે અને જે લોકોત્તર, ગૌરવાન્વિત અને ઉદાત્ત તથા તેનામાં નિહિત બીજી જે કોઈ શક્તિમત્તા તરફ ખેંચી જાય છે અને તે રીતે આપણા ચિત્ત ઉપર પૂર્ણ પ્રભુત્વ સ્થાપે છે? જે સર્વસ્વીકૃત વિષય હોય તેને વિશે વિવાદ કરવો – પ્રશ્નો ઉઠાવવા તે કેવળ ગાંડપણ છે; કારણ કે અનુભવ એ પૂરતો પુરાવો છે. મને ખાત્રી છે કે ડીમોસ્થનીઝે[1] આ જે એક વિચાર: 'આ હુકમનામાએ, નગરને ત્યારે ઘેરી વળેલા ભયને વરાળની માફક ઉડાડી મૂકયો.'+ તેના હુકમનામામાં જોડયો છે તેને તું ઉદાત્ત ગણીશ, અને ખરેખર તે અદ્ભુત છે. પરંતુ આ પંક્તિની સુંદરતા, તેમાંના વિચારના જેટલી જ તેના સંવાદીપણાને લીધે છે. કારણ કે આખી અભિવ્યક્તિ ડેકટીલિક લય પર આધારિત છે, જે સૌ છંદોમાં સૌથી અધિક ઉમદા અને મહિમાન્વિતતાસાધક છે. તેથી જ વીર છંદ, જે પરિચિત છંદોમાં સુંદર છે તેનું નિર્માણ ડેકટીલિક બંધ પર સંયોજાય છે. કોઈ એક શબ્દને તેના સ્થાનથી તમે તમારી ઇચ્છા પ્રમાણે અન્ય સ્થાને ખસેડો, જેમકે: 'આ હુકમનામાથી બરાબર એક વાદળની માફક તાત્કાલિક આપત્તિ વિખરાઈ ગઈ,' અથવા તમે કેવળ એક શ્રુતિ ખસેડી આમ લખો: 'વાદળની માફક વિખરાઈ જવાનું કારણ બની,' તો તમને સમજાશે કે શબ્દોની લયાન્વિતતા ઉદાત્તતાને કેટલી અભિન્નતાથી પ્રકટ કરી આપે છે. કારણ કે, 'બરાબર વાદળની માફક' ચાર તાલમાનવાળા એક વિલંબિત લયથી શરૂ થાય છે; અને તમે જો એક શ્રુતિ પણ દૂર

+ 'ડી કોરોના' : ૧૮૮.

કરી એમ લખો કે : 'વાદળની માફક' તો આ સંક્ષેપથી મહિમાન્વિતતાની અસર તરત જ વિશીર્ણ થાય છે. અને વળી જો તમે પંક્તિને આ રીતે લંબાવો : 'જાણે કે બરાબર વાદળની માફક, વિખરાઈ જવાનું કારણ બની', તો અર્થ એ જ રહે છે, પરંતુ તેની આપણી શ્રુતિ પર મૂળની અસર પડતી નથી; કારણ કે પંક્તિના અંત ભાગના તાલમાનને લંબાવવાથી ઉદાત્તતા નષ્ટ થાય છે અને તેનો વેગ શિથિલ – મંદ થાય છે.

## ૪૦. વાકયબંધ

ભાષા તેના ઉત્કૃષ્ટતમ અંશે એ રીતે મહિમાન્વિત થાય છે, જેવી રીતે માનવશરીરની રચનામાં અવયવો હોય છે, જે એકબીજાથી જો પૃથક્ કરી દેવામાં આવે તો તે નિરર્થક બની જાય છે, જ્યારે તે બધા સહયોગમાં હોય તો એક પૂર્ણ રચના ઊભી થાય છે. તેવી રીતે મહત્તમ પરિચ્છેદના જુદા જુદા ભાગ વિશૃંખલ અને પૃથક્ થાય છે ત્યારે ઔદાત્ય પણ વિશીર્ણ થઈ જાય છે; પરંતુ જો એક અંગમાં હોય તેમ પરસ્પર સહયોગમાં તેમની રચના થઈ હોય અને સંવાદિતાથી બંધાયા હોય છે ત્યારે તે સુડોળ એકત્વ પ્રાપ્ત કરે છે, અને તેનો નવો જ રણકો સ્પષ્ટ અને ચોખ્ખો સંભળાય છે. અને તે મહિમાન્વિતતા સાધવામાં મોટો ફાળો આપે છે. આમ છતાં, એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે જેમનામાં નૈસર્ગિક ઔદાત્ય કે મહિમાન્વિતતા પણ નથી, અને જેઓ બહુધા સામાન્ય અને ચલણી તથા કોઈ અસામાન્ય સંદર્ભ વિના શબ્દો વાપરે છે તેવા ઘણા કવિઓ અને ગદ્યલેખકોએ કેવળ શબ્દની સંરચના અને સમુચિત ક્રમબદ્ધતાથી મહત્તા અને વિશેષતા તથા દેખાવની મહિમાન્વિતતા પ્રાપ્ત કરી છે. આમાં અનેક પૈકી ફિલિસ્ટસ[1], ક્યારેક એરિસ્ટોફેનીઝ અને યુરિપિડીઝ[2] વગેરેને ગણાવી શકાય. તેનાં સંતાનોની હત્યા પછી હરક્યુલીઝ કહે છે :

> 'મારું જીવન દુઃખથી ભરાઈ ગયું છે, અને હવે વધુને માટે અવકાશ નથી' *

આ ઉક્તિ તદ્દન સામાન્ય છે, પરંતુ શબ્દો વિષયને અનુરૂપ બની જતા હોઈ તે ઉદાત્ત બની જાય છે. જો શબ્દોને તમે કોઈ બીજા સંયોજનમાં ગોઠવો તો તમને સમજાશે કે યુરિપિડીઝ તેની વિચારશક્તિને બદલે સંયોજનની તેની શક્તિને કારણે કવિ છે. આખલાથી ઢસડાતા ડિર્સિ વિશે લખતાં તે કહે છે :

> 'તે જ્યાં જ્યાં ઘૂમતો હતો,
> વેગથી ચક્કર મારતો હતો,
> સ્ત્રી, ખડક, ઓકવૃક્ષને
> ઘડીમાં એકને તો ઘડીમાં બીજાને
> આમથી તેમ ઘસડતો અને ફેંકતો હતો.' ÷

આ કલ્પના પોતે ઉત્કૃષ્ટ છે, પરંતુ તે એ કારણે વેગવંત બની છે કે આ પંક્તિઓની લયાન્વિતતા નથી ઉતાવળી કે નથી જાણે કે રોલર ઉપર ગબડતી હોય તેવી; પણ શબ્દો એકબીજા સાથે દૃઢબંધથી જોડાયા છે, અને અવાંતર વિરામને કારણે સહારો પ્રાપ્ત કરે છે, જે સ્થિરતા અને મહિમાન્વિતતામાં પરિણમે છે.

## ૪૧. ઉદાત્તતાને નડતાં વિઘ્નો.

ઉદાત્ત પરિચ્છેદને તુચ્છતા આપનાર ત્રૂટક અને અસ્તવ્યસ્ત ગતિવાળા છંદોથી અધિક કશું નથી. જેવાકે બે લઘુ (⏑ ⏑), ગુરુ–લઘુ (– ⏑), ક્રમવાળી બે શ્રુતિવાળા અનુક્રમે બે અને ત્રણ માત્રાઓવાળા તથા ગુરુ–લઘુના બેવડા ક્રમની (– ⏑ – ⏑) ચાર માત્રાઓ વાળી પદ્યરચનામાં આમ બને છે, કે જેમાં તે લગભગ (નૃત્યસંગીતના) સ્તરે ઊતરી પડે છે; કેમકે વધુપડતી લયબદ્ધ શૈલી તરત જ કૃત્રિમ અને સામાન્ય લાગે છે. તેમાં ભાવાવેગનો સદંતર અભાવ હોય છે, અને એકવિધ રણકાર તેને ક્ષુલ્લક તથા છીછરી બનાવે છે. આ વિષય પરત્વે સૌથી નિકૃષ્ટ બાબત તો એ છે કે જેવી રીતે નૃત્ય–નાટિકાનું સંગીત શ્રોતાને તેના વિષયથી વિમુખ કરી પોતાના તરફ ખેંચે છે; તેવી રીતે વધુ પડતી લયબદ્ધ શૈલી તેના શ્રોતાઓને તેના શબ્દોમાંના સંવેદનનું પ્રત્યાયન ન કરતાં કેવળ લય (આરોહઅવરોહ) નું કરે છે. અને તેથી કેટલીક વખત શ્રોતાઓ તેના સંભવિત અંતને આગળથી જ પકડી લે છે અને વક્તાની સાથોસાથ જ તેઓ પણ જેવી રીતે નર્તક ઠેકાઓને પકડી લઈ પગના તાલ મેળવી લે છે તેવી રીતે તાલ આપવા મંડી પડે છે. તેવી રીતે જે પરિચ્છેદોમાં વાકયો ટૂંકા ટૂંકા ગદ્યખંડોમાં અને શબ્દો વધુ વર્ણોમાં ખંડિત થયેલાં હોય છે અને તે ટુકડાઓને એકબીજા સાથે કસેમ્પ વડે

---

* યુરિપિડીઝકૃત 'હરક્યુલીઝ ફ્યુરન્સ' : ૧૨૪૫.

÷ યુરિપિડીઝકૃત અપ્રાપ્ય નાટક 'એન્ટિઓપી' માંથી.

ગાફઅંને સાલ પાડીને જોવામાં આવે છે તેમ જોવામાં આવે છે ત્યારે તે પરિચ્છેદ મહિમાન્વિતતારહિત હોય છે.

## ૪૨. સંક્ષિપ્તતા.

ઉદાત્તતાને તુચ્છ કરનાર બીજું સાધન છે અભિવ્યક્તિમાં વધુ પડતી સંક્ષિપ્તતા. અતિશય સંક્ષિપ્તથી વાક્યની ગરિમા બગડે છે. હું અહીં વાક્યખંડોમાંની યોગ્ય રીતે યોજાયેલી સઘનતાની નહીં, પણ અઘટિત સંક્ષિપ્તતાની વાત કરું છું તે બરાબર સમજવું જોઈએ. (અઘટિત) સંક્ષિપ્તતા અર્થને ગૂંગળાવે છે, જ્યારે (યોગ્ય) લાઘવથી સીધી સચોટ અને સબળ વેધકતા આવે છે. બીજી બાજુ એ સ્પષ્ટ છે કે દીર્ઘસૂત્રીપણાથી નિર્જીવતા આવે છે કારણ કે પ્રત્યેક વસ્તુના વધુ પડતા વિસ્તારને આ વાત લાગુ પડે છે.

## ૪૩. અભિવ્યક્તિની તુચ્છતા અને સંવૃદ્ધિકરણ.

તુચ્છ શબ્દોનો ઉપયોગ મહિમાન્વિત પરિચ્છેદને અત્યંત વિરૂપ અને ક્ષુદ્ર બનાવી દે છે. ઉદાહરણ તરીકે હેરોડોટસે[1] સાગરના તોફાનનું * વર્ણન તેના વિષયવસ્તુ પૂરતું પ્રભાવક રીતે કર્યું છે, પરંતુ તેમાં કેટલાક શબ્દો એવા પ્રયોજાયા છે જે વિષયના ગૌરવને મુકાબલે નિઃશંક ક્ષુદ્ર છે, જેવાકે : 'જ્યારે સાગર ઊકળવા લાગ્યો' માં 'ઊકળવા' શબ્દ તેના તુચ્છ ધ્વનિને કારણે ઉદાત્તતાને ખૂબ જ બગાડે છે. 'પવન નિર્બળ થયો' અને 'જેઓ નૌકાના ભંગારને વળગી રહ્યા હતા તેઓ અનાવકાર્ય અંત પામ્યા.'—અહીં 'નિર્બળ થયો' એ પદ ગૌરવહીન અને અભદ્ર છે તથા 'અનાવકાર્ય' શબ્દ આવી પ્રચંડ દુર્ઘટના માટે અપર્યાપ્ત છે. તેવી જ રીતે, પર્શિયાના સૈન્યે ઇજિપ્ત પર કરેલા આક્રમણના વિસ્તૃત અને ઓજસ્વી વર્ણનને થિઓપોમ્પસે[2] કેટલાક તુચ્છ શબ્દોથી બગાડી નાંખ્યું છે. જોઈએ : 'એશિયાની કઈ પ્રજાએ અને કયા નગરે એ રાજા પાસે પોતાના રાજદૂત મોકલ્યા ન હતા? આ ધરતી પર નીપજતી કઈ કિંમતી અને સુંદર વસ્તુ, અથવા કલાકૃતિ તેને ભેટ ધરવામાં આવતી ન હતી! કેટલીક જામલી તો કેટલાક વિવિધ ભરતકામવાળા તો કેટલાક સફેદ ઝભ્ભા અને પડદા, સોનેરી જરીના કાપડના, અનેક ઉપયોગી વસ્તુઓથી સજાવેલા અનેક તંબુઓ, ઘણા ઓછાડ અને ઘણા કિંમતી સોફાઓ શું ત્યાં ન હતાં? વળી સોનાચાંદી મઢેલાં વાસણો, પ્યાલા અને શરાબના હીરાજડિત જામ, તથા કેટલાંક કિંમતી કલાકારીગીરીવાળાં પાત્ર હતાં. આ ઉપરાંત કેટલાંક ગ્રીક તો કેટલાંક બર્બર જાતિનાં અગણ્ય સંખ્યામાં શસ્ત્રાસ્ત્રો, ભારવાહક તથા વધ માટેનાં અસંખ્ય પશુઓ, થેલાઓ ભરેલાં મરચાં-મસાલા, મોટા કોથળાઓ ભરીને લખવાના કાગળો અને બીજી સાધનસામગ્રી ત્યાં હતી. વળી ત્યાં બધી જ જાતનાં પશુઓનું ખારવેલું માંસ એટલા મોટા જથ્થામાં એકઠું કરેલું હતું કે, દૂરથી જોનારને તે ઢગલો ડુંગર અને ટેકરીઓ પાસપાસના હોય તેમ લાગે' (આ વર્ણનમાં) લેખક વિષયના ઉચ્ચોચ્ચપણાથી દૂર ખસી જઈ, વર્ણનમાં જ્યાં તેણે ઊંચે ચઢવું જોઈતું હતું ત્યાં તે તેથી વિરુદ્ધ દિશામાં, સામાન્ય વિગતોમાં સરી પડે છે. સમગ્ર વસ્તુ-સાધન-સામગ્રીના અદ્ભુત વર્ણનની વચ્ચે થેલા કોથળા, છાબડાં અને મસાલાને ભેળવી દેવાથી એવું અનુમાન થાય કે તે જાણે રસોડાનું વર્ણન કરી રહ્યો છે! ધારોકે, એ સોનાચાંદીનાં પાત્રો, રત્નજડિત પ્યાલાઓ તથા દારૂના જામ, સોનાની જરીના તંબુઓ આદિ આકર્ષક વસ્તુઓની વચ્ચે કોઈ, ભંગાર તુચ્છ થેલાઓ અને છાબડાં મૂકી દે તો તેની અણગમતી અસર થાય, તેવી રીતે વર્ણનમાં વિસંગત રીતે મૂકેલા તુચ્છ શબ્દો કદરૂપ અને તેથી છે તે રીતે તો કલંકરૂપ લાગે છે. જેવી રીતે તે બધી વસ્તુ-સામગ્રીનો ઢગલો 'ડુંગર' જેવો દેખાતો હતો એમ કહે છે, તેવી રીતે તેનું વ્યાપક રીતનું વર્ણન તે કરી શક્યો હોત. બીજી બધી સામગ્રી વિશે લખતાં તે કહી શક્યો હોત કે : 'ભોજનના આનંદ અને વૈભવ માટે બધા જ પ્રકારની વસ્તુઓ, અસંખ્ય ભારવાહક પશુઓ, ઊંટ અને ગાડીઓ ખેંચી લાવતાં હતાં." અથવા તે જો ગમે તે ભોગે એક સંપૂર્ણ યાદી આપવા માગતો હોત તો તે કહી શક્યો હોત કે, "રસોઇયા અથવા ભોજનપ્રિયના સ્વાદ માટે જરૂરી દરેક જાતના અન્નના ઢગલા અને નજાકતવાળી ચીજો હાજર હતી."

ઉદાત્ત પરિચ્છેદમાં, કોઈ પ્રબળ જરૂરિયાત સિવાય આપણે નિકૃષ્ટ અને ગૌરવહીન શબ્દ વાપરવા સુધી નીચે ઊતરવું જોઈએ નહીં. આપણે વિષયના ગૌરવને

* હેરોડોટસ : ૭, ૧૮૮;

છાજે તેવા શબ્દો વાપરવા જોઈએ. આ બાબતમાં આપણે, માનવનું સર્જન કરનાર કલાકાર : પ્રકૃતિનું અનુકરણ કરવું જોઈએ; કારણ કે તેણે આપણાં ગુહ્ય અંગોને અથવા મલોત્સર્ગને ઇન્દ્રિયોને દૃષ્ટિસન્મુખ પ્રકટ ન રાખતાં, શક્ય તેટલાં ઢાંકીને રાખ્યાં છે, અને ઝેનોફને[3] કહ્યું છે તેમ, તે ઇન્દ્રિયોને પ્રકૃતિએ દૃષ્ટિથી શક્ય તેટલી દૂર અને શરીરના પૃષ્ઠભાગમાં રાખી છે કે જેથી સમગ્ર શરીરસૌન્દર્ય નષ્ટ ન થાય. +

પરંતુ, જે વસ્તુઓ તુચ્છતા આપે તેની વિસ્તૃત ગણતરી અને વર્ગીકરણ કરવાની અહીં તાત્કાલિક જરૂરિયાત નથી; કારણ કે શૈલીને ઉમદા, ગૌરવપૂર્ણ અને ઉદાત્ત બનાવનાર લક્ષણો કયાં છે તેનો નિર્દેશ આગળ મેં કર્યો છે. તેથી સ્પષ્ટ છે કે તેનાં વિરુદ્ધનાં લક્ષણો તેને (શૈલીને) નિકૃષ્ટ, હીન અને વિરૂપ બનાવશે.

## ૪૪. અભિવ્યક્તિનું પતન.

પ્રિય ટેરેન્શેનસ,[1] જ્ઞાન પ્રાપ્ત કરવાની તારી તત્પરતાને લક્ષમાં રાખતાં એક મુદ્દો અહીં ઉમેરતાં હું અચકાઈશ નહીં. તે મુદ્દો, કે જેને વિશે આપણા દાર્શનિકોમાંના એકે હમણાં પ્રશ્ન કર્યો હતો કે, 'મને, અને મારી જેમ બીજાઓને પણ એ વાતનું આશ્ચર્ય છે કે, આપણા યુગમાં એવી વ્યક્તિઓ છે જેઓ બીજાઓને સમજાવવામાં પ્રતિભાસંપન્ન છે, જેઓ ચોકકસ અને પ્રખરબુદ્ધિ છે, ખાસ કરીને સાહિત્યિક ચારુતાની બાબતમાં બક્ષિસ પામેલા છે, છતાં ઉચ્ચોચ્ચ ઉદાત્તતા અને સાચી મહાનતાવાળી પ્રતિભા જૂજ અપવાદ બાદ કરતાં પેદા થઈ નથી. સાહિત્યમાં આ પ્રકારની જે વેરાનતા છે તે જીવન તેમ જ જગતવ્યાપી બની છે.' વધુમાં તે કહે છે, 'આપણે ખરેખર શું એ બહુજનમાન્ય અભિપ્રાય સ્વીકારવો પડશે કે જનતંત્ર એ સર્વપ્રકારની મહાનતાની દયાળુ પરિચારિકા છે અને સાહિત્યના મહાન પુરુષોની પ્રતિભા લોકતંત્રમાં જ પૂરેપૂરી વિકસી અને તેના પતન સાથે નષ્ટ થઈ? કારણ કે તેઓ કહે છે : સ્વાતંત્ર્ય ઉચ્ચાત્માઓની કલ્પનાશક્તિને પરિપોષવાની અને તેમની આશાને પ્રેરણા આપવાની શક્તિ ધરાવે છે; જ્યાં સ્વતંત્રતા છે ત્યાં પરસ્પર સંઘર્ષની ઉત્સુકતા તથા પ્રથમ સ્થાન પ્રાપ્ત કરવાની સ્પર્ધા સર્વત્ર પ્રકટ થાય છે : ઉપરાંત, લોકશાસનમાં સૌને માટે પુરસ્કારના દરવાજા ખુલ્લા હોવાથી, વક્તાની શક્તિ પરિશીલનને લીધે સતત ધારદાર થતી રહે છે, જાણે કે ઘસવાથી તે ચમકદાર રહેતી ન હોય ! અને જો હું યોગ્ય શબ્દ વાપરું તો તે પ્રજાસ્વાતંત્ર્યના તેજથી થવી જોઈએ તેવી પ્રોજ્જ્વલિત થઈ ઊઠે છે' : તે આગળ ચાલતાં કહે છે, 'આપણા યુગમાં આપણે બાળપણથી જ દાસત્વના પાઠ ભણ્યા છીએ, કે જેનાથી આપણે ટેવાઈ ગયા છીએ. અને આપણે આપણા વિચારોના બાળપણથી જ દાસત્વની રૂઢિઓ, રિવાજો તથા આચારવ્યવહારમાં ડૂબેલા છીએ. સુંદરતમ અને પૂર્ણ ફળદાયી વક્તૃત્વના પ્રેરકસ્રોત—એટલે હું કહેવા માગું છું—સ્વાતંત્ર્યનો સ્વાદ ચાખ્યો નથી. પરિણામે આપણે કશો વિશેષ વિકાસ ન સાધતાં મોટા ખુશામતખોરો બનીએ છીએ.' તે ભારપૂર્વક કહે છે, કે આ કારણથી બીજી શક્તિ ગુલામોને મળી હોય તોયે, કોઈ પણ ગુલામ ક્યારેય વક્તા બન્યો નથી. તેની સાદી હકીકત એ છે કે તેને વાણીસ્વાતંત્ર્ય નથી. અને (દાસત્વની) ટેવનો દંડો ફટકારતો રક્ષક તેના હોઠ પર ઊભો હોય છે. હોમર[2] કહે છે તેમ :

> દાસત્વનો એક દિવસ આપણા અડધા પૌરુષને છીનવી લે છે.' ×

આગળ તે લખે છે : 'અને વળી મેં જે સાંભળ્યું છે તેને શ્રદ્ધેય ગણીએ તો, પીગ્મીઓ જેમને ઠીંગુજીઓ પણ કહેવામાં આવે છે, તેમને જે પાંજરાંઓમાં પૂરવામાં આવે છે, તે કેવળ તેમાં પુરાયેલાંઓના વિકાસને રૂંધતાં નથી, પરંતુ તેમનાં શરીર પર પડેલાં બંધનોને લીધે ભીંસ કરીને તેમનાં શરીરને એકદમ ઠીંગુજી બનાવી દે છે, તેવી જ રીતે કોઈ પણ પ્રકારનું દાસત્વ, ભલે તે ગમે તેટલું ન્યાય્ય હોય તો પણ તે આત્માનું પીંજરું અને જાહેર કેદખાનું છે.' મેં તેને ઉત્તર આપ્યો કે 'મારા ઉમદા સાહેબ, સાંપ્રત પરિસ્થિતિના દોષ શોધવા તે સહેલું છે અને માનવ સ્વભાવની તે એક ખાસિયત પણ છે : પરંતુ વિચાર કરો કે, કદાચ એમ તો નથી કે ઉમદા પ્રતિભાને જગતની શાંતિ નહીં પણ આપણી વાસનાઓને પોતાની પકડમાં જકડી રાખતો અનંત વિગ્રહ બગાડે છે ? અને તેથી પણ વધુ આપણી નિમ્ન વાસનાઓ જે આપણા જીવનને બંદીવાન કરી તેને સર્વથા

+ 'મેમોરેબિલિઆ' : ૧, ૪, ૬.

× ઓડેસી : ૧૭; ૩૨૨.

બગાડે છે? (જેમકે) કદી સંતોષાતો નથી તેવો પૈસાનો લોભ કે જે આપણુ સૌને લાગુ પડેલો રોગ છે તે, અને વિષયસુખની લાલસા બંને આપણુને તેમના દાસ બનાવે છે, અથવા બીજી રીતે કોઈ કહે તો આપણા દેહ અને આત્માને અતલ ગર્તામાં ડુબાડી દે છે. પૈસાનો લોભ એવો એક રોગ છે, જે આપણુને ક્ષુદ્ર અને સાંકડા મનના બનાવે છે, અને વિષયસુખની લાલસા તો તદ્દન અધમાધમ લક્ષણુ છે. પુનઃ વિચાર કરતાં મને ખરેખર એ સમજાતું નથી કે અઢળક ધનને જો આપણે સન્માનતા હોઈએ, ખરું કહીએ તો દેવ તરીકે સ્થાપતા હોઇએ તો એ કઈ રીતે સંભવિત બને કે ધન સાથે અવિચ્છિન્ન રીતે સંકળાયેલા દુર્ગુણોને આપણા આત્મામાં પ્રવેશતા આપણે રોકી શકીએ? કારણુ કે અનહદ અને અઢળક સંપત્તિની પાછળ પગલે પગલે ઉડાઉપણું આવે છે, અને એક વખત તે જ્યારે નગરો અને ભવનોનાં દ્વારા ઉઘાડે છે, તે પછી બીજા (દુર્ગુણો) તેની સાથે પ્રવેશે છે અને ત્યાં પોતાનું સ્થાન જમાવે છે. જેમ વધુ સમય પસાર થાય છે તેમ આ દુર્ગુણો આપણા જીવનમાં, બુદ્ધિમાન વ્યક્તિઓ કહે છે તેમ માળા બાંધે છે, શીઘ્ર પ્રજોત્પત્તિ કરવા માંડે છે અને બડાઈ, દર્પ અને વિલાસને જન્મ આપે છે, જે તેમનાં જારજન્ય નહીં પણુ ઔરસ સંતાન હોય છે. સમ્પત્તિના આ સંતાનોને પુખ્ત વયનાં થવા દેવામાં આવે તો તે આપણા આત્મામાં, ધૃષ્ટતા, કાનૂનહીનતા અને નિર્લજ્જતા જેવા ઘાતકી જુલ્મગારોને જન્મ આપે છે. અનિવાર્યપણે આમ જ બને છે, અને પછી મનુષ્ય પોતાની દૃષ્ટિને ન કદાપિ ઉન્નત કરશે અથવા ન તો સારો યશ પ્રાપ્ત કરવાની ખેવના રાખશે. ધીમે ધીમે અંતે તેવા જીવનનો સર્વનાશ થાય છે. આત્માની બધી મહાનતા કરમાઈને ઘૃણાસ્પદ બને ત્યાં સુધી ફિક્કી પડી જાય છે. એ વખતે મનુષ્ય પોતાના નશ્વર ગુણોની પ્રશંસામાં ખોવાઈ જાય છે અને શાશ્વત ગુણોના વિકાસને અવગણે છે. જો કોઈ ન્યાયાધીશ ન્યાય આપવામાં લાંચ લેતો હોય તો કદાપિ સાચી અને સારી બાબતોનો નિષ્પક્ષ અને સાચો ન્યાયાધીશ બની શકતો નથી; કારણુ કે લાંચખાઉ ન્યાયાધીશને તો, તે જેનો પક્ષ લેવાનો હોય છે તે જ સારો અને ન્યાયી લાગવાનો. તેવી જ રીતે આજે જ્યારે લાંચ-રુશ્વત આપણા જીવન પર સત્તા ચલાવતી હોય, બીજા માણસની હત્યાનો ધખારો હોય, વારસો મેળવવા માટે ષડ્યંત્રો રચાતાં હોય, આત્મા વેચીને ગમે તે રીતે લાભ ખરીદાતો હોય, આપણે પોતાના વિલાસના ગુલામ બનતા હોઈએ, ત્યારે આપણા જીવનના આ સર્વનાશ વચ્ચે કેવી રીતે આશા રાખી શકીએ કે, શાશ્વતતા સુધી પહોંચતી મહાન વસ્તુઓ માટેનો કોઈ નિષ્પક્ષ, મુક્ત અને ન્યાયી નિર્ણાયક હોય, અને જે લાભ ઉઠાવવાની તેની વૃત્તિનો દાસ ન હોય? આપણા જેવા માણસો માટે ખરેખર સ્વાધીનતા કરતાં કદાચ પરાધીનતા જ વધુ સારી છે. જો લોભ અને તૃષ્ણાઓને આપણા પાડોશીઓ સામે એક સાથે, પાંજરામાંના પશુની જેમ છૂટાં મૂકવામાં આવે તો તે જગતને અનિષ્ટોથી આફતના પૂરમાં ઘસડી જશે.'

સંક્ષેપમાં મેં એવો એક સર્વસામાન્ય ખુલાસો કર્યો કે, આપણી આધુનિક પેઢીને ખાઈ જનાર પ્રમાદ છે, જે થોડા અપવાદો બાદ કરતાં, આપણા સૌમાં છે. કારણુ કે આપણે સૌ પ્રશસ્તિ અથવા આપણા સાથીઓની સેવા કરવાની આતુર અને ઉમદા ઇચ્છાથી નહીં; પણુ પોતાનાં અંગત સુખ ભોગવવાની ઇચ્છા સિવાયનાં કાર્ય કરવાનો ઉત્સાહ દાખવતા નથી.

'પરંતુ આવી બાબતોને તેમના ભાગ્ય પર છોડી દેવી તે જ ઉચિત છે,'* અને આપણે બીજા મુદ્દા ઉપર જઈએ. આ મુદ્દો આવેગો વિશે છે જેને વિષે એક સ્વતંત્ર પ્રબંધ લખવાનું મેં પહેલાં વચન આપ્યું છે. તે (આવેગો) સાહિત્યમાં સામાન્ય ભાવે અને વિશિષ્ટ રીતે ઉદાત્તતાના સંબંધમાં મહત્ત્વનો ભાગ ભજવે છે.

* યુરિપિડીઝ : 'ઇલેક્ટ્રા' : ૩૭૯.

# વાક્યથી અર્થઘટક

યોગેન્દ્ર વ્યાસ

દેખીતું છે કે કોઈ પણ ભાષાનું પૃથક્કરણ કરવા માટે તે ભાષાના કોઈ વાક્યનું પૃથક્કરણ કરવું જોઈએ. તો આ વાક્ય શું છે? ઘણાં વ્યાકરણોમાં આપણે વાક્યની આ વ્યાખ્યાઓ વારંવાર વાંચી છે કે "શબ્દોનો એવો સમૂહ જે સંપૂર્ણ અર્થ ધરાવતો હોય તે વાક્ય." અથવા તો "કોઈ પણ સંપૂર્ણ અર્થ ધરાવતી ઉક્તિ તે વાક્ય" અથવા તો "સંપૂર્ણ અર્થ ધરાવતો, બે ખાલી જગ્યાઓની વચમાં ઉચ્ચારાયેલો શબ્દસમૂહ તે વાક્ય."

આ "સંપૂર્ણ અર્થ" શોધી શી રીતે શકાય? "આ ઘોડો છે!" એ વાક્યમાં સંપૂર્ણ અર્થ છે? એ કોનો ઘોડો છે તે જાણવું આવશ્યક છે ખરું? અથવા તો એ પણ જાણવું શું જરૂરી છે કે તે કાળો, ધોળો, લાલ કે કેસરી રંગનો છે? વળી તેને બગીએ જોડવામાં આવે છે, ગાડીએ જોડવામાં આવે છે કે ઘોડેસ્વારી માટે જ ઉપયોગમાં લેવાય છે? અને આવા તો અનેક પ્રશ્નો. તો "સંપૂર્ણ અર્થ" જાણવા કે શોધવા કેટલું જરૂરી ગણાય? અર્થની સંપૂર્ણતા કે અપૂર્ણતા એ તો સમગ્ર રીતે બોલનારના આશય કે વિચાર ઉપર આધારિત છે. "સંપૂર્ણ અર્થ" ધરાવતા વાક્ય માટે જો આટલું જ આવશ્યક હોય કે એમાં જેને વિશે કશું કહેવાયું છે તેવો કર્તા હોય છે અને એ કર્તા વિશે કંઈક કહેતું હોય તેવું ઓછામાં ઓછું એક ક્રિયાપદ હોય છે તો આપણી ભાષાઓની ઘણી ઉક્તિઓ વાક્ય બને છે.

આ ઉપરથી એટલું તો સ્પષ્ટ થઈ શકે કે મોટા-ભાગના વ્યાકરણકારોએ એમ માન્યું છે કે વાક્ય અર્થ ધરાવે છે અને એ રીતે વિચારોને ગ્રાહ્ય કરે છે અથવા રજૂ કરે છે. પણ વાક્યનું રહસ્ય શોધવાના આ બધા પ્રયત્નોએ આપણને કોઈ કાર્યપૂર્ણ કે કામગરા માનદંડ પૂરો પાડ્યો નથી. આનું કારણ એ છે કે ઉક્તિ[1] સ્વતંત્ર વાક્ય તરીકે બોલાય છે કે એક વાક્યના ભાગ તરીકે બોલાય છે તે, તેનો અર્થ નહીં પરંતુ તેનું સ્વરૂપ (form) નક્કી કરે છે. દા.ત. "મારી બા છે" એ ઉક્તિ અમુક સંદર્ભમાં વાક્ય છે અને "તમને જયેન્દ્રએ કહ્યું નથી કે આ મારી બા છે?" એ વાક્યમાં "મારી બા છે" એ ઉક્તિ વાક્યનો એક ભાગ છે. દરેક ભાષા-ને તેની ઉક્તિઓની ગોઠવણીની સ્વરૂપગત સ્પષ્ટ વ્યવસ્થા હોય છે. અલબત્ત, એક બાબતમાં બધી ભાષાઓ સરખી છે અને તે સરખાપણું એ છે કે દરેક ભાષાનાં વાક્યો[2]

---

૧. ઉક્તિ [ utterance ] અને વાક્ય ( sentence) વચ્ચે ભેદ એ છે કે કોઈ પણ વાક્યને ઉક્તિ કહી શકાય પણ દરેક વાક્યને ઉક્તિ ન કહી શકાય. અલ-બત્ત બધી જ ઉક્તિઓ અને વાક્યો બે મૌનની વચ્ચે ઉચ્ચારાય છે તે ખરું. દા. ત. 'હિતુભાઈ આવશે?' 'હા' આ બંનેમાં પહેલું વાક્ય અને ઉક્તિ બંને છે, બીજું માત્ર ઉક્તિ છે. જો કે આ ભેદ સમજવા પૂરતો જ વર્ણવાયો છે, બાકી તો સાંભળનાર સુધી દરેક ઉક્તિમાંથી વાક્યનો અર્થ પહોંચતો હોય છે. 'હા' એ ઉક્તિમાંથી "હા હિતુભાઈ આવશે." એમ વાક્યનો અર્થ નિષ્પન્ન થાય છે અને એટલે જ અવગમન શક્ય છે.

૨. વાક્ય વિશે જેસ્પર્સન અને સીલેટનાં અવતરણો અનુક્રમે આ પ્રમાણે છે.

"A sentence is [ relatively ] complete and independent human utterance–the completeness and independence being shown by its standing alone or its capability of standing alone, : i e, of being uttered by it-self."

".....the sentence can be defined [ as follows ]: a group of words joined together by grammatical agreements [ relating devices ] and which, not grammatically dependent upon any other group, are complete in them-selves."

એ બૌનની વચ્ચે ઉચ્ચારાય છે.

નિશાળમાં વાક્યનું પૃથક્કરણ કરતી વખતે અમુકને નામ, અમુકને વિશેષણ ફલાણાને ક્રિયાપદ અને ઢીંકણાને ક્રિયાવિશેષણ તરીકે ઓળખાવતા હતા. વાક્યનું પૃથક્કરણ કરવા માટે પરંપરાગત વ્યાકરણ આપણને મોટે ભાગે આઠ જાતના parts of speech આપે છે માનવામાં આવે છે કે કોઈપણ ભાષાના વાક્યનું પૃથક્કરણ આની મદદથી થઈ શકે. પણ દુર્ભાગ્યે આ માન્યતા સાચી નથી કારણ કે કોઈપણ ભાષાના કોઈ પણ વાક્યનું પૃથક્કરણ આની મદદથી થઈ શકતું નથી. ઉદાહરણ તરીકે નામ એટલે શું? "A noun is a name of a person, place or a thing" એવી નામની વ્યાખ્યા કરવામાં આવે છે. 'લાલ' એ રંગ (વસ્તુ)નું નામ છે જેમ લીલો, પીળો, ભૂરો, વગેરે છે પણ આ "લાલ" "લાલ ગુલાબ"માં વિશેષણ છે. કારણ કે "Adjective is a word that modifies a noun or pronoun," એટલે "લાલ" એ નામ પણ છે અને વિશેષણ પણ છે, પણ મુશ્કેલી એ છે કે નામ અને વિશેષણની વ્યાખ્યાઓ સરખી નથી. એટલું જ નહીં પણ નામમાં જે જે વિશેષતા કે મર્યાદા આણે છે તે બધાને વિશેષણ નહીં કહી શકાય. દા.ત. 'કાળી મોટર' અને "મારી મોટર" એ બે ઉક્તિઓ તપાસતાં 'મોટર' માં વિશેષતા કે મર્યાદા 'કાળી' અને 'મારી' એ બંને શબ્દો લાવે છે પણ એ બંને વિશેષણ નથી. એક વિશેષણ છે, બીજું સર્વનામ છે.

સર્વનામની વાત કરીએ. નામને બદલે વપરાય તે સર્વનામ. હવે આ વાક્યો તપાસો. "રેખા નિયમિત આવે છે" જ્યાં 'રેખા' આવે છે ત્યાં 'તે' 'તું' 'નીચે સહી કરનાર' 'બધા અધ્યાપકો' 'બધા કારીગર' 'સૂરજ' 'કેટલાક' 'ઘણા' એમ ઘણા શબ્દો આવી શકે છે. આ બધાને આપણે સર્વનામ કહીશું?

આ કારણે parts of speech બહુ ઉપયોગી નથી. આપણો પ્રશ્ન તો આ છે કે તે ભાષાનો ભાષક માળખાગત અર્થોની આપલે કરતી વખતે જરૂરી form-classes ના વિવિધ ઘટકોને ઓળખવા માટે ક્યો માપદંડ વાપરે છે? આ શીખવા માટે પરંપરાગત parts of speech કામ નહીં લાગે. એ માટે વાક્યના અમુક એક જ સંદર્ભમાં આવતા અને એકબીજાને બદલે વાપરી શકાતા શબ્દોને અવલોકીને તેમને એક જ વર્ગના સભ્યો ગણવા જોઈશે અને એકબીજાના વિરોધમાં એ વર્ગો કઈ રીતે કાર્ય કરે છે તે શોધવું પડશે. દા.ત. ગુજરાતી ભાષાનાં આ ત્રણ વાક્યો તપાસો: "મેં પરીક્ષા આપી" "અમદાવાદ મોટું શહેર છે." અને 'તેજસ ત્યાં ગયો.' આ ત્રણે વાક્યમાં "મેં" 'અમદાવાદ" અને 'તેજસ' માળખાગત રીતે એક-બીજાને બદલે એ જ સંદર્ભમાં વાપરી શકાય છે અને "આપી" 'છે' અને 'ગયો' પણ માળખાગત રીતે એકબીજાને વિકલ્પે આવી શકે છે. એ જ રીતે 'ત્યાં'ને વિકલ્પે જે જે આવી શકે તેનો એક વર્ગ હોઈ શકે તથા 'મોટું' ના વિકલ્પનો એક વર્ગ હોઈ શકે. આ ઉપરથી એ સ્પષ્ટ થયું હશે કે જુદી જુદી જગ્યા રોકતા શબ્દો તે તે જગ્યા અનુસાર એક વર્ગમાં સમાય છે અને વિકલ્પોને આધારે વર્ગો નક્કી કરવાનું વધુ ચોક્સાઈભર્યું બની શકે.

હવે આપણે એક વાક્ય લઈએ. "આભાના કાકાનો રોહિત વડોદરા યુનિ.ની આર્ટ્સ ફેકલ્ટીમાં સમાજશાસ્ત્ર મુખ્ય વિષય સાથે બી. એ ના છેલ્લા વરસમાં આ વરસે ભણશે" આ વાક્યમાં કુલ સોળ શબ્દો છે. પહેલા અનુમાન તરીકે આપણે એમ માનીએ કે આ બધા શબ્દોને બાકીના બધા શબ્દો સાથે કોઈને કોઈ પ્રકારનો વર્ણવી શકાય એવો ઓછોવત્તો ઘનિષ્ઠ સંબંધ છે. જો આપણે દરેક શબ્દના આ આંતરસંબંધોને સંપૂર્ણપણે વર્ણવીએ તો વાક્યના અન્વયને (syntaxને) આપણે સંપૂર્ણપણે વર્ણવ્યો ગણાય. આ ઉપરથી સ્પષ્ટ થયું હશે કે વાક્યમાં ગોઠવાયેલા બધા શબ્દોના આંતરસંબંધોને તપાસવાનું કાર્ય વ્યાકરણનો એક અગત્યનો ભાગ syntax બજાવે છે.

ઉપરના વાક્યમાં વપરાયેલા શબ્દોના આંતરસંબંધો તપાસતાં તરત જ માલૂમ પડશે કે "આભાના કાકાનો રોહિત" માં "આભા અને કાકા" તથા 'કાકા અને રોહિત" એ શબ્દોનો સંબંધ સ્પષ્ટરેખ અને સીધી રીતે વર્ણવી શકાય એવો છે. જ્યારે 'કાકા' અને 'સમાજશાસ્ત્ર' નો સંબંધ સ્પષ્ટરેખ અને સીધો નથી. કોઈ કહેશે 'કાકા' અને 'રોહિત' એ શબ્દયુગ્મ વાક્યમાં એકબીજાની નજીક આવેલું છે જ્યારે 'કાકા' અને 'સમાજશાસ્ત્ર' વાક્યમાં સ્થાનની દૃષ્ટિએ એકબીજાથી ખૂબ દૂર છે એ એવું

કારણ છે. કદાચ આ આંશિક સત્ય હોય તો પણ આ આખી વસ્તુ આમ નથી. એમ તો 'ફેકલ્ટી' અને 'સમાજશાસ્ત્ર' એ શબ્દો સ્થાનની દૃષ્ટિએ એકબીજાની તદ્દન નજીક છે. 'ફેકલ્ટી' પછી તરત જ 'સમાજશાસ્ત્ર' શબ્દ પ્રયોજાયો છે પણ 'રોહિત' અને 'ભણશે' જેટલો સીધો સંબંધ એ બે વચ્ચે નથી. જો કે શબ્દયુગ્મોના આંતરસંબંધોમાં એટલો બધો ફેરફાર થતો હોય છે કે તે રીતે વાક્યમાંના દરેક શબ્દનો દરેક શબ્દ સાથેનો આંતરસંબંધ તપાસવાનું કામ ઘણું મુશ્કેલ અને ગૂંચવાડાભર્યું બની જાય. ઉપરના જ વાક્યમાં સોળ શબ્દોનું એ રીતનું પૃથક્કરણ કરવા માટે એકસોવીસ આંતરસંબંધો વર્ણવવા પડે ગૂંચવણ અને મુશ્કેલી દૂર કરવા આ આંતરસંબંધોને તેની ઘનિષ્ઠતાના ક્રમમા તપાસી શકાય. આ સાથે આપણે એવો પણ નિયમ તારવી શકીએ કે દરેક શબ્દને કોઈ એક જ શબ્દયુગ્મના સભ્ય તરીકે નોંધી શકાય. આ નિયમને immediate constituentનો સિદ્ધાંત કહે છે.

કેટલાક શબ્દો કે શબ્દયુગ્મો વચ્ચે ગુરુત્વાકર્ષણ જેવું આકર્ષણ હોય છે તેવા શબ્દોમાં પણ આ નિયમને સમજી શકાય. જ્યારે પૃથક્કરણ કરનાર વ્યક્તિ, કોઈપણ ભાષાના વાક્યને તપાસશે ત્યારે જોઈ શકશે કે શ્રેણીઓના અમુક વર્ગો (class of sequences) માત્ર અમુક જ પસંદ થયેલા વર્ગો સાથે ઉચ્ચારાય છે. આ જોડે જોડે આવનાર વર્ગો તે 'લાલ' અને 'ઘોડો' હશે અથવા 'લાલ' અને 'ગુલાબ' હશે પણ 'લાલ' અને 'કહ્યું' નહીં હોય કે પછી 'ઘણો' અને 'ઝડપી' હશે કે 'ઘણો' અને 'દૂર' હશે પણ 'ઘણો' અને 'આવી' નહીં હોય. આ IC સિદ્ધાંત ઉક્તિમાંના બધા શબ્દોનો સંબંધ ટૂંકાણમાં સમજાવવા માટે જોડે જોડે આવનાર શબ્દોના સંદર્ભો સમજાવી દે છે અને પૃથક્કરણને પ્રત્યેક પગથિયે જે મુદ્દાસર ન હોય તેવા ભાગને બાકાત રાખે છે અથવા તો તે તબક્કે અસંબધ્ધ હોય તેવા ભાગને બાકાત રાખીને ઘણું બચાવે છે.

આ immediate constituent[3]ના સિદ્ધાંત પ્રમાણે આપણે ઉદાહરણરૂપે લીધેલા વાક્યનું પૃથક્કરણ કરતાં આ જાતનું પરિણામ આવે.

**આભાના કાકાનો રોહિત વડોદરા યુનિ.ની આર્ટ્સ ફેકલ્ટીમાં સમાજશાસ્ત્ર મુખ્ય વિષય સાથે બી.એ. ના છેલ્લા વરસમાં આ વરસે ભણશે.**

આપણી પ્રક્રિયાના બીજા સોપાન તરીકે આપણે એમ માની લઈએ કે આ દરેક શબ્દયુગ્મ વાક્યમાં એક જ ઘટક તરીકેની કામગીરી બજાવે છે. જો કે આ વિધાન કરતી વખતે આપણે એ તપાસી લેવું જોઈએ કે એ શબ્દયુગ્મોની જગ્યાએ બીજા એવા એક જ શબ્દને મૂકવાથી વાક્યનું માળખું — અર્થમાં ભલે ફેરફાર થાય છતાં — બદલાતું તો નથી ને.

**આભાના કાકાનો રોહિત (વડોદરા યુનિ.ની) આર્ટ્સ ફેકલ્ટીમાં સમાજશાસ્ત્ર મુખ્ય વિષય સાથે બી. એ.ના છેલ્લા વરસમાં (આ વરસે) ભણશે.**
આભાનો ભાઈ વડોદરાની કોલેજમાં સમાજશાસ્ત્ર વિષયને બી. એ.ના અભ્યાસમાં જરૂર ભણશે.

જો આ પ્રક્રિયા ઉપયોગી હોય તો આ જ રીતે શબ્દોના ઘનિષ્ઠ સંબંધો તપાસવાનું ક્રમિક રીતે હાથ ધરવું જોઈએ. આમ કરતાં કંઈક નીચેનું પરિણામ આવે.

**આભાના (કાકાનો રોહિત) વડોદરા યુનિ.ની | આર્ટ્સ ફેકલ્ટીમાં | સમાજશાસ્ત્ર [મુખ્ય વિષય સાથે] બી એ. ના છેલ્લા વરસમાં (આ વરસે) ભણશે.**

આ જ સોપાનોને આપણે વાક્યની નીચેની શ્રેણીઓમાં સમાંતર રીતે ગોઠવી શકીશું.

આભાના કાકાનો રોહિત વડોદરા યુનિ.ની આર્ટ્સ ફેકલ્ટીમાં
આભાનો ભાઈ વડોદરાની કોલેજમાં
રોહિતભાઈ વડોદરામાં
સમાજશાસ્ત્ર મુખ્ય વિષય સાથે બી.એ.ના છેલ્લા વરસમાં આ વરસે ભણશે
સમાજશાસ્ત્ર વિષયને બી.એ ના અભ્યાસમાં જરૂર ભણશે
સમાજશાસ્ત્રને બી.એ.માં ભણશે
વડોદરામાં ભણશે
ભણશે

3 immediate તો સમજી શકાય પણ આ constituent શું છે તે સમજવું જરૂરી છે. એ તો

ચોક્કસ વ્યાખ્યા શક્ય નથી[૪] કારણ કે અર્થઘટક વિશેનું ચોક્કસ વિધાન તો અભિવ્યક્તિ અને અર્થના સંબંધની પરિભાષામાં થઈ શકે, પણ સમજ પૂરતું અર્થઘટકને આપણે ભાષાના સૌથી નાનામાં નાના અર્થ ધરાવતા ઘટક તરીકે ઓળખીશું. જેમ ભાષાના અભિવ્યક્તિના પાસાનો પાયાનો ઘટક ધ્વનિઘટક (phoneme)[૫] છે તેમ ભાષાના અર્થના પાસાનો તે પાયાનો ઘટક છે.

આ ઉક્તિઓ તપાસો. 'કાવ્યની સુંદરતા તપાસો' 'નિશીથ એક સુંદરતમ કાવ્યસંગ્રહ છે' 'તે સ્વસ્થતમ માનવ છે.' 'તેની સ્વસ્થતા તો જુઓ!' આ વાક્યોમાંથી પહેલી નજરે સુંદરતા, સુંદરતમ, સ્વસ્થતા, સ્વસ્થતમ એ ચાર શ્રેણીઓ અલગ તરી આવશે હવે આ ચારેમાંથી ઓછામા ઓછી બેમાં એના એ અર્થ સાથે પુનરાવર્તિત થતી હોય તેવી શ્રેણીઓ આપણું ધ્યાન ખેંચશે 'સુંદર' પહેલા–બીજામાં, 'તા' પહેલા-ચોથામાં, 'સ્વસ્થ' ત્રીજા–ચોથામાં અને 'તમ' બીજા–ત્રીજામાં એ જ અર્થ સાથે પુનરાવર્તિત થાય છે આ ઉપરથી 'સુંદર', 'સ્વસ્થ', 'તા' અને 'તમ'ને આપણે જુદાં જુદાં અર્થઘટકો તરીકે ઓળખીશું. ભાષાની ઉક્તિઓમાંથી આ રીતે અર્થઘટક તારવવાની પદ્ધતિને square test કહે છે.

હવે વાક્યમાંથી અર્થઘટકને તારવવાના બે તબક્કાઓનો વિચાર કરીએ. એક તો સળંગ ઉક્તિમાંથી એક ભાગને છૂટો તારવવો કે જે ભાગ માત્ર એક જ અર્થઘટકને મૂર્ત કરતો હોય અને પછી આવા ભાગોને અર્થઘટકોના વર્ગોમાં ગોઠવવા. આપણે જ્યારે ભાષાની ઉક્તિઓને કાગળ ઉપર ઉતારતા હોઈએ છીએ ત્યારે તો તે સીધી જ ધ્વનિસ્વરૂપોની શ્રેણીઓ (sequences of phonemes) હોય છે. એ આખી સળંગ શ્રેણીમાંથી વારંવાર પુનઃઉચ્ચરિત થતી ધ્વનિસ્વરૂપની નાનામાં નાની શ્રેણીઓને આપણે અલગ તારવીશું. આ અલગ તારવેલી ધ્વનિસ્વરૂપની નાનામાં નાની શ્રેણીઓ જુદી જુદી ઉક્તિઓના જુદા જુદા સંદર્ભોમાં એ જ અર્થમાં આવે છે કે નહીં તેની તપાસ કરીશું. કેટલીકવાર એ જ અર્થમાં જુદા જુદા સંદર્ભોમાં આવતી શ્રેણીઓનાં ધ્વનિસ્વરૂપો જુદાં જુદાં હોય તો તે બધી શ્રેણીઓને અજમાયશરૂપે એક જ અર્થઘટકના ઉપઅર્થઘટકો તરીકે ઓળખીશું. આ બધા વિકલ્પોનો ગમે તે સંદર્ભમાં અર્થ એનો એ રહે છે ને? કોઈ એક જ સંદર્ભમાં એ વિકલ્પો વૈકલ્પિક રીતે પ્રયોજાઈ શકે છે ખરા? અને એમાંના કોઈપણ એક વિકલ્પ માટે કરેલું વિધાન (વિશિષ્ટ વિધાન નહીં, પણ સામાન્ય વિધાન) બધાને માટે સાચું છે? આ બધા પ્રશ્નોના ઉત્તરો અનુક્રમે હા, ના અને હા હોય તો તે બધા વિકલ્પો એક જ અર્થઘટકના ઉપઅર્થઘટકો છે. દા.ત. ગુજરાતી ભાષાની આ ઉક્તિઓ જુઓ. 'જગદ્‌ગુરુ આવ્યા' 'જગત મોટું છે' 'જગત્પતિની પૂજા કરો' 'જગદંબાને નમસ્કાર કરો.' એમાં 'જગત્' અને 'જગદ્' એ ધ્વનિસ્વરૂપોની શ્રેણીઓ એક જ અર્થમાં પુનરાવર્તિત થાય છે. બંનેનાં ધ્વનિસ્વરૂપો ભિન્ન છે છતાં આ ચારે સંદર્ભોમાં તેમનો અર્થ એક જ છે. વળી 'જગદંબા' અને 'જગદ્‌ગુરુ' આવે છે તે સંદર્ભમાં 'જગત્પતિ' અને 'જગત' એ શ્રેણીઓ આવતી નથી. એટલે એક એવું વિધાન થઈ શકે કે 'ઘોષ' ધ્વનિઘટકની પહેલાં 'જગદ્' વિકલ્પ આવે છે, 'અઘોષ' ધ્વનિઘટક પહેલાં 'જગત્' વિકલ્પ આવે છે અને એ વિધાન બંને વિકલ્પો માટે સાચું હોય તે બંને ધ્વનિસ્વરૂપો એક અર્થઘટકને મૂર્ત કરે છે એમ કહી શકાશે.[૬]

આમ કેટલાંક અર્થઘટકો એકથી વધારે ધ્વનિસ્વરૂપો ધરાવતાં હોય એવું બનવાનું. અને કેટલાંક અર્થઘટકો

૪ અલબત્ત ઝેલીગ હેરીસે 'Structural Linguistics'માં 'A sequence of phonemes which has a statable distribution' એવી વ્યાખ્યા મોર્ફીમની આપી છે અને ટ્રુબેત્ઝકોયે (Trubetzkoy) 'Phoneme is a basic unit of expression aspect and morpheme is a basic aspect of content aspect' એમ કહ્યું છે પણ તેય સમજ પૂરતું છે.

૫ Phoneme–ધ્વનિઘટક માટે જુઓ ડૉ. પ્રબોધભાઈ પંડિતનું પુસ્તક 'ગુજરાતી ભાષાનું ધ્વનિસ્વરૂપ અને ધ્વનિપરિવર્તન'–પ્રકરણ–૩.

૬ અહીં સમજણ પૂરતું આ ઉદાહરણ આપ્યું છે. જગન્નિયન્તા, જગજ્જનની વગેરેમાંનાં ભિન્ન સ્વરૂપોની ચર્ચા અને તેમના સંદર્ભ ઉપરનાં નિયમોની ચર્ચા અહીં પ્રસ્તુત નથી.

માત્ર એક જ ધ્વનિસ્વરૂપમાં મૂર્ત થવાનાં. આ ઉપરથી એવું કહી શકાય કે અર્થઘટક પોતે કોઈ હકીકત કે બનાવ નથી પણ તે કોઈ એક વ્યવસ્થાનો અમૂર્ત વિભાવ છે અને તે અમૂર્ત વિભાવ કોઈ એક કે અનેક ધ્વનિસ્વરૂપમાં રજૂ થાય છે. અર્થઘટક જે ધ્વનિસ્વરૂપમાં રજૂ થાય છે તેને મોર્ફ (morph) કહેવામાં આવે છે અને સામાન્ય રીતે સગવડ ખાતર આ મોર્ફને જ મોર્ફીમ તરીકે ઓળખવામાં આવે છે. દા.ત. 'સ્વસ્થ' કે 'તા' એ પોતે તો વિશેષણ અને નામ કે વિશેષણને ભાવવાચક નામ કે વિશેષણ બનાવતા એક અમૂર્ત અર્થઘટકનું પ્રતિનિધિત્વ કરતાં ધ્વનિસ્વરૂપો છે—અર્થઘટક પોતે નથી (એ તો ભાષકના ચિત્તમાં હોય છે) પણ સગવડ ખાતર એને આપણે અર્થઘટક કહીએ છીએ.

ઉપર જોયું એવા કિસ્સાઓમાં એક કરતાં વધારે ધ્વનિસ્વરૂપો એક જ અર્થઘટકને મૂર્ત કરતાં હોય ત્યારે એ ધ્વનિસ્વરૂપોમાંથી જેનો વપરાશ ભાષામાં વધુ હોય તેને અર્થઘટક માનીને અન્ય ધ્વનિસ્વરૂપોની ઉપ-અર્થઘટક (allomorphs) તરીકે ઓળખવામાં આવે છે. (ખરી રીતે તો તે અર્થઘટકનાં જેટલાં હોય તે બધાં જ ધ્વનિસ્વરૂપો morph ગણાય) આપણે જોયા એવા કિસ્સાઓમાં કેટલીકવાર જ્યાં જ્યાં લઘુતા, મહત્તા વપરાય છે ત્યાં ત્યાં લઘુત્વ કે મહત્ત્વ વપરાઈ શકે છે. 'તા' અને 'ત્વ'ના વપરાશ ઉપર સામાન્ય રીતે કોઈ નિયમન નથી. આવી પરિસ્થિતિ હોય ત્યારે એ ઉપ-અર્થઘટકો એકબીજાને બદલે અરસપરસ મુક્ત વિકલ્પ તરીકે (free variationમાં) વપરાય છે એમ કહી શકાય. પણ હંમેશાં ઉપઅર્થઘટકો મુક્ત વિકલ્પ તરીકે વપરાતા નથી. દા.ત જગતપતિ અને જગદ્‌ગુરુ; રાત પડી અને રાદ્ દાડો (બોલવામાં રાદ્દાડો જ બોલીએ છીએ)' વાક્ચાતુર્ય અને વાગ્દાન એ બધામાં જગત્ અને જગદ્, રાત અને રાદ્, અને વાક્ અને વાગ્ એ એક જ અર્થઘટકનાં જુદાં જુદાં ધ્વનિસ્વરૂપો છે. ગુજરાતી ભાષામાં આ ધ્વનિસ્વરૂપો ઉપર નિયમન કરનાર એની પાછળ આવતો ઘોષ કે અઘોષ ધ્વનિ હોય છે. આનો અર્થ એ થયો કે સળંગ બોલાતી ઉક્તિમાં અઘોષ પછી તરત જ ઘોષ ધ્વનિ આવતો હોય તો ગુજરાતી ભાષામાં આગળનો ધ્વનિઘટક પણ ઘોષ થઈ જાય છે. આ કારણે કેટલાક અર્થઘટકોનાં બે ધ્વનિસ્વરૂપો મળે છે. એક જ અર્થઘટકનાં આવાં ભિન્ન ભિન્ન ધ્વનિસ્વરૂપોનું કારણ આ રીતે ભાષાની ધ્વનિવ્યવસ્થા હોવાથી આવાં ભિન્ન ધ્વનિસ્વરૂપોનું નિયમન તે ભાષાની ધ્વનિવ્યવસ્થા કરે છે એટલે આવા વિકલ્પોને ધ્વનિ વ્યવસ્થાગત નિયમનમાં રહેતા (phonologically conditioned) વિકલ્પો તરીકે ઓળખાવી શકીએ.

કેટલીકવાર ધ્વનિસ્વરૂપની ભિન્નતાનું કારણ તે ધ્વનિસ્વરૂપ અન્ય અર્થઘટકો સાથે વાક્યની રચનામાં પ્રવેશે છે તે હોય છે. એટલે કે એ વિકલ્પોનું નિયમન. માળખાગત રીતે થતું હોય છે. દા.ત. ગુજરાતી ભાષામાં passive–કર્મણિ અને causal–પ્રેરણાર્થકના પ્રત્યયો પહેલાં સ્વરાંત ધાતુઓને અંતે 'a' ઉમેરાય છે. ધો-to wash, ધોવ્–આય, ધોવડાવાય એટલે કે ધો અને ધોવ્, જો અને જોવ્, રો અને રોવ્, કહે અને કહેવ્, લે અને લેવ્, સૂ અને સુવ્, ગા અને ગવ્ વગેરેમાં એક જ અર્થઘટકનાં બે ધ્વનિસ્વરૂપો મળે છે. આને માટે એમ કહી શકાય કે કર્મણિ અને પ્રેરણાર્થકના પ્રત્યયો પહેલાં ધોવ્, જોવ્ રોવ્, ખોવ્, કહેવ્, વગેરે ધ્વનિસ્વરૂપો હોય છે. આ જ અર્થઘટકનાં અન્ય સ્થળે ધો, ખો, જો, રો, કહે વગેરે ધ્વનિસ્વરૂપો મળે છે. આને વ્યાકરણના સંદર્ભને કારણે નિયમનમાં રહેતા વિકલ્પો (allomorphs) તરીકે ઓળખાવી શકાય. આમાંનાં ભિન્ન ધ્વનિસ્વરૂપોનું ધ્વનિવ્યવસ્થાગત નિયમનોની પરિભાષામાં જે વર્ણન થાય તે પદ્ધતિને morpho-phonemics કહે છે અને વ્યાકરણના સંદર્ભને આધારે જેનાં નિયમનોનું વર્ણન થાય તે પદ્ધતિને morpho-tactics કહે છે. આમ અર્થઘટકના જે વિકલ્પો ભિન્ન ભિન્ન ધ્વનિસ્વરૂપોમાં વ્યવસ્થિત રીતે ગોઠવી અને વર્ણવી શકાય તે પ્રક્રિયાને morpho-phonemics અને morpho-tactics કહે છે.

જે રીતે એક કે તેથી વધુ ધ્વનિસ્વરૂપો એક જ અર્થઘટકને મૂર્ત કરતાં હોય તે જ રીતે કોઈ ભાષામાં કોઈ એક જ ધ્વનિસ્વરૂપ બે અર્થઘટકોને મૂર્ત કરતું હોય એવું પણ બને. દા.ત. 'પ્રભાકરના કર પકડ્યા.' અને 'તું આ કામ કર' 'કર' એ એક જ ધ્વનિસ્વરૂપ બે જુદા જુદા અર્થઘટકોને મૂર્ત કરે છે. આવાં યુગ્મોને 'homophonous' (એક જ સરખાં ધ્વનિસ્વરૂપ-

વાળાં રૂપો ) ને નામે ઓળખવામાં આવે છે.

આ અર્થઘટક તારવવાની પ્રક્રિયા આમ તો ઘણી સરળ દેખાય છે પણ actual work કરવાનું આવે ત્યારે હંમેશાં આમ હોતું નથી. ભિન્ન ભિન્ન ભાષામાં અર્થઘટકો તારવતી વખતે ભિન્ન ભિન્ન પ્રકારનાં ધ્વનિ-સ્વરૂપો અર્થઘટકોને મૂર્ત કરતાં હોય છે. સામાન્ય રીતે અંગો અને પ્રત્યયો (Stems and suffixes) ધરાવતી ભાષાઓમાં એક જ અર્થઘટકને મૂર્ત કરતા જુદા જુદા ઉપઅર્થઘટકોને જુદી જુદી રીતે સમજાવવામાં આવે છે.

કેટલાક ભાષાવિજ્ઞાનીઓ આ સમજણ માટે જુદી જુદી યોજનાઓ રજૂ કરે છે. દા. ત. અંગ્રેજી ભાષામાં man એ એ. વ. સૂચક રૂપ છે અને men એ બ.વ. સૂચક રૂપ છે. આ બંને રૂપોના અર્થમાં ફેરફાર થવાનું કારણ a ને બદલે e વપરાય છે તે છે. કેટલાક આને આ રીતે સમજાવે છે કે 'a' ને બદલે 'e' વપરાતાં અર્થમાં ફેરફાર થતો હોવાથી આ બદલાતુ ધ્વનિસ્વરૂપ replacive પ્રકારનું છે. ગુજરાતી ભાષામાં છોકરો, છોકરા, છોકરી, છોકરું, છોકરાં વગેરેમાં 'ઓ'ને બદલે 'આ, ઈ, ઉં કે આં' વપરાતાં અર્થઘટક બદલાઈ જાય છે. આ કારણે, ઓ, આ, ઉં, ઈ, આં એ બધાં replacive પ્રકારનાં morphs છે.

કેટલીકવાર માનવામાં આવેલા મૂળ ધ્વનિસ્વરૂપમાં કોઈ ધ્વનિસ્વરૂપ ઉમેરાતાં અર્થ ઉમેરાય છે. દા.ત. સુંદર સુંદરતા, અને મધુર, મધુરતા – એમાં મધુરમાં તા ઉમેરાય તો આ 'તા' એ ઉમેરાયેલા પ્રકારનો additive પ્રકારનો morph (ધ્વનિસ્વરૂપ) ગણાય. ગુજરાતી ભાષામાં ક્રિયાપદમાં બધા આખ્યાતિક પ્રત્યયો આ રીતે મૂળ ધ્વનિસ્વરૂપ (માનવામાં આવેલા મૂળ ધ્વનિસ્વરૂપ) માં ઉમેરાય છે. દા. ત. રમ, કર, માં રમે, કરે, રમીએ, કરીએ, રમીશ, કરીશ વગેરે. ગુજરાતી ભાષાનાં નામની morphology replacive પ્રકારના morphsના માપદંડથી અને ક્રિયાપદની morphology additive પ્રકારના morphsના માપદંડથી તપાસવાનો પ્રયત્ન થઈ શકે.

કેટલીકવાર માનવામાં આવેલા મૂળ ધ્વનિસ્વરૂપમાંથી કોઈ ધ્વનિસ્વરૂપ બાદ થતાં અર્થ બદલાય છે. દા. ત. બહુ જાણીતું એવું ફ્રેંચ ભાષાનું ઉદાહરણ (mauvaise) એ સ્ત્રીજાતિનું સૂચક છે જ્યારે એમાંથી છેલ્લો સ્વર e બદલાતાં પુલિંગ સૂચક રૂપ (mauvais) મળે છે. આવા પ્રકારનાં ધ્વનિસ્વરૂપોને Substractive (બાદબાકી) પ્રકારનાં morphs કહે છે.

કેટલીકવાર કેટલાંક ધ્વનિસ્વરૂપની વચ્ચેથી કેટલાંક phonemic elements ધ્વનિસ્વરૂપોની અદલાબદલીને કારણે અર્થ બદલાય છે. આમાં વચ્ચેથી જે ધ્વનિસ્વરૂપોની અદલાબદલી થતી હોય તે જતાં મૂળ ધ્વનિસ્વરૂપનું તૂટકતૂટક જે ધ્વનિસ્વરૂપ રહે તેને *discontinuous morphs* કહે છે. દા. ત. કબીર અને કબરમાં કે કાતિલ અને કતલમાં k......t......l એવું તૂટક તૂટક ધ્વનિસ્વરૂપ મળે છે આમાંના ઈ અ વગેરેને replacive પ્રકારનાં ધ્વનિસ્વરૂપો તરીકે ઓળખી શકાય

આ બધી કરામતો અથવા યોજનાઓ (devices) ચોક્કસપણે ભાષાનાં અર્થઘટકોની વ્યવસ્થા અને એકબીજા સાથેના તેના સંબંધો વર્ણવવા માટે જ છે. એટલે અંશે એ કૃત્રિમ છે એ ધ્યાનમાં રાખવું ઘટે.

આ replacive, additive, substractive, discontinuous ધ્વનિસ્વરૂપોની સમજણ અને યોજનાઓ છતાં આ યોજનાઓ કોઈપણ ભાષાના બધા અર્થઘટકોનાં ધ્વનિસ્વરૂપો અને તેમના પારસ્પરિક સંબંધોને વર્ણવવા માટે પૂર્ણ નથી. એટલે બીજી કેટલીક યોજનાઓ વિચારવામાં આવે છે જેમાં zero, empty, portmanteau, crenberry, chameleon વગેરે પ્રકારનાં morphs (ધ્વનિસ્વરૂપો) ની યોજના વિચારવામાં આવે છે.

અંગ્રેજી ભાષામાં put અને cut એ ક્રિયાપદનું ભૂ. કા. નું સ્વરૂપ પણ cut અને put છે, જ્યારે walk નું walked, talk નું talked એમ ed ઉમેરાય છે. ભાષાના વ્યાકરણની વ્યવસ્થાની સમરેખતા બતાવવા આપણે એમ કહી શકીએ કે ભૂ. કા. ના e[d] નો એક allomorph જે (zero) છે તે cut અ[ને] put સાથે જોડાય છે. અને તે ભૂ. કા. નું રૂપ બને છે

આવો જ એક બીજો વિભાવ empty morp[h] નો છે. ભાષાવ્યવસ્થાની સમરેખતામાં બાધારૂપ થત[ા] અને પૃથક્કરણ કરતાં વધેલા ધ્વનિસ્વરૂપને empt[y] morph તરીકે ઓળખવામાં આવે છે.

કેટલીકવાર ભાષામાં જે બે અર્થઘટકોને બે ધ્વનિ

સ્વરૂપો અમુક સંદર્ભમાં રજૂ કરતા હોય તે જ બે અર્થઘટકોને અમુક સંદર્ભમાં એક જ ધ્વનિસ્વરૂપ રજૂ કરે છે. આવા composite formને portmanteau morphs કહે છે. ફ્રેન્ચ ભાષામાં /a le/ એ બે ધ્વનિસ્વરૂપો a=to અને le=the એમ to the નો અર્થ કેટલાક સંદર્ભોમાં રજૂ કરે છે, કેટલાક સંદર્ભોમાં to theના અર્થને /o/ એ એક composite form રજૂ કરે છે.

અર્થઘટક તારવવા માટે આપણે બે માપદંડો જોઈ ગયા. એક તો, અમુક ધ્વનિસ્વરૂપ અનેક ઉક્તિઓમાં એ જ અર્થ સાથે પુનરાવર્તિત થતું હોય અને બીજું, એના પછી એવા બે ભાગ ન પાડી શકે જેને પહેલો માપદંડ લાગુ પડી શકે. કેટલીકવાર આ બે માપદંડોને આધારે અર્થઘટક તારવતાં સંતોષકારક ઉત્તર મળતો નથી. દા. ત. ગુજરાતી ભાષામાં 'મખલખ' એ ઉક્તિમાંનું 'લખ' એ ધ્વનિસ્વરૂપ એના એ જ અર્થ સાથે 'લખચોર્યાશી' 'લખેશ્રી' (લખેશરી) વગેરેમાં પુનરાવર્તિત થાય છે પણ 'મખ' એ ધ્વનિસ્વરૂપ 'મખલખ' સિવાયની ગુજરાતી ભાષાની અન્ય કોઈ ઉક્તિમાં આવતું નથી. વળી 'મખ' એ ધ્વનિસ્વરૂપ 'લખ' સાથે જોડાઈને ખાસ પ્રકારનો અર્થ પણ સૂચવે છે. 'તરખાટ' માંના 'તરખ' નું પણ એવું છે. 'આટ' તો 'કલબલાટ' 'ખમચાટ' 'ધમધમાટ' વગેરેમાં વપરાય છે પણ 'તરખ' આ ઉક્તિ સિવાય અન્યત્ર પ્રયોજાતું નથી. આવા પ્રકારનાં ધ્વનિસ્વરૂપને crenberry પ્રકારનાં ધ્વનિસ્વરૂપો કહે છે. અંગ્રેજીમાં crenberry માંનો berry તો roseberry, blackberry વગેરેમાં આવે છે પણ cren ક્યાંય આવતો નથી એટલે crenberryના નામ ઉપરથી તેનું નામ પડ્યું. ગુજરાતીમાં આપણે તેને 'તરખાટ' પ્રકારનાં ધ્વનિસ્વરૂપો કહી શકીએ.

ઉક્તિમાંથી અર્થઘટક તારવ્યા પછી, તે અર્થઘટક અન્ય ઉક્તિઓમાં પ્રયોજાય ત્યારે તેની આગળ કે પાછળ તેના ધ્વનિસ્વરૂપનો આગળનો અથવા પાછળનો અમુક અંશ અનુક્રમે આગળ કે પાછળ ઉમેરાયો હોય છે. આ ઉમેરાયેલો અંશ 'તારવેલા અર્થઘટકના અર્થમાં ઉમેરો કરતો હોય છે. અર્થની અતિશયતા, ક્રિયાની શીઘ્રતા, રવની સૂચકતા કે વગેરે વગેરે એવો કોઈ અર્થ એ સૂચવતો હોય છે. આ પ્રકારનાં ધ્વનિસ્વરૂપો સાદૃશ્ય ઉપરથી અસ્તિત્વમાં આવ્યાં હોઈ કાચંડા પ્રકારનાં (chameleon type) ધ્વનિસ્વરૂપો તરીકે ઓળખાય છે. દા. ત. ગુજરાતી ભાષામાં પંપાળવું, ઢંઢોળવું, ફડફડાટ, બણબણાટ, ધડાધડ ફડાફડી, ટચૂપચૂ, ગૂપચૂપ, છાનોમાનો વગેરેમાંના ઉમેરાયેલા અંશો આ પ્રકારનાં ધ્વનિસ્વરૂપો છે.

ઉપર ગણાવ્યાં તે બધા ધ્વનિસ્વરૂપો (morphs)ના પ્રકારોનું વર્ણન સમજ પૂરતું કર્યું છે, એનું સંપૂર્ણ પૃથક્કરણ કરવાનો એ પ્રયત્ન નથી. છતાં આટલા ઉપરથી સમજાયું હશે કે જુદી જુદી ભાષાઓમાંના જુદા જુદા અર્થઘટકોમાં ધ્વનિસ્વરૂપોને સમજાવવા માટે ધ્વનિસ્વરૂપોના આ બધા પ્રકારો ઉપયોગમાં લઈ શકાય અને તે ભાષાના અર્થઘટકોની વ્યવસ્થાને લગભગ નિઃશેષપણે વર્ણવવાનો આ પ્રયત્ન હોય છે. દરેક ભાષામાં આ બધા પ્રકારના ધ્વનિસ્વરૂપો મળે જ અને દરેક ભાષાનાં બધાં ધ્વનિસ્વરૂપોને નિઃશેષપણે વર્ણવી શકાય જ એવું નથી. છતાં અર્થઘટક તારવવાના આ માપદંડો અને તે અર્થઘટકોનાં ધ્વનિસ્વરૂપોને વર્ણવવાની આ બધી યોજનાઓ (devices) જગતની મોટાભાગની ભાષાઓની વ્યવસ્થાને પૃથક્કૃત કરવામાં અને વર્ણવવામાં ઉપયોગી થઈ શકે.

સામાન્ય રીતે અત્યારના ભાષાવિજ્ઞાનીઓ પરંપરાગત વાક્યનું પૃથક્કરણ કરીને તેનો અન્વય (syntax) સમજાવવા માટે અને વાક્યના નાનામાં નાના ઘટકને વર્ણવવા માટે આપણે વર્ણવી ગયા એ IC પદ્ધતિનો તથા અર્થઘટકો તારવવામાં અને તેનાં ધ્વનિસ્વરૂપો વર્ણવવામાં ઉપર જોઈ એ પદ્ધતિનો ઉપયોગ કરે છે.

આવું વરવું સ્વરૂપ જે મને પહેલવહેલું કબીરવડની યાત્રા પ્રસંગે લાધ્યું ને જેની એક અથવા બીજી રીતે આજ સુધી પુનરાવૃત્તિ થતી રહે છે તે અંગે રાષ્ટ્ર તરીકે કદી પણ આપણે સભાન બનીશું ખરા? જેને આપણે પવિત્ર લેખીએ છીએ તે અંગેની આપણી આવી સામૂહિક બેદરકારી આપણા પ્રજાજીવનના મર્મો અંદરથી કેવા કોરી રહી છે એવું આપણને કદી પણ ભાન થશે ખરું? પ્રતાપગઢમાં આજે શી સ્થિતિ છે તે હું નથી જાણતો. મહારાષ્ટ્રમાં જે નવી અસ્મિતા પ્રકટી છે, શિવાજી માટે જે નવાં સ્પંદનો જાગી રહ્યાં છે તેમાં આવાં બધાં ઇતિહાસતીર્થોનો જીર્ણોદ્ધાર થયો હોય તે બનવાજોગ છે, પણ તે આપણી રાષ્ટ્રીય નબળાઈમાંથી બહાર આવી શકયા છીએ એના પ્રમાણરૂપ ભાગ્યે જ લેખાય. એ દૃષ્ટિ જ્યારે આપણા સમગ્ર જીવનવ્યવહારમાં વ્યાપક બને ત્યારે જ આપણે આપણી એક મોટી નબળાઈમાંથી બહાર આવ્યા લેખાઈએ. આ કોઈ સંકુચિત આવેગ, ઊર્મિ કે દૃષ્ટિથી પ્રેરાઈ મેળવેલી સિદ્ધિથી સાધી નહિ શકાય. આપણા સામૂહિક જીવન અને વ્યવહારમાં આ-મૂલ ફેરફાર વિના એ બની નહિ શકે. અને આ ફેરફાર સાચી રાષ્ટ્રીય કેળવણી વિના શકય નથી એ હજુ આપણે માટે સમજવું બાકી છે.

શુક્લતીર્થ પ્રવાસની આ વિષાદભરી સ્મૃતિમાં અંબુભાઈ સાથેનો એ એક બે દિવસનો અલ્પ સહવાસ તપ્ત અંગોને શાતા આપતી પવનની એક સ્નિગ્ધ લહેરખી જેવો છે. અમારી સાથે અમારા નેતા તરીકે એ આવ્યા હતા. એમની વાતોમાં રાષ્ટ્રપ્રેમનો ખાલી ઊર્મિઉછાળ ન હતો. કબીરવડની છાયામાં અમે જે થોડોક વખત ગાળ્યો ત્યારે બેસવા માટે થોડીક જગ્યા અમે સાફ કરી હોત તો તેમાં કંઈ વિશેષ ન હતું, પણ ત્યાં અમારા પછી આવનારને પણ થોડો વખત અમને થઈ હતી તેના કરતાં કંઈક ઓછી ગ્લાનિ થાય એવું વાતાવરણ – ભલે થોડા વખતને માટે – સરજી શકાય એ રીતે અમે ત્યાં થોડીક સફાઈ કરી. આપણી રાષ્ટ્રીય ક્ષિતિજે ગાંધીજીના અરુણોદયનો એ કાળ હતો. સફાઈની એમની ઋચા હજુ રાષ્ટ્રીય સંપત્ બની ન હતી; પરંતુ ગુજરાતમાં—ખાસ કરીને એના કેટલાક આશ્રમોમાં જે નવી હવા સર્જાઈ રહી હતી તેની જે પ્રવૃત્તિમાં અંબુભાઈ અમને દોરી ગયા તેનાં કમનીય ચારુતા હતી.

મને સો તેજસ્વી જુવાન આપો ને પછી જુઓ કે દેશની શિકલ કેવી પલટાઈ જાય છે એ સ્વામી વિવેકાનંદની પ્રેરણાનો જાણે અંબુભાઈને ઊંડો નશો ચઢયો હતો. સાહસ, શૌર્ય અને નીડરતાથી એમની આંખ તગતી હતી. એમની વાતચીતમાં એ ઘેન અને એ જોમ હતું. વિગતો તો યાદ કયાંથી રહી હોય પણ બંગાળના ક્રાન્તિવાદીઓની એમના મન પર મોટી ભૂરકી હતી. તે ક્રાન્તિવાદીઓનાં શીલ અને તપનું તેમને ભારે આકર્ષણ હતું અને ગુજરાતને વ્યાયામપ્રવૃત્તિથી ચેતન-વન્તું બનાવી, ઠેર ઠેર અખાડાઓ શરૂ કરી તે સૌને ક્રાન્તિનાં પ્રાણવાન કેન્દ્રોમાં પલટાવી નાખવાનું તેમનું સ્વપ્ન હતું. એ વખતના ઇતિહાસની કડીઓ મને સ્પષ્ટ નથી, પણ વડોદરામાં અધ્યાપનકાર્ય કરતા શ્રી અરવિન્દ-ની પ્રેરણાથી ગુજરાતમાં જે નવયુવકો નવી જીવનદીક્ષા પામી રહ્યા હતા તે પૈકીના અંબુભાઈ એક હતા—અને અંબુભાઈ, છોટુભાઈ અને ડૉ. ચંદુલાલ દેસાઈ – ભરૂચની એ ત્રિપુટી ગાંધીજીના આગમન વખતે ગુજરાતના નાનકડા ભૂગર્ભ ક્રાન્તિકારી દળની જાણે કે ગંગોત્રી હતી. અંબુ-ભાઈ સાથેની વાતચીતમાંથી મને સારી એવી પ્રેરણા મળી અને તેમણે પણ મારામાં ઘણો રસ લીધો. મને તરવાનો શોખ છે એ જાણતાં તેમણે તરવા જવા માટે એક ટુકડી તૈયાર કરી હતી તેમાં જોડાવા મને નોતર્યો. એ ટુકડીમાંના બધા કાં તો ભરૂચના અથવા તો શુક્લતીર્થના હતા. અને નર્મદાનો ખોળો ખૂંદી તે મોટા થયા હતા. એ સૌના પ્રમાણમાં હું તો તદ્દન શીખાઉ અને કાચો તારો લેખાઉં. આમ છતાં અમે જ્યારે રેવાજીમાં તરવા પડ્યા ત્યારે એ સૌની સાથે તાલેતાલ મિલાવતો હું તરી શકયો અને જોતજોતામાં અમે સામા કાંઠાની લગભગ અડોઅડ પહોંચી ગયા. પરંતુ સામે કાંઠે પહોંચી આરામ લઈ પાછા વળવાને બદલે અમે લગભગ પોણા કરતાં વધુ પટ કાપી પાછા વળ્યા. આ મારી ગણતરી બહારનું હતું પરંતુ હિંમત હાર્યા વિના હું મારા સાથીઓ સાથે પાછો વળ્યો. થોડે સુધી તો પ્રવાહમાં ખેંચાયા વિના હું એમની સાથે રહી શકયો પણ ધીરે ધીરે અમારી વચ્ચે અંતર વધવા માંડયું અને સૌ પોતપોતાના તાનમાં મશગૂલ હોઈ, હું તણાતો હતો એ કોઈના ધ્યાનમાં આવ્યું નહીં. મેં જો મદદ માગી હોત તો મને તરત જ અને સહેલાઈથી મળી શકત, પરંતુ એમ

કરવામાં મને જાણે કે નાનમ લાગતી હોય તેમ મેં, ખેંચાતો હોવા છતાં, મદદ માગી નહિ. હું ઘણો થાકી ગયો એટલે ચત્તા પડી મારી જાતને મેં પ્રવાહને સોંપી દીધી. હવે તો અંતર એટલું વધી ગયું હતું કે મારા સાથીઓનું ધ્યાન ખેંચાવાનું પણ શક્ય રહ્યું ન હતું. શુક્લતીર્થમાં પહેલી જ વખત હું તરવા પડ્યો હતો. એટલે અહીંની નદી મને સાવ અપરિચિત હતી અને કોઈ અજાણી જગ્યાએ નદીમાં આપણે જ્યારે એકલા પડીએ ત્યારે કોઈ અણકલ્પી ભીતિ આપણા મનમાં ક્વચિત્ ડોકિયું કરી જતી હોય છે તે મેં અનુભવવા માંડ્યું. મને એટલો તો વિશ્વાસ હતો કે પ્રવાહમાં તણાતો તણાતો હું ક્યાંક કિનારે પહોંચી શકીશ પણ ત્યાં સુધી મારી ધીરજ ટકી રહેશે ખરી? એનો મને ડર લાગવા માંડ્યો અને અનેક આશંકાઓથી મારું મન ઘેરાઈ ગયું. ભયમાંથી ઊગરવા મેં આંખ બીડી દીધી અને હું જાણે કે તંદ્રામાં જઈ રહ્યો હોઉં એવી મારા મનની સ્થિતિ બની ત્યાં અચાનક મારા ખભા પર કોઈનો હાથ પડ્યો અને હું ચમકું તે પહેલાં 'થાકી ગયા છો, ઝીણાભાઈ?' એવો સ્નિગ્ધ બોલ મારે કાને પડ્યો. અંબુભાઈ મારી નિકટ હતા એ ખ્યાલ માત્રથી મારો થાક ક્યાંક સરી પડ્યો અને તરત જ મેં મલકાતી મેં કહ્યું, 'ના હવે થાક નથી રહ્યો' અને મેં વામ ભરી તરવા માંડ્યું. અંબુભાઈએ હસીને કહ્યું ' તમારા વામિયા કેવા સુંદર છે ! ' અને એ વાત ખોટી ન હતી. હું તરતા શીખ્યો ત્યારથી graceful overarm strokes ( કલામય વામિયા ) માં નિપુણતા મેળવવી એ મારી મહત્ત્વાકાંક્ષા હતી અને રેવાજીમાં મેં જ્યારે મારા સાથીઓ સાથે તરવાનું શરૂ કર્યું ત્યારે સૌ મારી એ કળાનાં વખાણ કરતાં. આ ઉપરાંત અંબુભાઈએ મારા breast strokesનાં પણ વખાણ કર્યાં. અને એ પણ પ્રયત્નપૂર્વક મેળવેલી મારી એક નોંધપાત્ર સિદ્ધિ હતી. અંબુભાઈ તરફથી મળેલા આ પ્રોત્સાહને મારા અંગોમાં જાણે કે સ્ફૂર્તિ અને તાજગીનો સંચાર કર્યો. એમણે એમના ખભાનો આશ્રય લઈ તરવા મને સૂચવ્યું પણ એની હવે મારે જરૂર ન રહી હોઈ મેં હસતાં હસતાં કહ્યું ' અજાણી જગાને કારણે અને હજું નવોસવો શીખાઉ હોઈ હું હિંમત હારી ગયો હતો. પણ હવે મારો આત્મવિશ્વાસ ફરી આવી ગયો છે. વળી તમે સાથે છો એવો ખ્યાલ મને તાકાત અને હિંમત આપવા માટે પૂરતો છે.' આ અનુભવ મને જીવનમાં ક્યાં ક્યાં ઉપકારક નીવડ્યો હશે એની તો કોઈ નોંધ મારી પાસે નથી પરંતુ આપણું એક હેતાળ વચન, વહાલભરી ટપલી કે અણીની પળે આપણા તરફથી મળતી નાની સરખી ઓથ કેવાં ઉમદા પરિણામો સર્જી શકે છે એનો ખાસ કરીને મારા વિદ્યાર્થીઓ તેમ જ સાથીઓ સાથેના વ્યવહારમાં મને ખ્યાલ રહ્યા કર્યો છે. શિક્ષક તરીકે જો હું સફળ થઈ શક્યો હોઉં તો એમાં આનો નાનોસૂનો ફાળો નથી. અંબુભાઈ સાથેનો મારો પરિચય તે વખત તો આ મેળા પૂરતો જ મર્યાદિત રહ્યો. તે પછી ભરૂચ છોડ્યું ત્યાં સુધી એમની નિકટ આવવાનો બીજો પ્રસંગ મને સાંપડ્યો નહિ.

આમ તો ભરૂચ હું ઘણો ઓછો સમય રહ્યો. તે વખતે મેટ્રિકની પરીક્ષા આજની જેમ જ માર્ચ મહિનામાં લેવાતી, એટલે સામાન્ય સંજોગોમાં જૂનથી માર્ચ સુધીનો ગાળો મેં ભરૂચમાં ગાળ્યો હોત, પણ અણધારેલી ઘટનાઓ બની અને મારો જીવનપ્રવાહ બદલાયો એ ઘટના તે ૧૯૨૦ની પહેલી ઑગસ્ટથી શરૂ થયેલી અસહકારની લડત. આપણા રાષ્ટ્રીય પ્રવાહની માહિતી માત્ર વર્તમાનપત્રોમાંથી જ નહિ પણ અમારા અધ્યાપકો અને સાથીઓ સાથેની વાતચીતમાંથી પણ અમને ઠીક ઠીક મળતી રહેતી. રાજકારણ વર્ગમાં ચર્ચવું નહિ એવો એ વખતની સરકારનો સ્પષ્ટ આદેશ હોવા છતાં ટ્યુટોરિયલ હાઈસ્કૂલવાળા, કાયદાને અસાધારણ માન આપતા શ્રી પાવરી જેવા શિક્ષક પણ અમને ચાલુ બનાવોના વિશ્લેષણમાં ભારોભાર રાષ્ટ્રીય દૃષ્ટિ આપતા. એટલે ભરૂચમાં તો છોટુભાઈ જેવા આચાર્યનું નેતૃત્વ હોય, શિક્ષકોના મન પર સરકારના વિધિનિષેધોનો કોઈ બોજ હતો નહિ અને મુક્તપણે અમે ચર્ચા કરતા. ૧૯૧૯ના જલિયાંવાલા બાગના હત્યાકાંડથી દેશના મિજાજમાં પલટો આવ્યો હતો લોકો વધુ નિર્ભીકતાથી વર્તવા માંડ્યા હતા. રાષ્ટ્રજીવનમાં નવી ચેતનાનો સંચાર થયો હતો. પ્રજા જાણે કોઈ મોટા અને અણધાર્યા બનાવોની રાહ જોઈ રહી હોય એવી અપેક્ષા સેવવા મંડી હતી. અને રોજની વાતચીતમાં એનાં પ્રમાણો વધવા માંડ્યાં હતાં. આ બધી ઘટનાઓથી મારા જીવનમાં જે પલટો આવ્યો ત્યાંથી મારી આ આત્મકથાનો બીજો તબક્કો શરૂ થાય છે. અને મારા શાળાજીવનની હું વિદાય લઉં છું. એમ કરતાં મારું હૃદય કેટકેટલી સ્મૃતિઓથી કૃતજ્ઞ-

ભાવે સભર બન્યું છે! મારા મામા, સરોજબેન, ગોકળદાસ માસ્તર, દેવ મામલતદાર, ધોળકિયા સાહેબ, માંકડ સાહેબ, બનાજી, પાવરી બાગવાળા, ભટ્ટાચાર્ય, છોટુભાઈ અને મારા અનેક સાથીઓ—કેટકેટલાં નામો યાદ કરું? એ સૌનો એક અથવા બીજી રીતે આજપર્યંત મને સાથ રહ્યો છે. પરંતુ પ્રત્યક્ષ સાથનો જે મહિમા, આનંદ અને રોમાંચ હોય છે તે તબક્કો અહીં મારે માટે આ બધાં સ્વજનો પૂરતો તો પૂરો થયો અને મેં નવી ભૂમિ પ્રતિ ડગ માંડ્યાં.

*







# નાની બચત

આપણા સૌના સંરક્ષણનું છત્ર બની રહે છે....




## નાની બચત

નાનેરા પ્રયાસોનું મોટેરું પરિણામ



ગુજરાત સરકારના માહિતી ખાતા તરફથી પ્રકાશિત

રેખા કો-ઓપરેટિવ પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ સોસાયટી,
દિવાન, પાલડી, અમદાવાદ-૭.

રે ખા સ હ કા રી પ્ર કા શ ન

વાર્તાસંગ્રહ

# ન તત્ર સૂર્યો ભાતિ

સુરેશ હ. જોષી

વિવેચન

# પરિચય અને પરીક્ષા

નગીનદાસ પારેખ

નવલકથા

# ફેરો

રાધેશ્યામ શર્મા

મુખ્ય વિક્રેતા :

આર. આર. શેઠની કંપની
ફુવારા, અમદાવાદ-૧, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ-૨



# વિશ્વમાનવ

૯૨ ઓગસ્ટ ૧૯૬૮




સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાલય, પાલડી, અમદાવાદ-૭

મુદ્રણ-સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૧
મુદ્રક-પ્રકાશક-માલિક
બકુલ ત્રિપાઠી, મૅનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. ઍન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ-૭

# રાવજી

દર્દ હદથી વધી જાય પછી એ પોતે જ દવા બની જાય છે, એમ જે ગયા સૈકામાં કહેવાયેલું એ રાવજી પરત્વે પૂરેપૂરું સાચું પડ્યું છે. એને એમ જ જીવવું સદી ગયું હતું. આગ્રહોને વશ થઈને એ ઉપચાર લેતો પણ એમાં મન પરોવી શકતો ન હતો. જીવવું જ હતું પણ સાજા થવાની જવાબદારી સ્વીકાર્યા વિના જ જીવવું હતું. અને એની જિજીવિષા એવી તો પ્રબળ હતી કે ડૉક્ટરોની આગાહીઓને ખોટી પાડતો પાડતો એ જીવ્યે જતો હતો. ક્ષયએ રોગની ભીંસમાં હોવા છતાં કોઈક વાર થોડું વજન વધારી શકતો અને પછી એની ખુશાલીમાં ઉજાગરા કરી બેસતો. એની રીતે તો એ હજીય કદાચ જીવત પણ છેલ્લા અઠવાડિયામાં યુરેમિયા થઈ ગયેલો. બેભાન હતો, ઊંઘમાં હોય એમ. એ રીતે ચાર દિવસ અને બે રાત રહ્યો. એ પહેલાં થોડા દિવસ અગાઉ કહેલું 'હજીય મને લાગે છે કે હું જીવીશ.' જીવવું હતું, લખવા માટે. શરૂ કહેલી ત્રીજી નવલકથા હજાર પાનની થાય અને એમાં કશુંક અસાધારણ બની આવે એવો એનો મનસૂબો હતો. ત્રણેક વાર માનસિક સંતુલન ગુમાવેલું ત્યારે એ મિત્રોને યાદ કરતો, એની બેબીને યાદ કરતો અને સહુથી વિશેષ સાહિત્ય વિશે બોલતો. સ્વસ્થ ચિત્તે પણ શરૂ કરેલી નવલકથા 'વૃત્તિ' વિશે એ ઉમળકાથી વાત કરતો.

વિખૂટો પડી ગયેલો લાગતો અને એક થવા મથતો કવિ રાવજી નિજી વ્યક્તિત્વ ધરાવે છે. સહુને ગમે એવી પાંચેક વાર્તાઓ પણ નીકળશે. કાવ્યસંગ્રહ 'અંગત' અને વાર્તા–નવલકથા 'વૃત્તિ' આ વર્ષે જ પ્રગટ થશે.

એને જે સ્નેહ મળ્યો, એનો જે ખ્યાલ રખાયો એ જોતાં આપણા પ્રજાજીવન માટે ઊંચો અભિપ્રાય બંધાય.

રઘુવીર ચૌધરી

# હે મા તને ડસે

રણની વચ્ચે લીલોતરી ને
લીલોતરીમાં નાગ
હે મા તને ડસે.
ખેતર વચ્ચે ઝાંકળિયું ને
ઝાકળમાં ઝૂલી આંખ,
કેર કાંટાળી, આંબલી ને
આંબલિયા પર મોર,
આંબો ઝૂક્યો આંખમાં ને
આંખ ઝૂકી ચોપાસ,
કાળી કાળી ભાષામાં
ભગવાન રહે ભેંકાર,
કાજળકાળું અંધારું ને
કાળા કાળા રામ,
રણની વચ્ચે લીલોતરી ને
લીલોતરીમાં નાગ
હે મા તને ડસે.

રાવજી પટેલ

તા ૨૯-૫-'૬૮

# એક કાવ્ય

જો બની શકે તો
ધીરજની જિહવા પર
શકયતાની કરવત મૂકી
પરિસ્થિતિને બોબડી બનાવી દો.

સમજું છું કે તમે
શાંતિના ચાહક છો.
ભૂરાં અસત્યોની રાતી ભીંસથી
તમે અકળાઈ જાઓ છો
તમે નિશ્ચયમાં માનો છો
અને કર્મઠ પુરુષ છો;
અને એથી જ કહું છું કે
ધીરજની જિહવા પર
શકયતાની કરવત મૂકી
પરિસ્થિતિને બોબડી બનાવી દો

તે સિવાય
તમે સરસ રીતે હોળેલા વાળને
અનિચ્છાનો પવન
ફેંદી નાખશે.
તમારી ઇચ્છા મુજબનાં દશ્યોની ધાર
કપાઈ જશે.
ચક્રવત્ ચાલતા મનુષ્યના મનોરથોને
દિગ્ગજો જોડી
સ્વયં સૂર્યથી
વિખૂટા પાડવાનો તમારો સંકલ્પ
જીર્ણ કાગળની જેમ
તરડાઈ જશે.
માટે જ કહું છું કે
જો બની શકે તો
ધીરજની જિહવા પર
શકયતાની કરવત મૂકી
પરિસ્થિતિને બોબડી બનાવી દો.

લાભશંકર ઠાકર

# રાવજી

શ્વાસ શ્વાસમાં મનનું વાવી રૂપ રાવજી ફાલ્યો!
મારો કેમ રાવજી મરશે!
આંખ આંખમાં શોધ્યા કરતો સીમ રાવજી ઊગ્યો,
પાછો કેમ નીડમાં ઠરશે?
હરિયાળીનાં મોજાં પરથી નભ આ લસરક સરકે,
અને રાવજી ઊંઘ મહીં પણ મરકે!
તને રાવજી, ટેવ પડી ના જાય,
નમણી પનિહારીને વાસે નજર બની ભટકાય,
પનિહારીના બેડામાં જે ઊછળ્યું,
કેટકેટલા શબ્દે એ થૈ તેજ પ્રભાતી નીતર્યું?!
તારી ફિક્કી આંખોમાં ખેતરના લીલા મોલ,
અને એક ધીંગી કન્યાને
આંબા નીચે મળવાના દીધેલા તાજા કોલ,
બધું ય લીનું જેમ તેં જે શમણુંના તેજે રાખ્યું
આજ રાવજી, અંધકારના કયા છેડલે બાંધ્યું?
આટઆટલાં કાષ્ટ વચાળે કાષ્ટ બનીને સૂતો
જ્વાળામાં તું જ્વાળા થૈને ઊઠ્યો
બધાં કાષ્ટ પર કોક અજંપે ફરી વળીને
ફિક્કા હાથે કશાકને આલિંગન દેવા મથતો
હારી થાકી હાંફી
પાછો
શાંત ભસ્મમાં શાંત બનીને સૂતો.
તને રાવજી હવે શબ્દની વાટે સરતો જોવો
અહીંથી તહીં ને
તહીંથી અહીં, બસ,
કામ વગરનો,
પાઉં ભટકતો,
મનના મોજે મોજે સરતો,
પોતા સાથે વાતો ઝીણી આંખ કરીને કરતો
મારે ફરી ફરીને જોવો.

ચંદ્રકાન્ત શેઠ

# અર્થ થઈને તું સ્વયં-

ભરચક રંગી મ્હેફિલમાંથી
અધવચ ઊઠીને આમ એકાએક તું ચાલ્યો જશે
એ કેમ માન્યું જાય?
પલ પલ પલટતા આભ-ધરતી-રંગમાં
પીંછી ઝબોળી આંખની—
તારા હૃદયના ફલક પર તેં કેટલાંયે ચિત્ર ઉપસાવ્યાં હતાં!
કારુણ્ય છલછલ રંગ એવો તે કયો
વ્હેલી સવારે આજ ઢોળાઈ ગયો—
કે પાંપણોનાં દ્વારને હમ્મેશ માટે
હાય તેં ભીડી દીધાં!
કઈ કેટલીયે વાર—
ચિતા ઉપર ચઢતાં અમે જોયા તને!
પણ જ્યાં અમારા હોઠથી 'ચિત્કાર' સરવા જાય—
તે મોર તો
ખડખડ હસી સામે અમારી હાય આવી તું ઊભો!
સ્કંધે તને ઉપાડીને
ગમગીન કદમો માંડતા મિત્રો હતા—
ત્યારેય મુજ હૃદયે હતું—
કૂદી પડી હમણાં જ તું હોકારશે:
"ઓ બેવકૂફો
જીવતેજીવત ફૂંકી મને છો મારવો!"
કિંતુ સ્મશાને પ્હોંચતાં સુધી
તું ના જરીકે સળવળ્યો!
જ્યારે કફન અળગું કર્યું તવ અંગથી—
ઊકળાટ તારી કાયના સઘળા શમવવા
સાબરમતીના નીરથી ભીની ભીની
ત્યારે હવા ફરતી રહી તુજ કાય પર!
ચિતાભૂમિની છત ઉપર
કોઈ કબૂતર ઘૂજતું—
ઘોઘરા સાદે તને બોલાવતું—
તેનેય તારા એક આછા શબ્દની
વાચા મધુરવી આપવા
સાચ્ચે જ 'તું' અહીંયાં નથી?
ટહૂકી રહ્યો કોકિલ તને,
શોધી રહ્યા શબ્દો તને,
હોય ત્યાંથી અર્થ થઈને તું સ્વયં
આવજે ઊતરી અમારા શબ્દમાં
ઓ રાવજી!

જગદીશ ત્રિવેદી

# અવાજ

યુગો થકી સઘન એકલતા સમું અહીં
અવાજના નગરમાં વસતો અવાજનાં
મકાનમાં જરઠ હું શ્વસતો અવાજને.
અવાજનો સમય તો ગ્રસતો અવાજને.
રચ્યો, રચ્યો પ્રથમ મેં જ અવાજ, ને પછી
અવાજનું નગર આ ચણતો ગયો ત્યહીં
થતાં ગયાં સકલ અંગ અરે અવાજનાં
અવાજને જ બસ તે અડકી શકે હવે...
અવાજના ગગનચુંબિત દુર્ગનો ધ્વજ
અત્યંત નિશ્ચલ કશો પ્રસરી રહે તદા
અવાજની તરડના અવકાશની ક્ષણે
ક્ષણાર્ધમાં સ્મરણ એ તવ મૌનનું મને
અવાજને નિકટથી સરતું લહાય, ને
જરાક જ્યાં અડકવા ચહું અંગુલી થકી
અનંત ત્યાં તડતડાટ થતો અવાજનો.
અવાજને સભય સ્વેદ વળે અવાજનો.
અવાજમુક્ત સ્થળના વસનારને તને
મળાય તો જ મળવું મુજનેય શક્ય છે,
અવાજની અચળતા અકળાવતી, તને
મળાય તો જ અહીંથી ચળવુંય શક્ય છે.
અવાજના ઉદધિનો તટ તો હશે ક્યહીં.
ક્યહીંક તો ક્ષિતિજ જેવું હશે અવાજને,
હશે, હશે મરણ જેવુંય કૈંક તો હશે
અવાજનું ગુપિત ક્યાંક, હશે હજારમાં
પતાળમાં ગુપિત ક્યાંક હશે અવાજનું.
કઠોર આ સમય શા મકરત્વચાળવા
અવાજના ઉદરને અવ ચીરવા મથો
અવાજના પ્રખર હે નખ, તો કદાચ હું
અવાજમુક્ત સ્થળના વસનારને મળું,
કદાચ હું ક્વચિતના વસનારને મળું,
કદાચ હું હ્રદયશીર્ણવિશીર્ણતા તણા
અવાજના ધધખતા રુધિરપ્રવાહમાં
અવાજમુક્ત સ્થળના વસનાર હે, મળું...

( કૃતિ–૧ ) રાજેન્દ્ર શુક્લ

# વિસ્મયથી સમજ સુધી

## "આત્માનાં ખંડેર"

રઘુવીર ચૌધરી

'આગંતુક' ને કવિ પોતાનાથી જુદો પાડીને એને જ આ કાવ્યનો ઉદ્‌ગાતા બનાવે છે તેથી તટસ્થતાનો આભાસ સર્જાયો છે અને કાવ્યમાં થયેલાં કથનની સીધી જવાબદારી કવિને માથે આવતી નથી, છતાં સમગ્ર કાવ્યમાંથી ધ્વનિત થતો સ્વર કવિનો છે. તે છે આશ્ચર્યથી સમજ સુધી પહોંચવાનો ઉપક્રમ, આગંતુકમાંથી જ્ઞાતા બનવાની તૈયારી. એ માટે કવિ માનસિક ગતિનો જે આલેખ આપી શક્યા છે તે જ સત્તર સૉનેટ માટે એક સંકલનસૂત્ર બને છે.

'આ ભૂમિનો બનીશ એક દી હું વિજેતા'

આકાંક્ષાભર્યા અવાજમાં જ આ ભૂમિ સાથે સંબંધ ન રચાયાનો અફસોસ ભળેલો છે. વિશ્વમાં વ્યાપી જવા મથતી આત્માની વ્યથા વિશે આગંતુક તુરત કહે છે. એને બેચેની છે, અળગા રહી જવાની. દ્વૈતના વિલયને શક્ય બનાવતી મનઃસ્થિતિ એક મુગ્ધ આગંતુક પાસે હોય પણ ક્યાંથી? આવેશ છે, આવેશમાંથી જાગેલો આત્મવિશ્વાસ છે. પણ એ આત્મપ્રતીતિ નથી, એ તો છેક છેલ્લે થાય છે: જે સૃષ્ટિ પર વિજય મેળવવા મનસૂબો કર્યો તે તો પોતાની જ કોઈ આંતરિક ભગ્નતાનું પ્રતિરૂપ છે. આમ, મુગ્ધ વિશ્વાસમાંથી વિક્ષિપ્ત કરી મૂકે એવી પ્રતીતિ સુધી કવિ આગંતુકને લઈ જાય છે, જે આરંભે ઉચ્છલકતા કોડ ધરાવે છે, જેને થાય છે કે જલસ્થલને પોતાની જ કથા કહેવી. કાલસ્થલના વિસ્તારોને એમનું સૌંદર્ય છે પણ આગંતુકને લાગે છે કે પોતે એમાં ગેરહાજર છે તેથી જે છે એ બધું નથી. જે સ્થલમાં વ્યાપેલું છે, જે કાલમાં વ્યાપેલું છે એ બધું જ એના હોવાના અભાવે નથી. એની બેઉ બાજુ વ્યાપેલો સમય એ એની જ રચના છે. એના ન જોવાને લીધે જે ન હતું તે હવે એના જોવાથી છે. આ સાગર, આ નગર, આ ચહેરા પહેલાંય હતા પણ મારા આવવા પૂર્વે એમને જોનારી એક આખી નજર ન હતી, એમને એક સંબોધન ન હતું.

સંબોધન જે બે મહેરામણોને માત્ર અવાજ દ્વારા એક કરી શકે છે. એક આ માનવસિંધુ અને બીજો ગેબી કંઈ તાલથી નર્તનારો. વાચકને કદાચ અપેક્ષા જાગે, ગેબી તાલના વિશેષ શ્રવણની. પણ આગંતુકની કક્ષા જોતાં એ ગેબી તાલ જેવા શબ્દો બોલી જાય છે એ જ ઘણું લાગે છે. સ્વાભાવિક રીતે જ ગેબી તાલ હુલાસે ચગવા માગતા જીવનની આકાંક્ષા રહી જાય છે. આગંતુક પોતાની કામના વિશે સાવધ બનવા લાગે છે. જાણે કે સત્યનો પ્રથમ સ્પર્શ એ પામે છે. મહત્ત્વાકાંક્ષાનાં વિવિધરંગી મેઘધનુની છટા ચક્ષુને તો રીઝવી જાય છે પણ આત્મબળને એ પજવે છે. વિજય માટેનો પડકાર ઝીલી લેવાની વૃત્તિને ઓળખવા જતાં જ આગંતુક કવિને પરિચિત ઇતિહાસને છેડે મુકાય છે અને ક્રમશઃ એ આગળ આવે છે. અનેક કાવ્યોમાં ઉમાશંકર આ પદ્ધતિ સ્વીકારી લે છે. અનુભવને ઇતિહાસની પ્રસિદ્ધ વ્યક્તિઓ અને ઘટનાઓના સંદર્ભમાં જોવો, મોટે ભાગે જેમાંથી ભૂલ વિનાની નામાવલી મળી રહે છે. અહીં પછી એ કહ્યું છે કે સૃષ્ટિની પ્રથમ પલકથી જ એક ચેતનની તણખ જાગેલી જે યુગે યુગે વેગથી ધસતી વિકસતી રહી અને જે છેલ્લે પ્રજ્ઞામાં પરિણમી.

પ્રજ્ઞાની પ્રાપ્તિનો ક્રમ ઉતાવળિયો છે બેશક, પણ કવિને અભિપ્રેત છે આગતુંકની વાણીમાં વળાંક આવે એ. માણસ સંપ્રજ્ઞ થાય પછી એનામા મહત્ત્વાકાંક્ષા રહે ખરી? વિજેતા બનવાની અભીપ્સા રહે? પાંચમા સૉનેટમા આવતાં તો આગતુક જુદી જ વાત કરે છે. હવે એ શિશુહક માગે છે. હવે એને તૃષા છે શૈશવની હવે એ મૈયાનો શિશુ બનશે અને એમાંથી માનવ થશે. એ માટે વિકાસધારા માગે છે, પોતાના શિશુહકથી

'ચાને લગાડી ખસ દે પયધૂંટ, મૈયા!' માત્ર પૃથ્વી જ નહિ, સમગ્ર સૃષ્ટિ આગંતુક માટે મૈયારૂપ છે,—

રાતે શ્વસે ધડક થાનની તેજગૂંથ્યા
કમખા પૂઠે,

એકાદ પંક્તિમાં કવિને વિરાટ પ્રતિમા મળી જાય છે. ધરા-ગગનનો આખો અંતરાલ એક રૂપથી સભર બની જાય છે. 'નિશીથ' નામના કાવ્યમાં કવિ આવી વિરાટ રૂપલીલા આલેખે છે—'પ્રતિક્ષણે જે ચકરાતી પૃથ્વી, પીઠે તેની પાય માંડી છટાથી, તાકી દેતો દૂરના તારકોથી.' ગતિશીલ કલ્પન વાચકની ગ્રહણશીલતાને સહાયક થાય છે અને વિરાટની અનુભૂતિ કવિ સરળતાથી કરાવી જાય છે. વ્યાપકને એકાદ પંક્તિમાં આવરી લેતાં કે વિરાટને થોડા શબ્દોમાં સમેટી લેતાં કલ્પનો ઉમાશંકરની કવિતામાં અન્યત્ર પણ જોવા મળ્યાં છે. ['દૂધસાગર ગોવા'માં અવકાશચેતનું ચિત્ર જુઓ. ધોધ એના દૂધની ધાર જેવો (અભિજ્ઞા). 'વસંતવર્ષા' માં ક્યાંક પાનના નીચેના ભાગમાં આવે છે—અંધકારના ઢગ ગળાઈ રહ્યા છે, ને ધીરે ધીરે આકાર ધારણ કરે છે. પછી ક્ષિતિજે જળમાંથી ઊપસી આવે છે અજાણ્યા દ્વીપ-ડુંગરા! આવું કંઈ જ થતું હોતું નથી. પણ દૃષ્ટિના આભાસની જે લીલા છે, તે જ આપણી સામે રચના બનીને આવે છે. અંધકારના ઢગ ગળતા જાય છે, આકૃતિ બદલતા જાય છે, શમી જાય છે અને એ જ પાછા ક્ષિતિજે જળમાંથી કેવાં અજાણ્યાં રૂપ લઈને બહાર ઊપસી આવે છે! ચિત્ર આપી દેવું એમ નહિ, રચાતું ચિત્ર આપી રહેવું. ઉમાશંકરમાં આ શક્તિ પ્રસ્તુત કાવ્ય 'આત્માનાં ખંડેર' માં છે તેમ અન્યત્ર છે પણ આ તત્ત્વ એમનામાં આકસ્મિક છે, કલ્પનો એમની કવિતામાંથી શોધી કાઢવાં પડે. અને એમ જ હોય, એ કંઈ કલ્પનનિષ્ઠ કવિ નથી. એમનું ધ્યાન મોટેભાગે કથનમાં કેન્દ્રિત હોય છે.] ઉપર જે સૃષ્ટિનું ચિત્ર જોયું—નારીરૂપે—એ કથનને ઉપકારક બને છે તેથી એમની કવિતામાં છે. આ માતૃરૂપ—સૃષ્ટિરૂપ નારીના થાનની ધડક રાત્રે તેજગૂંથ્યા કમખા પૂઠે શ્વસતી લાગે છે. આ સૃષ્ટિ પાસેથી જ આદિ કવિતાની ચેતના પામવાની છે, સમગ્ર વિશ્વકુળનો પ્રણય પામવાનો છે.

પયધૂંટનું સ્થાન રૂપ લે છે. મૈયાને સ્થાને રમણી આવે છે. તો—(કવિનો સૂર એના અવાજમાં ભળી જાય છે)—તો પ્રકૃતિ રમણીનાં નવાં નવાં રૂપોમાં નથી ફસાવું—

પ્રણય જગને અર્પણ કર્યો.

પ્રકૃતિપ્રણયથી અદકો છે મનુજપ્રણય. લોકો ભલે અવગણે કે ચાહે, એમની પાસેથી જે કંઈ પ્રતિભાવ મળે એ સ્વીકાર્ય. કુદરત પ્રિય છે આગંતુકને પરંતુ એથી વિશેષ પ્રિય છે અમૂને છાયેલી—મનુષ્યે છાયેલી ઉરની કુંજ.

આગંતુકનો આ ઉદ્ગાર એ ઉમાશંકરનું ધ્રુવપદ છે, પ્રયત્ન વિના પ્રાપ્ત થયેલું? માત્ર સ્વીકાર કરી લેવાથી? ના, એ પ્રશ્નનો 'આત્માનાં ખંડેર' માં ઉત્તર છે—સમજપૂર્વક. 'મનુષ્યે છાયેલી પ્રિયતર મને કુંજ ઉરની' એ સ્થાપના 'વસંતવર્ષા' સુધીમાં પ્રતિજ્ઞા બને છે. કહે છે-(રહ્યાં વર્ષો તેમાં) અમૃત લઈ આવ્યો અવનિનું. અમૃત તે વળી અહીંથી લઈ જવાનું હોય કે અહીં મૂકી જવાનું હોય? જીવન પછીનું જીવન—મોક્ષની વાસના—ના, આવું બધું અહીં નથી. અમૃતલોકમાં જ અમૃત લઈ જવું છે, અવનિનું અમૃત. અહીં ભાર અવનિ પર છે. અને અવનિ જે સતત છે, જે સૃષ્ટિ છે.

આદર આકાશનો પણ પક્ષપાત પૃથ્વી માટે. પૃથ્વી એટલે વસ્તુતઃ જે છે, અમૃત એટલે જે હોઈ શકે.

આગંતુક જ્યાં ઊભો છે ત્યાં નીરખે છે, જે તેની નજીક છે તેને નીરખે છે. અનુભવે છે. થયેલા અનુભવોને અનુભવવામાં ઉમેરે છે.

પળો સકળ આજની ગતપળોથી પોષાય, ને
જિવાય ગત એ પળો સકળ આજનીમાં; અને
ભવિષ્ય તણી સૌ ક્ષણો ઊતરી આજ આશારૂપે
સમૃદ્ધ ક્ષણ વર્તમાન કરતી થતી, ને સ્વયં.

સમયની અખંડિતતા એટલે કે સૃષ્ટિનું સાતત્ય એ ઉમાશંકરની પ્રથમ શ્રદ્ધા છે. વર્તમાનની સીમામાં એ બંધાઈ રહેવા માગતા નથી. ક્ષણ જે વર્તમાનનો ખ્યાલ આપે છે, તેને સમયની સમગ્રતા સમૃદ્ધ કરે છે. (નિશીથ પછી પ્રગટ થયેલા) એલિયટના ફોર ક્વાર્ટેટ્સના આરંભે સમય વિશે કહેવાયેલું અહીં યાદ આવે છે—

Time present and time past
Are both perhaps present in time future,
And time future contained in time past,

If all time is eternally present
All time is unredeemable.

ક્ષણે ક્ષણ અનંત છે એ નવમા સૉનેટમાં પ્રાપ્ત થતી સમજ છે.

વળી, આગંતુકને યાદ આવે છે જે વીતી ગયું છે. મધ્યાહ્નો, મધરાત્રિઓ—એ સહુ એને હૈયે અજાણ યાત્રીઓ બની રહે છે. સમયની તૃષા પણ સંવિત્તિ સુધી લઈ જઈ શકે.

આજ સુધી થયેલા અવબોધને પરિણામે જાગેલું સંવેદન સમયની ભીંસ અનુભવી શકે એમ છે. સાથે અસિદ્ધિના ડંખ અને અણમાણ્યા પ્રણય દમી રહે છે. (અણમાણ્યા પ્રણય જેવાં પદ ઉમાશંકરની કવિતામાં હોતાં નથી) આ સ્થિતિમાં—આવા દમનમાં પણ જિજીવિષા?

અશક્તિ આત્મહત્યાની એને આશા કહે જનો

આ વૈચારિક અનુભૂતિમાં જ આગંતુક વ્યગ્ર બની જાય છે. અકળામણની સ્થિતિમાં જ પ્રશ્ન જાગે છે. પ્રાપ્તિ જેવું કશું ખરું? જન્મ અને મૃત્યુ વચ્ચેની અવધિમાં સુખી થવાના પ્રયત્નોનું રેતી નિચોવ્યા સાથેનું સામ્ય—

વૃથા યત્ને ખુએ મૃગજળનીયે રમ્ય ભ્રમણા.

મૃગજળને મૃગજળ તરીકે જોવાની–માણવાની તૈયારીમાં યથાર્થને ઓળખવાની તૈયારી શરૂ થઈ ગઈ છે. અસત્ આનંદોની પરબ ન રચાય. બેહતર કે શોકપ્રેર્યાં દૃગજલ યથાર્થને સેવે.

આશાનું આકસ્મિક પૂર ઓસરી ગયું છે, અનુભવ થયો છે; સમજ મળી છે, બલ્કે સમજનો અનુભવ થયો છે — જાગ્રત થઈ જવા જેવું કંઈક થઈ ગયું છે. હવે તો જાણે અજાણ્યે જોખમ ખેડાઈ ગયું — નિર્ભ્રાન્ત થવા માટેનું.

આગંતુકની પાંપણ પરથી રંગભરી જવનિકા સરી ગઈ અને ધુમ્મસ ભેગું ચિત્ત ક્ષિતિજે વેરાઈ ગયું. અંત ભાગમાં કાવ્ય એની આરંભની કાવ્યાત્મક કક્ષાએ પહોંચી જાય છે અને વધુમાં એમાં તીવ્રતા ઉમેરાઈ છે. આ માનસિક ગતિ ક્યાં જઈને અટકે છે? નિર્ભ્રાન્તિ પાસે. ધુમ્મસની જેમ વેરાવાની સ્થિતિએ પહોંચનાર હવે પેલા મહેરામણને, પેલી વિરાટ જનતાને જોઈ શકતો નથી. એની નજર બદલાઈ ગઈ છે. હવે તો—

આત્માતણાં અશ્વભગ્ન ઊભેલ અર્ધાં.
ખંડેરની જગપટે પથરાઈ લીલા.

કોના વિજેતા થવાનું હતું? આ ખંડેરોના? ક્યાં વિસ્તારવાનો હતો આત્માને? આ ખંડેરોમાં? ખંડેરોની કરુણભીષણ ગાથામાં? હા, આરંભે જુદી ભૂમિકાએ વિસ્તરવા ધાર્યું હતું—વિજયની વૃત્તિ દ્વારા. અંતે ભૂમિકા બદલાઈ છે. જેમાં એ જાણે છે કે આ બાહ્ય ભગ્નતા એ એની અંતરતમ સૃષ્ટિનું પ્રતિરૂપ છે. આ તીખી પ્રતીતિ એ જ વાસ્તવિકતા છે. હવે કોઈ સત્ત્વ પાસે શક્તિની યાચના નથી કરવી. દુરિતલોપ કરીને પોતાની અપેક્ષાનું જગત જોવાની ઇચ્છા નથી ટકાવી રાખવી. કાળની વજનશૃંખલા જ હવે એક પછી એક ડગ મુકાવે છે. આમ છે તો પછી આમ જ છે. જે છે તેનાથી વાકેફ થવું—એનો અનાવરણ સાક્ષાત્કાર કરવો—મૌગ્ધ્ય ફગાવી દેવું; કેમ કે યથાર્થ જ સુપથ્ય એક. પારકી શ્રદ્ધાથી ચલાવી લેવું નથી તેણે રિબાવાની તૈયારી સાથે સમજવું શરૂ કરવું પડે. અજાણ રમવું કશું!

યથાર્થ જ સુપથ્ય એક, સમજ્યાં જવું શક્ય જે,
અજાણ રમવું કશું! સમજવું રિબાઈયે તે.

Poetry is understanding
—પાસ્તરનાક

આમ, જાણ્યા પછી પણ, બલ્કે જાણીને જ ચાહવાનું રહે છે. સહુની આંખમાં મારાં જુદાં જુદાં પ્રતિબિમ્બ છે એ જાણીને પણ એ સહુને ચાહવામાં જે સ્વાભાવિક નથી તે કરવાનું, સંકલ્પથી. અમૃત સિવાય તો આ અવનિમાં ઘણુંબધું છે, એ બધું તો છે જ, અલબત્ત એને નકારવાનું તો નથી જ પણ એમાં પામવા જેવું પણ શું છે? જે દુર્લભ હોય તેને પામવાનું હોય. અને એ પણ પૂર્ણપણે પ્રાપ્ત થઈ જાય એવું શા માટે? 'અભિજ્ઞા' માં છેલ્લે મૂકેલી કવિતામાં એક પંક્તિ કૌંસમાં કહી છે—'સ્વપ્ન થજો ના સફળ બધાં અહીંયાં જ.'

વિસ્મયથી જાગતું સંવેદન સમજમાં—understanding માં પરિણમે છે. કેટકેટલી કૃતિઓમાં ઉમાશંકર સમજના બિન્દુને આખરી બિન્દુ બનાવે છે! 'આત્માનાં ખંડેર' માં એ પ્રક્રિયાનો આલેખ દશ્ય બન્યો છે, અને આ એક કાવ્ય પણ ઉમાશંકરની કવિતાનો ઘણોબધો પરિચય કરાવી રહે છે. કવિઓ પૃથ્વી અને અપાર્થિવને

સાંકળવા મથતા હોય છે. કોઈ સહજ વેગે, વિસ્મયના લયમાં એ સિદ્ધ કરતા હોય છે, ઉમાશંકર સમજ દ્વારા એ સિદ્ધ કરતા જણાય છે. કવિતાને અંતે તારણ સુધી આવવાની પ્રવૃત્તિનું મૂળ પણ એમાં જ છે. આજકાલ કવિતા લખનારાઓમાંથી મોટા ભાગનાનો શબ્દ સમજકેન્દ્રિત નથી અને વિસ્મયકેન્દ્રિત પણ ભાગ્યે જ હોય છે કશોક ખટકો છે, તેથી એમની રચનાઓમાં આરંભ અને અંત વચ્ચેનો સંબંધ જુદી જ રીતે રચાય છે. ઉમાશંકર કેટલા જુદા પડે છે!—જૂના પડે છે એમ ન કહેવું. એનો મધ્યભાગ શિથિલ હોવા છતાં 'આત્માનાં ખંડેર' જેવાં કાવ્યો—મનોગતિથી સંકલિત થયેલાં સુદીર્ઘ કાવ્યો—આપણે ત્યાં હજી બહુ સુલભ નથી થયાં.

*

# 'નિશીથ'નાં ગીતો

## ચંદ્રકાન્ત શેઠ

'નિશીથ'નાં ગીતોની વાત કરતાં 'ગીતો' શબ્દ દ્વારા મને શું અભિપ્રેત છે તે સ્પષ્ટ કરવું જોઈએ. ગીતની વ્યાખ્યા એ. બ્રિ. માં આ પ્રમાણે છે: "Song is the joint art of words and music, two arts under emotional pressure coalescing into a third. The relation and balance of the two arts is a problem that has to be resloved anew in every song that is composed. આપણે ગીતની ઉચ્ચાવચતાનું મૂલ્ય આ ધોરણે આંકવા પ્રયત્ન કરીશું. 'નિશીથ'માં લગભગ પચીસેક એવી રચનાઓ છે જેને ગીતોના વર્ગમાં મૂકી શકાય. ગીત લિરિકનો પ્રકાર હોઈ એમાં શબ્દગત સંગીતતત્ત્વ, લયાન્વિતતા અને ભાવોત્કટતા અનિવાર્ય છે. ઉમાશંકરનાં ગીતોની આ દૃષ્ટિએ તપાસ કરવાનો અહીં આશય છે.

ઉમાશંકર પ્રાજ્ઞ કવિ છે. એમની કવિતામાં સામાન્ય રીતે શબ્દ અર્થને અનુસરે છે. કાવ્યસર્જનવેળાએ શબ્દને હૃદ્ગત અર્થની જોડાજોડ સ્થાન આપવા તેઓ સતત સભાન અને સક્રિય લાગે છે. ઉમાશંકર કાબેલ કસબી હોઈ પોતાની આ સક્રિયતા ભાવકપ્રત્યક્ષ ન થાય એ રીતે નેપથ્યે રાખી શકે છે; પરંતુ ગીત જેવા ભાવોત્થ કાવ્યપ્રકારમાં આ સક્રિયતા ભાવકને વખતોવખત પ્રત્યક્ષ થઈ જાય છે. એમનું ગીત પ્રેરણાની પળમાંથી ઉદ્‌ભવે છે પણ એ જ પળમાં કદાચ એનો સંપૂર્ણ વિકાસ સાધી લેતું નથી. એમનું પ્રજ્ઞાબળ ગીતને પૂર્ણ દેહ સમર્પવામાં સહાયભૂત થાય છે. આથી ગીતમાં જે white heat નો અનુભવ થવો જોઈએ તે હમેશાં એમનાં ગીતોમાં થતો નથી. એમનાં ગીતો તેથી કેટલીક વાર સાંભળ્યા પછી હૃદયમાં વાગોળતાં જ વધુ રસપ્રદ લાગે છે. એમનાં ગીતોમાં શબ્દનું સંગીત હોય છે, પરંતુ એમાં રસમયતાને મુકાબલે રસજ્ઞતાનું તત્ત્વ વધારે પ્રગટ થાય છે. એમનાં ગીતોમાં નાદસૌન્દર્ય અને ધ્વનિસૌન્દર્ય-વ્યંજનાસૌન્દર્ય સર્વત્ર ને સર્વથા એકરસ—એકરૂપ થયેલાં લાગતાં નથી. બે વચ્ચે રહી જતો આંતરો ગીતને જામતું અટકાવે છે. તેઓ નાદસૌન્દર્ય અને ધ્વનિસૌન્દર્યનું અદ્વૈત સિદ્ધ કરવા સાવધાન જરૂર હોય છે; પરંતુ એ સાવધાની જ ક્યારેક ગીતને અનુષ્ણ બનાવી દે છે. ગીતનો મત્ત પ્રાણ શિષ્ટતાના ભાર તળે કશુંક અકેણુાપણું અનુભવે છે. ભાવક એમના ગીતનો શિષ્ટમાન્ય વેશ – ભદ્રવેશ જોઈ, એને આદર આપવા પ્રેરાય છે, ને છતાં પૂરા મનથી એને ચાહી ન શકાયાનો કોઈ વસવસો એના મનમાં રહી જાય છે. એમનાં ગીતોમાં Divine lines અવારનવાર મળે છે; પણ પછી એ Divine lines-નું ગીતમાં કેટલીક રીતે 'ફ્રેમવર્ક' થાય છે. એમાં પણ એમની સમર્થ કવિત્વશક્તિ તો કામ કરતી જ હોય છે; પરંતુ ગીતનું ઊછળતું ઝરણું જાણે નહેરના માર્ગે વહેતું ન હોય એવો ભાવ અનુભવાય છે. એમની સભાન કલાકાર –conscious artist – તરીકેની પ્રકૃતિશક્તિ ગીતને ઉત્તમ કક્ષાએ પહોંચાડવામાં મદદરૂપ થતી લાગતી નથી. હૃદયમાં પ્રેમ ઊછળતો હોય, અને છતાં ગમે તે કારણે 'હું પ્રેમ કરું છું' એવી સભાનતા જો મનમાં રહે તો પ્રેમની અનુભૂતિમાં તેથી વિક્ષેપ થાય છે, તેમ એમના હૃદયમાં ગીતનો પ્રાણ ઊછળતો હોવા છતાં, એ ઉછાળ વધુમાં વધુ સાર્થક રીતે, સુરેખ રીતે ગીતના લયની

સરળતા, પ્રવાહિતા આદિ જાળવીને રજૂ કરવાની એમની વૃત્તિ સરવાળે ગીતની સ્વાભાવિક ગતિલીલામાં વિક્ષેપરૂપ થાય છે. જે મનોવ્યાપારને બળે એમનાં ગીતોમાં વિષય, લય, પદાવલિ આદિનું વૈવિધ્ય જોવા મળે છે, જેને કારણે એમની ગીતરચના પરંપરા સાથેનું સફળ અનુસંધાન ઉપરાંત નિજ પ્રયોગશીલતા બતાવે છે, એ જ વ્યાપાર એમને ગીતોમાં ખોવાઈ જતાં અટકાવે છે, અને જ્યારે તેઓ ગીતમાં ખોવાઈ જાય છે ત્યારે તો ઊર્મિયો પણ ભૂલે એવી કંદરાઓ સુધી લીલયા પહોંચી પણ જાય છે. એમના બધા કાવ્યસંગ્રહો જોતાં, એમાંથી થોડાંક એવાં ગીતો જરૂર મળે છે જે સદ્ય રસાનંદ અર્પે છે અને એમના સમર્થ કવિત્વની પ્રતીતિ કરાવે છે. ઉમાશંકરની ગીતશક્તિનો યથાતથ પરિચય "નિશીથ'નાં ગીતો પણ આપે છે. આ સંદર્ભમાં 'ગુજરાત મોરી મોરી રે,' 'દૂર શું? નજીક શું?,' 'ગીત ગોતું ગોતું,' 'પૂનમ મારી એળે ઊગી,' 'નવા નવાણ,' 'માનવીનું હૈયું,' 'સાગરનો ગોઠિયો,' 'મોરલો,' 'મનગમતી' અને 'ગાણું અધૂરું મેલ્ય માં' જેવાં ગીતો આ સંદર્ભમાં જોવા જેવાં છે.

'ગુજરાત મોરી મોરી રે' મા 'મોરી મોરી' એ શબ્દનો પ્રયોગ, એનો ઉપાડ, અને એમાં ગુજરાતની સંસ્કૃતિ અને શ્રીને વ્યક્ત કરતાં નકશીદાર ચિત્રો તરત જ ગમી જાય છે.

'ગિરનારી ટૂંકો ને ગઢ રે ધંધુકિયા
પાવાને ટોડલે મા'કાળી મૈયા'

કે 'નમણી પનિહારીને બીને અંબોલડે' જેવી પંક્તિઓ સહેજે હોઠે ચઢી જાય છે. ભાવસૌન્દર્ય અને નાદસૌન્દર્ય ની એકરૂપતા અહીં કેટલેક અંશે અનુભવાય છે; પરંતુ નર્મદ અને ગાંધીના ઉલ્લેખ અર્થદૃષ્ટિએ મૂલ્યવાન છતાં ગીતને તો વણસાડનાર લાગે છે. એમાં કવિનો અર્થવ્યાપાર શબ્દની કે નાદની અપેક્ષાએ બળવત્તર બને છે

'દૂર શું? નજીક શું?'માં પણ ગીતનો ઉપાડ ગમે છે. પરંતુ

'કદી કૂદી દે તારલાને તાલી હસંત મતવાલી'

પંક્તિઓમાં આવે છે ત્યાં ચિત્ર કલ્પનાપૂર્ણ છતાં હોડીના સંદર્ભમાં રોચક લાગતું નથી. જાણે અહીં [illegible] ગોઠવાઈને આવ્યા છે. એક શબ્દ બીજા શબ્દને, પાણીનું એક ટીપું બીજા ટીપાને મળી જાય એમ, મળી જતો નથી. આમ છતાં આ ગીતમાં કે 'હોડીને દૂર શું? નજીક શું?' એ પંક્તિઓમાં વ્યક્ત થતી ભાવની તીવ્રતા ફરી ફરીને આસ્વાદવી ગમે છે. એ ધ્રુવપંક્તિ જ સમગ્ર ગીતના મોતીરૂપ છે અને એ ન હોય તો આખું ગીત કડડભૂસ તૂટી પડે. ગમે તે કારણે પણ કવિએ જે કવિતાવિષયક ગીતો લખ્યાં છે તે એકંદરે સારાં થયાં છે. 'ગીત ગોતું ગોતું' માં શરૂઆત જુએ :

'અમે સુતા ઝરણાને જગાડ્યું,
ઉછીનું ગીત માગ્યું,
કે ગીત અમે ગોત્યું ગોત્યું ને ક્યાંય ના જડ્યું.'

આ પંક્તિઓ ગીતની આકરામાં આકરી કસોટીએ ચઢાવતાં પણ સુંદર પ્રતીત થશે. પણ અહીં ગીત જડ્યા પછીથી ગીત ગોતવાની કવિની યાત્રા જે રીતે ચાલે છે તે આપણને ગમતી નથી – ભલે એમની યાત્રા સમૃદ્ધ કાવ્યાર્થને અનુલક્ષીને હોય.

'પૂનમ મારી એળે ઊગી' મા ગીતમાં આરંભમાં જે બળ છે તે અંતભાગમાં પણ ટકી રહ્યુ છે. સમગ્ર રચનામાં ભાવની ઉષ્મા અને નિગૂઢતા અનુભવાય છે; અને છેલ્લે એ અનુભૂતિ વધુ તીવ્ર ને ઊંડી પણ બને છે.

'નવાં નવાણ' માં અનુભૂતિની સચ્ચાઈ સાથે કલ્પનાની ચમત્કૃતિ અનુભવાય છે. આ ગીતમાં પણ કવિકર્મની સભાનતા વચ્ચે વચ્ચે વરતાય છતાં ભાવ અને કલ્પનાનું બળ સર્વોપરી લાગે છે.

'માનવીનું હૈયું' માં પણ 'સ્મિતની જ્યાં વીજળી જરી શી ફરી વળી' માં વ્યક્ત થતો કવિનો આકર્ષક છતાં સભાન પ્રયત્ન બાદ કરતાં આખું ગીત ચોટદાર ભાવાભિવ્યક્તિ સાધી શક્યું છે. વાત સાદી છે, પણ ગીતરૂપે એની અભિવ્યક્તિ સુંદર હોઈ અસરકારક લાગે છે.

એમનું 'સાગરનો ગોઠિયો' આગવી નોંધ માગી લે તેવું વિશિષ્ટ અને ઉત્તમ ગીત છે. એમાં જે ભાવભૂમિકાએ રહીને કવિ ગીતને સાદ્યંત સિદ્ધ કરી શક્યા છે તે ખાસ તો ધ્યાન ખેંચે છે. લોકગીતના આત્માને વસ્તુ, લય, ભાષા, અલંકાર વગેરેમાં એમને ધબકતો કરી આપ્યો છે. કથન પોતે જ સહજ ભાવે જાણે ગીતરૂપ ધારી લે છે. કવિની કલ્પનાશક્તિ પણ ગીતના સ્વાભાવિક ગતિપ્રવાહને વર્તી ચાલે છે, અને એક માર્મિક અનુભવથી

ભાવક હૃદયને સભર કરી રહે છે. કવિ 'મોરલો' ગીતમા લોકગીત સાથેની સગોત્રતા જાળવે છે. લોકગીતનું વાતાવરણ કવિ એમા સાકાર કરી શક્યા છે; અલબત્ત આખું ગીત એક સરખી ઉચ્ચ ભૂમિકાએ ટકતું નથી. 'મનગમતી' મા પણ ગીતનો આત્મા વરતી શકાય છે. એમાં ભાવસૌન્દર્ય સમુચિત પદાવલિમાં, લયમાં, લચકાતું પ્રગટ થાય છે. 'ગાણું અધૂરું' એમનું એક અનવદ્ય સફળ ગીત છે. એમાં ભાષા, લય અને ભાવ ત્રણેય સમરસ – એકરસ બની એને સફળ ગીતરચના બનાવે છે. કવિની કલાસૂઝ પદાવલિની પસંદગીમા, લય નિર્બંધ ભાવૈકલક્ષી ગતિલીલામા અને સરલ–મધુર વ્યંજનામા વરતાય છે. આમ ઉમાશંકરની ઉપર નિર્દેશી એ રચનાઓ એમને નોંધપાત્ર ગીતકાર તરીકે સ્થાપિત કરે છે. ઉમાશંકરે એમનાં ગીતોમાં પરલક્ષી તેમ જ આત્મલક્ષી ઉભય પ્રકારના અનુભવોને ગાયા છે. એમની સમષ્ટિનિષ્ઠા આત્મલક્ષી અનુભવના ગાન વખતે પણ હાજર હોય છે અને તેથી જ આત્મલક્ષી અનુભવની અભિવ્યક્તિમાં એમની ભાવોત્કટતા વ્યક્તિત્વના વિસ્તારમા રૂપાંતર પામે છે એમ કદાચ કહી શકાય. એમની સમષ્ટિ પ્રત્યેની ઉત્કટ અભિજ્ઞતાને કારણે એમને માટે વ્યક્તિત્વલોપ અઘરો બન્યો છે તેથી જ ઉમાશંકર એમનાં ગીતોમાં ખોવાઈ જાય એવું ઓછું બને છે, પણ રહી જાય, છવાઈ જાય એવું વિશેષ બને છે; અલબત્ત, કવિતામાં એનો પણ એક સ્વાદ હોય છે.

*

# પુરાણકથા અને નવાં પરિમાણ : થોડીક ચર્ચા

ભોળાભાઈ પટેલ

કવિ માત્ર અભિવ્યક્તિની દિશાનાં નવાં દ્વાર ખોલવા પોતાના પ્રાચીન કાવ્યવારસાને તપાસી જોતો હોય છે. આપણા દેશના કવિઓ માટે આપણી પુરાણકથાઓ અક્ષય ભંડાર સમી છે. કવિ જ્યારે આ પુરાણકથાઓના સાન્નિધ્યમાં જાય છે અને પોતાના સર્જન માટે એને પ્રયોજે છે ત્યારે એ પ્રાચીન કથાને માત્ર નવા લેબાસમાં રજૂ કરેછે એમ નથી, પણ એને એક નવો યુગસંદર્ભ નવો અર્થસંદર્ભ આપતો હોય છે. નવા સંદર્ભમાં યોજાતી આવી પુરાણકથાઓ કાવ્યના પરિમાણને વિસ્તારે છે. 'કાન્ત' આવા વિષયો લઈ એને આગવો સંદર્ભ આપે છે. ઉમાશંકર 'પ્રાચીના' અને 'મહાપ્રસ્થાન' માં પુરાણકથાના વિષયો લે છે.

૧૯૪૪માં 'નિશીથ'નો અનુગામી સંગ્રહ 'પ્રાચીના' પ્રગટ થાય છે. 'કાન્ત' પુરાણકથાને આધારે 'વસંત-વિજય' જેવાં 'ખંડકાવ્યો'નું સ્વરૂપ રચે છે, ઉમાશંકર 'પ્રાચીના' માં સંવાદકાવ્યોનું નવું સ્વરૂપ અપનાવે છે. ગુજરાતી કવિતાની અભિવ્યક્તિની આ નવી દિશા છે. 'પ્રાચીના'ની રચનાઓમાં કવિ આધુનિક યુગના સંદર્ભને યોજવાનો પ્રયત્ન કરે છે. 'કૃષ્ણકર્ણ' ના કાવ્યદ્વારા કવિ 'વ્યષ્ટિસમષ્ટિ'નો પ્રશ્ન છેડે છે, 'ઓગણીસમા દિવસનું પ્રભાત' અને 'ગાંધારી' માં યુદ્ધના ઓથારની વાત આવે છે, જે આજનો એક સળગતો પ્રશ્ન છે. આ રીતે આ પુરાણકથાઓ કવિના પોતાના યુગનાં સંવેદનોની વાહક બને છે.

પરંતુ આ સાથે એક બીજો પ્રશ્ન ઊભો થાય છે. પોતાના યુગનો સંદર્ભ આવી પુરાણકથાઓ દ્વારા યોજવા જતાં કવિનો અવાજ મુખરિત થઈ જાય તો?

રવીન્દ્રનાથનાં સંવાદકાવ્યોમાં એવો અનુભવ થતો હોય છે કે કવિએ જાણે જે તે પાત્રના વ્યક્તિત્વમાં પોતાને ઓગાળી નાખ્યા છે. 'ગાંધારી આવેદન' વાંચતા હોઈએ ત્યારે ગાંધારીની, ધૃતરાષ્ટ્રની કે દુર્યોધનની ઉક્તિમા ક્યાંય કવિનો પોતાનો અવાજ મુખરિત લાગતો નથી. ત્યારે ઘણીવાર 'પ્રાચીના' મા પાત્રદ્વારા જાણે કવિની ઉક્તિ સાંભળતા હોઈએ એવું કેમ લાગે છે? 'પ્રાચીના'નાં જુદાં જુદાં પાત્રોના અવાજનો સ્તર એકરૂપ વધારે રહ્યા કરે છે.

'પ્રાચીના'ના છંદોને આ માટે ઉત્તરદાયી ગણી શકાય? સંસ્કૃત વૃત્તોના વપરાશે ગુજરાતી કવિતામાં 'નેગેટિવ' ભાગ પણ ભજવ્યો છે. ડૉ. હરિવલ્લભ ભાયાણી કે શ્રી નગીનદાસ પારેખ જેવા વિદ્વાનો આ દિશામાં વિચારે છે. સર્જતી કવિતાએ તો સંસ્કૃત વૃત્તોનો વપરાશ નહિવત્ કરી, એક રીતે તેની સમીક્ષા કરી લીધી છે.

'પ્રાચીના' પછીના થોડા સમયમાં પ્રગટ થયેલા 'યુધિષ્ઠિર' કાવ્યમાં ઉમાશંકર વનવેલીનો પ્રયોગ કરે છે. 'મહાપ્રસ્થાન'માં એ રચનાઓને બાદ કરતાં વનવેલીનો પ્રયોગ છે. કવિ ગુજરાતી ભાષાને અભિવ્યક્તિના જુદા જુદા સ્તર પર યોજવામાં પ્રવૃત્ત થાય છે. 'પ્રાચીના' માં બરડ લાગતી ગુજરાતી ભાષા અહીં નમનીય (Flexible) અને પારદર્શી (transparent) બનતી જણાય છે. આ એક સિદ્ધિ છે. 'મંથરા' જેવી રચનામાં તો વિશેષ રૂપે માત્ર 'કાકુ' એ દ્વારા પણ ભાષા પાસેથી કેટલું કામ લઈ શકાય, તે આ રચનાઓ જોતા સમજાશે. સંસ્કૃત વૃત્તોને લીધે સહજ આવી જતી કૃત્રિમતાનો અહીં અભાવ જોવા મળશે. બોલાતી ગુજરાતી ભાષાનો સહજ રણકો ઘણે બધે સ્થળે સંભળાયા કરે છે. પદ્યનાટકની આ દિશા છે. શ્રી નિરંજન ભગત કહેછે તેમ 'મહાપ્રસ્થાન' પછી પદ્યનાટકની શક્યતા કંઈક વધુ આત્મશ્રદ્ધાથી વિચારી અને ખીલવી શકાય.' પણ તે સાથે અહીં એક બીજો પ્રશ્ન મનમાં જાગે છે, અને તે છે પુરાણકથાને એક અભિનવ સંદર્ભ આપવાની બાબતમાં. પુરાણપ્રસંગોને 'મહાપ્રસ્થાન'ના કવિએ ભાષાભિવ્યક્તિના સ્તર પર ખીલવવાનો જેટલો પ્રયાસ કર્યો છે, અથવા તે સાથે કેટલીક રચનાઓમાં નાટ્યોચિત બનાવવાનો જેટલો પ્રયાસ કર્યો છે, તે સાથે એવો કશો અભિનવ સંદર્ભ કવિ રચી આપે છે ખરા? ગ્રીક કવિ સેફરિસ પોતાની કવિતા માટે ઓડિસિયસની કથા લે છે ત્યારે હોમરની 'ઓડિસી' ના પ્રસંગોથી એના કવિતામાં આવતા પ્રસંગો કેવી જુદી અર્થવત્તા ધારણ કરે છે! હોમરની 'ઓડિસી'ની કથા સમગ્ર માનવજાતિની ભ્રમણગાથા બની જાય છે!

'મહાપ્રસ્થાન'ની રચનાઓમાંથી આવું કોઈ પરિમાણ, કોઈ નવીન સંદર્ભ નથી વિસ્તરતાં. પ્રસંગનિરૂપણમાં કવિ મોટેભાગે વ્યાસ કે વાલ્મીકિને અનુસરે છે. દરેક રચનાના અંતમાં એક નવીન વળાંક આવે છે, જે કવિનો પોતાનો છે જેમકે:

> યુધિષ્ઠિર: સ્વર્ગ, તો આ સ્વર્ગ નથી.
>
> અવાજ: જો એ નહિ હોય સ્વર્ગ, તોય પુણ્ય પગલાં આ
> તમારાં પડેથી થશે અવશ્યે ફરી સ્વર્ગ.

અહીં સ્વર્ગની પરિભાષા જાણે બદલાઈ જાય છે. તેવી જ રીતે 'કચ' માં—

'મહાસંજીવની, વત્સ, તારું આ આમ આવવું' અહીં 'સંજીવની' શબ્દને નવો અર્થ લાધે છે 'અર્જુન-ઉર્વશી' માં એક નૈતિક પ્રશ્ન પર કવિ ચાલે છે. ઇન્દ્ર અર્જુનને કહે છે કે પાશુપતાસ્ત્રથી તું વિજયી થવાનો નથી, પણ શિવને હંફાવનાર મન્મથને પણ તે પરાજિત કર્યો માટે તારું નામ 'વિજય' હો. એવું લાગે છે કે કવિના ચિત્તમાં કશીક પ્રતિબદ્ધતા (કમીટમેન્ટ) છે અને કવિ સમગ્ર કાવ્યને એ દિશામાં વાળે છે—પરિણામે પાત્ર દ્વારા કવિનો અવાજ સંભળાવા લાગે છે. આ રચનાઓમાં આવતા આ નવીન વળાંક સમગ્ર રચનામાં છવાઈ જતા નથી, પરિણામે એ પુરાણકથાઓમાંથી કોઈ નવું પરિમાણ સિદ્ધ કરવાની બાબતમાં આ રચનાઓ ઊણી ઊતરે છે.

# શ્રી. ઉમાશંકર

નલિન રાવળ

મસ્તક તારકોમાં અને ચરણ ધરાના મૂળમાં હોય એવા સર્જકોમાંના એક શ્રી. ઉમાશંકર છે.

'ઝીણું કરું એ નભનારસીની, ને મીટમાં માપું દિગંતરાલને'
'વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી, માથે ધરું ધૂળ વસુન્ધરાની.'

'વિશ્વમાનવી' કાવ્યમાંની આરંભની અને અંતની ઉક્ત બે પંક્તિઓ એમની કાવ્યભાવનાના એક મહત્ત્વના પરિમાણ પ્રતિ નિર્દેશ કરે છે. કવિદૃષ્ટિનો વ્યાપ અને એનું લક્ષ્ય પ્રગટ કરતી પ્રસ્તુત કાવ્યની આ અર્ધ પંક્તિ 'યાત્રી બનું ઊર્ધ્વમુખી અનંતનો' એમની આ પ્રકારની રચનાઓમાં રૂપાંતરિત થતી રહી છે. આ અર્ધ પંક્તિની ગતિનો, એના લયનો, એના અર્થનો ક્રિયાત્મક એવો

ધ્વનિ 'આત્માનાં ખંડેર' માં સંભળાય છે.—સુદીર્ઘ લયવલયોમાં સંતત વહી રહેલો. એ જેટલો બાહ્ય સૃષ્ટિ સાથે સંલગ્ન છે તેટલા બલ્કે તેથી વધુ આંતરસૃષ્ટિ સાથે સંલગ્ન છે. આ શક્ય ત્યારે બને જ્યારે વ્યક્તિનું હૃદય પૃથ્વીના પ્રત્યેક પદાર્થમાં આનંદ આનંદ બની પમરી રહે. આનંદ સર્વજનસુલભ છે પણ બહુશઃ તે વ્યક્તિત્વની કક્ષાએ જ આબદ્ધ રહે છે. વ્યક્તિ જાતથી અને જગતથી વિખૂટી પડી શકતી નથી. સર્જનાત્મક એવા એકાંતમાં તે ભાગ્યે જ પોતાને પામી શકે છે, જ્યારે કવિનો – સર્જકનો આનંદ માત્ર વ્યક્તિત્વની કક્ષાએ ન રહેતાં સારીય સૃષ્ટિમા વ્યાપી વળે છે. વ્યક્તિત્વના લોપ દ્વારા કવિ ચિરતન આનંદની પ્રતિષ્ઠા કરે છે— શબ્દમા, લયમા, ભાષામાં, બીજા અર્થમાં એ આનંદ દ્વારા કાલાતીત એવા અવકાશમાં પોતાના આત્માને પાથરે છે—શબ્દ દ્વારા, કેમકે આરંભમાં શબ્દ હતો. In the beginning was the word. અહીં શબ્દ એ જ બ્રહ્મનો વિચારસાર, એ જ જગત-વ્યાપ્ત એવું પરમ આદિ તત્ત્વ, એ જ આદિશક્તિ-શુક્લાં બ્રહ્મવિચારસારપરમામાદ્યાં જગદ્વ્યાપિનીં. ઉમાશંકરના શબ્દમાં, લયમાં, ભાષામાં આ આદિતત્ત્વની, આ ચિરંતન આનંદની દ્યુતિલકીર ફરકી જાય છે.

જે શબ્દમાં, જે લયમાં એમનામાં રહેલી આંતર ખોજની તીવ્ર વૃત્તિ એની પરાકાષ્ઠાએ રમી રહેલ છે તે શબ્દ જ્યોતિર્મય શબ્દ બની આપણને ઉજાળી રહે છે, તે લય જ્યોતિર્મય લય બની આપણા રુધિરમાં વહી રહે છે. પણ જે આપણા આત્માનું એક અનુભવસ્વરૂપ બની જાય છે તે તો છે સમગ્ર કાવ્યાનુભવ. અહીં કાવ્ય આ શબ્દ કે તે શબ્દ, આ લય કે તે લય, આ પ્રાસ કે તે પ્રાસ, આ પંક્તિ કે તે પંક્તિ, આ છંદ કે તે છંદ પૂરતું મર્યાદિત ન રહેતાં આકાશની જેમ આપણા પર પથરાઈ રહે છે. કાવ્ય અહીં કાળના આદિ, મધ્ય કે અંતના કોઈ બિંદુએ ન રહેતાં, સ્થલના સ્પર્શ કે દૃશ્ય કોઈ ભાગ પર ન રહેતાં નાદમય અવકાશમાં રસળે છે. આ એ અવકાશ છે જ્યાં કવિએ પેલા આદિ તત્ત્વનો સાક્ષાત્કાર કરેલો.

'ત્યાં સૂતેલો લઘુ નવલ અર્ધા અનાયાસ છંદ'

અહીં 'ત્યા' એ શબ્દ દ્વારા કવિએ રહસ્યમય અવકાશનું સૂચન કર્યું છે. 'આત્માનાં ખંડેર' નો આગંતુક પણ પોતાનો સમય રચે છે જે સૂર્યની ગતિએ આંકયા સમયથી ભિન્ન છે એટલે કે જે ભૌતિક નથી.

'અહીં ઊભીને મેં કરી જ રચના ભાવિ–ભૂતની.' 'અહીં' એ શબ્દ પણ રહસ્યમય અવકાશનું સૂચન કરે છે. એક રીતે જોઈએ તો આ પણ એક પ્રકારની સૂક્ષ્મ સંપ્રજ્ઞતા છે જે કાવ્યની અંતિમ ભૂમિકાએ અનિવાર્ય પણ અહીં કવિ ન વિરમતાં એ આ સૂક્ષ્મ ભૂમિકાને પણ વળુંબી જાય છે કાવ્યાનુભવ કોઈ પરમ ક્ષણે સાપેક્ષ કક્ષાઓમાંથી ત્વરિત પસાર થઈ જઈ કાવ્ય નિરપેક્ષ એવી લયસૃષ્ટિમાં વિરમે છે. ઉમાશંકરની કવિતામાં એવી અદ્ભુત ક્ષણો આવી છે જ્યારે એમનો કાવ્યાનુભવ વ્યક્તિ–સમાજ–ઇતિહાસ–સંસ્કૃતિ–કલા–ધર્મ અને ખુદ કવિતાનાં પણ સઘળાં પરિમાણોને અતિક્રમી જઈ એક માત્ર આત્મરૂપ બની ર્હ્યો છે.—'આત્માનાં ખંડેરો' એ સૉનેટગુચ્છનો આ એક ધ્વનિ છે.

આ સર્વનિરપેક્ષ એવો કાવ્યધ્વનિ 'આત્માનાં ખંડેરો' માં સંભળાય છે એમ માત્ર નહીં, આ ધ્વનિ 'એક બાળકીને સ્મશાને લઈ જતાં' માં સંભળાય છે, 'લોકલ' માં સંભળાય છે અને—'પ્રસીદત રુદ્રતે' જેવી રચનાઓમાં પણ સંભળાય છે. મૃત બાળકીની બાળસખીએ શિશુઆંખે મૃત્યુને જોઈ વિસ્મયનું અને વિરતિનું જે તત્ત્વ અનુભવેલું તે તત્ત્વ 'લોકલ' માંનો પેલો સ્થિર-ચિત્ત યુવક વૃદ્ધની આંખોમાં નર્તી રહેલી પેલી કામ્ય સુંદરીની પ્રતિચ્છવિ નીરખી અનુભવે છે. વૃદ્ધત્વની કરુણતાના, એ જરઠ સ્થિતિની અસહાયતાના ઓથાર નીચે રહેલા રાગલુબ્ધ વૃદ્ધ અને રાગમુક્ત યુવક અને આ બન્નેના નેત્રપથ ઉપર પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે રમતી સુંદરી એમ આ ત્રણેય ચિત્રોમાંથી ઊપસતું એક ચિત્ર –કાવ્ય–એની અનેક સંકુલ રેખાઓ અને રંગથી મનને ભરી દે છે. સુંદરીના દેહની મદહોલ ગતિને અનુસરવા ધસતી વૃદ્ધના આસક્ત મનની ગતિ અને આ બે ગતિની વચ્ચે સંકેતાત્મક એવી લોકલ ટ્રેનની ગતિ અને આ ત્રણેય ગતિને વિસ્મયપૂર્વક નિહાળતા યુવકના ચિત્તની ઊર્ધ્વ-ગતિનું અત્યંત હૃદયંગમ ચિત્ર આ નાટ્યોર્મિકાવ્યમાં કવિની વાણીનું સૂત્રાત્મક થવા ખુલ્લો પ્રયત્ન કરતું એવું ઉદ્‌ઘોષણાત્મક નાદતત્ત્વ—એમની કવિતાની એક મોટી મર્યાદા—સંપૂર્ણ વિલય પામ્યું છે. છે એમાં કવિના સૂક્ષ્મ સંકુલ અવાજના સત્ત્વ સમું નાદતત્ત્વ. —'પ્રસીદત

રુધતે' માં વિસ્મયનું પણ તત્ત્વ લોપ પામ્યું છે અને વિરતિની ભાવના પણ દર્શનની તીવ્ર ઝાંખીમાં ભળી ગઈ છે. જેની સાથે જીવન જડાઈ ગએલું, જે વહેણુની સાથે વહેણુ ભળી ગએલું તે બાહ્ય દૃષ્ટિએ મૃત્યુને કારણે છૂટું પડે છે તદપિ તેનો શોક નથી. કસ્તૂરબાના મૃત્યુને ગાંધીજી જીવનના એક દર્શન તરીકે સ્વીકારી લે છે. પત્નીનું સૂક્ષ્મ આત્મસ્વરૂપ પોતાના અણુએ અણુમા લીન પામ્યું છે એવી આત્મપ્રતીતિ ગાંધીજીની છે. એટલે સત્યનો સ્વીકાર નયા આર્દ્ર હૃદયે કરે છે.

દિન વિરતિનો છો આવ્યો, જો હતો કદી આવવો!
મુજ હૃદય આ વાળી ઝાડી કર્યું કંઈ તો નર્યું!
નયન ભરીને કયાંથી તોયે જરી ઉર નીતર્યું!

સંતના નીતર્યા ઉર સમું આ દર્શન કવિએ આત્મ-સાત્ કર્યું અપૂર્વ એવા આત્મછંદ દ્વારા. અહીં કાવ્યાનુભવ એ સૌંદર્યાનુભવનો પર્યાય છે અને સૌંદર્યાનુભવ એ આધ્યાત્મિક અનુભવનો પર્યાય છે. કવિતા માત્ર આધ્યાત્મિક અનુભવે છે.



આ પરિસંવાદનું સંચાલન કવિશ્રી રાજેન્દ્ર શાહે કર્યું હતું. એમણે ઉમાશંકરની કવિ તરીકેની સજ્જતાને બિરદાવી હતી. ગીતોમાં વિવિધ લયપ્રયોગો તરફ ધ્યાન ખેંચ્યું હતું. 'આત્માનાં ખંડેર'માં કવિએ આગંતુક દ્વારા કહ્યું છે છતાં કવિનો અહં અછતો રહેતો નથી એમ કહીને એ વિધાનને ચર્ચાનો મુદ્દો બનાવ્યો હતો. 'યુક્ત કરો સબાર સંગ' એમ કહેતા રવીન્દ્રનાથનો અભિગમ ઉમાશંકરમાં નથી એ જાણે એમને મન કોઈ ઊણપ હોય એમ સમજાતું હતું. પદ્યરૂપકોના પ્રયોગોમાં ઉમાશંકર 'મંથરા' જેવા કાવ્યમાં સફળ થતા જણાય છે, પણ કાવ્યના ઉત્તરાર્ધમાં એ વસ્તુનું પૂર્વપરિચિત પાસું રજૂ કરે છે. એમણે ભારપૂર્વક કહેલું કે ઉમાશંકરનો વનવેલી ક્યાંક ક્યાંક કાચો રહી જતો જણાય છે. એમણે ભરપૂર અભિનંદન આપેલાં. કવિ ઉમાશંકરમાં, એમના સમકાલીનોમાં નથી એવી ગતિશીલતા છે અને કાવ્યસિદ્ધિ માટે એમની સજ્જતા અને સભાનતા ઉત્તરોત્તર વિકસતી ગઈ છે એમાં ઉમાશંકરની સહુથી મોટી વિશેષતા જોઈ હતી. રાજેન્દ્રભાઈનું વક્તવ્ય લેખરૂપે મળશે તો ત્યારે પ્રગટ કરતાં આનંદ થશે. આ પરિસંવાદમાં શ્રી સિતાંશુ મહેતા પણ બોલેલા.

—સં.

# એક યુવકનો પદવીત્યાગ

રમેશ મ. ભટ્ટ

એક અત્યંત આઘાતકારી ઘટના અખબારો અને વિશિષ્ટ કટારલેખકોની નજરમાં આવ્યા વિના વિસ્મૃતિની ગર્તામાં ધકેલાઈ ગઈ અમદાવાદના પચીસવર્ષીય, બી. કૉમ થયેલા એક યુવકે પોતાની પદવી યુનિવર્સિટીના કુલાધિપતિને એમ કહીને પાછી વાળી કે આ પદવીનું કશું વ્યવહારુ મૂલ્ય નથી. નોકરી મેળવવામાં લાયકાત કે પદવી નહીં પણ લાગવગનું જોર ચાલે છે.

એ યુવકના આ કાર્યની પાછળ કઈ ચાલના હશે તે તો કળવું ય કઠણ છે. ઉશ્કેરાટ અનુભવવાની કે અનુભવાવવાની વૃત્તિ? હતાશા કે ભગ્નાશાની અસહ્યતા? સમાજ પ્રત્યે નરી વેરવૃત્તિ કે તિરસ્કારની લાગણીનો પરિપાક? પ્રસિદ્ધિની ઝંખના? નરી નાટ્યાત્મકતા? આદર્શવાદ કે સ્વપ્નિલતાના સ્તર પરથી વાસ્તવિકતાની તળભૂમિ પર આવતાં થતો માનસિક કચવાટ?

યુવકની ચાલના ગમે તે હોય પણ અહીં આઝાદીના આંદોલનમાં ગાંધીયુગ બેઠો ત્યારે યુવાનોએ જે ભણતર અને પદવીઓનો ત્યાગ કર્યો તેનું સ્મરણ થયા વિના રહેતું નથી. ક્યાં એ ન્યોછાવરી અને કુરબાનીની ભાવનાથી પ્રેરાએલો ગુલામ ભારતના યુવકોનો પદવીત્યાગ અને ક્યાં આ સ્વતંત્ર ભારત દેશના મહામૂલાં સાધનોથી શિક્ષિત એવા એક યુવકનો પદવીત્યાગ! ક્યા પેલો બગાવતી પદવીત્યાગ અને ક્યાં આ કરુણ અસહાયતાનો સ્વીકાર કરતો પદવીત્યાગ!

યુવકનું શું થયુ કે થશે તે તો રામ જાણે, પણ સમાજે અને સમાજના હિતચિંતકોએ આ સંકેતની ગંભીરતાપૂર્વક નોંધ લેવી રહી. આપણે શિક્ષણના પ્રચાર ને વિસ્તારને એક સમાનતાકારી પરિબળ લેખ્યું છે, સમાજવાદ તરફનું સોપાન ગણ્યું છે. અને આ વિચાર લેશમાત્ર ખોટો નથી અલ્પવિકસિત દેશમાં જ્યારે કેળવાએલા અથવા તાલીમબદ્ધ માનવશ્રમની તંગી કે ભારે અછત હોય ત્યારે શિક્ષણપ્રસાર આર્થિકવિકાસ અને ઉત્પાદનવૃદ્ધિ માટેની એક શરત પણબની જાય છે. આથી જ તો આર્થિક વિકાસના સિદ્ધાંતકારોએ વિકાસ માટેના ઈન્ફ્રા સ્ટ્રકચરમાં શિક્ષણનો સમાવેશ કર્યો છે. આમ શિક્ષણ એકી સાથે વિકાસપ્રેરક તેમજ સમાનતાકારી પરિબળ બનવાની ક્ષમતા ધરાવે છે. આથી તેની ઉપર પ્રજાનું અને સરકારનું ધ્યાન કેન્દ્રિત થાય એ સર્વથા સ્વાભાવિક અને ઇચ્છનીય છે.

પરંતુ શિક્ષણ નામક એ પદાર્થના સત્ત્વ વિષે આપણે સાવ બેદરકાર રહ્યા છીએ. લોકશાહી સમાજમાં પ્રજાની શિક્ષણ પામવાની ઇચ્છા પોષવી પડે એ તો સમજી શકાય તેવું છે. એનો વિરોધ તો હોય જ શાનો? પણ શિક્ષણનું સત્ત્વ, શિક્ષણની ગુણવત્તા પ્રત્યે જે સરિયામ લાપરવાહી દાખવી છે તે અક્ષમ્ય છે. શિક્ષણ મેળવવા આવતાં યુવકયુવતીઓને જે પુરુષાર્થનો, સખત શારીરિક માનસિક પરિશ્રમનો પડકાર આપવો જોઈએ તે મોળો કરી નાંખવામાં આવ્યો છે – એ કંઈ જેવી તેવી ગુનાહિત બાબત નથી. શિક્ષણ માટે જરૂરી સાધનો અને સવલતો પૂરાં પાડયા વિના શિક્ષણ આપવાની જે ચેષ્ટા કરી છે તેથી શિક્ષણ જ નિસ્તેજ બન્યું છે તેવું નથી, વિદ્યાર્થી પણ પદવી પામવા છતાં નિસ્તેજ અને દૈવતવિહોણો બની ગયો છે. ન તો એ નોકરીએ રાખનારને ઉપયોગી થઈ શકે તેવો રહ્યો છે, કે ન તો તે પોતાના પગ ઉપર ઊભા રહેવાની આવડત અને શ્રદ્ધા ધરાવે છે. પદવીએ વિદ્યાર્થીના ધોરણ તરીકેનું સ્થાન લગભગ ગુમાવવા માંડયું છે. પદવીના પોલાપણાથી ઊભા થયેલા શૂન્યાવકાશમાં બીજા અનેક મુદ્દાઓ કે ધોરણો ચલણી થયાં છે લાગવગ એમાંની એક હોઈ શકે છે

અને આવું સત્વહીન કે ભેળસેળિયુ શિક્ષણ ન તો સમાજવાદ લાવી શકે, ન તો દેશનો વિકાસ કરી આપી શકે. આ રાષ્ટ્રીય વંચના આટલી લાંબી ચાલી શકી છે તેનું કારણ એ છે કે જે પેઢીને નુકસાન થઈ રહ્યું છે તેને પોતાના હિતની ખબર નથી. પોતાના હિતને થયેલું નુકસાન તો ખૂબ લાંબે ગાળે ખબર પડવાનું છે. પણ જે પેઢીને આપણે છેતરી છે, ભેળસેળવાળી દવા વેચી છે તેને હવે સહેજ કંઈ વહેમ પડવા લાગ્યો છે ખરો. ગંધ આવવા લાગી છે અને એ આખી પેઢીના સાથે કરવામાં આવેલી વંચનાની તેને બરાબર ખબર પડી જશે ત્યારે? તેને ખાતરી થઈ જશે ત્યારે? પેલા યુવકના પદવીત્યાગને, સમાજે ધરેલા શિક્ષણપ્રસારના સોનેરી પડદા પાછળ રહેલી બિહામણી દુનિયાના દર્શનને પરિણામે થયેલો વિભ્રમભંગ લેખીશું? હવે ચેતીશું?

# વાયુપુરાણ

હરિપ્રસાદ શાસ્ત્રી

સંસ્કૃત સાહિત્યમાં પુરાણો મહત્ત્વનું સ્થાન ધરાવે છે. ભારતની પ્રાચીન સંસ્કૃતિનું પ્રતિબિંબ રામાયણ, મહાભારત અને પુરાણોમાં વિશદ રીતે જોવા મળે છે. હિંદુઓના ધાર્મિક સાહિત્યમાં એ ગ્રંથો ઘણા લોકપ્રિય છે. પ્રાચીન વિદ્યાઓમાં રામાયણ–મહાભારતની ગણના ઇતિહાસ તરીકે થતી, કેમકે એમાં રામ અને પાંડવોના જીવનનું ચરિત આવે છે. પરંતુ પુરાણોમાં તો સમસ્ત પ્રજાને લગતી પુરાણી અનુશ્રુતિઓ સંકલિત કરવામાં આવી છે.

પુરાણોનો આરંભ વંશાવળીઓ અને વંશ્યાનુચરિતોથી થયો. એમાં અગાઉના મન્વન્તરોનો પણ સમાવેશ થતો. સમયાવધિની બાબતમાં એમાં છેક સર્જનથી માંડીને પ્રલય અને પુનઃસર્જન સુધીનો સમયપટ વિસ્તારાયો. આથી સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વન્તર અને વંશ્યાનુચરિત એ પુરાણનાં પંચ લક્ષણ ગણાયાં. આગળ જતાં એમાં વર્ણધર્મ, આશ્રમધર્મ, યુગધર્મ, આચાર, પ્રાયશ્ચિત્ત, વ્રતો, તીર્થો, દેવો ઇત્યાદિ ધાર્મિક વિષયો ઉમેરાયા. કેટલાંક પુરાણોમાં શિવ, વિષ્ણુ કે શક્તિનો મહિમા ગવાયો.

સમય જતાં અનેક મોટાંનાનાં પુરાણ રચાયાં. એમાં મુખ્ય પુરાણો અઢાર ગણાય છે. એ અઢાર પુરાણોની અનુક્રમણિકા ઘણાં પુરાણોમાં આપવામાં આવી છે. બધી અનુક્રમણિકાઓમાં અઢાર પુરાણ ગણાવવામાં આવ્યાં છે, પરંતુ એનાં નામો અને ક્રમમાં ફેર પડે છે. આ ક્રમ રચનાકાલ પ્રમાણેનો નથી એ તો સ્પષ્ટ છે.

વળી પુરાણોની પરંપરા ઘણી પ્રાચીન છે. પરંતુ હાલ જે પુરાણો ઉપલબ્ધ છે, તે બધાં મૂળ સ્વરૂપે જળવાયાં નથી. કેટલાંક પ્રાચીન પુરાણો લુપ્ત થયાં લાગે છે; કેટલાંક રૂપાંતર પામ્યાં છે; તો કેટલાંક પુરાણોમાં આગળ જતાં ઘણા ઉમેરા થયા છે.

હાલ જે પુરાણો જે સ્વરૂપે ઉપલબ્ધ છે, તેમાં વાયુપુરાણ ઘણું પ્રાચીન છે, કેટલાકના મત મુજબ સહુથી પ્રાચીન છે.

છતાં નવાઈની વાત એ છે કે વિષ્ણુપુરાણ જેવાં કેટલાંક પુરાણોમાં પુરાણોની જે અનુક્રમણિકા આપી છે, તેમાં 'વાયુપુરાણ' નામ આવતું નથી. એમાં ચોથું પુરાણ 'શિવપુરાણ' જણાવ્યું છે, તેની જગ્યાએ મત્સ્યપુરાણ તથા અગ્નિપુરાણ 'વાયુપુરાણ' નામ ગણાવે છે, કૂર્મપુરાણ 'અગ્નિપુરાણ' ને બદલે 'વાયુપુરાણ' ગણાવે છે. વરાહપુરાણ 'ગરુડપુરાણ' ની જગ્યાએ 'વાયુપુરાણ' નું નામ આપે છે. વાયુપુરાણમાં આપેલી પુરાણોની અનુક્રમણિકામાં તેનું પોતાનું નામ હોય જ એ સ્વાભાવિક છે. તો પછી વિષ્ણુપુરાણ વગેરેમાં આપેલી અનુક્રમણિકામાં 'વાયુપુરાણ'નું નામ કેમ લુપ્ત થયું હશે? કેટલાક એમાં જણાવેલ 'શિવપુરાણ' તે વાયુપુરાણના અર્થમાં હોવાનું માને છે, કેમકે વાયુપુરાણ વસ્તુતઃ વાયુ–પ્રોક્ત શિવપુરાણ જેવું છે, જ્યારે હાલનું શિવપુરાણ તો ખરી રીતે ઉપપુરાણ છે. વધારે સંભવિત એ છે કે હાલના શિવપુરાણમાં અંતે 'વાયવીય સંહિતા' નામે ખંડ ઉમેરાયો છે, તેને 'વાયુપુરાણ' માની લઈ પુરાણોની કેટલીક અનુક્રમણિકાઓમાં વાયુપુરાણની જગ્યાએ શિવપુરાણનું નામ મૂકી દેવામાં આવ્યું હોય. એ ગમે તેમ હોય, શિવપુરાણની અપેક્ષાએ વાયુપુરાણ વધારે પ્રાચીન છે.

પુરાણોની કેટલીક અનુક્રમણિકાઓમાં તે તે પુરાણની શ્લોકસંખ્યા પણ જણાવી છે. વાયુપુરાણમાં આપેલી અનુક્રમણિકામાં તે પુરાણ ૨૩ હજાર શ્લોકનું હોવાનું જણાવ્યું છે, તો મત્સ્યપુરાણમાં આપેલી અનુક્રમણિકામાં વાયુપુરાણને ૨૪ હજાર શ્લોકનું જણાવ્યું છે. આ પરથી મત્સ્યપુરાણની અનુક્રમણિકાના સમયમાં વાયુપુરાણની શ્લોકસંખ્યામાં એક હજાર શ્લોકનો ઉમેરો થયો હોવાનું ફલિત થાય છે. પરંતુ હાલ વાયુપુરાણની જે આવૃત્તિઓ મળે છે, તેમાં તો માંડ ૧૧ કે ૧૨ હજાર શ્લોક હોય છે. આગળ જતાં નર્મદા, કારવણ, પાપઘ્ની, ગોરથાન ઇત્યાદિ તીર્થોનાં સ્થાનિક માહાત્મ્યો તેમજ માઘ–માહાત્મ્ય જેવાં વ્રત–માહાત્મ્ય વાયુપુરાણને નામે ચઢાવવામાં આવતાં, વાયુપુરાણનો વિસ્તાર વધ્યો જણાય છે. મત્સ્યપુરાણ તથા

નારદપુરાણમાં આપેલા વાયુપુરાણના વિષય–પરિચય પરથી આ તર્કને સમર્થન મળે છે. બાકી તે વગરના વાયુપુરાણમાંય કેટલાક ભાગ સ્પષ્ટતઃ પાછળથી ઉમેરાયા છે, ખાસ કરીને ગયા–માહાત્મ્યને લગતો અંતિમ ખંડ. વાયુપુરાણમાં રહેલો પ્રાચીન ભાગ તો તે પુરાણ હાલ છે તેના કરતાંય ઘણો નાનો હોવાનું માલૂમ પડે છે.

પુરાણોની અનુશ્રુતિઓ જાળવવાનું કાર્ય સૂતો અહીં કરતા. વાયુપુરાણમાં નિરૂપેલી અનુશ્રુતિઓ સૂત રોમહર્ષણે કુરુક્ષેત્રમાં દૃષદ્વતી નદીને તીરે યજ્ઞના દીર્ઘ સત્રમાં રોકાયેલા ઋષિઓને કહી બતાવી તે રીતે રજૂ કરવામાં આવી છે. સૂત લોમહર્ષણ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસના શિષ્ય હતા. સૂતે આ પુરાણની કથા કહી ત્યારે પાંડવોના વંશજ અસીમ કૃષ્ણ રાજ્ય કરતા હતા એવું વિધાન છે. ઋષિઓએ સૂતને પુરાણ સંભળાવવા વિનંતી કરી ત્યારે સૂત તે ફરજ ગ્રહણ કરતાં આનંદ અનુભવે છે, કેમકે તે કહે છે તેમ દેવો, ઋષિઓ અને રાજાઓના વંશોને લગતી અનુશ્રુતિઓ જાળવવી અને સંભળાવવી એ સૂતોનું પરમ કર્તવ્ય હતું. સૂત પોતાને આ પુરાણનો વારસો વ્યાસ પાસેથી મળ્યો હોવાનું જણાવે છે. પણ વ્યાસને એ ક્યાંથી પ્રાપ્ત થયું ? તો કહે છે કે જ્યારે પ્રજાપતિઓએ સત્ર સમાપ્ત થતાં વાયુદેવને વિનંતી કરેલી ત્યારે વાયુદેવે તેઓને આ પુરાણ કહેલું. આ કારણે આ પુરાણને 'વાયુપુરાણ' કહેવામાં આવે છે. 'વાયુપુરાણ' નામની આ પૌરાણિક ઉત્પત્તિ છે; એની પાછળ કંઈ ઐતિહાસિક તથ્ય રહેલું હોય, તો તે વિસ્મૃતિમાં લુપ્ત થઈ ગયું છે.

સૂત પહેલાં પુરાણની પરંપરા કહી વાયુપુરાણમાં કહેવાના વિષયોની અનુક્રમણિકા કહે છે, એ પરથી આ વાયુપુરાણનો મુખ્ય ભાગ રચાયો ત્યારે તેના ઉદ્દિષ્ટ વિષયો કયા હતા ને કયા નહિ તે નક્કી કરવાની ચાવી મળે છે.

વાયુપુરાણનો મુખ્ય ભાગ ચોથા અધ્યાયથી શરૂ થાય છે. આરંભમાં એના ચાર પાદ હોવાનું જણાવ્યું છે: પ્રક્રિયા, ઉપોદ્ઘાત, અનુષંગ અને ઉપસંહાર. મત્સ્યપુરાણમાં તથા નારદપુરાણમાં વાયુપુરાણના બે ભાગ હોવાનું જણાવ્યું છે ને કોઈ આવૃત્તિમાં પહેલા ૪૧ અધ્યાયોને પૂર્વાર્ધમાં અને પછીના અધ્યાયોને ઉત્તરાર્ધમાં અલગ પાડવામાં આવ્યા છે, પરંતુ નારદપુરાણમાં જે વિગત આપી છે તેમાં તો ગયામાહાત્મ્ય પૂર્વાર્ધમાં અને રેવામાહાત્મ્ય ઉત્તરાર્ધમાં હોવાનું જણાવ્યું છે. જ્યારે ઉપલબ્ધ વાયુપુરાણમાં ગયામાહાત્મ્યને ઉત્તરાર્ધમાં મૂકેલું છે ને રેવામાહાત્મ્યનો સમાવેશ કરેલો નથી.

ચોથા, પાંચમા અને છઠ્ઠા અધ્યાયમાં સર્ગ (સૃષ્ટિસર્જન)ની પ્રક્રિયા નિરૂપી છે. એમાં હાલ વારાહ કલ્પ ચાલતો હોવાનું જણાવ્યું છે. છઠ્ઠા અધ્યાયમાં વરાહસ્વરૂપનું વર્ણન તથા વરાહે કરેલા પૃથ્વીના ઉદ્ધારનો વૃત્તાંત આવે છે. આ વાયુપુરાણનો પ્રક્રિયાપાદ થયો.

હવે અનુષંગ–પાદ શરૂ થાય છે. એમાં પહેલાં અતીત કલ્પ અને વર્તમાન કલ્પની વચ્ચે રહેલ પ્રતિસંધિનું નિરૂપણ આવે છે. સાતમા અધ્યાયમાં હિરણ્યગર્ભનું સ્વરૂપ તથા કલ્પનું લક્ષણ દર્શાવ્યું છે. પછી યુગધર્મ, વર્ણધર્મ અને આશ્રમધર્મ બતાવ્યા છે. નવમા અધ્યાયમાં દેવો, પિતૃઓ, પક્ષીઓ ઇત્યાદિની ઉત્પત્તિ તથા બ્રહ્માના ભૃગુ આદિ માનસપુત્રો, રુદ્ર અને બ્રાહ્મણાદિ વર્ણોની ઉત્પત્તિ નિરૂપી છે. ખરી રીતે આ સર્વ વિષય સર્ગને લગતા ગણાય.

દસમા અધ્યાયમાં સ્વાયંભુવ મનુની ઉત્પત્તિ જણાવી તેમના વંશનું વર્ણન શરૂ કર્યું છે. સ્વાયંભુવની પુત્રી પ્રસૂતિનો વંશવિસ્તાર વર્ણવી, રુદ્રે ઉત્પન્ન કરેલા પોતાના જેવા રુદ્રોની ઉત્પત્તિ નિરૂપી છે. અહીંથી વંશવર્ણનમાં વિષયાંતર થાય છે ને શિવનું માહાત્મ્ય દર્શાવતા અનેક અધ્યાયો આવે છે, જે સ્પષ્ટતઃ આગળ જતાં ઉમેરાયા લાગે છે. આ અધ્યાયોમાં યોગ, પાશુપત યોગ, શૌચાચાર, ભિક્ષુચર્યા, પ્રાયશ્ચિત્ત, ઓંકાર, કલ્પ, માહેશ્વર–અવતાર, બ્રહ્મા અને વિષ્ણુને સમજાવેલો શિવ–મહિમા, એકાદશ રુદ્ર–ઉત્પત્તિ વગેરે વિષયોનું નિરૂપણ આવે છે. અધ્યાય ૨૧–૨૩માં ભવાદિ કલ્પોની વિગત આપી છે. એમાં છેલ્લે શ્વેત કલ્પ વર્ણવ્યો છે ને તે પછી વારાહ કલ્પ થશે એમ જણાવ્યું છે પુરાણાનુક્રમણિકાઓમાં વાયુપુરાણ શ્વેતકલ્પની વાત કરે છે એમ કહ્યું છે તે અહીં બંધ બેસે છે. મહેશ્વરના ૨૮ અવતારોમાં ૨૭ મો અવતાર પ્રભાસમાં સોમશર્મા રૂપે અને ૨૮મો કાયારોહણમાં લકુલી રૂપે થશે એમ જણાવ્યું છે એ ગુજરાતમાં પ્રબળ બનેલા શૈવધર્મની દૃષ્ટિએ નોંધપાત્ર છે. ૨૬ મા અધ્યાયમાં વેદોની તથા સ્વરોની ઉત્પત્તિ કહી છે; ૨૭મામાં 'નીલલોહિત' નામની ઉત્પત્તિ અને મહાદેવના તનુનું નિરૂપણ છે.

પછીના ચાર અધ્યાયોમાં ઋષિઓ, અગ્નિવંશ, પિતૃવંશ અને દેવવંશનું નિરૂપણ આવે છે. ૩૧મા અધ્યાયમાં કાલ અને સંવત્સરાદિનું નિરૂપણ કરી ૩૨-મામાં યુગનો વિષય નિરૂપે છે તેમજ પુરાણોનાં નામ તથા તે દરેકની શ્લોકસંખ્યા આપે છે. આ અધ્યાયો પણ પાછળથી ઉમેરાયા લાગે છે.

તેત્રીસમા અધ્યાયમાં સ્વાયંભુવના વંશનું વર્ણન આગળ ચાલે છે, જેનું અનુસંધાન દસમા અધ્યાય સાથે છે. સ્વાયંભુવ મનુના પુત્ર પ્રિયવ્રતે પોતાના સાત પુત્રોને સાત દ્વીપોનાં રાજ્ય વહેંચી આપ્યાં એની સમજૂતીરૂપે જમ્બૂદ્વીપ આદિ દ્વીપોનું વર્ણન આવે છે, જે ૧૬ અધ્યાય (૩૪ થી ૪૯) રોકે છે. એમા ભારત વર્ષનું વર્ણન ૪૫મા અધ્યાયમાં છે. ભૂગોળના વર્ણનમાંથી ખગોળનું વર્ણન શરૂ થાય છે, જે ચાર અધ્યાય (૫૦ થી ૫૩) રોકે છે. આ બંને વિષયોનું નિરૂપણ બીજાં કેટલાંક પુરાણોમાં પણ આવે છે. પરંતુ અહીં વંશ-વર્ણનનો વિષય એકવાર છૂટી ગયો, તે હજી બીજા વિષયો ઉમેરાયા કરે છે. હવે બે અધ્યાય પાછા શિવનો મહિમા દર્શાવે છે; પછી વળી કાલગણનાનો વિષય આવે છે. ત્રણ અધ્યાય (૫૬–૫૮)માં સંવત્સર, યુગ આદિની સમજૂતી છે. યુગધર્મમાંથી યજ્ઞધર્મનો વિષય આવે છે ને એમાંથી વેદના વિભાગ અને એના શાખા–ભેદનું નિરૂપણ આવે છે.

કેટલાક અહીં વાયુપુરાણનો પૂર્વભાગ પૂરો કરે છે. અઠ્ઠાવીસ અધ્યાયના વિષયાંતર પછી હવે મન્વન્તરોનું નિરૂપણ આવે છે (અધ્યાય ૬૨–૬૩). ૬૪મા અધ્યા-યમાં વૈવસ્વત મનુના વંશનું વર્ણન શરૂ થાય છે.

વાયુ પુરાણનો આનુષંગપાદ અહીં પૂરો થાય છે ને ઉપોદ્ઘાતપાદ શરૂ થાય છે.

૬૫મા અધ્યાયમાં ભૃગુ આદિ ઋષિઓના વંશનું વર્ણન છે. ૬૫માથી દેવો, દૈત્યો, દાનવો, ગંધર્વો, અપ્સરાઓ ઇત્યાદિની ઉત્પત્તિ વર્ણવી છે. ૭૦મા અધ્યા-યમાં વળી ઋષિઓના વંશનું નિરૂપણ કરેલ છે.

પિતૃઓના વંશવર્ણનમાં શ્રાદ્ધના વિષયનું સવિસ્તર વર્ણન ઉમેરાય છે, જે તેર અધ્યાય (૭૧–૮૩) રોકે છે. પછી વરુણ અને માર્તંડના વંશનું નિરૂપણ આવે છે.

૮૫મા અધ્યાયમાં વૈવસ્વત મનુના વંશનું વર્ણન શરૂ થાય છે. ૮૬મા અધ્યાયમાં આનર્તનો રાજા કકુદ્મી કન્યાને લઈ બ્રહ્મલોકમાં ગયો ત્યારે ત્યાં સંગીત ચાલતું હતું એ વાતના સંદર્ભમાં સંગીતનું નિરૂપણ કરવામાં આવે છે, જે ૮૭મા અધ્યાયમાં પૂરું થાય છે.

૮૮–૮૯મા અધ્યાયમાં ઇક્ષ્વાકુ વંશનું વર્ણન આવે છે; ૯૦ મા અધ્યાયથી સોમ (ચંદ્ર) વંશનું નિરૂપણ આવે છે, જેમાના યદુ વંશના વર્ણનમાં કૃષ્ણનું ચરિત આવે છે. ૯૯ મા અધ્યાયમાં પુરુ વંશનું વર્ણન પૂરું કરી ભવિષ્યના રાજાઓના વંશ જણાવવામાં આવે છે. એમાં મગધના રાજવંશોમાં બાર્હદ્રથ, શૈશુનાગ, નંદ, મૌર્ય, શુંગ, કાણ્વ ઇત્યાદિ ગણાવ્યા છે ને ગુપ્તવંશના આરંભ સુધીનો ઉલ્લેખ કર્યો છે એ ઇતિહાસની દૃષ્ટિએ નોંધપાત્ર છે. અહીં વંશ અને વંશાનુચરિતનો વિષય સમાપ્ત થાય છે. ઉપોદ્ઘાતપાદ પૂરો થતાં હવે ઉપ-સંહાર–પાદ આવે છે.

હવે આગામી મન્વન્તરોની વાત આવે છે. પછી ભૂર્લોકાદિના વર્ણનમાં પરાર્ધાદિ સંખ્યાની સમજૂતી નિમિત્તે પરમાણુ આદિ માપ ગણાવ્યાં છે. ૧૦૨મા અધ્યાયમાં પ્રતિસર્ગનું નિરૂપણ છે. સર્ગથી પ્રતિસર્ગ સુધીના પુરાણ–વિષય અહીં પૂરા થાય છે. ૧૦૩મા અધ્યાયમાં ઉપસંહાર કરી વાયુપુરાણનું માહાત્મ્ય પણ આપી દે છે. ખરી રીતે વાયુપુરાણ અહીં સમાપ્ત થાય છે.

પરંતુ કેટલીક પ્રતોમાં વળી બીજા અધ્યાય ઉમેરાય છે. એમાં એક વ્યાસ–સંશય–નિવારણને લગતો છે ને પછીના આઠ અધ્યાય ગયામાહાત્મ્યને લગતા છે.

બત્રીસમા અધ્યાયમાં વાયુપુરાણનો વિસ્તાર બાર હજાર શ્લોકનો જણાવ્યો છે તે આ બધા ૧૧૨ અધ્યાય ગણતાં લગભગ મળી રહે છે. પરંતુ અગાઉ જોયું તેમ આગળ જતા નર્મદા–માહાત્મ્ય, માઘ–માહાત્મ્ય, ગોસ્થાન-માહાત્મ્ય, રાજગૃહ–માહાત્મ્ય અને કારવણ–માહાત્મ્ય જેવા માહાત્મ્યગ્રંથો વાયુપુરાણના ખંડરૂપે ગણાતાં આ પુરાણનો વિસ્તાર આથીયે લગભગ બમણો મનાયો. બાકી વર્તમાન વાયુપુરાણના મૂળ વિષયોને લગતા અંશ લગભગ ૩૮ અધ્યાય રોકે, જેની શ્લોકસંખ્યા ૫૨૦૦ જેટલી થાય. એમાં ભૂગોળ અને ખગોળનું વર્ણન સમાવીએ, તો કુલ ૬૧ અધ્યાય અને લગભગ સાત હજાર શ્લોક થાય.

પુરાણોની અનુક્રમણિકાઓમાં વાયુપુરાણને બદલે

કેટલીકવાર શિવપુરાણનું નામ આવે છે તે ત્યાં વાયુ-પુરાણના જ અર્થમાં આવે છે એવું રેવામાહાત્મ્યમાં સ્પષ્ટ કર્યું છે. વાયુપુરાણમાં શિવનો મહિમા ખાસ સ્થાન ધરાવતો હોઈ, એને શિવપુરાણ તરીકે ઓળખવામા આવે એ અસંભવિત નથી.

હાલ જે શિવપુરાણ તરીકે પ્રસિદ્ધ છે તે આનાથી ભિન્ન છે. એ શિવપુરાણમા સાત સંહિતાઓ છે ને તેમાંની સાતમી સંહિતા વાયુના નામે ઓળખાય છે. એના પૂર્વભાગ અને ઉત્તરભાગ એવા બે ભાગ છે. ૩૫ અને ૪૧ મળી કુલ ૭૬ અધ્યાય છે ને એમા એકંદરે ૪ હજાર જેટલા શ્લોક છે. એ વાયુદેવે કહેલી છે ને એમાં પણ શિવનો મહિમા ગાયો છે. છતાં શિવ-પુરાણની વાયવીય સંહિતા અને વાયુપુરાણોના વિષયો તથા અધ્યાયોની તુલના પરથી માલૂમ પડે છે કે તે બે રચનાઓ તદ્દન જુદી છે. વાયુપુરાણનો જે પરિચય મત્સ્યપુરાણ તથા નારદપુરાણમા આપ્યો છે, તેમાં જણાવેલ વાયુ-પ્રોક્ત અને રુદ્રમાહાત્મ્યના મુદ્દા એ બંનેને લાગુ પડે છે, પરંતુ શ્વેતકલ્પનો પ્રસંગ તથા સર્ગાદિ લક્ષણો અને ગયા-માહાત્મ્યના મુદ્દા વાયુપુરાણને જ લાગુ પડે છે. પૂર્વ ભાગ અને ઉત્તર ભાગનો મુદ્દો શિવપુરાણની વાયવીય સંહિતાને લાગુ પડે છે, પરંતુ ગયાસુરવધ, ગાથમાહાત્મ્ય, નર્મદા તીર્થવર્ણન વગેરે વાયુપુરાણ સાથે બંધ બેસે છે, શિવપુરાણની વાયવીય સંહિતા સાથે નહિ. આથી પુરાણોની અનુક્રમણિકાઓમાં જણાવેલ વાયુપુરાણ એ શિવ-મહિમાને લગતું આ વાયુ-પુરાણ જ હોવાનું નિશ્ચિત થાય છે.

રાજવંશોની બાબતમાં વાયુ પુરાણનો પાઠ ઘણો સારો છે ને બ્રહ્માંડ પુરાણનો પાઠ ઘણે અંશે એને મળતો આવે છે. વાયુપુરાણ અને બ્રહ્માંડ પુરાણ વચ્ચે બીજું પણ ઘણું સામ્ય રહેલું છે. બંને પુરાણ વાયુ-પ્રોક્ત છે ને બંનેમાં પ્રક્રિયા, અનુષંગ, ઉપોદ્ઘાત અને ઉપસંહાર એવા ચાર ભાગ પાડેલા છે. બંનેના વિષયો અને એનો ક્રમ પણ લગભગ સરખો છે. આ પરથી હાલનું વાયુપુરાણ એ બ્રહ્માંડ પુરાણ જ છે એવું કેટલાક માને છે. પરંતુ વસ્તુતઃ એ બે વચ્ચે કેટલોક ફરક રહેલો છે. વંશાવળીઓ સિવાયના વિષયોના નિરૂપણમાં શ્લોકો છે ને એ સંખ્યામાં પણ ઓછાવત્તા છે. બીજું, પુરાણના જે અધ્યાયો શિવનો મહિમા દર્શાવે છે તે બ્રહ્માંડપુરાણમાં નથી, જ્યારે બ્રહ્માંડપુરાણના ઉત્તર ભાગમાં સહસ્રાર્જુન અને પરશુરામના આખ્યાન વિશે જે ૩૮ અધ્યાય આપ્યા છે તે વાયુપુરાણમાં નથી. વળી બ્રહ્માંડપુરાણના એ ભાગમાં ગોપીઓની તથા ઉદ્ધવની કૃષ્ણ-ભક્તિ નિરૂપી છે ને એની અંદર રાધાનું નામ પણ આવે છે. આમ વાયુપુરાણનો ઝોક શિવભક્તિ છે જ્યારે બ્રહ્માંડપુરાણનું વલણ વિષ્ણુભક્તિ તરફ છે. વાયુ પુરાણમાં આપેલ ગયા—માહાત્મ્યના અધ્યાયો પણ બ્રહ્માંડ પુરાણમાં નથી. આમ એ બે પુરાણો વચ્ચે ઘણું સામ્ય હોવા છતાં કેટલોક નોંધપાત્ર ફરક પણ છે.

વાયડા જ્ઞાતિનું એક નાનું સરખુ ઉપપુરાણ છે એ પણ 'વાયુપુરાણ' કહેવાય છે. એમાં ચૌદ અધ્યાય છે તે એ પછી એ અધૂરું રહેલું છે. એમાં વાયડનગરનું માહાત્મ્ય તથા વાયડા જ્ઞાતિની ઉત્પત્તિ વાયુદેવ તથા હનુમાનની ઉત્પત્તિની પૌરાણિક કથાઓના સંદર્ભમાં સમજાવેલ છે. આ વાયુપુરાણ વાયુ-પ્રોક્ત પુરાણ નહિ પણ વાયુ વિશેનું પુરાણ છે એ અર્થમાં 'વાયુ-પુરાણ' કહેવાય છે, જ્યારે મહાપુરાણોમાંનું વાયુપુરાણ તો વાયુ-પ્રોક્ત શિવ-પુરાણ છે.

વર્તમાન વાયુ-પુરાણમાં આપેલી મૂળ વંશાવળીઓ પાંડવોના વંશજ અસીમ કૃષ્ણના સમયની છે, જ્યારે એની પુરવણી ગુપ્તકાલના આરંભની છે. એમાંના પ્રાચીન અંશ ઈ. પૂ. પાંચમા શતક જેટલા પ્રાચીન ન હોય, તો પહેલા-બીજા શતક જેટલા પ્રાચીન તો ખરા જ. કલિયુગના રાજવંશો તથા શિવ-મહિમાને લગતા ખંડ ચોથા શતક સુધીમાં ઉમેરાયા લાગે છે. સમ્રાટ હર્ષના સમયમાં અર્થાત્ સાતમી સદીના પૂર્વાર્ધમાં તો વાયુપુરાણ લોકપ્રિય થઈ ચૂક્યું હતું. ગયામાહાત્મ્ય જેવા પ્રક્ષિપ્ત ખંડ એમાં ૧૦મા-૧૧મા શતકમાં કે તે પછી ઉમેરાયા ગણાય.

આમ વાયુપુરાણ એ અઢાર મહાપુરાણોમાંનું એક મહાપુરાણ છે. એમાં પુરાણ-અપેક્ષિત ઐતિહાસિક અનુશ્રુતિઓના પ્રાચીન અંશ રહેલા છે તેમ જ શિવભક્તિનું પ્રાધાન્ય રહેલું છે. એ વાયુ-પ્રોક્ત શિવપુરાણ જેવું હોવાથી, સામાન્યતઃ 'વાયુપુરાણ'ના નામે પણ ઓળખાતું. ઉપલબ્ધ પુરાણોમાં અર્થાત્ પુરાણોના વર્તમાન ગ્રંથોમાં વાયુપુરાણ એ સહુથી પ્રાચીન પુરાણોમાંનું એક હોઈ મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

# મૂડીવાદ, સમાજવાદ અને ઔદ્યોગિક રાજ્ય


જે. કે. ગૅલ્બ્રેથ

અનુ. ન. ઉ. રાજગુરુ


સ્વાભાવિક રીતે જ આજની વિશાળ કદની પેઢીઓનું સંચાલનકાર્ય વ્યક્તિગત ન રહેતાં સામૂહિક બન્યું છે. નિર્ણયો વ્યક્તિઓ દ્વારા નહિ પણ સમૂહો દ્વારા લેવાય છે. કારણ કે, મોટી પેઢીઓમાં યંત્રવિદ્યા, આયોજન અને વ્યવસ્થા — સર્વેમાં નિષ્ણાતી જ્ઞાનની જરૂર પડે છે. નિષ્ણાતોની આવડતને વ્યવસ્થિત રીતે એકઠી કરવામાં આવે છે અને પરિણામે સામૂહિક સત્તા ઉદ્ભવે છે. એટલે અનિશ્ચિત અને પલટાતા આકારની એવી આજની વિશાળ કદની પેઢી તજ્જ્ઞોની સામૂહિક શક્તિનો નમૂનો બની છે.

આ સમૂહસત્તા મૂડીવાદી પ્રણાલિકાવાળી પેઢીઓમાં નહિ પણ સમાજવાદી વ્યવસ્થાની પેઢીઓમાં કઈ રીતે વ્યક્ત થાય છે તે જરા વ્યાપક દૃષ્ટિએ તપાસવાનો હેતુ આ લેખમાં હું રાખું છું. પ્રશ્ન એવો ઊભો થાય છે કે, આવી સમૂહસત્તા સમાજવાદી સમાજવ્યવસ્થાની પેઢીઓમાં પણ અનિવાર્ય છે? યુ. એસ. એ. કે પશ્ચિમ યુરોપની વ્યવસ્થામાં સમૂહસત્તા જેમ વિકાસ પામી છે તેવું જ સમાજવાદ કે સામ્યવાદમાં પણ થાય છે? તો પછી ઔદ્યોગિક વિકાસ આપણને બધાને ક્યાં લઈ જાય છે?

યંત્રવિદ્યા, આયોજન અને વ્યવસ્થા પેઢીના સંચાલનમાં વ્યક્તિને બદલે સમૂહના હાથમાં સત્તા સોંપવાનું જરૂરી બનાવે છે. તેથી પ્રથમ તો આપણે એક વાતનો સ્વીકાર કરવો પડશે કે ઉત્પાદન-પ્રક્રિયામાં જ્યાં જ્યાં યંત્રકૌશલ્ય, આયોજન અને વ્યવસ્થા સમાવિષ્ટ થયાં છે ત્યાં ત્યાં નિર્ણાયક શક્તિ તો સમૂહમાં જ કેન્દ્રિત થયેલી માલૂમ પડે છે. આ તો માત્ર ટેક્નિકલ બાબત છે જેમાં કોઈ વિચારસરણીનો પ્રશ્ન જ નથી. નિર્ણયો લેવામાં જો બહુસંખ્ય લોકોની જરૂર પડતી હોય તો ગમે તેવી આર્થિક પદ્ધતિમાં, સત્તા તો સમૂહ તરફ જ વળશે.

બિન-સમાજવાદી અર્થવ્યવસ્થામાં જેમ જેમ પેઢીનો વિકાસ થતો જાય છે તેમ તેમ બિન-જરૂરી લોકોના હાથમાંથી સત્તા ચાલી જાય છે, જેમાં માલિકોનોયે સમાવેશ થઈ જાય છે. ઈ. સ. ૧૯૨૦ થી લગભગ ઈ. સ. ૧૯૪૫ સુધીના અરસામાં પ્રથમ હેન્રી ફોર્ડ, ફોર્ડ મોટર કંપનીના માલિક તરીકેની તમામ સત્તા પોતે જ વાપરવાનો આગ્રહ રાખેલો. પણ તેનું વિનાશકારી પરિણામ જ આવ્યું. એટલી બધી જંગી ખોટ આવી પડી કે પેઢી ફડચામાં જવા બેઠી. યુદ્ધના સમય દરમ્યાન આથી, સરકારે, ફોર્ડની આ પેઢી વ્યવસ્થા માટે સ્ટુડ-બેકરને સોંપી દેવાનું વિચારેલું.

તે જ સમય દરમ્યાન મોન્ટગોમરી વોર્ડ નામની પેઢીના પ્રમુખ સેવેલ એવરીના તે જ પ્રકારના હઠાગ્રહથી, પેઢીને લગભગ તેવો જ દુઃખદ અનુભવ થયેલો. T W A નામની હવાઈ વાહનવ્યવહારની વિશાળ પેઢીને નાણાં ઉછીનાં આપનાર લોકોએ પણ એવી જ શરત મૂકેલી કે T W Aના માલિક હોવર્ડ હ્યુજીઝ જો માલિક તરીકેના અધિકારો ઢીલા કરે તો જ તેઓ લોનની ખરીદી કરશે.

ફોર્ડ, એવરી કે હ્યુજીઝ મૂર્ખ તો નહોતા જ; પણ હકીકત એ હતી કે પેઢીઓનાં કદ વિશાળ બનવાથી સંચાલન-વ્યવસ્થા એટલી બધી અટપટી બનેલી કે સફળ સંચાલન માટે એક વ્યક્તિનો નહિ પણ અનેક નિષ્ણાતોનો અભિપ્રાય અનિવાર્ય બનેલો. તો પછી એમ જ કહેવું પડે ને કે મૂડીવાદના વિકાસની શ્રેષ્ઠતમ કક્ષાએ મૂડીવાદી દખલ ન જોઈએ!

## જાહેર સાહસોમાં જાહેર હસ્તક્ષેપ

ખાનગી સાહસની વાત કર્યા પછી જાહેર સાહસની મોટા કદની અને ટેક્નિકલ ગૂંચવણવાળી પેઢી વિશે આપણે શું કહી શકીએ? સ્વાભાવિક જ એમ કહેવું પડે છે કે જાહેર સાહસોની તેવી પેઢીઓમાં પ્રધાનમંડળના

સભ્યો તરફથી, રાજપુરુષો કે સનંદી અમલદારો તરફથી દખલ થવી જોઈએ નહિ. જો ખરેખર આમ બને તો પછી એમ પણ કહેવું પડે કે સમાજવાદમાં સામાજિક નિયમનની દખલ ન જોઈએ. અનુભવ આ વિધાનને સાબિત કરે છે.

વહીવટી બાબતો પરત્વે સવિશેષ જાગ્રત એવા અંગ્રેજોએ પણ એક વાત સ્વીકારી છે કે રાષ્ટ્રીયકરણ પામી ચૂકેલા ઉદ્યોગોને સ્વાયત્ત રાખવા જોઈએ. બીજા વિશ્વયુદ્ધ વખતે એટલી સરકારે આવા ઘણા ઉદ્યોગોને સ્વાયત્ત બનાવ્યા હતા. પરંતુ, સંસદીય ટીકાનો પ્રશ્ન મહત્ત્વનો હતો. રાષ્ટ્રીય-કૃત ઉદ્યોગોમાં અગ્રક્રમમાં મુકાતી નીતિ ઉપર જો પ્રશ્નો પૂછવાની સત્તા સંસદ-સભ્યોને અપાય તો આવી નીતિની માહિતી પ્રધાનો પાસે અગાઉથી હોવી જ જોઈએ, નહિ તો અજ્ઞાન કબૂલવું પડે અને તે ફરજ પ્રત્યેનો અનાદર થયો કહેવાય.

સંસદ-સભ્યો ગૂંચવણભરી અને ટેકનિકલ બાબતોને જ મહત્ત્વની માનીને ઉદ્યોગોને તે જ બાબતો વિશે પ્રશ્નો પૂછવાનો આગ્રહ રાખે છે. ત્યારે તે ખાતાને લગતા પ્રશ્નોના યોગ્ય જવાબ આપવા પ્રધાને ટેકનિકલ બાબતોના નિષ્ણાતોની સલાહ લેવી જ જોઈએ. આથી, નિર્ણયો લેવાની જવાબદારી ઉદ્યોગમાંથી પ્રધાન પાસે જ જાય, અને તેથી નિર્ણયો લેવામાં ઢીલ થાય અને ભારે નુકસાન સહન કરવું પડે.

આથી, જો સંસદીય ચંચૂપાત દૂર થાય તો પેઢી અને તેના નિર્ણય લેનારા નિષ્ણાતો જવાબદારીપૂર્વક કામ કરી શકે. બધી જ મહત્ત્વની બાબતોમાં આવું બને છે. આથી જ કોલસો, વીજળી, ગેસ, રસ્તાનો વાહન-વ્યવહાર અને હવાઈ વાહનવ્યવહારને આવી સ્વાયત્તતા આપવામાં આવી હતી.

પેઢીની આર્થિક નીતિ નક્કી કરનારા મહત્ત્વના ગણી શકાય તેવા નિર્ણયોમાં આવી સ્વાયત્તતાની ખૂબ જરૂર પડે છે. દા. ત. વીજળીશક્તિના ઉત્પાદનમાં અણુપ્રત્યાઘાતની પદ્ધતિનો ઉપયોગ કરવો કે પરમાણુઓનો તે નીતિવિષયક પ્રશ્ન છે. આવા નિર્ણય વૈજ્ઞાનિક, ટેકનિકલ, આર્થિક અને નિયોજન વિષેની બાબતો ઉપર આધારિત છે. આવા નિર્ણયમાં જે પ્રકારનાં જ્ઞાન, તાલીમ અને અનુભવની જરૂર પડે છે તે માત્ર સમિતિમાં કે સમિતિઓના કાફલામાં જ મળી શકે. આવું જ અન્ય વિષયોમાં પણ બની શકે. ઉત્તર આટલાંટિક હવાઈ વાહનવ્યવહાર બ્રિટિશ પેઢી દ્વારા ચાલે કે અમેરિકન પેઢી દ્વારા ચાલે, વેતન વધારવું કે ન વધારવું, રેલવેનું રાષ્ટ્રીયકરણ કરવું કે ન કરવું વગેરે નિર્ણયો વિશે સંસદ પોતાને પુછાય એવી અપેક્ષા જરૂર રાખે, ત્યારે નવાઈ તો એ છે કે આ જ બાબતો સંસદની જાણ બહાર રાખવામાં આવે છે.

થોડા વખત પહેલાં, ઇંગ્લૅંડની વિલ્સન સરકારના કેળવણીપ્રધાન અને અર્થનીતિવિશારદ સી. એ. આર. ક્રોસલૅંડે કહેલું "બ્રિટનમાં જાહેર સાહસ વિભાગની પેઢીઓ આજ સુધી સંસદને ખરા અર્થમાં જવાબદાર રહી જ નથી. સંસદમાં જે ટીકાઓ થઈ છે તે નિર્ણયો લેવાઈ ગયા પછીની, મહદ્ અંશે બિન-અસરકારક, છૂટક છૂટક અને માત્ર પ્રાસંગિક જ રહી છે." આ કેટલું સ્વાભાવિક છે!

## પ્રત્યક્ષ પ્રજાકીય અંકુશથી પર એવી સંસ્થાઓ

ઉત્પાદક સંસ્થાઓ ઉપર સમાજનો અંકુશ મુકાય તે સમાજવાદનો હેતુ છે એમ આજે મોટાભાગના સમાજવાદીઓ માને છે. લોકશાહી સમાજવાદીઓ સંસદને અંકુશ-સંસ્થા માને છે. સ્વાયત્ત અને મુક્ત પેઢી જ આર્થિક સત્તા ભોગવે એવું તો ભાગ્યે જ કોઈ સમાજવાદી માને. છતાં, હકીકત એવી જ છે સમાજવાદીઓ જેના ઉપર પહેલેથી પ્રહારો કરતા આવ્યા છે તે મૂડીવાદીઓ પણ આધુનિક પેઢીઓમાં આર્થિક સત્તા ભોગવી શકતા નથી. આથી જ તો રૉકફેલર, કૅનેડી કે હેરીમાન જેવા મૂડીવાદીઓ સત્તા મેળવવા રાજકારણમાં ઝંપલાવે છે.

મૂડીવાદમાં આવું પરિવર્તન થયાનું બધા સ્વીકારતા નથી. પરંતુ, ઉદ્યોગનું રાષ્ટ્રીયકરણ હવે અલ્પ-ઉપયોગી રહ્યું છે એવું તો સ્વીકારાય છે. ઇંગ્લૅંડને અનુલક્ષીને એ. એમ એફ. પામર નામના એક સમાજવાદી વિવેચકે થોડા સમય પહેલાં રમૂજમાં એકવાર કહેલું, "જો કોઈ બુદ્ધિશાળી નિરીક્ષક મંગળના કે શુક્રના ગ્રહમાં ઊતરી આવે અને જાહેર અને ખાનગી સાહસ વિભાગોની આજની વિશાળ કદની પેઢીઓની કામગીરી તપાસે તો તેનું સામ્ય જ તેના ધ્યાન પર પ્રથમ આવશે." આને પરિણામે તેમાંના કેટલાક તો જાહેર માલિકી નીચે પેઢીઓને લાવવાની વાતો છોડી જ દીધી છે. તેઓ સ્વીકારે છે કે આધુનિક યંત્રવિદ્યા, સંકલિત વ્યવસ્થા

અને આયોજને મૂડીવાદની માફક લોકશાહી સમાજવાદને પણ પોતાનો શિકાર બનાવી દીધો છે.

### અસહકારક જાહેર અંકુશ

વિશાળ કદની પેઢીઓ ઉપર જાહેર અંકુશ મૂકવાના ભારે પ્રયાસો પણ થયા છે. પરંતુ એ પ્રયોગોએ તેમના વિકલ્પ તરીકેના સ્થાનને ભાંગી નાંખ્યું છે. ભારત લંકા અને પૂર્વ આફ્રિકાના કેટલાક પ્રદેશોમાં બ્રિટનની પદ્ધતિથી વિરુદ્ધ રીતે જાહેર માલિકીની પેઢીઓને સ્વાયત્ત બનાવવામાં આવી નથી. અને લોકશાહી સમાજવાદનો અધિકાર અબાધિત રાખવા પ્રયાસ થયો છે. અંદાજપત્ર અને ખર્ચનું પરીક્ષણ, નીતિનું મૂલ્યાંકન અને જવાબદાર પ્રધાન દ્વારા પેઢીની વ્યવસ્થાની સમાલોચનાનો અધિકાર ધારાસભા પાસે છે.

હવે, જો પ્રધાનને પ્રશ્નો પૂછી શકાતા હોય, તો પછી પ્રધાને માહિતી સાથે તૈયાર રહેવું જોઈએ. પોતાની પાસે માહિતી નથી એવું જો કહે તો રાજકારણમાં તેનું કંઈ ઊપજતું જ નથી એવું સાબિત થાય અને તે કોઈપણ પ્રધાનને રુચે જ કેમ? જેમણે ઉદ્યોગીકરણ સાધી લીધું છે તેવા દેશો કરતાં પછાત પ્રદેશોમાં યંત્રવિશારદોને અનુભવ ઓછો છે. વ્યવસ્થાતંત્ર પણ પૂરતું પીઢ નથી. આમાં ભૂલો થાય છે અને અંતે સંસદ અને સંસદી અધિકારીઓ ચુસ્તપણે માનતા થાય છે કે મહત્ત્વના નિર્ણયો લેવાતા પહેલાં ઉચ્ચ ધોરણે તેની પુનઃસમીક્ષા થવી ઘટે.

ભારત જેવા દેશમાં, ખાસ કરીને, એક એવો ભ્રામક ખ્યાલ પ્રવર્તમાન છે કે સાંસ્થાનિક સમયથી ચાલી આવતી વહીવટી કાર્યદક્ષતા ગમે તે પ્રકારના ટેકનિકલ નિર્ણયો લેવા માટે પણ પૂરતી છે. વળી, ગરીબાઈને કારણે સગાંવાદ અને પક્ષાપક્ષી ફૂલેફાલે છે, જ્યારે ધનાઢ્ય પ્રદેશોમાં નોકરી-ધંધા સહેલાઈથી મળી જાય છે. આવા પક્ષપાતના અને સગાંવાદના બનાવોથી નીતિની પુનઃસમીક્ષા જરૂરી મનાવા લાગે છે. સનંદી સેવાનું અને વહીવટનું માળખું એટલું બધું જડ છે કે ઝડપથી બદલાતી જતી પરિસ્થિતિને અનુરૂપ થાય તેવી વ્યવસ્થા ઉપજાવવાનું મુશ્કેલ બને છે.

પછાત પ્રદેશોમાં જાહેર સાહસની પેઢીઓને સ્વાયત્તતા ન અપાયાને કારણે કાર્યવાહી ખૂબ બિન-કાર્યદક્ષ બની છે. વળી નીતિની થતી ફેરવિચારણાથી કામકાજમાં જે ઢીલ થાય છે તેથી ખર્ચમાં વૃદ્ધિ થાય છે. વ્યાપારક્ષેત્રે થોડીક ખરાબી પછી ભૂલ જડતાં અયોગ્ય નિર્ણય નિવારી શકાય છે. પણ નિર્ણયની ઢીલને લીધે માણસોની અને મૂડીની ઉત્પાદનશક્તિ વણવપરાયેલી રહી હોય તે તો ક્યાંથી ભરપાઈ થાય?

### વેતન અને ભાવો ઉપર સામાજિક અંકુશની અસર

સામાન્ય પ્રજાનાં હિતને અસર કરે તેવી બે મહત્ત્વની બાબતો ઉપર સામાજિક અંકુશની નિર્ણાયક અસરો પડે છે — લોકો પાસેથી કયા ભાવો વસૂલ કરવા તે અને કામદારોને કેવાં વેતનો આપવાં તે. સામાજિક અંકુશ ભાવોને નીચા રાખવા પ્રયાસ કરે છે અને વેતનોને ઊંચા રાખવા પ્રયાસ કરે છે. વિકસિત પ્રદેશની વિશાળ કદની પેઢીઓ આવું તો ન જ થવા દે. નીચા ભાવો અને ઊંચાં વેતનો કમાણીને સાફ કરી નાંખે છે અને તેથી બચતના ઉદ્ભવસ્થાનનો જ નાશ કરે છે. મૂડી ઊભી કરવા માટે પછાત પ્રદેશોમાં બચત એ જ ઉત્તમ સાધન છે. ધનાઢ્ય પ્રદેશો આના ઉપર જ ખાસ આધાર રાખે છે; ત્યારે જ્યાં તેની ખૂબ જરૂર છે તેવા પછાત પ્રદેશોમાં તેનો નાશ થાય છે.

ભારત અને લંકામાં જાહેર સાહસની લગભગ બધી જ પેઢીઓ ખોટ કરે છે. નવોદિત રાષ્ટ્રોમાં લગભગ આ પરિસ્થિતિ જ જાણવા મળે છે (આમાં હવાઈ વાહનવ્યવહાર એ એક રસપ્રદ અપવાદ છે. અન્ય પેઢીઓને જે સ્વાયત્તતા નથી મળતી તે તેને મળી જાય છે. સરકારી અમલદારો અને પ્રધાનો જ ખાસ તો વિમાનોનો ઉપયોગ કરે છે. પોતાના જાનની સલામતી જોખમાતી હશે તેથી વિમાન વાહનવ્યવહારને સ્વાયત્તતા મળતી હશે?) ઔદ્યોગિક વિકાસની જ્યાં ખાસ લગની છે તેવા પછાત દેશોમાં લોકશાહી સમાજવ્યવસ્થાનો ધબડકો ભારે નિરાશાજનક છે. આનું કારણ સમાજવાદ નથી, પણ લોકશાહી માળખામાં સમાજવાદી ઔદ્યોગિક વ્યવસ્થા સ્થાપવાનો પ્રયાસ છે.

આજના યુગમાં એક એવી શ્રદ્ધા છે કે લોકશાહી સારી છે અને સર્વશક્તિમાન છે—કુટુંબ, સત્ય કે નિરામયતાની જેમ લોકશાહી સમાજવ્યવસ્થા પણ અત્યારે શંકાથી પર છે. પણ આવી લોકશાહી આધુનિક વિશાળ કદની ઔદ્યોગિક પેઢીઓ ઉપર લાગુ

પાડી શકાતી નથી. વ્યવસ્થાપકો અને યંત્રવિદોની આપખુદી એ આવી પેઢીઓની પ્રકૃતિગત અનિવાર્યતા છે.

### સોવિયેત રશિયામાં પેઢીને સ્વાયત્તતા

કાર્યદક્ષ વહીવટ માટે મોટી પેઢીને જો મૂડીવાદમાં સ્વાયત્તતાની જરૂર પડતી હોય તો રશિયા જેવા સમાજવાદી અર્થતંત્રોમાં પણ તે એટલી જ જરૂરી છે જુદી જુદી વ્યક્તિઓના નિષ્ણાતી અભિપ્રાયને એકત્ર કરવામાંથી જ આવી સ્વાયત્તતાની જરૂર ઉદ્‌ભવે છે. ગમે તે વિચારસરણી હોય, આ સ્વાયત્તતાની જરૂર નિવારી ન જ શકાય. અમેરિકાની અને સોવિયેત રશિયાની વિશાળ કદની પેઢીઓની સરખામણી કરતાં એવું જણાય છે કે સોવિયેત રશિયામાં પેઢીને સ્વાયત્તતાની ઓછી જરૂર છે. આનું કારણ એ છે કે અમેરિકા કે યુરોપની પેઢીને આયોજન વિષેનાં જે કાર્યો કરવાં પડે છે તે સોવિયેત રશિયા જેવાં અર્થતંત્રોમાં પેઢીઓને કરવાની જરૂર પડતી નથી, આવાં કાર્યો રાજ્ય જ કરી આપે છે.

અમેરિકન પેઢી તેના ભાવો નક્કી કરે છે, ઉત્પાદનની માંગ ઊભી કરે છે કાચા માલના અને અન્ય વસ્તુઓના ખરીદ-ભાવો નક્કી કરે છે, પુરવઠો પૂરો પાડવા પગલાં લે છે. અને કેળવાયેલા અને નિષ્ણાત કામદારો માટે વળતરના દર નક્કી કરે છે. યુ એસ. એસ. આર. માં આ બધી કામગીરી રાજ્યનું આયોજનખાતું કરે છે. ઉત્પાદન અને રોકાણના લક્ષ્યાંકો અમેરિકામાં પેઢીએ જાતે નક્કી કરવા પડે છે. જ્યારે રશિયન પેઢીને આ લક્ષ્યાંકો તૈયાર કરીને જ સોંપવામાં આવે છે. પરિણામે, અમેરિકન કે બ્રિટિશ પેઢી કરતાં સોવિયેત રશિયાની પેઢીનું વ્યવસ્થાતંત્ર ઘણું સરળ છે. રશિયન પેઢીમાં ખરીદ-વેચાણ, વ્યાપારીઓ અને દલાલો સાથેની કડાકૂટ, ઉત્પાદન કે પુરવઠાનું આયોજન કે મજૂર સંબંધોની વ્યવસ્થાની કોઈ જરૂર નથી. મોટા ભાગની ઉચ્ચકક્ષાની જવાબદારી ઇજનેરોને શિરે જ રહે છે. આથી જ સોવિયેત સંઘ આયોજનને બદલે ટેકનિકલ વિકાસ ઉપર વધુ ધ્યાન આપી શકે છે.

આમ છતાં, સોવિયત રશિયામાં પેઢીની વ્યવસ્થામાં સ્વાયત્તતાને ઠીક ઠીક મહત્ત્વ અપાય છે. સોવિયત પેઢીમાં હસ્તક્ષેપ બે દિશાએથી થાય છે—રાજ્યનું આયોજન ખાતું અને સામ્યવાદી પક્ષ પોતે. પેઢીઓના સંચાલનમાં થતી દખલગીરી સામે રશિયામાં થયેલ અર્થનીતિવિષયક સાહિત્યમાં વારંવાર લાગણી ધરવામાં આવી છે. આ વિષય જેવું જ કાંઈક વિષાન વિદ્વાન બ્રિટિશ પ્રાધ્યાપક એલી ડેવન્સે ૧૯૫૭ માં 'લિસ્નર'માં પ્રકાશિત થયેલા પોતાના લેખમાં કહ્યું છે:

> "રશિયન લોકોને અનુભવ પરથી એટલું તો સમજાયું છે કે જો બહારથી સતત સૂચનો અને દખલગીરી ચાલ્યાં જ કરે તો કોઈ પેઢી કાર્યદક્ષ રહી શકે નહિ. વિરોધી સૂચનો જો અપાયાં જ કરે તો વ્યવસ્થાપક પોતાની નિષ્ફળતાનો દોષ આવાં સૂચનો ઉપર જ ઢોળી દેશે. બહારથી પેઢી ચલાવવાનો ગંભીર પ્રયાસ પણ બગાડ અને બિનકાર્યદક્ષતાની જ વૃદ્ધિ કરશે. પશ્ચિમમાં આપણે વિકેન્દ્રીકરણ, વિભાજન વગેરેની જે વાતો કરીએ છીએ તે બધું જ રશિયામાં પણ, ભલે, જુદા શબ્દોમાં, અમલમાં મુકાય છે. અને જેમ જેમ રશિયાના ઉદ્યોગો વધુ જટિલ અને વિકાસશીલ બનતા જાય છે તેમ તેમ વ્યવસ્થાની જવાબદારીની વહેંચણી ઉપર વધુ ને વધુ ભાર મુકાતો જાય છે."

મારો પોતાનો પણ એવો અનુભવ છે કે સોવિયત રશિયાના વ્યવસ્થાપકો સ્વાયત્તતાને મહત્ત્વ આપવામાં અચકાતા નથી. જ્યારે બીજી બાજુ એવું પણ બને છે કે ખૂબ વિશાળ કદની પેઢીઓ જ્યારે વધુ પડતું સ્વાતંત્ર્ય ભોગવે છે ત્યારે કાયદાથી પર એવા "સામંતશાહી ઉમરાવો" તરીકે નિંદાપાત્ર ઠરે છે.

### બાહ્ય દખલગીરી

સોવિયેત સંઘમાં સામાજિક ટીકાના સાધન તરીકે કાવ્યો ઉપરાંત નવલકથાઓનો પણ ખૂબ ઉપયોગ થયો છે. શ્રી વ્લાદિમિર દુદિન્તસેવ નામના વિખ્યાત લેખકે "નોટ બાય બ્રેડ એલોન" નામના પુસ્તકમાં વિશાળ કદની પેઢીઓના નોકરશાહી માનસ ધરાવતા વ્યવસ્થાપકોને બુદ્ધિ વગરના કહીને ઠીક ઠીક ઝાડ્યા છે. જ્યારે નાના કદની પેઢીઓના ઉત્પાદકોને શોધક ગણાવીને તેમની પ્રશંસા કરી છે. ઈ. સ. ૧૯૪૫ પછીનાં જે પાંચ-૭ પુસ્તકો મહત્ત્વનાં મનાય છે તેમાંનું આ એક છે. મોટી પેઢીઓના જડ અને મૂર્ખ વર્તણૂંકવાળા વ્યવસ્થાપકોની ..મણીમાં નાના ઉત્પાદકો પ્રત્યે તેમાં જે પ્રેમ .. છે તેવો ... કેટલાક અમેરિકનોએ પણ ત્યાંના ન... પ્રત્યે દર્શાવ્યો છે. આવા

રશિયન અને અમેરિકન લોકો જે પ્રેમ દર્શાવે છે તે માનવીય દૃષ્ટિબિંદુથી દર્શાવાતો હોય છે. બન્ને વાસ્તવિકતા ચૂકી જાય છે. આધુનિક યંત્રવિદ્યામાં નિષ્ણાતી જ્ઞાનને જોગવવા માટેનું તંત્રવિધાન અનિવાર્ય બની ગયું છે. તે સાથે એ પણ ઉમેરી શકાય કે કુદિન્સેવે જેનો પક્ષ ખેંચ્યો છે તે નાનો ઉત્પાદક–શોધક રશિયન અવકાશયાત્રીઓને અવકાશમાં મોકલી શકત નહિ.

હસ્તક્ષેપની બીજી સંભવના છે સામ્યવાદી પક્ષના મંત્રી તરફથી. પરંતુ તેને માટેય તે સરળ નથી. કારણ કે એક તો તે કોઈ કામદાર દ્વારા હસ્તક્ષેપ કરી શકે, અથવા નિર્ણય લેવાવાના સમયે નિર્ણય લેનારી સમિતિના સભ્ય તરીકે જો તે હસ્તક્ષેપ કરે તો નિર્ણયની જવાબદારી તેને શિરે રહે. આમ એક બાજુ, જો પોને નિર્ણયો લેવામાં સક્રિય ન રહે તો શું ચાલી રહ્યું છે તેની ગમ જ ન પડે. બીજી બાજુ, જો તેનો નિર્ણય વજનદાર બનતો જાય તો, પ્રાધ્યા. જોસેફ બર્લીનર કહે છે તેમ, તેને પક્ષમાં બઢતી મળે; પણ પેઢીની રોજબરોજની કાર્યવાહીમાં તો તે સક્રિય થઈ શકે નહિ અને પેઢીમાં તેમના ઉપર કોઈ વિશ્વાસ પણ મૂકશે નહિ. જાણીતા વિદ્વાન પ્રાધ્યા. ડેવિડ ગ્રેનિક પણ કહે છે કે પક્ષના અમલદારો અને પેઢીઓના અન્ય અમલદારો વચ્ચે કાચા–પાકા માંડવાળના સંબંધો રહ્યા કરે છે. નિષ્ણાતોનો સમૂહ બહારની દખલગીરીથી પોતાને મુક્ત રાખવા પ્રયાસ કરતો હોવાથી આમ બને છે.

આથી એમ લાગે છે કે ઔદ્યોગિક પેઢીઓમાં સત્તાના સ્થાન વિષેનો રશિયાનો ઉપાય પશ્ચિમના ઉપાયથી ખાસ જુદો નથી. અમેરિકા કે બ્રિટનમાં જે દશા શેરહોલ્ડરોની છે લગભગ તે જ દશા રશિયામાં લોકોની અને પક્ષની છે. આ બન્નેને સર્વસત્તાધીશ લેખે વર્ણવાયા છે એટલું જ, પરંતુ વાસ્તવમાં આપણી માફક જ અંતિમ નિર્ણયનો તમામ અધિકાર તો પેઢીના નિષ્ણાતોના હાથમાં જ છે.

## સ્વાયત્તતા તે બજાર નથી

સોવિયન રશિયા અને પૂર્વયુરોપના દેશોમાં વિકેન્દ્રીકરણને નામે જે પવન શરૂ થયેલો મનાય છે તે વધતી સ્વાયત્તતાનું પ્રતિબિંબ છે. આ સ્વાયત્તતા ભાવો, વેતનદર, ઉત્પાદન-લક્ષ્યાંકો, રોકાણ અને અન્ય કમાણી ઉપરની પેઢીની પકડને વધુ મજબૂત બનાવે છે. મજબૂત ભાવપ્રથાના રસિયા મિત્રો માને છે કે સામ્યવાદી વિશ્વ બજાર વ્યવસ્થા તરફ ફરીવાર આવી રહ્યું છે. આ માત્ર બાલિશ વિચાર છે.

એક બાબત આપણે ખ્યાલમાં રાખવી જોઈએ કે સોવિયેત રશિયાની મોટા કદની પેઢીને અનિયંત્રિત ભાવો, અવ્યવસ્થિત માંગ, કાચો માલ કે મજૂરો માટે બજાર ભાવો ઉપર આધાર રાખવો પડતો નથી. જે યંત્રવિદ્યા, સમય અને મૂડીથી તેઓ કામ કરી રહ્યા છે તેવી સ્થિતિમાં – પછી તે રશિયા હોય કે અમેરિકા હોય અનિશ્ચિતતાઓથી પ્રાપ્તિ સાધી શકાય નહિ. વિકેન્દ્રીકરણથી સોવિયેત પેઢીને આયોજનનું જે કામ અત્યારે અપાઈ રહ્યું છે તે પશ્ચિમની પેઢીઓ ક્યારની કરતી આવી છે. આ દર્શાવે છે કે જો પેઢીનું સફળ સંચાલન કરવું હોય તો સોવિયેત પેઢીને વધુ સત્તા મળવી જ જોઈએ. પરંતુ આ ઉપરથી બજારની વ્યવસ્થાના મુદ્દા પર એક થવાનું વલણ રશિયાની કે પશ્ચિમની પેઢીઓમાં ઉત્પન્ન થયું છે એમ માનવું યોગ્ય નથી. એમ એક રીતે કહીએ તો એવું લાગે છે કે બન્ને પ્રકારની પેઢીઓ બજારની વ્યવસ્થાથી આગળ નીકળી ચૂકી છે. એક જ વલણ નિશ્ચિત જણાય છે અને તે એ છે કે વેપારી પેઢીઓ આયોજનને વધુ ને વધુ પ્રમાણમાં પોતાને હસ્તક રાખતી થઈ છે. અહીં હું આ મહત્ત્વના ફેરફાર ઉપર જ ધ્યાન કેન્દ્રિત કરવા ધારું છું.

## સરકારની વર્તમાન કામગીરી

ગઈ સદીના ઉત્તરાર્ધ અને ચાલુ સદીનાં શરૂના વર્ષોમાં મૂડીવાદના ભવિષ્ય ઉપર ખૂબ ચર્ચા વિચારણા થઈ છે. અર્થશાસ્ત્રીઓ, રાજ્યશાસ્ત્રીઓ અને બર્નાર્ડ શૉ જેવા અનેક લોકોએ વિદ્વત્તાભર્યો ફાળો આપ્યો છે. સર્વની એવી માન્યતા હતી કે પશ્ચિમની આર્થિક પદ્ધતિ કોઈક પ્રકારના એવા વિકાસના તબક્કામાં છે કે જે અંતે આજનાથી જુદી પરંતુ વધુ સરસ બનશે. સમાજવાદીઓએ એવી દૃઢ ધારણા રાખી કે વિકાસની કુદરતી પ્રક્રિયાનો નવો તબક્કો સમાજવાદ જ છે. અત્યારે આધુનિક ઔદ્યોગિક અર્થરચનાના ભાવિની ચર્ચા ભાગ્યે જ થાય છે; ત્યારે કૃષિક્ષેત્રના ભવિષ્ય વિષે શંકાઓ છે; અને મનાય છે કે કૃષિવિભાગ સંક્રાંતિકાળમાંથી પસાર થઈ રહ્યો છે. નાના વેપારીઓ અને ઉદ્યોગપતિઓની પણ એ જ દશા છે. ત્યારે, વિશાળ કદની પેઢીઓ તો સિદ્ધિ જ મનાય છે.

પરંતુ, આજની જે વ્યવસ્થા પરિવર્તનોથી ઉપસ્થિત થઈ છે તે સ્થાયી છે એમ માની લેવું ખોટું છે. આધુનિક ઔદ્યોગિક વ્યવસ્થાએ આપણા ઉપર એવી ભૂરકી નાંખી છે કે તેના ભવિષ્ય વિષે ક્યાંય કશી ચર્ચા સાંભળવા મળતી નથી. આજનાં મજૂરમંડળો, દેવાલયો, હવાઈ જહાજો અને આપણી કોન્ગ્રેસમા ઊણપો છે એ વાત ઝટ માનીએ છીએ; પણ આધુનિક ઔદ્યોગિક કોરપોરેશન સર્વાંગસંપૂર્ણ છે એમ માની લીધું છે. આથી જ તેના વિષે તર્કવિતર્ક સંભળાતો નથી. વળી, તેના ભવિષ્ય વિષે વિચાર કરવો તેનો અર્થ જ એ છે કે તેની વર્તમાન અવસ્થા પર ધ્યાન કેન્દ્રિત કરવું. અમેરિકન વ્યાપારવર્તુળમાં આયોજન, સરકારી અંકુશ અને સમાજવાદ જેવા શબ્દો પ્રત્યે કોઈને પ્રેમ નથી. પરંતુ, હકીકતમાં પ્રચ્છન્ન રીતે એ જ તો થઈ રહ્યું છે. સરકાર ઔદ્યોગિક ભાવોને અને વેતનોને અસર પાડે છે, માંગ અને ઉત્પાદનનાં સાધનોના પુરવઠાને નિયંત્રિત કરે છે, યંત્રવિદ્યાને આગળ ધપાવે છે અને જટિલતાવાળી વસ્તુઓને બજાર પૂરું પાડે છે. ખુલ્લેખુલ્લું આયોજન અપનાવતા પૂર્વયુરોપ પ્રદેશમાં રાજ્યની કામગીરી આપણાથી તરી આવે એવી નથી.

## બદલાતાં વલણો

મૂડીવાદ કે સમાજવાદને નામે ઓળખાતું, આજની ઔદ્યોગિક વ્યવસ્થાનું બદલાતું વલણ આપણે સ્વીકારવું રહ્યું. એ આવકારદાયક પણ મનાવું જોઈએ. તે પરસ્પર વિરોધી પરિબળોના અનિવાર્ય ઘર્ષણના ખ્યાલને ટૂંક સમયમાં દૂર પણ કરશે. — જો કે આ વિરોધ બન્ને બાજુના ચિંતકોને તો પસંદ છે.

માર્ક્સવાદીઓ ઉપર જણાવેલાં પરિવર્તનનો સ્વીકાર કરતા નથી. મૂડીવાદી બળનું સ્થાન ટેક્નિકલ વ્યવસ્થાએ લીધું છે તેનો તેઓ સ્વીકાર કરતા નથી. માર્ક્સે આ કલ્પ્યું જ નહોતું; જો કે માર્ક્સના અનુયાયીઓ માર્ક્સ પાસે ગમે તેવી કલ્પના અત્યારે તો કરાવે છે અને ક્વચિત્ જરૂર પડ્યે માર્ક્સના કથનમાં ફેરફારો પણ કરાવે છે. પશ્ચિમમાં પણ કેટલાક ચિંતકો એવા છે કે જેઓ એમ માને છે કે મુક્ત સમાજ અને સામ્યવાદી વિશ્વ વચ્ચે પૂરી ન શકાય તેવો ગાળો છે. આ ચિંતકો બહારનાં તાર્કિક બળોને નજદીક આવવા દેતા નથી. જોકે લાંબો સમય આવું ન જ ચાલી શકે. કારણ કે મનુષ્યને જ્યારે એમ લાગે કે પોતે જૂનવાણી દેખાય છે ત્યારે તે ઢીલો થઈ જાય છે અને પોતાની અક્કડાઈ છોડી દે છે. બૌદ્ધિક આધુનીકરણ આડે મિથ્યાભિમાન એક જબરું પરિબળ છે.

આજની આયોજિત અર્થવ્યવસ્થામાં જટિલ અને જોખમી યંત્રવિદ્યા રાજ્ય દ્વારા જ વિકાસ પામે તે જરૂરી મનાય છે. આજે આ પ્રક્રિયા શસ્ત્ર-સ્પર્ધાના ક્ષેત્રે અમલમાં મુકાયેલી દેખાય છે. અને બે અર્થવ્યવસ્થા વચ્ચેના અનિવાર્ય ભેદમાંથી નિષ્પન્ન થયેલી અનિવાર્ય મનાતી દુશ્મનાવટ પર આ શસ્ત્ર-સ્પર્ધા આધારિત છે. પરંતુ હકીકત જુદી જ છે. વધુ તર્કવિતર્ક વિના પણ સમજી શકાય એવી સરળ વાત એ છે કે બેઉ અર્થ-વ્યવસ્થાઓ વચ્ચેનો દુશ્મનાવટ અને સંઘર્ષની ધારણાવાળો તફાવત અસ્તિત્વમાં જ નથી.

શસ્ત્ર-સ્પર્ધાનો અંત લાવવો સરળ નથી. પરંતુ એક વાત નિશ્ચિત છે કે આર્થિક ધારણાઓ ઉપર શસ્ત્ર-સ્પર્ધા છે. તે અવાસ્તવિક છે એટલું જરૂર સમજી શકાય. આ બાબતમાં ખૂબ જ આશાવાદી છું; કારણ કે માત્ર આર્થિક વ્યવસ્થાના તફાવતમાંથી જ આ સ્પર્ધા નિષ્પન્ન થયેલી મનાય છે.

## ખાનગી સાહસ : આભાસ અને વાસ્તવિકતા

ઘણા સમયથી ખાનગી સાહસ બજારને આધીન રહ્યું છે. અને ખાનગી સંપત્તિ ઉપરના અધિકારથી તેણે પોષણ મેળવ્યું છે. આજની પેઢીઓ બજારને આધીન રહી નથી, અને જે લોકો એ પેઢીઓનું સંચાલન કરે છે તે લોકોને સંચાલન-સત્તા સારુ આ પેઢીઓ ઉપર માલિકીહક્ક ધરાવવાની જરૂર નથી. આ પેઢીઓ અમુક હેતુઓ સિદ્ધ કરવા માટે સ્વાયત્તતા માગે છે. આથી તેઓ સરકારી અમલદારોના સંપર્કમાં આવે છે. સરકારી અમલદારો જે કામો કરી શકતા નથી તે કામો પેઢીઓના વ્યવસ્થાપકો કરી નાંખે છે. પરિણામે જે જે કામોમાં જટિલ યંત્રવિદ્યાની જરૂર પડે છે ત્યાં આજની ઔદ્યોગિક વ્યવસ્થા રાજ્ય સાથે ગાઢ સંપર્કમાં રહીને કામ કરે છે.

લશ્કરી સાધનો ઉપલબ્ધ કરવામાં, અવકાશી સંશોધનમાં કે અણુશક્તિના વિકાસમાં ખાનગી અને જાહેર વિભાગોને જુદી પાડતી ભેદરેખા એટલી બધી સૂક્ષ્મ છે કે તે દેખી શકાય તેવી રહી જ નથી. એ વિભાગો વચ્ચેની અવરજવર સામાન્ય બની છે. સરકારના અને ખાનગી

પેઢીઓના યંત્રવિશારદો ઘણીવાર સતતપણે સાથે જ કામ કરે છે, નિવૃત્તિ પછી લશ્કરી અમલદારો પણ જાહેર સાહસ વિભાગોના એકમોમાં વ્યવસ્થાપકો તરીકે જાય છે. બોઈંગ હવાઈ જહાજ પેઢીના એક વખતના કર્મચારી અને અનુભવી નિરીક્ષક પ્રા. મરે વેઈડનબૉમ અર્થકારણના આવા વિભાગને અર્ધ રાષ્ટ્રીયકરણ હેઠળના વિભાગ" તરીકે ઓળખાવે છે. પ્રા. વેઈડનબૉમ એવી પેઢીઓનો નિર્દેશ કરે છે કે જે પોતાનો મોટા ભાગનો વ્યાપાર સરકાર સાથે ચલાવે છે. મોટા ભાગની વિશાળ કદની પેઢીઓ ઘણો વ્યાપાર રાજ્ય સાથે કરે છે. શસ્ત્ર-સરંજામ ઉત્પન્ન કરતી પેઢીઓની માફક આવી પેઢીઓ પણ રાજ્ય ઉપર આધારિત બની જાય છે. વિકસિત પેઢી જેમ આગળ વધે છે તેમ, અંતે રાજ્યની જટિલ વહીવટી વ્યવસ્થાનો એક ભાગ જ બની જાય છે. સમય જતાં બંને વચ્ચેની ભેદરેખા ચાલી જશે. ખાનગી સાહસ તરીકે અત્યારે ઓળખાતી પેઢીઓને રાજ્યથી જુદી પાડનારી આ વાતની ભેદરેખા જ્યારે ચાલી જશે ત્યારે લોકોને તેના એક વખતના અસ્તિત્વ અંગે અચરજ જ થશે.

### રાજ્યનો આભાસ

ઉપર મુજબની પ્રતીતિ બધાને ભલે આવકાર્ય ન જણાય, પણ તે તંદુરસ્ત પ્રણાલીની જરૂર શરૂઆત કરશે. જો કોઈ ખાનગી વિકસિત પેઢી રાજ્યતંત્રના એક ભાગ સમાન બની જાય, તો પછી પોતે ખાનગી હોવાનું તેનું બહાનું ચાલી શકશે નહીં અને જાહેર પ્રજાના કલ્યાણ માટે સ્વસ્થ સમાજરચનાનાં ધ્યેયોનો તેણે સ્વીકાર કરવો જ પડશે. અન્ય પરિવર્તનો પણ કલ્પી શકાય તેવાં છે. વિકસિત કે પીઢ પેઢીનું જાહેર સ્વરૂપ સ્વીકારાય ત્યારે શેરહોલ્ડરોની સ્થિતિ પર ધ્યાન જાય જ. શેરહોલ્ડર તો નિષ્ક્રિય વ્યક્તિ છે. અગત્યની વાત તો એ છે કે કોઈ પણ પ્રકારના પ્રયત્નો કે જોખમો વિના જ પેઢીના વિકાસમાંથી તે લાભ લે છે. આધુનિક પેઢીની સફળતાનો આધાર પણ લાભવૃદ્ધિથી જ મપાય છે ને?

કોઈ વ્યક્તિને તેના બાપદાદા તરફથી વારસામાં કોઈ મોટી પેઢીના શેર મળે તો તે ઇતિહાસમાં થઈ ગયેલ ઉમરાવોને મળેલા અધિકારો કરતાં પણ વિશેષ છે. આ ચર્ચા આગળ ચલાવવાની જોકે જરૂર જ નથી છતાં પણ અકસ્માત્ ધનાઢ્ય બનતા લોકો વચ્ચે પણ સમાનતાનો કોઈ સિદ્ધાંત હોય છે ખરો.

અન્ય વિકસિત દેશો માફક યુનાઇટેડ સ્ટેટ્સમાં પણ નિર્ધન લોકો તો છે જ. પરંતુ જે આર્થિક પ્રભાવની આપણે અહીં ચર્ચા કરીએ છીએ તેમાં તેઓનો સમાવેશ થતો નથી. આનો અર્થ એવો નથી કે હું નિર્ધનતા પ્રત્યે દુર્લક્ષ સેવું છું.

### સ્વાતંત્ર્યનું ભવિષ્ય

સ્વાતંત્ર્યનું ભવિષ્ય ખૂબ રસદાયક છે. રૂઢિચુસ્તો હમેશાં એમ માનતા આવ્યા છે કે રાજ્ય જો મોટા પાયા પર આર્થિક પ્રવૃત્તિ આદરે તો સ્વતંત્રતા જોખમમાં મુકાઈ જાય કારણકે પછી, આર્થિક કે રાજકીય સગવડો ઊભી કરવા વ્યક્તિનો ભોગ આપવો પડે જ. એટલે કે આધુનિક ઔદ્યોગિક પ્રથા રાજ્યનો એક ભાગ બની જશે ત્યારે સ્વાતંત્ર્યનો પ્રશ્ન વધુ ગંભીર બનશે.

તાજેતરમાં સોવિયેત રશિયા અને એવા સામ્યવાદી અર્થવ્યવસ્થાવાળા દેશોમાં રાજ્ય અને બુદ્ધિવાદીઓ વચ્ચેનું ઘર્ષણ પ્રચ્છન્ન રહી શક્યું નથી. આ ઘર્ષણમાં એક બાજુ છે રાજ્યની જરૂરિયાતો ઉપર ભાર મૂકનારાઓ, નિયોજકો અને ઉત્પાદકો ત્યારે બીજી બાજુ છે બૌદ્ધિક અને કલાત્મક વિકાસ જેવા ઉચ્ચતર ધ્યેયો સ્વીકારનારાઓ. આપણે માટે આ ચેતવણીરૂપ ન ગણાય ?

આર્થિક અને રાજકીય સત્તાના સમાગમથી ઉત્પન્ન થયેલા જોખમ પ્રત્યે સજાગ રહેવાની વૃત્તિ ખોટી નથી. પણ કમનસીબે જે લોકો ચેતવણી આપે છે તે ખોટું સમજીને આમ કરે છે. એમને ડર છે કે રાજ્ય પોતાનો અતિવિસ્તાર કરીને નાણાં કમાતા યોજકનો વિનાશ નોતરશે. પરંતુ તેઓ જોઈ શકતા નથી કે યોજકોના વારસો જ રાજ્ય સાથે ઘનિષ્ઠ સંબંધ બાંધી રહ્યા છે. આ સંબંધનાં પરિણામોનો તેમને હરખ છે. વળી, પૂર્ણ ઉત્સાહથી તેઓ પોતાના જ સ્વાતંત્ર્યમાં મુકાતો કાપ સ્વીકારી રહ્યા છે. સંકલિત કાર્યની આપવી પડતી આ કિંમત છે.

પ્રશિષ્ટ વિચારસરણી અનુસાર પણ તેઓ પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવી રહ્યા છે. જેમ સોવિયેત રશિયાની કોઈ મોટી પેઢીનો વ્યવસ્થાપક પોતાના ખાતાની ટીકા કરી શકતો નથી તે જ રીતે હવાઈ ઉડ્ડયન ખાતાનો અમલદાર યુનાઇટેડ સ્ટેટ્સ સરકાર સાથે પૂર્ણ સહકારમાં હોવાથી અમેરિકન હવાઈ દળની કેટલીક અર્થહીન કામગીરીની ટીકા કરી શકતો

નથી. જે રીતે અગાઉ આદિ ફોર્ડ અમેરિકન સરકાર સાથે લડ્યા હતા તે રીતે હવેના કોઈ ફોર્ડ સરકાર સામે થઈ શકશે નહિ. રુઝવેલ્ટના સમયમાં જેમ એવરીએ પ્રમુખનો અનાદર કરેલો તેમ હવે મોન્ટગોમરી વોર્ડનો કોઈ પણ વ્યવસ્થાપક કરી શકશે નહિ. આ માત્ર રીત-ભાતનો કે વિવેકનો પ્રશ્ન નથી. મોટા ભાગના લોકો કહેશે "અત્યારે વિરોધ કરવામાં જોખમ ઘણું છે."

પરંતુ વ્યાપારીના સ્વાતંત્ર્યનો પ્રશ્ન નથી. એક રીતે આપણે એમ કહી શકીએ ખરા કે જે લોકો સ્વતંત્રતાની જોરશોરથી વાતો કરે છે તેઓ પોતાની પાસે રહેલા સ્વાતંત્ર્યનો પણ ઉપયોગ કરી શકતાં નથી. સ્વાતંત્ર્યનાં ખૂબ જ વખાણ કરનારો વ્યાપારી શિસ્તબદ્ધ વ્યવસ્થા જાળવનાર વ્યક્તિ છે. નિવૃત્ત લશ્કરી અમલદાર સામ્યવાદી જડ શિસ્તની વાતો કરે છે, પણ તેને લશ્કરી શિસ્તનું જીવન નાપસંદ નહોતું. આપણા વિદેશ ખાતાના પ્રધાન મુક્ત વિશ્વની વાતો ખૂબ લાગણીપૂર્વક કરે છે, પણ ખરેખર ચાહે છે તો પોતાના વિચાર સાથે હોંહા હોહા કરનારને જ.

## સમાજવ્યવસ્થાનો ઉદ્દેશ

આધુનિક ઔદ્યોગિક વ્યવસ્થાની જરૂરિયાત માટે માન્યતાઓનું જે બલિદાન દેવાય છે તે જ સૌથી મોટું જોખમ છે. આ જોખમ આપણને વસ્તુઓ ખરીદવા પ્રેરે છે. તે વસ્તુઓના ઉત્પાદન માટે જરૂરી નીતિ રચવા પ્રેરે છે. તે જ રીતે આ જોખમ આપણા ઉદ્દેશો અને મૂલ્યોને પણ અસર કરે છે. આપણે સ્વીકારીએ છીએ કે યંત્રવિદ્યા હમેશાં સારી જ છે, આર્થિક વિકાસ પણ સારો જ છે, પેઢીઓ હમેશાં વિસ્તૃત થવી જોઈએ, ચીજવસ્તુઓનો ઉપભોગ તે જ સુખનું મુખ્ય સાધન છે, આળસ એ દુષ્ટતા છે,— અને આથી યંત્રવિદ્યા અને વિકાસને અપાતી અગ્રતામાં ક્યારેય દખલ થવી જોઈએ નહિ.

જો આપણે એમ માનતા રહીએ કે આધુનિક ઔદ્યોગિક વ્યવસ્થાના ઉદ્દેશો અને તે માટે જરૂરી જાહેરનીતિ જીવન સાથે સુસંગત છે તો આ ઉદ્દેશોને હાંસલ કરવા પાછળ આપણું સમગ્ર જીવન ખર્ચાશે. આ ઉદ્દેશોને અનુરૂપ હશે તે જ આપણે સ્વીકારીશું અને બીજું બધું ફેંકી દઈશું.

આપણી જરૂરિયાતોની વ્યવસ્થાઓ ઔદ્યોગિક વ્યવસ્થાના સંદર્ભમાં થશે. મુલકી અને લશ્કરી બાબતોમાં પણ ઔદ્યોગિક વિકાસની ભારે અસર રાજ્ય ઉપર પડશે. કેળવણીનો પણ એ જ સંદર્ભમાં વિચાર થશે અને ઔદ્યોગિક વ્યવસ્થાના સંદર્ભમાં જે શિસ્ત જીવનમાં સ્વીકારાશે તે સમાજમાં પ્રચલિત નૈતિકતાનું સ્થાન લેશે.

અન્ય ઉદ્દેશો આપણને મોંઘા, ઓછા ઉપયોગી અથવા સમાજવિરોધી લાગશે. ઔદ્યોગિક વ્યવસ્થાના આપણે ગુલામો જ બની જઈશું. ઘરની નોકર બાઈ જેમ પોતાના માલિક-માલકણના હિતને પોતાનું સમજે એવું આપણું બનશે. આ કંઈ સ્વાતંત્ર્ય નથી.

પણ, એથી ઊલટું, જેમ જેમ આપણે સંપન્ન થતા જઈએ તેમ તેમ આપણે જો માનતા થઈએ કે ઔદ્યોગિક વ્યવસ્થા એ આપણા જીવનનો એક ભાગ માત્ર છે તો ચિંતાનું કોઈ કારણ નથી. સૌંદર્ય અને સુરુચિનાં ઉદ્દેશોને મહત્ત્વનું સ્થાન મળશે. જેઓ આવા ઉદ્દેશો માટે કામ કરશે તેઓને ઔદ્યોગિક વ્યવસ્થાના ઉદ્દેશોથી દબાવું નહિ પડે. જીવનનાં ઉચ્ચતર ધ્યેયોને ઔદ્યોગિક વ્યવસ્થાના ધ્યેયો કરતાં વધુ મહત્ત્વ આપવું પડશે. બૌદ્ધિક વિકાસ કેવળ ઔદ્યોગિક વ્યવસ્થાની સુધારણા માટે જ નહીં પરંતુ એના આગવા આનંદ ખાતર થશે. ઉત્તરોત્તર વિકસતી જતી યંત્રવિદ્યા દ્વારા થતી ઉત્પાદન અને આવકની વૃદ્ધિ સિવાય, જીવનમાં ખાસ કશું જ નથી એવી માન્યતાના સકંજામાં આપણે પછી સપડાવું નહિ પડે.

પછી ક્યારેક આપણે સમજીશું કે આજની ઔદ્યોગિક વ્યવસ્થા જરૂરી વસ્તુઓ અને સેવાઓ પૂરતા પ્રમાણમાં પૂરી પાડવાની માત્ર ટેકનિકલ વ્યવસ્થા જ છે. આવી ઔદ્યોગિક વ્યવસ્થામાં જે લોકો પાસે સત્તા આવશે તેઓ પણ એમ જ સમજશે. લોકો પણ તેનો જ સ્વીકાર કરશે. જો માત્ર આર્થિક ધ્યેયો જ સમાજ-જીવનનાં ધ્યેયો હોય તો ઔદ્યોગિક વ્યવસ્થાના રાજ્ય ઉપર વર્ચસ્વ ભોગવે જ. પણ તે ઉપરાંત પણ ઔદ્યોગિક વિકાસમાં જ આપણા ઉદ્દેશોની ઇતિશ્રી નહીં થતી હોય તો અન્ય હેતુઓ માટેનો પુરુષાર્થ જારી રહેશે.

## નવીન ઉદ્દેશો

આવા અન્ય ઉદ્દેશોમાં જીવનના સૌંદર્યલક્ષી ખ્યાલો મુખ્ય છે, જે આપણી ઔદ્યોગિક વ્યવસ્થાથી પર છે. આથી જ ઔદ્યોગિક વ્યવસ્થા સૌંદર્યલક્ષી બાબતોને તદ્દન અવ્યવહારુ ગણીને ફેંકી દે છે અને સૌંદર્યલક્ષી

ખ્યાલોને મહત્ત્વ આપનારા લોકોની હાંસી ઉડાવે છે.

આ સંઘર્ષ ત્રણ સ્વરૂપે દેખા દે છે. પ્રથમ તો સાદી વાત જ છે કે સૌંદર્ય અને ઔદ્યોગિક કાર્યદક્ષતા વચ્ચે જ સંઘર્ષ છે. ખેતરોની આરપાર વીજળીસંચાર કરવો સહેલો છે, ગામડાં, કસબા કે શહેરો જોડતા સીધા રસ્તાઓ બાંધવા પણ અઘરા નથી, લોકોની શાંતિનો ભંગ કરતાં જેટ વિમાનો ઉડાડવાં પણ સરળ છે અને ઉદ્યોગોનો બગાડ હવા તથા પાણીમાં ભેળવવો પણ સહેલો છે.

બીજી બાબત છે કલાકાર ને વ્યવસ્થાતંત્ર વચ્ચેના સંઘર્ષની — કેમ જાણે, વિજ્ઞાનીઓ અને ઇજનેરો પોતપોતાનાં ક્ષેત્રમાં વિશેષીકરણ કરી શકે, પણ કલાકારો નહિ! આથી જે વ્યવસ્થાતંત્ર નિષ્ણાતો અપનાવી શકે તે ઇજનેર કે વિજ્ઞાનીને માટે લાભદાયી છે પણ કલાકારને માટે નહિ. વ્યવસ્થાપક તરીકે કલાકાર નકામો છે, અને વ્યવસ્થાતંત્ર કલાકારને બગાડે છે. આથી કલાકારનુ સ્થાન આધુનિક ઔદ્યોગિક વ્યવસ્થાતંત્રમાં ક્યાંયે નથી.

છતાં કોઈક મહત્ત્વના સ્વરૂપની કલાત્મક અભિવ્યક્તિ કોઈક વ્યવસ્થાની આપલે રાખે છે બાંધકામના તથા લેન્ડસ્કેપના અને વસવાટના મકાનોની ડીઝાઈનના ક્ષેત્રે આવું વિશેષ છે. અમેરિકાનાં વિખ્યાત મહાલયો તેમના આંતરિક મૂલ્યથી નહીં પણ સ્વરૂપથી શોભીતાં બન્યાં છે. બે ગેસોલીન સ્ટેશનો અને નિયોન સાઈનોથી વીંટળાયેલો હોય તો તાજમહાલ આટલો આકર્ષક ન લાગે. છતાં, તાજની નજદીકમાં પેટ્રોલપંપ ગોઠવીને વ્યક્તિગત આર્થિક હિત સાધી શકાય ખરું!

• આર્થિક બાબતોને ગૌણ બનાવીને જીવનને સૌંદર્ય આપનારી બાબતોને અગ્રતા આપવાનો સમય આવી પહોંચ્યો છે. વ્યવસ્થાની કાર્યદક્ષતા અને સૌંદર્ય વચ્ચે પણ સૌંદર્યને જ પસંદગી આપવાની રહી. વળી, એટલું જ નહિ, પણ સૌંદર્ય લાંબે ગાળે ફાયદાકારક છે તેથી તે અપનાવીએ એવી બુદ્ધિહીન વાતો કરવાની પણ જરૂર નથી. જે કંઈ સુંદર હોય તે આર્થિક વળતર આપતા બંધાયેલું નથી.

આવી જરૂરી વ્યવસ્થા સ્થાપવામાં રાજ્ય તરફથી મજબૂત પગલાંની જરૂર પડશે. ઔદ્યોગિક ક્રાંતિ પછીના સમયથી આજદિન સુધીમાં આર્થિક બાબતોને જ લક્ષ્યમાં રાખી હોવાથી, કોઈ શહેર સુંદર બંધાયાનું જાણ્યું નથી. આમાં કોઈક રાજધાની અપવાદરૂપ હોઈ શકે. જ્યાં સુરુચિપૂર્ણ નગરઆયોજન થયેલું હતું તેવા પ્રાચીન અને મધ્યયુગી શહેરો જોવા લાખોની સંખ્યામાં લોકો ઊમટે છે.

પશ્ચિમના ઉદારમતવાદે દરેક વ્યક્તિને કે દરેક નિયોજકને રચના માટે જે સ્વાતંત્ર્ય આપ્યું તેને લીધે વિકાસ ઝડપી, કાર્યદક્ષ અને વિવિધતાભર્યો થયો છે. જ્યારે 'નિયંત્રણ' વાળા દેશમાં આવું બની શક્યું નથી. પરંતુ સૌંદર્યદૃષ્ટિનો ખ્યાલ નથી રહ્યો અહીં, નથી રહ્યો તહીં.

જીવનમૂલ્યો અને ઉદ્દેશોમાં જે પરિવર્તન આવી રહ્યું છે તેને આજની ઔદ્યોગિક પ્રથાથી પણ વેગ મળતો જાય છે. ટેકનિકલ, વૈજ્ઞાનિક અને બૌદ્ધિક જરૂરિયાતોને સંતોષવા માટે આજની ઔદ્યોગિક વ્યવસ્થા પોતે કેળવણી પામેલાં સ્ત્રીપુરુષો પેદા કરે છે. અને આ કેળવાયેલા સ્ત્રીપુરુષો જ લાંબે ગાળેય માનવ-જીવનના સામાજિક હેતુઓ ઉપરનો ઔદ્યોગિક પ્રથાનો ઇજારો ફગાવી દેશે એવી અપેક્ષા રહે છે.

સમયે જેને શક્ય બનાવ્યું છે અને આપણી વિવેકબુદ્ધિ જે સૂચવે છે તે તે ધ્યેયોને સંગીન રાજકીય કાર્ય દ્વારા ત્વરિતગતિ બનાવી શકાય. રાજ્ય દ્વારા સમાજે સૌંદર્યલક્ષી હેતુઓનું આર્થિક હેતુઓ ઉપરનું વર્ચસ્વ સ્થાપિત કરવું જોઈએ. રાજ્ય તરફથી જ વ્યક્તિને પુરુષાર્થનું સ્વાતંત્ર્ય મળી શકે, ઔદ્યોગિક વ્યવસ્થા તરફથી નહિ. વ્યાપક કેળવણી અને ટેકનિકલ તાલીમ વચ્ચે સમતુલાની સ્થાપના પણ રાજ્ય જ કરી શકે.

રાજ્ય પાસેથી આ ઉદ્દેશોની પૂર્તિ અપેક્ષિત હોય તો વૈજ્ઞાનિક અને શૈક્ષણિક જગતે તથા વિશાળ બૌદ્ધિક સમાજે પોતાની શક્તિ અને આ તક અંગે સવેળા જાગ્રત થઈને તેમનો બરાબર ઉપયોગ કર્યે જ છૂટકો. એમના વિના બીજા કોના પર મદાર રાખી શકાય?

# ઝેકોસ્લોવાકીઆ : 'સંક્રાન્તિના વમળ'માંથી 'નવી ક્રાંતિ'ના આરે?

ભોગીલાલ ગાંધી

૧.

ઝેકોસ્લોવાકીઆ 'સંક્રાંતિના વમળ'ની * કક્ષા વટાવી જઈને 'નવી ક્રાંતિ'ના આરે પહોંચી ગયુ છે એવો ભાસ થઈ રહ્યો છે. પરંતુ જેમ જેમ તેની પ્રગતિ થઈ રહી છે તેમ તેમ તેની તાવણી પણ આકરી બની રહી છે, એમ સ્પષ્ટ છે. ભવિષ્યકથન આજની કક્ષાએ મુશ્કેલ હોવા છતા દિશા-સૂચન તો અવશ્ય મળી રહ્યું છે.

ઝેકોસ્લોવાકીઆની ભૂ-રાજકીય પરિસ્થિતિ જ એવી છે કે એ ગમે તેટલું ઇચ્છે તો ય પૂર્વજર્મની, હંગેરી, રૂમાનિયા, પોલાંડ અને રશિયા—પાંચ પાંચ કમ્યુનિસ્ટ રાજ્યોની ભીંસમાં ઘેરાયેલા એકલવાયા નાનકડા રાષ્ટ્ર માટે એ સૌની છેડાગાંઠ કાપી નાખવાનું શક્ય નથી. જો કે, તે એવું કશું ઇચ્છે છે યા એ માટે મથે છે એમ માનવાને કોઈ જ કારણ નથી. એ જે માટે મરે-મથે છે તે બેઉ પાયાની બાબત છે: એક તો, દરેક કમ્યુ.રાષ્ટ્રનું અખંડ સાર્વભૌમત્વ. અને બીજું: સમાજવાદ + લોકશાહીના રાહે સામ્યવાદ + સ્વતન્ત્રતા આવી સિદ્ધિ, જ્યાં લગી તે સામ્યવાદના મૂળભૂત માળખાને ફગાવી ન દે ત્યાં લગી શક્ય છે ખરી?—આ સવાલ મૂળગત અને તાત્ત્વિક છે. પરંતુ જ્યાં લગી આવું કોઈ model સિદ્ધ થાય નહિ ત્યાં લગી એનો જવાબ અધૂરો જ રહેવાનો.

જો કે, સાર્વભૌમત્વનો અધિકાર હાંસલ કરવા માટે આજ પૂર્વે અનેક કમ્યુનિસ્ટ રાષ્ટ્રોએ માથું ઊંચું કર્યું છે. ૨૦ વર્ષ પૂર્વે યુગોસ્લાવીઆએ આંતરરાષ્ટ્રીય સામ્યવાદના સરપતિ સ્તાલિન સામે બાથ ભીડી હતી. રાજ્યહસ્તકનાં સમૂહ ખેતરો અને અતિકેંદ્રિત અર્થતંત્રના પ્રયોગો બાદ એને પોતાના દેશ પૂરતો એ અખતરો ખતરનાક લાગ્યો હતો, અને એણે પોતાનો આગવો રાહ બહાદુરીપૂર્વક અપનાવ્યો હતો. રાજદ્વારી તંત્રમાંય તેણે વિકેન્દ્રિતતાનો પ્રયોગ કરવા માંડ્યો હતો; તથા વિદેશનીતિમા તેણે 'વોર્સો કરાર'ને તિલાંજલિ આપીને પશ્ચિમના દેશો સાથે સ્વતંત્ર સંબંધો બાંધ્યા હતા; સાથોસાથ, રૂસી નેતાગીરી વિના તેણે શાહીવાદ સામેની લડાઈની નીતિ જારી રાખી હતી. ટિટોની આ એકલપંડ હિંમત અને દૃઢતા કમ્યુ. ઇતિહાસમાં અપૂર્વ હતી. કમ્યુ. રાષ્ટ્રો માટે અશક્ય મનાતી શક્યતાના ઇંગિત સમી હતી.

આ પછી, ૧૯૫૬માં ખુદ રશિયાના સર્વસર્વા ક્રુશ્ચોવે, સ્તાલિનના મૃત્યુ બાદ, નિઃસ્તાલિનીકરણની હાકલ કરીને આખી દુનિયામાં અપૂર્વ ઊહાપોહ જગાવી હતી. એણે monolithic—એકકેન્દ્રી કમ્યુનિઝમની ઇમારત હચમચાવી દીધી અને ટિટોએ બહુકેન્દ્રી (policentric) કમ્યુનિઝમનો પંથ ચીંધ્યો. દરેક રાષ્ટ્રને માટે પોતાની પાર્શ્વભૂમિકા તથા પરિસ્થિતિ અનુસાર સામ્યવાદની સિદ્ધિ માટે અલગ રાહ હોવાનો સિદ્ધાંત સ્વીકૃત બન્યો.

સિદ્ધાંત સ્વીકારવો એક વાત છે; બીજો કોઈ દેશ એનો અમલ કરે એ, પોતાના તાત્કાલિક હિતવિરુદ્ધ હોય ત્યારે, તેને વધાવી લેવો બીજી વાત છે. ખુદ *ક્રુશ્ચોવ પણ ચોંકી ઊઠે એવો પડઘો ઊઠ્યો પોલાંડ અને* હંગેરીમાં. એમણે આંતરિક સ્વાધીનતા અર્થે રશિયાઈ જોહુકી સામે બગાવત પુકારી. રશિયાએ લાલસેના દ્વારા અને આંતરિક ફાટફૂટ પાડીને બળવો કચડી નાખ્યો. આ પછી, સાવધ બનેલા રૂમાનિયાએ કશા બંડખોરા વિના, બેઠી લડત દ્વારા, રશિયાઈ પકડમાંથી ઠીક ઠીક મુક્તિ મેળવીને, વોર્સો જૂથને ય બાજુ પર રાખીને, પોતાનું ઘર નવેસરથી ગોઠવવાનો આરંભ કરી દીધો છે. તો વળી, માઓનું ચીન ક્રુશ્ચોવના અંતિમ 'લૉજિક' સમું તેની જ હાંસી ઉડાવી રહ્યું છે—સંપૂર્ણપણે, રશિયાથી સ્વતંત્ર આગવું વિશ્વસામ્યવાદનું નવું કેન્દ્ર બની બેઠું

* જુઓ 'વિશ્વમાનવ' વૃત્તવિમર્શ (એપ્રિલ-૧૯૬૮)

છે. સૈદ્ધાન્તિક તથા વ્યાવહારિક બંને ક્ષેત્રે તેણે રશિયાઈ જૂથને ક્રાંતિના દગાખોર તરીકે પડકાર ફેંક્યો છે.

ચેકોસ્લોવાકીઆનું 'મૉડેલ' આ બધાં કરતાં ભિન્ન છે, વિશિષ્ટ છે.. તે માત્ર આંતરિક સ્વાયત્તતા નહિ, સંપૂર્ણ સાર્વભૌમત્વ પ્રાપ્ત કરવા ઉપરાંત નવું અપૂર્વ સિદ્ધ કરવા માગે છે તે છે સમાનતાવાદી સામાજિક આર્થિક ન્યાય સાથે સ્વાતંત્ર્ય. તેનો પુરુષાર્થ સમાજવાદ સાથે લોકશાહીનો સમસ્ત વ્યવહારમાં મેળ ખવડાવવાનો છે.

માઓએ અને ટિટોએ સાર્વભૌમત્વ સિદ્ધ કર્યું છે પરંતુ યુગોસ્લાવીઆના આંતરિક વ્યવહારમાં હજી ઘણે અંશે કમ્યુ. પાર્ટીની સરમુખત્યારી પ્રવર્તે છે. પોતાના જ સાથી જિલાસને સૈદ્ધાન્તિક મતભેદો જાહેર કરવા માટે વર્ષો થયાં કારાવાસમાં ગોંધી રાખીને તે આંતરિક સુધારાના અખતરા કરી રહ્યો છે. માઓ પણ, પૂર્ણ સાર્વભૌમત્વની સ્થાપના કરી ચૂક્યો હોવા છતાં, કમ્યુ. પાર્ટી જ પોતાના હાથમાંથી સરકી રહી છે એવું જણાતાં, પાર્ટીને જ છિન્નભિન્ન કરીને, સૈન્ય અને 'રેડગાર્ડ'ના જોરે સ્તાલિનપંથીય સવાઈ વૈયક્તિક સત્તા પકડી રાખવા ભયંકર જલ્લાદી રાહ અપનાવી બેઠો છે. અલબત્ત, પોલાંડ અને હંગેરીમાં આંતરિક સ્વાતંત્ર્ય અને લોકશાહીની જેહાદ જાગી હતી. પોલાંડમાં તે આકાર ધારણ કરે તે પૂર્વે જ રૂંધાઈ ગઈ હતી, ત્યારે હંગેરીમાં રૂસી સેનાનો અત્યાચાર અને આંતરિક વિષમ સ્થિતિને કારણે તે ગૂંગળાઈ મરી. રશિયામાં ક્રુશ્ચોવના અમલ દરમ્યાન આંતરિક સ્વતંત્રતાને નામે ઢોલ પીટયા પછી જે થોડીક છૂટછાટો મુકાઈ તેય એકધારી ટકી નથી. ત્યાં તો આંતરિક જૂથો વચ્ચેના સંઘર્ષના સંદર્ભમાં ક્યારે–કોને–કેટલી સ્વતંત્રતા આપવી કે આપેલી છીનવી લેવી તેના નિર્ણયો લેવાતા રહ્યા છે.

ચેકોસ્લોવાકીઆની એક વિશિષ્ટતા એ છે કે કમ્યુ. પાર્ટીની નવી નેતાગીરીએ પાયાના પરિવર્તનનું બીડું ઝડપ્યું છે. ચેકોસ્લોવાકીઆને માથે આફત ઊતરી હોય તો તેના આ 'ગુના' માટે જ!

દરેક કમ્યુ. દેશ પોતાની પરિસ્થિતિ અનુસાર પોતાનો સમાજવાદી રાહ નક્કી કરે એ સિદ્ધાન્તના પુરસ્કર્તા ક્રુશ્ચોવે હંગેરીને એ માર્ગે વળતાં જ કચડી નાખ્યું હતું. આજે એમના જ વારસદારો ચેકોસ્લોવાકીઆને ખૂંદી નાખી શક્યા નથી તે એટલા માટે નહિ કે રશિયાનું હૃદયપરિવર્તન થયું છે. તેણે તો સેકભૂમિમાં ૧૦,૦૦૦ થી ૧૫,૦૦૦નું – ટૅંકો, શૈકેટવાહકો, બખ્તરિયા દશુ-ગાડીઓ સહિતનું – સૈન્ય ગોઠવી દીધું જ હતું. વળી, બીજી ખૂબીની વાત એ છે કે પોતાના ઘરમાં સ્તાલિનવાદ સામે જેહાદ કરીને સત્તામાં આવેલા રૂસી રાજ્યકર્તાઓએ ચેકોસ્લોવાકીઆમાં પદભ્રષ્ટ કરવામાં આવેલા કટ્ટર સ્તાલિનવાદી નોવોત્નીની અથવા તેના સાગરીતોને પાછા સત્તારૂઢ કરવા ઓછાં વલખાં નથી માર્યાં. જો કે, નૂતન કમ્યુનિસ્ટ નેતા દુબચેકની પાછળ ત્યાંની પ્રજાનું ભારે પીઠબળ હોઈને રૂસી રાજકર્તાઓના હાથ હેઠા પડયા છે. એટલે જ તો, તેમણે રાજદ્વારી વાટાઘાટોનો રાહ શાણો લેખ્યો છે એ રખે ભુલાય.

સૌથી પ્રથમ તો તેમણે ચેક નેતાઓને વૉર્સો ખાતેની બેઠકમા આમંત્રીને આંતરીને દબાવવાની પેરવી કરી. તેમાં હાજર રહેવાનો ચેક–નેતાઓએ ઇનકાર કર્યો પછી, રૂસે પોતાની પકડમાં રહેલી ચાર કમ્યુ. સત્તાઓ (બલ્ગેરીઆ, પોલાંડ, હંગેરી અને પૂ. જર્મની)ના ટેકામાં ચેકોસ્લોવાકીઆની પાર્ટી ઉપર ગર્ભિત ધમકીપત્ર પાઠવ્યો, અને આ પાંચે સત્તાઓએ રેડિયો, વર્તમાનપત્રો અને ટેલિવિઝન દ્વારા બેફામ હલ્લો કરવામાં કશી બાકી ન રાખી

૨.

તકરારી મુદ્દાઓ જોઈ લઈએ. (મે વિયેત સમીક્ષા: 'પ્રાવદા'ના લેખોના આધારે)

રશિયા અને તેના સાગરીતોનો ચેક–કમ્યુ. પાર્ટીની નેતાગીરી ઉપર એવો આક્ષેપ છે કે તે સમાજવાદના દુશ્મનોના પ્રપંચ–કળણમાં ફસડાઈ રહી છે. તેણે પોતે જ ગયા મે માસમાં મળેલી મધ્યસ્થ સમિતિની બેઠકમાં આ ગંભીર ભયનો સ્વીકાર કર્યો હતો જેમકે, "સંકુચિત બળો તેમની પ્રવૃત્તિઓ વધારી રહ્યાં છે;" "પક્ષની અંદર પણ મતભેદો નિવારી ન શકાય એવા છે," તથા "અયોગ્ય ઉશ્કેરણીઓ થઈ રહી છે," વગેરે. આ પછી તેમનું વલણ બદલાયું છે. હવે તેઓ "દેશ સમાજવાદી છાવણીમાંથી વિખૂટો પડી જશે એવો ભય"ને અકારણ લેખે છે. "ભય ઊંડો છે એ સમજવાનો કે સમજવાની ચેકનેતાઓની વૃત્તિનો અભાવ વરતાય છે," એમ કહીને રશિયા અકળાઈને સવાલ પૂછે છે: "પ્રતિક્રાંતિકારી બળો પરિસ્થિતિ ઉપર કાબૂ જમાવે ત્યાં સુધી રાહ જોવી

ખરેખર જરૂરી છે?" આ સવાલનો જવાબ પોતે જ આપે છે: "આપણાં રાજ્યોની પ્રજાઓ આવા ભય સામે ઉદાસીન તથા હળવા વલણ બદલ આપણને કદી માફ નહિ કરે..." અંતે, સ્પષ્ટ વાત કહી નાખે છે: "સામ્યવાદ વિરોધી બળોનો નિર્ણાયક પ્રતિકાર કરવો એ તમારું જ નહિ, પણ અમારું ય કાર્ય છે."

રશિયા અને તેના સાગરીતો જે ભયથી આટલા બી ઊઠ્યા છે તે વારંવાર તેનો ઉલ્લેખ કરીને કઠોર આઘાતો કરે છે તે છે એક નિવેદન – ઝેકોસ્લોવાકીઆના ૭૦ જેટલા લેખકો તથા બુદ્ધિજીવીઓએ ત્યાંના કમ્યુ. પાર્ટીને ઉદ્દેશીને લખેલા પ્રકટ કરેલા "૨૦૦૦ શબ્દો!" આ નિવેદનમાં જ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે "અમે સમાજવાદી પદ્ધતિને ઉથલાવી પાડવા નથી માગતા; સામ્યવાદીઓને બાકાત કરવા કે સમાજવાદી દેશો સાથેનાં જોડાણો તોડી નાખવા નથી માગતા. "સમાજવાદના પાયાઓને હાનિ પહોંચાડવાનો અમારો કોઈ ઉદ્દેશ નથી." આ છતાં રૂસી નેતાઓ આ "૨૦૦૦ શબ્દો"માં કમ્યુ. પાર્ટીની ૨૦ વરસની કારવાઈ સામે પ્રગટ થયેલા રોષથી ચોંકી ઊઠ્યા છે. એને એક નિમિત્ત બનાવીને તેમણે શાહીવાદી કાવતરાંનો હાઉ ઊભો કરવા કોશિશ કરી છે: નિવેદનમાંની બધી ખાતરીઓને તે 'દાવપેચ' ગણાવે છે. અને ઝેક નેતાઓને ભાંડે છે: તમારાં અખબારો, રેડિયો, અને ટેલિવિઝન ઉપરથી જે ભંગાણખોર પ્રવૃત્તિઓ ખુલ્લંખુલ્લા કરવામાં આવે છે તેના તરફ જાણીને આંખમીંચામણાં કરી રહ્યા છો. "તમારામાંના કેટલાક નેતાઓ આ બાબત ગોળ ગોળ નિવેદનો કરીને મૂગા રહ્યા છે;" એટલું જ નહિ, "પક્ષના સભ્યો તથા નેતાઓમાં પણ તેની ખુલ્લી હિમાયત કરનારાઓ મળી આવ્યા છે...આ હિમાયતીઓ સમાજવાદ વિરોધી હાકલને અનુમતિ આપે છે..."

અંતે રશિયા અને તેના સાગરીતોએ આ તમામ પ્રવૃત્તિને તત્કાલ સખત હાથે કાપી દેવા જણાવ્યું છે. ઝેક–નેતાઓ માટે તો ઠીક, પણ આપણા સૌને માટે રશિયાઈ જૂથનું આ વલણ આશ્ચર્ય પમાડે એવું નથી. ૧૯૫૬માં હંગેરીના બંડને કચડી નાખવા માટે ઘરના પ્રત્યાઘાતીઓ અને બહારના શાહીવાદીઓના હાથમાં લડત સરકી ગઈ હોવાનું જાહેર કરીને જ, તેણે હંગેરી સહિતના સમસ્ત સામ્યવાદી આંદોલનના હિતમાં, લાલ લશ્કર દ્વારા 'ધર્મકૃત્ય' બજાવ્યું હતું.

ઝેક–ઘટનાના સંબંધમાં આવું બહાનું કામ લાગ્યું નથી. ઝેક કમ્યુ. નેતા દુબચેકે પોતે જ ફરી ફરી સ્પષ્ટ કર્યું છે કે ઝેકોસ્લોવાકીઆમાં સમાજવાદ વિરોધી તત્ત્વો છે પણ તેમનું કશું પ્રભુત્વ નથી. તેમની સામેની લડત ચાલુ છે, પરંતુ દમન અને સજાઓને બદલે રાજકીય સાધન વધુ ડહાપણભર્યું છે અને એ પર્યાપ્ત છે. ઝેક–નેતાએ ખાતરી આપી છે કે "સમાજવાદી પદ્ધતિ તૂટી પડે – શાંતિમય માર્ગે વા યુરોપમાં સત્તાની સમતુલા પલટાઈ જાય તે રીતે શાહીવાદીઓના લાભમાં તૂટી પડે — એવું કશું અમે થવા દઈશું નહિ." ઉપરાંત, સમાજવાદી દેશો સાથેની મૈત્રીને સુદૃઢ કરવાની નેમ પણ ફરી ફરી જાહેર કરી છે.

આમ, ટીકાકારોના હાથ હેઠા પડ્યા છે.

૩.

ઝેક–નેતાગીરી રૂસી જૂથના દબાણથી બિલકુલ જ પર છે એવું કહેવું મુશ્કેલ છે. દા. ત. નવા સુધારાના એક અગ્રણી નેતા જનરલ પ્રિચેક વોર્સો કરારમાંથી જ નીકળી જવાની હિમાયત કરનારા ગણાય છે. આ કારણે જ વાટાઘાટ પૂર્વે એને નેતાગીરીમાંથી દૂર કરવા રશિયાએ દબાણ કર્યાનું મનાય છે. હકીકત એટલી તો છે જ કે, સિએર્નાની વાટાઘાટો શરૂ કરવા પૂર્વે જનરલ પ્રિચેકને "સ્ટેટ એડમિનિસ્ટ્રેશન ડિપાર્ટમેન્ટ"ની ખાસ મહત્ત્વની કામગીરીમાંથી ફારગત કરીને પાછા લશ્કરી ક્ષેત્રે વિદાય કરી દેવામાં આવ્યા છે. તે જ રીતે, વોર્સો કરારના દેશો સાથે મળીને વાટાઘાટો કરવાનો ઇનકાર કરી ચૂકેલા ઝેક–નેતાઓએ સિએર્નાની મંત્રણા પછી બ્રાતિસ્લાવા ખાતે ભેગા મળવાનું સ્વીકાર્યું; અને બ્રાતિસ્લાવામાં ૭ પક્ષો વચ્ચે થયેલી વાટાઘાટોને અંતે ઝેક–નેતાઓએ બે એક બાબતમાં નમતું જોખ્યાનું જણાય છે. એક તો, પ્રેસ, રેડિયો તથા ટી. વી. દ્વારા વોર્સો જૂથના રાજ્યો સામે (માત્ર વિદેશનીતિ અંગે?) ખુલ્લી ટીકા નહિ કરવાનું સ્વીકાર્યું છે. (આ પગલું તેમણે પોતા પરના શાબ્દિક હલ્લા સામેના વળતા ઉત્તર રૂપે જ લીધેલું હોઈ તે હવે બંને પક્ષે બંધ થશે તો થશે!) બીજી વાત એ છે કે, પૂર્વ–મંત્રણા વિના પશ્ચિમનાં રાષ્ટ્રો સાથે નવા રાજદ્વારી આર્થિક (!) સબંધો બાંધવા નહિ. આ બીજી વાત સાચ હોય તો એનું લોજિક

જોખમકારક નીવડે. પરંતુ આર્થિક ક્ષેત્રે વૉર્સો જૂથના બધા જ દેશો વ્યક્તિગત રીતે મૂડીવાદી દેશો સાથે વેપારી સંબંધોથી જોડાયેલા છે. રૂમાનિયા જેવાએ તો 'કોમ-ઇકોન' (કમ્યુ. સહિયારું અર્થસંગઠન)ના બંધનને બાજુ પર રાખીને પોતાના આગવા સંબંધો બાંધી દીધા છે ને વધારી રહ્યું છે. ઝેકોસ્લોવાકીઆ પણ આ દિશામાં આગળ વધ્યું છે. તાજેતરમાં લંડન ચેમ્બર ઑફ કૉમર્સ સાથે તેણે નવો સંબંધ જોડ્યો છે. આ સ્થિતિમાં ઉપરના પ્રકારની બાંહેધરીનો કેટલો અર્થ સરશે? વળી, આર્થિક હિતોની દૃષ્ટિએ કમ્યુ. રાજ્યોની શિખર મંત્રણાનો નિર્ણય પણ લેવાયો છે અને વૉર્સો કરારમાં પણ ફેરફાર કરવાનો મુદ્દો માન્ય થયો છે. આ પછી તો, ઉપરની બાંહેધરી કેવળ ઔપચારિક બની જાય છે.

જનરલ પ્રિચેકની બાબતમાં 'પીછે હઠ' કર્યાનું કહી શકીએ; પરંતુ 'પીઠ ફેરવી લીધા'ની નહિ, કાર રીવર્સ'માં લીધા જેવી ઘટના ગણી શકીએ. ઝેકોસ્લોવાકીઆની ભૂ-રાજકીય પરિસ્થિતિ જાણ્યા પછી અને ઝેક-કમ્યુ. પાર્ટીની મધ્યસ્થ સમિતિમાં હજી નોવોતનીના સાગરીતો (૪૦ ટકા જેટલા?) અડ્ડો નાખી બેઠા હોય ત્યારે એ નરી નક્કર હકીકત તરફ દુર્લક્ષ થઈ શકે એમ નથી. હજી તો, સાચા બલાબલની ખાતરી પણ સપ્ટેમ્બરમાં પાર્ટી કૉંગ્રેસ મળશે ત્યારે થશે. ત્યાં સુધી વધુ ખામોશી અને દુરંદેશીથી કામ પાર પાડવામાં કશું અજુગતું નથી. દુબ્ચેક આવી દુરંદેશીથી વર્ત્યા રહ્યા છે: યુગોસ્લાવીઆ તથા રૂમાનીઆ પોતાને પડખે હોવા છતાં તેમણે તેમની સાથે ભળી જઈને વૉર્સો જૂથની બહાર નવો ચોકો (ઐતિહાસિક 'લિટલ એન્ટેન્ટી') ઊભો કરવાની ઉતાવળ કરી નથી એટલું જ નહિ પણ વૉર્સો કરારમાં જ ફેરફારો કરવાનું સૂચન સ્વીકારાવી શક્યા છે તે તેની બાહોશીનું જ પ્રમાણપત્ર છે.

એકંદરે, ઝેક-નેતાગીરીનો હાથ ઉપર રહ્યાનું કહી શકાય એમ છે. સમાનતા, સાર્વભૌમત્વ, રાષ્ટ્રીય સ્વાધીનતા અને પ્રાદેશિક અખંડિતતાના મૂળભૂત સિદ્ધાંતોની બાબતમાં ઝેકનો વિજય સ્પષ્ટ છે. દુબ્ચેકે પોતે સિએર્ના તથા બ્રાતિસ્લાવ પરિષદને અંતે પોતાની પ્રજા સમક્ષ રેડિયો પ્રવચન કરતાં ખોંખારીને જાહેર કર્યું છે: "જાન્યુઆરીમાં આપણે અપનાવેલા સુધારાના રાહે બિનરોકટોક આગળ વધવાનો આપણો માર્ગ સરળ બન્યો છે – આપણે માટે બીજો કોઈ રાહ છે પણ નહિ. આપણે કશી ભીતિ સેવવાની જરૂર નથી." આ ઉપરાંત એમણે હિંમત બંધાવતાં કહ્યું છે: "દરેક દેશ અને પક્ષ સાર્વભૌમ છે. દરેકને પોતાની નીતિ છે. કોઈ બહારનું બળ એની સમસ્યા ઉકેલી શકતું નથી." એટલું જ નહિ પણ સૌને સંભળાવી દીધું છે:

"અમને અમારો સ્વતંત્ર મોડેલ હશે...સુધારાના ૫થે અમે એક તસુ પણ બીજા કોઈને તાબે થઈશું નહિ..." જો કે "નવા સુધારા મૂળભૂત સમાજવાદના લક્ષણને બદલશે નહિ કમ્યુ. પાર્ટી તેનો પ્રભાવક ભાગ ભજવશે." એવી સ્પષ્ટતા કરી છે.

આમ, ઝેક નેતાગીરી ભારે બાહોશીથી વર્તી રહી છે. ત્યારે, અગાઉ પોતે જ સિદ્ધાંતમાં સ્વીકારેલી નીતિનો અમલ ઝેકોસ્લોવાકીઆ કરતું થયું ત્યારે વ્યવહારુ બુદ્ધિએ પણ તે નભાવી લેવાને બદલે રશિયાએ આરંભમાં લશ્કર દ્વારા ભયના જોરે દબાવવા જે કોશિશ કરી તેથી, એડવર્ડ ક્રેન્કશોના શબ્દોમાં, "રશિયન નેતાઓ કેવળ પાશવી નહિ, મૂર્ખ પાશવી" સાબિત થયા છે!

જો કે આનો અર્થ બિલકુલ જ એવો નથી કે હવે બધું ક્ષેમકુશળ આગળ ચાલશે.

ના; રે ના.

બલ્ગેરીઆએ કશું નામ દીધા વિના ગર્ભિત ધમકી આપી છે: "જેઓ માર્ક્સ અને એંગલ્સથી આગળ વધવા મથી રહ્યા છે તેમને એ વાત સમજાઈ ગયા વિના નહિ રહે કે સિદ્ધાંતની બાબતમાં ચસ કે મસ કરવાનો અવકાશ જ રહેશે નહિ." હંગેરીના કમ્યુ. નેતા કાદરે "હજી કેટલાક મતભેદો" રહ્યા હોવાનો ઉલ્લેખ કર્યો છે છેલ્લા સમાચાર (તા. ૧૭-૮-૬૮) સાચા હોય તો ચિંતા ઉપજાવે એવા છે. એક તો ઝેક-રૂસી સરહદે રૂસી સૈન્યની નવી હલચલ શરૂ થઈ છે. બીજું એ કે ઝેકોસ્લોવાકીઆના નવા નેતાઓએ પોતે આપેલી અખબારી સ્વાધીનતા ઉપર તાજેતરમાં કાપ મુકાયો છે! આ સમાચારનો તે સાથેના સમાચારો સાથે મેળ ખાતો નથી. આગામી કૉંગ્રેસમાં રજૂ કરવા માટેનો મૂળભૂત બંધારણી સુધારાનો ખરડો જેવો ને તેવો ચર્ચા વિચારણા માટે ખુલ્લો મુકાયો છે. આ ખરડામાં અખબારી સ્વાતંત્ર્ય ઉપર ભાર મુકાયો છે. ઉપરાંત, પાર્ટીની અંદર લઘુમતી વિરોધ જૂથોને સ્થાન હશે

ખરેખર જરૂરી છે?" આ સવાલનો જવાબ પોતે જ આપે છે : "આપણાં રાજ્યોની પ્રજાઓ આવા ભય સામે ઉદાસીન તથા હળવા વલણ બદલ આપણને કદી માફ નહિ કરે..." અંતે, સ્પષ્ટ વાત કહી નાખે છે : "સામ્યવાદ વિરોધી બળોનો નિર્ણાયક પ્રતિકાર કરવો એ તમારું જ નહિ, પણ અમારું કાર્ય છે."

રશિયા અને તેના સાગરીતો જે ભયથી આટલા બળી ઊઠયા છે તે વારંવાર તેનો ઉલ્લેખ કરીને કઠોર આઘાતો કરે છે તે છે એક નિવેદન – ઝેકોસ્લોવાકીઆના ૭૦ જેટલા લેખકો તથા બુદ્ધિજીવીઓએ સાંના કમ્યુ. પાર્ટીને ઉદ્દેશીને લખેલા પ્રકટ કરેલા "૨૦૦૦ શબ્દો!" આ નિવેદનમાં જ સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે "અમે સમાજવાદી પદ્ધતિને ઉથલાવી પાડવા નથી માગતા; સામ્યવાદીઓને બાકાત કરવા કે સમાજવાદી દેશો સાથેનાં જોડાણો તોડી નાખવા નથી માગતા. "સમાજવાદના પાયાઓને હાનિ પહોંચાડવાનો અમારો કોઈ ઉદ્દેશ નથી." આ છતાં રૂસી નેતાઓ આ "૨૦૦૦ શબ્દો"માં કમ્યુ. પાર્ટીની ૨૦ વરસની કારવાઈ સામે પ્રગટ થયેલા રોષથી ચોંકી ઊઠયા છે. એને એક નિમિત્ત બનાવીને તેમણે શાહીવાદી કાવતરાંનો હાઉ ઊભો કરવા કોશિશ કરી છે : નિવેદનમાંની બધી ખાતરીઓને તે 'દાવપેચ' ગણાવે છે. અને ઝેક નેતાઓને ભાંડે છે : તમારાં અખબારો, રેડિયો, અને ટેલિવિઝન ઉપરથી જે ભંગાણખોર પ્રવૃત્તિઓ ખુલ્લંખુલ્લા કરવામાં આવે છે તેના તરફ જાણીને આંખમીંચામણાં કરી રહ્યા છો. "તમારામાંના કેટલાક નેતાઓ આ બાબત ગોળ ગોળ નિવેદનો કરીને મૂગા રહ્યા છે;" એટલું જ નહિ, "પક્ષના સભ્યો તથા નેતાઓમાં પણ તેની ખુલ્લી હિમાયત કરનારાઓ મળી આવ્યા છે...આ હિમાયતીઓ સમાજવાદ વિરોધી હાકલને અનુમતિ આપે છે..."

અંતે રશિયા અને તેના સાગરીતોએ આ તમામ પ્રવૃત્તિને તત્કાલ સખત હાથે કાપી દેવા જણાવ્યું છે. ઝેક-નેતાઓ માટે તો ઠીક, પણ આપણા સૌને માટે રશિયાઈ જૂથનું આ વલણ આશ્ચર્ય પમાડે એવું નથી. ૧૯૫૬માં હંગેરીના બંડને કચડી નાખવા માટે ઘરના અસાઘાતીઓ અને બહારના શાહીવાદીઓના હાથમાં લડત સરકી ગઈ હોવાનું જાહેર કરીને જ, તેણે હંગેરી સહિતના સમસ્ત સામ્યવાદી આંદોલનના હિતમાં, લાવ લશ્કર દ્વારા 'ધર્મકૃત્ય' બજાવ્યું હતું.

ઝેક-ઘટનાના સંબંધમાં આવું બહાનું કામ લાગ્યું નથી. ઝેક કમ્યુ. નેતા દુબ્ચેકે પોતે જ ફરી ફરી સ્પષ્ટ કર્યું છે કે ઝેકોસ્લોવાકીઆમાં સમાજવાદ વિરોધી તત્ત્વો છે પણ તેમનું કશું પ્રભુત્વ નથી. તેમની સામેની લડત ચાલુ છે, પરંતુ દમન અને સજાઓને બદલે રાજકીય સાધન વધુ ડહાપણભર્યું છે અને એ પર્યાપ્ત છે. ઝેક-નેતાએ ખાતરી આપી છે કે "સમાજવાદી પદ્ધતિ તૂટી પડે—શાંતિમય માર્ગે વા યુરોપમાં સત્તાની સમતુલા પલટાઈ જાય તે રીતે શાહીવાદીઓના લાભમાં તૂટી પડે — એવું કશું અમે થવા દઈશું નહિ." ઉપરાંત, સમાજવાદી દેશો સાથેની મૈત્રીને સુદઢ કરવાની નેમ પણ ફરી ફરી જાહેર કરી છે.

આમ, ટીકાકારોના હાથ હેઠા પડયા છે.

૩.

ઝેક-નેતાગીરી રૂસી જૂથના દબાણથી બિલકુલ જ પર છે એવું કહેવું મુશ્કેલ છે. દા. ત. નવા સુધારાના એક અગ્રણી નેતા જનરલ પ્રિચેક વોર્સો કરારમાંથી જ નીકળી જવાની હિમાયત કરનારા ગણાય છે. આ કારણે જ વાટાઘાટ પૂર્વે એને નેતાગીરીમાંથી દૂર કરવા રશિયાએ દબાણ કર્યાનું મનાય છે. હકીકત એટલી તો છે જ કે, સિએર્નાની વાટાઘાટો શરૂ કરવા પૂર્વે જનરલ પ્રિચેકને "સ્ટેટ એડમિનિસ્ટ્રેશન ડિપાર્ટમેન્ટ"ની ખાસ મહત્ત્વની કામગીરીમાંથી ફારગત કરીને પાછા લશ્કરી ક્ષેત્રે વિદાય કરી દેવામાં આવ્યા છે. તે જ રીતે, વોર્સો કરારના દેશો સાથે મળીને વાટાઘાટો કરવાનો ઇનકાર કરી ચૂકેલા ઝેક-નેતાઓએ સિએર્નાની સંતલસ પછી બ્રાતિસ્લાવા ખાતે ભેગા મળવાનું સ્વીકાર્યું; અને બ્રાતિસ્લાવામાં ૭ પક્ષો વચ્ચે થયેલી વાટાઘાટોને અંતે ઝેક-નેતાઓએ બે એક બાબતમાં નમતું જોખ્યાનું જણાય છે. એક તો, પ્રેસ, રેડિયો તથા ટી. વી. દ્વારા વોર્સો જૂથના સભ્યો સામે (માત્ર વિદેશનીતિ અંગે?) ખુલ્લી ટીકા નહિ કરવાનું સ્વીકાર્યું છે. (આ પગલું તેમણે પોતા પરના શાબ્દિક હલ્લા સામેના વળતા ઉત્તર રૂપે જ લીધેલું હોઈ તે હવે બંને પક્ષે બંધ થશે તો થશે!) બીજી વાત એ છે કે, પૂર્વ-મંત્રણા વિના પશ્ચિમનાં રાષ્ટ્રો સાથે નવા રાજદ્વારી આર્થિક (!) સંબંધો બાંધવા નહિ. આ બીજી વાત સાચ હોય તો એનું લૉજિક

જોખમકારક નીવડે. પરંતુ આર્થિક ક્ષેત્રે વૉર્સો જૂથના બધા જ દેશો વ્યક્તિગત રીતે મૂડીવાદી દેશો સાથે બાપારી સંબંધોથી જોડાયેલા છે. રૂમાનિયા જેવાએ તો 'કોમ-ઇકોન' (કમ્યુ. સહિયારું અર્થસંગઠન)ના બંધનને બાજુ પર રાખીને પોતાના આગવા સંબંધો બાંધી દીધા છે ને વધારી રહ્યું છે. ચેકોસ્લોવાકીઆ પણ આ દિશામાં આગળ વધ્યું છે. તાજેતરમાં લંડન ચેમ્બર ઑફ કૉમર્સ સાથે તેણે નવો સંબંધ જોડ્યો છે. આ સ્થિતિમાં ઉપરના પ્રકારની બાંહેધરીનો કેટલો અર્થ સરશે? વળી, આર્થિક હિતોની દૃષ્ટિએ કમ્યુ. રાજ્યોની શિખર મંત્રણાનો નિર્ણય પણ લેવાયો છે અને વૉર્સો કરારમાં પણ ફેરફાર કરવાનો મુદ્દો માન્ય થયો છે. આ પછી તો, ઉપરની બાંહેધરી કેવળ ઔપચારિક બની જાય છે.

જનરલ પ્રિચેકની બાબતમાં 'પીછે હઠ' કર્યાનું કહી શકાએ; પરંતુ 'પીછે ફેરવી લીધા'ની નહિ, કાર રીવર્સ'માં લીધા જેવી ઘટના ગણી શકાએ. ચેકોસ્લોવાકીઆની ભૂ-રાજકીય પરિસ્થિતિ જાણ્યા પછી અને ચેક-કમ્યુ. પાર્ટીની મધ્યસ્થ સમિતિમાં હજી નોવોત્નીના સાગરીતો (૪૦ ટકા જેટલા?) અડ્ડો નાખી બેઠા હોય ત્યારે એ નરી નક્કર હકીકત તરફ દુર્લક્ષ થઈ શકે એમ નથી. હજી તો, સાચા બલાબલની ખાતરી પણ સપ્ટેમ્બરમાં પાર્ટી કૉંગ્રેસ મળશે ત્યારે થશે. ત્યાં સુધી વધુ ખામોશી અને દુરંદેશીથી કામ પાર પાડવામાં કશું અજુગતું નથી. દુબ-ચેક આવી દુરંદેશીથી વર્તી રહ્યો છે: યુગોસ્લાવીઆ તથા રૂમાનીઆ પોતાને પડખે હોવા છતાં તેમણે તેમની સાથે ભળી જઈને વૉર્સો જૂથની બહાર નવો ચોકો (ઐતિહાસિક 'લિટલ ઍન્ટેન્ટી') ઊભો કરવાની ઉતાવળ કરી નથી એટલું જ નહિ પણ વૉર્સો કરારમાં જ ફેરફારો કરવાનું સૂચન સ્વીકારાવી શક્યો છે તે તેની બાહોશીનું જ પ્રમાણપત્ર છે.

એકંદરે, ચેક-નેતાગીરીનો હાથ ઉપર રહ્યાનું કહી શકાય એમ છે. સમાનતા, સાર્વભૌમત્વ, રાષ્ટ્રીય સ્વાધીનતા અને પ્રાદેશિક અખંડિતતાના મૂળભૂત સિદ્ધાંતોની બાબતમાં ચેકનો વિજય સ્પષ્ટ છે. દુબચેકે પોતે સિએર્ના તથા બ્રાતિસ્લાવ પરિષદને અંતે પોતાની પ્રજા સમક્ષ રેડિયો પ્રવચન કરતાં ઓખારીને જાહેર કર્યું છે: "જાન્યુઆરીમાં આપણે અપનાવેલા સુધારાના રાહે બિનરોકટોક આગળ વધવાનો આપણો માર્ગ સરળ બન્યો છે – આપણે માટે બીજો કોઈ રાહ છે પણ નહિ. આપણે ડરી બીતિ સેવવાની જરૂર નથી." આ ઉપરાંત એણે હિંમત બંધાવતાં કહ્યું છે: "દરેક દેશ અને પક્ષ સાર્વભૌમ છે. દરેકને પોતાની નીતિ છે. કોઈ બહારનું બળ એની સમસ્યા ઉકેલી શકતું નથી." એટલું જ નહિ પણ સૌને સંભળાવી દીધું છે:

"અમને અમારો સ્વતંત્ર મૉડેલ હશે...સુધારાના પંથે અમે એક તસુ પણ બીજા કોઈને તાબે થઈશું નહિ..." જો કે "નવા સુધારા મૂળભૂત સમાજવાદના લક્ષણને ખદલશે નહિ કમ્યુ. પાર્ટી તેનો પ્રભાવક ભાગ ભજવશે." એવી સ્પષ્ટતા કરી છે.

આમ, ચેક નેતાગીરી ભારે બાહોશીથી વર્તી રહી છે. ત્યારે, અગાઉ પોતે જ સિદ્ધાંતમાં સ્વીકારેલી નીતિનો અમલ ચેકોસ્લોવાકીઆ કરતું થયું ત્યારે વ્યવહારુ બુદ્ધિએ પણ તે નભાવી લેવાને બદલે રશિયાએ આરંભમાં લશ્કર દ્વારા ભયના જોરે દબાવવા જે કોશિશ કરી તેથી, એડવર્ડ ક્રૅન્કશોના શબ્દોમાં, "રશિયન નેતાઓ કેવળ પાશવી નહિ, મૂર્ખ પાશવી" સાબિત થયા છે!

જો કે આનો અર્થ બિલકુલ જ એવો નથી કે હવે બધું ક્ષેમકુશળ આગળ ચાલશે.

ના; રે ના.

બલ્ગેરીઆએ કશું નામ દીધા વિના ગર્ભિત ધમકી આપી છે: "જેઓ માર્ક્સ અને એંગલ્સથી આગળ વધવા મથી રહ્યા છે તેમને એ વાત સમજાઈ ગયા વિના નહિ રહે કે સિદ્ધાંતની બાબતમાં ચસ કે મસ કરવાનો અવકાશ જ રહેશે નહિ." હંગેરીના કમ્યુ. નેતા કાદરે "હજી કેટલાક મતભેદો" રહ્યા હોવાનો ઉલ્લેખ કર્યો છે છેલ્લા સમાચાર (તા. ૧૭-૮-૬૮) સાચા હોય તો ચિંતા ઉપજાવે એવા છે. એક તો ચેક-રૂસી સરહદે રૂસી સૈન્યની નવી હલચલ શરૂ થઈ છે. બીજું એ કે ચેકોસ્લોવાકીઆના નવા નેતાઓએ પોતે આપેલી અખબારી સ્વાધીનતા ઉપર તાજેતરમાં કાપ મુકાયો છે! આ સમાચારનો તે સાથેના સમાચારો સાથે મેળ ખાતો નથી. આગામી કૉંગ્રેસમાં રજૂ કરવા માટેનો મૂળભૂત બંધારણી સુધારાનો ખરડો જેવો ને તેવો ચર્ચા વિચારણા માટે ખુલ્લો મુકાયો છે. આ ખરડામાં અખબારી સ્વાતંત્ર્ય ઉપર ભાર મુકાયો છે. ઉપરાંત, પાર્ટીની અંદર લઘુમતી વિરોધ જૂથોને સ્થાન હશે

એટલું જ નહિ પણ આ લઘુમતી જૂથો પોતના વિચાર જાહેરમાં રજૂ કરી શકશે અને પ્રજા જાહેર રીતે ચર્ચી શકશે એવી બંધારણી બાહેધરી પણ તેમાં સમાયેલી છે.

ટૂંકમાં, એકંદરે, ૧૯૬૮ના જાન્યુઆરીથી અપનાવાયેલી મૂળભૂત સુધારાની મંઝિલ ભારે તાવણીમાં થઈ ને, આગળ વધી રહી છે એ નિશ્ચિત છે.

સવિશેષ નોંધપાત્ર બીના તો એ છે કે રશિયા અને તેનાં સાગરીત કમ્યુ. સત્તાઓ તથા પક્ષો તરફથી લશ્કર, પ્રચાર અને આંતરિક કાવતરાના એકધારા પ્રયાસો ચાલુ હોવા છતાં ઝેકોસ્લોવાક નેતાગીરી, જાણે કશી જ આફત ન હોય એટલી સ્વસ્થતાથી અને ગૌરવથી, બૂમબરાડા વિના પોતાનું કાર્ય આગળ ધપાવી રહી છે. ત્યાંની પ્રજા પણ ભારે શિસ્ત અને શાણપણથી રોજિંદો વ્યવહાર જેમનો તેમ ચલાવતી રહીને 'શાંતિ-હરોળ'માં ઊભી રહી જઈને પોતાના દસ્તખત કરી દુબચેકની પીઠ મજબૂત બનાવી રહી છે.

૪.

સૌથી મહત્ત્વનો મુદ્દો વિશેષ વિચારણા માગી લે છે. ઝેકોસ્લોવાકીઆએ પોતાનો Action Programme જાહેર કરીને સમાજવાદી સમાજમાં આંતરિક સ્વતંત્રતા અને લોકશાહીની તેની વિભાવના પ્રગટ કરી છે. આ જાહેરનામા ઉપર ઘણી બાજુથી ચર્ચાઓ શરૂ થઈ છે – પાંચ કમ્યુ. પક્ષોના ઝેક–મધ્યસ્થ સમિતિ ઉપરના પત્રમાં તથા તેના અધિકૃત જવાબમાં, અને અન્ય કમ્યુ. પક્ષોના પ્રત્યાઘાતોમાં મહત્ત્વના મુદ્દાઓ ઊપસી આવ્યા છે. ભારતના કમ્યુ પક્ષોના પરસ્પર વિરોધી પ્રત્યાઘાતો પણ રસિક છે. ખુદ ઝેકોસ્લોવાકીઆમાં પણ હજારો પ્રાગ–નાગરિકો તરફથી તૈયાર થએલું 'પ્રજાનું હુકમનામુ' ત્યાંની કમ્યુ. પાર્ટીની સર્વોચ્ચ સમિતિ ઉપર મોકલી આપવામાં આવ્યું છે. તે જ રીતે, ઝેકોસ્લોવાકીઆના ૫૦૦ જેટલા અગ્રણી સાહિત્યકારો અને બુદ્ધિજીવીઓએ લખેલું '૨૦૦૦ શબ્દોનું' નિવેદન પણ ઊહાપોહ જગાડી ગયું છે.

સમાજવાદી સમાજમાં સ્વતંત્રતા અને લોકશાહીના પ્રાણપ્રશ્નનું સૈદ્ધાંતિક ધોરણે તથા વ્યાવહારિક સ્તરે મૂલ્યાંકન કરવાનું અત્યંત મહત્ત્વનું છે. એના ઉપર જ ઝેકોસ્લોવાકીઆના પ્રયોગની ઇષ્ટાનિષ્ટતાનો નિર્ણય આધારિત છે. એના ઉપર જ ભાવિ કમ્યુનિસ્ટ આંદોલન તથા સમાજનું ચિત્ર સમજવાનું શક્ય છે.

આપણે 'એક્શન પ્રોગ્રામ'માં તથા ઝેકોસ્લોવાકીઆની નવી નેતાગીરીના અધિકૃત દસ્તાવેજોમાં પ્રગટ થયેલા મુદ્દાઓ જોઈએ તે પૂર્વે, આ નવી નેતાગીરીની દૃષ્ટિએ સમાજવાદી સત્તાના વીસ વર્ષ (૧૯૪૮ થી ૧૯૬૮) દરમ્યાન કેવા પ્રકારની સિદ્ધિ હાંસલ કરવામાં આવી છે તે અંગેનું તેમનું સરવૈયું જોઈ લઈએ. (વર્લ્ડ માર્ક્સિસ્ટ રિવ્યુ. જૂન, ૬૮ : દુબચેકની મુલાકાત).

તેમનો એવો દાવો છે કે (૧) આ ૨૦ વર્ષ દરમ્યાન દેશમાં સમાજવાદી સમાજરચનાની સ્થાપના થઈ ચૂકી છે. (૨) સમાજવાદી ઉત્પાદન–સંબંધો દૃઢ રીતે સ્થપાઈ ચૂક્યા છે. (૩) માનવી–માનવી વચ્ચેનું શોષણ નાબૂદ થયું છે. (૪) નરી આર્થિક અને રાજકીય ઇમારત ઊભી થઈ ગઈ છે. (૫) વર્ગ–વિદ્વેષનું સ્થાન વર્ગ–સહયોગે લીધું છે. (૬) સમાજવાદ ભાવિનો નિશ્ચિત રાહ બની ગયો છે. (૭) કામદારવર્ગના વિજયને પરિણામે કામદારવર્ગની સરમુખત્યારી (dictatorship of the proletariat), સ્થપાઈ હતી, અને ૧૯૬૦માં પોતાનું સમાજવાદી બંધારણ અપનાવ્યું ત્યાં સુધી 'પીપલ્સ ડેમોક્રસી'રૂપે તે હયાત હતી.

આ પછી, કામદારો, કિસાનો તથા સમાજવાદી બુદ્ધિજીવીઓ – આ ત્રણે વર્ગો રહેવા પામ્યા છે. અલબત્ત, શ્રમવિભાજનમાંથી જન્મતી સંકુચિતતા એમનામાં જોવા મળે છે. આ વિવિધ સામાજિક સમૂહોનાં હિતો વચ્ચે ભિન્નતા પણ છે. પરંતુ આ સંકુચિતતા અને હિત-ભિન્નતા દૂર કરવા માટે એ ત્રણે વર્ગોએ એકરાગ (concert) બનીને વર્તવું જોઈએ. આ શક્ય છે કેમકે હવે તેમની વચ્ચે વર્ગસંઘર્ષ રહ્યો નથી. જે કંઈ ભેદ છે તે સહકારદ્વારા દૂર કરી શકાય એમ છે.

(૨) આ સિદ્ધિ હાંસલ કરવા માટે, એને નક્કર [illegible] આપવા માટે, નવા પ્રકારનું રાજ્યતંત્ર જરૂરી [illegible] નૂતન રાજતંત્રમાં સત્તાનો પાયો રાષ્ટ્રી[illegible] (National front) હશે. તે દેશની અ[illegible] જ રાજદ્વારી પક્ષો અને ઇતર સંગઠનોનો [illegible] હશે. શર્ત એટલી કે (અ) તેમાંના બધા સંગઠનો સમાજવાદને વરેલા હશે. ([illegible] વિરોધી નહિ હોય. (ક, તેઓ સોવિ[illegible] અન્ય સમાજવાદી રાષ્ટ્રો સાથેની

પાડનાર નહિ હોય.

(૩) હાલને તબક્કે 'રાષ્ટ્રીય મંચ'ની બહાર કોઈ વિરોધ પક્ષનું અસ્તિત્વ નહિ હોય; વિરોધ કરવાનો અધિકાર ફ્રંટ (મંચ)ની અંદર રહેશે અને તે જાહેરમાં પ્રગટ કરી શકાશે. આ વિરોધો વર્ગ-દ્વેષના ધોરણે નહિ હોય; પરંતુ કુદરતી રીતે ભિન્ન વિચારો અને બહુવિધ સામાજિક હિતોને કારણે જન્મતા હોઈને તેમનું સમાધાન રાષ્ટ્રીય મંચમાં શક્ય બનશે.

(૪) કમ્યુનિસ્ટ પાર્ટીનું પ્રભાવક સ્થાન dominant role) હજી થોડોક સમય ચાલુ રહેશે. પરંતુ "અમારે એ પદ્ધતિનો અંત લાવવો જ રહ્યો કે જેમાં પાર્ટી રાજ્યવહીવટ તથા આર્થિક વ્યવસ્થા અને સામાજિક સંગઠનોનું સ્થાન પડાવી લઈ શકતી હોય." એટલે કે, કમ્યુ. પાર્ટી પોતે જ પાયાનું પરિવર્તન પામશે. તે વિરોધોને કેવળ સહી લેશે એમ નહિ, રાજકારણ, તત્ત્વચિંતન, કલા આદિ ક્ષેત્રોનાં વિભિન્ન દૃષ્ટિબિંદુઓને એકરૂપતા આપી શકે એવું તેનું પોતાનું વિશાળ અને પરિવર્તનશીલ રૂપ હશે.

ટૂંકમાં, હાલ સત્તા સ્થાને બેઠેલી ઝેક-કમ્યુ. પાર્ટીની નેતાગીરી પોતે જ 'રાષ્ટ્રીય મંચની સહકારી સરકાર'ની સિફારસ કરી રહી છે.

સવાલ ઘણો પેચીદો છે. ઉકેલ દેખાય છે તેટલો સાદો નથી. નવી નેતાગીરી એનાથી અજાણ હશે? પોતાને શુદ્ધ માર્ક્સવાદી ગણાવનારા ટીકાકારો તો આ આખી વિચારધારાની ધરતીને જ પોકળ કહી આખા પ્રયોગને ઉતારી પાડે છે.

સમાજવાદી વિકાસ દરમ્યાન, પરિસ્થિતિવશાત્ જાગેલા કેટલાક દોષોને દૂર કરવાને નામે ઝેકનેતાગીરી કમ્યુ. પાર્ટીને જ ખતમ કરી રહી છે, એમ તેઓ કહી નાખે છે. તેમના મતે, કોઈ પણ સમાજવાદી દેશ માટે હયાતી અને પ્રગતિ બંને માટે, સમાજવાદથી સામ્યવાદ સુધીની તેની સમગ્ર મંઝિલ દરમ્યાન, માર્ક્સકથિત 'પ્રોલેતારિયન ડિક્ટેટરશિપ' અનિવાર્ય છે. પાર્ટીની hegemony (નેતાગીરી) અનિવાર્ય છે. આ આખા ગાળા દરમ્યાન, સાચા અર્થમાં, બીજા કોઈ પણ પક્ષ સાથે કમ્યુ. પાર્ટી સત્તાની ભાગીદારી કરી જ ન શકે. આ કસોટીએ જોતાં, સૌ વર્ગોની સમાન ભાગીદારીવાળો 'રાષ્ટ્રીય મંચ' રૂપી પાયો જ ક્રાંતિને છેહ દેનારો છે. માર્ક્સ-એન્ગલ્સ અને લેનિનના અવિચળ સિદ્ધાન્ત પ્રોલેતારિયત (શહેરી કામદારવર્ગ)ની ડિક્ટેટરશિપ ભલે કમ્યુ. પાર્ટીની ડિક્ટેટરશિપ નથી; પરંતુ એનો અર્થ એવો નથી કે પાર્ટીનો પ્રભાવક રોલ (Vanguard role) વર્ગવિહીન, રાજ્યવિહીન સામ્યવાદની સિદ્ધિ પર્યંતના વચગાળાના સમસ્ત ઐતિહાસિક કાળખંડમાં ક્યારેય ઓછો આંકી શકાય. આ વચગાળા દરમ્યાનનાં તેનાં રાજકીય રૂપો ભલે ગમે તે પ્રકારનાં હોય પરંતુ તેનું સત્ત્વ તો "પ્રોલેતારિયત ડિક્ટેટરશિપ"નું જ હોઈ શકે, જે અખંડ વર્ગયુદ્ધનું કાર્ય નિપુણતાથી બજાવી શકે. કમ્યુ. પાર્ટીને રાષ્ટ્રીય મંચમાં ડુબાડી દેવાનો ઝેકોસ્લોવાકીઆનો રાહ ક્રાંતિનાં મૂળ તત્ત્વોને જ છેહ દેનારો છે. ક્રાંતિના નામે, સ્વતંત્રતાના સૂત્રની ઓઠે, એ રાહ શાહીવાદીઓને જ લાભકર્તા છે.

સૌ પક્ષોની સમાનતાવાળો રાષ્ટ્રીય મોરચો દુશ્મનોને ઉત્તેજન આપશે, તેમની સ્વતંત્રતાનો – એટલે કે મૂડીવાદી સ્વતંત્રતાનો — રાહ ખુલ્લો કરશે. આ પંથ જૂનો અને જાણીતો છે—દગાખોર સોશિયલ ડેમોક્રેટ-ટોળાંઓનો તે નામચીન પથ રહ્યો છે. આ પ્રતિક્રાંતિકારી નીતિ ધરાવનારી નેતાગીરી જાણીબૂઝીને મૂડીવાદના એજન્ટનું કામ કરી રહી છે.

ઝેકનીતિ સામે આવા પ્રકારની કાતિલ ટીકાની ઝડી વરસાવીને ટીકાકારો આ અક્ષમ્ય ગુનાહિત નીતિ માટે ક્રુશ્ચોવવાદી રૂસી સુધારણાવાદને જવાબદાર લેખે છે અને તેના પર લ્યાનત વરસાવે છે.

૫.

કેવળ રૂઢી ભાવનાઓ નક્કર ભૂમિકાની ગરજ ન સારી શકે એ વિષે બેમત ન હોઈ શકે. એક મુદ્દો સૌથી પ્રથમ વિચારવા જેવો છે. તે એ કે ઝેકોસ્લોવાકીઆની નવી નેતાગીરી ૧૯૪૮ થી ૧૯૬૮ સુધીની જે સિદ્ધિઓનું આલેખન કરે છે (આગલા ૪ થા ખંડમાં જોઈ ગયા) તે જ ફેરતપાસ માગી લે છે. બીજું કંઈ નહિ તોય, કટ્ટર સ્તાલિનવાદી નેતાઓ હસ્તકના એકધારા (નોવોત્નીજેવાનાય છેલ્લા ૧૦ વર્ષના!) રાજ્યઅમલના સંદર્ભમાં જ 'સિદ્ધિઓ'નું મૂલ્યાંકન થવું જોઈએ.

ક્રુશ્ચોવે સ્તાલિનયુગી રશિયા માટે ગણાવેલી ભયંકર અમાનુષી અત્યાચારી ઘટનાઓનું રશિયાના બધા જ ઉપગ્રહોમાં પુનરાવર્તન થયું છે એ હકીકત

સર્વવિદિત છે. ઝેકોસ્લોવાકીઆની વિકૃતિઓ ઓછી ગમખ્વાર કે બર્બર નથી. ખુદ ઝેકોસ્લોવાકીઆના ૭૦ જેટલા ચિંતકો અને લેખકોના નિવેદનમાં એનો યથેષ્ટ પડઘો ઊઠ્યો છે: (૧) સમાજવાદનો કાર્યક્રમ ખોટા લોકોના હાથમાં જઈ પડ્યો હતો. (૨) તેમણે કમ્યુ. પક્ષને વૈચારિક નેતૃત્વમાંથી કેવળ સત્તાના સાધનરૂપ બનાવી દીધું હતું. પાર્ટી પોતે જ રાજ્ય બની ગઈ હતી. પાર્લામેન્ટ અને ચૂંટણીઓ, બંધારણ અને કાનૂનોનું કશું મહત્ત્વ રહ્યું ન હતું. સૌથી મોટી છેતરપિંડી એ હતી કે કામદારોને નામે મુઠ્ઠીભર આપખુદો સત્તા પકડી બેઠા હતા. (૩) ભય અને અત્યાચારનો, શંકા અને અનિશ્ચિતતાનો આચાર માનવ – માનવ વચ્ચેના સંબંધોને ખતમ કરી ગયો હતો. દંભ અને વિકૃતિને પોષી રહ્યો હતો. સ્વાતંત્ર્યનો અવકાશ જ અદૃશ્ય થયો હતો. (૪) આ દમનયુગમાં હજારો લોકો મોતને શરણ થયા હતા અને હજારો ને જીવતા દોઝખ સમી શ્રમછાવણીઓમાં ગોંધી દેવામાં આવ્યા હતા—આટલી હકીકત જ તે યુગની રૂંધામણ દર્શાવવા પૂરતી ગણાય. (૫) આર્થિક, સામાજિક, રાજકીય અને સાંસ્કૃતિક જીવન બરબાદ બન્યું હતું. પરિણામે દેશમાં કેવળ આર્થિક નહિ, બૌદ્ધિક અને નૈતિક કટોકટી જન્મી હતી. સત્તાધારી પક્ષ પ્રજાને માથે ચઢી બેઠેલી લશ્કરી સત્તા જેવો નિર્દય અને નિષ્પ્રાણ બની ગયો હતો.

એ તો સમજાય એવી વાત છે કે રૂશી નેતાઓ ઝેકોસ્લોવાકીઆ વિષેના આ બાતમીઓને 'ભૂંડી બદનામી' તરીકે આગળ ધરીને આવા આરોપો કરનારાઓને શાહીવાદના એજન્ટો ગણાવીને, તેમની સામે નવી નેતાગીરી ચાંપતા ઇલાજો લેવાતાં નિષ્ફળ ગયેલી જણાવીને, લાલ સેનાના જોરે સીધો કબજો લેવાની તક શોધતા રહે. નવાઈની વાત એ છે કે ઝેકની નવી નેતાગીરીએ પણ બે મહિના સુધી "૨૦૦૦ શબ્દ"ના મશહૂર નિવેદનને ઉતારી પાડવા પ્રયાસ કરેલો; અને હવે એ વિષે ચૂપકીદી સેવતા હોય એવું લાગે છે; એ બધાં દૂષણોનો ખુલ્લો એકરાર કરતાં ખચકાય છે. કારણ ગમે તે હો. પરંતુ એટલી વાત તો સ્પષ્ટ છે કે આ સંદર્ભમાં શું તેમના એવા દાવાઓ સ્વીકારી શકાય એમ છે કે કટ્ટર સ્તાલિનપંથીઓના અમલ દરમ્યાન દેશમાં સમાજવાદી સમાજરચના સ્થપાઈ ચૂકી હતી? સમાજવાદી ઉત્પાદનસંબંધો દૃઢ રીતે સ્થપાઈ ગયા હતા? માનવી–માનવી વચ્ચેનું શોષણ નાબૂદ થયું હતું? વર્ગવિદ્વેષનું સ્થાન વર્ગસહયોગે લીધું હતું?

લાંબાં વર્ષોના દમનખોર વહીવટ સાથે પ્રગતિના આવા દાવાઓનો કશો મેળ ખાય એમ નથી. જ્યાં માનવીની માનવતાનું જ વિલોપન થતું હોય ત્યાં ક્યા પ્રકારના સમાજવાદની અને શોષણરહિત સમાજની શક્યતા સ્વીકારી શકાય? નવા સુધારા માટેનો પરિપક્વ પાયો તૈયાર હોવાનું લેખી શકાય?

હજી તો, કમ્યુનિસ્ટ પાર્ટીના સર્વોચ્ચ પદેથી જ નોવોત્ની અને તેના સાગરીતો દૂર થયા છે; હજી તો જૂની મધ્યસ્થ સમિતિ હયાત છે જેમાં સ્તાલિનવાદીઓની ઉપસ્થિતિ રહેલી છે. આવી સ્થિતિમાં નવા સુધારાને માટે કશો ભય નથી એવી નિશ્ચિંતતા સેવી શકાય ખરી?

રૂસી સત્તાધારીઓ જે પ્રકારનો ભય ચીંધે છે એના કરતાં સાવ જુદો જ ભય ઝઝૂમી રહ્યો નથી શું? ભય 'સુધારાના નામે શાહીવાદી દગાખોરોની રમત'નો નથી; ભય છે પાર્ટીની મધ્યમ સમિતિથી માંડી અન્ય સ્થાને ચીટકીને બેઠેલા સ્તાલિનવાદી આપખુદ સત્તાખોરોનો.

એ વાત સાચી છે કે દુબ્ચેકને, હાલ તરત તો, કમ્યુ. પાર્ટીની બહુમતીનો (બાહ્ય રીતે સર્વાનુમતિનો), અન્ય પક્ષોનો તથા પ્રજાના જાગ્રત સમૂહનો ધરખમ ટેકો મળી રહ્યો છે. પરંતુ, આના પરથી એમ માની લેવું કે નવી નેતાગીરીનો પંથ નિષ્કંટક છે તો તેય ધોખામાં પડવા બરાબર નથી શું?

ઝેક-નેતાઓ જે પરિવર્તન કરવા કટિબદ્ધ બન્યા છે તે પાયાનું પરિવર્તન છે. લગભગ અઢી લાખ એકહથ્થુ નોકરશાહોના હાથમાંથી આખા દેશને મુક્ત કરવાનું કાર્ય ભગીરથ છે. કામદાર સત્તાનું લોકસત્તામાં રૂપાંતર કરવાનું કાર્ય સતત લોક–અભિક્રમ અને લોક–કર્તૃત્વને પ્રોત્સાહિત કરીને જ સિદ્ધ થઈ શકે એવું છે.

પરંતુ ૨૦ વર્ષના કુટિલ કારભારની જે ભોંય ઉપર આ નેતાઓ મુસ્તાક બની ઊભા છે તેની સદ્ધરતા વિષે શંકાને અવકાશ તો છે જ. તો પછી, એવું તે શું છે જે દુબ્ચેક જેવા સન્નિષ્ઠ નેતાઓને નિશ્ચિંતતા બક્ષી રહ્યું છે?

શું ઝેકોસ્લોવાકીઆનો વિશિષ્ટ ઐતિહાસિકવિકાસ આના મૂળમાં હશે? ઝેકોસ્લોવાકીઆનો ઉદ્યોગવિકાસ પૂર્વ યુરોપના ખેતીપ્રધાન કમ્યુ. દેશોની સરખામણીએ ઘણો વધુ છે. તે જ રીતે તેની રાજકીય પૃષ્ઠભૂમિ પણ અન્ય સાથી દેશો કરતાં લોકશાહીની દિશામા વધુ વિકાસમાન રહી છે. પ્રથમ વિશ્વયુદ્ધથી ડૉ. મેસેરિક અને ડૉ. બેનિસ જેવા લોકશાહી ધુરંધરોને હાથે તેનુ ઘડતર થતું રહ્યું છે. નાઝી–યુદ્ધ દરમ્યાન પણ ડૉ. બેનિસના નેતૃત્વ નીચે લંડનમાં 'નિર્વાસિત સરકાર'ની સ્થાપના થઈ હતી તે ઘણું સૂચક છે. એટલું જ નહિ પણ, ૧૯૪૫માં નાઝીની ચુંગાલમાથી તેની મુક્તિ પાછળ રશિયા અને અમેરિકા બંનેનાં સૈન્યોનો, ઉપરાંત, દેશના પોતાના મુક્તિવીરોનો ફાળો હતો તે નોંધપાત્ર ઘટના છે. યુદ્ધ બાદ, ડૉ. બેનિસના પ્રમુખપદે નવા રાજ્યતંત્રનો પ્રારંભ થયો ત્યારે રશિયા ઉપરાંત બ્રિટન અને અમેરિકાનો સહકાર તેને સાંપડ્યો હતો.

આ ઉપરાંત પણ ૧૯૪૮માં રૂસી પંજો વધુ કાતિલ બનતો દેખાયો ત્યારે ઝેકોસ્લોવાકીઆના વડાપ્રધાન ગોટવાલ્ડે "ડિક્ટેટરશિપ ઑફ ધ પ્રોલેતારિયત" વિરુદ્ધ "લોકશાહી પ્રક્રિયા"નો વિકલ્પ ચીંધ્યો હતો. અંતે, ઝેકોસ્લોવાકીઆ રશિયાઈ કાવતરાંનો ભોગ બનીને તેની પૂરી પકડમાં ઝડપાઈ ગયું ત્યારેય રાષ્ટ્રપિતા માસારિકના પુત્ર જાન માસારિકે (તેઓ ત્યારે વિદેશપ્રધાન હતા) આત્મહત્યા કરીને (વા કાવતરાખોરોના શિકાર બનીને?), તથા ડૉ. બેનિસે પ્રમુખ તરીકે નવા બંધારણ પર સહી કરવાનો ઇનકાર કરી રાજીનામું આપી દઈને, ઝેકન પ્રજાની અંતિમ ખુમારી પ્રગટ કરી હતી.

સાંસ્કૃતિક દૃષ્ટિએ પણ ઝેકોસ્લોવાકીઆના વિકાસમાં પશ્ચિમ યુરોપની સંસ્કારિતાનો પ્રભાવ ઘણો ઊંડો છે. પૂર્વ યુરોપનું આ નાનકડું રાષ્ટ્ર પશ્ચિમ યુરોપના ફરજંદસમું રહ્યું છે. લિબરલ આદર્શો અને લોકશાહી વ્યવહારનું આકર્ષણ — માસારિક અને ડૉ. બેનિસનું અર્પણ—હજી ખુદ કમ્યુ. પાર્ટીની અંદર પણ અસર પહોંચાડી રહ્યું છે.

એકંદરે બંને પ્રકારના સ્વાનુભવને અંતે, ઝેકોસ્લોવાકીઆ પૂર્વ અને પશ્ચિમ વચ્ચેના સેતુ તરીકે ઉત્તમ ભાગ ભજવવાની યોગ્યતા ધરાવે છે. કટ્ટર સામ્યવાદ વા નકરો મૂડીવાદ એકેને અનુકૂળ થવાનું તેને જચે એમ નથી. બલ્કે, એક આદર્શ – નવા મૉડેલ તરીકે તે વધુ લાયક છે.

૨૦ વર્ષની રૂંધામણને અંતે, પોતાના આર્થિક, સાંસ્કૃતિક વિકાસ માટે તેને રાજકીય માળખામાં ધરમૂળથી તબદીલી કરવાની તાલાવેલી જાગી હોય તો તે સહજ છે.

આ દૃષ્ટિએ, ઝેકની નૂતન નેતાગીરીને હૈયે ભૂમિકા વધુ સદ્ધર જણાતી હોય એ શક્યતા નકારી શકાય એવી તો નથી

બીજું ગમે તે હો. એક વાત દીવા જેવી ઊજળી છે. સમાજવાદ + લોકશાહી દ્વારા સામ્યવાદ + સ્વાતંત્ર્યના અંતિમ સોપાને પહોંચવાની તેની મથામણ સંનિષ્ઠ છે. બને કે હજી તે સ્વપ્ન, તરંગ, વા યુટોપીઆ (utopia) જ રહી જાય! પરંતુ 'ફાસીની નરી સત્તાખોરીને ઢાંકવા માટેની દંભી રહસ્યમયતા' કરતાં તો ન્યાય અને સ્વાતંત્ર્યનો આ રાહ, સંપૂર્ણ સિદ્ધિને તત્કાલ ન વરે તોય બહેતર છે આ રાહે જનારાઓ માટે લેનિનવાદ અને માર્કસવાદરૂપી વાદોનાં જાળાં છેદવાની પ્રામાણિકતા અને હિંમત દાખવ્યા વિના છૂટકો ન થાય; પરંતુ, એ વાદોનો ઢોંગી જાપ જપતા રહીને, સર્વથા વિરુદ્ધ આચરણ કરવાની દંભી પરિસ્થિતિમાં સુરક્ષિતતા લેખનારા કરતાં તો તેઓ (જાળાં છેદનારાઓ) વધુ શ્રેષ્ઠતર છે.

અંતે તો, આજે નહિ તો કાલે, ઝેકોસ્લોવાકીઆ નહિ તો બીજા કોઈ દેશે સમાજવાદી સામ્યવાદી સમાજનું નવું 'મૉડેલ' તૈયાર કરવાનું જોખમ ખેડવું જ રહે છે "absolute power corrupts absolutely" એ સૂત્ર સામ્યવાદી દેશોમાં બીજા કરતાં વધુ કઠોર રીતે સાચું ઠર્યું છે. વળી એ વાત પણ સાચી ઠરી છે કે સ્તાલિનવાદી સર્વસત્તાવાદી મૂળભૂત ઇમારતને પાયામાંથી બદલી નાખ્યા વિના જ, જૂના માળખામાં થોડાક ફેરફાર કરવાથી કશું વળતું નથી. ખુદ ક્રુશ્ચોવ અને ટિટો જેવા ધુરંધર સુધારકો પણ ક્રાંતિની કસોટીએ વામણા ઠર્યા છે. એક ટોગ્લીઆટીના અપવાદ સિવાય ભાગ્યે જ કોઈએ મૂળગામી સમસ્યાને સૈદ્ધાંતિક દૃષ્ટિએ તપાસી હતી.

આજે ઝેકોસ્લોવાકીઆના સત્તાધારીઓ પોતે એકજી સર્વસત્તાવાદી ઇમારત (monolithic totalitarian structure)ના મૂળમાં રહેલો સડો દૂર

કરવા કટિબદ્ધ બન્યા હોવાનું જણાય છે. એક નવો મોડેલ ઊભો કરવા તેઓ મથી રહ્યા છે. છતાં એક સૈદ્ધાંતિક વિભાવનાને જીવંત વાસ્તવતામાં પલટી નાખવાનું સાહસ કેટલે અંશે સિદ્ધ થશે એ તો કોણ જાણે! પરંતુ, જેટલે અંશે થશે તેટલે અંશે સમસ્ત માનવજાતની ભાવિ મંઝિલ માટે ઉપકારક બનશે, એટલું તો નિશ્ચિત છે. (૧૭-૮-૬૮)

તા. ક.

તા. ૧૭મી એ લખેલું લખાણ પ્રેસમાં પહોંચ્યું-ન-પહોંચ્યું ત્યાં તો તા. ૨૦-૨૧ની મધરાતે, ઉપરના લખાણમાં આ શંકા કરી હતી તે ઘટના બની જ બની. ખંડ ૧ ને અંતે લખ્યું હતું કે – કમ્યુનિસ્ટ નેતા દુબચેકની પાછળ ત્યાંની પાર્ટી અને પ્રજાનું ભારે પીઠબળ હોઈને રૂસી રાજકર્તાઓના હાથ હેઠા પડ્યા છે — પાર્ટીની અંદર ફૂટ પડાવવાના, પુરાણા સ્તાલિનવાદીઓને પાછા સત્તાસ્થાને આરૂઢ કરવાના મનોરથો નિષ્ફળ ગયા છે એથી જ તો, ના છૂટકે, તેમણે રાજદ્વારી વાટાઘાટોનો રાહ ચાહ્યો ગણ્યો છે એ રખે ભૂલાય; રશિયાનું હૃદયપરિવર્તન થયું છે એવું રખે માની બેસીએ. ઝેકોસ્લોવાકીઆ આકરી તાવણીમાંથી પસાર થઈ રહ્યું છે.

આ પછી, તા. ૨૧મીથી શરૂ કરીને તા. ૨૪મી સુધીના જે સમાચારો ઉપલબ્ધ થયા છે તે બધાને અંતે ઉપરની જ વાત ફરી યાદ દેવરાવવાની સ્થિતિ આવી ગઈ છે. જાણે, એક આખું વર્તુળ પૂરું થયું છે. અલબત્ત, એનો અર્થ એવો નથી કે બીજા વધુ બૃહદ્ વર્તુળની સંભાવના જ નથી.

૭.

તા. ૨૦મીની મધરાતે રશિયાએ તેના ચારે સાગરીતોનાં સૈન્યો સાથે એકાએક ઝેકોસ્લોવાકીઆ ઉપર આક્રમણ કર્યું. છેલ્લા આંકડા મુજબ ૧,૮૦,૦૦૦ રૂસી સૈનિકો, અને ચારે સાગરીતોના મળીને તેમની કુલ તાકાત ૫ થી ૬ લાખની, તેમાંથી માત્ર ૨૦,૦૦૦ માત્ર 'ટોકન'! કુલ એ લાખની આ સેના સામે ઝેકોસ્લોવાકીઆની તાકાત છે ૭૫૦૦૦ની. આ મરણિયા વફાદાર સૈનિકો, ધાર્યું હોત તો, અચ્છો સામનો તો જરૂર કરી શકત. અલબત્ત, ઝેક-રૂસી સરહદ ઉપર સોવિયેતની અક્ષૌહિણી સેના, ગમે તેવા દુશ્મન કે દોસ્તને પીંખી નાખવા, ઊભી જ હતી. ઝેકનો સશસ્ત્ર સામનો જગતના એક મહાન ભવ્ય શહાદતની ગાથા બની ગયો હોત.

ઝેકોસ્લોવાકીઆની નેતાગીરીએ એવી ક્રાંતિનો મોહ જતો કર્યો. દુબચેકની નાડમાં જાણે ગાંધીજીનું લોહી ધબકતું હતું! ગાંધીજીએ બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ફાસિવાદ નાઝીવાદનું આક્રમણ ભારત ઉપર થાય તો શું કરવું તેનો જવાબ મીરાંબેનને પૂરી વિગતે પાઠવ્યો હતો. ત્યારે ભારતને જ એ અશક્ય અને તરંગી લાગ્યો હતો! છેલ્લા ચાર દિવસના સમાચાર વાંચતાં ઝેકોસ્લોવાકીઆએ ફાસિસ્ટ-નાઝી જુલ્મગારોની હરીફાઈ કરી શકે તેવી રૂસી સત્તા સામે દાખવેલા પ્રતિકારની જે થોડી મુખ્ય માહિતી મળે છે તેમાં ગાંધી-નીતિનો જાણે પડઘો પડ્યો છે:

—એક સરકારે પોતાના લશ્કરને ફરમાવ્યું કે હથિયાર ઉપાડશો નહિ. પરંતુ હથિયાર આક્રમણખોરોને સોંપી દેવાં એ રાષ્ટ્રદ્રોહનો ગુનો ઠરશે. તમે તમારા રાષ્ટ્રના સરસેનાપતિ પ્રેસિડન્ટ જનરલ સ્વોબોદાની આજ્ઞા મુજબ અનુસરજો.

—એક પ્રજાને શાંતિમય પ્રતિકાર અને બેઠી હડતાલોનો રાહ ચીંધ્યો. આક્રમણખોરો સાથે સહકાર કરવો એ રાષ્ટ્રદ્રોહ છે એમ ફરમાવ્યું. કાયદેસર સરકારની આજ્ઞા અનુસાર વર્તવા ફરમાવ્યું.

સૈન્ય અને પ્રજાએ આ ફરમાનો શિસ્ત અને સંયમપૂર્વક માથે ચઢાવ્યાં. શાંત પ્રતિકાર, બેઠી હડતાળ, પૂર્ણ અસહકાર અને સૈન્ય શાંત છતાં નવા હુકમ માટે તત્પર!

રશિયાની મેલી મુરાદના કુરચા ખોલ્યા, જ્યારે 'કઠપૂતળી સરકાર' સ્થાપવાના તેના ઉધમાતો બુમરેંગની જેમ તેની જ સામે ફેંકાયા. રશિયાની શ્રદ્ધા હતી કે, પાર્ટીનેતા દુબચેક અને વડાપ્રધાન ચેરનિકને ઉઠાવી લઈ ગયા પછી ઝેક પ્રેસિડન્ટ સ્વોબોદાને જ ફોડી શકાશે. બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન તેણે રૂસી સેના સાથે ભવ્ય કામગીરી બજાવેલી – લેનિન પારિતોષિકનો તે 'હીરો' હતો. પરંતુ, સ્વોબોદાએ ઇનકાર કર્યો. ધરપકડ વહોરી લીધી. નાયબ વડાપ્રધાન ઓટા સિક (ઝેકોસ્લોવાકીઆનો જાણીતો અર્થશાસ્ત્રી અને સુધારાનો પ્રમુખ પુરસ્કર્તા-

માંનો એક) અને વિદેશપ્રધાન જિરી હાજેક બંને પ્રખર સુધારાવાદી હતા: તેમણે તો યુગોસ્લાવીઆ પહોંચી જઈને સ્વોબોદા, દુબચેક અને ચેરનિકની ધરપકડ થતાં, યુગોસ્લાવીઆમાં 'આરઝી હકુમત'ની તૈયારી કરી લીધી હતી. (હાજેક યુનોની બેઠકમાં જઈ પણ પહોંચ્યા છે). જનરલ માર્ટિન દૂઝુર–સંરક્ષણ પ્રધાન તો દુબચેકનો પુરાણો સાથી, વફાદાર મિત્ર ગણાય છે તે જ રીતે, ગુસ્તાવ હુસાક (બીજો નાયબ વડોપ્રધાન) પણ દુબચેકની જેમ 'સ્લોવાક' છે. એ તો સ્લોવાક પ્રજાનો 'સ્પિરિચ્યુઅલ' નેતા ગણાય છે. હકીકતે, ઝેક અને સ્લોવાક એ પ્રજાઓમાં સ્લોવાક પ્રજા આ નવી ક્રાંતિમાં અગ્રિમ પુરસ્કર્તા રહી છે.

આમ, ઝેકની મુખ્ય નેતાગીરીને ભ્રષ્ટ કરવા સારુ અડવા જતાં રશિયાઈ કાવતરાંખોરોના હાથ દાઝયા છે. પાર્ટીમાંથી અને રાજ્યસત્તામાંથી છએક નેતાઓ (મુખ્ય: આલોઈસ ઇન્દ્ર, જાન પિલર અને વાસિલ બિલાક વગેરે)ને ફોડી શકયાની નિરાંત પણ તેઓ લઈ શકયા નથી. દુબચેક અને સ્વોબોદાની ધરખમ એકતા અને પાર્ટી તથા પ્રજાની નક્કર નિષ્ઠા આગળ 'શકય અમીચંદો' પણ ખુલ્લી હિંમત કરી શકયા નથી એમ જણાય છે.

સૌથી મોટી વાત તો એ છે કે 'લશ્કરી ઘેરા'ના આ દિવસો દરમ્યાન પાર્ટીકેન્દ્રના મુખ્ય મથકમાં પાર્ટીની ઈમરજન્સી–કોંગ્રેસ મળી ચૂકી છે, અને તેણે ૯૫૦ પ્રતિનિધિઓની સર્વાનુમતિથી (અથવા બીજા એક હેવાલ મુજબ ૧૦૫૦ પ્રતિનિધિઓમાંથી માત્ર ૧ના વિરોધથી) દુબચેક તથા સ્વોબોદાને હસ્તક પક્ષ અને રાજ્યની ધુરા હેમખેમ હોવાનો વિશ્વાસ જાહેર કરીને નવી પાર્ટી કમિટીની ચૂંટણી પણ કરી લીધી છે (આ પરિષદ આમેય સપ્ટેમ્બરમાં મળવાની હતી જ – જેમાં તેઓ બંધારણી સુધારા કરનાર હતા).

સૌથી મહત્તાની વાત એ છે કે, પોતાના હાથ હેઠા પડતાં રૂસી આક્રમણખોરોએ પોતાનું નાક ઊંચું રાખવા, 'સમાધાન'નો રાહ અપનાવ્યો છે. ગિરફતાર કરેલા જનરલ સ્વોબોદાને રશિયામાં બોલાવીને, 'પ્રમુખ'ને શોભે તેવું તોપોનું ભવ્ય સન્માન આપીને, વાટાઘાટો માટે નોંતર્યા છે. પરંતુ, પ્રેસિડન્ટ સ્વોબોદાએ ઝેક કમ્યુ. પાર્ટીના પ્રખર સુધારક નેતાઓના પ્રતિનિધિત્વ વિનાની કોઈ વાટાઘાટો કરવાનો ઇનકાર કર્યો છે. અને રૂસી માંધાતાઓનેય તેમાં નમતું મૂકવું પડ્યું છે. મોસ્કોમાં ચાલી રહેલી મંત્રણામાં પાર્ટીમાંના કૉન્ઝરવેટિવ પાંખના ગુસેરા (ન્યાયપ્રધાન), આલોઈસ ઇન્દ્ર (મધ્યસ્થ સમિતિના એક મંત્રી), તથા જાન-પિલર (પ્રેસિડિયમના સભ્ય)ની સાથો સાથ દુબચેકના વિશ્વાસુ સાથીદાર જનરલ માર્ટિન દૂઝુર જેવાનો સમાવેશ કરવો પડયો છે. છેલ્લા સમાચાર મુજબ તો, ખુદ દુબચેક અને વડાપ્રધાન ચેરનિક સુદ્ધાંને તેમાં સામેલ કરવામાં આવ્યાનું જણાય છે. ઉપરાંત, રશિયાની પકડથી બહાર સ્વોબોદા તથા દુબચેકના વિશ્વાસુ સાથીઓ પાર્ટી અને સરકારની લગામ સંભાળી રહ્યા છે.

તાજા આવી રહેલા સમાચારો એવું સૂચવી જાય છે કે 'સ્વમાનભર્યું સમાધાન' હાથવેંતમાં છે—કયાંક ગૂંચ ઊભી છે તેથી વાટાઘાટો લંબાઈ છે. દરમ્યાન એટલું સ્પષ્ટ બન્યું છે કે—

મંત્રણાની સફળતાની પૂર્વ શરતરૂપે તેમણે પકડેલા નેતાઓની મુક્તિ તથા ચૂંટાયેલા પાર્ટીના નેતાઓની જે–તે સ્થાને પુનઃપ્રતિષ્ઠાનો પણ આગ્રહ સેવ્યો જણાય છે. 'માનભેર સમાધાન' માટે તેને કેટલીક બાંધછોડ નહિ જ કરવી પડે એમ પણ નથી.

વાટાઘાટોનું અંતિમ પરિણામ ગમે તે આવે, એટલું તો સ્પષ્ટ છે કે છેક આરંભથી (૧૯૬૮ના જાન્યુઆરીમાં નવો સુધારાપંથ અખત્યાર કર્યો ત્યારથી) આજ સુધી ઝેક કમ્યુ. નેતાગીરી ખૂબ જ શાણી, સ્વસ્થ અને પકવ પુરવાર થઈ છે. તેણે કયાંય પણ જરાકે ઉશ્કેરણી અને ફાટફૂટ, અંધાધૂંધી તથા રકતપાતને માટે તક જ ઊભી થવા નથી દીધી. બીજી બાજુ, પ્રશંસનીય નિષ્ઠા, એકતા અને વીરતાભર્યા પ્રતિકારમાં તે પાછી નથી હઠી. તેણે ઓછામાં ઓછી માગણીઓના જોરે તેના ઉપર દઢ રહીને, ઝેક પ્રજાની સાચી મુક્તિ (સાર્વભૌમત્વ) તથા આંતરિક સ્વતંત્રતાનો અત્યંત દુષ્કર પંથ સમાજવાદી–સામ્યવાદી માળખામાં રહીને જ ખેડ્યો છે.

એક બાજુ, રશિયાની મિસાલ સામ્યવાદના છત્ર નીચે સમાનતા, સાર્વભૌમત્વ અને સ્વતંત્રતા શકય જ નથી એવું સ્પષ્ટ કરી રહી છે; એની સામે ઝેકોસ્લોવાકીઆ 'એ શકય છે અને થશે'નો દાવો પુરવાર

# મહારસાયણ પાણી

અશ્વિન ત્રિવેદી

પાણી રસાયણોમા આગવું સ્થાન ધરાવે છે. પૃથ્વીના પટનો ¾ ભાગ પાણીથી ઢંકાયેલો છે. દરેક જીવિત વસ્તુમાં પાણીનો બહુ મોટો ભાગ રહેલો છે. માછલીમાં લગભગ ૮૦ ટકા, મનુષ્યમા ૭૦-ટકા, દરિયાઈ વનસ્પતિમા ૯૦ ટકા, અને કેટલીક સામાન્ય વનસ્પતિમા ઓછામાં ઓછું એટલે કે ૫૦ ટકા પાણી રહેલું છે. કદાચ પૃથ્વી ઉપર જીવનની શરૂઆત જ પાણીય દ્રાવણમાંથી થઈ હોય. શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયાથી પાણી અને કાર્બન ડાયોક્સાઇડ બને છે.

કુદરતમાં પાણી ત્રણે સ્વરૂપે મળી આવે છે. ઘન સ્વરૂપે બરફ કે હિમ, પ્રવાહી સ્વરૂપે પાણી અને વાયુ સ્વરૂપે વરાળ. પાણીનું શૂન્ય સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને બરફ, અને સામાન્ય દબાણ નીચે અને ૧૦૦ સેન્ટીગ્રેડ ઉષ્ણતામાને વરાળ થાય છે. પાણીની વધુમાં વધુ ઘનતા ૪° સેન્ટીગ્રેડ હોય છે. આમ બરફ પાણીથી હલકો હોવાથી પાણીની ઉપર તરે છે. બરફ મંદ ઉષ્માવાહક છે, એટલે કે જેમ ધાતુ જલ્દી તપી કે ઠંડી થઈ જાય છે, પરંતુ લાકડાને ઠંડું કે ગરમ થતાં વધારે વાર લાગે છે એમ વાતાવરણમાં ઉષ્ણતામાન નીચું આવી ઠંડક ઉત્પન્ન થાય તો તેની અસર બરફથી ફેલાતાં વાર લાગે છે. આ સામાન્ય ઘટના કુદરતમાં બહુ મોટો ભાગ ભજવે છે. ઉત્તર ધ્રુવ જેવા ઠંડા પ્રદેશમા પાણીની સપાટી ઉપર બરફ બાઝી જાય છે. પરંતુ બરફ મંદ ઉષ્માવાહક હોવાથી નીચેનાં પડ પાણીનાં બનેલાં રહે છે, અને આ પ્રમાણે અનેક દરિયાઈ જીવિતોજીવિત વસ્તુઓ શિયાળામાં પણ સજીવ રહી શકે છે. દરેક પદાર્થને કોઈ પણ ઉષ્ણતામાને વાયુરૂપમાં જવાની વૃત્તિ હોય છે. આને આપણે વરાળ-દબાણ કહીએ છીએ. વરાળદબાણ ઉષ્ણતામાન ઉપર આધાર રાખે છે. જેમ જેમ ઉષ્ણતામાન ઊંચું જાય, તેમ તેમ વરાળદબાણ વધતું જાય છે. જ્યારે વરાળ-દબાણ વાતાવરણના હવાદબાણ જેટલું થાય છે ત્યારે પાણીની મુક્તપણે વરાળ થાય છે, અથવા તો પાણી ઊકળે છે. પર્વત ઉપર વાતાવરણનું દબાણ ઓછું થઈ જવાથી પાણીનું ઉત્કલનબિન્દુ ઓછું હોય છે, અને એથી જ પર્વત ઉપર દાળ સારી પેઠે ચઢતી નથી. જો પ્રેશર કુકરનો ઉપયોગ કરવામાં આવે તો, એમાં વરાળ-દબાણ વધારે હોવાથી ઉત્કલનબિન્દુ ઊંચું જાય છે અને રસોઈ ઝડપથી થાય છે. દબાણની અસર પિગલનબિન્દુ (Melting point) ઉપર ઝાઝી થતી નથી પરંતુ પાણીમાં કોઈ દ્રાવ્ય પદાર્થ નાખવાથી તેનું પિગલનબિન્દુ બહુ સારી પેઠે નીચું જાય છે. એટલા જ માટે આપણે આઈસક્રીમ બનાવવા ઘેર સંચામાં બરફ જોડે મીઠું નાખીએ છીએ.

સૂર્યની ગરમીથી પૃથ્વી ઉપરના પાણીની વરાળ થાય

---

કરતું જીવનમરણના જંગમાં જીતને પંથે આગળ વધી રહ્યું છે.

એમ પણ જરૂર કહી શકાય કે ઝેકોસ્લોવાકીઆએ રશિયાનેય, તેના ખૂની નહોર કાપી નાખીને સુધરેલી રીતે વર્તવાની ફરજ પાડીને, એક નવી શક્યતા પ્રકટ કરી છે.

ઇતિહાસ એનો ફેંસલો જાહેર કરશે ત્યારે...પરંતુ, જાગ્રત, નિષ્ઠાવાન, સ્વસ્થ, શિસ્તબદ્ધ ઝેક નેતાગીરી અને પ્રજાનો પુરુષાર્થ એળે નહિ જાય એ નિશ્ચિત છે. ઇચ્છીએ કે, ઝેક-પંથ આજના કરતાં તદ્દન ભિન્ન એવા —નહિ મૂડીવાદી નહિ કટ્ટર સામ્યવાદી એવા—નવતર ન્યાયી સમાજની રચનાના પુરસ્કર્તા તરીકેનું સ્થાન પ્રાપ્ત કરી ગાંધીની શતાબ્દીના આગમન ટાણે, વિશ્વભરમાં શ્રદ્ધાનું નિર્માણ કરી જશે; અને દુનિયાને જકડી બેઠેલું વિષવર્તુલ (જેના એક ભાગ રૂપે ઝેકોસ્લોવાકીઆ અને વિયેતનામ તવાઈ રહ્યાં છે તે વિષવર્તુળ) સદાને માટે લય પામશે.

૨૫-૮-૬૮ ]



છે. આ વરાળ જેમ જેમ ઊંચી જાય છે તેમ તેમ તેનું ઉષ્ણતામાન નીચું ને નીચું થતું જાય છે. પવનથી આમ તેમ અથડાતાં વાદળાંના સ્વરૂપની આ વરાળ, સંજોગો અનુકૂળ થતાં ફરી પાછી વરસાદમાં પરિણમે છે. જો અતિશય ઠંડી હવા હોય તો વરસાદ બરફના રૂપમાં ફેરવાય છે.' વૈજ્ઞાનિકો ધર્મગુરુઓ કે સમાજશાસ્ત્રીઓ કરતાં પણ વધુ ચોખલિયા હોય છે. શુદ્ધ પાણી કુદરતમાં મળવું અશક્ય છે. ઈ. સ. ૧૯૯પમાં જર્મન રાસાયણિક કોહલરોચે નીચા દબાણે પાણીને ૪૮ વાર નિસ્યંદિત કરી ચોખ્ખું પાણી બનાવ્યું હતું ફોરાં હવામાં મુસાફરી કરી પૃથ્વી ઉપર પડતાં પહેલાં હવામાંના ઓકિસજન ઉપરાંત કાર્બન ડાયોકસાઈડ, મીઠાના કણો ઇત્યાદિને ઓગાળે છે. ચોખ્ખી હવામાં માત્ર કાર્બન ડાયોકસાઈડ જ હોય છે, પરંતુ ઓદ્યોગિક વાતાવરણમાં અથવા દરિયાઈ વાતાવરણમાં ઉપરની અશુદ્ધિઓ રહેલી હોય છે. વરસાદનાં પાણીના એક લાખ ભાગમાં ૬-૪ ભાગ ઓકિસજન અને ૧-૩ ભાગ કાર્બન ડાયોકસાઈડ રહેલો હોય છે. શરૂઆતના વરસાદથી વાતાવરણની અશુદ્ધિઓ દૂર થાય છે. અને વરસાદથી વાતાવરણ ઠંડું પણ થાય છે. એટલે જ આપણને વરસાદ પછી હવા આહ્લાદકારક લાગે છે, અને આપણે તાઝગી અનુભવીએ છીએ. કાર્બન ડાયોકસાઇડવાળા પાણીની દ્રાવ્ય શક્તિ વધુ હોય છે. પૃથ્વીના ખડકનો કેલ્શિયમ કાર્બોનેટ આ પાણી જોડે સંયોજિત થઈ દ્રાવ્ય કેલ્શિયમ બાય-કાર્બોનેટ બનાવે છે. આ ઉપરાંત ખડકનાં અનેક દ્રવ્યો પાણીમાં થોડેઘણે અંશે ઓગળેલાં હોય છે. વરસાદનું પાણી ઝરણાં વાટે પૃથ્વીના ભિન્ન ભિન્ન પટ ઉપર વહેતું વહેતું, આખરે દરિયામાં પડે છે. આ પાણીમાં દ્રાવ્ય પદાર્થો તરીકે તેમ જ તરતા કણો તરીકે ઘણાખરાં તત્ત્વો સંયોજનો રૂપે રહેલાં હોય છે. દા. ત. આ પાણીમાં સુવર્ણ પણ હોય છે. આનું પ્રમાણ અત્યંત અલ્પ હોવા છતાં અનુકૂળ રાસાયણિક પ્રક્રિયાઓથી તેમાંથી સુવર્ણ પ્રાપ્ત કરવું શક્ય છે. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન જ્યારે જર્મનીને સુવર્ણની ખોટ પડી ત્યારે પ્રખ્યાત જર્મન વૈજ્ઞાનિક હેબરે દરિયાના પાણીમાંથી સુવર્ણ મેળવવાની યોજના ઘડી હતી. એથી ગણતરી પ્રમાણે આ સુવર્ણ, સુવર્ણની તે સમયની કિંમત જોતાં આર્થિક રીતે સસ્તું પરવડતું જોઈતું હતું, પરંતુ, એની ગણતરીમાં એક જગ્યાએ દસે ગુણવાને બદલે દસે ભાગવાથી વ્યવહારમાં સુવર્ણની કિંમત એની ગણતરી કરતાં સો ગણી થઈ.

જ્યારે આપણી પૃથ્વી સૂર્યથી વિખૂટી પડી, ધીરેધીરે ઠંડી થતી ગઈ ત્યારે અનુકૂળ ઉષ્ણતામાને પાણીની વરાળ પૃથ્વીના નીચેના ભાગોમા વરસાદરૂપે એકઠી થઈ. આમ પૃથ્વીની શરૂઆતમા વરસાદનું પાણી નિસ્યંદિત હતું. આ પાણીની ગરમીથી વરસાદરૂપે પૃથ્વી ઉપર નદીનાળાં વાટે દરિયામાં પાછું આવ્યુ ત્યારે તેમા થોડેઘણે અંશે દ્રાવ્ય અશુદ્ધિઓ ઉપસ્થિત થઈ. દર વર્ષે ઉનાળામાં વરાળ થતાં માત્ર શુદ્ધ પાણી જ ઓછું થાય છે, પરંતુ ચોમાસામા નદીનાળા ભરાતા વરસાદ વાટે અશુદ્ધ પાણી પાછું દરિયામા આવે છે. આ પ્રમાણે દરિયાના પાણીમાં દ્રાવ્ય અશુદ્ધિનું પ્રમાણ વધતું જ જાય છે. પ્રતિવર્ષ દરિયામાં આ પ્રમાણે વરસાદથી થતી અશુદ્ધિનું પ્રમાણ અને અત્યારે અશુદ્ધિનું પ્રમાણ માપીએ તો પૃથ્વીની ઉંમરનો અડસટ્ટો મેળવી શકીએ અત્યારે દરિયાના પાણીમાં મુખ્ય અશુદ્ધિ સામાન્ય મીઠું હોય છે, અને તેનું પ્રમાણ ૩.૫ ટકા જેટલું હોય છે.

વધતી જતી વસ્તી અને અત્યંત ઝડપી ઔદ્યોગીકરણના જમાનામાં આપણને ચોખ્ખા પાણીના વિશાળ જથ્થાની જરૂર પડે છે. પાણી ખેતી માટે, સામાન્ય વપરાશમાં, તેમ જ ઉદ્યોગોમાં ઘણા મોટા પ્રમાણમાં વપરાય છે. અત્યારના જમાનાની એક વિકટ સમસ્યા પૂરતા પ્રમાણમાં ચોખ્ખા પાણીના પુરવઠાની છે. પૃથ્વી ઉપર ⅔ ભાગમાં પાણી હોવા છતાં આ પાણી ખારું હોવાથી તેમ જ અનુકૂળ સમયે ઉપલબ્ધ નહીં હોવાથી આ મુશ્કેલી ઊભી થઈ છે. સેંકડો વર્ષથી વૈજ્ઞાનિક હવામાનનો અભ્યાસ કરતો હોવા છતાં, આવતા ચોમાસામાં વરસાદ કેટલો અને ક્યારે આવશે તે કહી શકતો નથી. વળી વરસાદ જો બહુ ઝડપથી આવે તો તેમાંનું ઘણું પાણી વહી જાય છે. સામાન્ય વરસાદમાં કુલ વરસાદના ૩૦-૪૦ ટકા પાણી પૃથ્વીમાં સમાઈ જાય છે, અને ભવિષ્યમા ઉપયોગમાં લઈ શકાય તેવા ભૂ-જળ તરીકે તે ઓળખાય છે. વાદળામા જળનાં ફોરાં અત્યંત અલ્પ કદનાં હોવાથી તે હવામા તરતાં જ રહે છે. હવે આપણે એરોપ્લેનદ્વારા આવાં વાદળાં ઉપર સિલ્વર આયોડાઇડ કે કાર્બન ડાયોકસાઇડ – બરફ – ઘન કાર્બન ડાયોકસાઇડના કણો વેરીએ તો પાણીના કણો આ

કણોની આસપાસ બાઝી જાય છે અને વરસાદરૂપે પડે છે. બનાવટી વરસાદના પ્રયોગો અમેરિકા, ઓસ્ટ્રેલિયા, ઇત્યાદિ દેશોમાં થયા છે, અને તેમની સફળતા માટે થોડે-ઘણે અંશે સાચા દાવા પણ કરવામાં આવ્યા છે. પણ વ્યવહારમાં આ પદ્ધતિ હજુ ઉપયોગમાં નથી આવી. આમાં વૈજ્ઞાનિક સફળતા ઉપરાંત રાજકીય સમસ્યાઓ પણ રહેલી છે. આકાશમાં વાદળાં બધે ઘૂમે છે હવે એક દેશ જો પોતાના વિભાગ ઉપર તરતા વાદળાં ઉપર આવા કણો વેરી વરસાદ લાવે તો બીજા દેશોમાં ઓછો વરસાદ ન થાય? અત્યારે નર્મદાના પાણીની વહેંચણી માટે જે મુસ્કેલી ઊભી થઈ છે એથી અનેક ગણી મુસ્કેલી આવા સંજોગોમાં ઊભી થવાનો સંભવ છે.

વરસાદની અનિયમિતતાને લીધે આપણે સંઘરેલા પાણી ઉપર આધાર રાખવો પડે છે. પાતાળકૂવા, નદી ઇત્યાદિમાં રહેલ પાણી કુદરતી બક્ષિસ છે, અને તેનો યોગ્ય ઉપયોગ સમસ્ત દેશને ધ્યાનમાં રાખીને યોજવો જોઈએ. વરસાદને બદલે આવા ભૂ-જળ-નો ખેતીના ઉપયોગમાં બીજો પણ એક ભય રહેલો છે. કેટલાક ભૂજળમાં સામાન્ય મીઠાનું પ્રમાણ વધારે હોય છે, અને આવા પાણીનો ખેતીમાં હદ ઉપરાત ઉપયોગ કરવાથી જમીન ખારી થઈ જાય છે, અને જમીનમાં પાણીયતા water logging પણ થાય છે. ભારત અને પાકિસ્તાનમાં દર વર્ષે લાખો એકર જમીન આ પ્રમાણે ભૂ-જળના અશાસ્ત્રીય ઉપયોગ કરવાથી નકામી બનતી આવી છે.

ચોખ્ખા પાણીમાં મીઠાની ચપટી નાખવી સહેલી છે, પરંતુ આવા પાણીમાંથી ચોખ્ખું પાણી મેળવવું તે વૈજ્ઞાનિકો માટે પણ એક કૂટ સમસ્યા છે. કુદરતમાં આ ક્રિયા દરિયાના પાણીની વરાળ થઈ, વરાળમાંથી વાદળાં થઈ તેમાંથી વરસાદ રૂપે ચાલતી આવી છે. પ્રયોગશાળામાં પણ પાણીનું નિસ્યંદન સહેલાઈથી થઈ શકે છે, પરંતુ મોટા પાયા ઉપર પાણીમાંના બધા દ્રાવ્ય પદાર્થ દૂર કરવાની સહેલી અને સસ્તી પદ્ધતિ શોધવામા વૈજ્ઞાનિકો હજી સુધી ફત્તેહમંદ થયા નથી. આ માટે સૂર્યની ગરમીથી પાણીની વરાળ કરી, અથવા પાણીને અત્યંત ઉચ્ચ ઉષ્ણતામાને વરાળ (Flesh point evaporation) કરી, આ વરાળને ઠારીને, અથવા અયનવિનિમય (Iron exchange) પદ્ધતિ જેવી અનેક રીતો વિષે અમેરિકા, ઇઝરાઇલ વગેરે દેશોમાં વૈજ્ઞાનિકો પ્રયોગો કરે છે, અને આવી પદ્ધતિથી બનાવેલ મીઠા પાણીનાં સ્ટેશનો પણ દુનિયામાં કામ કરતાં થઈ ગયાં છે. છતાં હજુ કોઈ પદ્ધતિ ખરેખર સુલભ અને સસ્તી માલૂમ પડી નથી. આવું એક ખારા પાણીમાંથી મીઠું પાણી બનાવવાનું નાનું પ્રયોગાત્મક મથક સૂર્ય-નિસ્યંદની *Solar still* ભાવનગરના સોલ્ટ રીસર્ચ ઇન્સ્ટીટ્યુટમાં પણ છે.

પાણીના ભૌતિક ગુણો જાણીતા છે. ચોખ્ખું પાણી સ્વાદવિહીન અને લગભગ રંગવિહીન હોય છે. આધુનિક રસાયણના પાયામાં પાણીના સાચા સ્વભાવની શોધે અગત્યનો ભાગ ભજવ્યો છે કેવેન્ડીશ, પ્રિસ્ટલી અને લેવોઝીયરે પાણીનો સ્વભાવ સમજવા માટે પ્રયોગો કર્યા હતા. પાણી એક ભાગ હાઈડ્રોજન અને બે ભાગ ઓક્સિજનના રાસાયણિક સંયોજનથી ઉત્પન્ન થાય છે, એ શોધ ૧૭૮૧ માં થઈ. હાઈડ્રોજન, પાણીમાંથી વિદ્યુત વિભાજન દ્વારા, કે ઊંચા ઉષ્ણતામાને લોહ જેવી ધાતુ જોડે રાસાયણિક પ્રક્રિયાથી મેળવી શકાય છે. તત્ત્વોની સારણીમાં હાઈડ્રોજન પ્રથમ છે, અને તેના કેન્દ્રમાં એક પ્રોટોન અને કેન્દ્ર બહાર એક માત્ર ઇલેક્ટ્રોન રહેલા છે. ઇલેક્ટ્રોન જતાં અત્યંત નાનો કેન્દ્ર $H^+$રહી જાય છે, અને આથી સામાન્ય રાસાયણિક સંયોજકતા ઉપરાંત બીજાં તત્ત્વોને હાઈડ્રોજન આકર્ષી શકે છે. આવી પ્રક્રિયાને લીધે પાણીના કણો $H_2O$નો સમૂહ $(H_2O)n$ બનાવે છે. આને વૈજ્ઞાનિકો હાઇડ્રોજન બંધ કહે છે. હાઇડ્રોજન બંધની પદ્ધતિથી હાઇડ્રોજનયુક્ત રસાયણો કે જેમાં સમસ્ત જીવિત સૃષ્ટિનો સમાવેશ થાય છે, તેમને વૈજ્ઞાનિક રીતે સમજી શકાય છે.

વૈજ્ઞાનિક સત્યની મર્યાદા તેની એકસાપેક્ષી મર્યાદામાં રહેલી છે. ૧૭૮૨મા હાઈડ્રોજન તત્ત્વના ગુણધર્મો શોધાયા પછી લગભગ દોઢસો વર્ષે યુરે અને સહકાર્યકર્તાઓએ જાહેર કર્યું કે હાઇડ્રોજનના રાસાયણિક ગુણધર્મવાળા પણ ભિન્નભિન્ન ભૌતિક ગુણધર્મ અને પરમાણુભારવાળા બે કણો, ટયુટિરિયમ અને ત્રિતીયમ સામાન્ય હાઇડ્રોજનમાં રહેલા છે. ટયુટિરિયમનો હાઇડ્રોજન કરતાં બમણો પરમાણુભાર હોવાથી, પાણીના વિદ્યુત વિભાજનમાં હલકો હાઇડ્રોજન વધુ ઝડપથી ઊડી જાય છે, અને પાછલા પાણીમાં ટયુટિરિયમનું પ્રમાણ વધતું જાય છે, માટે તેને ભારે પાણી કહેવામાં આવે છે. ભારે પાણી કેન્દ્રીય

પ્રક્રિયામાં અત્યંત ઉપયોગી છે. કેન્દ્રીય પ્રક્રિયાના એક પ્રકારના જુદીજુદી શક્તિવાળા કણોને ભારે તત્ત્વના કણો જોડે અથડાવવા દેવામાં આવે છે. આવા અસ્ત્ર તરીકે વપરાતા કણોમાં ન્યુટ્રોન સૌથી અગત્યનો છે. પરંતુ ન્યુટ્રોનનો વેગ બહુ વધુ પ્રમાણમાં હોય તો તે ભારે કણના કેન્દ્ર જોડે અત્યંત અલ્પ સમય માટે સંપર્કમાં રહે છે. માટે આવા કણોની આસપાસ ભારે પાણી રાખવાથી ન્યુટ્રોનની ગતિ ધીમી પડે છે, અને કેન્દ્રીય પ્રક્રિયા વધુ પ્રમાણમાં થાય છે. ભારે પાણીને નિયામક Moderator કહેવામાં આવે છે. ડ્યુટેરિયમનું પ્રમાણ લગભગ ૧ : ૫૦૦૦ જેટલું છે. ત્રીજા સમસ્થાનિક ત્રિતીયમનું પ્રમાણ તો એથી પણ અલ્પ ૧ : ૧૦[११] જેટલું છે. હવામા રહેલા નાઇટ્રોજન ઉપર કોસ્મિક કિરણોની અસરથી તે ઉત્પન્ન થાય છે. તે કિરણોત્સર્ગી છે, અને તેનું અર્ધ આયુષ્ય ૧૨.૪ વર્ષ છે. જ્યાં સુધી હાઇડ્રોજનયુક્ત પદાર્થ, જેવો કે પાણીની વરાળ કુદરતમાં મુક્ત સ્વરૂપમાં રહે અને હવામાં બધે ફરી શકે ત્યાં સુધી તેમાં ત્રિતીયમનું પ્રમાણ ઉપર લખ્યા પ્રમાણે નિશ્ચિત હોય છે. વરસાદ મારફતે આવેલું પાણી પૃથ્વીના પડમાં સમાઈ જાય ત્યારે તેમાંથી ત્રિતીયમનું પ્રમાણ ધીરેધીરે ઓછું થતું જાય છે. આપણે જ્યારે કોઈ પ્રદેશમાં પાતાળકૂવાના પાણીનો ઉપયોગ વધુ અને વધુ કરતા જઈએ તો પૃથ્વીના ભૂગર્ભમાં રહેલ પાણી વાપરવું પડે અને આ પાણીનો જથ્થો ઓછો ને ઓછો થતો જાય. આ પ્રક્રિયાને કોઈપણ પાણીના જથ્થામાં ત્રિતીયમનો જથ્થો માપીને જાણી શકાય છે. ભૂગર્ભ પાણીની આવી મોજણી ટાટા ઇન્સ્ટીટ્યુટ ઑફ ફંડામેન્ટલ રીસર્ચે ગુજરાતમાં શરૂ કરી છે. તાજા વરસાદ અને નદીના પાણીમાં કેલ્શિયમ, બાય કાર્બોનેટ ઇત્યાદિનું પ્રમાણ વધુ હોય છે. જ્યારે જૂના પાણીમા સોડિયમ ક્લોરાઇડનું પ્રમાણ વધુ હોય છે. આમ પાણીનો પ્રકાર રાસાયણિક મોજણી વડે પણ જાણી શકાય છે.

આ પ્રમાણે પાણીના અભ્યાસ ઉપરથી રસાયણ, ભૌતિકશાસ્ત્ર ઇત્યાદિ વિજ્ઞાનની અનેક શાખાઓના આધુનિક વિકાસ સુધી આપણે આવી ગયા.

*

## બહુમતીની ક્રાંતિ

માર્ક્સની વિચારણામાં આવેલું કે ક્રાંતિ કરનારી તો એક લઘુમતી જ હોય છે. લેનિનમાં પણ આ તત્ત્વ ઘણું ઘૂંટાયું છે. એ ગુએવારાએ તો વળી તદ્દન નાનકડી લઘુમતી જ ક્રાંતિ કરશે એવી વાતને રંગીલો મરોડ આપ્યો. આ વસ્તુ સામ્યવાદનું એક મૂલ્ય છે. સમજવા જેવું એ છે કે ચેકોસ્લોવાકિયાની ઘટનાઓ એક પ્રજાકીય જુવાળ છે, કોઈ લઘુમતીનો બળવો નથી. આમ 'લઘુમતી ક્રાંતિ'ના સામ્યવાદી મૂલ્ય સામે ચેકોની 'બહુમતીની ક્રાંતિ'નું આંદોલન પોતાની પાયાની લડત લડી રહ્યું છે.
સાપ્તાહિક 'નિરીક્ષક'માંથી ]  જયંતિ દલાલ

# અટકી ગયો લહેરાતો લય

**હરીન્દ્ર દવે**

રાવજી પટેલના અવસાનના સમાચારે થોડા સ્તબ્ધ બની જવાયું : આમ જુઓ તો એની તબિયત ચિંતા-જનક છે અને ગમે ત્યારે કંઈ પણ થાય એમ સાંભળ્યું હતું : એમ તો એ કવિએ પોતે જ કવિતામાં ગાયું છે.

હું આવ્યો છું હવે
અંતહીન નિદ્રા ઘડવા.

પણ આ ઘાટ એ આટલો વહેલો ઘડી નાખશે એમ નહોતું લાગતું ...

થોડાક ઉદાસ મને રાવજીની 'અશ્રુઘર' હાથમાં લીધી; તેના આરંભમાં એક નાનકડી કવિતા મુકાઈ છે એના તરફ પહેલી જ વાર ધ્યાન ગયું; આજે બદલાયેલા સંદર્ભમાં આ કવિતામાંનો સવાલ આપણા સૌ માટે પુછાયો હોય એવું લાગ્યું.

અમે અજાણ્યા ક્યાં લગ રે'શું
કહો તમારા ઘરમાં?

દરેક નવા કવિનો આ પ્રશ્ન હોય છે : એ કવિતાના, સર્જનના ક્ષેત્રે આવીને વસે છતાં તેની હાજરીની નોંધ ઘણીવાર ન લેવાતી હોય એવું બને છે; અહીં કવિ જે ઘરની વાત કરે છે એ ઘર એટલે કોઈ ચાર દીવાલોની બનેલી ઇમારત જ નહીં...આ કોઈ બીજા જ ઘરની કવિ વાત કરે છે...અને એની પ્રતીતિ છેલ્લી ત્રણ પંક્તિઓમાં આપણને મળે છે :

અમને ઘડીવાર તો ગંધ ઊંઘની આલો
આલો શ્વાસ તમારો ઓઢું,

આ કવિ અંતહીન નિદ્રાનું નિર્માણ કરી સાચે જ જંપી ગયો છે ત્યારે એની ઘણી બધી કવિતાઓનું સ્મરણ થાય છે. 'કૃતિ'ના એક અંકમાં 'સંબંધ' નામનું દીર્ઘ કાવ્ય પ્રગટ થયું હતું. એમાં સર્વત્ર સઘન અને એક સરખા સ્તરની અભિવ્યક્તિ ન હતી, છતાં ક્યાંક ક્યાંક કવિની પ્રતિભાના ચમકારા દેખાતા હતા :

રોજ સવારે
ગિલોલમાંથી છટકેલા પથ્થર શો
આવું તેજ વિશ્વમાં.
રોજ સવારે.
જલ વગરનું મોજું થઈને
કાળા ભમ્મર કેશ ઉપર જઈ રેલું.
રોજ સવારે
રસ્તા પરનાં પગલાં
લાવી પાંપણ વચ્ચે મેલું.

---

વાતાવરણ અળપાઈ જાય છે. 'દુઃખ' વિશેનો એ સાવ સામાન્ય ખ્યાલ બની જાય છે – સેક્સ અને ધનને કારણે જન્મેલી વિષમતામાં ભમનો, અનુસ્નાતકથી સરસ્વતીચન્દ્ર જેવો, પૃથ્વી બહુ ગમતો નથી. દુઃખ'ની આસપાસનો પોએટિક પરિવેશ ભૂંસાઈ ગયો છે; હવે એ, સર્જકની અભીપ્સા રહી નથી. પૃષ્ઠ પચાસ–આવનમાં સ્તનદર્શનની અનુભૂતિમાં 'દુઃખ'નો જે વિચાર ભેળવાયો હતો તે વિશિષ્ટ દુઃખ હવે ક્યાં ભલા ? ... પણ રાવજી આપણી વચ્ચે નથી.. છે માત્ર 'ઝંઝા' અને ખાલી પાંજરું... ગુજરાતે એક સર્જક ગુમાવ્યો છે.

પત્નીની ગેરહાજરીમાં પહેલીવાર 'ઝંઝા' વાંચેલી, ને ત્યારે આ ફકરો લેખને અંતે મૂકવાનું પસંદ કરી રાખ્યું હતું. "કશી પણ લપછપ કર્યા વગર ઢીંચ્યો. આખો શીશો પી ગયો. મારાં રુવાંટાંની પણ મને ખબર નહોતી પડી. વચ્ચે વચ્ચે આંખ ઊંચી કરીને જોઈ લેતો ત્યારે પક્ષીઓ કપાળે બેઠેલાં હતાં. ચલો સારું થયું, ચિંતા તો નહીં સુંવાળા ટહુકા ભરેલો હાથ નહીં તો શું ! અને આમેય આંખ ખોલીને બે હાથ–બે પગ અને લાંબી પહોળી જમીન જ જોવાની ને ?" કથાકૃતિઓ દ્વારા ગદ્યકવિતા ઢીંચાવનાર કવિ રાવજી હવે આપણી પાસે નથી.

–સાચે જ આંખ ખોલીને બે હાથ – બે પગ અને લાંબી પહોળી જમીન જ જોવાની ને ? રાવજી પૃથ્વીનું આ વેદનાસુખ લખીને એક સર્જકની હેસિયતથી મરતાં-મરતાં પણ ઝૂઝ્યો હતો...

(૧૨ ઓગસ્ટ '૬૮)

રસ્તા પરનાં પગલાંને પોતાની પાંપણ પર વસાવ-નાર આ કવિ હોસ્પિટલના ટી. બી. ના વોર્ડનું ચિત્ર આ રીતે રજૂ કરે છે.

દરેકની મુઠ્ઠીમાં પડયો પડયો
ગંધાય અનાગત.
દરેક મુઠ્ઠીમાં ઉકલે
અમરત જૂની વાવ,
દરેક મુઠ્ઠીમાં સળગે મસાણ જૂનાં
-કાળ પાથર્યો ચંદન ચંદન,
*દરેકની મુઠ્ઠીમાં.*

આ કવિનો 'લહેરાતો લય' એકાએક અટકી ગયો છે; એની કવિતાઓ હજી તો છૂટીછવાઈ પડી છે, પણ એના કવિહૃદયમાંથી જ આકાર પામેલી બે નવલકથાઓ 'અશ્રુઘર' અને 'ઝંઝા' આપણને સાંપડી છે.

'અશ્રુઘર' અને 'ઝંઝા' ના પ્રકાશન વચ્ચે બે વરસનું અંતર છે: આ વરસનો વિકાસ પણ બંને નવલકથા વચ્ચે દેખાય છે. આ બંને નવલકથા વિશે ફરિયાદ પણ કરી શકાય; બંનેમાં લાગણીશીલ નાયક, પરંપરાગત પ્રેમકથા, શરદબાબુનાં સ્ત્રીપાત્રોના ભણકારા, આ બધું મળી શકે; પણ આ બંને કૃતિઓમાંથી અને સૌથી વધુ તો 'ઝંઝા'માંથી એક વિકાસશીલ નવલકથાકારનું દૈવત પણ દેખાય છે.

'ઝંઝા'માં એનું ગદ્ય સૌથી વધુ આકર્ષક છે. એનો પ્રવાહ સરળ અને અનાયાસ છે. એમાં તાઝગી છે.

પૃથ્વીની ડાયરી રૂપે અને ક્વચિત્ ક્ષમાએ એમાં ટપકાવેલી નોંધોરૂપે આ આખીયે કૃતિ આકારાઈ છે. ડાયરી વિશે અહીં પૃથ્વી નોંધે છે.

"ડાયરી લખું ને પાના પર સુખદુઃખની ઝીણી-ભાતીલી પગલીઓ પડે, પગલીઓમાં સુગંધના પારાવાર છલકે. ડાયરી અત્યારે મને સ્વજનનો પર્યાય લાગી. ચૂપ બેઠેલા નજીકના મનુષ્ય જેવી આ ડાયરી ઉઘાડીએ તો ઊઘડે પાને પાને મનુષ્યની છબિ. મારું ધ્રુવપદ મનુષ્ય તો નહીં હોય? બધાને મનુષ્ય જ જોઈએ છે."

—આ મનુષ્યની વાત સાચી છે. આપણને પણ એ નવલકથા ગમે છે, કારણ કે એમાં મનુષ્યનો કોઈક ચહેરો ઉઠાવ પામે છે. એ ખરું કે એમાં ઝાઝું વૈવિધ્ય નથી. તલપી અને રૂપી...લલિતા અને ક્ષમા (અને બંનેના વૈષમ્યથી ભરેલા ચહેરા જેવો સત્ય અને પૃથ્વી.) 'અશ્રુઘર' અને 'ઝંઝા' બંને આમ એક જ Theme પર લખાયેલી કૃતિઓ છે. પણ બંનેમાં નોંધપાત્ર વિકાસ જે રહ્યો છે તેનું જ મહત્ત્વ છે.

'ઝંઝા'માં આપણને રાવજી પટેલની સૃષ્ટિનું ફલક વિસ્તરતું જણાય છે. એમાં મિ ભટ્ટ અને પુરોહિત જેવાં પાત્રો પણ મળે છે. આ વૈવિધ્ય જ નવલકથાકારની સૃષ્ટિને જીવનનું પરિમાણ આપે છે.

પૃથ્વી એના પોપટ ખુશીરામ સાથે એક વાર સ્વગત વાર્તાલાપ કરે છે ત્યારે આપણને નવલકથાકાર પાસે રહેલ કવિનું હૃદય પરખાઈ આવે છે આ ગદ્યખંડ આપણે આસ્વાદીએ :

"મને સ્વપ્ન આવે છે. હું જાણે તારી જેમ પક્ષી થઈ ગયો થાકયાપાકયા વગર સુખડવનમાં આમતેમ ભિડયા કરું. મને નગરનાં સુંદર મકાનો લગીરે ન ગમે. સુંદર મકાનો. મને હસવું આવે છે. સર્પ માટે આરસપહાણનું દર હોય એવું લાગે છે. સુંદર મકાનોને બદલે માણસો આસોપાલવનાં વૃક્ષ ઉછેરતા હોય તો! માણસ માટે નિખાલસ થવાનું એકેય માધ્યમ રહ્યું નથી. વૃક્ષ ઉછેરવાની પ્રવૃત્તિ જ એક એવી છે જેનાથી મનુષ્ય પોતાની નિખાલસતાને અભિવ્યકત કરી શકે બાકી ભાષાબાષા તો ઠીક, લફરબંદી વાતોથી માણસ બધું જ કંઈ કહી શકતો નથી અને કહે પણ કેટલું? એક શબ્દ દશ ચીજોને ઊંચકતો હોય એવું જ્યાં લાગે પછી હજાર શબ્દોની ધમાલની તો વાત જ શી?"

આ રાવજી પટેલની કૃતિઓ વાંચીએ છીએ ત્યારે એ આપણી વચ્ચે નથી એ વાત માની શકાતી નથી. જો રાવજી પટેલ મૃત્યુ પામ્યા તો આ 'ઝંઝા' કે 'અશ્રુઘર' કે છૂટીછવાઈ કવિતાઓમાંથી આપણને જે અવાજ સંભળાયા કરે છે એ કોનો અવાજ છે? એ કોણ આપણને રહી રહીને પૂછે છે –

'અમે અજાણ્યા કયાં લગ રે' શું
કહો તમારા ઘરમાં?

રાવજી પટેલ એમની કૃતિઓ રૂપે આપણી વચ્ચે છે. આ કૃતિઓમાં જે વિકાસશીલતા રહી છે એમાંથી એક આકાર પામ્યા વિના રહી ગયેલો ભાવિ નકશો પણ દેખાય છે. પણ જે થયું છે એની જ વાત કરીએ તો પણ રાવજી પટેલે આપણને થોડીક સરસ કવિતાઓ આપી છે અને 'અશ્રુઘર' અને 'ઝંઝા'માં બે નવલકથાઓ આપી છે, જે ઘણા સમય સુધી વંચાશે.

(મું. સ. તા. ૧૯–૮–'૬૮)

સત્તાક્ષેત્ર અંગે સર્વોપરી અદાલત દ્વારા કરવામાં આવેલી સ્પષ્ટતાને ધ્યાનમાં લઈને બંધારણમાં ફેરફાર કરવો જોઈએ જેથી કરીને ફરીથી અદાલતી અર્થઘટન કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાય નહીં. એપ્રિલ ૧૯૬૮ના રોજ ધારાસભાઓના અધ્યક્ષોની જે પરિષદ બોલાવવામાં આવી તેમાં પણ લોકસભાના અધ્યક્ષ શ્રી સંજીવ રેડ્ડીએ એવું વિધાન કર્યું કે જો આ સંબંધમાં જરૂર જણાય તો બંધારણમાં જરૂરી ફેરફાર કરવો જોઈએ.

ધારાગૃહોના અધ્યક્ષો પક્ષાપક્ષીથી પર હોય છે પરંતુ ચોથી સામાન્ય ચૂંટણી પછી રાજકીય અસ્થિરતા જન્મી છે તેના લીધે અધ્યક્ષો પણ પક્ષપાતી વલણ દાખવતા થયા છે. ગયા વર્ષના નવેમ્બર મહિનામાં પશ્ચિમ બંગાળની વિધાનસભાના અધ્યક્ષનું વલણ અને ચાલુ વર્ષના માર્ચ મહિનામાં પંજાબની વિધાનસભાના અધ્યક્ષનું પગલું આની સાહેદી પૂરે છે. ભારતીય લોકશાહી માટે આ ખતરનાક વલણ છે જેને સર્વોપરી અદાલતે આ ચુકાદા દ્વારા નાથવાનો પ્રયત્ન કર્યો છે. પરંતુ ત્યાં અટકયા સિવાય બંધારણમાં ફેરફાર કરીને આવા વલણનો અંત લાવવો એ જ હિતાવહ છે.

આ ચુકાદા દ્વારા એક બીજી પણ અગત્યની બાબત આપણું ધ્યાન ખેંચે છે અને તે છે રાજ્યપાલનાં સત્તાક્ષેત્રમાં થતો વધારો. પંજાબના સંદર્ભમાં રાજ્યપાલના વર્તનને કાયદેસર ઠરાવવામાં આવ્યું છે, પરંતુ આવા સંજોગો ન હોય તોપણ રાજ્યપાલ આ સત્તાને આધારે વિધાનસભાના ચાલુ સત્રનો અંત આણી શકે તથા નવા સત્રના આરંભની જાહેરાત કરી શકે. આ બાબત રાજ્યપાલને પણ સત્તાનો દુરુપયોગ કરવા લલચાવે તેવી છે. તેથી બંધારણમાં ઘટતો ફેરફાર કરીને આ બાબતોમાં સ્પષ્ટતા કરવી આવશ્યક છે.

હસમુખ પંડ્યા





સંપાદકમંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો :
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીરાવત, પાલડી, અમદાવાદ–૭

મુદ્રણ–સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ–૧

મુદ્રક–પ્રકાશક–માલિક
બકુલ ત્રિપાઠી, મેનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ–૭


# વિશ્વમાનવ


૯૩ સપ્ટેમ્બર ૧૯૬૮


## કવિતા



## પરિસંવાદ



## વૃત્તવિમર્શ



## પુનર્મુદ્રણ



## વાર્તા



## લેખ



## ગતાંકચર્ચા અને ચર્ચા



મુખપૃષ્ઠ : વાય. કે. શુક્લ

# મીઠા જળના માછલાનું પદ

મીઠા જળનું માછલું
ના મીઠા જળમાં મરે; અરે, ના મરે!
હવે ન એને તરવું,
તોયે ટેવ પડી તે તરે; અવશ રે, તરે!

જનમવેળથી આજ લગી
એ મીઠા જળમાં રમ્યું; હમેશાં રમ્યું!
ક્ષારસિંધુનું પૂર આજ
રે, રગ રગ એની ભમ્યું; અકારણ ભમ્યું!
મીઠા જળમાં રહ્યો જીવ
કાં તટની મહોબ્બત કરે? સુખે ના ઠરે!

તટ આઘો જ રહ્યો; ને મન
કાં જળથી આઘું થયું? ઉદાસી રહ્યું!
અમી ફોરતું જળ મીઠું, કયમ
અંગ અંગ પર ફર્યું? લાડથી ફર્યું!
મથે માછલું મથે ઘણું, પણ
જળ ના આઘું સરે! સાંકડું ભરે!

હસિત બૂચ

# ત્રણ કાવ્યો

માધવ રામાનુજ

૧

સાંતીડે બપ્પોર ચડે ને
ભૂખ્યો સૂરજ
બાજર તણી કાંધેથી ઊતરી
આવળના કંજૂસ છાંયડે ટીમણ કરવા જાય.

સીમને સામે કાંઠે,
મૃગજળના હિલ્લોળાતા વ્હેળામાં
ડૂબ્યા ગામ તણો
ડહોળાઈ જતો આભાસ તરફડે.

સમડીની તીણી ચાંચે
તરડાઈ ગયેલું આભ
કૂવાના ઊંડા જળમાં પેસી
હળુ કંપે.

વાગોળે વડીલ ધૂળિયું ઘાસ.

જીભ લબકતી રાખી બેઠાં
શ્વાન સરીખાં નળિયાં,
તડકાના ટુકડાને ટાંપી રહે.

ધૂમનો શેરી વચ્ચે
તરસ્યો થઈ ઉકળાટ,
ટપકના પરસેવાનું
પાણી પીવા તલસે.

૨

તું આવે તે પહેલાં–
સમય શ્વાસમાં ભળી ભળીને
નિઃશ્વાસોને ટેકે ટેકે
માંડ નીકળે બહાર.

મૌન પવનની પાછળ ચાલે
ઊભા બજારે,
કોઈ અજાણ્યા ચહેરે
તારા પરિચયની
એકાદ પાતળી રેખા માટે
ફાંફાં મારે.

નજર ઊંબરે અથડાતી ને
અટકી જાતી.
તું આવે તે પહેલાં —
પાછું આવે મૌન સૂંઘતું
પગલાં તારાં,
નથી હજી જે પડ્યાં આંગણે મારે!
તું આવે તે પહેલાં
તું જો આવે!

૩

બળી ચૂકેલા શબનો અગ્નિ
ચિતા થઈ ભડકાય;
ભીતરમાં ગમગીન સ્મશાનો
ફરી પ્રજ્જ્વલિત થાય.

ઠરી ગએલી રાખ ઊડીને
આંખોમાં અંજાય,
આંસુરૂપે જન્મેલાનાં
સ્મરણ સજીવન થાય.

ભીની ઝૂરે ભીંત,
ઓરડું રહી રહી ડિબકાય.
બારીને વળગેલું જાળું
પવન બનીને વાય.

તળાવ પાળે તોડેલું
સૌભાગ્ય ફરી સંધાય!
–તોય હજી આ બધ બ
કોણ મરસિયા ગાય!

# ચાર કાવ્યો

પ્રાણજીવન મહેતા

## અજ્ઞાત

સાંજ સમયનું
મોરપિચ્છના ઢગલા જેવું આકાશ
યાદ આવતાં
ખૂંદવાની ઇચ્છા થાય.
રહી રહીને
પછી પડખું ઘસતી રાત.
ગઈ કાલ
ઝાકળમાં ઘૂંટી
તારી વિસ્મૃત વાતોને હું પી ગયેલ
તે યાદ કરું ને
પાંપણ ઘેરાવા લાગે.

દિશા ચીંધતો લજામણીનો છોડ જોઈ
થંભી ગયેલી દૃષ્ટિ
ફરી પાછી અંધકારને ડહોળતી થાય.
તું અંધકારના ગર્ભમાં
મૌન થઈને ભલે વિસ્તરતી જા હમણાં.

મારા આંગણમાં
ફરતા પારિજાતની પાંખડીઓ હેઠ
ક્ષણનો વિસ્તાર ઓઢી સૂતેલો સૂર્ય
મારો શબ્દ થવા મથતો
તે તું જાણે છે?

## ગુલાલ જેવું ગામ

તને સ્મરું ને
મારી પછવાડે ઊભા બાવળની બધીય શૂળ
ઘડીકમાં ઓગળી જાય.
ગોફણ મેલ્યો પથ્થર
હવામાં અદ્ધર પદ્ધર ઝૂલે;
—ને ફૂંડે બેઠાં બટેર ટોળાં
ફરરરર......ઊડી જાય.

સૂરજમુખીનાં સ્વપ્નાં જેવો સૂર્ય
હજુ તો નભમાં આળોટે.
પણે સેઢે સૂતેલી સવાર,
હવે તડકે બેસી ઝોલાં ખાય.
પરોઢિયે પડખેથી અલગ કીધું તે
ગુલાલ જેવું ગામ
ધુમ્મસમાં વીંટાય.
હવે આંખમાં ધુમ્મસ ધુમ્મસ ગામ.
હવે આભમાં ધુમ્મસ ધુમ્મસ થઈ ને તરતું તારું નામ.

## ભ્રાન્તિ

*તું બંધ બારણાની તરડમાંથી*
તાક્યા કરે છે મને.
પવનમાં થરથરતી જ્યોતની જેમ
તારો ચહેરો હલે છે
અને ધીમેકથી
દીવાના ગોખમાં પ્રગટે છે તું.
ઢોલિયાના ચાર પાયા હેઠ
મારું અર્ધગોળ વિશ્વ પડખાં ફેરવે છે;
અને તૂટેલી છતમાંથી
મારી આંખમાં વિસ્તરવા મથતા આકાશને
હું જોયા કરું છું.
મને થાય છે કે
શયનખંડની દીવાલોને હડસેલી
મારા સમગ્રને તારી હથેળીઓમાં મૂકી
ક્યારનીય તું સૂંઘ્યા કરે છે.

## રાવજી

હવે અવાજ ચોતરફ ઓગળી ગયો.
શબ્દ પણ બાજરીને ડૂંડે ઝૂલી રહ્યો એકલો હ
ખેતર જ મોલની મીઠાશને ગળી ગયું.
રાવજી,
તેં ચીતરેલ શબ્દોને
મોર-ઢેલનો ટહુકો ગણી વીણવો રહ્યો હવે.
હવે તારા અધૂરા શબ્દને વિસ્તારવો રહ્યો, રાવ

# હર્બર્ટ રીડ: કાવ્યભાવના અને કવિતા

નલિન રાવળ

સંઘર્ષ અને કટોકટીમાં પણ ઇંગ્લૅંડે જે મૂલ્યોની સતત ખેવના કર્યે રાખી છે તેમાં ઇંગ્લૅંડનું સાહિત્યજન્ય અને સંસ્કારજન્ય સ્વરૂપ સચવાએલું છે. વ્યક્તિ તરીકે તીવ્ર ક્રાંતિમૂલક વિચારને પ્રબોધતી પણ સમૂહમાં એક આખીય પ્રજા તરીકે વિચારતી એવી એક વિરોધમૂલક તાસીર અંગ્રેજ પ્રજામાં છે કદાચ આ કારણને લઈ ઇંગ્લૅંડનો સમાજ કંઈ વિશેષ સુગ્રથિત લાગે છે. મૂળ સાહિત્યિક અને સાંસ્કારિક પ્રણાલિકાઓ અને પરંપરાઓમાં ઇંગ્લૅંડની એક અને અખંડ મૂર્તિને જાળવતા જઈ વિશેષ અર્થપ્રદ સાંપ્રતનું મૂલ્ય બ્રિટિશ પ્રજાએ એવા નૂતન પ્રયોગો દ્વારા કર્યે રાખ્યું છે, જેનાં મૂળ પ્રાચીન પ્રણાલિકા અને પરંપરામાં જોવા મળે. યુરોપના સાંસ્કૃતિક તેમ સાહિત્યિક ઇતિહાસના પ્રબળ સંસ્કારોને આત્મસાત્ કરી ઇંગ્લૅંડના આત્માને પ્રોજ્જ્વલ કરતી સંસ્કારસ્વામીઓની અખંડ પરંપરાનું અનુસંધાન આજના સમયની જે કેટલીક વ્યક્તિઓમાં મળે છે તેમાં હર્બર્ટ રીડ એમની અનેકવિધ સંસ્કારપ્રવૃત્તિને લઈ મોખાનું સ્થાન ધરાવે છે. માત્ર ઇંગ્લૅંડનાં જ નહીં પણ યુરોપનાં પ્રાચીન–અર્વાચીન કલા–સાહિત્યનાં સઘળાં વહેણોને એમણે લેખનમાં સારવી લઈ આજના મનુષ્યની સંમુખ મનુષ્યની સદીઓથી ચાલી આવતી એક ભવ્ય કલાયાત્રાનું ચિત્ર મૂક્યુ છે. કલા માત્ર એમની સાધના અને સિસૃક્ષાનો વિષય, પણ મુખ્યત્વે એમણે ચિત્ર અને શિલ્પ વિશે જે વિચાર્યું છે તેને એમણે એકથી વધુ ગ્રંથો અને અસંખ્ય લેખોમાં સ્વચ્છ અને વિશદ ભાષામા સુબદ્ધ કર્યું છે. લખાણ લખતી વેળાએ એમની સામે ત્રણ મુખ્ય ભૂમિકાઓ હોય છે: क स्वयं સર્જન, ख સર્જક અને ग સમાજ. શિક્ષક અને કેળવણીકાર હોવાને લઈ એમનામાં જે એક ઇતિહાસજાગરૂકતા જોવા મળે છે. તેનો વિનિયોગ તેમણે કૃતિને અંતસ્તત્ત્વની ભૂમિકાએ તપાસતાં પહેલાં ઇતિહાસદૃષ્ટિએ તપાસવામાં કર્યો. સર્જકનું માનસબંધારણ સમજવામાં પણ એમણે આ ઇતિહાસદૃષ્ટિ પાસેથી સારું કામ લીધું છે. સમાજ વિશે તેમ જ કલા પ્રત્યેના સામાજિક પ્રત્યાઘાતો વિશે રીડ અત્યંત સભાન છે. તીવ્ર સામાજિક સંપ્રજ્ઞતા ધરાવતા સર્જક હોવાને કારણે રીડે કેટલાક સામાજિક પ્રશ્નોનું વિશ્લેષણ કર્યું છે જે એમના કેટલાક ગ્રંથો અને લેખોમાં જોવા મળે છે.

આમ હર્બર્ટ રીડમાં એક એવા કલાસાધકનાં દર્શન થાય છે જેની દૃષ્ટિ કલા, કલાકાર અને સમાજને મૂલવતી મૂલવતી આ ત્રણેનું સંવાહક બળ એવી કોઈ ઊંડી માનવીય સૂઝ પર ઠરે છે. કવિવિવેચક તરીકે હર્બર્ટ રીડનું સ્થાન આગળ પડતું છે. એમની કલામીમાંસા અને કાવ્યમીમાંસા તેમ જ એમના સામાજિક પ્રતિભાવો પ્રગટ કરતી વિચારધારા હોળ હેનરી ટ્રીસ, ડીલન ટોમસ આદિ ‘ ન્યૂ એપોકેલીપ્સ ’ સ્કૂલના કવિજનો પણ આવેલા જે હર્બર્ટ રીડના લખાણમાં રહેલ સંમોહક અને સત્ત્વશીલ વિચારતત્ત્વનો પ્રભાવ સૂચવે છે.

એમની કાવ્યવિભાવના જેટલી એમનામાંથી ઊગી છે તેટલી જ એમના અભ્યાસમાંથી ઊગી છે. યોર્કશાયરના ખેડૂતનું રીડ સંતાન, એટલે સ્વાભાવિકપણે જ એમના લોહીમાં ખેતરોનો અને રમ્ય ગ્રામ્યજીવન ઉપર ફૂટતી સવાર અને સંધ્યાનો, પંખીઓનો ગુંજનભર્યો લય. હર્બર્ટ રીડ એ અંગ્રેજ કવિઓમાંના એક છે જેમનો હૃદયભાવ પ્રકૃતિના કોઈ ને કોઈ તંતુ સાથે જોડાએલો હોય છે. પ્રકૃતિ અને તેનાં કેટલાંક પરિબળોની આંતરવ્યકિતત્વના ઘડતર પર થતી અસરનો સ્પષ્ટ સ્વીકાર રીડે કર્યો છે. એમની કાવ્યવિભાવનાનું એક અનુસંધાન પ્રકૃતિમાં રહેલું છે તો બીજું અને મહત્ત્વનું અનુસંધાન

એમના પોતાનામાં રહેલું છે. ત્રીજું અને ઉક્ત બંને અનુસંધાનોનું પૂરક એવું અનુસંધાન એક પક્ષે યુરોપના સમગ્ર વિવેચનસાહિત્યના એમના અભ્યાસમાં રહેલું છે તો બીજે પક્ષે ફ્રોઈડ, યુંગ આદિ માનસશાસ્ત્રીઓના સાહિત્યના અભ્યાસમાં રહેલું છે. એમની કાવ્યવિભાવનાનો એક મહત્ત્વનો પૂરક અંશ એમની સામાજિક અને રાજકીય સંપ્રજ્ઞતામાંથી ઊગ્યો છે. લીડ્ઝ યુનિવર્સિટીમાંથી એ સીધા જ યુદ્ધના મેદાન ઉપર ગએલા અને પ્રથમ વિશ્વયુદ્ધનો હાડોહાડનો અનુભવ એમણે લીધેલો. આ અનુભવમાંથી એમનાં યુદ્ધકાવ્યો ઉદ્ભવ્યાં છે એ જેટલું મહત્ત્વનું છે તેટલું જ નોંધપાત્ર આ અનુભવમાંથી એનાર્કિઝમ વિશે એમણે અંગત વિચારસરણી ઊભી કરી તે છે. સમાજલક્ષી અને રાજ્યલક્ષી એમની વિચારસરણીઓની ઘેરી અસર એમની કાવ્યવિભાવના પર પણ પડી જેનો સ્પષ્ટ અણસાર રીડ જ્યારે કલા અને સમાજ વિશે તેમ જ કલાકાર અને પ્રજા વિશે પોતાનું વિશ્લેષણ મૂકે છે ત્યારે જણાય છે.

કાવ્યસ્વરૂપ વિશે વાત કરતાં રીડ બે ભૂમિકામાં કાવ્યને વહેંચી નાખે છે. પૃથક્કરણ અને સંયોગીકરણ એમની વિવેચનાનું મુખ્ય લક્ષણ લાગે છે. પૃથક્કરણ –વિભાજન પ્રાથમિક પણ મહત્ત્વના સ્તરનો નિર્દેશ કરે છે, જ્યારે કૃતિના અંતસ્તત્ત્વના સાક્ષાત્કારની વેળાએ રીડ અન્ય સ્થૂળ–સૂક્ષ્મ ઘટકોને સાંકળતા જઈ; સંયોજનની એક સુબદ્ધ ક્રિયા સિદ્ધ કરી લઈ, કવિતાનો પ્રવેશ અગમ્ય પણ અનુભવગમ્ય એવા પ્રદેશમાં કરાવે છે જેના સીમાડા મનુષ્યના મન અને હૃદયને અડીને ઊભા છે. કવિતામાં સ્વરૂપશોધ એ એમની નેમ છે અને આ માટે એક સાહસપ્રિય શોધકની શ્રદ્ધાથી એ મથે છે, અંગ્રેજી કવિતામાં એ જોવા કે અહીં કયા કયા તબક્કામાં એવા કયા આવિષ્કારોએ ઉત્ક્રાંતિની આબોહવા તૈયાર કરી આપેલી જેમાં 'ઓરગેનિક ફૉર્મ' નું એક સત્ત્વશીલ પરિમાણ કવિતામાં બંધાયું. કાવ્યસ્વરૂપ કવિના સમગ્ર અસ્તિત્વમાંથી, એના સંવિત્‌માંથી, એના સુગ્રથિત મનોતંત્રમાંથી અને વિશેષ તો એની આત્મનિષ્ઠામાંથી ઉદ્ભવે છે એવી દૃઢ પ્રતીતિ રીડની છે અને તે કાવ્યસ્વરૂપને કવિના આત્મસ્વરૂપથી નોખું નથી જોતા. એમનો મુખ્ય રસ સ્વરૂપનાં ઘટકતત્ત્વો સમજવા ઉપરાંત જીવનના સ્વરૂપને સમજવામાં રહ્યો છે. કૃતિનું રૂપ તેની આકૃતિ એ એક વસ્તુ છે અને જીવનનું રૂપ તેની આકૃતિ તે બીજી વસ્તુ છે. રીડ ભાર મૂકે છે બીજી વસ્તુ પર; જેનામાં શાશ્વત ગતિનું એક સંચલન તે અનુભવે છે. સર્જકની પ્રામાણિકતા, એની સચ્ચાઈ જેટલી તીવ્ર તેટલું તેના સર્જનનું આંતરતંત્ર સુગ્રથિત. શેક્સપિયરની કાવ્યપદ્ધતિ ઉદ્ભવી છે અનન્ય એવી એની પ્રામાણિકતામાંથી, એની સચ્ચાઈમાંથી, એની સુગ્રથિત એવી સર્જનાત્મક પ્રક્રિયામાંથી એમ રીડ માને છે. સર્જકની આત્મનિષ્ઠાનું બહુમૂલ્ય કરી રીડ એવા સર્જની પણ વાત કરે છે જે પ્રામાણિકતા કે સચ્ચાઈની દૃષ્ટિએ ઊણો ઊતરે, જેના સર્જનમાં 'ઑર્ગેનિક ફૉર્મ' નો સદંતર અભાવ અને તેમ છતાં આવા સર્જકનું પણ એક મહત્ત્વ હોય, એના સર્જનનું પણ એક મૂલ્ય હોય. જીવન અને સાહિત્ય પ્રત્યેના આવા અભિગમને રીડ 'સોફિસ્ટ્રી' કહે છે. હાલ એબ્યુઝમાં ખપતો શબ્દ 'સોફિસ્ટ' એક કાળે વપરાતો એક વિશિષ્ટ મતનું પ્રતિપાદન કરતા ફિલસૂફ માટે. એની ફિલસૂફીમાં સત્યનું સ્થાન જ ન હતું કારણ કે સત્યને તો જાણી જ ન શકાય એમ એ માનતો. એનો રસ બુદ્ધિજન્ય ક્રિયામાં, એનો રસ સ્વરૂપજન્ય જ્ઞાન અંગેની પદ્ધતિ તૈયાર કરાવવામાં, એનો રસ સ્વયંપર્યાપ્ત અને અને તર્કબદ્ધ સ્વરૂપ પર નિર્ધારિત એવી કૃતિનું નિર્માણ કરવામાં. વાગ્મિતા પર નિર્ભર એવું સાહિત્ય યુરોપમાં પુનઃઉત્થાન સમયે વિકસેલું જેનો સંબંધ 'સોફિસ્ટ્રી' સાથે જોડાએલો. કાવ્ય એટલે ખેલ એવો એક મત 'સોફિસ્ટ્રી' અને 'રૃહેટ્રીક' સાથે જોડાયેલો છે જે માત્ર બાહ્ય રૂપગત તત્ત્વની ખેવના કરે છે અને જે ઊર્મિતત્ત્વ કે આત્મતત્ત્વ સાથે જોડાયેલ નથી. રીડ અહીં સ્પષ્ટ બે પ્રભેદો પાડે છે: 'રૃહેટ્રીક ફૉર્મ્સ' અને 'ઑર્ગેનિક ફૉર્મ્સ' રીડ આ બંને પ્રકારનો સ્વીકાર કરે છે, આદર કરે છે પણ કવિ તરીકે એમને વિશેષ રસ છે બીજા પ્રકારમાં એટલે કે 'ઑર્ગેનિક ફૉર્મ્સ' ઑફ પોએટ્રી'માં. એમની કાવ્યભાવનાને એમણે સમજાવી છે આ બીજા પ્રકારના સંદર્ભમાં આ રીતે: જે કવિતાના આંતર ઘટકો પરસ્પર એકસૂત્રતાથી બંધાયેલા હોય, જે આંતરબાહ્ય સ્વરૂપ કવિના આત્મામાંથી સ્ફુર્યું હોય અને જે કવિતા કવિની અનુભૂતિનો પ્રામાણ્ય એવો

અવાજ – The true voice of feeling — હોય તે કવિતા નિર્ભર છે અત્યંત સુગ્રથિત એવા આંતરતંત્ર ઉપર. અહીં રીડ આ પ્રકારના કાવ્યસ્વરૂપનું વિશ્લેષણ કરતા કૉલરિજ અને કીટ્સની કાવ્યભાવનાનો સ્પ્રિંગબોર્ડ તરીકે ઉપયોગ કરે છે. (કથિત વિવેચન-મૂલ્યોના અનુસંધાનમાં રીડ પોતાનું આગવું એવું વિવેચનમૂલ્ય મૂકે છે જે એમની વિશેષતા છે અને મર્યાદા પણ.)

કૉલરિજની કાવ્યમીમાંસાના સંદર્ભમાં રીડ ઑરગેનિક ફૉર્મ વિશેની પીઠિકા બાંધી, કૉલરિજના પેલા વિખ્યાત વાક્ય – So he is : So he writes — થી પોતાની કાવ્યવિભાવનાની ભૂમિકા તૈયાર કરી, જર્મન તત્ત્વવિદોના લખાણોના પ્રકાશમાં પોતાનો થીસિસ બાંધે છે. રીડની આ એક લાક્ષણિકતા છે પણ એ જ એમની મર્યાદા છે. ફિલોસોફીના ક્ષેત્રમાં અત્યંત પરિચિત એવા બે મુખ્ય વિશિષ્ટ પ્રભેદો: સત્ત્વ Essence અને અસ્તિત્વ existence ઉપર ઑર્ગેનિક ફૉર્મનું અવલંબન રહ્યું છે એમ રીડનું માનવું છે. Schellingનું વિધાન ટાંકી રીડ કલાકારના આત્મરૂપ અને એના સર્જનના કલારૂપ વચ્ચે દ્વૈત નથી પણ અદ્વૈત છે એવા પોતાના મતને પુષ્ટિ આપે છે Schelling કહે છે, 'art is the active bond between the soul and nature, between essence and existence.' કલા દ્વારા આત્મા અને પ્રકૃતિ, સત્ત્વ અને અસ્તિત્વ પરસ્પર સંપૃક્ત બને છે. આમ સ્વરૂપ એ રીડને મન સુનિયંત્રિત એવી ગત્યાત્મક ઘટના છે. અંતઃચેતનાના સંપર્કમાં મુકાએલા કલાકારના સમગ્ર અસ્તિત્વમાંથી કલાસ્વરૂપ ઉદ્ભવે છે એમ કહી રીડ 'કલાસ્વરૂપ એટલે જ અંતઃચેતનાનો સાક્ષાત્કાર' એવી વિધેયાત્મક વ્યાખ્યા બાંધે છે. કાવ્યમાં સ્વરૂપદૃષ્ટિએ નિરવધિ શક્યતાઓ રહેલી છે. કારણ કે કોઈપણ સ્વરૂપ તે પૂર્ણસ્વરૂપ નથી. પૂર્ણ સત્ત્વ છે. સત્ત્વ સ્વરૂપમાં વ્યક્ત થઈને પણ સ્વરૂપની મર્યાદા છતી કરી આપે છે. આ કારણને લઈ રીડ કાવ્યતત્ત્વનું મૂલ્ય કાવ્યસ્વરૂપના મૂલ્ય કરતાં અદકું આંકે છે. કૉલરિજ કહે છે પ્રત્યેક કલાસ્વરૂપમાં આંતરબાહ્યનું પુનર્મિલન થતું હોય છે. 'In every work of art there is reconcilement of the external with the internal' કૉલરિજ અહીં આગળ ચાલતા પ્રતિભાવંત સર્જકનાં લક્ષણો સ્ફુટ કરી અતિપ્રતિભાવંત સર્જકમાં જ આંતચેતના અને ચેતનાનું સંયોજન થતું હોય છે, આવા પ્રાજ્ઞ સર્જકમાં જ આંતચેતના ક્રિયાવંત રહેતી હોય છે એમ ભારપૂર્વક કહે છે: He who Combines the two (The conscious and the unconscious) is the man of genius; and for that reason he must partake of both. Hence there is in genius itself an *unconscious activity;* nay, that is the genius of the man of genius.' રીડે પ્રયોજેલી સંજ્ઞા: 'ઑરગેનિક ફૉર્મ' અને કૉલરિજે કવિતાના આંતરતંત્ર અને કવિના કાવ્ય રચાતી વેળાએ પ્રવૃત્ત એવા આંતરતંત્રના અનુલક્ષમાં પ્રયોજેલી સંજ્ઞા: 'ઑરગેનિક સેન્સિબિલિટી' વચ્ચે તત્ત્વતઃ બહુ ફેર નથી. સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત મનની સઘળીય લીલા પરસ્પરમાં એકાકાર થઈ એક અભિન્ન ચૈતસિક સ્રોતમાં જે ક્ષણે મળી જાય છે તે ક્ષણે સર્જકની અંતઃચેતનામાંથી જે સ્વરૂપ ઉદ્ભવે છે તેમાં આદિ સત્ત્વની સંગતિ થાય છે. આ કલારૂપમાં રહેલું સત્ત્વ 'ઑરગેનિક ફૉર્મ' અને 'ઑરગેનિક સેન્સિબિલિટી'નું ધ્રુવબિંદુ Still Centre છે. કલારૂપને અનુલક્ષી રીડ 'યુનિવર્સલ' એવું પદ યોજે છે. કલારૂપ અને નિસર્ગમાં રીડ સર્વત્ર મૂળ સત્ત્વનું અસ્તિત્વ જુએ છે. જે ક્ષણે કલાકાર પોતાના અંતસ્તત્ત્વનો કલાદ્વારા સાક્ષાત્કાર કરે છે તે જ ક્ષણે તે વિશ્વરૂપમાં વિલસી રહેલા તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે. – આ એક એવી સર્જનાત્મક ક્ષણ હોય છે જ્યારે આંતર–બાહ્ય એવા પ્રભેદો એકમેકમાં પલટાઈ જાય છે. વિચાર વિશ્વમાં અને વિશ્વ વિચારમાં પલટાય છે. કૉલરિજ આ ક્ષણે ઉદ્ભવતિ પ્રક્રિયામાં કલારહસ્યને વણાએલું જુએ છે.:'.. to make the external internal, the internal external, to make nature thought, and thought nature – this is the mystery of genius in the

Fine Arts.' કલારૂપના આંતરતંત્રનું અને બૃહદ્ વિશ્વના આંતરતંત્રનું સંચલન ભિન્ન નથી એમ રીડ માને છે. અહીં રીડની કલારૂપ વિશેની વિભાવનાનો પહેલો અને મહત્ત્વનો તબક્કો પૂરો થાય છે. બીજા તબક્કામાં રીડ કાવ્યબંધારણના શબ્દની – ભાષાની ભૂમિકાએ આવિર્ભાવ પામતા તે ઘટકોની વાત કરે છે જેનો સંબંધ કાવ્યના બાહ્ય દેહની સાથે વિશેષ છે, વળી અહીં અંગત કાવ્યપ્રક્રિયાની વાતનો આરંભ પણ રીડ સાર્ત્રની કવિના શબ્દ વિશેની વિચારણાનો ઉલ્લેખ કરીને. કવિ અને જગત વચ્ચે રહેલા પદાર્થોના અર્થનું પ્રથમ અવરોધક બળ શબ્દ સ્વયં છે. કવિને શબ્દના સીમાડા ઓળંગી જવા પડે છે. મૌનદ્વારા પદાર્થોના અર્થનો અનુબંધ કવિ સાધે છે અને પછી સિદ્ધ થએલા શબ્દદ્વારા કવિ શોધી કાઢે છે કથ્ય પદાર્થોની ગૌજ્જ્વલતા અને પૃથ્વી – આકાશ – જલ તેમજ સર્જન માત્ર સાથેનો આ પદાર્થોનો વિશિષ્ટ એવો સંબંધ...he discovers in them a slight luminosity of their own and particular affinities with the earth, the sky, the water, and all created things.

રીડ કાવ્યમાં પ્રયોજાયેલા શબ્દ વિશે તેમજ કવિની વાણી વિશે 'આદિમ લય'ના અનુસંધાનમાં ચર્ચા કરે છે અને વીકોની 'શબ્દલય' તેમજ 'કાવ્યલય' વિશેની વિચારણા ટાંકી પોતાનો મત પુષ્ટ કરે છે. (બેનેડેટ્ટો ક્રોચેના ગુરુ Giambattista Vicoની નોંધ કોલરિજે સન્માનપૂર્વક લીધી છે.) વીકો ભાષાનું તૈયાર બંધારણ કવિના ખપનું નથી એમ કહી કવિએ ભાષાને ભૂલી જઈ ભાષાને શોધવા નીકળવાનું હોય છે એમ કહે છે. શબ્દના અસંખ્ય સ્તરો ભેદીને કવિએ શબ્દના મૂળમાં ઊતરી જઈ ત્યાં રહેલા અતીતના ઉદરમાં પડેલા આદિમ સંસ્કારોને લઈ બહાર આવવાનું છે. શબ્દાંતર્ગત વહેતા અર્થવલયોને શબ્દના અંતર્ગર્ભમાં વહેતા આદિમ લય દ્વારા પ્રકટ કરવાનું કર્મ તે કવિકર્મ છે એમ વિકો માને છે. શિશુસહજ સ્થિતિ પ્રાપ્ત કરી, બૌદ્ધિક પૂર્વગ્રહોને અતિક્રમી, વિચાર અને લાગણી જે ક્ષણે પ્રતિરૂપ કે પ્રતીકમાં પરિણમે તે ક્ષણને સહજ સાધ્ય કરી કવિએ તે શબ્દને મૂર્ત કરવાનો છે જેમાં હવે લયની એક અદ્ભુત આભામાં અર્થની એક નવીન ક્રિયાત્મક એવી ઘટના જન્મી છે. રીડ ચિત્તના સજીવ સંસ્કારોને શિશુવયની સ્મૃતિઓ સાથે જોડે છે. મનુષ્યના ભાવિ અસંખ્ય ભાવસંસ્કરણોનું મૂળ રીડે શિશુવયની સ્મૃતિ સાથે સાંકળ્યું છે. એમનાં પોતાનાં કાવ્યોમાં શિશુવયની સ્મૃતિઓમાંથી ઊઘડતું એક રૂપ જોઈ શકાય છે.

રીડ અહીં શિશુવયની સ્મૃતિઓને સાંકળે છે આદિ સ્મૃતિ સાથે. આદિસ્મૃતિ સંલગ્ન છે મનુષ્યની સ્વપ્નસૃષ્ટિ સાથે અને મનુષ્યની સ્વપ્નસૃષ્ટિ જોડાયેલી છે વિચાર અને ઊર્મિઓની સંકુલ ભાત સાથે અને વિચાર અને ઊર્મિઓ મૂર્ત થાય છે શ્રવ્ય અને દૃશ્ય પ્રતીકો દ્વારા અને આ પ્રતીકો જેને રીડ objective equivalents કહે છે તે દ્વારા કવિ પ્રત્યેક સંવેદનશીલ મનુષ્યને મૂકે છે વિશ્વના પ્રગાઢ સંપર્કમાં. રીડ કાવ્યબંધારણને સ્વપ્નબંધારણ સાથે સરખાવે છે. સ્વપ્નસ્ફુરણને કવિપ્રેરણાના સ્ફુરણ સાથે સરખાવે છે અને વિચાર તેમજ ઊર્મિનું જે દૃશ્યરૂપ સ્વપ્નમાં બંધાય છે તેને રીડ સ્ફુટ થતું જુએ છે ઇન્દ્રિયગમ્ય તેમજ બુદ્ધિગમ્ય એવાં પ્રતીરૂપો કે પ્રતીકો કે ક્યારેક વિરલ ક્ષણે આવિર્ભાવ પામતાં રૂપકોમાં. કવિતાસ્વરૂપના સંદર્ભમાં રીડ અહીં ફ્રોઈડની સ્વપ્નમીમાંસાનો છૂટથી ઉપયોગ કરે છે. પોતાના એક કાવ્યનું બંધારણ પોતાના એક સ્વપ્ન ઉપર કેવું અવલંબે છે તેનું ઉદાહરણ આપી બંનેનું ક્રિયાસામ્ય પુરવાર કરવાનો પ્રયત્ન કરે છે.

નાતાલના પર્વ ઉપર યોર્કશાયર આવેલા રીડ મિજબાની પૂરી થયે કુટુંબીજનોની વિદાય લઈ સૂવા ચાલ્યા ગયા તે રાત્રે જે સ્વપ્નું એમણે જોયું તેની અસર છેક સવાર લગી તાજી રહી. વળતી વખતે ટ્રેનની ગતિના લયે પેલું સ્વપ્ન એમણે કાવ્યરૂપે અંતની એક પંક્તિ બાદ કરતાં યથાતથ ઉતાર્યું. કાવ્યનું વસ્તુ આ પ્રમાણે છે :

એક જટિલ માર્ગની બંને બાજુઓ પર આવેલી દીવાલો...પ્રકાશ...પ્રકાશને લઈ દીવાલ ઉપર પડતા અમારા પડછાયા...જેનો ચહેરો ક્યારેય જોયો નથી

એવા એકની પાછળ ત્વરાથી ધસતો હું...દીવાલો ઉપર ધસતા અમારા પડછાયા ચડે અને પડે સફેદ ખડક ટોચ પર અફળાઈ ચડતા અને પછડાતા સમુદ્રનાં જલ-મોજાંઓની જેમ. આગળ ધસતા ચહેરાને...મારા નાયકને એ પાછું વળી જુએ એ ખાતર મેં મારા હાથ ઊંચા કર્યા જેથી તે હાથનો ઊડતા – ઘૂમરી લેતા અને તડફતા પંખીના જેવો પડછાયો દીવાલ પર પડ્યો. પણ તે તો દોરી ગયો મને દૂર...ઘણે દૂર...રસ્તો ગાયબ અને હું એકલો...નીચે...નીચે ચોગાનમાં ઊભેલાં કકરી ઈંટો-વાળાં તાજાં બાંધેલાં મકાનો નહાતાં હતાં દેદીપ્યમાન તડકામાં. રમતાં હતાં થોડાં બાળકો ખુલ્લામાં. આ કોઈ અણજાણ્યો ભોમ એમ બોલી આતુર આંખે તાકયા કર્યું ચોમેર. ત્યાં એકાએક જાણ્યું આ તો સ્વર્ગ. મને મૃત્યુ અહીં છૂપા વેશે દોરી લાવ્યું.

કાવ્યમાં ચાર મુખ્ય ઇમેઈજ છે. Labyrinth, Light, Square અને Children. આ ચાર ઇમેઈજના કાઉન્ટરપાર્ટસ ક્યાંય ન હોવાને લઈ ચારેય પ્રતીકમાં પરિણમે છે. ચારેયને રીડે સ્વપ્નમાં જોયેલા – અનુભવેલા. કાવ્યમાં સ્વપ્નપ્રકાશ છે? ના. કવિને સ્પેઈનના તીક્ષ્ણ તડકાનો અનુભવ છે અને તે અહીં છે. દીવાલો પર પડતા પડછાયાઓની ગતિને કવિએ સમુદ્રના જલતરંગોની ગતિ સાથે સળંગ સંકળાવી છે. આ જલતરંગો – જલમોજાંઓને રીડ રૂપક કહે છે કારણકે તેનો ઉદ્ભવ – વિકાસ અને વિલય સ્વપ્નસ્ફુરણ – વિકાસ અને વિલયની સમાંતર ચાલે છે. – કાવ્ય રચતી વેળાએ પણ આ બે સમાંતર ક્રિયાઓનું સાતત્ય રહેલું એટલે રૂપક કાવ્યમાં ઠર્યું છે એમ રીડ માને છે. બેફલ્ડ બર્ડની ઇમેઈજ બાળકોની ઇમેઈજ દોરી આપે છે. સ્વપ્નમાં દોડતી વ્યક્તિ દેખાવે વિદૂષક જેવી લાગતી પણ કાવ્યમાં તેનું વર્ણન ઊતર્યું નથી. રીડ આ કાવ્યના વિશ્લેષણના અંતમાં કહે છે કે સ્વપ્નમાં છેલ્લે એ અનામી વ્યક્તિને ઓળખે ન ઓળખે ત્યાં તો સ્વપ્નું ઊડી જતાં એ વ્યક્તિ વિશેની એક ધૂંધળી આકૃતિને ચિત્તમાં લઈ સૂએ છે...જાગે છે અને જ્યારે કાવ્ય રચવા બેસે છે ત્યારે પેલી આકૃતિનું તાદાત્મ્ય એ મૃત્યુ સાથે સાધી દે છે જે સચેતન ચિત્તની ક્રિયા હોવાને લઈ મૂળ સ્વપ્નની વિરુદ્ધ જાય છે અને તેટલે અંશે કાવ્ય અંતમાં એટલું ઊણું ઊતરે છે તે એ ખુદ કહે છે. આ તો આપણે રીડની જેમ કાવ્ય અનુભવ્યું. બીજા અર્થમાં રીડની પાછળ ચાલવામાં આપણે કાવ્યને એક બાજુએ મૂકીને ચાલ્યા. સંભવ છે કાવ્ય વાંચતી વેળાએ – સમજતી વેળાએ આપણે રીડના સ્વપ્નને આપણા કોઈ સ્વપ્ન સાથે સાંકળી કોઈ જુદી જ રીતે જોઈએ – અનુભવીએ અને ત્યારે રીડે આપેલો કાવ્યાર્થ આપણે ખોળેલા કાવ્યાર્થથી જુદો જ નીકળે, કદાચ સામી દિશાનો પણ નીકળે. એટલે કાવ્યને સ્વપ્નની સામે રાખી ચર્ચવામાં જાણેઅજાણે પણ બુદ્ધિને સંડોવવી પડે છે જે ક્યાં લગી સહ્ય ગણાય તે એક પ્રશ્ન રહે છે. આ એક કારણને લઈ સ્વપ્ન-બંધારણ અને કાવ્યબંધારણમાં તંતોતંત સામ્ય જોવું એ એક એવું સાહસ લાગે છે જે ક્યારેક ભળતી દિશામાં લઈ જાય.

એમનું બીજું કાવ્ય – Childhood – ઉદાહરણ છે વર્ણનમાંથી કથનમાં અને કથનમાંથી નાટ્યાત્મક એવી ક્રિયા દ્વારા રહસ્યમય એવી આબોહવામાં કાવ્ય કેવું એકરસ થઈ શકે છે તેનું. એમની આત્મકથા: 'Annals of Innocence and experience'નો આરંભનો વિભાગ: 'The Innocent Eye' કાવ્યરૂપે 'Childhood'માં પરિણમ્યો છે. બ્લેઈક અને વર્ડ્ઝવર્થ તેમજ યેટ્સમાં શિશુજગતનું જે માધુર્ય તેમજ સૌંદર્ય-વેષ્ટિત રહસ્ય જોવા મળે છે તેનો પરિચય રીડની 'Childhood' જેવી રચનાઓમા થાય છે. રીડના આ ત્રણેય પ્રિય કવિજનો છે. બ્લેઈકના તો તે પરમ ચાહક. 'Innocence' અને 'experience' આ બે શબ્દો એમણે બ્લેઈક પાસેથી લીધા છે એટલું જ નહીં તે શબ્દોના ઊંડા સંસ્કારો એમનામાં વણાઈ ગએલા જોવા મળે છે.

કાવ્યનો આરંભ પવનમાં નર્તતાં રજતવર્ણા પર્ણોથી સોહી રહેલાં વૃક્ષોથી થાય છે. સરોવર છે. વસંત અને શિશિરમાં ચ્હેરો પલટતું સરોવર જેમાં બતકો રહેલે છે અને કાંઠે આવી પાંખ ઘસે છે. ગ્રીષ્મમાં આ સરોવર સુકાતાં એની ત્વચા પોચી મૂષકોની ત્વચા જેવી લાગે છે. ઘાસ ઉપર બેસતાં પંખીઓ અને એમનું ક્રીડાભર્યું

તાદૃશ ચિત્ર પૂરું થતાં નવાં ચિત્રોની હારમાળા શરૂ થાય છે પણ હવે વર્ણન વનને વટી ત્યાં આવીને ઊભું રહે છે જ્યાં ઊભું છે ખેતર અને ખેતરથી દૂર ઊભો છે રસ્તો અને...રસ્તા ઉપર ઊભો છે નાનો છોકરો જે વન વળોટી, વાડી વળોટી, ખેતર વળોટી આવી ઊભો છે આ અજાણ રસ્તા ઉપર અને અગ્નિની લપટો અને ધૂમાડાના ગોટા કાઢતું ટ્રેકશન એંજિન એની નજરને ભેદતું એના આત્માને ડારતું ધસી આવે છે અને એ પૂંઠ વાળી નાસે છે...નીકળ્યા છે શોધમાં શિકારીઓ... અશ્વો કૂદાવતા...ખેતરો ખુંદતા.. નીકળ્યા છે શોધમાં એ ક્યાંય ગાયબ થઈ ગએલા છોકરાની પાછળ...ધસે છે શિકારીઓ અને કુત્તાઓ.

A traction engine crashes into his
Vision

With flame and Smoke,
and makes his Soul retreat.

He turns away :

The huntsmen are galloping over
the fields,

Their red coats and the swift whi-
mpering hounds.

યાંત્રિક સંસ્કૃતિના સ્પર્શથી, સમાજજીવનના પહેલા પરિચયથી જ ત્રસ્ત એવો એ નાસે છે પણ રહી જાય છે બાળપણ ક્યાંક, એ હવે નથી આવતું હાથ અને પાછળ પડયા છે શિકારી કુત્તાઓ...શિકારીઓ. કાવ્યના અંતમાં વિલુપ્ત શિશુત્વનું સૂચન માત્ર નથી, એની સાથે જઘન્ય એવી યાંત્રિક સંસ્કૃતિને સાંકળી દઈ કવિએ કાવ્યને બેવડા દોરે બાંધ્યું છે.

જે વય વિગત થઈ છે તેની સાથે જડાએલી દૃષ્ટિમાં કવિ પુનઃ પાછો આવે છે પણ હવે તે સરોવર અને સરોવરજલની સાથે સંકળાએલી સ્મૃતિઓ જાગતાં એક ઊંડો વિષાદ, એક વિક્ષુબ્ધતા એના આત્માને દમી નાખે છે થીર જલમાં માછલીના ઊછળવાથી જે લહર જન્મી એણે માત્ર સરોવરજલને વિક્ષુબ્ધ કર્યું એમ નહીં, કવિચિત્તના સ્મૃતિજલને પણ વિક્ષુબ્ધ કર્યું. – આ ભાવ 'The Pond' નામની લઘુ કૃતિમાં અસંત લાઘવભરી બાનીમાં મુકાયો છે :

Shrill green weeds
Float on the black pond.

A rising Fish
ripples the still water

And disturbs my Soul..

રીડે જે કેટલાક કાવ્યપ્રકારો ખેડ્યા છે તેમાં 'યુદ્ધ-કાવ્યો' વિશે આછો ઉલ્લેખ જરૂરી છે. વીસમી સદીની અંગ્રેજી કવિતાનું ઉત્તમ પ્રકરણ તે કવિજનોનાં કાવ્યોથી છવાએલું છે જેઓએ યુદ્ધ અંગેના રોમાન્ટિક, ભ્રામક અને ખ્વાબભર્યા ખ્યાલો ચીરી યુદ્ધની નારકી ભૂતાવળ અને યાતનામાં સબડતા અસંખ્ય માનવીઓની આત્મ-વિદારક વેદનાને વાચા આપી. સમાચારપત્રો અને બી. બી. સી પરથી યુદ્ધના સમાચારો કોફીટેબલ પર લેતી બ્રિટનની પ્રજાએ જ્યારે Siegfried Sassoon અને wilfred owen નાં યુદ્ધકાવ્યો પહેલીવાર વાંચ્યાં ત્યારે તે ચોંકી ઊઠી. a 'Life of flesh' turning into a 'life of dust' અને 'How easy it is to make a ghost' જેવી પંક્તિઓએ યુદ્ધનો જે પર્યાય આપ્યો – ભીષણ મૃત્યુ – તેને અનેક કવિજનોએ કાવ્યમાં નર્યા લોહીઆળ પણ કારુણ્યથી ધબકતા વાસ્તવમાં બદ્ધ કર્યો. રીડે પ્રથમ વિશ્વયુદ્ધ વખતે ફ્રાન્સ અને બેલ્જી-અમમાં કેપ્ટન તરીકે ઇન્ફન્ટરી દળમાં કામ કરેલું. ટેન્ટ, ટ્રેન્ચ અને બેરેકમાં એમણે ઘણાં યુદ્ધકાવ્યો રચેલાં તેમાં આ ચાર જાણીતાં છે : 'The happy warrior', 'Kneeshaw goes to war', 'To a cony-cript of 1940' અને 'A world within a war.' યુદ્ધમાં જતા એક યુવાન સૈનિકને જોઈ રીડને પચીસ વર્ષ પહેલાંનો પોતાનો ચહેરો તાજો થઈ જાય છે પણ પોતે જે હતા તે અત્યારે તો નથી એટલે પેલા સૈનિકમાં એ જુએ છે પોતાનું પચાસ વર્ષ પહેલાંનું પ્રેત.

And my heart gave a sudden leap
As I gazed on a ghost of five – and
–twenty years ago.

આખીય કૃતિ – To a conscript of 1940 –

માં યુદ્ધજન્ય વિષાદ એની પરાકાષ્ઠાએ ત્યારે પહોંચે છે જ્યારે યુદ્ધની નિરર્થકતા સાંભળ્યા પછી પેલો સૈનિક તો યુદ્ધભૂમિ પર જાય છે—જવું પડે છે. 'A world within a war'માં યુદ્ધની સર્વભક્ષી વિનાશકતામાંથી ગ્રામ્યપ્રદેશનું વનવૃક્ષોથી વીંટળાએલું એક ઘર—પોતાનું ઘર બચી જાય છે તેના સૂચનદ્વારા કવિએ શ્રદ્ધા પ્રકટ કરી છે મનુષ્યજીવનના સાતત્યની. પુનઃ રીડે આ કાવ્યમાં પ્રકૃતિ સાથે સંકળાએલા અનેક મધુર પદાર્થોનું સ્મરણ કરી પોતાના અંતરના અવાજને પ્રકૃતિમાં લીન કર્યો છે—યુદ્ધના ઓછાયામાં પણ.

સૌંદર્યવિદ્ aesthet તરીકે ઓળખાતું રીડ પસંદ કરે છે. જીવનમાં અને કલામાં એમણે હંમેશ આદર કર્યો છે સૌંદર્યનો. પ્રજામતની, રૂઢિગત માન્યતાઓની અને સાંપ્રત પ્રણાલીઓની વિરુદ્ધ જઈને પણ જ્યાં જ્યાં જે જે સ્વરૂપમાં અને જે જે કલાકારમાં એમણે સર્જનાત્મક એવા સૌંદર્યને પ્રમાણ્યું છે તેનું હાર્દિક સ્વાગત એમણે કર્યું એટલું જ નહીં તે તે કલાસ્વરૂપનું રહસ્ય તેમણે સમજાવ્યું પણ. આ કારણને લઈ રીડ સમકાલીનોમાં આદરપાત્ર અને નવીનોમાં પૂજ્યપાત્ર બનેલા. જીવનસૌંદર્યને સ્ફુટ કરતું એમનું પ્રિય પ્રતીક છે વૃક્ષ: સમગ્ર માનવજીવનને એમણે વિશાલ વૃક્ષના પ્રતીકદ્વારા સમજાવ્યું છે. પ્રત્યેક મનુષ્ય જીવનવૃક્ષનું પર્ણ છે. વસંતમાં મ્હોરી આ પર્ણ યથાસમયે ખરી માટીમાં મળી પુનઃ વૃક્ષના મૂળમાં રસરૂપે શાશ્વત વહે છે. આ જીવનવૃક્ષના સંરક્ષકો કલાકારો છે. કલાને એમણે બે વ્યક્તિઓ વચ્ચેનો અર્થપૂર્ણ સંવાદ કહ્યો છે. The meaningful dialogue between two. આ અર્થપૂર્ણ સંવાદ ક્રમશઃ વ્યક્તિઓમાં પ્રસરતાં એક અર્થપૂર્ણ સુગ્રથિત સમાજનું નિર્માણ શકય બને છે. સર્જક માત્રનો ધર્મ પ્રજાને કલાભિમુખ કરવાનો છે કારણ કે કલા અને પ્રજાના પરસ્પર સંબંધથી જ શાતામય એવી ભવ્ય સંસ્કૃતિ વિકસે છે એમ રીડ માને છે. આ મહાન સંસ્કારસ્વામીએ જગતને એ પ્રબોધ્યું કે કલામાત્રનું સૌંદર્ય વસ્યું છે કલાકાર અને સમાજ વચ્ચે વિલસી રહેલી એક સૂક્ષ્મ સમજમાં.

# એ સંસ્કૃતિ જાય જહન્નમમાં

**મહેન્દ્ર જાની**

સર હર્બર્ટ રીડનું વ્યક્તિત્વ વિવિધ રંગોથી ભરપૂર છે. તેઓ કવિ છે, કલાવિવેચક છે. કલાના સંવાહક છે. ચિત્રોની ભાષાનો તેમણે આપણને પરિચય કરાવ્યો છે. અને આ બધાના પાયામાં છે તેમનું દાર્શનિક મન. કલાવિષયક અભ્યાસ કર્યો; જુદા જુદા શ્રેષ્ઠ ચિત્રકારોના પ્રત્યક્ષ કે પરોક્ષ પરિચયમાં આવ્યા છતાં કલાના સૌંદર્યશાસ્ત્રની સાથે મન તો પહોંચી ગયું તેના વિશ્લેષણમાં. આપણને પુસ્તક મળ્યું "આધુનિક ચિત્રકળાનું દર્શન." ચિંતક મન વિચારવા લાગ્યું કલાકાર અને સમાજ વચ્ચેના સંબંધ વિષે; સમાજવ્યવસ્થા અને રાજ્યશાસ્ત્ર વિષે; સંસ્કૃતિ વિષે. વળી, તેમના જીવનરસે જેટલા અશ્વો જોડ્યા હતા તે બધાનું નિયંત્રણ કરવાનું અને સાથેસાથે આગળ વધવાનું. તેમનું કોઈપણ પુસ્તક લઈને વાંચવા માંડો તો તેમના વ્યક્તિત્વના દરેક પાસાનો તમે સ્પર્શ કરી શકશો. જેટલું ભાથું છે તે બધું સાથે રાખીને જ વિચારવાના. તેથી તેમના એક વિષય પરત્વેના વિચારો વિષે જ વાત કરવી અશકય છે. તેમના બીજા વિષયોના વિચારોને તમારે સાથે લેવા જ પડે.

સંસ્કૃતિ વિષેનો તેમનો લેખ ધ્યાન ખેંચે તેવો છે. લેખનું શીર્ષક છે 'સંસ્કૃતિ જાય જહન્નમમાં.' શીર્ષક વાંચીને 'પરંપરા' અથવા 'સંસ્કૃતિ'ને મુગ્ધભાવે સ્વીકારનારા લોકોને આઘાત લાગે. મનમાં થાય કે રીડ જેવા પ્રગલ્ભ

અભ્યાસીઓ 'સંસ્કૃતિ' પ્રત્યે સૂગ ધરાવે છે! જો આખો લેખ તપાસીએ તો તેમના આ રોષ માટે સીધાં અને તિર્યક્ એવાં ઘણાં કારણો મળી રહે છે. 'સંસ્કૃતિ' માટેનો આદર પણ એક કારણ છે.

લેખના પ્રારંભમાં એરીક ગીલનું વાક્ય છે જે લેખનું કેન્દ્ર છે. એરીક ગીલની તેમના પર ઘણી બધી અસર છે. પુસ્તક તેમને જ અર્પણ કર્યું છે. એરીક ગીલ કહે છે કે, "આપણા ક્રાંતિકારી વિચારકોને ક્યારે સમજાશે કે 'સંસ્કૃતિ' એક 'ડોપ' (તંદ્રામાં રહેવાની ગોળી) છે; ધર્મ કરતાંય તે નુકસાનકારક ડોપ છે. ધર્મ લોકો માટે અફીણ જેવો છે. પરંતુ, કોઈક ઝેર આપે તેના કરતાં સ્વેચ્છાએ ઝેર લેવું ખરાબ છે, ખૂન થાય તેના કરતાં આપઘાત નિંદ્ય છે. વાસી અને ગંધાતી માછલીઓની સાથે આપેલા સોસ જેવી આ સંસ્કૃતિ જહન્નમમાં જાય."

હર્બર્ટ રીડને વાસી અને ગંધાતી માછલીઓ બતાવવી છે. આ યુગની પરિસ્થિતિમાં સંસ્કૃતિનો વિચાર કરવો છે. પ્રારંભમાં જ તેઓ કહે છે કે સંસ્કૃત ગ્રીકો પાસે સંસ્કૃતિ શબ્દ હોય તેમ લાગતું નથી. તેમની પાસે સારાં સ્થાપત્યો હતાં, સારાં શિલ્પો હતાં, કવિઓ હતા, વગેરે ઘણું હતું. તેઓ જાણતા હતા કે તેમનું જીવન જીવવા યોગ્ય હતું અને તે પદ્ધતિને બદલનારાં બધાં પરિબળોનો વિરોધ કરવા તૈયાર હતા. છતાં તેમને ક્યારેય લાગ્યું નથી કે સંસ્કૃતિ, તેમના જીવનથી અલગ એવી વસ્તુ હોય; સંસ્કૃતિ; પૈસા અને સમય હોય તેવા ઊંચા માણસોથી પ્રાપ્ત કરી શકાતી વસ્તુ હોય અથવા પરદેશ નિકાસ કરી શકાય કે પરદેશથી આયાત કરી શકાય તેવી વસ્તુ હોય. જો 'સંસ્કૃતિ' હોય તો તે તેમને મન સ્વાભાવિક વસ્તુ હતી. સંસ્કૃતિ, તેમના જીવનની આડ-પેદાશ નહોતી; તે તો તેમનું જીવન જ હતું.

ત્યારબાદ આવ્યા રોમનો. સૌ પ્રથમ યુરોપમાં મૂડીપતિઓની આટલી મોટી સંખ્યા હતી. તેમણે સંસ્કૃતિને ઘરેણું બનાવી દીધું. 'ગ્રીક સંસ્કૃતિ'ની આયાત કરવા માંડી. પછી જીતેલા પ્રદેશોમાં પોતાની સંસ્કૃતિને લાદવા માંડ્યા. રોમન સ્થાપત્ય, રોમન સાહિત્ય, રોમન રીતભાત વગેરે સભ્યતાનાં પ્રતીક જેવાં થઈ ગયાં. નવાં 'સભ્ય' થતા લોકો તેને અનુસરવા માંડ્યા.

આ બંને 'સંસ્કૃતિ'ના તફાવતથી જ રીડનો 'સંસ્કૃતિ' વિષેનો ખ્યાલ સ્પષ્ટ થાય છે. તેઓ માને છે સંસ્કૃતિ તો જીવન જીવવાની પદ્ધતિ છે. તેને અને પૈસાને લેવા-દેવા નથી. સ્વાભાવિક રીતે જીવન જીવાતું હોય તો સંસ્કૃતિનો વિકાસ થાય છે. કુદરતમાં 'વ્યવસ્થા' હોય છે. તેમાંની કેટલીક ગોઠવણી ખૂબ પ્રમાણસર હોય છે. આ ગોઠવણીમાં આપણી ઇન્દ્રિયો ટેવાય છે અને આપણે સ્ફુરણાથી 'પ્રમાણ' વિષે કહી શકીએ છીએ. આમ કુદરતની વ્યવસ્થાને આપણે સમાજમાં પ્રતિબિંબિત કરવાની છે. ને ફક્ત આપણા જીવનની રીતિમાં જ નહીં, પણ આપણાં કાર્યોની રીતિમાં અને વસ્તુઓની બનાવટમાં.

આવો ખ્યાલ રાખવો તે 'લોકશાહી સંસ્કૃતિ' છે. લોકશાહી+ સંસ્કૃતિ નહીં. 'લોકશાહી સંસ્કૃતિ' એ જ સાચી સંસ્કૃતિ છે. પરંતુ, તમારે એ પ્રાપ્ત કરવા માટે વાતાવરણ તો જોઈશે જ ને! લોકશાહી જ ન હોય તો તેની સંસ્કૃતિ કેવી રીતે આવશે? લોકો કહે છે કે 'આપણે લોકશાહીનો પ્રયોગ કરી જોયો છે અને તે નિષ્ફળ ગયો છે.' તે વાહિયાત છે. આપણને સાચી લોકશાહીનો અનુભવ જ નથી. વોલ્ટ વ્હીટમેને કહ્યું છે કે, "આપણે 'સંસ્કૃતિ' શબ્દને વારંવાર છાપ્યા કર્યો છે. છતાં તેનો યોગ્ય અર્થ તો બિડાયેલો જ છે. હું માનું છું કે તે એવો મોટો શબ્દ છે જેનો ઇતિહાસ હજુ લખાવાનો છે."

હર્બર્ટ રીડના મતે તો અત્યારે ક્યાંય લોકશાહી નથી કારણ કે નીચેની ત્રણ શરતો ક્યાંય નથી.

(૧) ઉત્પાદન માત્ર ઉપયોગ માટે હોવું જોઈએ, નફા માટે નહીં.

(૨) દરેક મનુષ્યે તેની શક્તિ પ્રમાણે આપવું જોઈએ અને દરેકને તેની જરૂરિયાત પ્રમાણે મળવું જોઈએ.

(૩) દરેક ઉદ્યોગ કામદારોનો હોવો જોઈએ અને તેઓ સમૂહમાં તેનું નિયંત્રણ કરતા હોવા જોઈએ.

'લોકશાહીનો આ ખ્યાલ પરાપૂર્વથી ઘણા દાર્શનિકો દ્વારા વિકસતો આવ્યો છે. રૂસો, જેફરસન, લિન્કન, પ્રુધોં, ઓવેન, રસ્કિન, માર્ક્સ, મોરિસ, ક્રોપોટકિન વગેરે દાર્શનિકો જેમણે હૃદયની સાથે બુદ્ધિથી લોકશાહી વિષે

વિચાર્યું છે.'

પહેલો મુદ્દો છે કે ઉત્પાદન ઉપયોગ માટે હોવું જોઈએ. પ્રશ્ન થશે કે આજે જે ઉત્પાદન થાય છે તે ઉપયોગ માટે નથી? રીડ કહે છે ના. દા. ત. ખુરશીનું ઉત્પાદન. ખાસ કરીને મૂડીવાદી દેશોમાં આજે કેટલાય પ્રકારની ખુરશીઓ જોવા મળે. તે બધી ખુરશીઓ ઉપયોગને ધ્યાનમાં રાખીને બનાવવામાં નથી આવી. પરંતુ દરેક પ્રકારમાંથી કેટલો નફો મળશે તે ધ્યાનમાં રાખીને બનાવવામાં આવી છે. તમારા પાકીટમાંના પૈસા પ્રમાણે તમને ખુરશીઓ મળે. તે ખુરશીમાં સારી રીતે ન પણ બેસી શકાય. જો ઉત્પાદન ઉપયોગ માટે જ હોય તો ધ્યાન રાખવું જોઈએ કે ખુરશી બેસવા માટે યોગ્ય છે કે નહીં અને ટકવામાં કેવી છે. તમારે આરામથી બેસાય તેવી ખુરશી જોઈએ છે. સારું, તો અમે એવો ખૂણો શોધી કાઢીશું જેથી ખુરશીમાં આરામથી બેસી શકાય. પછી સસ્તું અને ટકાઉ લાકડું શોધી કાઢીએ જેથી બહુ મોંઘું પણ ન પડે. આ બધા સમય દરમ્યાન તમે તમારે યોગ્ય જે હોય તે અમને આપો. આમ ઉત્પાદન ઉપયોગ માટે થશે. અહીં બીજા મુદ્દાનું પણ અનુસંધાન છે. દરેક મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે, આવડત પ્રમાણે સમાજને પ્રદાન કરે. આ સ્વાભાવિક સમાજમાં દરેક મનુષ્યને તેની આવડત પ્રમાણે કાર્ય સોંપવું જોઈએ. આજે મૂડીવાદમાં યંત્રો પાસે મનુષ્યની આવડતની અવગણના થઈ છે. તેની શારીરિક શક્તિનો ઉપયોગ યંત્રોના બળતણ જેવો થાય છે. તે ક્ષીણ થઈ જાય તો નિરુપયોગી બની જાય છે. તેની અન્ય આવડતોનો લાભ લેવાતો નથી. અથવા તેને તક મળતી નથી. જ્યારે આ સમાજમાં તેને દરેક તક મળવી જોઈએ. વળી કાર્ય કરવાની તક ત્યારે મળે જ્યારે તેના યોગક્ષેમની વ્યવસ્થા હોય અને કાર્ય કરવામાં તમામ સાધનો તેને મળી શકતાં હોય. હર્બર્ટ રીડ આને સ્વતંત્રતા કહે છે. મનુષ્ય સ્વતંત્ર હોય એટલે તે એકલો રહી શકતો હોય. એટલે તેની પાસે જરૂરી બધી ચીજો હોય. કદાચ કોઈને આમાં માકર્સની સીધી અસર દેખાય.

કોઈ કહેશે કે ખુરશી બનાવવાની વાતમાં કલા ક્યાં આવી? રીડ કહે છે કે 'બેસવા યોગ્ય અને ટકાઉ ખુરશી બની એ જ કલા છે. તે તેની સુંદરતા છે.' આ વ્યાખ્યા પ્રમાણે સમાજમાં કારીગરો જ હોય છે, કલાકારો નહીં. એરિક ગીલ ઊલટું જ કહે છે "સમાજમાં કલાકારો જ હોય છે કારીગરો નહીં. કારણકે દરેક મનુષ્ય વિશિષ્ટ પ્રકારનો કલાકાર છે." આ મુદ્દો ચર્ચાસ્પદ છે. રીડનાં લખાણોમાં પણ આ વિષે વિરોધી મતવ્યો દેખાય છે. છતાં આ લેખમાં તેમણે કવિ સિવાય કલાકારોને એટલું મહત્ત્વ આપ્યું નથી. હા, એમ કહે છે કે કારીગરોને ચિત્રોનો પરિચય કરાવી શકાય અને પુસ્તકો, વ્યાખ્યાનો દ્વારા તેમને ચિત્રકળા વગેરે કલાઓમાં રસ લેતા કરાવી શકાય. આ મત પણ એકતરફી છે. સમાજ અને કલાકાર વચ્ચેના સંવાદનો પ્રશ્ન આટલી સરળતાથી ન ઉકેલી શકાય

ત્રીજો પ્રશ્ન છે ઉદ્યોગોના નિયંત્રણનો. કારીગરોએ પસંદ કરેલ વ્યક્તિઓ ઉદ્યોગોનું નિયંત્રણ કરતી હોવી જોઈએ. એ રીતે ઉદ્યોગો આમજનતાના બને અને નફો ખાવા માટેનાં સાધનો ના બને.

આવી લોકશાહીમાં જીવન જીવતાં જીવતાં સંસ્કૃતિનો વિકાસ થાય. તે જીવન જ સંસ્કૃતિ બની જાય. ટી. એસ. એલિયટે 'The Definition of culture'માં કહ્યું છે કે સાદી ભાષામાં કહેવું હોય તો સંસ્કૃતિ તે યુગમાં કહેવાય જે યુગમાં જીવવાની ઇચ્છા થાય. હર્બર્ટ રીડે બતાવેલ સમાજમાં દરેકને પોતાનો વિકાસ કરવાની પૂરતી તક મળી રહે છે. વળી, રીડ કહે છે કે એક વાર આવો સ્વાભાવિક સમાજ તૈયાર થયા પછી તેને ફૂલ્યોફાલ્યો રાખવા માટે બાળકોને તેને અનુકૂળ શિક્ષણ આપવું જોઈએ. રીડ માને છે કે શિક્ષણ આપીને આપણે ધારણા પ્રમાણે બાળકોને ઘડી શકીએ છીએ. રીડના મતે બાળકોને બૌદ્ધિક ઉપરાંત સંવેદનક્ષમ એવું શિક્ષણ આપવું જોઈએ. રૂસોના મત પ્રમાણે બાળકો ઇન્દ્રિયોથી વધુ ગ્રહણ કરતાં હોય છે. તેથી તેમને સંવેદનક્ષમ શિક્ષણ આપવું જોઈએ. શિક્ષણથી એવો સમાજ તૈયાર કરવો જોઈએ જે સમાજ એસ્કિલસ, દાન્તે અને શેકસપિયરને આવકારે. એસ્કિલસ, દાન્તે અને શેકસપિયર અમર છે પણ તેમણે અપૂર્ણ સમાજને સંબોધન કર્યું હતું. પૂર્ણ સમાજ પૂર્ણ કલા રજૂ કરશે એમ કહી શકાય નહીં.

અભ્યાસીઓ 'સંસ્કૃતિ' પ્રત્યે સૂગ ધરાવે છે! જો આખો લેખ તપાસીએ તો તેમના આ રોષ માટે સીધાં અને તિર્યક્ એવાં ઘણાં કારણો મળી રહે છે. 'સંસ્કૃતિ' માટેનો આદર પણ એક કારણ છે.

લેખના પ્રારંભમાં એરીક ગીલનું વાકય છે જે લેખનું કેન્દ્ર છે. એરીક ગીલની તેમના પર ઘણી બધી અસર છે. પુસ્તક તેમને જ અર્પણ કર્યું છે. એરીક ગીલ કહે છે કે, "આપણા ક્રાંતિકારી વિચારકોને કયારે સમજાશે કે 'સંસ્કૃતિ' એક 'ડોપ' (તંદ્રામાં રહેવાની ગોળી) છે; ધર્મ કરતાંય તે નુકસાનકારક ડોપ છે. ધર્મ લોકો માટે અફીણ જેવો છે. પરંતુ, કોઈક ઝેર આપે તેના કરતાં સ્વેચ્છાએ ઝેર લેવું ખરાબ છે, ખૂન થાય તેના કરતાં આપઘાત નિંદ્ય છે. વાસી અને ગંધાતી માછલીઓની સાથે આપેલા સોસ જેવી આ સંસ્કૃતિ જહન્નમમાં જાય."

હર્બર્ટ રીડને વાસી અને ગંધાતી માછલીઓ બતાવવી છે. આ યુગની પરિસ્થિતિમાં સંસ્કૃતિનો વિચાર કરવો છે. પ્રારંભમાં જ તેઓ કહે છે કે સંસ્કૃત ગ્રીકો પાસે સંસ્કૃતિ શબ્દ હોય તેમ લાગતું નથી. તેમની પાસે સારાં સ્થાપત્યો હતાં, સારાં શિલ્પો હતાં, કવિઓ હતા, વગેરે ઘણું હતું. તેઓ જાણતા હતા કે તેમનું જીવન જીવવા યોગ્ય હતું અને તે પદ્ધતિને બદલનારાં બધાં પરિબળોનો વિરોધ કરવા તૈયાર હતા. છતાં તેમને કયારેય લાગ્યું નથી કે સંસ્કૃતિ, તેમના જીવનથી અલગ એવી વસ્તુ હોય; સંસ્કૃતિ, પૈસા અને સમય હોય તેવા ઊંચા માણસોથી પ્રાપ્ત કરી શકાતી વસ્તુ હોય અથવા પરદેશ નિકાસ કરી શકાય કે પરદેશથી આયાત કરી શકાય તેવી વસ્તુ હોય. જો 'સંસ્કૃતિ' હોય તો તે તેમને મન સ્વાભાવિક વસ્તુ હતી. સંસ્કૃતિ, તેમના જીવનની આડ-પેદાશ નહોતી; તે તો તેમનું જીવન જ હતું.

ત્યારબાદ આવ્યા રોમનો. સૌ પ્રથમ યુરોપમાં મૂડીપતિઓની આટલી મોટી સંખ્યા હતી. તેમણે સંસ્કૃતિને ધોરણું બનાવી દીધું. 'ગ્રીક સંસ્કૃતિ'ની આયાત કરવા માંડી. પછી જીતેલા પ્રદેશોમાં પોતાની સંસ્કૃતિને લાદવા માંડ્યા. રોમન સ્થાપત્ય, રોમન સાહિત્ય, રોમન રીતભાત વગેરે સભ્યતાનાં પ્રતીક જેવાં થઈ ગયાં. નવાં 'સભ્ય' થતા લોકો તેને અનુસરવા માંડયા.

આ બંને 'સંસ્કૃતિ'ના તફાવતથી જ રીડનો 'સંસ્કૃતિ' વિષેનો ખ્યાલ સ્પષ્ટ થાય છે. તેઓ માને છે સંસ્કૃતિ તો જીવન જીવવાની પદ્ધતિ છે. તેને અને પૈસાને લેવા-દેવા નથી. સ્વાભાવિક રીતે જીવન જીવાતું હોય તો સંસ્કૃતિનો વિકાસ થાય છે. કુદરતમાં 'વ્યવસ્થા' હોય છે. તેમાંની કેટલીક ગોઠવણી ખૂબ પ્રમાણસર હોય છે. આ ગોઠવણીમાં આપણી ઇન્દ્રિયો ટેવાય છે અને આપણે સ્ફુરણાથી 'પ્રમાણ' વિષે કહી શકીએ છીએ. આમ કુદરતની વ્યવસ્થાને આપણે સમાજમાં પ્રતિબિંબિત કરવાની છે. ને ફક્ત આપણા જીવનની રીતિમાં જ નહીં, પણ આપણાં કાર્યોની રીતિમાં અને વસ્તુઓની બનાવટમાં. આવો ખ્યાલ રાખવો તે 'લોકશાહી સંસ્કૃતિ' છે. લોકશાહી+ સંસ્કૃતિ નહીં. 'લોકશાહી સંસ્કૃતિ' એ જ સાચી સંસ્કૃતિ છે. પરંતુ, તમારે એ પ્રાપ્ત કરવા માટે વાતાવરણ તો જોઈશે જ ને? લોકશાહી જ ન હોય તો તેની સંસ્કૃતિ કેવી રીતે આવશે? લોકો કહે છે કે 'આપણે લોકશાહીનો પ્રયોગ કરી જોયો છે અને તે નિષ્ફળ ગયો છે.' તે વાહિયાત છે. આપણને સાચી લોકશાહીનો અનુભવ જ નથી. વૉલ્ટ વ્હીટમેને કહ્યું છે કે, "આપણે 'સંસ્કૃતિ' શબ્દને વારંવાર છાપ્યા કર્યો છે. છતાં તેનો ઓગ્ર અર્થ તો બિડાયેલો જ છે. હું માનું છું કે તે એવો મોટો શબ્દ છે જેનો ઇતિહાસ હજુ લખાવાનો છે."

હર્બર્ટ રીડના મતે તો અત્યારે કયાંય લોકશાહી નથી કારણ કે નીચેની ત્રણ શરતો કયાંય નથી.

(૧) ઉત્પાદન માત્ર ઉપયોગ માટે હોવું જોઈએ, નફા માટે નહીં.

(૨) દરેક મનુષ્યે તેની શક્તિ પ્રમાણે આપવું જોઈએ અને દરેકને તેની જરૂરિયાત પ્રમાણે મળવું જોઈએ.

(૩) દરેક ઉદ્યોગ કામદારોનો હોવો જોઈએ અને તેઓ સમૂહમાં તેનું નિયંત્રણ કરતા હોવા જોઈએ.

'લોકશાહીનો આ ખ્યાલ પરાપૂર્વથી ઘણા દાર્શનિકો દ્વારા વિકસતો આવ્યો છે. રૂસો, જેફરસન, લિન્કન, પ્રુધોં, ઓવેન, રસ્કિન, માર્ક્સ, મોરિસ, ક્રોપોટકિન વગેરે દાર્શનિકો જેમણે હૃદયની સાથે બુદ્ધિથી લોકશાહી વિષે

વિચાર્યું છે.'

પહેલો મુદ્દો છે કે ઉત્પાદન ઉપયોગ માટે હોવું જોઈએ. પ્રશ્ન થશે કે આજે જે ઉત્પાદન થાય છે તે ઉપયોગ માટે નથી? રીડ કહે છે ના. દા. ત. ખુરશીનું ઉત્પાદન. ખાસ કરીને મૂડીવાદી દેશોમાં આજે કેટલાય પ્રકારની ખુરશીઓ જોવા મળે. તે બધી ખુરશીઓ ઉપયોગને ધ્યાનમાં રાખીને બનાવવામાં નથી આવી. પરંતુ દરેક પ્રકારમાંથી કેટલો નફો મળશે તે ધ્યાનમાં રાખીને બનાવવામાં આવી છે. તમારા પાકીટમાંના પૈસા પ્રમાણે તમને ખુરશીઓ મળે. તે ખુરશીમાં સારી રીતે ન પણ બેસી શકાય. જો ઉત્પાદન ઉપયોગ માટે જ હોય તો ધ્યાન રાખવું જોઈએ કે ખુરશી બેસવા માટે યોગ્ય છે કે નહીં અને ટકવામાં કેવી છે. તમારે આરામથી બેસાય તેવી ખુરશી જોઈએ છે. સારું, તો અમે એવો ખૂણો શોધી કાઢીશું જેથી ખુરશીમાં આરામથી બેસી શકાય. પછી સસ્તું અને ટકાઉ લાકડું શોધી કાઢીએ જેથી બહુ મોંઘું પણ ન પડે. આ બધા સમય દરમ્યાન તમે તમારે યોગ્ય જે હોય તે અમને આપો. આમ ઉત્પાદન ઉપયોગ માટે થશે. અહીં બીજા મુદ્દાનું પણ અનુસંધાન છે. દરેક મનુષ્ય પોતાની શક્તિ પ્રમાણે, આવડત પ્રમાણે સમાજને પ્રદાન કરે. આ સ્વાભાવિક સમાજમાં દરેક મનુષ્યને તેની આવડત પ્રમાણે કાર્ય સોંપવું જોઈએ. આજે મૂડીવાદમાં યંત્રો પામે મનુષ્યની આવડતની અવગણના થઈ છે. તેની શારીરિક શક્તિનો ઉપયોગ યંત્રોના બળતણ જેવો થાય છે. તે ક્ષીણ થઈ જાય તો નિરુપયોગી બની જાય છે. તેની અન્ય આવડતોનો લાભ લેવાતો નથી. અથવા તેને તક મળતી નથી. જ્યારે આ સમાજમાં તેને દરેક તક મળવી જોઈએ. વળી કાર્ય કરવાની તક ત્યારે મળે જ્યારે તેના યોગક્ષેમની વ્યવસ્થા હોય અને કાર્ય કરવામાં તમામ સાધનો તેને મળી શકતાં હોય. હર્બર્ડ રીડ આને સ્વતંત્રતા કહે છે. મનુષ્ય સ્વતંત્ર હોય એટલે તે એકલો રહી શકતો હોય. એટલે તેની પાસે જરૂરી બધી ચીજો હોય. કદાચ કોઈને આમાં માકર્સની સીધી અસર દેખાય.

કોઈ કહેશે કે ખુરશી બનાવવાની વાતમાં કલા ક્યાં આવી? રીડ કહે છે કે 'બેસવા યોગ્ય અને ટકાઉ ખુરશી બની એ જ કલા છે. તે તેની સુંદરતા છે.' આ વ્યાખ્યા પ્રમાણે સમાજમાં કારીગરો જ હોય છે, કલાકારો નહીં. એરિક ગીલ ઊલટું જ કહે છે "સમાજમાં કલાકારો જ હોય છે કારીગરો નહીં. કારણકે દરેક મનુષ્ય વિશિષ્ટ પ્રકારનો કલાકાર છે." આ મુદ્દો ચર્ચાસ્પદ છે. રીડનાં લખાણોમાં પણ આ વિષે વિરોધી મતવ્યો દેખાય છે. છતાં આ લેખમાં તેમણે કવિ સિવાય કલાકારોને એટલું મહત્ત્વ આપ્યું નથી. હા, એમ કહે છે કે કારીગરોને ચિત્રોનો પરિચય કરાવી શકાય અને પુસ્તકો, વ્યાખ્યાનો દ્વારા તેમને ચિત્રકળા વગેરે કલાઓમાં રસ લેતા કરાવી શકાય. આ મત પણ એકતરફી છે. સમાજ અને કલાકાર વચ્ચેના સંવાદનો પ્રશ્ન આટલી સરળતાથી ન ઉકેલી શકાય

ત્રીજો પ્રશ્ન છે ઉદ્યોગોના નિયંત્રણનો. કારીગરોએ પસંદ કરેલ વ્યક્તિઓ ઉદ્યોગોનું નિયંત્રણ કરતી હોવી જોઈએ. એ રીતે ઉદ્યોગો આમજનતાના બને અને નફો ખાવા માટેનાં સાધનો ના બને.

આવી લોકશાહીમાં જીવન જીવતાં જીવતાં સંસ્કૃતિનો વિકાસ થાય. તે જીવન જ સંસ્કૃતિ બની જાય. ટી. એસ. એલિયટે 'The Definition of culture'માં કહ્યું છે કે સાદી ભાષામાં કહેવું હોય તો સંસ્કૃતિ તે યુગમાં કહેવાય જે યુગમાં જીવવાની ઇચ્છા થાય. હર્બર્ટ રીડે બતાવેલ સમાજમાં દરેકને પોતાનો વિકાસ કરવાની પૂરતી તક મળી રહે છે. વળી, રીડ કહે છે કે એક વાર આવો સ્વાભાવિક સમાજ તૈયાર થયા પછી તેને ફૂલ્યો-ફાલ્યો રાખવા માટે બાળકોને તેને અનુકૂળ શિક્ષણ આપવું જોઈએ. રીડ માને છે કે શિક્ષણ આપીને આપણે ધારણા પ્રમાણે બાળકોને ઘડી શકીએ છીએ. રીડના મતે બાળકોને બૌદ્ધિક ઉપરાંત સંવેદનક્ષમ એવું શિક્ષણ આપવું જોઈએ. રૂસોના મત પ્રમાણે બાળકો ઇન્દ્રિયોથી વધુ ગ્રહણ કરતાં હોય છે. તેથી તેમને સંવેદનક્ષમ શિક્ષણ આપવું જોઈએ. શિક્ષણથી એવો સમાજ તૈયાર કરવો જોઈએ જે સમાજ એસ્કિલસ, ડાન્ટે અને શેકસપિયરને આવકારે. એસ્કિલસ, ડાન્ટે અને શેકસપિયર અમર છે પણ તેમણે અપૂર્ણ સમાજને સંબોધન કર્યું હતું. પૂર્ણ સમાજ પૂર્ણ કલા રજૂ કરશે એમ કહી શકાય નહીં.

પરંતુ, જે કલાકાર સોળે કળાએ ખીલેલા સમાજને સંબોધે અને તેની કલા અસરકારક બને તેની કલામા પૂર્ણતાની માત્રા વધુ હોય. કલાકાર પોતાની બધી યોગ્યતા પ્રદર્શિત કરી શકે એવું તેને પૂર્ણ વાજિંત્ર મળી રહે.

જો ઉપર જણાવ્યો તેવો સ્વાભાવિક સમાજ ન હોય તો સંસ્કૃતિ શબ્દનો કાંઈ અર્થ નથી. પૈસાથી ઘરમાં કે દેશમાં સામાન ભરવાથી સંસ્કૃતિનો વિકાસ થતો નથી કે સંસ્કૃતિ ટકી રહેતી નથી. એવી સંસ્કૃતિ જાય જહન્નમમાં. તે તો આપણને ઊંધા રસ્તે દોરવા કરશે. સંસ્કૃતિ માટે સાચું અને સ્વાભાવિક જીવન જીવતો સમાજ જોઈએ. (રીડે 'સંસ્કૃતિ'ની વિચારણામાં ધર્મની બાબત મૌન જ રાખ્યું છે.)

# મરમી અરાજકતાવાદી

## પ્રકાશ ન. શાહ

૧૯૧૧–૧૨ના અરસામાં ઍડવર્ડ કાર્પેન્ટરનું 'નૉન-ગવર્નમૅન્ટલ સોસાયટી' વાંચીને રીડ અરાજકતાવાદી વિચારસરણીમાં દીક્ષિત થયા ત્યારે તો એ માંડ અઢારેક વરસના હશે, પણ ત્યાર પછીયે પૂરાં પંચોતર વરસના અવિરત વિદ્યાવ્યાસંગી જીવનકાળ દરમ્યાન એમની આ આસ્થા સહેજે ક્ષીણ ન થઈ— બલ્કે દઢતર બની રહી.

શી હતી રાજ્ય સામેની રીડની ફરિયાદ? મૅક્સ સ્ટર્નરની જેમ એમની પણ એ પ્રતીતિ હતી કે રાજ્યની મકસદ માણસમાંથી કશોક ઘાટ નીપજાવવાની હોય છે એટલે સારતઃ આપણને વ્યક્તિની નહીં પણ કૃતિની લબ્ધિ થાય છે. ઍરિસ્ટોટલથી માંડીને રૂસો પર્યંતના રાજકીય ચિન્તકો ભૂલા પડ્યા છે તે માણસને લગતી એમની અમૂર્ત વિભાવનાને કારણે. એમણે સૂચવેલ યોજના અને તંત્રવિધાનમાં એમની કલ્પનામાં રહેલા પેલા એકવિધ માણસને સ્વીકારીને ચાલવાનું વલણ વર્તાય છે. પરિણામે, વ્યક્તિમાત્રની અનન્યતાને વિસારે પાડીને તેઓ માણસ પર પરાણે ને બળજોરીથી એકવિધતા લાદવા માટેનાં નાનાવિધ સત્તાસ્વરૂપોના હિમાયતી બની રહે છે.

બીજા વિશ્વયુદ્ધથી ત્રાસેલા રીડે એ વર્ષોમાં 'પેરેડૉક્સ ઑફ ઍનાર્કિઝમ' નામે નિબંધ લખ્યો. એમાં એમણે જર્મનીની આકરી આલોચના કરી છે. 'બ્રુટસ, તું પણ?' એવું કહેવાનું મન આપણને થઈ આવે; પણ પછી સમજાય કે રીડમાં રહેલો અંગ્રેજ આવું બોલતો નથી – આલોચના કરે છે એ તો એનામાં રહેલો અરાજકતાવાદી હેગલની પયગંબરી છાયા તળે જર્મનીમાં સાર્વભૌમ રાષ્ટ્રીય સત્તાનો ખ્યાલ મજહબ સમો બની ચૂક્યો હતો અને રાજ્યની અંધપૂજા વ્યક્તિને ગ્રસી ગઈ હતી. આવાં આતંક ને ગાંડપણનો પુરસ્કાર માનવ્યનો ઉપાસક ન જ કરી શકે.

આ પરિસ્થિતિના વિકલ્પ વિષે પૂછશો તો રીડનો પ્રથમ અને પ્રધાન પ્રતિભાવ એ હશે કે ચોમેર વ્યાપ્ત વિશ્વને અને જીવનને પામવાની દષ્ટિ–weltanschauungની જરૂર છે. અરાજકતાવાદ આવી એક દષ્ટિ છે, નહીં કે વહેવારુ કાર્યક્રમ. મોટા ભાગના લોકો વહેવારુ કાર્યક્રમ માત્રથી રાજીના રેડ થઈ જાય છે. એમને લાગે છે કે જેમની વચ્ચે સંઘર્ષ થવાની શક્યતા હોય તેવાં હિતોને સાંકળતી વ્યવસ્થા ઊભી કરીએ, રાજ્યના અર્થતંત્રને એ રીતે નિયોજીએ, પેલાં હિતોને જાહેર હિતના મુકાબલે ગૌણ બનાવી દેવું તંત્ર ઉપજાવીએ એટલે બસ. આ રીતના આત્મસંતુષ્ટ લોકોને ઉદ્દેશીને રીડ કહેશે કે ચોક્કસ દિશાનિર્દેશ વિના ડગ માંડવાનો અર્થ નથી, ક્ષિતિજે ધ્રુવતારક પર નજર નહીં ખોડો તો ઠેરના ઠેર લખચોરાસીના ચક્કરમા ફર્યા કરશો. અરાજકતાવાદ આવો એક ધ્રુવતારક છે. આવતી કાલે કે પરમ દિવસે અમલી બનાવવા માટેની કોઈ પૂર્વનિર્ધારિત યોજના એની પાસે નથી. છેવટે તો કોઈ પણ યોજના એક એવી બૌદ્ધિક સંરચના હોવાની જેમાં માણસની અકળ વૃત્તિઓ અને લાગણીઓ લેખામાં જ ન લેવાઈ હોય!

–અને યોજના હોઈ શકે તો તે કેવળ નિસર્ગના નિયમોને વશ વર્તતી. ભૌતિક જગતના ઘટનાચક્રનું સમ્યક્ આકલન કરીને તારવેલા નિયમો અનુસારનું વ્યક્તિજીવન અરાજકતાવાદ વાંછે છે. એનાં બધાં સંકેતો ને ફલિતો લક્ષમાં લઈને કુદરતના કાનૂન અનુસાર જીવવા

માંડીએ એટલે માનવસર્જ્યા કાયદાની કે તેની અમલબજાવણી કરતી સરકારની જરૂર ન રહે : સામ્પ્રત સમયમાં આપણું કશુંયે રાજકીય કર્તવ્ય હોય તો તે, રીડને મતે, આ રીતની પરિસ્થિતિ સર્જવાનું.

બરાબર. પણ આપણા તાત્કાલિક પ્રશ્નોનું શું ? ગરીબી, બેકારી, અન્પોષણ, આક્રમણ – આ બધાંને બર્દાશ્ત તો ન જ કરી શકાય. હજી વીસીયે વટાવી નહોતી ત્યારે પણ રીડ આ વાસ્તવિકતાને પ્રીછી ચૂકયા હતા. કાર્પેન્ટરનું પેલું પુસ્તક વાંચતી વેળાએ જ એમણે ટપકાવેલું કે લેખક ઇચ્છે છે તેવો સમાજ શક્ય બને એ માટે સંઘવાદ, સમાજવાદ આદિનો ખપ ખચિત છે સપ્ટેમ્બર ૧૯૪૦માં લખેલ ‘ફિલોસોફી ઑફ ઍનાર્કિઝમ ’માં પણ એમણે આ અંગે થોડીક ચર્ચા કરી છે : દરેક ઉદ્યોગ એક સ્વયંસંચાલિત સ્વાયત્ત એકમમાં ફેરવાઈ જાય, એનો દોર કામદારોના જ હાથમાં હોય, અને આવાં એકમો જ દેશના સમગ્ર અર્થકારણનું સંચાલન કરે. એ ઉમેરવાની જરૂર નથી કે વિવિધ એકમો વચ્ચે સંબંધોના સમાયોજન માટે સંસદ જેવી કોઈક જોગવાઈ, અલબત્ત, હોય જ. પણ આ સંસદ વહીવટી કે કારોબારી સંસ્થા નહીં હોય. એ નીતિવિષયક પ્રશ્નો વિશે યથોચિત નિર્ણયો લેશે એટલું જ; પણ ધારા ઘડવાની સત્તા કે કશા વિશિષ્ટાધિકારો એની પાસે નહીં હોય. સ્વાયત્ત સ્વયંસંચાલિત એકમો નિર્માતાં મૂડીવાદની લાક્ષણિકતા સમો ઉપભોક્તા અને ઉત્પાદક વચ્ચેનો વિરોધ લોપાઈ જશે, પરસ્પર સહાય ને સહકારનું વાતાવરણ સ્પર્ધાત્મક અર્થકારણને કાળગ્રસ્ત બનાવી દેશે. કબૂલમંજૂર કે નવા સ્થિતિસંજોગમાંયે તરેહવાર વહેવારુ મુશ્કેલીઓ હલ કરવાની રહેશે. પણ આમજનતા અને વહીવટકર્તા વચ્ચે એક અમાનવીય ભૂમિકા સર્જનાર કેન્દ્રીભૂત રાજ્યસત્તાના દૈત્યની તુલનામાં તો એ મુશ્કેલીઓ તૃણતુલ્ય છે. જાણે મૂર્તિમંત સરલતા. વિશેષ વિગતોમાં ઊતરવું રીડે મુનાસિબ માન્યું નથી; કેમ કે, એક તો, ક્રોપોટ્કિને રાજ્યવિહીન સમાજને લગતા કાર્યક્રમોનો સ્પષ્ટસુરેખ આલેખ આપેલો જ છે; અને બીજું, ખરો સવાલ વિગતે યોજના ઘડવાનો નહીં પણ દિશાસૂઝનો છે. સમાજવાદી ઉપાયો અખત્યાર કરતા ધ્રુવતારક ચૂકયા તો જુલમશાહીના બીજા અવતાર જેવી આપખુદ નોકરશાહી લમણે લખાયેલી જ જાણજો.

અરાજકતાવાદનો રાજકીય તકાજો એટલે વિકેન્દ્રિત સત્તા. આર્થિક ક્ષેત્રે પણ એમ જ બલ્કે રીડ કહેશે કે અરાજકતાવાદી નહીં તેવાં કારણોસર પણ એ જરૂરી છે. વિદ્યુતપ્રસારણ શક્ય બનતાં કેન્દ્રીભૂત અર્થતંત્રની અનિવાર્યતાનો માર્ક્સનો ખ્યાલ કેવો જરીપુરાણો બની ગયો છે ! અહીં નોંધવું જોઈએ કે લોઈડ રાઈટ જેવા સ્થપતિ ને મમ્ફર્ડની કક્ષાના જનરલિસ્ટ સમાજશાસ્ત્રી પણ આજે આવાં જ તારણો પર આવ્યા છે. રીડની ઝંખનાનો ભાવિ સમાજ અત્યારે છે તેવાં મહાનગરોને – તેમની અમાનવીયતા જોતાં – ન જ સાંખી શકે. પણ એથી કરી ને અરાજકતાવાદ અનિવાર્યપણે હસ્તઉદ્યોગપ્રધાન સમાજના દિવસોમાં પાછા ફરવાનું ઇચ્છે છે એવું નહીં કહી શકાય. યાન્ત્રિકી સભ્યતાને અંગે રીડનો નય ગઈ સદીના ભાંગફોડિયા લુડાઇટોનો નથી. વિલિયમ મોરિસની જેમ મધ્યયુગીન સંસ્થાઓની પુનઃપ્રતિષ્ઠાનો મહિમા પણ એ નહીં કરે. કૅથલિક મુદ્રાવાળા કોઈ રોમૅન્ટિક વિતરણવાદનુંયે એમને સ્વપ્ન નથી. ન ભૂલીએ કે એમના ગુરુજનોમાં ક્રોપોટ્કિન અગ્રસ્થાને છે, અને એમનો અભિગમ એકદમ આનુભવિક અને શાસ્ત્રીય કહેતાં સાયન્ટિફિક હતો. વૈજ્ઞાનિક વિકાસને પરિણામે કાર્યક્ષમતાના જે નવા ઉન્મેષો પ્રગટ્યા એને નકારવાનું કોઈ કારણ નથી. ખરો સવાલ આ વિજ્ઞાનપ્રાપ્ત સામગ્રીને વ્યક્તિનો હ્રાસ ન થાય એ રીતે જોગવવાનો છે.

ક્રોપોટ્કિને સાગ્રહ કહી રાખેલું કે અરાજ્યને પંથે માનવસમાજની સહજ ઉત્ક્રાન્તિ થવાની છે એ એમને મન કેવળ શ્રદ્ધા નથી, પણ જીવશાસ્ત્ર, નૃવંશવિદ્યા, ઇતિહાસ ઇત્યાદિએ પૂરાં પાડેલ તથ્યોના પ્રકાશમાં સ્વીકારવી પડે તેવી હકીકત છે. અવસાનના ગણતર મહિનાઓ પૂર્વે જ ( એન્કાઉન્ટર; જાન્યુ '૬૮ ) રીડે આ સિલસિલામાં કૉનરેડ લૉરેન્ઝના તાજેતરમાં પ્રકાશિત થયેલ પુસ્તક ‘ઑન ઍગ્રેશન ’નો ઉલ્લેખ કર્યો હતો. લૉરેન્ઝનું એ પ્રતિપાદન છે કે કલાસર્જન, પ્રેમ, મૈત્રી, પ્રબુદ્ધતા માટેની સદાજાગ્રત ખોજ, સૌન્દર્યની સૂઝબૂઝ વગેરે માનવમનમાં છે જ – phylogenetically એવું

સિદ્ધ થઈ શકે. પરસ્પર સહાયની વૃત્તિ, આમ, વિજ્ઞાનસિદ્ધ તથ્ય છે.

વિજ્ઞાનનો સમાદર કરવા છતાં રીડ વિજ્ઞાનવાદી નથી. વર્ષો પર બાકુનિને વિજ્ઞાન અને કલા વચ્ચે સૂક્ષ્મ વિવેક કરી બતાવેલો તેની યાદ આપીને રીડે કહ્યું છે કે કલાકારને આમ તો સર્વસાધારણ સાથે નિસબત હોય છે, છતાં તેની કૃતિમાં કશુંક individualize થતું હોય છે. અને એ રીતે કલાકૃતિ આપણને જીવનના પ્રત્યક્ષ સંપર્કમાં મૂકી આપે છે. એથી ઊલટું, કેમ જાણે, વિજ્ઞાન આપણે માટે અમૂર્ત અને અગમ્ય બની રહે છે. ભય તો એ છે કે અગમ્યની આ વેદી પર વિજ્ઞાનવાદના વધવા સાથે વ્યક્તિમત્ત્વ હોમાતું જાય. રાજ્યના ગૂઢીકરણનાં વિ-પરિણામો હેગલ પછીની દુનિયાને સમજાવવાના ન હોય. એમાં વળી વિજ્ઞાનવાદ પણ ભળે. એનો અંજામ શો હોય? આ ભયનો ઉગાર બાકુનિને વ્યાપક શિક્ષણપ્રસારમાં જોયેલો, પણ એ તો ૧૮૭૧મા. ત્યાર પછી વિજ્ઞાન હિડંબરૂપ બન્યું છે અને faceless expertsનો જમાનો આવ્યો છે. એને પહોંચી વળાય એટલું વ્યાપક ને સઘન શિક્ષણ જનસાધારણને આપવાનો ખ્યાલ દિવાસ્વપ્નવત જ. સોવિયેત રશિયાના કિસ્સામાં તો રાજ્યવાદ અને વિજ્ઞાનવાદ બંને સંલગ્ન થતાં સમસ્યા વિશેષ ઉગ્ર બને છે.

રીડની કલાપૂજાને આ સંદર્ભમાં યથોચિત પ્રમાણી શકાય. કલાનુરાગી અને અરાજકતાવાદી રીડ જુદા નથી. સી. પી. સ્નોના બે સંસ્કૃતિઓના ખ્યાલની ચર્ચા કરતાં, સમર્થ વૈજ્ઞાનિક રસેલ બ્રેઇનને ટાંકીને એમણે લખેલું કે વિજ્ઞાન વડે ભૌતિક જગત જેટલું વરતાય છે તેનાથી અધિક તેને કલામા નિયોજાતાં પ્રતીક ને કલ્પન દ્વારા પામી શકાય. એટલે રાજ્યવાદ અને વિજ્ઞાનવાદ ઉભય દ્વારા ક્ષીયમાન વ્યક્તિમત્તાને સ્વબચાવમાં સહારો હોય તો કલાનો.

સમષ્ટિવાદના સમકાલીન સંદર્ભમાં પ્રાણપ્રશ્ન છે વ્યક્તિભવન–individuationની પ્રક્રિયાને વેગવંત બનાવવાનો; બલ્કે, એથીયે આગળ વધીને પૌરસ્ત્ય પરિભાષામાં કહીએ તો – અને રીડને એનો વાંધો નથી– નારાયણ અવસ્થા પ્રાપ્ત કરવાનો છે. એ માટે સમૂહમાનસથી સભાનપણે નોખાય થવું પડે. યુંગના શબ્દોમાં કહીએ તો જરૂર છે deliberate dissociation from collective psycheની.

ખુદ હોબ્સના લેવિયેથનનેય ટપી જાય એવી પરિસ્થિતિમાં અરાજકતાવાદીઓ વ્યક્તિભવનની નિતાન્ત આવસ્યકતા પર ભાર મૂકે એ સહેજે અસામયિક નથી. પણ એથી રીડની રજૂઆતમાં કોઈને વકરેલા વ્યક્તિવાદની બૂ આવે તો તે અપ્રસ્તુત છે – યુંગે પોતેય વિસ્મય પ્રગટ કર્યું છે કે વ્યક્તિ–મનોવિજ્ઞાનમાં પણ સમૂહગતતાના કેટકેટલા અંશો રહેલા છે! હકીકતે તો વ્યક્તિનું સ્વભાન એને તીવ્રતર ને વ્યાપક વૈશ્વિક સખ્યની મનઃસ્થિતિમાં મૂકી આપે. ક્રોપોટ્કિન 'મ્યુચ્યુઅલ એઈડ'-ની વાત કરે છે, માર્ટિન બ્યુબર 'ડાયલોગ'ની. વ્યક્તિને દ્વીપવત્ કરવાનો અરાજકતાવાદીઓનો ઇરાદો મુદ્દલ નથી.

પરંપરીણ અર્થમાં રીડે ધર્મને કદી સ્વીકાર્યો નથી, છતાં સમાજને એકસૂત્ર કરનાર પરિબળ લેખે એને પ્રમાણવાનો વિવેક એ ચૂક્યા નથી. આ ઉલ્લેખ કરવાનો હેતુ એ દર્શાવવાનો છે કે સમાજનો સમૂળો છેદ ઉડાવવાની હદે વ્યક્તિની સ્થાપના રીડને અભિમત નથી: મામલો અસ્વીકારનો નહીં પણ અગ્રતા આપવાનો છે.

'ટુ હેલ વિથ કલ્ચર' ના એક નિબંધમાં રીડે કહ્યું છે કે કલાકારની કલાપ્રવૃત્તિ પોતે અવરથી નિરાળો છે એટલું જ વ્યક્ત કરવાને હોય તો તે ખંડદર્શન થયું. કલાને કેવળ નિજાભિવ્યક્તિ તરીકે ઓળખવાની ભૂલ પોતે આ પૂર્વે કરી હોવાની કબૂલાત પણ એમણે કરી છે. કલાકારની એમની વિભાવના એવી છે કે એ વેગળો રહેરહેય સમાજ લગી એવું કશું પહોંચાડે છે જે સમાજને માટે અન્નજળની અપેક્ષાએ ઓછું અનિવાર્ય નથી. અસ્વીકાર ને ઉપેક્ષા વચ્ચેય કલાકારે સમાજને ચાહવો ને સમજવો રહ્યો – તેમ કરતા સોક્રેટીસની જેમ વિષપાન કરવું પડે તો પણ ભલે. 'એજ્યૂકેશન થ્રૂ આર્ટ' ના પહેલા જ પ્રકરણમાં એમણે વૈયક્તિક વિશિષ્ટતા અને સામાજિક એકતાની સંગતિને શિક્ષણના હેતુ તરીકે ઓળખાવી હતી.

અરાજકતાવાદી સમાજ એટલે કેવળ રાજ્યનો અનિયંત્રણવાદ જ નહીં, એથીયે અધિક કંઈક – એવાં સ્થિ-

તિસંજોગ જેમાં વ્યક્તિનો પૂર્ણ વિકાસ સંભવે. વ્યક્તિએ દ્વીપવત્ ને એકાકી થવાનું નથી, પણ પ્રવૃત્ત થવાનું છે. રીડ કહેશે કે સંસ્કૃતિ એટલે અતીતપરસ્તી નહીં પણ અહીં ને અબઘડી જે કંઈ કહેવા – કરવાપણું લાગે છે તે. એટલે જ તો દુર્દૈવ વાસ્તવને સ્વીકારવા છતાં રીડ અ-પુરુષાર્થ અને હતાશાના ઉદ્‌ગાતા ન બન્યા ઊલટાનું, માનવજાતના મૂળ પાપનો ખ્રિસ્તી સિદ્ધાંત એમણે પડતો મૂક્યો તે માનવના ભાવિ અંગેની ઊંડી શ્રદ્ધા સાથેની તેની એમની વિસંગતિને લીધે! ૧૯૬૨માં પોતાની આત્મકથા 'કૉન્ટ્રેરી એક્સ્પીરિયન્સ'ની પ્રસ્તાવનામાં એમણે લખેલું: એક કાળે કેવળ બૌદ્ધિક કલ્પનાવ્યાપાર સમી જણાતી મૂર્છા આજે ત્રાસદાયી વાસ્તવિકતા બની છે અને માનવજાત કશીયે ગમ વગર આત્મનાશને રસ્તે ધસડાઈ રહી છે. એને રોકવાનું આપણા ગજા બહારનું છે – નિજી વ્યક્તિતાની પ્રસ્થાપના એ જ કદાચ એની સામેનો એક માત્ર શક્ય વિરોધ હોઈ શકે.

# સંચાલકનો ઉપસંહાર

## ભોગીલાલ ગાંધી

હર્બર્ટ રીડ (૧૮૯૩–૧૯૬૮) 'મેજર પોએટ' ન હતો, અસ્પખ્યાત નવલકથાકાર હતો; મૌલિક તત્ત્વવેત્તા ન હતો, કલાની ઊંડી સૂઝ હોવા છતાં જાતે કલાસર્જક ન હતો; એના ચિંતનમાં માર્ક્સવાદ, અસ્તિત્વવાદ, સરરીઆલિઝમ (એનો પોતાનો શબ્દ વાપરું તો 'સુપરરીઆલિઝમ')નાં અનેક લક્ષણો હતાં; પરંતુ એ બધામાંથી તે એકેનો નિતાન્ત પુરસ્કર્તા ન હતો. તે મૂડીવાદી લોકશાહી અને સર્વસત્તાવાદનો એકસરખો ટીકાકાર હતો; અને કેટલીકવાર તો છદ્મવેશી લોકશાહી નેતા ચર્ચિલ કરતાં ખુલ્લા નાઝી નેતા હિટલરને તે ઓછા ભયરૂપ લેખતો હતો; અથવા હિટલર તથા મુસોલિનીના 'રાષ્ટ્રીય સમાજવાદ' (નાઝીવાદ અને ફાસિવાદ)નાંય કેટલાંક લક્ષણોનો તે પ્રશંસક પણ હતો! એ રૂસી સામ્યવાદનો કઠોર ટીકાકાર હતો છતાં એક ઐતિહાસિક પ્રયોગ તરીકે તેને આવકારતો હતો.

એક બાજુ તે બુદ્ધિવાદ ઉપર ખૂબ જ ભાર મૂકતો હતો, તો બીજી બાજુ, બુદ્ધિવાદથી પર એવાં આધ્યાત્મિક તત્ત્વોનો એ ભારે પુરસ્કર્તા હતો; એક બાજુ, (રૂઢ) ધર્મને તે માર્ક્સકથિત ભાષામાં ઉતારી પાડતો દેખાતો હતો. અને બીજી બાજુ, માનવસમાજમાં ધર્મનું ઐતિહાસિક અર્પણ નહિ સ્વીકારનારા માર્ક્સની ટીકા કરતો હતો. એક બાજુ તે કલાને સામાજિક પરિબળ તરીકે યથાર્થ સ્થાન આપતો હતો તો બીજી બાજુ, તે કલા અને કાવ્યસર્જનની પ્રક્રિયાને વિલક્ષણ 'મિસ્ટિક' કહીને સર્જકની આગવી સૃષ્ટિ અને પ્રવૃત્તિને બિરદાવતો હતો. એક બાજુ, તે આમૂલ પરિવર્તનો – પાયાની ક્રાંતિનો – એકધારો પુરસ્કાર કરતો રહ્યો હતો, બીજી બાજુ, 'રેવોલ્યુશન' અને 'રીવોલ્ટ' અથવા 'ઇન્સરેક્શન' વચ્ચેનો ભેદ પાડી, 'રેવોલ્યુશન'નાં અનિવાર્ય દુષ્પરિણામોથી વારવાર ચેતાવતો હતો. એક બાજુ, અસ્તિત્વવાદના મૂળભૂત 'ફ્રીડમ'ના મંત્રનો તે પ્રશંસક હતો, બીજી બાજુ, તેમાંથી ફલિત થતા હતાશાવાદનો તે પ્રખર ટીકાકાર હતો. રિમ્બો અને માલાર્મેની જેમ તે શુદ્ધ વૈજ્ઞાનિક અને ભૌતિકવાદી વિશ્વદૃષ્ટિ સામેનો ધરખમ બળવાખોર બૌદ્ધિક રોમાન્ટિસ્ટ હતો!

કોઈ પણ અભ્યાસીને પહેલી દૃષ્ટિએ રીડમાં અનેક વિરોધાભાસો દેખાય તો તેમાં આશ્ચર્ય નથી. પરંતુ વધુ ઊંડા અભ્યાસ પછી તેના મોટા ભાગના – કેટલાક તે યુગની મર્યાદાઓના ભાગરૂપે તેની પોતાની મર્યાદાઓ બની ગયા હતા – વિરોધાભાસો તેની સમન્વયદૃષ્ટિને ન સમજવાને કારણે આભાસ પેદા કરનારા હતા એવું સ્પષ્ટ થયા વિના નહિ રહે. એ વાત નક્કી છે કે રીડને આપણે કોઈ બંધિયાર ચોકઠામાં જકડી દઈ શકીએ એમ નથી.

રીડ કેવળ વિરોધાભાસોનું મ્યુઝિયમ નથી. એ વિરોધાત્મક તત્ત્વો અને પરિબળોમાંથી એકરાગતા સર્જવા અને જાતે અનુભવવા મથતો ૨૦મી સદીનો એક સન્નિષ્ઠ સમન્વયક છે. રીડ કેવળ બહુશ્રુત નથી; કેવળ ઉત્સાહી, જેનાતેના ઉપર વારી જનારો, ભાવુક અભ્યાસી નથી; ઝીણી દૃષ્ટિએ વિવેક કરી જાણનારો કસબી છે. તે જ રીતે તે

## ઝેક–ઘટના : મધ્યાંતરી સમસ્યાઓ

૧

રશિયા અને તેના વોર્સો–કરારી ચાર સાગરીતનું ઝેકોસ્લોવાકીઆ ઉપરનું આક્રમણ વર્તમાન ઇતિહાસ અને ભાવિ ઇતિહાસના વ્યાપક સંદર્ભમાં અનેક રીતે ચિંત્ય ઘટના બની રહેશે. એક સમાજવાદી મહાસત્તા બીજી સમાજવાદી સાથી–સત્તા ઉપર સમાજવાદના જ રક્ષણનું નિમિત્ત આગળ ધરીને ૬ લાખની સેના સાથે ચઢાઈ કરે એ અશક્યવત્ ઘટનાને ગાંડપણનું કૃત્ય લેખીશું? બીજો કાંઈ ઉપાય ન રહેતાં સમજપૂર્વક લીધેલું લાચારીનું પગલું માનીશું? કે ગણત્રીની બાબતમાં જ રશિયાએ થાપ ખાધી ગણીશું?

આ સવાલોનો પૂર્ણ સંતોષકારક જવાબ શોધવો મુશ્કેલ છે – એમાંય જ્યારે કમ્યુનિસ્ટ સત્તાના સઘળા હેતુઓની પૂરી જાણકારી દુષ્કર હોય ત્યારે તો ખસૂસ. છતાં, રશિયાએ જે મુખ્ય મખસદ સેવી હતી તે તો સ્પષ્ટ હતી: ઝેક–કમ્યુ. પાર્ટી અને ઝેક–સરકારે અપનાવેલી સૈધ્ધાન્તિક, આર્થિક, રાજકીય અને આંતરરાષ્ટ્રીય નવી નીતિ રશિયાને સમાજવાદના હિતની દૃષ્ટિએ તથા વોર્સોકરારી જૂથના હિતની દૃષ્ટિએ ભયરૂપ લાગી હતી. તેથી તેને યેનકેન પ્રકારે ડાંભી દઈને, રૂસી પરિપાટીને સ્વીકાર્ય હોય તેવી કમ્યુ. સત્તા ત્યાં ઊભી કરવા સારુ, જરૂર પડે તો, સશસ્ત્ર દખલ (intervention) કરવાની અણગમતી ફરજ તેને બજાવવી જરૂરી લાગી; અને તેણે એ ફરજ બજાવી. આ માટેની ટેકનિક તો નીવડેલી હતી: એકાએક પ્રચંડ લશ્કર સાથે દેશનો કબજો લીધો તો ખરો પરંતુ નેતાગીરીના હાથમાંથી સત્તા ઝૂંટવી લઈ શકાઈ નહિ; અને પાલતુ – પપેટ સરકારની સ્થાપના થઈ શકી નહિ. આમ, રૂસી સામ્રાજ્યવાદને સર્વપ્રથમ આઘાતક નિષ્ફળતા મળી ગણાય. જો કે, તેણે હાર સ્વીકારી નથી. બળજબરી મોસ્કો કરાર પર ઝેકનેતાઓના અંગૂઠા પડાવી લેવામાં સફળતા મળ્યાનું આશ્વાસન પણ તેને હશે. આ કરાર અનુસાર, 'રાબેતા' મુજબની પરિસ્થિતિ પેદા થતાં સૈન્ય પાછાં ખેંચાઈ જશે. પરંતુ, પરિસ્થિતિ રાબેતા મુજબની ક્યારે ગણાશે એની કોઈ વ્યાખ્યા નથી, કોઈ પૂર્વશરતો નથી–રશિયાને સંતોષ થાય ત્યારે, એટલો અર્થ સમજવાનો! પરંતુ, આ બધા છતાં, ઝેક–નેતાઓ જે કુનેહ અને ધરતાથી કામ ઉકેલી રહ્યા છે – પ્રજાને પોતાના વિશ્વાસમાં લઈને, "બે કદમ પીછે, એક કદમ આગે"ની રણનીતિ અખત્યાર કરી રહ્યા છે તે જોતાં કોણ ત્યારે શું કરી બેસશે અને શું પરિણામ આવશે એ કહેવું આજે તો અશક્ય છે. પરંતુ, બધું જોતાં, પરિણામ રૂસનું ધાર્યું જ આવશે એમ માનવું ઉતાવળનું તો છે જ. દરમ્યાનની બીજી અનેક ગંભીર સમસ્યાઓનો ખ્યાલ રૂસે નહિ કર્યો હોય તે કરવો પડશે.

૨

સૌથી પહેલી વાત તો એ તપાસવી રહે છે કે પૂર્વયુરોપના કમ્યુ. દેશોમાં આનો કેવો પ્રત્યાઘાત પડ્યો છે? ઝેક ઉપર આક્રમણ થતાં જ રુમાનીઆ પોતાની સ્થિતિ સમજી ગયું હતું. તે રૂસની નજરે ઝેક કરતાં ઓછું ગુનેગાર ન હતું. આર્થિક વ્યવહારમાં તેણે 'કોમકોન' નું બંધન ઢીલું કરીને, બિનકમ્યુનિસ્ટ દેશો સાથે સહકાર્યના સંબંધો વધારીને વર્ષો પૂર્વે રશિયાનો રોષ વહોરી લીધો હતો. જગતના કમ્યુ. પક્ષોની વિશ્વપરિષદ ભરીને ચીનને અટૂલું પાડવાની રશિયાની નેમ સામે આંગળી ઊંચી કરનારાઓમાં રુમાનીઆ આગળ પડતુ રહ્યું હતું. બ્રાતિસ્લાવાની પરિષદ પછી ચાઉસેસ્કુએ જાતે ઝેકોસ્લોવાકીઆ જઈને ઝેક નેતાગીરીને હિંમત બંધાવી હતી. બાદ વોર્સો–કરારી દેશનું આક્રમણ થતાં જ, પોતે વોર્સો કરારનું સભ્ય હોવા છતાં – બહુ જ કઠોર રીતે તેને વખોડી કાઢ્યું હતું; અને પોતાની પાર્લામેન્ટનો આ ઠરાવ દુનિયાભરના (યુનોના સભ્ય) રાષ્ટ્રો ઉપર તત્કાલ મોકલી આપ્યો હતો. બીજી બાજુ, બ્રિટનના વિદેશપ્રધાન

પોતાને ત્યાંના પ્રવાસ દરમ્યાન રાબેતા મુજબ વધુ ઘનિષ્ઠ આર્થિક સંબંધો વધારવાની વાટાઘાટો પણ કરી હતી.

રશિયાને છંછેડવા માટે આ ઓછાં કારણો ન હતાં, એ વાત સમજીને જ તેણે પોતાના સૈન્યને સાબદા રહેવાનું ફરમાન કરી દીધું હતું. જો કે, રૂસનું ત્રીજું લોચન ખૂલે એ પહેલાં તેણે નમતું બતાવીને પોતાની જાતને, તત્કાલ પૂરતી તો ઉગારી લીધી છે. હા, તત્કાલ પૂરતી જ; એથી વિશેષ કહેવું મુશ્કેલ છે.

– યુગોસ્લાવીઆના પ્રત્યાઘાતો તો રશિયાને પુલ્કં-પુલ્કા પડકાર જેવા છે. રશિયાને આક્રમણખોર કહીને, યુનોમાં ધા નાખીને, દુનિયાભરમાં તેની પતરાજી કરવામાં તેણે આગેવાની લીધી છે. એક વાત તો સ્પષ્ટ છે કે યુગોસ્લાવીઆની હિંમત અને હૂંફ રુમાનિયા તથા ઝેકોસ્લોવાકીઆને મળતી રહી છે યુગોસ્લાવીઆએ ઝેકોસ્લોવાકીઆને તેના વિકાસ માટે વ્યાપારી સંબંધો ઉપરાંત તેલની પાઈપ લાઈન નાખી આપવાનું માથે લીધું હતું. સામેથી યુગોસ્લાવીઆના ૨૦,૦૦૦ કામદારોને ઝેકમાં કામ આપવાનું ગોઠવાયું હતું. યુગોસ્લાવીઆ પૂર્વયુરોપનું કમ્યુ. રાષ્ટ્ર હોવા છતાં તે 'નૉન – એલાઈન્ડ' (બિન-જોડાણી) હોઈને રશિયાને માટે ઝેકોસ્લોવાકીઆ અને રુમાનિયા સાથેના તેના ઘનિષ્ટ સંબંધો ભયરૂપ રહ્યા છે. ઝેક ઉપરના આક્રમણ પછી આ સંબંધોમાં ઘણી મોટી ઓટ આવવાનો પૂરો સંભવ છે. પરિસ્થિતિ અનુકૂળ દેખાતાં રશિયા એનોય ઘડોલાડવો કરે એવા ભયે તો યુગોસ્લાવીઆએ મરણીઆ બનીનેય પોતાની સ્વાધીનતા ટકાવી રાખવાની નેમ જાહેર કરી દીધી છે.

– આલ્બેનીઆએ હજી હમણાં (આક્રમણ પછી) વોર્સો કરારના સભ્ય પદનો ત્યાગ કર્યો છે – જો કે, વ્યવહારમાં તેણે ચીન સાથેનો સંબંધ પાકો કરી લીધો હોઈને તેને બીજા પૂર્વયુરોપી કમ્યુ. દેશો જેવો ભય નથી.

વળી, રૂસના હાથા બનેલા બલ્ગેરીઆ, પોલાંડ, હંગેરી અને પૂર્વ જર્મની પ્રજાનીની અંદર રશિયા તરફનો ભય અને સામેનો ધિક્કાર ધુંધવાઈ રહેલો નથી એમ માનવાને કારણ નથી. છૂટાછવાયાં પોસ્ટરો અને સૂત્રપાટીઓ સાથેના વિરોધો માથું ઊંચકતા રહ્યા જ છે.

આનો અર્થ એ કે રશિયા માટે સહેલાઈથી અને ચાલુ શિરસ્તા મુજબ આ દેશોને પોતાના સકંજામાં પકડી રાખવાનું અધિક મુશ્કેલ બન્યું છે. ઝેક ઉપરનો હલ્લો યુગોસ્લાવીઆ, રુમાનીઆ અને ઝેકોસ્લોવાકીઆની બનેલી પહેલા વિશ્વયુદ્ધ વેળાની, 'લિટલ ઍન્ટેન્ટે' ને ફરી આકાર આપવા, અને રશિયાને પોતાના જ સાગરીતોથી અળગું પાડવા, કારણભૂત બને તો નવાઈ નહિ.

૩

આટલું જ શા માટે? રૂસી સૈનિકોને પશ્ચિમ જર્મનીના નાઝી વારસો સામે લડાઈ મોરચે જવાનું છે એમ કહીને ઝેકોસ્લોવાકીઆમાં ઉતારવામાં આવ્યા તેનો તેમને જેવો તેવો આઘાત નહિ લાગ્યો હોય. તેમાંય ઝેક-પ્રજાની અસહકારયુક્ત, શિસ્તબદ્ધ, શાંતિમય પ્રતિકારની અદ્‌ભુત નૈતિક તાકાતનો અનુભવ કરનારા આ સૈનિકો ઘરે પાછા ફર્યા બાદ એનો ચેપ રૂસી લશ્કરમાં નહિ જ ફેલાવે!

વળી, ખુદ રશિયામાં કશા મોટા પ્રકારના વિરોધ-દેખાવો થયા નથી – ત્યાંની પ્રજા પાસે પોતાની સામુદાયિક અભિવ્યક્તિ કરવાની કોઈ જોગવાઈ જ ન હોઈને – પ્રજા ભલે મૂંગી દેખાતી હોય, પરંતુ, એથી કંઈ પુશ્કિન* પારવરનાકની પ્રજાને હૈયે એનો આતશ ઓલવાઈ ગયો છે એમ માનવાની જરૂર નથી. ઑગષ્ટની ૨૫મી એ મૉસ્કોના રેડ સ્કૅવરમાં એક નાનકડો પ્રતિકાર ઝબકી ગયો. આંગળીના વેઢે ગણી શકાય એટલા ૭ નાગરિકો – તેમાં એક તો ભૂતપૂર્વ વિદેશપ્રધાન લિટવિનોવના વિતાની પૌત્ર પાવેલ, બીજી વ્યક્તિ તે કારાવાસમાં સબડતા વિખ્યાત લેખક ડૅનિયલની પત્ની લારિસા, તથા એક કવયિત્રી અને કવિ, એક કલાવિવેચક, એક ભાષાશાસ્ત્રી અને એક કામદાર – સાતે જણા હાથમાં ઝેક ધ્વજ તથા સૂત્રપાટીઓ સાથે "ઝેક સમાજવાદી પ્રજાસત્તાકમાંથી હઠી જાવ," "મુક્ત અને સ્વાધીન ઝેકરાષ્ટ્ર ઝિંદાબાદ" પોકારતા ધૂમી વળ્યા અને ગિરફતારી વહોરી લીધી. આ નાનકડી ઘટના પણ રશિયામાં સૂતી પડેલી ઝિંદાદિલીની યાદ અપાવી જાય છે.

---

* પુશ્કિને પણ, ઝારની નજર નીચે નોકરી બજાવતાં છતાં, તેની વાર્તામાં બંડખોર પુગાચોવના પાત્ર દ્વારા પ્રતિકારની ઝિંદાદિલીની મશાલ જલતી રાખી હતી.

સૌથી વધુ શક્યતા તો એ છે કે પ્રજાનો ભૂરાભડકો બની બહાર પડે એ દરમ્યાન રશિયાના રણીધણીઓ જ અંદર અંદર બાખડી પડે તોય નવાઈ નહિ. ઝેકોસ્લોવાકીઆ ઉપર આક્રમણ કરવાની નીતિમાં કહેવાય છે કે, કોસિગિન ઢીલો હતો; બ્રેઝનેવ અને પ્રમુખ પોદ્ગોર્ની ઢચુપચુ હતા. એ ત્રણે જ્યારે મોસ્કો બહાર હતા તે દરમાન પ્રથમ મંત્રી શેલસ્તે, લશ્કરી વડા માર્શલ ગ્રેશ્કો અને ગયે વરસે જ સીક્યુરિટી ફોર્સના વડા તરીકેના પદેથી છૂટા કરવામાં આવેલા શેલેપીન–ત્રણેએ આક્રમણનો નિર્ણય લાદવાનું નક્કી કરી લીધું. અંતે, પૂર્વ જર્મનીના ઉલ્બ્રીચે પશ્ચિમ જર્મનીના કાવતરાનો ભય ચીતરીને સૌને આક્રમણના માર્ગે ધકેલ્યા!

– આવો ખોખલો મોરચો નવા આઘાતો આગળ ક્યાં સુધી ટકશે? અને કે, ઝેકોસ્લોવાકીઆમાં ઝેક અને સ્લોવાક પ્રજાઓની બે ભિન્ન સ્વાયત્ત કમ્યુ. પાર્ટીઓનો નિર્ણય ટૂંકમાં લેવાતાં યુક્રેનવાસી શેલેપીનને એવી સ્વતંત્રતાનું શૂળ જાગે પણ ખરું. અને કોસિગિન તો ગમે ત્યારે ઊખડી પડે એમા ભણકારા સંભળાઈ પણ રહ્યા છે!

૪

આનાથીય અદકેરા આઘાતો રશિયાએ સહેવાના આવે તો નવાઈ નહિ. રશિયાનું આખું સામ્રાજ્ય જે 'આઈડીઓલોજી'ના અચળા પાછળ ટક્યું છે તે વિશ્વના કમ્યુ. પક્ષો જ ઝેક ઉપરના રૂસી આક્રમણથી ભારે છંછેડાઈ ઊઠ્યા છે. જગતના ૯૦ કમ્યુ. પક્ષોમાંથી, વોર્સો કરારના બાદ કરતાં, માત્ર ૯ જ પક્ષોએ રૂસને ટેકો આપ્યો છે એ હકીકત પોતે જ ઘણી સૂચક અને ગંભીર છે. સીધા રૂસજૂથની બહારના કમ્યુ. સત્તાધારી કેવળ હો ચિ મિન અને કાસ્ત્રોએ જ તે–પણ અચકાતા અવાજે ટેકો આપ્યો છે. ત્યારે બીજી બાજુ, જગતના બિન, કમ્યુ. દેશોના બે સૌથી મોટા કમ્યુ. પક્ષો – ફ્રાન્સ અને ઇટલીએ–તો ભારે રોષ પ્રગટ કર્યો છે. ઓસ્ટ્રીઆના કમ્યુ. નેતા ફિશરે રૂસી નીતિથી પ્રત્યાઘાતીઓને જ લાભ થઈ રહ્યાનું જણાવ્યું છે...અને ઇટાલીઅન કમ્યુ. નેતા [illegible] વા[illegible] એટલી હદે કહ્યું છે કે [illegible] સિવાયના તમામ શાહીવાદ-

સોવિયેત રૂસની સામ્રાજ્યવાદી વિકૃતિ સામે જગતના અનેક આદર્શવાદી કમ્યુનિસ્ટો મોરચો સજે તો નવાઈ નથી. ફ્રેન્સ કમ્યુ. પક્ષનો ધુરંધર અને સાહિત્યકાર કવિ આરાગો(ન) પણ આ આક્રમણની અકળાઈ ઊઠ્યો છે; કમ્યુ.ના સદ્ધર ટેકેદાર ગણાતા તત્ત્વચિંતક જીન પોલ સાર્ત્રએ તો એટલે સુધી જાહેરાત કરી દીધી છે કે રશિયા જો એનો માર્ગ ફેરવશે નહિ તો, વીએતનામના કિસ્સામાં કર્યું હતું તેમ, વિશ્વની તટસ્થ અદાલત (મુખ્ય પ્રણેતા બર્ટ્રાન્ડ રસેલ) સમક્ષ કેસ ચલાવીને રૂસી નેતાઓને ગુનેગાર ઠેરવીને ખુલ્લા પાડવામાં આવશે. વધુમાં

– જગતના કમ્યુ. તરફી ટ્રેડ યુનિયનો અને ઇતર આંતરરાષ્ટ્રીય કમ્યુ. આંદોલનો તથા સંગઠનોમાં પણ ભાગલા પડ્યા વિના નહિ રહે.

– જગતના અનેક પ્રગતિશીલો અને લોકશાહી સમાજવાદીઓ (અશોક મહેતાઓ) ક્રુશ્ચોવયુગથી રશિયાની તરફ ખેંચાતા આવેલા અનેક બુદ્ધિજીવીઓ રશિયાના આ કૃત્યને હિટલરી ફાસિસ્ટ કૃત્ય તરીકે નિંદી રહ્યા છે.

– જગતના સર્વસાધારણ તટસ્થ નાગરિકોનેય ઓછો ધક્કો નથી પહોંચ્યો. રશિયાએ અને વોર્સો કરારના દેશોએ યુનોના ચાર્ટરનો જ નહિ, વોર્સો કરારની જ પ્રાથમિક પાયાની શર્તનો પણ ભંગ કર્યો છે; તેણે સાથી ગષ્ટ્રો વચ્ચેના તમામ મતભેદો શાંતિમય સમજૂતીના માર્ગે ઉકેલવાનું બિરાદરીનું બંધન ફગાવી દીધું છે; વોર્સો કરારના હિતને નામે એ કરારના આત્માને ગૂંગળાવી દીધો છે!

આમ એક બાજુ પ્રશિષ્ટ (classical) સામ્રાજ્યવાદીઓ હારી થાકીને સીધાં આક્રમણ અને સીધો કબજાનો પંથ છોડીને, એ રાહ લાંબે ગાળે વધારે મોંઘા હોવાનુંય સમજીને, બહુ બહુ તો, આર્થિક તથા ઇતર દબાણો – પ્રલોભનો દ્વારા શક્ય એટલું વર્ચસ્ ભોગવવાનો 'નૂતન' (neo) સામ્રાજ્યવાદનો રાહ અપનાવતા થયા છે, ત્યારે રૂસે બર્બર સામ્રાજ્યવાદને જીવતો કરીને પોતાની નવી કમાયેલી 'ગુડવીલ' ગુમાવી દીધી છે!

૫

કદાચ રશિયાએ બીજો મોટો કુહાડો પોતાના પગ ઉપર માર્યો હોય તો તે આફ્રો–એશિયા તથા લેટિન અમેરિકાના દેશોમાંની પોતાની 'ગુડવીલ' ગુમાવવાનું વાતાવરણ ઊભું કરીને. રશિયાએ એક બાજુ ચીન અને બીજી બાજુ પશ્ચિમી દેશોની લાગવગને તોડીને આ નવોદિત રાષ્ટ્રોમાં પોતાનો પગપેસારો કરવા માંડયો હતો: 'આફ્રો–એશિયન–લેટિન અમેરિકી પોલિટિકલ સૉલિડેરિટી ઑર્ગેનિઝેશન' (A–ALAASO)ની સ્થાપના કરીને 'ત્રીજા વિશ્વ'ના ઉદ્દામોને જીતી લેવાનો તેનો મનસુબો હવે 'ઊડતો મિનારો' બની જાય તો તે માટે રશિયાએ જ પોતાનો દોષ જોવો રહ્યો. કદાચ, કાસ્ટ્રોને અને હો ચિ–મિન્હને પણ આથી સહેવું પડે તો નવાઈ નહિ.

જગતનાં સર્વ સામાન્ય અને નાનાં રાષ્ટ્રોને તો એક નવો જ મોટો ભય તતૂળતો દેખાય છે: દુનિયાની એક મહાસત્તા રશિયા ઝેકોસ્લોવાકીઆ ઉપર આક્રમણ કરે છે, ત્યારે બીજી મહાસત્તા અમેરિકા (યાલ્ટાના ગુપ્ત મૌખિક કરારને કારણે વા બીજા ગમે તે એતમાં) લગભગ મૂગું બેસી જાય છે; અને યુનો પોતાની નિષ્ક્રિયતાની જ વધુ ખાતરી કરાવે છે. આ સ્થિતિમાં નાનાં રાષ્ટ્રોની સ્વતંત્રતાની બોળાધરી શી? શું હવેની દુનિયાએ એ મહારથીઓની મુરાદો અનુસાર જીવવાનું રહેશે?

બને કે આ ભયમાંથી બહાર આવવાના એક માત્ર વિચારે, લાચારીથી દોરવાઈને, સૌ પોતાનાં આગવાં પરમાણુશસ્ત્રોની દિશામાં દોટ મૂકવા ઇચ્છે! (એટલી ગુંજાયેશ પણ કેટલાની)? તો છેલ્લાં ૨૦ વર્ષ દરમ્યાન મહામહેનતે પરમાણુ-શસ્ત્રબંધીની દિશામાં આંશિક રીતે મળેલી સફળતા પણ વ્યર્થ નીવડે! 'અણુપ્રસાર-બંધી' (પ્રોલિફરેશન)નું આખું આંદોલન આવા વાતાવરણમાં અટવાઈ પડે! 'સ્વતંત્ર વિશ્વ'ની વાર્તા પોકળ બની જતાં એના પ્રત્યાઘાતો કેવા ઊઠે?—આ બધા મૂંઝવનારા અને ચિંતાજનક સવાલો છે.

૬

વધુ ગંભીર સમસ્યા તો એ છે કે રશિયાએ અમેરિકા સાથેનો સંબંધ પણ નવેસરથી વિચારવો રહેશે. એક બાજુ, બંને વચ્ચે સલુકાઈ–detenteના સંબંધો વધ્યા છે; સહઅસ્તિત્વના ધોરણે સહકાર પણ વધતો રહ્યો છે...બીજી બાજુ,૧૯૪૫માં માલ્ટા પરિષદમાં રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્તાલિન વચ્ચે ગુપ્ત કરારો થયા હોય કે નહિ, પરંતુ રશિયાએ ૧૯૫૬માં હંગેરી ઉપર આક્રમણ કરીને, તથા ત્યાર બાદ બાર વરસે ઝેકોસ્લોવાકીઆ ઉપર આક્રમણ કરીને, 'લાગવગના પ્રદેશો' (area of influence)નો ઇજારો પુરવાર કર્યો છે.

ઝેકોસ્લોવાકીઆની ઘટના પછી અમેરિકા–રશિયા વચ્ચેના સંબંધો જેમના તેમ આગળ વધશે? પૂર્વ યુરોપના બોડીબારા જેવા ઝેકોસ્લોવાકીઆ ઉપરનો હુમલો; અને હવે તો, ઝેક–પ.જર્મનીની સરહદ ઉપર રશિયાજૂથ તરફથી અગાઉના કરતાં બેવડા સૈન્યનો—(૧૦ લાખ સૈન્ય, ૭૦૦૦ ટેન્કો, ૧૦૦૦ બૉમ્બરો સહિતનો) ખડકલો:—આ બે ઘટનાઓ પોતે જ પ.જર્મનીનો જીવ ઊંચો કરવા બસ છે.

થોડા સમયપૂર્વે, બીજી બધી રીતે સલુકાઈનો સંબંધ વધતો હોઈને, બંને પક્ષ તરફથી સૈન્ય ઘટાડાની શકયતા પણ વિચારાતી હતી. હવે? રશિયાએ બેવડું સૈન્ય ખડકયું છે તેની સામે નાટો અને ફ્રાન્સનાં સૈન્યોનો એવો જ જંગી ખડકલો એ જ સરહદે–સામી દિશામાં –ખડકાયા વિના રહેશે? પૂર્વ જર્મનીના દબાણને વશ થઈને રશિયાએ જે પગલું ભર્યું તેવું જ કોઈ પગલું પશ્ચિમ જર્મનીના દબાણને વશ થઈને ભરવામાં આવે તો?

બબ્બે યુદ્ધનું કારણ બનનારું–હવેનું વિભાજિત–જર્મની! આજે તો એ મહાસત્તાઓના ઇશારા ઉપર બે અડધિયાં સામસામાં ભટકાઈ પડે એટલી જ વાર છે. ત્યારે, રશિયા સાથેના અમેરિકાના સંબંધમાં પલટો આવવાની વકી નકારી શકાય એમ નથી. આનો અર્થ એ થાય કે સહઅસ્તિત્વ અને શાંતિમય વિકાસના તબક્કા પરથી, વિશ્વ વળી પાછું ૧૦ વર્ષ પૂર્વેના સર્વનાશના ભયમાં સરકી પડશે! અને વચગાળાનો સમય ધીમા પડેલા શીતયુદ્ધના ગરમ તમતમતા વાતાવરણમાં પાછું ફેંકાઈ જશે!

૭

રશિયાના ઝેક ઉપરના આક્રમણથી ઉપસ્થિત થયેલા અને હજી હવે થવાની શકયતા ધરાવતા મુદ્દાઓ અહીં

રજૂ કર્યાં છે એનો અર્થ એવો નથી કે લૉજિક અનુસાર જ બધું થશે. પરંતુ, એટલું તો જરૂર સૂચવવું છે કે રૂસ એ કોઈ 'એક' દેશ નથી. ઝેકોસ્લોવાકીઆ ઉપરનું એનું આક્રમણ કોઈ અકસ્માત નથી. જગતની બે મહાસત્તાઓમાંની એક મહાસત્તા તેની બીજી હરીફ મહાસત્તાને અને જગત આખાને માથે ભય ઉપજાવે એ હદે પરિસ્થિતિને નવો વળાંક આપવાનું કરે — બીજા વિશ્વયુદ્ધ પછીની સમતુલાને મનસ્વી રીતે બદલી નાખવાનું પગલું ભરે તેમાં કેવળ રશિયા – ઝેકોસ્લોવાકીઆની આંતરિક લડાઈની ભૂમિકા રહેતી નથી. વિશ્વની શાંતિ અને સલામતીની સમસ્યા બની જાય છે.

અલબત્ત, રશિયાનું પગલું અનેક રીતે એની પોતાની જ છાતીમાં બુમરેંગની જેમ પાછું વળીને ભોંકાય એવું હોઈને, અને કે થોડા લાંબા કે ટૂંકા સમયમાં છોડેલું તીર સાવધાનીપૂર્વક પાછું વાળી લેવા પણ તે મથશે. પરંતુ, દરમ્યાન તેણે પોતાનું અને અન્યનું ઘણું બધું છૂંદી નાંખ્યું હશે એટલું તો નક્કી જ...

તા. ૧૮–૯–૬૮ ભોગીલાલ ગાંધી

## 'નિરીક્ષક' : આવકાર અને અપેક્ષા

ગુજરાતમાં વર્તમાનપત્રોની પરંપરા ઉજ્જવળ છે. છેક ૧૮૨૨માં 'મુંબઈ સમાચાર' શરૂ થયું ત્યારથી કેવળ 'સમાચાર' (ન્યૂઝ) આપીને સંતોષ માનવાનું એ યુગના સંપાદકોનેય ગોઠ્યું નથી લગભગ આરંભથી જ વિચાર (વ્યૂઝ)નુંય એ વાહન બન્યું હતું. આ પછી તો સાક્ષરયુગ અને ગાંધીયુગ દરમ્યાન વર્તમાનપત્રોએ ઘણો બધો વિકાસ સાધ્યો છે.

જોકે, સાપ્તાહિકો મોટે ભાગે કોઈ એક પક્ષ, પંથ, વા આંદોલન (વૈચારિક સહિત)ની વધુ પેદાશ હોય છે. પરંતુ ગુજરાતમાં વધુ વ્યાપક સ્વરૂપનાં સાપ્તાહિકોનો ફાળો પણ ખાસો રહ્યો છે. 'પ્રજાબંધુ'માં તદ્યુગીન વિવિધ પ્રવાહોનો સંગમ જોવા મળ્યો અને સ્વસ્થ સાપ્તાહિકનો પિંડ પ્રાપ્ત થયો. એ પછી ઘણાં વરસોથી આવા સાપ્તાહિકની ખોટ વરતાયા કરી છે.

'નિરીક્ષક' આ પરંપરાને વધુ પુષ્ટ કરે એવી અમારી અભિલાષા છે.

જોકે, ઘણાં વરસોથી ગુજરાતી દૈનિકપત્રોએ, ધીમે ધીમે કરતાં, એટલી મોટી બાથ ભરી છે — ખાસ કરીને તેમની સાપ્તાહિક આવૃત્તિઓ તથા સાપ્તાહિક વિભાગો લક્ષમાં લેતાં — કે શુદ્ધ સાપ્તાહિક કે શુદ્ધ માસિક માટેની ગુંજાયશ ઓછી કરી નાખી છે. છતાં, દૈનિકના વધતા જતા વ્યાપક વાચકવર્ગમાં જ શુદ્ધ સાપ્તાહિકનો એક બહોળો વાચકવર્ગ પડેલો છે. એને આંતરરાષ્ટ્રીય, રાષ્ટ્રીય અને ગુજરાતની મહત્ત્વની ઘટનાઓ પરત્વે, તથા નાની દેખાતી ઘટનામાં રહેલી રહસ્યમયતા પરત્વે વિચક્ષણ રીતે જાગ્રત કરવાનું અને વિચારતા કરવાનું કાર્ય આજના સાપ્તાહિકે બજાવવું રહે છે.

નિરીક્ષકે (પહેલા અંકમાં) બે નાનકડાં ધ્યેય સેવ્યાં છે – એક તો, તેની દ્વારા વિશિષ્ટ અભિપ્રાય પ્રજાને જાણવા મળે; અને બીજું પ્રજાને સદ્‌ચિંતનની ટેવ પડે. આ જ તો, લોકશાહીનું પહેલું સોપાન છે. અપેક્ષા તો એ છે કે, નિરીક્ષકનો વાચક વર્ગ, બે પાંચ વરસે ય કોઈ પણ ક્ષેત્રે અન્ધ આંધળો બનીને ઘસડાઈ નહિ જાય એવી ખુમારી કેળવી શકશે? આગળ જતાં તેણે ગુજરાતના 'હાંડીઓ'નું અને આજના યુગના 'ન્યૂ સ્ટેટ્સમેન'નું સૌ લાગતા વળગતાઓને સાબદા કરવાનું કામ કરવું રહે છે.

આનો સૌથી પ્રથમ ફલિતાર્થ એ છે કે શક્ય એટલી વધુ સંપાદકીય નોંધો દ્વારા વિશિષ્ટ અભિપ્રાયો પ્રગટ થતા રહે અને વાચકોને સદ્‌ચિંતનની ટેવ પાડ્યા કરે. બીજો ફલિતાર્થ એ છે કે ચાલુ રુચિને પંપાળવાને બદલે તેને નવી દિશામાં વિચારતા અને અનુભવતા ધકેલે એવા બરનું લખાણ રજૂ થયા કરે.

ગુજરાતના અગ્રણી વિચારકો, સાહિત્યકારો, તથા શિક્ષણકારોએ આ સાહસ ખેડ્યું છે અને શ્રી પ્રબોધ ચોકસી જેવા અનુભવી સંપાદકને હાથ સુકાન સોંપાયું છે એ જોતાં તે તેના ધ્યેયને પહોંચી વળવા શક્તિમાન થશે એવી આશા વધારે પડતી નથી.

શરૂના પાંચ અંક જોતાં આ આશા બર થાય તેવી ગુંજાયેશ તેમાં રહેલી પ્રતીત થાય છે. પરંતુ આ કામ ભગીરથ છે. દુનિયા, દેશ અને ગુજરાતની ઘટનાઓ તથા જીવનનાં વિવિધ પાસાંઓને સ્વસ્થ દૃષ્ટિપૂર્વક અને યોગ્ય કક્ષાએથી દર અઠવાડિયે આલોચવાનું કાર્ય એક આખી 'ટીમ' માગી લે એવું છે. પરંતુ, નિરીક્ષકે 'જો ખરેખર કશુંક વિશિષ્ટ સિદ્ધ કરવું હશે તો આ રીતનું આયોજન તેણે કરવું રહે છે.

૧૭–૯–'૬૮] ભોગીલાલ ગાંધી

પુનર્મુદ્રણ

# ગાંધીશતાબ્દી કેવી રીતે ઊજવીશું?

ઉમાશંકર જોશી

એક વખત તો મનમાં એમ થઈ આવે છે કે આ આખું વરસ એ નામ ઉચ્ચારવું નહીં. કવિ શેલીએ કહ્યું છે: One word is too often profaned For me to profane it.– 'એક શબ્દ એટલી બધી વાર ભ્રષ્ટ કરવામાં આવે છે કે મારે તો એ ભ્રષ્ટ ન કરવો જોઈએ.'

એ નામ જીભથી રટવાને બદલે હૃદયમાં રાખીને એનો પ્રકાશ ક્ષણેક્ષણે જિવાતા જીવન દ્વારા પ્રગટ થતા દેવો એ જ શતાબ્દીઉજવણીનો ઉત્તમ પ્રકાર નીવડે.

શો છે એ પ્રકાર? આમ તો એ સદાનો પ્રકાશ છે. એમણે કહ્યું છે: મારે કશું જ નવું કહેવાનું નથી. સત્ય અને અહિંસા પર્વતો જેટલાં પુરાણાં છે.

સત્યનો અને અહિંસાનો પ્રકાશ એમના સત્યાગ્રહ અને સર્વોદયના કાર્યક્રમો દ્વારા પ્રગટ થયો. એમણે કહ્યું, પરમેશ્વર સત્ય છે એમ નહીં, સત્ય જ પરમેશ્વર છે. એમણે જીવનભર બતાવ્યું કે સત્યને વળગવા જઈએ એટલે અહિંસા શ્વાસોચ્છ્વાસ જેવી બની જાય છે. અહિંસાને છોડીને 'સત્ય'નો આગ્રહ સેવવા જતાં એનાથી આપણે દૂર પડી જઈએ છીએ. અહિંસા એ સત્યની પારાશીશી છે.

સામાજિક અન્યાયો દૂર કરવા માટેનું રાજકીય શસ્ત્ર, સત્યાગ્રહ, એમણે જગતને શોધી આપ્યું, પણ એના લક્ષ્ય તરીકે એમણે સામાજિક આદર્શ સ્થાપ્યો સર્વોદય, – સૌ કોઈનો ઉદય, કહેવાતા વિરોધીનો પણ ઉદય, અને સમાજની છેલ્લામાં છેલ્લી વ્યક્તિનો ઉદય.

સત્ય, અહિંસા, – જગજૂના શબ્દો, સત્યાગ્રહ અને સર્વોદયના કાર્યક્રમ દ્વારા આધુનિક ભારતની જ નહીં જગત આખાની જનતાને માટે અમૃતસંજીવનીરૂપ બની રહ્યા.

વીરની અહિંસા એ માગતા. જીવનના છેલ્લા વરસમાં એમને લાગ્યું કે આપણે તો રાજકીય સગવડ ખાતર અહિંસાને વળગ્યા હતા, શ્રદ્ધાપૂર્વક નહીં. ૧૯૬૩ના ઑગસ્ટમાં વૉશિંગ્ટનમાં બે લાખ હબસીઓની શાંતિકૂચને દોરવણી આપનાર અને અનેક અહિંસક કાર્યક્રમો દ્વારા પોતાની કોમને અન્યાયો સામે ઝૂઝવા પ્રેરનાર અને એમાં પ્રાણની આહુતિ આપનાર માર્ટિન લ્યૂથર કિંગમાં એ અહિંસાનો પ્રકાશ મોજે કળાએ પ્રગટ થયેલો જગતે જોયો. હિટલરનાં ધાડાં ચેકોસ્લોવાકિયા પર તૂટી પડ્યાં ત્યારે એમણે ચેક પ્રજાને અહિંસક પ્રતિકાર કરવા અનુરોધ કર્યો હતો. ત્રીસે વરસે ગયા જુલાઈ માસમાં વીર ચેક પ્રજાએ રશિયાની મહાન લશ્કરી સત્તા સામે એ અહિંસક પ્રતિકારનો દાખલો જગત આગળ ધર્યો.

છેલ્લા કેટલાક મહિનાઓમાં એક હરિજનને આગમાં સળગાવી દીધાના, બીજાને વડોદરા જિલ્લામાં સીમમાં ઘસડી જઈ મારી નાખ્યાના, રાજસ્થાનમાં તળાવ ખોદતાં નરબલિ આપ્યાના પ્રસંગો બન્યા છે. એ જોઈ આપણો હિંદદેશ હજી કઈ સ્થિતિએ છે તેનો કારમો ખ્યાલ આવે છે. બંને હરિજનોની હત્યા પાછળ આર્થિક કારણ પણ છે.

શતાબ્દીવરસમાં આર્થિક–સામાજિક ન્યાય માટેની સક્રિયતાને પ્રાધાન્ય મળવું જોઈએ. દેશના વિશાળ જનસમુદાયની સ્થિતિ જરીક પણ સુધરી કે કેમ એ શતાબ્દીઉજવણીના બધા કાર્યક્રમોની કસોટી રહેવાની. બહુજનસમાજ માટે કંઈ ન થઈ શક્યું તો એમનો માનવતા માટેની અપાર કરુણાથી છલકાતો ચહેરો આપણી સામે મૌન પ્રશ્ન પૂછવાનો: અરે, તમે મારું પણ આ કર્યું?

દિવાળી ઉત્તમ રીતે ઊજવાય દિલમાં દીવો કરીને. મહાત્માની જન્મશતાબ્દી ઉત્તમ રીતે ઊજવી શકાય દિલ જરીક વધારે, હજુ વધારે, મોકળું કરતા રહીને. [તા. ૨૨–૯–'૬૮ના 'નિરીક્ષક'માંથી]

# સમય

## મહેન્દ્ર જાની

કોઈકે કહ્યું છે કે, 'સમય એટલે શું? જો તમે મને પૂછો નહીં તો હું જાણું છું. પણ, જો તમે મને પૂછો તો મને ખબર નથી.'

આપણને દરેકને સમય વિષે આવો અનુભવ થાય છે. આપણને લાગે છે કે જાણે સમય અને આપણી વચ્ચે દોડવાની સ્પર્ધા યોજાઈ છે. ક્યારેક આપણે આગળ હોઈએ છીએ તો ક્યારેક સમય આપણી આગળ નીકળી જાય છે. જો કે રોજબરોજની દોડધામમાં વખતો-વખત ઘડિયાળ જોવા જેટલો જ આપણને સમયનો પરિચય હોય છે. પરંતુ, તે વિષે જેમ જેમ વિચારતા જઈશું તેમ તેમ અસંખ્ય પ્રશ્નો ઊભા થતા જશે.

સામાન્ય વાતચીતમાં આપણે કહીએ છીએ કે, 'એક કલાક ભાષણ ચાલ્યું.' તો આ એક કલાક એટલે શું? એક કલાકની માહિતી આપણને ઘડિયાળ પરથી મળી. એ તો નિશ્ચિત કે ઘડિયાળ એ સમય નથી. ઘડિયાળ એક મશીન છે જે એકધારું ચાલ્યા કરે છે. તેમાં એક કલાક થાય છે એટલે કે નાનો કાંટો ૩૦° નો ખૂણો ફરે છે. આપણે એક બિંદુ આગળના ૩૬૦° ખૂણાના ૧૨ ભાગ પાડ્યા અને આમ એક કાંટો ૩૦° નો ખૂણો ફરે તો એક કલાક થયો એમ માન્યું. બીજી રીતે કહીએ તો આખા દિવસના સમયને અમુક એકમના ટુકડાઓમાં વહેંચી દીધો અને આપણે તેના ભાગો ઘડિયાળ દ્વારા જોવા માંડ્યા. આમ, સમય દિવસોમાં પથરાયો હોય એમ લાગે છે. પણ, દિવસ અને રાત તો પૃથ્વીના ભ્રમણથી થાય છે એટલે સમય દિવસ અને રાતથી પર છે. તે કશીક સળંગ વસ્તુ છે. વ્યવહારમાં આપણે કહીએ છીએ કે, 'સમય વહી જાય છે.' તે કહેવા પાછળનો ખ્યાલ એવો છે કે સમય એક સળંગ વહેતો સ્રોત છે. હેરાક્લીટસે કહ્યું કે, 'એક નદીમાં બે વાર પગ મૂકી શકાતો નથી.' સમય માટેય આ સાચું હોઈને આપણે સમયને એકધારા વહેતા પ્રવાહ જેવો કલ્પ્યો છે જે એક જ દિશા તરફ વહે છે. સામાન્ય વ્યવહારમાં, દર્શનશાસ્ત્રોમાં અને ગણિતશાસ્ત્રમાં છેક આઈન્સ્ટાઈન સુધી સમયનો આ ખ્યાલ સર્વમાન્ય હતો. ત્યાં સુધી સમય નિરુપદ્રવી હતો. પદાર્થોની ગતિમાં, બે પદાર્થો વચ્ચેના આકર્ષણ બળમાં, ગુરુત્વાકર્ષણ બળ, વગેરેમાં સમયને ધ્યાનમાં લેવામાં આવતો નહીં અને ઊલટું આ બધામાંથી કોઈની અસર સમયને થતી નહીં. પરંતુ, આઈન્સ્ટાઈને 'સાપેક્ષવાદ' આપીને સમયની આખી વિભાવના બદલી નાંખી છે. આઈન્સ્ટાઈને જ્યારે સાબિત કર્યું કે, 'બે એકસરખાં અને એકસરખો સમય દર્શાવતાં ઘડિયાળોમાંથી એક ઘડિયાળને અવકાશીય મુસાફરીએ મોકલવામાં આવે તો તે પ્રવાસી ઘડિયાળ પૃથ્વી પરના સ્થિર ઘડિયાળ કરતાં ધીમું પડે છે.' જો ગતિની અસર ઘડિયાળ પર થતી હોય તો 'સમરૂપ સમય' અને 'નિરપેક્ષ સમય'નો અર્થ જ નથી રહેતો. વળી, ગુરુત્વાકર્ષણની અસર ઘડિયાળ પર પડે છે. પૃથ્વી કરતાં સૂર્ય પર ઘડિયાળ ધીમું પડે છે. આમ આપણે 'સાપેક્ષ સમય' સ્વીકારવો રહ્યો.

વધુ આગળ જઈએ તો અત્યારસુધી આપણે સમગ્ર બ્રહ્માંડને ત્રણ પરિમાણથી માપતા હતા. પદાર્થોની ગતિના માર્ગો ત્રણ પરિમાણવાળી ભૂમિતિથી નક્કી કરતા હતા. આઈન્સ્ટાઈને કહ્યું કે આ બધી ગણતરીઓ અધૂરી છે. ગઈકાલે થયેલી પદાર્થની ગતિ અને આજે એ જ પદાર્થની એવી જ ગતિમાં સમયનો તફાવત છે. આમ, આઈન્સ્ટાઈને સમયને ચોથા પરિમાણ તરીકે દાખલ કર્યો. ફરીથી મુશ્કેલીઓ ઊભી થઈ. એક વસ્તુનાં ત્રણ પરિમાણ એટલે તેની લંબાઈ, પહોળાઈ અને જાડાઈ. તો આ ચોથું પરિમાણ ક્યાં આવ્યું? તેની કલ્પના કેવી રીતે કરવી? જો આપણે તેને ગ્રહણ ન કરી શકતા હોઈએ તો ચોથું પરિમાણ માત્ર કલ્પના નથી? આઈન્સ્ટાઈન કહે છે કે આપણે ચોથું પરિમાણ ગ્રહણ કરી

બની. થોડાક સમય પછી પહેલી ઘટના બનવાનાં જે કારણો હતાં તે જ કારણો ઉપસ્થિત થયાં. તો શું ફરીથી એ જ ઘટના બનશે? આમ બનતું નથી કારણકે બર્ગસાં કહે છે તેમ મનુષ્યના જીવનમાં એક ઘટના બે વાર બનતી નથી. બે એકસરખી લાગતી ઘટનાઓ પણ તેની જીવનવાર્તાની બે અલગ ક્ષણો છે. ઉપરાંત, મનુષ્યના જીવનમાં સમયની ક્ષણો ફૂટપટી પરના ઈંચની માફક અનુક્રમમાં આવતી નથી. તે સમયની ક્ષણો સંગીત જેવી છે. સંગીતમાં એક પછી એક સ્વરો આવે છે. પરંતુ, પહેલો સ્વર બીજા સ્વરમાં ભળી જાય છે અને બીજો સ્વર ત્રીજા સ્વરમાં ભળી જાય છે. આમ એક સમગ્ર અસર ઊભી કરે છે. તેમ મનુષ્યમાં સમયની ક્ષણો એકમેકમાં ભળી જતી હોય છે. અત્યારની વર્તમાનની ક્ષણમાં ભૂતકાળની બધી જ ક્ષણો સમાયેલી છે. ઘડિયાળના એકધારા 'ટક ટક' અવાજથી આપણે ઊંઘી જઈએ તો છેલ્લા 'ટક' અવાજથી આપણે ઊંઘી ગયા હતા એમ નથી. પણ પહેલેથી માંડીને છેલ્લે સુધીના અવાજની એ અસર છે. વળી, આ બધા અવાજને એક સાથે સાંભળવાથી ઊંઘ આવતી નથી બલ્કે તે અવાજની ગુણવત્તા ઊંઘનું કારણ છે. આમ, ભૂતકાળ વર્તમાનમાં છે એમ દર્શાવ્યું તો ભવિષ્યકાળ વર્તમાનમાં નથી? બર્ગસાં કહે છે કે ભવિષ્યકાળ વર્તમાન કાળમાં એક 'idea' તરીકે હોય છે. તે કહે છે કે, "The idea of the future pregnant with an infinity of possibilities, is thus more fruitful than the future itself, and this is why we find more charm in hope than in possession, in dreames than in realily." ભવિષ્યકાળ અનંત શક્યતાઓનો હોવાથી નિશ્ચિત થઈ જતો નથી અને મનુષ્યનું વર્તન કાર્ય-કારણના નિયમને અનુસરતું નથી.

કાન્ટે સમયને સળંગરૂપ માન્યો અને તેના એકસરખા ભાગને 'સમયના ગાળા' કહ્યા જ્યારે બર્ગસાંના મતે એકમેકમાં સમાતી ક્ષણો 'સમયનો ગાળો' (duration) છે. અને આપણને સમય સળંગરૂપ દેખાય છે. કારણ કે આપણે સ્થળમાં પ્રક્ષિપ્ત કરેલા સમયને જોવા ટેવાઈ ગયેલા છીએ.

આમ, 'માનસિક સમય' વિશે વાત કરનારા ફિલસૂફો પણ સમયના સ્થળીકરણનો વિરોધ કરે છે. વળી જો આપણે સમયને એક રેખાથી દર્શાવીએ તો તેની ક્ષણો 'આદર્શ લક્ષ્યો' બની જાય. ધારો કે સમયની રેખામાં કલાકના ભાગ પાડ્યા. હવે, કલાકના બે ભાગ કરો. પછી, અડધા કલાકના બે ભાગ કરો. આમ, ભાગ કરતાં કરતાં વર્તમાનની ક્ષણ આવશે જ નહીં. વર્તમાનની ક્ષણ એક લક્ષ્ય બની જશે. જાણે કે ભૂતકાળ અને ભવિષ્યકાળને બેયને નજીક લાવ્યા હોય અને વચ્ચે સહેજ તૂટ હોય તેવી વર્તમાનની ક્ષણ લાગશે.

'ગાણિતિક સમય'માં આ સ્થળ અને સમય માટે ચાપેકે એક નવી વાત કરી છે. તે કહે છે કે સ્થળના પરિમાણને સમયના પરિમાણથી ગણો. તમે સમયને ઈંચથી માપી શકશો નહીં. પરંતુ, બે સ્થળ વચ્ચેના અંતરને સમયથી માપી શકશો. આપણને પ્રકાશનો વેગ ખબર છે. હવે, એક વસ્તુ પરથી પ્રકાશના કિરણને બીજી વસ્તુ સુધી પહોંચતાં જે સમય લાગે તે બે વસ્તુઓ વચ્ચેનું અંતર ગણાય. આમ, સ્થળનું સમયીકરણ કરી શકાય. જો કે આ પૃથ્વી પરનાં અંતરો માટે શક્ય નથી. દૂર દૂરના ગ્રહો અને તારાઓ વચ્ચેના અંતરમાં આ રીતનો ઉપયોગ થઈ શકે. જેમ કે સૂર્યના કિરણને પૃથ્વી પર આવતાં ૮ મિનિટ થાય છે તેથી પૃથ્વી અને સૂર્યનું અંતર ૮ મિનિટ કહેવાય.

આ 'ગાણિતિક સમય'ની બીજી બે વાતો અગત્યની છે. સમયનો ક્રમ અને સમસામયિકતા. સમયનો ક્રમ નક્કી કરવા માટે તો આપણે આગળ કાન્ટનો કાર્ય-કારણનો સંબંધ જોયો. આ સંબંધની એક વિશેષતા એ છે કે તે એક જ દિશામાં ગતિ કરે છે. અને પ્રતિવર્તિત બનો નથી. કદી કાર્ય કારણ પહેલાં બનતું નથી. તેથી સમય કદી ઊલટો જતો નથી. સમય કદાચ ઊલટો જાય તો આપણને અજાયબ દૃશ્યો જોવા મળે. તેની કલ્પના કરવા માટે ચલચિત્રને ઊલટું બતાવવું જોઈએ. તેમાં જેમ જેમ સિગારેટ સળગતી જશે તેમ તેમ મોટી થતી જશે. અને જો એક કપમાં કોફી પડી હશે તો કોફીમાંથી દૂધ, ખાંડ અને કોફી અલગ થઈ જશે. આવું બનવું અશક્ય

હોવાથી સમયના ક્રમને નક્કી કરવા કાર્ય–કારણનો સંબંધ યોગ્ય છે. અહીં અન્સ્ટ માખે બહુ સૂક્ષ્મ ઉદાહરણ આપ્યું છે જેમાં કાર્ય–કારણનો સંબંધ રહેતો નથી. તે કહે છે કે આપણું ધ્યાન જેમાં હોય તે ક્ષણ આપણને પહેલી લાગે છે. ઓપરેશન વખતે ઘણા સર્જનોનો આ અનુભવ છે કે લોહી ઉછાળા મારતું પહેલું બહાર આવતુ લાગે છે અને પછી છરી અંદર ઘૂસતી હોય એમ અનુભવાય છે. આમ પરોક્ષધ્યાન વાળી ક્ષણ પહેલી હોવા છતાં અનુક્ષણ લાગે છે, સામાન્ય રીતે આપણે સમયને બુદ્ધિથી ગોઠવતા હોઈએ છીએ. રાત્રે ગુમાવેલો સમય આપણે બુદ્ધિથી મેળવી લઈએ છીએ. તેમાં કાર્ય–કારણનો સંબંધ ઉત્તમ છે. ઇતિહાસ એ રીતે જ ગોઠવાય છે.

બીજી વાત છે સમસામયિકતાની. આઈન્સ્ટાઈનના 'સાપેક્ષવાદ' થી સમસામયિકતા સાબિત કરવી એ ચોરસને વર્તુળ બનાવવા જેવુ કાર્ય છે. ધારો કે આ સ્થળની એક ક્ષણ અને બીજા દૂરના સ્થળની ક્ષણ સમસામયિકતા છે કે નહીં તે જોવું છે. આપણે બંને સ્થળોએ ઘડિયાળ મૂકીએ અને એક જ સમયની બે ક્ષણોને સમસામયિક કહીએ. પણ, બીજા સ્થળના ઘડિયાળથી નીકળીને પ્રકાશનું કિરણ આપણી આંખ સુધી આવે એટલો સમય તો આપણે ગણ્યો જ નહીં ! જો આપણે બે ઘડિયાળો એક જગ્યાએ રાખીને મેળવીએ અને પછી બીજું ઘડિયાળ બીજે સ્થળે મૂકીએ તો કદાચ શક્ય બને. પરંતુ, આઈન્સ્ટાઈનના મતે હેરફેરથી ઘડિયાળ પર અસર થાય છે. મુસાફરી કરતું ઘડિયાળ સ્થિર ઘડિયાળ કરતાં મંદ પડે છે. આમ સમસામયિકતાનો પ્રશ્ન ગૂંચવણભર્યો છે. હવે, મનુષ્યના પરમાણુઓ ગતિ કરે છે. તેથી મનુષ્યને અવકાશીય યાત્રાએ મોકલવામાં આવે તો તેના પરમાણુની ગતિ મંદ પડશે. ગતિ મંદ પડવાથી ઘસારો ઓછો પહોંચે અને તેની ઉંમર વધવાની પ્રક્રિયા ધીમી પડી જાય. કદાચ એવું દૃશ્ય જોવા મળે કે લગ્ન કર્યા પછી નવવધૂએ પતિને અવકાશીય યાત્રાએ જવા વિદાય આપી હોય તો થોડાંક વર્ષો પછી યુવાન પતિની પત્ની વૃદ્ધા થઈ ગઈ હોય. આમ, દરેક વ્યક્તિનો પોતાનો સમય થઈ જશે, અને 'નિરપેક્ષ સમય'નો ખ્યાલ નાબૂદ થઈ જશે. અલબત્ત, અત્યારે જેમ જુદા જુદા દેશોના અલગ સમય માટે 'સ્ટાન્ડર્ડ ટાઈમ' છે તેવી વ્યક્તિઓના સમયની વ્યવસ્થા કરવી પડશે. જો કે ઘણા બધા આ સમય બદલાવવાની વાતને માનતા નથી. તેઓ 'World line' દોરે છે અને કહે છે કે ભલે અવકાશયાત્રીના સમયનું એકમ બદલાય પણ, પૃથ્વી પરના મનુષ્યનો અને અવકાશયાત્રીનો સમય બદલાતો નથી. આ 'World line' માટે તેઓ એકસરખા જ છે. નિરપેક્ષ સમયની આમાં અસર છે.

અંતે, સમયના એક ચર્ચાસ્પદ મુદ્દાનો ઉલ્લેખ કરવો આવશ્યક લાગે છે. ન્યૂટન માનતો હતો કે સમય બધાથી નિરપેક્ષ છે. તે એક પાત્ર છે જે તેમાંની વસ્તુઓથી અલિપ્ત છે. તે કહે છે કે, "બે ક્ષણોમાં એકસરખી ભૌતિક પ્રક્રિયાઓ થતી હોય છતાં તે બંને ક્ષણો જુદી છે" અહીં એક કલ્પના કરવાનું મન થાય છે. ચલચિત્રમાં જેમ ઘણીવાર પાત્રોનું હલનચલન અટકાવીને એક જ ફોટો થોડોક સમય સ્થિર રાખે છે તેમ વિશ્વમાં બધું જ અટકી જાય અને દસેક વર્ષો પસાર થઈ જાય; દસ વર્ષ પછી જ્યારે બધું ફરી સજીવન થાય તો વચ્ચેનાં દસ વર્ષનો અર્થ ખરો? કોઈનેય એ દસ વર્ષની અનુભૂતિ થાય ખરી? ન્યૂટનના મતે તો દસ વર્ષ પસાર થઈ ગયાં જ છે. પણ, ક્યાં ગયાં? કોઈ કહે કે પથ્થરો પર સ્તર જામે છે તેથી વર્ષો પસાર થયાં છે. હા, પણ તો પછી આપણે માનવું જોઈએ કે પથ્થર પરના સ્તરો એ આપણાં વર્ષો છે. વર્ષોનું અલગ અસ્તિત્વ જ નથી. તે પૃથ્વીની વસ્તુઓ પર આધારિત છે. બીજી રીતે organic consumption સમય છે એમ કહેવાય. ગ્રીક વિચારક એપીક્યુરસના શિષ્ય લ્યુક્રેટિસે લખ્યું છે :

Then, too, thou must perforce confess that none

*Can e'ver perceive time by itself,* apart.

From things which move or stand in quiet rest.

એક મત આ જ શબ્દોનું પુનરુચ્ચારણ કરે છે જ્યારે બીજી બાજુ નિરપેક્ષવાદીમાં બર્ટ્રાન્ડ રસેલ જણાવે છે કે સમય તેમાની વસ્તુઓથી નિરપેક્ષ છે.

# હું એટલે તમે એટલે આપણે

પ્રાણજીવન મહેતા

હું એટલે તમે એટલે આપણે સહુ અહીં લગ્નમંડપ જેવી નાનકડી જગ્યામાં ભેગાં મળ્યાં છીએ. ભેગાં મળ્યાં છીએ એટલે એકબીજાને ઓળખીએ છીએ. અને ઓળખીએ છીએ તેની તો આ વાત છે. વાત કહેવી છે એટલે તો ઓળખાણ કાઢી. ઓળખાણ કાઢી એટલે કહું કે આ નાનકડી દુનિયામાં (લગ્નમંડપ કહેશું?) આપણે એટલે તમે એટલે હું એકલો એકલો બેઠો છું અને બેઠાં બેઠાં બધું જાહેર કરું છું.

હું જોયા કરું છું તે દશ્યો છે. દશ્યો એટલે મકાન; મકાન એટલે ઘર; ઘર એટલે ભીંતો; ભીંતો એટલે સિમેન્ટ કોંક્રીટ રેતી માટી ચૂનો વગેરે વગેરે. આ બધાં એકબીજામાં ભળી ગયાં છે, પણ દશ્યો એટલે દશ્યો. અને આ બધું દેખાય છે અને દેખાય છે એટલે આ ખાલી ખાલી ખુરશીમાં બેઠો બેઠો જોયા કરું છું. બસ જોયા કરું છું.

લગ્નમંડપ સજાવાયો છે. બધું જ બધું જ સજાવાયું છે. આ મંડપના થાંભલા ઉપર રંગબેરંગી ચટ્ટાપટ્ટા. ભીતર શું હશે તે જાણવાની ઇચ્છા પણ ન થાય. ઇચ્છા એટલે મૃત્યુનું ઉગમસ્થાન. બધી ઇચ્છાઓ પૂરી થાય એટલે મૃત્યુ મૃત્યુ. એ પણ ઇચ્છવા જેવી ઇચ્છા. ઇચ્છા એટલે આંધળા થઈ દોડવાનું. દોડતાં દોડતાં જીવવાનું. જીવતાં જીવતાં મરવાનું – મરતાં મરતાં...થાકી જવાય એટલી હદે વિચારો દોડે છે. અટકતા જ નથી. અને આ વરરાજા ને વહુરાણી – વહુરાણી તે સ્મિતા નહીં, સ્મિતા તે વહુરાણી નહીં – ચોરી ફેરા ફરતાં ચાર તે જરીયે થાકતાં નથી ને હું અહીં બેઠો બેઠો ખાલી ખાલી ખુરશીમાં બેઠો બેઠો થાકી ગયો છું. વિચારો દોડે છે. અટકતા નથી. ઉપર આકાશ જેવું નથી. ઉપર મંડપમાં આભલા જેવું ટાંક્યું નથી કે હું મારું કે તમારું કે આપણું પ્રતિબિંબ જોઈ આપણે તમે કે હું હરખાઉં. નથી એટલે એના હોવા વિશે વિચારું છું અને છે એના હોવા વિશે હું ભૂલી જઉં છું. હોવું એ પણ દુઃખ. ન હોવું એ પણ દુઃખ. દુ:ખ એટલે દુ:ખ. સુખ એટલે દુઃખ. દુઃખ એટલે સુખ?

હવે આપણે એટલે તમે એટલે હું – સહુ દરવાજામાંથી લગ્નમંડપમાં પ્રવેશીએ છીએ. અને હવે તો લગ્નમંડપ એટલે આ વરરાજા ને આ વહુરાણી...વહુરાણી તે સ્મિતા નહીં અને હું એટલે તમે એટલે આપણે સહુ એટલે જ લગ્નમંડપ. વરરાજા તે રાજા નહીં ને વહુરાણી તે રાણી નહી નહીં જ. વહુરાણી તે સ્મિતા તો નહીં જ. સ્મિતા એટલે વહુરાણી તો નહીં જ, તો સ્મિતા એટલે કોણ? સ્મિતા એટલે...?

.. અને પછી તો કેમ આવો ભાઈ પધારો ભાઈ કેમ છો ભાઈ અહોહો તમે ક્યાંથી આવો આવો આવો ભલે પધાર્યા આનંદ – ખૂબ ખૂબ આનંદ થયો – હા, ભાઈ આવવું તો જોઈએ. ના આવીએ તે કંઈ ચાલે તમારે ત્યાં આ પ્રસંગ અને અમે ના આવીએ તે કંઈ...હા ભાઈ તે કંઈ ચાલે. એ બેય શરબત લાવ. એય બેય સાબ કો શરબત દો અરે લોને ભાઈ – ના ભાઈ શરદી થઈ છે હવે ચાલશે આજે બધું. ઠીક લો ત્યારે પીશું.

અને પછી તો રણપ્રદેશનાં તરસ્યાં ઊંટ ફરતાં અહીં. પાણી જેવું શરબત પીને પછી તો વણઝાર ઊપડવાની હારે. વણઝારને ઊપડવા દો. વણઝાર ઊપડી જશે પછી અહીં સૂકું તળાવ પડ્યું રહેશે. તળાવ પડ્યું રહેશે ખાલી ખાલી, પછી માટી સુકાશે ને માટી સુકાઈ ખરબચડી પોપડીઓ ઊંચકાશે – ઊપસશે. ખરબચડી પોપડીઓ પેઠે ભીનાશ સળવળશે ને સૂરજ ઊંડે ઊંડે ઊતરશે. સૂરજ ઊંડે ઊંડે ઊતરશે એટલે અંધારું. પછી અંધારું એટલે સ્મિતા. પછી અંધારું એટલે સ્મિતા વત્તા કોઈક. કોઈક વત્તા સ્મિતા એટલે હું તો નહીં જ. હું તો નહીં જ. ના ના હું તો નહીં જ. ખરેખર હું તો નહીં જ.

આ વરરાજા ને આ વહુરાણી, આ મંડપના સહુ લોકો ને આ સહુ લોકોમાં હું. હું આ સહુ લોકોમાં ને મંડપમાં ને વહુરાણી ને વરરાજાની વચ્ચે. વરરાજા તે રાજા નહીં ને વહુરાણી તે રાણી નહીં ને રાણી તે સ્મિતા નહીં. સ્મિતા તો નહીં જ. સ્મિતા એટલે રાણી નહીં. વહુરાણી તો નહીં જ નહીં જ, તો સ્મિતા એટલે શું? સ્મિતા એટલે શું? કોણ સ્મિતા?...

આ પ્રશ્નો આગળ પાછળ ને હું વચ્ચે વચ્ચે ખાલી ખાલી ખુરશીમાં ખાલી ખાલી જોયા કરતો ને વિચાર્યા કરતો કે આ વહુરાણી તે સ્મિતા નહીં તો સ્મિતા એટલે શું? કોણ?..

મારા પ્રશ્નો આગળ પાછળ અને હું વચ્ચે અને અચાનક મને હસવાના અવાજો સંભળાયા. મારા પ્રશ્નો ખુરશીના ચાર પાયા પકડી હેઠ સંતાયા ને હું આમ તેમ જોતો કે આ હસતું કોણ? આ સામે નાની નાની ખુરશીઓમાં મોટા મોટા થઈને બેઠેલા બે જણ હસી પડ્યા ને પાછળ ઉગાડેલી વેલ, વેલમાં ગૂંથ્યાં ફૂલ, ફૂલમાં છાંટ્યું સેન્ટ ને સેન્ટને શ્વસતા વરરાજા ને વહુરાણી ને વરરાજાની ભેગા ભેગા સેન્ટને શ્વસતા કે ઉચ્છ્વસતા સહુ લોકો હસી પડ્યા.

સહુ હસ્યાં એટલે મારે કેમ હસવું એ હું વિચારવા લાગ્યો. હા, કેમ હસવું એ વિચારવા લાગ્યો. હસવું એટલે હીહીહી કે હાહાહા કે હંહંહં એટલે એવું એવું હસવું હોય તો ચોવીસ કલાક કે અડતાલીસ કલાક કે દિવસ×કલાક કે અઠવાડિયાં×દિવસ×કલાક કે મહિના×અઠવાડિયાં×દિવસ×કલાક. બસ બસ બસ હસ્યા કરવું હીહીહી હસ્યા કરવું. પણ હસવું એટલે હસવું નહીં હીહીહી નહીં. એટલે હું વિચારવા લાગ્યો મારે કેમ હસવું...

. ત્યાં તો પવન ફૂંકાયો ને મંડપમાંથી બે ચાર છ આઠ દસ ફૂલ પાંદડાંને વેલ હેઠ પડ્યાં ને વરરાજા ને વહુરાણી – વહુરાણી તે સ્મિતા નહીં – હસતાં બંધ થયાં ને હસતાં બંધ થયા ને મિત્રો ને લગ્નમંડપના સહુ લોકો હસતા બંધ થયા એ જોઈને એટલે એ જોઈને હું પણ કેમ હસવું એ વિચારતો બંધ થયો. વિચારતો બંધ થયો એટલે હું ડર્યો કે હસવા ઉપર વિચારવું એટલે શું અને વિચારવા ઉપર હસવું એટલે શું? એ વિચાર ઉપર હસવું આવે તે કેવું, હા, હસવું આવે તે કેવું?

હા, આ હસવું આવે તે કેવું? હું સજાગ થઈ ગયો. ક્યારે ન હતો એટલો સજાગ થઈ ગયો. મારી આસપાસ આમતેમ અને આગળપાછળ કોસ્મેટીક્સ ચહેરા ફરતા હતા. કોસ્મેટીક્સ ચહેરા એટલે – આંખો કોસ્મેટીક્સ, હોઠ કોસ્મેટીક્સ, ગાલ કોસ્મેટીક્સ. કોસ્મેટીક્સ ચહેરાઓ એટલે એમનું હાસ્ય કોસ્મેટીક્સ. અવાજ પણ અને આવકાર પણ અને વિદાય પણ અને બસ બધું જ બધું જ કોસ્મેટીક્સ કોસ્મેટીક્સ. હું કોસ્મેટીક્સની ગંધથી અકળાવા લાગ્યો.

*હું અકળાવા લાગ્યો. પણ વરરાજા ને વહુરાણી – હા* વહુરાણી તે સ્મિતા નહીં – એકબીજાની સામું જોઈ એકબીજાની સામું છાનુંછપનું જોઈ ધીમું ધીમું હસવા લાગે. ધીમું ધીમું હસવા લાગે અને એ હસવાનું ઝેર ધીમે ધીમે સહુને ચડવા લાગે. હે હસવાનું તે ઝેર હોય? હોય નહીં, પણ ..પણ.. હસવું એટલે હસવું...એટલે... પણ તો મને હસવું એટલે આમ અને હસવું એટલે તેમ એ કેમ લાગતું? હું પાછો ..

લો આ સાડા આઠ કે સાડા નવ કે એવો તેવો સમય પૂરો થયો. અને પેલા કોસ્મેટીક્સ ચહેરાઓનું ધીમે ધીમે કોસ્મેટીક્સ બાષ્પીભવન થવા લાગ્યું. અને બાષ્પીભવનની એ વરાળને જોતા લાગ્યો ને જોઈ જોઈ ને ને જોઈ જોઈને હું પણ લગ્નમંડપની ખાલી ખાલી ખુરશીઓ જેવો ખાલી ખાલી હસવા લાગ્યો.

હવે આ ખાલી ખાલી ખુરશીઓને ખાલી સોફા-સેટને ખાલી લગ્નમંડપના થાંભલાઓ એકબીજાને જોયા કરતા ને ખાલી ખાલી પડ્યા રહેતા. ફિલ્મીગીતોની આ રેકોર્ડ્સ એકધારું ફરી ફરી ને થાકી ગઈ હવે તો. આ બલ્બોનું અજવાળું – આ અજવાળાનો ધોધ. હજી – વહેતો વહેતો ચારે કોર – ને બસ.

ને બસ આ વિદાય લેતા વરરાજા ને વહુરાણી – વહુરાણી તે સ્મિતા નહીં – હુ જોઈ રહું. હું જોઈ રહું કે આ વિદાય લેતા વરરાજાને વહુરાણીને વરરાજાને વહુરાણીને હું જોઈ રહું ને વરરાજા ને વહુરાણી...

# Der Panther, 'મ્યુઝિયમમાં' અને 'ઝૂમાં'

રાધેશ્યામ શર્મા

એક કૃતિના સંદર્ભમાં બીજી કૃતિની નિરીક્ષા કરવાનો [illegible]ી એક પ્રયત્ન છે. પ્રારંભમાં, થોડાક અનિવાર્ય [illegible]ગત ઉલ્લેખ ક્ષમ્ય મનાશે.

ફરી પાછો રિલ્કે મારા હાથમાં પેંગ્વીન પોએટ્સની [illegible]રીઝમાં આવી પડ્યો. ફરી એ સુચારુ રીતે છપાયેલી New poems અને...ને Der Panther. રિલ્કેના કોઈ પણ પ્રતિનિધિ કવિતાસંગ્રહમાં, Duino Elegies ઉપરાંત આ Der Panther લેવાનું રહી જાય તો શું થાય? મારા માટે તો શું–નું–શું. ચિત્તમાં, જંગલના જીવતા જાગતા ચિત્તા કરતાંયે આ ચિત્તાનું કાવ્ય – અને તેથી જ કાવ્યનો ચિત્તો ક્યારનોયે જડાઈ ગયા છે. પરંતુ તમે આ વાંચીને આશ્ચર્ય પામશો કે મારા ચિત્તમાં, આ ચિત્તા સાથે જરા જુદા પરિવેશમાં, એક સિંહ પણ જામ્યો છે. (આ સિંહ કોનો? અલબત્ત, કવિ નિરંજન ભગતનો. જુઓ, "છંદોલય." પૃ. ૧૪૩–૧૪૪. 'પ્રવાલ-દ્વીપ' માંના મ્યુઝિયમમાં' અને 'ઝૂમાં' એ રહ્યો એ સિંહ.) ઊલટું, ખરી રીતે મારે એમ કહેવું જોઈએ કે રિલ્કેના pantherને જોઈ નિરંજનનો સિંહ, અને એ સિંહને જોઈ પેલો ચિત્તો......એમ યાદ આવ્યા વિના રહેતું નથી.

જ્યારે 'પ્રવાલદ્વીપ' એક અખંડ કવિતા તરીકે, નવા "છંદોલય" માં પ્રગટ પણ નહિ થયેલી (કદાચ રચાતી જતી હોય કેમ કે એ રચાવાનો ગાળો ૧૯૪૬–૧૯૫૬ જેટલો લાંબો છે) એ સમયમાં 'યુવક' માસિક માટે પસંદ-ગીની એકાદ ઉત્તમ કવિતા અને તેનો આસ્વાદ કરાવતા એક લઘુલેખની માગણી કરવા હું શ્રી નિરંજન ભગતને મળવા જતો હતો. થોડાક ધક્કા પછી તે મળ્યા ત્યારે કોઈ એક તારીખનો વાયદો કરેલો. કવિના એવા અનેક વાયદા વાંઝિયા નીવડ્યા. (હજુ એ લેખ વણલખાયેલો રહ્યો હશે.) પણ મારો એક પ્રસંગ એકાએક ફળ્યો. કારણ?

એક સવારે ક્યા કાવ્યનો આસ્વાદ કરાવવા કવિ ઝંખતા હતા તેનું નામ મને કહ્યું; એટલું જ નહિ ઉત્સાહથી, અને એમના જ શબ્દોમાં કહેવું હોય તો "પ્રેમપૂર્વક," સંભળાવ્યું. એ કાવ્ય તે જર્મન કવિ રેઈનેર મારિયા રિલ્કેનું આ Der Panther. રિલ્કેના અને તેની કવિતાના આપણા આ કવિ કેટલા પ્રેમી (કદાચ, સ્વ. હરિ

---

આ ખાલી ખાલી ખુરશીઓ વચ્ચે હવે કોઈ નથી ને હું ખાલી ખાલી બેઠો છું. એકાએક યાદ આવતાં [illegible]ગલામાંથી કુમકુમપત્રિકા કાઢી વાંચવા માંડું. આ કુમકુમપત્રિકા તે સ્મિતા નહીં. આ લાલ અક્ષરોનો સાળુ પહેરી મારી સામું હસતી તે સ્મિતા નહીં. મારું નામ ફક્ત સ્મિતમાં ગોપવી મને બોલાવતી તે તે આ વહુરાણી ને કુમકુમપત્રિકાની લાલ અક્ષરનો સાળુ પહેરી ઊભી ઊભી હસતી હસતી મારા સામું જોતી જોતી તે સ્મિતા નહીં. ને હું ખાલી ખાલી ગૂંચળું વાળી કુમકુમ-પત્રિકાને ગજવે નાખી ખાલી ખાલી ખુરશીમાં બેઠો બેઠો જોયા કરું છું. ઝળાંહળાં ઝળાહળાં બળતા બળબળતા ધખધખતા બલ્બો - બળતા બલ્બો - વચ્ચે ઠરી ગયેલા - ઊડી ગયેલા – બંધ પડેલા બંધ થયેલા બલ્બો ગણુંનો – ભૂલનો – ગણુતો ગણુતો ને ભૂલનો બેઠો છું. બંધ થયેલા બંધ થયેલા બલ્બો ગણુનો ને ઝગમગ ઝગમગતા બલ્બો જોઈ ભૂલતો ગણુતો ભૂલતો બધું જ હું બેઠો છું ખાલી ખાલી. મારી આસપાસ ખાલી ખાલી ખુરશીઓનો ગંજ ખડકેલો ને વચ્ચે હું ખાલી ખાલી ખુરશીમાં ફસકાઈ બેઠો છું. ને મારી આસપાસ બધું વિખેરાઈ રહ્યું છે હું મને વિખેરતો બેઠો છું ને વીણુતો બેઠો છું ને મારી આસપાસ ને મારી આસપાસ હું નથી કે તમે નથી કે આપણે નથી કે... ને બસ હું અહીં ખાલી ખાલી બેઠો છું.

શ્ચંદ્ર ભટ્ટ અને ઉમાશંકર – સુરેશ પછી ત્રીજા) તેની સુગંધ તો સાહિત્યરસિકોને 'સંદેશ'ના તેમના સંપાદનવાળા સાહિત્યવિભાગમાં તેમણે લખેલા રિલ્કે ઉપરના લેખમાંથી આવી હશે. વળી રિલ્કે ઉપર જેની સવિશેષ અસર આરંભથી હતી તે પ્રસિદ્ધ શિલ્પી રોદેં (Rodin)નો ફોટો પ્રો. બળવંતરાય ઠાકોરને ત્યાં પોતે જોયાનો કોઈ પ્રસંગ નિરંજને નોધ્યાનું ઝાંખુ સ્મરણ છે. "ગજ-વેલ" જેવા ગદ્યના શિલ્પી 'બલુકાકા' સાથેની કવિ-ભગતની મૈત્રીના અનુવઙ્ગમા સ્થૂળ રીતે એમ કહેવાની લાલચ રોકી શકતો નથી કે what Rodin was to Rilke, Balwantrai was to Niranjan. છતાં બંનેના મિજાજને કારણે રિલ્કે રિલ્કે રહે છે અને નિરંજન નિરંજન જ રહે છે એ ભુલાવું જોઈએ નહિ. પછી 'પ્રવાલદ્વીપ' પ્રગટ થયું. તેમાં 'મ્યૂઝિયમમા' અને 'ઝૂમાં' ('સિંહને જોઈને') –એ બે રચના જોઈ મને રિલ્કેની ભગતે સંભળાવેલી પેલી કવિતા Der panther પાછી સાંભરી. પણ તે આ લેખ રિલ્કેનું ભગતે કેટકેટલું અનુકરણ કર્યું (જે બહુધા શક્ય નથી) તેની તુલના-તપાસનો નક્કર અહેવાલ આપવા માત્ર નથી લખાયો. રિલ્કેની કવિતાનો અનુવાદ કે અનુકરણ પણ કેટલું અઘરું અને જોખમી બની જાય. ઇંગ્લેન્ડ અને અમેરિકાના કવિતાપ્રેમીઓને પોતાના અંગ્રેજી અનુ-વાદોથી રિલ્કેની કાવ્યસૃષ્ટિનો પ્રથમ પરિચય કરાવનાર J. B. Leishman (એવા બીજા અનુવાદકો છે રેન્ડાલ જેરેલ, સ્ટીફન સ્પેન્ડર વગેરે) યથાર્થ જ માને છે: Attempts at anything like the direct imitation of a poet so intensely indiv-idual and original can never succeed. જોકે, અનુકરણ કરનારાઓનો એક રીતે આભાર પણ માનવો જોઈએ કેમકે તેઓ પોતાના બેરોય ઘણી વાર મોટા કવિઓનું અનુકરણ કરતા હોય છે. છતાં એંગ્લો–અમેરિકન કવિઓ ઑડેન, એડીથ સિટવેલ, એડવિન મૂર, સિડની કેયૂસ વગેરેએ રિલ્કેની અસરો જેમ ઝીલી છે, તેમ ભગત પણ રિલ્કેની અને આ બધાની કવિતાના વાચનથી એવી કોઈ અસર તળે એક કાળે આવ્યા તેમ માનવું સાવ અયુક્તિક નથી.

'પ્રવાલદ્વીપ'ની પૂર્વોક્ત બે રચના અને Der Panther ની સર્જનપ્રક્રિયા તેમ જ તેની રચના-રીતિ ઉપર એક ઊડતી નજર નાખવાથી તે તે કૃતિઓના સૌંદર્યનો, સામ્ય-વૈષમ્યનો, તેમ જ વ્યાપનો સ્પષ્ટ આલેખ હાથ આવવા સંભવ છે.

રિલ્કેની કવિતાપ્રવૃત્તિ મુખ્યત્વે ત્રણ તબક્કામાંથી પસાર થયેલી જોઈ શકાય. રંગદર્શિતા (Romanticism), પ્રતીકવાદ (Symbolism) અને રહસ્યવાદ (Mysticism). સ્વયં રિલ્કે ઉપર પણ જુદા જુદા સમયે રોદેંના વ્યક્તિત્વ ઉપરાંત કલાકાર સેઝાંનાં ચિત્રોની, તત્ત્વજ્ઞ નિત્શેની વિચારણાની[1] અને બોદલેરની કવિતા (તેમાંયે ખાસ તો Une charogne)ની કશી અસર નહોતી? રિલ્કે પ્રેરણા અને સૌન્દર્યની સહોપસ્થિતિમાં કે એકોપસ્થિતિમાં હર્ષપ્રકંપ અનુભવનાર એક કવિ હતો. શરૂશરૂમાં એ જ્યારે કાવ્યમય વિષયો અને મનોદશાને (poetic treatment) અર્પવાની રીતિનું આવર્તન કરી કરી કંટાળ્યો ત્યારે એને એવું ભાન થયું કે પોતે પ્રેરણાને અત્યંત અધીન છે! આમાંથી એક

1. કવિ કોઈ એક કે બીજી વિચારણામાં માનતો હોય કે ના માનતો હોય પણ તે સર્વનું કવિતામાં એલિયટનો શબ્દ વાપરીને કહીએ તો Transmutation – આમૂલાગ્ર પરિવર્તન પ્રથમ અપેક્ષિત છે. ગ્યુઇથિએ જેમ સ્પિનોઝામાંથી તેમ રિલ્કેએ એક કાળે નિત્શેના એક યા બીજા વિચા-રોનો તેની કવિતામાં પ્રસંગોપાત્ત વિનિયોગ કર્યો જ છે. વિચારોને આમ આત્મસાત્ કરતાં રિલ્કેના વિશિષ્ટ વલણ અંગેના આ વિષયના અભ્યાસી Eric Hellarના ઉદ્ગારો મહત્ત્વના છે "...for on the whole Rilke was in the habit of supressing any more elaborate acknowledgement of his intellectual debts because he too believed that their assimilation and transformation in the unique medium of his art was the only thing that mattered."

એવો વિચારતંતુ ચાલ્યો કે પ્રેરણા (inspiration)ની ઝાઝી સ્પૃહા રાખ્યા સિવાય, ચિત્રકાર જેમ પોતાના 'મોડેલ'ને સામે રાખીને કામ કર્યે જાય છે એને મળતું કવિથી શું કંઈ ન થઈ શકે? પેરિસમાં એક વાર પોતાની આવી આવી મુશ્કેલીઓ જઈને વર્ણવી ત્યારે રોદેંએ તુરત કહ્યું: "Why don't you just go and look at something— for example, at an animal in the Jardin des plantes, and keep on looking at it till you're able to make a poem of it?" રિલ્કેએ રોદેંની આ સલાહ શાસ્ત્રવચનની માફક તુરત માન્ય રાખી ઉપાડી લીધી અને પરિણામ? New Poemsની લગભગ પ્રારંભિક કૃતિ આ Der Panther. મૂળ કવિતાના અંગ્રેજી અનુવાદથી જ આપણે સંતોષ માનવો પડશે. ઉપરાંત, અહીં કરેલા કૃતિના તાત્પર્યદર્શનને પણ આ અનુવાદની જ મર્યાદામાં રહેવું પડ્યું.

The Panther

Jardin des Plantes Paris

His gaze, going past those bars,
has got so misted
with tiredness, it can take in
nothing more.
He feels as though a thousand
bars existed,
and no more world beyond them
than before.
Those supply powerful paddings,
turning there
in tiniest of circles, well might be
the dance of forces round a
centre where
some mighty will stands paralyticly.
Just *now* and then the pupil's
noiseless shutter
is lifted–Then an image will indart,
down through the limbs' intensive
stillness flutter,
and end its being in the heart.

પ્રસ્તુત કૃતિ એટલી સરળ અને સંદિગ્ધ છે કે ઘણા બધા કવિતાશિક્ષકોની જેમ, 'આમાં આ જ છે અને તે નથી' જેવું કોઈથી પણ ભારપૂર્વક ભાગ્યે જ કહી શકાશે. પ્રથમ વાચને જ સમજાય છે કે કવિ પોતાના વિષયને—The Pantherને અતિક્રમી ગયા છે। અને છતાં ચિત્તાના ચિત્તાપણાનો સાવ લોપ નથી થયો એ નોંધવા સરખું છે. આ કે આ પ્રકારનાં કાવ્યોમાં રિલ્કે શું કરવા માગતો હતો? New Poems વિશે તેણે એક મિત્રને લખેલું: "...had tried to give shape and form not to feelings, but to things I had felt." ગેઝાની ચિત્રકૃતિઓ જેવી Sachlichkeit (= "new kind of objectivity") રિલ્કેને સિદ્ધ કરવી હતી. કૃતિમાં તાદાત્મ્યપૂર્વકનું તાટસ્થ્ય જળવાયું લાગે છે.

પ્રથમ ચાર પંક્તિમાં સળિયા પાછળ પુરાઈ રહેલા Panther – ચિત્તાની આંખ misted with tiredness વડે નિર્વેદ અને thousand bars...no more world beyondદ્વારા એકલવાયાપણું, હતાશા, ત્રાસ અને વિફલતાની મિશ્ર લાગણીઓ સૂચવાય છે.

પછીની ચાર પંક્તિઓના dance of forces જેવા પ્રયોગોમાં ચૈતન્યની પ્રબળ ગતિ આકાર લીધા અને some mighty will જેવાં ઉક્તિ—પ્રથમ ચાર પંક્તિના વિરોધમાં – almighty willનો તેણે અવિરત ઉપયોગ ન કર્યો હોય। પણ રહસ્યાત્મક જેવા આ કૃતિ, આપણા જેવા ઘણાની મત હોય તોયે, પેલું એકા centre કયું કે some mighty will તે શું? તેનો પૂરો સંતોષકારક ઉત્તર કે ઉકેલ નહીં આપવાના.

છેલ્લી ચાર પંક્તિમાં pupil's noiseless shutter આવે છે એ સ્વપ્નના પડદા તો નહીં હોય? કારણ સ્વપ્નની ઉપસ્થિતિમાં noiseનો તદ્દન અભાવ હોય છે. પણ એ પ્રથમ જીવતાં તો એક image

(શાનીર ?) પ્રવેશે છે...ક્યાં ક્યાં થઈને એ જાય છે ? down through the limbs' intensive stillness. Image, આ ઉત્કટ પ્રશાન્તિમાં થઈ (end its being in the heart) હૃદયમાં નામશેષ થાય છે. આ ચિત્તાને આપણે અ-ગમનું, રહસ્યનું પ્રતીક કહી શકીએ પણ જો કોઈ પૂછે કે કયા રહસ્યનું અને કેવી રીતે એ પ્રતીક બને છે તો એ ટાણે, કવિની જેમ મૌનસેવન કરવું ફરજ થઈ પડે.

એમ આ કૃતિ કવિતા હોવાની સાથે સાથે Objective form of impressionismનો એક નોંધપાત્ર નમૂનો બને છે. તેથી અર્થોનું વિશ્લેષણ કરી અહીં કશું નિષ્પન્ન જાણી, પામી નહીં શકાય.

હવે આપણે 'પ્રવાલદ્વીપ'માંની બે રચનાઓ રિલ્કેની કવિતાના વ્યાપના સંદર્ભમાં જોઈશું. અહીં પ્રથમથી જ કહેવું જોઈએ કે આ કૃતિઓની પરસ્પર તુલના બહુ શક્ય નથી. બન્ને કવિઓ દેખીતી નજરે એક વિષયને કેવી રીતે સ્પર્શે છે એ અભિગમ તપાસવાનો અને તે દ્વારા શું નીપજે છે તે જોવાનો આ એક પ્રયત્ન છે. ઉપર કહ્યું તેમ બન્નેનો વિષય એક દેખાય છે: સળિયા પાછળનું પ્રાણી. પણ સ્થૂળ રીતેય એટલું જરૂર કહી શકીએ કે પ્રાણીમાંય રિલ્કેનો તો 'પેન્થર' છે, જ્યારે ભગતનો 'સિંહ' છે.

પ્રસ્તુત બે રચનાઓ વિશે કંઈ પણ ઉચ્ચારતાં પૂર્વે "છંદોલય"ના પ્રથમ પૂંઠા પાછળનું એક સૂચન—'પ્રવાલદ્વીપ'નાં સોળ કાવ્યો એ સળંગ એક જ કાવ્ય છે. 'પ્રવાલદ્વીપ'માં આ સંગ્રહની પરાકાષ્ઠા છે—,એક સળંગ કાવ્યને અન્યાય ન થાય તે માટે, ભૂલવું જોઈએ નહિ.

બોદલેરની કવિતા Tableaux Parisiensમાં થયેલી આધુનિક નગરજીવનની અભિવ્યક્તિ તેના Apocalyptical visionની સાખ પૂરે છે જ્યારે ભગતમાં સામાજિક સભાનતા પ્રધાન હોવાથી એ અહીંતહીં, કોઈ કોઈ વાર તો અતિશય માત્રામાં, જોઈ શકાશે

અહીં સમગ્ર 'પ્રવાલદ્વીપ'ની ભાવસૃષ્ટિના અનુસંધાનમાં હવે 'મ્યુઝિયમમાં' અને 'ઝૂમાં' એ બે રચનાને ટૂંકમાં તપાસીશું.

'પ્રવાલદ્વીપ'માં ડોકિયું કરતાં વેંત આપણે કોઈ પ્રલંબ સ્વપ્નની (સવિશેષ તો દુઃસ્વપ્નની) સૃષ્ટિમાં પ્રવેશ મેળવીએ છીએ કેમ કે અહીં એક વાર "સિમેન્ટ-ક્રોંક્રીટ-લોહ-કાચ-કાંકરી"ના સમુદાયનો 'અબ્ધિ' ઊછળતો જોઈએ છીએ તો બીજી વાર ધરાતલ પર લચેલું 'ઇન્દ્રધનુ,' તો વળી 'અરણ્ય' પણ નિહાળીએ છીએ. (અને અરણ્ય 'આધુનિક' છે. એટલે સિંહ જેવાં પ્રાણીઓ પ્રાણીબાગમાં અને કદાચ "પાછલી" જિંદગી રમતી "માછલી"[3] 'એક્વેરિયમમાં' જોવા મળે એ કુદરતી મનાય.)

વળી ફાઉન્ટનના બસ-સ્ટોપ પરની આ પંક્તિઓ—

> "અહીં જનાવરો કરે ન આવજાવ એમ સ્પષ્ટ
> છે નિયમ
> અપાર એમની ભણી સહાનુભૂતિ સ્નેહ, ઝૂ રચ્યું,
> રચ્યું છ મ્યૂઝિયમ"

---

૨. કોઈ પણ સાચા કવિની જેમ રચનાના અનિવાર્ય અંશ તરીકે image ઉપર રિલ્કેની મમતા છે. તેના એક પુસ્તકનું નામ પણ સંયોગવશાત્ The Book of Images છે. વળી New Poemsના બીજા ભાગમાં "The Dog" કવિતાનો તો આરંભ જ તે imageથી કરે છે: "Up there's the Image of a world which glances are always reestablishing as true."

૩. 'એક્વેરિયમમાં' માછલી જોઈને કવિ ઉપર થયેલી પ્રતિક્રિયા જોવા જેવી છે. નેત્ર "રાંકડી છતાય પુચ્છ વાંકડી" એવી માછલી જોઈને કવિ કહે છે; "અહીં કઠોર, કાંકરેટ કાચની નકોર, જૂઠ, સૃષ્ટિ આ ન સાચની." આ સૃષ્ટિ તે મિથ્યા સૃષ્ટિ છે એમ કવિ વારંવાર કહે છે ત્યારે તેમનું વેદાન્તી વલણ પણ સ્પષ્ટ થઈ જાય છે. કઠોર વાસ્તવિકતા સાથેના કવિના Encounterમાં, અને નિર્ભ્રાન્તિપૂર્વક અભિવ્યક્તિ અર્પવાની ઉભય પ્રક્રિયામાં કવિ જાણે વાસ્તવનો સ્વીકાર કરતાં કચવાઈ ગયા હોય તેની કાંઈક અનિષ્ટ અસર સમગ્ર 'પ્રવાલદ્વીપ' ઉપર પડેલી જણાશે.

મનુષ્યમાં રહેલા પશુત્વનો ઉલ્લેખ 'સ્નેહસહાનુભૂતિ'ના નામે પશુને પાંજરે પૂરવાના ઉપક્રમમાં કવિએ કર્યો છે. (પણ કરુણ વિરોધાભાસ તો એ છે કે દેખીતા પશુને તો જીવતાં ઝૂમાં અને મરતાં કદાચ મ્યૂઝિયમમાંયે પૂરી શકાય પણ મનુષ્યમાં સંતાઈ બેઠેલા પશુને મનુષ્ય સિવાયના કયા પાંજરે પૂરીશું ?)

પશુઓ તરફ સહાનુભૂતિ ક્યાં નથી ? સ્નેહ ક્યાં નથી ? અપાર છે તેથી તો ઝૂ અને મ્યૂઝિયમની રચના – પશુથી ઘણીવાર જરાય ઊણા ઊતરે નહિ તેવા મનુષ્યોએ કરી જ છે ને, એવું વ્યંગપૂર્વક કવિ કહે છે. આમેય આપણામાં રહેલા પશુઅંશ તરફ ક્યાં સાવ અભાવો છે ? કવિની સહાનુભૂતિ પશુપરત્વે સ્પષ્ટ છે. જુઓ 'ઝૂમાં' (સિંહને જોઈને) નો આરંભ :

> એ છલંગ, એ જ ન્હોર,
> નેત્રમાંય એ જ તેજ, એ જ તોર,
> એ ઝનૂન,
> એ જ તીક્ષ્ણ દંત છે ચહંત એ જ ખૂન,
> પૌરુષે પ્રપૂર્ણ એ જ રોમરોમ,

અને પછીનો નિઃશ્વાસમિશ્રિત ઉદ્ગાર :

> રે પરંતુ ચોગમે નથી વિશાલ વન્ય ભોમ.

વિશાળ વન્યભોમમાંથી પશુને ઊતરડી લઈ પિંજરે પશુને કેમ પૂર્યું ? તો કે 'સમાજની સઘળી કલા અને સભ્યતા ભણાવવા.

> પિંજરે પૂરી તને જણાવશું
> સમાજની કળા બધીય, સભ્યતા ભણાવશું

'આધુનિક અરણ્ય' માંના અગણ્ય મનુષ્યો હિંસ્ર પશુઓ કેવી રીતે બનતા હશે ? કવિએ આનો એક ઉત્તર તો આમ આપ્યો છે :

> અને બધાંય માનવી અમે થશું
> તને જ જોઈ જોઈ સભ્યતા થકી પશું

અહીં પણ સિંહને – પશુને પિંજરામાં ('પેન્થર'ની જેમ behind the bars ?) સમાજકળા ભણાવવા સતત identification કરી પશુ બનવા માટે મનુષ્યોએ પૂર્યું હોય એમ કટાક્ષ દ્વારા ફરી વક્રતાપૂર્વક કહેવાયું છે.

"નેત્રમાંય એ જ તેજ" એ પંક્તિમાં "એ જ" તે કયું તેજ ? એ જ = અરણ્યમાં હતું "તે જ" તેજ. ઝૂમાં પિંજરે પુરાયા પછી પણ તેજ, નિસ્તેજ તો થયું જ નથી; ઊલટું એવું ને એવું અકબંધ એ જ (તેજ) રહેલું કવિને લાગે છે. આ રચનામાં એકાક્ષરી શબ્દ 'જ'એ સારો ભાગ ભજવ્યો છે. 'મ્યૂઝિયમમાં'ની આ પંક્તિમાં આવતો 'જ' જુઓ તો,

> તને હું જોઉં છું
> અને અરણ્ય અંધકારથી ભર્યું
> તહીં શું તેજ માત્ર એ જ નેત્રથી સર્યું

સ્પષ્ટ થશે કે અંધકારઘેર્યા આખા અરણ્યમાં તેજ તો માત્ર સિંહના બેજ નેત્રથી સર્યું ! પણ 'મ્યૂઝિયમમાં' એ રચનાના પરિવેશના સંદર્ભમાં આવતું અરણ્ય પેલું નિર્જન અરણ્ય એકલું નયે હોય. "અને અરણ્ય અંધકારથી ભર્યું"માં અરણ્ય શબ્દની આગળ કે પાછળ 'પેલું' કે 'આ' જેવા સંકેતો નહિ મૂકવાથી કવિને કદાચ અરણ્યદ્વારા 'આધુનિક અરણ્ય' પણ અભિપ્રેત હોય. કારણ કે આધુનિક અરણ્યમાં આ મ્યૂઝિયમ આવેલું છે. ઉપરાંત કોઈ માત્ર મ્યૂઝિયમને – જ્યાં પેલા અરણ્યનાં જીવંત પશુઓનાં નિર્જીવ શરીરો પારદર્શક કાચનાં તોતિંગ કબાટોમાં પ્રદર્શિત કરવામાં આવે છે તેનેય આધુનિક અરણ્ય કહી શકે. આના વિરોધમાં Der Pantherના પ્રારંભની પ્રથમ ચાર પંક્તિમાં કવિ રિલ્કેએ Pantherમાં જાણે પરકાયાપ્રવેશનો કીમિયો સિદ્ધ કર્યો છે. સળિયા પાછળના ચિત્તાની દૃષ્ટિનો થાક, એ દૃષ્ટિમાં કશું પણ ગ્રહી શકવાની અશક્તિ અને અશક્યતા, હજારો સળિયાની ઇન્દ્રજાળ અને તેની પાર બીજી કોઈ સૃષ્ટિ જ નહિ હોવાની ભ્રાન્તિ – આ સંનિવેશ ચિત્તાની સાંપ્રત સ્થિતિનો અને વળી તો આપણી મનુજસૃષ્ટિનો કેવો કરુણ ચિતાર રજૂ કરે છે !

'ઝૂમાં' કરતાં આ 'મ્યૂઝિયમમાં' એકંદરે સારી રચના છે. પ્રથમ પંક્તિ કવિતાની વાંચતા હોઈએ એવું લાગે છે. કવિ ભાવકને transport કરે છે :

> તને હું જોઉં છું
> અને નહીં, અહીં નહીં
> જણાય કે ઊભો છું હું વનોમહીં

મ્યૂઝિયમમાં નિર્જીવ સિંહને જોઈને પ્રકટેલા આ ઉદ્‌ગાર આપણને વનોમાં ઉપાડીને મૂકી દે છે. કવિની કલ્પકતા જબરી છે તેથી ત્યાં ઊભા ઊભા "પ્રચંડ ગર્જનો" સાંભળી શકે છે. પણ એ પછીની પંક્તિ, "સુણાય, થાય શાન્તિનાં વિસર્જનો" વાંચીને કલ્પનાથી આપણા કાન પ્રચંડ ગર્જનો સાંભળતા હતા તે એકદમ અટકી જાય છે. 'શાન્તિ' શબ્દની ચૂક ન હોય, ન હોવી જોઈએ, પણ એ અહીં બહુ કાર્યસાધક નથી નીવડતો લાગતો. આગળ—

તને હું જોઉં છું
અને સ્વયં કરાલ મૃત્યુકાળ
રૂપ સિંહનું ધરી ભરી રહ્યો છલંગફાળ

એ પંક્તિમાં સિંહને મૃત્યુ સાથે એકરૂપ કહ્યો છે તે તો આપણા રોજિંદા અનુભવની જ વાત થઈ. સામાન્ય વ્યક્તિ સિંહને જોઈને મૃત્યુ સાક્ષાત્ કરે—કહે ત્યારે એવા વર્ણનને કવિતા કહેવાશે? મૃત્યુને કરાલ કહેવાની એટલી બધી જરૂર ખરી? વળી 'મૃત્યુકાળ' અને 'છલંગફાળ' માં લગભગ સમાનાર્થ બે શબ્દો સાથે મૂકવાથી કવિતાનું લાઘવ ( economy ) ઘવાય છે. 'મૃત્યુકાળ' પછી તરત 'છલંગફાળ,' ખાસ ઇચ્છા ન હોય તોયે પ્રાસ માટે ગોઠવવો પડ્યો છે. આ રચનામાં 'પ્રવાલદ્વીપ'ની ભાવસૃષ્ટિ સાથે સુસંગત અને સંવાદી કોઈ પંક્તિઓ હોય તો તે આ:

તને હું જોઉં છું
અને.. નહીં, નહીં, હું જોઉં માત્ર તાહરી પ્રતિકૃતિ;
તને હું જોઉં છું ન જોઉં માત્ર સ્વપ્નની જ વિકૃતિ

ઉપર સૂચવ્યું તેમ 'પ્રવાલદ્વીપ'ના એક પ્રબંધ સ્વપ્નમાં, કવિ સિંહને "જોઉં છું" કહી છતાં નથી પણ જોતો કરીને (જેમ કવિ આધુનિક નગરને 'અરણ્ય' કહી વેદાન્તી ઢબે "અરણ્ય? છલ આ! રહસ્ય?" કહી નગરના અરણ્યને પાછું નિષેધવાનું આરંભે છે તેમ) કહે છે: "જોઉં માત્ર સ્વપ્નની જ વિકૃતિ" મૃત્યુની છલંગફાળે જાણે કે કવિને જાગ્રત કર્યા કે પોતે સિંહને નહિ પણ તેની પ્રતિકૃતિને—એક સ્વપ્નની 'વિકૃતિ'ને જોઈ રહ્યા છે. 'પ્રવાલદ્વીપ' માં જ્યાં સ્મૃતિ અશક્ય હોય ત્યાં કવિને નરી વિકૃતિ ભળાય છે 'વિકૃતિ' શબ્દ સાથે કવિનો એવો અભ્યાસ જોડાયો હોવાનું 'પેમેંટ' 'ફાઉન્ટનના ગ્રાસ-સ્ટોપ પર' ની આ પંક્તિમાં મળે છે;

અશક્ય જ્યાં સ્મૃતિ
અહીં નરી જ વિકૃતિ

પરંતુ જેમ સ્વપ્નની વિકૃતિ તેમ વિકૃતિનું સ્વપ્ન અથવા વિકૃતિની સ્મૃતિ પણ હોઈ શકેને!

બન્ને રચનાઓનો છંદ સ્રગ્ધરા છે. 'મ્યૂઝિયમમાં' એ રચનાના અંતે આવતી 'અને...નહીં, નહીં, હું જોઉં માત્ર તાહરી પ્રતિકૃતિ' એ પંક્તિમાં 'નહીં, નહીં' જે રીતે દ્વિરાવ્યું છે તે પ્રસ્તુત ભાવને પોષક નીવડ્યું લાગે છે. તો 'ઝૂમા'નો લય ભાવકનો કાન પકડે છે છતાં કાવ્યકૃતિના નામને પાત્ર તે નથી, કહું એય કવિતાકલાના રહસ્યની જ બલિહારી નહી તો શું?

'એન્જોઈંગ પોએટ્રી'માં રી. ડે. લુઇસ Rhyme, Rhythmની સાથે Repeatitionsનું પણ કવિતામાં મહત્ત્વ સ્વીકારે છે પણ અહીં 'તને હું જોઉં છું' જેવી પંક્તિનાં પુનરાવર્તન, successive images એટલી બધી સમર્થ નહીં હોવાને કારણે કવિતાનો Hypnotic spell જમાવી શકવામાં બહુ સફળ થતાં નથી. રિલ્કેનું Impersonal vision અને Der panther માં તેને મળેલી અભિવ્યક્તિ અસ્પર્શ્ય સૌંદર્ય સિદ્ધ કરવામાં કેટલી તો સફળ નીવડે છે!

'મ્યૂઝિયમમાં' એ રચનામાં કવિનો "હું" ભળ્યો છે, જ્યારે 'ઝૂમાં' કવિ "હું" માંથી "અમે" (કે આપણે) સુધી આવી પહોંચે છે. 'મ્યૂઝિયમમાં,' "હું" દ્વારા વ્યક્ત થએલો કવિનો અવાજ આસ્વાદ્ય બન્યો છે. 'ઝૂમાં' કવિ "હું" ને સ્થાને "અમે" મૂકે છે. તો યે અપેક્ષિત તાટસ્થ્ય જળવાતું નથી. ઊલટું, એને બદલે કટાક્ષ અને "પૌરુષે પ્રપૂર્ણ એ જ રોમરોમ, રે પરંતુ યોગમે નથી વિશાળ વન્ય ભોમ", જેવી પંક્તિમાં કંઈક સસ્તા વિરોધમાં સરકી પડાયું છે. 'પેન્થર'માં તો આંતરવિશ્વની બૃહત્તરતા અને બાહ્ય પરિસ્થિતિની સંકુચિતતાના સંઘર્ષમાંથી પણ શિલ્પ જેવા નક્કર સઘન તાટસ્થ્યને કૃતિમાંથી પ્રગટતું અનુભવી શકાય છે. એક વિવેચકે ચિત્તાને રિલ્કેનું પોતાનું પ્રતીક પણ કહ્યાનું સ્મરણ છે, છતાં એવું તાદાત્મ્ય, તાટસ્થ્યને ગેરલાભ કરનારું

# શુદ્ધ અને પ્રયોજિત વિજ્ઞાન

પી. સી. પટેલ

આધુનિક ભૌતિકશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, જીવશાસ્ત્ર અને બીજાં કુદરતી વિજ્ઞાનોમાં રહેલી ખરી શક્તિ તેના નવા વિચારતંતુઓમાં હોય છે. આધુનિક વિજ્ઞાને પ્રશિષ્ટ પ્રણાલી (classical discipline) માં કોઈ મૂળભૂત ફેરફારો કર્યા નથી કારણ કે તેની પ્રક્રિયાઓમાં કંઈ ફેર પડ્યો નથી. પ્રક્રિયાની યાંત્રિકતાનો ખ્યાલ આધુનિક વિજ્ઞાને આપ્યો છે. આજ સુધી કુદરતી વિજ્ઞાનની પરિસીમાઓ વણખેડાયેલી પડી હતી, તેને કારણે વિજ્ઞાનના નિર્ણયો અને નિયમો અંશતઃ સત્ય હતા; પરિણામે વિજ્ઞાનજન્ય સિદ્ધાન્તો કંઈક અપક્વ હતા. પરંતુ આધુનિક વિજ્ઞાને તેનાં વિવિધ પરિબળોની જાણકારી અને ઉપકરણોની સુવિધાઓને લીધે સિદ્ધાન્તોને આખરી સ્વરૂપ આપવાનો સફળ પ્રયત્ન કર્યો છે. સત્યને વધારે સબળ બનાવ્યું છે. હજુ પણ ભવિષ્યનું વિજ્ઞાન સંશોધનના બળથી આ ક્ષેત્રમાં વધારે ચોકસાઈ પ્રાપ્ત કરી શકશે.

વિજ્ઞાન માનવજીવનમાં બે રીતે ભાગ ભજવે છે. એક તો તે કુદરતને સમજવામાં અને તે સમજ્યા પછી તેની શક્તિનો જીવનવ્યવહારમાં ઉપયોગ કેમ કરવો તે સંબંધી સહાય કરે છે. બીજું, વિજ્ઞાન આ સમગ્ર વિશ્વમાં માણસનું સ્થાન ક્યાં છે તેનું ભાન કરાવે છે. તદુપરાંત વિજ્ઞાન દેશ દેશ વચ્ચે અને માનવ માનવ વચ્ચેના નવા પ્રકારના સંબંધો સ્થાપિત કરે છે; એટલું જ નહીં, માનવસંસ્કૃતિના વિકાસમાં મહત્ત્વનું પરિબળ પણ બની રહે છે. કુદરતની સમજ અને તેના ઉપયોગથી શુદ્ધ અને પ્રયોજિત વિજ્ઞાનનું (applied science) સર્જન અને ઘડતર થયું છે. કુદરતી વિજ્ઞાનનો કેટલોક ભાગ પ્રત્યક્ષ રીતે સમજી અને ઉપયોગ કરી શકાય છે, જ્યારે તેનો કેટલોક ભાગ એવો છે કે અપ્રત્યક્ષ રીતે માનવજીવનમાં વણાયેલો છે અથવા તેની જરૂરિયાત દૂરગામી કે પાયા તરીકેની હોય છે. ઇમારતનો પાયો દશ્યમાન નથી હોવા છતાં તેની ઉપયોગિતાને જરાય ઓછી આંકી શકાય નહીં. વિજ્ઞાનનો જે ભાગ જીવનમાં અપ્રત્યક્ષ રીતે કાર્ય કરે છે અને જેનો ઉપયોગ અને મહત્ત્વ વ્યવહારમાં રોજિંદી રીતે જણાતાં નથી તેને શુદ્ધ વિજ્ઞાન તરીકે ઓળખવામાં આવે છે. વાસ્તવમાં વિજ્ઞાનના પ્રત્યેક સિદ્ધાન્તનો ઉપયોગ વ્યવહારમાં થતો જ હોય છે. બની શકે કે જે વિજ્ઞાન આજે માત્ર સૈદ્ધાન્તિક મહત્ત્વવાળું દેખાતું હોય અને જેની વ્યાવહારિક ઉપયોગિતા ન દેખાતી હોય તે કાળાન્તરે પ્રત્યક્ષ રીતે ઉપયોગી જણાય છે. શુદ્ધ વિજ્ઞાનનો મોટો ભાગ સમય જતાં પ્રયોજિત વિજ્ઞાનમાં ફેરવાઈ જાય છે. તેનો અભ્યાસ એવો હોઈ શકે જેને પ્રયોજકતા પ્રાપ્ત કરવા માટે વધુ સમય લાગે તે છતાં વિજ્ઞાનની ઇમારતને વધુ મજબૂત અને સમૃદ્ધ બનાવવામાં આ અભ્યાસનો ઉપયોગ એક યા બીજી રીતે થતો જ હોય છે. તેથી શુદ્ધ અને પ્રયોજિત વિજ્ઞાન વચ્ચે વિભાજક-રેખા દોરવાનું કાર્ય ઘણું જ અઘરું છે.

સૈદ્ધાન્તિક ભૌતિકશાસ્ત્રના કેટલાક પરિણામો શુદ્ધ મહત્તાવાળાં લાગે છે. ક્વૉન્ટમ-સિદ્ધાન્ત (Quantum theory) અને સાપેક્ષવાદ (theory of Relativity) સામાન્ય રીતે યાંત્રિક પ્રગતિમાં સીધો ભાગ ભજવતાં નથી, પણ યાંત્રિક જ્ઞાનના વિકાસમાં આ

---

નથી નીવડ્યું એ નોંધવા સરખું છે.

કવિ નિરંજને સિંહનો એક સાધન તરીકે ઉપયોગમાત્ર કર્યો છે—ચામાજને કટાક્ષ કરવાના.આમ સિંહ કવિની સામાજિક અભાનતાનું પ્રતીક બન્યો છે, જ્યારે 'પેન્થર' મનો ચિત્તો કોઈ અગમ્ય શક્તિમાંથી અનર્ગળ કારુણ્યનો અને રહસ્યનો પ્રતીક બન્યો છે. રિલ્કેની અને નિરંજનની કવિતા વચ્ચે આ જ મુખ્ય ભેદ છે અને એક જ વિષયને સ્પર્શવાની સર્જનપ્રક્રિયામાં અને અભિગમમાં બંને કવિતા વચ્ચેનો તાત્ત્વિક ભેદ પણ પ્રત્યક્ષ થયા વિના રહેતો નથી.

સિદ્ધાન્તોએ અદશ્ય રીતે લાંબા સમય પછી અમૂલ્ય ફાળો આપ્યો છે. આ સિદ્ધાન્તોને સમજવા અને તેમનો ઉપયોગ કરવા માટે કેટલીક મર્યાદાઓ આડે આવતી હતી. અને આ સ્થિતિ કુદરતના નિયમોના અચોક્કસ જ્ઞાનને કારણે ઉપસ્થિત થઈ હતી. ચોક્કસ અને પૂરતા જ્ઞાન સિવાય ચકાસણી અને ઉપયોગ માટે પ્રાપ્ય ઉપકરણો પણ અધૂરાં હોય છે. મેક્ષવેલે વીજચુંબકીય સમકરણો શોધ્યાં ત્યારે તેમનું મૂલ્ય શુદ્ધ સંશોધન તરીકેનું જ હતું. આ શુદ્ધ સંશોધનનો ઉપયોગ ભૌતિકશાસ્ત્રીઓએ રેડિયોમાં અને ઇલ્કટ્રેનેગ્નેટ ડાઈનેમોમાં કર્યો આ રીતે મેક્ષવેલના વીજચુંબકીય સિદ્ધાન્તે વ્યવહારમાં પ્રવેશ કર્યો. તેવી રીતે પરમાણુની (atomic) પ્રક્રિયાઓ અને ગુણધર્મો ઉપર રચિત સાધનો ઉત્પન્ન કરવા માટે ન્યૂક્લીયર ભૌતિકશાસ્ત્રના નિયમો ને જ્ઞાનનો ઉપયોગ કરવો પડશે. ન્યૂક્લીયસમાં રહેલી શક્તિનો પરચો થવા માંડ્યો છે. પણ ન્યૂક્લીયસનાં બંધારણ અને બળોનો સંપૂર્ણ અભ્યાસ થયો નથી એટલે ન્યૂક્લીયસનું જ્ઞાન આ તબક્કે પરિમિત છે. તેના સંપૂર્ણ જ્ઞાન માટે હજુ વધારે સમય અને સાધનોની આવશ્યકતા ઊભી જ છે. આ કારણથી પરમાણુવિષયક અને ન્યૂક્લીયર વિજ્ઞાને વ્યાવહારિક ધોરણ પ્રાપ્ત કર્યું નથી. અત્યારે પરમાણુવિષયક અને ન્યૂક્લીયર વિજ્ઞાન વ્યવહારથી દૂર લાગે છે જ્યારે વીજચુંબકીયતા જીવનમાં અનુભવાય છે. સૈદ્ધાન્તિક વિજ્ઞાનના વિકાસથી ભૌતિક સંશોધનનો માર્ગ સરળ અને અનુકૂળ થાય છે. તેની અસર યાંત્રિક વિકાસ ઉપર એક યા બીજી રીતે થાય છે. ચોક્કસ વિજ્ઞાન (exact science) પ્રાયોગિક ચકાસણી બાદ ક્રમશઃ આધુનિક બનતું જાય છે. સમય જાય છે તેમ ઉચ્ચ પ્રયોગશાળાઓ આધુનિક સૈદ્ધાન્તિક વિજ્ઞાનને તેમના કાર્યક્ષેત્રમાં ઘણી નવા જ દૃષ્ટિકોણથી સંશોધનને વધુ આધુનિક અને વ્યાવહારિક બનાવવા મથે છે. પ્રત્યેક સુધારો કે સંશોધન વિવિધ વિજ્ઞાનની પ્રાયોગિક બાજુને અસર પહોંચાડે છે, પરિણામે તે યાંત્રિક ઉપયોગિતામાં પગપેસારો કરે છે. માણસને વિજ્ઞાનની સિદ્ધિઓનું પ્રત્યક્ષ ભાન ઇજનેરી, વૈદકીય, ઔદ્યોગિક અને યુદ્ધ–સામગ્રીના ઉત્પાદનના ક્ષેત્રોમા થાય છે. અને એમ પણ મનાવા લાગ્યુ છે કે આ જ શાખાઓમા ઉપયોગી જ્ઞાન અને વિજ્ઞાન છે, એટલા જ જ્ઞાનની જરૂર છે. ઉચ્ચ રાષ્ટ્રીય સંસ્થાઓ અને પ્રયોગશાળાઓમાં શુદ્ધ વિજ્ઞાનના અભ્યાસને કંઈક ઓછું મહત્ત્વ અપાવા માંડ્યું છે. જીવનવ્યવહારમાં કોઈ પણ રીતે ઉત્પાદકીય ગરજ સારે તેવા જ સંશોધનનો આગ્રહ વધતો જાય છે. શુદ્ધ વિજ્ઞાનની કે જે લાંબા ગાળે પ્રયોજિત બનનાર છે, તેની ઉપેક્ષા થવા માંડી છે. પણ વાસ્તવમાં શુદ્ધ અને પ્રયોજિત વિજ્ઞાન એકબીજાના પૂરક છે. શુદ્ધ વિજ્ઞાન બીજ છે. અને પ્રયોજિત વિજ્ઞાન તે જ બીજમાંથી ઉદ્‌ભવેલું ફળ છે. શુદ્ધ વિજ્ઞાન એ જ યાંત્રિક વિકાસનું ઉગમસ્થાન છે. આથી શુદ્ધ વિજ્ઞાનની ઉપેક્ષાથી વિજ્ઞાનની પ્રબળતા તૂટશે અને યાંત્રિક પ્રગતિને આગળ વધવા માટે અંતરાયરૂપ સિદ્ધ થશે.

છેલ્લા કેટલાક દશકાઓમા બ્રિટન, અમેરિકા, જર્મની, રશિયા અને જાપાનમાં શુદ્ધ વિજ્ઞાનનું સંશોધન ખૂબ જોરદાર રીતે ચાલ્યું. તેની ઉપયોગિતા એક યા બીજી રીતે સાર્થક થઈ. બને યુદ્ધોમાં સંશોધનનો સંપૂર્ણ ઉપયોગ થયો. વિજ્ઞાનના વિકાસથી પર્યાપ્ત સર્જનાત્મક કે સંહારાત્મક સાધનોએ વિજ્ઞાનના બળનો ખ્યાલ માણસને કરાવ્યો છે. તેથી જ બીજા વિશ્વયુદ્ધ પછી શુદ્ધ વિજ્ઞાન તરફ ઝોક વધ્યો, પણ છેલ્લાં થોડાક વર્ષથી પશ્ચિમના અને સામ્યવાદી દેશોમાં શુદ્ધ વિજ્ઞાન અતિ ખર્ચાળ છે એવી ભાવના પેદા થઈ છે. સામાન્ય રીને જાપાનમાં શુદ્ધ વિજ્ઞાનના સંશોધનમા કોઈ ઓટ આવી નથી. રશિયા અને બીજા સામ્યવાદી દેશોમા યુદ્ધ–સામગ્રીના ઉત્પાદન ઉપરથી લાગે છે કે આ દેશોનું વલણ વધારે ને વધારે ઉત્પાદન તરફ ઢળતું જાય છે. તેમના શુદ્ધ વિજ્ઞાનના સંશોધનના હેવાલો ઘણા જ ઓછા મળતા હોવાથી તેમનું શુદ્ધ વિજ્ઞાન પ્રત્યેનું વલણ કળી શકાતું નથી. બ્રિટનમાં યથાવત્ ચાલે છે. અમેરિકામા દર વર્ષે $૩\times૧૦^{૯}$ ડોલર (૩બીલિયન ડોલર) શુદ્ધ સંશોધન પાછળ ખર્ચવામાં આવે છે. આથી કરવેરા ભરનાર વિશાળ જનસમુદાયને શુદ્ધ વિજ્ઞાનનું સંશોધન ભારરૂપ લાગ્યાની લાગણી પ્રવર્તવા માંડી છે. શુદ્ધ વિજ્ઞાનના સંશોધનની યોજનાનું મૂલ્ય અને મહત્તા વૈજ્ઞાનિકો જ સમજી શકે છે. એટલે પ્રજાનો અમુક વર્ગ રાજકારણથી પ્રભાવિત

બની શુદ્ધ સંશોધન પ્રત્યે નિષ્ક્રિયતા કેળવે છે. અમેરિકામાં રાષ્ટ્રીય આરોગ્યસંસ્થાઓએ અને 'નાસા'એ (National aeronautical & space administration) રચનાત્મક પ્રગતિ કરી છે. તેને વધારે સક્રિય અને જીવંત બનાવવા માટે તેને ફાળવવામાં આવેલા બજેટ ઉપર ઘણી જ કડક ટીકાઓ થઈ હતી. આવા સંજોગોમાં શુદ્ધ વિજ્ઞાનના મહત્ત્વને સમજાવવા માટે વૈજ્ઞાનિકોએ આગળ આવવું જોઈએ. વૈજ્ઞાનિક દૃષ્ટિવાળો સમાજ તૈયાર કરવો જોઈએ. શુદ્ધ વિજ્ઞાનની સૂઝ, સમજ અને દૃષ્ટિ કેળવાય તો જ તેના ઉપયોગથી ઊપરી આવતા પ્રતિભિંબને નિહાળી શકાય. સમાજને એવો ખ્યાલ આવવો જોઈએ કે જે સુખ-સુવિધાનો ઉપયોગ લોકો કરી રહ્યા છે તે પ્રાથમિક રીતે શુદ્ધ-વિજ્ઞાનને આભારી છે. અન્ય ક્ષેત્રે લોકો જવાબદારી સારી રીતે સમજી શકે છે. સમજ્યા પછી લોકો જવાબદારી કેવી રીતે ઉપાડી લે છે તે તદ્દન જુદી હકીકત છે. પણ વિજ્ઞાનના ક્ષેત્રે જવાબદારીભર્યો નિર્ણય લઈ શકે તેટલા પૂરતું વિજ્ઞાન સમજવા માટે લોકો અશક્ત છે. વિજ્ઞાનના નવોદિત વિકાસનું મૂલ્યાંકન કરવાની તેમનામાં તાકાત હોતી નથી. અમેરિકામાં દર વર્ષે $૧૩ \times ૧૦^{૯}$ ડોલર માદક પીણાં પાછળ ખર્ચાય છે; દર વર્ષે $૯૪ \times ૧૦^{૯}$ ડોલર બીડી અને તમાકુ પાછળ ખર્ચાય છે; અને દર વર્ષે $૩૦ \times ૧૦^{૯}$ ડોલર માત્ર વિયેટનામ યુદ્ધમાં ભોગ બનેલાઓને વળતરરૂપ અપાય છે. આ ખર્ચાઓની સરખામણીમાં શુદ્ધ વિજ્ઞાનના સંશોધન પાછળ દર વર્ષે $૩ \times ૧૦^{૯}$ ડોલર ખર્ચાય તે મોટી રકમ કદાપિ ન ગણાય. અમેરિકા અને બીજા દેશો યુદ્ધ પાછળ જે ખર્ચ કરે તેની સરખામણીમાં આ રકમનો કોઈ હિસાબ નથી. યુદ્ધ પાછળનું લખલૂટ ખર્ચ નજરે ન ચડે અને શુદ્ધ વિજ્ઞાનના સંશોધનનું નહિવત્ ખર્ચ જો રાજપુરુષો અને આમજનતાને ભારરૂપ લાગતું હોય તો તેમાં મૂળભૂત સમજ જવાબદાર છે.

વૈજ્ઞાનિકોનું એક જૂથ molecular biology, Solidstate physics, plasma physics, Electronics, Coryosion, Ch·mical technology અને Engineering ક્ષેત્રે સંશોધનકાર્ય કરે છે તેમના સંશોધનનો ઉપયોગ પ્રજાની સુવિધાઓમાં જોઈ શકાય છે. જ્યારે...બીજું જૂથ ભૌતિકશાસ્ત્રના મૂળભૂત પદાર્થકણો, ખગોળશાસ્ત્રમાં નિહારિકાઓ અને જ્યોતિર્મંડળોનું અધ્યયન કરે છે. સૂક્ષ્મ જગત (microscopic) અને વ્યાપક જગત (macroscopic)ના સંશોધન કાર્યનો જીવન-વ્યવહારમાં સીધો ઉપયોગ દેખાતો નથી. આ સંશોધનની પ્રત્યક્ષતાના અભાવને લીધે વૈજ્ઞાનિકો સિવાય બીજા લોકોને તેની કિંમત સમજાતી નથી. કોઈ રોગને સમજવા માટે શરીરવિજ્ઞાનનો અભ્યાસ જરૂરી છે; તેના ઇલાજ માટે વાઢ-કાપ કે ઔષધોનો ઉપયોગ પ્રાયોગિક રીતે કરવો જ પડે છે. તે જ રીતે કુદરતી સંપત્તિનો–દરિયાનું પાણી, પવન કે ખનિજોનો — જીવનમાં ઉપયોગ કરી સાંસ્કૃતિક (civilisation) ઉન્નતિ માટે તેનું શુદ્ધ સંશોધન અનિવાર્ય છે. આ બધાં ક્ષેત્રે સંશોધન સમયે તે વિજ્ઞાન શુદ્ધ હોવા છતાં સુવિધાઓ મળતાં યોગ્ય સમયે તે પ્રયોજિત બને છે. પરમાણુવિષયક અને ન્યૂક્લીયર શક્તિ સમજવા અને તેનો ઉપયોગ કરવા માટે મૂળભૂત પદાર્થકણોનો અભ્યાસ જરૂરી છે; તે જ રીતે વિશાળ વિશ્વની શક્તિઓનો ઉપયોગ કરવા માટે સૂર્યમંડળ અને નિહારિકાઓનો અભ્યાસ જરૂરી છે.

પ્રયોજિત વિજ્ઞાન માણસની પરિસ્થિતિઓ અને પ્રવૃત્તિઓમા અવિભાજ્ય રીતે સંકળાયેલું છે. જ્યારે શુદ્ધ વિજ્ઞાન અને જીવનવ્યવહાર વચ્ચે એક એવું અવશ્ય માધ્યમ આવી જાય છે જે શુદ્ધ વિજ્ઞાનનું સીધું સામાજિક મહત્ત્વ ઓછું કરતું જણાય છે. આદિકાળમાં માણસને માત્ર ખોરાક અને રક્ષણની જરૂરિયાત હતી. તે વખતે મધ્યકાલીન પ્રવૃત્તિઓ અને પરિસ્થિતિઓ નહોતી. માણસના જીવનમા ધાતુઓનો ઉપયોગ થતા માનવ-ચિત્ર બદલાયું. વિદ્યુતનું જ્ઞાન પ્રાપ્ત થતા તો માનવ-ચિત્ર સમગ્ર રીતે બદલાઈ ગયું. ન્યૂક્લીયસનું જ્ઞાન જે આજે માત્ર શૈક્ષણિક કે સંશોધનનું મહત્ત્વ ધરાવે છે તે એકાદ દશકામાં માણસની જીવન-પ્રવૃત્તિઓનુ કેવું ઘડતર કરશે તે કલ્પના કરી શકાય છે.

વિશ્વની ઉત્પત્તિ, વિસ્તરણ, આકાર અને કદ; ન્યૂક્લીયસનો ખ્યાલ અને તેમાં જકડાયેલી શક્તિ, વીજ-

# ગુન્ટર ગ્રાસ (એક મુલાકાત)

## સતીશકુમાર

**અનુ: મોહન દાંડીકર**

વિશ્વવિખ્યાત જર્મન કવિ એન્ત્સેન્સબર્ગરે લખ્યું છે કે "ગુન્ટર ગ્રાસની ખતરનાક તાકાત અરાજ્યવાદી ફેન્ટેસી અને કલાત્મક પ્રતિભાની વચ્ચે રહસ્યપૂર્ણ સંતુલન સાધવામાં છૂપાયેલી છે."

યુદ્ધોત્તર જર્મન સાહિત્યને જે બે વિદ્વાનોએ વધારેમાં વધારે આકર્ષ્યું છે તેમાંના એક છે ગુન્ટર ગ્રાસ અને બીજા છે હાઈનરિશ બ્યૂલ્સ. જીવન્ત ભાષાના ચમત્કારપૂર્ણ કારનામાઓને કારણે ગુન્ટર ગ્રાસને જર્મનીના રોબેલ (ફ્રેંચ કલાસિક લેખક) કહેવામાં આવે છે.

મેં એમને ફોન કર્યો. તો કહે "કામ તો ઘણું છે. પણ ભારતથી તમે કંઈ વારંવાર તો આવવાના નથી. એટલે બીજાં કોઈ કામને પાછળ ઠેલીને તમને મળીશ." એમનાં સ્વીસપત્ની શ્રીમતી અન્ના સ્વાત્સે મારું ઉષ્માભર્યું સ્વાગત કર્યું. શાળાના કોઈ સામાન્ય શિક્ષકને માટે હોય છે તેવું ઊંચું, ખાના વિનાનું જૂનું ટેબલ. ગુન્ટર ગ્રાસ એ પર બેઠા બેઠા કલાકમાં છિકળાક કરી રહ્યા હતા. એ એમનું નવું પુસ્તક હતું, જે એક નાટક છે. તેની પ્રત ટાઈપ કરેલી હતી. લીલા રંગના જાડા હોલ્ડરથી (ફાઉન્ટનપેન નહિ) તેઓ એમાં સુધારાવધારા કરી રહ્યા હતા. માત્ર ચાલીસ મિનિટ જ અમે વાત કરી.મુખ્યત્વે રાજકારણ અંગે. અવાજ ગંભીર અને ધૈર્યવાન કપડાં બહુ જ સાદાં. ઓકટોબર ૧૯૨૭માં જન્મ્યા. ૧૯૪૪-૪૫ના યુદ્ધમાં સૈનિક હતા. ઘાયલ થઈ યુદ્ધકેદી તરીકે પણ પકડાયેલા. ૧૯૪૭માં કેટલાક નામાંકિત સાહિત્યકારોએ 'ગ્રુપ-૪૭'ની સ્થાપના કરી, જેમાં ગ્રાસ વધારેમાં વધારે સક્રિય હતા. નામ બહુ વિચિત્ર છે. પણ આધુનિક જર્મન સાહિત્યકારોની આ સર્વશ્રેષ્ઠ સંસ્થા છે. જર્મન સાહિત્યકારોનો એક પ્રકારનો આ લેખકસંઘ જ છે.

*

જર્મનપિતા, પોલિસ માતા અને સ્વીસ પત્ની! ગુન્ટર ગ્રાસ આન્તરરાષ્ટ્રીય! ડૂસલડોર્ફ અને બર્લિનની કલા અકાદમીમાં મૂર્તિ ઘડતાં શીખ્યા તેમ જ પેરિસમાં એક ચિત્રકાર, શિલ્પકાર અને શબ્દકાર એમ ત્રિવિધ

---

ભારતું મૂળ અને કાર્ય'; એરિયોન, હાર્ઈપર ચાર્જ અને લેપ્ટોનના સંચયના સિદ્ધાંતો, પ્રબળ અને નિર્બળ ન્યૂકલીયર આંતરપ્રક્રિયાઓ અને ગુરુત્વાકર્ષણનો અભ્યાસ અત્યારે વિજ્ઞાનની દૃષ્ટિએ જ થાય છે. વિજ્ઞાન આ શુદ્ધિઓને છોડી શકે નહીં કારણ કે પ્રત્યેક વસ્તુનો તાત્ત્વિક અભ્યાસ આ વિજ્ઞાનની પાર્શ્વભૂમિકા વિના અસંભવિત છે. નવી ઘટનાઓની શુદ્ધ વિજ્ઞાનની દૃષ્ટિએ અવગણના કરવાથી જ્ઞાનનો શૂન્યાવકાશ તૈયાર ન થાય તે માટે સંશોધનની સાંકળ અતૂટ રહેવી જરૂરી છે. વિજ્ઞાનના નિયમોની સ્વીકૃતિ કરતાં સાત્ત્વિક સમજ મહત્ત્વની છે. તાત્ત્વિક વિજ્ઞાનમાં રહેલું બળ વિજ્ઞાનયુક્ત અને તંત્રયુક્ત (Scientific and technological) જીવનને યોગ્ય માર્ગ ચીંધે છે. આ બળ સમજ પૂરી પાડે છે. જેનું કોઈ ભૌતિક મહત્ત્વ નથી તેવી સુંદર સાહિત્યિક કૃતિ માણસના જીવનમાં ઘણીવખત પ્રેરણાદાયક કે બળદાયક બની રહે છે. ઉચ્ચ કોટિનું સાહિત્યિક સર્જન ભાવાત્મક જોડાણ કરે છે. જ્યારે ઉચ્ચ કોટિનું વૈજ્ઞાનિક સંશોધન ભૌતિક અને વ્યાવહારિક જોડાણ કરે છે. કોઈપણ જાતના અપૂર્વ સર્જનમાં જોડાણનો અંશ પડેલો હોય જ છે. જેમ સાત્ત્વિક સાહિત્યિક સર્જન માણસને શ્રદ્ધા, બળ અને ઉદારતાનો આદેશ પૂરો પાડે છે તેમ વિજ્ઞાનનો અભ્યાસ –પછી તે શુદ્ધ હોય કે પ્રયોજિત– માણસને કુદરત અને વિશ્વમાં તેનું સ્થાન નક્કી કરી આપે છે; આંતરરાષ્ટ્રીય વ્યવહાર સરળ કરી આપે છે; જીવનમાં સુવિધાઓ વધારી આપે છે.

જીવનની શરૂઆત કરીને ગુન્ટર ગ્રાસે પોતાની જાતને પેરિસની સંઘર્ષમયી સાહિત્યિક પ્રયોગશાળામાં પરોવી દીધી. શબ્દકાર તરીકે ૧૯૫૬માં પ્રથમ કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો. પોતાનાં ચિત્રો અને મૂર્તિઓનાં પેરિસ, મ્યુનિચ, બર્લિન વગેરે શહેરોમાં પ્રદર્શનો ભર્યાં. "ભ્રષ્ટ રસોઈઓ," "બત્રીસ દાંત," "ગરીબનો વિદ્રોહ" અને "ભરતી ઓટ" આદિઅનેક નાટકો પણ લખ્યાં. પણ સાહિત્યિક જગતે એમને આવકાર્યા ૧૯૫૯માં. "ટિન ડ્રમ" નામની એમની નવલકથા બહાર પડી ત્યારે આ નવલકથાએ અચાનક આખી દુનિયાનું ધ્યાન એમના તરફ ખેંચ્યું. રાતોરાત તેઓ ચર્ચાનો વિષય બની ગયા. જર્મની અને ફ્રાન્સના મુખ્ય પુરસ્કારોથી એમને નવાજવામાં આવ્યા. એમને મેં કહ્યું કે ભારતમાંય તમારી આ "ટિન ડ્રમ" નવલકથા ખૂબ લોકપ્રિય થઈ છે, ને ચર્ચા પણ એટલી જ ચાલે છે.

ત્યારે એમણે હસતાં હસતાં કહ્યું કે મને નવાઈની નવાઈ તો એ લાગે છે કે ભારતીય વાચકો યુરોપિયન પૃષ્ઠભૂમિમાં લખાયેલ નવલકથાઓ વાંચવાનું વધારે પસંદ કરે છે.

"ટિન ડ્રમ" વિશે તમે કંઈ કહેશો?"

મારો આ પ્રશ્ન સાંભળીને એ કહે "એ મારી પ્રથમ નવલકથા છે. આમ તો મેં મારી લેખન પ્રવૃત્તિનો આરંભ કાવ્યથી કરેલો. અને હજી પણ મને એમાં રસ એટલો જ.

"ટિન ડ્રમ"માં મેં મારા યૌવનકાળને જોવાનો પ્રયત્ન કર્યો છે. નાઝીવાદના આગમન પહેલાંની અને પછીની અનુભૂતિઓને મેં એમાં વ્યક્ત કરી છે. યુદ્ધ પૂરું થયું ત્યારે મારી ઉંમર સત્તર વર્ષની હતી એ વખતનો નીચલા મધ્યમવર્ગના દૃષ્ટિકોણનું મેં એમાં ચિત્રણ કર્યું છે. આ જ વર્ગે નાઝીવાદને જન્મ આપ્યો છે. આજે આ જ નીચલો મધ્યમવર્ગ પ્રતિક્રિયાવાદને જન્મ આપી રહ્યો છે. વૈયક્તિક દૃષ્ટિકોણથી જોતાં આ વર્ગ બહુ સીધો સરળ લાગશે. પણ એક સંગઠિત સ્વરૂપે આ વર્ગ અત્યંત રૂઢિવાદી અને અનુદાર હોય છે. મારી દૃષ્ટિએ દુનિયામાં આ જ વર્ગ સૌથી વધારેમાં વધારે ખતરનાક છે. નવલકથામાં મેં આ વર્ગનાં લોકોને પોતાની વાત પોતાની જાતે જ કહેવાની તક આપી છે. કથાવચકની જેમ મારી નવલકથામાં મેં કોઈ એવું પાત્ર નથી મૂક્યું કે જે બધું જ જાણતું હોય ને વર્ણન કરતું હોય. માટે જ મારાં મુખ્ય પાત્રો વ્યવહારમાં નિર્દોષ બાળકો જેવાં લાગતાં હોય છે. પણ એમનું મગજ અત્યંત પ્રબુદ્ધ હોય છે. આ પાત્રો નીચલા મધ્યમવર્ગની પ્રત્યેક ગતિવિધિ અને સ્થિતિ વચ્ચે જીવતાં હોય છે. ભાષાના પ્રયોગોની પ્રત્યેક શક્યતાઓનો એમાં મેં પૂરતો ઉપયોગ કર્યો છે. અને અનુભવની પ્રત્યેક પરિણતિનું એમાં મેં ચિત્રણ કર્યું છે. એ નવલકથા છપાતાં જ જર્મન વાચકો અને વિવેચકોના મનમાં ભારે ગરબડ થવા લાગી. એક વર્ગે તો કહ્યું કે "અત્યન્ત વાહિયાત નવલકથા છે," ત્યારે બીજા વર્ગે કહ્યું કે "યુદ્ધ પછીની આ સર્વોત્તમ નવલકથા છે." પણ જર્મનીમાં અને બહાર પણ આ નવલકથાને સારો એવો આવકાર મળ્યો. મારે માટે આ નવલકથા એક અદ્‌ભુત અનુભવ હતો. વાસ્તવમાંથી અયથાર્થ વિચિત્રતાઓમાં પહોંચવું અને પાછા યથાર્થની લગોલગ આવી જવું એવી રીતે વાર્તા કહેવાનો મારે માટે આ પહેલો જ પ્રયાસ હતો. કાવ્યો દ્વારા હું આભાજનતા સુધી નહોતો પહોંચ્યો, જે આ નવલકથા દ્વારા શક્ય બન્યું. એ પછી તો મેં "કેટ એન્ડ માઉસ" અને "ડૉગ ઈયર્સ" એમ બીજી પણ બે નવલકથાઓ લખી. મારી આ ત્રણ નવલકથાઓની કથાભૂમિ દાનજિગ નગર છે, જે એક મુક્ત શહેર હતું. જ્યાંથી યુદ્ધની શરૂઆત થઈ હતી. આ શહેર આજે પોલેન્ડમાં છે. દાનજિગ મારી જન્મભૂમિ છે. માટે જ નવલકથામાં હું વધારેમાં વધારે વાસ્તવિકતા લાવી શક્યો છું. હું સમગ્ર દુનિયા વિશે નથી કહેતો. હું તો મારા એક નાનકડા દાનજિગ વિશે કહું છું."

*

"રાજકારણમાં જે રીતે તમે ઓતપ્રોત થતા જાવ છો તે જોતાં તો હવે ચોથી નવલકથાની આશા બહુ જલદી તો શેની કરું?"

"ના, ના. અત્યારેય હું લખું છું. અત્યારે હું એક નાટક લખું છું, જેને બર્લિનનાં છેલ્લાં બે વરસ જોડે સંબંધ છે. બર્લિનમાં જ્યારે લખવાનું અસંભવિત

બની જાય છે ત્યારે એ ત્રણ મહિના માટે હું ક્યાંક અલોપ થઈ જાઉં છું. એક નાગરિક તરીકે પોતાની રાજનૈતિક જવાબદારીઓમાંથી તેમ જ વૈચારિક પ્રતિબદ્ધતાઓમાંથી હું છટકી શકું નહિ. લેખન એ મારો એક વ્યવસાય છે અને રાજકારણ એ મારી એક જવાબદારી છે. માટે જ દિનપ્રતિદિન હું આટલો સક્રિય બનતો જાઉં છું. મારા દેશ માટે હું ભયના ચિહ્નો જોઈ રહ્યો છું. અને એટલા માટે જ હું ઉદ્વિગ્ન છું. થોમસ માને હિટલરના વિરોધમાં વહેલો જગાવ્યો હતો પણ ત્યાં સુધીમાં તો બહુ મોડું થઈ ગયું હતુ એટલા માટે જ આ દિવસોમા સાહિત્ય વિશે હું ઓછું વિચારું છું ને ઓછું બોલું છું."

*

– કયા પ્રકારના રાજકારણમાં તમે વ્યસ્ત છો?

"આ દેશમાં એક બાજુથી નવનાઝી પાર્ટીનું (એન. પી. ડી.) જોર વધતું જાય છે. ને બીજી બાજુ ચાન્સેલર કીસિંજર, જેઓ પહેલાં નાઝી પાર્ટીમાં જ હતા, તેઓ અત્યારે સત્તા પર છે. અમારી ફરજ અત્યારે એ છે કે એક બાજુથી કીસિંજરની પાસેથી સત્તા લઈ લેવી અને બીજી બાજુથી નવનાઝી પાર્ટીને પણ કાંઈ ન આપવું. હું સમાજવાદી છું. અને આ જ મારી રાજનીતિ છે. જર્મન વિદ્યાર્થીઓ અને યુવાનો આજકાલ આ નાઝીપાર્ટીવાળાઓની સામે સંઘર્ષ કરી રહ્યા છે. આ સંઘર્ષ ઉપલકિયા દૃષ્ટિએ જ ચાલી રહ્યો છે એવો મને ભય છે. એટલે પ્રતિક્રિયાવાદ વધારે જોર પકડતો જાય છે. આવુ અહીં પહેલી જ વાર બને છે તેવું પણ નથી ઇતિહાસનું જ આ પુનરાવર્તન છે. વિદ્યાર્થીઓને હું હમેંશા કહું છું કે ખરેખર જ જો તમારે કશુંક કરવું હોય તો પહેલાં પરિસ્થિતિનો સાચો અભ્યાસ હોવો જોઈએ, સમાજવાદીઓનો વિરોધ કરવાની અત્યારે જરૂર નથી. કારણ કે ભય ક્યાંક બીજે જ છે. એટલે સાચા શત્રુને ઓળખ્યા વિના સંઘર્ષ નિષ્ફળ જશે. સમાજવાદીઓ એક પછી એક ચૂંટણી હારતા જાય છે. ને પ્રતિક્રિયાવાદીઓ જીતતા જાય છે. હવે પછીની ચૂંટણીનું પરિણામ શું આવશે તે કહી શકાય તેવું નથી. સમાજવાદીઓએ સંયુક્ત સરકારમાં જોડાયા પછી અનેક ભૂલો કરી છે. પણ એમના સંયુક્ત સરકારમાં જોડાવાનાં પગલાને હું ભૂલ નથી માનતો. આ વખતે આ દેશની જે પરિસ્થિતિ છે તેમાં સમાજવાદી તત્ત્વોમાં વિજય માટે સરકારમાં જવું જ ઉચિત હતું. પણ સરકારમાં ગયા પછીથી એમણે યુવાનોનો સહકાર ખોઈ દીધો. વામપંથી યુવાનોની સંવેદનાનુભૂતિ પણ ખોઈ દીધી. હું મારા આ રાજકીય વિચારો એક નાગરિકની હેસિયતથી યુવાનો સમક્ષ રજૂ કરવાનો પ્રયત્ન કરું છું. એક સાહિત્યકાર પર્વતના શિખર પર ઊભો ઊભો પોતાને ઈશ્વરનો અવતાર માનીને માત્ર ઉપદેશ જ આપ્યા કરે એ વસ્તુ મને પસંદ નથી. કયા પ્રકારના સમાજમા, સંપ્રદાયમાં, મારાં પુસ્તકો જાય છે એ વાતમાં મને રસ છે. અને એટલા માટે જ પરિસ્થિતિને બદલવામાં પણ મને રસ છે. હું માત્ર લખ્યા જ કરું ને મારા વાચકવર્ગને જોઉં જ નહિ એ કેમ ચાલે. તો મારા લેખકધર્મને હું વફાદાર નથી. એટલા માટે જ ચાન્સેલર કીસિંજરને, એક ભૂતપૂર્વ નાઝીને, સત્તા પરથી ફેંકી દેવાના કાર્યમાં હું તલ્લીન છું. ભાષણખોરીમાં મને શ્રદ્ધા નથી ગંભીર વિચારવિમર્શથી જ આપણે સફળ થઈ શકશું. પણ વિદ્યાર્થીઓ હજુ મારી વાતમાં રસ નથી લેતા. તેઓ હો ચિ મિન્હ, કાસ્ટ્રો, ચે ગુવેરા તરફ જોઈ રહ્યા છે. ચે ગુવેરાએ ક્યૂબામાંથી બોલીવિયાને ક્રાન્તિનું નિશાન બનાવવા ધાર્યું. પણ ત્યાં એને સફળતા ન મળી. હવે તેઓ જર્મનીને માટે તેવો પ્રયત્ન કરી રહ્યા છે. અમારો યુવાનવર્ગ પાડોશના ચેકોસ્લોવેકિયા તરફ નથી જોતો. ગાંધી તરફ નથી જોતો. માર્ટિન લ્યૂથર કિંગ તરફ નથી જોતો. આવી રીતે અમે આત્મવિશ્વાસ પણ ખોઈ રહ્યા છીએ. યુદ્ધ પછીથી વિલી બ્રાન્ટ જેવાઓએ જે કંઈ કર્યું છે તેથી દેશનો આત્મવિશ્વાસ પુનઃ જાગ્રત થયો હતો. પણ આ વખતે આત્યંતિક દક્ષિણપંથી અને પ્રતિક્રિયાવાદને જોઈને પેલો આત્મવિશ્વાસ ફરીથી ડગવા લાગ્યો છે.

*

— આખરે આ વિદ્યાર્થી આંદોલન છે શું?

યુદ્ધ પછીથી પહેલી જ વાર દેશના યુવાનો જાગતિક પ્રશ્નો વિશે આટલી ગંભીરતાથી રસ લઈ રહ્યા છે. મારી દૃષ્ટિએ આ એક શુભચિહ્ન છે. યુનિવર્સિટીશિક્ષણનું

આખું માળખું જ અઢારમી સદીનું છે એટલે વિદ્યાર્થીઓ પ્રથમ તો આ જરીપુરાણાં માળખાનો સખત વિરોધ કરે છે. પણ આ વિરોધ કરતાં કરતાં તેઓ સીધા વિયેટનામ, ચીન અને ક્યૂબાની ક્રાંતિ પર પહોંચી જાય છે. તેઓ ભૂલી જાય છે કે જરીપુરાણી શિક્ષણપદ્ધતિ અને વિયેટનામ વચ્ચે એક ઊંડી ખાઈ છે, જેને અવગણી ન શકાય. વિદ્યાર્થીઓ કહે છે કે મૂડીવાદ ફાસીવાદને જન્મ આપે છે. પણ આ સાચું નથી. ઇંગ્લૅન્ડ, હોલૅન્ડ, સ્વિટ્ઝર્લૅન્ડ અને સ્કેન્ડેનેવિયા વગેરેએ મૂડીવાદ તરફથી લોકશાહી સમાજવાદ તરફ પ્રયાણ કર્યું છે. જ્યારે વામપંથી, અરાજ્યવાદી મુસોલિની ફાસિસ્ટ બની ગયો એટલે ફાસીવાદની સાથે નથી તો મૂડીવાદને સંબંધ કે નથી તો સમાજવાદી અરાજ્યવાદને સંબંધ. તેથી જર્મની માટે મને અહિંસક પ્રતિકારનો માર્ગ વધારે વ્યવહારુ લાગે છે. ભારતમાં ગાંધીને ને અમેરિકામાં માર્ટિન લ્યૂથર કિંગને સફળતા મળી. શરૂઆતમાં વિદ્યાર્થીનેતા ફ્રૂશ્કેની એવી યોજના હતી કે પોલિસોની સામે ન થવું. અહિંસક પ્રતિકારની એમની આ યોજના ઘણી સફળ થઈ. હિંસા કર્યા વિના પણ પ્રખર સંઘર્ષ સંભવિત છે. આજકાલ પેરિસમાં જે વિદ્યાર્થીઆંદોલનો ચાલે છે. તેની નકલ કરવાનો અહીં પ્રયત્ન થાય છે. ફ્રાન્સવાસીઓ ક્રાન્તિનો અર્થ જાણે છે. અમને એનો અનુભવ નથી. અમારે ત્યાં ક્રાન્તિ કદી થઈ જ નથી. એટલે અમે એનો અનુભવ કરવા માગીએ છીએ.

*

— પૂર્વપશ્ચિમના સંબંધોનું ભાવિ તમને કેવુંક લાગે છે?

નાટો અને વોર્સો સંધિ હવે જુની થઈ ગઈ છે. એટલે અમે હવે કોઈ નવી "યુરોપિયન સંરક્ષણ" પદ્ધતિ શોધીએ છીએ. પૂર્વજર્મનીની સરકારને માન્યતા આપવી, રશિયા, ચેકોસ્લોવેકિયા, આદિ દેશો જોડે એ અંગે વાતચીત કરવાનું આ પ્રથમ સોપાન હશે. અત્યારે ચેકોસ્લોવેકિયા અને સમગ્ર પૂર્વયુરોપમાં એક નવી જ વૈચારિક ક્રાન્તિ ચાલે છે. દુબચેકે સમાજવાદ અને લોકશાહીના સમન્વયની દિશામાં યુક્તિપૂર્વક જે ડગ માંડ્યાં છે તે જોઈને અમારી શ્રદ્ધા વધારે દૃઢ બની છે. પ્રથમ વિશ્વયુદ્ધ વખતના ચકોર સૈનિક શ્વાઈક જેવા જ દુબચેક પોતાની વિચક્ષણ બુદ્ધિપ્રતિભાનાં અને કુશળતાનાં દર્શન કરાવી રહ્યા છે. પોલૅન્ડના કોલાકોવ્સકી જેમને કૉમ્યુનિસ્ટ પાર્ટી અને યુનિવર્સિટીમાંથી હાંકી મૂકવામાં આવ્યા, હંગેરીના લુકાસ જ્યોર્જ, જેઓ પોતાના સ્વતંત્ર ચિન્તનને કારણે સત્તારૂઢ નેતાઓની નારાજગીના ભોગ બન્યા છે, રશિયાના તરુણ બુદ્ધિજીવીઓ જેમને જેલમાં હડસેલી દેવામાં આવ્યા છે, ઇટાલિયન કૉમ્યુનિસ્ટ પાર્ટીના તોગલિયાત્તી જેમણે લોકશાહી સામ્યવાદનું નવું "ટેસ્ટામેન્ટ" આપ્યું છે, અને ચેકોસ્લોવેકિયામાં દુબચેકનાં સક્રિય પગલાં — આ તમામ ઊથલપાથલ દૂરગામી પરિણામો લાવશે. લોકશાહી સમાજવાદીઓ અને સામ્યવાદીઓ અત્યાર સુધી જે રીતે લડતા હતા તે લડાઈનો અન્ત હવે આવી શકે ખરો. પશ્ચિમના સમાજવાદીઓ સહેજ વધારે 'રેડિકલ' બને અને પૂર્વના સામ્યવાદીઓ સહેજ વધારે લોકશાહીવાદી બને તો એક નવું જ વાતાવરણ સર્જાશે. અમે એ વાતાવરણની પ્રતીક્ષા કરીએ છીએ.

*

— તમે પૂર્વજર્મનીની સરકારને માન્યતા આપવાની વાત કરી. તો પશ્ચિમ બર્લિન પણ પૂર્વ જર્મનીમાં ચાલ્યું જશે ને?

હું કોઈ એવી જગ્યાએ રહેવાનું પસંદ ન કરું કે જ્યાંથી સરકાર મને માર્ગદર્શન આપે કે મારે શું લખવું ને શું ન લખવું. આ એક એવો પ્રશ્ન છે કે જેમાં કશી જ બાંધછોડ ન થઈ શકે. એટલા માટે પશ્ચિમ બર્લિનનો પૂર્વજર્મનીમાં સમાવેશ કરવા પહેલાં પૂર્વજર્મનીમાં ચેકોસ્લોવેકિયા જેવું લોકશાહીકરણ વધારે જરૂરી છે.

*

અન્તે ગુન્ટર ગ્રાસે ભારત આવવા માટે કહ્યું કે ભારત મારે માટે હમેશાં આકર્ષક રહ્યું છે ત્યાંના લોકો, ત્યાંની પ્રકૃતિ, ત્યાંનું દર્શન વગેરે. અત્યાર સુધી તો ત્યાં આવવાની તક નહોતી મળી પણ હવે કદાચ જલદી મળશે તેવું લાગે છે.

આવી રીતે જર્મનીના આ ધુરંધર સાહિત્યકાર જોડે કાગળોથી ને પુસ્તકોથી ખીચોખીચ ભરેલા શાન્ત વાતાવરણમાં મારી ૪૦ મિનિટ પૂરી થઈ.*

* ચે ગુવેરાનું અવસાન તથા ચેકોસ્લોવાકિયા ઉપરનું આક્રમણ થવા પૂર્વે લખાયેલ નોંધ.

# માનવઉત્કર્ષનાં સોપાન

ઇન્દ્રસૂ

મૃત્યુની ઘટના બતાવી આપે છે કે પ્રત્યેક જીવ અને તેવા મનુષ્યમાં બે વ્યક્તિત્વો હોય છે. એક બહિર્માનવ-વ્યક્તિત્વ એટલે ભૌતિક શરીર અને બીજું આંતર્માનવ-વ્યક્તિત્વ એટલે સૂક્ષ્મ મન જે અગાધ અચેતન આત્માનો થોડોક ચેતન અંશમાત્ર છે. મૃત્યુ થતાં આંતર્માનવ-વ્યક્તિત્વ અદૃશ્ય થાય છે એટલે બહિર્માનવવ્યક્તિત્વ નિષ્ક્રિય બનીને નાશ પામે છે આ હકીકત કંઈક એવું સૂચન કરે છે કે આંતર્માનવવ્યક્તિત્વ જીવનનું મુખ્ય તત્ત્વ છે અને બહિર્માનવવ્યક્તિત્વ ગૌણ છે, જેને એનો હેતુ સર્યે આંતર્માનવવ્યક્તિત્વ એકાએક મૂકીને જતું રહે છે. એટલે જણાય છે કે આંતર્માનવવ્યક્તિત્વ એ કશાક હેતુ માટે 'સાધક' છે અને બહિર્માનવવ્યક્તિત્વ એ 'સાધન' છે. ત્યારે 'સાધ્ય' શું છે, અને શરીર 'સાધન' દ્વારા કઈ 'સાધના' વડે આ 'સાધક' પોતાના 'સાધ્ય'ને પ્રાપ્ત કરવા માગે છે? આ સવાલોના જવાબોમાં જ માનવજીવનનું રહસ્ય છુપાયલું છે.

આપણી સમક્ષ ભૂખ, તરસ અને અંગરક્ષા માટેની જોગવાઈના સવાલો સતત ઊભા હોય છે. આ બધા બહિર્માનવવ્યક્તિત્વના વિકાસયંત્રને ચાલકશક્તિ જોઈતી હોય છે, જે ભોજન તથા અંગરક્ષાની સામગ્રી વડે અનુક્રમે પ્રત્યક્ષ તથા પરોક્ષરૂપે આપણા બહિર્માનવ-વ્યક્તિત્વને 'સાધન' તરીકે પોતાની ફરજ બજાવવા માટે જોઈતી હોય છે. આ સામગ્રી સંપાદન કરવાની પ્રવૃત્તિ તે 'આર્થિક પ્રવૃત્તિ' કહેવાય છે. ખાદ્યોપાર્જન, ખાદ્યવિતરણ, પાચનયંત્ર ગ્રહણ કરી શકે તેવી વાનીઓ ખાદ્યપદાર્થોમાંથી બનાવવાની પ્રક્રિયાઓ જેવી કે લોટ દળવો, રસોઈ બનાવવી અને જમવું; તથા અંગરક્ષણ માટે મકાનની સામગ્રી એકઠી કરવી અને તે બાંધવું; વસ્ત્રો માટે ચામડું, ઊન, સુતર, વગેરે ઉપાર્જન કરવાં, વસ્ત્રો બનાવવાં; દવાઓ તૈયાર કરવી; ઇ. એ બધું આર્થિક પ્રવૃત્તિઓ કે ક્રિયાઓમાં આવે. આ રીતે આપણી આર્થિક પ્રવૃત્તિઓ બહિર્માનવવ્યક્તિત્વના વિકાસયંત્રને ચાલકશક્તિ પૂરી પાડતી હોય છે.

આ પ્રમાણે 'સાધન'ની જરૂરીઆતો સંતોષાતાં, એની અંદર બેઠેલો સાધક એટલે કે આંતર્માનવ વ્યક્તિત્વની કેટલીક વૃત્તિઓ વડે પોતાના વિકાસયંત્ર માટેની જરૂરીઆતો રજૂ કરે છે. આપણે જોઈએ છીએ કે ખાધા પછી કૂતરાં-બિલાડાં ગેલ કરવા લાગે છે. વનવાસીઓ ('આદિવાસી' શબ્દ ખોટો છે, કારણ કે પૃથ્વીના પટ પર ઇતિહાસના ગાળામાં બધી પ્રજાઓ આમથી તેમ ફરતી રહી છે, એટલે એક પણ પ્રજા અમુક વિસ્તારની તે આદિવાસી છે એ કહેવું કે માનવું ખોટું છે)નું મુખ્ય ભોજન સાંજનું હોય છે. એ લીધા પછી તેઓ નૃત્ય અને સંગીત માટે બહાર નીકળી પડે છે. ભોજન પછી આપણામાંના કેટલાક વાજિંત્ર ઉપાડે છે. કોઈ ચિત્રકામ માટે બેસી જાય છે. કેટલાક નૃત્ય કરવા લાગી જાય છે, અગર તો જુએ છે. કોઈને ફિલ્મ જોવી ગમે છે ઘણા શિકાર માટે, તોફાન કરવા કે બિજાઓની પજવણીમાંથી આનંદ મેળવવા નીકળી પડે છે. કેટલાક ભજન અને પૂજાપાઠમાં પરોવાય છે. બધી પ્રવૃત્તિઓ બીન–આર્થિક છે, એટલે કે એમના વડે ભૂખ–તરસ કે અંગરક્ષણની જરૂરીઆતો પૂરી થતી નથી. ગાવાથી પેટ ભરાતું નથી તેમ નૃત્યથી તરસ છીપાતી નથી, પણ આંતર્માનવ-વ્યક્તિત્વ એમનાથી સંતોષ મેળવે છે. આ બિન–આર્થિક પ્રવૃત્તિઓ એટલે જ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ. અહીં આપણને 'સંસ્કૃતિ'ની સ્પષ્ટ વ્યાખ્યા પ્રાપ્ત થાય છે (જેટલા સંસ્કૃતિના તજ્જ્ઞો તથા સમાજશાસ્ત્રીઓ છે તેટલી જ 'સસ્કૃતિ'ની વ્યાખ્યાઓ પણ છે). આ પ્રમાણે 'સાધક' આંતર્માનવવ્યક્તિત્વ તે બહિર્માનવવ્યક્તિત્વના 'સાધન' વડે સાંસ્કૃતિક 'સાધના' માટે પ્રવૃત્ત થાય છે. આ સાધનાનું 'સાધ્ય' શું છે એ આપણે પછીથી જોઈશું. અહીં વધુમાં એટલી જ હકીકતની આપણે નોંધ

સેવાની રહે છે કે સાંસ્કૃતિક સાધના એ વ્યક્તિગત રૂપે સાધવાની હોય છે. આર્થિક પ્રવૃત્તિઓ સામુદાયિક રૂપે થઈ શકે. રોટલો અને છાશ આખા ગામને સરખા પ્રકારનાં જોઈતાં હોય છે. ભોજનસમારંભોમાં બધાં માટે સરખા પ્રકારનું ભોજન તૈયાર થાય છે. ત્યાં કોઈને વાંધો આવતો નથી. પણ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓને લગતો રસ વ્યક્તિએ વ્યક્તિએ ભિન્ન ભિન્ન પ્રકારનો હોય છે, માટે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ સારુ સમાજવાદનો સિદ્ધાંત કે વહીવટી સમાનતાનું ધોરણ લાગુ થઈ શકે નહિ. વસ્તુતઃ સમાજ અને તેની વહીવટી પાંખોનું કર્તવ્ય વ્યક્તિને અર્થવ્યવસ્થા તથા સંરક્ષણની બાબતમાં સહાયભૂત થવાનું છે; સાંસ્કૃતિક વિષયોમાં તેની દરમ્યાનગીરી અનુચિત છે. એ વ્યક્તિએ વ્યક્તિનો સવાલ એના સંસ્કારો પ્રમાણે એણે પોતાની સાધના વડે પોતાની મેતે સમાનધર્મીઓનો સહકાર સંપાદન કરીને ઉકેલવાનો છે. સમાજની દખલ ફરીથી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ અને કેળવણી વિકૃતિ પામતી હોઈ એના ધ્યેયમાંથી ચ્યુત થાય છે. એ જ કારણે રશીઆમાંથી લોખંડી દીવાલ ઓળંગી ઓળંગીને કળા–સાહિત્યકારો તથા વિજ્ઞાનવિદો બહાર નીકળી નીકળીને છુટકારાનો દમ મેળવે છે.

વ્યક્તિ અંગતરૂપે, જોડારૂપે, ને સમાજના મૌલિક ઘટકરૂપે જે સાંસ્કૃતિક પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થાય છે એ પ્રવૃત્તિઓ અત્યાર સુધીના માનવઇતિહાસના ચિત્ર-પટ પરથી જે રીતે પ્રતિબિંબિત થાય છે તેનો અભ્યાસ આપણને એમના બેવડા વર્ગીકરણ પ્રત્યે દોરી જાય છે; ધન (સંસ્કારી) સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ તથા ઋણ (વિકારી) સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની બે પરસ્પર વિરોધી શૃંખલાઓ. ધન સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની શૃંખલામાં નિઃસ્વાર્થ પરોપકાર; આત્મસમર્પણ (ધાર્મિક કાર્યોની પાછળ તથા કળાસાધનાની પાછળ આ વૃત્તિ કામ કરે છે)ની ભાવના; ઉત્સવો અને રમતો; કળાઓ, સાહિત્ય અને વિજ્ઞાનનું સર્જનાત્મક તથા આશાવાદી ખેડાણ; ઇ૦. આ શૃંખલાની સમાનાંતરે આ પ્રવૃત્તિઓની વિરોધાભાસી એવી ઋણ સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની શૃંખલા ચાલે છે, જેમાં અનુક્રમે હિંસા–શોષણ; અભિમાન–ઘૃણા; યુદ્ધખોરી અને હિંસાત્મક રમતો; કળા, સાહિત્ય અને વિજ્ઞાનનું વિધ્વંસાત્મક તથા નિરાશાવાદી ખેડાણ; ઇ૦ ને લગતી વૃત્તિઓ હોય છે. બંને શૃંખલાઓની વચ્ચે આંતર્માનવવ્યક્તિ પોતાની સ્થિતિ ધરાવે છે. આ બેમાંથી કઈ શૃંખલા તરફ આંતવ્યક્તિત્વ પોતાની સાધના માટે વળે એનો આધાર તેના વિકાસયંત્ર માટે મળતી ચાલકશક્તિની પ્રાપ્તિ કે અપ્રાપ્તિ પર હોય છે. બંને માનવવ્યક્તિત્વોનાં વિકાસયંત્રો ભોજન તથા વર્તન વડે આગળ વધવા માટેની ચાલકશક્તિ મેળવે છે. પ્રત્યેક જીવ આ વિશ્વના મહાયંત્રનો અકેકો અનિવાર્ય ચાલક પુરજો છે. આ પુરજાઓ પરસ્પર ટકરાઈને એકબીજાનો નાશ કરે કે એકબીજાને ઈજા પહોંચાડે તો એથી તેના પોતાનાં અસ્તિત્વનાં હિતો પણ ઘવાય છે. આ રીતે અહિંસા (અમારિ) અને અશોષણની પરસ્પર વર્તણુક આ પ્રત્યેક જીવની બીજા સમાનધર્મી જીવ પ્રત્યેની મૂળભૂત ફરજ હોય છે. આ સિદ્ધાંતને જીવાનુ-શાસન (બાયોઇથીક્સ) કહી શકાય છે. બને માનવ-વ્યક્તિત્વોનાં વિકાસયંત્રો તેમની ગતિ માટે ચાલકશક્તિ ભોજનમાંથી મેળવે છે. હવે જો આ ભોજનની સામગ્રી જીવાનુશાસનનો ભંગ કરીને એટલે કે હિંસા અને શોષણની રાહે મનુષ્ય મેળવે તો તે માનવ માટે બિન-કુદરતી હોવાથી તે બહિર્માનવવ્યક્તિત્વના વિકાસયંત્રને ચાલકશક્તિ આપી શકે છે, પણ આંતર્માનવવ્યક્તિત્વના વિકાસયંત્ર સુધી પહોંચવાની તેનામાં ક્ષમતા હોતી નથી ને વળી આંતર્માનવવ્યક્તિત્વ માટે તે કુદરતી રીતે અગ્રાહ્ય પણ હોય છે. એટલે જો મનુષ્ય અહિંસા તથા અશોષણ વડે ખાદ્યસામગ્રી મેળવે તો તે બહિર્માનવવ્યક્તિત્વના વિકાસયંત્રને ચાલકશક્તિ પૂરી પાડ્યા પછી આંતર્માનવ-વ્યક્તિત્વના વિકાસયંત્રને પણ પૂરી પાડે છે ને તેમ થતાં આંતર્માનવવ્યક્તિત્વ ધન સાંસ્કૃતિક પ્રવૃત્તિઓની શૃંખ-લાને માર્ગે આગળ વધે છે અને તેની આગેકૂચને તેનો અહિંસા અને અશોષણમય જીવનવ્યવહાર એને ખરી દિશામાં રાખી માનવતાને ઊંચે ને ઊંચે લઈ જાય છે. આ પરિસ્થિતિમાં માનવઇતિહાસમાં પરોપકારવૃત્તિ, આત્મસમર્પણની ભાવના, કળા, સાહિત્ય અને વિજ્ઞાનનું સર્જનાત્મક તથા આશાવાદી ખેડાણ, ઇ.નું પ્રાધાન્ય હોય છે. પરંતુ જો મનુષ્ય જીવાનુશાસનની વિરુદ્ધ જઈ હિંસા તથા શોષણનાં કૃત્યો દ્વારા પોતાનો ખોરાક મેળવે

રેખા કો-ઓપરેટિવ પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ સોસાયટી,
હિમાવન, પાલડી, અમદાવાદ-૭

## રેખા સહકારી પ્રકાશન

વાર્તાસંગ્રહ

# ન તત્ર સૂર્યો ભાતિ

સુરેશ હ. જોષી

વિવેચન

# પરિચય અને પરીક્ષા

નગીનદાસ પારેખ

નવલકથા

# ફેરો

રાધેશ્યામ શર્મા

મુખ્ય વિક્રેતા :
આર. આર. શેઠની કંપની
ફુવારા, અમદાવાદ-૧, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૧

પરિસંવાદ :

## બૌદ્ધિકોનું દાયિત્વ

## મસો

કારખાના યામુનારીની વાર્તા

# વિશ્વમાનવ

ઑક્ટોબર ૧૯૬૮



રેખા કૉ-ઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી,
હિમાવન, પાલડી, અમદાવાદ-૭.

## સંસ્થા પ્રકાશન

વાર્તાસંગ્રહ

# ન તત્ર સૂર્યો ભાતિ

સુરેશ હ. જોષી

વિવેચન

# પરિચય અને પરીક્ષા

નગીનદાસ પારેખ

નવલકથા

# ફેરો

રાધેશ્યામ શર્મા

મુખ્ય વિક્રેતા :
આર. આર. શેઠની કંપની
ફુવારા, અમદાવાદ-૧, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨.

---

## સંસ્થા સમાચાર

૧૯૬૮-૬૯નું બોર્ડ ઓફ ડિરેક્ટર્સ

બી. કે. મજમુદાર (પ્રમુખ)
ઉમાશંકર જોશી (ઉપપ્રમુખ)
નીરુભાઈ દેસાઈ (ઉપપ્રમુખ)
યશવંત શુક્લ
ઉત્સવ પરીખ
વિમલ શાહ
રાજુ પંડિત
બકુલ ત્રિપાઠી
ધનપાલ શાહ
રઘુવીર ચૌધરી (મેનેજિંગ એડિટર)
સૂર્યકાન્ત પરીખ (મેનેજિંગ ડિરેક્ટર)



સંસ્થાનું પ્રેસ નવેમ્બર આખર સુધીમાં છાપકામ શરૂ કરશે.

વિશ્વમાનવ દર માસની ૨૬મી તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂા. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી,
રામજી મંદિર પોળ, વડોદરા

વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી, હીમાવન, પાલડી, અમદાવાદ-૭

મુદ્રણ-સ્થાન
ચંદ્રિકા પ્રિન્ટરી, મિરઝાપુર રોડ, અમદાવાદ-૧
મુદ્રક-પ્રકાશક-માલિક
બકુલ ત્રિપાઠી, મૅનેજિંગ ડિરેક્ટર, રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી, પાલડી, અમદાવાદ-૭

# વિશ્વમાનવ

૯૪ ઑક્ટોબર ૧૯૬૮

# સ્વ. રાવજી પટેલ

## રઘુવીર ચૌધરી

ડાકોરથી એક કાચી સડક જાય છે પહેલાં સુઈ ગામ આવે અને પછી રાવજીનું વતન – વલ્લવપુરા. નાનું સરખું ગામ છે, એક નજરે જોઈ લેવાય એવું. દૂર રહીને પણ રાવજી વલ્લવપુરાને જોતો રહેલો, પોતાના બદલાતા ચિત્તમાં એની એક છબી સતત સાચવી રહેલો. ડાકોરની ગુજરાતી નિશાળમાં એને ભણવા મૂકેલો. દર ચોમાસે પડખું બદલતા રસ્તે ચાલતાં ચાલતાં ડાકોર પહોંચવાનું. વળતાં સુઈ ગામના એક ડોશીનો ઘણીવાર સંગાથ થતો. એમની પોટલી નાનો રાવજી ઉપાડી લે અને એનું દફતર ડોશીને આપે; ત્યારે એ કોઈક બાળકીને પણ ઓળખતો, જેની યાદ છેક ગયા મે માસની ૨૭મી તારીખ સુધી ડાકોરની સંગીતશાળા ભેગી એ એ સાચવી રહેલો. થોડી વાર પહેલાં એણે એનું છેલ્લું ગીત ગાઈ ગાઈને લખાવ્યું હતું. ટૂંકા ટૂંકા શ્વાસથી જીવવાનું હતું એવી ક્ષણોમાં પણ એ ગાઈ શકેલો. પછી બાળપણની યાદમાં રહી પડેલો.

માધ્યમિક શિક્ષણ અમદાવાદમાં લીધું. કાકાને ઘેર રહેતો. મિલમાં કારકુનની નોકરી મળી. કૉલેજમાં પણ કંઈક જતો અને આર્ટ્સની પહેલા અને બીજા વર્ષની પરીક્ષાઓ પાસ કરેલી. એવામાં જ પોતાનાથીય છુપાવી રહ્યો હતો એ તબિયતની વાત જાહેર થઈ ગઈ. પહેલા મળ્યા એ ડૉક્ટરે તપાસ કરીને સહેજે સંકોચ રાખ્યા વિના કહી દીધું – '૭ માસ જીવશો.' રાવજીથી એ માની શકાય એમ ન હતું. પચીસ રૂપિયાના ભાડાની એક ઓરડીમાં ઘરસંસાર શરૂ કરી દીધો હતો. મહાલક્ષ્મીએ પુત્રીને જન્મ આપ્યો હતો અને રાવજીએ એનું નામ પાડ્યું હતું – 'અપેક્ષા.' હજી બી. એ. થવું હતું અને કૉલેજમાં પ્રોફેસર થવું હતું. રમણ અને બીજા બે ભાઈઓને ભણાવવાના હતા. વીસ વીઘાંમાંથી ગીરો મુકાઈ ગયેલી દસ વીઘાં જમીન છોડાવવાની હતી; ખેતી કરતા પિતાજી (છોટાલાલ)નો ભાર ઓછો કરવો હતો. રાવજીએ એ ડૉક્ટરની વાત છેક સુધી સાચી ન જ માની અને એ પછી તો ચાર વર્ષ જીવ્યો. જોકે એવામાં થોડા દિવસ ભારે બેચેન રહેલો. પણ પછી મુંબઈના ડૉક્ટરે કિડની તપાસીને આશ્વાસન આપ્યું. એક ફેફસું આખું સાજું હતું, ઑપરેશન કરાવીને જોખમમાંથી ઊગરી શકાય એમ હતું. આણંદના ક્ષય-ચિકિત્સાલયમાં દાખલ થયો અને જિંદગીમાં પહેલી વાર તાજો થઈને બહાર આવ્યો. આ પહેલાં ત્રણ નોકરીઓ છોડેલી. મિલમાં સાહેબ બીજા કોઈને રાખવા માટે એને છૂટો કરવા માગે છે એવું માની લઈને એણે જાતે જ જવાનું બંધ કરેલું. પછી વિદ્યાપીઠના પુસ્તકાલયમાં થોડો સમય અને થોડો સમય 'કુમાર' કાર્યાલયમાં કામ કરેલું. જેટલા ઉત્સાહથી એ નવી નોકરી સ્વીકારી લેતો એટલા જ વૈરાગ્યથી છોડી પણ દેતો અને ભૂલી જતો.

આણંદથી આવ્યા પછી એણે 'અશ્રુઘર' લખી. બે વાર લખી. પહેલી વાર લખી તેમાં કથા અડધમાં પૂરી કરી હતી અને લલિતા સાથે સત્યને પરણાવી દઈને બેઉને સુખી કર્યાં હતાં. ફરીથી લખી અને પછી સત્યને છેક અંત સુધી લઈ ગયો. 'અશ્રુઘર'ને આવકાર મળ્યો. રાધેશ્યામે, ચંદ્રકાન્તે રાવજીમાં પન્નાલાલ-પ્રકારની શક્તિ જોઈ. રાવજીએ શરદબાબુ બરોબર વાંચેલા અને લાગણીના નિરૂપણમાં વાચકને આગામી ક્ષણથી અજાણ્યો રાખવાની શરદબાબુને જે ફાવટ છે એ રાવજીમાં પણ હતી. પણ વિશેષ તો એ કે 'અશ્રુઘર'માં વાસનાઓની સરળ સંધિ નથી. ઇન્દ્રિયાનુભવોની ખેંચતાણ છે, સમાધાન કોને કહે એ ન જાણતાં આળાં અને બરડ સંવેદનોની વિષમ સંધિથી અનુભવાતી સંકુલતા છે. હજી એને પોતાની આગવી રીતિ મળી નથી અને ક્યાંક ક્યાંક શબ્દો એની ભાષામાંથી છૂટા પડી જાય છે પણ સમગ્રપણે કૃતિ રોચક બનેલી છે. ગેરસમજ કે વિરોધ ન હોય તોપણ બે માણસ બે હોય છે એટલા જ કારણે અનુભવાતો સંઘર્ષ અહીં આસ્વાદ્ય બને છે. પાત્ર રચવાની અને ગૌણ પાત્રોને ઉઠાવ આપવાની રાવજીમાં શક્તિ છે એ વાત આ પહેલી કૃતિથી બહાર આવી.

'ઝંઝા' લખી, તે પહેલાં બારેક વાર્તાઓ થયેલી, પણ બધી અંગ્રસ્થ થઈ શકે એવી નહિ. છેલ્લાં વર્ષમાં લખાયેલી વાર્તાઓએ ધ્યાન ખેંચ્યું. નાનાં નાનાં, અને વ્યક્તિત્વવાળાં પાત્રોના સંબંધની વાત શરૂ થાય છે અને એમાંથી છેક સુધી ટકી રહેતું સંવેદન જાગે છે. જુદી જુદી વય સાથે એ એકસાથે કામ પાડી શકે છે. રાવજીની વાર્તાઓમાં ઉત્તરોત્તર નિરૂપણની સ્વસ્થતા વધી છે, એનો નર્મ પણ ધ્યાન ખેંચે છે.

શરીર અવારનવાર ઢીલું થઈ જતું, પણ લખવાનું સૂઝે પછી છોડતો નહિ. કામનોકરી જે કંઈ મળે એ પણ તૈયાર. પરિચય ટ્રસ્ટે આરામથી થઈ શકે એવું કાર્ડ બનાવવાનું કામ સોંપેલું. તે પછી સંદેશમાં કામ મળ્યું, પછી ગુજરાત સમાચારમાં. એવામાં જ ઘેર ગુસ્સો કર્યો તેમાં હાથ ભાગ્યો. દોઢેક મહિનો એમાં ગયો. તે પછી થોડા દિવસ કામે ગયો હશે અને ગુજરાત સમાચારે એને છૂટો કર્યો. 'ઝંઝા' પ્રેસમાં પહોંચી ગઈ હતી અને ત્રીજી નવલકથાનું નામ પાડી રાખ્યું હતું.—'વૃત્તિ.' વૃત્તિનાં થોડાંક પાનાં લખ્યાં હશે ત્યાં એક સાંજે વળી ગળફામાં લોહી દેખાયું. સોનગઢ પાસે અમરગઢના ક્ષય-ચિકિત્સાલયમાં દાખલ થવા તૈયાર થયો અને જગા મળતાં ઑક્ટોબર '૬૭માં ગયો. તે '૬૮ના મેની ૨૫મી તારીખ સુધી ત્યાં રહ્યો.

ક્ષય તો ઘણો જૂનો હતો, ચારેક વર્ષથી ડાયા-બિટીસ પણ હતો. સુગરનું પ્રમાણ નજીવું હતું પણ કહે છે કે નાની ઉંમરે થતો ડાયાબિટીસ કિડનીને કોરી ખાય છે. વજન વધે અને પાછું ઘટી જાય. ઑપરેશન શક્ય ન બન્યું. બીજા ફેફસાને પણ થોડી અસર થઈ. એ ભાગ સૂકવી શકાયો હતો પણ એક ખતરનાક વસ્તુ ઉમેરાઈ ચૂકી હતી — માનસિક અસ્થિરતા. ચિકિત્સાલયમાં ત્રણેક વાર સંતુલન ગુમાવેલું. છેલ્લે છેલ્લે તો કપડાં વિના વૉર્ડમાં દોડવા લાગતો. દર્દીઓ એનો ખ્યાલ રાખતા, એને પાણી આપતા પણ એ કોગળો કરીને એમના ઉપર થૂકતો. નર્સ વગેરેને તો પહેલેથી જ એ પોતાની સગાંવહાલાં માનતો અને એ નાતે એમની સલાહની અવગણના કર્યા કરતો. છેલ્લી વારના ગાંડ-પણનું દેખીતું કારણ કદાચ એણે આખી રાત જાગીને મૃત્યુ વિશે લખ્યા કર્યું એ હોય. એના અક્ષર દાણા જેવા હોય, પણ તે રાતે લખ્યું છે એમાં અક્ષર ડહોળાઈ ગયા છે. માંડ વાંચી શકાય છે—

"મને એમ થયું કે હું મરી ગયો છું અને મને બાળી નાખે છે, બળી ગયા પછી તો જગત સાથેના બધા જ કૉન્ટેક્ટ્સ કપાઈ જાય છે. હું હું નથી રહેતો, તમે તમે નથી રહેતા. તમે મને ગાંડો કહેશો, હું તમને ડાહ્યા સમજીશ. પણ ગાંડા—ડાહ્યામાં માત્ર એક જ ફરક પડવાનો છે. હું સમજું છું એ (તમે) નથી સમજતા. અને હું તમે સમજો છો એ નથી સમજતો."

આવા ગાંડા રાવજીને સોનગઢથી પ્રેસનો માણસ અમદાવાદ મૂકી ગયો. બેઠા રહેવાનીય શક્તિ ન હતી પણ રસ્તામાં એક સ્ટેશને ઊતરીને ચાલવા લાગેલો. અઢી વર્ષ પહેલાં સિગારેટ છોડેલી પણ તે દિવસ ગાડીમાં માગીને બે બીડીઓ પીધી. આવ્યો તે રાત્રે પણ ઊંઘ્યો નહિ. બોલ્યા કર્યું — "આવતી સાલ કાર લાવું, નોબેલ પ્રાઈઝ મેળવવું છે, વૃત્તિનાં હજાર પાનાં કરવાં છે, હવે તો જીવવાનો."

બીજે દિવસ એને વલ્લવપુરા પહોંચાડ્યો. એને આવેલો જાણીને આખું ગામ ભેગું થયું હતું. એ તો છૂટથી બોલ્યે જતો હતો. તે રાતે પણ ન ઊંઘ્યો, પણ વળી કળ વળી અને એક મહિનો ત્યાં રહ્યો એમાં ચાલતો પણ થયેલો. વળી, લડીને લાડુ ખાધા અને ડાયાબિટીસનો હુમલો થયો. અમદાવાદ વાડીલાલમાં દસેક દિવસ રાખીને રજા આપી. તે પછી ચોથા દિવસે યુરેમિયા થઈ ગયો. યુરિયાનું પ્રમાણ વધુમાં વધુ ચાલીસ હોય એને બદલે બસો હતું. પાંચ દિવસ બેભાન રહ્યો. ૧૦મી ઑગસ્ટના સવારના સવા ચાર સુધી એ હતો, પછી ભળી ગયો જુદો ન રહ્યો.

એને સહુની સાથે ફાવતું. લખતો હતો તેથી ગમા-અણગમા તો હોય, પણ એનો અહં ઊપસી ન આવતો. નગરજીવનની ઔપચારિકતાઓ વચ્ચેય એનું વર્તન શુદ્ધ જાનપદી હતું. જરા અળવીતરો પણ ખરો. સારી હોટલમાં બેસવાનું પસંદ કરે અને બીજાની રાહ જોવા કોઈ ત્રીજાના ટેબલ પર જઈને બેસે અજાણ્યાનાય ઓશિંગણ થવામાં એને નાનમ ન હતી. સ્નેહનો સહેજ અણસાર જોઈનેય ઝૂકી જાય. જ્યાં હોય ત્યાં ઠરીને બેઠો હોય એમ લાગે. જાય ત્યારે સ્મરણમાં કંઈ ને કંઈ

સંતાડી જાય. ઓરડીમાં એકલા રહેવું જોઈએ એવી સલાહ માને પણ રહી ન શકે. ક્યારેક લાભશંકરની દવા લઈ આવે પણ ચરી ન પાળે. ખુલ્લામાં ફરવાને બદલે શહેરની ધૂસર સંકડાશમાં આવી ચડે. મારા-તમારા જેવા જોડે મોડે સુધી બેસી રહે. રાત વીતતી હોય, એ થાક્યો હોય, ઉધરસ ખાધા કરતો હોય તોય જવાનું કહીએ તો ખોટું લગાડે. એને મૂકી આવીએ તોય સાવ એકલો પડીને રૂમમાં જાય. એને જે સાથ અને સ્નેહની જરૂર હતી એ કોણ કેમ કરીને આપી શકે એની એનેય ખબર ન હતી. એ ચાહતો, આપતો. અમરગઢમાં પોતાને માટેની રકમમાંથી ભાગ કાઢીને એક દર્દીને સાજો કરવામાં એનો થોડો ફાળો હતો.

હસતો, ક્યારેક હસાવતો. સાચું-ખોટું બધું જ બોલતો. અમદાવાદમાં ઓળખાયો ત્યારથી તો દુઃખ એ જ 'એની કથા છે. '૬૨માં બુધસભાનુ પ્રથમ કાવ્યસત્ર થયેલું એમાં એ આવેલો. પટાવાળો લેંઘો પહેરીને તીતીઘોડાની જેમ ઊડ્યા કરતો. અવાજ વિનાનું હસ્યા કરતો. હાઈસ્કૂલમાં જ એક શિક્ષક મળેલા, એમની પાસે કવિતા સમજતો. 'કુમાર'માં આવતો થયો અને એક વર્ષમાં તો એ સહુથી જુદો તરી આવતો કવિ હતો.

એ વર્ષ પછી મુકુન્દ પરીખ સાથે 'શબ્દ' નામનું કવિતા–સામયિક ચલાવ્યુ. જેટલું ચાલ્યું, ઠીક ચાલ્યું.

ત્યારે તો માત્ર પ્રકૃતિ હતી. જુદાઈનો ભાવ પછી ભળ્યો. પ્રેમ, વાસના, મૃત્યુ અને સહુની વચ્ચે અજાણ્યા રહી જવાનો વસવસો – એની કવિતામાં જે કોઈ ભાવ આવ્યો, તીવ્રતાથી આવ્યો. રોમાન્ટિક મૂડ કવિતાને ઉપકારક નથી એવી માન્યતા રૂઢ થઈ રહી હતી એ સમયમાં રાવજી રોમાન્ટિક મૂડ લઈને બહાર આવ્યો અને એણે પૂરતું ધ્યાન ખેંચ્યું. એની રચનાઓમાં ઘાસ, ગંધ અને ધરતી એક થતાં હતાં અને જાણ્યે–અજાણ્યે કલ્પન દ્વારા કોઈક કહેવા જેવી વાત ઊતરી આવતી હતી. કુતૂહલ તો બાળકમાં હોય એવું, જે જુએ એને વળગી પડે. પ્રકૃતિથી વિખૂટા પડવુ ન હતું, પડછાયાઓનો દેશ છોડીને પરીઓ પાસે પહોંચવાની માયા હતી, ગામ અને નગર વચ્ચે વહેંચાયેલું ઘર એક કરવું હતું, અને એ બધાંને જોડતું એકાન્ત તોડવું હતું. એની કવિતાંમાં ક્રિયાનો અનુભવ છે. મુખ્ય રીતિ વર્ણનની લાગશે પણ વર્ણનમાં ઇન્દ્રિય-વ્યત્યય સધાતાં કલ્પનો રચાતાં જાય છે અને પૂર્વપરિચિત સૃષ્ટિ જ તાજગીનો અનુભવ કરાવે છે. કાવ્યના આરંભથી અંત વચ્ચેનો અરૂઢ સંબંધ પણ એની રચનાઓને વ્યક્તિત્વ આપે છે.

ક્યાંક આક્રોશ, ક્યાંક કટાક્ષ પણ કર્યો છે, એ એનામાં પારકાં તત્ત્વોનો પ્રવેશ છે. લવારી જેવી લાગતી પંક્તિઓ લખીને કાવ્ય કરવામાં એ એટલો નિષ્ફળ નથી ગયો. કોઈ પણ પ્રકારની રચનામાં ઉપમાએ એનો સાથ નથી છોડ્યો. સ્પર્શ કર્યા વિના સરકી જાય એ ઉપમા રાવજીની નહિ. એની ઉપમાઓ મોટેભાગે કલ્પન બની જાય છે.

રાવજી પ્રવેશ્યો ત્યારે અદ્યતન કવિતાનો બીજો તબક્કો શરૂ થઈ રહ્યો હતો. શુદ્ધ કવિતાની વિભાવના ફરીફરી વાતાવરણમાં પ્રસારિત થવા લાગી હતી. કલ્પન, પ્રતીક, લય, ઇમારત આદિની અવારનવાર ચર્ચાઓ ઊપડતી; અને રાવજીને જીવવાનું તો એવું મળ્યું કે સંકડાશ, અસંતોષ, એકલતા અને વિષાદ પશ્ચિમનું કશુંક વાંચીને મેળવવાં પડે એમ ન હતાં. એવા વાચનની એને સગવડ પણ ઝાઝી ન હતી. એની રચનાઓમાં વરતાતી આધુનિક સંવેદના યુગ વિશેની એની સંપ્રજ્ઞતામાંથી જન્મી હશે એમ કહેવાનું રહેતું નથી. છતાં એના અવાજમાં વર્તમાનની બધી મૂંઝવણો અને રૂંધામણો ભળેલી છે. લાગે છે કે વેદના જ એક અનોખો અવાજ ઘડતી રહી. મુદતી ભવિષ્ય સાથે જોડાઈ ગયેલું દર્દ અને જતી-આવતી આર્થિક-મુશ્કેલીઓ વચ્ચેય એ આનંદની ક્ષણો વીણતો રહ્યો, સહન કરવા મળ્યું એને સમૃદ્ધિ માનીને વાપરતો રહ્યો. ક્વચિત્ અસ્વસ્થતા અને આવેશ આવ્યાં તે પણ બળ બનીને. એના વ્યક્તિત્વનો સ્પર્શ વરતાય છે કલ્પન અને લયને એકરૂપ કરતી એની જાનપદી પદરચનામાં, જ્યાં વિષય અને ભાષાનું સાયુજ્ય થાય છે અને એનું એ લાગતું સંવેદન રચનાએ રચનાએ અવનવા સ્તરે ઊઘડતું જાય છે. પાંચસાત કલ્પન, બેત્રણ લય અને મહદ્ અંશે એક જ પરિમાણમાં રહીને કવિ રાવજીએ જે પરિણામ પ્રાપ્ત કર્યું છે એ એના સમકાલીનો માટે એક આશ્ચર્ય છે.

# બૌદ્ધિકોનું દાયિત્વ : ભારતીય સંદર્ભમાં

જયન્તિ દલાલ

વિષય મઝાનો. બીજાએ શું કરવું જોઈએ એવી શિખામણ આપવાનું ઘણું સરળ છે. સાથે કશી જ મહેનત વિના બૌદ્ધિકમાં ખપીએ. પેલી કહેવતમાં તો સસ્તું કે નામનુંય ભાડું સિદ્ધપુરની જાત્રા કરવા ખરચવું પડે છે. અહીં તો એમાંથી પણ મુક્તિ. આવું કામ સોંપવા બદલ ખરેખર આભાર.

પણ એકલો આભાર માને પતે એવું નથી. હવે તમે બૌદ્ધિકમાં ખપ્યા ! દાયિત્વની શરૂઆત પણ પોતાથી જ કરવી પડે. ભારતીય સંદર્ભમાં એવું ન થતું હોય તોય કરવી પડે.

એટલે જ પહેલો પ્રશ્ન ઊઠે છે કે બૌદ્ધિક દાયિત્વમાં કશી ભૌગોલિક મર્યાદા કે વૈશિષ્ટ્ય હોય ખરું ? આ દેશનો માણસ બીજા દેશના માણસ કરતાં કાંઈ જુદો, નોખો, ભિન્ન ગુણધર્મ, કાઠું મન ધરાવતો હોય છે ? નથી હોતો. અને છતાંય ભારતીય સંદર્ભ એ માત્ર ભૌગોલિક પદાર્થ કે મર્યાદા કે અનુકૂલનનું સાધન નથી. ભારતીય સંદર્ભ એ પરિસ્થિતિનો સૂચક છે. અને પરિસ્થિતિ સ્થળે સ્થળે વિભિન્ન હોઈ દાયિત્વને સમજવા સમજાવવા માટે એ મર્યાદાનિર્દેશ મુકાય તે હરહાલતમાં વાજબી ગણાય.

શું છે આ ભારતીય સંદર્ભ ? અને એમાં વસીને, રહીને, બૌદ્ધિકે શું કરવાનું છે ? આ સંદર્ભ બૌદ્ધિકને એની રીતે મુક્ત મને કામ કરવાની કશી સગવડ આપે છે ? બૌદ્ધિક પોતાની શક્તિશુદ્ધિનો લાભ સમાજને આપી શકે એવું છે ખરું ?

આ સવાલોનો જવાબ મળે તો જ પેલા મૂળ સવાલના જવાબ આપી શકાય. અલબત્ત આ વ્યાયામ વખતે એક વાત સ્વીકારીને આપણે ચાલીએ છીએ. એ વાત એ કે બૌદ્ધિક પાસે સમાજને કશું આપવા જેવું છે, અને એ એવો વિનિયોગ કરવા ઉત્સુક છે. બૌદ્ધિક અકિંચન નથી, એદી નથી, દિલચોર નથી. એ માંડણી પર જ ઇમારત રચી શકાય.

ભારતીય સંદર્ભનું એક વિશિષ્ટ લક્ષણ એ ઊપસતું આવ્યું છે કે જે પણ પરિસ્થિતિ હોય એને માટે બોલનાર સિવાયનું બીજું કોઈ જવાબદાર છે. બોલે છે એટલા પરથી જ એના શિર પરથી સર્વ જવાબદારી નીકળી જાય છે. આ વિશિષ્ટ લક્ષણ માટે કદાચ બૌદ્ધિક જવાબદાર ન હોય તોય એવી હાલત ચાલુ રાખવામાં તો એનો ફાળો છે.

આખું એક મોટું વિષચક્ર છે. એમાં સાચેસાચ પરિસ્થિતિ શું કે કેવી છે ત્યાં લગી પહોંચવાનું મુશ્કેલ બની ગયું છે, તો પછી એનો ઉકેલ શોધવા કે ઉકેલ અંગે કામ કરવાની પરિસ્થિતિએ તો કેમ પહોંચાય ? માત્ર અવિશ્વાસની જ નહીં પણ ક્યારેક તો ધખધખતા દ્વેષની ખાઈ એકએકને બીજાથી અલગ પાડતી અડાબીડ રચાઈ છે. સહુ કોઈને એ વાતે માથાનો ઘા લાગે છે. એક તો આપણામાંથી બહુ જ થોડા, બીજા કોઈનેય બૌદ્ધિક ગણવા તૈયાર થઈએ. વસિષ્ઠ જેમ વિશ્વામિત્રને બ્રહ્મર્ષિ કહેવા તૈયાર ન હતા તેમ. અને કદાચ માંડમાંડ બૌદ્ધિક કહેવા રજામંદ થઈએ તો પણ પ્રમાણિક ગણવા તો તૈયાર નાય થઈએ. બૌદ્ધિક હોય એ પ્રમાણિક હોય જ એવું તો કોઈ સ્વીકારતું નથી. પણ એક જ માણસ બૌદ્ધિક હોવા સાથે પ્રમાણિક પણ હોઈ શકે એવો વિકલ્પ સ્વીકારવા આડે પણ હજાર જાતની હરકતો હોય છે.

બીજી હરકત એવી હોય કે ચીલો છોડીને નવી કેડી

પકડવામાં જે માનસિક શ્રમ લેવાનો હોય છે એને માટે સમાજનો મોટો ભાગ તૈયાર નથી હોતો. જૂનું એટલું સારું એવી માન્યતા સાથે નવું એટલે હાનિકારક, ધર્મદ્રોહી, વટલાવનારું એવું પણ માનવામા આવે છે. આમાંથી માત્ર અવિશ્વાસ નહીં પણ સ્પષ્ટ ભય નીપજે છે.

સામે પક્ષે બૌદ્ધિક પણ પોતાને માટે અને સમાજને માટે, પરસ્પરના મનમેળ અને વહેવાર અંગે, ઘણી મુશ્કેલીઓ ઊભી કરે છે. પોતાના વિચાર તો આ શંભુમેળાને નથી જ સમજાતા, પણ બન્ને સાવ જુદી ભાષા બોલીએ છીએ એમ પણ કહેવાય છે એમાં પોતાના સિવાય અન્યની સૂઝ સમજને માટે અવ્યક્ત તિરસ્કાર ન હોય તોય પોતાની ચઢિયાતી બુદ્ધિ માટેનું ગૌરવ તો છે જ અને આનો પાશ એની પોતાને આગવી લાગતી એવી સંપત્તિ – બુદ્ધિ – પર પડે છે તો એનું પોતાનું આચરણ પણ આ રંગથી બહુ દૂર નથી લાગતું. અને એમાં બૌદ્ધિક પોતે પોતાના આચાર અને વિચાર વચ્ચે ઘણીવાર વરતાઈ આવે એવું અંતર રાખીને ઘણો ઉમેરો કરે છે.

બૌદ્ધિક સમાજને અને સામાજિકને સૂઝ અને સમજ બન્ને નથી એમ કહે અને સમાજ બૌદ્ધિકને માત્ર વહેવારુ નથી એમ કહેવા સાથે હેતુઆરોપણ કરે. લોચન મનના ઝઘડા કરતાંય ઊંડો અને વિષમ આ ઝઘડો છે.

આમાં એક વિશેષ ઉમેરણ તો નહીં પણ ભિન્નતાની ખાઈને વિશેષ ઊંડી બનાવે એવી વાત બની છે. આમે એક ભેદ – શ્રદ્ધા વિ. બૌદ્ધિક પ્રતીતિનો ભેદ – આપણે ત્યાં એટલે કે ભારતીય સંદર્ભમાં ઘણો જ જૂનો અને જડ ઘાલીને બેઠેલો ભેદ છે. ગાંધીજીનો અભિગમ એક રીતે Instinctive (આને કોઠાસૂઝ કહીશું?) રહ્યો. એમણે પોતે જ નમ્રતા અને સચ્ચાઈની વિરલ અભિવ્યક્તિ રૂપે આને અંતરઆત્માના અવાજ તરીકે ઓળખાવ્યો. પણ આ હતું શ્રદ્ધાને આહ્‌વાન. અને શ્રદ્ધાને આહ્‌વાન હોવાથી એનું સામાજિક રૂપ confirmismનું, માની લ્યો, ઝૂકી જાવતું બન્યું. નહેરુનો અભિગમ Impulsive સંવેગી. એમાં બીજાં ઘણાં કારણ ભળતાં નહેરુ અને બૌદ્ધિક વચ્ચેનું અંતર વધ્યું ઉભય પક્ષે અસહિષ્ણુતા પણ આવી ચૂકી હતી એમ કહીએ તો એમાં અતિશયોક્તિ નહીં કહી શકાય.

જો તેના દર્શન મુજબ તો ઘણુંય કહી શકાય. પણ જેની અનુપસ્થિતિ એ તેની અસંભવનીયતામાં પ્રગટી છે, એટલી હકીકતને ધ્યાનમાં રાખવી જોઈએ. મૂળ ખાઈ હતી, કદાચ સર્વ સંદર્ભોમાં હોતી પણ હોય – પણ એમા અજાણ્યે પણ જે ઉમેરણ થયાં છે તેની સમગ્ર અસર અને સમગ્ર પાસાંની અસરનો વિચાર કરવો જ પડશે. બૌદ્ધિક અને સમાજનું પૃથક્ત્વ Alienaton અપરિહાર્ય છે? એકલી શ્રદ્ધાથી અપાયેલો જવાબ કામનો નથી. એકલી પ્રતીતિ – માત્ર બૌદ્ધિક પ્રતીતિ – પણ કામ લાગે એમ નથી.

આટલી જાણકારી પછી, બૌદ્ધિક પોતાનું દાયિત્વ અદા કરવા શું કરે? જેને માટે કશું કરવાનું છે, જેને માટે ઘણું બધું કરવું જોઈએ એ સમાજ તો એક રીતે સાવ જડ, પ્રતિભાવની કશી જ ક્ષમતા ન ધરાવતો લાગે છે તો બીજી રીતે કણ કણમાં વેરાઈ જવાનો ગુણ ધરાવતો માટીનો પિંડો છે. અને છતાંય એને માટે જ જે કરવાનું છે તે કરવાનું છે. કોઈ આર કહેવાનું નથી. કોઈનો આદર મળશે એવું માનવાનું કોઈએ કારણ આપ્યું નથી. આવકાર નથી મળવાનો. ઉપેક્ષા, ઉદાસીનતા, ડગલે ને પગલે ગૌરવભંગ, ઉગ્રવિરોધ અને તિરસ્કાર મળવાનાં છે. અપ્રમાણિક છો, કાયર છો, સ્વાર્થી છો એમ પણ કહેવાશે.

આવા 'આવકાર' માટે બૌદ્ધિક તૈયાર થાય ખરો? એનો ચંદનમિનારો છોડીને એ, દાઝવાનું જ છે એવા સ્થાનમાં અને કાળમાં આવે ખરો? બૌદ્ધિકથી ના નહીં પાડી શકાય.

પણ એ આ confrontaion માટેની યોગ્ય તૈયારી કરે તો પોતે યોગ્ય માનેલો માર્ગ છોડ્યા વિના એને ટકી રહેવાનો તાકદ મળી રહે. એ તૈયારી એટલે જાતને કસવાની. વિચાર મુજબ આચારવાની સર્વકાળની તત્પરતા. ભય કે આળસને વશ ન થવાની તૈયારી. એકલવીર બનવાની તૈયારી. સ્તુતિની અપેક્ષા રાખવા કદાચ હોય તો પણ તે સાથે ભયંકર નિંદાથી જરાકે ચલિત ન થવાની તૈયારી.

આ બધું એટલે પોતાની નિષ્ઠાનો પ્રાણાર્પણે પણ સમાજને સ્વીકાર કરવો પડે તેવું બધું કરવાની તૈયારી. જો સમાજ નિષ્ઠાનો સ્વીકાર કરે તો પછી કામ હળવું બને છે. હળવું એટલે પ્રમાદી બનવાનું પાલવે એવું નહીં. અને નિષ્ઠા પણ એવો પદાર્થ નથી કે એકવાર અન્ય કોઈએ પણ સ્વીકાર કર્યો એટલે એ વિશે ઝોકું ખાવાનું પાલવે.

સમાજ અને સામાજિકનો સતત દોષ કાઢયા કર્યે બૌદ્ધિકનું દાયિત્વ પૂરું થતું નથી. એમ કહી શકાય કે એવી હાલતમાં તો દાયિત્વ જરાકે અદા થતું નથી, અદા કરવાની દિશામાં તસુ જેટલી પણ ગતિ થતી નથી. એકલા, સાવ એકલા જ નહીં પણ અનેકોની સામે એકલા જવાની થવાની તૈયારી હોવી જ જોઈશે. plague on both your houses જેવી વૃત્તિ એ માત્ર અસદ્‌ભાવતાનો જ એકરાર નથી. અશક્તિનો અને માનસિક પંગુતાનો પુરાવો છે.

જેમ કેરી, નકરી, દયાને એક રીતે તો કરુણા અને નિર્હેતુક, વંધ્ય ધાતકીપણાથી અલગ પાડી શકાય એમ નથી હોતું તેવી જ રીતે દોષગુનાનો ભાર વેંઢારવા કરવામાં પણ સાચો ભાવ નથી હોતો. કર્તવ્યમૂઢ કરે એવી દયા કે સહાનુભૂતિ ઉપરથી ભારરૂપ છે; હમદર્દી દાખવવા માટે દોષનો ટોપલો માથે ઓઢવાથી પણ કોઈ સારું પરિણામ નથી આવતું.

પણ આ બધું તો નિષ્ઠાનો સ્વીકાર થાય ત્યારે જ થઈ શકે. અને એટલે ભારતીય સંદર્ભમાં બૌદ્ધિકનું પહેલું દાયિત્વ તો જેવી છે એવી પરિસ્થિતિનો સ્વીકાર કરીને સમભાવે પોતાની નિષ્ઠાનો સ્વીકાર કરાવવાનું છે. અને અહીં તો આંગણા તો પરબત ભયા જેવી દશા છે.

# ભારતીય બુદ્ધિજીવી : શિલ્સનું દૃષ્ટિબિન્દુ

'ભારતીય બૌદ્ધિક' એ પ્રયોગ પછી અનેક પ્રશ્નવિરામો અને ઉદ્‌ગારચિહ્નો મૂકી શકાય. એટલું જ નહીં એનાં બન્ને ઘટકોની પણ એ જ ગતિ થઈ શકે. પરંતુ આટલેથી અટકી જવાથી (ને એવું બનતું આવ્યું છે) એની સીમા કે સાર્થકતાને પામી શકાય નહીં. અને એટલે જ એ માટેનો કોઈ પણ પ્રયત્ન કે મનોયત્ન પોતે કરીને જ નોંધપાત્ર છે. પ્રા. એડવર્ડ શિલ્સનો આ અભ્યાસ * એક સમર્થ સમાજશાસ્ત્રીની ભારોભાર બૌદ્ધિક સહાનુભૂતિનું પરિણામ છે.

પુસ્તકનું શીર્ષક અને આમુખ બન્ને સૂચવે છે કે પ્રા. શિલ્સનું અભ્યાસવસ્તુ સુદીર્ઘ પરંપરા ધરાવતા યુરોપેતર દેશોની રૂપાંતરણની પ્રક્રિયા છે. એ પ્રક્રિયાનો આરંભ તો યુરોપીય વર્ચસ્વની સાથે જ શરૂ થઈ ચૂક્યો હતો. પરંતુ એતદ્દેશીય સમાજોને રાજકીય પ્રભુત્વ પ્રાપ્ત થયા પછી એનું સ્વરૂપ બદલાયું. તે બધા સમાજો પોતે જ પોતાના કર્તાહર્તા બન્યા. હવે એમણે જ પોતાનું ગન્તવ્ય નક્કી કરવાનું રહ્યું. આ ગન્તવ્ય કયું ?–એ જ તો વિડંબન છે!

પ્રા. શિલ્સ પુસ્તકની પ્રસ્તાવનામાં આ યુરોપેતર સમાજોના 'બૌદ્ધિક–વર્ગ'નું વિવેચન કરતાં તેનાં કેટલાંક લક્ષણો ચર્ચે છે. યુરોપની તુલનામાં આ સમાજોમાં બહુજનસમાજ અને 'બૌદ્ધિકવર્ગ' વચ્ચેની ભેદરેખા સ્પષ્ટ છે. આ ભેદરેખા પાશ્ચાત્ય શિક્ષણની છે. વિદેશમાં કે સ્વદેશમાં લીધેલું પાશ્ચાત્ય શિક્ષણ બૌદ્ધિકવર્ગને ઇતરજનોથી અલગ તારવે છે. આવો બૌદ્ધિકવર્ગ આ પાર્થક્યથી સભાન છે – કદાચ અતિસભાન છે. એતદ્ સમાજોમાં 'બૌદ્ધિક' પ્રતિષ્ઠિત છે અને એ પોતે પણ પોતાના સ્થાન અંગે સભાન છે.

---

* The Intellectual Between Tradition and Modernity : The Indian Situation, Edward Shils Moutton & Co. Netherland.

'બૌદ્ધિક'નું ઓળખપત્ર પાશ્ચાત્ય શિક્ષણને ગણી પ્રા. શિલ્સે આરંભમાં જ પોતાને સીમિત કરી દીધા છે. પણ એની ચર્ચા આપણે પછી કરીશું. એક દૃષ્ટિએ જોતાં 'બૌદ્ધિક'ની વ્યાખ્યા એમણે ખૂબ વ્યાપક કરી દીધી છે. ભારત જેવા દેશમાં (જ્યાં પાશ્ચાત્ય શિક્ષણની પરંપરા એક સદીથી પણ પુરાણી છે) શિક્ષિત અને બૌદ્ધિકનું સમીકરણ ભાગ્યે જ ઉચિત ગણાય. પ્રા. શિલ્સ ખૂબ સહજતાથી પ્રસ્તાવનામાં જ કહી બેસે છે કે બૌદ્ધિકેતર સમાજ 'રૂઢિગ્રસ્ત' છે! આ વિશેષણ કેટલાક પાયાના પ્રશ્નો ઊભા કરે છે. પરંતુ જે 'રૂઢિગ્રસ્ત' નથી તે બૌદ્ધિકવર્ગ 'દ્વિધા-ગ્રસ્ત' છે એ વિધાન વિચારણીય છે.

કયી છે આ દ્વિધા? – એક તરફ પશ્ચિમનાં પ્રભાવક સંસ્કૃતિકેન્દ્રો છે અને બીજી તરફ પ્રભાવ ઝીલતા પશ્ચિમેતર દેશો છે. આ સંબંધ 'Metropolis' અને 'Province'નો છે. એમાં 'પ્રાંત'ના નિવાસીઓ એક પ્રકારની 'સાંસ્કૃતિક પ્રાંતીયતા'નો અનુભવ કરે છે. આમ એકબાજુ Metropolis (પછી એ કેમ્બ્રીજ હોય, હાવર્ડ હોય, કે પેરિસ હોય) તેમને આકર્ષે છે ને બીજી બાજુ પોતાના પગ પોતાની ધરતી પર જ ડગમગે છે એ ભાન એમને સતાવે છે. પ્રા. શિલ્સ તો એમ પણ કહે છે કે વૈજ્ઞાનિક સંશોધન જેવા શુદ્ધ બૌદ્ધિક ક્ષેત્રમાં પણ આ ભૂમિકા ભૂલાતી નથી. ભારત જેવા સુદીર્ઘ પરંપરા ધરાવતા દેશમાં આ 'સંબંધ' વધારે 'તંગ' બન્યો છે.

પશ્ચિમેતર દેશો પરનું પશ્ચિમનું રાજકીય પ્રભુત્વ અને સાંસ્કૃતિક પ્રભાવ એ તો ઐતિહાસિક સત્ય છે. પરંતુ મહત્ત્વની વાત છે પશ્ચિમેતર દેશોનો પ્રતિકાર અને પ્રતિભાવ. પશ્ચિમનું રાજકીય પ્રભુત્વ ઇતિહાસની ઘટના બની ગઈ છે, પણ સાંસ્કૃતિક પ્રભાવ આજ પણ પ્રતિક્ષણ અનુભવાતો હોય છે. આ પ્રભાવનો પ્રતિભાવ ભારતમાં તો ગઈ સદીમાં જ મૂર્તરૂપ પામી ચૂક્યો હતો. સંરક્ષક, સુધારક અને સમન્વયકારીઓ આ પ્રતિભાવનું જ મૂર્તરૂપ હતા. અન્ય પશ્ચિમેતર દેશો – રશિયા, ચીન, જાપાન – પણ ઇતિહાસના આ પડકારનો પોતપોતાની રીતે ઉત્તર વાળતા હતા. પ્રા. શિલ્સ રશિયા અને જાપાનનો ખાસ ઉલ્લેખ કરે છે. ગઈ સદીમાં રશિયાનો પ્રતિભાવ દોસ્તોવસ્કીની ડાયરીમાં શબ્દબદ્ધ બન્યો છે અને એના જ સમકાલીન ડેનીલેવસ્કીના 'રશિયા અને યુરોપ' નામના પુસ્તકમાં ઇતિહાસની ફિલસૂફીનું સ્વરૂપ પામ્યો છે. બન્ને ગરીયસી રૂસ ભૂમિને પ્રણિપાત કરે છે અને યુરોપીય પ્રભાવનો ભારોભાર વિરોધ કરે છે.

પ્રા. શિલ્સના અર્થઘટન અનુસાર રશિયાનાં દોસ્તોવસ્કી કે ભારતના ટાગોર પશ્ચિમની મોહિનીથી પોતાને મુક્ત રાખી શક્યા નથી અને 'સાંસ્કૃતિક પ્રાંતીયતા'થી ગ્રસિત થયા છે. [!] પ્રા. શિલ્સ દ્વિધામુક્તિનો કોઈ ઉપાય સૂચવતા નથી પણ જાપાન અંગે કહે છે કે તે પોતાની 'સાંસ્કૃતિક સ્વાયત્તતા' સાચવી શક્યું છે. જાપાન કેવી રીતે 'સ્વાયત્ત' રહી શક્યું તે અભ્યાસવું ખૂબ જરૂરી છે. જાપાન, રૂસ અને ભારતના પ્રતિભાવોનો તુલનાત્મક અભ્યાસ ઉપકારક નીવડે ખરો. અહીં રૂસ અંગેનું ઇતિહાસકાર ટોયન્બીનું મંતવ્ય નોંધપાત્ર છે: 'રૂસમાં સામ્યવાદનો પ્રસાર અને વર્ચસ્વ યુરોપીકરણનું જ બીજું નામ છે.'

પ્રા. શિલ્સની 'Metropolis' અને 'Province'ની વિભાવનાને પૂર્ણરૂપે નકારી શકાય તેમ નથી. પરંતુ એ અંગેની તેમની વિવેચના પર સમાજશાસ્ત્રીના તાટસ્થ્યની નહીં પણ 'પશ્ચિમની વ્યક્તિ'ની મુદ્રા પડેલી છે.

*

પ્રા. શિલ્સનો અભ્યાસ કુલ ૭ અધ્યાયમાં વહેંચાયેલો છે. ભિન્ન ભિન્ન ક્ષેત્રોની લગભગ પાંચસો વ્યક્તિની મુલાકાતો લઈ 'ભારતીય બૌદ્ધિક'ની તાસીર સમજવાનો પ્રયત્ન થયો છે. એ વ્યક્તિઓની પસંદગી કયા ધોરણે થઈ હશે એ તો આ વિષય પર એમને લખવા ધારેલો સંપૂર્ણ ગ્રંથ પ્રગટ થાય ત્યારે ખબર પડે. પરંતુ લોહિયા જેવા મૌલિક વિચારક કે ગોપીનાથ કવિરાજ જેવા પ્રાજ્ઞપુરુષનો ઉલ્લેખ સરખો નથી તેથી આશ્ચર્ય અવશ્ય થાય છે.

પુસ્તકના અધ્યાયો 'ભારતીય બૌદ્ધિક'નાં જુદાં જુદાં પાસાંઓ અંગે અલગ અલગ રૂપે લખાયેલા છે. એ બધાની વિગતવાર ચર્ચા તો આ નાની જગ્યામાં શક્ય

નથી પણ એમના વેધક નિરીક્ષણનો પરિચય આપતાં કેટલાંક વિધાનો અને ઊણપો દર્શાવવાનો પ્રયત્ન કરીશ.

'The Vocation of Indian Intellectual' નામના બીજા અધ્યાયમાં ભારતીય બૌદ્ધિક જીવનમાં મૌલિકતાનો, વિચારશીલતાનો અને વ્યાસંગનો જે અભાવ વરતાય છે તેને તેઓ સચોટ રીતે વ્યક્ત કરે છે. સાચી વિદ્યાપ્રીતિ ધરાવતી વ્યક્તિઓ ભારતમાં ભાગ્યે જ જડે. બૌદ્ધિક ક્ષેત્રમાં કાર્ય કરતી વ્યક્તિઓ મોટે ભાગે તો કોઈ રસ વગર ઢાંચાઢાળ કામ કર્યે રાખે છે. પોતે 'વૈતરું' કરે છે એવા ભાવ સિવાય બીજો કોઈ પ્રતિભાવ એમની પાસે હોતો નથી.

ભારતીય બૌદ્ધિકની આર્થિક સ્થિતિ વિશેના અધ્યાયમાં તેઓ પોતાની વેધક દૃષ્ટિનો સુપેરે પરિચય આપે છે. અધ્યાપકો અને પ્રાધ્યાપકોને જીવતયાપન માટે જે પાર વગરનાં ટ્યુશનો અને પરીક્ષાપત્રોની તપાસણી કરવાની ફરજ પડે છે, માર્ગદર્શિકાઓ લખવી પડે છે તેની પણ તેઓ નોંધ લે છે કેટલીક આરૂઢ વ્યક્તિઓ સિવાય સર્જનાત્મક ક્ષેત્રના બૌદ્ધિકો 'બારે માસ દુકાળ' ની પરિસ્થિતિમાં જીવે છે એ વિધાન સાથે ભાગ્યે જ કોઈ અસમ્મત થાય. અંગ્રેજી ભાષામાં (કદાચ જગતની કોઈ પણ ભાષામાં) અભાવસૂચક જેટલા શબ્દો છે તે બધા પ્રા. શિલ્સ 'આર્થિક સ્થિતિ' વાળા અધ્યાયમાં પ્રયોજે છે!

'ભારતીય બૌદ્ધિક જીવનનું સંસ્થાકીય માળખું' નામનો અધ્યાય બૌદ્ધિક પરંપરાનું વહન કરતી સંસ્થાઓનું સર્વેક્ષણ છે. બહુ આબાદ રીતે તેઓ કહે છે 'ભારતનાં મહાવિદ્યાલયો ચેતનાનો હ્રાસ કરતી સંસ્થાઓ છે'–'ભારતના પુસ્તક-પ્રકાશન ક્ષેત્રમાં અસાધારણ અરાજકતા પ્રવર્તે છે'–'ભારત સરકારે તોતિંગ ઇમારતો-વાળી બૌદ્ધિક સંસ્થાઓ ખડી કરી છે પણ એ જેમાંથી શક્તિ પ્રાપ્ત કરે છે તે એંજિન જ નાનું છે'—

પ્રા. શિલ્સના સર્વેક્ષણની સીમાઓ ઘણી છે અને ઊણપો પણ ઓછી નથી. સૌ પ્રથમ તો તેમણે સાહિત્ય અને લલિતકલાઓને લક્ષમાં જ લીધાં નથી. શાસ્ત્રીય સંગીતના ક્ષેત્રે જે સિદ્ધિઓ ગયા થોડા દશકામાં પ્રાપ્ત થઈ છે એનો ઉલ્લેખ સરખો નથી. ભારતીય ચિત્રકલામાં જે ઉન્મેષો પ્રગટ્યા છે અને નૃત્યપરંપરાની જે પ્રાણપ્રતિષ્ઠા થઈ છે તેની પ્રા. શિલ્સને કદાચ ખબર જ નથી. ભારતીય સાહિત્ય વિશેનું તેમનું જ્ઞાન અતિ અલ્પ છે. 'આધુનિક સાહિત્યની પરંપરા માત્ર બંગાળમાં જ એક સદીની છે... ..ભારતીય ભાષાઓમાં બંગાળી જ અભિવ્યક્તિનું એકમાત્ર સબળ વાહન છે' વગેરે વિધાનો તેમનો ભારતીય સાહિત્યનો પરિચય કેટલો એકાંગી છે એ બતાવવા પૂરતાં છે. આટલું જ હોત તો એ અભ્યાસની અધૂરપ ગણાત પણ સમાજવિજ્ઞાનની શાખા-પ્રશાખાઓ પર ખૂબ ભાર મૂકી તેમણે અભ્યાસને પક્ષિલ બનાવી દીધો છે.

*

ભારતીય બૌદ્ધિક જીવનની સમગ્ર ચર્ચામાં પ્રા. શિલ્સ અનેક રૂપે ભારતીય બૌદ્ધિકના જીવનાભિગમની પણ વિવેચના કરે છે. આ વિવેચના કેટલાક મૂળભૂત પ્રશ્નો ઊભા કરે છે. આધુનિક બૌદ્ધિક પરંપરા અને ભારતીય બૌદ્ધિક પરંપરાની તુલના કરતાં તેઓ લખે છે "આધુનિક પરંપરા open, empirical અને experimental છે. તે આજ સુધી અગમ્ય રહેલા વિશ્વનિયમની ખોજ કરે છે, જ્યારે ભારતીય પરંપરા આદિકાળથી સર્વગમ્ય છે તે વિશ્વનિયામક ('બ્રહ્મ' જ ને?) સાથે તાદાત્મ્ય સાધવા માગે છે. . આધુનિક પરંપરા concrete individual કે ego ને પ્રસ્થાપિત કરે છે જ્યારે ભારતીય પરંપરા oneness (સર્વભૂત એકાત્મ) ને સ્વીકારે છે"

પ્રા. શિલ્સ 'આધુનિક પરંપરા' નું લક્ષણ 'વિશ્વનિયમની ખોજ' ને માને છે ત્યારે તેમા વિશ્વનિયમનો સ્વીકાર ગૃહીત છે. પાશ્ચાત્ય પરંપરાનું આ જ એક સર્વમાન્ય લક્ષણ છે ખરું? ત્યાં પણ ગ્રીક સંસ્કૃતિના ઉષઃકાળથી માંડી આજ સુધી વિશ્વનિયમને અગમ્ય માનનારો અને એનો પૂર્ણ અસ્વીકાર કરનારો વર્ગ કંઈ નાનો નથી. એમ કહું તો અતિશયોક્તિ નહીં ગણાય કે પ્રા. શિલ્સની ઉક્તિ એકાંગી છે. તેઓ જે વર્ગનું પ્રતિનિધિત્વ કરે છે તે સમાજવિજ્ઞાનીઓ અને વૈજ્ઞાનિકો જ વિશ્વનિયમની ખોજને અને એટલે વિશ્વનિયમને સ્વીકારે છે. પાશ્ચાત્ય

બૌદ્ધિક પરંપરાની વધુ ચર્ચા અપ્રસ્તુત લેખાશે પણ પાશ્ચાત્ય પરંપરામાં ' Ego ' કે ' Concrete Individual ' ની પ્રસ્થાપના વિશેની ચર્ચા વગર મારા વિવેચનનું મર્મસ્થાન અપ્રગટ રહેશે.

યુરોપમાં પુનરુજ્જાગરણ પછી ' વ્યક્તિ ' ની અભૂતપૂર્વ પ્રતિષ્ઠા થઈ. આ વ્યક્તિપ્રતિષ્ઠાની સાથે વ્યક્તિમત્તાનો એકાંતિક સ્વીકાર થયો. વ્યક્તિ અને જગત, વ્યક્તિ અને વિશ્વ, વ્યક્તિ અને સમાજ એવા બે ભિન્ન ધ્રુવો વિચારરીતિનું અંગ બની ગયા. પાશ્ચાત્ય પરંપરામાં ઊછરેલી કોઈ પણ વ્યક્તિની ગળથૂથીમાં જ આ સંસ્કારો રહેલા છે. પરિણામે પૂર્વની કોઈ પણ સંસ્કૃતિનો જીવનાભિગમ પાશ્ચાત્ય વ્યક્તિ માટે બહુધા અગમ્ય બની રહે છે. એ એની ટીકા કરે છે. આગળ ઉપર મેં લખ્યું છે તેમ પ્રા. શિલ્સની વિવેચના પર આ ' પશ્ચિમની વ્યક્તિ 'ની મુદ્રા પડેલી છે. તેઓ ' ભારતીય બૌદ્ધિક 'ની ' cosmic sensitivity ' ને ' આધુનિક બૌદ્ધિક પરંપરા ' ના વિકાસનું અવરોધક પરિબળ લેખે છે. આ ભારતીય જીવન દૃષ્ટિ પાર્થિવ સિદ્ધિ કે મહત્ત્વાકાંક્ષાથી પરાઙ્મુખ રહે છે અને આ પરાઙ્મુખતાને પરિણામે ભારતમાં ' આધુનિક બૌદ્ધિક પરંપરા ' નાં મૂળ ઊંડાં નથી ગયા એવું પ્રા. શિલ્સનું મન્તવ્ય છે. પ્રા. શિલ્સનો પ્રતિવાદ કરું એ પહેલાં પાયાનો પ્રશ્ન એ થાય છે કે શું ભારતની બૌદ્ધિક પરંપરા અને પશ્ચિમની બૌદ્ધિક પરંપરાનો માર્ગ એક જ હોવો જોઈએ? બીજી રીતે (અને કદાચ એ જ સાચી છે) કહું તો ભારતીય પરંપરા ત્યારે જ મુખરિત થઈ કહેવાય જ્યારે તે પ્રા. શિલ્સની ' બૌદ્ધિક પરંપરા ' બની રહે?—એની ગતિ અને દિશા આગવી ન હોઈ શકે?

પ્રા. શિલ્સના અભ્યાસ પર એમના બીજા એક સંસ્કારની પણ છાયા પડેલી છે. એમને મન ' બૌદ્ધિક ' એટલે એનું બુદ્ધિ જગત – એનો અભ્યાસ, એનું સંશોધન, એનું સર્જન. બહુ સાચી વાત છે. પરંતુ વ્યક્તિ – સમગ્ર વ્યક્તિ ' બૌદ્ધિક ' થી કશુંક વિશેષ પણ છે. એના વિચાર જેટલું જ એના આચારનું મહત્ત્વ છે. આમ કહું છું ત્યારે હું કોઈ મારી માન્યતા પ્રક્ષેપિત નથી કરતો. ભારત જેવા દેશમાં પ્રા. શિલ્સના ' બૌદ્ધિક 'ના માપદંડથી એના ' રૂપાંતરણ ' ની પ્રક્રિયાને પામી શકાય નહીં. બીજા શબ્દોમાં પાશ્ચાત્ય સંસ્કૃતિના અંગરૂપ ' બૌદ્ધિક ' ના માપદંડથી ભારતના સામાજિક–સાંસ્કૃતિક પરિવર્તનની દિશા પારખી શકાય નહીં.

પ્રા. શિલ્સ જેવા ઇતિહાસના અભ્યાસી અને સંસ્કૃતિજ્ઞ ભિન્ન ભિન્ન સંસ્કૃતિની ભિન્ન ભિન્ન waltenschung (જીવનદૃષ્ટિ) ને કેમ વીસરી ગયા હશે? અહીં રશિયન ઇતિહાસ–ફિલસૂફ ડેનીલેવ્સ્કીનું ' રશિયા અને યુરોપ ' પુસ્તક ફરી યાદ આવે છે. " દરેક સંસ્કૃતિની કેટલીક મૂળભૂત પૂર્વધારણાઓ હોય છે એની પરિધિમાં જ તેની ચેતના મુખરિત થાય છે......રશિયા અને યુરોપની મનોભૂમિ જ જુદી છે " પ્રા. શિલ્સ ને કંઈક એવો ખ્યાલ છે કે જે યુરોપીય સંસ્કૃતિની પેદાશ છે તે ' બૌદ્ધિક ' નામનો રોપો ભારતીય મનોભૂમિ પર પણ પાંગરે.

ભારત વિષેનો કોઈ પણ અભ્યાસ ભારતીય જીવનાભિગમમાં આચારના સ્થાનને અને ' સમગ્ર જીવનની ઉપાસના ' ની આસ્થાને વીસરી પૂર્ણ બની શકે નહીં. આચાર અને વિચારને ' આભ ધરતીનું છેટું ' એ ખ્યાલ પાશ્ચાત્ય ભેદદૃષ્ટિનુ પરિણામ છે. એ ભેદદૃષ્ટિ ' Reason ' અને ' Faith ', Religion અને ' Science ' નું જે દ્વૈત યુરોપીય વિચારજગતમાં છે તેમાં પણ વરતાય છે. અહીં પાશ્ચાત્ય વિચારજગતનું વિવેચન કરવું અપ્રસ્તુત છે પણ વાલેરીનું એક કથન યાદ આવ્યા વિના રહેતું નથી. ' યુરોપના બૌદ્ધિક જીવનમાં ' Idea ' અને ' work ' વચ્ચે જે અંતર છે તે દૂર કરવું જ રહ્યું. (History and politics, Complete Works of Valery.)

સમાપન કરું એ પહેલાં એટલું કહીશ કે પ્રા. શિલ્સની અભ્યાસકોટિ (કેટેગરી) ' બૌદ્ધિક ' નો અસ્વીકાર કર્યા પછી પણ ભારતની વર્તમાન પેઢી નિઃસત્ત્વ છે એ તો આપણે સ્વીકારવુ જ રહ્યું. ભારતમા સર્જક ચેતનાનું જે બાષ્પીભવન થયું છે તેને આપણે વિચારવું જ રહ્યું.

# ભારતીય બુદ્ધિજીવી – નીરદ ચૌધરીની નજરે

જયંતિ કે. પટેલ

બુદ્ધિજીવી માટે દરેક યુગ કપરો હોય છે. નિકષ તરીકે બુદ્ધિને સ્વીકારવી એટલે જ સંઘર્ષ નોતરવો. બુદ્ધિજીવીનો આંતરિક અને બાહ્ય સંઘર્ષ સદા ચાલુ જ હોય છે. હિંદમાં તો તેને વર્તમાનભૂતકાળ સાથે પણ લડવાનું છે; બુદ્ધિજીવી રહેવા માટે પણ લડવાનું છે.

આ બુદ્ધિજીવીઓ ઘણું લખે છે; પરંતુ તેમના વિષે, તેમની ભૂમિકા, સ્વરૂપસંઘર્ષ અને સમસ્યાઓ વિષે ભાગ્યે જ કંઈ લખાયું છે. આ દૃષ્ટિએ શ્રી ચૌધરીનું પુસ્તક નોંધપાત્ર છે. સાત પ્રકરણમાં વહેંચાયેલાં એંસી પાનાંમાં લેખકે હિંદની હિંદુ, મુસ્લિમ અને આધુનિક બુદ્ધિજીવી પ્રણાલિકાઓ, હિંદના પુનરુત્થાન યુગની વિચારસરણીઓનું સર્વેક્ષણ, તેમની પ્રવૃત્તિઓ અને અસર તેમજ છેલ્લી અડધી સદીમાં બુદ્ધિજીવી આયાસોમાં આવેલી ઓટ અને તેનાં કારણોનું વિશ્લેષણ કરવા ઉપરાંત છેલ્લાં ત્રણ પ્રકરણોમાં હિંદની આબોહવામાં બુદ્ધિજીવીએ કેમ ટકી રહેવું, તેને સહાય અને અવરોધરૂપ કોણ છે તેનો નિર્દેશ કરીને અંગ્રેજને પણ શરમાવે તેવા અંગ્રેજીમાં જ લખવાનો તથા ઈંગ્લેન્ડ–અમેરિકાના પ્રથમ કક્ષાના પ્રકાશક પાસે જ પ્રકાશન કરવાની સલાહ પણ આપી છે! આ રીતે થોડા શબ્દોમાં સમગ્ર પરિસ્થિતિનો ચિતાર, પૃથક્કરણ અને ટીકા ત્રણેયને સમાવી દેવાની લેખકની શક્તિ દાદ માંગી લે છે. અલબત્ત, તેમ કરતાં ક્યાંક અતિશય વ્યાપક વિધાનો થઈ ગયાં છે, કેટલીકવાર બિનજરૂરી વિશેષણો વપરાયા હોવાનું પણ લાગે. (દા. ત બંગાળી બુદ્ધિજીવીઓ માટે 'પ્રવર્તક', 'સર્વશ્રેષ્ઠ,' 'ઉત્તમોત્તમ' જેવાં વિશેષણો.)

પ્રાચીન હિંદુ અને મુસ્લિમ પ્રણાલીનો નિર્દેશ કરતાં શ્રી ચૌધરી નોંધે છે કે હિંદુઓની વૈચારિક તત્પરતા અને ગ્રહણશક્તિ ધીરેધીરે કુંઠિત થઈને અશ્મિરૂપ બની જતાં સંકુચિતતા અને વિદેશીઓ પ્રત્યેની ઘૃણા અને ડર ઘર કરી બેઠાં. અઢારમી સદીમાં તો બધું ઢાંચાઢાળ બની ગયું હતું. તે સંપૂર્ણપણે સ્થગિત અને સત્તાવાદી (authoritarian) લક્ષણ ધરાવતી બની, ચૂકી હતી દર્શનનો અભ્યાસ સ્વાન્તઃસુખાય, સાથીઓ કે યજમાનવર્ગમાં ગૌરવ મેળવવા માત્ર થતો, વ્યવહાર જગતમાં તેનો કોઈ ઉપયોગ ન હતો અને લોકો વેદાંતીથી અંજાવાને બદલે તેની ઠેકડી ઉડાડતા. વર્ણવ્યવસ્થાને કારણે બૌદ્ધિક પુરુષાર્થ મર્યાદિત અને વારસાગત બની ચૂક્યો હતો. જ્ઞાન મુક્તિ સાથે સંલગ્ન હતું અને સામાજિક, આધ્યાત્મિક અને પ્રેતાદિક વિષયોમાં બુદ્ધિજીવીઓની સલાહ લેવાતી અને તે બાબતોમાં તેમની સહાયના બદલામાં દક્ષિણા અપાતી. પરિણામે આવા વહેમો તથા સમાજનું સ્વરૂપ વગેરે યથા તથા જાળવી રાખવું તે બુદ્ધિજીવી વર્ગના સ્થાપિત હિતનો સવાલ બની ગયો. બ્રિટિશ અમલમાં પણ કોમી કાયદા, સાહિત્ય અને શિક્ષણ-પદ્ધતિ ચાલુ રહ્યાં.

વળી આ બુદ્ધિજીવીઓની ચિંતન અને વિવાદની પદ્ધતિ પણ વિશિષ્ટ હતી. દરેક તારણ માટે પ્રાચીન ગ્રંથોનાં પ્રમાણ ટાંકવા પડતાં. પરિણામે તેમનો બૌદ્ધિક આયાસ ખીલા સાથે બંધાયેલા વાછડાના ધમપછાડા જેવો રહ્યો! અલબત્ત, આ લોકોએ ભાષા, દર્શન જાળવી રાખ્યાં અને વિદ્યાસાગર તથા દયાનંદ સરસ્વતી જેવા નેતાઓ આપ્યા, પણ એ તો અપવાદો.

ઇસ્લામ બાબત એક ફેર પડ્યો. નવાં પરિવર્તનો છતાં તેણે જૂનું માળખું જાળવી રાખ્યું. આનો રાજકીય પ્રત્યાઘાત એ પડ્યો કે મુસ્લિમ બુદ્ધિજીવીઓ જૂની વ્યવસ્થા મજબૂત બનાવતા રહ્યા અને એમણે હિંદુઓ કરતાં જુદી રાષ્ટ્રીયતા વિકસાવી જેના પરિણામરૂપે પાકિસ્તાન સર્જાયું. (મને ખાતરી છે, શ્રી ચૌધરી આ ઉપરાંત આર્થિક કારણો, લઘુમતીનો ડર, હિંદુ નેતાઓનું અક્કડ વલણ જેવાં પરિબળોને બાકાત રાખે છે તેવું નથી. પરંતુ એક ગણનાપાત્ર પરિબળને આમ પ્રકાશમાં આણે છે એટલું જ.)

બ્રિટિશ અમલ આવતા, રાજકર્તાઓની અનિચ્છા છતાં, રાજા રામમોહનરાય જેવા નેતાઓની આગેવાની નીચે હિંદમાં પાશ્ચાત્ય અસર હેઠળની આધુનિક બુદ્ધિજીવી પ્રણાલીનો પ્રાદુર્ભાવ થયો. આ હિંદુ રેનેશાંમાં તદ્દન નવાં સાંસ્કૃતિક મૂલ્યો આવ્યાં. એક ધડાકે બધા દંકાતેના અનુયાયીઓ બની બેઠા. જૂના અને નવા બુદ્ધિજીવીઓ વચ્ચે ખાઈ પડી અને તેમની વચ્ચેનો સેતુ ભાંગી પડયો. ભાષા–સાહિત્યની સાધના ચાલુ હતી પણ હવે તેમાં ખમીર આવાતી માત્ર હતો. ધાર્મિક સામાજિક સુધારણા, એકેશ્વરવાદ અને રાજકારણ મોખરે આવ્યાં જેમાં માનવતાવાદી વહેણો પણ ભળ્યાં. શ્રી ચૌધરી આ માટે બંગાળને યશ આપે છે તે યોગ્ય છે પરંતુ પશ્ચિમ કાંઠે પણ અસરો પહોંચી હતી ખરી. નવી પ્રણાલીની રક્ષાને રણને કિનારે લીલોતરીની જાળવણીની સાથે સરખાવતા શ્રી ચૌધરી નોંધે છે કે નવા બુદ્ધિજીવીઓની મોટા ભાગની શક્તિ યુરોપીય પદ્ધતિને લોકો સુધી લઈ જવામાં ખર્ચાઈ જતી; કારણ કે, તેનો પ્રયાસ માત્ર શુદ્ધ જ્ઞાનની ઉપાસના પૂરતો મર્યાદિત ન હતો પરંતુ રાષ્ટ્ર સમક્ષના પડકારને પહોંચી વળવા માટેનોય હતો. અને સાચા "બુદ્ધિજીવીનું માપ પણ શુદ્ધ જ્ઞાનની ઉપાસના કરતાં કેટલા અંશે તેની આકાંક્ષાઓ, વિચારો અને ખ્યાલોનું, આ બુદ્ધિજીવી લોકોદ્વારા નિયંત્રણ અને નિર્દેશન થાય તેવી તત્પરતા સમાજ દર્શાવે છે તેના ઉપરથી કાઢી શકાય." ઓગણીસમી સદીનો બુદ્ધિજીવી આ બાબત ખૂબ સચિંત જણાય છે.

વિદેશી શાસન અને પાશ્ચાત્ય સંસ્કૃતિના ધસમસતા પ્રવાહમાં બુદ્ધિજીવીને પોતાની પ્રવૃત્તિ તેજ કરવાની ફરજ પડી. તેણે આત્મખોજ આરંભી. પોતાની પદ્ધતિ અને દૃષ્ટિકોણની ખામી, તેને નિવારવાના ઉપાયો, રાષ્ટ્ર–સન્માનની પુનઃસ્થાપના, પાશ્ચાત્ય સંસ્કૃતિનાં કયાં તત્ત્વો આત્મસાત્ કરવાં, કયાં તત્ત્વોનો આપણી પ્રણાલિકા સાથે મેળ બેસાડવો, બ્રિટિશ શાસન પ્રત્યે કેવું વલણ રાખવું – આ તેની સમસ્યાઓ હતી. કયાંક વિદેશી શાસનના વિરોધે પાશ્ચાત્યો-પ્રત્યેની નફરતનું સ્વરૂપ લીધું પણ બુદ્ધિજીવી એટલો વિવેકી જરૂર બની ચૂકયો હતો કે હવે તે લાગણીવશ થઈ જઈને કે આવેશમાં અતાર્કિક મંતવ્યો રજૂ ના કરે.

આ વખતે રૂઢિવાદી અને ઉદારમતવાદી વલણો હતાં. રૂઢિવાદી શકય તેટલું જાળવવા માંગે, તો ઉદારમતવાદી હિંદના સંજોગોમા પાશ્ચાત્ય વિચારોને ગોઠવવાની કોશિશ કરે. પરિણામે મતભેદનું ક્ષેત્ર નાનું છે. સામાજિક સુધારણા, સ્ત્રીકેળવણીમા બંને સહમત છે. જ્યાં રૂઢિવાદીને હિંદના આધ્યાત્મિક અવતારકૃત્યમાં શ્રદ્ધા છે. ભૌતિક પ્રવૃત્તિને રાજકીય તથા આર્થિક ઉન્નતિ માટે આવકારવા છતાં તે ગૌણ માને છે. ઉદારમતવાદી ધાર્મિક કરતાં સાંસ્કૃતિક બાજુ ઉપર ભાર મૂકે છે અને માનવતાવાદી વલણોને આવકારે છે. છતાં બન્ને યુરોપીય અનુકરણ કે સંપૂર્ણ ઉદ્યોગીકરણના વિરોધી છે. બંને એકેશ્વરવાદને સ્વીકારે છે. રૂઢિવાદીઓને, ઉપરાંત, આર્યત્વ અને હિંદમાં આર્યોના સાંસ્કૃતિક ફાળા બાબત ગૌરવ છે જ્યારે ઉદારમતવાદીઓ આર્યોને હિંદમાં બહારથી આવેલા ગણે છે અને કોઈક તેમને અસંસ્કૃત પણ કહી દે છે. શિક્ષણ, કેળવણી, સંસ્કૃતિ વગેરે ક્ષેત્રે યુરોપથી અનેક વિચારો આવ્યા પણ હજી મધ્યમવર્ગ સંપૂર્ણ બુદ્ધિવાદી બન્યો નથી. જ્ઞાતિપ્રથા જૂના સ્વરૂપ અને જોશમાં નથી, પણ વ્યવહાર અને સામાજિક ક્ષેત્રે તેનું અસ્તિત્વ અજેય છે. પરંતુ સ્વતંત્રતાનું મૂલ્ય સહુને સમજાયું. બ્રિટનદ્વારા થતા આર્થિક શોષણ સામે ગ્રંથો લખાયા અને ઔદ્યોગીકરણના પરિબળે અનેકને ટેકનિકલ જ્ઞાન લેવા પ્રેર્યા. આમાંથી યુરોપીય સિદ્ધાંતોને હિંદના સંદર્ભને સમજ્યા વિના લાગુ પાડવાની, અનુકરણ કરવાની ટેવ પડી. છતાં હિંદ એક મહાન રાષ્ટ્ર છે અને વિશ્વમા તેણે મહત્કાર્ય કરવાનું છે તેવી શ્રદ્ધા તો ખરી જ! રૂઢિવાદીઓ આથી માનતા કે હિંદે માત્ર ભૌતિક બાબતોમાં જ શીખવાનું છે, જ્યારે યુરોપે હિંદ પાસેથી આધ્યાત્મિક જ્ઞાન લેવાનું છે. ઉદારમતવાદીઓ બંને ક્ષેત્રે શીખવા તૈયાર હતા.

પરંતુ આ બુદ્ધિજીવી વર્ગ એક પ્રભાવશાળી પણ લઘુમતી જૂથ હતું. બધે જ આવો કક્ષાભેદ હોય છે પરંતુ અહીં તો બુદ્ધિજીવી અને સામાન્ય વર્ગ વચ્ચે ગુણભેદ પણ છે. હિંદની બધી સંસ્કૃતિઓ ઉપરના વર્ગો પૂરતી રહી છે. સામાન્ય કારીગરવર્ગ તો નૂતન પાષાણ-

યુગની કક્ષાએ જ જીવતો રહ્યો છે. તે શૂદ્ર હતો. સ્ત્રીઓ પણ બાકાત હતી. આથી હિંદી બુદ્ધિજીવીનો પ્રભાવ આ વર્ગો સુધી નથી પહોંચ્યો. જ્યારે ગુણની દૃષ્ટિએ બુદ્ધિજીવી વર્ગ દાક્તર, વકીલ, શિક્ષક જેવા નવા વ્યવસાયની શોધમાંથી અથવા ક્યાંક વ્યક્તિગત શોખમાંથી અને ક્યાંક મોભા માટેની વૃત્તિમાંથી નીપજ્યો હતો. અને તે વર્ગ પોતાની બૌદ્ધિક લબ્ધિઓને સામાન્ય જીવનની જરૂરિયાતો અને પદ્ધતિ સુધી લઈ જવામાં પણ નિષ્ફળ ગયો. દાખલા તરીકે, સમજવા છતાં આપણે ખાવાની આદત બદલતા નથી અને ઓછા સત્ત્વ અને પોષણવાળો ખોરાક લઈએ છીએ; અહો, જાદુ વગેરે સ્વીકારીએ છીએ; સંશોધન કરનાર વિદ્યાર્થીઓ પણ ઉપાધિ મેળવ્યા પછી કામ અટકાવી દે છે, હિંદી લેખકોના ગ્રંથોમાં અનેક ક્ષતિઓ નભાવી લેવાય છે અને આખરે "To scratch an elderly Indian intellectual was to discover the Hindu."

આમ છતાં, કેટલીક નોંધપાત્ર સિદ્ધિઓ પણ હાંસલ થઈ છે: બુદ્ધિજીવી પ્રવૃત્તિઓની રસપૂર્વક જાળવણી, અનેક નવી શૈક્ષણિક, સામાજિક સંસ્થાઓનો વિકાસ અને તેમાં બુદ્ધિજીવીઓનું નિશ્ચિત સ્થાન, શૈક્ષણિક, કાનૂની, તબીબી આદિ વ્યવસાયોનું સન્માન. પરંતુ એક નવો વર્ગ સર્જાયો જેનાં વિચારો વર્તન અને સામાજિક કામગીરી શેષ સમાજથી સાવ ભિન્ન છે. એક નવી લઘુમતી સર્જાઈ જેણે સાંસ્કૃતિક સમન્વયને બદલે વિભેદ વધાર્યો. સ્વાતંત્ર્ય મળ્યું ત્યારે આ વર્ગના હાથમાં લગામ હતી પરંતુ રૂઢિવાદી અને પ્રણાલિકાગત સમાજ સાર્વત્રિક મતાધિકારને કારણે સત્તાશીલ બની રહ્યો છે. સંભવ છે કે ટૂંકા ગાળામાં તે હિંદમાં વર્ચસ્વ ભોગવતો થાય પરંતુ બુદ્ધિજીવીઓ તે સાંખશે? અને તો બુદ્ધિજીવીઓનું શું થશે? મધ્યમવર્ગ પણ સંપૂર્ણ બુદ્ધિજીવી નથી. (સામ્યવાદીઓ પણ આમ તો બુદ્ધિજીવીઓ સામે ઘૃણા દર્શાવે છે પરંતુ આખરે સામ્યવાદ જ સ્થાપિત બુદ્ધિજીવી હિતોનું હથિયાર બની જાય છે. આમ સમાજની સાચી નેતાગીરી અને manipulation કરવાની લગામ બુદ્ધિજીવી વર્ગના હાથમાં જ રહે છે—જો તે સચેત, સજાગ અને નેતાગીરી લેવા તૈયાર હોય તો!).

શ્રી ચૌધરીની માન્યતા છે કે છેલ્લાં પચાસ વર્ષમાં બુદ્ધિજીવી પ્રવૃત્તિનો હ્રાસ થયો છે. બૌદ્ધિક પ્રવૃત્તિમાં પડતી આવ્યાનું ન સ્વીકારવું (!) શિક્ષણક્ષેત્રે નીચે જતાં ધોરણો, કોઈ નોંધપાત્ર બુદ્ધિજીવી નહિ (પચાસથી નીચેની વયનો) જેનું રાષ્ટ્રભરમાં નામ અને મોભો હોય વગેરે બાબતોને આ સંદર્ભમાં તેઓ આગળ ધરે છે. (પરંતુ દેશભરમાં જાણીતા હોય તો જ બુદ્ધિજીવી કહેવાય એમ શ્રી ચૌધરી શાથી માનતા હશે? જાણીતા ન હોવાને કારણે એકબીજા વચ્ચેના વ્યવહારનો અભાવ પણ હોઈ શકે! કદાચ શ્રી ચૌધરી અહીંયાં બુદ્ધિજીવી વિદ્યાપુરુષ અને પ્રજાને દોરતા નેતા, મધ્યમ વર્ગ અને રાષ્ટ્રમાં માન મુકાવતા નેતાને એક નથી કરી દેતા?) અનેક મહાનિબંધો લખાય છે પરંતુ ક્યાંક મૌલિક ફાળો જણાતો નથી એવું પણ તેઓ કહે છે. અહીં શ્રી ચૌધરીએ લક્ષમાં રાખવું જોઈએ કે આજે વિવિધ ક્ષેત્રોમાં વિશેષીકરણો ખૂબ વધી ગયાં છે અને જે કંઈ ફાળો હોય છે તે એકાદ ખૂણા કે પાસાને લગતો હોય છે. આજનો યુગ નવા સિદ્ધાંતો અને પદ્ધતિઓ રચવાનો નહિ પણ વ્યવહારવાદી સુધારણા અને 'મેનીપ્યુલેશન'નો છે. આમ છતા શ્રી ચૌધરીના મત મુજબ એ જરૂર કહી શકાય કે આ ક્ષેત્રે નોંધપાત્ર સિદ્ધિઓ જણાતી નથી. હજી આપણે પશ્ચિમની આંગળી પકડીને જ ચાલીએ છીએ. સાહિત્ય, દર્શન વગેરે ક્ષેત્રે તેમનાં મૂલ્યો અને તકરારોનું અનુસરણ કરીએ છીએ. વિચારને સ્વીકાર્ય બનવા માટે પાશ્ચાત્ય ફેશનની છાપ વાગે તે જરૂરી ગણાય છે. અને સામાન્ય જીવનને સ્પર્શતી કોઈ બૌદ્ધિક સિદ્ધિ હાંસલ કરી નથી (અલબત્ત, ગાંધીવાદે અરાજકતાવાદને તેમજ યુરોપીય લોકશાહીને હિંદના વાતાવરણમાં રોપવા માટે કરેલો પ્રયોગ નોંધપાત્ર ગણવો જોઈએ.) એ હકીકત છે કે ડાળી રોપીને તત્કાળ ઝાડ ઉગાડી કેરી તોડવાની હિંદી જાદુગરની પદ્ધતિ મુજબ આપણે સીધેસીધાં યુરોપીય તારણોને કશા જ સંશોધન કે અધ્યયન વિના અપનાવી લીધાં. પરિણામે પેલા ઝાડની જેમ આ બૌદ્ધિક પ્રયાસ પણ અલ્પજીવી રહ્યો. પરંતુ અઢારમી સદીની હિંદી સંસ્કૃતિને પ્રાથમિક અવસ્થાની સંસ્કૃતિ કહી

થકાવ ખરી? ખોરાકની આદત (શ્રી ચૌધરી આમિષ ભોજનની હિમાયત કરે છે.), ગીચ ઘર – શાંત ખૂણાનો અભાવ, અનેક કૌટુંબિક જવાબદારીઓ, ગમે ત્યારે ટપકી પડતા મિત્રો, ઘોંઘાટ, થકવી નાંખે તેવી આબોહવા અને બુદ્ધિજીવી માટે અનુકૂળ આર્થિક–સામાજિક સ્થિતિનો અભાવ (જેમ કે ઓછા આર્થિક વળતરને કારણે ટ્યૂશનની અનિવાર્યતા) આદિનો ઉલ્લેખ કરવા ઉપરાંત શ્રી ચૌધરી જણાવે છે કે આપણો સ્વભાવ મૂળે સત્તાવાદી અને અંતઃપ્રેરણાવાદી છે. વળી આપણે "uncritisized life is not worth living" જેવા પ્લેટોનિક સૂત્રોમાં નથી માનતા (ટીકા કરવી ગમતી હશે, સાંભળવી નથી ગમતી!); શંકાઓ નથી કરતા કારણ કે સંશયાત્માનો વિનાશ થાય છે. સઘળું જ્ઞાન પ્રાચીન ગ્રંથો અને ગુરુ પાસેથી જ મેળવવા માંગીએ છીએ. જ્ઞાનને પયગંબરી સ્વરૂપમાં જ જોઈએ છીએ. પશ્ચિમમાંથી ટેકનોલોજી અને વિજ્ઞાન લઈ આવ્યા છીએ પરંતુ ધંધાદારી આવડતો તરીકે, બૌદ્ધિક પ્રવૃત્તિના પરિપાક રૂપે નહિ. આપણો વિજ્ઞાનનો વિદ્યાર્થી વહેમ અને શ્રદ્ધામાં માને છે, વિજ્ઞાનના પાયારૂપ બૌદ્ધિક અને માનવીય મહત્તામાં નહિ. વળી છેલ્લે આપણે વાચનને બદલે ચલચિત્રો અને રમતોમાંથી મનોરંજન મેળવીએ છીએ.

અને તેમાં રાષ્ટ્રીય સ્વતંત્રતા માટે ગાંધીવાદી ચળવળ પણ દોષિત છે. ગાંધીજીએ અંતઃપ્રેરણા, કાલાતીત અને નમ્ર નૈતિકતાને કારણે બુદ્ધિ અને બૌદ્ધિક પ્રવૃત્તિ ઉપર ભાર ઓછો મૂકયો. (ગ્રામીણ–ભોળા અને ભક્તિ પ્રધાન મનુષ્યની ફરીથી સ્થાપના થતી હતી!) આમાં કોઈ ઐતિહાસિક ચેતના, બૌદ્ધિક દલીલોને સ્થાન ન હતું.

સ્વ. માનવેન્દ્રનાથ રૉયે પણ ગાંધીવાદની આવી વિઘાતક અસરનો નિર્દેશ કર્યો છે: એ હકીકત છે કે ગાંધીવાદે બૌદ્ધિક આયાસને ગૌણ સ્થાન આપ્યું અને બુદ્ધિજીવીઓને રાજકીય પ્રવૃત્તિના ક્ષેત્રેથી હડસેલી દીધા. સાહિત્યમાં પણ તેમણે આવાં જ વલણોને પ્રોત્સાહન આપ્યું હતું.

બુદ્ધિજીવીની વ્યાખ્યા માંગતા પાછા પડેલાઓને શ્રી ચૌધરી અહીં સંતોષે છે. બુદ્ધિજીવીએ આજના સંજોગોમાં કેવી રીતે ટકી રહેવું તેની સલાહ આપતાં તેઓ કહે છે કે બુદ્ધિજીવી એવો માણસ છે જે આ પ્રમાણે વર્તે છે કે વર્તવાની કોશિશ કરે છે: (૧) પોતાની આસપાસના વિશ્વને સમજવા અને સમજાવવા માટે જે તેની બુદ્ધિસંપત્તિનો પ્રયોગ કરે છે. (૨) પોતાનાં અભ્યાસ, નિરીક્ષણ અને અનુભવોમાંથી તે તારણો તારવે છે જેને તે સાચા, ઓછામાં ઓછું પહેલાંનાં કરતાં વધુ સાચાં, માને છે. (૩) પોતાનાં સહવાસીઓનાં જીવન, મન અને આચરણ ઉપર અસર પાડવાના હેતુથી તે પોતાના વિચારોનો પ્રચાર કરે છે. આમાં પ્રયોજિત શુદ્ધ અને પ્રયોજિત બુદ્ધિજીવી પ્રવૃત્તિનો સમાવેશ થાય છે અને શ્રી ચૌધરી રાજકીય, આર્થિક અને સામાજિક ક્ષેત્રે કર્મરત રહેવા માંગતા બુદ્ધિજીવીઓએ કેમ ટકી રહેવું તેનો પ્રશ્ન ચર્ચે છે. પોતાના એકદંડિયા મહેલમા વસતા નિર્લેપ બુદ્ધિજીવીઓ માટે તો પ્રશ્ન જ નથી.

હિંદમાં બૌદ્ધિક પ્રવૃત્તિનો હ્રાસ થઈ રહ્યો છે, દાર્શનિક ભૂમિકા નિર્બળ છે અને ભૌગોલિક, સામાજિક અને આર્થિક મુશ્કેલીઓ છે, નવા વિચારો સામે શંકાની નજરે જોવાય છે અને હાથ નીચે કામ કરતો માણસ પોતાનાથી બુદ્ધિમાન હોઈ શકે—તે સ્વીકારવા કોઈ શિક્ષક કે અધિકારી તૈયાર નથી, ઈર્ષા કરવા માટે જ્યાં ઈર્ષા થાય છે, પત્ની મોટે ભાગે તમને સમજે જ નહીં અથવા ધન–મોભા પાછળ પડેલી હોય કે રઝળપાટની શોખીન હોય અને આ સૌથી મોટા શાપરૂપ બની શકે. સરકારી નોકરીના નિયમો પણ અડચણકર્તા છે.

શ્રી ચૌધરી માને છે કે શિક્ષણ, (યુનિ. કક્ષાએ), પત્રકારત્વ, આકાશવાણી જેવા વ્યવસાયમાં બુદ્ધિજીવીને તક છે. પરંતુ બુદ્ધિજીવી લેખક તરીકે લેખન ઉપર જીવવાની ખ્વાહિશ ના રાખશો. અને સમાજે તમને પોષવા જોઈએ તેવો હક્ક અને ખ્યાલ પણ ના રાખશો. માનની પરવા વિના અને લોકો મારા જેટલા ઉમદા ગુણો ધરાવનારને અનુસરતા નથી તેવા અફસોસ વિના ખંતથી કાર્યરત રહો. કાર્યરત વ્યવસાયી જીવન દરમિયાન છએક પુસ્તકો લખી રાખો – અલબત્ત, શ્રી

ચૌધરી પોતે આ શરત પૂર્ણ કરી શક્યા ન હતા—અને વાનપ્રસ્થ વખતે (૫૦ વર્ષ પછી) બૌદ્ધિક કાર્ય દ્વારા જીવો.

(આ પુસ્તકો હિંદમાં કોઈ પ્રગટ કરે તોપણ તેની નોંધ લેવાશે નહિ માટે અંગ્રેજીમાં અને વિદેશમાં પ્રગટ કરવાનાં!) વ્યવસાયી જીવન દરમ્યાન નિયમિત, ચોક્કસ દિશામાં રોજ બે કલાક સંકલ્પપૂર્વક મહેનત કરવાથી દર ત્રણેક વર્ષે એક પુસ્તક તૈયાર થઈ શકે તેટલો મસાલો વ્યક્તિ એકઠો કરી શકે. અવારનવાર પ્રકાશકો પાસે પુસ્તક મોકલવું. બારેક સ્થળેથી ના આવે તો છ એક માસ થોભી જવું. ટૂંકમાં પુસ્તક લખતાં અને તમારા જેવાં પુસ્તકો પ્રગટ કરતા પ્રકાશકને તે મોકલવું. પ્રકાશક પ્રથમ કક્ષાનો પસંદ કરવો અને જેમ તેનો જવાબ આવવામાં મોડું થાય તેમ માનવું કે સ્વીકૃતિની આશા વધે છે. દરમિયાન સારો ખોરાક, શારીરિક વ્યાયામ, પ્રાણીજ પ્રોટિન અને વિટામીન હોય તેવો ખોરાક વધારવો, બગીચો, ચિત્રકામ, સંગીત જેવા સર્જનાત્મક મનોરંજનને અપનાવવું, ખુલ્લી હવા અને કુદરતની નજીક જવું, ઘરમાં અને આસપાસ આનંદદાયક અને કલાત્મક વસ્તુઓ રાખવી, સામાજિક મુલાકાતો અને ગપ્પાંને બદલે અન્ય પ્રકારના સામાજિક જીવનને અપનાવવું અને ધનથી બહુ અંજાઈ જવું નહિ અને ભૂલવું નહિ કે "Great thoughts come from the heart" (Vauvenargues). માટે સમગ્ર પ્રત્યે એક ઊંડો ઊંડો પ્રેમ હોવો જોઈએ. અને સારી પત્ની પણ દરબારમાંથી ખાલી હાથે, માત્ર હાર લઈને આવેલા પતિને ચૂમે તેવી ટાગોરની કવિકલ્પના સમી પ્રેયસીની અપેક્ષા ના રાખવી.

બુદ્ધિજીવી, તેની પશ્ચાદ્ભૂમિકા, પ્રશ્નો, વર્તમાન સ્થિતિ અને તેમાંથી જીવના નીકળવા માટેનું પ્રિસ્ક્રીપ્શન આપણે જોયું. શ્રી ચૌધરી આપણા સામાજિક-રાજકીય જીવનના અગ્રવર્ગને તેના સાચા સ્વરૂપમાં સમજી તેની મુશ્કેલીઓ અને ઉપાય વિચારી લાવ્યા છે. આધુનિક હિંદમાં બુદ્ધિજીવી ગુણમાં અને શક્તિમાં પાછો પડતો જાય છે એ સત્યને (કડવું છે માટે જ નહિ) સ્વીકારતાં મન જરા પાછું પડે છે. અતિ બહોળા પાયા ઉપરના બુદ્ધિજીવી ઉત્પાદને, ગાંધીવાદના પૂરે, આર્થિક પરિસ્થિતિએ બુદ્ધિજીવીને ગૂંગળાવ્યો ખરો પરંતુ બૌદ્ધિક આયાસો અને તેને સમજવા માટે મોટો વર્ગ તૈયાર થયો છે. સંખ્યા વધ્યા પછી ગુણવત્તા વધારવાની પ્રક્રિયા આવી રહી છે. સ્ત્રી પણ સાથી બની રહી છે. ગંભીર વાચનની ભૂખવાળો નાનો પણ ગણનાપાત્ર વર્ગ સર્જાયો છે. તેઓ લખે છે, ચર્ચે છે. પત્રકારત્વનાં ઊંચાં ગયેલાં ધોરણો અને શિક્ષણમાં વધી રહેલું વિશેષીકરણ પણ નોંધપાત્ર છે. આજનો યુગ કોઈ વાદ-પદ્ધતિ ઘડવાનો નહિ, પરંતુ સંજોગો અને સંદર્ભને સ્વીકાર્ય વ્યવહાર ઉકેલનો છે. વૈજ્ઞાનિક સમાજ માટે હવે માત્ર યુરોપ કે અમેરિકા ઉપર આધાર રાખવાની જરૂર નથી. દરેક પરિસ્થિતિ અને સ્થાન પ્રયોગશાળા છે. તેમાં થતાં સંશોધનો સાર્વત્રિક સમજ ઊભી ના કરે છતાં આ પ્રયોગો પાશ્ચાત્ય કે પૌરસ્ત્ય નથી; છે માત્ર બૌદ્ધિક: આથી પશ્ચિમનું અનુકરણ એવી ટીકા કરવાનું જરૂરી નથી. પરંતુ એ તદ્દન સાચી હકીકત છે કે આજે પણ આપણે બુદ્ધિગમ્ય અને બૌદ્ધિક પ્રવૃત્તિ તરફ જોઈએ તેટલા અભિમુખ થયેલા નથી. ગૂઢવાદ આપણને સદા સતાવતો રહ્યો છે. તેમાંથી બહાર નીકળી બૌદ્ધિક પ્રવૃત્તિ માટેનો કાયમી પાયો નાંખવાનો એક મોટો પડકાર આપણા શિક્ષિત બુદ્ધિજીવી સમાજ સમક્ષ છે. *

---

* The Intellectual in India, Nirad C. chaudhari, vir publishing House. New Delhi-5 (1967)

# ભારતીય રાજકારણ અને બુદ્ધિજીવી

રજની કોઠારી

આ વિષયને અંગે હું જે વલણો કે પૂર્વગ્રહો ધરાવું છું તે આરંભમાં જ સ્પષ્ટ કરી દઉં તો સારું.

એક તો, બૌદ્ધિક પ્રવૃત્તિ એક વિશેષ પ્રકારની પ્રવૃત્તિ હોઈ એને સ્વીકારનાર પોતાના જ આ કાર્યમાં વિશેષ ધ્યાન આપે અને પોતાની વિશિષ્ટ ક્ષમતાઓ વિકસાવે તે ઉચિત છે.

બીજું, વૈયક્તિક નીપજ અને સંયુક્ત પુરુષાર્થ બંનેની રીતે, વિવિધ ઐતિહાસિક ને સમસામયિક કારણો-સર, આપણા બૌદ્ધિક જીવનની ગુણવત્તામાં ઘણુંબધું ખૂટે છે.

ત્રીજું, આપણી એટલે કે બુદ્ધિજીવીઓની વ્યાપક કામગીરી આપણી જીવનરીતિ, પરંપરાઓ અને સંસ્થા-કીય લાક્ષણિકતાઓને લગતા સામાજિક સમીક્ષક તથા સંવેદનશીલ ટીકાકાર તરીકેની છે. હું તેનું મહત્ત્વ લગીરે ઓછું આંકતો નથી; કેમ કે, તેના પર જ તો આપણા રાષ્ટ્રજીવનની ગુણવત્તા અવલંબે છે. રાષ્ટ્રીય આવશ્યકતા ટાંકણે સામાજિક ને બૌદ્ધિક ઉદ્યુક્તીકરણના વ્યાપક કાર્યને રજ જેવું કરીને જોવાનીયે મારી મરજી નથી. આટલું કર્યા પછી પણ હું એ વાતને વળગી રહેવા ઇચ્છું છું કે આપણી વિશિષ્ટ ક્ષમતાઓનું ધોરણ ઉત્તરોત્તર સુધારતા જવાનું આપણું મૂળ કામ રૂડી પેરે પાર નહીં પાડીએ ત્યાં સુધી આપણે કાર્યક્ષમતાનું ચોક્કસ સ્તર હાંસલ નહીં કરી શકીએ અને એ સિદ્ધ કર્યાથી મળતો આત્મવિશ્વાસ પણ નહીં પામી શકીએ. ત્યાર પછી જ વિવેચક અને મૂલ્યાંકનકાર તરીકેની આપણી સર્વસાધારણ કામગીરીમાં આજને મુકાબલે વિશેષ પકવતા, સમગ્રતા અને વસ્તુલક્ષિતા આવશે. આત્મરતિ આપણે માટે જાણે કે વ્યવસાયગત રોગસમી બની ગઈ છે. એટલે રાષ્ટ્રીય ગતિવિધિમાં આપણો હિસ્સો વસ્તુતઃ છે તેનાથી વધુ અગત્યનો હોવાનું આપણે માની બેસીએ છીએ. અને આમ ચકરાવે ચઢી જઈને જ્યાં આપણે સાચે જ મહત્ત્વની ભૂમિકા અદા કરવાની છે તે ક્ષેત્રોને ઉવેખીએ છીએ.

વર્તમાન પરિસ્થિતિ માટે કોઈ એક કે વધુ પરિબ-ળોને જવાબદાર ઠરાવ્યાથી આપણો હેતુ નહીં સરે. કેટલીકવાર ખુદ બુદ્ધિજીવીને જ તેની દુઃખભરી સ્થિતિ માટે જવાબદાર ઠરાવવાનો રાખેતો જોવા મળે છે, તો કેટલાક વળી ખાસ કરીને સરકાર ને રાજકારણ આદિ અન્ય પરિબળો દોષિત હોવાનું જણાવે છે. હું આ મામલો નહીં છેડું. હા, એટલું જરૂર કહીશ કે આ પરિસ્થિતિ ઇચ્છવાજોગ તો નથી જ અને એ ગંભીર વિચારણા તથા સહિયારી કોશિશ ખસૂસ માગી લે છે.

આ પરિસ્થિતિના બે સ્તર છે: એક, એ વ્યાપક સંદર્ભ જેમાં બૌદ્ધિક પ્રવૃત્તિ ઉદ્ભવી છે અને વિકસી રહી છે કે પછી ધાર્યો પ્રગતિ નથી કરી શકતી. બીજું, બૌદ્ધિક પ્રવૃત્તિ પોતે જે સ્તર પર ચાલી રહી છે ત્યાંની સ્થિતિ. બીજા શબ્દોમાં કહું તો વીતેલા સંખ્યાબંધ દાયકાઓ દરમ્યાન જે ઘટનાઓ અને વિચારોએ બૌદ્ધિક જીવનને ઘડ્યું, તેને લગતી સમસ્યાઓય ઊભી કરી-તે અને બુદ્ધિજીવી આજે પોતાને જેમાં મુકાયેલો માને છે તે તાત્કાલિક પરિસ્થિતિ—આ બંનેનો તાગ મેળવવો રહ્યો.

મને લાગે છે કે આધુનિક ભારતના વિકાસ પર બે મોટી અસરો પડેલી છે: એક બુદ્ધિજીવીઓની અને બીજી જાહેર જીવનમાં પડેલા માણસોની. આલોચકતા, અસંમતિ, પ્રમુખ સામાજિક પરંપરાઓનો નકાર અને વધુ સારા સમાજનાં નિર્દેશન ને દર્શન એ પહેલાની લાક્ષણિકતા. બીજાનું વલણ વાસ્તવલક્ષી, વ્યાપક સર્વસંમતિ માટે જરૂર પ્રમાણે માંડવાળ ને સોદાબાજી કરવાનું – કહો કે રાજકીય – રહ્યું છે. સામાજિક આદર્શોમાં તાજગી આણ-વાની દિશામાં બુદ્ધિજીવીઓનું અર્પણ મહત્ત્વનું હતું. એમાંથી જાહેર જીવનના અગ્રણીઓએ ઠીકઠીક શક્તિ ને સંમાર્જન પણ મેળવ્યાં. પણ બુદ્ધિજીવી વર્ગ જેમાંથી

કદીયે ન ઊગરી શકયો એવી એક દ્વિધા એના એકંદર અભિગમમાં અંગભૂત હતી. એ દ્વિધા હતી ' ઊછીની બુદ્ધિ 'ની. ઓગણીસમી સદી દરમ્યાન અને વીસમી સદીનાં આરંભનાં વર્ષોમાં ચાલેલા બૌદ્ધિક પ્રવાહો આપણને છેવટે પરદેશી હકૂમતની નાબૂદી તરફ દોરી ગયા. પણ વિદેશી સત્તા દૂર થતાં બુદ્ધિજીવીઓના મોભી વિચારો ધણીધોરી વગરના થઈ ગયા. ' પ્રાન્ત ' અને ' રાજનગર ' ( જેનું કેન્દ્ર દેશબાહ્ય હતું ) વચ્ચે સદા ખેંચાતા રહેતા બુદ્ધિજીવી વર્ગે હવે એકનો ઉભાર ને બીજાની સ્વાનગી અનુભવ્યાં. મામલો આ હદે પહોંચેલો જોઈને એ વર્ગ પોતાના કોચલામાં ભરાઈ ગયો, એણે ઊંડી આંતરિક કટોકટી અનુભવી, એનાં વલણો નિષેધાત્મક થઈ ગયાં, અને મહત્ત્વના રાષ્ટ્રીય પ્રશ્નો પરત્વે એ નિરાશાવાદી થઈ ગયો તે નવાઈ પમાડે તેવું નથી. ન તો બુદ્ધિજીવીઓ રાજકીય જીવનમાં ફાળો આપી શકે છે, ન તો રાજકારણીઓ તેમને અગત્યના નિર્ણયો લેવાની પ્રક્રિયામાં સાથીદાર બનાવી શકયા છે. જેને અંગે અફસોસ કરવામાં આવે છે એવી આ પરિસ્થિતિનાં મૂળિયાં અંગ્રેજી શિક્ષણ પામેલ અગ્રવર્ગ જે દ્વિધાગ્રસ્ત મનઃસ્થિતિમાં પરાણે મુકાયો તેમાં છે.

રાષ્ટ્રીય જાગૃતિના કાળમાં અને ત્યાર પછીના રાજકીય વિકાસનાં વર્ષોમાં બુદ્ધિજીવી વર્ગે જે તદ્દન વિરોધી દેખાવ કર્યા તેની ઐતિહાસિક પીઠિકાનો પૂરો અંદાજ મેળવવો જરૂરી છે. ભારતમાં બુદ્ધિજીવીઓની પરંપરા રાજ્યોને માન્યતા બક્ષનાર તથા ઐહિક ને પારલૌકિક જીવનને અનુલક્ષીને શુભાશુભ વિષયક શાસ્ત્રાર્થ કરનાર ' બ્રાહ્મણ 'ની છે. આ પરંપરા મૂળગત રીતે પ્રવરોદ્ભૂત હતી અને એમાં અગ્રિમ અગત્ય બુદ્ધિજીવીને અપાઈ હતી. એની કામગીરી સંરક્ષકની હોવા ઉપરાંત વહેવારુ કારણોસર જરૂરી બનતાં પરિવર્તનોને લોકસ્વીકૃત ઠરાવનારનીયે હતી. આમ, મુખ્યત્વે વિચાર અને અર્થઘટન સંબંધી મતભેદો સાથે કામ પાડતી આ પરંપરાનો પ્રત્યક્ષ કાર્ય અને તેની સાથે સંકળાયેલી ગતિશીલ બાબતો સાથે પાનું પાડવા મથતા આધુનિક સમૂહ સમાજને ઝાઝો ખપ ન જ હોય. ઊંચાભમરિયા બુદ્ધિજીવીઓનું પ્રભુત્વ ઘટાડીને તેમને જુદી જ તરેહની સામાજિક પ્રવૃત્તિના કરણ બનાવવાની સમસ્યા પોતાની કારકિર્દીની શરૂઆતમાં જ ગાંધીજી સમક્ષ આવી હતી. ગાંધીજીએ ભારતીય રાજકારણના નિર્બૌદ્ધિકીકરણ અને નિઃસિદ્ધાંતીકરણનો જે મહાપ્રયાસ કર્યો તેનો પૂરો તાગ કોન્ગ્રેસ-આંદોલનમાં સક્રિય બુદ્ધિજીવીઓ કદીયે ન પામી શકયા. નેહરુ પણ એમાં અપવાદ નહોતા. ટાગોર, અરવિંદ અને એમ. એન. રોય આદિ આંદોલનમાં નહીં જોડાયેલાઓને એનો આછો અહેસાસ આવ્યો અને તેઓ વિરોધી પણ બન્યા. આવો ફેરફાર થતાં રાજકારણની ધરેડમાં પોષણ પામેલા નવા પ્રવરોનો ઉદ્ભવ થયો. વિદ્વત્સભાઓ અને સ્વૈચ્છિક મંડળોનું સ્થાન જિલ્લા કોન્ગ્રેસ સમિતિએ લીધું. બુદ્ધિજીવી, આમ, રાષ્ટ્રીય બાબતોમાં લગભગ સીમાવર્તી દશામાં મુકાઈ ગયો. આ બધું, અલબત્ત, આજે જ બરાબર સમજાય છે.

ભારતીય બુદ્ધિજીવી અને બૌદ્ધિક પરંપરા બંનેને બળ મળ્યું તે બે સ્રોતોમાંથી. એક તો, બ્રાહ્મણનો પરંપરાપ્રાપ્ત દરજ્જો; અને બીજું, ઓગણીસમી સદીના સમાજસુધારા આંદોલન ને વીસમી સદીના સ્વાધીનતા આંદોલનમાંનું બુદ્ધિજીવીનું સ્થાન. રાષ્ટ્રવાદથી રંગાયેલ વાતાવરણમાં બુદ્ધિજીવીનો દરજ્જો લગભગ સર્વાંશે રાજકીયકરણ પામેલો હતો. રાજકીય માળખું વિસ્તીર્ણ બન્યું અને અગાઉ જોયું તેમ નવા અગ્રવર્ગનો ઉદય થયો એટલે હિન્દુસમાજમાંના બ્રાહ્મણને અને ભારતીય રાજકારણમાંના બુદ્ધિજીવીને ઉચાળા ભરવાની ફરજ પડી. ત્યાર બાદ બુદ્ધિજીવી દીન, સંકુચિત અને નિરાશાપૂર્ણ મનઃસ્થિતિમાં ધસડાઈ રહ્યા છે રાષ્ટ્રીય આંદોલન દરમ્યાન એ જે વિચારોથી સુપરિચિત થયો હતો તે લક્ષમાં લેતાં તેને રાજકારણીઓ છેહ દેતા લાગ્યા. રાષ્ટ્રીય પ્રશ્નોમાં ધર્મબુદ્ધિથી જોડાનાર એને આજે ' પ્રવેશ નહીં 'નો અનુભવ થયો.

અરે, એની સલાહ લેવાનીયે કોઈને પડી નહોતી ! જે લોકોમાં તેને પોતાના આદર્શો મૂર્ત થતા લાગ્યા હતા તેઓ પોતે જ કાં તો આદર્શદ્રોહી બની ગયા કે પછી રાજકારણીઓની નવી નસલે એમને બિસ્તરા-પોટલાં બંધાવી દીધાં. દરમ્યાનમાં, નવા રાજ્યકર્તાઓને અંગ્રેજી કેળવણી પામેલા બુદ્ધિજીવી વર્ગની સંસ્કારિતાની ખાસ પડી જણાતી નથી. હા, એક વાતની એમને તથા છે : આ વર્ગના કેટલાક સભ્યોનું તકનીકી કૌશલ્ય જેને

રમાં રાખી આરામ આપવાનો એકેએક ચાંપતો બંદો-બસ્ત કર્યો છે.

ઘરમાં ટેલિફોન છે. પણ તેનો ઉપયોગ ઘટતો ગયો. ઘરમાં પલંગ છે, બારી છે, તેના પર શટર્સ છે, ટીપોય છે. તેના પર કાચ જડેલો છે. કાચના ગ્લાસ – દવાનો કે ડ્રિંકનો અવાજ ત્યાં થાય છે, ત્યારે જાણું છું. મારા માટે ખૂબ ચીવટથી તૈયાર કરેલા રૂમમાં વિશિષ્ટ સગવડ છે. એક કબાટ છે, તેમાં રંગીન શીશા છે. ઈનડૉર ગેમનાં ઘણાં સાધનો છે. હું બોલાવું – મને ગમે તે તે વ્યક્તિ ત્યાં આરામથી આવી શકે છે – અને પાછી બંગલાના આઉટડૉર, ડાયરેક્ટ ડૉરથી પાછી જઈ શકે છે. એવું એક બારણું, બંગલાનો કૉમન ડૉર પણ છે. હું બંગલામાં ઘણી વાર મગજને શૂન્યતાની ચાવી ભરીને ટહેલવા નીકળું છું. યંત્રવત્ સ્મિત આપું ને લઉં છું. તે વખતે બંગલામાં રહેનારા ઇન્સ્પેક્ટરને જોઈ આઘા-પાછા ડરથી થઈ જાય, કોઈ લાલચુ મોં રાખી નમસ્કાર કરે, કોઈ બારી કે બારણામાંથી છુપાઈને ડોકાય. એકદમ હુમલો આવતાં જુગારીઓનો અડ્ડો વેરવિખેર થઈ જાય, દારૂ ગાળવાની ભઠ્ઠીનાં સાધનો આઘાંપાછાં કરી દેવામાં આવે, કાવતરાખોરી પર એકદમ કોઈ કાળો પડદો પાડવાની બધાને વિહ્વળતા ઘેરી વળે એવું વાતાવરણ ઊભું થઈ જાય છે.

એક પ્રકારનો ક્રૂર આનંદ મારા મનમાં છવાઈ જાય છે. કશુંક કચડ દઈને જીવતું પ્રાણી દાંત વડે તોડીને કાચું ખાઈ નાંખ્યું હોય ઝનૂનમાં – પણ સ્વાદ ગમે નહીં, ગળે ઉતારતાં કપરું લાગે – એમ ત્યાં ટહેલી લીધા પછી, ક્રૂર આનંદ મેળવી લીધા પછી નૉશીએટિક ફીલિંગ્સ થઈ આવે છે.

કોઈ એક જમાનામાં યાદદાસ્ત પહોંચી જાય. કોઈ એક પીળું પડી ગયેલું પાનું – તેના અક્ષરોમાં એવું લખ્યું હોય...હાઉ ટુ મેક ફ્રેન્ડ્ઝ.. હાઉ ટુ વિન ધ પીપલ્સ...એટલે કે હાઉ ટુ બીહેવ! આંખો નીચેથી એ બધા અક્ષરો એના અર્થ સાથે પસાર થઈ જાય, પણ આચરણનો ઉદ્રેક ન આવી શકે. એક પિક્ચરગેલેરીમાંથી સંકેતો કે શાસ્ત્ર જાણ્યા વગર શૂન્ય આંખોથી એકએક ચિત્રને જોઈને અસર વગર એક જ ભાવથી કશી વધઘટ વગર પસાર થઈ જવા જેવું. અંદાજ આવી શકે. અમુક રંગો – અમુક રેખાઓ, અમુક ખાલી જગ્યાઓથી ઊડી ઊડીને કશીક સમજ પાંખ ફફડાવે ત્યારે પાંખમાંની હવાની ફરફર થોડીક અનુભવાય તેટલી જ વારતી સમજ – આમ હશે – આમ હોવું જોઈએ – ! પછી કશો જ વિચારનો વિસ્તાર નહીં, કશો પ્રત્યઘાત નહીં, કશી તકલીફ નહીં.

ઉદાસીનતા.

મારા સ્નેહાળ સમર્થ સાથી દૂરથી અત્યંત વિશ્વાસથી સમજાવે છે, મારી સાથે deal કરે છે, ને કહે છે કે મને વિસ્મૃતિનો એટેક આવ્યો છે. હું ભૂતકાળ ભૂલી ગઈ છું. એ ખુદ કંઈ ડૉક્ટર નથી. અને મારો રોગ અથવા તો મારી માનસિક અવસ્થા એવી કોઈ ઉપદ્રવી નથી કે સમાજમાં ચર્ચાસ્પદ બનવાને કારણે મને કોઈ મેન્ટલ હૉસ્પિટલમાં ખસેડવામાં આવે. ટી-ટેબલ પર, મનોરંજન સ્થળોએ, પાનાં – ચેઝની રમતમાં, પિકનિક કે પાર્ટીમાં હું ખૂબ જ વેલ–બીહેવ લેડી છું. જોકે ત્યાં જતાં પહેલાં મારે ચોક્કસ પ્રકારની તૈયારી કરવી પડે છે. કેટલીક વાર ઘેર જ એવી પાર્ટી અથવા તો મુલાકાતીઓ આવે છે ત્યારે વિચિત્ર પ્રશ્ન કાન પર આવે તે ચોંકાવી દે છે:

'આ મિસ્ટર...ચાવલા છે, સંસ્કૃતના પ્રોફેસર હમણાં તો યુનિવર્સિટી કૉલેજમાં છે, પણ પહેલાં તમારી કૉલેજમાં હતા – ઓળખાણ પડી?'

જાણે પૃચ્છા કરનારની અપેક્ષાને હું જાણી પાડું છું.

'હા ઓળખું છું.'

આ જવાબ સદંતર જૂઠો લાગે છે. પણ કૉલેજ, એ વખતના વિદ્યાર્થીઓ, એ વખતનું વાતાવરણ, સંસ્કૃત, અર્થશાસ્ત્ર, અંગ્રેજી, ઇતિહાસ...વિષયો...આ બધું પાંખો ફફડાવીને ઊડી જાય છે. સંસ્કૃત સંશોધન વિભાગની જૂની હસ્તપ્રતોની શાહીલેના ઢગ નીચે દટાયેલા મિસ્ટર ચાવલાનું મોં ઊંચું થાય છે. 'હા એ ચાવલા છે. એમને ઓળખું છું.' – એથી આગળ કોઈ સંકેત વધતો નથી. પૃચ્છા કરનારનો દબાયેલો અવાજ સંભળાય છે.

'તેં ઓળખ્યા નથી લાગતા. એમણે તારી ખૂબ – પણ

મને થયું કે તને એમને મળીને આનંદ થશે. મેં એમને નજીવા કામ માટે બહાનું કાઢીને બોલાવ્યા હતા. જો હવે સાચવી લે આ બધું. એમનું આપણે સ્વાગત કરવાનું છે.' અને હું પછીના બધા જ સંકેતો સમજું છું, એની સુદર્શનને પક્કી ખાત્રી છે. મારા આ સંકેત પૂરા પાડવા મેં એક મારી અંગત ગોઠવણી કરી છે. 'કરી છે' કર્તૃત્વ કશું નથી, 'થઈ ગઈ છે' કોઈ રીતે.

બંગલાના અનેક આશ્રિતોમાં એક કહ્યાગરો ઓછાબોલો અને મેં જેને માનીતો ગણ્યો છે તેવો સેવાતત્પર આલ્બર્ટ છે. મારી મરજી અને મારી અપેક્ષાઓ જાણવાની જાણે એના મગજમાં કોઈ બેટરી હોય એવું બની ગયું છે. એ મારું અડધું મગજ છે. કોઈ મેઇન પોઇંટમાં પ્લગ–પોઇંટથી કરન્ટ પસાર થાય અને યંત્ર –મશીન ઑટોમેટિક કામ કરવા લાગે એમ આલ્બર્ટ હંમેશા મારો પી. એ. અથવા કેટલીક વાર મારું મગજ હોય એમ મારી આસપાસ રહે છે. સુદર્શનને એ સગવડથી પહેલાં કરતાં ઘણી રાહત થઈ ગઈ છે. આલ્બર્ટને 'જી હા' કહી બધું પાર પાડવાની જ ટેવ છે. એને પ્રશ્ન કે વિઘ્ન નથી, નથી કોઈ સમસ્યા કે નથી કોઈ વિજાતીય શક્તિ મારે માટે. એ એક યંત્રમાનવ જેવો છે. મેં નક્કી કરી દીધું એનું સંબોધન. સુદર્શને એને રોબો તરીકે ઓળખાવ્યો, હું પણ એને રોબો કહેવા માંડી છું. સુદર્શન આ રોબો વિશે પાનાનાં પાનાં બોલ્યા હતા – પણ સમજની પાંખમાંથી જે હવા ફરફરી તે આટલી હતી–

પશ્ચિમમાં યંત્રમાનવ તૈયાર કરવા વિશે વાંચ્યું હતું. આ આલ્બર્ટ એવો જ નિમકહલાલ ને વફાદાર લાગે છે. જાણે લાકડાના ખોખાનો – ના, લોખંડનો બનેલો – જરાક વધારે જાડો હોત તો – પણ આ વેલ–બિલ્ટ કહેવાય. એક- રોબોનું વર્ણન વાંચ્યું હતું : તેના હાથ અને પગમાં સુંદર સ્પ્રિંગની યોજના હોય છે. તેથી કામ અવાજ વગર અને ઝડપથી થઈ શકે છે. કારખાનાં ફેક્ટરી કે કેટલેક ઠેકાણે તો ઘરમાં કામ કરનારો નોકર પણ બજારમાં મળી શકે એવી શક્યતાઓ પણ આપણે ત્યાં એ શોધનો જ નમૂનો હોય એવો આ આલ્બર્ટ છે. એનું શરીર ને દેખાવ નોટ બેડ, હુકમ સમજવાની અને ઉઠાવવાની તાકાત સંપૂર્ણ, ફરજ પર ગેરહાજર રહેવાની તે હા ના કરવાની વૃત્તિ શૂન્ય. મોં પરની ભાવશૂન્યતા એને યંત્રમાનવ જેવો જ સખ્ખત અને નિરુપદ્રવી સાબિત કરે છે. એ હુકમ ઉઠાવવા જ જન્મ્યો હોય, બીજાની મરજી પર જ જીવવા તત્પર હોય એમ હરેફરે છે.

સુદર્શને તે દિવસે જાણે ઑફિશિયલ એપોઇન્ટમેન્ટ કરી હોય તેમ, કોઈ બોકસ ખોલીને મારે માટે ઉપયોગી વસ્તુ ભેટ આપતા હોય તેમ આલ્બર્ટને મારી સામે હાજર કર્યો હતો. છએક માસ સુધી તો આલ્બર્ટના સતત મારા હુકમો ઉઠાવતા ને મારી ઇચ્છા પ્રમાણે મારી આસપાસ ફર્યા કરતા અસ્તિત્વને મેં નોંધ્યું કે વિચાર્યું પણ નહોતું. નાના નાના હુકમો, ને નાની જ જરૂરિયાતો હતી. કારનો ડ્રાઇવર માણસ નથી, માત્ર હાંકનાર યંત્ર છે એમ પાછલી સીટ પર તલ્લીન યુગલ માને તેમ આ 'રોબો'ને મેં ગણ્યો હતો.

'રોબો, બારણું અંદરથી બંધ કરી દે, મને બંધ બારણાં અને ખુલ્લાં બારણાં બન્નેની બીક અને ચીડ છે, બન્ને સહન નથી થતાં. તું અંદર બેસ, હું ડરી જાઉં તો બારણું ખોલી નાંખજે.'

હું નિર્ભયતાથી સૂઈ જતી. મારી ઊંઘ પૂરી થયા પછી એ પાણી આપતો પીવા. ખુરશી પાસે બેસીને ટ્રેમાં આવેલી ચા બનાવતો, નેપકીન મારી તરફ સરકાવતો, કોઈ મેગેઝિનનો કોઈ સરસ લેખ કે ચિત્રનું પાનું ખોલીને ચીંધતો, નાસ્તાની ડીશમાંથી બે પીસીસ હું ખાઉં નહીં ત્યાં સુધી ટ્રેમાં કીટલી, દૂધનો પોટ, ચમચી, ખાંડનો પોટ આઘોપાછો કરવાનો વિધિ કર્યા કરતો. ઊઠીને બહાર જતાં પહેલાં બારીના કાચ પર અડધી ચીક ઢાળતો કે ગ્લેર ન આવે! પછી જવાને તત્પર બની પીઠ વાળીને પૂછતો, છેક ખુરશી સુધી જઈને ઊભો રહેતો. વાતાવરણની શાંતિ ભારે ભારે થઈ ગૂંગળાવતી ત્યારે યાદ આવતું કે આલ્બર્ટ ક્યાં છે? ત્યારે હું મારામાંથી જાણે માથું ઊંચું કરી તેને જવાબ આપવા ફુરસદ મેળવતી.

'જવું છે?'

એના વિષે કદી જાણવાની પરવા કરી નહોતી. એ ક્યારે આવતો ને ક્યારે જતો, ક્યારે એના વગર

કેટલો સમય હું ઘરમાં ને બહાર સુદર્શન સાથે રહેતી, મને કશી ખબર પડતી નહીં. ધીમે ધીમે ઘરમાં રેડિયોની સ્વીચ ચલાવવાની કે બત્તીની કે પંખાની સ્વીચ ચલાવવાની ઊંઘમાં પણ ફાવટ હોય એમ આલ્બર્ટની ફાવટ સમજ વગર મનમાં ગોઠવાઈ ગઈ હતી. આલ્બર્ટનો અવાજ એ મને ગમતું કોઈ પુસ્તક કે ન્યૂઝ વાંચી સંભળાવનો એ જ લહેજામાં યાદ આવતો. એક દિવસ એનો જવાબ જરા જુદો બનીને મારા કાને અથડાયો હતો:

'તમે ખૂબ ઊંઘ્યાં છો!'

'આલ્બર્ટ, અત્યારે સવાર છે કે રાત?'

'જી, આ સાંજ છે!'

'મારે કોફી પીવાનો સમય—મેં કોફી પી લીધી છે? મારાથી ઉઠાતું કેમ નથી?'

'તમે માંદાં છો મેમ સાબ, સૂઈ રહો. તમને ગઈ કાલથી—તમે ઘેનની અસરમાં ઊંઘ્યાં છો. વાતો કરવાની મનાઈ છે. સાહેબ આઠ વાગ્યે આવશે.'

પડખું ફરતાં હું જમીનમાં ઊતરી પડી હોઉં એવું લાગ્યું. દરિયાનાં ઊછળતાં મોજાંઓમાં મારું શરીર સપડાઈ ગયું મને લાગ્યું. કોઈ સંકેત વગર મેં આંખ ખોલી ત્યારે હું આલ્બર્ટના હાથમાં હતી. તેણે મારા કપાળ પરના વાળ ઠીક કર્યા ને પલંગ પર સરખી રીતે સુવડાવતાં કહ્યું કે અસાવધતામાં હું પલંગ પરથી નીચે ગઈ ને આલ્બર્ટે મને ઊંચકી હતી. મારા ગાલ ચચણતાં કશુંક વાગ્યું હતું. હોઠ પણ સૂઝી ગયા હતા. આંખ પણ ભીની વજનદાર હતી. આલ્બર્ટ ટ્રીટમેન્ટ કરતો હતો. કશાય પર પાટો બાંધવા જેવો જખમ નથી. હાથ પર પણ કાંકરીવાળા પાવડરના જેવો અનુભવ થયો. બસ વધુ કશું નહીં. હાથપગ અને માથું જ્યાં હોવાં જોઈએ ત્યાં આલ્બર્ટે ગોઠવી દીધાં છે. ગાલ, હોઠ અને આંખ પર મેં હાથ ફેરવી લીધો હતો. કંઈ અર્ધ ઊંઘમાં મેં સુદર્શનનો અવાજ દૂર દૂરથી સાંભળ્યો.

"આલ્બર્ટ, મેમસાબ જેટલી વાર માગે એટલી વાર કૉફી પીણું હવેથી ન આપતો., લાવ કબાટની ચાવી મારી પાસે. તું એને બીજી રીતે એન્ગેજ રાખજે. આનાથી નર્વ્ઝ વધુ શિથિલ થાય છે. દવા અને આ—બહુ ઇનટૉક્સીકેશન સારું નહીં. એની બેહોશીમાં એ કંઈ બોલે છે?"

'હા, સાહેબ.'

'શું?'

'તમે ઇચ્છો છો માગો છો તેનું જ, પણ તૂટક—બેહોશીમાં. જાગે તો કશું નહીં.'

'ઓ...ઓ...યસ થેંક્યૂ, થેંક્યૂ, કેરી ઑન' સુદર્શન આલ્બર્ટનો ખભો થાબડતો અને હસતો દાદર ઊતરી જતો મનમાં દેખાય છે. ચોંકવાનું બનતું નથી. આલ્બર્ટને પૂછવાનો કંટાળો આવે છે. મારું એ નોર્મલ બ્લડપ્રેશર છે – તે ઉદાસીનતા.

'રોબો — હું સૂતાં સૂતાં જાડી થઈ ગઈ છું?'

રોબો — હું કેટલા દિવસ પથારીમાં જ સૂતી છું?

રોબો — મારા વજનમાં તને ફેર લાગે છે કંઈ?

રોબો — મારા વાળ પહેલાં કરતાં ખૂબ આછા થઈ ગયા છે. નહીં!

રોબો — પગ દુઃખે છે...મેન્ડલની એડી પર ઊભા રહેવાનું મન થાય છે — તું મદદ કર...બસ થોડી વાર પેલા, આદમકદ આયના પાસે મને ઝાલીને ઊભો રહે.'

"રોબો તારી ને મારી ઉંચાઈ સાવ સરખી છે. તું એકલો અહીં ફરતો હતો ત્યારે લાગતું કે તું ખૂબ ઊંચો હશે. આલ્બર્ટ તારા હાથ ખૂબ રફ છે. ઊંઘી જાઉં તે પહેલાં તારે માત્ર બેસી જ રહેવાનું. નહીં તો મને બીક લાગશે આ બંધ ઓરડામાં. અહીં ખૂબ નજદીક — ના, ખુરશી પર નહીં. મારા ઓશિકા પાસે તારાં કપડાં મને ફીલ થાય એમ બેસી રહેજે."

"તારા હાથ સુદર્શનની દાઢી જેવા બરછટ છે. કોઈ વેસ્ટર્ન ટ્યૂન પર તારી સાથે નૃત્ય કરું તો... થાકી જાઉં તો મને ઉંચકી લેજે...ના નહીં પાડવાની. ડૉક્ટરની ને દવાની રોજરોજની મોનોટોનેસ વાતથી વધુ થાક લાગે છે. નૃત્ય કરતાં મને આછો થાક લાગશે."

"આજે સરસ લાગે છે. આલ્બર્ટ...સાંજમાંથી

રાત પડી ગઈ છે. ઊંઘ નથી આવતી. સુદર્શનની કીસમાં પીણાની સ્મેલ ન હોય તો એટલું પણ સહન હું ન કરી શકું રોબો. મને એક કિલ્લો, જેની તોતિંગ દીવાલો રક્ષણ કરતી હોય તેમાંય દુશ્મનના હુમલાનો ભય ન હોય એવી સીક્યુરિટીનું ચિત્ર ઊઠે છે. તારી છાતીની પહોળાઈ શું હશે? સુદર્શન રાતે અંધારાં થતાં સુધી બહાર ફરે છે. બંગલાના દરવાજા પાસે ચોકીદાર છે ને! મારા ઘરનાં બારણાં પાસે તું છે. છતાં...રોબો મારી ઊંઘની શરત પૂરી પડતી નથી. જાગવાનું વ્યર્થ લાગે છે. બહુ જ ઓછી ડીમાન્ડ છે. ઊંઘ પણ જોઈએ ને તેની અંદર હું કહું તેવું સ્વપ્નું પણ જોઈએ તેવું નથી માગતી. બસ સીક્યોર ઊંઘ... ઊંઘમાંથી આંખ ઉઘાડું ત્યારે સામે તું અથવા તારી આ કેટલી પહોળાઈ છે તારી છાતીની!—બસ એ કિલ્લો જોઈએ.

'મને ડર લાગે છે રોબો!'

'મને સ્વપ્નું નથી જોઈતું રોબો!'

'આલ્બર્ટ મને ઊંઘાડી દે—

'આલ્બર્ટ જરાય હાલવા–ચાલવાથી મને મગજમાં સખત પીડા થાય છે. હું જાગું ત્યાં સુધી તું જરાય હાલીશ નહીં...સાઉન્ડ સ્લીપ...આ સ્લીપીંગ પિલ્સ જેટલી સાઉન્ડ—તારી છાતી પર પથારી છે—તેમાં મારી ઊંઘ છે."

'આલ્બર્ટ બે દિવસથી કેમ દેખાતો નથી?' મેં સુદર્શનને ફરિયાદ કરી. સુદર્શનને બીજા 'રોબો'ની વાત કરી. મારા મોં સામે તાકી રહ્યા પછી કહ્યું; "આપણે બીજો કોઈ નોકર રાખી લઈશું. આલ્બર્ટ કરતાં વધારે સારો. તેના કામમાં પૂરતો સમર્થ નથી નીવડ્યો. વળી કહે છે કે તેને દેશમાં જવું છે. કદાચ પરણેલો હશે. તો......નોકર માણસ સાથે ઝાઝી વાતચીત શી? વી વિલ એરેન્જ......"

આલ્બર્ટને દેશ હોય, મા હોય, તે પરણેલો હોય, તેને બાલબચ્ચાં...તે મારા ખંડ સિવાય બીજે કંઈ કામ કરતો હોય, કમાતો હોય, બોલતો હોય.. હું વિચારી જ નથી શકતી. મને ખૂબ થાક લાગ્યો હતો. ઊંઘ બે દિવસથી આવી નહોતી, કોઈ સમજ પડતી નહોતી.

આલ્બર્ટ મારી ને સુદર્શનની સગવડ હતો, એક રાહતનું સાધન હતો. બહેરા માણસના કાન પરથી સાંભળવાનું મશીન ખસેડી લો પછી તેને માત્ર હોઠ ફફડતા દેખાય—ઘણા વખતની આદત હોવાને લીધે ફફડતા હોઠ પરથી તે અવાજનો ને તેના અર્થનો અંદાજ લગાવવા બેસે. પણ એક અર્થ તારવે ત્યાં બીજો સેળભેળ થઈ જાય ને ત્રીજો ભૂલી જવાય. વિચારપરંપરા, અર્થની સાંકળ સળંગ ન રહે અને થાકી થાકી જવાય એવું જ કંઈ મને થતું હતું; કોઈ અવાજ સંભળાતો નહોતો, માત્ર આલ્બર્ટના હોઠ ફફડતા હોય એવું જ મને બે દિવસ લાગ્યું.

'આલ્બર્ટને હમણાં તો કોઈ પણ રીતે રોકી લેવો જોઈએ.'

સુદર્શન ચિંતાથી બોલતા હતા. આવો ટ્રેઈન્ડ માણસ એકદમ ચાલ્યો જશે ને બીજો મળી ન જાય તો મારે તો મુશ્કેલી પડશે. "તને—આઈ મીન ડાર્લિંગ તને શું લાગે છે? આલ્બર્ટ જાય તો તને દુઃખ લાગે?"

મને યાદ આવ્યું, એક વાર હું પલંગ પરથી પડી ગઈ હતી ત્યારે આલ્બર્ટે પૂછેલું: 'દુઃખે છે?' મને ગાલનો અને હોઠનો ચચરાટ યાદ આવ્યો. શારીરિક દર્દ ત્યાં કંઈક થતું હતું. ક્યારેક માથામાં સણકા થતા હતા ને હું આલ્બર્ટને કહેતી બરાબર સમજીને,

'ડીઅર રોબો, માથું દુઃખે છે.'

તે પૂછતો, 'દુઃખે છે કે ભારે લાગે છે?'

પછી હું તેની સામે તાકી રહેતી તેની વાત ન સમજવાને લીધે, એટલે તે મને સમજાવતો કે દબાવવાની જરૂર છે કે હાથ ફેરવી ઊંઘાડી દેવાની?...મારી ઊંઘની શરત એમાં હંમેશ રહેતી. હા, જાગ્યા પછી પાછી ઊંઘી જાઉં ત્યાં સુધીની સગવડ અને વ્યવસ્થા એટલે આલ્બર્ટ! એવી મારી સમજ હતી.

બે દિવસથી હું ઊંઘી નહોતી. મારા ઊંઘવાની શરત, સગવડ અને વ્યવસ્થામાં આલ્બર્ટની ગેરહાજરી કાયમી બનશે એ વિચારથી મને બેચેની થઈ હતી. બેચેની માથામાં લાગતી હતી, સ્લીપિંગ પિલ્સની જરા વધુ જરૂર પડશે હવે. આલ્બર્ટ કહેતો હતો.

'તમારે જાતે કદી સ્લીપિંગ પિલ્સ ખાવાની નહીં. તમારો ડોઝ મને ખબર છે. હું આપું તેટલો જ લેવાનો.'

મને તો ખબર પણ નહોતી કે મારી દવાઓ શી છે, ક્યાં છે ને કેટલી લેવાની છે. આલ્બર્ટ ચાર્જ સોંપી જતાં પહેલાં એ બધું સમજાવવા આવવાનો છે એમ સુદર્શન મને કહી ગયા. એમ પણ કહ્યું કે મારે આલ્બર્ટને એમ કહેવું કે મને 'દુઃખ થશે' એમ કહેવાથી કદાચ આલ્બર્ટ ન જાય.

આલ્બર્ટ જાય તો મારી ઊંઘનું શું? બસ, બીજી કશી સમજની — આલ્બર્ટ જે સમજાવે તે સમજની શક્તિ કે વૃત્તિ પણ ક્યાં હતી? હું તેની પાસેથી પિલ્સ માગી લઈને મારા ઓશિકા નીચે ગોઠવી રાખીશ. કેટલી વધારે લેવાથી શું નુકસાન થાય તેની સમજ પણ મેળવી લઈશ, ને બસ પછી નિરાંત થઈ જશે.

'આલ્બર્ટ ક્યારે જવાનો છે?'

ત્રીજો દિવસ હતો એમ મને સુદર્શને કહ્યું હતું, ડ્રિંકની અસર નીચે હું શિથિલ પડી હતી. ગ્લાસ સુદર્શને ગોઠવી આપ્યો હતો. 'સહેજ વધુ' — સુદર્શને આપ્યું હતું. એ મને ઢંઢોળીને કહેતા હતા, 'જો હું જાઉં છું હોં. ને હવે આ ગ્લાસ ખાલી છે. તું ઊંઘી જજે. ઓફિસથી વહેલો છૂટીને આલ્બર્ટ તને મળવા આવશે અને પછી દેશમાં ચાલ્યો જવાનો છે. મેં કહ્યું તે યાદ રાખજે. અને છતાં ચાલ્યો જાય તો કંઈ વાંધો નહીં. આપણે બીજો બંદોબસ્ત કરી લઈશું. ડાર્લિંગ —'

મને લાગ્યું કે — ...આંખો ખુલ્લી છે. બધા ખાલી બાટલાઓ કબાટમાંથી કાઢીકાઢીને આલ્બર્ટ સાફ કરતો હતો. કાચના ગ્લાસનો ફૂટવાનો અવાજ.. કોઈ બચી ગયેલાં ડ્રોપ્સ ફરશ પર પડતાં હતાં. મારે પડખું ફરવું હતું...આલ્બર્ટ નથી...કદાચ જમીન પર પડી જાઉં તો રાત સુધી જમીન પર જ રહેવું પડશે. ના, આલ્બર્ટ સામે ઊભો હતો. વળી યાદ આવ્યું. બહેરા માણસના કાન પરથી મશીન કાઢી લેવામાં આવ્યું હોય તેમ —

આલ્બર્ટના હોઠ ફફડતા હતા. અવાજ આવે તે ગણગણ જેવો આવતો હતો. સમજ ફરી ફરી દૂર દૂર લાગતી હતી. હું ખુલ્લી આંખે તેને તાકી રહી હતી. તે 'ચાર્જ' સોંપવા આવ્યો હશે એટલે ખાલી બાટલા, બારી, ગ્લાસ, દવાઓ, દરવાજો, ઓશિકું...ગાલહોઠના ચુંબન, કપાળ પરની વાળની લટો અને હાથ પર બરછટ સ્પર્શ — આ બધો વિધિ થતો હતો. મને ઊંઘની યાદ આવી ગઈ હતી. સ્વપ્નાં વગરની ઊંઘની-શરત.

'સ્લીપિંગ પિલ્સ ઓશિકા નીચે ન રાખશો!'

આલ્બર્ટ કંઈ બોલતો હતો. મારે હા ના શું કહેવું તે સમજાતું નહોતું...

એક પડીકું એના હાથમાં હતું...તેણે મને કહ્યું, કંઈક આવો અર્થ હતો:

'હું જાઉં તે પહેલાં તમારા હાથે તમે મને આ આપો.' મેં પડીકું હાથમાં લીધું. મને ઊંઘના ચક્કર આવતા હતા. તેણે મારા હાથમાં ગ્લાસ આપ્યો.

'આ ઝેર છે.'

મને કશી અવાજની અને અર્થની ખબર પડતી નહોતી.

'મારે એ ખાઈ જવાનું છે, તમારા હાથે.'

મેં એને પાણીનો ગ્લાસ આપ્યો. અને લથડતા હાથે પડીકું ગ્લાસમાં છોડી આપ્યું. એમ જ બરાબર એ હંમેશ ડોક્ટરોએ આપેલી દવાના ડોઝ પિવડાવતો. એવી જ એક સાદી એની માગણી લાગી:

'તમારા હાથે એ ગ્લાસ મારા મોં સુધી —'

મેં આંખોમાં ઊંઘની આશાએ કહ્યું...'આલ્બર્ટ, પછી મને એક વાર ઊંઘવું છે, તું અહીં બેસજે. હું થાકી ગઈ છું.'

'આ મને આપો, પછી તમે મારી છાતી પર મન ફાવે ત્યાં સુધી ઊંઘી રહેજો.'

'હાઉ નાઇસ!'

મને ખૂબ ઉતાવળ હતી — ઊંઘવાની. હું પ્રયત્નપૂર્વક થાક ખંખેરી ઊભી થઈ, પેલો ગ્લાસ એને આપ્યો. એ મારા પલંગ પર બેઠો — અને ગટગટાવી ગયો.

મને ખબર નથી હું આલ્બર્ટની છાતી પર કેટલી-વાર ઊંઘી હઈશ.

*

# અંશુ, મારો છિન્ન અંશ

ચિનુ મોદી

સાંજ થતાં હું, ઘરની રસ્તે પડતી બારી ખોલીને, બેસું છું.
જતાં–આવતાં લોક, ખખડતાં વાહન પેઠે, કંટાળો આપે છે.
અંતર રાખી દૂર દૂર દોડે છે એકી સાથે રેલના પાટા
ખુલ્લી ફાટકમાંથી પસાર મ્હેરા સપાટ, ચપટાં વાહન.

વીજળીતારે બેઠો, એક કાગડો, બારી પાસે આવી બોલે:
'કા'...'કા' એક આંખથી મને તાકતો, બોલે:
'કા'...'કા'
હું હાથ હલાવી ઊડાડતો; તો
બારીમાંથી ઘરમાં આવી, ઘર આખામાં ઊડી
અધખુલ્લાં દ્વારોથી નીકળે મ્હાર.
પણ, ઘર આખામાં ઊડાઊડ કરતો એક અવાજ
'કા'...'કા'
'ત્રાસ.

આ 'કા'...'કા'થી તો ત્રાસ વછૂટે.
હું અકળાઉં
હું અકળાઉં એવો...

બાળપણથી 'કા' 'કા' સામે ભારે સુગ.
'કા' 'કા' કરતો કાગ નજરમાં ચડતાંવેંત જ
હું ગુસ્સે થઈ, લઉં કાંકરો હાથે.

શેરીમાંની ચાટે, વધીઘટેલી એંઠ ચાટતા કાગ ઉડાડ્યા
મરી ગયેલી ભેંસ, તળાવપાળે કાદવમાં ખરડાઈ લથબથ
એની આંખોના ફાટેલા ડોળે ચાંચ મારતા કાગ ઉડાડ્યા.
ભદ્રના કિલ્લા પાછળ સૂતેલી ગાંડીના નગ્નશરીરેથી ઝમતા
રક્તસ્રાવમાં ચાંચ બોળતા કાગ ઉડાડ્યા.
નાક છીંકતાં પડ્યા લીંટને ચાટી ખાતા કાગ ઊડાડ્યા.
શ્વાસોથી સંભોગી લેતા કાગ ઊડાડ્યા..

પણ, ઘરને દરવાજે બેસી 'કા' 'કા' કરતો કાગ
હજી મથું છું ઊડાડવા હું
પણ...
ખોટું, નથું જાણ્યું.

આજ સવારે દરવાજે બેસીને બોલ્યો કાગ 'કા' 'કા'
તોય હજીયે રાત થઈ છે કિંતુ ક્યાં છે કોઈ?
ઘરની ચાર દીવાલો સુનમુન
ઘરની બે બારીઓ ચુપચુપ
ઘરનો આ દરવાજો મૂગો.
ચાલ્યા કરતું સતત
ખખડતુ કેવળ આ ઘડિયાળ
સમય પળેપળ ભરતો લાંબી ફાળ.
તારા ને મારા વચ્ચેની ખાઈ વધે છે
ખાઈ થાય છે પ્હોળી,
ખાઈ થાય છે લાંબી,
ખાઈ...
અંશુ, એક દિવસ આ લાંબી ખાઈ
એક દિવસ આ પ્હોળી ખાઈ
એક દિવસ લંબાતી ખાઈ
એક દિવસ પ્હોળાતી ખાઈ
તને, મને
મને, તને,
તમને...
ફરી શરૂ ક્યાંથી આ 'કા' 'કા'?
વિપ્રલંભશૃંગારે, મધ્યકાળની નાયિકાના મનમથનારા
અવાજ
'કા'...'કા'...
હું સ્હેજ ભૂલું અંશુને ત્યા તું...
ત્યાં તું કેમ અચાનક ટપકે મારા સૂના ઘરમાં?
સાંજ હવે તો વીતી ચાલી
રાત ઊતરતી ધીમે
હું અંધારે અટવડિયાં ખાતો,
સ્વીચ કરું છું ઑન.
પણ, આજ
સતત આ સ્હેરઘેરતો

તાએ મારી કીકીઓની કાળાશ ભૂંસી નાંખી ને હું તો
અંધ. હવે હું અંધ. ઉંબરના કાંટાળા વનમાં એક
એક તરુની તિર્યંક વેધક શૂળોથી વીંધાતો. આ ઉંબરના
વનથી હું કેમ કરીને નીકળું બ્હાર? મારી આંખોની
સામે ઊભો છે સાવ અનર્ગળ કોરોમોરો કાંટીલો અંધાર.

વૃક્ષોની ડાળીની પેઠે લંબાવીને હાથ, કહું છું: કોઈ
મને આ વનમાંથી તો બહાર કાઢો, બહાર કાઢો. વૃક્ષોનાં
ચોરીલાં પર્ણો સ્હેજ કરી સંચાર પછીથી મૂગાં બનતાં. મૂગા-
મસ છે. વૃક્ષોના પડછાયા ઉંબરને આકાશ હશે કે? ઉંબરના
આકાશ, હવે તું દયા કરીને વરસી પડ આ ઉંબરની
કાંટાળી ધરતીમાં જેથી ઊગે લીલું ઘાસ, લીલું, કૂણું
કોમળ ઘાસ. હાશ. પડ્યાં બૂંદ. આ બૂંદ હશે અમૃતના
જેવાં.

જીભ કરું હું લાંબી.
મારી જીભ ઉપર પડતું એકાદું બૂંદ
અને હું સ્વાદું છું જ્યાં બૂંદ
ખારું બૂંદ? આંસુ કે? આ તો લોહી. ખરેખરું આ
લોહી.

હણાતા હિરણ્યકશપના લોહી ટીપાંઓ ઝીલે મારી જિહ્વા!
ઠીક થયું કે મારી જિહ્વા પર ઝીલાયાં આ ટીપાં
નહિતર ટીપે ટીપે એક એક રાક્ષસ જન્મત
આ ઉંબરની ધરતીમાં.

મને થતું અચરજ કે ક્યાંથી ફૂટી મહાકાળિની
જિહ્વા? કાળસમાણી કાળિકાની જિહ્વા પર અધમણનું
લોહીટીપું ઝિલાય હવે આ જિહ્વા પર ખળભળતો
દરિયો—દરિયો લોહીનો. એક ઘૂંટડે દરિયો પીવું? એ
પછી જીવું તો જીવું—નક્કી કાંઈ નહીં. પણ, આ
ઉંબરના કાંટાળા વનમાં અશ્વત્થામા પેઠે રઝળ્યા કરતાં
દરિયો પીને મરી જવું શું ખોટું?

જિહ્વા પર દરિયો ખળભળતો, આંખોમાં અંધારાં
અને આ ઉંબરનાં વૃક્ષોના કાંટીલા પડછાયા,
પરસાળે ઓકળીઓ—આંગળીઓ, દરવાજે સાંકળ
સાંકળ પર વલ્મિક અને વલ્મિકે લીલા નાગ
બ્હાર સળગતું સ્હેર, પીગળતી સડકો.
સડકો પર ગલીઓ, વાંકીચૂંકી ગલીઓ,
ગલીઓમાં લોકોનાં ટોળાં—ટોળાં અલોપ.
ગટરનાં બખ્તરિયાં ઢાંકણ ખોલો તો ગંધ—નરી દુર્ગંધ
અને એ એક જ એવો માર્ગ કે જ્યાંથી ભરડો લેતા સ્હેર
વિશેથી છટકી જવું શક્ય.
શક્ય. બધુંયે શક્ય. પરંતુ એક પરિચિત પડછાયાથી
દૂર જવું ના શક્ય.
અંશુ, મારા અંશ
તારે કારણ આગળ વધશે વંશ
મારો વંશ. વંશ ગણાયે વેલો, વંશ વિનાનો વેલો
જાણે જળવિણ ચાલ્યો રેલો
અંશુ, તું દૂર રહે એ
કેમ કરીને ચાલે? તું તો મારો અંશ—એક મા[illegible]
છે અલગ પડેલો અંશ—તારા પર નિર્ભર છે મારે
વંશ, મારા અંશ.
મારી અંશુ
તું મારામાંથી અલગ પડીને દૂર દૂર ઠેલાય કે હું જ
ખરેખર ઠેલું?

: ગામ અડીને વ્હેતી સરિતામાં કોઈ મુગ્ધ કિશોરી
લઈને બેડું પાણી ભરવા જાય. કિશોરી રમત રમતમાં
વ્હેતાં જળમાં તરતું મૂકે બેડું, બેડું વ્હેતાં જળમાં
આગળ વધતું જાય; કિશોરી બેડું લેવા તરવા માંડે,
પણ જળહિલ્લોરે બેડું આગળ આગળ જાય, કિશોરી
રઢમસ રઢમસ ગાય:

મેં તો ખેલખેલમાં ખાલી ખાલી ખોયું
મારું બેડલું રે લોલ

અંશુ, એમ જ, એમ બરાબર એમ જ મેં પણ
ખેલખેલમાં ખોઈ દીધી છે તને, મારા બધા પ્રયત્નો
તારી સમીપ થવાના, તને દૂરને દૂર ઠેલતા. અંશુ, મારા
અંશ. હું નહિ કોઈ મુગ્ધ કિશોરી, નહિ તું મારું
બેડું. કોઈ કિશોરીને બેડું ખોવાનો હોય ન ઝાઝો રંજ,
પણ તને ખોઈને ખડકાયા છે ખંડેરોમાં જન્મેલા શૂન્ય
કરી મૂકનારી ક્ષણના ગંજેગંજ.
શૂન્ય ક્ષણોનો સળગી ઊઠે એવો ગંજ ગંજ નહીં પણ
ગંજી.

સૂકા ઘાસની ગંજી. સદ્ય સળગવા માંડે એવી ગંજી.
ગંજીફરાક હેઠળ હજી વિકસતા સ્ફેટિક સ્તનની દાહભરી
ગરમી જેવી આ ગંજી.

તાએ મારી કીકીઓની કાળાશ ભૂંસી નાંખી ને હું તો અંધ. હવે હું અંધ. ઉંબરના કાંટાળા વનમાં એક એક તરુની તિર્યક વેધક શૂળોથી વીંધાતો. આ ઉંબરના વનથી હું કેમ કરીને નીકળું બ્હાર? મારી આંખોની સામે ઊભો છે સાવ અનગંળ કોરેમોરો કાંટીલો અંધાર.

વૃક્ષોની ડાળીની પેઠે લંબાવીને હાથ, કહું છું: કોઈ મને આ વનમાંથી તો બહાર કાઢો, બહાર કાઢો. વૃક્ષોનાં થોરીલાં પર્ણો સ્હેજ કરી સંચાર પછીથી મૂગાં બનતાં. મૂગા-મસ છે. વૃક્ષોના પડછાયા ઉંબરને આકાશ હશે કે? ઉંબરના આકાશ, હવે તું દયા કરીને વરસી પડ આ ઉંબરની કાંટાળી ધરતીમાં જેથી ઊગે લીલું ઘાસ, લીલું, કૂણું કોમળ ઘાસ. હાશ. પડ્યાં બૂંદ. આ બૂંદ હશે અમૃતના જેવાં.

જીભ કરું હું લાંબી.
મારી જીભ ઉપર પડતું એકાદું બૂંદ
અને હું સ્વાદું છું ત્યાં બૂંદ
ખારું બૂંદ? આંસુ કે? આ તો લોહી. ખરેખરું આ
લોહી.

હણાતા હિરણ્યકશ્યપના લોહી ટીપાંઓ ઝીલે મારી જિહ્વા?
ઠીક થયું કે મારી જિહ્વા પર ઝીલાયાં આ ટીપાં
નહિતર ટીપે ટીપે એક એક રાક્ષસ જન્મત
આ ઉંબરની ધરતીમાં.

મને થતું અચરજ કે ક્યાંથી ફૂટી મહાકાળિની જિહ્વા? કાળસમાણી કાળિકાની જિહ્વા પર અધમણનું લોહીટીપું ઝિલાય હવે આ જિહ્વા પર ખળભળતો દરિયો—દરિયો લોહીનો. એક ઘૂંટડે દરિયો પીવું? એ પછી જીવું તો જીવું—નક્કી કાંઈ નહીં. પણ, આ ઉંબરના કાંટાળા વનમાં અશ્વત્થામા પેઠે રઝળ્યા કરતાં દરિયો પીને મરી જવું શું ખોટું?

જિહ્વા પર દરિયો ખળભળતો, આંખોમાં અંધારાં
અને આ ઉંબરનાં વૃક્ષોના કાંટીલા પડછાયા,
પરસાળે ઓકળીઓ—આંગળીઓ, દરવાજે સાંકળ
સાંકળ પર વલ્મિક અને વલ્મિકે લીલા નાગ
બ્હાર સળગતું શ્હેર, પીગળતી સડકો.
સડકો પર ગલીઓ, વાંકીચૂંકી ગલીઓ,
ગલીઓમાં લોકોનાં ટોળાં—ટોળાં અલોપ.

ગટરનાં બખ્તરિયાં ઢાંકણ ખોલો તો ગંધ—નરી દુર્ગંધ
અને એ એક જ એવો માર્ગ કે જ્યાંથી બેરડો લેતા રહે;
વિશેથી છટકી જવું શક્ય.
શક્ય. બધુંયે શક્ય. પરંતુ એક પરિચિત પડછાયાથી
દૂર જવું ના શક્ય.
અંશુ, મારા અંશ
તારે કારણ આગળ વધશે વંશ
મારો વંશ. વંશ ગણાયે વેલો, વંશ વિનાનો વેલો
જાણે જળવિણ ચાલ્યો રેલો
અંશુ, તું દૂર રહે એ
કેમ કરીને ચાલે? તું તો મારો અંશ—એક માત્ર
છે અલગ પડેલો અંશ—તારા પર નિર્ભર છે મારો
વંશ, મારા અંશ.
મારી અંશુ
તું મારામાંથી અલગ પડીને દૂર દૂર ઠેલાય કે હું જ
ખરેખર ઠેલું?

: ગામ અડીને વ્હેતી સરિતામાં કોઈ મુગ્ધ કિશોરી લઈને બેડું પાણી ભરવા જાય. કિશોરી રમત રમતમાં વ્હેતાં જળમાં તરતું મૂકે બેડું, બેડું વ્હેતા જળમાં આગળ વધતું. જાય; કિશોરી બેડું લેવા તરવા માંડે, પણ જળહિલ્લોળે બેડું આગળ આગળ જાય, કિશોરી રડમસ રડમસ ગાય:

મેં તો ખેલખેલમાં ખાલી ખાલી ખોયું
મારું બેડલું રે લોલ

અંશુ, એમ જ, એમ બરાબર એમ જ મેં પણ ખેલખેલમાં ખોઈ દીધી છે તને, મારા બધા પ્રયત્નો તારી સમીપ થવાના, તને દૂરને દૂર ઠેલતા. અંશુ, મારા અંશ. હું નહિ કોઈ મુગ્ધ કિશોરી, નહિ તું મારું બેડું. કોઈ કિશોરીને બેડું ખોયાનો હોય ન ઝાઝો રંજ, પણ તને ખોઈને ખડકાયા છે ખંડેરોમાં જન્મેલા શૂન્ય કરી મૂકનારી ક્ષણના ગંજેગંજ.

શૂન્ય ક્ષણોનો સળગી ઊઠે એવો ગંજ ગંજ નહીં પણ
ગંજી.

સૂકા ઘાસની ગંજી. સદ્ય સળગવા માંડે એવી ગંજી.
ગજીફરાક હેઠળ હજી વિકસતા સ્ફોટક સ્તનની દાહભરી
ગરમી જેવી આ ગંજી.

ગંજી…ગંજીફરાક.
કિશોરવયમાં અંશુ, તેં કેટકેટલાં ગંજીફરાક ફાડ્યાં?
વિકસતા ઉન્નત સ્તનની અણીઓથી ફાટ્યાં કેટકેટલાં
ગંજી–ગંજીફરાક?
અંશુ, તું મુગ્ધકિશોરીથી આગળ ના વધી હોત તો
આજ તને હું ખોઈ ન બેઠો હોત,
સ્વર્ગથી હું-ના હેઠો હોત.
આદમ-ઈવને સેતાને આપેલું જ્ઞાનનું ફળ
ને આદમઈવ ઈશ્વરથી દૂર દૂર ઠેલાયાં
તને મને પણ મળ્યું કાળનું ફળ
ને એથી તું મારાથી, હું તારાથી ઠેલાતાં દૂર દૂર.
કાળનું ફળ
રોજ વિકસતું
ફળના આ છેડે છે તું
ફળના પેલે છેડે હું
વિકસતા ફળના વધતા આ ઘેરાવા
ઘેરાવાથી વધતાં તારા ને મારા વચ્ચેનાં અંતર,
કાળનું ફળ વચ્ચેથી કેમ કરીને અળગું થાય?
કાળનું ફળ ખાઉં તો મારાથી દૂર દૂર ઠેલાય.
અંશુ, મારા અંશ.
હવે આપણી વચ્ચેથી આ કોણ કરી દે દૂર
કાળનું વિકસી રહેતું ફળ?
ફળ…પળ…વહેતું જળ.
મીઠું જળ.
મીઠું જળ નદીઓનું; ખારું ઊસ દરિયાનું જળ.
જળ દરિયાનું ખારું,
મારી જિહ્વા પર લોહીનો દરિયો, એક ઘૂંટડે પીવું દરિયો?
અસરજન્ય લોહીથી ભરિયો, દરિયો કેમ કરીને પીવું?
પીવું તો કેમ કરી જિવાય?
ૐ નમઃ શિવાય
ૐ નમઃ શિવાય
ઓમ નમઃ
મમ
આત્મનામ્
મમ આત્મનામ્
આત્મનામ મમ કિં?

શિવ? જીવ? શિવા કિં જીવ!
જીવ.
મેરઈનાં અર્ધફાટલાં વસ્ત્રસમાણી ક્ષણને ભાઈલા સીવ.
ક્ષણનું ક્ષણથી કર સંધાન.
–અનુસંધાન.
એક વીતેલી ક્ષણને બીજી ક્ષણ સાથે શેનાથી જોડીશ તું?
ધાગો છે? સોય છે? શું છે? સોય છે? હોય છે? હોય જ છે
પણ તેં જોઈ છે, ભાઈ?
સોયને કાણું પણ હોયે છે
એ કાણેથી ધાગો કરી પસાર
પછીથી સીવો
પછીથી જીવો.
સોયનું કાણું – ધાગો – સીવો – જીવો.
જીવો, સીવો – ધાગોસોય.
સોયનું કાણું
અંશુ, તેં સોય પરોવી દોરાથી ક્યારેય?
ક્યારેક
ભરતગૂંથણ કરતાં કરતાં તેં
આંગળીએ સોય ઘોંચવી ભૂલે?
ને નાનકડું અમથું બુંદ રક્તનું આંગળીએ દેખાય
એવું કોઈ રક્તબુંદ જો આ જિહ્વા પર હોત
તરત પી ગયો હોત.
પણ, આ તો રાક્ષસથી નીકળેલું, રાક્ષસ જન્માવે
એવું છે
આ લોહી, લોહી પણ ઓછું ના,
સાતસમંદર લોહીભરિયા જિહ્વા પર.
ખારા ખારા ઊસ સમાણા દરિયાઓને કેમ કરીને પીવા?
જેમ કરું છું વાર એમ આ દરિયા વધતા જાય
આ સાત સમંદર જિહ્વા પરથી નીચે મૂકું
મકાન, ગલીઓ, શ્હેર,
જાણ્યા અણજાણ્યા દેશ
ધરાતલ ડૂબકાં ખાવા માંડે
હું કોને આપું સંદેશ
કે
એક નાવ એવું બાંધો કે જેમાં
પશુપંખી ને માનવનાં યુગ્મો આવે.

માનવમાંથી નર ને નારી કોણ?
હું ને તું, અંશુ?
તો ભલે પ્રલે થઈ જાય,
જળપળ જળ બંબા અંબા આકાર થઈ છો જાય
અંશુ, તું ને હું બે પુનઃ, પ્રલયના પછી
રચીશું માનવજાત.
નહીં એ માનવ રહેશે ક્યારે ચાર દીવાલે
ચાર દીવાલો ઊભી કરવા કદી ન એ વિચારે.
ચાર ભીંતો નહિ, ઘર નહિ, શહેર નહિ, નહિ સડકો
નહિ ગલીઓ, ગલીઓમાં ભૂગર્ભે વહેતાં ગંધાતાં જળ નહિ
ગટર નહિ, નહિ બખ્તરિયાં ઢાંકણુ પણ નહિ, દુર્ગંધ
તો ભલે
પ્રલે
હાં, ભલે પ્રલે થઈ જાય
મને જ તે હું કહી દઉં
'ઈશ્વરનો આદેશ, તૈયાર કરી દે નાવ, ભરી દે યુગ્મ
રૂપે પશુઓ
ને પંખી, માનવમાંથી તું ને અંશુ.'
તું ને અંશુ – માનવમાંથી.
માનવમાંથી અંશુ આપણ બે.
પણ, તું ક્યાં છે અત્યારે?
એકલો હું, એય તે અંધ – અહીં ઉંબરના વનમાં.
વનમાં કાંટા, કેમ કરી હું બાંધું નાવ?
ઉંબરના આ વનમાં
તરુઓનો ના તોટો
પણ કોણ મને બતલાવે : તરુવર કેમ કરીને કાપ્યાં જાય?
તરુવર કાપી નાવ બનાવું, નાવ બનાવી
પશુઓ ને પંખીઓ લાવું,
કોક દેશમાં, કોક વેશમાં તું
તેને પણ લાવું અંશુ.
આપણે નાવ વિશે બેઠાં ના બેઠાં કે
પ્રલયવારિઓ ઊમટી ઊઠશે જિહ્વાના...
એક બુંદે...
લોહીના દરિયાઓ ઊછળશે કરવા પ્રલય
પ્રલયનું ડમરુ મૂંગું વગાડનારા શિવ
ૐ નમઃ શિવાય,
ૐ નમઃ શિવાય
પથ્થરનું પારેવું ગાય
ૐ નમઃ શિવાય
ઓમ.
મ ઓ.
મનુ ઓ.
મનુ, નાવ ક્યાં તારી? તારી નાવ, આ કિનારે લાવ -
પછી હું જિહ્વા પરથી બુંદ મૂકું હું હેઠું
બુંદ નહિ, દરિયાઓ
પ્રલયનાં વારિ
વાતવિપદની ભારી
પ્રલયનાં ચારેકોરે ફરી વળે જે વારિ
હું આ ઉંબરના કાંટાળા વનને જોઉં ડૂબતું
ભલે, ભલે તો પ્રલે. પરંતુ, પરસાળ ડૂબશે?
ડૂબશે આંગળીઓ? વહાલભરી આંગળીઓ?
પરસાળ ભરીને મા સહુ ડૂબી જાય
જનમજનમની મા જો ડૂબી જાય
નહિ, નહિ.
હું ખારો દરિયો પીશ
ભલે મરીશ, ભલે જીવીશ
હું ખારો દરિયો પીશ.
ને હું અંધઆંખનો, દરિયો – ખારો દરિયો – પી જાઉં
છું પળમાં
દરિયાના જળમાં
ઉછળતાં અરબી અશ્વોનાં મોજાંઓ પર એક જોઉં
અસવાર.
– જેને કોઈ નહીં છે ચહેરો.
ચહેરા વણ મોજાં પર ફરનારા અસવારોને જોઉં
એક એક મોજું તે અરબી અશ્વ—
– ખરી પછાડી, કેશ ઉછાળી, ધસતો વેગવેગીલો—
કઠપૂતળી શા, ચહેરાહીન અસવાર લઈને, અરબી અશ્વો
વેગવેગીલા દોડે
કોઈ નહિ પરખાય, હવે આ કોણ?
નામ વગરના
ઠામ વગરના
કેવળ આ અસવારો દોડે

ક્યાં તરફ? એ ખુદ ના જાણે. દોડે. દરિયાનાં મોજાં,
સાથે દોડે.
મોજાં કઈ તરફ લઈ જાય, કોઈ કશુંય ના જાણે—
માણે મોજાંની અસવારી.
મોજાંના રીસાળા અસવાર
અસવારોનાં મોજેમોજાં અણતાગ્યા દરિયામાં નાહક
ઊછળે
ધસતા વેગે.
કિયે કારણે વેગ?
જવાં કઈ મેર?
વિશાળ દરિયાની કરકરતી ક્ષિતિજ સમાણી પાળો નહિ
દેખાય એથી એમ જ લાગે કે દોડ્યા કરશું તો
ક્યાંક અગોચર સ્થાને પહોંચીશું,
પણ ગોળ ગોળ વેગભર્યા ફરતાં રહેવાનું
નામ વગર
ચ્હેરાવિણ.
મોજાં સાથે ગોળગોળ બસ ફરતા રહેવાનું.
આ ચ્હેરાવિણ અસવારોમાં હું કેમ કરીને ગોતું
કેમ કરીને પામું કે આ તે છે અંશુ?
ગોળ ગોળ ફરતા અસવારો એવા વેગે
કે કદી નહિ પામ્યા એ જાય ને પાછા ચ્હેરાહીન.
આ અસવારોના ચ્હેરા કોણે ભૂંસ્યા? જેણે દોર્યા?
ના. ના. એમ. બને. ના.
મેં ભૂંસી મારી આંખોની ઉજાશલિપિ
એમ જ આ સહુએ આખા ચ્હેરાને ભૂંસ્યો
ભૂંસાયેલા ચ્હેરા પર મ્હોરાં મૂકી રાચો, નાચો
ગોળગોળ ફરતા ફરતા નાચો
ચ્હેરાહીન અસવારો, મ્હોરાંના હકદારો
આ દરિયાનાં ઊંડાં વિસ્તરતાં ખારાં જળમાં કંઈ કેટલાં
જળચર જીવ.
એ જળચર જીવને જેમ ન હોયે અંગત અંગત નામ
એમ તમને પણ કેવળ જાન, નામ નહિ, નહિ ઠામ.
ગોળ ગોળ ફરવામાં હરખો છો તો અટકપાંસળી, હરખો.
એક દિવસ આ ચ્હેરા પેઠે બધુંય તે ભૂંસાશે
અંગેઅંગ લૂછાશે – છેકાશે – ભૂંસાશે.
ને તમે થશો મોજાંઓ, કેવળ મોજાંઓ.

ઓગળતું અસ્તિત્વ અંતમાં પીગળતાં પાણી બનશે
માટે ઓ અસવારો
ઊતરો આ મોજાં પરથી, ઊતરો, વ્હેલા વ્હેલા ઊતરો.
નહિતર નામશેષ થઈ જશો—ગયા છો ચ્હેરાથી ને
ધડથી જશો.
ઊતરો ઓ અસવારો, ઊતરો.
મને અંધને આંખોથી તો કશું ના દેખાય છતાં પણ
પામું છું.
કોઈ, અગોચર ઇન્દ્રિયથી કે
તમે ગતિના ભક્તો, ગોળ ગોળ ઘૂમવાને સમજી બેઠા
ગતિ
અને ગતિને કારણ ચ્હેરાની એકએક રેખાઓ ખોઈ
હવે સમૂળા ઘસાઈ જશો, ભૂંસાઈ જશો. ઊતરો
મોજાંથી અસવારો.
ઊતરો બાળારાજા કે ઊતરો ભોળારાજા કે ઊતરો
ચ્હેરાના હકદાર
કે ઊતરો મોજાંના અસવાર.
મોજાંથી ઊતરો તો આપું ઊભા રહેવા ભોંય
બે પાય રાખવા – ટેકવવા ધરને – હું આપું છું ભોંય
ઊતરો ઓ અસવારો ભોળા, તમ સહુના ટોળામાં ક્યાંક
અંશુ છે—
ઓ બાળારાજા, ઊતરો તો આપું ભોંય.
ભોંય. ભોંય કહેતાં ભૂમિ. ભૂમિનો ટુકડો હું ક્યાંથી
આપીશ?
આ વણચ્હેરાળા અસવારો જો મોજાં પરથી ઊતરી જશે
ભોંય, ભોંય હું ક્યાંથી આપીશ?
મારી જિહ્વા પર દરિયો, પણ મારા પગ નીચે છે
ઉંબરના વનની કાંટાળી આ ધરતી
ને એ પણ આછીઅમથી.
ઉંબરનો વિસ્તાર કેટલો? ઉંબરની ધરતી પર પાંચો
હિરણ્યકશ્યપના લોહીનાં બુંદોનો વરસાદ
મારી જિહ્વા પર કયાં લગ ઝીલું આ નરસિંહ વરસાદ?
ઉંબરની ધરતીને લથબથ કરશે આ વરસાદ
કાંટાળાં વૃક્ષોને ફૂટાડે છે લોહી.
લોહીનાં ભરતાં મોજાં.
હું અંધ – આંખોથી જોઈશ આ પુર [illegible]

[illegible] ૧૯૬૮ : ૩૨

ઉપરથી વરસાદ.
આજુબાજુ વેરીલા કાંટાઓ
નીચે રાક્ષસના
વપુવિશેથી વ્હેતાં રક્તિમ બુંદ.
મને ઢસડતું ચાલે છે આ પૂર.
હું ઉંબરની કાંટાળી શેમેથી પરસાળે ફેંકાઈ જાઉં તો
સારું.
પરસાળે વ્હાલભરી આંગળીઓ મારા કેશે ફરશે—
રેશમવર્ણાં સ્પર્શે.
પણ, આ વરસાદી પાણી
ક્યાંક મને આ મકાનની ભીતરમાં જારી તાણી, તો?
હું આ મકાનની પરસાળે થઈને, દ્વાર ઉઘાડી બહાર
ચાલ્યો જાઉં
અને સડકો પર ફરી ફરું,
પણ, આ વરસાદી પાણી
મને જાય છે તાણી મકાનની ભીતરમાં.
હું ઉંબરથી
ધકેલાઈને
ઢબતો ઢબતો દીવાનખંડે પ્હોંચું.
અચરજ.
કેવળ અચરજ.
ફરી આંખને મળતું તેજ
અરે આ તે શું?
ઉઘડી આંખે હું જોઉં છું તેજવેરતા ભવ્યખંડમાં
કતારમાં બેઠેલી ચેરો
ભીંત ઉપર બંદૂક લટકતી
બંદૂકને અડકીને લટકે વાઘચર્મ
વાઘચર્મની પાસે સિંહાસન
સિંહાસન પર બેઠેલો પીઠ ફેરવી
એક ચહેરો.
હું સ્હેજ દબાતાં પગલે સિંહાસન પાસે જઈ ઊભો
કોઈ હલે ના ચાલે.
છત પર લટક્યા નગ્ન અરીસા
બિંબ પ્રતિબિંબોને મારાં ઝીલે.
હું તો દિઙ્મૂઢ જેવો સિંહાસન પાસે જઈને ઊભો રહું
સિંહાસન પર પીઠ વાળીને બેઠેલો જાણુ ના પાછું
વાળી જુએ
હું જાણે યુગોથી ઊભો હોઉં
એમ સ્થિર થઈ જાઉં.
સ્થિર. કોઈ શિલ્પની જેમ.
એક જ મુદ્રામાં
પડ્યા પવનની જેમ,
અને પછી
સિંહાસનઆરૂઢ ફેરવે પીઠ
અને હું અચરજ અચરજ પામું
આ તો એ જ.
અરે છે એ જ
એ જ એ જ આ વૃદ્ધ ભિખારી
વૃદ્ધ ભિખારી અંધ.
મારું અચરજ પામી, પૂછે:
'સળગતા સ્હેર વિશે વસનારા
પીગળેલી સડકો પર ચાલેલા
ઉંબરનું વન કેવું લાગ્યું? ગમ્યું?'
'ગટરના ગંધભર્યા મારગથી ઠીક જ'
ખડખડ હાસ્ય. પડપડઘાઓ.
હું એક આવરણવાળી છબીની પાસે જઈને
કુતૂહલથી થોભું છું
ને જોઉં છું એકીટશ
એકીટશ જોઉં છું હું
આ છબી ઉપર ઢાંકેલું વસ્ત્ર
વસ્ત્ર આ અળગું થાય
છબીની આગળપાછળ લટકે
પંખીનાં લાવેલાં તૃણ—તૃણ તો સૂકાં—
સૂકાં તૃણને ખેંચું તો...
કદાચ...
કદાચ દદડે ઈંડાં.
વૃદ્ધ ભિખારી અંધ
કરે અનાવરિત છબી
ને અને ને અને ને અને
અને અને અને અને અને અને
હું પાડું છું ચીસ.
બિહામણી

ઓહ
ભયંકર
ભયં કર
મેં અંશુને–ના, આ અંશુ હોય? હોય શું છે જ?
 છે જ આ
અંશુ? મારો અંશ? આ—
વેરણ છેરણ અંગો આમતેમ તે કેમ વિશે એકત્રિત
એક હાથ પર ઊંડો ઘા
બીજો હાથ
યોનિગત છિદ્રને ઢાંકી દેવા મથે
મસ્તક
મહાકાળીના પાય નીચે ચગદાતા કોઈ અસુરની પેઠે છે
પગની પાસે.
લોહીભીના ગંઠાતા કાળા કેશ
ધડ પરથી ઉખડેલા બે સ્તન આમતેમ...
ઓ અંશુ,
હું કેમ કરીને નિર્મમ થાઉં?
આ ઘૃણાજન્ય જે દૃશ્ય...
ના, ના.
હતું એમ ઢાંકી દો વસ્ત્ર.
આ દૃશ્ય જોઈ નહિ શકું.
કોઈ રીતે ઢાંકી દો છબી પર વસ્ત્ર.
કોઈ ઢાંકજો વસ્ત્ર. ઢાંકજો જાડું
પારદૃષ્ટિ ના થાય એટલું જાડું જાડું વસ્ત્ર
આરપાર દેખાય નહીં એવું કોઈ જાડું વસ્ત્ર વણીને
ઓઢાડો આ છબી પર.
અંશુ, તારી અનાવરિત છબીની પાસે હું ફૂહોળાતો
સ્મરણોથી ટોળાતો – ફૂહોળાતો – ટોળાતો.

ટોળાતો સ્મરણોથી:

અંશુ ગ્રેવયાર્ડમાં ઢગલો લઈને ફૂલ આવી'તી તું. કબર ઉપર મૂકી ધોળાં ફૂલ, આંખ ઝરમરે તારી. હું લટાર મારવા નીકળેલો તે તને જોઈને થોભ્યો. તારી ઝરમરતી આંખોનો બીનો પ્રથમ પરિચય કુણો. તું ચૂપચાપ ગઈ ચાલી ને હું પડછાયાને આંખ વતી રાખું છું ઝાલી. પડછાયાને ઈંડા પેઠે સેવું...રોજ સવારે ગ્રેવયાર્ડમાં તને જોઈને એક દિવસ પણ વાત કર્યાની તકની જોતો રાહ. ઓહ, અંશુ. શ્વેત શુભ્ર વસ્ત્રોમાં તું તો...'

મને થાય કે કોઈ દેવની હંસી જેવી દૂતિકાનો સ્વર્ગભ્રષ્ટ આત્મા તે તું. અંશુ. એક સવારે ઝાકળી પુષ્પો બેઠાં'તાં
આછું આછું હસતાં'તાં

સ્વર્ણકિરણની પગલીઓ કોમળ ગ્રેવયાર્ડની ધોળી કબરો પર પડતી'તી ત્યાં જ

ઝાડ ઝાંખરે છૂપાયેલા એક કાળા નાગે લિસ્સી ગતિએ ધસવા માંડ્યું તારી તરફ

ને તું તો ફૂલ મૂકવામાં એવી તે મશગુલ.

મેં એક ભડાકે નાગ ઉડાડ્યો. નાગનાં વેરણછેરણ અંગ...(ઓહ, અંશુ. તારા છબી વિશે આ વેરણછેરણ અંગ!)

તું ચમકીને સહેજ, બધું પામે ના પામે એ પ્હેલાં, ગભરુ શી મારી કને લપાઈ. હાંફના શ્વાસો ડરી ગયેલી બે આંખોમાં કરે આવ–જા ને હું શ્વાસેશ્વાસે સમીપ આવ્યો, આવ્યો પાસે પાસે, શ્વાસે શ્વાસે. એ પછી

રોજ તું ફૂલ લઈને આવે–કબર ઉપર થોડાંક ફૂલ તું મૂકે. પણ, મારા ગજવે તું ગુલાબનું ફૂલ મૂકવાનું કદી ન ચૂકે.

ઝૂકે રોજ ડાળીની જેમ–ખેરવી ફૂલ પ્રફુલ્લિત બનતી. આપણે કંઈ કેટલીવાર યાર્ડમાં દાદાની જ કબરની પાસે બેસી કરતાં વાત.

હવે ક્ષણોને અરબી અશ્વોની ગતિ મળી'તી. ક્ષણો સરકતી જાય મૃદુ પગલે પણ–દ્રુતમાં. ને હું–તું તારું મારું અલગ રચાને વિશ્વ, બસ બેસી રહીએ– સમુદ્રજળની તળિયે જાણે પેસી રહીએ.

સમુદ્ર જળની તળિયે પેસી એક મહેલ બનાવી એમાં રહીએ. મહેલ તો સોનાનો. અઢળક સોનું લંકાથી આવ્યું કે આવ્યું કુવેતથી? એની તો શી જાણ! આપણી ઇચ્છાના અરબી અશ્વો આ લઈ આવ્યા ભંડાર અને મયદાનવ વાતવાતમાં સોનાનો એક મ્હેલ બનાવી આપે. ચારેબાજુ, ઉપર નીચે લહેરાતાં જળ હોય અને જળનો ઝીણો પણ સ્પર્શ નહિ આપણને. સોનાના આ મ્હેલે એક જ બસ દરવાજો–દરવાજે સૂંઢ ઉછાળતા ઝૂલે હાથી. ગોખે ગોખે પોપટ બેઠા, પોપટ બેઠા બેઠા માથું

ઘૂણવી ગોખે. બારસાખમાં કર્યાં ઝૂલતાં, કડે ઝૂલે હિંડોળા ખાટ. ખાટ પર બેસી ઝૂલ્યાં કરીએ હું ને તું. હવા ઝૂલવી જાય હિંડોળાખાટ. કિચૂડ કટ કટ કટ કિચૂડ કટ કટ.

ઉપર જળમાં તરંગ, નીચે જળમાં તરંગ ક્ષણ ક્ષણની ખરતી કાંકરીએ તરંગ ઊઠતા જળમાં. ખરતી કાંકરીઓ. કદીક તો આ સમયકોટ પણ ખરી પડી, સ્હેજ કરીને ક્ષુબ્ધ આસપાસના જળને, વિરમી જાશે. સમયકોટ જો તૂટી જાય.. પણ વજ્જરગઢલોહકોટ કેમ કરીને તૂટે? ખરતી ક્ષણ ક્ષણ પણ એક નવો ગઢ રચશે અને થયું પણ એવું...આપણે સોનાના – જળતળિયાના મ્હેલે અક્ષત રચીને વિશ્વ હવા ઝુલાવી ખાટે જ્યારે ઝૂલતાં'તાં, આસપાસ ઉપર નીચેનાં જળમાં ખરતી ક્ષણથી ફરી રચાતો થયો એક જે વજ્જરકોટ, આપ-આપણે સાવ રહ્યાં રે ભોટ. અને મ્હેલને ઘેરી ઊભો ઊંચો ઊંચો કોટ. આપણાં જળતળિયાના મ્હેલે ફરી સમયવિજયનાં વાગ્યાં ચોઘડિયાં અને આ નવો રચાયો કોટ...

કોટની કાંકરીઓ ક્ષણો થઈને ખરવા માંડે તો રફેદફે આ મ્હેલ થાય ને – આ જળતળિયાનો મ્હેલ છોડીને ચાલો પાછાં ઉપર, સમુદ્ર જળની સપાટીઓ પર ચાલો, ચાલો...

ને ફરી આપણે ગ્રેવયાર્ડમાં દાદાની જૂની, સૂની કબર કને બેસીને સવાર સાંજ રાત્રિની વીતતી ક્ષણને ગણીએ

વચની લાંબી ભીંતો ચણીએ.
ભીંતો પર પોપડીઓ બાઝે
જાળાં બાઝે
પડું પડું થઈ જાય ભીંતો
તો પણ ઈંટો પર ઈંટો ગોઠવતાં જઈએ
જઈએ. જઈએ. ક્યાં જઈએ? હેં?
હા, જવું તો છે જ, પણ ક્યાં જઈએ?

જઈએ છીએ એ કંઈ ઓછું છે?
ઓછું તો શું છે?
આપણે છીએ એ જ ક્યાં ઓછું છે?
પણ, પણ, પણ, પણ, આપણે હવે છીએ જ ક્યાં?
કદાચ હું છું, તું તો અંશુ, ક્યાં છે? છે? છે?
છે તો કેવળ આ છબીમાં, વેરણછેરણ ઊડી રહેલાં
અંગોની આ છબી. ને હું પણ ક્યાં ઓછો છું
વેરણછેરણ?
વેરણછેરણ પડછાયાને કરું એકઠા.
એકઠા પડછાયા કરવાથી
છિન્નભિન્ન છું તે ઓછો મટવાનો?
અંશુ, છતી આંખથી જોઉં છું હું તને –
અનુભવું છું મને
– વેરણછેરણ.
તારાં તો અંગો કેવળ વેરણછેરણ થયાં
અને હું તો આ આખો સાવ છિન્ન ને ભિન્ન.
અંશુ, તુ મારા મનમાં તો મૂર્ત —
હજી મૂર્તિ શી મૂર્ત
પણ, હું તો ધડમાથાનો
બરોબર ગોઠગોઠવાયેલો માણસ
તો યે છિન્ન વિચ્છિન્ન
માણસ નહિ પણ પડછાયો.
હું પડછાયાથી માણસ ક્યાંથી બનું?
મારી અંશુ, મારો છિન્ન થયેલો અંશ...
માણસ ક્યાંથી બનું?
કદાચ છે ને વીજળીનો આ પ્રવાહ ફરીથી બંધ થાય
ને ફરી શ્હેર આ જોશે નિજ આંખોથી શ્હેર.
ઉજાશ જાતાં મને ફરીથી પાછાં મળશે
મારા રે પડછાયા!
સ્વીચ ઑફ હું કરું
પણ, ક્યાં છે પેલો અનર્ગળ અંધાર?
ક્યાં છે?

# સોનપરી : ત્રણ સ્વપ્નકાવ્યો

યોસેફ મેકવાન

૧

બેઉ આંખની પાંપણ વચ્ચે નગર ઊગતું જાય...
રહી જાઉં હું એકલવાયો, એનો પડછાયો પકડાય.
પડછાયાનું પાણી થાય,
પાણીમાંથી મગર નીકળી
કાંઠે બેઠી નાજુક મારી સોનપરીને ઊંડાણોમાં
    તાણી જાય.
રહી જાઉં હું એકલવાયો — એની ચિચિયારી પકડાય;
ચિચિયારીને હાથમહીં ફુઆરી દઉં તો
આંખોમાંથી ફૂટી નીકળે ઝાડ બનીને...
ઝાડ લઈને ફર્યા કરું હું
ઝાડ ઉપર તો વિવિધ રંગી ફૂલો ખીલતાં,
ભિન્ન ભિન્ન રસવાળાં — સૂકાં ફળો પાકતાં,
ફળો ચાખતાં લોકો
જેવી વૃત્તિઓ — અંગ આખામાં આંટા ફેરા ખાય,
સોનપરીની રાહ જોઈને
મધ્યાહ્નારો સૂરજ મારો ઝાંખો-પાંખો થાય
સોનપરી...ઓ સોનપરી...

૨ :

તને મળવાના ખ્યાલે,
ખેતરની હરિયાળી ઉપર
છાનામાનાં પગલાં પાડી
ધુમ્મસ ઓઢી પરોઢ ચાલે...
ઉપ્પર આભે
સોનપરીના વ્હાલે
વાદળ વાદળ પતંગિયાં થઈ ઊડે...
વચ્ચે વચ્ચે
પંખીના કલરવનું ઝીણું સરી પડે કુતૂહલ...
— છોડ ઝીલે તો પ્રગટે ફૂલ!
ફૂલ ઉપર મુજ આંખો જઈને
રોજ સવારે ઝૂલે
સોનપરી ઓ સોનપરી...તને મળવાના ખ્યાલે...

૩

દીવાલે દર્પણનું સરોવર
નિજ પ્રતિબિંબ જોઈ રહે ચકી
ઠક...ઠક...    ઠક...ઠક
તારી યાદના દીવા
થાય થાય ને બુઝાય!
થાય ત્યારે :
    તારી આંખમાંના વગડામાં ફરતો દેખાઉં,
    તારા હોઠના પલાશ પર સૂરજ થઈ જાઉં,
    તારી આંગળીના ટેરવે કવિતા હું ગાઉં;
બુઝાય ત્યારે :
    દર્પણ કાંટા કાંટા કાંટા લાગે
    કાંટામાં સમયનું ભરાયેલું વસ્ત્ર
    કાઢવા આ હાથ કોણ લાંબો કરે?
    હાથમાં પ્રસંગોનાં કંકણ રણઝણી જાય
    સોનપરી કે?
હવા જરા સળવળી ખોલી જાય બારી
જોઈ રહું દૂર...
ઘરભણી જઈ રહ્યો સૂરજ
માથે મૂકી કિરણોની ભારી!

# મન્દાક્રાન્તામાં કાન્તની
# એક લાક્ષણિકતા

ચન્દ્રશંકર ભટ્ટ

સાચી – genuine – પ્રતિભા જ્યારે સર્જનપ્રવૃત્ત થાય છે ત્યારે કાવ્યકૃતિ પૂર્ણતાની વધુમાં વધુ નિકટ પહોંચે છે. પૃથક્કરણની પરિભાષામાં તેનાં છંદ, લય, અલંકાર, પ્રતીક, કલ્પન, રસ, સંવેદન, ભાષા, અભિવ્યક્તિ ઇત્યાદિ તત્ત્વોનું અદ્‌ભુત સામંજસ્ય તેમાં આવે છે. તેમનાં ઉત્તમ કાવ્યોમાં કાવ્યની સર્જકતાનું આવું સ્વરૂપ દેખાય છે. સંસ્કૃત વૃત્તોને કાન્તે પ્રભુત્વથી અને જીવંત, પ્રવાહી બનાવીને પ્રયોજ્યા છે, તેમનાં કાવ્યોમાં અનુષ્ટુપ, શિખરિણી, સ્રગ્ધરા, તોટક, ઝૂલણા, મંદાક્રાન્તા જેવા સુપરિચિત છંદો વપરાયા છે, તો પુષ્પિતાગ્રા, રથોદ્ધતા, સ્વાગતા જેવા ક્વચિત્ વપરાતા છંદો પણ છે. અંજનિ ગીત જેવો મરાઠી છંદ પણ તેઓ ગુજરાતીમાં લઈ આવ્યા છે. આ બધામાં મંદાક્રાન્તા છંદ કાન્તની કવિતામાં એક વિશિષ્ટ લાક્ષણિકતાથી પ્રયોજાયો છે, અને ધ્યાનપાત્ર બને છે. 'પૂર્વાલાપ'નાં એકસો ચાર કાવ્યોમાં મંદાક્રાન્તા ચાળીસ વખત પ્રયોજાયો છે. તે પૈકી બાવીસ વખત કાન્તે છંદની પ્રથમ ચાર ગુરુ શ્રુતિમાં શબ્દપુનરાવર્તન કર્યું છે. કાન્ત જેવા પ્રતિભાશાળી, ભાષા અને છંદપ્રભુત્વવાળા કવિ આવું પુનરાવર્તન વારંવાર; ક્યારેક તો કડીની ચારમાંની બે પંક્તિઓમાં કરે ત્યારે તે વિચારણીય બને. સામાન્ય રીતે ભાવસંસ્કારને સઘન કરવાના આશયથી શબ્દપુનરાવર્તન થતું હોય છે. ભાવસંક્રાન્તિની આવશ્યકતાને બરાબર પારખીને અનિવાર્ય લાગે ત્યારે જ જો આવું પુનરાવર્તન થતું હોય તો તે રમણીય લાગે છે. મંદાક્રાન્તાની પ્રથમની ચાર ગુરુ શ્રુતિ, કવિને કાવ્યરચનાની સરળતા કરી આપતી હશે. નિર્બળ કવિ આ ચાર ગુરુ સ્થાનોએ સરળતાથી શબ્દોની પુનરુક્તિ કરી દઈ શકે તેવી તેમાં અનુકૂળતા છે. એમ બને છે ત્યારે તે કેવળ છંદપૂરક અને વારંવાર બને છે ત્યારે તે કવિનું પ્રયોગદાસત્વ – mannerism – બની જાય છે; જો તેનાં ભાષા, છંદ અને ભાવાભિવ્યક્તિ ઉપરના પ્રભુત્વનો અભાવ કે અધૂરપદર્શક બને છે. આવે વખતે રચના કંટાળાજનક બને છે. સામે પક્ષે જો કાવ્યની કોઈ આવશ્યકતાને કારણે, અથવા વિશિષ્ટ હેતુથી તેની પુનરુક્તિ થતી હોય છે ત્યારે તે કાવ્યને – પંક્તિને વિશિષ્ટ શક્તિ અર્પે છે. કોઈ વિશિષ્ટ સંસ્કાર તેથી દૃઢ બને છે અને ભાવકને કાવ્યની અનુભૂતિ કરાવવામાં તે ઉપકારક બને છે.

કાન્ત એક પ્રતિભાસંપન્ન કવિ છે. છંદ, ભાષા અને સૂક્ષ્મ-સુરેખ ભાવાભિવ્યક્તિ ઉપર તેમનું પ્રભુત્વ સ્પૃહણીય છે, તેમ છતાં તેમણે મંદાક્રાન્તામાં અન્ય છંદો કરતાં સૌથી વધુ આશયથી, ક્યારેક સ્થળની અનેકતા અને વ્યાપકતા દર્શાવવા, ક્યારેક ક્રિયાની તીવ્રતા સાધવા, તો ક્યારેક ગતિના પ્રવેગ અથવા મંદતા માટે, એમ વિવિધ હેતુથી આ પ્રકારનું શબ્દપુનરાવર્તન થયેલું છે. જો કે દરેક વખતે તે ઉત્કૃષ્ટ જ છે એમ કહી શકાય તેમ નથી. ક્યારેક તો આ ચાર ગુરુ સ્થાનો જે મોકળાશ – સરળતા આપે છે તેનો કેવળ સહેલો લાભ તેઓ લેતા હોય તેમ પણ લાગે છે. પરિણામે એવે સ્થાને તે તેમની એક ખાસિયત – mannerism – હોવાનું પણ દેખાઈ આવે છે. આપણે વિગત સહિત આ જોઈશું.

'રમા' કાવ્યમાં કુલ ચાર વખત વપરાયેલા મંદાક્રાન્તામાંથી એક જ કડીમાં બે વખત પુનરાવર્તન થયું છે.

> 'વારે વારે પ્રથમ દિવસો લગ્નના યાદ લાવે,
> સાથે સાથે અનુભવ તણું ધ્યાનમાં ચિત્ર આવે;'
> (રમા : પૃ. ૮.)

અહીં પ્રથમ પંક્તિનું પુનરાવર્તન, યાદની સહજતાને

પોપક તથા રમાના મનમાં પૂર્વ જીવનની સ્થિતિના વારંવાર થતા સ્મરણ સાથે સંવાદ ધરાવે છે, અને તેને ઉપકારક બને છે. બીજી પંક્તિનું પુનરાવર્તન યાદની માનસક્રિયા સાથે અનુભવપ્રસંગોનું સાહચર્યસાધક છે. બોલચાલની લઢણ પણ આ પુનરાવર્તનમાં પકડાય છે, જે અહીં ક્રિયાની ગતિશીલતાને સહાયક બને છે. પુનરાવર્તન કેવળ વિલક્ષણ લાગે તેવાં દૃષ્ટાંત પણ મળે છે :

'થોડે થોડે પરવશ થયું, સર્વ મારું શરીર,
દૃષ્ટિ ઝાંખી, જડ બની જતાં દૂર દેખાય તીર;'
(સ્વર્ગગંગાને તીર : ૧૨૮)

માં 'થોડે થોડે'નું કોઈ વિશિષ્ટ કર્તૃત્વ જણાતું નથી. 'કલ્પના અને કસ્તુરીમૃગ'માં ત્રણ વખત વપરાયેલા મંદાક્રાન્તામાંથી બે વખત સ્થિતિરૂઢ – Conditioned –પુનરાવર્તન છે.

'અંગે અંગે ખૂબી નિરખીને આંખ તો જાય ચોંટી,'
(કલ્પના અને કસ્તુરીમૃગ : ૧૧)

માં સર્વ અંગો સૂચવાય છે તે સ્પષ્ટ છે, જે કાવ્યત્વની અનિવાર્યતા રૂપ નથી, જે નિવાર્ય છે, જ્યારે આ જ પ્રકારનું પુનરાવર્તન અન્યત્ર સમુચિત અને તીવ્રતા-સાધક છે. જુઓ :

'રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે,
છૂટી છૂટી, સહન ન થતાં, મત્ત પાછાં મળે છે;'
(ચક્રવાક મિથુન : ૩૪)

અહીં ચક્રવાકયુગ્મની સંવેદનની તીવ્રતાને કારણે પુનરાવર્તન સહજ અને અસરકારક બને છે. ભાવાવેગનો ધક્કો પુનરાવર્તનને સાર્થ કરે છે; કારણ કે તે તેમાંથી જન્મ્યું છે. 'છૂટી છૂટી' દ્વારા ચક્રવાકયુગલની પ્રણયાર્ત મનઃસ્થિતિ ક્રિયાથી ચિત્રિત કરવામાં પુનરાવર્તન સહાયક બને છે.

'ધોળાં ધોળાં ઝરણ ટપકે, વાદળાંઓ ધસાય :'
(કલ્પના અને કસ્તુરીમૃગ : ૧૨)

માં ઝરણની ધવલતાનું આધિક્ય દર્શાવી તેના સૌન્દર્યને દૃશ્ય બનાવવા કવિ પુનરાવર્તન કરે છે. બરાબર આવું જ એક દૃષ્ટાંત છે :

'ધોળાં ધોળાં શશિકિરણ જે તોય સાથે મળે છે,'
(સ્વર્ગગંગાને તીર : ૧૨૮)

અહીં વર્ણનમાં આ પુનરુક્તિથી કશી વિશિષ્ટ અસર નીપજતી નથી કે ચારુત્વ પણ આવતું નથી. એ લયાલની લઢણ છે પણ તેના વારંવારના પ્રયોગથી તે અસરકારક રહેતી નથી. એકની એક રીતિનું જાણે કાન્ત અનુકરણ કરી રહ્યા છે! 'ચક્રવાક મિથુન'માં બાર વખત પ્રયોજેલા મંદાક્રાન્તામાં નવ વખત આ પ્રયોગ થયો છે, જે કેટલીક વખત કાન્તની મર્યાદાસૂચક પણ છે.

'ન્હાનાં ન્હાનાં ક્યહિં શુચિ સરો, કચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કૈં અગમ્ય!
આધું આધું મુદિત સ્વનું ચિત્ર સંગીત થાય,
શાનો ક્યાંથી કંઈ નિસરતો મિષ્ટ આમોદ વાય!'
(ચક્રવાક મિથુન : ૩૨)

એક જ કડીમાં અહીં બે વખત આ લક્ષણ છે. અહીં સરોવરો દ્વારા કવિને પલ્વલો (Ponds), બંગાળીમાં જેને પુકુર કહે છે તે અભિપ્રેત છે. એવાં સરનું નાના-પણું રમણીય હોય છે જે અહીં નિર્દિષ્ટ છે. અને તેના વિગતપૂર્ણ વર્ણન કરતાં પુનરુક્તિથી વિશેષ આસ્વાદ્ય બને છે. 'આધું આધું'માં દૂરથી આવતા સ્વરોની મધુરતા દર્શાવવા પુનરુક્તિ થઈ છે. બોલચાલની લઢણનો લાભ કવિતાને મળે તેવો પ્રયાસ અહીં તેમ અન્યત્ર થયો છે.

'ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,'
(ચક્રવાક મિથુન : ૩૪)

અહીં આથમતા સૂર્યનું વર્ણન છે, પરંતુ પુનરુક્તિથી તેનું ચિત્ર ગતિશીલ અને સરસ રીતે તાદૃશ બને છે. જ્યારે

'ધીમે ધીમે મધુર વચનો આ પ્રમાણે કહે છે.'
(સ્વર્ગગંગાને તીર : ૧૨૬)

માં કેવળ એક વિધાન – Statement – હોઈ તે ભાવસંપૃક્ત નથી, તેથી પુનરાવર્તન મોળું, નિરર્થક લાગે છે. અને

'ધીમું ધીમું શ્રુતિ પર પડ્યું દૂરથી કોઈ ગીત.'
(સ્વર્ગગંગાને તીર : ૧૨૭)

માં કાન્તનું પ્રયોગદાસત્વ સ્પષ્ટ રીતે પ્રકટ થાય છે.

'આછી આછી રસ રહિત ત્યાં વાદળીઓ તણાય.'

(ચક્રવાક મિથુન : ૩૪)

માંનું પુનરાવર્તન વાદળીઓના આછાપણાને પ્રકટ કરી આપે છે તે રીતે કંઈક સૌન્દર્યપોષક બને છે. વળી

'આહા! આહા! અવર દુનિયા! ધન્ય એ ઓલતામાં,
નીચે નીચે ઉતરી પડતું વેગથી દંપતી ત્યાં!'

(ચક્રવાક મિથુન : ૩૬)

પૈકી પ્રથમનું પુનરાવર્તન ચક્રવાક દંપતીના કોઈ અવર જગતના દર્શનની ધન્યતાનો ઉદ્ગાર યોગ્ય રીતે ધ્વનિત કરે છે, અને તે ભાવાવેગજન્ય હોઈ અસર નિપજાવી શકે છે. બીજી પંક્તિના પુનરાવર્તનથી નીચે પડતું મૂકતાં ચક્રવાકયુગલની ગતિને ત્વરિતતા – વેગ – (force) મળે છે. આ દૃષ્ટિએ આ બંને પંક્તિમાંનાં પુનરાવર્તન સહેતુક, સયુક્ત અને સહજ બને છે. પરિણામે તે ધારી અસર સાધી શકે છે.

આ લાક્ષણિકતાનો ઔચિત્યપૂર્વકનો પ્રયોગ દર્શાવતું એક સુંદર દૃષ્ટાંત જોઈએ.

'લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે ફરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતન શ્રી ભરે છે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે શોધતાં એ દિશામાં,
રેલંતા એ રતિ વિવિધ શી હૈં શશીની નિશામાં!'

(દેવયાની : ૩૭)

અહીં પુનરુક્તિનું વિશિષ્ટ સામર્થ્ય અને સાર્થક્ય ઉત્કૃષ્ટતાથી સિદ્ધ થયું છે. દેવયાનીના વનમાં પ્રસરતા મધુર સ્વરોનો ગતિ–વ્યાપ 'પુષ્પે પુષ્પે'ની દ્વિરુક્તિથી જે રીતે નિર્દેશાય છે તે અન્યથા બની શકત નહીં. પુષ્પની પુનરુક્તિ વ્યાપ માટે નવું જ પરિમાણ ઊભું કરે છે, જે ખરે જ નવીન અને સર્જકતાના સ્પર્શવાળું છે. તેથી તે રુચિકર છે. તો 'ન્હાનાં ન્હાનાં' દેવયાનીના સ્વરોની નાજુકતા અને મૃદુતાને મૂર્તતા આપે છે, અને વર્ણ્ય વિષયની સ્પર્શક્ષમતા વધી જાય છે. આ પુનરુક્તિઓ સૌન્દર્યરસિત હોઈ વર્ણ્ય વિષયના ચારુત્વની મોહક છાલક ભાવકચિત્ત પર વાગે છે. આવી પૂર્ણ સાર્થક્યવાળી પુનરુક્તિઓ છંદને પણ લયાન્વિત કરી નવું અને અધિક સૌન્દર્ય અર્પે છે.

એક બાજુ આવાં વિરલ દૃષ્ટાંત છે તો બીજી બાજુ પુનરાવર્તન કેવળ છંદપૂરક કે પ્રયોગદાસત્વમાંથી આવેલ હોય તેવાં દૃષ્ટાંત પણ મળે છે. ઉપર કેટલાંક જોયાં, એક વધુ :

'વૃક્ષોમાંથી પરિમલ લઈ વાયુ જે સંચરે છે,
સ્થાને સ્થાને હૃદયકમલો હર્ષથી તે ભરે છે,
મીઠાં મીઠાં રવ કરી કરે પક્ષીઓ સર્વ ગાન,
ક્રીડા કેરાં સદન નિરખી છેક ભૂલાય ભાન.'

(સ્વર્ગગંગાને તીર : ૧૨૭)

અહીં વર્ણન છે. પરંતુ બે વખત થયેલાં પુનરાવર્તન વર્ણનને અનિવાર્ય રીતે આવશ્યક નથી. કોઈ સુંદર અસર થતી નથી. છંદરચનાની એક ખાસિયતના દાસત્વનું પરિણામ લાગે છે! વન, પવન અને સુગંધનું અધિક રમ્ય વર્ણન કાન્તે આપ્યું છે.

'પૂર્વાલાપ'માં વપરાયેલા છંદોને તુલનાત્મક રીતે જોતાં, મંદાક્રાન્તામાં થયું છે એટલા પ્રમાણમાં અન્ય છંદોમાં આવું પુનરાવર્તન થયું નથી તે પણ, આ છંદની પ્રયોજના પરત્વે કાન્તની એક લાક્ષણિકતા સિદ્ધ કરે છે. આ પુનરુક્તિમાં વપરાયલા શબ્દોને તપાસીશું તો તેમાં નામ, વિશેષણ, અવ્યય, ક્રિયાવિશેષણ અવ્યય, જેવાં પદો વપરાયાં છે. દરેક વખતે આ પ્રયોગ એક સરખો ઉચિત, રુચિકર અને અનિવાર્ય નથી તે આપણે જોયું. કેટલીક વખત તો ટેવરૂપ – habitual લાગે છે, કેટલીક વાર કાન્તની સ્થિતિરૂઢતા – conditioned state – ના પરિણામરૂપ લાગે છે. પરંતુ ભાવાવેગની નીપજરૂપ હોય છે ત્યારે તે પ્રયોગ પ્રતીતિકર અને આસ્વાદ્ય બનેલ છે. ક્યારેક અભિવ્યક્તિના વિશિષ્ટ લયને ઉપકારક અને લયસૌંદર્યની અસર પણ નિપજાવે છે.

કાન્ત જેવા કવિમાં પણ પુનરાવર્તન ક્યારેક રચનાની એક લઢણરૂપ બની જાય છે તે હકીકત, મંદાક્રાન્તાનાં આ ચાર ગુરુ સ્થાનો વિશે કવિઓને સજાગ રહેવા પ્રેરે તેવી બાબત છે.

# મસો

કાવાબાતા યાસુનારી
અનુ. સુભદ્રા ગાંધી

ગઈ કાલે રાતે મને એ મસાનું જ સ્વપ્નું આવ્યું.

હું જે કહેવા માગું છું, તે તમને કળાવા માટે તો એ બે અક્ષર જ પૂરતા છે. એ મસો! એને ખાતર તો તમારે મોંએ કંઈ કેટલો ઠપકો ખાઈ ચૂકી છું.

મારા જમણા ખભા પર, યા તો એમ કહોને કે બોચી આગળ મને એ મસો છે.

'એને છેડ છેડ કરીને મોટો વટાણા જેવડો તો કરી મૂક્યો છે, ને હજી હાથ ત્યાંનો ત્યાં રમાડ્યા કરે છે, તે એક દહાડો એ ફણગી ઊઠવાનો છે, જોજે.' તમે મને ચીડવતા. ખરે જ, તમે કહેતા તેમ એ સાધારણ મસા કરતાં કંઈક મોટો તો હતો જ......ખાસ્સો દાણગો ...મજાનો ગોળમટોળ ને ઊપસેલો.

નાનપણમાં પથારીમાં પડી પડી હું એની જોડે રમ્યા કરતી. પણ જ્યારે પહેલવહેલી, તમારી નજર એના પર પડી, ત્યારે હું ખૂબ શરમાઈ ગયેલી. મારાથી રડી દેવાયેલું. ને મને બરાબર યાદ છે, તમે પોતે પણ એને જોઈ ખૂબ અચંબો પામેલા.

'બસ કર, સાપોકો! તું અડ અડ કરશે, તેમ એ મોટો થતો જવાનો છે, હાં?' મારી મા પણ મને વઢતી. તે વખતે હું હજી છોકરું હતી. માંડ તેરેક વરસની હોઈશ. તે દિવસથી મેં કોઈની નજરે ન ચઢું એ રીતે એને પસવારવા માડ્યો. તે પછીની તો મારા ખ્યાલ બહાર જ એ ટેવ ચાલુ થઈ ગયેલી.

ને પહેલવહેલો એ તમારી નજરે ચઢ્યો, ત્યારે પત્ની કરતાં હું કંઈક બાળક જ વિશેષ હતી. શરમની મારી હું કેવી ડઘાઈ ગઈ હતી..! મારી એ દશાની તો જો તમને – તમારા જેવા એક પુરુષને – કલ્પના સરખી આવે, તો મને આશ્ચર્ય થશે. કારણ નર્યી શરમ કરતાં પણ એમાં કંઈક વિશેષ હતું. મનને કંઈક એવું થઈ ગયેલું કે, આ તો બહુ ભયંકર કહેવાય.. ને તે ઘડીથી લગ્ન એ કોક ભારે ખતરનાક વસ્તુ છે, એમ મને લાગેલું.

કારણ, એને લીધે જ મારાં આજ લગી છાનાં રહેલાં તમામ રહસ્યો એકેએક છતાં થઈ ગયાં હતાં. હું પોતે જેની હયાતી વિશે અજાણ હતી, એવાંય અનેક રહસ્યોને એકએક શોધી કાઢીને તમે ઉઘાડાં કરવા માંડ્યાં હતાં ને હવે તો ઓથ લેવા તરણું સરખુંય મારી પાસે રહ્યું નહોતું જાણે.

તમે તો આ પછી સુખે ઘોરી જતા. મને એથી કંઈક રાહત મળતી. કંઈક એકલવાયું પણ લાગતું ને એકાએક મસા તરફ જતા મારા હાથને ખમચાઈને હું રોકી લેતી.

મન થતું, જાણે માને લખું કે, 'મારાથી મસા ભણી તો હવે હાથય લંબાવાતો નથી!' પણ એ વિચાર આવતાં જ શરમથી મારું મોં લાલચોળ બની જતું.

'એક મસાની તે કોઈ એવી તમા કરતું હશે, મૂરખ!' તમે એકવાર બોલેલા ને તેથી હું કેટલી ખુશ થયેલી! મેં પણ માથું ધુણાવેલું. આજે હવે એ વાતનો વિચાર કરું છું, ત્યારે મને થાય છે કે, મસો રમાડવાની મારી કુટેવને જો તમે સહેજ નભાવી લઈ શક્યા હોત તો કેવું સારું?

એ મસાની તો મને એવી કંઈ પડીય નહોતી. લોકોની નજર કંઈ આવા મસાઓની શોધમાં, સ્ત્રીઓની બોચીઓ ઓછી જ ફંફોસતી ફરે છે? કોઈ એકાદી કુબડી છોકરીનો ખ્યાલ આપતાં લોકો કહેતા હોય છે: 'તાળું લગાવેલી ઓરડી જેવી ચોખ્ખી ને ચટ!' પણ એક મસો...ગમે તેટલો મોટો હોય તો ય–એને કુબડા-પણાનું નિશાન તો ભાગ્યે જ ગણાવી શકાય.

કોણ જાણે શાથી, પણ તમને એમ લાગી ગયું કે

મને એની જોડે રમવાની આદત પડી ગઈ છે.

તે કોણ જાણે શાથીય, પછી તો મારી એ ટેવ તમને ખૂબજ ખટકવા લાગી.

'બસ કર, બહુ થયું હવે.' તમે ચીઢવાઈને બોલી ઊઠતા : આવું આવું તો કંઈ કેટલીય વાર તમે મને વઢ્યા હશો.

'પણ તારે એને માટે ડાબો હાથ જ શું કામ વાપરવો પડે છે?' એકવાર કંઈક વધારે આકરા થઈને તમે મને સવાલ કરેલો.

'ડાબો હાથ?' એકાએક તમારા આવા સવાલથી ચમકીને હું બોલી ઊઠેલી.

ખરે જ, એ પહેલાં આ વસ્તુ તરફ મારું કદી ધ્યાન જ દોરવાયેલું નહિ...હું હંમેશાં મારો ડાબો હાથ જ વાપરતી.

'એ મસો તારા જમણા ખભા પર તો છે, એ કામ જમણા હાથને વધારે ફાવશે.'

'ઓહ!' મેં મારો જમણો હાથ ઊંચો કરી જોયો, ને બોલી,...'પણ આ તો અડવું લાગે છે.'

'અડવું શેનું વળી?'

'પણ મને તો મારા ડાબા હાથે જ વધારે ફાવે છે.'

'તારો જમણો હાથ એની વધારે નજદીક છે, તે?'

'પણ એને આમ પાછળ વાળવો મુશ્કેલ તો.'

'વાળવો મુશ્કેલ...!'

'હાસ્તો વળી. કાં તો આ હાથને આગળ થઈને આમ બોચી સુધી લઈ જવો પડે, કાં આ હાથને આમ પાછળ વાળીને ત્યાં અડાડવો પડે...' હા, પાછળથી તો હું કાંઈ રાંક બનીને તમે જે કહો તે બધું માની લેતી નહિ. તમને આવો જવાબ આપતી વેળાએ મને મનમાં થયેલું પણ ખરું કે, મારી જાતને જ આલિંગનમાં લેતી, કેમ જાણે મારા વાળેલા હાથની કોણી વડે હું તમને જ મારાથી આઘા ધકેલી રહી હોઉં! મને એમ પણ લાગેલું, જાણે હું તમારા પ્રત્યે કંઈક વધારે પડતી કઠોર બનતી જાઉં છું.

મેં દંડે કલેજે તમને સામો સવાલ પણ કરેલો કે, 'હું મારો ડાબો હાથ વાપરું છું,'એમાં એવું ખોટુંય શું છે તે?'

'ડાબો કે જમણો, એ ટેવજ ખોટી છે ત્યાં.'

'તે એની હું ક્યાં ના કહું છું?'

'મેં તને સત્તરવાર કહ્યું કે, તું એકવાર દાક્તર પાસે જા, ને એને ત્યાંથી કઢાવી જ નાખ એટલે પત્યું.'

'ના, એ મારાથી નહિ બને, મને શરમ આવે છે.'

'એમાં એવું છે શુ તે?'

'મસો કઢાવવા તે કોઈ દાક્તર પાસે જતું હશે, વળી!'

'અરે કંઈ કેટલાંય.'

'હા, પણ તે ચહેરા પર ક્યાંક હોય તો સમજ્યાં. પણ બોચી પરનો મસો કઢાવવા તે જવાતું હશે કંઈ? પેલો દાક્તરય બેઠો બેઠો હસે. ને મનમાં સમજી જાય કે, જરૂર, એના વરને જ એ ખૂંચ્યો હોવો જોઈએ.'

'પણ તારે એને ચોખ્ખું કહી દેવું કે, મને એની જોડે રમવાની કુટેવ પડી ગઈ છે, માટે કઢાવવાની જરૂર ઊભી થઈ છે.'

'ખરેખર? પણ એ બિચારો મસો, એવી જગાએ પડેલો છે કે જ્યાંથી ભાગ્યે જ કોઈની નજરે ચડે...તે છતાં તમને...? હું તો કહું છું, એના કરતાં તમે જ જો એને જરા સહી લેતા હો તો કેવું!'

"એ મસો તો મને જરાય ખટકતો નથી. માત્ર તું એને આખો વખત પસવાર્યા કરે છે તે ન કરતી હોત તો બસ હતું.'

'પણ મને એનો ખ્યાલ જ રહેતો નથી.'

'ના, પણ તું જક્કી છે. હું ભલેને ગમે તેટલું. બક બક કર્યા કરું, તું તારી એ ટેવ છોડવા જરા સરખી મથામણ કરવાની નહિ.'

'મથું છું તો ખરી. ત્યાં હાથ જ ન જાય, એટલા ખાતર તો મેં ઊંચા કાંઠલાવાળાં ગવન (રાતનો પોષાક) પહેરવા માંડ્યાં.'

'તો ય આ કેટલા દહાડાથી?'

'પણ હું એને અડું, એમાં એવું બધું શું બગડી જાય છે? ને મને લાગે છે કે તે ઘડીથી મેં તમારી સામે મોરચો માંડી દીધો હતો.

'એમાં બગડવાનું તો શું હતું! પણ મારી આંખોને તારી એ ટેવ બિલકુલ રુચતી નથી. માટે તને બંધ કરવાનું કહ્યા કરું છું.'

વારુ, પણ હું પૂછું છું કે, એમાં તમને ન રુચવા જેવું એટલું બધું શું છે તે?'

'એના કારણમાં ઊતરવાની કંઈ જરૂર નથી. બસ મને નથી ગમતું, માટે તારે એની જોડે રમવાનું મૂકી દેવું જોઈએ. તારી એ ટેવ બહુ નઠારી છે, હું ઇચ્છું છું કે તું એ બંધ કરી દે.'

'પણ મેં ક્યારે કહ્યું કે, હું બંધ નહિ કરું?'

'ને જ્યાં હું તો જોઉં છું કે, તારો હાથ વળી-વળીને ત્યાં જ જતો હોય છે! ને એ વખતે તારા મોં પરનો ભાવ જોયો હોય તો...જાણે સાવ અજાણી ને બેખબર! મને વધારે ચીઢ તો એની ચઢે છે.'

કદાચ તમે કહ્યું તે સાવ સાચું હતું. કોણ જાણે શાથી પણ તમારા એ શબ્દો મારું હૈયું વીંધીને સોંસરા નીકળી ગયા. મને પણ તમારી વાતમાં હાજીઓ પુરાવવા ડોકું ધુણાવવાનું મન થયું.

મેં કહ્યું, 'વારુ, તો હવે ફરી વાર તમે મને એમ કરતી જુઓ, તો ધડ દઈને મારા હાથ પર મારજો. મારા મોં પર પણ એક તમાચો લગાવી દેજો.'

'પણ તને પોતાને એમ કેમ નથી થતું કે છેલ્લાં બેત્રણ વરસ થયાં આની આ વાત મારા કાને સાંભળ્યા કરું છું, તોય આ નહિ જેવી ટેવ મારાથી છોડાતી કેમ નથી?'

હું કાંઈ બોલી નહિ. પણ તે વખતે હું તમારા પેલા જ શબ્દોને વાગોળી રહી હતી: 'મને વધારે ચીઢ તો એની ચઢે છે...'

મારો ડાબો હાથ ગરદને વીંટાળીને ઊભી હોઉં, તે વખતની મારી છબી કેવી ઉદાસ ને દયામણી લાગતી! મારી આ સ્થિતિને માટે 'એકલતા' જેવો ભારે શબ્દ વાપરતાં મને જરા સંકોચ થાય છે. એક સ્ત્રી, જે કેવળ પોતાની જાતની જ આળપંપાળ કરવા મથતી હોય, એના જેવી કંગાળ ને હીન હું દેખાતી હતી. ને મારા મુખ પરનો ભાવ તમે કહ્યો તેવો જ 'અણજાણ ને બેખબર શો.'

તો શું એનો અર્થ એવો કરશો કે, મેં ખરેખર મારી જાત તમને સોંપી દેતાં કંઈ મન-ચોરી રાખી હતી, ને મને પડેલી ટેવને કારણે એ મસાને અડતી ત્યારે હું કોઈ દિવાસ્વપ્નમાં ડૂબી જતી ને મારા અંતરના ઊંડાણમાં પડેલી સાચી લાગણીઓ જે ઉપર તરી આવી મારા મુખ પર છવાઈ જતી!

પરંતુ એવું બનવાનું કારણ શું એ ન હોઈ શકે કે, તમે મારાથી ખૂબ અસંતુષ્ટ રહેતા, ને તેને લીધે જ મારી એક નાનકડી ટેવને પણ તમે આવડું મોટું સ્વરૂપ આપી દીધું હતું? મને લાગે છે કે, તમે જો મારા પર પ્રસન્ન હોત તો મારા હાથને એ તરફ વળતો જોઈ તમે કદાચ મારી સામે જોઈ હસી દીધું હોત, ને એથી આગળ એ વિષે કદી વિચાર સરખો ન કર્યો હોત?

આ દુનિયામાં એવો પણ કોઈ પુરુષ હોઈ શકે કે જેને મન મારી આ ટેવ પણ મનોરમ બની રહે..! મારા મનમાં જાગેલો આ વિચાર કેટલો ભયંકર હતો!

પ્રથમ પ્રથમ એ તમારી નજરે ચઢેલો, એનું કારણ તમારો પ્રેમ જ હતો...એ વિષે તો આજેય મારા મનમાં લેશમાત્ર શંકા નથી.

પરંતુ આવા પ્રકારના ઝીણા મોટા અણગમા જ શું એક એવી વસ્તુ નથી, જે લગ્નજીવનના મૂળિયાં વચ્ચે ફૂટી નીકળતા હોય છે ને જતે દહાડે એને વિકૃત બનાવી મૂકે છે? ખરાં પતિપત્નીને એકબીજાની આવી ખાસિયતો આંખે ચઢતી મટી જાય છે, જ્યારે બીજાં કેટલાંક એવાં પણ હોય છે, જેમને પરસ્પરની એકેએક બાબતમાં કંઈક ને કંઈક વખોડવાલાયક જડી આવે છે. જોકે મારા કહેવાનો મતલબ એ નથી કે, ધણીધણિયાણી એકબીજાને વિષે અનુકૂળ વર્તીને ચાલનારાં હોય છે, તેઓ એક બીજાને ખૂબ ચાહનારાં હોય છે. ને જેમની વચ્ચે અણબનાવ ચાલ્યા કરે છે, તેઓ એક બીજાને ધિક્કારનારાં જ હોય છે. છતાં હું એટલું તો માનું જ છું—ને માન્યા વિના રહી શકું એમ પણ નથી—કે તમે જો મસા જોડે રમવાની મારી ટેવ તરફ આંખઆડા કાન કર્યા હોત તો ઘણું સારું થાત.

આખરે પાણી ત્યાં લગી આવી પહોંચ્યું કે, તમે મારા પર હાથ ઉગામી બેઠા, મને લાત લગાવી દીધી! હું કકળી ઊઠી ને તમને કહી બેઠી: 'તમે તમારા મિજાજ પર જરા કાબૂ રાખતા હો તો કેવું? એક

મેસાને હાથ લગાડવા બદલ મારે આટલું બધું સહન કરવાની જરૂર છે શું?'

પણ આ તો ઉપર ઉપરની, સપાટીની વસ્તુ હતી.

'આને તો હવે કરવું શું?' તમો ધ્રૂજતા સ્વરે બોલી ઊઠેલા. તે વખતે તમારા મનમાં કેમ કેમ થતું હશે તેની મને કંઈક કલ્પના આવી ગઈ ને તેથી જ તમારા એ કૃત્ય બદલ મારા મનમાં જરા સરખો રોષ આવ્યો નહિ. પણ તમારી આ વાત જો મેં કોઈ બીજાના મેઢા આગળ કહી હોત તો એને જરૂર એમ લાગત કે, તમે બહુ ગરમ મિજાજના માણસ હોવા જોઈએ.

પરંતુ ખરી વાત એ હતી કે, આપણો સંબંધ એક એવી કક્ષાએ પહોચી ગયો હતો કે જ્યાં સાવ તુચ્છ ને નજીવી લાગતી બાબત પણ આપણી લાગણીઓને તંગ બનાવી મૂકવા પૂરતી થતી. એ સ્થિતિમાં તમારો હાથ ઊપડી ગયો, તમે મને મારી, ને તમારા આ પગલાથી આપણી વચ્ચેની તંગદિલીમાં ઓચિંતી રાહત આવી ગઈ.

મેં આવેશમાં આવી જઈ કહ્યું, 'ના, મારાથી એ ટેવ કદી ભુલાવાની નથી, કોઈ કાળે ભુલાવાની નથી લો, જોઈએ તો તમે મારા આ હાથ બાંધી દો.' ને મેં મારા બંને હાથ ભેગા કરીને તમારી બાતી સામું ધર્યા- કેમ જાણે તમારી આગળ આત્મસમર્પણનો સંકલ્પ કરતી હોઉં, તમારું શરણું માગતી હોઉં.

તમે પણ મુંઝાઈ ગયા. તમારા ગુસ્સાનાં ઘોડાપૂર ઊતરી ગયાં, પણ સાથે તમારી લાગણીનેય વહેવડાવી લઈ ગયાં. તમે જાણે સાવ શિથિલ થઈ પડ્યા. મારી કેડે લટકતી કંદોરાની દોરી ખેંચી લઈ તમે મારા હાથ બાંધ્યા. બંધાયેલા હાથ વડે મારા વાળની ખસી પડેલ લટને સમારતી તમે મને જોઈ રહ્યા, તે વખતનો તમારી આંખોમાં રમતો ભાવ જોઈ હું કંઈક રાજી પણ થઈ. મને થયું, 'હવે મારી આ પુરાણી કુટેવ ટળશે ખરી!'

તે પછીથી તો મસાનું નામ પણ જો કોઈ ને મોઢેથી નીકળી જાય તો ખતરનાક લાગતું. પણ વળી થોડો વખત ગયો ન ગયો ત્યાં મારી એ કુટેવ પાછી ફૂરી નીકળી. એને કારણે જ શું તમારા પ્રેમનો રહ્યો સહ્યો અંશ પણ હું ગુમાવી બેઠી હતી? તમે જાણે એમ કહેવા માગતા હતા કે, 'મેં તો, તારાથી હાથ ધોઈ નાખ્યા, તું તારે મન ફાવે તે કરને!'

કારણ, તે પછી જ્યારે તમે મારા હાથને મસા સાથે રમતો જોતા, ત્યારે કેમ જાણે કશું જોયું જ ન હોય, એવો ભાવ મોં પર દેખાડતા. ને એ વિષે મોંમાંથી એક હરફ સરખો તમે કદી કાઢતા નહિ.

તે પછી વળી એક નવાઈની વસ્તુ બની. અત્યાર લગી લાખ વાનાં કર્યે જે ટેવ નીકળતી નહોતી, તે એકાએક ક્યાંય અલોપ થઈ! જે એકેય પ્રકારની સખ્તાઈ ને બિલકુલ ગાંઠી નહોતી, તે જ કુટેવ, એકાએક, કશું જ કારણ આપ્યા વિના કોણ જાણે ક્યાં ય ચાલી ગઈ!

'કંઈ જોયું તમે? હમણાં મસા સાથે રમવાનું મારું એકદમ ભુલાઈ ગયું છે!' કેમ જાણે એ ઘડીએ જ આ વાત મારા ધ્યાનમાં આવી હોય તેમ હું બોલી ઊઠી.

તમે 'હંઅઅ' કરી ચૂપ રહ્યા. ને મારી સામે એવી રીતે જોયું, જાણે તમને એ વાતની કંઈ તમા જ ન હોય.

'ખરેખર જ તમારે મન જો આ વાત આટલી બધી નજીવી હતી. તો પછી મારા પર આટલી વીતાડી શું કામ?' તમને એમ પૂછવાનું મને મન થઈ આવ્યું, ને મને લાગ્યું કે, તમારે પક્ષેથી તમે પણ મને એવો જ કંઈક સવાલ પૂછવા માગતા હતા કે, 'જો તારી એ કુટેવ કશા જ પ્રયત્ન વિના, આમ સહેજે ચાલી જાય એવી હતી, તો તેં આટલો વખત થતાં એને પકડી શું કામ રાખેલી?' પણ તમે તો જાણે મારી જોડે અબોલા લઈ બેઠા હતા: કશું બોલ્યા જ નહિ!

'એક એવી ટેવ, કે જે નથી ઔષધ કે નથી વિષ–તે રહી તોય શું ને ગઈ તોય શું! મારે એની શું પડી હોય ભલા? તું ચાહે તો આખો દિવસ એની પાછળ મંડી રહેને, એથી મારે શું?' તમારા મોં પરના ભાવ જાણે આવું કંઈક કહેતા હતા.

મારું મન એકદમ ઉદાસ થઈ ગયું. ને કેવળ તમને ચીડવવાની વૃત્તિથી તમારી સામે ઊભાં ઊભાં મને એકવાર મારા મસાને અડી લેવા મન થયું. પણ અચંબો તો એ છે કે મારો હાથ જ ઊપડ્યો નહિ!

મને ખૂબ એકલવાયું લાગવા માંડ્યું. મન મારું ધુંવાંફુંવાં થઈ ગયું.

તમે મોં આગળ નહોતા ત્યારે પણ મને થયું કે એકવાર મસાને અડકી જોઉં તો ખરી પણ હાથ મારો ચસ્યો જ નહિ. કોણ જાણે કેમ પણ એને અડવાનો વિચાર જ મને શરમજનક...કંઈક ઘૃણાજનક લાગ્યો.

મોં નીચું નાખી દઈ, મેં મારા હોઠ કરડયા.

''પેલા તારા મસાનું શું થયું પછી?' તમારા મોંએથી આવો સવાલ સાંભળવા મારા કાન તલપતા જ રહ્યા, પણ હવે તો મસો શબ્દ જ આપણી વાતચીતમાંથી બાકાત થઈ ગયો હતો. ને એ શબ્દની સાથે સાથે બીજી પણ અનેક વસ્તુઓ અલોપ થઈ ચૂકી હતી.

તમે મને એ બાબત વઢતા, એ દિવસોમાં જ કેમ મારાથી એને વિષે કશું બની શકયું નહિ? હું તે એવી સાવ નઠોર ને નકામી સ્ત્રી છું શું?

હું પિયર ઘર પાછી આવી ગઈ. તે પછીના એક દિવસે મા સાથે નાવણિયામાં નાહવા બેઠી હતી.

'પહેલાં જેવું રૂપ તારું રહ્યું નહિ, હોં સાયોકો!' માએ ટકોર કરી; 'ઉમ્મરના ઘસારાને તુ શી રીતે પહોંચી વળવાની છો?'

મેં ચમકીને એના મોં સામે જોયું. ખરે જ. એ તો હજી પહેલાંના જેવી જ દેખાતી હતી...એ જ બાંધી દડીનું ઘીંચું શરીર ને તાઝગીભર્યો ચહેરો!

'ને તારો પેલો મસો તો કેવો રૂપાળો લાગતો!'

'ખરું પુછાવે તો એ મસાને કારણે જ મારા પર કેટકેટલી વીતી ગઈ!' મને કહેવાનું મન થઈ ગયું. પણ મા આગળ એ બાબત એક અક્ષરય બોલાયો નહિ મારાથી. એને બદલે જે બોલી તે કંઈક આવું: 'એ લોકો તો કહે છે કે દાક્તર પાસે જઈ એને કઢાવી નાખ્યો હોય તો સારું'

'ઓહ! દાક્તર પાસે? પણ પછી ત્યાં જખમનો ડાઘ રહી જાય તે?' મા કેટલી ભોળી ને સંતોષી હતી! બોલી, 'અમે બધાં તને કેટલી ચીડવતાં! તને હસતાં કે સાયોકો તો સાસરે જશે તોય એની જોડે રમતી રહેવાની'

'હા, હું રમતી હતી ..'

'એ તો અમે જાણતા'તાં જ.'

'પણ મા, એ આદત બહુ ખોટી હતી...મેં કયારથી એમ રમવા માંડેલું તે?'

'કયારથી એ તો કોણ જાણે? છોકરાંને તલ મસા કયારથી નીકળવા માંડતા હશે, એનો મને કંઈ ખ્યાલ નથી. પણ ધાવણાં હોય છે, ત્યારે તો એમના અંગ પર એવું કશું હોતું નથી.'

'મારાં બાળકોમાંથી તો એકેયને કશું નથી'

'એમ કે? તો તો એ મોટાં થતાં હશે તેમ, ગમે ત્યારે નીકળી આવતા હશે ને એકવાર દેખા દીધા પછી હંમેશને માટે એમને ચીટકી રહેતાં હશે. પણ આ તારા જેવડો મસો તો મેં કયાંય દેખ્યો નથી હોં? તું નાની હતી ત્યારની દેખતી આવી છું એને.' એમ બોલીને મારા ખભા ભણી નજર કરી મા હસવા લાગી.

મને યાદ છે, હું નાની હતી, ત્યારે ઘણી વાર મા ને મારી બધી બેનો મારા આ મસાની છેડ કરતાં. પણ તે વખતે તો એ સુંદર મઝાનું એક ટપકું હતું! એમની વારંવારની છેડને લીધે જ મારું ધ્યાન એ તરફ દોરવાયેલું ને આગળ જતાં મને એની સાથે રમવાની આદત પડી ગયેલી.

આજે પથામાં પડી પડી, મારાં આંગળાં વચ્ચે મસાને રમાડતી, હું મારા બાળપણ ને જુવાનીની સ્મૃતિને તાજી કરવા મથી રહી છું. હું છેલ્લી વારકી એની સાથે રમેલી, એ વાતને તો આજે ઘણાં વરસ થઈ ગયાં...કોણ જાણે કેટલાં વરસ!

તમારાથી દૂર – મારે મહિયર...જ્યાં મેં જનમ લીધેલો તે ઘરમાં પાછી આવી ગઈ છું. ને મન ફાવે તેટલો વખત એની સાથે રમ્યા કરું, તોય આજે કોઈ મને રોકનાર નથી.

પણ એમાં હવે કંઈ સાર રહ્યો નથી

કારણ જેવાં મારા આંગળાં મસાને અડકે છે કે, મારી આંખમાંથી ટપ ટપ કરતાં દડદડબોળ આસુ સરી પડે છે.

હું મારા બાળપણનો એ જૂનો પુરાણો કાળ સંભારવા મથ્યા કરું છું, પણ મસાને હાથ અડતાવેંત તમે જ નજર સામા ખડા થઈ જાઓ છો.

નઠારી પત્ની તરીકે હુ વગોવાઈ ગઈ છું. ને કદાચ મને છૂટાછેડા પણ અપાઈ જશે. પરંતુ મેં કદી એમ ધારેલું નહીં કે, અહીંય પથારીમાં પડ્યાં પડ્યાં મને તમારે વિષે આવા જ વિચારો આવ્યા કરશે.

મારા ભીના ઓશીકા પર પાસું ફેરવ્યું કે, એ મસો

મારા સ્વપ્નામાં આવીને ઊભો રહ્યો.

ઊંઘ તૂટ્યા પછી, એ ઓરડો ક્યાં આવ્યો એ કંઈ હું યાદ કરી શકી નહિ, પણ એ ઓરડામાં હું, તમે ને આપણી સાથે બીજી કોઈ એક સ્ત્રી, એમ ત્રણ જણ હતાં. હું પીતી'તી, ખૂબ પીધેલી હતી, ને તમારી આગળ કશીક બાબતમાં કરગરી રહી હતી

મારી કુટેવ પાછી ચાલુ થઈ ગઈ હતી. હમેશની ટેવ મુજબ, હાથને છાતી આડો ધરી, છેક બોચીએ લઈ જઈ હું એને અડી, ત્યાં તો મસો ઊખડનો-કને મારાં આંગળાંમાં આવી ગયો. જરા સરખી વેદના નહિ, સાવ સહેલાઈથી, કેમ જાણે દુનિયામાં એમ જ બનતું હોય. મારાં આંગળાં વચ્ચે, બરાબર જાણે ભૂંજેલા વટાણાનો દાણો ન હોય, એવો એ લાગતો હતો.

બહુ મોઢે ચઢાવેલા બાળકની જેમ, મારા મસાને તમારા નાકની બાજુના મસાવાળા ખાડામાં મુકાવવા મેં જીદ પકડી હતી.

મારો મસો લઈને હું તમારા મોં પર ખોસવા મથતી હતી, એ માટે, મેં ખૂબ, રડારોળ ને, ધમપછાડ મચાવી મૂકી. તમારી બાંયો ખેંચી, તમારે ગળે લટકી પડી............

હું જાગી ત્યારે મારું ઓશીકું ભીંજાઈ ગયેલું હતું ને હું હજી રડ્યા કરતી હતી.

હું થાકથી લોથપોથ થઈ ગઈ હતી ને છતાં મન કંઈક હળવું પણ થયું હોય એમ લાગતું હતું......કેમ જાણે મન પરથી કોઈ મોટો બોજો મેં ઉતારી ન નાખ્યો હોય!

ઘડીક હોઠ મારા મરકી ગયા. હું એમ ને એમ પડી રહી, મને થઈ ગયું, ખરેખર મારો મસો અલોપ તો નહિ થઈ ગયો હોય? એની ખાતરી માટે મસાને અડતા જતાં મને કંઈ કંઈ થઈ ગયું.

મારા મસાની કહાણીમાં જો કંઈ કહેવાનું હોય તો તે આટલું જ.

હજી એ એવો ને એવો, કાળા વટાણાના દાણા જેવો સાબૂત હું એને મારી આંગળીઓ વચ્ચે અનુભવી રહું છું.

તમારા નાકની બાજુમાં પણ એક મસો છે. જેના વિષે મારા મનમાં કદી કશો ખ્યાલ આવેલો નહિ. એના વિષે મારા મુખેથી શબ્દ સરખો મેં કદી કાઢયો ન હતો, ને છતાં મને લાગે છે કે હંમેશાં મારા મન પર એનો ભાર રહ્યો હોવો જોઈએ.

ખરેખર, મારો મસો તમારા નાક આગળના મસામાં મૂકતાં, એ જો ઠૂલીને મોટો થઈ જતો હોત તો એમાંથી કેવી સુંદર એક પરીકથા બની જાત!

ને મારે બદલે તમે, મારા મસાનું સ્વપ્નું જોતા હશો, એવો ખ્યાલ આવતાં, હું કેટલી રાજી થઈ જાત!

ને એક વાત તો હું ભૂલી જ ગઈ.

તમે તે દહાડે બોલેલા; 'વધારે ચીઢ તો મને એની જ ચડે છે?' તમારાં એ વેણનો મર્મ હું બરાબર કળી ગઈ હતી. તમારા એ શબ્દોમાં હજી લાગણીનો કંઈક અંશ રહી ગયો છે, એમ મને લાગતું. મને થતું કે, શું ખરેખર, મસાને હું અડતી તે વખતે મારામાં રહેલી હલકી લાગણીઓ જ મારા મોં પર તરી આવતી હશે!

ને છતાં મન એમ પણ પૂછે છે કે, મેં જે બધી વાતો કરી, તેમાંની એક જ હકીકત શું મને આ હીનતાના દોષમાંથી મુક્ત કરી દેવા પૂરતી નથી! મેં તમને કહેલું: મારી માએ ને બેનોએ નાનપણમાં એની ખૂબ થાબડાથાબડ કરેલી, ને એને જ લીધે પાછળથી મને આ ટેવ પડી ગયેલી.

મેં એક દિવસ માને કહ્યું, 'મા! તેં એક વાર મસા જોડે રમવા બદલ મને ખૂબ ધમકાવેલી નહિ વારુ? પણ એ તો બહુ વખત પહેલાંની વાત......નહિ?'

'હા, ધમકાવેલી તો ખરી...પણ એને વળી બહુ વખત શાનો થયો?'

'હેં પણ, કહે તો ખરી, તેં મને શું કામ ધમકાવેલી?'

'શું કામ વળી કેમ? તારી એ આદત બહુ ખોટી હતી......એટલે સ્તો.

'પણ એ તો કહે, મને એની સાથે રમતી જુએ, ત્યારે તને મનમાં શું થતું?'

'લે વળી...! માએ ત્રાંસી ડોકે મારી સામે જોતાં કહ્યું, 'બીજું તો કંઈ નહિ, એ બહુ સારું ન દેખાય.'

'વારુ પણ એ તો કહે, તને એ વખતે લાગતું કેવુંક? મારી એ કુટેવ જોઈ તને મનમાં રંજ થતો કે

પછી હું જ તને રેઢિયાળ ને આંખના પાટા જેવી અળખામણી લાગતી. ?'

'એવું તેવું તો નહિ—પણ મનમાં એમ થતું કે, ઊંઘરાટાયેલા ચહેરે તું હાથને ત્યાંનો ત્યાં રમાડ્યા કરે છે, તેવું ન કરતી હો તો સારું.'

'પણ મને એમ કરતી જુએ ત્યારે તને મારા પર ક્રોધ ચડતો ખરો ?'

'કોકવાર ચીઢ તો ઘણી ચઢી જતી.'

'ને તેય તું ને બીજાં બધાં ભેગાં મળીને મને એ મસા બદલ ચીડાવવાનું ય છોડતાં નહિ ખરું ?'

'હા, વળી, એવુંય કરતાં 'તાં સ્તો.'

આ વસ્તુ સાચી હોય તો શું એમ ન બને કે બાળપણના વખતનો મારા માવતરનો પ્રેમ સાંભરતાં જ અન્યમનસ્ક બની હું મારા મસાને આંગળાં વચ્ચે રમાડ્યા કરતી હોઈશ ? મને ચાહનારાં માણસોની યાદ જ શું મને એમ કરવા પ્રેરતી નહિ હોય ?

મારે તમને કંઈ કહેવાનું હોય તો તે એટલું જ કે; મારા મસા વિષે આદિથી અંત સુધી તમે કંઈક ભુલાવામાં જ રહ્યા છો એમ નથી લાગતું ? તમે શું એમ માની લીધું કે તમારે ત્યાં હતી, તે દરમ્યાન પણ, હું કોઈ પરપુરુષના ધ્યાનમાં રમ્યા કરતી હતી ? જેથી મને પોતાને પણ એમ થઈ ગયું છે કે, મારાં અંગોની હિલચાલ, જે તમારી આંખોને માટે આટલી અકારી થઈ પડેલી, તે ખરેખર જ મારી કોઈ વણકથી પ્રેમ કહાણીની કબૂલાત તો નહિ હોય ?

મસા જોડે આંગળાં રમાડવાની આદત, એ તો સાવ વિસાત વગરની વસ્તુ ગણાય. એને માટે વળી મારે આ કે તે બહાનાં બતાવવાની જરૂર શી હોઈ શકે ? મારે મન સવાલ એક જ છે, ને તે એ કે, મને પત્ની તરીકે નાલાયક ઠરાવનારાં જે જે કારણો ઊભાં થયાં, તે બધાંની શરૂઆત આ રીતે જ થયેલી, એમ તમને નથી લાગતું ?

શરૂ શરૂમાં જે વસ્તુઓ મારા તમારા પ્રત્યેના પ્રેમનું લક્ષણ ગણાતી, એની સામે તમારી આંખો બિડાઈ ગઈ, તે પછીથી એ જ બધી વસ્તુઓ, પત્નીની નઠોરતાની સાબિતીરૂપ લાગેલી, એમ નથી લાગતું તમને ?

હું આ લખું છું, તે વખતેય મને ભય તો રહ્યા જ કરે છે, કદાચ કોઈ એમ તો નહિ કહે કે, રૂડી કુભારજા હવે ધણીને ખોટો દેખાડવા મથી રહી છે ? ખેર, એ ગમે તેમ હો પણ આ બધી વાતો તમને કહ્યા વિના હું રહી શકું એમ નથી, એટલી વાત સાવ સાચી.

[ નોબેલ પારિતોષિક આ વર્ષે કાવાબાતા યાસુનારીને મળ્યું. એમની વાર્તાનો આ અનુવાદ આઠ વર્ષ પૂર્વે 'વિશ્વમાનવ' ના ઑક્ટોબર '૬૦ ના અંકમાં પ્રગટ થયો હતો. ]

## યુગવિમર્શ

## કાશ્મીરનો ઉકેલ

### વિમલ શાહ

કાશ્મીરના પ્રશ્ન અંગે અલગ અલગ દૃષ્ટિબિંદુઓ ધરાવતા લોકોને એક મંચ પર લાવવાના હેતુસર શેખ અબદુલ્લાએ બોલાવેલ સંમેલન હમણાં કાશ્મીરમાં મળી ગયું. આ સંમેલનનો કોંગ્રેસ તેમ જ બીજા થોડાક લોકોએ બહિષ્કાર કર્યો હોવા છતાં તેણે સૌનું ધ્યાન ખેંચ્યું અને કાશ્મીર-પ્રશ્ન અંગે ફરી પાછી ચર્ચા-વિચારણા થઈ. કાશ્મીરની સ્થિતિ વિષે કશું વિચારવા જેવું હવે રહ્યું નથી અને એ પ્રશ્ન કાયમને માટે પતી ગયો છે એવું કહેવું જેટલું અવાસ્તવિક છે તેટલું જ, અવાસ્તવિક કાશ્મીરના ભારત સાથેના જોડાણને વિષે પણ શંકાઓ ઉઠાવ્યા કરવી અને તે પ્રશ્નને પણ ચર્ચાના મેદાનમાં લઈ આવવાનો આગ્રહ રાખવો તે છે. તેથી જ શ્રી જયપ્રકાશ નારાયણે આ સંમેલનને તેમના ઉદ્ઘાટન-પ્રવચનમાં યોગ્ય માર્ગદર્શન આપી જણાવ્યું કે ભારત સાથેના જોડાણને સ્વીકારીને તેની મર્યાદામાં કાશ્મીરની પ્રજાના પ્રશ્નો વિષે વિચારવું વધારે ઉપયુક્ત થશે. ભારત સાથેના કાશ્મીરના જોડાણની વાત ઇતિહાસની એક ઘટના બની ગઈ છે. તેમાં કાશ્મીરની પ્રજાના જ હિત-અહિતની વાત હવે રહી નથી, પણ ભારત આખાના સંરક્ષણની અને સલામતીની વાત તેની સાથે સંકળાઈ ગઈ છે. એટલે એ પ્રશ્નનો ઉકેલ કાશ્મીરની પ્રજાના જ હિતની દૃષ્ટિએ વિચારીને લાવવાનું શક્ય નથી, જેને માટે શેખસાહેબ હજુ આગ્રહ રાખી રહ્યા છે, આટલી વાત જો તેઓ સમજી જાય, જે શ્રી જયપ્રકાશ નારાયણે પણ ૧૯૬૫ના પાકિસ્તાન સાથેના યુદ્ધ પછી જ સ્વીકારી લીધી છે, તો પછી કાશ્મીરના આંતરિક પ્રશ્નોના ઉકેલની દૃષ્ટિએ યોગ્ય માર્ગો વિચારવાનું મુશ્કેલ ન બનવું જોઈએ. તેમાં શેખસાહેબની લોકપ્રિયતા ઘણી મદદમાં આવી શકે.

ભારતનું બંધારણ સમવાયી બંધારણ છે, અને તેમાં જોડાએલાં રાજ્યોને ભારતની રાષ્ટ્રીય એકતાને આંચ ન આવે તે રીતે પોતપોતાના સ્થાનિક સંજોગોઅનુસાર પોતાના રાજ્ય પૂરતી વ્યવસ્થામાં જરૂરી ફેરફારો કરવાની છૂટ મળવી જોઈએ. આસામમાં, નેફામાં, નાગાલેન્ડમાં સ્થાનિક સંજોગોનુસાર જે રીતે વહીવટી ફેરફારો કરવામાં આવ્યા છે તે જ રીતે કાશ્મીરમાં પણ ત્યાંના સંજોગોનુસાર વહીવટી વ્યવસ્થા નવેસરથી વિચારી શકાય. કાશ્મીર અને જમ્મુ, કાશ્મીરના એ બે વિભાગો વચ્ચે અવારનવાર ઊભો થતો ખટરાગ નિવારવાની એમાં પૂરી જોગવાઈ થવી જોઈએ. કાશ્મીરની પ્રજા પોતાનો અભિપ્રાય મુક્તપણે આપી પોતાના ઉમેદવારો ધારાસભામાં મોકલી શકે તેવી કાયદેસરની જોગવાઈ તો આજે પણ છે, પણ તેનો વ્યવહારમાં અમલ કરવાની દૃષ્ટિએ તેના માર્ગમાં જે જે મુશ્કેલીઓ હોય તે સઘળી દૂર કરવા અંગે પણ ચોક્કસ વિચારણા કરી શકાય. ચૂંટણીપંચે દેશભરમાં મુક્ત ચૂંટણીઓ યોજવા અંગે સારી એવી પ્રતિષ્ઠા એકત્ર કરી છે. તે પંચ કાશ્મીરમાં પણ આ જવાબદારી સારી રીતે ઉઠાવી શકશે એ વિષે શંકા રાખવાનું કોઈ કારણ નથી. કાશ્મીરમાં ભારતના બધા જ કાયદાઓનો એકી સાથે અમલ કરી દેવાની માગણી કે કાશ્મીર અંગે કશો ખાસ વિચાર ન કરવાની માગણી, કાશ્મીરનું અલગ રાજ્ય બનાવવાની માગણી જેટલી જ અંતિમવાદી છે. ભારતના જોડાણની મર્યાદામાં જેટલી છૂટછાટો સ્થાનિક સંજોગોનુસાર આપવી ઘટે તેટલી આપીને કાશ્મીરની પ્રજાનું ભારત સાથેનું માનસિક જોડાણ શક્ય બનાવવા વિષે જેટલો સક્રિય વિચાર થાય તેટલો ઉપયોગી છે. તે દૃષ્ટિએ શ્રી જયપ્રકાશ નારાયણ શેખ અબદુલ્લાને આ ભૂમિકા પર આવવાનું હવે જો સમજાવી શકે તો કાશ્મીર-સંમેલન મળ્યાનું સાર્થક ગણાય. વડાપ્રધાન તેમ જ પ્રધાનમંડળના અન્ય સભ્યો સાથેની શ્રી જયપ્રકાશની તાજેતરની મુલાકાત પણ આ સંદર્ભમાં જ યોજાઈ છે. આપણે ઇચ્છીએ કે શ્રી જયપ્રકાશ શેખ અબદુલ્લા તેમ જ ભારત સરકારને નજીક લાવવામાં સફળ નીવડે, અને એ રીતે કાશ્મીરનો પ્રશ્ન

ઉકેલવામાં પણ સફળતા મેળવે. જે ધીરજથી નાગાલૅન્ડનો અને આસામનો પ્રશ્ન ઉકેલવામાં આવ્યો છે તે જ ધીરજ અને ઉદારતાથી કાશ્મીરનો પ્રશ્ન પણ ઉકેલવામાં આવશે એવી આપણે ખાત્રી રાખી શકીએ. શરત માત્ર એટલી કે ભારતના જોડાણની મર્યાદામાં રહી બધી વિચારણા થવી જોઈએ. આ શરત આસામ અને નાગાલૅન્ડના પ્રશ્નો વિચારતી વખતે પણ રાખવામાં આવી હતી. આ પ્રશ્નનો વાસ્તવિક ઉકેલ આ ભૂમિકા પર જ લાવી શકાય.

## આપણી વર્તમાન 'ખેતક્રાંતિ'

### ઠાકોર મિસ્રી

ગયા વર્ષના મબલખ પાકે આપણા દેશમાં ગંગનચુંબી આશાઓ જન્માવી છે. એનાં આગલા વર્ષ કરતાં ગયે વર્ષે બે કરોડ ટનથીય થોડું વિશેષ અનાજ વધારે પાક્યુ છે. કોઈ એક વર્ષ માટે આવો જબરદસ્ત વધારો અસાધારણ તો છે જ, પરંતુ અનાજના ઉત્પાદનનાં આંકડા આપણા ઇતિહાસમાં અભૂતપૂર્વ છે. આ અનાજના બજાર માટે અને અનાજની હેરફેરી માટે એક અદલ્ય પરિસ્થિતિ સર્જી છે. આપણા આયોજકો અછતને બદલે પુરાંતની પરિભાષામાં વાતો કરતાં થયા છે. એમને એવી શ્રદ્ધા છે કે આપણી ખેતીવાડી વૃદ્ધિંગત પાયા પર ગોઠવાઈ ગઈ છે. ખેતીવાડીની આ વૃદ્ધિશીલતા માટે બહેતર ટેકનોલૉજી કારણભૂત છે એમ વારંવાર કહેવાય છે.

કેવળ એક વર્ષની ગમે એવી અસાધારણ ઉત્પાદનવૃદ્ધિને ખેતક્રાંતિની દ્યોતક ગણવી આપણા દેશ માટે સલાહભર્યું નથી. છેલ્લાં અઢાર વર્ષના અનાજના ઉત્પાદનના પ્રવાહોના સંદર્ભમાં ગયા વર્ષનો વધારો કેવળ એટલું જ સૂચવે છે કે અનાજના ઉત્પાદનની વૃદ્ધિ વધુ અસ્થિર બની છે. કુદરતી કારણોસર ખેતઉત્પાદન ભાગ્યે જ દર વર્ષે એકધારી ગતિએ વધે છે. પરંતુ આપણે ત્યાં આવી સાહજિક વાર્ષિક વધઘટ અતિશય તીવ્ર છે. ૧૯૫૨–૫૩ અને ૧૯૫૩–૫૪ વચ્ચે અનાજનું ઉત્પાદન ૧૮ ટકા વધ્યું હતું. ૧૯૫૭–૫૮ અને ૧૯૫૮–૫૯ વચ્ચે એમાં ૨૦ ટકાનો વધારો થયો હતો. ત્રીજી યોજનાનાં વર્ષોમાં સૌથી મોટો વાર્ષિક ઉછાળો આશરે ૧૧ ટકાનો રહ્યો હતો. પરંતુ ગયા વર્ષે અનાજના ઉત્પાદનમાં આશરે ૨૮ ટકાનો વધારો નોંધાયો છે. એકંદરે કહીએ તો ૧૮ વર્ષના ગાળામાં વાર્ષિક ઉછાળાઓ બળવત્તર થતા ગયા છે. સામી બાજુએ ઉત્પાદનમાં થતા વાર્ષિક ઘટાડાઓ પણ ઉત્તરોત્તર મોટા થતા ગયા છે; ૧૯૫૩–૫૪ અને ૧૯૫૪–૫૫ વચ્ચે અનાજનું ઉત્પાદન ૩·૪ ટકા ઘટયું. ૧૯૫૬–૫૭ અને ૧૯૫૭–૫૮ વચ્ચે, અને ૧૯૬૪–૬૫ અને ૧૯૬૫–૬૬ વચ્ચે અનાજના ઉત્પાદનમાં અનુક્રમે ૯·૭ ટકા અને ૧૯·૨ ટકા ઘટાડો થયો છે. ૧૯·૨ ટકાનો એટલે કે ૧૭૩ લાખ ટનનો એક વર્ષમાં થયેલો ગંજાવર ઘટાડો ગયા વર્ષના ઉછાળા માફક એક અસાધારણ ઘટના છે. પરંતુ એ અભૂતપૂર્વ ઘટાડો નથી. ૧૯૧૯–૨૦ અને ૧૯૨૦–૨૧ વચ્ચે અનાજનું ઉત્પાદન ૨૪ ટકા જેટલું ઘટયું હતું. પરંતુ છેલ્લાં ૪૫ વર્ષમાં આવો ઘટાડો અદ્વિતીય છે. અનાજના વાર્ષિક ઉત્પાદનના આવા તીવ્ર ઊથલાઓ આંકડાશાસ્ત્રની દૃષ્ટિએ લાંબા ગાળાનો વૃદ્ધિદર તારવવામાં વિઘ્નરૂપ નથી. પરંતુ આવી અસ્થિર પ્રગતિ વિકાસના ઊંચા દરની રાષ્ટ્રિય ઉપયોગિતા હતી ન હતી કરી દે છે.

ખેતીવાડીની અંતર્ગત વિકાસશીલતા દર્શાવવા માટે નબળાં વર્ષોને દૂર રાખવાનો ચાલ છે. ટોચનું ઉત્પાદન દર્શાવનારાં વર્ષો ઉત્પાદનની કેટલી ઊંચી સપાટી ઉત્તરોત્તર દર્શાવે છે, એના પરથી ખેતીવાડીની ઉત્પાદનક્ષમતાનો ક્યાસ નીકળી શકે છે. સમગ્ર ગાળો લઈએ તો ટોચનાં વર્ષોના ઉત્પાદનમાં આશરે ૨·૭૬ ટકાનો વધારો થતો રહ્યો છે. પરંતુ આ વધારો પણ વધતો–ઘટતો રહ્યો છે. ૧૯૫૩–૫૪ અને ૧૯૫૮–૫૯ નાં બે ટોચ વર્ષો વચ્ચે ઉત્પાદન ૧·૯૪ ટકાએ વધતું રહ્યું હતું. ૧૯૫૮–૫૯ અને ૧૯૬૧–૬૨ નાં ટોચ વર્ષો દરમ્યાન સૌથી મોટો ૨·૪૭ ટકાનો વધારો નોંધાયો છે. ત્યારબાદનાં ટોચ વર્ષો પામવાની વાર્ષિક ગતિમાં ઘટાડો થતો રહ્યો છે. ૧૯૬૧–૬૨ અને ૧૯૬૪–૬૫ વચ્ચે ઉત્પાદનવૃદ્ધિનો વાર્ષિક દર ૨·૩૮ ટકા હતો. અને ટોચનાં છેલ્લાં બે વર્ષો વચ્ચે એ વાર્ષિક દર ઘટીને ૨·૧૧ ટકા થયો છે. ૧૯૬૧–૬૨નું ટોચ વર્ષ 'વૉટરશેડ' છે. એના આગલાં વર્ષોમાં અનાજના ઉત્પાદ-

નનો વૃદ્ધિદર વધતો ગયો છે. અને પાછલાં વર્ષોમાં એ ઘટતો રહ્યો છે. આ જગ્યાએ મુદ્દાની વાત એ છે કે ૧૯૬૧–૬૨ પછી ખેતીવાડીના ક્ષેત્રે બહેતર ટેકનોલોજીનો ઉપયોગ શરૂ થયો છે. સાધનોની ત્રેવડ કરવા માટે સાધનોનું યોગ્ય સંયોજન સિદ્ધ કરવા માટે 'પેકેજ પ્રોગ્રામ' આ ગાળામાં શરૂ થયો છે. જો ખેતક્રાંતિના પાયામાં આ બન્ને ઘટનાઓ ગણવામાં આવતી હોય તો ઉત્પાદનનાં વલણો ખરેખાત ચિંતાપ્રેરક છે.

ડાંગરની ખેતીમાં નવી ટેકનોલોજીનો અમલ ૧૯૬૨ થી શરૂ થયો છે. ૧૯૬૧–૬૨ અને ૧૯૬૪–૬૫ વચ્ચે ચોખાના ઉત્પાદનમાં આશરે ૩૩ લાખ ટનનો ઉમેરો થયો હતો. આ નવી ટેકનોલોજીનો અમલ હજી એ ક્ષેત્રે વર્તાય છે. તેમ છતાં ૧૯૬૭–૬૮ના મબલખ પાકના વર્ષમાં ચોખાનું ઉત્પાદન ૧૯૬૪–૬૫ની સપાટીએ પહોંચ્યું નથી. ઘઉંના ઉત્પાદનને ક્ષેત્રે ટેકનોલોજીનો અમલ છેલ્લાં બે વર્ષથી થયો છે. અને ૧૯૬૭–૬૮માં ઘઉંનું ઉત્પાદન ૧૯૬૪–૬૫ની સરખામણીમાં ૪૩ લાખ ટન જેટલું વધારે છે. ૧૯૬૧–૬૨ અને ૧૯૬૪–૬૫ વચ્ચે ઘઉંના ઉત્પાદનમાં માત્ર ૩ લાખ ટનનો ઉમેરો થયો હતો. આ માહિતી એમ દર્શાવે છે કે બહેતર ટેકનોલોજી અપનાવવાથી ઉત્પાદનને ઊંચી સપાટીએ લઈ જઈ શકાય છે. પરંતુ ક્યાંક કોઈ મણા રહી જવાથી એ ઉચ્ચતર સપાટીએ ઉત્પાદન સ્થિર થતું લાગે છે. અમે એમ પણ છેલ્લાં સાત વર્ષનો ઇતિહાસ એમ સૂચવે છે કે ટેકનોલોજીએ આપણા ખેતીવાડીના ક્ષેત્રને વૃદ્ધિગત પાયા પર મૂક્યું નથી.

ખેતક્રાંતિની વાતોને સાર્થક કરવા માટે એ પુરવાર કરવું જરૂરી છે કે હવે પછી ઉત્પાદનનો વૃદ્ધિદર લાંબાગાળાની વલણરૂપે વધતો જશે અને એ દરની અસાધારણ અસ્થિરતા દૂર થશે.

## કાવાબાતા યાસુનારી

**અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

આ વર્ષનું સાહિત્ય માટેનું નોબેલ પારિતોષક જાપાનના વયોવૃદ્ધ સર્જક કાવાબાતા યાસુનારીને એનાયત કરવાની જાહેરાત થઈ છે. કાવાબાતા યાસુનારી જાપાનના લોકપ્રિય અને સંમાનિત સર્જક છે. યુકિઓ મીશીમાની જેમ, જાપાનની બહાર પણ કાવાબાતાને ઘણી ખ્યાતિ મળેલી છે. એમની વાર્તાઓ અને નવલકથાઓ અંગ્રેજી, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન વગેરે ભાષાઓમાં ઊતરી ચૂકેલી છે.

નાનપણમાં કાવાબાતાની ઇચ્છા ચિત્રકાર થવાની હતી, પણ ભાગ્યવશાત્ લેખન એમનો પ્રિય વ્યવસાય બની ગયો. લેખનમાં એમની આંખ ચિત્રકારની રહી છે. એમની વાર્તાઓમાં અને નવલકથાઓમાં આવતાં વર્ણનો, એ વર્ણનોની ઇન્દ્રિયસંતર્પકતા અને જીવંતતા સ્મૃતિપટ પર હંમેશને માટે અંકાઈ રહે છે. એમનાં વર્ણનોમાં રંગ અને રેખા મહત્ત્વનો ભાગ ભજવે છે તે એમની ચિત્રકારની આંખને આભારી હશે. એમની નવલકથા 'ધ સ્નો કન્ટ્રી'માં કે 'ધ થાઉઝન્ડ ક્રેન્સ'માં આવતાં વર્ણનોમાં જાપાનની ભૂમિને કંઈ કેટલાંયે રૂપોમાં આપણે જોઈએ છીએ – પામીએ છીએ.

કાવાબાતાની સંવેદના કવિની છે અને નવલકથા એમનો પ્રિય સાહિત્યપ્રકાર છે. ૧૫ વર્ષની વયે એમણે નવલકથા લખવાનો મનસૂબો સેવ્યો હતો અને એના પરિણામે '૧૬ વર્ષના કિશોરની રોજનીશી' એ એમની પ્રથમ રચના બની રહી. પછી તો જે દેવ સ્થાપ્યા તે સ્થાપ્યા. કાવાબાતાએ જાપાનની સાહિત્યિક અને સાંસ્કૃતિક પરંપરાને આત્મસાત્ કરેલી છે. સ્કૂલશિક્ષણ દરમિયાન એમણે જાપાનની શિરાકાબા નામની શાખાના સાહિત્યનું અને સ્કેન્ડીનેવિયન સાહિત્યનું અધ્યયન કર્યું હતું. આનું પરિણામ એ આવ્યું કે છબિરાગી વાસ્તવવાદમાં જ પુરાઈ રહેવાને બદલે સમૃદ્ધ કલ્પનાલોક અને ઇન્દ્રિયસંતર્પકતાનું નવું જ વિહારક્ષેત્ર એમની સમક્ષ ખુલ્લું થયું. એમની લેખનશૈલી ઉપર એની ઘેરી અસર પડેલી છે.

૧૯૨૦માં કાવાબાતાએ ટોકિયો ઇમ્પેરિયલ યુનિવર્સિટીના અંગ્રેજી વિભાગમાં પ્રવેશ મેળવ્યો અને બીજે જ વર્ષે કેટલાક વિદ્યાર્થીઓના સહયોગમાં સાહિત્યિક સામયિક શરૂ કર્યું. એમની વાર્તા 'એ મેમોરિયલ ડ-રીન' સામયિકના બીજા અંકમાં પ્રગટ થઈ અને તેણે કીકુચી કાનનું તરત ધ્યાન ખેંચ્યું. એ જ અરસ-

સામાં યેકોમિત્સુ રીઈચીના સંપર્કમાં તેઓ આવ્યા અને મૈત્રી બાંધી. ૧૯૨૩માં જાપાનના ખ્યાતનામ સામયિક 'બુન્ગેઈ શુન્જૂ'ના સંપાદનવિભાગમાં કાવાબાતા જોડાયા અને ગ્રંથાવલોકનો લખવાની શરૂઆત કરી.

૧૯૨૪માં ટોકિયો યુનિવર્સિટીમાંથી એમણે સ્નાતકની પદવી મેળવી અને તે જ વર્ષે એમણે 'બુન્ગેઈ જિદાઈ' નામના સાહિત્યિક સામયિકનું સંપાદન સંભાળ્યું. આ સામયિકના પ્રભાવથી 'શિકાન્કાકુ-હા' નામથી ઓળખાતી સાહિત્યક હલચલ અસ્તિત્વમાં આવી હતી. આ હલચલમાં યેકોમિત્સુ રીઈચીનો પણ મહત્ત્વનો ફાળો હતો.

જાપાનમાં તે કાળે પણ એટલાં બધાં સાહિત્યનાં સામયિકો ન હતાં કે એ બધામાં પોતીકું વ્યક્તિત્વ ઉપસાવીને બહાર આવવું ને સાહિત્યમાં 'નવી હવા'નો સંચાર કરવો એ ખરેખર મુશ્કેલ કાર્ય હતું. આ સામયિકમાં જ એમની પ્રથમ કીર્તિદા લઘુકથા "ધ ડાન્સર્સ ઑફ ઈઝુ" પ્રગટ થઈ હતી.

"ઈઝુનાં નર્તકો" પ્રગટ થતાંની સાથે જ કાવાબાતાની સર્જક તરીકેની પ્રતિષ્ઠા બંધાઈ ગઈ. સમાજના ભદ્રલોકમાં જેમની પ્રતિષ્ઠા નથી, પણ જેઓ ખૂબ સાલસ અને પ્રેમાળ છે એવા ઈઝુ પ્રદેશના નર્તકો સાથેના એક વિદ્યાર્થીના પરિચયની આ કથા છે. પ્રકૃતિની વિવિધરંગી લીલાઓ વચ્ચે પ્રેમકથા નિરૂપાઈ છે. વિદ્યાર્થી અને નાનકડી નર્તિકા કાઓરુ વચ્ચે પ્રેમનો પ્રથમ અંકુર ફૂટતો અહીં વર્ણવાયો છે. પણ પ્રેમ પોતાનું નામ પાડે એ પહેલાં જ બંને જુદાં પડે છે! કાઓરુના જીવનઉલ્લાસ પાછળ ઘેરી કરુણતા રહેલી છે. એના ઢોલકના અવાજોની પાછળ જ શૂન્યતાના પડઘા સંભળાયા કરે છે. ઘેરી કરુણતા અને જીવનનો આદિમ ઉલ્લાસ બંને લગોલગ કાવાબાતાની સૃષ્ટિમાં રહેલાં છે. જેઓ આ જોઈ શકતા નથી તેઓ કાવાબાતાનાં પાત્રોને "મુર્દાના ચહેરા"વાળાં કહીને ઓળખાવે છે.

એમની નવલકથા "ધ સ્નોકન્ટ્રી"માં પણ પાત્રોની રેખાઓ કરુણતા અને જીવન માટેની ભૂખથી દોરાયેલી છે. ગેઈશાઓની એક જુદી જ દુનિયા છે, જ્યાં જીવન હિમપ્રદેશ છે પણ આત્માનો પુકાર તો વસંત માટે છે. આ નવલકથામાં પ્રકૃતિ અને માનવજીવનના તાણાવાણા ખૂબ ઘટ્ટ રીતે ગૂંથાય છે. હૃદયની સંવેદનાના – લાગણીના પ્રત્યેક તરંગ કે બુદ્બુદની પાછળ પ્રકૃતિનો હિસ્સો રહેલો છે, ભલે પછી એની કારવાઈ માનવજીવનમાં સંપ્રજ્ઞાત હોય કે અસંપ્રજ્ઞાત – એની પ્રતીતિ આ નવલકથામાં થાય છે. વર્ણનોની બાબતમાં તો કાવાબાતા એક કુશળ કસબી છે. નોબેલ ઇનામ એનાયત કરતાં કાવાબાતાની વર્ણનશક્તિનો ખાસ ઉલ્લેખ કરાયો છે, પ્રકૃતિ આપણી બધી જ ઇન્દ્રિયો દ્વારા જાણે આપણી પાસે આવે છે. સૂકાં, નીચે પડેલાં, પાંદડાં પર બરફ પડતો હોય તે વખતનો અવાજ, બરફ વૃક્ષોનાં પાન પર ઝિલાતો હોય તે વખતની શ્વેત આભા, સરોવરમાં ઠંડી રાતે ઝલમલતાં ચંદ્રકિરણો અને એ કિરણોનું પ્રતિબિંબ દર્પણમાં ઝીલીને જોતો કોઈ પ્રેમી! કાવાબાતા જાણે દર્પણ ધરી રાખીને પ્રકૃતિની વાસ્તવિકતાને એક પ્રેમીની નજરે નીરખ્યા કરે છે.

પ્રકૃતિનું જીવનમાં વણાઈ જવું એ જાપાની પ્રજાને માટે જાણે જીવનનો લય છે. જાપાની સાહિત્યની સમૃદ્ધ પરંપરા એને ઝીલે છે. કહે છે કે એક હજાર વર્ષ પૂર્વે થઈ ગયેલા જાપાની સર્જક મુરાસાકીની વર્ણનપરંપરા કાવાબાતાના સર્જનમાં ધબકતી રહી છે. પોતાની સાહિત્યિક પરંપરા માટે કાવાબાતાને ગૌરવ છે. એમને પૂછવામાં આવ્યું કે તમારા સાહિત્યના કયા ગુણને લક્ષમાં લઈને આ પારિતોષિક અપાયું હશે? કાવાબાતાએ કહ્યું કે, "મારા સાહિત્ય દ્વારા જાપાની સાહિત્યની પરંપરાનો એમણે પુરસ્કાર કર્યો હશે."

કાવાબાતાના સમકાલીન જાપાની સર્જકો તાનિઝાકી જુનિશેરો, યાસુશી, મીશીમા, શિગા નાઓયા, સાતુ-હારુઓ – એકબીજાથી જુદા પડે છે પણ છતાંયે એક પરંપરાનો તાર એમને સાંકળી રહેલો દેખાય છે. પરંપરા આટલી જીવતી હોવાનો અનુભવ કરાવવો એ જાપાની સાહિત્યની ઊડીને આંખે વળગે એવી વિશેષતા છે. લાગણીનું ઘેરું નિરૂપણ અને પ્રકૃતિની અવિયોજ્ય ઉપસ્થિતિ એ આ પરંપરાનાં મહત્ત્વનાં લક્ષણો છે. કાવાબાતામાં લાગણીનું નિરૂપણ એટલું બધું ઘેરું

બનતાં જાય છે, કે કોઈને લાગણીપરવશતા પણ એમાં દેખાય. કાવાબાતાનાં પાત્રો સેન્ટિમેન્ટલ છે એવી ટીકાઓ પણ થઈ છે; પણ કાવાબાતાની એ સિદ્ધિ છે કે લાગણીવશ બનતાં પાત્રો પણ આપણો સમભાવ જીતી લે છે. "Moon on the water" જેવી વાર્તામાં બન્યું છે તેમ, કોઈ કોઈ વાર તો કાવાબાતા કલાકારનું તાટસ્થ્ય ગંભીરપણે જાળવી શક્યા છે. ક્યોકોના પતિના ચરિત્રમાં પ્રકૃતિરાગ અને ક્યોકો માટેનો એનો અમુખરિત પ્રેમ એવી કલાત્મકતાથી આલેખાયાં છે કે વાર્તા એક સુંદર કલાકૃતિ બની શકી છે.

'ધ થાઉઝન્ડ ક્રેન્સ'માં ભાવનું આલેખન કલામય નથી એમ તો કોણ કહી શકશે? પ્રતિરૂપો સર્જવાની લેખકની શક્તિનો આ કૃતિમાં પરિચય થાય છે. કાવાબાતાની કલમ હજી ગતિશીલ છે. થોડા સમય પહેલાં જ એમની નવલકથા "નેમુરેનુ બિજો" (નિદ્રાધીન સૌંદર્ય) પ્રગટ થઈ છે.

## ડૉ. ખોરાના : બ્રેઈન ડ્રેઈન નહિ, વિશ્વનાગરિકતા!

ભોગીલાલ ગાંધી

ડૉ. હરગોવિંદ ખોરાનાને અમેરિકી વિજ્ઞાનીઓ રોબર્ટ હોલી તથા માર્શલ નીરેનબર્ગ સાથે 'આનુવંશિક સંહિતા'ના સંશોધન માટે નોબેલ પારિતોષિક પ્રાપ્ત થયું છે, તેના આનંદ કરતાં આપણે ત્યાં અફસોસ વિશેષ પ્રગટ થયો છે.

અફસોસ એ વાતનો થયો છે કે ડૉ. ખોરાના ભારતીય હતા. લગભગ ૨૮ વર્ષની વયે તેઓ વિદેશોમાં અભ્યાસ કરી ભારતમાં પાછા ફર્યા હતા. પરંતુ, ભારતમાં તેમને યોગ્ય કક્ષાની કામગીરી તથા સંશોધન માટે પર્યાપ્ત સંશોધન ન મળવાથી પાછા પરદેશ જઈ વસ્યા હતા; અને બે વર્ષ પૂર્વે જ, તેમણે અમેરિકી નાગરિકપદ સ્વીકારી લીધું હતું.

અફસોસ એ વાતનો છે કે ડૉ. ખોરાનાને આપણે શુદ્ધ ભારતીય નાગરિક તરીકે અભિનંદી નથી શકતા; અફસોસ એ વાતનો છે કે આવા તેજસ્વી સંશોધકોને ભારતમાં સંઘરી રાખી નથી શકતા.

આ બધા અફસોસના મૂળમાં એ વાત છે કે દર વરસે અભ્યાસ અર્થે મોટી સંખ્યામાં ભારતીય વિદ્યાર્થીઓ વિદેશ જાય છે — મોટે ભાગે અમેરિકા, કૅનેડા, બ્રિટન; વિદેશ ગયેલાઓમાંથી લગભગ ૩૦ ટકા ત્યાં જ રહી જાય છે; અથવા ભારત આવીને અહીં અનુકૂળતા ન દેખાતાં વળી પાછા વિદેશ જઈને, ત્યાંના ત્યાં નાગરિક બની રહી જાય છે.

— આમ, ભારતનું બૌદ્ધિક ધન વિદેશ ખેંચાઈ જાય છે.

હકીકતે, એકલા ભારતમાં આવું બને છે એમ નથી. એશિયાના ઘણા દેશોની આવી કથની છે. અરે, બ્રિટન પણ પોતાનું બુદ્ધિધન અમેરિકા ખેંચાઈ રહ્યું છે કહીને અફસોસ કરે છે.

'બ્રેઈન ડ્રેઈન'નો આ કકળાટ બધી બાબતમાં અને બધી ઘટનામાં કરવાને કારણ નથી. બે વાત સ્પષ્ટ સમજવી જોઈએ કે ભારતની બહાર વસવાટ કરી લેનારા ભારતીઓમાં બે સ્પષ્ટ પ્રકાર છે. એક તો, અને ઘણા મોટા પ્રમાણમાં, જે વિદ્યાર્થીઓ પરદેશ ભણવા સારુ જાય છે તેમાં થોડાક જ, એવા હોય છે કે તેમને જોઈએ એ પ્રકારનું શિક્ષણ ભારતમાં લભ્ય જ ન હોય; પરદેશ ગયા વિના છૂટકો ન હોય. હકીકતે તો, એન્જિનીઅરિંગ, તબીબી અને વિજ્ઞાનની અનેક શાખાઓનું ભારતમાં અપ્રાપ્ય એવું જ્ઞાન પ્રાપ્ત કરવા વિદેશ ખેડનારા બહુ ઓછા છે. પરંતુ, દેશની ડીગ્રી જેમ નોકરી અને લગ્નના બજારમાં સારો ભાવ ઉપજાવવા જરૂરી છે, તે રીતે, પરદેશનો સિક્કો વધુ ભાવ ઉપજાવવામાં કારણ રૂપ છે.

આ બજારુ મૂલ્ય પર નજર તાકનારાઓ ભારતમાં પાછા આવવાં કરતાં ત્યાં ઘણો લાંબો સમય (અભ્યાસ દરમ્યાન અને અભ્યાસ બાદ નોકરીઓ કરીને) પૈસા કમાઈ લેવામાં ગાળે છે; ભારત આવીને લગ્ન કરીને પાછા જાય છે, અને ઘણીવાર ત્યાં જ રહી પડવાનું પસંદ કરે છે.

સાચી વાત તો એ છે કે અમેરિકા અને યંત્રોદ્યોગમાં કૂદકે ને ભૂસકે પ્રગતિ કરી રહેલા દેશોમાં, સોના ધોરણે 'સસ્તા' એશિયાઈ દાક્તરો — ટેકનિશિયનોની

ગરજ છે. બીજી બાજુ, આપણા દેશમાં હજી ઉત્પાદન ઘણું નીચું છે. ઝડપી પ્રગતિ માટે take off ની કક્ષાથી આપણે ઘણા દૂર છીએ. આ હાલતમાં 'પગાર'નું ધોરણ અને પતર સુખસગવડો, અમેરિકા વગેરે દેશોની સરખામણીએ, ઘણી નીચી કક્ષાની છે; હજી ઘણાં વરસ લગી રહેવાની. સમૃદ્ધ દેશો તેમને લલચાવી શકે એવી સ્થિતિમાં છે અને હોવાના; demand and supplyના નિયમે છત–અછતનો, ગરજ–બિનગરજનો બજારુ નિયમ લાગુ પડવાનો જ.

ભારતના યુવાનોમાં રાષ્ટ્રીય ભાવનાનો આ અભાવ કેર વર્તાવી રહ્યો છે. અહીંનાં ઉદ્યોગ–ધંધા અને સમાજજીવન વિકસાવવા માટે જેમની સતત જરૂર છે એવા ટેક્નિશિયનો, એંજિનીયરો, દાક્તરો વગેરે મુખ્યતઃ પૈસા અને સુખસગવડોની ખાતર ભારતના ભાવિ પ્રત્યે ઉપેક્ષા સેવે એ આપણું કમનસીબ છે.

એક બાજુ, આપણે જોઈએ છીએ કે ચીનમાં સામ્યવાદ આવ્યું ત્યારે ત્યાંના બંધિયાર વાતાવરણમાં સંશોધકો–બૌદ્ધિકો માટે જીવવું ભયંકર ત્રાસરૂપ બનવાના ભયે અનેક વિજ્ઞાનીઓ અમેરિકા, જર્મની, બ્રિટન ભાગી ગયા હતા. તેઓ જ પાછા ચીનના ભાવિ ઉત્કર્ષની ભાવનાએ, થોડાંક વરસો થયાં વતન પાછા ફર્યા છે. આજે ચીન અણુક્ષેત્રે જે ત્વરિત અને પ્રચંડ સિદ્ધિ હાંસલ કરી રહ્યું છે તેમાં આ વિજ્ઞાનીઓનો મોટો ફાળો છે...(જો કે, તાજેતરમાં એવા સમાચાર છે કે હવે આ સંશોધકોની ગરજ ચીની સત્તાને ઓછી થતાં, જરૂરી જ્ઞાન જાણી લીધા પછી, એમની હકાલપટ્ટી કરાઈ રહી છે!–મુખ્ય વાત એ છે કે આવડી ભયંકર આફત વહોરીનેય તેઓ વતનની ખાતર ચીન પાછા ફર્યા હતા...)

ત્યારે, ભારતના અનેક યુવાનો રાષ્ટ્રીય હિતની સામે અંગત હિત–સ્વાર્થનો જ વિચાર કરે છે એ હકીકત જેવી તેવી શરમજનક નથી.

ભારત સરકારે આ બાબતમાં સજાગ રહેવું જોઈએ. આવા નાગરિકોને વિદેશમાં અભ્યાસ અર્થે જવા દેવાની બાબતમાં જ કડક નિયમો હોવા જોઈએ; આજે જે નિયમો છે તેમાં રહેલા દોષો દૂર કરીને પણ સરકારે એ જોવું જોઈએ કે અભ્યાસને બહાને અને નોકરીને નામે, ભારતીઓ વિદેશમાં ભાગી ન છૂટે.

હવે, બીજો પ્રકાર જોઈએ.

ડૉ. ખોરાના, ચંદ્રશેખર કે નારલીકર જેવાના કિસ્સા સાથે ઉપરના કિસ્સાઓને કશું લાગતું વળગતું નથી. ભારતમાં એમને અનુકૂળ સાધન–સગવડો ન હોય, અને દેશની આજની પરિસ્થિતિમાં, થોડુંક વધુ ધન ખર્ચ્યાથી ય એવી સ્થિતિ ઊભી કરી શકાય એમ ન હોય ત્યારે, એમને અહીં ગોંધી રાખવાનું વલણ ઊલટું નિંદ્ય છે; એવાઓને તો આપણી સરકારે જાતે થઈને, જરૂરી જવાબદારી અને ખર્ચસહિત, પાછા ફર્યા પછી ફરજિયાત નોકરીની વાહિયાત શર્તો કર્યા વિના, જગતની શ્રેષ્ઠ સંશોધન–પીઠોમા મોકલી આપવા તત્પર રહેવું જોઈએ.

એમ કરતાં, કોઈ વિજ્ઞાની વિદેશી નાગરિકત્વ સ્વીકારી લે તો એથી કશો અફસોસ કરવા જેવો નહિ રહે. સાચા સંશોધકો ધન અને પદને ખાતર પરદેશ ભાગી જતા નથી; અને પરદેશ રહી પડતા પણ નથી.

જે. બી. એસ. હાલ્ડેન (બ્રિટિશ મહાન વિજ્ઞાની) ભારતમાં આવી ભારતીય નાગરિક બની વસ્યા હતા. અહીંની નોકરશાહીને હાથે સતામણીઓ સુદ્ધાં સહીને સંશોધનમાં લાગ્યા રહ્યા હતા–ભારતને એમણે જ્ઞાન આપ્યું; ભારતે એમને કેન્સર આપ્યો; પરંતુ જીવનની છેલ્લી ક્ષણ સુધી ભારત માટેનો પ્રેમ એવો ને એવો જલતો હતો.

ભારતની એક વિદુષી ગણિતશાસ્ત્રી પ્રો. પદ્માવલ્લીએ અપરંપાર સગવડો અને સતામણીઓ અંગે પં. નેહરુનું ધ્યાન ખેંચતો પત્ર લખેલો; તેમાં તેમણે ઉમેરેલું :

"આ બધા પછી, હું તમને એટલી ખાત્રી આપું છું કે, હવે, કદીય પરદેશ જઈશ તો તે પૈસા માટે નહિ જ. મારે માટે એ એક કરુણ દેશનિકાલની સજા હશે. છતાં, વિજ્ઞાન માટેનો મારા મનનો તડફડાટ, અતૃપ્ત જિજ્ઞાસા અને અદમ્ય ઝંખના મને ના–છૂટકે ત્યાં ઘસડી ગયાં હશે..."

કેટલી બધી ગૌરવવંતી વાણી છે! આ કક્ષાએ દેશ–પરદેશના સીમાડા તૂટી જાય છે; તેઓ સાચા અર્થમાં વિશ્વનાગરિકો છે.

# ઇન્ડિયન નેશનલ થિયેટર

ટીમારન, પારડી,

અ મ દા વા દ - ૭.

ના

સૌજન્યથી

સીમ પછીતે
વ્યોમ;
પછી,
તે.

ઉશનસ્

૯૫

અમંગલબોધ
અને આધુનિક કવિતા

# વિશ્વમાનવ



નવેમ્બર ૧૯૬૮

# રેખા સહકારી મુદ્રણાલય

રેખા કો-ઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી લિમિટેડનું મુદ્રણાલય શરૂ થઈ ગયું છે. ગુજરાતી, હિન્દી અને અંગ્રેજી ત્રણેય ભાષાઓનું છાપકામ થઈ શકશે.

## વિશ્વમાનવ : ડિસેમ્બર, જાન્યુઆરી

વિશ્વમાનવનો ડિસેમ્બરનો અંક જાન્યુઆરીના અંકમાં સમાવી લેવામાં આવશે.
અંકનું કદ ૧૦૦ પાન જેટલું હશે.

મુખ્યત્વે સાહિત્યકૃતિઓ અને અભ્યાસ-લેખો આ વિશેષાંકમાં આપવામાં આવશે.
આ અંક ફેબ્રુઆરીની ૭મીએ પ્રગટ થશે.

**વિલંબ માટે ક્ષમાયાચના**

સંપાદક મંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૧ તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂા. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી
રામજી મંદિર પોળ, વડોદરા
વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ ઍન્ડ પબ્લિશિંગ સોસાયટી, લિ.
સિટી મિલ્સ કંપાઉન્ડ
અમદાવાદ–૨૨
મુદ્રણ–સ્થાન
રેખા સહકારી મુદ્રણાલય
સિટી મિલ્સ કંપાઉન્ડ
અમદાવાદ–૨૨
મુદ્રક–પ્રકાશક–માલિક
સૂર્યકાન્ત પરીખ મે. ડિરેક્ટર,
રેખા કો. પ્રિ. ઍન્ડ પ. સોસાયટી લિ.
સિટી મિલ્સ કંપાઉન્ડ
અમદાવાદ–૨૨


# વિશ્વમાનવ


૯૫ નવેમ્બર ૧૯૬૮

# ગતિજ્ઞઃ સર્વભૂતાનામ્

વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

ભાઈ ઉમાશંકરભાઈ,

અહીં પધારેલા સાહિત્યરસિક બન્ધુઓ તરફથી હું તમારો સત્કાર કરું છું. અમે સૌ તમારા ઉત્કર્ષને વધાવીએ છીએ. તમારા સર્જનને દેશવ્યાપી પ્રતિષ્ઠાની જે મુદ્રા મળી છે તેથી અમને પરિતોષ અને હરખ થયો છે. અમે તમને કવિ-સાક્ષર તરીકે, હૃદય અને બુદ્ધિના ઉદાર ગુણોના સમન્વિત પ્રતિનિધિ તરીકે અભિનન્દીએ છીએ, અને તમને નમસ્કાર કરીએ છીએ. પરમાત્માને અમારી પ્રાર્થના છે કે આ વિલક્ષણ સંકટગ્રસ્ત અને વિહ્વળ યુગમાં તમારી ઉદાર દષ્ટિનો, તમારા રમણીય ઉદ્‌ગારનો, તમારા સર્વોન્નતિસાધક પુરુષાર્થનો લાભ સમાજને મળ્યા કરો, અને તે સારુ પરમાત્મા તમને સુદીર્ઘ આયુષ્ય; પૂર્ણ સ્વાસ્થ્ય અને સકળ અનુકૂળતા આપો!

સજ્જનો અને સન્નારીઓ,

આપણે ઉમાશંકરભાઈને કેમ સન્માનીએ છીએ? આપણું પ્રાદેશિક કે ભાષાકીય અભિમાન સન્તુષ્ટ થયું છે તેથી? હા, કંઈક અંશે એ ખરું છે. પરંતુ એ પણ કોઈ સૂક્ષ્મ વૃત્તિનું બાહ્ય આવરણ છે. ભાષાકીય અભિમાન પોષાવા પાછળ પણ કોઈ રહસ્ય છે. શરીર પછીનું આપણું નિકટતમ સગું ભાષા છે. એની દ્વારા આપણે જે છીએ તે છીએ. એણે પ્રકાશ આપ્યો છે, વૃત્તિઓ સંસ્કારી છે, સૌન્દર્યભાન કરાવ્યું છે, અભિલાષા પ્રગટાવી છે, પુરુષાર્થ પોષ્યો છે. એ ગુરુઓનો ગુરુ છે કેમ કે વાણી વિના ગુરુ અને વિદ્યાર્થી બેઉ મૂઢ છે, પણ એ વાણીને સર્જનાર અને કેળવનાર કોણ? એક રીતે, આપણે સૌ, વાસના કે વાતને પ્રગટ કરવા મથતો ઐતિહાસિક પ્રવાહનો માનવસમાજ, પણ વિશિષ્ટ રીતે, નૈસર્ગિક પ્રતિભાના બળથી જે ભાષાને સંસ્કારે છે, વળાંક આપે છે, રૂપાળી કરે છે તે કવિ છે. ઉમાશંકરમાં કવિ જોઈએ છીએ; આવા કવિની ભાવના જોઈએ છીએ, આપણી જ

થતી જોતાં, એમનું સન્માન કરવામાં આપણું જ ભદ્ર અભિમાન સંતોષાય છે એટલું જ નહિ, ઉત્કર્ષ અનુભવે છે.

ઉમાશંકરે પોતાનો સૂક્ષ્મપિંડ બાંધીને ગુજરાતના સૂક્ષ્મ દેહને પોષ્યો છે. આનું રહસ્ય એમની ભાષા, એમની ગદ્યપદ્યનીરચના–રીતિ, એમની ઊર્મિઓ અને અભિલાષાઓ, એમની વૃત્તિઓ અને વિચારો, એમના રસપ્રદેશો ને અભ્યાસ–પ્રદેશો તથા કાવ્યવિષયો ને નિરીક્ષા–વિષયોમાં મળી રહે છે. એ પિંડનું મુખ્ય લક્ષણ છે: ઉત્તમ અર્થમાં સર્વગ્રાહિતા. સ્વકીય બનાવી શકાય એવા સર્વભદ્રને એ નોતરે છે. એ અર્થમાં તેઓ જેટલા ગુજરાતી છે તેટલા ભારતીય છે, જેટલા ભારતીય છે તેટલા જગત–માનવ છે. જનપદમાં કોક અજાણ્યા ખૂણે પડેલો હીરાકણી સમો શબ્દ કાવ્ય કે વાર્તાની રચનામાં, અરે, ક્યાંક વિવેચન અને વ્યાખ્યાનમાં પણ તે જડી દે છે, અને તેના ઔચિત્ય અને સોહામણાપણાથી ચલણી બનાવે છે; તો પંડિતોને પણ અચરજ થાય એવું વૈદગ્ધ્ય દાખવતી સંસ્કૃત–પદાવલિ પણ તેમને સિદ્ધ છે. આત્મગીતમાં લોકગીતની લહરી ને ગોષ્ઠીનો લહેકો તે આવકારે છે, તો બળવન્તરાયની સૉનેટોનો વિચારપ્રધાન નક્કર પથરાટ પણ તેમને સાધ્ય છે. નાનાલાલ કે ઠાકોર, કાન્ત કે મેઘાણી, સૌનું જે આગવું ને ઉત્તમ–શું શબ્દમાં કે શબ્દવિન્યાસમાં તે ઉમાશંકર પોતાના આગવામાં સમાવી દે છે. શૈલીગુણોમાં વિશદતા અને ઉક્તિલઢણોમાં ગોષ્ઠિ–કલ્પતા તેમને પ્રિય છે એમ મને લાગે છે. પણ તેમનો અન્ય અન્ય સુકુમાર કે વિચિત્ર શબ્દલીલાનો આદર અને અભ્યાસ ઊણો નથી. એમની પ્રીતિ કાલિદાસ અને ભવભૂતિ તરફ, અખો, ઠાકોર અને કાન્ત તરફ, ગોવર્ધનરામ અને ટાગોર તરફ, કીટ્સ અને એલિયેટ તરફ એકસરખી વહે છે. ઉમાશંકર વ્યાસ અને વાલ્મીકિના તેમ શેક્સ્પિયરના ભક્ત છે, અને જેને શેક્સ્પિયર ખરેખર પ્રિય છે તે મનુજચિત્ત–સારંગીના બધા સૂર બધી છટાઓમાં ઔચિત્ય અનુસાર—વહાવવા કે મ્હાલવા આતુર છે;—અરે, પંથ કે પગથી છોડી ધરાર અજાણી ભોમમાં તે જઈ શકે છે. અતિમાનસની સહજોપલબ્ધિને જેમ એ અવગણતા નથી, તેમ સુપ્તમાનસની આકુલ ધૂંધળી ને ક્લેશકર અભિવ્યક્તિથી એ ઝાડ થઈ જતા નથી. ઉમાશંકર કવિ તો છે જ, પણ એ કવિ પાછળનો કવિ તેમને વાર્તાકાર ને નાટ્યકાર બનાવે છે. અને એમનું આ વિવિધ સાહિત્ય સ્વરૂપોનું કાર્ય, વિશેષ કરીને અભિક્રમનું મહત્ત્વ પામ્યું છે. ઊર્મિઓના વૈયક્તિક અનુભવમાં, આમ તો, ઉમાશંકર યથાપ્રસંગ આર્દ્ર કે તિગ્મતેજસ થઈ શકે છે, પણ કલા–સર્જનમાં, સમુપલબ્ધિ પછી, પોતાની સર્વ ચૈતસિક શક્તિને બલકે પ્રતિભાને, પેલા સંવેદનના ચમત્કારક કેન્દ્ર તરફ વાળે છે. સત્યાનુપ્રવિષ્ટ સૌન્દર્યની શોધ અને સાધના માટેનું આમાં વૃત્તિનું તાટસ્થ્ય છે, રમણીય જ્ઞાનને ફરી સૌન્દર્યરૂપ જ્ઞેય બનાવનારો કલાકારનો આ કીમિયો છે. કલાકારનું આ શક્ય તેટલું તાટસ્થ્ય, કેમ કે સમગ્ર ઉપાદાનની ત્રેવડ કરવામાં, તેને ગતિ, દિશા અને ધ્યેય આપવામાં કલાકારનું વ્યક્તિત્વ જ નિર્ણાયક છે અને તેથી તે તેમાં અનુપ્રવિષ્ટ હોય છે જ.

સાહિત્યસર્જકનું આ મર્યાદિત તાટસ્થ્ય અંગત ઊર્મિના નિબન્ધન કરતાં પરલક્ષી કે વસ્તુલક્ષી સર્જનમાં – કાવ્ય કરતાં વાર્તાનાટકમાં – વિશેષ આવશ્યક છે. જગત અને સંસારમાં વૈચિત્ર્ય છે, સંઘર્ષ છે, વિકૃતિ છે, અનૃત છે. સુખદુઃખ, આનંદશોક પરસ્પર ગૂંથાઈ ગયેલાં છે. વિષમતા, ક્રૂરતા, અજ્ઞાન, દુઃખ, દુરિત, વિરૂપતા ફૂંક મારે ઊડી જવાનાં નથી. એમની વચ્ચે જ એમની જોડાજોડ સુખ સંતોષ આનંદ સૌન્દર્ય કૃતાર્થતા પુરુષાર્થ વગેરે જે છે તે છે. ઉમાશંકર પોતાના સર્જનમાં અનૃત, પાપ અને દુઃખને તેની કશીય માત્રા ઓછી કર્યા વિના નિરૂપે છે. એમનાં નાટકો, વાર્તાઓ અને પદ્યરૂપકોમાં આ સત્યનું યથેચ્છ દર્શન થાય છે. "गतिज्ञः सर्वभूतानाम्" એ સાહિત્યસર્જકનો પરમ આદર્શ છે.

સાહિત્યપરામર્શક અને સંસારવિમર્શક તરીકે ઉમાશંકર ગોવર્ધનરામના અર્થમાં સાક્ષર છે. એલિયટની કોટિના આપણા સાક્ષર છે. પ્રાચીન અને અર્વાચીન વચ્ચે, પૂર્વ અને પશ્ચિમ વચ્ચે, નવીન વિચારધારાઓ અને રીઢી પ્રતીતિઓ ને કાર્યપદ્ધતિઓ વચ્ચે, જ્યાં જ્યાં દુર્ગમ ખાઈઓ છે ત્યાં સેતુ બનવાનો તેમનો પુરુષાર્થ છે. સત્યસંગ્રહ નહિ પણ સત્યસમન્વય એ એમની પ્રેરણા છે. ભારતની આ સનાતન ભાવના છે. એલિયટના કવિની જેમ ઉમાશંકરભાઈ સાંસ્કૃતિક મંથનો અને પરિબળોના કેન્દ્રમાં પોતાના ચિત્તને રોપે છે. સમયનું રહસ્ય ઓળખે છે. અને પોતાની આન્તર સમૃદ્ધિથી તેને ઉચિત અને ઉચ્ચ કક્ષાએ લઈ જવાનો દૃઢ સંકલ્પ અને સતત પ્રયાસ કરે છે. કવિ તરીકેના લગભગ ઊગમ પ્રસંગે એમણે ગાયેલું;

ભૂતના સંસ્મૃતિતારે વર્તમાન ગૂંથી રહું,
વર્તમાન મધુસ્વપ્ને ભાવિની ઝંખના કરું.

આપણે કહીએ :

ઝંખના આ સદા ફળો.

# અમંગલબોધ અને આધુનિક કવિતા

લેખક : અબૂ સઈદ અય્યૂબ
અનુ : નગીનદાસ પારેખ

કવિતાના ઇતિહાસમાં પ્રગતિનાં લક્ષણો સ્પષ્ટ જોવામાં આવે છે કે કેમ, એ વિશે મતભેદ હોઈ શકે. જેઓ એમ કહે છે કે, ઋગ્વેદ-સંહિતા, કઠોપનિષદ અથવા સોંગ ઑફ સોલોમનની હારમાં બેસી શકે એવી કવિતા પછીના સમયમાં બીજી રચાઈ નથી, તેમના કાવ્યરસના આસ્વાદનમાં ભક્તિનો અંશ ભળેલો છે એવા સંશયને અવકાશ રહે છે, તેમ છતાં વિશુદ્ધ કાવ્યરસવિચાર ઉપર જ આધાર રાખીને અનેક જવાબદારીના ભાનવાળા વિવેચકો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, વ્યાસ, વાલ્મીકિ, હોમર, સોફોક્લિસ વગેરેએ અઢી ત્રણ હજાર વર્ષ પહેલાં કવિકર્મને સફળતાના જે સ્તરે પહોંચાડેલું હતું, તેના કરતાં વધુ ઊંચા શિખર ઉપર આરોહણ કરવામાં ત્યાર પછીનો કોઈ પણ કવિ આજ સુધી સફળ થયો નથી. પણ કવિતાની પ્રગતિને વિશે મતભેદ હોય તોયે એની ગતિનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી. નદીની પેઠે કવિતા પણ ચાલે છે, અને સીધી ચાલતી નથી, કોઈ વાર એકાએક તો કોઈવાર ધીમે ધીમે વળાંક લે છે, તો કોઈવાર વળી પોતાના આધારમાં અને આધેયમાં બંનેમાં એવાં મૂલગત પરિવર્તન લાવે છે, જેને ઇતિહાસમાં યુગાન્તર કહેવું પડે.

બંગાળી કવિતાના ઇતિહાસમાં રવીન્દ્રનાથ ઠાકુરનો આવિર્ભાવ એવું જ એક યુગાંતર છે. એ વાતને કંઈ ઝાઝો સમય થયો નથી. 'માનસી'ની કવિતાઓ (જેમાં સૌ પ્રથમ નવી યુગપ્રતિભાની છાપ જોવા મળે છે) ૧૮૮૭-૧૮૮૮માં રચાઈ હતી, આજથી ફક્ત એંસી વર્ષ પહેલાં. પણ ઇતિહાસ દેવતા એટલામાં જ અધીરા થઈ ગયા. 'માનસી' પ્રગટ થયા પછી અર્ધી શતાબ્દી ગઈ ન ગઈ ત્યાં તો રવીન્દ્રકાવ્યના વિચારમાં ભારે પરિવર્તન આવ્યું; કાવ્યનો માનદંડ જ પલટાઈ ગયો. જોકે રોમાન્ટિસિઝમનાં બધાં લક્ષણ અને સન તારીખ મેળવીને જોવા જઈએ તો જરા સંશય જાગે છે. તેમ છતાં રવીન્દ્રનાથને રોમાન્ટિક કવિ કહેવા જ પડે. રોમાન્ટિકતાની પરાકાષ્ઠા કહીએ તોયે ખોટું નહિ. જોકે અંગ્રેજી સાહિત્યમા પ્રથમ વિશ્વયુદ્ધ પછીથી રોમાન્ટિક મનન અને સંવેદના, વિચાર અને રચનાશૈલી બહુ ઝડપથી અશ્રદ્ધેય બની ગયાં. પરિણામે જે યેટ્સે ૧૯૧૨માં 'ગીતાંજલી'ની પ્રસ્તાવનામાં લખ્યું હતું કે, ' These lyrcis display in their thought a world I have dreamed of all my life', તે જ યેટ્સે જીવનનાં છેલ્લાં દસપંદર વરસ પોતાના કવિકર્મને રવીન્દ્રનાથના કવિમાનસથી (અર્થાત્ તેઓ જે રવીન્દ્રમાનસથી પરિચિત હતા તેનાથી) બને એટલું દૂર અને શક્ય એટલું વિપરીત દિશામાં લઈ જવાના પ્રયત્નમાં ગાળ્યાં હતા. આ શતાબ્દીના ત્રીજા દશકાના મધ્ય ભાગમાં જે મિજાજ અને રુચિ અંગ્રેજી સાહિત્યમાં પ્રતિષ્ઠિત થયાં (ફ્રાંસમા તો એની પણ પહેલાં થયા હતાં) તેની આગળ રવીન્દ્રનાથ એકાએક અત્યંત નાના થઈ ગયા, બીજા રોમાન્ટિક કવિઓ જેટલા નાના થઈ ગયા હતા તેના કરતાં પણ કંઈક વધારે.

આ નવા મૂલ્યાંકનની અસર બંગાળમાં બીજા વિશ્વયુદ્ધ પછી પહોંચી. 'કલ્લોલ' અને 'પરિચય' સાથે સંકળાયેલા કવિઓ પણ, એક રીતે જોતાં રવીન્દ્રવિદ્રોહી (રવીન્દ્ર સામે બળવો પુકારનારા) હતા, પરંતુ તે બળવો જુદી જાતનો હતો. તેમાં રવીન્દ્રનાથની ગગનચુંબી પ્રતિભા પ્રત્યે શ્રધ્ધા વ્યક્ત કરવામાં સંકોચ નહોતો બલકે તેના મર્મસ્થાનમાં એ જ વસ્તુ રહેલી હતી કે, બંગાળી કવિતામાં એક નવા મિજાજ અને આંગિક (ટેક્નિક)ના પ્રવર્તક હોવા છતાં રવીન્દ્રનાથ બંગાળી કવિતાને પોતાની એકલાની સાધના વડે એવા પરમ ઉત્કર્ષે પહોંચાડી ગયા છે કે ત્યાં

સુધી પહોંચવાની પછીના કવિઓ કલ્પના પણ કરી શકતા નથી. પછી આવનાર કવિઓ એ રાજમાર્ગ ઉપર થોડે સુધી જતાં જ સમજી ગયા કે, એ માર્ગે તેઓ બીજું ગમે તે પામે, તેમના પોતાના જ કંઠનો સૂર પામવાના નથી. 'કલ્લોલ' અને 'પરિચય' યુગના કવિઓ એ કવિગુરુની પાઠશાળામાં જ શિક્ષણ પામ્યા હતા, તેમનાં આંખ, કાન, કંઠ અને મન તેમના જ સૂરના ઝરણાં નીચે તૈયાર થયાં હતાં. સ્નાતક થયા પછી બેશક તેમનામાં રવિતંત્રમાંથી મુક્તિ મેળવવાની પ્રબળ ઇચ્છા, એકી સાથે સ્વતંત્રની પ્રેરણા અને (આ વાત વિશેષ ભાવે 'પરિચય' સાથે સંકળાયેલા કવિઓને લાગુ પડે છે) 'આધુનિક' અર્થાત્ પ્રથમ વિશ્વયુદ્ધ પછીના પાશ્ચાત્ય સાહિત્યનું આકર્ષણ જાગ્યાં. પરંતુ ચાલુ શતાબ્દીના ઉત્તરાર્ધમા જેમનો કવિજન્મ થયો છે, તેમને સાચા અર્થમાં રવીન્દ્ર-વિદ્રોહી કહી ન શકાય, કારણ, તેઓ મૂળથી જ એ કાવ્યસામ્રાજ્યના રાજભક્ત નાગરિકો હતા જ નહિ. તેઓ સાહિત્યના જુદા જ જગતમાં જન્મ્યા છે, અને જુદી જ ભાવધારાએ પોષાયા છે; જે કાવ્યાનુશીલનથી તેમની રુચિ અથવા રચનાશૈલી ઘડાઈ છે અથવા ઘડાઈ રહી છે, તે રવીન્દ્રકાવ્યનું અનુશીલન નથી. બોદલેયર, રેંબો, માલાર્મે, વાલેરી, ગોટફ્રિડ બેન, આંદ્રે બ્રેતો, સમ્યુએલ બેકેટ, ઝાં જેને, એલેન ગિન્સબર્ગ—કવિતાનું આ જગત રવીન્દ્રનાથના જગતથી બહુ દૂર છે. બેશક, એ લોકો વિદેશી સાહિત્યની ગોદમાં ઊછર્યા છે, એમ મારું કહેવું નથી. બંગાળી કવિતાની પરંપરાએ પણ એમના લખાણને સ્પષ્ટપણે પ્રભાવિત કર્યું છે. પરંતુ એ પરંપરા રવીન્દ્રકાવ્ય વાટે આવેલી નથી. સુધીન્દ્રનાથ દત્ત, જીવનાનંદ દાશ અને બોદલેયર અનુવાદક અથવા 'જે આંધાર આલોર અધિક' નામના કાવ્ય ગ્રંથના રચનાર બુદ્ધદેવ, બસુના એઓ ઉત્તરાધિકારી છે. એઓ જેમના ઋણી છે તેઓમાં જે લક્ષણો પ્રમાણ અને સંયમ સાચવીને પ્રગટ થયાં હતાં, તે જ લક્ષણોને આ નવીન કવિઓએ પોતાના ગદ્ય અને પદ્યમાં ઉગ્ર અને બેલગામ બનાવી દીધાં છે. અમીય ચક્રવર્તી અથવા વિષ્ણુ દેનો પ્રભાવ પણ પચાસ પછીના કવિઓ ઉપર સારી પેઠે પડેલો છે, પરંતુ જેમણે એ પ્રભાવ ઝીલ્યો છે, તેઓ મારી આ વિચારણાની બહાર છે. તેમની સાહિત્યચેતનામાં અમંગલબોધ અને આ અમંગલ જગત પ્રત્યે ઘૃણાનો ભાવ એટલો સર્વવ્યાપી નથી.

એમાં વાંધો લેવા જેવું કશું નથી. જેમ બધે તેમ સાહિત્યમાં પણ ભાવ અને ભંગિ યુગે યુગે બદલાય છે, એ જ સ્વાભાવિક છે, એ જ પ્રાણનું લક્ષણ છે. પણ બધાં જ પરિવર્તનને એક મર્યાદા હોય છે; એ મર્યાદા વટાવી જાય એટલે મૂળ વસ્તુ પછી તે વસ્તુ જ રહેતી નથી. કાવ્યસર્જન અને કાવ્યવિચારનો ઇતિહાસ પરિવર્તનની ગમે તેટલી સાખ પૂરતો હોય તોયે સર્વદેશકાળના કવિમાનસના પરિચયમાં શું આજે પણ એવાં કેટલાંક મૂળ સૂત્રો સ્પષ્ટ થયાં નથી. જેનું જ્ઞાન આપણા સાહિત્ય-પરિશીલનને વિવેકજ્ઞાન-સંપન્ન બનાવી શકે, અર્થાત્ કવિ અને અકવિનો, રસસ્રષ્ટા અને કારીગરનો ભેદ સમજવાની શક્તિને જગાડી શકે? કારણ, મારો સંદેહ ઉત્તરોત્તર વિશ્વાસમાં પલટાતો જાય છે કે, રોમાન્ટિકતાના મોહમાંથી મુક્તિ મેળવવાની ઐકાન્તિક સાધના કરવા જતા આધુનિક કવિઓએ એવા કંઈકથી પોતાના મનને મુક્ત કર્યું છે, જેમાં કવિનો ચિરંતન અને અમોઘ પરિચય રહેલો છે. બધા આધુનિક કવિઓને આ વાત લાગુ પડતી નથી, આદરણીય અપવાદો બેશક છે જ—વિદેશોમાં તેમ જ આપણા દેશમાં પણ. હું આધુનિકતાના સામાન્ય લક્ષણની વાત કરું છું.

એ સામાન્ય લક્ષણોમાં એક મોટું લક્ષણ છે કવિચિત્તની વિસ્મયાનુભવની જડતા. ગ્રીક લોકો કહેતા કે દર્શનનું મૂળ વિસ્મયમાં છે; કવિતાનું મૂળ પણ ત્યાં જ છે. પણ વિસ્મય એટલે ઊભરો નહિ, અને કવિતા જ્યાંથી શરૂ થતી હોય, ત્યાં જ તેનું વિકસિત રૂપ પણ જોવામાં આવે એવું કંઈ છે જ નહિ. વિકસિત કાવ્યનું લક્ષ્ય કદાચ શેક્સપિયરે કહેલી પેલી નૈર્વ્યતિક (બિનંગત) પ્રશાન્તિ જે જીવનમરણનું સારસર્વસ્વ છે તે હોય, અથવા એવી

એક ટ્રેજિક ચેતના હોય, જેને લીધે બોતેર વર્ષના બુઢ્ઢાનું મૃત્યુ પણ મહાન બની જાય, અને કોર્ડેલિયાના મૃત દેહ આગળ ઊભા રહ્યા છતાં મનને એમ ન લાગે કે બધી શુભશક્તિનો વિનાશ થઈ ગયો છે; અથવા કોઈ એવો શ્રેયોબોધ હોય જેની આગળ સ્યામાનો હત્યારો કામ ક્ષમાપાત્ર લાગે અને વજ્રસેનની નીતિવિશુદ્ધ ક્ષમાહીનતા અક્ષમ્ય લાગે, અથવા કંઈક બીજું હોય. બેશક, ચમેલીની સુગંધ, ઝરણાનું ગીત, મયૂરનું નૃત્ય અથવા યુવતીનું લાસ્ય-એ બધા વિશે હજાર હજાર વર્ષો સુધી વિસ્મય અનુભવવું કવિને માટે સંભવિત ન પણ હોય; પરંતુ પૃથ્વી કંઈ છેક નાની નથી, અને વિશ્વ તો તેના કરતાં પણ થોડું મોટું છે. અને આઇનસ્ટાઈન ભલે એમ કહે છે કે, જડ જગતને સીમા છે, પણ કોઈ ફ્રોઈડ કે પાવલોવની પણ મનોલોકને સીમા છે એવું કહેવાની હિંમત ચાલી નથી. માણસ કેવળ જીવજગતનો વસનારો નથી, અધ્યાત્મલોકનો પણ તે પરિવ્રાજક રહેલો છે. છે, એની જ એંધાણી આ શાશ્વત વિસ્મયબોધમાં એટલે જ હું વિસ્મયબોધના લોપને કાવ્યની પ્રગતિ તરીકે સ્વીકારી લેતા અચકાઉં છું.

રવીન્દ્રનાથે લખ્યું હતું, 'જગતેર માઝે કત વિચિત્ર તુમિ હે/તુમિ વિચિત્રરૂપિણી.' આધુનિકો સંક્ષેપના પક્ષપાતી છે, એટલે તેમની ઉપલબ્ધિ પણ જરા સંક્ષિપ્ત હોય છે—જગતેર માઝે દ્વિચિત્ર તુમિ હે/તુમિ દ્વિચિત્રરૂપિણી. એ બે ચિત્રમાંનું એક ચિત્ર દુઃખનું છે, બીજું પાપનું, દુઃખ અને પાપની યુગલ સત્તાને અંગ્રેજીમાં evil કહે છે. એને માટે જ મેં અમંગલ શબ્દ વાપર્યો છે. દર્શનશાસ્ત્રમાં અને ધર્મશાસ્ત્રમાં પ્રોબ્લેમ ઓફ ઈવિલ એક ખૂબ જૂની અને આજ સુધી અણઊકલી સમસ્યા છે. આજના જમાનામાં એ સાહિત્યને પણ વળગી છે—અહીં એ દાર્શનિક સમસ્યારૂપે નથી. આવી પણ જગતમાં અમંગલના એકછત્ર આધિપત્યરૂપે આવી છે. દુઃખ અને પાપની માત્રા આજના જમાનામાં પહેલાંના કરતાં વધી ગઈ છે કે કેમ, એ વિશે સંશયને અવકાશ છે; પરંતુ આધુનિક સાહિત્યની ઉપર તેની છાયાએ અત્યંત વિરાટરૂપ ધારણ કર્યું છે એ વિશે સંશયને કોઈ અવકાશ જ નથી. પ્રતિબિંબ બિંબ કરતાં કદ અને વર્ણની કાળાશની બાબતમાં અનેકગણું આગળ નીકળી ગયું છે, એ વિશે મારા મનમાં શંકા નથી.

ફ્રાન્સમાં વિક્તર યુગોની આગેવાની સ્વીકારનાર કવિઓમા અને ઇંગ્લંડમા લેક સ્કૂલના કવિઓમાં રોમાન્ટિકતા સોળે કળાએ ખીલી હતી, તેનું અવસાન થયું અમંગલના પ્રબળ આઘાતથી, એમાં કર્તૃત્વ બોદલેયરનું હતું. બોદલેયરને પ્રથમ કાઉન્ટર-રોમાન્ટિક અને કાવ્યમાં આધુનિકતાની કેડી પાડનાર કહેવામાં આવે છે. એ સમયે અને ત્યાર પછીના સમયમાં કાવ્યના આંગિક (ટેક્નિક)માં પણ એક વિરાટ પરિવર્તને દેખા દીધી હતી. ઘણા કહેવા લાગ્યા કે, કવિતામાં પ્રગટ થતો ભાવ ગમે તેટલો તુચ્છ, ઉદ્‌ભ્રાંત કે વિચિત્ર હોય, તેથી કંઈ નુકસાન નથી, એટલું જ નહિ ભાવનો અંશ 'ભાગતા ભાગતાં ધૂમ થઈ જાય, ચકચૂર થઈ જાય, ટૂં થઈ જાય, એટલે કે મટી જાય' તોયે નુકસાન નથી, કારણ, કવિતાની ભંગિ જ મુખ્ય છે, ભંગિ જ માર્ગ અને લક્ષ્ય છે, સાધના અને સિદ્ધિ છે. આની વિસ્તૃત ચર્ચા છેવટનાં બે પ્રકરણોમાં કરેલી છે. અત્યારે તો ભાવની દૃષ્ટિએ બોદલેયરે જે વિપ્લવ જગાડ્યો તેને વિશે જ થોડી વાત કરવી છે. પૉલ વાલેરીને મતે બોદલેયર ફ્રેંચ સાહિત્ય ઉપર સૌથી વધુ પ્રભાવ પાડનાર કવિ છે, તેમની કવિતા આધુનિકતાની પ્રતિનિધિ છે. આપણા બંગાળમા પણ એક સફળ અને લબ્ધપ્રતિષ્ઠ વયોવૃદ્ધ અને પ્રયોગમાં મચેલા અનેક તરુણ કવિઓને માટે 'એ વાત (રૅંબોએ કહેલી) માની લેવાનું ખૂબ જ સહેલું બની ગયું છે કે, તેઓ (અર્થાત બોદલેયર) "પ્રથમ દ્રષ્ટા, કવિઓના રાજા અને સત્ય દેવતા" છે.'

રવીન્દ્રનાથે દુઃખપૂર્વક નોંધ્યું છે કે,–' કોઈ કોઈ જડ પ્રકૃતિના માણસો હોય છે, જેમના હૃદયમાં જગતની બહુ જ ઓછી વસ્તુઓ વિશે ઉત્સુકતા હોય છે, તેઓ જગતમાં જન્મ લેવા છતાં મોટા ભાગના જગતથી વંચિત રહે છે. તેમના હૃદયની બારીઓ સંખ્યામાં અલ્પ અને કદમાં સાંકડી હોય

છે એટલે વિશ્વની, વચ્ચે તેઓ પ્રરદેશી પ્રવાસી જેવા હોય છે. એવા જ એક પ્રવાસી—આજની ભાષામાં alienated—કવિ બોદલેયર હતા. બોદલેયરે પોતાના હૃદયની બારીઓ પૂરેપૂરી બંધ કરી દઈ ને મોટા ભાગના નહિ પણ આખા જ જગતથી પોતાને વંચિત રાખવા ઇચ્છ્યું હતું. વર્ષાની ધારા તેમને જેલના સળિયા જેવી લાગતી રતી.

When the rain spreading its immense trails

Imitates a prison of bars.

અને આકાશ એમના જગતમા નીલ નથી હોતું પણ ચીકણું અને કાળું હોય છે.

Can you illuminate, a grimy, black sky? Can we pierec shadows denser than pitch, with no morning or evening, with no stars, without even gloomy flashes of lightning? Can you illuminate a grimy black sky?..The devil has snuffed the light at the windows of the Inn.

એ કાળાઘોર અંધકારભર્યા જેલખાનામાં એમની કવિસત્તા વાસ કરતી, આજીવન કેદની સજા ભોગવતી. એલિયટે કહ્યું છે, 'જોકે બોદલેયરની પદ્યરીતિ અને શબ્દવિન્યાસ વિપ્લવ મચાવે એવાં નવાં હતાં, તેમ છતાં જીવન પ્રત્યે જોવાની દૃષ્ટિમાં તેમણે જે નવીનતા આણી હતી તે એથી પણ વધારે મૂલગત અને મહત્ત્વની હતી.' એ યુગપ્રવર્તક જીવનદૃષ્ટિની પાયાની વાત એ છે કે, પ્રત્યક્ષ જગત પ્રત્યે રોમાન્ટિક વિસ્મય અને ઉત્સાહને બદલે એક સર્વગ્રાસી વિતૃષ્ણા (અરુચિ) અને નિર્વેદ વરસાવવો. બોદલેયરની અરુચિના ચાર કારણ બતાવી શકાય, ક્રમમાં ક્રમ, હું આ ચાર કારણોની અહીં ચર્ચા કરવા માગું છું:

૧. પહેલું કારણ એકંદરે જોતાં ઐતિહાસિક છે. બોદલેયરે જ્યારે કવિતા લખવાનું શરૂ કર્યું ત્યારે ફ્રાન્સમાં સર્વત્ર રોમાન્ટિકતાનો જયજયકાર વર્તતો હતો અને રોમાન્ટિકોના રાજા વિક્તર યુગો ગૌરવના સર્વોચ્ચ આસને વિરાજતા હતા. રોમાન્ટિસિઝમની વ્યાખ્યા આપતાં બોદલેયરે પોતે કહ્યું છે કે, એ મૂળે 'એક પ્રકારની અનુભૂતિ છે' અને વિશેષે કરીને 'અંતરંગતા, આધ્યાત્મિકતા, વર્ણવૈભવ, અસીમની ઉત્કાંક્ષા' છે. આ બધી બાબતમાં રોમાન્ટિકોની સફળતાનો અસ્વીકાર કરવાની તેમની લગારે ઇચ્છા નહોતી, બલકે સર્જક કલ્પનાના ક્ષેત્રમાં મહાન પૂર્વસૂરિઓના પોતે સમકક્ષ થઈ શકશે કે કેમ એ વિશે તેમના પોતાના મનમાં સારી પેઠે શંકા હતી—એમ ઍરી પેર લખે છે. 'ફ્લ્યોર દુ માલ'ની ભૂમિકાના ખરડામાં બોદલેયરે પોતે જાહેર કર્યું છે: 'લબ્ધપ્રતિષ્ઠ કવિઓએ કાવ્યરાજ્યના સૌથી સમૃદ્ધ પ્રદેશો પોતાની વચ્ચે ક્યારનાય વહેંચી લીધેલા છે; અને મારે કંઈ બીજું જ થવું પડશે.' તેમની એ એક મૂલગત માન્યતા હતી કે માણસના, એટલું જ નહિ શિશુના સુધ્ધાં હૃદયાવેગો બે તદ્દન જુદાં જ ખાનાંઓમાં વહેંચાયેલા છે—એક્સ્ટસી ઑફ લાઇફ અને હોરર ઑફ લાઇફ. રોમાન્ટિકો માધુર્ય અને પ્રેમના કવિ હતા એટલે બોદલેયરે કટુતા અને ઘૃણાના કવિ થવું જ રહ્યું. ટૂંકમાં તેમની વિશ્વ-વિતૃષ્ણા, તેમના કાઉન્ટર-રોમાન્ટિસિઝમનું અંગ હતું. સાધારણ રીતે એમ કહેવામાં આવે છે કે, આ કવિની રચનામાં રોમાન્ટિક અને ક્લાસિકનો સમન્વય થયો છે. પણ મને ચોક્કસ લાગે છે કે, એલિયટનું કહેવું જ વધારે સાચું છે. જોકે પરિવેશને કારણે તેઓ રોમાન્ટિસિઝમના સંતાન હતા, પરંતુ સ્વભાવને કારણે તેમણે રોમાન્ટિસિઝમના દુશ્મન થવું પડયું.

૨. બીજા કારણને આપણે વિષયીગત (સબ્જેક્ટિવ) કહી શકીએ. એનો અર્થ એ કે કવિના દેહમનમાં જ તેની જાગતિક વિતૃષ્ણાનાં ઉપાદાનો રહેલાં હતાં. બોદલેયર તરુણ વયથી જ, કદાચ જન્મ્યા ત્યારથી જ, એક અત્યંત પીડાદાયક, ગ્લાનિકર અને મુશ્કેલીથી મટે એવા રોગથી પીડાતા હતા-સિફિલિસના રોગથી ઉપરાંત તેમનાં માનસિક કષ્ટોનો પણ કંઈ પાર નહોતો...બાળપણ વીત્યું હતું માતા અને માતાના બીજી વારના પતિ સાથે જાતજાતના સંઘર્ષોમાં. શાળાજીવન વિશે તેમણે લખ્યું છે: 'મારામારી, શિક્ષક અને સહાધ્યાયીઓ સાથે સતત વિરોધ અને સંગ્રામ; અવારનવાર અવસાદભર્યા વિષાદની છાયા પડતી મન ઉપર.

જોકે ભણવાગણવામાં તેઓ આગળ જ રહેતા હતા છતાં ઉચ્છૃંખલતા અને સ્વૈરાચારને કારણે તેમને નિશાળમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. પ્રણયપર્વનો ઇતિહાસ–એકથી વધુ યુવતીઓ પ્રત્યે પ્રબળ પણ તે સમય પૂરતી આસક્તિ અને એક નીચ સ્વભાવની ગણિકાનું અતૂટ મોહબંધન, વગેરે –વાંચીને લગારે સુખ થાય એવું નથી. તેમના ચારિત્ર્ય વિશે એલિયટે લખ્યું છે: 'સમાજની નજરમાં અને વ્યક્તિગત બધી બાબતોમા બોદલેયર અત્યંત વિકૃત સ્વભાવ, અસામાજિકતા અને અકૃતજ્ઞતાની અસાધારણ શક્તિ લઈને જ જન્મ્યા હતા; તેમનો મિજાજ જેમ ક્રોધી હતો તેમ ગમે તેવી પરિસ્થિતિને પોતાને માટે અસહ્ય બનાવી મૂકવાની જીદ પણ અપાર હતી.'

આવા માણસનું મન તંદુરસ્ત હોય જ નહિ. બોદલેયરના એકથી વધુ ગુણગ્રાહી વિવેચકો જે વિશેષણનો તેમને વિશે વારંવાર ઉપયોગ કર્યા વગર રહી શકયા નથી તે છે 'આધિમસ્ત.' એલિયટે તો તેમને સિમ્બોલ ઓફ મોર્બિડિટી' કહ્યા છે; અને પૂર્ણસ્વાસ્થ્યના પ્રતીક ગેટે સાથે તેમની પ્રતિતુલના કરી છે. રવીન્દ્રનાથની સાથે પણ કરી શકયા હોત, કારણ, એ બંગાળી કવિ પણ અસાધારણ શારીરિક અને માનસિક સ્વાસ્થ્યના અધિકારી હતા, ખાસ તો એઓ એ સ્વાસ્થ્યના અધિકારી હતા જેને ખુદ બોદલેયરે 'પોયેટિક હેલ્થ' નામ આપ્યું છે. અત્યંત કઠિન શારીરિક પીડામાં પણતેમનું કાવ્યિક સ્વાસ્થ્ય તો અતૂટ હતું. રવીન્દ્રનાથનો વિશ્વપ્રેમ જેમ તેમના સંપૂર્ણ માનસિક અને કાવ્યિક સ્વાસ્થ્યનો આવિર્ભાવવિશેષ હતો, તેમ બોદલેયરની વિશ્વવિતૃષ્ણાને તેમના વ્યાધિમસ્ત મનની અભિવ્યક્તિ માની શકાય. દુઃખની વાત એટલી કે, બોદલેયરનું મન વ્યાધિગ્રસ્ત હતું કે નહિ એ વિશે મતભેદ છે જ નહિ, ગુણમુગ્ધ સમાલોચકો અસંકોચે સ્વીકારી લે છે. કે, તેમના પ્રિય કવિ રીતસરનો મેન્ટલ કેસ છે. આજકાલ માનસિક સ્વાસ્થ્ય કરતાં માનસિક વ્યાધિને જ વધારે મૂલ્યવાન માનવામા આવે છે—એનું કારણ શું એ હશે કે આધુનિકો એમ માને છે કે, લૌકિક બાબતોમાં ચેતના અને ચારિત્ર્ય ઊલટપાલટ થઈ જાય એટલે લોકોત્તર જ્ઞાનનું ત્રીજું લોચન ખુલી જાય છે? એની ચર્ચા થોડી વારમાં જ થશે.

જીવન અને જગત સંબંધી બોદલેયરની આ નવી નેતિવાચક દૃષ્ટિભંગિને તેમના શારીરિક અને માનસિક અસ્વાસ્થ્યમાથી જન્મેલી માનીએ તોયે તેમની સર્જક પ્રતિભાનું મૂલ્ય અને સાહિત્યના ઈતિહાસમા તેમનું સર્વસંમત મહત્ત્વ લગારે ઓછાં થતાં નથી. એ કવિની વિરાટ કીર્તિ કેવળ 'આંગિક (શિલ્પ, ટેકનિક)નું અપૂર્વ સૌષ્ઠવ અને શબ્દ પસંદગીની અનવદ્યતા' ઉપર જ નહિ પણ એના કરતાં ઘણી વધારે દૃઢ ભૂમિ ઉપર ખોડાયેલી છે. માણસ સ્વાર્થ સાચવવામાં બુદ્ધિહીન અને પારકાનું ધન હરી લેવામાં નિર્દય છે, જાતિ વર્ણ અને ધર્મના દૂષણથી મૂઢ થઈ ગયેલો છે, માનસશાસ્ત્ર અને શરીરવિજ્ઞાનનો કક્કો પણ તે હજી શીખ્યો નથી, એટલે જાતજાતના આધિવ્યાધિનો તે દાસ છે–આવાં આવાં અનેક કારણો જ્યાં સુધી મોજૂદ છે, ત્યાં સુધી જીવનની કંગાલિયત આપણને સૌને અવારનવાર દુઃખદાયક થઈ જ પડવાની ખાસ કરીને જેમનું મન સૂક્ષ્મ અને સંવેદનશીલ છે તેઓ જ્યારે માણસની આ અસહાય અવસ્થાનું કલ્પનાની આંખે દર્શન કરે છે, ત્યારે તેમના મનના ઊંડાણમા એક અપાર નિરાશા અને વિષાદની છાયા પડે છે. બોદલેયરે એ છાયાને કાયા આપી મૂર્તિમંત બનાવી છે, એની અભિવ્યક્તિ અભૂતપૂર્વ છે, એમની કવિતામાં અભિવ્યક્તિનો પરમોત્કર્ષ સધાયો છે. એ બધું કબૂલ. તેમ છતા કહેવું પડશે કે, બોદલેયર એક વિશેષ મૂડના, એક વિશેષ રસના અનન્ય અને અનવદ્ય કવિ છે–એથી વિશેષ કશું નથી.

બેશક, આટલું પણ કંઈ ઓછું નથી. પરંતુ એના કરતાં ઘણા વધારેનો દાવો કરવામાં આવે છે અને તે દાવો સાહિત્યની રાજધાનીઓમાથી ઊડીને દૂર દૂર સુદૂર આવેલા કલકત્તા નગરમાં પણ આજકાલ વ્યાપક, કમમાં કમ પ્રબળ સ્વીકાર પામે છે, નહિ તો રવીન્દ્રનાથ વિશે લખતાં બોદલેયર વિશે આટલું બધું કહેવાની જરૂર નહોતી. દાવો

એવો કરવામાં આવે છે કે, એ વિશિષ્ટ બોદલેયરીય રસ કોઈ તાત્કાલિક મનોદૌર્બલ્યની અથવા સ્થાયી એક જ પ્રકારના અસ્વાભાવિક હૃદયાવેગની અભિવ્યક્તિ માત્ર નથી, એમા પેલો શાશ્વત ગુણ રહેલો છે, જેને વાસ્તવિક, યથાર્થ, સત્ય વગેરે નામે ઓળખવામાં આવે છે. કોઈ પણ હૃદયાનુભૂતિને 'સત્ય' કહેવી ત્યારે જ યોગ્ય ગણાય, જ્યારે તે અનુભવમાત્ર નથી હોતી, જ્યારે આપણે તેને એક પૂર્ણ અભિન્નતા અથવા સમગ્રતાવાળી ઉપલબ્ધિ તરીકે બેધડક સ્વીકારી શકતા હોઈએ. એનો અર્થ એ થયો કે, દાવો એવો કરવામાં આવે છે કે, બોદલેયર ફક્ત આલંકારિક અર્થમાં નહિ પણ વૈદિક અર્થમાં કવિ છે, અર્થાત્ સત્યદ્રષ્ટા છે; રોમાન્ટિક કલ્પનાનું રંગીન આવરણ ચીરી નાખીને નિર્ભીક નજરે તેમણે વાસ્તવનું નગ્ન સ્વરૂપ નિહાળ્યું છે–તેનો એ ખરેખરો ચહેરો કેવો બીભત્સ છે એ તેમણે જોયું છે.

૩. ટૂંકમાં, દાવો એવો કરવામાં આવે છે કે બોદલેયરની વિશ્વવિતૃષ્ણા કેવળ સબ્જેક્ટિવ (વિષયીગત) નથી, ઑબ્જેક્ટિવ (વિષયગત) પણ છે. કવિએ પોતે એવો દાવો કર્યો છે—બેશક, કોઈ કોઈ વાર કવિસુલભ આત્મખંડનની વૃત્તિને કારણે વળી એથી ઊલટું પણ કહ્યું છે. ગુણી સમાલોચકોની કલમે જ એવો દાવો સુસંબદ્ધ ભાષામાં વ્યક્ત થયો છે. બોદલેયરે કહ્યું છે, 'પ્રૌઢ ઉંમરે પણ શૈશવના એવા દિવસો કોઈ કોઈ વાર પાછા આવે છે, જ્યારે પ્રકૃતિ રંગ અને રેખાથી ઉજ્જ્વળ બની જાય છે અને જાતજાતની પ્રતિકૂળ શક્તિઓના આઘાતસંઘાતભર્યા મનુષ્યલોકમાં નિત્યનવીન મહિમાથી ઝળહળતી દિગંતોની પાર દિગંતો વિસ્તરતી નજરે પડે છે.' પરંતુ એ વિરલ દિવસો અને ક્ષણો, બોદલેયરને મતે, કવિને માટે શુભ દિવસ કે શુભ ક્ષણ નથી, કારણ, એ મિથ્યાશ્રયી છે. કવિએ તો નિષ્ઠુર સત્યની રૂ-બ-રૂ ઊભા રહેવાનું છે, 'સાધારણ દૈનંદિન જીવનની ઘોર કાલિમામાં વસવાનું છે.'

૪. પરંતુ બોદલેયર શું સાચે જ વાસ્તવ જગતને મોહમુક્ત નજરે જોઈ શક્યા હતા, અથવા તેમણે જોવા ઇચ્છ્યું હતું ખરું? છેક બાળપણથી તેઓ ખ્રિસ્તી ધર્મના એ પ્રાચીન સંસ્કારને સ્વીકારતા આવ્યા હતા કે માણસની આગળ માત્ર બે જ રસ્તા ખુલ્લા છે, તેમાંનો એક ભગવાન ભણી જાય છે, અને બીજો સેતાન ભણી. મનમાં ને મનમાં તેમણે પહેલો રસ્તો પસંદ કર્યો, પણ પગલાં માંડ્યાં બીજે રસ્તે, રીતસર સાધના કરી પાપની, પંકની. કારણ, તેમની બીજી એક મૂલગત માન્યતા એ હતી કે પાપને રસ્તે જ પોતે જગત કેટલું ઘૃણાજનક છે, એ સમજી શકશે, અને એ ઘૃણાનો ભાવ જેમ જેમ દૃઢ અને વ્યાપક બનતો જશે તેમ તેમ પોતે ભગવાનની વધુ ને વધુ નજીક પહોંચશે. પંકની સાધના દ્વારા બોદલેયરને ભગવાન મળ્યા કે કેમ એ એ તો ભગવાન જ જાણે, પણ આપણને તો જરૂર પંકમાંથી જન્મેલાં કેટલાંક અપૂર્વ સુંદર પુષ્પો—'ફ્લ્યોર દુ માલ' મળ્યાં. એ ગમે તેમ હો, મારું કહેવાનું એ છે કે, જગતની કાલિમા તેમના સંકલ્પ અને સાધનાથી પ્રાપ્ત થયેલી છે, પ્રત્યક્ષ અનુભવથી પ્રાપ્ત થયેલી નથી. અર્થાત્, તેમનો વિખ્યાત ગેય 'સ્પ્લીન' સબ્જેક્ટિવ અનુભૂતિરૂપે ગમે એટલો સત્ય હોય, પણ ઑબ્જેક્ટિવ ઉપલબ્ધિરૂપે સત્ય હોવાનો કોઈ પણ જાતનો દાવો કરી શકે એમ નથી. બોદલેયરે જગતની કાલિમા જ જોઈ, કારણ ફક્ત એ જ જોવું એવું એમણે નક્કી કર્યું હતું. જે કંઈ શુભ્ર, સમુજ્જ્વલ, શુભ અને આનંદમય હતું તે તેમની કૅથલિક માન્યતા અનુસાર, તેમને પથભ્રષ્ટ કરશે એ બીકે તે તરફથી તેમણે જીવનભર મોં જ ફેરવી લીધું, જાણે પોતાને હાથે જ જમણી આંખ ફોડી નાખી. આ કૃચ્છ્રસાધના આપણને આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે, પણ એનું ફળ આવવું જોઈએ તે જ આવ્યું. ડાબી આંખે બોદલેયરે પ્રકૃતિ અને નારીને જોયા. કાવ્યનાં એ બંને ચિરંતન અને અખૂટ વિસ્મય અને રહસ્ય છે—એ જ એમને ઘૃણાપાત્ર (abominable) લાગ્યાં, માણસો, મોટા ભાગના માણસો એમને ચાબુકે ફટકારવાને યોગ્ય ('Most of humanity was created for the whip,) લાગ્યા. વર્ડ્ઝવર્થ, રવીન્દ્રનાથ, તૉલ્સ્તોય—એમણે જે બધાં સ્ત્રી પુરુષોની વાત

લખી છે, તેઓમાંનું કોઈ કદી બોદલેયરની નજરે જ પડ્યું નહિ. દેશ વિદેશ ફરીને એ કવિએ સર્વત્ર માત્ર આ જ જોયું કે,

Everywhere, without even looking for it, from top to bottom of the deadly scale, we saw the tedious sight of immortal sin; woman, that vile slave, proud and stupid, seriously adoring herself and loving herself without disgust; and man, that greedy tyrant, merciless, and grasping, the slave of a slave, the tributary of a sewer, the torturer enjoying himself, the martyr sobbing the banquet seasoned and perfumed with blood, the poison of power exasperating the despot; the people enamoured of the stupefying lash; several religions like our own, so many ladders to heaven, saintliness finding a thrill in nails and hair-shirts, like an invalid snug in his feather-bed; chattering mankind drunk with its own wit, as crazy today as it was in the past, shrieking to God in its insane agony, "O Thou, my likeness, my master, I curse Thee!"-and, least stupid of all, the dauntless lovers of madness fleeng the fate-guarded herd and taking refuge in the infinity of opium... Such is the eternal balance-sheet of the entire globe? *Le Voyage*.

રવીન્દ્રનાથે સાચું જ કહ્યું છે, 'વિશ્વ પ્રત્યે આ ઉદ્ધત અવિશ્વાસ અને કુત્સા (નિંદા)...એ પણ એક પ્રકારનો મોહ છે, એમાં શાંત નિરાસક્ત ચિત્તે વાસ્તવને સહજભાવે ગ્રહણ કરવાની ગભીરતા નથી'[2] મોહનો પાયો ચારિત્ર્યનીતિ ઉપર નાખવામાં આવે ('શુભાશુભની અત્યંત કઠિન વાસ્તવ સમસ્યાની વિચારણામાં બોદલેયર સર્વદા રોકાયેલા હતા' —એલિયટે કહ્યું છે), કે કૅથલિક ધર્મશાસ્ત્ર ઉપર નાખવામાં આવે, મોહ એ મોહ જ રહે છે.

આ વિશ્વનો રંગ ફૂલગુલાબી પણ નથી, તેમ ચીકણો કાળો પણ નથી. જેઓની નજરે બધું જ ગુલાબના ફૂલ જેવું રૂપવર્ણગંધના સૌંદર્યભર્યું લાગે છે, અથવા જેઓ સૃષ્ટિને પરમ કરુણામય ભગવાનની અપાર અમિશ્ર કલ્યાણશક્તિના આવિર્ભાવરૂપે જુએ છે, તેઓ પોતાને ભોળવે છે; તેમને આપણે ભાવવિલાસી (ભાવઘેલા) તરીકે ઓળખીએ છીએ. પરંતુ જેઓ આખા જગતને વરૂ કે ગંધાતી ગટરરૂપે જુએ છે, તેઓ પણ ભાવઘેલા જ છે; 'સડેલા માંસનો વિલાસ પણ વિલાસ જ કહેવાય.' વિલાસની ફૅશન બદલાઈ છે, એટલું જ. પહેલાના યુગના ભાવવિલાસીઓ પોતાના લખાણમાં સંયમ સાચવીને ચાલતા હતા, કીટ્સ, વર્ડ્ઝવર્થ, રવીન્દ્રનાથ, રિલ્કે, ડિકન્સ, જ્યૉર્જ એલિયટ, તૉલ્સ્તૉય—એમાંના કોઈ પણ સૃષ્ટિની કાળી બાજુ વિશે અજાણ કે મૂંગા નહોતા. નવીન ભાવવિલાસીઓ—બોદલેયર, કાફકા, ફૉકનર, નૉર્મન મેલર[3], ઝાં જેને (સાર્ત્રે જેને Saint Genetની ઉપાધિથી વિભૂષિત કર્યા છે) અને સ્વયં સાર્ત્ર—એ લોકો વિતૃષ્ણા અને વિવમિષા (ઓકારી બકારી)ને પ્રગટ કરવામાં સંયમની પરવા જ કરતા નથી. એ લોકો પોતાના સાહિત્યમાં કાળાને જેટલું વધારે કાળું અને ધોળાને જેટલું વધારે અદૃશ્ય બનાવી દઈ શકે તેટલી સત્યદ્રષ્ટા તરીકે વધારે ખ્યાતિ પામે છે.

પ્રાચીન ઈરાનીઓને મતે આ જગત શુભાશુભ એ શક્તિઓનું દ્વન્દ્વક્ષેત્ર છે, માણસને તેમણે શુભ દેવતાને પક્ષે સૃષ્ટિયુદ્ધમાં જોડાવા માટે બોલાવ્યો હતો. રવીન્દ્રનાથ એમ માનતા કે, બ્રહ્મની કઠોર તપસ્યા આ વિશ્વ બ્રહ્માંડને જડમાંથી પ્રાણ અને મન તરફ, અશુભમાંથી શુભ તરફ, અપૂર્ણમાંથી પૂર્ણ તરફ લઈ જાય છે. અનાદ્યન્ત કાલ થયાં આ કઠિન વેદનામય સૃષ્ટિકાર્ય ચાલતું આવ્યું છે અને ચાલતું રહેશે, એના તરફ પીઠ ફેરવ્યા વગર રવીન્દ્રનાથ કહે છે, 'હે રુદ્ર, તમારું જ દુઃખરૂપ તમારું જમૃત્યુરૂપ જોઈને અમે દુઃખ અને મૃત્યુના મોહમાંથી છુટકારો પામી તમને જ પ્રાપ્ત કરીએ એમ કરો. નહિ તો ભયના માર્યા તમારા વિશ્વજગતમાં કાપુરુષની પેઠે સંકોચાતાં સંકોચાતાં ફરવું પડે છે—સત્ય આગળ પોતાને નિઃસંશયે સમર્પણ કરી શકતા નથી. ...હે દારુણ, તમે જ મારા પ્રિય છો,... કંપિત હૃદયે અશ્રુભીની આંખે તમને દયામય કહીને પોતાને ભોળવીશું નહિ,'[4] તેમણે અન્યત્ર કહ્યું છે :



રક્તેર અક્ષરે દેખિલામ
આપનાર રૂપ,
ચિનિલામ આપનારે
આઘાતે આઘાતે
વેદનાય વેદનાય,
મૃત્યુ યે કઠિન
કઠિનેરે ભાલોબાસિલામ.

(રક્તના અક્ષરમાં મેં પોતાનું રૂપ જોયું, પોતાને પ્રત્યેક આઘાતમાં અને પ્રત્યેક વેદનામાં ઓળખ્યો; કારણ, સત્ય કઠિન છે. કઠિન ઉપર મેં પ્રેમ કર્યો.)

આ ચશ્માં વધારે પડતા રંગીન લાગે છે? જે ચશ્માંમાંથી બોદલેયરે મનુષ્યલોકને અને વિશ્વપ્રકૃતિને 'an oasis of horror in a desert of ennui' રૂપે જોયાં છે, તે આના કરતાં અનેક–ગણા વધારે રંગીન નથી શું?

જેઓ એમ કહે છે કે, બોદલેયરના મનમાં લોકોત્તર પરમોત્કર્ષ અથવા પરમોત્કૃષ્ટ સત્તા અથવા ભગવાન પ્રત્યે ગાઢ ભક્તિ અને પ્રેમ અત્યંત ઉજ્જ્વળ હતાં એટલે તેઓ આ દોષપાપપૂર્ણ વિશ્વ જગતને સહી શકતા નહોતા, તેમની સાથે હું એકમત થતો નથી. બોદલેયરની કવિતામાં કોઈ સ્પર્શક ભાવ અથવા ઇંગિત શોધી કાઢવા માટે કષ્ટકલ્પનાનો આશ્રય લેવો પડે છે. નકારવાચી ભાવથી તેમની આખી કાવ્યસૃષ્ટિ એવી ભરપુર ભરેલી છે કે ત્યાં બીજા કશાને સ્થાન હોય એમ લાગતું નથી, હોસ્પિટલ વિશેની ગદ્ય કવિતામાં (અહીં હોસ્પીટલ આખી પૃથ્વીનું પ્રતીક છે, એ સ્પષ્ટ છે) કવિ પોતાના આત્માને પૂછે છે, આ હોસ્પિટલની યંત્રણામાંથી છૂટવા તું ક્યાં જવા માગે છે? અનેક લોભાવે એવા સ્થાનો અને અવસ્થાઓનાં વર્ણન કર્યા પછી કવિ પૂછે છે, ત્યાં જવું છે? આત્મા મૂંગો રહે છે. આખરે કંટાળીને આત્મા રાડ પાડી ઊઠે છે, 'Anywhere ! Anywhere ! As long as it be out of the world. *The Voyage* ની છેલ્લીની પહેલાંની કડીમાં બોદલેયર મૃત્યુને સંબોધીને કહે છે, 'This country bores, Death! Let us sail.' પરંતુ જીવનનું પ્રત્યાખ્યાન કરીને તેઓ ક્યાં જશે? કોઇ પરલોકમાંનો પરમ શુભ અથવા સુન્દર ભૂમિપ્રદેશ તેમને બોલાવે છે ખરો? ના, એવું તો કંઈ છે જ નહિ આ સંસારમાં કે સંસારની પેલે પાર; તેમાં શું થઈ ગયું? ગન્તવ્ય સ્થાન નહિ, ગતિ અર્થાત્ પલાયન એ જ અંતિમ વસ્તુ છે—જે નવે સ્થાને પોતે પહોંચશે તે પહેલાના જેવું જ ઘૃણાજનક હશે એમ જાણીને જ તેઓ નવાની શોધમાં નીકળે છે:

To drive into the gulf, Hell or Heaven–
What matter? Into the Unknown in
search of the New!

પારલૌકિક કોઈ વસ્તુની તૃષ્ણા નહિ, પણ જગતના બધા જ વિષયો પ્રત્યેની વિતૃષ્ણા જ બોદલેયરના કાવ્યનું મૂળ અને વ્યાપક અનુભૂતિ છે.[૫]

બોદલેયરની વિરુદ્ધ મારી સૌથી મોટી ફરિયાદ એ છે કે, તેઓ પ્રતિભાવાન કવિ હોવા છતાં તેમણે પોતાની એ આશ્ચર્યજનક પ્રતિભાને પોતાનો અને આપણા બધાનો સર્વનાશ કરવામાં વેડફી નાખી. વૈજ્ઞાનિક, રાજનીતિના, એટલું જ નહિ ધર્મપ્રચારકના કરતાં સુધ્ધાં કલાકારની ભાવના અને વેદના વધુ ચેપી હોય છે. રોમાન્ટિકોને યૌવનના કવિ કહેવામાં આવે છે: બોદલેયર જરાના કવિ છે. આપણા મનનું યૌવન ત્યાં સુધી જ ટકે છે, જ્યાં સુધી 'મનોવૃક્ષનાં ફેલાયેલાં રસલોલુપ પાંદડા' જીવતાં હોય છે. સિત્તેર અથવા કોઈને વળી એંસી વરસ પૂરાં થતાં જ એ પાંદડાં ખરી પડવાનો સમય આવે છે; તે વખતે મન ચીમળાઈ ગયું હોય છે, સંવેદનશક્તિ ખોઈ બેઠું હોય છે, તે કોઈના ઉપર, કશા ઉપર પ્રેમ કરી શકતું નથી. કશું જ તેને ગમતું નથી, કશાને જ જોવા જાણવાની કે અડવાની તેને ઇચ્છા થતી નથી, માનવને લગતી કે પ્રકૃતિને લગતી કોઈ પણ બાબત તેને આશ્ચર્યમય લાગતી નથી, બધું જ એ વખતે જૂનું પુરાણું, ફિક્કું, બેસ્વાદ અને કંટાળાજનક લાગે છે. કોઈ માણસના મનનાં પાંદડાં તે અઢાર વરસનો થતાં જ ખરી પડે તો એને તેનો સર્વનાશ ન કહીશું તો શું કહીશું? અને એ દશા થયા વગર રહે ખરી, જો આપણા નિત્યસાથી પેલા શક્તિમાન કવિ હોય, જેમને આખા વિશ્વમાં ફરી વળ્યાં છતાં એવું કશું જ નજરે ન પડ્યું જે જોઈને

તેમનું મન કળી ઊઠે, સ્પંદન અનુભવે, વિસ્મય ઉત્સુકતા કે કુતૂહલ જાગે; જેમણે આખા જગતને એક બીભત્સ, મરઘાનની ચારે કોર વિસ્તરેલા વૈવિધ્યશૂન્ય કંટાળાજનક અનન્ત રણ તરીકે જ જોયું છે. જગતમા નિર્ભેળ મારું કદાચ કંઈ હશે, નિર્ભેળ નરસું પણ કદાચ હશે, પણ સેંકડે નવ્વાણું ટકા વસ્તુઓ તો સારાનરસાના, સુંદર-કુત્સિતના, સત્ય-અસત્યના મિશ્રણરૂપ જ હોય છે. પરંતુ જેનું મન જીવતું અને સંવેદનશીલ હોય છે તેને ઘાસના તરણાથી માંડીને નીહારિકાપુંજ સુધીની બધી જ વસ્તુઓ અને ઘટનાઓ બૂમ મારીને કહે છે મારા તરફ નજર કરીને જો, મને સ્પર્શ કર, બુદ્ધિ વડે સમજ, હૃદય વડે અનુભવ—તો તને માલૂમ પડશે કે, મને ક્યાય અંત નથી, ક્યાંય તળિયું નથી, વિશ્વબ્રહ્માંડના અને તેના પાર પણ કંઈ હોય તો તેના પણ અનંત રહસ્યનો આભાસ મારામાં રહેલો છે. આ પરમ આશ્ચર્યપૂર્ણ જગતને બોદલેયરે શી રીતે "મોનોતોન એ પેતી" (કંટાળાજનક અને તુચ્છ) કહ્યું ! આવુ મોટું જુઠાણું સાહિત્યમાં બીજે ક્યાય ઉચ્ચારાયું છે ખરું ? જો કોઈ એમ કહે કે, આ કંઈ વ્યક્તિનિરપેક્ષ સત્ય કે મિથ્યાનો પ્રશ્ન નથી,[6] કંટાળાજનક અને તુચ્છ જગત એ તો કાર્વના મનનું પ્રતિબિંબ છે, તો હું એ સ્વીકારી લઈશ અને સાથે સાથે એટલો એક પ્રશ્ન પૂછીશ કે, જે રસનાને બધું જ બેસ્વાદ લાગે તે રસનાની આસ્વાદનશક્તિ બાકી રહી છે ખરી ? જે મનને બધું જ કંટાળાજનક લાગે તે મન ઘરડું થઈ ગયું ન કહેવાય ? બીભત્સતા જોવાની નિર્ભીક નજર બોદલેયરને હતી, પરંતુ જગત અને જીવનનું પરમ વિસ્મય અનુભવવાની મનની સજીવતા કયા વ્યાપક અનુભવ અથવા આપ્ત વાક્યની અસર નીચે આવી તેઓ ખોઈ બેઠા ? સૌથી વધુ ઉદ્વેગનું કારણ એ છે કે, બોદલેયરના 'આંનુઈ' (નિર્વેદ)ની એકનિષ્ઠ ઉપાસના આપણા યુવકોના મનને અને યૌવનને શરૂઆતથી જ જરાગ્રસ્ત બનાવી દે છે.

બોદલેયરનો સાક્ષાત્ અથવા પરોક્ષ પ્રભાવ પાશ્ચાત્ય સાહિત્યકર્મ ઉપર અને સાહિત્યકારોની જીવનદૃષ્ટિ ઉપર વધુ ને વધુ ગાઢ થતો ચાલ્યો. એ પ્રભાવ ફ્રેંચ કાવ્યમાં તો તેમના મૃત્યુ પછી તરત જ જોવામાં આવ્યો હતો, જોકે એનવ (ખાડી) પટાવતા તેને બેચાર દશકા લાગ્યા હતા. ફ્રાંસમાં બોદલેયર પછી જે કાવ્ય શૈલીને સૌથી વધુ શક્તિશાળી કવિઓ અનુસર્યા તેને 'પ્રતીકવાદ' નામે ઓળખવામાં આવે છે. પ્રતીકી કવિઓને એ વારસામાં મળ્યું હતું એટલે તેમને મન એ નિશ્ચિત સત્ય હતું કે, જગત અત્યંત કુત્સિત છે અને એના પ્રત્યે એકમાત્ર ઉચિત ભાવ વિતૃષ્ણા છે અને એકમાત્ર ઉચિત કર્તવ્ય મો ફેરવી લેવું એ છે. રેંબોએ ઇન્દ્રિયજ્ઞાનની શક્તિનો સુધ્ધાં વિનાશ કરી નાખવાનો ઉપદેશ આપ્યો, કારણ, ઇન્દ્રિયગ્રાહ્ય વસ્તુમાત્ર તેમને મન અવજ્ઞાપાત્ર હતી; કવિતાની ભાષામાં જે સ્વાભાવિક પાર્થિવ સમાજ સમજી શકે એવી અર્થવ્યંજના હોય છે તેનો લગભગ લોપ કરવાને તેઓ તત્પર થયા હતા એ આશાએ કે, એમ કરવાથી કવિતાની અપાર્થિવ અર્થનો બોધ કરાવવાની શક્તિ ભભૂકી ઊઠશે. તેમણે એવી એક અવનવી ભાષા શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો જે 'પરબ્રહ્મને રૂપ આપવાને સમર્થ' હોય

આ પરબ્રહ્મ વિશે યોગી, મુનિ, ઋષિ વગેરે નામે ઓળખાતા સિદ્ધપુરુષો ખૂબ લાંબી ગૂઢ તપસ્યાને અંતે કદાચ કોઈ અતીન્દ્રિય અનિર્વચનીય પ્રત્યક્ષજ્ઞાન પામવા શક્તિમાન થતા હોય છે, પણ કવિ તો એ લોકોત્તર રહસ્ય આ વિશ્વલોકની અંદર જ પામે છે, દૃશ્યરૂપમાં જ તેઓ અપરૂપને, દર્શનાતીતને પ્રત્યક્ષ કરે છે. આ વસ્તુ, આધુનિક કાવ્ય અને કલાના કદાચ સૌથી જ્ઞાનસંપન્ન અને સહૃદય વિવેચક ઝાક મારિતેંએ ખૂબ સુંદર રીતે કહી છે: 'કવિની ઉપલબ્ધિ ઉપલબ્ધવસ્તુને પ્રાણથી ધબકતી અને સ્વચ્છ બનાવી દે છે; તે સ્વચ્છ આવરણની પેલી પાર આપણે દિગંતો પર દિગંતોનો વિસ્તાર જોઈ શકીએ છીએ...કવિ વાસ્તવ જગતના રહસ્યની અંદર જ એક અસીમ રહસ્યનો અનુભવ કરે છે.' આની સાથેજ તેમણે બીજો પણ એક મત પ્રગટ કર્યો છે, જે હું કોઈ પણ રીતે માની લઈ શકતો નથી.

রক্তের অক্ষরে দেখিলাম
আপনার রূপ,
চিনিলাম আপনারে
আঘাতে আঘাতে
বেদনায় বেদনায়,
মৃত্যু যে কঠিন
কঠিনেরে ভালোবাসিলাম.

(રક્તના અક્ષરમા મેં પોતાનુ રૂપ જોયું, પોતાને પ્રત્યેક આઘાતમાં અને પ્રત્યેક વેદનામાં ઓળખ્યો; કારણ, સત્ય કઠિન છે. કઠિન ઉપર મેં પ્રેમ કર્યો.)

આ ચશ્માં વધારે પડતા રંગીન લાગે છે? જે ચશ્મામાંથી બોદલેયરે મનુષ્યલોકને અને વિશ્વપ્રકૃતિને 'an oasis of horror in a desert of ennui' રૂપે જોયાં છે, તે આના કરતાં અનેકગણા વધારે રંગીન નથી શું?

જેઓ એમ કહે છે કે, બોદલેયરના મનમાં લોકોત્તર પરમોત્કર્ષ અથવા પરમોત્કૃષ્ટ સત્તા અથવા ભગવાન પ્રત્યે ગાઢ ભક્તિ અને પ્રેમ અત્યંત ઉજ્જ્વળ હતાં એટલે તેઓ આ દોષપાપપૂર્ણ વિશ્વ જગતને સહી શકતા નહોતા, તેમની સાથે હું એકમત થતો નથી. બોદલેયરની કવિતામાં કોઈ સદર્થક ભાવ અથવા ઇંગિત શોધી કાઢવા માટે કષ્ટકલ્પનાનો આશ્રય લેવો પડે છે. નકારવાચી ભાવથી તેમની આખી કાવ્યસૃષ્ટિ એવી ભરપુર ભરેલી છે કે ત્યાં બીજા કશાને સ્થાન હોય એમ લાગતું નથી, હોસ્પિટલ વિશેની ગદ્ય કવિતામાં (અહીં હોસ્પીટલ આખી પૃથ્વીનું પ્રતીક છે, એ સ્પષ્ટ છે) કવિ પોતાના આત્માને પૂછે છે, આ હોસ્પિટલની યંત્રણામાંથી છૂટવા તું ક્યાં જવા માગે છે? અનેક લોભાવે એવા સ્થાનો અને અવસ્થાઓનાં વર્ણન કર્યા પછી કવિ પૂછે છે, ત્યાં જવું છે? આત્મા મૂંગો રહે છે. આખરે કંટાળીને આત્મા રાડ પાડી ઊઠે છે, 'Anywhere! Anywhere! As long as it be out of the world. *The Voyage* ની છેલ્લીની પહેલાંની કડીમાં બોદલેયર મૃત્યુને સંબોધીને કહે છે, 'This country bores. Death! Let us sail.' પરંતુ જીવનનું પ્રત્યાખ્યાન કરીને તેઓ ક્યાં જશે? કોઇ પરલોકમાંનો પરમ શુભ અથવા સુન્દર ભૂમિપ્રદેશ તેમને બોલાવે છે ખરો? ના, એવું તો કંઈ છે જ નહિ આ સંસારમાં કે સંસારની પેલે પાર; તેમાં શું થઈ ગયું? ગન્તવ્ય સ્થાન નહિ, ગતિ અર્થાત્ પલાયન એ જ અંતિમ વસ્તુ છે—જે નવે સ્થાને પોતે પહોચશે તે પહેલાના જેવું જ ઘૃણાજનક હશે એમ જાણીને જ તેઓ નવાની શોધમાં નીકળે છે:

To drive into the gulf, Hell or Heaven–
What matter? Into the Unknown in
search of the New!

પારલૌકિક કોઈ વસ્તુની તૃષ્ણા નહિ, પણ જગતના બધા જ વિષયો પ્રત્યેની વિતૃષ્ણા જ બોદલેયરના કાવ્યનું મૂળ અને વ્યાપક અનુભૂતિ છે.[૫]

બોદલેયરની વિરુદ્ધ મારી સૌથી મોટી ફરિયાદ એ છે કે, તેઓ પ્રતિભાવાન કવિ હોવા છતાં તેમણે પોતાની એ આશ્ચર્યજનક પ્રતિભાને પોતાનો અને આપણા બધાનો સર્વનાશ કરવામાં વેડફી નાખી. વૈજ્ઞાનિક, રાજનીતિના, એટલું જ નહિ ધર્મપ્રચારકના કરતાં સુધ્ધા કલાકારની ભાવના અને વેદના વધુ ચેપી હોય છે. રોમાન્ટિકોને યૌવનના કવિ કહેવામાં આવે છે: બોદલેયર જરાના કવિ છે. આપણા મનનું યૌવન ત્યા સુધી જ ટકે છે, જ્યાં સુધી 'મનોવૃક્ષનાં ફેલાયેલાં રસલોલુપ પાંદડાં' જીવતાં હોય છે. સિત્તેર અથવા કોઈને વળી એંસી વરસ પૂરાં થતાં જ એ પાંદડાં ખરી પડવાનો સમય આવે છે; તે વખતે મન ચીમળાઈ ગયું હોય છે, સંવેદનશક્તિ ખોઈ બેઠું હોય છે, તે કોઈના ઉપર, કશા ઉપર પ્રેમ કરી શકતું નથી. કશું જ તેને ગમતું નથી, કશાને જ જોવા જાણવાની કે અડવાની તેને ઇચ્છા થતી નથી, માનવને લગતી કે પ્રકૃતિને લગતી કોઈ પણ બાબત તેને આશ્ચર્યમય લાગતી નથી, બધું જ એ વખતે જૂનું પુરાણું, ફિક્કું, બેસ્વાદ અને કંટાળાજનક લાગે છે. કોઈ માણસના મનનાં પાદડાં તે અઢાર વરસનો થતાં જ ખરી પડે તો એને તેનો સર્વનાશ ન કહીશું તો શું કહીશું? અને એ દશા થયા વગર રહે ખરી, જો આપણા નિત્યસાથી પેલા શક્તિમાન કવિ હોય, જેમને આખા વિશ્વમાં ફરી વળ્યાં છતાં એવું કશું જ નજરે ન પડ્યું જે જોઇને

તેમનું મન કળી ઊઠે, સ્પંદન અનુભવે, વિસ્મય ઉત્સુકતા કે કુતૂહલ જાગે; જેમણે આખા જગતને એક બીભત્સ, મરુદ્યાનની ચારે કોર વિસ્તરેલા વૈવિધ્યશૂન્ય કંટાળાજનક અનન્ત રણ તરીકે જ જોયું છે. જગતમાં નિર્ભેળ સારું કદાચ કંઈ હશે, નિર્ભેળ નરસું પણ કદાચ હશે, પણ સેંકડે નવ્વાણું ટકા વસ્તુઓ તો સારાનરસાના, સુંદર-કુત્સિતના, સત્ય-અસત્યના મિશ્રણરૂપ જ હોય છે. પરંતુ જેનું મન જીવતું અને સંવેદનશીલ હોય છે તેને ઘાસના તરણાથી માંડીને નીહારિકાપુંજ સુધીની બધી જ વસ્તુઓ અને ઘટનાઓ બૂમ મારીને કહે છે મારા તરફ નજર કરીને જો, મને સ્પર્શ કર, બુદ્ધિ વડે સમજ, હૃદય વડે અનુભવ—તો તને માલૂમ પડશે કે, મને ક્યાંય અંત નથી, ક્યાંય તળિયું નથી, વિશ્વબ્રહ્માંડના અને તેની પાર પણ કંઈ હોય તો તેના પણ અનંત રહસ્યનો આભાસ મારામાં રહેલો છે. આ પરમ આશ્ચર્યપૂર્ણ જગતને બોદલેયરે શી રીતે "મોનોતોન એ પેતી" (કંટાળાજનક અને તુચ્છ) કહ્યું ! આવું મોટું જૂઠાણું સાહિત્યમાં બીજે ક્યાંય ઉચ્ચારાયું છે ખરું ? જો કોઈ એમ કહે કે, આ કંઈ વ્યક્તિનિરપેક્ષ સત્ય કે મિથ્યાનો પ્રશ્ન નથી,[૬] કંટાળાજનક અને તુચ્છ જગત એ તો કવિના મનનું પ્રતિબિંબ છે, તો હું એ સ્વીકારી લઈશ અને સાથે સાથે એટલો એક પ્રશ્ન પૂછીશ કે, જે રસનાને બધું જ બેસ્વાદ લાગે તે રસનાની આસ્વાદનશક્તિ બાકી રહી છે ખરી ? જે મનને બધું જ કંટાળાજનક લાગે તે મન ઘરડું થઈ ગયું ન કહેવાય? બીભત્સતા જોવાની નિર્ભીક નજર બોદલેયરને હતી, પરંતુ જગત અને જીવનનું પરમ વિસ્મય અનુભવવાની મનની સજીવતા કયા વ્યાપક અનુભવ અથવા આપ્ત વાક્યની અસર નીચે આવી તેઓ ખોઈ બેઠા ? સૌથી વધુ ઉદ્વેગનું કારણ એ છે કે, બોદલેયરના 'આંનુઈ' (નિર્વેદ)ની એકનિષ્ઠ ઉપાસના આપણા યુવકોના મનને અને યૌવનને શરૂઆતથી જ જરાગ્રસ્ત બનાવી દે છે.

બોદલેયરનો સાક્ષાત્ અથવા પરોક્ષ પ્રભાવ પાશ્ચાત્ય સાહિત્યકર્મ ઉપર અને સાહિત્યકારોની જીવનદૃષ્ટિ ઉપર વધુ ને વધુ ગાઢ થતો ચાલ્યો. એ પ્રભાવ ફ્રેંચ કાવ્યમાં તો તેમના મૃત્યુ પછી તરત જ જોવા માં આવ્યો હતો, જોકે ચૅનલ (ખાડી) વટાવતાં તેને બેચાર દશકા લાગ્યા હતા. ફ્રાંસમાં બોદલેયર પછી જે કાવ્ય શૈલીને સૌથી વધુ શક્તિશાળી કવિઓ અનુસર્યા તેને 'પ્રતીકવાદ' નામે ઓળખવામાં આવે છે. પ્રતીકી કવિઓને એ વારસામાં મળ્યું હતું એટલે તેમને મન એ નિશ્ચિત સત્ય હતું કે, જગત અત્યંત કુત્સિત છે અને એના પ્રત્યે એકમાત્ર ઉચિત ભાવ વિતૃષ્ણા છે અને એકમાત્ર ઉચિત કર્તવ્ય એમાં ફેરવી લેવું એ છે. રૅમ્બોએ ઇન્દ્રિયજ્ઞાનની શક્તિનો સુધ્ધાં વિનાશ કરી નાખવાનો ઉપદેશ આપ્યો, કારણ, ઇન્દ્રિયગ્રાહ્ય વસ્તુમાત્ર તેમને મન અશ્રદ્ધાપાત્ર હતી; કવિતાની ભાષામાં જે સ્વાભાવિક પાર્થિવ સમાજ સમજી શકે એવી અર્થવ્યંજના હોય છે તેનો લગભગ લોપ કરવાને તેઓ તત્પર થયા હતા. એ આશાએ કે, એમ કરવાથી કવિતાની અપાર્થિવ અર્થનો બોધ કરાવવાની શક્તિ ભભૂકી ઊઠશે. તેમણે એવી એક અનની ભાષા શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો જે 'પરબ્રહ્મને રૂપ આપવાને સમર્થ' હોય.

આ પરબ્રહ્મ વિશે યોગી, મુનિ, ઋષિ વગેરે નામે ઓળખાતા સિદ્ધપુરુષો ખૂબ લાંબી ગૂઢ તપસ્યાને અંતે કદાચ કોઈ અતીન્દ્રિય અનિર્વચનીય પ્રત્યક્ષજ્ઞાન પામવા શક્તિમાન થતા હોય છે, પણ કવિ તો એ લોકોત્તર રહસ્ય આ વિશ્વલોકની અંદર જ પામે છે, દૃશ્યરૂપમાં જ તેઓ અપરૂપને, દર્શનાતીતને પ્રત્યક્ષ કરે છે. આ વસ્તુ, આધુનિક કાવ્ય અને કલાના કદાચ સૌથી જ્ઞાનસંપન્ન અને સહૃદય વિવેચક ઝાક મારિતેંએ ખૂબ સુંદર રીતે કહી છે: 'કવિની ઉપલબ્ધિ ઉપલબ્ધ વસ્તુને પ્રાણથી ધબકતી અને સ્વચ્છ બનાવી દે છે, તે સ્વચ્છ આવરણની પેલી પાર આપણે દિગંતો પર દિગંતોનો વિસ્તાર જોઈ શકીએ છીએ...કવિ વાસ્તવ જગતના રહસ્યની અંદર જ એક અસીમ રહસ્યનો અનુભવ કરે છે.' આની સાથે જ તેમણે બીજો પણ એક મત પ્રગટ કર્યો છે, જે હું કોઈ પણ રીતે માની લઈ શકતો નથી.

મારિતેં એમ માને છે કે, કવિતાની ભાષાને બે તદ્દન ભિન્ન સ્તરના અર્થો હોય છે. ક્લાસિકલ કાવ્ય (એટલે એમનાં લખાણમાં બોદલેયર પહેલાંનાં કાવ્ય) વાચક સમક્ષ એક પછી એક શબ્દ સજાવીને જે કલારૂપ સધાયું હોય તે ખડું કરે છે; બેશક એમાંથી પહેલાં જે અર્થનો બોધ થાય છે તે કેટલીક સુનિર્દિષ્ટ ચિત્તગ્રાહ્ય વસ્તુઓને લગતો હોય છે. પણ એ તો સાધન માત્ર હોય છે. મૂળ લક્ષ્ય તો પરમ સત્તાની તે ઝલક બતાવવાનું હોય છે, જે ચિત્તને અગમ્ય છે, કોન્સેપ્ટની સાથે કોન્સેપ્ટ જોડીને જેને પહોંચી શકાતું નથી, અર્થાત્ જ્યાં ભાષાનો સાધારણ અને ન્યાયાનુમોદિત ઉપયોગ નિષ્ફળ જાય છે. આટલે સુધી કદાચ માની લઈ શકાય, પણ મુશ્કેલી ત્યારે ઊભી થાય છે, જ્યારે મારિતેં એમ કહે છે કે, કવિતાની ભાષાના આ બે પ્રકારના અર્થો કેવળ ભિન્ન છે, એટલું જ નહિ, તેઓ બિલકુલ પરસ્પરનિરપેક્ષ હોય છે—એટલા નિરપેક્ષ હોય છે કે, પહેલો અર્થ (પ્રત્યક્ષ પાર્થિવ વસ્તુઓનો નિર્દેશ) છોડી દઈને પણ કવિતા બીજા અર્થ (અતીન્દ્રિય પરમ રહસ્યમય સત્તાનું સૂચન)નો બોધ કરાવી શકે છે. ઉપરાંત, મારિતેં એમ કહેવા માગે છે કે, પ્રતીકી કવિઓ આવો પૂર્ણ વિચ્છેદ સાધવાને કટિબદ્ધ થયેલા છે કવિકૃત શબ્દપરંપરાનો આ જે વચલો અર્થ, જે આપણા મનને પ્રાકૃતિક કે માનવોના વાસ્તવ જગતમાં લઈ જાય છે,–મકાનોની પેલી જટિલ, મૂંગી રેખાઓ, જાંબુના પુંજથી લચી પડેલું કાળું વન, પેલી વહેમમાં ફસાયલી સ્ત્રીનું વ્યક્તિરૂપ, જે સ્ત્રીએ ભય અને ઉદ્‌વેગના માર્યા ધાગા અને તાવીજથી પોતાને અને પોતાનાં માણસોને બાંધી રાખ્યાં છે–આધુનિક કવિતા એ વાસ્તવ અભિધેયને ઝાંખું બનાવી દેવા મથે છે, શક્ય હોય તો બિલકુલ ભૂંસી નાખવા ચાહે છે, એનું કારણ એ છે કે, આધુનિક કવિઓ એમ માને છે (અને મારિતેં એ માન્યતાનું સમર્થન કરે છે) કે, ભાષાની સ્વાભાવિક અભિધા વાસ્તવ જગતનો કોઈ વિશેષ અંશ છે, તેમ છતા તે પરમ સત્તાને ઢાંકી રાખે છે, જેની આભાને પ્રતિબિંબિત કરવાનું કવિતાનું ચરમલક્ષ્ય છે. એટલે ચાલુ કાવ્યના બે અર્થોમાંથી પહેલાને છાંટી નાખવાનો આધુનિક કવિઓએ સંકલ્પ કર્યો છે.

પરંતુ કવિ આ અસાધ્ય વસ્તુ શી રીતે સિદ્ધ કરશે એ હું કલ્પી શકતો નથી. કવિ પોતે જો એ પરમ રહસ્યઘન સત્તાનો આભાસ પ્રત્યક્ષ જગતના અંતરંગમાંથી જ પામ્યો હોય તો તે કઈ જાદૂઈ લકડીના સ્પર્શથી વાચકને એકે કૂદકે આ દૃશ્ય પ્રપંચને પૂરેપૂરો વટાવી જઈને પરમની બિલકુલ રૂ—બ—રૂ ખડો કરી દેશે? જે માર્ગે થઈને તે પોતે દૃશ્ય લોકમાંથી દૃશ્યાતીતમાં પહોંચ્યો છે, મર્ત્ય અને અમર્ત્ય વચ્ચે તેણે સેતુ બાંધ્યો છે, તે જ માર્ગે વાચક પણ તેની પાછળ પાછળ જઈ શકે, તેનો સહયાત્રી બની શકે, પરંતુ જેણે રસ્તો પાડ્યો છે તેને જ તે કયા જાદુથી ટપી જઈ શકે? આવી એક માની ન શકાય એવી વસ્તુ સિધ્ધ કરવા જતાં રેંબો નિષ્ફળ ગયા, તેમને સમજાયું કે પોતે જે કરવા માગતા હતા તે કવિમાત્રને માટે અસાધ્ય છે. પોતાની નજર સામે તેમણે જોયું કે, પોતે જે રસ્તે કવિતાને ચલાવવા માગતા હતા તે કોઈ રાજમાર્ગ નહોતો, આંધળી ગલી હતી. એ પુરાણી ઉપલબ્ધિની તરુણ વેદના તેઓ પોતાના *A Season in Hell* કાવ્યગ્રંથમાં વ્યક્ત કરી ગયા છે. આપણે વાચકોએ તો કશું ગુમાવ્યું નહિ, પણ એવું માનીને આપણે આપણી જાતને છેતરવી નહિ કે, રેંબો કવિતા સમક્ષ કોઈ નવો માર્ગ ખુલ્લો કરી ગયા છે. કોઈ રસ્તો ખુલ્લો નથી. એમ સમજાતા જ, વીસમા વર્ષમાં પગ મૂક્યો ન મૂક્યો ત્યાં જ, એ વ્યર્થકામ કવિએ કવિતા લખવાનું બિલકુલ બંધ કરી દીધું; તેમનું બાકીનું જીવન કેવળ વંધ્ય જ નહિ, રખડેલ, રિખડેલ અને શોચનીય બની ગયું.

ઈશ્વરદત્ત શક્તિની બાબતમાં માલાર્મે કદાચ રેંબોના બરોબરિયા નહિ હોય, પણ તેમની સાધના અજોડ હતી—કંઈ નહિ તોયે કાવ્યના બાહિરંગની બાબતમા. બોદલેરની પેઠે તેમણે પણ પાકી ખાતરીપૂર્વક માની લીધું હતું કે કવિને માટે બાહ્ય જગત પરિહાર્ય છે. બલ્કે, તેમનો પરિહાર બોદ-

લેવર કરતાં પણ અંતિમ કક્ષાએ પહોંચ્યો હતો. જગત પ્રત્યે કોઈ પ્રકારનો વિક્ષોભ કે વિતૃષ્ણા પણ તેમના મનમાં, કંઈ નહિ તોય તેમના મનની અભિવ્યક્તિમા, સ્થાન પામ્યાં નહોતા. તેમની કવિતા મૂળે જ બહિર્મુખી નહોતી એટલે બોદલેયરની પેઠે તે અંતર્મુખી બને એવી આશા પણ ખોટી છે. માલાર્મેની કવિતા જ્ઞાનપૂર્વક, ઇચ્છાપૂર્વક, સંકલ્પપૂર્વક શૂન્યમુખી છે. શરૂઆતથી જ એવું નહોતું; જીવનની શરૂઆતમાં તેઓ પરમોત્કર્ષનું, સુંદરનું, શુભનું–અથવા એ બધાના પ્રતીક નીલાકાશનું–પ્રબળ આકર્ષણ અનુભવતા હતા. પરંતુ પરમ સુંદરના આકર્ષણે તેમને કેવળ વિક્ષુબ્ધ જ કર્યા. એ આકર્ષણ સમૂળગો નાશ કરવાની ઇચ્છા તેમણે એક સ્મરણીય કવિતામાં વ્યક્ત કરી છે. જેનો સુધીન્દ્રનાથ દત્તે 'નીલિમા' નામે અનુવાદ કરેલો છે. તેમણે નીલાકાશને પ્રભાતના ધુમ્મસથી પારીસના ભૂંગળાના ધુમાડાથી ઢાંકી દેવાનો પ્રયત્ન કર્યો; ઉલ્લાસપૂર્વક જાહેર કર્યું, —'મહાકાશ મરી ગયુ.' પણ નીલિમાના પંજામાથી છૂટવુ એટલું સહેલું નથી, એને માટે લાંબી તપસ્યાની જરૂર હોય છે. એટલે 'છૂટકારો માગવો નકામો છે. નીલિમાનો જ ફરી વિજય થયો.' પરંતુ આખરે નીલિમાએ પણ એ કવિની સાધના આગળ હાર કબૂલી. 'સમુદ્રસમીર' પણ શાંત થઈ ગયા; નાવિકનાં ગીત હવે મધુર લાગતાં મટી ગયાં, -કોઈ પણ ગીતમાં માધુર્યનું નામે રહ્યું નહિ. 'કોરા કાગળનો શુક્લ સ્વગત સંયમ' જ રહ્યો તેમની સામે મોં ફાડીને. કારણ, તેઓ સંકલ્પથી બંધાયેલા હતા કે, કોઈ પણ વાસ્તવ વસ્તુનો ઉલ્લેખ કરીને પોતાની કવિતાની નોટનાં શુભ્ર પાનાંને કલંકિત કરવાં નહિ. લખી ન શકવાના વિક્ષોભ વિશે, બેશક, તેમણે કેટલીક સુંદર કવિતા લખી. ખરું જોતાં, તેમની અર્ધી રચનાઓનો (પહેલા પર્વની બધી જ કવિતાઓનો) એકમાત્ર વિષય તેમની ઊખરતાની વેદના છે.

એ વેદના કંઈક શાંત થઈ જીવનના પાછલા ભાગમાં. માલાર્મેને બીજો એક કાવ્યવિષય જડી ગયો, ખરું કહીએ તો, નવું કાવ્ય કૌશલ જડી ગયું, જેની પરાકાષ્ઠા તેમની સૌથી વધુ પરિચિત જરા લાંબી કૃતિ—'ફૉનનું દિવાસ્વપ્ન'માં જોવા મળે છે કવિતાની શરૂઆત જ વાસ્તવની અત્યંત ક્ષીણ પટભૂમિ ઉપર, એક પૌરાણિક કથાથી, કથામાં વર્ણવેલા સ્વપ્નથી થાય છે. ચાર જ લીટી પછી વાસ્તવનો એટલો સ્પર્શ પણ રહેતો નથી, સ્વપ્ન વારે વારે તૂટી જાય છે, સ્વપ્નમાંની વસ્તુઓ અડી પકડી શકાય એવી રહેતી નથી, કેમ જાણે તેઓનું અસ્તિત્વ જ નથી. શાર્લ મોરેંએ પોતાની પ્રસ્તાવનામા કહ્યું છે, માલાર્મે ગદ્યમાં અને પદ્યમા એ સમજાવી ગયા છે, કે કવિકર્મ એટલે કોઈ પણ વસ્તુમાંથી એકદમ અવસ્તુ તરફ પાંખ ફેલાવીને ઊડી જવાનું કૌશલ મારિતેંનો એવો અભિપ્રાય છે કે, માલાર્મેની કવિતા એટલે 'an elaboration of pure artefact mirroring only the void.' પણ આ અત્યંત આશ્ચર્યકારક કર્મ કેવળ કવિતા દ્વારા સધાતું નથી; માલાર્મે પણ એ સિદ્ધ કરી શક્યા નથી. ટીકા ભાષ્ય મલ્લીનાથી વગેરે જોડ્યા વગર તો આ અસાધારણ પ્રતિભાશાળી કવિની બે ચાર સિવાયની લગભગ બધી જ રચનાઓ પ્રહેલિકા જ રહે છે—સંશોધનાત્મક મહાનિબંધ લખવા માટે એ જેટલી લાયક છે તેનાથી પા ભાગે પણ રસાસ્વાદ માટે એ લાયક નથી. સાંભળ્યું છે કે, માલાર્મેની કોઈ કોઈ કૃષકાય કવિતા ઉપર જાડી જાડી થીસિસ લખીને અમેરિકાની યુનિવર્સિટીના સ્નાતકોત્તર વિદ્યાર્થીઓ ડૉક્ટરેટની ઉપાધિ મેળવતા હોય છે. 'કોન હૉટે તુઇ બિકોતે ચાસ, ઓરે આમાર ગાન?'–ઓ મારા ગીત, તારે કયા હાટમાં વેચાવું છે?

એલિયટે કહ્યું હતું કે. આધુનિક કવિઓ પોતાની કવિતામાં મામૂલી અર્થનો ઉપયોગ કરે છે, વાચકની બુદ્ધિને ઊંઘાડી દેવા માટે, જેથી બુદ્ધિની ચોકી વટાવીને કવિતા સીધી હૃદયના અંતઃપુરમા પ્રવેશ કરી શકે. ઊંઘાડી દેવાની શક્તિ વેરલેનની, યેટ્સની, પાસ્તરનાકની કવિતામાં હતી ખરી. પરંતુ ખુદ એલિયટ, માલાર્મે અથવા વાલેરીની કવિતા બુદ્ધિ સાથે એક પડકારરૂપે આવીને ઊભી રહે છે, અત્યંત જાગ્રત બુદ્ધિને દુરૂહ અને

આપણા ચિત્તને જડ બનાવી દે છે. એ યુગ જો દૂરના ભૂતકાળનો હોય તો મુશ્કેલી એટલી દુસ્તર લાગતી નથી, બલકે દૂરના ડુંગર રળિયામણા લાગે છે. દૂરથી ઢોલ કાનને જરા મીઠાં લાગે છે. આપણે કલ્પનાશક્તિની મદદ લઈને મનના વ્યવધાનને વટાવી જવાનો પ્રયત્ન કરીએ છીએ, એવી રુચિનું પરિશીલન કરીએ છીએ જેની મદદથી એક બે શતાબ્દી તો શું, એક બે સહસ્રાબ્દી પહેલાંના ભાવ અને રસ માણવામાં મુશ્કેલી રહેતી નથી. રવીન્દ્રનાથનો જમાનો તો વીતી ગયો, પણ ફક્ત ત્રણ ચાર દશકા પહેલાં તે ખૂબ જીવંત હતો. એ નજીકનો ભૂતકાળ સાહિત્યમાં મુશ્કેલી પેદા કરે છે. સાહિત્ય માણનારાઓ આધુનિકમાં આધુનિક શૈલી અને મિજાજ શોધતા હોય છે, સાહિત્યકારો પણ કશુંક તદ્દન નવું કરી બતાવવા ઇચ્છતા હોય છે, નહિ તો તેમની શક્તિ અને સ્વાતંત્ર્યનો કોઈ પ્રત્યક્ષ પુરાવો આપી શકાતો નથી. અને તદ્દન નવાને ચાલુ કરવા જતાં જે ચાલ્યું આવ્યું હોય છે, જેણે આજ સુધી હૃદય મન અને નયનને હરી લીધાં હોય છ, તેને હટાવી દેવાની, કંઈ નહિ તોયે તેના સન્માનના ઉચ્ચાસનને નીચું પાડવાની (અંગ્રેજીમાં જેને 'ડિબંકિંગ' કહે છે તેની) જરૂર પડે છે. એને આપણે યુગનો ધર્મ માની લેત, ખાસ કરીને એ વિશ્વાસે કે રવીન્દ્રકાવ્યનું સાચું મૂલ્ય ઝાઝા દિવસ ઢાંક્યું રહેવાનું નથી. પરંતુ મારું મન આ વાત માનવા રાજી નથી, કારણ, હું માનું છું કે, સર્વં ક્ષણિકં ક્ષણિકં એ વાત સાચી, તેમ છતાં સાહિત્યનું મૂલ્યાંકન અને જડાવ ઘરેણાંની ફેશનની ક્ષણિકતા વચ્ચે જે ભેદ છે, તે સાચવી રાખવો સારો. બજારુ સાહિત્ય હોય છે, તેનું મૂલ્ય ભલે બદલાય, વરસો વરસ તેનું મૂલ્ય ભલે વધતું ઘટતું રહે પરંતુ મહાન સાહિત્યનું મૂલ્યાંકન વધુ સાહિત્યનિષ્ઠ અને વિશાળ અને સ્થિર દૃષ્ટિસંપન્ન હોય એ જરૂરનું છે.

૧. બોદલેયરની કવિતાના આથી સારા અનુવાદો છે. બંગાળી ભાષામાં જ બુદ્ધદેવ બસુનો અતિ સુંદર અનુવાદ હાથવગો હતો. પરંતુ અનુવાદ સુંદર હોય ત્યારે કેવળ અનુવાદ રહેતો નથી, અનુસર્જન (transcreation) બની જાય છે. અને આ નિબંધમાં ઉતારાનો હેતુ કેવળ એકાંતપણે બોદલેયરની હૃદયની અને મનની વિશિષ્ટતાનો પરિચય કરાવવાનો છે. એટલે મૂળની વધુમાં વધુ નિકટ હોય એવો અનુવાદ શોધવો પડ્યો છે. ઉપર ઉતારેલા ખંડના અનુવાદક ફ્રાંસિસ સ્કાર્ફ છે.

૨. સાહિત્યેર પથે-'આધુનિક કાવ્ય'પૃ. ૧૪૪.

3. 'In effect, Hipster as Mailer describes him in *The white Negro* is a man who follows out the logic of the situation in which we are all presumably caught; a man who, faced with the threat of imminent extinction and unwilling to be a party to the forces pushing toward collective death, has the courage to make a life for himself *in the only way that conditions permit* —by pursuing the immediate gratification of his strongest desires at every moment and by any means.' (Norman Podhoretz in *Partison Review*. Summer 1959.) આશ્ચર્યકારક મત છે! સંભવિત સર્વનાશની સામે ઊભા રહીને લેનિન, ગાંધી, શ્વાઇત્ઝર બીજા એક જીવનના સમાચાર આપી ગયા છે. મેલરના ગુણમુગ્ધ સમાલોચકની દૃષ્ટિએ એ બધા જીવન માર્ગો વિવેચનને અયોગ્ય કેમ ઠર્યા-એ નવા ચીલા પાડનારાઓ વાસ્તવજ્ઞાન ધરાવતા નહોતા, અથવા તેમના ચારિત્ર્યમાં સાચા સાહસનો અભાવ હતો? મેલરનાં પ્રિયપાત્રો હિપ્સ્ટરો શું આમની સરખામણીમાં વધારે સત્યદર્શી અને વીર છે?

૪. રવીન્દ્ર-રચનાવલી, ખંડ ૧૨, પૃ. ૧૬

5. 'Baudelaire invokes forces of transcendence only in so far as they could be used as weapons against life or as symbols of escape.' (Auerbach—The Aesthetic dignity of *Fleurs du Mal*)

૬. કવિતામાં સત્યાસત્યના સ્થાન અને અર્થ વિશે

3 ૨ 3

આ પછીનાં પ્રકરણોમાં ('ગીતાંજલિ સંબંધે એક વ્યક્તિગત સમસ્યા' અને 'સાહિત્યનીતિ અને શ્રેયોનીતિમાં' થોડી ચર્ચા જોવા મળશે.

7. Modern poetry has undertaken completely to set free the poetic sense. In the double signification of the poem, it endeavours to extenuate, if possible, to

# ઇઝરાયેલ અને ભારતીય નીતિ

— [illegible] એમ. પટેલ

ઇઝરાયેલ પશ્ચિમ એશિયામાં, ભૂમધ્ય સમુદ્રના પૂર્વ કિનારા પર, આવેલો એક નુંવોદિત નાનકડો દેશ છે.

એનું કુલ વિસ્તાર [illegible] ચો. મો. જેટલો છે. નકશામાં [illegible] ઊભા એસેલા ખંજર જેવો [illegible] છે. [illegible] જરની અણી દક્ષિણમાં રાતા સમુદ્રના [illegible] અકાબાના સાંકડા અખાતને અડે છે, જ્યારે એનો મૂઠવાળો ભાગ ઉત્તરમાં લેબેનોન, સીરિયા, જોર્ડન દ્વારા ઘેરાયેલો છે.] ભૂમધ્ય સમુદ્રને પૂર્વ કિનારો ઉત્તર-દક્ષિણ લંબાયેલી, એક સાંકડી પટ્ટી રૂપે દેશ આવેલો છે. એની વધુમાં વધુ લંબાઇ (ઉત્તર-દક્ષિણ) ૨૬૫ માઇલ છે. એની વધુમાં વધુ પહોળાઇ (પૂર્વ-પશ્ચિમ) ૭૦ માઇલ છે. એની ઓછામાં ઓછી પહોળાઈ ૯૩ માઇલ છે. ઇઝરાયેલના સૌથી મોટા નગર તેલઅવીવથી આરબ દેશ જોર્ડનની સરહદ ઉપર માડ વીસ માઇલ જેટલો દૂર છે। ઇઝરાયેલનું પાટનગર (પશ્ચિમ જેરુસલેમ તો બરાબર જોર્ડનની સરહદ ઉપર જ આવેલુ છે.

દેશના ૧૧૭ માઇલ લાંબી પશ્ચિમ સરહદે ભૂમધ્ય સમુદ્ર આવેલો છે. તેલઅવીવ-જાફા, હેફા, આશદોદ વગેરે મોટાં બંદરો આ કિનારા પર છે. યુરોપ અને અમેરિકા સાથેનો ઇઝરાયેલનો વહેપાર ભૂમધ્ય સમુદ્ર પરના બંદરો મારફતે ચાલે છે. દેશની સરહદનો ૭-સાત માઇલ જેટલો છેડો રાતા સમુદ્રના અકાબાના અખાત પર પડે છે. ઇઝરાયેલનું ઇલાત બંદર આ અકાબાના અખાત પર આવેલું છે. પૂર્વ આફ્રિકો, દક્ષિણ અને અગ્નિ એશિયા તેમજ ઓસ્ટ્રેલિયા અને ન્યૂઝીલેન્ડ સાથેનો ઇઝરાયેલી વ્યાપાર ઇલાત બંદરેથી અકાબાના અખાત મારફતે ચાલે છે. અકાબાનો અખાત ઇઝરાયેલની એક જીવાદોરી સમાન છે.

ભૂમધ્ય સમુદ્ર અને અકાબાના અખાતના કિનારા બાદ કરતા, ઇઝરાયેલની બધી બાજુની સરહદો આરબ દેશોથી ઘેરાયેલી છે. એની ઉત્તરે લેબેનોન, ઉત્તર-પૂર્વે સીરિયા, પૂર્વમાં જોર્ડન અને દક્ષિણે તથા દક્ષિણ-પશ્ચિમે ઈજિપ્ત (સિનાઇ દ્વિપકલ્પ તથા ગાઝા પટ્ટી) આવેલા છે. ઇઝરાયેલ અને લેબેનોન વચ્ચે ૪૯ માઇલ, ઇઝરાયેલ અને સીરિયા વચ્ચે ૪૭ માઇલ, ઇઝરાયેલ અને જોર્ડન વચ્ચે ૩૬૧ માઇલ તથા ઇઝરાયેલ અને ઇજિપ્ત વચ્ચે (ગાઝા પટ્ટી ગણાતા) ૧૬૫ માઇલ જેટલી સમાન સરહદ છે. ઇઝરાયેલ અને જોર્ડનની સરહદ પર પ્રસિદ્ધ મૃત સરોવર (કુલ ક્ષેત્રફળ ૩૯૪ ચો.મા.) આવેલું છે. એન

અનુસંધાન પાન ૧૭ નું ચાલુ

abolish the intermediary signification, the *definite set of things* whose presence is due to the sovereignty of the logical requirements, of the social signs of language, and which is, as it were, a Kind of wall of separation between the poetic intuition and the unconceptinalizable flash of reality to which it points The poem is intended to have, not a double, but a single signification-only this flash of reality captured in thirgs.' (Jacque Maritain-*creative Intution in Art and Poetry*, Meridian paperback, p. 214)

8. Stephane Malarme was without the personal mysticism of Baudelaire and Rimbaud and concentrated on the word as something which has symbolic value and evocative power in itself. Whatever assessment the critics accord to his poetic creation, it was undoubtedly responsible for an important development in poetic theory. For the poem came to be regarded no longer simply as an instrument by which the poet communicated to other men an experience of mystical revelation, but was itself the source of the mystical experience and the revelation to the poet and reader alike.' (H. Osborne-*Aesthetics and criticism*, Kegan Paul, p. 195)

પશ્ચિમ અને દક્ષિણ કિનારાના ઇઝરાયેલના તથા પૂર્વ અને ઉત્તર કિનારા જોર્ડનના કબ્જા તળે છે, દેશની ઉત્તર-પૂર્વ સરહદે આવેલું ગેલીલી (કિન્નેરેત) સરોવર(કુલ ક્ષેત્રફળ ૬૪ચો. મા.)ઇઝરાયેલના કબ્જામાં છે. ભૂમધ્ય સમુદ્રના તટ પરનો તથા ઉત્તરનો જોર્ડનની ખીણની આસપાસનો ઇઝરાયેલી પ્રદેશ ફળદ્રુપ અને ગીચ વસ્તી વાળો છે, જ્યારે દક્ષિણમાં આવેલો નેગેવનો રણપ્રદેશ સૂકો, રેતાળ અને પાંખી વસ્તીવાળો છે. સાવ નિર્જળ યા અર્ધ સૂકાં રણ, ડુંગર અને ખારા સરોવરો પ્રઝગયેલ ની તળભૂમિનો લગભગ અર્ધો વિસ્તાર રોકી લે છે.

ઇઝરાયેલની કુલ વસ્તી અઠ્ઠાવીસ લાખની આસપાસ છે. એમાં ચોવીસ લાખ યહૂદીઓ છે. તે સિવાય ત્રણેક લાખ આરબ-મુસ્લિમો અને એકાદ લાખ ખ્રિસ્તીઓ તથા ડ્રુઝ જાતિના લોકો છે. દેશમા સાક્ષરતાનું પ્રમાણ પંચોતેર ટકા ઉપર છે.(યહૂદી અને ખ્રિસ્તીઓમાં આ પ્રમાણ લગભગ નેવું ટકા જેટલું છે.) હિબ્રુ દેશની રાષ્ટ્રભાષા છે; પરંતુ તેની સાથે અરબી અને અંગ્રેજી ભાષાઓને પણ શાસન, શિક્ષણ, રેડિયો-પ્રસારણમાં સત્તાવાર સ્થાન અપાયું છે. નાણાં-નોટો તથા પોસ્ટલ ટીકીટો પર હિબ્રુ, અરબી, અંગ્રેજી ત્રણે ભાષાઓની લિપિઓમાં લખાણ હોય છે. ઇઝરાયેલના તમામ પ્રજાજનોને પોતાની ઈચ્છા અનુસાર કોઇપણ ધર્મ પાળવાની પૂરેપૂરી સ્વતંત્રતા છે. તમામ સરકારી તથા જાહેર સંસ્થાઓ તમામ ઇઝરાયેલી નાગરીકો માટે વિના ભેદભાવે ખુલ્લી હોય છે. દેશના પુખ્તવયના લોકોનો બહુ મોટો ભાગ નાના મોટા ઉદ્યોગોમાં રોકાયેલા કામદારોનો બનેલો છે. તે સિવાય ખેતી, વ્યાપાર, વહીવટીતંત્ર, સૈન્ય અને પશુપાલન ઘણા લોકોને રોજગારી પૂરી પાડે છે. ઉદ્યોગ-ખેતી-વ્યાપારને લગતી ઘણી પ્રવૃત્તિ સહકારી ધોરણે ચાલે છે. વિરાટ ઔદ્યોગિક સાહસો રાજ્ય પોતે સ્થાપે છે અને ચલાવે છે. અતિ મોટા મૂડીપતિઓ, જમીનદારો અને સામંતોનો દેશમાં લગભગ અભાવ છે. બેકાર તેમજ નિરાધાર હિજરતી ક્વચિત જ જોવા મળે છે. [ આઝાદી પછી-આરબ દેશોમાંથી હાંકી કાઢવામાં આવેલા લગભગ પાંચ-છલાખ યહૂદી નિર્વાસિતોને, તથા યુરોપ-એશિયા અમેરિકા-આફ્રિકામાંથી સ્વેચ્છાએ આવેલા લગભગ દશ લાખ યહૂદી વસાહતીઓને, ઇઝરાયેલની સરકારે તથા પ્રજાએ દેશમાં સુવ્યવસ્થિત રૂપે વસાવી દીધા છે.] લોકોમાં વિવિધ વર્ગો છે; પણ તેમની સખ્યા નાની છે અને તેમની વચ્ચે તીવ્ર સઘર્ષ પેદા કરે તેવો યા એકદમ જુદો તરી આવે તેવો મોટો તફાવત નથી. સરકારના સૌથી મોટા તથા સૌથી નાના નોકરિયાતોના વેતનદરો વચ્ચેનો તફાવત પણ (દુનિયાના બીજા લોકશાહી દેશોમાં પ્રવર્તતા એવા વેતનદરોની સરખામણીમાં) ઘણો ઓછો છે દેશમાંથી ગુલામી અને વેશ્યાવૃત્તિ નાબૂદ કરવામાં આવી છે.

દેશમાં વસ્તીની વહેંચણી તમામ પ્રદેશોમાં સરખી નથી. નેવું ટકા વસ્તી ભૂમધ્ય સમુદ્રના કિનારા પરની સાંકડી ભૂમિપટીમા અને ઉત્તરમાં વસે છે. દેશના સમગ્ર વિસ્તારનો લગભગ અર્ધો ભાગ રોકી લેતા દક્ષિણના રણ યા અર્ધરણ પ્રદેશમાં કુલ વસ્તીનો દશ ટકા ભાગ રહે છે. દેશની વસ્તીનો પોણો ભાગ મોટાં શહેરો, નગરો અને કસ્બાઓમાં વસે છે. આટલા નાનકડા દેશમાં એક લાખ કરતાં વધુ વસ્તી ધરાવતાં ચાર શહેરો છે. તેલઅવીવ-જાફ્ફા દેશનું સૌથી મોટું શહેર છે, જેની વસ્તી લગભગ ચાર લાખ છે. હૈફા અને જેરુસલેમ (પશ્ચિમ)ની વસ્તી બે-બે લાખ છે. (દેશનું સત્તાવાર પાટનગર જેરુસલેમ છે, પરંતુ ઑફિસો તેલ અવીવમાં પણ છે.) રમતગમન શહેરની વસ્તી એક લાખ જેટલી છે, પેતહ તક્વિ, હોલોન, બીરશેબા બ્નેઈબ્રક, નેતન્ય-આ પ્રત્યેક શહેરની વસ્તી પચાસ હજાર ઉપર છે.

ઇઝરાયેલીઓ વિજ્ઞાન, કળા આદી વિદ્યાઓમાં તેમજ ઉદ્યોગ, વ્યાપાર, ખેતીનાં ક્ષેત્રમાં બહુ આગળ વધેલા લોકો છે. તેઓ અત્યંત ખડતલ, પરિશ્રમી સાહસીક લોકો છે. સખત-સતત પરીશ્રમ અને વૈજ્ઞાનીક ઉપકરણોની સહાય દ્વારા એમણે એકવેળાના રણપ્રદેશને હરીયાળા ફળદ્રુપ ઉપજાઉ ખેતી પ્રદેશમાં તેમજ સુવિકસિત ઔદ્યોગીક વીસ્તારમાં પલટી નાખ્યો છે. રણપ્રદેશને ખેતીલાયક બનાવવાની

વિદ્યામાં, અણુશક્તિમાં તેમજ સૈન્ય અને સંરક્ષણ વ્યવસ્થામાં ઈઝરાયેલવાસીઓએ જબરી પ્રગતિ સાધી છે. પશ્ચિમી લોકશાહી, સમાજવાદી અને મૂડીવાદી પદ્ધતિઓનાં સૌથી સારાં તત્ત્વોને અપનાવી લઈ, એમા સ્થાનિક પરિસ્થિતિને અનુરૂપ પરિવર્તનો કરી, એમાં પોતીકાં નવા ઉમેરણ કરી, તેમણે એશિયામા એક નમૂનેદાર લોકશાહીની સ્થાપના કરી છે વસ્તી અને વિસ્તારમાં ઘણા નાના કહેવાય તેવા આ દેશે, તેના વીસ વરસના ટૂંકા આયુષ્યમાં જ, અનેક વકિટ-વિષમ પરિબળો સામે ઝુઝતાં રહી, પોતાને પશ્ચિમ એશિયાનો એક શક્તિશાળી દેશ પુરવાર કર્યો છે.

ઈઝરાયેલ પશ્ચિમ એશિયામાં આવેલો એક નાનકડો નવોદિત દેશ છે. ભારતની તળભૂમિ ઉપર જેમ પાકિસ્તાનનું સ્વતંત્ર, સાર્વભૌમ, 'ઈસ્લામી' રાજ્ય અસ્તિત્વમાં આવ્યું છે, તેમ પેલેસ્ટાઈનની તળભૂમિ પર ઈઝરાયેલનુ સ્વતંત્ર, સાર્વભૌમ, 'યહૂદી' રાજ્ય અસ્તિત્વમાં આવ્યુ છે. સ્વતંત્ર દેશ તરીકે પાકિસ્તાનનો ૧૪મી ઑગષ્ટ—૧૯૪૭ના રોજ ઉદય થયો હતો; તો ઈઝરાયેલનો ૧૪મી મે—૧૯૪૮ના રોજ ઉદય થયો હતો.

ભારતે પોતાની ધરતી પર આસ્તત્વમાં આવેલા પાકિસ્તાનનો 'સ્વીકાર' કર્યો છે; તેની સાથે રાજકીય—સાસ્કૃતિક—વ્યાપારી સબંધો બાંધ્યા છે. પણ આરબ ધરતી પર અસ્તિત્વમા આવેલા ઇઝરાયેલનો આરબ દેશોએ સ્વીકાર કર્યો નથી. ઈઝરાયેલ તરફની આરબ દેશોની સત્તાવાર નીતિ છે: ઈઝરાયેલનો "સ્વીકાર નહિ." તેની સાથે "વાટાઘાટો નહિ", તેની સાથે "શાંતિ નહિ". એટલું જ નહિ, આરબ દેશોની એવી પણ નીતિ રહી છે કે—આરબોની મૈત્રી ચાહતા બીજા દેશોએ પણ ઈઝરાયેલનો સ્વીકાર કરવો જોઈએ નહિ; તેની સાથે રાજકીય—વ્યાપારી—સાંસ્કૃતિક સબધો બાંધવા જોઈએ નહિ. કોઈ દેશ એકીસાથે આરબ દેશો અને ઈઝરાયેલ બંને સાથે મૈત્રીસંબંધ રાખી શકે નહિ!

ભારત સરકાર પર આરબ દેશોની આવી નીતિનો પ્રભાવ પડયો છે. આરબ દેશો સાથે તે ભારતના મૈત્રી સંબધો બાંધવા, વિકસાવવાં, દૃઢ કરવા માગે છે. પરંતુ તેમ કરવા માટે તે ઈઝરાયેલ સાથેના મૈત્રીસંબંધથી દૂર ભાગે છે! ઈઝરાયેલને સ્વતંત્ર રાજ્ય તરીકે અસ્તિત્વમાં આવ્યે પૂરાં વીસ વરસ થયાં; છતાં ભારત સરકારે તેની સાથે હજી ય રાજકીય—વ્યાપારી—સાસ્કૃતિક સંબંધો બાધ્યા નથી. વર્તમાન ભારત સરકારનો નજીકના ભવિષ્યમાં તેની સાથે સંબંધો બાંધવાનો કોઈ ઇરાદો પણ દેખાતો નથી.

ભારત સરકારની આ નીતિ ઉચિત યા ન્યાયયુક્ત છે? વાસ્તવિક આ વ્યવહાર છે? રાષ્ટ્રના પોતાના હિતમાં છે? વિશ્વશાંતિ માટે ઉપકારક છે?......આ પ્રશ્નો વિચારણીય છે.

પ્રથમ ન્યાય—નીતિ—ઔચિત્યની દૃષ્ટિએ આ મુદ્દો તપાસીએ.

ભારત સરકાર આંતરરાષ્ટ્રીય સંબંધોના સંદર્ભમાં ન્યાય, નીતિ, સચ્ચાઈ, શાંતિમય સહઅસ્તિત્વ, સર્વદેશો સાથે મિત્રતા, અ-વૈર આદિ ઉચ્ચ આદર્શો અંગે સતત દાવો કરતી રહે છે. એવા આ આ આદર્શો સાથે ઈઝરાયેલનો અસ્વીકાર સુસંગત છે? ઇઝરાયેલ એક સ્વતંત્ર પ્રગતિ શીલ લોકશાહી દેશ છે. ભારત વિરુદ્ધ એણે કદી શત્રુભાવ પ્રગટ કર્યો નથી. ભારત સાથે મૈત્રીસંબંધ બાધવા—રાજકીય, વ્યાપારી સાંસ્કૃતિક સંબંધો ખીલવવા—તે સતત પ્રયત્નો કર્યા કરે છે. ભારતને પોતાનાથી શક્ય હોય તેવી—તેટલી મદદ કરવા માટે પણ તે તૈયાર છે. પડોશી આરબ દેશો સાથે પણ ઈઝરાયેલ સ્વતંત્ર સાર્વભૌમ સમાન પડોશી દેશને નાતે, તમામ પ્રકારના રાજકીય વ્યાપારી સાંસ્કૃતિક સંબંધો બાંધવા માટે હરઘડી તૈયાર છે, તો પછી—ન્યાય, શાંતમય સહઅસ્તિત્વ, સર્વ સાથે મિત્રતા સમાનતા, પરસ્પર સહકાર વગેરે ઉચ્ચ આદર્શોને વરેલી ભારત સરકાર શા માટે ઈઝરાયેલ સાથે અનેકવિધ સંબંધ બાંધતી નથી?

ભારત સરકાર લોકશાહી, પ્રગતિશીલ તંત્ર, સમાજવાદી સમાજની સ્થાપના વગેરે માટે ખાસ આદર અને અહોભાવ પ્રગટ કરે છે. એ દૃષ્ટિએ જોતાં તો ભારતે ઈઝરાયેલ સાથે ખાસ નિકટના મૈત્રીસંબંધ કેળવવા જોઈએ. લોકશાહી અને સમાજ

વાદી પદ્ધતિનો જેવો સુભગ સમન્વય ઇઝરાયેલમાં જોવા મળે છે. આખા એશિયામાં ભારત અને જાપાનને બાદ કરતાં એક ઇઝરાયેલમાં જ અત્યારે મુક્ત લોકશાહીનું જાતે નિરીક્ષણ કર્યા પછી શ્રી. જયપ્રકાશ નારાયણ જેવા નેતાએ પણ કહેલું કે, મહાત્મા ગાંધી કલ્પેલો 'સર્વોદય સમાજ' ભારતમાં નહિ પણ ઇઝરાયેલમાં અસ્તિત્વમા આવ્યો છે. આવા લોકશાહી દેશને, લોકશાહી તેમજ સમાજવાદી સમાજ-રચનાની પુરસ્કર્તા ભારત સરકાર અવગણ્યા કરે તે ઉચિત છે?

બીજી બાજુ, લોકશાહી ભારત સરકાર વિવિધ પ્રકારના તાનાશાહો દ્વારા શાસિત આરબ રાજ્યો સાથે નિકટનો મૈત્ર-સંબંધ નિભાવે છે! ઇજિપ્ત, અલ્જિરિયા, સુદાન, ઇરાક યેમેનમાં લશ્કરી સર-મુખત્યારશાહી તંત્રો છે; મોરોક્કો, સાઉદી અરેબિયા, કુવૈત, મસ્કતમાં નિરંકુશ-મધ્યયુગીન-ધર્મ ઝનૂની રાજાશાહીનો દોરદમામ ચાલે છે; સીરિયા, એડનમાં એકપક્ષની એકહથ્થુ યુધ્ધખોર સરકારો છે. છતાં ભારતને આ તમામ દેશો સાથે મૈત્રીસંબંધો બાંધવામાં કદી કશો જ સંકોચ થયો નથી!...ત્યારે ઇઝરાયેલ સાથે મૈત્રીસંબંધ બાંધવામા શું આડે આવે છે!

વાસ્તવિકતા યા વ્યવહારની દૃષ્ટિએ જોઈએ તો મૈત્રી-પછી એ બે વ્યકિતઓ વચ્ચે હોય કે બે દેશો વચ્ચે હોય પરસ્પરના આદરભાવમાંથી, પરસ્પર સહાય કરવાની વૃત્તિમાંથી પરસ્પરના શત્રુતાના અભાવમાંથી, સમાનભયનો સામનો કરવાની પ્રવૃત્તિમાંથી જન્મે છે. મૈત્રી કદી એકપક્ષી હોતી નથી, હોઈ શકે નહિ. પરંતુ ઇઝરાયેલની ઉપેક્ષા દ્વારા ભારતે પ્રાપ્ત કરેલી ભારત-આરબ મૈત્રી એક પક્ષી જણાય છે. ભારત આરબ મૈત્રી માટે આરબોના રાજ્યની શત્રુ ઇઝરાયેલને પોતાનો શત્રુ ગણી વર્તે છો પણ ભારત સાથે શત્રુતા રાખતા પાકિસ્તાન કે સામ્યવાદી ચીનને પોતાના શત્રુ ગણવા આરબ રાજ્યો તૈયાર નથી. આરબ રાજ્યો ભારત અને પાકિસ્તાન તથા ભારત અને સામ્યવાદી ચીન-બેઉ સાથે એકીવખતે મૈત્રી સંબંધો રાખી શકે, પણ ભારત એકીસાથેઆરબ રાજ્યો અને ઇઝરાયેલ સાથે મૈત્રીસંબંધ રાખી શકે નહિ! ભારત આરબ-ઇઝરાયેલ વચ્ચેની લડાઈમાં ઇઝરાયેલને તુરત જ 'આક્રમણખોર' જાહેર કરે, ઇઝરાયેલને જીતેલા આરબ પ્રદેશો ખાલી કરી જવા કહે; પણ આરબ દેશો ભારત પર આક્રમણ લઈ આવનાર પાકિસ્તાન કે ચીનને 'આક્રમણખોર' કહે નહિ, 'આઝાદ કાશ્મીર' અને લડાખના પાકિસ્તાન તથા ચીને કબજે કરેલા ભારતીય પ્રદેશોને ખાલી કરી જવા અંગે પણ બે.લે નહિ! ઇઝરાયેલમાંથી હકાલપટ્ટી પામેલા ૭ લાખ આરબ નિર્વાસિતોને પોતાને ત્યાં પાછા વસાવવા માટે, તેમને થયેલ નુકશાનનું પૂરતું વળતર આપવા માટે, ભારત સરકાર રાત દિવસ જ્યાં ત્યાં ઇઝરાયેલ વિરૂદ્ધ બૂમરાણ કર્યા કરે; પણ પાકિસ્તાનમાંથી ભારતમાં ધકેલી દેવાયેલા એક કરોડ (જોર્ડન, લેબેનોન, સીરિયા, કુવૈતની કુલ વસ્તી કરતા ય વધારે) બિનમુસ્લીમ (હિન્દુ, બૌધ્ધ, ખ્રિસ્તી) નિર્વાસિતો અંગે કોઈ આરબ દેશનો કોઈ નેતા કદી એક શબ્દ સુદ્ધાં બોલે નહિ! ભારત ઇઝરાયેલના કબજા તળેના સિનાઈ દ્વીપકલ્પને ઇજિપ્તનું અને જોર્ડન નદીના પશ્ચિમ કિનારાના પ્રદેશને (તથા પૂર્વ-જેરુસલેમ શહેરને) જોર્ડન દેશનું અતૂટ અંગ ગણે; પણ આરબ દેશો કાશ્મીરને ભારતનું અતૂટ અંગ માનવા કે કહેવા માટે સદાય ગલ્લા-તલ્લાં જ કર્યા કરો ઇજિપ્ત પરના ઇંગ્લેન્ડ, ફ્રાન્સ, ઇઝરાયેલના આક્રમણનો ભારત અતિ ઉગ્ર વિરોધ કરી, પશ્ચિમના દેશોની ખફગી વહોરી લઇ, આરબ દેશો પ્રત્યેની પોતાની મૈત્રી પુરવાર કરે; જ્યારે ભારત-પાકિસ્તાન વચ્ચે વિગ્રહ થતાં સાઉદી અરેબિયા, સીરિયા જોર્ડન, અલ્જિરિયા જેવા આરબ દેશો (ભારતની વિરૂદ્ધ) પાકિસ્તાનને નૈતિક-ભૌતિક ટેકો આપવા માટે દોડી આવે! ભારત સરકાર ભારતની ધરતી પરથી આરબ દેશો કે ઇસ્લામ વિરુદ્ધ પ્રચાર ન થાય તેની કાળજી રાખે; જ્યારે આરબ દેશોમા પાકિસ્તાનનો ભારત તથા હિંદુઓ વિરોધી જુઠો-તોફાની-ગંદો પ્રચાર વિના રોકટોક ચાલતો રહે. ભારત સરકાર અને ભારત દેશ સામે ખુલ્લી 'જેહાદ' માંડી બેઠેલા શેખ અબ્દુલ્લાને, ખુદ ભારતના પાટનગર દિલ્હીમાં, કેટલાક

આરબ દેશોનાં એલચીખાતાં ભવ્ય સમારંભો યોજી સત્કારતાં રહે છે... આ બધું જોતાં લાગે છે કે, ઈઝરાયેલની અવગણના કરી ભારત સરકાર જે આરબ-મૈત્રી પ્રાપ્ત કરી છે તે એકપક્ષી અને સંદિગ્ધ છે. આવી આરબ-મૈત્રી માટે ભારત સરકાર ઇઝરાયેલની ઉપેક્ષા કર્યા કરે તે આદર્શ કે વ્યવહાર-કોઈ રીતે વાજબી નથી.

ઇઝરાયેલનો સ્વીકાર કરવાથી તેમજ તેની સાથે રાજકીય-વ્યાપારી-સાંસ્કૃતિક સંબંધો બાંધવાથી આરબ દેશો સાથેની આપણી મૈત્રી તૂટી જશે યા આરબ રાજ્યો ભારતના શત્રુ બની જશે, એમ માનવું ઉચિત નથી. આરબ દેશો, પાકિસ્તાન, સામ્યવાદી ચીન અને ભારત સિવાયના દુનિયાના લગભગ બધા જ દેશોએ ઇઝરાયેલને 'માન્યતા' આપી છે. એમાં અમેરિકા, રશિયા, ફ્રાન્સ, બ્રિટનનો પણ સમાવેશ થાય છે. આ દેશો સાથેના આરબ દેશોના અનેકવિધ સંબંધ ચાલુ જ રહ્યા છે. તે સિવાય-ઈથિયોપિયા, યુગાન્ડા, કેનિયા, ટાન્ઝાનિયા, ઘાના, લાયબેરિયા, કોન્ગો, સીયેરાલીઓન, કેમેરનન, આઇવરીકોસ્ટ, નૉર્વે, સ્વીડન, ફિન્લેન્ડ, ડેન્માર્ક, બેલ્જિયમ, નેધરલેન્ડ, સ્પેન, ઈટાલી, ગ્રીસ, ઓસ્ટ્રીયા, નેપાલ, સીલોન, બર્મા, થાઈલેન્ડ, ફિલિપાઇન્સ, ઑસ્ટ્રેલિયા, ન્યુઝીલેન્ડ, કેનેડા, અને લૅટીન અમેરિકાના તમામ-વીસેક-દેશોએ ઇઝરાયેલનો સ્વીકાર કર્યો છે. આ દેશો ઇઝરાયેલ સાથે અનેક પ્રકારનો વ્યાપાર ચલાવે છે. આફ્રિકા અને લેટીન અમેરિકાના દેશો ઉપરાંત સિલોન, બર્મા, નેપાલમાં સેંકડો ઇઝરાયેલીઓ વિવિધ પ્રકારના તજજ્ઞો તરીકે સેવા આપી રહ્યા છે. છતા આ બધા દેશો સાથે આરબ દેશોના સંબંધ પૂર્વવત ચાલુ રહ્યા છે.

તુર્કી, ઈરાન, અફઘાનિસ્તાન જેવા બિનઆરબ મોટા મુસ્લિમ દેશોએ પણ ઇઝરાયેલનો સત્તાવાર સ્વીકાર કર્યો છે. એટલું જ નહિ, ઈરાન અને તુર્કી તો ઇઝરાયેલ સાથે સારો એવો વ્યાપાર પણ ચલાવે છે. તાજેતરની આરબ ઈઝરાયેલી લડાઇ (જૂન-૧૯૬૭) વખતે ઇઝરાયેલના યુરોપીય સાથીદાર-દેશો પર ગુસ્સે ભરાઇ, આરબ દેશોએ તેમને પેટ્રોલિયમ અને તેની પેદાશો વેચવાનું બંધ કર્યું ત્યારે ઇરાને એ યુરોપીય દેશોને પેટ્રોલીયમ વેચી આરબ રાજ્યોના બહિષ્કારને નાકામિયાબ બનાવેલો, ઉપરાંત સારો નફો પ્રાપ્ત કરેલો. તેમ છતાં, આરબ દેશોએ આ મુસ્લિમ દેશો સાથે પૂર્વવત્ સંબંધો જાળવી રાખ્યા છે. તુર્કી, ઈરાની, અફગાન શાસકો કે લોકોને આરબોએ હજી સુધી પોતાના 'શત્રુ' કે 'ઇસ્લામના દુશ્મનો' તરીકે જાહેર કર્યા નથી! જો પરિસ્થિતિ આવી હોય, તો ભારત આરબ દેશો તેમજ ઇઝરાયેલ બેઉની સાથે મૈત્રીસંબંધ શું કામ રાખી શકે નહિ? આ બાબતમાં સિલોન, બર્મા, નેપાલ જેટલી પણ હિંમત કે સૂઝ-સમજ ભારત કેમ દાખવી શકતું નથી?

ઇઝરાયેલ આરબ પ્રદેશ પર અસ્તિત્વમાં આવ્યું છે, તે 'મઝહબી' રાજ્ય છે, તેણે પોતાને ત્યાંથી આરબ લઘુમતિને હાંકી કાઢી છે, તે યુદ્ધખોર છે-આ કારણોને લઇ જો ભારત સરકાર ઇઝરાયેલનો અસ્વીકાર કરતી હોય; તો તેણે પાકિસ્તાનનો અસ્વીકાર કરી (આરબ દેશો ઇઝરાયેલને નષ્ટ કરી દેવા મથે છે તેમ), તેને નષ્ટ કરી દેવાના પ્રયત્ન કરી દેવા જોઇએ; કારણ કે: પાકિસ્તાન ભારતીય પ્રદેશ પર અસ્તિત્વમાં આવ્યુ છે, તે 'મઝહબી' રાજ્ય છે, તેણે પોતાને ત્યાંથી બિનમુસ્લિમ લઘુમતીને હાંકી કાઢી છે, તે યુદ્ધખોર છે!...આમ છતાં, જો ભારત સરકાર દેશ અને દુનિયામાં શાંતિ જાળવી રાખવા માટે પાકિસ્તાનનો-એક હકીકતના રૂપમાં-સ્વીકાર કરતી હોય, તેની સાથે રાજકીય-વ્યાપારી-સાંસ્કૃતિક સંબંધો બાંધતી હોય; તો તેણે ઇઝરાયેલનો પણ સંપૂર્ણ સ્વીકાર કરવો જોઇએ, તેમજ તેની સાથે તમામ પ્રકારના મૈત્રીસંબંધો સ્થાપવા માટે પોતાના મિત્ર એવા આરબ દેશોને સલાહ આપવી જોઇએ.

ઉચ્ચ આદર્શની યા ન્યાય-નીતિની વાત જતી કરીએ, અને માત્ર દેશના હિતનો વિચાર કરીએ, તો પણ ઇઝરાયેલ પ્રતિની ભારત સરકારની વર્તમાન નીતિનો બચાવ થઈ શકે તેમ નથી.

ઇઝરાયેલ પશ્ચિમ એશિયાનો નાનકડો છતાં અત્યંત મહત્વના વ્યૂહાત્મક સ્થાને આવેલો એક શક્તિશાળી દેશ છે. દુનિયાભરના-ખાસ કરીને

અમેરિકાના ધનિક અને પ્રચંડ લાગવગ ધરાવતા યહૂદીઓનું એને પીઠબળ છે. વિજ્ઞાન, યંત્રોદ્યોગ ખેતીવાડી, સૈન્ય અને સંરક્ષણ વ્યવસ્થા-આદિ ક્ષેત્રોમાં એણે થોડાં વર્ષોમાં પણ આશ્ચર્યજનક પ્રગતિ સાધી છે. તુર્કો, આરબોના હજારો વર્ષના વસવાટ યા શાસનકાળ દરમિયાન સૂકા રણ સમા રહેલા, પાંખી વસ્તી ધરાવતા, પછાત પ્રદેશને ઈઝરાયેલીઓએ-સખત પરિશ્રમ કરી, વૈજ્ઞાનિક સાધનોનો ઉપયોગ કરી-બે દાયકામાં જ હરિયાળા બગીચામાં, ગીચ વસ્તીવાળા સુવિકસિત ઔદ્યોગિક દેશમાં ફેરવી નાખ્યો છે. ઈઝરાયેલ આણુવિક શસ્ત્રોને તૈયાર કરવાના છેલ્લા તબક્કા સુધી આવી પહોંચ્યું છે. એણે પોતાના કરતાં પાંત્રીસ ગણી વસ્તી ધરાવતા અને ત્રણસો પચાસ ગણો પ્રદેશ ધરાવતા આરબ દેશોને વીસ વરસમાં ત્રણ ત્રણ વાર સખત પરાજય આપ્યો છે. યંત્રો, રસાયણિક ખાતરો, તમામ પ્રકારનું કાપડ, શરાબ, ફળોની તે યુરોપમાં ધૂમ નિકાસ કરે છે. ઇઝરાયેલના સેંકડો ઇજનેરો ડૉક્ટરો, વૈજ્ઞાનિકો, અધ્યાપકો, ખેતીવાડી વિશારદો, લશ્કરીતજજ્ઞો એશિયા, આફ્રિકા અને લેટિન અમેરિકાના કુટીબંધ દેશોમાં પોતાની સેવાઓ આપી રહ્યા છે. આ ઇઝરાયેલીઓ પાસેથી ભારત સૈન્ય-સંરક્ષણ-વ્યવસ્થાની બાબતમાં, રણવિસ્તારોને ખેતી નીચે લાવવાની યોજનાઓમાં, સૂકા પ્રદેશોમાં અતિ ઉપયોગી થઈ પડે તેવી નહેરો ટૂંકા મુદતમાં તૈયાર કરવા અંગે, અદ્યતન શસ્ત્રો-યંત્રો બનાવતા ઉદ્યોગોની સ્થાપનામાં, ખાસ કરીને અણુશક્તિના સર્વતોમુખી વિકાસની પ્રવૃત્તિમાં ઘણું શીખી શકે તેમ છે. ઇઝરાયેલીઓ એ દિશામાં ભારતને શક્ય એટલી મદદ કરવા તૈયાર છે. પણ કમનસીબે ભારત એનો લાભ લઈ શકયુ નથી.

શક્તિશાળી ઈઝરાયેલ પરોક્ષ રૂપમાં ભારતની સંરક્ષણ યોજનામાં પણ સહાયરૂપ નીવડી શકે તેમ છે. જો તે શક્તિશાળી હોય, તો આરબરાજ્યો એનાથી ડરતાં રહે. અને પોતાના રક્ષણની ચિંતામાં સદાય એની આસપાસ વીંટળાયેલાં રહે. એવી પરિસ્થિતિમાં તેઓ ભારત-પાકિસ્તાન વચ્ચેની કોઈ લડાઈમાં [આવી લડાઈ ભવિષ્યમાં પણ શક્ય છે.], એમના 'ઇસ્લામી બંધુ' પાકિસ્તાનની મદદે, ભારતના શત્રુપક્ષે, આવી શકે નહી. જો ઈઝરાયેલ ન હોત, તો ભારત-પાકિસ્તાનની લડાઈ વખતે મોટાભાગના આરબ રાજ્યો પાકિસ્તાનની પડખે આવી ઊભાં રહ્યાં હોત; અને તો ભારત માટે બહુ વિષમ-વિકટ સ્થિતી સર્જાઈ હોત. આ કેવળ કલ્પના નથી, વાસ્તવીક શકયતા છે. ભારતે આરબ રાજ્યોમાં 'પાન ઇસ્લામીઝમ'નું જે પ્રત્યક્ષ તેમજ પ્રચ્છન્ન જોર છે તેનું મહત્ત્વ જરાય ઓછું આંકવું જોઈએ નહીં. ખુદ પ્રમુખ નાસર જેવા, 'પ્રગતિશીલ' અને 'ધર્મનિરપેક્ષતા' તરફ ઢળતે ગણાતા, આરબ રાજકારણીની આત્મકથા વાંચતાં જણાય છે કે, એ પોતે સાઉદી અરેબીયન કે પાકિસ્તાની નેતાઓ કરતાં જરાય ઓછી ધર્મઝનૂની વ્યક્તિ નથી.

આરબ મુલકોની પરિસ્થિતિ જ એવી છે, વૃત્તી યા વિવેકને લઈ 'ધર્મનિરપેક્ષ-પ્રગતિશીલ હોવાનો દાવો કરનાર આરબ રાજપુરૂષને પણ, રાજનીતિની આવશ્યતા અનુસાર, પાક (એટલે ઝનૂની !) મુસ્લિમ થવુ પડે છે, ઈસ્લામના સંરક્ષક અને પ્રચારક તરીકે બહાર પડવું પડે છે, અન્ય મુસ્લિમ દેશોની મદદે દોડવા યા દોડવાનો દેખાવ કરવા હમેશ તૈયાર રહેવું પડે છે. આવી સ્થિતિમા આરબ રાજ્યોની વચ્ચે જો ઇઝરાયેલ એક મજબુત સત્તા હોય અને ભારત સાથે તે નિકટના મૈત્રી સબંધો ધરાવતું હોય, તો પાકિસ્તાન સાથેની લડાઈમા તે ભારતને પરોક્ષ રૂપમાં અચૂક મદદ રૂપ નીવડી શકે આ વસ્તુ શક્ય છે. સામ્યવાદી ચીનના ભારત પરના આક્રમણ વખતે જ્યારે ભારતના પરમ મિત્ર ગણાતા પ્રમુખ નાસર પણ તટસ્થતાનો અંચળો ઓઢી મૂંગા બેઠા હતા ત્યારે ઇઝરાયેલે ચીનને 'આક્રમણખોર' તરીકે ખુલ્લે આમ વખોડી કાઢ્યું હતું. ભારત પરના પાકિસ્તાની આક્રમણ વખતે પણ ઇઝરાયેલ-સાઉદી અરેબીયા, એલ્જિરિયા, સીરિયા, જોર્ડનની જેમ-પાકિસ્તાનને નૈતિક તેમજ ભૌતિક ટેકો આપવા માટે દોડી આવ્યું ન હતું !

ભારતે આ બધી ઉપરાંત બીજી ઘણી નવી હકીકતો પર ગંભીરતાથી વિચાર કરવો જોઈએ : જોર્ડનના શાહનો એક પાકિસ્તાની ઓરત સાથે

વિવાદ થયો છે. (એમનું લગ્ન ચાલુ માસમાં થવાનું છે.) સાઉદી અરેબીયાની સરકારે એના સૈન્યની કવાયત માટે પાકિસ્તાની લશ્કરી નિષ્ણાતોની નિમણુક કરી છે. કુવૈત, દક્ષિણ યેમેન (એડન', જોર્ડન અને સાઉદી અરેબીયામાં પાકિસ્તાની રાજપુરુષો સૈન્ય વિશારદો, ડોક્ટરો, ઇજનેરો, અધ્યાપકો, ધર્મ પ્રચારકો, વહેપારીઓની અવરજવર અસાધારણ પ્રમાણમાં વધી છે. ઇઝરાયેલનો સંપૂર્ણ નાશ કરવાની તેમજ યહુદીઓને સમૂળગા સાફ કરવાની આરબ યોજનાને ધર્મઝનૂની તથા 'પાનઇસ્લામીઝમનું' પુરસ્કર્તા પાકિસ્તાન જેવા-જેટલો ટેકો આપી શકે છે, તેવો-તેટલો ટેકો ધર્મનિરપેક્ષ ' ઉપરાંત અહિંસક ભારત આપી શકતું નથી; એ વસ્તુ આરબ દેશો સ્પષ્ટ જોઈ શકયા છે. એટલે સ્વાભાવિક રીતે જ તેઓ ભારત કરતાં પાકિસ્તાન તરફ વધુ ઢળવા લાગ્યા છે. ખુદ સોવિયેટ સંઘ અને અમેરિકા પણ પોતપોતાના કારણસર રશિયન સરહદે એક વિશાળ 'ઇસ્લામિક સંઘ' રચાય (અને તેની આગેવાની પાકિસ્તાન લે) તેમાં રસ લેવા લાગ્યા છે. આ બધું જોતાં ભારત સરકારે આરબ દેશોની મૈત્રી પર (અગાઉ સામ્યવાદી ચીન અને સોવિયેટ રશિયાની મૈત્રી પર મૂકયો હતો તેવો) આવડો વિશ્વાસ મૂકતાં પૂરેપૂરો વિચાર કરવો જોઇએ.

શક્તિશાળી ઇઝરાયેલ સુએઝની નહેરને, સર્વ દેશો માટેના ખુલ્લા, 'આંતર રાષ્ટ્રીય જળમાર્ગ' તરીકે જાળવી રાખવામાં પણ અસરકારક નીવડી શકે તેમ છે. અને આ વસ્તુ, સૂએઝ નહેર મારફતે યુરોપ સાથે બહોળો વહેપાર ચલાવતા ભારત માટે અત્યંત મહત્ત્વની છે. ભારતનો યુરોપ-પૂર્વ અમેરિકા સાથેનો ઘણો વ્યાપાર સૂએઝ-નહેરને માર્ગે ચાલે છે. અત્યારે સૂએઝ નહેર ઈજિપ્તની સુવાંગ માલિકીની 'ખાનગી' મિલકત છે. ઈજિપ્ત પોતે ઇચ્છે તે જ દેશનાં જલયાનો એમાં જઈ શકે છે. ઇજિપ્ત પોતાના શત્રુ એવા ઈઝરાયેલનાં વહાણોને સૂએઝ નહેરમાં થઈ પસાર થવા દેતું નથી. એટલે તો ઈઝરાયેલ માટે સૂએઝ નહેર વીસ વરસથી બીલકુલ બંધ છે. તેથી, રાતા સમુદ્રમાંના અકાબાના અખાત પર આવેલાં પોતાના ઈલાત બંદરે થઈ પૂર્વ આફ્રિકા તથા દક્ષિણ અને અગ્નિ એશિયાના દેશો સાથે વ્યાપાર ચલાવે છે. યુરોપ અને અમેરિકાના દેશો સાથેનો ઇઝરાયેલ વ્યાપાર ભૂમધ્ય સમુદ્રના કિનારા પરના તેનાં બંદરો મારફતે ચાલે છે. આમ, સૂએઝનહેરનો વિકલ્પ એણે શોધી કાઢયો છે. એટલે જ ઈઝરાયેલના વહાણોને સૂએઝ નહેરમાંથી પસાર ન થવા દઇ, એનાં વ્યાપાર-વણજને ગૂંગળાવી માર તો ઇજિપ્તનો પ્રયાસ નિષ્ફળ ગયો છે. અને એટલે તો છંછેડાયેલાં ઇજિપ્તે અકાબાના અખાતની નાકાબંધી કરી (એ અખાત આરબ રાજ્યોની માલિકીનો છે, એમાં થઇ ઈઝરાયેલનાં વહાણોને પસાર થવાનો અધિકાર નથી-એવો ઝઘડો ઊભો કરી ત્રીજા આરબ-ઈઝરાયેલી વિગ્રહનું જૂન ૧૯૬૭માં મંડાણ કરેલું. ઇઝરાયેલે પોતાની એક જીવનદોરી સમા અકાબાના અખાતને યુધ્ધ કરીને પણ પોતાના વહાણો માટે ખુલ્લો કરેલો. ઈઝરાયેલ, તેથી તો આરબ દેશો સાથેના ઝઘડાના કાયમી ઉકેલ માટે જે શરતો મૂકે છે તેમાં ઇઝરાયેલના સ્વતંત્ર સાર્વભૌમ રાજ્ય તરીકેના સ્વીકાર ઉપરાં સૂએઝનહેર તથા અકાબાના અખાતમાં થઇ મુકત રીતે પસાર થવાના ઇઝરાયેલી વહાણોના અધિકારને અચૂક સામેલ કરેછે

ભારત સૂએઝનહેર અને અકાબાના અખાતની માલિકીની બાબતમાં ઇજિપ્તને ટેકો આપી ભવિષ્ય માટે એક મોટું જોખમ ઊભું કરી રહ્યું છે. ભારત સરકારે સમજી લેવું જોઇએ કે, કોઇ દેશો કાયમના મિત્રો કે શત્રુઓ રહેતા નથી (ભારતનું ગાઢ મિત્ર એવું સામ્યવાદી ચીન અને સુકર્ણનું ઇન્ડોનેશિયા એક દાયકામાં જ ભારતના કટ્ટર શત્રુ બની ગયાં. એક વેળાની અકલ્પ્ય વસ્તુ જ વર્ષોમાં નક્કર હકીકત બનીને ઊભી રહી!) આજનું મિત્ર ઇજિપ્ત ગમે તે કારણે, ભવિષ્યમાં જો ભારતનું દુશ્મન બને, તો તે સૂએઝનહેરમાં થઇ ભારતના વહાણોને પસાર ન થવા દે. પરિણામે ભારતનો યુરોપ સાથેનો સઘળો વ્યાપાર આફ્રિકા ખંડની પરિક્રમા કરી ચલાવવો પડે તેથી સમયનો અને નાણાનો ભારે દુર્વ્યય થાય અને તેની માઠી અસર ભારતના વ્યાપાર તથા અર્થતંત્ર પર પડયા વિના રહે નહિ. આવી સ્થિતિમાં

# બેરોજગારીની સમસ્યા

હસમુખ પટેલ

## પરિશિષ્ઠ—૧

| યોજના | બેરોજગારોનો પાછલો વધારો | નવાગંતુકો | વધારાની રોજગારી | (લાખમાં) બેરોજગારી |
|---|---|---|---|---|
| પ્રથમ | ૩૩ | ૯૦ | ૭૦ | ૫૩ |
| દ્વિતીય | ૫૩ | ૧૧૮ | ૧૦૦ | ૭૧ |
| તૃતીય | ૭૧ | ૧૭૦ | ૧૪૫ | ૯૬ |
| ચતુર્થ | ૧૩૬ * | ૨૭૩ | ૧૮૦ | ૨૨૯ |

* છેલ્લાં બે વર્ષનાં બેરોજગારોનો પાછલો વધારો (૪૦ લાખ) આ આંકડાંમાં સમાવી લેવાયા છે.

ભારતને મૂંઝવતો પ્રશ્ન છેઃ વસ્તી અંગેનો. આ પ્રશ્નની ઉપપેદાશ છે, બેરોજગારીની સમસ્યા. આપણા આયોજનની ગંભીર નિષ્ફળતા એ છે કે દરેક યોજના પછી બેરોજગારોની સંખ્યા વધતી ચાલી છે. આપણા આયોજન-કામમાં Secular કહે છે તેવો Upward Trend બેરોજગારીમાં દેખાય છે.

પ્રથમ યોજનાની શરૂઆતમાં બેકારીનો પાછલો વધારો ૩૩ લાખ હતો, તે ત્રીજી યોજનાને અંતે ૯૬ લાખ જેટલો થયો હતો. ચોથી યોજનાને અંતે બેરોજગારોની કુલ સંખ્યા ૨૨૯ લાખ થશે એવો અંદાજ છે. છેલ્લામાં છેલ્લો અંદાજ તો ૨૭૩ લાખ બેરોજગારોનો આંકડો મૂકે છે, પરિશિષ્ઠ ૧ માં દર્શાવેલા આંકડા આ સમસ્યાની ગંભીરતા દર્શાવવા પૂરતા છે. આ વિષમતાનું કારણ મૂડીરોકાણ અને રોજગારીના પ્રમાણમાં થએલો ઘટાડો છે. પહેલી બે યોજનામાં રૂા. ૧૦,૧૯૧ કરોડના મૂડીરોકાણ સામે ૧૭૦ લાખ રોજગારીની તકો ઊભી કરી શકાઈ હતી. જેમાંની ૧૨૦ લાખ તકો બિનખેતી ક્ષેત્રે ઊભી કરાઇ હતી. પણ ત્રીજી યોજનાના રૂા. ૧૦,૪૦૦૦ કરોડના મૂડીરોકાણ છતાં ૧૪૫ લાખ નવી તકો ઊભી થઈ શકી હતી. આમાંની ૧૦૫ લાખ બિનખેતી ક્ષેત્રે અને ૪૦ લાખ ખેતીક્ષેત્રે હતી.

મૂડીપ્રધાન આધુનિતમ ઉદ્યોગોમાં મૂડીરોકાણના પરિણામે આવી સ્થિતિ પેદા થઈ છે. એ પણ આ સમસ્યાના સંદર્ભમાં વિચારણીય મુદ્દો છે. આપણા ઉત્પાદનની ગુણવત્તા સુધારવા માટે શકય તેટલી આયાતી ચીજવસ્તુઓ, મશીનરી, સેવાઓ અને સામગ્રી વાપરવા તરફની આંધળી દોટને કારણે પણ વિકલ્પી જોગવાઇઓ પ્રત્યે આપણે બેધ્યાન બન્યા હતા એ પણ આ સમસ્યાનું કારણ ગણી શકાય.

આપણા પ્રણાલીગત ઉદ્યોગો શણ અને કાપડ –પણ હવે નવિતીકરણ (રેશનલાઇઝેશન)ની પ્રક્રિયા તરફ વેગપૂર્વક આગળ વધી રહ્યા છે. પરિણામે ઉત્પાદન વધતું હોવા છતાં, આ ઉદ્યોગોમાં રોજ-ગારી સ્થિર રહી છે અથવા ઘટી છે. ત્રીજી યોજના દરમ્યાન મોજશોખની અને આરામદાયક ચીજ વસ્તુઓના ઉદ્યોગોમાં થએલા નોંધપાત્ર મૂડીરોકા-ણને કારણે પણ રોજગારીમાં ખાસ વધારો થયો નથી. વાહનવ્યવહાર ક્ષેત્રે થએલા ટેકનોલોજીકલ

પરિવર્તનોના પરીણામે ત્યાં પણ આ જ વલણ પ્રસ્ફુટ થાય છે. આપણા આયોજકોએ મૂડીરોકાણ અને રોજગારીની તકોનું પ્રમાણ નક્કી કરવાને બદલે રોજગારીની નવી તકોને મૂડીરોકાણની ઉપ-પેદાશ તરીકે ગણી કાઢવાના પરિણામે આમ બન્યું છે. રોજગારીના કાર્યક્રમો જે વિગતપૂર્ણ દુરદેશી આયોજન માગે છે તે તરફ આયોજકોએ ખાસ લક્ષ્ય આપ્યું નથી, એ એક કમનસીબ ભૂલ ગણાવી જોઈએ.

આયોજન કાળના આ વલણને તાજેતરના મંદી તરફના ઝોકને કારણે ટેકો મળ્યો છે અને અર્થતંત્રમાં રોજગારીની સ્થિતી હતી તે કરતાં વધુ કફોડી બની છે. ગંભીર આર્થિક કટોકટીમાં પરિણમી શકે તેવી શકયતાઓ આપણે જોઈ રહ્યા છે ત્યારે ટૂંકા ગાળાના ઉપાયો કરતાં વધુ દૂર દેશી ઉપાયો અપનાવવા પડશે એ વસ્તુ ધ્યાન બહાર ન જવી જોઈએ. 'પ્લાનીંગ હોલીડે'ના નામે વિકાસ-ની ગતિ અને ઉત્સાહને છેલ્લાં ત્રણ વર્ષમા ધીમાં પાડી દેવામાં આવ્યાં છે તે આ સ્થગિતતા (Stagnation) માટે જવાબદાર છે જેને પરિણામે બેરોજગારીની એક મોટી ફોજ ખડી થઈ ગઇ છે.

નેશનલ એમ્પલોયમેન્ટ સર્વીસના સર્વે આ ક્ષેત્રની આંકડાશાસ્ત્રીય માહિતી આપતા મહત્વના સાધનરૂપ છે. ડાયરેકટોરેટ જનરલ ઓફ એમ્પલોય-મેન્ટ એન્ડ ટ્રેઈનીંગ તરફથી બહાર પડતા અહેવાલો દ્વારા પણ રોજગારીનાં વલણો જાણી શકાય છે. જો કે, તે સમગ્ર અર્થતંત્રને આવરી લેતી માહિતી આપતાં નથી દા. ત. બાંધકામ, ખેતી વગેરેની માહિતી ડાયરેકટોરેટ દ્વારા મળતી નથી. આ અભ્યાસો દર્શાવે છે કે, (Organised) વ્યવસ્થિત ક્ષેત્રમાં ત્રીજી યોજના દરમ્યાન રોજગારી ૧૨૦.૯ લાખથી વધીને ૧૫૪.૬ લાખ થઇ હતી. બીજા શબ્દોમાં, ૨૭.૯ ટકા જેટલો વધારો પ્રાપ્ત થયો હતો. સરેરાશ રોજગારી વૃદ્ધિદર પ્રતિવર્ષ ૫.૬ ટકા જેટલો હતો. રોજગારીનો આ વધારો ખાનગી ક્ષેત્ર કરતાં જાહેર ક્ષેત્રમાં વધુ નોંધપાત્ર હતો. જાહેર ક્ષેત્રે સરેરાશ રોજગારી વૃદ્ધિદર ૬.૬ ટકા અને ખાનગી ક્ષેત્રે ૪.૨ ટકા જેટલો હતો. જો કે આ બંને ક્ષેત્રોમાં છેલ્લાં ત્રણ વર્ષ દરમ્યાન વૃદ્ધિ-દરમા ઘટાડો નોંધાયો છે. ખાનગી ક્ષેત્રે ૧૯૬૪માં ૫.૯ ટકા, ૧૯૬૫માં ૪.૫ ટકા હતો તે ઘટીને વૃદ્ધિદર ૧૯૬૬માં માત્ર ૧ ટકા જેટલો થયો હતો.

મજૂર અને રોજગારી ખાતાના છેલ્લા અહેવાલ (૧૯૬૮) મુજબ ૧૯૬૬–૬૭નો વૃદ્ધિદર જાહેર ક્ષેત્રે ૨.૭ ટકા જેટલો જ હતો. જ્યારે ખાનગી ક્ષેત્રે આશરે ૩.૦ ટકા જેટલો ઘટાડો નોંધાયો હતો.

નેશનલ એમ્પલોયમેન્ટ સર્વીસના પૃથક્કરણ મુજબ ૧૯૬૧ અને ૧૯૬૬ વચ્ચે ઉદ્યોગોમાં રોજગારીનો વધારો ૨૧.૨ ટકા જેટલો હતો. આ વૃદ્ધિનું મહત્વનું પાસું એ હતું કે, જાહેર ક્ષેત્રમાં ઔદ્યોગીક ક્ષેત્રે ૫૮.૩ ટકા વૃદ્ધિ દર હતો જ્યારે ખાનગી ક્ષેત્રે માત્ર ૧૩.૯ ટકા જેટલો જ હતો. ખાણ ઉદ્યોગને બાદ કરતાં તમામ ઉદ્યોગોમાં રોજ ગારીમાં ૨.૯ ટકા જેટલો ઘટાડો નોંધાયો હતો.

ત્રીજી યોજનાને સમગ્રપણે લઇએ તો, રોજગારી સમગ્ર ભારતનો વૃદ્ધીનો દર ૨૭.૯ ટકા છે તે કરતાં કેટલાંક રાજ્યોમાં ઘણા પ્રગતિશીલ દર નોંધાયા છેઃ— પંજાબમાં ૪૭.૭ ટકા, મહારાષ્ટ્ર ૪૦.૧ ટકા કેરાલા ૩૫.૯ ટકા કેટલાક રાજ્યોમાં અખીલ ભારતીય સરેરાશ દર કરતાં બિહારમાં ૧૨.૩ ટકા, ઓરિસ્સા ૧૪.૭ ટકા, ગુજરાત ૧૬.૭ ટકા, રાજ-સ્થાન ૧૮.૬ ટકા, મધ્યપ્રદેશ ૧૯ ટકા મદ્રાસ ૧૯.૬ ટકા, આંધ્રપ્રદેશ ૨૫.૩ અને ઉત્તર પ્રદેશ ૨૫.૯ ટકા હતો આસામમાં રોજગારીની સ્થિતી 'જૈસે થે' જેવી હતી

૧૯૬૬–૬૭ રોજગારીના વૃદ્ધિદરના ઘટાડાની અસર જુદાં જુદાં રાજ્યો પર અસમાન રીતે વહેં-ચાઇ ગએલી જોવામાં આવે છે. કેટલાક વધુ પછાત રાજ્યો કેરાલા, બિહાર, આંધ્રપ્રદેશ અને આસામ મુશ્કેલીમાં મૂકાયાં હતાં. જ્યારે મહારાષ્ટ્ર અને ગુજ-રાતે એજ વૃદ્ધિદર જાળવી રાખ્યો હતો. પશ્ચિમ બંગાળની રોજગારી અખિલ ભારતીય ટકાવારી કરતાં ઓછી હતી. જ્યારે મદ્રાસ, માયસોર ઓરિ-સ્સા અને રાજસ્થાન અખિલ સરેરાશને આંબી શકાયાં હતાં

બેરોજગારના પ્રશ્નની કટોકટી શિક્ષિત બેરોજ-

ગારના પાસાંની વધતી ગંભીરતામા પણ વસે છે. આનો નિર્દેશ એમ્પલોયમેન્ટ એક્ષચેન્જના આંકડા દ્વારા મળે છે આ આંકડા મુજબ ૧૯૬૧ ના માર્ચ માસમા ૧૫.૬ લાખ નોંધાવા હતા, તે વધીને ડિસેમ્બર ૧૯૬૭માં ૨૭૪ લાખ થયા હતા. બીજી મહત્ત્વની ઘટના એ છે કે, રોજગારી શોધતા શિક્ષિતોની સંખ્યા ૧૯૬૩થી વધવા મ ડી હતી જ્યારે રોજગારીની તકોની નોધણીમાં ઘટાડો થવા લાગ્યો હતો.

એન્જિનીયર્સ અને ટેકનોલોજીસ્ટસ ની બાબતમાં પરિસ્થિતિ છેલ્લા વર્ષોમાં અત્યત સ્ફોટક બની છે. ગંભીર બીના તો એ છે કે, આવા કેટલા બેરોજગારો છે તે અ ગે કશી આધારભૂત માહિતી મળી નથી એમ્પલોયમેન્ટ એક્ષચેન્જના આંકડા ભાગ્યેજ આ સમસ્યાનો ૧૦ ટકા નિર્દેશન કરે છે. એક સીનિયર રોજગારી સલાહકારની માન્યતા મુજબ બેરોજગાર એન્જિનિયરોનો આંકડો ૨૦ થી ૪૦ હજારની વચ્ચે ક્યાંક હોવાની સાભાવના છે.

ઊંડા મૂળ નાખી વિસ્તરેલી આ સમસ્યાનાં સૌ પાસાં સમજવાને બદલે આયોજકો આ સમસ્યાની વિચિત્ર રજુઆત કરીને પ્રશ્નને સાવ હાસ્યાસ્પદ સ્થિતિમાં લાવી મૂકે છે. આયોજન પંચના એપ્રોચ ટુ ફોર્થ પ્લાન નામના દસ્તાવેજમાં બેરોજગારોની સમસ્યાના હલ માટે કશા ઉપાયો સૂચવાયા નથી યોજનાનું કુલ ખર્ચ ૩૨૨૦૦૦ કરોડ જેટલું હશે. મોટા ભાગના ખર્ચ ચાલુ યોજનાઓ માટે જ થશે. આ રીતે આ મૂડીરોકાણ રોજગારીની નવી તકો ઊભી કરવામા કોઇ રીતે ઉપયોગી નીવડશે નહિ.

સ્વયંનિર્ભરતાના ખ્યાલને કારણે આયોજન પંચ મૂડીપ્રધાન પ્રોજેક્ટમાં કોઇ પણ પ્રકારનો કાપ સ્વીકારવા તૈયાર નથી. રોજગારી અંગેની રાષ્ટ્રિયનીતિ અંગે આ દસ્તાવેજમાં કશો જ નોધપાત્ર ઉલ્લેખ નથી. આ 'એપ્રોચ' સ્થિરતા સાથેના વિકાસ સિવાયની કશી વાત રજૂ કરતો નથી. આ જાતનું વલણ હાલ રોજગારીમા જે લોકો છે તેમની આવકોને સંરક્ષણ આપવા ઉપરાંત કશું કરશે નહિ પ્રચ્છન્ન બેરોજગારો (Disguised Unemployed persons) કે Underemployed વિશે–જેમની સંખ્યા આશરે ૧૭૦ લાખથી ૨૦૦ લાખ જેટલી છે–આ દસ્તાવેજ મૌન સેવે છે.

રોજગારીના ગંભીર પ્રશ્નનાં કેટલાક અગત્યનાં પાસાં વિશે આપણે ચર્ચા કરી છે. સમગ્ર રોજગારી કુટુંબનિયોજન, અમુક ક્ષેત્રમાં વિદ્યાર્થીઓના પ્રવેશ પર અંકુશ જેવા ઉપાયો સિવાયના કશાય ચોક્કસ ઉપાયો આયોજકો દર્શાવી શક્યા નથી. છેલ્લાં સત્તર વર્ષના અનુભવથી ભારપૂર્વક કહી શકાય એમ છે કે, બેરોજગારીના પ્રશ્નનો ઉકેલ મૂડીરોકાણોના દરમાં વ્યવસ્થિત વધારો કરીને અર્થતંત્રનો સમતોલ વિકાસ કરવામાં જ રહેલો છે. એ માટે 'સાહસિક આયોજન'ની જરૂર છે. આયોજન પંચે જે દસ્તાવેજ રજુ કર્યો છે તે 'માલ્થી વૃત્તિ' ના પ્રતીક જેવો છે, એનાથી કશો દહાડો વળવાનો નથી. હિંમતભર્યા આયોજન દ્વારા આપણા વણવપરાએલાં સાધનોનો મોટા પાયા પર ઉપયોગ કરવો જોઇએ. આ માટે આપણી ઔદ્યોગિક નીતિમાં પણ પરિવર્તન લાવવું પડશે. એ માટે મૂડીરોકાણના કાર્યક્રમોમાં વિકેન્દ્રીકરણનો અમલ કરવો પડશે અને પુરતી તાલીમ સગવડોનો વિકાસ કરવો પડશે.

જો આયોજન પંચ હજુ પણ સમસ્યાનાં મૂળ સુધી જઇ વિચાર નહિ કરે તો, બેરોજગારોની સેના આપણી સામે પ્રશ્ન પૂછયા કરશે - અમારા પ્રશ્નોનો ઉકેલ આજે નહિ લાવો તો ક્યારે લાવશો? *

* (શ્રીકમલા સુરિના લેખના આધારે)

# આંધી

ઉપેન ભટ્ટાચાર્ય

ઉકળાટભરી બપોરનો સમય...... આકાશ જરાપણ ઘેરાયેલું નહોતું...... તે છતાં ઉકળાટ બર્યા તે શબ્દોથી લાગ્યું કે આ કદાચ આંધીનું જ સ્વરૂપ હશે......

એ ભરપર તીખાશથી મને કહેતો હતો.

"તને આટલો નીચ, વિશ્વાસઘાતી નહોતો ધાર્યો......"

સ્વસ્થ થઈ ને હું તેને કંઇ પૂછું એ પહેલાં જ તેણે ઝભ્ભાના ગજવામાંથી એક લાંબું કવર કાઢયું અને મારા મોં પર ફેંકીને પછી લથડતા પગલે બહાર નીકળી ગયો......ત્યાર પછી ફરી કદી એ ન આવ્યો.

— અને એ કવર મારી પાસે છે. હા. માત્ર કવર જ; બીજું કંઇ કહેતાં કંઇ જ નહીં......! સમય અને સંજોગોએ મને સાવ અટુલો બનાવી દીધો. હવે મને ખાતરી થઇ છે કે જીવનની વ્યાખ્યા કરવી હોય તો ઘણી સહેલી છે, : પરાયા જોડે પરિચય, પરિચિતો સાથે ગાઢ સ્નેહ, અને પછી...... વિચ્છેદ. પહેલાં બંધન અને પછી વિયોગ ......બસ.

— એ સમયે હું અને નમન અમદાવાદમાં હતા. જે કોલેજમાં હું લેકચરર હતો, ત્યાં જ આલોક પણ પ્રોફેસર હતો, અને નમન કોઇ એક અખબારમાં સબ-એડીટર હતો. સ્વભાવે પણ કવિ કરતાં વાર્તાનવેશ વધારે હતો.-હજી પણ છે. લોકો તેના માટે કહેતાં : 'નમનની ભાષા વેદનાસભર હોય છે. કલમને કદાચ લોહી અને આંસુમાં ભીંજવીને લખતો હશે ! '

— આનું સાચું કારણ હું જાણું છું. નમનને બચપણથી જ માતાની મમતા અને પિતાના વાત્સલ્યનો અભાવ રહ્યા કર્યો છે. એનો ઉછેર લગભગ બીજાઓ દ્વારા જ થતો રહ્યો. સગાંઓની અનુકંપા પર તેનું પાલન થયું-નસીબની આ પ્રતારણાંએ અને સ્વજનોની હૃદય શૂન્યતાએ તેને સર્જક બનાવી દીધો-પોતાના દર્દને શબ્દમાં બાંધીને પ્રગટાવનાર સર્જક......!

આલોકના મકાનનું એક ઓરડી જેવું આઉટ-હાઉસ નમનનું રહેઠાણ હતું. દોઢસોના પગારમાંથી પચ્ચીશ રૂપીયા એ ઓરડીનાભાડા પેટે જતા રહેતા, બાકી રહેલો પગાર હોટલ અને મિત્રો વચ્ચે વપરાઇ જતો. ધીરે ધીરે સામાન્ય ભાડુઆતમાંથી પરિચિત મિત્ર અને તેમાંથી આગળ વધીને નમનનું સ્થાન, આલોકની ગૃહસ્થીના એક અભિન્ન અંગ જેવું બની ગયું. આલોકની પત્નીને નમન પૂરવીભાભી કહેતો. અને ભાભીની હયાતીમાં હવે નમન હોટલમાં જમે એ કેમ સહેવાય ! આલોક અને પૂરવીની સાથોસાથ નમન માટે પણ હવે રસોઈ બનવા લાગી.

પૂરવીભાભી સ્ત્રી તરીકે બેહદ સારા હતાં. છવ્વીસ-સત્તાવીસની આસપાસની વય, સાધારણ સારૂ સ્વાસ્થ્ય, ઊઘડતો વાન અને પ્રથમ નજરે મન મુકાવે તેવું પ્રભાવશાળી વ્યક્તિત્વ......તેની બોલવાની છટા મધુર-મંજુલ હતી અને વ્યવહારમાંથી, દરેક હલનચલનમાંથી સ્નેહસભર મમતા ટપકતી રહેતી......સાધારણ ઢબે રહેતાં ભાભી ગુજરાતી લઇને બી.એ. થયાં છે, એનો મને ખ્યાલ પણ નહોતો, પરંતુ એક દિવસ આલોક વાત-વાતમાં બોલી ગયેલો :

"She was first in her college.. ..."

"Is it ? !"-મારા અને નમનના મોમાંથી એકી સાથે આશ્ચર્યસભર શબ્દો સરી પડયા.

પૂરવીભાભીની પ્રશંસા નમન આખો વખત કરતો રહેતો. ભાભીને પણ નમન પ્રત્યે મમતા જરૂર હતી. તેને નમનની કવિતા સાંભળવી ખૂબ ગમતી. જ્યારે પણ અમે ભેગાં મળતાં ત્યારે પૂરવી ભાભી નમનને અચૂક આગ્રહ કરતા.

"નમન, પેલું ગીત સંભળાવોને !-'તો નગરનાં દ્વાર ખૂલ્લાંને નગર ખાલી બધું'.. ...'-જુઓ જરા સરખી રીતે...વેઠ ન ઉતારશો !"

—અને નમન પૂરવીભાભીના આગ્રહનો અનાદર ન કરી શકતો. ગળું ખોંખારીને ગંભીર ભાવે એ ગાવાનું શરૂ કરતો...એ લીન બની જતો અને

અમે મુગ્ધ, અરે આલોક જેવો શુષ્ક માણસ પણ પ્રશંસાથી ઝૂમી ઊઠતો.

આલોક અને પૂરવીભાભીના આવા સુખી જીવનમાં એક સંતાનની જ ખોટ અમને બધાને ખૂબ સાલતી, અને ક્યારેક તો એ પૂરવીભાભીને શૂળ બનીને ભોંકાયા કરતી...છતાં પણ હસતી-રમતી અને ક્યારેક ગૂંગળામણ અનુભવતી જિન્દગી સરતી જતી હતી.

એક દિવસ કૉલેજમાં આલોક ઉદાસ દેખાયો. મેં તેને સ્વાભાવિકતાથી કારણ પૂછ્યું :

"કેમ, ઉદાસ કેમ છે, આલોક ?"

"ના રે... કશું જ નથી. એ તો અમસ્તો તારા મનનો વહેમ..."

—પોતે જૂઠું બોલે છે એ બાબત કદાચ આલોક સજાગ હતો અને હું જૂઠું સાંભળું છું તેની મને ખાત્રી હતી. "કશું જ નથી." શબ્દની પાછળ જરૂર કંઇક છે. —પણ એ દિવસે મેં બહુ આગ્રહ ન કર્યો.

...પછી તો આલોકની ઉદાસી રોજિન્દી બની ગઈ. હંમેશ એ ખોવાયેલો હોય તેમ રહેવા લાગ્યો. પરંતુ તેનું કારણ પૂછવાની મારી હિંમત ન ચાલી. મેં પૂરવીભાભીને પુછ્યું તો તેણે જવાબ આપ્યો:

"મને કશી ખબર નથી, ઉત્પલ. હું પૂછું તો પણ નથી કહેતા..."

—મેં નમનને પૂછ્યું તો તે પણ આલોકની ઉદાસીનતાનું કારણ ન બતાવી શક્યો.

આલોક ગુમસુમ બની બેઠો. કોઈ પરેશાનીના દબાણને લીધે જ કદાચ મારાથી દૂર ને દૂર થતો ગયો. પુરવીભાભીની ચંચળતા ઓસરી ગઇ, મોં કરમાઇ ગયું,—અરીસા પર વળની અપારદર્શી સપાટી બંધાઈ ગઇ હોય, તેમ !

નમન પણ આ દરમ્યાન કંઇક વિક્ષુબ્ધ બની ગયેલો લાગ્યો. મોટે ભાગે એ ઘરમાં મળતો જ નહીં. અને કદાચ મળી જાય તો ખૂબ બેચેન અને અસ્તવ્યસ્ત થયેલો લાગતો. કાવ્યસભા કે વાર્તા-વર્તુળમાં જવાનું પણ તેણે બંધ કરી દીધું હતું. તેની આ બધી માનસિક અસ્વસ્થતાનું કારણ પૂરવીભાભી મને પૂછતાં;

"નમનને આ શું થઈ ગયું છે?"

—આ જ પ્રશ્ન હું નમન પાસે મૂકતો, ત્યારે એ એક મ્લાન સ્મિત કરીને એક ગઝલ ગણગણતો —'વાતો રહી ગઇ એ કસુંબલ મિજાજની...' અને વાત ઉડાવી દેતો.xxx

દસ-બાર દિવસ પછીની એક સાંજે હું આલોકને ઘેર ગયો. પુરવીભાભી એકલા જ હતાં. મેં અવાજ કર્યો તો એ ગાઢ નિંદરમાં હોય અને સફાળા જાગી ઊઠે તેમ ચમકી ગયાં અને મારી સામે જોઇને કંઇક સ્વસ્થ થતા બોલ્યા : "કેટલા દિવસો પસાર થઇ ગયા તેનો કંઈ ખ્યાલ છે ?

"શું વિચારતાં હતાં?" – મેં જવાબ ટાળીને પ્રતિપ્રશ્ન કર્યો.

"કશું જ નહી, મારે વળી વિચારવાનું શું હોય!"-તેના અવાજમાં ગભરાટનો સ્પષ્ટ રણકો હું અનુભવી શકયો.

"સાચું બોલો, ભાભી. તમે આટલાં પરેશાન કેમ લાગો છો?"- મારો અવાજ કંઇક તીખો બની ગયો.

"તમને તો કોઇને વિશ્વાસ જ નથી....!"તેમણે હસવાનો પ્રયત્ન કર્યો, પણ સફળ ન થયાં —આંખો ભરાઇ આવી.

"ભાભી..."- મારા સ્વરમાં હવે નરમાશ પ્રવેશી ગઇ. તેમની આંખમાંથી આંસુ ટપકવાં લાગ્યાં. "આખરે તમને શું મુંઝવે છે, એ કેમ કહેતાં નથી, ભાભી?"

પુરવીભાભી એ બન્ને હથેળીઓ વડે પોતાનું મોં ઢાંકી દીધું અને ડુસકાં ભરવાં લાગ્યાં.

"સાંભળો, ભાભી, તમારાં આંસુ જીરવી શકવાની મારી તાકાત નથી, તમે જો આમ રડતાં જ રહેશો તો હું ચાલ્યો જઇશ..."—થોડી વાર તેમના ચૂપ થવાની પ્રતીક્ષા કરીને પછી હું જવા માટે પાછો ફર્યો.

"ઉત્પલ..." —ડૂસકાંની વચ્ચેથી ભાભીનો રડતો અવાજ મારા કાને પડયો. મારા પગ અટકી ગયા. "તમે નારાજ ન થશો. ઉત્પલ .....હું ખૂબ અકળાઇ ગઇ છું. મારો જીવ ગૂંગળાઇ જાય છે... કશા જ અપરાધ સિવાય શા માટે સજા દેવાતી

હશે? મારી ભૂલ થઇ હોય તો મને કહેવું ન જોઈએ?—આમ મૌનનો સહારો લઈને શા માટે મને દુભવતા હશે...?"

હું વિમુઢ થઇને પૂરવી ભાભીનું મોં જોઇ રહ્યો હતો. તે બોલ્યે જતા હતા. "આલોક તો હવે રાતના અગિયાર—બાર વાગ્યે પાછા ફરતાં શિખ્યા છે..... આ બાજુ નમન તો બે—બે દિવસ સુધી કોણ જાણે કયાં રખડયા કરે છે.....કોઇ મારી સાથે છૂટથી વાત નથી કરતુ, કોઇ પોતાની મુંઝવણ નથી કહેતું. ઊલટું મારાથી દૂર ને દૂર નાસતાં ફરે છે, આ બધાનું કારણ શું હશે, ઉત્પલ? હું આમ કયાં સુધી સહન કર્યા કરું આખરે મારી સહનશકિતની પણ મર્યાદા તો હોય જ ને?"

ભાભી એકીશ્વાસે બધું બોલી ગયા. મારી ઉપર હિમવર્ષા થઇ હોય તેમ હું ચેતનાશુન્ય બની ગયો અને મહામહેનતે માત્ર એટલુંજ કહી શકયો, "ભાભી, આલોકને તમે એ બધું શાંતિથી પુછી જુઓ... એ જરૂર કહેશે ...."

"એ જ તો મુશ્કેલી છે ઉત્પલ, મને એમની અકળામણ જણાવવા જેટલું પણ મહત્ત્વ નથી આપતા એનું જ મોટું દુઃખ છે......"

હું તેમના સરતાં જતાં આંસુઓનાં મોતીને ન ઝીલી શકયો કે ન તેમની વેદના મિટાવી શકયો. કશું જ ન કરી શકયો. મારી પાસેનો શબ્દ-ભંડોળ જાણે ખૂટી પડયો હોય તેમ કશું બોલી પણ ન શકયો. મારી સલાહના જવાબમાં એ જે બોલ્યા એમાંથી સમસ્ત નારીસમાજની ઘોર વિષમતાની પરાકાષ્ઠા ડોકાતી હતી. તેમની એકલતાના કોઇ કિનારા નહોતા...મને લાગ્યું કે ભાભીના અંતરતલમાં કંઇક સળગી રહ્યું છે, કશુંક ધુંધવાઇ રહ્યુ છે! અને એ ધૂંધવાયેલા વાતાવરણમાં શ્વાસ લેવાનું પણ મુશ્કેલ બને. એવી રીતે એ ઘેરાઈ ગયા છે.

× × × × ચારેક દિવસ પછીની એક સાંજે લાઈબ્રેરીમાંથી પાછા ફરીને મારા ઘરનું તાળું ખોલતો હતો ત્યાં જ નલિની મારો ફોન આવ્યો છે એમ કહી ગઇ. આવા સમયે કોઈનો ફોન મારી ઉપર આવે એવી કોઇ જ શકયતા નહોતી. ઘડીભર મને લાગ્યું કે જેને માટે સતત તાણ અનુભવ્યા કરી છે જેને એક પળ માટે પણ ભૂલી જવાનું મારે માટે દુષ્કર છે એ મારી પ્રિયુ તો કયાંક નહીં બોલાવતી હોય...? અને આશા-પ્રત્યાશાની ખેંચતાણ અનુભવતા હું નલિનીને ઘેર પહોંચ્યો. ફોન નમનનો હતો......

"યસ ઉત્પલ સ્પીકિંગ...

'હેલો ઉત્પલ! હું નમન. આજે રાત્રે હું અમદાવાદ છોડી રહ્યો છું. તેથી થયું કે જતાં જતાં તને ખબર કરી દઉં ..."

"કેમ આમ બધું અચાનક...? શું વાત છે નમન!"

"ઉત્પલ, પરિસ્થિતિ જ કંઈ એવી સર્જાઇ ગઇ છે કે આ સિવાય બીજો કોઇ વિકલ્પ નથી...મારી અને પૂરવીભાભી વચ્ચે આડો વ્યવહાર હોવાની આલોકને શંકા જાગી છે, જો કે આધારહીન શંકા છે. પરંતુ એની ખાતરી મારે આલોકને કઇ રીતે કરાવવી એ સમજાતું નથી. હા કયારેક એવો વિચાર જરૂર કરી લીધો છે કે આલોકને બદલે મારી સાથે પુરવીભાભીનું જીવન જોડાયું હોત તો, પણ એ માત્ર વિચાર જ વધારે કશું નહીં."

"પણ નમન આ બધું બન્યું કયારે...? મને જણાવવું તો હતું! આપણે શાંતિથી સમજુતી કરી લેત..."

"હા, શાંતિ જળવાઈ રહે એટલે તો હું ચાલ્યો જાઉં છું.—આખરે મારા સિવાય મારું હતું પણ કોણ? કે હવે કોઇ ન હોવાનો અફસોસ રહે? અને અટૂલી જિન્દગી જ કદાચ મારા નસીબનું બીજું નામ હશે...વળી એક જ શહેરમાં પૂરવીભાભીથી દૂર રહેવાનું શકય મારાથી નહીં બને, એ મારી મર્યાદા હું જાણું છું. એટલે જ ન છૂટકે અમદાવાદ છોડવું પડે છે."

"નમન, એક દિવસ વધારે રોકાઈ જા. મને કંઈક પ્રયત્ન કરવાની તક તો આપ! આવતી કાલે તારે જવું હોય તો તને નહીં રોકું..." હું વધારે કંઇ બોલું તે પહેલાં સામેથી રિસીવર મૂકાઈ ગયું.........

આ બનાવના બીજા દિવસે આલોકને, નમને અમદાવાદ છોડયાની વાત કહેવા માટે મેં કોલેજના

સ્ટાફ–રૂમમાં શોધ્યો. તે કોલેજે આવ્યો જ નહોતો, મારું આશ્ચર્ય વધી ગયું. કોલેજ છૂટતાં જ હું આલોકના ઘેર પહોંચ્યો, ત્યારે એક ઈઝી–ચેર પર એ શૂન્યમનસ્કતાથી બેઠો હતો.

"આ બધું શું છે, આલોક ? મેં જરા ચિડાયેલા સ્વરે પૂછ્યું. તેની આંખોમાં આંસુ આવી ગયા. બાજુની ટિપોય પર પડેલો એક પત્ર તેણે મને આપ્યો–પત્ર પૂરવીભાભીના અક્ષરોથી લખાયેલ હતો.

પરમપ્રિય આલોક,

આખરે ગઈ કાલે તારી મૂંઝવણનો તાગ મળ્યો. તેં કહેલું 'તારે નમન સાથે...' રહેવા દો, હું તો લખી પણ નથી શકતી, ત્યારે તું બોલી કઈ રીતે શક્યો હોઈશ એનું મને કુતૂહલ છે.... જ્યારે તને વહેમ ઉપર વિશ્વાસ બેસી જ ગયો છે તો એનું ખંડન મારાથી તો શક્ય નથી. તેં બધું જ વિચાર્યું હશે, પણ એક વાત તારી વિચાર-મર્યાદા બહાર રહી ગઈ છે કે હું એક તૃપ્ત પત્ની હોવાથી અતૃપ્ત માતા બની ગઈ છું. દરેક સ્ત્રીને માતૃત્વના કોડ જાગે છે આલોક, અને ત્યારે મમતાના વહી ચૂકેલા એ વહેણને ઉંમરનો અવરોધ નથી નડતો. આતરિક ભાવનાઓના સંબંધમાં ઉંમરનો તે વળી બાધ હોય ? નમન મારો સમવયસ્ક હોય તેથી શું ? અગર એક વખત અપરિચિત હતો તેથી શું ?? તેણે મને નિર્વ્યાજ સ્નેહ આપ્યો. તેના બદલામાં મારી મમતા, તથા તૃષિત માતૃત્વ તેના પર ઢળ્યું તેમાં આટલો બધો આકળો કેમ થઈ ઊઠ્યો ? પરંતુ તું માત્ર પુરૂષ છે, પિતા નહીં. અને તેથી વાત અહીં જ સમાપ્ત થઈ જાય છે...

કયારેક પણ અવિશ્વાસનાં પડળ ભેદાય અને મને બોલાવીશ તો વિના વિલંબે દોડી આવીશ:–મને ફરી અપનાવીશ તો હું તારી જ છું... અને વિશ્વાસ ન જ બેસે તો ભૂલી જજે.–માની લેજે પૂરવી મરી ગઈ છે...

–હંમેશની તારી જ પૂરવી...

...આલોક રડતો હતો. હું જાણે સાવ સ્પંદન-હીન બનીને, જડ માફક ઊભો હતો. આ બધું કેમ અને કઈ રીતે બની ગયું, એની કશી જ સમજ નહોતી પડતી......આ આંધી ક્યાંથી, કઈ રીતે આવી અને બધું બેદાન–મેદાન કરી ગઈ એ સમજમાં નહોતું આવતું......માત્ર એટલું સમજાયું કે આંધીએ આખરે માળો છિન્નભિન્ન કરી જ નાખ્યો......

મારા મનમાં વલોવાતો ઉકળાટ શબ્દદેહ ધરીને વાર્તારૂપે પ્રગટ્યા સિવાય ન રહી શક્યો–પૂરવીભાભી આલોક, નમન...સહુને શબ્દોમાં કંડાર્યા...અંતે... એક દિવસ અચાનક નમન ફરતો ફરતો હું છું એ શહેરમાં આવી ચડ્યો. મારી વાર્તા મેં કવરમાં મૂકીને ટેબલ પર રાખેલી તે એના વાંચવામાં આવી. એ વાંચીને જ મને ભરપૂર તીખાશથી 'નીચ, વિશ્વાસઘાતી' કહીને, કવર ફેંકીને ચાલ્યો ગયો હતો.

આજે હજી પણ એ વાર્તા મારી છે– માત્ર વાર્તા જ બીજું કોઈ નહીં–ન તો આલોક, પૂરવી-ભાભી કે નમન–કોઈ કરતા કોઈ જ નહીં. અટૂલી જિન્દગી જ કદાચ બધા પુરૂષોનાં નસીબનું બીજું નામ હશે......

# ગોર્કીની કેટલીક વાર્તાઓ

રઘુવીર ચૌધરી

પહેલી વાર્તા 'મકર છુદ્રા' આઝાદીની ખુમારીવાળાં બે પાત્રો–રાદ્દા અને ઝોબારને મૃત્યુ દ્વારા પ્રતીત થતા પ્રેમનું આલેખન કરે છે. સમર્પણને સ્થાને પોતાની સંપૂર્ણ સ્વતંત્રતા સાચવવા માગતી વ્યક્તિનો પ્રેમ અહીં પૂર્ણપણે તો મૃત્યુની ક્ષણે—હત્યાની ક્ષણે વ્યક્ત થઈ શકે છે. પ્રેમીને પામવાનો પ્રબળ અસંયત આવેગ બેઉ પાત્રો દ્વારા વ્યક્ત થયો છે. આવી ઘટનાને વિરોધાવીને જોવાની ટેવ હોય તો તમને વિરહિણી કાદંબરીએ ચંદ્રાપીડને લખેલા પત્રની છેવટની પંક્તિ યાદ આવે—शास्यसि मरणेन प्रीतिम् इति असम्भवम् एव इति [જાણશો મૃત્યુથી પ્રીતિ!—એ તો કિન્તુ અસંભવ' શ્રી ઉમાશંકર જોશીએ કાવ્યમાં કહ્યું છે કે કાદંબરીને જે અસંભવ લાગ્યું તે બાણ જાણી ગયા. એ પંક્તિ પછી 'કાદંબરી' અધૂરી રહી. તદ્દન જુદા જ સંદર્ભમાં મૃત્યુથી પ્રેમને જાણવાનો ખ્યાલ અહીં કાવ્યબદ્ધ થયો છે.] ગોર્કીની વાર્તામાં નાયિકા રાદ્દા જાણે છે કે ઝોબાર મારી માગણીને અવગણીને—જાહેરમાં મારે ઘૂંટણીએ પડીને મને સ્વીકારવાને બદલે—મારી છાતી પર છરી ચલાવશે. ઝોબાર અટકીને, શી ઉતાવળ છે એમ કહીને છરી ઉપાડે છે અને બીજી ક્ષણે ચત્તી પડેલી રાદ્દાના પગ ચૂમે છે. પછી રાદ્દાનો બાપ ઝોબારને છરી મારે છે, જે માટે ઝોબાર કૃતજ્ઞતા અનુભવે છે. એ વિના એ પ્રેમને પામી શકવાનો ન હતો. કેવો તદ્દન અભારતીય અને સાથે સાથે પ્રતીતિજનક ખ્યાલ આ વાર્તામાં જોવા-અનુભવવા મળે છે!

વૃદ્ધ જિપ્સી મકર છુદ્રા આ ઘટના વર્ણવે છે. એ વાર્તા કહેવી શરૂ કરે એ પહેલાં લેખક એનું ચિત્ર આપે છે: 'એકધારો ઓહયે જતો મકર પવનના ક્રૂર આઘાતોથી પોતાની જાતને બચાવવા અંગ સરખું પણ હલાવતો નહોતો.

બીજા લોકોના સંદર્ભમાં એ કહે છે:–'તમારાં એ બધાં માણસોને જોઈ મને નવાઈ લાગે છે. દુનિયામાં આટલી બધી જગ્યા પડી છે, ત્યારે એ બધા એકબીજાને ભીંસતા ને કચડતા, ગીરદી જમાવીને રહે છે... મને જુઓ, આ અઠ્ઠાવન વરસમાં મેં એટલું બધું જોયું છે કે જો તમે લખવા બેસો તો તમારી પાસે પેલો થેલો છે એવા હજાર થેલા કાગળથી ભરાઈ જાય. તમે પૂછો તો ખરા, એવી કોઈ જગા છે જે મેં જોઈ ન હોય!' (આ પ્રશ્ન તમે ખુદ ગોર્કીને પણ પૂછી શકો. ૨૪ની ઉંમર પહેલા કેટલા ભોંયતળિયાં, કેટલાં અને કેવાં મોટા મેદાનો, કેટલા દરિયાકાંઠા એમણે જોયા હશે? ગોર્કી સ્થળવિશેષને પૂરી સહજતાથી પ્રત્યક્ષ કરાવી શકે છે.)

વિશાળ મેદાનો માટેનો પક્ષપાત આ વાર્તામાં ગોર્કીએ જિપ્સી મકર છુદ્રા દ્વારા જાહેર કર્યો છે. અલંકરણમાં એ વ્યાપક અને સૂક્ષ્મને સાથે સાંકળી શકે છે. વૃદ્ધ જિપ્સી રાદ્દાના રૂપને આ રીતે ઓળખાવે છે'—એનું રૂપ તો વાયોલીન પર વગાડીને જ સમજાવી શકાય એવું હતું—હા, વગાડનાર સાજનો અને પોતાના દિલનોય જાણકાર હોય તો જ.' રૂપને ઓળખાવવા લેખક સંગીતની ઉપમા યોજે છે. દૃશ્યને કલ્પવાને સ્થાને તમે સીધું અનુભવી શકો. (ગોર્કી સંગીત જાણતા. બાળપણમાં વૃદ્ધ અંધ ભિખારીઓને ભીખ માગવા દોરી જતા એમની પાસેથી ગાવાનું શીખેલા.) સંગીતને વળી એ દૃશ્ય ઉપમાથી આલેખે છે. ઝોબારના ફીડલ-વાદન માટે કહે છે—'તમે એને બજાવતો સાંભળતા હો ત્યારે તમને એકસાથે હસવું ને રડવું આવે. ઘડીભર લાગે કે કોઈ ઘોર આક્રંદ કરી રહ્યું છે, તમારી મદદની કાકલુદી કરતું. જાણે હૃદય પર છરી ચલાવી રહ્યું છે. ઘડીમાં તો ઘાસનું મેદાન તમને કોઈ પરીના વાર્તા કરતું હોય, કરુણ વાર્તા કરતું હોય

• ગુજરાતમાં 'અનોખી પ્રીત' નામે આ વાર્તાનો અનુવાદ થયો છે: 'ગોર્કીની શ્રેષ્ઠ નવલિકાઓ' (અનુ. ભાનુભાઈ વ્યાસ-'સ્વપ્નસ્થ' અને સુરેશ જોષી) અહીં આ પુસ્તક અને 'મ. ગોર્કીકી ચુની હુઇ કહાનિયાં' (અનુ. નરોત્તમ નાગર)ની મદદ લીધી છે.

એમ લાગે...'

ઘાસનું મેદાન કોઈ પરીની વાર્તા કરતું હોય—ઉપમા (ઉત્પ્રેક્ષા) માર્મિક છે. હિન્દી અનુવાદનો અનુવાદ વળી આવો થાય—'કોઈકવાર લાગતું કે ઘાસનું વિસ્તૃત મેદાન આકાશને પોતાના જીવનની કથા સંભળાવી રહ્યું છે—એવી કથા જે ઉદાસીમાં ડૂબી છે.' બેઉ અનુવાદો કરતાં મૂળમાં હશે તે વધુ મર્મસ્પર્શી હશે એમ લાગ્યા વિના રહેતું નથી.

ગોર્કી પોતાની આ પ્રથમ વાર્તાનો અંત પણ 'સાહિત્યિક' કરે છે. તેમને રાદ્દા અને ઝોબારની તરતી આકૃતિઓ દેખાશે. 'વૃદ્ધા ઇઝરગિલ' (ગુજરાતીમાં એ વાર્તાના એક ખંડનો જ અનુવાદ છે, 'અહંકાર' નામે.)માં ડાન્કો બંધિયાર સ્થિતિમાં રહેવા ટેવાયેલા પંગુ લોકોને ખુલ્લા મેદાનોમાં લાવે છે. પોતાનું હૃદય બહાર કાઢીને માથા પર ધરીને બતાવે છે અને પછી એની મશાલ બનાવીને સહુને દોરી લાવે છે. આનો કોઈ પ્રતીકાર્થ ન લો તો પણ અદ્ભુતનું નિરૂપણ પ્રતીતિજનક લાગે. વાર્તાના પ્રથમ ખંડમા અહંકારને પોષતા બળની વાત છે, ત્રીજા ખંડમા બળ કલ્યાણ માટે વિસર્જન પામે છે. ભૌગોલિક વ્યાસનો ગોર્કી સાહિત્યિક વિનિયોગ કરે છે એમાં એમની ખૂબી છે. બંધિયાર સ્થિતિમાંથી સીમાહીન અવકાશમા—મનુષ્યનો પુરુષાર્થ જાગૃત થાય એવા અવકાશમાં મૂકીને ગોર્કી જીવવાની વાત કરે છે. ઇઝરગિલ ઘડપણને લીધે આંખો નબળી પડવા છતાં બધું જોઈ શકે છે. વિભિન્ન અને વિચિત્ર પરિસ્થિતિઓમાં જુદા જુદા પુરુષો સાથે જીવવાનો અનુભવ કર્યા પછી એ કહે છે—'અને મેં જોયું કે જીવવાને બદલે લોકો પોતાનું આખું જીવન જીવવાની તૈયારી કરવામા ગુમાવી દે છે.' ઇઝરગિલની વાર્તાના ત્રણ ખંડ પડી જાય છે, એ એટલી સંકલિત નથી; પણ એના સ્પિરિટ પરત્વે વિચારતાં 'મકર છુદ્રા' સાથે એ વાંચવા જેવી છે એમ કહેવું જોઈએ. શરૂઆતમાં વાયટાલિટીનો જે નિર્દેશ કર્યો એ આ બંને વાર્તાઓમાં જોવા મળશે.

'માનવીનો જન્મ'મા પ્રસૂતિનું વર્ણન છે. સગર્ભાનું શરીર, એની અશક્તિ, પ્રસૂતિની ક્ષણની વેદના અને સાથે સાથે અન્યની હાજરીથી જાગતી લજ્જા—સંમિશ્ર લાગણીઓનું ઝીણવટભર્યું વર્ણન છે. પ્રસૂતિ પ્રવાસ દરમિયાન થાય છે. જુગુપ્સા જાગી શકે પણ જુગુપ્સા શાન્તમાં પરિણામે છે અને શાન્ત આનંદમાં બાળકના જન્મ પછી થોડા કલાકમાં સ્નાનાદિ પછી મા આગળ ચાલે છે, સાથે છે એક યુવક, છોકરા જેવો. મા એને છોકરો કહે છે. આપણને એ ગોર્કીએ મૂકેલા સાક્ષી જેવો લાગે છે. કહે છે: અમે ધીરે ધીરે ચાલ્યાં જતાં હતાં. થોડી થોડી વારે મા ઊભી રહી જતી હતી. ઊંડો નિસાસો મૂકતી હતી અને ફરી માથું ઊંચું કરી, દરિયા તરફ, જંગલ તરફ, પર્વત તરફ અને તેના દીકરાના મોં સામે જોતી હતી. વેદનાનાં આંસુથી પૂરેપૂરી ધોવાઈ ગયેલી એની આંખો અજબ રીતે ફરીવાર સ્વચ્છ બની ગઈ હતી અને અખૂટ પ્રેમના વાદળી પ્રકાશથી એ ફરી ચમકી રહી હતી.'

વાર્તાને અંતે આ માના હૃદયની લાગણી કેવી છે? તરંગ નથી, સચ્ચાઈ છે એમાં: 'જો હું આમ બધો વખત દુનિયાના છેડા સુધી જઈ શકતી હોત તો! અને મારો નાનકો મોટો થતો જાય, આઝાદ રહી એની માની છાતી આગળ મોટો થયા કરતો હોય તો કેવું સારું!'

સમકાલીન રશિયાની આઝાદીની તીવ્ર ઝંખનાના પ્રાગટ્ય માટે માતૃત્વનો આધાર સબળ છે. સાર્થ છે. બાળકના જન્મની ક્ષણોનું વર્ણન પવન, ધૂળ, ઘાસ, એ દર્દ, એ લજ્જા—બધું એકસાથે યાદ આવે છે.

'છવ્વીસ પુરુષ અને એક છોકરી' (પોયણું) એની કથનરીતિ, સંકુલ મનોવેગો અને ભોંયતળિયાના એ સમગ્ર સિચ્યુએશનથી ધ્યાન ખેંચે છે. લાગણીઓના દેખીતા સ્તર નીચે એક બીજો પ્રવાહ છે, જે છેલ્લે પ્રગટ થાય છે, કહો કે વિસ્ફોટ પામે છે. મમતામાં ઢંકાયેલી વાસના નાજુક અને બરછટ બેઉ રૂપે પ્રકટ થાય છે. બેકરીમા કામ કરતા છવ્વીસ પુરુષ સોળ વરસની તાન્યાના મીઠા રણકતા ટહુકાના આશ્વાસનથી જીવે છે—એ...જેલનાં પંખી! મને થોડીક વાનીઓ દેજો!'

આ તાન્યા તરફનો સહુનો નિર્દોષ લાગતો ભાવ, એકસરખો પક્ષપાત વાર્તાને અંતે ઊલટું

રૂપ ધારણ કરે છે. આ છવ્વીસ જણની મુલાકાતે એક દિવસ એક સૈનિક આવે છે. સ્ત્રીઓને આકર્ષવાની પોતાની શક્તિનું એને ગુમાન છે છવ્વીસમાંનો એક બોલી બેસે છે:

'તું તાન્યાને ચલાવી ન શકે.' સૈનિક પંદર દિવસની મુદત માગે છે. અને એ સફળ થાય છે. એની સૂચના પ્રમાણે બધા પરસાળમાં ભરાય છે અને વાડામાં પડતી તડોમાં જુએ છે. ભંડકની ઓરડીમાંથી સોલ્જર પહેલો બહાર નીકળ્યો. પછી તાન્યા નીકળી. એની આંખો...એની આંખો સુખથી ચમકતી હતી અને એના હોઠ હસતા હતા. જાણે સ્વપ્નમાં હોય એમ એ અસ્થિર છતાં લચકતી ચાલે ચાલતી હતી......

છવ્વીસ જણની સહનશક્તિ વધુ લંબાતી નથી. એ બધા વાડામાં કૂદી પડે છે. તાન્યાને ઘેરી લે છે. તાન્યાનું આખું શરીર કંપે છે.

'એણે શું અમારું સર્વસ્વ નહોતું લૂંટી લીધું?'

તાન્યાનું કૌમાર્ય એ આ લોકોની મૂડી છે. મમતા અને નિર્દોષ લાગતા આકર્ષણ પાછળ છુપાયેલી એમની અવરુદ્ધ વૃત્તિઓ એમણી જાણ બહાર જ પેલા સૈનિક માટે પ્રેરક બને છે એ સ્પષ્ટ કહેવાયું નથી, ખૂબીથી વ્યક્ત થયું છે... પછી તો સૂરજે એમની બારીમાંથી કદી ડોકિયું કર્યું નહીં અને તાન્યા તે પછી 'કદી આવી નહીં'! વાર્તા 'અમે'ની ભાષામાં—પ્રથમ પુરુષ બહુવચનમાં કહેવાઈ છે. લેખક સમૂહને બોલતો બતાવે છે—સમૂહમાં પ્રગટ થતા માણસની વૃત્તિઓની અંકુલતા આલેખે છે.

માર્દિયાની કન્યા, ચેલ્કાશ અને માલ્વા એ ત્રણ લાંબી વાર્તાઓ છે.

રાજકારણમાં રસ લેતો કારીગર માકોવ એની પત્ની પાસેથી ધાર્યો પ્રેમ મેળવી શકતો નથી અને એ એક અજાણી સ્ત્રીને અંધારામાં પામે છે—માર્દિયાની કન્યા લિઝાને. પણ એને પૂર્ણપણે મેળવી શકે એ પહેલાં એ ચાલી જાય છે. માકોવ માટે મૂકેલા પત્રમાં એણે લખેલું—'મને તમારી પત્નીની અદેખાઈ થવા લાગી છે, હું એને તિરસ્કારું છું, એટલે તમારે માટે તો એકની એક વાત થઈને ઊભી રહી, તેથી હું જાઉં છું, ક્યાં તે તો નથી જાણતી.' માકોય માટે પ્રેમ દુર્લભ જ રહે છે. આ વાર્તામાં લેખક અસતુર ગૃહજીવનનું ચિત્ર આપીને જ અટકે છે; કોઈ ભાવના કે વિચારની સ્થાપના નથી કરતા. આપણે એ દેશ, એ જમાનો જોયો ન હોય તોપણ લાગે તો એમ જ કે ગોર્કી પોતના જમાનાના રશિયાના મધ્યમવર્ગના એક કુટુંબની વાત કરે છે.

'ચેલ્કાશ' અને 'માલ્વા' માં દરિયો છે. ગોર્કીની વાર્તા વાંચતાં કયું તત્ત્વ તમારા મન પર વિશેષ છાપ મૂકી ગયું? આ પ્રશ્નના ઉત્તરમાં હું કહું કે દરિયો. હા દરિયો.

દરિયા કિનારેનાં મેદાનો, એ મેદાનો અને દરિયાનાં મોજાં સાથે સંપર્ક રાખતો પવન, પાણીની સપાટી અને આકાશ—આ બધાંની રંગભરી ચિત્રણા એ ગોર્કીનો શોખનો વિષય લાગે છે. વાર્તા શરૂ કરવાની ઉતાવળ કર્યા વિના, દરિયો હશે તો બે ઘડી વર્ણન કરશે. 'ચેલ્કાશ' માં અંધારી રાતે દરિયામા બીજાં વહાણોથી અને ચોકીદારથી બચતી ચાલતી હોડીની ગતિને તમે જોઈ જ રહો. વાતોમાં ચેલ્કાશનો પ્રવેશ જ એના વ્યક્તિત્વની એક છાપ રચી દે છે. તોછડાઈથી વર્તતા પોલીસ—ચોકીદાર સામે એ અવિચળ સ્વસ્થતાથી વાત કરે છે. આપણને લાગે કે ચોકીદારને ચેલ્કાશની અસરમાં આવી જવાની બીક છે. ચેલ્કાશ સમર્થ દાણચોર છે. એક સાથીદાર ગુમાવતાં એ ગાબ્રીલા નામના નવયુવકને સાથે લે છે. એની માનવસ્વભાવને ઓળખવાની શક્તિ, એની ખંધાઈ, એની ક્રૂરતા, કામ પાર પાડવાની કુશળતા ઝીણવટથી આલેખન પામે છે. ગાબ્રીલા ચોરીના ધંધામા નવો, ભયનો માર્યો, ઈશ્વરને પ્રાર્થના કરતો અબોધ છે. વાર્તાને અંતે પહેલાં જેને પાપ માનતો એમાંથી થયેલી કમાણી માટે ગાબ્રીલાના મનમાં લોભ જાગે છે, એ રકમ લઈને ઘેર જઈ શકે તો પોતે ઘરસંસાર રચી શકે. ચેલ્કાશને ઘૂંટણીએ પડીને એ કરગરે છે, બધું આપી દેવા સામે કદાચ વાંધો નહી હોય, એની કાયરતા જોઈને ચેલ્કાશ ઠોકર મારે છે. ટૂંટિયું વાળીને પડેલો ગાબ્રીલા પછી ઊભો થઈ જાય છે, ચેલ્કાશને મોટો પથ્થર મારે છે' હવે વાગ્યા પછી ચેલ્કાશ

પેલાને મોટી રકમ આપે છે. ગાબ્રીલા માફી માગે છે, જે ચેલ્કાશને ખપતી નથી.

આ બધો માણસ પોતાનામાં જાગતા રહેતા ઉદારતાના ગુણને છુપાવી રાખીને હસી નાખતો રહે છે એક હાથે માથું પકડીને એ લથડિયાં ખાતો જાય છે, ગાબ્રીલા બીજી દિશામાં જાય છે. અહીં વાર્તાનો અંત છે—'વરસાદ અને દરિયાનાં ઊછળતાં શીકરોએ ચેલ્કાશ જ્યાં પડ્યો હતો ત્યાંના લાલ ડાઘને ધોઈ નાખ્યા અને રેતીમાં પડેલાં ચેલ્કાશના અને પેલા છોકરાના પગલાંને પણ ભૂંસી નાખ્યાં...એ ભજવાઈ ગયેલા નાનકડા નાટકમાં ભાગ લેનાર બે પાત્રો વિશે જે બન્યું તેની કશી પણ એંધાણી, નિર્જન દરિયાકાંઠા પર રહી નહીં'

આ નકામો, અસામાજિક અને નિર્દય લાગતો માણસ ગાબ્રીલા પાસે એના ગામની અને ત્યાં પોતાનું ઘર બનાવવાની વાત સાંભળે છે. પહેલાં મજાકમાં ચેલ્કાશ જ વાત શરૂ કરી આપે છે પણ પછી કંઈક અનુભવે છે અને કોઈ કોઈ ક્ષણે અનુભવતો રહે છે. એની આ જાગેલી સંવેદનાને મુખર બનવા ન દેવામાં લેખકની સફળતા છે. વાર્તાને અંતે સક્રિય થતી આ ચોરની સંવેદનાનાં મૂળ લેખકે એના દરિયા તરફના પ્રેમમાં સૂચવ્યાં છે—'દરિયો જોતાં એને હંમેશા એક ઉષ્માભરી વ્યાપ્તિનો અનુભવ થતો. આ વિસ્તૃતિનો ભાવ એના અણુએ અણુમાં વ્યાપી જતો' ને રોજબરોજના રેઢિયાળ જીવનનું એકઠું થયેલું કચરું-કસ્તર એનાથી ધોવાઈ જતું. એને આ ગમતું.' ગોર્કીનું માનવું છે કે દરિયો આ માણસમાં, આવા માણસોમાં સૂતેલાં સપનાંને જગાડતો.

માલ્વામાં પણ દરિયા માટેનો આ પ્રેમ—વિશેષ તો તીવ્ર અને મુગ્ધ પ્રેમ છે. એ વાસિલીની રખાત છે. વાસિલીનો જવાનીમાં પ્રવેશ કરતો પુત્ર યાકોવ આવે છે તેવો માલ્વાથી આકર્ષાય છે. એને આકર્ષવાનું, વાસિલીને ખીજવવાનું તોફાન માલ્વાને ગમે છે. વાર્તા આદિથી અંત સુધી નાટ્યાત્મક પરિસ્થિતિ દ્વારા તંગદિલી જાળવી રાખે છે. ગુસ્સે થયેલા વાસિલીને એ કહે છે. હું તારા માટે અહીં નથી દોડી આવતી. મને તો આ જગા ઘેલી કરે છે, માનવી વગરની આ જગા... સાથે સાથે એક બીજી ચોખવટ પણ કરી લે છે-'સર્યોઝકા અહીં હોત તો એની પાસે આવત, તારો બેટો હોત તો એની પાસે આવત...' પણ ના, માલ્વા વાસિલીના બેટા ને થોડા તોફાનથી વધુ છૂટ આપતી નથી. સર્યોઝકાને સૂઝેલી યોજના પ્રમાણે એ બાપબેટાને લડાવવાનું સ્વીકારે છે. પરિણામે વાસિલી પસ્તાવો અનુભવીને વતન જાય છે. તે ક્ષણે માલ્વાના હૃદયમાં ઊંડે ઊંડે કેવા પ્રકારની લાગણી જાગી હશે તેનો અંદાજ કાઢવાનું વાચકને મન થઈ આવે. સર્યોઝિમ હવે વાસિલીની જગાએ - દરિયા કિનારાની ખુલ્લી જગાએ રહેવાનો છે. માલ્વા એનો સાથ સ્વીકારે છે. એના જેવા પરપીડક અને શરાબમાં જ જીવી શકતા માણસનો સાથ સ્વીકાર્યો એ જ શું માલ્વાનું ભવિષ્ય છે? વાર્તાને અંતે યાકોવ માલ્વાને સાંભળે છે 'મારી છરી કોણે લીધી?' માલ્વા શા માટે છરી શોધે છે? યાકોવ તો એ છરી લઈ ગયો નથી ને! 'બંને જણ એ છરીનો એક જ કામ માટે ઉપયોગ કરી શકે. આપણે શું અનુભવીએ છીએ? વાસિલી અને યાકોવે જે ખોયું છે અને સર્યોઝકાએ જે મેળવ્યું નથી એ માલ્વાએ પણ ખોયું છે. અલ્લડ-તોફાની, ભવિષ્યની ચિંતાથી મુક્ત માલ્વાનો ખોવાનો અનુભવ વાર્તા વાંચ્યા પછી આપણા સંવેદનમાં વિસ્તરે છે

અનેક બાહ્ય કષ્ટો. આંતરિક વ્યથાઓ અને પરિસ્થિતિની સંકળામણમાં ગોર્કીએ આલેખેલું 'જીવન' ફેંધામણ અનુભવવાને સ્થાને પ્રાણવાન લાગે છે.

નજરે ન પડે તેવી નાનામાં નાની વિગતોનાં વૈવિધ્ય સાથે ગોર્કીમાં વિશાળ ને વ્યાપક માટેનું આકર્ષણ છે.

અસામાજિક કામ કરતા વગોવાયેલાં પાત્રોમાં માનવતા છે એ બતાવી આપવાનો સાદો સીધો રસ્તો ગોર્કીનો નથી. ચેલ્કાશ કે માલ્વામાં પણ આ સારું છે એ બતાવવું એમ નહિ—ચેલ્કાશમાં પૂરો આદમી છે માલ્વામાં પૂરી સ્ત્રી છે. એ અનુભવ કરાવવામાં ગોર્કીની સફળતા છે. સરેરાશ પ્રચારક લેખક કરતાં ગોર્કીની શક્તિ ઘણી વધુ. અહીં ચર્ચેલી

# ચોથી ચૂંટણી

ઘનશ્યામ શાહ

**ચોથી ચૂંટણી–ભારતમાં ને ગુજરાતમાં**
દેવવ્રત પાઠક, મથુરાદાસ પારેખ, કીર્તિદેવ દેસાઈ અને પ્રવીણ શેઠ

(અમદાવાદ, ૧૯ અનડા પ્રકાશન, ૧૯૬૭) પા. ૨૭૯

ગુજરાતી કે અંગ્રેજી ભાષામાં ચોથી ચૂંટણીનું પૃથક્કરણ કરતું આ પ્રથમ પુસ્ક છે. ચૂંટણી પહેલાં અને પછી, 'જનસત્તા' દૈનિકમાં ગુજરાત યુનિવર્સિટીના રાજ્યશાસ્ત્રીઓએ જે વીસ લેખો લખ્યા હતા તેનું આ સંકલન છે. પ્રથમ વિભાગમાં દેશના જુદા જુદા ભાગો ચોથી ચૂંટણી ટાંકણે પ્રવર્તતાં પરિબળોનું અને છેલ્લી ત્રણ ચૂંટણીઓનું વિવરણ છે. બીજા વિભાગમાં ગત ચૂંટણીનાં પરિણામોની સમીક્ષા અને તજ્જન્ય પ્રવાહો ને પ્રશ્નોની તલસ્પર્શી ચર્ચા છે. તે રીતે, ગુજરાતની ચૂંટણીનું વિશ્લેષણ વિભાગ ત્રણ અને ચારમાં. રાજ્યશાસ્ત્રીની પરિભાષાથી લખાયેલ આ ગ્રંથની દૃષ્ટિ સામાન્ય વાચકને દેશના રાજકીય પ્રવાહોને પદ્ધતિસર અને તર્કયુક્ત રીતે સમજાવવાની છે.

૧૯૬૭ની ચૂંટણીના મુખ્ય મતદાનીય લક્ષણો આ પ્રમાણેનાં કહી શકાય: (૧) ૧૯૬૨ કરતાં લોકસભા અને વિધાનસભાના મતમાં ૫.૫ અને ૬ ટકા વધારો થયો. (૨) વધારાના મતદાનનો લાભ વિરોધી પક્ષોને – તેમાંય ખાસ કરીને જમણેરી પક્ષોને વધુ મળ્યો છે.

(૩) કોંગ્રેસ-વિરોધી મોરચાઓને સારી સફળતા મળી છે.

(૪) લઘુમતીઓના મતો વિરોધ પક્ષો તરફ વધુ ઢળ્યા છે (૫) યુવાન, અલ્પશિક્ષિત અને ઓછી આવકવાળા વર્ગો કોંગ્રેસની વધુ ને વધુ વિરુદ્ધ જઈ રહ્યા છે, (૧૨૮–૩૦)

પૃથક્કરણનું મુખ્ય કેન્દ્ર 'એક-પક્ષ-પ્રથા' માં ચૂંટણી દ્વારા થતા ફેરફારો તપાસવાનું છે ચૂંટણીનાં પરિણામે, લેખકોના મતે, કોંગ્રેસ પ્રથા'ને આંચકો લાગ્યો છે. અને એની ભાંગવાની શરૂઆત થઈ છે (૧૨૫) ચૂંટણીમાં કોંગ્રેસે આઠ રાજ્યોમાં બહુમતી ગુમાવી એટલુ જ નહીં પણ કેરળ, મદ્રાસ અને, ઓરિસ્સામાં તો કોંગ્રેસ તદ્દન નાની બહુમતીમાં મુકાઈ ગઈ. સમગ્ર દેશની વિધાન સભાઓની કુલ ૩૪૫૦ બેઠકોમાંથી કોંગ્રેસે કેવળ ૧૬૪૩ બેઠકો એટલે ૪૮ ટકા જેટલી બેઠકો પ્રાપ્ત કરી.' અને લોકસભામા ૭૨ થી ૭૪ ટકામાથી તેનુ સંખ્યાબળ ૫૬ ટકા થઈ ગયું છે (૧૦૪) પરિણામે 'અલ્પ બહુમતી રાજકારણ' વિકસ્યું છે જેનાથી 'રાજકારણમાં સત્તાધારી જૂથ વધુ જવાબદાર, અસંતુષ્ટ જૂથો વધુ બળવાખોર અને વિરોધી પક્ષો સરકાર બદલવા અંગે વધુ મહત્વાકાંક્ષી બને છે. આમ સ્પર્ધાત્મકતાની તીવ્ર માત્રા અને તેમાંથી સર્જાતી અચોક્કસ પક્ષીય સમતુલા રાજકારણને નૂતન પરિણામો આપે છે. ચૂંટણી પછીના રાજકીય પ્રવાહો અને બનાવો આપણને ડગલે ને પગલે અલ્પ બહુમતી રાજકારણની વિશિષ્ટતાઓ અને મર્યાદાઓનો ખ્યાલ આપ્યા કરશે'(૧૨૮) લેખકોએ નિર્દેશ કરેલ સ્થિતિ આપણે ફેબ્રુઆરી ૧૯૬૭થી અનુભવીએ છીએ.

પુસ્તકનું બીજું એક અગત્યનું તારણ એ છે કે આ ચૂંટણીથી 'અપક્ષ ઉમેદવારોએ પુનર્જીવન મેળવ્યું છે અને રાજસ્થાન, આંધ્ર, આસામ, હરિયાણામાં તેમનું બળ વધ્યું છે'(૧૧૭) ગુજરાત આમાં અપવાદ છે. વળી, ચૂંટણીમાં સીધી લડાઈ કોંગ્રેસની વિરુધ્ધમાં જ જાય એવી જે માન્યતા છે તેની સામે લેખકો લાલબત્તી ધરે છે. ગુજરાતની ૧૯૬૨ની

(અનુસંધાન પાન ૩૬નું ચાલુ)

વાર્તાઓ વાંચતાં ગોર્કીની સર્જકતાની પ્રતીતિ થાય. ભવિષ્યં આપણા વ્યવહારમાં અંગભૂત બને એ એમનું સ્વપ્નુ રશિયામાં કે અન્યત્ર કયે રૂપે સિદ્ધ થયું એ અભિપ્રાયનો વિષય ભલે રહે. એમની કેટલીક વાર્તાઓમાં જે વાસ્તવમાં નથી એ પણ નથી ખૂટતું.

જન્મ શતાબ્દી નિમિત્તે
૨૮ માર્ચ ૧૯૬૮

સામાન્ય ચૂંટણીમાં ૩૭ સીધી લડાઇમાં કોંગ્રેસ ૨૪ બેઠકો જીતી ગઈ હતી, ત્યારે સ્વતંત્ર પક્ષ ૧૩ બેઠકો જીતી ગયો હતો. લોકસભાની પાંચ સીધી લડાઇમાં કોંગ્રેસે ચાર અને સ્વતંત્ર પક્ષે એક બેઠક મેળવી હતી. આ વખતે સ્વતંત્ર પક્ષ સામેની ૩૪ સીધી લડાઇમાં કોંગ્રેસને ૧૬ બેઠકો મળી છે, ત્યારે સ્વતંત્ર પક્ષને ૧૮ બેઠકો મળી છે. બીજી બાજુ લોકસભાની બેઠકો માટે થયેલી ૬ સીધી લડાઇ માંથી ચારમાં કોંગ્રેસે વિજય મેળવ્યો છે, તો બેમાં સ્વતંત્ર પક્ષે' (૨૬૬)

ગુજરાતની ચૂંટણીનું પૃથક્કરણ કરતાં લેખકો તારવે છે કે અહીં 'શાંત ક્રમિક પરિવર્તન થયું છે. કોંગ્રેસ વિલયના સંક્રાન્તીકાળનો ચોકકસ પ્રારંભ થઇ ચૂકયો છે, કોંગ્રેસ સામે માત્ર વિરોધ નહીં, પણ વિકલ્પ પણ ઊભો થઈ શકયો છે. પ્રણાલીગત સમાજનું રાજકીયકરણ થઇ ચૂકયુ છે. સમાજના રૂઢિગત અગ્રવર્ગોનું લોકશાહીયકરણ થવા માંડયું છે, બિનસાંપ્રદાયીકરણ પ્રક્રીયાને, કદાચ, વેગ મળવા માંડયો છે. ધ્રુવીકરણ દ્વારા દ્વિપક્ષી પ્રથાનો જન્મ થઇ ચૂકયો છે તથા સ્વસ્થ સંસદીય પ્રથાને આકાર અપાયો છે. પણ સાથે અલ્પ બહુમતીના રાજકારણે છેક ઉપરની કક્ષાએ (સરકાર કક્ષાએ) રમાનાર રાજકારણમા નાનાં જૂથો, અસંતુષ્ટ કોંગ્રેસીઓ અને પક્ષોને પણ કેટલીક વાર અસરકારક બનાવવાની શકયતા ઊભી કરી દીધી છે" (૨૭૯)

આ પુસ્તકના એક-બે અનુમાનોને આપણે ચર્ચાની એરણ પર મૂકીએ. સૌથી મહત્વની વાત તે ધ્રુવીકરણની છે. ગુજરાતમા અપક્ષોએ અનામત ગુમાવી, નાના પક્ષો સાફ થઈ ગયા. તે સાથે તેમના સામાજિક-આર્થિક નિમ્નતંત્ર ધરાવવાને કારણે અને વ્યવસ્થાતંત્રની વ્યાપકતા તથા બળની દૃષ્ટિએ' અને બેઠકોની કસોટીએ પણ ગુજરાતમાં "સ્થિર દ્વિ પક્ષ-પ્રથા' ઊભી થઈ છે. (૨૭૬)ની' અત્યાર, ઘડીએ પ્રશિષ્ટ દ્વિપક્ષ પ્રથા ભારતમા પ્રગટે એવાં એંધાણો દેખાતાં નથી. આવતાં દશ વર્ષ પછી ભારતમાં ત્રણ કે ચાર પક્ષો વચ્ચે રાજકીય ધ્રુવીકરણ થયેલું હશે એમ લાગે છે. કોંગ્રેસ, જમણેરી પક્ષ અને ડાબેરીપક્ષ એ રાજકીય ધ્રુવીકરણનાં મુખ્ય કેન્દ્રો થશે. આમ થાય તો ભારતના રાજકારણમાં ત્રણ મુખ્ય પક્ષો રહેશે. પરંતુ સ્વતંત્રપક્ષ અને જનસંઘ વચ્ચે જોડાણ ન થાય તો ભારતમાં ત્રણને બદલે ચાર મુખ્ય પક્ષો રહેશે. આવતા દાયકામાં અત્યારના અનેક નાના પક્ષો આ ત્રણ કે ચાર પક્ષોમાં ભળી જશે અથવા તો રાજકીય જીવન-સંઘર્ષમાં નાશ પામશે." (૧૨૪)

આ અનુમાનોની ચર્ચા કરતાં પહેલાં બે મહત્વના મુદ્દા નોંધી લઈએ.

(૧) આ અભ્યાસના સંદર્ભમાં ચૂંટણીનાં પરિબળો અને પરિણામોને બે રીતે મૂલવવા જોઈએ; :(અ) ટૂંકા ગાળાની દષ્ટિએ (બ) લાંબાગાળાની દષ્ટિએ, કેટલાક એવા પરિબળો હોય છે કે જે કોઈ જુવાળ કે કોઈ સ્થાનિક પ્રશ્નોમાંથી ઊભા થતા હોય છે જેમની અસર કાયમી હોતી નથી. જ્યારે બીજાં કેટલાંક એવાં પરિબળો હોય છે કે જે સમાજમાં ધીરે ધીરે ઘડાતા જાય, પોતાનાં મૂળ વિસ્તૃત અને સ્થાયી કરતા જાય; જેમની અસર કદાચ તરત ન દેખાય તો પણ પ્રમાણમા સ્થાયી હોય. (૨) પક્ષોના કાયમી-અકાયમીપણાને માપદંડ ફક્ત મત પ્રાપ્તિ જ ન હોઈ શકે. પરંતુ પક્ષોનું માળખું કેટલું વિશાળ અને સ્થાયી છે, તેમા ભાગ લેતી વ્યક્તિઓ અને સમૂહો કેટલે અંશે સંસ્થાગત સ્વરૂપ ધારણ કરે છે અને પક્ષનું ભાવિ એકાદ કે પાંચદશ નેતાઓનાં જીવન અને કાર્ય સાથે નહીં પરંતુ સમાજના જુદા જુદા સ્તરે ગોઠવાયેલા એના માળખા પર આધારિત છે...વગેરે બાબતો લક્ષમાં લેવી જરૂરી છે.

આ બે મુદ્દાઓને ધ્યાનમાં રાખી આપણે ગુજરાત અને દેશનું ચિત્ર તપાસીએ:

લેખકો કહે છે તેપ્રમાણે કદાચ આપણે સ્વિકારીએ કે ગુજરાતમાં 'જમણેરી' વિચારસરણીનો વિકાસ ૧૯૫૨ થી થયો છે તો પણ એટલું સ્પષ્ટ છે કે અહીં સ્વતંત્ર પક્ષનું સંસ્થાગત સ્વરૂપ હજી જન્મ્યું જ નથી. એ આજે તો સમાજના જુદા જુદા સત્તાના એકમોનું એક સમવાયતંત્ર છે. વાડીભાઈ ગયા ને પક્ષને ધબ્બો પડયો; પ્રભુદાસ ગયા કે જશે એટલે વડોદરા જિલ્લામાં એને ફટકો પડશે;

અને જો ક્ષત્રિયસભાના આગેવાનો (નટવરસિંહ-સોલંકી કે નરેંદ્રસિંહ ઝાલા) પક્ષમાંથી જતા પક્ષ જમીનદોસ્ત થઈ જાય તો નવાઈ નહીં. ભાઈકાકાએ પક્ષને સંસ્થાકીય સ્વરૂપ આપવાને બદલે, પક્ષનું પોતાનું dynamism ઊભું કરવાને બદલે, એને એક સમવાયતંત્ર તરીકે જ ઊભું કર્યું, વિચાર્યું અને ચલાવ્યું. પક્ષમાં સત્તાની વહેંચણી કે બીજાં કાર્યોમાં ક્ષત્રિય કે પાટીદાર કે એવા બીજા કોઈ જૂથનાં નામ લક્ષમાં રાખીને વાત થાય છે.૧-પક્ષ તરીકે નહીં. વધુમાં કહીએ તો, જેમને હું એક સંસ્થા મા.તો હતો તે ભાઈકાકા પોતેય એક એકમ જ નીવડયા-તેમને અમુક જૂથ સાથે ન ફાવ્યું એટલે તેઓએ હવે ખેડૂતસંઘની રચના કરી. વળી આ પક્ષ કેટલી તાકાત ઊભી કરી શકયો છે તે ચૂંટણી પછી તરત જ જણાઈ આવ્યું-પંચાયતોમાં પીછેહઠ કરી, અને પક્ષના ૬ જેટલા ધારાસભ્યો કોંગ્રેસમાં જતા રહ્યા! એટલે સત્તાનાં સ્થાનિક એકમો જે સ્વતંત્ર પક્ષે ભેગાં કર્યાં છે તે મોટે ભાગે કોંગ્રેસ નહીં' નાં છે, તેમાંના કેટલાક ગઈકાલે મહાગુજરાત જનતા પરિષદમાં હતાં, આવતીકાલે જનસંઘમાં જાય તો નવાઈ નહીં. અત્યારે તો પક્ષના આધાર સ્થંભો મનદાર વિસ્તારની કક્ષાએ સ્થાનિક આગેવાનો અને તેમનાં સત્તાનાં એકમો છે. આ એકમો જ્યાં સુધી એક ચૂંટણીમાં એક પક્ષમા અને બીજી ચૂંટણીમાં બીજા પક્ષમાં ફરતા રહે અને પક્ષમાં સંસ્થાગત સ્વરૂપ ન પકડે અને જ્યાં સુધી પક્ષ પોતાનું આગવું સંગઠન ઘડે નહિં અને તેના સભ્યોમાં પક્ષીય વફાદારી કેળવાય નહીં ત્યાં સુધી પરિસ્થિતિ બદલાતી જ રહેવાની અને પક્ષોનું ધ્રુવીકરણ ક્ષણભંગુર બનવાનું.

બીજી બાજુએ દેશમાં, છેલ્લા વીસ વર્ષના રાજકીય પ્રવાહો બતાવે છે કે રાજકીય પક્ષોની સંખ્યા વધી છે, ઘટી નથી. એક સામ્યવાદી પક્ષના બે અને હવે કદાચ ત્રણ પક્ષો થશે, આ ઉપરાંત ટ્રોટ્સ્કી જૂથ જેવાં નાનાં નાનાં કેટલાંય જૂથ, એક કોંગ્રેસમાંથી હવે સંખ્યાબંધ 'બળવાખોર' કોંગ્રેસ પક્ષો, દ્રાવિડ કઝગમમાં પણ બે પક્ષ-દ્રાવિડ કઝગમ અને દ્રાવિડ મુન્નેત્રમ્ કઝગમ; અને સમાજવાદી પક્ષનું પણ એમ જ થયું ને ? આ પ્રવાહ આવતાં દશ વર્ષમાં બદલાઈ જાય એમ માનવાને કોઈ કારણ નથી. વળી લેખકો પોતે જ નોંધે છે કે આ ચૂંટણીમાં અપક્ષો અને નાના પક્ષોને 'જીવતદાન' મળ્યું છે. એટલે આ ચૂંટણી તો લેખકો માને છે એના કરતા ઉલટી પ્રક્રિયા બતાવે છે. તદ્ઉપરાંત, દેશની સામાજિક અને સાંસ્કૃતિક વિભિન્નતા એવી છે કે દ્વિપક્ષી કે ત્રિપક્ષી ધ્રુવીકરણનું રાજકારણ શક્ય નથી; (અનિવાર્યપણે તેમ હોવું જ જોઈએ એ મુદ્દો પણ ચર્ચાસ્પદ છે). આપણો સમાજ અનેક પેટા-પેટા જ્ઞાતિઓ અને જુદાજુદા એકાઓમાં વહેંચાયેલો છે. ભાષાનાં વિભાજનો, સાંસ્કૃતિ એકતાના પ્રાદેશિક પેટાં એકમો, અને અનેક પ્રતિસ્પર્ધી વિરોધાભાસી હિતો એટલા બધા છે કે તે બધાં આપણે ઇચ્છીએ તેટલી ઝડપથી બે-ત્રણ કે ચાર માળખામાં વિભાજીત થઈ જાય નહીં. આખરે તો રાજકારણ ભૌગોલિક-સામાજિક-આર્થિક જીવન સાથે ઘનિષ્ટ રીતે સંકળાયેલું છે ને?

ચૂંટણીનાં પરિબળોનું પૃથક્કરણ કરતા લેખકો નોંધે છે, પ્રજાએ રાજકીય વડીલશાહીને જાકારો આપ્યો છે. સત્તાના ઉપયોગને લાભોની વહેંચણીના પાયા પર રચાતા સત્તાતંત્રની પોકળતા ચોથી ચૂંટણીએ પુરવાર કરી છે.. બીજુ, જ્ઞાતિવાદી, ધાર્મિક અને સામંતશાહી પરિબળોની મર્યાદા પણ ચોથી ચૂંટણીમાં છતી થઇ છે... ત્રીજું, માત્ર પૈસાના જોર પર ચૂંટણી જીતી શકાય એ માન્યતા, પણ ચોથી ચૂંટણીએ ખોટી પાડી છે' તેઓના મત મુજબ, 'ચોથી ચૂંટણીમાં જો કોઇ બે તત્વો સૌથી વધુ સફળ રહ્યાં હોય તો તે છે, વ્યવસ્થાતંત્ર અને જાગૃત પ્રજામત'(૧૩૧)

પ્રજામત કેટલો 'જાગૃત' થયો છે તે કેવી રીતે કહી શકાય? કોંગ્રેસ હારી એટલે? બે ચાર નેતાઓ જેને આપણે political boss કહીએ તે હાર્યા એટલે? -કે મતદાનનો આંક વધ્યો એટલે? પ્રજામતને માપવાના કોઇ માપદંડ વગર આ માન્યતા અધૂરી ગણાય. પ્રજામત 'જાગૃત' થયો છે કે નહીં તે એક અનુમાનની વાત છે, વાસ્તવિકતા હજુ

# ગાંધીશતાબ્દી-પ્રસંગે

ગાંધીજીના અવસાનના બે દાયકા દરમિયાન આપણે ગાંધીજીના વિચારો અને આદર્શોથી કેટલા બધા યોજન દૂર ચાલ્યા ગયા છીએ? એ એક જબરજસ્ત 'પેરેડૉક્સ' છે કે ગાંધીજીએ એમના જીવનની અત્યંત કર્મઠ અર્ધી સદી દરમ્યાન કેવળ મહાન આદર્શોનું ઉચ્ચારણ કરવાને બદલે તેનું આચરણ કેવી રીતે થઈ શકે, એનું ઉત્તમ દૃષ્ટાંત પોતાના વ્યવહારથી રજૂ કર્યું હતું. ને તે કેવળ ધાર્મિક-આધ્યાત્મિક તથા રાજકીય ક્ષેત્રે જ નહિ, પરંતુ સામાન્ય નાગરિકના રોજિંદા જીવનની નક્કર સમસ્યાના સંદર્ભમાં.

ખૂબીની વાત એ છે કે, જે નેતા ભારતની સ્વાતંત્ર્ય-સાધનાનાં અત્યંત કઠોર વર્ષો દરમિયાન રાષ્ટ્રીય-આંતરરાષ્ટ્રીય સમસ્યાઓ અને ઘટનાઓ સાથે રાતદિવસ વ્યસ્ત રહેતા હતા, તે જ, તેમના આશ્રમના જ નહિ, સમસ્ત ભારત અને અનેકવાર પરદેશોના અસંખ્ય સાધારણ નાગરિકો સાથેના વાર્તાલાપો ને પત્રવ્યવહારમાં વ્યસ્ત હતા અને તે હંમેશાં મહાન સૈદ્ધાન્તિક તત્ત્વચર્ચાના વાદવિવાદમાં જ નહી, જે તે વ્યક્તિના અંગત જીવનની વ્યવહારુ મુશ્કેલીઓના નક્કર ઉકેલની બાબતમાંય. દા. ત. લગ્ન, વૈધવ્ય, છુટાછેડાની સમસ્યા, પિતાપુત્ર યા પતિપત્નીના કૌટુમ્બિક સંબંધોની ગૂંચવણો અંગે, નાના બાળકની અને ગર્ભવતી સ્ત્રીની મુઝવણો અંગે, સાધારણ કારકુન કે શિક્ષકની નોકરી યા સામાન્ય વિદ્યાર્થિ-વિદ્યાર્થિનીના શિક્ષણ અંગે સર્વસામાન્ય શારીરિક, માનસિક વ્યાધિઓ અંગે, ને રોજિંદા જીવનનાં રસોઈ, ખોરાક સ્વચ્છતા ને તંદુરસ્તીના કીમિયા અંગે, અરે કરકસરની ઝીણામાં ઝીણી વિગતોથી માંડી નાની સંસ્થાઓના સંચાલનની સમસ્યાઓ અંગેય.

સમાજના દરેક સ્તરના, વિવિધ કક્ષાના હજારો સામાન્ય માનવીઓ સાથે ગાંધીજીનો સીધો અનુબંધ, તેમના આફ્રિકામાંના જીવનથી શરૂ થયો હતો; અને જીવનના અંત સુધી એકધારો ટકયો હતો. તેમના સેંકડો પત્રોએ હજારો મુઝાયેલાં માનવીઓને વ્યવહારુ મુઝવણમાં નક્કર માર્ગદર્શન અને આશ્વાસન બક્ષ્યું હતું.

આજે આ બધું સાહિત્ય – વાર્તાલાપો ને પત્રોરૂપે સંકલિત થયેલું દળદાર સાહિત્ય-આજના સાધારણ નાગરિકની, લગભગ એવા જ પ્રકારની મુંઝવણો ને વિટંબણાઓમાં આશ્વાસક ને માર્ગદર્શક નથી બનતું એ હકીકત છે.

આજે આપણે ગાંધીજીની મહાનતાના એક લક્ષણ તરીકે એ વાત યાદ કરીએ છીએ. ખરા, કે ગાંધીજી જગતની ગંભીર કટોકટીની ક્ષણોએ તથા ભારતના પેચીદા સ્વાતંત્ર્ય-સંગ્રામની આંટીઘૂંટીઓને જેટલું મહત્ત્વ આપતા હતા, તેટલી જ ગંભીરતાપૂર્વક ને ધીરજથી, તેટલી જ જવાબદારીપૂર્વક ને મમતાથી તેઓ ક્ષુલ્લક દેખાય તેવી બાબતોમાંય પોતાનાં સમય અને શક્તિ ખર્ચવામાં ગૌરવ લેખતા હતા. ગાંધીજીને

માટે તો વાઈસરોય સાથેની પેચીદા વાટાઘાટોથી માંડીને નાના બાળકની સાધારણ સુઝવણ એક સરખી મમતાની અધિકારી હતી.

આમ છતાં, આજે ગાંધીજીનાં એ વ્યવહારુ સૂચનો ને માર્ગદર્શનો સાથેનો અનુબંધ વિશાળ માનવ સમુદાય અનુભવી શકતો નથી.

આજની આપણી યુવાનપેઢીએ – કહોને કે આપણી બહુ – સંખ્ય પ્રજાએ–ગાંધીજીને જોયા નથી; સાંભળ્યા નથી, કામ કરતા નિહાળ્યા નથી, એમના વિષે ભારત અને જગતના નાગરિકો, વિચારકો અને મહાનુભાવોએ જે ઉમંગનો અનુભવ કર્યો હતો, તેવો કશો અનુભવ ભારતની બહુસંખ્ય પ્રજાને થયો નથી. એટલે બનવાજોગ છે કે ભારતની નવી પેઢીને મન ગાંધીજી સાવ અપરિચિત રહી ગયા હોય !

પરંતુ જેમણે ગાંધીજીને જોયા હતા, સાંભળ્યાં હતા, કામ કરતા નિહાળ્યા હતા અને કોઇ ને કોઇ કાર્યપ્રસંગ ઉપસ્થિત થતાં આદર અને મમતાનો અનુભવ કર્યો હતો; એટલું જ નહિ, પણ ગાંધી–માર્ગે જેલો ને યાતનાઓ સુધ્ધાં સહીને જેઓ 'માટીમાંથી માનવ' બનવા ભાગ્યશાળી થયા હતા, વા ગાંધીજીની છત્રછાયામાં અને સાન્નિધ્યમાં જીવવાનું સૌભાગ્ય જેમને પ્રાપ્ત થયું હતું–એમાંના મોટાભાગના ગાંધીજનો પણ પોતાના વિચાર અને આચાર દ્વારા ગાંધી–આદર્શ અને ગાંધી–વ્યવહારની એ 'ઇમેજ' ઊભી કરવામાં નિષ્ફળ નીવડયા છે. આ એક જેવી તેવી કરુણતા નથી.

ગાંધીજીએ સત્ય, અહિંસા, પ્રેમ અને ત્યાગના આદર્શોનો, કોઇ ને કોઇ રૂપે વ્યવહારમાં નાનામાં નાનાં રોજિંદા કાર્યો સાથે અનુબંધ સિદ્ધ કરી બતાવ્યો હતો. આજે આપણે માટે જાણે એમાંનું કશુંય શકય ન હોય, એવી લાચારી આપણે અનુભવીએ છીએ.—ગાંધીજીના ઉપદેશો આજે શબ્દોમાં ગુંગળાઈ રહ્યા છે.

ગાંધીજીના આદર્શો ગ્રંથોમાં દટાઇ ગયા છે.—ગાંધીજીના આચારો સ્મૃતિઓમાં પોઢી ગયા છે—ત્યાં નવી પેઢીના હૈયે ગાંધીનું પુનઃપ્રતિષ્ઠાન શી રીતે કરાવી શકવાના હતાં?

કેમ જાણે આપણી આ લાચારીમાંથી છુટવાના એક કીમિયા તરીકે ગાંધી શતાબ્દીના આરંભથી જ આપણે ગાંધીજીનાં સ્તવન–ભક્તિ–પૂજાના એવા તો ઠઠારામાં રાચવા માંડયું છે કે જાણે ગાંધીજી કોક આદિ યુગના સંત મહાત્મા થઈ ગયા હોય, કેમ જાણે, તેઓ સતયુગના કોઇ દૈવી અવતારી પુરુષ હોય, કેમ જાણે એમના સતયુગનો આપણા કળીયુગ સાથે કશો જ સંબંધ ન હોય, એમના વિચારો, ભાષા ને વાણીનો આપણા વિચારો, ભાષા ને વાણી સાથે કશો જ મેળ ન હોય! આવું વાતાવરણ ઊભું કરીને તો એક બાજુ સાધારણ માનવીમાંથી મહાત્મા બનનારા એક પ્રયોગવીરના જીવનનું સાચું રહસ્ય જ આપણે ઉપેક્ષી રહ્યા છીએ, તો બીજી બાજુ આપણા જેવા સાધારણ નાગરિક માટે મહાત્માના માર્ગે જવું અશકય જ છે, એવું આશ્વાસનનું બખ્તર ઊભું કરી રહ્યા છીએ.

'કોઈ પણ યુગમાં મહાપુરુષે આપેલો ઉપદેશ ટૂંકા સમયમાં ભુલાઈ જાય છે, નવા યુગને અનુરૂપ ન જણાતાં એ હડસેલાઇ જાય છે, ઈશુ અને બુદ્ધનું એવું જ થયું છે. ગાંધીજી પછીય એવું જ થાય અને થઇ રહ્યું છે. એ ઐતિહાસિક સત્યનો અફસોસ શો ?' એવી દલીલ પણ આપણે કરી લઇએ છીએ.

પરંતુ, બુદ્ધ ને ઇશુ આટલા યુગો પછી પણ મનુષ્ય જાતિને માટે દીવાદાંડી સમા ઊભા છે, એની પાછળનું રહસ્ય શું એ નથી કે, વધસ્થંભ પર ચઢેલા ઇશુનો અનુબંધ ઇશુના શિષ્યોએ, યુગે યુગે; વધસ્થંભો સમી યાતનાઓ, પ્રખર તપશ્ચર્યા અને કુરબાની દ્વારા ખ્રિસ્તીઓને હૈયે જીવતો રાખ્યો હતો—સૈકાઓ સુધી અખંડ જલતો રાખ્યો હતો એ જ રીતે બુદ્ધના શિષ્યોએ પણ તલવારો હેઠળ માથાં ધરી, દઈ બુદ્ધના ધર્મવિચારનો દીપ જલતો રાખ્યો હતો ?

ત્યારે, ભારતમાં ગાંધી જતાં દોઢએ દાયકામાં તો ગાંધીનો વારસો શૂન્ય બની રહ્યો છે ? ગાંધીજીએ પોતાના સાથીઓના હાથમાં સુપરત કરેલું સ્વરાજ્ય ('પૂર્ણ' ગાંધી માર્ગ'ની અપેક્ષા કોઈ કરતું નથી)—ગાંધીતત્ત્વથી ઊલટી દિશા એ ઘસડાઇ રહ્યું છે? છેવટે, સાચા દિલથી હકીકતનો સ્વીકાર કરીએ તો આજના સંદર્ભમાં ગાંધીમાર્ગની ઇષ્ટાનિષ્ટતા તથા શક્યાશક્યતાનો વિચાર કરવાનું શકય બને, અરે, 'ગાંધીજીએ બાંધેલું ને ચીંધેલું કશું જ હવે ઉપયોગનું નથી રહ્યું,' એવા સ્પષ્ટ એકરાર સાથે બીજો પંથ દઢતાથી અને પ્રામાણિકતાથી ખેડીએ, તોય કશું ખોટું નથી.

ગાંધી શતાબ્દી વર્ષ દરમિયાન આ મૂળભૂત સમસ્યાનો નિખાલસપણે સ્પષ્ટ જવાબ શોધવો રહ્યો, જેથી ગાંધીજીનાં સ્તવન-પૂજનના મિથ્યાચારમાં રાચવાનું તો ટાળીએ જ.

—ભોગીલાલ ગાંધી

# પંચાયતરાજ અને લોકશાહી

ઢોલનગારાં વગાડી દેશમાં દાખલ કરેલું પંચાયતીરાજ રાજકારણની ખટપટોમાં ક્યા ખૂણે ભરાઈ ગયું છે તેની પણ હવે દીવો લઈને શોધ કરવા નીકળવું પડે તેમ છે એવા અર્થનું શ્રી. જયપ્રકાશે હમણાં કહ્યું. સારે નસીબે ગુજરાતની સ્થિતિ એવી નથી. પણ ગુજરાતની સ્થિતિ પણ બહુ રાજી થઈ જઈએ તેવી તો નથી જ. ગુજરાતમાં અત્યારે દ્વિમુખી રાજવહીવટ ચાલે છે: એક મહેસુલી વહીવટ અને બીજો પંચાયતી વહીવટ. આ દ્વિમુખી પ્રથા છેક રાજધાનીથી માંડીને ગામસ્તર સુધી પ્રચલિત છે, અને તેમાં મહેસુલી વહીવટને ચડિયાતુ સ્થાન આપવામાં આવ્યું હોઈ પંચાયતી વહીવટ મહેસુલી વહીવટની દયા-માયા પર જીવતાં હોય એવો દેખાવ થાય છે. પંચાયતી વ્યવસ્થાને બધા અધિકારો અને બધી જવાબદારીઓ સોંપતાં હજુ ડર લાગ્યા કરે છે એ કારણે જ આ દ્વિમુખી પ્રથા ચાલુ રાખવામાં આવી છે. દ્વિમુખી પ્રથાને લીધે લોકોને તો કોઈ ફાયદો નથી જ થતો, ઊલટું જવાબદારીમાંથી છટકવા માટે એક સારું બહાનું તે પૂરું પાડે છે. મહેસુલી ખાતાવાળા પંચાયતી ખાતાનો વાંક કાઢે અને પંચાયતી ખાતાવાળા મહેસુલી ખાતાનો વાંક કાઢે, અને એમાં લોકોનું કામ અટવાયા કરે. રાજ્યને પણ તેનાથી કોઇ ફાયદો નથી, ઊલટું નુકસાન છે, કારણ વહીવટી ખર્ચ વધે છે.

૯૬-૯૭

ડિસેમ્બર જાન્યુઆરી

સાહિત્ય-વિશેષાંક



# વિશ્વમાનવ

# અતુલ

• રંગો

• રસાયણો

• દવાઓ




પોસ્ટ અતુલ, વાયા વલસાડ (W. Rly.)

સંપાદક મંડળ
ભોગીલાલ ગાંધી (મુખ્ય)
વિમલ શાહ (સહ)
રઘુવીર ચૌધરી (સહ)
પ્રકાશ શાહ (સહ)

વિશ્વમાનવ દર માસની ૨૬ તારીખે પ્રસિદ્ધ થાય છે.
એક અંકનો એક રૂપિયો
વાર્ષિક લવાજમ દસ રૂપિયા
પરદેશમાં ૨૦ શિલિંગ

બધા પ્રતિષ્ઠિત પ્રકાશકોને ત્યાં લવાજમ ભરી શકાય છે.
રૂ. ૧૦૫/ ભરીને રેખાનો શેર લેનારને વિશ્વમાનવ ભેટ મોકલવામાં આવે છે.

લેખકોને પુરસ્કાર આપવામાં આવે છે. લેખોમાંના અભિપ્રાયો માટે લેખકો જ જવાબદાર.

સંપાદકીય પત્રવ્યવહાર
ભોગીલાલ ગાંધી
રામજી મંદિર પોળ, વડોદરા
વ્યવસ્થા અંગે પત્રવ્યવહાર
રેખા કોઓપરેટિવ પ્રિન્ટિંગ એન્ડ પબ્લિશિંગ સોસાયટી લિ.
સિટી મિલ્સ કંપાઉન્ડ
અમદાવાદ—૨૨
મુદ્રણ-સ્થાન
રેખા સહકારી મુદ્રણાલય,
સિટી મિલ્સ કંપાઉન્ડ
અમદાવાદ—૨૨
મુદ્રક-પ્રકાશક-માલિક
સૂર્યકાન્ત પરીખ મે. ડિરેક્ટર,
રેખા કો. પ્રિ. એન્ડ પ. સોસાયટી લિ.
સિટી મિલ્સ કંપાઉન્ડ,
અમદાવાદ—૨૨

# વિશ્વમાનવ

૯૬—૯૭ ડિસેમ્બર-જાન્યુઆરી ૧૯૬૯

## મરણ

મને ન મરણું ગમે ફટક દૂંક ઉધ્ધતા વડે.
ગમે મરણ ગાય-ગોકળ સમું, ધીમું,—વાવરે
યથા કૃપણ સંપદા અસહ્ય લોભથી—ના ગમે.
ઘણાંય જન જીવતાં મરણ-ભાર માથે વહી
ભલે હલચલે જણાય જીવતાં, છતાં દીસતાં
મરેલ, શબ શાં અપંગ, જડ, પ્રેત દીદારમાં
અને મનસમાય—ઓઢત ભલે ન કો ખાપણ,
'મસાણ' તરફે જતાં ડગમગંત પંગુ સમાં.
ગણું મરણ માહરું જનમસિદ્ધ હું માગણું,
અબાધિત લખેલ તામ્રપતરે જીવાઈ સમું.
ન કાં વસુલ એ કરું મનપ્રમંત રીતે જે હું—
કરે કરજ લેણદાર ચૂકતું તકાદા વડે?
ચહું જ ઉઘરાવવા, મરણ એક હક્કતા વડે;
બિડાય ભવ-ચોપડો, કરજમાં ન કાંધાં ખપે

**ચુનીલાલ મડિયા**



કલા, માત્ર એક અર્થમાં કાલાનુભવનું મૂર્ત સ્વરૂપ છે.—કવિતા સવિશેષ કેમ કે તેનો તો વ્યાપ જ સમયમાં સાંદોલ થતો રહે છે. સમયના અનંત ક્રમમાંથી મનુષ્ય જીવન અને મૃત્યુ એ બે રૂપો સાથે પ્રગાઢ પણે જડાયો છે. પ્રકૃતિમાં પણ જીવન અને મૃત્યુની એક અવિરત વહેતી ક્રિયામાં કોઈ નિગૂઢ રહસ્યની અવિરામ લીલા ચાલી રહી છે. મનુષ્ય મન અને હૃદય વડે જીવન અને મૃત્યુના સંચલનમાં પ્રવૃત્ત એવા આ રહસ્યમય અસ્તિત્વને સમજવાનો યત્ન કર્યા જ કરે છે જ્ઞાન અને વિજ્ઞાન દ્વારા, કલા અને ધર્મ દ્વારા જીવન અને મૃત્યુ બંને વૈવિધ્ય-સભર છે અને છતાં જીવન એ જીવન અને મૃત્યુ એ મૃત્યુ છે એટલે કે જનસામાન્ય અર્થમાં આ એ છે નક્કર વાસ્તવિકતાઓ અને તેમાંય મૃત્યુ એ કદાચ ભીષણ વાસ્તવિકતા છે. કેમ કે મૃત્યુ જીવન્તોમાં ભીંસી નાંખે તેવો અવકાશ, મથી નાખે તેવી અસહ્ય પરિસ્થિતિ ઊભી કરી જાય છે, જે અકલ્પનીય છે. સ્વીકારની સૂક્ષ્મ સમજ કેળવી ચૂકેલી વ્યક્તિ જ જીવન અને મૃત્યુનો સમાન આદર કરે કેમ કે એને મન આ બંને એકમેકના પર્યાય. આ સમ્યક્ દૃષ્ટિ સાધ્ય કાં યોગીને કાં સંતને અને કૈંક અંશે કવિને પણ કેમ કે આ ત્રણે જગતમાં સરસા રહીને તેથી બહાર પણ, રહે છે—રહી શકે છે. અસંખ્ય માનવીઓ માટે મૃત્યુ એટલે સર્વસ્વનો લોપ. મૃત્યુ વિશે એકથી વધુ ઉત્તમ કાવ્યો આપનાર શ્રી. ઠાકોરે એક કાવ્યમાં નર્યો સચ્ચાઈભર્યો ઉદ્ગાર રણકો આ ઉદ્ગારમાં મૂક્યો છે:—

'કમોત? વળી મોત કોઈ કદિ ક્યાંય સન્મોત શું?'

આ મહાન કવિની અન્ય રચના—'મને નિમંત્રણ'—મા નરી માર્દવભીની બાનીમાં મૃત્યુની ગહન-સુંદર નાજુક છવિ 'કુસુમ'ના કલ્પન દ્વારા અદ્ભુત રીતે ઊપસી આવી છે.

'જીવન એ મૃત્યુનો મધુર આવિષ્કાર છે ને મૃત્યુ એ જીવનનો મધુર આવિષ્કાર છે.' એવો એક રમ્ય વિરોધાભાસ રચી કવિ અહીં નિર્ગહન!'

એવું ઉદ્બોધન મૃત્યુને કરી કાવ્યમાં રહસ્યમયતાની બારીક રેખા ફરકાવી દે છે.

શ્રી. મડિયાના 'મરણ' કાવ્યનો મિજાજ જ જુદો છે. છંદ ભલે પૃથ્વી રહ્યો, અહીં મૂળ છંદ મડિયાનો નિજનો છે. 'કરજમાં ન કાંઈ ખપે'— આ ઉક્તિમાં રહેલી બળકટતા, તીવ્રતા અને વિશેષ તો મોકળા જીવે કહી છૂટવાની વૃત્તિમાં કવિમિજાજની ગરવી છબી પ્રકાશી ઊઠી છે. આ કાવ્યમાં તેમ જ 'સૉનેટ'ની અન્ય રચનાઓમાં દરેક એવા શબ્દો છે જે આજના કોઈ પણ કાવ્યસંગ્રહોમાં ભાગ્યે જ જોવા મળે. કાવ્ય થાય છે કે નથી થતું તે પ્રશ્ન બાજુ રાખીએ અને જોઈએ તો મડિયાની આ નાની વીસ રચનાઓવાળી કાવ્ય પુસ્તિકા—સૉનેટ—માં કવિનું પોતીકાપણું તરત વરતાઈ જાય છે. 'મરણ'માં કવિબોલીનો જાદુ તરત નજરે ચડે છે. શબ્દોનાં ઝૂમખાં આખી અરધી પંક્તિઓ, ભાવ–ભાષા–સભર ઉક્તિવૈચિત્ર્યો અને કેટલાંક સીધા ચોટદાર શબ્દપ્રયોગો તે કેટલાંક કાવ્યો વાંચતાં વેંત મનમાં ગોઠવાઈ જાઈ છે. 'મરણ'–આ પ્રકારનું કાવ્ય છે–વાંચતાં વેંત મોઢે ચડી જાય એવું કાવ્ય છે, અર્થ સમજાય એ પહેલાં શબ્દ અહીં તરત સમજાઈ જાય છે અને આ તો એક ખૂબી છે આ પ્રકારના કાવ્યોની. આ કાવ્યની પ્રત્યેક પંક્તિ અર્થની દૃષ્ટિએ સ્વયંપર્યાપ્ત છે. પંક્તિ પૂરી થતાં અર્થ પૂરો થાય છે અને તે પણ કદાચ એક કારણ હોય વાચકના મનમાં સરલ વસ્તી જવાની આ પ્રકારના કાવ્યોની શક્તિનું. સૉનેટનો જે દૃઢ બંધ, આ સ્વરૂપની જે એક માર્મિક કલામયતા અને સંકુલતા જે ઉત્તમોત્તમ સ્વરૂપમાં પ્રો. ઠાકોરમાં જણાય છે તે અહીં નથી છતાં કાવ્યના પ્રથમ અષ્ટકમાં આવતી આ બે પંક્તિઓ :

મળે મરણ ગાય–ગોકળ સમું, ધીમું—વાવરે
યથા કૃપણ સંપદા અસહ લોભથી—તેના સમે

તેમ જ ષટકમાં આ બે પંક્તિઓ :—

ગણું મરણ માહરું જનમસિદ્ધ શું માગણું
અબાધિત લખેલ તામ્રપતરે 'જીવાઈ' સમું—

તરત ચિત્તમાં એકથી વધુ સંસ્કારો જગાવે છે જે જડાય છે કીટ સાથે, માનવી સાથે, ઇતિહાસ સાથે અને વિશેષ તો જડાયા છે માનવની મૃત્યુને પોતાની ચાલે ચલાવવાની મહેચ્છા સાથે, જીવન ભારરૂપ બને, એ પંગુ બને, એને વેંઢારવું પડે, એ 'દીદાર'માં અને 'મનસમાયુ' 'પ્રેત' સમ બને તેથી તો બહેતર છે, મૃત્યુને સામે ચાલી હકદાવાથી સ્વામીત્વની ભાવનાથી લઈ લેવું—કાવ્યનો આ સ્પષ્ટ વાચ્યાર્થ એમાંની લયબુલંદીને કારણે મનમાં પડઘાતો રહે છે. જીવનનો કેફ જે વ્યક્તિએ માણ્યો હોય એ મૃત્યુને પોતાનું 'જન્મસિદ્ધ શું માગણું' કે તામ્રપતરે લખેલ 'જીવાઈ સમું' ગણે તો એમાં સ્વાભાવિક ઉદ્ગારની જ રેખા તરી આવતી દેખાય પહેલાં.

પ્રો. ઠાકોરની કાવ્યબાની, સંસ્કૃત વૃત્તોની છટા અને ગોળથૂથીમાં મળેલી પેલી બળૂકી તળપદી ભાષા એમ ત્રણે સંસ્કારો અહીં સંકળાયા છે. શબ્દ–વિન્યાસની દૃષ્ટિએ આમ અર્થને ત્રેવડે દોરે કાવ્યમાં ગૂંથવો તે છેક સહેલું તો નથી જ. ને વળી સૉનેટ જેવા ફૉર્મ સાથે પહેલી જ વાર કામ પાડતો કવિ ઉક્ત એ અસરો – ઠાકોરની કાવ્યબાની, સંસ્કૃત વૃત્તોની છટા – ને સમુચિત રીતે કાવ્યમાં પ્રયોજી તેમાં સ્વભાષાની અસર મેળવે તે પણ સહજસાધ્ય તો ન જ ગણાય.

'ચહું જ ઉધરાવવા મરણ એક હફ્તા વડે'

જેવી છેક અંતની પંક્તિ લગી કાવ્યકેર જાળવતા જઈ કવિ કાવ્યમાં કેવું ભાવસાતત્ય જાળવે છે! બીજી બાજુએ વેપારવણજની ભાષાને એના ખાસ શબ્દોને ખપમાં લઈ એ વડે કવિતા કેવી સરસ રીતે તાકી શકાય છે એનું પણ આ કાવ્ય એક ઉદાહરણ છે.

'બિડાય ભવચોપડો...'

એ અંતની અર્ધ પંક્તિમાં ખાસ કરીને 'બિડાય' એ શબ્દ દ્વારા અંતિમ વિદાયમાં રહેલ કારુણ્યની આછી ભાવરેખા પણ અલપઝલપ દેખાઈ જાય છે પણ કાવ્ય સમગ્રનો ધ્વનિ તો નર્યો ખુમારીથી ભરેલો છે જે સ્પર્શે છે વિશેષ, કેમ કે કવિની આ એક નિર્દોષ ખુમારી છે.

નલિન રાવળ

## ચાડિયો

ચોખાનો દાણો ચાખવો છે,
ઊડતા પંખીને પંપાળવું છે,
મારે હવે તો ચાલવું છે મારા પગ ગોતીને.
સળગી ડાળને ઊલાળી ગીતને લહેરાવવું છે
પણ અહીં ક્યાં લીલું લહેરાય !
અહીં સહરાની રેત ચારેકોર,
એકલાં મારી મૃત ક્ષણોનાં શબ,
એમાંથી એકેય ચાલવા માંડે નહીં
એની ચોકી કરું છું.
મારે હવે તો ચાલવું છે મારા પગ ગોતીને.
મારે હવે તો...
મારે હવે તો...

પ્રિયકાન્ત મણિયાર

## એ જ કહાની

સાથે સાથે આવ્યા જેની
એ પથ અમને અહીં મૂકીને
આગળ ચાલ્યો.

અધવચ્ચે અટકેલા અમને
ઓળખશો ના,
અડધાપડધા ચાલ્યા:જશું સપનાંમાં
ને વધ્યાઘટ્યા અંટવાઈ જશું ઓછાયામાં.
ને તોય બચ્યા તો
ચાંદાને મોલે સૂરજ દઈ દઈશું તમને.

અમને કેવળ ગમ્યા છે આયાના લયની,
આગળપાછળ આમ તેમ ફેલાઈ જવાની.
નથી ઊગવું ફરી અમારે કોઈ સ્મરણમાં,
અમને ફાવટ આજકાલના અંતર વચ્ચે
હળી જવાની,
દૂર દૂરના અંધકારમાં ભળી જવાની.
હવે પછીના અજવાળામાં રહી જાય ના
કોઈ નિશાની;
અમને ગમશે
પૂરી થાય ત્યાં પૂરી થાય જે
—એ જ કહાની.

રઘુવીર ચૌધરી

## દમે હર દમે....

મારા શ્વાસના
કે
ટ
કા
થઈને
મારા પ્રાણની અસ્ખલિત ધારા
ટૂ..ટ..ક—ટૂ..ટ..ક..
વહી રહી છે,
હવાનો એક એક ઘૂંટડો
મારા શરીરને
ઈશ્વરની મહાકૃપા જેમ
ખૂબ મહેનતે મળે છે.
મારા સમગ્ર અસ્તિત્વને
પ્રાણવાયુનું ટીપે ટીપું પામવા
એ—કા—ગ્ર
થવું પડે છે.
(પ્રાણવાયુને—કે જેને પામતાં
માણસને ખબર પણ નથી પડતી તેને !)
એક—એક—શ્વાસોચ્છ્વાસ
મારા માટે
જીવન જીવવાનો પ્રબળ પ્રયાસ
બની રહે છે;
અને તોયે એમાં કંઈ
જીવનનો અંત આવી જાય
એવી આશા નથી !
(અંત—ઓહ એ પણ સદ્ભાગ્ય..!)
(અહીં તો મથી મથીને
હું બસ જીવું છું,
હું બસ....
"હું" હોણું !
દમનો કોઇ મહારોગી
કે પછી
—અનેકવિધ ભીંસ વચ્ચે
દમે હર દમે મૂરઝાતો
(ના મરતો)
આજનો માનવી !!

ગીતા પરીખ

## ગીત

ભર બપોરે કાંઈ અચાનક માત્હું મૂશળધાર આવીને તડકાછાંયા ભીંજવી ગયું,
સાવ ભૂંસીને સાંકળા ઝાંખી ભૂખરી શેરી, ઊજળી ઝાકમઝોળ શેરીને ચીતરી ગયું.
ઉંબરે વાછટ આવતી રેલા થઈને ચાલી રજ
ને નેવાં ક્યાંય સુધી ખળખળતાં રહ્યાં,
નળિયામાંથી જળની સાથે આભ ચૂયું તે
ઓરડે મારે કેટલા સૂરજ તરતા રહ્યા,
તડકાથી તરબોળ ભીનીછમ વાસની પવનપાતળી જાજમ
ફળિયે મારે પાથરી ગયું.
વરસી મારી આંખમાં એની છાંય ને સામે બળતાં
પીળાં ડુંગરાઝાડી ઝાડવાં ઠર્યાં,
લીંબડો સૂકો ખખડે ને તોય ઘરને મોભે કેમ
લીલાંછમ આટલાં બધાં પાંદડાં ખર્યાં ?
આંખ મળીને ઊઘડી ત્યાં તો વાદળામાં ઘનઘોર
ગહેકીને વન આખુંયે વરસી ગયું.

રમેશ પારેખ

## ટૂંક

અગપેખબખ ઊભી ટેકરીઓ,
મારાં વીતેલાં લીલાંછમ વરસોની
એકેય ટૂંક ના ખાલી.

કોક પાળિયા સિંદુરલીંપ્યા પૂજ્યા,
કંઈ નહીં તો દોરાધાગા
કોક વરખડે લીલાસૂકા બાંધ્યા,
ક્યાંક દેરડી ચણી કોક વેળાને દફનાવી.

અંગ અંગનાં ચાંચરો ફાડીફાડીને
ફરકાવી દીધી ધજા શબ્દોની
કીધી કેમળપૂજાઓ નોખારા શબ્દોની ધારે.

અને આજલગ કોક ટૂંકની
સાંજુકલી ઝાલરના આલીખમ
લોપાતા પડઘાની ઝાંખી ખીણોમાં
!

રાજેન્દ્ર શુક્લ

## ત્રણ કાવ્યો

### (૧)

ચિતરામણ ચીતરવાની
ટેવ મને પડી ગઈ–
વરસેલી વેદનાઓ
ચીરેલી મેં લાગણીઓ
સંબંધની રેખાઓને
ભેગી કરી
ચિતરામણ ચીતરું હું.
ચિતરામણ સાથે બેસી
નિરાંતનો
એકમ વાતોમાં ખૂંપું,
ચાંદરણાની સાથે રૂઠું
ધીમે ધીમે હુંય બનું
ચીતરેલું વન
વન અને વાંસ
વાંસની હું ખવાયેલી ભૂંગળીમાં
શ્વાસ ભરી
ગાવા મથું,
મોહનની લીલાઓને
કટાયેલી ગાથાઓને
વીતાવેલી વ્યથાઓને.

### (૨)

રાતરાતમાં પહોંચી જઉં
મને છોડીને
કોઈ જગાએ સંબંધ જોડવા
કોઈ જગાએ સંબંધ છેદવા,
લીલી ટેકરી પરથી
ગબડું
સંબંધનો હું દાણો
મત્ત મયૂરની કેકા સુણવા
કાન વગરનો
નામ વગરનો
ભાન વગરનો
સંબંધનો હું દાણો.
રેત ઓકતા રણમાં પહોંચું
કોઈ ઊંટના મોંઢામાંથી
નીકળેલો હું દાણો.
કોઈ ઊંટના પાડયા પગલે
રાહ દેખતો દાણો
મને તને વાગોળું–
–મને તને ત્યાં આપણ સૌને.

### (૩)

હું તો મારા ઘરની છું
કોરાયેલી બારસાખ.
રોજ નવું બંધાયેલું ભમરીનું ઘર.
ઘર ઘર રમવાનું
વર વર રમવાનું.
હું તો નર્યો હવનનો કુંડ
રોજ રોજ હોમાતો
છું જવનો જ કણ.
હોમાયેલા કણ કદી
વરસાદી માટી મહીં ઊગતા નથી,
હોમાયેલા કણ કદી ઇચ્છતા નથી,
હોમાયેલા કણ કદી મરતા નથી,
–કોરાયેલી બારસાખ
–ભમરીનું ઘર
–હવનનો કુંડ
આ બધું તો એમનું છે
સાચકલું ધન.

ઇન્દુ પુવાર

## હું ફુગ્ગો

કૈંક કેટલાં વર્ષો વીત્યાં હંસાઓ
ગણી ગણીને થાક્યો હું તો હંસાઓ
પરજાતની પ્રીતિમાં રાચો હંસાઓ !
જનમ જનમનાં ઝાળાં બાંધ્યાં હંસાઓ !
તમે રે હંસા દુખ કૈં કૈં દીઠાં
તેની કરવી શી વાતજી,
તમે રે બન્યાં લીલી ટેકરી
અમે તો માટીનું ઢેફુંજી,
તમે રે નદીઓ વ્હેતા વ્હેણની
અમે તો તૂટેલો કાંઠોજી,
તમે રે હંસા જલની દીવડી
અમે તો બળતી અંગારજી,
તમે ને અમે કૈં જુદાં નથી
તેની રેશમી શી વાતજી !
મને તમારી પ્રીતિ વિશે પ્રેમ નહીં
ને મને તમારાં
ઝાળાં વિશે મેળ નહીં ઓ ફુગ્ગાઓ
લિસ્સીલટ સડકોના સાથી ફુગ્ગાઓ
જરા સાંભળો હવા વગરના ફુગ્ગાઓ
હવા ભરી ત્યાં ફૂટી જવાના ફુગ્ગાઓ !
ફુગ્ગો મારા અંગ અંગથી આળસ મરડે
શ્વાસ ભર્યા શિખરથી ગબડે ફુગ્ગા
હું ફુગ્ગો.

હું અલકમલકનો છેલછબીલો ફુગ્ગો
હું અંધકારમાં ખીલી
ઊડેલો ફુગ્ગો.
કલકલાટ વ્હેતા પાણીથી
ભર્યો ભર્યો હું ફુગ્ગો.
હું જનમ વગરનો જૂની જાણું હંસાઓ
હું વર્તમાનને સદાય વેરું હંસાઓ
હું રંગવિરંગી ક્ષણો મહીં
ઊછળતો અબ્ધિ હંસાઓ !

હું અલકમલકનો
છેલછબીલો ફુગ્ગો
હું ફુગ્ગો..

ઇન્દુ પુવાર

## એક કાવ્ય

મારી કાચી નિદ્રાના ફળને
કોણ ગયું છે ચાખી ?

આ ત્વચા પર ઝરે છે
પડિનો ચંદ્ર જ્યારે

ત્યારે વૃક્ષ બની કોણ
ખડખડ હસે છે મારામાં ?

સપનાની ઠાલી દુનિયામાં
હું મિતાક્ષરિયો બનીને ભટકું,

જાઉં ત્યાં તો વિશેષણિયો બની
દરેક છાબે લટકું.

દિવસ આખો દરિયો ઝગમગતો
મારી પાંપણ કિનારી પરે.

મધરાતે સર્પ બની સરકતો
મારામાં હસતા વૃક્ષની શાખે.

રકતની ભૂરી જંજીરો આખી રાત
કેદી બનાવી મૂકે છે મને,

ને મારા કાણાવાળા શ્વાસ આખી રાત
વીણ્યા કરે છે નિદ્રાફળને.

તેના હાથમાંથી ઝૂંટવીને
ચાખી કોણ ગયું છે મારા નિદ્રાફળને ?

ભોજન નિદ્રાનો ભાર
શું વહી ન શકે આ આંખો ?

કે હું મરણને પાજવતો
કૈં કેટલી રાતો જાગું ?

મારી તંદ્રાના ફળને
કોણ ગયું છે ચાખી કાચું ?

નીતિન મહેતા

# અંધાર-જળ

અહીં અંધાર સૃષ્ટિ
ઓરડાના વાતાવરણમાં
જરૂર પૂરતી જડતા ઊભી કરી
આંખ મીંચી એમાં ડૂબકી મારું
ને પળવારમાં
સ્હેજ સ્હેજ અંધારની સ્થિરતા ઊભી થતાં,
ચારે બાજુથી નાની નાની
સોનેરી માછલીઓ સરી આવતી.
અંધારતળે દબાયલી પાંપણો પર
અંધાર-વસ્તી ખૂણે ખૂણેથી
નીકળી આવી
આ નવા શિકારને સૂંઘવા લાગી.
મારા ચિત્તમાં
અનેક પરિચિત ચહેરાઓની અવરજવર
કાન દ્વારા, શ્વાસ દ્વારા
અંધાર વિશે સરવા લાગી.
ને હવે તો મત્સ્ય મોટા આવી પહોંચ્યા છે.
મારા પરિચિત ચહેરાઓની નાસભાગ
પળોમાં તો શમી ગઈ.
જ્યારે મારા ચિત્તમાં તું સંતાઇ ગઇ છે,
એ જાણતાં જ
અંધારાનો શાળ મારા ઉપર તૂટી પડયો.
પાંપણો ખૂલતાં જ પસી ગયેલાં અંધાર-જળ
મારા અસ્તિત્વને ધીરે ધીરે ઓગાળી દિયે-

# સફેદ અંધારાં

અહીં વિસ્તરેલી વનરાજિમાં
તું બિનાશ બની મારા ઉચ્છવાસોને શોષી લે.
મારી સનાતન આંધળી બનેલી આંખોને
ખડકો તરફ દોરી લઇ જા-
મને કોઈ સ્પર્શી રહ્યું છે,
મને કોઈ શ્વસી રહ્યું છે,
મારી ગરદન પર કોઈકના છવાયા છે મુક્ત કેશ!
પવન આજે કોનું રૂપ લઇ
મારા આંગણામાં શરમ ઓઢી છવાઇ રહ્યો છે?
પવન આજે મારી બારીઓના પરદાઓમાં ભરાઇ જઈ
આકાશ સાથે આંખમિચામણાં કરતો
તારી જેમ મારાથી દૂર દૂર સરતો રહ્યો છે.

મારી ઉષ્માને શોષી લઇ
જીવતી હતી એક દિવસ તારી કાયા,
મારી વાતો સાંભળી સાંભળી
જીવતો હતો, પળતો હતો તારો જીવ-
હું તો અવાજમાંથી ઊભું કરતો તારું રૂપ
અહીં વિસ્તરેલા સમુદ્રમાં
જોવા મથું તારી કાય-
મારી આંખો આમળનાં સફેદ અંધારાં
તું હવે શોષી લે.

ભરત ઠક્કર

# તારા શબ્દો

તારા શબ્દો
મારી આંખો બની
દુનિયા જોવાનો પ્રયત્ન કરે છે
ત્યારે બહુ મઝા આવે છે.
અંધારામાં ખીલેલું ફૂલ ચૉકલેટની
વાસ લઈને આવે છે
ત્યારે માત્ર તું
અને બીજું કોઇ નહીં
તું જ યાદ આવે છે.
ટાઇપરાઇટરના અવાજના કૅનવાસ
પર માત્ર તારો જ
ચહેરો દોરાઈ જતો જોઉં છું
ઘડી ઘડી ભુલાઇ જતું તારું
નામ તારા વાળનો
ભૂખરો રંગ યાદ
રાખવામાં વધુ મદદ કરે છે.
તારા વાળનો
ભૂખરો રંગ એટલે અજાણ્યા ઉપવનની સુવાસ.
તેથી તું અને માત્ર તું જ.
કેટલીકવાર
ઈશ્વરનો અવાજ થઈ
મને કનડે છે.

મધુ કોઠારી

## અગનકણી

રાત શીતલ નીરવ, એકલી
અંગાર સ્વપ્નનો ઠહોણું;
ઝળક ઝળક થૈ ઠરે સતત,
એ અગનકણી હું ખોળું.

ગગન કાર્તિકી સ્વજન, ચડાવ્યું
અજાણ્યું એણે ગ્હેરું;
મને જોઈ જે આર્દ્ર થતું'તું;
ક્ષિતિજનમન કાં કોરું?
ભલે વીફર્યો વખત
હવે હું
નમતું તો નહીં તોળું?

અગર કોઈ ને ધરે હથેલી,
હૃદય દઈ હું રોઉં;
અહીં, બધે પણ કેમ થયેલી
બધિર ચામડી જોઉં?
ફરે ભલે સહુ અવળ,
હવે હું
અરજગરજ નહીં ધોળું?

હસિત બૂચ

## બ્રહ્માવર્ત

પ્રવાહો, મનુષ્યોના.
અહો અશ્વે, ઢોળે, કદિક રથ માથે,
અહીં બ્રહ્માવર્તે સુફલ સ્થલ પે આંખ ઠરતાં
વનશ્રી પેરિસા, મધુર રવતા કોકિલસુરે અને
પર્ણે પર્ણે દ્યુતિ લસત એ સૂર્યકિરણો
અહો! નાખે ધામા.
ને આ જલને કિનારે—
માંડી ત્યહીં પર્ણકુટી;
સુરમ્ય તેજનાં, પ્રકાશનાં કિરણથી
જે દશ્ય આ સર્વ—
આ ભૂમિ, આ પાન ખરંત, ડાળ આ,
ને પિપિલિકાની અહીં હાર ચાલતી—
એ સર્વની સંભવના વિચારે
—ઋષિ અહીં હો,
ને કેમ? ક્યાંથી? છે સર્વ શું આ? કિરણોય તે તે,
ઋતનો મનિષી, રત જ્ઞાનપીઠે.
ને ત્યાં વિશાળ આ શ્યામલ ભૂમિભાગો
કૃષિવલોથી ઊભરાય ચાસની સુગંધ!
ને ધાન્યથી ડોલત ખેતરોની સ્પર્ધા અરા હો
ચોમેરનાં વૃક્ષદલોથી જાણે! ને ત્યાં વિરામે
ત્યહીં ભાત ટાણે તે સૂર્ય
એ કર્ષક જોડ સાથે પ્રચ્છન્ન છાંયે,
શ્રમસિક્ત ગામે.
ને ફોરતી શુંય સુગંધ કર્મની!
સંધ્યા-ઉષાની નવરક્તિમા, ને
મેઘો તણો સુદર દેવ ઇન્દ્ર બલિષ્ઠ,
વરુણ જે સર્વસ્થળે જલોનો અધિપતિ
ને મનુવંશ કેરી આ વેલનો રક્ષક, અગ્નિ
મિત્ર પાતનો પકાવતો અન્ન સૂર્ય અને
જે વ્યાપી રહે દ્યૌ-પૃથિવી
ભરી ભરી અને વહે આહુતિ દેવમાર્ગે
શો શોભન!
એ સર્વને આ
સ્તવી રહ્યું હો મનુચિત્ત ગદ્ગદ.

ઈશ્વરભાઈ જી. પટેલ

# ચાર ગઝલ

પત્ર આપે પળ તણો વાંચ્યા પછી,
બંધ મુઠ્ઠીમાં સમયે રાખ્યો હશે.

રાત અધરાતે હજુ ટહુક્યા કરે,
મોર મનનો કેટલું નાચ્યો હશે.

સ્વપ્નનો દરિયો છલે છે શ્વાસમાં,
ફૂલ શો ઉત્તર મને આપ્યો હશે.

આપનો આપ્યો અજંપો શી ખબર,
વાંસળીનો સૂર થઈ વાગ્યો હશે.

સાચવી કોમળ પળોની ઝંખના,
સાંભળ્યું છે: શ્વાસ પણ થાક્યો હશે.

**શ્યામ સાધુ**

વીંટળાયું વ્યોમ વૃક્ષની હર એક ડાળીએ
પર્ણોના ફરફરાટે ઊડી જાતું ભાળીએ!

તળિયેથી ક્યારે ફૂટશે સરવાણી પાણીની
બેઠી તૃષાઓ ક્યારની સરવરની પાળીએ.

ખોવાઈ શું ગયું ભલા રસ્તાની ભીડમાં
પરદા સમી રહે છે સદા દૃષ્ટિ જાળીએ

જન્મોજનમનાં રૂપ હું ભાળું છું પાદરે
મુજ અશ્વના જ ડાબલા સંભળાય પાળિયે.

**મનોજ ખંડેરિયા**

હતું ઊંઘમાં ઊંઘ જેવું ઉઘાડું;
કરે છે હજી કેમ 'હોંચી' ગધાડું?

પવનની ગતિ એમ લાગે છે જાણે
દિશાઓ ઉપાડીને ચાલે છે ગાડું.

વીતેલી ક્ષણો કાચ જેવી બરડ છે,
કહો તો તમારી ઉપર હું પછાડું.

સ્મરણના ત્રણે બંધ પાકી ગયાં છે,
હવે કેટલી વાર, ક્યાંથી ઉપાડું?

દીવાલોને બાંધી દઈ એક ખડકે
પડ્યું છે કોઈ હૈક વર્ષોથી આડું.

મેં જોઈ છે બે આંખ ને બંધ મુઠ્ઠી,
જગત એક આખું પડ્યું છે ઉઘાડું.

કરે છે હજી કેમ 'હોંચી' ગધાડું?
મેં અક્ષર ભર્યાં છે, હું ખેંચું છું ગાડું.

**મનહર મોદી**




ઘેઘૂર ઘેન મહુડો કંઈ રોમ રોમ ચૂગે,
ઝાળઝાંખળું થયું છે; સૂરજ કદાચ ઊગે.

હળવેકથી હવામાં સંચાર ક્યાંક થાતો,
પગલું પડી ગયું છે; રસ્તો કદાચ સૂઝે.

પાંખો ફૂટી રહી છે વૃક્ષોની ડાળડાળે,
તરણું ઊડી રહ્યું છે; જંગલ કદાચ ઊડે.

ખળખળ થતી હવામાં ડૂબી ગયું ચરાચર;
હૈયું છલી ગયું છે; દરિયો કદાચ ડૂબે.

અણજાણ વાદળી કો' વરસી ગઈ છે વ્હાણું;
તારોડિયું ખર્યું છે; તડકો કદાચ વટે.

**હરિકૃષ્ણ પાઠક**

## ગુંજ્યા કરે !

મારી નજરના પાતાળ-ઊંડા જળમાં
ટુકડાતું ટુકડાતું આકાશ તર્યા કરે.
લીલી વનરાઈઓ અહીં પાંપણોના દોરે દોરે
બંધાઈને ઝૂલ્યા કરે—ભીની તરબોળ થઈ ઝૂલ્યા કરે.
પાણિયારાનો ચોખ્ખો ચળકતો વિસ્તાર
કોઇ નાનકા શિશુની જેમ હસ્યા કરે—
કંઠને લીલો ને લીલો કર્યા કરે.
વિચારોનાં વિહંગો અહીં
આસપાસના ઝબકતા આભમાં
મારાં તાજ-બ-તાજ ગીતોને
ગળા મહીં ઘૂંટી ઘૂંટીને ગાયા કરે, ઊડયા કરે.
જાણે કે:
લીલમ લીલું વન,
આ વ્યોમ,
આ ભર્યો ભર્યો ઊભરતો જલવિસ્તાર
અને વિહંગો.......
એ..ટ..લે..;
મારી પાંપણના હીંચકે
ભીંજાતો ઝલમલતો ઝૂલતો નિરાકાર આકાર,
ગુંજ્યા કરે—ગહેકયા કરી ગુંજ્યા કરે !

મનહર ચરાવડા

## સુવર્ણમૃગ

સ્વપ્નોની મરુભૂમિમાં
દોડી દોડીને ક્લાન્ત થયેલા
મારા સુવર્ણમૃગને
આખરે આદ્રિમતાનો કિનારો લાધ્યો !
ધરતીપર સૌ પ્રથમ
ઊગેલા કૂણા કૂણા બીજાંકુરની પેઠે
એણે કૂણું કૂણું સ્મિત કરી
મોં પરની નસોમાં વિજયને ભરી લીધો.
લાજુલતાથી
અવનત શિરે
એણે પોતાના પગથી
પૃથ્વીને સ્હેજ ખણી
ત્યાં તો—
એક એક રજકણ
એક એક સોનપરી બની
એને ચૂમવા લાગ્યો !
એ એના સુવર્ણકવચને કાઢી
નિરાવરણ થઈ
સોનપરીઓની લટોમાં ખોવાઈ ગયો.
ઘસાતી તરુશાખાઓમાંથી પ્રગટતા અગ્નિને
અને—
જેમાંથી હજીયે કાચા માંસની વાસ આવે છે
એવા પાષાણનાં શસ્ત્રોને નિહાળતાં વેંત
એ ઝબકી ઊઠયો !
અને આમ જ—
અતીતના કવલને વાગોળતાં વાગોળતાં
એણે સુવર્ણકવચ પહેરી લઈ
કોઈક સીતાને પરિભૂત કરવા
ફરીથી દોડવા માંડયું....

પ્રવીણ દરજી

## સ્વગત

(૧)

હા, હવે શ્રદ્ધાની નિસરણી પર ચઢી સ્વર્ગે જઈ શકાશે.
હે મૂર્ખ મન, 'હજી તેં તારો ધર્મ નક્કી નથી કર્યો ? ચાલ,
તારી આંગળીઓ વચ્ચે લટકતા ચીંથરાને દૂર કર.
બે હોઠ વચ્ચે ફસાયલા મૃત્યુને, ખોલીને બહાર ફેંકી દે.
કાનમાં બિછાનું પાથરી સૂતેલા સમય માટે સવાર પાડ.
બે પગ વચ્ચે બાઝયે જતાં જાળાંમાં તું પંડેર થઈ ઢળી
પડે તે પહેલાં તારો ધર્મ નક્કી કરી નાખ.
કેમ કે શ્રદ્ધાની નિસરણી પર ચઢી સ્વર્ગે જઈ શકાય છે......

(૨)

અરે, આ તો મેં મારા જ મોહન-જો-દેરોને ખોદી કાઢ્યા !
હવે ? ના; તેમને દાટી દેવા તો શક્ય નથી. ચાલ,
એમાં જ મારી સફર શરૂ કરું. કોણ ?
કાટમાળમાં પડેલી વૃદ્ધાનો ચહેરો ઊંચકાયો.
'જો.' તેણે બંધ મુઠ્ઠીમાં મને સમય બતાવ્યો.

(૩)

પાનખરમાં જેનાં પાન ખરતાં નથી એવા વૃક્ષની આ વાત છે.
પ્રગાઢ ધુમ્મસ અને અંધકારભર્યા આકાશમાં ગગડતા
સમયના સભર વાદળમાંથી ઝરેલા તણખાથી
આંખે દાઝેલા મનુષ્યની આ વાત છે. 'એ' ઝાડ નીચે બેઠેલાં
'એ' મનુષ્ય ડોક સહેજ ઊંચી કરી વાટ જુએ છે, પણ
એ વાટ જોઈ શકતો નથી.
એના પગ પાસે ઊગેલા લીલા ઘાસમાં તડકાને પીઠ પર
ફેરવતી કીડી સાથે એ જઈ શકતો નથી.
એને ચીલે ચીલે સમયના રથમાં બેસીને જતા પોતાના
વિષાદને એ આંસુ કહી શકતો નથી.
હવે એ ત્યાંથી જઈ શકતો નથી.
હા, આ એની જ વાત છે.

સુભાષ શાહ

ડેક પર લાખો ડંખ મારવા મથતાં હતાં. મોજાં ગર્જના કરતાં હતાં, પાછળના સાથીદારોને ડોક ઊંચી કરી બોલાવતાં હતાં. અભિમાનપૂર્વક ફુલાઈ ફુલાઈને ચાલતાં હતાં. તેમના માથા પર સૂર્યકિરણ તેજપૂર્ણ મણિની જેમ ચમકતાં હતાં. નૌકાઓમાં શું છે તે જોવા માટે ઊંચાં થઈ જતાં હતાં. ક્ષણવારમાં કુતૂહલ શાન્ત થતાં નૌકાને ધક્કો મારી ફરીથી ક્યાંક ચાલ્યાં જતાં. ઑફિસની નાની હોડીઓ શઢ ફુલાવી પોતાની મધુર ગતિનો આનંદ માણતી જતી હતી. એ મોટા મસ્તૂલ-મુકુટધારી જહાજના ગાંભીર્યની ઉપેક્ષા કરતી હતી. સ્ટીમરની પિનાકધ્વનિ (વ્હિસલ)ની પરવા નહોતી કરતી. એ હોડીઓ મોટાં મોટાં જહાજોના મોં પર શઢ ઝુલાવી હસી મજાક કરતી જતી હતી. જહાજને પણ આમાં પોતાનું અપમાન થતું નહોતું લાગતું. પરન્તુ ગાધાબોટનું [માલ ભરેલી મોટી નૌકાઓનું] વર્તન જુદું હતું. તેમને થોડુંક ચાલતાં ત્રણ કલાક થતા. તેઓ સ્થૂલ બુદ્ધિ જેવી દેખાતી હતી. હાલવાને અસમર્થ થતાં છેવટે જહાજને આગળ જવા કહે. તેઓ જ્યારે આપણી પાસે આવી પડે છે ત્યારે તેમના અવિનય આપણને અસહ્ય થઈ પડે છે.

સાંભળવામાં આવ્યું કે જહાજમાં કેપ્ટન નહોતા. જહાજ ઊપડવાની આગલી રાતે તેઓ અદૃશ્ય થઈ ગયા હતા. આ સાંભળી અમારાં ભાભીસાહેબની ઊંઘ ઊડી ગઈ. તેમને લાગ્યું કે જો કેપ્ટન ન હોય તો લંગરનું અચલ શરણું સ્વીકારવાનાં જ શ્રેય છે. મોટાભાઈએ કહ્યું 'તેમ કરવાની જરૂર નથી. કેપ્ટનની હાથ નીચેના માણસો કેપ્ટન કરતાં કોઈ રીતે ઊતરે તેવા નથી.' જહાજના ખલાસીનો પણ એવો મત હતો. બાકીના બધા મૂંગા બેસી રહ્યા હતા, પરન્તુ તેમના મનમાં પ્રસન્નતા નહોતી. પછી મેં જોયું તો, ખરેખર, જહાજ ચાલતું હતું. ખલાસીઓના બૂમબરાડાને લીધે કેપ્ટનનો અભાવ વરતાતો નહોતો એટલે અમે બધાં ચુપ રહ્યાં. અચાનક જહાજના હૃદયનો 'ધુક ધુક' ધ્વનિ બંધ થઈ ગયો. યંત્ર ચાલતું નહોતું. 'લંગર નાખો લંગર નાખો'ની બૂમો પડી લંગર નંખાયું. મશીનમાં એક જગાએથી કોઈ ભાગ ખુલી ગયો હતો. તેને દુરસ્ત કરે તો જ જહાજ આગળ ચાલે તેમ હતું. દુરસ્તી શરૂ થઈ એ વખતે સાડા દસ વાગ્યા હતા. દોઢ વાગ્યા પહેલાં મશીન સમું થાય એમ નહોતું.

બેઠો બેઠો ગંગા કિનારાની શોભા જોવા લાગ્યો. શાન્તિપુરની દક્ષિણ બાજુએથી આરંભ કરી ગંગા કિનારાની જે શોભા છે એવી બીજે ક્યાં છે? આંખોને અવિરત આનંદ આપે એવી ઝાડપાનની છાયા અને કુટીરોની હારની હાર બન્ને બાજુએ ચાલતી હોય છે, ક્યાંય વિરામ નહીં. કોઈ ઠેકાણે લીલાં ઘાસ વડે આચ્છાદિત તટભૂમિ ગંગાના ખોળામાં આવી, સૂઈ ગઈ છે. વેલોની જાળોમાં જકડાયેલાં ઝાડપાન નદીના પાણી સુધી ઝૂકી પડ્યાં હોય છે. પાની ઉપર તેમની છાયા સતત ઝૂલતી હોય છે. આ છાયામાં વચ્ચે વચ્ચે સૂર્યનાં કેટલાંક કિરણો ઝળહળે છે; બાકીનાં કેટલાંક ઝાડઝુંડનાં નાનાં નાનાં, મસૃણ લીલાં, કંપાયમાન પાંદડાં ઉપર ચક ચક થતાં દેખાય છે. તેની નજીક ઝાડના થડની સાથે એક નાવ બાંધેલી છે, છાયાની નીચે નિરંતર પાણીના કલ કલ શબ્દથી તે મંદ મંદ ઝોલા ખાતી આરામથી ઊંઘે છે; તેની બીજી બાજુએ મોટા મોટા ઝાડની ગીચ ઝાડીની વચમાંથી વાંકીચૂંકી, તૂટેલી પગદંડી પાણી સુધી ઊતરી આવી છે. એ રસ્તેથી ગ્રામનારીઓ કેડ પર બેડાં મૂકી પાણી ભરવા આવે છે. છોકરાંઓ કાદવ પર પડી પાણી ઉછાળતા ઉછાળતા તરતાં તરતાં ભારે તોફાન-મસ્તી કરે છે.

પ્રાચીન ભગ્ન ઘાટ કેવા શોભે છે! એ ઘાટ માણસોએ બાંધ્યા છે એ વાત ભૂલી જવાય છે. એ ઘાટ ઝાડપાનની જેમ ગંગાકિનારાનું પોતાનું ધન બની જાય છે. ઘાટની મોટી મોટી ફાટોમાંથી પીપળાનું ઝાડ ઊગ્યું છે. પગથિયાંની ઈંટોની બખોલોમાંથી ઘાસ ફૂટી નીકળ્યું છે. ઘણાં વર્ષોથી વર્ષાની જલધારાને લીધે તેના શરીર પર શેવાળ બાઝી છે અને તેનો રંગ ચારેકોરના શ્યામલ રંગમાં સહજ રીતે ભળી ગયો છે. માણસોનું કાર્ય પૂરું થતાં પ્રકૃતિએ

સંશોધન કર્યું છે. પીંછી વડે અહીં તહીં પોતાનો રંગ લગાડી દીધો છે. કઠિન, ગર્વીલી ભભકદાર વ્યવસ્થા નષ્ટ કરી, તેમાં ખંડિત વિશૃંખલ માધુર્યની સ્થાપના કરી છે. ગામના જે છોકરાકરી નહાવા કે પાણી ભરવા આવે છે તે બધાંની સાથે એ ઘાટનો કોઈ સંબંધ બંધાયેલો હોય છે. કોઈ આની પૌત્રી તો કોક આની મા-માસી તેમના દાદા કે દાદી જ્યારે આવડાં હતાં ત્યારે આ જ પગથિયાં પર બેસી રમ્યાં હતાં. ચોમાસામાં લપસી પડયાં હતાં. પેલો 'જાત્રા'વાળો જાણીતો ગાયક અંધ શ્રીનિવાસ સાંજ ટાણે આ પગથિયાં પર બેસી સારંગી વગાડતો 'ગેલો ગેલો દિન' ગાતો અને ગામના બેચાર માણસો તેની આસપાસ બેસી સાંભળતા. આ આજે કોઈ યાદ કરતું નથી. ગંગાકિનારાનો ભગ્ન દેવાલયોનું પણ જાણે કોઈ વિશેષ માહાત્મ્ય છે. તેમાં દેવ-પ્રતિમાઓ નથી પરન્તુ તે પોતે જ જટાજૂટ વિલંબિત પ્રાચીન ઋષિની જેમ આદરણીય અને પવિત્ર બની ગયાં છે. કોક કોક ઠેકાણે લોકોની વસ્તી છે. ત્યાં માછીમારોની હોડીઓ હારબંધ બાંધેલી છે. કેટલીક પાણીમાં છે તો કેટલીકને જમીન પર ચડાવી દીધી છે. કેટલીક કાંઠા પર ઊંધી પાડવામાં આવી છે અને તેનાં ઢચાંઠાં (ફ્રેમ) સમારવામાં આવે છે.

ઝૂંપડીઓ પાસે પાસે આવેલી છે. કેટલાકની આસપાસ વાંકીચૂંકી વાડો બનાવેલી છે. તેમાં બે ચાર ઢોર ચરે છે. ગામનાં એક બે દૂબળાં કૂતરાં નવરાની પેઠે ગંગાકિનારે રખડતાં દેખાય છે. એક ઉઘાડો છોકરો મોંમાં આંગળું ઘાલી રીંગણાના ખેતરની સામે ઊભો રહી, અવાક બની અમારાં જહાજ તરફ જોઈ રહ્યો છે. હોડીઓ તરતી મૂકી લાકડી સાથે બાંધેલી નાની જાળો વડે માછીમારોના છોકરા કિનારે કિનારે ચિંગડી માછલી પકડયા કરે છે. સામે જ કાંઠા પર વડના ઝાડનાં જોગાં જેવાં મૂળિયાંની નીચેથી વહેતા નદીના પ્રવાહને લીધે ત્યાંની જગા ધોવાઈ ગઈ છે. આથી એ મૂળિયાંની વચ્ચે એક એકાંત, આશ્રયસ્થાન બની ગયું છે. એક ડોશી પોતાનાં બે ચાર હાંલ્લાં, એકાદ કોથળો લઈ તેમાં રહે છે, વળી બીજી બાજુએ ઘણે દૂર ભાઠામાં કાંસનું જંગલ છે. શરદ્ઋતુમાં જ્યારે ફૂલો ખીલી ઊઠે છે ત્યારે ત્યાં હવાની પ્રત્યેક હિલોળે હાસ્યના સમુદ્ર-તરંગ ઊછળાતા હોય છે. ગમે તે કારણ હોય, ગંગાકિનારાના ઈંટોના નિભાડાઓ જોવા મને ગમે છે તેમની આસપાસ ઝાડપાન નથી હોતાં. ચારે કોર ખાડાટેકરાવાળી, અવડ જગામાં, આમતેમ કેટલીક ઈંટો ખસી પડી હોય છે. ઘણી બધી બળેલી ઈંટો વેર-વિખેર પડી હોય છે. ઠેકઠેકાણે માટીના ખાડાઓ ખોદ્યા હોય છે. આ ઉજ્જડ, ખાડાટેકરાવાળી જમીન પર નિભાડાઓ જાણે અભાગિયાની જેમ ઊભા રહે છે.

ઝાડની હારોમાંથી શિવનાં બાર મંદિરો દેખાય છે, સામે ઘાટ છે. નોબતખાનામા નોબત વાગે છે. તેની બરાબર પાસે જ ખેયાઘાટ (હોડી મારફતે નદી ઓળંગવાનો ઘાટ) છે. ઘાટ કાચો છે. એનાં પગથિયાં, તાડના થડિયાં વડે બનાવવામાં આવ્યાં છે, દક્ષિણમાં કુંભારનાં ઘર છે. છાપરાં પરથી કોળાના વેલા લટકે છે. એક પ્રૌઢ સ્ત્રી ઝૂંપડાની ભીંતને છાણ વડે લીંપે છે. આંગણું ચોખ્ખું ચણક છે. એક ખૂણામાં, માંડવા પર દૂધીનો વેલો છવાયેલો છે. બીજી એક બાજુએ તુલસીક્યારો છે. સૂર્યાસ્તના સમયે તરંગહીન ગંગામાં હોડીમાં બેસી તેના પશ્ચિમ કિનારાની શોભા જેણે જોઈ નથી તેણે બંગાળનું સૌન્દર્ય જોયું નથી એમ કહીએ તો ચાલે. આ પવિત્ર, શાન્તિપૂર્ણ, અનુપમ શોભાનું વર્ણન કરવાનું શક્ય નથી. આ સોનેરી છાયામાં, મલિન સંધ્યાલોકમાં નાળિયેરનાં ઊંચાં ઝાડ, મંદિરનાં શિખરો, આકાશના ફલક પર અંકિત નિસ્તબ્ધ ઝાડની ટોચે, સ્થિર પાણી પર ફેલાયેલી લાવણ્યમયી સંધ્યાની આભા, સુમધુર વિરામ; કોલાહલ થંભી જતાં વ્યાપેલી અગાધ શાન્તિ, આ બધું ભેગું મળી નંદનવનની એકાદ મરીચિકાની જેમ, આકાશગંગાની પેલી પાર સુદૂર શાન્તિનિકેતનની એકાદી છબીની જેમ, પશ્ચિમ દિગંતના કિનારે અંકિત

થયેલું દેખાય છે.

ધીમે ધીમે સંધ્યાનો પ્રકાશ ઓસરી જાય છે. વનની વચ્ચે આ તરફ, પેલી તરફ એમ એક પછી એક દીવાઓ સળગી ઊઠે છે. અચાનક દક્ષિણ બાજુથી હવા વહેવા માંડે છે. પાંદડાં સર સર કરતાં કાંપી ઊઠે છે. અંધકારમાં વેગવંતી નદી વહી જાય છે. કાંઠા પર સતત મોજાંઓના પ્રહારથી 'છલ છલ' અવાજ થયા કરે છે. બીજું કંઈ સ્પષ્ટ દેખાતું નથી, કે સંભળાતું નથી. કેવળ તમરાંના અવાજ સંભળાય છે, અંધારામાં આગિયા ઝબૂકી, બુઝાઈ જતા દેખાય છે. રાત વધે છે. કૃષ્ણપક્ષની સપ્તમીનો ચંદ્રમા ઘોર અંધારા પીપળાની ટોચ પરથી ધીરે ધીરે આકાશમાં ઊંચે ચડતો જાય છે. નીચે વનનો શ્રેણીબદ્ધ અંધકાર અને ઉપર મ્લાન ચંદ્રનો પ્રકાશ. થોડા પ્રકાશ અને અંધકારથી છવાયેલી ગંગામાં કોક જગા મોજાં વડે ખંડિત થતી, વારે વારે ભંગાતી લાગે છે. પણ પેલી પારની ઝાંખી વનરેખા પર બીજો થોડો પ્રકાશ ફેલાય છે. પણ એટલા પ્રકાશમાં બરાબર કંઈ દેખાતું નથી. માત્ર એ તરફના કાંઠાની સુદૂરતા અને અસ્ફુટતાને મધુર અને રહસ્યમય બનાવે છે. પેલી પાર નિદ્રાનું રાજ્ય અને આ પાર સ્વપ્નનો દેશ – એવું લાગ્યા કરે છે.

આ જે બધાં ગંગાનાં ચિત્રો મારાં મનમાં ઊપસી આવે છે તે શું સમસ્ત આ વર્ષતની સ્ટીમર–મુસાફરીનું પરિણામ છે? એમ નથી. આ બધાં કેટલાય દિવસોથી મનમાં અંકિત થયેલાં ચિત્રો છે. આ બધાં ખૂબ સુખદ ચિત્રો છે. આજે મેં તેમને ચારેકોરથી અશ્રુજળના સ્ફટિક વડે મઢી દીધાં છે. આ પ્રકારની શોભા, આ જન્મમાં ફરીથી પામીશ નહીં.

સમારકામ પૂરું થયું છે. મુસાફરોએ સ્નાનાહાર કરી લીધાં, મોટા અવાજ સાથે લંગર ઉપાડવામાં આવ્યું. જહાજ ચાલવા માંડ્યું. ડાબી તરફ મુચિખોલાના નવાબનાં પક્ષીઓનું મોટું પાંજરું દેખાય છે. જમણી બાજુએ શિવપુરનો બોટાનિકલ ગાર્ડન આવેલો છે, જેમ જેમ દક્ષિણ તરફ જઈએ છીએ તેમ તેમ ગંગા પહોળી થતી જાય છે. બેત્રણ વાગતાં ફળાહાર કરી સાંજે ક્યાં જઈને રોકાઈશું તેની ચર્ચા કરવા લાગ્યો. અમારી જમણી તથા ડાબી બાજુએ ધજાઓ ઉડાવતાં અનેક જહાજો આવ્યાં અને ગયાં. તેમની ગર્વીલી ગતિ જોઈ અમારો ઉત્સાહ ઓર વધી ગયો. પવન પ્રતિકૂળ વાતો હતો છતાં પ્રવાહ અનુકૂળ હતો. અમારા ઉત્સાહની સાથે સાથે જહાજનો વેગ પણ ખૂબ વધી ગયો. જહાજ ખાસું ડોલવા લાગ્યું. દૂરથી મોટાં મોટાં જહાજો માથાં ઊંચા કરી આવતાં દેખાયાં, અમે આનંદપૂર્વક તેમની રાહ જોવા લાગ્યા. મોજાં જહાજની પાસે આવી નિષ્ફળ રોષથી ફીણ ફીણ થઈ જઈ, ગર્જના કરી, જહાજના લોખંડના પંજર પર જોરથી માથાં પછાડે છે. હતાશ થઈ બે ડગલાં પાછળ જઈ, ફરીથી આવી આઘાત કરે છે. અમે બધા ભેગા મળી આ જોઈએ છીએ.

અચાનક જોઉં છું તો માલિકબાબુનો મોંનો રંગ ઊડી ગયો છે. તેઓ જહાજ ચલાવનારની પાસે દોડે છે. એકાએક પોકારો થાય છે—' અરે, અરે, રોકો, રોકો. જહાજ ઊભું રાખો.' ગંગાનાં મોજાં કરતાં પ્રચંડ વેગે અમારાં સૌનાં હૃદય ખળભળી ઊઠ્યાં. ધારીને જોઉં છું તો અમારા જહાજ પર સામેથી એક લોખંડનું બોયું (buoy) ધસી આવતું હતું. એટલે કે અમે એ બોયા તરફ ધસી જતા હતા. કોઈ પણ પ્રકારે સંભાળી શકતા નહોતા. બધાં મંત્રમુગ્ધ બની પેલા બોયાને જોઈ રહ્યાં છીએ. એ વરતુ પાડાની જેમ શીંગડાં ઉગામીને અમારા જહાજ તરફ આવતી હતી. અંતે તેણે પ્રહાર કર્યો.

ક્યાં પેલો અવિશ્રામ જલ–કલ્લોલ – લાખો કરોડો તરંગોનો અહોરાત્ર ઉત્સવ! ક્યાં પેલી અવિરલ વનશ્રેણી, આકાશની એ મુક્ત નીલિમા, ધરણીના નવયૌવનથી પરિપૂર્ણ હૃદયોચ્છ્વાસ જેવા પેલા અનંતની તરફ સદા ઊંચે ચડતા વિવિધ તરુતરંગો! ક્યાં એ પ્રકૃતિના શ્યામલ સ્નેહ વચ્ચે ઢંકાયેલાં શિશુ જેવાં લોકોનાં રહેઠાણો! ઉપરના

ચિરસ્થિર આકાશની નીચે પેલી ચિરચંચલા સ્રોતસ્વિની! ચિર-સ્તબ્ધ સાથે ચિર-કોલાહલમયનું સર્વત્ર સમાનની સાથે ચિર વિચિત્રનું, નિર્વિકાર સહિત ચિર-પરિવર્તનશીલનું અવિચ્છેદ કયા એ પ્રેમ-મિલન! અહીં ઈંટોની ઝીણી ઝીણી ભૂકી અને ધૂળનો નાક સાથે, ગાડી સાથે ઘોડાનો હઠયોગ ચાલે છે. અહીં ચારેકોર દીવાલ સાથે દીવાલનું, દરવાજા સાથે આગળાનું, પીઢિયા સાથે મોભનું, ડગલા સાથે બટનનું દૃઢ મિલન છે.

હું ધારું છું કે પાઠકો સમજી ગયા હશે કે અત્યાર સુધીનું લખાણ ઘટનારથળે જ ચાલતું હતું. સ્થળ નહી તો જળ કહો. ભૂમિના ધનની જેમ અમે પાછા ભૂમિ પર આવી ગયા છીએ. હવે ત્યાંની વાત અહીં, પહેલાંની વાત પછી આગળ લખવામાં આવે છે. એટલે અહીં જે લખીશ તેની ભૂલચૂકની હું જવાબદારી નહીં લઈ શકું.

અત્યારે મધ્યાહ્ન છે. મારી સામે ડેસ્ક પડી છે. પગલૂછણિયા પર એક કાળો મોટો કૂતરો ઊંઘે છે. વરંડામાં સાંકળથી બાંધેલો એક વાનર પૂંછડામાંથી જૂ વીણે છે ત્રણચાર કાગડા પાળી પર બેસી અકારણ 'કા' 'કા' કરે છે. અને વારે વારે ખપૂ કરીને વાનરના ખાતાં વધેલા ભાતના દાણા ચાંચમાં લઈ, ઊડીને છાપરા પર બેસે છે. ઘરના ખૂણામાં એક જૂના હારમોનિયમાં કેટલાક ઊંદરો ખટ ખટ કરે છે. કલકત્તા શહેરની ઇમારતના એક શુષ્ક, કઠિન ઓરડામાં, આ બધાંની વચ્ચે ગંગાનું આહ્વાન કરું છું. તપક્ષીણ જહ્નુ મુનિના શુષ્ક પેટ કરતા અહીં વધારે જમા છે.

વળી સંકડાશ નામની કોઈ વસ્તુ પ્રકૃતિમાં નથી એ આપણા મનમાં છે. જુઓ બીજમાં અરણ્ય રહેલું છે. એક જીવમાં તેની અનંત વંશપરંપરા રહેલી છે. હું સ્ટીફન સાહેબની બ્લુ-બ્લેક શાહીનો એક શીશો ખરીદી લાવ્યો છું. તેના પ્રત્યેક ટીપામાં કેટલાય વાચકોની સુપુપ્તિ મધુર-ટીંચરના સ્વરૂપે વિરાજમાન છે! આ શાહીનો શીશો દૈવજોગે જો સુયોગ્ય વ્યક્તિના હાથમાં આવે તો...સૃષ્ટિના જન્મ પહેલાંના અંધકારમાં આ અદ્ભુત પ્રકાશમય જગત જેમ છુપાયેલું હતું એમ એક શીશો ભરેલા અંધકારમાં કેટલીય પ્રકાશમય નૂતન સૃષ્ટિ છુપાયેલી છે. એક શીશાને જોઈને આટ-આટલા વિચારો મનમાં જાગે છે તો જ્યાં સ્ટીફન સાહેબનું શાહી બનાવવાનું કારખાનું હશે ત્યાં ઊભા રહી એકવાર વિચાર કરું તો કદાચ મગજ જ ઠેકાણે ન રહે. કેટલાં પુસ્તકો, કેટલા પત્રો, કેટલો યશ, કેટલું કલંક, કેટલું જ્ઞાન, કેટલું ગાંડપણ, કેટલા ફાંસીના હુકમો, યુદ્ધની ઘોષણાઓ, પ્રેમ-પત્રો બધું કાળું કાળું થઈ એક સ્રોતરૂપે બહાર વહી આવે છે. આ સ્રોત જ્યારે સમસ્ત જગત ઉપર થઈને વહી જતો હોય છે ત્યારે....જવા દો...શાહી તો આગળને આગળ ચાલવા લાગી. સ્ટીફન સાહેબનું આખું કારખાનું દૈવયોગે જાણે કે ઊંધું વળી ગયું.

આ વખતે બ્લોટિંગ પેપરની વાત યાદ આવે છે. પણ પ્રવાહને પાછો વાળીએ...હવે ગંગાના પ્રવાહમાં આવો.

સત્ય ઘટનામાં અને નવલકથામાં તફાવત હોય છે. તેનું પ્રમાણ જુઓ, અમારું જહાજ બોયા સાથે અથડાયું, છતા ડૂબ્યું નહીં. પરમ વીરતાપૂર્વક કોઈનો ઉદ્ધાર કરવો ન પડયો. પ્રથમ પ્રકરણમાં પાણીમાં ડૂબી જઈને છવ્વીસમા પ્રકરણમાં કોઈ બચીને જમીન પર આવ્યું નહીં. ડૂબ્યો નથી એટલે સુખી છું એ વિશે શક નથી, પરન્તુ લખતાં સુખ થતું નથી. વાચકો જરૂર અત્યંત નિરાશ થશે. હું ડૂબ્યો નથી એમાં મારો દોષ નથી, કેવળ ભાગ્યનું કારસ્તાન છે.

મર્યો તો નહીં પણ યમરાજના પાડાનું રીતસરનું ગોથું ખાઈ પાછો આવ્યો. એટલે એ આઘાતની વાત સ્મૃતિપટ પર કોતરાઈ ગઈ. થોડીક ક્ષણો અવાક બની એકબીજાના મોં સામે જોઈ રહ્યાં. બધાનાં મોં પર એક જ ભાવ હતો. સૌને કંઈ બોલવું નકામું લાગતું હતું. ભાભી સાહેબ એક મોટી ખુરશીમાં સૂનમૂન બેસી રહ્યાં હતા. તેમનાં બે નાનાં વળગણો મને બેઉ બાજુએથી બાઝી ઊભા રહ્યાં.

મોટાભાઈએ થોડીક વાર સુધી વારે વારે મૂછો પર તાવ દીધા કર્યો પણ કંઈ નક્કી ન કરી શક્યા. માલિકબાબુ નારાજ થઈ બોલ્યા 'બધો વાંક માછીનો છે.' માછીએ કહ્યું કે પોતાની નીચે જે માણસ સુકાન ચલાવે છે તેનો દોષ છે. પેલાએ કહ્યું સુકાનનો દોષ છે. સુકાન કંઈ બોલ્યા વગર નીચા મોંએ પાણીમાં ડૂબી રહ્યું. ગંગાએ એ ભાગમાં વેંચાઈ જઈને તેની આબરૂ સાચવી લીધી.

અહીં જ લંગર નાખવામાં આવ્યું. મુસાફરોનો ઉત્સાહ જોત-જોતામાં ઓસરી ગયો. સવારના પહોરમાં જે પ્રકારનો મેનો ભાવ, એંજિનને હરાવે એવી કલ્પનાની ગતિ અને અવાજની ઊંચાઈ વગેરે દેખાતાં હતાં તે પાછલા પહોરમાં નહોતાં. અમારા ઉત્સાહનો પારો લંગરની સાથે સાથે સાત હાથ પાણીમા નીચે ઊતરી ગયો. આનંદની વાત એ હતી કે અમારે એટલે દૂર ઊતરવું ન પડયું. પરન્તુ એકાએક એની શક્યતા વિશે ભાન જાગ્યું. એ વિશે જેમ જેમ તળિયે ઊતરી વિચાર કરવા લાગ્યા તેમ તેમ નદીના ભયાનક તળિયે પહોંચી જવાની સંભાવનાનો ઉદય થવા લાગ્યો.

આ જ વખતે સૂર્યે અસ્તાચલનો આશ્રય લીધો. બરિશાલ પહોંચવાના રસ્તા કરતાં ન પહોંચવાનો રસ્તો સહેલો અને ટૂંકો હતો. આ વિશે વિચાર કરતા કરતા મોટાભાઈ જહાજની છત પર આંટા મારવા લાગ્યા.

એક મોટા દોરડાના વીંટા ઉપર બેસી આ ગાઢા અંધારામાં હાસ્ય-વિનોદનો દીવો સળગાવવા મેં પ્રયત્ન કરી જોયો. પણ, ચોમાસાની દીવાસળીની જેમ એ બરાબર સળગ્યો નહીં, બહુ ઘસું ત્યારે કોક વાર જરા જરા ચમકારા થતા. 'સરોજિની' જહાજને પોતાના મુસાફરો સહિત ગંગા-ગર્ભમાં પંકમય વિશ્રામશૈયામાં સ્વર્ગપ્રાપ્તિ થઈ હોત તો છાપામાં 'Sad accident'ની કોલમમાં, એક જ પેરેગ્રાફની માત્ર ચાર લીટીમાં, ટૂંકાણમાં જ કેવી રીતે અમારો છૂટકારો થઈ ગયો હોત એ વિશે અનુમાનો થવા લાગ્યાં. (આ સમાચાર-ચાના એક ચમચા સાથે, નાનકડી ગોળીની જેમ કેવાં સહેલાઈથી વાચકોના ગળામાં ઊતરી ગયા હોત તેની કલ્પના કરી મિત્રો વર્તમાન લેખકનાં સંબંધમાં કહેત—'અરેરે કેવો સારો માણસ ચાલ્યો ગયો! એના જેવો બીજો થશે નહીં.' અને લેખકનાં પૂજ્ય ભાભી વિશે લોકો કહેત-'અહા, બાઈમા ગુણો હતા અને દોષોય હતા. ગમે તેમ પણ ઘર તો ભરેલું લાગતું હતું!' વગેરે વગેરે ઘંટીમાંથી જેમ ચોખ્ખો સફેદ મેદો પિસાઈને બહાર નીકળે છે તેમ ભાભી સાહેબના બીડેલા હોઠમાંથી હાસ્ય, તૂટક તૂટક રીતે છલકાઈ બહાર આવવા લાગ્યુ.

આકાશમા તારા ઊગ્યા. દક્ષિણ દિશામાથી પવન વહેવા લાગ્યો. ખલાસીઓની નમાજ પૂરી થઈ. એક ધૂની ખલાસી પોતાનું વાજિત્ર વગાડવા લાગ્યો, માથાના લાંબા-વાંકડિયા વાળ ઝુલાવતો એ પરમ ઉત્સાહથી ગાયન ગાતો હતો. અમે છત પર જ્યા બિછાનાં મળ્યાં ત્યા સૂઈ ગયાં. વચ્ચે આછા ઊંકારા અને મોટાં નસકોરાંના અવાજો સંભળાતા હતા. બોલવાનું બંધ હતું. જાણે એક મોટું દુઃસ્વપ્નરૂપી પક્ષી અમારા ઉપર સ્થિર બેસી; અમારામાંના કેટલાકને ઈંડાની જેમ સેવી રહ્યું હતું. મારાથી વધુ રહી શકાયું નહીં. મારા મનમાં થવા લાગ્યું-મધુરેણ સમાપયેત્! કોક સુયોગે જો જન્મ-કુંડળીના છેક છેલ્લા કોઠામાં પહોંચી જઈએ અને જો જહાજ ખરેખરની વૈતરણીની પેલી પારના ઘાટે જઈને ઊભું રહે તો વાજાં વગડાવો. ચિત્રગુપ્તની મજલિસમાં સોગિયું મોં લઈ, અરસિક જેવા ન દેખાઈએ—એવું કરો. વળી એ જગાએ અંધારું હોય છે, તો અહીંથી અંધારું સાથે લઈ જઈને રાણીગંજમાં કોયલા લઈ જવા જેવી હાસ્યાસ્પદ ચેષ્ટા શા માટે કરીએ? માટે વાજિંત્રો વગાડો. મારા ભત્રીજાઓએ સિતાર વગાડવા માંડી, ઝિન ઝિન ઝિમ—યમન કલ્યાણ વાગવા માંડયો.

બીજે દિવસ તપાસ કરતાં જાણવા મળ્યું કે જહાજની ફલાણી-ઢીંકણી એમ અનેક ચીજો નથી. એ ચીજો વગર જહાજ ચાલે ખરું પણ એ મુસા-

ફેરોની જરૂર મુજબ ન ચાલે, પોતાની ઇચ્છા મુજબ ચાલે. કલકત્તાથી સરંજામ લાવવા માણસો મોકલવામાં આવ્યા. હવે થોડાક દિવસ અહીં જ મુકામ રહેશે.

ગંગાની વચ્ચે કોક કોક વાર જો રોકાઈએ નહીં તો ગંગાની સુંદરતાને સારી પેઠે માણી શકાય નહીં. કારણ કે નદીનું એક મુખ્ય સૌંદર્ય છે તે ગતિનું સૌંદર્ય. ચારેકોર મધુર ચંચળતા, ભરતી–ઓટના અવાજો, મોજાંઓની ચડ–ઊતર, પાણી ઉપર પ્રકાશ અને છાયાનો ઉત્સવ. ગંગાની વચ્ચે એકાદ વાર સ્થિર થઈ રોકાઈએ નહીં તો એ બધું સારી રીતે જોઈ ન શકાય. વળી જહાજનું હાંફવું, અગ્નિનો તાપ, ખલાસીઓની ધમાલ, માયાબદ્ધ દાનવ જેવા દીપ્તનેત્ર એંજિનના ઉંકારાવાળો નિશ્વાસ ભરેલો પરિશ્રમ, બન્ને બાજુ સતત ફરતા સહસ્રબાહુ એ ચક્રોનો રોષયુક્ત ફીણ-ઉદ્‌ગાર—એ બધું ગંગા પર ખૂબ અત્યાચાર જેવું લાગે છે. ઉપરાંત ગંગાના સૌંદર્યની ઉપેક્ષા કરી દોડી જવું એ કાર્યતત્પર, અતિસભ્ય ઓગણીસમી સદીને જ શોભે. પરંતુ રસજ્ઞો આ સહન કરી શકે નહીં. આ તો જાણે ઑફિસે જતી વખતે મોંનો કોળિયો નાકમાં ખોસી દેવા જેવું છે. અન્નનું અપમાન કહેવાય. જાણે 'ગંગાયાત્રા'ની સંક્ષિપ્ત આવૃત્તિ. આ તો જાણે મહાભારતનું સૂચિપત્ર ગોખી મારવા જેવું કહેવાય.

અમારું જહાજ ગળામાં લોખંડની સાંકળ બાંધી ઊભું રહ્યું. નદી જોરદાર પ્રવાહથી વહી જાય છે. ક્યાંક મોજાંઓ ઉછાળતી તો ક્યાંક શાન્ત રીતે, કોઈ ઠેકાણે સાંકડી થઈને તો કોઈક ઠેકાણે ફેલાઈને. ક્યાંક બેટ પડી ગયા છે. કોક કોક ઠેકાણે કાંઠો કે કિનારો દેખાતો નથી. અમારી સામેનો પેલો કાંઠો વાદળની રેખા જેવો દેખાય છે. ચારેકોર મછવાઓ અને સઢવાળી નૌકાઓ વહે છે. મોટાં મોટાં જહાજો પ્રાચીન પૃથ્વીના બૃહદાકાર, સરીસૃપ પ્રાણીઓ જેવાં તરતાં જાય છે.

સાંજ પડવા આવી છે. સ્ત્રીઓ ગંગામાં નહાવા આવે છે. પ્રકાશ ઢળતો આવે છે. વાંસ અને ખજૂરીનાં જંગલ, અમરાઈ અને ઝાડીઓમાંથી કોક કોક ગામ દેખાય છે. જમીન પર એક વાછરડું જુસ્સાથી કૂદ્યું અને પૂછડું ઊંચાં કરી ગર્વપૂર્વક એક મોટી સ્ટીમરની સાથે સાથે દોડે છે. કેટલાંક બાળકો જમીન ઉપર ઊભાં રહી તાળીઓ પાડે છે. જે ચામડી પહેરી તે પૃથ્વી પર અવતર્યાં તેનાથી વધુ પોશાક પહેરાવવાની એમને જરૂર લાગતી નથી. ધીમે ધીમે અંધારું થવા આવ્યું. કાંઠાની ઝૂંપડીઓમાં દીવા સળગ્યા. આખા દિવસની જાગ્રત આળસ પૂરી કરી રાત્રિની નિંદ્રાને શરીર–મન સમર્પણ કરી દીધાં.

---

આ જાન્યુઆરીના પહેલા અઠવાડિયામાં, વર્ધામાં મળેલ ૪૮ મા મરાઠી સાહિત્ય સંમેલનના પ્રમુખ શ્રી. પુ. શિ. રેગેએ સાહિત્ય વિશે કેટલીક વ્યાવહારિક વાતો પણ મૂકી. એમણે કહ્યું કે લેખકોને પુરસ્કાર અપાય છે એટલું પૂરતું નથી, સાહિત્યના ફેલાવા માટે પ્રયત્ન થવો જોઈએ. પુરસ્કાર આપીને તમે લેખકની આગામી કૃતિની ગુણવત્તા વધારી શકવાના નથી. અને પુરસ્કારો વહેંચીને કુલ લેખકોના કેટલા ટકાને ઉપયોગી થવાશે? એથી તો બહેતર છે કે સરકાર સારાં પુસ્તકો પસંદ કરીને ખરીદે અને પુસ્તકાલયોને વહેંચે. એમ થતાં લેખકોને વધુ વાચકો મળશે અને રૉયલ્ટી પણ વધુ મળશે, એક સારો વાચકવર્ગ ઊભો થશે. યોગ્ય સમયે કૃતિ પ્રગટ ન થતાં કેટલાક લેખકો લખવાનું છોડી દે છે. સાહિત્ય માટે આ એક મોટી હાનિ છે. સાહિત્ય-સંસ્થાઓ અનુવાદો કરાવી કરાવીને ગોદામો ભરે છે. સાહિત્ય અકાદમીમાં લાખોનો માલ એમ જ પડી રહ્યો છે. આ તો રાષ્ટ્રીય મૂડી અટકાવી રાખવા જેવો અપરાધ છે. આને બદલે સર્જક લેખકોને પ્રોત્સાહન આપવું જોઈએ. પ્રતિષ્ઠિતોની પૂજા કરવાને બદલે પ્રયોગશીલો તરફ ધ્યાન આપવું જોઈએ, ઓરમાયો વ્યવહાર છોડીને.

# પોઢી ગયેલા અવાજો

ગુલાબદાસ બ્રોકર

હું એને મળ્યો હતો. હા. અમદાવાદમાં એક લગ્ન–પ્રસંગે, ઘણા જુવાન લેખકો ત્યાં એકત્રિત હતા. કોઈકે તેનો પરિચય કરાવ્યો. 'રાવજીને મળ્યાં છો, ગુલાબભાઈ?' 'ના, પણ એનાં લખાણો માણ્યાં છે.' મેં કહ્યું, મારી સામે એક હાથ લંબાયો– પાતળો, સુકાઈ ગયેલો, લગભગ લોહી વિહોણો. તે હસ્યો અને બોલ્યો: 'હમણાં જ ટી. બી. સેનેટોરિયમમાંથી પાછો આવ્યો છું.' 'તમારે પૂરો આરામ કરવો જોઈએ. 'મે કહ્યું, એની આંખો ચમકી ઊઠી. 'ત્યાંની જિંદગી વિશે મેં એક નવલકથા લખી છે.' "શીર્ષક?" "અશ્રુઘર"

એ નવલકથા પ્રસિદ્ધ થઈ ત્યારે એણે સારી એવી હલચલ મચાવી મૂકી. જીવનની ક્રૂરતાને વર્ણ-વતી એ એક કવિતા હતી. દયાહીન અસ્તિત્વનુ એ એક પ્રતીક હતી. એ કવિતા અને એ પ્રતીક સાચાં હતાં–અવિશુદ્ધ સાચાં છતાં સમગ્ર કૃતિ તરીકે એ નવલકથામાં કલાશિલ્પના ક્યારા વર્તાઈ આવતી હતી. અશ્રુના એ ઘરની બહાર જેવો એણે પગ મૂક્યો તેવી જ તે પૂરેપૂરી શ્રદ્ધા પ્રેરતી બંધ થઈ ગઈ અને ગોથા ખાતી, લથડિયાં ખાતી અને આમતેમ સરકી જતી લાગતી હતી. ને તોયે એના સામર્થ્ય અને એની કવિતા વડે જેમ તેણે બીજા ઘણાઓને આકર્ષ્યા હતા તેમ મને પણ આકર્ષ્યો. "આ જુવાન લેખક ખૂબ ખૂબ આગળ જશે." મેં મારી જાતને કહ્યું.

પણ એ આગળ એટલે બીજા ટી. બી. સેનેટોરિયમમાં બીજો ઘણો સમય કાઢવાનો પ્રસંગ. કોઈકે મને કહ્યું કે રાવજી પટેલના દર્દે ઉથલો માર્યો હતો અને સૌરાષ્ટ્રમાંની જિંથરીની હોસ્પિટલમાં તેને ખસેડવામાં આવ્યો હતો. મને ખરેખર આઘાત થયો કેમ કે સમયના એ ગાળામાં એની બીજી નવલકથા "ઝંઝા" પ્રગટ થઈ ચૂકી હતી. એ એક અત્યંત સમર્થ કૃતિ હતી, અને ગુજરાતની અતિસમૃદ્ધ નહીં એવી નવલકથાની દુનિયામાં એનું અપર્ણ મૂલ્યવાન હતું. સર્જનાત્મક સાહિત્યના સૌન્દર્ય અને માર્દવ ભણી જે કોઈ હૃદય ઉત્સાહથી ઢળી શકે તે હૃદયમાંથી પ્રશંસાનો પ્રતિભાવ પ્રગટાવે એવો સાચકલાઈ ભર્યો ઉદ્ગાર એમાંથી નીકળતો હતો. આયોજનની દૃષ્ટિએ પણ ડાયરીના રૂપમાં એની કથા આલેખવાનો પ્રયોગ ઊડીને આંખે વળગે એવા બધા પ્રમાણમાં સફળ થયો હતો. તેમાંની ભાષા કૌશલ, પ્રેમ અને સૂઝપૂર્વક વપરાઈ હતી, તેમાના એક પાત્રે એ કથામાં લખેલા એક પત્રમાં, મને લાગે છે કે સાહિત્યના જગતમાં અપૂર્વ બની રહે તેવી હશે. લેખકનો આત્મવિશ્વાસ એ પુસ્તકમાંથી શ્વસી રહેલો લાગતો હતો. પાત્રો બેહૂદી વાતો કરતાં હતાં અને ઘણી બધી એબ્નોર્મેલિટી બતા-વતાં હતાં છતાં પ્રતીતિકર રહેતાં હતાં. એમા ખામીઓ તો અવશ્ય હતી જ, અને અંતભાગમાં એ વધારે સ્પષ્ટ સ્વરૂપે દેખાઈ આવતી હતી, પણ તે છતાંય તે એવી કથા હતી જે પોતે લખી હોય તો કોઈ પણ લેખક ખુશ થાય. અને તેની અંદર ઝગારા ઊઠતા કાવ્યના ચમકારા!

રાવજી અનેરી ભાતનો કવિ હતો. જુદાં જુદાં સામયિકોમાં તેની ઘણી બધી કવિતાઓ પ્રસિદ્ધ થઈ છે, અને એ બધીયે કવિનાં કલ્પનો અને પ્રતીકોનું સામર્થ્ય છતું કરે છે. કોઈ કોઈ વાર તેને સમજવો મુશ્કેલ પડી જાય છે, પણ છતા હરેક વખતે તે કવિ તો રહે જ છે. એનામાંનો એ કવિ એની નવલકથાઓમા પણ વારંવાર વિહરતો દેખાઈ આવે છે. પરંતુ ત્યા એની કવિતા નવલકથાની જરૂરિયાત પ્રમાણે વસ્ત્રપરિધાન કરે છે અને એટલે એ સ્થળે એ ખૂંચતી નથી.

મિત્રોએ કહ્યું કે એ ફરી માંદો પડયો હતો અને હોસ્પિટલમા ગયો હતો. એણે સર્જનાત્મક લેખનની દિશામાં જે ભીષણ યત્ન કર્યો હતો તે આ ઉથલા માટે જવાબદાર હશે? કોણ જાણે!

સૌરાષ્ટ્રમાંની એની હોસ્પિટલમાં હું એને મળ્યો ત્યારે રાવજી આનંદમાં હતો. રઘુવીર ચૌધરી અને ચંદ્રકાંત શેઠ એને મળવાને જ માટે ત્યાં આવ્યા હતા. મોહમ્મદ માંકડ અને હું એ પ્રદેશમાં આકસ્મિક પહોંચી ગયા હતા. હોસ્પિટલમા અમે બધા સાથે જ ગયા હતા. અમને જોતાં વેંત તેના ચહેરા ઉપર જે આનંદ પથરાઈ રહ્યો તે સ્પર્શી જાય તેવો હતો. છતાં એ તો સ્પષ્ટ રીતે કળાઈ આવતું હતું કે હવે લાંબું નહિ જીવે. પણ તેને પોતે સાજો થઈ જ જશે એવી પાકી શ્રદ્ધા હતી. ક્ષયના ઘણા બધા દર્દીઓ ક્રમ ભાગ્યે, એવા શ્રદ્ધાવંત હોય છે. જીવન વિશે અને પોતાના દર્દ વિશે વાત કરતાં કરતાં તેણે મને કહ્યું: 'પ્રોફેસર સાહેબ, મારે જીવવું છે. મારામાંનો અંશે અંશ જીવવા માગે છે, મારી આંગળીના નખ સુધી મારે જીવવું છે.' એણે એ આંગળીઓ અને એ નખ બતાવ્યાં. બન્ને ધીમે ધીમે મૃત્યુ પામી રહ્યાં હતાં. સામાન્ય બિનધંધાદારી માણસ પણ એ જોઈ શકે તેમ હતું. અમારી આંખોમાંથી બહાર ધસી આવવા મથતાં આંસુને અમે માંડ માંડ રોકી શક્યા.

ને હવે એ છે નહિ. એ મૃત્યુ પામ્યો ત્યારે માત્ર અઠ્ઠાવીસ જ વર્ષનો હતો. જીવન વિશેની એની મહત્તમ ઝંખના દયાહીન મૃત્યુના પંજામાં ભીંસાઈને શાંત પડી ગઈ છે.

પરંતુ તેની બે સરસ નવલકથાઓ, કેટલીક આહ્‌લાદક કવિતાઓ અને થોડી ધ્યાન ખેંચે એવી નવલિકાઓ તો આપણી પાસે રહે જ છે, અને એ બધું લાંબા સમય સુધી તેને જીવતો રાખે એવું છે. ગુજરાતના ખૂણે ખૂણામાંથી તેને જે અંજલિઓ અપાઈ છે તે એ એક વાત તો સિદ્ધ કરે છે જ. તેનો અવાજ સાચો અર્વાચીન અવાજ હતો. અર્વાચીન સંવેદનાથી ભર્યા ભર્યા આવા અવાજો મરી જતા નથી.

આ સૂત્ર બીજા એક અવાજની બાબતમાં પણ સાચું પડયુ છે ક્રૂર મૃત્યુના આઘાતથી એ અવાજ પણ એના યૌવનકાળમાં જ મૂક બની ગયો છે. મૃત્યુનો શિકાર બનેલો એ બીજો જુવાન એટલે સાહિત્યિક મૂલ્યવત્તાનો ઘણો અંશે ધરાવતો કવિ–મણિલાલ દેસાઈ. એ છવ્વીસમે વર્ષે મૃત્યુ પામ્યો, ધનુર્વાથી. કદાચ તે પોતાની પાછળ ઘણાં સુંદર કાવ્યો, અને એક અધૂરી નવલકથા મૂકી ગયો છે. થોડા સમય પહેલા જ એના મિત્રોએ એનાં કાવ્યોને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યાં છે– 'રાનેરી' શીર્ષક હેઠળ.

શુદ્ધ કવિતાનો એ સુંદર સંગ્રહ છે. એમાંનું સંવેદનાતંત્ર અર્વાચીન છે, અને તેનાં આયોજન અને અભિવ્યક્તિ રસિક જનને જકડી રાખે તેવાં આકર્ષક છે. અત્યારના લખાતા કાવ્યના અનેક સ્વરૂપોમાં તેમાંની કવિતાઓ લખાઈ છે. નવીન પ્રકારે લખાતી ગઝલો પણ તેમા છે. ગઝલનો આ પ્રકાર હવે ફરી પાછું પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કરી રહ્યો છે. અને આદિલ મન્સૂરી, મનોજ ખંડેરિયા, રમેશ પારેખ વગેરે કવિઓ તેને ઊર્મિની અનુભૂતિના એક સબળ વાહન તરીકે નવો વળાંક આપી રહ્યા છે. એ સારું પણ છે. કેમ કે નહિ તો નવી કવિતાના ઉપાસકો ચાતુરી ભર્યાં નવાં રૂપવિધાનો કરી કરીને અસુંદર વસ્તુઓનું જે જંગલ ઊભું કરી રહ્યા હતા તેમાં આપણી કવિતા અટવાઈ રહી હોત. આમ કહેવાનો એ અર્થ નથી કે એ જાતની કવિતાને એનું સામર્થ્ય કે એની મૂલ્યવત્તા નથી. આપણા સાહિત્યના બધાએ સ્વરૂપોમાં અત્યાર

# રીંછ

**સુમન શાહ**

મોટા મેદાન જેવી દીવાલ આંખોની સામે પથરાઈ છે. ટેબલલેમ્પ બળે છે પીળા ખેતર જેવી દીવાલને આ છેડે સુકેતુની બે સુક્કી આંખોનાં પંખી લટકી રહ્યાં છે. પીળા ખેતર જેવી દીવાલને પેલે છેડે રંજનની, જબાકુસુમના રંગની, લાલ આંખો અનિમેષ ખુલ્લી છે. નિર્મર્યાદ મેદાનના આ પટમાં કાચા ધુમાડાના રંગના પડછાયા ઊઠે છે. ભાભીની આંખે સુકેતુ આ અંતરને એક મર્મથી તાકી રહ્યો છે. એ જોઈ રહ્યો છે રીંછ: લુખ્ખા કાળા બરછટ વાળવાળું રીંછ, – ચળકાટ વિનાનું રીંછ...

સુકેતુએ આંખો ખોલી નાખી. આંખોમાંથી કેટલીક ગોળ ગોળ ક્ષણો ઊછળી પડી.

મદારીનો ખેલ ચાલે છે. કુંડાળું કરી છોકરાં બેસી ગયાં છે. બરાબરનો તમાશો જામ્યો છે. સુકેતુએ વાળમાંથી રીંછની આંખો શોધી કાઢી. એને લાગ્યું કે સાંકળે બાંધેલું રીંછ કોઈનેય જોતું નથી. 'ભાલુ બેટા, ભાલુ બેટા '– ખેલ આગળ ચાલ્યો. 'બચ્ચે લોગ તાલિયાં બજાવ ' ટપાટપ તાળીઓ પડી. સુકેતુએ જોરથી તાળીઓ પાડી. ડમાડમ નાચતું રીંછ ધીરે ધીરે રોકેનરોલ કરવા લાગ્યું. બગલમાં દફતર દબાવી બેઠેલો સુકેતુ ઘણો ખુશ થયો પણ, પછી એને એકાએક યાદ આવ્યું કે નિશાળમાં મહેશે એની સ્લેટ ભાંગી નાખી છે, ને તેથી બા લડશે – જરૂર લડશે, પોતે એકલો છે એવી એને બીક લાગી. કુંડાળામાંથી એ ઊભો થઈ ગયો. ઘેર ગયો. બાથી બચી બચીને થોડી વારમાં ધાબળો ઓઢી સુકેતુ ગુપચુપ ઊંઘી ગયો છે.

રાત્રે સુકેતુને સ્વપ્નું આવ્યું છે:

રીંછે એની સ્લેટ ભાંગી નાખી છે. સાંકળને લીધે લંગડાતું હોય એમ દોડ્યું જાય છે. સુકેતુ રીંછની પાછળ દૂર દૂર દોડ્યો જાય છે. ઘરમાંથી પોળમાં, પોળમાંથી રસ્તા પર ને ત્યાંથી સીમમાં ને પછી નદીકાંઠે, ને પછી કિનારે કિનારે દોડતાં દોડતાં બંને એક બિહામણા વિજન લીલા વગડામાં આવી ગયા છે. બપોર હોય તેવી ઊંઘરેટી હવામાં વડ નીચે 'રીંછ હાંફતું' બેઠું છે. એના મોંમાંથી લાળ જેવું ફીણું વળે છે. સુકેતુ એને પંપાળે છે. 'સૂરજ આંખો–ઓગળી ગયો' હોય તેવા ખાબો-

---

સુધી આકર્ષક વિકાસ પામેલું સ્વરૂપ તો કવિતાનું જ રહ્યું છે. પરંતુ રસમો બદલાતી જાય છે. ને છતાં પણ કવિતા હંમેશાં 'કાવ્યમય ' અને રોમેન્ટિક ઉદ્ગાર માટે ઝંખી રહેતી હોય છે અને આ નવી ગઝલ એ ઉદ્ગાર પૂરો પાડે છે. મણિલાલે નવી કવિતાના સર્વ પ્રકારોને પોતાનું મૂલ્યવંતુ અર્પણ કર્યું છે.

એક વખત મુંબઈની સ્ટ્રેન્ડ બુક શોપમાં એ મને મળી ગયો હતો તે મને યાદ છે. હું એને ઓળખતો તો હતો જ, પણ મને ખબર નહોતી કે આંખમાં ચમકવાળા અને સ્મિતમાં ઉષ્માવાળા આ જુવાન માણસને 'હું આજે' છેલ્લી જ વારને માટે મળી રહ્યો છું. એણે મને કહ્યું કે મુંબઈની કોલેજના અધ્યાપકપદને છોડીને એ વિશેષ અભ્યાસ, સંશોધન અને પોતાના કવિહૃદયની સવિશેષ સમૃદ્ધિ માટે અમદાવાદ જઈ રહ્યો છે. મેં એને એ દિશામાં સફળ થવાની શુભેચ્છા આપી. ફરી કદીયે ન દેખાવા માટે, અને છતાં એણે સર્જેલી 'કવિતાનો જાદુ દોરો' અંતરના ઊંડાણમાં ઊંડા ખૂણામાં હંમેશ માટે ભરાઈ રહેવા માટે એ ચાલ્યો ગયો.

ચિયાની ચોપાસ, કાચું ખાવાનું મન થઈ જાય તેવું ઘાસ ફૂટી આવ્યું છે. સુકેતુ ખોબો ભરી પાણી લાવે છે, રીંછ પીવે છે. સુકેતુએ વાળમાંથી રીંછની આંખો શોધી કાઢી – એને લાગ્યું કે રીંછ એને જ જુએ છે. સુકેતુ અને રીંછ એકમેકને જોઈ રહ્યા છે ત્યાં રીંછ ખાખોચિયાનું ઘાસ ચરતું ચરતું નજીકની વનરાજીમાં એક અંધકારની બખોલ જેવા ધાબામાં સમાઈ જાય છે.

પછી સુકેતુ જંગલ જોઈ રહ્યો.

વનવગડાની લીલી અંધારભરી કુંવારી એકલતા આંખમાં સમાવીને એ જાગ્યો ત્યારે બધે સોનેરી રંગનો તડકો પથરાઈ ગયો હતો. અને સુકેતુ દસ વર્ષ મોટો થઈ ગયો હતો, કદાચ વીસનો.

આજે દસ વર્ષે ઘડીક એને યાદ આવી ગયું છે પેલું રીંછ. લુખ્ખા કાળા બરછટ વાળવાળું રીંછ. રીંછની કાળી આંખોમાં એણે એક દૃશ્ય જોયું. એણે જોયું કે એ સાચે જ રંજનના પ્રેમમાં પડી ચૂક્યો છે. રંજનના કોરા સોનેરી બોબ્ડ હેરમાંથી એક અનામી સુગંધ જાગ્યા કરે છે. સુકેતુને ઘણીવાર, ખાબોચિયાના પેલા લીલા ઘાસની જેમ આ વાળ ચાવી ખાવાની ઝંખના થાય છે. રંજનના મૌનમાં આંખો પરોવી સાંજે સરોવર કિનારે રેલિંગ પાસે રંજનને સુકેતુ મળે છે અને ત્યારે આમ એને અડેલીને એ કલાકો લગી ઊભો રહે છે, સરોવરના પાણીમાં ઓગળતા એમના મૌનને નાની નાની માછલીઓ ચણી જાય છે, એમની વચ્ચે કુંવારાપણાનું પાતળું અંતર છે. રંજનના વાળમાંની પેલી ગંધ સુકેતુને પાગલ બનાવી મૂકે છે એક વાસના રોજરોજ પુષ્ટ થતી જાય છે—કે પેલું અંતર છેદી નાખીને સુકેતુ રંજનના આખા દેહને ભચડી નાખે...પણ સુકેતુને કશાકનો ભય લાગે છે. એ નક્કી કરે છે કે એને સાચે જ પેલા રીંછનો ભય લાગે છે.

બંને એકમેકને જોઈ રહ્યાં છે. પરંતુ સુકેતુ આજે ગમગીન છે. રંજનના ક્યારેક બોલાયેલા થોડાક શબ્દો રોજરોજ સુકેતુની આંખ સામે પેલું લીલું ઘાસ બનીને ગૂંસે છે. રોજ રાતે દીવાલ પરના પડછાયામાં રીંછ સમાઈ જાય અને ત્યારે સુકેતુ ટેબલલેમ્પના પ્રકાશમાં પુસ્તક વાંચે છે. એનો રૂમ ભાભીના રૂમની બાજુમાં છે. ભાભી કહેતાં હતા કે રંજન એમને ગમે છે. સુકેતુ રંજનને ગમે છે કેમ કે એ સારો છોકરો છે. ભાભીને સારો છોકરો ગમે છે, કેમ કે એમને સારો છોકરો ગમે છે સુકેતુના ટેબલ પાસે દસ વાગ્યે ભાભી દૂધના ગ્લાસ સાથે હસી રહે છે— આ એમનો રિવાજ છે, લેમ્પની આભામાં સેકેતુને સુંદર ભાભી વધારે સુંદર લાગે છે, કેમ કે ઢળતી સાંજે સુકેતુને સુંદર રંજન વધારે સુંદર લાગે છે. કોઈકવાર ભાભી ગાલે ચીમટો ભરી જતાં'તાં, કોકવાર વાળ વિખેરી જતાં'તાં. રંજનના પ્રેમને સંભારી સુકેતુનું મન નોંધતુ કે આ હેત નિઃસંતાન ભાભીનું છે. ખરેખર તો સુકેતુ મનને મનાવતો, બાકી ભાભીમાં હેતથી વધારે કંઈક હતું—એવું કંઈક વધારે કે જેની સુકેતુને બીક લાગતી હતી. ભાઈ કશું કરતા નહોતા. ભાઈ મોડા આવતા હવા અને તે સિવાય ભાઈ કશું કરતા નહોતા. સુકેતુને ઘણીવાર થતું કે ભાઈ મહેશ છે—જેણે બચપનમાં એની સ્લેટ ભાંગી નાખી હતી અને જે માટે બા ઝગડવાનું ભૂલી ગઈ હતી...

સુકેતુ બે વર્ષ મોટો થઈ ગયો છે, કદાચ બાવીસ વર્ષનો થઈ ગયો છે.

સાંજે સરોવરકિનારે રેલિંગ પાસે રંજનનું મૌન સઘન બનતું જાય છે. પછી ધૂંધળી સાંજ ઊતરી આવે છે. રંજનના અચંચલ પ્રેમમાંથી જાગેલા દેહ વિનાના શબ્દોની હત્યાને ભાભીનો ખાલી ખોળો ભરખી જાય છે. સુકેતુએ સ્વપ્નમાં જોયું હતું કે અંધકારની બખોલ જેવા ધાબામાં રીંછ સમાઈ જાય છે: ભાભીના ખોળાનું ખાલીપણું, એમાં ભરખાઈ જતા દેહ વિનાના શબ્દો, ટેબલ-લેમ્પના પ્રકાશમા ભરખાઈ જતા પડછાયા અને આ સૌને જોતી રીંછની નિસ્તેજ આંખો. રીંછના આંખોમાં સુકેતુએ એક રાતે જોયું કે એ ફૂટી ગયો છે– પેલી સ્લેટની જેમ; એણે જોયું કે પોતાના ભાઈ જેવા મહેશે ફોડેલી સ્લેટની જેમ ફૂટી ગયેલો સુકેતુ

ભાભી અને રંજનની વચ્ચે સમાપ્ત થઈ ચૂક્યો છે. એના અસ્તિત્વ પર ભાભી અને રંજન સિવાય બીજા કોઈનું આવરણ નથી. તે દિવસે ભાભી દૂધના ગ્લાસ સાથે આવ્યાં હતાં, રિવાજ મુજબ ભાઈ મોડા આવવાના હતા. ટેબલલેમ્પના પ્રકાશમાં સુકેતુને ભાભીએ ચુંબન કરવાની કોશિશ કરી હતી, ને ત્યારે દીવાલ પરના પડછાયા સુકેતુની આંખમાં ચકળવકળ ફરી ગયા હતા; અને પછી સુકેતુ રીંછની જેમ હાંફ્યો હતો, કોઈ એને પંપાળતું હતું, ખોબો ભરીને પાણી પાતું. ભાભીનું સફેદ મુખ આખી રાત સુકેતુના રૂમમાં ઘુમરાયું. સવારે સુકેતુ અનુભવે છે કે રંજન ખરેખર કુંવારી છે. ભાભીની પુષ્ટ કાયાની સરખામણીમાં રંજનનું પાતળું કુંવારાપણું સુકેતુ કશીક ચમચમાટી સાથે અનુભવી રહ્યો છે. રંજનના વાળની કાચી ગંધ, પેલા સ્વપ્નના ખાબોચિયાની ધારેધારે ઊગી નીકળેલા ઘાસની ચાવી ખાવા જેવી લીલાશ વગેરે સ્મૃતિથી સુકેતુ એકાદ વર્ષ નાનો બની ગયો છે. રંજન અને પોતાની વચ્ચેનું પેલું મૌનભીનું અંતર, એને ચણી જતી સરોવરની નાની નાની માછલીઓ વગેરે પરિવેશમાં મુકાઈ જવા સુકેતુ તલસતો હતો, રંજનના પ્રેમની અગ્રાહ્યતાની પાછળ જાણે એ દોડતો હતો. પણ ભાભીએ એને જકડી લીધો હતો. અને એ પાશમાંથી ધૂંધળા પડછાયાઓની ભૂતાવળ જાગી હતી. સુકેતુના રૂમની પીળી દીવાલો ભરચક બની ગઈ હતી. પીળા અંધકાર જેવા આ પડછાયાઓ એકમેકની પાછળ દોડતા હતા છતાં જાણે એને ગતિ નહોતી. એમાં એક રીંછ હતું, એમાં એક સુકેતુ હતો, એમાં એક રંજન......એમાં એક ભાભી — સુકેતુએ આંખો મીચી દીધી.

સુકેતુએ આંખો ખોલી તે દિવસે રવિવાર હતો. ભાભીએ આજે વાળ ચોળ્યા છે ને વરન્ડામાં તડકે બેઠાં છે, શિયાળો આવવાનો છે અને સુકેતુ પચીસ વર્ષનો યુવાન છે. રંજન હવે વધુ ને વધુ મૂક બનતી જાય છે. એ મૌનમાંથી એક ખાલીપણાએ આકાર લેવા માંડ્યો છે. એમની વચ્ચેનું આ શૂન્ય આજકાલ અભેદ્ય બની ગયું છે. સુકેતુને લાગે છે કે ચૈત્રમાં ખરી પડેલાં પાંદડાં પરથી એક કરુણ અવાજ સાથે એ પસાર થઈ રહ્યો છે. સાંજે સરોવર-કિનારે રેલિંગ પાસે રંજન હવે ભેગી મળતી નથી. એને આમ અઢેલીને ઊભા રહેવાની કે એના સોનેરી વાળની અનામી ગંધ લીધા કરવાની ટેવમાંથી સુકેતુ મુક્ત બની ગયો છે. ભાભી સાથેના એના સંબંધો ટેવ બની ગયા છે; જેટલી આસાનીથી રીંછ મદારી પાસે રોકેનરોલ કરતું હતું એટલી જ આસાનીથી સુકેતુ ભાભી સાથે હસી શકે છે. ખૂબ ખુશ રહે છે. અત્યારે ચોખા વીણી રહ્યાં છે, એમની ગૌર પીઠ પર પથરાયેલા વાળ અને એમાં ખોવાઈ ગયેલાં સૂર્યકિરણોમાં સુકેતુને હવે પરિચિત એવી મધુર દુર્ગંધ લહેરાયા કરે છે. એક સમય એવો હતો જ્યારે પેલા વગડાના ખાબોચિયાને કિનારે ઊગેલું ઘાસ અને રંજનના લુખ્ખા વાળમાંથી જાગતી સુગંધ સુકેતુને તરબતર કરી દેતાં હતાં.

ભાભી આ રીતે કશાક કામમાં હોય, બા દેવ-પૂજામાં લાગેલાં હોય, ભાઈ રિવાજ મુજબ ગેરહાજર હોય અને ત્યારે સુકેતુ પેલી સ્વપ્નિલ આબોહવામાં ખોવાઈ જાય; પેલા વડ નીચે હાંફતા રીંછને પંપાળે. ખોબો ભરી પાણી પાય અને વગડાના નિર્જન સૂનકારને માણ્યા કરે—

સુકેતુ શૂન્યમનસ્ક આંખોમાંથી કેટલીક ક્ષણોને ખેરવી રહ્યો. એ ક્ષણોથી બપોરનો સૂનકાર ભારે બની ગયો.

સુકેતુની આ અંગતતામાં રંજન અગર ભાભીને પ્રવેશ નહોતો. પણ કદાચ રંજન પોતે જ એકલતાના પારદર્શક કાચની કેબીન જેવા વેષ્ટનમાં લપાઈ ગઈ છે. ત્યાંથી એના હોઠ કશુંક ફફડે છે. આ પારદર્શક કાચની સ્નિગ્ધતા જ સુકેતુના પ્રેમની સુંદરતા છે. કેબીનમાં મુક્ત રંજનને જોતાં જોતાં એના પ્રેમની પારદર્શક સ્લેટ ઉપર, વડ નીચે બેસીને સુકેતુએ જીવનભરના સુખની લિપિ ઘૂંટી હોત—

પણ એ સૌન્દર્યને એક પડછાયો હતો. એ પરિશુદ્ધ આકાશ જેવી વેદનામાં ભાભીનો વજનદાર પ્રણય દર્દ બનીને ઉમેરાઈ ગયો હતો. સુકેતુ પડછાયા છૂટા પાડી શકતો નતી. એણે રીંછને વડ

નીચે સાંકળ વતી બાંધી દીધું નથી; અને તેથી જ કદાચ સુકેતુ પડછાયા છૂટા પાડી શકતો નથી.

ચોખા વીણી રહેલા ભાભીને જોયા કરવાનો સુકેતુનો રિવાજ છે. રવિવાર ગણુતો ગણુતો એ હવે છવ્વીસ વર્ષનો યુવાન બની ગયો છે. તે દિવસ જેવો જ કોઈ વાર છે. આજે પણ ભાભીએ વાળ ચોળ્યા છે ને વરન્ડામાં તડકે બેઠાં છે, આજે પણ શિયાળો હજી આવવાનો છે. અને બા દેવ-પૂજામાં લાગેલાં છે. સાંજે રંજન મળવાની છે. સુકેતુ પસાર થતા સમયને સાંભળવાની મિથ્યા કોશિશ કરતો હતો, બાએ તુલસીપાન અને સાકરનો પ્રસાદ આપ્યો. આપતાં આપતાં કશુંક બોલ્યાં, હસતાં હસતાં કશુંક બોલ્યા. સુકેતુને બરાબર યાદ નથી પણ બાએ એવું કહ્યું હતું કે સુકેતુના ભાભી મમ્મી બનવાની છે. સુકેતુએ સાભળ્યું હતું અને બરાબર સાંભળ્યું હતું. મોંમા ચવાતી સાકર ચાવતા એને લાગ્યુ હતું કે એ એક દીવાલ ચાવી રહ્યો છે; મોંમાં ચવાતા તુલસીપાન ચાવતાં એને લાગ્યું હતું એ પેલા ખાબોચિયાનું લીલું ઘાસ ચાવી રહ્યો છે અથવા રંજનના કોરા સોનેરી વાળની ગંધ ચાવી રહ્યો છે.

સુકેતુએ પ્રસાદ ચાવી લીધો હતો. બાના શબ્દોથી ભાભી મમ્મી બનવાના છે એ સમાચારથી સુકેતુ બધિર નહોતો બની ગયો, એ શબ્દો સુકેતુએ બરાબર સાભળ્યા હતા ત્યારે, પસાર થતા સમયને સાંભળવાની મિથ્યા કોશિશ કરી હતી—એને એક ખખડાટ સંભળાયો હતો સુક્કા પાદડાં પર ચાલ-વાથી ઊઠતો કરુણ ખખડાટ. સુકેતુ હવે બા વિશે, ભાભી વિશે કે ખુદ પોતાને વિશે બધિર રહી શકે એમ નથી.

અને તે દિવસથી જ એ વગડો ભૂલી ગયો છે. અને તે દિવસથી જ સુકેતુ મોટા મેદાન જેવી, પીળા ખેતર જેવી દીવાલને આ છેડે પોતાની સુક્કી આંખોનાં પંખી લટકાવીને બેઠો છે.

એ છેલ્લી સાંજે સરોવર કિનારે રેલિંગ પાસે સુકેતુને મળવા આવેલી રંજનની આંખો જપા-કુસુમ જેવી લાલ હતી, ચૈત્રમાં ખરી પડેલાં પાદડાં પર ચાલ્યા કરવાથી ઊઠતો કરુણ ખખડાટ સુકેતુની આંખો સામે વંટોળાયો હતો. પણ સુકેતુ—રંજનનું શૂન્ય આજે સરોવરના જળમાં ફગાવી દેવાનો એના ચિર મૌનમાં સુકેતુ એક 'ના' ઉમેરીને એનો એક વિસ્ફોટ કરી દેવાનો હતો. પણ રંજન પોતે જ એક 'ના' લઈ આવી હતી; કડવું હસી હતી; થોડું બોલી હતી. વધારે બેસવા કહેતી હતી. સાંજ ધૂંધળી અને ગમગીન બની જાય એ પહેલા આ વજનદાર શૂન્યને છીની લેવાનો સુકેતુએ એક ગંભીર પ્રયાસ કર્યો. રંજને એમાં મદદ કરી. કેટલાંક પંખીઓ પોતાની પાંખોમાં આખો દિવસ સમાવીને ઘેર જતાં હતા. રંજન અને સુકેતુએ એમનું સંચિત મૌન તથા શબ્દદેહ ધરાવતી 'ના' તે સાંજે એ પંખી-ઓને લુટાવી દીધી. અને પછી એક અવકાશ સરજીને તેઓ છૂટા પડયાં હતા, ખરેખર હંમેશને માટે છૂટાં પડયાં હતા.

તે રાત્રે સુકેતુએ ફર્શથી માંડીને છત સુધીનું વિશાળ રીંછ એને પંપાળતું હતું, લેમ્પ બળતો હતો અને ધીરે ધીરે સુકેતુને લાગ્યું છે કે એ પોતે જ એક રીંછ છે. ઘણીવાર હવે અને ઘડીભર ત્યારે સુકેતુને લાગ્યુ છે કે એ પોતે જ એક રીંછ છે. ઘણીવાર હવે અને ઘડીભર ત્યારે સુકે-તુને લાગ્યું કે પ્રેમનો રંગ લાલ હોય છે અને તે માણસની આંખોમાં વસે છે. પ્રેમની આંખો રંજ-નની આંખો જેવી, જબાકુસમ જેવી લાલ હોય છે. ત્યારે સુકેતુ બોલતો હતો. રંજન એને મુખ-રિત કરી ગઈ હતી; ભાભીએ એને ગંભીર બાળ-કથી ડાહ્યો પુરુષ બનાવી દીધો હતો. પણ એ નથી બોલતો ત્યારથી—

મોટા મેદાન જેવી દીવાલ આંખોની સામે પથ-રાઈ છે. ટેબલલૅમ્પ સળગે છે. પીળા ખેતર જેવી દીવાલને આ છેડે સુકેતુની બે સુક્કી આંખોનાં પંખી લટકી રહ્યાં છે. અને પીળા ખેતર જેવી દીવાલને પેલે છેડે રંજનની જબાકુસુમના રંગની લાલ આંખો અનિમેષ ખુલ્લી છે. નિર્મર્યાદ મેદાનના આ પટમાં એક વડ છે, વડ નીચે સાંકળ વતી બાંધ્યું છે એક રીંછ: લુખ્ખા કાળા બરછટ વાળવાળું રીંછ.

# નવલકથા – એક દૃષ્ટિબિન્દુ

ભારતી દલાલ

આપણે નવલકથા શા માટે વાંચીએ છીએ? આપણને નવલકથા ગમે છે એટલે વાંચીએ છીએ કારણ કે જીવનને મૂર્ત કરે છે, જીવનના રસને ઉદ્દીપ્ત કરે છે અને તુષ્ટ કરે છે. એમાં રસ પડવાનાં બીજાં ગમે તે કારણો હોય આમ, છતાં મુખ્ય રસ પડવાનું કારણ છે તે એમાંની વાર્તા. વાર્તા માત્ર જીવનની છબિ નહીં પણ જીવાતા જીવનની છબિ છે–ખાસ કરીને વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવનારાં પાત્રોની રજૂઆત કરે છે. આ પાત્રો વિશિષ્ટ અનુભવોમાંથી પસાર થઈને અમુક લક્ષ્ય સિદ્ધ કરવા મથતાં હોય છે. જે અનુભવોની લાક્ષણિક રીતે વાર્તામાં રજૂઆત થાય છે એ અનુભવો, પાત્ર સમસ્યાનો સામનો કરે છે કે સંઘર્ષમાંથી પસાર થાય છે, એવા હોય છે–ટૂંકમાં કહીએ તો : જો સંઘર્ષ નહીં તો વાર્તા નહીં.

જીવનના કેન્દ્રમાં સંઘર્ષ છે એટલે વાર્તાના કેન્દ્રમાં પણ સંઘર્ષ આવે એમાં નવાઈ જેવું નથી. આપણે પોતે પણ જીવનમાં દુઃખદાયક સંઘર્ષ અનુભવતા હોઈએ છીએ, અંતરની શાંતિને ઝંખીએ છીએ અને બહારના વિશ્વની સાથેના સંબંધો સંવાદી બને એ માટે મથીએ છીએ તો પછી આ સંઘર્ષને જ મૂર્તિમંત કરતી નવલકથા તરફ આપણે શા માટે વળીએ છીએ? હકીકત એ છે કે સંઘર્ષ પ્રત્યેનું આપણું વલણ બહુમુખી હોય છે. જીવનમાં બધું જ જો સુખદાયક રીતે ગોઠવાઈ ગયું હોય છે તો ધીમે ધીમે એ સુખની પરિચિતતાના ઘેનમાં આપણે સરી પડીએ છીએ! જ્યારે આપણા પરિવેશમાં કે આપણામાં કશીક ગૂંચ ઊભી થાય છે ત્યારે આપણે સફાળા જાગી ઊઠીએ છીએ ને ફરીથી જીવનના ધસમસતા વેગનો અનુભવ કરીએ છીએ અને વધુ સમૃદ્ધ રીતે જીવી શકાય એવું જીવન જ આપણે શોધતા હોઈએ છીએ.

આમ આપણે શાંતિને ઝંખતા હોવા છતાં સાથે સાથે સમસ્યાને પણ ઝંખતા હોઈએ છીએ. આવી પરિસ્થિતિઓ જીવન વિષેની આપણી અભિજ્ઞાતાને ઉત્કટ બનાવે છે. શક્તિના ઉત્કર્ષની પ્રતીતિ કરાવે છે. નવલકથામાં જીવન વિશેની ઉત્કટ અભિજ્ઞતા પ્રાપ્ત થાય છે કારણ કે એમાં આપણાં હાસ્ય, રુદન, રાગ, દ્વેષ, સહાનુભૂતિ અને વ્યંગ અનિરુદ્ધ-રૂપે એનો આકાર પામીને આવિષ્કૃત થાય છે. જ્યારે જીવનમાં પરિચિતતાને કારણે આ ઉત્કટતાની ધાર બુઠ્ઠી થઈ જાય છે. આ ઉત્કટ અભિજ્ઞતાને આપણે નવલકથામાં વધુ સંપૂર્ણ રીતે માણી શકીએ છીએ કારણ કે વાસ્તવિક જીવનમાં સમસ્યા ભયનું કારણ બને તે અહીં કેવળ કલ્પનાજન્ય પરિસ્થિતિને રૂપે રજૂ થાય છે અને આ નવલકથા હોવાને કારણે એ સમસ્યાના ઉકેલનો અણસાર પણ એમાંથી મળી રહે છે.

વાર્તામાં સમસ્યાનું કશુંક નિરાકરણ આવતું હોય છે અને આપણે કુતૂહલથી વાર્તાનો પ્રવાહ કઈ દિશા લેશે તે જાણવાને ઉત્સુક રહીએ છીએ. આપણે શું બનશે તે વિશે જ કુતૂહલ ધરાવીએ છીએ. એવું નથી પણ જે બનશે તેનો માર્ગ શો હશે એ વિશે વિશેષ કુતૂહલ હોય છે. નવલકથામાંથી વાર્તા વિશે આપણને કુતૂહલ હોય છે કારણ કે એથી વિશેષ નિકટની અને મહત્ત્વની એવી બીજી કથા–આપણા જીવનની કથા વિશે આપણને કુતૂ-

હલ હોય છે. એનો અર્થ શો થશે તેની પણ આપણને ખબર નથી. જીવન વિશેનું આ ઊંડું કુતૂહલ સમજવાને આપણે વાર્તામાના કુતૂહલ તરફ વળીએ છીએ. આમ આપણા જીવનના નવલકથામાં નિરૂપાતા જીવન સાથેના સંબંધને કારણે આપણને નવલકથા વાચવી ગમે છે.

આપણે જ્યારે ભાગેડુ વૃત્તિથી વાંચીએ છીએ એમ કહીએ છીએ ત્યારે જિન્દગીથી ભાગી છૂટવા માટે નહીં પણ આપણી રૈઢિયાળ જિન્દગીને સ્થાને વધુ સમૃદ્ધ ને સંતોષકારક જિન્દગીમાં ભાગી છૂટવાને નવલકથા વાચતા હોઈએ છીએ. નવલકથા આપણને જીવનની એક છબી આપે છે. કેટલીકવાર વાસ્તવિક જીવનની અને જેને મનમાં રમાડવાનું મન થાય એવી, તો કેટલીકવાર વેધક રીતે જ જિન્દગી આપણી હતી પણ હવે નથી અને જે કદી આપણી હતી પણ હવે નથી અને જે કદી આપણી બની શકવાની નથી તેની છબિ આપે છે.

આપણા સૌને મન નવલકથા એક દિવાસ્વપ્ન છે. બીજી રીતે કહીએ તો એમાં કલ્પનાથી જિન્દગી જીવવાની પ્રવૃત્તિ આલેખાતી હોય છે. આપણને પરિચિત એવી દુનિયાને ઓળખવાનો અને ફરીથી જીવવાનો જ નહીં પણ આપણને અપરિચિત એવી દુનિયામાં પ્રવેશવાનો અને જે અનુભવોને આપણે ઝંખતા હોઈએ છીએ પણ આપણી જિન્દગીની મર્યાદા, પરિણામોના ભય કે આપણા સિદ્ધાંતોની સખતાઈ આપણને પામવા દેતા નથી તેને પામવાનો આનંદ પણ એમાં રહેલો છે. કશાં દુઃખજનક પરિણામો લાવ્યા વિના નવલકથા આ આનંદ આપણને આપે છે. કલ્પનાથી ઘડાયેલી એ સૃષ્ટિમાં બધું જાદુથી બનતું હોય છે. આપણે કશાનું મૂલ્ય ચૂકવવાનું રહેતું નથી. વધારે મહત્ત્વની વાત એ છે કે જેની જરૂર છે એવું આપણે જાણ્યું સુધ્ધાં ન હતું તે પણ એ આપણને આપે છે.

આ અર્થમાં નવલકથા કશા કષ્ટ વિના વાસ્તવિકતાની ક્ષતિઓને પૂર્ણ કરે છે. ફ્રાન્સિસ બેકને કહ્યું હતું કે કવિતા માનવ આત્માને અનુકૂળ છે કારણ કે એ વસ્તુઓને ભવ્યતા, વ્યવસ્થા અને સુંદરતા, પ્રકૃતિમાં ક્યાંય બીજે પ્રાપ્ત થાય એના કરતાં પૂર્ણરૂપે આપે છે. આપણા જમાનામાં કોઈકે એમ કહ્યું છે કે વાસ્તવિક જીવનમાંથી મળતો તુચ્છ સંતોષ માનવીને ભૂખ્યો રાખે છે. જેન ડયુઈએ પણ કહ્યું છે કે કળા, આવશ્યકતા, અભાવ, દરિદ્રતા, અસંપૂર્ણતામાંથી જન્મે છે. ફિલસૂફોની વાત બાજુએ મૂકીએ તોય આપણને ખબર છે કે આપણે વૉલ્ટર મીટીને કેટલા મળતા આવીએ છીએ.

આપણી વ્યક્તિગત નિયતિમાં રહેલી અધૂરપમાંથી મુક્ત થવા માટેની રચેલી કપોલકલ્પિત સૃષ્ટિ એટલું જ જો નવલકથા હોય તો આમાં તો વાસ્તવિકતામાથી ભાગી છૂટવાનું છે એ કારણે જીવનના વિકાસ તથા જીવન જીવવાની પ્રક્રિયા વિરોધી તત્ત્વો છે પણ અનિવાર્યતયા આવું ન હોવું ઘટે? આનો આપણે બીજી દૃષ્ટિએ વિચાર કરીએ. નવલકથામાં જે દિવાસ્વપ્નો હોય છે એ વ્યક્તિના દિવાસ્વપ્નની જેમ કોઈની અંગત બાબત નથી. એ સર્વભોગ્ય હોય છે. આમાંથી બીજી ઉપપત્તિ તારવી શકાય. અંગત સ્વરૂપના દિવાસ્વપ્નમાં તમે વ્યવહારમાં જે હો છો તેના તે રહો છો. અલબત્ત વાસ્તવિક જીવનમાં છો તેનાથી વિશેષ સમર્થ, ઉદાત્ત, ભાગ્યશાળી અને સુંદર, પણ નવલકથા વાંચતી વેળાએ એના નાયકને સ્થાને આપણને કલ્પવાનું એટલું સરળ હોતું નથી.

બીજી રીતે કહીએ તો સર્વભોગ્ય એવા દિવાસ્વપ્નને માણવા માટે સહુથી પ્રથમ એ સ્વીકારી લેવાનું હોય છે કે નવલકથાના નાયકનું નામ એ કદી તમારું નામ હોવાનું નથી. તમારે તમારા વ્યક્તિત્વનો થોડો ભાગ એને સોંપી દેવાનો રહે છે, પણ આ જાતનું દિવાસ્વપ્ન તમારી અંગત ઇચ્છાના માપનું વેતરેલું નહીં હોવાથી નવલકથાના નાયક સાથેની અભિન્નતા કદી પૂરેપૂરી સિદ્ધ થતી નથી. સાવ ભોળો વાચક જ આ જાતની અભિન્નતા માની લઈ શકતો હોય છે. વધારે વિદગ્ધ વાચક પોતાની બન્ને પ્રકારની રમત રમતો હોય. એનો એક ભાગ નવલકથાના પાત્ર જોડે અથવા તો વારાફરથી જુદાજુદા જોડે એકરૂપ લાગતો હોય છે.

ત્યારે બીજો એનો ભાગ એનાથી અળગો રહીને એ પાત્રની પ્રત્યેના પ્રતિભાવો અનુભવે છે.–એ પાત્રનું અર્થઘટન કરે છે, અને એના વર્તન વિષેનો ન્યાય ચૂકવે છે. ઘણીવાર આપણે કોઈ લાગણીઘેલી વૃદ્ધાને કહેતી સાંભળીએ છીએ, 'મને આ નાયિકા ગમે છે. એટલે કે એની સાથે હું પણ એના બધા અનુભવોમાંથી પસાર થાઉં છું ને એને શી લાગણી થતી હશે તે બરાબર જાણું છું. એનું મરણ થયું ત્યારે મારી આંખમાંથી આંસુ આવી ગયાં.' આ ભોળી સ્ત્રી બહુ વિદગ્ધ નહિ હોય તેમ છતાં એક બાજુથી એ પોતાને નાયિકાથી અભિન્ન ગણે છે તો બીજી બાજુથી એનું મરણ થવા છતાં એ ઉગરી જાય છે અને આનંદપૂર્વક આંસુ સારે છે. આ જાતના પોતાના વ્યક્તિત્વના બે ભાગ પાડવા એ પાત્ર સાથે તાદાત્મ્ય અનુભવવા માટે જરૂરી બની રહે છે. જેનો પાઠ ભજવવાનો હોય છે તે અને જે પાઠ ભજવવાનો હોય છે તે – આ બે આ અનુભવમાં અનિવાર્ય હોય છે.

કેટલાંક લોકો જે પોતાને વાસ્તવવાદી અને કઠણ સ્વભાવનાં માને છે તેમને મન આ રીતે કોઈનો પાઠ ભજવવો તે દિવાસ્વપ્નોમાં રાચવા જેવું ઘૃણાસ્પદ લાગે છે પણ નવલકથાના વાંચન માટેની આપણી ભૂખ શા કારણે છે તે સમજવા પ્રયત્ન કરીશું તો જણાશે કે આ બીજાનો પાઠ લેવાની પ્રક્રિયામાંથી જ ઉદ્ભવતી હોય છે. આપણા વિકાસનું એ મહત્ત્વનું અંગ છે.

બાળકોની ક્રીડામાંથી આ પાઠ ભજવવાની વૃત્તિ કેન્દ્રમાં રહેલી હોય છે. બીજા જોડે પોતાનો મેળ બેસાડવા માટે બાળક જેનો પ્રયત્ન કરતું હોય છે એનો આરંભ આ વૃત્તિથી થાય છે કારણ કે બીજાને સ્થાને પોતાને મૂકવાથી શું બને તે વિષે બાળક ખ્યાલ મેળવી શકે છે, આ રમતમાં જોખમ પણ ઘણું મોટું હોય છે કારણ કે કોઈ કાન આમળશે કે વ્હાલ કરશે એનો આધાર એના ઉપર રહ્યો હોય છે. કોઈનો પાઠ ભજવવાની આ વૃત્તિમાં પાછળથી જે જંગી બૌદ્ધિક ઇમારતો આપણે ખડી કરીએ છીએ એનો પાયો રહેલો હોય છે. આ પાઠ ભજવવાની વૃત્તિથી જ બાળકો અંદરથી સમજે છે (ને જે અંદરથી સમજાય છે એનું જ આખરે તો મહત્ત્વ છે) કે બીજા લોકોનું અસ્તિત્વ હોય છે. અને એમની ઇચ્છાઓ, આશાઓ, ભય અને બીજા આગવા અધિકારો પણ હોય છે. આથી નવલકથામાં બીજાનો પાઠ ભજવવાથી થતો આનંદ આપણી અનુભવને વિસ્તારીને સમૃદ્ધ કરવાની ઊંડે ઊંડે રહેલી ઇચ્છાને સંતોષે છે. એટલું જ નહીં પણ માનવીઓ પ્રત્યે સહાનુભૂતિ કેળવવા માટેની આ સાધના કલ્પનાથી બીજાનું જીવન જીવવાની આપણામાં રહેલી વૃત્તિને સંતોષે છે. આપણે માનવસમુદાયમાં પ્રવેશ પામીને નિશ્ચિંત બનીને જીવવા ઇચ્છીએ છીએ.

બાળક હોઈએ છીએ ત્યારે ક્રીડા અને મોટા થઈએ છીએ ત્યારે કથા – આ બીજાનો પાઠ ભજવવાની વૃત્તિ દ્વારા આપણાથી ઇતર વિષય માટે આપણને સભાન બનાવે છે. પણ સાથે સાથે આપણે આપણા પોતાને વિષેની અભિજ્ઞતા પણ કેળવતા જઈએ છીએ. એથી ખરું જોતાં આપણાં સ્વત્વનું સર્જન થાય છે કારણ કે વ્યક્તિ આવું સ્વત્વ લઈને જ જન્મતી હોતી નથી. એ જન્મે છે તો શક્યતાઓના રહસ્યભર્યા પુદ્ગલરૂપે. પછીથી ધીમે ધીમે ઠોકર ખાઈને એ પોતાના આત્માની રેખાઓ દૃઢપણે આંકે છે.

સમાજને પરિચિત એવું એનું અધિકૃત વ્યક્તિત્વ તો ઉત્ક્રાંત થતું જાય છે પણ પ્લેટોએ ઘણાં વખત પહેલાં કહ્યું હતું એમ આપણો આત્મા એક જ ક્ષણે જુદાં જુદાં પરસ્પર વિરોધી દશહજાર બળની ભીંસમાં દબાતો હોય છે. અર્વાચીન મનોવિજ્ઞાને આના વિરોધમાં કશું કહ્યું નથી. આપણા ડૂબી ગયેલા આત્માઓ, પ્રાક્તન વાસનાઓ અને સંભવિતતાઓ આપણામાં ઊંડે ઊંડે ડોકિયાં કરતાં હોય છે. એ સદા જાગૃત હોય છે અને એ નવી રીતે પ્રગટ થવાની રીત શોધતા હોય છે. ચિત્તના નેપથ્યમાં એ બધાંની વચ્ચે હંમેશા દ્વન્દ્વયુદ્ધ ચાલ્યા કરતું હોય છે. આપણે ઘણું ખરું આ બધા ઉધામાથી અણજાણ હોઈએ છીએ એથી એ છે જ

નહીં કે એનું કશું મહત્ત્વ નથી એવું નથી અને નવલકથા ઘણું ખરું સૂક્ષ્મતાથી પ્રચ્છન્નરૂપે આ બધાનું વિમોચન કરે છે અને આંતરિક સંઘર્ષને બહાર ભજવી બતાવે છે. આ વિમોચનનો આનંદ આપણે અનુભવીએ છીએ. જો કે ઘણી વાર એના ઉદ્દ્ગમને આપણે જાણતા નથી.

નવલકથા આપણા ચિત્તની વિસ્મૃત કાજળ-કોટડીમાંથી આપણા છાયારૂપ અને તિરસ્કૃત આત્માઓને બહાર લાવે છે. ખુલ્લી હવામા મૂકે છે. એ આત્માઓ પોતપોતાના સ્વભાવ અનુસાર નવલકથા જે જીવનની રજૂ કરે છે તેમાં ભાગ લેવાની તક મેળવે છે. થેકરેની નવલકથા 'વેનીટી ફેર'માં બેકી-શાર્પ નિશાળ હંમેશને માટે છોડી જાય છે ત્યારે ડૉ. જોનસનની ડીકશનરી પોતાની બગીમાંથી બહાર ફેંકી દે છે. ત્યારે આપણું હૃદય પણ આનંદથી નાચી ઊઠે છે. પાછળથી વિક્ટોરિયન સમાજમાં એ જાતીય સમ્બન્ધ માણવાને અને પૈસા કમાવાને જે સાહસ કરે છે અને દુઃખ સહન કરે છે ત્યારે આપણી નૈતિક ન્યાયની દૃષ્ટિને ઉલ્લ થીને પણ એમાં આપણે આનંદ લઈએ છીએ. સેલીન્જરની નવલકથા 'કેચર ઈન ધ રા'નો હોલ્ડન કોલફીલ્ડ સમાજમાં જે નકલી ને બનાવટી છે તેની સામે બહાદુરીથી એહદી જેહાદ માંડે છે ત્યારે ત્યારે આપણામાં રહેલો આદર્શવાદી જીવ સળવળી ઊઠે છે. ફૉકનરની નવલકથા 'લાઈટ ઈન ઓગસ્ટ'માં પરસી ગ્રીમ પિસ્તોલનો ઘોડો દબાવે છે અને ઊંધા વળી ગયેલા ટેબલની પાછળ સંતાઈ ગયેલા જો ક્રીસ્ટમસની ઉપર તાકે છે ત્યારે આપણી આંગળીની પકડ પણ સખત બને છે. જોકે તે જ ક્ષણે એક વિલક્ષણ પ્રકારના આનંદથી એ ગોળી આપણા હૃદયને ભેદતી હોય એવો આપણને અનુભવ થાય છે. દોસ્તોવ્યસ્કીનું 'ક્રાઈમ ઍન્ડ પનીશમેન્ટ' વાચીએ છીએ ત્યારે આપણા સ્વભાવનું કશુંક એ લોહીઆળ કૃત્યમા ભાગ લે છે. અને પછીથી આપણામાંનું બીજું કશુંક રાસ્કોલનીકોવની સામે પશ્ચાતાપ અને સમાધાનનો આનંદ માણે છે.

આપણા આ તરછોડાયેલા આત્માઓ મુક્ત તેમ જ તિરસ્કૃત, સંત તેમ જ સેતાન બન્નેનો સામનો કરે છે અને તે બંનેમાં અને સબળ બનાવવાનું તેમ જ નમ્ર બનાવવાનું તત્ત્વ રહ્યું હોય છે. આત્માના સંકુલતા વિષેની આપણને કશીક જાણકારી હોય તો એની જોડેનો આપણો વ્યવહાર ઠીક રીતે જાણી શકે. ખરું જોતા નવલકથાની રચના-પ્રક્રિયામાં પ્રવેશવાથી આ શાસન ચલાવનાર આત્માનું ફરીથી ઓળખી લેવાનું શક્ય બને છે. એટલું જ નહીં એક વધુ સંગીન (કારણ કે વધુ સારી રીતે સમજાયેલી) ભૂમિકા ઉપર આપણે એનું પુનર્નિર્માણ કરીએ છીએ. બર્ગસોંએ કહ્યું છે તેમ નવલકથા આપણને ફરીથી આપણી ઉપસ્થિતિમાં મૂકી આપે છે. આ ઉપસ્થિતિમા જ આપણે આપણાં જીવન અને મરણને ઓળખવાનાં રહે છે.

આ પરિસ્થિતિમાં પ્રાપ્ત થતું જ્ઞાન તે બૌદ્ધિક સંજ્ઞાઓથી ચિહ્નત જ્ઞાન હોતું નથી. આપણે એમ નથી કહેતા કે મારામાં પંદર ટકા પરપીડનની વૃત્તિ છે અથવા તો તેર ટકા માનવી પ્રત્યેની ઉદારતાની વૃત્તિ છે. આ જ્ઞાન આપણી સમક્ષ ભજવાતા કાર્યમાંથી નિષ્પન્ન થાય છે. અને એ કાલ્પનિક પ્રવૃત્તિ છે. એનો બોધ આપણને થતો હોય છે. એથી આપણા અસ્તિત્વનુ આપણને ઉત્કટપણે ભાન થાય છે. નવલકથામાં નિરૂપાયેલો સંઘર્ષ આપણામાં સંઘર્ષને ઉદ્દીપ્ત કરે છે અને સાથે સાથે એને અર્થપૂર્ણ રીતે ઉકેલવાની આશાભરી વૃત્તિ અને એને પરિણામે મુક્તિનો રોમાંચક અનુભવ પણ એ આપણને કરાવે છે.

અમુક અંશે મુક્તિની આ લાગણી કલ્પનામાં જે બને છે તેમાં આપણે વ્યવહારમાં જે રીતે સંડોવાયા હોઈએ છીએ તે રીત, સંડોવાયાં નહોતાં એમાંથી જન્મે છે. સમાજમાં વાસ્તવિક જીવનમાં જે કદી માન્ય ન ગણાય તેનો એમાં આપણો અનુભવ લઈ શકીએ. છીએ અનુભવ સાથેનો આપણો વિરોધાત્મક સમ્બન્ધ (એકીસાથે સંડોવાણું અને ન સંડોવાણું) નવલકથામાં જે પ્રગટ થાય છે તેથી જીવનની રમત ઉપર પ્રભુત્વ મેળવવાનો આપણને અદ્દ્ભુત અનુભવ થાય છે. પણ મુક્તિની આ લાગણીનું બીજું પણ એક મહત્ત્વનું કારણ છે અને

તે છે જ્ઞાનમાત્ર સાથે સંકળાયેલી વિશાળતાની અને મોકળાશની લાગણીઓ. નવલકથામાં આપણને બધું ઊંડામાં ઊંડી રીતે જાણવાની છૂટ હોય છે. એ જાણવાનું કાલ્પનિક સહકારથી શક્ય બને છે એ રીતે આપણે આપણને પોતાને પણ જાણી શકીએ છીએ ત્યારે આદમને મળેલા શાપમાંથી આપણે મુક્ત થઈએ છીએ. આપણે જ્ઞાનના વૃક્ષનું ફળ ખાઈએ છીએ ત્યારે કોઈ દેવદૂત તગતગતી ઉઘાડી તલવાર લઈને આપણી સામે ઊભો રહેતો નથી.

પણ કાલ્પનિક કાર્યયોજનાની પ્રક્રિયામાં જ્ઞાનથી થતી મુક્તિની લાગણી આપણે બીજી રીતે પણ અનુભવીએ છીએ. નવલકથા જીવનની છબિ જે રીતે રજૂ કરે છે તેમાંથી વાસ્તવિક જીવનનાં અશુદ્ધિઓ, વિષયાંતરો, ગૂંચવાડાઓ અને અકસ્માતો ચાળી નાંખ્યા હોય છે. આપણે હવે વસ્તુની પાછળ રહેતા આંતરિક બંધારણને જોઈ શકીએ છીએ. એ કોઈ વ્યક્તિ હોય, કોઈ કાર્યનાં પરિણામો હોય, કોઈ વિચાર હોય અથવા તો જિવાઈ ચૂકેલા જીવનની સમાજિક કે ઐતિહાસિક ઘટનાઓ, અનુભવોની પાછળનું બંધારણ શોધવું એ આપણી સૌથી ઊંડી ઇચ્છા છે પણ વાસ્તવિક જીવનમાં કેટલા ઓછા અનુભવો આ રીતે એમનું રૂપ ઓળખી શકવા જેટલા ગ્રહી શકતા હોય છે!

આપણા બધાના જ અનુભવોની વાત છે કે જેને ભયંકર આઘાત લાગ્યો હોય છે તે એ પ્રસંગની વાત પૂરેપૂરી વિગત સહિત ફરીફરી કહેવા ઇચ્છે છે. આ રીતે કહેવાથી જ એમાં એ વસ્તુલક્ષિતા આણે છે. એનાથી જ પોતાની જાતને અળગી કરે છે અને એ રીતે એની અસહ્ય અસરોથી જાણે એ દૂર સરી જાય છે. આ વસ્તુલક્ષિતા અમુક અંશે એક સત્ય પર આધાર રાખે છે. અને તે સત્ય તે આ વાર્તા કહેવી એ પણ અનુભવના બંધારણને શોધવાની એક રીત છે. એ પ્રયત્ન અનુભવને બૌદ્ધિક રીતે ગ્રાહ્ય બનાવે છે. જો કોઈ બાળક કે માણસ પોતાના નસીબ પ્રત્યે ઉગ્ર રોષ અનુભવતો હોય તો તે અનુભવને આ રીતે જોવાથી જ આ નસીબ તે આકસ્મિક કે યદૃચ્છાત્મક છે. એવું એને પહેલા લાગતું હતું એને સ્થાને એ પોતાના જ આગલાં વર્તનના પરિણામરૂપ છે, જીવનની જે સામાન્ય ભાત છે એનો જ એક અંશ છે એવું સમજી શકે છે અને આથી આ જાતની બૌદ્ધિક સમજને કારણે એનો લાગણીમય પ્રતિભાવ સંસ્કારાય છે. જે બુદ્ધિથી ગ્રાહ્ય બને છે એને ઊર્મિ પણ પંપાળી વળે છે. આમ નવલકથા એક પ્રકારનું કથન છે જેમાં વાચકો ભાગ લે છે. અને એ રીતે એ જે પ્રક્રિયાદ્વારા અનુભવગ્રાહ્ય બની શકે છે તેની છબી ઉપસાવી આપે છે. આ પ્રક્રિયાથી એ અનુભવને સમયની ઘટમાળમાંથી જુદો પાડીને આદર્શ સમયના સંદર્ભમાં મૂકીને જોવામાં આવે છે. ત્યાં મૂકીને આપણે તપાસી શકીએ છીએ, એનું અર્થઘટન કરી શકીએ છીએ. બીજા શબ્દોમાં કહીએ તો આપણે આગળ કહી ગયા તેમ નવલકથા અનુભવના બંધારણને પ્રગટ કરે છે ને એ દ્વારા જ અનુભવનું હાર્દ સૂચવે છે. અનુભવનું બંધારણ બતાવીને એ એક ક્ષણ પૂરતું તો આપણા જીવનની સૌથી મોટી અને રહસ્યમય ભીતિ—જે બનવાનું છે અને છતાં જે જાણી શકાતું નથી, જે તાકીદનું છે અને છતાં અકથ્ય છે એની ભીતિમાંથી આપણને મુક્ત કરે છે. નવલકથા મૌલિક કૃતિ હોય છે અને જે જ્ઞાત છે અથવા જેની આગાહી કરી શકીએ તેનું નર્યું રૂઢ પુનરાવર્તન નથી. અજ્ઞેય તરફથી જ્ઞેય તરફનું એમાં સંક્રમણ હોય છે. જ્ઞેય તે કલ્પના વડે બને છે. નવલકથા અકથ્યને કથે છે, આમાંથી એક બીજો અવાન્તર મુદ્દો ઉપસ્થિત થાય છે, કેટલીક વાર નવલકથા વ્યક્તિ માટે તો કેટલીક વાર સમાજ માટે લખાયેલી હોય એવું લાગે છે. મેલ્વીલ, દોસ્તોએવ્સ્કી, જેમ્સ, પ્રૂસ્ત, કોનરેડ અને કાફકા આપણા જમાનાના કેટલાક સંઘર્ષો અને પ્રશ્નોનું નિરૂપણ કરી ગયા છે તે આજે સમયના આટલા ગાળા પછી સ્પષ્ટ થાય છે. એ પ્રશ્નો અને સંઘર્ષો આપણા જમાનાની લાક્ષણિકતા બની રહ્યાં છે આ અર્થમાં એમણે આપણી દુનિયાની આગાહી કરી એટલું જ નહીં પણ મહત્ત્વની વાત એ છે કે એમના જમાનામાં રહીને એનો અનુભવ કર્યો, આપણે

સુધ્ધાં એ રીતે અનુભવ કર્યો.

એફ. સ્કોટ ફિટ્ઝરાલ્ડ અને હેમિન્ગ્વેએ એમના જમાનાનો અહેવાલ માત્ર આપ્યો નથી, એમને વર્તનના ને લાગણીના નવા પ્રકારની ઝાંખી થઈ ચૂકી હતી, પોતાના સમયનાં અમુક તત્ત્વોને ગ્રહણ કરીને કલ્પનાને બળે અને અનુભવની પાછળ રહેલા બાધારણના જ્ઞાનના પાયા પર એને સ્થાપીને ભવિષ્યના કાર્ય સુધીની એની વિસ્તૃતિની એ ઝાંખી કરી શકે છે, આ વ.તની પ્રતીતિ ભૂતકાળની નવ-કથાઓ વાંચતાં આપણને થાય છે. હવે પછી જે સમય આવવાનો છે તેની સાથેના આપણા સંબંધ વિશે જાણવાને આપણે તાકીદે આપણા યુગની નવલકથા તરફ વળીએ છીએ.

જીવન જે રીતે જિવાય છે તેની પ્રક્રિયા અને એવો અંત આ બન્ને વચ્ચે રહેલી અનિવાર્યતા આપણે જોઈ શકીએ છીએ. વાચક તરીકે કાર્યને પ્રેરનારા ઉદ્‌ગમસ્થાનોનું જ નહીં પણ કાર્યનાં પરિણામો અને એનાં વિશેનાં મૂલ્યાંકનો પણ આપણે તટસ્થતાથી જોઈ શકીએ છીએ. આપણા પોતાના અંગત જીવનમાં આપણે ઘણી પરિસ્થિતિ-માંથી છટકી જવાનો પ્રયત્ન કરતા હોઈએ છીએ અને એ વિશે કશો નિર્ણય કરવાનો પણ ટાળીએ છીએ. પણ નવલકથા વાંચતી વેળાએ એમાં નિરૂપાયેલી પરિસ્થિતિ સાથે આપણે કલ્પનાના સંબન્ધથી સંકળાયેલા હોઈએ છીએ. આથી એમાં નિર્ણય કરવાની પરિસ્થિતિને આપણે સ્વીકારી લઈએ છીએ, આ રીતે ન્યાય ચૂકવવાની અને એનું પરિણામ ભોગવવાની આ બન્ને સ્થિતિનો આપણે એકીસાથે નવલકથાના પાત્ર દ્વારા અનુભવ કરી શકીએ છીએ.

અહીં કોઈ એવો વાંધો ઉઠાવે કે જાણે બધી વાર્તાઓ ગુનહાની અને શિક્ષાની જ હોય એમ શા માટે માની લેવું જોઈએ? પણ સૌથી રમૂજી ફારસથી માંડીને તે અત્યંત કરુણ વાર્તા સુધીની બધીજ કથાઓ કાર્ય અને કાર્યના પરિણામને વર્ણવતી હોય છે, બીજી રીતે કહીએ તો બધી જ વાર્તાની માંડણી સંઘર્ષના પાયા પર થઈ હોય છે. નવલકથામાંના સંઘર્ષનો ઉકેલ અને એની સાથે સંડોવાયેલો ન્યાય ચૂકવવાનો પ્રશ્ન આખરે તો મૂલ્યોનો પ્રશ્ન છે. આખરે તો મૂલ્યોમાં થયેલું પરિવર્તન એમાં બતાવાતું હોય છે, એ વિશેની કશીક નવી અભિજ્ઞતા, કશાક નવા દષ્ટિબિન્દુની શક્યતાની ઝાંખી થતી હોય છે. આ નવું મૂલ્ય શબ્દશઃ અનિવાર્યતયા 'નવું' જ હોવું જોઈએ એવું નથી. વાચક કલ્પનાજન્ય સહચારથી પાત્રોની જીવનપ્રક્રિયામાંથી પ્રસાર થાય છે અને એ રીતે સિદ્ધ થયેલું મૂલ્યવાન બની રહે છે. જે નર્યું તારણ બની રહ્યું હોત તે પ્રાણપ્રદ, જિવાયેલું અને એ કારણે 'નવું.' નવું કારણ કે નવી રીતે અનુભવાયું હોય છે, આપણે હવે આવા અનુભૂત મૂલ્યમાં વિશ્રાંત થઈને રહીએ છીએ. એની સાથે આપણા ચિત્તનું સમાધાન થાય છે. અને આપણે માટે એ મહત્ત્વનું છે.

આ આપણે માટે મહત્ત્વનું છે કારણ કે સફળ નવલકથા, પછી એ પીટર દ વાયઝની હાસ્યજનક નવલકથા હોય કે ટોલસ્ટોયની મર્મવિદારક 'વૉર ઍન્ડ પીસ' જેવી નવલકથા હોય. એ વાંચી રહ્યા પછી આ દુનિયા સાથે અને આપણી સાથે કશીક સમાધાનની વૃત્તિ કેળવાતી હોય છે. સંઘર્ષમાંથી સમાધાન સુધી પ્હોંચવાની આ પ્રક્રિયા આપણી પ્રક્રિયાનો જ પડઘો પાડે છે. બાળપણથી માંડીને આપણે જીવનપ્રક્રિયાને જે રીતે ઓળખીએ છીએ, આપણા બાળપણના, માતાપિતા સાથેના સમ્બન્ધો કે મોટા થયા પછી દુનિયા સાથે સમ્બન્ધ-સ્થાપવાના પ્રયાસો એ આ સંઘર્ષ અને સમાધાનની જ એક લાંબી પ્રક્રિયા છે. અનુભવને ઊંડો અને સમૃદ્ધ બનાવવાની આ પ્રક્રિયા તે પ્રેમીઓ વચ્ચેના કલહ જેવી છે. જ્યારે પ્રેમીઓ ઝગડે છે ત્યારે દરેક પોતપોતાનાં અભિમાન આગળ કરીને બીજા જોડે ટકરાવે છે અને પછીથી સમાધાન કરતી વખતે પોતાનું અભિમાન આનંદપૂર્વક ઓગાળી નાંખવાનો અનુભવ બહુ ઉત્કટ પણે થાય છે. એ જ રીતે નવલકથામાં અંતરાય, અળગાપણું—આ બધાથી ભરેલી પરિસ્થિતિમાં આપણે કલ્પના વડે પ્રવેશ

[ અનુસંધાન પાન ૩૭ ઉપર ]

# આકાશ

નલિન રાવળ

બારી પાસેના પલંગ ઉપર મનમોહન સૂતો છે. હમણાં લગી તો એ જાગતો હતો. દૂરના પહાડ ઉપર ઝેળુંખી રહેલાં વાદળાં ઉપર કાળી મોહક આંખો પ્રસારી એ બારીની બહાર ઝૂકતું મુખ રાખી બેઠો હતો. મોરનો અવાજ સાંભળે કે એને વાદળામાં પાંખ પ્રસારી નર્તતો મોર દેખાય. ક્યારેક આકાશમા ચોફેર પથરાએલો સુવર્ણમહેલ એ જોતો અને એમાં ઊડતાં પંખીઓની સાથે ઊડતું જતું જંગલ પણ જોતો અને હૈયું એનું હાથ ન રહેતું પણ એ ઊડતા પંખીજંગલ સાથે સુવર્ણમહેલમાં ન જઈ શકતો... બપોર ઢળતી, સાંજ પડતી અને વરસતા અંધકારમાં આકાશ, પંખીજંગલ બધું એકાકાર થઈ જતું. દિવસો પર દિવસો, વર્ષો પર વર્ષો જતાં. સવાર-બપોર-સાંજ આવે-જાય-આવે અને એ બધા સાથે કૈંક એવું ચાલ્યું જતું જે મનમોહન અન્યમનસ્ક પણે જોઈ રહેતો. એ શું હતું જે એનામાંથી એની આંખ સામે વહી આવી વહેતા તડકામા સુવર્ણમય બની જતું. એ શું હતું જે એનામાંથી વહી આવી કોઈ પંખીનો ટહુકાર બની અવકાશમાં મળી જતું. એ શું હતું જે એનામાંથી વહી-આવી સ્વપ્નની જેમ ફરકી જતાં પતંગિયાંની રંગબેરંગી પાંખોમાં ફેલાઈ જતું-પલંગ પર પડયો પડયો એ વિચાર્યે જતો અને વિચારમાં ને વિચારમાં એ સૂઈ જતો.

મનમોહન અહીં પાંચેક વર્ષથી રહે છે. જગ્યા ઘણી રમણીય અને સુંદર છે. શહેરથી સેંકડો માઈલ દૂર પહાડી વિસ્તારની આસપાસ ફેલાએલા વૃક્ષોના સાગરમાં ટાપુ જેવું ગામ પચાસેક ખોરડાં સમાવી ઊભું છે. વહેલી પરોઢે નાનું ગામ સૂરજનાં સોનાનાં કિરણો દાની જેમ ઉછાળે છે અને સાંજ પડતાં શીના ગાઢા લીસ્સા અંધકારમાં એકરસ થઈ ફૂલની ફોરમની જેમ મનમાં આખી રાત ફોર્યા કરે છે. અહીંના લોકો ભલાભોળા સાલસ સ્વભાવના છે. પુરુષો અને સ્ત્રીઓની કાયા સુંદર અને સુડોળ છે પણ કમનીય સૌન્દર્ય તો ગામની કન્યાઓમાં આવી વસ્યું છે. મોરની આંખોની ચળક અને વહેતા ઝરણનું લાસ્ય અહીંની કન્યાઓની આંખોમાં ઝલમલે છે. પહાડની ટોચ પર પથરાએલા જંગલના ઊંડાણમાં જે એક આછી સૌરભથી બ્હેકતાં શ્વેત નાના ફૂલો ઊગે છે તેવાં શ્વેત ફૂલો જેવા એ કન્યાઓના સ્તનોમાં જાણે કે આકાશનું અમી સંચિત થઈ રહ્યું છે.

મનમોહનને આ બધું ગમે છે પણ સૌથી અધિક ગમે છે એને આકાશ જે એની બારીને અડીને ઊભું છે. એ જેવો હાથ લંબાવે છે કે આકાશ ઊડી જાય છે દૂર. ઘરની બહાર એ ભાગ્યે જ નીકળે છે. ઘણું મન છે એને ગામમાં ફરવાનું, પહાડ પર ફેલાએલા જંગલમાં ઊંડે સુધી ઘૂમી પશુપંખીઓ સાથે ખેલવાનું ઘણું મન છે એને પણ એ જેવો બારીની બહાર જુએ છે કે એ ખોવાઈ જાય છે આકાશમાં અને આકાશ તો કેટલું વિશાળ છે! એક વાર એની બારીની નીચે થઈ જતા રસ્તા ઉપર થઈ એક સુંદર કન્યા જતી હતી એણે એની પાતળી મોહક આંખોના ઊલાળાથી એને બારીની નીચે ખેંચ્યો હતો પણ એ તો ફરી પલંગમાં પાછો ફરી ગયો અને...સ્ત્રી કે રસ્તો એક વાર આગળ નીકળી ગયા પછી ક્દીય પાછળ ફરી જૂએ છે કે? ગામના ફરતી ઝૂલની જેમ પથરાએલી ઝરણાંની અંજુલ ગતિનું સૌંદર્ય એની આંખને અડકે છે પણ કોણ જાણે કેમ એ ઘરની બહાર પગ નથી મૂકી શકતો.

એની સાથે વૃદ્ધ ગણેશ રહે છે જે એની સારસંભાળ લે છે. જમવાનું બનાવી આપે છે અને રાત પડયે એને મનગમતી વાર્તાઓ સંભળાવે છે.

મનમોહનની માતાના મૃત્યુ પછી એના પિતાએ આ વ્યવસ્થા કરેલી. શહેરનાં હવાપાણી પુત્રને માફક ન આવવાથી દૂર પહાડને ખોળે વસેલા ગામમાં એને રાખવાની વ્યવસ્થા એના પિતાએ કરેલી. ક્યારેક આવતા પિતામાં કે કશામાં મનમોહનનું મન ન હતું. એનો એક માત્ર આનંદ તે આકાશ અને દિનરાત તે આકાશ સામું તાકી બેસી રહેતો. એનું મન એક એવા પ્રશ્નને સમજવા મથ્યા કરતું જેનો ઉત્તર હાથવેંતમાં આવીને જાણે છટકી જતો. એને ઘણી વાર થતું કે એ જોર કરી ક્યાંક ભાગી જાય, એને ગમતા પેલા વિશાળ આકાશની નીચે એ ચત્તોપાટ સૂઈ રહે. એ ઘણું વિચારતો પણ અનુભવી ન શકતો અને તેથી તે ઘણો સમય આકાશ સામે તાકતો બેસી રહેતો. એનો કંઠ મધુર હતો અને ક્યારેક લાંબો સમય એ ધીમું ગુંજ્યા કરતો પણ એકાએક એણે ગાવું મૂકી દીધું. ગણેશે પૂછ્યું કે ભાઈ મનમોહન તું હવે ગાતો કેમ નથી, તો એણે જવાબ વાળ્યો કે એક સવારે બારી પર નાનું રાતું પંખી આવીને બેઠેલું એ પંખી એવું મધુર કૂજ્યું કે મને થયું ગાવું શું...ગાન તો પંખીનું...બસ ત્યારથી ગાવું મૂકી દીધું. મનમોહન કાવ્યો કરતો. કોઈને બતાવતો નહીં. એ માનતો કે કાવ્યો કરાય, બતાવાય નહીં. એક દિવસ એણે નક્કી કરી લીધું, કાવ્યો ન કરવાં. ગણેશને પાસે બોલાવી એણે કહ્યું, ગણેશ,ઈશ્વરના અનંત હાથોએ આકાશ ઉપર લખેલું તારકોનું આ મહાકાવ્ય મને સમજવા લાગ્યું ત્યારથી કાવ્યો કરવાં બંધ કર્યાં. મનમોહન ક્યારેક એવા વાર્તાલાપ પર ચડી જતો કે જેમાંથી તેને વાળી લાવવો અશક્ય બની જતું. પાસેના એક ઓરડામાં એક જણનું મૃત્યુ થએલું ત્યારે એણે આખો દિવસ મૃત્યુ ઉપર વિચાર્યા કરેલું પણ ગણેશે જ્યારે તે મૃત માનવીનાં કુટુંબીજનોને મળી આવવા કહેલું ત્યારે તે મૂંગો બની બેસી રહેલો. એનું કેટલુંક વર્તન સાવ વિચિત્ર જણાતું. ક્યારેક એ રાતભર બારી પાસે બેસી રહેતો અને આકાશ સામું જોઈ ગણ-ગણ્યા કરતો. ક્યારેક એ ગણેશ પાસે કલાકો લગી બેસી રહેતો અને મોડે લગી વાર્તાઓ સાંભળ્યે જતો. આકાશ પછી એનો બીજો રસ વાર્તાઓમાં હતો.

'ગુલાબનું ફૂલ' એની પ્રિય વાર્તા. કેટલીય વાર એ વાર્તા એણે ગણેશ પાસેથી સાંભળી હશે. એક વાર ચાંદની રાતે મનમોહન ઘર પાછળ આવેલી ફૂલછોડની વાડીમાં ગુલાબના છોડોથી વીંટળાયેલી વાડ ઉપર જઈ બેઠેલો. એને એમ કે હમણાં પેલો વૃદ્ધ એની દીકરીએ મંગાવેલું ગુલાબ તોડવા અહીં આવશે અને જેવો હળવેથી હાથ લંબાવી ફૂલ તોડવા જશે કે હું કૂદકો મારી આવીશ એના ઉપર અને એ દીકરી લઈને પાછો આવે તે શરતે તેને છોડીશ...એ આવશે દીકરી લઈને... આવ્યો...આવ્યો...ચાંદની જેવી રૂપાળી છોકરી... મનમોહન વાડ ઉપરથી કૂદકો મારી નીચે આવ્યો. કોઈ અણજાણ પંખી ટહુકાર કરતું ઊડી ગયું... ચાંદનીમાં સુસવાતા પવનોમાં ગુલાબના છોડના પડછાયા હલતા હતા. આ બનાવ પછી મનમોહને ક્યારેય વાર્તા સાંભળવાનો મોહ નથી રાખ્યો. 'ગુલાબનું ફૂલ' નામની વાર્તાનો ઉલ્લેખ જ્યારે ગણેશ કરે છે ત્યારે મનમોહનની આંખમાં ઊંડી ઉદાસીનતા વ્યાપી વળે છે. એને એમ લાગે છે કે એ જંગલ, એ જંગલમાં આવેલી ફૂલની વાડી, એ વાડીમાંનો મહેલ, એ મહેલમાં પ્રવેશેલો વૃદ્ધ... ગુલાબનું ફૂલ ચૂંટતો વૃદ્ધ ...રાજકુમાર...રાજ-કુમારે વૃદ્ધની સુંદર કન્યાની કરેલી માંગણી, રાજ-કુમાર અને કન્યાનાં લગ્ન—આ બધું વર્ષો પહેલાં વાર્તામાં બની ગએલું અને જે વાર્તામાં બની ગએલું હોય તે ખરેખર વાસ્તવમાં બનેલું હોય... તેમ ન પણ બનેલું હોય અને એ ઉદાસ બની જતો. એને મનુષ્યની વાણી ઉપરથી શ્રદ્ધા ઊઠી ગઈ. એણે વાર્તા સાંભળવી છોડી દીધી. અને વાર્તાનું વાતાવરણ નર્યા ભ્રમ અને સ્વપ્નનું લાગવા માંડ્યું. એ હવે માત્ર આકાશ સામું જોતો બેસી રહે છે. રોજની જેમ આજે પણ આખો દિવસ ઝરમર વરસતા વરસાદમાં દૂર પહાડ પર ઝળુંબી રહેલાં વાદળ જોતો જોતો એ હમણાં સૂઈ ગયો—કદાચ એ પેલું સ્વપ્ન જોતો હોય. આજ છેલ્લા કેટલાક દિવસોથી એકનું એક સ્વપ્ન એને આવે છે—

તેજ–અંધારભર્યા જંગલના ઊંડાણમાં આવેલો એક મહેલ. એ મહેલને ફરતી ગુલાબના છોડની વાડી, એ વાડી પર પડતો તોતિંગ મહેલનો સાત માળનો પડછાયો...એ પડછાયો વીંધતો આગળ વધે છે... આવે છે સાતમે માળે...સાતમે માળે સાત ઓરડા...એક પછી એક ઓરડો ઉઘાડતો એ આગળ વધે છે. સાતમે ઓરડે આવતાં એ અટકી જાય છે...વર્ષો જાય છે...એ ઊભો છે સાતમા ઓરડાના દ્વારે...વર્ષો જાય છે અને એક ઘનઘોર રાતે સાતમા ઓરડાનાં જર્જરિત તાળાં આપોઆપ તૂટી જાય છે...સાંકળ ખોલી એ અંદર પ્રવેશે છે અને એની આંખ મીણની જેમ પીગળી જાય છે...એના પગ ભાંગી પડે છે, એનું શરીર સડી ગયેલા કોયળાની જેમ ઢગલો થઈ પડે છે. ઓરડાના ફુગાએલા અંધકારમાં એ જુએ છે એક થરકતા પ્રેતની લથડતી છાયા, એ જુએ છે એક ખૂણામાં બળતા દીવા પાસે એક જર્ણનું લાકડાની જેમ પડેલું મડદું, એ મડદું તો પોતાનું–મનમોહનનું અને બેબાકળો બની એ આજે પણ સફાળો જાગી ગયો. ગરમ અને પરસેવે રેબઝેબ શરીરે એ બારી પાસે આવી ઊભો અને અસંબદ્ધ બોલ્યે ગયો. પ્રેમ-કલા-સૌંદર્ય-જીવન-મૃત્યુ સઘળું ભ્રમ છે, સ્વપ્ન છે. સત્ય છે આકાશ.

કોણ કહે મનમોહનને કે આકાશની નીચે જે કંઈ છે તે સત્ય છે, પ્રેમ-કલા-સૌંદર્ય-જીવન-મૃત્યુ સઘળું સત્ય છે પણ તે જેમ બારીમાંથી આકાશ દેખાય છે તેમ દેખાતું નથી. તે માટે તો બારી, પલંગ, ઓરડો, ઘર, ગામ બધું વળોટી બહાર આવવું પડશે, મનમોહન! આકાશ સત્ય છે, આકાશની તળેનું સઘળું સત્ય છે પણ તે માટે બારી, પલંગ, ઘર બધું તજવું પડશે.

---

[ ૩૪ મા પાનનું ચાલુ ]

ફરીએ છીએ. આવી સમસ્યાભરી સ્થિતિ આપણી જીવન વિશેની અભિજ્ઞતા તીવ્ર બનાવે છે. આ બધામાંથી પસાર થઈ આપણે સમાધાનની સ્થિતિ સુધી પહોંચીએ છીએ અને એ અવસ્થા તાજગી ભરી અને મધુર લાગે છે.

આપણે સૌ ઊંડેઊંડેથી આ સમાધાનને ઝંખતા હોઈએ છીએ. બધા ધર્મો, ફિલસૂફી, મનોવૈજ્ઞાનિક ઉપચાર, નીતિ—આ સમાધાનની દિશામાં ગતિ કરતા હોય છે. અને 'નવલકથા પણ જો નવલકથાની શરૂઆત દિવાસ્વાનથી થતી હોય, જો એ દુનિયાની રૂંધી નાંખનારી પરિસ્થિતિમાંથી ઊગરવાને મારના પ્રયત્નોમાંથી ઉદ્ભવતી હોય, આપણે પોતે આપણને જે રીતે રૂંધતાં હોઈએ છીએ તેના ભારમાંથી જો એ આપણને છોડાવતી હોય તો જો આપણે સારા વાચકો હોઈએ અને એ નવલકથા સારી હોય તો એના અંતમાં એ આપણને આપણી દુનિયામાં અને આપણા પોતાનામાં પાછા વાળે છે. વાસ્તવિકતા જોડે એ આપણું સમાધાન કરાવી આપે છે.

અહીં સહેજ થંભીને આપણે સરવૈયું કાઢી લઈએ. અહીં સુધી જે આપણે કહ્યું તે જોતાં તો નવલકથા જાણે કે અફીણનું વ્યસન, આંસું પાડયા વિનાનું ધાર્મિક પરિવર્તન, ઘેર બેઠાં શીખી શકાય એવી સરળ ફિલસૂફી અને ગરીબોને પરવડે એવો સસ્તો માનસિક ઉપચાર—આ બધાનો શંભુમેળો હોય એવું લાગે છે. પણ એ આ બધું નથી, એ છે તો નવલકથા.

( રોબર્ટ પેન વૉરેનના એક લેખને આધારે.)

# 'સરસ્વતીચંદ્ર'નું ફિલ્મીકરણ

વિનોદ અધ્વર્યુ

'સરસ્વતીચંદ્ર' – ચલચિત્ર જોયું. મૂળ ગ્રંથ વાંચ્યો ન હોત તો સંભવ છે કે સાધારણ હિંદી ચિત્રોની સરખામણીમાં કંઈક સારું લાગત.

ફિલ્મનાં ઘણાં વખાણ સંભળાય છે, સરકારે તેને ખાસ છૂટછાટો આપી નવાજ્યુ છે, ત્યારે વિચાર આવે છે — આપણે આપણી ભાષાના ગૌરવગ્રંથથી કેટલા બધા અજ્ઞાત છીએ? કે ફિલ્મકલાની અજ્ઞાનતાનું લક્ષણ? કે કેવળ આપણો ગ્રંથમણિ કચકડામાં છપાયો તેથી જ આપણે રાજી થઈ ગયા?

મૂળ ગ્રંથ અને આ ફિલ્મ સરખાવતાં તો હિંમત જ ચાલતી નથી. અલબત્ત, કહેવાનો ભાવાર્થ એ નથી કે મૂળ ગ્રંથમાં હોય તે બધું જ ફિલ્મમાં ઊતરે. એ અશક્ય છે – આવી મહાનવલમાં તો સર્વથા અશક્ય. કેવળ ચિંતનો – ચર્ચાઓ જ નહીં આડકથાઓ ને ઉપાખ્યાનો જ નહીં પણ આ 'પુરાણ'માંથી તો મુખ્ય કથામાની પણ ઘણી વિગતો ત્રણ કલાકના ચિત્રમા છોડી જ દેવી પડે. એટલે એ દૃષ્ટિએ ચિત્ર મર્યાદાવાળું ન ગણી શકાય. આ ઉપરાંત સાહિત્યના માધ્યમમાંથી જ્યારે કૃતિ ફિલ્મના દૃશ્ય માધ્યમમાં સંક્રાન્ત થાય ત્યારે પણ માધ્યમની વિષેષતાની દૃષ્ટિએ કેટલાક ફેરફારો આવશ્યક થઈ જાય. મૂળ કથામાંથી કેટલાંક ભાગ રાખવાનો હોય, કેટલોક છોડી દેવાનો હોય ત્યારે એ સ્વીકાર–તિરસ્કારમાં જે વિવેક વપરાય છે તેના પર પરિણામનો ઘણો આધાર રહે છે. અને સ્વીકાર–તિરસ્કાર નવસંસ્કરણ કરનારના દૃષ્ટિબિંદુ પર આધાર રાખે છે.

'સરસ્વતીચંદ્ર' ફિલ્મનું સ્વરૂપાંતર કરવામાં કઈ દૃષ્ટિ રહેલી છે? આ પ્રશ્ન વિચાર માગી લે છે. કારણ કે ઘટનાઓની દૃષ્ટિએ જોઈએ તો અનેક ઘટના–પરંપરાઓથી સભર આ ગ્રંથમાં સરસ્વતીચંદ્ર અને કુમુદની કથાનો દોર જ સ્વીકારાયો છે તે તો ઉચિત ગણાય પણ આ કથામાં પણ વિરામ સુધીનો અર્ધો ભાગ તો સરસ્વતીચંદ્રના ગૃહત્યાગ સુધીની કથા — કુમુદનાં લગ્ન સુધીની કથામાં જ ખર્ચાયો છે, અને બાકીના અર્ધા ભાગમાં બાકીની બધી ઘટનાઓ સમેટી લેવી પડી છે. આથી ઘણું બધું આવશ્યક પણ છોડી દેવાયું છે. વળી જે ઘટનાઓ નિરૂપાઈ છે તેમા પણ, વિસ્તાર વગેરેથી જે ઘટનાઓને પ્રાધાન્ય અપાયું છે અથવા જે વીગતો લંબાવાઈ છે તે મૂળના સંદર્ભમાં તપાસતાં અનુચિત લાગે છે. સરસ્વતીચંદ્ર અને કુમુદનો સ્નેહસંબંધ સ્થાપવા માટે તેમને ગીત ગાતાં ગાતાં બગીચામાં ને હોજમાં ઘુમાવવાની જરૂર ભાગ્યે જ હોય. આનાથી તો મૂળની કલ્પનામૂર્તિઓ ખંડિત જ થાય છે. આ જ રીતે વિરામ પછી પણ પ્રમાદધનના પત્રો કે કૃષ્ણકલિકા સાથેના પ્રસંગો જેવી ઘટનાઓનું અનુચિત લંબાણ નિરર્થક સમય વાપરી જાય છે, જ્યારે મૂળ કૃતિમાંની કેટલીક સુંદર અને અસરકારક ઘટનાઓ સમયાભાવે ત્યજી દેવાઈ છે. કેવળ નાટ્યાત્મક દૃષ્ટિએ વિચારીએ તોપણ મૂળ કૃતિમાંની વાડામાં લીલા જવનિકાનું છેદન, સરસ્વતીચંદ્રનું બુદ્ધિધનનું ઘર છોડવું, બહારવટિયાનો પ્રસંગ, તેમ જ અર્થદાસનું પ્રકરણ, કુસુમની તપશ્ચર્યા વગેરે પ્રસંગો રંગભૂમિ અને રૂપેરી પરદા માટે અત્યંત અનુકૂળ અને અસરકારક ગણાય. તેમ જ વાર્તાની સંકલનસૂત્રતા, વેધકતા તેમ જ સંવેદન સરળતાની દૃષ્ટિએ તથા વાર્તાને ગતિમાન રાખવાની દૃષ્ટિએ ઉપકારક ગણાય. આ ઘટનાઓ કાં તો છોડી દેવાઈ છે કાં અત્યંત ટૂંકમાં આલેખાઈ છે. આથી વાર્તાનો વેગ અને પ્રસંગવૈવિધ્યની શક્તિ ઓછી થઈ જાય છે. અંકોડા તૂટે છે ને કેવળ

બાહ્ય સૂત્ર જળવાય છે. સંવેદના અને આંતર અનુભૂતિ તથા માનસિક સંઘર્ષ વગેરે દષ્ટિએ વાર્તા ખોટ અનુભવે છે, ફીકી પડે છે, તાલમેલિયા ઉપદેશ કે લાગણીવેડા બની જાય છે. ટૂંકમાં 'સરસ્વતીચંદ્ર'ની ગૌરવકથા બધું જ ગૌરવ ગુમાવી સામાન્ય બની જાય છે.

લોકરંજનની દષ્ટિએ પણ ગોવર્ધનરામના નિરૂપણમાં આવો સુધારો કરવાની જરૂર ભાગ્યે જ સ્વીકારાય. મૂર્ખદત્ત અને અર્થદાસ, વાડામાં લીલા ને કુસુમનું કઠણ તપ, બહારવટિયા અને જમાલના પ્રસંગો જો યોગ્ય રીતે રજૂ થયા હોય તો કોઈ પણ ફિલ્મને લોકપ્રિય બનાવવા માટે પૂરતા છે, તો ગોવર્ધનરામનાં વર્ણનો અનેક પ્રસંગોમાં એવાં વિગતપૂર્ણ, ચિત્રાત્મક અને ક્રિયાપ્રધાન છે તથા સ્થળે સ્થળે સંવાદો એવા ચોટદાર છે કે તે સીધા જ રંગભૂમિ પર કે પરદા પર ઉતારી શકાય. અને રજૂ થયા છે તે કરતાં અનેકગણી વધારે અસરકારકતા અને કલાત્મકતા સાથે. કુમુદની હૃદયવ્યથા– જવનિકાનું છેદનનો ભાગ આનું ઉત્તમ ઉદાહરણ છે. તેમાં વર્ણવેલી ક્રિયાઓ, અભિનય અને દશ્ય વીગતો જો એમ ને એમ જ કેવળ ક્રિયાત્મક રૂપે રજૂ થાય તો પણ ગમે તેવા પ્રેક્ષકના હૃદયને હલમચાવી નાખવા માટે પૂરતાં છે, ફિલ્મમાં આનો પૂરો કસ- નીકળ્યો નથી. આ જ દશ્યમાં હાલતા દીવાથી સૂચવાતી પ્રકાશ–આયોજના, દૂરથી આવતા ગીતનું સંગીત વગેરે જો ખ્યાલમાં રખાય તો નાટ્યદષ્ટિએ આ સંપૂર્ણ દશ્ય છે. પણ આનો પૂરો લાભ લેવાયો નથી. અને આવું તો અનેક ઘટનાઓમાં બન્યું છે. લક્ષ્મીનંદનનો પસ્તાવો, ચંદ્રકાન્તની અકળામણ, વિદ્યાચતુરનો કપરો વગેરે કેટલીય - બીના છોડી દેવાઈ છે કે ઉમેરાઈ છે તે વીગતો કરતાં વધુ અસરકારક હતી. ટૂંકમાં, ફિલ્મ માટે કથાનું નવસંયોજન કરવા જતાં કથામાંનો ઉપકારક ભાગ ગુમાવાયો છે, ને અપકારક વીગતોનો વિસ્તાર સાધી તેની ખોટ પુરાઈ છે. આમ બંને રૂપે ફિલ્મને હાનિ પહોંચી છે.

આમાં વળી પાત્રોની વિભાવનામાં ફિલ્મકારે બતાવેલી ઘોર અણસમજ વધારો કરે છે. નવલકથા વાંચતા મનમાં પ્રગટતું વિદ્યાચતુરનું ચિત્ર કે ગોવર્ધનરામે વર્ણવેલ કુમુદ, કુસુમ કે અલક—ચિત્રમાં જોવા મળતાં નથી. કુમુદ પૂરતી ફિલ્મકારની પસંદગી ક્ષમ્ય ગણીએ તોપણ પેલી જાજવલ્યમાન અલક ક્યાં? પ્રભાવશાળી બુદ્ધિધન, સૌમ્યવિદ્યાતેજે પ્રભાવંતો વિદ્યાચતુર ક્યાં? ગૌરવભરી ગુણસુંદરી ક્યાં? જો નવલ વાંચીને ફિલ્મ જોઈએ તો આ બાબતમાં ઘોર નિરાશા અનુભવવી પડવાની અને ન વાંચીને જોઈએ તો મૂળ કૃતિ માટે મનમાં ખોટો જ ખ્યાલ બંધાવાનો. સંવાદો,–વાણી ઉદ્ગારો, આચરણ એમ અનેક બાબતોમાં આવો ગૌરવભંગ અનુભવાય છે એ ઓછા રંજની વાત નથી.

ફિલ્મકારે નવલનું સ્વરૂપાંતર કરવાનું છે પોતાના માધ્યમને અનુકૂળ કરવા માટે પણ તેથી કરીને વીગતો ત્યજીને કે ફેરવીને તો નવા માધ્યમનો લાભ મેળવીને મૂળને શક્ય તેટલી વફાદાર રીતે રજૂ કરવાનું છે. આમાં થોડુંક અર્થઘટનાત્મક કાર્ય પણ આવી જાય છે. મૂળના આત્માને પ્રગટ કરવાની ફરજ તેના પર છે જ. 'વૉર ઍન્ડ પીસ' 'ટેઈલ ઑફ ટુ સિટીઝ' કે 'ઝીવાગો' અથવા 'પથેર પાંચાલી'માં દિગ્દર્શકની આ સૂઝનો લાભ ફિલ્મરૂપાંતરને મળતો દેખાય છે. જ્યારે 'સરસ્વતીચંદ્ર'ના લેખકને દિગ્દર્શકનો આવો સહારો ક્યાંય મળતો જણાયો નથી.

ફિલ્મમાં કેમેરાનો કસબ અનેક શક્યતાઓ ઉપસ્થિત કરે છે. સરસ્વતીચંદ્રમાંનાં વર્ણનો વાંચીએ અને ઘટનાઓનો પૂર્વાપરક્રમ જોઈએ તો આ શક્યતાઓનો લાભ લેવાની અનેક તકો એમાંથી મળે છે. વાર્તાનો ક્રમ ફિલ્મમાં સીધો કર્યો તેને બદલે જો ફ્લેશબેક યોજાયા હોત, કુમુદ નવીનચંદ્રને જોતાં જે પૂર્વાશ્રમ સ્મરતી હશે તેમાં મલ્ટીપલ ફોટોગ્રાફી કે મોન્ટાજનો ઉપયોગ થયો હોત, ઈનસેટ્સ, આઉટફેક્સ કે ફેડઆઉટ્સ વપરાયા હોત, તો ફિલ્મ ઘણી વધારે અસરકારક થાત. જંગલ, અંધારી રાત અને સરસ્વતીચંદ્રનાં રાત્રિદશ્યને બદલે સાદું

દશ્ય મૂકીને દિગ્દર્શકે છાયાપ્રકાશ તથા અવાજોનો ઉત્તમ ઉપયોગ કરવાની તક ગુમાવી છે. સુંદરગિરિના દશ્યોમાં પણ ગુફાઓમાં ફેરવ્યા કરીને પ્રાકૃતિક દશ્યોનો ઉપયોગ કરવાનો ફાયદો ગુમાવ્યો છે. એ 'ત્રિભેટા'નાં દૂર દશ્યો કે ઊંચેથી લીધેલાં દશ્યો – બહારવટિયાના પ્રસંગમાં પણ ટેકરા ઉપરથી લીધેલાં દશ્યો વગેરેથી સીધા જ કેમેરાથી લેવાયેલા મોટા ભાગના દશ્યોથી ઉત્પન્ન થતી એકવિધતા દૂર કરી શકાઈ હોત

આવું જ સંગીતની બાબતમાં છે. ગોવર્ધનરામે ગીતોનો ઉપયોગ આંતરસંઘર્ષની ઉત્કટતમ ક્ષણે જ કર્યો છે તે જો સમજાયું હોત તો ફિલ્મમાં ગીતો સુયોગ્ય રીતે ગોઠવાયાં હોત. આમાં પણ મૂળને શક્ય તેટલું વધુ અનુસરણ થયું હોત તો વાર્તામાં જે ત્રીજું પરિમાણ પ્રગટે તેનાથી વાર્તા સઘન અને સભર થતાં તેનો ઊર્મિસભર અનુભવ વધારે ઘેરા ને હૃદયગમ સ્વરૂપે અનુભવાત.

ગોવર્ધનરામે ઘણા પ્રસંગો દશ્યાત્મકો ને સંવાદાત્મક રીતે નિરૂપ્યા છે. સંગીત અને પ્રકાશછાયાનાં સ્પષ્ટ સૂચનો – વર્ણનો કર્યાં છે. ક્રિયાઓ – વ્યવહારો – આચારો – ઘટનાઓ ઝીણામાં ઝીણી વીગતે વર્ણવ્યાં છે તેનો ઉપયોગ ફિલ્મકારે કર્યો નથી. ગાડામાં વિદાય લેતો સરસ્વતીચંદ્ર ઓઢીપોઢીને સૂતો છે. તે દરમ્યાન ગાડાવાળો ગાય છે તે પ્રસંગનો થોડો પણ ઉપયોગ ફિલ્મને ઉપયોગી થાત.

આ અને આવાં અનેક સૂચનો ઉમેરી શકાય. આમાં કહી તે બધી જ ઘટનાઓ આવે જ એમ નહીં પણ આ પ્રમાણે જો વિચારાયું હોત તો ગોવર્ધનરામની કૃતિમાં રહેલી નાટ્યાત્મકતા – દશ્યાત્મકતા અને ઊર્મિશીલતા વધુ સારી રીતે ફિલ્મમાં ઉતારી શકાત. ફિલ્મમાં થયેલાં નિરર્થક ઉમેરણોને બદલે મૂળમાંથી જ જો વસ્તુ પસંદ થયું હોત તો વાર્તા સઘનતા, ગતિ અને વૈવિધ્ય સાધત, અને મૂળ કૃતિનું વધારે વફાદાર રૂપાંતર આપણને પ્રાપ્ત થાત.

કલ્યાણગ્રામની રજૂઆત સરકારી બ્લોક ડેવલપમેન્ટ પ્રવૃત્તિ કે યુનિસેફ પ્રવૃત્તિની જાહેરાત જેવી ન રજૂ થઈ હોત ને તેને બદલે 'ઘેલી મારી કુસુમ' વાળું દશ્ય હોત તો અંત વધુ શોભત. પણ આવું તે કેટલું લખવું? પેલું ટાઈટલનું 'સો સાલ' વાળું ગીત જ આખી કૃતિને મારી નાખવા માટે પૂરતું નથી?

ટૂંકમાં, આ ફિલ્મમાં સરસ્વતીચંદ્રની મૂળ વાર્તાના કેટલાક ઉપલકિયા અંશોનો જ તેને આધારે 'પોપ્યુલર' ફિલ્મ બનાવવામાં ઉપયોગ થયો છે. આ ફિલ્મમાં 'ક્લાસિક'ને રજૂ કરવાનો કોઈ પ્રયત્ન, કોઈ દષ્ટિ પ્રવર્તતા નથી.

એક દલીલ સંભળાય છે – અન્ય હિંદી ચિત્રોના પ્રમાણમાં આ સારું છે. પણ એમ ન વિચારી શકાય કે એ ચિત્રો કરતાં આ ચિત્ર રજૂ કરનારની જવાબદારી અનેકગણી વધારે છે? આ ચિત્ર એક 'ગૌરવ-ગ્રંથ'ને રજૂ કરવાની હામ ભીડે છે. એટલે આમાં જે રજૂ થયું છે તેનાથી ગોવર્ધનરામની કૃતિ રજૂ થવાની ભ્રાંતિ નીપજે છે. જે લોકો કૃતિ નથી જાણતા તેવા ગુજરાતી અને બિનગુજરાતી પ્રેક્ષકો જો આના પરથી જ 'સરસ્વતીચંદ્ર'નો ખ્યાલ બાંધે તો તે કેટલો બધો ખોટો નીવડે? ગોવર્ધનરામને નામે તેમને વિષે ખોટો ખ્યાલ ઉપસ્થિત કરવાનો આવો પ્રયત્ન બિનજવાબદાર અને પ્રજાકીય સાહિત્યસંપત્તિનો દુરુપયોગ ગણાય. કેવળ આપણી પ્રિય કૃતિ પર્દાવતાર પામી તેટલાથી ખુશ થઈ જવાથી આપણે મૂળ કૃતિને થયેલા અન્યાયની ઉપેક્ષા કરીએ છીએ.

આપણી ઉત્તમ કૃતિઓ નવા નવાં માધ્યમોમાં અવતરે તે ઇષ્ટ છે. પણ આવો અવતાર કરવામાં મૂળનાં રહસ્ય – ગૌરવ – સૌન્દર્ય – મર્મની ઉપેક્ષા કરવામાં આવે ને ક્ષુદ્રતાઓ ઉમેરવામાં આવે તો ઉત્તમ કૃતિનું તે અપમાન છે, સાહિત્યની કુસેવા છે ફિલ્મ જેવા વ્યાપક અને અસરકારક માધ્યમ દ્વારા કૃતિ કર્તા અને પ્રજાની થતી આવી કુસેવા સૂક્ષ્મ છે, સામાન્ય પ્રજાના ખ્યાલમાં તે ન આવે, અને ફિલ્મની રંજકતાથી તે ભોળવાય. તો આપણા અધિકારી સાહિત્યકારોએ આ વાત સ્પષ્ટ કરવી જરૂરી છે કે કેવી મોટી મૂડીનો દુર્વ્યય થયો છે.

# બુલબુલ મેનાને કોઈ વીંધશો મા

બિપિન ઝવેરી

ચોપડી પર નજર કરી.

ચોપડીનું નામ હતું, 'ટુ કિલ એ મોકિંગ બર્ડ.' એની નીચે લખ્યું હતું : 'ગૉન વિથ ધ વિંડ પછી આવું પુસ્તક બહાર પડ્યું નથી. ૧૯૬૦ની પુલિટ્ઝર ઈનામ વિજેતા ચોપડી. ૮૨ અઠવાડિયાં સુધી અમેરિકામાં સૌથી વધુ વેચાતી ચોપડી રહી છે. પચાસ લાખથી વધુ નકલો વેચાઈ ગઈ છે.' અને એક પક્ષીનું ઘણું નાનું ચિત્ર એમાં દોરેલું હતું. પક્ષીની પીઠ નીચે ને પગ ઉપર. એ હતું મરેલું મોકિંગ બર્ડ.

કથા ૧૯૩૫ની સાલની છે. અને તેના વતન આલબામા રાજ્યમાં એ બનતી બતાવી છે.

આપણને આ કથા કહે છે એક આઠ વર્ષની છોકરી. એનું ઉપનામ સ્કાઉટ. એનો મોટોભાઈ જેમ—બારેકનો, પિતા એટિકસ નાના ગામમાં વકીલાત કરે. મા ગુજરી ગયેલી; એટલે કાલપુર્નિયા ટૂંકામાં કાલ—નામની હબસી બાઈ ઘરનો બધો ખટલો સંભાળે. જૂની અને વફાદાર એટલે ઘરનું અંગ બની ગયેલી. બાળકો પર રોફ પણ ચલાવે; ધમકાવે પણ ખરી. બરાબર બોખરા કરીશ એમ દાટી પણ આપે, પણ હૃદયથી ખૂબ પ્રેમાળ, ને ખૂબ સાચી.

કથાનો પ્રારંભ બાળકોની રમતથી થાય છે. વસ્તુતઃ મુખ્ય બાળપાત્રોના પરિચયથી. સ્કાઉટ અને તેનો ભાઈ પ્રમાણમાં મિત્રો જેવાં છે. એ બંને ઊભાં હોય છે ત્યાં એક બટકો છોકરો આવી ચડે છે. એને મા છે, બાપનું નામ નથી જાણતો. ભાઈ બહેનને એ ગમી જાય છે, ને એ અને ભાઈબહેન, એ ત્રણેનું ત્રગડું બને છે. આગંતુક બાળકનું નામ ડિલ.

સ્કાઉટના બંગલાની બાજુમાં રેડલીનો બંગલો છે. આ રેડલીઓ માત્ર ક્વેકર નથી, તેમાંયે પાણીથી પગ ધોનાર સંપ્રદાયના છે. આ સંપ્રદાય માને છે કે જીવનનો કોઈ પણ આનંદ સહેજ પણ ભોગવવો તે પાપ છે. આથી આ કુટુંબના બધા સભ્યો ઘરમાં જ પુરાઈ રહે છે. ગામનાં બાળકોને અને ગામના મોટા ભાગના લોકોને આ વાત બહુ રહસ્યભરી લાગે છે. અને એ કુટુંબના સભ્યો અંગે જાતજાતની કિંવદંતીઓ શરૂ થાય છે, જેમ કે, તેઓ રાતે ઓડ બનીને વળગે છે. તેમાંનો એક રેડલી રાતે, સ્ત્રીઓની બારી પરના ચક ઊંચા કરીને જુએ છે, વગેરે.

આથી સ્કાઉટ અને જેમ તથા ડિલ રેડલીઓના મકાન આગળથી જતાં ડરે છે. જવું પડે તો દોડીને એ ભાગ પસાર કરે છે. ગામનાં બીજાં બાળકો અને કેટલાંક હબસી મોટેરાં પણ એટલાં જ બીતાં હોય છે.

એ રેડલી-બંગલામાં રહેતા બાળક બૂ-રેડલીને ઘરમાં પુરાઈ રહેવાનું એટલું કઠેલું કે એક દિવસ એણે પોતાના પગમાં કાતર ઘોંચી દીધેલી. હવે તો એ બૂ મોટો થયો હશે. આપણા બાળ ત્રગડાને આ બૂને જોવાનું ઘણું મન છે. આ ભૂતિયા આવાસની આસપાસનાં બાળકોનાં પરિભ્રમણ, બૂનો કંઈક પણ સંપર્ક સાધવાનો બાળકોના ધખારો ને પ્રયત્નો વગેરે આ પુસ્તકનો એકતૃતીયાંશ ભાગ રોકે છે. ધૂળ જેવી વાત, પણ બાળકોને મન અસાધારણ; ને બાળક જ કથક—એટલે સારી મજા જામે છે. બાળકોની નિશાળ, નવી ઢબે અંગ્રેજી ભણાવવાનો નવી જુવાન શિક્ષિકાનો પ્રયત્ન, બાળકોની તકરાર ઇત્યાદિ વસ્તુઓ સતર્પક રીતે આલેખાઈ છે.

એક દિવસ એક છોકરો સ્કાઉટને કહે છે કે તારો બાપ તો હબસીનો પક્ષ લે છે. આવા અપમાન

માટે સ્કાઉટ પેલાને ધીબે છે. પણ ધીરે ધીરે બંને બાળકોને સાચી વાતની ખબર પડે છે. સાચી વાત એ છે કે એક હબસી ટોમ ઉપર રાંકા ગોરા કુટુંબની છોકરી પર બળાત્કારનો કેસ માંડયો છે, તેમના વકીલ પિતાએ તે હબસીનો બચાવ કરવાનું સ્વીકાર્યું છે. આથી ગામના મોટા ભાગના ગોરાઓ એમના પિતાની વિરુદ્ધ થઈ ગયા છે. બાળકો પિતાને આ કેસ પડતો મૂકી લોકલાજથી બચવાનો આગ્રહ કરે છે. પણ ભલો એટિકસ આ એક મુદ્દા પર ખૂબ દૃઢ છે. એ કહે છે: દરેક વકીલ જીવનમાં જાતજાતના કેસ લડે છે. પણ એક વાર એને જિંદગીની તક મળી જાય છે. હું એને છોડી શકું નહિ. 'હું બીજાઓ (ગોરાઓ) સાથે જીવું તે પહેલાં મારે મારી પોતાની સાથે જીવવું જોઈએ. જગતમાં એક વસ્તુ એવી છે કે જેને બહુમતીનો કાયદો લાગુ નથી પડતો. એ છે માનવીની અંતઃપ્રતીતિ. મારી એ આંતરપ્રેરણા મારી પાસે આ કાર્ય કરાવી રહી છે. વસ્તુતઃ ગોરી નારીના શીલની પ્રતિષ્ઠા માટે જ હું આ મુકદ્દમો લડી રહ્યો છું. પણ માનવીના પ્રાણના ભોગે શીલરક્ષાનું વ્રત નભાવી ન લેવાય.

ટોમ જેલમાં છે. લોકો રાત્રે એને મારી નાખશે એવો ભય પેદા થાય છે. એટિકસ રાતે ત્યાં જઈને એને દરવાજે ચોકી ભરે છે. પુત્ર જેમને ચિંતા થાય છે કે બાપુ ક્યાં ગયા? એ તપાસ કરવા નીકળે છે. સ્કાઉટ અને ડિલ પણ ભેગા જાય છે.

મધરાત પછી મોટરો આવે છે. અને આજુબાજુના ગોરાઓ નીચે ઊતરી ટોમની માગણી કરે છે. (ગામમાં પોલીસ એક જ છે. જેલનો રખેવાળ પણ એ જ. આગંતુકોએ એને બીજે જાતને બાળકોના પોલીસદળની જરૂર છે...

કોર્ટમાં કેસ ચાલે છે. આખું ગામ અને આજુબાજુના લોકો પણ ઊમટયા છે. આ બાળકો પણ કોર્ટમાં ઘૂસી જાય છે, અને આખો કેસ જીન (સ્કાઉટ)ની નજર સમક્ષ ચાલે છે. કેસની વસ્તુસ્થિતિ સાવ ઊલટી છે. ગરીબરાંકા ગોરાની દીકરીએ ટોમ પાસે શરીરસુખની માગણી કરેલી, પણ ટોમે નમતું નહોતું આપ્યું. છોકરીએ ટોમને પૂરેલો. એટલામાં એનો બાપ આવી પહોંચ્યો. ટોમ ભાગી છૂટયો. બાપે દીકરીને મારી, અને ટોમ ઉપર આ કેસ માંડી એને પકડાવ્યો.

એટિકસ ને ટોમ સરસ રીતે કેસ ચલાવે છે. ત્રણ કલાકની ચર્ચાવિચારણા પછી જ્યૂરી ટોમને તકસીરવાર ઠરાવે છે. બાળકોને નવાઈ લાગે છે. પિતા સમજાવે છે: 'અત્યાર સુધી કાળા વિરુદ્ધ ગોરાએ કેસ માંડયો હોય તો ત્રણ મિનિટમાં વિરુદ્ધનો ચુકાદો આવી જતો. જ્યૂરીએ ત્રણ કલાક વિચાર કર્યો એ જ બતાવે છે કે હવે કાળાઓ અંગે કંઈક સમભાવથી વિચારાશે. વળી, ન્યાયધીશે મને આ કેસ ચલાવવા સૂચવેલું. એનો અર્થ એ કે ન્યાયાધીશની ઇચ્છા પણ હતી કે ટોમને સાચો ન્યાય મળે. અને જ્યૂરીમાં એક ગોરાએ ટોમના પક્ષમાં દલીલો કરેલી. વળી આપણી બાજુમાં એક ગોરી બાઈ પણ ટોમ ને કાળાઓ પ્રત્યે સહાનુભૂતિ ધરાવે છે. આમ, પ્રકાશનું કિરણ પ્રવેશવા માંડયું છે.

એટિકસ અપીલ કરે છે, અને એને પોતાને જીતવાની આશા છે. પણ ચુકાદો આવે તે પહેલાં ભલો ટોમ આકળો થઈને ભાગવા જાય છે. સત્તર ગોળીથી એનો દેહ વીંધાઈ જાય છે

એ મકાનમાં ગાળે છે. બધી રીતે એ સામાન્ય માનવી જેવો જ હોય છે. અને આ બાળકોને ચૂઈંગગમ વગેરે મળતાં તે પણ એની જ પાસેથી!

એટિકસ કહે છે કે જેમે સ્વબચાવમાં ચાકૂ હલાવ્યું છે, અને એ વાત આપણે કોર્ટમાં જાહેર કરીશું. આ માટે એ ખૂબ આગ્રહી છે. બીજે પક્ષે, સ્થાનિક પોલીસમૅન હેક ટેઈટ જેમને પૂરેપૂરો બચાવી લેવા માગે છે. એ ભારપૂર્વક ને આગ્રહપૂર્વક સમજાવે છે કે ના, આકસ્મિક ચૂકેલ પોતાના ચાકૂ પર પડ્યો ને મરાયો—જેમનો હાથ એમાં છે જ નહિ. અંતે એટિકસને નમતું આપવું પડે છે. એના હૃદય પરનું ભારણ ઓછું કરવા માટે સ્કાઉટ એને કહે છે: ‘ટેઈટની વાત સાચી છે. નહિ તો મોકિંગબર્ડને મારવા જેવું થાત.’ આથી એટિકસ ફરી ચેતનવંતો બને છે.

‘મોકિંગબર્ડ’વાળા શબ્દો એટિકસના પોતાના. જેમે નાતાલ વખતે બંદૂક માગેલી. તે અપાવતાં એટિકસે કહેલું: ‘તારી નિશાનબાજી ડબલાંડૂબલાં પર અજમાવજે. નહિ તો તું મોકિંગ બર્ડને—ગાતાં પક્ષીને—ગાતાં બુલબુલને વીંધતો ફરશે. એ પક્ષીઓ નિર્દોષ હોય છે. આપણા જીવનને આનંદથી ભરે છે. એમને મારવાં તે ગુનો છે.’

અહીં ચોપડીના નામનો અર્થ પણ સ્પષ્ટ થાય છે: હબસીઓ નિર્દોષ છે—આપણા જીવનને આનંદથી ભરે છે, તેમને હેરાન કરવા, તેમની ઉપેક્ષા કરવી તે અન્યાય છે. ટોમ મોકિંગ બર્ડ હતો. અને જેમ, સ્કાઉટ ને ડિલ જેવાં બાળકો પણ ગાતાં બુલબુલ છે.

કથાના ત્રણ પ્રવાહો: પહેલો બૂ-રેડ્લી અથવા રેડ્લી હાઉસનો, બીજો ટોમનો, ત્રીજો—હજી સુધી મેં ન ઉકેલેલો—બાળકો અને બાપના સંબંધ ઇત્યાદિનો. વિધુર પિતા બાળકો સાથે અસાધારણ સમભાવ અને આદરથી વર્તે છે, ને તેમને પોતાની રીતે વિકસવા દે છે, બાળકો પણ એની સાથે ઘણી છૂટથી લગભગ સમાન ભૂમિકામાં, વાત કરે છે. કુટુંબમાં વડીલ અને અપત્ય વચ્ચે આવો જ સંબંધ હોવો જોઈએ, અને તે આ ચિત્રમાં છતો થાય છે. સંભવ છે કે શ્રીમતી હાર્પર લીનું બાળપણ એ રીતે વીત્યું હોય, ને તેમણે ૧૯૩૪-૩૫ના આલબામા રાજ્યના અમેરિકન ગામડાંનું જે ચિત્ર આપ્યું છે તે તેમના સ્વાનુભવનું હોય.

આ નાનું ગામ ઘણી રીતે આપણા આજના ગામ જેવું લાગે છે. શાંત, ધમાલરહિત જીવન, વહેમો, કૂથલી પડોશીધર્મ, ગામના પ્રત્યેકનો એકબીજાને પરિચય, આવી ઘણી બાબતો સમાન છે. અંતે તો માનવી ને તેની રીતિ બધે સરખી જ હોય છે ને!

આલેખનમાં કોઈ સ્થળે કંઈક ઢીલાશ છે.

પાત્રો આપોઆપ ઊપસ્યાં છે અને સારી રીતે ઊપસ્યાં છે, પ્રમાણિક સજ્જન વકીલ અને નાગરિક એટિકસ, પિતાને ચાહતાં જેમ અને સ્કાઉટ,—જેઓ પોતપોતાનાં વિશિષ્ટ જે સ્વાભાવિક લક્ષણો ધરાવે છે; સ્કાઉટના પ્રેમમાં પડી ગયેલો વામણો પણ કલ્પનાશીલ રખાતપુત્ર ડિલ, ભલી કાલપૂર્નિયા, ભલો ટોમ. આ ઉપરાંત ન્યાયાધીશ, બધું જ મગજમાં યાદ રાખી સીધે સીધું લાઇનો મશિન પર કંપોઝમાં લેતો પત્રકાર, હિંમતના અજબ નમૂનારૂપ પડોશણ ઇત્યાદિ બધાં સુરેખ રીતે ઊપસી આવ્યાં છે.

ભારત અને અમેરિકા વચ્ચે માત્ર કસ્બાનાં ગામોનું સામ્ય નથી. બીજું એક મહત્ત્વનું સામ્ય છે એક જટિલ કોયડાનું. આ કોયડો તે અસ્પૃશ્યોનો—અમેરિકામાં કાળાનો. બંને પ્રજાએ બંનેને ભારે અન્યાય કર્યો છે, અને હવે બંને પ્રજા આ પાપ ધોવા માટે કટિબદ્ધ થઈ છે. એમાં ઘણા અવરોધો છે. પણ છતાં એકંદરે માર્ગ ઊર્ધ્વગમનાભિમુખ છે.

“નદીને પાર એક દેશ છે. આપણે એને સદાકાળ માટે મીઠડો કહીએ છીએ; અને શ્રદ્ધાના બળથી જ આપણે એ કિનારે પહોંચી શકીશું.”

—પુસ્તકમાં ગવાયેલાં આ બાયબલનાં વચનો સાચાં છે. માનવી માનવ છે એવી અખૂટ શ્રદ્ધા, ને ગોરા ને ઉજળિયાતોના હાથમાં પણ માનવતાનું કિરણ રહેલું છે એવી અતૂટ શ્રદ્ધા—જ આપણને માનવસમાનતાના એ પરવર્તી તટ પર પહોંચાડશે.

# સત્યમય થવાને સારુ

સત્યથી ભિન્ન કોઈ પરમેશ્વર હોય એવું મેં નથી અનુભવ્યું. સત્યમય થવાને સારું અહિંસા એ જ એક માર્ગ છે, એમ આ પ્રકરણોને પાને પાને ન દેખાયું હોય તો આ પ્રયત્ન વ્યર્થ સમજું છું. પ્રયત્ન વ્યર્થ હો, પણ વચન વ્યર્થ નથી. મારી અહિંસા સાચી તોયે કાચી છે, અપૂર્ણ છે. તેથી મારી સત્યની ઝાંખી હજારો સૂરજને એકઠા કરીએ તો પણ જે સત્યરૂપી સૂરજના તેજનું પૂરું માપ ન મળી શકે એવા સૂરજના એક કિરણમાત્રના દર્શનરૂપ જ છે. એનું સંપૂર્ણ દર્શન અહિંસા વિના અશક્ય છે, એટલું મારા આજ લગીના પ્રયોગોને અંતે અવશ્ય કહી શકું છું.

આવા વ્યાપક સત્યનારાયણનાં પ્રત્યક્ષ દર્શનને સારુ જીવમાત્રની પ્રત્યે આત્મવત્ પ્રેમની પરમ આવશ્યકતા છે. અને તે કરવાને ઇચ્છનાર મનુષ્ય જીવનના એક પણ ક્ષેત્રની બહાર નથી રહી શકતો. તેથી જ સત્યની મારી પૂજા મને રાજ્યપ્રકરણમાં ખેંચી ગઈ છે. ધર્મને રાજ્યપ્રકરણની સાથે સંબંધ નથી એમ કહેનાર ધર્મને જાણતો નથી એમ કહેતાં મને સંકોચ નથી થતો, એમ કહેવામાં હું અવિનય નથી કરતો.

આત્મશુદ્ધિ વિના જીવમાત્રની સાથે ઐક્ય ન જ સધાય. આત્મશુદ્ધિ વિના અહિંસાધર્મનું પાલન સર્વથા અસંભવિત છે. અશુદ્ધાત્મા પરમાત્માનાં દર્શન કરવા અસમર્થ છે, એટલે જીવનમાર્ગનાં બધાં ક્ષેત્રોમાં શુદ્ધિની આવશ્યકતા છે. એ શુદ્ધિ સાધ્ય છે, કેમ કે વ્યક્તિ અને સમષ્ટિની વચ્ચે એવો નિકટ સંબંધ છે કે એકની શુદ્ધિ અનેકની શુદ્ધિ બરાબર થઈ પડે છે. અને વ્યક્તિગત પ્રયત્ન કરવાની શક્તિ સત્યનારાયણે સહુને જન્મથી જ આપી છે.

પણ આશુદ્ધિનો માર્ગ વિકટ છે એમ હું તો પ્રતિક્ષણ અનુભવું છું. શુદ્ધ થવું એટલે મનથી વચનથી અને કાયાથી નિર્વિકાર થવું, રાગદ્વેષાદિરહિત થવું. એ નિર્વિકારતાને પહોંચવાને પ્રતિક્ષણ મથતા છતાં હું પહોંચ્યો નથી, તેથી, લોકની સ્તુતિ મને ભોળવી શકતી નથી. એ સ્તુતિ ઘણી વેળા ડંખે છે. મનના વિકારોને જીતવા જગતને શસ્ત્રયુદ્ધથી જીતવા કરતાંયે મને કઠિન લાગે છે. હિન્દુસ્તાનમાં આવ્યા પછી પણ હું મારામાં સંતાઈ રહેલા વિકારોને જોઈ શક્યો છું, શરમાયો છું, પણ હાર્યો નથી. સત્યના પ્રયોગો કરતાં મેં રસ લૂંટ્યો છે, આજે લૂંટી રહ્યો છું. પણ હું જાણું છું કે મારે હજુ વિકટ માર્ગ કાપવાનો છે. તેને સારુ મારે શૂન્યવત્ બનવાનું છે. મનુષ્ય જ્યાં લગી સ્વેચ્છાએ પોતાને સહુથી છેલ્લો ન મૂકે ત્યાં લગી તેની મુક્તિ નથી. અહિંસા એ નમ્રતાની પરાકાષ્ઠા છે. અને એ નમ્રતા વિના મુક્તિ કોઈ કાળે નથી એ અનુભવસિદ્ધ વાત છે. એ નમ્રતાની પ્રાર્થના કરતો, તેમાં જગતની મદદ યાચતો અત્યારે તો આ પ્રકરણોને બંધ કરું છું.

મોહનદાસ કરમચંદ ગાંધી
(‘આત્મકથા’–પૂર્ણાહુતિમાંથી)

# ઝૂલતા મિનારા

**રઘુવીર ચૌધરી**

પુરુષો : અજય, સોહન, માધો, કિસન

સ્ત્રીઓ : માધવી, બેલા

બેઠકખંડ. સોફા, ખુરશી, ડ્રેસિંગ ટેબલ વગેરે જૂની ઢબનાં છતાં આકર્ષક.

## અંક પહેલો

માધો–(સ્વગત) પહેલા અંકમાં તો બેઠકખંડ નથી. બધું બહાર ચાલે છે, બધું જ બહાર. કોઈનો અંદર પ્રવેશ ક્યાં થાય છે! છેલ્લુ રિહર્સલ તો નાટકની જેમ જ ભજવાવું જોઈએ. તો પછી આ બધું ફરનિચર ઢાંકી દેવું જોઈએ. સૂચના તો સ્પષ્ટ છે! (વાંચે છે) : બંગલો દેખાય કે ન દેખાય, પણ આ બંગલાની આગળનો ભાગ છે, બાગનો આભાસ થવો જોઈએ. એક બાજુ બાંકડો પડ્યો હોય, બીજી બાજુ વૃક્ષો દેખાય અથવા ન દેખાય! (ઊંચે જોઈને) આ શું? દેખાય અથવા ન દેખાય! હં. સોહનને હમણાં માધવીબહેન કંઈક આવું જ કહેતાં હતાં–સ્થિર રહેવું કે ચાલવું? અટકવું કે વિસ્તરવું?–આ બધું મારે સમજવાનું ન હોય, જે કંઈ દેખાય તે આજનું ન લાગે, કંઈક જૂનું. (વિચારે છે) તો શું કરું? આ બધું ખાલી કરું? સોફાને ઊંધો પાડ્યો હોય તો બાંકડા જેવો ન લાગે? આ ટેબલ? આ દર્પણ? એની સામે ફૂલછોડ લાવીને મૂકું તો? તો? બરાબર. એમાં છોડનું પ્રતિબિમ્બ દેખાય, ફૂલનું પ્રતિબિંબ દેખાય અને બાગનો આભાસ થાય. (જવા લાગે છે પણ માધવી અને સોહનને આવતાં જુએ છે તેથી એક ડગલું ચાલીને પાછો વળે છે, બીજી બાજુ જાય છે).

સોહન– હું સમજ્યો નહિ, દીદી!

માધવી–અજય માને છે કે હું કારણ કહેતી નથી, અને હજી છુપાવી રાખવાની છું. પણ સાચી વાત તો એ છે સોહન, કે અકારણ વૃત્તિથી પ્રેરાઈને જ હું આ નાટક લખવા લાગેલી. લખવામાં એમની મદદ લીધા વિના ચાલે એમ ન હતું. એ વખતે તો એમણે કશું ન પૂછ્યું, માત્ર વચ્ચે વચ્ચે મલકાતા રહ્યા પણ જ્યારે ભજવવાની વાત કરી, તને અને બેલાને પોતપોતનાં પાત્ર ભજવવા બોલાવવા વિચાર્યું, 'ત્યારે એ મારી સામે જ જોઈ રહ્યા, ત્રણ વર્ષ પહેલાં હતા એટલા અજાણ્યા બનીને. આ રીતે એ કોઈવાર મારી સામે જુએ છે...

સોહન–એમણે ભજવવાનું કારણ પૂછ્યું હશે.'

(માધો ફૂલછોડનું કૂંડું લાવીને ડ્રેસિંગ ટેબલ પર મૂકે છે, જાય છે.)

માધવી–એ પછી બેત્રણ વાર પ્રશ્નની નજરે એમણે મારી સામે જોયું છે. જે પ્રસંગને ભૂલવા હજી ત્રણ વર્ષ જેટલો સમય પણ નથી મળ્યો એને આમ પ્રત્યક્ષ કરાવવાનું કોઇ કારણ તો હોવું જ જોઇએ ને! પણ નથી. મેં કહ્યું–પછી કહીશ... મને ખબર નથી કે પછી શું કહીશ...આ છેલ્લા રિહર્સલ પછી હું મૌન પાળીશ તોપણ એ નહીં પૂછે...મેં તને એકવાર પ્રવાસમાં પહેલું–યાદ છે? વૃક્ષની છાયા સાંજે એના મૂળથી દૂર દૂર વિસ્તરે છે, વિસ્તરતી જ જાય છે અને છેવટે દૂરના અંધારામાં ખોવાઇ જાય છે, એમ મારામા પણ કંઈક એવું છે જેને હું રોકી શકતી નથી, અહીં આટલું રોકાયા પછી પોતાની ગતિ ભૂલી જવાનો ભય જાગે છે...એ પૂછે તો આ પણ મારે કહેવું છે. પણ એ નહીં પૂછે. પોતાના આગ્રહમાં એ કોઇને બાધતા નથી.

સોહન–એ જ આવતા લાગે છે.

(અજય આ ક્ષણે પસન્ન લાગે છે)

અજય–શું દિગ્દર્શક સાહેબ, તૈયાર! મારો પ્રવેશ ક્યારે આવે છે એ જરા યાદ આપશો? સંવાદ તો નહીં ભૂલું–શબ્દો બદલાઈ જશે તો અર્થ સાચવીશ અને અર્થ આઘો થઈ જશે તો સ્મરણ સાચવીશ–શબ્દ અને અર્થમા ન બંધાતું સ્મરણ...

માધવી–તમે ભૂતકાળને ખંખેરી દીધો નથી એ મારા માટે પૂરતું છે.

(બેલા અને માધો આવે છે. માધો દર્પણ સામેનો ફૂલછોડ બતાવે છે)

અજય–એ કંઈ મારા હાથની વાત છે માધવી! (અટકે છે) જોઈએ હવે ભૂતકાળ વર્તમાનમાં ઉમેરાય છે કે વર્તમાન વ્યતીતમા? હં...આ બેલા અને માધો પણ આવી ગયાં. મને લાગે છે કે કિસનનું પાત્ર ભજવવા પણ તમારે સહુની જેમ ખુદ કિસનને જ બોલાવવો જોઈતો હતો.

સોહન–એક અપવાદ સારો, કેમ દીદી?

માધવી–(ધ્યાન ન આપતાં) પેલા કિસનનું પાત્ર કરનાર ભાઈ કેમ દેખાતા નથી માધોભાઇ?

માધો–બીડી પીતો હશે, આવશે. અને એ નહીં આવે તો હું ડબલ રોલ કરીશ, બેલા મારે મન દીકરી જેવી જ છે.

બેલા–તમારે દીકરીઓની ક્યાં ખોટ છે કે મને દત્તક લેવા વિચારો છો?

માધો–તમે સાંભળી ગયાં? આઇ એમ સોરી!

બેલા–તમે એક આખું વાક્ય અંગ્રેજીમાં બોલી શક્યાં...

સોહન–તમે હવે સ્વતંત્ર ભારતના જાગૃત નાગરિક કહેવાઓ!

બેલા–વળતો જવાબ આપો માધુભાઈ!

માધો–નવુ બોલવા જાઉં તો ગોખેલા સંવાદ ભૂલી જાઉં.

માધવી–ચાલો શરૂ કરીએ.

(બેલા અને કિસન સિવાય બધાં જાય છે. બેલા રંગભૂમિના પાછલા ભાગમા જઇને ઝડપથી ચાલવા લાગે છે. એણે ગુસ્સે દેખાવાનું છે.)

કિસન–પણ સાંભળ તો ખરી!

બેલા–બહુ સાંભળ્યું.

કિસન–આમ ગુસ્સે ન થવાય બેલા, જવાની પણ એક રીત હોય છે. શાંતિથી વિચારીને...

બેલા–ક્યાં સુધી વિચારતી રહું? જીવવા માગું છું.

કિસન–તું અત્યાર સુધી અહીં જીવી નથી? અમે જીવ્યા, માલિક જીવ્યા.

બેલા–મેં તમને કેટલી વાર કહ્યું કે એમને માલિક ન કહો. જે પોતાના સમયનો પણ માલિક નથી, જેની સમજ પડી પડી કાટ ખાય છે, જેને કોઈના સ્વમાનની પડી જ નથી એને...

[માધો પ્રવેશે છે. કિસનની સામે જોઈને નમ્રતા ધારણ કરે છે.]

માધો–ભાષણની તૈયારી ચાલે છે, બહેન ? હું આવ્યો એ ન ગમ્યું ?, તો જાઉં.

[ માધોના ગયા પછી કિસન બાંકડા પર અધ્ધર મને બેસે છે. ]

કિસન–તું આમ કારણ વિના જાય તો માલિ-સાહેબને ખોટું લાગે. એકાએક તને આ જગા અળખામણી કેમ થઈ ગઈ? ગઈ સાલ તું પ્રવાસમાં ગઈ ત્યારે પત્રમાં તે અહીંનાં કેટલાં વખાણ કરેલાં ?

બેલા–અહીંનાં વૃક્ષોને તો ગયા પછી પણ યાદ કરીશ, જેમને મેં પાણી પાયું છે. અને આપણા મકાન આગળની મધુમાલતી...હવે એ પણ ભલે સુકાય...અહીં એકેય વેલ ખીલી શકી નથી.

કિસન–અહીંથી ગયા પછી બધું યાદ કરીને દુઃખી થવા કરતાં....

બેલા–ભલે દુઃખી થવાય, તોપણ હવે અહીંનું-વાતાવરણ મને રૂંધવા લાગ્યું છે. આ બંગલાની ઊંચી ઊંચી દીવાલો મારા આકાશની આડે આવે છે. અહીંના અંધારામાં મારામાં કશું ઊગી શકશે નહીં અને એક દિવસ હું મરી જઈશ. એ પછી પણ તમને મારી સ્થિતિની ખબર પડવાની નથી. મારી લાગણીઓ બળવો કરી રહી છે. મને જવા દો.

કિસન–(ઊભો થાય છે, તદ્દન થાકેલો હોય એમ) તારે જવું છે અને હું તારી સાથે આવી શકું એમ નથી. એક કારકુનની છોકરી હોવા છતાં તું આ બંગલામાં રમતી મોટી થઈ છે. અહીંના પ્રતાપે જ તું એમ. એ. થઈ. સાહેબનું અહે-સાન ઓછું નથી.

બેલા–એ અહેસાન મનમાંથી ભૂંસાઈ ન જાય માટે જ વહેલી જવા માગું છું. એક વીતી ગયેલા જમાનાને પોષવા મારે અહીં નથી રહેવું. તમે મારી ભાવનાઓને નિચોવાઈ જતી જોવા માગો છો ?

કિસન–આ તારી ભાવનાઓ તે વળી કેવી છે કે જેમની મને કશી ખબર જ પડતી નથી ! (નીચે બેસે છે. કંઈક વીણીને હાથમાં લે છે. બેલા એની સામે જોઈ રહે છે) તારા સમ, મને આ તું બોલે છે એમ થી કશુંય સમજાતું હોય તો. તારી દુનિયા, તારી ભાવનાઓ – મને લાગે છે આ બધું તું વાંચેલું બોલે છે, અનુભવેલું નહીં. અજયબાબુએ મારી સાથે આજ સુધીમાં કદીય ખરાબ વર્તન કર્યું નથી, અને-

બેલા–એમનું પોતાની સાથેનું વર્તન પણ મને તો નથી ગમતું. બસ જાણે એ એકલા જ જગતમાં ન હોય ! હું તો કંઈ એમની નોકરી નથી કરતી કે મન ફાવે ત્યારે કામ બતાવે ? એમનો રસોયો ન હોય ત્યારે મને હુકમ થાય. માણસને લાગણી જેવું પણ કંઈક હોય છે. એનો એ ખ્યાલ નથી રાખતા. મારે ગૂંગળાઈ મરવું એમ તમે ઇચ્છતા હો તો અહીં રહેવામાં મને વાંધો નથી

[ બેલા બાંકડા પર બેસે છે. અજય એક બાજુથી પ્રવેશ કરે છે. અને બીજી બાજુ સીધો ચાલ્યો જાય છે. એને જોતાં જ બેલા ઊભી થઈ જાય છે. અજય બહાર જાય એ પહેલાં માધો દોડી આવે છે 'સાહેબ, સિગારેટ' એમ કહીને સિગા-રેટ ધરે છે. અજય એની સામે જોયા વિના સિગારેટ લઈને ચાલ્યો જાય છે. ]

માધો–મારો નાનો ભાઈ દોડવાની હરીફાઈમાં ઊતરે છે અને હું આટલું દોડતાંય થાકી જાઉં છું. (એમાંથી કોઈ ધ્યાન આપતું નથી એ જોઈને જરા લાચાર ઊભો રહે છે.) તમે અંગ્રેજી ભણાવો તો હું તમારો વિદ્યાર્થી થવા તૈયાર છું, બેલાબહેન ! છાપાવાળો દરરોજ જૂનું છાપું આપવા લાગેલો એ તો તે દિવસ તમે કહ્યું ત્યારે ખબર પડી. સાહેબ તો તારીખ વાચવામાં કે સમય જોવામાં માનતા જ નથી. તો પછી મારે એટલું જાણી લેવું જોઈએ, ખરું ને

કિસનકાકા ! (કોઈ સાંભળતું નથી એ જોઈને દુઃખી થઇને ચાલ્યો જાય છે.)

કિસન–તારે જવું હોય તો જા પણ મારે શું કરવું એય નક્કી કરતી જા. અહીંથી બહાર નીકળીને હું કશાય કામનો નહીં રહું. અહીં મને હવે તો કશુંય ન કરવાના પૈસા મળે છે. અને અજયબાબુના નોકરને નોકરીએ કોણ રાખે? એમને માટે લોકો ભાત ભાતનું બોલે છે.

એલા–હું તો એ બધું સાંભળીને ત્રાસી ગઇ છું. હું અહીં રહું છું એટલા માટે પણ ઘણાએ મારી સામે ઉપેક્ષાથી જોયું છે. એ બધું યાદ આવતાં જ એક જૂનો અંધકાર મને ઘેરી વળે છે. એક બંધિયાર હવામાં પુરાઇ રહેવાનું પણ એક સુખ હોય છે. એ સુખની માયા લાગે એ પહેલાં હું અહીંથી જવા માગું છું અજયબાબુ...

કિસન–શું !

એલા–પરમ દિવસ એમણે મને......

[માધવી અને સોહન આવે છે. વેશ સાદો.]

કિસન–આવો પધારો.

માધવી–જી, અજયબાબુ અત્યારે મળશે?

[સોહન ખાસ એલાની સામે જોઇને પ્રણામ કરે છે. પછી બાંકડા પર બેસીને ટેકો લે છે. પગથી ધૂળ અને થાક ખંખેરે છે.]

કિસન–એ તો ફરવા ગયા છે.

એલા–(કપડાં ખાદીનાં પહેર્યાં છે એ જોઇને) એટલે કે શિકાર કરવા.

સોહન–માણસ બહાદુર લાગે છે. (એલા તરફ જુએ છે, જોઇ રહે છે)

માધવી–મેં પત્ર લખીને સમય માગેલો.

સોહન–પણ એમણે સમય આપ્યો તો નથી ને!

કિસન–ભૂલી ગયા હશે. માધોને પૂછું છું. આપ આશ્રમમાંથી આવો છો?

સોહન–અમે સહુનો ઉદય ઇચ્છનારાં છીએ. અમે નહીં, એકલાં માધવીબહેન. એ તમારા અજયબાબુ પાસે સહાય અને સહકાર મેળવવા આવ્યાં છે, એ બહુ આશાવાદી છે. (એલા સ્મિત કરે છે એ જોઇને સોહન નમસ્તે કરે છે.) મારું નામ સોહન, મિત્રો મજાકમાં સેવકરામ કહે છે. એક જણાએ તો એમ પણ કહ્યું છે કે હું મહાન થવાના રાજકારણમાં પડયો છું. એવું નથી કારણ કે હું વેળાસર આદર્શોથી કંટાળી ગયો છું. દીદી, અલબત્ત મહાન છે જ. ઘણાએ ના પાડી છતાં એ તમારા સાહેબ પાસે મદદ માગવા આવ્યાં છે. શરૂઆતમાં જ હું જરા લાણું બોલ્યો, કેમ!

કિસન–કંઇ વાંધો નહીં. મદદનું તો કશું કહેવાય નહિ પણ બુદ્ધિશાળી માણસો સાથે વાત કરવાનો એમને શોખ હતો. હું આવું. (જાય છે)

એલા–એમ તો એમને અભિનયમાં પણ રસ હતો!

સોહન–જોયું દીદી? પેલા લોકો કહેતા હતા એ સાચું પડયું ને! આપણે લોકસેવક હોઇએ તો લોકો કહે એ જ સાચું માનવું જોઇએ. ગુરુ ગોવિંદસિંહે પણ કહ્યું છે–યદ્યપિ શુદ્ધ લોકવિરુદ્ધમ્ નાકરણીયમ્ નાચરણીયમ્.

એલા–શંકરાચાર્યની ભૂલ તમે ગોવિંદસિંહને માથે ચડાવી દીધી.

સોહન–મને આશા હતી જ કે તમે ભૂલ સુધારવા જેટલો ઉત્સાહ બતાવશો જ. તમે હવે થોડો વધુ ઉત્સાહ બતાવીને અમને એવી સલાહ આપો કે જેથી અજયબાબુ પાછા આવે એ પહેલાં જ અમે અહીંથી વિદાય લઇએ. અમે જાણીએ છીએ–લોકો એમને માટે શું કહે છે.

[આ દરમિયાન માધવી એક બાજુ જઇને વૃક્ષો અથવા આકાશ જોઇ રહે. સોહન બિનજરૂરી બોલે છે એવું લાગતાં એ નજીક આવે.]

માધવી–કોઇને વિશે ઊલટસુલટ માની લેવું એ નાસ્તિકતા છે.

[સોહન અદબથી બેસે છે, માધો એની પાછળ આવીને ઊભો રહે છે.]

સોહન–તમારું નામ બહેન?

બેલા–બેલા, અને હમણાં ગયા એ મારા પિતાજી–કિસનચંદ્ર.

માધો–(આગળ આવીને) મારું નામ માધો, મૂળ માધવ હતું. સાહેબે માધો કરી નાખ્યું કારણ કે હું એમનો પી. એ. છું. પી. એ. અંગ્રેજીમાં શું કહેવાય છે? (બેલાની સામે જુએ છે, એ હસે છે.)

સોહન–પર્સનલ આસીસ્ટન્ટ.

માધો–ખૂન નહીં? કંઈ વાંધો નહીં. મને આજે સાહેબે કહેલું કે કોઇ કોઈ ખાદીના કપડાં પહેરીને આવે તો બેસાડજે. પણ તમે તો–કંઈ વાંધો નહી, ખાદી તો પહેરી છે ને! હું તમારે માટે ખુરશી લાવું. (જાય છે. કિસન એને ખુરશી લાવવામાં મદદ કરે છે.)

બેલા–બેસો. (સોહનને) તમે પણ આમાં બેસો.

સોહન–આ વધુ અનુકૂળ છે. અહીં તો સૂઇ શકાય એમ પણ છે. બેસો દીદી, બેસો કાકા, બેસો પી. એ. સાહેબ, તમે ઊભા રહો બેલાજી!

માધો–હું જાઉં, મને સાહેબે અત્યારે ઊંઘવાનું કહેલું છે, રાત્રે કદાચ જાગવું પડે, (જાય છે, એની પાછળ પાછળ કિસન પણ જાય છે. બેલા બેસે છે)

બેલા–ક્યારથી આ ધંધામાં પડયા?

સોહન–આ ધંધામાં પડવાનું હોતુ નથી, ઊભા થવાનું હોય છે. નો બડી ફેલ્સ, એવરી બડી રાઇઝીઝ, કેમ દીદી! (માધવી ધ્યાન આપતી નથી) અને બેલાજી, આ ધંધો નથી, પ્રવૃત્તિ છે. વૃત્તિ હોય તો પ્રવૃત્તિ મળી રહે છે.

બેલા–જન્મથી જ આ સેવાવૃત્તિ હશે.

સોહન–ના, પુનર્જન્મથી. આ માર્ગે વાળવામાં દોષ દીદીનો છે. પ્રોફેસર હતા અમારાં. વિદાય વખતે એવું બોલ્યાં કે ઉત્સાહમાં આવી જઈને મેં જોડાવવાનું નક્કી કરી દીધું. પહેલાં એ વિચાર શીખવતાં, હવે સદાચાર શીખવે છે. પ્રતિજ્ઞા લેવાને લીધે હવે હું લાચાર છું. કોઇ કોઈ વાર થાય છે કે પ્રતિજ્ઞા મોટી કે જીવન? પણ ખેર, જવા દો એ વાત. શરૂઆતમાં તો દીદીના સંપર્કને લીધે મારા આત્માનો પણ વિકાસ થવા લાગેલો. એક દિવસ તો એમ પણ લાગેલું કે આખું વિશ્વ મારું ઘર છે એટલે કે હું વિશ્વ સમગ્રનો માલિક–

માધવી–(પુસ્તકમાંથી ઊંચુ જોઇને) તું આજે ખૂબ અગંભીર લાગે છે સોહન!

બેલા–શું એ કોઈ વાર ગંભીર પણ થઈ શકે છે?

સોહન–ગંભીર થવું જ પડે, પણ ગંભીર રહી રહીને હું થાક્યો છું. લોકો ઉપેક્ષા કરે છે, અમે એમને માટે છીએ એમ માનતા જ નથી, દયા બતાવે છે, એમની સમકક્ષ પણ નથી ગણતા. રોષથી શિખા પ્રકંપિત થઈ ઊઠે છે પણ શું થાય, ગંભીર રહેવું જ પડે. દીદીને હજી શ્રદ્ધા છે અને એમની શ્રદ્ધા એ મારી શ્રદ્ધા છે એમ મારે માનવાનું છે. જોઈએ હવે આજે એમને શો અનુભવ થાય છે?

બેલા–સંભવ છે કે સાહેબ...

સોહન–બધું આપી દે? (બેલા હસે છે. ફરજ પડી હોય એ રીતે માધવી બોલે છે.)

માધવી–સોહન, આ પ્રવૃત્તિને તું મજાક સમજવા લાગ્યો છે, જ્યાં સુધી તું એની સાથે જોડાયેલો છે...

સોહન–આજે તમે હસવા જેવું જ પગલું ભર્યું છે. એક અભિમાની, અને શરાબી માણસને દાનવીર બનાવવા નીકળ્યાં છો! તમે સમય માગેલો છતાં એ શિકાર કરવા ગયા છે. મને લાગે છે આજે એ આપણને મળશે જ નહીં. કહે છે કે જંગલમાં પણ એમનો એક બંગલો છે, નદી કિનારે. જેની મુલાકાતે પરદેશી યુવતીઓ પણ આવી ચૂકી છે. એવી સારી જગાએ રોકાવાને બદલે એ અહીં શા માટે આવશે? ચાલો દીદી, પાછાં જઈએ.

માધવી–તેં તારી ભૂલ બેવડાવી.

એલા–પણ માધવીબહેન, મને નથી લાગતું કે એ દયાદાનમાં માનતા હોય. જેની સાથે સૌમ્ય રીતે વર્તવું જોઈએ એની સાથે એ જાણી જોઈને કઠોર બને છે. આમ ઘણા આધુનિક છે પણ જીવે છે મોટેભાગે સામંતયુગમાં. (ઊભી થાય છે.) ચાલો, જઈએ.

સોહન–દરવાજા તરફ ?

એલા–ના, દ્વાર તરફ, મારા ઘરના. માધવીબહેન તો હજી કંઈ બોલ્યાં જ નથી. એમની સાથે વાત કરવાનું મળશે તો આનંદ થશે.

સોહન–મારી સાથે વાત કરવાથી આનંદ નથી થતો ? મારું ભાગ્ય જ એવું છે. ચાલો, કઈ બાજુ ચાલવાનું છે ?

માધવી–પગ લઈ જાય એ બાજુ.

સોહન–આંખો લઇ જાય એ બાજુ નહીં ?

એલા– ચાલો; બને તો બંનેનો એકસાથે ઉપયોગ કરો.

માધવી–(ઊભી થઈને) તમે અહીં જ રહો છો, કેમ!

એલા–બાપુજી સાહેબની નોકરી કરે છે. તેથી અહીં રહું છું અને અહીં રહું છું તેથી લાગે છે કે હું પણ એમની નોકરી કરું છું.

માધવી–કેમ આમ બોલ્યાં ?

એલા–કંટાળી ગઈ છું બધ દીવાલોમાં. થાય છે કે કોઇ નવા બંધાતા માર્ગ પર પથ્થર તોડવાનું કામ કરું.

સોહન–રસ્તાની ધૂળ ફાકવી હોય તો અમારી સાથે ચાલો.

માધવી–સોહન, સ્વીકારેલી પ્રવૃત્તિમાંથી નિષ્ઠા ક્ષીણ થઈ જાય એ—

એલા–પણ અમારા સાહેબ પૂરતું એમનું વલણ વાજબી છે.

માધવી–શું !

સોહન–જુઓ; શંકા જાગી ને ! મૂળ વાત એમ છે એલાજી કે દીદી વિદ્વાન તો છેજ પણ એમની શ્રદ્ધા પ , મારી જેમ ઉછીની છે. પ્રક્ષિપ્ત છે, સમજ્યાં ? આઇ મીન પ્રોજેક્ટેડ, તમે અંગ્રેજી જાણો છો ?

એલા–થોડું, એમ. એ. સુધી ભણી છું.

સોહન–તો તમે મારી વાત સમજશો. અમારી શ્રદ્ધા અમને ઉછીની મળેલી છે. હજીય થાય છે કે તમાર ઘરના બારણા તરફ ચાલવાને બદલે બહાર લઈ જતા દરવાજા તરફ જવું. અપમાન તો અમે એટલાં બધાં સહન કર્યાં છે કે એમાં એકનો ઉમેરો નહિ થાય તોપણ ચાલશે.

માધવી–તું માની બેઠો છે એ કરતાં જગત સારું છે, સોહન...

(માધો ઝડપથી પ્રવેશે છે.)

માધો– સાહેબ હજી નથી આવ્યા, કિસનકાકા બોલાવે છે, તમારે માટે હું હાલ જ ફળ ખરીદી લાવ્યો છું. ડીસમાં ગોઠવીને આવ્યો છું. મારાં છોકરાં જોઈ જશે તો ડીશ સામે ગોઠવાઈ જશે. ચાલો, પછી વાત કરજો, આખી જિંદગી છે વાતો કરવા માટે.

સોહન–ચાલો, મે આજ સુધી જોયેલા બધા માણસોમાં માત્ર આ જ એક બુદ્ધિશાળી લાગે છે. (જવા લાગે છે.)

માધો–તો હું અહીં જ બેસું છું. બુદ્ધિશાળી ! આવો આરોપ સાભળ્યા પછી સાથે આવવાની મારી હિંમત ચાલતી જ નથી.

[બધાના ગયા પછી એ એકલો બેસે છે. ગજવાંમાંથી કંઇક કાઢીને ખાય છે. પછી ખુરશી પર બેસીને બાંકડા પર પગ મૂકે છે. પ્રકાશ આછો થાય છે. પછી બાંકડા પર સૂઈને ખુરશીમાં પગ મૂકે છે. એના માથા કરતાં પગ ઊંચા ભાગ પર છે. પ્રકાશ વધુ આછો થઈ જાય છે. અજય બહારથી પ્રવેશીને ધીરે ધીરે અંદર જતો લાગે છે. માધો ઊંઘમાં હોય એ રીતે જોરથી બોલે છે.]

માધો–ના.

અજય–(ખૂણામાં ઊભો રહીને જોઇ રહે છે.) શું, થયુ ?

માધો–(ઊભો થઇ જાય છે; પરતે પ્રકાશ.) શું થયું ?

કોઈકે બૂમ પાડી. કદાચ મેં જ બૂમ પાડી હશે. મેં કેમ બૂમ પાડી સાહેબ?

અજય–તને તો એની ખબર ન જ હોવી જોઈએ. તું જે કંઈ કરે છે એની તને ક્યારે ખબર પડે છે? તું, સદા એકસરખો મૂર્ખ રહેવાનો. આજે તું બંદૂકમાં ગોળીઓ ભરવાનું જ ભૂલી ગયેલો.

માધો–ગોળીઓ, અરે હા, મેં હમણાં કેમ બૂમ પાડી હતી એની ખબર પડી ગઈ. મને હમણાં સપનું આવેલું, તમે ગોળી છોડી.

અજય–તારા સ્વપ્નમા હું શા માટે ગોળી છોડું?

માધો–એવું થયું–એટલે કે સપનામાં એવું થયું કે મારી પત્ની બાળકો સાથે તમારો આશ્રય માગવા આવેલી. તમે શિકાર કરવા જતા હતા તેથી તમને સામે ઊભેલાં પર દયા ન આવી. મારી એકસરખી ભૂલોને લીધે તમે મને નોકરી માંથી ડિસમિસ કરી નાખેલો. હું બાવો બનીને ધરમશાળામાં ભજન ગાતો હતો, ફિલ્મી રાગનું ભજન, આ બાજુ પેલાં તમારી સામેથી ખસતાં ન હતાં. તમે ગુસ્સે થયા. બંદૂક ધરી. એ લોકો ન ખસ્યાં. તમે બંદૂકનો ઘોડો દબાવ્યો પણ તમને છેક છેલ્લી ક્ષણે દયા આવી અને બંદૂકની નળી જરા ઊંચી કરી લીધી, મેં જોયું કે છૂટેલી ગોળી મારા તરફ આવી રહી છે. હું ભજન ગાતો હતો. મારાથી નાસી શકાય એમ ન હતું. તેથી મેં છેવટે છેક પાસે આવેલી ગોળી જોઈને બૂમ પાડી. મેં ગોળીને ના પાડી.

[માધોના આ વર્ણન દરમિયાન અજય ખુરશીમાં બેસીને સિગારેટ સળગાવે છે.]

અજય–તું બાવો થવા માગતો હોય તો તને છૂટો કરવામાં મને વાંધો નથી.

માધો–પછી તમારી બંદૂકમાં ગોળીઓ કોણ ભરી આપશે? અને બંદૂક ક્યાં ગઈ?

અજય–તૂટી ગઈ.

માધો–કંઈ વાંધો નહિ, જૂની થઈ ગઈ હતી.

અજય–તારી ભૂલથી તૂટી ગઈ. નિશાન તાક્યું પણ ગોળી છૂટી નહિ તેથી મેં ગુસ્સામાં આવીને બંદૂક ફેંકી. મને ખબર ન હતી. બાજુમાં આપણું, ત્યાંનું પાળેલું હરણ ઊભું હશે. બંદૂકથી એનો પગ છેદાઈ ગયો. નોકર આવ્યો ન હતો; હરણના પગને પાટો બાંધવા હું રોકાયો. ફાવ્યું જ નહીં. છેવટે નોકર આવ્યો ત્યારે હું નીકળી શક્યો.

માધો–તમારે પાટા બાંધવાનું પણ શીખી લેવું જોઈએ સાહેબ, કહે છે કે સમાજવાદમા તો સહુએ બધું શીખી લેવાનું હોય છે. તમે એક દિવસ કહેતા હતા એ સમાજવાદ આવવાનો હતો, એનું શું થયું?

અજય–સમાજવાદ તો આવીને ગયો પણ ખરો.

માધો–તો મેં કેમ ન જોયો?

અજય–એ માટે ત્રીજી આંખ જોઈએ.

માધો–એ વળી નવી ઉપાધિ! બે આંખોએ જ એટલું બધું જોવું પડે છે કે...

અજય–વૈરાગ આવી ગયો!

માધો–તો બીજું શું થાય? બધું જવા બેઠું છે. કેવો જમાનો આવ્યો છે!

અજય–જમાનાની ચિંતા કરવાનું તને કોણે કહ્યું?

માધો–ભૂલ થઈ, નહિ કરું. પણ એક અરજ છે સાહેબ, આજે હવે શિકાર માટે મને ન મોકલો તો સારું. મારી હિંમત જ ખોવાઈ ગઈ છે. ગઈ દિવાળીથી એમ થયું છે. છોકરાં માટે ગજવામાં ટેટા અને એટમબોમ ભરીને આવતો હતો. કોઈકને ગાળો દેતો દેતો હું તો શાંતિથી આવતો હતો ત્યા એક ટેટો ફૂટ્યો.

અજય–તને ઈજા થઈ હોય એવું જોવા મળ્યું નથી.

માધો–કપડાંના ચીરા ઊડી ગયેલા. પણ મૂળ વાત એ છે કે ત્યારથી હું ડરી જવા લાગ્યો છું. કાયર થઈ ગયો છું. જે ડરે એ કાયર; બેલા કહે છે...અરે હા, સારું થયું કે યાદ આવ્યું. પેલાં લોકો આવ્યાં છે. એમને ખબર પડશે તો અહીં જ આવશે. ત્યાં સુધી હું એક કવિતા કહું?

અજય–મેં તારું કંઈ બગાડ્યું છે? હવે તું જા.

માધો–(થોડું ચાલીને) આ બાજુ તો પેલાં લોકો આવી રહ્યા છે, પેલી બાજુ જાઉં?

અજય–તો તું એમને અહીં બેસાડ, હું થોડીવારમાં જ આવું છું.

માધો–પણ મારે બદલે આપ જશો?

અજય–જરા તૈયાર થઈ ને આવું. (જાય છે)

માધો–હ., સાહેબ પણ તૈયાર થવામાં–સારા દેખાવામાં માને છે! (માધવી અને બેલા આવે છે.) આવો, અહીં બેસો, સાહેબ આવી ગયા છે. અહીંજ આવે છે. તમે એમને મળી શકો એ માટે તૈયાર થવા ગયા છે. હું એમને તૈયાર થઈને તુરત અહીં આવવા કહું. (જાય છે)

માધવી–તમને અજયબાબુ માટે જે અણગમો છે તેનું કોઈ દેખીતું કારણ તો નથી જ. (બેલાને ખભે હાથ મૂકીને) પણ તમને ખોટું નહીં લાગે એમ માનીને કહું–જેની પાસે આપણને અપેક્ષો હોય –ઊંડી અજ્ઞાત અપેક્ષા હોય તે ન સંતોષાતાં અણગમો જાગે

બેલા–(મૂંઝાય છે, માધવી સામે જોઈ રહે છે)અપેક્ષા? મને શી અપેક્ષા હોય? (નીચે જુએ છે) કદાચ તમારી વાત ખોટી ન પણ હોય. નજીક ન જઈ શકાય તો દૂર ભાગવાની વૃત્તિ જાગે છે, એ સાચું છે. પણ મને કશો લોભ નથી અહીંનો.

માધવી–સંવેદનશીલને લોભ ન ફાવે. મારું માનો તો તમે અહીં જ રહો હમણાં. જવું હોય ત્યારે પણ આવેશથી પ્રેરાઈને નહીં, નિર્ણય કરીને જવું. એટલું જ કે અણગમો ન રાખવો, એ વિકાસને અટકાવે છે.

બેલા–અણગમો નથી.

[સોહન ઉતાવળો પ્રવેશે છે.]

સોહન–તમારે માટે કે કોના માટે અણગમો શા માટે હોય? અલબત્ત મને મારે માટે અણગમો છે.

માધવી–એક વેળાનો પણ ઉપવાસ તો કરી શકતો નથી.

સોહન–મને મારે માટે અણગમો છે, ભોજન માટે નહીં.

સોહન– (થેલામાંથી રમકડાં કાઢે છે. એક યુગલ જેવું છે, એક કેલિડોસ્કોપ જેવું.) તમે પછી અટકી ગયાં. એમણે તમને બોલાવેલાં, મોડી સાંજે–

બેલા–હા, કહ્યું–જરા બેટલ લાવ. લાવું છું એમ કહીને મેં એમનો દેખતાં જ ભરેલી બાટલી હાથમાંથી પડવા દીધી. ટુકડે ટુકડા થઈ ગયા. ચહેરો ઉદાસ બનાવીને મેં કહ્યું–સાહેબ, આ તો તૂટી ગઈ હવે તમારું શું થશે? લીંબુનું શરબત લાવી આપું! એ ગુસ્સે થયા, ઊભા થાય એ પહેલાં જ હું નાસી ગઈ.

સોહન–તમારા પર એ ગુસ્સે થયા એ સાંભળીને હું એમના પર ગુસ્સે થઈ રહ્યો છું.

બેલા–ફક્ત ગુસ્સે થવાની વાત નથી...

સોહન–(ઉશ્કેરાઈને) સાંભળ્યું દીદી? આવા માણસ પાસે તમે શી અપેક્ષા રાખી શકો? બેલા, બીજા બધાંએ તો સાથે આવવાની ના પાડી દીધી. હું ય નહોતો આવવાનો પણ દીદીને એકલા જોઈને એમનું અપમાન–

માધવી–(રોકીને) માના પર દયા ન ખા ભાઈ! અજયબાબુ મારું અપમાન કરે એ પહેલાં તેં એમનું અપમાન કરવું શરૂ કરી દીધું. તારે એમને વિશે જેમતેમ બોલવું હોય તો બહાર જઈને બોલ.

સોહન–ભલે! (ચાલવા તૈયાર થાય છે) ચાલો બેલા, આપણે દૂર જઈને ઊભાં રહીએ ને છુપાઈને જોઈએ કે એમની સ્વાગત કરવાની પદ્ધતિ કેવી છે! અને દીદીની સહનશક્તિની ક્ષિતિજો કેટલી વિસ્તૃત છે. ચાલો.

બેલા–સંતાવા માટે હું તમને સાથ આપું? બહુ ભોળા લાગો છો.

સોહન–ભોળો એટલે તો મૂર્ખ! હું મૂર્ખ છું?

બેલા–પ્રશ્નાર્થ કાઢી નાખો. એક અજાણી છોકરી સાથે આ રીતે વાત કરવા લાગો છો!

સોહન–તમે કેમ ભૂલી જાઓ છો કે અમે ઓળખીતા–અજાણ્યાનો; પોતાના–પારકાનો ભેદભાવ નથી રાખતા. આ ઉંમરે પણ મારી માન્યતાઓ સંન્યાસીને ટપી જાય એવી છે

માધવી–મને લાગે છે તારે થોડા દિવસ ઘેર જઈને તારું માનસિક સ્વાસ્થ્ય સુધારી લેવું જોઈએ.

સોહન–તો પછી તમારે માટે સુધારવા જેવું કશું

નહીં બચે.

બેલા–હું તો એમ માનતી હતી કે માત્ર જૂનાં નાટકોમાં જ વિદૂષકો હોય છે.

સોહન–આ સેવા પણ એક નાટક જ છે ને!

(માધવીએ ગુસ્સે થવું જોઈતું હતું પણ ગુસ્સે થઈ શકતી નથી તેથી હસી પડે છે. એ દરમિયાન જ અજય પ્રવેશે છે.)

અજય–સહમત છું, નાટક છે, ચડિયાતું નાટક–નાટક હોવાનો ખ્યાલ પણ ન આવે એવું.

[માધવી અને બેલા અજયનો અવાજ સાંભળતાં જ ઊભાં થઈ ગયા છે, માધવી વિવેક પ્રગટ કરવા; બેલા કંઈક સંકોચ અનુભવીને ઊભી થઈને સરકી જાય છે. સોહન પછી શાંતિથી ઊભો થાય છે.]

તમે નાટકના સૂત્રધાર લાગો છો. (સોહન સામે–એણે માથે બાંધેલા નેપકીન સામે જોઈને) અને આ પ્રાણી?

સોહન–જી, આકાર-પ્રકારમાં તો આપને મળતો આવું છું.

અજય–(ખડખડાટ હસી પડે છે, સોહન આ હાસ્યથી ગભરાવાનો દેખાવ કરે છે) બુદ્ધિમાન છો, બેલા ક્યાં ગઈ?

સોહન–હું શોધી લાવું?

અજય–ઉત્સાહી પણ છો. બેલા, એ બેલા, ક્યાં ભાગી ગઈ?

બેલા–(સંકોચથી પ્રવેશીને) જી!

અજય–માધો ક્યાં ખોવાઈ ગયો? મહેમાનો માટે કંઈક...

માધવી–જરૂર નથી, આભાર,

અજય–પણ આમના માટે?

સોહન–હું શાકાહારી છું,

અજય–એ તો ચહેરા પરથી જ લાગે છે. (સોહન પોતાના ચહેરા પર હાથ ફેરવે છે) બેલા; માધોને કહે એક ખુરશી મૂકી જાય, બેસો.

(માધવી અને અજય ખુરશીમાં બેસે છે, બેલા જાય છે, સોહન જ્યાં ઊભો છે ત્યાં જ થેલો મૂકીને એના પર બેસી જાય છે.)

અજય–અરે, તમે તો જમીન પર બેસી ગયા!

સોહન–આપની ખુરશી પણ જમીન પર જ છે ને!

અજય–ગહન વાત કરી દીધી તમે તો!

(માધવી થેલીમાંથી પુસ્તકો કાઢીને પહેલા પાના પર કંઈક લખે છે.)

સોહન–એમાં મારો દોષ નથી, બોલતાં બોલાઈ ગયું બાકી, મારા પિતાજી મને પૂરા અંતઃકરણથી મૂર્ખ માને છે.

અજય–મૂર્ખ માણસ ગંભીર વાત ન કરી શકે એવું નથી. શું કરે છે તમારા પિતાજી?

સોહન–મિલ-મેનેજર છે. એ પણ આપની જેમ આ પ્રવૃત્તિમાં માનતા નથી. આપની જેમ એમને પણ લોકો ખરાબ માણસ માને છે.

અજય–(સસ્મિત) તમને હું કેવો લાગું છું?

સોહન–ખરાબ.

અજય–કારણ?

સોહન–લોકો કહે છે તેથી! હું લોકોમાં માનું છું, કારણ કે એક લોકશાહી દેશમાં છું.

અજય–'લોક' એટલે?

સોહન–એ એક એવો શબ્દ છે જેનો કોઈ ચોક્કસ અર્થ નથી, તેથી અનેક અર્થોમાં વાપરી શકાય છે.

અજય–વાહ! સમજદાર છો! પત્ર મળ્યો ત્યારે તો મેં માન્યું હતું કે થોડી હવાઈ વાતો, થોડા ભોળા ઉદ્ગારો સાંભળવા મળશે.

સોહન–પણ દીદીએ ક્યાં હજી બોલવાનું શરૂ કર્યું છે? (માધવી હસે છે.) માફ કરજો દીદી, બોલતાં બોલાઈ ગયું. સાહેબ, દીદી માટે મને માન છે. આપ આજે એમને નિરાશ કરો જેથી એ આ માર્ગ છોડી દે અને હું મારી પ્રતિજ્ઞાને અખંડ રાખીને ઘેર જઈ શકું.

માધવી–તારે માટે પ્રતિજ્ઞા શબ્દ મોટો છે. હવે તું શાન્ત રહે તો સારું. (ઊભી થઈને અજયને પુસ્તકો આપે છે. પુસ્તકો લઈને એ 'ચેકબુ'

કહીને જોયા વિના જ બાજુ પર મૂકી દે છે. અજાણપણે માધવીની સામે જોઈ લે છે. માધી આવીને પુસ્તકો જોતા જોતા લઈ જાય છે.)

સોહન–તો એમને જલદી પૂછી લો. મોડું થાય છે, જઈએ.

માધવી– મારે કંઈ ઔપચારિક વાત નથી કરવાની. આજે એ નિર્ણય નહી જણાવે તો હું ફરીથી આવીશ. એમની મદદ વિના અહીંના પ્રશ્નો—

અજય–પ્રશ્નો ઉકેલવાની શક્તિ મારામા હોય એવું હું માનતો નથી.

સોહન–(બાજુમાં જોઈને, ધીરેથી) આપ તો પ્રશ્નો ઊભા કરવામા માનતા હશો.

માધવી–(સોહનને સાંભળ્યો નથી) એ તો આપની નમ્રતા છે. અહીંના અનેક ખેડૂતો-મજૂરો માટે–

અજય–સરકારે તો એક પછી એક કેટલા કાયદા કર્યા!

સોહન–અમે અપવાદમા માનીએ છીએ.

માધવી–કાયદા તો સંખ્યાતીત થયા છે. અને સાથે સાથે કાયદાઓના અર્થ છીનવી લેવાની યુક્તિઓ પણ શોધાઈ છે.

સોહન–તેથી અમે હૃદય - પરિવર્તનમાં માનીએ છીએ. હું નહીં અમે.

અજય–હૃદય-પરિવર્તન? ક્યાં છે એ હૃદય જેનું પરિવર્તન થઈ શકે?

સોહન–હું કંઇ હનુમાનજી નથી કે છાતી ચીરીને મારું હૃદય બતાવી શકું. હૃદયપરિવર્તન એ એક સૂક્ષ્મ પ્રક્રિયા છે. નશામાથી જાગૃતિમાં આવવા જેવી એ વાત છે. [માધવી અકળાય છે.]

અજય–નશાનો અનુભવ કરવો એ પણ કંઇ સહુને ફાવે એવું નથી. તમે કહો છો એવું પરિવર્તન તમે કોઈનામાં થયેલું જોયું છે?

સોહન–મેં મારામાં તો એવું પરિવર્તન નથી જોયું કારણ કે હું શરૂઆતથી જ સારો માણસ છું.

માધવી–પ્રશ્ન પરિવર્તનનો નથી, પે[illegible] ઓ[illegible] [illegible]વાનો છે.

અજય–પોતાને ઓળખવાનો કે [illegible] પોતાને ઓળખાવવાનો?

સોહન–આપને કદાચ બીજું ફાવશે.

માધવી–સોહન, કોની સાથે કેવી રીતે વર્તવું એ–

અજય–એ ભલે બોલે, મને ગમે છે. વર્ષો પછી મારી સાથે કોઈ છૂટથી વાત કરનાર મળ્યું છે. હું સંમાનમાં, પ્રતિષ્ઠામાં નથી માનતો તેથી દાન આપીને સામાજિક પ્રતિષ્ઠા મેળવવાની મને જરૂર નથી.

માધવી–આપવાનું પ્રતિષ્ઠા માટે નથી હોતું, સંતોષ માટે હોય છે.

અજય–હું જે રીતે જીવું છું એમાં મને સંતોષ છે. અને સંતોષ હોય કે ન હોય; એકલા, સહુથી અલગ રહેવાનું મને ફાવે છે. પ્રતિષ્ઠાના વાઘા પહેરીને બીજાઓનું ધ્યાન ખેંચવા કરતાં પોતાનું એકાન્ત (ઊભો થાય છે.)

માધવી–એ સારું છે કે આપ વંચનાથી દૂર રહેવા માગો છો. પણ અજયભાઈ, આપણે પહેલાં જેને દાન કહીને ઓળખાવતાં એને હવે સામાજિક ન્યાય કહીને ઓળખાવીએ તો?

[નેપથ્યમાથી અવાજ આવે છે 'ચોર, ચોર, પકડો!' સોહન દોડી જાય છે માધવી ઊભી થાય છે. અજય એમ જ સ્થિર રહે છે.]

અજય–સામાજિક ન્યાય! હું કોઈને ન્યાય કરી આપવાની શકિત ધરાવતો નથી આવી મોટી મોટી વાતોમાં મને લેશમાત્ર રસ નથી. દાન અને સામાજિક ન્યાયનો ભેદ સમજાવવા બદલ આભાર.

માધવી–હું આપને સમજાવવા માટે નથી આવી, માત્ર આપને માટે વિશ્વાસ લઈને આવી છું. બે અજાણ્યાં માણસને એકબીજામાં હોવો જોઈએ એ વિશ્વાસ—

અજય–તમે વિશ્વાસ મૂકો એ પછી પણ હું તો એ જ રહેવાનો, જે છું. તમને મારો ભય નથી?

[illegible]ી–(સસ્મિત) ભય અને વિશ્વાસ એકસાથે [illegible]ી શકે?

ઘણીવાર ભયને છુપાવવા જ ચહેરા પર

વિશ્વાસ ધારણ કરીએ છીએ. ખેર, જવા દો એ વાત, તમારી પ્રવૃત્તિ મને વ્યર્થ લાગે છે. કારણ કે અનંત્ર છે. એમાથી કશું નક્કર પરિણામ નહીં આવે. સહુને સરખાં દરિદ્ર બનાવવાની પ્રવૃત્તિને હું પ્રોત્સાહન આપવા માગતો નથી.

(સોહન આછા અંધારામાં બુકાનીધારી માધોને પકડીને લાવે છે. અજય એની સામે જોઈને મલકાય છે.)

સોહન–લો સાહેબ, મને નામ આપો. મેં ઝડપથી દોડીને એને પકડી પાડયો.

અજય–દોડીને એની આગળ નીકળી ન ગયા ?

સોહન–હું જરૂર પૂરતું જ દોડેલો. અને આ જલદી પકડાઈ ગયો. ગજવાં ભરીને નાઠેલો. એને સજા ન કરાવતા, માણસ સીધો લાગે છે, મારામારી કરવામાં માનતો નથી.

અજય–એ તો તમે મહેમાન છો એટલે.

સોહન–ચોરને શી ખબર ?

અજય–આ તો માધો છે.

સોન–તો પછી આ ગજવામાં શું ભર્યું ? અને નાઠા કેમ ?

માધો–પવનથી બારી ખડખી અને હું ભૂલથી ડરીને બૂમ પાડી બેઠો. પછી તમને દોડતા આવતા જોઈને મને થયું કે સાચે જ ચોર છે અને મારી પાછળ પડયો છે. હમણા હમણાંથી હું ડરવા લાગ્યો છું, બાકી તો હું હજી દોડતો હોત. મારો નાનો ભાઈ દોડવાની હરીફાઈમાં ઊતરે છે. પૂછો સાહેબને !

સોહન–(માધોએ ગજવામાંથી બહાર કાઢેલાં પુસ્તકો જોઈને) આ તો દીદીએ આપ્યાં એ પુસ્તકો છે!

માધો–હા, હું જંગલના બંગલે વિઝિટે જાઉં છું. ત્યાં બેસીને બે ઘડી વાંચત.

સોહન–પણ એ તો સાહેબે વાચવાનાં હતાં.

માધવી–એ પણ શા માટે ન વાંચે ?

માધો–સાહેબ પોતાની પસંદગીનાં પુસ્તક વાચે છે. હું જે મળે એ વાંચુ છું. (જાય છે.)

સોહન–આપણે પણ એમના સાથે સાથે જઈએ. અંધારામાં ધરમશાળા સુધી મૂકી જાય. શું, કહે છે ?

અજય–હું મારી સંપત્તિનો દુર્વ્યય કરવાનો હક કોઈને આપવા માગતો નથી.

સોહન–એટલે જાતે જ દુર્વ્યય કરશો ?

માધવી–(ખેદથી) સોહન !

અજય–માત્ર સંપત્તિનો નહીં, માણસ પોતાનો પણ દુર્વ્યય ખુશીથી કરતો હોય છે. પણ એ બધી ચર્ચા મારે તમારી સાથે કરવાની હોય નહીં. તમે મને મળવા માટે યોગ્ય ગણ્યો એ બદલ આભાર !

સોહન–બસ, સંતોષ થયો ને દીદી ! મેં તો પહેલાંથી જ સાફ સાફ કહી દીધું હતુ.

અજય–શું ?

સોહન–અહીં આવવાનો કશો અર્થ નથી એ. તેથી તો બીજું કોઈ એમની સાથે ન આવ્યું.

અજય–તો તમે સહુની માન્યતાની વિરુદ્ધ જઈને શા માટે આવ્યાં ?

માધવી–આત્મપ્રતીતિ વિના હું કોઈને વિશે કશું માનતી નથી

સોહન–થઈ ગઈ પ્રતીતિ ?

માધવી–એમને મળીને મને આનંદ થયો છે. એક એવો અનુભવ થયો છે જે સહુને મળીને થતો નથી. એમણે આજે ભલે ના પાડી, એ વિચારવાના જરૂર, એવો વિશ્વાસ જાગ્યો છે.

સોહન–તો ચાલો એ વિશ્વાસ લઈને પાછાં જઈએ.

માધવી–ભલે, ચાલો. તો આપની રજા લઈએ.

અજય–(કંઈક દ્વિધામાં) તમને વાંધો ન હોય તો મારે ત્યાં જમીને જાઓ. બેલા, એ બેલા!

સોહન–એ તો અહીંથી આવ્યાં જવાની વાત કરતાં હતાં.

[બેલા પ્રવેશે છે.]

અજય–શું બેલા, તું અહીંથી જવા માગે છે ?

બેલા–જવા માગતી હતી. પણ માધવીબહેન સાથે વાત થઈ એ પછી રોકાઈ જવાનું નક્કી કર્યું. કદાચ મેં આપના વર્તન વિશે ગેરસમજ કરી હોય

અજય–(વિચારતાં)વર્તન વિશે ગેરસમજ! હં. ગેર-સમજ સ્વાભાવિક છે. બીજાને અને પોતાને પણ ઓળખવાની શરૂઆત એ રીતે જ થાય છે. તમે થોડું રોકાઓ, હું આવું, બે મિનિટ– (ઝડપથી જાય છે.)

સોહન–ધન્ય છે દીદી તમારી શ્રદ્ધાને! અજયબાબુને નહીં તો બેલાને તો એની અસર થઈ જ.

બેલા–એવું ન બને કે મને ઓછી અસર થઈ હોય અને–

સોહન–જે હોય તે મારા માનવા પ્રમાણે તમે અહીં રહેવાનો નિર્ણય કરીને ભૂલ કરી છે.

બેલા–કેમ, તમારે મને સાથે લઈ જવી હતી?

સોહન–તમે ધારો છો એટલો ભોળો એટલે કે એટલો મૂર્ખ હું નથી કે તમને સાથે લઈ જાઉં. ખરું ને દીદી! કેમ ગંભીર છો! અજયબાબુના જવા-બથી નિરાશ થયાં?

(માધવી માત્ર સ્મિત કરે છે.)

બેલા–નિરાશ તો તમે લાગો છો. પોતાની કોઈક નિરાશાને છુપાવવા જ બોલતા લાગો છો.

સોહન–હા, હું અહીંથી નિરાશ થઈને જ જઈ રહ્યો છું. (અજય આવે છે, ચહેરા પર થોડી પ્રગલ્ભતા છે, થોડો અભિનય.)

સાહેબ આવજો. હું નિરાશ થઈને જાઉં છું.

અજય–તમે ઈચ્છતા હો એમ કરવાનું વચન આપું તો?

સોહન–તો આ ક્ષણે જ નિરાશા ખંખેરી દઈને તમારી પ્રશંસા કરું. તમને મહાન જાહેર કરું!

અજય–શું દાન આપું બોલો!

માધવી–આજે નહીં, આપને પ્રતીતિ થાય ત્યારે. અને એ પણ દાન સમજીને નહીં, કર્તવ્ય સમજીને, સમાજ સાથે સંકળાવાનું પોતાનું કર્તવ્ય સ્વી-કારીને. અમારી પ્રવૃત્તિ કોઈને દાનવીર સિદ્ધ કરવા માટે નથી. અમારી સામે વ્યક્તિ નથી, પ્રવૃત્તિ છે.

અજય–મારી સામે તો માત્ર વ્યક્તિ છે. તમે આપેલાં કારણ નહિ, તમારો અવાજ મને અપીલ કરી શક્યો છે. તમારી આંખોમાં અજાણ્યા માણસ માટે જે વિશ્વાસ છે એનું મારે ગૌરવ કરવું જ જોઈએ. થોડી મિનિટ પહેલાં મને થયું કે હું જેનો વિરોધ કરું છું એ મારામાં વિશ્વાસ મૂકીને વાત કરે છે. હું એક ક્ષણ માટે બેચેન બની ગયો અને અંદર ગયો. તમને પ્રતિકૂળતા ન હોય તો આજનો દિવસ અહીં રોકાઓ. મને લાગે છે કે મારે તમારી સાથે ગંભીરતાપૂર્વક વાત કરવી જોઈએ. સંભવ છે કે હું છેવટે તમને ના પાડું. પણ એ પહેલા તમારે જે કહેવાનું હોય એ ધ્યાનથી સાંભળું તો ખરો!

સોહન–દીદી થાકશે તો હું સંભળાવવા લાગીશ. મેં એકવાર ત્રણ કલાક લાંબું ભાષણ કરેલું છે.

અજય–શ્રોતાઓ બદલાતા રહ્યા હશે... બેલા ભોજ-નની વ્યવસ્થાની સૂચના આપી દેજે. અને સવારે વસ્તુભંડાર, મિનારા વગેરે બતાવવા જેવા વસ્તુઓ બતાવજે.

બેલા–દરવાજો પણ?

સોહન–દરવાજો જોવા માટે નહિ, પ્રવેશવા માટે હોય. (અજય એક બાજુ જાય છે, બાકીનાં બધાં બીજી બાજુ. પૂરાં અદૃશ્ય થાય એ પહેલાં પાછા આવે છે. આવીને સોહન અને બેલા તાલીઓ વગાડે છે.)

સોહન–સાચે જ અજયબાબુ, તમે ત્રણ વરસ પહે-લાંના સમયમા પાછા જઈ શક્યા. અમારા સહુના માટેના સ્નેહને છુપાવીને અપરિચિતની જેમ વર્તી શક્યા. દીદી, તમને અભિનંદન હું અભિનંદન નહી આપું, તમે અભિનય સારો ન કર્યો, વર્તમાન ક્ષણ અને આગામી ક્ષણ વચ્ચે તમે વહેંચાઈ ગયેલાં લાગ્યાં. (જાય છે, અજય જોઈ રહે છે.)

અજય–શું માધવી, સોહન કહે છે એ સાચું છે?

માધવી–મેં બે ભૂલ કરી : એક ક્ષણે નારાજગી પ્રગટ કરવાની હતી ત્યાં હું હસી પડેલી અને જ્યાં સ્વસ્થ રહેવાનું હતું ત્યાં અકળાઈ ઊઠી.

બેલા–દીદી, તમે ત્રણ વર્ષ પહેલાં વધુ સ્વસ્થ લાગતાં હતાં એવું વિધાન કરું તો?

સોહન–હું ટેકો નહીં આપું. અજયબાબુ, મેં તમારી પ્રશંસા કરી લેય તો હવે મારા પર એક

નાનોસરખો ઉપકાર કરો. આ બેલાએ મારી સિગારેટ સંતાડી દીધી છે. એને આજ્ઞા કરો કે–

માધો–(પ્રવેશતાં પ્રવેશતાં) એ તો હું પી ગયો. બેલાએ મને તમારે નામે ભેટ આપેલી, કંઈ વાંધો નહિ. સાહેબના સ્ટોકમાંથી આપીશ. ચાલો નાસ્તો તૈયાર થઈ ગયો છે. (એની સાથે સોહન અને બેલા પણ જાય છે.)

માધવી–જલદી પાછા આવો. બીજો અંક પણ હાલ જ શરૂ કરવો છે, શું અજય, શું જોઈ રહ્યા છો ?

અજય–મને પ્રશ્ન થયો છે કે તે દિવસ મેં તમને રોકાવા કહેલું એનું કારણ એ ક્ષણે આપેલું એ જ હશે? બીજું કંઈ નહીં હોય ?

માધવી–કેટલીય ક્ષણે આપણે જે અનુભવી રહ્યાં હોઈએ છીએ એને બદલે જે કહેવા જેવું લાગે છે એ જ કહીએ છીએ. હું તો અત્યારે પણ જે અનુભવી રહી છું એ તમને કહી શકતી નથી. (જાય છે, અજય જોઈ રહે છે.)

## અંક બીજો

સોહન–હું કંઈ વખાણ નથી કરતો દીદી, પહેલાં અહીં બધું જ વેરવિખેર હતુ, બધું જ જડ હતું. ખુદ અજયબાબુ પણ સ્ફૂર્તિહીન હતા...તમે અહીંની અલગ પડી ગયેલી દુનિયાને આપણી સહુની દુનિયા સાથે જોડી આપી છે. કેટલા ઓછા સમયમાં અહીંનું બધું સંકલિત થઈ ગયું છે, તમારા વિના અહીંની પડતર જમીનો પર ધાન્યની છાયાઓ અને પુષ્પોની સુગંધ કદીય ફેલાવાની હતી ?

માધવી–તું કવિ બની રહ્યો છે. તું સંકલિત કરવાની વાત કરે છે જ્યારે હું એવી અસ્થિરતા અનુભવી રહી છું કે ક્યારે કઈ બાજુ ચાલી નીકળાશ એની મને ખબર પડતી નથી. અહીં ઔદાર્ય છે, સ્નેહ છે, સુખ છે પણ આ સુખ હજીય મને સદ્યું નથી. અહીં જે કંઈ 'થયું' એનો સંતોષ લઈ શકાય એમ છે પણ મારે આમ અટકવાનું ન હતું, સોહન, આવ્યો ત્યારે તું જ કહેતો હતો કે આપણે સાથે ફરી ફરીને જે એકઠું કરેલું એ બધું વેરાઈ જવા બેઠું છે.

સોહન–પણ ત્યારે અહીં શું શું થયું છે એ મેં જોયું ન હતું. અહીં જે કંઈ થયું છે એને હું રચના કહીશ. અને શું ચાલવું એ જ માણસની જિંદગી છે દીદી ? એ બધું ભલે વિખેરાઈ જાય, તમારું અંગત જીવન જો–

માધવી–મેં પહેલાં એને જ મારું અંગત માનેલું એ જ મારું જીવન હતું. ત્યારે મારી સામે કશુંય સીમિત ન હતું, કશુંય બંધિયાર ન હતું અને મારે માત્ર ભવિષ્યમા જ જીવવાનું હતું.

[ અજય પ્રવેશે છે, ચહેરા પર સભાન સ્મિત ]

અજય–સોહન, આ માધો શું કહે છે ? એના માનવા પ્રમાણે બેલાની અને તારી સગાઈ થઈ જવી જોઈએ. આ પહેલા અંકમાં તમે જે છૂટથી વાત કરતાં હતાં ! આ નાટક ભજવાય એ પહેલાં તમારી સગાઈ થયેલી હોય તો પ્રેક્ષકો પર ખરાબ છાપ ન પડે !

માધવી–સગાઈ જ શા માટે. સીધાં લગ્ન જ થઈ જાય.

અજય–તો સાવ જૂની રીતે બધું ગોઠવીએ. માંડવો બંધાય, શરણાઈ વાગે, લગ્નગીત ગવાય...

સોહન–તમે પણ હદ કરો છો અજયબાબુ, વિચ્છેદના જમાનામાં લગ્ન કરવાની સલાહ આપો છો ! અને બેલા જેવી સંવેદનશીલ છોકરી સાથે મારાથી લગ્ન કરાય ? (જાય છે.)

( અજય માધવી સામે પહેલા પ્રસન્ન અને પછી ઉદાસ નજરે જોઈ રહે છે. માધવી વિષયાન્તર કરવા માગતી હોય એમ બોલે છે.)

માધવી–ચાલો, બીજો અંક શરૂ કરીએ. બેલા અને માધોએ પ્રવેશવાનું છે.

(બંને જાય છે. માધો છાપું લઈને અંદર પ્રવેશે છે. સોફા સામેની ટિપોઈ પર છાપું મૂકવા જાય છે ત્યાં કોઈના પસાર થવાનો અવાજ સંભળાય છે. અંદર તરફ જોઈને )

માધો–કોણ, 'બેલાબહેન ?' છાપું (મૂકીને જવાં જાય છે ત્યાં ફોટા પર નજર પડે છે.) અરે બેલાબહેન, આ ફોટો (એવા ધીરે ધીરે નામરજીથી

પ્રવેશે છે.) આ ફોટો! સાહેબનો તો નથી ને? અંગ્રેજી છાપામાં છપાયેલો હોવાથી હું ઓળખી શકતો નથી.

બેલા–આજે તમે વહેલા જાગ્યા?

માધો–શું કહું? સાહેબ વહેલા જાગી જાય છે. કહેતા હતા કે ઊંઘમાં ગોડી ઊંઘ ઊડી જાય છે અને એ ભૂલથી ઊભા થઈ જાય છે પછી વિચારો આવે છે અને એ બાગમાં ફરવા નીકળી જાય છે. (બેલા છાપું હાથમાં લે છે, જુએ છે.) મારે પણ જાગવું પડે છે એ કંઈ મને ઊંઘવા માટે તો પગાર આપતા નથી... (છાપામાં નમીને) આ ફોટો સાહેબનો જ છે ને! તો પછી બાજુમાં મારા જેવું કોઈ દેખાય છે એ હું જ હોવાનો. આ સાહેબ છે એટલું નક્કી થાય તો પછી બાજુમાં હું છું એ આપોઆપ નક્કી થઈ જાય.

બેલા–નક્કી થઈ ગયું. (બેલા વાંચતી હોય એમ બતાવીને અણગમો વ્યક્ત કરે છે.)

માધો–કેમ સારું નથી લખ્યું?

બેલા–સારું તો લખ્યું છે પણ સાચું નથી લખ્યું.

માધો–હહા, સાચું શું એની તમને તો ખબર છે જ. શું લખ્યું છે?

બેલા–તમારે જાણવાની જરૂર નથી.

માધો–મારા જાણવાથી છપાયું છે એમાં ફેરફાર થઈ જશે?

બેલા–છે જ ખોટું.

માધો–ખોટું સાંભળીને મને દુઃખ થશે એમ માનો છો? હવે વધુ વિનંતી કરાવ્યા વિના એટલું કહી દો ને કે ફોટા નીચે શું છપાયું છે? જરા તરજુમો કરીને કહેજો—

બેલા–અજયબાબુની ઉદારતા, દાન આપવાનો નિર્ણય, હૃદય-પરિવર્તન...

માધો–હૃદય?

બેલા–હૃદય-પરિવર્તન!

માધો–પરિવર્તન! દાન આપવાની જાહેરાત કરવાથી પરિવર્તન થાય? અરે બેસો, મને જરા સમજાવો, કેવી રીતે?

બેલા–પેલાં બે જણ નહોતાં આવ્યાં!

માધો–હા, હં; માલતીબહેન અને—

બેલા–માલતી નહિ, માધવી.

માધો–મધવી કરતાં માલતી નામ વધુ જાણીતું છે. પણ એ આવ્યાં હતાં અને ગયાં, તેથી શું થાય? એમ પરિવર્તન થઈ જાય? આપણે શરત પાડીએ...ના, હું હારી જઈશ તો શું આપીશ? એમ કરો, એક અડધી મિનિટ ઊભાં રહો. હું સાહેબને જ પૂછી આવું. પહેલાંથી ચોખવટ સારી.

બેલા–મને એમાં રસ નથી, હું જાઉં.

માધો–પાંચ મિનિટમાં પાછો આવું છું. પ્લીઝ! (જાય છે.)

[બેલા એક તરફ જઈને ઊભી રહે છે. એનો ચહેરો એક બાજુથી જ દેખાય છે. ધીમા અવાજે ગાય છે અથવા લયમાં બોલે છે]

બેલા–કોના સ્મરણમાં આજ આ એકાન્ત ઓગળે!
કોની નજર વાતાવરણમાં એકલી તરે?

દર્પણમાં શોધવા જતાં પોતાને, શી ખબર–
એનું એ પ્રતિબિંબ પરાયું બની જશે?
કોના સ્મરણમાં આજ આ એકાન્ત ઓગળે...
(માધો હાથમાં નાની ફ્રેમવાળી છબી લઈ આવે છે. એના આવ્યા પછી પણ બેલા 'કોના સ્મરણમાં' એ પંક્તિ બોલે છે.)

માધો–કોના સ્મરણમાં આજ આ એકાંત ઓગળે? વાહ! સમય નથી નહિ તો હું ગાવા લાગત.

બેલા–શું કહ્યું સાહેબે?

માધો–એમણે મારી સામે જ ન જોયું. તમે હમણાં કહ્યું 'એ સાચું' છે કે સાહેબ પહેલાં હતાં એવા હવે નથી. એટલે કે, હવે છે એ સાહેબ પહેલાંના નથી.

બેલા–હું એમ નથી કહેતી, છાપામાં જે આવ્યું છે એનો અર્થ કહું છું.

માધો–છાપાનો અર્થ ખોટો. મને લાગે છે કે સાહેબ એવા ને એવા જ છે.

(અજય પ્રવેશવા જાય છે પણ માધોનું વાક્ય સાંભળીને અટકે છે.)

બેલા–એમણે પીવાનું તો છોડી દીધું, ખરું ને!

માધો–કોણે કહ્યું? એ તો ખૂટી ગયું છે એટલે. નવું પાર્સલ સ્ટેશન પર આવી ગયું છે. પણ મેં હજી રસીદ એમને બતાવી નથી. ગઈ કાલે સાંજે જ કહેતા હતા–'કંઈક લઈ આવ. માધો! થોડાક દિવસથી જાણે કે અહીં શોકનું વાતાવરણ છવાઈ ગયું છે. પેલાં લોકો એક દિવસ રહીને જાણે અહીંનું વાતાવરણ ડહોળી ગયાં છે. જા, જેવો મળે એવો શરાબ લઈ આવ." પણ બેલાબહેન, હું ન લઈ આવ્યો. ગૃહઉદ્યોગની બનાવટથી કદાચ એમની તબિયત બગડે અને ન પીવાથી તો એમની તબિયત બગડવાની નથી જ, ખરું ને!

બેલા–તમારી વાત પરથી તો એમ જ લાગે કે એમનું પરિવર્તન થઈ ગયું છે.

માધો–ના ના, મને નથી લાગતું.

બેલા–પણ હમણાંથી એ કોઈના પર ગુસ્સે પણ થયા નથી.

માધો–ગુસ્સે થવા નવરા પડયા નથી.

બેલા–તો કરે છે શું?

માધો–વિચાર કરે છે. વિચાર કરતા હોય એ રીતે આંટા લગાવે છે. (અજયની નકલ કરતો હોય એમ પીઠ પાછળ હાથ બાંધી આંટા લગાવે છે. એને ખબર પડતી નથી ને બેલા ચાલી જાય છે.) તો શું વિચાર કરવાથી માણસ બદલાઈ પણ જાય? સાહેબ બદલાઈ જાય તો મારું શું થાય?

(અજય પ્રવેશે છે, ચહેરા પર બેચેની છે.)

અજય–કેમ આંટા લગાવે છે?

માધો–(ઝબકે છે) હં. આંટા? વિચાર કરવા માટે. તમે સાહેબ, વિચાર આવવાથી આંટા લગાવો છો કે આંટા લગાવવાથી તમને વિચાર આવે છે?

અજય–તારે વિચાર કરવાની ટેવ પાડવી છે?

માધો–શા માટે? હું વિચાર કરવા લાગું તેથી દુનિયાને કશો ફાયદો થવાનો નથી અને તમને તો નુકસાન છે જ...અરે સાહેબ...(છાપું સામે ધરે છે) જુઓ જુઓ, છાપામાં તમારો ફોટો આવ્યો છે. ફોટામાં તમે કેવા સારા લાગો છો!

અજય–ફોટામાંય હું સારો લાગું છું એ જાણીને મને નવાઈ લાગે છે.

માધો–કેવડો મોટો છાપ્યો છે! કોઈ વાર નેતાઓનો આવડો મોટો ફોટો છપાય છે, કોઈ વાર કો લૂટારાનો. નીચે અંગ્રેજીમાં વખાણ કર્યાં છે.

(અજય ફોટો જોઈને પહેલાં કંઈક ખુશ થાય છે પછી વ્યગ્ર બને છે.)

અજય–સિગારેટ લઈ આવ તો...(માધો જાય એ પછી બેસે છે. છાપું ફરીથી હાથમાં લે છે, થોડીવાર જોઈ રહે છે, પછાડે છે.) ખોટું!

માધો–(પ્રવેશતાં જ) શું આ છપાયું છે એ?

અજય–હા.

માધો–તો શું નિંદા કરી છે?

અજય–વખાણ કર્યાં છે એમ તો.

માધો–તો પછી વખાણ કેવી રીતે ખોટાં હોઈ શકે? અને વખાણ ખોટાં હોય તોપણ ફોટો તો સાચો ને!

અજય–સાચામાં ખોટું ભળે પછી બધુંય ખોટું.

માધો–મને પણ એમ જ લાગેલું. મેં તો બેલાને ફટ દઈને કહી દીધું. ખોટેખોટું! સાહેબ બદલાયા હોય તો મને ખબર ન પડે? અને એમને શું દુઃખ છે કે એ બદલાય?

અજય–તો તને એમ લાગે છે કે હું સહેજે બદલાયો નથી?

(માધો માથે હાથ મૂકીને મૂંઝાય છે.)

કેમ બોલ્યો નહીં? તને નથી લાગતું કે હું

થઈ જાય છે.) શેનો આરોપ ?

અજય-હું સુધરી ગયો એમ લખ્યું છે એનો અર્થ એ થાય કે પહેલાં હું ખરાબ હતો.

માધો-ખરી વાત.

અજય-(બનાવટી ગુસ્સાથી) શું, ખરી વાત ?

માધો-(ગભરાઈને) ખોટી વાત. આપ પહેલા હતા એવા છો, એવા જ છો. આપ સાત દિવસ મોટા પણ નથી થયા. ફક્ત વિચારવા લાગ્યા છો, ઉદાસ થવા લાગ્યા છો એ જ નવું છે. (જતો રહે છે.)

અજય-એણે મારામાં વિશ્વાસ મૂકીને જ મને બેચેન કરી મૂક્યો છે.

[પ્રકાશ આછો થાય છે, પછી અંધારું થાય છે. અજય સિગારેટ સળગાવીને ઊભો થાય છે. ધીમે ધીમે ડગલાં ભરે છે ]

સહુની માન્યતાની વિરુદ્ધ જઈને એ એકલી મને મળવા તૈયાર થઈ. કેવી નિર્ભય હતી એ...એની સાથે વિદાય વખતે મેં બનાવટ કરી. રાત્રે એકાન્તમાં એની સાથે મોટી મોટી જ્ઞાન-ચર્ચાઓ કરતો રહ્યો અને વિદાય વખતે વધુ સારા દેખાવાનો અભિનય કર્યો. જેમાં હું નહોતો માનતો એ કહ્યું. કશાય આશ્ચર્ય વિના એ સાંભળતી રહી... શું એ મારી બનાવટને પામી તો નહિ ગઈ હોય ? કદાચ ના. પણ હવે એનાથી ક્યાં સુધી હકીકતને છુપાવી શકીશ ?

[સિગારેટ ફેંકી દે છે અને તુરત પ્રકાશ વધી જાય છે. એક ખૂણામાં સામે માધવી દેખાય છે. અજય એ તરફ ચાલીને હાથ લંબાવે છે.]

માધવી ! તમે અહીં ! આ તમે જ છો ?

માધવી-(હસીને) તમે અભિનયના આવેશમાં ભૂલ કરી બેઠા. વર્તમાન ક્ષણ અને ત્રણ વર્ષ પહેલાંની ક્ષણને એક કરી બેઠા. હું એ પૂછવા આવી હતી કે આમ એકલા તમે બોલતા હો ત્યારે, ચાલવાને બદલે સોફામાં આરામથી બેઠા હો—એમ રાખ્યું હોય તો ?

અજય-ના, દ્વિધાની તીવ્રતાએ હું કદી બેસી શકતો નથી. પણ આ નાટકની વાત બાજુ પર રહેવા દઈને મને એ કહો કે પહેલા મિલન વખતે મેં તમને છેતર્યાં એવું પછી તો કદી બન્યું નથી ને ? શું પછી એમ નહીં જ બન્યું હોય ? મેં લોભની વૃત્તિથી પ્રેરાઈને તો તમને નથી મેળવ્યાં ને ?

માધવી-મેં તમને મેળવ્યા છે.

અજય-તો હજી આ જુદાઈ કેમ છે, મને કેમ એવું લાગે છે કે તમે અહીં નથી ?

માધવી-તમે નાટકની એ ક્ષણના અનુભવમા છો. ત્યારે હું અહીં ન હતી... જે માત્ર ગતિમાં જીવતી એવી મને ફરીથી મળવાનું પણ નહીં બને અને જે બનાવટ કરેલી એનો ખુલાસો પણ નહીં થાય એ ભયે તમને એવું લાગેલું. પણ એ તો જૂની વાત થઈ...ચાલો, રિહર્સલ શરૂ કરીએ—

અજય-પણ...

માધવી-હવે તમારે માધોને બોલાવવાનો છે. તમે બોલાવો એની રાહ જોઈને એ બારણા પાછળ ઊભો છે... (જાય છે)

અજય-જે માત્ર ગતિમાં જીવતી કે હજુય જીવે છે ? (મોટેથી) માધો, એ માધો !

માધો-જી સાહેબ !

અજય-જા બેલાને મોકલ. હાલ જ મોકલ.

(માધો જાય છે અને અજય સિગારેટ સળગાવીને એની ધૂણીમાં જ જોઈ રહે છે. એના ચહેરા આગળ ધૂણી દેખાવી જોઈએ. બેલા આવીને એક તરફ ઊભી રહે છે. છેવટે બેલા જ અકળાઈને બોલે છે.)

બેલા-આપે મને બોલાવી ?

અજય-આઈ એમ સૉરી... મારે કંઈક પૂછવાનું હતું, કેમ, ભૂલી ગયો હું... (અભિનયનો આરંભ કરતાં) હા, બોલાવી તો, ખરી પણ હવે બોલાવ્યા પછી લાગે છે કે બોલાવવાની જરૂર ન હતી.

બેલા–તો હું જાઉં?

અજય–(થોડી વાર પછી) આવી જ છે તો ઊભી રહે. તને થોડું પૂછી લઉં. તે દિવસે પેલાં આવ્યાં —શું નામ એમનાં!

બેલા–સોહન અને માધવીદીદી!

અજય–તારી યાદશક્તિ સારી છે. સોહન અને માધવી!

બેલા–એમના નામ યાદ રાખવા જેટલું માન તો આપે એમને આપવું જોઈતું હતું.

અજય–તું આપે છે એટલું માન એમને માટે પૂરતું ન કહેવાય! જરા એ કહેશે કે તારી એ દીદી ક્યારની થઈ ગઈ!

બેલા–એમને સહુ દીદી કહે છે.

અજય–પણ હું નહીં કહું, જોકે નામ યાદ રાખીશ–માધવી! તું...કેમ ઊભી છે? બેસ બેસ; મને માન આપવા હવે ઊભા રહેવાની જરૂર નથી. (બેલા ઊભી ઊભી જ સંકોચ પ્રગટ કરે છે.) મારી સામે ન બેસાય એ તમે લોકોએ જ નક્કી કરી રાખ્યું છે. બેસી જા, હુકમ છે મારો!

બેલા–હુકમ પરથી આપનો વિશ્વાસ કદી ઘટવાનો નથી. (બેસે છે.)

અજય–વક્તાણી તને ફાવતી જાય છે.

બેલા–આપની છાયામાં રહીને એટલું તો મારે શીખવું જ જોઈએ ને! પણ આપને મારી બોલવાની રીત ન ગમતી હોય તો—

અજય–તારો તો એ હક છે. આ મકાનમાં તોફાન કરનાર, અવિવેક કરનાર કોઈ છે જ નહીં, તારા સિવાય...અને કંઈક સમજનારે પણ તું જ છે. મારે તને એ પૂછવું હતું કે માધવી અને સોહનના ગયા પછી એમની સાથે તું કશો સંબંધ અનુભવે છે?

બેલા–સંબંધ? એ કહેવું તો મુશ્કેલ છે. હા, પરિચય થયો છે. આગળ જતાં એ પરિચય સંબંધમાં પરિણમે તો કહેવાય નહિ!

અજય–એ તો ભવિષ્યની વાત થઈ અને હું જાણું છે હું ભવિષ્યમાં જીવતો નથી–ભવિષ્યમાં જીવી શકતો નથી. મારે એ પૂછવું છે કે એમની વિદાય પછી તું એમની હાજરી અનુભવે છે? હું જોઉં છું કે તું ઉદાસ લાગે છે. મારી જેમ તું પણ બદલાઈ ગઈ છે કે શું? (હસે છે.)

બેલા–હું તો બદલાઈ નથી પણ અહીંથી જવાનો મારો નિર્ણય બદલાયો છે.

અજય–મને ખબર છે મારાથી નારાજ થઈ ને, મારા પર વહેમાઈને તું જવાની હતી અને માધવીનો વિશ્વાસ જોઈને અટકી ગઈ! નાદાન છોકરી, આ માણસે આખી દુનિયા જોઈ છે...શું તને એમ લાગે છે કે તે દિવસ તું ચાલી ગઈ હોત તો મને અફસોસ થાત?

બેલા–ન જ થવો જોઈએ.

અજય–ન જ થવો જોઈએ! હા, શા માટે થાય? મારી આજુબાજુ કોણ રહે છે કે હું કોની વચ્ચે રહું છું એનો મને વર્ષોથી ખ્યાલ જ નથી. તારી વાત સાચી છે, તું જાય તો મને શા માટે અફસોસ થવો જોઈએ! કશું કારણ નથી (અટકે છે) હવે તું અહીં જ રહેવાની કેમ?

બેલા–મારે જવું કે અહીં રહેવું એ આપ નક્કી કરવા માગો છો?

અજય–એ મારા અધિકારની વાત નથી, પણ સૂચન કરી શકું. પેલો છોકરો સારો હતો, એની સાથે–

બેલા–આપનું સૂચન કાઢી નાખવા જેવું નથી.

અજય–શાબાશ! તારી હિંમત વધી રહી છે!

બેલા–પરાધીન વાતાવરણમાં રહેવાથી હિંમત વધતી હશે.

અજય–કદાચ, કદાચ ના. આ તો હું સુધરી ગયો છું એ સાંભળીને તું આમ છૂટથી બોલવા લાગી છે.

(માધો નાની હથોડી લઈને આવે છે. પહેલાં લાવેલો તે ફ્રેમ ખોલીને એમાં છાપામાં લે આવો ફોટો મઢવા પ્રયત્ન કરશે. વચ્ચે વચ્ચે એ અજય અને બેલાની વાતચીત ધ્યાનથી સાંભળશે.)

બેલા–આપ સુધરી ગયા છો?

અજય–કેમ, તેં આ છાપામાં વાંચ્યું તો ખરું.

(માધો ઊભો થઈને છાપું પોતાની પાસે લઈ જાય છે. પગ નીચે દબાવે છે)

બેલા–બેવાર વાંચ્યું.

અજય–પણ માનવામાં આવતું નથી, ખરું ને!

બેલા–હું માનું કે ન માનું, એથી હકીકતમાં ફેર પડવાનો નથી.

અજય–હું જાણું છું: આખી દુનિયા માનશે પણ તું નથી માનવાની. તું મને શંકાની નજરે જોવા લાગી છે. એક દિવસ તું કિસનને જંગલ-વાળા બંગલા વિશે પૂછતી હતી... એમ પૂછવાને બદલે માધોને લઈને તું ત્યાં જઈ આવી હોત તો?

બેલા–એક દિવસ એકલી નીકળેલી, અડધેથી પાછી આવી...

માધો–(ઊભો થઈ જાય છે.) ચાલો અત્યારે જઈએ. એ જગા મને તો ખૂબ ગમે છે! મેં તો સાહેબને ઘણીવાર વિનંતી કરી છે, મને ત્યાંના જમાદાર તરીકે ગોઠવી દો. હરણાંને રમાડીશ, ઝરણાનું પાણી પીશ, પુસ્તકો-પરથી ધૂળ ઉડાડીશ અને ભગવાનની ભક્તિ કરીશ.

બેલા–પુસ્તકો ?

માધો–તમને ખબર નથી ? આપણી લાયબ્રેરી, ભૂલ થઈ ગઈ સાહેબ, સાહેબની ખરી લાયબ્રેરી તો ત્યાં જ છે. જે દિવસ વાંચવા લીધેલું પુસ્તક પૂરું ન થાય એ દિવસ એ ત્યાં જ રોકાઈ જાય છે...

બેલા–મારે જવું પડશે ત્યાં.

માધો–એકલાં ન જતાં. ત્યાંના દીવાનખાનામાં વાઘનાં ચામડાં લટકે છે. તમને બીક લાગશે.

(માધો બેસીને છાપામાંથી ફોટાવાળો ભાગ કાપવા લાગે છે.)

અજય–તેં આ શું આદર્યું છે ?

માધો–આપનો, આપણો ફોટો મઢું છું.

અજય–ફ્રેમમાં એક ફોટો તો હતો.

માધો–એ તો કોઈ બીજા દેશના ભગવાનનો ફોટો હતો. હવે એ ભગવાન ખુલ્લામાં રહેશે. આપનો ફોટો ફ્રેમમાં રહેશે.

અજય–તારે મને બાંધી લેવો છે ?

માધો–ના, આપનો ફોટો પસ્તીમાં ન જાય માટે.

અજય–છાપા ભેગા મારા કેટલા હજાર ફોટા પસ્તીમાં જશે ?

માધો–(ઊભો થઈ જાય છે હાથમાં પકડેલો કાચ ફૂટી જાય છે. કાચ પહેલાંથી ફૂટેલો હોય અને અહીં જુદો પડતો બતાવી શકાય તોપણ ચાલે) એ લોકોએ આવું ખરાબ કામ કર્યું છે એની મને તમે બહુ મોડી ખબર પડવા દીધી, આ કાચ પણ ફૂટી ગયો. હવે શું થશે, કાચ વિના–

અજય–બધી માયા સંકેલી લઈને જા.

બેલા–(ઊભી થાય છે.) હું પણ જાઉં !

અજય–મેં તને બોલાવેલી તો એક પત્ર લખાવવા.

બેલા–(સસ્મિત) મારા બાપુજીની નોકરી મારે પણ કરવાની છે?

અજય–તને પગાર નહિ આપું તેથી નોકરી જેવું નહિ લાગે. તારી પાસે આ પત્ર લખાવું તો પછી તને અલગ વાત કરવાની રહે નહિ.

(માધો કાચના ટુકડા, ફ્રેમ વગેરે ઉપાડીને જાય છે.)

બેલા–મને એવું કુતૂહલ નથી. માધોભાઈ, સાહેબનું લેટરપેડ લાવજો.

અજય–લખાવવા પહેલાં પૂછી લઉં–તારી માધવી દીદીએ એમ માની લીધું હશે કે વિદાય વખતે મેં જે કહેલું એ સાચું કહેલું ?

બેલા–એમને તો ક્યાંથી ખબર કે આપને અભિનયમાં રસ છે !

(માધો લેટરપેડ-આપી જાય છે.)

અજય–તો એ લોકો એમ જ માનતાં હશે કે મારા વિચારો બદલાયા છે ને હું એમને મદદ કરીશ.

બેલા–હા, એમ જ માને છે. એમનો પત્ર છે—એ આવવાનાં છે.

અજય–આવવાનાં છે ? એ અંગે તો તેં કહ્યું જ નહીં

બેલા–આપને એ સમાચારમાં રસ ન પડે તેથી ન કહ્યું.

અજય–ક્યારે આવે છે?

બેલા—એ તો લખ્યું નથી. સમય બાબતે એમનું પણ આપના જેવું જ છે. ફેર એટલો જ છે કે એ સમયમાં ચાલે છે, આપ સ્થિર છો. થોડા દિવસમાં જ આપવાં જોઈએ

અજય—હવે આવવું નહિ પડે ચાલ લખ, શ્રીમતી અથવા કુમારિકા—જે સંબોધન કરવાનું હોય તે—

બેલા—હં આગળ...

અજય—મારે તમારી માફી માગવાની છે.

બેલા—એ પહેલાં પ્રણામ કે વંદન—એવું કંઈ ન લખું ?

અજય—તને જરૂરી લાગે તો પ્રણામ ને વંદન બંને લખ

બેલા—હં—એ પ્રમાણે થયું—કુમારી માધવી, સાદર વંદન.

અજય—(ગંભીરતાથી) હં આગળ, તે દિવસ મેં તમને છેલ્લે જે કંઈ કહ્યું એ તમને વિદાય આપવાની એક રીત હતી, મધુર છતાં ખોટી રીત. તે ક્ષણ સુધી મારા વિચારોમાં કશો ફેર પડયો ન હતો. કોઈની અસરથી એક જ દિવસમાં જેનામાં ફેરફાર થઈ જાય એવો હું નથી. ટૂંકમાં મેં જે કંઈ કહેલું એમાં હું માનતો ન હતો.

બેલ—આ—'એમાં હું માનતો ન હતો' એમ લખવાને બદલે 'એમા હું માનતો નથી એમ લખું' તો?

અજય—ના; લખાવું છું એ જ લખ. એ જ બરાબર છે—એમાં હું માનતો ન હતો આગળ—એટલું ખરું કે મારામાં આજ સુધી કોઈ બુદ્ધિશાળી અને સંસ્કારી કહેવાતા માણસે વિશ્વાસ મૂકયો ન હતો.

બેલા—બુદ્ધિશાળી અને સંસ્કારી

અજય—કહેવાતા

બેલા—માણસે વિશ્વાસ મૂકયો ન હતો.

અજય—તમે પહેલાં જ છો. એ બદલ આભારી છું અને અભિનય કરવા બદલ દિલગીર છું.

બેલા—દિલગીર થવા જેટલા તો આપ સુધર્યા જ... લો, સહી તો તમે કરશો ને !

અજય—તું જ સહી કરી દે, તારા અક્ષર સારા છે. (હસે છે) રહેવા દે, તને પોતાના અક્ષરમાં મારું નામ લખવાનું નહીં ગમે. એમનું સરનામું લખી આપ, હું સહી કરી દઉંશ.

બેલા—મારી પાસે તો નથી

અજય—પેલા છોકરાનું પણ ?

બેલા—ના.

અજય—તો પછી સરનામાને સ્થાને લખ—કુમારી માધવી જ્યાં હોય ત્યાં. ગાંધીજીનું એક સરનામું એવું હતું.

બેલા—આપ ગાંધીજીની મજાક કરો છો કે માધવીની?

અજય—લાવ પત્ર મારી પાસે. એક નિર્દોષ મજાક પર હસી પણ શકતી નથી ? (બનાવટી ગુસ્સાથી) ગેટઆઉટ.

માધો—(દોડી આવે છે) શું કહ્યું સાહેબ?

અજય—ગેટઆઉટ (માધો દોડી જાય છે)

બેલા—તો જાઉં છું.

અજય—હસવાને બદલે તું તો ગંભીર થઈ ગઈ.

બેલા—હજી હું અબોધ છું. બીજાની ખુશી માટે હસવા-રડવાનું હજી હું શીખી નથી. (જવા જાય છે.)

અજય—તું તારી હદ વટાવી રહી છે...(ક્રોધમાંથી તુરત હસવા લાગે છે) કેટકેટલા ભ્રમ થાય છે તને ! તારે જે બોલવું હોય એ બોલ—(ગંભીરતાથી) મારી સાથે આ રીતે વાત કરનાર કોઈ છે જ નહિ, જા. આદર આપનાર ઘણાં છે. જે લોકો પીઠ પાછળ નિંદા કરે છે એય મળે છે ત્યારે આદરથી વાત કરે છે. આદરનો મને પૂરતો અનુભવ છે, તું ભલે ઉપેક્ષા કરે.

બેલા—હું ઉપેક્ષા કરી શકું ? એ તો કોઈ આપના સમકક્ષનું કામ છે, એ મારા ગજા બહારની વાત છે. અને જેને ચાહવાનો લોભ હોય—અપેક્ષા હોય—એ ઉપેક્ષા કરી બેસે—

અજય—ચાહવાનો લોભ ! (હસે છે, બેલા એની સામે જોઈ રહે છે.) તને તો એવો લોભ હોય જ ક્યાંથી? તું તો એથી ઊંચી ભૂમિકાએ રહેતાં

શીખી ગઈ છે! તું તો કદી વીસ વર્ષથી નાની હતી જ નહીં...

બેલા—એ મારા હાથની વાત હોત તો આપને ખાતર હું તદ્દન નાની બની જાત ..

અજય—મારે ખાતર તારે મોટા થવાની પણ જરૂર નથી. મને તારી પાસે કશી અપેક્ષા નથી, અપેક્ષા રાખવાનો અનુભવ મને સારો નથી... (અટકે છે, ગંભીરતાથી ઊંડા અવાજે) પણ તને પૂછું—આ વિશાળ ઇમારતમાં ફરતાં ફરતાં તને કદી એવો વિચાર આવ્યો છે ખરો કે અહીં એક એવો માણસ રહે છે જે—

બેલા—જે નિર્દય અને નિષ્ઠુર છે, જે પોતાની ભયજન્ય દુનિયામાંથી બહાર આવવા તૈયાર નથી...

અજય—બહાર આવીને પગ ક્યાં મૂકે? મરુભૂમિમાં?

બેલા—એ તો તમારી છાતીમાં ફેલાઈ રહી છે, સંબંધના અનુભવ વિનાના, સંવેદનશૂન્ય તમારા હૃદયમાં—

અજય—એવું ન પણ હોય બેલા, આ હૃદયમાં, અહીં પણ હૃદય છે એવું કોઈ કબૂલે તો સંભવ છે એમાં પણ ઉષ્માભર્યા રુધિરનો સંચાર હોય.

બેલા—હથેલી મૂકીને તપાસી જોઉં?

અજય—ના રહેવા દે, તારી હથેલી સ્ટેથેસ્કોપની જેમ માત્ર ધબકારની ગણતરી કરી શકશે. (નજીક જવા જાય છે)

માધો—(પ્રવેશીને તુરત) આ પત્ર છે સાહેબ! (અજય ધ્યાન આપતો નથી તેથી બેલા પત્ર લે છે, માધો જાય છે.)

બેલા—માધવી બહેનનો પત્ર છે.

અજય—હું?

બેલા—દીદીનો પત્ર છે.

અજય—શું લખે છે?

બેલા—આપને એ સાંભળાવવામાં રસ છે? (અજય એની સામે જોઈ રહે છે, બેલા પત્ર ખોલીને વાંચે છે) પ્રિય અજયબાબુ, ગઈ કાલે હું તમને મળી શકી હોત. નજીકથી જ પસાર થઈ. એક મીટિંગમાં જઈ રહી હતી. મોડું પડાય એવો સંભવ હતો છતાં એક ક્ષણ માટે એમ પણ થયેલું કે તમને મળીને જ જાઉં. પછી વિચાર આવ્યો કે તે દિવસની જેમ તમે રોકાવા કહો અને આપણે વાતે ચડી જઈએ તો પછી? મળીશ નિરાંતે, એવું સમાધાન કરી લીધું છતાં એ પછી પણ તમે યાદ આવ્યા, પત્ર લખ્યા વિના રહી ન શકી, વિના અધિકારે મારાથી આમ પત્ર લખાઈ ગયો હોય તો દરગુજર કરશો. —માધવી.

(અજય નીચે જોઈ રહે છે. બેલા એની સામે જોઈને બે ડગલાં ચાલે છે. પછી ટિપોઈ પર પત્ર મૂકીને ધીરે ધીરે ચાલી જાય છે.)

અજય—વિના અધિકારે! માણસ હોવાથી વધુ મોટો અધિકાર શો જોઈએ? પત્રથી જે સૂચવાય છે એ માધવીને અભિપ્રેત હશે? હોય તોપણ શું? જ્યાંથી ખૂબ ખૂબ દૂર પહોંચી જવાયું છે ત્યાં પાછા જવાનો વિચાર કરવો પણ વ્યર્થ છે. (ટિપોઈમાં પડેલા બે પત્ર હાથમાં લે છે.) આ માધવીને લખાયેલો પત્ર અને આ માધવીનો. માણસ નહીં તો પત્ર તો મળી શકે છે! એક ઓછો કરું. (ફાડીને ટુકડા કરે છે.) અરે, માધવીનો પત્ર ફાડી નાખ્યો? એય સારું જ થયું. (બીજો પત્ર પણ ફાડી નાખે છે.) (સિગારેટ સળગાવે છે) કિસન, એ કિસન, કોણ છે? (માધો આવે છે. હાથ જોડીને ઊભો રહે છે) હું અત્યારે ગુસ્સે નથી, હાથ જોડવાની જરૂર નથી. જા, કિસનને બોલાવી લાવ. તમે બંને અહીં સામસામે બેસો અને નક્કી કરો કે હું સુધરી ગયો છું કે નહીં? હું સુધરી ગયો નથી એમ નક્કી થાય તો મારે સુધરવા માટે શું શું કરવું એ પણ નક્કી કરો.

માધો—અમે શું નક્કી કરીએ? અમે તો મૂરખ કહેવાઈએ.

અજય—હું મૂરખ માણસોના હાથમાં મારું ભવિષ્ય સોંપવા માગું છું.

માધો—હું મારું ભવિષ્ય જ નક્કી કરી શકતો નથી

તો તમારું ? એ દેખાતું જ નથી પછી નક્કી કેવી રીતે થાય ?

અજય–કિસન એમા તને મદદ કરશે.

માધો–અમારી વચ્ચે મતભેદ પડે તો ?

અજય–મને ખાતરી છે કે નહીં પડે.

માધો–હા, ખાનગીમાં નક્કી કરશુ તો મતભેદ નહીં પડે.

અજય–ખાનગીમાં નહિ, અહીં બેસીને નક્કી કરો. આ સોફામાં, સામસામે

માધો–પણ અમે તો અહી બેસતા નથી, ઊભા રહીએ છીએ.

અજય–આજ બેસવાનુ છે

માધો–બેઅદબી થશે.

અજય–એની જ જરૂર છે. અને હું ઊંઘવા જાઉં છું. મને જગાડતો નહીં, પેલું પાર્સલ આવી ગયુ?

માધો–કાલ સુધીમાં આવી જશે

(પ્રકાશ–પરિવર્તન. માધો કિસનને હાથ પકડીને ખેંચી લાવે છે.)

કિસન–પણ આમ ઢંગધડા વગરની વાત શું કરે છે ?

માધો–સાહેબ ઢંગધડા વગરનું જીવવા માગતા હોય તો આપણે શું કરીએ ? આપણે તો નક્કી કરવાનું છે.

કિસન–આપણે શું ધૂળ નક્કી કરીએ ? આપણાથી કશું નક્કી ન કરાય.

માધો–એ બધું તો હું એમને કહી ચૂકયો છું. પણ છેવટે આપણે એમની નોકરી કરીએ છીએ. હજી એટલું સારું છે કે આપણને એમના વતી જીવવાનું કહેતા નથી.

કિસન–આ વાત પર હું નોકરી છોડવા તૈયાર છું.

માધો–મારાથી નોકરી છોડાય એમ નથી. મારે ઘણાં છોકરાં છે. ભગવાનની મરજી.

કિસન–એમાં ભગવાનનો દોષ કાઢવાની જરૂર નથી. ભવિષ્યનો વિચાર કરવો જોઈએ.

માધો–તમે ભવિષ્યનો વિચાર કરો છો એ સારું છે, આપણે સાહેબનું ભવિષ્ય નક્કી કરી શકશું. (માધો સોફામા બેસે છે. કિસનને બેસવા સૂચવે છે)

કિસન–આપણાથી અહીં ન બેસાય.

માધો–આપણાથી અહીં ન બેસાતું હોય તો કેવી રીતે બેઠો ? બેસો. (હાથ પકડીને બેસાડે છે) આપણે સાથે નહીં, સામસામે બેસવાનું હતું. તમે આમાં બેસો, તમે મુરબ્બી કહેવાઓ. હું તમારી સામે જાઉં છું.

કિસન–મને તો અહીં બેસતાં અતડું લાગે છે.

માધો–મને નથી લાગતું. હું તો ચોરીછૂપીથી અહીં ઘણીવાર બેઠો છું. મને ફાવે છે, તમારે ખાતર નહીં તો મારે ખાતર બેસો.

કિસન–હવે જલદી બોલ, શું કરવાનું છે? સમજાય પડે એવું બોલ.

માધો–પોતાને સમજાય પડવા દઈશું તો મોડું થશે.

કિસન–તો તું જ નક્કી કરી નાખ.

માધો–ખપપૂરતું તો મેં સલાહસૂચન લઈને નક્કી કરી રાખ્યું છે કે સાહેબે હવે સુધરવાનું નથી. પેલાં બહેન આવ્યાં તે દિવસથી એ સુધરી ગયા છે. હવે એમને જે કરવું હોય એ કરે. આંટા લગાવે કે સીધા ચાલે. (કોઈકના આવવાનો અવાજ સંભળાય છે, બન્ને ઊભા થઈ જાય છે. બેલા છે એ જોઈને બેસે છે)

કિસન–બેલાને આ અંગે પૂછીએ એને ગમ્મત પડશે.

માધો–એમને પૂછવાની જરૂર નથી.

કિસન–અચ્છા, સો ગરણે ગળીને પાણી પીવું !

માધો–બેલાબહેન કંઈ ગરણું નથી.

બેલા–એ માધવલાલ !

માધો–માફ કરજો

કિસન–(ઊભો થઈને) હવે તારી સાથે હું સમજણીક કરતો નથી, જાઉં છું.

માધો–જવું હોય તો ખુશખબર સાંભળીને જાઓ.

કિસન–શું, કહે !

માધો–મેં બેલાબહેનની સલાહ પ્રમાણે જ નક્કી કર્યું છે. પણ મેં પૂછ્યું હતું ત્યારે એમને ગમ્મત પડી ન હતી. શરદી થઈ ગઈ હોય એવુ મો કરીને એમણે નક્કી કરી આપેલું. તો પછી

બોલો નક્કી ?

કિસન–નક્કી !

માધો–સર્વાનુમતે નક્કી !

કિસન–સર્વાનુમતે શેનું ? આપણામાંથી તો કોઈનો મત ખપ લાગ્યો નથી.

માધો–તેથી તો થઈ શક્યું : આપણે લોકશાહીમાં શોભે એમ કર્યું. તો હું આજની સભા બરખાસ્ત થયેલી જાહેર કરું છું.

(માધો બોલતો બોલતો જવા જાય છે એ દરમિયાન સોહન આવી પહોંચે છે. એણે ગળામાં કેમેરા લટકાવ્યો છે. કપડાં પણ ફોટોગ્રાફરને શોભે એવાં પહેર્યાં છે. સોહન અંદર આવતો જાય છે એમ એમ માધો પાછે પગલે રંગભૂમિના આગળના ભાગ સુધી આવી જાય છે. કિસન બીજી બાજુ હોય છે અને બેલા વચ્ચે આવી જાય છે. સોહન બેલાનો ફોટો પાડી લે છે.)

સોહન–યસ પ્લીઝ ! એક ગ્રુપફોટો.

કિસન–મારે નથી પડાવવો. (જાય છે.)

માધો–કેમેરા જેવી નાની વસ્તુમાં પુરાઈ જવાની એમને બીક લાગે છે. મને વાંધો નથી. જ્યાં પૂરવો હોય ત્યાં પૂરો. પણ સોહનભાઈ, તમારે ખરેખર ગ્રુપફોટો પાડવો હોય તો મારે ઘેર ચાલો.

સોહન–તમે બધાંને તૈયાર કરતા થાઓ. હું આવું છું.

માધો–અરે પાંચ મિનિટમાં રેડી ! (જાય છે, તુરત પાછો આવે છે.) બેલાબહેન એમને લેતાં આવજો. એ પાછા અહીંથી પદયાત્રા શરૂ કરી ન દે. હવે હું પૂરેપૂરો જાઉં છું. તમને એ તો ખબર છે ને કે હું ઝૂલતા મિનારા જેવો રહું છું ?

સોહન–અરે માધુભાઈ !

માધો–(પ્રવેશ કરીને) પાછો બોલાવીને તમે મને નિરાશ કર્યો. હું કેવા ઉત્સાહથી ઘેર જતો હતો ! શું, તમે નહીં આવો ?

સોહન–આવીશ. કહેતા હો તો તમારી સાથે જ આવું. અહીં રોકાવાની મારે માટે જરૂર નથી, પણ તમે પહેલાં સાહેબને સમાચાર આપી દેજો કે હું આવ્યો છું.

માધો–એ તો ઊંઘી જવાનું કહેતા હતા... અરે હા, એ તો ગઈ કાલે. ગઈ કાલની વાત છે એ તો. ઊંઘી ઊંઘીને એ કેટલું ઊંઘવાના હતા ? કહેતો જાઉં છું. (જાય છે.)

સોહન–(થોડી વાર પછી) અરે, આપણે બંને એકલાં પડી ગયાં !

બેલા–હા, બને એકલા !

સોહન–એક અને એક, બે નહીં, એક પણ નહીં...

બેલા–તો શું એક માટે એક પાણી લાવે ?

સોહન–ના, આભાર ! તમે મને તુરત ઓળખી કાઢ્યો એ બદલ આભાર ! ઘણીવાર એવું બન્યું છે કે એકના એક સ્થળે અઠવાડિયા પછી ગયા હોઈએ તોપણ લોકો ભૂલી ગયાં હોય. યાદ આપવા જઈએ તો કહે–કોને ઓળખીએ ?

બેલા–ખરેખર ?

સોહન–ખરેખર. કહે છે—આવનારા બધા આવા ને આવા હોય છે. પણ હું હવે એવો ને એવો નથી રહ્યો સુધારક મટીને ફોટોગ્રાફર બન્યો છું.

બેલા–કેમ એકાએક ?

સોહન–વાત લાંબી છે...ચાલો, પેલા રેડી થઈ ગયાં હશે.

[વચ્ચે થોડું અંતર રાખીને બંને જાય છે, અને તુરત બીજા અંકનું રિહર્સલ પૂરું થયાની મુક્તિ અનુભવતાં પાછાં આવે છે.]

બેલા–મારે તમને ચેતવવા જોઈએ.. તમે આ અભિનયમાં પ્રગટ કરી રહ્યા છો એટલી નિકટતા ત્યારે આપણી વચ્ચે ન હતી.

સોહન–અત્યારે પણ નિકટતાનો અભિનય જ છે ને ! હકીકત એવી હોય તો જ તમારે ચિંતા કરવી જોઈએ. (વીંગ તરફ જુએ છે.)

બેલા–કોણ જાણે હકીકત શી છે ? શું જુઓ છો ?

સોહન–દીદી કેમ દેખાતાં નથી ? આપણા અભિનય વિશે એમનો અભિપ્રાય પૂછી લેત...

બેલા–એ ક્યારનાય ક્યાંક ગયાં છે. તમે માનશો ? —એ અનિશ્ચયની દ્વિધા અનુભવતાં હોય, એવું

મને તો લાગે છે,

સોહન–એમની પ્રસન્નતા પાછળ એક વ્યગ્રતા છુપાયેલી મેં પણ જોઈ છે. ચાલો, એમને શોધી કાઢીએ (બંને જાય છે.)

## અંક ત્રીજો

[ માધવી એકલી ઊભી છે સોહન અને બેલા આવે છે ]

સોહન–દીદી, તમે ક્યાં હતાં ?

માધવી–હં ? શું પૂછયું તેં સોહન ?

બેલા–મને લાગે છે એ પ્રશ્ન બીજી વાર પૂછવો નહીં પડે. જવાબ તમે આપી દીધો તમે અહીં તો ન જ હતાં...

માધવી–તારી વાત સાચી છે બેલા, અહીં અને જે અહીં નથી એ બે વચ્ચે હું વહેંચાઈ રહી છું. મને એ પ્રશ્ન થયો છે કે અહીં રહીને હું ક્યાં સુધી પહોંચી શકવાની ?

(અજય પ્રવેશે છે એના હાથમાં સસલું છે. એ જીવતું હોય એ જરૂરી નથી પણ એ જીવતું લાગવું જોઈએ. )

અજય–ગંભીર ચર્ચા ચાલે છે ?

માધવી– (સસ્મિત, અજયના હાથમાં રહેલા સસલાને સ્પર્શીને ) તમારી જ રાહ જોતાં હતાં. ત્રીજો અંક પણ સાથે જ પતાવી દઈએ.

અજય–મારો ઉત્સાહ ઓછો થઈ ગયો છે. એમ પણ થાય છે કે આ નાટક આપણે પૂરું લખી શક્યાં જ ન હોત તો કેવું સારું ! પણ હવે તો રિહર્સલ કર્યા વિના છૂટકો નથી. માધો તો બેત્રણ દિવસથી અહીંનો નોકર હોવાને બદલે અભિનેતા હોય એમ વર્તે છે...

( બધા આછું આછું ઔપચારિક હસે છે, માધવી અજયની સામે જોઈ રહે છે, પછી તુરત બહાર જવા લાગે છે )

માધવી–ચાલો. અથવા તમે બંને તો અહીં જ ઊભા રહો. માધોને મોકલું. પડદો ઊપડે ત્યારે તમે પ્રવેશ કરો એને બદલે પહેલાંથી ઊભા હો તોપણ ચાલે. (માધવી જવા લાગે છે.)

અજય–એક મિનિટ, તમે માધોને શું કહેલું ? સરોવર અને નદી એ બેમાં તમને શું ગમે ? માધોએ આવીને મને પૂછયું—સરોવર અને નદીમાં ફેર શો ? મેં કહ્યું, સરોવર એટલે અટકી જવું, બંધાઈ રહેવું, સીમિત રહેવું. અને નદી એટલે ગતિ મેં એને કહેલો ભેદ બરાબર છે?

માધવી–હા, પણ એક સામ્ય પણ છે. સરોવર અને નદી બેઉ જળ છે.

અજય–એક બીજું પણ સામ્ય છે, કહું ? બંને સુકાઈ જઈ શકે (અટકે છે.) કેમ બે ક્યાં નહીં ?

માધવી–તમે કહો છો એ મને સમજાય છે પણ પ્રગટ કરી શકતી નથી, દ્વિધામાં છું.

અજય–ત્રણ વર્ષ પહેલાં હું હતો એવી કોઈ દ્વિધામાં ?

(માધવી જવાબ ટાળીને જવા લાગે છે)

માધવી–પછી કહીશ.

અજય–પણ એ તો કહો—વાત શી છે ?

માધવી–વાતને જાતે જ કહેવા દો, ચાલો રિહર્સલ શરૂ કરીએ.

અજય–હું ના પાડું તો ?

માધવી–તમે ક્યારેય કોઈ બાબતે મને ના પાડી છે? (થોડી વાર સ્થિર તાકી રહે છે, જાય છે, અજય પણ પાછળ પાછળ જાય છે, બેલા સમજ્યા માગતી હોય તેમ ઊભી રહે છે પછી એકાએક ખ્યાલ આવતા બોલે છે)

બેલા–એ માધુભાઈ, ક્યાં ગયા ? વચ્ચે સમય બગાડો છો ? ચાલો શરૂ કરીએ.

( માધો દોડી આવે છે )

માધો–કેમ, શરૂઆતથી જ તમારી સાથે રહેવાનું છે ? તમને બંનેને થોડું એકાન્ત નથી આપવાનું ? તો પછી તમારો પરિચય કેવી રીતે વધેલો ?

બેલા–હવે મુરબ્બી થઈને મજાક ન કરો, સંવાદ યાદ કરીને બોલવા લાગો.

માધો–જેવી તમારી મરજી. (અભિનય શરૂ કરતો હોય એમ ) આવો બેસો, સોહનભાઈ, બીજું તો ગમે તે પણ તમે અમારા મિનારાનો ફોટો

પાડયો એ મને ગમ્યું. હમણાં હમણાંથી એ ઝૂલે છે. આમ ઝૂલ્યા કરશે તો શું થશે?
એલા–પડી જશે એવી બીક ઊભી થઈ હોય તો જાઓ ટેકો દઈને ઊભા રહો.
માધો–તમે છેવટે મારી આ કદર કરી! જેવી તમારી મરજી! હું સાહેબને ખબર આપું કે સોહનભાઈ આવ્યા છે. થોડી વાર પહેલાં હું એમને ખબર આપવા ગયો ત્યારે એમની આંખો અડધી ખુલ્લી હતી. જાગે છે કે ઊંઘે છે એ નક્કી ન થઈ શકતાં હું સમાચાર આપી ન શક્યો, આપી આવું. એટલું જ કહું ને કે સોહનભાઈ આવ્યા છે અને એલાબહેન સાથે બેઠા છે? (જાય છે.)
સોહન–(એકાન્તનો ભાર ઓછો કરતો હોય તેમ) પછી તમે શું નક્કી કર્યું? અહીં જ રહેશો?
એલા–કદાચ. હશે અહીંથી જાઉં તો પિતાજીને એમ નહીં લાગે કે આગળ અધ્યયન માટે જાઉં છું. અને અજવાળાને તો મજાક કરવાનું...
સોહન–તમને અજવાળાનો પણ ખ્યાલ રહે છે! (બેસે છે)
એલા–વિચારવા જતાં તો એમનો ખ્યાલ રાખવો બિનજરૂરી લાગે...હું જાઉં તો એ પરવા ન કરે, માત્ર મજાક કરે.
સોહન–એ કેવી મજાક કરે એ જાણવાનું કુતૂહલ જાગે છે.
એલા–કહેવાના, પેલા છોકરા સાથે ભાગી ગઈ.
સોહન–છોકરા સાથે? તમે તો યુવતી લાગો છો, છોકરા સાથે શા માટે ભાગી જાઓ? અને માફ કરજો, હું પૂછી શકું કે એ ભાગ્યશાળી છોકરો છે કોણ?
એલા–તમે પોતાનો સમાવેશ શેમાં કરો છો?
સોહન–હું મને છોકરો માનું તોપણ ભાગ્યશાળી બનવાનું તો મારા હાથમાં ક્યાં છે? તમારી સાથે ભાગનાર હશે કોઈ....
એલા–ના.
સોહન–તો એમ. એ. સુધી કર્યું શું?
એલા–નિશાળમાંથી નીસરી જવું પાંસરા ઘેર...
સોહન–હું ઘેર જવાને બદલે ચાલવામાં જોડાયો. દીદીની સાથે સાથે ચાલ્યો પણ ખરો થોડુંક, અને સાથ છોડી દીધો
એલા–સાથે ચાલવાનું છોડી દેવાથી સાથ છૂટી જાય એવું નથી.
સોહન–હા, દીદીનો સાથ છોડયા પછી એમની પ્રવૃત્તિની ગંભીરતા સમજાવા લાગી છે. એમની પ્રવૃત્તિનું પરિણામ આવે કે ન આવે પણ એ પ્રવૃત્તિ જે વૃત્તિ જગવે છે એ સમાજના આરોગ્ય માટે હિતકારી છે...પ્રવૃત્તિ કે વ્યક્તિથી ઘણીવાર જુદા પડયા પછી એ યાદ આવે છે, સાચા સ્વરૂપે. કહેનારે કહ્યું છે ને કે 'તારું હોવું વિદાયની ક્ષણોમાં જ અનુભવું.' (પંક્તિ ફરીથી બોલે છે) આ મેં તમને સંબોધન કર્યું નથી, માત્ર એ રીતે બોલ્યો. કેમ એમ ઊભાં છો! કંઈ બોલતાં નથી?
એલા–શું બોલું? હા, તમે ફોટોગ્રાફર કેવી રીતે થયા એ તો કહ્યું નહિ
સોહન–હું ઘેર ગયો તે પહેલાં મારી ગેરહાજરીમાં મારે વિશે ચિંતન કરી કરીને પિતાજીએ અભિપ્રાય નક્કી કરી રાખેલા–રખડેલ, બેજવાબદાર, નકામો... આ ક્રમમાં એમને કોઈ ચોથો શબ્દ મળી આવ્યો હોત તો મારે માટે વાપરવામાં એમણે સહેજે કૃપણતા દાખવી ન હોત. એમનું એ વર્તન સ્વભાવિક હતું, સ્નેહવશ હતું પણ એ બધું હું પછી સમજ્યો. પાછો વળી ગયો, તે ક્ષણે તો. અમારા મકાનની નજીક જ છાપાની ઑફિસ છે. એના તંત્રી પહેલાં પિતાજીના મિત્ર હતા. હવે સંબંધ સારા નથી, તેથી મને તુરત નોકરી મળી ગઈ.
એલા–તમારા પિતાજીનું જેથી નીચું દેખાય, કે જો તારો છોકરો મારે ત્યાં નોકરી કરે છે!–એમ ને!
સોહન–હા, એમણે એ રીતે બદલો લીધો. મારે આ નોકરી પણ છોડી દેવી જોઈએ, પણ પછી વિચાર આવ્યો કે એમ ન પણ હોય. એમણે

મારી યોગ્યતા જોઈને નોકરી આપી હોય.
બેલા–યોગ્યતા ?
સોહન–કેમ તમને મારામાં કશી યોગ્યતા નથી દેખાતી !
બેલા–એ દષ્ટિએ મેં તમારી સામે જોયું જ નથી!
સોહન–(ઊભો થાય છે) તો તમે પણ કહો— રખડેલ, બેદરકાર......
બેલા–બસ બસ, રહેવા દો. (એના મો પર હાથ ઢાકવા હથેલી લંબાવીને પાછી ખેંચી લે છે, સંકોચ અનુભવે છે, એમાંથી બચવા જ કટાક્ષ કરતી હોય એમ) રખડેલ અને બેદરકાર કહેવાવું એ તો આપણી પેઢીની ફેશન છે.
સોહન–બેદરકાર અને રખડેલ માણસો જ આ સૃષ્ટિની ખરી માયા કેળવે છે !
(માધો સંકોચ સાથે પ્રવેશે છે)
કેમ વાર થઈ માધુભાઈ ?
માધો–મેં જાણીજોઈને વાર કરી...એટલા માટે કે સાહેબ મૂડમા લાગતા ન હતા. પછી મને થયું કે શું કામ છે એમ સાહેબ પૂછવાના અને હું જવાબ આપવાનો— તમારો ફોટો પાડવા આવ્યા છે. હવે માનો કે એ નવો ફોટો પડાવવાની ના પાડે અને જૂનો ફોટો મોકલી આપે તો ? બોલો, જૂનો ફોટો ચાલે ? પણ એમાં તો એ બદલાઈ ગયેલા નહીં હોય. તમારે તો એ બદલાઈ ગયા એ પછીનો ફોટો જોઈએ છે ને ! બોલો, મેં સમજીને વાર કરી છે ને ! હવે હું એમને તૈયાર કરીને મોકલું છું પણ ધ્યાન રાખજો એ નારાજ થઈ ન જાય. આજકાલ એ—(જાય છે.)
સોહન–શી વાત છે ?
બેલા–વાત તો મોટી છે. એક છાપામાં આવ્યું કે એમનું હૃદય-પરિવર્તન થઈ ગયું છે !
સોહન–એ તો હું જાણું છું. એમાં મારો પણ હાથ છે. અને એ કંઈ મોટી વાત નથી. હૃદય પરિવર્તન તો ક્ષણે ક્ષણે થતું હોય છે. મારું પણ—
બેલા–ક્યારથી ?
સોહન–તમને જોયાં ત્યારથી. (બેલા હસી પડે છે. એ જોઈને) તમને હસી નાખવા જેવું લાગ્યું ? ભલે, મારી કોઈને કદર જ નથી. કેમ ચાલ્યા ?
બેલા–અજયબાબુ આવે એ પહેલાં હું જાઉં.
સોહન–એ આવે ત્યાં સુધી હું અહીં એકલો... તમે થોડું તો રોકાઓ !
બેલા–મારી હાજરીમાં તમે એકલા નહીં હો એની ખાતરી છે? તમારા ભોજનની પણ તૈયારી કરવી પડશે ને !
સોહન–ભોજન અને તમારી હાજરી એ બેમાંથી મારે પસંદ કરવાનું હોય તો—
બેલા–જમતા જમતા પસંદ કરજો. (જાય છે.) (સોહન કેમેરા તૈયાર કરીને ઊભો ઊભો રાહ જોઈ શકતો નથી તેથી એક આંટો લગાવે છે. અજયને આવતો જોઈને ચતુર ફોટોગ્રાફરની જેમ તૈયાર થઈ જાય છે. અજયની પાછળ આવેલો માધો કેમેરા જોઈને અજયને પડખે જવા જાય છે. સોહન એને સંકેતથી દૂર જવા સૂચવે છે. માધો નારાજ થઈને પીઠ ફેરવીને ત્યા જ ઊભો રહે છે. અજય થોડું ચાલીને ત્યાં જ સસ્મિત છતા જડવત ઊભો રહે છે.)
માધો–હું ભલામણ કરીને સાહેબને લઈ આવ્યો એના બદલામાં મને ફોટામાંથી દૂર કર્યો !
અજય–એ તો એટલા માટે કે આપણે સાથે હોઈએ તો કોણ અજય અને કોણ માધો એ ઓળખવું અઘરું થઈ જાય.
માધો–મારા જેવાને કોણ મહાન માને ? (જાય છે.)
સોહન–હું માનું છું. (અજયને) આવો સાહેબ, અહીં આવીને બેસો...ભૂલ થઈ, મારે 'પધારો' એમ કહેવું જોઈએ.
અજય–ગમે તે રીતે પણ તમે મારે ત્યાં મને આવકાર આપ્યો એ નવું છે !
સોહન–હું અહીં વહેલો આવેલો તેથી.

અજય–આ બધું પચાવી પાડવાની દાનત તો નથી ને! (બેસે છે.)

સોહન–ના સાહેબ, હું તો ખમે રહે એટલું જ સાથે રાખવા માગું છું. આવકાર તો ઉત્સાહ આવી જવાથી—

અજય–મને એ ગમ્યું! આવકાર સાંભળીને આ મકાન મને પહેલીવાર ઘર જેવું લાગ્યું. સાચે જ; ફોટો પાડી લીધા પછી તમે કહ્યું હોત તો હું તુરત ચાલ્યો જાત. આ બધું મારું છે એ ખ્યાલથી હું કદી ખુશ થયો નથી.

સોહન–હુય સાહેબ, દીવાલો જોઈને ખુશ થતો નથી.

અજય–બારીઓ પણ છે, બહાર જોવા માટે.

સોહન–કેટલાક લોકો બારીમાંથી અંદર જોતા હોય છે.

અજય–તમે એ રીતે અંદર જોવા આવ્યા છો કે બીજા કોઈ અંગત કામે?

સોહન–હું બેસીને જવાબ આપું?

અજય–આનંદથી. મને બેસાડીને તમે ઊભા રહ્યા તેથી મને એમ લાગ્યું કે તને અહીં ઘણું બેઠા હશો.

સોહન–થોડું બેઠેલો થોડાને ઘણું માની લઈશ. (બેસે છે.) સાહેબ, હવે હું ફોટોગ્રાફર બન્યો છું, પ્રેસ-ફોટોગ્રાફર.

અજય–આદર્શવાદી મટીને વાસ્તવવાદી બન્યા?

સોહન–પરિસ્થિતિએ બનાવ્યો.

અજય–એમાં તમારી પસંદગી નથી?

સોહન–પસંદગીનો અભાવ, વૈચારિક અસ્થિરતા.

અજય–બહુ ટૂંકી મુદતમાં તમે ગંભીર થઈ ગયા લાગો છો.

સોહન–ગંભીર તો પહેલાં પણ હતો. હવે દેખાઉં છું. દીદીના વિશ્વાસની છાયામાં નિશ્ચિંત હતો, માત્ર અનુસરવાનું હતું. એ નહોતું ગમતું કારણ કે હું ગંભીર હતો. પણ હવે લાગે છે કે ત્યારે હું સુખી હતો. હવે જાતે રસ્તો શોધવો પડશે!

અજય–લોકોના ફોટા પાડતાં પાડતાં જડી જશે?

સોહન–ન જડે તોય શોધવાનું તો મહત્ત્વ છે જ.

અજય–એમાં ન પડતા, દુખી થશો. રસ્તા ઘણા તૈયાર છે, અનુસરો!

સોહન–આ બધું હું આપને નામે છાપામાં છાપી શકું?

અજય–મારા નામે શું છાપવું એ છાપામાં દાખલ થયા પછી પણ તમે પૂછો છો?

સોહન–એ ક્ષેત્રમાં હજી હું નવો છું ને!

અજય–જૂના થતાં વાર નહિ થાય. મારે નામે જે લખવું હોય તે લખજો, હું તમને વચન આપુ છું એ બધું હું નહીં વાંચું.

સોહન–વાંચો તો સારું, હું આપની પ્રશંસા જ કરવાનો છું. આપને વિશેનો લોકમત બદલાયો છે તેથી આપની પ્રશંસા વાંચીને વિરોધમાં કોઈ ચર્ચાપત્ર નહીં લખે, આપનું પરિવર્તન થઈ ગયુ છે. એ સમાચાર આપને વેળાસર પહોંચેલા ને!

અજય– પણ મારું પરિવર્તન કરાવી દીધા પછી તમે તમારી દીદીનો સાથ કેમ છોડયો?

સોહન–મને લાગ્યું કે ઉત્તરોત્તર સફળતા મળવાથી દીદી આ માર્ગ નહીં છોડે, આજે ચારેકોર એમની પ્રશંસા થાય છે. હું એ વખતે સાથે હતો તેથી લોકો મને પણ માનની નજરથી જુએ છે

અજય–તમે એ માનના અધિકારી છો જ! મારા જેવાને સુધારી દીધો! હું પહેલાં ખરાબ હતો એમ પણ તમે તો માનતા હતા ને?

સોહન–હું ભૂતકાળને બદલી શકતો નથી. આમ બહુ ઊલટતપાસ કરશો નહીં. આપની સાથે વાત કરવાની પહેલાં મારામાં જે હિંમત હતી એ હવે રહી નથી. કોઈ વાર વિગતે પત્ર લખીશ, અને છાપામાં હું આપને વિશે જે લખું એ મહેરબાની કરીને વાંચજો! એમાં આપને પોતાનો નહીં તો મારો પરિચય તો જરૂર મળશે. તો રજા લઉં.

અજય–(ઊભા થઈને) સીધા બહાર તો નથી જતા ને?

સોહન–જમીને જાઉં છું. (જતાં જતાં) દીદી એકબે દિવસમાં આવવાં જોઈએ

અજય–જરા થોભો. મારે પૂછવું છે–તમારા જાણવા પ્રમાણે એવું બન્યું છે ખરું કે કોઈએ પહેલાં વચન આપ્યું હોય અને પછી વિચાર બદલ્યો હોય ?

સોહન–જેમણે જીવનદાન આપેલા એ ફરી ગયા છે.

અજય–જીવનદાન? જીવન દાનમાં આપી દેવા જેવી વસ્તુ છે ?

સોહન–તો એમાં સાચવવા જેવું પણ શું છે સાહેબ? આપ શું શું આપવાના છો સાહેબ?

અજય–તમારે જાણી લઈને છાપી મારવું હશે! તમે એ પ્રવૃત્તિ છોડી દીધી ન હોત તો કહેત. હવે તો જેનો અધિકાર છે એજ આવીને ભલે જાણી લે.

સોહન–આપ કેવી નાની નાની બાબતોનો ખ્યાલ રાખતા થઈ ગયા છો! આ પરિવર્તન નહિ તો બીજું શું છે? કેવી નમ્રતા, કેવી ગંભીરતા, કેવી એકલતા! નમસ્તે!

(જવા લાગે છે, જતાં જતા એક વધુ ફોટો પાડવા ઊભો રહે છે. અજય એની તરફ માત્ર મોં ફેરવે છે. સોહન સ્વીચ દાબી લે છે)

કેવો સુંદર પોઝ આવી ગયો! પોઝ નહિ, સ્વાભાવિક! અચ્છા સાહેબ, નમસ્તે! ફિર મિલેંગે અગર ખુદા લાયા! (જાય છે)

અજય–આ છોકરો દરેક વસ્તુને મજાક તરીકે લઈ શકે છે પણ છે ગંભીર...! એ સપાટી પર ઊતરતો નથી...

(લાઈટ ધીરે ધીરે ઓછી થઈ જાય છે, લગભગ અંધારું. અજય સિગારેટ સળગાવીને થોડું થોડું ચાલે છે.)

એને પણ હું સાફ સાફ કહી શકયો હોત, પણ એણે તો કશું ગંભીરતાથી લીધું જ નહિ. કદાચ એને હવે મારી પાસે કંઈક અપેક્ષા છે. માધવીએ તો એ પ્રગટ થવા દીધું ન હતું કે એને મારી કશીય અપેક્ષા હોય! હું એની સાથે સહમત થાઉં છું કે નહિ એની એને લેશમાત્ર ચિંતા ન હતી કેવા અદબથી બોલતી હતી એ? એકાદ કટાક્ષ કરીને પણ મને ઉશ્કેર્યો હોત તો હું એની અવગણના કરી શક્યો હોત. પછી આ દ્વિધા ન હોત. અવગણના કરવાની શક્તિના અભાવે મેં અભિનય કર્યો. એની અસરમાં આવી ન જવાની એક જુદી રીત અપનાવી, પણ હું બચી શકયો નહિ. તે રાત્રે એ એકલી મળવા આવી. મારે વિશે ઘણુંબધું સાંભળવા છતાં એ એકાન્તમાં એના ચહેરા સામે જોઈને એને જોવાની એક નવી રીત હું જાણે શીખવા લાગ્યો હતો. પણ હું એનાથી તદ્દન તટસ્થ રહેવા મથ્યો. છેવટે એમાં પણ સફળ ન થયો. એની હાજરી એના શરીરમાં સીમિત ન રહેતાં મારી ચારે બાજુ વિસ્તરતી ગઈ. એ અનુભવની ઉપેક્ષા કરવા જ વિદાય વખતે મેં બનાવટ કરી. એણે તો નહોતું પૂછ્યું કે હું મારી માન્યતાની વિરુદ્ધ જઈને કશુંય જાહેર કરું—વચન આપું! મેં શા માટે એમ કર્યું! એની અસરથી મુક્ત રહેવા કે કોઈ પરપીડન-વૃત્તિથી પ્રેરાઈને? મારી જાહેરતથી આનંદ થયો હોય એવુંય એણે તો પ્રગટ ન કર્યું! માત્ર એટલું જ કહ્યું—વિચારજો, આપની સાથે ચર્ચાનો વધુ સમય મળ્યો હોત તો ઘણું શીખવા મળત. શીખવા તો શું મળત? જાણવા મળે કંઈ પણ એ ક્યાં ઓછું જાણે છે? અને એ મારી જેમ માત્ર જાણીને અટકી નથી...એ આવે એ પહેલાં આ મિમાંસણનો અંત નહિ આવે? ઉફ્, એ ન આવે તો કેવું સારું! મને ભૂલી જાય, મને માફ કરે...કદાચ એને માટે એ શક્ય હશે, પણ હું ભૂલી શકીશ એને ?

(લાઇટ ધીરે ધીરે વધે છે. અજય પૂર્વવત્ દેખાય છે) થકવી નાખતી આ દ્વિધાનો કોઈ અંત નહિ જડે ?

માધો–(પ્રવેશતાં જ) શું કહ્યું સાહેબ ?

અજય–(એની સામે જોઈ રહે છે) શું ?

માધો–આપે શું કહ્યું હમણાં ?

અજય–તને કશું નથી.

માધો–પણ અહીં તો કોઈ નથી. તમારી પાસે કોઈ નથી હોતું ત્યારે હું હોઉં છું, તેથી મને જ કશું હશે.

અજય–તારે બદલે મેં મને કશું હોય તો તને કંઈ વાંધો છે?

માધો–વાંધો લેનાર હું કોણ? પણ એકલા એકલા? સાહેબ, તમે આજકાલ આમ એકલા એકલા કેમ લાગો છો? એકલા એકલા બોલો છો... આપની તબિયત?

અજય–તું મારી તબિયતની ચિંતા કરવા આવ્યો છે કે બીજા કોઈ કામે!

માધો–મારે તો કશું કામ નથી પણ નગરજનો આપને મળવા માગે છે.

અજય–શા માટે?

માધો–આપને અભિનંદન આપવા માગે છે. એ માટે મોટો મેળાવડો કરશે. એ લોકો કહેતા હતા કે આપની આ નવી ઉદારતાથી ગામની શોભા વધી છે. જે લોકો આપણા આ ગામને શહેર માને છે એ કહેતા હતા કે અમને તો આશા જ ન હતી કે અજયબાબુ આટલા જલદી સુધરી જશે. એક ભણેશરીએ જરા ટોવકા થઈને પૂછ્યું—પૂરેપૂરા સુધરી ગયા છે?

અજય–(સ્મિત કરે છે.) એ જાણીને મને આનંદ થયો! આખા ગામમાંથી એક તો નીકળ્યો! પછી તેં શું જવાબ આપ્યો?

માધો–મેં મને લાગે છે કે સુંદર જવાબ આપ્યો! કહી દીધું કે હા, પૂરેપૂરા સુધરી ગયા છે અને હવે થોડા દિવસમાં જંગલવાળા બંગલામાં જઈને તપ શરૂ કરવાના છે.

અજય–તારી વાત પર એ લોકો મોડે સુધી હસતા રહ્યા હશે.

માધો–હવે એમણે હસવાનું શરૂ કર્યું હોય તો રામ જાણે, બાકી એ વખતે તો ગંભીર રહ્યા હતા! હવે કહો મેળાવડાનું શું કરશું?

અજય–ભવિષ્યમાં પાછો હું બગડી જાઉં તો એમને આઘાત લાગે.

માધો–જેને આઘાત લાગે એવો એમનામાં કોઈ નથી. એમની ચિંતા છોડીને મેળાવડો થવા દો!

અજય–મેળાવડામાં મારે બદલે તું જાય તો ન ચાલે?

માધો–ન ચાલે. એમણે આપને કદી જોયા જ ન હોત તો ચાલત. આપે તો જવું જ જોઈએ, હું સાથે આવીશ.

અજય–તું એમનો વકીલ થયો છે?

માધો–થાઉં તોપણ ફી મળે એમ નથી. એ લોકો અભિનંદન આપવા માગે છે, ખર્ચ કરવા નહિ.

અજય–સમજુ કહેવાય. એમને કહી દેજે કે મેળાવડાની જરૂર નથી, અભિનંદન પહોંચી ગયાં. સાચવીને ઠેકાણે મૂકી રાખ્યાં છે.

માધો–જેવી તમારી મરજી. કહીશ કે સાહેબ તમારો આભાર માને છે. એટલું જ નહિ અંતઃકરણથી આભાર માને છે. (જતાં જતાં) એમની પાસે પણ ઓછામાં ઓછું એક અંતઃકરણ તો હશે જ.

*[નેપથ્યમાંથી અવાજ આવે છે—જે સાંભળીને અજય પહેલાં કુતૂહલ અને પછી વિમાસણ અનુભવે છે—"માધવી દીદી છે! દીદી છે અહીં? નથી? શું દીદી ક્યાંય નથી? દીદી, તમે ક્યાં છો? ક્યાં છો તમે? તમે દોરેલી રેખાઓ ઝાંખી થઈ રહી છે. તમે જગાવી આપેલો સંબંધ ભુલાવા લાગ્યો છે. ઠેર ઠેર વળી પાછો એ જ અવકાશ, એ જ વિચ્છેદ, એ જ સંદેહ...પવનની દિશા બદલાઈ રહી છે અને એમાં બધું જ તણાવા લાગ્યું છે – અમને મળેલો તમારો અવાજ જડતો નથી. અમે શોધીએ છીએ તમારી છાયા—તમારી સ્મૃતિ...ક્યાં છો તમે દીદી, ક્યાં છો? શું તમે અહીં પણ નથી?" —અવાજ વિલીન થાય છે અને માધવી ત્વરાથી આવે છે. એની ગતિમાં તરલતા છે. એ એક જગાએ ઊભી રહીને વાત કરી શકતી નથી.]*

માધવી–કોણ સંબોધી રહ્યું હતું મને?
અજય–અહીં તો માત્ર અવાજ આવ્યો. હું તો એ પણ જાણી ન શક્યો કે કઈ બાજુથી અવાજ આવ્યો. કદાચ બધી દિશાઓમાંથી આવ્યો હશે...તપાસ કરવી છે? હું બહાર આવું?
માધવી–ના, હું જોઉં છું, તમે રિહર્સલ આગળ ચલાવો.
અજય–એક વાત પૂછું. આ નાટકને તૈયાર કરાવીને તમે પેલા ઉત્સવમાં તો નથી મૂકવાનાં ને? એમ હોય તો કહેજો, મારે વધુ તૈયારી કરવી પડશે. ભૂતકાળમાં પ્રવેશતાં જ જડતા ઘેરી વળે છે...
માધવી–એ સ્મરણમા પ્રવેશતાં જ હું તો અસ્થિરતા અનુભવવા લાગું છું. આ નાટકને ઉત્સવમાં મૂકવાની ઇચ્છા તો હતી પણ હવે કશું કહેવાય નહિ. (જતા જતા) તમે રિહર્સલ આગળ ચલાવો, હું આવું છુ.
અજય–જલદી આવજો, થોડી જ વારમાં તમારો પ્રવેશ આવે છે.

(પ્રકાશ–પરિવર્તન. અજય ટિપોઈ પર પગ મૂકીને, સોફાનો ટેકો લઈને શિથિલ બેઠો છે. છાપું એક તરફ ફેંકીને સિગારેટ સળગાવે છે. કિસન આવે છે.)

કિસન–(પત્ર ધરીને) બેલાએ આ પત્ર આપ્યો છે.
અજય–એનો છે કે બીજા કોઈનો?
કિસન–એણે જ જતાં પહેલાં લખેલો.
અજય–વાંચો.
કિસન–આપ જ વાંચો અને આપ એકલા જ વાંચો એવી કદાચ એની ઇચ્છા હશે.
અજય–ભલે, મૂકતા જાઓ. (કિસન જાય છે. અજય થોડી વાર એમ જ પડયો પડયો સિગારેટ પીએ છે, પછી પત્ર નજીક સેરવીને ખોલીને વાચે છે) "પ્રણામ! જાઉં છું. હું અહીંથી જાઉં એનું આપને માટે કશુંય મહત્ત્વ ન હોય એ સમજું છું છતાં આપને કંઈક લખવાની ઇચ્છા રોકી શકતી નથી. મારા બાપુજીએ મને એક જૂનો ફોટોગ્રાફ બતાવ્યો જેમાં આપ મને તેડીને ઊભા છો. મને ખબર ન હતી આપણી વચ્ચે આટલોય સંબંધ હશે. આપને કોઈનીય સાથે કશોય સંબંધ હોય એ વાત પહેલાં મારે ગળે ઊતરી જ ન હતી. આપ આશીર્વાદ આપવામાં માનતા નહિ હો એમ માનીને આપને મળ્યા વિના જ જાઉં છું. સોહને કહેલું કે દીદી આવવાનાં છે. મને થયું કે દીદી આવે એ પહેલાં હું અહીંથી જાઉં. મને ખબર નથી આ વખતે આપ એમની સામે અભિનય કરશો કે સ્પષ્ટ પ્રગટ થશો. હું આપને કંઈક સમજવા લાગી છું અને હવે મને આપની સામે કદાચ કશી ફરિયાદ નથી. આપની કુશળતા પ્રાર્થું છું. બેલા–

[માધો ટ્રેમાં ચા લઈને આવે છે]

માધો–આપ ટિપોઈ પરથી પગ લઈ લો તો હું ચા મૂકું.
અજય–(એની સામે જોઈ રહે છે.) ચા કેમ લાવ્યો? (પગ એમ જ મૂકી રાખે છે.)
માધો–હમણાં હમણા તો આપ ચા જ પીઓ છો ને!
અજય–પાર્સલ લઈ આવ્યો કે નહિ?
માધો–લેવા જવાની ઇચ્છા તો નહોતી થતી પણ વિચાર કરીને લઈ આવ્યો. સ્ટેશન પર નકામું ભાડુ ચડે અને બાટલીઓ કદાચ સુકાઈ જાય. લઈ આવ્યો.
અજય–જા એક બોટલ લઈ આવ.
માધો–અત્યારે સવારમા? તબિયત બગડે.
અજય–ભલે બગડે.
માધો–આ પગ ઉપાડી લો તો લઈ આવું. (અજય પગ ઉપાડી લે છે, માધો ચા ગોઠવે છે.) આ ચા પી લો પહેલાં, લાવું છું.
અજય–સાંભળ. (માધો સાંભળ્યો વિના જતો રહે છે. અજય કંઈક વ્યવસ્થિત થાય છે. એકબે ઘૂંટા ચા પીએ છે. ઊભો થાય છે. માધો બાટલી અને ખાલી પ્યાલી લઈ આવે છે.)
માધો–સોડા લાવું?
અજય–હે? આ નહીં, બીજી બોટલ લાવ. (બેસે છે; કંટાળાથી.)
માધો–પણ—

અજય–(ગુસ્સે થાય છે.) તું દલીલ કરતો થઈ ગયો છે. (માધો બાટલી લઈને જાય છે) આ પારકા વાતાવરણની અસર તોડવી જ પડશે. આ ત્રાસ આ—

માધો–(દોડતો આવીને) સાહેબ, સાહેબ!

અજય–(સામે જોયા વિના) શું છે?

માધો–પેલાં બહેન, માધવી બહેન (અજય એની સામે જુએ છે, જોઈ રહે છે.) આવી રહ્યાં છે. (પ્યાલી વગેરે લઈ જવા લાગે છે)

અજય–આ બધું કેમ લઈ જાય છે?

માધો–હું ગભરાઉં છું.

અજય–તું શા માટે ગભરાય?

માધો–હું નહિ ગભરાઉં તો શું તમે ગભરાશો? અને તમે સુધરી ગયા છો એ મેં નક્કી કર્યું છે. એ આવીને ગયાં એ દિવસથી તમે સુધરી ગયા છો. મને લાગે છે એ બેલાને મળવા એના ઘર તરફ ગયાં. પણ બેલા નથી તેથી અહીં તુરત આવશે. તમને ખબર છે ને સાહેબ, બેલા બહેન પીએચ. ડી. કરવા ગયાં. મેં આશીર્વાદ આપ્યા છે તેથી ફર્સ્ટ ક્લાસ લાવશે.

અજય–તારા આશીર્વાદ સાચા પાડવા હવે પીએચ. ડી. માં ક્લાસ આપવાનું શરૂ કરવું પડશે. (માધો સમજ્યો ન હોય એમ જાય છે અને પ્યાલી, વગેરે મૂકીને તુરત આવે છે. અજય એક ઘૂંટો ચા પીએ છે)

માધો–ચા સારી લાગે છે ને! (બહાર તરફ જોઈને) કેમ એ હજી અહીં આવતાં નથી?

અજય–પહેલાં બેલાને મળવા ગયાં!

માધો–હું જોઉં (બહાર જઈ આવે છે.) આ તરફ જ આવી રહ્યાં છે. ઝૂલતા મિનારા તરફ જોતાં જોતાં આ તરફ આવી રહ્યાં છે.

અજય–(ઊભા થઈને) એ આવે પછી મને બોલાવ. (બહાર જવા જાય છે ત્યાં સામેથી માધવી આવે છે, પ્રણામ કરે છે. અજય હાથ ઉપાડવામાં મોડો પડી જાય છે. બે ડગલાં પાછા ચાલીને આવકાર આપે છે.) આવો પધારો! બેસો. બેલા તો ગઈ! એણે અહીંની બંધિયાર હવાનો ત્યાગ કરીને ખુલ્લા વિશ્વમાં પગ મૂક્યો— તમારા વિશ્વમાં! હું બે મિનિટમાં આવું સવારનો એમ જ પડ્યો છું. (જતાં જતાં) માધો, એમને માટે—

માધો–જી, કેમ છો બહેન? મજામાં? શું લાવું આપને માટે? ચા, કોફી, સોડા, લેમન, જીંજર–

માધવી–(બેસે છે) કંઈ નહીં, આભાર.

માધો–પાણી? એ તો મારે પૂછ્યા વિના જ લાવવું જોઈએ. તો પછી લીંબુનું શરબત લાવીશ. (કિસન આવે છે.) આવો કાકા! (જાય છે.)

માધવી–(ઊભી થઈને નમસ્તે કરે છે.) કેમ છો કાકા?

કિસન–જય જય બહેન, બેલા ગઈ કાલે જ ગઈ.

માધવી–આગળ અભ્યાસ માટે કે બીજા કોઈ કારણે?

કિસન–મને કશી ખબર નથી પડી. એણે ગઈ કાલે જ એકાએક નિર્ણય લીધો. એવું થયું કે હું એની સાથે સાહેબના જંગલવાળા બંગલે ગયો હતો. એણે ત્યાંની દરેક વસ્તુ ખૂબ રસથી જોઈ. લાયબ્રેરીમાં તો એવી ખોવાઈ ગઈ. મેં બેત્રણ વાર કહ્યું ત્યારે બહાર નીકળી.

માધવી–લાયબ્રેરી જોવા તો મારેય જવું પડશે.

કિસન–આપને માટે તો એમાં શું નવું હોય પણ જગા સારી છે બેલા તો કહેવા લાગી, સાહેબ આપણને અહીં રહેવાની રજા આપે કે નહિ?

માધવી–એમ? બેલાને ગમે એ જગા સાચે જ સુંદર હોવી જોઈએ.

કિસન–થોડીવાર પછી વળી બેચેન બની ગઈ. અમે બંગલાના ત્રીજા માળના એક ખંડમાં ગયાં. એ ખંડ બંધ રહે છે નોકરે બેલા માટે જ એ ખંડ કદાચ વર્ષો પછી ખોલ્યો. બેલા કહેવા લાગી. આ ખંડમાં દાખલ થતાં જ મને લાગ્યું કે હું ત્રણસો વરસ પહેલાંના સમયમાં આવી ઊભી છું. પછી એણે એક છબી જોઈ. સાહેબ સાથે કોઈ અંગ્રેજ યુવતીની છબી હતી એ. એણે પૂછ્યું, મેં આશરે કહી દીધું, સાહેબનાં પત્ની છે. એકવાર મેં સાહેબને એમના લગ્ન માટે પૂછેલું – એમણે કહ્યું, થઈ ગયું. મને એ

યાદ હતું તેથી મેં બેલાને એવો જવાબ આપ્યો.

માધવી–હું. પછી બેલા ગંભીર થઈ ગઈ હતી ?

કિસન–હા, બહેન. ઘેર આવીને એણે મને પૂછ્યું, જરાય સંકોચ રાખ્યા વિના પૂછ્યું, બાપુજી, તમે કદી એવું ઇચ્છેલું ખરું કે અજયબાબુ સાથે મારુ લગ્ન થાય ?

માધવી–(હસવા પ્રયત્ન કરે છે). એણે એવું પૂછ્યુ ? તમે શું જવાબ આપ્યો ?

કિસન–હું શું જવાબ આપું ? મને સમજાતું નથી એણે કેમ એમ પૂછ્યુ ?

માધવી–હું. (ચહેરા પર વિષમ ભાવ) મને પણ સમજાતું નથી...(અટકે છે.) કદાચ, પણ તો પછી એ અહીંથી ગઈ કેમ ?

કિસન–જતી વખતે વળી એ સાહેબ વિશે ઘસાતું બોલવા લાગી. વળી પાછી અનુકૂળ બોલવા લાગી. જતા જતા એ કહેતી હતી, આ વખતે પણ અજયબાબુ દીદી સાથે બનાવટ તો નહિ કરે?

માધવી–હું. એ ખરી ચાલી ગઈ !

કિસન–મને ચિંતા છે. એ એકલી રહી શકશે કે નહિ? થાય છે કે આ બધું છોડી દઈને હું પણ એની સાથે રહેવા ચાલ્યો જાઉં.

માધવી–આપણે વિચાર કરશું. એ કંઈ નાની નથી કે તમારે હવે એની ચિંતા કરવી પડે. તમને મારી ચિંતા થાય છે કાકા ? (બેસે છે.)

કિસન–તમે તો મોટાં—

માધવી–ના, એના જેવી જ. તમે નિશ્ચિંત રહો. હું એને અવારનવાર મળતી રહીશ.

કિસન–બેલાએ કહેલું કે આ વખતે દીદી આવશે અને એમને ખોટું લાગશે તો ? (માધો આવે છે.)

માધવી–મને તો ખોટું લગાડવાનો હક મળેલો જ નથી.

માધો–તમે કંઈ લેશો કાકા ?

કિસન–ના ભાઈ, હું તો જઈશ. બેસો બહેન ! (જાય છે.)

માધવી–શું ચાલે છે માધુભાઈ? મજામાં છો ?

માધો–ના બહેન, આજકાલ વાતાવરણ ડહોળાઈ ગયેલું છે.

માધવી–કેમ, એવું શું થયું ?

માધો–બસ એજ – આ છાપામાં આવે છે, લોકો કહે છે – સાહેબ સુધરી ગયા છે।

માધવી–(હસીને) તમને શું લાગે છે?

માધો–સાહેબ વળી ક્યાં કશી ખબર જ પડવા દે છે ! આ એ જ આવતા લાગે છે. હું એમનાં પગલા ઓળખું છું.

[અજય આવે છે, માધવી ઊભી થાય છે]

અજય–બેસો બેસો. (બંને બેસે છે.)

માધવી–આપનું સ્વાસ્થ્ય સારું છે ને !

અજય–માનસિક સ્વાસ્થ્ય સારું નથી. પણ એ બાબતે એક નિરાંત હોય છે કે બીજાને એની ખબર પડતી નથી.

માધવી–બીજાને ખબર ન જ પડે એવું નથી.

અજય–મોટે ભાગે નથી પડતી, નહિ તો બેલા ચાલી ન જાત, જ્યારે એણે નહોતું જવું જોઈતું ત્યારે જ એ ગઈ. કદાચ ગેરસમજ લઈને.

માધવી–એવું પણ બન્યું હોય કે ગેરસમજ કર્યાના અફસોસથી એ ચાલી ગઈ હોય !

અજય–જે હોય તે. એના માટે – એનું વ્યક્તિત્વ વિકસે એ માટે હું મમતા અનુભવવા લાગ્યો હતો. ખાસ કરીને તમે અહીંથી ગયાં એ પછીથી. પણ એ મારા પર નારાજ હતી, કારણ કે એ જાણતી હતી કે તમને વિદાય આપતી વખતે મેં તમારી સાથે નાટક કરેલું. (ઊભો થઈને એક બાજુ ઊભો રહે છે.) તમને શું લાગેલું ? (માધવી સ્મિત કરે છે.) તો શું તમને પણ ખ્યાલ આવી ગયેલો કે હું જે બોલેલો એમાં મારો વિશ્વાસ ન હતો? એ માત્ર મારો અભિનય હતો ?

માધવી–(ઊભી થાય છે.) અજયબાબુ, વિશ્વાસ પ્રગટ કરતા જતાં પણ થોડો અભિનય આપો-આપ ભળી જતો હોય છે અને કોઈકવાર અભિનય પણ સત્ય બનીને—અનુભવ બનીને

ટકી જતો હોય છે.

અજય–કદાચ એમ જ થઈ ગયું છે, પણ મારે એ જાણવું છે કે તે દિવસ જ તમે સમજી ગયેલાં ?

માધવી–સમજવામાં હું ઉતાવળ તો નથી કરતી પણ—

અજય–પણ શું ? તો તમે અહીંથી ગયાં ત્યારે તમે મારામાં સ્ફુરેલો વિશ્વાસ અર્થહીન બની ગયેલો ?

માધવી–ના, મેં જોયું કે તમે મારા વિશ્વાસને ટકાવી રાખવા જ જાણેઅજાણે આ રીતે વર્ત્યા !

અજય–પણ તેથી શું ? ખરેખર તો મારે તમને સ્પષ્ટ ના પાડી દેવી જોઈતી હતી. આટલા દિવસ મેં એ જ વિમાસણ અનુભવી છે કે તમને હવે કેવી રીતે ના પાડવી ? કેવી જાહેરાતો થઈ છે ! એ ખોટું છે છતાં એમ થાય છે કે મારા જેવાનો એક નકલી પ્રસંગ પણ કોઈ અજાણ્યા માણસની એકાદ ક્ષણ સુધારવામાં ખપ લાગે તો આ ખોટી જાહેરાત સાચી બને એવું ન કરવું ? વળી, હવે હું ના પાડું ને તમારી નિષ્ફળતા જાહેર થાય, તમારે કારણે જો મારું પરિવર્તન—

માધવી–કારણે મારે કોઈનું હૃદયપરિવર્તન થયું એ તો અખબારી સત્ય છે. પરિવર્તન જો એટલું બધું સરળ હોય તો એનું મૂલ્ય શું ? અને હું તો પરિવર્તનમાં નહીં, જાગૃતિમાં માનું છું; જેનો તમારે માટે તો પ્રશ્ન જ નથી. તમારી સાથે પરિચય થયો એનો મને આનંદ છે.

અજય–પરિચય...સંબંધ...એ બધામાંથી મારો વિશ્વાસ જ ઊઠી ગયેલો. માત્ર એ જ પ્રવૃત્તિ રહી–વાંચવું, અને રખડવું. ઇંગ્લૅન્ડમાં હતો ત્યારે આ સંપત્તિ આ જમીન–જાયદાદ મને મારા વ્યક્તિત્વ પર ભારરૂપ લાગતી. મારી એ ખુમારીથી આકર્ષાઈને એક યુવતી મારી નજીક અવેલી–એની ઇચ્છા મુજબ કરારલગ્ન કર્યું, ત્રણ વરસ માટે. ત્રણ વરસ પૂરાં થાય એ પહેલાં જ એને મારામાંથી રસ ઊડી ગયો, હું પાછો આવ્યો. ત્યાંથી જે સાથે લાવેલો એ જ સાચવતો રહ્યો—સંબંધનો અભાવ–આઈસોલેશન. એકલતાનો પણ એક નશો હોય છે, માધવી ! તમે મળવા આવ્યાં ત્યાં સુધી હું એ સ્થિતિને સાચવી શક્યો. અને લોકોની ગેરસમજને માણતો રહ્યો. પણ તમે આવીને બધું અસ્થિર કરી મૂક્યું.

માધવી–મેં એવું ધાર્યું ન હતું. એ માટે દિલગીર છું. આપના દાખલામાં સફળતા–નિષ્ફળતાની ચિંતા કર્યા વિના હું તો માત્ર પરિચયથી પ્રેરાઈને જ આજે આવેલી.

અજય–પરિચય—કશાક સંબંધના અનુભવે જ મને બેચેન બનાવી મૂક્યો છે. તે દિવસે તમે ગયાં તે પછી અહીંના વાતાવરણમાં મેં તમારી હાજરીનો સતત અણસાર અનુભવ્યો છે. એ અણસારને અવગણવા પણ મેં પ્રયત્ન કર્યો છે. તમે હમણાં આવ્યાં એ પહેલાં જ તમારા ગયા પછી પહેલીવાર હું પીવા બેસતો હતો, પણ તમને દૂરથી આવતાં જોઈને માધો બધું ઉપાડી ગયો.

માધવી–આ મકાનથી હું પરિચિત નથી, નહીં તો એ બધું લાવીને આપની સેવામાં હાજર કરત.

(માધો ટ્રેમાં શરબત લઈ આવે છે. એના બીજા હાથમાં છાપું છે.)

અજય–તમારા હાથે તો તમારી સાથે પી શકાય એ જ પીશ

માધો–સાહેબનો ફોટો ! સોહનભાઈએ પાડેલો. એ જ લાગે છે ! એમણે અન્યાય કરીને મને ફોટામાંથી દૂર કરેલો. પણ અરે, સાહેબની પાછળ મારે સ્થાને આ ઝૂલતા મિનારા કેવી રીતે આવી ગયા ? નીચે શું લખ્યું છે બહેન ? (છાપું ધારે છે.)

માધવી–મેં વાંચ્યું છે. રિપોર્ટ અંદરના પાને છે.

માધો–જોઈએ, ત્યાં મારો ફોટો તો નથી?

માધવી–માધુભાઈ, એક કવિએ એક ફોટોગ્રાફરને ના પાડતાં કહેલું કે મારેમાટે મારી મૂળ નકલ પૂરતી છે. એ રીતે તમારા ફોટાની મૂળ નકલ તો તમારી પાસે જ હશે ને?

માધો–મૂળ નકલ? ના, મને ક્યાં મળી જ છે?

માધવી–તમે તમારી પાસે નથી?

માધો–હું? મારી પાસ? આજ સુધી તો મને એની ખબર જ ન હતી. (વિચારમાં પડયો હોય એમ એક બાજુ ઊભો રહે છે.)

અજય–પણ જે નકલ અન્ય પાસે હોય છે એ જાણવાનું પણ કાઈ કોઈ વાર કુતૂહલ જાગે છે. જ્યાં સુધી પોતે પોતાની પાસે પૂરેપૂરા સચવાઈ રહીએ ત્યાં સુધી જે નિરાત હોય છે એ પછીથી રહેતી નથી. સંબંધ સ્વતંત્રતાને સીમિત કરી દે છે.

માધવી–એને હું સીમા નહીં કહું. અર્પણ કરેલી સ્વતંત્રતા નવા રૂપે પ્રાપ્ત થાય છે.

અજય–એની તો મને ખબર નથી, પણ આ થોડા દિવસોમાં મેં એ જોયું છે કે એકવાર સંબંધ અનુભવવાની શરૂઆત થઈ કે પછી એ અનુભવ આપોઆપ વિસ્તરવા લાગે છે. આપણી હઠ આપણને નિરર્થક લાગે છે. તેથી જ લોકોમાં પ્રસરેલી ખોટી ધારણા તોડવા જતાં હું ખમચાઉં છું.

માધવી–(સ્મિતપૂર્વક) પણ લોકોની ધારણામાં રસ પડવા લાગે તો—

અજય–રસ નથી પડયો પણ એની અસર તો અનુભવી રહ્યો છું. વળી, તમે કહ્યું એમ અભિનયમાંથી પણ સત્ય ઊતરી આવ્યું હોય તો? એમ જ થયું હશે, નહિ તો આ બધું છોડી દેવાની જડતા ખંખેરી દેવાની વાસના કેમ જાગે? છોડી દેવાથી જો છૂટી શકતું હોય તો—

માધવી–છોડવાની સાથે એની અવેજીમાં કંઈક મેળવવું પડે છે.

અજય–એ તમે વિચારો. હું થોડો સમય ગેરહાજર રહું. હવે મારે એકલતા પાછી જોઈતી નથી. જેમા અજાણ્યાને પ્રવેશ ન મળે એ એકલતા હવે મને ખોટી લાગે છે. વચન આપવા અંગે હું તો કશો નિર્ણય કરી શકતો નથી. તમને યોગ્ય લાગે તો તમે જ મારા વતી નિર્ણય કરો. નિર્ણય પ્રમાણે, નિર્ણય પ્રમાણેનું જીવન જો જીવી શકાય—એ શક્ય હોય તો તમે જ નિર્ણય કરો. સંબંધના અનુભવમાંથી જાગેલો વિશ્વાસ હું તમને સોંપતો જાઉં છું।

માધો–હું તમારી સાથે આવું સાહેબ?

અજય–ના, તું તારી સાથે જ રહે! (જાય છે.)

માધો–તો હું નિર્ણય કરું છું કે હું મારી સાથે જ રહીશ.

(માધવી પ્રસન્ન ચહેરે છાપું હાથમાં લઈને અજયનો ફોટો જોઈ રહી હોય એમ લાગે છે. માધો સીધો નીચે બેસે છે. બેલા અને સોહન હસતાં હસતા આવે છે.)

સોહન–મને પૂછો તો તૈયારી પૂરતી થઈ ગઈ છે. દીદી! તમે હવે આ નાટકને ઉત્સવમાં નહીં મૂકો તો મને ખોટું લાગશે. હું અવલોકન લખવા માગુ છું. બીજા નામે, જેથી હું મારા અભિનયનાં વખાણ કરી શકું.

બેલા– તો હું ચર્ચાપત્ર લખીશ. તમે અભિનય ભલે સારો કર્યો હોય, મૂળ સમયને વફાદાર ન હતા:

(અજય મંદ ગતિએ પ્રવેશે છે.)

સોહન–મૂળમા શું હતુ એની કોને ખબર છે! અને અજયબાબુના જીવનમા અભિનયે જ સત્ય અનુભવનું રૂપ લીધું હોય તો મારે માટે પણ એ જ ઇષ્ટ છે. હું ફરવા જાઉં છું, આવવું છે?

બેલા–તમારી સાથે ચર્ચા કરવી છે, ચાલો.

માધો–ચર્ચાને બદલે ફક્ત ફરવા જ જાઓ ને! ચાલો હું પણ આવું–પણ મારાથી અવાય? ચાલો, દરવાજા સુધી જ આવીશ. (ત્રણેય જાય છે.)

અજય–કેમ ગંભીર છો માધવી!

માધવી– ફરીથી ચાલવાની વૃત્તિ જાગી છે. એ વૃત્તિને અવગણીને અહીં રહીશ તોપણ ભય છે કે બહુ રહી ન શકું, સ્થિતિમાંથી ગતિમાં જવું જ પડશે.

અજય–એ માટે મારે તમને ટેકો આપવાનો છે?

માધવી–તમે રોકશો નહિ એની તો મને ખાતરી છે જ. આ છેલ્લા રિહર્સલ પછી મને પ્રતીત થઈ ગયું કે હું તમારી સાથે રહી એમાં મારી આકાંક્ષા હતી – જે વેરવિખેર દેખાતું હતું એને અંકલિત કરવાની આકાંક્ષા, રચના કરવાની આકાંક્ષા.

અજય–એમ હોય તો એમાં ખોટું શું? આકાંક્ષાનું એ ઉત્તમ રૂપ છે.

માધવી–ના, મને લાગે છે કે એ આકાંક્ષાથી પ્રેરાઈને તમારી સાથે રચાયેલા સંબંધને તો મેં માત્ર મદદમાં લીધો. એ મારી ભૂલ હતી. મારે અહીં સ્થિર થવાનો વિચાર કરવો જોઈતો ન હતો. તમારાથી દૂર રહીને હું આપણી વચ્ચેનો શુદ્ધ સંબંધ સાચવી શકત...આજે થાય છે કે જાઉં.

અજય–એ અંગે મને પૂછશો નહિ, તમને સમાવી શકું એવી દુનિયા મારી પાસે ન હતી, આજેય નથી; પણ તમારી ગેરહાજરીમાં—

માધવી–અહારના જગતમાં આજે હું મારી ગેરહાજરી અનુભવી રહી છું. જે પ્રદેશ મેં જોયા નથી, જે સરોવર જોયાં નથી, જે આંખો જોઈ નથી એમાં હું આજે મારી ગેરહાજરી અનુભવી રહી છું. મને માફ કરો, અહીંની રચનામાં જ સંતોષ લેવાની માયા જાગે એ પહેલાં હું જવા માગું છું. અનુમતિ આપો. આજે જ જાઉં, આ આ ક્ષણે જ.

અજય–(થોડીવાર નીચી આંખે જોઈ રહે છે.) ભલે. પણ હું તમારી પ્રતિક્ષા કરીશ.

માધવી–કહી શકતી નથી – ક્યારે પાછી આવીશ. થકું એ પહેલાં તો પાછી નહિ જ આવી શકું.

અજય–મારી શુભેચ્છા તો એ જ હોય કે તમે કદી ન થાકો. પણ એટલું યાદ રાખી શકશો કે ત્રણ વર્ષ પહેલા પણ જે સ્થિતિમાં હું ન હતો એમાં તમે મને મૂકતાં જાઓ છો? (બાજુમાં જોઈ રહે છે)

માધવી–(ધીમે ધીમે) મારી વાત તો હું કોને કહી શકવાની? એ કહેવા વહેલી મોડી પણ હું અહીં આવ્યા વિના નહીં રહી શકું. (જવા લાગે છે.)

અજય–એક વિનતી છે. ક્યાક માર્ગમાં સામે મળું તો ઓળખશો? [ક્ષણ પછી માધવી સામે જોવા જાયે છે] અરે અદશ્ય પણ થઈ ગયાં?

[પડદો]

---

[અનુસંધાન ૮૦ મા પાનનું ચાલુ]

શાંતિથી જોયા કરે છે. નાની, નાની હિલચાલોમાંથી ઊભા થતા આકારોમાં એ અવનવી કુમાશ અનુભવી જાણે છે. મારા ઓરડામાં આખો દિવસ મૌનનું આ પ્રમાણે ભીંતો પર ચીતરવું ચાલ્યા જ કરે છે. મારું મૃત્યુ તો ગામ આખુંય ભમ્યા કરે છે. ઝાડો ફૂદી, શેરીઓની શેરીઓ ભમતું, સાંજ પડયે આવતું જોઉં તો એના શરીરે બે–ચાર ઉઝરડા ને એકાદ બે ઘા તો હોય જ. એનામાં પથ્થરની જડતા નથી, માત્ર વરોળનું હૃદય એને ઇશારા કરી જ્યાં ત્યાં ફેરવે છે. એને સુંદરતા ગમે છે. તેથી જ એનો પરિચય કોઈનીય સાથે કરાવતાં ડરું છું. તું અને હું હવે પૃથ્વીની બધી મર્યાદાઓ સ્વીકારતાં શીખીએ છીએ.

તારા એકાંતની દૂરતાને ગળી જવા હું એક સેતુ બનું. મારાં મૌન, મૃત્યુ, આકાશને વિસ્તારું, એમની શકિતઓને તારા લોહીમાં વહેતી કરું. અહીં ફેલાઈ ગએલી વાતો બધી ભેગી કરી લે. હજીય એમાં સુવાસ છે, એકાંત અને આકાશ પણ છે। અમે સાથે છીએ. છતાં અમારાં વ્યકિતત્વનું ઝીણું પારદર્શક આવરણ અમને હંમેશ જુદાં પાડતું વળગેલું જ રહે છે.

# સંવેદન

ભરત ઠક્કર

અહીં તારી વાતો ફેલાઈ ગઈ છે. પવન તો બધીય વાતોને ફૂલના જેમ સૂંઘી. તેં જે તારાઓ સાથે પ્રેમ કરેલો તે આકાશના અપાર પોલાણો તરફ પહોંચી ગયો છે. તું અને તારા એકાંતો ત્યાં સલામત છે. અવશેષોની એ દુનિયા પૃથ્વીથી અનેક પ્રકાશવર્ષ જૂની છે. કદાચ એટલો જ પુરાણો તારો આત્મા છે. પણ આપણી વાતોમાંનું તારું બાળપણુ બે દાયકા જેટલુંય જૂનું નથી, એમાં તારાં પ્રિય એકાંતો પણ કદી જરા સરખાંય ડોકાયાં નથી. તને તારાઓની વાતો ગમતી. ત્યાંના રંગીન સમુદ્રોની, જળચરોની પણ તું ઘણી વાતો કરતી. તને પૃથ્વીમાં વધુ રસ ન હતો. એના કારણોમાં કદાચ ત્યાંનું રૂપેરી એકાંત અહીં નહોતું. ઊડતા ઘોડાઓ નહોતા. અહીંના માણસોની આંખમાંથી પ્રકાશ પથ નીકળતો નથી, ત્યાંની જેમ વૃક્ષો પણ રસ ઝરતાં નથી.

હું તને પ્રથમ મળ્યો ત્યારે તેં તારા એકાંતને પામી ગયાનો અનહદ આનંદ અનુભવેલો. તેં એની મને વાત કરેલી. હું એકાંતની જેમ વર્તવા ઘણુંય મથ્યો. પણ આજે હું જાણી ગયો છું કે એકાંતની હૂંફ હું તને નથી આપી શક્યો. જેમ ડોળ કરું છું તેમ અમારી વાતો ટૂંકાતી જાય છે, ખરતી જાય છે ને દિવસે-બે દિવસમાં ગંધ વિનાનાં પુષ્પની જેમ ચિમળાઈ જાય છે. એ વાતનું પણ તને સતત ભાન છે. છતાં તું બધું જ ભ્રમ તરીકે સ્વીકારી લે છે કારણ કે એમને એકાંતનું સ્વરૂપ માની જ બેઠી છે. હું એમ ન હોઉં તો એણે મને એવો ઘાટ આપવાની પૂરતી તૈયારી બતાવી છે,

ગઈ કાલે વરસાદ આવ્યો ત્યારે કોણ જાણે કેમ એકાંતની અતિશય દૂરતાનું દુઃખ લાગી આવ્યું એણે પોતાના મનને સમજાવવા અનેક પ્રયત્નો કર્યા. વરસાદને વળગી જવા મથી. પણ એની અન્યમનસ્ક વૃત્તિ એની વિહ્વળતા સાથે જરાય એકરસ ન થઈ. ત્યારે તેણે મારા ઘર તરફ દોટ મૂકી. હું ભિનાશને આંખ વડે પી ગયો. ધ્રૂજી રહેલા કપોલની ધ્રુજારી આછેરી ઉષ્મા થકી ચૂસી લેવા હથેળીથી સ્પર્શું છું, ત્યા તો આખીય કાયા બમણી ગતિથી કંપવા લાગી. હું એની વેદનાને કળી ગયો છું. ને તોય મારી પાસે એકય આશ્વાસન નથી.

એની વેદનાના સાગરમાંથી એકાદ બે બુંદ માંડ હોઠે ધરું છું. એમ કાંઈ સાગર ન ખૂટે. એની અસાધ્યતા મારે રોમે રોમ દરિયા ઉછાળે એનું રૂપ મારી આંખમાં પ્રતિબિંબાય તે પહેલાં હું નાસી છૂટું.

મારી નિકટતા એને એના એકાંતની અતિશય દૂરતાને જાગૃત કરે છે. તોય હું તો એને પામવા હજીય મથું છું. પૃથ્વી પર ફેંકાઈ ગએલા એ જીવ સાથે હું જ મારું કાયમી સમર્પણ કરુ છું ને એ એક ભયંકર અકસ્માત છે. રાતો રાત આ આકાશે કાંઈક કરી નાખ્યું છે. મારા હૃદયમાં કોઈકનો ગર્ભ છે. મારી અવસ્થાની એને ખબર છે. એક દિવસ વહેલી સવારે આવી મને એણે એણે એના એકાંત સાથેના સંબંધની વાત કરી હતી, એના પેટમાં એકાંત છે. હજીય વિકસે છે, આજે એ વાતને વરસો થયાં. ને પછી અકસ્માત જ પૃથ્વી પર તેનું અવતરણ થયેલું. મેં આકાશની અને ત્યાંની દુનિયાની કશી વાત ન કરી કારણ કે તે બધું જ જાણે છે.

હું એની જેમ પિડાતો નથી, કારણ કે આકાશ મને સદા ય ગમ્યું છે. કદાચ એ વાતને હજી ઝાઝો સમય નથી વીત્યો. કદાચ મને સામાન્ય માણસની જેમ ઇન્દ્રિયોની પજવણી નથી. હું જ્યારે એને મારા સંતોષની વાત કરતો ત્યારે તે રોષે ઊભરાતી પવનની લહરીઓથી હલી ઊઠતા ઘાસ જેવું એનું સ્મિત જો ક્યારેક પણ મારું મૃત્યુ જોઈ લેશે તો કદાચ અમારી વાતોનો ને અમારા સંબંધોનો અંત આવશે.

મારું મૌન એના રૂપને વિના બોલ્યે છૂપી રીતે

# જગન્નાથની ડાયરીનાં પાનાં

લાભશંકર ઠાકર

૧

શબ્દની મદદથી
મડદાને આંગળી ઘોંચવાની
આ ટેવ
ક્યાં સુધી ચાલ્યા કરશે ?

રોજ લખું છું. એકનું એક જાણે લખ્યા કરું છું. શા માટે લખું છું આ ડાયરીના પાનાં? લખવાથી સમય પસાર થાય છે. લખવાથી એકલતાનો અનુભવ ઓછો થાય છે. એકલતા? એકલતા દૂર થાય તો સુખનો અનુભવ થાય? પણ એકલતા દૂર થઈ શકે જ નહીં. સુધા જેવું કોઈ નિકટતમ આવીને રહે તો...; તોપણ એ સુધા છે અને હું હું છું એનું ભાન ભુલાવાનું નથી. એકલતાની ફીલિંગને દૂર કરવાનો કોઈ ઉપાય નથી ? ફીલિંગ જ ન હોય કોઈ પણ પ્રકારની એવી સ્થિતિ આની ન શકે? આ સભાનતા જ સમૂળગી ચાલી જાય તો? કેટલી બધી સભાનતા આપી છે માણસને ! વંધ્ય સભાનતા ! માણસે સતત વાંઝિયું ચિત્ત લઈને જીવવાનું છે. આના કરતાં તો હું જીવું ત્યાં સુધી એક ખૂણામાં બેઠો બેઠો આઈસ્ક્રિમ ખાધા કરું એવી કોઈ વ્યવસ્થા ન થઈ શકે ! મારા જીવનના જે કંઈ પચીસ-ત્રીસ વર્ષો હોય તે વર્ષો સુધી સતત હું આઈસ્ક્રિમ ખાધા કરું. એકે એક ક્ષણ મારી આઈસ્ક્રિમ ખાવામાં જ અવશિષ્ટ રહે. હું ઝાડની જેમ ક્યાંક ઊંધે માથે રોપાઈ જાઉં અને આઈસ્ક્રિમને માથી ચૂસ્યા કરું. આઈસ્ક્રિમના સ્વાદ સિવાયની કોઈ સભાનતા, કોઈ વિચાર કે કલ્પના કશું જ હોય નહીં; વિચારહીન, કલ્પનાહીન, લાગણીહીન, માત્ર આઈસ્ક્રિમનું આચૂષણ—; તપશ્ચર્યા કરવાથી કોઈ આવું પરિવર્તન લાવી દેવાની ગેરંટી આપે તો તપ કરવા પણ તૈયાર છું. પણ આ તો હસવા જેવી વાત છે, અથવા મોરબિડિટી છે. મારી ટ્રેજેડીને વ્યક્ત કરતી ભાષાની નખરેબાજી છે, લવરી છે, ટેવ છે, પરવશતા છે, લાચારી છે. મારે શું જોઈએ છે અને શું નથી જોઈતું એનું મને કશું ભાન નથી. તુચ્છ તણખલામાં અને મારામાં કોઈ ફેર નથી. ગતિવિધિ મારા કાબૂમાં નથી. તણખલું સભાન નથી: હું સભાન છું. એટલે હું ટ્રેજેડી લખી શકું છું. શેઈક્સપિયર કે ચેખોવ બધા બિચારા તણખલા જેવા તુચ્છ પણ રોતલ માણસો. તણખલાં રડી શકતાં નથી. શેઈક્સપિયર રડી શકે છે. ચેખોવજી રડવા-હસવાનો ડોળ કરી પોતાની તુચ્છતા ભૂલવાના ફાંફાં મારે છે. સભાનતાને પણ તીવ્રતમ કરીને બેભાન બની શકાય છે. દોસ્તોયેવ્સ્કીના એવા જ પ્રયત્નો છે. આ ડાયરીનાં પાનાં પણ સભાનતાની મદદથી બેભાન થવામાં તરફડિયાં છે. વિચાર, ઊર્મિ, તર્ક—આ બધું માણસને બેભાન થવામાં ઉપયોગી બની શકે છે. માણસની મૂળભૂત વાસના બેભાન થવાની હશે? સભાનતાને વધારી-વધારી છેક જ અભાન બની જવાની હશે? માણસનું મન, વચન અને કર્મ સતત સક્રિય સક્રિય સક્રિય હોય છે—એમ કરતાં કરતાં માણસ ક્યારે નિષ્ક્રિય થશે? જે જોવા મળે છે તે તો સભાનતા. માણસ બિલકુલ બેભાન થઈ શકતો નથી. નિદ્રાસુખ પણ એવું ગુમાવ્યું છે. માણસના આ ધમપછાડા શું શાંત પડી જવા માટે હશે? કોણ જાણે માના ગર્ભાશયમાં જે સુપ્તદશામાં ડિમ્ભ પડ્યું હોય છે—એ દશામાંથી ક્રમશઃ માણસ કેવી સંક્ષુબ્ધ સ્થિતિમાં આવી પડયો છે. સભાનતા જ માણસની અવદશાનું કારણ છે. એની મદદથી બેભાન થવાના પ્રયત્નો માણસ કરે છે. પણ

એ હસવા જેવી વાત છે. સભાનતાથી અભાન થવાના પ્રયત્નો ! ખડ ખડ હસવું આવે છે; આ વિચારથી, તર્કના તણખલાથી દરિયો તરવા જેવી વાત છે. તર્ક પણ તુચ્છ છે, ઈશ્વરની કલ્પના પણ તુચ્છ છે. તર્કના ચરણોમાં કે ઈશ્વરના ચરણકમળમાં માથું મૂકીને શ્રદ્ધાભર્યું જીવન જીવી શકાતું નથી. એમ જીવનારાઓ ભલે ભ્રાન્તિમાં—પણ સુખમાં છે. સુખનું એમને સદ્ભાગ્ય છે. કોઈ એને મૂર્ખતા પણ કહે પણ તોય તેઓ પોતાના આયુષ્યનો કાળ અભિલાષાઓને, છોટી છોટી અભિલાષાઓને પૂર્ણ કરવામાં ગાળી શકે છે. અને એટલે એમની સભાનતા આડા પડદા પડી જાય છે. અને એટલે તેઓ સુખી છે, વિજ્ઞાનની મદદથી તેઓ મૂળભૂત નિરાધારતાને ભૂલી જાય છે. ઈશ્વરના ચરણકમળમાં એમનું ચિત્ત શાંતિ અનુભવે છે અને સચ્ચિદાનંદમાં તેઓ તલ્લીન થઈ શકે છે. માત્ર અમારા જેવા કમભાગી......

કમભાગી ? દુઃખના ઉદ્ગારો કાઢવામાં, લુગડાં કાઢીને વેદનાનું પ્રદર્શન કરવામાં એક પ્રકારની લિજ્જત આવતી હોય છે. આપણી સ્થિતિ નિરાધાર છે, આ બધું નિરર્થક છે, મનુષ્ય કોઈ મહાભીતિની નીચે ભયત્રસ્ત દશામાં જીવી રહ્યો છે, મનુષ્યનો કોઈ આરો; ઓવારો નથી. આમ કહેવામાં, આમ લખવામાં, આમ વિચારવામાં, એની કવિતાઓ કરવામાં કે નાટકો લખવામાં કે નવલકથાઓ ચીતરવામાં પછી એ પ્રુસ્ત હોય, જોઈસ હોય, બેકેટ હોય, હેમિંગ્વે હોય, હું હોઉં, ગમે તે હોય, બધા સુવ્વરો રોતલ છે, પ્રોચટ છે, મૂંગા મરી શકતા નથી, ફાંફાં મારે છે, હવાતિયાં મારે છે, કામે જ પેલા માંદા રહેતા કવિનો કાગળ આવ્યો છે. હોસ્પિટલમાં પડ્યો પડ્યો લાગણીનાં ભ્રાન્તિમય ગૂંચળાં રચી રચી અભાન થવાના ફાંફાં મારે છે. એને ગનાન થયાની ભ્રાન્તિ થાય છે. વાર્તા કોને કહેવાય, સાચી કવિતા કોને કહેવાય એનું એને ગનાન થવા માંડયું છે. 'શબ્દ કરતાં તો મને અહીંની જિવાતી કવિતાઓ અને વાર્તાઓમાં વધુ રસ છે.' ભાઈ તું ઘણો ભોળો છે, તું જ શા માટે ? માણસ માત્ર ભોળો છે. ભ્રાન્તિમાંથી મુક્ત થયાની એક નવી ભ્રાન્તિમાં એ લિજ્જતથી અટવાઈ જાય છે અને નવ્વાણું કલાક કે નવ્વાણું દિવસ પછી એને ખબર પડે છે કે પોતે તો ભ્રાન્તિમાં સપડાયો છે, આ ખબર પોતે પણ ભ્રાન્તિમૂલક હોય છે. અને આમ ને આમ આમ ને આમ ક્ષણો, કલાકો અને દિવસો પસાર થતા જાય છે. સતત ભ્રાન્તિમાં રહેતો, ભ્રાન્તિમુક્ત થયાનું સમજતો, નવી ભ્રાન્તિમાં દાખલ થતો મનુષ્ય જ બાપડો, બિચારો, ગરીબડો, ભોળો, ભલો, ભિક્ષુ, ભુખૂચક, અભાગિયો હોવા છતાં લક્ષ્મીમાં, તાર્કિકતામાં, ચતુરાઈમાં, સ્માર્ટનેસમાં અને સદ્ભાગ્યમાં આંખો ઉઘાડમીંચ કરીને સરકી રહ્યો છે, થિસિસ લખી રહ્યો છે. એ માટે કાગળ ખરીદવા જાય છે. કાગળ જોઈને મુગ્ધ થઈ જાય છે. થિસિસ પૂરી થયા પહેલાં એવો જ આનંદ એને સફેદ મજબૂત અને સુન્દર રીતે કપાયેલા કાગળો જોઈને થાય છે. એલા મૂરખને માથાકૂટ; કંઈ થિસિસ નથી કરવી. કાગળ ઓઢીને ઊંઘી જા ને ! સતત ઊંઘ્યા કર ને ! ઊંઘવાની ગોળીઓ ગળીને ઊંઘ્યા કર ને ! જાગે એટલે બીજી ગોળીઓ ગળવી. ઊંઘી જવું, વળી જાગ્યા પછી બીજી ગોળીઓ ગળવી—ઊંઘી જવું. અને એમ ને એમ સતત ઊંઘ્યા જ કરવું. પણ તું ભોળો છે. તું ઊંઘવાનું પસંદ નહીં કરે. રાત્રે ઉજાગરા કરીને પણ થિસિસ લખી નાખીશ. સમયસર થિસિસ લખી નાખીશ. પ્રતિપાદનો કરતાં કરતાં પુલકાઈ જઈશ. તારાં ત્રણ વર્ષો થિસિસની વાતો કરવામાં જશે. તને મૂછે શીંગડાં ઊગ્યાં છે કે નહીં એની રોજ દર્પણમાં ચોકસાઈથી તપાસ કરીશ. અને છતાં તને માથે શીંગડાં ઊગવાનાં નથી, તું થિસિસ પૂરી કરે કે લંકાનો રાજા થાય કે બલુચિસ્તાનની નમણી નારી સાથે પ્રેમમાં પડે કે મુક્કો મારીને નારિયેર તોડી આપે કે ઘડો ભરીને પાણી પીવે કે કિસોરા ખરીદે કે કૂંડામાં બટાકા વાવે કે નેરો કટનું નવી સ્ટાઈલનું પાટલુન સિવડાવે કે સુધા અજમેરા સાથે વસ્ત્રરહિત થઈને એક પથારીમાં સૂવે કે ભઠિયાર ગલીમાં જઈને બે વખત ચાંપ ખાય કે દાઢી વધારે કે, કોઈને

તમાચો મારી દે કે ચાર દિવસનો ઉપવાસ કરે કે આફ્રિકામાં જઈને લવિંગનો વેપાર કરે, તું ગમે તે કરે ગધેડા ! પણ તારા માથે શીંગડાં ઊગવાનાં નથી. કેમ કે ગધેડાને શીંગડા ઊગે નહીં અને છતાં તું આખી જિંદગી શીંગડા ઊગશે એની આશામાં ને આશામાં વૈતરાં કર્યે જવાનો છે. તારાં વૈતરાં કદી અટકવાનાં નથી. તું ડફણાં ખાધાં કરીશ અને વૈતરાં કર્યાં કરીશ. તારી એ જ જિંદગી છે. આઈસ્ક્રિમ ખા. આઈસ્ક્રિમ, લબાડ, ઊંટ ! ઊંટડીનું દૂધ પી, ઊંચા થવું હોય તો, નીચા થવું તો દેડકાના દરમાં રહે. તારે શું થવું છે. અભાગિયા ? બોલ શેના મિરેકલની વાટ જુએ છે તું ? કયો ચમત્કાર સર્જવો છે તારે ? શું ઇચ્છા છે તારી, બસ બાયલા તારાથી કશું થવાનું નથી. કેમ કે તારે શું કરવું છે એની તને ખબર નથી. તું આકાશમા ગમે તેટલે ઊંચે ચંદ્ર કે મંગળમા જઈને સ્ટેહિયું ખાઈશ - તોપણ તારાથી કશું થવાનું નથી, કેમ કે તારે શું કરવું છે એની તને ખબર નથી. સુધા અજમેરા સાથે તારે સૂવું છે ? એના શરીરને ચૂંથવું છે ? પછી ? પછી શું કરીશ ? દિલવાડાનાં દેરાં જોવા જઈશ ? ચબૂતરામાં ચણ નાખવા જઈશ ? રૂપિએ ડઝનવાળાં કેળાં ખઈશ ? ઉંદર મારવાની દવાનો ભાવ પૂછવા જઈશ ? કલપ લગાવીશ ? કાંકરિયાની પાળ પર બેસી શીંગ-દાણા ખાઈશ ? શું શું કરીશ બોળિયા ? દાતણ કરતાં આવડે છે તો આખી જિંદગી દાતણ કર્યા કર. આ જનમ દાતણ કરજે. આવતે જનમે ઊલ ઉતારજે, ત્રીજા જનમે કોગળા કરજે, ચોથા જનમે પ્રાયમસ પેટાવજે, પાંચમા જનમે એમાં ચા મૂકજે, છઠ્ઠા જનમે એમાં ચા નાખજે, આઠમા જન્મે ઊભરાનું નિરીક્ષણ કરજે, નવમા જન્મે ચમકી જજે, દશમા જન્મે ફાટી ગયેલી ચાના વિષાદને ગાઈ ગાઈને આબાલવૃદ્ધને સબાષ્પ ગદ્‌ગદકંઠ કરી મૂકજે. ચંબુ ! આ છે તારી જન્મજન્માતરની કથા. આ અરવિંદની જન્મજન્માતરની આત્મકથા છે. એમને અગિયારમું વરસ બેસશે તો તેઓ કીટલી ચામાંથી પીત વર્ણના, દેવત્વના સંસ્પર્શથી અલૌકિક બનેલા, પેંડાની નિર્મિતિ વિષે આયુષ્યને બાળી શકશે. આયુષ્ય ગળતું જશે, પેંડા દૂર ને દૂર ખસતા જશે. અને છતાં નહીં ખાધેલા પેંડાના આનંદથી જેમના ચહેરા પર ચિકાશ વધી ગઈ છે એવી શિષ્યમંડળી દબેલી આંખોને ઉઘાડશે નહીં. એમનાં પોપચાં શ્રદ્ધાના બાવળિયે ગુંદરથી સજ્જડબમ ચોંટી ગયાં છે. એમના સાથળ પર ચિપિયાથી ચૂંટિયો ભરશો તોય તેમના મુખવિવરમાંથી ‘ આહ ’ કે ‘ ઓહ ’ નીકળશે નહીં. કેમ કે તેઓ જમીન પર બેઠા નથી પણ અધ્ધર હવામાં પલાંઠી લગાવીને બેઠા છે, તેઓ મુખ વડે નહીં પણ કાન વડે ખાય છે. આવતી કાલે નાક વડે કેળું ખાશે. એમને હથેલીમાં વાળ ઊગશે. અને માથા પર શીંગડાં ઊગવાની તેઓ રાહ જુએ છે. માણસ કેવો ડાયો છે બિચારો ! એ કાન વડે કેળું ખાય છે. તમે કહો તો એ નાક વડે પણ કેળું ખાઈ બતાવે. ખવાય. તોપણ માથા પર શીંગડાં કેમ નહીં ઊગે વારુ ? ઊગશે, બાપ ઊગશે, તમે આંખ્યું મીંચી રાખો, સળવળાટ કરશો નહીં, વચ્ચમાં બોલશો નહીં, ઊંધું ઘાલીને. શું ગી છો તમે એવી અજબ કલ્પના કર્યા કરો, અને વસ્તુતઃ તમે શૃંગી છો જ. શૃંગ છે જ તમને વામ-દક્ષિણ એક એક, અર્થાત્ કુલ બે પણ એ અવ્યક્ત છે. ક્રમશઃ વ્યક્ત થશે, અને તમે મનુષ્ય મટીને દેવ બની જશો. તમારું નાક દબાવશો એટલે તમે પિયાનોની માફક વાગવા માંડશો. પણ આ બધું ધીમે ધીમે થશે, સમય જશે, એ માટે સાધનાની જરૂર છે, તપશ્ચર્યાની જરૂર છે, આજે નહીં તો આવતી કાલે, તમે નહીં તો તમારા અનુજો અવશ્ય દેવત્વને પામશે. કરો તારે એનો ઉત્સવ. મંગાવો મંદ્રવિલાસની જલેબી. થઈ ભેળા ગરમા ગરમ મેથીના ગોટા બી મંગાવો. આહા ! સાલા બનાવે છે કંઈ જલેબી ! વાહ ! દાદુ ! ગોટા બી કમ નથી. કંચનકાકા, આપ લેશો જલેબી ? એક કકડો. નહીં નડે. આ તો પૌષ્ટિક કહેવાય, પૂછો આ નવનીતરાયને. એ તો રોજ દૂધમાં જલેબી પલાળીને એનો સવારે નાસ્તો કરે છે. શરીરમ્ આદ્ય, પછી બીજી વાત. બસ ખલાસ ! પાંચસો ગ્રામ જલેબી એટલી વારમાં ગાયબ ! હેત તેરીકી. પેલેથી વધારે મંગાવી હોતને,

કંઈ નહીં. થોડામાં જ મઝા. ઝાઝામાં ખત્તા છે. અતિ સર્વત્ર વર્જયેત.

ભારે સમજુ છે આ ગીધુ. સંતોષ માની લીધો. હઉં ત્યારે ! પછી કેટલી ખાવાની હોય જલેબી, અંવ થૈ ગૈ. ખાશું વળી બીજી કોઈ વાર. આખો ચટકો રહી જાય છે. શુદ્ધ કે વેજીટેબલ ? હવે ખાવને મારા લૈ બધુ યે..., ઢાંકવામાં જ માલ છે. તમે વળી કેદી ભેંસ પાળીને ઘેર એઠાં ઘી બનાવો ? ઈ તો બધું એમ જ હોય ગીધુભાઈ, ઝાઝા ડોળ ન કરીએ. ઓલી કહેવતમાં કીધું છે ને કે ભસવાનું ને લોટ ફાકવાનું ઈ બેય એકી હારે નો થાય. ખાવું ખાવું ને વળી ઉપરથી પાછાં લાડ કરવાં ઈ બેય ચાંથી પોહાય ! હેં કંચનકાકા, ચીમ બોલતા નથી ?

આ ઈમ ચીમ કર્યા કરો અરવિંદભાઈ, ગીધુભાઈ, કંચનકાકા, તમારી આખી જિંદગી જલેબી ખાવામાં જવાની છે. એનાં વખાણ કરતાં અટકી જશો ત્યારે પીત વર્ણના દેવત્વના સંસ્પર્શથી યુક્ત એવા અલૌકિક પેંડાઓ વિશે વિચાર કરવા બેસશો. હાથમાં જલેબી હશે એ ખાવાનું પણ ભૂલી જશો અથવા મનમાં પેંડા હશે અને મોંમાં જલેબી હશે અને ચાવવાનું ભૂલી જઈ, મોં ફાડીને અયુત વર્ષો સુધી બાઘાની જેમ સૂનમૂન બેસી રહેશો. બલકે તમે એમ ને એમ બેસી જ રહ્યા છો. જલેબી તમે ખાધી નથી છતાં જલેબી ખાધાની વાતો કરો છો. પેંડા તમે જોયા નથી છતાં પ્રત્યેકના મનમાં ભિન્ન ભિન્ન આકારના અલૌકિક પેંડાઓની થરપીઓ પડી છે, અને બધા 'કોમન' પેંડાની વાત કરી રહ્યા છો. ટૂંકી વાર્તાના સ્વરૂપ પર પ્રવચન કરવા જાઓ છો. સંવેદન છે પણ ટૂંકી વાર્તાનું કાઠું બંધાતું નથી, વાર્તા બનતી નથી. મારે તો વાર્તા જોઈએ. તારે તો બધું જોઈએ. કાલ સવારે તો તું એકહજાર ને એક અડાયાં છાણાં માગીશ, ને આ શહેરમાં ક્યાં ગોતવા જવાં ભાઈ ગીરધર, માટે તું બેસી રે ને એક ખૂણામાં, ગોવર્ધન પર્વતને ટચલી આંગળી પર ઊંચકીને તું બેઠો છું એવા ભ્રમમાં બેસી રે'ને બાપા ! ભ્રમમાં નહીં તો બીજું શું ? શેકેલી સોપારીના સુડીની મદદથી કકડા કરતાં તો તને આવડતું નથી. શેરીમાં વચ્ચોવચ્ચ બેઠેલી ગાયને જોઈને તો તું ગભરાઈ જાય છે અને તરત તને શરદી થઈ જાય છે તું રે'વા દેને ભાઈ, વાર્તાના કાઠાની વાત કરવાનું તારું કામ નિયમિત સવારે હરડેનો રેચ લઈને કોષ્ઠ-શુદ્ધિ કર્યે રાખવાનું છે. મારે તો હરડે જોઈએ એમ બોલ ને ! મારે તો વાર્તા જોઈએ એમ ભલો થઈને બોલીશ નહીં. ઘણી વાર બહાર નીકળેલી જીભ પછી અંદર જતી જ નથી. લટકતી જ રહે છે. એરિસ્ટોટલને એવું થયું હતું. માટે સમજુ થઈને ગીધુભઈ તમે જાઓ, અંદર રસોડામાં જઈને થાં મૂકો. લો ઊઠો ઊઠો નહીં તો બાવડું ઝાલીને બેઠા કરવા પડશે.

૨

હોવું એ જ મહત્તમ ઘટના છે. ચાનની પણ સંમદખોરી; ઈનસિક્યોરિટી; પ્રેમનો અભાવ. અશોકની આ બધી વાતોએ મને ક્ષુબ્ધ કર્યો છે ? હોવું એ જ મહત્તમ ઘટના છે ! To be, અસ્તિત્વ, પણ એ અસ્તિત્વ વિશે માણસ સભાન છે. ઓછોવધતો સભાન છે. એ અસ્તિત્વમાં અકળાવી મૂકે એવું કેટલું બધું પડ્યું છે ! સૌ પ્રથમ તો આ મારું હોવું... મારો જન્મ એ ઘટનાને મારી ઇચ્છા અનિચ્છા સાથે કશો જ સંબંધ નથી. હું છું જ. અને પછી હું મારા વિશે સભાન થાઉં છું. આ 'હોવું' એ સ્વીકારીને જ આગળ વાત કરવાની. તમે છો જ. તમે ઇચ્છો કે ન ઇચ્છો પણ તમે છો જ. અને તમને ઇચ્છા આપવામાં આવી છે. તમે ઇચ્છી શકો છો. એ ઇચ્છાને સંતોષવા તમે જીવનભર તરફડી શકો છો. ઇચ્છા પૂરી થયા પહેલાં અધવચ્ચે તમારું મૃત્યુ પણ થાય. અચાનક તમારું હૃદય બંધ પડી જાય અથવા રસ્તા વચ્ચે કચરાઈ જાઓ. છીંક આવે ને તમારો આત્મા નીકળી જાય. તમારી ઇચ્છા સાથે મૃત્યુને કશો જ સંબંધ નહીં. ઇચ્છાઓ પણ તમને અમુક જ થવી જોઈએ એવું તમે ઇચ્છી શકો પણ તમારી ઇચ્છા પ્રમાણેની ઇચ્છાઓ જ થાય એવો કોઈ નિયમ નહીં. એટલે ઇચ્છા પણ તમારા વશમાં નથી. અને છતાં 'મારી ઇચ્છા'ના ભ્રમમાં અનેક જીવનો પસાર થઈ જાય

છે. ઇચ્છાની આ ભ્રમણા આપીને શું કોઈ મનુષ્યનો ઉપહાસ કરી રહ્યું છે? કોઈ એટલે કોણ? કોઈ જેવું તો કશું નથી. તો પછી ઉપહાસ કોણ કરી રહ્યું છે? અથવા ઉપહાસની આ વાત જ નથી. 'ઉપહાસ' શબ્દ અહીં વાપરવો પ્રસ્તુત નથી. અને છતાં મેં શા માટે એ વાપર્યો? 'ઉપહાસ' શબ્દ મારી સામાજિક ભીતિ સૂચવે છે? કોઈ ઉપહાસ કરી રહ્યું છે એવી ફીલિંગ પણ મને શા માટે થઈ? તમે ઇચ્છો અને છતાં એ પ્રાપ્ત કરી શકો નહીં. વામણો માણસ હાથ ઊંચો કરી કરીને ઊંચે લટકતા આમ્રફળને તોડવાના પ્રયત્ન કરતો હોય એ સ્થિતિ કોઈને ઉપહસનીય લાગે, કોઈને કરુણ લાગે. કોઈ એનું સંમિશ્રણ પણ અનુભવે પણ આ તો એક ભૌતિક ઉદાહરણ થયું. આમ્રફળની પ્રાપ્તિ એ લક્ષ્ય છે. એ પ્રાપ્ત ન થઈ શકે તો માણસને દુઃખ થાય. પ્રાપ્ત કરી શકે તો સુખ થાય. એની પ્રાપ્તિ માટેના વ્યર્થ પ્રયત્નો કોઈને હાસ્યાસ્પદ લાગે, કોઈને એમાં કરુણનો અનુભવ થાય. પણ એ સિવાયના જે પ્રયત્નો ચાલે છે મનુષ્યના...કયા પ્રયત્નો? જગતને અને પોતાની જાતને સમજવાના. આંતરબાહ્યને સમજવાના જે કંઈ પ્રયત્નો વિજ્ઞાન અને કળા દ્વારા થઈ રહ્યા છે એ પ્રયત્નો પણ શું હાસ્યનો અથવા કરુણનો અનુભવ કરાવે છે? એક જ પરિસ્થિતિ કોઈને હાસ્યનો અને કોઈને કરુણનો અનુભવ કરાવે? તો હાસ્ય અથવા કરુણ એ બહાર નથી, વસ્તુગત નથી પણ ચિત્તગત છે? હસવું કે રડવું એ બંને subjective છે? તો પણ સર્જક તટસ્થ હોય છે એમ કહેવાનો શો અર્થ? અને એટલે જ લોચાલાપસી જેવી વાતો મૂઢ વિવેચકોએ શરૂ કરી હશે? સર્જકમાં તાટસ્થ્ય-પૂર્વકનું તાદાત્મ્ય હોય છે. એમ? સર્જકના માથે શીંગડાં હોય છે એમ કહેવામાં પણ શું વાંધો છે? સર્જક સર્જક સર્જક કલાખોરી, સર્જનખોરી, જ્ઞાનખોરી. અશોક આ બધામાં પણ સંગ્રહખોરી જુએ છે. પણ અશોક તો આશાવાદી છે. એને તો જીવન આનંદમય લાગે છે. માણસે જીવનને બગાડી મૂક્યું છે. પણ માણસનું જીવન સાહજિક. સુખમય, આનંદમય થઈ શકે જો એ અનૈચ્છિક બની શકે તો. પણ ભાઈ, એવો ચમત્કાર ક્યાંથી બને? મનુષ્ય અને બીજાં પ્રાણીઓમાં આ જ મોટો તફાવત છે. મનુષ્યને ઇચ્છાઓ છે. પ્રાણીઓનું જીવન નૈસર્ગિક છે. પણ કૂતરા જેવાં પાળેલ પ્રાણીઓ તો માલિકને જોઈને પૂંછડી પટપટાવતાં હોય છે. માલિકના હાથમાં થેલી હોય તો એ પાછળ પાછળ પૂંછડી પટપટાવતો દોડે છે. ખાવાની ઇચ્છા જ એની પાસે આ કરાવે છે ને! માલિકને જોયા, એની પાસે ખાવાનું છે અને એ ઊઠયો, દોડયો, ગાંડોઘેલો થઈ ગયો. પણ આટલું જ, એ સિવાય ઝાઝો પુરુષાર્થ નહીં અને ઇચ્છાઓ પણ કેટલી? આવી જીવન માટે અનિવાર્ય એવી સાહજિક ઇચ્છાઓ અને તે પણ વિકૃત થયેલી નહીં. કૂતરાંને કપડાંની, મકાનની, રેડિયોની, પરદેશગમનની, વટ પાડવાની, છાપામાં ફોટો છપાવવાની, કંઈ કહેતાં કંઈ ઇચ્છાઓ નહીં. માણસ પણ કૂતરું, બિલાડું, માખી, મચ્છર, વંદો, વાઘ, ઉધઈ, ઊંટ, ઈયળ હોત તો? તો એને ઘણી શાંતિ હોત. માણસ માણસ છે. એ પોતાને વિશે અને બાહ્ય પદાર્થો વિશે સભાન છે. એને દશ્યો, બનાવો, વિચારો, લાગણીઓ આ બધાંની ઝીણવટભરી સ્મૃતિ હોય છે. એ યાદ રાખી શકે છે. એની યાદદાસ્તને કારણે ભૂતકાળ રચાય છે. સ્મૃતિને કારણે તારતમ્ય આવે છે. શું અનુકૂળ હતું એની સ્મૃતિ માણસને અનુકૂળની પ્રાપ્તિના પુરુષાર્થ તરફ પ્રેરે છે, સ્મૃતિને કારણે જ માણસ પૃથક્કરણ કરી શકે છે અને વિજ્ઞાન રચી શકે છે. સ્મૃતિને કારણે જ માણસના બીજા માણસ સાથેના સંબંધો ગાઢ અને લાગણીમય બનતા જાય છે. સ્મૃતિ ન હોય તો એટેચમેન્ટ ન હોય. અને છતાં માણસ જીવી શકે છે કારણ કે જેટલો એ સ્મૃતિશીલ છે એટલો જ વિસ્મૃતિશીલ છે. એ ઘણું બધું ભૂલી જાય છે. બધું જ સતત એને યાદ આવ્યા કરતું નથી. જો એમ હોત તો માણસ છે એનાથી પણ વધારે રંધવાયો હોત. તો આ સ્મૃતિ છે આજના મનુષ્યની...આ સ્થિતિના મૂળમાં? માણસને યાદ ન રહેતું હોય તો કેવું સારું! આ મારાં

મા-બાપ છે એવું પણ યાદ ન રહે. એથી અમુક નિશ્ચિત ઘર અને કુટુમ્બ જેવું પણ કંઈ નહીં. એ માટેની કોઈ કશી લાગણી પણ નહીં. કશું જ નહીં. જ્યાં ઊંઘ આવે ત્યાં ઊંઘી જાય. સ્થળ અને કાળ વિશેની એને કોઈ સ્મૃતિ ન હોય તો સ્થળ-કાળ મુક્ત બની જાય. પણ પ્રાણીઓમાં તો sense of place પ્રબલતમ હોય છે. વૈજ્ઞાનિકો આ sense શાથી હોય છે તે વિશે કશા નિર્ણય પર આવી શકયા નથી. યાયાવર પક્ષીઓ માઈગ્રેશન કરતા હોય છે તે પણ ચોક્કસ સમયમાં અને ચોક્કસ સ્થલ તરફ, આમ શાથી? અમુક આબોહવા એમને જીવન માટે પ્રતિકૂળ હોય છે માટે? આમ, અનુકૂળ આબોહવા તરફ એમનું સાહજિક, નૈસર્ગિક ઉડ્ડયન થતું હશે? કેટલી લાંબી યાત્રા અને તે સભાન રીતે નહીં, કોઈ પૂર્વનિર્ણયથી નહીં–માત્ર નૈસર્ગિક બનાવ એ યાયાવર પક્ષીઓ જે પ્રદેશમાંથી આવતાં હશે તે પ્રદેશ અને જે પ્રદેશમાં જતાં હશે તે પ્રદેશ. આ બે પ્રદેશોમાં રાજકીય સત્તાઓ, રાષ્ટ્રીયતા ભિન્ન ભિન્ન હોય. બે વચ્ચે ખૂનખાર યુદ્ધો પણ ખેડાતાં હોય અને છતાં પક્ષીઓને એમાથી એકેની રાષ્ટ્રીયતા નહીં! નારાઓ નહીં કે રાષ્ટ્રગીતો નહીં. બધું જ નૈસર્ગિક. શરીર શરીરનો ધર્મ બજાવે, નહીં કોઈને શહીદ થવાનું, નહીં કોઈને રાષ્ટ્રપિતા થવાનું, નહીં કોઈને એન. સી. સી. ની તાલીમ લેવાની, નહીં કોઈને ઝનૂન અનુભવવાનું-કશું જ નહીં. પક્ષીઓ અભાન છે અને છતાં સંપૂર્ણ રીતે સભાન છે, સેન્સિટિવ છે, પ્રતિકૂળ આબોહવા શરૂ થતાં એમની યાત્રા શરૂ થઈ જાય છે. નિશ્ચિત પ્રદેશોમાં ચાલ્યાં જાય છે. અને ફરી પાછાં એ જ સ્થળે પાછાં આવી જાય છે. પણ હું પક્ષી હોઉં તો? એવા wishful thinking નો શો અર્થ? એમ કંઈ માણસનું માખીમાં 'મેટામોર્ફોસિસ' થતું નથી. માણસ માણસ છે, સ્મૃતિશીલ, સભાન એવું પ્રાણી છે અને એની સાથે સંકળાયેલી છે વ્યથાઓ. એ અયુત વર્ષોથી સ્મૃતિગ્રંથો લખ્યા કરે છે. સંગ્રહ કર્યા કરે છે, પણ જગતને કે જાતને પૂરેપૂરી સમજી શકયો નથી. એનાં પૃથક્કરણો અને એ પરથી તારવેલા નિયમોમાં, વિજ્ઞાનમા ઘણા ગોટાળા પણ થતા રહ્યા છે. અને વળી એ અધવચ્ચે ખલાસ પણ થઈ જાય છે. મરી પણ જાય છે. એ અધૂરો અધૂરો રહીને મરી જાય છે. માણસ હજુ અપૂર્ણ જ રહ્યો છે.

'સંપૂર્ણ જગતમાં ઈશ્વર એક જ, માનવમાત્ર અધૂરા.' માણસ અધૂરો છે પણ આ પૂર્ણ પુરુષોત્તમ વચમાં ક્યાંથી ટપકી પડયા? વચ્ચે ઈશ્વરના નામની બહુ મોટી ગરબડ કરી નાખી છે માણસે. ઈશ્વર એ મોટું આશ્વાસન છે. વૈજ્ઞાનિક શક્તિની જબરી હાર છે. પછાડ ખાધેલા માણસને ઘા પર મૂકેલાં બરફનાં ચોસલાં જેવાં ઈશ્વરી આશ્વાસનો જેણે ફગાવી દીધાં છે એવા નિરાધાર માણસનું શું? માણસને દારૂ પીવો પડે છે અને હરિકીર્તન કરવાં પડે છે. બંનેમા બેભાન થવાની વાત છે. બંને એકસરખાં અમાનુષી છે. બંને ભાગેડુ છે. અશોક સમજવાની વાત કરે છે. escape ન કરવાની વાત કરે છે. સમજવાની પ્રક્રિયાથી માણસ સ્વાભાવિક બની જશે! અરે પણ આ સમજવાની પ્રક્રિયા પોતે જ શું અસ્વાભાવિકતા નથી? વિકૃતિ નથી? એ પ્રક્રિયામાંથી સ્વાભાવિક થવાશે? જીવનને કોઈ પ્રયોજન નથી? પ્રયોજનબુદ્ધિ એ માણસની વિકૃતિ છે? પ્રયોજનબુદ્ધિથી માણસ દુઃખી દુઃખી થાય છે. પણ તો નિષ્પ્રયોજન કઈ રીતે બનવું? આ સભાનતાને કયા ટાળવી? આ લાગણીતંત્રને કઈ રીતે અટકાવવું? સ્મૃતિપ્રક્ષાલન કઈ રીતે કરવું? ઘેન ચઢે એ માટે દારૂ પીવો? ભજન કરવાં? રાષ્ટ્રભક્ત બની જવું? દીનદયાલ બની જવું? વિજ્ઞાનના સંકોચમાં જીવનભર સભાનતાને જોતરી દેવી? એનું માથું, મરી જઈએ ત્યાં સુધી, નમેલું જ રહે–એ ક્યારેય માથું ઊંચકે નહીં એવી પ્રવૃત્તિમાં જોડાઈ જવું? એમ કરવાથી દુઃખ દૂર થશે અને સુખનો અનુભવ થશે? પણ ના, અશોક એમ કહેતો નથી. એ તો સમજવાની વાત કરે છે, છટકી જવાની વાત કરતો નથી. હું દારૂ પીને સુધબુધ ગુમાવીને જીવતો હઈશ તો આ સમજવાની પ્રક્રિયાને પરિણામે હું દારૂડિયો મટી જઈશ. દારૂડિયો મટી જઈશ પણ સુખી થઈ શકીશ એની કોઈ ખાતરી છે? અને હું જો એવો ને એવો સભાન

રહીશ તો ફરી પાછા મારે દારૂ નહીં તો ઈશ્વર, ઈશ્વર નહીં તો કોઈ પક્ષ કે વાદના ઘેનની ગરજ પડશે. સભાનતા એ માણસની સ્વાભાવિકતા છે, વિકૃતિ નથી. આ દુઃખ પણ એ સભાનતાનું જ પરિણામ છે. માણસ દુઃખી જ છે. બધું સુખમય જ હોય, વ્યવસ્થિત જ હોય અને તે સિવાયનું બધું વિકારરૂપ છે એમ શા માટે સ્વીકારી લેવું? એમ સ્વીકારીને જ પછી આશાવાદી, સુખવાદી પ્રચારકો બહાર આવે છે. બધાંને, સુખનું પ્રલોભન, એ વાદ તરફ ખેંચે છે. આ પણ દારૂના નશા જેવી જ વાત છે. આ બધું દુઃખમય અને અનવસ્થાભર્યું છે એવા સત્યને ન સ્વીકારનારા સુખના ભ્રાન્તિમય શર્કરાકણોને મોંમાં મૂકીને લિજ્જતમાં ને લિજ્જતમાં આયુષ્ય પૂરું કરી શકે છે. તેઓ સદ્દભાગી છે, પણ ભ્રાન્તિમાંથી સરકયા કરનારા અને સતત આ ભ્રાન્તિ છે એમ માનનારા દુર્ભાગીનું શું? એક ભ્રાન્તિમાંથી બીજી ભ્રાન્તિ, બીજીમાંથી ત્રીજી અને બસ એમ જ. દુઃખનો પણ નશો ચઢે છે. હા, જગન્નાથ, એ વિશેની આ અતિ સભાનતા પણ આથો ચઢાવીને આલ્કોહોલ ઉત્પન્ન કરે છે. તું પણ સુખી છે. દારૂડિયામાં, ભજનિકમાં. શહીદમાં કે તારામાં કશો ફેર નથી. તું પણ નશાખોર થઈ ગયો છે. પણ તો હું શું કરું? આ ટેબલ પર મુક્કો પછાડું? હા, એટલું જ માત્ર. તારી ચારે બાજુ રહેલી નક્કર, અદૃશ્ય પણ અનુભૂત એવી નક્કર દીવાલો પર તું મુક્કા પછાડી શકે છે, અને પછી નિરાધારતાનું એક માદક ઘેન અનુભવી શકે છે, તું બધાંથી જુદો છે, વિશિષ્ટ છે, એવું અનુભવી શકે છે. ના ના ના એમ નથી. એમ નથી. **હું બધાંથી જુદો છું. વિશિષ્ટ છું એમ અનુભવવા માટે નથી મારા સાહેબો! તમે હંમેશાં એ રીતે જ જોતા આવ્યા છો, બહુ ઠાવકા અને સમજુ છો. માણસને પામી જતાં તમને વાર લાગતી નથી. પુરીપકોડી તાજી છે કે વાસી એ પણ આપ જોતાંવેંત કહી શકો છો. માણસને પણ પુરી-પકોડીની જેમ તમે જોતાંવેંત સમજી જાઓ છો. પણ તમારું અહીં કામ નથી. તમે સુખી છો. કેમ કે તમે માણસ નથી.**

હા, તમે માણસ નથી. કેમ કે તમે સૅન્સિટિવ નથી. માણસમાં ને પુરીપકોડીમાં તમારે મન કશો ફેર નથી. તમે ઠંડે કલેજે હિટલરનું જીવનચરિત્ર વાંચી શકો છો. તમારી માના મૃત્યુના એકત્રીસમા દિવસે તમે મખ્ખનમસાલા ખાઈ શકો છો. તમારી સભાનતાની સર્વ શક્યતાઓ પ્રકટી શકી નથી કારણ કે તમે માણસ નથી. તમે ક્યાંક ને ક્યાંક અટકી ગયા છો અને પછી આજુબાજુ ગોળ ગોળ ફર્યા કરો છો. પણ આ વિશેની સભાનતા પણ તમને નથી. તમે રમત રમતમાં બધું સમજી જાઓ છો. તમારે મન બધું સિમ્પલ છે, બીજા કોઈને અમથા અમથા કૉમ્પ્લેક્ષ કરવાની આદત પડી ગઈ છે એમ કહીને તમે ઘોડાના હણહણાટ જેવું હસી શકો છો. તમે અશ્વમાંથી ટટ્ટુ બની ગયા છો એની તમને ખબર નથી. તમે તમારી જાતે જ ઘોડાગાડી સાથે જોતરાઈ ગયેલા છો એ તમારી કમનસીબી છે. પણ એ કશાની તમને ખબર નથી. અને છતાં તમે માણસને પારખી કાઢો છો!

આ સંબોધન કોને કરું છું? શું આ આત્મસંબોધન છે? હું જોતરાઈ ગયેલો છું. મારી જાતે જ જોતરાઈ ગયેલો છું? હું જાતે જ જોતરાઈ શકું? સાચે જ? ઓહ જગન્નાથ, હું જાતે જ જો જોતરાઈ શકતો હોઉં, જોતરાવાનું મારા હાથની વાત હોય, ગુલામ થવાનું પણ મારા હાથની વાત હોય તો હું ગુલામ નથી. સૃષ્ટિબાગનું અમૂલ ફૂલ! રાષ્ટ્રીયતાના નશામાં કવિને આશ્ચર્ય થાય છે પોતાની ગુલામી વિશેનું! એ ગુલામી પણ રાજકીય ગુલામી. એ જ સ્પર્શી શક્યું તમને કવિરાજ? તમે આટલા બધા સૅન્સિટિવ નીકળ્યા? કહેવું પડે. અને માનવી સૃષ્ટિબાગનું અમૂલ ફૂલ છે એવી ક્યાંથી ખબર પડી ગઈ? જન્મતાં વેંત કોઈએ કાનમાં ફૂંક મારી ને કહ્યું હતું કે જો જે હોં, બીજું બધું ભલે ભૂલી જવાય, પણ આ માણસ તે સૃષ્ટિના સર્વ જીવોમાં વિશેષ મૂલ્યવાન એવું પ્રાણી છે એ ન ભૂલતો. અને ન ભૂલ્યા એ વાત તમે કવિરાજ! મનુષ્યથી કોઈ શ્રેષ્ઠતર નથી. ન માનુષાત્ શ્રેષ્ઠતરં હિ કિંચિત. એમ? સાળા માણસે ખીલવામાં કંઈ બાકી રાખ્યું નથી. પણ ભલા આદમી ખીલવાનું પણ ક્યાં એના

હાથમાં છે! સૃષ્ટિબાગના અમૂલ ફૂલનો જન્મ પણ ઇચ્છાધીન નથી. જન્મની સાથે જીવની ઉત્પત્તિ સાથે જ એની ગુલામી શરૂ થઈ જાય છે. એને વિશે તમારી પાસે કોઈ આશ્ચર્ય, કોઈ ક્ષોભ, કોઈ બેચેની, કોઈ ઝનૂન, કોઈ લાચારી—કશું છે? પ્લેન સ્ટોપ ચોર નોનસેન્સ. તમે સેન્સિટિવ નથી. તમે ભારતીય સંસ્કૃતિ તરફ મુગ્ધ થયેલા, મૂઢ થયેલા અને માણસની વિકૃતિ તરફ આંખ આડા કાન કરનારા. ના પણ એમ કહેવું તેય બરાબર નથી. તમે આત્મવંચક નથી તમે ભોળા માણસ છો. ભલાભોળા માણસ છો. તમે માનવતાના ચાહક છો. એના નમ્ર સુધારક પણ છો. જેને ચાહો છો એને સુધારવા મથો છો. વાહ ભાઈ વાહ! એ ઈ જગજ્જનો જોજો આ 'સબાર ઉપર માનુષ'નો મદારી ખેલ એ જેને ચાહે છે એને સુધારવા મથે છે. ન બને ન બને. જે સુધરાવા જેવું છે એને ચાહી કેમ શકો છો? ચાહવું અને સુધારવું? નોનસેન્સ, બનાવટ અથવા સેન્સનો અભાવ. દૂધપીતા ગાંધીસાહેબોની અહિંસાની વાતોના પોલાણમાં મરઘી અહિંસક ઈંડાં મૂકે છે. આવો સજ્જનો અને સન્નારીઓ, આજે આમલેટની પાર્ટી છે. શરીર સશક્ત હશે તો ઉત્તમ દેશસેવા થઈ શકશે. હું અર્જન્ટ ભારતવાસી! ફિ ગોભીર સેન્સિબિલિટી! જય જય સજ્જનો, માતાઓ જય જય, નમસ્કાર.

શા માટે આવેશમાં આવીને કટાક્ષથી, ઉપહાસથી હું આ બધું લખી રહ્યો છું? ઝનૂનભર્યો આવો ઉપહાસ શા માટે? એ લોકો ભ્રાન્તિમાં છે અને તું ભ્રાન્તિમુક્ત છે? અને ભ્રાન્તિમુક્ત થઈને ય શું? તું એક તુચ્છ અપૂર્ણ પ્રાણી છે. તું અશક્ત અને ગુલામ છે એની પ્રતીતિ પણ શું? આત્મહત્યા? એ પણ તારી અશક્તિને અને ગુલામીને જ પ્રકટ કરે છે. તો? પીડાવા કરવાનું? જાગવામાં, ઊંઘવામાં, ખાવામાં, વિચારવામા લાગણી થવામાં, કલ્પના કરવામા આ બધામાં જ હું ગુલામ છું! સામાજિક ગુલામી સામે મારો ઝઘડો છે. ઝઘડો પણ શેનો? હું માત્ર સભાન છું. મારી ગુલામી વિષેની મારી સભાનતા અને તેમ છતાં આઈસ્ક્રિમ મને ભાવે, ચમચી મોમાં પ્રવેશતા હું આનંદવિભોર બની જાઉં, ઠંડા પવનમાં ધાબામાં મને માદક અને ભરી ભરી ઊંઘ આવે. ગુલામને પણ અમુક ભાવે, અમુક ના ભાવે. ગુલામને પણ ઘસઘસાટ ઊંઘ આવે. ગુલામને પણ બીજા ગુલામો પોતા કરતા વધારે સુખી જણાય. અને એટલે એ અમેરિકા જાય. 'ફેબ્રુઆરીની છઠ્ઠી તારીખે કદાચ હું યુ. એસ. એ. જાઉં છું' એમ કહેતા કવિશ્રીના ચહેરા પર ચંદ્રોદય થાય. હું શા માટે જાઉં? અથવા શા માટે મને આઈસ્ક્રિમ ભાવે? શા માટે મારે પાણી પીવું જ પડે? મને અમુક પરિસ્થિતિમાં મૂકી દેવામાં આવ્યો છે. કંડિશન્ડ કરી દેવામાં આવ્યો છે. હું જાતે કંડિશન નથી થયો. હું શરબત નહીં પીવું, ચા નહીં પીવું—પણ પાણીનું શું? પાણીને કેમ કોઈ વ્યસન કહેતા નથી? પાણીનો પણ હું ગુલામ? જો આમ જ હતું તો માણસને પશુ કેમ રહેવા દીધો નહીં? એને શ્રેષ્ઠતર શા માટે બનાવ્યો? કોઈ શ્રેષ્ઠતમ છે એની પ્રતીતિ કરાવવા. માણસ ઘોડીને, ઊંટને, ગાયને, ભેંસને, બકરીને કૂતરાને બાંધીને ગુલામ બનાવી શકે છે. આમ કરી શકે છે એટલે એ શ્રેષ્ઠતર? બીજાને ગુલામ બનાવવ ની શક્તિ તે શ્રેષ્ઠતાની કસોટી? માણસ કરતાં માખી શ્રેષ્ઠતર છે. કારણ કે એ પોતાની ગુલામી વિષે સભાન નથી. માણસ બિચારો સભાન મૂઓ છે. સભાન મૂઓ છે ને કંઈ કરી શકતો નથી. બહુ બહુ તો સભાનતામાથી છટકી જવા એ અનેકવિધ પ્રપંચો કરે છે અને પ્રપંચોને સંસ્કૃતિનું નામ આપી એની પરંપરાને આગળ વધારવાનું મજૂરીકામ ચાલે છે, જાતની વેઠ સાથે સંસ્કૃતિની પણ વેઠ. મને લાગે છે કે આ પાણીમાં અને હવામા જ કશુંક માદકતત્ત્વ હોવું જોઈએ. જે શરીરમાં પ્રવેશતાં ક્રમશઃ માણસ ઘેનમાં રહેતો થઈ જાય અને એની સભાનતાની માત્ર ઓછી, નહીંવત થઈ જાય. હવા અને પાણીનો ત્યાગ કરવામાં આવે તો? માણસની ગુલામી મટી જાય? હવા અને પાણી અનિવાર્ય શા માટે? જીવવા માટે? તમારું હોવું એ જ ગુલામી? તમારી તમારાપણાંની લાગણીનું મૂળ જ ગુલામીમાં છે? ચપોચપ દેખાતું જ છે? અને દેખાતું એ પણ તમારાથી ભિન્ન, અસંગ

નથી. તમે સ્વયં કેદખાનું છો અને કેદ થયેલા છો. કેદખાનું શબ્દ પણ બરાબર નથી. એ તો ભેદ-સૂચક છે. જ્યારે આ તો અભેદની વાત છે. મારો અંશે અંશ, મારું સર્વસ્વ, મારું શરીર, બુદ્ધિ, મન જે કંઈ હોય તે સ્વભાવતઃ ગુલામ છે. પ્રકૃતિ પ્રમાણે જ મારાં મન, વચન અને કર્મનું અનુ-વર્તન હોય, ન અન્યથા. પ્રકૃતિ સામે નિગ્રહ કે વિગ્રહ કશું જ થઈ શકે નહીં. નિગ્રહ કે વિગ્રહ પણ પ્રકૃતિનું જ પરિણામ હોય. પણ એમ મને સભાન શા માટે બનાવ્યો? મને વિચારવાનું, કલ્પના કરવાનું શા માટે આપ્યું? લાગણીતંત્રની મારે શી જરૂર હતી? મને ઝાડ શા માટે બનાવ્યો નહીં? મારે જિંદગીભર ઊંઘ્યા કરવાનું? જાગ્યા કરવાનું? પાણી પીધા કરવાનું? શ્વાસોચ્છ્વાસની ક્રિયા કર્યા કરવાની? પણ એ ક્રિયા તો એની મેળે ચાલ્યા કરે છે. પાણી પીવા માટે જેમ સભાન પ્રયત્ન કરવો પડતો નથી તો બધું જ એવું કર્યું હોત તો શું ખોટું હતું? આ પ્રશ્નો હું કોને પૂછી શકું? કોણ છે કર્તાહર્તા? જો છે તો ક્યાં છે? નથી તો કેમ નથી? અને જો નથી તો આવા પ્રશ્નો જાગવાનો શો અર્થ? આ આમ જ છે અને આમ જ રહેવાનું છે તો એની સામે અસંતોષ શા માટે? અને એ અસંતોષને મારે દબાવી દેવો? ભૂલી જઉં આ સભાનતા? દારૂડિયો બની જાઉં? પણ સભાન રહીને કશું થઈ શકાતું નથી. કશું દબાવી દેવાની પણ મારામાં શક્તિ નથી. હું છું - છતાં નથી. હું એક રહસ્યમય પ્રાણી છું એમ વિચારીને પણ આયુષ્ય પૂરું કરી શકાય, જો આ સભાનતાથી છૂટી શકાતું હોય.

હું સભાન છું.
એવી સભાનતા વિષેની
સભાનતા
એ છેવટની સભાનતા નથી.
સભાનતા અનન્ત છે.
દુઃખ પણ અનન્ત છે
અને છતાં હું ચાહું છું એવી સભાનતાની
સાથે સાથે હું મને ચલાવી શકતો નથી એવી
સભાનતાથી અવશપણે મને ચાલતો જોઈ રહેવાની
સભાનતાની
પાછળ પાછળ
માનું શબ ઢસડાઈ રહ્યું છે.
માનું મૃત્યુ હું અટકાવી શક્યો નહીં,
એવી લાચાર સભાનતા સાથેનું
આ હોવું
એ મારા વશની વાત નથી.
હું અવશ છું
લાચાર છું
નિર્બળ છું
પ્રત્યેક ક્ષણે માતાના શબનું વજન
વધતું જાય છે,
પ્રત્યેક ક્ષણે હું આંખો ઉઘાડું છું અને મીચું છું.
પ્રત્યેક ક્ષણે હું
પંચભૂતોને અનુભવું છું.

બે ક્ષણો વચ્ચે કોઈ ખીણ નથી.
ક્ષણોને સાતત્યનું સંધાન છે
તે સિવાયનું કોઇ સંધાન
હું શોધી શક્યો નથી
અને ક્ષણોનાં છિદ્રોમાંથી
માતાના શબને
ઢસડતો ઢસડતો હું સરકી રહ્યો છું.

ક્ષણોને અંત નથી
અને સભાનતા અનંત છે.
તો આમ ને આમ
હું ક્યાં સુધી ઢસડાયા કરીશ?
આમ ને આમ
આ શબ્દોની ખરબચડી સપાટી પર
મારી સંવેદના ક્યાં સુધી છોલાયા કરશે?

હું અવાક્ બની શકતો નથી
નિર્મન બની શકતો નથી
નિષ્ક્રિય બની શકતો નથી.
અને આંખ તો
મીંચ્યા પછી ઊઘડી જાય છે
કેમ કે સભાનતા અનન્ત છે
અને ક્ષણોને અન્ત નથી.

(એક અપ્રકટ નવલકથાનાં બે પ્રકરણ)

# પડછાયાથી પ્રીત કે પ્રીતનો પડછાયે

રાધેશ્યામ શર્મા

અછાંદસ કાવ્ય, ખાસ કરીને કલ્પનારસિયા તો, ટિચૂકડાં રહેવાનાં—લાંબી કાવ્યરચના કરવાનો ઉપક્રમ કવિ હાથ ધરશે જ નહિ? ગદ્યમાં દીર્ઘ–સુદીર્ઘ કાવ્યરચનાઓ કેવીક હશે?

—ઉમાશંકર જોશી ('પ્રતિશબ્દ' પૃ૦ ૪૧)

ઈધરઉધર છંદ બાકી અછાંદસ – ગદ્ય રચનાઓ કરવાનો ઉપક્રમ હાથ ધરાયો છે. ખાસ કરીને 'રે' મઠમાંથી આવો ફાલ ફેલાવા માંડયો હોવાથી અપેક્ષિત અવલોકનો નહિ મળતાં હોય કે કવિતા નામને જ પાત્ર નહિ મનાતાં હોય? કે પછી વિવેચન નવા પડકાર ઝીલવા જેવી સજ્જતા દર્શાવવાની દિશામા કાંકુ ઉદાસીન સંપ્રદાયનું નીવડયું શેહ?

શ્રી ચિનુ મોદીની 'અંશુ, મારો છિન્ન અંશ,' રચના લયાવર્તનનર્તન, કલ્પનરાગ, કથાનાટયતત્ત્વ અને સ્વપ્નપર્યાથી સંભારને પ્રયોજી જોવા કરે છે. પરિણામ એકંદરે તોષકર આવ્યું જણાય. કેટલાંક પુનરાવર્તન ટાળી રચનાના દીર્ઘત્વને થોડું નુકસાન થવા દેવાનું પસંદ કરી કવિ, કવિતાના આમ સુશ્લિષ્ટ પોતને સવિશેષ ઘટ્ટ કરી શકયા ના હોત?

દેખીતી રીતે જ વિવિધ કવિઓની, અને ખાસ તો ઉમાશંકરની 'છિન્નભિન્ન છું' રચનાની અસરો જાણ્યે-અજાણ્યે આ કૃતિ પર પડેલી છે, પણ અસરો આત્મસાત્-થઈ હોવાથી કશું કલેશકર નથી. જે રૂપે રચના સામે આવી એ Psycholiterary criticismની પણ અપેક્ષા જગવે છે.

વ્યક્તિત્વની વિચ્છિન્નતાને આ સંકુલ સંદિગ્ધ યુગનીજ નીપજ માનીએ તો સર્જક જેવા સંવેદનપટુ જીવો એના પહેલા ભોગ બને એ સ્પષ્ટ છે. એ રીતે અને તે દષ્ટિએ ઉમાશંકરની રચના સાંપ્રત વ્યાપક ભાવસૃષ્ટિનું પ્રતિનિધિત્વ કરે છે. વર્તુળ, વ્યષ્ટિલક્ષી રૂપમાં એકાગ્ર થતું હોય કે સમષ્ટિવ્યાપી બનીને વિસ્તરતું હોય એવા પરિમાણભેદ, સર્જકે સર્જકે વૈયક્તિકરણની નૂતનનોખી મુદ્રાને લીધે શૈલીભેદ અને અભિવ્યક્તિવૈવિધ્ય રહેવાના જ છતાં તત્ત્વતઃ તફાવત બહુ મોટો નહિ પડવાનો. હા – એક જ વસ્તુવિષય અને સામગ્રી હોવા છતાં એક રચના અન્ય રચનાથી તુરત જુદી પડવાની અને પડે એમાં જ કવિકર્મનો વિશેષ રહેલો પામી શકીએ.

શ્રી ઉમાશંકરની કૃતિમાં વ્યક્તિત્વની સુસંસ્કૃત (Sophisticated) સપાટી પરથી છિન્નભિન્નતાનો આલેખ જડે છે, તેથી લાગણીઓના ખરબચડા ખડકતી ધારો અને વાળાંકોને સ્થાને પોલીશ પામેલી લીસી સુંવાળી – જાળવવા જેવી કાચની પૂતળી શી આકૃતિ મળે છે. છતાં એટલું નિશ્ચિત કે કવિને કોઈ ઊંડી પ્રતીતિ અવશ્ય છે– કેમ કે આ કવિ Age of complexityનો નહિ પણ Age of cultureની વ્યક્તિ હોવાથી–કે સ્મૃતિ પર એને શ્રદ્ધા છે, હૃદયની ઉષ્મા વિફળ વીખરતી નથી તેમ જ પોતાના લઘુ હૈયાની અજાણી ધમક કશુંક તો કરી શકે એવી કવિને આસ્થા છે. વિચ્છિન્ન લાગતા વ્યક્તિત્વમાંયે આટલું જમા પાસું તરત અનુભવાય છે.

શ્રી ચિનુ મોદીની કૃતિમાં અંશુ સાથેનું તાદા-

લપ એટલું તીવ્ર છે કે અંશુ બરાબર કેન્દ્રનાયકનો હું એવું સમીકરણ માંડી શકાય. સ્વથી વિચ્છિન્ન એવા અંશનું રચનામાં એવું અધ્યાસતર્પણ થયું છે કે કૃતિના સર્જન દરમ્યાન કશું . છિન્નભિન્ન નથી ભાસતું ! અંશમાં છિન્ન અંશનું આરોપણ કરી એ પ્રક્રિયામાં જ અંશુની પ્રાપ્તિ કવિને સુલભ થયેલી અનુભવીએ છીએ. ('અંશુ, તું મારા મનમાં તો મૂર્ત – મૂર્તિ શી મૂર્ત ') તો મુશ્કેલી કમાં આવી ? અહીં જ તો–

> પણ હું તો પ્રકમાથનો.
> બરોબર ગોઠગોઠવાયેલો માણસ
> તોયે છિન્ન વિચ્છિન્ન
> માણસ નહિ પણ પડછાયો.
> હું પડછાયાથી માણસ ક્યાંથી બનું ?

પકડી શકાય તો એ પડછાયો નહિ, માણસ પોતે જ પોતાથી પડછાયા પેઠે અસ્પર્શ્ય અને અસ્પૃશ્ય બની ગયો છે અને એને માણસ બનવાની રઢ છે. પડછાયા એકઠા કરી જોયા, છતાં છિન્નભિન્નત્વ મટી જતું નથી !

જ્યાં છિન્નતા છે ત્યાં Isolationનો મનોભાવ પણ હોવાનો. એની "નોટ–બુક્સ "માં હોથોર્નનાં આ વાક્યો રસપદ નિરીક્ષણ—આવી રચનાઓ સમજવામાં પણ ખાસ–પૂરું પાડે છે: Indeed, we are but shadows; we are not endowed with real life, and all that seems most real about us is but the thinnest substance of a dream–till the heart be touched. That touch creats us–then we begin to be–thereby we are beings of reality and inheritors of eternity.*

* આ લખનારની ૧૯૫૨માં રચાયેલી એક કૃતિ 'પડછાયો અને મનુષ્ય'ના સંબંધને કેવી રીતે લક્ષ્ય કરે છે તે જુઓ:

> ધોળા દહાડે
> મનુષ્ય સાથે તેનો પડછાયો
> પાછળ પાછળ ચાલે ડાહ્યો ડાહ્યો !
> રાતે સપનામાં તો
> 'પડછાયો અને 'મનુષ્ય–બેમાં
> કોણ ડાહ્યો, કોણ કાહ્યો ?

ક્વચિત્ અંશુ અંશ રહેવાને બદલે સમગ્ર પણ બની જતી જણાય. અંશુથી વિભિન્ન અને વિછિન્ન થયા પછી 'માણસ ક્યાંથી બનું?' એ વિમાસણનો વિષય તો છે.

પ્રથમ પરિચય પ્રસંગે જ્યારે અંશુ ચાલી ગઇ ત્યારે નાયક નોંધે છે: 'હું પડછાયાને આંખ વતી રાખું છું ઝાલી, પડછાયાને ઈંડા પેઠે સેવું...' સ્થૂળ ન પકડાય ત્યારે દૃષ્ટિ સૂક્ષ્મ નહિ પણ સ્થૂળની અવેજીમાં સ્થૂળના અનુબિંબને, અનુછાયાને આસક્તિથી વળગી પડે છે. પડછાયાના કોચલામાંથી ફૂટીને પાત્ર જાણે મળી જવાનું હોય એમ ઇંડા પેઠે સેવવાની વીગત વ્યંજનાપૂર્ણ છે

આરંભે કાવ્યનાયકની આંતરયાત્રા જ્ઞાતમાંથી અજ્ઞાતમાં અને અંતે અવચેતનમાથી સભાનતામાં ચાલી છે...'આ જળતળિયાનો મહેલ છોડીને ચાલો પાછા ઉપર, સમુદ્રજળની સપાટીઓ પર ચાલો, ચાલો...' ક્યાં ? ગ્રેવયાર્ડમાં દાદાની જૂનીસૂની કબર કને. અંશુ સાથે વયની ભીંતો ચણતાં જાળાં પણ બાઝી જતાં બતાવ્યાં છે ત્યાં 'ઈંટો ગોઠવતા જઈએ' એ પદનો અંત્ય શબ્દ 'જઈએ' પકડી train of associationનો વ્યાપાર અહીં આગળ અટકે છે, 'જઈએ છીએ એ કાંઈ ઓછું છે ?' અને—

> ઓછું તો શું છે ?
> આપણે છીએ એ જ ક્યાં ઓછું છે ?

આ 'છીએ' ઉપરના ભારથી જ 'હોવાનો,' અસ્તિત્વનો, સત્તાનો અનુભવ દૃઢ બને છે. પણ એ ભાવ દૃઢાય, ઠરે તે પૂર્વે તો અંશુની સ્મૃતિ સળકે છે અને સાર પજરનો સંસાર સરવા માંડે છે...

'સ્વીચ ઓન' થતાં એક સૃષ્ટિ, 'સ્વીચ ઑફ' કરતાં અન્ય. શ્રી ચિનુ મોદીની સર્જકચેતનાનો પ્રવાસ કોઈ સ્થાને બરાબર ચીંધી દેખાડવો હોય તો તે 'સ્વીચ ઓન' કે 'સ્વીચ ઑફ'ના કાલાંશમાં નહિ પણ ઉભય પ્રવાહ મધ્યે. મનુષ્યને કાંઈ ને કાંઈ અંદર નહિ તો બહાર, અને બહાર નહિ તો અંદર કશુંક કર્યા વિના કરાર વળતો નથી–ભલે

પછી અકસ્માતમાં જ મોટી ઘટનાઓ બની જતી હોય.* (ઉમાશંકરની 'છિન્નભિન્ન છું' કૃતિમાં રેડિયોની 'સ્વીચ ઑફ' કરવાની ક્રિયાનો ઉલ્લેખ છે ) વીજળીના પ્રવાહસાતત્ય સાથે 'શહેર'નું તેમ જ નાયકનું અનુસંધાન વિલક્ષણ છે. અંધારે અડવડિયા ખાતો નાયક 'સ્વીચ ઑન' કરે છે, શરૂઆતમાં પણ શહેરને વેરતો વીજળીપ્રવાહ 'શ્વાસ સમાણું બટકયો' ('સમાણું'થી વધુ ઉચિત શબ્દ ભાગ્યે જ મળે.) હોવાથી શહેર શહેરને નીરખી શકે એવા સંજોગ સંભવે છે. અંધારના ઓળામાં નાયક પોતાના, અન્યના પડછાયા પામે છે. ભયકંપ ભરેલા છતાં સંમોહક એવી પડછાયાની પ્રીતમાં પુનઃ પડવા માટે અંતે નાયક 'સ્વીચ ઑફ' કરે છે,

> પણ કયાં છે પેલો અનર્ગળ અંધાર ?
> કયાં છે ?

ત્યાં રચના પૂરી થાય છે. છેલ્લી પંક્તિઓથી, માણુસ તો ના બનાયું પણ પડછાયાઓ પણ વિદાય થઈ ગયા એમ સૂચવાયું છે જે કારુણ્યપ્રેરક બની રહે છે.

વૃદ્ધ ભિખારી અંધનો (વિધિ કે ઈશ્વર ?) ભવ્ય દિવાનખંડ બેકેટ – આયનેસ્કોની કુતૂહલઉત્તેજક આલમ ખડી કરે છે, ત્યાં જે રીતે અંશુની 'વિનસ'ની છબી પ્રત્યક્ષ કરાવવામાં આવી છે એ નાટયાત્મક છે, આ પ્રકારની રચનામાં આવો કથાત્મક સંદર્ભ ઊભો પહેલી વાર કરવામાં આવ્યો કદાચ, ત્યાં નાયકને વૃદ્ધ અંધ પૂછે છે, 'ઉંબરનું વન કેવું લાગ્યું ? ગમ્યું ?' જવાબમાં નાયક કહે છે, 'ગટરના ગંધભર્યા મારગથી ઠીક જ.'

ગટરનો ગંધભર્યો મારગ કે જ્યાંથી કેવળ વૃદ્ધ અંધ જ શહેર બહાર નીકળી શકવાને શક્તિમાન છે. એ રાળાંને અનેક યોનિઓમાં અટવાવે છે, એ ગટરમાર્ગ ગર્ભાશયનું (womb) નું સૂચન કરે છે. પરસાળ, આંગળીઓ oedipus fivationનાં (દા. ત. મા, હું પરસાળે પાછો આવું છું.) બાલ્યવય સહજ પ્રતીક બને છે. ઉંબરના વનમા ઊગેલાં (ત્યાંયે પડછાયાના) કાંટાળાં વૃક્ષો, થુવો, લાંબા લાંબા નખ, થોર અને પરસાળના વલ્મીકમાં 'લીલા મોટા, મૂછાળા લાલ જીભાળા નાગ શિશ્ન (Penis) ના પ્રતીકરૂપે આવે છે. વરણી જ ઇષ્ટ હોય. તો ગટર કરતાં ઉંબરનું થુવોભરેલું વન નાયકને અનુકૂળ છે।

કવિએ હમણાં જ આવેલી The Bible ફિલ્મ ઠીક માણી જણાય છે. મનુની myth અને નોઆઝ આર્કની પ્રલયવેળાની વાત પણ ગૂંથી લેવાનો આયાસ જરાક દેખાઈ આવે એવો છે. રચનામાં આવતો જળનો ઉલ્લેખ એક મનોવિજ્ઞાનિકના પૃથક્કરણને મહદ્ અંશે સાચું ઠેરવે : Or it may refer to the uterine waters, and so to birth, as in mythical stories of heroes like Moses, who were born of water or out of sea, and in the saying of christ to Nicodemus that we must be born of water (that is physical uterine, birth) as well as spiritual birth.

(Dreams and nightmares p. 164)

લોહીનો દરિયો અને અશ્વત્થામા લાવવા ખાતર લવાયાં છે. હિરણ્યકશિપુ ('હિરણ્યકશ્યપ નહિં') સાભિપ્રાય છે. પણ આ પંક્તિઓ ખરેખરજેવી રસપ્રદ છે.

> કાંટાળા આ થોર બાટકું
> બાટકું બચબચ

'બાટકું' એ ક્રિયાપદ અને 'બચબચ'ની ક્રિયા તાદૃશ્ય મુકાઈ છે. થોર ને થાન તો કહ્યા જ છે કેમકે તેમાંથી દૂધ નીકળે છે પણ થોરને ઉપસ્થ ગણીએ તો થોરમાંથી દૂધ નીકળે છે તેશુક્રનો નિર્દેશ કરે, જે અંધત્વ કામાંધત્વ અર્પવાની ક્ષમતાને ન્યાય્ય ઠેરવે. થુવેરિયાનુ

---

* **અસ્તિત્વ**

> કોંકથી
> બત્તી બંધ હોય તોયે બંધ કરવામાં
> 'સ્વીચ ઑન' થઇ જાય છે—જન્મ !
> બત્તી ચાલુ હોય તોયે ચાલુ કરવામાં
> 'સ્વીચ ઑફ' થઇ જાય છે-મરણ !
> (આંસુ અને ચાંદરણું. પૃ. ૫૯)

દૂધ આંખમાં ઊડે તો આંધળા થવાની માન્યતા છે પણ અહીં થોરને થાન કલ્પ્યાથી ઈડિપસ રાજા અવૈધ માતૃભોગની શિક્ષારૂપે પોતાના અંધ કુલપુરોહિતના જેવો અંધ બને છે એ કથાનો મર્મ પણ અહીં જોઈ શકીએ. ઢળતોઢળતો, ટોળાતો જેવાં ક્રિયાપદો કવિને ધાર્યું કામ આપી શક્યાં છે. 'ઊતરો ચહેરાના હકદાર' રાવજીના હુંશીલાલની, તો લયોદ્દોલિત 'મેં તો ખેલખેલમાં ખાલી ખાલી ખોયું મારું બેડલું રે લોલ'ની તરત ઉપરની પંક્તિઓની મુગ્ધ કિશોરીની કયાં લાભશંકર-ટચની યાદ આપી જાય. નીચેની પંક્તિમાં 'આ'-કારનો કેવો તો કસ કઢાયો છે:

'આગગા આપ વસાયા'

એવી જ રીતે એક બીજું લયાન્વિત ચિત્ર જુઓ,

'વંશ વિનાનો વેલો –
જાણે જળવિણ ચાલ્યો રેલો

ફરી ફરી વાગોળ્યા કરીએ એવી આ પંક્તિઓ મળી કહેવાય. મોટે ભાગે 'નિચ્છંદ કવિતામાં ધબકતો લય' પકડવા માટે કાન જોઈએ. કિંતુ પ્રત્યેક નવો કાન પોતપોતાનો. તેમ જ ક્યાંક ક્યાંક કવિનો લય પકડી પાડવામાં હમેશાં સફળ જ થશે એમ કહેવું કઠિન છે. રચનાનું રહસ્ય કોઈ હોય તો તે લય છે, જેમ લયનું રહસ્ય રચનામાં નિઃશેષપણે ઊતરવું આવશ્યક છે. માટે તો લયને હું 'અલ્લાદિનનો ચિરાગ' પણ કહું છું ક્યારે ઓલવાય ને ક્યારે પ્રગટશે, ના કહેવાય. જોકે રચનાની શરૂઆતમાં 'કાગ ઉડાડયા'નાં ચિત્રો ઘણા ઘેરા રંગે ને હાથે ઉઠાવાયાં છે પણ 'કા કા કા' નો પોતદાર અવાજ અને 'શ્વાસોથી સંભોગી લેતા કાગ ઉડાડયા'માં ઉત્કટ 'કામનાનું' પ્રતીક 'પ્રત્યક્ષ' કરાવાયું છે. 'પ્રચ્છાના 'અરબી અશ્વો'નું આવર્તન એટલું તાજું નથી કે નવા અભિધાને અતિક્રમી શકતું.

એલિયટની એક રચનાની 'I can connect nothing with nothing એવી પંક્તિઓ સ્મરણે ચઢે છે પણ અંશું પરત્વેના ભલે વિફળ અનુરાગની ચિનુભાઈની આવી અભિવ્યક્તિ તેમની રચનાને સુમચિતના અર્પે છે.

> જીવ.
> મેરઇનાં અર્ધફાટલાં વસ્ત્ર સમાણી ક્ષણને બેઉલા સીવ
> ક્ષણનું ક્ષણથી કર સંધાન.
> –અનુસંધાન–

કવિનું કાળજું ઠેકાણે છે. પણ કારીગરીથી ચેતવા જેવું છે. કેવળ કારીગરીથી કવિતા વિકર જે

---

## એક બાળ–વાર્તા

છાપરે વરસાદ પડયો. પતંગ ચગાવવા ગયા હતા તે.
પછી રિક્ષામાં બેઠાતા. ઊતર્યા ન હતા.
એલિસબ્રિજ આવ્યો હતો. પછી બસ ઉપડી અમારી.
તે પછી બસને ધક્કો વાગ્યો.
ઊછળીને પડી નદીમાં. બસ નદીમાં ચાલ્યા જ કરે.
છેક સુધી ધીમે ધીમે અધ્ધર જાય. બસમાં પાણી ભરાઈ જાય.
માણસો ભીનાકચ થઈ જાય.
બસ ઊપડી ને એટલે પાણી ઊછળ્યા જ કરે, માણસો ના ઊછળે.
બસ પલળી. વરસાદ પડયો એટલે તેની બ્રેક દબાવી એટલે પલળી.
રિક્ષાય પલળી.
કાળો કાળો મેશ જેવો વરસાદ પડયો. બ્રેક દબાવી એટલે બંધ થઈ ગયો એ વરસાદ.
પછી આગગાડી આવી.

('કાળો કાળો વરસાદ'માંથી) —ઊર્જિત (ઉંમર ૩ાા વર્ષ)

# ઝેકોસ્લોવાકીઆ : આકરી કસોટી!

ભોગીલાલ ગાંધી

ગયા ઑગસ્ટની ૨૦મીએ રશિયા અને તેના સાથીદારો (વૉર્સો-કરારના સભ્યો)એ આશરે બે અઢી લાખની સેના સાથે ઝેકોસ્લોવાકીઆ પર આક્રમણ કર્યું. એનો આઘાત અને એની ચિંતા હજી એવાં ને એવાં જ છે. જોકે, ઝેક સરકાર, ઝેક કમ્યુ. પાર્ટી અને ઝેક પ્રજાએ આક્રમણ સામે અદ્ભુત એકતા, શિસ્ત અને સંયમપૂર્વક શાંત પ્રતિકાર કર્યો હતો, અને આક્રમક સેનાને અંતિમ અત્યાચારી પંથે જતી રોકી હતી, મુંઝવી નાખી હતી, ક્યાંક શરમાવી પણ શકાઈ હતી! બીજી રીતેય રશિયાની મુરાદ એળે ગઈ હતી. તેની ગણતરી એવી હતી કે ઝેકોસ્લોવાકીઆના આગેવાનોમાંથી કેટલાકને તો ફોડી શકાશે જ. કેટલાકે એવી તૈયારી બતાવેલી પણ ખરી, તેઓ રેડિયો પરથી કુમકે આવવાનો સંદેશો જાહેર કરે-ન-કરે ત્યાં તો સરહદો પર તૈયાર રહેલી સેના અંદર ધસી આવે અને 'શાહીવાદી કાવતરાં'માંથી ઝેકોસ્લોવાકીઆને બચાવી લીધાનો ગૌરવભર્યો દાવો દુનિયા સમક્ષ કરી શકે– આવું બધું શક્ય બનશે એમ રશિયાએ માનેલુંય ખરું. એનું સમય-પત્રક પણ ગોઠવાઈ ગએલું! પરંતુ, મુખ્ય નેતાઓની દેશદાઝ આગળ 'ખૂટલ' આગેવાનો નાહિંમત થઈ ગયા હતા. રશિયાનો દાવ એળે ગયો હતો. ઘડીભર તો થયું કે ઝેક ધરતી વિદેશી સૈન્યને લાંબો સમય સહન નહીં કરી લે.

આજે પાંચ મહિના પૂરા થઈ ગયા છે. આ દરમ્યાન જે ઘટનાઓ બની છે એ મુંઝવી નાખે એવી છે. રશિયાએ એનો દાવ બહુ બાહોશીથી ખેલ્યો છે. એણે અસતત રીતે પોતાનાં 'અખબારો, રેડિયો અને સમાચાર-સંસ્થાઓ દ્વારા ભારે ખંધો પ્રચાર કર્યો છે, ઝેકોસ્લોવાકીઆની સુધારાની નીતિ સામે અમારો વિરોધ નથી, પરંતુ એ નીતિ જે રીતે અમલી બનાવાઈ રહી હતી તે રસ્તો ભારે જોખમી હતો. એમ કરતાં સમાજવાદ વિરોધી બળો જોરમાં આવ્યાં હતાં, પ્રજામાં શંકા-આશંકા અને બુદ્ધિભ્રમ પેદા થતો હતો, પરદેશી શાહીવાદના આડતીઆઓને માટે અવકાશ ઊભો થયો હતો. અને સમાજવાદ જ ખતરામાં મુકાઈ જાય એવી સ્થિતિમાં દેશ આખો ધકેલાઈ ગયો હતો... વગેરે.

આ બધું પુરવાર કરવાનું અઘરું હતું છતાં એનોય ઉપાય રશિયાને ન સૂઝે તો જ નવાઈ.

સ્તાલિનવાદી નોવોત્નીની હકાલપટ્ટી પછી, દુબચેકની નેતાગીરીમાં ઝેકોસ્લોવાકીઆ મુક્ત અને માનવીય સમાજવાદ તરફ જઈ રહ્યું હતું, ત્યાં પ્રમાણમાં અનેક પ્રકારની સ્વતંત્રતાઓ જુદા જુદા રાજકીય પક્ષો તથા સંગઠનોને આપવામાં આવી હતી. આ જોતાં એ સ્વાભાવિક હતું કે નોવોત્નીના સમયમાં કમ્યુ. પાર્ટી તરફથી થએલા અત્યાચારો અને અન્યાયો સામે પ્રજા ઉગ્ર રોષ પ્રગટ કરે જ, એ ભૂલોનાં મૂળ ઉપર પ્રહારો કરે; કેટલાકની શ્રદ્ધા આ પ્રકારના સમાજવાદી– સામ્યવાદી શાસનમાંથી ડગી ગઈ હોય, તેઓ સૈદ્ધાંતિક વિરોધ પણ કરે. પણ સ્વાભાવિક છે કે ભયંકર રૂંધામણ અને અત્યાચારમાંથી બહાર નીકળવાની તક મળે ત્યારે નવીસવી સ્વતંત્રતા શોધાશેઆ પૂરની જેમ આગળ ધસવા મથે. અને ત્યારે પ્રજાને સુધારા તરફ દોરી રહેલા નેતાઓમાં પણ સુધારાની ગતિ, નીતિ, રીતિ અંગે ભિન્નતા પેદા થાય, આ બધું અત્યંત સ્વાભાવિક હતું.

રશિયાએ કાગનો વાઘ કર્યો, નેતાઓ-નેતાઓ વચ્ચે અને નેતાઓ તથા પ્રજા વચ્ચે અંતર પાડવા પ્રયાસ ચાલુ રાખ્યો. કેટલાક નેતાઓનાં વચનો

અને વલણો, કેટલીક ત્રુટિઓ અને ક્ષતિઓ આગળ ધરીને વચગાળાના સમયની ધૂંધળી મનોદશાનો લાભ લીધો. અમુક નેતાઓને (ખાસ કરીને દુબ્ચેક, ચેરસમિર, વિગેરે) ઓરાસિક નિશાન બનાવી તેમની સામે પ્રચાર ચાલુ રાખ્યો, પોતાના રાજદ્વારી પ્રતિનિધિઓ તથા જાસૂસો દ્વારા, લશ્કરી હાજરીઓ, તેની હિલચાલ દ્વારા પણ ધાક અને અનિશ્ચિતતાનું વાતાવરણ તૈયાર કર્યું. વધુમાં, વિદેશી ગુપ્ત સંસ્થાઓ તરફથી 'વ્હાઈટ ટેરર' ચાલી રહ્યાની વાતો પણ ફેલાવી. આમ, એક બાજુ, પરિસ્થિતિને સતત ડહોળતા રહીને, બીજી બાજુ, પરિસ્થિતિ 'નોર્મલ' ન થાય ત્યાં સુધી સૈન્યો ચાલુ રહેશે એમ રટયા કર્યું.

ઝેકનેતાઓ માટે પરિસ્થિતિ ભારે કફોડી હતી. તેમની તત્કાલ નેમ એક જ હતી : ગમે તેમ કરીને વિદેશી સૈન્યોને પોતાની ધરતી પરથી હઠાવી દેવાં જોઈએ. એ પછી જ પ્રજાનું મન સ્થિર થશે, એ પછી જ અંદરઅંદરના વિખવાદોનો ઉકેલ સરળ થશે, ભૂલો કરી હશે તો સુધારાના સાચા માર્ગે આગળ વધી શકાશે. આથી તેઓ સૈન્યો હઠાવી લેવાનું દબાણ રશિયા ઉપર કરતા રહ્યા હતા. હકીકતે, રશિયા અને તેના સાગરિતોનાં ઝેક ધરતી ઉપરનાં સૈન્યો 'વણ આમંત્ર્યાં' હતાં, ગેરકાનૂની કબજો લઈ બેઠેલાં વિદેશી સૈન્યો હતાં. આ વાત રશિયા પણ સમજતું હતું. રશિયાએ સૈન્યો હઠાવી લેવા માટેની વાટાઘાટોના મિષે મોસ્કોમાં મંત્રણા યોજી (ઓક્ટોબર '૬૮), સૈન્યો ખસેડવાના કરારમાં જ ગેરકાનૂની સૈન્યોને કાનૂની રૂપ આપી દીધું! અને, વધારે નહીં તોય ૭૦,૦૦૦ જેટલી સેના તો પરિસ્થિતિ તદ્દન 'નોર્મલ' ન થાય ત્યાં સુધી એટલે કે લગભગ કાયમી રહેશે એવો અને ઝેકોસ્લોવાકીઆએ યુનોમાં કરેલી અરજી તત્કાલ પાછી ખેંચી લેવાનો નિર્ણય ઝેક નેતાઓને માથે ઠોકયો!

પાછા આવીને વડાપ્રધાન ચર્નિકે વાટાઘાટો 'સંતોષકારક' હોવાનું જણાવ્યું, સંરક્ષણ પ્રધાન માર્ટિન દ્ઝુરે સૈન્યો હઠાવાશે તેની 'કિંમત' ચૂકવવાનો અણસારો કર્યો. આ દિવસોમાં એવી જોરદાર અફવા ઊપડી કે દુબ્ચેક, સ્વોબોદા અને ચર્નિક પોતાની સરકાને નામોશીમાં જીવવું પડે તેના કરતાં રાજીનામાં આપી દેવાનું પસંદ કરશે પરંતુ, મોસ્કોની મંત્રણા પછી તરત જ (તા. ૯ ઓક્ટોબર) કમ્યુ. પાર્ટીની ૧૯૦ સભ્યોની મધ્યસ્થ સમિતિ મળી. મંત્રણા બાદ એવું નિવેદન પ્રગટ થયું કે ૧૯૬૮ના જાન્યુઆરીનો સુધારાનો પંથ ચાલુ રહેશે; કંઈ નહીં તો એની પહેલાંની આપખુદ સ્થિતિ તરફ તો પીછેહઠ નહીં જ થાય. પરંતુ, સાથોસાથ, 'સમાજવાદ વિરોધી આંતરિક પરિબળોને' ખાસ ચીમકી આપવામાં આવી, અરે દેશના સમગ્ર વિકાસ માટે રશિયા તથા વોર્સોકરારના દેશો સાથેની મૈત્રીના પાયા પર દૃઢ રહેવાની ઘોષણા થઈ. મોસ્કોએ સૂચવેલા કરારને બહાલી આપવામાં આવી.

મોસ્કોનું જોર વધતું ગયું. ઓક્ટોબરમાં (તા. ૧૪) મોસ્કો તરફી ૪૦૦ જુનવાણી કાર્યકર્તાઓએ પરિષદ ભરીને સુધારક નેતાગીરી ઉપર ખુલ્લા પ્રહાર ઝીંક્યા : સોવિયેતની મૈત્રી ઝંખનારા ઉપર જુલ્મ વરસાવવામાં આવે છે; અગાઉનાં વરસો (નેવોત્નીના અમલ) કરતાંય દમન વધ્યું છે. આમાં માજી વડા સ્વેતોસ્લાવ, ઇનેમાન, સોવિયેત લેફ્ટેનન્ટ કર્નલ દોરોલેન્કો અને મોસ્કોની અડંગ મૈત્રીના પુરસ્કર્તા જુડાસે મુખ્ય ભાગ ભજવ્યો હતો. ત્યાં વળી, સ્લોવાક અખબાર પ્રાતિસ્લાવા પ્રાવદાએ 'રુસી સેનાનો હેતુ કબજો જમાવી રાખવાનો નથી પ્રગતિને રૂંધવાનો નથી પરંતુ વિશ્વ સમાજવાદી પદ્ધતિની સલામતી પૂરતો છે,' એવું લખીને સમસ્યાને જુદો જ વળાંક આપવામાં રશિયાનું સમર્થન કર્યું. આ પછી બીજે જ દિવસે સૈન્યકરાર પર સહી કરવા વડાપ્રધાન ચર્નિક મોસ્કો વિમાન મથકે ઊતર્યા ત્યારે રશિયાના વડાપ્રધાન કોસિજને મિલિટરી બેન્ડમાં બંને રાષ્ટ્રગીતો ગવડાવી ભવ્ય સત્કાર આપ્યો!

આ પછીના બે મહિના દરમ્યાન વિદેશ–પ્રવાસ ઉપર નાના નાના પ્રતિબંધો મુકાવા શરૂ થયા, જેઓ પરદેશ ચાલ્યા ગયા હોય તે પાછા આવે વા

સ્થાયી રીતે વિદેશ રહી જાય (પાછળથી આવશે ત્યારે સજા થશે? એવો ફતવો બહાર પડયો. વિદેશી પત્રકારોની સંખ્યામાં ઘટાડો થયો. અધિકૃત ઝેક પત્રકારોમાં ફેરબદલી થઈ. એટલું જ નહીં પણ, કમ્યુ. પાર્ટીની ૮ જણાની નવી સેક્રેટરીએટ (પોલિટ બુરો)માં રુસને આમંત્રણ આપવા માટે તૈયાર થએલા મનાતા સુધારાવિરોધી વાસિલિ વિલાકને લેવામાં આવ્યો; દુબચેકને ખસેડીને સત્તામાં આવવાની ખ્વાહેશ ધરાવતા નોવોત્નીના સાગરિત લુબોમિર સ્ટ્રાઉગલની વરણી ઝેક-પાર્ટી બુરોના વડા તરીકે થઈ. ધીમે ધીમે કરતાં, પ્રધાનમંડળ અને મહત્વનાં સરકારી સ્થાનો ઉપર પણ ફેરબદલીઓ લદાવા લાગી.

આ બધા ઉપરાંત, નવેમ્બરની અધવચ્ચે મળેલી કમ્યુ. પાર્ટીની મધ્યસ્થ સમિતિની બેઠકમાં જે ખરડો પસાર થયો છે તેના કેટલાક ઉતારા પરથી એવું જણાય છે કે તેમાં 'દુબચેકની ભૂલો' ઉપર ઘણું પિષ્ટપેષણ કરવામાં આવ્યું છે; સુધારાવાદીઓની ઓથે કામ કરી રહેલા પ્રત્યાઘાતીઓ તરફથી દેશને માથે ખરેખરો ભય હોવાનો સૂર વ્યક્ત થયો છે. જાણે, દુબચેક અને તેના એકબે સાથીઓ અટૂલા પડી રહ્યા હોવાનું સૂચન મળે છે.

સ્વાભાવિક રીતે જ આ પ્રકારની પીછેહઠથી પ્રજા મુઝવણમાં પડી ગઈ જણાય છે. વિદ્યાર્થીઓ અને કામદારો રોષ પ્રગટ કરી રહ્યા છે. ઝેકોસ્લોવાકીઆના પ્રજાસત્તાકની સ્થાપનાના ૫૦ મા જન્મ-સપ્તાહ દરમ્યાન વાતાવરણ તંગ બની ગયું હતું. વિદ્યાર્થીઓએ ભવ્ય 'સ્મૃતિ-કૂચ' યોજી હતી. પ્રજાસત્તાકના સ્થાપક થોમસ માસારિકની કબર (પ્રાગથી ૨૦ માઈલ દૂર) ઉપર ફૂલ ચઢાવવાનો કાર્યક્રમ યોજાયો હતો. વિદ્યાર્થીઓનો મિજાજ "Better dead than shame"નાં સૂત્રોમાં વરતાતો હતો. નિદર્શકો રુસી સૈન્યોની સામે જઈ 'રશિયનો પાછા જાવ'-'બ્રેઝનેવની હીહી હૂર્રે...' ના નારા સંભળાવતા હતા. કેટલીક યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓએ 'બેઠી હડતાલ' પાડી હતી. 'સમાચાર, સંગઠન અને પ્રવાસની સ્વતંત્રતાની ગેરંટી આપો,'' એ તેમનાં મુખ્ય સૂત્રો હતાં. સરકાર, પાર્લામેન્ટ અને યુનિવર્સિટીના અગેવાનોનાં આશ્વાસનો પછીયે, આપસ-આપસની રાતભરની ચર્ચાને અંતે, ૩ દિવસની હડતાળનો અંત આવ્યો હતો.

આવું જ જબરજસ્ત આંદોલન કામદારોએ જગાવ્યું હતું. જાન્યુઆરીની પહેલી તારીખે ઝેક અને સ્લાવ એ બે પ્રદેશો સ્વતંત્ર ઘટક તરીકે ફેડરેશનમાં જોડાવાનાં હતાં. તે મુજબ નવું બંધારણ તૈયાર થઈ ગયું હતું. આ નવા ફેડરેશનની પાર્લામેન્ટના પ્રમુખ તરીકે આગળના પ્રમુખ અને સુધારાના એક અગ્રણી નેતા સ્મોક્રોવ્સ્કીની જગાએ બીજાને લાવવાનું દબાણ રશિયા તરફથી થઈ રહ્યું હતું. એની સામે કામદારોએ આંદોલન ઉપાડયું અને અંતે તેમનો વિજય થયો...

૧૨મી જાન્યુઆરીના સમાચાર મુજબ, અખબારી ઉદ્યોગના કારીગરોએ પરિષદ ભરીને વિદ્યાર્થીઓ, કલાકારો, પત્રકારો તથા કામદારો સાથેની પોતાની બિરાદરી પ્રગટ કરી છે. એટલું જ નહિ પણ, 'સુધારા-વિરોધી લેખો નહીં છાપવાનો' નિર્ણય કર્યો છે. તે મુજબ કમ્યુ. પાર્ટીનો પહેલો જ અંક પ્રગટ થતો રોકાઈ ગયો હતો! એ જ રીતે, સ્લોવાક નેતા હુઝાકના ભાષણમાં 'અધિકારો ઉપર વધુ કાપ' મૂકવાનું સૂચન હોઈને તેની સામે પરિષદે ઠરાવ કરવાની હિંમત દાખવી હતી.

એક વાત સ્પષ્ટ બની રહી છે કે ઝેક નેતાગીરી ભારે સાંણસાવ્યૂહમાં સપડાઈ ગઈ છે. એને ભય છે કે રશિયાને છંછેડવા જતાં રશિયા તેની મિલિટરી સત્તા સ્થાપી દેશે; એ મુશ્કેલ લાગશે તો, "પપેટ" સરકાર સ્થાપ્યા વિના નહીં રહે. આ ભયનો ખર્ચ એટલો તો થાય જ છે કે રશિયાએ આક્રમણ કર્યું ત્યારે તેમે એકે 'ખૂટલ' મળ્યો ન હતો; પરંતુ હવે તે 'પપેટ' સરકાર રચી શકે એટલી હદ રાષ્ટ્રીય પરિસ્થિતિ કથળી છે!

એકંદરે એવું સમજાય છે કે મોટાભાગના ઝેક નેતાઓ 'સુધારાનો પંથ' સાચો માનતા હોવા છતાં એવું કશું પગલું ભરવા ઇચ્છતા નથી

કે જેથી પોતાની પ્રજાને રુસી ફોજને ચરણે કે 'પપેટ' સરકારને ખોળે સોંપી દેવા જેવું થાય. તેઓ લાબે ગાળેય રસ્તો નીકળવાની આશાએ તત્કાલ દબાઈને ચાલવામાં ડહાપણ લેખે છે. આથી જ, કદાચ, આંદોલન કરનારાઓને લાગણીમાં ઘસડાઈ ન જવા શિખામણ આપી તેમને ઠંડા પાડવા મથે છે!

સવાલ તો એ છે કે પ્રજાનું નૈતિક બળ જ તૂટી જાય એ હદે નમીને ચાલવાથી ઊલટું જ પરિણામ નહીં આવે? નેતાઓમાંથી જ પ્રજાનો વિશ્વાસ ઊઠી ગયા પછી બાકી શું રહેશે? ઝેક નેતાઓ એ વાત વીસરી જાય એ શક્ય નથી કે જ્યારે જગતની સત્તાઓ અને પ્રજાઓ ઝેકપ્રજાની જીવનમરણની લડતમાં નિર્ણાયક ભાગ ભજવવાનું કરી શકી નથી, તેવી સ્થિતિમાં પોતાની પ્રજાની નૈતિક હિંમત જ એકમાત્ર તારક–શક્તિ બનશે. આજ તો, જાણે એમ લાગે છે કે નેતાઓમાં એ શ્રદ્ધા રહી નથી, અને પ્રજાનાં ઉદ્દામ બળોમાં એ ધીરજ રહી નથી! એવું હશે તો રુસી આતતાયીઓના જ હાથ મજબૂત બનશે!

(તા. ૨૬–૧–૬૯)

તા. ક.

પ્રાગના તા. ૨૨મીના સમાચાર મુજબ, રશિયાની વર્તમાનપત્રો ઉપર મૂકવામાં આવેલી 'સેન્સરશીપ' દૂર કરવાની તથા રશિયાના પ્રચારપત્ર 'ઝ્પ્રાવી' ઉપર પ્રતિબંધ મૂકવાની માંગણીને વેગ આપવાના હેતુથી જાન-પલાચ નામના ફિલોસોફીના એક વિદ્યાર્થીએ અગ્નિસ્નાન કર્યું હતું–આ પછી બીજાં યુવક–યુવતીઓએ આ–'માનવ મશાલ' નો પંથ આગળ ધપાવ્યો છે. આનો પડઘો હંગેરીમાં પણ ઊઠયો છે. વળી ઇટલી અને ઑસ્ટ્રીયામાં ઝેક યુવાનોની હમદર્દીમાં વિદ્યાર્થીઓએ નિદર્શનો કર્યાં છે... ઝેક નાગરિકો આ ઘટનાઓથી હચમચી ઊઠયાં છે. અને બિમારીની પથારીમાં પડેલા દુબચેક આ પ્રકારના કાબૂ બહારનાં અને સ્વયંભૂ ફાટી નીકળતાં પગલાં સામે ભારે ચિંતા પ્રગટ કરે છે. સરકારે યુવાનોને આવેશયય કૃત્યોનાં વધુ ભૂંડાં પરિણામોથી ચેતવ્યા છે.

# શ્રી વિશ્વનાથ ભટ્ટ

'શ્રી વિશ્વનાથ મગનલાલ ભટ્ટના અવસાનથી ગુજરાતી સાહિત્ય એક પીઢ અને અભ્યાસશીલ વિવેચક ગુમાવે છે. જેમના સાહિત્યસંસ્કારોના મૂળમાં પંડિત યુગની પ્રશિષ્ટતા હતી અને જેમના વિકાસમાં ગાંધીયુગનાં નવતર બળોનો ફાળો હતો તે પંડિત–ગાંધી–મધ્યપેઢીએ જે અભ્યાસી, આગ્રહી અને સુદૃઢ વિવેચકો આપણને આપ્યા તેમાંના શ્રી વિશ્વનાથ ભટ્ટને તેમની સઘન બૌદ્ધિકતા, વ્યાપક સજ્જતા અને ઊંડી મનનશીલતા માટે આપણે સાહિત્યક્ષેત્રે સદાય સ્મરીશું. સહૃદયતા અને રસજ્ઞતા એ બે વિવેચકના આવશ્યક ગુણો છે. દુરારાધ્યતા અને નિર્ભીકતા પણ એટલાં જ અનિવાર્ય લક્ષણો છે. આ ઉભય પ્રકારનાં લક્ષણોથી સજ્જ એવા શ્રી વિશ્વનાથનાં તાત્ત્વિક, કૃતિલક્ષી તેમ જ કર્તાલક્ષી કે તુલનાત્મક વિવેચનોથી આપણે સુપરિચિત છીએ. વિવેચક તરીકેની એમની અક્ષય કીર્તિમાં 'વીર નર્મદ' જેવી ચરિત્રકૃતિ ગણનાપાત્ર ઉમેરો કરે છે; તો એમના વિવેચન લેખોની માર્મિક, આગ્રહી, ધારદાર કે તર્કયુક્ત એમ વિવિધ રૂપોમાં વહેતી શૈલી ઉપરાંત ચરિત્રો કે નિબંધો અને અનુવાદોમાં પ્રગટતી તેમની ચિત્રાત્મક, પ્રવાહી અને ક્યાંક સઘન થતી શૈલી ગુજરાતી ગદ્યનો એક વિશિષ્ટ ઉન્મેષ ગણી શકાય. ગદ્યકાર તરીકે શ્રી વિશ્વનાથ ભટ્ટની આગવી મુદ્રા ઓળખવા જેવી છે.

વિ.

# અંજલિ

## (ડૉ. સુમંત મહેતા અને મગનભાઈને)

છ-સાત અઠવાડિયાના ટૂંકા ગાળામાં ગુજરાતના બે ધરખમ વડલાઓ ઢળી પડયા. ૯૨ વર્ષના ડૉ. સુમંત મહેતા અને ૬૯ની વયના શ્રી. મગનભાઈ પ્ર. દેસાઈ. બેઉ ગાંધી-વિચારના આગવા પ્રતિનિધિ. બંને ત્યાગી અને નિષ્ઠાવાન. બંને સેવાભાવી. બંને મૌલિક વિચારક અને નીડર. બંનેનું ચારિત્ર્ય શુદ્ધ સમુજ્જ્વલ બંનેનો માનવપ્રેમ ધીખતો—ક્યાંય અન્યાય, અશુદ્ધિ, દુષ્ટતા જુવે ત્યાં ધૂંધવાઈ ઊઠે. બંને ' unto this last ' ને વરેલા.

છતાં, બંનેની પ્રતિભામાં આભ-જમીનનું અંતર.

સુમંતભાઈ જાહેર જીવનમાં સૌમ્ય અને સાલસ. સુખી કુટુંબમાં ઊછરેલા, દાક્તરી શીખવા વિદેશ જઈ આવેલા-મહારાજા ગાયકવાડના અંગત દાક્તર, મિત્ર અને સલાહકાર. દુનિયાના ઘણા દેશો જોઈ વળેલા. છતાં, સરળ અને સાલસ નાગરિકતાના અવતાર! ધખના એક જ: જનસેવાની.

એ યુગના અનેક જાગ્રત નાગરિકોની જેમ સુમંતભાઈ પણ ૪૫મું વરસ પૂરું થાય તે પહેલાં (૧૯૨૫થી) જનસેવાની પ્રવૃત્તિમાં પરોવાઈ ગયા. વૈભવ છોડીને સાદાઈને વર્યા. ગાંધીજીએ ભારતમાં આવીને એમની ભૂરકી પાથરી તેમાં અનેક ખેંચાયા. સુમંતભાઈ એમાં ખરા. પણ, ગાંધીની ભૂરકીમાં આકર્ષાયા, અંજાયા તો નહીં જ. સૂક્ષ્મ મેધા અને કાતિલ દૃષ્ટિ. ગાંધી અને માર્ક્સ, યુરોપ અને રશિયા, સુધારો અને ક્રાંતિ: બંનેને કસોટીએ ચઢાવનારા. બંનેનું આકર્ષણ પણ 'આણું' એટેની નહીં, વરસો સુધી ગાંધીના 'ક્રિટિક' રહ્યા અને ઉદ્દામ વિચારના પુરસ્કર્તા. પરંતુ કંઠી કોઈની નહીં.

સામાજિક સુધારો, શૈક્ષણિક પ્રગતિ, રાજકીય અને પત્રકારીય પ્રવૃત્તિ દ્વારા નિષ્ક્રિયતા અને નિર્માલ્યતા સામે એક આખી પેઢીને ઢંઢોળતા રહ્યા—પણ નેતા થવાની રજમાત્ર ખ્વાહેશ નહીં. બલ્કે, એની જ સૂગ. નેતા પદે અને સત્તાપદે બિરાજતા નિકટના મિત્ર-સાથીઓનું વામણાપણું અને ખાલીપણું જોનારા સુમંતભાઈએ નેતાપદથી દૂર રહ્યાનો વસવસો કદી અનુભવ્યો નહીં. બલ્કે, 'બચી' ગયાનો સંતોષ જ એમને હશે! મહાન નેતા અને અદનો માનવી એમની દૃષ્ટિએ સૂક્ષ્માનુ-બલ્કે, અદનો નાગરિક એમની પ્રીતિનું પ્રથમ ભાજન.

નવી નિવૃત્તિની અકળામણ છતાં પ્રવૃત્તિ ખાતર પ્રવૃત્તિનીય ઘેલછા નહીં; એટલે જ તો અંતનાં વર્ષો દરમ્યાન લાંબી ફરજિયાત 'નિવૃત્તિ' આવી પડી ત્યારેય જીવનની ઉજ્જ્વલતા એવી ને એવી ઊજળી જોવા મળતી.

સૌમ્ય દેખાતા સુમંતભાઈના હૈયામાં જરાક અસત્ય, દંભ અને બનાવટ સામે કેવો ઉગ્ર પુણ્યપ્રકોપ ભભૂકતો હશે, એ તો કલ્પવું જ રહ્યું. લાંબાં વરસો સુધી લખેલી સિલસિલાબંધ 'ડાયરીઓ' માં અને બહુ વીગતે ટપકાવેલી આત્મકથાની નોંધમાં ઘણું ઘણું સમસમતું હશે! પરંતુ, અનેક આત્મકથાઓમાંની સત્યતા વિશે જ શંકિત બનેલા સુમંતભાઈ માટે પોતાની હસ્તપ્રતોનો પુંજ ભારરૂપ

થઈ પડયો હશે? બીજું કાંઈ નહીં તોય એની અંદરનાં આકરાં સત્યો કદાચ અન્યોને અન્યાય-કર્તા નીવડે એવોય ભાવ સુમંતભાઈ જેવા આદર્શ સહૃદયીને હૈયે જાગ્યો હોય ને તેથી જ મોટા ભાગની એ સામગ્રીનો જાતે નાશ કરાવ્યો હોય, એમેય બને...!

મગનભાઈ તીખા અને કરડા. પણ તે કોઈની પ્રત્યેના રાગદ્વેષ કરતાં પોતે માનેલી સત્યનિષ્ઠા અને બુદ્ધિનિષ્ઠાને કારણે જ. વિદ્યાર્થી વયે જ ગાંધીજીના પ્રભાવમાં એવા તો ઝડપાયેલા કે એ પછી બહાર નીકળવાની ઇચ્છા ન રહી. 'માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને' ની ખુમારી એમને માટે અખંડ કાર્યરત જીવનની થાપણ બની ગઈ. 'દિવસે દોઢુની અને રાતે ચોગુની' ના ન્યાયે ગાંધી-માર્ગની એમની નિષ્ઠા વધતી જ ચાલી! સાથોસાથ, ઉગ્રતા અને કઠોરતાય. થોડોક બુદ્ધિભેદ એમને અકળાવતો. બુદ્ધિજીવીઓ સામેની તેમની ફરિયાદ એ હતી કે તેઓ પ્રજામાં બુદ્ધિ-ભ્રમ ઊભા કરનારા છે. એમને એનો ભારે ગુસ્સો-'ભણેલાઓ'ની દાનત માટે જ શંકા!

મગનભાઈનું મુખ્ય ક્ષેત્ર શિક્ષણનું અને એમનું ચિંતન ધર્મનું. બંને ક્ષેત્રે એમની વેધક મૌલિક સૂઝનો અમૂલ્ય ફાળો ગાંધીજીને સમજવામાં અને સમજાવવામાં તથા ગાંધી-ચિંતનને આગળ ધપા-વવામાં સ્વ. કિશોરલાલભાઈની જેમ મગનભાઈની બૌદ્ધિક સજ્જતા જબરી. ગાંધીજીના જીવનમાર્ગની સળંગસૂત્રતા તેમને કોઠે વસી ગયેલી. એને વ્યક્ત કરવાનું હસ્તામલકવત. તેમને ઊંઘમાંથી ઉઠાડીને પૂછો : "ગાંધી માર્ગનો કોઈ વિકલ્પ ખરો?" તો એક જ ઉત્તર મળે : "ગાંધી માર્ગ અનન્ય છે વિકલ્પરહિત."

સ્વરાજની બેહાલી જોઈને મગનભાઈ સમસમી ઊઠે. એને માટે પોતે જવાબદાર લેખેલા રાષ્ટ્રીય અને રાજ્યસ્તરના સત્તાધારીઓને-પોતાના નિકટના-ઓનેય — તેઓ માફ ન કરે. બીજી બાજુ, ગાંધીજીના અનુયાયી અને અંતેવાસીઓ પાસે એમની અપેક્ષા ઘણી. રચનાત્મક કાર્યકરોની સ્વતંત્રતા અને સ્વાય-ત્તતા ઉપર એમણે ઘણી મદાર બાંધેલી. પણ ત્યાંય દૈન્ય દેખાતાં તેઓ વધુ ઝનૂની બનતા. એકલદોકલ યોદ્ધો સૌની સામે મરણીઓ બની ઝૂઝે એમ મગનભાઈ ઝૂઝતા રહ્યા-'સત્યાગ્રહ' (સાપ્તાહિક મુખપત્ર) દ્વારા એકસાથે અનેક મોરચે જંગ ખેલતા રહ્યા. પોતાને પક્ષે ગાંધી અને કૃષ્ણ છે એવી અટળ શ્રદ્ધાને જોરે સ્વધર્મ લેખીને જીવનના અંત લગી 'સંગ્રામ એટલે સંગ્રામ'માં મ્હાલતા રહ્યા.

કદાચ, થોડાંક વરસો જતાં ધર્મયુદ્ધમાં 'ઝનૂન' એમને અસ્થાને, નિરર્થક લાગ્યું હોત? અને ત્યારે મગનભાઈનો ગાંધી-માર્ગના એક શ્રેષ્ઠ સાધક તરીકેનો પ્રભાવ આજના કરતાં ઘણો વધુ વ્યાપક બન્યો હોત?

સુમંતભાઈ અને મગનભાઈને "પુનર્જન્મ મળે તો શું ઇચ્છો?" એવું પૂછ્યું હોત તો એક જ જવાબ મળતે : "ફરી સત્ય માટે ઝૂઝવાનું જીવન" અને સુમંતભાઈ શારદાબહેનનું તથા મગનભાઈ ડાહીબેનનું અખંડ સાન્નિધ્ય પ્રાર્થત : એથી ઓછું વત્તું કશું નહીં...

૨-૨-૬૯ વડોદરા

ભોગીલાલ ગાંધી

# મડિયા—

શ્રી જયંતિ દલાલે સભામાં અંજલિ આપતાં અને પછી વાતચીતમાં કહ્યું કે મડિયાનો અક્ષરે અક્ષર એમની એ ઘડીની લાગણીને વાચા આપનારો છે. એ પોતાની જાતને છુપાવવાનો પ્રયત્ન કરતા નથી. ગમા-અણગમા એ શું છુપાવવા જેવી વસ્તુ છે? શેને માટે? પછી તો 'બધું' બહુ દંભી લાગે છે.

કૃતિને લેખકના જીવનથી જુદી પાડવી એ સમજણનો રસ્તો છે પણ લેખકના મૃત્યુ પછી એ જ રસ્તો સમજણને રોકે છે, એનો લેખકના મૃત્યુ સાથે જ અંત આવવો જોઈએ.

મડિયા જેટલા આખાબોલા હતા, મારકણા હતા એટલા જ નિખાલસ હતા. આ બધાં દ્વંદ્વ એક જ માણસમાં હોય ત્યારે બરાબર ખીલે છે.

કોઈનીય અડધી લીટી સારી વાંચી હોય તો એને બિરદાવ્યા વિના એ રહે નહિ.

મૌગ્ધ્યથી શરૂ કરીને શરૂઆત કરી. કેટલાં વર્ષ મૌગ્ધ્ય નભ્યું? સર્જન-કૃતિઓમાં જ નહિ વિવેચનમાં પણ એ આટલાં બધાં અવતરણ આપે છે. હજી એ પેલી મુગ્ધાવસ્થામાં છે. પણ એ હદ આવીને ઊભી રહે છે કે જ્યારે ભ્રાન્તિ દૂર થાય છે. એ શા માટે 'સધરા જેસંગનો સાળો', આલાબાધલનું 'ઝિંઝાવદર' તરફ વળ્યા? વાર્તાઓ કેમ છોડી? એ જવાબ માટે એમની કૃતિઓ સાથે મડિયા સાથે પણ ચાલવું પડશે.

શ્રી ઉમાશંકર જોશીએ કહ્યું કે મડિયા પ્રેમાળ હતા, સહુની સંભાળ રાખતા, માતાનો પ્રેમ હતો એમની પાસે. મડિયા એટલે મહેફિલ.

'મડિયાના અવસાનથી જેમને પોતાના કોઈ અંગત સ્વજન ગુમાવ્યાની લાગણી થતી હોય એવી વ્યક્તિઓની સંખ્યા અતિ વિશાળ છે.'—અંચના તંત્રી શ્રી યશવંત દોશીએ લખ્યું છે. એ જ અંકમાં શ્રી હરીન્દ્ર દવેના લેખનો આ ફકરો જુઓ—

'મડિયાની સર્જકતાનાં મૂળ જિંદગીમાં રોપાયાં હતાં, એટલે સર્જક મડિયાની વાત વ્યક્તિ મડિયાની વાત પણ બની જાય છે. 'આપણે શું લખીએ છીએ એનો નિર્ણય તો સમય કરશે, આપણે જે જીવીએ છીએ એ આપણે જ નક્કી કરી શકીએ.' એમ મડિયા કહેતા.'

ઉમાશંકર અને દલાલ જેવા મુરબ્બીઓ હોય; નિરંજન, દેવુભાઈ, ભાનુભાઈ, વાડીલાલ ડગલી જેવા મિત્રો હોય એ પણ મડિયાના વ્યક્તિત્વનો પરિચય આપે છે. મડિયાની વિદાયનો આઘાત તો કેવો છે કે ડગલી જેવા બૌદ્ધિકના મુખમાંથી પણ કાળને સંબોધીને આવી પંક્તિ સરી પડે છે:

'તેં તોડી જીવન પરની મુગ્ધ શ્રદ્ધા અમારી.'

વાર્તા, નાટક, નવલકથા અને કવિતામાં પણ મડિયાની સર્જકતા અંકિત થઈ છે. એમની ભાષાશક્તિ એમને સર્વત્ર સાથ આપતી. અનુવાદક અને પત્રકાર તરીકે પણ એમની સ્મૃતિ સચવાઈ રહેશે.

રા.



G.S.T. STEEL TUBES GO AROUND THE





Manufacturers
GUJARAT
STEEL TUBES LTD.
5th Floor,
Bank of India Bldg.,
Bhadra, Ahmedabad
(India)
T. No. 62473.
Gram: "STEELPIPES"

Leading manufacturers of
ERW 15 mm. to 100 mm.
N.B. Black & Galvanised
Steel Tubes, confirming
to I.S.S. 1239-64

EXPORTS EXCEED
1,26,00,000.
45% of production.